# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૫ કાર્તિક : ૧૯૯૯

## " રથેર–રશિ "

( રથ–યાત્રાની ભીડમાં સ્ત્રીવર્ગ )

**૧ લી :** આ વેળા તે શું થવા બેઠું છે, બહેન! હું તો મળસ્કે ઊઠી; કાળો કાગડો યે બોલતો નહોતો. ઓપરીઘાટને ઓવારે બે ડૂબકી દઇને દોડતી આવી રથ જોવા. બપોર ચડયા તો ય રથનાં દર્શન ન મળે. પૈડાંએ સંભળાતાં નથી.

**૨ જી :** ચારે બાજુ જાણે થતમૂન થઇ રહ્યું છે. મને તો કંપારી છૂટે છે.

**૩ જી :** દુકાને વાણોતર બધા બેઠા છે હાથ જોડીને. લેવા–વેચવાનું નામ નહિ. રસ્તાની બાજુએ લોકોની ભીડ જામી છે: રથ ક્યારે નીકળે? હવે તો આશા પણ નથી રહેતી.

**૧ લી :** દેશના લોકની પહેલી જાત્રાનો આજે દિન. બ્રાહ્મણ મહારાજ શિષ્ય સમેત નીકળવાના. દરબાર પણ નીકળશે; પાછળ સવારી ચાલશે સૈન્ય–સામંતોની. પંડિત મહાશય પણ એમનાં ચેલા—ચેલકાનું જૂથ લઇ નીકળવાના પોથીઓ હાથમાં લઇને. કાખમાં છોકરાં લઇ સ્ત્રીઓ નીકળશે. છોકરાંઓની પ્રથમ શુભ જાત્રા આજ......પણ બધું જ કોણ જાણે આજ અટકી પડયું.

**૨ જી :** જો તો પણે : પુરોહિત મહારાજ બડબડ કરતા આ બેઠા! મહાકાલનો પંડયો આજે માથે હાથ દઇ બેસી રહ્યો છે.

( સંન્યાસી પ્રવેશ કરે છે )

**સંન્યાસી :** સત્યાનાશ વળ્યું! જાગશે યુદ્ધ! પ્રકટશે જ્વાળ! હત્યાકાંડ થશે પ્રબલ! પૃથ્વી થશે વન્ધ્યા! જળ શોષાઇ જશે!

**૧ લી :** એ તે શું અપશુકનની વાત, મહારાજ! અમે તો આવ્યાં છીએ મહાકાલના મંદિરે ઉત્સવ જોવા! આજે તો રથયાત્રાનો દિવસ.

**સંન્યાસી :** જોઇ શકતા નથી ! આજે ધનવાનોને ત્યાં ભર્યાં છે ધનભંડાર. પણ તેનું મૂલ્ય થયું છે શૂન્ય ! ગજે ગજ્યા કોઠા જેવું ! પાકથી ઊભરાતાં ખેતરોમાં વિરાજે છે ઉપવાસ. યક્ષરાજ પોતે બેઠા છે એમના ભંડારે અનશન વ્રત લઇને, દેખાતું નથી ? આજે લક્ષ્મીનું દાનપાત્ર થયું છે શતછિદ્ર. દેવીની પ્રસાદધારાઓને મરુભૂમિએ શોષી લીધી છે—નથી ફળતું આજે કો ફળ !

૩ જી : હા, મહારાજ ! લાગે છે તો એવું !

**સંન્યાસી :** આજદિન સુધી તમે કેવળ દેવુંજ વધાર્યું છે. નથી કરી ચૂકવવાની હોંસ. યુગના સમસ્ત ધનને ડુબાડ્યું છે દેવાળામાં. એટલે જ આજે નથી ડગતો રથ—પેલી જુઓ ! માર્ગને લપેટાઇ પડી રહી છે તેની નિશ્ચેષ્ટ દોરી !

૧ લી : અરે હા રે ! બાપ રે ! શરીરે કંપારી છૂટે છે—જાણે મોટો અજગર સાપ ! ખાઇ ખાઇ જાડો થઇ—નથી રહી જાણે હાલવા ચાલવાની શક્તિ !

**સંન્યાસી :** એ જ રથની દોરી જેમ જેમ ચાલવામાં ઢીલ કરીએ તેમ તેમ એ આપણી જ આસપાસ વિંટળાવાની. જ્યારે એ ચાલે ત્યારે આપણી પણ થાય મુક્તિ.

૨ જી : હાં, સમજાયું ! આપણી-પૂજા માટે દોરી—દેવતા પડી રહ્યા છે આમ ખિન્નભાવે ! પૂજા આપીશું કે થશે પ્રસન્ન !

૧ લી : હા, અલી ! પૂજા તો આપણે ભૂલી ગયાં !

૩ જી : પણ પૂજાની તો વાત જ ક્યાં હતી ? અમે તો માનેલું પૂજાના મેળામાં લેવું વેચવું જ આપણે માટે છે.—જાદુગરના ખેલ અને વાંદરાની રમત જોવા અમે તો આવેલાં ! પણ હજી ક્યાં ખાટુંમોળું થઇ ગયું છે ! વખત તો ઘણોયે છે. ચાલો લાવીએ પૂજા.

( બધાં જાય છે )

( નાગરિકો પ્રવેશ કરે છે. )

૧ લો નાગરિક : અરે જો તો ખરો ! રથની દોરી કેવી પડી છે !—યુગયુગાન્તર-ની દોરી ! દેશ-દેશાન્તરના હાથ પડ્યા છે એ દોરી ઉપર ! આજે અચળ થઈ જાણે માટીને બચકાં ભરી રહી છે ! સર્વાંગ બન્યું છે કાળું !

૨ જો નાગરિક : ભાઈ, મને તો લાગે છે બીક ! અરે જરા ખસીને ઊભો રહે ખસીને ! હમણે માંડશે જાણે ફેણ; મારશે ફુંફાડો !

૩ જો નાગરિક : અરે જો, જો ! જરા જરા હાલે છે ! સળવળ કરવા મંડી કે શું !

૧ લો : અરે જોજે બોલતો એવી વાત ! જીભે આવ્યે પણ દોષ થાય. જો તે હાલે તો તો આપણું નખ્ખોદ વળી જાય.

૩ જો : હા, જો એમ થાય તો તો એના હાલવાથી સંસારની સર્વ ગ્રંથિઓ ઢીલી થઇ પડે. જો આપણે એને ચલાવવાનું છોડી દઇએ અને એ પોતે ચાલવા માંડે તો આપણે જ પડીએ રથનાં પૈડાં નીચે.

૧ લો : અરે જો તો ભાઇ, પુરોહિતનું તો મોઢું પણ ફિક્કું પડી ગયું છે; ખૂણે બેસી મન્તર ભણે છે.

૨ જો : એ દિવસો તો વહી ગયા, જ્યારે પુરોહિતના મંત્ર—બળે તણાતો રથ. એ લોકો તો કાળના પ્રથમ વાહન જ હતા માત્ર.

૩ જો : તો યે આજે સવારે જોયું તો પુરોહિત મંડેલા રથને તાણવા–પણ બરાબર ઊંધી દિશામાં–પાછળ.

૧ લો : એ જ તો સત્ય માર્ગ, આદિમાર્ગ. એ માર્ગથી દૂર આવી પડયા છીએ એટલે જ કાળનું મગજ ગયું છે ખસી.

૨ જો : ભારે મોટો પંડિત તું તો ! આવડી વાત શીખ્યો કયાં !

૧ લો : પેલા પંડિતની જ પાસે. તે લોકો કહે છે, મહાકાલની પોતાની નાડીનું તાણ તો પાછળ જ છે. એ તો પાંચ જણ ભેગા મળી ખેંચે એટલે ખેંચાય આગળ; નહિ તો તો પીછેહઠ કરતા એ બાપજી પહોંચ્યા હોત અનાદિ કાળના અતલ ગહ્વર સુધી !

૩ જો : આ દોરીના સામું જોતાં તો મને લાગવા માંડી છે બીક ! એ તો જાણે યુગાન્તરની નાડી– સનેપાતના તાવથી આજે ધમધમી ઊઠી છે.

( સંન્યાસી પ્રવેશ કરે છે. )

**સંન્યાસી :** સત્યાનાશ ! સત્યાનાશ ! પૃથ્વીના પેટમાં થઇ રહ્યો છે ગુરુ ગુરુ શબ્દ ! ધરતીકંપના પડઘા એ તો ! ગુહાના મુખમાંથી જ્વાળા લબકાવે છે એની કરાળ જીહ્વા ! પૂર્વ–પશ્ચિમમાં આકાશ થયું છે હિંગોળ ! દિક્ચક્રશિશુઓએ પ્રલયદીપ્તિની પહેરી છે જાણે વિંટી !

( જાય છે )

**૧ લો નાગરિક :** દેશભરમાં શું આજે નથી કોઇ પુણ્યાત્મા ! આવીને પકડે ને આ દોરી !

**૨ જો :** એકાદ પુણ્યાત્માને શોધી મેળવતાં એક એક યુગ ચાલ્યો જાય–એ દરમ્યાન પાપાત્માઓની શી દશા !

**૩ જો :** પાપાત્માઓનું શું થશે કે શું નહિ એની ભગવાનને શી માથાફોડ !

**૨ જો :** એ તે શી વાત ! સંસાર તો પાપાત્માઓથી જ ભરેલો છે. તે લોકો ન હોય તો પ્રભુની લીલા બને શૂન્ય ! પુણ્યાત્મા તો કોઇ વિરલ પ્રસંગે જાગે દૈવાત્ : અને આવે ત્યારે પણ આપણા જેવાની ધક્કામુક્કી ખાઇ ભાગે વન, જંગલ કે ગુફામાં.

**૧ લો :** દોરીનો રંગ તો જાણે લીલો કાચ થતો ચાલ્યો ! સંભાળીને વાત કરજે.

( સ્ત્રીઓ પ્રવેશ કરે છે. )

**૧ લી સ્ત્રી :** વગાડ બાપુ, શંખ વગાડ—

રથ ન ચાલ્યે કોઇ વળવાનું નથી. ચુલા રહેશે ઠેર, ને હોલાં ખાઇ જશે ઊભા ખેતરના પાક. આટલામાં તો મારા વચેટ છોકરાની નોકરી તૂટી અને એની વહુ તાવે પડી. લમણે કોણ જાણે શું યે લખ્યું છે.

**૧ લો નાગરિક :** આ બૈરાંઓ વળી અહીં કેમ આવ્યાં ? કાળની રથયાત્રામાં તમારી દખલ નહિ જોઈએ. જાઓ, જઇ શાકભાજી સમારો ઘેર.

**૨ જી સ્ત્રી :** કાં ભાઇ ! પૂજા તો કરી શકીએ અમે ! અમે ન હોત તો પુરોહિત મહારાજનું પેટ ક્યાંથી થાત ગાગર જેવું ? – દંડવત્, ભગવાન્ દોરી–નારાયણ. જો ! જો ! પ્રસન્ન થાઓ. અમે લાવ્યાં છીએ તમારો ભોગ ! અલી, કયાં ગઇ ! રેડી દે ને ઘી ! રેડ દૂધ ! ગંગાજળનો લોટો કયાં મૂક્યો ? રેડી દે પાણી ! – પંચગવ્ય રાખ અહીંઆં ને

પ્રકટાવી દે પંચપ્રદીપ. બાબા દોરી-નારાયણ! તું જ્યારે ચાલીશ ત્યારે મારું માથું મુંડાવી મારા વાળ ઉતારીશ! એ મારી માનતા રહી.

૩ જી સ્ત્રી: હું તો એક માસ ભાત ખાવો છોડીશ. ખાઇશ લૂખી રોટલી! બોલો ને બધાં મળીને બાઇ! જય! દોરી-નારાયણનો જય!

૧ લો નાગરિક: કઇ જાતના મૂરખ તમે લોકો!–કરો મહાકાલનાથનો જયધ્વનિ!

૧ લી સ્ત્રી: એ ક્યાં છે તમારો મહાકાલનાથ! આંખે તો દેખાતો નથી! દોરી-પ્રભુને તો જોઇએ છીએ પ્રત્યક્ષ—લંકા-દહન કર્યા પછી હનુમાનજીની પૂંછડી જેવા—શું જાડી! શું કાળી! આહા! જોઇને આંખ ઠરે! મરણકાળે એ દોરીને ધોઇને એનું પાણી છાંટી દેજો મારે માથે.

૨ જી: ગળાવી લઇશ મારો સોનાહાર, ગળાવીશ મારા બાજુબન્ધ, ને સોને મઢાવી દઇશ દોરી-પ્રભુનો છેડો.

૩ જી: આહા! શું સુંદર રૂપ રે!

૧ લી: જાણે જમુનાજીનું વહેણ!

૨ જી: જાણે નાગકન્યાની વેણી!

૩ જી: જાણે ગણેશ પ્રભુની શૂંઢ, ચાલી છે લાંબી થઇને! જોઇને આંખે આવે છે પાણી!

(સંન્યાસી પ્રવેશ કરે છે)

૧ લી: દોરી-પ્રભુની પૂજા લાવ્યાં છીએ. મહારાજ! પણ પુરોહિત તો નથી હાલતા. મંત્ર ભણશે કોણ?

સંન્યાસી: શું થશે એ મંત્રથી? કાલનો માર્ગ થયો છે દુર્ગમ. ક્યાંઇ ઊંચું તો ક્યાંઇ નીચું; ક્યાંઇ ક્યાંઇ વળી ગભીર ઉંડાણ, એ બધું કરવું પડશે એકધાર, ત્યારે જ ટળશે આ આફત.

૩ જી: બાપુ! અમે તો સાંભળી નથી સાત જનમમાં આવી વાત! ચિરકાળથી ઉચ્ચનું માન રાખતાં આવ્યાં છે નીચ માથાં હેઠાં કરી. ઉચ્ચ—નીચના સેતુ ઉપર જ ચાલતો આવ્યો છે રથ.

સંન્યાસી: દિવસે દિવસે એ ઉંડાણોનાં અંતર વધતાં ચાલ્યાં છે, નથી પડ્યા છે એ ભેદ, સેતુબંધ ટકી શકે એમ નથી રહ્યું. તૂટું તૂટું થઇ રહ્યું છે.

(સંન્યાસી જાય છે)

૧ લી સ્ત્રી: ચાલો બાઇ, ત્યારે પૂજા કરીએ માર્ગ-પ્રભુની! અને ખાઈ-પ્રભુને પણ ભોગ ધરાવી ખુશી કરવા પડશેસ્તો! કોણ જાણે, એ પણ રખે શાપ દે તો! થોડા ઘણા તો નથી એ! બે-પાંચ હાથને આંતરે ઘણા એ પડ્યા છે એવા ખાડા! નમો દોરી-પ્રભુ! રોષ કરશો નહિ મહારાજ! બાળ-બચ્ચાં છે ઘેર!

(ઓઓ જાય છે.)

(સૈનિકો પ્રવેશ કરે છે.)

૧ લો સૈનિક: અરે વાહ રે! દોરડું તો પડ્યું છે રસ્તાની વચ્ચોવચ્ચ!—

૨ જો સૈનિક : માથાં કરી દીધાં હેઠાં આપણાં તો !— રાજા સાહેબે પોતે હાથ અજમાવ્યો, અમે પણ હતા પાછળ. સહેજ પણ ચસક્યું નહિ તો યે પૈડું !

૩ જો સૈનિક : એ કામ આપણું ન હોય; એટલે. આપણે રહ્યા ક્ષત્રિય. નથી આપણે શૂદ્ર કે નથી ગાય—બળદ. ચિરદિન આપણે તો બેસતા આવ્યા છીએ રથમાં. રથ તાણવાનું કામ તો પેલા લોકોનું – જેનું નામ પણ ન લેવાય.

૧ લો નાગરિક : ખરી વાત કહું ! કાલનું અપમાન કર્યું છે આપણે જ. એટલે જ બનવા પામ્યું છે આ વિપરીત.

૩ જો સૈનિક : આ ગમાર શું બકે છે !

૧ લો નાગરિક : ત્રેતાયુગમાં શૂદ્રે કરી બ્રાહ્મણની હોડ; બેઠો તપસ્યા કરવા; એવડી મોટી શેખી ! તે દિવસે પણ દેશભરમાં થઈ રહ્યો હાહાકાર ! અચળ બની રહ્યો રથ. દયામય રામચંદ્રને હાથે તેનું મસ્તક છેદાયું. ત્યારે આપદા ટળી.

૨ જો નાગરિક : તે શૂદ્રો આજે વાંચવા માંડ્યા છે શાસ્ત્ર. આપણે એ ઝૂંટવવા જઈએ તો કહે અમે શું મનુષ્યો નથી ?

૩ જો નાગરિક : મનુષ્યો નહિ ! વાહ રે ! કોણ જાણે કેવું કેવું યે હજુ બાકી હશે સાંભળવાનું ! કોઇ દિવસ તો આવી કહેશેઃ અમારે પેસવું છે મંદિરમાં ! કહેશે બ્રાહ્મણ–ક્ષત્રિયોની સાથે એક ઘાટે નાહીશું !

૧ લો નાગરિક : આમ છતાં યે રથ માત્ર ચાલતો જ નથી; એ તો આપણા ઉપર એની કૃપા. જો ચાલે તો એના ચક્ર નીચે વિશ્વ બ્રહ્માંડ ચુરાઇ જાય.

૧ લો સૈનિક : આજે શૂદ્ર ભણે છે શાસ્ત્ર; કાલે બ્રાહ્મણ પકડશે હળ ! સત્યાનાશ !

૨ જો સૈનિક : આ બાજુ વળી કોઇ બુદ્ધિમાને રાજાજીને જઇ કહ્યું છે કે આ યુગમાં ન ચાલે શાસ્ત્ર કે નહિ ચાલે શસ્ત્ર, ચાલે છે માત્ર સુવર્ણ–ચક્ર ! રાજાએ નોતર્યા છે શેઠજીને.

૧ લો સૈનિક : રથ જો ચાલે વાણિયાને હાથે તો ગળે અસ્ત્ર બાંધી પાણીમાં ડૂબી મરૂં !

૨ જો સૈનિક : મોટાભાઇ ! રોષ કરવો વ્યર્થ છે. આ તો વખત જ થયો છે વાંકો, આ યુગમાં તો પુષ્પધનુની પણછે પણ વાણિયાના હાથે કરે છે મીઠા સૂરે ટંકાર ! તેના તીરની ધાર જો વાણિયાને ત્યાં ન સજાવીએ તો છાતી વચ્ચે બરાબર વાગે પણ નહિં.

૩ જો સૈનિક : એ સાચું ! આજકાલનાં રાજ્યોમાં પણ રાજા રહે છે આગળ પણ પાછળ હોવાનો વાણિયો. એનું નામ તે અર્ધ–વણિક–રાજ્યેશ્વર મૂર્તિ !

( સંન્યાસી પ્રવેશ કરે છે. )

આ આવ્યા સંન્યાસી બુવા ! સંન્યાસી બુવા, રથ ચાલતો નથી કેમ, અમારે હાથે !

સંન્યાસી : દોરીને તમે જ બનાવી રાખી છે જર્જરિત. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં તીર છોડ્યાં છે, બધાં જ વાગ્યાં છે એના દેહમાં. આજે એ શીર્ણ થઇ રહી છે. એના બંધનું જોર ઢીલું પડી ગયું છે. તમે લોકો તો એના શરીરે પડતા ઘામાં ઉમેરા જ કરવાના; તમારા બલના નશામાં સ્વયં કાળને દુર્બળ બનાવી મૂકવાના. ખસો, ખસો ! એના માર્ગમાંથી.

( જાય છે )

( ધનપતિનો અનુચરગણ પ્રવેશ કરે છે )

૧ લો ધનિક : અલ્યા, આ શું રે ! હમણાં હું તો ઠેસ ખાઇને પડચો હોત.

૨ જો ધનિક : એ જ, એ જ રથની દોરી.

૪ થો ધનિક : બીભત્સ થઇ રહી છે દોરી. જાણે વાસુકીનો મૃતદેહ ફૂલી ઊઠચો હોય એમ !

૧ લો સૈનિક : આ લોકો વળી કોણ ?

૨ જો સૈનિક : વિંટીઓના હીરાઓમાંથી જાણે જળહળાટનાં તીડ ઊડી ઊડીને આંખે બાઝે છે !

૧ લો નાગરિક : એ તો છે નગરશેઠના માણસો ! નગરશેઠના !

૧ લો ધનિક : અમારા શેઠજીને રાજાએ બોલાવ્યા છે. એમને જ હાથે રથ ચાલશે એમ આશા કરી રહ્યા છે સૌ.

૨ જો સૈનિક : સૌ એટલે કોની વાત કરો છો, મહેરબાન ! અને એ લોકો શી આશા કરી રહ્યા છે ? કહેશો કે જરા ?

૨ જો ધનિક : એ લોકો માને છે કે આજકાલ જે બધું ચાલે છે તે ધનપતિના જ હાથથી.

૧ લો સૈનિક : એ...મ કે ? હમણાં જ બતાવું પરચો, કે તરવાર તો ચાલવાની અમારે જ હાથે !

૩ જો ધનિક : અને તમારો હાથ ? એને કોણ ચલાવે છે ?

૧ લો સૈનિક : ચૂપ કર, ઉદ્ધત !

૨ જો ધનિક : ચૂપ કરીશું અમે ? નથી જાણતો, આજે તો અમારો જ સ્વર ઘૂમરાઇ ઘૂમરાઇને બધે પ્રસરે છે; જલમાં સ્થળમાં કે આકાશમાં !

૧ લો સૈનિક : સમજે છે શું તારા મનમાં ? ભૂલી છે અમારી શતઘ્ની. એનો વજ્રનાદ ! એમ !

૨ જો ધનિક : અરે ભૂલે. એ તે કાંઇ બને ! તેને તો અમારો જ આદેશ ઘોષણા કરવાનો હોય છે; એક સ્થળેથી બીજે સ્થળે–સમુદ્રને આરે આરે !

૧ લો નાગરિક : એમની સાથે જીભાજોડીમાં નહિ ફાવે બાપુ !

૧ લો સૈનિક : એમ કે ! નહિ ફાવું ? સૌથી લાંબી જીભ તો લબકે છે આ મ્યાનમાં.

૧ લો નાગરિક : તમારી તરવારોમાં કોઇ કોઇએ ખાધું છે એમનું લૂણ તો કોઇ કોઇ ખાઇ બેઠી છે લાંચ.

૧ લો ધનિક : ભાઇ, મેં તો સાંભળ્યું હતું કે નર્મદાતીરના પેલા બાવાજીને દોરી ઉપર હાથ અજમાવવા બોલાવ્યા હતા ! તમે જાણો છો કે ?

૨ જો ધનિક : જાણીએ તો છીએસ્તો ! રાજદૂત જ્યારે એમની ગુફાએ પહોંચ્યો ત્યારે બુવાજી પડેલા ચિત્તાપાટ; બન્ને પગ છાતીએ ભરાવીને ! તૂરી, ભેરી, શિંગ, નગારાની રમઝટીએ ધ્યાન તો ભાંગ્યું બાવાનું, પણ પગ તો જકડાઇ ગયેલા સુક્કા લાકડાની જેમ.

૧ લો નાગરિક : શ્રીચરણનો એમાં શું વાંક, ભાઇ ? ૬૫ વરસમાં એક વાર પણ હરવાફરવાનું નામ નહિ ! હં...પછી બાવાજી શું બોલ્યા ?

૨ જો ધનિક : બોલવાની તો પંચાત જ કરે શેના ? જીભડીના સળવળાટ ઉપર રોષે ભરાઇ એ તો પહેલેથી જ કાપી મૂકેલી !

૩ જો ધનિક : પછી !

૨ જો ધનિક : પછી દસ જુવાનડા ભેગા મળી લાવ્યા એમને રથ નજીક. જ્યાં દોરી ઉપર હાથ મૂકે છે ત્યાં તો રથનાં પૈડાં પેસવા માંડ્યાં જમીનમાં !

૧ લો ધનિક : જેવી રીતે પોતાનું મન ડૂલ કરી બેઠેલા, તેવી રીતે રથને પણ ડુબાડવો હશે ?

૨ જો ધનિક : એક દિવસના ઉપવાસથી જ માણસના પગ થઇ જાય ઢીલા. પાંસઠ વરસના ઉપવાસનો ભાર પડયો બિચારા રથનાં પૈડાં ઉપર......

( મંત્રી અને નગરશેઠ પ્રવેશ કરે છે )

**નગરશેઠ** : મંત્રી મહારાજ, શું કામ પડયું ?

**મંત્રી** : અનર્થસમયે સર્વપ્રથમ તમને જ સ્મરણ કરીએ છીએ.

**નગરશેઠ** : અર્થદ્વારા જેનો પ્રતિકાર બને એ જ મારાથી સંભવ છે.

**મંત્રી** : મહાકાલનો રથ નથી ચાલતો.

**નગરશેઠ** : આજ સુધી અમે તો તેલ જ મૂકતા આવ્યા છીએ; દોરી તો ખેંચી નથી કદી.

**મંત્રી** : આજે બીજી બધી શક્તિઓ વ્યર્થ થઇ રહી છે; તમારા અર્થવાન હાથનો પરચો બતાવો હવે !

**નગરશેઠ** : હા, પ્રયત્ન કરીએ ! ભાગ્યવશાત્ જો પ્રયત્ન સફળ નીવડે તો દોષ ન દેશો અમને. ( એના માણસો પ્રતિ ) બોલો, સિદ્ધિરસ્તુ !

**સર્વ** : સિદ્ધિરસ્તુ !

**ધનપતિ** : લાગી પડો ભાગ્યશાળીઓ ! ખેંચો ! ખેંચો !

૧ લો ધનિક : દોરી તો ઊંચકાતી જ નથી; શું એનો ભાર !

**નગરશેઠ** : આવો આવો, ખજાનચી પકડો તાણીને ! બોલો સિદ્ધિરસ્તુ ! તાણો ! સિદ્ધિરસ્તુ ! ખેંચો ! સિદ્ધિરસ્તુ !

૨ જો ધનિક : શેઠ સાહેબ ! દોરી તો વધુ ને વધુ લાકડા જેવી થતી જાય છે, અને અમારે હાથે તો જાણે પક્ષાઘાત થયો છે !

**સર્વે** : હટ ! હટ !

**સૈનિક** : ચાલો, આપણું માન રહ્યું.

**પુરોહિત** : અમારો ધર્મ રહ્યો.

**સૈનિક** : જૂના જમાનામાં તો તમારાં માથાં કપાત, માથાં.

**નગરશેઠ** : એ સહેલું કામજ કરતાં આવડયું તમને તો. માથું ખપાવતાં તો આવડયું નહિ; કપાવતાં જ આવડયું છે. મંત્રી મહારાજ, શું વિચાર કરી રહ્યા છો ?

**મંત્રી** : વિચારૂં છું, સર્વ પ્રયત્ન વ્યર્થ થયા. હવે શું ઉપાય ?

**નગરશેઠ** : ઉપાય કાઢી લેશે મહાકાલ પોતે. તેમની પોતાની હાકલ જ્યાં સંભળાશે ત્યાંથી તેનાં વાહન આવશે દોડતાં. આજે જે નજરે પણ નથી પડતા, કાલે તે લોકો

ઊભરાશે કીડીઓની જેમ,...અરે મુનિમ! ચોપડા-ચોપડી સંભાળજે હવે-ખજાનચી! તીજોરીઓને મારો બેવડાં તાળાં.

( નગરશેઠ અને અનુચરો જાય છે )

( સ્ત્રીઓ પ્રવેશ કરે છે )

**૧ લી સ્ત્રી :** મારી બાઇ, આ રથ તો હજી ન ચાલ્યો! દેશભર રહ્યો છે ઉપવાસી. કળજુગમાં ભક્તિ નથી રહી.

**મંત્રી :** તમારામાં તો ભક્તિ ભરી છે બહેન! જોઇએ તો ખરા એનો પ્રભાવ.

**૧ લી સ્ત્રી :** નમો! નમો! નમો, નમો! બાપજી દોરી—પ્રભુ! તારી દયા તો અપરંપાર! નમો! નમો!

**૨ જી સ્ત્રી :** તિનકડિની મા કહે કે, સત્તર વર્ષની બ્રાહ્મણની કન્યા ખરે બપોરે બોમ્ ભોળાનાથ બોલતાં તાવ—તળાવડીને આરે—બરોબર ત્રણ હાથની અંદર ત્રણ પુળી શેવાળ બીને વાળે બાંધી, દોરી—પ્રભુની પાસે બાળે તો પ્રભુનું મન રીઝે. મેં તો બધું સંઘરી રાખ્યું છે—વહુએ મહેનત કરી. વખત પણ થયો છે પ્રકટાવવાનો. પહેલા દોરી—પ્રભુને સિંદૂર-ચંદન ચડાવો; એમાં શું થઇ જવાનું છે. ભક્તવત્સલ છે, મહારાજ. મનમાં મનમાં શ્રીગુરુનું નામ લઇ અડકવાથી રોષ નહિ કરે એ તો?

**૧ લી :** ત્યારે તું જ લગાડી દે ને ચંદન, બાઈ! મને શું કામ કહે છે? મારા દિયરના છોકરાને પેટનો રોગ છે—કોણ જાણે શું કરતાં શું એ થાય.

**૩ જી :** આ ધુમાડાના તો ઊડવા મંડયા ગોટેગોટા. પણ પ્રભુ તો જાગ્યા નહિ! દયામય! જે પ્રભુ, જે દોરી-દયાળ પ્રભુ! આંખ ઉઘાડી સામું જુઓ. તેવું ગદિયાણાની પહેરાવીશ તમને વિંટી—કરાવવા નાખી છે મેં તો વેણી સોનીને ત્યાં.

**૨ જી :** ત્રણ વરસ રહીશ તમારી દાસી થઇ; ભોગ ધરાવીશ ત્રણ વખત દિવસમાં. ક્યાં ગઇ બિનિ! પંખો લાવી છે તો ઢાળને પ્રભુને! તડકે તપી ચાલ્યું છે પ્રભુનું મેઘ-વરણું શરીર! લોટો ભરી ગંગાજળ રેડ. આ કાદવ મારે કપાળે લગાડી દે ને બહેન! આ અમારી એદી લાવી છે ખીચડીભોગ. મોડું થઇ ગયું. આહા! શું કષ્ટ પામ્યા છે પ્રભુ? જય દોરીશ્વર! જય મહાદોરીશ્વર! જય દેવાધિદેવ દોરીશ્વર! પ્રણામ કરીએ તમને! પ્રસન્ન થાવ, પ્રભુ! તમારે પાયે માથું ફૂટું! પ્રસન્ન થાવ! પંખો ઢાળ રે બાઇ, પંખો ઢાળ! વધારે! હજુ વધારે!

**૧ લી સ્ત્રી :** શું થશે બહેન! શું થશે આપણું? કૃપા તો કરતા નથી, દેવ. મારાં ત્રણ છોકરાં રહ્યાં પરદેશ. હિમોખીમે પાછા ફરે તો બસ!

( રાજદૂત પ્રવેશ કરે છે. )

**મંત્રી :** બેટા, તમારૂં કામ પત્યું! હવે ઘેર જઇ જપ, તપ, વ્રત, નિયમ આદરો; અમે કરીએ અમારૂં કામ.

**૧ લી સ્ત્રી :** હા! આ ચાલ્યાં અમે તો; પણ જોજે મંત્રીજી, આ ધૂપ છેવટ સુધી રહેવો જોઇએ, અને આ બિલિપત્ર પડવા ન દેતા.

( જાય છે )

**રાજદૂત :** મંત્રી મહારાજ! શૂદ્રવાડામાં તોફાન મચ્યું છે.

મંત્રી : શું થયું ?

રાજદૂત : ટોળે મળી એ લોકો દોડતા આવે છે: કહે છે રથ ચલાવીશું અમે.

સર્વે : એમ કે ? દોરીને અડકવા જ નહિ પામે !

રાજદૂત : કોણુ અટકાવશે એમને ? મારતાં મારતાં તરવારની ધારો પણુ બુઠ્ઠી થઇ જશે. મંત્રી મહારાજ, કાં બેસી પડયા ?

મંત્રી : ટોળે મળી આવે છે એનો ભય નથી. ભય લાગે છે એ લોકો ચલાવી શકશે રથ !

સૈનિક : શું કહો છો મંત્રીજી ? પથ્થર તે પાણીમાં તરે ?

મંત્રી : તળિયું આવે જ્યારે સપાટી પર, ત્યારે જ એને કહેવાય પ્રલય ! જે પ્રછન્ન હતું આજ સુધી એ પ્રકાશ પામે ત્યારે પલટાય યુગ. એનું નામ તે યુગાન્તર.

સૈનિક : મહારાજ, હુકમ કરો શું કરવું, અમે નહિ ડરીએ.

મંત્રી : ડરવું પડશે જ. તરવારની વાડે પૂર ના અટકે.

રાજદૂત : હવે મહારાજની શી આજ્ઞા છે ?

મંત્રી : એ લોકોને અટકાવશો ના ! વિઘ્ન પડ્યે શક્તિ પોતાને સમજી લઇ શકે—અને સમજ્યે એને મ્હાત કરવી મુશ્કેલ.

રાજદૂત : આ આવી પહોંચ્યા એ લોકો.

મંત્રી કાંઇ કરશો નહિ સ્થિર થઇ રહો તમે બધા.

(શૂદ્રોનું ટોળું આવે છે.)

શૂદ્રનાયક : અમે આવ્યા છીએ બાપજીનો રથ તાણુવા.

મંત્રી : તમે જ તો ચલાવતા આવ્યા છો રથ હંમેશ !

શૂદ્રનાયક : આટલા દિવસ અમે પડતા રથનાં પૈડાં નીચે ! કચરાઇને ધૂળમાં રગદોળાતા. આજે એ બલિદાન તો બાપજી નથી લેતા !

મંત્રી : એ જ જોઇએ છીએ ! પ્રભાતથી ચક્ર સામે ધૂળમાં આળોટી રહ્યા—ભયમાં ઉપર પણુ નજર નાખી નહિ. રખે પ્રભુ દૃષ્ટિથી અભડાય–તો યે ચક્રમાં ન દીઠું ક્ષુધાનું લક્ષણુ સરખું.

પુરોહિત : એનું નામ જ અગ્નિમંદતા—તેજ ક્ષય થતાં એ દશા થાય.

શૂદ્રનાયક : આ વખતે બાપજીએ અમને નોતર્યા છે દોરી ખેંચવા.

પુરોહિત : દોરી ખેંચવા ? શું બુદ્ધિ ! કેમ કરી જાણ્યું તમે ?

શૂદ્રનાયક : કેવી રીતે ખબર પહોંચી તે તો કોણુ જાણે ! મળસ્કે ઊઠી સૌ સૌને કહેવા લાગ્યા: હાકલ પડી છે બાપજીની. વાત પહોંચી ગઇ મહોલ્લે મહોલ્લે; ખેતરો ને નદીઓને પેલે પાર ! પર્વત ઓળંગી પહોંચી છે ખબર, " હાકલ પડી છે બાપજીની ! "

સૈનિક : લોહી રેડાવવા તમારૂં ?

શૂદ્રનાયક : ના, દોરી તાણુવા.

પુરોહિત : સંસાર જે લોકો ચલાવે તેમના જ હાથમાં રથની દોરી રહેવાની.

શૂદ્રનાયક : સંસાર શું તમે જ ચલાવો છો, મહારાજ ?

પુરોહિત : જોઇ કે શેખી ! પટપટ જવાબ આપતાં શીખ્યો છે ! હમણાં લાગશે બ્રાહ્મણનો શાપ, ખબરદાર !

શૂદ્રનાયક : મંત્રી મહારાજ, સંસાર તમે જ ચલાવો છો કે ?

મંત્રી : એ તે કાંઇ વાત છે ? સંસાર એટલે તો તમે જ. તમે તો તમારે ગુણે ચાલનાર ! દોઢડાહ્યા તો કહે અમે ચલાવીએ છીએ. એ તો લોકોને ભૂલથાપ આપી માન રાખવાની વાત !

શૂદ્રનાયક : અમે જ તો પહોંચાડીએ છીએ અન્ન. એના ઉપર જીવો છો તમે. અમે વણીએ વસ્ત્ર તેનાથી ઢાંકો છો લાજ !

સૈનિક : સત્યાનાશ ! આટલા દિવસ એ લોકો કહેતા આવ્યા છે કે તમે જ છો અમારા અન્નવસ્ત્રના માલિક ! આજ કાઢે છે અવળાં વેણ ! આ તો અસહ્ય વાત !

મંત્રી : (સૈનિકને) ચૂપ કર, નાયક ! મહાકાલના વાહન તો તમે જ; તમે જ નારાયણના ગરુડ. તમે તારે તમારું કામ પતાવો. પછી આવશે અમારો વારો.

શૂદ્રનાયક : આવો ભાઇઓ ! લગાવો હાથ ! મરીએ કે જીવીએ !

મંત્રી : પણ બાપુ, જરા સાવધાન રહેજો ! રસ્તો જોઈ પગલાં મૂકજો. જે રસ્તે બરાબર રથ ચાલતો આવ્યો છે એ રસ્તો પકડી ચાલજો. પડશો નહિ અમારા શરીર ઉપર.

શૂદ્રનાયક : રાજપંથે તો નથી ચાલ્યા કદી અમે; રસ્તો સમજવો મુશ્કેલ છે. જે બિરાજે છે રથમાં તે સંભાળશે. આવો ભાઇઓ ! જુઓ, રથને માથે ધજા ફરકવા માંડી ! બાપજીએ દીધો કોલ. ભય નથી હવે, ભય નથી. જોજો તાકીને ! સૂકી નદીએ જેમ પૂર છલકાય તેમ દોરીમાં સંચાર થયો છે પ્રાણ.

પુરોહિત : અરે ! અડકયા ! અડકયા આ તો ! અડકયા છેવટ દોરીને, પાખંડીઓ !

(દોડતી આવતી સ્ત્રીઓ પ્રવેશ કરે છે)

ન અડકશો, ન અડકશો, તમને સમ છે, બાપુ ! ઓ ગદાધર, ઓ વનમાળી ! આવું મહાપાપ ન કરશો. પૃથ્વી જશે રસાતળ. અમારા ધણી, ભાઇ, બહેન, બેટા-કોઇને નહિ બચાવી શકીએ. અલી ચાલ-ચાલ ! જોવામાંયે પાપ લાગશે !

પુરોહિત : આંખ મીંચો; આંખ મીંચો બધાં. બધા ભસ્મ થઇ જશો ક્રુદ્ધ મહાકાલની મૂર્તિ જોઇને.

સૈનિક : આ શું ? આ શું ? પૈડાંનો અવાજ કે આકાશ ઊઠયું આર્તનાદ કરી ?

પુરોહિત : બને જ નહિ-કદી બને નહિ-કોઇ પણ શાસ્ત્રમાં નથી લખ્યું એવું !

નાગરિક : આ હાલ્યો રથ ! હાલ્યો ! અરે ચાલવા માંડ્યો !

સૈનિક : શું ધૂળ ! પૃથ્વી હાંફી ઊઠી છે ! પાતક ! મહાપાતક ! રથ તો ચાલ્યો છેવટ-પાપ, મહાપાપ !

શૂદ્રો : જય ! જય ! મહાકાલનાથનો જય !

સૈનિક : મહારાજ ! તમે કરો હુકમ, રથ અટકાવીએ હમણાં. મહાકાલ તો વૃદ્ધ થયા છે, તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ એ તો જોયું અમે સગી આંખે.

પુરોહિત : હુકમ કરવાનું સાહસ નથી રહ્યું. ભ્રષ્ટ થવાનું બાપજીને જ જો મન થયું તો આ વખતે ચૂપ કરી રહેવું જ યોગ્ય છે. રંજુલાલ, આવતે વખતે એમને પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. એની શરીરશુદ્ધિમાં ગંગા પણ જશે સુકાઈ.

સૈનિક : ગંગાની શી જરૂર છે? કાચાં હાંડલાંની જેમ ઉડાડી દઇશું શૂદ્રોનાં માથાં, રેડીશું એમનું લોહી.

નાગરિક : મંત્રી મહારાજ! ક્યાં ચાલ્યા ?

મંત્રી : પેલા લોકોની સાથે દોરી પકડવા.

સૈનિક : અરે, એમ તે થાય! એમના હાથમાં હાથ મેળવાય તમારાથી ?

મંત્રી : એમને જ આજે મળ્યો છે કાળનો પ્રસાદ. સ્પષ્ટ જોયું એ આજે. આ માયા નહોતી કે નહોતું સ્વપ્ન. હવે માન રાખવું હોય તો થવું પડશે એમની સમાન.

સૈનિક : એટલે શું એમની સાથે દોરી પકડવાની? નહિ બને તે. અમે અટકાવીશું. રથ ચાલે કે ન ચાલે!

મંત્રી : હવે, ત્યારે રથના ચક્ર નીચે પડવાનો વારો તમારો આવ્યો સમજો.

સૈનિક : એ પણ ભલે. બહુ દિન ચંડાલનું લોહી ચૂસી ચક્રો થયાં છે દૂષિત. હવે મળશે શુદ્ધ લોહી. સ્વાદબદલો થશે; ખોટું શું ?

પુરોહિત : મંત્રી મહારાજ, આ શું ? આ તે કયા શનિગ્રહની ઈંદ્રજાળ? રથ તો જઈ પહોંચ્યો રાજમાર્ગે ઉપર. પૃથ્વી તો તો યે ન પેઠી રસાતળમાં! ગાંડા રથ કોણ જાણે ક્યાંયે જઈ કઈ પોળમાં પડશે!

સૈનિક : અરે સાંભળો! શેઠ મહાજન આર્તસ્વરે બોલાવી રહ્યા છે આપણને. રથ સીધો ચાલ્યો એમના ભંડારગૃહે. ચાલો, ચાલો! એમને બચાવીએ.

મંત્રી : પોતાને બચાવવાની તજવીજ કરો. જોતા નથી ઢગી પડ્યો છે તમારી જ અસ્ત્રશાળા ઉપર ?

સૈનિક : ઉપાય?

મંત્રી : એમની સાથે મળી પકડો દોરી. બચવા ખાતર રથને રાખો કાબુમાં. દ્વિધા કરવાનો સમય નથી.

સૈનિક : પુરોહિતજી, શું કરીશું? તમે શું કરવાના ?

પુરોહિત : વીરો! તમે શું કરશો તે જ કહોને ?

સૈનિક : ભાઇઓ બોલો, બોલો, સર્વે શું કરીશું? આમ ચૂપ કરી રહ્યા છો કેમ? દોરી પકડીશું કે લડાઇ કરીશું? મહારાજ, તમે શું કરવાના ? કહી નાખો ને!

પુરોહિત : કોણ જાણે? દોરી પકડવી કે શાસ્ત્ર ભણવાં ?

સૈનિક : ગયું! સર્વસ્વ ગયું! રથનો આવો નાદ નહોતો સાંભળ્યો પૂર્વ-પુરુષમાં.

૨ જો સૈનિક : અરે, જરા તાકીને જુઓ! એ લોકો રથ ખેંચે છે કે રથ પોતે જ એમને ધકેલી લઇ જાય છે?

૩ જો સૈનિક : આટલા દિવસ રથ ચાલતો જાણે કે સ્વપ્નમાં. આપણે ખેંચતા અને એ ચાલતો પાછળ પાછળ-દોરાતા બળદની જેમ-આજ રથ ચાલે છે જાગ્રત થઇ. શું એનું તેજ! નથી માનતો આપણા બાપદાદાઓનો માર્ગ. કાચે રસ્તે દોડે છે જંગલી પાડાની જેમ. પીઠ ઉપર જાણે સ્વાર રહ્યા છે યમરાજ!

૨ જો સૈનિક : આ પેલો કવિ આવે! એને પૂછીએ આ કૌતકનું રહસ્ય!

પુરોહિત : ગાંડા થયા છો કે શું? અમે ન સમજ્યા એનો અર્થ; સમજશે કવિ? એ લોકો તો બનાવી બનાવીને વાતો કરવાના-શાસ્ત્ર જાણે છે એ?

( કવિ પ્રવેશ કરે છે. )

૨ જો સૈનિક : આ ઊંધું ચત્તું શું થયું કવિ ? ન ચાલ્યા રથ પુરોહિતને હાથે, ન રાજાને ! અર્થ સમજાય છે ?

કવિ : એમનાં માથાં હતાં બહુ ઊંચાં ! મહાકાલના રથની ટોચ ઉપર જ હતી એમની નજર; નીચે આંખ નમાવી નહિ. રથની દોરીને તુચ્છ કરી. મનુષ્ય મનુષ્યને બાંધતા બંધનને એમણે અવગણ્યું. રોષે ભરાયેલ એ બંધન આજે ઉન્મત્ત થઈ પુચ્છ પટકાવે છે. એમનાં હાડકાં કરશે ચુરા.

પુરોહિત : તારા શ્લોકોમાં જ બધી બુદ્ધિ આવી ગઈ ! એ લોકો શું દોરીનો નિયમ માનીને ચાલવાના ?

કવિ : એમ પણ બને કે નહિ ચલાય એમનાથી યે ! એક દિવસ એવો પણ આવે જ્યારે એ લોકો માનશે કે રથી કોઈ જ નથી; રથ એમને જ આધીન છે. જોઈશું કદાચ-કાલથી જ એમને બૂમરાણ કરતાઃ "જય અમારા હળ, ચરખા, ચાળનો જય." ત્યારે એ લોકો પણ બનશે બલરામના ચેલા ! હજારો હલધરોના ગાંડપણે જગત સઘળું ડગમગી ઊઠશે.

પુરોહિત : અને ત્યારે વળી જો રથ અટકી પડે તો તો તારા જેવા કવિનો આવશે વારો, કેમ ? – અને કવિ-મહાત્મા ફૂંક મારીને ફેરવશે પૈડાં !

કવિ : છેક જ મશ્કરીમાં ઉડાવો એમ નથી, પુરોહિતજી ! રથયાત્રામાં કવિને હાકલ પડી છે બહુ યે વાર--કામગરા લોકોની ભીડની ધક્કામુક્કીમાં એનાથી નથી પહોંચાયું હજુ સુધી ત્યાં.

પુરોહિત : પણ એ લોકો રથ ચલાવશે શેના બળથી ? જરા સમજાવો તો ખરા !

કવિ : શારીરિક બળથી નહિ ! છંદબળથી. અમે તો માનનારા છંદના; એકાગ્રહી બન્યે છંદ થાય લુપ્ત ! મનુષ્ય મરે છે એ જ અ-સુંદરના હાથથી જેની ચાલ હોય છે એકતરફી અને વાંકી; જેના શરીરનો બાંધો કુંભકર્ણ જેવો બેહૂદો-જેનું ખાદ્ય કુત્સિત - જેનું વજન હોય અપરિમિત. અમે માનનારા સુંદરને. તમે માનો છો કઠોરને-અસ્ત્રની કઠોરતાને-શાસ્ત્રની કઠોરતાને. બહારથી ધક્કાધક્કી કરવામાં તમે રાખો છો શ્રદ્ધા; અંતરના તાલ-માપ ઉપર નહિ.

સૈનિક : કવિ ! તું તો લાંબા ઉપદેશ આપવામાં પડ્યો; પણ પેલી બાજુ તો લાગી ગઈ આગ.

કવિ : યુગાવસાને આગ તો લાગવાની જ. જે ખાખ થવાનું તે તો થશે જ ખાખ, જે ટકી રહેશે એમાંથી જ નવયુગ સર્જાવાનો.

સૈનિક : અને તમે શું કરવાના કવિ ?

કવિ : હું તો તાલે તાલે ગાન ગાઈશ ! બીજું શું ?

સૈનિક : એથી શું વળવાનું ?

કવિ : જે લોકો રથને ખેંચે છે, એ લોકો એ તાલમાં કરશે કૂચકદમ. જ્યારે એમના પગ ચૂકશે એ તાલ, ત્યારે ઝીણાં ઝીણાં ખાડાખૈયાઓ ધરશે માર-મૂર્તિ. દારૂડિયાને મન તો રાજમાર્ગ પણ ખાડાખૈયાવાળો બની રહેવાનો.

(સ્રીઓ પ્રવેશ કરે છે.)

૧ લી સ્રી: પુરોહિતજી, આ શું થયું? આટલા દિવસ અમને શું શીખવેલું તમે? દેવતાઓએ ન માની પૂજા! ભક્તિ ગઇ બધી નકામી! એને માનવી પડી શદ્રોની આણ, મ્લેચ્છની આભડછેટ! હાય! હાય! કેવી શરમની વાત!

કવિ: તમે પૂજા કરી કયાં?

૨ જી સ્રી: આ અહિંયાંરતો! ઘી રેડયું, દૂધ રેડયું, ને ગંગાજળે રેડયું! રસ્તો બધો કાદવ કાદવ હજુ યે પડયો છે. ફૂલપાંદડીથી રસ્તો હજુયે લપસણો રહ્યો છે.

કવિ: એ પૂજા તો પડી ધૂળમાં! ભક્તિ પણ થઇ ધૂળ! રથની દોરી તે કાંઇ પડી રહેતી હશે એમ બહાર? એ તો વસે છે માણસ માણસને બાંધતી-દેહે દેહે અને પ્રાણે પ્રાણે! ત્યાં એકઠા કર્યા છે આપણે અપરાધ; બંધન થયાં છે બલહીન.

૩ જી: અને આ પેલા-જેનું નામ ન લઇએ?

કવિ: એમની તરફ જ આજે પ્રભુએ પાસું ફેરવ્યું; નહિ તો છંદ નહોતો મળતો, એક તરફ ઉલાળ પડયો 'તો અતિશય ઘણો. પ્રભુ આની રહ્યા નીચે—નીચની બાજુએ. ત્યાંથી માર્યો એક આંચકો-અને ઉંચાને કરી દીધું ત્રાંસું. સમાન કરી લીધું પોતાનું આસન.

૧ લી: અને હવે શું થવાનું?

કવિ: હવે? હવે વળી કોઇ યુગમાં—એક દિવસ રથ વળવાનો દિવસ આવશે, ત્યારે વળી નવયુગના-ઉચ્ચ-નીચ વચ્ચે થશે વાટાઘાટ. તમને તો એટલું જ કહું કે આજથી જ બંધન ઉપર દેજો ધ્યાન—રથની દોરીને છાતી યે રાખજો; ધૂળમાં ન રગદોળતા; અને રસ્તામાં પણ તમારા ભક્તિભાવથી ન કરતા કીચડ. આજે તો બોલો સૌ મળી—આજ સુધી જે હતા મૃતપ્રાય એ લોકો થજો સજીવન. યુગે યુગે જે ગણાતા આવ્યા છે નીચ એમનાં મસ્તક રહો ઉન્નત.

(સંન્યાસી પ્રવેશ કરી).

જય મહાકાલ-નાથનો જય!*

(પડદો)

રવીન્દ્રનાથ ટાગોર

* અનુવાદક: શ્રી. બચુભાઈ શુકલ

# શાસ્ત્રદૃષ્ટિએ "હરિજનો"નો પ્રશ્ન*

એક મહાપંડિત શાસ્ત્રી મહારાજની વાત છે કે એમને ત્યાં એક જણ વ્યવસ્થા (ધર્મશાસ્ત્રના વિષયમાં નિર્ણય) લેવા ગયો. મહારાજ જમીને પડખું કરી સૂતા હતા, અને બંને તરફ પોથીઓના ઢગ પડયા હતા. સૂતે સૂતે જ શાસ્ત્રીજીએ વ્યવસ્થા આપી દીધી. બીજે દિવસે કાંઇક શંકા પડતાં એ જ માણસ ફરી પૂછવા ગયો. આ વખતે પણ મહારાજ કાલની માફક જ જમીને આરામ લેતા હતા, પણ તે બીજે પડખે. આજ એમણે કાલ કરતાં ઊલટી જ વ્યવસ્થા આપી! તે ઉપરથી પેલા માણસે પ્રશ્ન કર્યો કે "મહારાજ! કાલે આપે કહ્યું હતું તેથી આજ આપ ઊલટું જ કહો છો. એમ કેમ?" શાસ્ત્રીજીએ ઉત્તર આપ્યો: "કાલે હું કયી તરફ મોં કરી સૂતો હતો?" પૃચ્છક: "ડાબી તરફ." શાસ્ત્રી "અને આજ?" પૃચ્છક: "જમણી તરફ." શા૦ "હવે ખુલાસો થયો? ગઇ કાલે મારા મોં આગળ પેલી પોથીઓ હતી અને આજ આ છે; એટલામાં બધું સમજી લેજે."

આ વાર્તાનો જે કોઇ પુરુષ હિન્દુધર્મશાસ્ત્રોના ઉપહાસ માટે ઉપયોગ કરશે તે એનું રહસ્ય કદી પણ સમજી શકશે નહિ. "वेदा विभिन्ना स्मृतयो विभिन्ना नासौ मुनिर्यस्य मतं न भिन्नम्"—એ જૂની મહાભારતકારની ઉક્તિ છે—અને એ ઉક્તિમાં નોંધેલી વિવિધ મતભેદરૂપી વસ્તુસ્થિતિ એ હિન્દુધર્મના જીવન્ત સ્વરૂપનું ભવ્ય ચિહ્ન છે. હિન્દુધર્મનો ઇતિહાસ ઓછામાં ઓછાં પાંચ સાત હજાર વર્ષનો છે, અને તે પણ ઍથન્સ કે પૅલેસ્ટાઇન જેવડી નાની ભૂમિનો નથી, પણ એક મોટા ખંડનો છે, અને તે પણ એક જ જાતિના લોકનો નથી, પણ અનેક જાતિના લોકનો, તેઓના પરસ્પર વ્યવહારનો તેમ જ પરિહાર (ત્યાગ)નો છે. તેમાં પણ વળી હિન્દુધર્મશાસ્ત્ર એટલે સામાન્ય ધર્મનાં વચનો નહિ, પણ ઉપર કહી તેવી હજારો વર્ષની, એક મોટા ખંડની, અનેક જાતિની, અનેક સંસ્કૃતિઓની ગૂંથણી—જેમાં સોના રૂપા અને લોઢાના જુદા જુદા તાર ઓળખી શકાય છે, કેટલીક વાર મહાત્માઓના ઉપદેશરૂપી અગ્નિથી અનેક ધાતુઓની એક લગડી થઇ ગએલી જ નજરે પડે છે, વા એક જ ધાતુનો સ્વાભાવિક વા આગન્તુક મેલ અગ્નિની જ્વાળાથી ફૂંકાઇ જતો દેખાએ છીએ.×—આવી સ્થિતિમાં, હિન્દુધર્મશાસ્ત્રના વચનોમાં જે ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે એ એ શાસ્ત્રોને એક ઉન્મત્તના પ્રલાપરૂપ ન ઠરાવતાં, હિન્દુધર્મને એક અદ્ભુત ભવ્યતા અર્પે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે શાસ્ત્રોનાં વચનોની વિભિન્નતામાં દેશ, કાળ,+ પ્રસંગ, અધિકાર,

---

* આ લેખ સં. ૧૯૭૭ ના વસન્તના શ્રાવણના અંકમાં અમે લખ્યો હતો. અત્યારે એ સમયોચિત હોઇ ફરી પ્રસિદ્ધ કર્યો છે. એમાં સમાએલા અમારા કથન ઉપર પ્રાચીન-સંપ્રદાયી જનતાનું અમે વિનયપૂર્વક ધ્યાન ખેંચીએ છીએ. તંત્રી "વસંત"

× જેમકે માંસભક્ષણ અને યજ્ઞમાં હિંસા.

+ જુઓ "સ્મૃતિચન્દ્રિકા"માં દેશધર્મ અને કલિધર્મ સંબંધી પ્રકરણ.

અને ઉપદેષ્ટાના સામર્થ્ય ઉપરાંત પણ એક કારણ છે અને તે, તે તે શાસ્ત્રની વિશેષ દૃષ્ટિ—અર્થાત્ જે શાસ્ત્રને અંગે એ વચન ઉચ્ચારવામાં આવે છે તે શાસ્ત્રને અંગે જ એનું પ્રામાણ્ય સમજવાનું હોય છે, એટલે કે છેવટના નિર્ણયમાં તે તે શાસ્ત્રનું બલાબલ તપાસવાનું રહે છે: જેમકે, અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર બળવાન અને ધર્મશાસ્ત્ર કરતાં મોક્ષ (અધ્યાત્મ) શાસ્ત્ર બળવાન—જે બલાબલનો સિદ્ધાંત સ્પષ્ટ શબ્દોમાં આપણા શાસ્ત્રકારોએ સ્વીકાર્યો છે.*

અત્રે એક વાત વળી વિશેષ જાણવા જેવી છે: ' ધર્મ ' શબ્દ આપણે ગૂજરાતીમાં જે અર્થમાં વાપરીએ છીએ તેના કરતાં સંસ્કૃતમાં એ શબ્દનો અર્થ એક રીતે વિશાળ, અને બીજી રીતે સંકુચિત છે—જેથી ધર્મશાસ્ત્રનું પ્રામાણ્ય અને ગૌરવ આંકવામાં ઘણી વાર ભૂલ થાય છે. હિંદુસ્થાનના ધાર્મિક જીવનના ઇતિહાસમાં એક એવો સમય આવ્યો કે જે વારે ધાર્મિક જીવનની બે ભાવના સ્પષ્ટ જુદી પડી ગઇ; એક ભાવના પ્રવૃત્તિની અને બીજી નિવૃત્તિની, એક કર્મની અને બીજી જ્ઞાનની, એક ગૃહસ્થની અને બીજી વાનપ્રસ્થ વા સંન્યાસની. આમ થયું એટલે ' ધર્મ ' શબ્દનો વિશાળ અર્થ રાખી, ' પ્રવૃત્તિધર્મ ' અને ' નિવૃત્તિધર્મ ' એમ ધર્મના બે વર્ગ પાડવામાં આવ્યા; અથવા તો એ જ શબ્દના અર્થને સંકોચાવીને ' બ્રહ્મ '—યાને ' અધ્યાત્મ ' શાસ્ત્રથી પૃથક્ ' ધર્મ 'શાસ્ત્ર રાખવામાં આવ્યું. તાત્પર્ય કે, આપણે જેને ધાર્મિક જીવન કહીએ છીએ, એ સંબંધી શાસ્ત્રના સિદ્ધાંત જાણવા માટે આપણે ' ધર્મશાસ્ત્ર ' ઉપરાંત બ્રહ્મવિદ્યા યાને અધ્યાત્મશાસ્ત્રના ગ્રંથો પણ અવલોકવા જોઇએ, અને તેમાં ધર્મશાસ્ત્ર કરતાં અધ્યાત્મશાસ્ત્ર, ધર્મમીમાંસા કરતાં બ્રહ્મમીમાંસા, ઉચ્ચતર પ્રમાણ મનાય છે એ લક્ષમાં રાખવું જોઇએ. વળી અધ્યાત્મશાસ્ત્રથી ધર્મશાસ્ત્ર જુદું પડ્યું એટલે ધર્મશાસ્ત્રથી નૈતિક ભાવના પણ અલગ થઈ જઇને દેશ જાતિ કુલ આદિના આચાર એ આચાર અને સ્વતંત્ર નૈતિક ભાવનાનો વિરોધ પ્રકટ થઇને કેટલીક વાર એમ પણ બન્યું છે કે એક જ પુસ્તકમાં બંનેની નોંધ જોવામાં આવે છે, અને શાસ્ત્રકારનું તાત્પર્ય એ આચાર ઉપદેશવાનું નહિ, પણ એ આચાર બને તો ત્યજી એને સ્થળે ઊંચી નૈતિક ભાવના સ્થાપવાનું હોય એમ દેખાય છે. પણ જેટલે અંશે 'Lawgiver' યાને કાયદા બાંધનારના અર્થમાં એ પુરુષ ' ધર્મ '—શાસ્ત્રકાર છે તેટલે અંશે એને પ્રચલિત રૂઢિ યાને લોકના રીતરિવાજરૂપ વસ્તુસ્થિતિ સ્વીકારવી પડે છે. અને જેટલે અંશે એ 'Moral teacher' યાને નૈતિક ભાવના ઉપદેશનારના અર્થમાં 'ધર્મ'—શાસ્ત્રકાર છે તેટલે અંશે એ ધર્મશાસ્ત્રકાર પ્રચલિત રીતરિવાજને ઓળંગી એની પાર જઇ બોલે છે. વળી આ ઉપરાંત એક ઝીણી વિચારવા જેવી વાત એ પણ રહે છે કે અમુક વચન કોના મુખનું છે—અર્થાત્ કયા શાસ્ત્રકારનું છે—મતાન્ધ શિવપંથી કે વિષ્ણુપંથીનું છે, મતાન્ધ જિનમાર્ગી કે વેદમાર્ગીનું છે, એટલું જ નહિ પણ કયા પાત્રનું છે—અર્જુનનું કે ભીમનું, યુધિષ્ઠિરનું કે દુર્યોધનનું, ધૃતરાષ્ટ્રનું કે વિદુરનું ? બલ્કે કયા પ્રસંગનું છે ? અને તે પૂર્વપક્ષનું છે કે ઉત્તરપક્ષનું ? એમાં મનુષ્યની ઉચ્ચ ભાવના યાને સિદ્ધાન્ત ઉપદેશવાનું તાત્પર્ય છે કે સામાન્ય મનુષ્યપ્રકૃતિ અને એની દુર્બળતા આલેખવાનો આશય છે ? આવી આવી દેખીતી ઝીણી પણ શાસ્ત્રાર્થ-નિર્ણયમાં બહુ મહત્ત્વની એવી ઘણી વાતો છે, જે લક્ષ બહાર રાખવાથી ઘણા અનર્થ થાય છે.

* " अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थितिः " યાજ્ઞવલ્કય સ્મૃતિઃ તથા ધર્મ—(કર્મ) મીમાંસા અને બ્રહ્મમીમાંસા, યાને પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા પરત્વે ભાષ્યકારનાં વચનો.

ઉપલી વાતનાં કેટલાંક પરચુરણ ઉદાહરણો સંભારી જઇ જે મુદ્દાની વાત માટે આ લેખ લખ્યો છે તે ઉપર આવીશું.

"**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि**" એ મહાભારતની પંક્તિ છે. પણ એમાં રહેલી નીતિ ઉપદેશવાનો મહાભારતકારનો આશય છે એમ કોણ કહેશે? અથવા તો સામાન્ય કોટિની નીતિભાવનામાં પણ એને કોણ સંઘરશે? "**शरीरमाद्यं खलु धर्मसाधनम्**—" એમાં ઘણું સત્ય છે. પણ શરીરને પંપાળી રાખવા માટે પણ આ પંક્તિ ઘણી વાર ટાંકાય છે. પરંતુ કોણ લક્ષમાં રાખે છે કે પાર્વતીનો તપશ્ચર્યાનો અડગ નિશ્ચય કસવા સારુ શિવજીએ ઉચ્ચારેલું આ વચન પૂર્વપક્ષ છે, ઉત્તરપક્ષ નથી. મહાભારતમાં ધૃતરાષ્ટ્ર વારંવાર કહે છે કે—**दिष्टमेव परं मन्ये पौरुषं चाप्यनर्थकम्**" (નસીબ એ જ મોટી વાત છે. પુરુષાર્થ નકામો છે.) પણ વસ્તુતઃ મહાભારતકારનું આ સિદ્ધાન્તસૂત્ર છે એમ મહાભારતનું ઉપદેશરહસ્ય વિચારનાર કદી પણ કહેશે નહિ. * "**कामिनीषु विवाहेषु शपथे नास्ति पातकम्**" ("સ્ત્રીઓ આગળ અને વિવાહના કામમાં જૂઠા સોગન ખાવામાં પાપ નથી.")—એવું મનુસ્મૃતિનું વચન છે. ને એને મળતાં ગૌતમ અને વસિષ્ઠનાં પણ વચન છે. પણ વસ્તુતઃ એમાં મનુષ્યપ્રકૃતિની નિર્બળતા નોંધવા ઉપરાંત શાસ્ત્રકારનું વિશેષ તાત્પર્ય માનવા કારણ નથી.×

વળી શિવ વિષ્ણુ વગેરે દેવતાઓની નિન્દા અને સ્તુતિનાં પરસ્પર વિરુદ્ધ અસંખ્ય વચનો પુરાણોમાં મળે છે; એક ઠેકાણે ભસ્મ-રુદ્રાક્ષની સ્તુતિ તો બીજે ઠેકાણે એની નિંદા, એક ઠેકાણે ત્રિપુંડ્રનો વિધિ તો બીજે ઠેકાણે એનો નિષેધ; પરંતુ એ સર્વ શિવવિષ્ણુરૂપ એક જ પરમાત્માનું ખરું તત્ત્વ ભૂલીને દુરાગ્રહની મદિરાથી ચકચૂર બનેલા જનોએ દાખલ કરી દીધાં છે એ સુપ્રસિદ્ધ છે. પરંતુ એ નિંદાના મૂળમાં તે તે જનોના આચારરૂપી ઐતિહાસિક કારણ પણ રહ્યું છે, એ ભાગવતની દક્ષ પ્રજાપતિના યજ્ઞના ધ્વંસની કથા વાંચવાથી સમજાશે.

શાસ્ત્રોનાં વચનોનો મુખ્ય ભંડાર—મહાભારત અને સ્મૃતિઓ, જેનો વિચાર અત્રે પ્રસ્તુત છે તેમાં, "**यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत् क्वचित्**" ("જે આમાં

* વસ્તુતઃ આ વચનમાં મહાભારતકારે અદ્ભુત સામર્થ્યથી ધૃતરાષ્ટ્રના પાતનું રહસ્ય સૂચવ્યું છે. આ વચનથી ધૃતરાષ્ટ્ર વારંવાર પોતાની નિર્બળતાનો બચાવ કરે છે—જેમ જેમ એના કુળ ઉપર વિનાશ ધસતો આવે છે, તેમ તેમ એમાંથી વિશેષ શિખામણ લેવાને બદલે એ સઘળી ભાવિની રમત છે એમ સમજે છે, અને આ સમજણને પરિણામે એ ક્રમે ક્રમે વધારે ને વધારે નિર્બળતાના ગર્તમાં ડૂબતો જાય છે—જુઓ "આપણો ધર્મ": "મહાભારતનું ઉપદેશરહસ્ય."

× મનુસ્મૃતિમા એ વચન જે સ્થળે છે ત્યાંથી ઉઠાવી લેવામાં આવે તો એની પહેલાંના અને પછીના શ્લોક વચ્ચે સંબંધ તૂટતો નથી, બલ્કે ઠીક બેસી જાય છે. વળી, આ એક સામાન્ય લોકોક્તિનો જ અનુવાદ છે એમ મનુસ્મૃતિનો એક વિદ્વાન અંગ્રેજ ટિપ્પણકાર કહે છે:

"I regard this verse as a proverbial saying independent of the position in which it is found, like many others in our text."

બીજા ઉદાહરણ માટે જુઓ—"આપણો ધર્મ: યુધિષ્ઠિરનું અસત્ય કથન" જ્યાંના પ્રસંગને કવિની દૃષ્ટિએ ન અવલોકવાથી મહાભારતકારને અન્યાય થાય છે.

છે તે જ બીજે છે, અને જે અહીં નથી, તે બીજે ક્યાંય નથી.") એવી જેની સ્તુતિ છે એ ગ્રંથમાં—મહાભારતમાં—શું ન મળે ! સેંકડો વર્ષની અનેક જાતિની અને અનેક પ્રાંતની સંસ્કૃતિઓ એ મહાન ગ્રંથમાં પ્રતિબિમ્બિત થઇ છેઃ—

મહાભારતના અનુશાસન પર્વમાં ઉમા-મહેશ્વર સંવાદમાં ઠીક જ કહ્યું છે કે—

धर्मा बहुविधा लोके श्रुतिभेदमुखोद्भवाः ।
देशधर्माश्च दृश्यन्ते कुलधर्मास्तथैव च ।
जातिधर्मा वयोधर्मा गुणधर्माश्च शोभने ।
शरीरकालधर्माश्च आपद्धर्मास्तथैव च ।
एतद्धर्मस्य नानात्वं क्रियते लोकवासिभिः ॥

મૂળ શ્રુતિના ભેદે કરીને, તેમ જ દેશ કુળ જાતિ વય ગુણ શરીર કાળ અને આપત્તિને લઇને, ધર્મમાં અનેક ભેદ ઉપજ્યા છે.

સ્મૃતિઓ તો ( એમાં બને ત્યાં સુધી આર્યતા દાખલ કરવાનો યત્ન કરતાં છતાં ) જાતજાતના રિવાજ સ્વીકારીને જ પ્રવર્તે છે. બૌધાયન કહે છેઃ "**पञ्चधा विप्रतिपत्तिः दक्षिणतः तथोत्तरतः । यानि दक्षिणतस्तानि व्याख्यास्यामः । यथैतदनुपनीतेन सहभोजनं भार्यया सहभोजनं पर्युषितभोजनं मातुलपितृष्वसृदुहितृगमनमिति । अथोत्तरतः ऊर्णाविक्रयः सीधुपानमुभयतदन्त्यवहारः आयुधीयं समुद्रायनम् । इतर इतरस्मिन् कुर्वन् दुष्यतीति । देशप्रामाण्यात् ।**" પાંચ બાબતમાં ઉત્તર અને દક્ષિણના આચારમાં ફેર છેઃ વગર જનોઇ દીધેલાની સાથે જમવું, સ્ત્રી સાથે જમવું, વાશી ખાવું, મામા ફોઇની કન્યા પરણવી, એમ દક્ષિણમાં ચાલે છે. ઊન વેચવાનો ધંધો કરવો, દારૂ પીવો, બે દાંતનાં જનાવરનો આહાર કરવો ( મનુમાં નિષેધ છે ), શસ્ત્રોથી આજીવિકા ( લશ્કરી સિપાહીગીરી ) કરવી, દરિયાઇ સફરે જવું ( આ પણ ઉપલા શબ્દની માફક આજીવિકાના અર્થમાં સમજવાનું છે, એટલે કે ખલાસીનો ધંધો કરવો ) આવા ઉત્તરના રિવાજ છે. આ ઉપરાંત બૃહસ્પતિ, દેવલ, ગૌતમ અને વરાહમિહિર વગેરે તે તે દેશના આચાર ગણાવે છે તથા પાળવાનું કહે છે. બૃહસ્પતિ તેમ કરવામાં કારણ બતાવે છે કે "**देशजातिकुलानां च ये धर्मास्तत्प्रवर्तिताः तथैव ते पालनीयाः प्रक्षुभ्यन्त्यन्यथा प्रजाः ।** દેશ કુળ અને જાતિના ધર્મ જેવા ચાલ્યા આવે છે તેવા જ પાળવા; નહિ તો પ્રજામાં ખળભળાટ થઇ જાય."—અર્થાત્ રાજ્યની શાન્તિ ખાતર આ નિયમ છે. આવા રિવાજોને બનતાં સુધી આર્ય કરવાનો મનુ આગ્રહ ધરાવે છે, અને કહે છે કે "**सद्भिराचरितं यत् स्यात् धार्मिकैश्च द्विजातिभिः तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत्**" અર્થાત્ ઉચ્ચ નીતિની ભાવનાને બનતાં સુધી દેશ કુલ અને જાતિના રિવાજ સાથે જોડવી. આર્યો સિન્ધુ નદીના તટથી કન્યાકુમારી સુધી પ્રસર્યા એ દરમિયાન એમણે કેવા કેવા રીતરિવાજ જોયા હશે ? એ રીતરિવાજ જોવાથી તથા એના સંસર્ગમાં આવવાથી એમના પોતાના રીત-રિવાજ ઉપર કેવી કેવી અસર થઇ હશે ?— એ ઇતિહાસનો મહિમા સમજનાર કેમ ભૂલી શકે ? મનુસ્મૃતિમાં આસુર રાક્ષસ પૈશાચ

આદિ વિવાહના, અને કુંડ ગોલક ગૂઢજ કાનીન અપાવધ્ય આદિ પુત્રોના પ્રકાર નોંધ્યા છે તેથી એ જાતના પુત્રો ઉત્પન્ન કરવામાં મનુનો આશ્રય લેવો ઉચિત ગણાશે? વિશાળ દેશના અને અનેક જાતિના કાયદા બાંધનાર તરીકે મનુને પોતાના પૂર્વકાળના તેમ જ પોતાના સમયના નિન્દ્ય વ્યવહારો પણ ધ્યાનમાં રાખવા પડ્યા છે. એ વ્યવહારને નીતિની ભાવનાથી સુધારવાનો વા ઉખેડવાનો પણ પોતે યત્ન કરે છે. પણ એ વ્યવહારને એક સ્મૃતિકાર તરીકે એ ભૂલી શકે નહિ. આનું એક ઉદાહરણઃ 'નિયોગ' (ભાઇની વિધવામાં પ્રજોત્પત્તિ)નો રિવાજ એ વર્ણવે છે, પણ એને કહે છે કે, વેનરાજાએ વર્ણોનો સંકર કરી દીધો તે પછીથી નિયોગ નિન્દ્ય ગણાય છે.* બીજું ઉદાહરણઃ માંસભક્ષણ–બ્રાહ્મણ જાતિમાં પણ–મનુસ્મૃતિકારને જાણીતું છે, અને અનેક જાતનાં માંસમાં એ ભક્ષ્યાભક્ષ્યનો વિવેક કરે છે. પણ "**प्रवृत्तिरेषां भूतानां निवृत्तिस्तु महाफला**" આમ એક જ વાક્યમાં માંસભક્ષણનો ચાલુ રિવાજ–એ પ્રત્યે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ નોંધવાની સાથે, અહિંસાની ઊંચી ભાવના તરફ પોતાનું અંતરનું વલણ પ્રકટ કરી દે છે. દ્યૂત રમનારને દેશપાર કરવાનું એ કહે છે, પણ ખરેખર વ્યવહારમાં એ આજ્ઞા અમલમાં મુકાતી હોય તો દ્યૂત રમનારા હોય જ કેમ? તે છતાં તેઓનું અસ્તિત્વ હોઇને જ શ્રાદ્ધમાં એમને નોતરવા નહિ એમ મનુજીનો નિષેધ બની શકે છે. આવતી કાલે શું ખાઇશું એની દરકાર કર્યા વગર સાદું અને ઊંચું વિદ્યાનું જીવન બ્રાહ્મણોનું આલેખ્યું છે, અને એના સાટામાં બલ્કે એને આધારે, બ્રાહ્મણોને કેટલાક વિશેષ અધિકારો પણ આપ્યા છે; પણ તે સાથે કેટલાક બ્રાહ્મણો માંસ વેચવાનો ધંધો પણ કરતા હશે એમ બતાવનારૂં મનુસ્મૃતિમાં વાક્ય પણ છે! મનુ મહારાજ સવર્ણ ભાર્યા પરણવાનો ઉપદેશ કરે છે, પછી અનુલોમ વિવાહ સુધી સંમતિ આપે છે, છતાં પ્રતિલોમ વિવાહની પણ અનેકવિધ સંતતિ વર્ણવે છે. આ જોતાં મનુસ્મૃતિના સમયની સ્થિતિ પરત્વે બે અનુમાન સંભવે છેઃ સવર્ણ અને અનુલોમનો નિયમ ભવિષ્ય માટે હોય અને પ્રતિલોમ વિવાહ છૂટથી ચાલતો હોય; અથવા તો સવર્ણ અને અનુલોમ વિવાહ જ ઉચિત ગણાતા હોય, અને માત્ર કેટલીક જાતિઓની ઉત્પત્તિ વિષે પૂર્વકાળના પ્રતિલોમ વિવાહથી ખુલાસો કરવાનો યત્ન થતો હોય. આમાંનું બીજું અનુમાન સંભવને વિશેષ અનુસરતું છે. આ પ્રતિલોમ વિવાહથી ઉત્પન્ન થતી સંતતિનાં જે નામ આપ્યાં છે તેમાંનાં ઘણાં તો મૂળ–સંસ્કૃત કે તદ્ભવ પ્રાકૃત પણ નથી, કિંતુ અનાર્ય+ છે. જેમકે **पौल्कस–पुक्कस**; કેટલાંક સંસ્કૃત છે, તે પણ એના અર્થ સાથે સંબંધ

---

*"ततःप्रभृति यो मोहात् प्रमीतपतिकां स्त्रियम्। नियोजयत्यपत्यार्थं तं हि गर्हन्ति साधवः॥"

+ આ લેખમાં 'અનાર્ય' શબ્દનો અર્થ સિન્ધુ અને સરસ્વતીને કાંઠે વસેલા આર્યલોકથી ભિન્ન એવો સમજવો. વર્તમાન સંસ્કૃત ભાષા એ પણ હિન્દમાં વસેલા આર્યોની એક અવાન્તર જાતિની જ ભાષા છે અને બીજી આર્ય જાતિઓની ભાષા એના મુકાબલામાં ટકી શકતી નથી, અને માત્ર થોડાક શબ્દો મૂકતી ગઈ છે એમ ઘણા વિદ્વાનોનું માનવું છે. આ રીતે કેટલીક લુપ્ત થયેલી આર્યજાતિઓનો પણ અનાર્ય શબ્દના અર્થમાં સમાવેશ થાય છે. આ નિર્ણયને મનુસ્મૃતિનો ટેકો છેઃ "मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः"– અર્થાત્ 'દસ્યુ' (આ લેખના 'અનાર્ય')માં આર્ય અને મ્લેચ્છ ઉભય ભાષા બોલનારી કેટલીક જાતિઓ આવે છે.

ધરાવતાં નથી—જેમકે वैदेहक. અર્થાત્ આ જાતિઓની મૂળની અનાર્યતા મનુસ્મૃતિ વખતે ભુલાઇ ગઇ છે, અનાર્યો આર્ય જનસમાજમાં ભળી ગયા છે, અને મૂળ તેઓ આર્યો જ છે એવી સુન્દર કલ્પના દાખલ થઇ છે.* આ જાતના લોક પ્રથમ 'અન્ત્યાવસાયી,' 'અન્ત્યજ' 'અતિશૂદ્ર' ગણાતા; અને એમાંના કેટલાક જતે દહાડે શૂદ્રની પંક્તિ પણ પામ્યા. એ લોકોની સાથે જે અધમતા અને અસ્પૃશ્યતાનું વિશેષણ જોડાયેલું છે એ મૂળ એમની અનાર્યતાનું અને એ અનાર્યતા સાથે જોડાએલાં ગુણકર્મનું પરિણામ છે.

હવે શાસ્ત્રકારોએ કયી કયી જાતિને 'અન્ત્ય'માં ગણાવી છે એ જોઇએ:

"रजकश्चर्मकारश्च नटो बुरुड एव च
कैवर्तमेदभिल्लाश्च सप्तैते चान्त्यजातयः (जाः स्मृताः)"

બીજું—

"चण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहकस्तथा ।
मागधाऽऽयोगवौ चैव सर्वे ह्यन्त्यावसायिनः ॥"

આમાંના 'રજક' (ધોબી) અને 'ચર્મકાર' (ચમાર) ને 'અંત્યજ' ગણવાનું કારણ એમના ધંધાની મલિનતા જ છે. પણ બાકીના બીજા 'અંત્યજ' શાથી? કાલિદાસાદિ કવિઓનાં નાટક જેવાં તેવાં પ્રાચીન નથી—એમાં 'નટ' અન્ત્યજ ગણાતા હોય એમ લાગે છે? સ્પષ્ટ છે કે 'નટ' શબ્દથી આર્ય જાતિના નટ નહિ, પણ દોરડાં ઉપર નાચનારી હીન જાતિ અત્યારે નજરે પડે છે તેવી કોઇ અનાર્ય જાતિ પ્રાચીનકાળમાં એવો ધંધો કરતી હશે તેને એના ધંધાના કારણથી નહિ, પણ અનાર્યતાના કારણથી, અને એ અનાર્યતા સાથે જોડાએલી આચાર અને દેહવસ્ત્રાદિકની મલિનતાના કારણથી 'અન્ત્યજ' કહી છે. 'બુરુડ' શબ્દ તો સ્પષ્ટ રીતે જ અનાર્ય છે. 'કૈવર્ત'—માછીનો ધંધો પણ અનાર્ય છે. 'મેદ' અને 'ભિલ્લ' પણ ખુલ્લાં અનાર્ય નામ જણાય છે. બીજા શ્લોકનું 'આયોગવ' પણ એવી જ કોઇ જાતિનું વાચક છે. 'વૈદેહક' અને 'માગધ'નો ધંધો મલિન નથી, અને એ પ્રાચીન હિંદુસ્થાનના અમુક પ્રાંતના વતનીઓનાં નામ છે એ

---

*ब्राह्मण क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः । चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ આથી ઊલટું, મનુનું બીજું વચન જુઓ: मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः । म्लेच्छावाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥" અર્થાત્ દસ્યુઓ તે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારની બહારની જાતિ, આ બેનો વિરોધપરિહાર એવી રીતે કે આર્ય જનસમાજમાં માત્ર ચાર જ વર્ણ, પાંચ નહિ—અને દસ્યુઓ એ વર્ણ બહાર. ક્રમે ક્રમે એજ દસ્યુઓ આર્ય જનસમાજમાં ભળ્યા; એમ સિદ્ધ કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. વિશાળ દૃષ્ટિ થતાં મનુને ત્યાં સુધી ભાસવા લાગ્યું કે—"शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च । पौण्ड्रकाश्चौड्रद्रविडा काम्बोजा यवनाः शकाः पारदापह्लवाश्चीना किराताः दरदाः खशाः" બ્રાહ્મણ ધર્મથી ભ્રષ્ટ થવાથી ક્ષત્રિયો શૂદ્રતાને પામ્યા અને તેઓની પૌંડ્રક, ઓડ, કામ્બોજ, યવન, શક, પહ્લવ, ચીન, કિરાત, દરદ અને ખશ, એ નામની જાતિઓ બંધાઇ. આ કલ્પના પણ અનાર્ય જાતિને આર્ય માની લેવાની ઈચ્છાથી ઉપજી છે.

આપણે જાણીએ છીએ. એટલે હવે વિચાર એ ઉપસ્થિત થાય છે કે એ પ્રાંતના સઘળા જ વતનીઓ અન્ત્યજ ગણાતા હોય તો તેમાં તે સમયની તેમની અનાર્યતા સિવાય બીજું શું કારણ હોઇ શકે ! 'સૂત 'નો સૂ ધાતુ સાથે સંબંધ માની એનો અર્થ અનૌરસ' પુત્ર માનીએ. અને એવા પુત્રને હીન જાતિના ગણી એમને 'અન્ત્યજ 'માં લેખ્યા હોય એ સંભવે છે.* 'ક્ષત્તા'ના મૂળ ધાતુનો એના અર્થ સાથે કાંઇ સંબન્ધ બેસતો નથી. એટલે માગધ વૈદેહક સૂત અને ક્ષત્તાને પૂર્વોક્ત શ્લોકમાં ભલે અંત્યજ કહ્યા, પણ ઇતિહાસમાં એમને અસ્પૃસ્ય ગણ્યા હોય એમ જોવામાં આવતું નથી. વિદુર, કર્ણ, રોમહર્ષણ, જનક સુદક્ષિણા× એ શું અસ્પૃસ્ય ગણાતાં હતાં ? બુદ્ધ અને મહાભારત બલ્કે ઉપનિષત્કાળથી માંડી આજ પર્યન્ત તો એ જાતિના લોક અસ્પૃસ્ય ગણાયા નથી. તો પછી સ્પષ્ટ છે કે આવાં વચનો અતિ પ્રાચીન–અનાર્યકાળની જ કોઇક સ્થિતિ ઉપર રચાએલાં છે. અને મનુ વગેરે સ્મૃતિઓમાં એ સૌ જાતિઓને આર્યોના અનુલોમ–પ્રતિલોમ–વિવાહથી ઉપજેલી વર્ણસંકર જાતિઓ તરીકે વર્ણવી છે એમાં પૂરું+ ઐતિહાસિક સત્ય નથી. જેમકે ભૃજ્જકંટક, આવન્ત્ય, વાટધાન, સહ્ન, મહ્ન, લિચ્છિવિ, કારુષ, આવર્તક, કટધાનક, પુષ્પશેખર, સત્ત્વજલ, અમ્બષ્ઠ, શિલીન્ધ્ર, ધિગ્વણ, પારશવ, છત્રપ, દોલ, ઉલૂક, વત્સર, આભીર, મૈષ્ટિક, માહિષ્ય, મંગુર, મદ્ગુ, મૌષ્કલિ, કુકકુટક; ખસ, પુક્કસ, ચુચૂ, મદ્ગુ ઇત્યાદિ અસંખ્ય જાતિઓનાં નામ અને વર્ણસંકરપ્રકાર મનુ યાજ્ઞવલ્કયાદિ સ્મૃતિ તથા મિતાક્ષરા ઉપરની બાલંભટ્ટી ટીકામાં÷ જોઇ લેવાં.

ઇતિહાસના દીપ વિના એકલાં શાસ્ત્રનાં વચન વાંચવાથી સત્ય જડે એમ નથી એ બતાવવા માટે આટલો વિસ્તાર કર્યો. હવે એક તત્કાલ ઉપયોગી મુદ્દાની વાત ઉપર આવીએ. ઉપર 'અન્ત્યજ' જાતિમાં 'ચંડાલ' અને શ્વપચ' ગણાવ્યા છે તેમાં " क्षत्तुर्जातस्तथोग्रायां

---

* 'ब्राह्मन्यां क्षत्रियात् सूतः' એમ સૂતની ઉત્પત્તિ કહેવાય છે. અને કૌર્મ પુરાણમાં વળી જુદું જ વર્ણન છે: वैन्यस्य पृथोर्यज्ञे वर्तमाने महात्मनः सुत्यायनमवत्सूतः प्रथमं वर्णवैकृतम्– આમ સુત્યાથી યજ્ઞમાંથી ઉત્પત્તિ કહી છે, અને પુરાણાંતરમા રોમહર્ષણનામના સૂતને (જેણે શૌનકાદિક ઋષિઓને પુરાણ સંભળાવ્યા) શૌનક મુનિ 'अग्निकुण्डसमुद्भूतसूतनिर्मलमानसे' ઇત્યાદિ શબ્દોમાં વર્ણવે છે.

×દિલીપની પત્ની 'तस्य दाक्षिण्यरूढेन नाम्ना मगधवंशजा । पत्नी सुदक्षिणेत्यासीदध्वरस्येव दक्षिणा' —રઘુવંશ.

+ 'પૂરું ' કહેવાનું કારણ કે તે વખતે વર્ણસંકર જાતિઓ તો થતી હશે અને તે પહેલાં થઇ પણ હશે, પણ વર્ણસંકર તરીકે વર્ણવેલી ઘણી જાતિઓ વસ્તુત: વર્ણસંકર નથી પણ અનાર્ય છે એ એમનાં નામ ઉપરથી, તેમ જ નામને જન્મના પ્રકાર સાથે સંબંધ ન હોવાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

÷ આ ટીકાનું 'वर्णजातिविवेक' નામનું પ્રકરણ પ્રાચીન મધ્યકાલીન અને અર્વાચીન ભારતની જાતિઓ સંબંધી શોધ કરવામાં બહુ ઉપયોગી થાય એવું છે. જેને સમય હોય તે પ્રથમ એનું અંગ્રેજીમાં ભાષાન્તર કરી પછી સેન્સસ રિપોર્ટની મદદથી તથા જાતે હિન્દુસ્થાનમાં ફરીને એ સંબન્ધી શોધ કરવા બેસી જાય તો સહેલાઇથી કોઇ પણ યુનિવર્સિટીની ડૉક્ટરની ડિગ્રી મેળવી શકશે.

**श्वपाक इति कीर्तितः**—'ક્ષત્તા' પિતાથી 'ઉગ્રા' માતામાં ઉત્પન્ન થએલા તે 'શ્વપાક', એમ 'શ્વપાક' વા 'શ્વપચ'નું વર્ણન છે. આમાં 'ક્ષત્તા' અને 'ઉગ્ર' શબ્દ છે એના અર્થઃ શૂદ્ર પિતા અને ક્ષત્રિય માતાથી ઉત્પન્ન થએલ તે 'ક્ષત્તા', અને શૂદ્ર માતા અને ક્ષત્રિય પિતાથી ઉત્પન્ન થએલ તે ઉગ્ર એ પ્રમાણે છે. એટલે હવે શ્વપાક તે કોણ એ સમજાયું. શૂદ્ર પિતા અને ક્ષત્રિય માતાથી ઉત્પન્ન થએલો પુરુષ શૂદ્ર માતા અને ક્ષત્રિય પિતાથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે પરણે અને સન્તાન ઉપજાવે તો એ સન્તાન 'શ્વપાક' કે 'શ્વપચ' કહેવાય. હવે 'શ્વપચ' શબ્દનો અવયવાર્થ વિચારોઃ કૂતરાં રાંધીને ખાનાર તે 'શ્વપચ.' હવે કહો કે ક્ષત્રિય અને શૂદ્રના વિવાહથી બે પેઢીમાં એવી અધમતા આવી જતી હશે કે એને પરિણામે માણસ કૂતરાંનું માંસ ખાવા લાગી જાય, અને અસ્પૃશ્ય બને? તો પછી ખુલ્લું છે કે 'શ્વપચ' નામની મૂળ અસ્પૃશ્ય જાતિ છે તે કૂતરાં ખાનાર કોઇક અનાર્ય જાતિ છે. બીજો શબ્દ 'ચંડાલ' વા 'ચાંડાલ' : અને એનું વર્ણન 'ચંડાલ' એટલે શૂદ્ર પિતાથી બ્રાહ્મણી માતામાં ઉત્પન્ન થએલ તે.* 'ચંડાલ'ના ગુણ ભાગવતમાં નીચે પ્રમાણે વર્ણવ્યા છેઃ—

अशौचमनृतं स्तेयं नास्तिक्यं शुष्कविग्रहः ।
कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥

—"અશૌચ, અસત્ય, ચોરી, નાસ્તિકતા, શુષ્ક કલહ, ક્રોધ અને તૃષ્ણા, એ અંત્યજોનો સ્વભાવ છે."× અહીં પણ એ વિચાર ઉપસ્થિત થાય છે કે, એક શૂદ્ર બ્રાહ્મણકન્યા સાથે પરણે અને પ્રજોત્પત્તિ કરે તો એ પ્રજા ઉપર જણાવેલા ગુણવાળી થઇ જાય એ સંભવ છે? અનુમાન તો એમ જ થાય છે કે મૂલ 'ચંડાલ' તે ચંડ પ્રકૃતિની અનાર્ય જાતિ હોવી જોઇએ અને એનાથી દૂર રહેવા માટે એને અડવાનો નિષેધ છે. રામાયણમાં આપેલું ચંડાલનું નીચેનું વર્ણન વાંચતાં એની અનાર્યતા સ્પષ્ટ દેખાઇ આવે છેઃ

—રાત પૂરી થતાં, લાલ અને વિકરાળ દેખાવ, લીલો પીળો રંગ, લોઢાનાં આભૂષણ અને રીંછનું ચામડું પહેરેલું–એવી ચાંડાલની આકૃતિ રાજાની થઈ ગઈ.

अथ रात्र्यां व्यतीतायां तस्यां राजा बभूव ह ।
चण्डालदर्शनो राम सद्य एव दुराकृतिः ।
नीलपीताम्बरधरो रक्ताम्बरकृतोत्तरः ।
संरब्धताम्रघोराक्षः करालो हरिपिङ्गलः ।
ऋक्षचर्मनिवासी च लोहाभरणभूषितः ॥

---

*आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ।
प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥ मनु०

× આ શ્લોક શિક્ષકોપયોગી હિન્દુ વેદધર્મના "ચાર વર્ણો" ના પાઠમાં મેં ટાંક્યો છે. એ સંબંધે એક અંત્યજશાળાના શિક્ષકે મને આક્ષેપરૂપે લખી મોકલ્યું કે અંત્યજો સ્વભાવે આવા નથી હોતા. મને દિલગીરી થાય છે તે એ શિક્ષકે એ વાતમાંથી જે અનુમાન કાઢવું જોઇતું હતું તે ન કાઢ્યું, અને વૃથા મારા ઉપર કોપ કર્યો; અનુમાન સ્પષ્ટ છે કે શાસ્ત્રકારોએ જે અંત્યજોને અસ્પૃશ્ય ગણ્યા છે તે ઉપરના ગુણવાળાને જ.

—રાત પૂરી થતાં, લાલ અને વિકરાળ દેખાવ, લીલો-પીળો રંગ, લોઢાનાં આભૂષણ અને રીંછનું ચામડું પહેરેલું-એવી ચાંડાલની આકૃતિ રાજાની થઇ ગઈ.

આ વર્ણન ઉપરથી તેમ જ અન્યત્ર જોવામાં આવતાં સ્મશાનવાસ વગેરે લક્ષણ ઉપરથી ચંડાલ એ એક અનાર્યજાતિનું જ વિશેષનામ હોવું જોઇએ એ ખુલ્લું છે. છતાં, ઉપર જણાવેલા* સંકરથી જ એ જાતિ ઉત્પન્ન થએલી માનીએ તોપણ સાધારણ શૂદ્ર અને બ્રાહ્મણીના વિવાહથી ઊપર ચીતરી છે તેવી ચંડતા સંભવતી નથી. એટલે ચંડાલ-માતા બ્રાહ્મણી અનાર્ય શૂદ્રને ઘેર નીકળી ગએલી માનવી જોઇએ. હવે વર્તમાન સમયના ઢેડ ચમાર અને ભંગી જુઓ, અને કહો કે એમની આકૃતિમાં ઉપર વર્ણવી તેવી અનાર્યતા દેખાય છે ? એઓમાં પરમાર, ચૌહાણ, સોલંકી વગેરે ક્ષત્રિયકુળનાં નામ છે અને એ એ કુળમાંથી એ પતિત થયા છે એવી એમની સાંપ્રદાયિક કથા છે. વળી પ્રાચીન ગ્રંથોમાં 'ચંડાલ' કે 'ચાંડાલ' શબ્દના સહગામી શબ્દ 'શ્વપચ' કે 'શ્વપાક', 'પૌલ્કસ' કે 'પુક્કસ' જોવામાં આવે છે× અને તે સ્પષ્ટ રીતે અનાર્ય છે. યજુર્વેદમાં પુરુષમેધમાં પૌલ્કસના બલિદાનનો વિધિ છે એ પણ એની અનાર્યતા સિદ્ધ છે.

**આપણા પૂર્વજોએ અનાર્યોને પણ આર્ય કરી લીધા, અને આપણે આર્યોને પણ અસ્પૃશ્ય કહી બહાર કાઢીશું ?** ક્ષણવાર માનો કે હાલની અસ્પૃશ્ય જાતિ એ, પ્રાચીન ચાંડાલો અને શ્વપચોની જ સંતતિ છે; તથાપિ પૂર્વની સ્થિતિથી ઊતરી પડેલા બ્રાહ્મણોને તમે પૂર્વવત બ્રાહ્મણ માનો છો, તો પૂર્વની સ્થિતિમાંથી સુધરેલી અસ્પૃશ્ય જાતિને તમે સ્પૃશ્ય નહિ માનો ? કેટલો અન્યાય ? ધંધાની અને આચારની મલિનતાના કારણથી એમનો સ્પર્શ કરવો ઠીક ન લાગે એ સમજાય એવું છે, પણ તેઓ ખ્રિસ્તી થઇ સ્વચ્છ રીતે રહેતાં શીખે છે ત્યારે આપણે એમને અડીએ છીએ અને તે યોગ્ય છે. તે જ રીતે હિન્દુ રહીને તેઓ સ્વચ્છતા પાળે તો શા માટે એ અસ્પૃશ્ય રહેવા જોઇએ ? પણ આ વિષયમાં હિન્દુ જનસમાજનો મત એકાએક બદલાઇ જવો સંભવિત નથી. પૃથ્વીના સઘળા લોકોમાં મૂળ સાચા બ્રાહ્મણ જેટલી સ્વચ્છતાથી રહેનાર કોઇ લોક નથી, એટલે બ્રાહ્મણોના નેતાપણા નીચે ઊછરેલો હિંદુસમાજ મલિનતા પ્રત્યે અસાધારણ જુગુપ્સા ધરાવે એ સ્વાભાવિક છે. પરંતુ અત્યારે બ્રાહ્મણોમાં પણ મૂળની સ્વચ્છતા રહી નથી એ જોતાં હવે એ રૂઢિ હસવા જેવી થઇ પડી છે. તેમ, અસ્પૃશ્ય વર્ગે પણ પોતાની મલિનતા ત્યજી બાકીના જનસમાજના દુરાગ્રહને સંપૂર્ણ રીતે ખોટો પાડવાની જરૂર છે.

છેવટે એટલું જ કહેવાનું કે આપણા ભાઇઓએ શાસ્ત્રોનાં વાક્યોને જડતાથી વળગી ન રહેતાં, એના મૂળમાં રહેલા ઇતિહાસ ઉપર ધ્યાન દેવું જોઇએ, અને એના પ્રકાશથી શાસ્ત્રનું મર્મ સમજવા યત્ન કરવો જોઇએ. મિ૦ વેલ્સની સાથે મળીને " Upon the matter of the teaching of history I am a fanatic " એમ કહેવાનું મન થાય છે. આ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ રૂઢિને વળગી રહી શાસ્ત્રાર્થ કરનારને પરવડતું નથી, પણ આપણા પૂર્વજો ઐતિહાસિક સ્થિતિ પ્રમાણે શાસ્ત્રોને અનુસરતાં નવાં શાસ્ત્રો રચતા એમ બતાવનારા ઘણા દાખલા છે.

---

* બ્રાહ્મણીમાં શૂદ્રથી.

× चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः ( બૃહદારણ્યક ઉપનિષદ્ )

" सिन्धुसौवीरसौराष्ट्रान् तथा प्रत्यन्तवासिनः। अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥ "

આ વાક્યમાં સિન્ધુ સૌવીર સૌરાષ્ટ્રાદિ દેશોમાં જનારને પુનઃ સંસ્કાર થાને ફરી જનોઇ દેવું પડે એમ કહ્યું છે. છતાં કૃષ્ણ પાંડવ વગેરેએ એ દેશમાં જવાથી જનોઇ બદલ્યાનું ક્યાંય સાંભળ્યું છે ? અને અત્યારે પણ એ પ્રમાણે કોણ કરે છે ? એ દેશો જે સમયમાં મ્લેચ્છ જાતિઓથી આક્રાન્ત હતા તે વખતને માટે જ એ વચન હતું અને તે વખતે જ એ પળાતું. હવે એ સ્થિતિ બદલાઇ ગઇ છે તેની સાથે રિવાજ પણ બદલાઇ ગયો છે. મનુસ્મૃતિના ટીકાકાર મેધાતિથિ 'આર્યાવર્ત' અને 'મ્લેચ્છ દેશ' કોને ગણવા, એ બાબતમાં લખે છે કે–"મ્લેચ્છો બ્રહ્માવર્ત વગેરે દેશો જીતી લઇને એમાં વસે તો તે મ્લેચ્છ દેશ સમજવો, અને કોઈ આર્ય ક્ષત્રિય રાજા મ્લેચ્છોને જીતી એમના દેશમાં ચાતુર્વર્ણ્યની સ્થાપના કરે અને આર્યાવર્તમાં જેમ ચાંડાલોની વ્યવસ્થા કરી છે તેમ મલેચ્છોની વ્યવસ્થા કરે તો એ મ્લેચ્છ દેશ પણ યજ્ઞીય (યજ્ઞ કરવા લાયક આર્ય) ગણાય." આવું મર્મગ્રાહી દૃષ્ટિબિન્દુ શાસ્ત્રાર્થ–વિચારમાં આવવું જોઇએ.

શાસ્ત્રાર્થવિચારમાં આ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ ઉપરાંત એક મોટી જરૂર ખરા ઊંડા અને ગંભીર અર્થમાં ધાર્મિક દૃષ્ટિબિન્દુની છે. ઉપર જણાવ્યું તેમ, સંસ્કૃતમાં 'ધર્મ' શબ્દ લોકના રિતરિવાજના અર્થમાં વપરાઇ જતો હોવાથી, તેમ જ અધ્યાત્મશાસ્ત્રથી ભિન્ન એવા કર્મકાંડના અર્થમાં પણ સંકોચાઇ ગએલો હોવાથી, ધર્મના વિષયમાં સામાન્ય લોકો જોઇએ તેવી વિશાળ દૃષ્ટિ ધરાવી શકતા નથી. આથી વ્યવહાર અને પરમાર્થ વચ્ચે તેઓ કૃત્રિમ ભેદ પાડે છે, અને અમુક તો અમુક અધિકારીનું જ એવું અતિશય નિયન્ત્રણ કરે છે. જેમકે, વ્યવહારમાં પડેલા ગૃહસ્થે જાણે સંન્યાસધર્મ બિલકુલ પાળવાનો જ ન હોય, જ્ઞાનની તો જાણે સંન્યાસી થયા વિના આશા જ રાખી ન શકાય, શંકરાચાર્યે મનીષાપંચકમાં ઢેડ સાથે પણ આત્મભાવ અનુભવ્યો એ આત્મભાવ તરફ ગૃહસ્થે તો જાણે મુખ પણ કરવાનું ન હોય–એવી એવી ભ્રાન્તિઓ પ્રવર્તે છે. મનુષ્યજન્મ દુર્લભ છે, એ પ્રાપ્ત થયા પછી આખો જન્મારો કર્મકાંડના વિધિ–નિષેધ પાળવામાં જ ગાળવો, સંન્યાસ ન લઇ શકાય તો સંન્યાસની ઝાંખી પણ ન કરવી એ સ્થિતિ ખરા ધાર્મિક હૃદયને માટે વિષમ છે. ઉદય પામતા પહેલાં ઉદયગિરિની પાછળ રહીને સૂર્ય જેમ પૃથ્વીને ઉજાળે છે, તેમ આપણાં અધ્યાત્મશાસ્ત્ર પણ ધર્મશાસ્ત્રને ન ઉજાળે ? ×

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

× "વસંત" સંવત ૧૯૮૮ શ્રાવણ—ભાદ્રપદ પૃ. ૨૦૫

# અંત્યજોની અસ્પૃશ્યતા

(નોંધઃ- સુરતના સ્નેહસમાજ તરફથી ગઈ આશ્વિન કૃષ્ણ ચતુર્દશીએ 'અંત્યજોની અસ્પૃશ્યતા' પર ચર્ચા થઈ હતી. સભાનું પ્રમુખસ્થાન પ્રો. વ્યોમેશચંદ્ર જ. પાઠકજી. એમ. એ. એલ. એલ. બી. બાર-એટ-લૉ-ને આપવામાં આવ્યું હતું. સભામાં રા. રા. મનુભાઇ ચં. પંડ્યા, એમ. એ. બી, એસ. સી. એલ.એલ. બી. સોલીસીટર; રા. રા. જ્યોતીન્દ્ર હ. દવે, એમ એ; પ્રો. મંગેશરાવ જ. પાઠકજી એમ. એ. એલ. એલ. બી. વગેરેની હાજરી હતી. ચર્ચામાં બેઉ પક્ષ રજૂ થયા હતા. સંસ્કૃતના વિદ્વાનો તેમ જ શાસ્ત્રના અભ્યાસીઓની સારી સંખ્યા ત્યાં એકત્રિત થઈ હતી. તેથી અસ્પૃશ્યતાનું આપણાં શાસ્ત્રો કેટલે અંશે અને કયા સ્વરૂપમાં સમર્થન કરે છે તે તરફ આખી ચર્ચામાં વિશેષ ધ્યાન આપવામાં આવ્યું હતું. ત્યાં પ્રથમ વંચાયેલો મુખ્ય નિબંધ નીચે છાપ્યો છે.)

"પ્રમુખ મહાશય, બન્ધુઓ અને બહેનો,

'અન્ત્યજોની અસ્પૃશ્યતા' એ આજનો વિષય છે. પહેલાં એ પરત્વે જેને વિપ્રતિપત્તિ કહે છે તે શું છે તે નક્કી કરીએ. વિમત અથવા જેને માટે મતભેદ છે એવું શું છે? હિંદુસમાજના ચરમ વર્ણ શૂદ્રોનો એક ભાગ જે અન્ત્યજો કહેવાય છે તે અસ્પૃશ્ય છે. અસ્પૃશ્ય એટલે જેના સ્પર્શથી અડકનારને શાસ્ત્રવિહિત સ્નાન આવશ્યક છે તે. આ વિષયમાં આપણા સમાજનું અનુમાન છે કેઃ—

शूद्रैकदेशाः जातितः, सान्वयं, अनन्तकालं, अस्पृश्याः, अन्त्यजत्वात् ।

(શૂદ્રોનો એક ભાગ જાતિથી, વંશપરંપરા માટે, અનન્તકાલ સુધી, અસ્પૃશ્ય છે; કેમકે તે અન્ત્યજ છે.)

પ્રથમ એ બતાવવાનો પ્રયત્ન કરશું કે હાલ જે અસ્પૃશ્યતા ચાલે છે તેને પ્રમાણભૂત ગણાતા શાસ્ત્રગ્રંથોનો ટેકો નથી; પણ એ પ્રમાણભૂત ગ્રંથો કયા? આર્યસમાજીઓ એકલા વેદને જ પ્રમાણગ્રન્થ ગણે છે. સનાતનીઓને આ માન્ય નથી. વળી શ્રી શંકરાચાર્ય જે વાતમાં અમુક ઉપનિષદ્‌ને પ્રમાણ માને ત્યાં જ શ્રી રામાનુજાચાર્ય વિષ્ણુપુરાણ બતાવે અને કહે કે તે તો વેદની સુધારેલી પુનરાવૃત્તિ છે, અને શ્રી વલ્લભાચાર્ય તે જ જગ્યા પર ભાગવતનું પ્રમાણ ટાંકશે. એ તો ઠીક, પણ શ્રી શંકરાચાર્યની નિંદા પદ્મપુરાણમાંથી અને વિષ્ણુ ભગવાનની શિવપુરાણમાંથી કાઢી ખંડન કરવાના પરસ્પર પ્રયાસો પણ પ્રચલિત છે. ઉપરાંત એક જ વસ્તુ પર માન્ય થયેલા ભિન્ન શાસ્ત્રકારોના મતમાં પણ ફેર હોય છે. તેમાં આપણી એક એ ખાસિયત છે કે દરેક વસ્તુની એકવાક્યતા કરવી. કોઈક વાર તે શક્ય હોય છે. અધિકારભેદથી વિરોધ દૂર કરી શકાય છે એ ખરું, પણ ઘણુંખરું એક વસ્તુ પર એક જણ ભાર મૂકે અને બીજી વસ્તુ પર બીજો ભાર મૂકે એટલે મતાન્તરોની ઉત્પત્તિ થાય છે; આ જ ન્યાયે બાદરાયણના બ્રહ્મસૂત્ર પર આપણી પાસે દશ ભાષ્યો આવ્યાં છે. જે કાલાતીત વિષયો હોય અને જેમાં આખી માનવજાતિનો વિચાર જ પ્રાધાન્ય ભોગવતો હોય ત્યાં કાળનું તત્ત્વ અવગણી શકાય અને વિભિન્ન મતોની એકવાક્યતા

અધિકારીભેદથી સંભવી શકે. બીજા ઘણા વિષયોમાં કાળનું તત્ત્વ જ મોટું સ્થાન પામતું હોવાથી મતાન્તરોમાં જણાતો વિરોધ સંયોગ, આવશ્યકતા વગેરે કાળનાં જુદાં જુદાં અંગોની મદદથી જ સમજાવી શકાય. અહીં જણાવી દેવું જોઇએ કે આપણામાં ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરવાની પ્રથાને હજુયે પૂરતું માન અપાયું નથી. જો એ પદ્ધતિનો અમલ બરાબર કરીએ તો ઘણા વિરોધો સહેલાઇથી શમી જાય.

સનાતનીની દૃષ્ટિએ વિચાર કરીએ તો ધર્મની બાબતમાં મનુ–પરાશર–યાજ્ઞવલ્ક્ય–ગૌતમ–વસિષ્ઠ–બોધાયન–અંગિરા–અત્રિ વગેરે પ્રમાણ છે. સનાતનીઓ રૂઢિવાદી ને શાસ્ત્રવાદી છે માટે તેમના જ પ્રમાણગ્રન્થો શું કહે છે તે પણ વિગતવાર જોઇશું. મનુસ્મૃતિમાં ધર્મની વ્યાખ્યા નીચે મુજબ છે :—

विद्वद्भिः सेवितः सद्भिः, नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातः यो धर्मस्तं निबोधत ॥ मनुः २: १:

(નિરંતર રાગ અને દ્વેષથી રહિત રહેનારા વિદ્વાન અને સંત પુરુષોથી સેવાયલો અને તેમના હૃદયથી શ્રેયનું સાધન મનાયલો એવો જે ધર્મ તેને તમે ધ્યાન આપીને સાંભળો.) ધર્મની આ પ્રમાણે વ્યાખ્યા આપ્યા બાદ તેનું લક્ષણ જણાવતાં મનુ ભગવાન કહે છેઃ—

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद् धर्मस्य लक्षणम् ॥ मनुः २ : १२ :

(શ્રુતિ, સ્મૃતિ, સંત પુરુષોના આચાર અને પોતાના આત્માને જે પ્રિય અને શુદ્ધ લાગે તે–આમ ધર્મનાં આ ચાર પ્રત્યક્ષ લક્ષણ છે.) અને પછી ઉમેરે છે કેઃ—

अर्थकामेष्वसक्तानां धर्मं ज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ मनु : २ : १३ :

(પૈસા અને વ્યાવહારિક કામભોગમાં જેના ચિત્તની આસક્તિ નથી તેમને માટે તો આન્તરજ્ઞાન એ જ ધર્મ એવું વિધાન છે. ધર્મને જાણવાની ઇચ્છા રાખનારા બીજાઓને માટે શ્રુતિ એ પરમ પ્રમાણ છે.) એવા એ વેદમાં એટલે કે સંહિતામાં અન્ત્યજોની અસ્પૃશ્યતાનું નામનિશાન પણ નથી. ઋગ્વેદના પુરુષસૂક્તમાં એક વિરાટ્ સ્વરૂપ કલ્પ્યું છે તેમાં ચાતુર્વર્ણ્યના ચાર જુદા જુદા વર્ણો તે વિરાટ્ સ્વરૂપનાં અંગો છેઃ—

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
उरू तदस्यासीद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

(બ્રાહ્મણ તે વિરાટ્ પુરુષનું મુખસ્થાન છે, ક્ષત્રિય તેના હાથ મનાયા, વૈશ્ય તેનું ઊરુસ્થાન થયા અને તેના પગમાંથી શૂદ્રની ઉત્પત્તિ થઇ.) આર્યપ્રજાએ બહારથી કે અહીં રહીનેજ–ગમે તે માનો—દાસ અથવા કૃષ્ણ વર્ણની પ્રજા ઉપર વિજય મેળવ્યો, તેમને પોતાના દાસ બનાવ્યા અને આખરે ત્રૈવર્ણિક પ્રજાએ ચાતુર્વર્ણ્ય કરી તેમની હિન્દુમાં ગણના કરી. આ ચોથો વર્ગ તે શૂદ્ર. ઋગ્વેદની ઋચામાં પણ આમ તેમને વિરાટ્સ્વરૂપના અંગનું સ્થાન મળ્યું છે. ઐતરેય બ્રાહ્મણમાં વિશ્વામિત્રના પચાસ મોટા પુત્રો બાપની આજ્ઞા

પ્રમાણે શુનઃશેપને મહાન્ વ્યક્તિ ગણવાને તત્પર ન હોવાના કારણે પિતાનો શાપ પામ્યા તે દિવસથી અન્ત્યજ બની ગયા એટલો ઉલ્લેખ છે. વિશ્વામિત્રે નીચે પ્રમાણે શાપ આપ્યો હતોઃ—

अन्तान्वः प्रजा भक्षीष्ट इति । त एते अन्ध्राः पुण्ड्राः शबराः पुलिन्दाः मूतिबा इत्युदन्त्या बहवो वैश्वामित्रा दस्यूनां भूयिष्ठाः । ऐतरेय ब्राह्मणः ७ : १४ :

(તમારી પ્રજા અંતનો આશ્રય કરનારી અથવા અંત્યજ થાઓ. તે પછી તેઓ અંધ્ર, પુંડ્ર, શબર, પુલિન્દ, મૂતિબ વગેરે સંખ્યાબંધ અંતનો આશ્રય કરનારા અંત્યજ થયા જેઓ દસ્યુસમૂહમાં વિશ્વામિત્રના વંશજ છે.) આમાં તેઓ અસ્પૃશ્ય થયા એમ કહેવામાં આવ્યું નથી. આ અવતરણ પ્રમાણે અનાર્ય દસ્યુઓની ઘણી જાતોને વિશ્વામિત્રના વંશજ બનાવી કિંચિત્ ભ્રષ્ટ થયેલા છતાં પણ આર્યો જણાવવાની ઉત્કંઠા છે.

ધર્મશાસ્ત્રોના સમયમાં આર્ય અને અનાર્ય એવા બે શબ્દો દૃષ્ટિગોચર થાય છે. તેમાં આર્યના ત્રૈવર્ણિક અને શૂદ્ર એવા બે વિભાગ પાડવામાં આવ્યા છે. ત્રૈવર્ણિક એટલે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, અનાર્ય એટલે વર્ણાશ્રમધર્મ રહિત અથવા હિંદુ જાતિથી બહિષ્કૃત, જેવા કે મ્લેચ્છ, યવન વગેરે. ટૂંકમાં શૂદ્રસહિત ચાતુર્વર્ણ્ય તે આર્યપ્રજા અને વર્ણાશ્રમધર્મરહિત તે અનાર્યપ્રજા, એમ આપણા પૂર્વજો માનતા. હાલમાં જે કેટલીક વર્ણાશ્રમધર્મરહિત અ-હિંદુ પ્રજા પોતાને આર્ય કહાવે છે અને ચાતુર્વર્ણ્યમાંના કેટલાકને આર્ય, બીજાને દ્રાવીડિયન, કોઈકને મોંગોલિયન–વગેરે કલ્પનાઓ આપણા પૂર્વજોને અનુકૂળ ન હતી.

આટલી ભૂમિકા પછી આપણે મૂળ પ્રશ્ન તપાસીએ. કોઈ પણ જાતિને અસ્પૃશ્ય માનવાનું મુખ્ય કારણ નીચેના અંગિરા મુનિના શ્લોકમાં છે:—

आलापाद् गात्रसंस्पर्शाद् निःश्वासात् सहभोजनात् ।
एकशय्यासनाद् यानात् पापं संक्रमते नृणाम् ॥

(માણસમાં નીચેના ૭ પ્રકારના સંસર્ગથી પાપનું સંક્રમણ થાય છેઃ વાતચીતથી, શરીરના સ્પર્શથી, સાથે બેસવાથી લાગતા શ્વાસથી, સહભોજનથી, એક શય્યામાં સુવાથી અને તેના વાહનમાં બેસવાથી.) સંસ્કારથી અશુદ્ધ વ્યક્તિ સાથે આ ૭ જાતના વ્યવહાર કરવાથી વ્યવહર્તામાં અશુદ્ધ વ્યક્તિના પાપનું સંક્રમણ થાય છે. આ જ વાત મનુ ભગવાન આવી રીતે કહે છે:—

संवत्सरेण पततति पतितेन सहाचरन् ।
याजनाध्यापनाद् यौनान्नतु यानासनाशनात् ॥ मनु : ११ : १८० :

(પતિત એટલે મહાપાતકી સાથે વ્યવહાર રાખવાથી માણસ પોતે એક વર્ષમાં પતિત થઈ જાય છે. ફક્ત તેના વાહનમાં બેસવાથી કે જોડે બેસવાથી કે સહભોજનથી જ નહિ પણ તેને યજ્ઞ કરાવવાથી ભણાવવાથી અને તેની સ્ત્રી સાથે ગમન કરવાથી પણ માણસ ઉપર પ્રમાણે પતિત થાય છે.) આમાં પતિત હોવાના કારણે સંસ્કારવિહીન બનેલી પ્રજા સાથે સંબંધમાં આવવાથી થતા દોષોનું નિરૂપણ કર્યું છે.

આધુનિક અસ્પૃશ્યતા આપણે કયા પાયા ઉપર રચી છે તે હવે જોઈએ. એમાં તો અમુક વર્ગો જાતિતઃ સાન્વય અને અનન્ત કાલને માટે અસ્પૃશ્ય છે. એમાં ગુણ અને કર્મ માટે

અવકાશ જ રહ્યા નથી. આપણા પૂર્વજોને જાતિ જેટલાં જ ગુણકર્મ પણ અભિપ્રેત હતાં એ વાત સિદ્ધ કરવાને આપણે બહુ દૂર જવું પડે તેમ નથી. ગીતામાં જ ભગવાનનું વચન છે કેઃ-

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

(ગુણ અને કર્મના વિભાગ પર ધ્યાન આપીને મેં ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન કર્યું.) આ વાક્યમાં ચાતુર્વર્ણ્યની ઉત્પત્તિ ગુણકર્મથી—પછી તે ભલે પૂર્વજન્મનાં હોય કે આ જન્મનાં હોય તેની અહીં તકરાર જ નથી—બતાવી છે. વળી આપણું પ્રખ્યાત વાક્ય

जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।

(જન્મથી માણસ શૂદ્ર થાય છે, દ્વિજ તો સંસ્કારથી થાય છે.) તે પણ સંસ્કારના બહિરંગ ગુણકર્મ ઉપર જ ભાર મૂકે છે.

અંત્યજત્વનું આરોપણ કરીને કઇ જાતિને આપણે અસ્પૃશ્ય ગણીએ છીએ તે જરા જોઇએ. ગુજરાતમાં ખાસ કરીને ઢેડ, ભંગી, ચમાર વગેરે અંત્યજ કહેવાય છે. તેમને અસ્પૃશ્ય પણ ગણવામાં આવે છે. પરંતુ આપણા ધર્મશાસ્ત્રમાં અંત્યજ કોને લેખવામાં આવ્યા છે તે તપાસીએ. મનુસ્મૃતિ ઘણી જૂની છે પણ તેમાં અંત્યજોની ટીપ આપી નથી. બ્રાહ્મણને હાથપગ અંત્યજ ભાંગી નાખે તો રાજાએ તેનો પણ હાથપગ ભાંગી નાખવો આવી સૂચના એમાં છે ખરી!

येन केनचिदंगेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ।

छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥ मनु ८: २७९:

પણ મનુસ્મૃતિ કરતાં ઘણી આધુનિક એવી યમસ્મૃતિમાં અંત્યજોની ટીપ છે. જેમ વૈશેષિકો

द्रव्यगुणकर्मसामान्यविशेषसमावायाभावाख्याः पदार्थाः सप्तैव ।

એમ સાત જ માને છે તે પ્રમાણે નીચેના સાતને જ અંત્યજો ગણવા એમ યમસ્મૃતિમાં છે. પરાશર ધર્મસંહિતાના પ્રાયશ્ચિત્તકાંડમાં સાયણાચાર્ય યમસ્મૃતિનું આ જ અવતરણ આપે છેઃ-

रजकश्चर्मकारश्च नटो बुरुड एव च ।

कैवर्तमेदभिल्लाश्च सप्तैते अन्त्यजाः स्मृताः ॥ यम. ३३

(ધોબી, મોચી, નટ કે ભવૈયો, મ્લેચ્છની બુરુડ નામની જાતિ, માછી, મ્લેચ્છની મેદ નામની જાત અને ભીલ આ સાતને અંત્યજ માનવા.) આ સાતમાંના બુરુડ અને મેદ લોકો મ્લેચ્છ હોવાથી અનાર્ય છે. ઐતરેય બ્રાહ્મણમાં અનાર્યોને આર્યના વંશજ ગણવાની ઉત્કંઠા બતાવી છે તેને અહીં કેટલાક અનાર્યોને ધીમે ધીમે હિન્દુ સમાજમાં દાખલ કરી અંત્યજોનું સ્થાન આપ્યું છે તેથી ટેકો મળે છે. એ સાતમાંથી બુરુડ અને મેદને તો આપણે હવે ઓળખી શકીએ એમ નથી. ભીલ સાથે પણ ઘણા ગાઢ સંબંધમાં આવતા નથી. બાકી રહેલા ચારમાંના કોઇને પણ આપણે હાલ અસ્પૃશ્ય માનતા નથી. ઊલટું ઢેડ ભંગી વગેરે બીજા જ વર્ગોને આપણે અસ્પૃશ્ય ગણીએ છીએ! હવે અન્ત્ય-અન્ત્યજ-અને અન્ત્યાવસાયીમાં કંઇ પણ ફેર ન ગણીએ તો નીચેના સાતની ટીપને પણ અન્ત્યજમાં ગણી શકાયઃ

चण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहकस्तथा ।
मागधायोगवौ चैव सप्तैतेऽन्त्यावसायिनः ॥

(ચંડાળ–શ્વપચ–ક્ષત્તા–સૂત–વૈદેહક–માગધ અને આયોગવ, આ સાત જાતિને અન્ત્યાવસાયી માનવી.) આમાં કેટલીક અનાર્ય જાતિ અને બાકીની પ્રતિલોમ લગ્નોના તિરસ્કારથી અન્ત્યાવસાયી ગનાઇ છે. પ્રતિલોમ લગ્નોની સંતતિને અસ્પૃશ્ય માની તેમનો તિરસ્કાર કરીએ તે હવે ચાલે તેમ નથી. આ શ્લોકમાંની બીજી અનાર્ય જાતિને આપણે ઓળખતા નથી. નવી અનાર્ય જાતિઓ નવી સંસ્કૃતિનો સ્વાંગ ધરી આપણી વચ્ચે છેલ્લા થોડા સૈકામાં આવી છે તેને આપણે અસ્પૃશ્ય ગણતા નથી. આપણે આગળ જોઇશું કે અંત્યજોની ટીપ જે સ્મૃતિમાં આપી છે તેમાં જ તેમની સાથે સ્પર્શવ્યવહારનો નિષેધ કર્યો નથી. મનુસ્મૃતિ પણ અંત્યજોની ટીપ ન આપતાં જાતિથી અસ્પૃશ્ય તો ફક્ત ચાંડાલને જ ગણે છે. ને એ ચાંડાલ હિન્દુ નહિ પણ અનાર્ય હતો તે પણ આપણે જોઇશું. સારાંશ કે અસલ ફક્ત નીચા ગુણકર્મવાળી અનાર્ય અને અહિંદુ જાતિઓ જ અસ્પૃશ્ય ગણાતી.

આપણે ઢેડ–ભંગીને અસ્પૃશ્ય ગણીએ છીએ, તેમનો ધંધો લગભગ બધાને નીચો લાગે છે છતાં તેમની અંત્યજોની ટીપમાં ગણના કેમ નથી કરી એની નવાઇ લાગશે. આના ખુલાસામાં કેટલાક એમ કહે છે કે મલવહન કરવાનો ધંધો આધુનિક છે અને પુરાતન સમયમાં મલનો ઉત્સર્ગ કરવા લોકો ગામબહાર ખેતરમાં જ જતા એટલે આ ટીપમાં ઢેડ–ભંગીનું નામ નથી. પરંતુ આ વાત સંસ્કૃત જાણનારને ગળે ઊતરે એવી નથી. સંસ્કૃતમાં ઢેડભંગીને માટે **शौचिक, संमार्जक, खलपू, बहुकर, मलवाह, मलापकर** વગેરે ઘણા શબ્દો છે. તે તે શબ્દોની વ્યુત્પત્તિ પરથી જ તે લોકો શું કરતા હશે તેનું ભાન સહજ થઈ શકે છે મલોત્સર્ગ કરવાની જગ્યા માટે **शौचस्थानं–शौचकूपः–उच्चारप्रस्रावस्थानं** વગેરે શબ્દો યોજાયા છે. અમરકોશ ઘણો જૂનો છે તેમાં પણ ઢેડ–ભંગી માટે

खलपूः स्याद् बहुकरः ।

એવી કારિકા છે અને એ કોશની ટીકામાં લખ્યું છે કેઃ—

खलपूः बहुकरः इति संमार्जनादिकारिणः नामनी ।

સિદ્ધાન્ત કૌમુદીમાં खलपू શબ્દની વ્યુત્પત્તિ કેમ કરવી તે પણ બતાવ્યું છે. આ બધા પરથી એટલું સ્પષ્ટ થાય છે કે સ્મૃતિઓના સમયમાં પણ ઢેડભંગીઓ હતા ખરા.

અત્રિસંહિતામાં માણસના નીચેના બાર મલ જણાવ્યા છેઃ–

वसाशुक्रमसृङ्मज्जामूत्रविट्कर्णविण्णखाः ।
श्लेष्मास्थिदूषिकाः स्वेदो द्वादशैते नृणां मलाः ॥ अत्रिः ३१ :

(ચરબી, રેતસ્, લોહી, હાડકાંનો ગર, મૂત્ર, મળ, કાનનો મેલ, નખ, કફ, હાડકાં, આંખના વિકારથી ગળતો રસ અને પરસેવો–આ બાર માણસના મળ સમજવા.) આ દ્વાદશ મળમાંથી કોઇ પણ એકનો સંપર્ક થતાં તાત્કાલિક અશુદ્ધિ થાય છે. યાજ્ઞવલ્કયના નીચેના શ્લોકમાં ગણાવેલી કોઇ પણ પ્રકારની શુદ્ધિથી એ તાત્કાલિક અશુદ્ધિ દૂર થઇ શકે છેઃ

कालोऽग्निः कर्म मृद् वायुर्मनो ज्ञानं तपोबलम् ।
पश्चात्तापो निराहारः सर्वेऽमी शुद्धिहेतवः ॥ याज्ञः ३: ३०:

( સમય, અગ્નિ, સત્કર્મ, માટી, વાયુ, શુદ્ધ મન, જ્ઞાન, તપોબળ, પશ્ચાત્તાપ અને ઉપવાસ, આમ દશ પ્રકારની શુદ્ધિ થાય છે. ) માણસનું આખું શરીર મળથી જ બનેલું છે, મળની સાથે તેને હરેક પળે કામ પડે છે અને શારીરિક તથા માનસિક શુદ્ધિથી જ તે તે કામની લાગેલી તાત્કાળિક અશુદ્ધિ દૂર થઈ શકે છે. માતા પોતાના પુત્રના મલનું વહન કરે છે, દરદીના મલનું વહન કરવું એમાં સારવારનું પુણ્ય કહ્યું છે તો આખા સમાજની માતારૂપે સેવા કરનારો ભંગી પોતાના કાર્યની સમાપ્તિ પછી શુદ્ધ થયો હોય તોપણ સર્વદા જાતિથી જ અશુદ્ધ મનાય એ તો આપણા શાસ્ત્રની મર્યાદાનું ચોખ્ખું ઉલ્લંઘન જ કહેવાય. ભંગીને માટે અમરકોશમાં આપેલા શબ્દો બહુ સૂચક છે. खल એટલે મલ, તેનું વહન કરીને તે સ્થાનને પાવન કરનારો खलपू અને બહુકર એટલે સમાજના હિતને માટે અનાકર્ષક સેવા ઉઠાવી ઘણું ઘણું કરનારો, આ શબ્દપ્રયોગો જ ઢેડભંગીની કંઈક પ્રશંસા કરે છે. કદાચ તેથી જ તેમની અંત્યજની ટીપમાં ગણના કરી નહિ હોય.

મનુસ્મૃતિના સમયમાં લોકો મલોત્સર્ગ કરવા ગામબહાર ખેતરમાં જ જતા એવી માન્યતા પણ ભૂલભરેલી છે. મનુ ભગવાન એ બાબતમાં કહે છે કે :

न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।
न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ मनुः ४: ४६:

( ખેડેલા ખેતરમાં, પ્રાણીમાં, લાકડાની ભારી ઉપર, પર્વત ઉપર, જીર્ણ થઈ ગયેલા દેવસ્થાનમાં કે માટીના કીડીઆરા ઉપર કોઈપણ વખતે મલોત્સર્ગ કરવો નહિ. ) અને પછી કદાચ શૌચકૂપમાંથી સાફ કરતા ખલપૂને સલાહ આપતા હોય તેમ જણાવે છે કે વહન કરેલો મલ ગમે ત્યાં નાખવો પણ નદી કે તળાવમાં કદાપિ ન નાખવોઃ—

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् । मनुः ४: ५६:

મનુ ભગવાનને આવી સૂચનાઓ આપવી પડી છે તેમાં નવાઈ નથી. મહત્ત્વની બાબતો પર ધ્યાન ખેંચવું એ શાસ્ત્રકારોનો ધર્મ છે, ને તેથી જ સમાજજીવનના સૌખ્ય-પરત્વે ઘણી જ ઝીણી ઝીણી વાતો લખવી પણ તે ચૂકતા નથી. એક્કો વસાવવો કે બળદગાડી, ગાડીને બળદ કેવા અને કેટલા જોડવા તેમાં પણ તેઓ સલાહ આપે છે. અલબત્ત, કેટલીક બાબતોમાં આજે આપણે તેમની સલાહ માનતા નથી. હારમોનિયમ વગાડી નાહવું જોઈએ; કેમકે સૂર ઉપર હાડકાં જડેલાં હોય છે એમ જો કોઈ કહે તો મનુસ્મૃતિ ઊંચી મૂકવાની વાત જ શરૂ થઈ જાય ! મનુ ભગવાને કહેલી કેટલી વસ્તુ આપણે નથી કરતા તેની પણ એક ભયંકર ટીપ કરી શકાય એમ છે; પણ તે અત્રે પ્રસ્તુત નથી. હકીકત એ છે કે ધર્મશાસ્ત્રમા લખ્યું છે તેથી આપણે અંત્યજોને અસ્પૃશ્ય માનતા નથી. ધર્મશાસ્ત્રમાંથી ધાર્યા કરતાં કંઈક જુદું જ નીકળે—અને ઘણી વાર તેમ જ બને છે—તોપણ કેટલાક અજ્ઞાનથી તો કેટલાક દુરાગ્રહથી પોતાનો મત ફેરવી નાખતા નથી. બીજી બાજુ યુવકવર્ગના મોટા ભાગનું એમ પૂછવું છે કે દરેક વાતમાં જો મનુ—પરાશર કે આપસ્તંબના જમાનાના વિચારો પ્રમાણે જ ચાલ્યાં કરશો તો પછી આપણે જાતે કયે દિવસે સમાજ-

વિચારણા કરતા થઈશું ? આ ટીકામાં આપણા ધર્મશાસ્ત્રની કંઈક અવગણના છે ખરી, પણ તેનું એક કારણ એ છે કે આપણે સંયોગ અને આવશ્યકતાને લીધે દાખલ થયેલાં કેટલાંક તત્ત્વોને ઐતિહાસિક દૃષ્ટિથી જોતા નથી.

હવે યમસ્મૃતિમાં ગણાવેલા ધોબી મોચી વગેર અંત્યજો અસ્પૃશ્ય છે કે નહિ તે જોઈએ. ઢેડ-ભંગીને તેમાં ગણાવ્યા પણ નથી. ધોબી મોચી વગેરેને ગણાવ્યા છે, પણ તેમને આપણે અડકીએ છીએ. તેઓ અંત્યજ છે તેથી શાસ્ત્રની દૃષ્ટિએ તેઓ અસ્પૃશ્ય છે કે કેમ તે પણ જાણવા જેવું છે. યમસ્મૃતિમાંથી તેમની ટીપનો ઉતારો લીધો, તેમાં જ અંત્યજો સાથે માત્ર નીચેના વ્યવહાર નિષિદ્ધ માનેલા છે :-

मुक्त्वा चैषां स्त्रियो गत्वा पीत्वापः प्रतिगृह्य च ।

कृच्छ्रान्दमाचरेज्ज्ञानाद् अज्ञानाद् ऐन्दवद्वयम् ॥ यमः ३४:

(જાણી જોઈને જો તેમની સાથે ભોજન કરાયું હોય, તેમની સ્ત્રી સાથે ગમન કર્યું હોય, તેમનું પાણી પીધું હોય કે તેમનું દાન લીધું હોય તો એક વર્ષ સુધી વ્રત આદરવું— અજાણતાં તેમ થાય તો બે માસ વ્રત કરવું.) આમાં તેમના સ્પર્શથી સ્નાન કરવું એવો કોઈ પણ પ્રકારનો આદેશ નથી. મનુસ્મૃતિમાં તો નથી અંત્યજની વ્યાખ્યા, નથી તેમની ટીપ કે નથી તેમના સ્પર્શથી વિહિત સ્નાન. આપણે ધોબીમોચીને અડકીને સ્નાન કરતા નથી તે મનુસ્મૃતિ પ્રમાણે બરાબર છે ! કેટલીક સ્મૃતિમાં ધોબીમોચીને ન અડકાય એવા આડકતરા ઉલ્લેખ છે, પણ હાલના સંયોગોમાં તેમ કરવું અનુકૂળ ન હોવાથી તેમને આપણે સગવડને ખાતર મૂંગે મોએ જતા કર્યા છે. એક દાખલો જોઈએ. આપસ્તંબ-સ્મૃતિમાં રજસ્વલા સ્ત્રીને માટે નીચે પ્રમાણે વચન છે :

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।

तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥

(પ્રથમ દિવસે તે સ્ત્રી ચંડાલ સરખી, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનાર જેવી, ત્રીજે દિવસે ધોબણ જેવી (અસ્પૃશ્ય) —અને ચોથે દિવસે શુદ્ધ થયેલી જાણવી.) રજસ્વલા સ્ત્રી ત્રીજે દિવસે પણ અસ્પૃશ્ય એટલું જ નહિ પણ ધોબણના જેવી અસ્પૃશ્ય છે, એવું વિધાન છે. સારાંશ કે, ધોબી પણ અસ્પૃશ્ય ગણાય એવો ધ્વનિ અંદર છે જ, પણ એને આપણે માન કદી આપ્યું નથી.

જેના સ્પર્શથી શાસ્ત્રવિહિત સ્નાન છે તેમાં આપણે મનુભગવાનને અનુસરીએ છીએ. મનુસ્મૃતિ એ તો સનાતનીઓનું ધર્મશાસ્ત્ર છે. સ્વાયંભુવ મનુ બ્રહ્માના પુત્ર કહેવાય છે. એઓ કહે છે કે આ શાસ્ત્ર સર્વજ્ઞ બ્રહ્માએ પોતાના શ્રીમુખથી મને કહ્યું:

इदं शास्त्रं तु कृत्वासौ मामेव स्वयमादितः ।

विधिवद् ग्राहयामास मरीच्यादींस्त्वहं मुनीन् ॥ मनुः १: ५८:

(બ્રહ્માએ આ શાસ્ત્ર બનાવીને પહેલેથી પોતે મને વિધિ પ્રમાણે શીખવ્યું અને મેં પછી તે તે મરીચિ વગેરે મુનિઓને જણાવ્યું.) મનુ ભગવાનને સર્વજ્ઞ-સર્વજ્ઞાનમય પણ કહેવામાં આવ્યા છે.

यः कश्चित् कस्यचिद् धर्मो मनुना परिकीर्तितः ।

स सर्वोऽभिहितो वेदे, सर्वज्ञानमयो हि सः ॥ मनुः २ः ७ः

( કોઇને માટે કોઈ પણ ધર્મ જે મનુએ વર્ણવ્યો છે તે બધાનું મૂળ વેદમાં છે; કારણ કે મનુ ભગવાન સર્વજ્ઞ છે. ) મનુ ભગવાન માટેનો પૂજ્યભાવ અદ્યાપિ હિંદુ સમાજમાં કાયમ છે. કેવળ અંગ્રેજી શિક્ષણ જ લીધું હોય એવા હિંદુઓને કંઇક નવાઇ લાગે એવું છે કે હજી પણ આપણે તેણે જણાવેલા બધાને અક્ષરશઃ અસ્પૃશ્ય ગણીએ છીએ. તે ઉપરાંત જઇને કેટલાકને નાહક અસ્પૃશ્ય માનીએ છીએ તે ન્યાય્ય નથી તેમ શાસ્ત્રવિહિત પણ નથી, એ સનાતનીઓને કહેવાની જરૂર ન હોય છતાં હવે કહેવું પડે છે. મનુસ્મૃતિમાં નીચેના ૭ જણને અડકયા પછી સ્નાન કરવાનું ફરમાવ્યું છે :

दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।

शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुध्यति ॥ मनुः ५ः८५ः

( ચંડાળ, રજસ્વલા, બ્રહ્મહત્યા, સુરાપાન માતૃ-સ્વસૃ-ગમન વગેરે મહાપાતક કરનારો, પ્રસવ આપનારી સ્ત્રી, મૃતશરીર, અને તે પાંચેના સ્પર્શ કરનારા—આટલા ૭ જણના સ્પર્શથી સ્નાન કર્યા બાદ શુદ્ધિ પ્રાપ્ત થાય છે. ) મેધાતિથિ દિવાકીર્તિનો અર્થ ચંડાળ કરે છે અને બીજા પાંચ ટીકાકારો તેને અનુસરે છે. ઉદક્યાનો અર્થ રજસ્વલા કર્યો છે. સર્વજ્ઞનારાયણ પતિતનો અર્થ મહાપાતકી કરે છે અને બીજા ટીકાકારો તેને સ્પષ્ટ ધારી મૌન સેવે છે એટલે પતિતનો અર્થ બ્રહ્મહત્યા-સુરાપાન આદિ પાંચમાંનું ગમે તે મહાપાપ કરનારો થાય છે.

મનુસ્મૃતિને આગળના તેમ જ પાછળના અનેક ધર્મશાસ્ત્રકારો પુષ્ટિ આપે છે. ગૌતમ પોતાના ધર્મસૂત્રમાં જણાવે છે કે—

पतितचांडालसूतिकोदक्याशवस्पृष्टितत्स्पृष्ट्युपस्पर्शेन सचैलं उदकस्नानात् शुध्येत् ।

( મહાપાતકી, ચંડાળ, પ્રસવ આપનારી સ્ત્રી, રજસ્વલા, મૃત શરીર—ના સ્પર્શથી તથા તેમને અડકનારના સ્પર્શથી વસ્ત્ર સાથે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. ) એક બીજી સ્મૃતિ જણાવે છેઃ—

शवचांडालपतितसूतिकोदक्यास्पृष्टितत्स्पृष्टिस्पर्शे स्नानम् ॥

( શવ—ચંડાળ—પતિત—સૂતિકા—રજસ્વલા તથા તેમને અડકનારના સ્પર્શથી સ્નાન આવશ્યક છે. ) યાજ્ઞવલ્ક્ય ફક્ત નીચેના ત્રણ જણના સ્પર્શથી સ્નાનનું વિધાન કરે છેઃ—

उदक्याशौचिभिः स्नायात् संस्पृष्टस्तैरुपस्पृशेत् ।

अब्लिंगानि जपेच्चैव गायत्रीं मनसा सकृत् ॥ याज्ञः ३ः २९ः

याज्ञ. टीकाः—आशौच्चिनः सूतकमृतकाभ्यां अस्पृश्याः ।

( રજસ્વલા તથા સૂતકીના સ્પર્શથી સ્નાન કરવું. અડકેલાને અડકીને આચમન કરવું તથા પાણીની સ્તુતિવાળી ઋચા જપી એક વાર ગાયત્રીનું મનમાં ધ્યાન ધરવું. યાજ્ઞ. ટીકા—આશૌચી એટલે જન્માશૌચ-સૂતક-અને મૃતકાશૌચવાળા. ) પરાશરસંહિતામાં રાત્રે

ચંડાળ–રજસ્વલા–આદિનો સ્પર્શ થાય તો સ્નાન અને બીજાં પ્રાયશ્ચિત્ત જણાવ્યાં છે. તે જ સંહિતામાં અન્યત્ર વચન છે કે—

युगं युगद्वयं चैव त्रियुगं च चतुर्युगम् ।
चाण्डालसूतिकोदक्या पतितानां अधःक्रमात् ॥ पराशरः १२: ५४:

(પતિતથી એક યુગ, રજસ્વલાથી બે યુગ, પ્રસવ આપનારી સ્ત્રીથી ત્રણ યુગ અને ચાંડાલથી ચાર યુગ દૂર રહેવું. યુગ એટલે ચાર હાથ જેટલું અંતર.) વળી પરાશર જણાવે છે કે—

ततः सन्निधिमात्रेण सचैलं स्नानमाचरेद् ।
स्नात्वावलोकयेत् सूर्यं अज्ञानात् स्पृशिते यदि ॥ पराशरः १२: ५५ :

(તેમનો સ્પર્શ ન થયો હોય તોપણ એકલી સંનિધિથી કપડાં સાથે સ્નાન કરવું અને અજ્ઞાનથી સ્પર્શ થાય તો સ્નાન કરીને સૂર્યને જોવો.) ઉશનાનું વિધાન એમ છે કે—

चांडालसूतिकशवास्तथा नारीं रजस्वलाम् ।
स्पृष्ट्वा स्नायाद् विशुद्ध्यर्थं तत्स्पृष्टान्पतितांस्तथा ॥

(ચાંડાલ, સૂતિકા, શવ, રજસ્વલા, મહાપાતકી અને તેમને અડકનારના સ્પર્શથી શુદ્ધિ માટે સ્નાન કરવું.)

મનુભગવાને તથા તેમને પુષ્ટિ આપનારા આટલા અને અત્રે નહિ ઉલ્લેખેલા બીજા અનેક શાસ્ત્રકારોએ જણાવેલા આ ૭ અસ્પૃશ્યોમાંના પાંચ તો તાત્કાલિક અથવા અનિત્ય અશુદ્ધિ પામી પાંચપંદર દિવસમાં પાછા શુદ્ધ થઇ જાય છે, એટલે કે સ્પૃશ્ય બને છે, જાતિથી અસ્પૃશ્ય એવો તો ફક્ત એક ચાંડાલને કહ્યો છે.

ત્યારે એ ચાંડાલ તે કોણ એ પ્રશ્ન ઊભો થાય છે; એનું સહેજ મનન કરીએ. મનુસ્મૃતિમાં ચાંડાલની વ્યાખ્યા આ પ્રમાણે છે:—

शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।
वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः ॥

શૂદ્રથી વૈશ્ય–ક્ષત્રિય અને બ્રાહ્મણ કન્યામાં ઉત્પન્ન થયેલા વર્ણસંકર પુત્રો અનુક્રમે આયોગવ–ક્ષત્તા–અને માણસજાતમાં અધમ એવા ચાંડાળ નામે ઓળખાય છે.) બ્રાહ્મણ–કન્યામાં શૂદ્રથી ઉત્પન્ન થએલા પુત્રને ચંડાળ કહ્યો છે. અનુલોમ લગ્નો શાસ્ત્રવિહિત માન્યાં છે, પણ આપણા સર્વ શાસ્ત્રકારોનો પ્રતિલોમ લગ્નો પ્રત્યે અત્યંત ક્રોધ છે. એકે એક સ્મૃતિકાર એવાં લગ્નને શાસ્ત્રગર્હિત ઠરાવે છે. આ જમાનામાં આપણાથી હવે એ કોપ થઇ શકે તેમ નથી. હિન્દુ હોવા છતાં બ્રાહ્મણકન્યા અને શૂદ્રયુવક 'સિવિલ મેરેજ' કરે તો તેની સંતતિને આપણે હાલના પરદેશી રાજ્યના કાયદા પ્રમાણે ચંડાળ ઠેરવી શકીએ તેમ નથી. હવે પ્રાચીનતાવાદી સનાતનીઓ ગમે તેટલો કોપ કરે તોપણ ભગવાન શંકરાચાર્ય જણાવે છે તેમ:—

नहि साटोपोऽपि डिण्डिमः सविषो भवति ।

[ ડેંડું (સર્પના આકારનું પ્રાણી) ગમે તેટલી ફેણ ઊંચીનીચી કરે તોપણ તે વિષયુક્ત અને તેથી હાનિકારક થતું નથી.] અસ્તુ...બ્રાહ્મણી ને શૂદ્રના પુત્રને મનુએ ચંડાળ કહ્યો છે પણ એ ઉક્તિ સુધારીને બીજી એક જગ્યાએ તેને એ 'બ્રાહ્મણચંડાળ' કહે છેઃ—

यस्तु तत्कारयेन् मोहात् सजात्या स्थितियान्यया ।
यथा ब्राह्मणचण्डालः पूर्वदृष्टस्तथैव सः ॥

(કોઈ બ્રાહ્મણ ચાર જુદા જુદા વર્ણોની સ્ત્રીઓ પરણે અને પોતાની જાતિની બ્રાહ્મણકન્યા હોવા છતાં મોહથી બીજી જાતિની સ્ત્રી ઉપર પક્ષપાત બતાવે તો આગલા અધ્યાયમાં જેમ શૂદ્રથી બ્રાહ્મણકન્યામાં ઉત્પન્ન થયેલા પુત્રને કહ્યો તેમ આ માણસ પણ 'બ્રાહ્મણ ચંડાળ' સમજવો.) આપણે બ્રાહ્મણબ્રુવ–બ્રાહ્મણાપસદ–એવા શબ્દો વાપરીએ છીએ તેમ 'બ્રાહ્મણચંડાળ' શબ્દ પણ તે પુત્રની અધમતા બતાવવાને યોજાયો લાગે છે. કેટલાકનો મત એવો છે કે અમુક ખાસ જાતિ ચાંડાલ મનાતી હતી, પણ તે જાતિનું તો ક્યારનું ય સાવ નિર્મૂલન થઈ ગયું છે. પ્રતિલોમ લગ્નો પ્રત્યે અત્યંત તિરસ્કાર પ્રવર્તતો તેને પરિણામે અનાર્યોની અનેક જુદી જુદી જાતિમાંથી જેની જેની સાથે જે જે વર્ણસંકર પ્રજાનું કિંચિત્ પણ ગુણસામ્ય જણાયું તેને તે તે અનાર્ય જાતિનું અભિધાન અપાયું છે. આમ બ્રાહ્મણીશૂદ્રપુત્ર ચંડાળ કહેવાયો, પણ મનુભગવાન અનાર્ય ચંડાળથી ખાસ જુદો પાડવા તેને બ્રાહ્મણચંડાળ કહે છે. આવી જ રીતે પ્રવ્રજિતનો પુત્ર 'વૈદૂર ચંડાળ' કહેવાય છે.

ये च प्रव्रजितापत्या या चैषां बीजसन्ततिः ।
विदूरा नाम चाण्डाला जायन्ते नात्र संशयः ॥ अत्रिः ८: १८:

(એક વાર પ્રવ્રજિત થએલાનાં અપત્ય અને તેનો બીજો વિસ્તાર વિદૂર ચાંડાલ નામે નિઃસંશય ઓળખાય છે.)

ચંડાળ શબ્દ ઘણો જ તિરસ્કારસૂચક છે. ચંડાળ શબ્દથી અસ્પૃશ્ય તે અનાર્યચંડાલ અને તેના જેવા ગુણવાળા સઘળા, એવું આ બધા ઉપરથી લાગે છે. જેને ચંડાળ કહેવામાં આવ્યા છે તે આખી હિંદુ જાતિથી બહિષ્કૃત મનાય છે, ચાતુર્વર્ણ્યમાંથી નિષ્કાસિત મનાય છે અને મહાપાતકી કરતાં પણ નીચ લેખાય છે. આગળ આપેલા આપસ્તંબ સ્મૃતિના અવતરણમાં:–

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥

રજકી અને બ્રહ્મઘાતિની વચ્ચે જેટલું ઉચ્ચનીચનું અંતર છે તેટલું જ બ્રહ્મઘાતિની અને ચાંડાલી વચ્ચે છે; અર્થાત્ ચંડાળને બ્રહ્મહત્યાં માતૃગમન વગેરે મહાપાતક કરનારાથી પણ નીચો ગણ્યો છે.

પ્રાચીન સમયમાં એવા ઘણા હતા કે જેમને મ્લેચ્છ વગેરે નામો અપાતાં. બોધાયન મ્લેચ્છ શબ્દની વ્યાખ્યા આ પ્રમાણે આપે છેઃ

गोमांसखादको यस्तु विरुद्धं बहु भाषते ।
सर्वाचारविहीनस्तु म्लेच्छ इत्यभिधीयते ॥

(ગોમાંસ ખાય એટલું જ નહિ પણ હિંદુ ધર્મની વિરુદ્ધ બોલી તેની નિંદા કરે, હિંદુઓને સ્વીકાર્ય આહારવિહાર જેને સ્વીકાર્ય નથી અર્થાત્ હિંદુઓના નૈતિક નિયમને પણ જે માનતો નથી એવો માણસ મ્લેચ્છ કહેવાય છે.)

મનુસ્મૃતિ વાંચી ઘણા પુરાવિદો એવા નિર્ણય પર આવ્યા છે કે એ લખાઇ તે સમય 'પેન-હિંદુઇઝમ'નો હતો. ઇ. સ. પૂર્વે એકસો પચાસ વર્ષ ઉપર પુષ્યમિત્ર સેનાપતિના દરબારમાં ભૃગુ નામના એક મહાસમર્થ ઋષિએ એ સ્મૃતિ રચી એમ કેટલાક આધુનિક પંડિતોનું માનવું છે. સેનાપતિ પુષ્યમિત્ર બ્રાહ્મણ હતો એવો પણ કેટલાકનો મત છે. મનુસ્મૃતિ પ્રમાણે હિંદુ જાતિનો ઉચ્ચ ત્રૈવર્ણિક પ્રજાસમૂહ અને તેની સેવા કરનારો શૂદ્ર વર્ગ ગામની અથવા શહેરની વચ્ચે રહે, અન્ત્યજ કહેવાતો હિંદુઓનો નીચો વર્ગ ગામને પાદરે રહે અને એ રીતે **अन्ते भवाः अन्त्याः तेभ्यो जाताः अन्त्यजाः** એ નામની યથાર્થતા સિદ્ધ કરે અને ચાંડાલ મ્લેચ્છ વગેરે ગામની બહાર રહે, આવી ગોઠવણ દેખાય છે. ચાંડાલે રાત્રે ગામમાં ફરવું પણ નહિ એવી પણ મનુભગવાનની સાફ આજ્ઞા છે. મનુસ્મૃતિના સમય કરતાં આપણો સમય કેટલો ફરી ગયો છે તેની કલ્પના કંઇ નહિ તો આટલા પરથી જ આવી શકે એમ છે. પણ એ વિષયમાં અત્રે ઊતરાય એમ નથી.

હવે અંત્યજની ટીપમાં જેનું નામ નથી એવા ઢેડભંગીના સમૂહને હિંદુજાતિથી બહિષ્કૃત ચાંડાલના વર્ગમાં મૂકવા એ યુક્ત છે કે નહિ તેનો વિચાર કરીએ. પ્રથમ તો, એ લોકો હિંદુ છે, હિંદુજાતિથી જરાયે બહિષ્કૃત નથી. બીજું, એ લોકો હિંદુ દેવદેવીને પૂરી શ્રદ્ધાથી માને છે. ત્રીજું, કોઇએ તેમની પતિત એટલે મહાપાતકીમાં ગણના કરી નથી ને કરી શકે તેમ પણ નથી; તો મહાપાતકીથી પણ અધમ ગણાયલા એવા ચાંડાલમાં તેમની ગણતરી કરવાની વાત જ કયાં? ચોથું એ લોકો પણ ઉચ્ચ વર્ણને મળતા જ આચાર-વિચાર પોતાને અનુકૂળ ઘડી તે પ્રમાણે ચાલે છે એટલે તેમને સર્વાચારવિહીન પણ કહેવાય એમ નથી. પાંચમું, તે લોકો હિંદુ ધર્મના વિરોધી નથી એટલું જ નહિ પણ હિંદુ ધર્મના વિકાસમાં ઊલટો તેમનો મોટો ફાળો છે. એક જ ઉદાહરણ લઇએ. દક્ષિણનો દ્રાવિડ ભક્તિ-સંપ્રદાય જાણીતો છે. તેમાં આચાર્યો કરતાં પણ આલ્વારો ઉચ્ચતર સ્થાન ભોગવે છે. એ આલ્વારોમાંના કેટલાક ઘણા જ પ્રસિદ્ધ આલ્વારો ઢેડ જાતિના હતા. ઉપરાંત હિંદુ જાતિ અને હિંદુ દેવાલયોની રક્ષા કરવાના ધર્મકાર્યમાં પણ ઉચ્ચ હિંદુઓ તેમનો આશ્રય આવકારલાયક લેખે છે. હવે આ વર્ગને ચાંડાલની કોટિમાં કોઇ પણ પ્રકારે મૂકી શકાય એમ છે? અને જો એમ ન થઇ શકે તો તેમને અસ્પૃશ્ય કઇ રીતે ગણી શકાય કે કહી શકાય?

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે અસ્પૃશ્યો ગાયને નહિ પણ મરેલી ગાયને પણ ખાય છે, અને કૂતરાંને પણ ખાય છે. આ એક ખોટો આક્ષેપ જ છે. અમુક થોડી વ્યક્તિના દોષથી આખા વર્ગને નીચો પાડવાની આ સાધારણ યુક્તિ છે. ગાંધીજીના આશ્રમમાં ઢેડ લોકોને રાખવામાં આવે છે તે ગોમાંસ તો શું પણ કોઇ પણ જાતના માંસનો ઉપયોગ કરતા નથી. વળી તેઓએ તો દારુ તાડીનો પણ ત્યાગ કર્યો હોય છે. ઢેડ-ભંગીઓ

અસ્પૃશ્ય નથી એમ કહેવાથી એમ સિદ્ધ થતું નથી કે જે ખરેખરા અશુદ્ધ હોય તેમનો પણ સ્પર્શ કરવો. વળી ગોમાંસભક્ષકને અશુદ્ધ માનીએ તો હિન્દુથી ઇતર ખ્રિસ્તી અને મુસલમાન જાતિ પણ એટલી જ અસ્પૃશ્ય થાય અને શાસ્ત્રકારોએ જે **पंच पंचनखाः अभक्ष्याः** માન્યા છે તેમાંના બે ત્રણ કે પાંચેનો યથેષ્ટ આહાર કરનારી બધી જ અહિન્દુ જાતિ અસ્પૃશ્ય જ ગણાવી જોઇએ. એ ઉપરાંત એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે બધા જ ઢેડ–ભંગીઓ કંઇ મેલું ઉપાડવાનો, માતંગનો કે મારાનો ધંધો કરતા નથી. તેમાંના કેટલાક વણકરનો ધંધો પણ કરે છે, કેટલાક વેઠિયા તરીકે સેવા કરે છે, કેટલાક મ્યુનિસિપાલિટીમાં જાતજાતનું કામ કરે છે. કોઇ ખેતરમાં પાપડી વાવે છે, કોઇ નળમાં પાણી પૂરું પાડતી વખતે પોતાની ઉપયોગિતા સિદ્ધ કરે છે અને કેટલાક તો બબરચીનું કામ પણ કરે છે. કરનાળી ગામમાં મુખ્યત્વે બ્રાહ્મણો જ વસે છે અને તેની પાસેના પીપરિયા ગામમાં ઢેડ અને એવી વર્ણ જ બહુધા વસે છે. કરનાળીના એક ભાઈના ખેતરનું દાણુ એકઠું કરવા પીપરિયા જવાનો મારે પ્રસંગ આવ્યો હતો. બે ત્રણ દિવસ લાગલાગટ જવાનું થવાથી મને માલમ પડ્યું કે ત્યાંના લગભગ બધાજ ઢેડાઓ વણકરનો ધંધો કરે છે. ગોમાંસ તેઓ કદી પણ ખાતા નથી.

એક દલીલ એવી પણ છે કે અન્ત્યજો ઉચ્ચ વર્ણોનું ઉચ્છિષ્ટ ખાય છે અને તેથી તેમને અસ્પૃશ્ય માનવા જોઇએ. શાસ્ત્રમાં એવું વચન પણ છે કે સમસ્ત શૂદ્રજાતિએ ત્રૈવર્ણિકના ઉચ્છિષ્ટનો સ્વીકાર કરવો. શૂદ્ર ધર્મનું વર્ણન કરતાં ગૌતમ કહે છેઃ—

जीर्णानि उपानच्छत्रवासः कूर्चादीनि । उच्छिष्टाशनम् ।

( જીર્ણ થઇ ગયેલા જોડા છત્રી કપડાં અને સાદડીનો સ્વીકાર તથા ત્રૈવર્ણિકના ઉચ્છિષ્ટનું ભોજન—આ પણ શૂદ્રોનો એક ધર્મ છે. ) બધા શૂદ્રો તે શાસ્ત્ર પ્રમાણે ચાલતા નથી; પણ જે શાસ્ત્ર પ્રમાણે ચાલે તેને ધર્મિષ્ઠ કહેવા જોઈએ કે અસ્પૃશ્ય ?

હવે એક બીજી બાબત તરફ જરા જોઇશું. શાસ્ત્રમાં ઉચ્ચ જાતિને એકલા સ્પર્શનો જ નિષેધ નથી. કેટલાક જોડે માત્ર સ્પર્શનો નિષેધ છે. તેનાથી નીચા વર્ગ જોડે સંભાષણનો નિષેધ છે, અને તેનાથી પણ નીચા જોડે સ્પર્શ અને સંભાષણ ઉપરાંત જરૂર પડે તોયે તેની પરિચર્યાનો નિષેધ છે. આમ ઉત્તરોત્તર સ્પર્શ–સંભાષણ અને પરિચર્યાનો નિષેધ જણાવેલો છે. ગૌતમ જણાવે છે કેઃ—

न म्लेच्छाशुच्यधार्मिकैः सह संभाषेत । संभाष्य पुण्यकृतो मनसा ध्यायेत् ।

( મ્લેચ્છ, સંધ્યાવંદન ઇત્યાદિ ન કરનારા અશુચિ આર્યો અને મહાપાતકી સાથે સંભાષણ પણ ન કરવું. કદાચિત્ કર્યું હોય તો વસિષ્ઠ વગેરે પુણ્યાત્માઓનું સ્મરણ કરવું. ) હરદત્ત ટીકાકાર જણાવે છે કે મ્લેચ્છ એટલે વર્ણાશ્રમધર્મરહિત, અહિંદુ; અશુચિ એટલે સંધ્યાવંદન આદિ ન કરનાર દ્વિજવર્ણ; અને અધાર્મિક એટલે પતિત વા પાતકી. હાલ આ બધી અસ્પૃશ્ય અને અસંભાષણીય વ્યક્તિઓને સ્પૃશ્ય અને સંભાષણીય લેખીને આપણે ચાલીએ છીએ તો એકલો અસ્પૃશ્ય જ ગણાયલો હોય તેને હવે અસ્પૃશ્ય ગણ્યા કરવાનું શું પ્રયોજન ?

આપણા શાસ્ત્રકારોએ શૂદ્રો પ્રત્યે બતાવેલી સ્પષ્ટ ઉદારતાનો બિલકુલ ઉપયોગ ન કરીને પણ આપણે કેટલોક અન્યાય કરીએ છીએ. ગૌતમ સાફ જણાવી દે છે કે—

आर्यानार्ययोर्व्यतिक्षेपे साम्यम् ।

(આર્ય અને અનાર્યનો પરસ્પર પલટો થઇ જાય, એટલે કે આર્ય અનાર્ય જેવું આચરણ કરે અને અનાર્ય આર્ય જેવું આચરણ કરે તો આર્યકર્મા અનાર્ય તે આર્ય જેવો અને અનાર્યકર્મા આર્ય તે અનાર્ય જેવો થઇ જાય છે.) હરદત્ત આ પર ટીકા કરે છે કે

ब्राह्मणादिरपि अनार्यकर्मा चेत् न शूद्रेण परिचरणीयः । शूद्रोऽपि आर्यकर्मा चेत् अनार्यकर्मभिः इतरैः जात्यपकर्षेण नावमन्तव्यः ।

(બ્રાહ્મણ પણ જો અનાર્યનું કામ કરે તો શૂદ્રે તેની સેવા પણ ન કરવી. અને શૂદ્ર જો આર્ય જેવું વર્તન રાખે તો જે અનાર્ય જેવું વર્તન અને આચરણ રાખનારા છે તેમને, તમે જાતિથી શૂદ્ર છો એમ કહી તે શૂદ્રોની અવગણના કરવાનો અધિકાર નથી.)
આની આ વાત મનુ ભગવાન બ્હીતાં બ્હીતાં કહે છે :

अनार्यमार्यकर्माणं आर्यं चानार्यकर्मिणम् ।

संप्रधार्याब्रवीद् ब्रह्मा न समौ नासमाविति ।। मनुः १०: ७३:

અર્થાત્ બ્રાહ્મણકર્મા શૂદ્ર બ્રાહ્મણસદૃશ પણ ખરો અને નહિ પણ ખરો. શૂદ્રકર્મા બ્રાહ્મણ શૂદ્રસદૃશ પણ ખરો અને નહિ પણ ખરો. આ પ્રશ્નનું આવું નિરાકરણ તેઓ બ્રહ્માને પૂછીને લઇ આવ્યા એમ પણ પછી ઉમેરે છે. આ વચનોને અનુસરીને આપણે કેટલા આર્યકર્મા શૂદ્રને બ્રાહ્મણતુલ્ય માન્યા? બીજો દાખલો લઇએ. બ્રાહ્મણ પોતાના કર્મથી ચ્યુત થાય તો સાન્વય શૂદ્રત્વ પ્રાપ્ત કરે છેઃ-

योऽनधीत्य द्विजो वेदं अन्यत्र कुरुते श्रमम् ।

स जीवन्नेव शूद्रत्वं आशु गच्छति सान्वयः ।। मनुः २: १६८:

(જે દ્વિજ વેદ ભણતો નથી અને બીજી ક્ષુદ્ર વસ્તુમાં શ્રમ કરે છે તે પોતે જીવતો અને પોતાના વંશ સાથે તરત જ શૂદ્ર બને છે.) બ્રાહ્મણવર્ણના હાથમાં શાસ્ત્રે ધર્મશાસ્ત્રનું વિવરણ કરવાનું કામ મૂક્યું છે પણ કેટલા બ્રાહ્મણને આપણે સાન્વય શૂદ્ર ઠરાવ્યા? એક વધુ દાખલોઃ

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत् प्रजायते ।

अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद् युगात् ।।

(બ્રાહ્મણથી શૂદ્રકન્યામાં ઉત્પન્ન થએલો પુત્ર સારા કર્મથી સાત યુગમાં બ્રાહ્મણ બને છે.) મનુ ભગવાન પણ આમ કહે છે તેનો અર્થ એ છે કે સારા કર્મથી ધીમે ધીમે નરો અને ઊંચો વર્ણ પણ પ્રાપ્ત કરી શકાય છે, એ સિદ્ધાન્ત મનુ ભગવાને પણ સ્વીકાર્યો છે. યુગનો અર્થ કોઇ પાંચ, કોઇ બાર, તો કોઇ પચીસ વર્ષ કરે છે. ઓછામાં ઓછાં ૩૫ અને વધારેમાં વધારે ૧૭૫ વરસમાં બ્રાહ્મણકર્મા શૂદ્ર બ્રાહ્મણ બની શકે છે. એવા કેટલાક શૂદ્રોને આપણે ઊંચી પંક્તિએ ચડાવ્યા? આવા આવા અનેક અન્યાયોની પરંપરા ગણાવી શકાય તેમ છે. બ્રાહ્મણ વર્ણને સોંપેલા અધિકારનો એ દુરુપયોગ નહિ તો બીજું શું?

આપણા શિષ્ટાચાર્યોએ બતાવેલી ઉદારતા આપણે વિસરી ગયા છીએ. પંચદશીકાર વિદ્યારણ્યમુનિ પોતાના **जीवन्मुक्तिविवेक**ના પાંચમા સંન્યાસ પ્રકરણમાં જણાવે છે કે

शूद्रस्यापि संन्यासेऽधिकारः, वैराग्यस्याविशेषत्वात् ।

( શૂદ્રને પણ સંન્યાસનો અધિકાર છે; કેમકે તેનો વૈરાગ્ય ઇતર વર્ણના વૈરાગ્યથી જુદો નથી. ) સંન્યાસ જેવો ઉત્તમ આશ્રમ શૂદ્રો માટે ખુલ્લો મૂકનાર કોણ? સાયણ અને માધવના નામ સાથે સંબંધ ધરાવનાર વિદ્યારણ્ય સ્વામી!

આજે કેટલા શાસ્ત્રીઓ ને સંન્યાસીઓ વિદ્યારણ્ય સ્વામીના આ વચનને આડું-અવળું કર્યા વગર અનુસરવાને તૈયાર છે?

વેદ એ આપણું પૈતૃક ધન છે–હતું. હવે તે સાર્વજનિક થઇ ગયું છે. તેનું એક કારણ એ છે કે પ્રાચીન સમયમાં શ્રુતિનું અધ્યયન જુદી રીતે થતું હતું. શ્રીરામાનુજાચાર્ય જણાવે છે તેમ

गुरूच्चारणानूच्चारणं अध्ययनम् ।

( ગુરુ બોલે ત્યાર પછી તેની તે જ વાતનું પાછું ઉચ્ચારણ કરવું તે અધ્યયન. ) વેદાધ્યયનમાં ગુરુમુખની તેમ જ પરંપરાની આવશ્યકતા હતી. હવે છાપખાનાંને લઇને અધ્યયનની પદ્ધતિ મુદ્રિત પુસ્તકવાચનમાં પરિણમી છે. જમાનો પણ કેટલો બદલાયો છે? થીબ્હો અને ડોયસન વેદાન્ત એટલે શ્રુતિનો શિરોભાગ શીખી આપણા વેદાન્તના કોલેજોના પ્રોફેસરોની પ્રશંસાના પાત્ર થાય, મોનિયર વિલીયમ્સ કે. ગૌરીશંકર ઓઝાને ગુરુ લેખે એવી એવી અનેક હકીકતો પ્રસિદ્ધ છે. વેદનો નવી પદ્ધતિએ અભ્યાસ ઓલ્ડનબર્ગ, પીશેલ, ગેલ્ડનર, રોટ, બોટલીંક વગેરે પાશ્ચાત્ય પંડિતો કરે અને તેના ગમે તે અર્થ બેસાડે તેને આપણા શ્રેષ્ઠ ગણાતા વિદ્વાનો વિદ્યાપીઠોમાં કેટલું મહત્ત્વ આપે છે! ત્યારે બીજી તરફ આપણા સજાતીયને એ જ આપણે બહિષ્કૃત રાખીએ એ કઇ નીતિ છે? સ્મૃતિઓના સમય પછી આપણા સમયમાં કેટલું બધું પરિવર્તન થયું છે તેનું વધુ વર્ણન આપી વિસ્તાર નહિ કરીએ. મનુ ભગવાન આ ઐતિહાસિક ઘટનાનો સ્વીકાર કરી જણાવે છે કે—

अन्ये कृतयुगे धर्माः, त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥

(સત્યયુગના ધર્મ જુદા–તેવા ત્રેતા અને દ્વાપરના અને વળી કળિયુગના પણ જુદા ધર્મો છે. આગલા યુગમાં જે ધર્મ મનાય તેનો પછીના યુગમાં હ્રાસ થાય એ ન્યાયે માણસોના આવા યુગધર્મો છે.) આમ છે તો પછી સંયોગ અને આવશ્યકતા પ્રમાણે યુગધર્મો બદલવાથી આપણા સનાતનધર્મનું સનાતનત્વ કંઇ જતું રહેવાનું નથી, ઊલટું તે દઢતર થશે. આપણા શાસ્ત્રકારો દેશધર્મ–કુલધર્મ–આચારધર્મ–આપદ્ધર્મ વગેરેની ટીપ આપે છે. અને તે સર્વની ધર્મમાં જ ગણતરી કરે છે. અન્ત્યજોદ્ધાર શું અત્યારે દેશધર્મ નથી? અન્ત્યજોનો ઉદ્ધાર એ આપદ્ધર્મ પણ નથી? પરરાજ્ય હિન્દ પર છે એ આપત્તિ નથી એમ ખરા દિલથી કહેનારા કેટલા હશે? પણ એ રાજકીય દષ્ટિબિન્દુથી સૌ અતિપરિચિત છે એટલે તેની ચર્ચા ન કરતાં આ વિષયની એક ચતુઃસૂત્રી નોંધી હવે સમાપ્તિ કરીશું.

૧ **व्यापके व्याप्यान्तर्भावः** (વ્યાપકમાં વ્યાપ્યનો સમાવેશ થાય છે.) વ્યાપક એટલે અધિકદેશવૃત્તિ અને વ્યાપ્ય એટલે અલ્પદેશવૃત્તિ. મ્લેચ્છાદિક અહિન્દુ સાથે આપણા શાસ્ત્રમાં બાધનું અધિકદેશત્વ છે, તેઓ અસ્પૃશ્ય અને અસંભાષણીય છે: જ્યારે અન્ત્યજ જો અસ્પૃશ્ય હોય એમ શાસ્ત્રમાંથી નીકળતું હોય તોપણ તે ફક્ત અસ્પૃશ્ય જ છે. હવે જો અહિન્દુ સંભાષણીય અને સ્પૃશ્ય એમ બેઉ બન્યા હોય તો એકલા અસ્પૃશ્ય હોય તે સ્પૃશ્ય બનવા જ જોઇએ એમ ન્યાયશાસ્ત્ર પણ વ્યાપકમાં વ્યાપ્યનો અન્તર્ભાવ કરી જણાવી રહ્યું છે.

૨ **दूरोऽपि स्वजनः श्रेयान्** (દૂરનો પણ સ્વજન વધારે સારો.) મ્લેચ્છાદિ અહિંદુ સ્વજન નથી તે જો સ્પૃશ્ય મનાય તો આપણાં હિંદુ દેવદેવીને જ પૂજનાર, પછી તે ભલે ગમે તેટલા દૂરના, પણ સ્વજન વધારે આવકારલાયક છે. ધર્મશાસ્ત્ર પણ જ્યાં સુધી સ્વજન હોય ત્યાં સુધી સરકારના હાથમાં મિલ્કત જવા દેતાં નથી, એ આજ્ઞામાં કેટલો બધો મર્મ રહેલો છે તે સમજાવવું પડે એમ નથી.

૩ **नम्रोद्धतयोः प्राप्तौ स्वीकारः कार्य एव नम्रस्य** (નમ્ર અને ઉદ્ધત એ બેમાંથી પસંદગી કરવાની હોય તો નમ્રનો જ સ્વીકાર કરવો.) અહિંદુ ઉદ્ધત હોય, કવચિત્ વિના-કારણ મેથીપાક પણ જમાડતા હોય તેના કરતાં જે બિચારા યુગયુગથી આપણી મૂંગેમોંએ સેવા કરતા હોય એવા નમ્રજનો બીજું કંઇ નહિ તો સ્વાર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ વધારે સ્વીકાર્ય છે!

૪ **निश्चितं युक्तियुक्तं च यत् तद् भवति नेतरत्** (જે નિશ્ચિત હોય અને દલીલથી ન્યાયયુક્ત હોય તે જ થાય-બીજું નહિ.) એક ઉક્તિ છે કે **यन्मनुः अवदीत तद् भेषजम्** - મનુએ જે કહ્યું હોય તે દવાસમાન છે. મનુવૈદ્યે હિંદુ સમાજને એક દવા લખી આપી હોય તેની વનસ્પતિમાં કોઇ બીજી જ અણધારી વનસ્પતિ વટાઇ જાય ત્યારે કાં તો બધી કિંમતી દવા નકામી થઇ જાય અથવા દવાની કોઇ બીજી રીતે શુદ્ધિ કરવી આવશ્યક થઇ પડે. હિંદુ સિવાયની બીજી ત્રણચાર મોટી જાતિઓનું હિંદમાં આગમન થયું છે એ એક નિશ્ચિત હકીકત છે. અને તેથી હવે તો યુક્તિયુક્ત એ જ છે કે વ્યાપકમાં વ્યાપ્યનો અન્તર્ભાવ કરવો. માત્ર તર્કનો કે શાસ્ત્રનો નહિ પણ આપણી સત્તાનો—આપણા અસ્તિત્વનો આ પ્રશ્ન છે એ સર્વે સુજ્ઞો સમજે જ છે.

કહેવાતા અંત્યજને અહિંદુ સાથે સરખાવી અત્રે એમ સૂચન નથી કે અહિંદુ પણ અસ્પૃશ્ય મનાવા જોઇએ. આ પરત્વે યાજ્ઞવલ્કય સ્મૃતિની ટીકામાં નીચે પ્રમાણેનું વચન છે:

कारवः शिल्पिनो वैद्याः, दासीदासास्तथैव च ।

राजानो राजभृत्याश्च सद्यः शौचाः प्रकीर्तिताः ॥

(કારીગર, શિલ્પી, વૈદ્ય, સેવા કરનારા દાસી અને દાસ, રાજા અને સરકારી અમલદાર— આટલાને સદ્યઃશૌચ એટલે તેમના કર્મ અને અધિકારથી જ શુદ્ધ ગણવામાં આવ્યા છે.) ઉપર જણાવેલા બધાને સદ્યઃશૌચ એટલે 'એક્સ-ઓફિશિયો શુદ્ધ' માન્યા છે અર્થાત તેમના સ્પર્શમાં દોષ નથી. જેમ અહિંદુને આ શ્લોકના **राजानः राजभृत्याश्च** વગેરે વર્ગમાં આપણે આપણા વર્તનથી નીરાંતે દાખલ કરી દીધા છે તેમ અંત્યજને પણ **दासीदासाः** ના વર્ગમાં કેમ ન મૂકવા? યાજ્ઞવલ્કય ટીકા પ્રમાણે અંત્યજને સદ્યઃશૌચ ગણ્યા સિવાય છૂટકો નથી.

આ જમાનાના વાચકોને કંઇ કંટાળો પણ કદાચ આવી જાય. એવી આ લાંબી ચર્ચાનો સારાંશ નીકળે છે કે બીજી બધી તકરાર બાજુએ મૂકીએ તોપણ આપણે અત્યારે અંત્યજોના સંબંધમાં જે માન્યતા રાખી છે તે ખોટી છે. તર્કથી એ માન્યતા સાબીત થઇ શકે તેમ નથી, ન્યાયદષ્ટિનો એને ટેકો નથી, અને જેમણે શાસ્ત્રો કદી વાંચ્યાં કે વિચાર્યાં નથી એવા ઘણા માની બેઠા છે તે પ્રમાણે આપણાં શાસ્ત્રો પણ આ માન્યતાને પુષ્ટિ આપતાં નથી. ટૂંકામાં

शूद्रैकदेशाः जातितः सान्वयं अनन्तकालं अस्पृश्याः, अन्त्यजत्वात् ।

શૂદ્રોનો એક ભાગ જાતિથી, વંશપરંપરા માટે, હમેશનો અસ્પૃશ્ય છે; કારણ કે તે અંત્યજ છે એવી કંઇક હાલની આપણી માન્યતા છે તે કોઇ પણ રીતે સિદ્ધ થઇ શકતી નથી.

જયન્તકૃષ્ણ હ. દવે



# वज्रसूचिकोपनिषत्

[ આ ૧૦૮ ઉપનિષદો પૈકીનું ઉપનિષદ છે. તેમાં બ્રાહ્મણ કોને ગણવો તેની ચર્ચા છે. તે ચર્ચામાં જીવ એ બ્રાહ્મણ નથી, તેમ દેહ એ બ્રાહ્મણ નથી વગેરે સિદ્ધ કર્યું છે. આ દલીલ જેટલી બ્રાહ્મણને લાગુ પડે છે તેટલી જ ચાંડાલને પણ લાગુ પડે છે. જીવ એકરૂપ છે માટે જીવ એ બ્રાહ્મણ નથી તો ચાંડાલનો પણ જીવ ચાંડાલ નથી. જો દેહ બ્રાહ્મણ નથી તો દેહ ચાંડાલ પણ નથી તેમ જ જો જાતિથી માણસ બ્રાહ્મણ નથી તો જાતિથી ચાંડાલ પણ નથી. નાતોની શ્રેણીને એક છેડે બ્રાહ્મણ પૂજ્ય છે બીજે છેડે ચાંડાલ અસ્પૃશ્ય છે, અને નીચેની દલીલોથી બન્ને છેડા અસિદ્ધ થાય છે એ દેખીતું છે. અને બરાબર આ જ દલીલ; જીવ એકરૂપ હોઇ અસ્પૃશ્ય ન હોઇ શકે, દેહ પાંચભૌતિક સૌનો સરખો હોઇ અસ્પૃશ્ય ન હોઈ શકે એ દલીલ 'જ્ઞાની' કવિ અનવર સાહેબે "કાયા તારી શાથી વટલાણી ?" એ કાવ્યમાં કરી છે જે આ અંકમાં અન્યત્ર છાપેલું છે. રા. ]

यज्ज्ञानाद् यान्ति मुनयो ब्राह्मण्यं परमाद्भुतम् ।
तत्त्रैपदब्रह्मतत्त्वमहमस्मीति चिन्तये ॥
ॐ आप्यायन्त्विति शान्तिः ॥
चित्सदानन्दरूपाय सर्वधीवृत्तिसाक्षिणे ।
नमो वेदान्तवेद्याय ब्रह्मणेऽनन्तरूपिणे ॥

ॐ वज्रसूचीं प्रवक्ष्यामि शास्त्रमज्ञानभेदनम् । दूषणं ज्ञानहीनानां भूषणं ज्ञानचक्षुषाम् ॥ ब्रह्मक्षत्रियवैश्यशूद्रा इति चत्वारो वर्णास्तेषां वर्णानां ब्राह्मण एव प्रधान इति वेदवचनानुरूपं स्मृतिभिरप्युक्तम् । तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम किं जीवः किं देहः किं जातिः

किं ज्ञानम् किं कर्म किं धार्मिक इति । तत्र प्रथमो जीवो ब्राह्मण इति चेत्तन्न । अतीतानागतानेकदेहानाम् जीवस्यैकरूपत्वात् एकस्यापि कर्मवशादानेकदेहसंभवात् सर्वशरीराणां जीवस्यैकरूपत्वाच्च । तस्मान्न जीवो ब्राह्मण इति । तर्हि देहो ब्राह्मण इति चेत्तन्न । आचण्डालादिपर्यन्तानां मनुष्याणां पाञ्चभौतिकत्वेन देहस्यैकरूपत्वाज्जरामरणधर्माधर्मादिसाम्यदर्शनाद् ब्राह्मणः श्वेतवर्णः क्षत्रियो रक्तवर्णो वैश्यः पीतवर्णः शूद्रः कृष्णवर्ण इति नियमाभावात् । पित्रादिशरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादिदोषसंभवाच्च । तस्मान्न देहो ब्राह्मण इति । तर्हि जातिर्ब्राह्मण इति चेत्तन्न । तत्र जात्यन्तरजन्तुष्वनेक जातिसंभवा महर्षयो बहवः सन्ति। ऋष्यशृंगो मृग्यः, कौशिकः कुशात्, जांबूको जंबूकात्, वाल्मीको वल्मीकात्, व्यासः कैवर्तकन्याकायाम्, शशपृष्ठात् गौतमः, वसिष्ठ उर्वश्याम्, अगस्त्यः कलशे जात इति श्रुतत्वात् । एतेषां जात्या विनाप्यग्रे ज्ञानप्रतिपादिता ऋषयो बहवः सन्ति । तस्मान्न जातिर्ब्राह्मण इति । तर्हि ज्ञानं ब्राह्मण इति चेत्तन्न । क्षत्रियादयोऽपि परमार्थदर्शिनोऽभिज्ञा बहवः सन्ति । तस्मान्न ज्ञानं ब्राह्मण इति । तर्हि कर्म ब्राह्मण इति चेतन्न ।' सर्वेषां प्राणिनां प्रारब्धसंचितागामिकर्मसाधर्म्यदर्शनात्कर्माभिप्रेरिताः सन्तो जनाः क्रियाः कुर्वन्तीति । तस्मान्न कर्म ब्राह्मण इति ॥ तर्हि धार्मिको ब्राह्मण इति चेत्तन्न । क्षत्रियादयो हिरण्यदातारो बहवः सन्ति । तस्मान्न धार्मिको ब्राह्मण इति । तर्हि को वा ब्राह्मणो नाम । यः कश्चिदात्मानमद्वितीयं जातिगुणक्रियाहीनं षडूर्मिषड्भावेत्यादिसर्वदोषरहितं सत्यज्ञानानन्दानन्तस्वरूपं स्वयं निर्विकल्पमशेषकल्पाधारमशेषभूतान्तर्यामित्वेन वर्तमानमन्तर्बहिश्चाकाशवदनुस्यूतमखण्डानन्दस्वभावमप्रमेयमनुभवैकवेद्यमपरोक्षतया भासमानं करतलामलकवत्साक्षादपरोक्षीकृत्य कृतार्थतया कामरागादिदोषरहितः शमदमादिसंपन्नो भावमात्सर्यतृष्णाशामोहादिरहितो दंभाहंकारादिभिरसंस्पृष्टचेता वर्तत एवमुक्तलक्षणो यः स एव ब्राह्मण इति श्रुतिस्मृतिपुराणेतिहासानामभिप्रायः । अन्यथा हि ब्राह्मणत्वसिद्धिर्नास्त्येव । सच्चिदानन्दमात्मानमद्वितीयं ब्रह्म भावयेदात्मानं सच्चिदानन्दं ब्रह्म भावयेदित्युपनिषत् ॥ ॐ आप्यायन्त्विति - शान्तिः ॥ इति वज्रसूच्युपनिषत्समाप्ता ॥

જેના જ્ઞાનથી મુનિઓ પરમ અદ્ભુત બ્રાહ્મણ્યને પામે છે, તે ત્રણ પદ (સત્ ચિત્ આનંદ)વાળું બ્રહ્મતત્ત્વ હું છું એમ ચિંતન કરું છું. ॐ आप्यायन्तु૦ એ શાન્તિપાઠ છે. ચિત્ સત્ અને આનન્દરૂપ બધાની બુદ્ધિ અને વૃત્તિના સાક્ષિરૂપ, વેદાન્તથી જાણવા યોગ્ય અનન્તરૂપવાળા બ્રહ્મને નમસ્કાર કરું છું.

ॐ જે અજ્ઞાનને ભેદનારું છે, જ્ઞાનહીનોને દૂષણરૂપ છે અને જ્ઞાનનાં નેત્રવાળાને ભૂષણરૂપ છે તેવા વજ્રસૂચી શાસ્ત્રનું કથન કરીશ. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર એવા ચાર વર્ણો છે, તે વર્ણોમાં બ્રાહ્મણ પ્રધાન છે એમ વેદનાં વચનોને અનુકૂળ સ્મૃતિઓએ પણ કહ્યું છે. ત્યાં પ્રશ્ન થાય છે: બ્રાહ્મણ કોણ છે? શું

જીવ બ્રાહ્મણ છે? શું દેહ બ્રાહ્મણ છે? શું જાતિ બ્રાહ્મણ છે? શું જ્ઞાન બ્રાહ્મણ છે? શું કર્મ બ્રાહ્મણ છે? શું ધાર્મિક બ્રાહ્મણ છે? ત્યાં પ્રથમ જીવ બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી. કારણ કે આવી ગયેલા અને આવવાના દેહોમાં જીવ એકરૂપ રહે છે, એક જીવને કર્મને લીધે અનેક દેહો લેવાનો સંભવ છે, અને સર્વ શરીરોમાં જીવ એકરૂપ છે. માટે જીવ એ બ્રાહ્મણ નથી ત્યારે દેહ એ બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી. ચંડાલથી માંડીને બધા માણસોના પંચભૂતના દેહો પંચભૂતના બનેલા હોઈ એકરૂપ છે, જરા મરણ પુણ્ય પાપ વગેરે બધામાં એકસરખાં છે, બ્રાહ્મણ શ્વેતવર્ણ, ક્ષત્રિય રક્તવર્ણ, વૈશ્ય પીતવર્ણ, શુદ્ર કૃષ્ણવર્ણ એવો કોઈ નિયમ નથી. (દેહ બ્રાહ્મણ હોય તો) પિતા વગેરેના અગ્નિદાહથી પુત્રો વગેરેને બ્રહ્મહત્યા દોષ આવવાનો સંભવ છે. માટે દેહ બ્રાહ્મણ નથી. ત્યારે જાતિ બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી. કેમકે બીજી જાતનાં જંતુઓમાં અનેક જાતિમાંથી ઉત્પન્ન થએલા મહર્ષિઓ ઘણા છે. ઋષ્યશૃંગ મૃગવંશમાં, કૌશિક કુશમાંથી, જાંબુક જંબુકમાંથી, વાલ્મીક રાફડામાંથી, વ્યાસ માછીમારની કન્યામાંથી, શશપૃષ્ઠમાંથી ગૌતમ, વસિષ્ઠ ઉર્વશીમાંથી, અગસ્ત્ય કલશમાં જન્મ્યો હતો એમ સંભળાય છે. આ ઋષિઓમાં જાતિ વિના પણ આગળ જતાં જ્ઞાનસિદ્ધ થઈને ઘણા ઋષિઓ થયા છે. માટે જાતિ એ બ્રાહ્મણ નથી. ત્યારે જ્ઞાન બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી. ક્ષત્રિયો વગેરે પણ પરમાર્થદર્શન કરનારા અને જ્ઞાનવાન ઘણા હોય છે. માટે જ્ઞાન એ બ્રાહ્મણ નથી. ત્યારે કર્મ બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી; કારણકે બધાં પ્રાણીઓનાં પ્રારબ્ધ સંચિત અને આગામિ કર્મો એકસરખાં છે, કર્મથી પ્રેરાઈને માણસો ક્રિયા કરે છે; માટે કર્મ બ્રાહ્મણ નથી. ત્યારે ધાર્મિક બ્રાહ્મણ છે એમ કહેતા હો તો તેમ નથી. ક્ષત્રિય વગેરે સોનાનું દાન કરનારા ઘણા છે; માટે ધાર્મિક બ્રાહ્મણ નથી; ત્યારે કોણ બ્રાહ્મણ છે? જે કોઈ અદ્વિતીય, જાતિ ગુણ ક્રિયારહિત, છ ગુણ[1] છ વિકાર[2] વગેરે સર્વ દોષરહિત, સત્યજ્ઞાન આનંદ અનંતસ્વરૂપ, સ્વયં નિર્વિકલ્પ હોઈ સર્વ કલ્પનાના આધારરૂપ, સર્વ ભૂતોમાં અન્તર્યામી હોઈ વર્તમાન, અંદર અને બહાર આકાશની પેઠે વ્યાપી, અખંડ આનંદ સ્વભાવવાળા, માત્ર અનુભવથી જણાય એવા, અપરોક્ષપણે ભાસતા, આત્માને હથેળીમાંના આમળાની પેઠે સાક્ષાત્ અનુભવીને કૃતાર્થપણાથી કામરાગ વગેરે દોષરહિત, શમ દમ વગેરેથી સંપન્ન, વિકાર માત્સર્ય તૃષ્ણા આશા મોહ વગેરેથી રહિત, દંભ અહંકાર વગેરેથી અસ્પૃષ્ટ ચિત્તવાળો હોય, એવા લક્ષણવાળો જે હોય તે જ બ્રાહ્મણ છે એમ શ્રુતિસ્મૃતિ પુરાણ ઇતિહાસનો અભિપ્રાય છે. તે સિવાય બ્રાહ્મણત્વની સિદ્ધિ નથી જ.

સચ્ચિદાનંદ અદ્વિતીય આત્માની બ્રહ્મરૂપે ભાવના કરવી, આત્માની સચ્ચિદાનંદ બ્રહ્મરૂપે ભાવના કરવી. **इति उपनिषत् आप्यायन्तु** વગેરે શાન્તિપાઠ.

ઇતિ વજ્રસૂચિ ઉપનિષત્ સમાપ્ત.

---

[1] षडूर्मि તે કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર હશે એમ જણાય છે.
[2] જન્મવું, હોવું, ફેરફાર થવો, વધવું, ક્ષીણ થવું, નાશ થવો એ છ વિકારો મનાય છે.

## કાયા તારી શાથી વટલાણી ?

કાયા તારી શાથી વટલાણી ! મૂરખ મન,
કાયા તારી શાથી વટલાણી રે હે જી ! ૯૪૦

પાંચ તત્ત્વની કાયા બની તારી પ્રાણી,
તેના માંહી ચેતન આવ્યો રે હે જી,
ચેતન કાયાને કશું વટાલ ન હોય એ તો
ઢેડ ભંગિયાનું પીએ પાણી, મૂરખ મન, કાયા તારી૦ ૧

જે રે વસ્તુની તારી કાયા બંધાણી પ્રાણી,
ઢેડ ભંગિયાની કાયા તેવી રે હે જી,
ચેતન તો સર્વેનો એક જ રૂપ છે
તેમાં તેં જુદાઇ શાની જાણી ! મૂરખ મન, કાયા તારી૦ ૨

જ્યાંથી તું આવ્યો ત્યાંથી સર્વે લોકો આવ્યા,
સૌનું જન્મ મરણ એક ભાતે રે હે જી,
શરીરનો ઘાટ સૌનો એક જ સરીખો,
સરખાં હાથ પગ મુખ વાણી, મૂરખ મન, કાયા તારી૦ ૩

ખાવાના કાજે છે સૌને માટીના પદાર્થ સૌ,
માટીથી થયું ને માટી થાશે રે હે જી,
પાંચ તત્ત્વ વિના બીજું ક્યાંથી આવ્યું એ તો ?
સર્વે વસ્તુ એક પરમાણી. મૂરખ મન, કાયા તારી૦ ૪

આ રે કાયામાં તારી શું રે બગડ્યું છે પ્રાણી,
ઘટ્યું ને વધ્યું તો કાંઇ નથી રે હે જી,
મન બગડ્યાથી સર્વે સંસાર બગડ્યો,
શંકા તારા મનમાં ભરાણી, મૂરખ મન, કાયા તારી૦ ૫

જે જે વસ્તુ જુએ તેને મારું અંગ જોજે પ્રાણી,
તેમાં ને તારામાં ભિન્ન નથી રે હે જી,
એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ છે પ્રાણી,
જ્ઞાની તણી વાણી છે વખાણી, મૂરખ મન, કાયા તારી૦ ૬

અનવર

# ઢેડાનો મનખો†

મનખો ઢેડાનો બાપ ! શે દીધો રે રામ (૨)
એને પડછાયે દેહ અભડાય
મારા હૈયાની હાય કોઇ સાંભળો રે રામ.

અંધારી રાત કાળી મેઘલી રે રામ
એથી ભૂંડો ઢેડાનો અવતાર...મારા૦

પાપો શાપોનો ભર્યો સુંડલો રે રામ
એને માથે ઓઢીને ફરનાર...મારા૦

નથી રે ધરતી ને નથી આભલું રે રામ
નથી ઢેડાનો કોઇએ આધાર...મારા૦

મોટા બંધાય મેડી બગલા રે રામ
પાડી નાખો ઢેડાનાં ઘરબાર...મારા૦

બાંધું હું એક ખૂણે ખોરડું રે રામ
પેલાં ધનિયાંની આંખ લાલ થાય...મારા૦

રમતા આકાશ કોટિ તારલા રે રામ
મારાં ભવનાં અંધારાં ના જાય...મારા૦

જોવા મધરાત બાળભૂખ્યું રે રામ
મારે ઘરમાં ન દીવો, ન ઠામ...મારા૦

અડધી વીતી ન રાત ઉઠવું રે રામ
આંખ દુઃખે તો આંગળીઓ ખોશ...મારા૦

આઘે આઘે તે ખડખેતરાં રે રામ
હડી કાઢી જાવું રે ! ચાર કોશ...મારા૦

બાધી જવા બે સૂકા ભાખરા રે રામ
સાથે મીઠું લેવું બે તલભાર...મારા૦

પાણી પીઓ ને ગળો ઘુંટડા રે રામ
ગળે લાગે તો ઠોકા થપાટ...મારા૦

માથે સપાઇડો ઉભો રોયો રે રામ
એની ગાળાપાટુનો નહિ પાર...મારા૦

---

† આઠ પાખાળો રેંટિયો રે રામ, એ લોકઢાળ પર.

ધરતી ધગી ને ઉડે ફોડલા રે રામ
    પ્રાણ પાણી બનીને વહી જાય...મારા૦

પેટ બખોલ પડે એવડી રે રામ
    સુખે આવીને મીંદડી વીઆય...મારા૦

વાઢો રે ઘાસ વાઢો આંગળી રે રામ
    ભેગાં વાઢો આપણુંનાં એંધાણ...મારા૦

બાવળની કાળ બાંધ્યાં ઘોડિયાં રે રામ
    જરી હાલે તો થળો ભોંકાય...મારા૦

રૂવે રૂવે ને થાકી પડે રે રામ
    મારાં દૂધલાં ત્યાં તરસ્યે સુકાય...મારા૦

બધા માતેલ મરત શેઠીઆ રે રામ
    ગળાં કાપ્યે કહેવાય શાહુકાર...મારા૦

આંખોમાં ઝેરનાં તલાવડાં રે રામ
    એક પલકે પાડી દ્યે શિકાર...મારા૦

સંઘર્યો ય સાપ કદી કામનો રે રામ
    એક ઢેફાનું કોઇને ન કામ...મારા૦

પાળે કુત્તાં ને પાળે વાંદરાં રે રામ
    એક ઢેફાને દીઠો કે માર...મારા૦

કુત્તાં આળોટે ફૂલઢોળિયે રે રામ
    મારાં ફૂલડાં બાવળિયે વીંધાય...મારા૦

મનખો આવો તે બાપ ! શે દીધો રે રામ
    એથી ભલેરી જંતુ જમાત...મારા૦

સુખ દુઃખનું ભાન બાપ ! શે દીધું રે રામ
    એથી ભલેરી પાણાની જાત......

મારા હૈયાની હાય કોઈ સાંભળો રે રામ.×

રમણ

# અસ્પૃશ્ય !!!

કોણ હિંદુ ? કોણ હિંદુ ? કોણ હિંદુ છે ?
અંત્યજ અમે હિંદુ નથી તો કોણ હિંદુ છે ?
દલિતો અમે હિંદુ નથી તો કોણ હિંદુ છે ?
પતિતો અમે માણસ નથી તો કોણ માણસ છે ?

તમને પ્રભુએ શું ઘડયાં સોનાં કણે ?
અમને ઘડયાં દુર્ગંધની કાચી ધૂળે ?
આંખો અમારી શું જડેલી કોડીએ ?

દ્રવ્યો સુગંધી શું લસ્યાં તમ રક્ત ને અસ્થિ
ચીરી શું ઉતરી ગગનમંડપ આપની હસ્તી ?
જન્મ્યા કદી છેલ્લા—મટયા તેથી અમે બંધુ ?
માબાપને સરખાં જ વ્હાલાં આગિયો ઈંદુ.

લાવ્યા અમે વગડો વીંધીને લાકડાં;
ઈંધણું બની પેઠાં રસોડે આપનાં;
એને અડયે તો કોઈએ અભડાઓ ના !

માથે પડી આ ટાલ, માથે ભાર લઈ વ્હેતાં.
હાથે પડયાં છાલાં, કુહાડી હાથમાં લેતાં.
એ હાથ, એ માથું, પવિતર કેમ નહિ વારુ !
સેવા અમારી લો, ન અમને કેમ લો બાપુ ?

વાળી તમારી આંગણાંની ગંદકી
કાઢી તમારી શેરીઓ નવચંદની
બદબો હરી, સુખગંધ તમ હૈયે ભરી

ગમ્મત તમારે માણવા આગળ અમે મૂકયાં
લાતો ઘણી ખાધી તમારી તોય ના ચૂકયાં
છડીદાર તમ ગૌરવ તણા થઈને અમે ઊકયા
ત્યારે અશુદ્ધ ગણી અમોને વેગળા કીધા ?

પાડી પસીનો ખેડ કીધી, ખેતરે
દાણા ભરીને હાલ્યા તવ ઉંબરે
રંધાઈને પહોંચ્યા તમારે ઉદરે,

અસ્પૃશ્ય કરથી ધાન તો એ સ્પૃશ્ય થઇ ઉગ્યું
પણ સ્પૃશ્ય જલ એ કૂપનું અસ્પૃશ્ય થઇ ચૂક્યું !
કૂવા હવાડા બાંધવા પાષાણ વહી લાવ્યા
પાષાણ શુદ્ધ, અશુદ્ધ માનવ ન્યાય એ ક્યાંનો ?

ચીરી ઉતારી ચામડાં જોડાં કર્યા;
પહેરી તમે ચમચમ કરી ચાલી રહ્યા;
શાસ્ત્રાર્થ વેળા મસ્તકે એ ઉછળ્યા !

જોડા અમારા શુદ્ધ, પહેરીને જમો સુખે;
પણ માનવીજ અશુદ્ધ લેવું નામ નહિ મુખે !
લાવ્યા અમે કંઇ માલ ચીઠ્ઠી વ્હાલથી લીધી;
હલકા ગણી અમને ન એ ફેંકી કદી દીધી;

વ્યાજે અમારાં ખોરડાં પુંચી લીધાં !
છૂટમાં અમારાં ખેતરાં દાબી દીધાં !
કૂલશાં અમારાં છોરુડાં બાંધી લીધાં !

રૂપિયા અમારા ધોઇને દૂધે ધરી પૂજ્યા;
મિલ્કત કરીને કબ્જ આનંદે તમે કૂદ્યા;
લઇને જીવાદોરી અમારી હાથમાં હરખ્યા;
પણ છાંયડો ભાળી અમારો ભૂતશા ભડક્યા !

ઈશ્વર તમારો ને અમારો એક છે.
પિતા ઉભયનો એક, જીવન એક છે.
પ્રભુની સમીપે ઉભયના હક એક છે.

પૂર્યા તમે તો દેવને ઊંચી દિવાલોમાં.
પહેરો મૂકી દેવાલયે, તાળાં લગાવ્યાં ત્યાં.
અમને દબાવ્યા ને હવે પ્રભુને દબાવો છો !
અમને અસ્પૃશ્ય બનાવીને પ્રભુને બનાવો છો !

સેવા અમારી સ્પૃશ્ય છે તમને સદા;
પસિનો અમારો સ્પૃશ્ય માનો સર્વદા;
પૈસો અમારો પૂજ્ય છે તમને સદા;

રે ! પાપને તજવું ભૂલી બન્ધુ તજી બેઠા;
ચૈતન્યને ભજવું તજી જડને ભજી બેઠા;
નીચા ઉંચે સેના ભૂલી દીધા તમે ઠેલા
દલિતો હશું, પણ શાં ભુલી ? માણસ અમે પ્હેલા.

# વૈષ્ણવ ધર્મની દૃષ્ટિએ અસ્પૃશ્યતા

અસ્પૃશ્યતા એ હિંદુ સમાજનો એક ઘણો પુરાણો વ્યાધિ છે. આજ સૈકાંઓ થયાં એ વ્યાધિએ હિંદુધર્મના દેહને સત્વહીન અને જર્જરિત બનાવી દીધો છે. પણ મહાત્માજી જેવા ચિકિત્સક વૈદ્યે આજે તે વ્યાધિને નિર્મૂળ કરનાર ઔષધોપચાર આપીને હિંદુધર્મના દેહને મરણપ્રાય દશામાંથી બચાવી લીધો છે એ ખરેખર ભારતનું એક મહદ્ ભાગ્ય છે. મહાત્માજીના અનશનથી સૈકાંઓ થયાં જડ ઘાલીને ઘૂસેલો તે વહેમરૂપી ભૂત આજે નિર્વીર્ય થઇને અદૃશ્ય થતો જાય છે. એવે સમયે ધર્મની દૃષ્ટિએ ખાસ કરીને વૈષ્ણવ ધર્મની દૃષ્ટિએ અસ્પૃશ્યતા વિષેનો વિચાર કરવો આવશ્યક જણાયાથી આ લેખ લખવામાં આવ્યો છે.

## વૈષ્ણવધર્મ એટલે સુધારેલો વેદધર્મ

એ તો સૌ કોઇ જાણે છે કે વૈષ્ણવધર્મ એ કેવળ ધર્મ નથી, પણ વેદને સુધારેલો ધર્મ છે. આથી આ દેશમાં વૈષ્ણવ ધર્મના જે જે મુખ્ય સંપ્રદાયો છે તે ઘણી બાબતમાં વેદધર્મથી જુદા પડે છે. વેદની યજ્ઞક્રિયા, તેનો જ્ઞાનકાંડ, તેમાં જણાવેલો સ્ત્રીશૂદ્રનો વેદાભ્યાસ તથા શ્રવણ માટેનો અનધિકાર–તેના વર્ણાશ્રમ ધર્મો આ બધા સમય જતાં નિરુપયોગી જણાયાથી, વૈષ્ણવ ધર્મના ચિતકોએ તેમને વળી દીધા અને વેદધર્મથી વિલક્ષણ, વિશાળ દૃષ્ટિથી નવી રીતે ધાર્મિક સુધારણાનો વિચાર કર્યો. વેદ અર્થાત્ શ્રુતિનું પ્રામાણ્ય તેમણે શાસ્ત્ર તરીકે લીધું, પણ તે વખતના આચારો તથા રૂઢિઓમાં ફેરફાર કરી દીધો, અને નવેસરથી ધર્મનું સ્વરૂપ નક્કી કર્યું. ધર્મ એ શારીર ધર્મ નથી, પણ આત્મધર્મ છે અગર ભગવદ્ધર્મ છે, એ વસ્તુનો નવેસરથી તેમણે વિચાર કર્યો. અને ધર્મ એ મુખ્ય વસ્તુ નથી, પણ ધર્મી એ મુખ્ય વસ્તુ છે એ નક્કી કર્યું. અને ધર્મીની ખાતર ધર્મમાં ફેરફાર કરવાની આવશ્યકતા જણાય તો તેથી ધર્મ વિરુદ્ધ કાંઇ પણ થતું નથી, એવો નવીન વિચાર વૈષ્ણવધર્મવાળાઓએ કર્યો. આથી વૈષ્ણવધર્મ એ એક સુધારાની હિલચાલ જ છે. વેદ ધર્મમાં જે જે અનિષ્ટ તત્ત્વો અગર રૂઢિઓ દાખલ થયેલી તેને સુધારીને ધર્મના માર્ગને નિષ્કંટક બનાવવા માટે જ આ વૈષ્ણવ સુધારકોના પ્રયત્ન હતા. આ પ્રયત્નના પરિણામે દેશમાં વેદમાર્ગથી વ્યતિરિક્ત સુધારાનો ધર્મ દેશના એક છેડેથી બીજે છેડે વ્યાપી ગયો અને તે સામાન્ય રીતે વૈષ્ણવ ધર્મના નામથી ઓળખાવા લાગ્યો. આ ધર્મમાં રામાનુજ સંપ્રદાય, શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ, શ્રીકૃષ્ણચૈતન્ય ગૌરાંગપ્રભુનો સંપ્રદાય, નામદેવ, કબીર, તુલસીદાસ, તુકારામ વગેરે સંતોના સંપ્રદાયો તથા સહજાનંદનો સ્વામીનારાયણ સંપ્રદાય એમ તમામનો સમાવેશ થાય છે. આ બધા વૈષ્ણવ સંપ્રદાયો કહેવાય છે. કારણ કે તેઓ વિષ્ણુના જુદા જુદા અવતારોને સેવ્ય માનીને ભજે છે. આ બધા વૈષ્ણવધર્મોની દૃષ્ટિએ વિચાર કરતાં સહજ સમજાય છે કે અસ્પૃશ્યતા એ ધર્મ નથી, એ એક પ્રકારની રૂઢિ છે. અને વૈષ્ણવ સંપ્રદાયે તેનો કદી પણ વાસ્તવિક રીતે સ્વીકાર

વૈષ્ણવસંપ્રદાયો સામાન્ય રીતે શબ્દપ્રમાણને વધારે બળવત્તર માને છે. આ શબ્દ-પ્રમાણમાં પ્રસ્થાનચતુષ્ટયનો સમાવેશ થાય છે. અર્થાત્ વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવત એ એમનાં ચાર મુખ્ય શાસ્ત્રો છે. શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગમાં તો આ ચારનું જ પ્રમાણ મુખ્ય છે. તેઓ સ્મૃતિને માનતા નથી. શ્રુતિની સાથે સ્મૃતિનો જેટલે અંશે અવિરોધ હોય તેટલા અંશે તે માને છે. આથી વેદ, ગીતા, બ્રહ્મસૂત્રો અને ભાગવત શાસ્ત્રના આધારે અસ્પૃશ્યતાનો આપણે પ્રથમ વિચાર કરવો જોઈએ.

## વેદમાં શૂદ્રોનું સ્થાન

અસ્પૃશ્યતાનું મૂળ વર્ણના ભેદોમાં આપણે કલ્પી શકીએ. જ્યારથી એક વર્ણ પોતાને બીજા કરતાં ચડિયાતી માનતી થઈ ત્યારથી બીજી વર્ણ પહેલાની સરખામણીએ હલકી ગણાવા લાગી. આમાં જે સૌથી હેલકામાં હલકી ગણાઈ તે છેવટે 'અસ્પૃશ્ય' મનાઈ. વેદ-કાલમાં અત્યારના જેટલી ન્યાતો જોવામાં આવતી નથી. ફક્ત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એવી વર્ણો જોવામાં આવે છે; જોકે પુરુષમેધ સૂક્તમાં કે પુંશ્ચલી, મગધ, સુત્ત, સુથાર, દરજી, લુહાર, દોરડાં બનાવનાર, શિકારી, વાંસફોડા, અશ્વપાળ, ગોવાળ, ભરવાડ, ખેડૂત વગેરેનાં નામો આવે છે, પણ એ નામો જાતિસૂચક છે એમ ભાષ્યકાર મહીધર માનતા[1] નથી; કારણકે ઉપરનાં નામો ચાર વર્ણોમાંથી કોઈપણ વર્ણવાળાને લાગુ કરી શકાતાં હતાં. જે વર્ણવાળો જે ધંધો કરે, તે વર્ણવાળો પછીથી ચહાય તો તે બ્રાહ્મણ હોય કે શૂદ્ર હોય પણ તેને તે નામ લગાડવામાં આવતું હતું. ઋક્, સામ અને યજુર્વેદની સંહિતાના સમયમાં ફક્ત ચાર વર્ણો જ હતી. તેમનામાં હજુ ઉચ્ચ નીચના વિચારો સખ્ત બન્યા નહોતા. દાસ, કૈવર્ત, ધીવર અને ચાંડાલ શબ્દોનો પ્રયોગ જોવામાં આવે છે, પણ તે અમુક જાતિના વાચક નહોતા.[2] અથર્વ વેદમાં પણ આ ચાર વર્ણો મળીને એક રાષ્ટ્ર થાય છે. માટે રાષ્ટ્રની એકતા માટે હિંદુસમાજના ભાગલા તે વખતે કરવામાં આવ્યા નહોતા. અલબત્ત પ્રથમની ત્રણ વર્ણો, પોતાને શૂદ્ર કરતાં ચડિયાતી તો માનવા લાગી તો પણ એટલું તો ખરું જ છે કે તે શૂદ્ર વર્ગ તરફ તેમને તિરસ્કાર નહોતો; એટલું જ નહિ પણ કેટલાંક સૂક્તોમાં શૂદ્રોને માટે પણ આશીર્વાદની પ્રાર્થના કરવામાં આવી છે.[3] પણ બ્રાહ્મણયુગમાં ત્રૈવર્ણિક અને શૂદ્ર વચ્ચેના ભેદો વધારે સખ્ત બનતા જાય છે, કે યજ્ઞમાં તેને અનધિકારી ગણેલો હોવાથી તે યજ્ઞ માટે ગાયોનું દોહન કરી શકે નહિ.[4] શતપથ બ્રાહ્મણ તથા તૈતિરીય બ્રાહ્મણમાં આવા વિચાર જોવામાં આવે છે. અત્યાર સુધી લગ્ન સામે કોઈ પણ પ્રતિબંધ જોવામાં આવતો નથી, પણ તાણ્ડય બ્રાહ્મણમાં આપણે જોઈ શકીએ છીએ કે પ્રતિલોમ લગ્ન સામે હવે અંકુશ મૂકવામાં આવે છે. આમ છતાં પ્રતિલોમ લગ્ન થતાં તો હતાં અને સમાજ શૂદ્ર સ્ત્રીઓથી થયેલા પુત્રોને હલકો ગણવા લાગ્યો. તાણ્ડય બ્રાહ્મણમાં વત્સ અને મેધાતિથિના પ્રસંગની એક વાત જોવામાં આવે છે. એક વખતે[5] મેધાતિથિએ

---

૧ જુઓ History of Sanskrit Literature by C. V. Vaidya. sect 1. પૃ. ૧૪૬.
૨ „ „ પૃ ૧૫૦.
૩ प्रियं सर्वस्य उत शूद्र उत आर्ये [ १९-६ ]
४ अहविरेव तदित्याहुः यच्छूद्रो दोग्धीति तै बा. ३, २, ३, ९
૫ તાણ્ડયબ્રાહ્મણ ૧૪—૬—૬

વત્સને શૂદ્રપુત્ર કહ્યો, તે ઉપરથી વત્સને બહુ ખોટું લાગ્યું, અને તેણે મેધાતિથિને કહ્યું: 'મેધાતિથિ, તેં જે મારે માટે શબ્દો કહ્યા તે વાજબી નથી, હું તારા કરતાં પણ વધારે સારો બ્રાહ્મણ છું; છતાં તું મારા કરતાં ઊંચા દરજ્જાનો છું એમ જો માનતો હોય તો ચાલ આપણે બન્ને અગ્નિમાં પ્રવેશ કરીએ અને જે વધારે શુદ્ધ બ્રાહ્મણ હશે તેને કશી પણ ઇજા થશે નહિ.' એમ બોલીને વત્સ સામનો મંત્ર ગાતો ગાતો અગ્નિમાં પેઠો અને એમ કહેવાય છે કે તેને કશી પણ અડચણ થઇ નહિ. [1]તેનો વાળ સરખો પણ બળ્યો નહિ. આ એટલું સૂચવે છે કે આ સમયે ત્રૈવર્ણિકમાંથી જો કોઇ શૂદ્રની સાથે લગન કરે તો તે સમાજમાં હલકો મનાતો. આ બ્રાહ્મણમાં 'વ્રાત્ય'નો પણ ઉલ્લેખ આવે છે. તેઓ આર્ય હતા કે અનાર્ય તે વિવાદાસ્પદ પ્રશ્ન હતો. આ બ્રાહ્મણ ૧૭-૨-૧ માં તેમને 'હીન' ગણ્યા છે.[2] ઐત્તરેય બ્રાહ્મણમાં શૂદ્ર માટે કામોત્થાપ્ય અને યથાકામવધ્ય એવા બે તિરસ્કારવાચક શબ્દો વપરાયા છે. આમ છતાં પણ તે જ બ્રાહ્મણમાં આવેલી શુનઃશેપની કથા ઉપરથી જણાય છે કે કેટલીક બાબતોમાં ત્રૈવર્ણિક કરતાં શૂદ્રો વધારે સારા હતા. શુનઃશેપના પિતા અજીગર્ત પાસે ખાવાનાં સાધનો ખૂટી ગયાં ત્યારે હરિશ્ચંદ્રના પુત્ર રોહિતના કહેવાથી, પોતાના વચલા પુત્ર શુનઃશેપને સો ગાયોના બદલામાં હરિશ્ચંદ્રને વેચ્યો અને તેણે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વરુણને બલિ તરીકે આપ્યો. શુનઃશેપને ચેચતી વખતે તે એના બાપને કહે છે, 'તમે જે કર્મ કર્યું છે એવું તો શૂદ્ર પણ ન કરે.' આ ઉપરથી જણાય છે કે જો કે તે વખતે શૂદ્રનો દરજ્જો સમાજમાં એક રીતે હલકો હતો છતાં, કેટલીક વખતે ત્રૈવર્ણિકો કરતાં પણ તેમનામાં સારા ગુણો હતા. ઉપનિષત્કાલમાં પણ ચાર જ વર્ણો જોવામાં આવે છે. આ દરેક વર્ણનાં કર્મો પણ નક્કી થયાં છે. આમ છતાં વેદાધ્યયન તથા શ્રવણમાં શૂદ્રોનો અધિકાર હતો. ઉપનિષદ્ સાહિત્યમાં મુખ્ય પ્રવર્તકોમાં શૂદ્રપુત્રોનાં પણ નામ જોવામાં આવે છે. મહીદાસ ઐતરેય તે ઋગ્વેદના ઐતરેય આરણ્યક અને ઐતરેય ઉપનિષદ્ની મુખ્ય શાખાના પ્રવર્તક છે. તે શૂદ્ર માતાને પેટે જન્મેલા હતા. સત્યકામ જાબાલ એ શૂદ્રીનો પુત્ર હતો, પણ સંસ્કારના પ્રભાવથી બ્રહ્મવિદ્યા મેળવી શક્યો અને જાબાલ નામની શાખા પ્રવર્તાવી. જાનશ્રુતિ એ એક શૂદ્ર રાજા હતો, અને તેને તત્ત્વવિદ્યાનો અધિકારી ગણવામાં આવ્યો હતો.[3] વેદકાળનો ઇતિહાસ જોતાં આપણને એટલું સમજાય છે કે હિંદુ સમાજમાં ચાર જ વર્ણો હતાં, અને તે વર્ણોમાં જતે દિવસે ઉચ્ચનીચના ભેદો કલ્પાયા. આટલી જ માહિતી આપણને ત્યાંથી મળી શકે છે. પણ 'અસ્પૃશ્ય' વિષે કંઇ પણ માહિતી મળતી નથી. અત્યારની અસ્પૃશ્ય જ્ઞાતિઓ તે વખતની શૂદ્ર હશે; અને તે શૂદ્રોને બીજા ત્રણ વર્ણો કરતાં વિદ્યા; અગર ધંધાને અંગે સામાજિક દૃષ્ટિએ ઊતરતા ગણવામાં આવતા હતા. પણ તેમને 'અસ્પૃશ્ય' ગણવામાં આવતા હતા એના આધારમાં એક પણ પુરાવો મળી આવતો નથી. આથી વેદશાસ્ત્રનો આધાર આપીને એમ કહેવું કે અસ્પૃશ્યતા વેદશાસ્ત્રાનુસાર છે તે માની શકાય નહિ. શ્રી. વિ. રા. શિંદેના માનવા

---

૧ तस्य न लोम चनौषत्.

૨ हीना वा एते हीयन्ते ये व्रात्यं प्रवसन्ति न हि ब्रह्मचर्यं चरन्ति न कृषिं न वाणिज्यम्

પ્રમાણે 'આર્યલોકો હિંદમાં બરાબર સ્થિર થયા પછી અહીંના દસ્યુ લોકોને તેમણે ગામ બહાર રહેવાની ફરજ પાડી અને તેમને અસ્પૃશ્ય ઠરાવ્યા; કારણ કે તેઓની ભિન્ન સંસ્કૃતિ આર્યોની ઉચ્ચ સંસ્કૃતિ સાથે સેળભેળ થઇ જાય.'[1] આ કારણ જો અસ્પૃશ્યતાનું ખરૂં હોય તો અત્યારે તે કારણના અભાવે અસ્પૃશ્યતા ટકી શકે જ નહિ. અત્યારે ઉચ્ચવર્ણના હિંદુઓ અને અસ્પૃશ્ય ગણાતી વર્ણોની સંસ્કૃતિમાં બહુ ફેર પડતો નથી એટલુંજ નહિ પણ જો અસ્પૃશ્ય ગણાતી જાતોને ઉચ્ચવર્ણની માફક વિકાસ માટે તકો આપવામાં આવે તો તેમની સંસ્કૃતિમાં કોઇ પણ જાતનો ફેર પડે એમ નથી.

## ઔપનિષદ્ દૃષ્ટિનો અસ્પૃશ્યતાને આધાર નથી.

વેદના બે વિભાગોમાં બ્રાહ્મણ ગ્રંથો એ પૂર્વકાંડ-કર્મકાંડ કહેવાય છે અને ઉપનિષદો એ ઉત્તરકાંડ અથવા જ્ઞાનકાંડ કહેવાય છે. જ્ઞાનકાંડમાં આત્માના જ ધર્મનું પ્રતિપાદન હોવાથી, જ્ઞાનની દૃષ્ટિએ તમામ વર્ણો એકસરખી જ છે એટલે સમાજમાં બ્રાહ્મણ જેટલા અધિકાર તથા સ્વતંત્રતા ભોગવી શકે તેટલા અંત્યજવર્ગ ગણાતી જાતિઓ પણ ભોગવવા લાયક છે. આથી ઔપનિષદ દૃષ્ટિએ અસ્પૃશ્યતાનો વિચાર કરવામાં આવે તો, તે કોઇ પણ દિવસે ધર્મ હતો એમ કોઇ બુદ્ધિશાળી મનુષ્ય કહી શકે નહિ. ઔપનિષદ્ દૃષ્ટિ ભેદને અવગણે છે; આથી તે કોઇ પણ મનુષ્યનો તિરસ્કાર કરે નહિ. જો કોઇ ધર્મ કોઇનો તિરસ્કાર કરતો હોય તો તે ધર્મ નથી. આ માટે ઉપનિષદ્‌નાં નીચેનાં વાક્યો વિચારવાં જોઇએઃ

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ઇ. ઉ. ૬

જે કોઇ તમામ ભૂતોને આત્મામાં જુએ છે, અને આત્માને તમામ ભૂતોમાં જુએ છે તે કદી પણ કોઇની નિંદા કરતો નથી.

यथोदकं दुर्गे वृष्टम्पर्वतेषु विधावति
एवं धर्मान्पृथक् पश्यंस्तानेवानुविधावति ।

કઠ ઉ ૪-૧૬

જ્યારે વરસાદનું જળ ઉચ્ચ પર્વત પર પડે છે ત્યારે તે ખીણોની અંદર પથરાઇ જાય છે; તેમ જ જે પુરુષ આત્માથી ભિન્ન ધર્મને જુએ છે, તે પણ ભિન્નતાની પાછળ દોડનારો થાય છે. આમાં પણ ભિન્ન દૃષ્ટિ વર્જવાને શ્રુતિ પ્રબોધે છે. નીચેની શ્રુતિમાં, અગ્નિના દૃષ્ટાંતથી આત્માનું સર્વવ્યાપકત્વ જણાવ્યું છે.

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥

ક. ૨. ૫-૯

જેમ એક અગ્નિ જુદા જુદા રૂપે દેખાય તેમ એક આત્મા જુદા જુદા રૂપે દેખાય છે, પણ આત્મા તો સરખો જ છે. આથી બ્રાહ્મણનો આત્મા અને અંત્યજનો આત્મા એક જ છે. જો બ્રાહ્મણદેહમાં આત્મા હોવાથી તે સ્પર્શ્ય અને તો અંત્યજદેહમાં પણ

[1] જુઓ ગુજરાતી જ્ઞાનકોશ વો. ૨. પૃ. ૭૫૮

તે આત્મા હોવાથી શા માટે તે અસ્પર્શ્ય બને તે સમજી શકાતું નથી! ઔપનિષદ્ સિદ્ધાંત એ જ વેદસિદ્ધાંત હોવાથી તેની દૃષ્ટિએ અસ્પૃશ્યતા કોઇ પણ રીતે ટકી શકે જ નહિ.

## ભગવદ્‌ગીતાનું સમદર્શિત્વ

ભગવદ્‌ગીતા એ વૈષ્ણવોનું બીજું પ્રસ્થાન છે. ભગવદ્‌ગીતા એ આત્મધર્મનો ઉપદેશ કરતી હોવાથી કેટલાકના મતે તેની ગણના ઉપનિષદોમાં થાય છે. ગીતામાં પણ ભેદ જોનારની નિંદા કરવામાં આવી છે. અધ્યાય બીજામાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો આપતી વખતે એમ કહેવામાં આવે છે કે તે કોઇનો દ્વેષ કરતો નથી. 'અસ્પૃશ્યતા'માં દ્વેષ ગર્ભિત રીતે જોવામાં આવતો હોવાથી ગીતાનો તેને આધાર મળતો નથી. અધ્યાય પાંચમામાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે પંડિતો તે જ કહેવાય કે જે બ્રાહ્મણ, ગો, હાથી, કૂતરો કે ચાંડાલ એ તમામમાં સમદૃષ્ટિ રાખે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गविहस्तिनी ।

शुनिचैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

કોણ કહી શકશે કે સનાતનીઓની અસ્પૃશ્યતામાં સમદર્શિત્વ છે?

અધ્યાય દશનો શ્લોક ૩૨મો વાંચો તો તેમાં શૂદ્રોને ભક્તિમાર્ગના અધિકારી ગણ્યાં છે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥

પાપીઓ પણ પરાગતિને પ્રાપ્ત થાય છે, તો પછી અસ્પૃશ્ય, ગીતા પ્રમાણે પ્રભુની ભક્તિના તથા પ્રભુદર્શનના અધિકારી છે જ.

## બ્રહ્મસૂત્રો

બાદરાયણનાં બ્રહ્મસૂત્રો જે ઉત્તરકાંડ તરીકે ઓળખાય છે તે પ્રસ્થાનત્રયીમાંનું એક છે. તે ઔપનિષદ્ અર્થને જ સૂત્રાત્મક ભાષામાં રજૂ કરે છે. આ ગ્રંથે ભારતવર્ષની તત્ત્વવિદ્યા ઉપર ઘણી જ અસર કરી છે. શંકરાચાર્ય, રામાનુજ, શ્રી વલ્લભાચાર્ય, ભાસ્કર, નિંબાર્ક તથા મધ્વાચાર્યે તેના ઉપર ભાષ્ય લખ્યાં છે: આ સૂત્રોને અવલોકતાં પણ આપણને અસ્પૃશ્યતાની તરફેણનો એક પણ પુરાવો મળતો નથી. અધ્યાય બીજાના ત્રીજા પાદમાં જીવનું વર્ણન કરતાં બાદરાયણ વ્યાસ નીચે પ્રમાણે ૪૩ મું સૂત્ર યોજે છે: **अंशो नानाव्यपदेशादन्यथा चापि दाशकितवादित्वमधीयत एके।** આમાં જીવને બ્રહ્મના અંશરૂપે કહેલ છે. જુદા જુદા જીવો બધા બ્રહ્મના અંશ છે. તેથી તેમનામાં કોઇ પણ ભેદ નથી. સૂત્રકાર પોતાના આ વિચારના અનુમોદનમાં **एके** કેટલીક શાખાવાળાઓનો અભિપ્રાય ટાંકે છે અને કહે છે કે તેમના મતે દાશ તથા કિતવ વગેરે જાતોના જીવો (અંત્યજ જાતોના જીવો) પણ બ્રહ્મનું શરીર છે. શ્રીવલ્લભાચાર્ય આ સૂત્ર ઉપરના પોતાના ભાષ્યમાં કહે છે: **सर्वे यथात्मानो व्युच्चरन्ति कपूयचरणा रमणीयचरणाः।** (તમામ સુંદર કર્મોવાળા તથા ખરાબ કર્મોવાળા જીવો આત્મામાંથી જ વ્યુચ્ચરણ પામે છે.)[१] આ જ ભાષ્યમાં આથર્વણિક બ્રહ્મસૂક્તનું **ब्रह्मदाशा ब्रह्मे मे कितवा उत** દાશ બ્રહ્મ છે, આ કિતવો બ્રહ્મ છે એ વાક્યનો ઉલ્લેખ કર્યો છે. આ સૂત્ર ઉપરથી ઉચ્ચવર્ણના બ્રાહ્મણો

१० જુઓ શ્રીअणुभाष्य Bombay Sanskrit Series p. 154.

અને હીન ગણાતા અંત્યજોમાં કાઇ ભેદ જોવા નહિ એવું ફલિત થાય છે; તો પછી અસ્પૃશ્યતા જેવી કૃત્રિમ રૂઢિને બ્રહ્મસૂત્ર ટેકો તો આપે જ ક્યાંથી ?

### શાણ્ડિલ્ય ભક્તિસૂત્ર

વૈષ્ણવસંપ્રદાયોમાં શાંડિલ્યનાં ભક્તિસૂત્રનો ઘણો જ પ્રભાવ છે. તે સૂત્રો જોતાં તો અસ્પૃશ્યતા બિલકુલ વૈષ્ણવોએ નભાવી લેવી જોઇએ નહિ, એમ આપણો નિશ્ચય થયા વગર રહેશે નહિ. તેના બીજા આહ્નિકમાં અંત્યજ ગણાતી હીન જાતિઓનો પણ ભક્તિમાં અધિકાર છે એવો નિર્ણય કરવામાં આવ્યો છે. **आनिन्द्ययोन्यधिक्रियते पारम्पर्यात् सामान्यवत्** આ સૂત્રમાં સ્પષ્ટ રીતે તે વિષે કહેવામાં આવ્યું છે. આનું બીજું આહ્નિક ખાસ વિચારવા જેવું છે.[1]

### ભાગવત

ભાગવત તો ભક્તિમાર્ગનું જ દ્યોતન કરે છે. તેમાં વેદની મર્યાદાઓ, તેનો નિર્ગુણ-બ્રહ્મવાદ, તેની કેવળ જ્ઞાનપ્રક્રિયા અને વર્ણધર્મ ઉપર ભાર મૂકવામાં આવ્યો નથી. એક રીતે ભાગવત એ સ્વતંત્ર રીતે વેદધર્મનો જ બોધ કરે છે, પણ તે શુદ્ધ વેદધર્મનો જ. વેદધર્મમાં કાળે કરીને કેટલીક ઘણી અનિષ્ટ રૂઢિઓ પેસી ગઇ કે જેને લીધે વેદધર્મ ખૂબ નિંદાયો. આથી ભાગવતધર્મની જરૂર પડી. તેમાં શુદ્ધ ભગવાન તરફના ધર્મનો વિચાર કરેલો હોવાથી વૈષ્ણવ ધર્મોમાં તે બહુ જ આદરને પાત્ર બન્યો છે. તે એટલે સુધી કે કેટલીક વખત વેદધર્મ અને ભાગવત ધર્મ વચ્ચે દેખીતી રીતે વિરોધ જોવામાં આવે છે. વેદમાંથી બ્રહ્મદૃષ્ટિ જ્યારે લોપાઇ ગઇ, અને વેદનાં રહસ્ય માત્ર સ્થૂળદૃષ્ટિથી જોવાવા લાગ્યાં, ત્યારે શિષ્ટવર્ગને વેદ માટે બહુ માન રહ્યું નહિ. આ સંજોગોમાં ભાગવતધર્મ સ્થાપિત થયો. ભગવદ્‌ગીતામાં પણ સ્થૂળદૃષ્ટિથી વેદને અવલોકનારની '**यामिमां पुष्पितां वाचं**' એ શ્લોકમાં નિંદા કરવામાં આવી છે.[2] શ્રીવલ્લભાચાર્યે આ ભાગવતને અનુસરીને જ ધર્મતત્ત્વનો બોધ જનતાને કર્યો. ભાગવતનું ગૂઢ રહસ્ય સામાન્ય લોક સમજી શકે તે માટે તેમણે તેની ઉપર સુબોધિની નામની ટીકા લખી છે.

### શ્રીવલ્લભાચાર્યનું મંતવ્ય

તે ટીકા વાંચતાં આપણને જણાય છે કે તેમણે જે ધર્મનું રહસ્ય સમજાવ્યું છે તે ઘણી જ ઊંચી ભૂમિકા ઉપર રહીને સમજાવ્યું છે. તેમણે વૈષ્ણવધર્મને અનુસરીને જ ઉપદેશ કર્યો, પણ રામાનુજ ઇત્યાદિ વૈષ્ણવાચાર્યોથી સહજ જુદી રીતે ધર્મનો બોધ આપ્યો. તેમણે પોતાના જમાનાની લોકસ્થિતિ તથા સમાજબંધારણનું બહુ બારિકાઇથી અવલોકન કરેલું હોવાથી, ધર્મતત્ત્વને એવી રીતે જનતાની સમક્ષ મૂક્યું કે જેથી કોઇ પણ વ્યક્તિ ગમે તે કાળે, ગમે તે સ્થિતિમાં અને ગમે તેવા સમાજમાં રહીને પણ તેનું આચરણ કરી શકે. પોતાના આ નવા ધર્મનું નામ તેમણે પુષ્ટિમાર્ગ રાખ્યું. પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ. જે માર્ગમાં

---

૧ આ ગ્રંથનું અંગ્રેજી ભાષાન્તર જદુનાથ મઝમુદાર એમ. એ. બી. એલ. એ કર્યું છે અને નૈસોરની હિંદુ પત્રિકા ઑફિસે તેને પ્રગટ કર્યું છે. વલ્લભસંપ્રદાયના મુરલીધર નામના એક આચાર્યે તેની ઉપર સંસ્કૃતમાં ટીકા લખી છે. તે ટીકા તથા તેનું ગુજરાતી ભાષાન્તર વૈષ્ણવ પરિષદ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે.

૨ ગીતા અધ્યાય ૨-૪૨.

રહેલો જીવ માત્ર ઇશ્વરના અનુગ્રહથી–ભક્તિથી જ તરી શકે, વૈદિક સાધનોથી નહિ, તે માર્ગને પુષ્ટિમાર્ગ કહ્યો. તેમણે તત્ત્વજ્ઞાનના જ બહુધા ગ્રંથો લખ્યા છે, છતાં તેમના કેટલાક ગ્રંથોમાં સમાજ વિષેના પણ વિચારો મળી આવે છે. તે વર્ણાશ્રમધર્મ ઉપર વિચાર કરતાં તત્ત્વદીપ નિબંધના સર્વનિર્ણય પ્રકરણના શ્લોક-૨૨૭ માં લખે છે—

वर्णाश्रमवतां धर्मे मुख्ये नष्टे छलेन तु ।

क्रियमाणे न धर्मः स्यादतस्तस्मान्न मोचनम् ॥

તે વર્ણાશ્રમ વિરુદ્ધ કંઇ કહેતા નથી, પણ એમ તો કહે છે કે વર્ણાશ્રમમાં રહીને ધર્મનું પાલન કરવાથી મુક્તિ મળે. પણ તે ક્યારે? જ્યારે નિષ્કપટ ભાવથી તે ધર્મનું પાલન કરવામાં આવે ત્યારે. પણ અત્યારે વર્ણાશ્રમ ધર્મની શી દશા છે? કોણ કહી શકશે કે તે તેના શુદ્ધ સ્વરૂપમાં પળાય છે? શું બ્રાહ્મણાદિ વર્ણો પોતાના ધર્મથી વિમુખ બનેલી નથી? અને જો તેમ હોય તો તે છલધર્મ ગણાય નહિ કે? આવી રીતે જો ધર્મ પાળવામાં આવતો હોય તો; તેના કરતાં તે ન પળાય એ વધારે સારું છે. આવા ધર્માચરણથી મોક્ષ થતો નથી; માટે પોતે એમ કહે છે કે હવે જૂની રીતે રહીને ધર્માચરણ કરવાથી જીવનું કલ્યાણ નથી, પણ ભક્તિદ્વારા જ તેનું કલ્યાણ થઇ શકે છે. એ ભક્તિ સૌ કોઇ કરી શકે છે–બ્રાહ્મણ કરી શકે છે તેમ અંત્યજ કરી શકે છે. ભક્તિમાં બ્રાહ્મણ કે અંત્યજ એવા ભેદો હોતા નથી. જે ભગવાનની ભક્તિ કરે એ બ્રાહ્મણ ગણાવો જોઇએ. તેમણે અસ્પૃશ્ય ગણાતી જાતિને પણ કેવી રીતે શુદ્ધ કરવી તેનો પણ વિચાર કર્યો છે. આને માટે તેમની સુબોધિની ટીકામાંથી નીચેનું વાક્ય અહીંઆં ઉતારીશું—

'किरातादयस्तत्तद्देशगिरिवासिनोऽन्त्यजा जातितः कार्यतश्च दुष्टाः

भक्तसमाश्रयणमात्रेण शुद्धा भवन्ति। भक्ता इव भगवत्सेवा योग्या भवन्ति ।'[1]

આમાં કહે છે કે કિરાત વગેરે જે અંત્યજ જ્ઞાતિના લોકો ગણાય છે તેમની પણ શુદ્ધિ થઇ શકે છે. વેદધર્મ ભલે તેમને માટે પ્રતિબંધ મૂકતો હોય. કિરાત, હૂણ, અન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક અને ખસ એવા જે આઠ જાતનાં અંત્યજોનાં નામ ભાગવત ૨–૪–૧૯ માં આપેલાં છે તે મેદાનમાં રહેનારા હોય કે પછી પર્વત પાસેના પ્રદેશમાં રહેનાર હોય, તથા જાતિથી દુષ્ટ હોય અગર તેમના કાર્યથી દુષ્ટ હોય છતાં પણ તેમની શુદ્ધિ થઇ શકે છે. અને તે શુદ્ધિનો ઉપાય એ છે કે તેમને ભક્તોનો સારી પેઠે આશ્રય કરાવવો–અર્થાત્ સારા પુરુષના સંસર્ગમાં તેમને રાખવા. આમ કરવાથી તેમનામાં અંત્યજ તરીકેના દોષો દૂર થઇ જશે અને તેઓ શુદ્ધ બનશે, એટલું જ નહિ પણ ભક્તોની માફક ભગવાનની સેવાને યોગ્ય બનશે.[2]

અન્ય સ્થળે તેઓ લખે છે यस्य (भगवतः) नामग्रहणमात्रेणैव श्रोतॄनात्मानं च निष्पापान् करोति। तत्रापि नाधिकारिविशेषः, किन्तु सर्वानेव, पेवेत्यनेन आत्मशब्दः जीवपरो ज्ञायते। न केवलं दैहिका दोषा निवर्तन्ते किन्त्वज्ञानप्रभृति सर्वमेव निवर्तते। ...... सद्यः शुद्धिरिति शुद्धिहेतूनां

[1] જુઓ શ્રી સુબોધિની સ્કં. ૨ પૃ. ૫૬ (ભા. ૨—૪—૧૯)

**દેશાદીનાં निरपेक्षतामाह**–આમાં ગમે તેવી જાતિના દોષવાળો કોઈ હોય તો તેને શુદ્ધ કરી શકાય છે. તે શુદ્ધિનો ઉપાય આમાં ભગવન્નામને જણાવ્યો છે. ભગવન્નામનું ગ્રહણ કરવાથી દેહના દોષ જતા રહે છે, એટલું જ નહિ પણ અજ્ઞાન વગેરેનો નાશ થાય છે. તેમાં દેશ વગેરેનો વિચાર 'નિરપેક્ષ' હોય છે. જ્યારે શ્રીવલ્લભાચાર્યના આ વાક્યનો વિચાર કરીએ છીએ ત્યારે મહાત્માજીએ અંત્યજોને અપનાવવાનો જે માર્ગ પ્રચલિત કર્યો છે તે બરાબર છે, એ આપણને સમજાયા વગર રહેશે નહિ. વલ્લભાચાર્યજીએ જેવી રીતે ભક્તિદ્વારા અંત્યજોને શુદ્ધ કરવાને કહ્યું છે ( ભગવન્નામનો સંસ્કાર આપીને ) તે જ રીતે મહાત્માજીએ ભજનદ્વારા તેમને અપનાવવાની પ્રથા દાખલ કરી છે. આથી અસ્પૃશ્યતા-નિવારણ સમિતિ સ્થળે સ્થળે હરિભજનનો જે કાર્યક્રમ રાખે છે તેને શ્રીવલ્લભાચાર્યના વાક્યનો આધાર મળે છે. કોઇ પણ રીતે હરિજન ભગવાનને ઓળખતા થાય તો ઘણા વખતથી તેમનામાં જે સંસ્કાર લુપ્ત થયેલા છે તે પુનઃ પ્રગટે અને તે રીતે તેઓ ઉચ્ચ મનાતી જાતો સાથે ભળી શકે. હરિભજનથી તેમનામાં સુરાપાન, માંસભક્ષણ વગેરેની આદત નિર્મૂળ થાય છે, તથા તેઓ સ્નાનાદિદ્વારા સ્વચ્છતા પણ જાળવતાં શીખશે. એટલે ભક્તિના સંસ્કારદ્વારા હરિજનની શુદ્ધિને વૈષ્ણવ ધર્મનો ટેકો મળતો હોય તેમ વલ્લભાચાર્યનાં વચનો ઉપરથી જણાય છે. વલ્લભાચાર્યનાં બીજાં ઘણાં વાક્યો અહીંઆં ટાંકી શકીએ, પણ સ્થળસંકોચને લીધે અહીંઆં આટલાથી જ સંતોષ માનીશું. તેઓ સર્વ રીતે ભાગવત ધર્મને જ અનુસરે છે. આમ હોવાથી શ્વપચ અંત્યજ જાતિના મહાપુરુષો તથા સન્તો બ્રાહ્મણો કરતાં વધારે આદરભાવથી પૂજાય છે.

### અંત્યજ મહાપુરુષો

વાલ્મીકિ ઋષિ એ અંત્યજ જાતના હતા, છતાં તે એક મહર્ષિ થયા અને રામાયણની સુકથાથી અમર કીર્તિ મેળવી. તેમનું બનાવેલું 'રામાયણ' સઘળા હિંદુઓ વાંચે છે. મુનિ પરાશરની ઉત્પત્તિ ચાણ્ડાલીથી થયેલી મનાય છે. ( જુઓ દયારામ રસિકવલ્લભ પદ ૫૨–૫ ) વેદવ્યાસ એ કૈવર્ત ન્યાતથી ઉત્પન્ન થયેલા છતાં તે બ્રહ્મસૂત્રો અને ભાગવતના રચયિતા મનાય છે. અને તેમનાં વાક્યો પ્રમાણભૂત સ્વીકારાય છે.

### અંત્યજ વૈષ્ણવો

શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વર થઇ ગયા, તેમના સેવકોમાં ૨૫૨ સેવકો મુખ્ય ગણાય છે. તે ભક્તોના જીવનપ્રસંગો બસોબાવન વૈષ્ણવની વાર્તામાં આપેલા છે. તેમાં ચાર અંત્યજ ભક્તો હોવાનું વાંચવામાં આવે છે. ૨૪૪મી વાર્તામાં એક ચહૂડા વૈષ્ણવની વાર્તા છે. તે ગોવર્ધન પર્વત પાસે વિલછુકુંડમાં રહેતો હતો. ત્યાં આગળ એક શ્રીનાથજીનું મંદિર આવેલું હતું. આ મંદિરમાં જ્યારે તે એક વખત દર્શન કરવા ગયો ત્યારે ત્યાંના અધિકારીએ એક ભીંત આડી ચણાવી લીધી. આથી તે ચહૂડાને બહુ આર્તિ થઇ તેથી વલ્લભજી પાસે ગયો. વલ્લભજીએ તેના મનની બધી વાત જાણી લીધી અને તે દિવાલ તોડી નંખાવી; એટલું જ નહિ પણ તે ભંગીને આનંદમાં આવીને ભેટયા. ૧૬૮મી વાર્તામાં એક બલાઇ અને તેની સ્ત્રીની વાત છે. તેમની ભક્તિથી પ્રસન્ન થઇને શ્રી ગુસાંઇજીએ તેમને પોતાનાં ચરણસ્પર્શ કરાવ્યાં, અને સેવાને માટે પાદુકા આપી. વાર્તા ૧૪૭માં કહે છે કે એક ચહૂડો એવો ટેકીલો હતો કે તેને પંડિતોએ પોતાની રાંધેલી રસોઇ જમવાને

આપી પણ તેનો તેણે ત્યાગ કર્યો, એટલું જ નહિ પણ વેદશાસ્ત્રની ચર્ચામાં તે બધાઓને તેણે હરાવ્યા. એક બીજા ભંગીની વાત ૧૩૫મી વાર્તામાં આપેલી છે. તેની ભક્તિથી પ્રસન્ન થઈને શ્રીગુસાંઈજીએ એવો પ્રબંધ કરેલો કે તેને સૌથી પહેલાં દર્શન કરાવવાં. વલ્લભાચાર્યના સંપ્રદાય સિવાયના બીજા વૈષ્ણવ ધર્મોમાં પણ અંત્યજ વર્ગના કેટલાક મહાન

## અંત્યજ સંતો અને લેખકો

એવા થઈ ગયા છે કે જેમને બ્રાહ્મણો પણ નમે. આ સંતોમાં[1] નંદા, રવીદાસ, ચોખામેલા અને હરિદાસનાં નામો મુખ્ય છે. વિશિષ્ટાદ્વૈતવાદી વૈષ્ણવોમાં આલવરો (ભક્તો)ની પરંપરામાં યોગીવાહ[2] અથવા શ્રીપ્રાણુસ્વામીનું પણ નામ જોવામાં આવે છે. તામિલ[3] કવિઓની નામાવલીમાં આવ્હેયર વગેરે સાત જ્ઞાનીઓનાં નામ મળી આવે છે, જે અંત્યજ કોમનાં હતાં. આ સાત જણ ભાઈબહેનો હતાં. તેમાં આવ્હેરે અતિસુદિ, કોનિવેંડન, મુદુરુસી, નાદવાલી અને કાલવીજીલુક નામના ગ્રંથો લખ્યા છે. તેરૂવેલ્લૂવર તે આવ્હેયરનો ભાઈ હતો. તેણે વંદેશેખર રાજાના દરબારમાં વાદવિવાદ કરીને પંડિતોને હરાવ્યા હતા. એણે વ્યાલુવરકોરલ નામનો ગ્રંથ લખ્યો છે. આધિકનાન તથા કપિલર નામના તેના બીજા ભાઈઓ હતા. કપિલરે આગવર નામનો ગ્રંથ લખેલો. આપગ્ગા તેની બહેન હતી. તેણે નીતિપાતલ નામનો નીતિશાસ્ત્રનો ગ્રંથ લખ્યો હતો. મુરગ્ગા તેની બીજી બહેન હતી. તેણે કેટલીક કવિતા લખી છે. વાલીજ એ બીજી બહેન હતી. આ અંત્યજ (ઢેડ) જાતિનાં ભાઈબહેનોએ સાહિત્યક્ષેત્રમાં સારી નામના કાઢેલી છે. તે દક્ષિણમાં થઈ ગયાં. દક્ષિણમાં રામાનુજ અને મધ્વના સંપ્રદાયની ખૂબ અસર છે, અને તે ધર્મે પણ અંત્યજો માટે ભક્તિનાં દ્વાર બંધ કર્યાં હોય એમ જણાતું નથી.

આ બધા ઉપરથી એટલો સાર સમજાય છે કે સ્માર્તધર્મે બહિષ્કૃત કરેલા અંત્યજોને વૈષ્ણવ ધર્મે ભક્તિદ્વારા અપનાવી લીધા. અત્યારે પણ અંત્યજોને ભક્તિના સંસ્કારથી અપનાવી લેવા માટે વૈષ્ણવ ધર્મમાં પ્રતિબંધ હોય એવું જણાતું નથી. વસ્તુતઃ આપણામાં જે અસ્પૃશ્યતા જોવામાં આવે છે તેને વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવતમાંથી કોઈનો ટેકો મળતો નથી. 'અસ્પૃશ્ય' જેવો વર્ગ હશે કે કેમ તે આ ગ્રંથ ઉપરથી આપણને સમજાતો નથી; છતાં પાછળથી અસ્પૃશ્યતા આપણા સમાજમાં ઘુસી ગઈ છે. આ અસ્પૃશ્યતા તે ધર્મ નથી, પણ એક વહેમ છે. આ વહેમ જવો જ જોઈએ. પ્રભુ સર્વને શુદ્ધ દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કરવાનું બળ આપો.

---

[1] જુઓ India's Untouchable Saints by K. V. Ramswamy B. A.

[2] જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ ઉત્તરાર્ધ ન. દે. મહેતા કૃત પૃ. ૨૭૧.

[3] જુઓ કવિચરિત્ર (ડાહ્યાભાઈ ધોળાભાઈ પંડિત) પૃ. ૧૦૨.

આ સાતેયનાં ચરિત્રો આ પુસ્તકમાંથી લઈ અન્યત્ર આપ્યાં છે. તંત્રી

# આશ્વલાયન બ્રાહ્મણકુમાર અને બ્રાહ્મણવર્ણનું ગૌરવ

એક સમયે બુદ્ધદેવ શ્રાવસ્તીમાં અનાથપિંડકના આરામમાં રહેતા હતા. તે વેળાએ જુદા જુદા દેશમાંથી પાંચસો બ્રાહ્મણ કાંઈક કારણને લીધે શ્રાવસ્તીમાં આવ્યા હતા. તે બ્રાહ્મણોમાં એવો એક પ્રશ્ન ઉપસ્થિત થયો કે "આ શ્રમણ ગૌતમ ચારે વર્ણ મોક્ષના અધિકારી છે એમ પ્રતિપાદન કરે છે. તેમની સાથે આ વિષયમાં વાદ કરવા કોણ સમર્થ છે?" છેવટે આશ્વલાયન કુમારને બુદ્ધની સાથેનો વાદવિવાદ કરવા આગળ કરવો, એવો નિશ્ચય થયો.

આશ્વલાયન કુમારનું અધ્યયન હમણાં જ પૂરું થયું હતું. નિઘંટુ, છંદઃશાસ્ત્ર ઇત્યાદિ વેદાંગો સહિત ચારે વેદ તેને કંઠસ્થ હતા. તો યે બુદ્ધની સાથે વાદ કરવો કઠણ છે, એ તે જાણતો હતો. તેને જ્યારે પોતાનો નેતા થવાની બ્રાહ્મણોએ વિનંતિ કરી, ત્યારે તેણે તેમને કહ્યું: "ભાઇઓ! શ્રમણ ગૌતમ એ ધર્મવાદી છે. ધર્મવાદી લોકો સાથે વાદ કરવો એ સામાન્ય વાત નથી. હું જો કે વેદોમાં પારંગત હોઇશ, તો યે ગૌતમ સાથે વાદ કરવા સમર્થ નથી."

લાંબા વખત સુધી વાટાઘાટ થયા પછી તે બ્રાહ્મણોએ આશ્વલાયનને કહ્યું કે "આશ્વલાયન! તેં પરિવ્રાજક ધર્મનો અભ્યાસ કર્યો છે, અને યુદ્ધ વિના પરાજિત થવું તને યોગ્ય નથી."

આશ્વલાયન બોલ્યો: "ગૌતમ સાથે વાદ કરવો એ જરા કઠણ કામ છે, તો યે તમારા આગ્રહથી હું તમારી સાથે આવું છું."

પછી તે બ્રાહ્મણસમુદાયસહ આશ્વલાયન બુદ્ધદેવ પાસે ગયો અને કુશલસમાચારાદિ પૂછી એક બાજુએ બેઠા. પછી તેણે બુદ્ધદેવને પૂછ્યું: "હે ગૌતમ! બ્રાહ્મણોનું કહેવું એમ છે કે બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે, બીજા વર્ણો હીન છે. બ્રાહ્મણ વર્ણ જ શુદ્ધ છે, બીજા વર્ણો કૃષ્ણ છે. બ્રાહ્મણોને જ મોક્ષ મળે છે, બીજાઓને નથી. બ્રાહ્મણ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થયેલા તેના ઔરસ પુત્ર છે, અર્થાત્ તે જ બ્રહ્મદેવના વંશજ છે. હે ગૌતમ! આ મુદ્દા સંબંધે આપનું કહેવું શું છે?"

બુદ્ધ બોલ્યા: "હે આશ્વલાયન! બ્રાહ્મણોની સ્ત્રીઓ ઋતુવતી થાય છે, પ્રસૂતા થાય છે, અને બાળકને દૂધ પાય છે. આ પ્રમાણે બ્રાહ્મણોની સંતાન બીજા વર્ણો પ્રમાણે જ માતાના ઉદરમાંથી જન્મેલી હોવા છતાં બ્રાહ્મણોએ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થવાનો દાવો કરવો, એ આશ્ચર્ય નથી શું?"

આશ્વલાયન બોલ્યો: "હે ગૌતમ! આપનું કહેવું ગમે તે હોય તો યે પોતે બ્રહ્મદેવના વંશજ છે એ વિષે બ્રાહ્મણોને પૂર્ણવિશ્વાસ છે."

બુદ્ધ બોલ્યા: "હે આશ્વલાયન! યૌન, કાંબોજ અને બીજા સરહદ પરના પ્રદેશમાં

આર્ય અને દાસ એવા બે જ વર્ગ હોઇ કદી કદી આર્યનો દાસ અને દાસનો આર્ય બને છે, એ વાત તારા સાંભળવામાં છે ખરી કે?"

"હા, મેં એવું સાંભળ્યું છે." આશ્વલાયને ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા: "એવું જો છે, તો બ્રહ્મદેવે બ્રાહ્મણો જ ઉત્પન્ન કર્યા અને તે સર્વ વર્ણમાં શ્રેષ્ઠ છે એમ કહેવાનો અર્થ શો?"

આશ્વલાયને કહ્યું: "આપનું કહેવું ભલે ગમે તે હોય પરંતુ બ્રાહ્મણોની એવી દઢ માન્યતા છે કે, બ્રાહ્મણવર્ણ જ માત્ર શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે."

બુદ્ધ બોલ્યા: "ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ચોરી કરે, વ્યભિચાર કરે, ખોટું બોલે, ચાડી કરે, વૃથા બડબડે, પારકાના ધન પર દૃષ્ટિ નાખે, દ્વેષબુદ્ધિ વધારે, નાસ્તિકપણાનો અંગીકાર કરે તે જ માત્ર નરકમાં જશે; પણ બ્રાહ્મણ આ કર્મ કરતાં યે દેહત્યાગ પછી નરકમાં જનાર નથી, એવું તને લાગે છે કે?"

આશ્વલાયન બોલ્યો: "હે ગૌતમ! કોઇ પણ વર્ણનો મનુષ્ય પાપ કરતાં નરકમાં જશે. બ્રાહ્મણ અબ્રાહ્મણ શું, સર્વને પોતપોતાનું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે!"

બુદ્ધ બોલ્યા: "એકાદ બ્રાહ્મણ જો પ્રાણઘાતથી નિવૃત્ત થાય, કે ચૌર્ય કર્મથી નિવૃત્ત થાય, વ્યભિચારથી નિવૃત્ત થાય, અસત્ય ભાષણથી નિવૃત્ત થાય, ગાળાગાળીથી નિવૃત્ત થાય, વૃથાલાપથી નિવૃત્ત થાય, પરધનના લોભથી નિવૃત્ત થાય કે દ્વેષ તથા નાસ્તિકતાથી નિવૃત્ત થાય, તો તે જ માત્ર સ્વર્ગમાં જશે; પણ બીજા વર્ણના લોક આ પાપથી નિવૃત્ત થશે તો યે સ્વર્ગલોકમાં જનારા નથી, એમ તને લાગે છે શું?"

આશ્વલાયન બોલ્યો: "કોઇ પણ વર્ણનો મનુષ્ય આ પાપકર્મથી નિવૃત્ત થતાં સ્વર્ગમાં જશે. પુણ્યાચરણનું ફળ બ્રાહ્મણને અને બ્રાહ્મણેતરોને સરખું જ મળનાર છે."

બુદ્ધ બોલ્યા: "આ પ્રદેશમાં બ્રાહ્મણ જ માત્ર દ્વેષવેરરહિત મૈત્રીભાવના કરી શકે છે; ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ કરી શકશે નહિ એમ તને લાગે છે શું!"

આશ્વલાયન બોલ્યો: "ચારે વર્ણો મૈત્રીભાવના કરી શકે છે."

બુદ્ધ બોલ્યા: "ત્યારે પછી બ્રાહ્મણ જ શ્રેષ્ઠ વર્ણ અને બીજા વર્ણહીન છે એમ કહેવાને શો આધાર છે?"

આશ્વલાયન બોલ્યો: "આપ ગમે તે કહો, પણ બ્રાહ્મણ પોતાને શ્રેષ્ઠ સમજે છે અને બીજાઓને હીન સમજે છે એ વાત ખરી છે."

બુદ્ધ બોલ્યા: "હે આશ્વલાયન! ધારો કે એકાદ મૂર્ધાભિષિક્ત રાજા સર્વ જાતિના મળી સો પુરુષોને એકત્ર કરે. તેમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ અને રાજકુળમાં જન્મેલાને તે કહે કે 'ભાઇઓ, અહીં આવો અને શાલ કે ચંદનવૃક્ષનું લાકડું લઇ અગ્નિ ઉત્પન્ન કરો.' પરંતુ તેમાંના ચંડાળ, નૈષાદ ઇત્યાદિ હીનકુલમાં જન્મેલા હોય તેમને તે કહે કે 'ભાઇઓ! અહીં આવો; અને એરંડાની લાકડીઓ લઇ અગ્નિ ઉત્પન્ન કરો.' હે આશ્વલાયન, બ્રાહ્મણાદિક ઉચ્ચ વર્ણના મનુષ્યે જે અગ્નિ ઉત્પન્ન કર્યો તે જ ભાસ્વર અને તેજસ્વી થશે. અને ચાંડાલાદિક હીન વર્ણના મનુષ્યે ઉત્પન્ન કરેલો અગ્નિ તેજસ્વી નહિ થાય, અને તેથી અગ્નિનાં કાર્યો થશે નહિ એવું તને લાગે છે કે?"

આશ્વલાયને જવાબ આપ્યો: "હે ગૌતમ! કોઇ પણ જાતિના માણસે સારા કે

નરસા લાકડાનું ઇંધણ કરી કોઇ પણ સ્થળે અગ્નિ ઉત્પન્ન કર્યો હોય, તો યે તે સરખો જ તેજસ્વી થશે. અને તેનાથી સરખું જ કાર્ય થઇ શકશે."

બુદ્ધ બોલ્યા: "એકાદ ક્ષત્રિયકુમાર બ્રાહ્મણકન્યા સાથે શરીરસંબંધ કરે અને તે સંબંધથી તેને પુત્ર થાય તો તે પુત્ર મા જેવો અને બાપ જેવો મનુષ્ય થશે, એમ તને લાગતું નથી કે? તે જ પ્રમાણે એકાદ બ્રાહ્મણકુમારે ક્ષત્રિયકુમારી સાથે શરીરસંબંધ કર્યો તો તે સંબંધથી થનારો પુત્ર તે બેના જેવો ન થતાં, ગમે તે ત્રીજી જ જાતનો થશે એમ તને લાગે છે કે?"

આશ્વલાયન બોલ્યો: "આવા મિશ્રવિવાહથી જે પુત્ર થશે, તે તેના માબાપ પ્રમાણે મનુષ્ય જ થશે. તેને બ્રાહ્મણ કહી શકાય તેમ જ ક્ષત્રિય પણ કહી શકાય."

બુદ્ધ બોલ્યા: "પણ આશ્વલાયન, એકાદ ઘોડીના અને ગધેડાના સંબંધથી જે ટટ્ટુ થશે, તેને તેની મા જેવું ગણવું કે બાપ જેવું? તેને ઘોડો, તેમજ ગધેડો યે કહેવાશે કે?"

આશ્વલાયન બોલ્યો: "હે ગૌતમ! તેને ઘોડો કે ગધેડો કહેવાશે નહિ. તે એક ત્રીજી જ જાતિનું પ્રાણી થાય છે. તેને આપણે ખચ્ચર કહીએ છીએ. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિયના સંબંધથી થનારા પુત્રમાં આવો પ્રકાર જણાઇ આવતો નથી."

બુદ્ધે પૂછ્યું: "હે આશ્વલાયન! બે બ્રાહ્મણ બંધુઓમાં એક વેદાભ્યાસ કરેલો સુશિક્ષિત હોય અને બીજો અશિક્ષિત હોય તો તેમાં કયા ભાઇને શ્રાદ્ધ અથવા યજ્ઞમાં પ્રથમ આમંત્રણ અપાશે?"

આશ્વલાયન બોલ્યો: "જે સુશિક્ષિત હશે તે ભલે વયમાં નાનો હશે, તો યે તેને જ યજ્ઞયાગમાં પ્રથમ આમંત્રણ થશે!"

બુદ્ધ બોલ્યા: "હવે એવું સમજ કે તે બેઉ જણામાં એક અત્યંત વિદ્વાન્ છે, પણ અત્યંત દુરાચારી છે; બીજો બહુ વિદ્વાન્ નથી, પણ અત્યંત સુશીલ છે. તો તેમાં પ્રથમ કોને આમંત્રણ આપવામાં આવશે?"

આશ્વલાયને કહ્યું: "હે ગૌતમ! જે શીલવાન હશે તેને પ્રથમતઃ આમંત્રણ થશે. દુરાચારી મનુષ્યને આપેલા દાનથી શો ફાયદો મળનાર છે?"

બુદ્ધ બોલ્યા: "હે આશ્વલાયન, પ્રથમતઃ તેં જાતિને મહત્ત્વ આપ્યું, પછી વેદપાઠને આપ્યું અને હવે તો તું શીલને મહત્ત્વ આપે છે–અર્થાત્ હું જે ચાતુર્વર્ણ્ય શુદ્ધિ કહું છું, તેનો તેં યે અંગીકાર કર્યો છે!"

બુદ્ધનું આ ભાષણ સાંભળી આશ્વલાયન નીચું માથું કરીને ચૂપ બેઠો; આગળ શું બોલવું એ એને સમજાયું નહિ!

આથી બુદ્ધ બોલ્યા: "હે આશ્વલાયન! પ્રાચીનકાળમાં સાત બ્રહ્મર્ષિ અરણ્યમાં પર્ણકુટિ બાંધી રહેતા હતા. તે સમયે તેમની એક એવી પાપી સમજ થઇ હતી કે 'બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે, અને બીજા વર્ણ હીન છે; બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના સાચા વંશજ છે.'

"અસિતદેવલ ઋષિને જ્યારે આ સમાચાર પહોંચ્યા, ત્યારે તેમણે પોતાની હજામત કરાવી લઇ, મજીઠિયાં વસ્ત્ર અને સુંદર પાદુકાઓ પહેરી, તથા હાથમાં સુવર્ણની લાકડી લઇને બ્રાહ્મણ ઋષિઓના સ્થળ પર આવ્યા; અને ત્યાં ચંક્રમણ કરતા બોલ્યા: 'વાહ વાહ! આ બ્રહ્મર્ષિ હવે જણાતા નથી ને!'

"આ તેનું ઉદ્ધત વર્તન જોઇ તે સાત બ્રાહ્મણોને ખૂબ ક્રોધ આવ્યો અને 'હે ચંડાળ! તું ભસ્મ થા' એવો તેમણે દેવલને શાપ આપ્યો. પરંતુ તે શાપથી દેવલ પર કાંઇ પણ અસર ન થતાં તે અધિકાધિક તેજસ્વી દેખાવા લાગ્યો.

"ત્યારે તે બ્રાહ્મણ ઋષિ પરસ્પર કહેવા લાગ્યા: 'અરેરે! અમારૂં તપ વ્યર્થ છે, અમારૂં બ્રહ્મચર્ય નિષ્ફળ છે, પૂર્વે જેને અમે શાપ આપતા તેની તરત જ રાખ થઇ જતી; પણ આને જેમ જેમ શાપ આપીએ છીએ તેમ તેમ આ અધિકાધિક સુંદર થતો જાય છે!'

"અસિત ઋષિ બોલ્યા 'તમારૂં તપ વ્યર્થ નથી કે તમારૂં બ્રહ્મચર્ય નિષ્ફળ નથી; પરંતુ મારા પર વિના કારણ ગુસ્સો કરવાનું તમારે છોડી દેવું જોઇએ."

"'તું કોણ છે?' તે સાત બ્રાહ્મણોએ પૂછ્યું."

"અસિતે 'હું અસિતદેવલ ઋષિ છું' એમ કહ્યા પછી તે સાત બ્રાહ્મણ ઋષિઓએ તેમને નમસ્કાર કર્યા. ત્યારે તે બોલ્યા: 'બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે; બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના વંશજ છે; એવું તમે ધારો છો, એમ મેં સાંભળ્યું છે! પણ મારા પૂર્વજોએ બ્રાહ્મણસ્ત્રી સાથે જ લગ્ન કર્યું હતું, એની તમને ખાતરી છે કે? તમારી દાદી-વડદાદી વગેરે પૂર્વજ સ્ત્રીઓએ બ્રાહ્મણપુરુષની સાથે જ સંબંધ રાખ્યો હતો, એ બદલ તમે નિશ્ચિતપણે શું કહી શકો છો!'"

"'ના, એ સંબંધે અમે કાંઇ જ કહી શકતા નથી.' તે સાત ઋષિઓએ ઉત્તર વાળ્યો."

"અસિત બોલ્યા: 'તો પછી બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ! અને બીજા વર્ણ હીન છે, એમ કહેવામાં શો અર્થ રહ્યો છે?'"

"હે આશ્વલાયન! તે સાતે બ્રાહ્મણોને અસિતે નિરુત્તર કર્યા. પછી તે જ જાતિવાદના સંબંધમાં તું મારી સાથે કેવી રીતે વાદ કરી શકીશ?"

આ ભાષણ સાંભળી આશ્વલાયન બુદ્ધનો ઉપાસક થયો.



# જાતિભેદ નૈસર્ગિક છે કે ?

એક સમયે બુદ્ધદેવ ઇચ્છાનંગલ નામના ગામની પાસે ઇચ્છાનંગલ નામના ઉપવનમાં રહેતા હતા. તે કાળે ઘણા પ્રસિદ્ધ બ્રાહ્મણો ઇચ્છાનંગલ ગામમાં રહેતા હતા. એક દિવસ વાસિષ્ઠ અને ભારદ્વાજ એ બે તરુણ બ્રાહ્મણો વચ્ચે એવો વાદ થયો કે મનુષ્ય જન્મથી શ્રેષ્ઠ છે કે કર્મથી?

ભારદ્વાજે પોતાના મિત્રને કહ્યું: "હે વાસિષ્ઠ! જેની માતાની અને પિતાની સાત પેઢીઓ શુદ્ધ હોય, તેમાં વર્ણસંકર થયો નથી, તે જ બ્રાહ્મણ શ્રેષ્ઠ હોય શકે!"

વાસિષ્ઠ બોલ્યા: "હે ભારદ્વાજ! જે મનુષ્ય શીલસંપન્ન અને કર્તવ્યદક્ષ છે તેને જ હું બ્રાહ્મણ કહું છું."

પુષ્કળ વાદવિવાદ થયો; તથાપિ તે બેઉ પરસ્પરનું સમાધાન કરી શકયા નહિ. ત્યારે વાસિષ્ઠ બોલ્યો: "હે ભારદ્વાજ! આપણા આ વાદનો અહીં અંત આવનાર નથી; આપણા ગામ પાસે જે ગૌતમ રહે છે, તે પૂજ્ય અને સર્વ લોકોના ગુરુ છે એવી એમની

સર્વત્ર કીર્તિ છે. આપણે તેમની પાસે જઇ તેમને આપણો મતભેદ જણાવીશું, અને તે જે કહેશે તે મત માન્ય કરીશું."

આમ વિચાર કરી તે બેઉ બુદ્ધ પાસે ગયા; અને કુશળપ્રશ્ન પૂછી એક બાજુ પર બેઠા. વાસિષ્ઠ બોલ્યોઃ "હે ગૌતમ! અમે બેઉ સુશિક્ષિત બ્રાહ્મણકુમાર છીએ. આ તારુખ્યનો શિષ્ય છે અને હું પૌષ્કરસાદીનો શિષ્ય છું. અમારો જાતિભેદ સંબંધે વિવાદ છે. આ કહે છે 'જન્મથી બ્રાહ્મણ'; હું કહું છું 'કર્મથી બ્રાહ્મણ.' આપની કીર્તિ સાંભળી અમે અત્રે આવ્યા છીએ; હવે અમારામાં કોનું કહેવું ખરું છે, અને કોનું ખોટું છે, એ આપ અમને સમજાવી દેશો."

બુદ્ધ બોલ્યાઃ "વાસિષ્ઠ! તૃણ, વૃક્ષ ઇત્યાદિ વનસ્પતિમાં જુદી જુદી જાતો જણાય છે; તેમ જ કીડી, કીડા ઇત્યાદિ બારીકમાં બારીક પ્રાણીમાં યે જણાય છે. સર્વની જાતો અનેક છે. શ્વાપદની જાતિઓ અનેક છે. પાણીમાં રહેનાર માછલાંમાં અને આકાશમાં ઊડનારાં પંખીઓમાં પણ અનેક જાતિ જણાઇ આવે છે. જુદી જુદી જાતિનાં ચિહ્ન આ સર્વ પ્રાણીઓમાં સ્પષ્ટ દેખાઇ આવે છે; પણ તે સૌ માણસમાં જણાતાં નથી. વાળ, કાન, આંખ, મોં, નાક, ઓઠ, ભવાં, ડોકું, પેટ, પીઠ, હાથ, પગ ઇત્યાદિ સર્વ અવયવોમાં એક મનુષ્ય બીજા મનુષ્ય કરતાં તદ્દન ભિન્ન હોઇ શકતો નથી—અર્થાત્ પશુપક્ષી વગેરેમાં, જેમ આકારાદિથી જુદી જુદી જાત જણાઇ આવે છે, તેમ તે મનુષ્યમાં જણાઇ આવતી નથી. સર્વ મનુષ્યના અવયવ લગભગ સરખા આકારના જ હોવાથી મનુષ્યમાં જાતિભેદ નક્કી કરવો શક્ય નથી. પરંતુ કર્મથી મનુષ્યની જાતિ નક્કી કરવી એ શક્ય છે. એકાદ બ્રાહ્મણ જો ગાયનું પાલન કરી પોતાનું પેટ ભરતો હોય, તો તે 'ગોવાળીઓ'જ કહેવાશે, બ્રાહ્મણ ન કહેવાય! જે કોઇ શિલ્પકળા વડે ઉપજીવિકા કરે છે તેને કારીગર તરીકે જ ઓળખવો જોઇએ. જે વેપાર કરે તે વાણિયો; જે દૂતનું કામ કરે તે દૂત; જે યુદ્ધકળા ઉપર ઉપજીવિકા કરે છે તે યોદ્ધો; જે યતયાગ કરી ઉપજીવિકા ચલાવે છે તે યાજક છે. અને જે રાષ્ટ્ર પર સ્વામિત્વ ચલાવે છે તે રાજા છે; પણ આ સર્વને કેવળ જન્મને લઇને બ્રાહ્મણ કહી શકાય નહિ.

"સર્વ સંસારબંધન છોડી જે કોઇ પણ પ્રકારનાં પ્રાપંચિક દુઃખથી બીતો નથી, બીજાએ દીધેલી ગાળો, બંધન, વધ ઇત્યાદિ જે સહન કરે છે, ક્ષમા એ જ જેનું બળ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. કમલપત્ર પરના પાણીના ટીપાની જેમ જે આ લોકના વિષયસુખથી અલિપ્ત રહે છે, તેને જ હું બ્રાહ્મણ કહું છું.

"જન્મને લઇને બ્રાહ્મણ કે અબ્રાહ્મણ થતા નથી. કર્મથી જ બ્રાહ્મણ થાય છે અને કર્મથી જ અબ્રાહ્મણ થાય છે. ખેડૂત કર્મથી થાય છે, કારીગર કર્મથી થાય છે, ચોર કર્મથી થાય છે, સિપાઇ કર્મથી થાય છે અને ભિખારી કર્મથી થાય છે; અને રાજા સુદ્ધાં કર્મથી જ થાય છે. કર્મથી જ આ સઘળું જગત ચાલી રહ્યું છે. જેમ રથ ધરી પર અવલંબીને રહે છે તેમ સર્વ પ્રાણી પોતપોતાનાં કર્મ પર અવલંબીને રહ્યા છે!"

બુદ્ધનો આ ઉપદેશ સાંભળીને વાસિષ્ઠ અને ભારદ્વાજ બૌદ્ધોપાસક થયા.

# ચાંડાળ કેમ થાય છે?

ભગવાન્ બુદ્ધ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા તેવામાં એક દિવસ ભિક્ષા ગ્રહણ કરતા કરતા અગ્નિહોત્રી ભારદ્વાજ બ્રાહ્મણના બારણા આગળ આવી ભિક્ષા માટે ઊભા રહ્યા. ભારદ્વાજનો અગ્નિહોત્ર સળગતો હતો; અને તેમાં તે આહુતિ નાખતો હતો. બુદ્ધને જોતાં જ તે મોટેથી બૂમ પાડી બોલ્યો કે "અરે શ્રમણ! મૂંડીઆ! ચાંડાળ! ત્યાં જ ઊભો રહે!"

બુદ્ધે પૂછ્યું: "હે બ્રાહ્મણ! તું ચાંડાળ કે ચાંડાળના ધર્મ જાણે છે ખરો કે?"

બ્રાહ્મણ બોલ્યો: "હે ગૌતમ! મને એની કાંઇ જ ખબર નથી. ચાંડાળ કોણ અને ચાંડાળના ધર્મ કયા એ આપ મને કહેશો તો ઠીક થશે."

બુદ્ધ બોલ્યા: "વારંવાર ગુસ્સે થનાર, બીજા પર વેર લેનાર, પાપથી લેપાયલો અને નાસ્તિક દષ્ટિવાળો મનુષ્ય ચાંડાળ છે એમ જાણવું. જે પ્રાણીનો ઘાત કરે છે, જેના અંતઃકરણમાં દયા વસતી નથી, જે લૂંટફાટ અને ચોરી કરે છે તેને ચાંડાળ કહેવો. જે બીજાનું ઋણ લઇ તે પાછું માગતાં નાસી જાય છે કે 'મારે તેને કાંઇ જ આપવું નથી' એમ આડું બોલે છે, તે ચાંડાળ છે એમ સમજવું. જે પોતા માટે, પારકા માટે કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે, તે ચાંડાળ છે. જે પરદારાભિગમન કરે છે, વૃદ્ધ માતાપિતાની સેવાચાકરી કરતો નથી; માબાપ, ભાઇ, બહેન ઇત્યાદિ સગાંવહાલાંઓને ગાળો દે છે કે મારે છે, તેને ચાંડાળ જાણવો. જે પોતે કરેલાં પાપકર્મ છુપાવવાનો પ્રયત્ન કરે છે તે ચાંડાળ છે.

"મનુષ્ય જન્મથી જ ચાંડાળ કે બ્રાહ્મણ પાકતો નથી; કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે. આનું એક ઉદાહરણ આપું છું:—માતંગ નામે પ્રસિદ્ધ ઋષિ શ્વપાક (કૂતરાનું માંસ ખાનાર) ચાંડાળનો પુત્ર હતો. પરંતુ તેની કીર્તિ એટલી પ્રસરી હતી કે મોટા મોટા બ્રાહ્મણ અને ક્ષત્રિય તેની સેવા કરતા. એમ કહેવાય છે કે દેહાવસાન પછી વિમાનમાં બેસી તે બ્રહ્મલોકમાં ગયો. બ્રહ્મલોકમાં પેસતાં તેની જાતિ તેને આડે આવી નહિ. બીજી બાજુ સારા કુળમાં જન્મેલા ઘણાયે બ્રાહ્મણોને આપણે નાના પ્રકારનાં પાપો કરતા જોઇએ છીએ. આ લોકમાં તેમની નિંદા થાય જ છે, અને પરલોકમાં પણ તે દુર્ગતિને પામે છે. તેમની જાતિ દુર્ગતિ કે નિંદાથી તેમનું રક્ષણ કરી શકતી નથી, તેથી હું કહું છું કે મનુષ્ય જન્મથી ચાંડાળ થતો નથી કે જન્મથી બ્રાહ્મણ થતો નથી; કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે."

બુદ્ધનો આ ઉપદેશ સાંભળી ભારદ્વાજ ઘણો જ સંતોષ પામ્યો અને બોલ્યો: "હે ગૌતમ! આપનો આ ઉપદેશ ઘણો જ સરસ છે. એકાદ માણસ જેમ ઢાંકેલી વસ્તુ ઉઘાડી પાડી બતાવે, અથવા દેખતાને અંધારામાં મસાલ ધરી બતાવે તે જ પ્રમાણે આપે આપના ધર્મને ઉત્તમ રીતે સ્પષ્ટ કરી સમજાવ્યો છે. હું આજથી મરણપર્યંત આપને, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણે આવ્યો છું. હું આપનો ઉપાસક છું, એમ ધારી આપ મારો અંગીકાર કરો."*

---

* આ અને એની આગળના બુદ્ધને લગતા લેખો અધ્યાપક ધર્માનંદ કોસમ્બીકૃત બુદ્ધલીલા સાર સંગ્રહમાંથી પૃ. ૨૮૬ થી ૨૯૯ માંથી લીધા છે.

# બુદ્ધનો ત્રાસ

अगतो खो महासयणो मगधानं गिरिव्बजं ।
सब्वे संचये नीत्वा न कंसुदानिं नयिस्सति ॥



ભિક્ષા તણું પાત્ર કરે ધરેલ
કષાય વસ્ત્રો નિજ અંગ ઓઢી,
સન્યાસીની પાછળ ધાય ટોળી
શું બુદ્ધને સીમ મહીં દીઠેલ ?
આ માગધોના નગરે ફરીને
આવે શું જાદુગર એ ભિખારી ?
સન્યાસી કૈં લોક તણાં કરીને
ચાલ્યો ગયો'તો નિજ અગ્નિ ભારી.

મીંઢોળબંધા કરથી ન છૂટ્યા
મળ્યાં હજી ના પતિ-પત્ની બન્ને;
ને ચોરીમાંથી હમણાં જ ઊઠ્યા,
બોલ્યો પતિ પત્ની કને જઈને:-
" આ લગ્ન મિથ્યા સહુ માની લેજે
કુમારિકા તું ફરી થૈ રહેજે;
વા તો તુંયે એ પ્રભુ કેરી દીક્ષા
લૈ માગવા, આવ પછાડી ભિક્ષા !"



શાયે ભણે મોહન મંત્ર કૂડા
પારાધિ છે જાળ શીયે બિછાવે ?
ધાર્યું-અજાણ્યા વન કેરું પંખી
ખેંચાઇ એ જાળ મહીંજ આવે !



આવ્યો ફરીથી નગરે, કહે છે
જોઉં ક્યાં પંખી વળી પડે છે !

-નટવર પટેલ

# અપરાજિત આત્માની ઉપલબ્ધિ*

યાત્રા:—ગભીર ઉદ્વેગ સાથે આશા રાખીને પુનાની યાત્રા કરી. લાંબો રસ્તો, જતાં જતાં આશંકા વધતી જાય કે પહોંચીને શું જોઇશ ? મોટું સ્ટેશન આવતાં જ મારા સાથીઓ પેપર ખરીદે. ઉત્કંઠિત થઇને જોઉં. સારા સમાચાર નથી. ડાક્ટરો કહે છે કે મહાત્માજીના શરીરની અવસ્થા Danger Zone સુધી પહોંચી છે. શરીરમાં મેદ અથવા માંસનો ઉદ્વેગ એવો નથી જે દીર્ઘકાલનો ક્ષય સહન કરી શકે. પરિણામે માંસપેશી ક્ષીણ થવા લાગી છે. Apoplexy થી કદાચ અકસ્માત પ્રાણહાનિ થાય. સાથે સાથે વાંચવામાં આવે છે કે દિનપ્રતિદિન જટિલ સમસ્યાની બન્ને પક્ષોની આલોચના તેમને કરવી પડે છે. અંત સુધી દલિત સમાજને રાષ્ટ્રનૈતિક વિશેષ અધિકાર દઇને હિંદુ સમાજમાં તેમને લાવવાના વિષયમાં તેમણે બન્ને પક્ષોને રાજી કર્યા છે. દેહની બધી દુર્બલતા જય કરીને તેમણે અસાધ્ય કાર્ય કર્યું છે. હવે માત્ર વિલાયતની મંજૂરીની જ વાટ જોવાય છે. મંજૂર ન કરવામાં કાંઇ ખાસ કારણ નથી; કારણકે દલિત વર્ગની સાથે રહીને હિંદુઓ જે વ્યવસ્થા નક્કી કરે તે સ્વીકાર કરવા પ્રધાન મંત્રી બોલ્યા છે.

આશા–નિરાશા : આશા અને નિરાશામાં ઝૂલતા ૨૭ મી સપ્ટેંબરે અમે કલ્યાણ સ્ટેશને સવારે પહોંચ્યા. ત્યાં શ્રીમતી વાસન્તી અને શ્રીમતિ ઊર્મિલાને દેખ્યાં. તેઓ બીજી ગાડીમાં અમારી પહેલાં પહોંચ્યાં હતાં. વાર ન કરતાં અમારાં ભાવી ગૃહસ્વામિનીએ મોકલેલી મોટર ગાડીમાં બેસી પુનાનો માર્ગ લીધો.

પુનાનો પર્વતવાળો પથ રમણીય છે. પુના પહોંચતાં જ ઘણી હથિયારની ગાડીઓ, મશીનગનો અને સૈન્યની કવાયત નજરે પડયાં. છેવટે સર વિઠ્ઠલદાસ ઠાકરસીના પ્રાસાદ આગળ ગાડી થોભી. સૌમ્ય અને સસ્મિત મુખે તેમનાં પત્નીએ અમારું સ્વાગત કર્યું. સીડીની બન્ને બાજુએ ઊભા રહીને તેમના વિદ્યાલયની કન્યાઓએ ગાન કર્યું.

ઘરમાં દાખલ થતાં જ કોઇ ગભીર ચિંતાથી ઘરની હવા ભારે લાગી. બધાના મુખ ઉપર ચિંતાની છાયા હતી. પ્રશ્ન કરતાં જણાયું કે મહાત્માજીની શારીરિક અવસ્થા સંકટમાં છે. વિલાયતથી કાંઇ ખબર આવ્યા ન હતા. પ્રધાન મંત્રીને શિરનામે મેં એક ઉતાવળથી જવાબ માગતો તાર કર્યો.

સંમતિ : તરત જ સાંભળ્યું કે વિલાયતથી સંમતિ આવી છે. પણ લોકવાયકા સાચી છે કે નહિ તેનું પ્રમાણ ઘણી વાર પછી મળ્યું.

મહાત્માજીનો આજે મૌનવાર છે. એક વાગ્યા પછી વાત કરશે. તેમની ઇચ્છા છે કે તે સમયે મારે તેમની સાથે રહેવું. જતાં જતાં યરવડા જેલથી કેટલેક અંતરે અમારી ગાડી રોકવામાં આવી. કહેવામાં આવ્યું "કોઇ પણ ગાડીને જવા દેવાનો હુકમ નથી." હાલના દિવસોમાં જેલખાનામાં જવું ભારતવર્ષમાં પ્રશસ્ત ગણાય છે તે જાણતો હતો. ગાડીની ચારે બાજુ ભીડ જામવા લાગી.

---

* પુના જઈ આવ્યા પછી તા. ૧ લી ઑ. ને દિને શાન્તિનિકેતનમાં શ્રી ટાગોરે આપેલું પ્રવચન.

અમારા તરફથી એક ભાઇ જેલના અમલદારોની પરવાનગી લેવા જતા હતા એટલામાં જ શ્રી. દેવીદાસ આવી પહોંચ્યા. જેલમાં દાખલ થવાની પરવાનગી તેમના હાથમાં હતી. પાછળથી સાંભળ્યું કે મહાત્માજીએ તેમને મોકલ્યા હતા; કારણ કે તેમને લાગ્યું કે કોઇ ઠેકાણે પોલીસે અમારી ગાડી અટકાવી છે; જો કે તેમને તેની ખાતરી ન હતી.

લોઢાનો દરવાજો એક પછી બીજો ખુલ્યો, પાછો બંધ થઇ ગયો. તરત જ નજરે પડ્યાંઃ ઊંચી દિવાલ, બન્દી આકાશ, સીધો સપાટ રસ્તો, બે ચાર ઝાડ.

બે વાતની જાણ મારા જીવનમાં ઘણી મોડી થઇ. હમણાં જ વિશ્વવિદ્યાલયનો દરવાજો પાર કરીને આવ્યો છું. જેલખાનામાં દાખલ થવાની અડચણ નડયા છતાંય છેવટે આવી પહોંચ્યો.

ડાબી બાજુએ સીડી ચડીને અને દરવાજો પસાર કરીને દિવાલથી ઘેરાયેલા એક આંગણામાં આવ્યો. દૂર દૂર બે શ્રેણીવાળા ઓરડા હતા. આંગણામાં એક નાના આંબાના ઝાડની છાયામાં મહાત્માજીને શય્યાશાયી જોયા.

બન્ને હાથે મને મહાત્માજીએ છાતી પાસે તાણ્યો. ઘણી વાર રાખ્યોઃ બોલ્યાઃ " કેવો આનંદ થયો. "

શુભ સમાચારની ભરતીમાં વહ્યો આવ્યો હતો તેથી તેમની પાસે મારા ભાગ્યની પ્રશંસા કરી. તે વખતે દોઢ વાગ્યો હતો. વિલાયતનો સંદેશો બધે પ્રસરી ગયો હતો, અને તે સિમલામાં ચર્ચાતો હતો તે પાછળથી સાંભળ્યું. છાપાંવાળા પણ જાણી ગયા હતા. ફક્ત જેમના પ્રાણની ધારા પ્રતિમુહૂર્તે શીર્ણ થતી મૃત્યુસીમા તરફ જતી હતી, તેમનો પ્રાણ બચાવવાને પૂરતી ત્વરા ન હતી. લાલ પટીવાળાની અતિદીર્ઘ નિર્મળતાથી વિસ્મય અનુભવ્યો. સવાચાર વાગ્યા સુધી પ્રતિક્ષણ ઉત્કંઠા વધવા લાગી. સાંભળવામાં આવ્યું કે દશ વાગ્યે પુનામાં સમાચાર આવ્યા હતા. ચારે બાજુ મિત્રો છે. તેમાં મહાદેવ, વલ્લભભાઇ, રાજગોપાલાચાર્ય, રાજેન્દ્રપ્રસાદને ઓળખ્યા. શ્રી. કસ્તુરબાઇ અને સરોજીનીને જોયાં. જવાહરલાલનાં પત્ની કમલા પણ હતાં.

મહાત્માજીનું સ્વાભાવિક જ શીર્ણ શરીર શીર્ણતમ થઇ ગયું હતું, સ્વર બરાબર સંભળાયો નહિ. જઠરમાં ખટાશ વધતી હતી તેથી વચ્ચે વચ્ચે સોડાવાળું પાણી આપવામાં આવતું હતું. ડાકટરોની જવાબદારી ગંભીર હતી.

**અપરાજિત આત્માની ઉપલબ્ધિ :**

પણ ચિત્તશક્તિનો કાંઇ પણ હ્રાસ થયો નહિ, વિચારની ધારા ચાલુ હતી, ચૈતન્ય અપરિશ્રાન્ત હતું. ઉપવાસની પૂર્વેથી જ કેટલી દુરુહ ચિંતામાં, કેટલી જટિલ આલોચનામાં તેમને વ્યથિત થવું પડયું છે. સમુદ્રની પેલી પાર રહેતા રાજનૈતિક માણસો સાથેના પત્રવ્યવહારથી તેમના મન ઉપર કેટલાય ઘાત-પ્રતિઘાત થયા છે. ઉપવાસના સમયની અનેક દળની વાટાઘાટ અને તાણાતાણી તેમની અવસ્થાને સહાયક ન હતી તે બધા જાણે છે. પણ માનસિક જીર્ણતાનું કાંઇ ચિહ્ન ન હતું. તેમના વિચારની સ્વાભાવિક સ્વચ્છ પ્રકાશધારામાં મલિનતા થવા પામી ન હતી. શરીરના કૃચ્છ્ર સાધનદ્વારા પણ આત્માના અપરાજિત ઉદ્યમની આ મૂર્તિ જોઇને આશ્ચર્ય થયું. આ ક્ષીણ દેહવાળા પુરુષની કેટલી પ્રચંડ શક્તિ છે તે ઉપલબ્ધિ ના આવ્યો હત તો ના થાત.

આજે ભારતવર્ષના કોટિ પ્રાણમાં આ મૃત્યુની વેદી તળે સૂતેલી મહાન પ્રાણની વાણી પહોંચી છે. કોઇ બાધા તેને ઓળંગવી પડી નહિ: દૂરત્વની બાધા, માટી–ચૂનાની બાધા, પ્રતિકૂળ રાજનૈતિક બાધા, ઘણી શતાબ્દીના જડત્વની બાધા: આજ આ બધી બાધાઓ તેની સામે ધૂળભેગી થઇ ગઇ.

**સંમત શાન્તિ:** મહાદેવે જણાવ્યું કે મારે માટે મહાત્માજી એકીટસે રાહ જોતા હતા. મારી ઉપસ્થિતિદ્વારા રાષ્ટ્રીય સમસ્યાની મીમાંસા કરવામાં સહાય કરી શકું, તેવી મારી દીર્ઘદૃષ્ટિ નથી. તેમને જે તૃપ્તિ આપી શકયો છું તે જ મારો આનંદ છે.

બધા ભીડ કરીને રહેવાથી તેમને કષ્ટ થશે તેમ જાણી અમે દૂર જઇને બેઠા. ખૂબ વખતથી રાહ જોઉં છું: ક્યારે ખબર આવે. બપોરનો તડકો નીચેની દિવાલની ઉપર આડો થઇને પડે છે. અહીંતહીં બે–ચાર શુભ્ર ખાદીધારી પુરુષ અને નારીગણ શાન્તભાવે આલોચના કરી રહ્યાં છે.

કારાગારમાં સંમત રહેલી આ જનતા નોંધવાલાયક છે. કોઇના વ્યવહારમાં પ્રશ્રપ-જનિત શૈથિલ્ય નથી જોવામાં આવતું. ચરિત્રશક્તિ વિશ્વાસ ઉત્પન્ન કરે છે. જેલના અમલદારો આ શ્રદ્ધાથી જ તેમને સંપૂર્ણ રીતે સ્વાધીનભાવે હળવામળવાની રજા આપી શક્યા છે. આત્મમર્યાદાની દૃઢતા અને અચાંચલ્ય તેમનામાં સ્પષ્ટ જણાઇ આવે છે. જોવાથી જ જણાઇ જાય છે કે ભારતની સ્વરાજ્યસાધનાના યોગ્ય સાધકો આ જ છે.

**પ્રધાનનો જવાબ:** છેવટે જેલનો અધિકારી ગવર્નમેન્ટની છાપવાળું પરબીડિયું હાથમાં લઇને ઉપસ્થિત થયો. તેના મુખ પર પણ આનંદનો આભાસ જોયો. મહાત્માજી ધીરે ધીરે ગંભીરભાવે વાંચવા લાગ્યા. સરોજનીને મેં કહ્યું: "હમણાં તેમની બાજુ પરથી ખસી જવું ઉચિત છે." વાંચીને મહાત્માજીએ બધાને બોલાવ્યા. સાંભળ્યું કે તેઓએ તેમને આલોચના કરીને વાંચવાનું કહ્યું અને પોતે જણાવ્યું કે કાગળ ડૉ૦ આંબેડકરને બતાવવાની જરૂર છે. તેમના સમર્થન પછી તેમને શાંતિ વળશે.

બધા એક તરફ ઊભા રહીને પત્ર વાંચવા લાગ્યા. મને પણ બતાવ્યો. રાષ્ટ્રબુદ્ધિની રચના વળી સાવધાનીથી લખેલી, તે સાવધાનીથી વંચાય. જણાયું કે મહાત્માજીના અભિપ્રાયની વિરુદ્ધ નથી. પંડિત હૃદયનાથ કુંજરૂ પર પત્રની વસ્તુને વિશ્લેષણ કરીને મહાત્માજીને સંભળાવવાનો ભાર મૂકવામાં આવ્યો. તેમની સ્પષ્ટ વ્યાખ્યાથી મહાત્માજીના મનમાં કાંઇ સંશય રહ્યો નહિ. ઉપવાસનું વ્રત પૂરું થયું.

**ઉપવાસનું ઉદ્યાપન:**

પ્રાચીરની પાસેના છાંયામાં તેમની શય્યા ખસેડવામાં આવી. જેલની કાંબળી પાથરીને બધા ચોતરફ બેઠા. શ્રી. કમલા નેહરૂ લિંબુનો રસ લાવ્યાં. ગવર્નમેન્ટનો પત્ર લાવનાર અમલદારે જણાવ્યું કે શ્રી. કસ્તુરબાઇ પોતાને હાથે મહાત્માજીને રસ આપે. મહાદેવે કહ્યું: "'જીવન જખન શુકાયે જાય કરુણા ધારાય એશો.' આ ગાન મહાત્માજીનું પ્રિય છે." સૂર ભૂલી ગયો હતો. આવ્યો તેવો સૂર દઇને ગાયું. પં૦ શ્યામશાસ્ત્રીએ વેદપાઠ કર્યો. ત્યાર પછી શ્રી. કસ્તુરબાઇના હાથમાંથી મહાત્માજી ધીરે ધીરે રસનું પાન કરવા લાગ્યા. છેવટે સાબરમતીના આશ્રમવાસીગણે અને બધાયે મળીને "વૈષ્ણવ જન"નું ગાન કર્યું. ફળ અને મિષ્ટાન્ન વહેંચવામાં આવ્યાં, બધાએ સ્વીકાર્યાં.

જેલમાં મહોત્સવ કદી થયો નથી. પ્રાણોત્સર્ગનો યજ્ઞ થયો જેલખાનામાં, તેની સફલતાએ પણ ત્યાં જ રૂપ ધારણ કર્યું. મિલનની આ અકસ્માત આવિર્ભૂત અપરૂપ મૂર્તિને યજ્ઞસંભવા કહી શકાય.

વિરાટ જનસભા : રાત્રે પં. હૃદયનાથ કુંજરૂ અને પુનામાં મળેલા બીજા પ્રમુખ નેતાઓએ આવીને મને પકડયો. "બીજે દિવસે મહાત્માજીની વાર્ષિક ઉત્સવસભામાં આપને સભાપતિ થવું પડશે; પં. માલવીયાજી પણ મુંબઇથી આવશે." મેં પ્રસ્તાવ કર્યો કે માલવીયાજી સભાપતિ થાય અને મારે સાધારણ બે-ચાર વાતો લખીને વાંચવી. શરીરની દુર્બલતાને ગણકાર્યા વિના શુભ દિનની આ વિરાટ જનસભામાં ન જવું અશક્ય થઇ પડયું.

બપોરે શિવાજીમન્દિર નામના મોટા ખુલ્લા મેદાનમાં વિરાટ જનસભા જામી. અતિ કષ્ટે દાખલ થયો. વિચાર્યું કે અભિમન્યુની માફક પ્રવેશ તો થયો, પણ બહાર નીકળવાનો શો ઉપાય ? માલવીયાજીએ શરૂઆતમાં સુંદર રીતે શુદ્ધ હિન્દીમાં સમજાવ્યું કે અસ્પૃશ્ય વિચાર હિંદુશાસ્ત્રસંગત નથી. ઘણા શ્લોકનાં તેમણે પ્રમાણ દીધાં. મારો કંઠ ક્ષીણ હતો; આટલી મોટી સભામાં મારો કંઠ શ્રુતિગોચર કરવાનો ઉપાય ન હતો. બે-ચાર વાતો મોઢે કહી દીધી. પછીથી લખેલું વાંચવાનો ભાર પડયો પંડિતજીના પુત્ર ગોવિન્દ માલવીયાને શિર. ઝાંખા થતા તેજમાં અદષ્ટપૂર્વ રચના સુસ્પષ્ટ ભાને સાંભળીને વિસ્મિત થયો.

મારું લખાણ છાપામાં આપ જોઇ શકો છો. સભામાં આવતાં પહેલાં જ તેની પિંડલિપિ જેલમાં મહાત્માજીને આપી આવ્યો હતો.

સ્વ૦ મોતીલાલ નેહરૂનાં પત્ની ભાઇબહેનોને ઉદ્દેશીને બોલ્યાં કે સામાજિક સામ્યતાની વ્રતરક્ષામાં તેઓ પાછાં ન હઠે. શ્રી. રાજગોપાલાચાર્ય, શ્રી. રાજેન્દ્રપ્રસાદ વગેરે અન્ય નેતાઓ અંતરની વ્યથાના ઉદ્‌ગારો કાઢવા લાગ્યા. સભામાં આવેલા વિરાટ જનસમૂહે હાથ ઊંચા કરીને અસ્પૃશ્યતાનિવારણની પ્રતિશ્રુતિ ગ્રહણ કરી. સમજાઇ ગયું કે બધાના મનમાં આજની વાણી પહોંચી છે. કેટલાક દિવસ પહેલાં જ આવા કુરુહ સંકલ્પમાં સહસ્રલોકનું અનુમોદન સંભવ ન હતું.

મારો ખંડ પૂરો થયો. બીજે દિવસે સવારે મહાત્માજી પાસે ઘણી વાર રહ્યો. તેમની અને માલવીયાજીની સાથે લાંબો વખત વિવિધ વિષયમાં વાતો થઇ. એક દિવસમાં જ મહાત્માજીએ ઘણું જોર મેળવ્યું, તેમનો કંઠસ્વર દઢતર થતો ગયો, લોહીનું દબાણ સ્વાભાવિક થઇ ગયું. ઘણા માણસો આવીને પ્રણામ કરવા લાગ્યા. દરેકની સાથે હસીને બોલવા લાગ્યા. બાળકોનું દલ ફૂલ લઇને આવતું જોઇને તેમનો શો આનન્દ! મિત્રોની સાથે સામાજિક સામ્યવિધાન માટે અનેક આલોચના થાય છે. હવે તેમની ચિંતાનો વિષય હતો હિંદુમુસલમાનની એકતાનો.

આજ જે મહાત્માજીનું જીવન આપણી સામે વિરાટ્ ભૂમિકામાં ઉજ્જ્વલરૂપે દેખાયું, તેમાં સર્વ મનુષ્યમાં મહામનુષ્યને પ્રત્યક્ષ જોવાની પ્રેરણા છે. તે પ્રેરણા ભારતવર્ષમાં સર્વત્ર સાર્થક થાઓ.

મનુષ્યની ઐક્યસાધનમાં જ મુક્તિસાધનાનો સાચો માર્ગ છે. આપણી રાષ્ટ્રીય પરાધીનતા આપણા સહસ્ર પ્રકારના સામાજિક ભેદથી જ પુષ્ટ થઇ છે.

જડ પ્રથાનાં બધાં બંધનો છેદીને ઉદાર ઐક્યને પંથે માનવસભ્યતાને અગ્રસર કરવાનો દિન આજ આવ્યો છે.

શાન્તિનિકેતન તા. ૧-૧૧-૩૨ જ. મ. આચાર્ય

# આવો આવો—

(શાલિની)

આવો આવો અંત્યજો ભાઇ આવો,
આવો બંધુ ઢેડ, આવો ચમારો;
આવો દુઃખી દીન કંગાલ આવો,
હૈયે હૈયું હેતથી લ્યો મિલાવો. ૧

આવો બૌદ્ધો જૈન ને શીખ આવો,
આવો મુસ્લીમો, ભલા પારસીઓ;
આવો ખ્રીસ્તી, વૈષ્ણવો, શૈવ આવો,
આવો આવો હૂંફિયે સ્નેહલ્હાવો. ૨

ઊંચા નીચા દીનના કે ધનીના,
ભેદો શાને? બાળકો એક માના!
પોષાયેલાં એક માને જ દૂધે,
ને ખેલેલા સ્નેહના એક ખોળે. ૩

શાને જુદા સ્વાર્થ ને હકદાવા?
શાને ખોટા ખેદના આ ભવાડા?
શાને માથાફોડ ને રક્ત ન્હાવા?
વાગ્બાણો શાને વૃથા ફેંકવાં? ભા! ૪

"જુવો જુવો બંધુઓ આ સ્વદેશી!
ન્હેંચી લેવા કોણ જાણે લડે શું!
છૂરી તીણી બંધુ કંઠે જ ભોંકે"
હાંસી આવી વિશ્વ લોકો કરે છે. ૫

લાજો લાજો મર્મવાક્યો સુણી આ,
સાજો સાજો એક સાથે ત્વરાએ;
વાણે તાણે એક હૈયાં વણી દો,
મુક્તિ ટાણે માતૃસેવા કરી લો. ૬

રે મા આંસુ ઢાળી કેવી રહી છે!
કંથાએ ના અંગને ઢાંકવાને;
દુઃખે માનું દીન હૈયું ચીરાયે,
ને જોઇ બાળકોને મહિં મહિં વઢતા કારી ઘા અન્ય વાગે. ૭

તુચ્છ સ્વાર્થોને કરો ધૂળ ભેળા,
હક્કો અગ્નિમાં ઝીંઓળી બધા દો;
ભેદો મિથ્યા ભૂલી જાઓ સમૂળા,
ત્યાગે ઘેલા થાઓ વ્હાલે ભરેલા. ૮

એક સાદે ભેદી આકાશને દો,
'મૈયા' એ મંત્રધ્વનિને ગજાવો;
એક ચિત્તે મુક્તિની સાધનામાં,
જોડાઓ એકાગ્ર શક્તિ કરીને. ૯
ચાલો વેગે બાપુના પાય ઝાલી,
ને આંસુના ધોધ મારે પખાળી;
વારો વારો એ દધીચિ ઋષિને,
બેઠેલાને આસને હાડ દેવા. ૧૦
હૈયાના કાઠિન્યને રે તજી દો,
ઇસુને ક્રોસે જતાં શીઘ્ર વારો;
પુણ્યાત્માનાં રક્ત તો રક્ષવાનાં,
સૌભાગ્યો એ વિશ્વકેરાં અનેરાં. ૧૧
હિંદે ધર્માત્મા સદાયે પૂજાતા,
મૈયાએ ના ધર્મના ભોગ માગ્યા;
તો કાં કાળી ટીલી વ્હોરો કપાલે,
ભૂંસાશે શું એ કદિ કોઇ કાલે ? ૧૨
અશ્રુધારાં લો વ્રતો એકતાનાં,
નિઃસ્વાર્થી સેવા ગણો હક્ક દાવા;
હોમાવાને મોખરે આવવાનું,
મૃત્યુને આનંદથી ભેટવાનું. ૧૩
"બાપુ વ્હાલા હિંદમાના દુલારા !
આજ્ઞા આપો એપની પાળશું સૌ;
સંકેલી લો આકરાં અગ્ન્યારાં,
અંધારાં આંખ આવે તપ તમ નીરખી કાયને લોપનારાં ! ૧૪
ઉઘાડીશું મંદિરો વિશ્વ માટે,
ને હૈયાને દીનને ભેટવાને;
આંસુધારે પૂર્વનાં પાપ ધોશું,
ત્યાગીશું જુદાઇ હક્કોય જુદા. ૧૫
આવો આવો બાલ સૌ હિંદ કેરા !
મેલાં, ઘેલાં, દીન કંગાલ દુઃખી;
રાજાઓ ને રંક, શ્રીમંત સર્વે,
બેટીએ સા ભ્રાતૃભાવે ભરેલા. ૧૬
મારૂં તારૂં સૌ મીટાવી દઈએ,
બંધુ દુઃખે નેત્ર ભીનાં કરીએ;
સૌની સેવામાં સદા યુક્ત રહીએ.
ને માના ભક્તિયજ્ઞે કમર કસી ઝંપલાવી પડીએ. ૧૭

પૂંજાલાલ

# સંત અને જાતિભેદ

"આપણું મહાન સૌભાગ્ય ત્યારે કહેવાય જ્યારે પર આપણો થાય; સૌથી મોટી વિપત્તિ ત્યારે કહેવાય જ્યારે આપણું પર થાય. મનુષ્યને ગૌરવદાન કરીને આપણે મનુષ્યત્વનો ગૌરવ સાથે અધિકાર મેળવીએ." રવીન્દ્રનાથ ઠાકુર

"हरिको भजे सो हरिका होई ।
जात पात पूछे नहिं कोई ॥"

ઘણાંયે વર્ષો પહેલાંની વાત છે. ભારતીય સંસ્કૃતિના ઇતિહાસજ્ઞોને અજાણ્યું નથી કે પ્રાચીન ભારતમાં 'બ્રાહ્મણ સંસ્કૃતિ' હતી. આ સંસ્કૃતિએ ભારતની વિચારસમૃદ્ધિમાં, જીવનવિકાસમાં, તત્ત્વજ્ઞાનમાં જે ફાળો આપ્યો છે તે ખરેખર આદરપાત્ર છે. પણ કાલક્રમે તેનામાં જે વિચિત્ર ક્રિયાકાંડ દાખલ થયો તેણે અયોગ્ય રીતે બ્રાહ્મણોનું આધિપત્ય સ્થાપન કર્યું. દાન કરતી વખતે પણ સાચું દાન તે કહેવાતું જે બ્રાહ્મણોને અપાય. આ રિવાજમાંથી હજુ સુધી પણ આપણો શિક્ષિતવર્ગ મુક્ત નથી. આ 'બ્રાહ્મણ સંસ્કૃતિ'ની સાથે સાથે બીજી પણ સંસ્કૃતિનો પ્રવાહ વહ્યો આવતો હતો જેને 'પરિવ્રાજક અથવા શ્રમણ સંસ્કૃતિ' કહી શકાય. આ 'શ્રમણ સંસ્કૃતિ'એ દેશની તપસ્યામાં, સાધનામાં ખૂબ ફાળો આપ્યો છે. 'શ્રમણ સંસ્કૃતિ'એ દરેક જાતિના માણસોને અપનાવ્યા હતા; કારણ કે તેનો હેતુ હતો ત્યાગનો. આ બન્ને સંસ્કૃતિનો ભેદ મહાન અભ્યાસી વીન્ટરનિત્ઝે ખૂબ સ્પષ્ટ રીતે આપ્યો છે:

"We had about Tapas also in Brahmanical legends. But this Tapas in Brahmanical-literature is rather a magic power as......which it is found even among primitive people, but it is not a moral factor. Thus asceticism for the Ṛsis is a means of obtaining supernatural powers which even makes the King of the gods tremble in heaven. The cursing Ṛsi is a typical figure in Brahmanical legends.

On the other hand, in the ascetic poetry, asceticism is a moral factor and the hero is the saint who has renowned the world, who fears none and none is afraid of him. He is a hero only in the sense of the man who goes to the utmost limit of self-denial and self-saerifice. For this ascetic morality culminates in Ahimsa and Maitū. *Not priests are the poets of these legends, but sages of all castes and ranks.*"

આ શ્રમણ સંસ્કૃતિના જ્યોતિર્ધરોમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો ભેદ ન હતો. જે દીવો ધરતો તેને બધા અનુસરતા. ઉપનિષદમાં સત્યકામ જાબાલનો દાખલો આ વાતના પુરાવામાં છે.

તે ઉપરાંત મહાભારતના કાળમાં વિદુર, કૌશિક વગેરેનાં દૃષ્ટાંતો આ વાતની સાક્ષી પૂરે તેમ છે. આદ્યકવિ વાલ્મીકિના પૂર્વજન્મની કથા દંતકથા હોવા છતાં તેની પાછળનો ભાવ તે વખતના માનસનું ચિત્ર ખડું કરે છે.

બુદ્ધ અને જૈન ધર્મોમાં તો જાતિનો વાડો જ નથી. જૈનોમાં ચંડાળ-શ્રમણ હરિકેશીનો* દાખલો મોજૂદ છે.

આ સમયમાંથી જ્યારે મધ્યયુગમાં પગ મૂકીએ છીએ ત્યારે તરત જ દૂર દૂરનાં ધાર્મિક આંદોલનોનો ઘૂઘવાટ સંભળાય છે. વૈષ્ણવધર્મની સ્થાપના કરનાર શ્રી. રામાનુજાચાર્ય તે વખતના વૈષ્ણવ સંતોના નેતા હતા. તેમણે કેટલીક મર્યાદાઓ રાખી હતી તે ઘણાને વિચિત્ર લાગતી પણ આત્મશ્રદ્ધા અને નૈતિક બળના અભાવે કોઇ બંડ ઉઠાવવા તૈયાર ન હતું. થોડા જ સમયમાં આવો બંડખોર પાક્યો. આ બંડખોર તે રામાનંદ. મધ્યયુગના મહાન સંતોના ગુરુ તે રામાનંદ. તેમના શિષ્યોમાંથી ઘણા નીચ જાતિના હતા. તેમને ભગવદ્‌ભક્તિમાં જાતિભેદની નિરર્થકતા લાગી. ભક્તમાલમાં જણાવ્યું છે કે:

"આથી રામાનંદે શાસ્ત્રોક્ત રીતથી પૂરવાર કર્યું કે જે માણસ ભગવાનને શરણે જઇને તેમની ભક્તિ કરે છે તેને માટે વર્ણાશ્રમનાં બંધનો વૃથા છે. તેમણે ભક્તોને ખાવાપીવાની છૂટ આપી. યુધિષ્ઠિરે યજ્ઞમાં મોટા મોટા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા હતા. છતાં યજ્ઞનું ફળ તેમને ન મળ્યું. ભગવાને તેમને કોઇ ભક્તને બોલાવવાનું સૂચવ્યું. તે વખતે વાલ્મીક નીચ જાતિના મહાન ભક્ત હતા. તેમના આગમનથી યજ્ઞની સફળતા થઈ."

મહારાષ્ટ્રના મહાન સંત નામદેવ વિષે પણ એક કથા પ્રચલિત છે. એક વાર નામદેવ દર્શનાર્થે મંદિરમાં ગયા. તે જ વખતે કોઈ બ્રાહ્મણ દેવને ભોગ ધરાવવા આવેલો. નામદેવને મંદિરમાં પેસવાની મના થઇ, કારણ કે તે જાતે દરજી હતા. નામદેવ બહાર ઊભા રહ્યા. થોડા વખતમાં ત્યાં એક બાઇ આવી. બાઇની કેડમાં એક છોકરું હતું. છોકરું રડ્યા કરતું હતું. પૂછતાં જણાયું કે તે બાળકને જોઇતો હતો દેવનો પ્રસાદ. માતા હતી નીચ જાતની અસ્પૃશ્ય બાઇ. અસ્પૃશ્યના નસીબમાં તે વળી દેવના પ્રસાદ શા? માતાએ બાળકને મારીને શાંત રાખવાની નીતિ સ્વીકારી. બાળક વધારે રડવા લાગ્યું. નામદેવનાં હૃદયમાં બાળકના ક્રંદને કરુણા ઉત્પન્ન કરી. નામદેવે પોતાનો માલ આપી દીધો. પ્રભુની સ્તુતિ કરી. પ્રભુએ નામદેવને પંઢરપુર જવાની આજ્ઞા કરી.

આ ઉપરાંત સંત રવિદાસ અથવા રૈદાસજીના જીવનનો પ્રસંગ નોંધવા લાયક છે. તે વખતે ચિતોડની રાણી હતી ઝાલી. રાણીએ રૈદાસના જીવનની વાતો સાંભળેલી. ખૂબ વિચારને પરિણામે તે તેમની સેવક બની. દરબારમાં આવતા જતા બ્રાહ્મણોને ખબર પડી કે રાણી ચમારની શિષ્યા બની છે. તેમણે રાજાના કાન ભંભેર્યા. રાજા ક્રોધે ભરાયો. રૈદાસને બોલાવી મંગાવ્યા. સભામાં રાજા, બ્રાહ્મણો અને રૈદાસ હાજર છે. રાજાએ જણાવ્યું કે સિંહાસન પરની મૂર્તિ જેની પાસે જશે તેનું સત્ય સાચું ગણાશે. બ્રાહ્મણોને તેમના મંત્રોમાં શ્રદ્ધા હતી. તેમણે ત્રણ પ્રહર સુધી વેદ ભણ્યા, પણ ધાર્યાં નિશાન ફળ્યાં નહિ. રૈદાસના મનમાં શ્રદ્ધા હતી કે ભગવાનને ભક્તિ વહાલી છે, તેમની ભક્તિમાં નથી જાતિના ભેદ, નથી હોદ્દાના ભેદ. રૈદાસે સ્તુતિ કરી:

* આ વૃત્તાન્ત આ અંકમાં આપેલું છે. તંત્રી.

" देवाधिदेव आपो तव शरना ।
कृपा कीजिये जान अपनो जना ॥ "

પેલી મૂર્તિ આવીને રૈદાસના ખોળામાં પડી. રાજાને ખાતરી થઇ કે કેવળ વેદ ભણનારા બ્રાહ્મણો કરતાં અભણ ચમાર યોગ્ય ગુરુ છે. નીચેનાં બે ગીતો પ્રસંગોચિત છે. તે શીખોના 'ગ્રંથ સાહેબ'માંથી લીધાં છે.

नागरजना मेरी जाति बिखिआन चंमारं ।
रिदै रामगोबिन्दगुनसारं ॥
सुर सलील कित बारुनीरे, संतजनकरत नही पानं ।
सुरा अपवित्र नत अवर जलरे, सुरसरी मिलत नहि होइआनं ॥
मेरी जाति कुट बांढला ढोर ढोवंता नित हि बानारसी आसपासा ।
अब बिप्र परधान तिहि करहि डंडउभि तेरे नामसरणाइ रविदासुदासा ॥

( હે નાગર જનો ! જાતે હું ચમાર છું. પણ મારા હૃદયમાં પ્રભુના નામનો સાર છે. ગંગાનાં જળનો જો દારૂ બનાવવામાં આવે તો તમે ન પીઓ; પણ જો અપવિત્ર દારૂ અથવા જળ ગંગામાં નાખવામાં આવે, તો ગંગા બદલાશે નહિ. મારો વ્યાપાર ચમારનો છે. તમે બ્રાહ્મણો થઇને મને નમો છો, કારણ કે રવિદાસે પ્રભુનું શરણ લીધું છે. )

मेरी संगति पोच सोच दिनुराति ।
मेरा करमु कुटिलता जनमुकु भांति ॥ वि०

( મારી સંગત નીચ સાથે છે. અહોરાત તે હું વિચારું છું. મારા જન્મની માફક મારાં કર્મો પણ કુટિલ છે. )

સંતોના આટલા દાખલાઓ પરથી આપણને વિષય વધારે સ્પષ્ટ લાગશે. રામાનંદના બીજા ઘણા શિષ્યોના દાખલાઓ આપી શકાય પણ તે કેવળ એક જ પ્રકારના હોવાથી વિશેષ લાભ નથી.

આ ઉપરાંત-હાલના સ્વામીનારાયણ સંપ્રદાયનાં મૂળ પણ વૈષ્ણવ મહારાજોનાં વિચિત્ર વર્તનોમાં છે. સ્વામીનારાયણમાં પણ શૂદ્ર જાતિના સાધુઓ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. અને બીજા નાના નાના ભગતો થઇ જાય તેની તો ગણના નથી. નડિયાદની આસપાસ કુબેર ભક્તના 'હરિજનો' પણ નીચ જાતિના હોય છે. કુબેર ભક્ત પોતે કોળી હતા.

ઉપરના ઘણા જ ટૂંકા પરિચયથી જણાશે કે મધ્યયુગના સંતોએ જાતિભેદના નિવારણ માટે પ્રયત્નો કરેલા. પણ તેમનું લક્ષ્ય કેવળ ત્યાંથી અટકતું નહિ. તેમણે જીવનની સાધનામાં બંધનોને તોડી નાખ્યાં હતાં. દરેક સંપ્રદાયના પ્રથમ પંથપ્રવર્તકના મૂળ સિદ્ધાન્તો વિશાળ હોય છે પણ તેને પાછળના શિષ્યો પોતાનાં દૃષ્ટિબિંદુથી જુએ છે. આ પ્રમાણે એક જ સંપ્રદાયના પણ વાડાઓ બંધાય છે. બુદ્ધ ભગવાનના આટલા સ્પષ્ટ સિદ્ધાન્તો છતાં પણ તેમના નિર્વાણ પછી તેમના શિષ્યોએ બુદ્ધના સિદ્ધાન્તોને પોતાના વિચારોથી રંગ્યા.

શી ખાત્રી કે ગાંધીજીના હાલના પ્રવાસને તેમના ભાવિ શિષ્યો પણ પોતાના સમજવા પ્રમાણે નવા વાડા ઊભા નહિ કરે ? હિંદુ ધર્મમાં, હિંદુ સમાજમાં આવી ભરતીઓ આવ્યાં જ કરી છે. તેના અનેક વિભાગો, ઉપવિભાગો છતાં તેનામાં સૂત્રરૂપે જે તત્ત્વ રહ્યું છે તે અત્યાર સુધીનો ઇતિહાસ અચળ ભાખે છે. તે દિવસ કેવો હશે જ્યારે યુગયુગનાં પાપ ભૂંસાશે અને સર્વાંગે દીપતું ભારતવર્ષ જગતના ઇતિહાસમાં અનેરો પ્રકાશ પાડશે !

કહેવાય છે કે સાધના અફળ જતી જ નથી. મધ્યયુગોના સંતો તેમના જીવન દ્વારા એકતાની વાણી બોલી ગયા છે. ગાંધીજીએ પણ મન, વાચા, કર્મથી તેમના જીવનમાં નીચ કહેવાતી જાતની વેદના અનુભવી છે. એ સાધના સફળ ન થાય તો દોષ કોનો ?

શાન્તિનિકેતન
જ. મ. આચાર્ય

# ભંગડી

બામણા ગામની ભંગડી રે, એક ભંગડી રે, એની આંખમાં આંજેલ મેશ,
લીલા કાચની બંગડી રે, ચાર બંગડી રે, એનો ચુન્દડિયાળો વેશ,
ઘમ્મર ઘેરો ઘાઘરો રે, એક ઘાઘરો રે, એના પગમાં કાંબી કેશ,
ડોકમાં રૂપા હાંસડી રે, એક હાંસડી રે, એના તાણી ગૂંથેલ કેશ.
નાકમાં સોના નથણી રે, એક નથણી રે, એના કાનમાં લોરિયાંલ્હેર,
મુખમાં ચૂંગી શોભતી રે, એક શોભતી રે, એના ધૂમની ચાલે સેર,
ખેમલો એનો દીકરો રે, એક દીકરો રે, એની ઊઘલાવી છે જાન,
ભંગડી પહેરે ઝૂમણાં રે, સૌ ઝૂમણાં રે, આજ હરખે ભૂલે ભાન.
આઠ દહાડા પર ગામમાં રે, આ ગામમાં રે, એક નીકળી બીજી જાન,
ગામનું આખું માનવી રે, સૌ માનવી રે, જે સેગું થયું મશાણ,
ગામના શેઠની સુન્દરી રે, રૂપસુન્દરી રે, ત્યાં પોઢી અગન સાથ,
હીરની નવરંગ ચુન્દડી રે, રંગ ચુન્દડી રે, ત્યાં ભંગીને આવી હાથ.
શેઠાણીએ પ્હેરી ચુન્દડી જે, રંગ ચુન્દડી જે, જ્યારે ચાલ્યાં વાટ મશાણ,
ભંગડી પહેરે ચુન્દડી એ, રંગ ચુન્દડી એ, જ્યારે નીકળે ભૈયાની જાન.

તા. ૧૧-૬-૩૨.
સુન્દરમ્

# સંયુક્ત મતાધિકાર—એક જ માર્ગ

## સાયમન કમિશનમાં ડૉકટર આંબેડકરની ઝુંબેશ

(મારા મિત્રોએ) શહેરી વિભાગમાં જેવો મતાધિકાર છે તેવો જ રાખવો ને ગ્રામ્ય વિભાગમાં જમીનમહેસુલ અર્ધું કરવું, એવી ભલામણ (કરી) થઇ છે. (પરંતુ હું તેમની સાથે સહમત થઇ શકતો નથી.) (મારા મિત્રો) મતાધિકારને હકની વાત લેખવાને બદલે મહેરબાનીની વસ્તુ (સમજે છે.) સમજવી એ વિચાર રાજકીય સમાજમાં ભયંકર ગણાય. મતાધિકાર જન્મસિદ્ધ હક છે એ વાત જો ઉડાવી દેવામાં આવે, પ્રતિનિધિત્વના નૈતિક દાવાને જો ભાવનાની ચીજ માનવામાં આવે, અને જો મતાધિકારને રાજકીય સત્તા પોતાની ઇચ્છા પ્રમાણે વહેંચવાની વસ્તુ સમજે તો મતાધિકાર ન મળે તે વ્યક્તિઓ મતાધિકારવાળાની દયા ઉપર જ જીવે. એથી વધારે ગુલામી કેવી હોય? ગુલામોને જન્મસિદ્ધ હક હોતા નથીઃ એમના માલિકો બધા એ જ તેમના હક. આ રીતનો વિચાર પ્રજાકીય સરકારનો ઘાતક છે ને તેથી જ (હું) તેનો અસ્વીકાર સર્વાંશે (કરું છું.) યોગ્ય છે.

### પુખ્ત મતાધિકાર

ન સમજીએ તો (મારા મિત્રો) મતાધિકાર એટલે મતપેટીમાં કાગળિયું નાખવાની શક્તિ (સમજે છે). (નહિ તો) મતાધિકારનો વિસ્તાર વધારવામાં અજ્ઞાન આડું (ન મૂકત) મૂકવામાં ન આવે. મતાધિકારના પ્રશ્નમાં ભણતરને ઉપરછલ્લું જ મહત્ત્વ અપાય છે. મતાધિકારનો અર્થ જ ઊલટો સમજાય છે. મતપેટીમાં મતપત્ર નાખવામાં મતાધિકારનો સમાવેશ થઇ જતો નથી. સાચો મતાધિકાર એટલે એકત્ર જીવન સારી રીતે નભે તે માટેની યોજનામાં અગત્યનો ભાગ ભજવવો તે. એટલે જાત ભાન ભૂલ્યો ન હોય એવા દરેક પુખ્ત માનવીને મત આપવાનો હક હોવો જ જોઇએઃ કારણ કે દરેક વ્યક્તિ એકત્ર જીવનમાં રસ લે છે ને એનાં પરિણામો વેઠે છે એટલે દરેક વ્યક્તિને એ યોજનાની કલમો ઘડવામાં હક હોવો જ જોઇએ. વળી જેમ મનુષ્ય ગરીબ તેમ મતાધિકારની એને વધારે જરૂર. કારણ કે ખાનગી મિલ્કત ઉપર મંડાયલી તમામ સમાજરચનાઓમાં એકત્ર જીવનની કલમો પ્રથમથી જ મૂડીદારોના લાભમાં ને કામદારોની વિરુદ્ધ ઘડાયલી હોય છે. એટલે મૂડીદારો પોતાની સત્તાનો દુરુપયોગ ન કરે અને કામદારોનું હિત સચવાય એવી વ્યવસ્થા કરવી હોય તો એકત્ર જીવનની કલમો અવારનવાર પલટાતી રહેવી જોઇએ. અને મિલકત ને મતાધિકારને જ્યાંસુધી છૂટા પાડવામાં ન આવે ત્યાં સુધી એ સંભવિત જ નથી. એ માટે તો મતાધિકાર મિલકતવાળા કે મિલકત વગરના પુખ્ત મનુષ્યને જ મળે એવી યોજના થવી જોઇએ. એમ બન્ને રીતે પુખ્ત મતાધિકાર સિવાય છૂટકો જ નથી અને તેથી જ (હું તો) એકવીસ વર્ષની વયનાં તમામ સ્ત્રીપુરુષને મતાધિકાર આપવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. (એમ હું તો ઇચ્છું.)

કોમીવાદ ન જોઇએ.

પુખ્ત મતાધિકાર માટે રાજકીય ન્યાયની દૃષ્ટિ જ માત્ર કારણભૂત નથી. રાજકીય અગત્ય પણ પુખ્ત મતાધિકાર દાખલ કરવાનું જ સૂચવશે. સંયુક્ત મતાધિકારમાં બહુમતી કોમના મતદારો ચૂંટણી પર એવી ભારે અસર કરશે કે લઘુમતીના દૃષ્ટિબિંદુથી ન ઇચ્છવાજોગ વ્યક્તિઓ બેઠકો પૂરી લેશે એ ભયથી જ મુસ્લીમો જેવી લઘુમતી કોમો કોમી મતદાર સંઘો માટે આગ્રહ કરે છે. પરંતુ પુખ્ત મતાધિકાર દાખલ કરવામાં આવે તો એ પ્રશ્ન જ ઊડી જાય. કોમી મતદારસંઘોને બદલે પુખ્ત મતાધિકારની અગત્યને બહુમતીએ જોઇએ તેટલું વજૂદ આપ્યું નથી. બહુમતી કોમી મતદારસંઘોને નભાવી લેવાય એવી વસ્તુ લેખે છે ને પુખ્તમતાધિકાર હદ ઓળંગી જતાં કાબુમાં નહિ રહે એવું અનિષ્ટ માને છે. પરંતુ (મારો અભિપ્રાય એથી ઊલટો જ છે. હું તો) કોમી મતદારસંઘોને અનિષ્ટ (લેખું છું ને) લેખી, પુખ્ત મતાધિકારને વધારે મહત્ત્વ (આપું છું) આપવું જોઇએ. પુખ્ત મતાધિકાર સારી વાત છે માટે અપનાવવી એટલું જ નહિ પરંતુ એ કોમી મતદારસંઘોના અનિષ્ટને નાબુદ કરવામાં (આપણને) સહાયભૂત થઇ પડશે માટે તેને વધાવી લેવી. પુખ્ત મતાધિકારમાં માનતા નથી તેમને પણ આ વિચાર અપનાવતાં મુશ્કેલી નડશે નહિ. પુખ્ત મતાધિકાર અનિષ્ટ હોય તોપણ કોમી મતદારસંઘ કરતાં ઓછું અનિષ્ટ છે માટે તેને પહેલો સ્વીકારવો યોગ્ય લેખાય જ. વળી પુખ્ત મતાધિકાર રાજકીય દૃષ્ટિએ ન્યાયી તેમ જ અગત્યનો છે. તે ઉપરાંત જાહેર પ્રજાના મોટા ભાગનો તેને ટેકો છે. અબ્રાહ્મણો અને પછાતવર્ગો સિવાયના તમામ રાજકીય પક્ષોએ સ્વીકારેલા નહેરૂ હેવાલમાં પણ પુખ્ત મતાધિકારને સ્થાન આપવામાં આવ્યું છે. પછાતવર્ગો પુખ્તમતાધિકારની જ માગણી કરી રહેલા છે. સિંધના મુસ્લીમ મંડળે, એક મુસ્લીમ સભ્યે અને એક અબ્રાહ્મણ સભ્યે પણ મુંબાઇ સરકાર આગળ પુખ્તમતાધિકારની તરફેણમાં મત જાહેર કરેલો છે. એ પ્રમાણે પુખ્ત મતાધિકારને જાહેર પ્રજાનો સંગીન ટેકો છે.

ભણતરનું ધોરણ

જીવનભરમાં રાજનીતિનાં ગંભીર સૂત્રો એક વાર પણ ન વાંચ્યાં હોય એવી વ્યક્તિઓ જમાતી પ્રકરણ ને વિદેશનીતિ માટે પોતાના અભિપ્રાયો જાહેર કરતાં અચકાતી નથી. આઠ વર્ષ પહેલાંના જૂના મતાધિકાર પ્રમાણેના મતદારોમાંના મોટા ભાગે રોજના પ્રશ્નો ઉપરનાં રાજકીય ભાષણોનો આતુરતાથી અભ્યાસ કર્યો હતો. આજે પાંચ ટકા મતદારો પણ ભાષણો કે અગત્યના લેખોનું મનન કરતા નથી. જો બ્રિટિશ પ્રજાતંત્ર આવા મતદારોથી નભાવી લેવા માગતું હોય તેમ હિંદીઓ પુખ્તમતાધિકારની વિરુદ્ધ હોય તો તેઓ અન્યાયી કે કલ્પનાશીલ બિલકુલ નથી. ઊલટું તેમના વાંધા ખોટા ઠરે છે ને અજ્ઞાન મતદારોનો લાભ ઉઠાવી તેઓ રાજકીય સત્તા કબજે કરવા માગે છે એ સ્પષ્ટ થાય છે. એટલે રાજકીય શક્તિ માટે રાજકીય પક્ષોનાં દૃષ્ટિબિંદુની ખુબીઓ બરાબર સમજવી જોઇએ અને તેનો ભેદ પારખતાં શીખવું જોઇએ, એમ કહેવું એ કેવળ દંભ છે; કારણકે નાના રાજકીય પ્રશ્નોની ચોકસ માહિતી મતદારોને હોતી જ નથી. એવા જ્ઞાનની ખાસ અગત્ય છે એવું પણ નથી. મુખ્ય મુખ્ય પ્રશ્નોનું સામાન્ય જ્ઞાન મતદારો મેળવે અને પોતાનું ધાર્યું કરે એવો પ્રતિનિધિ પસંદ કરી લે એટલું જ બસ છે. સામાન્ય હિંદીમાં એટલી લાયકાત તો છે જ.

**નોકરશાહી ન જોઇએ.**

નોકરશાહી નાબુદ કરવા શો ઉપાય (કરવો)? (મને તો) પુખ્ત મતાધિકાર જ યોગ્ય માર્ગ જણાય છે. મતદારો માટે ભણતરનું ધોરણ ન હોવું જોઇએ એ નિર્ણય પર ઇસ્વીસન ૧૯૨૮ના સિલોન કમિશનના સભ્યો પણ આવ્યા હતા. જવાબદાર રાજતંત્રના વિકાસથી સરકાર પર દબાણ લાવવા સામાન્ય વ્યક્તિઓને વધારે તક મળવી જોઇએ; એટલે ભણેલાંઓને જ મતાધિકાર મળે એ યોગ્ય નથી. સિલોન માટે પુખ્ત મતાધિકાર યોગ્ય લેખાય તો હિંદ માટે શા માટે નહિ? બન્ને દેશોની પરિસ્થિતિ તદ્દન સરખી જ છે. ખરૂં જોતાં તો હિંદ પુખ્ત મતાધિકાર માટે વધારે લાયક છે. મુંબાઇ ઇલાકામાં તો પુખ્તમતાધિકાર ગ્રામ્ય પંચાયતોમાં હાલ પણ ચાલુ જ છે એટલે (એ) ત્યાંના લોકો તો ઘડાયલા જ છે.

**કોમી મતદારસંઘો**

વર્ગીય મતદારસંઘો તો મોર્લી–મીન્ટો સુધારાનો વારસો છે. મોર્લીમિન્ટો સુધારા તો હિંદીઓને મનાવી લેવાનો પ્રયત્ન હતો. સાચું જવાબદાર રાજતંત્ર આપવાને બદલે માત્ર દેખાવ કરવા જ મતાધિકાર ને મતદાર મંડળોની ચોક્કસ યોજના ઘડી ધારાસભાઓ ઊભી કરવી, અને સત્તા જરા પણ ઢીલી પડવા ન દેવી એવો નોકરશાહીનો તેમાં હેતુ હતો. વર્ણાન્તર મતદાર મંડળો એ યોજનાને માટે જ બંધબેસતાં હતાં; પરંતુ મોંટેગ્યુ ચેમ્સફર્ડ યોજનામાં મન મનાવવાની વાત નહોતી. એમાં તો લોકસત્તા સ્થાપવાનો હેતુ હતો. એટલે વર્ણાંતર મતદારમંડળો રદ કરવાં-જોઇતાં હતાં; પરંતુ તે વેળાએ કોમી અસર એટલી જોરમાં હતી કે કોમી મતદારમંડળો તેમને ચાલુ રાખવાં પડયાં. સાઉથબરો કમિટિએ તે યોજના અમલમાં મૂકી. કોમી મતદારમંડળો ગમે તે કારણસર નાબુદ ન થયાં તેથી કાંઇ તેનું અસ્તિત્વ જવાબદાર રાજતંત્રના સિદ્ધાંતને અનુકૂળ થઇ શકે જ નહિ. કોમી તત્ત્વ જ એ યોજનાને બાજુએ મુકાવવા બસ છે.

ધારાસભા જેવા વિચારશીલ મંડળમાં જાહેરહિતના સવાલોનો જાહેર પ્રજાના અભિપ્રાય મુજબ જ નિર્ણય થવો જોઇએ: એટલે એ સભાના સભ્યો પણ જાહેર પ્રજામતના જ પ્રતિનિધિઓ હોવા જ જોઇએ. પરંતુ કોમીવાદને જ આગળ ધરે ને કોમી દૃષ્ટિથી પર રહી જાહેર પ્રશ્નો પર વિચાર કરવા તેઓ નાલાયક ઠરે. વળી કોમી પ્રતિનિધિઓ હોવા છતાં કોમી પ્રશ્નો સિવાયના બીજા પ્રશ્નો પર મત આપવાનો તેમને અધિકાર મળે છે. એ વાત જવાબદાર રાજતંત્રના સિદ્ધાંતની તદ્દન વિરુદ્ધ જાય છે. એવા કોમી પ્રતિનિધિઓ તો કોમી પ્રશ્નો પર નિષ્ણાત અભિપ્રાય આપવા કામ લાગે; કારણકે બીનકોમી સભ્યો એવા પ્રશ્નોથી માહિતગાર ન હોય. પ્રજાતંત્રમાં મુખ્ય વાત સ્વરાજ હોય એટલે દરેક પ્રશ્ન ઉપર છેવટનો નિર્ણય પ્રજાદ્વારા ચુંટાયલા પ્રતિનિધિઓ જ આપી શકે–નિષ્ણાતો નહિ. વળી નિષ્ણાતોની સલાહ ધારાસભાને હમેશાં કામ લાગતી નથી; કારણકે તકરારી પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરવાને બદલે એ લોકો કોમીવાદથી દોરવાઇ જાય છે.

**ભયનું કારણ નથી.**

કોમી મતદારમંડળો—જે કોમોને કાજે કોમી મતદારમંડળો સ્થપાઇ ચૂકેલાં છે તેમને માટે કોઇ પણ પ્રકારનું ચોક્કસ પ્રતિનિધિત્વ ઠરાવવાની જરૂર છે જ. પરંતુ એવું કોમી પ્રતિનિધિત્વ કોમી મતદારમંડળો મારફતે રાખવું કે નહિ એ જ અગત્યનો પ્રશ્ન છે. કોમી મતદાર-

મંડળોને પરિણામે જ દેશમાં કોમી વિખવાદો વધી પડયા છે એમ કોમીવાદના વિરોધીઓનું કહેવું છે. કોમી મતદારમંડળો ને કોમી વિખવાદોને સીધો સંબંધ છે જ નહિ; ઊલટું મુસ્લીમોને કોમી મતદારમંડળો આપી તેમનો અસંતોષ ઓછો કરવામાં આવ્યો છે. પરંતુ કોમી મતદાર મંડળો કોમી વિખવાદ શમાવી દેતાં નથી એ પણ એટલું જ સાચું છે. કદાચ એવો વિખવાદ વધારી મૂકે એમ બને ખરૂં; કારણકે કોમી મતદારમંડળોથી કોમી ભાવના કેળવાય છે જ. પરિણામે બન્ને કોમોના આગેવાનો પરસ્પરની જવાબદારી વિસરી જાય છે. એટલે લોકસમૂહને શાંતિને માર્ગે દોરવાને બદલે તેઓ લોકભાવનાના પ્રવાહમાં તણાઇ જાય છે.

કોમી મતદારમંડળો માટે મુસ્લીમો ત્રણ બચાવ રજૂ કરે છેઃ પ્રથમ તો તેઓ માને છે કે મુસ્લીમ કોમનું હિત બીજી કોમોથી જુદું પડે છે, એટલે તેના રક્ષણ માટે જુદાં મુસ્લીમ મતદારમંડળો હોવાં જોઇએ. જુદા પ્રકારનું હિત સાચવવા જુદા મતદારસંઘો જોઇએ જ, એ વાત વિચારતાં પહેલાં બીજી કોમોનાં ન હોય એવાં, મુસ્લીમોને પોતાનાં ખાસ હિત સાચવવાનાં છે કે કેમ એ વાત નક્કી કરવી જરૂરની છે. ધાર્મિક વાત બાજુએ મૂકીએ તો દરેક પ્રશ્ન સામાન્ય હિતનો જ હોય છે. (કર આપવા કે નહિ અને આપવા તો કેટલા ને કેવા આપવા?–સરકારી ખર્ચનો મોટો ભાગ અમુક કાર્યોમાં જ વાપરવો કે નહિ? કેળવણી ફરજિયાત ને મફત હોવી જોઇએ કે કેમ? સરકારી જમીનો પટાથી આપવી કે કબજાહકથી આપવી? ઉદ્યોગોને સરકારી મદદ આપવી કે નહિ? અમુક પ્રાંતોમાં વધાર લશ્કર રાખવું કે નહિ? માંદગી બેકારી કે મૃત્યુનો સામનો કરવા સામાજિક વીમાની યોજનાથી કામદારોની ગરીબાઇ ટાળવા મથવું કે નહિ? ઑનરરી મેજીસ્ટ્રેટોથી ન્યાય સચવાશે કે કેમ? સારાં પરિણામો લાવવા દાકતરી કે ન્યાયના સિદ્ધાંતો બદલવા કે કેમ?–વગેરે પ્રશ્નો ધારાસભા સમક્ષ રજૂ થાય છે.) (એમાંનો) કયો પ્રશ્ન એકલી મુસ્લીમ કોમ માટે છે? કેળવણી ને જાહેરસેવાઓમાં એકલા મુસ્લીમોનું જ હિત સમાયલું છે? વળી મુસ્લીમો જેવી એક જ કોમ કયાં છે! મુંબાઇની ધારાસભામાં વિદ્યાપીઠના સુધારા વખતે અબ્રાહ્મણો ને પછાત વર્ગોએ ઝુંબેશ ઉઠાવી હતી તે ઉપરથી એ લોકો પણ કેળવણીના પ્રશ્નમાં એટલો જ રસ લે છે, એ પૂરવાર થશે. મુસ્લીમોનું જુદું હિત છે એ માન્યતા ખાલી કલ્પના છે. એ જુદું હિત નથી પણ અમુક બાબતોમાં તેમનો ખાસ સંબંધ છે.

### સંયુક્ત મતાધિકાર

જુદાં હિત અસ્તિત્વ ધરાવે છે એમ એક વાર માની લઇએ તોપણ એ જુદાં હિત સામાન્ય મતદારમંડળો ને અનામત બેઠકોને બદલે જુદાં મતદાર મંડળોથી જ સચવાશે એમ ચોક્કસ કહી શકાય તેમ નથી. ઊલટું જુદાં મતદારમંડળો કરતાં સામાન્ય-મતદારમંડળો ને અનામત બેઠકોથી કોઇપણ લઘુમતીનાં ખાસ હિત વધારે સચવાશે (એમ મારૂં તો માનવું છે). બીનજવાબદાર ઉદ્દામવાદીઓના અસ્તિત્વથી જ ખાસ હક્કને નુકસાન પહોંચે એમ માની લઇએ, એટલે તો ધારાસભાઓમાંથી એવા લોકોનો પગ ટાળવા પ્રયાસ આદરવો જોઇએ. જો બન્ને કોમોમાંથી બીનજવાબદાર વ્યક્તિઓને ધારાસભામાંથી દૂર કરવામાં આવે તો હિંદુ મતદારો મુસ્લીમોને ચૂંટી શકે અને મુસ્લીમ મતદારો હિંદુઓને ચૂંટી શકે એ જ યોજના શ્રેષ્ઠ ગણાય. એથી જ જુદાં મતદારમંડળો કે કોમી મતદાર મંડળો કરતાં સંયુક્ત

મતદારમંડળો જ અપનાવી લેવાં જોઇએ. જુદાં મતદાર મંડળો કરતાં સંયુક્ત મતદાર મંડળોથી લઘુમતીને લાભ જ છે એમ કહેવું પડશે. જુદાં મતદાર મંડળોથી લઘુમતીને માત્ર પોતાનું પ્રતિનિધિત્વ મળે એટલું જ; બીજું કાંઇ જ ન મળે. બાકીની ધારાસભાને એમની સાથે બિલકુલ સંબંધ રહે નહિ, લઘુમતીની ઇચ્છાઓ પાર પાડવા એમના પર ખાસ દબાણ લાવી શકાય નહિ. એટલે લઘુમતીને પોતાના જ પગ ઉપર ઝઝૂમવાનું રહે. પ્રતિનિધિત્વની કોઇ પણ પ્રકારની યોજનાથી લઘુમતી બહુમતી થઇ શકવાની નથી જ એટલે લઘુમતીનો અવાજ દબાઇ જ જવાનો. ઊલટું સંયુક્ત મતદારમંડળોમાં અનામત બેઠકો યોજવામાં આવે તો લઘુમતીને પોતાનું પ્રતિનિધિત્વ મળે એટલું જ નહિ પણ કંઇક તેથી વધારે મળે. કારણકે લઘુમતીનો દરેક સભ્ય જો કે લઘુમતીનો સભ્ય નથી પરંતુ એને લઘુમતીના મત તો મળેલા જ છે એટલે લઘુમતીનું હિત એને હૈયે વસવાનું જ. લઘુમતીના રક્ષણની દૃષ્ટિએ જુદાં મતદારમંડળો કરતાં સંયુક્ત મતદારમંડળ વધારે લાભદાયી છે.( એમ મને તો લાગે છે). મુસ્લીમ લઘુમતીને ધારાસભા ધાર્મિક પ્રશ્નોનો નિકાલ કરવા મળેલી સભા જેવી લાગતી જણાય છે. એમ હોત તો થોડાક પણ મજબૂત માણસો મોકલવાની તેમને જરૂર પડત; પરંતુ ધારાસભા ધાર્મિક સભા નથી એ દીવા જેવી વાત હવે મુસ્લીમોએ સમજવી અગત્યની છે. ધારાસભા તો સામાન્ય દેશહિતના પ્રશ્નો ચર્ચવા મળે છે. અને એવી ચર્ચાના નિર્ણયો વધુમતે જ પસાર થાય છે. તો પોતાના સભ્યો ઉપરાંત બીજા સભ્યો પણ લઘુમતીના પ્રશ્નને ટેકો આપી શકે એવી યોજના પસંદ કરવા જેવી નથી?

જગતનો ઇતિહાસ

મુસ્લીમો એક સ્વતંત્ર કોમ છે. ધર્મ, ઇતિહાસ, શાસ્ત્રો, સંસ્કૃતિ, વ્યક્તિગત નિયમો, સામાજિક રિવાજો વગેરે જોતાં તેઓ બીજી કોમોથી તદ્દન જુદા પડી આવે છે. એમનાં સામાજિક બંધનો બીજી કોમોનાં બંધનો કરતાં કેવળ ભિન્ન પ્રકારનાં જ છે. આજ સદીઓથી તેઓએ હિંદમાં વાસ કર્યો છે છતાં ય તેઓ પોતાને સ્વતંત્ર રીતે જ ઓળખાવે છે. એ દૃષ્ટિબિંદુથી જ બીજી કોમો સાથે જો તેઓ સંયુક્ત મતાધિકાર સ્વીકારે તો રાજકીય સંસર્ગથી એમનું કોમી વ્યક્તિત્વ ઓસરી જાય એવો તેમને ભય લાગે છે; પરંતુ (મને તો) એ ભય સાચો (લાગતો) નથી. એ ભય સાચો ગણીએ તેમ જ મુસ્લીમ કોમનું વ્યક્તિત્વ સાચવવાનો એમનો આદર્શ છે એમ માનીએ ( લેખીએ ) તોપણ કોમી મતાધિકારની અગત્ય કેવી રીતે ઊભી થાય છે તે સમજાતું નથી. એકલા હિંદમાં જ વિવિધ કોમો છે એમ નથી, બ્રિટિશ સામ્રાજ્યમાં જ કેનેડા ને દક્ષિણ આફ્રિકામાં ભિન્ન કોમો જ સામાન્ય સ્વતંત્રતા ભોગવે છે. (હિંદુ અને મુસ્લીમોની પેઠે જ દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ અને ડચ તેમજ કેનેડામાં બ્રિટિશ અને ફ્રેન્ચ છે.) એમની સંસ્કૃતિ પણ ભિન્ન પ્રકારની જ છે. સંયુક્ત મતાધિકાર એમના વ્યક્તિત્વની સલામતીને જોખમરૂપ છે એવું કહી તેમણે સામાન્ય મતદારસંઘો સામે કદી પણ વાંધો લીધો નથી. સામ્રાજ્યની બહાર પણ ભિન્ન ભિન્ન કોમો સંયુક્ત મતાધિકારથી જ રાજ્યતંત્ર ચલાવે છે, એવા દાખલાઓ ઓછા નથી. (પોલેંડમાં પોલ્સ, રૂથિનિયન, જ્યુ, સફેદ રશિયન, જર્મન, લિથુનિયન વગેરે કોમો છે. લટવિયામાં લટવિયન, રશિયન, જ્યુ, જર્મન, પોલ, લિથુનિયન અને ઇસ્થોનિયનો છે. ઇસ્થોનિયામાં જર્મન જ્યુ સ્વીડ રશિયન લટવિયન અને તાર્તરો છે. ઝેકોસ્લોવાકિયામાં

ઝેક, સ્લોવૅાક, જર્મન, મગ્યાર, રૂથિનિયન, જ્યુ અને પોલ્સ છે. ઑસ્ટ્રિયામાં જર્મન ઝેક અને સ્લૉવનો છે. હંગરીમાં હંગેરિયન, જર્મન, સ્લોવૅાક, રૂમાનિયન, રૂથિનિયન, ક્રોએશિયન અને સર્વિયનો છે.) આ વર્ગો માત્ર કોમો નથીઃ પ્રજાઓ છે. સજીવ વ્યક્તિત્વ ધરાવે છે છતાંય એકબીજાને પડખે ને સામાન્ય હકુમત નીચે તેઓ સલાહશાંતિથી રહે છે. એમાંના કોઇએ પણ સંયુકત મતાધિકાર સામે વાંધો ઉઠાવ્યો નથી તેમ જ એથી એમનું અસ્તિત્વ હણાઇ જશે એવું તેમને લાગ્યું જ નથી.

### બીજા શું કરે છે?

બીનમુસ્લીમોની વાત જવા દઇએ. બીજા દેશોમાં મુસ્લીમ લઘુમતી જ શું કરે છે? બીજી કોમો સાથેના રાજકીય સંસર્ગથી એમનું વ્યક્તિત્વ હણાઇ જવાની એ મુસ્લીમોને કદી યે ધાસ્તી લાગતી નથી. વળી એકલા હિંદમાં જ મુસ્લીમો લઘુમતીમાં છે એમ પણ છે જ નહિ. (આલ્બીનિયામાં મુસ્લીમ બહુમતી છે.) બલ્ગેરિયા, ગ્રીસ અને રૂમાનિયામાં મુસ્લીમો લઘુમતીમાં છે, યુગોસ્લેવિયા અને રશિયામાં તો તેઓ છેક જ લઘુમતીમાં છે. એ દેશોમાં મુસ્લીમ કોમે જુદા મતાધિકારની માગણી કરી છે? ત્યાં તો જુદા મતાધિકારના લાભ લીધા વિના જ મુસ્લીમોએ ચલાવી લીધું છે; એટલું જ નહિ પણ પ્રતિનિધિત્વના ચોક્કસ પ્રમાણની પણ માગણી કરી નથી. પરંતુ હિંદમાં તો રાજનીતિ કોમી ભાવનાથી નિરાળી નથી લેખાતી એટલે મુસ્લીમોને ચોક્કસ પ્રતિનિધિત્વ મળવું જોઇએ એમ કહેવામાં આવે છે; નહિ તો બહુમતીના ધાર્મિક વિરોધથી એમનું નામનિશાન કદાચ ભૂંસાઇ જાય એવી તેમને ભીતિ લાગે છે. બીજા દેશોમાં તો મુસ્લીમોને આટલી ખાતરી મેળવવાની પણ જરૂર પડતી નથી. એટલે હિંદના મુસ્લીમોનો દાવો બીજા મુસ્લીમોથી આગળ વધે છે અને તેથી જ એ વાત (મારા) ધ્યાનમાં ઊતરતી નથી.

વળી એમ પણ કહેવામાં આવે છે કે સંયુક્ત મતાધિકારમાં મુસ્લીમોનું બળ બીનમુસ્લીમના ધસારા આગળ એટલું તો પાતળું પડી જાય કે એવા સંયુક્ત મતદારોએ મોકલેલા મુસ્લીમ પણ નિર્માલ્ય જ હોય ને મુસ્લીમોનો સાચો પ્રતિનિધિ નીવડવાને બદલે તે બીનમુસ્લીમ કોમોના હાથમાં રમકડું બની જાય. આ ભય સાચો હોય એવું આપણને પ્રથમ દૃષ્ટિપાતે જણાય છે, પરંતુ જરાક વિચાર કરીશું તો જણાશે કે એને જરાય વજૂદ આપવા જેવું નથી. જો બીનમુસ્લીમોનો તોફાન જગાવવાનો ઇરાદો હોય અને તે માટે જ તેઓ મુસ્લીમ સભ્યને ચૂંટી કાઢવા માગતા હોય તો મુસ્લીમોની બીક કદાચ સાચી ઠરે. પરંતુ સાચી બિના તો એ છે કે સામાન્ય ચૂંટણીમાં બીનમુસ્લીમ ઉમેદવારોની ખોટ જ હોય નહિ એટલે બીનમુસ્લીમો મુસ્લીમ ઉમેદવારને તોફાની વૃત્તિને પોષવા જ મત આપવા જાય એવું બનવાનો સંભવ જ ન રહે. વળી બીનમુસ્લીમ ઉમેદવારો બીનમુસ્લીમ મતદારોને મત એમ વેડફી મારવા પણ ન જ દે. ઊલટું એ બધાને પોતાનો મત બીનમુસ્લીમ સભ્યને આપવા સમજાવે એટલે બીનમુસ્લીમ મતદારો મુસ્લીમ ઉમેદવારને મત આપે એવું ક્વચિત જ બને; એટલે કેવળ તોફાન માટે જ બીનમુસ્લીમ મતદારો નિર્માલ્ય મુસ્લીમ ઉમેદવારને મત આપી છાપરે ચડાવે એ મુસ્લીમોની માત્ર કલ્પના જ છે. 'દિલ્હીની ભલામણો' પરથી પૂરવાર થાય છે કે મુસ્લીમો જાતે જ એ ધમંડમાં માનતા નથી. એ ભલામણોમાં જ મુસ્લીમોએ જુદાં મતદારમંડળો છોડી દેવાની તૈયારી બતાવી છે ને સંયુકત

મતાધિકારને બહાલી આપી છે : માત્ર કોમી પ્રાંતો છૂટા પાડવાની ને પંજાબ ને બંગાળામાં કોમી પ્રતિનિધિત્વમાં કેટલીક છૂટછાટ મૂકવાની શરતો કરેલી છે. આ કોમી પ્રાંતોને બીજા વિભાગો જોડે લેવાદેવા નથી એમ માની લઇએ તો બીજા પ્રાંતોની મુસ્લીમ લઘુમતી સંયુક્ત મતાધિકારથી સંતુષ્ટ છે એમ આપણે ગણી લેવું જ જોઇએ. કોમી પ્રાંતો છૂટા પાડયા પછી જો સંયુક્ત મતાધિકાર હરકતકર્તા ન હોય તો એ પ્રાંતો છૂટા પાડયા સિવાય પણ એ શી રીતે હરકતકર્તા હોઇ શકે? સંયુકત મતાધિકારમાં મતદાર ઉપર દબાણ આવવાનો મુસ્લીમોને ભય લાગતો હોય તોપણ જુદાં મતદારમંડળો એ ભય નાબૂદ કરવા સાચો ઉપાય નથી. ઊલટું પુખ્ત મતાધિકાર દાખલ કરી મુસ્લીમ મતદારોની સંખ્યામાં સંગીન વધારો કરવો ઘટે. પુખ્ત મતાધિકારથી બીનમુસ્લીમ મતદારોના સંખ્યાબળનો ઠીક સામનો કરી શકાય.

### એ માગણીમાં કાંઇ અર્થ નથી.

કોમી મતાધિકાર માટે એક પણ કારણમાં વજૂદ નથી: માત્ર ભાવનાને અનુલક્ષીને જ એ બધી વાતો કરવામાં આવે છે. રાજકીય પ્રશ્નોમાં ભાવનાને સ્થાન નથી એમ નહિ. સરકારને વફાદાર રહેવું એ શ્રદ્ધાની વાત છે ને શ્રદ્ધા ભાવના પર અવલંબે છે પરંતુ એ શ્રદ્ધા રાજકીય સિદ્ધાંતોની આડે આવવી જોઇએ નહિ. કોમી પ્રતિનિધિત્વ મૂળથી એટલું અમુક્ત છે કે એને ભાવનાની ઓથ આપવી એ જ અનિષ્ટને નોતરવા બરાબર છે. એનું ઝેર તો એના વિરોધીઓ પણ હજી પારખી શકયા નથી, પરંતુ એનો અમલ પારખનાર એનું અસ્તિત્વ કળી શકશે જ. (મુસ્લીમ પ્રતિનિધિઓ બીનમુસ્લીમોને મુસ્લીમ કાયદો શીખવાડે છે : બીનમુસ્લીમો પાસેથી વસુલ કરેલી મહેસુલ ઉરાડી મૂકે છે : બીનમુસ્લીમ કેળવણી માટે નિર્ણય કરે છે, બીનમુસ્લીમો કયા ને કેટલા કરો આપશે તે ઠરાવે છે, આમ) બીનમુસ્લીમોના કેટલા અગત્યના પ્રશ્નો મુસ્લીમોના હાથે છણાય છે ? એવી રીતે બીન-મુસ્લીમોનું હિત કેવી રીતે જળવાય છે ? એમ કરવાનો મુસ્લીમોનો શો હક ? બીન-મુસ્લીમોના એ પ્રતિનિધિ છે માટે નહિ, એ મુસ્લીમોના પ્રતિનિધિ છે માટે. રાજતંત્ર તો પ્રજાની મરજી મુજબ ચાલે. કોમી મતદારસંઘો રાજનીતિના એ સ્પષ્ટ સિદ્ધાંતનો ખુલ્લો ભંગ કરે છે. એ તો સંમતિ વિનાની સરકાર છે. એક કોમના સભ્યો બીજી કોમો તેમને ચૂંટી મોકલે નહિ તે છતાં તેમના પર કાબુ ધરાવે એ યોજના ન્યાયવિરુદ્ધ છે. ને મુસ્લીમો કહે છે એ પ્રમાણે બીજી કોમો કરતાં તેમનો જીવનક્રમ તદ્દન ભિન્ન પ્રકારનો હોય તો એ યોજનાનું ઝેર વિસારી મૂકવામાં ભયંકર પરિણામ આવે જ.

### ભલામણો

માટેજ પુખ્તમતાધિકારની હું ભલામણ કરું છું. પુખ્ત મતાધિકાર સ્વીકારાશે જ એમ માની લઇ હું બીજી ભલામણો કરું છું. જો પુખ્તમતાધિકાર ન સ્વીકારાય તો મારી ભલામણો જુદી જ થાય.

૧. પુખ્તમતાધિકાર આપવામાં આવે તો મુસ્લીમો પછાતવર્ગો ને એંગ્લો ઇંડિયનો સિવાય પ્રાંતિક પ્રતિનિધિત્વ રહે.

૨. મતાધિકાર સાંકડો રહે તો મુસ્લીમો પછાતવર્ગો એંગ્લો-ઇંડિયનો મરાઠાઓ બીજી જાતો ને મજૂરો સિવાય તમામ માટે પ્રાંતિક પ્રતિનિધિત્વ રહે.

૩. સામાન્ય મતદારમંડળો ને અનામત બેઠકો દ્વારાજ ખાસ પ્રતિનિધિત્વ આપવામાં આવે. રજીસ્ટર્ડ કામદારસંઘો મારફતે મજૂર પ્રતિનિધિત્વ સચવાય.

એટલે ( આ ભલામણથી એટલું તો સિદ્ધ થશે જ કે હું ) (अ) વર્ગીય મતદારસંઘોથી ( વિરુદ્ધ છું ) ઇનામદારો ને સરદારોનાં મતદારમંડળો ન હોવાં જોઇએ. ( એવું હું માનતો જ નથી. )

(घ) હિંદી અગર યુરોપિયન વ્યાપાર અને

(क) ઉદ્યોગ—માટે સામાન્યા મતદાર મંડળો જ બસ છે.

(ङ) હિંદી ખ્રિસ્તીઓ સામાન્ય યોજના દ્વારા પોતાનો સૂર જરૂર ધારાસભા સમક્ષ રજૂ કરી શકે છે.

જો કે કેટલાક વર્ગો માટે ખાસ પ્રતિનિધિત્વની ( હું ) ભલામણ ( કરૂં છું ) કરી શકાય, પણ તે જુદાં મતદારમંડળો મારફતે તો નહિ જ, આંતિક મતદારમંડળો ને જુદાં મતદારમંડળો અંતિમ પ્રથાનાં છે ને તેનો ત્યાગ કરવો જ ઘટે. આ અપ્રજાકીય દેશમાં પ્રજાકીય રાજતંત્ર દાખલ કરતાં પહેલાં પ્રતિનિધિત્વની યોજનામાં એટલી સંભાળ તો જરૂર લેવી પડે. માટે જ વચલો માર્ગ સંયુક્ત મતાધિકાર સાથેની અનામત બેઠકોનો છે. એથી ઓછું મળે તે અધુરૂં પડે ને વધારે મળે તેથી સારૂં રાજતંત્ર ન નીવડે.

યુરોપિયન કોમની વાત જ નિરાળી છે. એમનાં મતદારમંડળો ભલે જુદાં રહે, પરંતુ તે પણ સામાન્ય મતદારમંડળો જ રહેશે : વર્ગીય મતાધિકાર નહિં જ.*

રમણીકલાલ દલાલ

* Minute of Dissent to the Simon Commission By Dr. Ambedker. 'Free Press Journal.' 21st. September 1932.

# અસ્પૃશ્યતા

## (ચક્રવર્તી રાજગોપાલાચારીનાં કેટલાંક અંગત સ્મરણો)

આ વિષય પર મારે કેટલાંક અંગત સ્મરણો કહેવાં એવી તમારી ઇચ્છા છે. વીસ વર્ષ કરતાં ઓછા વખત પહેલાં સાલેમ મ્યુનિસિપાલિટીમાં બે પંચમ નોકરો હતા. તેમનું કામ, શહેરના કેટલાક ભાગોમાં પાણીના નળ ખોલવા તથા બંધ કરવાનું હતું. મ્યુનિસિપાલિટીના એન્જીનિયરે આ બન્ને માણસોની અગ્રહરમ ભાગમાં બદલી કરી. હું મ્યુનિસિપાલિટીનો પ્રમુખ હતો, પણ આ હકીકત બની ત્યારે મને તેની ખબર પડી નહિ. એનો અર્થ એ નથી કે જો મને ખબર પડી હોત તો મેં એન્જીનિયરને તે કરવાની ના પાડી હોત. પછી તો અગ્રહરમાં મોટી ચળવળ ચાલી અને બધા બ્રાહ્મણો મારા પર ગુસ્સે થયા. તેઓ કહેવા લાગ્યા: "તમે મોટા સુધારક ભલે રહ્યા, પરંતુ તમારો મત અમારા પર ઠસાવવાનો પ્રમુખ તરીકે તમને હક્ક નથી. અમને ત્રાસ આપવા માટે જ તમે આ અસ્પૃશ્ય નોકરોની અમારા વિભાગમાં બદલી કરી છે. તેમની બદલી થઇ શકે તેવાં ઘણાં સ્થળો છે." તે વિભાગમાં મારે ઘણા મિત્રો હતા. તેમાંના એકે કહ્યું: 'મારી વૃદ્ધ માતા પાણી વાપરવાની ના પાડે છે, મને રસ્તો બતાવો." બીજાએ કહ્યું: "મારી કાકી નાહતાં નથી." ત્રીજાએ કહ્યું, "મારી દાદીને તમે મારી નાખવા માગો છો? બે દિવસથી તેણે કશું ખાધું નથી." હું રસ્તે નીકળતો ત્યારે બધી વિધવાઓ મારા પ્રતિ તિરસ્કારની નજર ફેંકતી. અસ્પૃશ્યનો સ્પર્શ તેઓ કેવી ધિક્કારતી તે મેં આ પરથી જાણ્યું.

ખરેખર તે વખતે મહાત્માજીએ સત્યાગ્રહ આદર્યો નહોતો તે સારું હતું. જો લોકોને તે શસ્ત્રની ખબર હોત તો તેઓ તે મારા સામે વાપરત. તેઓ બધાએ ભૂખમરાની હડતાલ પાડી હોત. તેઓને આ દુઃખ હાડોહાડ લાગી ગયું હતું અને તેથી તેઓએ સહેલાઇથી અન્નનો ત્યાગ કર્યો હોત. તેવે સમયે મારી શી સ્થિતિ થાત? તે અસ્પૃશ્યોને તે વિભાગમાંથી પાછા ખેંચી લેવાનો સરકારે પણ મને તાર કર્યો હોત. સરકારે મને કહ્યું હોત કે તમારો સામાજિક સુધારો સાચો છે પણ તમારા માણસોને તમે જાણતા નથી. આમ કહીને તે માણસોની ફેરબદલીનો હુકમ કર્યો હોત.

પરંતુ સદ્ભાગ્યે અગ્રહરમના લોકોને તે વખતે સત્યાગ્રહની ખબર નહોતી. તેથી તેઓએ મૌખિક વાંધો લેવાને ધારાસભામાં દરખાસ્ત લાવવા ઉપરાંત વધારે કર્યું નહિ. તેઓએ દલીલો કરી પણ મેં મક્કમ રહીને કહ્યું: "તમારા ખાનગી જીવનમાં તમારો ધર્મ ભલે રહ્યો. પરંતુ મ્યુનિસિપાલિટી વર્ણભેદ કરી શકતી નથી. આજે તો તમે તેને બદલવાનું કહો છો. હું તેમની બીજા વિભાગમાં બદલી કરું તો તે વિભાગના લોકો પણ તે બાપડાની બદલીની માગણી કરશે." તેઓ કશો જવાબ આપી શક્યા નહિ. તેમને બરતરફ કરવાની માગણી કરવાની તેઓ હિંમત બતાવી શક્યા નહિ. થોડા સમય પછી બધું શાંત થઇ ગયું, હું પણ તે બધું ભૂલી ગયો. પાર્લામેન્ટરી જોઇન્ટ કમિટિ સમક્ષ સુધારાનો તપાસ વખતે એમ કહેવાયું હતું કે "હિંદના અસંખ્ય વર્ણવર્ણાંતરોને

અંગે પ્રગતિ થવાનો સંભવ નથી." તે વખતે સાલેમવાસી સદ્‌ગત મિ. કે. ટી. પોલ ત્યાં હતા. તેમણે કહ્યું કે "મ્યુનિસિપાલિટીના પ્રમુખ એક બ્રાહ્મણ પોતાની મ્યુનિસિપાલિટીમાં જાતિભેદ સામેની લડતમાં ફતેહમંદ નીવડયા છે." જ્યારે મને આ કહેવામાં આવ્યું ત્યારે મને ઉપલો બનાવ ફરીથી યાદ આવ્યો અને સાલેમનના જે બ્રાહ્મણમિત્રોએ અસ્પૃશ્યોની નોકરી સામે વાંધો લીધો હતો તેઓએ જ્યારે પાર્લામેન્ટની કમિટિ પાસે થયેલ ઉલ્લેખ સાંભળ્યો ત્યારે તેઓ પણ ખુશ થયા અને હું મક્કમ રહ્યો તે ઠીક થયું હતું તેમ તેઓને લાગ્યું.

આ પહેલાં થોડા વખતે મેં સાલેમમાં વકીલાતની શરુઆત કરી હતી. મેં બે પંચમ છોકરાઓને નિશાળે મોકલ્યા. આ સામે સખત વાંધો લેવાયો. શિક્ષકોએ કહ્યું કે, 'બધા છોકરાઓ નિશાળે આવતા અટકી પડશે. તમે બે પંચમ છોકરાઓની કેળવણી ખાતર ૨૦૦ ઉચ્ચવર્ણના છોકરાઓની કેળવણીનો ભોગ આપવા ઇચ્છો છો? તમારે કેળવણી જોઇએ છીએ કે આમ કરીને પ્રસિદ્ધિ મેળવવી છે! પ્રભુને ખાતર આ વાતને વળગી ન રહો. તમે નિશાળને ધૂળધાણી કરી નાખશો. મહેરબાની કરી તમારા છોકરાઓને ઉઠાડી લો." પણ મેં લીધી વાત મૂકી નહિ. ઉચ્ચ વર્ણના કેટલાક છોકરાઓ આવતા બંધ પડયા, માત્ર થોડા. એક પંચમ છોકરાને પાસ થતાં પ્રાંતમાં સરકારી નોકરી મળી. થોડા સમય પછી તે કજીયો પણ ભૂલી જવાયો. બીજા છોકરાઓ સાથે આદિદ્રાવિડના છોકરાઓ બેસે તે વસ્તુ સાલેમમાં સામાન્ય થઇ પડી અને કોઇએ કંઇ વાંધો લીધો નહિ.

પાછળથી હું જ્યારે મ્યુનિસિપાલિટીનો પ્રમુખ હતો ત્યારે સરકારી સંસ્થા–સેકંડરી ટ્રેઇનિંગ સ્કૂલ–માં મેં આદિદ્રાવિડ વિદ્યાર્થીઓને ભણવા મોકલ્યા. હેડ માસ્તર અને ઇન્સ્પેકટર બન્ને યુરોપિયન હતા. તેઓ બન્નેએ મળી જઇ આ બાળકોને દાખલ કરવા સામે વાંધો લીધો. તેઓએ કહ્યું કે "આદિદ્રાવિડ લોકો માટે મદ્રાસમાં જુદી સંસ્થા છે. તેઓ અહીં દાખલ થાય તે સામે બીજાઓ વાંધો લે છે. તેઓ ભલે મદ્રાસની ખાસ નિશાળમાં જાય." હું કજિયાળો માણસ રહ્યો. મેં નિયમો વાંચ્યા. સાલેમની નિશાળમાં જ તેમને દાખલ કરાવવામાં હું મક્કમ રહ્યો. અને દાખલ ન કરવાની ના પાડવા માટે આહ્વાન કર્યું. મારું ધાર્યું થયું. પંચમ વિદ્યાર્થીઓને ત્યાં દાખલ કરવામાં આવ્યા અને તે વખતે પણ સદ્‌ભાગ્યે ત્યાંના વિદ્યાર્થીઓએ હડતાળ પાડી નહિ કે સત્યાગ્રહની ધમકી આપી નહિ. જો તેઓએ તેમ કર્યું હોત તો હું પાછો પડત.

તેથી દરેક બાબતમાં સત્યાગ્રહ કરવાનો આપણને હક છે, તેમ આપણે કલ્પના કરવી નહિ. તે શસ્ત્રનો ઉપયોગ કર્યા પહેલાં આપણે ન્યાયી થવું પડશે. જેવી રીતે અત્યારે લડાઇ–દારુગોળાનો ઉપયોગ ઓછો કરવા માટે રાષ્ટ્રસંઘ છે તેવી જ રીતે સત્યાગ્રહની મર્યાદા માટે આપણે રાષ્ટ્રસંઘ સ્થાપનો પડશે. મહાત્માજીનો દાવો તો એવો છે કે તેની રીતમાં સ્વયંસિદ્ધ અટકાવ છે, અને જો વાજબી કારણ ન હોય તો સત્યાગ્રહનો દારુ ફૂટશે નહિ. તે પૂરેપુરો ન સળગી ઊઠે તોપણ તેનો ઉપયોગ કરનારાઓને તથા તેની આસપાસ રહેનારાઓને તે ખૂબ નુકસાન કરશે. આ શરુઆતના પ્રયોગો કરવામાં આપણા પર ખાસ જોખમદારી છે. આ નવા શસ્ત્રના ઉપયોગનો આપણે ખોટો દાખલો બેસાડવો જોઇએ નહિ.[1]

૧૩ : ૧૦ : ૩૨ છોટાલાલ માનસિંગ કામદાર

[1] Chats behind bars પરથી

# ઘેણુ ઘેરાણું

આભમાં પૂનમ ચાંદો, માબાપ,
રાજા પડે જેમ માંદો, માબાપ,
આજ ચન્દરમાની આડે રે ઘેણુ ઘેરાણું રે,
સુખે કેમ વાશે વહાણું રે,

ભંગડાં ભમે ગામમાં રે,
ઘેણુ ઘેરાણું આભમાં રે.

ચન્દરમા પર રાહુ ચડે, બાપ, મોત મોભારે અડે,
લોકની ઉપર લોક ચડે, બાપ, તેજ અંધારાં લડે,

મોત ઘેરાણું દેશમાં રે,
આવ્યુ અંધારી વેશમાં રે,

ધરમી ભેગા થાવો રે,
ઘેણુ ઘેરાણું મેલાવો રે.

પુણ્ય ઓરાણું પાપમાંહિ, બાપ, કાળ બાઝયો છે કોટે,
ભંગડાંને તમે પુણ્ય કરો, બાપ, ગંગા આવશે દોટે,
અંધારે પાપ કરાયું રે,
જશે આજ સૌ તણાયું રે,
ઘેણુ ઘેરાણું મેલાવો રે,
જપમાળાઓ લાવો રે.

ઢોંગ ધતીંગનાં ઢોલ ટીપો, બાપ, અંધારે અભડાઇ જાશો,
ગંગા, ગોદાવરી,ગોમતીમાં, બાપ, નાહીને પાવન થાશો,

કટકો અમને નાખી રે,
રહો ધરમને રાખી રે,

ઘેણુ એવાં કામ છોડાવે રે,
અંધારું તેજને લાવે રે.

ઢોલ, કાંસીને ફૂટજો હો, બાપ, બોબડા, બહેરા, અંધા,
વસ્તીના મેલપે મેલ નાખી, બાપ, તમારા મેલા ગંદા,
દાણા, દમડી, ચીંથરાં રે,
ફેંકજો ફાટ્યાં ઊતર્યાં રે,
રામજી રાજી થાશે રે,
ઘેણુ ચાંદાનું મેલાશે રે. ૪

લાખ જોજનપે ચાંદ ઘેર્યો, બાપ, ધરતીએ નાંખ્યો છાંયો,
તીસ કોટીના ધરમે તો, બાપ, ભેદ એનો ખરો પાયો,
દાન ભંગીને દીધાથી રે,
બેચાર ભજન કીધાથી રે,
મનખો પાવન થાશે રે,
ઘેણુ ચાંદાનું મેલાશે રે. ૫

આંખ અગાડી દેશ ઘેર્યો, બાપ, પારકે દોટો ઝાલ્યો,
ભેદાભેદી પાળજો ને, બાપ, એમ આ મનખો ચાલ્યો,
પ્રેમ પડ્યાંને દીધાથી રે,
માન સુવાંને કીધાંથી રે,
દેશ તો કાલ છોડાશે રે,
મનખો ઊજળો થાશે રે. ૬

સુન્દરમ્

# હિંદના અછૂત સંતો

આ લેખમાળામાં ચાર અછૂત સંતોનાં જીવન લીધાં છે. હિંદના જુદા જુદા વિભાગોમાં તેઓ થઇ ગયા છે : નંદ દક્ષિણ હિંદમાં, રવિદાસ ઔધમાં, ચોકમેલા મહારાષ્ટ્રમાં અને હરિદાસ ઠાકુર બંગાળામાં. આ સંતોની પવિત્રતા, ભક્તિ અને નમ્રતાએ લોકોનાં દિલ જીતી લીધાં હતાં. અત્યારે પણ એ પ્રાંતોમાં તેમનાં નામ ઘેરઘેર ગવાય છે. દેશના સામાજિક અને ધાર્મિક જીવનમાં હિંદે અછૂતોને સ્થાન આપ્યું નથી. આ મહાન આત્માઓનાં જીવન ને ચારિત્ર્ય તપાસીશું તો એ લોકોને થયેલો અન્યાય સ્પષ્ટ થશે.

આપણી ધાર્મિક ઇતિહાસકથાઓમાં આ અછૂત સંતોના જેવાં પવિત્ર ને પ્રેરણાત્મક જીવન ઓછાં જ મળી આવશે. વેદના વારાથી આપણે અછૂતોને ગુલામી ને અંધકારમાં રાખી મૂક્યા છે. જ્ઞાન ને ભક્તિના સામાન્ય હકો પણ તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યા છે. ભ્રાતૃભાવ ને સામાજિક સંબંધથી તેમને દૂર રાખવામાં આવ્યા છે. એમને આપણે અન્યાય કર્યો છેઃ તુચ્છકાર્યા છેઃ હલકા પાડયા છે. એમની એ પડતી ને દુઃખી દશામાંથી પણ કેટલાક પ્રકાશ પામવા મથ્યા છે ને આપણા દેશના ઇતિહાસમાં નામાંકિત બની ગયા છે. સમસ્ત હિંદ આજે પણ તેમને ભક્તિભાવ ને સહૃદયતાથી પૂજે છે. એમની સંખ્યા નજીવી છે પરંતુ એમની રાષ્ટ્રીય અગત્ય ઘણી જ છે.

આ સંતોનાં જીવનમાં દંતકથા ને ચમત્કારોનું મિશ્રણ થયેલું છે. અર્વાચીન યુગમાં એ ચમત્કારો જરા વિચિત્ર લાગે છતાં પણ એ દંતકથાઓના ઉદરમાં આપણે અત્યંત પવિત્રતા, ભક્તિ અને નિર્દોષ કલ્પની કહાણી વાંચી શકીશું... નંદ અને ચોકમેલાનાં સાદાં મનુષ્યજીવન—એમનાં ચારિત્ર્ય કવિઓએ એવી તો કરુણ સાદાઇથી આલેખ્યાં છે કે એ સત્યમાં આપણે શંકા જ કરી શકીએ નહિ. રવિદાસના ચરિત્રમાં ચમત્કારો છે છતાં પણ મુખ્ય વાર્તા નોંધવા જેવી છે. ચરિત્રકારનો ગજબ ભક્તિભાવ બંગાળી ભક્તના જીવનમાં જરા આગળ વધી ગયેલો જણાય છે છતાં પણ પ્રભુ પ્રત્યે મીટ માંડી રાચતા એ વિનમ્ર ભક્તનું ચારિત્ર્ય પણ હૃદયસ્પર્શી છે. બીજા ઐતિહાસિક ને સાહિત્યના પુરાવા પણ મળી શકે છે.

મધ્યયુગમાં આ સંતો પ્રગટયા એ પણ ઘણું જ અર્થસૂચક છે. હિંદુ યુગના અંતમાં વિચિત્ર ને લડાયક જાતિઓ જબરદસ્તીથી હિંદમાં ઘુસી આવી અને પુરાતન આર્યોના વ્યવસ્થિત સમાજમાં ભળી ગઇ. પરિણામે આંતરજાતીય ધમાલ મચી રહી. પરંતુ મધ્યયુગની શરૂઆતમાં બધું થાળે પડયું. પ્રાંતીય જાતિઓ બંધાઇ બધા ઠરી ઠામ બેઠા. પ્રાંતીય ભાષાઓ સરજાઇ, પરિણામે જૂના વર્ણો ને જ્ઞાતિઓના વિભાગો ઉપરાંત પ્રજાકીય અસ્મિતાનો નવો સિદ્ધાંત ચાલુ થયો. એમાં પુરાતન સંસ્કૃતિમય જાતિઓ, લડાયક જાતિઓ ઉપરાંત સ્થાનિક સર્જનજૂની જાતિઓ પણ ભળી. પરંતુ એ લોકો છેક છેલ્લી પંક્તિમાં મુકાયા. નવજીવનના એમના હક્કો, ધર્મ ને ભક્તિની સગવડો વગેરેનો ખ્યાલ આ અછૂત સંતોના જીવનમાંથી આપણને સંપૂર્ણ રીતે મળી રહેશે.

## ૧
## નંદ

મંદિર–યુગ :

દક્ષિણ હિંદના ઇતિહાસનું ગૌરવવંતું પાનું મધ્યયુગનું છે. સંસ્કૃતિમય ચૌલ, પવિત્ર પાંડય અને પછી ભક્તિપૂર્ણ નાયકો એ ગાળામાં જ વિખ્યાતિ પામ્યા. ઉન્નતિને શિખરે પહોંચેલા ત્યારના રાજાઓએ કલા ને સૌંદર્યના ધામરૂપ વિશાળ મંદિરો બંધાવ્યાં. એ મંદિરયુગ હતો. મહાન્ ચૌલ રાજાએ પણ દિગ્વિજય કરી તાંજોરમાં એક મનોરમ મંદિર બંધાવ્યું હતું. મદુરાના મહારાજાએ પાંડયોના પાટનગરમાં વિશાળ મંદિરો બંધાવ્યાં હતાં. તે વેળાના રાજાઓ એ માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચતા. પ્રજા પણ એ કાર્યમાં સંપૂર્ણ સહાનુભૂતિ બતાવતી.

એ યુગના મહાન ભક્તની આ વાર્તા છે. એ અંત્યજ જાતિમાં જન્મ્યા હતા. અખંડ ભક્તિ ને પવિત્રતાથી તે દક્ષિણ હિંદના હૃદયે રમી રહ્યા હતા. અત્યારે પણ એમનું નામ દક્ષિણહિંદમાં ઘેર ઘેર ગવાય છે. બાલક સમી સાદાઇ ને સ્નેહ ધરાવનાર એ મહાભક્ત નંદની શ્રદ્ધા ગજબ હતી. જે ધીરજથી એ પોતાની કસોટીઓ તરી પાર ઊતર્યા હતા એ તામીલ ખેડૂતોને સાન્ત્વન ને પ્રેરણારૂપ બની ગઇ છે. એ મહાન અછૂત યોગીની ગીતકથાઓ ગાઇ ગાઇ તામીલ મજૂર પોતાનું દુઃખ વિસરી જાય છે.

કલરૂન નદીની દક્ષિણે થોડાક માઇલ દૂર તાંજોર જીલ્લામાં આવેલા આદનૂર ગામમાં નંદનો જન્મ થયો હતો. છેક અછૂત જાતિમાં તેઓ અવતર્યા હતા. એ જાતિ ચમારની પેઠે મરેલાં જનાવરો દૂર કરવાનું ને સ્મશાનઘાટ સાચવવાનું કામ કરે છે. ગામ બહાર દૂર દૂર ઝુંપડાં બાંધી તેઓ રહે છે. નંદની ઝુંપડી એવી જ ગંધાતી હતી. ચોમેર વાસી ખાબોચિયામાં ગંદી માછલીઓ ને બતકો રઝળતી. કૂતરાં ભસતાં. ગીધ ઊડતાં. ચોમેર ચામડાના કકડા ખડકેલા જણાતા.

ભક્ત નંદ–

એવા વાતાવરણમાં જન્મ થવા છતાં પણ એમની શ્રદ્ધાનાં નયન વહેલાં ઊઘડયાં હતાં. ગોઠિયા એકઠા કરી તે ગંદા તળાવનું પાણી ખૂંદતા : ગાતા નાચતા ને ભજનો ગાતા. ભક્તિપૂર્ણ સ્વરે તે શિવના જાપ જપતા અને જપાવતા. પાસેનાં મંદિરોમાં જઇ પૂજા કરવાનો એમને ખૂબ જ શોખ હતો. ચમારના ઝૂંપડામાં જડતી ક્ષુલ્લક ચીજો તેઓ મંદિરના બહારને દરવાજે ધરાવતા ને પ્રભુને તેનો સ્વીકાર કરવા વિનવતા. એમ શાંત ભક્તિમાં આનંદ માણતા. "ચાલો, આપણે ભજનો ગાઇએ ને નાચીએ." તે પોતાના સાથીઓને તાળી પાડી જગાડતા "આપણે સંસારના મોહમાં માર્ગ ભૂલ્યા છીએ: પ્રભુચરણ ચૂકી ગયા છીએ." કોઇ વાર તે ગંભીર શિક્ષા ફરમાવતા.

નંદની ન્યાત—

નંદની ભક્તિ ને પવિત્રતાથી નંદના જ્ઞાતિજનો મૂર્ખાઇથી ભડકતા. બ્રાહ્મણ જમીનદાર એમને ઝૂંપડાંમાંથી હાંકી કાઢશે એવો તેમને ભય લાગતો. એટલે નંદને ભક્તિમાર્ગ મૂકી દેવાનું સમજાવવા તેમણે મોટેરાઓને યોજ્યા. પરંતુ નંદે એમનું કહ્યું માન્યું જ નહિ. નંદ અડગ રહ્યા એટલે તેમણે એમની નિંદા કરવા માંડી. નંદને તેમણે ધમકાવી ત્રાસ આપવા માંડયો. વૃદ્ધોએ એમને નઠોર ગણી કાઢ્યા. નંદ દયા ખાતા. છેવટે તેમને કેટલાક અનુયાયીઓ મળ્યા ખરા. તેમાં અગિયાર મુખ્ય ગણાતા.

**તીરૂપુરની યાત્રા—**

એમને લઇ તીરૂપુરના શિવમંદિરની યાત્રાર્થે નીકળી પડયા. પ્રવાસ લાંબો હતો પરંતુ નિરંતર ભજનોની રમઝટ જામતી ને આનંદ આવતો. શિવ નામની ધૂનમાં યાત્રિકો જાતભાન પણ ભૂલી જતા. તીરૂપુરની સીમમાંથી જ ભભકભર્યાં મંદિરશિખરનાં દર્શન થયાં. નંદ ને તેમના અનુયાયીઓએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા: ઊભા થઈ એકચિત્તે પ્રાર્થના કરી. નંદના નયનમાં તો હર્ષાશ્રુ ઊભરાયાં. મંદિરની મધ્યે આવેલો વિશાળ નંદી પ્રતિમાના દર્શનની આડે આવતો.

"ઓ પ્રભુ ! તમારે આંગણે આવ્યા છતાં તમારાં દર્શન કર્યા વિના અમારે પાછા ફરવું પડશે ? અમારાં પાપો આમ નંદીસ્વરૂપે અત્યારે આડે આવી ઊભાં ?" આંસુભર્યાં નયને તેમણે પુણ્યદર્શન માટે પ્રાર્થના કરી. દંતકથા કહે છે કે ભક્તિપ્રતાપે નંદીએ બાજુ હઠી દેવદર્શન સુલભ કર્યાં. અત્યારે પણ નંદી ત્યાં બરાબર સામે નથી. નંદના આનંદનો પાર ન રહ્યો. આખો દિવસ તેની મંડળીએ ભજનની ધૂન મચાવી. સાથે આણેલી સામગ્રી ભેટ ધરી તેઓ પાછા વળ્યા.

માર્ગમાં મંદિર સામે એક નાનો કુંડ તેમની નજરે પડયો. એ કુંડ વિશાળ સરોવર બની જાય તો ભક્તજનો સ્નાનસંધ્યા કરી શકે એવો તેમના ભક્તિપૂર્ણ દિલમાં વિચાર આવ્યો. પશુપક્ષીને તૃષા છીપાવવાનું પણ સારૂં સાધન થાય એમ તેમને લાગ્યું. એટલે એમણે પોતાના બધા જ અનુયાયીઓને એકઠા કર્યા ને એ મહત્કાર્ય ઉપાડયું: ભગવાને ભક્તની ભીડ ભાગી ને વિરાટ સરોવર રચાયું. સંતોષ પામી નંદ ઘેર આવ્યા.

**ચીદંબરમ—**

દિવસો વહેવા લાગ્યા. હવે નંદનું મન ઝૂંપડીમાં રાચ્યું નહિ. કોલરૂનના ઉત્તરકિનારે ચિદંબરમ નામનું નગર હતું. ત્યાં નટરાજ શિવનો અવતાર થયેલો એમ મનાતું. મહાન પલ્લવ રાજાએ બંધાવેલા એ શિવાલયે અનેક દ્રાવિડ ભક્તોને આકર્ષ્યા છે. દરેક વર્ષ ત્યાં મેળો પણ ભરાય છે.

નંદને મન ચિદંબરમ સ્વર્ગ સમાન હતું. ત્યાં શંકર ભગવાન તાંડવનૃત્યમાં લીન બની ભક્તજનોનાં દુઃખ હરે છે એમ તે માનતા. ત્યાં જઈ શિવને ચરણે પડવાનું એમને રોજ મન થઇ આવતું. એક દિવસ તેમણે ગામમાં ટેક નાખી. ચિદંબરમ જવાની એમને રઢ લાગી હતી. ખેતર ખેડતાં ખેડતાં વચમાં થંભી જઇ "ઓ નટરાજ ! ઓ શંકર ! મને ચિદંબરમ બોલાવી લો." એમ ઘણી વાર તે પોકારી ઊઠતા. ચામડાં બાંધતાં બાંધતાં ઘણી વાર તેઓ રુદન કરવા મંડી જતા. એમના સાથીઓ ગૂંચવાતા. કોઇને ય એનું કારણ સમજાતું નહિ. "જીવન વહી જાય છે" એ બધાને સંબોધી તેઓ કહેતા, "સમય કોઇની વાટ જોતો નથી. ચિદંબરમ જઇ આપણે શંકરને ચરણે પડીએ તો નિરાંત થાય." છેવટે નંદ રોક્યા રોકાયા નહિ. એમનું હળ સૂનું પડયું. ભજનની ધૂનમાં એ તલ્લીન બની ગયા. પણ બ્રાહ્મણ જમીનદાર એમને ચિદંબરમ જવાની રજા આપે તો જવાય ને ?"

**નંદ ને જમીનદાર**

ચિદંબરમની ધૂનમાં જ તેમણે માલિક પાસે રજા માગી. દૂરથી દંડવત્ કરી એમણે પ્રાર્થના કરી: "ઓ માલિક ! ઘણાં વર્ષો મેં આપની ચાકરી કરી. હવે મને ચિદંબરમ જવાની રજા આપો. હું ભણેલો નથી. મેં યજ્ઞયાગ કર્યા નથી. વર્ષો વહી ગયાં છતાં હું

સંસારી પામર પ્રાણી રહ્યો છું. મને ચિદંબરમ જવા દો, પ્રભુભક્તિમાં લીન થવા દો. મારી આટલી ઇચ્છા પૂર્ણ કરો. હું જરૂર પાછો આવી તમારી જમીન સંભાળી લઇશ.”

પરંતુ જમીનદાર એકદમ છેડાઇ પડયો, “જા જા હવે, ત્યાં શું દાટયું છે? જમીન ખેડી ખા. આવી ગાંડાઇ છોડી દે. નકામી ગરબડ કરીશ તો તારો લાગો બંધ કરવો પડશે.”

નંદને આઘાત થયો. આંસુભર્યાં નયને તે ઝૂંપડીએ પાછો વળ્યો. ત્યાં પણ તુચ્છકાર ઝીલવાનો હતો. એના ભક્તિભાવની પાડોશીઓ મશ્કરી કરવા લાગ્યા. વળી થોડાક દિવસો વહ્યા. નંદ ભક્તિપૂર્ણ હૃદયનાં શૂલ સહન કરી શકયા નહિ. એ ફરી જમીનદારને વિનવવા ગયા; પણ તે બ્રહ્મદેવ તો ક્રોધથી ભભૂકી જ ઊઠયાઃ

“તારે માટે ચિદંબરમ! યોગીઓ જેનું નિરંતર સ્મરણ કરી રહ્યા છે તેનાં તારે દર્શન કરવાં છે? જા, જા; તારી ઝૂંપડીમાં પડી રહે. જમીન ખેડી ખા. ભૂત-પિશાચની પૂજા કર્યાં કર. પ્રભુનું ભજન કરવા માટે તો ઊંચ વર્ણમાં અવતાર લેવો પડે. તારે ને એ પુણ્ય-દર્શનને નિસ્બત કેવી?”

આમ અપમાન પામી નંદ ફરી એક વાર ઝૂંપડીએ પાછા વળ્યા. એમનું હૃદય રડી રહ્યું હતું. એમણે આકાશ ભણી નજર કરીઃ આશાનું કયાંય દર્શન થયું નહિ. બ્રાહ્મણ જમીનદાર કઠોર બની ગયો હતો. અશ્રુપૂર્ણ હૈયે તેમણે દિવસો નિર્ગમન કરવા માંડયા.

આખું વર્ષ પસાર થઈ ગયું. ડિસેમ્બરનો મેળો આવ્યો, નંદનું દિલ ચિદંબરમ જવા તલસી રહ્યું. મેળાના યાત્રિકોનાં ભજનોનાં તેમને સ્વપ્નાં આવવા લાગ્યાં, અપમાન વેઠયાં છતાં પણ ત્રીજી વાર જમીનદાર પાસે જવા વિચાર કર્યો.

“કૃપાનાથ!” તે જમીનદારને ચરણે પડી કરગરી પડયા, “ચિદંબરમનો મેળો છે. મને એક વાર ત્યાં જઇ આવવા દો, એક વાર આ જીવનમાં મને પ્રભુદર્શન કરવા દો.”

હવે તો જમીનદારનો મિજાજ હાથ રહ્યો નહિ “માંસાહારી દુષ્ટ! તારે વળી મેળો કેવો ને દર્શન કેવાં? નકામી માથાઝીક કરવી મૂકી દે.”

નંદે ખૂબ કાલાવાલા કર્યા, પણ એની તમામ મહેનત ફોગટ ગઇ.

“મને ના તરછોડો. દીનાનાથ! પાપનો ભારો લઇ શા માટે મરવા દો છો? બ્રહ્મ-દેવના આશીર્વાદ, મને ચિદાંબરમ મોકલી આપો.”

પરંતુ નંદને અપમાનથી જ જવાબ મળ્યો “ચાલીસ વીઘાં જમીન પડતર છે તે તાકીદે ખેડી નાખ” તેમને હુકમ થયો. બિચારા સાધુ પુરુષના દુઃખનો હવે પાર રહ્યો નહિ.

“મેં શાં પાપ કર્યાં હશે કે આવા નિષ્ઠુર બ્રાહ્મણનો ગુલામ જન્મ્યો! એને ચરણે પડી હું પ્રાર્થના કરું છું ત્યારે એ ઉપરથી ગાળો દે છે. મરણતોલ માર માર્યો છે તે તો જુઓ. મારાં અંગ લોહીલુહાણ થઇ ગયાં છે. મારાથી હાલી પણ શકાતું નથી. આ બ્રાહ્મણનું દિલ નહિ પીગળે? મારાં જીવનબંધન તૂટી જવાની તૈયારી છે. મંદિરના કળશનાં દર્શન થાય તો મારાં પાપ ધોવાઇ જાય. પણ પાપીને એ દર્શન કયાં! ઓ પ્રભુ! તમે પણ મારા પર મહેર નહિ કરો? આ જન્મમરણના ફેરામાં અસ્પૃશ્યોને મુક્તિ જ ન મળે? ઓ મારા પરમેશ્વર! એક વાર તો દર્શન દે.”

રોજ સવારે તે જમીનદારને ચરણે પડતાઃ રોજ આંસુભર્યાં નયને એને વિનવતા, એક વાર ચિદંબરમ જઇ આવવા રજા માગતા. જમીનદાર ચીડાતો, ગાળો ભાંડતો ને મારતો. નંદ લાંબી નોકરીની યાદ આપતા. એને ભક્તિની દયા લાવવા કહેતા, પણ બ્રાહ્મણને

કશી જ અસર થતી નહિ. સાધુની ઉપાધિની અવધિ થતી "પ્રભુ ! તું અછૂત માટે પથ્થર જ છે ?" ઝૂંપડીમાં વિષાદપૂર્ણ દિલે પાછા ફરી નંદ રડતા ગાતા ભજનની ધૂન લગાવતા. જમીનદારનાં વચનો એમના કાનમાં વાગતાં, પણ એમને હવે ખેતર ને હળ ઉપર ધિક્કાર ઉપજતો હતો, એમણે પોતાના દેહને કષ્ટ આપવા માંડયું. ખાવા–પીવાનું છોડી દીધું. એમનાં અંગો પણ ફિક્કાં પડી ગયાં.

**સ્વપ્ન**

ઉંવટે એમની મુક્તિનો દિવસ ઊગ્યો. એક દિવસે લાંબી પ્રાર્થના પછી નંદ જરા આડા થયા હતા ત્યાં ચિદંબરમના પ્રભુએ તેમને સ્વપ્નું આપ્યું. "ઊઠ, તારા શેઠને કહે કે ચાલીસ વીઘાં જમીનમાં લણવાની તૈયારી કરી મૂકી છે. એ તને મારી પાસે આવવા રજા આપશે." નંદ ઝબકી ઊઠયા ને ખેતરમાં દોડયા. ચકિત નયનોએ જોયું કે આગલે દિવસે જે જમીન વેરાન ભાસતી હતી તે આજ લીલીછમ બની ગઇ હતી. એ જમીનદાર પાસે દોડયા. એને ચરણે પડયા, "ચાલો ! તમારી જમીન સંભાળી લો, એમાં ખેડાણ કરી વાવેતર કરી દીધું છે. આપ પાક સંભાળી લો. આશીર્વાદ આપો. મને ચિદંબરમ જવાની રજા આપો."

બ્રાહ્મણ આશ્ચર્યવિમૂઢ બન્યો. પણ એ પ્રભુકાર્ય હોવું જ જોઇએ એમ તે તુરત જ કળી ગયો. નંદને પગે પડી એણે ક્ષમા માગીઃ "મેં તમારૂં ઘણું જ અપમાન કર્યું છે. મેં તમને બહુ રોકી રાખ્યા છે. ઓ નંદ ! મને આ પાપમાંથી બચાવી લો." બ્રાહ્મણ જમીનદારનાં પશ્ચાત્તાપનાં વચનો સાંભળી નંદ દિલગીર થયાઃ "આ શું કૃપાનાથ !" તેમણે જમીનદારને ઊભા કર્યા "આવું આપનાથી બોલાય ?" પરંતુ હવે તો એ ભૂદેવ થંભ્યા જ નહિ "પૈસો જમીન કે ઢોરઢાંખર મનુષ્યને મહાન બનાવતાં નથી. પ્રભુની કૃપા જેના પર ઊતરે તેજ મહાન છે. વિદ્યા કે વંશનો શો હિસાબ છે ?"

**ચિદંબરમની યાત્રા**

અંતે નંદ ચિદંબરમની યાત્રાર્થે ઊપડયા. આનંદભર્યાં પગલે તેઓ કોલરૂનને કિનારે પહોંચ્યા ને નૌકા હંકારી : જાણે વૈતરણી નદી પસાર કરતા હોય તેમ નંદ સામે કિનારે પહોંચ્યા. ત્યાંના દૃશ્યથી એમનું હૈયું નાચી ઊઠ્યું. એ પુણ્યદર્શન અત્યુત્તમ હતું. આમ્રવૃક્ષો નવમંજરીએ મોર્યાં હતાં, પૂર્ણ ખીલેલાં કમળોવાળા કુંડો અહીં તહીં શોભી રહ્યા હતા. કોયલ સ્વાગતનો ટહૂકાર કરતી હતી. દૂર દૂર મંદિરનો કળશ દિનકરકિરણે સ્મિતભર્યો પ્રકાશતો હતો. "આ પુણ્યધામ ! અહીં કેટલાય પાપીઓનો ઉદ્ધાર થશે" નંદનું દિલ અલૌકિક આનંદે ડોલી રહ્યું.

ત્વરિત પગલે તેઓ દક્ષિણ દરવાજે પહોંચ્યા. ભજનની ધૂન લગાવી તેઓ નાચવા મંડી પડયા. પછી પૂર્વ દરવાજે આવી તેમણે દંડવત પ્રણામ કર્યા. એમ મંદિરની પ્રદક્ષિણા તેમણે કર્યા જ કરી. દક્ષિણ દરવાજા નજીક એક કુંડ આગળ તેમણે મુકામ કર્યો. ત્યાં ઘણી વાર તેઓ સમાધિસ્થ બની જતા. ધ્યાનમાંથી જાગતા કે પ્રદક્ષિણા ફરવા લાગી જતા. એમ કેટલાય દિવસો પસાર થઇ ગયા.

**મંગલદ્વારે અજાણ્યો પ્રવાસી**

એક દિવસે તેમને કિલ્લાની દિવાલ પર ચડવાનું મન થયું. તે ઉપર ચડયા તો એક મનોરમ દૃશ્ય તેમની નજરે પડયું. સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલા બ્રાહ્મણો એ પુણ્યધામમાં

આમતેમ વિહરી રહ્યા હતા. સુંદર મહાલયો ને મંદિરો એમને સ્વર્ગસુખ અર્પી રહ્યાં. 'અરેરે ! હું અંદર જઇ ન શકું ? હું છેક નજીક જઈ પ્રાર્થના ન કરી શકું ?' તેમને એકાએક વિચાર આવ્યો. એ વિચારે નંદનું દિલ ભરાઈ આવ્યું. તેમને ઓછું આવ્યું "મેં શાં પાપ કર્યાં હશે ? હું અછૂત ક્યાંથી જન્મ્યો ? પ્રભુ ! હું તારી સમક્ષ ઊભો રહી ક્યારે કીર્તન કરી શકીશ ? ઓ દયાસાગર ! મને એટલી તક આપ. મેં સંસારમાયાનો ત્યાગ કર્યો છે. હું દ્વાર પર આવી ઊભો છું. તારૂં મંગળ મંદિર ઉઘાડ. તારી તહેનાતમાં મને નાચવા દે–ગાવા દે–આત્મભાન ભૂલી જવા દે."

એમને પેલા સ્વપ્નાનો વિચાર આવ્યો. એકાએક પડતર જમીન પર પાક તૈયાર થઇ ગયો હતો ને પોતે ત્યાં આવી શક્યા હતા એ તેમને યાદ આવ્યું, "ઓ પ્રભુ ! તારી આજ્ઞા મુજબ હું આવ્યો છું, હવે તારે ચરણે સ્થાપ. તેં વેરાન ખેતરમાં પાક બતાવ્યો તો તારા જ મંદિરમાં મને પ્રવેશ નહિ કરાવી શકે ? શ્રદ્ધાપૂર્ણ હૃદયે હું તારી પ્રાર્થના કરૂં છું. તારે દ્વારે હું અજાણ્યો પ્રવાસી છું. મારો વસવાટ તો વનમાં છે, ઓ નાથ ! તારા મંદિરમાં પ્રવેશ કરવાની રજા આપ."

જન્મકલંકને લીધે એ એમના નાથના જ દ્વારે અજાણ્યા થઇ ભટકતા હતા. એ દુઃખદ વિચારે એમનું દિલ ભાંગીને ભૂકો થઇ જતું હતું. "અછૂત જન્મવા કરતાં તો પ્રાણી કે પથ્થર બનવું સારૂં. ઓ પ્રભુ ! હું માર્ગે જતો હોઉં છું ત્યારે "દૂર રહી જા" કહી લોકો મારો તુચ્છકાર કરે છે. તારા મંદિરમાં ઊભા રહી ભક્તિભર્યા હૈયે હું તારૂં કીર્તન કરી શકતો નથી. ઓ નાથ ! આ દશામાં મારા દિલના ચૂરા થઇ જાય છે."

મહિનાઓની કસોટીએ કસ્યા બાદ જમીનદાર બ્રહ્મદેવે હા ભણી. હવે પુણ્યધામમાં તે આવ્યા. પરંતુ અંદર પ્રવેશ કરવાની મનાઇ હતી. એમના હૈયાના ટુકડા થઇ જતા હતા. એ કસોટી ઘણી જ આકરી લાગી, છતાં ય તે ભગ્નહૃદયે પણ ભક્તિમાં અચલ રહ્યા. રોજ પ્રદક્ષિણાએ જતા. ભજનોની ધૂન લગાવતા.

"આપ એક છો. સર્વજ્ઞ છો. અન્યનો મેં સ્વપ્ને પણ વિચાર કર્યો નથી. મારાં પાપનો પાર નથી. ક્ષમા કરો નાથ ! મારો ઉદ્ધાર કરો."

નંદે ઉપવાસ ને પ્રાર્થના દ્વારા તપશ્ચર્યા આદરી.

**બ્રાહ્મણોને આદેશ**

એક દિવસ સોનાનો સૂરજ ઊગ્યો. પરમપિતા પરમેશ્વરે એમને સ્વપ્નમાં દર્શન દીધાંઃ "ઓ નંદ ! મારા બ્રાહ્મણો આવી તને પ્રાયશ્ચિત્ત કરાવશે. તને મંદિરમાં પ્રવેશ કરવા દેશે."

નંદ સમાધિમાંથી જાગ્રત થયા, પણ સ્વપ્નની વાત સત્ય માની શક્યા નહિ. "આ તે સ્વપ્ન કે સાચું ? હું મંદિરમાં પ્રવેશ કરી શકીશ ?" શંકિત હૃદયે નંદ પોતાને ઠામે ઠરી જ ગયા. તે જ સવારે પ્રભુએ બ્રાહ્મણોને પણ સ્વપ્નું આપ્યું હતું. દક્ષિણ દરવાજે નંદ પાસે જવા આજ્ઞા કરી હતી. નંદને પ્રાયશ્ચિત્ત કરાવી દર્શન કરાવવા સૂચના દીધી હતી.

જાગ્રત થતાં જ બ્રાહ્મણો ભેળા થયા. આતુર હૃદયે એકબીજાને મળ્યા. દરેકને એ જ સ્વપ્ન આવ્યું હતું. "જેવી પ્રભુની આજ્ઞા" દરેકે સ્વપ્નને વધાવી લીધું. બધા જ દક્ષિણ દરવાજે પહોંચ્યા. ત્યાં નંદનાં દર્શન થયાં. ભક્તિભર્યા હૃદયે તે કુંડ આગળ ધ્યાનમગ્ન દશામાં ઊભા હતા. નંદે પણ તેમને જોયા "ઓ બ્રહ્મદેવો !" તે બોલી ઊઠ્યા "આપ દૂર જ

રહેજો. હું તો માંસાહારી અછૂત છું, ચમાર છું, શ્મશાનવાસી છું." પરંતુ બ્રાહ્મણોએ તેમનું કહ્યું માન્યું નહિ: "ભલે નીચ કુળમાં આપનો અવતાર હો. પ્રભુની આપના પર કૃપા છે. ચાલો, પ્રાયશ્ચિત્ત કરી મંદિરમાં પધારો."

**શુદ્ધિ**

દક્ષિણ દરવાજે કિલ્લાની અડોઅડ બ્રાહ્મણોએ યજ્ઞકુંડ બનાવ્યો. નંદે પ્રાયશ્ચિત્ત કર્યું. બ્રાહ્મણ પેઠે જનોઇ ધારણ કરી, ઉપરણું ઓઢી, શુદ્ધ બની તે ઊઠયા. બ્રાહ્મણોથી વિંટાઇ તેમણે ગઢમાં પ્રવેશ કર્યો. રાજમાર્ગો વટાવી, પગથિયાં ચડી તેમણે મંદિરમાં પ્રવેશ કર્યો. ત્યારબાદ એ અંતરધાન થઇ ગયા.

જીવનપર્યંત એમણે પ્રભુચરણે જ ભજનોની ધૂન લગાવી હશે. એમની તુચ્છ ઝૂંપડી ને જગતના ધિક્કારને એમણે પાછળ મૂકી દીધા હતા. પ્રભુચરણે ઢળી એમણે જીવનનું કલ્યાણ કર્યું.

## ૨

## રવિદાસ

**હિંદમાં નવજીવન**

મધ્યયુગમાં હિંદમાં પણ ધાર્મિક નવજીવન સ્થપાયું. એ કાળ પણ તદ્દન અનુકૂળ હતો. રાજાઓ ગાદીએ બેસતા–પ્રજાના રક્ષણને બદલે જુલમ વર્તાવતા. માનવ અસ્તિત્વ પર અંધાધૂંધીનો અંધકાર છવાઈ ગયો હતો. મનુષ્યના આત્માના અંધારાની તો વાત જ કરવાની નહોતી. વહેમની જાળે શ્રદ્ધા અદૃશ્ય બની હતી. એક મજબૂત પ્રયાસે હિંદે આળસ ખંખેરી નાખ્યું: શ્રદ્ધા ને સ્વાતંત્ર્યના પુનિત માર્ગે પ્રયાણ કર્યું.

**સુધારકો—**

રામાનંદ અને કબીર એ હિલચાલના નાયકો હતા. રામાનંદના ધાર્મિક હૃદયને ત્યારનો અનાચાર ખૂંચ્યો. એ ગાળાની ધાર્મિક સંસ્થાઓનાં ધતિંગો એમનાથી સહન થયાં નહિ. એમણે વિરોધનો ઝંડો ફરકાવ્યો. રામાનંદ સામાન્ય સાધુ હતા. તેમણે હિંદને ખૂણે ખૂણે પ્રવાસ કર્યો. એ પાછા ફર્યા ત્યારે એમની જ મંડળીએ એમને પુનઃ સ્વીકારવા વાંધો ઉઠાવ્યો. પ્રવાસમાં ન્યાતજાત એ જાળવી શક્યા નહિ હોય એમ શંકા કરી. રામાનંદનો બહિષ્કાર કરવામાં આવ્યો. એથી એમને ઘણું જ માઠું લાગ્યું. એમણે અસલ પંથથી છૂટા પડી નવો જ પંથ શરૂ કર્યો. એમનું બાકીનું કામ કબીરે પૂરું કર્યું. એમણે પ્રતિમાની પૂજાને તિલાંજલિ આપી. હિંદુમુસ્લીમોને "એક જ સર્વશક્તિમાન પરમાત્મા"ની પ્રાર્થના કરવા તેમણે હાકલ કરી. એમની પ્રવૃત્તિને અણધાર્યો વેગ મળ્યો. નાનકે પણ એવા જ પંથની સ્થાપના કરી પંજાબના ખેડૂતોનું સંગઠન સાધ્યું. પૂર્વમાં ચૈતન્યે દયાસાગર પ્રભુનો ભક્તિમાર્ગ દાખવ્યો ને બંગાળાને નિદ્રામુક્ત કર્યું. મધ્યહિંદમાં કબીર અને રામાનંદે નવી પ્રવૃત્તિ ઉપાડી લીધી હતી. પંદરમી સદીમાં એ હિલચાલ કેન્દ્રસ્થાને પહોંચી. એ ગાળાના મહાપુરુષ સંત રવિદાસ ચમારનું નામ આજે પણ હિંદમાં ઘેરે ઘેર ગવાય છે.

રવિદાસ વિષે અનેક ચમત્કારિક કથાઓ મળી આવે છે. આદિગ્રંથમાં પણ એમની કૃતિઓનો સમાવેશ કરવામાં આવેલો છે. એમના શ્લોકો હજી પણ બનારસમાં વપરાય છે.

રવિદાસે ચમારો માટે જ એક જુદો પંથ સ્થાપ્યો હતો. ભક્તમેળામાં રવિદાસને અગ્રસ્થાન અપાય છે.

**જન્મ ને બાલ્ય—**

રવિદાસ ચમાર જન્મ્યા હતા. એમનાં વડીલો ચામડિયાનો ધંધો કરતાં. તેઓ ઘણાં જ ગરીબ હતાં. તેમણે રવિદાસને માત્ર બાપીકો ધંધો જ શીખવાડયો. રવિદાસ નાનપણથી જ ભક્ત હતા. ચામડાં રંગતાં રંગતાં પણ તે વિષ્ણુનું ભજન કરતાઃ ધંધાનો નફો એ ભાવિકોને વહેંચી આપતા.

**કમનસીબી ને ગરીબાઇ—**

એકાએક ભયંકર દુકાળ પડયો. રવિદાસ ખૂબ જ સંકડામણમાં આવી પડયા. ત્યારે વૈષ્ણવનું રૂપ લઇ વિષ્ણુ ભગવાને રવિદાસને પારસમણિ આપ્યો, પરંતુ રવિદાસે એની પરવા કરી નહિઃ એ તો ભજનની ધૂનમાં જ હતા.

" હરિનામ પારસમણિ સાચો; વધે પ્રતિદિનઃ ના ઘટવાનો;
સોહે મંદિરઃ ચોર ન ચોરે, પ્રભુનામ પારસની તોલે. "

છતાં ય ભક્તવત્સલ વિષ્ણુ ભગવાને એમની ભીડ ભાગ્યાજ કરી. પરંતુ એથી તો રવિદાસ મૂંઝવણમાં પડયા. અંતે ભગવાને એ સંપત્તિ મંદિર બંધાવવામાં ખર્ચવાની, પ્રેરણા કરી. એમણે બંધાવેલા મંદિરે એમને વિશ્વવિખ્યાતિ અપાવી.

**જુલમ ને વિજય—**

પરંતુ ખ્યાતિએ તો એમના પર સંકટો ખેંચી આણ્યાં. એમના ગામના બ્રાહ્મણો રાજા પાસે ગયા.

" હે રાજા ! જ્યાં પુણ્યકાર્ય કલંકિત બને છે ત્યાં દુઃખ દુકાળ વગેરે આપત્તિઓ આવી પડે છે. એક ચમારે વિષ્ણુની પૂજા કરવા માંડી છે. લોકોમાં પ્રસાદ વહેંચવાની પણ એણે ધૃષ્ટતા કરી છે. ધર્મ બચાવવા એવાને દેશવટો દીધે જ છૂટકો. "

રાજાએ તાબડતોબ એ ચમારને પકડી મંગાવ્યો. મંદિર ને પ્રતિમા બ્રાહ્મણને સુપ્રત કરી દેવા આજ્ઞા કરી. રવિદાસે રાજાની આજ્ઞાનો અમલ કર્યો. પરંતુ ત્યાં ચમત્કાર બન્યો. પ્રભુની પૂજા કરવાનો એમનો હક કાયમ રાખવામાં આવ્યો.

રવિદાસના શિષ્યોમાં ચિતોડની ઝાલી રાણી પણ હતી. એના રાજ્યના બ્રાહ્મણો એથી ખૂબ જ છેડાઇ પડયા હતા. એમને એક વાર રાણીએ જમવા તેડયા. જમતાં જમતાં પાડોશી સામે નજર કરી તો તે ચમાર જણાયો. અનેક સ્વરૂપે રવિદાસ પ્રત્યક્ષ થયા. રવિદાસનો વિજય થયો.

ગમે તેવી દંતકથાઓ હશે પણ હલકામાં હલકો ચમાર સાધુપદ પામી શકયો હતો. એટલી જ વાત ઓછી નથી.

## ૩

## ચોકમેલા

મધ્યયુગના હિંદી નવજીવને મહારાષ્ટ્રને પણ નવો ઓપ આપ્યો હતો જ. ત્યાં જ્ઞાનદેવે એ પ્રવૃત્તિ ઉપાડી હતી. એમનો આલંદીમાં બહિષ્કાર કરવામાં આવ્યો હતો. યજ્ઞયાગ કરતાં શ્રદ્ધા સમર્થ છે એમ પંઢરપુરમાં તેમણે ઘોષણા કરી. ભગવદ્‌ગીતાનું મરાઠી

ભાષાન્તર કરી બ્રાહ્મણોની સત્તા તોડી પાડી. ધીમે ધીમે એમની પ્રવૃત્તિને જોમ મળતું જ ગયું. અને પછીના ગાળામાં અનેક સંતોએ એ પ્રવૃત્તિ ઉપાડી લીધી. એ હિલચાલ મહારાષ્ટ્રમાં ઘણું જ અગત્યનું સ્થાન ધરાવે છે. મરાઠાઓનો એથી સામાજિક ને ધાર્મિક ઉદ્ધાર થયો. એ હિલચાલમાં બ્રાહ્મણ શુદ્ર દરજી ખેડૂત કુંભાર વગેરે વિવિધ જ્ઞાતિઓના સંતો થઇ ગયા. પરંતુ ચોકમેલા મહાર તેઓમાં અગ્રસ્થાને વિરાજે છે.

### પંઢરપુર

ભીમા નદી પર આવેલું પંઢરપુર ગામ આ હિલચાલનું કેન્દ્રસ્થાન હતું. તેરમી સદી સુધી પંઢરપુરનું નામ પણ કોઇ જાણતું નહિ, પરંતુ પાછલી સદીઓમાં તો એણે મહારાષ્ટ્રના ધાર્મિક જીવન પર અજબ ભૂરકી નાખી છે. વિઠોબાની સુંદર મૂર્તિનાં દર્શન કરી રાચવું એ પ્રત્યેક મરાઠાનો જીવનક્રમ લેખાયો.

વિઠોબાનો પરમ ભક્ત મહાર ચોકમેલા હતા. એમનાં વડીલો સુદામા ને મુક્તાબાઇ, એ લોકો પંઢરપુર પાસે આવેલાં આંગોડ ગામમાં રહેતાં. એ ગામનું અર્ધું વતન ભોગવવા છતાં, તેમને સંતાન ન હતું; એટલે તેઓ સુખી નહોતાં. સંતાનપ્રાપ્તિ માટે સુદામાએ પંઢરપુરની અનેક યાત્રાઓ કરી. એક દિવસે એમની ગેરહાજરીમાં મહારોની જમીનમાંથી આવેલી બસો કોરીઓ બીડરના મુસલમાન સુબાને મોકલવાનું કામ મુક્તાબાઇને માથે આવ્યું. માર્ગમાં તેને એક ભૂખ્યો બ્રાહ્મણ મળ્યો. મુક્તાબાઇને દયા આવી. તેણે એ બ્રાહ્મણને પાંચ કોરીઓ આપી. બ્રાહ્મણે ક્ષુધા શાંત કરી તેને આશીર્વાદ દીધો, "તેં મને પાંચ કોરી આપી તો તું પાંચ સંતાનની માતા થજે. મોટાનું નામ 'ચોક' પાડજે" એમ કહી તે અદૃશ્ય થઇ ગયો.

### જન્મ ને બાલ્ય

યોગ્ય સમયે મુક્તાબાઇને પુત્ર અવતર્યો. સુદામાએ એનું નામ 'ચોક' પાડ્યું. એને ચોકમેલા પણ કહેતા. ભક્તિપૂર્ણ માબાપને હાથે ઉછરતાં ચોકમેલામાં નાનપણથી જ ભક્તિનાં બીજ રોપાયાં. મહાર તરીકે મરેલાં જનાવરોને ઠેકાણે પાડવાની એમની ફરજ હતી. એક દિવસ આંગોડમાં એમના સિવાય બીજો કોઇ મહાર હાજર નહોતો. એક મોટી ગાય મરણ પામેલી તેને ઠેકાણે પાડવાનું કામ તેમના એકલાના માથે આવ્યું. ઉછરતા કુમાર માટે આ કાર્ય ઘણું જ કપરું હતું. પરંતુ વિઠોબાએ એમને સહાય કરી. પ્રભુસહાયથી એમનું કાર્ય સહેલાઇથી પાર પડ્યું. કાર્ય ખતમ થયું ત્યાં એક કુલીન કન્યા ચોકમેલાને પગે પડીને પોતાનો પત્ની તરીકેનો સ્વીકાર કરવા તેણે ચોકમેલાને પ્રાર્થના કરી. ચોકમેલાએ આંગોડ છોડ્યું. પ્રભુસાન્નિધ્યમાં રહેવા તેમણે પંઢરપુરમાં વાસ કર્યો. મહાર તરીકે એમને મંદિરમાં પેસવા દેવાનો હક્ક નહોતો. પરંતુ રોજ દરવાજાની બહાર રહ્યે રહ્યે તે વિઠોબાની પ્રાર્થના કરતા. દર્શનનો અધિકારી ન ગણાવાથી એમણે ભક્તિની દૃષ્ટિએ મન મનાવ્યું. એમણે શેરીઓ વાળી, મંદિરનું ચોગાન સાફસુફ રાખી સેવા કરવા માંડી. વિષ્ણુનું ધ્યાન ધરતાં દિવસો ગાળવા માંડ્યા. પરંતુ એક મહાર સાધુ થવા મથે એ વાત જ જ્ઞાનદેવના અનુયાયીઓને ગળે ઊતરી નહિ. એટલે ચોકમેલા પર જુલમની ઝડીઓ વરસવા લાગી.

### જુલમ ને દેશવટો

એક દિવસ ચોકમેલા બહાર ઊભા ઊભા વિઠોબાની પ્રાર્થના કરી રહ્યા હતા. ત્યારે એક

બ્રાહ્મણે તેમનું અપમાન કર્યું. "આવા નકામા ઢોંગ શું કામ માંડયા છે? વિષ્ણુની પ્રાર્થના કર્યે તારું શું વળવાનું છે? એમ કાંઇ વિષ્ણુનાં દર્શન થવાનાં નથી. શૂદ્રને બ્રાહ્મણની થાળીમાં જમવાનું ભાગ્ય ક્યાંથી હોય? વિઠોબાના ધામમાં પ્રવેશ કરવાનું એમ માર્ગમાં પડયું નથી."

ચોકમેલાએ એના સામું જોઇ નિઃશ્વાસ મૂકયો. પૃથ્વી પર પ્રણિપાત કરી તેમણે ઉત્તર દીધોઃ "અસંખ્ય ગાઉ દૂર આવેલો સૂર્ય કમલદલ પર પોતાનાં મૃદુલ કિરણો વરસાવે છે; તેમ મારા પ્રભુ પણ મારા તરફ અમીદષ્ટિ કરશે ને મારી પ્રાર્થના સાંભળશે. દૂર દૂર રહેલી માતા પોતાના બચ્ચાને બચાવવા દોડી આવે છે તેમ એ દૂરથી મારું નિરીક્ષણ કરી રહ્યો છે. એ અછૂતથી દૂર ભાગવાનો નથી. તારા મનમાં એને સ્થાન નહિ હોય તો તું મંદિરમાં હોઇશ છતાં પણ એનાથી અળગો જ રહીશ."

તે જ રાત્રે વિઠ્ઠલ જાતે એ યોગીની ઝુંપડીએ પધાર્યા. એમને સ્વહસ્તે પોતાને મંદિર લઈ ગયા. એમની ભક્તિથી તે પ્રસન્ન થયા હતા. એક પૂજારી જાગી ઊઠયો. તેણે બીજા પૂજારીઓને એકઠા કર્યા "જુઓ, જુઓ, ચોકમેલા જેવો કોઇ મહાર વિષ્ણુ જોડે વિરાજે છે. બારણે તાળાં દીધાં છે તો ય એ અંદર ઘુસી આવ્યો છે. દેવ અભડાવી માર્યા. બ્રાહ્મણનો ધર્મ રસાતળ ગયો!" બધાએ ભેગા મળી એ સંતપુરુષને બહાર ઘસડી આણ્યો; "ચાલ, જતો રહે અહીંથી" તેઓ ગાજી ઉઠયા. પરંતુ ચોકમેલા સ્મિત કરી બોલ્યા, "મહાર ગંગાસ્નાન કરે તો ય અછૂત ન મટે? પવનલહરીમાં પણ અછૂતની આભડછેટ આવતી જ હશે ને? પ્રભુની નજરે તો સર્વ જ્ઞાતિ ને ધર્મ સરખાં છે. એની નજરે હું અપરાધી નથી. તમારાં વચનો જ્ઞાની પુરુષને છાજતાં નથી." મંદિરનો પૂજારી તો ક્રોધથી સળગી ગયો "જુઓ તો ખરા આ મહાર, દ્વિજને ધર્મના પાઠ આપવા આવ્યો છે."

બધા ય પૂજારીઓએ ભેગા મળી રાજાને ફરિયાદ કરી. રાજા મુસલમાન હતો. એને હલકી વર્ણની ઉદ્ધતાઇ પર રોષ આવ્યો. તેણે ચોકમેલાને બોલાવી મંગાવ્યોઃ "અછૂત જન્મી મંદિરમાં પેસવા હિંમત કરે છે?" "પ્રભુ મને પરાણે લઇ ગયા" ચોકમેલાએ ઉત્તર દીધો "હું શું કરું? મેં તો ઘણીયે આનાકાની કરી હતી." પરંતુ મુસ્લીમ સુબાએ એની વાત સાંભળી નહિ. એને ધુંસરીએ જોડી શેરીએ શેરીએ ફેરવ્યો. પછી ભીમાને પેલે પાર પંઢરપુરથી એને દેશવટો દેવાયો.

### અંતે વિજય

આમ મંદિરમાંથી હાંકી કાઢવામાં આવ્યા, અપમાન પામ્યા, દંડાયા છતાં ચોકમેલાએ વિઠ્ઠલની ભક્તિ કરવાની માંડી વાળી નહિ. ભીમાને સામે કિનારે તેણે દીપમાળ બાંધી. હજીયે તે નજરે પડે છે. એક દિવસે લીમડાના ઝાડ નીચે તે ભોજન લેતા હતા ત્યારે વિઠ્ઠલ જમવા પધાર્યા. ચોકમેલાની પત્નીએ દહીં માખણ પીરસ્યાં. પીરસતાં પીરસતાં વિઠ્ઠલને છાંટા ઉડયા. ભક્તે પત્નીને ઠપકો દીધોઃ "પ્રભુ જમવા પધારે ત્યારે પણ આટલી બેદરકારી રાખે છે?" એક બ્રાહ્મણ ત્યાં થઇ પસાર થતો હતો તેણે એ વચનો સાંભળ્યાં. એક મહારને પ્રભુનું અપમાન કરતો જોઇ તેને ખૂબ લાગી આવ્યું. તે અંદર ધસી ગયો. ચોકમેલા બચાવ કરે તે પહેલાં એક સખત ફટકો લગાવી દીધો. પછી શુદ્ધ થવા ભીમામાં સ્નાન કરી વિઠોબાના મંદિરમાં દર્શન કરવા

ગયો. ત્યાં એક ચમત્કાર બન્યો. પ્રભુના પીતાંબર પર દહીંનો ડાઘ હતો. પ્રભુનો ગાલ સુજી ગયેલો હતો. એમનાં નેત્રમાંથી આંસુધારા વધી રહી હતી. બ્રાહ્મણ બધી વાત કળી ગયો. એના દિલમાં ભય વ્યાપ્યો: "ખરો સંત તો એ. હું તો પામર જીવ છું. મેં એને ફટકાવ્યો. પ્રભુના માનીતાનો મેં ભયંકર અપરાધ કર્યો" એનો ગર્વ ગળી ગયો. ફરીથી તે ભીમાને સામે કિનારે ગયો. ચોકમેલાને માન સહિત પાછો આણ્યો. પ્રભુનો સૂજેલો ગાલ સારો થઈ ગયો. એમણે સંત ચોકમેલાનું હસતે વદને સ્વાગત કર્યું.

### કરુણ અંત

પરંતુ ચોકમેલાના જીવનનો અંત ખૂબ જ કરુણ રીતે આવ્યો. બીડરના સુબાએ મંગલવેધ નગરને ફરતી દિવાલ બાંધવા તમામ મહારોને આજ્ઞા કરી. ચોકમેલાને પણ એ ફરમાન મળ્યું. કામ ખતમ થવા આવ્યું તેવામાં એક ભઠું તૂટી પડયું. એમાં કેટલાય મહારો ચગદાઈ મર્યા. ચોકમેલા પણ ત્યાં જ અવસાન પામ્યા. વર્ષો સુધી એમના મૃતદેહની કોઈએ ભાળ કાઢી નહિ; પરંતુ અવસાન બાદ એમની ખ્યાતિ એટલી તો વધી ગઈ કે છેલ્લા સંત દરજી નામદેવને પંઢરપુરમાં પ્રેરણા મળી. નામદેવ મંગલવેધ ગયા. ચોકમેલાની રક્ષા માટીમાં મળી ગઈ હતી. એક સ્થળેથી "વિઠોબા! વિઠોબા!" એવો અવાજ આવ્યો. એ જ ચોકમેલાની રક્ષા એમ નામદેવની ખાતરી થઈ. ભક્તિપૂર્ણ હૃદયે નામદેવે એ અવશેષો એકઠા કર્યા—પંઢરપુર લઈ જઈ ભૂમિદાહ દીધો. હાલ પણ એ સ્થળે એક પાળિયો ઊભો કરવામાં આવેલો નજરે પડે છે. મહારો હાલ પણ ત્યાં વિષ્ણુપૂજા કરે છે.×

## ૪

## હરિદાસ

### બંગાળામાં નવજીવન

પશ્ચિમ અને મધ્યહિંદની પેઠે બંગાળામાં પણ નવજીવનના તણખા ઊડયા જ હતા. ભક્તિ અને પ્રેમના નવા આદર્શો કાવ્યદ્વારા જનતા સમક્ષ રજૂ થવા લાગ્યા, જયદેવે રાધાકૃષ્ણની કથા કાવ્યમાં ઉતારી. ચંડીદાસ અને વિદ્યાપતિએ પણ એજ કથાદ્વારા જનતાને પ્રભુભક્તિમાં પ્રેરી. દક્ષિણમાંથી વૈષ્ણવ પ્રચારકોએ આવી રામાનુજ ને માધવાચાર્યના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. ભક્તિ ને બંધુત્વની નવી સંસ્કૃતિ ઝડપથી બંગાળામાં પ્રસરી ગઈ. પરિણામે વિવિધ વર્ણોમાંથી અનેક ભકતો પ્રગટ થયા. તેમાં નદીઆના શ્રીકૃષ્ણચૈતન્ય મુખ્ય હતા. માધવાચાર્યના શિષ્ય ઈશ્વરપુરીએ એમને દીક્ષા આપી હતી. એમણે તુરંત જ સંન્યાસ ધારણ કર્યો ને હિંદનો પ્રવાસ આદર્યો. છેવટે ચૈતન્યે પુરીમાં નિવાસ કરી જગન્નાથની સેવામાં બાકીનું જીવન વ્યતીત કર્યું.

### હરિદાસ ઠાકુર

હરિદાસ ઠાકુર ઊર્ફે બ્રહ્મ હરિદાસ પણ એ જ મંડળીમાં થઈ ગયા. એમના જન્મસમયની કથાની આપણને પૂરતી માહિતી મળતી નથી. એ યવન અગર મુસ્લીમ હતા એમ કહેવાય છે, પરંતુ એ નીચ વર્ણના હિંદુ હશે એમ માનવાને સબળ કારણો છે. હરિદાસ

× Indias untouchable Saints By K. V. Ramaswamy B. G.

અછૂત હતા એનો દાખલો ચૈતન્યના જીવનમાંથી પણ મળી આવે છે. પંદરમી સદીના પાછલા ભાગમાં તેમનો જન્મ થયો હતો. વિષ્ણુના કૃષ્ણાવતારના એ પરમભક્ત હતા. એમની પવિત્રતા ને ભક્તિને યોગે તે અનેક મનોહર ભક્તોના પ્રસંગમાં આવ્યા. શ્રીકૃષ્ણચૈતન્યના તો એ ખાસ અનુયાયી બની ગયા.

### બાલ્યજીવન

છેક નાનપણથી જ હરિદાસ વિરક્ત સ્વભાવના હતા. બંગાળાના જેસોર જિલ્લાના બુરાન ગામના એકાંત વિભાગમાં તે રહેતા. એમની ઝુંપડીને ફરતું વૃંદાવન નિપજાવ્યું હતું ને ત્યાં જ તે હરિનામની ધૂન લગાવતા. ત્યાં બેઠે બેઠે જ તેમને અનેક અનુયાયીઓ આવી મળ્યા. તે અનેક વ્યાધિઓ પણ મટાડતા. પછી તે શાંતિપુર પાસે ફુલિયા ગયા. ત્યાં અદ્વૈતાચાર્યના પ્રસંગમાં આવ્યા. અદ્વૈતાચાર્ય પણ શ્રીકૃષ્ણ ચૈતન્યના અનુયાયી હતા. તે પરમ વૈષ્ણવ ભક્ત ને બ્રાહ્મણ વિદ્વાન હતા. હરિદાસ અને અદ્વૈતાચાર્ય એવા મિત્રો બની ગયા કે બન્ને સાથે જ રહેવા લાગ્યા ને ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થયા.

### હરિદાસ અને ચૈતન્ય

ત્યારપછી હરિદાસ ચૈતન્યના પ્રસંગમાં આવ્યા એટલે હરિદાસ નદીઆ રહેવા ગયા. શ્રીકૃષ્ણ ચૈતન્ય હરિદાસની ભક્તિ ને શ્રદ્ધા જોઈ ખૂબ પ્રસન્ન થયા ને તેમને ગાઢ આલિંગન દીધું. પ્રભુની ભક્તિ ને સેવામાં જ્ઞાતિ ને કુલનાં બંધનો આડે આવતાં જ નથી, એમ જાહેર કર્યું. એમણે હરિદાસને પોતાના શિષ્ય બનાવ્યા ને તેમના પર ખૂબ જ ભાવ રાખવા લાગ્યા. હરિદાસ પણ ચૈતન્યની સાથેજ યાત્રાએ જતા. છેવટે ચૈતન્યે પુરીમાં મુકામ કર્યો ત્યારે હરિદાસ પણ એમના જ આશ્રમમાં આવી રહ્યા. અદ્યાપિ એ આશ્રમ આપણને બતાવવામાં આવે છે. કૃષ્ણદાસે લખેલા ચૈતન્યના જીવનચરિત્રમાં હરિદાસ પુરી આવ્યા એ પ્રસંગ પર એક ખાસ પ્રકરણ યોજવામાં આવેલું છે.

"ચૈતન્યનાં પ્રથમ દર્શન થતાં જ રાજમાર્ગને–છેક છેડેથી હરિદાસે દંડવત્ પ્રણામ કર્યા ને શરીરભર ત્યાં જ સંભ્યા. બીજા ભક્તો એકસરે ચૈતન્યદેવ પાસે લઈ જવા આગળ ધસી આવ્યા. પણ હરિદાસ બોલ્યા, 'હું અધમ છું, અછૂત છું. મંદિરનો મને હક નથી. મને વાડીમાં જ એક ખૂણો જુદો કાઢી આપશો તો ત્યાં એકાંતમાં હું વિરામ કરીશ.' પણ ચૈતન્યદેવ જાતે હરિદાસનું સ્વાગત કરવા આવ્યા. હરિનામની ધૂન લગાવી હરિદાસ ગુરુદેવને ચરણે પડયા: ગુરુદેવે એમને વહાલથી છાતી સરસા ચાંપ્યા. બન્નેના નયનમાં હર્ષાશ્રુ ઊભરાયાં. શિષ્યના ગુણોથી ગુરુજી રાચ્યા. ગુરુની મહત્તાથી ગૌરવાન્વિત થયા. "ઓ ગુરુદેવ! હું અછૂત છું. મને સ્પર્શ ન કરશો" હરિદાસ બોલી ઉઠયા. "તારો પવિત્ર ધર્મ મારામાં નથી માટે પવિત્ર થવા હું તારો સ્પર્શ કરૂં છું." ગુરુએ તુરત જ ઉત્તર દીધો: "ક્ષણે ક્ષણે તને ગંગાસ્નાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે; બ્રાહ્મણ કે સંન્યાસી કરતાં તું અધિક પવિત્ર છે." એમ કહી તે હરિદાસને બગીચાના એક છેડે લઈ ગયા ને એક એકાન્ત પર્ણકુટીમાં મને વાસ આપ્યો. "તું અહીં હરિનામની ધૂન લગાવજે–હું નિરંતર તારી પડખે રહીશ. જગન્નાથના મંદિરના કળશનાં અહીં રહ્યાં રહ્યાં દર્શન થશે. પ્રસાદ પણ અહીં જ મોકલવામાં આવશે." ગુરુદેવ રોજ ગોવિંદ સાથે પ્રસાદી પાઠવતા. દક્ષિણ

ને પશ્ચિમ હિંદના સંતો કરતાં હરિદાસનું નસીબ તેજ હતું. એમને ત્રાસ કે જુલમ વેઠવો પડયો ન હતો. ઊલટું એ યુગના પવિત્ર પુરુષોએ એમને આવકાર આપ્યો. ખાસ કરીને, ચૈતન્યદેવે જ એમનો ભક્તિમાર્ગ સરલ કરી આપ્યો.

**પુરીમાં જીવન**

એ યુગનું પુનિત ધામ પુરી હતું. નંદ ને દક્ષિણના ભક્તો જેટલું મહત્ત્વ ચિદંબરમને આપતા, મરાઠા ભક્તો જેટલા ભક્તિભાવે પંઢરપુરને વધાવતા તેટલા જ પૂજ્યભાવે બંગાળીઓ પુરીને પિછાનતા. પ્રથયથી જ સિંધુતટે આવેલું એ નગર ખ્યાતિ પામેલું હતું અને દરવર્ષે યાત્રાળુ પુરી આવતાં. વૈષ્ણવો તો પુરીને વૈકુંઠ જ માનતા. જગન્નાથની મૂર્તિ એમને સજીવ કૃષ્ણ સમોવડી લાગતી. નગરની વનરાજિ એમને કૃષ્ણજીવનના પ્રસંગોની ઝાંખી કરાવતી. એ ધામની સુંદરતાને લીધે જ શ્રીચૈતન્યદેવ અને બીજા ભક્તોએ પુરીમાં મુકામ કર્યો હતો. રોજ તેઓ સાગરસ્નાન કરતા, પ્રદક્ષિણા ફરતા, હરિનામની ધૂન લગાવતા ને પ્રસંગોચિત પ્રવચનો કરતા, ઉત્સવોને ટાંકણે ભજનમંડળીઓ જામતી. મંદિરની સેવામાં પણ એ ભક્તો નિરંતર મચી રહેતા.

હરિદાસે પણ પુરીમાં એ જ જીવન વધાવી લીધું. ચૈતન્યદેવને ચરણે બેસી તે એકચિત્તથી એમનાં પ્રવચનો સાંભળતા. તેઓ આનંદથી ભજનમંડળીઓમાં પણ સામેલ થતા. ઘણી વાર તેઓ પોતાની પર્ણકુટીમાં સમાધિસ્થ પણ બની જતા. બીજા ભક્તો એમને ખૂબ જ માન આપતા, છતાં હરિદાસ પોતાને અછૂત ગણવાનું ભૂલતા નહિ. બધાના આરોગ્યા પછી જ તે પ્રસાદ લેતા. મંદિરના દ્વારની બહાર દૂર દૂર ઊભા રહી તે દર્શન કરતા. ઇસ્વી સન ૧૫૩૩ ના અરસામાં તેમનું અવસાન થયું. શ્રી ચૈતન્યદેવ પણ એ જ વર્ષમાં પંચત્વ પામ્યા હતા.

## ઉપસંહાર

આ પ્રમાણે અછૂત સંતોના જીવનની આપણે ઝાંખી કરી શકીએ છીએ. હલકામાં હલકા વર્ણમાં તેઓ જન્મ પામ્યા હતા. કુળના કારભાર મુજબ તેઓ મરેલાં જનાવરો ઉપાડતા કે જમીન ખેડતા, છતાં ય દૈવી પ્રકાશ એમણે વહેલો પિછાન્યો હતો. શ્રદ્ધા ને ભક્તિથી એમનાં હૈયાં ઓતપ્રોત બની ગયાં હતાં. તેઓ નાચતા ગાતા ને ભજનની ધૂન લગાવતા; પરંતુ જગત એમને જંપવા દેતું નહિ. અછૂત વર્ણમાં સંતો પાકે એ વાત જ તે ધર્માંધોને આકરી પડતી. ઊંચ વર્ણો તેમને અછૂત ગણી ધિક્કારતા, ત્રાસ આપતા, મંદિર ને ઘરમાંથી પણ હાંકી કાઢતા. છતાંય તેઓ ભક્તિમાં અડગ રહ્યા હતા. ત્રાસ, ધિક્કાર ને અપકીર્તિમાં પણ તેઓની શ્રદ્ધા અચલ હતી. અખંડ ભક્તિથી તેમણે આત્મપ્રકાશ શોધ્યો. એમના પર જુલમ કરનારનું પણ તેમણે ભલું પ્રચ્છયું. નમ્રતા ભક્તિ ને સંપૂર્ણ સાધુ જીવનથી તેઓ અમર થઇ ગયા. સંતોની ઇતિહાસકથાઓમાં આ અછૂતસંતોનું સ્થાન પણ અનેરું છે. બુદ્ધ ને શંકર મહાનદ સમા ઘૂઘવે છે: સાથે આ અછૂત સંતોનાં રમણીય ઝરણાં પણ માનવહૃદય આકર્ષી રહ્યાં છે. સંસારનો કોઈ શ્રમિત પ્રવાસી જરૂર એમના જીવનતટે વિહરી આશાયેશ મેળવશે.

હજી પણ આ સંતોના અછૂત વર્ણો અભણ ને દુઃખી છે; એમનાં ઝુંપડાં કંગાળ ને દયાજનક છે. એમનું જીવન ગરીબાઇથી કંપી રહ્યું છે. એ મંદિરમાં દર્શન કરી શકતા નથી, ભજનકીર્તનનો પણ એમને હક્ક નથી. નંદ ને ચોકમેલા નિરંતર પ્રગટતા નથી; પણ આપણે એમના તરફ આપણું કર્તવ્ય ક્યારે બજાવીશું?*

તા. ૨૨-૧૧-૩૨ રમણીકલાલ દલાલ

* India's untouchable saints K. V. Ramswamy B. G.

# કનકદાસ

પશ્ચિમસાગરને કિનારે માલપે બંદર પાસે ઉડપી કરીને એક વૈષ્ણવ ક્ષેત્ર છે. ભક્તિયોગધુરંધર શ્રીમધ્વાચાર્યને લીધે આ સ્થાન બહુ જ પ્રસિદ્ધિ પામ્યું છે. કોઈ વેપારી દ્વારિકાથી ખૂબ કિંમતી માલ ભરીને દક્ષિણ તરફ જતો હશે. માલપે બંદર પાસે એનું વહાણ આવ્યું ને દરિયાએ રુદ્રાવતાર ધારણ કર્યો. ખારવાઓએ હદ કરી પણ બચાવવાનો રસ્તો ન મળે. એકએક મોજું જાણે મોતની ભૂખડી જીભ. કિનારા પર ઊભેલા એક મહાપુરુષે આ દૃશ્ય જોયું. એના હૃદયમાંથી કારુણ્યની સરિતા છૂટી. એણે ઈશ્વરની પ્રાર્થના કરી કે 'પ્રભો, આ અનાથોને સહાય થા, એમને ઉગારી લે.' એક ક્ષણની અંદર દરિયો શાંત થયો. જાણે કોઈ વીતરાગ યોગીની જ મુખમુદ્રા! વહાણ સહીસલામત કાંઠે આવી પહોંચ્યું. આ મહાપુરુષની જ આ કૃપા હતી, એમ ઓળખી લેતાં લોકોને વાર ન લાગી. નૌકાપતિએ મહાપુરુષને પગે લાગી કહ્યું: "મહારાજ! આ નૌકામાં જે મારું સર્વસ્વ છે, એ આપનું જ છે. આપના આશીર્વાદથી હું ફરીથી વેપાર કરીશ, અને ગમે તેટલું મેળવીશ; પણ આ વખતે આપે મને જીવતદાન આપ્યું છે. આ ધન લઈને મારા પર અનુગ્રહ કરો." નિત્યતૃપ્ત સંન્યાસીને ધનનો લોભ શાનો હોય? પણ બિચારા શ્રેષ્ઠીને સંતોષવો રહ્યો. એટલે એણે કહ્યું: "આ નૌકામાં આ જે આટલું ગોપીચંદન પડ્યું છે તે આપી દે એટલે અમને સંતોષ છે. બાકીનું તારું ધન તું જ લઈ જા. અમે લઈને કરીએ શું?"

એ ગોપીચંદનના ઢગલામાંથી દૈવવશાત્ બે મૂર્તિઓ નીકળી. સ્વામીએ એકને તો ત્યાં ને ત્યાં જ માલપેને કિનારે સ્થાપન કરી અને બીજી ત્યાંથી દોઢેક ગાઉ ઉપર ઉડપીમાં પધરાવી. ઉડપીના શ્રીકૃષ્ણની એ જ મૂર્તિ જોવા અમે ગયા હતા. મંદિર છે તો નાનું પણ પ્રમાણસર છે. ત્યાં અમે એક વિચિત્ર વાત જોઈ કે મંદિરનું મહાદ્વાર હમેશાં બંધ રહે છે; કેમકે મહાદ્વાર તરફ અંદરની મૂર્તિની પીઠ છે, પાછળની બાજુની દિવાલમાં પથરાની એક જાળી છે તેમાંથી દર્શન થાય છે. અને અંદર જવું હોય તો મંદિરની ડાબી બાજુએ એક બારણું છે ત્યાંથી જ જવાય છે. ગમે તે માણસ અંદર જઈ ન શકે. અમે અંદર ગયા ત્યાં એટલું તો ઘોર અંધારું અને એટલી બંધ ગોંધાયેલી હવા કે પરસેવાની સેરો છૂટી જીવ ગભરાઈ ગયો. જાણે ગર્ભવાસનો બીજો અનુભવ! અકળામણમાં પ્રાર્થના કરી કે 'હે વૈકુંઠનાથ, બીજી વાર ગર્ભવાસનો અનુભવ ન થાય.' મૂર્તિના નાક ઉપર સોનાનો કકડો કેમ જડયો હશે, એ કંઈ ધ્યાનમાં ન આવ્યું. કાઠિયાવાડની આ મૂર્તિ અહીં દક્ષિણમાં ક્યાંથી આવી ગઈ, એ વિચાર મનમાં આવ્યો; પણ મુખ્ય કુતૂહલ તો મૂર્તિ મહાદ્વારથી વિમુખ કેમ એ જ હતું. તપાસ કરતાં અંત્યજ સાધુ કનકદાસની વાર્તા હાથ આવી.

૨

સંત કવિ કનકદાસ મૂળ ધારવાડ તરફના બાડ નામના ગામડાના રહીશ. એમનું અસલ નામ વીરનાયક. ધંધો શિકારીનો, અચૂક બાણ મારી લક્ષ વેધવામાં એને તોલે આવે

એવો એના વખતમાં બીજો ન હતો. ( એ વખતે કોણે ધાર્યું હશે કે આ અસ્પૃશ્યોનો સરદાર ઉપનિષદે બતાવેલી એવી દૈવી તીરંદાજીમાં પણ પ્રવીણ થવાનો છે!) ચિત્રકલદુર્ગ [ હાલનું ચિત્રલગામ ] ના રાજાની નોકરીમાં એ સેનાપતિના યોદ્ધા સુધી ચડયો. પૈસા-પ્રતિષ્ઠાનો એ સ્વામી બન્યો; પણ એક વખતે એક લડાઇમાં એને ઉપરતિ થઇ, અંદરના અવાજે પડકાર કર્યો કે બાપ! આ દુનિયાની માયા છોડી દે. અને એકતારી ને ભિક્ષાપાત્ર હાથમાં લઇને દાસ થા. આત્મવીરોનું લક્ષણ એ જ છે કે જીવનમાં ફેરફાર કરતાં તેમને મન સાથે ઝાઝું લડવું પડતું નથી. અને લડવું પડે તો યે તેમાં તેઓ હારી જતા નથી. વીર નાયકે ગૃહસંસાર છોડયો અને યાત્રાએ ઉપડયા. તિરૂપતિ, કાંચી, કલહટ્ટી વગેરે ફરી વિજયનગર ગયા. એ વખતે મહાન કૃષ્ણદેવરાય રાજ્ય કરતા હતા. અહીં એમને એમના ગુરુ મળી ગયા. એમણે મધ્વસંપ્રદાયની દીક્ષા લીધી, અને ફરી યાત્રાએ ઉપડયા.

ચિદંબરમ, શ્રીરંગમ્, મથુરા, રામેશ્વર, અનંતશયન, કન્યાકુમારિકા, ગોકર્ણ વગેરે યાત્રાઓ કરી અનેક જાતનાં કષ્ટ વેઠી કનકદાસ ઉડપી આવી પહોંચ્યા. ઉડપી એટલે ચુસ્ત સનાતની બ્રાહ્મણોનું થાણું. કનકદેવ અંત્યજને ઊભા રહેવા પણ કોણ દે? પછી ભિક્ષાં મળવી તો દૂર જ રહી. અનેક સાંસા પડયા પછી વાદિરાજ સ્વામીનું ધ્યાન એના તરફ ગયું. ઉડપીના મંદિરની વ્યવસ્થા જુદા જુદા આઠ મઠના સ્વામીઓ પાસે છે. એમાંના આઠે મઠના મુખ્ય તે વાદિરાજ સ્વામી. અસાધારણ વિદ્વાન અને ધર્મશીલ તરીકે તેમની ખ્યાતિ છે. તેમણે જોઇ લીધું કે કનકદાસ તો પોતાના કરતાં ચડે એવો છે. મંદિરની પૂજા થયા પછી વાદિરાજ સ્વામી રિવાજ પ્રમાણે હસ્તોદક આપે અને પછી બધા બ્રાહ્મણો જમવા બેસે. આ હસ્તોદક તો પ્રતિષ્ઠાના ક્રમ પ્રમાણે જ અપાય. કનકની યોગ્તા જાણ્યા પછી વાદિરાજ મંદિરમાંથી નીકળે, કે પ્રથમ કનક પાસે જાય અને હસ્તોદક આપે અને ત્યાર પછી બીજા બ્રાહ્મણોને તે મળે.બ્રાહ્મણો આથી ખૂબ ચીડાયા.વાદિરાજે કહ્યું:"અરે કનકદાસ મારા કરતાંયે મોટા છે. એને ચરણામૃત પ્રથમ ન આપું તો અધર્મ થાય. બ્રાહ્મણોએ પ્રમાણ માગ્યું. વાદિરાજ મંદિરમાં ગયા અને જમણા હાથની મુઠ્ઠી વાળી બહાર આવી બ્રાહ્મણોને પૂછે 'બ્રાહ્મણો! મારા હાથમાં શું છે તે કહો ' દરેકે જુદા જુદા જવાબ આપ્યા. છેવટ કનકનો વારો આવ્યો. એ તો ભક્તિમાં મગ્ન જ થઇ ગયા, એમના કંઠમાંથી ગાન સ્ફૂર્યું: " એ તો વાસુદેવ પરમાત્મા જ છે." જેમ જેમ ગાન વધ્યું તેમ તેમ વાદિરાજના હાથનો બોજો વધવા લાગ્યો. તેઓ તે ખમી ન શકયા. તેમણે મુઠ્ઠી ઉઘાડી તો તેમાં શું હતું : એક શાળીગ્રામ અને તુળસીપત્ર.

વાદિરાજ સ્વામીએ એક દિવસે બ્રાહ્મણોને એક એક કેળું આપ્યું અને કહ્યું: "આજે એકાદશી છે. કોઇ જુએ નહિ એવે ઠેકાણે જઇને આ ખાજો." અર્થાત્ કનકને પણ એક કેળું આપ્યું હતું. સાંજે બધા ભેગા થયા. પોતાની આજ્ઞાનું પાલન કેવું થયું છે એ જોવા વાદિરાજે દરેક જણને પૂછ્યું. દરેક જણે કયાં કયાં એકાંત શોધ્યું, એ જાણી લઇએ તો ખૂબ રમુજ પડે. એકલા કનકદાસના હાથમાં કેળું એમ ને એમ રહ્યું હતું. એણે કહ્યું: " જયાં ત્યાં વાસુદેવ છે જ. એકાંત મળે. કયાં ? એટલે હું કેળું એમ ને એમ લઇને એમ ને એમ બેઠો છું."

એ જ દિવસે કનકદાસને મંદિરના તળાવમાં નાહી દર્શન કરવાનું મન થઇ આવ્યું. વાદિરાજ ઉડપીમાં ન હતા. કનકના કોડ પુરા કરે એવું બીજું કોઇ ઉડપીમાં ન હતું. જેટલી વાર દર્શન કરવા જાય તેટલી વાર બ્રાહ્મણો તેમને કાઢી મૂકે. આખરે નિરાશ થઇ

તે કનક મંદિરની પાછળ ગયો ને ગાવા લાગ્યો. કરુણામાં એણે પોતાનું આખું હૃદય ઠાલવી દીધું. પરમાત્માથી એ સહેવાયું નહિ. મૂર્તિ એકાએક પેલા કર્મકાંડી બ્રાહ્મણોથી વિમુખ થઇ પાછલી બાજુએ મોં ફેરવી ઊભી!

આ થયું શું? કોઇને સૂઝે નહિ. વાદિરાજ આવ્યા. એમણે બધી બીના જાણતાંવેંત કહ્યું: "અરે! તમે કનકદાસનો કંઇક ગુનો કર્યો છે તેથી જ વાસુદેવે આપણા આચારધર્મ તરફ પૂંઠ ફેરવી છે." આખરે એમણે મંદિરની પાછલી દિવાલમાં ઉપર કહ્યું છે તેમ બારી કોરાવી અને કનકને દર્શન થયાં! આજે પણ એ બારી કનકની બારીને નામે ઓળખાય છે. એ બારી પાસે જ કનકની કુટી છે. આજે ત્યાં એક સંસ્કૃત વર્ગ ચાલે છે.

એક રથયાત્રાને પ્રસંગે કોણ જાણે શાથી પણ રથ કેમે કર્યો ખસ્યો નહિ. આખરે વાદિરાજે કહ્યું: "એમ જ દેખાય છે, કનકના સ્પર્શ વગર રથ ચાલવા દેવાની પરમાત્માની મરજી નથી."

ધન્ય છે વાદિરાજ સ્વામીને કે જેમણે જોઇ લીધું કે અંત્યજોના સ્પર્શ વગર સમાજનું ગાડું ચાલવાનું નથી. આજે કર્ણાટકમાં ચુસ્તમાં ચુસ્ત મરજાદી વૈષ્ણવ બ્રાહ્મણો કનકનાં રચેલાં ભજનો ગાઇ ભક્તિરસ કેળવે છે અને સંત તરીકે સ્વીકારી એનું ચરિત્રામૃત પીવામાં પોતાને પાવન થયા માને છે. અને છતાં એ જ કનકદાસના જ્ઞાતિભાઇઓને હડધૂતના હડધૂત જ રાખે છે! હિંદુ ધર્મનો બચાવ કરનાર વાદિરાજ સ્વામી દરેકના હૃદયમાં અવતરે નહિ તો હિંદુ ધર્મનો રથ ચાલવાનો નથી. અને પરમાત્મા હિંદુ સમાજથી વિમુખ જ રહેવાનો.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# અસ્પૃશ્ય તામિલ કવિઓ

**આ** નામાંકિત સાત માણસો એક ઢેડની છોકરીના થકી ઉત્પન્ન થયાં. તેમાં આન્હેયર, અપય્યા, વાલીજ, અને આરબે એ ચાર છોકરીઓ અને તેરુવેલ્લુવર, આધિકનાન, અને કપિલર એ ત્રણ છોકરા હતા. એ સાતે ભાંડુ નીતિશાસ્ત્રમાં પ્રખ્યાત હતાં. પ્રાચીન ગ્રીક અને તામીલ લોક આજ સુધી એઓની કીર્તિ ગાય છે.

આન્હેયર સર્વેમાં મોટી હતી. એ સ્ત્રી નીતિશાસ્ત્રનું જ્ઞાન ધરાવનારાઓમાં પ્રખ્યાત હતી. અને બીજી ઘણી વિદ્યાઓની બાબતોમાં પ્રવીણ હતી. એણે નીતિશાસ્ત્ર ઉપર ગ્રંથ કર્યા છે, તેઓમાંના **અતિસુદી, કોનિવેંડન, મુદુરુસી, નાદવાલી** અને કાલવીઓલુકં, એ ગ્રંથ તામિલ દેશમાંનાં વિદ્યાલયોમાં શીખવે છે. એ સિવાય જ્યોતિઃશાસ્ત્ર, વૈદક, રસાયન અને ભૂગોલ એ શાસ્ત્રો ઉપર એના ગ્રંથ છે. એ સિવાય કલ્પ, મંત્ર, ધાતુવાદ, જટિલીક્રિયા ઇત્યાદિ કળાઓમાં પણ ઘણી માહિતગાર હતી. આન્હેયર, કલ્પવિદ્યાએ કરીને ૨૪૦ વર્ષ જીવી હતી એમ કહેવાય છે, અને સ્ત્રી અવતારી છે એવું લોકો માનતા હતા.

એ સાત ભાંડુઓમાં જન્મતાં જ એમનાં માબાપે એમને જંગલમાં નાખી દીધાં હતાં. મમતાને લીધે ફક્ત તેઓની મા તેમની સંભાળ જોવા જતી હતી, અને ઘણી દિલગીર થતી. તેઓ સાતે જણાંને વાચા થઇ. તેમણે જુદી જુદી રીતે પોતાની માનું મન વળાવ્યું. તે સંભાષણ કાંડપ્રનામ ગ્રંથમાં લખ્યું છે. એ સાતે ભાંડુઓ જુદે જુદે ઠેકાણે ધાર્મિક પુરુષો પાસે સુશિક્ષિત થયાં. એઓનું ચમત્કારિક જન્મવૃત્તાંત તે ગ્રંથમાંથી સંક્ષેપ લખું છું.

એઓના બાપનું નામ પિરલી અને દાદાનું નામ વેદમૌળી. એ તો કોઇ ભવિષ્યવેત્તા સિદ્ધ પુરુષ છે એવું તે વખતના લોકોમાં તેનું સન્માન હતું. એક વાર વેદમૌળીએ એક ઢેડનાં ઘર ઉપર રાત્રિની વખતે એક દેદીપ્યમાન તારો પડતો દીઠો, ત્યાં તો તરતજ એક છોકરી જન્મી હતી. વેદમૌળીને તો ભવિષ્ય સમજાયું કે એ છોડીનું મારા છોકરા સાથે લગ્ન થનાર છે. તે વખતે એનો છોકરો પિરલી બાર વર્ષનો હતો. એ ભવિષ્ય ઉપરથી વેદમૌળીને ઘણું ખોટું લાગ્યું. તેણે તે દુઃખની વાત પોતાની બ્રાહ્મણ મંડળીને મોઘમ કહી કે, કાલે રાત્રે એક ઢેડને ઘેર એક છોડી જન્મી છે. તેના થકી બ્રાહ્મણ મંડળી સંકટમાં પડનાર છે. વેદમૌળીના બોલવા ઉપર લોકોને ભરોસો હતો, તેથી બ્રાહ્મણોને ભય લાગ્યો અને તે છોકરીની કંઇ પણ વ્યવસ્થા કરવી એવું ઠરાવીને તે ઢેડને બોલાવી મંગાવ્યો. અને તેને પૂછ્યું કે, તું તારી છોડીની હાનિ સહન કરે છે કે બ્રાહ્મણ મંડળીને સંકટ આવે એ તને ગમે છે? તે બિચારાએ તે છોડી બ્રાહ્મણોને હવાલે કરી અને તમને યોગ્ય જણાય તેમ કરો એવું ઘણી નમ્રતાથી કહ્યું. પછી તે છોકરીને મારી નાખવી નહિ પણ પેટીમાં ઘાલીને નદીમાં મૂકી દેવી. ત્યાં તેના પ્રારબ્ધયોગે જે થનાર હોય તે થાઓ! એવું વેદમૌળીએ અનુમત આપ્યા ઉપરથી તે છોડીને કાવેરીના પ્રવાહમાં મૂકી દીધી. પેટી પાણીમાં નાખતાં પહેલાં પિરલીએ તે છોકરીની જાંગ ઉપર એક ચળકતો તલ જોયો હતો. એ પ્રમાણે તે ગડબડ શાંત થયા. પછી થોડા

કાળમાં વેદમૌલી મરણ પામ્યો. પેલી પેટી નદીમાં વહેતી વહેતી એક દૂર દેશમાં કિનારે આવી લાગી. ત્યાં કોઇક પ્રાતઃસ્નાન કરનારો બ્રાહ્મણ સ્નાનસંધ્યા કરવા બેઠો હતો. તે પણ પ્રજા વગરનો હતો. અને છોકરાં સારુ હમેશાં વ્રતનિયમ કરતો હતો. તેને તે તરત જ જન્મેલી કન્યા પેટીમાંથી મળી, તે પરમેશ્વરે જ આપી એવું તેને લાગ્યું. પછી તેણે તેને પેટની પુત્રી પ્રમાણે ઉછેરીને વિદ્યા શીખવી. પછી તે છોડી નીતિશાસ્ત્રમાં પ્રવીણ થઇને સાધુસંતના સમાગમથી પોતાનો ઉદ્ધાર થવા માટે તીર્થયાત્રા કરવા લાગી.

કેટલાએક દિવસ પછી પિરલી મુસાફરી કરતો કરતો સહેજે જ પેલા બ્રાહ્મણને ઘેર ઊતર્યો. ગમે ત્યાં રહીને વિદ્યાભ્યાસ કરવો એવું પિરલીના મનમાં છે, એવું જાણીને પેલા બ્રાહ્મણે તેણે પોતાને ઘેર રાખ્યો. ત્યાં બંનેને ઘણી દોસ્તી થઇ. છેવટે તે બ્રાહ્મણે પોતાની જડેલી છોકરી સાથે પિરલીનું લગ્ન કર્યું. કેટલેક દિવસે એમ બન્યું કે, પિરલીની વહુને સ્નાન કરીને બીજું લુગડું પહેરતાં ઝાંગ ઉપરનો પેલો ચળકતો તળ પિરલીની નજરે પડ્યો, પરંતુ તે તલ વિષે એ બિચારાને કંઇ જ યાદ ન હતું, તોપણ પહેલાંની યાદ ઉપરથી આ ઢેડની છોકરી છે એવું જાણીને પિરલી ચકિત થયો. પછી એણે બ્રાહ્મણોમાં બારીક શોધ કરીને તે છોકરી પોતાના સાસરાને શી રીતે મળી તે વિષેનો પત્તો લગાડ્યો.

પછી પિરલીએ પોતાના ઉપકારી અને હેતસ્વી સાસરાનું મન દુખાય નહિ માટે કંઇ પણ વાત ઉઘાડી ન કરતાં છાનોમાનો તેનાં ઘરમાંથી બહાર નીકળી પડ્યો. અને હું સર્વથા ભ્રષ્ટ થયો એવું લાગીને એ ઘણો ખિન્ન થયો.

તેના ગયા પછી તે બ્રાહ્મણને ઘણી ચિંતા થઇ. છેવટે તેણે પોતાની છોડીને આજ્ઞા કરી કે, તું તારા વરને ખોળી લાવ, અથવા તે જ્યાં રહે ત્યાં તું રહે. ત્યાર પછી તે છોડીએ પોતાના ધણીનો કેડો લીધો. અને તેની પાછળ ઠેકાણે ઠેકાણે ફરી. અને પાછી તેડી જવા કિંવા એની પાસે રહેવા માટે ઘણી આજીજી કરી. છેલ્લી વારે એક દિવસે તેને ઊંઘતી મૂકીને પોતે જતો રહ્યો; પણ એમ કરવાનું મુખ્ય કારણ શું હતું તે કહ્યું નહિ. પછી તે એકલી એક ગામમાં રડતી અને નિસાસા નાખતી ફરતી હતી: તે જોઇને તે ગામમાંના એક સદ્‌ગૃહસ્થે એની હકીકત સાંભળીને એને દિલાસો આપીને કન્યા પ્રમાણે ઘેર રાખી. તેને ઘેર નીતિએ અને નમ્રતાએ ચાલતી, તેથી તેનાં સર્વ છોકરાં એને બહેન જેવી ગણવા લાગ્યાં. પછી તે ગૃહસ્થે મરતી વખતે પોતાના છોકરાની બરોબર એને દોલતનો ભાગ આપ્યો. તે સંપત્તિ ઉપર એણે સદાવ્રત બાંધ્યું. ત્યાં યાત્રાળુઓનું આયુષ્ય ધર્માચરણમાં અને ઈશ્વરસેવામાં ગુજરતું હતું.

એ વાતને ઘણા દિવસ વીત્યા પછી કર્મધર્મ સંયોગે એમ બન્યું કે, એનો વર સહેજે જ તે સદાવ્રત અપાતું હતું ત્યાં આવ્યો અને બીજા મુસાફરો પ્રમાણે એણે તેની બરદાસ્ત કરી; પરંતુ પ્રથમ તેમણે એકબીજાને ઓળખ્યાં નહિ. એણે પોતાની કંઇક કંઇક હકીકત તેને કહી, તે ઉપરથી તે તો વિદ્વાન અને સુશીલ હતો એમ તેને ઓળખાણ પડયું. સદાચાર નીતિ અને પતિવ્રતાપણું એવા સદ્‌ગુણ જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું.

તે સ્ત્રી પોતાને ઓળખી ન જાય માટે પિરલી સવારે છાનોમાનો ઊઠીને ચાલવા લાગ્યો ત્યારે તે સ્ત્રીએ જે સત્કારનું ભાષણ કર્યું તેથી પિરલીનું હૃદય ભેદાઇ ગયું અને ગાંસડી

જમીન ઉપર નાખી દઇ એને ઓળખાણુ આપીને હવે પછી હું તને છોડીને જનાર નથી, એવું વચન આપ્યું. પછી તે બંનેએ તીર્થયાત્રાઓ કરી અને સુખાનુભવ લીધો.

પછી એવી આશ્ચર્યની વાત થઇ કે, પિરલીની સ્ત્રીને સાત છોકરાં થયાં તેમાં ચાર છોડિયો અને ત્રણ છોકરા હતા. તેઓનો જન્મ થયા પછી પિરલીની આજ્ઞા ઉપરથી તે છોકરીને તેઓની મા જંગલમાં મૂકી આવતી. પરંતુ મમતાને લીધે તે ઘણી દુઃખી થઇ ને વારંવાર તે છોકરાં પાસે જઇને સમાચાર લઇ આવતી.

તે સાતેને બાળપણમાં વાચા થઇ ને તેમણે પોતાની માનું સમાધાન કર્યું. તેમાં પહેલાએ માને કહ્યું કે, મા! જે પરમેશ્વરે મને તારા ઉદરમાં અન્નોદક પહોંચાડીને આજ સુધી બચાવ્યો તે હવે મને વિસરશે? વિસરનાર નથી. તું સંશય કેમ રાખે છે? માટે જા, અને ઇશ્વર ઉપર ભરોસો રાખ. બીજાએ કહ્યું કે, જે ઇશ્વર ખડકના પેટમાં દેડકાને જીવન પહોંચાડે છે તે મારી તજવીજ નહિ કરે? માટે જા, ફિકર રાખીશ નહિ. ખુશીમાં રહે. ત્રીજે કહ્યું કે, મા! જે ઇશ્વરે મને આ જગત દેખાડયું અને જેણે મારી દૈવગતિ લખી, તે શું જીવતો નથી? તે મને ભૂખે મરવા દેનાર નથી. પ્રાણપ્રિય મા! પાછી જા, ચિંતા કરીશ નહિ. ચોથે કહ્યું "પક્ષીઓનાં ઈંડાંને કૌચ વીંટાય છે તો પણ તે અંદરનાં બચ્ચાંને જીવાડે છે ત્યારે તે, તે બચ્ચાં બહાર આવ્યા પછી નહિ ઊછેરે? તેજ પ્રમાણે પરમેશ્વર મારું રક્ષણ કરશે, માટે અંહો પરમપ્રિય મા, ખિન્ન થઈશ નહિ, ઇશ્વર ઉપર ભરોસો રાખ. પાંચમે કહ્યું કે, મા! જે પરમેશ્વર ઝાડોને પણ અતિ સૂક્ષ્મ રસવાહિની નળીઓ આપીને તેઓને ત્વચા અને છાલથી વિંટીને ઉછેરે છે અને તેમના થકી જીવજંતુનું પોષણ કરે છે તે મારી સંભાળ નહિ લે? માટે જા, ખેદ કરીશ નહિ. છઠ્ઠે કહ્યું—મા! મનુષ્યોના પ્રયત્ન કેવળ હલકા અને વ્યર્થ છે. જે પરમેશ્વર આ અપાર જગત ઉત્પન્ન કરીને તેમાંના અસંખ્યાત જીવોના સમાચાર લે છે તે વાત મનમાં આણીને ખુશી થા. સાતમે કહ્યું: જે પરમેશ્વરે અનેક પ્રકારની વનસ્પતિઓ ઉત્પન્ન કરી અને તેઓને મીઠા, ખાટા, ખારા, કડવા અને તીખા એવા જુદા જુદા રસ, સ્વાદ અને સુગંધ વગેરે આપ્યાં ત્યારે એવો સમર્થ પરમેશ્વર મને નહિ આપે? માટે હે પ્રિયકર મા! રડીશ નહિ, આનંદ કર.

પછી તે છોકરાં ઘણી ચમત્કારિક રીતે ઊછર્યાં અને જુદી જુદી જાતના લોકોને ઘેર તે પ્રત્યેકની સંભાળ થઇ. આવ્હેયરને એક કવિએ ભણાવી હતી. એ મરતા સુધી કુંવારી જ રહી હતી. એ વિદ્યા અને કૌશલ્યમાં બુદ્ધિમાન હતી તેથી એના મરણે કરીને લોકોને ઘણો ખેદ થયો.

## તેરુવેલ્લૂવર

આ કવિ આવ્હેયરનો ભાઈ થાય. એણે તેની પેઠે જન્મ થયો ત્યારથી વિપત્તિ ભોગવી; પરંતુ મૈલાપુરના પેરુબ્યર નામના પુરુષે એનું પાલન પોષણ કરીને એને ઉછેર્યો. એ સમજણમાં આવ્યો ત્યારે મધુરા શહેરમાં જઇને તે વખતના વંદેશેખર રાજાના દરબારમાં વાદવિવાદ કરીને ઓગણપચાસ પંડિતોને જિત્યો. એ નીચ જાતનો છતાં પણ એને તામિલમાંના વિદ્યાલયમાં દાખલ કર્યો. એણે બ્યાલુવરકોરલ નામે એક ગ્રંથ કર્યો છે, તેમાં માનવી પ્રાણીઓના આયુષ્યમાંની જુદી જુદી સ્થિતિઓનું અનુક્રમે ઉપદેશરૂપ શ્લોકબદ્ધ વર્ણન કર્યું છે. એ ગ્રંથની પ્રસિદ્ધિ આખા દક્ષિણ હિંદુસ્થાનમાં છે. અને તામિલ ભાષામાં

જે ગ્રંથ હાલ છે. તેઓમાં એની રચના સર્વોત્કૃષ્ટ માની છે. એ ગ્રંથનું અંગ્રેજીમાં ભાષાંતર મર્હુમ મિસ્તર એફ. એલિસ સાહેબે કર્યું છે. વેલ્લુવરે એને ઉછેર્યો હતો, તે ઉપરથી એને તેરુવેલ્લૂવર કહેતા હતા. વળી નીતિના વિષયો ઉપર એની ઘણી સરસ અને મનોરંજક શ્લોકબદ્ધ કવિતા બધે ઠેકાણે મળી આવે છે.

## આધિકમાન

આ કવિ પણ આબ્હેયરનો જ ભાઇ થાય. એ એટલો નસીબવાન હતો કે, એને એક રાજાએ ઉછેર્યો અને છેવટે એને પોતાની જાતમાં લીધો. એણે નાના પ્રકારના વિષયો ઉપર ઘણાં કાવ્યો કર્યાં છે.

## કપિલર

એ ઉપર કહેલી કવયિત્રીના ભાઇઓમાંનો એક હતો. ચોલા દેશમાં તેરુવેલ્લૂવર એક ગામ છે. ત્યાં એ જન્મ્યો હતો એવું કહેવાય છે. એને એક બ્રાહ્મણે ઉછેર્યો અને તામિલ ભાષા શીખવી. તેમાં એ ઘણો પ્રવીણ થયો. એણે આગવર નામે એક ગ્રંથ કર્યો છે તેમાં પોતાના તથા પોતાના ભાઇ અને બ્હેનોના આયુષ્યમાં જે સર્વ વાતો બની આવી તે તથા તેઓની જન્મભૂમિ વગેરે સર્વેનું કાવ્યરૂપે નિરુપણ કર્યું છે.

## આપગ્ગા

આ કવયિત્રી અને આ નીચે લખેલી બંને જણ આબ્હેયરની બ્હેનો થાય—એ આર્કોટપ્રાંતમાં ઉટકાદૂ ગામમાં જન્મી હતી. અને એને એક ધોબીની સ્ત્રીએ ઉછેરી. એણે નીતિપાતલ નામે નીતિશાસ્ત્ર પર એક ગ્રંથ લખ્યો છે.

## સુરગ્ગા

આ કવયિત્રી ચોલા દેશમાં કાવેરી પટનમ્માં જન્મી હતી. એને એક ભંડારી તાડી વેચનારની સ્ત્રીએ ઉછેરી હતી. એણે નાના પ્રકારના વિષયો ઉપર થોડી થોડી કવિતા કરી છે.

# આંતર-વર્ગીય હિંદુ કરાર

ગયા સપ્ટેમ્બર માસની ૨૪મી તારીખે હિંદુ કોમના કેટલાક આગેવાન નેતાઓ તથા 'દલિત' ગણાતા હિંદુઓ વતી કાર્ય કરતા હિંદુ આગેવાનો વચ્ચે ધારાસભાઓમાં 'દલિત' વર્ગોના પ્રતિનિધિત્વ તેમ જ તે વર્ગોના હિતને અસર કરતી બીજી બાબતો સંબંધી નીચે મુજબનો કરાર નક્કી કરવામાં આવ્યો હતો :

(૧) સામાન્ય મતદાર સંઘોમાંથી દલિત વર્ગો માટે પ્રાંતિક ધારાસભાઓમાં નીચે પ્રમાણે બેઠકો અનામત રાખવામાં આવશે :

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ...૩૦ | મધ્ય પ્રાંતો | ...૨૦ |
| સિંધ સાથે મુંબઈ | ...૧૫ | આસામ | ...૭ |
| પંજાબ | ...૮ | બંગાળા | ...૩૦ |
| બિહાર અને ઓરિસ્સા | ...૧૮ | સંયુક્ત પ્રાંતો | ...૨૦ |

કુલ ૧૪૮

વડા પ્રધાનના ચુકાદામાં પ્રાંતિક ધારાસભાઓ માટે સભ્યોની કુલ સંખ્યા જે નક્કી કરવામાં આવી છે તેના આધારે જ આ સંખ્યા ઠરાવેલી છે.

## ચૂંટણીની પદ્ધતિ

(૨) આ બેઠકો માટેની ચૂંટણી સંયુક્ત મતદારીના ધોરણે નીચેની પદ્ધતિએ થશે : કોઈપણ વિભાગના સામાન્ય મતદારસંઘમાં નોંધાયલા દલિત વર્ગના સઘળા મતદારોનું એક અલગ 'મતદાર મંડળ' બનશે. આ મતદાર મંડળનો દરેક મતદાર એકએક મત આપી દલિત વર્ગ માટે અનામત રાખેલી દર એક બેઠક માટે ચાર ઉમેદવારોની ચૂંટણી કરશે. જે ચાર ઉમેદવારોને આ પ્રાથમિક ચૂંટણીમાં સૌથી વધારે મત મળ્યા હશે તે સામાન્ય ચૂંટણીમાં ચુંટાવા માટે ઉમેદવારી કરી શકશે.

(૩) મધ્યસ્થ ધારાસભામાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વ માટે પણ પ્રાંતિક ધારાસભામાં તેમના પ્રતિનિધિત્વ માટે ઉપરની કલમ (૨) માં જણાવેલી પદ્ધતિ મુજબની પ્રાથમિક ચૂંટણી અનુસાર અનામત બેઠકો રાખી, સંયુક્ત મતદારીના સિદ્ધાંત મુજબ ચૂંટણી થશે.

(૪) બ્રિટિશ હિંદના સામાન્ય મતદાર સંઘો માટે ઠરાવવામાં આવેલી મધ્યસ્થ ધારાસભા માટેની બેઠકોના ૧૮ ટકા જેટલી બેઠકો તે ધારાસભામાં દલિત વર્ગો માટે અનામત રાખવામાં આવશે.

(૫) પ્રાંતિક તેમ જ મધ્યસ્થ ધારાસભાની ચૂંટણી માટે ઊભા રહેનારા ચાર ચાર ઉમેદવારોની પ્રાથમિક ચૂંટણીની ઉપર જણાવેલી પદ્ધતિ, જો કલમ (૬) માં જણાવેલી આપસઆપસની સમજૂતી અનુસાર વહેલી બંધ કરવામાં ન આવે તો, પહેલાં દશ વર્ષને અંતે બંધ થશે.

(૬) આ કરાર સાથે સંબંધ ધરાવતા વર્ગો આપસ આપસની સમજૂતી અનુસાર ફેરફાર ન કરે ત્યાંસુધી પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાઓમાં દલિત વર્ગના પ્રતિનિધિત્વની પદ્ધતિ કલમ (૧) થી ૪ માં જણાવ્યા મુજબ રહેશે.

(૭) મધ્યસ્થ તેમ જ પ્રાંતિક ધારાસભા માટે દલિત વર્ગોની લાયકાત લોથિયન હેવાલમાં જણાવ્યા મુજબ રહેશે.

(૮) સ્થાનિક સંસ્થાઓ માટેની ચૂંટણી કે જાહેર નોકરીઓ માટેની નિમણૂક કરવામાં કોઈ પણ વ્યક્તિને તે દલિત વર્ગની હોવાના કારણે નાલાયક ગણવામાં નહિ આવે. જાહેર નોકરીઓ માટે ઠરાવેલું કેળવણીની લાયકાતનું ધોરણ ધ્યાનમાં રાખી દલિત વર્ગોનું યોગ્ય પ્રમાણ જાળવવા માટે પૂરેપુરો પ્રયત્ન કરવામાં આવશે.

(૯) દરેક પ્રાંતમાં કેળવણીને માટે ખર્ચવાની રકમમાંથી દલિત વર્ગના લોકોને કેળવણીની સગવડો પૂરી પાડવા અર્થે જરૂરી રકમ અલગ કાઢવામાં આવશે.

આ કરારમાંથી ‘ દલિત ’ વર્ગોના પ્રાંતિક ધારાસભાઓમાં પ્રતિનિધિત્વને લગતા ભાગનો ગ્રેટબ્રિટનના વડા પ્રધાને સ્વીકાર કર્યો છે. બાકીની બાબતો સંબંધે, બ્રિટિશ સરકારનું વલણ, તા. ૨૬મી સપ્ટેમ્બરે વડી ધારાસભામાં હોમ મેમ્બર મિ. હેગે કરેલા નીચેના નિવેદન ઉપરથી સ્પષ્ટ થશે.

‘ ગયા ઑગસ્ટ માસની ૪થી તારીખના સરકારના કોમી ચુકાદામાં જાહેર કરેલી સામાન્ય મતદાર વિભાગો તેમ જ દલિત વર્ગોના ખાસ મતદાર વિભાગોની પદ્ધતિને બદલે નવી ધારાસભાઓમાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વ તથા તેમના હિતને લગતી બીજી કેટલીક બાબતો સંબંધી દલિત વર્ગોના તેમ જ બાકીની હિંદુ કોમના આગેવાનો વચ્ચે સમાધાનીનો કરાર થયો છે, એ જાણી નામદાર શહેનશાહની સરકારને ખૂબ સંતોષ થયો છે. આ કરારમાં અનામત બેઠકો પૂરવાની પદ્ધતિ સંબંધી કેટલીક અગત્યની શરતો ઠરાવી, દલિત વર્ગો માટે બેઠકો અનામત રાખી સામાન્ય મતદાર વિભાગોની યોજના કરવામાં આવી છે. સરકારે પોતાના ચુકાદામાં, સઘળી કોમો વચ્ચે નક્કી થયેલા કરારના અભાવે, દલિત વર્ગોનું હિત નવી ધારાસભાઓમા બરાબર જળવાઈ રહે એ માટે યોગ્ય સલામતીવાળી યોજના કરવાની જ દૃષ્ટિ રાખી હતી.

નામદાર શહેનશાહની સરકાર સમક્ષ રજૂ કરવામાં આવેલી યોજના આ હેતુ માટે પૂરતી છે, એમ દલિત વર્ગો તેમ જ બીજા હિંદુઓના પ્રતિનિધિઓની માન્યતા હોવાથી ચુકાદાના ૪થા ફકરામાં જણાવેલી પદ્ધતિ અનુસાર, તેના ૯મા ફકરાની કલમોને બદલે પ્રાંતિક ધારાસભામાં પ્રતિનિધિત્વને લગતી કરારની કલમો સ્વીકારવા માટે સરકાર યોગ્ય વખતે પાર્લામેન્ટને ભલામણ કરશે.

નામદાર શહેનશાહની સરકારના ચુકાદામાં નક્કી કરેલી સામાન્ય બેઠકોની સંખ્યામાં દલિત વર્ગો માટે ખાસ રાખેલી બેઠકોની સંખ્યા ઉમેરતાં જે સંખ્યા થાય તેટલી સંખ્યા દરેક પ્રાંતમાં દલિત વર્ગો માટે અનામત બેઠકો સાથેની સામાન્ય બેઠકોની રહેશે, એ સમજી લેવાનું છે.

નામદાર શહેનશાહની સરકારના ધ્યાનમાં છે કે આ કરારમાં ગયા ઑગસ્ટ માસની ૪થી તારીખના ચુકાદાની મર્યાદા બહારની કેટલીક બાબતો સમાયલી છે.

કલમ (૮) અને (૯) માં સમાયલી બાબતો સામાન્ય મુદ્દા સંબંધની હોઈ એની સફળતાનો આધાર, મુખ્યત્વે કરીને, બંધારણ કેવી રીતે અમલમાં મુકાય છે એના ઉપર રહેશે. પરંતુ આ કલમો ઉચ્ચ વર્ગના હિંદુઓ તરફની દલિત વર્ગના હિંદુઓને સ્પષ્ટ કબૂલાત છે એ બાબત નામદાર શહેનશાહની સરકાર ધ્યાનમાં રાખે છે.

કરારમાંના બે મુદ્દા ચુકાદાની મર્યાદાની બહાર છેઃ (૧) કરારમાં જણાવેલું છે કે દલિત વર્ગો માટે મતદારીની લાયકાત મતદાર (લૉર્ડ લોધિયનની) કમિટીની ભલામણ અનુસાર હોવી જોઈએ. એટલું તો સ્પષ્ટ છે કે દલિત વર્ગો માટે અને સામાન્ય રીતે બધા હિંદુઓ માટે મતદારની લાયકાતનું ધોરણ, જ્યારે બીજી કોમો માટેનું ધોરણ ઠરાવવામાં આવે ત્યારે જ નક્કી કરી શકાય. આ આખા મુદ્દા વિષે અત્યારે નામદાર શહેનશાહની સરકાર વિચાર ચલાવી રહી છે. (૨) મધ્યસ્થ ધારાસભામાં દલિત વર્ગોના પ્રતિનિધિઓ ચૂંટવા સંબંધે કરારમાં ખાસ પદ્ધતિ યોજવામાં આવી છે. આ મુદ્દો અપાયલા ચુકાદાની મર્યાદાની બહાર છે. વળી ધારાસભાની ચૂંટણી માટેની પદ્ધતિનો અત્યારે વિચાર ચાલી રહ્યો હોઈ કોઈ પણ જાતના અધુરા નિર્ણય ઉપર આવી શકાય નહિ. આ બે મુદ્દાઓ વિષે જણાવવામાં આવેલી બાબતો ઉપરથી એમ નથી સમજવાનું કે નામદાર શહેનશાહની સરકાર કરારમાં સૂચવવામાં આવેલી બાબતોની વિરુદ્ધ છે; પણ એટલું જ સમજવાનું કે હજી આ મુદ્દાઓ વિષે વિચારણા ચાલી રહી છે. ગેરસમજ થતી અટકાવવા સારુ જણાવવામાં આવે છે કે બ્રિટિશ હિંદના સામાન્ય મતદારસંઘો માટે ઠરાવેલી મધ્યસ્થ ધારાસભાની બેઠકોના ૧૮ ટકા જેટલી બેઠકો દલિત વર્ગો માટે અનામત રાખવામાં આવશે, એ મુદ્દો દલિત વર્ગો અને બીજા હિંદુઓ વચ્ચેના એક કરાર તરીકે સરકાર ગણશે."

આ કરારનો વિચાર 'દલિત' વર્ગોની દૃષ્ટિએ કરવો જોઈએ એ દેખીતુ છે. કારણકે એ વર્ગને જ અન્યાય થયેલો છે. ધાર્મિક તથા સામાજિક બાબતોમાં હિંદુઓનું સમાજ-શાસ્ત્ર તેમના માર્ગમાં કેટલીક મુશ્કેલીઓ મૂકે છે તેમ છતાં એ ધ્યાનમાં રાખવાનું છે કે આ મુશ્કેલીઓ દૂર કરવામાં હિંદુ સુધારકોએ જ મોટામાં મોટો ભાગ ભજવ્યો છે.

'દલિત' વર્ગોની દૃષ્ટિએ કરારનો વિચાર કરતાં જણાશે કે તેમને પોતાના હિંદુ ભાઈઓ તરફથી પ્રાંતિક ધારાસભાઓમાં બ્રિટિશ સરકારે આપેલી બેઠકો કરતાં બમણી બેઠકો મળી છે. આપણે આપણા દેશબંધુઓ તરફ પરદેશીઓના કરતાં વધારે ન્યાયી અને વિવેકી થવું જોઈએ, એ સ્વાભાવિક ગણાય. એટલે, આ બાબતમાં ખાસ અભિમાન લેવાપણું નથી. પણ 'દલિત' વર્ગના ફરિયાદ કરી શકે એવા જે લોકો અત્યાર સુધી ઉચ્ચ વર્ગના હિંદુઓના વલણ તથા હેતુઓ વિષે શંકાશીલ હતા, એમણે ધ્યાનમાં રાખવાનું છે કે બ્રિટિશ સરકારે એમને શું આપ્યું અને સમસ્ત હિંદુ કોમે શું આપવાનું ઠરાવ્યું. એમણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે બ્રિટિશ સરકારે તેમને મધ્યસ્થ ધારાસભામાં બેઠકો, જાહેર નોકરીમાં નિમણૂકો અને કેળવણીની સગવડો સંબંધે કોઈ જાતનાં વચન આપ્યાં નથી. આ બાદ રખાયલા મુદ્દાઓ આંતરવર્ગીય હિંદુ કરારમાં સમાવવામાં આવ્યા છે.

વડા પ્રધાનની 'નિર્ણિત વસ્તુ' કેટલાક પ્રમાણમાં 'અનિર્ણિત' બની ગઈ છે.

હિંદુઓના કોઈ પણ વર્ગ માટે અનામત બેઠકો તથા મતદારસંઘોનો ગાંધીજીએ અત્યાર સુધી દરેક વખતે વિરોધ કર્યો છે; કારણકે એ બન્ને હિંદુ સમાજના ભાગલા

પાડનાર છે, પણ આ વાટાઘાટ દરમ્યાન તેમણે દલિતવર્ગો માટે અનામત બેઠકો રાખવાની વાત એક કામચલાઉ પગથિયા તરીકે સ્વીકારી છે. એટલે, કરારના આ મુદ્દા સામે તેમની દૃષ્ટિએ તો કાંઈ કહેવાનું ન હોઈ શકે. અમે પણ આપણા ભાઈઓ માટે અમુક વખત માટે બેઠકો અનામત રાખવામાં આવે તેમાં વિરોધ કરતા નથી. પણ આ રીતે અનામત બેઠકો રાખવાનું ધોરણ આપોઆપ નીકળી જાય એવી કોઈ ચોક્કસ મુદત ઠરાવવામાં આવી હોત તો આ કરાર રાષ્ટ્રીય તેમ જ પ્રજાતંત્રની દૃષ્ટિએ વધારે સંતોષજનક ગણાત. આ બાબતમાં બ્રિટિશ સરકારનો નિર્ણય રાષ્ટ્રીય તેમજ પ્રજાતંત્રની દૃષ્ટિએ વધારે સંતોષજનક હતો; કારણકે તે મુજબ 'દલિત' વર્ગને અપાયલી દરેક ખાસ સગવડ મોડામાં મોડી વીસ વર્ષને અંતે નીકળી જવાની હતી, પણ એ ધ્યાનમાં રાખવા જેવું છે કે 'દલિત' વર્ગો સાથે લાગેવળગે છે ત્યાં સુધી આ કરારમાંની અનામત બેઠકો રાખવાની મુદત બ્રિટિશ સરકારના નિર્ણય કરતાં વધારે વિવેકભરી છે; કારણકે, આ કરાર અનુસાર, તે વર્ગના લોકો જ્યાંસુધી એનો અંત લાવવાનું કબૂલ ન કરે ત્યાંસુધી આ અનામત બેઠકો ચાલુ રહેવાની.

અનામત બેઠકો વધારે લાંબો વખત ચાલુ રાખવાનું રાષ્ટ્રીય તેમ જ પ્રજાતંત્રની દૃષ્ટિએ વાજબી નથી; એટલું જ નહિ પણ 'દલિત' વર્ગની પ્રગતિ તથા હિતની દૃષ્ટિએ પણ નુકસાનકારક છે. અનામત રાખવાની રીત તો એક ટેકા જેવી છે. વસ્તીનો કોઈ પણ વર્ગ ટેકા સિવાય જેટલો વહેલો કામ ચલાવે એટલું સારું, ઘોડીઓ તો લંગડાને માટે જ હોય. જ્યારે લોકો ઘોડીઓ સિવાય ચાલી શકતા હોય ત્યારે તેના આધારે લોકોને ચાલતા રાખવા એ તેમની સેવા નહિ પણ અસેવા કરવા સમાન છે. જ્યાં સુધી સમાજનો કોઈ પણ વર્ગ એમ જાણતો હશે કે પોતે બીજા વર્ગો કરતાં ઓછી લાયકાત કે શક્તિવાળો હોવા છતાં પોતાને કેટલાક હક અને છૂટછાટો છે, ત્યાં સુધી તે બીજા વર્ગો જેટલો લાયક થવા પૂરેપુરો પુરુષાર્થ નહિ કરે અથવા નહિ કરી શકે.

વધારામાં જ્યાં સુધી અનામત બેઠકોનું અસ્તિત્વ છે ત્યાંસુધી હિંદુ કોમના બન્ને વિભાગો વચ્ચે એકબીજા પ્રત્યે અવિશ્વાસ અને શંકા નજરે પડવાનાં. એકબીજાના મનમાંથી વિશ્વાસનો આ અભાવ અને તેનાં બાહ્ય લક્ષણો જેટલાં વહેલાં નાબૂદ થાય એટલી હિંદુ સમાજ માટે સારી વાત છે. હિંદુ કોમે થોડામાં થોડી મુદતમાં એકતા પ્રાપ્ત કરવી જોઇએ.

'દલિત' વર્ગો માટે જુદા મતદારવિભાગો સામે ગાંધીજીને પહેલેથી વાંધો હતો. આ વાંધાવાળી વસ્તુ જ પરોક્ષ રીતે આ કરારનો એક મુદ્દો બની છે; કારણ કે એમાં નક્કી થયા મુજબ પોતાને અપાયલી દર એક બેઠક માટે ચાર ઉમેદવારોની ચૂંટણી 'દલિત' વર્ગોએ એકલાએ જ કરવાની છે; જ્યારે સંયુક્ત ચૂંટણીનો આશ્રય તો આ ચારમાંથી એકની ચૂંટણી કરવા અર્થે જ લેવાવાનો છે. સંતોષની વાત છે કે કરારની આ વસ્તુ મોડામાં મોડી દશ વર્ષને અંતે આપોઆપ બંધ પડવાની છે.

સમાધાન કાંઈ પૂરેપુરાં સંતોષદાયક હોતાં નથી. આ કરારમાં જે કાંઈ પણ ઉણપો હશે તે સુધારવાની વાત હિંદુ કોમના હાથની છે. અમને આનંદ થાય છે કે આ કરારને પરિણામે મહાત્મા ગાંધીજી પોતાના ઉપવાસ છોડી શક્યા છે.×

× 'મૉડર્ન રિવ્યુ', ઑક્ટોબર–૧૯૩૨.

# યરોડાના કરાર-એકતાનું પગથિયું

વડા પ્રધાનના કોમી ચુકાદાએ આખી હિંદી કોમના ભાગલા પાડી નાખ્યા, અને ખાસ કરીને 'દલિત' વર્ગોનું અલગ મતદાર મંડળ બનાવી હિંદુ સમાજમાં ભારે ફાચર મારી. પણ ગાંધીજીના ઉપવાસને પરિણામે યરોડાના (જેને ખોટી રીતે પૂનાના કહેવાય છે) કરાર થયા અને 'દલિત' વર્ગ હિંદુ કોમના એક અખંડ અંગ તરીકે કાયમ રહ્યો.

યરોડાના કરારનો ઉપર ઉપરથી અભ્યાસ કરનારને એમ લાગવાનું કે એને પરિણામે કોમી તત્ત્વ નાબુદ કરી શકાયું નથી; પણ જો એની પાછળ રહેલી ભાવનાનો વિચાર કરીશું તો આપણને જરૂર જુદી વસ્તુસ્થિતિ માલમ પડશે.

આ કરાર ઘડવાનો મુખ્ય હેતુ હિંદુ કોમને વહેંચાઈ જતી અટકાવવાનો હોઇ એ ઘણા મોટા પ્રમાણમાં સફળ થયો છે. કારણ કે, એમાં દાખલ કરવામાં આવેલી પ્રાથમિક ચૂંટણીની પ્રથા મોડામાં મોડી દશ વર્ષે બંધ થઈ જવાની છે. વડા પ્રધાનના કોમી ચુકાદામાં આ પદ્ધતિ તેમ જ અનામત બેઠકોની પદ્ધતિ મોડામાં મોડી દશ વર્ષે બંધ થાય એવી યોજના હતી; પણ એનો પાયો અલગ પ્રતિનિધિત્વના સિદ્ધાંત ઉપર રચાયો હોવાના કારણે અનિષ્ટ વાતાવરણનો જન્મ થવા વગર રહેત જ નહિ અને કદાચ વીસ વર્ષે 'દલિત' વર્ગોમાં એવી મનોદશા ઊભી થઇ હોત કે આપણે હિંદુ તરીકે ગણાવું જ નથી; ભલે અલગ કોમ તરીકે રહીએ.

યરોડાના કરારની સામે બીજી દલીલ એ કરવામાં આવે છે કે એમાં યોજવામાં આવેલી અનામત બેઠકો કેટલી મુદત સુધી રાખવામાં આવશે, એ ચોક્કસ કરેલું નથી; પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યાંસુધી 'દલિતો' પોતે એ રદ કરવાનું ન ઠરાવે ત્યાંસુધી તે કાયમ રહેશે. દલીલ તરીકે આ વાંધો વાજબી લાગે. કારણકે વડા પ્રધાનના કોમી ચુકાદામાં વીસ વર્ષે આ પ્રથાનો અંત આવવાનો હતો. અહીં આ બાબતમાં પણ કરારનો ભાવ વિચારીશું તો જણાશે કે એનો હેતુ હિંદુ કોમ સાથે જોડાવામાં પોતે વધારેમાં વધારે સલામત છે એની દલિતોને ખાતરી કરી આપવાનો હતો. વડા પ્રધાનના કોમી ચુકાદાએ વિષ તો રેડેલું જ હતું. એની અસર નાબૂદ કરીને એ જગાએ અમૃત સિંચવું એ સહેલું ન હતું. એટલે જ્યાં સુધી 'દલિતો'ને ખાતરી ન થાય ત્યાંસુધી આપણે તેમને આપણી શુભ નિષ્ઠાનો અનુભવ કરાવવો જ રહ્યો. આ કરાર સ્વીકારીને અન્ય હિંદુ કોમે એવી જવાબદારી ઉપાડી લીધી છે કે પોતે 'દલિત' વર્ગોને ઓછામાં ઓછા વખતમાં પોતાના કરી લેવા માટે પ્રયત્ન કરશે. અનામત બેઠકોની પદ્ધતિ અમર્યાદિત વખત માટે છે એનો અર્થ એ છે કે આપણામાં જેટલી શુભ નિષ્ઠા હશે એટલી વહેલી એ બંધ થશે. જે દિવસે 'દલિતો'ને ખાતરી થશે કે આપણને હિંદુઓએ સ્વજનો તરીકે સ્વીકારી લીધા તે દિવસે એમને અનામત બેઠકોવાળા ગણાઇ પોતાની તરફ આંગળી ચીંધાવવી એ શરમાવનારું લાગશે. આ દિવસ વહેલો લાવવો એ ઉચ્ચ વર્ગના હિંદુઓના હાથની વાત છે. એટલે ટીકાને બદલે પ્રયત્ન જ આ દિશામાં વધારે ફળદાયી થઈ પડશે એમ અમારું માનવું છે.

યરોડાના કરાર એ માત્ર બે પક્ષો વચ્ચેના વેપારી કરાર નથી, પણ અંતરના કરાર હોઈ એની અસર દેશના ચારે ખૂણામાં પહોંચી છે. એવી લાગણી જાહેર કરવામાં આવી

છે કે 'દલિત' શબ્દને વધારે પડતું મહત્ત્વ સરકારે પોતાના ચુકાદામાં આપ્યું છે. અને આપણે એ મહત્ત્વ આપણા કરારમાં સ્વીકારવું પડ્યું છે. આથી આખા દેશમાં 'દલિત' તરીકે પોતાને ગણાવવા કયા વર્ગના લોકો તૈયાર છે, એની ગણતરી કરવી અને એટલા જ વર્ગોને પોતાની સંખ્યાના પ્રમાણમાં અનામત બેઠકો તથા પ્રાથમિક ચૂંટણીની રાહત આપવી. આ પ્રવૃત્તિ ખરેખર આવકારદાયક છે. આવી ગણતરી વખતે બહુ ઓછા લોકો પોતાને 'દલિત' કહેવરાવવા તૈયાર થશે. અને એટલા પ્રમાણમાં કરારમાં ફરજિયાત દાખલ કરવાં પડેલાં અનિષ્ટો મટી જશે. આ ગણતરી એકલા 'દલિતો'ના પ્રશ્નનો નિકાલ લાવનાર જ નહિ નીવડે, પણ સંયુક્ત કે અલગ મતદારીના પ્રશ્નનો નિકાલ લાવનારી પણ નીવડશે. કારણ કે, જો આજે આખા હિંદમાં પ્રજામત લેવામાં આવે તો નજીવી સંખ્યા જ પોતાને પાંગળાના વર્ગમાં ગણાવી અલગ મતદારીના ટેકા ઉપર જીવવાનું પસંદ કરશે.

આ જાતનું વાતાવરણ આજે હિંદમાં વ્યાપેલું છે, એ શુભ ચિહ્ન છે. આપણને ખબરો મળે છે કે હિંદી ખ્રિસ્તીઓએ પોતે દેશની અન્ય કોમો સાથે જ જીવવાનું વધારે પસંદ કર્યું છે. અલગ અલગ ભાગલા પાડીને રહેવું એમાં સમગ્ર હિંદની કલ્પના અશક્ય છે અને બધા વર્ગો એક પછી એક પાંગળા બની જવાનો સંભવ પૂરેપુરો રહે છે. આથીયે વધારે સંતોષની વાત તો એ છે કે આપણા યુરોપિયન મિત્રો પણ આવા વિચારો સેવી રહ્યા છે. થોડા જ દિવસો ઉપર કેટલાક આગેવાન યુરોપિયનોએ નિવેદન બહાર પાડ્યું છે કે જે યુરોપિયનો અલગ મતદાર સંઘમાંથી નીકળી જવા ઇચ્છતા હોય તેમણે સહી કરનારાઓને જણાવવું. આ વાતાવરણના પરિણામે જે શાંતિ અને એકતા થશે એની તો આજે આપણે કલ્પના જ કરી શકીએ. આ વાતાવરણ હિંદીઓ પોતે એક છે અને બધાએ જીવવાનું કે મરવાનું સાથે જ પસંદ કરવું જોઇએ, એ પાયા ઉપર જન્મેલું છે.

થોડા મુસ્લિમ ભાઇઓના મનમાંથી હજી શંકાનું નિવારણ થયું નથી, એ જરા મુશ્કેલ વસ્તુસ્થિતિ છે; પરંતુ અલ્લાહાબાદ ખાતે થયેલી કોમી સમજૂતી એ શંકાનિવારણની દિશામાં શુભ પગલાંની આગાહી સૂચવે છે. મુસલમાનોમાં પણ શિયા કોમ તો બીનશરતે સંયુક્ત મતાધિકાર સ્વીકારવા તૈયાર છે જ અને સંપૂર્ણ અલગ મતાધિકારનો આગ્રહ રાખતા વર્ગમાંથી પણ મૌ. શૌકતઅલી જેવા આગેવાનો આજે સમાધાનના વલણવાળા થયા છે એ હિંદની પ્રગતિનાં સૂચક છે. આ બધું યરોડાના કરારરૂપી વૃક્ષનાં જ ફળ છે, એની કોણ ના કહી શકશે?

આ કરારનો વિચાર માત્ર ટીકાકારની દષ્ટિએ જ ન કરતાં એનાં દૂરગામી પરિણામો–જેમાંનાં થોડાંની ઝાંખી તો આપણને થઈ ચૂકી છે–નજર સમક્ષ રાખી કરીશું તો જણાશે કે એના પાયામાં એકતાની ભાવના રહેલી છે, અને જે કાંઈ બાંધછોડ કરવી પડી છે તે તો માત્ર રેડાયલા વિષની અસર દૂર કરવા પૂરતી જ છે. વખત જતાં બાંધછોડનું વાતાવરણ અદશ્ય થશે અને કરાર આપણી શુભ નિષ્ઠાના પ્રતીક તરીકે સ્થાન પામશે.

# ગુજરાતમાં હિંદુઓ અને હરિજનોની વસ્તી

| વિભાગ | હિંદુઓ | જૈનો | કુલ | હરિજનો | ટકા (હરિજનોના) |
|---|---|---|---|---|---|
| અમદાવાદ જિલ્લો | ૭,૪૯,૦૯૫ | ૩૫,૪૪૮ | ૭,૮૪,૫૪૩ | ૮૪,૦૭૩ | ૧૧ |
| ખેડા જિલ્લો | ૬,૧૩,૧૫૯ | ૬,૩૩૮ | ૬,૧૯,૪૯૭ | ૩૮,૨૮૮ | ૬ |
| પંચમહાલ જિલ્લો | ૩,૩૩,૧૦૬ | ૧,૮૧૩ | ૩,૩૪,૯૧૯ | ૧૫,૮૭૪ | ૫ |
| ભરૂચ જિલ્લો | ૨,૨૭,૨૨૦ | ૩,૨૨૫ | ૨,૩૦,૪૪૫ | ૨૧,૩૫૪ | ૯ |
| સુરત જિલ્લો | ૫,૦૯,૯૮૦ | ૧૦,૨૪૪ | ૫,૭૦,૨૨૪ | ૩૪,૯૯૧ | ૬ |
| કુલ બ્રિટિશ ગુજરાત | ૨૫,૩૨,૫૬૦ | ૫૭,૦૬૮ | ૨૫,૮૯,૬૨૮ | ૧,૯૪,૫૮૫ | ૭·૫ |
| ખંભાતનું રાજ્ય | ૫૯,૩૭૦ | ૨,૭૬૨ | ૬૨,૧૩૨ | ૧૫,૯૮૭ | ૨૫ |
| પાલણપુર એજન્સી | ૪,૪૯,૩૩૯ | ૨૭,૭૭૬ | ૪,૭૭,૧૧૫ | ૪૬,૮૬૯ | ૧૦ |
| મહીકાંઠા એજન્સી | ૪,૧૬,૬૧૫ | ૯,૬૧૪ | ૪,૨૬,૨૨૯ | ૨૧,૮૬૬ | ૫ |
| રેવાકાંઠા એજન્સી | ૬,૬૯,૦૪૮ | ૧,૬૧૫ | ૬,૭૦,૬૬૩ | ૨૮,૭૭૩ | ૪·૫ |
| સુરત એજન્સી | ૧,૬૪,૮૯૩ | ૧૭૫ | ૧,૬૫,૦૬૮ | ૧૩,૯૨૦ | ૮·૫ |
| કુલ નાનાં દેશીરાજ્યો | ૧૭,૫૯,૨૬૫ | ૪૧,૯૪૨ | ૧૮,૦૧,૨૦૭ | ૧,૨૭,૪૧૫ | ૮ |
| વડોદરા સિવાય કુલ ગુજરાત | ૪૨,૯૧,૮૨૫ | ૯૯,૦૧૦ | ૪૩,૯૦,૮૩૫ | ૩,૨૨,૦૦૦ | ૭·૫ |
| વડોદરાનું રાજ્ય | ૨૧,૫૨,૦૭૧ | ૪૮,૪૦૮ | ૨૨,૦૦,૪૭૯ | ૨,૦૩,૦૪૩ | ૯ |
| કુલ ગુજરાત | ૬૪,૪૩,૮૯૬ | ૧,૪૭,૪૧૮ | ૬૫,૯૧,૩૧૪ | ૫,૨૫,૦૪૩ | ૮ |
| કાઠિયાવાડ | ૨૦,૯૯,૭૩૦ | ૧,૦૪,૪૫૯ | ૨૨,૦૪,૧૮૯ | ૧,૭૮,૦૬૩ | ૮ |
| કુલ | ૮૫,૪૩,૬૨૬ | ૨,૫૧,૮૭૬ | ૮૭,૯૫,૫૦૩ | ૭,૦૩,૧૦૬ | ૮·૫ |
| કુલ મુંબઈ ઇલાકો | ૨,૧૦,૨૮,૯૯૪ | ૪,૮૧,૩૪૨ | ૨,૧૫,૧૦,૩૩૬ | ૧૭,૧૯,૫૦૯ | ૮ |

ઉપરના આંકડા જોતાં સમજાશે કે આખા ગુજરાતમાં હરિજનોની વસ્તીનું પ્રમાણ આખા મુંબઈ ઇલાકાના જેટલું જ એટલે કે ૮·૫ ટકા છે. આ પ્રમાણ આખી હિંદુ વસ્તીનો ૧૨મો ભાગ થાય છે. સૌથી મોટું પ્રમાણ ખંભાત રાજ્યમાં ૨૫ ટકા જેટલું અને એનાથી ઊતરતું અમદાવાદ જિલ્લામાં ૧૧ ટકા જેટલું છે. ઓછામાં ઓછું પ્રમાણ રેવાકાંઠા એજન્સીમાં ૪·૫ ટકા અને એનાથી સહેજ વધારે પંચમહાલમાં ૫ ટકા છે. પણ આ બન્ને વિભાગોમાં બીજી 'દલિત' ગણાતી કોમનું પ્રમાણ ખૂબ વધારે છે એ ધ્યાનમાં રાખવાનું છે.

# ગુજરાતમાં હરિજનોના પેટાવિભાગોની વસ્તી

| વિભાગ | મહાર, હોલીઆ અને ઢેડ | ભંગી અથવા હલાલખોર હિંદુ | ચમાર, મોચીગર અને મોચી | કુલ | મુસલમાન હરિજનો |
|---|---|---|---|---|---|
| અમદાવાદ જિલ્લો | ૪૮,૬૫૫ | ૧૪,૪૪૮ | ૨૦,૯૭૦ | ૮૪,૦૭૩ | ૩૨ |
| ખેડા જિલ્લો | ૧૫,૩૮૩ | ૧૧,૮૪૭ | ૧૧,૦૫૮ | ૩૮,૨૮૮ | ... |
| પંચમહાલ જિલ્લો | ૬,૪૯૧ | ૫,૩૯૩ | ૩,૯૯૫ | ૧૫,૮૭૯ | ... |
| ભરુચ જિલ્લો | ૧૪,૨૬૯ | ૫,૬૪૧ | ૧,૪૪૪ | ૨૧,૩૫૪ | ... |
| સુરત જિલ્લો | ૨૮,૬૯૯ | ૧,૭૬૧ | ૪,૫૩૧ | ૩૪,૯૯૧ | ૨૯ |
| કુલ બ્રિટિશ ગુજરાત | ૧,૧૩,૪૯૭ | ૩૯,૦૯૦ | ૪૧,૯૯૮ | ૧,૯૪,૫૮૫ | ૬૧ |
| ખંભાતનું રાજ્ય | ૧૩,૬૭૫ | ૧,૬૧૩ | ૬૯૯ | ૧૫,૯૮૭ | ... |
| પાલણપુર એજન્સી | ૩૩,૩૦૧ | ૮,૯૩૭ | ૪,૬૩૧ | ૪૬,૮૬૯ | ... |
| મહીકાંઠા એજન્સી | ૧૬,૪૨૩ | ૪,૧૦૯ | ૧,૩૩૪ | ૨૧,૮૬૬ | ... |
| રેવાકાંઠા એજન્સી | ૧૬,૨૦૩ | ૭,૪૦૮ | ૫,૧૬૨ | ૨૮,૭૩૩ | ... |
| સુરત એજન્સી | ૧૩,૨૮૦ | ૧૧૫ | ૫૨૫ | ૧૩,૯૨૦ | ... |
| કુલ નાનાં દેશીરાજ્ય | ૯૨,૮૮૨ | ૨૨,૧૮૨ | ૧૨,૩૫૧ | ૧,૨૭,૪૧૫ | ... |
| વડોદરા સિવાય કુલ ગુજરાત | ૨,૦૬,૩૭૯ | ૬૧,૨૭૨ | ૫૪,૩૪૯ | ૩,૨૨,૦૦૦ | ૬૧ |
| કાઠિયાવાડ | ૧,૨૦,૨૭૨ | ૨૪,૦૬૨ | ૩૩,૭૨૯ | ૧,૭૮,૦૬૩ | ૩ |
| કુલ. | ૩,૨૬,૬૫૧ | ૮૫,૩૪૪ | ૮૮,૦૭૮ | ૫,૦૦,૦૬૩ | ૬૪ |
| વડોદરાનું રાજ્ય | જુદા આંકડા | મળ્યા | નથી | ૨,૦૩,૦૪૩ | જુદા આંકડા નથી. |
| કુલ | | | | ૭,૦૩,૧૦૬ | ૬૪ |
| મુંબઈ ઇલાકો–કુલ | ૧૩,૩૭,૪૬૩ | ૯૯,૭૨૦ | ૨,૮૨,૩૨૪ | ૧૭,૧૯,૫૦૭ | ૨૨,૦૨૭ |

# મેથર

કે બોલે તોમારે, બન્ધુ,' અસ્પૃશ્ય અશુચિ ?
શુચિતા ફિરિ છે સદા તોમારિ પિછને;
તુમિ આછો, ગૃહવાસે તાઇ આછે રુચિ,
નહિલે માનુષ બુઝિ ફિરે જેતો વને.

શિશુજ્ઞાને સેવા તુમિ કરિતે છો સબે,
ઘુચાઇ છો રાત્રિ દિન સર્વ ક્લેદ ગ્લાનિ !
ઘૃણાર નાહિક કિછુ સ્નેહેર માનવે;
હે બન્ધુ ! તુમિઇ એકા જેનેછો સે બાણી

નિર્વિચારે આવર્જના વહો અહર્નિશ,
નિર્વિકાર સદા શુચિ તુમિ ગઙ્ગાજલ !
નીલકંઠ કરેછેન પૃથ્વીરે નિર્વિષ;
આર તુમિ ? તુમિ તારે કરેછો નિર્મલ.

એસો બન્ધુ, એસો વીર, શક્તિ દાઓ ચિતે—,
કલ્યાણેર કર્મ કરિ, લાઞ્છના સહિતે.

શ્રી સત્યેન્દ્રનાથ દત્ત

---

# મહેતર[1]

કો કહે તમોને, બંધુ, અસ્પૃશ્ય અશુચિ,
શુચિતા તમારી પૂંઠે રાત્રિદિન ભમે;
તમો છો, તો ગૃહવાસે રહી હજી રુચિ,
નહિ તો માણસો પાછાં ચાલ્યાં જાત વને.

શિશુ જાણી સેવા તમો કરો સહુ કોની
નિવારો છો રાત્રિદિન સર્વ ક્લેદ ગ્લાનિ !
સ્નેહપાત્ર માનવોમાં ઘૃણા કરો શાની ?—
હે બંધુ, તમે જ એક જાણી છે એ વાણી.

આનાકાની વિના વહો મેલું અહોનિશ,
નિર્વિકાર સદા શુચિ તમે ગંગાજલ !
નીલકંઠે કરી આખી પૃથ્વીને નિર્વિષ;
અને તમે ? તમે તેને કરી છે નિર્મલ.

આવો બંધુ, આવો વીર, શક્તિ દેજો મને,—
કલ્યાણનાં કામો કરી લાંછન સહેવાને.

શ્રી સત્યેન્દ્રનાથ દત્ત

# કર્મફળ

[ કવિવર રવીન્દ્રનાથની 'ગીતાંજલી' માંની આ કવિતા અસ્પૃશ્યતાની હાલની ચર્ચામાં ધ્યાન ખેંચે તેવી છે:— ]

૧

હે મોર દુર્ભાગા દેશ, જાહેર કરો છો અપમાન,
અપમાને હોતે હોબે તાહાદેર સબાર સમાન.
માનુષેર અધિકારે
વંચિત કરે છો જારે,
સમ્મુખે દાંડાઇ રેખે તબુ કોલે દાઓ નાઇ સ્થાન,
અપમાને હોતે હોબે તાહાદેર સબાર સમાન.

૨

માનુષેર પરશેરે પ્રતિદિન ઠેકાઇવા દૂરે
ઘૃણા કરિયાછો તુમિ માનુષેર પ્રતિર ઠાકુરે
વિધાતાર રુદ્રરોષે
દુર્ભિક્ષેર દ્વારે બસે
ભાગ કરે ખેતે હોબે સકલેર સાથે અન્નપાન
અપમાને હોતે હોબે તાહાદેર સબાર સમાન

૩

તોમાર આસન હોતે જેથાય તાદેર દિલેઠેલે
સેથાય શક્તિરે તબ નિર્બાસન દિલે અવહેલે
ચરને દલિત હોયે
ધૂલાય સે જાય બયે
સેઇ નિમ્ને નેમે એશો નહિલે નાહિરે પરિત્રાણ
અપમાને હોતે હોબે આજિ તારે સબાર સમાન.

૪

જારે તુમિ નીચે ફેલાસે તોમારે બાંધિછે જે નીચે
પશ્ચાતે રેખેછો જારે સે તોમારે પશ્ચાતે ટાનિછે
અજ્ઞાનેર અન્ધકારે
આડાલે ઢાકિછો જારે
તોમાર મંગલ ઢાકિ ગડિછે સે ઘોર વ્યવધાન
અપમાને હોતે હોબે તાહાદેર સબાર સમાન,

૧

ઓ મારા અભાગી દેશ ! જેમનું તેં અપમાન કર્યું તે અપમાનમાં જ તારે સૌની સમાન થવું પડશે. મનુષ્યના અધિકારથી જેમને તેં વંચિત કર્યા છે, આંખ સામે ઊભા રાખ્યા છતાં જેમને તું ખોળામાં સ્થાન આપવાની ના પાડે છે—અપમાનમાં જ તારે એ સૌની સમાન થવું પડશે.

૨

માણસના સ્પર્શથી રોજરોજ દૂર ઠેલતો રહીને તેં મનુષ્યના અંતરમાં બિરાજતા રામને તરછોડયા છે. એ પાપે આજે વિધાતાના કોપાગ્નિમાં પડીને દુર્ભિક્ષને બારણે એ સૌની જોડે જ બેસીને રોટલાના ટુકડા વહેંચી ખાવાનો તને દિવસ આવશે—એ અપમાનમાં જ તારે એ સૌની સમાન થવું પડશે.

૩

તારે સ્થાનેથી તેં જ્યાં એમને ધકેલી દીધાં ત્યાં જ તેં તારી શક્તિને તરછોડીને દેશવટો દીધો. એ શક્તિ આજ પગતળે કચડાતી ધૂળમાં વહી રહી છે. એ જ ધૂળમાં નીચે ઊતરી આવ—એ સિવાય હવે તારે માટે બીજો તરણોપાય નથી. એ અપમાનમાં જ આજ તારે એ સૌની સમાન થવું પડશે.

૪

જેમને તું નીચે પછાડે છે તે તારા પગ બાંધશે, જેમને તું પાછળ રાખે છે તે તને પાછળ ખેંચી રાખે છે—જેમને તું અજ્ઞાનાંધકારમાં પૂરી રાખે છે તે જ તારું મંગલ ઢાંકનારો ઘોર પડદો થઇ પડયો છે. અપમાનમાં જ આજ તારે સૌની સમાન થવું પડશે.

૫

શતેક શતાબ્દિ ધરે નામે શિરે અસમ્માનભાર,
માનુષેર નારાયણે તબુઓ કરો ના નમસ્કાર!
તબુ નત કરિ આંખિ
દેખિબારે પાઓ નાકિ
નેમેછે ધૂલાર તલે હીન પતિતેર ભગવાન!
અપમાને હોતે હોબે સેથા તોરે સબાર સમાન.

૬

દેખિતે પાઓના તુમિ મૃત્યુ દૂત દાંડાયેછે દ્વારે,
અભિશાપ આંકિ દિલો તોમાર જાતિર અહંકારે!
સબારે જદિ ના ડાકો
એખનો સરિયા થાકો
આપનારે બેંધે રાખો ચૌદિકે જડાયે અભિમાન–
મૃત્યુ માઝે હોબે તબે ચિતાભસ્મે સબાર સમાન.

૫

સૈકાના સૈકાઓથી તેઓ અપમાનનો પોટલો માથે વહી રહ્યા છે છતાં આ મનુષ્યમાં રહેલા નારાયણને પ્રણામ કરવાની તને બુદ્ધિ થતી નથી—નીરખીને તું જોઈ શકતો નથી કે હીન પતિતનો પ્રભુ ધૂળમાં જ નીચે ઉતરી આવ્યો છે—અપમાનમાં જ આજ તારે એ સૌની સમાન થવું પડશે.

જોતો નથી મૃત્યુના દૂત તારે બારણે આવી ઊભા છે? જાતિઅહંકારને માટે વિધાતાએ સજા સંભળાવી દીધી છે. હજુ જો સૌને નહિ આવકારે, હજુ જો અળગો રહીશ, હજુયે જો પોતાને અભિમાનની અક્કડતામાં જકડી રાખીશ–તો મૃત્યુમાં–ચિતાની ભસ્મમાં–તારે સૌની સમાન થવું પડશે.×

× 'નવજીવન' વર્ષ ૨, અંક ૨૫ વધારો ૫ મો તા. ૯–૧૨–૧૯૨૦

# શૂદ્ર

શૂદ્ર મહાન્ ગુરુ ગરીયાન્
        શૂદ્ર અતુલ એ તિન લોકે,
શૂદ્ર રેખેછે[1] સંસાર, ઓ ગો !
        શૂદ્રે દેખોના વક્ર ચોખે[2] !
આદિ દેવતાર[3] ચરણેર ધૂલિ
        શૂદ્ર—એ કથા શાસ્ત્રે કહે,
આદિ દેવતાર પદરેણુ—કણા
        સકલ દેવતા માથાય[4] વહે.

વિધાતાર પાદ પદ્મેર રેણુ,
        ના કરિબે[5] શિરોધાર્ય કે વા ?
કે[6] સે દર્પિત—કે સે નાસ્તિક—
        શૂદ્રે બોલે રે કરિતે[7] સેવા ?
ગંગાર ધારા જે પદે ઉપજે
        તાહે ઉપજિલો[8] શૂદ્ર જાતિ,
પાવની ગંગા,—શૂદ્ર પાવન
        પરશ તાહાર[9] પુણ્ય—સાથી.

શૂદ્ર શોધન કરિછે ભુવન
        તાઇ[10]તાર ઠાંઇ[11]શ્રીપદમૂલે,
આપનારે[12] માની માનિયા સે કભુ[13]
        શિયરે[14] હરિર બસેના ભુલે
શુદ્ધ—સત્ત્વ પાવકેર મત[15]
        જગતેર ગ્લાનિ શૂદ્ર દહે
મહામાનવેર ગતિ સે મૂર્ત,
        શૂદ્ર કખનો[16] ક્ષુદ્ર નોહે.

શ્રી સત્યેન્દ્રનાથ દત્ત

૧ રાખ્યો છે. ૨ નજરે. ૩ દેવતાના-(ર) છઠ્ઠીનો પ્રત્યય. ૪ માથે. ૫ કરશે. ૬ કોણ એ. ૭ કરવાને. ૮ ઊપજ્યો. ૯ તેનો. ૧૦ તેથી. ૧૧ સ્થાન. ૧૨ પોતાને. ૧૩ કદી. ૧૪ માથે. ૧૫ પેઠે. ૧૬ કદી.

## સંતન જાત ન પૂછો–

સંતન જાત ન પૂછો નિરગુનિયાઁ
સાધ બ્રાહ્મણ, સાધ છત્તરી
સાધૈ જાતી બનિયાઁ;
સાધન માઁ છત્તીસ કૌમ હૈ
ટેઢી તોર પુંછનિયાઁ.
સાધૈ નાઉ, સાધૈ ધોબી
સાધ જાંતિ હૈ બરિયાઁ;
સાધન માઁ રૈદાસ સંત હૈં,
સુપચ ઋષિ સો ભંગિયાઁ,
હિંદુ તુર્ક દુઇ દીન બને હૈં
કછુ નૈંહી પહચનિયાઁ.

સાધુઓની જાત પૂછવી એ નકામું છે. કારણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય બધાય સાધના કરે છે. સાધનામાં છત્રીસે કોમ છે. સાધકની જાતિ વિષે પ્રશ્ન કરવો એ જ વિચિત્ર છે. નાપિતે સાધના કરી છે, ધોબીએ સાધના કરી છે, સુથારે સાધના કરી છે. સાધના રૈદાસ સાધક છે, શ્વપચ ઋષિ તો જાતે ચમાર હતા. હિંદુ મુસલમાન બધી જાતના લોકો સાધક થયા છે, એમાં કશાનો જ ભેદ હોતો નથી.

ગુપ્ત પ્રગટ હૈ એકૈ મુદ્રા;
કાકો કહિયે બ્રાહ્મણ શુદ્રા.
ઝૂઠ ગર્વ ભૂલો અતિ કોઇ;
હિન્દુ તુરક ઝૂઠ કુલ હોઈ.

જેમ ગુપ્ત તેમ પ્રગટ એક જ બધાંની મુદ્રા છે. તો પછી કોને બ્રાહ્મણ કહો છો અને કોને શૂદ્ર કહો છો? આ મિથ્યા ગર્વમાં કોઇ ભોળવાઇ ન જશો. આ હિન્દુ અને આ મુસલમાન એવા બે સંપ્રદાય છે, એ માન્યતા ખોટી છે.

– કબીર

## પ્રભાતિયું

૧

ગિરિ તળાટીને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનંતિતણાં બહુ વદ્યા રે વચન;
મહોત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતન. ગિરિ૦

પ્રેમ પદારથ અમો પામિયે, પામિયે જન્મ-મરણ-જંજાળ;
કર જોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ૰
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદષ્ટિ ને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકદાન. ગિરિ૰
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ૰
ઘેર પધાર્યા હરિજશ ગાતા, વા'તા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ. ગિરિ૰
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું? ગિરિ૰
વાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેકવિચાર;
કર જોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ૰

૨

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવા રે૰
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર કરાતુ રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવા રે૰
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા રે૰
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવા રે૰
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વાહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે૰

નરસિંહ મહેતા

## આભડછેટ અંગ

આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને ઘેર આવી ગઈ રહે;
અખા-હરિ જાણે જડ જાય, નૈં તો મનસા વાચા પેશી રે' કાય. ૧
પોતાનાં પડખાં નવ જુએ, હાડ ચામડાં મૂરખ ધુવે;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોઢું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે ક્યમે. ૨
ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મૌડાં માન્યાં દ્રાખ, અન્ન નામ અન્નમાંની રાખ;
સોનામખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય. ૩

અખો

# હરિકેશી બળ*

सोवागकुलसंभूओ गुणुत्तरधरो मुणी ।

हरिएसबलो नाम आसि भिक्खू जिइन्दिओ ॥

શ્વપાક (ચાંડાલ) કુલમાં ઉત્પન્ન થયેલો, ઉત્તમ ગુણને ધારણ કરતો મુનિ નામે હરિકેશ બળ જિતેન્દ્રિય ભિક્ષુ હતો.

×[ "બળકોટ્ટ નામે કોઈ હારકેશ ગંગાકાંઠે રહેતો હતો. તેને ગૌરી કરીને સ્ત્રી હતી અને બળ કરીને પુત્ર હતો. એ નાનપણથી જ કદરૂપો અને કજિયાળો હતો. વસંતની ઉજાણી આવી ત્યારે હરિકેશો ભેગા થઈ ખાઈ-પીને નાચવા લાગ્યા અને જુવાન થએલો એ બળ તો છોકરાંઓ સાથે લડવા લાગ્યો. એનો આ લડવાનો સ્વભાવ કોઈથી ન ખમાયો. એથી એના પ્રિયજનોએ પણ તોફાની બળને ધીંગામસ્તી કરતો અટકાવ્યો અને એક કોરે બેસાડી દીધો. બેઠોબેઠો એ બળ બીજા હરિકેશોની રમતગમતને જોવા લાગ્યો. એવામાં ત્યાં અચાનક એક મોટો સાપ આવી ચડયો, સાપને એ હરિકેશોએ મારી નાખ્યો. ફરીવાર એ જ જગ્યાએ એક બોઘરું ફરતું ફરતું આવી પહોંચ્યું, હરિકેશોએ તો એની સામું પણ ન જોયું અને એને જીવતું જ જવા દીધું."

આ હકીકત જોઈ પેલા બેઠેલા બળને વિચાર થયો કે, આ મારા ભાઈઓએ એ ઝેરી સાપને મારી નાખ્યો. અને બીજા ઝેર વિનાના સાપને કાંઈ ન કર્યું. એ ઉપરથી એમ જણાય છે કે, પ્રાણીઓ પોતપોતાના ગુણોને લીધે સુખ પામે છે અને દોષોને લીધે દુઃખ પામે છે.

હું પણ મારા ભાઈઓને દીઠો ગમતો નથી, એનું કારણ મારા જ દોષો છે; માટે હું દોષોને છોડી દઈને મારામાં રહેલા ગુણોને પ્રકટાવું. આમ વિચાર કરીને એ બળ, કોઈ ગામને પાદર ઊતરેલા કોઈ જૈન શ્રમણ પાસે ગયો; શ્રમણે એને યોગ્ય ધર્મોપદેશ કર્યો. પરિણામે એ પણ શ્રમણ થયો. બળશ્રમણે પોતાની દુર્વૃત્તિઓને વશ કરવા આકરાં તપ આરંભ્યાં. લોકો હવે એને માતંગ મહર્ષિ તરીકે ઓળખવા લાગ્યા અને શ્રમણ સંસ્કૃતિની છાંયામાં જાતે ચાંડાળ એવો એ બળશ્રમણ પોતાના ગુણો દ્વારા ગુરુપદને પણ શોભાવવા લાગ્યો.

પોતાના પવિત્ર ચરિત્રથી પૃથ્વીતળને પાવન કરતો એ બળશ્રમણ ફરતો ફરતો બનારસમાં તિંદુક નામની મોટી વાડીમાં આવીને ઊતર્યો. આંતરશત્રુઓને વશ કરવા, ક્ષમાના ગુણને કેળવવા અને સહજાનંદનો સ્વાદ ચાખવા એણે (બળશ્રમણે) તીવ્ર તપ વ્રત આદર્યું. વ્રતને પારણે ભિક્ષાનો સમય થયે એ (બળમુનિ) ભિક્ષા લેવાને નીકળ્યો, અને સૌથી પ્રથમ એ બ્રાહ્મણોના યજ્ઞવાડામાં ગયો. ]

+ તપસ્યાથી દૂબળા થએલા એ મુનિને જોઈને બ્રાહ્મણો હસવા લાગ્યા—જાતિના

* હરિકેશ એટલે ચાંડાળ અને હરિકેશી એટલે ચાંડાળની નાતનો.

× [ ] આ નિશાનમાં આવેલો ભાગ ટીકાનો છે.

+ આ હકીકત મૂળ સૂત્રમાં આપેલી છે.

ગર્વથી ઘેરાએલા, યજ્ઞમાં હિંસા કરનારા બ્રાહ્મણોએ મુનિને કહ્યું કે, વિકરાળ પિશાચ જેવો તું કોણ છે? શી આશાએ અહીં આવ્યો છે? જા, ચાલ્યો જા, શા માટે અહીં ઊભો છે?

મુનિ—હું શ્રમણ છું, બ્રહ્મચર્ય પાળું છું, કશો પરિગ્રહ રાખતો નથી, યાચનજીવી તપસ્વી છું અને ભિક્ષાનો સમય થએલો હોવાથી તમારું વધ્યું–ઘટયું અન્ન લેવાને અહીં આવ્યો છું.

બ્રાહ્મણો—અહીં તો માત્ર બ્રાહ્મણોને માટે જ રંધાયું છે, બ્રાહ્મણો સિવાય બીજાને તે આપી શકાય એમ નથી. [અમારા શાસ્ત્રમાં કહ્યું છે કે "શૂદ્રોને મતિ ન દેવી, યજ્ઞનું અન્ન ન દેવું, વ્રત ન દેવું અને ધર્મોપદેશ પણ ન કરવો."] તો યજ્ઞનું આવું ઉત્તમ અન્ન અમે તને નહિ આપીએ, તું શા માટે અહીં ઊભો છે?

મુનિ—જેઓ ક્રોધી, અહંકારી, હિંસક, ખોટાબોલા, ચોરી કરનારા અને પરિગ્રહી છે તેઓ બ્રાહ્મણો પણ બ્રાહ્મણ નામને શોભાવતા નથી. મહાનુભાવો! તમો વેદોને ભણીને પણ એનો મર્મ સમજ્યા નથી. જે કોઇ બ્રાહ્મણશ્રમણો શાંત, નમ્ર, અહિંસક, સત્યવતી અને અપરિગ્રહી છે એ જ ખરા બ્રાહ્મણ નામને દીપાવે છે. શ્રમણો તો ભિક્ષાને માટે ઊંચાનીચા એવા બધે ઘેર જાય છે એમાં તમો આટલા બધા શા માટે કોપો છો?

બ્રાહ્મણોના વિદ્યાર્થી—તું આવો કેવો ધીઠ છે, કે અમારા દેખતાં અમારા ગુરુની સામે બોલે છે? હે નિર્ગ્રંથ! ભલે અમારું આ રાંધેલું સડી જાય, પણ તને તો નહિ જ દઇએ.

મુનિ—હે મહાનુભાવો! શ્રમણો ઇંદ્રિયોને જિતવાનો પ્રયાસ કરે છે, સમાધિના માર્ગ તરફ પ્રગતિ કરી રહ્યા છે અને મન, વચન તથા શરીરથી કોઇનું પણ અકલ્યાણ થવા દેતા નથી. તેઓ તરફ આક્રોશ કરવાથી તમને શો લાભ થશે? આક્રોશ કરવાથી તો આ તમારો યજ્ઞ પણ સફળ નહિ થાય—

બ્રાહ્મણો—અરે અહીં કોઇ ક્ષત્રિયો, રસોઇયાઓ, અધ્યાપકો કે છાત્રો છે? જાઓ, આ મુંડિયાને મારો અને ગળચી પકડીને બહાર કાઢો. કેટલાક ત્યાં આવેલા કુમારો લાકડીવતી, નેતરવતી, ચાબુકવતી એ મુનિને મારવા લાગ્યા. તેવામાં ત્યાં કોશળદેશના રાજાની બહેન ભદ્રા× આવી. રોષે ભરાએલા એ કુમારોને એણે શાંત પાડયા અને કહ્યું કે, આ શ્રમણ તો મહાત્મા છે, જિતેંદ્રિય છે, બ્રહ્મચારી છે, તપસ્વી છે અને રાજાઓને પણ વંદ્ય છે. માટે એનું અપમાન ન કરો. આ સાંભળીને પેલા બ્રાહ્મણો બોલ્યા કે, હે શ્રમણ! તમે મહાનુભાવ છો, શાંત છો. અમે જે તમારું અપમાન કર્યું છે તે માફ કરશો. અમારું માથું તમારે ચરણે છે, તૈયાર થયેલું અમારું આ અન્ન તમે લેવા કૃપા કરો.

બ્રાહ્મણોના વિશેષ આગ્રહથી એ બળશ્રમણે ત્યાંથી અન્ન લીધું અને પોતાને સ્થાનકે ગયો.

બ્રાહ્મણોએ ગુણોને લીધે એક અતિશૂદ્રને પણ અપનાવ્યો અને યજ્ઞના હવિષ્યનું દાન દીધું તેથી દેવો તુષ્ટ થયા, પુષ્પોની વૃષ્ટિ થઇ અને દુંદુભિઓ ગાજી ઊઠયાં. છેવટ અંતરિક્ષ-વાણી થઇ કે:—

× આ બાઇ બ્રાહ્મણને વરાવેલી હતી.

सक्खं खु दीसइ तवोविसेसो।
न दीसइ जाइविसेस कोई ॥
सोवागपुत्तं हरिएससाहुं ।
जस्सेरिसा इड्ढि महाणुभागा ॥

'સંસારમાં સાક્ષાત રીતે ગુણનો-તપનો-ત્યાગનો-સંયમનો મહિમા છે, કોઇ કોમ કે જાતનો મહિમા નથી. જુઓ, આ શ્વપાક( ચાંડાળ )કુલમાં જન્મેલા બળ મહર્ષિ પણ એમના સંયમગુણથી પૂજાને પામ્યા છે.*

જૈનસૂત્રોમાં આવેલી આ અને આવી બીજી કથાઓને વાંચતાં ભગવાન્ મહાવીરનો વિશ્વપ્રેમ તરી આવે છે.

પં. બેચરદાસ જીવરાજ દોશી

*_*

આ જ પ્રમાણે ઉત્તરાધ્યયનના પચીસમા અધ્યાયમાં જયઘોષ અને વિજયઘોષના સંવાદરૂપ અધ્યયનમાં બ્રાહ્મણ કોને કહેવો તેનું વર્ણન છે.

नवि मुण्डिएण समणो ओंकारेण न बम्भणो ।
न मुणी रण्णावासेणं कुसचीरेण तावसो ॥ ३१ ॥

મુંડવાથી શ્રમણ થતો નથી, ઓંકારથી બ્રાહ્મણ થતો નથી, અરણ્યવાસથી મુનિ થતો નથી અને કુશચીરથી ( દાભના વસ્ત્રથી ) તાપસ થતો નથી.

समयाए समणो होइ बम्भचेरेण बम्भणो ।
नाणेण उ मुणी होइ तवेण होइ तावसो ॥ ३२ ॥

સમતાથી શ્રમણ થાય છે, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ થાય છે, જ્ઞાનથી મુનિ થાય છે અને તપથી તાપસ થાય છે.

ઉપરના બ્રાહ્મણાદિ વિભાગો કર્મ એટલે ક્રિયા અથવા કામને લઇને છે તે સ્પષ્ટ કરે છેઃ

कम्मुणा बम्भणो होइ कम्मुणा होइ खत्तिओ ।
वइसो कम्मुणा होइ सुद्दो हवइ कम्मुणा ॥

કર્મથી બ્રાહ્મણ થાય છે, કર્મથી ક્ષત્રિય થાય છે, કર્મથી વૈશ્ય થાય છે; કર્મથી શૂદ્ર થાય છે.

૨.

---

* મૂળ ઉત્તરાધ્યયનસૂત્રના બારમા અધ્યયનમાં આ કથા આવેલી છે. આ અનુવાદ એ મૂળનો ભાવગ્રાહી છે. મૂળમાં તો આ કથા લાંબી છે. પણ અહીં એને ટુંકાવવામાં આવી છે.—લેખક
'યુગધર્મ' પુ. ૪, પૃ. ૧૮૪-૧૮૬

# કેરળમાં અસ્પૃશ્યતા

કેરળમાં ફક્ત અસ્પૃશ્યતા છે એમ નથી, પણ ત્યાં તો અંત્યજો ઊજળિયાતોને દૃષ્ટિથી જોઇ શકે નહિ, પાસે જઇ શકે નહિ, અને વાત પણ કરી શકે નહિ!

આ વસ્તુ નીચેના દાખલા પરથી સમજાશે અને જણાશે કે જેમ આપણે ત્યાં અંત્યજોમાં અંદરઅંદર અસ્પૃશ્યતા છે, તેમ ત્યાંના કહેવાતા ઊજળિયાતોમાં પણ અંદરોઅંદર અસ્પૃશ્યતા છે.

સુથાર, કડીઆ, લુહાર, સોની, તીયા (ઢેડ), એઝુવા, વાલા, કનાકાન, ચેરૂમા અથવા પુલાયા, પરાયા અને નાયાડી, આ બધી કોમના ઊજળિયાત તથા અંત્યજભાઇઓ વધતા-ઓછા પ્રમાણમાં કહેવાતા ઊજળિયાતોની પાસે જઈ શકતા નથી.

આ બધામાં પુલાયા, પરાયા અને નાયાડીઓની સ્થિતિ સૌથી વધારે કફોડી છે.

એક સુથાર પાસે સુથારી ઓજાર હોય તો તેણે બ્રાહ્મણથી કેટલું દૂર રહેવું જોઇએ? ૨૪ ફૂટ.

એક સુથાર પાસે સુથારી ઓજાર ન હોય તો તેણે બ્રાહ્મણથી કેટલું દૂર રહેવું જોઇએ? ૩૬ ફૂટ

પુલાયા, વાલા, કનાકાન અથવા નટુવાને બ્રાહ્મણથી કેટલું દૂર રહેવું જોઇએ? ૬૪ ફૂટ

પરાયાને બ્રાહ્મણથી કેટલું દૂર રહેવું જોઇએ? ૯૬ ફૂટ.

કમનસીબમાં કમનસીબ નાયાડીને બ્રાહ્મણથી કેટલું દૂર ઊભું રહેવું જોઇએ? ૧૬૪ ફૂટ

પોતાનું નિત્યકર્મ કરતાં જો કોઈ બ્રાહ્મણ ઉપરની કોમો પૈકીના કોઇને જોઈ જાય તો, તેણે એકદમ નિત્યકર્મ બંધ કરી, પોતાના હાથ, પગ અને મોં ધોઈ નાખવાં જોઇએ.

નાયાડીને તો ગામની ભાગોળે પણ દાખલ થવાની મનાઈ છે. ગામની કોઈ હલકામાં હલકી શૂદ્ર વર્ણ જોડે પણ ભળવાની તેને મનાઈ છે. તેને તો ગામની ભાગોળે કોઈ ટેકરા ઉપર કે કોઇ ખેતરને છેડે ઊભા રહેવાનું, અને ભીખ મેળવવા માટે ઊંચે અવાજે માગણી કરવાની હોય છે.

આ નાયાડીનું મોઢું જોવું એ ભયંકર પાપ ગણાય છે; અને જો કોઇ બ્રાહ્મણ તેને જોઈ જાય અને જવાબ આપે તો તેણે માથાબોળ સ્નાન કરવું જોઇએ.

બહારના માણસોને આ બધું અતિશયોક્તિભરેલું લાગશે, પણ મલબારવાસીઓને માટે તો આ સામાન્ય વાત છે.

ટ્રીચુર

કે. એન. નામ્બુદ્રીપાદ

*_*

ઉપરની ભાઈ નામ્બુદ્રીપાદની નોંધ વાંચીને રડવું કે ગુસ્સે થવું? પશ્ચાત્તાપનાં આંસુ આવે તો શુદ્ધ થવાય, અને તેટલું યે પાપ ધોવાય; પણ તે આંસુ તો આવતાં નથી, મન એટલું બધું નિષ્ઠુર બની ગયું છે. ગુસ્સે થવાથી ફળપ્રાપ્તિ થતી નથી. પ્રભુએ પાંખો આપી હોત, કે સેવામાં ઍરોપ્લેન હોત, તો ઊડીને મલબારમાં જાત અને ત્યાંના પરાયા, નાયાડી

ભાઇઓનાં દુઃખો નજરે નિહાળી, અનુભવી, આખા હિંદુસ્તાન પાસે તેની ધા નાખત. મલબારને શરમાવા જેવું તે આખા હિંદુસ્તાનને શરમાવા જેવું છે. ભીષ્મપિતાની બાણુશય્યાની માફક યરોડા જેલમંદિરના આંબાના ઝાડ નીચે અનશન વ્રત કરતા ખાટલા પર પડેલા સુકલકડી જેવા ગાંધીજી પાસે જ્યારે મિત્રો કૅલાપનના મરણપર્યંતના ઉપવાસના સંબંધમાં તથા તેને ગમે તે રસ્તે પણ બચાવી લેવાની ચર્ચા કરતા હતા ત્યારે, ગાંધીજીના મોંએથી ઘણા જ ધીમા સ્વરે આ વાક્ય નીકળેલું લેખકે સાંભળ્યું હતું કે "I would rather let Kelappan be sacrificed." (હું ઇચ્છું છું કે કૅલાપનનો ભોગ અપાય.) આ વાક્ય નિષ્ઠુરતાથી બોલાએલું ન હતું, પણ મલબારનાં પાપો ધોવાને માટે જે ભોગ આપવાની જરૂર છે, તે ભોગ ભાઇ કૅલાપન જેવા શુદ્ધાત્માના દેહત્યાગથી મળી રહે, અને મલબારની સેંકડો વર્ષોથી બંધ થયેલી આંખ ઉઘડે, ત્યાંના ઉન્મત્ત બ્રાહ્મણોનાં હૃદયચક્ષુ ખુલી જાય, એ ઇચ્છાથી હૃદયની ઊંડીઊંડી ગુફામાંથી બોલાયેલું એ વાક્ય હતું. પ્રભુ આપણને સૌને સન્મતિ આપે અને અંત્યજ ભાઇઓનાં દુઃખદર્દો નાબૂદ કરવાની શક્તિ અને હિંમત આપે.

અમૃતલાલ વિ. ઠક્કર

## અસ્પૃશ્ય જન*

અસ્પૃશ્ય જન તો તેને કહીએ, પરાઇ પીડ ન જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે કદી, ત્યારે અભિમાન મન આણે રે. અસ્પૃશ્ય૦

સકળ લોકમાં ન નમે કોને, નિંદા કરતો સૌની રે,
વાકકાયમન ચલિત જ રાખે, ફટ ફટ જનની તેની રે. અસ્પૃશ્ય૦

વિષમ દૃષ્ટિ ને તૃષ્ણાસંગી, વિષયવિકારે પૂરો રે,
જિહ્વા થકી જે સત્ય ન બોલે, પરધન લેવા શૂરો રે. અસ્પૃશ્ય૦

મોહમાયાથી વ્યાપેલો જે, વૈરાગ્ય ન જેને મનમાં રે,
ધન મેળવવા તાળી લાગી, સકલ તીર્થ એનાં ધનમાં રે. અસ્પૃશ્ય૦

લોભે લપટ્યો કપટભરેલો, કામ ક્રોધ પધાર્યા રે,
એ અસ્પૃશ્યનો સ્પર્શ જ કરતાં, ભ્રષ્ટ બને છે કાયા રે. અસ્પૃશ્ય૦

વિ૦

* ભક્ત કવિ નરસિંહ મહેતા પ્રત્યેના પૂર્ણ આદરસહિત-તેમની ક્ષુદ્ર અનુકૃતિ.

# કચ્છમાં અસ્પૃશ્યતાનિવારણ

ગુજરાત અસ્પૃશ્યતાનિવારણ સંઘની જુદી જુદી શાખાઓ ગુજરાત-કાઠિયાવાડમાં સ્થાપવાનાં અમારાં ભ્રમણ દરમ્યાન કચ્છમાં પણ અમારે જવાનું હતું. કચ્છના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ભાવનગરના દક્ષિણામૂર્તિમાં તાલીમ લઇ, પોતપોતાને ધંધે વળગેલા છે; એટલે ગુજરાતના સંઘના મંત્રી શ્રી. નાનાભાઇને કચ્છમાં આવેલા જોવાને ઉત્સુક ઘણા યુવાનો હતા, અને તેમના બેત્રણ વિદ્યાર્થીઓ તો આજે કચ્છના રચનાત્મક કાર્યમાં આગળ પડતો ભાગ ભજવે છે, એટલે નાનાભાઇ માટેનો એક અઠવાડિયાનો કાર્યક્રમ કેટલાક ઉત્સાહી ભાઇઓએ ઘડી કાઢ્યો.

પૂ૦ ગાંધીજીએ કચ્છની મુલાકાત પાંચેક વર્ષ ઉપર લીધેલી, ત્યારે અસ્પૃશ્યતાને અંગે તેમને હૃદયમંથન થયું હતું અને રૂઢિચુસ્ત કચ્છે બીજી અનેક રીતે પૂ૦ ગાંધીજી પ્રત્યે અપાર લાગણી અને પ્રેમ દાખવ્યા છતાં, પણ અસ્પૃશ્યતાની બાબતમાં તેમના પ્રત્યે પણ કેટલેક અંશે અસ્પૃશ્ય જેવો વર્તાવ રાખેલો હતો, એ આપણા જાણવામાં છે. સારા હિંદમાં ફક્ત આ એક જ ભાગ છે કે જ્યાં કેટલેક ઠેકાણે ખુદ જાહેર સભામાં ગાંધીજીને માનપત્રો અસ્પૃશ્યની જેમ અપાયાં હોય. પ્રેમના સાગર એવા ગાંધીજીએ આ અપમાનો પણ અપનાવીને કચ્છના અંત્યજ-બીનઅંત્યજ વર્ગ ઉપર પણ ઠીક ભૂરકી નાખી છે, એમાં સંશય નથી. છેલ્લાં ૭ વર્ષના ગાળામાં અસ્પૃશ્યતાનિવારણના કામે ગુજરાત-કાઠિયાવાડમાં ઠીક પ્રગતિ કરી છે; કચ્છે જો કે આ સંદેશો એટલા જ વેગથી ઝીલ્યો નથી, પણ કચ્છના ભાઇઓ પણ આગળ વધ્યા છે એમ માનવું સકારણ છે.

તા. ૧૬ મી નવેંબરે અમે કચ્છના કંડલા બંદરે ઊતર્યા, અને કચ્છ રાજ્યની ગાડીમાં બેસી અંજાર ઊતર્યા. પૂ૦ ગાંધીજીની મુલાકાત વખતે આ અંજાર ગામની જાહેર સભામાં તેમને "ઊંચેથી" માનપત્ર અપાયેલું, અને અંત્યજ ભાઇઓને જુદા બેસાડવામાં આવેલા. આ આઘાતથી સમસમી રહેલા ગાંધીજીએ સભામાં ભાષણને બદલે "નિર્બળ કે બળરામ" ની ધૂન જગાવીને પોતાની હૃદયવ્યથા રજૂ કરેલી. એ જગાએ શ્રી. નાનાભાઇએ એક જાહેર ભાષણ આપ્યું. અસ્પૃશ્યતામાં માનનાર અને નહિ માનનાર એવા બે વર્ગો સભામાં કરાવી નાનાભાઇએ "અસ્પૃશ્ય" ગણાતા ભાઇઓમાં સ્થાન લીધું-કેટલાક આગેવાન ગૃહસ્થો અને વિદ્યાર્થીઓ તેમની જોડે બેઠા અને સનાતની ભાઇઓને ઉદ્દેશીને થયેલા એક હૃદયસ્પર્શી ભાષણને અંતે ગામના એક આગેવાને સનાતનીઓ વતી સભામાં એક નાનકડું ભાષણ કર્યું, અને તેનાથી અસ્પૃશ્યતાની આ રૂઢિના મૂળમાં કુહાડો માર્યો. તેમણે જણાવ્યું કે "સનાતની તરીકે કહેવડાવતા પૈકી અમે ૯૦ ટકા ભાઇઓ આપના તરફ છીએ. અમે અંગત જીવનમાં અસ્પૃશ્યતાને માનતા-પાળતા નથી, પણ સમાજની સામે અમે જાહેરમાં બતાવી શકતા નથી કે અમે અંત્યજોને અડકીએ છીએ."

મેઘવાળભાઇઓના મહોલ્લામાં એક જુદી સભા કરી હતી, અને તેમાં મેઘવાળ

ભાઇઓમાંના કેટલાકે પણ પૂ૦ ગાંધીજીની મુલાકાત ઘણા પ્રેમથી યાદ કરી. મેઘવાળના ગોરે ( માતંગે ) હવે પછી મુડદાલ માંસ ખાનારને ત્યાંથી ભિક્ષા ન લેવાનું, અને તેમને ઘેર સારેમાઠે પ્રસંગે "ગોરપદુ" ન કરવાનું વ્રત લીધું અને પરિણામે કેટલાંક ભાઇ-બહેનોએ મુડદાલ-દારૂ છોડવાની પ્રતિજ્ઞા લીધી.

કચ્છની રાજધાની ભૂજમાં શ્રી. નાનાભાઇએ સનાતની ભાઇઓને ઉદ્દેશીને એક ભાષણ કર્યું. વળતે દિવસે ગામના મેઘવાળ વાસમાં સભા થઇ. ત્યાં ગામના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ હાજરી આપી, અને પોતાની સહાનુભૂતિની સાબીતી આપવાનો પ્રયત્ન કર્યો.

અહીંથી આગળ વધતાં મંજલ ગામે, ત્યાંના વતની અને મધ્યપ્રાંતમાં જબરો વેપાર ખેડતા એક ગૃહસ્થ ચતુર્ભુજ વિઠ્ઠલદાસ તરફથી અંત્યજશાળા ચાલે છે, તે ગામની મુલાકાત અમે તે ગૃહસ્થના આગ્રહથી લીધી. આ ભાઇએ મેઘવાળ ભાઇઓ માટે એક શાળાનું મકાન બાંધ્યું છે, અને ત્યાં શાળા ચલાવે છે. પોતાને આટલા કામથી હજુ સંતોષ નથી; એટલે પોતાને ખર્ચે હજુ શાળાને માટે વધારે સારું મકાન કરાવીને તેને દીપાવવા તેઓ મથે છે. આ ભાઈના વ્યક્તિત્વને લઇને, અને તેમણે ગામના માણસો ઉપર બીજી રીતે કરેલા ઉપકારને કારણે આ ભાઇને ત્યાંના થોડાએક આગેવાનોનો સાથ છે.

મંજલ પછી મુંદ્રાની મુલાકાત લીધી. પૂ૦ ગાંધીજીની મુલાકાત વખતે અહીં સભા ભરાયેલી ત્યારે એવી વ્યવસ્થા થયેલી કે જાહેર સભામાં અસ્પૃશ્યતામાં માનનાર એ વિભાગમાં ગામના ગૃહસ્થો ઉપરાંત મુસલમાન ભાઇઓને પણ બેસાડવામાં આવેલા, અને અસ્પૃશ્યતામાં નહિ માનનાર બાજુએ ફક્ત અંત્યજો અને બીજા થોડાક ભાઇઓ રહેલા હતા. આ કડવો ઘૂંટડો પણ તેમણે તો ગળ્યો હતો, અને ભાષણ સમયાનુકૂળ આપેલું. આ ગામે શ્રી. નાના-ભાઈના જવા પહેલાં એવી ભડક પેઠેલી કે જાણે કોઇ "નાનાભાઇ" થોડા અંત્યજોને લાવીને મંદિર ઉપર હલ્લો કરશે, અને દરમિયાન "મેઘવાળો"ને તેમાં દાખલ કરી દેશે! લોકો આ વિચારથી જાણે એટલા ભયગ્રસ્ત હતા કે ભાષણને વખતે ઘરમાં કે દુકાનમાં ભરાઇ રહીને જાણે આ મહેમાન (!) નો શબ્દ કાને ન પડે તેવી પેરવી કરી રાખી હતી. પરિણામે સભામાં મુખ્યત્વે મેઘવાળો, ભંગીઓ આવ્યા હતા; અને થોડા ગણ્યાગાંઠયા સ્થાનિક મિત્રો અને કુતૂહલથી હાજર રહેનાર થોડા આવ્યા હતા. શ્રી. નાનાભાઇએ તેમની આગળ બહુ જ નમ્ર અપીલ કરી અને ટૂંકું પતાવ્યું.

કચ્છમાં છેલ્લી મુલાકાત માંડવીની હતી. આ ગામ કચ્છ રાજ્યનું વસ્તીની દૃષ્ટિએ મોટામાં મોટું ગામ છે; સમુદ્રનું મુખ્ય બંદર હોઇ વેપારનું મોટું મથક છે. શ્રીમંત ભાટિયા-ઓની વસ્તીનું જૂનું ગામ છે. અહીં શ્રી. ગોકળદાસ તેજપાળની હાઇસ્કૂલ છે. ભાટિયા તથા લુહાણા વિદ્યાર્થીઓની બોર્ડિંગો ઉપરાંત બે હિંદુ અનાથાશ્રમો છે. સ્ત્રીઓ માટે એક સ્ત્રીમંડળ છે, અને ભાટિયા સુવાવડખાતું છે. મુંબઇનો પવન અહીં ઠીક ઉતરે છે ( આ ગામમાં ૬ રેડિયો સેંટર પણ છે ). એટલે ગામનો સમજુ વર્ગ નવા વિચારથી ઠીક વાકેફ રહે છે. અમારી મુલાકાતના દિવસો દરમિયાન મુંબઇના શેઠ લક્ષ્મીદાસ રવજી તેરસી અહીં હતા, તેમના પ્રમુખપણા નીચે ત્યાં બે સભાઓ થઇ. એક સનાતનીઓ માટે ખાસ તથા એક જાહેર સભા. તેમાં, કહેવાતા અંત્યજો-ભંગીઓ ભેગા બધા બેઠા હતા. આ બીજી

સભામાં શ્રી. તેરસી અંત્યજોના કેટલાક આગેવાનોને જાહેર રીતે ભેટયા, અને પોતાના ભાવ ( બળવો ) વ્યક્ત કર્યો.

આ રીતે અમારો કચ્છનો પ્રવાસ એક અઠવાડિયામાં ખતમ કર્યો. કચ્છના મેઘવાળો ( વણકરો ) ગુજરાતના બીજા ભાગોના અંત્યજોની જેમ ગરીબ છે, અને મજૂરીથી પેટ ભરનારા છે; વણાટનો ધંધો સાધારણ રોજગાર આપે છે. કચ્છની એકંદર હલકી ખેતીને લઇને મજૂરી પણ પ્રમાણમાં ઓછી મળે છે, અને કેટલીક વાર અસ્પૃશ્ય હોવાના કારણે તેમને કેટલાંક કામો મળતાં નથી. પીવાના પાણી માટે તેમને ઘણાં સ્થળોએ સગવડ હોતી નથી; શાળાઓની સગવડ નહિવી જ છે, એમ કહી શકાય. આખા રાજ્યમાં આશરે ચૌદસો ગામો પૈકી એક પણ અંત્યજ શાળા રાજ્ય તરફથી ચાલતી નથી. રાજ્યને દફતરે એક સર્ક્યુલર છે કે ઊજળિયાતોની લાગણી ન દુભાય, એ રીતે જાહેર શાળાઓમાં અંત્યજોને ભણાવવા; પણ જ્યારે બ્રિટિશ હિંદમાં–વધારે કડક કાયદો છે, તેનો અમલ પણ તે કાયદાના ભંગમાં થાય છે, ત્યાં આવા પછાત પ્રદેશમાં બીજું શું થાય? છૂટા છવાયાં ચાલીમાં કોઇ કોઇ અંત્યજનાં બાળકો જુદાં બેસે છે, સેવાભાવી અને સહાનુભૂતિ ધરાવનાર ગૃહસ્થો કે સંસ્થા તરફથી ખાનગી અંત્યજ શાળાઓ ચાલે છે, તે અમારા જાણવા પ્રમાણે નીચેનાં સ્થળોમાં છે. અંજાર, સુંથરી, મંજલા, મુંદ્રા, માંડવી. ઉપરાંત શ્રી. ગોકળદાસ ખીમજી તરફથી માંડવી તથા સલાયામાં બે અંત્યજ આશ્રમો ચાલે છે. કચ્છની અંત્યજસેવાની પ્રવૃત્તિમાં આ ગૃહસ્થનો ફાળો વિશેષ ધન્યવાદને પાત્ર છે.

આખા કચ્છને માટે એકંદરે કહી શકાય કે પ્રજાનાં બચ્ચાંઓને પ્રાથમિક કેળવણી આપવાની ખાસ ફરજ રાજ્યે સ્વીકારી જણાતી નથી, અને પ્રજાકેળવણીનો વધારે હિસ્સો ખાનગી સંસ્થાઓ અને મંડળોનો છે. દાખલા તરીકે કચ્છનાં " કચ્છી લોહાણા હિતેચ્છુ મંડળ " તરફથી રાજ્યમાં ઊજળિયાત વર્ગનાં ( સ્પૃશ્ય ગણાતાં ) વર્ગનાં છોકરાં માટે ૫૪ નિશાળો ચાલે છે;" ઉપરાંત સ્થાનિક જૈન સંસ્થાઓ તરફથી પાઠશાળાઓ વગેરે ચાલે છે. કન્યા-કેળવણીનું પ્રમાણ કચ્છમાં ગુજરાત કરતાં ઘણું ઓછું છે. સામાન્ય શાળાઓમાં લોકો પોતાની છોકરીઓને ભણાવવાનું શીખ્યા નથી, અને તેથી કન્યાશાળાઓની સંખ્યા બહુજ થોડી છે.

ભૂજ, મુંદ્રા અને માંડવીની સુધરાઇમાં નોકરી કરતા ભંગી ભાઇઓની મેં મુલાકાત લીધી હતી. તેમની આર્થિક સ્થિતિ અનેક કારણોથી નબળી છે, અને તેઓ ભારે વ્યાજના ભાર નીચે ચગદાયેલા છે; સુધરાઇના નાયકો સાધારણ રીતે ભંગીઓની પૈસા ઉડાડવાની ટેવ, તેમનામાં રહેલા આળસની ફરિયાદ કરે; ભંગીનોકરો ઓછો પગાર અને વધારે કામના બોજાની ફરિયાદ કરે;–આ ગજ–ગ્રાહમાં વધારે ઊતરવાનું અહીં અસ્થાને છે. પણ સુધરાઇના નાયકોને એટલી ખસુસ વિનંતિ કરી શકાય કે અસ્પૃશ્યતાનિવારણના આ જમાનામાં હવે આ ભાઇઓ સમાજમાં રહેવા માટેનું પોતાનું ખરૂં સ્થાન મેળવી શકે તેને માટે તેમને નોકરી કર્યા પછી ચોખ્ખા રહેવા પૂરતી સગવડ તો જરૂર કરી આપે. સુધરાઇના નોકરો માટે જરૂરી કપડાં ( યુનિફોર્મ ), અને સ્નાન વગેરેની સગવડ આપવાનું કેટલીક સુધરાઇઓ વિચારી રહી છે. કચ્છની સુધરાઇઓ આ વિનંતિ લક્ષમાં લેશે તો ઉપકાર થશે.

પરીક્ષિતલાલ મજમુદાર

# અસ્પૃશ્યતાનો કોયડો

બિહાર, બંગાળ અને આસામનો "અસ્પૃશ્યતા"નો કોયડો જુદા જ પ્રકારનો છે. આપણે ત્યાં, અથવા મદ્રાસ તરફની અસ્પૃશ્યતા તો એવી કે "અલ્યા તું ઢેડને અડગો છો, નાહી નાખ." અથવા મદ્રાસ તરફ તો કોઇ શૂદ્ર આપણું ભાણું જોઇ ગયો તો તે કાઢી નાખવું જોઇએ. આ તરફ અસ્પૃશ્યતા એટલી કડક નથી. અડવાથી નાહવું પડતું નથી. કૂવા ઉપર તેમને પાણી ભરવા દે છે, તળાવમાંથી પાણી લેવા દે છે, નિશાળ–કૉલેજમાં તેમને ભણવા દે છે, પણ પુરોહિત (ગૉર), હજામ અને ધોબીની બાબતમાં તેઓને મોટી મુશ્કેલી પડે છે. ઘણા જમાનાઓની ટેવથી તેમના મનમાં ઘૂસી ગયું છે કે બ્રાહ્મણો શ્રાદ્ધ ન સરાવે કે લગ્નક્રિયા ન કરાવે ત્યાંસુધી આપણે 'અછૂત' છીએ–હલકા છીએ, એમ તેમને લાગ્યા કરે છે. વળી બ્રાહ્મણો ક્રિયાકર્મ ન કરાવે તે તો સમજ્યા, પણ વાળંદ દાઢી–મૂછ ન મુંડે, અને ધોબીઓ કપડાં ન ધુવે, એ તો ખરેખર અસહ્ય થઇ પડે છે. કદાચ તેઓ પોતાનામાંથી વાળંદ અથવા ધોબી કરી લે એમ કોઇ કહે, પણ વાળંદ કે ધોબી જેવી સાધારણ કોમો પણ તેમને–જેમાંથી કેટલાકો તો બહુ સારી કેળવણી લીધેલા છે તેમને–હલકા ગણે, માને, તે તો તેમને મન, અને ત્રાહિતને પણ, અસહ્ય લાગે. બંગાળમાં નામશૂદ્ર કરીને મોટી–૨૧ લાખની–જ્ઞાતિ છે, તેમાં સેંકડો ગ્રેજ્યુએટો ને વકીલો હોવા છતાં, તેમની આ વાજબી ફરિયાદ તો ઊભી છે જ. તેઓ Untouchables–અસ્પર્શ્ય–નથી, પરંતુ ફક્ત Socially Depressed તો છે જ, કેળવણીની કે આર્થિક દૃષ્ટિએ પણ નહિ હો. સારી કેળવણી પામેલા તેઓ છે, અને પૈસે–ટકે પણ ઠીક છે. આપણે ત્યાં ઢેડ જ્ઞાતિનો દાક્તર કે સારો વકીલ સાંભળ્યો છે? આ તરફ તો તેવા કોડીબંધ મળે. આ પત્ર લખતો હતો તેવામાં જ એક કૈવર્ત–કૈવર્ત–એટલે મચ્છીમાર જાતિનો–મત્સ્યગંધાનો કોઇ વારસ–મને મળવા આવી ગયો, અને તે ખાસો ડીગ્રીવાળો પાસ થયેલો તમારા જેવો દાક્તર છે. છતાં તેણે પોતાની ઓળખાણ આપતાં કહ્યું કે I am from the Depressed Community of Caibarttas. આ એક પ્રકારનું Infiriority Complex તેમનામાં આવી ગયું છે. તે નીકળતાં કેટલો વખત લાગશે તે પ્રભુ જાણે. હું નાનો હતો, ત્યારે યુરોપિયનથી બીતો હતો, તેને મહાન પુરુષ ગણતો હતો, પણ ધીમે ધીમે તે હવે ઘસાઇ ગયું છે, તેમ તેમનું થશે. કેળવણી એ બહુ મોટું સૉલ્વન્ટ છે. જ્ઞાન મળવાથી માણસ ઊંચો બને છે, અજ્ઞાનથી પોતાને નીચો માને છે. "જ્ઞાન જેવી બીજી પવિત્ર કરનારી ચીજ નથી" એ ગીતાવાક્ય છે.

એક વાત લખવાની રહી ગઇ. આપણે ત્યાં અસ્પૃશ્ય કોમો–ઢેડ, ભંગી–સિવાય કોઇનું ભરેલું પાણી પીવાની મનો નથી. ગુજરાતના ઢોડિયા, દેહેણનો "બાલુ", કે વાઘરી પાણી ભરી આવે (સ્વચ્છ હોય તો). તેનું ભરેલું–એટલે તેનું અડકેલું–પાણી વાપરવાને હરકત નથી આવતી. પણ અહીં તો–બિહાર, બંગાળ અને આસામમાં તો ફલાણી કોમનું પાણી ચાલે, અને ફલાણીનું પાણી ન ચાલે, એ મોટા અને સ્પર્શાસ્પર્શના જેટલો જ–શાસ્ત્રીય પદ્ધતિ પર કે પરાપૂર્વના રિવાજ પર રચાયેલો–કડક ભેદ છે. આ ભેદ ભાગવો, એ કાઠિયાવાડમાં ઢેઢને ન અડકવાનો કે તેનું ભરેલું પાણી ન પીવાનો કડક પ્રબંધ છે, તેને તોડવા જેટલો જ કઠણ છે, મુશ્કેલ છે.*

અમૃતલાલ વિ. ઠક્કર

* ગૌહત્તીથી લખેલ એક પત્રમાંથી.

# 'શૂદ્ર'

ભારતીય હિંદુ સંસ્કૃતિના એક વિશિષ્ટ અંગસમી ચાર વર્ણની સંસ્થાનાં અંગોનાં નામ પ્રત્યેક હિંદુ અને હિંદી પણ જાણે છે એમ કહીએ તો ચાલે. એ ચાર વર્ણોમાંથી જેમાં પતિત ગણાતા સર્વ વર્ગોનો આપણે સમાવેશ કરીએ છીએ તે વર્ણને ઓળખાવનાર 'શૂદ્ર' શબ્દના મૂળ વિષે આપણે થોડુંક વિચારીએ.

નિત્યનૈમિત્તિક કર્મ કરનાર દ્વિજો લગભગ રોજ 'પુરુષસૂક્ત' નામે વિખ્યાત વિશ્વસર્જનની ભવ્ય કલ્પના સમી વૈદિક ઋચાઓનો પાઠ કરે છે. ઋગ્વેદની (મં. ૧૦, સૂ. ૯૦, ઋ. ૧૨) એ એક જ ઋચામાં શૂદ્ર શબ્દનો ઉલ્લેખ મળે છે:—

ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।

ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत ॥

હજીસુધી આ શબ્દની વ્યુત્પત્તિ ચોક્કસ નથી. બાદરાયણના '**शुगस्य तदनादर श्रवणात्तदा द्रवणात् सूच्यते हि ।**' (૧,૩,૩૪) એ વેદાન્ત સૂત્રની ભાષ્ય ટીકામાં શંકરાચાર્યે રૈકવ પાસે જાનશ્રુતિ પૌત્રાયણ જ્યારે વિદ્યાપ્રાપ્તિ માટે જાય છે ત્યારે રૈકવ તેને 'શૂદ્ર' કહી સંબોધે છે તેથી જાનશ્રુતિને શોક થાય છે તે સંબંધમાં 'શૂદ્ર' શબ્દના બે ભાગ પાડયા છે:—

शुक् (શોક) + द्र (द्रु 'ધપવું' 'દોડી જવું' એ ધાતુ પરથી). આ આધારે વધુ સ્પષ્ટીકરણ કરતાં શંકરાચાર્ય તે સ્થળે તેનો અર્થ નીચે પ્રમાણે ત્રણ રીતે આપે છે:-

(૧) शुचमभिदुद्राव — અર્થાત્ — શોકમાં જઇ પડયો.
(૨) शुचा वा अभिदुद्रुवे — ,, — શોકથી ઘેરાયો.
(૩) शुचा वा रैक्वमभिदुद्राव ,, — શોકને લીધે રૈકવ પાસે દોડી ગયો.

છાન્દોગ્ય ઉપનિષદમાં પણ એક સ્થળે (૪,૨,૩.) આ પ્રસંગ આલેખાયેલો છે તેમાં પણ રૈકવે જાનશ્રુતિને 'શૂદ્ર' શબ્દથી સંબોધન કરેલું છે. શૂદ્રને પણ વિદ્યાપ્રાપ્તિનો અધિકાર છે તે આ ઉપરથી જણાય છે.

ઉણાદિસૂત્રકાર પાણિની ૧૮૬ મા સૂત્રમાં शुचेर्दश्च એ રીતે અર્થાત્ शुच् કે शुक् ધાતુ + र પ્રત્યયદ્વારા તેની વ્યુત્પત્તિ સમજાવે છે. આને લીધે એ શબ્દ પર આગળનાં સ્પષ્ટીકરણો કરતાં પ્રત્યયનિર્દેશથી થોડોક શાસ્ત્રીય પ્રકાશ પડે છે. તેમ છતાં યે એ સંતોષકારક નથી અને આ શબ્દના પૂર્વભાગ વિષે આગળના પ્રયત્નોની જેમ કલ્પનાભર્યું જણાય છે.

વસ્તુતઃ રીતે જોવા જતાં આ શબ્દ શુદ્ધ સંસ્કૃત હોય તેમ લાગે છે અને **क्षुद्र** (**क्षुद्** ધાતુ) શબ્દમાંથી ઉદ્ભવ પામ્યો હોવો જોઇએ. દ્વિજ ગણાતી બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણ વર્ણોની તુલનામાં શૂદ્રોનું કામ અને જાતિ ઉતરતા પ્રકારનાં ગણાતાં.

બૌદ્ધધર્મના **दीघनिकाय** નામના પાલિ ગ્રંથમાંનો નીચેનો ભાગ ( ૨૫,૨૭;=૨૫ અગ્ગણ્ણ સુત્તન્ત ) ઉપર સૂચવેલી વ્યુત્પત્તિને સબલ આધાર આપે છે:—

तेसं णेव खो वासेत्थ सत्तानां ये ते सत्ता अवसेसा ते लुद्दाचारा (सं: रुद्राचाराः) अहेसुम् । लुद्दाचारा खुद्दाचारा (सं. क्षुद्राचाराः ) ति खो वासेत्थ सुद्दा (सं. शूद्राः) सुद्दा त्वेव अक्खरं उपनिब्बत्तम् ।

ભાવાર્થ—' હે વાસેત્થ ! એ જીવો ( લોકો )માં બાકીનાઓ ભયંકર ( રુદ્ર ) આચારવાળા, હલકા.(ક્ષુદ્ર) આચારવાળા હતા. તેથી તેમને સુદ્દા ( શૂદ્રાઃ ) કહેવાય છે અને આ રીતે શૂદ્રાઃ ( શૂદ્ર ) શબ્દ ઉત્પન્ન થયો. '

વળી માનવજાતના વિવિધ વર્ગોનાં નામ આપતાં **महाव्युत्पत्ति**ના લેખકે શૂદ્રો વિષે ઉલ્લેખ કરતાં ' **शूद्र के क्षुद्र** ' એમ લખેલું છે. આ ઉપરથી જણાય છે કે એ લેખકની દૃષ્ટિએ પણ રૂપે જુદા હોવા છતાંયે આ બે શબ્દો વસ્તુતઃ એક જ ગણાયા છે.

તે ઉપરાંત સરહદ પ્રાંતોની પાર પશ્ચિમોત્તર ભાગની તિર્હાઇ[1] બોલીમાં ' થોડું ' માટે ' સુદ ' શબ્દ છે. આ શબ્દ પણ **સં. क्षुद्र** ઉપરથી જ હોવો જોઇએ. આ ઉપરાંત એ બોલીમાં સંસ્કૃતમાંથી ઉદ્‌ભવ પામેલા ઘણાયે શબ્દો છે જેમકે સિન્ધ-**સં. सिन्धु** ' નદી ', દુધ-**दुग्ध**; ધેન-**धेनु**, ભ્રા-**भ्रातृ**; અચ્છ-**अक्ष** આંખ; ઝીબ્બ-**जिह्वा** વગેરે.

હવે **क्षुद्र** પરથી **शूद्र** શબ્દ આવ્યો છે એ કથનને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ સિદ્ધ કરવું રહ્યું. આ કરતાં પહેલાં એટલું જાણી લેવું જોઇએ કે ઋગ્વેદના સમયની ભાષાના શબ્દોની ( સંસ્કૃત ) રચનામાં પણ પ્રાકૃત વિકારોએ કંઇ નાનો સૂનો ભાગ ભજવ્યો નથી. ભાષાશાસ્ત્ર વિષે ચર્ચા કરનારાઓમાં તો આ જૂની પુરાણી વાત છે. તેમ છતાંયે અત્રે તે વિષે કેટલાંક ઉદાહરણો દીધાથી તે વધુ સ્પષ્ટ થશે.

---

૧. તિરા નામના જિલ્લામાં વસતી ઓરાકઝાઈ અને આફરીદી નામની બે ટોળીઓ વચ્ચે વિગ્રહ થવાથી જે કુટુંબો ત્યાંથી હિજરત કરી નિગન્હાર પ્રાંતમાં જઈ વસ્યાં તે લગભગ ચારેક હજાર કુટુંબો આ બોલી બોલે છે. અકબરના વખતમાં મીરઝા હસન જ્યારે કાબુલનો સૂબો હતો ત્યારે તૈમુર લંગના વખતના પોતાના વડવાઓના દેશ હિંદુસ્તાનમાંથી અનસારી હિસામોદ્દીન નામના એક માણસે અફગાનિસ્તાનમાં જઇ ફરી ફરીને ઉપદેશ દ્વારા ઘણાને પોતાના શિયા પંથમાં ભેળવ્યા. ચુસ્ત સુન્નીપંથી અખુન દરવેઝા તેની સામે થયો. હિસામુદ્દીનને તેના અનુયાયીઓ પીર રોશન કહેતા અને તેના વિરોધી સુન્નીઓ પીર તારીક ( તારીક=અંધકાર ) કહેતા. રાજાને કરેલી અરજીથી કાબુલના સૂબાની સહાયથી અખુન દરવેઝાએ વિદ્રોહી શિયાપંથીઓને કાઢવા માંડયા. ૨૦૦ ઘોડેસ્વાર લઇ ઘણા નાસી છૂટયા. હિસામોદ્દીન નાસી છૂટયો પણ તેનું શું થયું તે જાણ્યામાં નથી. તેના ત્રણ પુત્રોને શત્રુઓએ પકડીને ઠાર કર્યા. તિરા જિલ્લામાં પીર રોશનના ૬૦,૦૦૦ અનુયાયીઓ થયેલા. પરંતુ તેમનો મૂળ પુરુષ અલોપ થવાથી તે બધા પાછા મૂળ પંથમાં ભળી ગયેલા. તિર્હાઇ બોલીમાં ગૂજરાતીને રૂપ અને અર્થમાં સામ્ય દર્શાવતા ઘણા શબ્દો છે, જેમકે, રાત-રાત; તરવાલી-ગૂ. તરવાર; ડાલ-ઢાલ; ગોલૈ-ગોળી; દુધ-દૂધ ( સં. દુગ્ધ ); ઘીં-ઘઉં; દાડી-દાઢી; ઘાસ-ઘાસ; તકરી (ચપ્પુ-અસ્ત્રો) કાતર; ઝીબ્બ-જીભ; લુહિ ( લાલ )-લોહી; પીરન ( ફારસી પયેરહન )-પહેરણ; સથન-સુંથણું; ફગડી-પાઘડી; નુખ-નખ; દૂડ-ધૂળ-દડ; સુરિ-સૂર્ય; મોર્ધ ( પક્ષી )-મરઘ-ઘું; કુએ-કુવો; ભણુ-ભાણું ( પીરસેલી થાળી. ) ઉપરના શબ્દો પરથી જણાય છે કે તેમાં ફારસી અને સંસ્કૃતમાંથી ઊતરી આવેલા ઘણા શબ્દો છે.

ઋગ્વેદના દશમ મંડલના ભરદ્વાજપુત્ર શિરબિઠ રચિત ૧૫૫ મા સૂક્તમાં અ-લક્ષ્મી-પણા ( અરાયિ )નો વિનાશ કરવાને યોજાયેલી પહેલી જ ઋચા **अरायि काणे विकटे गिरिं गच्छ सदान्वे** વગેરેમાં આવતો **विकट** શબ્દ ઋગ્વેદમાં જ અન્ય સ્થળે ( ૧,૧૬૪, ૧૫;૨,૩૮,૬; વ. ) મળતા **विकृत** શબ્દ પરથી પ્રાકૃત વિકારને લીધે થયેલો છે.

**शिथिर** ( ઋ. ૬,૫૮,૨; વ. ) શબ્દ પણ એજ રીતે × **श्रथिर** ( **श्रथ्** ' ઢીલા પડવું, ' ) ઉપરથી થયો છે. **शिथिल** આ જ શબ્દનું પાછળથી થયેલું રૂપ છે કેમકે **रलयोरभेदः** । ' ર ' ' લ 'માં ભેદ નથી.

**क्ष्** ( **क्+ष्** ) ઉપરથી **श्** **स्** કે **ष्** થયાના ઘણા દાખલા ઇન્ડો–ઇરાનીયન વર્ગની ભાષાઓમાંથી મળી આવે તેમ છે. સંસ્કૃત સાહિત્યમાં ઉજ્જયિની પાસેની **शिप्रा** નદી વિખ્યાત છે. કાલિદાસે પણ મેઘદૂતના પૂર્વભાગના ૩૧ મા શ્લોકમાં તેનો ઉલ્લેખ કર્યો છે. ' **शिप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः** । **शिप्रा** શબ્દ **क्षिप्रा** 'ઝડપવાળી' ( મૂળ ધાતુ **क्षिप्** ) એ શબ્દ ઉપરથી વ્યુત્પન્ન થયો છે તે નિઃસંદેહ જણાય છે. વરાહ-મિહિરની **बृहत्संहिता**ની કેટલીક મૂળ પોથીઓમાં પાઠાંતર રૂપે **शिप्रा**ને સ્થળે **क्षिप्रा** પણ મળે છે. ( Bibliotheca Indica, 19, 9. Various readings. P. 14 ). કેટલેક સ્થળે આ વર્ણ તાલવ્ય અર્થાત **श्** અને કેટલેક સ્થળે દંત્ય અર્થાત્ **स्** હોય છે. આ વિષે કેટલાંક ઉદાહરણો આપતાં પહેલાં એક વસ્તુ સૂચિત કરવાની ઇચ્છા થાય છેઃ–

ઋગ્વેદમાં ઇન્દ્રને સંબોધાયેલા પ્રથમ મંડલના ૧૨૯ મા સૂક્તની છઠ્ઠી ઋચામાં **क्षुद्र** શબ્દ ' ધૂળ 'નાx અર્થમાં વપરાયો છે, ' જલદી કચરી કે દૂર કરી શકાય તેવી વસ્તુ 'માં રહેલો હલકાપણાનો ગુણ એમાં સૂચિત છે; કદાચ હલકી ગણાતી ચોથી વર્ણ માટેનો **शूद्र** શબ્દ, આ **क्षुद्र** શબ્દને આધારે જ વિશિષ્ટ અર્થમાં યોજાયો હશે. બન્નેમાં મૂળ ધાતુ **क्षुद्** છે.

હવે મૂળ **क्ष्** પ્રાકૃત વિકાર પછી **श्** કે **स्** થઇ રહ્યો તેવાં ઉદાહરણો જોઇએઃ—

**सं. इक्षु—मराठी ऊस-ऊंस; सं. मक्षि( का )-म. माशी**—ગુજરાતીમાં પણ માથે ભમતી ઝીણી જીવાત ' મશી ' કહેવાય છે. **सं. क्षुरी**-ગુ. સુડી (?)

**सं. क्षेत्र-म. शेत**—ગૂજરાતમાં કેટલાંક ગામડાંમાં શેતર ( ખેતર ) પણ બોલાય છે. **सं. क्षीण-म. शीण.**

આ ઉપરાંત સિંહાલી ભાષામાંથી પણ ઉદાહરણો મળે છે. જેમકે **सं. अक्षि**—ઍસ; **सं. क्षमा**–સમા; **सं. क्षुधा**–સુધા.

સંસ્કૃત સાથે અતિ નિકટનો પરિચય ધરાવતી પારસી ( જરથોસ્તી )ઓનાં ધર્મપુસ્તકની ભાષા અવેસ્તામાંથી પણ નીચેનાં ઉદાહરણો મળે છેઃ—

**सं. क्षिप्** ' ફેંકવું '–અ. સિપ ' ઊલટાવી નાખવું ' **क्षि** ' વાસ કરવો '–અ. શિ; **क्षिति**-શિતિ; **मक्षु** ( **मंक्षु** ) ' જલદી '–મોશુ; **दक्षिण** ' જમણું '–દશિન; **क्षेत्रिय**-શોઇથ્ય; **क्षुधा**–શુધા.

ફારસીમાંથી આ પરિવર્તનનાં ઉદાહરણો મળે છે જેમકેઃ—

**सं. क्षीर**-ફા. શીર્; **सं क्षपा**-ફા, શબ્

**श्**, **स्** અને **ष्** વચ્ચે થતો ભેળસેળ વૈદિક સંહિતાના સમયમાં પણ થયેલો

×Grassmanns Worterbuchdes Rgveda. 369—Staiibchen

જણાય છે. જેમકેઃ-वाशीः (ऋ. १.८८,३;)—वासीः (अथर्व १०,६,३;) એક જાતની કુહાડી केश 'વાળ' (ऋ. १०,१०५,५;) केस-र (વાજસનેય સંહિતા ૧૯,૯૧.) 'મુખપરના વાળ'

कूश्म-क्म એક દાનવનું નામ (વા. સં. ૨૫,૭) सृ 'સરવું'. 'જવું' એ જ અર્થમાં श्रु-श्रुवत् (ऋ. १,१२७,३;) श्वात्र 'સ્વાદિષ્ટ.' (ऋ. १०,४९,१०) स्वद् 'ચાખવું' ધાતુ ઉપરથી. મૂળ क्षुद्-क्षुद्रમાં રહેલો હ્રસ્વ ઉકાર शूद्र શબ્દમાં દીર્ઘરૂપે જણાય છે. તેવું સંસ્કૃતમાં અન્ય સ્થળે થયાનાં ઉદાહરણો દ્વારા એ પરિવર્તનને પણ આધાર મળે છે. જેમકે

तिज् 'ધારદાર હોવું'-तिग्म-तीक्ष्ण

शिक्ष्-शिक्षा-शीक्षा (૭ વેદાંગમાંનું એક)

આ બધાં પ્રમાણોને આધારે હવે વધુ નિશ્ચિતરૂપે કહી શકાય કે क्षुद्र (क्+ष्+उ) ઉપરથી शूद्र (श+उ) શબ્દ ઊતરી આવ્યો છે.[1]

વિદ્યાભવન
શાંતિનિકેતન. પિનાકિન ત્રિવેદી બી. એ.

# અંત્યજોમાં સામુદાયિક જાગૃતિની જરૂર

અસ્પૃશ્યતા માત્ર હિંદુઓનો પ્રશ્ન નથી. અંત્યજોને પણ એ પ્રશ્ન સાથે એવો જ સંબંધ છે. હિંદુઓએ જેમ અસ્પૃશ્યતાના પાપમાંથી મુક્ત થવાનું છે, તેમ અંત્યજોએ પણ અસ્પૃશ્યતા ફગાવી દેવા તૈયાર થવું જોઇશે. અસ્પૃશ્યતાનું ભૂત સૈકાઓ થયાં અંત્યજો અને હિંદુઓને વળગેલું છે અને હિંદુઓમાંથી તેને કાઢવા માટે ભગીરથ પ્રયત્ન અને પ્રચંડ પ્રચારકાર્યની જરૂર છે. એટલે અંત્યજોમાંથી પણ એ ભૂતને કાઢવા એથી પણ વિશેષ પ્રયત્ન અને પ્રચારકાર્યની જરૂર રહેશે, એ વસ્તુ આજે જ્યારે આપણે અસ્પૃશ્યતાને દફનાવી દેવા માગીએ છીએ, ત્યારે આપણી દૃષ્ટિમર્યાદા બહાર ન હોવી જોઇએ. આ વસ્તુસ્થિતિને ધ્યાનમાં લઇને જ નવા સ્થપાએલા અસ્પૃશ્યતાનિવારક સંઘે, તેનું મુખ્ય લક્ષ્ય, અંત્યજોની કેળવણી અને સમાજસુધારા તરફ જ વધારે આપવાનું યોગ્ય ધાર્યું છે.

આપણે અને અંત્યજો ધર્મે અને જાતિએ એક હોવા છતાં, આપણા અને તેમના સંસ્કારમાં, આચારવિચારમાં, રહેણીકરણીમાં અને રીતરિવાજોમાં, ઘણો તફાવત રહેલો છે. આપણી જાતિના જ એક અંગ તરફ આપણે એટલું દુર્લક્ષ્ય રાખ્યું છે-એટલી બેદરકારી રાખી છે અને એમના પ્રત્યે આપણે એવા હૈયાવિહોણા થયા છીએ, કે આપણામાં અને તેમનામાં કશી સમાનતા રહી નથી. આપણે તેમને આપણાથી વેગળા રાખીને આપણા સંસ્કારોથી દૂર રાખ્યા, આપણે તેમની કેળવણીની દરકાર ન લીધી; શું ખાય છે ને શું પીએ છે? તેની પણ ભાળ ન રાખી, અરે! તેઓ જીવે છે કે મરે છે તે પણ ન જોયું. આપણે દરકાર રાખી છે તેમની પાસેથી કામ લેવાની. આપણે તેમની પાસેથી ગુલામોની

[1] શ્રી. વિધુશેખર ભટ્ટાચાર્યના મૂળ લેખને આધારે.

જેમ કામ લીધું અને તેના બદલામાં આપણા સદ્‌ભાવ સહાનુભૂતિ કે સહકારને બદલે તેઓ તિરસ્કાર પામ્યા અને હડધૂત થયા. અને આ જાતની વર્તણૂક આપણે સૈકાઓ થયાં રાખીએ છીએ. આ કૃતઘ્નતા પછી તેમને આપણા વિષે લાગણી ન હોય કે તેઓનું જાતિ-અભિમાન નષ્ટ થાય એમાં શું આશ્ચર્ય છે? આ જુલમને પરિણામે આપણા કેટલાક રૂઢિચુસ્ત ભાઇઓ, અસ્પૃશ્યતાને ધર્મ સમજે છે તેમ, આ ભાઇઓ પણ તેમની સ્થિતિને પ્રભુનો શાપ માની તેની સ્થિતિમાં સંતોષ માને છે, તેના તૂટેલા ખાટલા ઉપર ફાટેલી કંથા નાખીને આ કમબખ્તીમાંથી મુક્ત કરવા પ્રભુને બંદગી કરે છે. અને હજી આજે પણ આપણે તેમને આપણી સાથે રાખવા તૈયાર નથી થતા; એટલું જ નહિ, પણ સૈકાઓ થયાં તેઓ જે સ્થિતિમાં રહેતા આવ્યા છે તે સ્થિતિમાં જ રાખવા માગીએ છીએ. સદ્‌ભાગ્યે મહાત્મા ગાંધીજીના ઉપવાસે આ દુષ્ટતા સામે પ્રજાનું માનસ ઉશ્કેરી મૂક્યું છે, અને અંત્યજોને અપનાવવાની દેશવ્યાપી હિલચાલ આજે જાગી છે. તેમની અસમાનતા દૂર કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે ત્યારે અંત્યજોને સંસ્કારમાં, રહેણીકરણીમાં અને રીત-રિવાજોમાં આપણા જેવા જ બનાવવા પાછળ આપણે પૂરતું લક્ષ નહિ આપીએ તો અસ્પૃશ્યતાનિવારણનું કામ સરળ અને વેગવાન નહિ બને. આજે તો એક તરફ આપણે અંત્યજ ભાઇઓને અપનાવવા અને અસ્પૃશ્યતાનું કલંક ભૂંસી નાખવા ભારે પ્રચારકાર્ય અને પ્રયાસ કરી રહ્યા છીએ; ત્યારે બીજી તરફ અંત્યજ ભાઇઓનો વિરાટ સમુદાય તો સુષુપ્ત અવસ્થામાં જ પડેલો છે. તેમના પેટનું પાણી પણ હાલતું નથી. હા, શહેરોમાં વસતા થોડાઘણા અંત્યજોમાં કદાચ જાગૃતિ આવી હશે, પણ ગામડાંઓમાં વસતા અંત્યજો અસ્પૃશ્યતા ફગાવી દેવાની આ સાંપડેલી તક તરફ સાવ ઉદાસીન છે. તેઓ તો અસ્પૃશ્યતાને ઇશ્વરનિર્મિત માને છે અને તેમાંથી છૂટવા માટે જરા ય પ્રયત્ન કરવા તૈયાર નથી. આ દયાજનક સ્થિતિમાંથી તેમને મુક્ત કરવાનું કામ પહેલી જ તકે હાથ પર લેવું જોઇએ.

આ કાર્યને માટે અંત્યજોમાં તેમની પોતાની એક પ્રચંડ હિલચાલ ઊભી કરી તેમ-નામાં સામુદાયિક જાગૃતિ અને એકતા લાવવા માટે પ્રચંડ પ્રચારકાર્ય આરંભવું જોઇએ. તેમની આજની પારસ્થિતિમાંથી છૂટવા માટે તેમનામાં જ્યાંસુધી સામુદાયિક તાલાવેલી નથી આવી ત્યાંસુધી આપણા એક તરફના બધા પ્રયાસોને પૂરી સફળતા નહિ મળે. આ સામુદાયિક જાગૃતિ પ્રચંડ પ્રચારકાર્ય વિના આવવાની નથી. એટલે જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં અંત્યજોનાં સામુદાયિક સરઘસો, સામુદાયિક સ્નાન, પ્રાર્થના વગેરે કાર્યક્રમો યોજવા જોઇશે. આર્થિક અવદશાના કારણે અંત્યજોમાં અંદરઅંદરના ઝઘડા અને ઇર્ષ્યા વધી પડયાં છે, પરંતુ આવી જાતના સામુદાયિક કાર્યક્રમોથી તેમનું સંઘબળ પણ કેળવાશે. અને નવા વિચારોના પ્રવાહને એકસાથે ઝીલી શકશે. આપણે અંત્યજોને પ્રાથમિક કેળવણી આપવા પાછળ આપણી શક્તિ ખરચીએ છીએ ખરા. અને સાચી જાગૃતિનું મૂળ પણ આ પ્રાથમિક કેળવણી જ હશે, એ પણ સાચું છતાં; જ્યાંસુધી તેમનું સંઘબળ કેળવાયું નથી અને સામુદાયિક જાગૃતિ નથી આવી ત્યાંસુધી તેમને પ્રાથમિક કેળવણી આપવાના આપણા પ્રયાસને તેમના તરફથી જોવો જોઇએ તેવો સહકાર નહિ મળે. છેલ્લાં કેટલાંક વર્ષોનો આ આપણો અનુભવ છે અને એ અનુભવને ધ્યાનમાં રાખીને જ આપણે આપણું કાર્ય આગળ ધપાવવું જોઇએ. અંત્યજો, અંત્યજો મટી આપણી સાથે રહે, આપણા પડોશી બને, તે માટે તેમને સ્વચ્છતાનું અને બીજા સામાજિક દોષોથી મુક્ત થવાનું શિક્ષણ આપવું જોઇશે. એ પણ આ સામુદાયિક જાગૃતિ વિના બનવાનું નથી.

એટલે અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય, એક તરફ અંત્યજોમાં અને બીજી તરફ હિંદુઓમાં, એકસરખી ગતિએ ચાલે તો જ મેળ જામે, અને આપણે જે ધ્યેયને પ્રાપ્ત કરવા માગીએ છીએ તે વધારે જલદી પ્રાપ્ત કરી શકીએ. એક તરફ અંત્યજોમાં સામુદાયિક જાગૃતિ માટે પ્રચારકાર્ય ચાલે અને બીજી તરફ આપણે અસ્પૃશ્યતામાં નહિ માનનાર પ્રજાવર્ગનું સંગઠન જમાવીએ. આજે વાતાવરણમાં અંત્યજો પ્રત્યે ખૂબ સહાનુભૂતિ દેખાય છે તેનો ઉપયોગ પૂરેપુરો કરી લેવો જોઇએ. એટલે અસ્પૃશ્યતાનિવારક સંઘની પ્રાંતિક શાખાઓ અસ્પૃશ્યતામાં નહિ માનનાર ભાઇઓને સંઘના સભાસદ તરીકે નોંધે. આ સભ્યો નોંધવાનું કામ ખૂબ વેગપૂર્વક શરૂ કરવું જોઇએ અને એને માટે વર્તમાનપત્રો, ભીંતપત્રો અને જાહેરસભાઓ દ્વારા ખૂબ પ્રચારકાર્ય કરવું જોઇએ. જુવાનોની આ મહાન કાર્ય માટે ભારે જરૂર પડશે. કોઇ ભવિષ્યની ઘડીએ નહિ, આજે જ તૈયાર થવું જોઇશે.

આપણે ન ભૂલીએ કે ઉપકારની કશી જ લાગણી વિના ઈશ્વરે એમને આપણી સેવા અર્થે જ સરજ્યા છે એવી મૂઢ અને પતિત ભાવનાને વશ થઇને આપણે તેમની પાસેથી ઘણી સેવા લીધી છે. એ સેવા લેવાનો આપણને હક્ક છે, એમ આપણે માન્યું. હજી આજે પણ કેટલાક એ હક્ક જતો કરવા તૈયાર નથી, અને તે પણ ધર્મને નામે, આ નરી નફટાઇ અને અમાનુષિકતા આંધળા બનીને તેઓ જોવાની પણ ના પાડે છે. એ લોકો તો આ ભ્રમિત માન્યતાના કીચડમાં પડેલા છે, પણ જુવાનો કે જેમની રાષ્ટ્રીય લાગણી જાગ્રત થઇ છે તેમણે તો આ હડહડતા અન્યાય સામે બળવો જગાવવો જ જોઇશે. અને આપણે સમાજની સામે થઇને હિંમતથી આ સડો દૂર કરવા તૈયાર ન થઇએ તો પછી સ્વરાજ્ય અને સ્વતંત્રતાનું નામ આપણી જીભ ઉપર શોભતું નથી.

મૂળજી આશારામ ભક્ત

# અસ્પૃશ્યતાનિવારણ

અંગ્રેજી શિક્ષણનો આરંભ ઓગણીસમા સૈકામાં થયો ને ત્યાં રાજા રામમોહન રોયે અનેકવિધ સુધારાની ચળવળ કરી, છતાં અસ્પૃશ્યોદ્ધારના પ્રશ્નની શરૂઆત તો મહારાષ્ટ્રમાં થઈ. એ શરૂઆત કરનારા રા. જ્યોતિબા ફુલે હતા; જેમને આજે મહાત્મા તરીકે ઓળખનારા ઘણા લોકો મહારાષ્ટ્રમાં છે. તેમના પ્રયત્નોની ખાસ નોંધ લેવા જેવી છે. નાનપણમાં પહેલવાનના અખાડામાં તેમણે શરીર કસેલું ત્યારથી અસ્પૃશ્યોદ્ધારના પ્રશ્ન તરફ તેમનું ધ્યાન ગએલું.

બંગાળામાં શશિપાદ બાનર્જીએ અસ્પૃશ્યનિવારણની પ્રવૃત્તિ બીજી સુધારાની પ્રવૃત્તિ સાથે માંડી તે પહેલાં વીસ વર્ષ એમણે મહારાષ્ટ્રમાં પ્રયત્નો કરેલા. જ્યોતિબા ફુલેએ પહેલી કન્યાશાળા ( ૧૮૪૮ માં ) અને અસ્પૃશ્યોની શાળા ( ૧૮૫૨ માં ) સ્થાપન કરી; તેથી ખુશ થઇ સરકારે તેમને ૨૦૦ રૂ. ની શાલ ભેટ આપી.

આ શાળા મુંબાઇ ઇલાકામાં જ નહિ તો આખી દુનિયામાં અસ્પૃશ્યો માટેની શાળાઓમાં પહેલી હતી. મેજર કેંડી ૧૮૫૮ના માર્ચમાં આ શાળાની પરીક્ષા લઇને ખુશ થયા હોવાનો ઉલ્લેખ તે વખતના "જ્ઞાન પ્રકાશ" (વર્તમાનપત્ર)માં કરેલો છે. તેજ છાપાના

તે જ અંકમાં આ શાળાના અહેવાલને લગતાં વાકયો નીચે પ્રમાણે છે:—"એક કન્યાશાળા ઘટનવક સ્થાપી તેથી તેમને (જ્યોતિબાને) ખૂબ સહન કરવું પડયું છે. તે તેમણે અસ્પૃશ્યો માટેની શાળા કાઢયા પછી તેમના પિતાએ તેમને ઘરમાંથી કાઢી મૂકયા. એ વાત જાણ્યા પછી જ્યોતિબાને સહેવાં પડેલા સંકટોનો ખ્યાલ આવે તેમ છે. આખી અસ્પૃશ્ય જાતિ ઉપર તેમનો આ મોટો ઉપકાર છે. અમે પણ તેમનો ઉપકાર માનીએ છીએ. ××× બ્રાહ્મણોએ આ જ્યોતિબાને દ્રવ્ય વગેરેની મદદ આપી છે, ને આ રીતે અપ્રત્યક્ષ મદદ અસ્પૃશ્યોદ્ધાર માટે કરી છે. તો તેમના નામનો ઉલ્લેખ પણ જ્યોતિબાએ પોતાના રિપોર્ટમાં કરવો જોઈતો હતો, એમ અમારૂં માનવું છે." આ નિશાળમાં અસ્પૃશ્ય કન્યાઓને જ્યોતિબા અને તેમનાં પત્ની કેટલા સ્નેહથી શીખવતાં તે વિષે પણ એ છાપાના એક પત્રમાં ઉલ્લેખ થયો છે. બીજા ત્રણ મિત્રો (-રા. વાળવેકર, પરાંજપે, અને ગોવંડે) તેમને તેમના પ્રયત્નોમાં યથાશક્તિ મદદ આપી રહ્યા હતા. જ્યોતિબાએ આ અસ્પૃશ્યોને પોતાના ઘરના કૂવા ઉપર પાણી ભરવાની છૂટ આપી. જ્યોતિબાની નિશાળમાં લગભગ ૩૦૦, વિદ્યાર્થીઓ ભણતા અને શિક્ષકો આઠ હતા. કન્યાઓ તે વખતે એક પણ ન હતી. પહેલાં બે વર્ષ લગી કન્યાઓની થોડીક સંખ્યા હતી ખરી, પણ પાછળથી એ ઘટી ગઇ. આ નિશાળનો અભ્યાસ બરાબર વધતો નથી; કારણકે શિક્ષકો સારા મળી શકયા નથી. એવો ઉલ્લેખ પણ છાપામાં આવેલા એક પત્રમાં છે.

ઇ. સ. ૧૮૭૫ ની સાલમાં જ્યોતિબાની શાળા માટે સરકાર તરફથી મકાન બાંધવાની શરતે જમીનનો એક ટુકડો અપાયો, અને ઇમારત બંધાવવા માટે ૫૦૦૦ રૂ. દક્ષિણા ફંડમાંથી આપવાનું નક્કી કર્યું. પણ આ વખતે શાળા બંધ હતી, પણ આ જમીન સેક્રેટરીના કબજામાં હતી. પાછળથી લોકલફંડ કમિટિ પાસેથી પુના મ્યુનિસિપાલિટિ પાસે આ શાળા આવી, અને આ શાળાને સરકાર તરફથી જુદી મદદ મળવાની શરુઆત થઇ. હાલમાં આ બધી મિલ્કત ડીપ્રેસ્ડ કલાસીઝ મિશન એ મંડળ પાસે છે. તે શાળા પણ આ મંડળની શાળામા જ સમાવિષ્ટ થઇ છે.

## શશિપાદ બંદોપાધ્યાયના પ્રયત્નો

બંગાળમાં અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ પ્રથમ આદરનાર આ બ્રાહ્મણ ગૃહસ્થ હતા. ૧૮૪૦ માં તે કુળવાન બ્રાહ્મણ વંશમાં બારાનગરમાં જન્મ્યા હતા. ૧૮૬૫ માં તે બ્રાહ્મો થયા ત્યારથી જ તે નીચ ગણાતા લોકો સાથે હળી જવા લાગ્યા. તેમણે મિલમાંના મજૂર લોકોની સાથે ચર્ચા કરીને એક દિવસની અને રાત્રિની એવી બે શાળાઓ ચલાવી; પણ તોફાની ગુંડાઓને એ વાત ન ગમવાથી તેમને તે બંધ કરવી પડી. પણ તેમણે પોતે આ શાળા માટે મકાન બંધાવ્યાં ને તે શાળાઓ કાયમ કરી. બંગાળમાં કર્તાભજા પંથી નામનો એ ચાંડાળ વર્ગ ભજનોનો ખૂબ શોખીન હતો. બાબુજી તે વર્ગમાં જઇને ભજનો સાંભળવા બેસતા. ૧૮૭૦ ની સાલમાં તેમણે આ લોકો માટે એક (કલબ) મંડળ કાઢીને તેમને વાચનની અભિરુચિ લગાડી. તેમને મદ્યપાન વગેરે દુષ્ટ ટેવોમાંથી ઉગાર્યા, ગંદાં ભજન બંધ થયાં, ને આ લોકો સાત્વિક ભજનો ગાઈ ઈશ્વરની ઉપાસના બરાબર રીતે કરવા લાગ્યા. ૧૮૭૧ માં બાબુજી વિલાયત જવા ઉપડયા, ત્યારે મજૂરોએ અને અસ્પૃશ્યોએ તેમને હાર્દિક સન્માનથી એક માનપત્ર આપ્યું. આ દીન જનોની સેવા

કરવાથી વિલાયતમાં પણ બ્રિસ્ટલ શહેરની એક મિશનરી સંસ્થાએ બાબુજીનો ખૂબ સત્કાર કર્યો. વિલાયતથી આવ્યા પછી તેમણે એક પૈસાની કિંમતનું એક છાપું કેવળ ગરીબોની જરૂરને પહોંચી વળે એટલા માટે ચલાવ્યું. તેની ૧૫૦૦૦ પ્રત ખપતી. શિવનાથ શાસ્ત્રી જેવા વિદ્વાન પંડિત તેમાં લેખ લખતા.

શ્રીમાન લોકો પણ આ કામમાં ઠીક સહાનુભૂતિ બતાવતા. આ પછી તેમણે 'બારાનગર સમાચાર' નામનું એક સાપ્તાહિક છાપું પણ ચલાવ્યું. તેઓ ચાંડાલ ગણાતા લોકો સાથે જમતા. મહેતર લોકોનાં બાળકોની સેવા-શુશ્રૂષા અને સારવાર કરતા. સેવિંગ બૅંકમાં તેમના પૈસા મૂકી આપી તેમને કરકસર શીખવતા. તેમની સર્વાંગ સુંદર ઉન્નતિ થાય તે માટે તેઓ ખૂબ પ્રયત્ન કરતા. આમના સિવાય બંગાળામાં નીચી કોમો માટે ઉન્નતિના પ્રયત્નો બીજા કોઈએ કર્યા હોય, એમ જણાતું નથી.

ઉપરની માહિતી સીતાનાથ તત્ત્વભૂષણે લખેલા શશિપાદ બાબુના ચરિત્ર પરથી લીધી છે. હાલ બંગાળામાં ગામેગામ ડિપ્રેસ્ડ મિશનનું કામ ચાલે છે. પણ તેની ઉત્પત્તિ મહારાષ્ટ્રમાં સ્થપાએલા મિશનમાં છે.

### શ્રી સયાજીરાવ ગાયકવાડના પ્રયત્નો

વડોદરાના મહારાજા સયાજીરાવ સુધારક છે. તેઓએ વખતોવખત રાજ્યમાં ખૂણે-ખોચરે ફરીને અંત્યજો, જંગલી અને ગુનેગાર ગણાતી જાતિઓની સ્થિતિ પોતે જોઈ છે. નવસારી પ્રાંતમાં સોનગઢ પાસે ઢાણકા નામની એક કોમ છે. તે લોકોને મહારાજા સાહેબ મળવા આવ્યા ત્યારે સંતાઈને ઝાડ પર લપાઈ ગયા. આજથી ચાળીસ વર્ષ પહેલાં આ લોકોને માટે બે બોર્ડિંગ અને એક ખેતીશાળા ખોલવામાં આવી હતી, જેનું પરિણામ ઘણું સારું આવ્યું છે. તેમાં અક્ષરજ્ઞાન ઉપરાંત ધાર્મિક શિક્ષણ અને સામાન્ય જ્ઞાન આપવાનો પ્રબંધ હતો. એ બોર્ડિંગના સુપરિન્ટેન્ડેન્ટે એક પ્રાર્થના સમાજ પણ ચલાવેલી. એ શાળામાં ભણતાં વિદ્યાર્થિની અને વિદ્યાર્થીઓનાં લગ્ન કરી આપી તેમાંથી સારા નાગરિકો બનાવવાનો વિચાર મહારાજાએ રાખેલો.

અસ્પૃશ્યની કેળવણી માટે એક જુદું ખાતું છે. તે ખાતાના મુખ્ય અધિકારી પંડિત આત્મારામ છે. તેમનો મોકલેલો સંક્ષિપ્ત હેવાલ નીચે પ્રમાણે છેઃ—

ઈ. સ. ૧૮૮૩ થી અસ્પૃશ્યોમાં જુદી શાળાઓ ખોલવાનો આરંભ થયો. ૧૮૮૪ માં ૭, ને ૧૮૯૧ માં ૧૦ શાળાઓ થઈ. હિંદુ શિક્ષકો મળવાનું અશક્ય દેખાતાં મુસલમાન શિક્ષકોથી જ કામ ચલાવવું પડ્યું. અમલદારોની પણ સહાનુભૂતિ ઓછી હોવાથી અડચણો પણી આવી.

આને માટે મુંબાઈમાં એક મંડળ સ્થપાયું ને વડોદરામાં ફરજિયાત કેળવણીનો કાયદો પસાર થવાથી શિક્ષણનો પ્રચાર ખૂબ થયો.

| વર્ષ | છોકરી છોકરાંની ભેગી શાળા | કન્યાશાળા | વસતીગૃહ | વસતીગૃહના વિદ્યાર્થી | બધા મળીને વિદ્યાર્થી |
|---|---|---|---|---|---|
| ૧૮૮૪ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૮૯૧ | ૧૦ | ૦ | ૫ | ૩૯૦ | ૭૮૪ |
| ૧૮૯૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૨૯૩ |
| ૧૮૯૬ | ૨૧ | ૦ | ૦ | ૦ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૦૬ | ૨૨ | ૦ | ૧ | ૫૦ | ૧૫૦૦ |
| ૧૯૧૦ | ૨૮૭ | ૫ | ૨ | ૦ | ૧૩૭૦૩ |
| ૧૯૧૫ | ૦ | ૦ | ૩ | ૦ | ૧૯૭૮૬ |
| ૧૯૨૧ | ૦ | ૦ | ૫ | ૦ | ૧૭૦૦૦ |

અંત્યજોમાં ધર્મશિક્ષણ પ્રસરે એ હેતુથી તેમના પુરોહિતોના શિક્ષણ માટે એક ખાસ સંસ્કૃત પાઠશાળા ઉઘાડવામાં આવી, ને ભણનારા ૨૫ અંત્યજ વિદ્યાર્થીઓને દર મહિને રૂ.૮ પ્રમાણે વિદ્યાર્થીવેતન આપ્યાં. એક અંત્યજને ધારાસભામાં સભ્ય નીમ્યો. ૧૯૧૧ની સાલમાં શિક્ષણખાતામાં ૨૦૦, લશ્કરમાં ૧૯, મ્યુનિસિપાલિટીમાં ૧૦, પોલીસમાં ૭, સર્વે ખાતામાં ૨ અને બીજા ૩ મળીને ૨૪૨ અસ્પૃશ્ય ભાઈઓ સરકારી નોકરીમાં હતા. વડોદરા કૉલેજમાં અંત્યજો માટે સ્કોલરશિપ છે, અંત્યજ બોર્ડિંગમાં સંસ્કૃત ધર્મ–શિક્ષણ મળે છે. રાજમહેલમાં અંત્યજ બાળકોને બોલાવીને ઉત્સવો કરવામાં આવે છે. ૧૭ વરસની એક અંત્યજ અનાથ બાલિકાનાં લગ્ન એક ઉચ્ચ જાતિના સ્પૃશ્ય છોકરા સાથે કરવામાં આવ્યાં. વસતિગૃહમાં કન્યાઓને સર્વ જાતની ગૃહોપયોગી કેળવણી આપવામાં આવે છે. મિ૦ આંબેડકરને અમેરિકા મોકલીને કોલંબિયા યુનિવર્સિટીમાં પી. એચ. ડી. થવાની જોગવાઈ કરી આપી. એક અંત્યજને એલ. એમ. એસ. કરવાની સગવડ કરી આપી. આ બધી પ્રવૃત્તિમાં લોકોનાં ટીકા ને વિરોધ મોટા પ્રમાણમાં સહન કરવાં પડ્યાં. મહાત્મા ગાંધીજી જેવા અલૌકિક મહાત્માને આજે આટલો વિરોધ સહેવો પડે છે. તો તે વખતે ગુજરાત પ્રાન્તના લોકોએ કેટલો વિરોધ દર્શાવ્યો હશે, એ કલ્પી શકાય તેમ છે.

કર્નલ ઑલ્કૉટ (થિયોસોફિકલ સોસાયટી મદ્રાસ), કર્નલ ઑલ્કૉટ સોસાયટીના ૧૯૦૨ ની સાલમાં અધ્યક્ષ હતા. તેમણે "પુઅર પટાય" નામની એક ચોપડી પ્રકટ કરી તેમાં ૧૭ થી ૨૩ પાનાંમાં નીચેનું નિવેદન છે. અસ્પૃશ્યતાનિવારણ માટે ઉપાય કરવાના હેતુથી તેમણે પોતાની શાળા એક ઝુંપડીમાં મદ્રાસ શહેરમાં ઈ. સ. ૧૮૯૪ માં ખોલી. બીજી શાળા ઈ. સ. ૧૮૯૪ માં અને ત્રીજી ઈ. સ. ૧૮૯૯ માં શરૂ કરી. ૧૯૦૧ ના રિપોર્ટમાં ત્રણે શાળામાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૪૩૪ (છોકરા ૩૮૪ અને છોકરીઓ ૧૫૦) ને શિક્ષકો ૧૬ હતા. શિક્ષણ આપતાં તેમના ધર્મની બાબતમાં જરા ય હાથ નાખવામાં નથી આવતો. શિક્ષણ આપીને તેમનો ઉદ્ધાર કરવા સિવાય બીજો કશો ય ઉદ્દેશ સોસાયટીને નથી. આ શાળાનું કામ આજે પણ ખૂબ સારા પ્રમાણમાં ચાલી રહ્યું છે.

### રા. સા. કે. રંગરાવ મંગલોર

મદ્રાસ ઈલાકામાં ખાસ કરીને પશ્ચિમકિનારા ઉપર વસનારા અસ્પૃશ્યોનાં દુઃખ અમાપ છે. સ્પૃશ્ય મનુષ્યથી ૬૦–૭૦ ફીટ દૂર અસ્પૃશ્યને રહેવું પડે, એવા પ્રાંતમાં અંત્યજો માટે શાળા ખોલવાની શરુઆત ખૂબ મોડી થાય તેમાં કશી નવાઈ નથી. રા. સા. કે. રંગરાવ એમણે મંગલોરમાં પોતાની પહેલી શાળા ૧૮૯૪ માં અંત્યજો માટે ઉઘાડી. લોકોએ એ માટે એમને અતિશય ત્રાસ આપ્યો, પણ દશ વર્ષમાં આ બધી અડચણો સહન કરી શાળાની ખૂબ પ્રગતિ કરી. સરકારની સહાયથી તેઓ પોતાની સંસ્થા માટે મકાન, જમીન, ઉદ્યોગશાળા ને રહેવાનાં મકાનો વગેરે ઘણી વિકાસભરી પ્રગતિ કરી શક્યા. તે કામ માટે તેમને વીસ એકર જમીન સરકાર તરફથી મળી. મુંબાઈની નિ. સા. સંસ્થા (મિ.

શિંદેએ ઈ. સ. ૧૯૦૯ માં સ્થાપેલી) સાથે આ શાળા જોડાયા પછી તે દિનપ્રતિદિન વધારે ને વધારે આબાદ બનતી જાય છે.

## બ્રિટિશ સરકાર ને ખ્રિસ્તી મિશનના પ્રયત્નો

સરકારના અને મિશનરીઓના પ્રયત્નો તો જાણીતા છે. એમના કામમાં આવેલી હરકતો બે પ્રકારની હતી. નોકરશાહીની નવાબશાહી પદ્ધતિ અને મિશનરીઓની ધર્માન્તર કરવાની વૃત્તિ. આ બે મોટી હરકતો હતી. આ હરકતો ન હોત તો આ બન્ને પ્રયાસ મળીને અથવા માત્ર હિંદી સરકારને હાથે આ પ્રશ્ન ક્યારનો ય ઉકલી ગયો હોત. મદ્રાસ તરફના ખ્રિસ્તી મિશનરીઓ રોમન કેથોલીક પંથને માનનારા માત્ર ખ્રિસ્તી અનુયાયીની સંખ્યા વધારવાની ઇચ્છા ધરાવતા હોવાથી અસ્પૃશ્યોને ધર્માન્તર કરાવી પાછા પોતાની હલકી કોટીમાં જ તેમને રાખી તેમને નીચા ગણે છે. તેમના ધર્મથી આ વિરુદ્ધ હોવા છતાં તેઓ આ કામ ધર્મ પ્રસારવાના ગાંડા મોહથી કરે છે. આથી અસ્પૃશ્યોને બન્ને માર્ગો- હિંદુઓ તરફનો અને ખ્રિસ્તીઓ તરફનો-બંધ થઇ ગયા છે. ખ્રિસ્તીઓમાં હાલમાં જે રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ છે તે ચાલુ રહે ને કોંગ્રેસ વધારે કાર્ય કરવાની વૃત્તિવાળી થાય તો આ ખ્રિસ્તી અસ્પૃશ્યો વળી પાછા હિંદુ ધર્મમાં આવે, એવો પૂરો સંભવ છે.

અંગ્રેજી રાજકારભારમાં અંત્યજોને મોટી તેમ જ નાની નોકરી મળે તો ય આ અસ્પૃશ્યતાનો ન્યાય સહેલાઈથી દૂર થઇ જાય; પણ આ બાબતમાં કોઇનો દોષ કાઢવાને બદલે પોતાનો જ દોષ કાઢવાની ખાસ જરૂર છે.

## વિઠ્ઠલ રામજી શિંદે

આ મહારાષ્ટ્રના અસ્પૃશ્યોદ્ધારક કર્ણાટકમાં જન્મ્યા (૧૮૭૩). ૧૮૯૮ માં તેમણે ફર્ગ્યુસન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા પસાર કરી વિલાયત જઈ ધર્મ અને સમાજ- શાસ્ત્રનો અભ્યાસ ઑક્સફર્ડ વિદ્યાલયમાં કરીને સ્વદેશમાં ૧૯૦૩ માં પાછા આવ્યા. આવીને તેમણે 'ડિપ્રેસ્ડ ક્લાસીઝ મિશન સોસાયટિ ઑફ ઇંડિયા' એ નામની સંસ્થા સ્થાપવાનો પ્રયત્ન કરવા માંડ્યો. ૧૯૦૩ માં મહારાજા ગાયકવાડની આજ્ઞાથી વડોદરા રાજના કામની તપાસ કરી તેમણે રિપોર્ટ કર્યો, સૂચનાઓ કરી. તે પછી એજ વર્ષ મુંબાઇની પ્રાર્થના સમાજમાં પ્રચારક તરીકે તેમણે આખા દેશનો પ્રવાસ કર્યો ને અસ્પૃશ્ય જંગલી અને ગુનેગાર કોમની પ્રત્યક્ષ માહિતી લીધી. ૧૯૦૫ થી હિંદના સેન્સસ રિપોર્ટમાંથી આ લોકોની સંખ્યાની તુલનાત્મક માહિતી મેળવીને તેમણે વ્યાખ્યાનો આપી પોતાનો અનુભવ લોકો સમક્ષ મૂક્યો. મુંબાઇના પ્રાર્થનાસમાજીઓની મદદથી તેમણે પોતાની પહેલી શાળા પરસમાં ઉઘાડી. ૧૯૦૭ થી ૧૯૧૨ સુધીની બધી કૉંગ્રેસોમાં અસ્પૃશ્યતાનિવારણના પ્રયત્નો પ્રચાર કરવાના હેતુથી તેમણે ભાગ લીધો ને બને તેટલો પ્રચાર કર્યો. આ બધે ઠેકાણે તેમણે સ્વતંત્ર પરિષદો મેળવી ને સ્થાનિક મદદ મેળવી તેને ઠેકાણે મિશનની શાળાઓ પણ ચાલુ કરી. ઉત્તર હિંદુસ્તાનમાં પ્રત્યક્ષ કામ કરનારી સંસ્થા આર્ય સમાજની હતી, ને બંગાળમાં બ્રાહ્મ સમાજની સંસ્થા આ કાર્ય કરવા તૈયાર હોવાથી માત્ર દક્ષિણ અને પશ્ચિમ- હિંદમાં કાર્ય કરવાનું મિશનને માથે આવી પડયું. તે ને તે ઠેકઠેકાણે શાખાઓ ખોલીને યથાશક્તિ કર્યું. તે માટે પ્રાન્તિક અને જિલ્લાની શાખાઓ ઉઘાડવામાં આવી જેઓ મુખ્યસ્થ સંસ્થાની દેખરેખ નીચે કામ કરતી હતી. ૧૯૧૨ સુધી તેની ઘટના સામાન્ય બનાવવામાં

આવી. પૈસા અને લાગણીના પ્રમાણમાં બધે કામ ઓછુંવત્તું થયું અને પાછળથી મદ્રાસની કેટલીક સંસ્થાશાખાઓ તો સ્વતંત્ર પણ થઇ. હાલમાં આ ભારતી મિશનની મધ્યવર્તી સમિતિના તાબામાં માત્ર પાંચ મુખ્ય શાખાઓ ચાલુ છે. તેમનો પ્રત્યક્ષ કારભાર સ્થાનિક કમિટિ ચલાવે છે. મુંબાઇ મહારાષ્ટ્ર (પુના) કર્ણાટક (હુબલી) મધ્ય પ્રાન્ત વરાડ (નાગપુર) તામીલ (બંગલોર)માં એમના કામનો રિપોર્ટ પ્રકટ થયા કરે છે. આ મિશનના કામને હવે રાષ્ટ્રીય સ્વરૂપ મળેલું છે, અને તેનું વ્યવસ્થિત કાર્ય આખા ભરતખંડમાં ચાલુ થયું છે. સેક્રેટરી મિ. શિંદેએ કલકત્તાની કોંગ્રેસમાં મિસિસ બીસેન્ટે તાર કરી અસ્પૃશ્યોને લાગતો ઠરાવ પસાર કરાવ્યો ને તેની બીજી સાલમાં નાગપુરમાં પણ તે જ ઠરાવનો સમાવેશ અસહકારના ઠરાવમાં કરવામાં આવ્યો ને તેનો ઉલ્લેખ મહાત્મા ગાંધીજીએ ખાસ કર્યો. પાછળથી ગોદરેજ શેઠે દોઢલાખની સખાવત અસ્પૃશ્યતાનિવારણના કામ માટે કોંગ્રેસને આપી. તેની સહાયથી અસ્પૃશ્યોદ્ધારનું કામ ઠેકઠેકાણે ચાલી રહ્યું છે. ખાસ કરીને રેંટિયા ચલાવી અસ્પૃશ્યોને આ તરફ ખેંચવાના પ્રયત્ન થાય છે. ને ઠેકઠેકાણે તેમને માટે આશ્રમમાં કૂવા રસ્તા શાળાઓ વગેરે જાતની સગવડ અંત્યજો માટે થઇ રહી છે. મહાત્મા ગાંધીજીની દેખરેખ નીચે આખા ગુજરાતમાં આ કામ જોશભેર ચાલી રહ્યું છે. ગાંધીજીએ જેટલી આ ચળવળને ધપાવી છે, તેટલી પ્રગતિ કોઇ પણ કરી શક્યું ન હોત. આખા દેશમાં આ પ્રવૃત્તિનાં બીજ ફેલાયાં છે. ઠેકઠેકાણે અસ્પૃશ્યો પોતાના હક્ક માટે લડે છે. મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ કરે છે. વળી નવાં મંદિરો તેમના પ્રવેશ માટે બાંધવામાં આવે છે ને સામાન્ય જનતાની સહાનુભૂતિ પણ એ અંત્યજો તરફ થઇ છે. આ બધાનું માન મહાત્મા ગાંધીજીને છે.

## કામની દિશા

અત્યાર સુધી ડિપ્રેસ્ડ કલાસીઝ મિશનની સ્થાપના પહેલાંની પ્રવૃત્તિ વિષે કહ્યું. પહેલાંના કામની મુખ્ય દિશા શિક્ષણનો પ્રચાર કરીને તે દ્વારા એ વર્ગની ઉન્નતિ કરવાનો જ હતો. પણ આ મિશનની દિશા અથવા ઉદ્દેશ મુખ્યતઃ અસ્પૃશ્યતા-નિવારણ છે ને તે માટે આ વર્ગ માટે શિક્ષણનો પ્રસાર સ્વાભાવિક ને વૈયક્તિક સુધારો ને ઉદાર હિંદુ ધર્મનો પ્રચાર, ઔદ્યોગિક ઉન્નતિ, રાજકીય હક્કનું યોગ્ય ભાન ઇત્યાદિ વખતોવખત સૂઝે તે બધા ઉપાય કરી જોવાનો છે. આ રીતે મિશનનો પાયો ઊંડો ગયો છે તેથી, ને તેની પ્રવૃત્તિ વિશાળ હોવાથી લોકોએ ને સરકારે તેને ખૂબ ટેકો આપ્યો. એટલું જ નહિ પણ જૂના અને નવા વિચારના લોકોને અસ્પૃશ્યતાનિવારણ એ રાષ્ટ્રીય કામ છે એવી ખાતરી થઈ છે. આ સ્થૂળ દૃષ્ટિથી મિશનની કાર્યપદ્ધતિ યશસ્વી થઇ એમ કહેવું જોઇએ; છતાં બધી રીતે સફળતા મેળવવા ઘણું કામ કરવું પડશેઃ નિશાળમાં પાણી ને કૂવા, મંદિરોમાં આ લોકોને રસ્તો મળે તે માટે કોંગ્રેસ, કાઉન્સિલ, મ્યુનિસિપાલિટી, હિંદુ-સમાજ, ધર્મ પરિષદો અને સંસ્થાઓ એ સૌએ આજથી વધારે સારા પ્રયત્નો કરવાની જરૂર છે.

## મિશનનો વિકાસ

ઉપર્યુક્ત પ્રયત્નો થાય માટે મિશને પણ પોતાના કામનો પ્રચાર અને પદ્ધતિ વખત પ્રમાણે બદલી છે. ઇ. સ. ૧૯૧૨ માં પુનામાં સર ડૉ૦ ભાન્ડારકરના પ્રમુખપણા નીચે આ મિશને જે પહેલી મોટી અસ્પૃશ્યતાનિવારણ પરિષદ બોલાવી તેમાં આગેવાનો શ્રી.

શંકરાચાર્ય કુર્તુકોટી સંસ્થાનિક (બ્રાહ્મણ) વગેરે જૂના વિચારના લોકોએ પણ ભાગ લીધો. બધા લોકોએ ફંડમાં સહાય કરી. બધી જાતના લોકોએ બધા પ્રાન્તોમાંથી આવીને આ પરિષદને સફળ બનાવી હતી, સહભોજન થયું. તેમાં અસ્પૃશ્યો સાથે ઉચ્ચ કોમના લોકોએ પણ ભાગ લીધો.

જનરલ સેક્રેટરીએ તે વખતે હિંદના ભાગોમાં કામ કરી રહેલી સંસ્થાની માહિતી આપી હતી. તે આ પ્રમાણે છેઃ—૨૩ શાળા, ૫૫ શિક્ષકો, ૨૧૦૦ વિદ્યાર્થી, ૫ બોર્ડિંગ, બીજી બાર સંસ્થાઓ અને પાંચ આજન્મ સેવાભાવી પ્રચારકો સાથે આ સંસ્થા કામ કરતી હતી. વાર્ષિક ખરચ ૨૪૪૫ રૂ. જેટલો છે. આ સિવાય બંગાળામાંની સંસ્થા સાથેનો અપ્રત્યક્ષ સંબંધ પણ દર્શાવવામાં આવ્યો હતો.

આ પછી લગભગ ૭ વરસ પછી એટલે ૧૯૧૮ માં શ્રી. સર સયાજીરાવ ગાયકવાડના પ્રમુખપદ નીચે મિશનની બીજી એટલે અખીલ ભારતીય અસ્પૃશ્યતાનિવારણ પરિષદ ભરાઇ તે વખતે પરિષદમાં લો. તિલક, મિસીસ બીસેન્ટ, મહાત્મા ગાંધીજી વગેરે આગેવાનોએ ભાગ લીધો હતો.

તે વખતે ૩૮૦ ઉચ્ચ હિંદુઓએ પોતે વ્યક્તિશઃ અસ્પૃશ્યોદ્ધાર માટે પ્રયત્ન કરશે, એવી પ્રતિજ્ઞાઓ કરી હતી. એ વખતે લોકમાન્યે જણાવેલું કે રાષ્ટ્રીય સભાએ જ અંત્યજોનો પ્રશ્ન હાથ લેવો જોઇએ ને બીજે જ વર્ષે કોંગ્રેસમાં તે ઠરાવ કલકત્તામાં પસાર થઇ શક્યો. ગાંધીજીએ તો એ પ્રશ્ન ઘેર ઘેર પહોંચાડ્યો.×

---

# જીવનવ્રત

[આશ્રમવાસી થતાં ગાંધીજીએ નીચેની ભાવના અસ્પૃશ્યતાનિવારણ વ્રત પાછળ રાખી હતી.]

આ વ્રત પણ અસ્વાદવ્રતની જેમ નવું છે અને કંઇક વિચિત્ર પણ લાગે. જેટલું વિચિત્ર છે તેના કરતાં વધારે આવશ્યક છે. અસ્પૃશ્યતા એટલે આભડછેટ; અને અખા ભગતે ઠીક ગાયું છે કે 'આભડછેટ અદકેરૂં અંગ.' એ જ્યાંત્યાં ધર્મમાં ધર્મને નામે કે બહાને વિઘ્ન નાખ્યા જ કરે છે અને ધર્મને કલુષિત કરે છે. જો આત્મા એક જ છે, ઇશ્વર એક જ છે તો અસ્પૃશ્ય કોઇ નથી. જે રીતે ઢેડભંગીને અસ્પૃશ્ય ગણવામાં આવે છે પણ અસ્પૃશ્ય નથી, તે રીતે મૃત દેહ પણ અસ્પૃશ્ય નથી; એ માન ને કરુણાને પાત્ર છે. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી અથવા હજામત કરી કરાવી નાહીએ છીએ તો તે કેવળ આરોગ્યની દૃષ્ટિએ. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી ચોળાવી ન નહાય તે ભલે ગંદો કહેવાય; તે પાતકી નથી, પાપી નથી. એમ તો ભલે માતા બચ્ચાનું મેલું ઉપાડ્યા પછી સ્નાન ન કરે અથવા હાથપગ ન ધૂએ ત્યાં સુધી અસ્પૃશ્ય હોય, પણ બચ્ચું ગેલ કરતું તેને અડશે તો તે નથી અભડાવાનું કે નથી તેનો આત્મા મલિન થવાનો.

× ગુજરાતી જ્ઞાનકોષ (કેતકર કૃત) બીજો વિભાગ પૃ. (અ) ૭૫૮ થી [અ] ૭૬૨

પણ જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ, ચમાર ઈત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે. ભલે તેણે સેંકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળાકંઠી રાખે, ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તો યે અસ્પૃશ્ય છે. આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતાનિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ કે, અસ્પૃશ્યતા હિંદુધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે. તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત્ત કરે, અને કંઈ નહિ તો પ્રાયશ્ચિત્તરૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈબહેનને અપનાવે. તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને, 'અસ્પૃશ્ય'નાં દુઃખો દૂર કરે, વર્ષો થયાં તેમને કચડી નાખવામાં આવેલ છે તેથી તેમનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામાં તેમને મદદ કરે, અને આમ બીજા હિંદુને કરવા મનાવે, પ્રેરે. આ દૃષ્ટિએ અસ્પૃશ્યતાને નિહાળતાં તેને દૂર કરવામાં જે ઐહિક કે રાજનૈતિક પરિણામો રહ્યાં છે તેને વ્રતધારી તુચ્છ ગણશે. તે કે તેવું પરિણામ આવો અથવા ન આવો, છતાં અસ્પૃશ્યતાનિવારણને વ્રતરૂપે આચરનાર ધર્મ સમજી અસ્પૃશ્ય ગણાતાંને અપનાવશે. સત્યાદિ આચરતાં આપણે ઐહિક પરિણામનો વિચાર ન કરીએ. સત્યાચરણ તે વ્રતધારીને સારુ એક યુક્તિ નથી, એ તો તેના દેહની સાથે જડાયેલી વસ્તુ છે, તેનો સ્વભાવ છે; તેમ અસ્પૃશ્યતાનિવારણ તે વ્રતધારીને છે. આ અસ્પૃશ્યતાનું મહત્ત્વ સમજાયા પછી આપણને માલૂમ પડશે કે એ સડો કેવળ ઢેડભંગી ગણાતાં વિષે જ દાખલ થઈ ગયો છે એમ નથી. સડાનો સ્વભાવ છે કે પ્રથમ રાઈના દાણા જેટલો લાગે છે, પછી પહાડનું સ્વરૂપ પકડે છે, ને છેવટે જેમાં પ્રવેશ કરે છે તેનો નાશ કરતો રહે છે; તેમ અસ્પૃશ્યતાનું છે. આ આભડછેટ વિધર્મી પ્રત્યે આવી છે, અન્ય સંપ્રદાયો પ્રત્યે આવી છે, એક જ સંપ્રદાયની વચ્ચે પણ પેસી ગઈ છે, તે એટલે સુધી કે કેટલાક તો અસ્પૃશ્યતાને પાળતાપાળતા પૃથ્વી ઉપર ભારરૂપ થઈ પડ્યા છે. પોતાનું જ સંભાળતાં, પોતાને પંપાળતાં, નાહતાંધોતાં, ખાતાંપીતાં નવરા જ થતા નથી. ઈશ્વરને નામે ઈશ્વરને ભૂલી પોતાને પૂજતા થઈ ગયા છે. એટલે અસ્પૃશ્યતાનિવારણ કરનાર ઢેડભંગીને અપનાવીને સંતોષ નહિ માને: તે જીવમાત્રને પોતામાં નહિ જુએ ને પોતાને જીવમાત્રમાં નહિ હોમી દે ત્યાં લગી શાંત થશે જ નહિ. અસ્પૃશ્યતા નિવારવી એટલે જગતમાત્રની સાથે મૈત્રી રાખવી, તેના સેવક થવું. આમ જોતાં અસ્પૃશ્યતાનિવારણ અહિંસાની જોડી બની જાય છે ને વસ્તુતઃ છે જ. અહિંસા એટલે જીવમાત્ર પ્રત્યે પૂર્ણ પ્રેમ. અસ્પૃશ્યતાનિવારણનો પણ એ જ અર્થ છે. જીવમાત્રની સાથેનો ભેદ મટાડવો તે અસ્પૃશ્યતા-નિવારણ. આમ અસ્પૃશ્યતાને જોતાં તે દોષ થોડેઘણે અંશે જગતમાં વ્યાપક છે ખરો. અહીં આપણે તેને હિંદુધર્મના સડારૂપે વિચાર્યો છે, કેમકે તેણે હિંદુધર્મમાં ધર્મનું સ્થાન ઝડપ્યું છે, ને ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામના જેવી કરી મૂકી છે.

# ગોળમેજીમાં પ્રતિજ્ઞા

"બીજી નાની કોમોની માગણી હું સમજી શકું છું, પણ અંત્યજો વતી કરવામાં આવેલી માગણી એ મારે મન 'સૌથી નિર્દય ઘા' છે કે અસ્પૃશ્યતાનું કલંક કાયમ રહેવાનું છે. હિંદુસ્તાનની સ્વતંત્રતા મેળવવા માટે પણ હું અંત્યજોના સાચા હિતને વેચી ન ખાઉં. હું પોતે અંત્યજોના વિશાળ સમુદાયનો પ્રતિનિધિ હોવાનો દાવો કરું છું. અહીં હું મહાસભાની વતી નથી બોલતો, પણ મારી પોતાની વતીથી બોલું છું, અને દાવો કરી કહું છું કે તમામ અંત્યજોના મતની ગણતરી કરવામાં આવે તો મને તેમનો મત મળે અને મારું નામ પહેલું આવે. અને હું હિંદુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી અંત્યજોને કહેવા જાઉં કે જુદાં મતદાર મંડળ અને અલગ બેઠકો એ અસ્પૃશ્યતા જે તેમનું નહિ પણ સનાતન હિંદુધર્મનું કલંક છે તે દૂર કરવાનો ઉપાય નથી.

તમારા પત્રક પર અને અમારા વસ્તીપત્રકમાં અંત્યજોનો જુદો વર્ગ ગણાય એમ અમે ઇચ્છતા નથી. શીખો હમેશાં શીખ રહે, મુસલમાનો હમેશાં મુસલમાન રહે, યુરોપિયનો હમેશાં યુરોપિયન રહે, પણ અંત્યજો હમેશાં અસ્પૃશ્ય રહેશે?

અસ્પૃશ્યતા જીવે એના કરતાં તો હિંદુધર્મ રસાતાળ જાય એ હું બહુ વધારે ઇચ્છું. તેથી ડૉ. આંબેડકર વિષે અને અંત્યજોનો ઉદ્ધાર કરવાની તેમની ઇન્તેજારી વિષે મારો આદર હોવા છતાં, તેમની શક્તિ વિષે મને પૂરો આદર હોવા છતાં મારે નમ્રતાથી કહેવું જોઈએ કે આ ઘોર અન્યાય તેમણે સહન કર્યો છે અને કદાચ તેમને જે કડવા અનુભવો થયા હશે તેને લીધે તેમની વિવેકશક્તિ કલુષિત થયેલી છે. આમ કહેવું પડે છે તેનું મને દુ:ખ થાય છે, પણ એ ન કહું તો અંત્યજોનું હિત જે મને પ્રાણ સમાન વહાલું છે તેને હું બેવફા નીવડું. આખા જગતના રાજ્યને સારુ હું તેમનું હિત જતું ન કરું. હિંદુસ્તાનના તમામ અંત્યજોની વતી ડૉ. આંબેડકર બોલવા જાય છે ત્યારે તેમનો દાવો યોગ્ય નથી એમ હું કહું છું, અને તે પૂરતી જવાબદારીના ભાનથી કહું છું. એનાથી હિંદુ ધર્મમાં જે ભાગલા પડશે તે મારાથી જોયા જાય તેમ નથી. અંત્યજો, ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મ સ્વીકારે તેનું મને દુ:ખ નથી. એ હું સહન કરું, પણ ગામડાંમાં હિંદુઓના બે ભાગલા પડે તો હિંદુ સમાજની જે દશા થાય તે મારાથી સહી જાય એમ નથી. જે અંત્યજોના રાજદ્વારી હકોની વાત કરે છે તેઓ હિંદુસ્તાનને ઓળખતા નથી અને હિંદુ સમાજ આજે કેવી રીતે રચાયેલો છે તે જાણતા નથી; તેથી હું પૂરેપુરા ભારપૂર્વક કહું છું કે આ વસ્તુનો વિરોધ કરનાર હું એકલો હોઉં તોપણ હું એનો જીવના જોખમે પણ વિરોધ કરીશ."

ગાંધીજી

# પાંચ ઐતિહાસિક પત્રો

## ૧

## મહાત્મા ગાંધીજીનો પહેલો પત્ર

યરવડા મંદિર
૧૧ મી માર્ચ ૧૯૩૨

વહાલા સર સેમ્યુઅલ,

ગોળમેજી પરિષદમાં જ્યારે લઘુમતીઓના દાવાની વાત ચર્ચાઈ ત્યારના મારા ભાષણમાં અંતે મેં કહેલું કે પછાત વર્ગોને જુદા મતદારસંઘો આપવાની વાતનો હું જીવતા જોખમે પણ વિરોધ કરીશ, એ વાત કદાચ આપને યાદ હશે જ. એ વાક્ય હું એ પળની ધૂનમાં કે ભાષણની ખૂબી માટે બોલ્યો નહોતો જ. એ તો મારૂં ગંભીર નિવેદન હતું.

એ નિવેદન ઉપર જ મદાર બાંધી હિંદ પાછા વળ્યા બાદ જુદા મતદારસંઘો વિરુદ્ધ જાહેરમત કેળવવાની મને આશા હતી; પછાત વર્ગો માટે તો એટલું હું જરૂર કરત, પરંતુ તેમ થવાનું નહોતું.

જે વર્તમાનપત્રો મને વાંચવા મળે છે તે ઉપરથી મને જણાય છે કે, સરકાર ગમે તે પળે પોતાનો નિર્ણય જાહેર કરશે. એક વાર મને એમ વિચાર આવેલો કે, એ નિર્ણય દ્વારા પછાતવર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપવાના થાય તો મારી પ્રતિજ્ઞા પાળવા મારે શાં પગલાં લેવાં તેનો નિર્ણય ત્યારે કરવો; પરંતુ પ્રથમથી ખબર આપ્યા સિવાય મારે કાંઈ પણ પગલું લેવું તે બ્રિટિશ સરકારને અન્યાય કરવા જેવું મને લાગે છે. મારા નિવેદનને હું જેટલી અગત્ય આપું છું તેટલી એમણે ન પણ આપી હોય એ તદ્દન સ્વભાવિક છે.

પછાત વર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપવામાં આવે તે સામે મારે જે વાંધાઓ છે તે ગણાવવાની મને જરૂર જણાતી નથી. હું જાતે જ પછાત વર્ગનો છું, એવું જ મને લાગે છે. બીજાઓના કરતાં એમનો દાવો છેક જ જુદા પ્રકારના પાયા પર ચણાયેલો છે. એમને ધારાસભામાં પ્રતિનિધિત્વ મળે તેની વિરુદ્ધ હું નથી; ઊલટું બીજાઓને માટે મત આપવાની લાયકાત માટે આકરી કસોટી હોય છતાં પણ પછાતવર્ગોમાંનાં એકેએક પુખ્ત વયનાં સ્ત્રીપુરુષનાં નામ કેળવણી કે મિલકતની લાયકાત ધ્યાનમાં લીધા સિવાય મતપત્રકમાં દાખલ કરવામાં આવે એવા મતનો હું છું; પરંતુ રાજકીય દૃષ્ટિએ ગમે તેમ હોય છતાં ય જુદા મતદારસંઘો તેમને તેમ જ હિંદુત્વને નુકસાનકર્તા છે, એમ હું માનું છું. જુદા મતદારસંઘોથી એમને કેટલું નુકસાન થશે તે બરાબર સમજવા એ લોકો હિંદુઓમાં કેવી રીતે ભળી ગયેલા છે અને હિંદુઓનો તેમને કેટલો આશ્રય લેવો પડે છે, એ જાણવાની ખાસ જરૂર છે. હિંદુત્વને તો જુદા મતદારસંઘો ચૂરેચુરા કરી છિન્નભિન્ન બનાવી દેશે. એટલે

હું તો પછાતવર્ગના પ્રશ્નને ધાર્મિક ને નૈતિક અગત્ય આપું છું. એની રાજકીય અગત્ય મહત્ત્વની તો છે જ; પણ ધાર્મિક ને નૈતિક બાજુ તપાસતાં એ નજીવી બની જાય છે. છેક નાનપણથી આ લોકોની સ્થિતિમાં હું રસ લઇ રહ્યો છું અને એકથી વધારે પ્રસંગોએ એમને માટે મેં જીવનસર્વસ્વ સમર્પણ કરી દીધું છે એ ધ્યાનમાં રાખી, આપે મારી લાગણીઓ વિચારવી પડશે. માત્ર ગૌરવ લેવા જ હું આ વાત લખતો નથી. આજ સૈકાંઓથી હિંદુઓએ પછાતવર્ગોને જાણીબૂઝીને હીણપત લગાડી છે તે કંઇક ધોઇ નાખવાને તેમનું કોઇ પણ પ્રકારનું પ્રાયશ્ચિત્ત સમર્થ નથી. પરંતુ જુદા મતદારસંઘો એવું પ્રાયશ્ચિત્ત પણ નથી, તેમ જે હીન દશામાં પછાતવર્ગો કચરાઇ રહ્યા છે તેમાંથી તેમનો ઉદ્ધાર કરવાનો એ સાચો ઉપાય પણ નથી.

એટલે જ હું નામદાર સરકારને ખૂબ જ વિનયપૂર્વક જાહેર કરવાની જરૂર જોઉં છું કે, જો તેઓ પછાતવર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપશે તો મારે મરણપર્યંત ઉપવાસ કરવા પડશે જ.

હું કેદી છું એ પરિસ્થિતિમાં મારું આ પગલું સરકારને મૂંઝવણમાં મૂકી દેશે, એ દર્દભરી વિગત હું બરાબર સમજું છું. રાજકીય ક્ષેત્રમાં, આવી ધૂની રીતો મારા જેવી પરિસ્થિતિમાં મુકાયા છતાં દાખલ કરવી એ ખરાબ નહિ તો ઘણાને અયુક્ત લાગશે એ પણ હું જાણું છું. બચાવમાં હું તો માત્ર એટલું જ કહીશ કે મારું આ પગલું મારે માટે માત્ર પદ્ધતિ નથી: એ તો મારા અસ્તિત્વનો જ એક ભાગ છે. મારા આત્માનો એ અવાજ છે. એને હું નકારી શકું જ નહિ: પછી ભલે, ડહાપણ મારે જે કાંઇ પ્રતિષ્ઠા હોય તે હું ખોઇ બેસું.

મને કેદમાંથી છોડી મૂકવામાં આવે તેથી ઉપવાસ કરવાનું મારું કર્તવ્ય ઓસરી જતું નથી જ.

મારી બધી જ બીક ખોટી નીવડે એવી હું આશા રાખું છું. પછાતવર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપવાનો બ્રિટિશ સરકારનો હેતુ ન પણ હોય.

મારા મનની બીજી એક વાત પણ અહીં સ્પષ્ટ કરી લેવા દો. એથી પણ કદાચ મારે ઉપવાસ પર જવું પડે. સરકારે ત્રાસનીતિ અખત્યાર કરી છે. એથી મને બલિદાન આપવા ફરી પડવા જેટલો આઘાત કઇ પળે લાગશે તે હું અત્યારે કહી શકું તેમ નથી. પરંતુ ત્રાસનીતિ યોગ્ય સીમા વટાવી જતી હોય તેમ મને જણાય છે. સરકારી જુલ્મ દેશભરમાં વ્યાપી ગયો છે. અંગ્રેજ અને હિંદી અમલદારો પશુતા પામી રહ્યા છે. પોતાનાં જ ભાંડુઓ તરફનું માનુષી કર્તવ્ય પણ ભૂલી જઇ પ્રજાને ખેવકા નીવડવાના સદ્‌ગુણ માટે સરકાર પારિતોષિક આપી હિંદીઓને બગાડી મૂકે છે. હિંદીઓ દબાઇ પણ ખૂબ ગયા છે. સ્વતંત્ર વાણી પર પ્રતિબંધ મુકાયો છે. કાયદા ને વ્યવસ્થાને નામે ગુંડાશાહી ચરૂ થઇ છે. દેશસેવા માટે બહાર પડતી બહેનોને પોતાનું શિયળ લૂંટાવાની પણ ધાસ્તી રહે છે.

મહાસભાએ સ્વતંત્રતાની ધગશ જગાવી છે તેને દબાવી દેવા આ બધા માર્ગો લેવામાં આવે છે એમ મને લાગે છે. સામાન્ય કાયદાના સવિનય ભંગ માટે દંડવામાં ત્રાસનીતિ ખતમ થતી નથી. એ નીતિથી જાણી જોઇને પ્રજાનું અપમાન કરવા આપખૂદીએ બનાવેલા નવા કાયદાનો ભંગ કરવાને લોકો પ્રેરાય છે.

આ બધાં જે કાર્યો વિશે હું વાંચું છું તેમાં પ્રજાતંત્રનો તો મને અંશ પણ જણાતો નથી. તમારું પ્રજાતંત્ર ઉપરછલ્લું ને પોકળ છે, એ મારા અભિપ્રાયને મારી ઈંગ્લેંડની છેલ્લી મુલાકાતે ટેકો જ આપ્યો છે. ગંભીરમાં ગંભીર બાબતમાં પણ માત્ર ગણીગાંઠી વ્યક્તિઓ જ નિર્ણય આપે છે : પાર્લમેંટને તો ત્યારે પૂછવામાં પણ નથી આવતું. તેમ છતાં ય પાર્લમેંટનાં સભ્યો પછીથી પોતે શું કરે છે તેનો કાંઈ પણ ખ્યાલ કર્યા સિવાય એવા નિર્ણયોને મંજુરી આપે છે. ઇજીપ્તની બાબતમાં, ઈસ્વી સન ૧૯૧૪ ના યુદ્ધમાં કે હિંદની બાબતમાં પણ એ જ દશા છે. પ્રજાતંત્ર ગણાતા રાજ્યતંત્રમાં ત્રીસ કરોડની વસ્તીવાળી પ્રાચીન પ્રજાના વિધિને ઘડવાની એક જ વ્યક્તિને અનિયંત્રિત સત્તા હોય અને એના નિર્ણયોનો વિનાશક શસ્ત્રો દ્વારા અમલ કરવામાં આવતો હોય એ વિચારની સામે મારો આખો આત્મા ભભૂકી ઊઠે છે. એમાં મને તો પ્રજાતંત્રનો સાફ નકાર સમજાય છે.

અને આ ત્રાસનીતિથી બન્ને પ્રજાનાં ઊંચાં મન વધારે ઊંચાં થયા વિના રહેશે જ નહિ. એ ન બને એ માટે મારી શક્તિથી ને મારી જવાબદારીથી હું શું કરી શકું તેમ છું ! સત્યાગ્રહ અટકાવવાથી એમ થવાનું નથી. એ તો શ્રદ્ધાની વાત છે. હું તો સ્વભાવથી જ પ્રજાતંત્રવાદી છું. રાજતંત્રની ઈચ્છાને આધીન બનાવવા શારીરિક બળ વાપરવામાં આવે એ વાતથી મારો પ્રજાતંત્રનો આદર્શ નિરાળો જ છે. શારીરિક બળની જરૂર પડે અગર તો એવું કાર્ય યોગ્ય ગણાય ત્યાં શારીરિક બળને બદલે વાપરવા જ સત્યાગ્રહ યોજાયલો છે. એ દેહદમનની યોજના છે. અમુક સંયોગોમાં તો સત્યાગ્રહીએ આમરણાંત ઉપવાસ કરીને પણ પ્રાણાર્પણ કરવું ઘટે. મારે માટે હજી એ ઘડી આવી નથી. એવું પગલું ભરવા મારા આત્માનો સ્પષ્ટ આદેશ હજી મને મળ્યો નથી. પરંતુ મારા આત્માને અકળાવી મૂકવા પૂરતા અસંખ્ય બનાવો બહાર બની રહ્યા છે: એટલે પછાતવર્ગો માટે ઉપવાસ પર જવાની જરૂર પડે એ વાત તમને લખતી વખતે એવા ઉપવાસ માટે બીજી દિશાએથી પણ સંભવ છે એ વાત હું તમને જાહેર ન કરું તો ઠીક ન લેખાય એમ મને લાગ્યું.

તમારી સાથે મેં જે કાંઈ પત્રવ્યવહાર ચલાવ્યો છે એ બીના મેં તદ્દન છૂપી રાખી છે, એ કહેવાની જરૂર નથી. અલબત્ત, સરદાર વલ્લભભાઈ પટેલ ને મહાદેવ દેસાઈને હમણાં જ અમારી પાસે મોકલવામાં આવ્યા છે ને તેઓ બધું જ જાણે છે. આ પત્રનો આપની ઈચ્છામાં આવે તે ઉપયોગ કરજો.

સર સેમ્યુઅલ હૉર, આપનો સહૃદયી
વ્હાઈટ હૉલ, એમ. કે. ગાંધી
લંડન.

૨

## સર સેમ્યુઅલ હોરનો જવાબ

તા. ૧૩ મી એપ્રિલ ૧૯૩૨

વહાલા મિ. ગાંધી,

આપના તા. ૧૧ મી માર્ચના પત્રનો પ્રત્યુત્તર વાળતાં પહેલાં જ મને જણાવી લેવા દો કે, પછાતવર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપવાના પ્રશ્ન બાબતની તમારી લાગણીનું પ્રમાણ

હું સ્પષ્ટ રીતે માપી શક્યો છું. અત્યારે તો હું એટલું જ કહી શકું એમ છું કે એ પ્રકરણના ગુણદોષ તપાસતાં જરૂર પડશે તો જ અમારે નિર્ણય આપવો પડશે. લૉર્ડ લોધિયનની સમિતિ હજી પોતાનો પ્રવાસ પૂરો કરી રહી નથી એ તમે જાણો છો. એના નિર્ણયો અમને મળતાં હજી થોડાં અઠવાડિયાં નીકળી જશે. એમનો હેવાલ મળ્યા પછી પણ એમની ભલામણો ઉપર અમારે ધ્યાનપૂર્વક વિચાર કરવો પડશે. એ સમિતિના વિચારો તપાસ્યા ઉપરાંત તમે અને તમારા સાથીદારોએ ભારપૂર્વક દર્શાવેલા વિચારોનો સંપૂર્ણ ખ્યાલ કર્યા વિના અમે કોઈ પણ પ્રકારનો ફેંસલો આપીશું જ નહિ. તમે અમારી જગ્યાએ હો તો અમે જે પગલું ભરવાના છીએ તે જ પગલું ભરો એવી મને ખાતરી છે. સમિતિનો હેવાલ આવે ત્યાં સુધી તમે જરૂર વાટ જોજો. એ ઉપર તમે સંપૂર્ણ વિચાર કરજો; અને એ ચર્ચાસ્પદ પ્રશ્નની બન્ને બાજુના વિચારો ખાસ લક્ષ્યમાં લીધા સિવાય તમે છેલ્લા નિર્ણય પર આવશો નહિ. અત્યારે આથી વધારે હું કહી શકું તેમ નથી. અત્યારે હું વધારે કહી શકું એમ છું એવી તમે આશા રાખો એ પણ હું કલ્પી શકતો નથી.

'ઑર્ડિનન્સો' માટે તો મેં જાહેર ને ખાનગીમાં જે કાંઈ કહ્યું છે તે જ મારે ફરી કહેવાનું છે. વ્યવસ્થિત રાજ્યતંત્રના પાયા પર જાણીબૂઝીને સીધા પ્રહારો કરવામાં આવતા હોય એ વેળા 'ઑર્ડિનન્સ'ની ખાસ જરૂર છે જ એવી મારી ખાતરી થઈ છે. હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો પોતાની વિશાળ સત્તાઓનો બિલકુલ દુરુપયોગ નથી કરતી એની પણ મને ખાતરી થઈ છે. વૈરવૃત્તિથી અગર ત્રાસ ફેલાવવા કોઈ કાર્ય થતું હોય તો તે અટકાવવા પણ તેઓ પોતાનું બનતું કરે છે જ. કાયદો ને વ્યવસ્થા સાચવવા તેમ જ અમારા અમલદારો ને પ્રજાના બીજા વર્ગોને બળવાખોર પ્રવૃત્તિથી બચાવવા સંયોગવશાત્ જે પગલાં અમે ભર્યાં છે તેની જરૂર હશે તેથી એક ક્ષણ પણ અમે વધારે ચાલુ રાખીશું નહિ.

તમારો શુભેચ્છક
સેમ્યુઅલ હોર.

શ્રી. એમ. કે. ગાંધી—

૩

## મહાત્માજીનો વડા પ્રધાનને પત્ર

યરવડા મંદિર,
તા. ૧૮ મી ઑગસ્ટ ૧૯૩૨

પ્રિય મિત્ર,

પછાત વર્ગોના પ્રતિનિધિત્વનો પ્રશ્ન ચર્ચતો મારો એમના ઉપરનો તા. ૧૧ મી માર્ચનો પત્ર સર સેમ્યુઅલ હોરે આપને અને પ્રધાનમંડળને બતાવ્યો જ હશે, એમાં શંકા નથી. એ પત્રના અનુસંધાનમાં જ હું આ પત્ર લખું છું અને એ પત્રની સાથે જ આ પત્ર વાંચજો.

લઘુમતીઓના પ્રતિનિધિત્વ ઉપરનો બ્રિટિશ સરકારનો નિર્ણય મેં વાંચ્યો છે. એને વજૂદ આપવા જેવું મને લાગતું નથી. તા. ૧૩ મી નવેમ્બર ૧૯૩૧ ને રોજ સેંટ જેમ્સ પેલેસમાં ગોળમેજી પરિષદની લઘુમતી સમિતિની સભામાં મેં જાહેરાત કરી હતી તે પ્રમાણે અને સર સેમ્યુઅલ હોરને લખેલા મારા પત્ર મુજબ તમારા નિર્ણયનો મારે જીવને જોખમે પણ વિરોધ કરવો રહ્યો છે, અને તે માટે નિમક કે સોડા સાથે અગર તે વિના પાણી

લઇ તે સિવાયનો તમામ ખોરાક તજી મારે મૃત્યુપર્યંત ઉપવાસ કરવાનો એક જ માર્ગ મારે માટે ખુલ્લો રહ્યો છે. પછાતવર્ગોનું પ્રતિનિધિત્વ ગમે તેટલી વિશાળ પણ સામાન્ય મતગણતરીની યોજના દ્વારા સામાન્ય મતદારમંડળો મારફત ચૂંટણી કરી નક્કી થવું જોઇએ. એટલે પછાત વર્ગો માટે જુદાં મતદારમંડળોની જે યોજના આપે ઘડી છે તે બ્રિટિશ સરકાર જાતે અગર તો જાહેર પ્રજામતના દબાણથી પાછી ખેંચી લે કે ફરી વિચારો ત્યાં સુધી ઉપવાસ અટકશે નહિ.

એ નિર્ણયમાં ઉપર જણાવ્યા મુજબ વચગાળામાં ફેરફાર કરવામાં નહિ આવે તો તા. ૨૦ મી સપ્ટેમ્બરની બપોરથી ઉપરોક્ત ઉપવાસની શરૂઆત કરવામાં આવશે.

તમને પૂરતી ચેતવણી મળે તે માટે આ પત્રની વિગત તમને તારથી જણાવવા હું અહીંના અધિકારીઓને કહું છું; તેમ છતાં તમને મોડામાં મોડો પણ આ પત્ર મળે ત્યાર પછી પૂરતો સમય રહે તેવી હું જોગવાઇ કરું છું.

આ પત્ર અને સર સેમ્યુઅલ હોર ઉપરના મારા પત્રને બનતી ત્વરાએ પ્રગટ કરવા વિનંતિ કરું છું. મેં તો જેલના નિયમો શબ્દેશબ્દ પાળ્યા છે અને મારા બે સાક્ષીઓ સરદાર વલ્લભભાઇ પટેલ અને શ્રીયુત મહાદેવ દેસાઇ સિવાય બીજા કોઇને પણ મારી ઇચ્છા કે આ પત્રનો સારાંશ જણાવ્યો નથી. પરંતુ મારા પત્રોથી જાહેર મત ઘડાય એવી મારી ઇચ્છા છે ને તમે એવી સગવડ કરી આપો તો સારું. એથી જ એ જલદી પ્રગટ થાય એવો હું આગ્રહ રાખું છું.

આમ અંતિમ નિર્ણય કરવા બદલ હું દિલગીર છું. પરંતુ એક ધાર્મિક મનુષ્ય તરીકે મારે માટે બીજો એક પણ માર્ગ રહ્યો નથી. સર સેમ્યુઅલ હોર ઉપરના મારા પત્રમાં મેં જણાવ્યું છે તેમ મૂંઝવણમાંથી બચવા નામદાર સરકાર મને છૂટો કરવાના નિશ્ચય પર આવે તેમ છતાં ય મારા ઉપવાસ તો ચાલુ રહેશે જ. કારણ કે એ નિર્ણયનો વિરોધ કરવા મારી પાસે હવે બીજો કોઈ પણ ઉપાય બાકી રહ્યો નથી. અને માનભરી રીત સિવાય બીજી કોઇ પણ રીતે છૂટા થવાની મને ઇચ્છા નથી.

કદાચ મારો નિર્ણય ખોટો હોય. પછાતવર્ગો માટે જુદા મતદારસંઘો સ્થાપવામાં આવે તે તેમને માટે તેમ જ હિંદુત્વ માટે સરખાં જ નુકસાનકર્તા છે, એવું મારું માનવું કદાચ ભૂલભરેલું પણ હોય. એમ હોય તો જીવનચર્યાના બીજા પ્રદેશોની મારી ફિલસૂફીમાં પણ હું સાચો ન હોઇ શકું. એમ હોય તો ઉપવાસથી મારું મૃત્યુ થાય એ મારી ભૂલ માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત લેખાય અને મારા ડહાપણમાં બાલક જેવી શ્રદ્ધા રાખનાર અસંખ્ય સ્ત્રીપુરુષોના દિલ ઉપરનો ભાર એકદમ હળવો બની જાય. પણ મને તો મારો નિર્ણય સત્ય લાગે છે જ અને તેમ હશે તો જેમાં દેખીતી રીતે તો મને વિજય જ મળ્યો છે તેવી છેલ્લી પા સદીની જીવનયોજના આ ધારેલા પગલાથી સાર્થક થશે.

લિ૦

હું છું

તમારો વિશ્વાસુ મિત્ર,

એમ. કે. ગાંધી

રાઇટ ઑનરેબલ જે. રામ્સે મેકડોનલ્ડ

વડા પ્રધાન, લંડન.

## ૪
## વડા પ્રધાનનો પ્રત્યુત્તર

૧૦ ડાઉનિંગ સ્ટ્રીટ,
૮ મી સપ્ટેમ્બર ૧૯૩૨

વહાલા મિ. ગાંધી,

આપનો પત્ર મેં ઘણા જ અચંબાથી વાંચ્યો ને ખરેખર, તેથી હું દિલગીર થયો છું. પછાતવર્ગો માટે નામદાર સરકારે જે નિર્ણય આપ્યો છે એનો સાચો મુદ્દો સમજવામાં કાંઇ ગેરસમજ થયાથી તમે એ પત્ર લખ્યો છે, એમ વિચાર્યા વિના મારાથી રહેવાતું નથી. હિંદુ કોમથી પછાતવર્ગો સદાને માટે જુદા પાડવામાં આવે એ વાતના તમે કટ્ટર વિરોધી છો, એ અમે સમજેલા જ છીએ. ગોળમેજી પરિષદની લઘુમતી સમિતિની સભામાં તમે તમારો અભિપ્રાય તદ્દન સ્પષ્ટ રીતે જ આલેખ્યો હતો. માર્ચની ૧૧ મીએ સર સેમ્યુઅલ હોર ઉપર પત્ર લખીને પણ ફરીથી તમે એ જ વાતનું પ્રતિપાદન કર્યું હતું. હિંદુ મતનો મોટો ભાગ તમારા મતને મળતો છે એ પણ અમે જાણતા હતા; એટલે પછાતવર્ગોના પ્રતિનિધિત્વના પ્રશ્નનો અમે વિચાર કરતા હતા ત્યારે એ વિગતોને અમે ખૂબ જ મહત્ત્વ આપ્યું હતું. પરંતુ પછાતવર્ગોનાં મંડળો તરફથી અમને અસંખ્ય વિનંતિપત્રો મળ્યા છે તે વાંચતાં તેમ જ સામાજિક જુલમો નીચે તેઓ કચરાઇ રહ્યા છે એવી સામાન્ય માન્યતા ને તે પરત્વેની તમારી અનુમતી વિચારતાં ધારાસભાઓમાંના પ્રતિનિધિત્વનું યોગ્ય પ્રમાણ પછાતવર્ગોના હકમાં સાચું જણાય તેને સલામત રાખવાની અમે અમારી ફરજ સમજ્યા છીએ. હિંદુ સમાજમાંથી એમની કોમને છૂટી પાડી નાખવામાં આવે એવું કશું જ ન કરવાની અમે એટલી જ સંભાળ લીધી છે. તમે જાતે જ તમારા તા. ૧૧ મી માર્ચના પત્રમાં જણાવ્યું હતું, કે ધારાસભાઓમાં પછાતવર્ગોને પ્રતિનિધિત્વ મળે એથી તમે વિરુદ્ધ નથી. સરકારી યોજનામાં પણ પછાતવર્ગો હિંદુ કોમના વિભાગ તરીકે જ ગણાશે, હિંદુ મતદારમંડળ સાથે સમાન હકથી જ મત આપશે; પરંતુ પહેલાં વીસ વર્ષો સુધી મતદારમંડળમાં હિંદુ કોમના વિભાગ તરીકે રહેવા છતાં થોડાક ખાસ મતદારસંઘો મારફતે અત્યારની પરિસ્થિતિમાં અમને જરૂરી જણાયા છે તેવા હકોમાં સલામતી સાધી શકશે. જ્યાં આવાં મતદારમંડળો સ્થાપવામાં આવશે ત્યાં પણ પછાતવર્ગના સભ્યો હિંદુ મતદારમંડળોમાંથી પોતાના મત ગુમાવશે નહિ; પરંતુ હિંદુ સમાજમાં એમનું સ્થાન કાયમ રહે તે માટે તેમને બે મત આપવાનો હક રહેશે. પછાતવર્ગો માટે તમે કહો છો એવું કોમી મતદારમંડળ સ્થાપવાનું અમે જાણી જોઇને બંધ રાખ્યું છે અને પછાત વર્ગના તમામ મતદારોને સામાન્ય હિંદુ મતદારસંઘમાં સ્થાન આપ્યું છે. પરિણામે ચૂંટણી વખતે ઊંચ વર્ણના હિંદુઓને પછાત વર્ગના મત મેળવવા પડશે અને પછાત વર્ણોને ઊંચ કોમના હિંદુઓના મત મેળવવા મથવું પડશે. એમ દરેક રીતે હિંદુ સમાજનું ઐક્ય સાચવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. પરંતુ જવાબદાર રાજતંત્રની શરૂઆતમાં જ્યારે પ્રાંતોમાં તમામ રાજકીય સત્તા જેની બહુમતી હશે તેના હાથમાં જશે તે વેળાએ તમારા તા. ૧૧ મી માર્ચના સર સેમ્યુઅલ હોર ઉપરના પત્રમાં વર્ણવ્યા મુજબ આજ સૈકાંઓ થયાં હિંદુઓને હાથે કચરાઇ રહેલા પછાતવર્ણો નવ પ્રાંતમાંથી સાત પ્રાંતોની ધારાસભાઓમાં પોતાની પસંદગીના અમુક સભાસદો પોતાના આદર્શો ને આપત્તિઓ રજૂ કરવા મોકલે અને ધારા-

સભા ને સરકાર એમની વાત સાંભળ્યા વિના રહી જાય તેથી જે નિર્ણયો તેમની વિરુદ્ધ જતા હોય તે અટકે, એ અમને અગત્યનું જણાયું છે. ટૂંકામાં પોતાના વિચારો સ્વતંત્ર રીતે રજૂ કરી શકે તેવી સ્થિતિમાં તેમને સ્થાપવાનું યોગ્ય લાગ્યું છે જેની અગત્ય દરેક સમજુ માણસ કબૂલ કરશે. સંયુક્ત મતદારસંઘોમાં અનામત બેઠકો રાખી ખાસ પ્રતિનિધિઓ ચૂંટવાની રીત દ્વારા અત્યારની પરિસ્થિતિમાં કોઈ પણ પ્રકારની મતગણતરીની વ્યવહારૂ યોજનામાં પછાતવર્ગોને સાચા પ્રતિનિધિઓ મળે અને તેમને જવાબદાર રહે એ વાત અમને સંભવિત લાગી નથી; કારણકે લગભગ દરેક પ્રસંગે એવા સભ્યો ઊંચ વર્ણના હિંદુઓની બહુમતી જ ચૂંટી કાઢશે.

સામાન્ય હિંદુ મતદાર સંઘોમાં એમને સામાન્ય ચૂંટણીના હક્કો મળે તે ઉપરાંત પછાતવર્ણોને અમારી યોજનામાં થોડાંક ખાસ મતદારમંડળોનો ખાસ લાભ મળે છે. વળી એ યોજના મુસ્લીમો જેવી લઘુમતીએ પસંદ કરેલાં જુદાં મતદારમંડળો કરતાં જુદા પ્રકારની છે ને એની અસર પણ જુદી તરેહની જ થવાની. દાખલા તરીકે એક મુસ્લીમ સામાન્ય મતદારમંડળો દ્વારા મત આપી શકે નહિ તેમ સામાન્ય ઉમેદવાર તરીકે ઊભો પણ ન રહી શકે; જ્યારે પછાત વર્ગનો કોઈપણ લાયક સભ્ય સામાન્ય મતદાર મંડળ દ્વારા મત પણ આપી શકે અને સામાન્ય ઉમેદવાર તરીકે ઊભો પણ રહી શકે. મુસ્લીમો માટે પ્રાંતવાર અનામત બેઠકો રાખેલી છે. એટલે સ્વભાવિક રીતે જ એમને એ પ્રાંતોમાં વધારે બેઠકો મળી શકે નહિ. વળી ઘણાખરા પ્રાંતોમાં વસ્તીના પ્રમાણમાં મળે તે કરતાં એમને થોડીક ખાસ બેઠકો વધારે આપવામાં આવેલી છે; એટલે પછાતવર્ગોના ખાસ મતદારમંડળ દ્વારા એમને મળતી ખાસ બેઠકોની સંખ્યા આમ પ્રમાણમાં નાની જણાશે, કારણકે પછાતવર્ણોની વસ્તીના પ્રમાણને બંધબેસે એવી સંખ્યા એમને માટે ઠરાવેલી નથી. પરંતુ પછાતવર્ણોએ જ ચૂંટી કાઢેલા પછાતવર્ગના જ ખાસ આગેવાનોને ધારાસભામાં સ્થાન મળે તે હેતુથી જ થોડામાં થોડી સંખ્યા પણ ચોક્કસ કરવામાં આવી છે. એટલે પછાતવર્ગોની વસ્તીના ટકાના પ્રમાણમાં એમને ખાસ બેઠકો ઓછી જ મળેલી છે.

મારી સમજ પ્રમાણે મૃત્યુપર્યંત ભૂખમરો વેઠી મરી ફીટવાનો છેવટનો માર્ગ તમે અખત્યાર કરવા માગો છો તે, પછાતવર્ણોને બીજા હિંદુઓ સાથે સંયુક્તમતાધિકાર મળે એ માટે નહિ, કારણકે સંયુક્ત મતાધિકાર તો એમને અપાઈ જ ચૂક્યો છે; હિંદુઓના ઐક્ય માટે પણ નહિ કારણ કે એ પણ સધાઈ ચૂક્યું છે. પરંતુ એમના ભાવિષ્ય પર ખાસ અસર કરનાર ભવિષ્યની ધારાસભાઓમાં એમણે પસંદ કરેલા અને એમને માટે જ બોલનાર ખાસ પ્રતિનિધિઓની થોડી પણ ચોક્કસ સંખ્યા એમને મળે ને એમને ખમવો પડતો જગજાહેર જુલમ ઓછો થાય એ પરિસ્થિતિ અટકાવવા જ તમારો ઉપવાસ દ્વારા પ્રયત્ન છે. આવી ન્યાયી અને સાવચેતીભરેલી ભલામણો કરવા છતાં તમે જે નિર્ણય પ્રગટ કર્યો છે તે હું બિલકુલ સમજી શકતો નથી. સત્ય વસ્તુસ્થિતિની પાકી ગેરસમજથી જ તમે એ માર્ગ ગ્રહણ કર્યો છે એવું મારું તો માનવું છે.

હિંદીઓ અંદરઅંદર સમજૂતી પર આવી શકયા નહિ અને પછી એમણે બધાએ ભેગા મળી અમને આગ્રહભરી વિનવણી કરી ત્યારે જ, સરકારે કેવળ સ્વેચ્છા વિરુદ્ધ જ લઘુમતીના પ્રશ્ન પર નિર્ણય આપવાનું કામ સ્વીકાર્યું છે. એ મુજબ હવે તેમણે ફેંસલો

આપ્યો છે એટલે તેમણે ઠરાવેલી શરતો પાળવામાં ન આવે ત્યાં સુધી એમાં તેઓ બિલકુલ ફેરફાર કરી શકે તેમ નથી. એટલે ઘણી જ દિલગીરી સાથે મારે તમને જણાવવું પડે છે કે; સરકારી ફેંસલો હજી કાયમ જ રહે છે અને વિવિધ કામો અંદરઅંદર મળીને સમજુતી પર આવે તો જ તેમના કરારનો સ્વીકાર કરી, એમની વિવિધ માગણીઓનું વિચારપુરઃસર યોગ્ય માપ કાઢી સહૃદય પ્રયત્ન દ્વારા જે ચૂંટણીની વ્યવસ્થા ઘડી કાઢવામાં આવી છે તેમાં ફેરફાર કરી શકે.

સર સેમ્યુઅલ હોર પરનો તમારો તા. ૧૧ મી માર્ચનો પત્ર તેમ જ તે પછીનો આ પત્રવ્યવહાર પ્રગટ થાય એવું તમે ઇચ્છો છો. તમે ઉપવાસ કરવાના છો તેનું કારણ જાહેર જનતાને સમજાવવાની તક તમે કેદી હોવાથી તમને ન આપવી એ મને અયોગ્ય લાગે છે એટલે, તમે તમારા નિર્ણયને વળગી રહેશો તો હું તમારી વિનંતિ માન્ય રાખીશ જ. છતાં પણ સરકારી ફેંસલાની ઝીણીઝીણી વિગતો પર ધ્યાનપૂર્વક વિચાર કરવા હું ફરી એક વાર આગ્રહ કરું છું અને તમે નક્કી કર્યું છે એ પગલું ભરવું યોગ્ય છે કે કેમ તેનો ઉત્તર દેવા સહૃદય વિનંતિ કરું છું.

હું છું
તમારો સાચો શુભેચ્છક
જે. રામ્સે મેકડોનલ્ડ

## ૫

## મહાત્માજીનો વડા પ્રધાનને છેલ્લો પત્ર

યરવડા મંદિર
તા. ૯ મી સપ્ટેમ્બર ૧૯૩૨

પ્રિય મિત્ર,

આપનો સહૃદયી અને વિગતવાર પત્ર આજે તાર દ્વારા મળ્યો. તે માટે ઘણો જ આભારી. પરંતુ મારા નિર્ણયનો મારા મનમાં પણ નહોતો એવો તમે અર્થ કરો છો એ માટે હું ઘણો જ દિલગીર છું. હું પછાતવર્ગો માટે બોલવાનો દાવો કરું છું. એ લોકોના હિતનું જ બલિદાન દેવા હું મૃત્યુપર્યંત ભૂખમરો વેઠવા તૈયાર થયો છું એવો તમે આક્ષેપ મૂકો છો. મારું અંતિમ પગલું જ એવો સ્વાર્થી અનર્થ થતો અટકાવશે એવી હું આશા રાખતો હતો. એ વાત ફરી ઉચ્ચાર્યા વિના હું કહું છું કે, આ પ્રશ્ન મારે માટે કેવળ ધાર્મિક જ છે. પછાતવર્ગોને બેવડા મત મળશે એટલી વાતથી જ તેમનું સાચું રક્ષણ થઇ જતું નથી: સામાન્ય હિંદુ સમાજના વિભાગ પડતા અટકે જ એમ પણ નથી. પછાતવર્ગો માટે કોઇ પણ પ્રકારનાં જુદાં મતદારમંડળો સ્થપાય એ વસ્તુથી જ હિંદુત્વનો વિનાશ કરનારું ઝેર રેડાય છે અને પછાતવર્ગોને તો એથી બિલકુલ જ ફાયદો થવાનો નથી. તમે ગમે તેટલા સહૃદયી હશો છતાં પણ મને કહેવા દો કે આ પક્ષોને જીવનતત્ત્વ સમોવડી ધાર્મિક અગત્ય ઉપર સાચો ફેંસલો તમે નહિ જ આપી શકો. પછાતવર્ગોને તેમની વસ્તીના પ્રમાણથી પણ વધારે પ્રતિનિધિત્વ મળે એથી હું જરા ય વિરુદ્ધ નથી. જ્યાં સુધી તેઓ પોતાને હિંદુ ગણાવે છે ત્યાં સુધી હિંદુ ક્ષેત્રમાંથી એમને અલ્પાંશે પણ બંધારણીય રીતે છૂટા પાડવાનો પ્રયત્ન કર-

વામાં આવે તેની હું વિરુદ્ધ છું. તમારો ફેંસલો કાયમ રહે અને બંધારણ અસ્તિત્વમાં આવે તો જીવનના દરેક માર્ગે પછાતવર્ગોનો ઉદ્ધાર થાય તે માટે જીવન સમર્પણ કર્યાં છે એવા હિંદુ સુધારકોના કાર્યની ગજબ પ્રવૃત્તિનો તમે અવરોધ કરી રહ્યા છો એ વાતનો તમને ખ્યાલ આવે છે?

એટલે જ હું આપને જણાવી ચૂકેલા નિર્ણયને વળગી રહેવું એ મારું કર્તવ્ય સમજું છું.

તમારા પત્રથી ગેરસમજ ઉત્પન્ન થાય એવું છે તેથી મને જણાવવા દો કે, તમારા ફેંસલામાંથી પછાતવર્ગોના પ્રશ્ન ઉપર મેં ખાસ ધ્યાન આપ્યું છે તેથી તમારા ફેંસલાના બીજા ભાગો હું મંજૂર રાખું છું કે તેને મળતો થાઉં છું એવું કાંઇ જ નથી. મારા અભિપ્રાય મુજબ તમારા ફેંસલાની બીજી વિગતો પણ ઘણી રીતે વાંધાભરેલી છે. પછાતવર્ગો માટે મને જેમ આત્મપ્રેરણા મળી છે તે મુજબ તે વિષે પણ મને આત્મપ્રેરણા મળે તો હું દેહદમન અંગીકાર નહિ કરું એમ નથી જ.'

હું છું
આપનો વિશ્વાસુ મિત્ર
**એમ. કે. ગાંધી**

# ઉપવાસનું રહસ્ય

**[ મહાત્મા ગાંધીજીએ તા : ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને રોજ પછાતવર્ગના પ્રશ્નના સંબંધમાં ઉપવાસ પર જવાના પોતાના નિર્ણય માટે નીચે આપેલું નિવેદન મુંબઈ સરકારને મોકલેલું. ]**

**પ્ર**ભુના કાર્ય માટે અને પ્રભુની પ્રેરણાથી જ મેં પ્રભુનું નામ લઈ ઉપવાસ આદરવાનો નિર્ણય કરેલો છે. જાહેર પ્રજાને વ્યવસ્થિત થવાની તક આપવા મિત્રો મને ઉપવાસ મુલતવી રાખવાનો આગ્રહ કરી રહેલા છે. વડા પ્રધાનને જણાવેલા કારણ સિવાય એક ક્ષણ પણ હું પાછો હઠી શકું તેમ નથી.

**કોની સામે?**

હિંદી કે વિદેશીઓ જેમને મારામાં શ્રદ્ધા છે તેમની સામે અને જેમને મારામાં શ્રદ્ધા નથી તેમને માટે આ ઉપવાસ છેઃ અંગ્રેજ અમલદારો સામે નથી; અમલદારી જગતની ઊંધી શીખવણી છતાં જે અંગ્રેજો મારામાં વિશ્વાસ રાખે છે ને મારા કાર્યને ન્યાયી લેખે છે તેમની સામે છે. હિંદુ કે બીજા મારા દેશબંધુઓ જેમને મારામાં વિશ્વાસ નથી તેમના સામે મારા ઉપવાસ નથી પરંતુ જે અનેક હિંદીઓ હું ન્યાયનો પ્રતિનિધિ છું એમ માને છે તેમની સામે છે. એ તો હિંદુઓના આત્માને ધાર્મિક કાર્યમાં પ્રેરવા માટે છે.

આ ઉપવાસ ભાવનાને પડકાર નથી. ઉપવાસ કરીને હું મારું તમામ સામર્થ્ય ન્યાયના પલ્લામાં મૂકી દેવા માગું છું. એટલે મારું જીવન બચાવવા નાહક ઉતાવળ કે ખોટી ચિંતા કરવાની જરૂર નથી. ઈશ્વરેચ્છા વિના એક તરણું પણ હાલી શકતું નથી, એ કહેવતના સત્યમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. આ શરીર પાસે વધારે સેવા લેવાની પ્રભુને જરૂર હશે તો પ્રભુ જ તેને બચાવશે. એની ઈચ્છા વિરુદ્ધ આ દેહને કોઈ પણ ટકાવી શકનાર નથી. હું તો માનું છું કે એ આકરી કસોટી વીરતાથી આવકારશે.

જુદાં મતદારમંડળો છેવટની ચિનગારીરૂપે જ આવ્યાં. હિંદુ આગેવાનો ને પછાત કોમોના ભડવીરો વચ્ચેનું ઉપરછલ્લું સમાધાન થવાથી ઉપવાસનો હેતુ સરવાનો નથી. એમની સમજૂતી સાચી જ થવી જોઇએ. અસ્પૃશ્યતાને જડમૂળથી નાબૂદ કરવાને હિંદુ જનતા હજી તૈયાર ન હોય તો બિલકુલ સંકોચ વિના મારું બલિદાન આપવા દેવું.

**બિલકુલ દબાણ નથી.**

સંયુક્ત મતદારમંડળોની વિરુદ્ધ હોય તેમના પર બિલકુલ દબાણ થવું ન જોઇએ. એમનો કપરો વિરોધ સમજવો મારે મન મુશ્કેલ નથી. મારો અવિશ્વાસ કરવાનું તેમને કારણ છે. હું ઉચ્ચ વર્ણનો હિંદુ નથી? એવા હિંદુઓએ કહેવાતા અછૂતોને આજ સદીઓથી કચરી નાખ્યા નથી? છતાંય અછૂતો હજી હિંદુઓ જ રહ્યા છે એ જ આશ્ચર્ય છે.

એમના વિરોધનો હું બચાવ કરી શકું છતાં ય હું કહું કે તેઓ ભૂલ ખાય છે. હિંદુ સમાજમાંથી અછૂતોને તેઓ તદ્દન છૂટા પાડી નાખી જુદો વર્ણ બનાવી લે ને હિંદુત્વનું અજોડ કલંક ઊભું કરે. એથી એમનો અર્થ સરતો હોય તો મને વાંધો નથી.

**અવિભક્ત કુટુંબ**

પરંતુ અસ્પૃશ્યતાનો ઊંડો અભ્યાસ કરતાં મને જણાયું છે કે તેમનાં જીવન હિંદુઓ સાથે એવાં તો સંકળાઇ ગયેલાં છે કે તેઓ છૂટા પડી શકે તેમ જ નથી. અવિભાજ્ય કુટુંબના તેઓ તો કુટુંબીઓ છે.

હિંદુઓ ભેગા જ અછૂતો રહે છે છતાં ય તેમણે હિંદુઓ વિરુદ્ધ બળવો જગાવ્યો છે અને હિંદુત્વ સામેનો તેમનો વિરોધ હું સમજી શકું છું; પણ હિંદુત્વ છોડી દેવા તો તેઓ તૈયાર નહિ જ થાય. હિંદુત્વમાં એવું કાંઇક અગમ્ય તત્ત્વ છે જે તેમને તેમની ઇચ્છા વિરુદ્ધ પણ હિંદુત્વમાં બાંધી રાખે છે.

એ વાતને લીધે જ અનુભવ લઇ ચૂકેલા મારા જેવા માણસે જીવનના જોખમે પણ જુદા મતાધિકારનો વિરોધ કરવો જ જોઇએ.

**ગજબ સૂચનો**

આ વિરોધનાં સૂચનો ગજબ છે. જુદા પાડવાની આ નીતિને બદલે હિંદુઓના છત્ર નીચે પછાતવર્ગોની સંપૂર્ણ સ્વતંત્રતા જળવાય એવી કોઇ યોજના વિના સમાધાન અશકય છે. કોઇ પણ પ્રકારનો વિશ્વાસઘાત મારા દેહદમનને માત્ર મુલતવી જ રાખશે. જવાબદાર હિંદુઓએ માત્ર એક જ વિચાર કરવાનો છે. જો તેઓ પછાતવર્ગો ઉપર સામાજિક કે રાજકીય ત્રાસ વર્તાવશે તો તેમને મારા જેવા એક સુધારકનો નહિ પરંતુ અનેક સુધારકોનો અનંત ઉપવાસરૂપી સત્યાગ્રહ વેઠવો પડશે. આ પછાતવર્ગોની મુક્તિ મેળવવા અને પરિણામે હિંદુત્વનું સૂજનજૂનું કલંક ધોઇ નાખવા પોતાના જીવનને તૃણવત્ લેખે એવા સુધારકોનું અત્યારે હિંદમાં એક લશ્કર ઊભરાઇ રહ્યું છે એમ હું માનું છું.

મારી સાથે કામ કરનાર સુધારકોએ પણ મારા ઉપવાસનો ગર્ભિત હેતુ સમજી લેવો જોઇએ.

કાં તો મારા ઉપવાસ એક ગજબ ઘમંડ છે કે કાં તો તે અજબ ઉદ્‌બોધન છે. જો લોકો એને ઘમંડ માને તો તેમણે મને મારી તપશ્ચર્યા શાંતિપૂર્વક કરવા દેવી. એથી હિંદુત્વ પર ચડી ગયેલ કચરો સાફ થશે. જો તેને ઉદ્‌બોધન ગણે તો મારી ધગશથી હિંદુત્વ પવિત્ર બનશે અને અત્યારે જે લોકો મારા તરફ અવિશ્વાસની નજરે નિહાળે છે તેમનાં દિલ પણ પીગળશે.

સંયુક્ત મતદારમંડળો

મારા ઉપવાસ શા માટે ઉપસ્થિત થયા છે એ બાબત ગંભીર ગેરસમજ ફેલાયલી જણાય છે. પછાત વર્ગો માટે બંધારણથી જુદાં મતદારમંડળો સ્થાપવાનો નિર્ણય થયો છે. એ ધમકી સદાને માટે દૂર થશે તે દિવસે જ મારા ઉપવાસનો અંત આવશે. અનામત બેઠકો માટે પણ મારા વિચારો ઘણા જ કડક છે. એ આખો પ્રશ્ન માટે કઈ રીતે કામ લેવું તે માટે પણ મારા વિચાર કદાચ જુદા પડતા હશે. પરંતુ એક કેદી તરીકે મારી યોજના રજૂ કરવા હું નાલાયક ગણાઉં. પરંતુ જવાબદાર હિંદુ આગેવાનો અને પછાત વર્ગના નાયકો સંયુક્ત મતદારમંડળોના સિદ્ધાંત પર કોઈ પણ સમજૂતી પર આવે તે મારે અપનાવ્યે જ છૂટકો: સમસ્ત હિંદુકોમની જાહેર સભાએ પણ એ વાત ક્યારની ય વધાવી લીધી છે.

બીજા પ્રશ્નો

એક વાત સ્પષ્ટ કરી લેવાની મને જરૂર જણાય છે. પછાતવર્ગના પ્રશ્નનું સંતોષકારક સમાધાન કદાચ થવાનું હોય ને થાય તોપણ એનો અર્થ એ નથી થતો કે કોમી પ્રશ્નના બીજા વિભાગો પરત્વેનો સરકારી નિર્ણય હું કબૂલી લઉં છું. હું તો ઘણીય વાતોથી વિરુદ્ધ છું. એ વાતો એવી છે કે સ્વતંત્ર પ્રજાકીય રાજ્યતંત્રને અશક્ય બનાવી દે. વળી સંતોષકારક સમાધાન મને ભવિષ્યનું બંધારણ કબૂલ કરવા પણ બાંધી શકશે નહિ. એ તો રાષ્ટ્રીય મહાસભાએ વિચારવાના ને નિર્ણય કરવાના ગહન રાજકીય પ્રશ્નો છે. એ વાતો મારી વ્યક્તિગત શક્તિની બહારની છે. વળી એક કેદી તરીકે એ પ્રશ્નો ઉપર હું મારા વ્યક્તિગત વિચારો જાહેર પણ કરી શકું નહિ. મારા ઉપવાસની મર્યાદા ઘણી જ ટૂંકી છે. પછાતવર્ગોનો પ્રશ્ન મુખ્યત્વે ધાર્મિક છે: જીવનભર મેં એનું ધ્યાન ધર્યું છે એટલે હું એને મારો અંગત પ્રશ્ન માનું છું. મારી એ પવિત્ર અંગત જવાબદારી છે. એને હું ઠેલી શકું જ નહિ.

પ્રાયશ્ચિત્ત માટે ઉપવાસ

પ્રકાશ ને તપશ્ચર્યા માટે ઉપવાસ આદરવા એ સનાતનજૂની પ્રથા છે. ખ્રિસ્તી ને ઇસ્લામ ધર્મમાં પણ તેનો ઉલ્લેખ છે. પ્રાયશ્ચિત્ત ને તપશ્ચર્યા માટે હિંદુત્વમાં તો ઉપવાસનો ઠેરઠેર ઉપયોગ કરવામાં આવેલો છે. પરંતુ એ એક હક છે. કર્તવ્ય તો છે જ. મારી જ્ઞાનમર્યાદા પ્રમાણે મેં એને વૈજ્ઞાનિક તત્ત્વ બનાવી દીધું છે; એટલે એક નિષ્ણાત તરીકે મારા મિત્રો ને પ્રશંસકોને મારું અંધ અનુકરણ કરતાં પહેલાં ચેતવણી આપું છું. કદાચ એમની અધીરાઈ પ્રાસંગિક કે અધૂરી પણ નીવડે. અછૂતોની નિઃસ્વાર્થ સેવા કરવામાં સતત મંડયા રહી એમને લાયકાત મેળવવા દો. ઉપવાસ આદરવાનો અવસર પાકયો હશે તો તેમને જરૂર સ્વતંત્ર પ્રેરણા મળશે જ.

અંતે આ ઉપવાસ તદ્દન પવિત્ર હેતુથી અને એક પણ આત્મા સામે ક્રોધ કે દ્વેષની ભાવના વિના જ આદરવાનો છે. એમાં અહિંસાનું પ્રત્યક્ષ દિગ્દર્શન છે. એટલે મારા અગર તો મારા કાર્યમાં વિરોધીઓ પ્રત્યે જે કોઈ હિંસા વાપરશે તે માત્ર મારો અંત જ નજીક આણશે. દરેક વાતમાં નહિ તો આ વાતમાં તો વિરોધીઓ પ્રત્યે સંપૂર્ણ સભ્યતા ને સદ્‌ભાવ જ વિજયંતી અમોઘ ચાવી છે.×

રમણીકલાલ દલાલ

× Gandhi explains his fast: Bombay Chronicle. 23rd. Sept. 1932.

# સ્વેચ્છાએ અછૂત બનેલાની આકરી કસોટી

[ યરોડા જેલનાં દ્વાર બંધ થયા પછી છાપાના પ્રતિનિધિઓને મહાત્મા ગાંધીજી પહેલવહેલી મુલાકાત તા. ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ની સાંજે આપી શક્યા. ભાવભીનો આવકાર આપી ગાંધીજી પોતાના દિલની વાત જાહેર કરવા મંડી ગયા. છાપાના પ્રતિનિધિઓએ ડૉક્ટર આંબેડકરની માગણીઓ વિષે તેમનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જાણવા માગ્યો. ]

“મેં તો મારે કહેવાનું બધું કહી જ દીધેલું છે. જેલના સળિયા પાછળથી હું ફરી એ વાત જણાવી શક્યો નહોતો, પરંતુ થોડા જ કલાક પહેલાં મને તેમ કરવા દેવાની હવે મંજૂરી આપવામાં આવી છે. ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને રોજ સરકારને મેં જે નિવેદન મોકલ્યું હતું તે તુરત જ છાપામાં પ્રગટ થવા દીધું હોત તો તે જ વખતે મારા નિર્ણયનું રહસ્ય સમજાઇ જાત.

ઉપવાસ માત્ર જુદા મતાધિકાર સામે જ ઉગામેલું શસ્ત્ર છે: અનામત બેઠકોની યોજના કરવામાં આવે તે સામે નહિ જ. અનામત બેઠકોના નિર્ણય સામે સખત વિરોધ દર્શાવી મેં નુકસાન વેઠયું છે, એ સાચી વાત છે. હું અનામત બેઠકોની યોજનાની વિરુદ્ધ હતો જ ને અત્યારે પણ છું જ; પરંતુ અનામત બેઠકોની યોજના સ્વીકાર કે અસ્વીકાર માટે મારી સમક્ષ કદી પણ રજૂ કરવામાં આવી નહોતી. એટલે મારે એ વિષે નિર્ણય કરવાનો પ્રસંગ જ આવ્યો નહોતો. મેં મારો સખત અણગમો અવશ્ય જાહેર કર્યો જ હતો અને હજી પણ હું માનું છું કે, અનામત બેઠકોની યોજના પછાતવર્ગોને લાભ કરવાને બદલે એક રીતે નુકસાન જ કરશે. એથી એમનો નૈસર્ગિક વિકાસ અટકી જશે. અનામત બેઠકોની યોજના એક ટેકા જેવી છે. મનુષ્ય જેટલો ટેકા ઉપર આધાર રાખે તેટલો એ નિર્બલ બને જ.

તમને હસવું ન આવે તો હું રોજ કહી રહ્યો છું એ વાત કહું. હું જન્મથી સ્પૃશ્ય છું પરંતુ સ્વેચ્છાએ અછૂત બનેલો છું. પછાતવર્ગોમાં પણ અનેક જાતિઓ છે. એમાંના હલકામાં હલકા વર્ણનો ગણાવાનો મેં પ્રયત્ન કરેલો છે. અછૂતમાં અછૂત ભંગી કે અંત્યજ જેવી હલકામાં હલકી જ્ઞાતિનો ગણાવાનું મને ગમે છે; કારણ કે એ લોકોની પરિસ્થિતિ હંમેશાં મારી નજર સામે તરી રહે છે. એ ઝેરનો ઘૂંટડો આજ ઘણાં વર્ષોથી મેં ગળેલો છે. મલબાર ને ઓરિસ્સામાં મને તેમની સ્થિતિનો કાંઇક ખ્યાલ આવ્યો છે અને મને ખાતરી થઇ છે કે તેમનો અભ્યુદય થવાનો હશે તો તે અનામત બેઠકોની યોજનાથી તો નથી જ થવાનો. હિંદુ સુધારકો તનતોડ પ્રયત્ન કરશે તો જ એ પ્રશ્નનો કાંઇક નિવેડો આણી શકશે. એ સુધારાની આશાને આ જુદો મતાધિકાર જડમૂળથી ઉખેડી નાખશે એમ મને લાગે છે અને તેથી જ મારા આત્માએ તેની વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો છે.

જુદાં મતદારમંડળોની યોજના પાછી ખેંચી લેવાશે તો મારી પ્રતિજ્ઞા સાર્થક થશે. પરંતુ એની પછીતે છુપાયલી મારા હૃદયની ધગશ તો એથી સંતોષાઇ જશે નહિ. સ્વેચ્છાએ બનેલા અછૂત તરીકે સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ ઉપરઉપરથી ટળી જાય એથી હું કદી સંતોષ પામવાનો નથી.

અસ્પૃશ્યતાને જડમૂળથી નાબૂદ કરવાનું જ હું તો ઇચ્છી રહ્યો છું. એ માટે જ હું જીવું છું ને એ માટે પ્રાણાર્પણ કરવામાં પણ હું આનંદ માણીશ. મારે તો સજીવ કરાર જોઇએ છે. હું તો આજે જ સંગઠન થયેલું જોવા ઇચ્છું છું: એની સંજીવની અસર ભવિષ્ય માટે અનામત છોડવા નથી માગતો. સમસ્ત હિંદમાં સ્પૃશ્ય અને અસ્પૃશ્ય જાહેરમાં ભેગા હળે મળે ને અભિન્નભાવ જાહેર કરે એ જોવા હું તલસી રહ્યો છું. મારે નાટકી પ્રદર્શન જોવું નથી. બંધુભાવનું સાચું આલિંગન જ મારી મનોકામના પાર પાડશે. છેલ્લાં પચાસ વર્ષોથી હું એ જ જીવનસ્વપ્ન સેવી રહ્યો છું ને એ સ્વપ્નને સત્ય બનેલું જોવા જ મેં આ આકરી કસોટીને આમંત્રણ દીધું છે.

બ્રિટિશ સરકારનો નિર્ણય છેલ્લી ચિનગારી હતી: રોગનું સ્પષ્ટ નિદાન ત્યારે ખતમ થયું. સચોટ વૈદ્યની દૃષ્ટિએ મેં રોગ પારખ્યો. જુદાં મતદારમંડળો નાબૂદ થાય એ તો માત્ર શરૂઆત જ લેખાશે. માટે જ મુંબાઇમાં એકઠા મળેલા આગેવાનોને તેમ જ બીજાઓને ઉતાવળે નિર્ણય પર ન આવવા હજી પણ હું ચેતવું છું.

મારા જીવનની ગણતરી હું ગણતો જ નથી. પોતાના જ ધર્મમાં અનાથ સ્ત્રીપુરુષો પર હિંદુઓએ ગજબ જુલમ વર્તાવ્યો છે તે બદલ એવાં સેંકડો જીવનનું બલિદાન અપાય તો ય એ પ્રાયશ્ચિત્ત અધુરું જ લેખાય. માટે જ હું તેમને પ્રખર ન્યાયના પંથથી એક તસુ પણ ન ચસકવા વિનંતિ કરું છું; મારા ઉપવાસને હું એ ન્યાયના પલ્લામાં મૂકું છું.

મારા આ ઉપવાસને રાજકીય પ્રવૃત્તિ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. એનાં રાજકીય પરિણામો નહિ આવે એમ નહિ. કદાચ એથી મહાન રાજકીય ફેરફારો થશે પરંતુ એનો મુખ્ય મુદ્દો ધાર્મિક ને નૈતિક છે. અહીં હું ધર્મની વિશાળમાં વિશાળ વ્યાખ્યા કરું છું. અસ્પૃશ્યતાનો સામનો કરતાં પહેલાં મેં અંતિમ તપાસ કરી લીધી છે. તેથી જ એ વાત અત્યારે ખૂબ જ અગત્યની લેખાઇ રહી છે. રાજકીય બંધારણના સ્વરાજ કરતાં પણ અત્યારે એનું મૂલ્ય વધી જાય છે. કચરાયલી કરોડોની જનતાના વક્ષઃસ્થલ ઉપરથી અન્યાયનો ભાર ઉપાડી લેવાની આજની આશાનો નૈતિક હાથો ન હોય તો એ બંધારણીય સ્વરાજ પણ ભારરૂપ જ લેખાવાનું.

અંગ્રેજ અમલદારો આ ચિત્રની જીવંત બાજુ કદાચ પારખી ન શકે. કરોડોના અસ્તિત્વ માટે ફેંસલો આપવા કદાચ તેઓ અજ્ઞાન ને આત્મસંતોષથી ન્યાયાધીશ બની બેસે; તેથી જ હું જુલ્મ કરનાર ને કચરાયલા, હિંદુઓ અને અસ્પૃશ્યો, બન્નેને પડકાર કરી રહ્યો છું. અમલદારોને પણ તેમના અગાધ અજ્ઞાનમાંથી જગાડવાને માટે જ મને આંતરપ્રેરણા થઇ કે મારી તમામ શક્તિ એકત્ર કરી મારે સામે થવું.. .

પ્રભુપ્રેરણાએ જ મેં આ ઉપવાસ માંડ્યા છે. બીજાઓને એવી જ ચોક્કસ પ્રેરણા ન થાય ત્યાં સુધી તેમણે ઉપવાસ ન આદરવા. પ્રાયશ્ચિત્ત માટે એક દિવસ ઉપવાસ કરવો. સત્કાર્યમાં સાથ આપવા બહાર પડવું એ ઠીક છે. એનો બચાવ થઇ શકે, પરંતુ સરકારનો નિર્ણય ન આવે ત્યાં સુધી ઉપવાસ કરવાના નિરધારના તારો મને મળ્યા છે. એવો નિરધાર કરનાર ખોટો દાખલો બેસાડે છે. એથી નથી એને લાભ થવાનો કે નથી બીજાને લાભ થવાનો. એથી તો એવી વ્યક્તિને આધ્યાત્મિક હાનિ જ થવાની."× ...

—રમણીકલાલ દલાલ

× Bombay Chronicle: 22nd. September 1932.

# ઉપવાસ છોડતાં

[ મહાત્મા ગાંધીજીએ તા. ૨૬મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને રોજ છાપાંજોગું નીચેનું નિવેદન બહાર પાડયું હતું:— ]

“પ્રભુના નામે આદરેલા ઉપવાસ પ્રભુનું નામ લઈને જ છોડયા છે. એ વેળા ગુરુદેવ, રક્તપિત્તથી પીડાતા કેદી વિદ્વાન પંડિત પરચુરે શાસ્ત્રી અને ભાવલીનાં અનેકવિધ સંબંધીઓ હાજર હતાં.

શરૂઆતમાં કવિશ્રીએ એક બંગાળી ગીત ગાયું. પછી પરચુરે શાસ્ત્રી ઉપનિષદના મંત્રો ભણ્યા. પછી ‘ વૈષ્ણવ જન ’નું ભજન ગવાયું. છેલ્લા અઠવાડિયામાં હિંદભરને પ્રભુનો પરચો પડયો.

**અગ્નિ બુઝાશે નહિ—**

ઉપવાસને આશીર્વાદ દેતા અસંખ્ય તાર વિદેશથી મને મળ્યા છે. એથી છેલ્લા સાત દિવસમાં દેહદમનની વેદના હું સહન કરી શકયો છું. આત્મા ને મનની શાંતિ સાચવી રહ્યો છું.

એ દેહદમન આદરવાની જરૂર હતી. હિંદુત્વમાં અસ્પૃશ્યતાનું કલંક સહેજ પણ જણાય ત્યાં સુધી એ બલિદાનયજ્ઞ ચાલુ જ રહેશે. પ્રભુની ઇચ્છા હશે ને મારા બલિદાનથી નહિ પતે તો મને વિશ્વાસ છે કે, હિંદુત્વમાંથી આ શાપ સમૂળો ધોઈ નાખવા પ્રાણ પાથરવા સેંકડો સાચા સુધારકો તૈયાર છે જ.

**ઉદારતા—**

અત્યાર સુધી કરવામાં આવેલો નિર્ણય દરેક પક્ષની ઉદારતા દાખવે છે. એ તો હૃદયમિલન થયું છે. એક હિંદુ તરીકે મારે ડૉક્ટર આંબેડકર, રાવબહાદૂર શ્રીનિવાસન અને તેમનો પક્ષ તેમ જ રાવબહાદૂર રાજા અને તેમના પક્ષનો ખાસ આભાર માનવાનો છે. હિંદુઓની પેઢીઓનાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે એ લોકો છેલ્લે પાટલે બેસી શકયા હોત. મારાથી તો એમાં વાંધો ન જ લેવાત. આજ અનેક પેઢીઓથી હિંદુત્વે એ લોકો પર વર્તાવેલા ત્રાસના નજીવા બદલારૂપે જ મારું આત્મબલિદાન લેખાત. પરંતુ એમણે ઉદાર માર્ગ ગ્રહણ કર્યો. જગતના ધર્મોએ શીખવાડેલો ક્ષમાનો પાઠ તેમણે અપનાવી લીધો. મને આશા છે કે હિંદુઓ એ ક્ષમાભાવનાને વધાવી લેશે જ. અત્યારે જે નિર્ણય કરવામાં આવેલો છે તેનો અક્ષરેઅક્ષર પાળશે ને પ્રતિપક્ષની ઉદારતાને લાયક ઠરશે જ.

**હિંદુઓને એક સૂચના—**

અત્યારની સમાધાની તો હજી માત્ર શરૂઆત જ છે. હિંદુ વસ્તીનો જ એક ભાગ આ જ સદીઓ થયાં જે સામાજિક અને ધાર્મિક યાતનાઓ વેઠી રહ્યો છે તે સદંતર નાબુદ કરવાનું વિશાળ કર્તવ્ય હિંદુઓને બજાવવાનું છે. એટલે અત્યારની સમાધાનીની રાજકીય બાજુ અગત્યની હોવા છતાં પણ એ સુધારાના વિશાળ ક્ષેત્રની ગણતરીમાં નજીવું જ સ્થાન ભોગવે છે.

હિંદુઓ અને સુધારકોને ખાસ ચેતવી ન દઉં તો મેં વિશ્વાસઘાત કર્યો લેખાય. હું આજે ઉપવાસ છોડું છું પરંતુ યોગ્ય સમયની અંદર આ સમાધાનની પાર પાડવા સહૃદય પ્રયત્નો કરવામાં ન આવે તો હું ઉપવાસ ફરી આદરીશ એ મારૂં વચન છે. હું તો એ મુદ્દત પણ નક્કી કરી દેવાનો હતો, પરંતુ ચોક્કસ આંતરપ્રેરણા ન થાય ત્યાં સુધી એમ કરવું મને ઠીક લાગતું નથી. આ સ્વાતંત્ર્યસંદેશ દરેક અસ્પૃશ્ય ગૃહમાં પહોંચી જવો જ જોઇએ. સુધારકો ગામેગામ ફરી વળે તો જ એ બને; હું ફરી દેહદમન આરંભું નહિ તે માટે ઉત્સાહના આવેશમાં પણ કોઇ પણ વ્યક્તિ ઉપર દબાણ કરવાની જરૂર નથી. ધીર પરિશ્રમથી અને આત્મદમનથી આપણે અજ્ઞાન ને વહેમી વ્યક્તિઓમાં હૃદયપલટો કરવાનો છે; જોર જુલમથી મનાવવાના નથી જ.

એક આદર્શ સમજૂતી પર આપણે આવી શકયા છીએ. બીજી કોમો પણ એનું અનુકરણ કરે એવી હું આશા રાખું છું. પરસ્પર વિશ્વાસ, આપ–લેની ભાવના ને તમામ કોમોનું ઐક્ય સાધવાના નવા યુગનો સૂર્યોદય થશે.

હિંદુ–મુસ્લીમ–શીખ પ્રશ્ન લઇએ. ઇસ્વીસન ૧૯૨૦–૨૨ માં હું જેવો હતો તેવો જ અત્યારે પણ મુસ્લીમો માટે છું જ. પરમ શાંતિ ને ઐક્ય સાધવા દિલ્હીમાં પ્રાણાર્પણ કરવા જેટલો તૈયાર હતો એટલો જ અત્યારે પણ તૈયાર છું. આજની જાગૃતિનો લાભ ઉઠાવી એ દિશામાં જરૂર એકધારો પ્રયત્ન કરવામાં આવશે જ એવી મને આશા છે. પછી બાકીની કોમો ઐક્યનો ઠરાવ કરવામાં જરા પણ પાછી પાની કરશે નહિ જ.

છેવટે મારે સરકારનો, જેલસત્તાધીશોનો ને દાક્તરોનો આભાર માનવાનો છે. એ લોકોએ મારે માટે ખૂબ જ કાળજી રાખી છે. એમણે કશું પણ કરવાનું બાકી રાખ્યું નથી, ગમે તેટલો પરિશ્રમ વેઠવા છતાં તેઓએ મન પર લીધું નથી.

સમાધાનાપર જલદી નિર્ણય પર આવવા માટે બ્રિટિશ પ્રધાનમંડળનો પણ હું આભાર માનું છું. ઘણા જ અંદેશા સાથે તેમનો નિર્ણય મેં જોયો છે. બ્રિટિશ પ્રધાનમંડળના કોમી ચુકાદાને લગતો આ સમજૂતીમાં જેટલો ભાગ છે તેટલો જ તેમણે સ્વીકાર કર્યો છે. આખી યે સમજૂતી સ્વીકારવામાં તેમને બંધારણીય મુશ્કેલીઓ નડે જ.

પરંતુ હું મારા હરિજન મિત્રોને ખાતરી આપવા માગું છું કે મારી જાત માટે તો હું આ સમજૂતીથી પૂરેપુરો બંધાયલો જ છું અને એના સંપૂર્ણ અમલ માટે મને તેઓ ખુશીથી જામીન લેખે. અમે જાતે ભેગા મળી બીજો સારો નિર્ણય કરીએ તો જુદી વાત છે.*

રમણીકલાલ દલાલ

# ઋષિ સમાજસેવા મંડળ અથવા હરિજન મંડળ

એક સવારે આર્યાવર્ત એક આર્ય યોગીન્દ્રના કંઠનુ તપે જાગ્યું. જગજૂના કાળથી આર્ય જનતાએ માની લીધેલી આભડછેટ દૂર કરવા વ્રત લીધું. ઘણા જમાનાથી આપણે સુષુપ્તિકાળમાં હતા. પૂજ્ય મહાત્માજીએ અનશન વ્રત આદર્યું. ભારતવર્ષની સનાતન જનતાએ જોયું કે આર્ય ધર્મ–સનાતન ધર્મ રસાતાળ જવા લાગ્યો; સુધારક ભારતવર્ષે આર્યત્વનો ઉદ્ધાર જોયો.

પૂજ્ય મહાત્માજીએ હિંદ આવી પ્રથમ એમણે અંત્યજની સેવા હાથ ધરી. દલિત ગણાતી કોમનો પ્રશ્ન પોતાનો કર્યો અને ઉચ્ચ વૈષ્ણવ છતાં પોતે દલિત કહેવડાવવા લાગ્યા. મોટાં મોટાં વાજાંના પ્રચંડ ધ્વનિ આગળ તેમના સૂરનો ધ્વનિ ઝાંખો પડતો હતો, છતાં એમણે તો અંત્યજો–દલિતો અને અસ્પૃશ્યોને પોતાના જ માન્યા. તેમની અધોગતિ એ આખા ભારતવર્ષની અધોગતિ એમને મન થઇ પડી હતી. હિંદુ હિંદુ વચ્ચેની શ્યામ ભિન્નતાને પગલે પગલે દફનાવવાનો મંત્ર પોતે સંભળાવ્યા કરતા હતા. પૂજ્ય ગાંધીજી એ કહેવાતા ઉચ્ચ હિંદુ અને અસ્પૃશ્ય વચ્ચે જે રૂઢિપડલ બાઝી ગયાં હતાં તે દૂર કરવા અને હિંદુ હિંદુ વચ્ચે નિખાલસ માનવ ઐક્ય કેમ થાય એ વિશે અનેક રીતે સમજાવ્યા કરતા હતા. હિંદી સમાજસુધારક મંડળો પણ એ દિશામાં ઠીક ઠીક પ્રગતિ કર્યા જતાં હતાં. ઇંડિયન સોશિયલ કૉન્ફરન્સને પાને પણ એ ઠરાવ મોજૂદ છે. પણ જે જનતાએ રૂઢિ એ જ ખરો ધર્મ પોષ્યો છે તેને આ વાતમાં બિલકુલ રસ પડતો નહિ. રાજકીય પ્રગતિના ઉહાપોહમાં આખો ભારતવર્ષ–અથવા એવું એક નાનું ગામડું નહિ હશે, જ્યાં પ્રજાજાગૃતિ એક અથવા બીજી રીતે થઇ નહિ હોય; પણ સમાજે માની લીધેલી આભડછેટનો પ્રશ્ન એવો ને એવો જ ચાલ્યા કરતો હતો. ૧૯૨૦–૨૧ માં એ કલંક દૂર કરવાનો પવન વાયો હતો. અસ્પૃશ્યતાનું ઝાડ ઊગ્યું કે ફાલ્યું નહિ.

ઇ. સ. ૧૯૩૦–૩૧ માં સમાજના કોયડા આપોઆપ ઉકેલાવા લાગ્યા. પ્રજાજાગૃતિનું માપ આંકવું મુશ્કેલ હતું, પણ અંત્યજોદ્ધારનું કામ તો માફાની ગતિએ જ ચાલતું હતું. એ પ્રશ્ને રાજકીય સ્વરૂપ ધર્યું. યરોડાના યોગીની ભીષણ પ્રતિજ્ઞાએ પ્રજાજીવનમાં નવું ચેતન આણ્યું. અત્યારે આ દિશામાં ઠીકઠીક પ્રગતિ થવા લાગી છે. પ્રીતિભોજન, મંદિરપ્રવેશ અને દલિત જનતાની સુધારણા તરફ હિંદુ સમાજ આજે ઉત્સાહ અને પ્રેરણાથી કામ કરી રહ્યો છે. ઉચ્ચ ગણાતા હિંદુઓ મોડી મોડી પણ પોતાની ભૂલ સુધારવા પ્રયત્ન આદરી રહ્યા છે.

આજના ભગીરથ પ્રયત્નો પૂર્વે પણ કેટલોક સુધારક સમાજનો વર્ગ પોતાના હરિજન બંધુઓના સુખદુઃખના ભાગીઆ થઇ તેમની સુધરાણાનું કામ કર્યે જતા હતા. આવું એક નાનું 'હરિજન મંડળ' ઉચ્ચ હિંદુ અને શિક્ષિત અંત્યજ ભાઇઓ મળી અજ્ઞાન અંત્યજોને ભણાવવાનું, તેમનો માનવવિકાસ કેમ થાય અને એક મનુષ્ય પોતાના પગ ઉપર કેમ ઊભો રહી શકે એ દિશામાં તેઓ કામ કર્યા કરતા હતા. એ નાનકડા મંડળની પ્રગતિએ સંવત ૧૯૮૭ની વિજયાદશમીને દિવસે " શ્રી ઋષિ સમાજ સેવા મંડળ' અથવા "હરિજન સેવામંડળ"ની સ્થાપના કરી છે. એ મંડળના સંચાલક ઉચ્ચ જ્ઞાતિના ભાઇ કાશીરામ ચહાવાલા અને અંત્યજ ભાઇ શિવરામ દલાજી સોલંકી અને પુરુષોતમ વાઘેલાનો પ્રયાસ

અયાગ છે. અત્યારે એ મંડળે જે નામાભિધાન કર્યું છે એ પ્રશ્ન ગૌણ છે, પણ એ મંડળે એક રિપોર્ટ બહાર પાડયો છે તેમાં એ લોકનો ઉત્સાહ અને પ્રવૃત્તિનું માપ આ પ્રમાણે મળે છે:

"એ મંડળમાં પ્રથમ ઘણા જ ઓછા ભાગ લેતા. અત્યારે એ મંડળમાં બસોથી વધારે સભાસદો છે. તેઓનો હેતુ નીચે પ્રમાણે છે: (૧) મુંબાઇ અને ગુજરાતનાં ગામડાંઓમાં આવા જ પ્રકારનાં મંડળો સ્થાપી તે દ્વારા અજ્ઞાનતા વહેમ અને ખોટી બદીઓને બનતો નિકાલ કરી કેળવણીનો પ્રચાર કરવો; (૨) નજીવા મતભેદો દૂર કરી સમસ્ત જાતિનું સંગઠન કરવું; (૩) ગુજરાત અને મુંબાઇમાં વસતી ભંગી જાતિમાં ભાષણો અને લેખોદ્વારા લોકમત કેળવી પોતાની ભૂંડી દશાનું ભાન કરાવી આત્મ-સ્વમાન જાગ્રત કરવું."

આ મંડળના અનુભવ પ્રમાણે-જેમ ઉચ્ચ ગણાતા હિંદુઓમાં જુદા જુદા વર્ગ અને જૂના વિચારનો સમાજ છે, તેમ અંત્યજોમાં પણ એવો વર્ગ છે. તેમની રહેણીકહેણી અને રીતરિવાજ પણ જુદા છે. ઢેડ, ભંગી, મહાર, મોચી, ચમાર વગેરેમાં પણ પરસ્પર ઊંચાનીચાનો સવાલ ઘણો જ સંકુચિત રીતે વહેવાર બાંધી રહ્યો છે. આ બધા જૂના વિચારને તિલાંજલિ આપી સમસ્ત હરિજન સમાજ બનાવવા યુવાનવર્ગ પોતાથી બનતું કરી રહ્યો છે. તેઓ જણાવે છે કે "જૂના વિચારો ધરાવનારા અને ખાસ કરી વૃદ્ધ ભાઇઓ તરફથી અમારા પ્રયાસને તોડી પાડવાનો પણ પ્રયત્ન થવા લાગ્યો હતો, પરંતુ યુવાન અને કેળવાયેલા વર્ગનો સંપૂર્ણ સહકાર હોવાથી અમારા કાર્યને વધુ ને વધુ વેગ મળતો રહ્યો છે, જોકે કેટલાક મતભેદોને લઇને કેટલાક ભાઇઓનો સહકાર અમો સાધી શકયા નથી." પણ તેઓના ઉત્સાહનો વેગ તીવ્ર છે, "દુનિયાની પ્રગતિ ઘણી ઝડપથી પ્રયાણ કરી રહી છે. જો જમાનાનાને નહિ ઓળખીશું તો આપણું જશે; માટે કહેવાતા અંત્યજો, દલિતો કે અસ્પૃશ્યો એ પણ એક સંગઠન કરી હિંદુ સમાજના પગ તળે વધુ વખત દબાયેલા અને કચડાયેલા નથી રહેવા ઇચ્છતા. અમો પણ પ્રભુના સરજેલા બીજા મનુષ્યો જેવા મનુષ્ય છીએ એમ વાણી અને વર્તનમાં ફેરફાર કરી બતાવી આપવું જોઇએ."

"હિંદુસ્થાન દેશમાં હિંદુ સમાજને સ્વતંત્રતા જોઇએ છે, પરદેશોમાં તેઓ સમાનતા શોધે છે; જ્યારે પોતાના પગ તળે દબાએલા અને અસ્પૃશ્ય માની લીધેલા ૭ કરોડ માનવોને સ્વતંત્રતા કે સમાનતા આપવાથી તેમનો ધર્મ રસાતળ જાય છે. ૫૦ વર્ષ પહેલાં અંત્યજોદ્ધારની દિશામાં પહેલ કરનાર મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી જેવા યોગીન્દ્ર પુરુષને પણ રૂઢિચુસ્તોએ ગાંડા ગણી કાઢયા હતા, તેમ જ હાલ પૂજ્ય ગાંધીજી જેવા જગતવંદ્ય પુરુષની અસ્પૃશ્યતાનિવારણની ચળવળને પણ હિંદુ સમાજનો મોટો ભાગ હસી કાઢે છે."

"ઋષિ સમાજ "નો રિપોર્ટ ઉચ્ચ કહેવાતા હિંદુ સમાજને કંઇક નીચું જોવડાવે છે. આજે આપણે ખરા ધર્મની ભાવનાને બદલે રૂઢિચુસ્ત ધર્મને ઘણું માન આપીએ છીએ. રૂઢિએ જ હિંદુ જનતામાં વાડા બાંધ્યા છે. ભારતભૂષણ પંડિત માલવીયાજી અને ગુજરાતના નાગર-પૂજ્યશ્રી આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ જેવા ધર્મધુરંધરોએ કહેવાતા સનાતનીઓને ઉચ્ચ હિંદુ અને અંત્યજ-હરિજન વચ્ચે ધર્મશાસ્ત્રોમાં અસ્પૃશ્ય જેવી ભાવના કે ધર્મ જેવું કશું જ નથી એમ તેઓએ હરિજનના સહયોગી થઇને પુરવાર કરી આપ્યું છે. ઐક્ય એ જ માનવસમાજની પ્રગતિ છે.

આર્ય હિંદુઓએ ભૂતકાળમાં જે અન્યાય હરિજન ઉપર કર્યો છે તેનું પરિવર્તન કરવાનો સોહામણો અવસર આવી પહોંચ્યો છે. આર્ય સંતનો આદેશ સૌ કોઇ સ્વીકારશે એ જ પ્રાર્થના.

ધનપ્રસાદ ચંદાલાલ મુનશી

# ૨૪ મી સપ્ટેમ્બર

[Agreement arrived at Poona—
'Amrit Bazar-Patrika' 24-9-32

અંધારાં ઘોર આકાશે,
દિવ્ય જ્યોતિ જગી કંઇ;
ઝીલતી તમ પૃથ્વિ મેં,
દૃષ્ટિ શી અમિની થઇ:
નમી નમી માનવિ સર્વ જાગ્યા;
ન ઝાંપીને મારણગોળી આપશે:
જેને જનોએ યુગ યુગ માગ્યા,
આવ્યા; ન એનું શિશ કોઇ કાપશે:
કવિઓ વિશ્વના આવો, ઊર્ધ્વબાહુ થઇ વદો!
"ઇસાના વધદિનેથી, મનુકુલે અંતર તો!
પ્રગતિ કો મહાબોધી, સાધીઃ નમસ્તે વિશ્વો!"

૨૪-૯-૩૨
શાંતિનિકેતન

# છેલ્લી સલામ

[ મહાત્મા ગાંધીજીના ગયા અનશનવ્રતના સમાપ્ત નિમિત્તે ]

ઢાળ—" ભુલ્યો રે ભુલ્યો રે રાજા સત રે ગોપીચંદણ,
" પિયા ! પરદેશ ન જાનાં હો જી !
" એ રે સેજડિયે અમને નીંદરા ન આવે ને,
" મારે મન રાજ ન ભાવે હો જી !"
એ ભજનનો.

૧

સો સો રે સલામું મારાં ભાંડુડાંને કે'જો રે,
ઝાઝેરા જુહાર જગતે દેજો હો જી !
મળાયું ન તેને સહુને મોંઢામોંઢ કે'જો ને,
રુદિયામાં રાખી અમને રહેજો હો જી.

૨

ટીપે ટીપે શોણિત મારાં તોળી આપું તો યે,
પુરાં જેનાં પ્રાછત કદિયે જડશે ન જી,
એવાં પાપદાવાનલમાં જલે છે જનેતા મારી,
દિલડાના ડુંગર સળગ્યા—ઠરશે ન જી !
—સો સો રે સલામું૦

૩

[1]ફૂંકાયાં ખાખ ખાંડવ-વનને પાંડુ તણા પુત્રે તે દિ',
નિરદોષી નાગાં લાખો ભુંજાણાં હો જી,
આદૂનાં નિવાસી એ તો આ રે આર્ય ભોમ કેરાં,
પૂરવજ મારાને પાપે ઓરાણાં હો જી.
—સો સો રે સલામું૦

૪

[2]રઘુપતિ રામ મારા રુદાનો વિસામો—એણે
ઋષિઓને વચને ખાધેલ ખોટયું હો જી,
પ્રભુનામ ભજતો એણે પારાધી સંહારિયો રે,
એનું ઘોર પાતક આજે ઊમટયું હો જી !
—સો સો રે સલામું૦

૧. અર્જુને ખાંડવ વન સળગાવીને સર્પોને નહિ પણ નાગ નામની અનાર્ય માનવજાતિને ભસ્મીભૂત કરી હતી : કેવળ એ આદિનિવાસીઓનો પ્રદેશ પચાવી પાડવા સારુ જ.

૨. બ્રાહ્મણે આવીને રામચંદ્ર પાસે પોકાર કર્યો કે શમ્બૂક નામના એક શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારો પુત્ર મૃત્યુ પામે છે ! તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો.

# છેલ્લી સલામ

૫

છેર્યાં, ખાળ્યાં, ગારદ કીધાં પ્રથવીના પેટમાં ને,
અસૂરો કહીને *કાઢયાં વનવાસ જી;
જીવતાંને કાજે જૂદી નરકું બંધાવીયું ને,
સદાનાં નરાધમ રાખ્યાં દાસીદાસ જી—
—સો સો રે સલામું૦

૬

[1]સમર્થોનાં સત્તા સંતો, ધુતારાની ધૂર્તબાજી,
કુડિયા ગુરુની કૈં કૈં કરામાત જી;
એની તો વણાવી ધીંગી ધરમ-ધજાઓ ને
બાંકુ કેરે રગતે રંગી ભલી ભાત જી—
—સો સો રે સલામું૦

૭

એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં ને,
ધરમધજા કેરે ક્યારે સીંચાણાં હો જી;
રુદામાં શમાવી સરવે રુદન-પિયાલા વાલા
હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો જી.
—સો સો રે સલામું૦

૮

રથના સારથીડા સુણજો સાધુ ને ગુસાંઇ સરવે!
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુવો જુવો જુગનો ભૈરવ ઉભો વાટ ખાળી આજે,
ભીતર તો નિહાળો, હરિ ક્યાં પળિયો હો જી.
—સો સો રે સલામુ૦

૯

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને,
ધરમ કેરાં ધારણ કાંટા માંડે હો જી:
[2]સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં ને,
શિશ તો નમાવ્યું શાસન-દંડે હો જી.
—સો સો રે સલામું૦

૧૦

હરિ કેરાં તેડાં અમને—આવી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી.
હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે વહાલા!
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી!
—સો સો રે સલામુ૦

ઝવેરચંદ મેઘાણી

# स्पृश्यास्पृश्यत्वमीमांसा ।

यन्नामधेयश्रवणानुकीर्तनात्
यत्प्रह्वणाद्यत्स्मरणादपि क्वचित् ।
श्वादोऽपि सद्यः सवनाय कल्पते
कुतः पुनस्ते भगवन्न दर्शनात् ॥—भागवतम् ।

अन्नमयादन्नमयमथवा चैतन्यमेव चैतन्यात् ।
द्विजवर दूरीकर्तुं वाञ्छसि किं ब्रूहि गच्छ गच्छेति ॥
मनीषापञ्चकम्

---

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चापि शास्त्रं किमपि चिन्तये ॥

अधुना भारतवर्षे चाण्डालादिपदवाच्यत्वेनाभिमता ये जातिविशेषाः सन्ति ते वेदानुसारिभिर्वर्णैः स्पृश्या अस्पृश्या वेति विषये महती विप्रतिपत्तिर्दरीदृश्यते ॥ अस्पृश्या एव, तेषां सर्वैर्धर्मशास्त्रैः साक्षात् प्रायश्चित्तविधानमुखेन वा स्पृश्यत्वनिषेधात्—इत्येकः पक्षः । स्पृश्यां एव "एको देवः सर्वभूतेषु गूढः" इत्याद्यैकात्म्यप्रतिपादकश्रुतिप्रामाण्यात्, "विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः" इति भगवद्वचनाच्च—इत्यपरः पक्षः । एवं विप्रतिपत्तावुपस्थितायामादौ तावत् सामान्यतः विप्रतिपत्तिरहस्यं चिन्त्यते । पश्चात् विप्रतिपत्तिपरिहारं विधाय सिद्धान्तं स्थिरीकरिष्यामः ॥

अस्ति किल भारतवर्षे पण्डितपुरी नाम नगरी । तत्र कोऽपि विकल्पनाथो नाम मीमांसापारावारपारीण आचार्यवरो निवसति । स एकदाऽऽत्मनः सरस्वतीमन्दिराख्ये पुस्तकागारे कानपि ग्रन्थान् पर्यालोचयन् दिवा स्वापो निषिद्ध इति जानन्नपि धर्मवशान्मुहूर्तमात्रं निद्रामगमत् । निद्रोपरमे यदा नेत्रे उन्मीलयति, तदा स्वसमीपे बद्धाञ्जलिं कमपि

पुरुषमपश्यत् । तेन पुरुषेणाचार्यवरः सप्रश्रयं प्रार्थितः—'भगवन् ! अस्मिन् धर्मविषये निर्णयं दातुमर्हसी'ति । एवं कस्मिंश्चित् धर्मविषये निवेदिते आचार्येण तत्र निर्णयो दत्तः । किंत्वनेन तस्य संशयो द्विगुणीभूतः । तेन पुनरप्याचार्यः पृष्टः—'भगवन् ! पूर्वेद्युर्मया सहागताय मम प्रतिवेशिनेऽस्मिन्नेव विषये भवताऽन्यैव धर्मव्यवस्था दत्ता अद्य तु तद्विपरीतं कथमुच्यते ? ।' आचार्यः प्रश्नमुखेनोत्तरमदात् । 'तस्मिन् दिनेऽहमुत्तराभिमुख आसम् दक्षिणाभिमुखो वा ? ।' 'उत्तराभिमुख' इति पुरुषेणोक्तम् । आचार्योऽवदत्—'अद्य तु ?' पुरुष आह—'दक्षिणाभिमुख' इति । तदाचार्येणाभिहितम्—यानि पुस्तकानीदानीं ममाभिमुखं सन्ति तेष्वेवमेव प्रतिपादितं, यानि पुनः परस्मिन्नहन्यासंस्तेषु तद्विपरीतमिति ।।

इयमाख्यायिका नास्तिकैः परिकल्पितेति नैव मन्तव्यम् । "वेदा विभिन्नाः स्मृतयो विभिन्ना नासौ मुनिर्यस्य मतं न भिन्नम्" इति महाभारतकारेणाप्युद्घोषितत्वात् । किंवैतावता बहुविधमतभेदेन श्रुतिस्मृत्यादिप्रमाणग्रन्थानामप्रामाण्यं प्रसज्येतेति न भेतव्यम् । कुतो नेति चेच्छ्रूयताम् । इदमेव शास्त्राणां भूषणं यत्तेषु विप्रतिपत्तयो विद्यन्ते । कस्यचिदल्पज्ञस्य जीवस्य कृतौ एकमेव मतं संभवति किंतु "सहस्रशीर्षा पुरुषः सहस्राक्ष" इत्यादिश्रुत्युक्तसर्वव्यापकमहापुरुषस्य कृतौ सहस्रविधा मतविशेषाः परस्परं विरोधं परिहाय निवसेयुस्तत्र किमाश्चर्यम् ? । एवमपि विरुद्धानामविरोध इति तून्मत्तप्रलपितमिति चेन्न । अविरुद्धानामेव विरोध इति भाष्यते, न विरुद्धानां विरोध इति । विरुद्धानां सतां कथमविरुद्धानामित्युच्यते इति चेत् न । विरोधपरिहारोऽस्माकं शास्त्रविद्भिः क्वचिदुत्सर्गापवादन्यायेन, क्वचित्सामान्यविशेषकल्पनया, क्वचिद्गुणप्रधानभावाङ्गीकारेण, क्वचिदधिकारिभेदविमर्शेन, क्वचिद्वक्तृश्रोत्रौचित्यचिन्तया, क्वचित्प्रयोजनभेददर्शनेन, क्वचिच्छास्त्रभेदानुसंधानेन चेति बहुधा कृतः । क्वचित्तु तेषां वैयधिकरण्येन विरोध एव न जायते ।—अत एव महाभारतेऽनुशासनपर्वणि केचन धर्मभेदा परिगणिताः । तद्यथा—

धर्मा बहुविधा लोके श्रुतिभेदमुखोद्भवाः
देशधर्माश्च दृश्यन्ते कुलधर्मास्तथैव च
जातिधर्मा वयोधर्मा गुणधर्माश्च शोभने
शरीरकालधर्माश्च आपद्धर्मास्तथैव च
एतद्धर्मस्य नानात्वं क्रियते लोकवासिभिः ।

एवम् "अन्तःपुरुषरूपेण कालरूपेण यो बहिः" स्तस्य धर्मप्रभवस्य सर्वाधारमहापुरुषस्य देशकालाद्युपाधीनां नानात्वात् धर्माणामपि नानात्वं तत्तदुपाध्युपहितत्वं च इति सर्वं समञ्जसम् ।।

देशकृतो भेदः बौधायनेनैवमुदाहृतः—" पञ्चधा विप्रतिपत्तिः दक्षिणतः तथोत्तरतः । यानि दक्षिणतस्तानि व्याख्यास्यामः । यथैतदनुपनीतेन सहभोजनं भार्यया सहभोजनं पर्युषितभोजनं मातुलपितृष्वसदुहितृगमनमिति ॥ अथोत्तरतः । ऊर्णाविक्रयः सीधुपानमुभयदद्भ्यवहारः आयुधीयकं समुद्रयानम् । इतर इतरस्मिन् कुर्वन् दुष्यतीति । देशप्रामाण्यात्॥"

कालकृतो धर्मभेदो यथा सत्ययुगे ये धर्मा न त एव त्रेतायां द्वापरे कलौ वा । तथा च मनुः—"अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे । अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः" इति । तथाऽन्यत्रापि मनुराह—" ततः ( वेनराज्यात् ) प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम् । नियोजयत्यपत्यार्थं तं हि गर्हन्ति साधवः ॥" इति । अपि च—कलौ संन्यासे निषिद्धेऽपि न सर्वथा संन्यासाभावः इति कस्माद्धेतोरित्युच्यताम् । उपाधिभेदात् इत्येव वक्तव्यम् । कलौ संन्यासिनां दुराचारमनुसंधाय, यथार्थसंन्यासस्य दुष्करत्वं च विचार्य, कैश्चित्स्मृतिकारैः कलौ संन्यासो निषिद्धः । नैतावताऽयं निषेधः सार्वजनीन इति कश्चित्प्रज्ञावान् मनुते ।

एवमेव—सिन्धुसौवीरसौराष्ट्रांस्तथा प्रत्यन्तवासिनः ।
अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥
अपि च—अङ्गवङ्गकलिङ्गांश्च सौराष्ट्रान् मगधांस्तथा ।
तीर्थयात्रां विना गच्छन् पुनः संस्कारमर्हति ।

—इत्युक्तं तत्र श्लोकद्वये पाठभेदो कालभेदात् देशभेदे, अत एव धर्मभेदे, प्रमाणम् । यद्ययं निषेधः सदातनः स्यात् तर्हि भगवान् कृष्णः यदा यदा हस्तिनापुरात् सौराष्ट्रान् गत्वा ततो हस्तिनापुरं पुनरागतस्तदा तदा सौराष्ट्रगमननिमित्तकं प्रायश्चित्तं कृतवानिति कल्पनीयं स्यात् । तत्त्वश्रुतपूर्वम् । नास्माभिर्वर्तमानसमये वा तत् क्रियते । तत्कस्माद्धेतोः? । कृष्णस्य समये सौराष्ट्राणां यवनैरनाक्रान्तत्वात् । इदानीमपि तथात्वात् सत्स्वपि यवनेष्वार्याचारपालनस्य निष्प्रत्यूहत्वात् ।

तस्मात् चाण्डालत्वेनाभिमतानामस्पृश्यत्वसिद्धये स्मृतिवचनानां प्रमाणतयोपन्यासमात्रेण नेष्टार्थसिद्धिः । इदानींतनाश्चाण्डालत्वेनाभिमता जातिविशेषाः पुरातनचाण्डालसदृशा एव सन्ति, अस्पृश्यत्वबीजं च तेषु पूर्ववदेवेति, यावन्न साध्यते तावन्न तेषामस्पृश्यत्वसिद्धिः । शास्त्रमर्यादां बहुमन्यमाना अपि सर्वे जनाः अजा इव सतृणाभ्यवहारिणो मा भूवन् किंतु हंसवन्नीरक्षीरन्यायेन शास्त्राण्यालोचयन्तु, तत्त्वं चोपाधितः पृथक् कृत्वा गृह्णन्तु—इत्यस्माकं सविनयमभ्यर्थना ॥

इदानीमन्त्यजानामस्पृश्यत्वे यानि यानि स्मृतिवचनानि प्रमाणतयोपन्यस्यन्ते तेषां सर्वेषां बीजभूतानि वचनानि विशेषतो मन्वादिस्मृतिषूपलभ्यन्ते तस्मात्तान्येवात्र चिन्तयामः ।

**લલિતા :** હા, આવો માસા, ઉઘાડું છું. (ઉઘાડવા જતાં જતાં ધીમે અવાજે) અત્યાર સુધીમાં ત્રણ વાર આવી ગયા !

લલિતા ખડકી ઉઘાડે છે. પરશોતમ સવારના પહેરવેષ ઉપરાંત હાથમાં લાકડી ને ઓઢેલી પછેડી સાથે દાખલ થાય છે. દાખલ થતાં જ બહુ જ લાગણી અને મમત્વના અવાજથી—

**પરશો૦ :** ભૂંડા ! તેં આ શું કર્યું ? એક પરણવા આવ્યો'તો એટલા દાડા તો સાચવી લેવું'તું ?

**લલિતા :** પણ માસા ! એમાં ભાઇનો વાંક નથી. નહિ તો બીચારા મરી જાત.

**પરશો૦ :** તું સોત પાછી એમ બોલ છ ? આપણી નાતને ઓળખ છ ?

**લલિતા :** ઓળખીને પણ શું થાય માસા !

**પરશો૦ :** તોરણેથી પાછો કાઢે એવી – ઢેઢ જેવી છે, જાણુ છ, ઓલ્યા તનમનશંકર ને જયંતીલાલ ટાંપી રહ્યા છે. મેં અત્યાર સુધી તાણી ઝાલ્યું છે. કેટલીવાર પંડયાની દાઢીમાં હાથ ઘાલ્યો છે ત્યારે તમારી આ પરણવા સુધી વાત આવી છે. બધા ઉપર પાણી ફેરવવા ઊભાં થયાં છો !

**લલિતા :** હશે માસા, થવાનું થઇ ગયું તેમાં શું કરીએ.

**પરશો૦ :** તમે હાથે કરીને દુઃખી થાઓ એવાં છો. નાતમાં તો જેનું જૂથ હોય તે છતે. જુઓ મારે અરધી નાતમાં સંબંધ છે. ગણ્ય, મારે ત્રણ ફૂઇઓ, પાંચ બહેનો, ચાર દીકરીઓ, ને હું ત્રણ વાર પરણ્યો. એટલાનો જ હિસાબ કર્ય, તો અરધી નાત થઇ જાય. તમે સમજો એવાં નથા, તે ચોખ્ખું ફૂલ કરીને કહેવું પડે છે. તારી બહેનને આવડી મોટી થવા દીધી, એ તો ભલે ને જાણે પરણાવવા જેવડી થઇ, ને પાછી વળી, ને એટલામાં તમારાં માબાપ મરી ગયાં, ને તે વખતે રહી ગયું. પણ પછી બેસી રહ્યાં, તેના કરતાં બે વરસ પહેલાં પરણાવી દીધી હોત તો તેનાં સગાં અત્યારે કામ આવત ને !

**અનન્ત૦ :** માસા, તમે ચોખ્ખું કહ્યું ત્યારે હુંય કહું છું. તમે જ કહેતા'તા કે જયંતિયો ને તનમનિયો, ઘરે ય સારું નહિ, ને વરે ય સારા નહિ. ને હું મારી બહેનને કુવામાં નાંખું, એ તો સમજશો જ નહિ. તેના કરતાં ભલે એ ય કુંવારી રહે, ને હું ય કુંવારો રહું. તેની મને કશી ચિંતા નથી.

**પરશો૦ :** પણ શા સારુ તારે ય કુંવારાં રહેવું, ને એને ય કુંવારી રાખવી ? તમે નાતનાં અજાણ્યાં છો, હું અજાણ્યો નથી.

**લલિતા :** હા, તમે અમારી પડખે ઊભા છો, પછી અમારે શી બીક છે ?

**પરશો૦ :** (અવાજ ઢાળીને) મારું એ જ કહેવું છે. હું તમારી પડખે જ ઊભો છું. પણ મારે ય વહેવાર સાચવવાનો છે બાપલા ! હું કોઇના વેણમાં ઊભો રહ્યો હઇશ, ત્યારે આજ મારા વેણમાં કોઈ ઊભા રહે છે ના ? એ તો રાખ એવી રખાપત છે. માટે કાલ ડાહ્યા થઇને વરતજો. નાતનું પંચ કાલ બોલાવવાના છે. સવારમાં ગોર ફરશે. તમે બેઇ વિચાર કરીને નક્કી કરીને મળી જજો. હું આપણો પક્ષ ભેગો કરીશ. ને હું કહું એમ કરશો તો (અનન્ત૦ ને) તું ય સુખી થઇશ, ને (લલિતાને) તું ય સુખી થઇશ. મૂંઝાઇને નાસી જશો, તો બાપનું નાક કપાવશો. હું તમારા પક્ષનો છું, માટે કહું છું. લ્યો બેસો, ભાઇ બહેન ! હું જાઉં છું.

પરશો૦ જાય છે. લલિતા ઊઠીને ખડકી વાસે છે. પાછી આવી પરથાર પર બેસે છે. થોડીવાર બન્ને ભાઈ બહેન ચૂપ રહે છે.

**અનન્ત૦ :** આ માણસ શી પક્ષની વાતો કરે છે ને!

**લલિતા :** સ્વાર્થી માણસને માત્ર એક જ પક્ષ હોય છે – પોતાનો. બાકી જ્યાં સ્વાર્થ સધાય ત્યાં એનો પક્ષ. (જરા અટકીને) તમે એની વાત તો સમજ્યા ને?

**અનન્ત૦ :** કેમ નહિ? મને તો વચમાં વચમાં એવું થઇ જતું'તું, કે તારે વિશે કાંઇ ખોટું સૂચન કરે તો એક લપડાક ચોડી દઉં. પણ માળો એવો પક્કો, ઠેઠ સુધી ક્યાંઇ સ્પષ્ટ બોલ્યો નહિ.

**લલિતા :** તમે કહો છો ને આપણા લોકો પોલીટીકલ નથી!

બારણામાં એક ટકોરો થાય છે. ભાઈ બહેન શાંત રહી સાંભળે છે, ફરી એક ટકોરો થાય છે.

**અનન્ત૦ :** કોણ?

બહારથી ધીમે સાદે અવાજ આવે છે.

**અવાજ :** ઉઘાડો.

અનન્ત૦ લલિતા સામું જોઈ જઈને ઉઘાડે છે. તનમનશંકર પ્રવેશ કરે છે. તેણે માથામાં સુગન્ધી તેલ નાંખ્યું છે. આગળ બાબરી ઓળેલી છે. અને ચોટલી પણ ઓળીને ગાંઠ વાળેલી છે. પાટલી ચીપીને ધોતિયું પહેરેલું છે. ઝીણા સફેદ ફલાલીનના પહેરણ ઉપર સાચા જરીની શાલ ઓઢેલી છે, તે આવતાં જ—

**અનન્ત૦ :** આવો તનમનશંકર ભાઇ! બેસો.

**તનમન૦ :** (બેસતાં બેસતાં, ઊંડા દુ:ખના અવાજથી) આપણી નાત જેવી કોઇ નિર્ભાગી નાત નથી.

**અનન્ત૦ :** એમ કેમ?

**તનમન૦ :** આ જુઓને, તમારા જેવા પુરુષાર્થ કરીને આગળ પડે, તેવા આશાજનક યુવાન સામે કેટલો બધો વિરોધ કરે છે?

**અનન્ત૦ :** હોય એ તો, તેમાં શું કરીએ?

**તનમન૦ :** તમે તમારી ઉદારતાથી એમ કહો, પણ મારાથી કેમ સંખાય. અને તમારું તો ઠીક. તમારાં બહેન માટે પણ ખરાબ બોલે છે! કોઇ પણ માણસાઇ વાળો માણસ સહન ન કરી શકે.

**અનન્ત૦ ;** કેમ શું બોલે છે? નાતનો ગુનો કર્યો હોય તો મેં કર્યો છે, તેમાં મારી બહેનને શું છે?

**તનમન૦ :** એવી વાતો કરે છે કે કોઇ પણ બાઇના સાંભળતાં તો શું, પણ પુરૂષોના પણ સુધરેલા સમાજમાં ન બોલી શકાય.

**લલિતા :** પણ તેમાં આપણને શું? દરેક માણસ પોતાની કલ્પનાથી અને પોતાની વાણીથી પોતાની જ કિંમત કરાવે છે.

**તનમન૦ :** નિષ્ક્રિય પડી રહેવું એ મારો સિદ્ધાન્ત નથી. આપણે નાતને સુધારવાને પ્રયત્નો કરવા જોઇએ, આપણી વાત સાચી હોય તો આપણે શા માટે સત્ય ઉપર ઊભા રહી, વિરોધ કરી, સત્યનો જય ન મેળવી શકીએ!

અનન્ત૦ : હા, તેવો કોઇ ઉપાય હોય તો જરૂર કરીએ. પણ તમે માનતા જણાઓ છો તેવો કોઇ તાત્કાલિક ઉપાય મને જણાતો નથી.

તનમન૦ : આપણે જેમ રાજ્યપ્રકરણમાં આપણા મતના માણસો એકઠા કરીને લડીએ છીએ તેમ નાતમાં પણ આપણે પક્ષ કરીએ, તો જીતીએ. નાતમાં એક વિશેષ ફાયદો છે કે આ નવી પદ્ધતિ ઘણા ખરા માણસો જાણતા નથી.

અનન્ત૦ : મને એવો કોઇ માર્ગ જણાતો નથી.

તનમન૦ : આ એક નીતિ નક્કી કરવાનો પ્રશ્ન છે. તેને માટે મંત્રણા કરવી જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કે षट्कर्णो भिद्यते मन्त्रः ।* આપણે અંદર એકાન્તમાં ચાલો. છૂટથી વાત થઇ શકે.

અનન્ત૦ : (તનમન૦ સાથે ઊઠીને જતાં જતાં કટાક્ષમાં) લલિતા ! તનમનશંકરભાઇની સાથે મંત્રણા કરવા હું ઓરડામાં જાઉં છું. તું બહાર બેસી રહેજે, એટલી વાર.

લલિતા : ભાઇ, જાળવજો હોં. ઉશ્કેરાઇને કશી વાત ન કરશો.

અનન્ત૦ : ફિકર નહિ.

બન્ને ઓરડામાં જાય છે. થોડી ગુસપુસ વાતો કરે છે. ત્યાં ધડ દઈને માર્યાનો અવાજ થાય છે. તનમન૦ ઓરડામાંથી દોડતો આવી ખડકી ઉઘાડી નાસે છે. પાછળ અનન્ત૦ દોડતો આવે છે.

અનન્ત૦ : હત્ ! કમબખ્ત લુચ્ચા ! બાયલા !

અનન્ત૦ પાછળ જવાનું કરે છે તેને લલિતા પકડી રાખે છે, ને ખડકી બંધ કરી આવે છે. બન્ને બેસે છે. થોડીવાર પછી--

લલિતા : (ધીમા ઠપકાને અવાજે) મેં ના પાડી'તી તોય ન રહેવાયું ?

અનન્ત : પણ તને શી ખબર, એ શું બોલ્યો તારા વિશે ?

લલિતા૦ : મને ખબર વિના મેં તમને ન ઉશ્કેરાવાનું કહ્યું હશે ?

અનન્ત૦ : (હજી ઉશ્કેરાયેલો) બસ જ્યાં ત્યાં પક્ષ કરવો ને પરણવું બીજી વાત નથી ! પરણ્યા સિવાય પક્ષ થતો જ નથી !

લલિતા : તેમાં તમને નવાઇ ન લાગવી જોઇએ. તમે જ તે દિવસે કહેતા હતા ને, કે નાત બીજું કાંઇ નથી, પણ પરણવાની સોસાઇટી છે. તો નાતના પક્ષો પણ પરણીને જ થાય ને !

અનન્ત૦ : (જરા જરા ઉશ્કેરણી ઉતરતી જાય છે) અરૂરૂરૂરૂરૂ ! આવી નાત !

લલિતા : ભાઇ, તમે શા સારુ ચીડાઓ છો ? તમારે તો ગમતું થાય છે. આમેય પરણવાને માટે તમે કેટલા ઉદાસીન હતા ! હવે થયું. ચાલો ગામમાં જઇ ગાડું કરી આવો ને રાતની રાત ચાલતાં થઇએ. નાત રહી નાતને ઠેકાણે.

અનન્ત૦ : (વિચારીને. ઉશ્કેરણી હવે લગભગ શમી જઇને પછવાડે દદતા અને ભારે અવાજ મૂકતી ગઈ છે. દરેક વાક્ય પૂરું થતાં જરા જરા અટકીને) ના, હવે હું એમ નહિ જાઉં. વિવાહ તોડશે તેમાં મને તો કંઈ લાગવાનું જ નથી. (લલિતાના મોં પર જરા નકારનો ભાવ દેખતાં, જરા વધારે ભારથી) એમને એમ ચાલ્યો જાઉં તો એ લોકો મને બીકણ ગણે. (વધારે સખ્ત

---

* મન્ત્રણા છ કાને જાય તો ફૂટી જાય.

ખોવાઈ ગયું એવું ભાન આવતાં, એ જ દૃઢતાથી પણ જરા મશ્કરીમાં ) તું કહેતી હતી કે ચાલો નાત જોવાશે. તો હવે નાત પૂરેપૂરી જોઈને જ જઈએ ! માત્ર જોવી જ નથી. ( પડેલા દૂધ ઉપર આંગળી પછાડતાં પછાડતાં. ) તેમની સાથે ઠેઠ સુધી દલીલ કરવી છે.

લલિતા : ત્યારે એક વાત કબૂલ કરો તો કાલે નાતના પંચમાં જવા દઉં.

અનન્ત૦ : શી ?

લલિતા : ગમે તેમ થાય તોપણ કાલ તમારે ઉશ્કેરાવું નહિ, ઉશ્કેરાઓ તોપણ કોઈને મારવું નહિ. બહુ થાય તો ત્યાંથી ચાલી નીકળવું. કબૂલ ?

અનન્ત૦ : હા કબૂલ ! જો એક તારી ખાતર કબૂલ. નહિ તો—

લલિતા : મારી ખાતર શા સારુ ? ગાંધીજી પણ હમેશાં અહિંસક રહેવાનું જ કહે છે.

અનન્ત૦ : મેં ક્યારે કહ્યું કે હું ગાંધીજીનો અનુયાયી છું. તું જ્યાં હોય ત્યાં કહેતી ફરે છે !

લલિતા : ( કૃત્રિમ ક્રોધથી ) ઠીક લ્યો, પાછા મારા પર ચીડાઓ ના ! સૂઈ જાઓ.

અનન્ત૦ : ( તદ્દન સ્વસ્થ થઈ ) તું સૂઈ જા. મને એકદમ ઊંઘ નહિ આવે. થોડી વાર વાંચીને સૂઈશ.

લલિતા : ( પાસે દીવો મૂકતાં ) લ્યો વાંચો, એટલી વાર હું પથારીઓ કરું.

લલિતા પથારીઓ કરવા ઊભી થાય છે. પડદો પડે છે.

# દૃશ્ય ચોથું

સમય: બીજા દિવસના ત્રણેક વાગ્યાનો. પડદો ઉપડતાં નાતની વાડીમાં નાતનાં માણસો ભેગાં થયાં છે. લાંબી પડાળીમાં બૂંગણ પાથર્યાં છે ને તેમાં જાત જાતનાં વસ્ત્રો પહેરી જાત જાતની બેઠકોમાં માણસો આડા અવળા બેઠા છે. એક બાજુ તનમન૦ લટકતા તોરાવાળી ફેંટો, ચકરી, દક્ષિણી, લાલ પાઘડી પહેરીને અને જરીવાળી શાલ ઓઢીને ભીંતને અઢેલીને બેઠો છે. એક જગાએ ત્રિભુવન ભટ્ટ ધોતિયું પહેરી, ખભે એક ધોતિયું ગેડ વાળેલું મૂકી, એક ફાળિયું ઢીંચણે બાંધી તેની આરામખુરશી કરી, કંઈક પ્રમુખના જેવી જગાએ બેઠા છે. બીજા ઘણા મોટી ઉમરના એ જ રીતે ફાળિયાની આરામખુરશી કરી બેઠેલા છે. યુવાનો જુદી જુદી રીતે આડા અવળા બેઠેલા છે. પ્રમુખની સામે, પ્રતિપ્રમુખ હોય તેમ, પાર્વતીશંકર કરીને પચીસેક વરસનો જુવાન બેઠેલો છે. તેણે પોતાની સામે ઊભી, ડંડા જેવી લાકડી જમીન ઉપર સૂતી મૂકી છે. તેણે પંચકેશ રખાવ્યા છે, ને કપાળમાં બહુ જ ભયંકર દેખાય તેવું ટીલું ને આડ કરેલા છે, તેની આસપાસ છોટાલાલ મનહરરામ મુકુંદરામ જયંતીલાલ બેઠેલા છે. અનન્તરાય ત્રિભુવનની એક બાજુ પાર્વતી૦થી બહુ દૂર નહિ એમ કંઈક તેના સામે મોંએ બેઠેલો છે. હજી વચમાં કોઈ કોઈ માણસ આવે છે. પડદો ઉપડતી વખતે અંદર અંદર વાતો થયા કરતી હોય છે.

ત્રિભુ૦ : કેમ બધા આવી ગયા ?

ગોર : હવે કોઇ રહ્યું તો લાગતું નથી.

કોઈ વૃદ્ધ : બસ, હવે તો નાત જ ક્યાં રહી છે ! શંકરાચાર્યને પાંત્રીસ વરસ ઉપર સામૈયું કર્યું, ત્યારે આ પડાળીમાં નાત માતી નહોતી.

કોઇ વૃદ્ધ : એટલી લાંબી વાત શીદ કરો છો ! દસ વરસ ઉપર મારી મંછાનાં લગન લીધાં, ત્યારે ઉપર ધારે ઘીએ એકી કલમે સાત મણનું ચૂરમું નાતે ખાધું'તું. અત્યારે પૂરું અઢી મણે ય વરતું નથી.

કોઇ વૃદ્ધ : એ ખાનારા ય ગયા ને એ ખવરાવનારા ય ગયા ! કેમ કેશાકાકા !

કેશવરામ પચાસેક વરસનો વૃદ્ધ છે. તે પોતાને ઘણો જ ડાહ્યો માને છે અને એમ માની માનીને તેણે પોતાનો અવાજ કૃત્રિમ ધીમો અને મોઢું બહુ જ ડાહ્યું કરી નાંખ્યું છે. તે બોલતાં ભાગ્યે જ કહેવતો વિના બોલે છે.

કેશવ૦ : સાપ ગયા ને લીસોટા રહ્યા.

કોઇ વૃદ્ધ : માણસે ય આપણી નાત બહુ ઘસાઇ ગઇ. જુઓ ને કેટલાં નિર્વંશ ગયાં !

પાર્વતી૦ : (ગોકળુઅર થઇને) કેટલાં ગયાં એ જુઓ છો, પણ જાય છે એ જુઓ છો ! જુઓ, અમે સાત ભાઇઓ, ૭ ભાઇઓ મારા એમ ને એમ કુંવારા ને કુંવારા મરી ગયા. લીલ પરણાવતી વખતે બધા ખાવા આવો છો, પણ કોઇને વિચાર થાય છે, કે આના કપાળમાં ચાંદલો કરીએ ! નાત કેમ આનો કાંઇ બંદોબસ્ત નથી કરતી ! નાતનાં માણસને નાત નહિ પરણાવે તો કોણ પરણાવશે ! ગામનાં છોકરાં કાંઇ પરગામ રમવા જશે ! અને અમે શા ખોટા છીએ ! શું અમે લૂલા છીએ, લંગડા છીએ, અપંગ છીએ, આંધળા છીએ, બહેરા છીએ, મૂંગા છીએ ! શું અમારું કુળ હલકું છે ! અમારા કુળમાં

નાતો થઇ છે એવી કોણે કરી છે? હા, અત્યારે પૈસે ટકે ઘસાઇ ગયા હઇશું, પણ એમ દશાવીશી સહુની ચાલતી આવી છે! નાતમાં સૌ સરખું. એ મારા ભાઇ મરી ગયા એની આંતરડી નહિ કચવાઇ હોય! હજી તો જુઓ શું થવાનું છે તે! બે વરસથી મેં ઉપાસના માંડી છે. પંચકેશ રખાવ્યા છે. નાતનું નિકંદન ન કાઢી નાંખું તો થઇ રહ્યું છે.

ત્રિભુ૦ : લે રાખ રાખ! ક્યાંક ઉપાસનામાં **ભાર્યા રક્ષતુ ભૈરવઃ** ને બદલે **ભાર્યાં ભક્ષતુ ભૈરવઃ** થઇ જશે, તો તારું જ નિકંદન નીકળી જશે. તને તો ચંડીપાઠેય પૂરો નથી આવડતો.

**પાર્વતી૦** : આ જોને મોટો વિદ્વાનની પૂંછડી થઇ બેઠો છે. બધા મને કહેવા આવો છો. પણ તમારી માતાનું સત જ માંડયું છે જવા, એની વાત નથી કરતા. જે માણસો ઢેઢનાં છોકરાં માતાના મંદિરમાં ઘાલે છે, એવાને કન્યા આપો છો ને અમને પાકની વાતો કરવા આવો છો!

**કોઈ વૃદ્ધ** : પણ ઉતાવળો કાં થા? હજી વાત ક્યાં થઇ ગઇ છે! હજી નાત ક્યાં કશું જાણે છે? જાણશે ત્યારે સૌ થઇ રહેશે. કોઇએ ઢેઢનાં છોકરાં મંદિરમાં ઘાલ્યાં હશે તો નાત એને પૂછશે, નાત સમરથ છે, કેમ હે ભાઇ!

**અનન્ત૦** : (ઊભો થઇને) એમ આડી વાત શા સારુ કરો છો? મને સીધું પૂછો. હું સાચી જ વાત કહેવાનો છું. મેં ઢેઢનાં છોકરાં માતાની જગામાં આણ્યાં એ સાચું. (આખી સભામાં અરરરરરરરર. જય અંબા. જય આશાપુરી. માતાજી રક્ષા કરો. ગજબ થયો. અબ્રહ્મણ્યમ્. વગેરે અવાજો.) એ સંબંધી નિર્ણય કરો તે પહેલાં શા માટે અંદર આણ્યાં એ સાંભળો.

("સાંભળો, ભાઈ, સાંભળો"ના કટાક્ષમય અવાજો)

એ છોકરાં મેં અંદર ન આણ્યાં હોત, તો એવડા કરા પડતા'તા, કે મરી જ જાત.

**એક અવાજ** : મરી જતા હશે એમ! એ જાત તે મરતી હશે?

**અનન્ત૦** : (ભાષણ ચાલુ રાખતાં) પણ મેં સાંભળ્યું છે કે બે કે ત્રણ વરસ ઉપર તમારા જ ગામની એક ભેંશ મરી ગઇ'તી. આ વખતે પણ એક ગાય મરી ગઇ તે તમે જાણો છો.

**બીજો અવાજ** : મરી જાત તો એમાં કયો બ્રહ્માનો વંશ નીકળી જવાનો હતો-જો! એ તો એમ ને એમ માણસો મરે ને જન્મે પાછાં, તેમાં આપણે શું કરીએ?

**જયંતી૦** : ઢેઢનાં છોકરાં સારુ થઇને નાતનો રોટલો ટાંચ્યો?

**અનન્ત૦** : પણ માતાજી એમ અભડાય જ નહિ. તમે પોતે જ માનો છો, કે એ માતાજી-એ માનતાને લીધે એની બહેનને સારી કરી. તે કાંઇ અડયા વિના સારી કરી હશે? જો માતાજી પોતે એને સારી કરે છે, તો હું એને માતાજીના મંદિરમાં લાવીને બચાવું એમાં શું ખોટું કરું છું. તમે તેને (ગડબડાટ વધતો જાય છે.) માનતા આપીને બચાવો છો, મેં તેમને મંદિરમાં આણીને બચાવ્યા, તેમાં ફેર શો?

બેસી જાય છે.

**એક અવાજ** : એ મુગટરામનાં વઢાયાં'તાં! ઢેઢને માનતાને રેવાડે ચડાવ્યાં એ જ ખોટું કર્યું છે. ઉપજ કશી નહિ, ને નકામો ફજેતો!

**કેશવ૦** : આમ બોલાબોલીમાં કશો ફાયદો નથી. કાદી ધોયે કાદવ નીકળે. આવી વાત બહાર પડશે તો બીજી નાતોમાં આપણો ફજેતો થશે. અને લોકો માનતા કરતા બંધ

થશે. માટે બાંધી મૂઠી લાખની. ન બોલ્યામાં નવ ગુણ. જાણે કાંઇ બન્યું જ નથી. એક નન્નો સો રોગ હરે. હાથે કરીને શા સારુ છાણે વીંછી ચડાવવો? માટે બધા માની જાઓ. પહેલાં બધા જેમ ભેગા બેસીને જમતા, નાતો કરતા, તેમ કરો. મીંદડી મીદડીનું ઢાંકે તેમાં કાંઇ કોઇને પાડ નથી. કેમ પરશોતમ ભટ બોલતા નથી?

પરશો૦: હા, એમાં શું ખોટું છે? નાતને ઠીક લાગે, ને બધાને ઠીક લાગે તેમ કરો.

પાર્વતી૦: (વાક્યને જોર આપવા વચમાં વચમાં લાકડી પછાડીને) પણ અમે શા સારુ થઇને એવું કરીએ? નાતે અમને શો ફાયદો કર્યો છે, તે અમે નાતનું કામ કરીએ? નાતે અમારું શું સારું કર્યું છે તે અમે નાતનું સારું કરીએ? હું તો ઘરના પૈસા ખરચીને ય મુંબઇ જઇશ, ને ત્યાં બધાયને કહી આવીશ. ને તમારા ભાટિયાને, ને તમારા લુવાણાને, ને તમારા કપોળોને કહીશ કે ત્યાં તો ઢેઢવાડો ભેગો થયો છે. એક ખેતર વેચી ખાઇશ. આમે ય પંડ સુધી પથારો છે. જાણે તીરથ કરવા ગયા'તા!

તનમન૦: તમે બધા વાતો કરો છો પણ જરા અનન્તરાયને જ પૂછો ને કે એમને કોઇ પૂછશે તો શું કહેશે? એમ તો ગાંધીના શિષ્ય છે!

એક અવાજ: હવે જોયા જોયા ગાંધીના શિષ્યો!

જયંતી૦: પણ ક્યાં આઘે છે? પૂછો ને! કેમ અનન્તરાય, તમે શું કહેશો?

અનન્ત૦: મારાથી જૂઠું તો કેમ કહેવાય!

પાર્વતી૦: (અનન્ત૦નો જવાબ પોતાના લાભનો છે એ સમજ્યા વિના) ઢેઢને મંદિરમાં ઘાલ્યાં, ને પાછું (ચાળા પાડયા પેઠે) જૂઠું કેમ કહેવાય?

ત્રિભુ૦: પણ જૂઠું બોલાય તોય કાંઇ સ્પર્શદોષ નિવારણ કર્યા વિના ચાલવાનું છે? એટલે બીજી બધી વાતો મૂકી દઇને એક યજ્ઞ કરી નાંખો. એટલે બધાય દોષોમાંથી મુક્ત થવાય. ઘણાં વરસથી સહસ્રચંડી નથી કરી. તે કરી નાંખો. કેમ પંડયાજી?

પંડયા: હું તો નાત કહે તેમ કરવા ખુશી છું. નાત મોટી વાત છે.

પરશો૦: (અનન્ત૦ ના પાડશે એવી આશાથી) કેમ અનન્તરાય! લક્ષચંડી થાય તેમાં તમારે કાંઈ વાંધો નથી ને?

અનન્ત૦: સૌને પોતપોતાની માન્યતા પ્રમાણે કરવાની છૂટ છે. લખચંડી થાય તેમાં મારે શો વાંધો હોઇ શકે?

પાર્વતી૦: એટલે શું નાત આવા આખી નાતને બોળનારાને નાતમાં રાખશે, એમને પરણાવશે, ને એમનાં છોકરાં પાછાં નાતમાં ગણાશે? લખચંડી કરવી હોય તો કરો, પણ આ કુલાંગારને એકવાર નાતબહાર મૂકો. એ આખી નાતનું ભૂંડું કરવાનો છે. એકવાર એનું સગપણ તોડી નાંખો.

જયંતી૦ કંઈક બોલવા જાય છે તેને તનમન૦ એકતરફ કરે છે.

તનમન૦: હજી તું ઉતાવળો થા માં. એ અન્તુ પોતે જ હમણાં બધું ઊંધું વાળવાનો છે. એણે સમજ્યા વિના હા પાડી છે.

કેશવ૦: બસ હવે કજિયાનું મોં કાળું. એ તો ઘીના ગાડવામાં ઘી જ ભરાશે. લખચંડી કરી નાંખો, ને વાજતે ગાજતે જમાડો ને જાન ઉઘલાવો. આપણી નાત જેવી કોઇ સમજણી નાત નથી.

કોઈ વૃદ્ધ : આપણી નાત જેવી કોઇ પવિત્ર નાત નથી !

: જયંતી૦ તનમન૦ સામું જુએ છે.

તનમન૦ : (પરશો૦ને) તમે કોઇની પાસે લખચંડીના ખરચનો આંકડો નક્કી કરાવો.

કોઈ વૃદ્ધ : બધા બ્રાહ્મણોમાં આપણે શ્રેષ્ઠ છીએ.

પરશો૦ : આપણી નાત જેવી કોઇ નાત થવી નથી. લ્યો લખચંડી કરો. ત્યારે ત્રિભુવન ભટ્ટ, લખચંડીનો આંકડો કરો.

ત્રિભુ૦ : લખચંડી નહિ સહસ્રચંડી મેં તો કહી છે. ને એનો આંકડો—એમાં શો કરવો'તો ? પાંચ વરસ ઉપર મેં કરાવી'તી ત્યારે હજાર રૂપિયા થયા'તા, આ વરસ કંઇક મોંઘારત છે, એટલે સો બસો વધારે થાય, એટલું.

પરશો૦ : ત્યારે હવે રૂપિયાનું કરો, ને કાલથી શરૂ કરો.

ત્રિભુ૦ : કેમ અનન્તરાય, એટલા રૂપિયા રોકડા કાઢશો, કે જોગ કરતાં કાંઇ વાર લાગશે ?

અનન્ત૦ : રૂપિયા મારે કાઢવાના ? સમજફેર થાય છે. મેં એમ કહ્યું નથી !

અવાજો : હેં ! ત્યારે બીજું કોણ આપે ? લ્યો સાંભળો ! ત્યારે કોણ નાત આપવાની હતી ? અલ્યા અભડાવ્ય તું ને સહસ્રચંડી કોક કરે ? લે માળો ફરી ગયો !

તનમન૦ આ અવાજો દરમિયાન બહુ જ શાન્ત બેસી રહે છે.

અનન્ત૦ : મારા મત પ્રમાણે તો મેં સ્થાનકને અભડાવ્યું જ નથી. છતાં તમે એમ માનતા હો, ને તમારે શુદ્ધિ કરવી હોય તો કરો. એટલું જ મારું કહેવું હતું.

પાર્વતી૦ : (લાકડી પછાડીને) ત્યારે નાતને મફત અભડાવશે એમ ? નાતને ઓળખો છો ? નહિ ઓળખતા હો નાતમાં રહ્યા નથી તે. (લાકડી વતી જમીન પર લીટા દોરતાં) નાત તો સગાઇ તોડશે, મીંઢળવાળે હાથે પાછાં જવું પડશે, ફરી કોઇ ચાંદલો નહિ કરે, ને એ...ન તે આટલેથી (પોતાના નાક પર છરીની પેઠે આંગળી ફેરવતાં) નાક વઢાઇ જશે.

અનન્ત૦ : મારી એક વાત સાંભળો. તમે મને નાત બહાર મૂકવો હોય તો મૂકો. પણ એક ન્યાયની દૃષ્ટિથી વિચાર કરો. તમે મારી પાસે હજાર રૂપિયા ખરચાવીને સહસ્રચંડી કરાવો છો, તે સ્પર્શદોષ ટાળવા માટે. હવે હું જો પૈસા ન આપું, તો તમે એટલા ખરચીને સ્પર્શદોષ ટાળવાના છો ?

કોઇ વૃદ્ધ : અમે શા સારુ એટલું ખરચ કરીએ ? જેણે પાપ કર્યું હશે એને પ્રાશ્ચત લાગશે. તેમાં અમારે શું ?

અનન્ત૦ : ત્યારે માતાનો કોપ માથે વહોરી લેવા હું તૈયાર છું. મારી પાસે શા માટે સહસ્રચંડી કરાવો છો ? તમે પોતે સહસ્રચંડી વિના પણ માતામાં તમારો વ્યવહાર ચલાવી શકવાના છો !

જયંતી૦ : પણ નાત કહે છે કે તમારે સહસ્રચંડી કરાવવી.

અનન્ત૦ : પણ તમે માનો, તે ન કરો, ને હું ન માનું, તેની પાસે કરાવવી, એનો અર્થ શો ?

ત્રિભુ૦ : (પહેલી જ વાર ક્રોધે ભરાઇ) તમે ધર્મની બાબતમાં તર્ક ન કરો. તમે જાણો છો ? તર્ક કરવાથી ઇન્દ્રને પણ શિયાળ થવું પડયું હતું !

અનન્ત૦ : (જરા હસીને) પણ હું શિયાળ નથી થઇ ગયો એ જ બતાવે છે કે હું ખોટો તર્ક નથી કરતો.

વૃદ્ધો : અરે દુષ્ટ! નાતનું અપમાન! તારી સાત પેઢી નરકમાં જશે. કુલાંગાર! તનમનશંકર, તમે કેમ કાંઇ બોલતા નથી ?

તનમન૦ : (જરા શાલ ખભા પર સરખી નાંખતાં, ખોંખારીને) જુઓ, સાંભળો, અનન્તરાય! મારે તમારી સામે કાંઇ દ્વેષ નથી. પણ તમે જાણે એકલા જ સમજતા હો એમ નાતની સામે બોલો છો ત્યારે હું કહું છું. રાજ્યો પણ બહુમતીથી ચાલે છે. પાર્લમેન્ટમાં પણ બહુમતી પ્રમાણે કરવું પડે છે. તો તમારે પણ નાતની બહુમતી કહે તે પ્રમાણે કરવું જોઇએ. ન કરો, તો નાત તમને શિક્ષા કરવા હકદાર થાય છે.

અનન્ત૦ : (દ્રઢતાથી) રાજ્ય અને નાત બે સરખાં નથી. અને કોઇ માણસ અન્યાય સ્વીકારી લેવાને બંધાયો નથી. ખોટું કરવું પડે, તે કરતાં ન્યાયથી વર્તતાં સહન કરવું પડે તે કરી લેવું હું પસંદ કરું છું.

પાર્વતી૦ : (લાકડી ઉગામીને) સહન ન કરો તે જાઓ કયાં !

અનન્ત૦ : (સ્થિરતાથી સામે જોતા) નાત તો ગમે તે કરશે, પણ તમે મારી સામે લાકડી ઉગામી, તો નક્કી જાણજો કે એ પહેલી તમારા વાંસા પર પડશે.

પાર્વતી૦ ચૂપ થઈ નીચો નમી જાય છે. તનમન૦ ત્રિભુવન૦ બધા સ્તબ્ધ થઇ જાય છે. કોઈકથી અરે, "નાત સામે" એટલો ઉદ્‌ગાર નીકળી જાય છે.

તનમન૦ : (ત્રિભુવન૦ પાસે જઇને એક તરફ) આ મામલો બગડશે હો ! એને કોઇ પહોંચી નહિ શકો. એને તમારી પણ આમન્યા નથી. તરત ફેંસલો કરી, એની સગાઇ તોડી, વિદાય કરી દો.

ત્રિભુવન૦ : ત્યારે થયું. કેમ પંડયા ! નાતની વિરુદ્ધ થઇને એને તમે શી રીતે પરણાવશો ? એને મોઢે જ માગી લે છે ત્યાં બીજું શું થાય ?

પંડયા : નાત મોટી છે. નાત કરે તે મારે કબૂલ છે.

જયંતી૦ :
પાર્વતી૦ : (એક સાથે) : લ્યો ત્યારે જાઓ વરરાજા. આવ્યા એવા. ધોયેલ મૂળા જેવા!
મનહર૦ :

અનન્ત૦ ધીરે પગલે આખી સભા સામું જોતો ચાલ્યો જાય છે. બધા જુદાં જુદાં પચૂંમલાંમાં ઊડવા માંડે છે.

ત્રિભુ૦ : (પંડયાને) આજે તનમનશંકરે નાતનું નાક રાખ્યું છે હોં!

જયંતી૦ : જુઓને એના મોં પર જરાય શોક દેખાય છે ?

પાર્વતી૦ : આ વંશ જવા બેઠો છે તોય રોફ છોડે છે !

મનહર૦ : એવાનો વંશ શેનો જાય ? કયાંક મુંબઇમાં પરણવાનું પહેલેથી નક્કી કરીને જ આવ્યા હશે. નહિતર મીઢળબંધાં પાછાં જવાનું કબૂલ કરે ?

પાર્વતી૦ : ભલેને ! મુંબઈમાં પરણશે ને છોકરાંય થશે, પણ એવા વર્ણસંકરથી વંશ રહેવાનો હતો !

તનમન૦ : કેમ ત્રિભુવન ભટ્ટ કયાં જશો ? બે ઘડી મારે ત્યાં બેસો ને ! કેમ પંડયા !

એ ત્રણનું પચૂંમલું ભેગું ઘુસપુસ વાતો કરતું જાય છે.

વૃદ્ધો : (જતા જતા) કુલાંગાર ! કોણ જાણે કયાંથી નાતમાં આવો પાક્યો !

બધા જાય છે: પડદો પડે છે.

# દૃશ્ય પાંચમું

સમય: ત્રીજા દિવસનો સવારનો પહોર. જાનીવાસાની ખડકીની બહાર રસ્તા ઉપર કોથળા અને ટ્રંક અને થોડો પરચુરણ સામાન પડેલો છે. ત્યા જયંતી૦ ઊભો ઊભો દાતણ કરતો હોય છે. વચમાં વચમાં પગથી સામાન થોડો આડો અવળો ખસેડે છે. દૂરથી પાર્વતી૦ને આવતો દેખી બૂમ મારે છે. પાર્વતી૦ ઇશારાથી ક્યાં છે એમ પૂછે છે.

**જયંતી૦** : અહીં આવો તો બતાવું. હાલ્યા આવો ! બીઓ માં. વરરાજા ભલા છે. કોઈને મારે એવા નથી.

**પાર્વતી૦** : ( પાસે જાય છે ) ક્યાં ગયા અત્યારમાં ?

**જયંતી૦** : ક્યાં શું સ્ટેશન ભેગા, અત્યારમાં. બરાબર હસ્તમેળાપને વખતે ગાડીના હેડલનો હસ્તમેળાપ કરશે.

**પાર્વતી૦** : સામાન કેમ મૂકતાં ગયાં !

એટલામાં પરશો૦ મનહર૦ છોટા૦ અને નાતના બીજા માણસો આવે છે. ને સામાન લેવા માંડે છે. સામાનની ફરતા ફરે છે.

**જયંતી૦** : ત્યારે શું કરે માથે ઉપાડીને જાય ?

**પાર્વતી૦** : અલ્યા તાળી ! ગામમાં કોઇ ગાડું ય ન મળ્યું ના ?

**મનહર૦** : શેનું મળે ? હું ગામ આખામાં કહી આવ્યો'તો. કોઇ એવાને તે ગાડું આપે !

**પરશો૦** : અરે એનાથી તો ઢેઢે ય સારા, ઢેઢ ! જેઠિયો સવારે મારે ઘેર આવ્યો'તો, તે કહેતો'તો, કે ઓલ્યા છોકરાના બાપ ગોવલા પાસે ગાડું ભાડે કરવા ગયેલો, તે એણે સોત ના પાડી !

**મનહર૦** : ( તાળી દેતાં ) અલ્યા રંગ રહી ગયો, રંગ !

કેટલાક ખડકીની અંદર પણ જઈ આવે છે તેમાંથી એક જણ કહે છે.

**એક જણ** : પણ સામાન આમ રસ્તામાં કેમ નાંખ્યોં હશે ?

**છોટા૦** : મેરુભા મારું ઘરાગ, તે મેં સીતકાર્યો, તે કે (મેરુભાના ચાળા પાડતાં) 'અમારે ઢોરની કડબ ભરવી સે, તે મારાજ ખાલી કરી આપો.'

**મનહર૦** : ત્યારે સઇ ક્યાં રહ્યાં હશે ?

**પાર્વતી૦** : અહીં કોથળામાં જ કૂતર્યાં પેઠે સૂઇ રહ્યાં હશે.

**એક જુવાન** : કે ઢેઢના વાસમાં આથડ્યાં હશે.

**જયંતી૦** : અલ્યા તનમનશંકરને બોલાવો. કેમ ફરકતાય નથી ?

**પરશો૦** : શેના ફરકે ? એ તો પીઠી ચોળાવતો હશે. પંડ્યાની છોકરી એને એ લગને પરણવાના !

**પાર્વતી૦** : } હેં, જો માળો !
**જયંતી૦** : } ફાવી ગયો હોં !

**કેટલાક** : ઉપર ધારે વરોઠી થવાની.

એક જુવાન : અલ્યા આ બધું ત્યારે પડ્યું છે તે ચાલો ઘેર લઇ જઇએ.

છોટા૦ : અલ્યા બેવકૂફ થયા ? ઢેઢને અડેલું ઘેર લઇ જશો ને ત્રિભુવન ભટ્ટને ખબર પડશે તો દમ કાઢી નાંખશે.

જયંતી૦ : ત્યારે ઢેઢને જ વેચી નાંખો, ને પૈસા આવે તેનાં ચાપાણી ઉડાવો.

મનહર૦ : પેલો પાછો આવશે ને ચોરીની ફરિયાદ કરશે તો હેરાન હેરાન થઇ જશો.

પરશો૦ : અલ્યા હજી ઢેઢથી ધરાયા નથી ? નાનિયા, જા મારી ગાને હાંકી લાવ. ખવરાવી દે આ. પછી ભલે ગાય ઉપર કેસ ચલાવે. કાં રસ્તામાં મૂકીને જાય !

જયંતી૦ : હેં પશાકાકા ! આમ કોઇની સગાઇ તૂટેલી ખરી પહેલાં ?

પરશો૦ : આપણી નાત થપાઇ ત્યારથી કોઇ દી આવું બન્યું નથી. તે આ અન્નુએ પહેલ કરી. પીતાંબર ભટનો ઓધવારો જ ગાંડો !

પાર્વતી૦ : ઢેઢનાં છોકરાં સારુ થઇને કન્યા ખોઇ, તે જરૂર એ બ્રાહ્મણના નહિ પણ ઢેઢના.....

વાક્ય પૂરું થાય તે પહેલાંજ બધાય આ સુંદર કલ્પનાથી હર્ષ અને ઉત્સાહમાં આવી જાય છે અને કોઇ પગ ઉછાળતો, કોઈ તાળી દેતો, કોઇ મરડાતો એમ બધા મહાન હર્ષનિનાદ કરે છે. તેમાં બાકીનું વાક્ય સાર્થક થઈ ડૂબી જાય છે.

પડદો પડે છે.

# વૈષ્ણવ કવિઓ અને જાતિભેદ

ઉંચ નીચ જે ધરશે એમનાં ધ્યાન જો<br>ભવસાગરમાં તરવા તે સિદ્ધાંત જો<br>તે માટે. શ્રી મહાપ્રભુજીએ પ્રાકટ્ય કર્યો<br>કલિયુગ જીવને સુધારવા શ્રીનાથ જો.<br>( ચોરાશી વૈષ્ણવનું ધોળ )

શ્રી વલ્લભાચાર્યનો પ્રાકટ્ય પ્રયોજન, ઉપરની ટૂંક પરથી ઝટ સમજાશે. વૈષ્ણવ ધર્મનું ઉપાદાન સમયપલટા અનુસાર છે. જે કાલમાં મુસલમાન સત્તાઓનો પ્રતાપ હદદભરમાં પ્રસરેલો હતો, તે કાલમાં સંતો, ભકતો, કવિઓ ને આચાર્યોએ અનેક પ્રકારે હિંદુજાતિનું અધઃપતનમાંથી સંરક્ષણ કર્યું છે.

મહાપ્રભુ વલ્લભાચાર્યનો માર્ગ પુષ્ટિમાર્ગ નામે સુપ્રસિદ્ધ છે. તેમના ચાર કવિઓ તથા તેમના દ્વિતીય કુમાર શ્રી વિઠ્ઠલેશ્વરના ચાર ચાર કવિઓએ, જે સંપ્રદાયમાં 'અષ્ટસખા', અષ્ટછાપ, અષ્ટકવિઓ નામે ઓળખાય છે, તેઓએ સંપ્રદાયના સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. તે સાહિત્ય વિશ્વસાહિત્યમાં સારું સ્થાન પ્રાપ્ત કરે એવું છે. તે સિવાય સંપ્રદાયમાં ઘણા કવિઓ થઇ ગયા છે; જેમણે સંપ્રદાયની નીતિ અને રીતિ અનુસાર કાવ્ય દ્વારા સંપ્રદાયને ચોમેર ફેલાવ્યો છે. આ બધું જોતાં પહેલાં પ્રથમ શાસ્ત્ર તરફ દૃષ્ટિ નાખવાની જરૂર છે; કારણ કે સર્વ કંઇની ઉત્પત્તિનું કારણ તે જ છે, ને તેમાંથી પુષ્ટિમાર્ગ વિકાસ પામેલો છે.

શ્રી ભગવદ્‌ગીતામાં આ શ્લોક બહુ પ્રસિદ્ધિ પામ્યો છે તે

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।<br>स्त्रियो वैश्यास्तथा शूद्रा स्तेऽपि यान्ति परां गतिम् ॥

( અ. ૯ મો, શ્લો. ૩૨ મો. )

હે પાર્થ, મારો આશ્રય ધરનાર પાપીષ્ઠ હોય, સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો હોય તોપણ તેઓ પરમગતિને પામે છે. આ શ્લોકમાં પાપયોનયઃની મુક્તિ પણ ભક્તિથી થાય છે એમ સ્પષ્ટ સૂચવેલું છે. જે મુક્ત છે તે સ્પૃશ્ય કેમ ન હોઇ શકે ?

પદ્મપુરાણના કથન અનુસાર જે શૂદ્ર ભગવાનના ભક્ત છે, તેને ભક્ત કરીને માનવા, તેઓને શૂદ્ર તરીકે માનવા નહિ. સર્વ વર્ણમાં તે શૂદ્ર છે કે જે ભગવાનના ભક્ત નથી; માટે જે શૂદ્ર ભગવાનના ભક્ત છે તેમને શૂદ્ર કોટિ લાગુ પડતી નથી. વૈષ્ણવોને જન્મનું કર્મબંધન નથી. તે ભગવાનના નિકટવર્તી અનુચર છે ને તેમને સદા મુક્ત જાણવા.

न शूद्रा भगवद्भक्तास्ते हि भागवता मताः।<br>सर्ववर्णेषु ते शूद्रा ये न भक्ता जनार्दने ॥<br>न कर्मबंधनं जन्म वैष्णवानां च विद्यते।<br>विष्णोरनुचरत्वं हि मोक्षमाहु र्मनीषिणः ॥

( પદ્મપુરાણ )

ઉપરના શ્લોકાર્થ પરથી શૂદ્ર ને બ્રાહ્મણ જાતિ ન હોવાનું સૂચવાયેલું; પણ ભગવદ્‌વિમુખપણાથી શૂદ્રતા પ્રાપ્ત થાય છે, એમ સ્પષ્ટ વચન છે. વૈષ્ણવધર્મ જે સુધારક પંથ છે તે પ્રભુનાં સર્વ બાળકો સર્વ સરખાં છે, એમ માને છે, તેમને કર્મબંધન નડતું પણ નથી. આમ વૈષ્ણવધર્મ અસ્પૃશ્ય ને સ્પૃશ્ય વર્ગ નથી માનતો, તે પદ્મપુરાણના શ્લોક પરથી કુદરતી રીતે સમજાય છે.

સ્કંદપુરાણનું વચન છે કે

ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा यदि वेतरः।
विष्णुभक्तिसमायुक्तो ज्ञेयः सर्वोत्तमोत्तमः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા બીજી કોઇ જાતિ વિષ્ણુભક્તિયુક્ત હોય તો તે સર્વ જાતિઓમાં ઉત્તમ જાતિ છે. જે ઉત્તમ જાતિ થવા લાયક હોય તે અસ્પૃશ્ય રહી શકે ખરી? હાલ ઢેડવાડે જઇને જુઓ તો ખબર પડશે કે તે લોકો તુલસીક્યારામાં કેવી ભજનની રમઝટ ચલાવે છે.

હારીત સંહિતામાં કહ્યું છે કે ભક્તિથી સર્વ દુષ્કૃત્યો બળી જાય છે: પછી તે ચંડાલ હોય અથવા બ્રાહ્મણ હોય.

भगवद्भक्तिदीप्ताग्निदग्धदुर्जातिकल्मषः ।
श्वपचोऽपि बुधैः श्लाघ्यो न वेदाढ्योऽपि नास्तिकः ॥

(હારીત સંહિતા)

ભગવદ્‌ભક્તિથી દરેક જાતનાં દુષ્કૃત્યો બળી જાય છે. શ્વપચ હોવા છતાં હરિભક્તિ કરે તો તે બુદ્ધિમાન પુરુષોથી પ્રશંસાપાત્ર છે, પણ વેદપાઠી હોવા છતાં નાસ્તિક હોય તો શ્લાઘ્ય નથી.

ને શ્રીભાગવત તો એકેશ્વરવાદનો પડકાર કરનાર છે. તેમાં જાતિભેદ વગેરે ભેદોને સ્થાન પણ નથી. તેના નવમા સ્કંધમાં મહાભગવદ્‌ભક્ત પ્રહ્લાદજી ભગવાનનું સ્તવન કરતાં વદે છે કે શમદમાદિક બાર ગુણયુક્ત બ્રાહ્મણ હોય પણ તે ભગવાનના ચરણારવિંદથી વિમુખ હોય, તો તે બ્રાહ્મણ કરતાં ચાણ્ડાલ શ્રેષ્ઠ છે; કારણકે તે ચાણ્ડાલ પોતાના કુળને ભક્તિદ્વારા પવિત્ર કરે છે, જ્યારે શમદમાદિક સાધનથી ઘણો માનવાળો બ્રાહ્મણ કુળને પવિત્ર કરતો નથી. હાલમાં તો શમદમયુક્ત બ્રાહ્મણ જડવા મુશ્કેલ છે. બાહ્યાડંબરથી પણ હાલની કહેવાતી ઊંચ વર્ણો મલકાય છે; પણ ભીતરમાં તેઓ શૂદ્ર જેટલા સેવાભાવી, કર્તવ્યશીલ ને તેમના જેટલા પ્રમાણિક ભાગ્યે જ હોય છે. આમ હોવાથી ઊંચ વર્ણે પણ પોતાનો ધર્મ ચૂકી હાલના શૂદ્ર કરતાં મનની પવિત્રતા ઘટાડી છે.

આમ આપણે ભાગવત, ગીતા, સ્કંદ, પદ્મ ને હારિત આદિ પુરાણગ્રંથો પરથી જાણી શક્યા છીએ, કે આર્યોના ચાર વિભાગમાં ભક્તિસાધ્ય કોમ ઉત્તમ છે, અન્ય નહિ. બ્રાહ્મણ શૂદ્રથી ઊંચો નથી, શૂદ્ર બ્રાહ્મણથી નીચો નથી, એ તેનો સ્પષ્ટાર્થ છે. એ સહજમાં લક્ષમાં આવી શકે તેમ છે.

હવે આપણે પુષ્ટિમાર્ગને જાતિભેદ વિષે વિચારીએ. મહાપ્રભુ-વલ્લભાચાર્ય સુબોધિનીમાં કહે છે કે स हि सर्वस्वामी तथापि रक्षकः स एवेति युक्तमेव तत् पूजास्थानम्। તે ભગવાન સર્વના સ્વામી છે, ને રક્ષા કરનાર પણ તે જ છે; માટે તેમની પૂજા કરવી જોઇએ. તે

પ્રભુના પ્રકટ થવા વિષે તત્ત્વદીપ નામના ગ્રંથમાં મહાપ્રભુ લખે છે કે: सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूवह સર્વના ઉદ્ધારનો પ્રયત્ન કરવા માટે કૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો છે. તે વાક્ય પણ મહાપ્રભુ સુબોધિનીમાં સ્પષ્ટ કહે છે કે

ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्राद्विजबान्धवः ।
तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषतः ॥

જે ભક્તો શાસ્ત્રથી વંચિત છે, જે સ્ત્રી, શૂદ્રો ને સંકરજાતિના છે તેઓના ઉદ્ધારક શ્રીકૃષ્ણ છે ને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓના.

આમ મહાપ્રભુ વલ્લભાચાર્યે પોતાના ગ્રંથોમાં વૈષ્ણવધર્મમાં જાતિભેદને સ્થાન નથી, એમ સ્પષ્ટ વચન લખ્યાં છે. શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ તે જાતિઓના ઉદ્ધાર માટે છે એટલે શ્રીકૃષ્ણે તે જાતિઓને સંસ્કારી બનાવી છે ને પાવન પણ કરેલી છે. એમ શ્રીવલ્લભાચાર્ય માને છે.

હવે કોઈ શંકા કરશે કે, વલ્લભાચાર્ય ને તેમના પુત્રે વૈષ્ણવધર્મમાં જાતિભેદ નથી એમ લખ્યું છે, પણ તેના ક્ષય માટે કંઈ પ્રયત્ન કર્યો છે કે નહિ ? તેના ઉત્તરમાં એટલું જ કહીશું કે તેમણે અચૂક પ્રયત્ન કર્યો છે ને તેઓએ તે જાતિઓમાંથી પોતાના શિષ્યો પણ બનાવ્યા છે. 'સર્વોત્તમ સ્તોત્ર' નામનો એક સ્તોત્રગ્રંથ પુષ્ટિ સંપ્રદાયમાં છે, જેનો પાઠ દરેક વૈષ્ણવ હમેશ કરે છે, જે સ્તોત્રમાં મહાપ્રભુના ગુણ, ચારિત્ર્ય, સ્વભાવ, પ્રકૃતિ ને તેમનાં કાર્યો પરથી તેમનાં (વલ્લભાચાર્યનાં) નામ પાડવામાં આવેલાં છે. આ ગ્રંથના કર્તા શ્રી વિઠ્ઠલેશ્વર છે. તેમાં भक्तिमार्गाब्जमार्तण्डस्त्रीशूद्राद्युद्धृतिक्षमः (શ્લોક નવમો) તથા सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः । (શ્લોક ૨૭ મો) આમ નામ આપેલાં છે. અહીંઆં પતિતને પાવન કરનાર કહ્યા છે. પતિત તો ગમે તે હોઈ શકે, બ્રાહ્મણ કે ભંગી. આથી શ્રીવિઠ્ઠલેશ્વરે હેતુપુરઃસર સ્ત્રી, શૂદ્ર આદિ (એટલે અતિશૂદ્રો)ના ઉદ્ધાર કરવામાં સમર્થ એમ નામ આપ્યું છે. મહાપ્રભુએ ત્રણ ત્રણ વખત ભારતમાં પર્યટન કરી અનેક જાતિઓને ભગવદ્રસ ચખાડ્યો છે. તેઓ આખા રસ્તે ભજન કરતા કરતા ગામેગામ જતા, એમ વૈષ્ણવી ગ્રંથમાં તેનો ઉલ્લેખ મળે છે.

ને શ્રી વિઠ્ઠલેશ્વરે તો લગભગ તેમના મુખ્ય ૨૫૨ (બસો બાવન) ભક્તોમાંથી ઘણા તો કહેવાતા હલકી વર્ણના શિષ્યો બનાવ્યા છે. માધા હરિવંશજીએ તો ભીલ, ઠાકરડા, કોળી, આદિ ચોર જાતિઓની સુધારણા માટે પોતાનું જીવન-સમર્પણ કર્યું હોય તેમ બસો બાવન વૈષ્ણવ નામનો ગ્રંથ વાંચતાં માલમ પડે છે. શ્રીવિઠ્ઠલેશ્વરને ભક્તો 'મહાપતિતપાવન' નામે ઘણી વખત સંબોધે છે.

તદુપરાંત પુષ્ટિ સંપ્રદાયમાં બ્રહ્મસંબંધ દેવાનો રિવાજ છે. બ્રહ્મસંબંધ એટલે પ્રભુ મારો પાલક ને હું એનો દાસ છું, ને સર્વ કંઈ કૃષ્ણનું છે એવી ભાવના જેમાં છે તે. વૈષ્ણવધર્મ એમ પણ માને છે કે सर्वेश्वरः सर्वात्मा निजेच्छातः करिष्यति જે પ્રભુ સર્વનો ઈશ્વર છે, સર્વનો આત્મા છે તે પ્રભુ પોતાની ઇચ્છા મુજબ સર્વ કરે છે. તે જ પ્રભુએ પોતાની ઇચ્છાથી વલ્લભાચાર્યને સ્વપ્નદર્શન આપી બ્રહ્મસંબંધદીક્ષા સર્વને આપવી એમ સૂચવેલું છે. તે વાક્ય 'સિદ્ધાંતરહસ્ય'માં નીચે મુજબ છે.

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः
सर्वदोषनिवृत्तिर्हि × × ×

બધા દેહધારી જીવોને બ્રહ્મસંબંધ આપવાથી સર્વ દોષની નિવૃત્તિ થાય છે. આમાં સ્પષ્ટ કથન છે કે દોષનિવૃત્તિ બ્રહ્મસંબંધથી થાય છે. દોષનિવૃત્તિ થાય તો સર્વ બ્રહ્મસંબંધ લેનાર જીવ સરખા ગણાય. આથી આમાં કોણ સ્પૃશ્ય ને કોણ અસ્પૃશ્ય ! આ વાક્યમાં એકલા ઊંચ વર્ણની શુદ્ધિ થાય એમ લખવામાં નથી આવ્યું, એ કહેવાની જરૂર નથી.

આટલા સિદ્ધાંતવિવેચન પછી હવે આપણે પુષ્ટિમાર્ગના કવિઓ તરફ વળીશું:

(૧) તે કુળ પ્રકટ્યા શ્રી વલ્લભદેવ
જગતહિત કારણે રે સેવ
(શ્રી મનજીભૂષણજી)

મહાપ્રભુનું પ્રાકટ્ય જગતના હિત માટે એમ આ કાવ્યથી સહજ સમજાય તેવું છે.

(૨) ઊંચ નીચ સૌ શરણે લીધા બિહારી શ્યામ
સર્વે તે પોતાના કીધા ,,
હરે તિમિર હર્યાં ત્રૈલોકનો ,,
ઉદયો રે તૈલંગકુળ સૂર ,,
(ભક્ત કવિ વલ્લભદાસ)

મહાપ્રભુએ જગતના હિત માટે પ્રકટી જાતિભેદ રાખ્યા વગર ઊંચ ને નીચ દેહધારીઓને શરણે લઇ પોતાના સમાન બનાવ્યા. તેઓ જગતનું તિમિર (અંધકાર—કુભાવનાઓ) વિદારણ કરી તૈલંગકુળમાં-સૂર્યસમ પ્રકાશ્યા.

કવિશ્રી દયારામભાઈ રસિકવલ્લભમાં લખે છે કે

(૩) સ્ત્રી વૈશ્ય શૂદ્ર ને અંત્યજ જાતિ રજ પ્રકૃતિ સપાપ
તે તે સુગ મુજ પામિયા કેવળ સુસંગ પ્રતાપ.
(પદ ૭૦ મું)

સર્વે જાતિઓ ભક્તસમાગમથી પ્રભુને પામે છે.

× × × અધમ ઉત્તમ સહુને અધિકાર
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. (કડી ૧૪ મી)

જાતિ જુઓ તો આહિરની તેમાં અબળા અધમ અવતાર
એ વેદાદિ નહોતી ભણી, નહોતો ઉત્તમ કર્મ અધિકાર
અધિકાર વણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ
ગોપીની પદરજ વહે ઉરા પ્રેમવશપણા તે સહુને સાધ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. (કડી ૩૯ મી)

આમાં જ્ઞાન વગર સમાજથી જકડાયેલી આહિર જાતિની અબળાઓ પ્રભુને પ્રેમભક્તિથી સાધ્ય કર્યાનો ઉલ્લેખ છે.

પારધીમાં ક્યાંથી શુભ આચરણ, કેવળ ભક્તિ પામ્યા ત્રિવિધર્ણ
શ્વપચ ભક્તિએ જેને કૃષ્ણ આસક્તિ, મનકર્મવચને કરી હરિભક્તિ
કુળ સહિત એવ પામ્યો છેદ, વિપ્ર કરી શકે ન કરી શુચિ દેહ
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

ભક્તિ તારે ચંડાળને, જેમાં કોઈ ન શુભ આચરણ
શું પુછી કહેવું તેહનું, ઉદ્ધાર અધમ અન્ય વર્ણ
વર્ણ સર્વ ઉદ્ધાર થશે, ઊંચ નીચ જે નિજ આસક્ત
એક અંગ ભક્તિ ભદ્રાય, અચરજ શું ? પૂર્ણ એવ થાય.

ભક્તિથી વિપ્રો તેમજ ચંડાળનો પણ ઉદ્ધાર થાય. તેમાં કંઇ વર્ણ જોવાતી નથી. ઉચ્ચ નીચ એ વસ્તુ તો મિથ્યા છે. ફક્ત ભક્તિ ભદ્રદાયી છે.

(૪) શ્રી દ્વારકેશ મહારાજ પોતાના દૂહામાં ગાય છે કે

સ્ત્રીશૂદ્રાદિ સમર્થ નહીં તિનહુ કો ઉદ્ધાર

સ્ત્રીશૂદ્રાદિ જાતિઓનો જે ઉદ્ધાર કરવા સમર્થ નથી તેનો પણ ઉદ્ધાર કરવા મહાપ્રભુ વલ્લભાચાર્ય તૈયાર છે.

(૫) પુષ્ટિમાર્ગ માને છે કે જીવાઃ સ્વભાવતઃ દુષ્ટાઃ જીવ સ્વભાવથી દુષ્ટ છે. જો તેમાં સારા સંસ્કાર પાડવામાં આવે તો તે સંસ્કારવાહી બની ભગવદ્દભક્ત બની શકે છે. આથી મહાપ્રભુએ સર્વ જાતિને સેવાધર્મ બજાવવા માટે ઉપદેશ કીધો છે.

સેવાના અધિકારી કર્યા સકલ શૂદ્ર નરનાર

(ભક્ત મોટાભાઇ–પુષ્ટિ શિક્ષાના કર્તા)

(૬) શ્રીવિઠ્ઠલેશ્વરનાં ગુણગાન કરતાં ભક્ત કવિશ્રી માનિકચંદ ગાય છે કે

માનિકચંદ પ્રભુ કે ગુણ ઐસે મહાપતિત નિસારે.

(૭) બસો બાવન વૈષ્ણવોમાં મેરા ઢીમર (માછીમાર)ની વાર્તા બહુ રસિક છે. તે વિઠ્ઠલેશ્વરનો એટલો કૃપાપાત્ર હતો કે તેણે સ્વયં તેમની કૃપાથી કવિત્વ શક્તિ પ્રાપ્ત કરી. તેનાં પદ બહુ રસિક છે.

શ્રીવિઠ્ઠલ પ્રભુ મહા ઉદાર
મહાપતિત શરણાગત લીને નિર્ધાર (૨)
વેદ પુરાન સકલ જો કહિયે, સો પુરુષોત્તમ હાથ દિયે
મેરા પ્રભુ ગિરિધર પ્રગટે, પુષ્ટિમાર્ગ રસ પ્રકટ કરે.

શ્રી વિઠ્ઠલેશ્વર મહોદાર ચારિત્ર્યવાન છે તેમણે મોટા પતિતોને શરણ લેવાનો નિર્ધાર (નિશ્ચય) કર્યો છે.

(૮) અષ્ટ કવિઓમાં સૂરદાસસૂર્ય સમા પ્રકાશે છે. તેમણે આખા ભાગવતને કાવ્યમાં રસમય રીતે ઉતાર્યું છે; જેમાં મહાપ્રભુની રચેલી સુબોધિની, ભાગવતપરની જે ટીકા છે, તેનો ભાવ તેમણે (સૂરદાસે) તેમાં ગુંથ્યો છે.

સોઇ બડા જુ રામહિં ગાવૈ
શ્વપચ પ્રસન્ન હોય બડ સેવક
બિનુ ગોપાલ દ્વિજ જનમ ન ભાવૈ
હોય અટલ જગદીશ ભજનમે
સેવા તાસુ ચારિ ફલ પાવૈ

(સૂરદાસ)

સૂરદાસજી કહે છે કે રામજીનું ભજન કરે તે મોટા. સેવક ભક્ત શ્વપચથી રામ પ્રસન્ન થઇ બડો સેવક બનાવે. પણ ગોપાલની ભક્તિ વગરનો દ્વિજ જન્મ ન ગોઠે. જગદીશના ભજનમાં જે દૃઢ નિશ્ચયી છે, તે સેવાનાં ચાર પ્રકારનાં ફલ પ્રાપ્ત કરે છેઃ

અધમ ઉદ્ધારણ ગુણિકા તારણ
સોઇ પ્રભુ કર્યો તે બિસાર્યો

(સૂરદાસ)

(૯) હિંદી સાહિત્યમાં નંદદાસનું સ્થાન અનોખું છે. તે પણ અષ્ટ કવિઓમાંના એક છે.

ચારો વેદ મુખ પઢૈં કરે, ખટ કર્મ આચાર
નહી નહી મેરાભક્ત, શ્વપચ હું લે નિરધાર.
શ્વપચ હોય મોકું ભજે, પ્રેમભક્તિમાં લીન
તે બ્રાહ્મણ તો દેવ હમારો, હમ ભક્તાધીન.

(ભક્તકવિ નંદદાસ)

ચાર વેદ ને ખટકર્મ કરનાર મારો ભક્ત નથી, પણ જે મને ભજે તે શ્વપચને હું આધીન છું, ને તે બ્રાહ્મણનો હું દેવ છું.

(૧૦) ભગવદીય પુરુષોત્તમદાસ ગાય છે કે

શરણ આયે તાકો બીન સાધન, ડારત સબ અઘ ધોઇ;
મહાપતિતકું દેત પરમ પદ, રહત સબ સુર જોઈ.

વલ્લભાચાર્ય ગમે તેવા મહાપતિતને શરણ આવેલ જાણી, તેના પાપની નિવૃત્તિ કરાવી તેને પરમ પદ આપતા, એનો અહીં ઉલ્લેખ છે.

(૧૧) અષ્ટકવિઓમાં કૃષ્ણદાસની જાતિ કણબીની હતી, છતાં શ્રીમહાપ્રભુએ તેમને શ્રીજીના અધિકારી નિમેલા.

હરિ ચરણ કમલતે વિમુખ ભયો
વિપ્રજન્મ તે કહા જુ સર્યો
જાકોઉ શ્વપચ ભજન ભગવંત
કહો અબ તાકો કા બીગર્યો.

(કૃષ્ણદાસ અધિકારી)

(૧૨) શ્રી હરિરાયજી પુષ્ટિ સંપ્રદાયમાં એક મહાન આચાર્ય થઇ ગયા. તેમના જેવા શુદ્ધ, ચારિત્ર્યવાન, સંયમી, સરલહૃદયના ને સાદા પુરુષો ઘણા ઓછા હોય છે. આ ભૂતલ પર એકસો વર્ષ કરતાં એ વધુ જીવ્યા છે તે મહાપ્રભુનું સ્તવન કરતાં કહે છે કે

ભજીયે શ્રી વલ્લભવરકે ચરણ
સકલ પતિત ઉદ્ધારણ કારણ, પ્રકટ કિયે અવતરણ (૧)

જેણે બધા પતિતનો ઉદ્ધાર કર્યો છે ને તે કારણ માટે જે જન્મ્યા છે તે શ્રી વલ્લભના ચરણને હું ભજું છું, આમ નમ્ર વિજ્ઞપ્તિમાં પોતે મહાપ્રભુના કાર્યનો ઉલ્લેખ કરે છે.

(૧૩) ગોપાલદાસ ક્ષત્રિય વલ્લભાચાર્યનું સ્તવન કરે છે કે

દેખત હરિકો ચાહ ઉપજે, સકલ દુઃખકો નિવાર દી
જાકો નામ સ્મરે જરે પાતક, કર જોરી નિગમ પુકારી
પતિતપાવન બિરદ જાકો, સીલ માથે કર મથા
ગોપાલદાસ અનંત લીલા, પ્રકટ શ્રી વલ્લભ ભયા.

શ્રીવલ્લભાચાર્ય જેમને પતિતપાવન એવો યશ મળ્યો છે તે અનંતલીલા કરવા માટે પ્રકટ થયા છે.

(૧૪) સંપ્રદાયમાં જેમ હિંદુ જાતિની સર્વ જાતિઓનો પ્રવેશહક છે તેમ અન્ય ધર્મીઓનો પ્રવેશ થઇ શકે છે. આવા દાખલા સંપ્રદાયમાં ઘણુ છે. રસખાન તો હિંદી સાહિત્યનો સુંદર કવિ ગણાય છે. તાજબીબી, આર્યખાન પણ ઠીક ઠીક પ્રસિદ્ધિ પામ્યાં છે.

## વૈષ્ણવ કવિઓ અને જાતિભેદ

અલીખાન નામે એક પઠાણ વૈષ્ણવ સંપ્રદાયમાં રસખાન, જેટલો જ મહાન ભગવદ્‌ભક્ત લેખાય છે. તેણે ચોરાશી વૈષ્ણવનું ધોળ રચ્યું છે.

એ ભક્ત ચોરાશી ભજે, તણ શ્યામ શ્યામ ગાઈએ
વિનતી સુની અલિદીનકી, બ્રજવાસ કણ યોં પાઈએ.

(૧૫) છેવટે ભક્તકવિ શ્રી ગોવિંદદાસનું પદ લખી આ લેખ પુરો કરીશું.

તિહારો **પતિત પાવન** નામ
પતિવ્રતા સુનહુ વિનંતી હો સબ પતિતનકો ધામ (૧)
સત્યપ્રતિજ્ઞ શ્રવણ સુનત હો, બસત ગોકુલ ગામ
બિના સાધન જગત ઉધાર્યો, પૂરકે મનકે કામ. (૨)

છેવટે મહાપ્રભુ વલ્લભાચાર્ય તથા તેમના દ્વિતીય કુમાર વિઠ્ઠલેશ્વરે જાતિભેદ તોડવા માટે કરેલો પ્રયત્ન આ લેખ પરથી સહજ સમજી શકાશે. તે પછી આચાર્યો કર્તવ્યભીરુ નીવડવાથી સંપ્રદાયમાં શિથિલતા આવી ગઈ, જેનું પરિણામ હાલ સંપ્રદાય ભોગવી રહ્યો છે. હાલ તો મહાત્માજીના જાતિભેદ તોડવાના પ્રયત્નોમાં કેટલાક વૈષ્ણવ નેતાઓ અધાર્મિકતા જુએ છે; પણ આ લેખ વાંચનાર તટસ્થ ભાવે વિચારશે તો પુષ્ટિમાર્ગ વિષેના એના ખ્યાલો કંઈ જુદા જ બંધાશે. પુષ્ટિમાર્ગ એ પ્રભુની કૃપા સંપાદન કરવાનો માર્ગ છે. તેમાં જાતિભેદને બિલકુલ સ્થાન નથી, તેમ જ સર્વ વૈષ્ણવી જનતા માટે મંદિરો ખુલ્લાં મૂકવામાં આવે તો તેમાં મંદિર કંઈ અશુદ્ધ થતું નથી. આમ છતાં કેટલાક આગળ પડતા વૈષ્ણવો અવ્યાપારેષુ વ્યાપારમ્ કરી સંપ્રદાયની દૃષ્ટિ ભૂલી ઊંધે રસ્તે કામ કરવા પ્રેરાયા છે; પણ મારી તે સર્વબંધુઓને એક જ વિનંતિ છે કે તેઓ મહાપ્રભુના ગ્રંથો પ્રથમ વિચારે, પછી યોગ્ય લાગે તેમ કરે. દરેક સાચા વૈષ્ણવની ફરજ છે કે મહાત્માજીના આ પુણ્ય કામમાં યથાશક્તિ મદદ આપવી.

'દઢબલ'

# અંધારાં

સને ૧૯૩૦ની યાદગાર સાલ તો શરુ થઇ નહોતી જ. પણ ૧૯૨૮ નો પ્રખ્યાત બારડોલી સત્યાગ્રહ પણ શરૂ થયો ન હતો. આવા પ્રજાસુષુપ્તિના કાળમાં એક દિવસ સૂર્યાસ્ત પછી થોડી વારે દાતણની લાંબી સોટીનો નાનો ભારો ખભે મૂકી ભંગડો ઢેડ ગામમાં દાતણ નાખવા જતો હતો. તેણે ખભે મૂકેલો દાતણનો ભારો અને કઢી માટેની ખાલી દોણી એક હાથે પકડયાં હતાં. બીજા હાથની કોણીથી રોટલા લેવાની ટોપલી પકડી હતી. માથે ચીંદરડું વીંટયું હતું અને પગમાં ફાટેલાં ટપલાં પહેર્યાં હતાં. શરીર પર ઘણા વર્ષનો ઉતાર, કોઇએ નાંખી દીધો હોય એવો મેલો તૂટેલો કોટ પહેર્યો હતો. આજે અગિયારશ કે જન્માષ્ટમી કે એવું કશું પર્વ ન હતું, છતાં ભંગડાને ફરજિયાત આખા દિવસનો ઉપવાસ હતો. આંખે અંધારાં આવતાં હતાં અને સૂર્યાસ્ત પછીનું ઝાંખું અજવાળું એ અંધારામાં વૃદ્ધિ કરતું હતું. ભંગડાની ઉંમર પાકી હતી, આંખને ઝાંખ વળી હતી, અને રતાંધળું બળતું હતું. આમ વૃદ્ધાવસ્થાનાં અંધારાં, ભૂખનાં અંધારાં, અને સંધ્યાનાં અંધારાં આજે તેને વળગ્યાં હતાં; આજે જ નહિ, ઘણાં વર્ષોથી વળગ્યાં હતાં. પણ ગામના કાંકરે કાંકરાનો તે બચપણથી ભોમિયો હતો. એટલે વગર ઠોકરાયે તે પાદર પરની નિશાળનો ટેકરો ધીમેથી ઊતર્યો. અને કણબી ફળિયાનો ટેકરો તેથીય ધીમે લથડતાં લથડતાં ચડયો. અને ફળિયામાં આવી પહોંચ્યો.

ગામનાં ચાર ફળિયાં હતાં. અને 'ઢેડ'ની વસ્તી વધારે હતી. એટલે થોડે થોડે દિવસે દરેક ફળિયાની એક એક ઓળમાં દાતણ નાંખવાનો દરેકનો વારો આવતો. આજે ભંગડાનો કણબી ફળિયાની ડાબી ઓળમાં વારો હતો. એટલે ભંગડાએ આજે સવારથી જ તાજાં કુમળાં દાતણની સોટીઓનો ભારો કાપી રાખ્યો હતો. દાતણના બદલામાં રોટલાનો ટુકડો, ટાઢો ભાત વગેરે આવશે અને ઊજાણી (!) થશે એ વિચારે તેને આનંદ થતો હતો. ખાવામાં રસ પડે તે માટે કઢી માટે દોણી લાવ્યો હતો. ફળિયામાં આવી દોણી તેણે એક ઓટલાના ખૂણામાં મૂકી અને પછી ખભા પરના ભારામાંથી એક એક દાતણની સોટી વારાફરતી ખેંચીખેંચીને ગણીગણીને દરેક ઘરના ઓટલા પર નાખવા માંડી. ઘરનાં માણસોની સંખ્યા-નજરમાં રાખી ઓછીવધતી સોટી તે નાંખવા લાગ્યો, અને સાથેસાથે "રોટલો લાખી જજો..."ની બૂમ પણ મારવા માંડી. આ હંમેશની પરિચિત બૂમ ભંગડાના ખોખરા ઘાંટામાંથી નીકળતી સાંભળી કૂતરાંનાં મોંમાં પાણી છૂટયું, અને થોડાં કૂતરાં દોડી આવી પૂંછડી પટપટાવતાં સ્વજન સમાં વીંટાઇ વળ્યાં. સુંદર રૂપ, સુંદર સ્વર કે સદ્‌ગુણથી કોઇક જ મિત્રતા બાંધવા પ્રેરાય છે. ધનવાન હોય પછી તે કુરૂપ હોય, ખોખરો કે બોબડો હોય, અક્કલનો ઓથમીર હોય તો પણ તેની આજુબાજુ 'મિત્રોનું ટોળું "હાજી હા, ખરી કહી" કરતું વીંટાઇ વળવાનું જ. કૂતરાને રોટલો મળે તો પછી તેની આગાહીરૂપ ભંગડાનો ખોખરો અવાજ પણ તેમને રુચે જ ને!

દાતણ નાખ્યા પછી તુરત ભાગ્યે જ કોઇ રોટલો નાખવા નીકળતું. એટલે ભંગડો સોટી નાખતો બૂમ મારતો આગળ ચાલ્યો ગયો. એ ઓળમાં પચીસેક ઘર હતાં. તેટલાંને દાતણ નાખવાં પૂરાં થયાં એટલે વધેલી સોટી એક બાજુ ખૂણામાં મૂકી તેણે પેલી દોણી અને ટોપલી લઇ રોટલા માટે ફરવા માંડયું. નાનાં નાનાં છોકરાછોકરીઓ હાથમાં બટકો રોટલો પકડી, "એ વાઇદાર, એ વાઇદાર[1], ચાલ–ચાલ "ની બૂમ મારવા લાગ્યાં. ભંગડો બધે દોડાદોડ કરી રોટલાના ટુકડા ટોપલીમાં ઝીલવા લાગ્યો. એક ઘેરથી ટાઢી કઢી પણ દોણીમાં ભરી લીધી. કોઇક વાઇદારને નાખવા રોટલાનાં જુદાં જુદાં બટકાં લાવતું, તો વળી કોઇ જમાનાની ખાધેલ ડોસી વાઇદાર માટેના રોટલામાંથી જ થોડો ભાંગી કૂતરાને નાખતી. અને એમ કરી વધારે રોટલો ગુમાવ્યા વગર બન્નેને સંતોષવાની ચતુરાઈ બતાવી પુણ્ય હાંસલ કરતી. પણ આમ પોતાના ભાગમાંથી કૂતરાંને રોટલો મળે તે સામે ભંગડે કદી વાંધો લીધો ન હતો.

કણબી ફળિયામાં રામભાઇનું ઘર વચ્ચોવચ્ચ હતું. તેમને બારણે ભેંસને થોડા જ વખત પર ત્રાંબાકૂંડી ભરી છાસ પાઇ હતી. ત્રાંબાકૂંડીનું તળિયું હજી થોડી છાસથી પથરાયેલું હતું. ત્રાંબાકૂંડીનો ઝાંખો રંગ જમીન સાથે મળી જતો હતો.

ભંગડો સામેથી કોઇ આવે છે એવો ઝાંખો ઝાંખો ભાસ થતાં જ વારંવાર બોલી ઊઠતો, "જોજો ભાઇ, અડકાહે." આમ પોતાનાથી કોઇ અભડાઇ જવાની ચિંતામાં વારંવાર બૂમ મારી આમતેમ ખસ્યા કરતો. એવામાં કોઇએ રોટલો લેવા બૂમ મારી. ભંગડો તે તરફ ખસવા લાગ્યો. ત્રિવિધ અંધારાથી પીડાતો, કોઇ અભડાઇ જવાની ચિંતાથી ચિંતાતુર અને રોટલો મળવાની ખાતરીથી આનંદિત ભંગડો રોટલો લેવા ધસ્યો. રામભાઇના ઘર પાસેથી તે જતો હતો ત્યાં પેલી ત્રાંબાકૂંડીથી ઠોકરાયો અને નીચે ગબડી પડયો. રોટલાની ટોપલી છૂટી ગઇ અને કઢીની દોણી ફૂટી ગઇ. ત્રાંબાકૂંડી જાણે આટલાં વર્ષોથી પાટીદારને ત્યાં રહી પવિત્ર થયેલી પોતાને ઢેડ જેવો માણસ અભડાવી ગયો તેથી ઘુરકી ઊઠી. ઘણી વખત મનુષ્યોનાં પાપપુણ્યોને જડ પણ ટેકો આપતાં ભાસે છે. તેમ અસ્પૃશ્યતાને ત્રાંબાકૂંડીનો પણ ટેકો હશે? ત્રાંબાકૂંડીનો ઘૂરકાટ બંધ પડયો તે પહેલાં જેમણે આ જોયું તેઓ બોલી ઊઠયાઃ "એ રામભાઇની ત્રાંબાકૂંડી અભડાઇ." રામભાઇ અને ઘરનાં બધાં બહાર દોડી આવ્યાં. આડોશીપાડોશી પણ ભેગા થયા. દરમ્યાન ભંગડે બબડતાં બબડતાં ઊઠી ટોપલી ખોળી કાઢી હાથ આવ્યા તેટલા રોટલાના ટુકડા ધૂળકાંકરા ખંખેરી ટોપલીમાં નાખ્યા. બાકીના કૂતરાં તાણી ગયાં. ફૂટેલી દોણીનાં ઠીકરાં વીણી વાડમાં નાખ્યાં. દરમ્યાન રામભાઇ ખીજાઇને રાડો પાડતા હતા, "આંખ ફૂટી ગઇ છે? જોઇને નહિ ચલાય? વીસ વર્ષની રીઢી મારી ત્રાંબાકૂંડી અભડાવી. હવે એ મારા ઘરમાં કેમ રખાય? લઇ જા ત્રાંબાકૂંડી અને પૈસા આપી જા." વગેરે વગેરે લખી શકાય તેવી અને ન લખાય તેવી અનેક પુષ્પાંજલિ વર્ષાવી. પણ એમાં પૈસાનું નામ સાંભળી ભંગડો હબકી ગયો. પાઇ પૈસો હોય તો ગમે તેમ આપી દે; પણ ત્રાંબાકૂંડી જેવી મોંઘી ચીજ જેની કિંમત પાઇ પૈસા કે આનામાં નહિ પણ રૂપિયામાં ગણવી પડે તેના પૈસા તે ક્યાંથી લાવીને આપે તે તેને ન સૂઝયું. રામભાઇએ બે ચાર જણ સાથે ખાનગી વાત કરી. સલાહ મળી કે અભડાયેલી

[1] એ ગામમાં દાતણિયાને સૌ 'વાઇદાર' કહે છે.

ત્રાંબાકૂંડી ઘરમાં લેશે તો ન્યાત દંડ કરશે. વાત બધા જાણી ગયા છે એટલે હવે ત્રાંબાકૂંડી ઢેડને આપી દીધે જ છૂટકો. ભંગડાને ત્રાંબાકૂંડી ઢેડના પંચ પાસે રખાવવા સમજાવ્યો અને ભંગડો ત્રાંબાકૂંડી ઘેર લઇ ગયો.

તે રાતે તેને ઊંઘ ન આવી. આટલી જિંદગીમાં કોઇને તેણે અભડાવ્યો ન હતો અને આજે ત્રાંબાકૂંડી અભડાવી "મહાપાપ" કર્યું તેથી તેને બહુ ખેદ થયો. ગીતા કર્મોની ગતિને ગહન કહે છે. કયું કર્મ અને કયું અકર્મ તે જાણતાં પંડિતો પણ મોહ પામે છે. કર્મોની જગાએ પાપપુણ્ય મૂકી કહી શકાય કે પાપપુણ્યની ગતિ પણ ગહન છે. ઘણી નિર્દોષ બાબતોને એકાદ જમાનો પાપ માને એટલે પછી સામાન્ય માણસો તેને પાપ માનીને જ ચાલે છે. અને એ જ રીતે કેટલાંક પાપોને એકાદ જમાનો પુણ્ય કે સત્કર્મ કહે એટલે જનતા તેને સત્કર્મ ગણી આરાધે છે. મનાતું સત્કર્મનું નર્યું પાખંડ સ્પષ્ટ દેખાતું હોય તોપણ તે પ્રત્યે સદ્ભાવના રહ્યા કરે છે અને મનાતા પાપ પાછળ ઝળહળતું સત્ય દેખાતું હોય છતાં તે પ્રત્યે તિરસ્કારની ભાવના જામી ગયેલી તે છૂટતી નથી. પાપ પુણ્યને યથાતથ સમજનારા બહુ થોડા હોય અને આચરનારા તેથીય ઓછા હોય છે. એટલે લોકમાનસ બદલતાં ગાંધી જેવાને પણ ઘણું કઠણ પડે છે.

સત્યનારાયણની કથા, જુદી જુદી જાત્રાઓ, દાન, સદાવ્રત, નાતજમણ વગેરે વગેરે તરફ હજીય પૂજ્યબુદ્ધિ વર્તે છે અને પરદેશગમન કરનારને હજીય અપવિત્ર ગણી પ્રાયશ્ચિત્ત કરાવાય છે. તો પછી બિચારો ભંગડો જેને ગળથૂથીમાંથી જ પોતે અસ્પૃશ્ય છે એવી ભાવના ઠાંસી ઠાંસીને ભરેલી તે પોતે ત્રાંબાકૂંડી અભડાવ્યામાં મહાપાપ માને તેમાં તેનો શો દોષ?

ભંગડા પાસે ત્રાંબાકૂંડી ખરીદી લેવા જેટલા પૈસા હોય એ અશક્ય હતું. પૈસા હોય તો પણ ત્રાંબાકૂંડી જેવી વૈભવની ચીજ તે મરજિયાત ખરીદે નહિ. એવી વૈભવની ચીજ તેને શોભે પણ નહિ! બીજે દિવસે તેણે ગામના આગેવાનોને ભેગા કર્યા અને ત્રાંબાકૂંડી પંચને પૈસે ખરીદી લેવા ઠરાવ કરાવ્યો. ત્યારપછી ત્રાંબાકૂંડી ઊંચકી રામભાઇ સાથે તે પાસેના શહેરમાં ગયો. ત્યાં કંસારાએ ત્રાંબાકૂંડી તોલી તો ૮ શેર થઈ અને કિંમત બાર આને શેર લેખે ૭ રૂપિયા આંકી તેટલા પૈસા પંચ પાસે લઇ ભંગડે રામભાઇને આપી દીધા અને રામભાઇએ અભડાવાની કશી ધાસ્તી વગર તે રોકડ નાણું જેમાં કેટલુંક રૂપાનાણું અને કેટલુંક ત્રાંબાનાણું પણ હતું તે લીધું અને ગજવામાં મૂકી દીધું! ઢેડના એક સ્પર્શથી 'અભડાયેલી' ત્રાંબાકૂંડી રામભાઇ ન વાપરી શકે, પણ ઢેડના અનેક સ્પર્શો પામી ચૂકેલા પૈસા લઇ વાપરવામાં કંઇ ખોટું નથી, એમ તેઓ સૌની પેઠે માનતા! અને ઢેડને છાસ આપી હજીય પાઇ પૈસો લે છે, એટલે જે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા તેઓ જતા નથી. લક્ષ્મી આગળ બધા ધર્મો, મનો, માન, અપમાન ગૌણ બની જાય છે. અને રામભાઇ જેવા માણસોને એ લક્ષ્મીધર્મ છોડી બીજા ધર્મોનો વિચાર કરવો કેમ પાલવે? આવા અનેક ભંગડા અને અનેક રામભાઇઓથી દેશ ભર્યો પડયો છે. અહા! બ્રહ્માંડવ્યાપી અંધારાની ચિત્રવિચિત્ર લીલાઓને કાંઇ હદ છે? એને વર્ણવવાને તો કોઇ વ્યાસ, વાલ્મીકિ જ જોઇએ.

માધવભાઈ કાશિરામ પટેલ

# પચ્ચીશ પૂરાં થતાં—

સુકોમલ શમી ગઇ સુરભિ રમ્ય અત્યૂષની,
ભરી ભભક ભવ્ય, ને સ્વપન સ્નેહશીળાં કંઇ
સુવર્ણ સરજી ઉરે, મધુર મોહને પ્રેરતી,
રસી પરમ રાગથી, હૃદયપાંખડી ખોલતી. ૧

પ્રભા મુદભરી ધરી, કનકવર્ણ વાઘા સજી,
કરે કમળકોમળા પ્રકૃતિશોકનો અંચળો
ખસેડી, મલકન્ત એ મુખથી વિશ્વ ઊજાળતો,
ઊગેલ, પણ સ્વપ્નશો અવ થયો જ બાલાર્ક તે. ૨

સરલ શૈશવ તો ગયું ક્યારનું,
ગયું અકૈતવ બાલ્ય ઉષા સમું,
વયં કિશોર વળી થયું સ્વપ્નશું,
નવલ આવ્યું હસન્મુખ યૌવન. ૩

સંચેલાં શૈશવે, બાલ્યે પોષેલાં સ્વપ્નસર્જનો,
મૂર્ત સૌ કરવા પાન્થ, તનતોડ મથી રહ્યો. ૪

સ્વપનસિદ્ધિ તણા ધ્રુવ તારકે,
નવયુવાન અખંડ ધપ્યે જતો,
અહત એક અદમ્ય ઉમંગથી,
અચળ પાન્થ પળ્યે જ પથે જતો. ૫

બપોર તપવા થયા શરુ હવાં, જરી ઉમતા
ધરી નભ વિરાજતો રવિ, નિગૂઢ આ કોકિલા
તણે, ઉભરતું ઉરે સતત, ગીત એ થંભતું,
ઝમી વળી ગયું લલાટ પર બિન્દુ પ્રસ્વેદનું. ૬

બ્હીલાતું ઉર સંતાપે ખોલતો ખોલતો જતો,
અજાણ્યા અટવીપન્થે, પાન્થ આ પગ માંડતો. ૭

પચ્ચીશી, પમરન્તી આ પીયૂષે પ્રેરણાતણાં,
વીતાવી, વનરાઇમાં જીવનપન્થ શોધતાં. ૮

ભૂલ્યો કંઇ ભુલભુલામણીમાં ભવે ને
કૈં આથડ્યો વન વિશે અમથા તરંગે,
ને તોષવા તરસ જીવનની અબૂઝી
મોહ્યો ય કૈં મૃગજળે પણ ભાન ભૂલી. ૯

-પરોવી નેણને તો યે સ્વપ્નની એક સિદ્ધિમાં,
અવિશ્રાન્ત ભમે પાન્થ, પન્થ એક જ શોધતાં. ૧૦

શીળી પામ્યો છાંયડી સ્નેહ કેરી,
દાઝ્યો ઝાળે કૈં વળી દમ્ભ કેરી,
ઓળા માની ભાવિના એ અમોલા,
ભીને હૈયે એ બધાંને વધાવ્યા. ૧૧

ઝગન્તી ક્ષિતિજે પેલી, સિદ્ધિની સાત્વિકી પ્રભા
પામવા કાજ આ પાન્થે માંડ્યો દીર્ઘ પ્રવાસ આ. ૧૨

અકળ ભોમ વિશે ભમતાં ઉરે,
જગતની સહુ સુન્દરતા વસે;
અમર સ્નેહભરી હસી સિદ્ધિ ત્યાં,
પથિકને મળશી મધુ ન્હોતરે. ૧૩

ઊભેલી ક્ષિતિજે, આંધી આશાને ય ઊજાળતી,
ઝીલવા સિદ્ધિ કેરી એ પ્રભા, હોંશ ઉરે થતી. ૧૪

લથડતાં ચરણે બળ કૈં વસે,
નવલ તેજ વળી નયને લસે;
ઉર ભરાય સજીવન કો રસે,
શ્રમિત તો ય પ્રવાસી પથે ધસે. ૧૫

મ્હોરન્તાં મ્હસ મીઠાશે, સ્વપ્નસર્જન સોહ્યલાં
ક્યાં ? અને ક્ષિતિજે ક્યાં એ દોહ્યલાં દર્શ સિદ્ધિનાં ? ૧૬

ક્ષિતિજ અંક પરે શક્યું કો ચડી ?
ક્ષિતિજ અંક વિશે શક્યું કો રમી ?
ક્ષિતિજને મથતો જ્યમ સ્પર્શવા,
ક્ષિતિજ તેમ સુદૂર જતું સદા. ૧૭

તેમ તેમ નિરાશાનાં, ઉરે પૂર ફરી વળે,
કાલિમા રજની કેરી, પાન્થનું ચિત્ત ચિન્તને. ૧૮

*

અંધારી રાત્રિના ઓળા ઊતરી જગ આવરે,
ઝાંખાં નેત્ર પરે એનાં, ક્ષિતિજે સિદ્ધિ ત્યાં હસે. ૧૯

ઊભી આઘે ક્ષિતિજ પર એ સિદ્ધિ કો ગૂઢ હાસે,
તો યે એનાં શ્રમિત ઉરને ન્હોતરે તેજ કાજે;
કિન્તુ ચાલે ચરણુ નહિ ને નૂર નેણે ઝગે ના,
ને રેલે ત્યાં ગરલ રજની ઘોર કો કાલિમાનાં. ૨૦

ચેતના છાંડતો, ધીમે ધીમે જડ થતો જતો,
પાન્થ ત્યાં સુણતો શબ્દો કયહીંથી, "મૂઢ શો ખરો !" ૨૧

* *

અમંગળ જ ચિન્તવી હૃદય ! કેમ આજે રહે ?
વિશાળ પથ આ પડ્યો, કવિજનો તણાં દર્શને
પ્રભામય થયેલ, તે જ તુજ પાંખમાં પ્રેરણા
ભરી સુભગ સિદ્ધને પુનિત પાદ પ્હોંચાડશે. ૨૨

નિરાશ કયમ થા છ ? ઊઠ; ભરયૌવને ન્હોય આ,
રહી શી કવિતા જગે, નહિ જ ધર્ષણો જો નડ્યાં ?
મનોરથ તણી નથી મધુરતા ફલાવાપ્તિમાં,
પ્રચંડ પુરુષાર્થનો રસ નથી જ શીઘ્રસિદ્ધિમાં. ૨૩

ઝમી ઝરણુ ગહ્વરેથી, મૃદુ ગીત ગાતું જતું,
પડી, વનવને ભમી, સ્ખલન માત્રથી શુદ્ધ થૈ,
અનેક ઝરણો મળ્યે, નદ બની, ધપી વેગથી,
વિશાળ નિધિનાં ઉરે, થઇ વિશાળ એ જંપતું. ૨૪

ઝમી ઝરણુંશું, ઝીણું ઝળકતું, પડી, આખડી,
વળી સ્થિર થતું, ધપી અચળ એક આદર્શ પે,
સમન્વિત અનેક સંસ્કૃતિથી, પૂર્ણતા પામતાં,
વિરાટ ઉરમાં, સ્વયં બની વિરાટ તું જંપશે. ૨૫

ભાદરવા વદ ૧૨: ૧૯૮૮ મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

# મ્હને ઊડવું ગમે

આંગણે ઉષાને મ્હને ઊડવું ગમે
હો મ્હને ઊડવું ગમે.[1]

વિશ્વને વિલાસ મ્હારું ચિત્ત ના રમે
હો મ્હારું ચિત્ત ના રમે.[1]

શાન્ત તેજના તરંગ,
અનિલ સ્પર્શ મુદિત રંગ;
પ્રાણ, પ્રેરણા, અહન્ત
આત્મ આ નમે
હો મ્હારો આત્મ આ નમે.

તમ ભોમથી સુદૂર,
નયન ગૂંથી દિવ્ય નૂર;
મૂક ગાનગર્ભ સૂર -
સુણવા ગમે
હો મ્હને સુણવા ગમે.

પાંખ ના, ન માર્ગજ્ઞાન,
પથ વિરાટ નભવિતાન;
આશાનાં અનન્ત ગાન
અન્તરે શમે,
હો મ્હારે અન્તરે શમે.

આંગણે ઉષાને મ્હને ઊડવું ગમે
હો મ્હને ઊડવું ગમે.

बादरायण

---

૧ આ બે વાક્યો માટે હું બાઇ બેદાઇના 'પ્રાર્થના' નામના એલ્ફિન્સ્ટન કૉલેજના છમાસિક પત્રમાં છપાયેલા એક કાવ્યનો ઋણી છું.

# ચાંચની ખાડીમાં

આ ગગાડી દરિયાકાંઠે ઉપાડી જઇ શકે તેટલા ઓછામાં ઓછા—એટલે કે ૧૮ કલાકના ગાળામાં મન સાથે મહાસાગરની કડી પરોવવા હું મથી રહ્યો હતો. પ્રભાતે જ્યારે ગાડીના પાટા અટકીને ઊભા રહી ગયા ત્યારે પોર્ટ આલબર્ટ વીકટરના જુનવાણી બની ગયેલ બંદર ઉપર હું ઊભો હતો. મારી સામે એક લાંબી દરિયાપટ્ટી ખાડીને રૂપે પડી હતી. સામે કંઠે 'ચાંચ' નામનો એક ધરતીનો ફાંટો, ડાબા હાથ તરફની ભૂમિમાંથી ચીર છૂટી પડી ગઇ હોય તે રીતે બે ગાઉની લંબાઇમાં પડયો હતો. અથવા જાણે કે કોઇ ચીભડું કસકાઇ ગયું હોય, ને એક ચીર આખા ફળમાંથી અળગી બની હોય એવું એ દૃશ્ય છે. મોટા દરિયાનાં પાણી એક ગાઉ દૂરથી ઠલવાઇને આ લાંબી નાળીમાં જ્યારે જુવાળ ચડાવે છે, ત્યારે મહુવા, નવસારી, સુરત અને મુંબઇ મલબારનાં નાનાંમોટાં દેશી વહાણો અંદર ચાલ્યાં આવે છે. માતાના પેટશી સલામત ખાડી તે જહાજોને સમથળ નીરમાં સેરવતી સેરવતી, શ્રી મહાદેવ દેસાઇએ એક વાર લખેલું તેમ હીરના દોરામાં મોતીડાં પરોવતી પરોવતી, જાણે કે ઉઠાવી આવે છે.

દરિયા અને પૃથ્વીનાં આલિંગનોને દર પૂનમે અને અમાસે પોતાના હૈયા પર ઊજવતી આ ખારાની જમીનમાં શું શું દફનાયું છે? એક તો ત્રીસ વર્ષો ઉપર અહીં મરણ પામેલ ભાવનગર રાજ્યના અંગ્રેજ ઇજનેર સીમ્સ સાહેબનું કલેવર. ને બીજું એ બાહોશ ઇજનેરનું મહાન સ્વપ્ન. એ સ્વપ્ન હતું અહીં વિદેશી મોટી આગબોટો અડોઅડ ઊભીને માલ ચડાવે ઉતારે તેવું તરતું બારું બાંધીને જબ્બર એક શહેર જમાવી દેવાનું. એ ખારાની જીવલેણ આબોહવામાં સીમ્સ એક બંગલી બાંધીને વર્ષો સુધી કોઇ તપસ્વી ધૂણીધરની પેઠે પડયો રહ્યો. બંદર બાંધ્યું. ખાડી સુધરાવી. રેલના પાટા પથરાવ્યા. આંતરરાષ્ટ્રીય વ્યાપારના એક ધીકતા બંદરની કલ્પના બાંધીને બે ગાઉના વિસ્તારમાં નગરની રૂપરેખા દોરી. એક દિવસ એ ખાડીને કિનારે એણે મોટી આગબોટ નાંગરાવી અંદરથી એક અંગ્રેજને પરબારો કિનારાના પ્લેટફોર્મ પર પગ મેલાવીને ઉતાર્યો, ને એને હાથે બંદરનું ખાતમુહૂર્ત કરાવ્યું.

એ અંગ્રેજ અતિથિનું નામ પ્રિન્સ આલ્બર્ટ વિકટર. વર્તમાન શહેનશાહ પંચમ જ્યોર્જના એ કાકા થાય. તેના નામનું આ પોર્ટ આલ્બર્ટ વિકટર.

પણ સીમ્સ સાહેબનું અકાલ મૃત્યુ થાય છે તે સાથે જ એના ભવ્ય સ્વપ્ન પર પડદો પડી જાય છે. એની કલ્પના-નગરી અત્યારે જાણે કે જમીનમાંથી ઊભી થતી થતી અનાયક થંભી ગઇ છે. સમયદેવે ભાવનગર બંદર પર પક્ષપાત વરસાવ્યો, અને સીમ્સ સાહેબની કાબેલીઅતે તેમ જ દૂરદેશીએ જેને આખા કાઠિયાવાડ-ગુજરાતની જોડે અનેક કરામતો વડે સાંકળી દીધું હોત, છેક યુરોપના ઉંબરમાં મૂકી દીધું હોત, તે પોર્ટ આલ્બર્ટ વિકટર અત્યારે ફક્ત દેશી વહાણો પૂરતો જ રાજુલાની ખાણોના ઘડેલા પથ્થરોનો તથા ચીરોડીનો કંગાળ વ્યાપાર જોતું, લોકવાણીમાં ફક્ત 'પોટ' અથવા 'પોટા' એવું જ મિતાક્ષરી ને અળખામણું

તકદીર નિર્માયાં હશે તો તે દિવસ સીમ્સ સાહેબનો આત્મા જ્યાં હશે ત્યાં સાંત્વન પામશે. અત્યારે તો એ ધણીનો રોટલો હક્ક કરવા સારુ પોતાનો દેહ પાડનાર ખાનદાન અંગ્રેજને કાંઠાનાં લોક ખરા વાત્રિકોના ભાવથી યાદ કરે છે.

સીમ્સ સાહેબની સ્વપ્નસૃષ્ટિના બે અવશેષોને હું નહિ ભૂલું: એક તો ચાંચના છેલ્લા બિંદુની નજીક ખાડીના મુખદ્વાર ઉપર એક ખડક પર ઊભેલ 'કંદેલિયો'; ને બીજો બંદર પરનો પગી ઘૂઘો ખલાસી. એ 'કંદેલિયો' એટલે સીમ્સ સાહેબે ચણેલી અડીખમ ઓબ્ઝરવેટરી.

"ઘૂઘા પગી, તમને કેટલાં વર્ષ થયાં?"

"ઇણી મુંણે શી ખબર્ય સા'બ? મુંણે કીં યે ઇયાદ નથી."

"ઘૂઘા પગી, વીજળી આગબોટ ડૂબી ગઇ એ તમને યાદ છે?"

"ઇ તો સાહ્યબ, હજી કાલુની જ વાત. ઈ તો સંધું ય મારી સાંભરણ્યમાં. વીજળીની તો ઇ અગીઆરમી બારમી ખેપ હતી. ઇનો કપ્તાન હતો મુસલમાન. ઇણું એકોય મડદું ય ક્યાંઇ ન જડ્યું, એકોય લૂગડું ચીથરૂં ય કાંઠે ન નીસર્યું, કારણકે ઇણે તોફાનની વેરાએ તમામ ઉતારૂને ભંડકમાં ભેળાં કરી દઇ ભંડક બાર્યથી બંધ કરી દીધું'તું ઇમ બોલાય છે. આગબુટ ઇમ ને ઇમ તરીએ જઇ બેઠી. ઇ તો હજી હમણાંની વાત."

સાચું, વીજળીનો કપ્તાન બિચારો ફકીરમહંમદ: પહેલો જ દેશી કપ્તાન: એટલે જ એને આગબોટ પાછી વાળવામાં નામોશી લાગી: એણે શું વિચાર્યું?

ભાગું તો મારી ભોમકા લાજે,
અલ્યા માથે ઇમાન: કાસમ તારી વીજળી!
વીજળી રે મધદરિયે વેરણ થઈ

એ રાસડો મને યાદ આવ્યો.

"ત્યારે હેં ઘુઘા પગી, સીમ્સ સાહેબે આ બંદર બાંધ્યું તે તમને યાદ કે?"

"ઇયાદ કીમ નઇ સાબ! હું સીમ સાબની ભેરો જ હુતો ને!"

"કેવી રીતે બંદર ખુલ્લું મૂકેલું, હેં ઘુઘા પગી?"

"ઇમ થ્યું'તું, કે સીમ સાબે સંધુંય તીયાર ટપ્પે કરીને પછે ઠેઠ બંદરથી તે ગામ લગે બે ગાઉમાં તંબુ ખેંચાવી રાખેલા. તંબુની હેઠથી રેલવાઇના પાટા. પછે તખતસંગ મારાજ આવ્યા. સીમ સાબે બે મોટી શલ્યા ઘડાવી રાંખી'તી: એક તખતસંગ મા'રાજના નામની, ને બીજી ગોરાના નામની. રાતે તખતસંગ મા'રાજના નામની શલ્યા અદ્ધર ટાંગી મેલી'તી. સવારે તો પાયો નાખવાનો હતો. ઇમાં સવારે એકદમ સીમ સાબ કે' કે પાણો બદલી નાખો. મા'રાજના નામનો પાણો ઝટ ઝટ છોડી નાખ્યો, ને ગોરાના નામનો પાણો બાંધી વાળ્યો. તાં તો મોટી આગબોટ ખાડીમાં ધુંવાડા કાઢતી હાલી આવે છે. માંઇથી ગોરો કનારે ઊતરે છે. તંબુમાં જાય છે. થોડી વાર થઇ, તાં તો તંબુમાં તારીયું પાડી, ને જાહેર થીયું કે બંદર પાસ! પછે ગોરાએ દોરીને હાથ દીધો, એટલે ખરરર ખટ, ગરેડી-માંલો પાણો ખાડામાં ઉતરી ગ્યો. આ હકીકત બણી'તી સાબ."

મને સમજાવવામાં આવ્યું કે પ્રથમ પ્રિન્સ આલ્બર્ટ વિકટરનું પાયો રોપવા આવવાનું નક્કી નહોતું, એટલે એમને અભાવે મહારાજા તખ્તસિંહને હાથે પાયો રોપાવી શહેરને 'તખ્તનગર' નામ આપવાનો સંકેત હતો; ને જો પ્રિન્સ છેલ્લી ઘડીએ પણ આવી પહોંચે તો 'પોર્ટ-આલ્બર્ટ વિકટર' નામ પાડવું ઠર્યું હતું.

એ પથ્થર પર અમરત્વ અંકાવવાની માનવસહજ લોલુપતા! લોકો તો બાપડા 'પોર્ટ આલ્બર્ટ વિક્ટર'ને ય વિસર્યા. 'તખ્તનગર' નામ પણ લોકમુખને ન ફાવ્યું: ઓછામાં ઓછું થૂંક ઉરાડવા અને બને તેટલા ઓછા લોચા વાળવા ટેવાએલી લોકજીભ આજે ફક્ત 'પોરો' કે 'પોટ' કહી પતાવે છે. એ જ જીભ 'પોરબંદર'ને 'પોર' કહે છે. બેટ શંખોદ્ધારને ફક્ત 'બેટ' નામે ઓળખે છે.

પણ હું તો ઘૂંઘા પગીની ઉમ્મરનો અંદાજ કાઢી રહ્યો હતો: "ઘૂંઘા પગી! તમે મૂળથી નોકરી જ કરો છો, કે દરિયાઇ એપો કરી છે?"

"તયેં નઇ? મંબી ને મલબાર ને કાલકોટ (કાલીકટ)ની કૈંક ખેપું કરી છે મીંએ. આમ બસરા લગી જાઇ આવ્યો છું."

આ રીતે અનેક ગણતરીઓ ગણતાં ઘૂંઘા પગીની અવસ્થાનો અંદાજ એંશી પર જાય છે. પણ ઘૂંઘો હજુ ૪૦-૪૧ વર્ષનો, તરવરિયો અને અથાગ જુવાન દીસે છે. એણે કહ્યું કે "ઇ સામો કળાય છે ને, ઇ કંદેલિયામાં તો સીમ સાથે કૈંક સંચા માંડેલા. દરિયાનાં આર્ય-ીબ્ય (ભરતી ઓટ), વાવડા, તોફાન, આભનાં લાખતર (નક્ષત્ર), વગેરે સંધીય બાબતુંના હિસાબ ત્યાં થાતા'તા. પછી તો સીમ સાબ મુવા કેડે સંચા બધા ભાવનગર ભેરા કરી દીધા લાઇ!"

વિશાળ મહાસાગરથી ખાડી રાણીને અંતર્પટ કરી રહેલ આ 'ચાંચ' નામની ભૂશિર પાઘડી પને દોઢ બે ગાઉ લાંબી પડેલી છે. પક્ષીની લાંબી ચાંચના આકાર પરથી એનું નામ પડેલું છે. વિક્ટરની બાજુએ એનાં ખેતરવાડીઓ વાલોળની શિંગો અને રિંગણાં મૂળાનાં રસાળ મીઠાં શાકની સોડમો પાથરી રહેલ છે. ગામનાં ખોરડાં તો ગોઠવાયાં છે મોટા દરિયાની સન્મુખે. દિવસરાત પોતાની ધોળી કેશવાળી ખંખેરીને કિનારાના ઊંચા ભેડા સાથે ઝીંકાઝીંક કરી રહેલ એ ભૂખરો દરિયો ખારવાનાં બચ્ચાંને મોતનો ભય ભુલાવે છે. કાળાન્તરે કાળાન્તરે એ ભૂશિરનાં કાંઠામાં મોતની કોદાળીઓ મારી મારીને થોડાંથોડાં જબ્બર ગાબડાં પટકનાર આ સિંધુ ખારવાનાં બાળને જાણે કાળ-હાલરડાં ગાઇ ગાઇ ઉંઘાડે છે. કોઇ કોઇ વસ્તીના ખોરડા ઉપર તો મેંગલોરી નળીઆં દીપી રહ્યાં છે.

"અને આ દીવાદાંડી! ગામના ઊંચામાં ઊંચા ટેકરા પરની આ દીવાદાંડી તદ્દન નવી કેમ લાગે છે?"

"લાઇ, આ હમણાં જ ભાવનગરથી આગબૂટ લઇને ગોરો મોટે દરિયે ઊતરી પડ્યો. ને રાતોરાત એણે કામ લઇ આ કંદેલિયો ઊભો કર્યો. પરોડિયે તો એણે દીવો ય પેટાવી દીધો."

"પણ નવી શા સારૂ કરી?"

"એ તો ભગવાન જાણે. વાતું થાય છે કે વસ્યાતેથી પટ્ટણી સા'બનો તાર આવ્યો. કોને ખબર, 'પોટા'નાં તકદીર ચડિયાતાં થવાનાં હશે ટદીક! ઓલી સામી ભેખડે નવા દરબારનો બંગલો ચણાવાનો છે. આપણી સોત કરી ગયા.

એ રાજપ્રકરણમાં કશી ગમ ન પડતાં મેં તો મારી નજર મારા દોર ઉપર જ સ્થિર રાખી. ચોરાની પાસે કોડીબંધ પાળીઆ ઊભા છે-જૂના તેમ જ નવા. આ પાળીઆ કોના?

"આ સાંઢ્યે માથે બેઠા એટલા રબારીયુંના; ને ઘોડે અસવાર એટલા અમારા કોળિયુંનાં."

"રબારીઓની વસ્તી અહીં હતી?"

"મોરૂકી હતી. ધરતી માથે જી વેળા બારવટિયાઓનાં ઘોડાં હાલતાં ને જંપવા ન દેતાં, ત્યારે રબારીઓએ માલ ઘોળાને આમાં આશરો લીધલ."

"પછી ?"

"પછી અમારા ખારવાઓએ આવીને રબારીનો વંશ કાઢયો. ધીંગાણાં થયાં તેમાં સુવા ધની આ ખાંભિયું છે. અમે અટાણે કોળી, પણ અમારી શાખ છે મકવાણા, ગોહલ, બારિયા વગેરે રજપૂતોની. એટલે અમારી ય ખાંભિયું.

"પણ આ નવી ખાંભીઓ છે તે કોની ?"

"ખાંભી તમામ કાંઇ ધીંગાણે મુવેલાંની જ નથી હોતી. દરિયે બૂડીને મરે, ગળાફાંસો ખાય, એરૂ આભડવાથી મરે-મતલબ કે અસદ્‌ગતિએ જાય એની સૌની ખાંભી ખોડાય."

આ સ્થળોમાં વહાણવટીઓની તમામ ખાંભીઓ ઘોડેસવારના સ્વાંગમાં દીઠી, ત્યારે બેટ શંખોદ્ધાર કનેના બરાબર આવા જ પુરાતન સ્થાન આરંભડાને પાદર મેં પાંચ વર્ષો પૂર્વે ખુદ વહાણની જ ખાંભી દેખી હતી. પાળીઆમાં વહાણનું ચિત્ર કંડાર્યું હતું.

"તમારું વહાણવટું કેમ ચાલ છે ?"

"હવે તમામ ભાંગી ગયું. જૂના વખતમાં આ મોટે દરિયે ચોરીનાં માલનાં વા'ણ ઊભાં રહેતાં. અમને ઝંડી ફરકાવીને જાણ કરતા. એટલે અમારા વડવા અહીંથી મછવા લઇ ત્યાં જઇ પોગતા; અને સસ્તે ભાવે બધો માલ લઇ આની પછે આસપાસ ગામડાંમાં વેચતા."

"તમારા વડવા આંહી નીકળતાં વહાણોને લૂંટતા નહિ ?"

"ના રે ના." દીંગાઇભર્યો જવાબ મળે છે. "પણ અમે ચોરાઉ માલ રાખવાનો ધંધો કરતા એટલે રાજમાંથી સત્તાવાળાઓએ આવીને અમારાં વા'ણોને સળગાવી દીધાં. અમારું વા'ણ બાંધવાનું ય બંધ થયું."

"ત્યારે 'ચાંચીઆ' નામ આ ચાંચ પરથી જ પડયું હશે ને ? આંહી તો ધમધોકાર ચોરી લૂંટ ચાલતાં હશે જૂના કાળમાં, ખરું ને ?"

દરિયાઇ લૂંટારા તરીકે નિંદાઇને નાશ પામેલી આ કોમમાં અગાઉ કેવા સાહસ શૂરાતન ખેડનાર સાગરના સાવઝો પાકયા હશે તેનો ઇતિહાસ જ 'અમે ચોર લૂંટારા !' એ મનોદશાની હેઠળ દબાઇ ગયો છે. એની પુરાતન વીરતા ઉપર અત્યારે એક એવી બેઆબરૂનો પોપડો ચડી ગયો છે કે કોઇ અવશેષ જ હાથ આવવો કઠિન થઇ પડયો. ચાંચવાળા વહાણવટીઓ ઘણાખરા ખેડમાં લાગ્યા. કેટલાક ભાવનગર જાફ્રાબાદ મજૂરીએ ચડયા, ને થોડાક જુવાનો પારકાં વહાણો પર ચડીને ખેપો કરે છે.

"ચાંચની શીતળાનું નામ તમે નહિ સાંભળ્યું હોય ?"

"ના, શીતળા કોણ ?"

"વરવો નામે આંહીનો ખારવો હતો. જબરો દરિયાઇ ચોર હતો. એનું નામ જ 'શીતળા માતા' પડેલું, કેમકે આ દરિયેથી જે કાંઇ માલ ભરીને વા'ણ નીકળે, તે તમામ જાતના માલમાંથી એનું દાણ ચૂકવવું પડે. આખરે એક દિવસ જાફ્રાબાદની સીદી સરકારની જાળી-ઓટમાં વરવો ઝલાઇ ગયો. એને હાથે કડી પેરાવી હતી. એમાં વરવો રાતે ઠેકીને ભાગ્યો. જાફ્રાબાદથી આંહી લગીનો પાંચ ગાઉ દરિયો બાંધેલ હાથે તરીને આવી પોગ્યો."

મને થયું: આવી તાકાતને માર્ગે ચડાવનાર કોઇ ન મળે !

"આ અમારો પુરાતન રૂખડો. ત્રણ મહીના ઉપર જ જરી વાવડો થયો તેમાં આ પડી ગયો."

જડમૂળથી ઉખડી પડીને જમીંદોસ્ત થએલ એ જાજરમાન વૃક્ષદૈત્યની સામે હું જોઈ રહ્યો. એના થડના પોલાણમાં આખું ગાડું ચાલ્યું જાય, તે પરથી એ ઝાડનું પરિમાણ કલ્પી શકાશે. એને વડવાઈઓ નથી, ઝીણાં ઝીણાં પાન છે; પણ વનસ્પતિના કોઈ ઠુંઠા રાક્ષસ જેવું જ એનું કદ અને સ્વરૂપ દીઠું.

"આ રૂખડાની ડાળે ડાળે તો ભાઈ, દર અખાત્રીજે કૈંક હીંચકા બંધાતા, કાયમ આંહી નાનાં મોટાં છોકરાં રમતાં, પણ જ્યારે એ પડ્યો, ત્યારે પાસે કોઈ જ નહોતું. એ જાણે કે લાગ દેખીને પડી ગયો. કોઈને ઇજા કરી નહિ."

ચાંચનો એ 'રૂખડો' નામે પંકાએલ વૃક્ષદૈત્ય લગભગ જાત્રાનું ધામ બની ગયો હતો. એની સાથે પણ કોઈક દેવદેવીને ગોઠવી દઈ 'ધરમ'ની દુકાન માંડવાની વેળા થઈ ગએલી. બાપડો હશે કોઈક સેરકારી જીવ, કે વખતસર એણે સોડ તાણી લીધી.

કેટલો બુઝર્ગ હશે એ રૂખડો ! કોઈ ન કહી શકે. એ જ જાતનાં જાજરમાન બે ઝાડ મહુવાના સમુદ્રતીરે દીઠાં. જાણકાર કહે છે કે ભાઇ, આ ઝાડ મૂળ આંહીનાં નથી. આફ્રિકાને કંઠેથી આપણા અસલી વહાણવટીઓએ જ એ રોપા આણીને આ ધરતીમાં ચોંપ્યા હશે.

તદ્દન કુદરતી રીતે જ જર્જરિત થયેલાં એનાં મૂળિયાં કેટલા કાળાન્તરે આજ આટલી આસાનીથી ઊખડી પડયાં હશે ! કોઈ વનસ્પતિનો અભ્યાસી હોત તો કહી શકત. ચાંચનો 'રૂખડો' જતાં હજારો વર્ષનો એક ઇતિહાસ–લેખ ભુંસાયો છે. સૌરાષ્ટ્ર દેશની કૈં કૈં તવારીખોનો એ મૂંગો સાક્ષી હશે. સોરઠનાં રત્નજડિત સાગરતીરની શતકોજૂની ચડતી બઢતી એ રૂખડાએ નીરખેલી હશે. કોઈ નામાંકિત મ્યૂઝીઅમમાં મૂકવા લાયક એ વૃક્ષદેહ–મમી છે. એનાં પડેપડ કોઈ વેદના પુસ્તકની માફક ઉકેલાવવાં જોઈએ. પણ એ ભાષા ઉકેલનાર જયકૃષ્ણ ઇંદ્રજી હવે નથી.

આવા કોઈક કોઈક રૂખડા, સ્વાદિષ્ટ વાલના મ્હેકતા છોડવા, દુષ્કાળમાં ગરીબોને ધાન્યને અભાવે ટકાવ આપનાર શેવાળિયાની ભાજી, અને ખાડીને કિનારે અર્ધપાણીમાં ઊભેલ તમ્મરિયાંનાં ઝાડવાં: એટલી આંહીથી છેક તળાજા સુધીની કંકાળ વનસ્પતિ. તમ્મરિયાંનાં ઝાડ તો ભેંસોને ખોળ કપાસિયાની ગરજ સારે એવું રસાળ ખાણ છે તે આજે જ જાણ્યું. ભાવનગરમાં તો કહે છે કે એનાં ગાડાં ને ગાડાં વેચાય છે. દૂધાળાં ઢોરને ભાવવાનું કારણ એની ખારાશ છે. દરિયાનાં પાણીમાં જ એ ઊગે છે ને ઊઝરે છે.

"અને પટેલ, તમારે દરિયાનાં જીવ કયાં કયાં ખવાય !"

પટેલ શરમાઈ ગયા. "ભાઈસાબ, તમ રોખાં ઊંચ વરણની અદબ અમુંથી ન છોડાય."

"પણ એમાં અદબ છોડવાનું શું છે ! એ તો તમારો કુદરતી આહાર છે. અમે ક્યાં તમારાં ઘરમાં દાણા પૂરી દઈએ છીએ કે એ આહાર લેવાની તમને ના પાડીએ !"

"ભાઈસાબ, તમને સગ ચડે."

"સગ ચા સારૂ ચડે ! ફક્ત નામ સાંભળવામાં ય સગ !"

"તયેં જુઓ ભાઈ, શેળનો ખવાય, શિંગાળું [ જેને માથે કાંટો હોય તે ] ખવાય, શેરૂ [ જેનાં ગલોફાંમાં મૂછો હોય ], ઢાંગર, મગર [ જેને દાંત હોય ], પજારો, ગોમઠ્યો

[ વાંકા દાંતવાળો ], વરડો [ જેના પૂછડાની લાંબી સોટી થાય ], કળશ [ એરૂ જેવો ], પાંભડી (ધોળી), કરચલો, પામેડી, લેપટા, સંઢિયું (વાંકુ), છુંગો (વાંભ વાંભની મૂછોવાળો), ઠાગઠી, કુંકરો, ( સૂપડા જેવો ), કાળી મચ્છી ( થાળી જેવી, પૂછડી વિનાની ), એવાં એવાં ખવાય.

" મલાર માછલી, મગરમચ્છ, કણો અને હળેંડું નામે સરપની જાત, ફેફી અને સીંકુ, જરીડો, એવાં એવાં ન ખાઇએ. જાફરાબાદને દરિયે અટાણે માછીમારોનું એક મોટું પરું વસી ગયું છે. મછવા ભરી ભરીને માછલાં ત્યાં લાવે છે, પછી તમામ જીવના નોખા ઢગલા પાડીને સૂકવણી કરે છે. એના કોથળા ભરી ભરીને એ મુસલમાન શેઠીઆ દેશાવર મોકલશે. ન ખવાય તે નોખાં રે'શે. અમારા ઘણા જણ ત્યાં ગયેલ છે."

" એને શું રોજી મળે છે ?"

" રોકડ નહિ, પણ માછલાં જ આપે છે વેપારીઓ."

" ન ખવાય તેવા જીવનો બીજો કંઈ ઉપયોગ ખરો ?"

" તમેં નઈ ! ભારી ખપ લાગે. જુવો આ પાણીમાં મોટી માછલી ડૂબકી ખાતી ખાતી જાય છે ને, તે મલાર માછલી. એનું આખું શરીર જ તેલનું બનેલું હોય છે. અમે તો નહિ, પણ મુસલમાન માછીઓ એ મલારને એક ડબામાં પેક કરીને રાખી મૂકે. થોડે દા'ડે એનું નરદમ તેલ બની જાય. પછી એમાં કાળો કે લાલ રંગ ઘુંટીને એનાથી વા'ણને ગોપડ કરે. ભારી પાકો રોગાન ચડે છે વા'ણને એથી."

અંતમાં, એ ચાંચવાસી ઘુઘાભાઇએ એક જ વાક્યમાં સમેટી લીધું: " જોવો ભાઇ, જેટજેટલી ચીજ વસતુ જમીને માથે છે, એટલી જ રકમ માતેરે આ રતનાગર સાગરમાં ય ભરી છે. અમને દરિયોલાલ સંધુય આપી રે' છે."

" સાંભળો ત્યારે, તમારી દરિયાઈ દુનિયામાં જળઘોડા હોય છે એ વાત સાચી ?"

" કેવા જળઘોડા ?"

" એની એક લોકકથા મારી કને આવી છે તે હું કહું: બોલાય છે કે કચ્છના કોઈ ગામમાં એક નાથબાવાને ઘેર બે તાજણ ઘોડીઓ હતી. એક સાલ મે થતો નથી : ખડ ક્યાંય જડે નહિ : જાતવંત ઘોડીઓ ઠાણમાં બાંધી બાંધી ભૂખે મરે. હવે બાવાને ઘેર એક ચારણનો છોકરો ઘોડી ચારવા રહે. એણે કહ્યું " બાપુ, આ દરિયાને કાંઠે ડાભડી ઊભી છે એ પંદરેક દિવસ ચારવા દિયો, ત્યાં મે થાશે." બાવાજીએ કહ્યું, " ભલે ચાર દરિયાકાંઠે. પણ જોજે હો, કોઈ ટારડો પોગી જાય નહિ." (અર્થાત્ આ ઊંચી જાતની ઘોડીઓને કોઇ હલકા ઘોડાથી ગર્ભ ન રહી જાય.) છોકરો કહે કે હું બરાબર ધ્યાન રાખીશ. પછી તો છોકરો દરિયાકાંઠે બેઠો બેઠો ઘોડીઓને ચારે. એમાં એક દિવસ એક તાજણે હાણુ કર્યું. એ હાણુની ધાણય દરિયાઇ ઘોડાને ગઇ; દરિયામાંથી નીકળ્યો. ઘોડો આગળ ગયો. બે ઘડી આળાં પતાળાં કરીને માથે પડ્યો. પડીને પાછો ચાલ્યો ગયો દરિયામાં. છોકરો તો જોઇને દંગ થઇ ગયો. પછી તો મે થયો. ઘોડીઓ ઘેર બંધાઈ ગઇ. પાંચ સાત મહિના થયા ત્યાં તાજણે પેટ મૂક્યું. જોતાં જ બાવાજીને ફાળ પડી : " એલા ભૂંડું થયું. ઘોડી સભર થઈ." છોકરો તે દિવસની બિના છુપાવી રહ્યો હતો, તેણે કહ્યું "ના ના બાપુ, એ તો ખડનું પેટ વધ્યું છે." પણ બાર મહિને ઘોડીએ હાણુ દીધું. વછેરી આવી. પણ શી એ વછેરીની રૂપ !

કિરતારે હાથ ધોઈ નાખેલ; એવું ચિત્રામણ. અને ઘોડીને પાણી પાવા કે ધમારવા તળાવે લઈ જાય ત્યારે વછેરી ભર્યા તળાવ ઉપર છમ છમ છમ હાલેઃ છોકરો મનમાં ને મનમાં બોલે કે વાહ માતાજી! પણ પછી તો વછેરી મોટી થઇ એટલે પરગંધીલી થઇ ગઇ. છોકરા વિના બીજા કોઇને પડખે ઢૂકવા ન આપે. એક દિવસ ભુજના મહારાવનું માગું આવ્યું. ત્યારે છોકરાને ફાળ પડી. ચડયો વછેરી ઉપર. બાવાજીને કહે કે "બાપુ, જાઉં છું. પણ ભુજ નહિ હો! પગ કચરીને મોટી મેં કરી છે ને શું સવારી કરશે ભુજનો રાવ!" એમ કહેતોક ને ગયો. કચ્છને કાંઠે જઇને નાખી વછેરીને દરિયાની ખાડીમાં. બાર ગાઉની ખાડી તરીને વછેરી કાઠિયાવાડને કાંઠે નીકળી ગઇ. સીસાંગ ગામનો ગરાસીઓ હાલોજી ઘોડીઓ ફેરવે ત્યાં જઇને ચડાઉ કરાવી. પછી પોતે ને હાલોજી બેય લૂંટફાટ કરવા ભેળા જાય. વચ્ચે પાણીનાં નવાણુ ઊતરવાનાં આવે ત્યારે પોતે સૌની નજર ચુકાવીને વછેરીને ઉતારી લ્યે. એમાં એક વાર બેય જણાએ કુંડલાની નદીમાંથી ધોણ્ય લૂંટી. ભાગ્યા. વચ્ચે શેત્રુંજી પડી છે. પાણી આવી ગયું છે. છોકરો કહે, હાલાજી, નાખો ઘોડી. હાલાજી કહે, તું નાખ પહેલી. હાલોજી ગોથાં ખાતો રહ્યો ને છોકરો વછેરીને વ્હેણુ ઉપરથી કાઢી ગયો. હાલાજીની આંખો ફાટી રહી. વાય, ઘોડી વાય! છોકરો કહે કે હાલાજી, આ લ્યો આ ઘોડી. કારણ કે એ સારૂ તમે મને ક્યાંઇક કોઇક દિ' દગો કરીને મારશો.

"આમ વાત ચાલે છે એ તાજણની વછેરીની. દરિયાપીરના ઘોડાથી પાકી, એટલે એનું નામ પીરાણી તાજણ પડ્યું. એના વંશની ઘોડીઓને ઠાણમાં રોજ સાંજે દીવા ને લોબાન કરવામાં આવતા. આ લોકવાયકા ઉપરથી હું પૂછું છું કે એવા દરિયાઇ ઘોડા તમારા દીઠામાં આવેલ છે ક્યાંઈ?"

"જળઘોડલાની તો સરત નથી, પણ જળમાણસડાં દીઠાં છે મલબારને દરિયે. બે હાથ, બે પગ, હાથપગના પોંચા અને આંગળીઓ, કાળો વાન, વાંદરા જેવું મોં, ડોકુ વગેરે તમામ રીતે આકાર વાંદરાંને જ મળતો. પાણીનાં જ જીવ. પણ કાંઠે નીકળીને નાળીએરીઓનાં ઊંચાં ઝાડ પર ચડી બરાબર વાંદરાંની માફક જ બેસે. માણસનો સંચાર થતાં જ પાણીમાં પેસી જાય, અમારાં વહાણોના પડખે હોડકાં તરતાં મૂકીએ તો તે પર પણ આવીને બેસે. પાછું જળમાં ચાલ્યું જાય. બધી જ ચેષ્ટા માણસ જેની કરે."

"આપણા કાંઠાના દરિયામાં મોટા મગરમચ્છ ખરા કે?"

"ના ભાઇ, આંહી નથી ભાળવામાં આવતા. મલબારકાંઠે બહુ છે. અમારાં નાનકડાં વહાણોની પડખે આવીને અથડાય, ત્યારે એવી તો ભે' લાગે કે કદીક જફા પહોંચાડશે. ભારી વિકરાળ. એ તો ભાઇ, બજરંગનો અવતાર છે ખરો ના! એટલે અમે એના માથે મીઠું તેલ ચડાવીએ, અડદના દાણા છાંટીએ ને હાથ જોડી કહીએ કે "હે હડમાનજી! ખમા કરો. અમારાં રખવાળાં કરો." આટલું કહેતાં જ મગરમચ્છે વહાણને છોડી ચાલ્યાં જાય છે.*

ઝવેરચંદ મેઘાણી

* 'સોરઠનાં બંદરોમાં' નામની અપ્રસિદ્ધ પુસ્તિકાનું એક પ્રકરણ.

# પડછંદ

પૂછું પૂછું ને માત્ર ઊઠે પડછંદ;
શોધું શોધું ન તોય લાધે એ રંગ.
ધીરા, અધીરા ત્હમે કાલના તરંગ !
જોજો, ન ધોશો મ્હારો ઢોળાયો રંગ.

ફુલડે જોઉં ને જોઉં પાંદડે,
શોધું ફૂળફૂળનાં અંગ;
વનવનની જોઇ વળું વેલ હું:
નવ ક્યાંયે એ રંગ.

પૂછું પૂછું ને માત્ર ઊઠે પડછંદ;
શોધું શોધું ન તોય લાધે એ રંગ.

શોધું ગુફાઓ ગિરિઓ તણી;
શોધું સાગરનાં નીર —
નદીઓ ઢોળે જેમાં આત્મને;
શોધું સૂક્ષ્મ હું સમીર.

પૂછું પૂછું ને માત્ર ઊઠે પડછંદ;
શોધું શોધું ન તોય લાધે એ રંગ.

દિવસે પ્રકાશ શોધું સૂર્યના;
શોધું રજનીને અંક
પરમાનન્દપય પામતા
કંઈ તારક ને ચંદ્ર.

પૂછું પૂછું ને માત્ર ઊઠે પડછંદ;
શોધું શોધું ન તોય લાધે એ રંગ.

નજર નાખી ન પ્હોંચે પૂર્વમાં,
પશ્ચિમદ્વાર દિસે બંધ;
પૂર્વ-પશ્ચિમ વચ્ચે આથડી
ભાંગી પડતો ઉમંગ.

શોધું શોધું ન તોય લાધે એ રંગ;
પૂછું પૂછું ને માત્ર ઊઠે પડછંદ.

સુંદરજી ગો. બેટાઇ

# અનન્ય સાધારણ પ્યાર

:: મા લ ભા રિ ણી ::

અજવાળું થયું અદશ્ય જ્યારે
નીકળ્યો હું ગૃહમાંથી બ્હાર ત્યારે,
મુજ ગ્લાનિ ન જાય અન્ય ઝાંખી
બનતી તેહની સાવધાની રાખી.

ડગ બે ન ભર્યા હતાં હજી મેં
દર ફેરી મુજ દેહલી વટીને,
મળવા મુજ પ્યારી ત્યાં પધારી
હતી જેના ભણી આદરી સવારી!

અટકી ઊભી આવી પાસ શ્યામા,
નહિ બોલી શકી કાંઇ વકતુકામાઃ
સહસા નહિ ઓળખી જ તેને
ઉર સાથે હતી ચાંપી નિત્ય જેને!

સુમુખી અભિસારિકા મહારી
હતી આવી શણગાર સૌ ઉતારી,
વપની સુકુમાર—દેહવેલી
કરીને ધારણ આકૃતિ પડેલી.

દીસતી ગગને નવેંદુલેખા
ત્યમ દેખાઇ વિનમ્ર તેજરેખા;
અથવા બટમોગરાની મીઠી
નહિ જાણે શુંય પાંદડી જ દીઠી!

હળવે હળવે ફર્યો હું પાછો,
લઇને સાથ પ્રકાશ એહ આછો;
જઇ ખંડ મહીં ઊભેય બેહાં–
પડતાં'તાં નયનોથી આંસુ હેઠાં!

સ્મિત મંદ પ્રયત્નનું કરીને
કહ્યું મેં આમ મહારિ સુંદરીનેઃ
"મુજ સાથ જતી પડી તું ઝાંખી
મુજથી તે ન શકાતી વાત સાંખી.

૮ "રુજ જે મુજ હૈયું આ વહેરે
અથડાવા નહિ દે તું તે ચહેરે;
થતી સજ્જ તું સાથ મારો રોવા
પછી ત્યાં કોણ જ આંસુ,હાય! લોવા?

૯ "શતધા તુજ પાર છો વીંધાય,
કરમાવા મુખ દે નહીં કદાયઃ
રસમૂર્તિ રહ્યો હું જેહ લેખી
શકતો તેની ન દીનતા હું દેખી!

૧૦ "અભિમાન નથી મને મહારૂં,
પણ હૈયે અભિમાન છે તહારુંઃ
જગનું યદિ હોય રાજ મારે,
ધરું મારો શિરપેચ પાગ તારે!"

૧૧ કરી અલ્પ વિમર્શ બોલી બાલા,
દઇને ઢાંકી કોમલ કલેદવાળા;
હદયે સરખું જ દુઃખ રહેતી!
વચનો આ, મૃદુ વાણીમાં વહેતીઃ–

૧૨ "ઉરનાયક, એ શું આપ બોલ્યા?
તમને મેં બહુમાંથી એક ખોળ્યા;
બળતી મુજને બચાવી લીધી,
મુજપે એ કરુણા ન અલ્પ કીધી!

૧૩ "તમને દીધી સોંપી વસ્તુ છાની,
અધિકારી તમને જ તેહ જાણીઃ
ચહતી મતિમૂઢ જાત—નારી—
હતું એવું કંઇ પાસ ના તમારી!

૧૪ "મનથી વરી આપને, રહું છું;
ડર કોનો દિલમાં નહીં લહું છુંઃ
પરવા વિણુ લોકની ફરું છું—
કરતા જે મુજ નાથ, તે કરું છું!

૧૫ "કરતાં મુજને ન આંસુ મેલી,
નહિ આભૂષણથી થતી હું ઘેલી;
ગુણ હોય, ન હોય વા મહારા–
બસ હું શોભતી નામથી તમારા!"

પતીલ

# માંડવગઢની યાત્રા

મુંબાઈથી મોટરરસ્તે અમે ફતેહપુર ૯૦૦ માઇલની યાત્રા કરીને પહોંચ્યા. નાશિકની પાંચ પાંડવોની ગુફાઓ જોઈ. હિંદુધર્મની અધોગતિનો તાદૃશ ચિતાર અહીં મળે છે. ગુફાઓમાં બધીએ પ્રતિમાઓ બૌદ્ધ છે, પરંતુ આપણા ભાવિક હિંદુઓએ બુદ્ધની પરિનિર્વાણમૂર્તિને ગાંધારી બનાવી દીધી! બધીએ પ્રતિમાઓનું રૂપાંતર એવી જ રીતે કરી નાંખ્યું! કાલ, જાતિ, સંસ્કૃતિ, આ સૌ ભેદ દૃષ્ટિભેદ જ છે ને! દૃષ્ટિને જેવી રીતે કેળવીએ તેવી રીતે બધું દેખાય. આપણે કાંઇક જેસ્વીટ Jesuit જેવા તો ખરા. જુઓ ને, જૈનોએ પુરાણપરંપરા રચી એટલે કૃષ્ણને ઉઠાવી નેમિનાથનો ગૌણ સંબંધી કલ્પ્યો! ચંદ્રગુપ્ત જૈન હતો કે નહિ એ તો ઈશ્વર જાણે.

પણ આ તો વિષયાંતર થયો. મુંબાઈથી અમે પહેલો મુકામ માલેગાંવ કર્યો ને બીજો ઇંદોર. ત્યાંથી મૌ ને ધાર થઇને અમે માંડુ ગયા. ઇંદોરથી પર માઇલ માંડુ છે. રસ્તો સરસ છે ને મોટર-બસ ધાર સુધી તો નિયમિત જાય છે. હું માળવાનો સરસૂબો હતો ત્યારથી માંડવગઢ જોવાની આકાંક્ષા હતી; પણ બાર વર્ષે તે પૂરી થઈ. માંડુમાં અત્યારે તો બસો માણસની પણ વસ્તી નથી. દરિયાની સપાટીથી ૨૦૭૯ ફૂટ ઉપર વિંધ્યપર્વતનો આ એક વિલક્ષણ નૈસર્ગિક દુર્ગ છે. ૧૨૦૦૦ એકરમાં એનો વિસ્તાર છે. એના ભગ્ન પ્રાસાદો, મસ્જિદો ને મકાનો ફતેહપુર સિક્રી કરતાં કાંઇક વધારે મનોહર લાગે છે. કારણ, એક તો જગ્યા એટલી સુંદર, ને મોટાં મોટાં વૃક્ષો, ને રમણીય હરિયાળી એવી ભરપૂર છે કે તરત જ આ શાંતિમાં ભૂતકાળ પુનઃ જાગ્રત થઇ સજીવન થાય. વળી બસો વર્ષ સુધી માંડવગઢમાં માણેલી સુલતાનોની જાહોજલાલીના, એમના પ્રેમના, શિકારના, મહેલોની ખટપટના ભણકારા હજી સુધી સંભળાય છે. રેવાકુંડની આગળનો બાઝબહાદૂરનો મહેલ, એની ઉપર રૂપમતીનું મનોહર વાસગૃહ હજીએ જાણે નિઃશ્વાસ નાખતાં ન હોય. માંડુની સરખામણીમાં ફતેહપુર નિર્જીવ છે. ફતેહપુરમાં મુગલ-શહેનશાહતના ઐશ્વર્યનું અનુપમ ભાન થાય છે. પણ આસપાસ નજર નાખતાં આપણને તરત જ લાગે કે અહીં સામ્રાજ્યનું કેન્દ્ર સંભવી જ ન શકે. માંડુ જોતાં એમ જ લાગે કે હજીયે વખત જો પલટો ખાય તો આ જગ્યા ફરીથી સજીવન થાય. અત્યારે તો દક્ષિણાપથ ઉપર ડોકિયું કરતી વિન્ધ્યવિરાજમાન આ એક બારી છે. એની સુંદર ઇમારતો વિશે ચર્ચા કરવાનું મારું પ્રયોજન નથી. એની જુમા મસ્જિદ હિંદુસ્તાનની અનેક સુંદર મસ્જિતગાહોમાં પણ અનોખી છે. મસ્જિદના અનેક થાંભલા જૂના પરમાર મંદિરોના છે. મુસલમાનો ખરેખર ચતુર પ્રજા છે. હિંદુ કે ઈસાઇઓને એક વખત ભ્રષ્ટ થઈ ગયેલી મસ્જિતગાહો ન ખપે. મંદિરની મસ્જિદ થાય, પણ મસ્જિદનું મંદિર ન જ બને! મુસલમાનો આના કરતાં વધારે ઉદાર વિચારના છે. જ્યાં જુઓ ત્યાં જૂનાં મંદિરોની તરત જ એમણે મસ્જિદ બનાવી. થાંભલાઓ એના એ જ; મૂર્તિઓ પણ ઘણીયે વખત કાયમ રાખી, પણ મોઢાં ફેરવીને અથવા ઊલટે માથે ચણાવીને! માંડવગઢમાં તો અનેક મધ્યકાલીન મૂર્તિઓ

સુલતાની દિલ્હીનરેશ મહમ્મદ તુગલુક પાસેથી મળી ને ૧૪૦૧ માં દિલાવરખાં હુસેનશાહની ઉપાધિ લઈ માળવાની ગાદીએ તખ્તનશીન થયો. માંડવગઢની મુસ્લીમ વિભૂતિનો પૂરો વિકાસ તો અલ્પખાં અથવા હોશંગશાહના સમયમાં થયો. (૧૪૦૫–૧૪૩૨) માંડુ શાદીયાબાદ અથવા આનંદનગર બન્યું. આ મધ્યકાલીન મુસલમાનો બહાદૂર હતા. લડવું એ તો એમનો પ્રાણ હતો. અરબસ્તાનની મરુભૂમિમાંથી ઈસ્લામનો જન્મ થયે સો વર્ષે પૂરાં થયાં ન હતાં ત્યાં તો મુઠ્ઠીભર મુસલમાનોએ સંભ્ય દુનિયાના મોટા ભાગને–તે વખતનાં વિશાળ રાષ્ટ્રોને પરાસ્ત કર્યાં. અદ્ભુત પરાક્રમનું ને અનેરા સાહસનું એ સ્વાભાવિક પરિણામ હતું. માંડવગઢનાં ખંડેરોનો મોટો ભાગ હોશંગશાહના વખતનો છે. એનું જીવન તો ઘણુંખરું રણભૂમિમાં વીત્યું. પણ આપખુદી સત્તામાં જ એના વિનાશનાં મૂળ રહેલાં છે. વિલાસ એ વિનાશનું પ્રથમ પગથિયું છે. હોશંગશાહના અવસાનને ૩૭ વર્ષ થતાં થતાં ધિયાસુદ્દિન ગાદીએ આવ્યો. આ સુલતાને તો ગાદીએ આવતાં જ રાજદંડ પોતાના પુત્રને સોંપી જનાનાની વ્યવસ્થાનો ભાર પોતાને માટે રાખ્યો. કહેવાય છે કે ઘિયાસુદ્દીન બહુ ધર્મનિષ્ઠ હતો; એટલે સુધી કે જનાનામાં ૧૫૦૦૦ સ્ત્રીઓ રાખીને પણ પોતે કોઈ દિવસ મદ્યપાન ન કર્યું ! પોતાના રક્ષણ માટે પણ સ્ત્રીઓ જ રાખી હતી—પણ પુરુષવેશે. ૫૦૦ તુર્ક લલનાઓ ને ૫૦૦ હબશી ! આ પ્રથાનો એક ગુણ ઐતિહાસિકોની નજરે હજી સુધી ચડયો નથી. રાજા ને એના રાજકર્મચારીઓ બહુલગ્નની પ્રથા અનુસરે તો પછી સંતતિનિયમનની બહુ જરૂર ન પડે ! આ જ કારણે રાજવંશોમાં બહુ-પ્રજાની ફરિયાદ જવલ્લે જ સાંભળવામાં આવે છે. ઘિયાસુદ્દીનની ૧૫૦૦૦ ની સંખ્યા મારા ધારવા પ્રમાણે અજોડ જ હશે ! સ્ત્રીસંગ ને ઈશ્વરભક્તિથી જ કદાચ ઘિયાસુદ્દીનનું આયુષ્ય પણ લાંબું નીવડયું. બે વખત એના પુત્રે ઝેર આપ્યું, પણ પ્રયોગ નિષ્ફળ થયો. એંશી વર્ષની વયે ત્રીજી વખત એના અધીરા પુત્રે આપેલો ઝેરનો પ્યાલો પીને છેવટે આ ધર્મનિષ્ઠ સુલતાને જીવનનો અંત આણ્યો. (ઈ. સ. ૧૫૦૦). ૧૫૨૬ ની સાલમાં માળવા ગુજરાતના સુલતાનોને હાથ આવ્યું. ગુજરાત ને માળવા થોડા જ વખતમાં મુગલ સામ્રાજ્યમાં અંતર્ભૂત થયાં. માળવાનો છેલ્લો સુલતાન બાઝ બહાદૂર ઇતિહાસને પાને નામાંકિત થઈ ગયો. રેવાકુંડની પાસે એનો મહેલ ને એથી ઉપર, નર્મદાની દૂર દેખાતી સર્પાકૃતિ રજતરેખા આલોકતો એની પ્રિયતમા રૂપમતીનો મહેલ હજીયે વિદ્યમાન છે. બાઝબહાદૂર ને રૂપમતી ઇતિહાસને પાને ચઢયાં જ કેમ એ જ આશ્ચર્યની વાત છે. ૧૫૫૫ ની સાલમાં પોતાના ભાઈ શુજાખાંને મારી મલીક બાયઝીદ સુલતાન બાઝ બહાદૂરનું નામ ધારણ કરીને તખ્તનશીન થયો ને સાત વર્ષમાં તો મુગલ બાદશાહનો ૨૦૦૦ નો મન્સબદાર બની દરબારી બન્યો. એમ છતાં પણ બાઝબહાદૂર ને એની સુંદર વારાંગના રૂપમતી ઇતિહાસમાં એટલાં પ્રસિદ્ધ થયાં કે એ પ્રેમી યુગલનાં અનેક સુંદર પ્રાચીન ચિત્રો મળી આવે છે. બાઝબહાદૂર ને રૂપમતીનો પ્રેમ કાંઈક અજબ હોવો જોઈએ. આમ કલ્પનામાં એમનું સ્થાન અનોખું રહ્યું. ચિત્રોમાં સાધારણ રીતે બાઝબહાદૂર ને રૂપમતી ચાંદની રાતે શિકાર ખેલતાં ચિત્રેલાં હોય છે. કહેવાય છે કે, રૂપમતીને નિયમ હતો કે રોજ રેવાજીનું દર્શન કરવું. રૂપમતીનો મહેલ, હું ધારું છું કે હજી પણ મધ્યહિંદમાં અદ્વિતીય છે. વિંધ્યપર્વતના બિલકુલ કિનારા ઉપર છે. નીચે દક્ષિણાપથ છે. દૂરમાં નર્મદા સુંદર રેખારૂપે વહે જ જાય છે. અત્યારે પણ બાઝ-બહાદૂર ને રૂપમતીનાં સ્મરણોને લઈ માંડવગઢના ભગ્ન પ્રાસાદોમાં પુરાતન સંગીતના—એ

પ્રેમી યુગલની પ્રેમમસ્તીના ભણકારા કલ્પનાના કાનોને સંભળાય છે. લડાઇમાં હારી બાઝ-બહાદુર મુગલ બાદશાહનો મન્સબદાર થયો ને રૂપમતીએ પોતાના સૌંદર્ય ને સંગીતની કીર્તિને વિષ આપી જીવન સમર્પ્યું. આ વખતે માળવાની કીર્તિ રસિક કલાઓ માટે આખા હિંદમાં પ્રસરી હતી. ગુજરાત ને માળવાના કલાવન્તો ને ચિત્રકારોનાં નામ અબુલ ફઝલે આઇની અકબરીમાં સાચવી રાખ્યાં છે. દરેક કલાવન્ત ને ચિત્રકાર નામની પાછળ "ગુજરાતી" લખવાનું ચૂકતો નહિ. ભીમ ગુજરાતી, કેશો ગુજરાતી, સર ગુજરાતી, માધો ગુજરાતી અકબરના દરબારના પ્રસિદ્ધ ચિત્રકારો છે.

માંડવગઢનાં સુંદર હવાપાણી, શિકાર ને ઇમારતો માણવા અકબર, જહાંગીર ને શાહજહાં જઇ આવ્યા. જહાંગીરે તો નૂરજહાં બેગમના શિકારનો વૃત્તાંત પણ એના અતીવ સુંદર આત્મવૃત્તાંત તુઝક-ઇ-જહાંગીરીમાં સંગ્રહી રાખ્યો છે. છ ગોળીમાં ચાર વાઘને નૂરજહાં બેગમે વીંધી નાંખ્યા એ નિમિત્તે બાદશાહે ૧૦૦૦ મ્હોર ન્યોછાવર કરી ને બેગમને લાખ રૂપિયાનાં કર્ણફૂલ ભેટ આપ્યાં! ૧૬૧૭ની સાલમાં જહાંગીરે રેવાકુંડની પાસેના બાઝ-બહાદુરના બગીચામાં પોતાના જન્મદિવસને અંગે સોનાચાંદીનું તુલાદાન કર્યું.

સમયે પાછો પલટો ખાધો ને ૧૭૩૪ માં તો પેશ્વાની વિસ્તરતી હકુમતમાં મુસ્લીમ સુલતાનોની આ વિલાસનગરી પણ આવી ને આનંદરાવ પવાર બાજીરાવ પેશ્વા તરફથી સુબો નિયુક્ત થયો. માંડુનો હવે મધ્યાહ્નકાલ રહ્યો નહોતો. ધારાનગરી—ભોજનું ધાર પાટનગર બન્યું. પણ માંડુ તેમ જ ધાર ભૂતકાલનાં ગૌરવ, સમૃદ્ધિ, વિદ્યાવ્યસન, વિલાસનાં સ્મરણમાત્ર જ છે. માળવાની જમીનમાં જાદુ છે. ભવિષ્યમાં એનું શું થશે એ કોણ કહી શકે? અત્યારે ત્યાં અનેક નાનાં નાનાં રાજ્યો વીખરાયેલ છે. પ્રગતિ માટે બહુ સાધન કે સ્થાન જણાતાં નથી. પણ ભાવિ હિંદ વર્તમાન ભારત કરતાં તો કાંઇક જુદું જ હશે ને?

ન્હાનાલાલ ચીમનલાલ મહેતા

---

## રજનીનું રૂપ

(શાર્દૂલવિક્રીડિત)

" કાળી ઘોર નિશા સમી કદરૂપી સ્ત્રીમાં શું મોહ્યો શશી? "
એવું સૌ જગ બોલતું નભ ભણી જોઈ કટાક્ષે હસી.
" પોતે સુંદર તો ય પત્નિ મહીં ના કાં રૂપની છે તથા? "
નિશ્ચે શ્યામ: સુરૂપ થાય રવિથી, સાચી જ છે એ કથા."

મુગ્ધા શી શરમાળ ખૂબ શશીની છે એ વધૂ રાતડી,
ઓઢે છે નખશીખ ઢાંકી દઇને તારે મઢી ચૂંદડી.
અંધારે અભિસાર માત્ર કરતી ધીમાં ધીમાં પાદથી,
મોહ્યો શા રૂપમાં શશી, જગતને દેખાતું તેથી નથી.

તોફાનો પણ પ્રકૃષે પ્રસરતાં કોદી ખસે ઓઢણી,
ત્યારે થોડી અપાંગની જગતને દેખાય ત્યાં મીટડી;
ને આવે જડ જગ્તનાં ય જનને ત્યારે કંઇ કલ્પના
તેના શ્યામળ ઓઢણા મહીં ન શા રાશી હશે રૂપના!

જેઠાલાલ ત્રિવેદી

# રાનીપરજ કોમો અને ભીલો

આને ૧૯૨૧ની વસ્તીગણતરી પ્રમાણે હિંદુસ્તાનમાં રાનીપરજ કોમોની વસ્તી એક કરોડ સાઠ લાખની એટલે હિંદના પ્રત્યેક વીસ માણસે એકના પ્રમાણમાં છે. આસામ, મધ્ય પ્રાંત, બિહાર, ઓરિસ્સા, મધ્યહિંદ અને મુંબઇ ઇલાકામાં તેઓ મોટા પ્રમાણમાં છે. જુદી જુદી મુખ્ય રાનીપરજ કોમોની વસ્તીના આંકડા નીચે પ્રમાણે છેઃ–

| રાનીપરજ કોમનું નામ | મુખ્ય વસ્તી હિંદના કયા ભાગમાં | સંખ્યા |
|---|---|---|
| ગોંડ | મધ્યપ્રાંત, મધ્યહિંદ, બિહાર અને ઓરિસ્સાઃ | ૨,૯૦૨,૫૯૨ |
| સાંતાલ | મધ્યહિંદ, બિહાર, ઓરિસ્સા અને મદ્રાસ. | ૨,૨૬૫,૨૮૨ |
| ભીલ | મુંબઇ, મધ્યપ્રાંત, વડોદરા અને રાજપુતાના. | ૧,૭૯૫,૮૦૮ |
| કુરુંબન | કુર્ગ, મદ્રાસ, મ્હૈસુર અને હૈદ્રાબાદ ( દક્ષિણ ) | ૮,૫૫,૨૭૯ |
| ઓરાંઓ | બિહાર, ઓરિસ્સા, આસામ અને મધ્યપ્રાંત. | ૭,૬૫,૬૮૦ |
| વણજારા | મુંબઈ, મધ્યપ્રાંત, પંજાબ, હૈદ્રાબાદ અને મ્હૈસુર | ૬,૫૧,૯૨૭ |
| મુંડા | બિહાર, ઓરિસ્સા, બંગાળ અને આસામ. | ૫,૯૩,૮૩૯ |
| શવર | બિહાર, ઓરિસ્સા, મદ્રાસ અને મધ્યહિંદ. | ૪,૭૫,૮૬૮ |
| હો | બિહાર અને ઓરીસ્સા. | ૪,૪૦,૧૭૪ |
| નાગા | આસામ. | ૨,૨૦,૬૧૯ |
| કચારી | ,, | ૨,૦૭,૨૬૬ |

ઉપર જણાવેલી ભિન્ન ભિન્ન રાનીપરજ કોમો છૂટીછવાઇ ઊંડાં જંગલો અને ડુંગરાળ પ્રદેશોમાં–હિંદી સમાજ અને એ સમાજની સંસ્કૃતિના પ્રવાહોથી દૂર–વસે છે અને તેથી આજસુધી એ સંસ્કૃતિની અસર લગભગ તદ્દન અલિપ્ત રહી છે. સંસ્કૃતિ અને સમાજથી દૂર રહેવાને લીધે મનુષ્ય, પ્રાણી અને અજ્ઞાત શક્તિના ભયની કલ્પનાની પરંપરાએ તેમનું જીવન હણી નાખ્યું છે. ભયના જેવું જીવનને પીસી નાખનારું, તેને હણી નાખનારું એકે બળ નથી, અને તેથી તેઓ દુઃખ અને દારિદ્રના ઊંડામાં ઊંડા ગર્તમાં ડૂબ્યા છે.

ખેતી અને ઉદ્યોગ કરવાની તેમની જરી પુરાણી અને તદ્દન પ્રાથમિક રીતો, તેમ જ વિનિમય અને વેપારની અજ્ઞાનતાને લીધે તેઓ કંગાલ રહ્યા છે અને ભૂખમરાનાં દુઃખો તેમને વારંવાર લૂંટફાટ, ચોરી અને હિંસાના માર્ગે ધકેલે છે. બળવાન પ્રજાએ પોતાના આર્થિક લાભોને અર્થે આ મૂળ વતની પ્રજાને સપાટ ફળદ્રૂપ મેદાનોથી વધારે ને વધારે દૂર જંગલો અને પહાડી પ્રદેશના ઊંડાણમાં ને ઊંડાણમાં હાંકી કાઢ્યા છે; પરિણામે તેમને જીવનની જરૂરીઆતો પ્રાપ્ત કરવા માટે ફાંફાં મારવાં પડે છે. વિશેષમાં જંગલના આંટીઘૂંટીવાળા કાયદા અને તેના આકરા શાસને આ જંગલના માનવીઓની રહી સહી સ્વતંત્રતા લૂંટી લીધી છે, જંગલની પેદાશમાંથી થતું તેમનું ગુજરાનનું સાધન પણ ખૂંચવી

લેવામાં આવ્યું છે અને તેઓ તેનો થોડોઘણો પણ લાભ ઉઠાવી શકતા નથી. કાયદાની બારીકાઇની સમજણ ન હોવાથી જંગલના કાયદાભંગના નાના નાના ગુનાઓને લીધે તેમને આકરામાં આકરી સજા ભોગવવી પડે છે.

ઉજળિયાતો આ લોકોની મહેનતમજૂરીનો ખોટી રીતે લાભ લેવાની એક પણ તક જવા દેતા નથી. ધૂર્ત ધીરધારનો ધંધો કરનારાઓ તેમના ભોળપણ અને નિરક્ષરતાનો નિરંકુશ લાભ લઇ વ્યાજની ચુંગાલમાં સપડાવી તેમને ચૂસે છે; નાના વેપારીઓ અને દારૂના ઇજારદારો આ લૂંટમાં પૂરેપુરા ભળે છે. તેમને મજૂરીના ઓછામાં ઓછા દર આપવામાં આવે છે, ખેતીવાડીની ઉપજના ભાવતાલમાં તેઓને વેપારીઓ સારી પેઠે છેતરે છે, શાહુકારો ૫૦ ટકાથી ૨૦૦ ટકા સુધીનું વ્યાજ લે છે અને આટલી ચૂસણ-નીતિ પછી તેમનો જીવનનું બાકી રહી ગયેલું હીર દારૂ ચૂસી લે છે. પરિણામે તેઓ નિર્માલ્ય અને કંગાલ બન્યા છે. તેમનું હીર હણાઇ ગયું છે, તેમને મહત્ત્વાકાંક્ષાઓ રહી નથી અને જે સ્થિતિમાં તેઓ જીવન ગુજારે છે તે સ્થિતિમાંથી નીકળવાને ઇચ્છા પણ રહી નથી. આ રાનીપરજ કોમના સર્વસામાન્ય દુઃખપરંપરાની કથા.

**મુંબઇ ઇલાકાની રાનીપરજ કોમો:**—મુંબઇ ઇલાકામાં રાનીપરજ કોમની વસ્તી મોટા પ્રમાણમાં છે. મુંબઇ ઇલાકાની કુલ્લે ૨,૬૭,૫૭,૬૪૮ વસ્તીમાં તેમની વસ્તી સત્તર લાખ ચોત્રીસ હજાર ત્રણસો છેતાળીસની છે, એટલે કે પ્રત્યેક પંદર માણસે **એકની** છે. જુદી જુદી કોમોની વસ્તી નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| ૧ ભીલ | પૂર્વગુજરાત, ખાનદેશ અને સિંધ | ૭૮૬,૭૨૬ |
| ૨ વારલી | મહારાષ્ટ્ર | ૧૭૭,૩૯૧ |
| ૩ ઠાકુર | ,, | ૧૪૮,૪૯૪ |
| ૪ દુબલા તલાવીઆ | દક્ષિણ ગુજરાત અને વડોદરા | ૧૩૨,૫૩૯ |
| ૫ ધોડીઆ | ,, | ૧૦૮,૯૬૬ |
| ૬ વાઘરી | ખેડા અને અમદાવાદ | ૮૬,૧૧૪ |
| ૭ નાયકડા | દક્ષિણ ગુજરાત, હાલોલ | ૮૪,૯૬૯ |
| ૮ કાતકરી | મહારાષ્ટ્ર | ૮૦,૮૩૦ |
| ૯ કોકણા | ,, | ૭૧,૦૭૭ |
| ૧૦ ચોધરા | વડોદરા | ૪૩,૨૭૭ |
| ૧૧ ગામીત | ,, | ૧૨,૫૯૯ |
| ૧૨ કોલઘા | ,, | ૧,૩૬૪ |

આ ઉપરાંત કોટવાલીઆ, વાલવી, ધાણકા, બાવચા, કઠોડીઆ મળી નાની મોટી કુલ્લે ૧૭ જુદી જુદી રાનીપરજ કોમોની વસ્તી આશરે ૧૮ લાખની છે. એકલા મુંબઇ ઇલાકામાં હિંદુસ્તાનની કુલ ભીલવસ્તીનો લગભગ અર્ધો ભાગ છે. ભીલ કોમ ગુજરાત, ખાનદેશ અને સિંધ પ્રાંતમાં પથરાએલી છે. તેઓ મુખ્યત્વે ગુજરાતની ઉત્તર અને પૂર્વ સરહદો પર, આબુ આરાવલીના ડુંગરોની હારમાળાથી શરૂ થતો તે ઠેઠ દક્ષિણગુજરાતનાં ડાંગનાં ઘોર જંગલો સુધીના પ્રદેશમાં વસે છે. ભીલોના મુખ્ય બે વિભાગ કરી શકાય: (૧) ગુજરાતનો ભીલ (૨) ખાનદેશનો ભીલ.

ભીલનું ગામડું એટલે એક બે માઈલના વિસ્તારમાં છૂટી છૂટી પથરાએલી ઝૂંપડીઓનો સમૂહ. ચીકણી માટીથી થાપેલી યા વાંસ કે બરૂની બનાવેલી ભીંતોવાળું, હાથે બનાવેલાં નળિયાં-'થાંપડા'-યા તો ઘાસ પાંદડાંથી છવાએલું અને નીચા નમીને દાખલ થઈ શકાય એટલું નીચું ઝૂંપડું બાંધીને ભીલ પોતાના ખેતરમાં જ વસે છે. બે ત્રણ પોતાને હાથે બનાવેલા નાના ખાટલા, ઘંટી, થોડાં માટીનાં વાસણો, અનાજ ભરવાને વાંસની ચીપોની બનાવેલી ત્રણ ચાર કબલી કે માટીની કોઠીઓ (જે બહુધા ખાલી હોય છે), ફાટ્યા તૂટ્યા કામળા એ તેના ગરીબ ઝૂંપડાની વૈભવસામગ્રી છે. કોઈક ભીલના ઘરમાં પિત્તળની તપેલી અને લોટા ઓછા પ્રમાણમાં હોય છે. ઝૂંપડાની આજુબાજુ ભીલ નાની સરખી વાડી કરે છે. એમાં વાલની વેલ, તમાકુ, મરચી, દિવેલી વગેરે છોડો ઉછેરે છે. ઝૂંપડી નજદીક ઉછરેલ બોરડી, આંબો કે મહુડાની છાયા એની આરામગાહ છે.

ગાય, બળદ અને બકરાં એ એનું પશુધન છે. ભીલની મોટાઈ અને એની આર્થિક સ્થિતિની ગણતરી એનાં પશુધન ઉપર થાય છે. જંગલના કાયદાના આકરા શાસને એનું પશુધન દિવસે દિવસે ઓછું થતું જાય છે. કાઠા દિવસોમાં એની કબલી કે કોઠીમાંનું અનાજ ખૂટી જાય છે ને એને અર્ધો ભૂખમરો સહન કરવો પડે છે તેમ એનું પશુધન પણ એ દિવસોમાં અર્ધો ભૂખમરો સહન કરે છે.

ખેતીનાં ઓજારો એની પાસે બહુ ઓછાં હોય છે, અને જે છે તે જાતે યા તો પાડોશી ભીલનાં બનાવેલાં છે. એક બે હળ, ધુંસરી, એકાદ પાવડો અને ટોપલાં સિવાય વધારે ઓજારો એની પાસે નથી.

ભીલનો પહેરવેશ સામાન્ય રીતે બહુ જ ઓછો હોય છે. બે ત્રણ હાથ લાંબી અને ત્રણથી ચાર ઈંચ પહોળી એવી લંગોટી, માથે બાંધવાને ફાળીઉ અને ઓઢવાને માટે એક ધોતીઉ એ એનો પોષાક. શિયાળાની કડકડતી ટાઢમાં પણ એથી વધુ એની પાસે હોતું નથી. સ્ત્રીઓ સાલ્લો, ઘાઘરો અને કાંચળી એ ત્રણ પહેરે છે. પુરુષોના કરતાં એમનો પોષાક વધારે છે. ગરીબાઈને લીધે કપડાંની બીજી જોડ એમની પાસે હોતી નથી એટલે જ્યારે પહેરેલી જોડ ફાટી જાય છે તો તે ફાટેલાં કપડાં પહેરીને પોતાના શરીરને ઢાંકવાનો મિથ્યા પ્રયત્ન કરે છે યા તો પાડોશીને ત્યાંથી માગી લાવી તે પહેરીને બજારમાં નવી જોડ ખરીદવા આવે છે.

અહીંના ભીલનો મુખ્ય ખોરાક મકાઈનો છે. મકાઈના લોટની આછી પાતળી રાબ યા ઘુલી, રોટલો અને મીઠું એ એના જીવનની સાદામાં સાદી જરૂરીઆત છે. ઉનાળો પુરો થતાં પહેલાં કોઠીમાંના દાણા ખૂટી જાય છે, અને શાહુકારો પાસેથી ખાધના દાણા લાવી ખાય છે. જમીન પર વેરાએલાં ઘાસનાં બી ઘણી મહેનતે ભેગાં કરી તેનો રોટલો કે રાબ બનાવી કેટલાં યે ભીલકુટુંબો જિંદગી નિભાવે છે. ચોમાસામાં સામા નામનાં ઘાસનાં બી ઘાસ ઉપરથી જ પંખા આકારનું ઝાડુ બનાવી તેના ઝાડીને ટોપલામાં ભેગાં કરે છે, તેને સકવીને તેના રોટલાથી તેઓ મકાઈના અભાવે ગુજરાન ચલાવે છે. શાક, ભાજી, દૂધ, છાશ વગેરે તો તેમના નસીબમાં હોય જ ક્યાંથી? પણ શેર મકાઈનો લોટ પણ આખું વરસ તેમને નિયમિત મળતો નથી. આ તેમની ભયંકર કંગાલિયત.

આવી ભોંયભેગી થયેલી કોમનો હાથ પકડી તેને ઉન્નતિને માર્ગે મૂકવી એ

ોજળિયાતોની પ્રથમ ફરજ છે. હિંદુસ્તાનના એ મૂળ વતની છે અને તેમની હાલની આવી દશા થવામાં આપણે કારણભૂત છે. આપણે જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત કરવા માટે આવી રાનીપરજ કોમોની ધાર્મિક, આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવી જોઇએ. એ કાર્ય માટે દેશભરમાં સેંકડો સેવા મંડળોએ હજારો સ્વયંસેવકો મારફત ભગીરથ પ્રયત્ન કરવો પડશે. સમાજના એ પાંગળા અને રોગિષ્ઠ અંગને આરોગ્ય અને બલપ્રદ બનાવ્યા વિના ઉન્નતિની આશા રાખવી એ મિથ્યા છે.

ભીલ સેવા મંડળ,
દાહોદ.

ડાહ્યાભાઇ જી. નાયક

---

## —યયાતિનો અનુતાપ—

(પૃથ્વી-છંદ)

હજાર વરષો ગયાં વહી, ક્ષણેય લાગી નહિ,
અનંત ગરજંત કાલનિધિમાં શમી રે ગયાં,
મહાન નદરેલ શાં, ન કંઇ ચિહ્ન એનાં રહ્યાં.
નિમગ્ન રહી મ્હેં સદાય સુખભોગ સંસારમાં
સમૃદ્ધિ મુજ રાજ્યની, સકલ સાધનો વિશ્વનાં,
અમૂલ મુજ અંતરાત્મ તણી ભવ્ય સંપત્તિયે,
દીધી ખરચી સર્વ હા ! પણ અતૃપ્ત છે વાસના
હજુ ય સુખની, હજુ વિષયલાલસા ના શમી,
હજુ ય મનમાંહિ આકળી ઉઠે તરંગાવલિ,
અનેક ધનરાગ ચિત્તપટને હજુ રંગતા,
હજુ ય અવિરોધ્ય વેગ મુજ પ્રાણમાં ઊડતા;
છવાયું પળિયે સમસ્ત શિર, કિંતુ રે ના પળી
સદા વિવશ કામને રહતી મૂઢતા જીવની;
થઇ શિથિલ ઇન્દ્રિયો સુખતણા ઘસારા ખમી
ઘસાઇ દિનરાત જર્જરિત યંત્ર શી; ચામડી
પડી લબડી કરચળી વળી કુમાશહીણી ફીકી;
ટટાર ઋજુ દેહદંડ બહુ વંક પામી લચ્યો;
પરંતુ મદઘોર ઘોર વિષ-વાસનાનો હજુ
શમ્યો ન લવલેશ કર્ણપુટને વિંધી નાખતો;
શમ્યું નહિ જ કામપૂર ઘુઘવંત કંઇ કારમું;
ગયો પ્રબલ પ્રાણ ચંચલ પ્રમત્ત જોબનતણો,
ગઇ ભરતી ઓસરી ઝગમગંત ઉત્સાહની,
વિરામી સહુ સાહસોર્મિ, વિલ્લેપ્યુ વિશ્વાસની
દિવાલ ગબડી પડી: અબલ દીન વાર્ધક્યની

ઘનીભૂત થયેલ છાય મૂંઝતી હવે એકલી
રહી, દીપકજ્યોત તેલ ખૂટતાં મૂંઝારાભરી
વૃથા જયમ કરે પ્રયત્ન ગત આયુને ઝાલવા.

હજાર વરષો ગયાં! સકલ, હાય! એળે ગયાં!
સુવર્ણમય જીંદગી દીધી ગુમાવી ને કાંકરા
કર્યા રતનમૂલ મોંઘી ઘડીઓ તણા, શ્રેયના
સુપંથ પર માંડ્યું એક ડગ ના, રહ્યો વાસના—
તણા મલિન પંકમાં ખદબદી લઘુ કીટ શો!
ન સંયમ અનતપે અમલ દિવ્યતાને વર્યો!
પુરુ! પ્રિય સુપુત્ર! ધન્ય તવ ત્યાગ દેવાંશી હે!
ત્રિલોકપટ નામ તારું અમૃતાક્ષરે રાજશે,
સુકીર્તિ તવ દિગ્દિગંત મહિં ઉજ્જવલા વ્યાપશે;
વિમૂઢ તવ તાત નષ્ટમતિ સ્વાર્થ—અંધો બન્યો
અને અધમ ભોગ કાજ તવ યૌવનોલ્લાસનો
જુવાળ લઇને અપૂર્વ વિષયો પરે રેલવ્યો;
સૂકા રણ મહિં પ્રવાહ નદનો વિલોપી દીધો!
તને સુખહીણો કર્યો! કબર સોંપી વાર્ધક્યની
સમુચ્છલતરંગ—યૌવનહિંડોલ તારો હર્યો;
સર્યો જ મુજ હેતુ સ્વલ્પ પણ તેથી, સંતૃપ્ત ના
થયો જરીય, ભોગવંચિત વૃથા તને મ્હેં કર્યો!
સુપુત્ર! કર માફ મૂઢમતિ તાતને પાત્ર ના
છતાંય, તું મહાનુભાવ તવ વંશ ઔદાર્યથી.
પ્રસિદ્ધ અનુભૂતિ સર્વ મુનિઓ તણી, માત્ર આ
મહાવ્યય વડે ફરીથી થઈ પ્રાપ્ત બાપુ મને.
ન કામ સુખભોગથી કદિય શાંતિને પામતો,
વિરુદ્ધ ઉલટો થતો વિષય કેરી સામગ્રીથી
નિરંતર બલિષ્ઠ પુષ્ટ દમતો વધુ આકરો,
હુતાશન સમાન; હોમ ધૃતદ્રવ્ય કેરો થતાં
ઊઠે ભડભડી અતિ પ્રબલ જેમ જ્વાલાવલિ.
વિલાસરત વાસના કદિય તૃપ્તિ ના પામતી
ક્ષુધા અતીવ દુષ્પુરા શમતી ના કદિ કામની
ન સંયમસમુદ્ર વિણ કહિં વાસના ડૂબતી
કદિ ન તપના મહાતપ વિના બળી એ જતી:
અને પરમનાં પ્રસાદમય દર્શનો થાય ના
તહિં સુધી ન તૃપ્તિ, શાંતિ શુચિ આતમમાં વ્યાપતી.

પૂજાલાલ

# संस्कृत सुभाषितो

सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।
अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाघ्न्या ॥ १ ॥
अनुव्रतः पितुः पुत्रो माता भवतु संमनाः ।
जाया पत्ये मधुमतीं वाचं वदतु शन्तिवाम् ॥ २ ॥
मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा ।
सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥ ३ ॥
येन देवा न वियन्ति नो च विद्विषते मिथः ।
तत् कृण्मो ब्रह्म वो गृहे संज्ञानं पुरुषेभ्यः ॥ ४ ॥
ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः ।
अन्यो अन्यस्मै वल्गु वदन्त एत सध्रीचीनान् वः संमनस स्कृणोमि ॥ ५ ॥
समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ।
सम्यञ्चोऽग्निं सपर्यत ारा नाभिमिवाभितः ॥ ६ ॥
सध्रीचीनान् वः संमनसस्कृणोम्येकश्नुष्टीन्त्संवननेन सर्वान् ।
देवा इवामृतं रक्षमाणा सायंप्रातः सौमनसो वो अस्तु ॥ ७ ॥

अथर्व० का० ३ सू० ३०

હું તમારું સહૃદય, સાંમનસ્ય, અવિદ્વેષ કરું છું; અન્યોન્યને આનંદ આપો—જન્મેલા વાછરડાને જેમ દૂઝણી ગાય. ૧

પુત્ર પિતાનો અનુવ્રત ( થાઓ ). માતા સાથે સમાન મનવાળો થાય. સ્ત્રી પતિને મીઠી સુખવાળી વાણી બોલે. ૨

ભાઇ ભાઇનો દ્વેષ ન કરે, બ્હેન બ્હેનનો ન કરે. સંપ કરીને સમાન કાર્યોવાળાં થઇ ભલી રીતે વાણી બોલો. ૩

જેને લઇને દેવો છૂટા ન પડે અને પરસ્પર દ્વેષ ન કરે તે બ્રહ્મ-પુરુષો માટે સમાન બુદ્ધિ ( કરનારું ) અમે તમારા ઘરમાં કરીએ છીએ. ૪

વડીલોથી યુક્ત, સમજુ સાથે સિદ્ધ કરતા, સમાન ધૂંસરીએ ફરતા છૂટા ન પડો. એકબીજા સાથે મીઠું બોલતા આવો, તમને સંપીલા, સમાન મનવાળા કરું છું. ૫

તમારું પીવાનું સમાન થાઓ, અન્નભાગ સાથે થાઓ, તમને હું સમાન જોતરે જોડું છું. નાભીની આજુબાજુ આરાની જેમ સાથે મળીને અગ્નિ સેવો. ૬

તમને સંપીલાઓને હું સમાન મનવાળા કરું છું, સંવનનથી સર્વને એક ટોળીવાળા (કરું છું) અમૃતનું રક્ષણ કરતા દેવો જેવા (થાઓ); સાંજ સવાર તમારું સૌમનસ્ય થાઓ. ૭

વૈદિકપાઠાવલી પૃ. ૨૯૪

अधर्मो धर्मो भवति धर्मोऽधर्मो भवत्युत ।

कारणाद् देशकालस्य देशः कालः स तादृशः ॥

महाभारत, शान्तिपर्व

દેશ અને કાલના કારણથી અધર્મ ધર્મ બને છે, ધર્મ અધર્મ બને છે; દેશ અને કાલ એવો છે.

મહાભારત, શાન્તિપર્વ

अपारे यो भवेत्पारम् अप्लवे यः प्लवो भवेत् ।

शूद्रो वा यदि वाप्यन्यः सर्वथा मानमर्हति ॥

महाभारत, शान्तिपर्व

આરો ન હોય ત્યાં જે આરો બને, હોડી ન હોય ત્યાં જે હોડી બને, તે શૂદ્ર હોય કે બીજો ગમે તે હોય, પણ તેને સર્વથા માન ઘટે છે.

મહાભારત, શાન્તિપર્વ

या वेदबाह्याः स्मृतयः याश्च काश्च कुदृष्टयः ।

सर्वास्ता निष्फला ज्ञेयास्तमोनिष्ठा हि ताः स्मृताः ।

मनु

સ્મૃતિગ્રંથોનાં જે વચન વેદબાહ્ય હશે, અથવા જે કુત્સિત દૃષ્ટિથી લખાયાં હશે તે નિષ્ફળ સમજવાં જોઈએ; કારણકે તે બધાં તમસથી–અજ્ઞાનથી લખાયેલાં છે. મનુ

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।

शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

गीता अ. ५

વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચંડાલ એ બધા તરફ પંડિતો સમાન દૃષ્ટિવાળા હોય છે.

ગીતા અ. ૫

एक एव पुरा वेदः प्रणवः सर्व वाङ्मयः ।

देवो नारायणो नान्य एकोऽग्निर्वर्ण एव च ॥ ४ ॥

—श्रीमद्भागवत स्कं० ९-१४

પહેલાં એક જ વેદ, સર્વ વાણીમાં વ્યાપ્ત એક જ પ્રણવમંત્ર (ૐ), એક જ નારાયણદેવ, એક જ અગ્નિ અને એક જ વર્ણ હતો; બીજો કોઈ ન હતો.

શ્રીમદ્ભાગવત સ્કં. ૯-૧૪

एकवर्णमिदं पूर्वं विश्वमासीद् युधिष्ठिर ।

कर्मक्रियाविभेदेन चातुर्वर्ण्यं प्रतिष्ठितम् ॥

सर्वे वै योनिजा मर्त्याः सर्वे मूत्रपुरीषजाः ।
एकेन्द्रियेन्द्रियार्थाश्च तस्माच्छीलगुणैर्द्विजः ॥
शूद्रोऽपि शीलसंपन्नो गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीनः शूद्रात् प्रत्यवरो भवेत् ॥

—महाभारत

પૂર્વે આ વિશ્વ એક જ વર્ણવાળું હતું. હે યુધિષ્ઠિર! ગુણ અને કર્મના વિભાગથી આગળ ચાલતાં ચાર વર્ણ ઉપસ્થિત થયા. બધાં મનુષ્યોની ઉત્પત્તિ યોનિદ્વારા થાય છે, અને બધા લોક મૂત્રપુરીષથી પેદા થયા છે; બધાની ઇન્દ્રિયો એક છે અને ઇન્દ્રિયોના વિષયો એક છે. (એથી જન્મથી ઉચ્ચનીચનો ભેદ માનવો ઉચિત નથી.) માટે શીલની પ્રધાનતાથી જ દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણ) બને છે. જો શૂદ્ર પણ શીલસંપન્ન હોય તો તેને પણ ગુણવાન બ્રાહ્મણ સમજવો જોઈએ; અને જો બ્રાહ્મણ પણ ક્રિયાહીન હોય તો તે શૂદ્રથી પણ નીચ બને.

મહાભારત

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥

भ. गीता. ४–१३

ગુણકર્મના વિભાગથી મેં જ ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન કર્યાં.

ભગવદ્ગીતા ૪–૧૩

भारद्वाज उवाच ।

कामः क्रोधो भयं लोभः शोकश्चिंता क्षुधा श्रमः ।
सर्वेषां नः प्रभवति कस्माद् वर्णो विभिद्यते ॥ १ ॥
स्वेदमूत्रं पुरीषाणि श्लेष्मा पित्तं सशोणितम् ।
तनुः क्षरति सर्वेषां कस्माद् वर्णो विभिद्यते ॥ २ ॥

भृगुरुवाच ।

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ ३ ॥
कामभोगप्रियास्तीक्ष्णाः क्रोधनाः प्रियसाहसाः ।
त्यक्तस्वधर्मा रक्तांगास्ते द्विजाः क्षात्रतां गतः ॥ ४ ॥
गोभ्यो वृत्तिं समास्थाय पीताः कृष्युपजीविनः ।
स्वधर्मेनानुतिष्ठन्ति ते द्विजा वैश्यतां गताः ॥ ५ ॥
हिंसाऽनृतप्रिया लुब्धाः सर्वकर्मोपजीविनः ।
कृष्णाः शौचपरिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः ॥ ६ ॥

इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजा वर्णान्तरं गताः ।
धर्मो यज्ञक्रिया तेषां नित्यं न प्रतिषिध्यते ॥ ७ ॥
इत्येते चतुरो वर्णा येषां ब्राह्मी सरस्वती ।
विहिता ब्रह्मणा पूर्वं लोभात् त्वज्ञानतां गताः ॥ ८ ॥

महाभारत-शांति० मोक्षधर्म ८२-१८८

ભારદ્વાજ બોલ્યા

કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિંતા, ક્ષુધા અને શ્રમ વગેરે વિકારો અમારા બધામાં એકસરખા છે. તો પછી વર્ણભેદ કેમ માનવામાં આવે છે? પ્રસ્વેદ, મૂત્ર, પુરીષ, કફ, પિત્ત, રક્ત બધાનાં શરીરમાંથી ઝરે છે તો પછી એક વર્ણ બીજા વર્ણથી ભિન્ન કેમ માનવામાં આવે છે?

ભૃગુઋષિ બોલ્યા

વર્ણોમાં કોઈ વિશેષ નથી. શરૂઆતમાં, બ્રહ્માએ ઉત્પન્ન કરેલ આ આખું જગત બ્રાહ્મણ હતું. પછી કર્મોને લીધે વર્ણતાને પામ્યું. જે દ્વિજોને કામ અને ભોગ પ્રિય હતા, જેઓ તીક્ષ્ણ સ્વભાવના, ક્રોધી, સાહસપ્રિય, સ્વધર્મને તજેલા, અને રક્તાંગવાળા હતા તે દ્વિજો ક્ષાત્રતાને પામ્યા. જે દ્વિજો ગાયોમાંથી આજીવિકા કરીને ખેતી ઉપર જીવતા હતા, જેઓ પીળા હતા અને સ્વધર્મ પ્રમાણે ચાલ્યા નહિ તેઓ વૈશ્યતાને પામ્યા. હિંસા અને અસત્ય જેમને પ્રિય હતું, જેઓ લોભી હતા, સર્વ પ્રકારના કર્મ ઉપર જીવનારા, શૌચથી ભ્રષ્ટ થયેલા અને કાળા રંગના હતા તે દ્વિજો શૂદ્રતાને પામ્યા. આ રીતે આવાં કાર્યોથી વહેંચાઈ ગયેલા દ્વિજો વર્ણાન્તરને પામ્યા. તેમને ધર્મ અને યજ્ઞક્રિયા હમેશને માટે પ્રતિષિદ્ધ નથી. એ રીતે પૂર્વે બ્રહ્માએ ઉત્પન્ન કરેલા આ ચારે વર્ણો જેમને વેદવિદ્યાનો અધિકાર હતો તેઓ લોભને લીધે અજ્ઞાનતાને પામ્યા.

મહાભારત, શાન્તિ० મોક્ષધર્મ ૮૨-૧૮૮

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।
चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पंचमः ॥ ४ ॥

मनु अ० १०

દ્વિજોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો છે. અને ચોથો શૂદ્ર એક જ જાતિનો છે; પાંચમો નથી જ.

મનુ અ. ૧૦

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

मनु. अ. २-१६८

જે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય ત્રણ વર્ગમાંથી એક ) વેદ ભણ્યા વિના અન્ય વ્યવસાયમાં પરિશ્રમ કરે તે જીવતો જ પોતાના વંશ સાથે શૂદ્રત્વને પામે.

મનુ. અ. ૨-૧૬૮

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद् वैश्य पद्भ्यां शूद्रो अजायत ॥

पुरुषसूक्त

આ વિરાટ પુરુષનું મુખ તે બ્રાહ્મણ હતું. તેના બાહુ તે ક્ષત્રિયો હતા. તેની જાંગો તે જે આ વૈશ્યો છે તે હતા. તેના પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયો. પુરુષસૂક્ત

चत्वार एकस्य पितुः सुताश्च तेषां सुतानां खलु जातिरेका ।
एवं प्रजानां हि पितैक एव पित्रैकभावान् न च जातिभेदः ॥ ४५ ॥
फलान्यथोदुम्बरवृक्षजातेः यथाऽग्रमध्यान्तभवानि यान्ति ।
वर्णाकृतिस्पर्शरसैः समानि तथैकतो जातिरतिप्रचिन्त्या ॥ ४६ ॥

भ० महापुराण बा० अ० ४२

જો એક પિતાના ચાર બાળકો હોય તો તે ચારેની ખરેખર એક જ જાતિ હોવી જોઈએ. તે જ પ્રમાણે સર્વ લોકના પિતા એક પરમેશ્વર માત્ર છે, તો મનુષ્યસમાજમાં જાતિભેદ હોઈ જ ન શકે. જેમ એક ઉમરાના ઝાડમાંથી અગ્ર, મધ્ય અને અંતમાંથી થનારાં ફળો વર્ણ, આકૃતિ, સ્પર્શ અને રસમાં સમાન હોય છે; તેમ એકમાંથી થનાર મનુષ્યોમાં જાતિઓ હોવી તે અતિતર્ક છે. —ભ. મહાપુરાણ બા. અ. ૪૨

सप्तव्याधकथा विप्र मनुना परिकीर्तिता ।
तां निशम्य द्विजश्रेष्ठ नित्यं जातिग्रहं त्यजेत् ॥ २६ ॥
ब्राह्मण्यमध्रुवमिदं किल कृत्रिमत्वात्
अकृत्रिमं भवति सामयिकत्वयोगात् ।
सांकेतिकं सुकृतलेशविशेषलब्धम्
वाणिज्यभेषजकृतामिव जातिभेदाः ॥ ३३ ॥
किं ब्राह्मणा ये सुकृतं त्यजन्ति, किं क्षत्रिया लोकमपालयन्तः ।
स्वधर्महीना हि तथैव वैश्याः शूद्राः स्वमुद्यक्रियया विहीनाः ॥ ३४ ॥
तस्मान्न गोऽश्ववत् कश्चित् जातिभेदोऽस्ति देहिनाम् ।
कार्यशक्तिनिमित्तस्तु संकेतः कृत्रिमो भवेत् ॥ ३५ ॥
एवं प्रमाणैः प्रतिपिध्यमानाम् सांकेतिकीं याति नरो व्यवस्थाम् ।
स्वकीयसिद्धां स्वमतैर्निषिद्धाम् न बुध्यते मूढमना वराकः ॥ ३६ ॥
ब्राह्मणत्वात् विहीयन्ते दुराचारविधायिनः ।
तस्मान्न जातिरेकत्र भूलात्मास्त्यनपायिनी ॥ ४४ ॥

त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयी ।
सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ॥ ४९ ॥

भविष्य महा० पु० ब्रा० अ० ४०

હે વિપ્ર ! મનુએ સાત શિકારીઓની કથા કહેલી છે. તે સાંભળીને જાતિ નિત્ય છે એવો મઢ માણસ સજે છે. કૃત્રિમ હોવાથી બ્રાહ્મણત્વ અનિત્ય છે; કેમજે જે ત્રિકાળવર્તી હોય છે તે જ અકૃત્રિમ હોય છે. અને લોકોમાં મનાયેલું બ્રાહ્મણત્વ તો નહિ જેવાં થોડાં સારાં કામોને લીધે મનાયેલું હોવાથી વેપારી અને વૈદોના જાતિભેદ જેવું છે. જે સુકૃતનો ત્યાગ કરે છે તે બ્રાહ્મણો શાના ? જે લોકનું પાલન નથી કરતા તે ક્ષત્રિયો શાના ? તે જ રીતે પોતાના ધર્મથી હીન વૈશ્યો શાના ? અને પોતાની મુખ્ય ક્રિયાથી રહિત શૂદ્રો શાના ? તેથી માણસોમાં ગાય અને ઘોડાની જેમ કોઇ જાતિભેદ નથી. કાર્યશક્તિના કારણથી થયેલો સંકેત કૃત્રિમ થાય. આ પ્રમાણે પ્રમાણોથી નિષિદ્ધ થયેલી એવી સાંકેતિકી (એટલે રૂઢિથી થયેલી) વ્યવસ્થાને પુરુષ પામે છે. અને મૂઢ મનવાળો બિચારો સ્વભાવથી સિદ્ધ એવી અને લોકમતથી નિષિદ્ધ એવી વ્યવસ્થાને સમજતો નથી. દુરાચાર કરનારાઓ બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ થઇ જાય છે. એથી નિશ્ચિત સ્વરૂપવાળી અને બદલાય નહિ તેવી જાતિ હોતી નથી. બ્રાહ્મણ જો દૂધ વેચનારો બને તો તે ત્રણ દિવસમાં જ શૂદ્ર થાય; અને માંસ, લાખ અને મીઠું વેચવાથી તો તે જ વખતે પતિત થઇ જાય છે.

ભવિષ્ય મહા૦ પુ૦ બ્રા૦ અ૦ ૪૦

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियो याति विप्रत्वं विद्याद्वैश्यं तथैव च ॥ ४८ ॥

भविष्य पु० अ० ४०

શૂદ્ર બ્રાહ્મણતાને પામે છે અને બ્રાહ્મણ શૂદ્રતાને પામે છે. ક્ષત્રિય બ્રાહ્મણત્વને પામે છે અને તેવી જ રીને વૈશ્યને વિશે પણ જાણો. ભવિષ્ય પુ૦ અ૦ ૪૦

ये वै परिग्रहीतारस्तेषां सत्त्वबलाधिकाः ।
इतरेषां क्षतत्राणान् स्थापयामास क्षत्रियान् ॥ २० ॥
उपतिष्ठन्ति ये वै तान् याचन्ते शर्मदाः सदा ।
सत्यं ब्रह्म सदा भूतं वदन्तो ब्राह्मणास्तु ते ॥ २१ ॥
ये चान्येऽप्यबलास्तेषां वैश्य कर्माणि संस्थिताः ।
कीलानी नाशयंति स्म पृथिव्यां प्रागतंद्रिताः ॥ २२ ॥
वैश्यानेव तु तानाह कीनाशवृत्तिमाश्रितान् ।
शोचन्तश्च द्रवन्तश्च परिचर्यासु ये नराः ॥ २३ ॥
निस्तेजसोऽल्पवीर्याश्च शूद्रांस्तानब्रवीत्तु सः ॥ २४ ॥

शिखा ज्ञानमयी यस्य चौपवीतं तपोमयम् ।
ब्राह्मण्यं निष्कलं तस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ३० ॥
यत्र वा तत्र वा वर्णे उत्तमाधममध्यमे ।
निवृत्तः पापकर्मेभ्यो ब्राह्मणः स विधीयते ॥ ३१ ॥
शूद्रोऽपि ज्ञानसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्रात्प्रत्यवरो भवेत् ॥ ३२ ॥
न सुरां संधयेयस्तु आपणेपु गृहेपु च ।
न विक्रीणाति च तथा सच्छूद्रो हि स उच्यते ॥ ३३ ॥
यद्येकास्फुटमेव जातिरपरा कृत्यात्परं मेदिनी
यद्वा व्याहृतिरेकतामधिगता यच्चान्यधर्मं ययौ ।
एकैकाऽखिलभावभेदनिधनोत्पत्तिस्थिति व्यापिनी ।
किं नाऽसौ प्रतिपत्तिगोचरपथं यायाद्विभक्त्या नृणाम् ॥ ३४ ॥

भविष्य० म० पु० ४४

જેઓ પરિગ્રહ કરનારા હતા તેઓમાંથી જેઓ સત્ત્વ અને બળમાં અધિક હતા અને બીજામાંથી દીનનું રક્ષણ કરનારાઓને ક્ષત્રિયો સ્થાપ્યા. (તેમણે કહ્યું કે) જેઓ સદા શાન્તિ આપનારા હોઇ ક્ષત્રિયોની પાસે જાય છે અને તેમને યાચે છે અને હમેશાં સત્ય અને બ્રહ્મને વદે છે તેઓ બ્રાહ્મણો થાઓ. વળી તેઓમાં જે બીજાઓ નિર્બળ હતા અને વૈશ્ય કર્મોને આશ્રયે રહ્યા હતા અને જેઓએ પ્રથમથી જ ઉદ્યોગી હોઇ પૃથ્વીનાં બંધનોનો નાશ કર્યો તેવા ખેતીના આશ્રયે રહેલાઓને વૈશ્ય કહ્યા. અને જેઓ પરિચર્યામાં શોક કરતા અને રડતા અને જેઓ નિસ્તેજ અને અલ્પવીર્ય હતા તેમને તેણે શૂદ્રો કહ્યા. જેને જ્ઞાનમય શિખા છે અને તપોમય ઉપવીત છે તેનું અખંડ બ્રાહ્મણપણું છે, એમ સ્વાયંભૂ મનુએ કહ્યું છે. ઉત્તમ, અધમ અથવા મધ્યમ વર્ગમાં અથવા ગમે ત્યાં જે પાપકર્મથી નિવૃત્ત છે, તે બ્રાહ્મણ કહેવાય છે. જ્ઞાનસંપન્ન શૂદ્ર પણ બ્રાહ્મણથી અધિક થાય. અને આચાર વિનાનો બ્રાહ્મણ શૂદ્રથી પણ હલકો થાય. જે બજારમાં અથવા ઘરમાં દારૂનો સ્પર્શ પણ નથી કરતો અને વેચતો પણ નથી તે સારો શૂદ્ર કહેવાય છે.

જો એક જ સ્પષ્ટ જાતિ કૃત્યને લીધે ભિન્ન અને બીજી થતી હોય, અથવા એકરૂપ નામ બીજા ધર્મને પામેલું હોય, તો એક જ જાતિ ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ, એ ત્રણે અવસ્થામાંથી પસાર થતી હોવાથી મનુષ્યને ભેદરૂપ નથી દેખાતી શું?

ભવિષ્ય મ૦ પુ૦ ૪૪

ब्राह्मणः पतनीयेषु वर्तमानो विकर्मसः ।
दांभिको दुष्कृतः प्राज्ञः शूद्रेण सदृशो भवेत् ॥ १२ ॥

यस्तु शूद्रो दमे सत्ये धर्मे च संततोत्थितः ।
तं ब्राह्मणमहं मन्ये वृत्तेन हि भवेद् द्विजः ॥

**महा० भा० वन अ० २१६**

પાતક કર્મોમાં વર્તતો બ્રાહ્મણ વિરુદ્ધ આચરણને લીધે દાંભિક, દુષ્કર્મવાળો, અજ્ઞાન હોઇને શૂદ્ર જેવો થાય છે. બુદ્ધિમાન હોય તો પણ સમાન છે, અને જે શૂદ્ર દમ, સત્ય અને ધર્મનું પાલન સદા સર્વદા કરે છે તેને હું બ્રાહ્મણ સમજું છું; કારણ કે સદાચારથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે. મહા૦ ભા૦ વન અ૦ ૨૧૬

यक्ष उवाच ।

राजन् कुलेन वृत्तेन स्वाध्यायेन श्रुतेन वा ।
ब्राह्मण्यं केन भवति प्रब्रूह्येतत् सुनिश्चितम् ॥ ७ ॥

युधिष्ठिर उवाच ।

शृणु यक्ष कुलं तात न स्वाध्यायो न च श्रुतम् ।
कारणं हि द्विजत्वे च वृत्तमेव न संशयः ॥ ८ ॥
वृत्तं यत्नेन संरक्ष्यं ब्राह्मणेन विशेषतः ।
अक्षीणवृत्तो न क्षीणो वृत्ततस्तु हतो हतः ॥ ९ ॥
पठकाः पाठकाश्चैव ये चान्ये शास्त्रचिंतकाः ।
सर्वे व्यसनिनो मूर्खा यः क्रियावान् स पंडितः ॥ १० ॥
चतुर्वेदोऽपि दुर्वृत्तः स शूद्रादतिरिच्यते ।
योऽग्निहोत्रपरो दान्तः स ब्राह्मण इति स्मृतः ॥ ११ ॥

**महाभारत वन० अ० १३**

યક્ષ બોલ્યા

હે રાજન્! કુલ, સદાચાર, સ્વાધ્યાય અને શ્રુત–એમાંથી શાથી મનુષ્યને બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે તે તે નિશ્ચિત રીતે કહો.

યુધિષ્ઠિર બોલ્યા

હે યક્ષ! સાંભળ. બ્રાહ્મણત્વને માટે કુળ, સ્વાધ્યાય અને શ્રુત એમાંથી કશાની પણ આવશ્યકતા નથી. એ ચોક્કસ માનો કે બ્રાહ્મણત્વ સદાચારથી જ પ્રાપ્ત થાય છે. યત્નવડે સદાચારનું રક્ષણ કરવું જોઇએ, વિશેષ કરીને બ્રાહ્મણે. જેણે સદાચારનો ત્યાગ નથી કર્યો તે ક્ષીણ નથી બનતો, પરંતુ જેણે સદાચારનો ત્યાગ કર્યો છે તે મરેલા જેવો જ છે. જેઓ અધ્યયન, અધ્યાપન અને શાસ્ત્રનું ચિંતન કર્યા કરે છે (પણ આચરણ સારું નથી રાખતા) તે બધાને વ્યસનવાળા મૂર્ખ જાણો. જે સદાચારી છે તે જ સાચા પંડિત છે. ચાર વેદોનો જાણનાર પણ જો દુરાચારી હોય તો તે શૂદ્રથી પણ હીન છે. અને બ્રાહ્મણ તો તે જ છે કે જે અગ્નિહોત્ર કરે છે અને દમથી યુક્ત છે.

नहुष उवाच ।

जात्या कुलेन वृत्तेन स्वाध्यायेन श्रुतेन वा ।
ब्राह्मणः केन भवति तद् ब्रूह्येतद्विनिश्चयम् ॥ ३८ ॥

युधिष्ठिर उवाच ।

न जातिर्न कुलं तात न स्वाध्यायः श्रुतं न च ।
कारणानि द्विजत्वस्य वृत्तमेतस्य कारणम् ॥ ३९ ॥
अनेक मुनयस्तात तिर्यग्योनिमुपाश्रिताः ।
स्वधर्माचारनिरता ब्रह्मलोकमितो गताः ॥ ४० ॥
बहुधा किमधीतेन नरस्य च दुरात्मनः ।
तेनाधीतं श्रुतं तेन यो वृत्तमनुतिष्ठति ॥ ४१ ॥
वृत्तं यत्नेन रक्ष्यं स्यात् वित्तमेति च याति च ।
अक्षीणो वित्ततः क्षीणो वृत्ततस्तु हतो हतः ॥ ४२ ॥
किं कुलेनोपदिष्टेन विपुलेन दुरात्मना ।
कृमयः किं न जायन्ते कुसुमेषु सुगंधिषु ॥ ४३ ॥
तस्माद्विद्धि महाराज वृत्तं ब्राह्मणलक्षणम् ।
चतुर्वेदोऽपि दुर्वृत्तः शूद्रात् पापतरः स्मृतः ॥ ४४ ॥
योऽग्निहोत्रपरो दान्तः संतोषनियतः शुचिः ।
तपः स्वाध्यायशीलश्च तं देवा ब्राह्मणं विदुः ॥ ४६ ॥
परेषां तु गुणान्वेषि सततं पुरुषर्षभ ।
सतोऽपि दोषान् राजेन्द्र न गृह्णाति कदाचन ॥ ४७ ॥
दीनानुकंपी सततं सततं साधुवत्सलः ।
यः स्वदाररतश्चैव तं देवा ब्राह्मणं विदुः ॥ ४८ ॥

નહુષ બોલ્યા

હે ધર્મરાજ ! મને બતાવો કે જાતિ, કુળ, સદાચાર, સ્વાધ્યાય અને શ્રુત, એ બધાંમાંથી કયા કારણથી મનુષ્ય બ્રાહ્મણ બને છે ?

યુધિષ્ઠિર બોલ્યા

હે નહુષરાજ ! દ્વિજત્વનું કારણ જાતિ, કુળ, સ્વાધ્યાય અને શ્રુત, એમાંથી એક પણ નથી; એનું કારણ છે સદાચાર. અનેક મુનિઓ હીન જાતિમાં જન્મ ધારણ કર્યા છતાં પણ સ્વધર્મ અને આચરણને લીધે બ્રહ્મલોકને પામ્યા છે. દુરાત્મા મનુષ્યને ઘણા અધ્યયનથી શું ? તેણે જ અધ્યયન અને શ્રવણ કર્યું છે જે આચાર પાળે છે. સદાચારનું યત્નથી

રક્ષણ કરવું જોઇએ. ધન તો આવે છે અને જાય છે. જે ધનથી ક્ષીણ થએલો છે તે ખરેખરો ક્ષીણ નથી. જે આચારથી હણાએલો છે તે જ હણાયો છે. જે દુરાચારી છે તેને મહાન ઉપદેશવાળા કુળથી શું? સુગંધી ફૂલોમાં શું કીડા નથી જન્મતા? તેથી સદાચાર એ જ બ્રાહ્મણત્વનું લક્ષણ જાણો. ચાર વેદનો જાણનારો પણ જો દુરાચારી હોય તો તેને શૂદ્રથી વધારે નીચ સમજવો જોઇએ. જે અગ્નિહોત્ર કરે છે, દમશીલ છે, સંતુષ્ટ છે અને શુદ્ધ છે, તપ અને સ્વાધ્યાય કરનારો છે તેને દેવો બ્રાહ્મણ જાણે છે. હે પુરુષર્ષભ! હે રાજેન્દ્ર! જે હમેશાં બીજાના ગુણોને શોધે છે અને દોષ હોવા છતાં કદાપિ લેતો નથી, જે હમેશાં દીન ઉપર દયા રાખનાર છે, હમેશાં સાધુઓ તરફ વત્સલ છે અને પોતાની સ્ત્રીમાં રત છે તેને દેવો બ્રાહ્મણ જાણે છે.

सर्प उवाच ।

ब्राह्मणः को भवेद् राजन् वेद्यं किं च युधिष्टिर ।
ब्रवीह्यतिमतिं त्वां हि वाक्यैरनुमिमीमहे ॥२०॥

युधिष्ठिर उवाच ।

सत्यं दानं क्षमा शीलं आनृशंस्यं तपो घृणा ।
दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥२१॥
वेद्यं सर्प परं ब्रह्म निर्दुःखमसुखं च यत् ।
यत्र गत्वा न शोचन्ति भवतः किं विवक्षितम् ॥२२॥

सर्प उवाच ।

शूद्रेष्वपि च सत्यं च दानमक्रोध एव च ।
आनृशंस्यमहिंसा च घृणा चैव युधिष्टिर ॥२३॥

युधिष्ठिर उवाच ।

शूद्रे तु यद् भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ।
स वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥२५॥
यत्रैतल्लक्ष्यते सर्प वृत्तं स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्न भवेत् सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥२६॥

सर्प उवाच ।

यदि ते वृत्ततो राजन् ब्राह्मणः प्रसमीक्षितः ।
वृथा जातिस्तदायुष्मन् कृतिर्यावन्नविद्यते ॥३०॥

युधिष्ठिर उवाच ।

जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
संकरात्सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ॥३१॥

सर्वे सर्वास्वपत्यानि जनयन्ति सदा नराः ।
वाङ्मैथुनमथो जन्म मरणं च समं नृणाम् ॥३२॥
इदमार्षं प्रमाणं च ये यजामहे इत्यपि ।
तस्माच्छीलं प्रधानेष्टं विदुर्ये तत्त्वदर्शिनः ॥३३॥
प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।
तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते ॥३४॥
तस्माच्छूद्रसमो ह्येष यावद्वेदे न जायते ।
तस्मिन्नेवं मतिद्वैधे मनुः स्वायंभुवोऽब्रवीत् ॥३५॥
कृतकृत्या पुनर्वर्णा यदि वृत्तं न विद्यते ।
संकरस्त्वत्र नागेंद्र बलवान् प्रसमीक्षितः ॥३६॥
यत्रेदानीं महासर्प संस्कृतं वृत्तमिष्यते ।
तं ब्राह्मणमहं पूर्वमुक्तवान् भुजगोत्तम ॥३७॥

**મહાભારત–વન૦ અ૦ ૧૮૦**

### સર્પ બોલ્યા

હે ધર્મરાજ ! કૃપા કરીને મને બતાવો કે બ્રાહ્મણ કોણ છે અને જગતમાં શું જાણવું જોઇએ ? જેથી અતિબુદ્ધિવાળા તમને અમે વાક્યથી અનુમાની શકીએ.

### ધર્મરાજ બોલ્યા

જે પુરુષમાં સત્ય, દાન, ક્ષમા, શીલ, દયા, તપ, ઘૃણા આદિ દેખાય છે તે હે નાગેન્દ્ર ! બ્રાહ્મણ છે. હે સર્પ ! જ્યાં જવાથી શોક નથી, એવી જાતના સુખદુઃખરહિત પરબ્રહ્મને જ માત્ર જાણવું જોઇએ.

શૂદ્રોમાં પણ સત્ય, દાન, અક્રોધ, અક્રૂરપણું, અહિંસા અને દયા, હે યુધિષ્ઠિર ! હોય છે....શૂદ્રનું લક્ષણ જો શૂદ્રમાં દેખાય અને બ્રાહ્મણનું લક્ષણ જો બ્રાહ્મણમાં ન હોય તો તે શૂદ્ર શૂદ્ર છે, પણ બ્રાહ્મણ બ્રાહ્મણ નથી. જેનામાં આ બ્રાહ્મણનું આચરણ દેખાય તેને હે સર્પ ! બ્રાહ્મણ કહ્યા છે. જેનામાં હે સર્પ ! એ ન હોય તેને શૂદ્ર કહ્યો છે.

### સર્પ બોલ્યા

હે ધર્મરાજ ! આપના કહેવા મુજબ જો આચરણથી જ બ્રાહ્મણ પારખવામાં આવે, તો જ્યાંસુધી આચરણ નથી ત્યાંસુધી જાતિઓ હોવી વ્યર્થ છે.

### ધર્મરાજ બોલ્યા

હે સર્પશ્રેષ્ઠ ! હું જાણું છું કે આજકાલ બધા વર્ણોમાં સંકરતા આવી ગઇ છે. એથી એ નક્કી કરવું કઠણ છે કે અમુક મનુષ્યની અમુક જાતિ છે. બધા વર્ણોના લોકો બધા વર્ણોની સ્ત્રીઓમાં સંતાન ઉત્પન્ન કરે છે અને બધા મનુષ્યોમાં વાણી, મૈથુન, જન્મ તથા મરણ સમાન છે. અમે યત્ન કરીએ એવું જે આર્ષ પ્રમાણ છે તે પણ બધામાં સરખું છે. માટે શીલ એ જ પ્રધાનપણે ઇષ્ટ છે એમ જાણે છે તે જ તત્ત્વદર્શી છે. મનુષ્યને નાભી

વધેરતાં પહેલાં જાતકર્મસંસ્કાર કરવાનો કહેલો છે. ત્યાં સાવિત્રી તેની માતા થાય છે અને આચાર્ય તેનો પિતા કહેવાય છે. તેથી તો સ્વાયંભૂ મનુ મહારાજે કહ્યું છે કે જ્યાંસુધી મનુષ્ય વેદોનું અધ્યયન નથી કરતો ત્યાં સુધી તે શૂદ્ર સમાન જ છે. જો આચારને પ્રધાનપદ નહિ આપવામાં આવે તો વર્ણોને કાંઇ કરવાનું રહેતું નથી. તેથી મહાન સંકરદોષ થશે એમ હે નાગેન્દ્ર! વિદ્વાનોએ જ કહ્યું છે. મેં અહીંઆં તમને કહ્યું હતું કે હે સર્પ! સંસ્કારી આચરણની જરૂર છે. હે સર્પ! તેને જ મેં પહેલાં બ્રાહ્મણ કહ્યો હતો.

મહાભારત વન૦ અ૦ ૧૮૦

भरद्वाज उवाच।

ब्राह्मणः केन भवति क्षत्रियो वा द्विजोत्तम ।
वैश्यः शूद्रश्च विप्रर्षे तद् ब्रूहि वदतां वर ॥१॥

भृगुरुवाच ।

जातकर्मादिभिर्यस्तु संस्कैरैः संस्कृतः शुचिः ।
वेदाध्ययनसंपन्नेः षट्सु कर्मस्ववस्थितः ॥२॥
शौचाचारस्थितः सम्यक् विघसाशी गुरुप्रियः ।
नित्यव्रती सत्यपरः स वै ब्राह्मण उच्यते ॥३॥
सत्यं दानमथाऽद्रोह आनृशंस्यं तथा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः ॥४॥
क्षत्रजं सेवते कर्म वेदाध्ययनसंगतः ।
दानादानरतिर्यस्तु स वै क्षत्रिय उच्यते ॥५॥
विशत्याशु पशुभ्यश्च कृष्यादानरतिः शुचिः ।
वेदाध्ययनसंपन्नः स वैश्य इति संज्ञितः ॥६॥
सर्वभक्षरतिर्नित्यं सर्वकर्मकरोऽशुचिः ।
त्यक्तवेदस्त्वनाचारः स वै शूद्र इति स्मृतः ॥७॥
शूद्रे चैतद् भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ।
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो ब्राह्मणो न च ॥

—महाभारत-शांतिः अ० १८९

ભરદ્વાજ બોલ્યા

હે બ્રહ્મર્ષિ! આપ મને બતાવો કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર શાથી બને છે?

ભૃગુઋષિ બોલ્યા

હે ભરદ્વાજ ઋષિ! જેના પર જાતકર્મ આદિ સંસ્કાર થયા છે, જે શુદ્ધ છે, જેણે વેદોનું અધ્યયન કર્યું છે, જે પટ્કર્મ કરે છે, જે યજ્ઞ કર્યા પછી જ વધેલું અન્ન ખાય છે, જે શુદ્ધ આચરણ રાખે છે, જેને ગુરુ ચાહે છે, જે નિયમશીલ અને સત્યનિષ્ઠ છે તેને

હ્મણ કહે છે. જેનામાં સત્ય, દાન, અદ્રોહ, અક્રૂરતા, દયા, ધૃણા, તથા તપ દેખાય છે, . બ્રાહ્મણ કહ્યો છે. જે ક્ષાત્રકર્મ કરે છે, જે વેદોનું અધ્યયન કરે છે, અને જેને પરિગ્રહ વામાં અને દાન કરવામાં રતિ છે તેને ક્ષત્રિય કહ્યા છે. જે પશુપાલન કરે છે, ખેતી કરે શુદ્ધ અને દાનશીલ છે, તથા જે વેદોનું અધ્યયન કરે છે તે વૈશ્ય કહેવાય છે. જે ા પદાર્થોનું ભક્ષણ કરે છે, જે બધાં કામો કરે છે, જે મલિન છે, જેણે વેદનો ત્યાગ ાૅ છે, તથા જે દુરાચારી છે તેને શૂદ્ર કહ્યો છે. જો ઉપર કહેલાં બ્રાહ્મણનાં ચિહ્નો માં હોય, અને બ્રાહ્મણમાં ન હોય, તો તે શૂદ્ર એ શૂદ્ર નથી, અને બ્રાહ્મણ એ બ્રાહ્મણ નથી.

મહાભારત-શાન્તિ૦ અ૦ ૧૮૯

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥

मनुस्मृति

શૂદ્ર મનુષ્યને બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે અને બ્રાહ્મણને શૂદ્રત્વ પ્રાપ્ત થાય છે, તેમ જ ત્રિયમાંથી તેમ જ વૈશ્યમાંથી જન્મેલાનું પણ સમજવું.

મનુસ્મૃતિ

स्वाध्यायेन जपैर्होमैः त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥

मनुः २–२८

સ્વાધ્યાય, જપ, હોમ, ત્રયી વિદ્યા, પૂજ્યા, સોમ, મહાયજ્ઞ તથા યજ્ઞથી શરીર બ્રાહ્મીય બનાવી શકાય છે.

મનુ ૨-૨૮

जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
वेदाभ्यासी भवेद्विप्रः ब्रह्म जानाति ब्राह्मणः ॥

જન્મથી મનુષ્ય શૂદ્ર જન્મે છે, સંસ્કારથી દ્વિજ કહેવાય છે. જો તે વેદનું અધ્યયન રે તો વિપ્ર થાય છે. જે બ્રહ્મને જાણે છે તે બ્રાહ્મણ.

आचारमनुतिष्ठन्तो व्यासादिमुनिसत्तमाः ।
गर्भाधानादिसंस्कारकलापरहिताः स्फुटम् ॥२०॥
विप्रोत्तमाः श्रियं प्राप्ताः सर्वलोकनमस्कृताः ।
बहवः कथ्यमाना ये कतिचित्तान् निबोधत ॥ २१ ॥
जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्याश्च पराशरः ।
शुक्याः शुकः कणादाख्यस्तथोलूक्याः सुतोऽभवत् ॥ २२ ॥
मृगीजोऽर्थर्षशृंगोऽपि वसिष्ठो गणिकात्मजः ।
मंदपालो मुनिश्रेष्ठो लाविकापत्यमुच्यते ॥ २३ ॥

मांडव्यो मुनिराजस्तु मंडुकीगर्भसंभवः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्ववद् द्विजाः ॥२४॥

हरिणीगर्भसंभूत ऋष्यशृंगो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥२५॥

श्वपाकीगर्भसंभूतः पिता व्यासस्य पार्थिवः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥२६॥

भविष्यपुराण ब्राह्म अ. ४२

વ્યાસ આદિ મુનિઓ આચાર પાળતા હતા; તેમને 'ગર્ભાધાન' આદિ સંસ્કારો થયા ન હતા એ જાણીતું છે. તેને પૂજનીય સમજતા હતા અને તે સારા બ્રાહ્મણ થઈ ગયા. તે જ પ્રમાણે નીચા કુળમાં ઉત્પન્ન થઈને ઉચ્ચ વર્ણને પ્રાપ્ત કરવાવાળા પણ ઘણા થયા છે, તેમાંથી કેટલાક નીચેના પ્રકાર છેઃ—કૈવર્ત (માછી)ની સ્ત્રીથી વ્યાસજીનો જન્મ થયો, શ્વપાક (ચાંડાલ)ની સ્ત્રીથી પરાશર મુનિનો જન્મ થયો, શુકિથી શુક થયો, અને ઉલૂકીથી કણાદ થયો. હરિણીથી ઋશ્યશૃંગ થયા તથા ગણિકાથી વસિષ્ઠ થયા. મુનિઓમાં શ્રેષ્ઠ મંદપાલ મુનિ લાવિકાથી થયા. દેડકીથી માંડવ્ય થયા અને બીજા કેટલાએ હીન કુળમાં જન્મીને બ્રાહ્મણ થયા. ઋશ્યશૃંગનો જન્મ એક હરણીથી થયો, પણ તે તપથી બ્રાહ્મણ બન્યા. તેથી સંસ્કાર એ કારણ છે. ચાંડાલસ્ત્રીથી ઉત્પન્ન થયા છતાં પરાશર તપથી બ્રાહ્મણ બન્યા. માટે સંસ્કાર એ કારણ છે. ભવિષ્યપુરાણ. બ્રહ્મ અ૦ ૪૨

एभिस्तु कर्मभिर्देवि शुभैराचरितैस्तथा ।
शूद्रो ब्राह्मणतां याति वैश्यः क्षत्रियतां तथा ॥ २६ ॥

महा० अनुशा० अ० १४३

હે દેવિ! તે પ્રકારના શુભ કર્મ તથા સદાચારથી શૂદ્ર બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી શકે છે તથા વૈશ્ય ક્ષત્રિયત્વ પ્રાપ્ત કરી શકે છે. મહા૦ અનુશા૦ અ. ૧૪૩

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात् तथैव च ॥

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत् प्रपद्यते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद् युगात् ॥

—मनुस्मृति ।

શૂદ્ર બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરે છે અને બ્રાહ્મણ શૂદ્રત્વને પામે છે; તે જ પ્રમાણે ક્ષત્રિય તથા વૈશ્યમાંથી જન્મેલાને જાણો. બ્રાહ્મણથી શૂદ્રીમાં જન્મેલો જો શ્રેયથી યુક્ત થાય તો સાતમી પેઢીએ તે ઉત્તમજાતિને પામે. મનુસ્મૃતિ

# ગુરુ-વાક્ય

[ એક સંવાદ ]

( પાત્રો : રાજારામ, ગુરુચરણ, લોચનલાલ, કાર્તિકેય અને કેશવ. )

રાજા૦ : ગુરુદેવ હજુસુધી નથી આવ્યા, હવે શું કરીશું ?

કાર્તિ૦ : હું તો બહુજ ભારે મુશ્કેલીમાં આવી પડયો છું. મારું નામ કાર્તિકેય છે, અને મારા નાના સાળાનું નામ કીર્તિચંદ્ર છે. મારી ઘરવાળી પોતાના ભાઇને 'કીર્તિ' કહીને બોલાવી શકે કે નહિ, એ વાતનો નિર્ણય કરાવ્યા વિના મારી સ્ત્રીની સાથે રહેવું બહુ જ કઠિન થઇ પડયું છે. એટલે મારે એનો નિર્ણય કરાવવો પડશે.

ગુરુ૦ : મારે પણ એક વાત પૂછવી છે. એક વાર જગન્નાથજીમાં નાળિયેર ન ખાવાની બાધા લીધી હતી. હવે ગરમીમાં લીલા નાળિયેરનું માત્ર પાણી જ પીઉં તો કાંઇ દોષ તો નહિ લાગે ને ?

રાજા૦ : મેં એક દિવસે ગુરુજીને પ્રશ્ન કર્યો હતો કે, શાસ્ત્રમત પ્રમાણે ભોક્તા શ્રેષ્ઠ કે ભોજ્ય શ્રેષ્ઠ ? અન્ન શ્રેષ્ઠ છે કે તેને ખાનાર ? ગુરુજીએ એનો એવો ગંભીર અને સરળ ઉત્તર આપ્યો હતો કે, અમે બધા બહુ જ સરળતાથી એ સમજી ગયા હતા. પરંતુ અત્યારે અમારામાંથી કોઇને તેનો એક અક્ષર પણ યાદ નથી.

લોચન૦ : મને યાદ છે ત્યાંસુધી ગુરુદેવે એમ કહ્યું હતું કે અન્ન પણ શ્રેષ્ઠ નથી, તેમ તેને ખાનાર પણ શ્રેષ્ઠ નથી. પરંતુ કંઇક બીજું જ શ્રેષ્ઠ છે—પણ તે શું, એ અત્યારે યાદ નથી આવતું.

ગુરુ૦ : નહિ, નહિ; ગુરુદેવે કહ્યું હતું કે અન્ન પણ શ્રેષ્ઠ છે, તેમ તેને ખાનાર પણ શ્રેષ્ઠ છે; પરંતુ, અન્ન જ શા માટે શ્રેષ્ઠ છે, અને તેને ખાનાર પણ શ્રેષ્ઠ શા માટે છે—એ વાત તે વખતે સારી રીતે સમજી લીધા છતાં પણ અત્યારે સ્મરણમાં નથી આવતી.

કેશવ : અન્ન અને તેને ખાનાર એ બેમાં શ્રેષ્ઠ કોણ ? એનો નિર્ણય પ્રથમથી જ મારી સરલ અને સ્વાભાવિક બુદ્ધિએ કરી આપ્યો હતો; પરંતુ ગુરુદેવના સારયુક્ત ભાષણ પછી મને એવી ખાતરી થઇ કે, હું જે કાંઇ સમજ્યો હતો તે બધું નિરર્થક હતું અને અત્યારે ગુરુદેવે જે કાંઇ સમજાવ્યું હતું તે તો મારી સમજશકિતમાં જ નથી ઊતરતું.

[ મથુરાનો પ્રવેશ ]

મથુરા૦ : ( હાંફતો-હાંફતો ) ગુરુજી કયાં છે ? અમારા શાસ્ત્રી મહારાજ કયાં છે ? કહો તો ખરા કે તેઓ કયાં ગયા છે ?

રાજા૦ વગેરે : કેમ ? કેમ ?

મથુરા : એકાએક રાત્રે મારા મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને ત્યારથી તે અત્યાર સુધી મને તેની ચિંતામાં ઊંઘ પણ નથી આવી.

કાર્તિ૦ : ઠીક, ભાઇ ! તે કયો પ્રશ્ન હતો ?

મથુરા : કાલે ફાનસ સાફ કરતાં કરતાં, એકાએક મનમાં વિચાર આવ્યો કે, દેશમાં

અસંખ્ય માણસો હોવા છતાં રાવણ સાથેના યુદ્ધમાં જટાયુ જ શાથી મરાયો? જટાયુ રાવણની જોડે યુદ્ધમાં મરણ પામ્યો એનો અર્થ શો? એનું કારણ શું? અને તેનું તાત્પર્ય પણ શું છે? અને તેમાં કંઈ રૂપક હોય તો તે શું હશે?

કાર્તિ૦ : (ગભરાઇને) બેશક, પ્રશ્ન કઠિન છે. શાસ્ત્રીજીને આવવા દો.

કેશવ : (બીતાં બીતાં) હું કાંઇ કહી શકતો નથી; છતાં મને લાગે છે કે રાવણે તેને ભયંકર રીતે ઘાયલ કરી નાખવાથી મરણ નીપજ્યું હતું.

મથુરા : અરે રામ રામ! છીટ્! આ તે કાંઇ ઉત્તર કહેવાય? એ તો સૌ કોઈ જાણે છે. એમાં તમે શી નવી વાત કહી?

કાર્તિ૦ : એવો ઉત્તર તો હું પણ આપી શકત.

રાજા૦ : એવા ઉત્તરથી કંઇ મન માનતું હશે?

(મથુરાનું ચિંતાતુર થવું અને કેશવના છોભીલા પડવું)

રાજા૦ : (ઊભો થઇને) પેલા ગુરુજી આવી રહ્યા છે!

ગુરુ૦ : શાસ્ત્રીજી પધારે છે!

મથુરા : (ચિંતાથી ચોંકીને) શું? ગુરુદેવ આવ્યા? ઓહો! એમને જોતાં જ મારો અર્ધો સંદેહ તો અત્યારથી જ દૂર થઇ ગયો.

(ગુરુદેવ પ્રવેશ કરે છે. બધા તેમને દંડવત્ પ્રણામ કરે છે.)

ગુરુદેવ : સ્વસ્તિ, સ્વસ્તિ.

મથુરા : (પ્રણામ કરીને) ગુરુજી! કાલે ફાનસ સાફ કરતાં કરતાં મને એક વિચાર આવ્યો હતો.

ગુરુદેવ : શો?

મથુરા : પક્ષિરાજ—જટાયુ રાવણ સાથેના યુદ્ધમાં શાથી માર્યા ગયા? (અંગુલિ નિર્દેશ કરીને) કેશવ કહે છે કે અસ્ત્રાઘાત જ એનું કારણ હતું. (કેશવ શરમાય છે.)

ગુરુદેવ : એમ! હાઃ હાઃ હાઃ હાલની સ્કૂલ અને કૉલેજોમાં ભણનાર છોકરાઓના એવા જ ઉત્તર હોય છે. શાસ્ત્રચર્ચાને છોડી દઇ વિજ્ઞાન ભણવાનું આવું જ કુફળ હોય છે! પ્રશ્ન થયો કે, જટાયુનું મૃત્યુ શાથી થયું? ઉત્તર મળ્યો—અસ્ત્રાઘાતથી. આ તો એના જેવું થયું કે કાશીમાં વરસાદ થયો અને અમદાવાદનાં ખેતરોમાં તીડ ધાન ખાઇ જાય. હાઃ હાઃ હાઃ

ગુરુ૦ : સત્ય છે. આજકાલના શિક્ષણનું પરિણામ આવું જ આવે છે.

ગુરુદેવ : સારું! ભાઇ કેશવ, તેં તો કેટલીયે પરીક્ષાઓ પાસ કરી છે. તું જ કહે કે અસ્ત્રાઘાતથી જ જટાયુ શા માટે મરણ પામ્યો અને રક્તપિત્તના રોગથી નહિ? રાવણ સાથે જ યુદ્ધ શા માટે થયું? ભસ્મલોચન સાથે કેમ ન થયું? બહુ લાંબી વાતની શી જરૂર! એટલો જ ઉત્તર આપ કે જટાયુ જ શા માટે મરણ પામ્યો! રાવણ કેમ ન મરણ પામ્યો!

(કેશવ વધુ ચિંતા અનુભવે છે.)

રાજા૦ અને ગુરુ૦ : (ગંભીરતાથી) બરાબર છે. એટલા બધા હાજર હોવા છતાં જટાયુ જ શા માટે મરણ પામ્યો?

લોચન૦ : તારો ટંડલ સાહેબ શું કહે છે? કહે તો ખરો. રાવણની સાથે જ યુદ્ધ શા માટે થયું!

રાજા૦ : રક્તપિત્તથી ન મરતાં અસ્ત્રાઘાતથી જ જટાયુને મરવાની શી જરૂર હતી? જરા કહે તો ખરો? તારા હકસલે સાહેબ એના માટે શી મીમાંસા કરે છે!

**કેશવ :** (અધમુવા જેવો થઈને) પૂજ્ય ગુરુદેવ! હું મૂઢમતિ છું. જાણ્યા સમજ્યા વિના મેં કંઈને બદલે કંઈ કહી દીધું છે. ક્ષમા કરો, હવે હું આપના શ્રીમુખનો ઉત્તર સાંભળવા માટે આતુર છું.

**ગુરુદેવ :** તમે કહો છો કે રાવણની સાથેના યુદ્ધમાં જટાયુ જ શા માટે મરણ પામ્યો? એનો ઉત્તર એક જ વાક્યમાં આપી શકાય એમ નથી.

**બધા :** સત્ય છે! સત્ય છે!

**ગુરુદેવ :** પહેલાં એ જોવું પડશે કે રાવણની સાથે જ યુદ્ધ કેમ થયું? પછી વિચારવું પડશે કે રાવણની જોડે યુદ્ધ જ શા માટે થયું? એના પછી એ નિર્ણય કરવો પડશે કે, રાવણની જોડે યુદ્ધમાં જટાયુ જ શા માટે મરણ પામ્યો? અને તે બધાંને અંતે એ વિચારવું પડશે કે રાવણની જોડે યુદ્ધમાં જટાયુ મર્યો જ શા માટે!

[મથુરા વિશેષ ચિંતિત ભાવ ધારણ કરે છે.]

**રાજા૦ :** (કેશવને હુંકારો કરીને) સાંભળો છો કેશવ?

**લોચન૦ :** કેમ કેશવ! તું તો કંઈ બોલતો જ નથી?

**કાંતિ૦ :** મિસ્ટર કેશવ! તમારી કેમિસ્ટ્રિ ક્યાં ગઈ?

[કેશવના મોં પર લાલી છવાય છે]

**ગુરુદેવ :** ઠીક. તો હવે એક પછી એકના ઉત્તર આપું છું. પહેલા પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે: "नियतिः केन बाध्यते।"

**મથુરા :** (ઊંડો નિઃશ્વાસ નાખીને) ચાલો, બધું સમજી ગયા. એના સિવાય બીજો શો સરળ ઉત્તર હોઈ શકે!

**ગુરુદેવ :** (અભિમાનથી) કદાચ કહો કે "ભાવીને કોણ ટાળી શકે એમ છે!" તો એનો ઉત્તર સાંભળો. એ હું હજી પણ સરળ રીતે સમજાવું છું. ભાવીને નિયતિ કહે છે. અને નિયતત્વ જ નિયતિનો ગુણ છે. અને નિયતનો ગુણ છે નિયતિ! જ્યારે એમ જ છે તો જે નિયત કાલવર્તી છે, તેને નિયતિ ફરીથી નિયત-નિયંત્રિત કરનાર બીજી નિયતિની સંભાવના ક્યાં છે? કારણ કે જે નિત્ય છે, તે જ નિયતિ છે, અને તે જ નિયન્તા છે. એટલે રાવણની જોડે જટાયુનું યુદ્ધ થવું અસંભવ નથી.

**બધા :** એમાં કંઈ પણ અસંભવ જેવું છે જ નહિ.

**મથુરા :** વાહ! એમાં અસંભવ જેવું કંઈ નથી!

**ગુરુદેવ :** હવે બીજો પ્રશ્ન—

**મથુરા :** બસ, બસ, ગુરુદેવ! પ્રથમ પ્રશ્નમાં જ બહુ ગંભીરતા રહેલી છે, તેનું જ મનન કરવા દો.

**રાજા૦ :** પરંતુ ગુરુદેવનો ઉત્તર કેવો સરસ છે!

**ગુરુ૦ :** કેવી સરલ મીમાંસા!

**કાંતિ૦ :** કેવો સ્પષ્ટ ભાવ છે!

**લોચન૦ :** કેવું ગહન શાસ્ત્રજ્ઞાન છે!

**મથુરા :** (શાસ્ત્રીજીના મોં સામે ટકટક ધ્યાનથી જોઈને) ગુરુદેવ! આપ નહિ હો ત્યારે અમારી સૌની શી સ્થિતિ થશે? [બધા રડે છે]*

રવીન્દ્રનાથ ટાગોર

# રામાનુજ પંથ અને અસ્પૃશ્યો

રામાનુજે કાંચીપૂર્ણ નામના અબ્રાહ્મણને ગુરુ માન્યા. એક દિવસ તેમણે પોતાના ગુરુને ભોજન માટે આમંત્રણ આપ્યું. રામાનુજ વિચારતા હતા કે "હું એમની પંગતમાં ભોજન કરીશ તથા એમનું ઉચ્છિષ્ટ પણ ખાઇશ." આ વિચારની ગુરુજીને જાણ થઈ. પછી નિશ્ચિત કરેલા દિવસે ગુરુ કાંચીપૂર્ણ રામાનુજને ઘેર એવે સમયે ગયા કે જ્યારે રામાનુજ ઘેર ન હતા. અને ભોજન કરીને પાછા ગયા. રામાનુજની પત્ની જૂની રૂઢિ પ્રમાણે ચાલનારી સ્ત્રી હતી. તેને આ અબ્રાહ્મણે પોતાને ત્યાં ભોજન કર્યું તે પસંદ ન પડયું. તેથી તેણે આખું મકાન લીંપીને પોતી નાંખ્યું. અને તે જાતે સ્નાન કરીને પોતાના કામમાં લાગી ગઇ. એટલામાં રામાનુજ ઘેર પાછા ફર્યા અને તેમણે પત્નીને પૂછ્યું: "આ શું ?" ત્યારે પત્નીએ જવાબ આપ્યો: "મહારાજ, જે અબ્રાહ્મણને આપે ભોજનને માટે બોલાવ્યા હતા, તે નીચ જાતિના હતા તેથી જે જગાએ બેસીને તેમણે ભોજન કર્યું તે મેં શુદ્ધ કર્યું છે અને હું પણ સ્નાન કરીને શુદ્ધ થઇ છું."

આ સાંભળીને રામાનુજને બહુ જ ખોટું લાગ્યું અને તેમણે પત્નીને કહ્યું: "અરે મૂર્ખી, તેં આ કર્યું શું ? તેં મારી બધી અભિલાષાઓને ધૂળમાં મેળવી દીધી."

(રામાનુજ ચરિત્ર ભાગ ૧૦)

રામાનુજનો મત હતો કે, જાતિભેદ માનવો જ હોય તો માનો; પરંતુ ઊંચી સ્થિતિએ પહોંચેલા સાધુસંતો માટે તો જાતિભેદ નહિ માનવો જોઇએ. કારણ કે

प्रत्यक्षितात्मनाथानां नैषां चिन्त्यं कुलादिकम् ॥

भारद्वाज संहिता० अ० १ । ४४

એટલે કે, "જેને આત્મસાક્ષાત્કાર થયો છે તેના કુળ તરફ ધ્યાન ન આપવું જોઇએ." એ સંહિતાનું વચન છે તે મુજબ તે પોતાનું વર્તન રાખવા ઇચ્છતા હતા; પરંતુ તેમની પત્નીથી લઇને આખી જનતા તેમની વિરુદ્ધ હતી તેથી તેમની ઇચ્છા સફળ થવામાં અનેક મુશ્કેલીઓ આવતી હતી.

થોડા સમય પછી એક વખત રામાનુજ ગુરુ કાંચીપૂર્ણને પોતાને ઘેર લઈ આવ્યા. ત્યારે તેમની પત્નીના શુદ્ધિ અશુદ્ધિ, પવિત્રતા અપવિત્રતા વિષેના વિચારોને લીધે તે ગુરુ-પત્ની સાથે લડી પડતી. એક વખત એ બંને સ્ત્રીઓ વચ્ચે આ બાબતમાં કૂવા પર ઝઘડો થયો અને તે બહુ જ વધી ગયો. આ જોઇ કાંચીપૂર્ણ પોતાની પત્ની સાથે તે જગા છોડીને ચાલ્યા ગયા. જ્યારે રામાનુજ ઘેર પાછા આવ્યા ત્યારે તેમના પાડોશીએ બધી વાત કહી સંભળાવી. ત્યારે તે વિચારવા લાગ્યા કે આ બધા ઝઘડાનું મૂળ મારી સ્ત્રી છે, તેથી તેનો જ ત્યાગ કરવો જોઇએ. તેને સુધારવાનો કોઈ ઉપાય ન હતો તેથી તેને ખાવા પીવાનો તથા કપડાંલત્તાંનો ખર્ચ આપીને વિદાય કરી. પછી પોતે સંન્યાસી થયા.

ઉપર જણાવેલો વિચાર સંન્યાસદીક્ષા લીધી તે પહેલાંનો હતો. સંન્યાસી બન્યા પછી જ્યારે તેઓ ઉપદેશ કરવા લાગ્યા ત્યારે તેમનો ઉપદેશ અને વિજય કુંભકોણમાં થયો. પછી તે તિરુપલ્લિ પહોંચ્યા. ત્યાં એક ચાંડાલ સ્ત્રી સાથે વાદવિવાદ થયો. તેમને માલમ પડયું કે, એ ચાંડાલ સ્ત્રીની ઉન્નતિ બહુ જ થઇ છે ત્યારે બધા લોકોની સમક્ષ તેઓ બોલ્યા, "હે ચાંડાલ સ્ત્રી! મને ક્ષમા કર. મારી અપેક્ષાએ તું વધારે પવિત્ર છે." એમ કહીને તે સ્ત્રીને તરત જ પોતાના ધર્મની દીક્ષા આપી; એટલું જ નહિ પણ તે ચાંડાલ સ્ત્રીની મૂર્તિ બનાવીને એક મંદિરમાં તેની સ્થાપના કરી. આજે પણ તે મંદિરમાં તેની મૂર્તિ બતાવવામાં આવે છે, અને ભક્ત લોકો ભક્તિભાવથી તેની પૂજા કરે છે.

(રામાનુજ ચરિત્ર–ભાગ ૨૨)

ત્રિચીનાપલ્લીની પાસે ઉરય્યુર નામનું એક ગામ હતું. ત્યાં ધનુર્દાસ નામનો એક શૂદ્ર રહેતો હતો. રામાનુજાચાર્યે તેને તેની પત્નીસહિત પંચસંસ્કાર કરીને શિષ્ય બનાવ્યો; એટલું જ નહિ પણ તેના તરફ પોતાના બરોબરિયા પ્રમાણે વર્તન કરતા હતા. તે નદીએ સ્નાન કરવા જતા ત્યારે દાશરથી નામના બ્રાહ્મણ શિષ્યના ખભા ઉપર હાથ રાખતા, પણ સ્નાન કરીને પાછા આવતી વખતે ધનુર્દાસની ખાંધ પર હાથ રાખતા. કોઇએ તેમને પ્રશ્ન કર્યો કે સ્નાન કર્યા પછી આપ એ શૂદ્રનો સ્પર્શ કેમ કરો છો? ત્યારે તે બોલ્યાઃ

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः।

एते मंदावलिप्तानामेत एव सतां दमाः॥

અર્થાત્ "વિદ્યામદ, ધનમદ, અને કુલીનતાનો મદ એ મંદ અને અભિમાની લોકોના મદો છે. સજ્જનોના એ જ દમો છે." તે પછી તે બોલ્યાઃ "આ ધનુર્દાસ તમો બ્રાહ્મણોથી પણ શ્રેષ્ઠ છે તેથી સ્નાન કર્યા પછી પણ હું તેનો સ્પર્શ કરું છું." રામાનુજની સમતા આ પ્રકારની હતી. (રામાનુજ ચરિત્ર–ભાગ ૨૫)

યાદવગિરિ પર નારાયણનું મંદિર બંધાવીને તેમાં નારાયણની સ્થિર પ્રતિમાની સ્થાપના રામાનુજાચાર્યે જ કરી; પરંતુ તેની સાથે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે ઉત્સવની મૂર્તિનો પ્રબંધ કેવી રીતે કરવો? તેને માલમ પડયું કે દિલ્હીનો તુર્ક બાદશાહ (માલમ પડે છે કે શ્રી રામાનુજાચાર્યના સમયમાં જે મોગલ સરદાર દિલ્હીમાં હતા તેને ભૂલથી ચરિત્રલેખકે બાદશાહ કહ્યા છે) લૂંટની સાથે ઉત્સવમૂર્તિ લઇ ગયો હતો. તે પાછી લાવવાને રામાનુજાચાર્ય દિલ્હી ગયા. બાદશાહની છોકરી એ પંચધાતુવાળી મૂર્તિને ખૂબ ચાહતી હતી તે આ મૂર્તિ પાછી આપવા ઇચ્છતી ન હતી. છેવટે એવો નિર્ણય થયો કે, રામાનુજાચાર્ય મૂર્તિની સાથે છોકરીને પણ લઇ જાય. બાદશાહે મૂર્તિને પોતાની છોકરી અને પુષ્કળ ધન સાથે વિદાય કરી. એ મૂર્તિની સ્થાપના આચાર્યજીએ યાદવગિરિ પર કરી. એ બાદશાહની દીકરીને રામાનુજાચાર્યે મૂર્તિની પત્ની કહી અને તેને અછૂત ગણી નહિ. આ મંદિરમાં ઢેડ, ચમાર, ચાંડાલ વગેરે બધી અંત્યજ જાતિના લોક જઇ શકતા હતા. મંદિરની પાસે એક તળાવ છે, જેમાં સ્નાન કરવાનો તથા મંદિરમાં દર્શન કરવાનો બધા અંત્યજોને અધિકાર હતો, આજકાલ એ અધિકાર માત્ર ઉત્સવને દિને જ આપવામાં આવે છે; પરંતુ તેથી આચાર્યજીનો ઉદ્દેશ કેટલો ઉદારતાભર્યો અને સમાનતાવાળો હતો તે

માલમ પડે છે. આચાર્યજીએ પોતાના પંથના પાંચ સંસ્કારોનો અધિકાર ચમાર, ચાંડાલ આદિ અસ્પૃશ્યોને પણ આપ્યો હતો. એ લોકોને ધર્મનું શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા કરી હતી. તેથી વાચકોને સ્પષ્ટ થશે કે, રામાનુજાચાર્યનું શિક્ષણ કેવું સમાનતાવાળું હતું.

(રામાનુજ ચરિત્ર–ભાગ ૨૯)

મદ્રાસના "હિંદુ" સમાચાર પત્રે તા. ૫મી ફેબ્રુઆરી ૧૯૦૬ના અંકમાં રામાનુજાચાર્ય વિષે જે લખ્યું હતું તે વિચારવા યોગ્ય છેઃ—

"મેલકોટ પ્રાંતમાં પેરિયા, પંચમ, ઢેડ, ચમાર અંત્યજ વગેરે લોકોએ રામાનુજાચાર્યને કરેલી મદદથી આચાર્યજીનું ધ્યાન તેમની અવનત દશા તરફ દોરાયું. આ બહિષ્કૃત લોકોના ઉત્થાન માટે આચાર્યજીએ તેમને "તિરુકકુલતાર" નામ આપ્યું. આ શબ્દનો અર્થ "શ્રેષ્ઠ જાતિના લોક" એવો થાય છે. આમ કરવામાં આચાર્યજીનો એકમાત્ર હેતુ એ હતો કે, તેમનાં પેરિયા, પંચમ વગેરે નામો જો નાશ પામે તો તેમના ઉત્થાનકાર્યમાં સફળતા થાય. તેઓ આ શ્રેષ્ઠત્વદર્શક નામ આપીને જ અટક્યા નહિ, પરંતુ તેમણે એ બહિષ્કૃત લોકોને શ્રીરંગ, મેલકોટ, વેલ્લૂર વગેરે સ્થાનોનાં મંદિરોમાં જવાની છૂટ પણ આપી હતી, તથા મંદિરની નજીકના તળાવમાં સ્નાન કરવાની પણ રજા આપી હતી. આ પ્રમાણે હાલમાં, એ લોકોને વર્ષમાં ત્રણ દિવસને માટે છૂટી છે. આ ત્રણ દિવસમાં અત્યંત શુદ્ધ અને પવિત્ર બ્રાહ્મણ પણ એ લોકોની સાથે ખભેખભો અડાડીને સ્નાન તથા દર્શન કરતા નજરે પડે છે. આ પ્રમાણે આચાર્યજીની સમાનતાનો અવશેષ આજની અવનત સ્થિતિમાં પણ મોજૂદ છે. આ પરથી સહેજે સમજી શકાશે કે, શરૂઆતમાં આ મહાત્માએ તે બહિષ્કૃતોની ઉન્નતિ અર્થે કેવા કેવા પ્રયાસ કર્યા હતા."

શ્રીરામાનુજાચાર્યે આ અંત્યજોને વૈષ્ણવ ધર્મના પાંચ સંસ્કારોના અધિકાર પણ અર્પ્યા હતા; અને તેમને વૈષ્ણવ ધર્મનું શિક્ષણ મળે તેવો પ્રબંધ કર્યો હતો. ધર્મ, આચાર, નામ તથા મંદિરપ્રવેશ મળવો એટલા વડે એ બહિષ્કૃતોની ઉન્નતિનો પ્રબંધ તેમણે કર્યો હતો. તે ઉપરાંત એક પ્રબંધ એ પણ હતો કે, કોઈ પણ જાતિનો સાધુ મંદિરમાં જઈ શકે.

न शूद्रा भगवद्भक्ता विप्रा भागवताः स्मृताः ।

भारत

અર્થાત્ "જેઓ ભગવાનના ભક્ત છે તેઓ શૂદ્ર નથી, પણ વિપ્રો અને ભાગવતો છે (ભારત). બરાબર મહાભારતના આ વચનાનુસાર જ રામાનુજ વર્ત્યા હતા.

આ સમાનતાને–અર્થાત્ વૈષ્ણવધર્મને—ફેલાવવા માટે આચાર્યજીએ સાતસો મઠોની સ્થાપના કરી હતી અને નવ્વાશી ગુરુઓની ગાદીઓ પર ગુરુઓની સ્થાપના કરી હતી. તેમાંથી આજે પણ કાંજીવરં, શ્રીરંગ, રામેશ્વર, તોતાદ્રિ તથા અહોબલં વગેરે વગેરે સ્થળોમાં એ ગાદીઓ વિદ્યમાન છે. પરંતુ તેમનાદ્વારા, આચાર્યજીએ ચાલુ કરેલ અંત્યજોના ઉદ્ધારનું કાર્ય બિલકુલ ચાલતું નથી. આજે તો એ સ્થિતિ છે કે, અંત્યજોને વર્ષમાં ત્રણ દિવસ તળાવમાં સ્નાન તથા મંદિરમાં દર્શન કરવાનું મળે છે, એ જ અહોભાગ્ય માનવું જોઈએ! રામાનુજાચાર્યજીના કાર્યનો પ્રભાવ કેવો બળવાન હતો તેની પ્રતીતિ તો ત્યારે જ

ઉત્પન્ન થયેલા મારા એક ભક્તનું તેં અપમાન કર્યું છે. તેનું પ્રાયશ્ચિત્ત એ કે તું તેને શરણે જા અને તેને ખભા પર ઉપાડી લે અને તેને મારા મંદિરમાં લઇ આવ." આ પ્રમાણે દર્શન થયા પછી બ્રાહ્મણને ભાન આવ્યું અને તે ભક્તને પોતાની ખાંધ પર શ્રીરંગના મંદિરમાં લઈ આવ્યા. ત્યાં સઘળા બ્રાહ્મણોએ તેનો આદર કર્યો. એ જ કારણથી તેઓ મુનિવાહન અથવા યોગીવાહન કહેવાયા. તેમનું અસલ નામ તિરુ-પ્પાન આલ્વાર હતું. આ વાત અહીં બતાવવાનો ઉદ્દેશ એ છે કે, શ્રીરામાનુજનો વૈષ્ણવ સંપ્રદાય પરંપરાથી અંત્યજોના ઉદ્ધારમાં અનુકૂળ જ હતો. એથી વૈષ્ણવ પંથની ઉદારતાનું સરસ પરિણામ આવ્યું, અને તેથી જ તેઓ ઉપર દર્શાવેલું ઉદારતાભર્યું વર્તન કરી શક્યા.

રામાનંદ—આ આચાર્ય શ્રીરામાનુજાચાર્યના પંથના પાંચમા આચાર્ય છે. તેરમી સદીના છેવટમાં અથવા ચૌદમી સદીની શરુઆતમાં તેમણે વૈષ્ણવ ધર્મને ભારતવર્ષના રાષ્ટ્રીય ધર્મનું સ્વરૂપ આપ્યું. જોકે બનારસમાં રામાનંદજીનો મઠ હતો તોપણ તેઓ ચોતરફ ફર્યા હતા અને આ રીતે ફરી ફરીને તેમણે વૈષ્ણવ ધર્મનો પ્રચાર કર્યો.

તેમના મુખ્ય શિષ્યોમાંથી બાર હીન જાતિમાંથી પસંદ કરાયા હતા. તેમાં એક ચમાર, બીજો ગાંયજો, ત્રીજો જોકે તેમનું નામ સારું હતું, પણ તેઓ કુષ્ટા હતા. તેમના શિષ્યોની નામાવલી જોવાથી જણાય છે કે, તેમના શિષ્યોમાં બધી જાતિના લોકો છે. તેમના મતમાં સર્વ જાતિઓ તથા ઉપજાતિના લોકો પ્રવેશી શકતા હતા.

આ પરથી જણાશે કે, તે સમયે આ પંથમાં છૂત-અછૂત માનવાની પ્રથા ન હતી. અગીઆરમી સદીના ઉત્તરાર્ધમાં તથા બારમી સદીના પૂર્વાર્ધમાં વૈષ્ણવ ધર્મને શ્રીરામાનુજાચાર્યજીએ પુનર્જીવન આપ્યું. એ જ ધર્મને રામાનંદજીના સમયમાં રાષ્ટ્રીયત્વ પ્રાપ્ત થયું. આ વખતે ઢેડ, ચમાર, કુષ્ટા વગેરે હીન જાતિના લોકો પણ સારી યોગ્યતાને પહોંચ્યા હતા. જો તેમની ધારણા એવી હોત કે, અંત્યજ સદાને માટે બહિષ્કૃત તથા અસ્પૃશ્ય રહે તો તેઓ તેને "તિરુકકુલતાર" (ઊંચ કુળમાં ઉત્પન્ન થયેલા લોક) નામ કદી પણ ન આપત; તેમ જ તેમને પોતાના શિષ્ય પણ તેઓ બનાવત નહિ. ત્યારે મંદિરો જેવાં સ્થળોમાં ખુલ્લી રીતે પ્રવેશ કરવો તથા સાર્વજનિક તળાવોમાં સ્નાન કરવું, અને તે પણ બ્રાહ્મણો સાથે, તો અસંભવ જ હતું. આથી સ્પષ્ટ થાય છે કે, આ આચાર્યજીએ જે વૈષ્ણવ ધર્મનો ફરીથી પ્રચાર કર્યો તે અતિ ઉદાર ધર્મ હતો અને તેમાં કોઇ એવું માણસ ન હતું કે જે અસ્પૃશ્ય મનાતું.

(શ્રીપાદ દામોદર સાતવળેકર સંપાદિત छूत और अछूत : द्वितीय भाग માંથી)

---

# ગુરુવાયુર

મદ્રાસના મલબાર જિલ્લાના પન્નાની તાલુકાનું આ ગામ ચૌઘાટ પાસે ૧૦°૩૫' ઉત્તર અને ૭૬°૩' પૂર્વમાં આવેલું છે. ૧૯૦૧ ની વસ્તી ૩૩૯૩. તેમાં કૃષ્ણનું એક પ્રસિદ્ધ મોટું મંદિર છે. તેના પશ્ચિમના ગોપૂરં ઉપરના લેખથી માલૂમ પડે છે કે, ૧૭૪૭ માં તે બંધાયું હતું. તેની દિવાલ ઉપર ભાગવતનાં પુષ્કળ દશ્યો ચીતરેલાં છે. ઘણે ભાગે માંદા માણસો તેની માનતા કરે છે. (ઇમ્પીરિયલ ગેઝેટિયર પુ૦ ૧૨, પૃ. ૪૧૪)

# મંદિરપ્રવેશનો પ્રશ્ન

ગયા સપ્ટેમ્બર માસમાં ગાંધીજીએ પોતે ગોઝમેજમાં લીધેલી ભીષ્મપ્રતિજ્ઞાનું વડા પ્રધાનના કોમી ચુકાદાના વિરોધ તરીકે પાલન કરવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે આખા હિંદ કોમના સવર્ણ તથા અવર્ણ આગેવાનોએ મુંબઈમાં પરિષદ ભરી, જેના પરિણામે આંતરવર્ગીય હિંદુ કરાર થયા અને ગાંધીજીના ઉપવાસ છૂટયા. પણ સરકારે તો માત્ર આ કરારના રાજકીય પ્રશ્ન પૂરતું જ સમાધાન સ્વીકાર્યું; એટલે ઉપવાસ છોડતી વખતે ગાંધીજીએ જાહેર કર્યું કે "અત્યારની સમાધાની તો હજી માત્ર શરૂઆત જ છે. હિંદુ વસ્તીનો જ એક ભાગ આજ સદીઓ થયાં જે સામાજિક અને ધાર્મિક યાતનાઓ વેઠી રહ્યો છે તે સદંતર નાબૂદ કરવાનું વિશાળ કર્તવ્ય હિંદુઓએ બજાવવાનું છે, એટલે અત્યારની સમાધાનીની રાજકીય બાજુ અગત્યની હોવા છતાં પણ એ સુધારાના વિશાળ ક્ષેત્રની ગણતરીમાં નજીવું સ્થાન ભોગવે છે......હું મારા હરિજન મિત્રોને ખાતરી આપવા માગું છું કે, મારી જાત માટે તો આ સમજૂતીથી પૂરેપુરો બંધાયેલો જ છું અને એના સંપૂર્ણ અમલ માટે મને તેઓ ખુશીથી જામીન લેખે." આવી જ જાતની જામીનગીરી મુંબઈમાં મળેલી પરિષદના સવર્ણ આગેવાનોએ નીચેનો ઠરાવ કરીને આપી હતી:

"આ પરિષદ ઠરાવ કરે છે કે, હવે પછી જન્મને કારણે કોઈને અસ્પૃશ્ય લેખવામાં આવશે નહિ. અને અત્યાર સુધી જેમને અસ્પૃશ્ય લેખવામાં આવે છે તેમને જાહેર કૂવા, રસ્તા, નિશાળો અને બીજી જાહેર સંસ્થાઓના સંબંધમાં બીજા હિંદુઓના જેવા જ હક્કો મળશે. આ હક્કો વહેલામાં વહેલી તકે કાયદાપૂર્વક સ્વીકારવામાં આવશે અને જો તેનો વહેલો સ્વીકાર નહિ થયો હોય તો સ્વરાજ પાર્લામેન્ટનાં વહેલામાં વહેલાં કાર્યોમાંનું તે એક થશે."

આ ઠરાવ પસાર કરતાં દરેક હિંદુ આગેવાનની પહેલી ફરજ અસ્પૃશ્યતાનું કલંક દેશમાંથી પહેલી તકે નાબૂદ કરવાની આવી પડી હતી અને દેશમાં ચારે બાજુએ એ માટે જોશભેર પ્રયત્નો શરૂ થઈ ગયા.

અસ્પૃશ્યતાનો પ્રશ્ન આખા હિંદુસ્તાનમાં વધારેમાં વધારે આકરો મદ્રાસ ઇલાકામાં છે; એટલે જો અસ્પૃશ્યતા જડમૂળથી કાઢવી હોય તો એ ઇલાકામાંથી પ્રયત્ન થવા જોઈએ એ દેખીતું છે. આ વસ્તુસ્થિતિને ગુરુવાયુરના પ્રશ્નથી જબરો ટેકો મળ્યો. ગાંધીજીની સાથે જ શ્રી. કેલાપ્પને ગુરુવાયુર મંદિર–કે જેને અવર્ણ માટે ખુલ્લું મૂકાવવા માટે પોતે વર્ષો થયાં પ્રયત્નશીલ હતા–માટે ઉપવાસ આરંભ્યા. આખા મદ્રાસ ઇલાકામાં તેમ જ હિંદમાં આને લીધે જબરો ઊહાપોહ થયો. પણ ગાંધીજીએ સત્યાગ્રહીનો સાચો ધર્મ સામા પક્ષને અગાઉથી ખબર આપીને જ લડત શરુ કરવાનો હોઈ શકે એ બાબત શ્રી. કેલાપ્પનને સમજાવી ઉપવાસ મોકૂફ રખાવ્યા અને સાથેસાથે બાંહેધરી આપી કે, જો અગાઉથી આપેલી મુદત પૂરી થતાં ગુરુવાયુર મંદિર નહિ ખુલ્યું હોય તો પોતે પણ શ્રી. કેલાપ્પનના યજ્ઞમાં પોતાનો ફાળો આપશે. પરિણામે ત્રણ મહિનાની મુદત આપીને

ઉપવાસ મોકૂફ રખાયા, અને જાનેવારીની બીજી તારીખે ઉપવાસ શરૂ કરવાની ખબર અપાઈ. આ દરમિયાન મદ્રાસની ધારાસભામાં નવેમ્બર માસની પહેલી તારીખે એ ઇલાકાના એક વખતના મુખ્ય પ્રધાન ડૉ૦ સુબ્બાયનની દરખાસ્તથી એવો ઠરાવ પસાર થયો કે, સરકારે હાલ અસ્પૃશ્યોને જાહેર મંદિરમાં દાખલ કરવાના પ્રતિબંધ સામે વધતા જતા લોકમતને ધ્યાનમાં લઇને અસ્પૃશ્યોને માટે મંદિરો ખુલ્લાં મૂકવા સંબંધે જાહેર મંદિરોના વાલીઓની એ બાબતમાં જે કોઇ શંકાઓ અથવા મુશ્કેલીઓ હોય તે દૂર કરવા સારુ એક કાયદાનો ખરડો રજૂ કરવો. આ ઠરાવ એક પણ વિરુદ્ધ મત સિવાય પસાર થયો હતો, એટલે કે સરકારી અમલદારો, સરકારનિયુક્ત સભ્યો, અન્યધર્મીઓ તેમ જ સનાતની અને સુધારક હિંદુ સભ્યો, એ બધાએ એની સામે વિરોધ નહિ ઉઠાવેલો. આ ઠરાવને આધારે એક મહિના પછી ડૉ. સુબ્બાયને પોતે એક ઠરાવનો ખરડો સરકારને રજુ કરવાની મંજૂરી આપવા માટે મોકલ્યો. કારણ કે હિંદી કાયદાની કલમ ૮૦ અ (૩) મુજબ રજૂ થતા પહેલાં એ ખરડો ગવર્નર જનરલની મંજૂરી પામી ચૂકેલો હોવો જોઇએ. એ જ અરસામાં વડી ધારાસભામાં શ્રી. રંગાઆચરે આખા હિંદુસ્તાનને લાગુ પડે એવો કાયદાનો ખરડો રજૂ કરવા માટે કલમ ૨ મુજબ ગવર્નર જનરલની મંજૂરી માટે મોકલ્યો.

આ ખરડા યોગ્ય મંજૂરી માટે રવાના થયા ત્યારબાદ તરત જ આખા દેશમાં પોતાને ચુસ્ત સનાતની માનના છૂટાછવાયા લોકોએ પોતાનું સંગઠન કરીને ખરડાને મંજૂરી ન મળે એ માટે ઉહાપોહ શરૂ કર્યો, અને પરિણામે સનાતનીઓ અને સુધારકો વચ્ચે જબરો જંગ મંડાયો હોય એવું વાતાવરણ દિવસે દિવસે થવા માંડ્યું. આ વાતાવરણને કારણે ગવર્નર જનરલ વિચારમાં પડયા, અને મંજૂરી આપવાનો પ્રશ્ન વિકટ બન્યો. એટલે દિવસો ગાળવાની સ્થિતિ આવીને ઊભી રહી. છેવટે જાનેવારીના ત્રીજા અઠવાડિયામાં એટલે કે ખરડો રજૂ થયા પછી લગભગ પોણાબે મહિને ગવર્નર જનરલનો નિર્ણય બહાર પડયો કે, ડૉ. સુબ્બાયનના ખરડાને મંજૂરી આપી શકાય એમ નથી. આ ખરડાને મંજૂરી નહિ આપવાનાં કારણો ટૂંકમાં નીચે પ્રમાણે જણાવ્યાં છે.

"આ ખરડા ( ડૉ. સુબ્બાયનનો તેમ જ એ જ ભાવનો શ્રી. નારાયણ નામ્બીઅર ) નો હેતુ હિંદુ કોમના ચોક્કસ વર્ગો માટે તેમના ઉપર રૂઢિ અને રિવાજો દ્વારા નાખવામાં આવેલી મંદિરપ્રવેશને અંગેની અશક્યતાઓ દૂર કરાવવાનો છે. એ ખરડામાં હિંદુ કોમની ધાર્મિક માન્યતાઓ અને ક્રિયાઓ ઉપર અસર કરતા સવાલો ઉઠાવવામાં આવ્યા છે. સામાન્ય રીતે એ ખરડા અખિલ હિંદને લગતા છે અને તે ઉપર માત્ર પ્રાંતિક ધોરણે યોગ્ય વિચાર થઈ શકે નહિ.... આ ( મદ્રાસ ઇલાકાનાં ) મંદિરોની અગત્ય સ્થાનિક અગત્ય કરતાં ઘણી વધારે છે. તે પ્રભુપૂજાનાં અને યાત્રાનાં સ્થળો છે અને દેશના સર્વ ભાગોમાંના હિંદુઓ એ સ્થળોની મુલાકાત લે છે. આ મુદ્દાસર સઘળા પ્રાંતોમાં અમલના પ્રત્યાઘાતો થયા સિવાય રહે નહિ તે બાબત ઉપર સંભાળપૂર્વક વિચાર કરીને અને સઘળી સ્થાનિક સરકારો સાથે મસલત કરીને ગવર્નર જનરલે મદ્રાસની ધારાસભામાં આ ખરડા દાખલ કરવા માટે મંજૂરી નહિ આપવાનો નિર્ણય કર્યો છે."

ઉપરના નિર્ણયમાં એક બાબત તદ્દન સ્પષ્ટ છે કે, મંજૂરી નહિ આપવાનું કારણ પ્રાંતિક ધોરણે ચર્ચા ન થાય એ જ છે. એટલે સનાતનીઓના વિરોધને લીધે મંજૂરી નથી મળી

એમ નથી. આ વાતને વધારે પુષ્ટિ તો એ ઉપરથી મળે છે કે ડૉ. સુબ્બાયનનો ખરડો નામંજૂર કરતી વખતે જ ગવર્નર જનરલે શ્રી. રંગાઆયરના ખરડાને ધારાસભામાં દાખલ કરવાની પરવાનગી આપી છે. આ પરવાનગી આપતાં જણાવવામાં આવ્યું છે, "આ ખરડો આખી હિંદુ કોમની પ્રથાઓ અને રિવાજો ઉપર અસર કરતો હોવાથી ગવર્નર જનરલ આ દરખાસ્ત ઉપર વિચાર ચલાવવાની તક આપવાની ના પાડવા તૈયાર નથી." આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, આ ખરડાને એ હિંદુ કોમની પ્રથાઓ અને રિવાજો ઉપર અસર કરતો હોવાથી જ રજૂ કરવાની મંજૂરી મળી છે. એટલે ખરી રીતે તો આ જાતનો સુધારો થાય એવી ચર્ચાની સ્પષ્ટ પરવાનગી મળી છે. પરિણામે આખો પ્રશ્ન ડૉ૰ સુબ્બાયનના ખરડામાં માત્ર શરતી મંદિરપ્રવેશ અને તે પણ માત્ર મદ્રાસ ઇલાકા પૂરતો જ સમાયલો હતો તે શ્રી. રંગાઆયરના ખરડામાં અસ્પૃશ્યતાનું જડમૂળ અને તે આખા હિંદુસ્તાનમાંથી કાઢી નાખવાનો બન્યો છે. આમાં ગાંધીજીએ કહ્યું છે તેમ ઇશ્વરના હાથ સિવાય બીજું શું હોઇ શકે ? સરકારી નિર્ણય વિષે નિવેદન કરતાં ગાંધીજીએ જણાવ્યું છે, "ગયા સપ્ટેમ્બર માસનો મુંબઇનો ઠરાવ પાર પાડવાની તક હવે આવી પહોંચી છે. જો હિંદુઓને હિંદુત્વ માટે માન હોય, અને હરિજનોને આપેલા વચનની કિંમત હોય તો હિંદુઓ આ તકને હાથમાંથી જવા દેશે નહિ....મંદિર પ્રવેશની હિલચાલ હવે તો દક્ષિણમાં આવેલા ગુરુવાયુરથી આગળ પ્રસરીને ઉત્તરમાં હરદ્વાર સુધી પહોંચે છે.......હું મારું ધ્યાન મદ્રાસના ખરડા તરફ રોકી રહ્યો હતો અને વધારે મોટાં તથા ગંભીર પ્રકરણ ઉપાડવા તૈયાર ન હતો. પરંતુ હવે મારી સામે એ પ્રશ્ન તૈયાર થઇને આવી ઊભો છે; એટલે મારે એમાં ડગવું જોઇએ નહિ."

સરકારે પોતાનો નિર્ણય બહાર પાડવામાં જરા સાવચેતી વાપરી છે. એમાં જણાવ્યું છે, "આવા કોઇ પણ કાયદાની વિચારણા અને દરખાસ્તોના દરેક-સ્વરૂપની સંપૂર્ણ તપાસ ફક્ત ધારાસભામાં જ નહિ પરંતુ ધારાસભાની બહાર પણ, જેમના ઉપર તેની અસર થતી હોય તે સઘળાઓ તરફથી સંપૂર્ણ તપાસ થાય નહિ ત્યાં સુધી, વિચારણા થવી જોઇએ નહિ. જો ખરડો જાહેર પ્રજામત જાણવા માટે બહોળા પ્રમાણમાં ફેરવવામાં આવે અને જો હિંદુ કોમના બધા વર્ગોને વિચાર કરીને તેમના નિશ્ચિત વિચારો જાહેર કરવા માટે પૂરતો સમય આપવામાં આવે તો જ આ હેતુ પાર પડે. વળી સરકાર એમ પણ જાહેર કરે છે કે, પોતે આ ખરડાને રજૂ કરવાની મંજૂરી આપી એ એમાં જણાવેલા સિદ્ધાંતને ટેકો આપવા બરાબર નથી. એણે તો હવે પછીના તબક્કાઓમાં જરૂરી પગલાં ભરવા પોતાનો હાથ છૂટો રાખ્યો છે."

આ જાતના ખુલાસાને લીધે આ ખરડા ઉપર ખૂબ વખત ગાળવામાં આવશે, એમ કહેવામાં આવે છે. પણ ગાંધીજીએ પોતાના નિવેદનમાં એ શંકાનો નિર્દેશ કરી જણાવ્યું છે "જેવી રીતે અત્યારે અસ્પૃશ્યતા સામે હિંદુ અંતરાત્મા જાગ્રત થયો છે તેવી રીતે તે ખરેખર જાગ્રત થયો હશે તો થોડી વારમાં એ ખરડો કાયદાનું રૂપ ધારણ કરશે. એની તરફેણના હિંદુ પ્રજામતના સ્પષ્ટ પોકારની સામે સરકાર વિરોધ કરી શકશે નહિ." એટલે કે સરકાર પોતાનો હાથ આજ છૂટો રાખવા ઇચ્છતી હશે તોપણ તે રાખી શકશે નહિ—જો જનતા એ બાબતમાં જાગ્રત રહેશે તો.

આ રીતે મંદિરપ્રવેશનો આખો સવાલ ઉપરને તબક્કે આવી પહોંચ્યો છે. ડૉ. સુબ્બાયનનો મદ્રાસ ધારાસભા માટેનો ખરડો નામંજૂર કરવાનું કારણ પ્રાંતિક ધોરણે ચર્ચા ન થવી જોઇએ એ આપવામાં આવેલું હોવાથી શ્રી. રંગાઆયરે એ જ દલીલને આધારે એ જ ખરડો વડી ધારાસભામાં રજૂ કરવાની પરવાનગી માગી છે. ખરડામાં માત્ર મદ્રાસ ઇલાકાને લગતો નિર્દેશ કાઢી નાખ્યો છે અને જરૂર જણાઇ છે ત્યાં હિંદુસ્તાનને લાગુ પડતા નિર્દેશ ઉમેર્યા છે.

આ પરિસ્થિતિ જાણ્યા પછી જે ખરડાઓ વિષે આટલો મોટો ઊહાપોહ થઇ રહ્યો છે એ ખરડામાં શું સમાયલું છે એ વિચારીએ. ભારે અન્યાય કરવાની ધારતી સિવાય કહી શકાય કે, તેની સામે ઊહાપોહ કરનારનો કેટલોક ભાગ ખરો અર્થ સમજ્યો નથી અથવા સમજવા તૈયાર નથી. કેટલાએ વિરોધીઓએ ખરડામાં સમાયેલા અર્થ કરતાં વધારે ભડકાવનારા અર્થ કાઢ્યા છે કે સમજાવ્યા છે. અને લડત ખરડાના ગુણદોષ કરતાં અસ્પૃશ્યતાનિવારણના આખા કાર્ય અને એના સંચાલકોના ગુણદોષ ઉપર લઇ જવામાં આવી છે. પોતાના મનનું સમતોલપણું રાખી ખરડાનો વિચાર કરનાર તુરત જ જોઇ શકશે કે, જેને શુદ્ધ ન્યાય કરી શકાય એ સિવાય એમાં વધારેપડતી કોઇ પણ બાબત દાખલ કરવામાં આવી નથી. આ વિષે વધારે સ્પષ્ટીકરણ થાય એ માટે ડૉ૦ સુબ્બાયનના મૂળ ખરડામાં નજીવા ફેરફાર સાથેનો શ્રી. રંગાઆયરનો ખરડો તથા શ્રી. રંગાઆયરનો અસલ ખરડો, એ બન્ને ખરડા નીચે આપવામાં આવ્યા છે.

૧

### ડૉ. સુબ્બાયનના ખરડા ઉપરથી શ્રી. રંગાઆયરે સુધારેલો ખરડો

હિંદુઓના કેટલાક વર્ગો સામેના મંદિરોમાં દાખલ થવાને લગતા રીતરિવાજથી નંખાયલા પ્રતિબંધો દૂર થઇ જવા જોઇએ, એવી હિંદુ કોમની વૃત્તિ દિવસે દિવસે પ્રબળ થતી જતી હોવાથી,

અને આવાં મંદિરોના વાલીઓ તથા અન્ય સંચાલકોને મંદિરોના સ્થાપિત થયેલા રીતરિવાજથી વિરુદ્ધ જતું પગલું ભરવાનો અધિકાર છે કે કેમ એ વિષે શંકા ઉત્પન્ન થઇ હોવાથી,

અને જો એ વિભાગની હિંદુ કોમનું સામાન્ય વલણ દાખલ કરવાની તરફેણનું હોય તો અદાલતો મારફતે અમલમાં મુકાતા કાયદા મુજબ હિંદુ કોમના કોઈ પણ વર્ગને પોતાના સંચાલન નીચેના મંદિરમાં દાખલ કરતાં કોઇ પણ વાલીને અટકાવ ન થવો જોઇએ એ જરૂરનું હોવાથી

### મંદિરપ્રવેશ કાયદો

નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છેઃ—

૧ આ કાયદો હિંદુ મંદિરપ્રવેશ-પ્રતિબંધનિવારણ કાયદો, ૧૯૩૩, કહેવાશે.

૨ એ બાબત અથવા સંબંધમાં કોઇ પણ વાંધાભર્યું નહિ હોય તો આ કાયદામાં

(૧) 'બોર્ડ'નો અર્થ મદ્રાસ રિલીજિયસ એન્ડાઉમેન્ટ્સ એક્ટ, ૧૯૨૧ ની કલમ ૧૦ મુજબ સ્થપાયલું બોર્ડ ઑફ કમિશ્નર્સ થશે.

(૨) 'પ્રતિબાધિત વર્ગ' (એક્સક્લુડેડ કાસ્ટ)નો અર્થ સ્થાપિત થયેલા રીત-

રિવાજને કારણે મંદિરમાં પ્રવેશ કરતાં અટકાવવામાં આવેલ હિંદુ કોમનો કોઈ પણ વર્ગ અથવા ન્યાત થશે.

(૩) 'મંદિર' (ટેમ્પલ)નો અર્થ કોઈ પણ નામથી સંબોધવામાં આવતી હોય એવી 'પ્રતિબાધિત વર્ગ' સિવાયની સામાન્ય હિંદુ કોમ તરફથી જાહેર પૂજા માટે હક તરીકે વપરાતી જગા થશે.

(૪) 'વાલીઓ' (ટ્રસ્ટીઝ)નો અર્થ જેને મંદિરનો વહીવટ સોંપેલો હોય એવી કોઇ પણ નામથી સંબોધવામાં આવતી વ્યક્તિ થશે.

(૫) 'મતદારો' (વોટર્સ)નો અર્થ

(અ) જ્યારે વાર્ષિક રૂ. ૫૦૦ અને વધારેની આવકવાળા મંદિરના અંગે વપરાયો હોય ત્યારે જે વિભાગમાં તે (મંદિર) આવેલું હોય તે વિભાગમાં લોકલ બોર્ડના કાયદા મુજબ સ્થાપાયલી મ્યુનિસિપાલિટી અથવા ડિસ્ટ્રિક્ટ બોર્ડ અથવા તાલુકા બોર્ડ અથવા એવી સ્થાનિક સંસ્થાની ચૂંટણી માટેના મતદારપત્રકના હિંદુ મતદારો અને

(બ) જ્યારે વાર્ષિક રૂ. ૫૦૦ કરતાં ઓછી આવકવાળા મંદિરને અંગે વપરાયો હોય ત્યારે તે (મંદિર) જે વિભાગમાં આવેલું હોય તે વિભાગની સીટી મ્યુનિસિપાલિટીના અથવા બહારની મ્યુનિસિપાલિટી કે પંચાયતના બોર્ડની ચૂંટણી માટેનાં મતદારપત્રકના હિંદુ મતદારો થશે.

### બહુમતી મતદારોનો નિર્ણય

૩ (૧) આ કાયદાનો અમલ શરૂ થયા પછી કોઇ પણ મંદિરના વાલીને, મંદિર કોઇ પણ પ્રતિબાધિત વર્ગ માટે ખુલ્લું મૂકવાનો સવાલ મતદારમંડળના સામાન્ય સમૂહ સમક્ષ રજૂ કરવાની ઓછામાં ઓછા પચાસ મતદારોની સહીવાળી અરજી મોકલી શકાય.

(૨) આ પછી એક મહિને વાલી નક્કી થએલી પદ્ધતિએ નિર્ણય કરવા માટે આ પ્રશ્ન મતદારો સમક્ષ રજૂ કરશે.

(૩) મત નોંધાવનાર મતદારોની બહુમતીનો નિર્ણય મંદિરના વાલીઓ તેમ જ તેમાં દર્શને આવનારને બંધનકર્તા થશે.

(૪) જ્યાં કોઈ પણ પ્રતિબાધિત વર્ગને પ્રવેશ કરવાની તરફેણમાં નિર્ણય આવે ત્યાં પ્રતિબાધિત વર્ગને મંદિરમાં દાખલ થવાનો અધિકાર રહેશે, એવી નક્કી થયેલી રીત મુજબની જાહેરાત વાલીઓ કરશે.

### વાલીઓને બંધનકર્તા

૪ (૧) કોઇ પણ કાયદા અથવા રીતરિવાજથી વિરુદ્ધ હોય તોપણ કોઇ પણ હિંદુ મંદિરના વાલીને નક્કી કરેલી રીત મુજબ એવી જાહેરાત પ્રગટ કરવાનો અધિકાર રહેશે કે, આ જાહેરાત પ્રગટ થયાથી એક મહિના સુધીમાં જો કલમ ૬ પ્રમાણે વાંધો રજૂ કરવામાં નહિ આવે તો જાહેરાતમાં નિર્દેશ કરેલા પ્રતિબાધિત વર્ગને મંદિરમાં દાખલ થવાની છૂટ આપવાનો ઠરાવ પોતે બહાર પાડશે.

(૨) વાલી તરફની આવી જાહેરાત પ્રગટ થયાથી એક મહિના સુધીમાં આ જાતના પ્રવેશની સામે ઓછામાં ઓછા પચાસ મતદારોએ લખેલી વાંધાઅરજી વાલીને આપી શકાય. આવી વાંધાઅરજી મળતાં સંબંધ ધરાવતા પ્રતિબાધિત વર્ગને મંદિરપ્રવેશ

કરવા દેવો કે નહિ એ પ્રશ્ન ૩ જી કલમની પેટાકલમ (૧) મુજબ અરજી મળી હોય એમ માની એ જ કલમની પેટાકલમ (૨) મુજબ મતદારો સમક્ષ રજુ કરવામાં આવશે.

(૩) મત નોંધાવનાર મતદારોની બહુમતીનો નિર્ણય મંદિરના વાલીઓ તથા તેમાં દર્શને આવનારને બંધનકર્તા થશે.

## વાલીઓની ફરજ

(૪) પેટાકલમ (૨) મુજબ વાંધાઅરજી આપવામાં આવી હોય અને મત નોંધાવનાર મતદારોની બહુમતી પ્રતિબાધિત વર્ગને મંદિરમાં દાખલ થવાની છૂટ આપવાની તરફેણમાં હોય અથવા કલમ ૪ મુજબની જાહેરાતમાં જણાવેલા સમય દરમિયાન વાંધો ઉઠાવવામાં આવ્યો ન હોય તો પ્રતિબાધિત વર્ગને મંદિરમાં દાખલ થવાનો અધિકાર રહેશે, એવી નક્કી થયેલી રીત મુજબની જાહેરાત વાલીઓ કરશે.

૫ કલમ ૩ની પેટાકલમ (૪) અથવા કલમ ૪ની પેટાકલમ (૪) મુજબ વાલી તરફથી નક્કી કરેલી રીત મુજબનો ઠરાવ બહાર પડયા પછી પ્રતિબાધિત વર્ગની કોઈ પણ વ્યક્તિનું, વ્યવસ્થા અને સ્વચ્છતા તથા મંદિરની ધાર્મિક વિધિઓના પાલન માટે વાલીએ કરેલા જરૂરી કાયદા પાળીને, મંદિરમાં પૂજા માટે દાખલ થવું કાયદેસર ગણાશે.

૬ કલમ ૩ની પેટાકલમ (૪) અથવા કલમ ૪ની પેટાકલમ (૨) મુજબ મતદારો સમક્ષ પ્રશ્ન રજુ કરવામાં આવ્યો હોય અને મતદારોની બહુમતીએ કોઈ પણ પ્રતિબાધિત વર્ગને માટે મંદિર ખુલ્લું મૂકવાની વિરુદ્ધ મત જાહેર કર્યો હોય તો એવી રીતે પ્રશ્ન રજુ કર્યાની તારીખથી એક વર્ષ સુધી કલમ ૩ મુજબની અરજી અથવા કલમ ૪ મુજબની જાહેરાત કરી શકાશે નહિ.

૭ મદ્રાસ હિંદુ રિલીજિયસ એન્ડાઉમેન્ટસ એક્ટ, ૧૯૨૬ ની કલમ ૪૦ મીની શરુઆતમાં 'મંદિરપ્રવેશ પ્રતિબંધનિવારણ કાયદો, ૧૯૩૩ ની કલમોને અનુસરીને' એવા શબ્દો ઉમેરવામાં આવશે.

## સ્થાનિક સરકારની જવાબદારીઓ

૮ બોર્ડની અગાઉથી સંમતિ મેળવીને મંદિરના વાલીઓ (નીચેની બાબતો માટે) ધારા ધોરણો ઘડી શકશે:

(૧) મંદિરમાં વ્યવસ્થા અને સ્વચ્છતાની જાળવણી માટે અને

(૨) મંદિરની રૂઢ થયેલી ધાર્મિક વિધિઓના યોગ્ય પાલન માટે.

૯ (૧) આ કાયદાની કલમોનો અમલ કરવા સારુ સ્થાનિક સરકારને નિયમો ઘડવાનો અધિકાર રહેશે.

(૨) આગળ જણાવેલી સત્તાની સામાન્ય મર્યાદાને બાધ ન આવે એવી રીતે (નીચે બાબતોને લગતા) નિયમો ઘડવાની સત્તા રહેશે:

(અ) મતગણતરી માટેની મતદારો તરફની અરજીનું પત્રક અને વાલી સમક્ષ તે રજુ કરવાની રીત,

(બ) વાલીની જાહેરાતો અને ઠરાવ જાહેર કરવાની રીત,

(ક) મતદારોના મત મેળવવાની રીત; અને

(ડ) આવી જાતની મતગણતરીને લગતા ઝઘડાનો નિર્ણય.

### હેતુઓ અને કારણો

હિંદુ કોમના કેટલાક વર્ગોને અસ્પૃશ્ય ગણીને જૂદા કાઢવાની રૂઢિ અને તેમને સહન કરવી પડતી સામાજિક અડચણો સાર્વત્રિક ધિક્કારની બાબતો બની ગઈ છે. એ વર્ગોના આગેવાનો તરફથી તેમ જ સવર્ણ હિંદુઓમાં એ રૂઢિ તોડવા તથા મુશ્કેલીઓ દૂર કરવા માટે સતત હિલચાલ થઇ રહી છે. ચાલુ બનાવોએ આ હિલચાલ ખૂબ આગળ આણી દીધી છે અને અત્યારે આખા હિંદુસ્તાનમાં સામાન્ય રીતે 'દલિત વર્ગો' તરીકે ગણાતી આ વર્ગોની મુશ્કેલીઓ દૂર કરવાની લાગણીનું મોટું મોજું ચડયું છે. સવર્ણ હિંદુઓની સાથે જ આ વર્ગોને સામાન્ય હિંદુ મંદિરોમાં પ્રવેશ કરતા અટકાવવાની બાબત ઉપર જાહેર હિલચાલનું ખાસ લક્ષ ગએલું છે. જાહેર હિંદુ મંદિરો થોડા અથવા વત્તા પ્રમાણમાં સવર્ણ હિંદુઓના બધા વર્ગો અને વિભાગો સારુ તેમના સર્વમાન્ય દેવોની પ્રાર્થના માટે સ્વતંત્ર અને સમાન રીતે ભેગા મળવાની જગાઓ હોઇ આ 'દલિત વર્ગો'ને પણ પ્રાર્થના માટે દાખલ થવાનો અધિકાર આપવો જોઇએ, એવી લાગણી ફેલાઈ છે. જાહેરમતમાં ભારે પ્રગતિ થયેલી હોવા છતાં પ્રચલિત રિવાજને, આ વર્ગોને નુકસાન થાય એ રીતે કાયદા તરીકે ઠોકી બેસાડવામાં આવે છે અને નવાં પગલાં માટેના ફેરફારની મંજુરી મળતી નથી.

આ વર્ગોના હિંદુ મંદિરોમાં પ્રવેશને અપવિત્રકારી ગણીને અદાલતોએ ઇન્ડિયન પીનલ કોડ મુજબ સજાપાત્ર ગણ્યો છે, એટલું જ નહિ પણ જાહેર પ્રજામત આવા પ્રવેશની તરફેણમાં છે એવું લાગતું હોવા છતાં મંદિરનો વહીવટ કરતા વાલીઓની આવી જાતનો પ્રવેશ શાંતિથી કરાવવાની સત્તા વિષે પણ શંકા ઉઠાવવામાં આવે છે. ઘણા વાલીઓના અભિપ્રાય મુજબ દેશનો કાયદો અને ખાસ કરીને ૧૯૨૬ ના મદ્રાસ રિલીજિયસ એન્ડાઉમેન્ટસ એકટ ૨ ની ૪૦ મી કલમ કોઈ પણ જાતના ફેરફારની આડે આવે છે. આથી જ્યાં જાહેર પ્રજામત આવા સુધારાની તરફેણમાં હોય ત્યાં આવી અડચણ દૂર કરવાની છૂટ આપવાની રજા આપતો કાયદો ઘડવાનું જરૂરી છે.

૨

### શ્રી. રંગાઆયરનો અસલ ખરડો

સામાજિક રીતરિવાજને કારણે સામાન્ય રીતે દલિત વર્ગો તરીકે ઓળખાતા હિંદુઓનાં કેટલાક વર્ગો ઉપર નાખવામાં આવેલી બિનલાયકાતો, જેનો કેટલાક સંજોગોમાં દિવાની તથા ફોજદારી બાબતોમાં હક્કો અને ફરજોના નિર્ણય વખતે પણ કાયદેસર સ્વીકાર કરવામાં આવે છે તે, આધુનિક પરિસ્થિતિ અને ન્યાય તથા સામાજિક ઐકયના આદર્શોથી પ્રતિકૂળ હોઈ, કાયદાથી અથવા બીજી કોઇ રીતે ન સ્વીકારાવી જોઈએ, પણ તેને પૂરેપૂરી કાઢી નાખવી જોઇએ એમ હિંદુ કોમને વધતા પ્રમાણમાં લાગતું જતું હોવાથી, નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છેઃ—

૧ આ કાયદો અસ્પૃશ્યતાનિવારણ કાયદો કહેવાશે અને તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડશે.

૨ ચાલુ કાયદા, નિયમો અથવા હુકમોમાં ગમે તે લખાયલું હોય અને કોઇ પણ જાતના રીતરિવાજ કે કાયદાનું સ્પષ્ટીકરણ હોય છતાં રાજ્યની કોઇ પણ રૈયત ઉપર તે

વ્યક્તિ હિંદુ કોમની અસ્પૃશ્ય ન્યાત અથવા વર્ગની હોવાને કારણે કોઇ પણ જાતની સજા, ગેરલાભ અથવા નાલાયકાત નાખવામાં આવશે નહિ અથવા તેની પ્રત્યે કોઇ પણ જાતનો ભેદભાવ દર્શાવવામાં કે માન્ય કરવામાં આવશે નહિ અને કોઇ પણ દિવાની કે ફોજદારી અદાલત અસ્પૃશ્યતાની કોઇ પણ રૂઢિ સ્વીકારશે નહિ અથવા પોતાનો ન્યાય એ રૂઢિને આધારે તોળશે નહિ.

ઉપર આપેલા કાયદાના બન્ને ખરડા તદ્દન સ્પષ્ટ છે; એને માટે ખાસ સમજૂતીની જરૂર નથી. માત્ર જરૂર તો એ વસ્તુની છે કે એમાં શું માગવામાં આવ્યું છે એ સમજી લેવું.

શ્રી. રંગાઆચરનો અસલ ખરડો માત્ર નકારાત્મક છે. એમાં માત્ર એક જ મુખ્ય કલમ છે અને એ કલમ એટલી જ માગણી કરે છે કે, સરકારે અસ્પૃશ્યતાની પ્રથાને કાયદાનો ટેકો આપવો નહિ. આ માગણી ખૂબ વ્યાપક છે. કોઇ પણ વ્યક્તિને કોઇ પણ ક્ષેત્રમાં અસ્પૃશ્ય હોવાના કારણે કોઇ પણ જાતની અડચણ કાયદાથી નાખવામાં આવશે નહિ, એવી એમાં ખાતરી આપવાનું જણાવવામાં આવ્યું છે અને અસ્પૃશ્યોને પણ ન્યાયની અદાલતમાં બીજા બધા હિંદુઓના ધોરણ ઉપર મૂક્યા છે. આ તો ઓછામાં ઓછી માગણી કહી શકાય અને એનો સ્વીકાર તો હિંદુ સમાજના દરેક હિતચિંતકે કરવો જોઇએ.

બીજો ખરડો, જેને રજુ કરવાની મંજૂરી હવે મળી ગઇ છે એના કારણે ખૂબ ચકચાર ઊભી થઇ છે. અને સનાતનીઓએ પોતાનો વિરોધ એની સામે જ સખત રીતે પ્રગટ કર્યો છે એ ખરડાની સામે રજુ કરવામાં આવેલ વાંધાનો હવે આપણે વિચાર કરીશું.

એમ જણાવવામાં આવે છે કે, આ ખરડાને દાખલ કરવાની રજા આપવામાં આવે તો સરકાર ધાર્મિક બાબતોમાં તટસ્થ હોવાની વાત મટી જાય છે. જરા ઊંડાણથી વિચાર કરતાં આ દલીલ ખોટી ઠરે છે એટલું તો નહિ જ પણ અત્યાર સુધી ધાર્મિક બાબતમાં જે તટસ્થતાનો અભાવ હતો એ તટસ્થતા પૂરેપુરી જળવાય છે એ જોઇ શકાશે.

સરકારે પોતાના કાયદા ઘડતાં એવું ધોરણ રાખેલું કે, સમાજમાં જે માન્યતાઓ અને રીતરિવાજ પ્રવર્તતાં હોય એને માન આપીને કાયદા ઘડવા. પરિણામ એ આવ્યું કે, કાયદામાં દરેક વ્યક્તિને સમાન ગણવી જોઇએ, એ ન્યાયે અસ્પૃશ્યો અને દલિતોને બીજા લોકોના જેટલા જ હક મળવા જોઇએ એ ન્યાયી ગણાતું હોવા છતાં પ્રચલિત રૂઢિ પ્રબળ બની અને રૂઢિ એ જ કાયદો બની ગઇ. અને પરિસ્થિતિ એટલે સુધી પહોંચી કે એવા કાયદા ઘડાયા અથવા એનો અમલ એવી જાતનો થયો કે સમાજની મોટી બહુમતી અસ્પૃશ્યોને મંદિરમાં જવાની રજા આપવા ઇચ્છતી હોય તોપણ માત્ર એક જ વ્યક્તિ કાયદાની મદદથી તે અટકાવી શકે. આનો અર્થ તો એ થયો કે, પ્રચલિત રૂઢિ ભલે છૂટ-છાટ મૂકવા ઇચ્છતી હોય તોપણ ભૂતકાળની રૂઢિના આધારે ઘડાયેલો કાયદો એવા માર્ગમાં અડચણ ઊભી કરી શકે. આ જાતની રાજ્યના કાયદાની મદદ ખેંચી લેવાય તો જ સરકારની ધાર્મિક તટસ્થતા પૂરેપુરી જળવાય એ સ્પષ્ટ જોઇ શકાશે.

વળી રૂઢિનો અર્થ તો બહુમતીને અનુકૂળ પ્રથા એવો થાય. અત્યારે તો મંદિરમાં જનારના ૯૯ ટકા જૂની રૂઢિમાં સુધારો કરવા ઇચ્છતા હોય તોપણ એક ટકો કાયદાની મદદથી એ અટકાવી શકે. એટલે રૂઢિ એ નાનામાં નાની અથવા નજીવી લઘુમતીના

નિર્ણયની વસ્તુ બની જાય છે. કોઇ પણ પ્રજામતવાદ અથવા સમાનતા અને ન્યાયના સિદ્ધાંતથી આ બાબત વિપરીત હોઇ એ જલદીથી દૂર કરાય એમાં જ સમાજની પ્રગતિ અને કલ્યાણ છે. દાખલો લઇએ તો આજે ગુરુવાયુર મંદિરપ્રવેશની તરફેણમાં ૭૭ ટકા પરિણામ આવેલું હોવા છતાં અસ્પૃશ્યોને એ મંદિરમાં પ્રવેશ કરવાનું કાયદો મુશ્કેલ બનાવી મૂકે છે, કારણ કે કોઇ પણ એક વ્યક્તિ અદાલતમાં અરજી કરીને મનાઇહુકમ મેળવી શકે, એવી ઢબનો કાયદો પ્રચલિત છે. એટલે આવી સ્થિતિનો જલદી અંત આવે તેમાં સરકારનું ન્યાયીપણું જળવાશે.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે, આ બાબતમાં નિર્ણય જનતાનો હોવો જોઇએ અને નહિ કે ધારાસભાના સભ્યોનો. આ દલીલ સાચી તરીકે સ્વીકારીએ તોપણ રજુ કરવામાં આવેલા ખરડાને એનાથી બાધ આવતો નથી. આ ખરડામાં તો માત્ર એ બાબત જ જણાવી છે કે, જે મંદિરમાં અસ્પૃશ્યોને પ્રવેશ કરવાની તરફેણમાં બહુમતીનો અભિપ્રાય હોય એ મંદિરમાં જ એમને પ્રવેશનો અધિકાર મળી શકે, નહિ કે દરેક મંદિરમાં. અને તેમાં પણ જો કોઇ મંદિરમાં પ્રવેશ કરવાની વિરુદ્ધ મતદારો અભિપ્રાય આપે તો એ મંદિરના પ્રવેશનો પ્રશ્ન એક વર્ષ સુધી ઊભો ન કરી શકાય. એટલે આ ખરડો દરેક પ્રસંગે છેવટનો નિર્ણય તો જનતા—મતદારોને જ સોંપે છે. ધારાસભા મારફતે તો અત્યારના મંદિરપ્રવેશપ્રતિબંધને બદલે એવા પ્રવેશની તરફેણમાં બહુમતી હોય તો પ્રવેશ કરવા દેવાની છૂટ આપવાની રજા માગવામાં આવી છે. એટલે કોણ નિર્ણય કરી શકે એ પ્રશ્ન ઊભો કરવાનો અર્થ નથી.

એમ જણાવવામાં આવે છે કે, અત્યાર સુધી મંદિરની મિલકતના વહીવટી અધિકારમાં પણ આ ખરડાથી અસ્પૃશ્યોને હક મળે છે. આ દલીલ સાચી નથી. આજની માગણી કોઇ મંદિરની મિલકતના વહીવટના અધિકારની નથી; માત્ર દર્શનની છૂટની જ છે. વળી ઊંડાણથી તપાસીએ તો કેટલાંએ મંદિરોમાં વર્ષમાં અમુક દહાડે અથવા અમુક સ્થળેથી અસ્પૃશ્યોને દેવદર્શનની છૂટ રહે છે. જો આ સ્થિતિ હોય તો પછી એ જ છૂટ વર્ષના બીજા દિવસોએ આપવામાં કયા અધિકાર ઉપર કાપ આવી પડવાનો હતો? એમ માની લઇએ કે એવા અધિકાર અસ્પૃશ્યોને મળે છે. તોપણ એ સ્પષ્ટ છે કે મતદારોની બહુમતી ઇચ્છતી હોય તો જ એ બનવાનું છે. એટલે કાંઇ બીક રાખવાનો પ્રશ્ન રહેતો જ નથી.

વળી એમ પણ રજુ કરવામાં આવે છે કે, આ પ્રશ્નનો નિર્ણય અત્યારની ધારાસભાઓએ ન કરતાં સુધારા મુજબની ધારાસભાઓએ કરવો. આ દલીલ મજબૂત નથી. અત્યાર સુધી એટલે કે સુધારાની ધારાસભા પહેલાં—શું સમાજસુધારાના કાયદા નથી થયા? સતી થવાનો રિવાજ કાયદાથી બંધ કર્યો ત્યારે કયા સુધારાવાળી ધારાસભા હતી? થોડાં વર્ષ પહેલાં શ્રી. સારડાનો બાળલગ્નપ્રતિબંધક કાયદો કર્યો એ અત્યારની ધારાસભાએ કર્યો હતો. અને એ બધા ઉપરાંત મદ્રાસ રિલીજિયસ એન્ડાઉમેન્ટસ એક્ટ, કે જે કાયદાના કારણે અત્યારની લાચાર સ્થિતિ આવી પડી છે, એ કઈ ધારાસભાએ પસાર કર્યો છે? હાલની ધારાસભાઓ પ્રતિબંધક કાયદો કરી શકે તો એ પ્રતિબંધનિવારક કાયદો ન કરી શકે એમ [illegible]

એટલે તટસ્થ અને ન્યાયની દૃષ્ટિએ વિચારતાં જણાશે કે, આ બન્ને ખરડામાં એવું કાંઇ નથી કે જેના કારણે મહા ઉથલપાથલ થઇ જવાની હોય, અથવા હિંદુ ધર્મ રસાતાળ જવાનો હોય. જો હિંદુ ધર્મ સર્વવ્યક્તિસમભાવનો ધર્મ માનતો હોય તો આજે પોતાના જ જાતભંધુઓને ન્યાય આપવાનો સવાલ એની પાસે ઊભો છે, અને જે હકો એ પોતાના માટે મેળવવા ઇચ્છે એ જ હકો એ બીજાને આપવા તૈયાર છે કે નહિ; એનો પુરાવો આજે એણે આપવાનો છે. આ પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ હિંદુ ધર્મ પોતાનું તેજ જ્વલંત રાખે એ તરફ ધ્યાન આપવાની આજે સઘળા હિંદુ આગેવાનો અને જનતાની ફરજ છે.

લ

# નવયુગીય આહ્‌વાન

(દ્રુતવિલંબિત)

દશ દિશા ભરી ઘોર શું ગાજતો,
કલ નિનાદ સુણે નવ તું, અરે,
ઊઠ યુવાન, ત્યજી યુગ નીંદ રે,
કયમ છુપાય ખૂણે રહી લાજતો?

વિમલ ભારતી માત લલાટમાં
અછુતતાનું કલંક હજુ દિસે,
ફરજ આ વસી છે સઉના શિરે
અછુત ભાંડુ લીઓ ઉર સાથમાં.

સૃજન પ્રાચીન ન્યાયહીણી પ્રથા;
કરણ દૃશ્ય કરે ઉરમાં વ્યથા,
રૂઢિ ઘડે શી ગુલામી મનોદશા,
નહિ વિવેકનું ભાન રહે કશા.

રૂઢિતણું ક્રૂર શાસન ના તૂટે?
અમર યૌવન સાહસ શું ખૂટે?

—અછુત—મુક્તિવિરોધ ખસી જશે,
વીર યુવાન ખરો વીર જ્યાં થશે;
નહિ અસાધ્ય કંઇ થર ઉરને,
નહિ ખળાય જ યૌવન પૂરને.

પ્રપન્ન ગો. કાજી

# અસ્પૃશ્યતાનિવારણના આદ્યદ્રષ્ટા: મહર્ષિ દયાનંદ

પુરાતત્ત્વ શાસ્ત્રીઓનું કથન છે કે દુનિયાના પ્રાયઃ સર્વ દેશો ઉપર વૈદિક ધર્મનો પ્રભાવ છેક પ્રાચીન સમયથી પડેલો હતો. કેટલાય જમાના સુધી વૈદિક ધર્મની બોલબાલા રહી. પરંતુ કાળાન્તરે જેમ વહેતા નિર્મળ જળના પ્રવાહમાં પણ મલિનતા આવી જાય છે, તેમ પ્રાચીન વૈદિક-ધર્મમાં પણ મલિનતાનું મિશ્રણ થવા લાગ્યું. સેંકડો પ્રકારની બદીઓ વૈદિક ધર્મરૂપી શુદ્ધ ઝરણામાં દાખલ થઇ, જેમાં અસ્પૃશ્યતારૂપી એક મહાન બદી પણ દાખલ થવા પામી. આ સ્થળે આપણે અસ્પૃશ્યતાના સંબંધમાં વિચાર કરીશું.

માનવસમાજ ધંધાને અનુસરીને પ્રાયઃ ચાર વિભાગમાં વિભક્ત થયેલ છે, એમ વેદાદિ સત્શાસ્ત્રોનું કથન છે. પરમાત્માએ કોઇ પણ મનુષ્યને અસ્પૃશ્ય બનાવવાનો પક્ષપાત કર્યો જ નથી. પ્રાચીન સમયમાં કોઇ મનુષ્ય અસ્પૃશ્ય ગણાતું જ નહિ. તેનાં શાસ્ત્રોમાં સેંકડો પ્રમાણો છે. આજે પણ ભારતવર્ષ સિવાય દુનિયાના પ્રાયઃ સર્વ દેશોમાં મનુષ્ય-સમાજની કોઇ વ્યક્તિને અસ્પૃશ્ય ગણવામાં આવતી નથી; પરંતુ ભારતવર્ષના એક સ્વાર્થી વર્ગે અમુક વર્ગને અસ્પૃશ્ય ગણી કાઢી પોતાની માન્યતાને શાસ્ત્રોક્ત ઠરાવવા પ્રયત્ન કર્યો. ભારતવર્ષમાં અજ્ઞાનતાની આંધી આવી અને તેમાં લોકો સપડાયા. અને અજ્ઞાની લોકો એવા ઢોંગીઓની ચાલબાજીમાં ફસાયા! માનવસમાજને અત્યંત આવશ્યક એવું કાર્ય કરનાર મોટા વર્ગને અસ્પૃશ્ય ગણી કાઢ્યો! સેંકડો વર્ષોથી ભારતવર્ષમાં આ કહેવાતા અસ્પૃશ્ય બંધુઓના માનવ હક્કો ઝૂંટવી લઇ પશુ કરતાં ય અધમ દશામાં તેમને ધકેલી મૂક્યા! વર્ષોની ટેવ પછી એ બંધુઓ પણ માનવા લાગ્યા કે પ્રભુએ જ અમને અસ્પૃશ્ય સરજ્યા છે, અને પોતે રાજીખુશીથી અસ્પૃશ્ય ગણાઇને ત્રિવર્ણની સેવા કરવા લાગ્યા!

ભારતવર્ષમાં કેટલાય ધામિક સુધારકો ઉત્પન્ન થયા અને ધર્મમાં ઘણું પરિવર્તન કરવામાં આવ્યું. પરંતુ કોઇ પણ ધર્માચાર્યની દૃષ્ટિએ હિંદુધર્મના મહાન કલંક સમી "અસ્પૃશ્યતા" દેખાઇ નહિ! મહાભારતના સમય પછી લગભગ છ હજાર વર્ષે અસ્પૃશ્યતા તેમ જ બીજી સેંકડો બદીઓ સામે જેહાદ પોકારનાર એક મહાપુરુષનું અવતરણ ગુજરાતમાં થયું. એ મહર્ષિ તે સ્વામી દયાનંદ. એમણે એકલા હાથે સાચા માર્ગનો ઉપદેશ આપ્યો. આજથી લગભગ સો વર્ષ પૂર્વના સમયનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે તે કેવો વિકટ સમય હશે. ધર્મના ઇજારદારોની આજ્ઞા એ જ પ્રભુઆજ્ઞા મનાતી. તેમના મત વિરુદ્ધ અવાજ ઊઠાવનારની હસ્તિ જોખમમાં હતી. એવા ભયંકર સમયમાં મહર્ષિ દયાનંદ સરસ્વતીજી મહારાજે એકલા હાથે કોઇના પણ સાથ સિવાય એ ધર્મધ્વજીઓની સામે સિંહગર્જના કરી! અને વેદાદિ સત્શાસ્ત્રોનાં પ્રમાણોથી સિદ્ધ કરી બતાવ્યું કે પરમાત્માએ કોઇને અસ્પૃશ્ય બનાવ્યો નથી. હવે આપણે મહર્ષિ દયાનંદના શબ્દોમાં જ અસ્પૃશ્યતા સંબંધી વિચાર કરીશું.

સ્વામીજી મહારાજે આધુનિક વર્ણવ્યવસ્થાનું ખંડન કરીને જણાવી દીધું કે, જન્મથી

કોઈ જાતિ છે જ નહિ. કોઇ પણ મનુષ્ય ગમે તે કહેવાતી જાતિમાં જન્મ ધારણ કરે પરંતુ તેના ગુણકર્મ અનુસાર તેનો વર્ણ નક્કી થવો જોઇએ. આ સંબંધમાં તેમના પ્રસિદ્ધ ગ્રંથ **સત્યાર્થ પ્રકાશ**માં વિસ્તૃત વિવેચન કરેલું છે. એ ગ્રંથના ચતુર્થ સમુલ્લાસમાં પૃ. ૭૦ ઉપર લખેલું છે કે

"આથી સિદ્ધ થાય છે કે વર્ણવ્યવસ્થા ગુણકર્મને અનુસરીને જ હોવી જોઇએ. પણ કોઈ જન્મથી જ વર્ણવ્યવસ્થા માને તો તેને પૂછવું જોઈએ કે કોઇ બ્રાહ્મણ પોતાના વર્ણને છોડી અંત્યજ, ખ્રિસ્તી કે મુસલમાન થઈ ગયો હોય તો તેને બ્રાહ્મણ શા માટે નથી માનતા ? જ્યારે નથી માનતા તો સિદ્ધ થાય છે, કે જે બ્રાહ્મણાદિનાં કર્મ કરે તે જ બ્રાહ્મણ રહી શકે. તેવી જ રીતે નીચ કુલોત્પન્ન મનુષ્ય ઉત્તમ બ્રાહ્મણ આદિનાં કર્મ કરે તો તેને ઉત્તમ બ્રાહ્મણ આદિ માનવો. તથા ઉત્તમ વર્ણનો થઈ નીચ કર્મો કરે તો તેને નીચ વર્ણનો માનવો આવશ્યક છે."

સ્વામી મહારાજે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, કોઇ ઉચ્ચ નીચ નથી. ગમે તેવી નીચ જાતિને પણ બ્રાહ્મણ જેવી ઉત્તમ પદવી પ્રાપ્ત કરવાનો અધિકાર છે તો પછી તેને સદાય અસ્પૃશ્ય ગણી કાઢવી એ કેવી અસંગત વાત!

વળી આગળ પૃ. ૭૧ ઉપર લખે છે કે–

શૂદ્રો બ્રાહ્મણતામેતિ બ્રાહ્મણશ્ચૈતિ શૂદ્રતામ્ ।
ક્ષત્રિયાજ્જાતમેવન્તુ વિદ્યાદ્વૈશ્યાત્તથૈવ ચ ॥

મનુ૦ ૧૦—૬૫

શૂદ્રકુળમાં ઉત્પન્ન થયેલો માણસ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સમાન ગુણકર્મ અને સ્વભાવવાળો હોય તો તે શૂદ્રકુળમાં જન્મ લેનાર માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય થઈ શકે છે. તેવી જ રીતે બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થનાર, ક્ષત્રિય અને વૈશ્યકુળમાં ઉત્પન્ન થનાર માણસ શૂદ્રના ગુણકર્મસ્વભાવવાળો હોય તો તે શૂદ્ર થઇ જાય છે. મનુ૦ ૧૦—૬૫

ધર્મચર્યયા જઘન્યો વર્ણઃ પૂર્વં પૂર્વં વર્ણમાપદ્યતે જાતિપરિવૃત્તૌ ॥ ૧ ॥
અધર્મચર્યયા પૂર્વો વર્ણો જઘન્યં વર્ણમાપદ્યતે જાતિપરિવૃત્તૌ ॥ ૨ ॥

આ આપસ્તંબ ગૃહ્યસૂત્રો છે. અર્થાત્ ધર્માચરણથી નીચ વર્ણવાળો માણસ ઉત્તમ વર્ણમાં જઇને પોતાની જાતિ પરિવર્તન કરી શકે છે. (૧) અને એ જ પ્રમાણે અધર્માચરણથી ઉત્તમ વર્ણવાળો માણસ નીચ વર્ણમાં જઇ શકે છે. (૨)"

મહર્ષિનાં આ અવતરણોથી સ્પષ્ટ સમજાય છે કે તે કોઇ જાતિને જન્મથી માનતા જ નહિ. અર્થાત્ ગમે તે જાતિના મનુષ્યને કર્માનુસાર ઉચ્ચનીચ વર્ગમાં મૂકી શકાય છે. એટલે તે અસ્પૃશ્ય તો ગણી શકાય જ નહિ. યદિ અસ્પૃશ્ય ગણાય તો તેને છેક ઉત્તમ કોટીના બ્રાહ્મણ કેવી રીતે બનાવી શકાય!

વળી આગળ ચાલતાં દશમા સમુલ્લાસમાં પૃ. ૨૪૧ ઉપર લખે છે કે—

"**પ્રશ્ન** : દ્વિજ પોતાના હાથથી બનાવેલી રસોઈ ખાય કે શૂદ્રના હાથની બનાવેલી ?

"**ઉત્તર** : શૂદ્રના હાથની બનાવેલી. કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યવર્ણસ્થ સ્ત્રીપુરુષોએ અધ્યાપનમાં, રાજ્યપાલનમાં અને ખેતીવ્યાપારાદિ કામમાં તત્પર રહેવું જોઈએ...."

આર્યાધિષ્ઠિતા વા શૂદ્રાઃ સંસ્કર્તારઃ સ્યુઃ ।

આપસ્તંબ ધર્મસૂત્ર પ. પા. ૨ સૂ. ૪

આર્યોના ઘરમાં શૂદ્ર એટલે અન્ય ત્રિવર્ણનાં કાર્યો કરવામાં જેની યોગ્યતા હોય નહિ એવાં સ્ત્રીપુરુષો રસોઈ કરે. પરંતુ તેઓએ વસ્ત્રાદિથી પવિત્ર રહેવું જોઈએ...."

"પ્રશ્ન—શૂદ્રે અડકેલું પાકું અન્ન ખાવામાં જ્યારે દોષ ગણવામાં આવે છે તો પછી તેના હાથનું રાંધેલું તો કેમ જ ખવાય ?

"ઉત્તર—એ વાત કપોલકલ્પિત છે. કારણ કે જેણે ગોળ, ખાંડ, ઘી, દૂધ, લોટ, શાક, ફળ અને કંદમૂળ ખાધાં છે તેણે સંપૂર્ણ જગતના હાથનું બનાવેલું અને ઉચ્છિષ્ટ ખાધું એમ માનવું પડશે; કારણ કે જ્યારે શૂદ્ર, ચમાર, ભંગી, મુસલમાન, ઈસાઈ વગેરે લોકો ખેતરમાંથી શેરડીને રાખી પીલી તેનો રસ કાઢે છે ત્યારે તે લોકો મળમૂત્રનો ત્યાગ કરીને હાથ સાફ કર્યા વિના શેરડીને અડે છે. અર્ધો સાંઠો ચૂસી બાકીનો અર્ધો સાંઠો પીલવા નાખી દે છે. રસ પકાવતી વખતે તેમાં રોટલા પકાવીને પણ ખાય છે...માટે એ વસ્તુઓ ખાનારે બધાના હાથનું ખાધું એમ કહેવામાં ખોટું શું ?"

વળી પૃ. ૨૪૦ ઉપર પરદેશગમન સંબંધી લખે છે કે—

"મહાભ્રષ્ટ મ્લેચ્છકુળમાં ઉત્પન્ન થનાર વેશ્યા આદિના સમાગમમાં આચારભ્રષ્ટતા અને ધર્મહીનતા થતી નથી અને દેશદેશાન્તરમાં પવિત્ર પુરુષોના સમાગમમાં આભડછેટનો દોષ લાગે છે !!! એ કેવળ મૂર્ખતાની વાત નહિ તો બીજું શું ?

"હા, એ કારણ ઠીક છે કે માંસાહારી અને મદ્યપાન કરનારાઓનાં શરીર અને વીર્યાદિ ધાતુઓ દુર્ગંધને લઈને દુષ્ટ હોવાથી તેઓનો સંગ કરવાથી આર્યોને ( પવિત્ર પુરુષોને ) પણ એ કુટેવ ન પડી જાય, એ ધ્યાનમાં રાખવું; પરંતુ તેઓની સાથે વ્યવહાર કરી ગુણ ગ્રહણ કરવા જોઇએ. જ્યારે મૂર્ખ લોકો તેમના દર્શનમાં અને સ્પર્શ કરવામાં જ પાપ માને છે તો તેની સાથે યુદ્ધ તો ક્યાંથી જ કરે ? કારણ કે યુદ્ધમાં તેઓનું દર્શન ને સ્પર્શન અવશ્ય થાય છે."

આ અને સત્યાર્થપ્રકાશ ગ્રંથમાં અન્યત્ર લખેલાં પ્રકરણો ઉપરથી સમજાય છે કે, સ્વામીજી પાપીમાં પાપી મનુષ્યોને પણ સ્પૃશ્ય ગણે છે. કોઈ હાલતમાં મનુષ્યને અસ્પૃશ્ય ગણવો જ નહિ જોઇએ, એવો તેમનો સ્પષ્ટ ઉપદેશ છે. આ રીતે સ્વામીજી મહારાજે જોયું કે જ્યાં સુધી હિંદુસમાજમાં અસ્પૃશ્યતાની બદી છે ત્યાં સુધી તેનો ઉદ્ધાર થવો અસંભવ છે. એટલે જ તેમણે પ્રાચીન વર્ણવ્યવસ્થાનો આદર્શ જનતા સમક્ષ રાખીને પ્રચાર શરૂ કર્યો. તેમના જ પગલે ચાલીને આર્ય સમાજે પણ અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય હાથ ધર્યું. આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વેથી આ દિશામાં આર્યસમાજ મહર્ષિની આજ્ઞાનુસાર કાર્ય જુદી જુદી દિશામાં કરી રહી છે. દુનિયાની કોઈ પણ જાતિના મનુષ્યને આર્યસમાજ શુદ્ધ કરીને તેની સાથે તમામ પ્રકારનો વ્યવહાર કરવામાં લેશ પણ સંકોચ રાખતી નથી. પંજાબમાં સેંકડો પાઠશાળાઓ ખોલીને તેમાં કહેવાતી અસ્પૃશ્ય જાતિને અક્ષરજ્ઞાન આપવાનું આવશ્યક કાર્ય સૌથી પ્રથમ આર્યસમાજે જ કર્યું છે. એનું એવું તો સુંદર પરિણામ આવ્યું કે પંજાબમાં આજે અસ્પૃશ્યતાનું નામનિશાન પણ રહેવા પામ્યું નથી.

એ જ પ્રમાણે શહીદ સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી મહારાજે ગુરુકુલની પ્રથા દાખલ કરીને તેમાં સર્વને સમાન અધિકારે રાષ્ટ્રીય શિક્ષા આપવી શરૂ કરી. આજે સેંકડો અસ્પૃશ્ય બાળકો પચીસ વર્ષથી આર્યસમાજનાં ગુરુકુલોમાં ભણી રહ્યાં છે–ભણે છે એટલું જ નહિ પણ સર્વની સાથે સહભોજન પણ કરી રહ્યાં છે.

ગુજરાતમાં જ્યારે અસ્પૃશ્યતાનું નામ લેવામાં પણ આગેવાનો ડરતા હતા, ત્યારે ગાયકવાડ સરકારે પંજાબની આર્યસમાજના સેવક શ્રીમાન પંડિત આત્મારામજીને વડોદરા રાજ્યમાં અસ્પૃશ્ય જાતિમાં કામ કરવા બોલાવ્યા હતા. તેમણે આવીને ગુજરાતનાં ગામડાંમાં ફરીને અસ્પૃશ્ય બંધુઓને અક્ષરજ્ઞાન આપવાની યોજના હાથ ધરી. આ પ્રમાણે લગાતાર પચીસ વર્ષથી તેઓશ્રીએ

ગુજરાતમાં કામ કરીને કહેવાતા અસ્પૃશ્ય બંધુઓની સુંદર સેવા કરી છે. આ રીતે કઠિનમાં કઠિન સમયમાં આર્યસમાજના સેવકોએ મહર્ષિ દયાનંદની આજ્ઞાનુસાર કામ કરવામાં કચાશ રાખી નથી. વડોદરામાં અંત્યજ બોર્ડિંગ ખોલીને અંત્યજ બાળકોને પોતાને રસોડે જમાડતા. શિષ્ટ સમાજ આજસુધી તેમને "ઢેડાના ગુરુ" કહીને સંબોધતા! આજે પચીસ વર્ષના સતત પરિશ્રમ પછી વડોદરા કારેલી બાગની "આર્યકુમાર મહાસભા" દ્વારા અસ્પૃશ્યતા-નિવારણનું સુંદર કાર્ય થઈ રહ્યું છે. શ્રીમાન માસ્ટર આત્મારામજીના સુપુત્ર કર્મવીર પંડિત આનંદપ્રિયજી બી. એ. એલ. એલ. બી. થઈને સરકારી નોકરીને લાત મારીને કર્મક્ષેત્રમાં કૂદી પડયા છે અને મુઠ્ઠીભર આર્ય યુવાનોના સહકારથી આજે "આર્યકુમાર મહાસભા"ની છાયા નીચે આર્ય કન્યા મહાવિદ્યાલય, ગુરુકુળ સોનગઢ, આર્યકુમાર આશ્રમ, ભીલ આશ્રમ, અબલા આશ્રમ તથા ગામડાંઓમાં આર્યકુમાર પાઠશાળાઓ ચાલી રહી છે. આ સર્વ સંસ્થાઓમાં અસ્પૃશ્યતાની ગંધ પણ જણાતી નથી. કારણકે આ સંસ્થાના સંચાલકો મહર્ષિ દયાનંદના ઉપદેશાનુસાર કાર્ય કરનારા આર્યો છે. ગામડે ગામડે ઉપદેશકો મોકલીને આજે બારેક વર્ષથી આર્યકુમાર મહાસભા (વડોદરા) અસ્પૃશ્યતાના કલંકને ધોઇ વૈદિક ધર્મને (હિંદુધર્મને) વિમળ બનાવવા પ્રયત્ન કરી રહી છે. એ જ પ્રમાણે જ્યાં જ્યાં આર્યસમાજો છે ત્યાં ત્યાં આ જ પ્રમાણે અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય ચાલી રહ્યું છે.

આ પ્રમાણે જ્યારે ભારતવર્ષમાં અંધકાર વ્યાપી રહ્યો હતો, વહેમ, પાખંડ અને અજ્ઞાનતામાં લોકો ફસાયેલા હતા, એવા વિકટ સમયે આજે જે જે રાષ્ટ્રીય કાર્યો ગણાઇ રહ્યાં છે તે સર્વ કાર્યો મહર્ષિ દયાનંદજી મહારાજે આજથી સાઠ વર્ષ પૂર્વે શરૂ કર્યાં હતાં. પરંતુ એ સાચા વીર સંન્યાસીને હિંદુધર્મની-માનવજાતિની સેવા કરતાં કરતાં વિષ દેવાયું અને હસતે મુખડે દેહત્યાગ કરીને બાકીનું કાર્ય પૂર્ણ કરવાનું ઉત્તરદાયિત્વ આર્યસમાજને સોંપીને સ્વર્ગે સિધાવ્યા! આજે મહાત્માજીને પણ અનેક વિચારો પછી નિર્ધાર કરવો પડયો કે "કાં તો અસ્પૃશ્યતા નહિ કે કાં તો હું નહિ." હિંદુજાતિ આ મહાન વ્યક્તિની હાકલને સવેળા સાંભળીને પોતાનું કલંક હવે ધોઇ નાખી વિમળ થશે કે? ઇત્યોમ્

હિંદુ મિશન, ખાડીઆ,
અમદાવાદ

વૈદિક ધર્મનો સેવક
મણિલાલ મોતીભાઈ

# મહાત્માજીના ઉપવાસ અને અમેરિકા

મહાત્માજીના ઉપવાસની ખબર સાંભળી સમસ્ત વિશ્વ કેવું સ્તબ્ધ થયું હતું તે તો પરદેશનાં પત્રો વાંચ્યે જ સમજાય. પરદેશમાં પણ ભાગ્યે જ કોઈ અખબાર એવું હશે કે જેણે મહાત્માજીના ઉપવાસ ઉપર અગ્રલેખ ન લખ્યો હોય! આપણા દેશનાં એંગ્લો-ઇંડિયન પત્રો ઉપવાસના દિવસો દરમિયાન આપણને એમ સમજાવવા મથતાં હતાં કે, ઉપવાસની અસર હિંદબહારના દેશો ઉપર નહિ જેવી થઇ છે અને ખાસ કરીને અમેરિકામાં તો તેને મોટે ભાગે વખોડી કાઢવામાં આવ્યો છે. પણ વસ્તુસ્થિતિ તદ્દન ઊલટી જ હતી. ફાધર એલ્વીને ઇંગ્લેંડથી પાછા આવી જાહેર કર્યું હતું—અને દીનબંધુ એન્ડ્રુઝ તો વારંવાર પોતાના પત્રોમાં જણાવે છે કે—મહાત્માજીના ઉપવાસની ઇંગ્લૅંડની જનતા ઉપર ખૂબ જ સારી છાપ પડી છે. અમેરિકાની હકીકત અમેરિકન પત્રોના અગ્રલેખોમાંથી નીચે આપેલા કેટલાક ઉતારા જ સ્પષ્ટ જણાવશેઃ

WASHINGTON STAR :

"દૂર દૂર આવેલા હિંદમાં એક આંબાના ઝાડ નીચે એક નાનકડો માણસ પોતાના ઉપવાસ ભાગે છે અને તેથી સમસ્ત જગત રાહતની હાશ મૂકે છે. રાજકીય વ્યવસ્થાતંત્રમાં કહેવાતા અસ્પૃશ્યોને યોગ્ય હિસ્સો મેળવી આપવામાં મહાત્મા ગાંધી પોતાના ઉપવાસના પ્રભાવથી બ્રિટિશ શહેનશાહતને અને જક્કી હિંદુઓને નમાવે છે."

BOSTON EVENING TRANSCRIPT :

"સારા જગતને લાગુ પડતાં કાર્યોમાં એક જ વ્યક્તિની અંગત પ્રતિભા કેટલે સુધી ફાવી શકે છે એનો અચ્છો દાખલો મહાત્માજીનો સ્પષ્ટ વિજય પૂરો પાડે છે..."

BALTIMORE SUN :

"કરોડો હિંદુઓના આ અપૂર્વ દેશનેતા ગાંધીજીના ભવ્ય જીવનમાં સૌથી વિશેષ મહત્ત્વપૂર્ણ ઘટના આ ઉપવાસ છે, એમ જરૂર કહી શકાય."

NEW YORK SUN :

"હિંદ કે ઇંગ્લૅંડના રાજનીતિજ્ઞો ગાંધીજીને આ કાર્ય માટે મરવા દેવાનું જોખમ ખેડી શક્યા જ નહિ..."

HARTFORD DAILY TIMES :

"આ ઘટનામાં સંડોવાયેલા બધા પક્ષોને જીવતા ગાંધીની જેટલી બીક છે એટલો જ ભય એના મૃત્યુનો છે એ હકીકત આશ્ચર્યજનક છે."

PROVIDENCE EVENING BULLETIN :

"આ બનાવ જોયા પછી મહાત્માજીનો પ્રભાવ કેટલો પ્રખર પડે છે તે વિષે બે મત હોઇ શકે જ નહિ."

CHICAGO DAILY NEWS:

"ગાંધીજીની રાજકીય વિગ્રહનીતિ સાથે સૌ કોઈ એકમત ભલે ન હોય અથવા એમનાં નિશ્ચયો પાછળ ડહાપણ હોય છે એમ ભલે બધા જ ન માને. પણ એમના દેશબાંધવોના રાજકીય અને આર્થિક ઉદ્ધાર માટેની એમની નિષ્ઠામાં જે નૈતિક ભવ્યતા વિલસે છે તે વિષે ભાગ્યે જ કોઈનો વિરોધ હોઈ શકે."

KANSAS CITY TIMES:

"આજના નેતાઓમાં ગાંધીજી સૌથી વિશેષ શક્તિશાળી છે. એમના આ શૌપવ્રતથી જેમ હિંદમાં એમનો પ્રભાવ વધશે તેમ જ પરદેશોમાં એમની પ્રતિભા વિશેષ ઝળકશે અને સન્માન પામશે. પોતાના વ્યક્તિત્વના જ બળથી તો ન તો મુસોલીની કે ન તો સ્ટેલીન આવો અદ્દ્ભુત વિજય પ્રાપ્ત કરી શક્યો હોત. સદીઓથી સંઘરી રાખેલી ઘૃણાઓ જેમાં સંડોવાયેલી છે એવા પ્રશ્ન ઉપર હિંદુ નેતાઓને સમાધાની સ્વીકારવી પડી તે આ મહાત્માના અન્નત્યાગવ્રતના પ્રભાવથી."

ASBURY PARK EVENING NEWS:

"ઉપવાસથી જો ગાંધીજી મૃત્યુ પામ્યા હોત તો કેવાં ભયંકર તોફાનો ફાટી નીકળ્યાં હોત તે વિષે અહીં દૂર રહ્યાં રહ્યાં આગાહી ન કરી શકાય; પણ એના ભણકારામાત્રથી પણ આખું જગત ખળભળી ઊઠત. એ સદ્દભાગ્યની વાત છે કે, હિંદુઓ અને હરિજનોના નેતાઓએ કરેલી સમાધાની લંડન અને ગાંધીજી બંનેને સ્વીકાર્ય લાગી છે."

DUBUQUE CATHOLIC DAILY TRIBUNE:

"આજે આખા જગત ઉપર આર્થિક દુર્દશાનું કાળું વાદળ ફરી વળ્યું છે ત્યારે આ હિંદના નેતા ગાંધીજી આગળ જગતના બીજા નેતાઓ કેવા ઝાંખા પડી જાય છે! જગતના કહેવાતા ક્રિશ્ચિયન નેતાઓ પોતાના મતભેદોને દૂર કરવા જોરજુલમનો ઉપયોગ કરે છે અને પોતાની જાતને ભયસ્થાનથી બહુ દૂર રાખી પોતાના જાતભાઈઓના જીવનનો ભોગ આપવાનું તેમને સૂઝે છે; ત્યારે ગાંધીજી નીચ ગણાતા પોતાના દેશબાંધવોના અત્યંત આવશ્યક લાભ માટે બલિદાન અને વેદના પોતાની જાત ઉપર જ વહોરી લે છે!"

CINCINNATI TIMES STAR:

"ગાંધીજીનો આ મહાન વિજય એમના જાતભાઈઓ–હિંદુઓ–ઉપર મેળવેલો ગણાવો જોઈએ. એ કૃશ, કાળો, નાનો માણસ સદીઓની જામી ગયેલી ધાર્મિક ઈર્ષ્યાઓ સામે બંડ ઉઠાવે છે. આપણે પશ્ચિમની પ્રજાઓ આ મહાન કાર્યમાં ફતેહ ઇચ્છયા સિવાય કેમ રહી શકીએ! સાચે જ હરક્યૂલસની જહેમત આ કાર્યભાર આગળ કંઈ હિસાબની નથી."

OKLAHOMA CITY OKLAHOMAN:

"ગાંધીજીનો ભૌતિક આહાર જેમ તદ્દન પાતળો છે તેમ આધ્યાત્મિક અને બૌદ્ધિક ખોરાક તદ્દન ભારે છે. આજે સમસ્ત વિશ્વનો હૃદયભાર હળવો થયો લાગે છે, આજે સૌ કોઈ પોતાનો આહાર આનંદથી આરોગશેઃ કારણ કે મહાત્મા ગાંધી આજે નારંગીનો અલ્પ રસ અને બકરીનું દૂધ ગરમ પાણી સાથે મેળવી ખોરાક તરીકે લે છે. 'અસ્પૃશ્યો' તરફ જાતિભેદની વિષમતાઓ વિષે જેણે વાંચ્યું છે અથવા જેણે 'અસ્પૃશ્યો'ની દયાજનક

સ્થિતિ જોઇ છે તેઓ તો જરૂર આનંદ પામશે કે 'અસ્પૃશ્યો'ના ઉદ્ધારક ગાંધીજી વિજય પામ્યા છે.

"ગાંધીજીને પુસ્તકો ઘણાં જ પ્રિય છે. જેમ્સ રાજાએ નિયત કરેલી બાઇબલની પ્રત તે વાંચી ગયા છે, કુરાન પણ તેમણે વાંચ્યું છે. ટોલ્સ્ટોયનાં પુસ્તકો તે ફરી જોઇ ગયા છે. હેન્રી થેરોનાં "સંસ્કૃતિની સમસ્યાઓ" (Paradoxes of Civilization), "ઉદ્દેશહીન જીવન" (Life without Principle) અને "સવિનય કાયદાભંગના ધર્મ ઉપર નિબંધ" (An Essay on the Duty of Civil Disobedience) એ ત્રણ પુસ્તકો પણ તેમણે વાંચ્યાં છે. રસ્કીનના ગ્રંથો સાથેનો એમનો પરિચય એમણે ફરીથી જાગ્રત કર્યો છે."

× × ×

ઉપર આપેલા અમેરિકન પત્રોના થોડાક ઉતારા ઉપરથી પણ અમેરિકન માનસ ઉપર મહાત્માજીના ઉપવાસવ્રતની કેવી ઊંડી છાપ પડી છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. વિશેષ ટીકા કદાચ અસ્થાને છે.

વિદ્યાભવન,
શાન્તિનિકેતન
તા. ૧-૧-૩૩

ડોકટર મણિલાલ પટેલ (પી. એચ. ડી.)

# અસ્પૃશ્યતાનો પ્રશ્ન

અસ્પૃશ્યતા ઉપરના લેખો આ અંકમાં પૂરા થાય છે. આ બધા લેખો ગયા અંકમાં જ મૂકવાના હતા; પણ જે પ્રેસમાં 'પ્રસ્થાન' છપાય છે તે પ્રેસ ઓચિંતું થોડા દિવસો બંધ થયું તેથી તે વખતે જેટલું છપાયું હતું તેટલું બહાર પાડ્યું અને બાકીના લેખો આ અંકમાં મૂક્યા. અંકો આને લીધે કંઇક વધારે મોડા પણ થયા.

આ અંકોમાં અનેક લેખકોએ જુદા જુદા દૃષ્ટિબિંદુથી લેખો લખેલા છે જેને માટે અમે સર્વના ઋણી છીએ.

આ ચર્ચાથી સ્વાભાવિક રીતે અસ્પૃશ્યતાના પ્રશ્નના સ્વરૂપની ચર્ચા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

આ બધી ચર્ચામાં એક વાત સ્પષ્ટ છે કે, હિંદુ સમાજ ઘણા પ્રાચીનકાળથી—પ્રાચીન એટલે જેનો આદિ આપણે ઇતિહાસમાં નક્કી કરી શકતા નથી એટલા જૂના કાળથી—પાળતો આવ્યો છે. તે સાથે એ પણ ખરું છે કે સર્વમાં ઇશ્વર જોવો, સર્વમાં એક જ ચૈતન્ય જોવું, સર્વને સરખા ગણવા એ હિંદુ ધર્મનું એક ઊંડામાં ઊંડું અને મહાનમાં મહાન રહસ્ય છે. હિંદુ ધર્મમાં જડમાં જડ રૂઢિબંધનો સાથે કોઇ અદ્ભુત રીતે વિશાલમાં વિશાલ સ્વતંત્રતા રહેલી છે. એટલે અસ્પૃશ્યતા ઘણી જ જૂનાથી પળાતી હતી તે સાથે એ પણ એટલું જ સ્પષ્ટ

જણાય છે કે વારંવાર આપણા મુક્ત સંતોએ ચાહન રીતે અસ્પૃશ્યતાપાલનનો ભંગ પણ કરેલો છે—અને આપણા દેશમાં સંતપરંપરા સતત અને જીવન્ત રહેલી છે. એટલું જ નહિ, બુદ્ધ અને જૈન સંપ્રદાયોએ જાતિને મિથ્યા કહેવા ઉપરાંત ખુલ્લી રીતે પોતાના ભિક્ષુસંઘોમાં અસ્પૃશ્યોને દાખલ કરેલા છે;—એ મતલબના ઉલ્લેખો ઐતિહાસિક જણાય છે. અને આ વાત જેટલી બુદ્ધ-જૈન ધર્મો માટે સાચી છે તેટલી જ વૈષ્ણવ ધર્મ માટે પણ સાચી જણાય છે. અત્યારે અસ્પૃશ્યતાનિવારણપ્રવૃત્તિ સામે સૌથી જબરો વિરોધ વૈષ્ણવ ધર્મનો છે, પણ એ ધર્મની દૃષ્ટિથી જે લેખો અસ્પૃશ્યતા વિશેના અહીં પ્રસિદ્ધ થયા છે તે ઉપરથી નિઃસંદેહ સાબીત થાય છે કે રામાનુજ અને પ્રથમના પુષ્ટિમાર્ગીય ગોસ્વામીઓએ અસ્પૃશ્યોને પણ પોતાના સંઘમાં સમાન અધિકારથી દાખલ કર્યા હતા. એટલું જ નહિ, ગમે તેવા પતિત કે હીન જાતિનાને પણ તેમનો ધર્મ શુદ્ધ કરી શકે છે એ એમના ધર્મનું તેમણે ગૌરવ માનેલું છે. છતાં આ સર્વ પ્રવૃત્તિઓ સંબંધી એક વાત કબૂલ કરવી જોઇએ. આ બધા ધર્મોએ અસ્પૃશ્યતાપાલનમાં જે કાંઇ અપવાદો કર્યા તે માત્ર પોતાના ધર્મના અનુયાયીઓ પૂરતા જ. ધર્મની દૃષ્ટિ એક કોર રાખતાં, વ્યવહારમાં અસ્પૃશ્યતા એ મિથ્યાચાર છે, અધર્મ છે, એવું તેમણે કોઇ વાર કહ્યું હોય અને વ્યવહારને શુદ્ધ કરવા પ્રયત્ન કર્યો હોય એવું જણાતું નથી.

બૌદ્ધ જૈન પુષ્ટિમાર્ગ વગેરે સંપ્રદાયોના આદ્ય સ્થાપકોએ અસ્પૃશ્યતાપાલનનો ભંગ કર્યો છતાં તે તે સંઘના અનુયાયીઓએ વ્યવહારમાંથી અસ્પૃશ્યતા કેમ ન કાઢી એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. તેનો જવાબ એટલો જ છે કે માણસોમાં ઊંડી રૂઢિપ્રિયતા રહેલી છે, અને ધર્મ અને વ્યવહારની દ્વંદ્વ વ્યવસ્થાથી, અને ધર્મસંસ્થાપકોનું વર્તન માત્ર તેમને માટે જ યોગ્ય હતું, પોતાને માટે નહિ, એવા ખુલાસાથી ઠેઠ સુધી ટકી રહી છે.

ત્યારે અત્યારના અસ્પૃશ્યતાપ્રશ્નની વિશેષતા એ છે કે એ પ્રશ્ન અત્યારે ધર્મનો નથી, પણ વ્યવહારનો છે. બીજી રીતે કહીએ તો કોઇ પણ એક ધર્મદૃષ્ટિથી તેનો અત્યારે વિચાર નથી થતો,—પછી એ વિચારમાં ઊંડી શુદ્ધ ધર્મભાવના છે એ જુદો સવાલ છે.*

આ સ્વરૂપ પણ તેણે ધીમે ધીમે પકડયું છે. અસ્પૃશ્યતા વિરુદ્ધનો સીધો પ્રથમ હુમલો કરનાર સદ્‌ગત સ્વામી દયાનંદ હતા. સ્વામી દયાનંદે જોયું કે હિંદુ સમાજ અનેક સૈકાથી સડી ગયો છે, અત્યંત નિર્બળ થઇ ગયો છે, તેને સુધારીશું નહિ તો હિંદુ કોમનો નાશ થશે, અને તેને સુધારવા માટે હિંદુ સમાજમાં જે અનેક અનિષ્ટો વહેમો કુરૂઢિઓ પેસી ગઇ છે તેનો કેવળ નાશ થવો જોઇએ. આમ કરવા તેમણે હિંદુ ધર્મની માત્ર વેદ ઉપર પ્રતિષ્ઠા કરી, કોઇ પણ સુધારા માટે જે મહાન ઉચ્છેદનું કામ કરવું પડે છે તે કર્યું. અને તે તરીકે હિંદુ ધર્મના અને હિંદુસ્તાનના સુધારકોમાં તેમનું નામ ચિરસ્થાયી છે. અત્યારે પણ અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિમાં આર્ય સમાજનો ફાળો ઘણો મોટો છે.

સ્વામી દયાનંદનો હલ્લો વ્યાવહારિક અસ્પૃશ્યતા સામે હતો, પણ તેમનો મોરચો, તેમની લડવાની પદ્ધતિ, તેમનું સૈન્ય સર્વ ધર્મપ્રવર્તકનાં હતાં. આ લડવાનું દૃષ્ટિબિન્દુ પણ કેવળ વ્યવહારનું કર્યું તે સમાજસુધારકોએ. આપણો શિક્ષિત વર્ગ યુરોપની સંસ્કૃતિની

* ધર્મ શબ્દના અનેકાર્થોથી આ ગૂંચવણ પેદા થાય છે, પણ આ બાબત સ્પષ્ટ છે.

અસર નીચે આવ્યો, તેણે યુરોપની સંસ્કૃતિના મુક્ત વાતાવરણનો શ્વાસ લીધો, તેને અંગ્રેજે માફક વ્યક્તિસ્વાતંત્ર્યનો કોડ થયો, અને તેથી આપણા સમાજનાં બંધનો તોડી નાંખવા તરફ તેઓ પ્રેરાયા. તેમણે લશ્કરનો મોરચો વ્યક્તિના હકોની ભાવના ઉપર બાંધ્યો, અને બુદ્ધિ અને તર્કને તેમણે રૂઢિઓને ઉચ્છેદવાનું સાધન કર્યું. સદ્‌ગત ગોવર્ધનરામે બતાવ્યું છે તે પ્રમાણે સુધારકોની પ્રેરણા પરદેશની હતી, એટલે ઘણાં વર્ષો સુધી લોકોએ તેના પર વિશ્વાસ ન કર્યો, અને તે મુઠ્ઠીભર અંગ્રેજી કેળવણી લીધેલાઓની જ હિલચાલ રહી. વ્યક્તિના હક્કોની ભાવનામાંથી ઉત્પન્ન થયેલી આ સમાજસુધારાની હીલચાલે, ભણેલા સાથે સંબંધ ધરાવતા પરદેશગમનના હકને અને સ્ત્રીઓના વિધવાવિવાહ હકને પ્રથમ સ્થાન આપ્યું. અસ્પૃશ્યતાનિવારણ, એ હિલચાલના ઇતિહાસમાં મોડું આવ્યું. પણ આપણા રીતરિવાજો એ ધર્મનો પ્રશ્ન નહિ પણ બુદ્ધિથી વિચારવાનો સમાજનો પ્રશ્ન છે, એ દૃષ્ટિબિન્દુ સમાજ સમક્ષ મુકાયું એ ઓછી પ્રગતિ ન ગણાય. બધી વસ્તુઓને ધર્મદૃષ્ટિથી જ જોવી એ મધ્યકાલીન માનસ છે, બુદ્ધિથી જોવી એ આધુનિક માનસ છે.

પણ અસ્પૃશ્યતાના પ્રશ્નને તેનું યોગ્ય મહત્ત્વ તો જ્યારે મહાસભાએ તેને પોતાના કાર્યક્રમમાં સ્થાન આપ્યું ત્યારે મળ્યું. સદ્‌ગત ન્યાયમૂર્તિ રાનડેનું રેલવે ટ્રેનમાં એક યુરોપિયને અપમાન કર્યું ત્યારે, તેની સામે ન્યાયનાં પગલાં લેવાની સૂચનાના જવાબમાં તેમણે કહેલું કે આપણે પણ અસ્પૃશ્યો તરફ તેથી પણ વધારે ખરાબ વર્તણૂક ચલાવીએ છીએ! આનું ખરું રહસ્ય એ છે કે રાજકીય હક્કોમાં સમાનતા મેળવવા ઇચ્છનારે એવી સમાનતા પોતાના સમાજમાં સર્વને આપવી જોઇએ. એમ ન આપીએ ત્યાંસુધી આપણે લોકસત્તાના અધિકારી બનતા નથી. સામાજિક સમાનતાની ભાવના વિના આપેલી લોકસત્તા બીજાઓના અન્યાયમાં જ પરિણામ પામે તેમાં સંદેહ નથી. અસ્પૃશ્યતા એ દુનિયાની દૃષ્ટિએ આપણા સમાજમાં કેવડું મોટું કલંક છે, કેટલી મોટી અગવડ છે, કેવડી મોટી બુદ્ધિજડતા છે, તે બીજા દેશોનો અનુભવ નથી માટે જ આપણે સમજતા નથી.

મહાસભાના કાર્યક્રમમાં અસ્પૃશ્યતાનિવારણને મુકાવવામાં મુખ્ય હાથ પૂજ્ય ગાંધીજીનો હતો. અસ્પૃશ્યો માટેની તેમની લાગણી નાનપણની છે. સાચા સમાજ ઘડનારામાં જે વિશાલ પ્રેમ હોવો જોઇએ તે તેમનામાં છે; પણ તે સઘળું છતાં, દક્ષિણ આફ્રિકામાં યુરોપિયનો આપણા તરફ હીન અને તિરસ્કારયુક્ત વર્તાવ કરે છે, તેનાથી તેમની લાગણી ઘણી તીવ્ર થઇ હશે, એમાં સંશય નથી. યુરોપિયનોએ જ્યાં જ્યાં આવા ભેદો પાડયા છે, અને કાયદાથી બીજી પ્રજાઓને દૂર રાખી છે, ત્યાં ત્યાં એ પ્રયત્નો, બીજી પ્રજાઓને સદાને માટે અસ્પૃશ્ય કે અંત્યજો બનાવવાના જ રાજકીય પ્રયત્નો છે. જો દલીલથી હિંદુ કોમના અંત્યજોને અસ્પૃશ્યો રાખી શકાતા હોય તો, એ દલીલોમાં એવી એક પણ નથી જે યુરોપિયનો આપણી સામે વાપરી ન શકે. આપણા સનાતનીઓ કહે છે અંત્યજોનાં જીવન ગંદાં છે, તો યુરોપિયનો પણ કહે છે કે એશિયાવાસીઓ બધા ગંદા છે. આપણને અંત્યજોની સૂગ છે તેથી વધારે તેમને આપણી છે. આપણો ધર્મ આપણને અંત્યજોથી દૂર રહેવાનું કહેતો હોય (જો કે કહેતો તો નથી) તો યુરોપિયનોનું વૈદકશાસ્ત્ર, જીવનવ્યવસ્થા, રાજ્યપ્રકરણશાસ્ત્ર સર્વ આપણને દૂર રાખવાનું કહે છે. રવીન્દ્રનાથ ઠાકુરે કાવ્યમાં કહ્યું છે: "જેમનું તેં અપમાન કર્યું, તે અપમાનમાં જ તારે સૌની સમાન થવું

પડશે." એ ચેતવણી, ભવિષ્યવાણી, આર્ષ દર્શન કે શાપ, જે કહો તે, અક્ષરશઃ ખરું પડયું છે. યુરોપિયનો હમેશને માટે આપણને અસ્પૃશ્ય કરવા ઇચ્છા રાખે છે, તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. માનસશાસ્ત્ર અને સમાજવ્યવસ્થાના પ્રતિષ્ઠિત વિચારક મિ૦ મેક ડુગલ તેના એક પુસ્તકમાં આખી દુનિયાના સમાજના ત્રણ વર્ગો કરવા ઇચ્છે છે, તેમાં ગોરા વર્ણોને તે ત્ર વર્ગમાં મૂકે છે, અને એશિયાવાસીઓને ચ અને ક વર્ગમાં મૂકે છે.

આ રીતે અસ્પૃશ્યતાનો પ્રશ્ન અત્યારે એક વ્યવહારનો વિશાલ પ્રશ્ન બનેલો છે. તેનું નિવારણ, અત્યારે સમાજવ્યવસ્થા રાજ્યપ્રકરણ વ્યવહાર ધર્મ અને ધર્મભાવના, એ બધી દૃષ્ટિએ કરવાનો એકસાથે પ્રયત્ન ચાલે છે. છતાં તેના સામેનો વિરોધ અત્યારે પણ ઓછો નથી.

આ વિરોધનું અત્યારનું સ્વરૂપ વિચારતાં જણાય છે કે તેનો ઘણો મોટો ભાગ રૂઢિના અંધ અનુકરણનો છે. રૂઢિના અંધ અનુકરણની નીચે ઘણી વાર અજ્ઞાનરૂપે ટૂંકી સ્વાર્થવૃત્તિ રહેલી હોય છે, અને તે પણ આ વિરોધમાં છે. આપણે ઘણાને કહેતા સાંભળીએ છીએ કે, અસ્પૃશ્યતા નીકળી જશે તો ઢેડ-ભંગીનું કામ કોણ કરશે ? આવાં કામ નહિ થવાની ચિંતા તો જાણે પુષ્કળ અજ્ઞાનની છે—કારણ કે બીજા કોઇ દેશમાં અસ્પૃશ્યતા નથી અને ત્યાં ઢેડભંગીનાં કામો કદી પડી રહ્યાં નથી—પણ એ અજ્ઞાન સાથે સ્વાર્થ તો છે જ. ઘણાં ગામડાંમાં તો ઊપલી નાતના માણસો માત્ર સોંઘી મજૂરીએ કામ કરાવવા માટે જ અસ્પૃશ્યોને અસ્પૃશ્ય રાખવા માગે છે. પણ વધારે અસહ્ય તો એ છે કે અસ્પૃશ્યતાના પાલનમાં દંભનું ભયંકર પ્રમાણ છે. જે માણસ શહેરમાં જઇને અસ્પૃશ્યને અડતાં અચકાતો નથી, તે પોતાના ગામડામાં જઇને ચુસ્ત અસ્પૃશ્યતા પાળે છે ! જે પરનાતીલા દેખતાં અસ્પૃશ્યોને અડે છે તે પોતાના નાતીલા આગળ પાછો અસ્પૃશ્યતા પાળે છે. જેઓ પોતાના ધંધાને અંગે અસ્પૃશ્યોને અડે છે, અસ્પૃશ્યતા પાળી શકતા નથી, તેઓ પણ અમે અસ્પૃશ્યતા નથી પાળતા એમ કહેવાને, કે અસ્પૃશ્યતા નીકળી જવી જોઇએ એમ કહેવાને તૈયાર નથી. ઘણા તો એથીએ દૂર જઇ ત્યાંસુધી સૂચના કરે છે કે તમે તમારે જે કરવું હોય તે કરોને, પણ નકામા બહાર બોલો છો શા માટે ? એટલે ઘણો મોટો વિરોધ તો માત્ર સ્વાર્થનો અને દંભનો છે.

પણ આ દંભ અને સ્વાર્થ બાદ કરતાં ઘણો જ નાનો અંશ, પણ એટલો નાનો પણ, અસ્પૃશ્યતાને ખરા દિલથી એક ધાર્મિક સિદ્ધાંત તરીકે માને છે એ એક હકીકત તરીકે સ્વીકારવું જોઇએ. અસ્પૃશ્યતાનિવારણનો વિચાર કરતાં જો કોઇને માટે વિચાર કરવાનો રહેતો હોય તો તે માત્ર આ વર્ગને માટે જ. અસ્પૃશ્યતાનું મિથ્યાત્વ જો કોઇને સમજાવવાનું હોય તો તે માત્ર આને જ.

ખરી રીતે અસ્પૃશ્યતાપાલન એ ધર્મનો પ્રશ્ન હોઇ શકે જ નહિ. ધર્મના ખોટા ખ્યાલથી આવી રૂઢિઓ ધાર્મિક બનાય છે. પણ આ વર્ગ અત્યારે પોતાનો ખ્યાલ સુધારી શકે તેમ લાગતું નથી.

પણ આ અસ્પૃશ્યતાને પ્રમાણિકપણે માનતા વર્ગને માટે અમે તેટલું માન હોય, કે તેને માટે અમે તેટલી લાગણી હોય, છતાં ન્યાયની દૃષ્ટિએ અસ્પૃશ્યોના લાભમાં સુધારો આપ્યા વિના ચાલે નહિ. સમસ્ત પ્રજાના કરોમાંથી જે જાહેર સંસ્થાઓ કે સગવડો

અપાય છે, જેવી કે નિશાળ દવાખાનાં રસ્તા તળાવો કૂવા ધર્મશાળા, તે અસ્પૃશ્યોને બીજાઓ જેટલી જ ખુલ્લી રહેવી જોઇએ. અસ્પૃશ્યતા માનનારાને ન પોસાતું હોય તો તેમણે પોતાને માટે જુદી સગવડ કરી લેવી જોઇએ. શ્રીમંત ગાયકવાડ સરકાર, જેમણે અસ્પૃશ્યતાનિવારણને માટે અને અસ્પૃશ્યોના ઉદ્ધારને માટે પહેલી જ કેળવણી સંસ્થાઓ કાઢી છે, તેમણે રાજ્યની શાળાઓ ખુલ્લી મૂકી, ત્યારે પહેલાં વૈષ્ણવો તરફથી થોડો વિરોધ થયો, પણ પછી વૈષ્ણવ બાલકો પણ એ શાળાઓમાં આવવા લાગ્યાં—અસ્પૃશ્યતાનિવારણમાં પણ ટેવ પડશે તેમ તેમ વિરોધ ઓછો થશે તેનો એક ધ્યાનમાં રાખવા જેવો દાખલો.

મંદિરપ્રવેશનો પ્રશ્ન ઉપરના જેવો જ છે; પણ ઉપરના કરતાં વધારે નાજુક છે. ઘણા એવી દલીલ કરી છે કે અત્યારે જ્યારે કેળવાયેલો વર્ગ મૂર્તિપૂજાને છોડતો જાય છે ત્યારે અંત્યજોને મૂર્તિપૂજાને રસ્તે શા માટે ચડાવવા જોઇએ? આમાં એટલું તો સત્ય જ છે, કે જે માણસ પોતે મૂર્તિપૂજાને ન જ માનતો હોય, તેણે અંત્યજોને મૂર્તિપૂજાને માર્ગે દોરવા ન જોઇએ. એ દંભ ન હોય તો અસત્ય તો છે જ. પણ અંત્યજોને મૂર્તિપૂજાને માર્ગે દોરવા, અને તેઓને મૂર્તિપૂજાનો હક જોઇતો હોય તેમાં મદદ કરવી, એ બે જુદી જ બાબતો છે. ઘણા દલીલ કરે છે, કે જે હિંદુઓ પોતે કદી મંદિરમાં દર્શને જતા નથી તેમને મૂર્તિપૂજા વિશે બોલવાનો શો અધિકાર છે? આ દલીલ ખોટી છે. ધારો કે કોઈ માણસો હિંદુઓનાં મંદિરો તોડવા આવે, તો તે વખતે હિંદુઓનાં મંદિરો સુરક્ષિત રાખવામાં મદદ કરવાનો, મૂર્તિપૂજા નહિ માનનાર હિંદુને પણ હક છે કે નહિ? એ જ રીતે જે મંદિરે નથી જતો તેવા હિંદુને પણ, જે મંદિરે જવા ઇચ્છે છે તેનો હક સાચો છે કે નહિ તે કહેવાનો અને તેનું સંરક્ષણ કરવાનો હક છે. એટલું જ નહિ, જે મૂર્તિપૂજાને નથી માનતો તેનો પણ મંદિરમાં જવાનો અને મંદિરના વહીવટમાં બીજા હિંદુ જેટલો ભાગ લેવાનો હક કાયમ રહે છે. એટલે ન્યાયની દૃષ્ટિએ મૂર્તિપૂજાને ન માનનારને પણ અસ્પૃશ્યોના મંદિરપ્રવેશના હકને સમર્થિત કરવાનો હક છે.

કેટલાક કદાચ દલીલ કરે, કે મંદિરો થયાં ત્યારે અસ્પૃશ્યોને માટે તે થયાં નહોતાં માટે હવે અસ્પૃશ્યોને તેમાં દાખલ કરવા તે મંદિરના ટ્રસ્ટના મૂળ સિદ્ધાંતની વિરુદ્ધ છે. આ દલીલ સાચી હોય તો ગયાનાં મંદિરો, નાસિકની ગુફાઓ વગેરે જે મૂળ બૌદ્ધોનાં હતાં અને પાછળથી વૈદિક હિંદુઓએ તેની પ્રતિમા વગેરે પોતાના દેવોની મનાવી છે, તે બધી જગાઓ બૌદ્ધોને પાછી આપી દેવી જોઇએ. એ જગાઓ કે મૂર્તિઓ કરનારનો મૂળ અભિપ્રાય તેને વૈષ્ણવો માટે કરવાનો હતો જ નહિ.

આ પ્રકરણ બંધ કરતાં એટલું કહેવું જોઇએ, કે મંદિરપ્રવેશ અને મૂર્તિપૂજાના પ્રશ્નમાં એક પ્રકારનું સમયનું અનૌચિત્ય અમને લાગ્યા જ કરે છે. હવે વીસમી સદીમાં મૂર્તિપૂજા વિના ધર્મભાવના ન પોષી શકાય એમ અમને જણાતું નથી. ઘણાઓ પોતાને માટે મૂર્તિપૂજા અનાવશ્યક માનવા સાથે, એવી દલીલ કરે છે, કે કેટલાક માણસો ધર્મની એવી કોટિએ હોઈ શકે કે જેમને ધર્મભાવના પોષવા મૂર્તિપૂજા જરૂરની હોય, પણ આવી દલીલ એક વાર વાતાવરણમાં પેસતાંની સાથે જ મૂર્તિપૂજાનું માનસ અદૃશ્ય થાય છે, એમ અમને જણાય છે. અને અત્યારનું વાતાવરણ જોતાં મૂર્તિપૂજા હિંદુધર્મને કશો પણ ઉપકાર કરતી હોય, અને ભવિષ્યમાં કોઇ દહાડો કરી શકશે એમ અમને જણાતું નથી.

કેટલાક દલીલ કરે છે કે અસ્પૃશ્યોના સ્પર્શની પાછળ તેમની સાથે સહભોજન અને વિવાહસંબંધ આવશે અને તેથી વર્ણ અને નાતોનો સમૂળો નાશ થશે. આમ જો થવાનું હશે તો તે માત્ર અંત્યજસ્પર્શથી નથી થવાનું, પણ આધુનિક વિચારબળોથી થવાનું છે, અને થવા માંડયું છે. ખરું પૂછો તો નાતની ભાવના મંદ થવી અને અંત્યજોને સ્પૃશ્ય માનવા, એ બન્ને નવા વિચારોનાં જ પરિણામો છે. અમને પોતાને તો એ પરિણામો ઇષ્ટ છે. અનેક નાતોથી હિંદુસમાજ અત્યંત નિર્બળ અને અવ્યવસ્થિત થઇ ગયો છે, એવો આપણો છેલ્લાં હજાર વર્ષોનો ઇતિહાસનો અનુભવ છે, પણ તે સાથે અહીં સ્પષ્ટ કરવું જોઇએ કે અત્યારે પ્રશ્ન માત્ર સ્પર્શનો છે. કોની સાથે ખાવું અને કોની સાથે ન ખાવું તે દરેકનો ખાનગી પ્રશ્ન છે. અસ્પૃશ્યતા એ લોકસત્તાની શક્યતા માટેની આવશ્યક સમાનતાની ભાવનાની જેવી વિરોધી છે, તેવી આ ખાવા ન ખાવાની અને વિવાહસંબંધની નથી. તે સાથે અસ્પૃશ્યતાનિવારણના કામને માટે ઉત્સાહી પુરુષોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે અંત્યજ ભાઈઓ પણ સહભોજનની હિલચાલને શંકાની નજરથી જુએ છે, અને એક રીતે તેમની શંકા સકારણ છે. તેમની શંકા એ છે, કે અંત્યજો સાથે બીજી કોમો વ્યવહારમાં સમાન થઇ જશે તો તેમની કન્યાઓ ઉપરની નાતોમાં ચાલી જશે, અને તેમનો પોતાનો વ્યવહાર મુશ્કેલ થઇ પડશે. આપણામાં પ્રતિલોમ વિવાહની વિરુદ્ધનો તિરસ્કાર ઘણો ઊંડો છે. અત્યારસુધીનાં વર્ણાન્તર લગ્નોમાં ઘણાં તો હજી અનુલોમ લગ્નો છે. મનુષ્યસ્વભાવ પારખનાર જાણે છે, કે કોઇ પણ રૂઢિ તૂટતી વખતે એકદમ તૂટતી નથી પણ તેની નીચેનું માનસ ઘણું જ ધીમે ધીમે બદલાય છે. એટલે જ્યારે વર્ણાન્તર લગ્નો સમાજમાં શરૂ થશે, ત્યારે પહેલા એકાદ દાયકાનાં લગ્નો અનુલોમ જ રહેશે. એટલે નીચી ગણાતી નાતોને તેનો ગેરફાયદો જ મળવાનો. આ રીતે જોતાં અંત્યજોનો ભય નિષ્કારણ નથી. અને સમાજસુધારકે એ બાબતમાં દીર્ઘદર્શી અને સંયમી રહેવું ઘટે છે. દરેક પ્રસંગે; જેને માટે આપણે સુધારો કરવો છે તેમનો જેટલો વિશ્વાસ મેળવી શકીએ તેટલો જ આપણો સુધારો સફળ થાય.

છેવટે એક જ બાબત સ્પષ્ટ કરી આ નોંધ પૂરી કરીશું. અસ્પૃશ્યતાનો પ્રશ્ન ધર્મભાવના સાથે ગુંચાઇ ગયો છે; પણ જે બાબત વ્યવહારની છે, બુદ્ધિથી નક્કી કરવાની છે તેને કહેવાતા ધર્મથી નક્કી થઇ ગયેલી માનવી એ બુદ્ધિનો દુરુપયોગ નહિ તો અનુપયોગ તો છે જ, અને બુદ્ધિનો અનુપયોગ એ પણ અધર્મ છે. આપણે હિંદુઓએ મોટામાં મોટો આ અધર્મ કરેલો છે. અને અનેક પ્રકારના અધર્મોમાં બુદ્ધિના અનુપયોગના અધર્મનું ફળ, સૌથી ભયંકર હો કે ન હો, પણ સૌથી વહેલું મળે છે એટલું નક્કી. એ અધર્મના ફળથી જ હિંદુ સમાજ અત્યારે આખી દુનિયામાં સૌથી નિર્બળ, સૌથી અવ્યવસ્થિત અને સૈકાઓથી કચરાયેલો છે. એ અધર્મથી મુક્ત નહિ થઇએ ત્યાંસુધી આપણો આરો નથી.

આપણે બુદ્ધિના અનુપયોગનો અધર્મ વહેલો તજીએ !

રા. વિ. પાઠક

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૫ માઘ : ૧૯૯૯ અંક ૪

# સાપના ભારા

## ( એક એકાંકી કરુણાન્ત નાટક )

[ સર્વ હક્ક સ્વાધીન * ]

[ શહેરી સુધારાંથી અસ્પૃશ્ય રહેવા મથતા આજના એક ગામડાનો બ્રાહ્મણવાડો. ફળિયામાં ઠેકઠેકાણે કાદવ અને કચરાના ઢગલા પડેલા છે. નજરે પડે છે તે ઘર ખેતી કરતાં કુટુંબોનાં હોય એવાં લાગે છે. નંદરામ પંડયાના ઘરની ચોપાડ (ઓસરી ), આંગણું, આંગણામાં ત્રણ ચાર પેઢીથી ઊભેલો ખખડધજ્જ લીમડો, તેની ડાળે લટકતાં પંખીઓ માટેનાં અનાજપાણીનાં શીકાં, ને બહાર નીકળેલા મૂળમાં બાંધેલાં રેલ્લાંપાડુરાં,૧—આટલું તખ્તાની બરોબર સામે ઉપલક દૃષ્ટિએ જોનારને પણ જણાઇ આવે. ચોપાડના એક ખૂણામાં રાતી માટીનો શંકુ-આકારનો ઢગલો—સારવણ માટે ઉપરથી લીપી લીધેલો—પડયો છે. આગલી ભીંત અર્ધી ઈંટના ચણતરવાળી છે, અને ઉપરનો ભાગ ખડીથી ધોળેલો છે. એના પર અસ્પષ્ટ કઢંગાં ચિત્રામણો પણ જણાય છે. ઝીણી કોતરણી-કારીગરીથી શોભીતી બારશાખવાળાં બારણાંની અંદર જોતાં લીંપેલી પરસાળ દેખાય છે, અને પરસાળના આ બારણાની બરોબર સીધમાં જ કોઢનું બારણું દેખાય છે. બહારથી જોનાર બારીકીથી જુએ તો ઠેઠ અંદર કોઢની પછીતની ભીંત પાસે ઢોર બાંધવાનાં ખૂંટાર અને કોઢના બારણાની બાજુએ ટોલ્લા તળેના કોડિયાં મૂકવાના ગોખલા નીચે ઢોળાયેલા ઊળિયાથી ખરડાયેલી ભીંત જોઈ શકે.

પડદો ઊપડે છે એ વેળાએ નંદરામ પંડયાનાં વેવાણ—દીકરાની સાસુ—અંબાબાઈ, ચાળીસેક વરસનાં પણ વૈધવ્ય અને ચિંતાથી નંખાઇ ગયેલાં ડોસી બારણાની બહાર ચોપાડમાં બેઠેલાં છે. તે છીંકણીનો એક સડાકો લઈ દેવામણું મોં કરી, ડાબડી ટોલ્લે મૂકી દઇ, આંગણામાં વાછરડાં ઉપર તાપ આવી ગયેલો હોઈ તેમને છોડવા જાય છે.

એમની પૂંઠ ફરે છે એ વખતે જમણી બાજુથી વીસેક વરસની અંબાબાઈની ભાણેજ લીલી મળવા આવે છે. સીધી અંદર જ જાય છે. પરસાળમાં કોઈ નથી એટલે અંદર કોઠમાં પેસતી દેખાય છે. ત્યાં કોકની સાથે વાત કરે છે તેનો અવાજ બહાર સંભળાય છે. લીલીએ મારવાડી ઢબનો ઘેરવાળો ઘાઘરો પહેરેલો છે અને પીળો ચોમચો ઓઢેલો છે.

અંબાબાઇ વાછરડાં છોડી ચોપાડ સુધી હાંકી જાય છે. અંદર કોઇના બોલવાનો અવાજ સાંભળી—]

અંબાબાઇ : કોણ એ ?

લીલી : એ તો માશીબા, હું લીલી ! કયાં હતાં ? મેં'કું ઊભી ઊભી મલી આવું.

* પ્રસંગ લખી જણાવી કર્તાને પુછાવવાથી ભજવવાની છૂટ મળી શકશે.

૧ વાછરડાં, પાડાપાડીઓ. ૨ ખીલા.

અંબા૦ : ( વાછરડાં હાથમાં પકડ્યાં રહેતાં નથી. છૂટીને પરસાળમાં દોટ મૂકે છે. ) લીલી! દોડ, દોડ! આ રેલ્લી પાણિયારા ભણી ગઈ....

લીલી : ( વચ્ચેથી ) તમે નિરાંતે બેસો હેઠાં. ( વાછરડાંને કોઢ ભણી હાંકે છે. હાથમાં પાણીનો એક ઘડો લઈ જાય છે. )

અંબા૦ : બહુ પાણી પાતી ના સુન! [1]કુલ્લી ચાર નીરતી આવજે!

લીલી : ( અંદરથી ) વારુ!

અંબા૦ : ( લગભગ પોતાને જ ) કેવી રૂપાળી રેલ્લી છે! પણ મૂવાં એક આંચળ પણ રેલ્લી સારુ મૂકતાં લાગતાં નથી. બિચારી ... ( લીલી આવે છે તેને ) જોને, સુન, રેલ્લી કેવી મરવા પડી છે? આપણી મેનીના લગનમાં હાથીવાડા[2] વખતે ખેમાભાઈએ કન્યાદાનમાં ગાય આલેલી ને તેની આ રેલ્લી હોં કે!

લીલી : એ તો કપાળની ટીલડી પરથી જ પરખાઈ જાય છે.

અંબા૦ : પણ મૂઈ ધની વેવાણુ ઘીનો [3]શેરીકો ભરવા કાજે રેલ્લીનો જીવ લેતી લાગે છે. આપણે ત્યાં હોત તો અત્યારે તો ... ...

લીલી : એ તો માશીબા, ગાયથી કાંઈ કે'વાય છે કે મને ફલાણે ઘરે જ રાખો? દીકરી ને ગાય જ્યાં દોરી ત્યાં જાય! ( આ બોલતાં એને ગળે ડૂમો ભરાય છે. )

અંબા૦ : દીકરી, મેં તો ઘણુંય તારી માને ને મામાને સમજાવ્યાં'તાં, પણ તરવાડીનું કુળ ઊંચું તે મામો એકનો બે થાય ના, ને માને તો દીકરીને સોનેથી મઢેલી જોવી'તી. મારું કહ્યું કોણ સાંભળે બા? રૂપરૂપનો અંબાર દીકરીને વેંતિયા વર જોડે પરણાવી દીધી! ( લીલીથી ડૂસકું ભરી જવાય છે. ) બધાંય કે' કે જમાઈ એવડો ને એવડો ઓછો રે'વાનો છે? ... કોને કે'વું? આજ પરણ્યાને પાંચ વરસ થયાં, પણ હજી સારો દા'ડો નાં આવ્યો!

લીલી : ( શરમાઈને; નીચું જોઈ ) પણ, માશીબા, આપણી આ મેનીને તો ઉઘાડી આંખે કૂવામાં ... ?

અંબા૦ : એ ય તારી બા ને મામાનાં કામ છે! પણ પંડ્યાનું ઘર એટલે હું આડી નાં ઊતરી.

લીલી : એમ જ કો'ને કે ઊંચું કુળ જોઈતું'તું. નહિ તો બે વરસ લગી લગન કેમ નાં કર્યાં? નાતમાં મૂરતિયાનો કાંઈ તોટો હતો?

અંબા૦ : બાપ, આપણી ઉપાધ્યા'ની દીકરી ઊંચા ઘર વંના અલાય ખરી? રતન કાંઈ ઉકરડે ઓછું નાખી દેવાય છે?

લીલી : તો ફૂલ જેવી દીકરી અગનમાંય હોમાય ખરી?

અંબા૦ : ( કપાળ હાથવડે કૂટતી ) સુન, કેને માલમ કે વરસમાં જ તાવ જમાઈને ખાઈ જશે ... આ કપાળ જ ફૂટેલું, બીજું શું?

લીલી : હરગોવનમાં કયે દા'ડે હોશકોશ હતા? મલોખાંનો માળો હતો અમથો!... દીકરી પરણાવી ને તરત જ રાંડે એનાથી [4]અવલકુંવારી રૂહે તો શું ખોટું?

અંબા૦ : એ શું બોલી, ગાંડી? માવતર ક્યાં લગી સાપના ભારા ગળે વીંટાળીને ફરે?

લીલી : સૌથી સારું તો એ છે કે સુવાવડમાં જ દીકરીને ગળે ટૂંપો ... ... !

---

૧ બાચકો. ૨ હસ્તમેળાપ. ૩ શેર ઘી ભરાય એવું માટીનું વાસણ. ૪ જિંદગી પર્યંત કુંવારી.

**અંબા૦** ( સાંભળ્યું ન જતાં ) હાય ! બૈરાંનો અવતાર !! ... ( રોઈ પડે છે. સાડલાના છેડાથી આંખો લૂછતાં ) બાપને ઘેર ભલા ગણાઈએ ! સાસરામાં શૂળી પર સૂવાનું, ને દીકરીને મન દશમન જેવાં !!!

**લીલી** : ને ઈમાં ધનબાઈ જેવાં સાસુ મળ્યાં તો તો બારે જ વાગ્યા સમજો ! મેની રાંડી ખૂણેથી નીકળી ત્યારથી, બાર મહિનાથી, ડાકણની પેઠમ ઈને વળગી છે તે જીવ લેશે ત્યારે છોડશે.

**અંબા૦** : બાપ, જ્યમંત્યમ અવતાર કાઢવાનો જ છે ને ?

**લીલી** : બળ્યો તમારો અવતાર ! પેલી સોમનાથ શુકલની મંગળા કંટાળીને કૂવોહવાડો કરવા ગઈ. બિચારી બાળરાંડ ! અવતાર તે કાંઈ ઈમ ને ઈમ ઓછો જાય છે ? કાયા રાંડી, પણ મન કાંઈ ઓછું રાંડે છે, બા ? ... પેલી જેલી તપોદણ મશલમાંન સંગાથે હીંડી ગઈ !

**અંબા૦** : ( આંસુથી ગૂંગળાતી ) એક જનમમાં બે ભવ ...!!

**લીલી** : પણ, કાંઈ દીકરો ઈના મનથી ઓછી રાંડે છે ? આદમી તો મસાણમાંથી જ કંકુ કપાળે ચોડતો આવે છે. બૈરામાણુસનો જ બધો વાંધો છે ! કહો હવે, જેલી તપોદણ ભાગી ગઈ તે અહીં રહી હોત તો ત્રણ દિવસમાં લાકડાં ભેળી થાત. ગામમાં ઘર નં'તું, બાર નં'તું. ઠરવાનું ઠેકાણું નહિ, ને વધારામાં ચડતું લોહી ! દેહ[1] જાગે ત્યારે શું કરે ?

**અંબા૦** : ( કાંપતી ) મૂઈ જીભ કચડીને મરી કેમ નાં ગઈ ? જીવા તપોદણનું ઘર બોળ્યું ! રાંડ નકટી !!

**લીલી** : ( ચમકીને ) આ તો તમારાં વેવાણ કહે છે એ જ તમે ય કહ્યું. ( ટોળથી ) પોતે ક્યાં પધાર્યાં છે ?

**અંબા૦** : [2]ઢોરાં-હાડચાનાં કૂવે ગયાં છે. મને કહે કે ઊભી ઊભી ચારની પુરેટી[3] બાંધી આવું. હું કળશ્યાવાસણ માંજીને બેઠી ત્યાં તું આવી. મેની જરા ઊંઘી ગઈ'તી, એટલે...

**લીલી** : માશીબા, દીકરીને હવે કસાઈવાડેથી છોડાવો. અહીં ઈનો કોઈ ભાવ પૂછનારું નથી. મરી જશે તો કહેશે કે કાશ ગઈ ! એવી તમારી ધનબાઈ છે.

**અંબા૦** : ( બોલી શકતી નથી. આખરે ) ઈનું દખ ... ...

**લીલી** : મહિના પહેલાં ધનબાઈએ પાણી ભરીને આવતાં વાટમાં મને કહ્યું કે મેનીને પેટમાં [4]વરહ્દ્પ નીકળ્યું છે, ત્યારની મને તો ખાતરી છે કે હવે જીવવા દે તો ભાવગ ! એક બે વાર હું મળવા આવી'તી, પણ કાંઈ સેવાચાકરી કરવા જાઉં તો ધનબાઈ કહે કે, 'અમારા હાથ કાંઈ ભાગી ગયા છે તે અહીં ઘુંનનાં વાલેશેરી થઈને આવ્યાં છો ? ઘેર સાસુનાં જ મસોતાં ધુવોને !

**અંબા૦** : ( હમસો થઈ ગયા જેવી ) સુન, દીકરી તો પારકું ધન. આપણી નજરો સામું ઈને નાખી દે, પણ આપણાથી ઊંકારો થાય ? ભલા ભગવાન !

**લીલી** : માશીબા, હમણાં મેં જોયું ને ? પેટ-તણાઈને તડાતડ થઈ ગયું છે. ને હમીરપરે દવાખાને નહિ લઈ જાઓ તો ભગવાન પણ દિલાસો દેતાં અચકાશે.

**અંબા૦** : ( અસહ્ય વેદનાથી ) પરભુ ! રામજી મારા !!

---

(૧) દેહની વાસનાઓ (૨) ઢોર આડ્યાં તે વખનથી (૩) નાનો પૂળો (૪) પેટનું દરદ, તેમાં પેટમાં ગોળો ચડી આવે છે.

**લીલી** : કાંક તો દવા કરો! રામજી તો છે જ તો છેવટ!

**અંબા૦** : (બાજુ પર ભીંત તરફ નાક નસીકતાં, આંખો લૂછતાં) રામ! નોધારાંનો આધાર! ... ...

**લીલી** : તે, મામાને સંગાથે બોલાઇ લાવવા હતા ને! હમીરપરાનો ડાગટર ઈ આંનો ઓળખીતો છે!

**અંબા૦** : (ઝબકીને) હોવે બુન! કાલ સાંજરે હું નીકળી ત્યારે મામાને ખબર મોકલી'તી કે: મેનીને વરહૂપ મટ્યું નથી તે હું મળવા જાઉં છું. તમને યે નવરાશ મલે તો ઊભા ઊભા આંટો આવી જજો. વેવણવેવાઇને પણ ઠીક લાગશે.

**લીલી** : મારા મનમાં ક્યારનુંય થયા કરતું'તું કે આ કાગડો ઊંચો થઇ થઇને બોલે છે તે ધનબાઇને આંગણે આજ કોણ પાવન થવાનું છે! (નીચે શેરી તરફ જોઇ) લ્યો, પેલું કોક આવે!

[આખી બાંયનું લીંટીઓવાળું પહેરણ અને ટૂંકું ધોતિયું પહેરી અને માથે લાલ ફાળિયું બાંધીને, પાંત્રીસેક વરસના દોલતરામ પ્રવેશે છે. કપાળમાં ત્રિપુંડાકારનું કરેલું તિલક, ને ખભે લટકતો દોરી લોટો–એ આવનાર બ્રાહ્મણ છે એમ કહી દે છે. લીલી ચોપાડમાં ખાટલો ઢાળે છે, તે પર તે બેસે છે અને ફાળિયું નીચે મૂકી, તેના રંગથી લાલ થયેલા કપાળના ઉપલા ભાગનો પરસેવો ધોતિયાના છેડાથી લૂછે છે.]

**અંબા૦** : આવી ગયા ભઇ?

**લીલી** : આવો મામા! ..સો વરસનો આવરદા છે! હમણાં જ સંભાર્યા!

**અંબા૦** : ઘેર કુશળખેમ છે ને?

**લીલી** : મંગી, પોપટ, બધાં ખુશીમાં છે ને?

**દોલતરામ** : હોવે, બુન, તને ઘણું સંભારે છે!...તું રાજીખુશીમાં તો છે ને?

**અંબા૦** : (મનમાં પોતાની આવડત પર આફ્રીન થતી) અલી લીલી, દોડ જો! ગોમતી ફઇને ત્યાં કહી આવ ને કે મામો આવ્યો છે તે અમારા બેના ભેગાં ઈનાંય બે ઢેબરાં ટીપતી ઊઠે!× જા તો બુન!

**લીલી** : આ દોડી! પણ તમે મેનીને દવાખાને લઇ જવાની વાત મામાને કાને નાખોં. એ શું કહે છે એ તો જુવો!

**અંબા૦** : ભઇ, આ આપણી લીલી તો બહુ ડાહી થઈ ગઇ છે. (લીલીને) એ તો બધુંય હું કરું છું, તું દોડ જો! ફઇ રસોડામાંથી આરોપીને નીકળે ત્યારે જવાની છે!

**લીલી** : મામા, પણ મેં કહ્યું એ...

[જાય છે.]

**દોલતરામ** : આ લીલી તો અંબીબુન મહાબોલકી થઇ ગઇ છે!...તે બુન, મેનકી બહુ માંદી પડી ગઇ છે?

**અંબા૦** : કાંઇ કેવાની વાત નથી!

**દોલત૦** : દેખીએ તો ખરા! (ઊઠવા કરતો) ક્યાં છે?

**અંબા૦** : (મૂંઝાતી.) છે તો અંદર, કોઢમાં. પણ...

[રડી પડે છે.]

---

× દીકરીના ઘરનું મા-મામો ખાતાં નથી.

દોલત૦ : ( ઊભો ઊભો ) વરહૂપ મટતાં તે શી વાર ? ઈમાં રડે છે શું કામ ? મેં પંદર દા'ડા પર પાંદડાં મોકલ્યાં'તાં. વેવાણને પોકયાં'તાં કે નહિ ? કાંઇ કેહતાં'તાં !

અંબા૦ : પણ...( તૂટતે અવાજે ) વરહૂપ હોય તો ને ?

દોલત૦ : ( નીચે બેસી જઇ, ચૂપકીથી ) ત્યારે ? [ અંબાબાઇ કાંઈ બોલતી નથી. મોઢું નીચું રાખી ડૂસકાં ભરે છે ] હંઅં ! ( પાસે ખસી ) તારા સમાચાર આવ્યા ત્યારનું મને થતું'તું કે ગમે તેવું વરહૂપ હોય પણ મારા હાથનાં પાંદડાંથી ત્રણ દા'ડામાં ફાટી જાય. મેં તો માનેલું કે મટી ગ્યું હશે, ને ઈને બદલે આ તો તું જોવા નીકળ્યાના સમાચાર મળ્યા. એટલે મેં તો મનમાં ગાંઠ વાળી'તી જ કે નક્કી દાળમાં કાંક કાળું છે !

અંબા૦ : ( હાથવડે પેટ કૂટતી ) મારું પેટ લજાવ્યું !

દોલત૦ : બળ્યું તારું પેટ ! તારું, મારું, ને પડયાનું ત્રણે કટમ્બ રસાતાળ બોળ્યાં !

અંબા૦ : ( કાંપતી ) ભઇ ! ભઇ ! હું શું કરું ?

દોલત૦ : ( ભાન ભૂલીને ) પાણો જણ્યો'તો, ને ઈનાથી કપાળ ફૂટીને મરી જવું'તું ! આ દા'ડો તો નાં આવત !

અંબા૦ : ઓ રે ! હાય ! મારું મોત બગાડ્યું !

દોલત૦ : તે ગાંડી મને પાછો શું કરવા બોલાવ્યો ? એકલી એકલી આવીને મા-દીકરીએ વખ પી લેવું હતું !

અંબા૦ : મને તો અહીં આવ્યા પછી ખબર પડી !

દોલત૦ : એ તો ઠીક ! પણ આખા ગામમાં ઢોલ તો પિટાવ્યો નથી ને ?

અંબા૦ : એકલી ધની વેવાણ જ જાણે છે !

દોલત૦ : ( લગભગ સ્વગત ) તો તો બાજી હાથમાં છે....( અંબાને ) એનડી કાંઇ બોલે છે ખરી ?

અંબા૦ : ( સ્વસ્થ થતી ) મોંઢામાં જીભ જ બળી હોય તો ને ?

દોલત૦ : જો અંબી, સાંભળ ! ( એના શરીરમાં કંપારી પસાર થઈ જાય છે. ફરી ટટ્ટાર થઇને દઢતાથી ) જો સાંભળ ! આપણાં ઘરાંની લાજ રાખવી તારા હાથમાં છે.

અંબા૦ : ( ચોંકીને ) મારા હાથમાં ?

દોલત૦ : જો ! કૂણું કાળજું રાખ્યે નહિ ચાલે ! હું હાલ ને હાલ સીધો હમીરપરે જાઉં છું. કોઇ પૂછે તો કહેજે કે દવા કરાવાની ગોઠવણ કાજે ગયો છું. એટલામાં ( અચકાતાં ) વેવાણ ને તું બે એ કાળમુખીનું કાટલું કરી નાખજે !

અંબા૦ : ( રોતી રોતી ) ધની પણ મૂઇ કાલરાતે મને કૂહે કે શીરાના કોળિયામાં કાચ ખવડાવી દ્યો એટલે બચી ગ્યાં ! ( આંસુથી એના અવાજમાં થડકારો રહે છે ) પણ...

દોલત૦ ( આખરી નિશ્ચય સુણાવતો ) પણું ને બણું !......મારી ને તારી સાતે પેઢીઓ બોળવી છે કે શું ? આ હું તો હીંડયો !...રાતે આવીશ ને બધું પૂરું નહિ કર્યું હોય તો એ મેનડીને ને તને બેયને ખાઈ જઈશ ! આ દોસો બગડયો એટલે પછી કોઇનો નહિ હો !

[ ચાલતો થાય છે. ]

અંબા૦ : ભઇ ! મને મારીને જવું હોય તો જા !

[ દોલતરામ પાછો આવે છે નીચો નમી હાથનો પંજો અંબાબાઇના નાકની નજીક લાવી વહેરવાનો અભિનય કરે છે. ]

દોલત૦ : ( ધીરેથી ક્રોધપૂર્વક ) આખી નાતમાં નાક વઢાઇ જશે, ને બાપદાદાની આબરુની કાંકરીકાંકરી થઇ જશે. મને તો થાય છે કે કાલ રાતની આવેલી અત્યાર લગણ શું મોઢું લઇને બેસી રહી છે?

અંબા૦ : તો; ભઇ ! તું મને એકલીને કહે છે, તે રહી જા ને તું જ.

દોલત૦ : ( પાછો હઠી, ડોળા કાઢીને ) મેં ઇને જનમ આલ્યો છે કે તેં!

[ ચાલવા માંડે છે. ]

અંબા૦ : જણનારીને હાથે જ બિચારી......

દોલત૦ : ( જતો જતો દાંત કચકચાવતો ) તારે ત્યાં જ નવાઇ છે તો! છાનીમાની ડાહી થઇને...એ...હેં! (હથેળી વડે હવામાં ઝાટકો કરે છે ) ... નહિ તો પછી રાતે ' બિચારી 'ઓની વલે છે!

[ આંગણું ઊતરી, શેરીને છેડે દોલતરામ અદૃશ્ય થાય છે. અંબાબાઈ ભોંય પર માથું પછાડે છે. ' હાય ! હાય ! ! ' કરતી પેટ કૂટે છે. અંદરથી ' બા ! ' એવો મંદ અવાજ આવે છે. પણ તેને ગણકારતી નથી.

ત્યાં, માથે ઘાસનો ભારો લઇને ધની વેવાણ આવતાં નજરે પડે છે. જૂનો સાડલો, ને જમીનથી વેંત ઊંચો ઘાઘરો, તોબરો ચડાવેલું મોઢું ! એમને આવતાં જોઈ અંબાબાઇ સ્વસ્થ થઈ જાય છે. આંગણાને ખૂણે ચારનો ભારો પટકી, અંદરથી દાતરડું કાઢી ચોપાડમાં માટીનાં ઢગલા પર મૂકે છે. વંઠાળિયાની રાહ જોતાં અંબાબાઈ ઊભાં છે, ત્યાં તો— ]

ધનબાઈ : કેમ અંબી વેવાણ, દોલતરામ આવ્યા શું ને ગયા શું? તે, અમારા ગામમાં ઇયાંની મેમાનગરી કોઇનાથી નાં થાત? બળ્યું એ શું, એ તે કાંઈ સગાની રીત કહેવાય? ( નીચે બેસીને છીંકણી લે છે. )

અંબા૦ : ( ડરતી, કંઇ ન સૂઝતાં ) તમને ક્યાં મલ્યા?

ધન૦ : ચોરા આગળ જ. કોઇ દેખે તો યે શું કેહશે? દન માથે આવ્યો છે ને અજાણ્યા માણસની પેઠમ હીંડયા ગયા!

અંબા૦ : ( કૈં ન સૂઝતાં ) એ-તો, ધનબાઇ, હમીરપરાનો ડાગટર મારા ભઇનો ઓળખીતો છે ને? ઈની પાસે મેનીને દવા કરા'વા ત્યાં લઇ જવી કે નહિ એ પૂછવા ગ્યા છે!

ધન૦ : કહું છું ને? કે એક જ દવા રહી છે!

અંબા૦ : ( ઉતાવળી ) શું?

ધન૦ : કેમ? ભૂલી ગયાં? રાતે તૈયાર કરી'તી એસ્તો વળી!

અંબા૦ ( કાંપી જાય છે ) રાંમ! રામ!!

ધન૦ : કહું છું, ફક્ત એક જ દવા છે. એ નાં કરી તો તમારું ને મારું એકીસાથે નાક વઢાવાનું છે! હજી તમારી ધ્યાનમાં આવતું નથી!

અંબા૦ : ધનબાઇ! એવું શું બોલતાં હશો?

ધન૦ : એ તો તમારે તો! તમારે કાંઇ ગમાવાનું નથી. નાગું ન્હાય શું ને નીચોવે

શું! અને એ...આ અમારો તો વેશો દસ-પંદર પેઢીથી પેલા [1]લંબરનો છે તે તમારો દીકરીને લીધે હવે મૂળમાંથી જવા બેઠો : મૂઇ રાંડ કેવાંય પગલાંની આવી, તે મારા હર-ગોવનને ખાઇને નાં ધરાણી, તે પાછી અમને ય ... ...!

અંબા૦ : ( વચ્ચે, રોતે અવાજે ) બિચારીનો ઈનો શો ગનો ?

ધન૦ : આ પાછાં કપાતરનું ઉપરાણું[2] લઇને આવ્યાં છે તે ? તમારે કમજાતને શું? કયાંથી ય રાંડો આવીઓ છે તે મારા ઘરની હોંડણગાલ્લી[3] કરશે ત્યારે જંપવાની !!

અંબા૦ : ( ડધાઇ જઇને ) રામ ! રામ !!

ધન૦ : હવે મોટાં ભગતડી છો તે જાણ્યું ! દીકરીને ભગતાંણું શીખવવું હતું ને !

અંબા૦ : પહેલેથી મારે ઘેર મોકલી દેવી'તી ! બેય જણીઓ વખ ઘોળીને સૂઇ જાત !

ધન૦ : તે હજીય શું વહી ગયું છે ? પેલા શરીમાંનનો દીકરો આયા એવા કેમ હોંડયા ગ્યા ? મારા આંગણામાં દાઝતા'તા કે શું ?

અંબા૦ : એક હું અંગારામાં દાઝતી નથી. ભઇ આયો તે મારો વાંક કાઢી ગ્યો, ને તમે તો આડો આંક વાળ્યો છે બાઇ !

ધન૦ આ જુવોને દાઝવાવાળાં ! બે બે મહિનાથી અહીં લોહીશેકણાં છે ઈની તો વાત કરતાં નથી. બે વરસથી ગળે સાપના ભારા વેંઢાળીને ફરી ! સાચવતાં સાચવતાં અરધી થઇ જઇ, પણ છેવટ તો કરમમાં ડંખ ને વખ આયાં !! આ ... તમને કહ્યું કે રોતવાણું અત્તરઘડી પતાવી દ્યો, નકર ... ...

[ એટલામાં એક બાઈ માથે ચારનો ભારો લઇ આંગણા આગળ પસાર થાય છે. એક તીરછી નજર ધની પર નાખતી, અંબાબાઇને– ]

પાડોશણ : કેમ અમથી વેવાણ ! મેનીને કેવું છે ?

અંબા૦ : ( દુઃખથી ) કાંઇ કે'વાની વાત નથી, બાઇ !

પાડોશણ : કાંક દવા કરાવો, નકર ... ...

[ પાડોશણ અદૃશ્ય થાય છે. ]

ધન૦ : મારી શોક્ય ! પાછાં વાલેશરી નાં જોયાં હોય તો ?! રાંડ લુચ્ચી !!

અંબા૦ : બળ્યું તમારી બોલવાની ટેવ તો બાઇ ... ( લૂખું-ફીકું કૃત્રિમ રીતે હસવા જાય છે, પણ તરત મોઢું રોવા જેવું થઇ જાય છે. )

ધન૦ : ઈને તમે શેનાં ઓળખો ?! ગયા [4]સંઘટવરસમાં હું જાત્રાએ ગઇ'તી, ત્યારે મારી શોક્ય મારા ભોળા ભૅમણને ભરમાવી ગ્યાં'તાં ! રાંડ કભારજા ! શંખણી, મારી શોક્ય !!

અંબા૦ : ( બાધા જેવી ) હેંએં !!

ધન૦ : એ ... મને તો લાગે છે કે આ તમારી પુતરીને ય ભમાવનારી એ જ વંતરી છે ! ના કહી કહીને મારી જીભના કૂચા વળી જતા, પણ ના 'મારી ગંગામાશી !' 'મારી ગંગામાશી !' કરતાં દળવાખાંડવા દોડતાં જાય ત્યાં,. તે છેવટ એ ગંગલીએ બધામાં [5]પતંગલો મૂક્યો ! ( અંબાબાઇ મોં વિકાસીને તાકી રહે છે. ) ... મેનડી કોઇનું નામ લે છે ?

અંબા૦ : એક અશકર[6] પણ બોલતી નથી ! મોઢું જ શીવાઇ ગયું છે. ઘણું ઘણું તો 'બા !' એટલું બોલે છે.

ધન૦ : ત્યારે હવે તમે શો વિચાર કર્યો ?

અંબા૦ : મારું કપાળ વિચાર કરું ! એ લાંબા દા'ડા કાઢવાની નથી, હું જાણું છું તો ! બે દનની મેદમાન છે ! બોલાતું નથી, ચલાતું નથી, ને ડોળા તો ફાટી ગ્યા છે !

---

૧ નંબર. ૨ ઉપરાણું. ૩ ચાલણગાડી. હોંડણગાડી કરવી એટલે આબરૂ બગાડવી. ૪ સિંહસ્થ વર્ષમાં. ૫ વણખો, અગ્નિ. ૬ અક્ષર.

ધન૦ : એ ફજેતીના ફાળકા બોલાયા વના મોંયો મેલવાની નથી. (ધીરેથી) હું હજીય કહું છું કે પેલો રાતવાળો શીરો ખવડાવી દ્યો, એટલે નાહી નાખ્યાં !

અંબા૦ : બાઇ, મરતાને શું કરવા મેર કહો છો ?! મારાથી તો ઇનું મોઢું ય દેખી શકાતું નથી. તમને તમારે ફાવે તે કરો !

ધન૦ : (ઊછળીને) મારે કાચ ખવડાવે છે બલારાત !.... મારી દીકરી હોત તો સો સો ટુકડા કરત; આ તો તમે વેશ માંડયો છે ! પેલી જમનીએ ઇંની સંતોકડીનું શું કર્યું ઇંની વાયરાનેય ખબર છે કે ?

અંબા૦ : (નીચું ઘાલીને નિસાસો મૂકે છે. બાઘાની માફક આસપાસ જુએ છે. રૂંધાયેલા રુદનના અવાજે, પોતાના હાથ સામું જોઇ–) આ હાથે મોટી કરી, ને અત્યારે આ જ હાથે ! ...

ધન૦ : (વચ્ચેથી, રાક્ષસી રીતે ચાળા પાડતાં) 'મોટી કરી !' 'મોટી કરી !' હું તો કહું છું સમૂળગી જણી યે ન હોત તો મારે ઘેર લોહીનાં આધણ નાં મૂકાત ! ... જાવ, દીકરીને ગળે બાંધીને ગામમાં નગારું પિટાવતાં ફરો ! ... (ટાચકા ફોડતી) મા થઇ છે મા ! આટલું કહ્યે પણ આવી રૂપાળી (!) દીકરીને પંપાળે છે તે, કોણ જાણે પોતેય કેવી પરાકરમી...!

[અંબાબાઇથી આ સાંભળ્યું જતું નથી. 'ખબરદાર છે એક શબદ પણ બોલ્યાં તો !' કરતી ઊઠીને તે અંદર જાય છે.

એટલામાં, નંદરામ પંડ્યાનો ખેડૂત (નોકર, સાથી) આવે છે. અરધું પોતિયું, ને માથે ફાટેલા લૂગડાના વેઢા વીંટાળેલા છે. ]

ખેડૂ : લ્યો, ધનીભાભી ! આ [1]મુરાડાં. વાટીને બોરકૂટો કરીને પેટ પર બાંધશો તો ગમે તેવું વરહૂપ હશે તો ય મટી જશે !

ધન૦ : નાખો ત્યાં ખૂણામાં ! (બતાવે છે.)

ખેડૂ : પણ હંભાળજો જરી ! ઝેરી સે હો ! પાંણી નાં પી જાય કોઇ !

ધન૦ : (સ્વગત) હવે તે શું કરવાં છે. (ખેડૂતે) લઇ જાવ, ભઇ, પાછાં. એ ...-કાંક ઊઘુંસવળું થઇ જાય. (અંદર અંબાબાઇને સંભળાવવા) કાલ રાતની દવા પડી છે એ તો હજી આલી નથી !

ખેડૂ૦ : વારુ ! હું ભટને ત્યાં ગેંદાલજી પાહે ચલમ ભરતો બેઠો સું, એટલામાં ઢેબરાં કરી રાખજો ! (જવા કરે છે)

ધન૦ : ને ... એ ?

ખેડૂ૦ : (અટકીને) નંદરામ ? એ તો કૂવા પર રખવાળે બેઠા સૅ. આબ્બાના નથી ! કૂહે કે, દૂધનો રોટલો લેતો આવજે ! (ખેડૂ જતો રહે છે.)

ધન૦ : કોણ જાણે કૂવે ને કૂવે પડયા રહે છે ! ઘર જાણે કરડવા નાં આવતું હોય !

[ત્યાં અંબાબાઈ અંદરથી કોઠનું કમાડ વાસી, સાંકળ લગાવી બહાર આવતી જણાય છે. ખાળેલાં આંસુ અને બીડેલાં કાંપતાં જડબાંથી બિહામણી લાગે છે. પરસાળના બારણાના ઉંબરમાં ફસડાઇ પડે છે, ને એનાથી રડી જવાય છે. ]

ધન૦ : (કૈંક સંતોષથી, કૈંક પકાઇથી) કોઇનું નામ લીધું ?

અંબા૦ : (ડૂસકાં વચ્ચે) પીટયો ...

ધન૦ : (ઉતાવળી) કોણ ? કોણ ?

અંબા૦ : રાખશસ ! ... નંદરામ વેરાઇ ! (ધ્રૂસકે ધ્રૂસકે રુવે છે.)

ધન૦ : (પથ્થર જેવી થઇ જાય છે) મારી શોક્ય ! રાંડ લુચ્ચી !!!

[પડદો પડે છે]

૧૨ : ૬ : '૩૨ ઉમાશંકર જે. જોષી

(૧) દવાનાં મૂળિયાં.




આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે કે ઈશ્વર અમુક અમુક અંતરે સૃષ્ટિનો પ્રલય કરે છે. આ વાત ઈશ્વરની સૃષ્ટિ વિશે સાચી હોય કે નહિ પણ માણસ પોતાની સૃષ્ટિનો પ્રલય કરે છે એ વાત તો જરૂર સાચી છે—હું તો એમ પ્રલય કરું જ છું. ઈશ્વરની સૃષ્ટિમાં નાના મોટા પ્રલયો છે તેમ મારી સૃષ્ટિમાં પણ છે. એક બહુ જ નાનો અને સાધારણું દાખલો આપું. અમુક વખત સુધી હું ટપાલના કાગળો, ચિઠ્ઠીઓ, આમંત્રણો, યાદીઓ, રિપોર્ટો, ટૂંકી નોંધો વગેરે બધું મારા ખિસ્સામાં ભેગાં થવા દઉં છું. પહેલાં અસહકાર પહેલાંના દિવસોમાં કોટનાં જે કાંઈ ચાર પાંચ ખિસ્સાં હોય તેમાં બધું સાચવતો. હવે કોટ ગયો, જાકીટ ગયું, તેને બદલે પહેરણ આવ્યું, જેનું ખિસ્સું લગભગ નકામું,–વાંકાં વળતાં અંદરની ચીજો જરૂર બહાર પડી જાય એવું,–મહાત્માજીએ અપરિગ્રહીને માટે એ ખિસ્સું બનાવેલું હશે–તો મેં નાનાં ખિસ્સાં નીકળી ગયાં તે બધાંનો સરવાળો કરીએ ને થાય તેથીએ મોટું ખિસ્સું એટલે કે થેલી હાથમાં રાખી. થેલીમાં તો અરધા લખેલા, નકામા લેખો પણ પડયા રહી શકે. અંદર ખડિયો પેનસિલ પુસ્તક શાક પોપૈયું ચંપલ વગેરે અનેક ચીજો–જેનો વિભાગ કરતાં કોઈ પણ બે ચીજો એક જ વિભાગમાં ન આવે તેવી–જેને હાથમાં લઈ જતાં શરમાઈએ એવી તેમાં પડી રહી શકે. તેમાં ચંપલ વિશે મારે થોડું વધારે કહેવું છે. ચંપલને તો જરૂર થેલીમાં મૂકવાના પ્રસંગો ઘણા આવે. તેના જેવી અવિશ્વસનીય—બિનભરોસાલાયક જોડાની જાત ભાગ્યે જ કોઈ પણ હશે. જરા સરખી દોરી તૂટે ને તદ્દન નકામું થઈ જાય. ચંચલ અને ચપલ એ બન્ને શબ્દો ભેગા કરીને ચંપલ શબ્દ ઘડ્યો હશે. અને આ ચંચલતા કે ચપલતાને લીધે જ ગુજરાતમાં સ્ત્રીઓએ તેને પહેલાં અપનાવ્યાં હશે. હું નહિ, શેક્સપિયર કહે છે કે ચપલતા એ સ્ત્રીઓનો સ્વભાવ છે. ગુજરાતમાં સ્ત્રીઓ ચંપલ આવ્યા પછી જોડા પહેરતી થઈ. તે સ્ત્રીઓ તો ભલે પહેરે, પણ પુરુષો શા માટે ચંપલ પહેરતા હશે તે મારાથી સમજાતું નથી. તેનાથી શિયાળામાં પગમાં વાઢિયા ફાટે છે, સાબરમતીનાં વાંધાં કોતરાં જેવી. તેનાથી ધૂળનો આશીર્વાદ વરસે છે અને તે માત્ર ચંપલ પહેરનાર ઉપર જ નહિ પણ તેના સહગામીઓ ઉપર પણ. શાકુન્તલમાં દોડતા રથના પૈડાનું વર્ણન કરતાં કાલિદાસ કહે છે :

आत्मोद्धतैरपि रजोभिरलंघनीयाः ।

પોતે ઉડાડી રજ પ્હોંચી શકે ન એને

તો આ ચંપલવાળા તો

પોતે ઉડાડી રજનો અભિષેક સેવે

એમ કહી શકાય. એક બગડતાં બીજું નકામું થઇ જવું એ સિવાય તેનામાં જોડાનો એક પણ ગુણ નથી. તે પગરખું નથી કારણ કે પગની રક્ષા કરતું નથી, માત્ર તળિયાની અને તે પણ અધૂરી રક્ષા કરતું હોય તો ભલે! આ નવા જમાનામાં ગુજરાતે જોડાના અનેક અખતરા કે પ્રયોગો કર્યા છે એમ કહીએ તો ચાલે,—અને તેમાં પણ વિશેષ કરીને ચંપલના. કેટલાક કવિઓ જેમ જૂની કલ્પનાને લઇને તેને જુદી જુદી જગાએથી ખંડિત કરી નવી કલ્પનાઓ કાવ્યરસિક આલમ પાસે રજુ કરે છે તેમ આ બધા ચંપલના પ્રયોગોમાં પણ જૂના જોડાને ખંડિત કરેલો છે. પ્રયોગોની આ રીત સાચી હોય તો મારે એક જ નવો પ્રયોગ સૂચવવાનો છે. ચાલુ સ્લિપર કે એવા કોઇ પણ જોડાનો તળિયા ઉપરનો ભાગ આખો રાખો, નીચેનું તળિયું કાઢી નાંખો, અને પગ નીચે લાંકને બીડીને પસાર થતા એક પટ્ટાથી તેને પગ સાથે બાંધી દો. તેથી જોડા બિલકુલ ઘસાશે નહિ. અત્યારની ગરીબીમાં એ ઓછો ગુણ નથી. ઓટાવાના કરારો છતાં આ માલમાં પરદેશી હરીફાઇ નહિ થાય, માલ સ્વદેશી રહેશે. જોડામાં પાણી કે ધૂળ ભરાશે નહિ. કચરામાંથી પગ કાઢતાં ચંપલ છોડીને પગ ઘણીવાર એકલો ઉપર ચાલ્યો આવે છે તેમ થશે નહિ. અને લાંક સુંદર બનશે. અંગની સુંદરતા વિશે સંસ્કૃત કવિઓએ ઘણી ઝીણવટ કરી છે એવો તેમના પર આક્ષેપ છે. આ યુગમાં પશ્ચિમમાં તો સૌંદર્યની હરીફાઇઓ થાય છે. તેમાં નખ અને પગનો નળો—ઢીંચણ અને કાંડાં વચ્ચેનો ભાગ—પણ હવે સુંદર ગણાવા માંડયા છે. સીનેમાની નટીઓ પગના નળા પણ કેવા સુંદર છે તે બતાવે છે. તો પગના લાંક પણ કેમ સુંદર ન હોઇ શકે?

જરા વિચાર તો કરો. ગુજરાતે ખોટી રાજ્યપ્રકરણની ઘેલછાથી ઘણા અગત્યના વિષયો છોડી દીધા છે. સદ્‌ભાગ્યે ઑર્ડિનન્સ આવતાં એ ખોટા વિષયો બંધ થયા છે ત્યારે તો આ સૌંદર્યના અને કલાના વિચારો કરો. હવે મૂળ બાબત પર આવું છું:

એટલે આ થેલીનું પરિણામ એ આવ્યું કે થેલી થયા પછી નક્કામી ચીજોનો સંઘરો હું વધારે વખત રાખવા માંડયો. પણ તે ગમે તેમ હોય. એક વાત સાચી કે ખિસ્સાં નાનાં હોય કે મોટાં હોય પણ અમુક વખતે તેમાં પ્રલય આણવાની જરૂર રહે છે. કોટ બદલાવતી વખતે તમે નાનો સરખો પ્રલય ન લાવો, ખરી રીતે કોટો પહેરણ કરતાં ઘણે લાંબે અંતરે બદલાવાતા, એક કોટ ઓછામાં ઓછો એક ઋતુ તો ચાલે જ, ઘણાઓ તો વરસોનાં વરસો એક જ કોટ ચલાવે છે, એટલે કોટ બદલાવતી વખતે પણ તમે જો પ્રલય ન લાવો, એ બધા કાગળો એમના એમ બીજા કોટના ખિસ્સામાં નાંખો, તો છેવટે ખિસ્સું ફાટવા જેટલા કાગળો ભેગા થાય ત્યારે જરૂર એક વાર ખિસ્સાપ્રલયની જરૂર પડે.

પણ જેમ ખિસ્સામાં પ્રલય આવે છે તેમ ટેબલ ઉપર, ટેબલનાં ખાનાંમાં, અભેરાઇઓ ઉપર, એમ સર્વત્ર નાના મોટા પ્રલયો, ઓછે વત્તે અંતરે આવે છે. મારા ટેબલ પર ધીમે ધીમે ચોપડીઓ કાગળો ભેગા થતા જાય છે. કાગળ ભેગા થતા જાય છે તેથી તે વાળીને સાફ કરાતું નથી, અને સાફ કરાતું નથી તેથી તેના પર કાગળો વગેરે વધતું જ જાય છે.

આમ થતાં થતાં લખવા જેટલી પણ એક સપાટીવાળી જગા ન રહે એવો સમય આવે છે. પણ તેથી પણ હું હારી જતો નથી. એક મોટા પૂંઠાવાળી ચોપડી લઇ તેના પર કાગળો મૂકી લખવા માંડું છું. છેવટે જ્યારે વધારે ચોપડીઓ મૂકતાં થોકડા નીચે પડવા માંડે ત્યારે હું તેનો પ્રલય લાવું છું. મને લાગે છે ઈશ્વર પણ જ્યારે મારી પેઠે મુંઝાતો હશે ત્યારે પ્રલય લાવતો હશે. જ્યારે નવું કંઇ જ કરવાની જગા નહિ રહેતી હોય ત્યારે તે પ્રલય લાવતો હશે. જુઓને હમણાં હિન્દુઓએ તેને કેવો મૂંઝવ્યો છે. જૂની વસ્તુઓ આડે હિંદુઓ તેને કશું જ નવું કરવા દે તેવા નથી!

મને ઘણાઓએ મારી ચોપડીઓ વગેરે સરખું ગોઠવી દેવા કહ્યું છે. તે વખતે મને ઘણું જ માઠું લાગ્યું છે. તે વખતે મને જે માઠું લાગે છે તેનો ખ્યાલ હું એક જ દાખલાથી આપી શકું. કવિશ્રી ન્હાનાલાલને કોઇ કહે કે આપનું અપદ્યાગદ્ય છે તેને લાવો હું શ્લોકબદ્ધ કરી આપું. તો તેઓ શું કહે કલ્પી શકો છો? એવું જ મને કંઇક થાય છે. મારી જ્યાં ત્યાં પડેલી ચોપડીઓ મને પોતાને કાવ્ય જેવી લાગે છે. લાઇબ્રેરીમાં અને બુકસેલરોને ત્યાં પુસ્તકો સરખાં ગોઠવેલાં પૂંઠાં ચડાવેલાં બરાબર હોઇ શકે. પણ મારે ત્યાં? મારે ત્યાં પણ ચોપડીઓ એમ ગોઠવેલી પડી રહે તો હું વાંચું છું તેનો પુરાવો શો? મને તો પૂંઠાથી રક્ષણ કરેલી ચોપડી પણ નથી ગમતી. મને તો મિલ્ટને વર્ણન કર્યું છે તેવી Naked majesty,

'ભવ્ય દિગ્વસનતા.'

પુસ્તકોની ગમે।

બધું એટલું બધું આડું અવળું પડેલું હોય–વિશ્વ જેવું–જ્યાંથી કશું ખોવાય નહિ, અને જેમાં કશું જડે પણ નહિ।

અને છેવટે જ્યારે તમે પ્રલયનું કામ કરવા બેસો ત્યારે તમારા આનંદનો પાર ન રહે. આખો ભૂતકાળ જાણે તમારી પાસે ફરી તાજો થવા લાગે! આવે પ્રસંગે ભૂતકાળના બનાવો, દરિયો ઉછાળે ચડે ને મોજાં આધાં પાછાં ઉછળે તેમ, કૂદાકૂદ કરી મૂકે! અને એ પણ સમયને ક્રમે તમારી પાસે ન આવે. સારી નવલકથામાં જેમ બનાવો આધા પાછા આધા પાછા આવે છે, તેમ બધા બનાવો આવવાના. મારે મન તો ભૂતકાળનું નવરાં બેઠાં અવલોકન કરવું એ કાવ્યરસ અનુભવવા બરાબર જ છે. વર્તમાનમાં જે નકામામાં નકામી ચીજ લાગી હોય તેવી ચીજ પણ પ્રલયને કાંઠે બેસી વાંચતાં વખત નીકળી જાય તેની ખબર નથી પડતી. અને ભૂતકાળના રંગથી નકામી વસ્તુઓની જેમ કિંમત વધી જાય છે, એક જૂનો ગધાડિયો સિક્કો પણ હજારોની કિંમતનો બને છે, તેમ એક તદ્દન નકામી ચિઠ્ઠી કોઇ વાર આપણને ગાઢ રસમાં લીન કરી દે છે. ઘણી વાર તદ્દન નકામી અને અત્યંત રસવાળી ચીજો વિચિત્ર રીતે ભેગી થઇ ગયેલી જણાય છે. નકામામાં નકામા પુસ્તકમાંથી કોઇ પત્ર કે ચિઠ્ઠી તમને અત્યંત મહત્ત્વની જડી જાય. તમને સમજાય કે માત્ર વિધાતા જ અનુચિત વસ્તુઓને ભેગી કરે છે એમ નહિ, તમે પણ એવું જ કરતા હો છો. રુદ્ર પ્રલયસમયે અટ્ટહાસ્ય કેમ કરતા હશે તે હવે મને સમજાય છે. અને આ બધું છતાં તમારે વધારેમાં વધારે વસ્તુઓનો નાશ કરવાનો છે એનું તમને ભાન રહે છે. અને તેમાં જાણે કે એ ચીજોનું પણ સાર્થક્ય થતું લાગે છે. આપણી વાર્તામાં કોઇ જુવાન પરદેશની મુસાફરીને સાહસે નીકળ્યો હોય, તેને મારગમાં એક ડોશી કહે કે મને રાખ,

જુવાન પૂછે કે તારે શું જોઇએ, ત્યારે ડોશી એટલું જ માગે કે જીવ્યે પાળવી ને મુવે બાળવી. દીકરા બારી બારીને બાળે એ માતાઓનો અભિલાષ હોય છે. જૂની વસ્તુઓને બાળવી એ મહાન હર્ષનો પ્રસંગ છે. હિંદુઓ દર વરસ હોળી કરે છે અને છતાં નથી જાણતા કે ઘણી ચીજો, જૂના વહેમો, નકામા રીતરિવાજો, વૈરો, નબળાઇઓ, બધાં બાળવાનાં છે. આ હોળી આવી. બધું બાળી નાંખો ને! આખી દુનિયાં જોઈ રહે એવો ભડકો કરો ને દુંદુભિ વગાડી તેની આસપાસ તાંડવનૃત્ય કરો!

હિંદુઓનાં સર્વ પર્વોમાં મોટું કયું? કોઇ કહેશે દીવાળી, કોઇ કહેશે દશેરા પણ હું કહું છું હોળી. બધાં પર્વો જાય પણ હોળી હમેશાં રહેવું જોઇએ. બધાં પર્વોમાં, હોળી જેવું એકપણ સાર્વલૌકિક 'ડીમોક્રેટિક' બીજું પર્વ નથી. તેમાં જરા પણ ધર્મની વાત નથી. હિંદુઓનાં ઘણાંખરાં પર્વો તો માત્ર બ્રાહ્મણો માટે છે. દશેરા વળી ક્ષત્રિયો માટે ઠરાવ્યું છે. પણ બધી વર્ણોને સરખું એવું પર્વ તે હોળી જ. દરેક પર્વમાં પૈસાદાર ગરીબનો તફાવત રહેવાનો જ. દીવાળીમાં પૈસાદાર અને ગરીબનો તફાવત ઊલટો વધારે બહાર પડવાનો. હોળીએ સૌ સરખા. બધાને એક જ રીતે હોળી ઉજવવાની: રંગ ઉડાડવો, નાચવું, કૂદવું, લાકડાં છાણાં સળગાવવાં, ખજૂર ધાણી ખાંડનાં રમકડાં ખાવાં એ સૌને સરખું. અને એક કહેવત જાણો છો? હોળી પર્વ લેતી આવે ને દીવાળી પર્વ લેતી જાય. દીવાળી પછી ઘણા દિવસો સુધી કશું જ પર્વ ન આવે. હોળી પછી પર્વોની પરંપરા શરૂ થાય. પણ હોળીના લાભની એક મોટી દલીલ તો હું ભૂલી જ ગયો. હોળીનો તહેવાર સ્ત્રી પુરુષ બન્નેને સરખો! એના જેવો એકે બીજો તહેવાર બતાવશો?—જે ઘરડા જુવાન, બ્રાહ્મણ કોળી, ગરીબ તવંગર, સ્ત્રી પુરુષ, બધાને એકસરખો હોય. મને તો હોળી ઉપર જ એક કાવ્ય કરવાનું મન થાય છે, પણ હાલ તો મુલતવી રાખું છું. અથવા થોડું હું લખું છું. હોળીનાં ગીતો તો તમને પણ કરતાં આવડતાં હશે જ.

જય હોળી માતા મા જય હોળી માતા!
તારા સૌ સેવકને કર રાતા માતા!
જય હોળી માતા!

બાવળ બોરડી ખીજડો પીપર અરડૂસો (૨)
ને હોળૈયાં બાળે તુજમાં સ્ત્રી પુરુષો! જય૦

આચરકૂચર કચરો નકામી ચીજો, (૨)
એ સૌ બાળે એવો તહેવાર ન બીજો! જય૦

ફટાકડા દીવાળી, પતંગ સંક્રાન્તે, (૨)
તું આવંતાં રંગે લોક રમે ખાંતે! જય૦

દીવાળીમાં લુગડાં જન પહેરે પરખી, (૨)
ગરીબ તવંગર સૌમાં તું આવે સરખી! જય૦

ફૂલહારો ચિમળાય, સુતર વણાવાના, (૨)
ખાંડ તણા તુજ હારો હરખે ખાવાના! જય૦

દીવાળીએ અક્કેકું સૌનું વરસ વધે, (૨)
તું આવંતાં ઘરડા જુવાન થાય બધે! જય૦

સરગ સુધી પ્હોંચાડ મા તારો ભડકો, (૨)
નૃત્યની રંગ રમાડી દે દુનિયાં ડંકો! જય૦

'સ્વૈરવિહારી'

# બિલાવલ મેલ

**પ્ર**ચારમાં બિલાવલ રાગ કેવી રીતે આવ્યો—આ પ્રશ્ન પ્રત્યેક વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન થાય છે. તે સ્વાભાવિક "મેલ" કહેવાય છે, તથા શીખવા શીખવવામાં અતિસુલભ છે; અને સુંદર છે, તેમાં જરાએ સંશય નથી. પરંતુ તે કયારે અને કેવી રીતે શુદ્ધ "મેલ" મનાયો, એ જાણવું ઘણું જ મહત્ત્વનું છે. તેને પ્રથમ કોણે અને કયાં શુદ્ધ માન્યો એ ગ્રન્થાધારોના અભાવે નક્કી કહી શકાય નહિ. તાનસેનાદિક મોટા ગાયકો થઈ ગયા; તેમનાં ધ્રુવપદો હજી પણ પ્રચારમાં પરંપરાથી ગવાય છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે ધ્રુવપદો "બિલાવલ" શુદ્ધ મેલ માની, રચેલાં હોવાં જોઇએ. તે જ પ્રમાણે અમીર ખુશરૂના વખતના બૈજુબાવરાનાં ધ્રુવપદો તેજ થાટ શુદ્ધ લઈ રચાયાં છે, એમ માનવાને આધાર છે. ત્યારે ઠેઠ અલાઉદ્દીન ખિલજીના વખતમાં પણ તે થાટ શુદ્ધ હતો, એમ માનવું અનુચિત તો નહિ જ ગણાય. પણ આશ્ચર્યની વાંત તો એ છે કે ગયા ૫૦૦ વર્ષોમાંના ગ્રન્થકારો બિલાવલ શુદ્ધ મેલ માનતા નથી. બિલાવલ મેલ પ્રચારમાં અવશ્ય હતો; પરંતુ ગ્રન્થકારો તેને શુદ્ધ માનતા ન હતા: ઉત્તરના ગ્રન્થકારો લોચન, હૃદય, અહોબલ, શ્રીનિવાસ, પુંડરીક, ભાવભટ્ટ અને શ્રીકંઠ મનાય છે. તેમાંના પહેલા ચાર ગ્રન્થકારોનો શુદ્ધ થાટ કાફી જેવો હતો, એમાં કશો સંશય નથી; કારણકે તેમાંના રિ–ગ અને ધ, નિ સ્વરાંતરો (Semitones) અર્ધાંતરો હતાં, એ સ્પષ્ટ છે. પુંડરીક, ભાવભટ્ટ, શ્રીકંઠ વગેરે ગ્રન્થકારોનો શુદ્ધ મેલ મુખારી (દક્ષિણનો) હતો, એ સ્પષ્ટ દેખાય છે. ભાવભટ્ટનો બાપ જનાર્દનભટ્ટ તો ખુદ શાહજહાનના દરબારમાં પ્રસિદ્ધ સંગીત–વિદ્વાન હતો. ત્યારે શું પુંડરીક અને જનાર્દન ભટ્ટ અને તેનો પુત્ર ભાવભટ્ટ મુસલમાન ગાયકો બિલાવલ થાટ શુદ્ધ માને છે, એ વાત જાણતા નહિ હોય ? પૂર્વ તરફ મિથિલા પ્રાન્તમાં લોચન પંડિત, ગડાદેશ તરફ (એટલે જબલપુર તરફ) હૃદયનારાયણ રાજા, માનસિંહના દરબારમાં પુંડરીક, એ બધા મુસલમાન કારકિર્દીમાં જ થઇ ગયા, પણ તેમાંના કોઈએ પણ બિલાવલ મેલને શુદ્ધમેલ તરીકે સ્વીકાર્યો નહિ, એ આશ્ચર્ય છે. લોચન, અહોબલાદિક ગ્રન્થકારોનો શુદ્ધ મેલ કાફી જેવો હતો, એ ઉપર કહ્યું જ છે. તે બધા અંત્યશ્રુતિ પર સ્વરો પ્રકાશમાન થાય છે, એવું માનતા હતા. અર્થાત્ તેમનાં સ્વરાંતરો નીચે પ્રમાણે હતાં:

૪ सा—री+ग—म—प—ध+नि—सां।
३ २ ४ ४ ३ २ ४

આ ઉપરથી સ્પષ્ટ દેખાશે કે તેમનો શુદ્ધ મેલ કાફી જેવો હતો. વીણા ઉપર તેમના સ્વર નીચે પ્રમાણે હતા:

| म तंत्री | सा तंत्री | |
|---|---|---|
| શુદ્ધ म | શુદ્ધ सा | મેરૂ |
| તીમ म | કોમળ री | १ सारी |
| | શુદ્ધ री | २ सारी |
| શુદ્ધ प | | ३ |
| | | ४ |
| | | ५ |
| | | ६ |

અત્રે વીણા ઉપર તાર બે અને સારી ૬ આપણે માંડશું. અહીં આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે "सा" તંત્રી જે મેરૂ ઉપર છે તેની નીચેની બીજી सारी પર અહોબલનો શુદ્ધ "री" આવે છે. પહેલી सारी ઉપર કોમલ री છે. "म" તંત્રીની બીજી सारी ઉપર શુદ્ધ પંચમ છે. અર્થાત્ બીજી सारी ઉપર શુદ્ધ "री" અને શુદ્ધ "प" આવેલા આપણે જોઇએ છીએ. પરંતુ म અને प વચ્ચેનું અંતર ગ્રન્થો પ્રમાણે ૪ શ્રુતિનું છે. તેથી મેરૂથી શુદ્ધ री પણ ચાર શ્રુતિ ઉપર જ હોવો જોઇએ, કારણકે

તે બન્ને સ્વરો એક જ શ્રુતિ ઉપર છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અહોબલ જેને ત્રિ-શ્રુતિક **રી** કહે છે તે વસ્તુતઃ ચતુઃશ્રુતિક **રી** છે. એટલું જ નહિ પણ અહોબલ પોતાના શુદ્ધ **રી**ની જગ્યા તારની લંબાઈથી સ્પષ્ટ કહે છે, અને તે પ્રમાણે તેનાં શુદ્ધ **રી**નાં આંદોલન ૨૭૦ નીકળે છે, એટલે **સા** અને **રી** વચ્ચેનું અંતર ૧⅛ અથવા ⁹⁄₈ થયું. તે જ અંતર **મ** ને **પ** માં પણ છે. ત્યારે નિર્ણય એવો થયો કે અહોબલનો શુદ્ધ **રી** ચતુઃશ્રુતિક હતો. શુદ્ધ **ગ** શુદ્ધ **રી** થી બે શ્રુતિ ઊંચો હોવો જ જોઇએ. એટલે શુદ્ધ **ગ** ને પણ ૧ શ્રુતિ ઉપર ચઢાવવો પડશે, અને તે છઠ્ઠી શ્રુતિ ઉપર આવશે.

ષડ્જતંત્રી

| | | શુદ્ધ સ્વર |
|---|---|---|
| ૪ | | સા. શુદ્ધ. |
| ૫ | | |
| ૬ | | |
| ૭ | | રી. શુદ્ધ. |
| ૮ | | |
| ૯ | | ગ. શુદ્ધ |
| ૧૦ | | |
| ૧૧ | | |
| ૧૨ | | |
| ૧૩ | | મ. શુદ્ધ. |
| ૧૪ | | |
| ૧૫ | | |
| ૧૬ | | |
| ૧૭ | | પ. શુદ્ધ. |
| ૧૮ | | |
| ૧૯ | | |
| ૨૦ | | ધ. શુદ્ધ. |
| ૨૧ | | |
| ૨૨ | | નિ. શુદ્ધ. |
| ૧ | | |
| ૨ | | |
| ૩ | | |
| ૪ | | સાં. શુદ્ધ. |

તેમની વીણા આપણા જેવી હતી, અને તે ઉપર તારને પડદા તેઓ આપણા જેવા જ બાંધતા. અહોબલે શુદ્ધ **ગ**નું સ્થાન તારની લંબાઈથી કાયમ કર્યું છે, અને તેનાં આંદોલનો ૨૮૮ થાય છે. શુદ્ધ **રી** અને શુદ્ધ **ગ** વચ્ચેનું પ્રમાણ ¹⁶⁄₁₅ એટલે બરાબર અર્ધાંતર (semi-tone) નું છે. હવે અહોબલ જ્યારે શુદ્ધ **ગ** પાંચમી શ્રુતિ ઉપર માનતો ત્યારે તેના શુદ્ધ **ગ** થી "મધ્યમ" સ્વર ૪ શ્રુતિ ઉપર હતો, પરંતુ તેણે જ કહેલાં આંદોલનોવાળો **ગ** જોઇએ છીએ તો તે **ગ** થી **મ** ફક્ત ત્રણ શ્રુતિ ઉપર જ હવે રહેશે, અને તે અશાસ્ત્ર થશે. અર્થાત્ તારની લંબાઈથી દર્શાવેલાં અહોબલનાં સ્વરાંતરો નીચે પ્રમાણે થશેઃ

૪ **સા** ... **રી**+**ગ**——**મ**—**પ** એટલે
૪ ૨ ૩ ૪

આ પંક્તિમાં **રી** પણ ખોટો, અને **મ** પણ ખોટો આવે છે. આ મેલ પ્રાચીન **ચતુશ્ચતુ-શ્ચતુશ્ચૈવ** ઇત્યાદિ નિયમને બાધક થશે, એ સ્પષ્ટ જણાશે. ત્યારે એ વાત સિદ્ધ થઇ કે અહોબલ પ્રાચીન નિયમ ફક્ત લખીને પ્રત્યેક સ્વરો નવા જ વગાડતો હતો. દુરસ્ત કરેલો મેલ પણ કામમાં આવતો નથી, કારણકે તેમાં ત્રિશ્રુતિક **રી** નથી, અને ચતુઃશ્રુતિક **મ** પણ નથી.

અહોબલના મત પ્રમાણે તીવ્ર **ગ** ૬ઠ્ઠી શ્રુતિ ઉપર આવતો, પરંતુ શુદ્ધ **ગ** ૬ઠ્ઠી શ્રુતિ ઉપર જવાથી તીવ્ર **ગ** સાતમી ઉપર આવશે, અને તેનું અંતર **મ** થી ૧ શ્રુતિનું રહેશે.

હિંદુસ્થાની પદ્ધતિવાળા નવા પંડિતોએ અહોબલનો સુધારેલો મેલ લઈ, તેમાં सा પહેલી શ્રુતિ ઉપર માંડયો. અહોબલનોજ સુધારેલો તીવ્ર ग કામમાં લઇ પોતાનો નવો શુદ્ધ મેલ તૈયાર કર્યો. તે નીચે પ્રમાણેઃ—

| | | અહોબલના જૂના સ્વરો | અહોબલના સુધરેલા સ્વરો |
|---|---|---|---|
| सा | મેઃ | सा | सा. શુદ્ધ. |
| • | | ० | |
| • | | ० | |
| • | | री | |
| री | | . . . . . . | री શુદ્ધ. |
| • | | ग | |
| • | | ० . . . . | ग શુદ્ધ. |
| ग | | ० . . . . | ग તીવ્ર |
| • | | ० | |
| म | | म | म શુદ્ધ. |
| • | | | |
| • | | | |
| • | | | |
| प | | प | प શુદ્ધ. |

એટલે ડાબી બાજુની પંક્તિ ઉત્પન્ન થઈ.

આ પ્રમાણે અહોબલના સ્વરોમાંથી જ ફક્ત "શ્રુતિક્રમવિપર્યયાત્" બિલાવલ શુદ્ધમેલ ઉત્પન્ન થયો. ઉત્તરાંગમાં તેવો જ પ્રકાર હોવાથી જુદું લખવાની જરૂર નથી. આ બિલાવલ* મેલમાં **रिगधनो**, અહોબલના જૂના સ્વરોની દૃષ્ટિએ તીવ્ર જ છે. પરંતુ પ્રાચીન **चतुश्चतुश्चैव** નિયમની દૃષ્ટિએ તે સ્વરો શુદ્ધ પણ છે. તે જ કારણસર **रिगधनो** સ્વરોને શુદ્ધ તથા તીવ્ર કહેવામાં આવે છે. મધ્યમ પોતાની શાસ્ત્રોક્ત જગા ઉપર છે તેથી તે શુદ્ધ જ છે, અને તીવ્ર **म** ની દૃષ્ટિએ તે જ કોમલ પણ છે. આ મેલને સંસ્કૃત ગ્રન્થકારોએ શુદ્ધ તરીકે ન સ્વીકારવાનું કારણ કદાચિત્ એવું હશે કે તેમાં "**सा**" પોતાની ૪થી શ્રુતિ ઉપર હતો, પરંતુ તે ૧ લી પર હતો, [થયો] એટલે "**स्वस्वांतश्रुतिसंस्थितः**"॥ આ પ્રાચીન નિયમનો ભંગ તેઓને દેખાયો હશે, અથવા તો આ નવો સુધારો મુસલમાન ગાયકોએ કરેલો જાણીને તેને તેઓએ ત્યાજ્ય માન્યો હશે.

[ પંડિત વાડીલાલ શિવરામ ]

* કેટલાક રાગોનાં નામ સ્થળ ઉપરથી પડેલાં છે એ સુપ્રસિદ્ધ છે, બિલાવલનો સંબંધ કેટલાક વેરાવલ સાથે જોડે છે. સરખાવો વેલાવલીય. એ જો સાચું હોય તો આ રાગની ઉત્પત્તિ ગુજરાતમાં થઈ છે એમ કહી શકાય, અને તે રીતે અધુનાપ્રચલિત ઉત્તર હિન્દુસ્થાની સંગીત પદ્ધતિનો આ મૂળ મેલ ગુજરાતમાં ઉત્પન્ન થયો તેમ કહેવાય। આ કેવળ એક તર્ક છે, પણ વિદ્વાનોએ વિચારવો ઘટે છે। તંત્રી

# કલાપીની સમાધે—

૧

તેત્રીશ વર્ષ પછી આજ હું લાઠી આવ્યો—
ને તેય ન્હાનલ મહાકવિ છાય ન્હાયો—
સંગે ઝૂક્યા કવિ કલાપી તણી સમાધિ—
પુણ્યાત્મ સદ્દગતિ થવા પ્રભુ પ્રાર્થના એ :

૨

રાજા હતા, ત્યમં ગૃહસ્થ હતા કલાપી,
ને ભોગ વૈભવ હતા, ન સુખી તથાપિ;
એ તો હતા પ્રણયવીર ઉરે પ્રતાપી—
કેકારવે કરુણહાસ્યં ભર્યાં વિલાપી !

૩

મધ્યાન્હની પ્રકટી સૂર્યની પૂર્ણિમા ત્યાં—
એકાંત શાંતિ હતી નીરવ રેલતી ત્યાં—
ને દૂર આમ્રમહીં કૂજતી કોકિલા ત્યાં—
શોક અશોક ધીર ગંભીર ગુંજતો ત્યાં;

૪

પ્રેમાગ્નિના કવિ તપસ્વીની જ્યોત જાગી
ને ત્યાં દીઠી હૃદયમૂર્તિ ભરી સમાધિ
આરાધિતા હતી કલાપીની -એ જ દેવી—
વાત્સલ્યભક્તિ કરુણા—ન કળી—ન કેવી—!

૫

આંધેરી તું કવિ તણી સતી શોભના તું—
લાડિલી રમ્ય કવિતાની જ પ્રેરણા તું—
કેકાશ્રુનૃત્ય ત્રિપુટી જગવી જ લ્હે તો:
વંદુ તને ગણી જીવંત સમાધિ હું તો !

લલિત

શનિવારનું પ્રભાત
આસો વદ ૧૦/'૮૨

## વ્યાખ્યાન ૧૦ મું

કુલાર્ણવ તંત્રમાં મનુષ્યજન્મ અંતિમ ધ્યેય વિષે વિશિષ્ટ ઉપદેશ આપેલો છે. એ ધ્યેયનો સાક્ષાત્કાર કરવાના ઉપાય અને પ્રણાલિ જાણતાં પહેલાં એ આદર્શ જ કેટલો ઉચ્ચ છે એ સમજવું પહેલું જરૂરી છે.

सुकृतान्मानवो भूत्वा ज्ञानी चेन्मोक्षमाप्नुयात् ।

ઘણાં પુણ્યફળને લીધે માનવજન્મ મળ્યો છે તો જ્ઞાની થઈને સર્વ પ્રકારના પશુબંધનથી મુક્ત થવું જોઈએ. પશુ સાથે માનવને સમધર્મત્વ છે. એથી અતીત થવું એટલે મુક્ત થવું.

न मानुष्यं विनाऽन्यत्र तत्त्वज्ञानं तु लभ्यते ।

માનવજન્મ એટલે જ અતિ સુંદર, અતિ મહાન અવસર (a great opportunity indeed) કારણ કે, મનુષ્યજન્મ વિના પશુપાશથી મુક્ત થવાનો કોઈ પણ સ્થળે બીજો ઉપાય જ નથી.

सोपानभूतं मोक्षस्यं मानुष्य प्राप्य दुर्लभम् ।
यस्तारयति नात्मानं तस्मात्पापतरोऽत्र कः ॥

માનવજન્મ અતિ દોહ્યલો છે. એ તો જાણે પ્રાપ્ત થયો. હવે જો મનુષ્ય દુઃખમાત્રથી પર એવી મુક્તિ પ્રાપ્ત ન કરે તો સોપાનપરંપરા ઓળંગીને વિશ્રામભૂમિની પાસે જઈને વિશ્રામભૂમિમાં પ્રવેશ ન કરવા જેવું છે.

બાઉલો કહે છે કે મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને મુક્તિ ન મેળવનારાઓ પિપાસાર્ત બની સો હાથ ઊંડો ખાડો ખોદી માત્ર અડધો હાથ પાણી દૂર રહે ત્યારે નિરાશ થઈને મૂકી દે એમના જેવા છે. અનુભવી લોકોને આવા લોકો માટે શોક ન થાય તો બીજું શું થાય!

ततश्चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेद्ब्रह्मघातकः ॥

મનુષ્ય જેવી ઉત્તમ યોનિમાં જન્મ મળ્યો અને ઇન્દ્રિયસૌષ્ઠવ પણ મળ્યું છતાં જે આત્મકલ્યાણ ન સમજે તે બ્રહ્મઘાતક છે.

આત્મકલ્યાણ સાધવાની ઇચ્છા રાખનાર શરીર પ્રત્યે ઉદાસીન ન રહી શકે. કારણ કેઃ—

विना देहेन कस्यापि पुरुषार्थो न विद्यते ।
तस्माद्देहधनं रक्ष्यं पुण्यकर्माणि साधयेत् ॥

દેહ વિના કોઈ પણ પુરુષાર્થ શક્ય નથી એટલે દેહધનનું રક્ષણ આવશ્યક છે. એની દ્વારા જ આપણે પુણ્યકર્મ કરતાં કરતાં પરમ તત્ત્વને પામવાનું છે. કિન્તુ

रक्षेत्सर्वात्मनात्मानमात्मा सर्वस्य भाजनम् ।
रक्षणे यत्नमातिष्ठेद्यावत्तत्त्वं न पश्यति ॥

એથી પણ વધારે યત્ન કરીને આત્મરક્ષા કરવી જોઈએ. કોઈ પાપ દ્વારા, કુપ્રવૃત્તિ દ્વારા, સ્વાર્થવૃત્તિ દ્વારા, દેહરક્ષા કરીને આત્માને આઘાત પહોંચાડીએ અને પછી ઘડીભર માની લો કે એ દેહદ્વારા પરમામૃતનો લાભ થાય તોપણ એ પરમામૃતને રાખવું ક્યાં એ વિચારવા જેવું નથી કે શું? કારણ કે સર્વ કંઈ આત્મામાં જ સ્થિત છે. એ આત્માની રક્ષા ન કરીએ તો તમામ સાધના મિથ્યા છે. એટલા માટે જ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી આત્માની અત્યંત રક્ષા કરવી એ જ ઉચિત છે. ત્યાર પછી તમારી ઇચ્છામાં આવે તેમ ભલે કરો, અને તત્ત્વજ્ઞાનથી પર થઈ જાય ત્યારે તો સઘળું પરમાત્માની ઇચ્છાને જ આધીન રહે છે. અર્થાત્ આત્મસાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી, 'તમે' છો ત્યાંસુધી આત્મરક્ષા કરવી એ તમારી પવિત્ર ફરજ છે. ત્યાર પછી એટલે કે પરમાર્થ પ્રાપ્ત થયા પછી 'તમે' વિગલિત થશો એટલે પછી તો પરમાત્માની ઇચ્છા જ અવશિષ્ટ રહેવાની. તે વખતે 'તમારું' કહેવાનો કશો અર્થ નથી. માટે પરમાર્થના ઉપાયરૂપ આ દુર્લભ માનવજન્મ જરાય ઉપેક્ષણીય નથી. બનતા પ્રયત્ને તેની રક્ષા કરવી જોઈએ.

पुनर्ग्रामाः पुनः क्षेत्रं पुनर्वित्तं पुनर्गृहम् ।
पुनः शुभाशुभं कर्म न मानुष्यं पुनः पुनः ॥

જર, જમીન, ઘરબાર, ગામ તેમ જ શુભાશુભ કર્મ એ બધું વખતોવખત મળ્યા કરશે; પણ મનુષ્યજન્મ ફરી ફરી મળવો દોહ્યલો છે. વળી કેવળ પ્રચલિત સામાજિક વિધિવિધાનના પાલન દ્વારા એ પરમ લક્ષ્યની સાધનાનું કામ નહિ થાય.

स्वस्ववर्णाश्रमाचारनिरता सर्व मानवाः ।
न जानन्ति परं तत्त्वं मूढा नश्यन्ति मानवाः ॥

પરમ તત્ત્વને ન જાણતાં માત્ર વર્ણાશ્રમધર્મમાં જ ઇતિકર્તવ્યતા માનનારા મૃત્યુથી પણ અધિક મૃત્યુને પામે છે; કારણ કે એ મનમાં એમ વિચાર કરે છે કે 'હું ધર્મ કરું છું, હું ધર્મ આચરું છું.' પોતે ધર્મપાલન યથાર્થ રીતે ન કરતો હોવા છતાં એટલું ય જાણતો નથી કે પોતે ખરા માર્ગ પર છે કે નહિ. પાપીને માટે ઉપાય છે. કારણ કે એને તો ખબર છે કે પોતે ધર્મપાલન કરતો નથી. ઉપદેશ દ્વારા એને જાગ્રત કરી શકાય. એને માટે તક છે, પણ જે પ્રચલિત, ક્ષુદ્ર આશ્રમધર્મનું પાલન કરીને પોતાને વિમુગ્ધ hypnotized દશામાં રાખે છે તેનો, તેમ જ જેના આચરણની ચિકિત્સા કરી તેને યથાર્થ સ્વરૂપમાં લોકો સમક્ષ ઉઘાડો પાડવાનું હરકોઈ મનુષ્ય જેના સંબંધમાં સાહસ કરી શકતો નથી પણ ઊલટો જેને ધર્મનિષ્ઠ માનીને પૂજે છે, એવાના ઉદ્ધારનો એકેય માર્ગ દેખાતો નથી.

नाममात्रेण संतुष्टाः कर्मकाण्डरता नराः।
मन्त्रोच्चारणहोमाद्यैर्भ्रामिताः क्रतुविस्तरैः ॥

કર્મકાંડી લોકો 'ધર્મ' નામથી જ સંતોષ માને છે અને યજ્ઞયાગાદિના વિસ્તારથી તેમ જ મંત્રોચ્ચાર હોમ વગેરેથી એક પ્રકારના ભ્રમમાં કૂટાયા જ કરે છે. સામાજિક વિધિવિધાનનું પાલન એ એક પ્રકારનો માનવીય human પશુધર્મ છે. પશુને જેમ પાશ હોય છે તેમ મનુષ્યને પણ માનવનિર્મિત કેટલા બધા સામાજિક પાશ છે? છતાં એનું નામ ધર્મ રાખ્યું છે. શુષ્ક રેતીને સલિલ-જળથી ઓળખાવીએ તેથી તૃષાતુરની તૃષા મટશે કે! લાકડાની પૂતળીને માતા કહી બોલાવવાથી સ્તન્યપાનની તૃપ્તિ મળશે કે? એવી જ રીતે તેમનું 'ધર્મ' નામ મનને કેવળ વિમુગ્ધ કરીને સુપ્ત કરી રાખે છે. આમ થવાથી કોઈ દિવસ પણ જાગ્રત થઈને 'મારા ધર્મનું પાલન થયું નથી' એવી અનુશોચના અને અનુભવ કરવાનું દ્વાર જ બંધ કરવામાં આવ્યું છે. તેથી તાંત્રિકો કહે છે કે મનુષ્યનિર્મિત સામાજિક માનવીય પશુપાશ મનુષ્યના આત્મઘાતનો એક અજબ ઉપાય છે.

મંત્રોચ્ચારણ અને વિવિધ યજ્ઞયાગ પાછળ ભ્રમિત થયેલો માણસ કોઈ કોઈ વાર ધર્મને નામે દેહને દુઃખ દે છે.

देहदण्डेन मात्रेण का सिद्धिरविवेकिनाम् ।
वल्मीकताडनादेवि मृतः कोऽत्र महोरगः ॥

જેમ રાફડા ઉપર લાકડીઓ મારવાથી અંદરના સર્પને કશીય પીડા થતી નથી, તેમ અંતરના પાપને ન પકડતાં દેહદંડ કર્યા કરવામાં આવે તો તેથી મૂર્ખ લોકોને કશી જ પ્રાપ્તિ થતી નથી. એ તો રણછોડભાઈ ખૂન કરે ને કાશીભાઈને ફાંસી દેવાય એના જેવું છે. પાપ છે અંદર ને દંડાય છે દેહ. દેહે શો અપરાધ કર્યો છે! એ તો બિચારો તમારી આજ્ઞા ઉઠાવવા સદા તત્પર હોય છે. શત્રુને બોળી શકતા નથી અને કાયર પુરુષની માફક તમારા નોકર ઉપર તમારો ક્રોધ ઠાલવો છો. કારણ કે એ બિચારા તમને ત્યજીને અન્ય સ્થળે જઈ શકતો નથી.

જગતમાં તમે મનુષ્યને સંતુષ્ટ કરવા આવ્યા છો? તમને મનુષ્યે જગતમાં આણ્યા છે? શું તમારી રક્ષા મનુષ્ય કરે છે કે? શું તમારા ચાલક અને પાલક થઈને મનુષ્ય તમને જન્મજન્માન્તરમાં લઈ જાય છે કે? તમે તમારું કર્મસાધન ન કરતાં કેવળ લોકસુલભ પ્રશંસા અને કરતાળી મેળવવા માટે તમે તમારા આ દુર્લભ અવસરનો નાશ કરો છો. લોકો તાંત્રિકોની નિંદા કરે છે કે તેઓ મૃણ્મય કાલીની પાસે પશુની હત્યા કરે છે. કિંતુ તેઓ ખરા તાંત્રિકો નથી. ખરા તાંત્રિકો તો તમે છો કે જેઓ કાલિકા પાસે પશુની નહિ પણ આત્માની હત્યા કરો છો.

મહાસત્યને અનુભવવું જોઈએ. જીવનનું પરમ રહસ્ય જાણવું જોઈએ. એ શિક્ષા જ શિક્ષણ નામને શોભાવે છે. એ મળશે ત્યારે સૌ કોઈ બંધનમુક્ત થઈ જશે. એ ન જાણો અને ષડ્દર્શન ભણો કે બહુશાસ્ત્રવાદમાં પારંગત થાઓ તોપણ ચોક્કસ સમજી લ્યો કે તમે કશુંય જાણ્યું નથી; એટલે કે મહાસત્ય જાણવાથી જ પરમ લાભપ્રાપ્તિ થઈ શકે

તેમ છે. ચક્ષુ હોય તો ચશ્માં ઉપકારક નીવડે, પણ ચક્ષુ જ ન હોય તો ચશ્માં કઇ રીતે ઉપકારક થઇ શકે?

બાઉલના ગીતમાં છે કેઃ—

તોમાર કાજલે આર કર એકત,
યદિ નયને નજર ના થા કે;
તોરે ભજન પૂજન કદી ના રાખે ( રક્ષે ).

જીવન વિનાનો દેહ પોતે જ સડી જાય છે. તેથી મશાલાથી શબદેહની અથાણાની પેઠે કેટલાક દિવસ સુધી રક્ષા કરવાની હતી! આ તિલકમાલા, આ ભેખ, આ બાહ્ય અનુષ્ઠાન વગેરેથી તો આ માનવ શબ-દેહને માત્ર છેતરીને સડાવવા માટે સંગ્રહી રાખવા જેવું છે. એને સાધના નહિ કહેવાય. તેથી જ કહે છે કેઃ—

षड्दर्शनमहाकूपे पतिताः पशवः प्रिये ।

ષડ્દર્શનરૂપી મહાકૂપમાં હે પ્રિયે! પશુઓ પડયાં છે. પોતાનું પ્રતિબિંબ જોઇ કોઇ એમ વિચારે કે એમાં પડવાથી હું પોતાને પામીશ અને પછી કોઇ ન હોય ત્યારે તેમાં કૂદી પડે તો તેની શી દશા થાય? એ પોતાને તો ન મેળવે એટલું જ નહિ પણ પોતાની સ્વાધીનતા પણ ગુમાવી બેસે. જે જળ મળ્યું તેથી તૃષા તો ન શમી પણ જીવન જ શમી ગયું.

परमार्थं न जानन्ति पशुपाशनियन्त्रिताः ।

પશુપાશથી નિયંત્રિત થયેલા લોકો પરમાર્થ સમજી શકતા નથી, એટલા માટે તત્ત્વજ્ઞાન જરૂરી છે. એ પ્રાપ્ત થાય તો વેદશાસ્ત્રનું જ્ઞાન તેને ઉપકારક નીવડે, પણ આંધળાને ચશ્માં પહેરવાથી શો લાભ થાય? ઠૂંઠાને અસ્ત્ર-લાકડીનો શો ઉપયોગ?

वेदार्थमपरिज्ञाय दह्यमाना इतस्ततः ।
कालोर्मिना ग्रहग्रस्तास्तिष्ठन्ति हि कुतार्किकाः ॥

જ્ઞાન ન પામવાથી વેદાગ્નિની શિખાથી દઝાવાય છે, પણ તેમાં વેદનો શો દોષ! કુતર્ક કરનારાઓ કાલના તરંગમાં ઝડપાઇ ગયા હોય તેવી સ્થિતિમાં ઊભા છે. પ્રદીપની શિખાથી કોઇનું શરીર કોઇનું વસ્ત્ર બળી જાય છે તેમાં દોષ પ્રદીપશિખાનો કે આપણો? કુતાર્કિકો એવો વિચાર ધરાવે છે કે નિપુણતા કરતાં માનવજીવનનું અન્ય શ્રેષ્ઠ લક્ષ્ય નથી. પણ એ મૂઢ લોકો સમજતા નથી કે એમનામાં નૈપુણ્ય ભલે હોય પણ પુણ્ય તો નથી જ.

इदं ज्ञानमिदं ज्ञेयमिति चिन्तासमाकुलाः ।
पठन्त्यहर्निशं देवि परतत्त्वपराङ्मुखाः ॥

પરમ તત્ત્વનો મર્મ ન સમજનારા આ જ્ઞાન છે આ જ્ઞેય છે એવી રીતે અહોનિશ પઢયા જ કરે છે. અને એ પ્રાપ્ત કરવું જોઇએ એવી ચિન્તા પણ કર્યા કરે છે; પણ

काव्यछन्दोनिन्बधेन काव्यालङ्कारशोभिताः ।
चिन्तिता दुःखिता मूढास्तिष्ठन्ति गतजीविताः ॥

દેહ ભલેને સુંદર હોય, પણ જો તેમાં પ્રાણ ન હોય તો તે દેહને ભારોભાર અલંકારથી વિભૂષિત કરવાનો પ્રયત્ન કરીએ છતાં તેની શોભા વધશે ખરી કે? અલંકાર એકેય

ન હોય અને માત્ર જીવન જ હોય તો તે દેહ સ્પૃહણીય છે. કાવ્ય, છન્દ, નિબંધ, કાવ્યાલંકાર એ બધાથી અલંકૃત થઇએ તોપણ એનાથી જીવનપ્રાપ્તિ નથી થતી એટલે સાચા જ્ઞાનીઓ તો આવા મિથ્યાડંબરવાળા શબ–દેહને જોઇને કંપી ઊઠે છે.

न जानन्ति परं तत्त्वं दर्वी पाकरसं यथा ।

કેટલા ય એવા પંડિતો મળી આવશે કે જેઓ શાસ્ત્રમાં જ ડૂબેલા રહે છે; છતાં ય તેના રસથી અજ્ઞાત જ હોય છે ! એમને રસોઇમાં વપરાતી દર્વી–કડછીની સાથે સરખાવી શકાય. દરેક રસોઇમાં ફરતી હોવા છતાં તે તેનો રસ જરાય જાણતી નથી. આ દર્વી કરતાં તો એ રસોઇની બહાર રહેનાર તેનો આસ્વાદ પામે છે. તેની સ્થિતિ સારી ગણાય. જેને તત્ત્વનો અનુભવ થાય છે તે ભલેને પાંડિત્યની બહાર હોય, પણ તેને કશો ભય નથી; કારણકે તેને શાસ્ત્રનો રસાનુભવ કરતાં આવડે છે.

तत्त्वमात्मस्थमज्ञात्वा मूढः शास्त्रेषु मुह्यति ।
गोपः कक्षगतं छागं कूपे पश्यति दुर्मतिः ॥

प्रज्ञाहीनस्य पठतो ह्यन्धस्यादर्शनं यथा ।
एवं ये शास्त्रसंमूढास्ते दूरस्था न संशयः ॥

બકરું પોતાની બગલમાં હોય છતાં કોઇ મૂઢમતિ ગોવાળ કૂવામાં તેનું પ્રતિબિંબ જોઇને એમ વિચાર કરે કે બકરું તો કૂવામાં છે. આ જ પ્રમાણે પોતામાં જ પરમતત્ત્વ રહેલું છે એ ન જાણવાથી મૂઢલોકો શાસ્ત્રોમાં મુગ્ધ રહે છે આંધળા સમક્ષ આરસી ધરવી જેમ વૃથા છે, તેવી જ રીતે પ્રજ્ઞારૂપી ચક્ષુ જો ખુલ્લાં રાખવામાં ન આવે તો શાસ્ત્રમાં હોવા છતાં પણ મનુષ્ય શાસ્ત્રથી સંપૂર્ણ રીતે દૂર જ છે; અને એથી ઊલટું જેઓ શાસ્ત્રથી દૂર છે પણ જેમનાં પ્રજ્ઞાચક્ષુ ઉન્મિલિત થઇ (ઉઘડી) ગયાં છે તેઓ શાસ્ત્રમાં છે; શાસ્ત્રથી દૂર નથી. પાસેમાં પાસેની વસ્તુ આંખો વગરના માટે તો અતિ દૂર જેવી છે અને દૂરમાં દૂર હોય તેવી વસ્તુ દેખતા મનુષ્યની પાસેમાં પાસે હોય તેવી છે. તેથી જ આત્મસાક્ષાત્કાર (realization) થવો જોઇએ. તાંત્રિકો એને 'પ્રત્યક્ષગ્રહણ' કહે છે.

શાસ્ત્રનો મર્મ ન જાણે અને શાસ્ત્રની ઝીણી ઝીણી વિગતો (details) જાણવા યત્ન કરે તેનો કદી પણ અંત આવે ખરો કે ? ગંગાતીરે બેસી જલબિંદુ ગણવાથી તૃષાતૃપ્તિ કે સ્નાનાસ્વાદ મળે ખરાં કે ? એ ગણતરી તો પૂરી થવાની જ નહિ. ખરી વાત તો એ છે કે ગંગાજીમાં ડુબકી મારવી જોઇએ અને પોતાની મેળે જલપાન કરવું જોઇએ. મહાયાન બૌદ્ધો કહે છે કે જેને શાસ્ત્રનો સાર–મર્મ જાણવો છે તેને માટે ઘણાં શાસ્ત્રોનું અધ્યયન એ ગંગાતીરસ્થ રેતીના ઢગલાનાં રજકણો ગણનારના જેવી વ્યર્થ સાધના છે.

इदं ज्ञानमिदं ज्ञेयं सर्वतः श्रोतुमिच्छति ।
देवि वर्षसहस्रायुः शास्त्रान्तं नैव गच्छति ॥

કેટલાંક શાસ્ત્રો જાણશો ? તમારું આયુષ્ય કેટલું અલ્પ છે ! હજારો વર્ષ સુધી શાસ્ત્રાધ્યયન કરે તોપણ શાસ્ત્રનો પાર પામી શકાતો નથી. માટે એવો દંભ શો રાખવો !

अभ्यस्य सर्वशास्त्राणि तत्त्वं ज्ञात्वा हि बुद्धिमान् ।
पलालमिव धान्यार्थी सर्वशास्त्रं परित्यजेत् ॥

ધાન્યાર્થી જેમ ધાન્ય લઈને પરાળનો ત્યાગ કરે છે, તે જ પ્રમાણે બુદ્ધિમાન પુરુષ સર્વ શાસ્ત્રોનું અધ્યયન કરવાથી જે દિવસે તત્ત્વને પામે છે તે જ દિવસે સર્વ શાસ્ત્રોને ત્યજી દઈને એ મૂળ વસ્તુને ગ્રહણ કરી લે છે.

न वेदाध्ययनान्मुक्तिर्न शास्त्रपठनादपि ।
ज्ञानादेव हि मुक्तिः स्यान्नान्यथा वीरवन्दिते ॥
न वेदाः कारणं मुक्तेर्दर्शनानि न कारणम् ।
तथैव सर्वशास्त्राणि ज्ञानमेवहि कारणम् ॥
मुक्तिदा सत्यवागेका विद्या सर्वा विडम्बिका ।
काष्ठभारश्रमादस्मादेकं संजीवनं परम् ॥

વેદાધ્યયન કે શાસ્ત્રપઠનથી મુક્તિ નથી મળતી, પણ જ્ઞાનથી જ મળે છે. વેદ, દર્શનશાસ્ત્રો કે અન્ય સર્વ શાસ્ત્રો મુક્તિનું કારણ નથી, કિંતુ જ્ઞાન એ એક જ મુક્તિનું કારણ છે. સર્વ વિદ્યા વિડમ્બના કરનારી છે. માત્ર સત્ય વાણી એ જ મુક્તિ આપનારી છે. લાકડાંના ભારામાં સંજીવની લતા તો એકાદ જ હોય છે. એને પકડી લઈને બીજા બધાને ફેંકી દઈ શકો છો.

તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કર્મ અને વિદ્યાનો શું ત્યાગ કરવો? ભલે એ બધાનો ત્યાગ ન કરો, પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરો. મુક્તિનાં દ્વાર ખુલ્લાં રહેશે તો જ તમારી વિદ્યા અને તમારાં કર્મનું સાર્થક્ય છે. તાંત્રિકો કશાયનો ત્યાગ કરવાનું કહેતા નથી. વેદ તેમ જ કર્મ પ્રત્યે તેમને કંઈ વિદ્રોહ નથી. તેમનું કહેવું તો માત્ર એટલું જ છે કે પરમતત્ત્વથી પરાઙ્મુખ થવાથી સર્વ બંધનકારક થાય છે અને એ પરમતત્ત્વ સાથે સંયુક્ત થવાથી સર્વ સહાયક નીવડે છે.

तत्कर्म यन्न बन्धाय विद्या या सा विमुक्तये ।
आयासायापरं कर्म विद्यान्तं शील (शिल्प) नैपुणम् ॥
यावत्प्रयत्नरोगोऽस्ति तावत्संकल्पकल्पना ।
यावन्न मनसस्थैर्यं तावत्तत्त्वकथा कुतः ॥

જેનાથી બંધન ન થાય તેનું નામ કર્મ અને જેનાથી વિમુક્તિ મળે તેનું નામ વિદ્યા. પ્રયત્નથી જે કરવામાં આવે તે અપર કર્મ છે અને વિદ્યાનો છેડો એટલે કોઈના મત અનુસાર ચારિત્ર્યની ઉત્કૃષ્ટતા તો બીજાના મત અનુસાર શિલ્પનૈપુણ્ય. એ ગમે તે હોય, પણ જ્યાંસુધી સત્યને ગૌણ માનીને અન્ય વસ્તુની પ્રાપ્તિના પ્રયત્નરૂપી રોગને પ્રાધાન્ય આપવામાં આવે, જ્યાંસુધી સત્યગ્રહણ કરતાં સંકલ્પકલ્પનાને વધારે અગત્ય આપવામાં આવે અને જ્યાંસુધી મન સ્થિરતા અનુભવાય નહિ ત્યાંસુધી તત્ત્વલાભનો સંભવ જ નથી.

यावत्तपो व्रतं तीर्थं जपहोमार्चनादिकम् ।
वेदशास्त्रागमकथा तावत्तत्त्वकथा कुतः ॥

જ્યાંસુધી વ્રત, તપ, તીર્થ, જપ, હોમ, અર્ચનાદિ, તેમ જ વેદ, શાસ્ત્ર, આગમ વગેરે વિચારવાનાં રહે છે ત્યાંસુધી તત્ત્વલાભનો સંભવ નથી; કિંતુ જ્યારે તમે સત્યધર્મ અનુભવશો તે દિવસે તમારા સર્વ ભોગ યોગમાં ભળી જશે; પારસમણિના સ્પર્શમાત્રથી લોઢું જેમ કાંચન થઇ જાય છે. અંધકારમેઘને પ્રભાતના અરુણનો સ્પર્શમાત્ર એકદમ સુવર્ણ સુમેરુ બનાવી મૂકે છે, તે જ પ્રમાણે પરમ તત્ત્વના સ્વાનુભવ પછી પાપપુંજ પણ પુણ્યપુંજ બની જશે.

भोगो योगायते साक्षात्पातकं सुकृतायते ।
मोक्षायते च संसारः सत्यधर्मे कुलेश्वरि ॥

સત્યધર્મ પ્રકાશિત થતાં વેંત જ આ સંસાર પણ મુક્તિનું સાધન થશે અને નહિ કે બંધનનું. એ પરમ સત્યના અધિકારી કોને ગણવા એ યથાર્થ સમજાશે ત્યારે જ યથાર્થ સત્ય અને યથાર્થ શિક્ષા કેવી ઉપયોગી વસ્તુઓ છે તેનો ખ્યાલ આવશે.

शुद्धचित्तस्य शान्तस्य धर्मिणो गुरुसेविनः ।
सत्यभक्तस्य गुह्यस्य सत्यज्ञानं प्रकाशते ॥
शुद्धिविनयहर्षाद्यैः सदाचारदृढव्रतैः ।
सत्यज्ञानरतैर्धर्मैस्तत्त्वज्ञानमवाप्यते ॥

જેમ શુચિભૂતત્વની પરમાવશ્યકતા છે તેમ વ્રતની દઢતા—વીરત્વની પણ જરૂર છે જ. સાધનામાં કાયરનું કામ નથી. ત્યાર પછી જેમ વિનય અર્થાત્ નિયમપાલનની (બુદ્ધના સમયથી વિનયનો આ અર્થ થતો આવ્યો છે,) જરૂર છે તેવી જ રીતે જ્ઞાનલાભથી પરમાનંદ (ecstasy)નો પણ અનુભવ થવો જોઇએ. ક્વિનાઇન લેતાં જેમ મોં મરડાય છે તેમ જ્ઞાન-પ્રાપ્તિનો પ્રયત્ન કરતાં થાય તો તેવાઓ માટે તત્ત્વજ્ઞાન નથી જ. તત્ત્વસાધકની ભક્તિ-નિષ્ઠાનો પ્રવાહ કેવળ પોતાની સાધના તરફ જ વળવો જોઇએ, નહિ કે મનુષ્ય પ્રત્યે, આત્મીય પ્રત્યે કે સમાજ પ્રત્યે; કારણ કે મનુષ્યનો તેને કેટલા વખતથી પરિચય છે ? આ જન્મમાં જેને આત્મીય તરીકે ઓળખ્યાં છે તે મૃત્યુ પછી ક્યાં એવાં રહેવાનાં છે ? જ્યારે મનુષ્યની સાધના તો જન્મજન્માન્તરથી તેની સાથે ચાલુ રહેલી હોય છે. નિત્યધર્મ તરફ ઔદાસીન્યવૃત્તિ દાખવી જેઓ સામયિક ધર્મના વહેણમાં શ્રદ્ધાપૂર્વક તણાય છે તેમની શી અવસ્થા થાય એ બાઉલના એક દષ્ટાંતથી સમજાવું છું:—

એક પાગલ દરજી પાસે જઇને એક જણે કહ્યું: "મારો જામો તૈયાર કરી આપો." તે દરજીએ એ જામો એવી રીતે બનાવ્યો કે તેનો અર્ધો હાથ ટૂંકો થયો. પેલા માણસે આ જોઇને દરજીને તિરસ્કારપૂર્વક કહ્યું: "આ જામો હવે કેમ કરીને બંધબેસતો થશે ?" ત્યારે પેલા દરજીએ કહ્યું કે "તમારો અર્ધો હાથ કાપી નાખો." પેલો માણસ બોલ્યો કે "તારા જેવો પાગલ મેં દીઠો નથી." જામો કરવા આપનાર ગુરુ હતો તેથી દરજીએ તેને કહ્યું કે "તમે શિષ્યને સામયિક ધર્મને માટે નિત્યધર્મનો ધ્વંસ કરવાનો ઉપદેશ દો છો તે શું ઓછું પાગલપણું છે કે ?" ખરી વાત તો એ છે કે ધર્મગુરુની ભ્રાન્તિ દરજીએ પોતાના પાગલપણાથી ઉઘાડી પાડી. હાથ કપાય તો એક જન્મની કાયા ખંડિત થાય, પણ સામયિક ધર્મ માટે નિત્યધર્મ જાય તો ચિરકાલની વસ્તુ જાય. નિત્યધર્મનો સાધક તો કહેશે કે:—

निन्दन्तु बान्धवाः सर्वे त्यजन्तु स्त्रीसुतादयः ।
जना हसन्तु मां दृष्ट्वा राजानो दण्डयन्तु वा ॥

હે પ્રભુ !

त्वत्कर्म नैव मुञ्चामि मनोवाक्कायकर्मभिः ।
एवमापद्गतस्यापि यस्य भक्तिः सुनिश्चिता ।
स तु संपूज्यते देवैर्जीवोऽपि स शिवो भवेत् ॥
जनाः स्तुवन्तु निन्दन्तु लक्ष्मीर्गच्छतु तिष्ठतु ।
मृत्युरद्य युगान्ते वा सत्यं न परिवर्जयेत् ॥
नार्थलोभान्न च क्रोधान्न द्वेषान्न च मत्सरात् ।
न कामान्नभयाद्वापि सत्यं नाप्य परित्यजेत् ॥

એક વાર સત્યનો અનુભવ કરો. તો પછી તમારી નિંદા થાય કે સ્તુતિ થાય, લક્ષ્મી જાય કે રહે, મૃત્યુ આજે જ થાય કે યુગાન્તે થાય પણ સત્ય તો ન જ મૂકશો. અર્થલોભથી, ક્રોધથી, દ્વેષથી, મત્સરથી કામ ભય કે મોહ કશાયને વશ થઇને સત્યનો પરિત્યાગ ન જ કરશો.

येषां भाग्यवशादेवि परं सत्यं प्रकाशते ।
ते धन्यास्ते महात्मानः कृतार्थास्ते नरोत्तमाः ॥

સદ્‌ભાગ્યે આ જીવનમાં જ જેને પરમસત્યના પ્રકાશનો અનુભવ થયો છે તેઓ જ ખરેખર ધન્ય છે, કૃતાર્થ છે, મહાત્મા છે અને નરોત્તમ પણ તે જ છે. સત્યને જાણવાનો પરમાનંદ મહાન હૃદયમાં જ સંભવે છે; ક્ષુદ્ર હૃદયમાં એ સંભવતો નથી.

सत्यज्ञा एव तुष्यन्ति श्रुत्वा सत्यप्रकाशनम् ।
अल्पकूपा विवर्धन्ते ज्योत्स्नया किं समुद्रवत् ॥

ચંદ્રદર્શનથી સમુદ્ર ઊભરાય તેથી પણ કૂવો તે ઊભરાય ખરો કે? કૂવો ન ઊભરાય. ચંદ્રજ્યોત્સ્નામાં આકર્ષણશક્તિ નથી એ માનનાર જેવો મૂર્ખ બીજો કોણ હોઇ શકે! એ સર્વ કૂપો ક્ષુદ્ર છે. ઊભરાવાનું તેમનામાં સામર્થ્ય નથી. તેમના અધિકારબહારની એ વાત છે એટલા માટે જ કહે છે કે પરમતત્ત્વને સાંભળીને મહાપુરુષના અંતરમાં જે પરમાનંદ થાય તેનું રહસ્ય ક્ષુદ્ર પ્રાણવાળા ન જ સમજી શકે. અને તેથી જ તેઓ તેમની નિન્દા કરે, તેમને નિત્ય નવનવાં દુઃખ દે. પરંતુ મહાપુરુષનાં હૃદય મૃત્યુંજય જેવાં હોવાથી એ સર્વ દુઃખથી તેમનામાં જરાય કાર્પણ્ય આવતું નથી. માત્ર એ સત્યપ્રાપ્તિના પરમાનંદથી જ તેઓ સકલ કુતર્ક, ક્ષુદ્રતા—નીચતાનો નિઃશબ્દે નિરાસ કરે છે.

प्रत्यक्षत्वे प्रमाणाय सर्वेषां प्राणिनां प्रिये ।
उपलब्धिबलात्तस्य हता नीचाः कुतार्किकाः ॥

શબ્દથી નહિ, પણ સત્યની ઉપલબ્ધિથી જ તેઓ પરાજય કરે છે

ब्राह्मणो वान्त्यजो वापि शुचिर्वाप्यथवाशुचिः ।
सत्यदर्शनमात्रेण स मुक्तो नात्र संशयः ॥
अरूपं भावनागम्यं परं ब्रह्म परमेश्वरि ।
निष्कलं निर्मलं नित्यं निर्गुणं व्योमसन्निभम् ॥
अनन्तममलं तत्त्वं मनोवाचामगोचरम् ।
आत्मतत्त्वं सुरहस्यं संधानात्संप्रकाशते ॥

આવું જે પરમ સત્ય તે માત્ર સત્યસંધાન દ્વારા જ પ્રકાશિત થાય છે. સમસ્ત હૃદયથી તેની સાથે અનુસંધાન કરવું જોઈએ. એ વસ્તુ ઉપેક્ષા કરવા જેવી નથી. જેઓ એમ માને છે કે આ જીવન એ સત્યની શોધ માટે જ છે અને તેથી જેઓ સમસ્ત જીવનને એના અનુસંધાનમાં યોજે છે તેમને સત્યપ્રાપ્તિ થાય છે જ. આવા સાધકે પરમ દેવતા પરમાત્માને નિરંતર કહેતા રહેવું કે "હે દેવતા! મારા આત્મામાં એ પરમ તત્ત્વનો સંચાર કરો. આ મૃણ્મય જગતમાં અમૃતત્વનો સંચાર કરો. આ વસ્તુજાળ દ્વારા સમાચ્છન્ન સંસારને એ પરમ સત્યના અમૃતત્વથી પવિત્ર કરો. એમ થાય તો ભૌતિક જગત દૈવી બની જાય. સ્પર્શમણિના સ્પર્શે જગત્ અમૃતમય થઈ જાય.

तद्रूपिण्यैकरूपत्वं कृत्वा चैतत्स्वरूपिणि ।
भूत्वा परामृताकारं मयि विस्फुरणं कुरु ॥

અમૃતાકાર થઈને મારામાં એ અમૃત સત્યનું વિસ્ફુરણ કરો. મારી હૃદયગુહાનો અંધકાર તમારા અમૃતદીપથી દૂર થાઓ અને તે તિમિરશૂન્ય બનો.

शरीरमिव जीवस्य दीपस्य स्नेहवर्त्तिप्रये ।

આ શરીર જેમ ગર્ભસ્થ જીવન માટે પ્રતીક્ષા કરે છે, તેમ એ આધ્યાત્મિક શરીરની અપેક્ષા કરે છે. કિન્તુ જ્યાંસુધી ગર્ભસ્થ શરીર જીવન ન પામે ત્યાંસુધી આ પૃથ્વીમાં આવી ન શકે. તદ્ન પ્રદીપનું તેલ પણ દીપશિખાની પ્રતીક્ષા કરે છે. જ્યાંસુધી એ શિખા પ્રાપ્ત કરીને પ્રજ્વલિત ન થાય ત્યાંસુધી દેવમંદિરમાં પ્રવેશ કરવાનો તેને અધિકાર નથી. આ જગત બ્રહ્મમંદિર છે. શબદેહથી આ મંદિર અપવિત્ર થાય. અદીપ્ત દીપ લઈને કયા અધિકારથી એ મંદિરમાં પ્રવેશ થાય? સાધના કઠિન તો છે છતાં ભયનું કંઈ પ્રયોજન નથી. કારણ કે સત્યમાં એક એવી શક્તિ છે કે જે તેની સાધનાને યશસ્વી બનાવે છે. જ્ઞાનસૂર્યનો યદિ ઉદય થાય તો સમસ્ત મિથ્યા તિમિરપુંજ, સમસ્ત અસત્ અને અંધકાર કે જે એક ક્ષુદ્ર દીપના પ્રકાશનો આઘાત પણ સહન કરી શકતો નથી તે સત્વર દૂર થઈ જાય એમાં સંશય હોય જ શાનો! અસત્ય અને અંધકાર જેવો કાપુરુષ બીજો કોઈ નથી. એનું પરિણામ જોઈને જરાય ભયભીત થશો નહિ.

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।

અલ્પ પણ ધર્માચરણ મહાન ભયમાંથી ઉગારી લે છે, તેવી જ રીતે અલ્પ પણ સત્ય ઢગલાબંધ અસત્યપુંજ પર વિજયવંતુ નીવડે છે.

બાબુ ક્ષિતિમોહન સેન

# પર્યાપ્તિ

( શિખરિણી )

બધી સીમા રેલી મનુજઉર ફેલાય જગનાં
પ્રભો, પ્રેમે એના ગહનમહીં મારે ગળકવું;
ડૂબી જાવું, ચાવું વિલીન, ભળવું, સ્વત્વ ગળવું
સદા ન્હાનાંમોટાં જનવિવિધરૂપે વિહરવું.
નિરાશા, આશા ને જય અજયના નિત્યક્રમમાં
સહુના સંસારે સુખદુખતણા સાથી બનવું;
અને ઉત્ક્રાન્તિનાં નવીન શિખરોને સર કરી
વિભુની લીલાને લઘુપરિધમાં મૂર્ત કરવી.
ભલે ઊંડા ભેદો સૃજનપ્રલયોના નવ કળું
દગોનાં અંધારાં જડમતિ ઉલેચી નવ શકું
પ્રભો મારે કાજે લઘુપરિધમાં એક જ ભરી
બધીયે પર્યાપ્તિ મનની, ઉરની ને જીવનની.
મને ઇચ્છા ના ના જન ત્યજી પ્રભુને રીઝવવા
તથાપિ જો રીઝે જનમહીં ચહું ઈશ પ્રગટે.

*

## વંટોળ

[ અન્યોક્તિ ]

( શિખરિણી )

ખરેલાં વૃક્ષોનાં જીરણ પરણોને લઇ ઊંચે
ઘુમાવે, ખેલાવે, ગગનઉરમાં રાસ મચવે
પતિતો રીઝાવે, મૃતમહીંય જો જીવન ભરે
ભલે વાવંટોળા ઘડીક દગનાં ચેતન હરે.

*

## સમાનતા

( સ્રગ્ધરા )

બીજાથી હું મહાન લગીર પણ લહું ચિત્તમાં એ વિચાર
મારાથી અન્ય મોટાતણી ગણવી પડે ઘર્ત તો એણીહાર
તેથી હું સ્વાર્થમાટે પણ બની જ રહું સર્વ સાથે સમાન
એમાં હું કોઇની શી ઉપકૃતિ કરતો? માત્ર એ સીધી સાન.

## શમી જશે ?

( શિખરિણી )

શમે વાવંટોળા ઘડીક મચવી તાણ્ડવ નવં
ઉલૂકોનાં રાત્રે તિમિરપડળો ઓસરી જત
વનોના વહ્નિયે ભરખી વિટપોને શમી જત
અહમ્‌ના વંટોળા, દગતિમિર, તૃષ્ણા શમી જશે

*

## કવિત્વના ફાંસલા અને સિદ્ધિ

( ઉપજાતિ )

ઊર્મિઉછાળા, પટુશબ્દ જાળાં
તરંગલીલા ભ્રમકલ્પનાતણી
માધુર્યચાળા, લય ધૂન કાલાં
એ ફાંસલા, સિદ્ધિ નહિ કવિત્વની.

વિચારસમૃદ્ધિ, વિશાળ ભાવો
વણાટમાં સંયમ વાણીગૂંચનો
અર્થાનુસારી લય, વ્હેન, ચોટ,
સામર્થ્ય, તો સિદ્ધિતણી શી ખોટ !

*

## રસાભાસ

ધૂમાડાના ગોટા દીસત નભમાં વાદળસમા
ન બિન્દુ એકેયે જળતણું કદી ખેરવી શકે;
તરંગોનાં જાળાં, લલિતરચના, શબ્દઝુમખાં
ન બિન્દુ ન્હાનુંયે કવિતરસનું અર્પી જ શકે.

રતિલાલ શુકલ

# તંત્રીઓ

તંત્રીઓને લેખકો કરતાં કાગળવાળાઓની વધારે ગરજ રહે છે. લેખો તો વગરમાગ્યે અને વગરપૈસે સાંજ ને સવાર ચાલ્યા જ આવે છે; જ્યારે કાગળના પૈસા દેવા પડે છે. ખરું કહું તો લેખકોને તંત્રીની ગરજ હોય છે.

કાગળવાળાઓએ તંત્રીઓને કહ્યું: "તમે અમારા કાગળ વધુ ખપે એવો કંઈ નુસખો કરો." તંત્રીઓએ લેખકો માટે નિયમ કર્યો: "લખાણ સ્વચ્છ અક્ષરોમાં છૂટા શબ્દો અને લીટીઓમાં કાગળની એક બાજુએ એકચતુર્થાંશ હાંસિયો રાખીને લખવું." આ નિયમને લીધે જે લખાણ એક કાગળમાં સમાઈ શકે તેને માટે આઠ કાગળની જરૂર પડે છે. એટલે કાગળવાળાનો ધંધો આઠગણો ધીકે છે. જો આવા જ ઉદ્દેશથી નહિ પણ કંઈક શાસ્ત્રાધારથી તેઓએ આ નિયમ રાખ્યો હોય તો તેઓ શા માટે પોતાનાં માસિકોમાં બંને બાજુ છાપે છે ? અને શા માટે માત્ર નામનો એકદશાંશ હાંસિયો રાખે છે ? અને શા માટે કીડીના ટાંગા જેવા ઝીણા ટાઈપ વાપરે છે ? મને લાગે છે કે આ નિયમ માટે કાગળવાળાઓ પાસેથી તેઓને કમિશન મળતું હશે.

મેં એક તંત્રીને લેખ મોકલ્યો. પોસ્ટેજ બીડયું હોવાથી તેમણે તે પરત મોકલ્યો. પણ સાથે મને એક પત્ર મોકલ્યો કે તમારો લેખ કાગળની બંને બાજુ હોવાથી નિયમ પ્રમાણે વાંચ્યા વગર પાછો બીડયો છે. અને પછી એ કાગળમાં લેખકો માટેના નિયમો ટાંકયા. હવે તેમણે એ કાગળ જ કાગળની બંને બાજુએ લખ્યો હતો. એટલે મેં તો સામો કાગળ લખ્યો કે તમારો પત્ર કાગળની બંને બાજુએ લખેલો હોવાથી વાંચ્યા વગર મેં ફેંકી દીધો છે. તમે સાથે પોસ્ટેજ બીડેલું નહિ, નહિતર પાછો મોકલવા વ્યવસ્થા થઈ શકત.

આ નિયમમાં તંત્રીઓનો દેખીતો સ્વાર્થ પણ જણાઈ આવે તેમ છે. કારણ કે તેમને પોતાનું લખવાનું કામકાજ કરવા એક બાજુ કોરા કાગળ કાયમ મળ્યા કરે છે. તંત્રીઓ ઘણી વાર લખે છે કે અણસ્વીકારાએલા લેખો કચરાની ટોપલીમાં જશે—જો પાછું મળવા પોસ્ટેજ નહિ બીડયું હોય તો ! પણ તંત્રીઓને હું એવા મૂર્ખ ધારી શકતો નથી. મને તો એટલે સુધી લાગે છે કે તેઓ પોતાના હિસાબના ચોપડા પણ આપણે મોકલેલા એક બાજુ કોરા રાખેલા કાગળના બાંધતા હશે. અને તેઓને એમ પણ થતું હશે કે આ એક બાજુ બગાડીને કાગળો મારા પર લેખકો મોકલે છે તેને બદલે બંને બાજુ કોરા રાખીને મોકલતા હોય તો વધુ સારું ! મને પણ એમ ઘણી વાર થાય છે કે અમુક અમુક માસિકોમાં લખાણ આવે છે એ કરતાં કોરી નોટબૂકો જ મોકલતા હોય તો વધુ ખપ લાગે !!

તંત્રીઓને હજુ સુધી ટાઇપરાઇટરવાળાઓ સાથે કમિશનનો કરાર કરીને "લેખો ટાઈપ કરી કે કરાવીને જ મોકલવા" એવો નિયમ કરવાનું કેમ સૂઝયું નહિ હોય ! પણ હવે તો આ સૂચના મેં પ્રથમ કરી છે. એટલે હું તેના પર મારા સર્વ હક્ક સ્વાધીન રાખું છું. મારી પરવાનગી વગર કોઈએ તેનો ઉપયોગ કરવો નહિ.

તંત્રીઓ નોટપેડ લેખો સ્વીકારતા નથી. અને વધુમાં "જો વળતું પોસ્ટેજ નહિ હોય

તો અણસ્વીકારેલો લેખ પાછો મોકલાશે નહિ." એવો સામાન્ય નિયમ હોય છે. આ નિયમ કેવો દુષ્ટ છે ! આપણને એ નિયમ પાળ્યા વગર છૂટકો નહિ. જ્યારે તેઓ એ નિયમ ન પાળે અને લેખ ફેંકી દે અને પોસ્ટેજ ખાઇ જાય ત્યારે આપણે કંઇ કરી શકીએ નહિ. મને એમ થાય છે કે એ ગુંદરવાળી ટિકિટો તેઓને તાળવે કે ગળે ચોંટી કેમ નહિ જતી હોય ? અને આમ જ્યારે ટિકિટો ગળી જાય ત્યારે આપણને એમ થાય કે કોઇક દિવસ આપણો લેખ આવશે ખરો. એટલે ચાર છ મહિના એ તંત્રીના માસિકના અંકો જોતા રહીએ. અને એ લેખ ન આવે એટલે સંભારણું લખીએ. સાથે જવાબ માટે પોસ્ટેજ બીડીએ. વળી ચાર છ મહિના માસિકના અંકો જોઇએ. એમ વધુ ને વધુ ખર્ચના ખાડામાં ઊતરીએ અને એમ બે ત્રણ વરસ સુધી આપણા મનને ટગાવી ટગાવી છેવટે તેને આશા છોડી દેવાનું કહીએ.

આ નિયમનું બીજું દુઃખ એ છે કે આપણો લેખ સ્વીકારાય તો પોસ્ટેજ પાછું મોકલવા તંત્રીઓને બંધી નથી. તંત્રીઓને ખરી કમાણી તો આવા સ્વીકારાએલા લેખોનાં વધેલાં પોસ્ટેજો અને ઉપર કહ્યું તેમ નિયમભંગ કરી બચાવેલાં પોસ્ટેજોની જ હશે. પણ ઉપલી બંધીના અભાવે આપણો લેખ સ્વીકારાય તો તેનો આનંદ આપણું પોસ્ટેજ એળે ગયું એ બાબતના અફસોસમાં ડૂબી જાય છે.

અને કદી આપણું પોસ્ટેજ તંત્રી ખાઇ ન જાય ( લેખ સ્વીકારાય ત્યારે તો ખાઇ જ જાય છે; આ તો નહિ સ્વીકારાયેલા લેખો માટે વાત થાય છે. ) તો આપણે જ પૈસે આપણો લેખ હડધૂત થઇને પાછો આવેલો જોવો એ દૃશ્ય કંઇ આહ્લાદજનક તો નથી જ.

"લેખોમાં યોગ્ય સુધારાવધારા કરવાનો હક્ક તંત્રીને રહેશે." આ નિયમ પર સ્વર્ગસ્થ સ્વૈરવિહારીને બહુ ચીડ હતી—'સ્વર્ગસ્થ' એ જો કે મારો સ્વૈરવિહાર જ છે. સાતેક મહિનાથી 'સ્વૈરવિહાર' દેખાતો નથી. અને એ સાત મહિના મને સાત વરસ જેવા લાગ્યા છે. સાત વરસ સુધી કોઈ માણસ જોવામાં ન આવે તો તેને મરી ગએલો કલ્પવાની ધારા પ્રમાણે છૂટ છે. આટલું આડું ફાડવું પડયું. પણ એ સ્વૈરવિહારીને ઉપલા નિયમ પર બહુ જ ચીડ હતી. પરંતુ મને તો એ નિયમ ઘણો જ સારો લાગે છે.

એ નિયમને લીધે આપણા લેખમાં તંત્રી કંઈ સારા વિચાર કે સારી શબ્દરચના મૂકે અને તે વખણાય તો આપણે આપણા મિત્રોને કહી શકીએ કે એ બાબત તંત્રીએ બગાડી નહિ એ સારૂં થયું. અને આપણો જ કંઇ મૂળ ભાગ ટીકાને પાત્ર થાય તો આપણે આપણા મિત્રોમાં કહી શકીએ કે "એ કામ તો કમબખ્ત તંત્રીનું છે. મારું અસલ તો ઘણું જ સારું હતું. શકવર્તી પણ નીવડત." નોબેલ પ્રાઇઝને લાયક નીવડત એટલી બધી ડંફાસ હાંકીએ તો તો પકડાઈ જઇએ. અને તેઓ શું હતું એમ પૂછે તો "ચાંદની ચમકતી હોય–ગયું ! ગયું ! એ તો લેખ લખતા હોઇએ ત્યારે કલ્પનાનો બહાર ખુલે. એક વાર આવેલી કલ્પના ફરી વાર આવે તો એ કલ્પના જ નહિ. એટલે એ તો હવે આ તંત્રીને લીધે આપણા સાહિત્યના ભાગ્યમાંથી સરકી ગયું."

પણ મારી પોતાની વાત કરું તો તો જ્યારે મારો લેખ સુધરવા વધારવાને બદલે ખરેખર બગડીને આવે છે ત્યારે હું તો એટલો બધો ચીડાઇ જાઉં છું કે તેનું વેર લેવા હું એ માસિક જ તેમાં યોગ્ય સુધારોવધારો થવા માટે મારી બબલીને આપી દઉં છું.

શામજી લવજી આલગિયા

# કવિવર ટાગોરની સૂર-રચના

કવિવર રવીન્દ્રનાથ ટાગોર કેવળ કવિ જ નથી; તે નવલિકાકાર, નાટ્યકાર, વિવેચક અને મહાન કવિ છે, એ તો સૌ કોઇ જાણે છે. તે ઉપરાંત તેઓ ચિત્રકાર છે. તેમનાં હમણાં જ બહાર પડેલાં ચિત્રો સારી પ્રતિષ્ઠા મેળવી ચૂક્યાં છે. પણ કવિવરની વ્યાપકતા આટલી જ નથી. એ ફિલસૂફ, કવિ, ચિત્રકાર, નાટ્યકાર વગેરે હોવા ઉપરાંત એક શિષ્ટ સંગીતકાર પણ ગણાય છે.

એમની સાહિત્યપ્રતિભા તથા ફિલસૂફીની નાના પ્રકારની આલોચનાઓ થઇ ગઇ છે. પરંતુ આજ પર્યંત તેનની સંગીતકાર તરીકેની શક્તિની આલોચના સારી રીતે થઇ હોય એમ જાણવામાં નથી. સૂરસૃષ્ટિમાં કવિવરનું સ્થાન અતિ ઉચ્ચ છે. પરંતુ તેવા ઉચ્ચ સંગીતજ્ઞોના અભાવે જ કવિવરની સૂરસૃષ્ટિની યોગ્ય આલોચના આજપર્યંત થયેલી નથી.

રવીન્દ્રનાથના પોતાના સૂરમાં, ભારતીય ઉચ્ચ સંગીતનો 'ધ્રુપદ' તથા બંગાળપ્રાંતની નિજસ્વ સંપત્તિસમાન 'બાઉલ' પ્રાધાન્યપણે છે. ભારતીય સંગીતની 'ઠૂમરી' તેમ જ બંગાળી 'કીર્તનો' પણ તેમના સૂરમાં ઓછાવત્તા પ્રમાણમાં સ્થાન પામેલાં છે. વિષયનો સૂક્ષ્મપણે વિચાર કરતાં ધ્રુપદ, બાઉલ, ઠૂમરી અને કીર્તન (બંગાળી કીર્તન)માં શું શું વિશેષતા છે, અને તે દરેક રવીન્દ્રનાથની સૂર-રચનામાં જાણ્યે અજાણ્યે કેવો ભાગ ભજવે છે તે જાણવાની જરૂર છે. ખ્યાલ અથવા ટપ્પાનો પ્રભાવ કવિના સૂરમાં છે કે નહિ ! અને તેનો પ્રભાવ કવિના સૂરમાં કઇ રીતે અકલ્યાણકર છે, તેનો પણ વિચાર થવો જોઇએ.

કવિ નાનપણથી જ ઉચ્ચ સંગીતના પ્રભાવે પ્રભાવિત થયેલા છે. બાલપણમાં કવિ, યદુભટ્ટ, રાધિકા ગોસ્વામી વગેરે દેશવિખ્યાત ઉસ્તાદોની ચીજો સાંભળતા ને તેનો સ્વાદ ચાખી, અનુકરણ કરતા હતા.

કવિનાં જુવાનીમાં રચેલાં ઉચ્ચ સંગીતના ધ્રુપદ, ખ્યાલ તથા ટપ્પાશ્રેણીનાં ગાન સારાં છે. તેમાં પ્રસિદ્ધ હિંદી ગીતોના સૂર અને છંદની સહાય લીધા છતાં પણ તે ગીતોના કથાના ભાવનું અનુકરણ કરેલું નથી. ભાવની દૃષ્ટિએ જોતાં ગીતોની નિજસ્વ સત્તા પૂરેપૂરી કાયમ રહેલી જણાય છે. ઉત્કૃષ્ટ હિંદી ગીતોના સંચામાં ઢાળીને રચેલાં ગીતો પણ સુંદર છે. એ ગીતોમાં કથાનો ભાવ, સૂરનો ભાવ તથા છંદના ભાવના અપૂર્વ મિલનથી, એવું લાવણ્ય ફૂટી નીકળે છે કે સરખામણીમાં હિંદી ગીતોને પણ બાજુએ મૂકી દે. મોટા ભાગનાં હિંદી ગીતોમાં કથાનો ભાવ પ્રધાનપદે હોતો નથી. ભારતના અન્યાન્ય દેશનાં ગીતોમાં કથાનો ભાવ મુખ્ય ભાગ ભજવતો નથી, પણ સૂર તથા છંદના ભાવ મુખ્ય ગણાય છે. અબોધ્ય શબ્દ-સંયોજન કરવાથી પણ ગીતનો અર્થ સરે છે. કારણ તેમાં કથાના ભાવને કેવળ પ્રાધાન્ય મળતું નથી. કેવળ સૂર તથા છંદની સહાયથી રસસૃષ્ટિ ખડી કરવામાં આવે છે. પરંતુ બંગાળમાં તે પદ્ધતિ રુચિકર નથી. બંગાળીઓ 'બાઉલ' અને 'કીર્તન'ના પ્રભાવે કથાના ભાવને જ પ્રથમ ગ્રહણ કરે છે. તેથી બંગાળી સંગીતથી ટેવાયેલા કાનને હિંદી સંગીત

સારું ન લાગે, ને ધ્રુપદ ખ્યાલના નામથી જ આંચકો લાગે. યંત્રથી વાગતા સૂરમાં પણ એ રીતે કથાનો ભાવ ન સમજાય તો ગીત સુંદર લાગે નહિ. બંગાળી સ્વભાવથી જ ભાવનાપ્રધાન છે. તે પ્રધાનપણે કથાના ભાવથી મુગ્ધ થાય છે. તે પછી જ સૂરના ભાવ અને તે પછી છંદના ભાવને મહત્ત્વ આપે છે. બંગાળીની આ વિશિષ્ટતા કેવળ 'બાઉલ' અને 'કીર્તન'ના પ્રભાવને આભારી છે.

રવીન્દ્રનાથે પ્રારંભમાં ઉત્કૃષ્ટ હિંદી ગીતોના સૂર અને છંદ પચાવી, તે ભાવને અનુસરી ગાનરચના કરેલી ને એ રીતે બંગાળાના સંગીતે જગતને સમૃદ્ધ કર્યું છે, એ નિઃશંક છે. સારા ઉસ્તાદ ગાયકના કંઠથી રવીન્દ્રનાથનાં આવાં ગીતો સાંભળનાર ફરી કોઇ વાર ધ્રુપદ-ખ્યાલના નામથી ચમકી ઊઠશે નહિ, એમ ચોક્કસ કહી શકાય. રાધિકા ગોસ્વામીએ એ રીતે અનેકની ભૂલ ભાંગી છે:-

કવિનાં શરૂઆતનાં ગાનના બે ભાગ પાડી શકાય. પ્રથમ હિંદી ગીતોના સંચામાં ઢાળીને રચેલાં ગીત અને ઉચ્ચ સંગીતના આદર્શ પર રચેલા નિજસ્વ સૂર. "વાલ્મીકિ પ્રતિભા" અને "માયાર ખેલા"નાં લગભગ બધાં ગીતોમાં ઉચ્ચ સંગીતની છાપ પડેલી છે. જો કે કોઇ કોઇ ગાનમાં મિશ્ર સૂર હોવા છતાં, ચાલમાં ઉચ્ચ સંગીતનું તત્ત્વ દેખાઇ આવે છે.

સ્વદેશી યુગમાં કવિએ સ્વદેશી ગાન લખવાનો પ્રારંભ કર્યો. સ્વદેશી ગીતોમાં કથાની જ પ્રથમઃ જરૂર. કથાના ભાવ સર્વસાધારણના મનમાં ઉતારવા ખાતર જ તેમાં છંદ તથા સૂરની સહાય લેવી રહી. આથી તે ગીતોમાં સૂરના ભાવને છોડી, કથાના ભાવને પ્રાધાન્ય આપેલું છે. એ બધાં ગીતોની પૂર્વે રચાયેલાં ગીતોમાં સૂરનું પ્રાધાન્ય હતું. સ્વદેશી ગીતો લખવાનું શરૂ કર્યા પછી, ધીમે ધીમે તેમનાં ગીતોમાં કથાના ભાવને પ્રાધાન્ય મળવા લાગ્યું. એ જ સમયે "ગીતાંજલિ"નાં ગીતો રચેલાં છે. તેથી તેમાં કથાના ભાવને પ્રમુખપદે રાખેલો છે. એ જ સમયથી કવિની સૂરગતિમાં પરિવર્તન થઈ તેમની નિજસ્વ સૂરસૃષ્ટિનો આરંભ થવા લાગ્યો. "નોબલ પ્રાઇઝ" મળ્યું તેની સાથે સાથે "ગીતાંજલિ"નાં ગાનનો ઉપભોગ કરવા સૌ કોઇ ઉત્સુક બન્યું હતું. તે જ સંજોગોમાં કવિની નિજસ્વ સૂરધારા ચારે દિશામાં જોરથી વહેવા લાગી.

કથાનો, સૂરનો અને છંદનો ભાવ જે બધાં ગીતોમાં ગંભીર તે જ ગાન ધ્રુપદનું. ધ્રુપદમાં ભગવતભક્તિની સૃષ્ટિ ખડી થાય છે. શાંત અને ભક્તિભાવનું ગીત જ ધ્રુપદ કહેવાય. ચાર ચરણોમાં ગીત રચાય. સ્થાયી, અંતરા, સંચારી અને આભોગ. એ ચારમાં, ઉચ્ચ સંગીતમાં એક ધ્રુપદની જ સુંદર ચીજ છે. ખ્યાલ, ટપ્પા અને ઠૂમરીમાં સંચારી અને આભોગ નથી. રવીન્દ્રનાથ સંચારીના સૌંદર્યનો પોતાના પ્રત્યેક ગાનમાં વ્યવહાર કરે છે. રવીન્દ્રનાથનાં ગીતો ધ્રુપદની કાઠીમાંથી ઘડેલાં અને તેમાં સંચારીની અપૂર્વ સૃષ્ટિ હોય છે. ધ્રુપદમાં સ્વરવિસ્તાર અને તાનવ્યવહારની રીતિ નથી હોતી. ભાવની દૃષ્ટિએ જોતાં ખ્યાલ કંઇક અંશે સ્વર્ગીય ભાવની સૃષ્ટિ ખડી કરે, પરંતુ ટપ્પા ઠૂમરીમાંથી ધ્રુપદને અનુરૂપ ભાવ આવી શકે નહિ. ધ્રુપદમાં સ્વરવિસ્તરની રીત નથી. એટલે તે ખ્યાલ-ટપ્પા, ઠૂમરીથી અનેક રીતે પૃથક્ છે. ખ્યાલ-ટપ્પા-ઠૂમરીમાં તાન અને સૂરનો વિસ્તાર થઇ શકે છે; એટલે કે તે ત્રણેનો અરસપરસ ખૂબ સંબંધ છે. કેવળ ચાલના ભેદથી જ તે જુદા જુદા નામે ઓળખાય છે. ધ્રુપદની ગતિ ધીમી છે, અને રવીન્દ્રનાથનાં ગીતોની ચાલ પણ તેવી જ છે. ધીમી ગતિઃન

હોય તો સ્વર્ગીય ભાવોનો સમાવેશ સહજસાધ્ય બને નહિ. ગીત દ્રુત ચાલે ચાલે તો સાધારણ રીતે હલકા ભાવોનો ઉદય થાય. પરંતુ આમાંયે વ્યતિક્રમ નથી થતો એમ તો નહિ જ.

ધ્રુપદની કાઠીમાંથી તથા ચાલથી ગાનરચના કર્યા છતાં, કવિની નિજસ્વ શક્તિનો પરિચય યથેષ્ટ રીતે થાય છે જ. સંચારી સૂર અને ચાલ ધ્રુપદની હોવા છતાં, કવિનાં ગીતોમાં સંચારીનું માધુર્ય જુદા જ પ્રકારનું હોય છે. " ગીત-પંચાશિકા "નાં ગીતોમાં સંચારીની અતિ મનોરમ્ય સૃષ્ટિ છે.

કવિની સૂર-રચનામાં પણ ધ્રુપદ પ્રાધાન્યપણે દેખાઇ આવે છે. ધ્રુપદમાં દ્રુત ગતિ અને તાનનો વ્યવહાર થતો નથી. કવિનાં સૂરમાં પણ તેમ થતું નથી. દ્રુત ગતિ અને તાન-વિસ્તાર ખ્યાલ, ટપ્પા, ઠૂમરીમાં મોટા પ્રમાણમાં જણાઇ આવે છે. ધ્રુપદમાં તેવી રીતે દ્રુત ગતિ કે તાનવિસ્તાર કરવાથી ગાન કર્ણકટુ થાય. કવિનાં ગાનોમાં પણ તેમ જ થાય. કવિનાં બધાં ગાનોનો સૂર આવો જ છે એમ નથી. પરંતુ મોટા ભાગનાં ગીતોનો સ્વરવિન્યાસ એ જાતનો છે.

તાનવ્યવહાર કવિનાં ગીતોમાં કોઇ રીતે સંભવ પર નથી. તેનો ખ્યાલ કરતાં એમ લાગે છે કે, તાનમાં કથાનો ભાવ યથેષ્ટ પ્રકાશ પામતો નથી. પણ સૂરનો ભાવ આગળ આવે છે. કવિ ગાનમાં સૂરને પ્રાધાન્યપદ આપવા રાજી નથી. તેથી ખ્યાલ-ટપ્પા ગીત-પદ્ધતિ કવિનાં ગાનોમાં અપ્રયોજ્ય છે. કવિ નાનાં નાનાં ગીત અલંકારનો વ્યવહાર કરે છે. ઠૂમરીની પેઠે સૂરવિન્યાસ તેમનાં ગીતોમાં હોય છે. પણ તેઓ ઠૂમરીની ચાલ કદી ગ્રહણ કરતા નથી. ધ્રુપદના ચલનભંગમાં તે ઠૂમરીના સ્વરવિન્યાસનો અનેક ઠેકાણે પ્રયોગ કરે છે.

રવીન્દ્રનાથ ગીતકવિતાની મૂર્તિ રચી તેને સૂરનાં વસ્ત્ર પહેરાવે છે: અને વિશેષ વિશેષ સ્થાને ઉપયુક્ત ગીત-અલંકારનું સંયોજન કરે છે. એ ધ્રુપદની પદ્ધતિ. ખ્યાલ-ટપ્પા ગાયક, રાગરાગિણીરૂપ ગાનનાં અવયવોને સૂરવિસ્તારરૂપી વસ્ત્રો પહેરાવી, સૂર અને ગીત-અલંકાર ધરાવી, મૂર્તિનાં વિશેષ વિશેષ સ્થાને તાનની માળા ગૂંથી પહેરાવે છે. આ રીતે કવિનાં ગાન અને ખ્યાલ ટપ્પા, એ સંપૂર્ણપણે જુદી જુદી ચીજો છે.

ધ્રુપદની પેઠે ગજેન્દ્રગામી હોવા છતાં કવિનાં ગાનોમાં, ટપ્પા-ઠૂમરીમાં વપરાતા હલકા રાગરાગિણીની કંકાલ પણ મળી આવે છે. જેમકે: ભૈરવી, પીલુ, સાહાના, સિંધુ, ખામ્બાજ, દેશ, બિહાગ વગેરે. હૉદોલ, માલકોશ, પૂરિયા, સોહિણી વગેરે રાગરાગણીનાં રૂપ મળી આવતાં નથી.

કવિવર જે વખતે જમીનદારીના કામે શીલા ઇ દહે નદીની ધારે રહેતા હતા તે વખતે ભાટિયાલી અને કીર્તનના સૂરનાં મિશ્રણ તથા બાઉલ ગીતોની રચના તેમણે પ્રથમ કરેલી. શીલા ઇ દહે નદીનાં મજૂરોના ગાનમાંથી જ કવિને ભાટિયાલી સૂર પ્રાપ્ત થયાનું અનુમાન ખરું લાગે છે. શિક્ષિત સમાજમાં, કવિવરની બાઉલ સૂરરચનાની પૂર્વે બાઉલ ધૃણિત મનાતો હતો. કવિએ તેનો ખરો સ્વાદ ચાખી,-તેનું પોતાના ગાનમાં સંયોજન કરી, 'બાઉલ'ને યથાર્થ મૂલ્યવાન કરી મૂક્યો છે.

બાઉલ ગાનમાં આપણને કથાની તથા ભાવની પ્રધાનતા અને સૂર તથા છંદની સરળતા જણાય છે. બાઉલનો પ્રભાવ પણ કવિના ગાનમાં ખૂબ સારી રીતે પરિલક્ષિત છે. કથાનું પ્રાધાન્ય કવિના ગાનમાં ખૂબ હોય છે. સૂરની સરળતા અને લયને અનુરૂપ છંદ એ કવિના ગાનની વિશિષ્ટતા છે. કવિના સૂરમાં વિષમપદી અને એવા બીજા જટિલ છંદોનો

અભાવ છે. "ગીત-પંચાશિકા"માં વિષમપદી છંદનાં ગીત છે. પરંતુ કવિનાં આધુનિક ગાનોમાં છંદ લઘુ થતો જાય છે. ૭ કે આઠ માત્રાના લઘુ છંદમાં પ્રાયઃ તમામ સૂર-રચના થાય છે. "ગીત-પંચાશિકા"માં સોળ કે બાર માત્રાના છંદો અર્થાત્ ત્રિતાલ ને એકતાલા તાલનાં ગાન છે. પરંતુ આધુનિક સૂરમાં ત્રિતાલા છંદ પણ ખૂબ કમી થયેલો છે.

છંદની દૃષ્ટિએ લઘુતા હોવા છતાં, લગભગ દરેક ગીતની ગતિ વિલંબિત હોય છે. કથાનો અને સૂરનો ભાવ જે ગીતોમાં ગંભીર, તે બધાં ગીતોની ગતિ પણ વિલંબિત જ હોય. તેમ ન હોય તો ગીતનું માધુર્ય ટકી શકે નહિ. વધારે મીઠાથી તેમ જ થોડા મીઠાથી–બંનેથી, ખાદ્ય પદાર્થનો સ્વાદ નષ્ટ થાય છે. પરંતુ જોઈએ તેટલું જ મીઠું લેવાથી જેમ ખાદ્ય સ્વાદિષ્ટ થાય છે, તે પ્રમાણે કવિનો સૂરનો ભાવ લયના પ્રકારભેદથી પણ નષ્ટ થવાની સંભાવના રહે છે. ભાવના અનુપાત પ્રમાણેની ચાલથી ગીત ચાલે તો જ ગાનનું લાવણ્ય પ્રકાશી ઊઠે; અને અવનવા રૂપરસની સૃષ્ટિનો સ્વર્ગીય ભાવ ઉદય પામે.

કીર્તનનો પ્રભાવ કવિનાં ગીતોમાં ખહુ ઓછો છે. 'કીર્તન'માં કથાના ભાવની સાથે સાથે સૂર તથા છંદ પણ બદલાય છે. કવિના ગાનમાં છંદનું પરિવર્તન થતું નથી. 'બાઉલ'ની પેઠે એક જ ચાલથી ગીત ચાલે છે. પરંતુ કથાના ભાવની સાથે સાથે ભૈરવી ઠાઠના ગાનમાં પૂરવી, ઠાઠ કે અન્યાન્ય કોઈ પણ ઠાઠનું સૂરસંયોજન કરવામાં આવે છે. એમ કરવું ઉચ્ચ સંગીતના નિયમથી વિરુદ્ધ છે. પરંતુ ઉચ્ચ સંગીતના "રાગમાલા" અને "સૂરસાગર" જાતનાં ગાનમાં એ પ્રમાણે સૂરરચના હોય છે. પરંતુ કવિનાં ગાનનો સૂરવિન્યાસ એ સર્વે ગીતોના જેવો નથી. "બાઉલ" જેવો પણ નથી. "કીર્તન" જેવો પણ નથી. એ તો કવિની નિજસ્વ ચીજ છે; અને તે 'ધ્રુપદ' અને 'બાઉલ'ના મિશ્રણરૂપ છે.

કવિએ ઉચ્ચ સંગીતના આદર્શ પ્રમાણે રચેલાં ગીતોની સાથે, પખાજ કે તબલાંનો ઠેકો દેવો સંભવિત છે. પરંતુ તેમનાં વર્તમાન ગાન સાથે તેનો સંગ અસંભવિત છે. તેમના ગાનની સાથે ઠેકો દેવામાં ખહુ હોશિયાર તબલચી ન હોય તો રસસૃષ્ટિને બદલે રસભંગ થાય. રવીન્દ્રનાથનાં પ્રથમનાં ધ્રુપદ-ખ્યાલ ગીતોમાં ઢાકા તથા વિષ્ણુપુરી ઠેકાનું ઐક્ય છે જુદા જુદા પ્રાંતના આ ઠેકાઓનો મેળ પડતો નથી. કારણ તે ભિન્ન ભિન્ન હોય છે. કવિના ઉચ્ચ સંગીત-તત્ત્વવાળાં ગાન વિષ્ણુપુરી ચાલનાં છે. કવિનાં ગીતોની ચાલ અનુસાર વાદ્ય રચના કરવામાં આવે તો કોઈ નૂતન રસસૃષ્ટિનાં દ્વાર ખુલ્લાં થાય એમ લાગે છે.*

જેઠાલાલ ત્રિવેદી

# આત્મકથા

(તોટક)

વિષ ડંખ ઘુંટી ઘુંટીને જ પીધા
જેમ દેવજ સોમનું પાન કરે;
ડમરૂ થકી શંકર ગાન કરે
પ્રતિ તાલ ભરી ઉર મેં જ પીધા.
નીકળ્યું વિષ સાગરમંથનથી,
નીલકંઠ પીએ તન ને મનથી;
જગ મંથનથી નિકળ્યું વિષ તે
ભરી રંગ કટોરી પીધું હસતે.

# સિંહાવલોકન

(મંદાક્રાન્તા)

માર્ગે જાતાં પગલી કરીને રેતમાં કૈંક ઘેરી
મોહી, ઊભી, નીરખી રહી એ દશ્ય શોભા અનેરી;
યાત્રાળુઓ વિસરી મુજને ચાલિયા સૌ અગાઢી
હું તો મારા નૂપુર પરથી કંકર્યું મીટ માંડી
જોવા ચોંભી અમ પગ થકી જે પડી દંડી આંકી
સર્વે ત્યાં તો લીન થઇ ગયા દષ્ટિના અન્ત માંહી.

નટવર પટેલ

# ભીલ સેવામંડળ અને ભીલોની ઉન્નતિ

ગુજરાતની પૂર્વ સરહદ પર, દેશી રાજ્યોથી ઘેરાએલા, ડુંગરો અને જંગલોથી પથરાએલા, પંચમહાલ જિલ્લાના દાહોદ અને ઝાલોદ એ બે તાલુકામાં વસતા એક લાખ ભીલોમાં ભીલ સેવામંડળ પોતાનું કાર્યક્ષેત્ર કેન્દ્રિત કરીને, આજ દશ વર્ષથી કેળવણી દ્વારા કુમળાં ભીલ બાળકોમાં સંસ્કારનાં બી વાવી તેમની ભાવિ પેઢી સુધારવાનું કામ, તેમ જ તેમની ધાર્મિક, સામાજિક અને આર્થિક ઉન્નતિનું કામ કરી રહ્યું છે. આ કાર્યના અંગે મંડળ આઠ આશ્રમો, એક દવાખાનું, એક શાળા, છ ગ્રાન્ટ. ઇન. એડ શાળાઓ, અને બે ગ્રાન્ટ–ઇન–એડ રાત્રિશાળાઓ, મળી કુલ ૧૮ સંસ્થાઓ ચલાવે છે. ભીલ સેવામંડળના મનોરથો, સારાએ ગુજરાતમાં વસતા ભીલ અને એવી રાનીપરજ કોમોની સેવા કરવાના છે, અને એ પાર પાડવા જેમ જેમ સાધનો, સગવડો અને સેવાભાવી કાર્યકર્તાઓ મળતા જાય છે, તેમ તેમ કાર્યક્ષેત્રનો વિસ્તાર કરવામાં આવે છે. આ વર્ષની શરૂઆતમાં વડોદરા રાજ્યના નવસારી પ્રાંતનાં ઘીચ જંગલોથી છવાએલા, ઉમરપાડાના ઉચ્ચ પ્રદેશમાં, કેવળ રાનીપરજ વસ્તીની મધ્યમાં સરદા મુકામે એક ભીલ ( વસાવા ) આશ્રમ ખોલવામાં આવ્યો છે. સિંધ પ્રાંતમાં નગરપારકરમાં ભીલ અને મેઘવાળનાં ( જેઓ ત્યાં અસ્પૃશ્ય ગણાય છે ) બાળકોને કેળવણી આપવા એક આશ્રમ ત્રણ વર્ષથી ચાલે છે; જેની વ્યવસ્થા અને દેખરેખ આ મંડળ રાખે છે. આ આશ્રમ મંડળનાં કેળવણી પામેલાં ભીલ દંપતી ચલાવે છે. આ ઉપરાંત શુકલતીર્થ ( ભરૂચ જિલ્લો ) અને ચીખલીમાં ( વ્યારા તાલુકો, નવસારી પ્રાંત ) બે રાત્રિશાળાઓ અને પંચાલ ( ઇડર સ્ટેટ )માં એક શાળા મંડળની મદદથી ચાલે છે. શુકલતીર્થની રાત્રિશાળા મંડળમાં કેળવણી લીધેલ ભીલ દંપતી ચલાવે છે.

**વિદ્યાર્થીઓ અને કેળવણી વિષે:** મંડળ કુલ નાનીમોટી અઢાર સંસ્થાઓ મારફત લગભગ ૫૯૬ બાળકોને કેળવણી આપે છે. આશ્રમોમાં રહીને અભ્યાસ કરનાર બાળકોની સંખ્યા ૨૬૪ છે, જેમાં ૨૨ કન્યાઓ છે. આ આશ્રમોના વિદ્યાર્થીઓને શિક્ષણનાં સાધનો ઉપરાંત કપડાંલત્તાં અને ખોરાકી મફત પૂરાં પાડવામાં આવે છે. આશ્રમોમાં બાળકો ચોવીસે કલાક ગુરુના અખંડ સમાગમમાં અને આશ્રમના પવિત્ર વાતાવરણમાં રહેવાથી સ્વચ્છ રહે છે, તેમ જ સંસ્કારી અને નિર્મળ ચારિત્ર્યવાળાં બને છે. આશ્રમના વાતાવરણથી જ રાનીપરજ બાળકોમાં સંસ્કારનું સિંચન થાય છે, એ મંડળનો અનુભવ છે. આશ્રમનું જીવન સાદું છે. ખોરાકમાં બાળકોને સાદો ખોરાક એટલે તેમના ઘરનો જ, મુખ્યત્વે, મકાઇનો ખોરાક આપવામાં આવે છે. બાળકદીઠ ખોરાકીખર્ચ માસિક રૂપીઆ અઢીને આશરે તથા કુલ ખર્ચ જેમાં શિક્ષકોના વેતનનો સમાવેશ કરતાં માસિક રૂા. ૬) સુધી આવે છે.

**શિક્ષણ:** ભીલને સંસ્કારી બનાવે, તેમને ઠીક પ્રમાણમાં જ્ઞાન મળે, અને જીવનમાં ઉપયોગી થઈ પડે એવું શિક્ષણ મંડળના આશ્રમોમાં આપવામાં આવે છે અને તે માટે મંડળે ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસક્રમ યોજ્યો છે. આશ્રમો અને શાળાઓ

ભીલોની વસ્તીમાં જ ઊભાં કરવામાં આવ્યાં છે, એટલે કુદરતને ખોળે સ્વાભાવિક વાતાવરણમાં કેળવણીના લાભો મેળવી શકાય છે. કેળવણી આપવાનાં સાધનોમાં ભીલ બાળક અને તેના માનસનો જિજ્ઞાસુ અને ચિકિત્સક આચાર્ય એ બે મુખ્ય સાધનો ગણવામાં આવ્યાં છે.

**ઔદ્યોગિક કેળવણી:** આશ્રમોમાં વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાનની કેળવણી ઉપરાંત ખેતી, કાંતણ તથા વણાટનું શિક્ષણ આપવામાં આવે છે. દરેક આશ્રમમાં ત્રણથી ચાર કલાક ઔદ્યોગિક કેળવણી માટે નિયત કરવામાં આવ્યા છે; અને એ રીતે બાહ્દિક અને ઔદ્યોગિક કેળવણીનો મેળ સાધવા પ્રયત્ન કર્યો છે.

**ખેતી:** દરેક આશ્રમની પાસે થોડી યા વધુ જરૂરજોગી જમીન રાખવામાં આવી છે; જેમાં વિદ્યાર્થીઓ જાતે ખેતી કરે છે, બાગ ઉછેરે છે, જરૂરજોગાં શાકભાજી ઉત્પન્ન કરે છે, અને એ રીતે એમને ઉપયોગી ખેતીનું જ્ઞાન મેળવી લે છે.

*કાંતણ-વણાટ:* બધા આશ્રમોમાં કાંતણ ફરજિયાત રાખવામાં આવ્યું છે. આશ્રમનાં બાળકો માટે જોઈતાં કપડાં માટે પૂરતું સૂતર બાળકોએ ઉત્પન્ન કરવું, એવો નિયમ સ્વીકારવામાં આવ્યો છે. સૂતર વણવા તથા બધા આશ્રમોમાં કાંતણનાં સાધનો પૂરાં પાડવાં અને યોગ્ય સૂચનાઓ આપવા મીરાખેડીમાં ઉદ્યોગમંદિર સ્થાપવામાં આવ્યું છે. બધા આશ્રમોનું સૂતર ત્યાં વણવામાં આવે છે. ચાલુ વર્ષે ૧૪ મણ સૂતર કંતાયું; જેમાંથી ૧,૭૦૦ ચોરસવાર ખાદી વણાવવામાં આવી છે.

**ઇતર ઔદ્યોગિક કેળવણી:** શાળામાં પૂરું શિક્ષણ લીધા પછી, યા તો તે પહેલાં જેની ઇચ્છા હોય એવા વિદ્યાર્થીઓને જુદે જુદે ધંધે લગાડવા માટે મંડળ યોગ્ય ગોઠવણ કરે છે. આ વર્ષમાં મંડળના ૭ વિદ્યાર્થીઓને વડોદરામાં કોલીકો પ્રિન્ટિંગ વર્કસમાં લૂગડાં ઉપર છાપ તથા રંગાટકામ શીખવાને મોકલવામાં આવ્યા છે. દાહોદમાં સુથારકામ શીખવા માટે બલસાર આર્ટ ગૅલેરીમાં ત્રણ વિદ્યાર્થીઓને રાખ્યા છે. એક વિદ્યાર્થી દાહોદમાં પ્રિન્ટિંગ પ્રેસમાં કામ શીખે છે.

**અંગ્રેજી કેળવણી:** અંગ્રેજીનું શિક્ષણ આપવા માટે દાહોદમાં એક આશ્રમ સ્થાપવામાં આવ્યો છે. આશ્રમમાં રહી દાહોદની અંગ્રેજી હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓ કેળવણી લે છે. હાલ એવા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬ છે. મૅટ્રિકની પરીક્ષા પસાર કરનાર એક ભીલ વિદ્યાર્થીને વડોદરાની કોલેજમાં આગળના અભ્યાસ માટે મંડળે ગોઠવણ કરી આપી છે. એ વિદ્યાર્થી આર્ટ્સ કોલેજના પ્રથમ વર્ષમાં છે. એક વિદ્યાર્થી ડાકોર સંસ્થાન હાઇસ્કૂલમાં પાંચમા ધોરણમાં છે, જેને મંડળ તરફથી શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

કન્યાકેળવણી: મંડળે ભીલકન્યા-કેળવણીનો પ્રશ્ન હાથમાં લીધો છે. દરેક શાખામાં કન્યાઓને દાખલ કરવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. પણ જે કોમમાં દર હજારે ફક્ત ચાર જ માણસો લખી વાંચી જાણતા હોય તે કોમમાં કન્યાકેળવણીનું કાર્ય ઘણું દુર્ઘટ છે; છતાં એ ચાલુ વર્ષે મંડળની બધી શાખાઓમાં મળી ૪૩ કન્યાઓ કેળવણી લે છે, જેમાંની ૨૨ કન્યાઓ આશ્રમમાં છે. આશ્રમમાં અને શાળામાં સહશિક્ષણનો અનુભવ મેળવવામાં આવે છે. મંડળની બે વિદ્યાર્થિનીઓને ચાલુ વર્ષે વધુ અભ્યાસ માટે સુરતના વનિતા વિશ્રામમાં મોકલવામાં આવી છે.

**મદદ લેતી શાળાઓ:** ચાલુ વર્ષે મદદ લેતી શાળાઓ એ મંડળની કાર્યદિશામાં નવું પગલું છે. કોઈ પણ ગામના લોકોની શાળા કાઢવા ઇચ્છા હોય, અને તેઓ અનાજ-

રૂપે યા રોકડ થોડીઘણી રકમ શાળાના નિભાવ માટે આપવા તૈયાર હોય તેવા ગામે મંડળની શાળાની પરીક્ષા પસાર કરેલ વિદ્યાર્થી સ્વતંત્ર શાળા સ્થાપે તો તેને મંડળ તરફથી દર વિદ્યાર્થીની હાજરી દીઠ આઠ આના સુધીની રકમ મદદ પેટે આપવામાં આવે છે. આવી શાળાઓ આ વર્ષે આ બે તાલુકામાં પાંચ નીકળી છે. પાંચે શાળાઓ મંડળના જૂના વિદ્યાર્થીઓએ પોતાની જાતમહેનતથી અને ગામલોકોની સહાનુભૂતિ મેળવીને કાઢી છે. મંડળ આ પ્રવૃત્તિ વધે એ ઇચ્છે છે, અને તેને યોગ્ય પોષણ આપે છે. આ પ્રવૃત્તિ સ્વયંભૂ છે. એમનામાંથી જ એ ઉદ્ભવી છે. એ બતાવે છે કે ભીલોને કેળવણીની ભૂખ લાગી છે. મંડળના દશ વર્ષનાં કાર્યનું આવી રીતે સુપરિણામ આવવા લાગ્યું છે, એ સંતોષની વાત છે. આ શાળાનાં ઝૂંપડાં ગામલોકોએ પોતાની આછી કમાણીમાંથી ઉઘરાણાં કરીને બાંધ્યાં છે. એવા એક ઝૂંપડાનો ખર્ચ રૂા. ૫૦ થી ૬૦ થાય છે.

**સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓ:** ભીલોમાં ધાર્મિક અને સામાજિક ઉન્નતિનું કાર્ય દરેક શાખામાંથી થાય છે. વહેમો, ખોટા રિવાજો અને દારૂની બદી નિર્મૂળ કરવાનું કામ ઘેરેઘેર ફરીને ઉપદેશ કરીને કરવામાં આવે છે. અને એ દ્વારા ભીલોમાં વ્યાપી રહેલા દોષો દૂર કરવાનું કામ કરવામાં આવે છે. પરિણામે ભીલોમાં ૩૦ થી ૪૦ ટકા જેટલો દારૂનો વપરાશ ઘટયો છે. માંસનો વપરાશ ઓછો થતો જાય છે, અને ભગતોની (જે દારૂ-માંસનો ત્યાગ કરે છે તે એ નામે ઓળખાય છે.) સંખ્યા વધતી જાય છે. મંડળે વર્ષની શરૂઆતમાં ગ્રામોન્નતિ – Rural Uplift – ની યોજના ઘડી કાઢી છે; જે મંડળના ઘણા આજીવન સભ્યો જેલમાં હોવાથી હાથમાં લેવામાં આવી નથી. ગ્રામપંચાયતો સ્થાપી અને ભજનમંડળીઓ કાઢીને દારૂનિષેધના કાર્યને વેગ આપવાનું, લગ્નમરણના ખોટા રિવાજો દૂર કરવાનું, નવી સહકારી મંડળીઓ સ્થાપવાનું અને હોય તેને વધારે સુવ્યવસ્થિત કરવાનું, અને ખેતીમાં સહાયક ધંધાઓને ઉત્તેજન આપવાનું—એ આ યોજનાનાં મુખ્ય અંગો છે. નજીકના ભવિષ્યમાં આ યોજના અમલમાં મૂકવાની ઉમેદ છે.

જેસાવાડા અને ઝાલોદ આશ્રમોમાં રામમંદિરો છે, અને દરવર્ષે રામનવમીને દિવસે ભીલોનો મેળો બંને ઠેકાણે ભરવામાં આવે છે. મેળા વખતે આગેવાન કાર્યકર્તાઓનાં ભાષણો તથા પ્રવચનો થાય છે. મંદિરો દ્વારા ભીલોને હિંદુ ધર્મની યથાર્થ ઝાંખી કરાવવાના પ્રયત્નો કરવામાં આવે છે.

**દવાખાનું અને વૈદકીય મદદ:** આ પ્રદેશમાં વૈદકીય મદદનું કામ મંડળે ઉપાડી લીધું છે. ભીલો ખૂબ વહેમી છે, અને માંદગીના કારણનું આરોપણ 'ભૂત–ડાકણ' ઉપર કરે છે. તેમને આ વહેમમાંથી ઉગારવા મંડળની દરેક શાખામાં દવાપેટી રાખવામાં આવે છે. દાહોદમાં મુખ્ય દવાખાનું છે. આશ્રમના જવાબદાર શિક્ષક ગામડામાં ફરી માંદાઓને દવા આપે છે.

ચાલુ વર્ષે દર્દીઓની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| | ભીલ | ભીલેતર | કુલ |
|---|---|---|---|
| દાહોદ મુખ્ય દવાખાનું … … … | ૪,૭૪૭ | ૧૦,૪૮૧ | ૧૫,૨૨૮ |
| શાળાઓની દવા પેટીઓ કુલ ૧૧ … | ૧૪,૮૯૨ | ૧,૫૧૧ | ૧૬,૪૦૩ |
| કુલ … | ૧૯,૬૩૯ | ૧૧,૯૯૨ | ૩૧,૬૩૧ |

ભીલ સેવામંડળ ઉપર પ્રમાણે ભીલોની આર્થિક, સામાજિક, ધાર્મિક અને કેળવણી-વિષયક ઉન્નતિનું કાર્ય આજ દશ વર્ષથી કરી રહ્યું છે. મુંબઇ ઇલાકાની કુલ ૨૭૦ લાખની વસ્તીમાં ભીલ અને એવી રાનીપરજ કોમોની વસ્તી આશરે સત્તર લાખ છે, એટલે પ્રત્યેક ૧૬ માણસે ૧ ની છે. એ પૈકી ભીલ કોમની વસ્તી આઠ લાખની છે. આવી ભોંયભેગી થયેલી કોમનો હાથ પકડી તેમને ઉન્નતિને માર્ગે મૂકવી એ ઉજળિયાતોની ફરજ છે. હિંદુસ્તાનના આ લોકો મૂળવતની છે, અને તેમની દુર્દશા થવામાં આપણે કારણભૂત છીએ. આપણે જે પાપ કર્યું છે તેનું પ્રાયશ્ચિત્ત કરવા માટે તેમની ધાર્મિક, આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવી જોઇએ. હિંદી સમાજનું એ અંગ જ્યાં સુધી નિરક્ષર રહેશે, ભૂખમરામાં રીબાતું રહેશે, અને દારૂની બદીમાં એના આત્માનું હીર હણાતું રહેશે ત્યાં સુધી દેશની ઉન્નતિની આશા રાખવી મિથ્યા છે. આ કાર્ય માટે દેશભરમાં સેંકડો સેવામંડળોએ હજારો સેવકો મારફત ભગીરથ પ્રયત્ન કરવો પડશે. પ્રભુ એ દિવસ જલદી આણે અને રાનીપરજ કોમો આર્યત્વમાં ભળી જાય.

અમૃતલાલ વિ. ઠક્કર
પ્રમુખ, ભીલ સેવામંડળ.

---

" આપણા દેશમાં જો કોઇ હલકી વર્ણમાં જન્મે તો તેને વાસ્તે કોઇ પ્રકારની આશા જ રહેતી નથી. અરે! આ તે કેવો જુલમ છે! આ દેશમાં[1] તો દરેકને માટે આશા, દરેકને માટે તક છે. આજે તે ગરીબ છે, પણ આવતી કાલે જ તે શ્રીમંત, વિદ્વાન અને આબરૂદાર ગૃહસ્થ બની શકે છે. ગરીબ અને દીનદુઃખીને મદદ કરવાને માટે અહીં દરેક જણ તૈયાર હોય છે. હિંદુસ્તાનમાં " અમે ગરીબ છીએ, ગરીબ છીએ " એનો પોકાર ચાલુ છે; પણ તેમને મદદ કરવાને માટે કેટલી સંસ્થાઓ તમારા દેશમાં છે? હિંદુસ્તાનમાં હજારો અને લાખો ગરીબોને માટે કોના અંતઃકરણમાં ખરેખરી લાગણી છે? કોની આંખમાં તેમને માટે ખરેખરાં આંસુ આવે છે? શું આપણે તે મનુષ્ય છીએ? તેમના જીવનનિર્વાહને માટે, તેમને સુધારવા માટે આપણે શું કર્યું છે? શું કરીએ છીએ? અરે! આપણે તેમને અડતા પણ નથી, આપણે તેમનાથી દૂર નાસીએ છીએ. શું આપણે ખરેખર મનુષ્ય છીએ? પેલા હજારો બ્રાહ્મણો ગરીબો, પતિતો અને છુંદાયેલાઓ માટે શું કરે છે? " અડશો મા " " અડશો મા " એ એક જ જાપ તેમના મોઢામાંથી નીકળે છે. તેમને હાથે આપણા સનાતન ધર્મની કેવી અધોગતિ થઇ છે! શું હવે આપણો ધર્મ માત્ર " અડશો મા "માં જ આવી રહ્યો છે અને બીજા કશામાં નહિ?"

સ્વામી વિવે'

# મોરલો

ગીત

હાં રે કોઇએ દીઠો હો રાજ,
મોતિ ચરંતો મોરલો.
મોતિ ચરંતો ને કળા કરંતો,
મીઠા કેકોવ કરી મનડું હરંતો
હાં રે કોઇએ દીઠો હો રાજ
મોતિ ચરંતો મોરલો.
હાં રે કોઇએ દીઠો હો રાજ
મારો મનગમતો મોરલો.
હાં રે કોઇ બતાવો હો રાજ
પીંછે શોભંતો મોરલો.
માથે મુકટ શી કલકી એક ડોલતી
સાથે રૂપાળી ઢેલ ઢેહુક બોલતી
હાં રે હતો એવે એંધાણી રાજ
મારો મધુરો મોરલો.
હાં રે કોઇ બતાવો હો રાજ
મોતિ ચરંતો મોરલો.*

છ. વિ. રાવળ



# વિ સ ર્જ ન

ક્ષિતિજથી રવિ આથમતો સર્યો,
તિમિર પાલવ આ જગ ચૂમતો;
ઉદધિગાન અશાન્ત બની રહ્યાં,
સકલ નાવ હવે તટમાં જતાં.

મધુર આશ ભરી સુખ કલ્પના,
તરુણ જીવન ભાવ અનન્ત આ;
સમય સાથ બધાંય સરી ગયાં;
નિજ ગૃહે નિજ પન્થ વિષે પળ્યાં.

મુકુન્દ વિ૦ વિજય-પારાશર્ય

# ન્યુટ્રોન

આ ચાલુ સાલના જાણવાજોગ બનાવોમાંનો એક તે કેવેન્ડિશ પ્રયોગશાળાવાળા ડૉ. જે. ચેડવિકે " ન્યુટ્રોન "ના અસ્તિત્વ વિશે જે સબળ પ્રમાણ મેળવ્યું છે તે છે. " ન્યુટ્રોન " એટલે જેમાં ધન વિદ્યુત્કણ " પ્રોટોન " અને ઋણવિદ્યુત્કણ " ઇલેક્ટ્રોન " એક બીજાનાં ખાસ નિકટ સાન્નિધ્યમાં આવેલાં હોય એવું કણ. કોઇ પણ મોટા પરમાણુનાં " બીજ " " nucleus "માં ઘણાં ઇલેક્ટ્રોન અને પ્રોટોનનો આવો ગાઢો સમાગમ થએલો હોય છે જ, પરંતુ એક ઇલેક્ટ્રોન અને એક પ્રોટોનના બનેલા યુગલમાં આ જાતનું સંગઠન પહેલાં કદી જાણવામાં આવ્યું ન હતું. બાર વરસ પહેલાં લોર્ડ રૂથર્ફર્ડે આવાં કણનાં અસ્તિત્વની કલ્પના કરી હતી અને તેના ગુણ કેવા હોઇ શકે તેનું વર્ણન કર્યું હતું. એ કણ ઘણું ભારે છતાં કદમાં ઘણું નાનું હોવાથી, અને તેમાં મુક્ત વીજળીના અભાવે બાહ્ય વીજળીક બળ નહિ હોવાથી તેની પદાર્થમાં થઇને ચાલ્યા જવાની ભેદક શક્તિ અદ્વિતીય હોવી જોઇએ. તેને કોઇ પણ વાસણમાં દાખીને ભરી શકાય નહિ; કારણ કે એ તત્ત્વ એટલું પાતળું છે કે તે પાત્રની બાજુઓમાં થઇને સરકી જાય. સાધારણ હાઇડ્રોજન વાયુનાં પરમાણુ પણ આ જ રીતે એક ઇલેક્ટ્રોન અને એક પ્રોટોનના બનેલા હોય છે, પણ તેમાં એ બેનો સમાગમ એટલો નિકટ હોતો નથી. હાઇડ્રોજનનો પરમાણુ પોતાનો ઇલેક્ટ્રોન એક મોટા ઘેરવાળા ઓઢણની પેઠે પહેરે છે જેથી તેનું કદ પ્રમાણમાં ઘણું જ વધી જાય છે; જ્યારે " ન્યુટ્રોન "માં તો જાણે એ ઓઢણ કાઢી લઇ ગડીવાળી બગલમાં જ મારેલું હોય છે. અથવા સાદી રીતે કહીએ તો એમાં બન્ને સંગાથીઓએ એકમેકને એવા બાથમાં લીધેલા હોય છે કે એમાંનું ઇલેક્ટ્રોન આડરૂપ થતું નથી. છતાં ઇલેક્ટ્રોનની ઋણવિદ્યુત્ અને પ્રોટોનની ધનવિદ્યુત્ મળીને એ જોડખાંની વીજળીક સમાનતા જળવાઇ રહે છે. આટલાં પાસે આવ્યા છતાં એ બન્ને ભિન્ન રહી શકે છે, અને હાઇડ્રોજન પરમાણુમાં ઇલેક્ટ્રોન અને પ્રોટોન વચ્ચે જેટલું વીજળીક બળ હોય છે એટલો જ તફાવત ન્યુટ્રોનમાં પણ બન્ને ઘટકો વચ્ચે રહે છે. અત્યાર સુધી અજ્ઞાત રહેલા આ કણ જેનું અસ્તિત્વ ડૉ. ચેડવિકના પ્રયોગથી ચોક્કસ સિદ્ધ થયું છે તે એક અતિ રસપ્રદ નવીન ભૌતિક વસ્તુ છે, અને ભાવિ શોધખોળને માટે સબળ સાધન પણ છે.

## પરમાણુખંડન

પરમાણુના ગર્ભમાં રહેલ બીજ પ્રથમ શોધનાર લોર્ડ રૂથર્ફર્ડ હતા. એ બીજનું ખંડન કરવા માટે તેમણે બનતા પ્રયત્ન કર્યા. રેડિયમ જાતના પદાર્થમાંથી નીકળતા " આલ્ફા " કણને અસ્ત્ર બનાવી તેમણે " બીજ " ઉપર ભયંકર મારો ચલાવ્યો. બાર વરસ ઉપર એનો આરંભ થયો હતો. એ કાર્ય હજી ચાલુ જ છે.

થોડા જ વખત ઉપર એમના બે શિષ્યો ગુરુ કરતાં આગળ વધ્યા. ડૉ. જે. ડી. કૉક્રોફ્ટ અને ડૉ. ઇ. ટી. એસ. વૉલ્ટને રેડિયમ જેવા પદાર્થમાંથી પોતાની મેળે છૂટક

છૂટક નીકળતા અસ્ત્રોને બદલે પોતે યોજેલા અસ્ત્રોનો ઉપયોગ કર્યો છે. પોતાના વીજળીક યાનનો ઉપયોગ કરીને સુંદર યોજના વડે છૂટાં પ્રોટોન કણોનો ગોળા તરીકે લીથિયમ ધાતુના પરમાણુબીજ ઉપર મારો ચલાવવામાં ઉપયોગ કર્યો છે. લાખો " વોલ્ટ "નું વીજળીક દબાણ લગાડીને આ કણોને જોઈતાં ભેદક બળવાળા બનાવવામાં આવે છે. સાધારણ લીથિયમ પરમાણુના બીજમાં ૭ પ્રોટોન અને ૪ ઇલેક્ટ્રોન હોય છે ( બાકીના ૩ ઇલેક્ટ્રોન બહારનું ઓઢણુ બનાવે છે ). અહીં પણ નિશાન લીધા વગર જ ગોળીબાર કરવાનો હતો તેથી કરોડોમાં કોક જ ગોળી નિશાનને વાગતી. જ્યારે વાગેલો પ્રોટોન લીથિયમના બીજને ભેદી તેમાં પ્રવેશે છે ત્યારે બીજમાં એક અજબ વિક્ષેપ ઉત્પન્ન કરે છે. પહેલાંના સાત પ્રોટોનમાં એકનો ઉમેરો થવાથી આઠ પ્રોટોન થાય છે. એ સમૂહ પછી બે ભાગમાં વહેંચાઈ જાય છે, દરેક ભાગ ચાર પ્રોટોન અને બે ઇલેક્ટ્રોનનો બને છે, અને એ બે ભાગ ઘણા બળ સહિત એકબીજાથી છૂટા પડે છે, અને પરિણામે બે હીલિયમ વાયુના પરમાણુ બને છે. આ એક ઉત્તમ સિદ્ધિ કહી શકાય; કારણ કે રેડિયમ વગેરેમાંથી મળતા બળકટ સાધનને બદલે પ્રયોગશાળામાંની યોજના વડે પરમાણુનું આ પ્રથમ જ કૃત્રિમ ખંડન છે. એ જ રીત વાપરીને બીજા પદાર્થોના પરમાણુઓનું પણ ખંડન સફળ નીવડયું છે.×

# હિંદનો સિનેમાઉદ્યોગ

(૩)

[ જોડ – અષાડના અંકથી ચાલુ ]

## મૂડી

આ ઉદ્યોગના માર્ગમાં આવતી આ ત્રીજી આડખીલી છે. કોઈ પણ ઉદ્યોગને પગભર કરવા અને આગળ વધારવા આજના કાતીલ હરીફાઇના યુગમાં પૂરતી મૂડી વગર ચાલે એમ નથી. પણ શરૂઆતથી જ આ ધંધાને મૂડીની તો વિમાસણો વેઠવી પડી છે અને આજે પણ હજી તેને તેટલી જ વિમાસણો છે. અલબત, છેલ્લાં બે ત્રણ વરસથી એટલે કે બોલતી ફિલ્મોની શરૂઆત થયા પછી કેટલાક મૂડીદારો તેમાં રસ લેતા થયા છે, છતાંય તેમની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેટલી છે અને ઉપરાંત જે માર્ગોથી સામાન્ય રીતે બીજા ઉદ્યોગોને પૈસા મળે છે તે માર્ગો તો હજી સુધી તેને માટે બંધ જ છે.

આ ઉદ્યોગ એવા પ્રકારનો છે કે શરૂઆતના બાર માસ, તો તેમાં પૈસો નાખ્યા કરવો પડે અને ત્યારપછી તે પોતાનું ખરચ કાઢવા પૂરતો પગભર થાય છે. પણ અત્યાર સુધીમાં ભાગ્યે જ કોઇ પણ કંપની તે પ્રમાણે ઊભી થઈ છે. લગભગ એકેએક કંપનીનો આંતરિક

× સર આલફ્રેડ ઇવિંગે ૩૧ ઑગસ્ટ ૧૯૩૨ ને દિને બ્રિટિશ એસોસીએશનના પ્રમુખસ્થાનેથી આપેલાં ભાષણ ઉપરથી.

ઇતિહાસ તપાસીએ તો માલૂમ પડશે કે 'પૈસાની અગવડો' ( Financial troubles ) નો પથરો તેની છાતી પર હંમેશાં પડયો જ હોય છે. એ ઉપરાંત આ ધંધો Luxury મોજશોખનો ધંધો ગણાય છે અને તેથી લોકોનો શોખ કઇ ઘડીએ કઇ દિશા તરફ વળશે તે ભય હમેશાં માથા પર હોય છે. સાહિત્યના જગતમાં જેમ કોઇ વાર નવલકથાઓનો યુગ, તો વળી નવલિકાઓનો યુગ, રાષ્ટ્રીય સાહિત્યનો યુગ એમ ચાલ્યા જ કરતું હોય છે, તેમ સિનેમાજગતમાં પણ અત્યારે લોકો કેવા પ્રકારની ફિલ્મો પસંદ કરે છે એ ધ્યાનમાં રાખવું પડે છે.

અને મૂડી માટે ભોગવવી પડતી આ પરાધીનતાએ આ ઉદ્યોગને અત્યાર સુધી પાંગળો રાખ્યો છે. બાળકને નાનપણથી જ માતાના ધાવણની અછત રહે તો પછી તે ક્યાંથી મજબૂત શરીરનું અને નીરોગી બને? એક બાજુથી યુરોપ અને અમેરિકામાં આ ઉદ્યોગો માટે મોટાં મોટાં ટ્રસ્ટો બને છે અને કહેવાય છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં તો આ આખોય ઉદ્યોગ બૅંકોના ( Wall Street ) ના હાથમાં છે અને તેઓએ આ ધંધા પાછળ એટલી બધી મૂડી રોકેલી છે કે તેઓને ભાગ્યે જ તેમાંથી બે ટકા વ્યાજ ઊપજે છે. પણ પૂરતી મૂડી રોકવાને પરિણામે તેઓ આજે એ ધંધાનાં એકેએક અંગ પૂરતી રીતે ખીલવી શકયા છે. જગતભરમાંથી ઉત્તમમાં ઉત્તમ કળાકારો એકઠા કરે છે અને સર્વદેશીય ચિત્રપટો તૈયાર કરી જગતનું બજાર હાથ કરી રહ્યા છે. આજે હજીય જગતની ૮૦ ટકા ઉત્પત્તિ તો માત્ર યુનાઇટેડ સ્ટેટ્સમાંથી જ છે.

એટલું જ નહિ પણ પૈસા ધીરવાની બાબતમાં આ અમેરિકન બૅંકોનો ઘણો જ સહકાર હોય છે. દાખલા તરીકે કહેવાય છે કે ત્યાં આગળ જે ચિત્રપટો મોટા ખર્ચે તૈયાર થતાં હોય છે તેનું ખરચ ઉપાડી લેવા ઘણી વાર તો બાર બાર અને પંદર પંદર બૅંકો તૈયાર થાય છે અને તેથી ચિત્રપટોનાં સર્વે અંગો સુંદર રીતે ખીલવી શકાય છે.

બીજી બાજુ આપણે ત્યાંની પરિસ્થિતિ તપાસીએ. આપણે ત્યાં પૈસા મેળવવાના ત્રણ માર્ગ સામાન્યતઃ છેઃ (૧) સરકાર તરફથી મદદ; (૨) બૅંકો પાસેથી મેળવવા; અથવા (૩) ખાનગી મૂડીદારો પાસેથી. આમાંથી પહેલી બાબત માટે તો આપણે શરૂઆતમાં જ જોઇ ગયા હતા કે સરકારે તો તેના પ્રત્યે ઉદાસીનતા દાખવેલી જ છે; એટલું જ નહિ પણ બલ્કે પ્રગતિના માર્ગમાં આડખીલીરૂપ બની છે. હવે લઇએ બીજો માર્ગ. શરૂઆતમાં બૅંકોએ એકબે પ્રસંગોએ પૈસા ધીરેલા પણ તેમાં કંઇક કડવો અનુભવ મળ્યો તેથી, કહે છે મુંબાઇની દેશી બૅંકોના મંડળે તો ઠરાવ કર્યો છે કે દેશી ફિલ્મ ઉદ્યોગ પર પૈસા ધીરવા નહિ. વચ્ચે સેંટ્રલ બૅંકવાળા મિ. પોચખાનાવાળા આમાં રસ લે છે એમ સાંભળવામાં આવ્યું હતું, પણ ત્યાર પછી શું થયું તે સાંભળવામાં આવ્યું નથી. ટૂંકમાં, તે માર્ગ પણ અત્યારે તો બંધ છે.

હવે રહ્યો માત્ર ત્રીજો માર્ગ અને તે ખાનગી મૂડીદારોનો. આમાંય જે સદ્ધર પાર્ટીઓ છે તેઓનું તો કહેવું એમ છે કે આ ધંધામાં સ્થિરતા ( Stability ) ઓછી છે અને તેથી તેઓ મિલ જેવા ઉદ્યોગોમાં પૈસો રોકવો વધારે પસંદ કરે છે. એટલે હવે રહ્યા તે મૂડીદારો કે જેઓમાંથી ભાગ્યે જ એવા હોય કે જેઓ પૂરતી મૂડી રોકી શકે. ઉપરાંત પૈસા ધીરનાર તેઓ એકલા જ રહ્યા હોઇ તેઓની શરતો એટલી તો આકરી હોય છે કે સ્વમાનવાળો

માણસ તો ભાગ્યે જ એ રીતે પૈસા લેવાનું કબૂલ કરે, અને છતાંય જેમ 'હાર્યો જુગારી બમણું રમે' તે મુજબ તે ધંધામાં પડેલા માણસ તેમાંથી છૂટવા માટે આવી આકરી શરતો પણ સ્વીકારી લે છે. અને પરિણામે ન ધારેલાં પરિણામો ભોગવવાનો વખત આવે છે. ટૂંકમાં મૂડી જે આજના ધંધામાં મુખ્ય વસ્તુ છે તેનો અભાવ પુષ્કળ છે. છેલ્લે છેલ્લે બોલતાં ચિત્રપટો થયા પછી છેલ્લા બાર માસમાં બંગાળના મૂડીવાદીઓએ ( ખાસ કરીને મારવાડી લોકો ) આ ધંધા તરફ ખાસ ધ્યાન આપવા માંડયું છે અને તે જ પ્રમાણે તેઓ પોતાનો સહકાર ચાલુ રાખશે તો આ ધંધાનું મધ્ય સ્થળ જે મુંબઈ છે તે બદલાઈને કલકત્તા થતાં વાર નહિ લાગે. પણ હજી તે તો ભવિષ્યની વાતો જ કહેવાય.

સહકાર: આજે જગતનો દરેકેદરેક ધંધાદારી સ્વબચાવ અર્થે અમુક જાતનાં મંડળો વગેરે સ્થાપે છે—અરે એમાંથી હજામ અને ઢેડ જેવી જાતિઓ પણ બાતલ નથી,—ત્યારે આ એક જ ધંધો એવો છે કે તેમાં એક પણ પ્રકારનું એવું મંડળ નથી કે જે કોઈ પણ પ્રસંગે તેમના ધંધા વતી તેમને લગતી કોઈ પણ બાબતમાં વિરોધ કરી શકે કે તે વિષે પોતાનો મત આપી શકે.

અલબત, આ બાબતમાં બેત્રણ વાર પ્રયાસો થયા છે, પણ છેવટે પરિણામ શુભ જ આવ્યું છે. કારણ કે 'ઘરના ભુવા ને ઘરના જતી' જેવો ઘાટ હોય છે. સૌથી પહેલો પ્રયાસ આજથી છ સાત વર્ષો પર થયેલો; પણ તેની પણ એક કે બે સભાઓ થઈ ને પછી શું થયું તે તેના ઉત્પાદકો પોતે જ જાણે. ત્યાર પછી બીજો પ્રયાસ 'ઇંડિયન સીનેમેટોગ્રાફ ઇંક્વાયરી કમિટિ' નિમાઈ ત્યારે થયો હતો અને 'સિનેમા વર્કર્સ એસોસીએશન' પણ સ્થપાઈ હતી. સભા થઈ; મંડળનું બંધારણ ઘડાયું; મંત્રીઓ ચુંટાયા; કમિટિ આગળ મોકલવા માટે પ્રતિનિધિઓ ચુંટાયા; પ્રતિનિધિઓ કમિટિ આગળ જુબાની આપી આવ્યા અને...અને પછી? જે પહેલા પ્રયાસનું થયું તે જ આ બીજા પ્રયાસનું થયું. નોંધવા જેવી બાબત એ છે કે સિનેમા સ્ટુડીઓના માલિકોએ આવા મંડળ તરફ જરા પણ વિરોધ દાખવ્યો ન હતો; બલ્કે કેટલીક ખાસ સગવડો પણ આપી હતી. આ મંડળે પોતાના ઉદ્દેશ તરીકે મહાન આશાઓ જાહેર કરી હતી પણ જ્યાં "મૂલો નાસ્તિ કુતો શાખા!"—

આ પછી એક પ્રયાસ છેલ્લાં ચારેક વર્ષ પર થયો હતો અને તે ઉત્પાદકો—પ્રોડયુસરો—તરફથી થયો હતો. તેઓએ આંતરિક કલહ ન થાય તે માટે એક 'ઇન્ડિયન ફિલ્મ પ્રોડયુસર્સ એસોસીએશન'ની સ્થાપના કરી. આ સંસ્થાએ અનેક જરૂરના પ્રશ્નોનો નિકાલ કરવાને બદલે દરેક કંપનીએ કયા કયા છાપાને જાહેર ખબર આપવી અને તે પણ કયા ભાવે આપવી તેનો નિર્ણય કર્યો હતો. પણ આ નિર્ણય એટલો નિરર્થક હતો કે પરિણામે તે એક ક્ષણ પણ ટકી શકયો નહિ અને આજે એ સંસ્થાનું અસ્તિત્વ માત્ર ઇમ્પીરિયલ સ્ટુડીઓમાં તેના સાઇનબોર્ડમાં જ આવી રહેલું છે.

અમેરિકામાં પોતાનો ધંધો વ્યવસ્થિત ચાલે અને આંતરિક ઝઘડાઓ વખતે તટસ્થ પક્ષ તરીકે ચુકાદો અપાય તે માટે ત્યાંના ઉત્પાદકોએ પોતે જ એક મંડળ કાઢયું છે. આજે તે મંડળનો પ્રમુખ મિ. હેઝ એ ઉદ્યોગનો 'કૈસર' અને 'ઝાર'ના નામે ઓળખાય છે; એટલું જ નહિ તે મંડળ પોતે ઘણી ફિલ્મો જે તેને સમાજની દૃષ્ટિએ નુકસાનકારક જણાય તેને મૂળમાં જ અટકાવે છે, અને દરેક સ્ટુડીઓને તેની આજ્ઞા પાળવી પડે

છે. ટૂંકમાં સૌથી પહેલાં ત્યાંની દરેક ફિલ્મને ઉત્પાદકોએ જ સ્થાપેલા National Board of Reviewનું સર્ટિફિકેટ મેળવવું પડે છે અને પછી જ તે બીજી પરીક્ષાઓને યોગ્ય ગણાય છે."

સહકાર અને સંગઠન વગર આજના યુગમાં કોઈ પણ ઉદ્યોગને પોતાનું અસ્તિત્વ ટકાવવું મુશ્કેલ થઈ પડ્યું છે. અને તેના પરિણામે ત્યાં આગળ મોટાં મોટાં ટ્રસ્ટો સ્થપાય છે. કહેવાય છે કે જાણીતી યુનિવર્સલ કંપની એ. લગભગ દોઢસોથી પોણાબસો નાની કંપનીઓના સંગઠનનું પરિણામ છે. મેટ્રો-ગોલ્ડવીન-મેયર પણ ત્રણ મોટી કંપનીઓના સંગઠનનું પરિણામ છે અને છેલ્લે છેલ્લે વોર્નર અને ફર્સ્ટ નેશનલ તથા રેડીઓ અને પાથે પણ એક થઈ ગયેલા છે. ઇંગ્લાંડમાં પણ આજે તે જ પદ્ધતિ અખત્યાર થઈ રહી છે.

ત્યારે આપણે ત્યાં તેનાથી સાવ જુદી જ પરિસ્થિતિ જોવામાં આવે છે. દરેક વ્યક્તિ પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવવા સ્વતંત્ર સંસ્થા ઊભી કરવા પ્રયત્ન કરે છે. પરિણામે પૂરતાં સાધનોના અભાવે ભાગ્યે જ સંપૂર્ણ સફળતા મેળવવા નસીબવાન થાય છે.

આ સહકાર 'ફિલ્મ ડિસ્ટ્રીબ્યુશન'ની બાબતમાં ન હોવાથી આજે દેશી કંપનીઓને ઘણું સહન કરવું પડે છે. હિંદુસ્તાન એક ખંડ જેવડો દેશ હોઈ દરેક પ્રાંતને ફિલ્મો વખતસર મળે તે માટે સામાન્ય રીતે દરેક કંપની કાં તો પોતાની શાખા કે એજન્સી મોટાં મોટાં સ્થળોએ રાખે છે, પણ થીએટરોની સંખ્યા નજીવી હોવાને પરિણામે ખરચ પુષ્કળ વધી પડે છે. ઉપરાંત દરેક થીએટરને બાવન અઠવાડીઆંના પ્રોગ્રામ માટે ઘણી કંપનીઓ સાથે સંબંધ બાંધવો પડે છે. પરદેશી કંપનીઓ મોટી હોવાને પરિણામે તેઓ બાવન અઠવાડીઆં સુધીના એકસરખા પ્રોગ્રામો આપી શકે છે અને તેથી થીએટરો સંપૂર્ણ રીતે હસ્તગત કરી શકે છે. જો આજે દરેક કંપની આ ડિસ્ટ્રીબ્યુશનની બાબતમાં સહકાર કરે અને દરેક પ્રાંતમાં માત્ર એક જ મધ્યસ્થ શાખા સ્થાપે તો ખરચમાં પણ બચાવ કરી શકે અને થીએટરોને પણ ઘણી અનુકૂળતા આવે; અને તેથી કરીને અયોગ્ય હરીફાઈ અટકાવી શકે. (ચાલુ)

માણેકલાલ જોશી

# આકાશગંગા*

(સ્રગ્ધરા) આ એ આકાશગંગા, અમલ ધવલ જ્યોતિર્જલા, પુણ્યરૂપા,
સોહાયે શી અનુપા, ગગનપટ પરે નીતર્યા નીલરંગા;
દ્યૌ દેવી ભવ્ય કાંતિ પરમ અચલ શાંતિભર્યાં સ્વર્ગ રાજે;
શું સ્વર્ગંગા રૂપેરી શુચિકિરણું ગુંથી મેખલા એમની છે ?
કે વિષ્ણુ વિશ્વરૂપે સચર અચરમાં વ્યાપ્ત સૌ દિગ્દિગંતે;
શ્રીપાદેથી વહેતાં અમૃતઝરણુ, શું તે જ મંદાકિની એ ?
કે દિક્કાલાદિથી યે પર અકલ સદા સચ્ચિદાનંદ શુદ્ધ,
તેનું તેજસ્વી હાસ્ય પ્રબલ વિપુલ ઓથે વહે તેજ ગંગ ?

આકાશે આ અનંતે સુભગ વિવિધભંગે પ્રભારેલ રેલી
રેલી, શોભાતરંગે વિલસત વિમલા લાસ્ય લીલા અનેરી
એવી તું આત્મહારી અપ્રતિહત ગતિ દિવ્ય વેગે વહેતી
દેવી કારુણ્ય કેરી, અતુલ ત્રિભુવને પાવની શક્તિ તારી.

ગાતી નિત્યે અનેરાં અનુપમ સૂરમાધુર્યથી પૂર્ણ ગીતો
જ્યોતિનાં, મુક્તિનાં કૈં અમૃત જીવન–આનંદનાં, ભવ્ય તાલે
તાલે લાવણ્યવેલી નરતન કરતી વિશ્વરોમાંચકારી,
સૌન્દર્યે પુણ્યધામે મલિન વિષમ આ લોક આમંત્રનારી.

તારા કાટિ તરંગે શીતલ શીકર જે ઊડતાં શુભ્રજ્યોતિ,
તે આ તારાગણોનું રૂપ ધરી ગગને શોભતાં દિવ્ય મોતી,
નક્ષત્રોની તું આદ્યાજનની ગહનગર્ભા મહાશ્ચર્યરૂપા,
વિશ્વોના અંધકારો ગલિત કરતી તારી પ્રભાસંતતિ આ.

દેવો દેવર્ષિઓને સ્નપિત કરતી વાત્સલ્યથી તું સદાયે
જ્યોતિના અંક મધ્યે લઈ કર વરદાયી શિરે ફેરવીને;
કાં પૃથ્વીલોકથી આ દૂર અતિદૂર આકાશધામે રહે તું ?
અંધારામાં ડુબેલું વિરૂપ મલથકી પ્રાર્થતું વિશ્વ આખું.

(વસંતતિલકા) તું આવ આવ અહિં પાવન દિવ્ય વારિ
લ્હેરાવતી મૃતજગે, સરિતા સુધાની !
સંજીવની તું બન, મંગલ ચેતના દે,
સંતાપનારી વિષઝાળ તું ઠાર ઠાર.

(મંદાક્રાન્તા) પૃથ્વીના આ મલિન પડને તોડી ફોડી પીગાળી
તારા જ્યોતિર્જલવહનમાં દે કરી લીન માડી !
શુભ્રાલોકે ભુવન ભર, પાવિત્ર્ય સૌન્દર્ય–હારી,
(સ્રગ્ધરા) દેવી આકાશગંગા ! અવતર, જગમાં જ્યોતિ રેલાવ તારી.

પૂજાલાલ

---

* અલ્પ સમયમાં પ્રગટ થનાર 'પારિજાત' નામના કાવ્યસંગ્રહમાંથી.

# હિંદની આર્થિક મંદી

[ એક અવલોકન. ]

હિંદુસ્તાનમાં કાચા દ્રવ્યોના ખજાના ભર્યા પડયા છે. અમેરિકાની પેઠે એની જમીનમાં કોલસો, તેલ, સોનુ, હીરા, ત્રાંબુ, લોઢું વગેરે અનેક ધાતુઓની પૂરતી છત છે. એનાં જંગલોમાં લાકડું ભર્યું પડયું છે. એનાં ખેતરોમાં કપાસ તથા દરેક જાતનું અનાજ ખૂબ પાકે છે. એની હિમાલયમાંથી વહેતી મોટી નદીઓ જમીનને ફળદ્રૂપ કરે છે. એમાં વસનારા મનુષ્યો જગતના બીજા મનુષ્યોથી બુદ્ધિ અને શક્તિમાં પછાત પડે તેમ નથી. એનો ચાર હજાર માઇલનો કિનારો વહાણવટાના ઉદ્યોગને વિકસાવે તેમ છે. હિંદના ભૂતપૂર્વ ખજાનચી સર બેસીલ બ્લેકેટના શબ્દો મુજબ હિંદ- જગતના અગ્રગણ્ય દેશની પંક્તિમાં બેસી શકે તેટલાં સાધનો ધરાવે છે. આમ સાધનો માટે આ દેશને અમેરિકા સાથે સરખાવી શકાય તેમ છે; છતાં કયાં અમેરિકા અને કયાં હિંદ ? કયાં ગાંગો તેલી અને કયાં રાજા ભોજ ? એક સ્વાવલંબી, આત્મસંતોષી, સ્વાધીન અને આર્થિક સ્વતંત્રતાવાળો દેશ છે; જ્યારે હિંદ પરાવલંબી, પરસંતોષી, પરાધીન અને આર્થિક પરતંત્રતાવાળો દેશ છે. અમેરિકા આજે જગતમાં સૌથી ધનવાન દેશ છે; તેટલે જ દરજ્જે હિંદ ગરીબ છે. અમેરિકાના હાથમાં યુરોપની ધણીખરી પ્રજાઓ આજે રમે છે; જ્યારે હિંદ બ્રિટનના હાથમાં રમે છે. એક પછાત પણ સ્વતંત્ર પ્રજા પોતાની ઔદ્યોગિક ઉન્નતિ કેમ કરી શકે છે, એ માટે રશિયાનો દાખલો આપણી સન્મુખ ઊભો છે. આપણી આર્થિક હાલત દિનપ્રતિદિન નબળી થતી જાય છે. તેનાં કારણો શોધી નિદાન બાંધી હવે ચિકિત્સા કરવાની જરૂર છે.

હિંદની વસ્તી વધતી જાય છે. ૧૯૩૧ ની વસ્તી ૩૫ કરોડની થઇ છે. ગરીબાઇ પણ વધતી જ જાય છે. પ્રજા પાસે જે કાંઇ સાધનો હતાં તે દિનપ્રતિદિન ઘટતાં જ જાય છે. આવી રીતે વધારે વખત ચાલશે તો આખી પ્રજા ભૂખમરાને આધીન થશે. મહાયુદ્ધ વખતે હિંદના વેપારીઓને પાંચ અબજ રૂપિયા નફો થયો હતો, પરંતુ લડાઇ પછી તરત જ પાછા ઓકવા પડયા હતા. હવે ઘરમાંથી કસ હતો તે નીકળી ગયો અને ઊલટું જે ઘરવખરી હતી તે પણ ચવાતી જાય છે. હિંદના ખેડૂતો ૯૦ ટકા ઉપર છે. તેમની સ્થિતિ બહુ જ દીન થતી જાય છે. તેઓ કપાસ, અનાજ, બીઆં વગેરે પેદા કરે છે. તેમને એ વસ્તુઓની અર્ધી કરતાં વધારે કિંમત પેદા થતી નથી. કપાસ, ઘઉં, બાજરા, જુવાર, કઠોળ, તલ, શિંગફળી વગેરે સર્વે વસ્તુઓના ભાવો એકદમ ઘટી ગયા છે. ખેડૂતો ઉપર શાહુકારોનું મોટું કરજ છે. હિંદુસ્તાનના ખેડૂતો ઉપરનું કરજ ૮૦૦ કરોડ રૂપિયાનું બેંકીંગ કમિટીએ ગણ્યું છે. ખેડૂતોને શાહુકારોને મોટું વ્યાજ એટલે ૯ થી ૨૦ ટકા સુધીનું દેવું પડે છે. ખેતીમાંથી ખરચપૂરતી પેદાશ પણ થતી નથી. ઘરખરચ માટે અને લેણદારોને વ્યાજ ચુકાવવા માટે તેમને સ્ત્રીઓના દાગીના વેચવા પડે છે. આ સોનું

સંકટ સમયે કાઢેલું સોનું ( distressed gold ) મોટી રકમ બજારમાં વેચાવા આવે છે. આવું લગભગ ૯૦ કરોડ રૂપિયાનું સોનું પી. ઍ. કું. ની સ્ટીમરો લંડન ખાતે છેલ્લા બાર માસ થયાં ઉપાડી ગઇ છે. આ ગરીબોના સોનાએ બ્રિટનને અણીને વખતે ભારે આર્થિક મદદ આપી છે. બ્રિટનનું અમેરિકાનું કરજ ચુકાવવા માટે એ સોનાનો ઉપયોગ થયો છે. બ્રિટનનો ખજાનચી હિંદના ગરીબોના એ સોનાને ઘણો સ્નેહદૃષ્ટિથી જુએ છે. ખેડૂતો પાયમાલ થતા જાય છે. એમને ખેતી સિવાય બીજો ધંધો નથી. અને ખેતી હવે પરવડતી નથી, નફાનો ધંધો નથી. મજૂરી પણ મળી શકે તેમ નથી. ઉત્તમ ખેતી ખેડનારને ફળ આપતી નથી.

ખેડુતોની સ્થિતિ નબળી થતાં ધીરનાર કરનાર શાહુકારોને વ્યાજ મળતું નથી. ખેડૂતો હિંદનું હૃદય છે. તે નબળું થતાં શિરાઓમાં વહેતું લોહી બંધ થતું જાય છે. ખેડૂત ઘસાતાં સર્વે પ્રજાના વર્ગો ઉપર ભારે અસર થાય છે. શાહુકારોને પણ ભારે ધક્કો લાગ્યો છે. પેદાશ વગર એઓ શહેરના મોટા વેપારીઓ સાથેનો પોતાનો સંબંધ સાચવી શકતા નથી. આખું ગામડાંનું જીવન તેજહીન અને શ્રીહીન થઇ ગયું છે. ખેડૂતો પાસે ખેતી સુધારવા ધન નથી. શાહુકારો વધારે ધીરી શકે તેમ નથી. ખેતીને જોઇતું ખાતર સર્વે પરદેશ ચાલ્યું જાય છે. સહકારી બેંકીંગની યોજના હજી સંકુચિત છે, અને આવા વખતમાં એનો વિકાસ બની શકે તેમ નથી. પંજાબના ધનવાન ખેડૂતો પણ થાકી પડયા છે. ખેડૂતોના થાકથી જમીનદારો પણ નબળા થયા છે. બંગાળ જે જમીનદારોનું મુખ્ય મથક છે, ત્યાં સેંકડો જમીનદારીઓ સરકારી કર ન ભરી શકવા માટે લીલામથી વેચાય છે.

મોટા વેપારીઓ નુકસાન આપી આપીને થાકયા છે. જે માલ ખરીદ કરે તેમાં નુકસાની આપવી જ રહી. અહીંથી માલ ખરીદી પરદેશ ખાતે ચડાવે એટલે ઘટતી બજારે પરદેશમાં નુકસાની ચુકવવાની જ રહી. પરદેશથી માલ મંગાવે તો ત્યાંના ઘટતા ભાવોને લીધે અહીં નુકસાની આપવી રહી. આવા મોટા ભાવફેરો સામે કેટલો વખત સુધી વેપારી નભી શકે ? મોટા મોટા અને જૂનામાં જૂના વેપારીઓ આ મંદી સામે ટકી શકયા નથી. આવી મોટી ભાવફેરની ચાલુ મંદી છેલ્લાં પચાસ વર્ષોમાં જોવામાં આવ્યાની કોઇ વૃદ્ધ વેપારીને પણ યાદ નથી. લડાઇના વખતમાં વેપારીઓ ખૂબ કમાયા હતા. તેમણે નાણું કમાઇ ખર્ચો વધારી મૂકયો. વાડી, ગાડી અને લાડીમાં ખૂબ ઉત્સાહથી ધન ખર્ચ્યું, મિલકતના ભાવો ત્રણગણા કરી ઊંચે ભાવે સ્થાવર મિલકતો લીધી. મોટરો, બગીચાઓ ઉપર મોટો ખર્ચો કર્યો. જ્યારે નુકસાની આવી ત્યારે મિલકતો વેચવી પડી, ત્યારે એક રૂપિયો ખર્ચ્યો હતો તેના ચાર આના પેદા થયા. હીરા મોતી માણેક લીધેલ તેની પણ કિંમત ચારથી ૭ આની થઇ ગઇ. વધારેલ ખર્ચ ઘટાડતાં બહુ મહેનત પડી. એ રીતે વેપારીઓ તકલીફમાં પડયા છે. તેમને દાઝયા ઉપર ડામની પેઠે ઇન્કમ ટેક્સ ખાતું નુકસાની છતાં ટેક્સ ઠોકી બેસાડવા માટે પણ ભારે ચિંતા ભોગવવી પડે છે. અસહકારની ચળવળ પણ વેપારીઓના વેપારમાં પ્રતિબંધ કરનારી છે. એથી પણ વેપારને ભારે હાનિ થઈ છે.

દેશના નાના નાના ઉદ્યોગો સ્વદેશી ચળવળને લીધે કાંઇક સારા પાયા ઉપર આવ્યા હતા. સરકારી ગંજાવર ખર્ચોને લીધે આવતા માલ ઉપર મોટી જકાતો નંખાઇ, જેથી

પણ ઉદ્યોગોને ટેકો મળ્યો છે; પરંતુ એ ઊગતા ઉદ્યોગો ઉપર મોટો ફટકો અણધારી રીતે પડયો છે. ઓટાવાના કરારોને હિંદની ધારાસભાના હાલના મેમ્બરો બહાલી આપશે એવી વકી છે. એ કરારો હિંદના ઉદ્યોગોને હાનિકર્તા થઇ પડશે. મિ. રન્સીમેન જે બ્રિટનના વેપારખાતાના પ્રધાન છે, તેઓ એ કરારોથી હિંદનાં બજારોમાં ઇંગ્લંડનો માલ મોટી રકમ ભરી શકાશે એ રીતે જણાવ્યું છે. એટલે એ કરારો આપણા ઊગતા ઉદ્યોગોને તોડી નાખશે. તે સિવાય જાપાન તરફથી પણ મોટો ભય છે. ત્યાં રેશમ, સીમેંટ, છત્રીઓ, કાપડ અને રમકડાં તથા બીજી અનેક વસ્તુઓ સમૂહઉત્પન્નથી ( mass production ) પેદા કરવામાં આવે છે. અને પ્રજાને માત્ર રોજી મળે અને બેકારી ચાલી જાય તેમ જ પરદેશનાં બજારો હાથમાં રહે અને પરદેશના હુન્નરઉદ્યોગને તોડી પાડવાનું બને તેટલાં ઉદ્દેશથી નુકસાની ખમીને પણ જાપાન મોટી રકમ હિંદમાં ચડગત કહે છે. જર્મની પણ કટલેરી, રમકડાં અને બીજા અનેક પદાર્થો સસ્તા બનાવી પોતાના દેશની બેકારી ઓછી કરવા હિંદમાં ધકેલે છે. બેલ્જીઅમ પણ રાજ્યાશ્રયથી સસ્તું લોઢું બનાવી હિંદનાં બજારોને ભરી મૂકે છે. રશિયાએ પોતાની પાંચ વરસની યોજનાને અંગે પોતાની ઉત્પાદનશક્તિ ઘણી વધારી દીધી છે. ખાંડ, લાકડું, કપાસ, કેરોસીન, પેટ્રોલ વગેરે અનેક વસ્તુઓ પડતરથી પણ ઘણા ઓછા ભાવે વેચવાને માટે રશિયા ઘણું આતુર છે. મોટી સંખ્યામાં પેદા કરેલી વસ્તુઓને માટે દરેકને બજારો જોઇએ છીએ. ઘણાંખરાં રાજ્યોએ જગાતની દિવાલો ઊભી કરી પરદેશની ચીજો પોતાના દેશનાં બજારોનું આક્રમણ dumping કરે તે સામે પ્રતિબંધ ઊભા કર્યા છે. સૌ દેશો જાણે હિંદ તરફ મોઢું ફાડી મીટ માંડી બેઠા છે. એ આખા જગતના ગીધડાઓને માટે જાણે શિકાર છે!

લાલા લજપતરાયજી જેમને parasites ના વિશેષણથી સંબોધતા હતા એવો હિંદનો વિદ્વાન વકીલવર્ગ પણ સારી કમાઇ કરતો નથી. લોકો પાસે કોર્ટમાં જવાના પૈસા નથી. એટલે વકીલોને કોણ ખટાવે? ડૉકટરોની પણ કમાણી ઘટવાની ફરિયાદ ચાલુ છે. નાના નાના દુકાનદારોની હાલત જોકે બીજાઓ કરતાં ઠીક છે, છતાં તેમને પણ આગળ જેવા તડાકા પડતા નથી. મજૂરોની મજૂરી ઓછી થઇ છે. આફ્રિકા, ફીજી, મલાયા વગેરે ઠેકાણાંઓથી હજારો હિંદીઓ ત્યાં કમાણી ઘટે છે એટલે હિંદમાં પાછા આવ્યા છે. તેમને પોતાના દેશમાં ભેલંક બેકારીનું દર્દ લાગુ પડયું છે. એમને પાછા જવા માટે નૂરના પૈસા નથી, તેમ કેટલાક દેશો તેમને પાછા આવવા દે તેમ પણ નથી. આથી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી તેમની સ્થિતિ થઇ પડી છે. નહિ ઘરના કે નહિ ઘાટના એવો ઘાટ બન્યો છે. ખેડૂતો પાસેથી મહેસૂલ મળતું નથી. એટલે જમીનદારો પણ નિરાશ થઇ ગયા છે. જે ચેન, આમોદપ્રમોદ અને વિલાસ તેઓ ભોગવતા હતા તે ઘટી ગયા છે.

હિંદના મોટા ઉદ્યોગો પણ સારી હાલતમાં નથી. ત્રણ લાખ મજૂરોને રોજી આપનાર મોટો કાપડ બનાવવાનો ઉદ્યોગ હીન દશામાં આવી પડયો છે. એ ધંધામાં નફો નથી. શેરહોલ્ડરોને ડિવીડન્ડ મળતાં નથી. મેનેજીંગ એજંટોને નફાના અભાવે જે મોટો લાભ મળતો હતો તે મળતો નથી. માત્ર કોઇ કોઇ અપવાદ તરીકેની મિલો જેના એજંટો સાફ દાનતથી કામ કરે છે તે માત્ર નફો કરે છે. હિંદનો શણનો ઉદ્યોગ યુરોપિયનોના હાથમાં છે. હિંદની ખાસ મોનોપોલી શણ છે, છતાં એ ઉદ્યોગ અગાઉ જેવાં મોટા નફા કરતું

નથી અને એ ઉદ્યોગને પણ અઠવાડીઆમાં માત્ર ચાર દિવસ કામ કરી સજીવન રહેવું પડે છે. કોલસાની અંગ્રેજી માલિકીની ફર્સ્ટ ક્લાસ ખાણો તો સરકારી તથા તેમના જાતભાઇઓના આશ્રય મળવાથી નભે છે, પણ હિંદી માલિકીની સેકન્ડ ક્લાસ ખાણોનો કોઇ ભાવ પૂછતું નથી. એ ખાણો દિવસે દિવસે બંધ થતી જાય છે. ચાનો મોટો ઉદ્યોગ પણ નબળો છે. સાડાસાત લાખ મજૂરો એ ઉદ્યોગમાં લાગ્યા છે; છતાં યુરોપિયન માલિકો તેમને સુખઆરામ આપી શકતા નથી. ચાના ઉદ્યોગને બ્રિટનની પ્રજા ભારે ટેકો આપે છે, છતાં મંદીને લીધે એ ઉદ્યોગ પણ ખરાબ અવસ્થામાં પસાર થાય છે. માત્ર ખાંડનો ઉદ્યોગ કાંઇક ઠીક છે. સરકાર તરફથી નવ વરસ સુધી એને મોટું રક્ષણ મળવાથી પશ્ચિમોત્તર પ્રાંતમાં હિંદી ધનવાનો ખાંડના સોએક કારખાના ઊભાં કરે છે. લોઢાનો ઉદ્યોગ પણ બહુ સારી હાલતમાં નથી. શેરહોલ્ડરોને ડિવીડન્ડો મળતાં નથી. સરકાર તરફથી રક્ષણ મળે છે, છતાં એ ઉદ્યોગ વિકસતો નથી. બેલ્જીઅમ અને ઇંગ્લંડનું લોઢું ત્યાંની સરકારોની મોટી મદદ મેળવી બહુ સસ્તે ભાવે હિંદમાં વેચવામાં આવે છે. ચોખા સાફ કરવાની હિંદમાં હજારો મિલો છે. એ ઉદ્યોગ પણ નબળો પડયો છે. દેશાવરોમાંથી ચોખાની માગ નથી. એટલે એ મિલો નફો કરતી નથી. ઘઉં હિંદની બહાર બહુ સસ્તા હોવાથી હિંદી આટાની મિલો પોતાનો માલ પરદેશ મોકલી શકતી નથી. એટલે એ મિલઉદ્યોગને દેશની જ માગ ઉપર જીવવું પડે છે. સીમેંટના ઉદ્યોગ સામે જાપાન ભારે હરીફાઇ કરી રહ્યું છે.

હિંદના મોટા ગૃહઉદ્યોગો ( Home-industries ) પણ ખરાબ હાલતમાં પસાર થાય છે. કાપડ બનાવવા માટે લાખો સાળો હિંદનાં ગામડાંઓમાં ચાલે છે. સ્વદેશી ભાવનાને લીધે એ ઉદ્યોગ હમણાં ઠીક ઠીક વિકાસને પામે છે. પરંતુ જાપાને લાખો ગાંસડી કાપડ સસ્તા અને શોભીતા ભાવે હિંદની બજારમાં મૂકી ભરી દીધી છે. એટલે ખાદીના ઉદ્યોગને અને વણવાના ઉદ્યોગને ભારે ધક્કો લાગે છે. હિંદની પરિસ્થિતિ જોતાં અને સંજોગો તપાસતાં હાથવણાટનો ઉદ્યોગ આ દેશના માટે સારામાં સારો ઉદ્યોગ છે. મિલોના વિકાસ કરતાં આ હાથવણાટનો વિકાસ વધારે હિંદીઓને કામ આપી શકશે. હાથીદાંતનો ઉદ્યોગ, ચિત્રકામ અને અનેક લલિતકળાઓના ઉદ્યોગો પણ મંદ અવસ્થામાં છે.

આ મંદીની મોટી અસર જો કોઇને થઇ હોય તો તે મધ્યમ વર્ગના લોકોને થઇ છે. જો કે ગ્રેજ્યુએટોમાં પણ બેકારી છે, અને કેટલાક ગ્રેજ્યુએટોએ આપઘાત કર્યાના દાખલા સાંભળ્યા છે, છતાં મધ્યમ વર્ગ ઉપર તો ખાસ બેકારીની મહેરબાની ઊતરી છે. ઊજળીઆત વર્ણના યુવકો પાંચ છ ચોપડી જેટલું અંગ્રેજી ભણી મિલોમાં, વેપારીઓને ત્યાં, દુકાનદારો પાસે, નાનાં કારખાનાંઓમાં, વકીલો, ડોકટરો અને બીજા ધંધાદારીઓને ત્યાં નોકરી કરે છે. કારકુન અને મહેતાજી તરીકે જે વર્ગ ઓળખાય છે એ આ વર્ગ પૂરો પાડે છે. મજૂરોને મજૂરી ઓછી વધુ મળી રહે છે, કારીગરોને મહેનત મળી રહે છે, હજામ, ધોબી, સુતાર, કંસારા, કડીઆં, દરજી વગેરે ગમે તેમ કરી પોતાનું ગુજરાન કાઢી લે છે; પરંતુ આ કારકુન અને મહેતાજીવર્ગને મંદીની ભારે તકલીફ આવી પડી છે. એક ત્રીસ રૂપિયાનો મહેતાજી રાખવો હોય તો પચીસ જણા હાજર થાય. ઑફિસમાં એક કારકુનની જગ્યા માટે સેંકડો ઉમેદવારો હાજર હોય છે. સરકારી કારકુનની જગ્યા માટે તો ભલામણપત્રો

મેળવવા અમલદારોને ત્યાં ધક્કા ઉપર ધક્કા ખવાય છે. સારા કુટુંબમાં જન્મેલા માણસો સ્કૂલમાં આઠ દસ વરસ કેળવણી લઇ સારાં કપડાં પહેરી સાધારણ નોકરી માટે ધક્કા ખાતા જોવામાં આવે છે. મધ્યમ વર્ગના લોકોને પોતાની આબરુમાં રહેવાનું હોય છે. જ્ઞાતિની રીતભાત, વિવાહ અને મરણાદિનાં ખોટાં ખર્ચો કરવાનાં હોય છે. તમાચો મારી ગાલ લાલ રાખવાના હોય છે. તેમને આ મંદીના સમયમાં બહુ જ તકલીફ ભોગવવાની હોય છે.

એ રીતે હિંદનું આર્થિક શરીર બગડેલું છે. એનો ઉપાય વેળાસર ન થાય તો ભયંકર પરિણામ આવ્યા વગર રહેશે નહિ, જેથી એની ચિકિત્સા વેળાસર થવી જોઇએ. આપણી આર્થિક સ્થિતિ નબળી થવામાં આપણી કેટલીક રાહરસમો અને રીતરિવાજો પણ કારણભૂત છે. તેમ જ આપણી હિંદી સરકારની રાજ્યનીતિ પણ આપણા ઉદ્યોગોને માટે હાનિકારક નીવડી છે. એ બન્ને સંક્ષિપ્તમાં તપાસીએ.

મરણ અને વિવાહના ખર્ચો પાછળ આપણું ઘણું દ્રવ્ય ખર્ચાઇ જાય છે. હજી ઘણી જ્ઞાતિઓમાં મરણ પાછળનાં ખર્ચો ફરજીઆત છે. ઘર વેચીને પણ દહાડો કરવો જ જોઇએ. બંગાળ, મદ્રાસ, મુંબઇ ઇલાકો, યુ. પી. વગેરે સર્વે પ્રાંતોમાં મરણ પાછળ ખર્ચ કરવા એ આબરૂદાર ગણાવા માટે જરૂરી છે. આવી રીતે દર વર્ષે કરોડો રૂપિયાનું જ્ઞાતિવરા પાછળ પાણી કરવામાં આવે છે. વિવાહ આદિમાં પણ ખોટી ધામધૂમ, આડંબર અને ભપકા માટે ભારે ખર્ચ કરવામાં આવે છે. હિંદીઓ દાન કરવામાં પણ સારો ખર્ચો કરે છે, પરંતુ ખરા સેવાભાવથી જનસમૂહની સેવા કરવામાં બહુ ઓછું ધન વપરાય છે. તીર્થસ્થળોએ જરૂર કરતાં વધારે ધર્મશાળા બાંધવામાં, બ્રાહ્મણોને જમાડવામાં, આળસુ સાધુઓને મલીદા ખવરાવવામાં, ધર્મગુરુઓને મોજશોખમાં પાળવામાં, દેવમંદિરોના મોટા ખર્ચાળ ઉત્સવો કરવામાં, દેવોને હિમ જર-ઝવેરાત ભેટ કરવામાં, પાંજરાપોળને અશાસ્ત્રીય રીતે નિભાવવામાં પ્રજાનો પૈસો ઘણો વેરાય છે. ધનવાનો જમીનદારો રાજાઓ મહારાજાઓ એ વર્ગ ધનનો અતિવ્યય કરવામાં અગ્રણી પદ ધરાવે છે. મોટરો, બંગલાઓ, ઝવેરાત, વ્યસનો અને વિલાયતના પ્રવાસ, પાછળ આ વર્ગ અતિવ્યય કરે છે. હિંદના લોકો અતિ ગરીબ છે, તેમ તેના મહારાજો અતિધનવાન પણ છે. એ ધન દુઃખીઓને સહાય આપતું નથી. દેશની ઉત્પાદક શક્તિ વધારતું નથી, પરંતુ વિલાસમાં વેડફાઇ જાય છે.

હિંદનું પશુધન પણ ખૂબ દુરૂપયોગમાં લેવાય છે. પૃથ્વીના કોઇ પણ ભાગ કરતાં હિંદમાં પશુઓની સંખ્યા ઘણી વધારે છે, છતાં સત્વહીન, થોડું દૂધ ઘી આપનારાં, શાસ્ત્રીય ઉછેર વગરનાં, સુકલકડાં અને તેજ વગરનાં પશુઓ પણ દુનિયાના બીજા ભાગોમાં જવલ્લે જ મળશે. ડેન્માર્કના પશુધનનું વૃત્તાંત જ્યારથી વાંચ્યું છે, ત્યારથી પશુ ઉછેરવાનું આપણાં લોકોને આવડતું જ નથી એમ સહેજે લાગી આવે છે. ડેન્માર્કની પશુપાલનની સુઘડતા, સ્વચ્છતા, નિયમિતતા અને શાસ્ત્રીય પ્રણાલીઓ જોતાં ખરેખરા ગોપાલો એ જ છે, એમ જણાય છે. આપણાં પશુઓ કરતાં ડેન્માર્કનાં પશુઓ બે-ત્રણગણું ઘી, દૂધ આપે છે. એ લોકોએ પશુપાલનને છેક આદર્શરૂપ બનાવી દીધું છે. એ સિવાય ખેતીની અશાસ્ત્રીય રૂઢિઓથી કાચાં દ્રવ્યોને પાકાં બનાવવાની અણઘડ રૂઢિઓથી અને ખાણોમાંથી ધાતુઓ કાઢવાની કચાસથી આપણી શક્તિઓનો અત્યંત અલ્પ લાભ આપણને મળે છે.

આપણી હિંદી સરકારની નીતિ પણ આપણને આગળ પડવા દેવામાં અંતરાયરૂપ થઇ પડી છે. એ નીતિથી ઊલટા આપણે વધારે ગરીબ થતા જઇએ છીએ. પરદેશી વેપારીઓ પોતાના ઉચ્ચતર સંગઠન, સુવ્યવસ્થિત વિકાસનીતિ અને બૅંકો તથા સરકારી મદદથી હિંદનો પરદેશ સાથેનો વેપારનો મોટો ભાગ લગભગ ૮૦ થી ૮૫ ટકા પોતાના હાથમાં રાખી બેઠા છે, એ પરદેશી વેપારીઓને પોતાના ખિસ્સાનો સ્વાર્થ અને પોતાના દેશના લાભ સિવાય અન્ય દૃષ્ટિ નથી. આપણી આર્થિક વ્યવસ્થા હીન થતી જાય છે, પરદેશી વેપારીઓ સત્તાવાળાની અમીદૃષ્ટિથી સ્ટીમરો, વીમો, શરાફી, પોર્ટ ટ્રસ્ટ, આયાત-નિકાશના વેપારમાં અનિયન્ત્રિત આધિપત્ય ભોગવે છે. હિંદી વેપારીઓ માત્ર રમકડારૂપે જ છોતરાં મેળવે છે.

પ્રજાકીય કેળવણી, પ્રજાકીય ઉદ્યોગો, પ્રજાકીય સુખાકારી એ સર્વે વિષયો સ્વદેશી સરકાર વગર અશક્ય છે. આપણી હીંદી સરકારને પરદેશી લાભો ઉપર વિશેષ મોહ છે. જાપાન, બેલ્જિયમ, જર્મની, અને રશિયાની સરકારોની પેઠે હિંદી સરકારની આપણા પ્રજાકીય ઉદ્યોગો ઉપર અમીદૃષ્ટિ નથી. સરકાર પોતાની મોટી પેદાશનો અર્ધો ભાગ લશ્કરના ખર્ચમાં વાપરી નાખે છે; બાકીના અર્ધા ભાગમાં અંગ્રેજી સીવીલીઅનોના પગારો, ભથ્થાં, વિલાયત જવાના ખર્ચા, એલાવન્સ, દેવાં, વ્યાજ ચુકાવવામાં અને પોલીસના ખર્ચામાં સારી રકમ ખર્ચાય છે. સરકારની જગાતી નીતિ પણ ઇંગ્લંડનો લાભ જુએ છે.

હિંદની અર્થપ્રકરણી નીતિ પણ આપણને હાનિકારક છે. હિંદી વેપારીઓની ભારે વિરુદ્ધતા છતાં અઢાર પેનીના રૂપિયાનું હૂંડિયામણ સરકારે નક્કી કર્યું. તેથી આપણા ખેડુતોને સાડાબાર ટકાની નુકસાની લાગી છે. તે સિવાય અઢાર પેનીનો રૂપિયો નીભાવવામાં કરોડો રૂપિયા સરકારને દર વર્ષે ભોગ આપવો પડે છે. હવે સારા અંગ્રેજ તજ્જ્ઞો પણ સરકારની એ નીતિ હિંદી સ્વાર્થથી વિરુદ્ધ જણાવે છે; છતાં આપણી ભલી સરકાર પકડેલું નાડું મૂકતી નથી. તે સિવાય પૌંડે જ્યારે સોનાના સંબંધથી છૂટો કર્યો ત્યારે વિલાયતના હુકમથી રૂપિયાને પૌંડ સાથે વિવાહ કરાવવાની હિંદી સરકારની નીતિથી હિંદી વેપારીને સહન કરવું પડે છે. ઓટાવાના કરારો હેઠળ અંગ્રેજી માલને જે ખાસ રક્ષણ અને પસંદગી આપવામાં આવ્યાં છે, તેનાથી આપણા દેશી ઉદ્યોગોને સહન કરવું પડયું છે. તે એક જુદા લેખમાં બતાવવામાં આવ્યું છે. આ અંગ્રેજી માલને ખાસ પસંદગી આપવાથી બીજા પરદેશો જેની સાથે આપણે લેવડદેવડનો સારો સંબંધ છે તે પરદેશો સાથે પણ આપણે વિરોધ નીપજવાની સંભાવના છે.

સને ૧૯૧૮ માં ઔદ્યોગિક કમિશન સર થોમ્સ હોલાંના પ્રમુખપણા નીચે ભરાયું હતું. તેમણે કરેલા રિપોર્ટની ભલામણોનો કાંઇ પણ અમલ થયો નથી. તે સર્વે અભરાઇ ઉપર ચડાવી છેટે મુકાઇ છે. હિંદમાં ઉદ્યોગોનો વિકાસ કરવો તે બ્રિટનના લાભોની સામે જાય છે. હિંદને કાચાં દ્રવ્યો પેદા કરવાથી તેની સમૃદ્ધિ વધશે એ રીતે મર્હુમ લૉર્ડ ઇંચકેપે કોલંબોમાં મને કહ્યું હતું. હિંદમાં કોલસો, લોઢું, વહાણો બાંધવાનો પુષ્કળ સામાન, અનેક પ્રકારની ધાતુઓ અને રસાયન માટે વનસ્પતિઓ પેદા થાય છે. છતાં સરકારનો સહકાર અને

મીઠી નજરના અભાવથી એનો લાભ લઇ આપણો દેશ ઔદ્યોગિક પરતંત્રતામાંથી સ્વતંત્ર થઇ શકતો નથી.

આપણા દેશમાં સાગનાં મોટાં વનોમાંથી પૂરતું લાકડું મળી શકે છે. આપણી ખાણો જોઇએ તેટલું લોઢું પેદા કરે છે. આપણા હજારો અને લાખો ખલાસીઓ વહાણવટાનો સ્વદેશી ઉદ્યોગ નહિ હોવાથી પરદેશી વહાણો ઉપર સામાન્ય નોકરી કરે છે. આપણો ચાર હજાર માઇલનો કિનારો દરિયાઇ વહાણો બાંધવા માટે ઉત્કૃષ્ટ છે. વહાણો બાંધવા માટે આપણા વેપારીઓ પાસે પૂરતું સાહસ છે. આપણી પાસે વહાણવટું ખીલવવા માટે ધન પણ મળી શકે. તે સિવાય આજે હજારો વર્ષો થયાં એ ઉદ્યોગ આપણે ત્યાં ચાલુ હતો. માત્ર બ્રિટિશ વહાણવટાને ઉત્તેજન આપવા ખાતર જ હિંદના વહાણવટાને દબાવી નાખવામાં આવ્યું છે. હિંદનાં બંદરોનો વ્યવહાર હિંદી વહાણવટું જ કરે, એવો વહાણવટા કમિટિનો રિપોર્ટ પણ ખોળંબે નાખવામાં આવ્યો છે. હમણાં તરતમાં જ હિંદી વહાણવટા તરફથી એક ડેપ્યુટેશન વાઇસરોય નામદાર લૉર્ડ વિલિંગ્ડન પાસે ગયું હતું. તેને મીઠો જવાબ "અમારા ધ્યાનમાં છે, અમો યોગ્ય કરીશું" એવો હમેશ મુજબ અપાયો છે. પરંતુ સરકારને બહુ જ થોડું કરવું છે અને લંબાવવું તો જરૂર છે જ.

સરકાર કમિશનો નીમે છે, તેની પાછળ મોટાં ખર્ચો કરે છે, વિલાયતથી ખાસ તજ્જ્ઞોને બોલાવવામાં આવે છે, આખા હિંદના બધા ભાગોમાં ફરે છે, સેંકડો અમલદારો અને બીનઅમલદારોની જુબાની લેવાય છે, અને પછી વરસ દોઢ વરસ બાદ રિપોર્ટ બહાર પડે છે. તેના ઉપર વિચાર કરવા હિંદી સરકારને છ થી આઠ માસ જોઇએ છીએ. હજી લંબાવવું હોય તો પ્રાંતિક સરકારોની સલાહ મંગાવાય છે. તે પછી સ્ટેટ સેક્રેટરીને હુકમ માટે મુકાય છે. એ રીતે કમિશનની ભલામણો ખૂબ લંબાય છે. એ ભલામણો જો બ્રિટનના લાભ વિરુદ્ધ હોય તો તેનો કદી પણ અમલ થતો નથી. ઉદ્યોગના કમિશન, વહાણવટાનું કમિશન અને બીજી કેટલીક કમિટિઓના રિપોર્ટો અભરાઈ ઉપર ચડાવી મૂકવામાં આવ્યા છે.

જાપાન, જર્મની, રશિયા અને બીજા ઘણા દેશોમાં ખાસ કાયદા ઘડીને પરદેશી વેપારીઓના આક્રમણને સંયમિત કરવામાં આવ્યું છે. પણ હિંદમાં તેથી ઊલટું જ પરદેશી વેપારીઓને ઉત્તેજન આપવામાં આવે છે. આપણી શરાફી બેંકોને સરકારી મદદ નથી, પણ બ્રિટિશ એક્શચેંજ બેંકો સરકારી સહકાર મેળવે છે. એક્શચેંજ બેંકો બ્રિટિશ માલિકીની છે. તેઓ પાસે હિંદનું નાણું મોટી રકમ ડિપોઝીટ રહે છે અને એ જ નાણાંથી એઓ પરદેશી વેપારીઓને મદદ આપે છે. જેમ પરદેશી સ્ટીમર કુંપનીઓ સ્વદેશી નાની નાની સ્ટીમર કુંપનીઓને પોતાની મોટી શક્તિથી દબાવી દે છે, તેમ પરદેશી બેંકો પોતાના મહાન સામર્થ્યથી હિંદી શરાફી બેંકોના વિકાસમાં નડતરરૂપ થાય છે. ઇમ્પીરિયલ બેંક જો કે સરકારની માનીતી છે, છતાં હિંદના વેપાર ઉદ્યોગને તે કાંઇ જાણવાજોગ મદદ આપતી નથી. હિંદી સરકાર રીઝર્વ બેંક સ્થાપવા માટે આંખમીંચામણાં કરે છે. એક સરકારી ઔદ્યોગિક બેંકની જરૂરીઆત પણ વાંઝણી જ રહી છે. ૧૯૩૦ ની મોટી બેંકીંગ કમિટિની ભલામણો સરકારી સેક્રેટેરીઅટના અંધારા ખૂણામાં છુપાઇ રહી છે.

પરદેશી વીમા કંપનીઓ દશ કરોડ રૂપિયા દર વર્ષે હિંદમાંથી ઉપાડી જાય છે.

વેપારી ફીડરેશને પરદેશી વીમા કંપનીઓ સામે પ્રતિબંધો મૂકવા માટે સરકારને વિનંતિ કરેલ પરંતુ સર જ્યોર્જ રેનીએ કોઇ પણ સબળ કારણ બતાવ્યા સિવાય એ સૂચના ઉડાડી દીધી હતી. બીજા સર્વે સુધરેલા દેશોમાં પરદેશી વીમા કંપનીઓ સામે પ્રતિબંધો મુકાયા છે. માત્ર હિંદ જ સર્વે માટે ખુલ્લો છે. સરકારે દેશની વીમા કંપનીઓને રક્ષણ આપી પરદેશ જતું ધન અટકાવવું જોઇએ.

આપણા ખેડૂતો બહુ પછાત છે. તેમને મદદ કરવા સરકારે ખેતીનું કમિશન નીમ્યું. તેનો રિપોર્ટ ૧૯૩૧ માં બહાર પાડવામાં આવ્યો છે. પરંતુ હજી સુધી તેની ભલામણો ઉપર કોઇ પણ પગલાં ભરવામાં આવ્યાં નથી. ખેડૂતો માટે સહકારી ધોરણ ઉપર સ્થપાયેલી બેંકોનો વિસ્તાર વધારવાની જરૂર છે. તેમને સારાં બીજો, સારાં હથિયારો, સારા બળદો પૂરા પાડવા વગેરે બાબત દિશામાં ઘણું કરવાનું છે. પરંતુ હિંદી સરકારનું નાણું લશ્કર અને બીજા ખર્ચોમાં વપરાઇ જાય છે, એટલે એ પ્રજાકીય ખાતાં માટે વિશેષ નાણું ફાજલ પાડી શકાતું નથી. એમને વિકસાવવા માટે નવા કર નાખે તો બનવાજોગ છે.

લેબર કમિશનનો રિપોર્ટ પણ બારેક માસ થયાં હિંદી સરકારના હાથમાં છે, પરંતુ તેના ઉપર પણ કાંઇ પગલાં સરકાર તરફથી લેવાયાં નથી. મજૂરવર્ગમાં અસંતોષ છે. તેમની સુખસગવડ અને શિક્ષણ માટેની વ્યવસ્થિત યોજનાઓ નથી. માલિકો તેમના તરફ વધારે લક્ષ આપે અને સુખશાંતિ, સુવાવડ અને ફુરસદના વખતમાં રમતગમતનાં સાધનો પૂરાં પાડે એવા કાયદાઓની જરૂર છે.

હિંદ આખા જગતને મીઠું પૂરું પાડી શકે તેમ છે, છતાં હિંદમાં પરદેશી મીઠું ખૂબ આવે છે. તેને એક વરસ માટે રક્ષણ આપવામાં આવ્યું છે; પણ વધારે રક્ષણ આપવાની જરૂર છે. જર્મની, અમેરિકા અને ઇંગ્લંડની પેઠે હુન્નરઉદ્યોગની કેળવણીની શાળાઓ જુદા જુદા પ્રાંતમાં સ્થાપવાની જરૂર છે. તેમ જ રસાયનિક શાળાઓની પણ તેટલી જ જરૂર છે. આ વિષયોમાં હિંદ ઘણું પછાત છે. રસાયનના અભ્યાસની તો ખાસ જરૂર છે. લડાયક વહાણો માટે હિંદીઓને કેળવણી આપવાની વિસ્તૃત યોજના સ્થાપવામાં આવવી જોઇએ. હમણાં બે અંગ્રેજ અમલદારો અને એક હિંદી અમલદાર નીમવાની યોજના હજી બહુ બાલ્યદશામાં છે. વિમાનો માટે ચલાવનારાને કેળવવાની યોજના પણ બહુ સંકુચિત વૃત્તિથી સ્થાપવામાં આવી છે. હજી આ દેશમાં હિંદીઓને લાયસેન્સ મળતાં નથી. બી (B) લાયસેન્સ માટે વિલાયત જવાનું ફરજીઆત થઇ પડે છે.

લશ્કરને હિંદીમય બનાવવાથી હમણાંની અર્ધો ખર્ચ થાય તેમ છે. હિંદી સભ્યોના ચાલુ ઘણાં વર્ષોના મોટા દબાણથી હિંદી સરકારે અતિ ધીમો નજીવો પ્રયત્ન કર્યો છે. પરંતુ જોરાવરીથી ધક્કા મારીને રગસિયું ગાડું ચલાવવા જેવી ધીમી સરકારની નીતિ છે. આ રીતથી પચાસ વર્ષે પણ લશ્કરને હિંદીમય બનાવવાનું બનશે નહિ. અંગ્રેજ અમલદારોને મોટા પગારો, બંગલા, એલાઉન્સ, ભથ્થાં વગેરે મળે છે. આવા મંદીના વખતમાં આ લાભ મૂકવો પાલવે તેમ નથી. કોઇ રીતે અંગ્રેજ અમલદારો અને તેમના આધિપત્યને ઘટાડવાં જ નથી.

દોરડાં વગરના તાર ( Wireless )ના માટે પણ હિંદીઓને કેળવણી આપવાની સંસ્થા સ્થપાતી નથી. એ કામ માટે અંગ્રેજોની ભરતી કરવામાં આવે છે. લી કમીશનના લાભો અંગ્રેજ અમલદારોની વચ્ચે વ્યાપક બને છે. પરંતુ રેલવે, પોલીસ, ખેતી, વિદ્યા અને

વૈદકખાતામાં ઊંચા હોદ્દાઓ હજી મોટી સંખ્યામાં હિંદીઓને સોંપવામાં આવતા નથી. દક્ષિણ આફ્રિકા, કેનિયા, ફીજી, પૂર્વ આફ્રિકા વગેરે ઠેકાણાંઓમાં હિંદી મજૂરોને ખૂબ અન્યાય થાય છે. તેમને પ્રજાજન તરીકેના હક્કો આપવામાં આવતા નથી. તેમને એક મહોલ્લામાં રાખવામાં આવે છે. શિક્ષણ, સુખશાંતિ અને બીજા પ્રાથમિક હક્કો પણ આપવામાં આવતા નથી. તેમને પૂરતું રક્ષણ આપવામાં હિંદી સરકાર નિષ્ફળ નીવડી છે. તે સિવાય દરેક સુધરેલી પ્રજાને બીજા દેશમાં પોતાની વધારેની વસ્તી કાઢવાની સગવડ છે. હિંદમાં વસતી વધતી જાય છે. આટલી મોટી વસતીના માટે હિંદનાં સાધનો ઉપર જ નિભાવવું રહ્યું. બહારનું સાધન નજીવું તથા અપમાનજનક છે. યુરોપિયનો માટે આખું જગત નાનું પડે છે એટલે હિંદીઓને કોણ પેસવા દે?

રાજ્યસત્તાની ઉદાસીનતા, પરદેશી વેપારીઓનો લોભ, આપણી સાંસારિક બદીઓ અને પૃથ્વીની આર્થિક મંદીથી આપણે ગરીબ થતા જઇએ છીએ. તેમાંથી રક્ષણ મેળવવાનો એક જ ઉપાય છે. સ્વદેશી વગર આપણો ઉદ્ધાર જ નથી. એ જ ચિકિત્સા આપણા માટે ઉત્તમ છે. દરેક દેશમાં સ્વદેશી ભાવના ખૂબ જાગ્રત થઇ છે. દરેક દેશ જગાતોની દિવાલોમાંથી પોતાના સ્વદેશી ઉદ્યોગોનું રક્ષણ કરે છે. આપણે જ માત્ર તેમ કરી શકતા નથી. આપણા હુન્નરઉદ્યોગો બહુ જર્જરિત દશામાં આવી પડ્યા છે. જાપાન ચાર રૂપિયે ૪૦ વાર સારું કાપડ વેચે છે. તે સામે ટકી શકવાને સ્વદેશી ભાવનાની જરૂર છે. આપણા દેશમાંથી લોઢું લઇ જઇ તેના ચાકુ વગેરે બનાવી એક પાઇની વસ્તુ એક રૂપિયે આપણને પાછી વેચે છે. અહીંથી લાકડાના ટુકડા લઇ જઇ તેનાં હેંડલો અને બીજી ઉપયોગી વસ્તુઓ બનાવી મોંઘી કિંમતે આપણને જ પાછી વેચે છે. આપણા ઉદ્યોગોને સજીવન કરવાનો આપણો ધર્મ છે. ઇંગ્લંડમાં Buy Britishની મોટી ચળવળ ચાલી રહી છે. ત્યાંના સ્વદેશાભિમાની લોકોએ માત્ર બ્રિટિશ ઉત્પાદનની વસ્તુઓ જ ખરીદ કરવાનો વિચાર રાખ્યો છે. શહેનશાહથી માંડીને ગરીબ સુધી સ્વદેશીનો જ આદર્શ સેવે છે. પરદેશીઓની કાતીલ હરીફાઇમાંથી છૂટવા મોંઘી પણ પોતાના દેશની વસ્તુ લઇશું ત્યારે જ આપણે પોતાનું કર્તવ્યપાલન કર્યું ગણાશે.

ધનવાનોએ મોટરો, વિલાયતી પહેરવેશ અને વિલાયતી વિલાસની વસ્તુઓ તજી સાદી, મજબૂત અને ખોટા ભપકા વગરની આપણા દેશની બનાવટની વસ્તુઓ વાપરી ઉત્તેજન આપવું જોઇએ. એક સ્વદેશી વસ્તુ ખરીદવાથી મજૂરને મજૂરી, કારીગરને મહેનત, કારખાનાવાળાને નફો, રેલવેને નૂર, દુકાનદારને નફો એ રીતે સર્વેને પોષણ મળે છે. એ રીતે આખી પ્રજાનો વર્ગ પરસ્પર સહાનુભૂતિથી પોષાય છે. પરદેશી માલ પરદેશોની સરકારોની સહાયથી હિંદમાં બહુ સસ્તો વેચી શકાય છે. આપણો દેશી માલ બહુ મોંઘો વેચાય તે સ્વાભાવિક છે. છતાં આપણા સ્વદેશી ઉદ્યોગોનો ઘાત કરી પરદેશી વ્યાપારીઓ પછી મોંઘા ભાવે હિંદને માથે માલ લાદશે. હિંદના ઉદ્યોગનો નાશ કરી પોતાના માલને ખપાવવાનો જ પરદેશીઓનો હેતુ છે. પરદેશીઓ વેપાર કરી જ્યાં સુધી હિંદમાંથી લાભ મેળવે છે, ત્યાં સુધી હિંદને મૂકવાનું તેમને કેમ મન થાય? સ્વદેશીથી જ સ્વરાજ છે.

આપણી આર્થિક મંદીનું આ આછું રેખાચિત્ર છે. આપણે વહેમો, આળસ, ખોટી ધાર્મિક માન્યતાઓ અને અજ્ઞાનતાથી ભરપૂર સાંસારિક રીતરિવાજો દૂર કરવાના છે. આપણી પરિસ્થિતિને યોગ્ય આપણા જીવનનો ક્રમ રચવાનો છે. આપણી પાંત્રીસ કરોડની

પ્રજામાંથી ભાગ્યે ત્રણ ચાર કરોડ મનુષ્યો ભણેલાં છે. સ્ત્રીઓનું અજ્ઞાન તો ભયંકર છે. એ બધું સરકાર સુધારે એવી આશા ફોકટની છે. પ્રજાએ વધારે જાગૃતિ દેખાડવી જોઇએ. પોતે પોતાનો સુધારો કરવાના ઉપાયો કરવા જોઇએ. અને તે રાજકર્તા પર આશા રાખ્યા વિના આપણે જ કરવા જોઇએ. આપણા પ્રાચીન સમયને સંભારીને તેમાં જ આનંદિત રહેવાનો આ સમય નથી. પોતાનાં પરાક્રમો તાજાં જ રાખી વર્તમાનને કાર્યક્ષેત્ર બનાવવું જોઇએ. હિંદની પ્રજાને હવે શાંતિ, આરામ અને અંધશ્રદ્ધાની જરૂર નથી; હવે તો માત્ર કર્મ, કર્મ અને કર્મ કરવું એ જ શ્રેયસ્કર છે. ઉપનિષદની ભાષામાં કહીએ તો ઊભા થાઓ, જાગો, અને કલ્યાણને વરો.

ડુંગરશી ધરમશી સંપટ

---

# લખનૌમાં ભરાયેલી અખિલ હિંદી સ્ત્રીપરિષદનાં સ્મરણો

અખિલ હિંદી સ્ત્રીપરિષદની આ વર્ષની બેઠક લખનૌમાં હતી. સ્ત્રીઓને મનથી આખા વર્ષમાં આ એક અગત્યનો બનાવ હોય છે. આખા દેશના દરેક પ્રાંતમાંથી સુશિક્ષિત સંસ્કારી બહેનો એક સ્થળે ભેગી થાય અને ચાર દિવસ સુધી દેશની ઉન્નતિના જ વિચારોની આપ-લે થાય; પરિષદના અધિવેશનમાં અનુભવ અને જ્ઞાનભરેલા વિચારો દર્શાવવાનું સવારથી સાંજ સુધી તેમના મનમાં રમ્યા કરે તેને લીધે કેટલાએ વિચારો આવે અને સ્ત્રીઓના મત દર્શાવતા ઠરાવો પસાર થાય. આ આપણા દેશના ઇતિહાસમાં એક નવીન વસ્તુ છે અને તેના ઊજળા ભવિષ્યની એક નિશાનીરૂપ છે. પરિષદમાંથી જે પ્રેરણા બહેનોને મળે છે તેને લીધે આખું વર્ષ કાર્ય કરવાનો ઉત્સાહ ઉત્પન્ન થાય છે.

આ પરિષદ મંડળની શરૂઆત થઇ ત્યાર પછી તેની નવી શાખાઓ નીકળતી જાય છે. આ વર્ષે વાયવ્યસરહદ પ્રાન્તની અને કાશ્મીર રાજ્યની એ બે નવી શાખાઓ થઇ હતી.

આપણા આ વિશાળ દેશમાં દરેક પ્રાંત એકબીજાથી અત્યાર પહેલાં અળગો રહેલો છે. આપણને હજી પણ બધા પ્રાન્તના રીતરિવાજો, આચારવિચારો વિષે પૂરેપુરી ખબર નથી. આવી જાતના સ્ત્રીઓના મેળામાં બીજા અનેક ફાયદા ઉપરાંત આ એક મુખ્ય ગણી શકાય કે હવે પ્રાન્ત પ્રાન્ત વચ્ચેની જુદાપણાની ભીંતો તૂટતી જાય છે અને એકબીજાને ખૂબ ઓળખાણ થાય છે તેથી દેશની એકતાની લાગણીનો અનુભવ થાય છે. પરિષદમાં કેટલું જાણવાનું મળે છે. બધાં પ્રતિનિધિ બહેનોમાંથી ઘણાંએ સેવાનો મંત્ર સ્વીકારેલો હોય છે. જેમણે વર્ષોથી કેળવણી કે સામાજિક વિષયની સંસ્થાઓ સ્થાપી અને નિભાવી હોય તેમના અનુભવની વાતચીતમાંથી કેટલુંએ શીખવાનું મળે છે.

### વાતાવરણ

લખનૌમાં સ્ત્રી પ્રતિનિધિઓની સંખ્યા ૨૦૦ ઉપર કંઇક હતી. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી વગેરે બધી જ કોમનું પ્રતિનિધિત્વ જણાઇ આવતું. આવે ટાંકણે કોમ અને જાતના તથા ઊંચનીચના ભેદો તૂટી પડે છે. જમવાના ખંડમાં હારબંધ ટેબલો ગોઠવેલાં હતાં ત્યાં બધાં જ સાથે બેસીને જમતાં કોઇ જાતનો સ્પૃશ્યાસ્પૃશ્યનો ખ્યાલ જ

મનમાં આવતો નહિ. આ એક સામાજિક ક્રાન્તિનું ચિહ્ન જ છે. લખનૌમાં ક્રિશ્ચિયન કૉલેજમાં પ્રતિનિધિઓનો ઉતારો હતો. કૉલેજની હૉસ્ટેલમાં કંઇ સુખસાધનોનો ભંડાર નથી હોતો. વળી લખનૌની કકડતી ઠંડી અને બીજી અનેક અગવડો હોવા છતાં પણ ત્યાંના વાતાવરણ આનંદ અને ઉલ્લાસ સિવાય બીજું કાંઇ જ નજરે પડતું નહોતું.

ટીકા રો વારંવાર કહે છે–ખાસ કરીને પુરુષો, જેમને સ્ત્રીઓનાં દરેક પગલામાં કાંઇ ખોટું જ ની ટેવ હોય છે–કે સ્ત્રીઓને મન તો આ એક સામાજિક ઉત્સવનો જ પ્રસંગ છે. મુખ્ય તો તેમને કપડાં દાગીનાનું પ્રદર્શન કરવાની સુંદર તક મળે તે માટે. એક તરફથી આ વાત લક્ષમાં લેવા જેવી જ નથી. કેટલાંક એવાં હોય તોપણ અનેક બુદ્ધિશાળી, જવાબદારીવાળી અને ગંભીર બહેનો પોતાનું હમેશનું કામ બાજુ ઉપર મૂકીને આટલા જ હેતુથી મુસાફરી કરીને પરિષદમાં હાજરી આપે એ વાત માની જ શી રીતે શકાય! બીજી રીતે ટીકાનો બચાવ પણ થઈ શકે. સ્ત્રીઓની જિંદગીમાં આવી જાતના આનંદના પ્રસંગો કેટલા આવે છે ! ગામ બહાર જવું, કુટુંબની જંજાળમાંથી મુક્ત થવું, સ્વતંત્ર રીતે પોતાને ગમતી સંગતમાં રહેવું એવો અવસર કેટલી બહેનોના નસીબમાં હોય ! જેમને ગૃહયંત્ર ચલાવવાનું હોય કે શાળા જેવી અન્ય સંસ્થાની દેખરેખ રાખવાની હોય તેમને આવી તક મળે જ ભાગ્યે ! તો જ્યારે બની શકે ત્યારે શા માટે તેનો સંપૂર્ણપણે ઉપભોગ ના કરે ? સ્ત્રીજાતને શણગાર તો પ્રિય હોય છે એ કબૂલ કર્યા વિના ચાલે એવું નથી. તો આવી પરિષદમાં સુંદર કલામય પોશાકો નજરે પડે તેમાં શું નવાઇ ? આ પરિષદ આપણા દેશમાં જે પોશાકની વિકૃતિઓ પેસી ગઈ છે અને દુર્ભાગ્યે જે અસંસ્કારી નકલ કરવામાં આવે છે તેનો નાશ કરી શકે તો મને તો લાગે છે કે એ એક ફાયદો જ થયો ગણાય.

પરિષદને અંગે યુક્ત પ્રાંતોની કલા ને કામગીરીનું એક પ્રદર્શન સ્ત્રીઓની વ્યવસ્થાથી કર્યું હતું. તેમાં મલમલ ઉપર બનાવેલું ચીકનવર્ક, સુંદર છાપકામ, ચાંદી તાંબુ વગેરે ધાતુઓ ઉપરની કારીગરી એ મુખ્ય જોવા જેવાં હતાં.

## પરિષદનાં પ્રમુખશ્રી

પહેલે દિવસે પરિષદને ખુલ્લી મૂકવાનો સમારંભ ત્યાંના ઐતિહાસિક બારાદરીના હૉલમાં કરવામાં આવ્યો હતો. મિશ્ર મેળાવડો હતો અને લખનૌ જેવું મધ્યસ્થ સ્થળ એટલે પ્રેક્ષકોની સંખ્યા સારી હતી. સ્વાગત સમિતિનાં પ્રમુખ એક બેગમ હતાં અને તેમણે શિષ્ટ ઊર્દૂમાં ભાષણ વાંચ્યું હતું. ભાષણો તો છાપામાં આવી ગયાં છે, એટલે તે વિષે કહેવાનું નથી રહેતું. લખનૌ મુસ્લીમ સંસ્કૃતિનું કેન્દ્ર એટલે ત્યાં હજી ઘણી સ્ત્રીઓ પડદેનશીન હોય છે. તેમને માટે અલાહેદી વ્યવસ્થા કરેલી હતી. પરિષદનાં પ્રમુખશ્રી આપણા ગુજરાતનાં જ હતાં, એટલે અમે ગુજરાતીઓ જરા ઊંચું માથું રાખીને ચાલતાં. પરિષદનાં પ્રમુખની વરણી માટે કોને સંતોષ ના હોય ? શ્રી. વિદ્યાબહેન એટલે સાક્ષાત્ સંસ્કારની મૂર્તિ. તેમની ખાનદાની, વિદ્વત્તા, વર્ષોનું સેવામય જીવન એ બધું જ તેમની પ્રમુખ તરીકેની યોગ્યતા પુરવાર કરે છે. પણ એક ઘણું જ નવાઇ જેવું એ હતું કે એમના આટઆટલા ગુણોમાંથી તેમની સાદાઇ અને સરળતા એવાં તો તરી આવતાં કે આપણને આશ્ચર્ય થાય. વ્યાસપીઠ ઉપર રાણીઓ અને બેગમો અને જમીનદારની પત્નીઓ વગેરેની મંડળીમાં સ્ત્રીઓના કસબી અને રેશમી રંગરંગીત પોશાકની ઝમક, અને Rouge ને Sip stick તથા પાઉડરના

આડંબર, તથા હીરામોતીનાં આભૂષણોના ઝગઝગાટ વચ્ચે શ્રી વિદ્યાબહેન આવી પહોંચ્યાં ત્યારે જોનારને ક્ષણભર તો એમજ થયું કે આ બાઇ ભૂલચૂકથી તો અહીં નહિ આવી પહોંચ્યાં હોય ! આ વસ્તુની ઘણી જ સરસ છાપ પડી છે અને ગુજરાત તે માટે મગરૂર છે.

પરિષદ પહેલા દિવસ સિવાય માત્ર સ્ત્રીઓ માટે જ ખુલ્લી હતી. લખનૌમાં કાં તો બરાબર પ્રચારકાર્ય નહિ થયું હોય કે સ્ત્રીઓ પછાત હશે, ગમે તેમ પણ પરિષદની બેઠકમાં લખનૌ શહેરની સ્ત્રીઓની સંખ્યા છેક જ નિર્માલ્ય હતી. પડદાનો રિવાજ એ પણ એક કારણ હોઇ શકે.

પરિષદમાં સામાજિક ઠરાવો માટે પ્રતિનિધિઓને ખૂબ ઉત્સાહ હતો અને તેઓ રસ લેતાં હતાં એમ ભાષણો તથા વિવેચનો ઉપરથી જણાઇ આવતું. દરેક ઠરાવ ઉપર એટલાં બધાં બહેનો બોલતાં હતાં કે છેવટે ચર્ચા બંધ કરવી પડતી. વિવેચનો ખૂબ જ સરસ થતાં. સ્ત્રીઓના મતાધિકાર, કોમી ચુકાદો, અસ્પૃશ્યતા, વારસા હક્ક, લગ્નવિચ્છેદ, સ્વદેશી, સંતતિનિયમન વગેરે ઠરાવો પર પુષ્કળ ચર્ચા થઇ હતી. આનો વિચાર કરતાં એક પઠાણબાઇ યાદ આવ્યા વિના નથી રહેતી. દરેક દરેક ઠરાવ ઉપર તેને તો બોલવાનું હોય જ. પોતાની જગાએ જ ઊછળીને એ ઊભી થઇ જાય અને ઊર્દુમાં પુષ્કળ બોલે. પ્રમુખની ઘંટડીને પણ એ ગણકારે નહિ, એવો ઉત્સાહ આ પડદામાંથી બહાર નીકળેલી બહેનનો હતો. જેઓ પડદો શું તે જાણતાં નથી તેમનામાં હિંમત અને આત્મશ્રદ્ધાનો અભાવ જણાઇ આવે; ત્યારે આવી દબાઇ ગયેલી વ્યક્તિઓમાં બેવડો ઉત્સાહ હોય છે.

કેળવણી વિષયના ઠરાવો પુના, મુંબાઈ વગેરે સ્થળે ભરાયેલી પરિષદોમાં મુખ્ય ગણાતા હતા. પણ હવે વધારે રસ સામાજિક ઠરાવોમાં લેવાય છે એ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. સાંપ્રદાયિક કેળવણીમાં રેંટીઓને સ્થાન આપવા વિષેના ઠરાવ ઉપર સારી ચર્ચા થઈ હતી. તે બાદ કરીએ તો કેળવણીના ઠરાવો ઘણાખરા ટૂંકા વિવેચનોથી જ પસાર થઇ ગયા હતા.

## આગેવાન પ્રતિનિધિઓ

બધી ચર્ચાઓ વિષે લખવાનું રાખ્યું નથી. ઠરાવો મૂકનાર અને તેને ટેકો આપનાર અનેક બહેનોનાં વિદ્વતાભર્યાં અને લાગણીવાળાં ભાષણો તેમની લાયકાત પુરવાર કરતાં હતાં. આમાં કેટલીક બહેનોનું વ્યક્તિત્વ ખાસ કરીને તરી આવતું. આખી પરિષદનું મન હરી લેનાર, સુંદર કાર્યશક્તિ ધરાવનાર અને હસમુખાં તથા મિલનસાર સ્વભાવવાળાં રાણી લક્ષ્મીબાઇ રાજવાડે સૌથી આગળ તરી આવતાં હતાં. આજે ત્રણ ચાર વર્ષથી એમને જ માનદમંત્રી નીમવામાં આવે છે તે એમની લોકપ્રિયતા પુરવાર કરે છે.

એમનાં બહેનપણી અને સ્ત્રીઓના મતાધિકારના વિષયમાં પ્રખ્યાતી પામેલાં રાજકુમારી અમૃતકોર ઘણાં બુદ્ધિશાળી છે. શ્રીમતી ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડીને આજે હિંદુસ્તાનમાં કોણ નથી ઓળખતું ! એમની પાસે જ્ઞાન અને અનુભવનો ભંડાર છે. તેમની કાર્યકુશળતા આ પરિષદની સફળતાનું એક મુખ્ય કારણ છે. મિસીસ બ્રીજલાલ નેહરુની સૌમ્યમૂર્તિ પરિષદને દીપાવતી હતી. તેમની બોલવાની છટા અને વિચારની ઉદારતા છક કરી નાંખે એવી હતી. આ ઉપરાંત પરિષદને શોભારૂપ અનેક બહેનો હતાં પણ બધાંને વર્ણવી શકાય

નહિ. છેવટે એક પંજાબનાં પ્રતિનિધિ મુસલમાનબહેન મીસ ફિરોઝઉદ્દીન વિષે કહી દઉં. એ દરવર્ષે પરિષદમાં હાજર હોય છે એટલે જાણીતાં છે. તેઓ ચુસ્ત પડદો પાળનારાં છે. સ્ત્રીઓની કોલેજનાં અધ્યાપક છે. તેમનું ભાષાઓનું જ્ઞાન અજબ છે. ઉર્દુ, ફારસી, અંગ્રેજી ઉપરાંત તેમને સંસ્કૃતનું પણ જ્ઞાન છે. પરિષદના ઘણાખરા ઠરાવો તેમને રૂચતા નથી એટલે તેમનાં વિરોધભર્યાં ભાષણોમાં અનેક સંસ્કૃત અને ફારસી શ્લોકો તેઓ ટાંકે છે.

પરિષદમાં ઠરાવો કરવા સિવાય બીજો કાર્યક્રમ પણ હતો. રોજ સાંજે જુદે જુદે સ્થળે મેળાવડા થતા હતા. વળી લખનૌ શહેરનાં કેટલાંક ઐતિહાસિક સ્થળોની મુલાકાત પણ બધાંએ લીધી હતી.

## એક જલસો

દરવર્ષે પરિષદને અંગે એક જલસો રાખવામાં આવે છે. જે સ્થળે પરિષદ હોય ત્યાંની બહેનો ઉપરાંત પ્રતિનિધિઓનો કાર્યક્રમમાં ફાળો હોય છે. આ જલસો જોવાલાયક હતો. રવીન્દ્રનાથ ટાગોરકૃત માલિનીની નાટિકા લખનૌની બહેનોએ બહુ સુંદર રીતે ભજવી બતાવી હતી. ભાષા અંગ્રેજી હતી છતાં પણ તે સફલ રીતે થઇ શકી હતી. લખનૌની બે હિંદુ કુલીન કુટુંબની બહેનોએ નૃત્ય કર્યું હતું. તેઓ બન્ને શીખાઉ હતાં છતાં નૃત્ય લાલિત્યમય ( Graceful ) હતું અને આપણી આ તજાયેલી અને હડધૂત થએલી કલાને પાછી જાગૃત કરવી જોઇએ એમ સૂચવતું હતું. આવી સુશિક્ષિત ખાનદાન કુટુંબની કન્યાઓ આ કલાનો અભ્યાસ કરીને જો તેનો પ્રચાર કરે તો તેનો ઉદ્ધાર થઈ શકે એમ લાગ્યું. જલસાના આખા કાર્યક્રમમાં સૌથી ઉત્તમ પ્રયોગ કૃષ્ણગોપીલીલાનો હતો. આપણે ત્યાં હાલમાં કલાને નામે ગરબાની વચ્ચે કૃષ્ણગોપીના વેશ પહેરીને નાટકીયા ટેબ્લો જેવું કરવામાં આવે છે તેની અને આની વચ્ચે આસમાન જમીનનો ફેર જણાતો હતો. આમાં કૃષ્ણ અને ગોપીઓનો શણગાર અત્યંત કલામય અને આકર્ષક હતો. આખા પ્રયોગ સાથે સારંગી અને તબલાનું સુંદર તાલમય સંગીત હતું. અને દરેક વ્યક્તિની હિલચાલ ( Movements ) આ સંગીતની સાથે તાલમાં નૃત્યમય રીતે થતી હતી. આથી જે એકતાનતા આવતી હતી તે વર્ણવી શકાય એવી નથી.

દરેક પરિષદનું કામ ભાષણો કરવાનું, વિવેચન અને ઠરાવો પસાર કરવાનું હોય છે તે પ્રમાણે આ પરિષદમાં પણ થયું છે. પણ દરેક શાખાનાં પ્રતિનિધિઓ પોતાનાં સ્થળે પાછાં જઇને આ પરિષદના કામ વિષે અને ઠરાવો વિષે પ્રચાર કરવાનો પ્રયત્ન કરે છે, તેને લીધે સમસ્ત દેશની સ્ત્રીઓમાં જાગૃતિ રહે તેવા ચાલુ પ્રયાસ થાય છે. જે સંખ્યાબંધ ઠરાવો પસાર થાય છે તેમાંથી કોઇ પણ વિષે કંઇ પણ કામ થઈ શકતું હોય તો તેનાથી સમાજને તો ફાયદો જ છે. આપણા એક ખંડ જેવડા મહાન દેશની શિક્ષિત સ્ત્રીઓનો મત દર્શાવે એવી આ સંસ્થા આપણા દેશના ભાવિમાં ઘણો ઉપયોગી ભાગ ભજવશે એવી આશા આપે છે.

સરલા મહેતા

# મ ચઢજે ટગડાળ !*

મ ચઢજે ટગડાળ !

ભેરુબંધ, મ ચઢજે ટગડાળ !

(૧)

ડાળ્યો ફૂંટી રૂખડાંને ધણીયું,
ગોતવી શેં ટગડાળ !
ત્હાં ચડ્યાં સૌ પટક્યાં હેઠાં
કૈંકનાં ફુટ્યાં કપાળ !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ !

(૨)

આભ-વને મેઘ-સિંહ ત્રાડૂકે,
ગળે મૃગીનો ગાભ;
ઉતરે વિજળી ઝાડને ઝુંડે
પેખી અણીદાર પાન !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ !

(૩)

કાળે વાદળ આભ ઘેરાયાં,
પડે પાણી ધીંગી ધાર;
જમીં ખણે કૈં જલ વેગીલાં,
ધસડી જાય ઓવાળ !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ

(૪)

ઓચિંતા આભ ચડે વાયરા,
ગગડે કાળ નિશાન;
જોશીલું ઝાપટું એક ઘણું યે,
ઢૂંગોળી દે તત્કાળ !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ

(૫)

ચઢવાની મુજ ના નથી ભોરી !
પણ જોવો વિચારી ય કાળ
સન્ધ્યાનું ઝળઝાંખળું ઓસર્યે
ઉમટે ઘન અંધાર !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ !

મ ચઢજે ટગડાળ !
ભેરુબંધ, મ ચઢજે ટગડાળ !

દેવજી રા. મોઢા

# તે

[ જૉહ્ન ગૉલ્સવર્ધી જેને થોડા સમય પહેલા સાહિત્યનું નોબેલ ઇનામ મળ્યુ, અને જે તે પછી થોડે સમયે સ્વર્ગવાસી થયા તેના એક નાટકનું અહીં, જરા છૂટથી કરેલુ ભાષાન્તર આપ્યુ છે. નાટક ટૂંકુ જ પસંદ કર્યું છે પણ તેમા પણ તેની કલા પૂરેપૂરી દેખાય છે વસ્તુ એવુ છે કે રૈકટરનો કુતરો અને સ્કવાયરનો કુતરો લડે છે, તેમા સ્કવાયરના કુતરાને કાન પર ઇજા થાય છે અને તે ગંધાતા પાણીના તળાવમા પડે છે. રૈકટર કે સ્કવાયર કોઇ તેને બચાવવા જાય તે પહેલા તે પાણીમા પડીને કુતરાને બચાવી લે છે અને કુતરાની સારવાર કરે છે. આ બચાવનાર બાઈ કોણ છે તેનુ નાટકમા ઠેઠ સુધી ઓળખાણ પડતું નથી. એ જ આ નાટકનુ રહસ્યબિન્દુ છે સામાન્ય વ્યવહાર તરીકે સ્કવાયરે અને તેની પત્ની ઈલાએ આ બાઇને ઘેર ચાનાસ્તા માટે નોતરવી જ જોઇએ પણ આ બાઈ કોઇ પુરુષની સાથે રહે છે છતા તેને હાથે લગ્નની વીંટી નથી એમ જોઈ પ્રતિષ્ઠાહાનિને ભયે કોઈ તેને નોતરું દઈ શકતું નથી અને વિવેકી વર્તાવ પણ કરી શકતુ નથી એ રૂઢિનું અંધદાસત્વ બતાવવાનો આ નાટકનો ઉદ્દેશ છે. ખરી વાત તો એ હતી કે કુતરાને નવરાવતા લગ્નની વીંટી તેણે સ્નાનાગારમા મૂકી હતી ! નાટકનું મૂળ નામ Hall-Marked : A Satiric Trifle એટલે "છાપ મારેલ (માલ) એક કટાક્ષમય કિસ્સો" એવું છે.—રા. વિ. પા તંત્રી. ]

## પાત્રો

| | | |
|---|---|---|
| તે | | ડૉક્ટર |
| લેડી ઈલા | દંપતી | ગાડીવાળો |
| સ્કવાયર | | નોકર (બાઈ) |
| મોડ | દંપતી | હેનીબાલ : રૈકટરનો કુતરો |
| રૈકટર | | એડવર્ડ. સ્કવાયરનો કુતરો |

[ સ્થળ: તેના બંગલાનુ દીવાનખાનુ ને વરંડો

ખંડ સુંદર છે. પાછલા ભાગમા વરંડો છે જાળી ને બારીની મનોહર રચનાથી એ ભાગ બંધ છતા ખુલ્લો છે. ડાબી ને જમણી બાજુએ એક એક દ્વાર છે. સૂર્યપ્રકાશ આહ્લાદક છે : સવારનો સમય છે.

વરંડામા દોડતી જાળીમા થઇ ટપકતે વસ્ત્રે તે અંદર દોડતી આવે છે. ભીંજયેલો સ્કોટલેન્ડનો શિકારી કુતરો એના હાથમા છે. ડાબી તરફના દ્વારમા થઇ તે અદૃશ્ય થાય છે. થોડી વારે લેડી ઇલા દોડતી આવે છે. તે વગર ભીંજાયેલી, એકવડી, સુઘરેલી પણ ગભરાયેલી જણાય છે ડાબી તરફના દ્વાર આગળ ટપકેલા પાણીની ધાર અટકી જાય છે. એક ક્ષણ એમ પસાર થાય છે ને મોડ પણ દોડતી આવે છે તે લગભગ કેરી છે. કંઈક જડ જેવી છે સાથે એક ભીંજાયેલા જાડા બુલ ડૉગને પોતાની છત્રીના આંકડિયાથી ખેંચતી આવે છે મોડ અને તેનો કુતરો બન્ને હાંફતા હોય છે ]

લેડી ઈલા : તેણે એડવર્ડને કયાં મૂકયો છે તેની મને ખબર પડે નહિ ત્યા સુધી હેનીબાલને અંદર ન લાવીશ

મોડ : (રીસથી — હેનીબાલને) ખરાબ કુત્તા ; બહુ જ ખરાબ

[ હેનીબાલ નાકથી ફૂં ફૂં કરે છે ]

લેડી ઇલા : મોડ ! એને બહાર લઇ જા બાંધી દે લે (હાથરૂમાલ કાઢે છે) ના. કશુક મજબૂત જોઇએ. બિચારો એડવર્ડ ! (હેનીબાલને) તું બહુ જ ખરાબ છે.

[ હેનીબાલ નાકથી ફૂ ફૂ કરે છે. ]

મોડ : શરૂઆત અડવડ કરા ઇલા! (હેનીબાલને) ખરાબ કુત્તો; બહુ જ ખરાબ.

[હેનીબાલ નાકથી ફૂં ફૂં કરે છે.]

લેડી ઇલા : એને બહાર જ બાંધી દે. લે મારો ગલપટ્ટો. મારો એડવર્ડ ક્યાં છે! (ગલપટ્ટો કાઢીને ફેંકે છે) લેજે. એનો કાન કરડી ખાધો છે. મેં નજરે જોયું.

મોડ : (ગલપટ્ટો ઝીલી લઇ હેનીબાલને) હવે જોઇ રાખજે. [હેનીબાલ નાકથી ફૂં ફૂં કરે છે.] (તે ગલપટ્ટો એને ગળે બાંધે છે) કેવો ગંધાય છે. ખરાબ કુત્તો, તળાવમાં લડવા પડે છે!

લેડી ઇલા : મોડ એને બાંધી દે! મારે અંદર જ રહેવું જોઇશે.

[એમના પતિ સ્કવાયર ને રેકટર વરંડામાં ઉતાવળા ચાલતા આવે છે.]

મોડ : (રેકટરને) જુઓ બર્ટી! આ કેવો ગંધાય છે? (સ્કવાયરને) તમે પેલું તલાવ ઉલેચાવી નંખાવો, સ્કવાયર!

[તે હેનીબાલને બહાર લઇ જાય છે ને વરંડામાં બાંધે છે. સ્કવાયર ને રેકટર અંદર આવે છે. લેડી ઇલા ડાબા દ્વાર પર ટકોરા મારે છે.]

તેનો અવાજ : કાંઇ વાંધો નથી. મેં પાટો બાંધી દીધો છે.

લેડી ઇલા : હું અંદર આવું?

તેનો અવાજ : જરા થોભો. હું કપડાં બદલું છું.

[લેડી ઇલા પાછી પડે છે. સ્કવાયર અને રેકટર અજાણતાં પાસે આવવા જાય છે.]

લેડી ઇલા : ઓહ! આવી પહોંચ્યા કે?

રેકટર : (શંકાથી) હું તળાવમાં જતો'તો ત્યાં—

લેડી ઇલા : એ કૂદી પડી ન હોત તો હેનીબાલે એને મારી નાંખ્યો હોત.

સ્કવાયર : તો ઠીક થાત. બેવકૂફ!

લેડી ઇલા : તમે કેમ કૂદી ન પડયાં? ટોમી!

સ્કવાયર : એ તો — હું જાત — પણ એ —

લેડી ઇલા : હેનીબાલના વિકરાલ મુખમાંથી તેણે એડવર્ડને કેવી રીતે છોડાવ્યો તે જ મને સમજાતું નથી.

મોડ : (બહાર હેનીબાલ વરંડામાં ફૂં ફૂં કરે છે ને છૂટવા ગલપટ્ટાને તાણે છે તેને) કેવો ખરાબ!

લેડી ઇલા : આપણે એનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો. ચણીયાનો કચ્છ મારી એ અંદર કૂદી પડી એ હું કદી પણ ભૂલી શકીશ નહિ.

સ્કવાયર : મારા સમ! અદ્દભુત.

લેડી ઇલા : તેનાં કપડાં તદ્દન ખરાબ થઇ ગયાં હશે. એ તળાવ — બાપરે ... (તે નાક ચઢાવે છે) ટોમી! એને જરૂર ઉલેચાવી નાંખો.

રેકટર : (મનમાં ઊંડા ઊતરી જઇને) એને ચર્ચમાં જોઇ હોય એમ યાદ આવતું નથી.

સ્કવાયર : ખરી વાત. એ કોણ છે? સુંદર છે—નહિ!

લેડી ઇલા : હવે મારે એડવર્ડ માટે દાક્તર બોલાવવો જ જોઇએ. (સ્કવાયરને) ટોમી! તમે જરા ઊઠો તો.

[મોડ ફરી દાખલ થાય છે.]

સ્કવાયર : ભલે (ઊઠતાં ઊઠતાં) આ રહી ઘંટડી!

તેનો અવાજ : (અંદરથી) હવે લોહી બંધ થયું છે. (બધાં સાંભળે છે) એને તમારા તરફ મોકલું?

લેડી ઈલા : હા, હા. બિચ્ચારો !

[ લેડી ઈલા એડવર્ડને લેવા સજ્જ થાય છે. સ્કવાયર ને રેક્ટર ઊભા હતા ત્યાં જ જડાઈ જાય છે. દ્વાર ઊઘડે છે. એક ખુલ્લો હાથ એડવર્ડને ધીમેથી અંદર ધકેલે છે. સુંવાળા રૂમાલથી ઘા ઉપર તેને પાટો બાંધેલો છે. બહાર હેનીબાલ ફૂં ફૂં કરતો સંભળાય છે. એણે ગલપટ્ટો તોડી નાંખ્યો છે.]

લેડી ઇલા : ( ભયભીત બની ) જુઓ, જુઓ. હેનીબાલ છૂટી ગયો. મોડ, – ટોમી ( રેક્ટરને ) જુઓ તો !

[ ત્રણે ય હેનીબાલને રોકવા બહાર દોડે છે. ]

લેડી ઇલા : ( એડવર્ડને ) હું. મને ખબર છે; તને સામા થવાનું મન થઇ જાય છે. સાજો થઇ જાય એટલે એને કરડજે. સમજ્યો બચ્ચા ?

[ મોડ ને સ્કવાયર ફરી અંદર આવે છે. ]

આ વેળા બરાબર બાંધ્યો છે ને ?

મોડ : બર્ટીના ગેલીસથી.*

લેડી ઇલા : પણ—

મોડ : કાંઈ વાંધો નથી; એ લગભગ ચામડાનો છે.

[ સલામતી ન લાગતી હોય એવા દેખાવે રેક્ટર અંદર આવે છે. ]

લેડી ઇલા : હવે વાંધો નથી એની તમને ખાત્રી છે ને ?

રેક્ટર : ( પાટલુન સમું કરતો ) બરાબર નહિ, પણ લેડી ઇલા ! હું—

લેડી ઇલા : ટોમી ! એમને મદદ કરો ને !

સ્કવાયર : કશો જ વાંધો નથી. ઇલા, તમો કહો છો એ વાત નથી.

લેડી ઇલા : ( સ્કવાયરને એડવર્ડ આપી ) એને પકડી રાખો, ટોમી ! એ જરૂર ગંધથી હેનીબાલને ઓળખી કાઢશે.

સ્કવાયર : ( એડવર્ડને ગળાના પટ્ટાથી પકડી, પોતાનું નાક દાબી ) છટ્. પોતાની ગંધ સિવાય એને બીજી ગંધ જ નહિ આવે ને. એ તલાવમાં પડવા માટે એને વિક્ટોરિયા ક્રોસ આપવો જોઇએ.

[ દ્વાર ઊઘડે છે. તે આવે છે. સુઘડ નિખાલસ નમણી સ્રી. તેણે નારંગી રંગનો મરદનો ઓવરકોટ નીચેનાં કપડાં ઉપર ઉતાવળમાં ઓઢી લીધો છે. ]

તે : વિલંબ માટે દિલગીર છું. મારે નહાવું પડ્યું. કપડાં પણ બદલવાં જ પડે ને !

લેડી ઇલા : અમે આપના કેટલાં બધાં આભારી છીએ ? આપે ઘણું કર્યું.

મોડ : જરૂર.

રેક્ટર : ( સ્વસ્થ બની ) અદ્‌ભુત ! હું જાતે કુદી પડવાનો હતો ત્યાં—

સ્કવાયર : ( એડવર્ડને તાણી ઝાલીને ) આને લડી નાંખવું છે—મારે માફી માગવી જોઇએ. તમે મારાથી વહેલાં પહોંચ્યાં—

[ સ્કવાયર તેના સામું જુએ છે. તે હસતી હસતી એક બાજુ મસ્તક ઢાળી ઘવાયેલા કુતરા તરફ કરૂણાભરી નજરે જોઈ રહે છે. ]

તે : બિચ્ચારાં ! એમને એ મજાનું તલાવ સલામત જ લાગેલું !

લેડી ઇલા : એને વધારે વાગ્યું છે ?

તે : જરા ખરું. એના કાને એક બે ટેભા મરાવવા પડશે.

લેડી ઇલા : મેં ધાર્યું જ હતું. ટોમી ! જાઓ તો—

---

* મૂળ અંગ્રેજી Braces, તેને ગુજરાતીમાં કેટલાક ગેલીસ પણ કહે છે. બન્ને ખભાની બન્ને બાજુ લટકાવી રાખવાનાં પટ્ટા જેમાં પાટલૂનના બટન ભેરવીને લટકાવી રખાય છે.

સ્કવાયર : ભલે, આને છૂટો મૂકું ?

લેડી ઇલા : ના.

મોડ : ગાડી બહાર જ ઊભી છે. બર્ટી, દોડતા જઈ જરવીસને કહો તો ડૉક્ટરને લઇ આવે.

રેક્ટર : ( નમ્રતાથી પણ મૂંઝાયેલા સ્વરે ) દોડતો ? હું ! હુંઅ-મોડ, હુંઅ-

તે : ડૉક્ટર ટેભા મારી લેશે. મારી નોકર જઇ આવશે.

[ હેનીબાલ ઉઘાડી બારી આગળ આવી ઊભો રહે છે. ગેલીસના ટુકડા એને ગળે લટકી રહ્યા છે. ]

લેડી ઇલા : જુઓ ! એને પકડો, રેક્ટર !

મોડ : બર્ટી ! પકડો એને.

[ રેક્ટર હેનીબાલને પકડે છે. પરંતુ પોતાનાં કપડાં સાચવવાં મુશ્કેલ જણાય છે. તે હાથે બારણે બહાર ગઇ હોય છે ને એક હાથમાં ચામડાનો પટો ને બીજા હાથમાં ગેલીસ લઈ પાછી ફરે છે. ]

તે : લો, આ પટો. એ તૂટશે નહિ. આ ગેલીસ તમારે કામ આવશે કે ?

[ તે મોડને ગેલીસ આપે છે. ત્વરાથી વરંડામાં દૂર ચાલી જાય છે. મોડ રેક્ટરને ગેલીસ આપી બહાર જાય છે. હેનીબાલને બારીએથી એ ચા પટાથી બાંધે છે. રેક્ટર ગેલીસ હાથમાં રા ખી એકાએક બેસી જાય છે. એક ક્ષણ કોઈ બોલતું નથી. ]

લેડી ઇલા : સરસ. નહિ ? મને તેને માટે માન થાય છે.

સ્કવાયર : તે જાતે ત્યાં ગઇ.

રેક્ટર : ( ભાવથી ) ખૂબ જ માયાળુ.

[ ગેલીસ તરફ દુઃખની નજર નાંખી તે લેડી ઇલા તરફ જુએ છે. ક્ષણ ચૂપકીમાં પસાર થાય છે. મોડ દ્વાર આગળ આવી ગેલીસ તરફ જોતી થંભે છે. ]

સ્કવાયર : ( ઓચિન્તા ) અરે ?

મોડ : કેમ ?

સ્કવાયર : ( પત્ની તરફ જોઇ ) આહ !

લેડી ઇલા : ( એડવર્ડમાં લીન થઇ ગયેલી ) બિચ્ચારો એડવર્ડ !

સ્કવાયર : ( તોછડાઇથી ) ઇલા ! રેક્ટરને ઊભા થવું છે.

રેક્ટર : ( ધીમેથી ) કદાચ-જરા વાર—

લેડી ઇલા : અરે !

[ તે દિવાલ તરફ વળે છે. ]

[ રેક્ટર એની પત્નીની ઓથે ઓથે કપડાં ઠીક કરવા વરંડા તરફ જાય છે. ]

સ્કવાયર : ( વિચારમાં ) ત્યારે તે પરણેલી છે.

લેડી ઇલા : ( એડવર્ડની ધૂનમાં જ ) કેમ જાણ્યું ?

સ્કવાયર : પેલાં ગેલીસ.

લેડી ઇલા : હા, હા. આપણે એમને જમવા તેડવાં જોઇએ. ટામી !

સ્કવાયર : હા, જરૂર. પણ એ કોણ હશે !

[ રેક્ટર ને મોડ પાછાં આવે છે. ]

રેક્ટર : ખરે-એણે એના પતિનો-હું તો-

મોડ : ચાલશે, બર્ટી.

[ તે વરંડા પર થઈ આવતી જણાય છે. પાછળ ચામડાની બેગ ઝાલી લાલ મોંવાળો એક દ જણાય છે. એના હાથમાં સોય અને દ છે. ]

તે : દાક્તરને બહાર જતા જ પકડયા, નસીબદાર !

લેડી ઇલા : અરે, બહુ સારું થઈ ગયું.

ડૉકટર : કેમ છો, લેડી ઇલા ? કેમ સ્કવાયર ! રેકટર ! ઠીક છો ને ! . (મોડને) શું ચાલે છે ? આ જ કુતરો કે ! ઠીક. એને કોણ બરાબર પકડી રાખશે !

લેડી ઇલા : અરે ! હું.

તે : તમને નહિ ફાવે. લાવો, હું જ પકડીશ. પોતાનાને પકડી રાખવું કપરું છે. ડાકટર ! આપણે અંદર જઇશું ? ચાલો, ચાલો. ચાલ બચ્ચા !

[ તે એડવર્ડને ઊંચકી લે છે. બન્ને ડાબી બાજુના ખંડમાં જાય છે. ]

લેડી ઇલા : મને ભય હતો જ. કેવી ભલી બાઇ !

સ્કવાયર : કુતરાં એને હળી જાય છે. ચોખ્ખું દેખાય છે.

રેકટર : નાની નાની વાતોમાં માણસ જણાઇ આવે.

સ્કવાયર : એનામાં કઇ ઓર ખૂબી છે. કેવી સુંદર સ્ત્રી !

મોડ : એને દેવળના કામ માટે રાખી લઇશું ?

રેકટર : ઘણું સરસ–સરસ. જરૂર.

સ્કવાયર : એના પતિ શિકાર કરતા હશે ? તે તો તદ્દન ... તદ્દન—

લેડી ઇલા : ( દ્વાર તરફ નજર કરી ) તદ્દન ! સંપૂર્ણ મનોહર. એવું સુંદર વદન મેં ભાગ્યે જ જોયું હશે.

[ ડાકતર એકલા જ બહાર આવે છે. ]

ઓ ડૉકટર ! પતાવી નાંખ્યું ? બરાબર છે ?—

ડૉકટર : સત્તર આની ! દેવદૂત પેઠે તેણે એને પકડી રાખ્યો. એ તેને ચાટયા જ કરતો હતો. જરા ય ચૂં કે ચાં ન કર્યું.

લેડી ઇલા : બિચ્ચારો ! હું જોઉ —

[ દ્વાર તરફ આંગળી કરે છે. ]

ડૉકટર : જરા થોભો. એને તે સાફ કરે છે. ( તે નાક ચઢાવે છે ) કેવા ચાલાક હાથ !

સ્કવાયર : પણ એ છે કોણ ?

ડૉકટર : ( જરા શંકાશીલ અને મશ્કરી કરતો હોય તેવા મોઢાથી ) કોણ ? હું તો મારા મનમાં છે તે કહું છું. મને પૂછો તો એ હોશિયાર નર્સ છે. પહેલાં પણ એકવાર તેણે મને ડિપ્થેરિયાના કેસમાં મદદ કરી હતી. મઝેની બાઇ ! ખૂબ જ ભલી. ઉત્તમ. આ લત્તામાં એવું કોઇ નથી. હં ! ( જરા આંખથી મશ્કરી કરતાં ) માફ કરજો. મારે ઉતાવળ છે.. મોડું થઈ ગયું. ચાલો સાહેબજી ! રેકટર ! લેડી ઇલા ! સાહેબજી.

[ તે જાય છે : ઘડીભર મૌન. ]

સ્કવાયર : જુઓ, આપણે જરા સાવધ રહેવું જોઇએ.

[ જરવીસ, જૂની ઢબનો ગાડીવાળો, વરંડા ઉપર દેખાય છે. ]

જરવીસ : ( રેકટરને ) માફ કરજો સાહેબ ! હવે તો કુતરાને આરામ છે ને ?

મોડ : હા.

જરવીસ : ( ટોપી જરા ઊંચી કરીને ) આપ ટ્રેન ચૂકી ગયાં છો એટલે બાઇ સાહેબ, આપને ઘેર લઇ જવા રોકાઉં ?

મોડ : ના.

જરવીસ : ભલે, બાઇ સાહેબ !

[ એ ફરીથી લટકો કરી ટોપીને હાથ અડકાડે છે ને પાછો વળવા જાય છે. ]

લેડી ઈલા : ઓ જરવીસ ! આ લોકોનું નામ શું ?

જરવીસ : બાઈસાહેબ ! ગાડી ફેરવતાં ચેલેન્જરને નામે હું તેમને જાણું છું.

સ્કવાયર : ચેલેન્જર ? શિકારી કુતરા જેવું નામ લાગે છે. એ કેવા દેખાય છે ?

જરવીસ : ( માથું ખજવાળી ) સુંવાળી ટોપી પહેરે છે, સાહેબ !

સ્કવાયર : હા, હા.

જરવીસ : મઝાનો માણસ હોં. બાઈ પણ મઝેનાં છે ! ગયે અઠવાડિયે મારી ઘોડીને તાણ આવતી હતી ત્યારે પણ મને મદદ કરેલી. સ્વર્ગના દેવદૂતો પણ એવા માયાળુ ન હોય. બન્ને જણને મૂંગાં જનાવરનો ખૂબ જ શોખ. હું ગપ્પાં નથી મારતો, હોં !

મોડ ; ગપ્પાં ? શાનાં ગપ્પાં ?

જરવીસ : ( છોભો પડી ) મેં ગપ્પાં કહ્યું ? ના રે સાહેબ ! માફ કરો. એવું કાંઈ નથી. એ તો નવું કોઈ રહેવા આવે ત્યારે વાતો થાય. હું તો જાતે જોઉં તે માનું.

રેકટર : હા, હા, જરવીસ ! તદ્દન–તદ્દન ખરું !

જરવીસ : હા સાહેબ ! જિંદગીભરની મને એવી જ ટેવ છે.

મોડ : ( દમ દઈ ) અહીં રહેવા આવ્યે કેટલું થયું, જરવીસ ?

જરવીસ : ઉ...ત્રણેક અઠવાડિયાં, બાઈસાહેબ !

[ જરાક અજાણતાં કંપે છે. ]

( આજીજી કરતો ) અલબત્ત, એમને હાથે વીંટી છે કે નહિ તેની મારા જેવા ધંધાદારીને શી તમા ? એ કાંઈ મારું કામ છે ? [ઘડીક મૌન.]

લેડી ઈલા ; ( ઓચિંતી ) બહુ સારું, જરવીસ ! હવે તમારું કામ નથી.

જરવીસ : ભલે બાઈસાહેબ ! આપને કામ હોય તો—આપને સાહેબ !

[ તે જાય છે : પલભર મૌન. ]

સ્કવાયર : ( જરાક નજીક આવી ) ત્રણ અઠવાડિયાં !–જરૂર. એની નોંધ નથી ?

રેકટર : ( શૂન્ય મને ) ત્રણ અઠવાડિયાં–મેં એમને ચર્ચમાં નથી જ જોયાં.

મોડ : એક વીંટીમાં શું ?

લેડી ઇલા : ( મનોવેગથી ) હવે જવા દો ને. મને એનામાં કાંઈ ખોટું લાગતું નથી. અને કંઈ હોય તો યે તેનું મારે શું ? તે કેવી સરસ છે !

સ્કવાયર : પણ ગામનો વિચાર કરવો જોઈએ ને ? ડોકટરે આપણી વાત ઉડાવી એ મને ન ગમ્યું.

લેડી ઈલા : એ ન હોત તો આ બિચારો ન બચત.

સ્કવાયર : હં, મરવા દો. હા, પેલા ગંધાતા તલાવમાં તે કૂદી પડી એ ભૂલાય એવું નથી.

મોડ : એને હાથે વીંટી હતી ?

[ દરેક એકબીજા સામે જુએ છે. પરંતુ કોઈને ય ખબર નથી. ]

લેડી ઇલા : ભલે, પણ હું કૃતઘ્ન તો નથી જ થવાની.

સ્કવાયર : જરા વિચિત્ર છે. પણ ઇલા ! ખોટું પગલું તો ન જ ભરાય.

રેકટર : ને એનાં ગેલીસ મારી પાસે છે તે !

[ તેનો હાથ કમર પર જાય છે. ]

મોડ : ( સાવધ કરતી ) બર્ટી !

સ્કવાયર : તેનું કાંઈ નહિ, રેક્ટર! આપણે પૂરેપુરા સભ્ય રહીશું: તદ્દન. એનો આભાર માનીશું ને એવું બધું.

લેડી ઇલા : એ સારી છે એ તો આપણે જોઈ શકીએ છીએ. પછી બાકીનાનું આપણે શું?

મોડ : ઓ ઇલા! 'આપણે શું?'–આપણે એ જાણવું જ જોઈએ.

રેક્ટર : આપણે સમજવું જ જોઈએ.

સ્કવાયર : ચાલો ત્યારે, હું ઘંટડી વગાડું.

[ એ ઘંટડી વગાડે છે. ]
[ બધાં એકબીજા તરફ બાઘા જેવાં જોઈ રહે છે ]

લેડી ઇલા : તમે ઘંટડી કેમ વગાડી? ટોમી!

સ્કવાયર : ( મુંઝાઈને ) કોણ જાણે?

મોડ : કોઈનું કોઈ આવશે જ.

સ્કવાયર : રેક્ટર તમારે—

મોડ : હા, બર્ટી!

રેક્ટર : બાપ રે! પણ શું?–કેવી રીતે?—

સ્કવાયર : ( ગંભીર બની એકલો ) વાત બહુ જ બારીક છે.

[ જમણું દ્વાર ખુલે છે. નોકર પ્રવેશ કરે છે. સચોટ નજરવાળો છે. બધાં મૂંગાં મૂંગાં એના સામું જોઈ રહે છે. ]

રેક્ટર : અં...તમારા શેઠ ઘરમાં નથી?

નોકર : ના જી, લંડન ગયા છે.

રેક્ટર : અં? મિ. ચેલેન્જર, ખરું ને!

નોકર : જી, હા.

રેક્ટર : અં...હા. ખરું.

નોકર : ( બધાંને બરાબર નિહાળી ) તમારે શેઠાણીનું કામ છે?

રેક્ટર : અં! એમ તો નહિ—

સ્કવાયર : ( ધીમા પણ મક્કમ અવાજે ) કહોને કહોને.

રેક્ટર : ( ઝંપલાવે છે ) હા. એક મિ. ચલેન્જરને હું વર્ષો પહેલાં પીછાનતો હતો. એટલે જ મેં એમ પૂછ્યું. દશેક વર્ષ ઉપરની વાત છે. મને થયું કે એ ક્યારે પરણ્યાં! તમને ખબર છે એ ક્યારના પરણ્યા છે? મારા મિત્રને પરણ્યાં—

નોકર : ત્રણ અઠવાડિયાં—

રેક્ટર : હં બરાબર બરાબર. એ જ હશે. સારું કર્યું. ઠીક.

લેડી ઇલા : અમારો કુતરો રેક્ટરના કુતરા જોડે લડી પડ્યો. શ્રીમતી ચેલેન્જરે એને છોડાવ્યો. એના કાને પાટો બાંધ્યો. અમે એમનો આભાર માનવા ઊભાં છીએ. તમારે કાંઈ કરવાની જરૂર નથી.

નોકર : ( એમના તરફ જોઈ ) ઠીક.

[ નોકર ચાલી જાય છે. ]

સ્કવાયર : છટ્. કેવી ડાકણ જેવી છે. અલ્યા રેક્ટર! દશ વર્ષ પર ખરેખર કોઈ ચેલેન્જરને તું ઓળખતો હતો?

રેક્ટર : ( કપાળ લૂછતાં ) ના.
સ્કવાયર : અલ્યા ગમ્મત થઇ.
લેડી ઇલા : સમજ્યાં ને. હવે કાંઇ વાંધો નથી.
રેક્ટર : જરૂર. હવે નિરાંત થઇ.
લેડી ઇલા : ( દ્વાર તરફ જતાં ) હવે હું અંદર જઇશ.
સ્કવાયર : જરા ઊભાં રહો. તમે એમને ચા-પાણી માટે કે એમ કંઈ નોતરવાનાં છો?
લેડી ઇલા : હા, હા.
મોડ : હું તો ન નોતરું.
લેડી ઇલા : કેમ નહિ? આપણને બધાંને એ સજ્જન જણાયાં છે.
રેક્ટર : એવો નગણો વિચાર કરવા માટે આપણે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.
લેડી ઇલા : જરૂર, લોકો છે તેવાં માનવાની હિંમત ન હોય એ ભયંકર છે.
સ્કવાયર : હોય તેવાં? હં. પણ એમને ઓળખ્યા વિના તમે માનો શી રીતે?
લેડી ઇલા : આપણને લાગે તે ખરું.
સ્કવાયર : તે ધારો કે તેઓ પરણેલા ન નીકળે તો?
લેડી ઇલા : તો ય તે છે તે તો છે જ! નહિ?
મોડ : ઇલા!
સ્કવાયર : હં. એની કાંઇ ખબર નથી.
લેડી ઇલા : ટામી! એ છે તે તો છે જ.
રેક્ટર : ( એનો હાથ અજાણે કમર પર જાય છે ) મારા મન પરથી કેટલો ભાર છો થઇ ગયો!
લેડી ઇલા : જો, કુતરો કૂં કૂં કરે છે. મારે અંદર જવું જ જોઇએ.
[ તે દ્વાર ખખડાવે છે. દ્વાર ઊઘડે છે. એડવર્ડ ઝડપથી બહાર કૂદી આવે છે. એના એક પર સ્વચ્છ પટ્ટી મારેલી છે. ]
લેડી ઇલા : સરસ.
[ તે બહાર આવે છે. તેણે આસમાની વસ્ત્રો પહેરેલાં છે. ]
લેડી ઇલા : એની ચાકરી કરી આપે બહુ જ ઉપકાર કર્યો.
તે : એ એવો તો વહાલો લાગે છે, અને પેલો બીજો કુતરો બિચારો—
મોડ : તમારા પટ્ટાથી એ છેક સલામત છે.
[ હેનીબાલ બારી આગળ જણાય છે. તૂટેલો પટો તેના ગળાની આસપાસ લટકતો હોય છે. નજર સાથે બધાંની દૃષ્ટિ એ તરફ વળે છે. ]
મોડ : ઓહ! ફરી એણે તોડી નાખ્યો બટ્ટી!
તે : મને જવા દો. [ તે હેનીબાલને પકડી લે છે. ]
સ્કવાયર : અમે આપનાં ઘણાં જ આભારી છીએ. અમે આપને ખૂબ જ હેરાન , હો!
તે : જરા ય નહિ. મને તો કુતરાંનો શોખ છે.
સ્કવાયર : આપના પતિશ્રી-નો પરિચય કરવાની ખાહેશ છે.
લેડી ઇલા : ( એડવર્ડ છૂટો થવા મથે છે તેને ) ધીમે બાઇ! ધીમે. ટામી! આને ડો તો. [ સ્કવાયર એને પકડે છે. ]

મોડ : ( હેનીબાલ તરફ જઇ ) કેમ, બરોબર ચાલે છે ને ?

[ તે વચમાં જ થંભી જાય છે. એની નજર ઓચાંતી હેનીબાલને રમાડતા તેના હાથ પર પડે છે. ]

તે : હા, કેવો સરસ છે.

મોડ : ( ટટાર થઇ હોઠ દાબી વિચિત્ર સ્વરે ) બર્ટી ! હેનીબાલને પકડ.

[ રેક્ટર તેને પકડે છે. ]

લેડી ઇલા : ( કાર્ડ કાઢી ) મારા કુતરા માટે આપે જે તસ્દી લીધી છે તેનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આ અમારું સરનામું. જરૂર આવજો, મળજો.

મોડ : ( એની નજર તેના હાથ પરથી ખસી જ નથી. તે લેડી ઇલાનાં કપડાં ખેંચે છે )

લેડી ઇલા : હં !–એટલે કે–હું–અં !

[ તે લેડી ઈલા તરફ આશ્ચર્યથી જોઈ રહે છે. ]

સ્કવાયર : તમારા પતિને શિકાર ખેલતાં આવડે છે કે નહિ તેની મને ખબર નથી. આવડતો હોય તો—

[ મોડ એની સાથે નજર મિલાવી ડાબા હાથની ત્રીજી આંગળીથી ટકોરા મારે છે. ]

તે : તો...અં !

[ તે આશ્ચર્યથી સ્કવાયર સામું જોઇ રહે છે. ]

મોડ : ( પોતાના પતિ તરફ વળી, આંગળી હલાવી ધીમેથી ) જુઓ.

રેક્ટર : ( ડોળા ફાડી કડકાઇથી ) હેનીબાલ !

[ તેને ઊંચકી બહાર લઈ જાય છે. ]

મોડ : એને દાબશો નહિ, બર્ટી !

[ તે જાળીમાંથી બહાર જાય છે. ]

સ્કવાયર : ( ઓચિંતો–કાંઈ પણ કારણ વિના એડવર્ડને ) પેલો કુતરો ઘડીકમાં ભાન ભૂલશે.

[ એડવર્ડને ઉપાડી તે બહાર ઊંચકી જાય છે. લેડી ઇલા ટગ ટગ જોતી રહી જાય છે. ]

લેડી ઇલા : ( છેવટે ) તમારે એમ ન ધારવું કે હું–તમારે એમ ન ધારવું કે અમે–ઓહ ! એ લોકો એડવર્ડને હેનીબાલ પર કૂદી ન પડવા દે એ મારે સંભાળવું જ જોઇએ.

[ તે પણ સરી જાય છે. ]

[ તે લેડી ઈલા તરફ આશ્ચર્યવિમૂઢ બની જોઇ જ રહે છે. ]

તે : આમને બધાંને થયું છે શું ? [ દ્વાર ઉઘડે છે. ]

નોકર : (અંદર પ્રવેશ કરી–વીંટી બતાવી–કડકાઇથી) તમે આ બાથરૂમમાં ભૂલી ગયાં હતાં.

તે : ( ચમકીને પોતાની આંગળી તરફ જોઇ ) ઓહ ! ( વીંટી લઇ ) હું કાંઇ ભૂલી ગઇ નહોતી. માર્યા ! લાવી એ સારું કર્યું. [ નોકર જાય છે. ]

[ બારી આગળ એક હાથ ધીમેથી ગેલીસ સરકાવે છે. તે ગેલીસ તરફ જોઈ રહે છે. પછી બારી તરફ જુએ છે. એનો હોઠ તિરસ્કારથી મરડાય છે. ]

તે : ( મનમાં જ બબડતી )–અરે !

[ પડદો પડે છે. ]

અનુવાદક

રમણીકલાલ દલાલ




મે. 'પ્રસ્થાન'ના તંત્રી જોગ,

'પ્રસ્થાન'ના સંવત ૧૯૮૮ના આષાઢ-શ્રાવણના અંક ૩-૪ પુસ્તક ૧૪માં 'પક્ષીઓની આર્તવી યાત્રા વિષે થોડુંક' એ નામના શ્રી. હરિનારાયણ આચાર્યના લેખમાં અમારા 'નિસર્ગ નિરીક્ષણ મિત્રમંડલ'ને તે લેખમાં આપેલી હકીકત કેટલીક જગ્યાએ ખોટી અને ભ્રમોત્પાદક જણાય છે. અને તે લેખમાંથી જ શ્રી. રાવળે કેટલોક ભાગ 'કુમાર'ના ૧૯૮૯ના કારતકના ૧૦૭મા અંકમાં 'પક્ષીઓનું સ્થલાંતર'ના નામથી પ્રગટ કર્યો છે. આ લખાણથી કદાચ પક્ષીજીવનમાં રસ લેનાર કોઇ વ્યક્તિને ભૂલ કે ગેરસમજુતી થવા સંભવ છે. તેથી અમારું 'મંડળ' કોઇને પણ ભૂલ કે ગેરસમજુતી કરતાં અટકાવવા નીચે પ્રમાણે ચર્ચા કરવા માગે છે, જે આપના ચર્ચાપત્ર વિભાગમાં પ્રગટ કરશો.

૧. દાખલા તરીકે, શ્રી આચાર્યે લખ્યું છે કે "પક્ષીઓમાં જીવન વિષે આપણી ભાષામાં કશું ય લખાયું નથી." આ હકીકત તદ્દન ખોટી છે. કારણ કે શ્રી. ર. શી. અને શ્રી. આચાર્યના લેખોથી પણ પહેલાં આપણી ગુજરાતી ભાષામાં પક્ષીઓના જીવન વિષે લખાએલું મોજૂદ છે:

દાખલા તરીકે શ્રી. જિતુભાઇ મહેતાએ ૧૯૮૪ના "કૌમુદી"ના શ્રાવણના પુસ્તક ૪ અંક ૪માં 'સંવનન' અને ૧૯૮૫ના 'કૌમુદી'ના માઘના અંકમાં 'સ્થલાંતર' એમ બે વૈજ્ઞાનિક પદ્ધતિથી સુંદર લેખો લખ્યા છે. તેઓએ જ 'પ્રજામિત્ર કેસરી' અઠવાડિકમાં દૈયલ Indian Magpic Robin (Copsychus S. Saularis) ઉપર અને શામા Indian Blue Rock Thrush (Monticola Solitaria pandoo) ઉપર. એમ બે બીજા સુંદર લેખો પણ લખ્યા છે.

ત્યારબાદ "'કુમાર'ના એક લેખક શ્રી. ગજાનન ભટે તો 'કુમાર'માં પક્ષીઓના જીવનનો ટૂંકો પરિચય આપતી એક આખી લેખમાળા લખી છે, જે 'સ્કાઉટીંગ અને બીજી વાતો'ના નામથી પુસ્તક આકારે બહાર પણ પડી છે. જો કે તેમાં પક્ષી-વિજ્ઞાન (ornithology)ની દૃષ્ટિએ કેટલીક ભૂલો રહી ગઇ છે, પણ તે તો કદાચ તેમના પક્ષી-જીવનના અનુભવ અને અભ્યાસ જોઇએ તેટલાં વિશાળ અને વૈજ્ઞાનિક ન હોવાના કારણે.

ત્યાર પછી શ્રી. મુનિકુમાર ભટ્ટે 'મુંબઇ સમાચાર'ના દિવાળીના એક અંકમાં બુલબુલ The Common Red-Vented Bulbul (Molpastes cafer cafer) ઉપર અને "કુમાર'માં જંગબારી પોપટ Gray Parrotની ભાવનગરમાં ઘરમાં (in captivity) લીધેલ બ્રીડ (breed) ઉપર એમ બે લેખો લખ્યા છે,-

ઉપર જણાવેલ દૃષ્ટાંતો આથી સિદ્ધ કરે છે કે ગુજરાતી ભાષામાં પક્ષીઓના જીવન વિષે લખાએલું છે. તદુપરાંત હમણાં જ ૧૯૮૮ ના 'હિંદુસ્તાન-પ્રજામિત્ર'ના દિવાળી અંકમાં પિલક Golden Oriole ( Oriolus Kundoo અને Black-Headed Oriole ( Oriolus Melanocephalus ) ઉપર લખાયું છે. આ ઉપર લખ્યું છે તે સિવાય પણ અન્ય કોઇ લેખકે પક્ષીઓના જીવન વિષે લખ્યું હોય પણ અમને તેની માહિતી નહિ હોવાથી ઉપરે લખ્યાં છે તેટલાં ઉદાહરણો આપ્યાં છે.

૨. આગળ જતાં શ્રી. આચાર્ય લખે છે કે "આ પક્ષીને ( એટલે ચાસ Indian Rollerને ) નવાઇની વાત છે કે, કોઇએ નાહતાં જોયું નથી." શ્રી. આચાર્યે ચાસ જેને ગુજરાતીમાં ( ખાસ કરીને બાજદારો ) સબજક કહે છે તેને ખરે બપોરે પાણીના વહેણમાં નાહતાં નથી જોયું તેથી કોઇએ એમ ન ધારી લેવું કે ચાસ ( સબજક ) પાણીમાં નાહતું જ નથી. કારણ કે ભાવનગરમાં અમારા 'નિસર્ગ નિરીક્ષણ મિત્રમંડળ'ના ઉસ્તાદ હસન જમાદારે પાંજરામાં એક તદ્દન સફેદ ચાસ ( albino )ને પાણી પીવાની કુયડીમાં માથું પલાળીને નાહતાં જોએલું છે. અને સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે પક્ષીઓ કેવળ પાણીથી જ નથી નાહતાં, ધૂળથી પણ ઘણાં પંક્ષીઓ નાહતાં દેખાય છે. અને તદુપરાંત કોઇ પણ પક્ષી માટે બે કે ત્રણ કલાક જેટલા ઓછા સમયથી નિરીક્ષણ કરેલું કંઈ પણ ભૂલને પાત્ર છે.

૩. ત્યાર પછી ચાસના સંબંધમાં જ શ્રી. આચાર્ય લખે છે કે "આખા હિદુસ્તાનમાં ચાસની એક જ જાત થાય છે. એક વખત જોયા પછી એને ભૂલાતું નથી. ( કલકલિયા સિવાય ) બીજા કોઈ પક્ષી જોડે એનો ભ્રમ થતો નથી. ... ... ... ..."

ઉપરના વાક્યનો અર્થ આ પ્રમાણે થઇ શકે કે ચાસને જોયા પછી ભૂલી ન શકાય અને તે છતાં પણ જો ભ્રમ થાય તો તે ફક્ત કલકલિયા સાથે જ. અને બીજા કોઇ પણ પક્ષી સાથે ચાસનો ભ્રમ થતો નથી.

આના વિરોધમાં અમારે એટલું જ જણાવવાનું છે કે ચાસ અને કલકલિયા વચ્ચે કંઇ પણ ભ્રમ થવો જ અસ્થાને છે. કારણ કે બન્નેના રૂપરંગ અને આકૃતિમાં ઘણો જ તફાવત રહેલો છે, બન્નેની સરખામણી જ ન થઇ શકે. અને જ્યાં સરખામણી ન હોય ત્યાં ભૂલ કેમ થઇ શકે ? ( અહીં સરખાપણું એટલે કૌટુંબિક Family resemblance નથી સમજવાનું. )

૪. ત્યારબાદ શ્રી. આચાર્યે દિવાળીઘોડાની જુદી જુદી જાતિઓ ( species ) પરત્વે ટૂંકાં વર્ણનો આપેલ છે. આ સંબંધી એટલું જ લખવાની જરૂર છે કે તેમણે આપેલ હકીકત બરોબર છે અને વ્હીસલરે *Popular Hand Book of Indian Birds* નામની ચોપડીમાં આપેલ દિવાળીઘોડાની જાતિઓના વર્ણન સાથે હૂબહૂ મળતું આવે છે.

૫. ત્યારબાદ શ્રી. આચાર્ય લખે છે કે "દિવાળીઘોડો એટલે ખંજન એવી માન્યતા છે. આમ માનવામાં કેટલીક અડચણ આવે છે."

અમને ખબર છે ત્યાં સુધી એવી માન્યતા છે જ નહિ. પણ જો કદાચ હોય તો તે ખંજન એટલે દિવાળીઘોડો એવી લોકોમાં માન્યતા હોય. કારણ કે દિવાળીઘોડા ( Wagtails ) ની ઘણી જુદી જુદી જાતિઓ ( species ) આવે છે. અને

ખંજનનો દેખાવ અને રંગ પણ દિવાળીઘોડા જેવો લાગે તેથી જો કોઇ ખંજનને Large Pied Wagtail ( Motacilla M. ) દિવાળીઘોડા તરીકે માને તો તે સ્વાભાવિક છે અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ સાચું છે; કારણ કે દિવાળીઘોડો અને ખંજન બન્ને એક જ ગણ એટલે વર્ગ ( Genus )નાં પક્ષીઓ છે. બીજું શ્રી. આચાર્ય Pied માટે ચિત્રવર્ણુ શબ્દ આપે છે, જે ખોટો છે. ચિત્રવર્ણનો અર્થ તો Painted થઇ શકે.

૬. ત્યારબાદ શ્રી. આચાર્ય લખે છે કે "ભણેલાને આવા વિષયમાં રસ નથી." આ હકીકત ખોટી છે. કારણ કે જો ભણેલાને આવા વિષયમાં રસ ન હોત તો આ ચર્ચાપત્ર લખવાનું કારણ જ ન રહેત અને ઉપર આપેલ છે તે ઉદાહરણો પણ ન જ લખાયાં હોત. અત્રે એક વાત અમે જણાવી લઇએ કે ભાવનગરના સુપ્રસિદ્ધ અને પક્ષીજીવનના અઠંગ અભ્યાસી અને અનુભવી શ્રી. કંચનલાલ ગિરજાશંકર દેસાઈ અને શ્રી. પદ્મકાન્ત કંચનલાલ દેશાઇને શ્રી. આચાર્ય ભૂલી નહિ જ ગયા હોય. અને તેમનો ભણેલા અને પક્ષીજીવનમાં રસ લઇ શકતા મનુષ્યો તરીકે દાખલો આપવાની જરૂર હતી; કારણ કે શ્રી. આચાર્ય પોતે જ તેમની ચોપડીઓની મદદ માટે, તેમના અનુભવરૂપી જ્ઞાન માટે, તેમની પક્ષીજીવનના અભ્યાસને અંગે કરાએલ સૂચના અને સલાહ માટે ઘણા જ ઋણી છે. તેઓ ભણેલા કહેવાય કે નહિ? કોઇ પણ જેની પાસેથી એક વસ્તુ શીખે છે તેને જ ભણેલો નથી એમ ન કહી શકે.

૭. ત્યારબાદ શ્રી. આચાર્યે પોપટ વિષે જે લખ્યું છે તે ખરેખર ઘણું જ સાચું છે પણ સાથે એટલું જ વિરોધવાળું તેઓ લખે છે કે "પક્ષીઓ વિષે જાણતા હોય તો વાઘરી થોડું ઘણું જાણે, ... ... ... મુસલમાનો કે બાજ પક્ષી પાડનાર શિકારીઓ." આ ઉપલી હકીકત ખોટી છે. કારણ કે ઉત્તર હિંદુસ્તાનમાં ઉચ્ચ વર્ણનાં કુટુંબોમાં પણ પક્ષીઓને પાળવામાં આવે છે અને પક્ષીઓ વિષે ઘણું વધુ જ્ઞાન ધરાવતા હોય છે.

૮. અંતમાં તેઓ લખે છે કે "મધ્યરાત્રિએ કોયલ બોલાવનારા બિચારા નરસિંહરાવને આપણા સાક્ષરોએ ઓછા નવાજ્યા છે." આ આખું વાક્ય નથી સમજાતું. કારણ કે જો આચાર્ય એમ કહેવા માગતા હોય કે બિચારા નરસિંહરાવે મધ્યરાત્રિએ કોયલ બોલાવી છે તે ખોટું છે તો તે તેમની ભૂલ છે; કારણ કે મધ્યરાત્રિએ કોયલ બોલે છે. અને જો શ્રી. આચાર્ય શ્રી. નરસિંહરાવને તેમના સત્ય કથન માટે અભિનંદન આપતા હોય તો અર્થ વિનાનું છે. કારણ કે પછીના જ વાક્યમાં શ્રી. આચાર્ય એક કવિના બુલબુલ વિષે કવિતા લખવા છતાં, બુલબુલ કેવું, શું અને ક્યાં થનારું પક્ષી છે તે સંબંધી અજ્ઞાન હોવાનો દાખલો આપે છે. આ બધું લખવા છતાં એક વાતની અમને દિલગીરી થાય છે કે શ્રી. આચાર્ય પક્ષીઓના જીવન વિષે વધુ હવે નહિ લખે અને તેનું કારણ પોતે જ આપે છે કે "આ વિષયમાં વધારે લખવું અરણ્યરુદન જેવું છે."

"નિસર્ગનિરીક્ષણ મિત્રમંડળ"
તરફથી લખનાર
કપીન્દ્ર માધવલાલ મહેતા
સભ્ય, બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી.

૨૬-૧-૩૪ ગુરુ
ભાદેવાણીની શેરી,
ભાવનગર

# મારો જવાબ

ચર્ચાપત્રીએ કરેલી ટીકા વાંચી મને ખેદ થાય છે. પક્ષીઓ વિષેના મારા જ્ઞાનમાં એમણે જો કંઇ પણ ઊણપ દેખાડી હોત તો મને સંતોષ થાત. પરંતુ, આમાં મારી વ્યક્તિગત ટીકા અને એમના મંડળનાં વખાણ સિવાય બીજું કશું જ દેખાતું નથી. છતાં તેમણે પોતે ઉત્પન્ન કરેલી ભ્રાન્તિ અને માની લીધેલી ભૂલોનો જવાબ આપું છું, તે ભાઇ પાઠકના આગ્રહથી જ.

ચર્ચાપત્રના ત્રણ વિભાગ કરી શકાય :

૧ ભાવનગરના નિસર્ગ નિરીક્ષણ મંડળ વિષેના ઉલ્લેખ;
૨ પક્ષીઓ વિષેનું મારું જ્ઞાન;
૩ પ્રકીર્ણ.

૧

ચર્ચાપત્રીએ જે લેખોનું સૂચન કર્યું છે એ લેખો મેં વાંચ્યા છે. એકંદર ૭ લેખ અને શ્રી. ગજાનન ભટ્ટનું પુસ્તક. પક્ષીઓ વિષેનું કેટલું બધું વિશાળ (?) સાહિત્ય ! આ ગણના ચર્ચાપત્રીએ ન કરી હોત તો સારું. ભા. નિ. નિ. મંડળના આ પ્રયાસથી (કારણ ઉપરના લેખો એમના મંડળના સભ્યોના જ લખેલા છે. બીજા કોઇ અ-સભ્યોના લેખો હોય તો તે ચર્ચાપત્રીને કે એમના મંડળને ખબર નથી. ગૂજરાતી સાહિત્ય વિષેની કેટલી બધી સર્વજ્ઞતા !) કંઇ ગૂજરાતી સાહિત્ય ઊભરાઇ ગયું નથી. તેમ જ એથી મારા લખાણનો અર્થ જરા ય ખંડિત થતો નથી, એ તો જે આપણા સાહિત્યની વિશાળતા જાણે છે, તે સહજ સમજી શકશે.

હા. પણ મારી ભૂલ એટલી થઇ કે મેં મારી નોંધમાં એમના મંડળનું નામ ન ગણાવ્યું. બાકી 'ભણેલા' બધા ભાવનગરમાં જ ભરાયા નથી. અને શ્રી કંચનરાય કે પદ્મભાઇની આમાં વાત જ ન હતી. એ બંને તો Specialists—પક્ષીવિદ્યાના પારંગત નિષ્ણાતો ગણાય. હું તો સામાન્ય રીતે જેને 'ભણેલા' કહીએ છીએ, તેની વાત કરતો હતો. એટલે આ બાબતમાં ચર્ચાપત્રીનો કોપ અસ્થાને છે.

પદ્મભાઇનો મારા પ્રત્યે ખૂબ ભાવ છે. શ્રીકંચનરાયને મળવાનો સદ્‌યોગ મને નથી સાંપડ્યો. છતાં પદ્મભાઇનાં પુસ્તકોની મદદથી જ હું પક્ષીઓ વિષે જાણતો થયો, એ કથન જરા ભારે પડતું છે. ચારેક પુસ્તકો મેં મંગાવ્યાં હતાં (કોઇ પણ પુસ્તકાલયમાંથી કે પૈસા ખરચીને પણ મેળવી શકાત). પણ પક્ષીનિરીક્ષણ તો મેં સગી આંખે કરેલું છે. એમના 'અનુભવરૂપી જ્ઞાન...' વગેરે મારેના ઋણ વિષે તો મારે એટલું જ કહેવાનું કે અગન અને દૈયડ ઉછેરવા વિષે મેં પદ્મભાઇને પૂછ્યું હતું. એ ઉપરાંત પક્ષીઓ વિષે મારે એમની સાથે ચર્ચા થયેલી નથી. આને-જો ચર્ચાપત્રી 'ઘણું જ ઋણ' માનતા હોય તો મને વાંધો નથી. બાકી પદ્મભાઇને કે કંચનરાયને મેં 'અ-ભણેલા'માં ક્યારે ગણાવ્યા છે ! અને, આટલી બધી Sensitiveness શા માટે ? નિ. નિ. મંડળનું મેં નામ ન આપ્યું તેથી ?

છેવટે, ચર્ચાપત્રીને ખુ. ત. શાહનું 'મને નહિ' નાટક જોઇ જવાની ભલામણ કરું ... વાંચવા જેવું છે.

૨

આ બાબતમાં તો શરૂઆતમાં જ કહી દઉં કે પક્ષીઓ વિષેનો મારો અનુભવ, જ્ઞાન કે સાક્ષાત્કાર; નિ. નિ. મંડળના પ્રત્યેક સભ્ય કરતાં ઓછો છે, એટલે મારી 'ભ્રમોત્પાદક અને ખોટી હકીકતો' 'બાળપોથી' ભણનારની ભૂલો પેઠે ક્ષમ્ય ગણવી જોઇએ. છતાં ચર્ચાપત્રી કેવીક ભૂલો કાઢે છે, તે જોઇએ.

અ ચાસનો સ્નાનવિધિ ચર્ચાપત્રીને આટલો બધો ખૂંચશે એની મને કલ્પના ન હતી. ચાસ 'નાહતું નથી' એમ મેં નથી લખ્યું: 'નાહતાં જોયું નથી' એમ લખાણ છે. એટલે જેમણે નાહતાં જોયું હોય તેમની મહત્તા ઓછી થતી નથી. મેં મારો અને મારા કરતાં વધારે અનુભવીઓનો અનુભવ દર્શાવ્યો છે. બાકી ધૂળમાં પક્ષીઓ નાહ્ય છે, એ તો ગુજરાતી ચાર ચોપડી ભણેલા પણ જાણે છે. એમાં ચર્ચાપત્રી નવાઇનું કંઇ કહેતા નથી. વળી પૂર્વાપર સંબંધથી મારો લખવાનો આશય 'પાણીમાં સ્નાન'નો હતો: નહિ કે ધૂળમાં.

વળી ચર્ચાપત્રી બે ત્રણ કલાકના મારા નિરીક્ષણને ભ્રાન્ત કહે છે. હવે એમનો અનુભવ લઇએ. ઉસ્તાદ હસન જમાદારનો ચાળીસ વર્ષનો અનુભવ, પક્ષીના અઠંગ અભ્યાસી શ્રી. કેચનરાયનો વીસેક વર્ષનો અનુભવ અને નિ. નિ. મંડળના દરેક સભ્યનો દશેક વર્ષનો અનુભવ—આટલા બધા અનુભવ, નિરીક્ષણ અને અભ્યાસને પરિણામે એમણે શું શોધી કાઢ્યું? પાણીની કૂલડીમાં એક જ વખત માથું બોળતો ચાસ: તે પણ પાંજરાની સંકુચિત બંધનાવસ્થામાં! એ 'ચાસ' પણ સફેદ–albino: અપવાદરૂપે. આટલાં બધાં વર્ષોના અંતે પણ આ નિષ્ણાતોને, નૈસર્ગિક દશામાં સામાન્ય ચાસ પાણીમાં નાહતાં ન દેખાયો, તો પછી મારા જેવા અજ્ઞને અલ્પ પ્રયત્ને ક્યાંથી દેખાય. છતાં હવે જ્યારે દેખાય, ત્યારે નિ. નિ. મંડળ મને ખાનગી પત્ર દ્વારા કે જાહેરમાં જણાવશે તો ઉપકાર થશે. હાલ તો હું અને એ બધા એક જ ચોકામાં છીએ,-એટલું સંતોષજનક છે. અને બંધનાવસ્થામાં પ્રાણીઓ સ્વભાવ વિરુદ્ધ ક્રિયાઓ કરે છે, એ જાણીતી વાત છે.

આ ચાસ અને કલકલીઆ વચ્ચેનો ભ્રમ, ચર્ચાપત્રી જેવા પ્રખર અભ્યાસકોને ભલે ન થાય; પણ જેને નિરીક્ષણ કરવાની ટેવ નથી અને ઉપરટપકે જોવા ટેવાયેલા છે, તેમને તો આ બંને પક્ષીઓને ઊડતાં જોઇ ભ્રમ થાય છે જ. હજાર બારસોના માસિક પગારદાર, ખૂબ ભણેલી અને બુદ્ધિમાન ગણાતી વ્યક્તિઓ પણ ચાસને કલકલીઓ અને કલકલીઆને ચાસ બનાવતા મેં જોયા છે. (અહીં રંગબેરંગી શરીરવાળો કલકલીઓ અભિપ્રેત છે, એ જણાવવું આવશ્યક છે?)

ઇ દિવાળીઘોડાનાં વર્ણન, એકલા વ્હીસલરનાં જ નહિ, પણ ટાઇસર્સ્ટ, સ્ટુઅર્ટ બેકર, ઈવાન્સ, વગેરે પક્ષીઓ વિષે લખનારનાં વર્ણનો સાથે બરોબર મળતાં છે. કારણ વર્ણવનાર અનેક પણ પક્ષી તો સમાન જ ને. પીળાને કાળો કે ધોળાને લીલો તો ન જ કહેવાય. વખતે નિ. નિ. મંડળે પક્ષીનાં વર્ણન માટે ખાસ પરિભાષા નિર્મિત કરેલી હોય તો કોણ જાણે, જેથી એમના દરેક સભ્યનું એક જ પક્ષી વિષેનું વર્ણન બીજાની સાથે મળતું ન આવે.

ઞ દિવાળીઘોડો=ખંજન. આ વાત ચર્ચાપત્રી ( અમને=ચર્ચાપત્રી અને એમના મિત્રો ) ભલે ન જાણે. પણ આવી માન્યતા છે જ. જેમ ચર્ચાપત્રી એમના મંડળ સિવાયના બીજા કોઈનાં પક્ષીવિષયક લખાણો વિષે અજ્ઞાન ધરાવે છે, તેમ બીજાની માન્યતાઓ વિષે પણ ન જાણતા હોય એ સ્વાભાવિક છે. આવી માન્યતામાં તથ્યાંશ પણ ઘણો છે. મારી નોંધમાં મેં એક શંકા કરેલી. તે પણ હવે રહી નથી. દિવાળી-ઘોડો 'કમળ' પર બેસે છે, એવી હવે મારી ખાતરી થઈ છે.

ઋ Pied=ચિત્રવર્ણ. આ પરિભાષા માટે તો મને, ચર્ચાપત્રીની સૂચના કરતાં, મારા પોતાના સંસ્કૃત ભાષાના જ્ઞાનમાં વધારે શ્રદ્ધા છે.

૩

મારી નોંધ ગૂજરાતીમાં છે એટલે વાંચનારા ગૂજરાતીઓ છે. 'ઉત્તર હિંદુસ્તાનનાં ઉચ્ચ વર્ણનાં કુટુંબો'ને અને મારા લખાણને લાગતુંવળગતું નથી. બાકી ગૂજરાતનાં 'ઉચ્ચ વર્ણ'નાં કુટુંબોમાં મેનાને પોપટની માદા કહેવાના ઉચ્ચ જ્ઞાનનો સાક્ષાત્કાર ચર્ચાપત્રીએ કર્યો તો હશે જ.

નરસિંહરાવભાઈનું 'મધ્યરાત્રિએ કોયલ' જેવું પક્ષીઓ વિષેનું રમ્ય કાવ્ય આપણી ભાષામાં મેં વાંચ્યું નથી. અજવાળી કે અંધારી રાતે, રજનીમુખે મધ્યરાત્રિએ કે બ્રાહ્મ-મુહૂર્તમાં–જ્યારે જ્યારે હું કોયલને બોલતો સાંભળું છું ત્યારે આ આખું કાવ્ય અજાણ્યે પણ હું ભણી જાઉં છું ( અહીં એટલું ઉમેરી લઉં કે જે મધુર અવાજ આપણે સાંભળીએ છીએ તે કોયલ–માદાનો નથી હોતોઃ કોયલ – નરનો હોય છે ). એટલે એ કવિને મારાથી અન્યાય કેમ થાય ? 'અનર્થ' તો ગૂજરાતી ભાષાના 'સર્વજ્ઞ' ચર્ચાપત્રીએ કર્યો છે. કારણ મારી નોંધમાં તો બુલબુલ વિષે કવિતા લખનાર, નરસિંહરાવ નહિ, પણ બીજા જ એક લેખક અભિપ્રેત છે.

હું લેખક નથી. એટલે પક્ષીઓ વિષે ન લખું, એમાં ચર્ચાપત્રીએ દિલગીર થવા જેવું નથી. 'અરણ્ય રુદન' તો એટલા માટે કે હું 'નોંધ' તો લખું છું; પણ કોઈ વાંચવાનું નથી. અને ભાઈ પાઠકનાં શાહી કાગળ બગડશે. છતાં આખરે સંતોષ તો થાય છે કે મારા લખાણથી એક ચર્ચાપત્ર તો આવ્યું. ભલે એનાથી પક્ષીજ્ઞાનમાં વધારો ન થાય. પણ ભાવનગરના નિ. નિ. મંડળને લોકમાં પ્રસિદ્ધિ તો મળી. ચાલો, એ પણ ઠીક થયું.

માઘ વ. ૧૧–૮૯ હરિનારાયણ આચાર્ય

*

આ ચર્ચા બંધ કરવામાં આવે છે.



## (૧) રેંટિયો અને આર્થિક કલ્યાણ

મહાત્મા ગાંધીની રેંટિયા અથવા ખાદીની પ્રવૃત્તિ સાદાઈ, સરલતા, નીતિ, સમાનતા અને સસ્તાપણાની દૃષ્ટિએ સદ્ધર હોવા વિષે જાણીતા લેખકોએ ખૂબ લખ્યું છે. આધુનિક આર્થિક સિદ્ધાંતો લક્ષમાં રાખીને એ પ્રવૃત્તિ આપણાં રાષ્ટ્રીય સુખસંપત્તિ અને એની મારફતે દેશના આર્થિક કલ્યાણ ઉપર શી અસર કરે એમ છે એની આપણે સમીક્ષા કરીએ. કેમ્બ્રીજ યુનિવર્સિટીના પ્રોફેસર એ. સી. પીગોનાં લખાણોમાંના આર્થિક કલ્યાણ વધારનારા મુદ્દા સમજીને મહાત્માજીની ખાદીપ્રવૃત્તિ એને કેટલા પ્રમાણમાં બંધબેસતી છે એ વસ્તુનો વિચાર કરીએ.

રજૂ કરવામાં આવેલા મુદ્દા નીચે પ્રમાણે છે :—

૧. પોતાને દેખાતા લાભના પ્રમાણમાં લોકોને વધારે શ્રમ ઉઠાવવાની ફરજ પાડયા સિવાય જે પ્રવૃત્તિ લોકોની ઉત્પાદનશક્તિમાં વધારો કરતી હોય તેમજ રાષ્ટ્રની વપરાતી આવકની વહેંચણીને આંચ લગાડયા સિવાય અથવા એની અસ્થિરતામાં ઉમેરો કર્યા વિના રાષ્ટ્રની સરેરાશ આવકનું પ્રમાણ વધારતી હોય એ પ્રવૃત્તિ સામાન્ય રીતે આર્થિક કલ્યાણનો ઉમેરો કરે છે.

૨. ગરીબ માણસોની આવકમાં ઘટાડો કર્યા વિના અથવા તેમની આવકની અસ્થિરતાને નુકસાનભરી અસર કર્યા વિના જે પ્રવૃત્તિ તેમને ( ગરીબોને ) મળતી રાષ્ટ્રીય આવકના પ્રમાણમાં ઉમેરો કરે છે તે સામાન્ય રીતે આર્થિક કલ્યાણ વધારે છે.

૩. કુલ રાષ્ટ્રીય આવકમાં અથવા તો ગરીબોની આવકના હિસ્સામાં ઘટાડો કર્યા સિવાય જે પ્રવૃત્તિ રાષ્ટ્રીય આવકની અસ્થિરતામાં ઘટાડો કરે છે તે હરેક સંજોગોમાં આર્થિક કલ્યાણ વધારે છે.

૪. ઉત્પાદનશક્તિને તેમ જ કુલ રાષ્ટ્રીય આવકમાં તથા ગરીબોની કુલ આવકના હિસ્સાને ઓછાં કર્યા વિના જે પૈસાદાર લોકોના હિસ્સામાં અસ્થિરતા આણનાર હોવા છતાં, ગરીબ લોકોના હિસ્સાની અસ્થિરતા ઓછી કરતી હોય એ પ્રવૃત્તિ આર્થિક કલ્યાણ વધારનાર હોય છે.

ઉપરના મુદ્દાઓની દૃષ્ટિએ મહાત્માજીની ખાદીની હિલચાલનું સ્થાન ક્યાં આવે છે એનો આપણે વિચાર કરીએ અથવા તેની મારફતે દેશનું આર્થિક કલ્યાણ વધશે કે નહિ તે શોધી કાઢીએ. પણ આવી તપાસ કરતા પહેલાં આપણે ચાર બાબતો સ્વીકારવી પડશે. પહેલું તો એ સ્વીકારવું પડશે કે આ જાતની તપાસમાં લાંબા કાળે આવેલા પરિણામો જ વિચારવાનાં હશે. એ વાત સ્પષ્ટ છે કે વચગાળાના સમયમાં આપણી કાપડની જરૂરિયાતોનો થોડો ભાગ મિલ અને થોડો ભાગ હાથની બનાવટના કાપડથી સંતોષવાનો રહેશે; તેમ જ

વધારે કિંમત આપ્યા છતાં જાડી ખાદી ખરીદવી પડશે. આ કારણે પૈસા તેમ જ સંતોષનાં પ્રમાણમાં આપણું આર્થિક કલ્યાણ ઘટશે. બીજી એ બાબત આપણે સ્વીકારવાની છે કે ખાદીપ્રવૃત્તિ જેમને માટે યોજાયેલી છે એ, હિંદનાં ગામડાં લાંબે ગાળે ઊંચા આંકનું સૂતર કાઢશે એટલું જ નહિ પણ સુધરેલા રેંટિયાના ઉપયોગથી કલાકદીઠ વધારે વાર સૂતર કાઢશે. આ અપેક્ષા બિલકુલ બીનપાયાદાર નથી. ખાદીની પ્રવૃત્તિને લીધે ખેડૂતો તેમ જ શહેરવાસીઓની મોટી સંખ્યા કાંતતી થઈ છે. અને તેમની કાંતવાની ગતિ ધીમે ધીમે વધતી ગઈ છે તથા કંતાતું સૂતર ઝીણું ને ઝીણું નીકળતું ગયું છે. ઘણાને એ વાંચીને આશ્ચર્ય થશે કે અમુક આશ્રમમાં એક વિદ્યાર્થી દર કલાકે ૨૧ આંકનું ૬૨૫ વાર સૂતર કાઢે છે અને બીજા વિદ્યાર્થીઓ પણ લગભગ એ જ ગતિથી કાંતે છે. બહેરેક આશ્રમમાં ૯ આંકનું ૬૯૧ વાર સૂતર કાઢવાની ગતિ છે. અખિલ ભારત ચરખા સંઘ, જેનું મુખ્ય કામ ખાદીની પ્રવૃત્તિ[1] ચલાવવાનું છે એના અહેવાલમાં ચારે બાજુ થતી પ્રગતિ જોઈને એ પ્રવૃત્તિના ભવિષ્ય વિષે દરેક આશાવાદી બને છે. આ સંઘ રેંટિયાની જાતમાં સુધારો કરવાનો તેમ જ લાંબા તારવાળા રૂના ઉપયોગનો વધારો કરવાનો પ્રયત્ન કરે છે. આ બન્ને પ્રવૃત્તિઓને લીધે કલાક દીઠ કંતાતું સૂતર ઝીણું નીકળતું જશે તેમ જ તેની જાતમાં સુધારો થશે.

ત્રીજી એ બાબત સ્વીકારવાની છે કે સુધરેલી ઢબની હાથશાળનો ઉપયોગ કરવામાં આવશે અને વણાટની કળા લાંબા ગાળે સુંદરતા તેમ જ કૌશલ્યમાં એનું અસલ સ્થાન પ્રાપ્ત કરશે. ચોથી વાત એ છે કે રાષ્ટ્રની પસંદગીઓમાં એવો ભારે ફેરફાર થશે કે લોકો મિલના સૂતર કરતાં હાથના સૂતરને ઊંચું સ્થાન આપશે. બીજી તેમ જ ત્રીજી વસ્તુસ્થિતિઓમાં સ્વીકારેલી માન્યતાઓ સાચી નીવડે તો આ ચોથી માન્યતા સફળ નીવડ્યા વગર નહિ રહે.

આ માન્યતાઓ તેમ જ હિંદની વસ્તીના ૭૫ ટકા જેટલા ભાગના ખેડૂતો વર્ષ દરમ્યાન ત્રણથી ૭ માસ સુધી બેકાર અથવા અર્ધબેકાર રહે છે તેમ જ તેમની નજીવી આવકમાં ઉમેરો થાય તે સારુ તેમને યોગ્ય મદદનીશ ઉદ્યોગની તાત્કાલિક જરૂર છે, એ બે વસ્તુસ્થિતિઓ સ્વીકારીને આપણે પ્રો. પીગોના મુદ્દાઓની દૃષ્ટિએ મહાત્માજીના ઉકેલનો વિચાર કરીએ. લોકો નવરાશના વખતમાં કાંતવાનું સ્વીકારે તો દેશની આવક તેમ જ ઉત્પાદનશક્તિ ઉપર શી અસર થાય છે એ જોઈએ. વળી મિલના સાંચાના આગમન પહેલાં વણાટનો ધંધો કરનારા પણ આજના જમીન વિનાના કરોડો મજૂરો પોતાનો જૂનો ધંધો ફરી સ્વીકારે તો તેમની ઉત્પાદનશક્તિ ઉપર કેવી જાતની અસર થશે તે પણ જોઈએ.

---

૧ અખિલ ભારત ચરખા સંઘના છેલ્લા અહેવાલમાં જણાવ્યા મુજબ ૧૯૩૧ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે પૂરા થતા ૫ દર મહિના દરમ્યાન ખાદીનું વેચાણ રૂ. ૯૦ લાખ ૬૪ હજાર ૯૩૨ નું થયું હતું; જ્યારે પાછળના એટલા જ સમયમાં એ વેચાણ રૂ. ૮૩ લાખ ૩૧ હજાર ૮૪૫ નું હતું. ઉત્પાદનનું કાર્ય ૭૦૦૦ ગામડાંમાં ચાલે છે અને એને આધારે ૨ લાખ કાંતનારા અને ૫ હજાર વણકરોને રોજી મળે છે. આ ૧૫ મહિનાને અંતે ઉપરનું સામાન્ય ધોરણ શરૂઆતમાં હતું એના કરતાં ૧૨।। ટકા ઓછું થયું હતું.

અત્યારે આપણા દેશમાં, પરદેશી, પરદેશી સૂતરનું દેશી મિલોમાં વણાયેલું, દેશી મિલમાં કંતાયેલા તથા વણાયેલા સૂતરનું, પરદેશી અથવા દેશી મિલોના સૂતરનું હાથે વણાયેલું, અને હાથે કાંતેલા તથા હાથે વણેલા સૂતરનું વગેરે જુદી જુદી જાતનું કાપડ વપરાય છે. મહાત્માજીએ કલ્પેલી સ્થિતિમાં તો આપણને જરૂરી સઘળું કાપડ હાથે કાંતેલું તથા હાથે વણેલું હશે. ઘણી રીતે સાબીત કરવામાં આવ્યું છે[1] કે વપરાશ માટે જરૂરી બધું કાપડ રેંટિયો તથા હાથશાળ મારફતે ઉત્પન્ન કરી શકાશે એટલું તો નહિ પણ થોડું પરદેશમાં પણ મોકલી શકાશે. વળી આજે મિલઉદ્યોગમાં રોકાયેલા મજૂરો ધંધા વગરના નહિ થઈ જાય પણ તે બધા પોતાનાં ગામડાંમાં જઈને હાથ-કાંતણ અને હાથ-વણાટનું કામ કરવા માંડશે. ઉપરાંત, મિલકાપડના ઉદ્યોગમાં રોકાયેલા બીજા લોકો હાથે બનેલા કાપડના ઉદ્યોગની વ્યવસ્થામાં તેમ જ વેચાણમાં રોકાશે. આ ફેરફાર કોઈ પણ વર્ગના લોકોને બેકાર કર્યા સિવાય તેમ જ આપણા વપરાશના કાપડમાં સહેજ પણ ઘટાડો કર્યા સિવાય લાવી શકશે. જ્યારે ખેડૂતો અને બીજા જમીન સિવાયના મજૂરો, તેમની ઇચ્છા અથવા મળનાર લાભના પ્રમાણમાં વધારે કામ કરવાની ફરજ પડયા સિવાય, કાંતવા વણવાનું કામ કરતા હશે. એટલે આને પરિણામે તેમની ઉત્પાદનશક્તિમાં વધારો થવાનો. આપણે એ વસ્તુ સ્વીકારી છે કે લાંબા વખતે ખાદીની કિંમતમાં ઘટાડો થશે, તેની જાતમાં સંગીન સુધારો થશે અને લોકો તેને જ ખરીદ કરશે. આ કારણે એ વાત સ્પષ્ટ છે કે ઉત્પાદન કરવાની પદ્ધતિમાં થનારા ફેરફારને લીધે ઉત્પન્ન થતા કુલ કાપડનું પ્રમાણ ઘટશે નહિ તેમ જ તેમાંથી પ્રાપ્ત થતા સંતોષમાં ઘટાડો થશે નહિ. એટલે જરા પણ મુશ્કેલી સિવાય આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે મહાત્માજીએ સૂચવેલા ઉપાયથી દેશની રાષ્ટ્રીય આવકમાં લેશમાત્ર ઘટાડો થશે નહિ.

હવે એ બાબત સિદ્ધ કરવામાં આવશે કે ખાદીની પ્રવૃત્તિને લીધે રાષ્ટ્રની આવકમાં ઘટાડો નહિ થતાં વધારો થશે. આપણે ઉત્પન્ન કરેલા રૂમાંથી કાપડ બનાવવાને માટે જે કરોડો રૂપિયા પરદેશ મોકલવામાં આવે છે એનો બચાવ થશે અને એટલી રકમ હિંદનાં 'ભૂખે મરતાં હાડપિંજરો'ને વહેંચાશે. વળી અત્યારે આપણા દેશની મિલો પરદેશી સાંચા માટે જે રકમ ખર્ચે છે તેનો બચાવ થશે અને પીલવા, પિંજવા, કાંતવા તથા વણવા માટે જોઇતાં સાધનોના કારણે આપણા લાકડકામ અને સુથારકામના ઉદ્યોગો ખીલશે. આ બધાં અને આવી જાતનાં કારણોને લીધે જનસમુદાયની ખરીદશક્તિમાં વધારો થશે અને તેમનું જીવનનું ધોરણ ઊંચું થશે, જેને લીધે ઉત્પાદક શક્તિનો વધારો થશે. અને આ ઉત્પાદનશક્તિના વધારાને કારણે દેશની રાષ્ટ્રીય આવકમાં ઉમેરો થશે. આ કારણે એટલું

---

૧ હિંદમાં કાપડની વાર્ષિક જરૂરિયાત લગભગ ૫૦૦ કરોડ વારની છે. સાધારણ કાંતનાર પણ સહેલાઈથી દર કલાકે ૧૫ આંકનું ૨૫૦ વાર સૂતર કાંતી શકે. એમ માનીએ કે તે વર્ષમાં બીજા કામમાં રોકાવાને લીધે ૬૫ દિવસ બિલકુલ ન કાંતી શકે, એમ હોઈ માત્ર ૩૦૦ દિવસ રોજના એક કલાક લેખે કાંતે છે તો તે દર વર્ષે ૩ લાખ વાર સૂતર ઉત્પન્ન કરશે. હવે દર ચોરસઈંચ કાપડમાં ૧૫ આંકનું બે વાર સૂતર વપરાય છે એ હિસાબે ૫૦૦ કરોડ વાર કાપડ માટે ૨૫૯૨૦૦૦ કરોડ વાર સૂતર જોઇશે. ઉપરની ગતિએ આટલું સૂતર કાંતવા માટે ૪૩૨ લાખ કાંતનાર જોઇએ. ૨૬ કરોડ ખેડૂતોની અને ૩૨ કરોડ ગામડાંના વાસીઓની વસ્તીવાળા હિંદુસ્તાન દેશમાં આટલા કાંતનારા તો સહેજે મળી શકે.

સ્પષ્ટ છે કે પ્રો. પીગોનો પહેલો મુદ્દો મહાત્માજીની યોજનાને લગાડી શકાય એમ છે. મહાત્માજીની આ યોજના રાષ્ટ્રની આવકની વહેંચણીને જરા પણ આંચ આણ્યા સિવાય તેમ જ હમણાં જણાવવામાં આવશે તે પ્રમાણે એની અસ્થિરતામાં ઉમેરો કર્યા સિવાય એ આવકમાં વધારો કરનાર હોવાથી આર્થિક કલ્યાણ વધારનાર નીવડશે.

મહાત્માજીની યોજના ગરીબ અને તવંગર વચ્ચેની આવકની વહેંચણી ઉપર કેવી અસર કરશે તે આપણે જોઈએ. અત્યારે તો કાપડની મિલોના ઉદ્યોગનો નફો થોડા લાખ મંજૂરો અને થોડા હજાર દેશી તથા પરદેશી મૂડીદારોમાં વહેંચાય છે. મહાત્મા ગાંધીએ શોધેલી યોજના પ્રમાણે લગભગ ૩૦ કરોડ ખેડૂતો અને કામદારોમાં નફાની વહેંચણી થશે. ગરીબ લોકોના હિસ્સામાં આ કારણે વધારો થવા વગર રહેશે જ નહિ. એ લોકો આજે અર્ધા ભૂખ્યા અને અર્ધા નાગા છે તેને બદલે તેમને પૂરતો ખોરાક અને વધારે પ્રમાણમાં કપડાં મળશે. વળી તવંગર લોકોને પોતાની અસલ આવક બંધ થવાને કારણે જે દુઃખ થશે તેના પ્રમાણમાં ગરીબોને પોતાના નવા ધંધામાંથી મળેલી આવકને કારણે થયેલું સુખ ખૂબ વધારે હશે. આ ઉપરથી હવે સ્પષ્ટ થાય છે કે પ્રો. પીગોએ રજૂ કરેલો બીજો મુદ્દો પણ અહીં સાચો ઠરે છે. નીચેના ફકરામાં સમજાવવામાં આવશે તે પ્રમાણે ખાદીની હિલચાલ રાષ્ટ્રીય આવકમાંના ગરીબોના હિસ્સામાં જરા પણ ઘટાડો કર્યા સિવાય અથવા તો એની અસ્થિરતામાં ઉમેરો કર્યા સિવાય એ હિસ્સામાં વધારો કરશે. એ પણ જણાશે કે મહાત્મા ગાંધીની યોજના રાષ્ટ્રીય આવકની અસ્થિરતામાં ઉમેરો નહિ કરે એટલું તો નહિ જ પણ તેમાં ઘટાડો કરશે. વધારામાં તે ગરીબોની આવકની અસ્થિરતા ઓછી કરશે.

ઉત્પાદનની આજની મૂડીવાદી પદ્ધતિઓનાં મુખ્ય લક્ષણ એ છે કે માગણી ઊભી થશે અને દૂરનાં બજારોમાં તે મોકલવામાં આવશે એમ ગણીને તેમજ હરીફાઈની નીતિએ માલ ઉત્પન્ન કરવામાં આવે છે. આને પરિણામે કેટલીક વખતે માલનું ઉત્પન્ન જરૂર કરતાં ખૂબ વધારે અને કોઈ વખતે ખૂબ ઓછું થાય છે; કારણ કે ગણતરીમાં ભૂલ થાય એમ ઘણી વખત બને છે તેમ જ દરેક હરીફ એકાદ બજારનો કબજો મેળવવાના ઉત્સાહમાં બીજા હરીફો કેટલું ઉત્પન્ન કરે છે એનો વિચાર કર્યા સિવાય જ ઉત્પન્ન કર્યે જાય છે. ઉત્પાદનની આ ભૂલભરેલી પદ્ધતિને કારણે જ રાષ્ટ્રીય આવકમાં અસ્થિરતા આવે છે. દેશના કાપડઉદ્યોગને લાગે વળગે છે એવા પ્રમાણમાં ખાદીની પ્રવૃત્તિ ઉત્પાદનની આ દોષિત પદ્ધતિમાં સુધારો લાવશે અને એટલે દરજ્જે રાષ્ટ્રીય આવકની અસ્થિરતા ઓછી કરશે. આ ઉદ્યોગમાંથી પ્રાપ્ત થતી આપણી રાષ્ટ્રીય આવક સ્થિર થશે એટલું તો નહિ જ પણ એમાં રોકાયેલા ખેડૂતો અને કામદારોની આવક પણ સ્થિર બનશે. એ બધા પોતાને તેમ જ મુખ્યત્વે સ્થાનિક બજારો માટે જ માલ ઉત્પન્ન કરશે. આ કારણે તેમને હમેશાં કામ મળવાની અને એમાંથી ભરણપોષણ મેળવવાની ખાતરી રહેશે.

અત્યારે હિંદના ખેડૂતોના ભરણપોષણનો મુખ્ય આધાર ખેતી ઉપર છે. પણ વરસાદની જાદુગરીને કારણે આ સાધન ખૂબ અનિશ્ચિત રહે છે. એટલે ખેડૂતો રેંટિયો અને શાળનો આશ્રય સ્વીકારશે તો તેમની આવક કેટલાક પ્રમાણમાં નિશ્ચિત થશે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ખાદીની પ્રવૃત્તિ કુલ રાષ્ટ્રીય આવક તેમ જ તેમાંથી ગરીબોને મળતા હિસ્સાની અસ્થિરતા દૂર કરશે.

એટલે મહાત્માજીનો ઉકેલ પ્રો. પીગોના બાકીના બે મુદ્દાઓને પણ સંતોષે છે અને આપણે આ મુદ્દાઓનો વિચાર કરતાં ચોક્કસપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે, ખાદીની હિલચાલ દેશના કુલ આર્થિક કલ્યાણમાં વધારો કરશે.*

જે.

## ( ૨ ) તાજમહેલનું નિર્માણ

અર્ધી સદી પહેલાં કર્નલ આર. પી. એન્ડર્સને ફારસી ભાષાની એક હસ્તલિખિત પ્રત પરથી આગ્રાના સુવિખ્યાત તાજમહેલના નિર્માણની વાત સંકલિત કરીને "કલકત્તા રિવ્યુ'માં પ્રકટ કરી હતી. એનો સાર અહીં આપવામાં આવ્યો છે.

સમ્રાટ શાહજહાંને ચાર પુત્ર અને ચાર કન્યાઓ હતી. પ્રથમ પુત્રનું નામ દારા-શિકોહ ( મર્યાદામાં શ્રેષ્ઠ ), બીજાનું શાહ સુજા ( વીર રાજા ), ત્રીજાનું મોહમ્મદ મુરાદબક્ષ અને ચોથાનું ઔરંગઝેબ આલમગીર ( પૃથ્વીજયી અને પૃથ્વીભૂષણ ) હતું. શાહજહાંની કન્યાઓનું નામ અર્જુમનઆરા ( સભાની શોભા ), જેબુન્નિસા, જહાનઆરા ( સમ્રાજ્ઞીઓની શોભા ) અને દહરઆરા બેગમ હતું.

દહરઆરા બેગમે પોતાના જન્મ અગાઉ થોડા સમય પહેલાં માતાના ગર્ભમાં રુદન કર્યું હતું. બાળકનું આ અસ્વાભાવિક રૂદન સાંભળતાં જ માતા મુમતાઝ મહેલ પોતાની જિંદગીથી હતાશ બની ગઈ. એ સમયે તેણે શાહજહાંને પાસે બોલાવીને રડતાં રડતાં કહ્યું:

"તમારો સાથ છોડીને ચાલ્યા જવાનો સમય મારે માટે આવ્યો છે. આપણા ભાગ્યમાં આજે દુઃખ અને વિચ્છેદ લખાયો છે; આજે આપણા વિયોગ–વિચ્છેદનો દિવસ છે. સૌ કોઈ જાણે છે કે જ્યારે માતાના ગર્ભમાં બાળક રુદન કરે છે ત્યારે માતાની જીવનહાનિ જરૂર થાય છે. માટે હે સમ્રાટ્, મારી બધી ત્રુટિઓ અને અપરાધ ક્ષમા કરો, કારણ કે મારે વિદાય લેવાનો સમય નિકટ આવ્યો છે, અને વિદાય લઈને આ ક્ષણભંગુર જગતમાંથી જરા–મૃત્યુહીન દેશમાં જવું પડશે કે જ્યાં ચિરંતન શાંતિ વિરાજમાન છે."

પોતાની પ્રિય પત્નીના મુખે મહાયાત્રાની વિષાદભરી વાતો સાંભળીને શાહજહાંને અત્યંત દુઃખ થયું. તેને પોતાની પત્ની પર અપાર સ્નેહ હતો. દારુણ દુઃખથી તે ઉચ્ચ સ્વરે રુદન કરવા લાગ્યો.

સમ્રાટ પત્ની બાનૂ બેગમ પુનઃ રડતાં રડતાં કહેવા લાગી: "હે સમ્રાટ્, મારો આત્મા જેટલા દિવસ સુધી આ પૃથ્વીમાં બંધ હતો ત્યાંસુધી હું કેવળ આપની વેદનાનો અંશ ગ્રહણ કરતી આવી છું. આજે જે પ્રકારે વિધાતાના અનુગ્રહથી આપ સમ્રાટ છો, એણે વિધિનું સામ્રાજ્ય આપને અર્પણ કર્યું છે, એવી જ રીતે આજે પૃથ્વી પરથી વિદાય લેતી વેળાએ મને અત્યંત દુઃખ થાય છે. અત્યારે મારા દિલમાં બે ઇચ્છાઓ છે. મને આશા છે કે આપ એ કબૂલ રાખી એને પૂર્ણ કરશો."

સમ્રાટે એ સમયે જ સમ્રાજ્ઞીને એની મનોકામના પૂછી. સમ્રાજ્ઞીએ કહ્યું: "સર્વ-શક્તિમાન પરમેશ્વરે મારા ઉદરથી આપને ચાર પુત્ર અને ચાર પુત્રીઓ આપ્યાં છે. વંશરક્ષાને સારુ એથી વધારેની આવશ્યક્તા નથી. મારી પ્રથમ ઇચ્છા તો એ જ છે કે ભગવાન હવે

* C. B. L. Mathur; Modern Review, Jan. 1933 Page 27-30. The Spinning Wheel and Economic Welfare.

આપને કોઈ પુત્રાદિ ન આપે; કારણ કે બીજી બેગમો દ્વારા ઉત્પન્ન થયેલ સંતાનો મારાં પુત્રાદિકની સાથે સદાયે કલહ કર્યા કરે. મારી બીજી ઇચ્છા એ છે કે મારા મૃત્યુ પછી મારા શરીર ઉપર એવું મનમોહક, સુંદર અને દુર્લભ સમાધિમંદિર બનાવવામાં આવે કે જે જોઈને લોકો એને અજોડ કહે." સમ્રાટે બંને ઇચ્છાઓના પાલનનું વચન આપ્યું.

દહરઆરા બેગમનો જન્મ થતાં સમ્રાજ્ઞીનું મૃત્યુ થયું. સમ્રાજ્ઞીના મૃત્યુ પછી તેનું શબ ૬ માસ સુધી એક ખુલ્લા સ્થાનમાં રાખવામાં આવ્યું હતુંઃ વર્તમાન સમાધિક્ષેત્રમાં તત્કાળ મૂકવામાં નહોતું આવ્યું. પ્રખ્યાત શિલ્પીગણ સમાધિમંદિરના નકશા દોરીને સમ્રાટની પાસે પસંદગી સારુ લાવવા લાગ્યા. એ સૌમાંથી એકની પસંદગી થતાં સૌથી પહેલાં એના જેવું એક લાકડાનું સમાધિમંદિર બનાવવામાં આવ્યું. ત્યાર પછી દુર્લભ અને બહુમૂલ્ય પ્રસ્તરાદિ દ્વારા તાજમહેલનું નિર્માણ થયું. એની રચના કરતાં ૧૭ વર્ષ લાગ્યાં હતાં.

(સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા શ્રી. યદુનાથ સરકારે લખ્યું છે કે મુમતાજ મહેલનું શબ પ્રથમ બુરહાનપુરની નજીક તાપી નદીના તીરે એક ઉદ્યાનમાં સુરક્ષિત રાખવામાં આવ્યું હતું. પછી પહેલી ડિસેંબરે મૃતદેહને જમીનમાંથી કાઢી શાહજાદા શુજાના તત્ત્વાવધાનમાં આગ્રા લાવવામાં આવ્યો હતો. શુજા ૨૦ મી ડિસેંબરે આગ્રા પહોંચ્યો હતો.)

સમ્રાટ શાહજહાં અને સમ્રાજ્ઞી મુમતાજ મહેલની આ વિદાયકથા સમસામયિક ઐતિહાસિક અબ્દુલહમીદ લાહોરીના ગ્રંથમાં નથી. એના ગ્રંથનું નામ 'પાદશાહનામું' છે. સમાધિમંદિરમાં જે પ્રકારના પથ્થર વગેરેનો ઉપયોગ કરવામાં આવ્યો છે એની તાલિકા નીચે આપવામાં આવી છે.

| પથ્થરનું નામ | ક્યાંથી સંગ્રહિત | પથ્થરનું પરિમાણ (મણ) |
|---|---|---|
| કર્નેલિયન | બગદાદ | ૬૧૦ |
| ,, | કાયમન પ્રદેશ | ૨૪૦ |
| ટાર્કિગિસ | તીબેટ | ૪૪૦ |
| લેપિસલ જોલી | સિંહલ | ૨૮૦ |
| પ્રવાલ | સમુદ્ર | ૧૧૦ |
| અગેટ અને ઓનિક્સ | દાક્ષિણાત્ય | ૫૪૦ |
| પોર્સલીન | કનારા | એનું પરિમાણ ઓછું છે. |
| લસણિયો | નીલનદ | ૬૧૫ |
| રૂબીના જેવો નકલી પથ્થર | ગંગા નદી | ૨૪૫ |
| સુવર્ણ સમાન ,, | પર્વતમાલા | ૬૭૦ |
| ગ્વાલિયરનો ,, | ગ્વાલિયર | એનું પરિમાણ ઓછું છે. |
| દુર્લભ ,, | સુરત | ૫૦૧૦ |
| કાળો ,, | જેદરી | ૮૪૫ |
| ઓપલ (Opal) | જેદરી | ૪૫ |
| શ્વેત પથ્થર | મકરાન | એનું પરિમાણ ઓછું છે. |
| લાલ પથ્થર | ભિન્નભિન્ન સ્થળેથી | ૪૫ |

પ્રતિઘન ગજે જે પરિમાણુમાં પથ્થર વપરાયા છે એની તાલિકા નીચે મુજબ છેઃ—

| | | |
|---|---|---|
| સંગેમરમર | પ્રતિઘન ગજમાં | ૪૦ મણ |
| પોર્સલીન | ,, | ૭૯ ,, |
| કાળો | ,, | ૪૮ ,, |
| લાલ | ,, | ૩૦ ,, |
| અત્યાશ્ચર્ય પથ્થર | ,, | ૪૨ ,, |
| દાણાદાર ,, | ,, | ૮૫ ,, |
| ગુલાબના રંગ જેવો પથ્થર | ,, | ૪૫ ,, |

આ ઉપરાંત બીજા બહુમૂલ્ય પથ્થરની તાલિકાઃ—

| | | |
|---|---|---|
| રૂબી ... ... | ૫૪ | મણ |
| એમરલ્ડ ... ... | ૯૭ | ,, |
| હરિતવર્ણનો પથ્થર ... | ૧૨૫ | ,, |
| સેફાયર ... ... | ૧૪૫ | ,, |
| ગ્વાલિયરનો પથ્થર ... | ૯૪૫ | ,, |
| દ્યુતિમાન ... ... | ૭૫ | ,, |
| ચુમ્બક ... ... | ૭૭ | ,, |
| રૂબી જેવો નકલી પથ્થર... | ૧૭૫ | ,, |

કાશ્મીરનો સંગેમરમર પથ્થર — એના પરિમાણુનો પત્તો નથી.

શ્રી. યદુનાથ સરકારે કેટલાક બીજા પથ્થરોનો પણ ઉલ્લેખ કર્યો છે, જે ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી લાવવામાં આવ્યા હતા.

હવે આપણે તાજમહેલના નિર્માણકર્તાઓનાં નામ અને તેમનાં વેતન જોઈશુંઃ—

૧ રોમનગરનો એક ઇસાઈ. તે નકશા ( Plan ) બનાવવામાં અને ચિત્રાંકનમાં અદ્વિતીય હતો. એનું માસિક વેતન ૧૦૦૦) મુદ્રા.
૨ અનતખાં—શીરાઝનિવાસી. તે રાજકીય લેખક હતો. એનું માસિક વેતન ૧૦૦૦) મુદ્રા.
૩ મહમ્મદ જનફખાં-કાર્યપરિદર્શક અને પરિચાલક. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૪ મહમ્મદ શરીફ નામનો એક ઇસાઈ શિલ્પી. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૫ ઇસ્માઇલખાં—ગુંબજનિર્માતા. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૬ મોહમ્મદખાં—બગદાદનિવાસી. એ એક કુશળ લિપિકાર હતો. માસિક વેતન ૯૦૦) મુદ્રા.
૭ મોહનલાલ—તક્ષણ-શિલ્પી હતો. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૮ મનોહરલાલ—લાહોરનિવાસી. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૯ મોહનલાલ—લાહોરનિવાસી. માસિક વેતન ૫૦૦) મુદ્રા.
૧૦ ખતમખાં—લાહોરનિવાસી. માસિક વેતન ૨૦૦) મુદ્રા.

તાજમહેલના નિર્માણ અર્થે રૂા. ૪,૧૧,૪૮,૮૨૬–૭–૬ ખર્ચાયા હતા.

શ્રી. યદુનાથ સરકારે નિમ્નલિખિત શિલ્પીઓનો ઉલ્લેખ કર્યો છેઃ—

કાર્યપરિદર્શક—મુકારદાતખાઁ અને મીર અબ્દુલકાસિમ.

શિલ્પીગણુ—અમાનતખાઁ શીરાઝી. તેને કંદહારથી બોલાવવામાં આવ્યો હતો.

ઉસ્તાદ મીસ્ત્રી—ઇશાક.

ઉસ્તાદ સૂત્રધાર—પીરા (દિલ્હીવાસી).

તક્ષણકાર—બનૂહાર અટમલ અને જાહિર (દિલ્હીવાસી).

ગુંબજનિર્માતા—ઇસ્માઇલખાઁ રૂમી.

ઉદ્યાનરચયિતા—રાયમલ (કાસ્મીરનિવાસી).

મુમતાજમહેલના મૃત્યુના બાર વર્ષ પછી સમ્રાટ શાહજહાંએ તાજમહેલની રક્ષા અને ફકીરોના વ્યયનિર્વાહને સારુ આગ્રા અને નગરચીન પરગણાનાં ૩૦ ગામ દાનમાં આપ્યાં હતાં. આ ગામોની વાર્ષિક આવક એક લાખ મુદ્રા હતી. તાજમહેલની નિકટવર્તી સરાય અને દુકાન ઇત્યાદિ પણ આ કાર્યને માટે ખોલવામાં આવ્યાં હતાં. સરાયો અને દુકાનોની આવક પણ વાર્ષિક એક લાખ મુદ્રાની હતી.

ઇ. સ. ૧૬૪૮માં એક રૂપિયાની કિંમત ૩ શિલિંગ ૩ પેન્સ હતી. અત્યારે એક રૂપિયાનું જેટલું મૂલ્ય છે, તેનાથી સાતગણાથી પણ અધિક મૂલ્ય એ સમયે હતું. શ્રી. યદુનાથ સરકાર લખે છે કે તાજમહેલની રચના પાછળ ૫૦ લાખ મુદ્રા ખર્ચાઇ છે. પાદશાહનામા મુજબ પણ એ રકમ ખર્ચાઇ હતી. દીવાને આફ્રીદીના મતાનુસાર ૯ કરોડ ૧૭ લાખ રૂપિયા ખર્ચાયા હતા. એન્ડર્સન સાહેબનો જે મત છે તે ઉપર દર્શાવ્યો છે.×

રમણીક કીસનલાલ મહેતા

## (૩) રેલવેતંત્રમાં ગેરવ્યવસ્થા

**કરકસરના** બહાના નીચે રેલવે કામદારોને દયાહીનતાથી રજા આપવામાં આવી છે, જ્યારે ખર્ચમાં ખરી રીતે કાપકુપ કરવામાં આવી નથી અને કેટલાક ઉડાઉ ખર્ચો ચાલુ છે. તેથી તે કામદારોના મનમાં રહેલ અસંતોષનું કારણ કેટલું વાજબી છે તે જી. આઇ. પી. રેલવેના નીચેના આંકડાનો અભ્યાસ કરવાથી જાણી શકાય છે.

આ રેલવે કુલ ૩૭૬૭ માઇલ લાંબી છે અને તેના ઉપર ૫૬૮ સ્ટેશનો છે. આ લાઇનમાં બહુ મોટા ઢાળ કે ચડાવ નથી. ૧૯૨૯–૩૦ માં આ રેલવેમાં ૧,૧૨,૯૨૭ માણસો હતા, જ્યારે ૧૯૩૦–૩૧માં ૯૬,૩૪૩ હતા. આવી કાપકુપ બીજી એક રેલવેમાં સાંભળી નથી. જ્યારે નીચેના નોકરોને અકારણ દૂર કરવામાં આવ્યા ત્યારે યુરોપિયન નોકરો જેની સંખ્યા ૧૯૨૯–૩૦ માં ૬૫૧ હતી તે ૧૯૩૦–૩૧ માં ૬૮૬ સુધી પહોંચી, એ જાણવા જેવું છે. આ એક જ રેલવે એવી છે જેમાં નીચેના ગરીબ નોકરોને કાઢી યુરોપિયન નોકરોની સંખ્યા વધારવામાં આવી છે. વળી આ જ રેલવેમાં ૧૯૩૧માં તેના ગેઝેટેડ નોકરોની સંખ્યામાં ૧૫ નો ઘટાડો કરવા છતાં ખર્ચમાં રૂ. ૩૩,૬૩૮નો વધારો થયો હતો. ૧૯૨૮–૨૯થી આ રેલવેની ઉપજમાં સતત ઘટાડો થતો આવ્યો છે, પણ ખર્ચમાં નિયમિત વધારો થયો છે.

× શ્રી. રાજારામ શાસ્ત્રીદ્વારા સંકલિતઃ મૂળ હિન્દીમાંથી.

| | ૧૯૨૮–૨૯ | ૧૯૨૯–૩૦ | ૧૯૩૦–૩૧ |
|---|---|---|---|
| રેલવે ઉપજ | ૧૬ કરોડ | ૧૫ કરોડ | ૧૩½ કરોડ |
| ખર્ચ | ૧૦ ,, ૫૩ લાખ | ૧૦ ,, ૫૫ લાખ | ૧૦ ,, ૫૭ લાખ |
| ખર્ચ કુલ ઉપજના કેટલા ટકા | ૬૫·૪૮ | ૭૦·૦૫ | ૭૬·૮૭ |
| પેસેન્જર ટ્રેઇનની એક માઇલ જવાની ઉપજ રૂા. | ૩·૩૩ | ૩·૨૩ | ૨·૬૫ |
| પેસેન્જર ટ્રેઇન એક માઇલ લઇ જવાનું ખર્ચ. | ૨·૯૭ | ૩·૮૬ | ૩·૦૧ |

આ પ્રમાણે તેની ઉપજ જે એક માઇલ પેસેન્જર ટ્રેઇન લઇ જવા માટે બીજી બધી રેલવે કરતાં ઓછી છે તે અત્યારે એક માઇલમાં રૂ. ૦·૩૬ નુકસાની ભોગવે છે.

સાધનો અને સગવડની બાબતમાં આ રેલવે પ્રથમ છે. આ રેલવે પાસે ૧૦૦૦ સ્ટીમ લોકોમોટીવ ( વરાળથી ચાલતાં એન્જિનો ) છે જેમાંથી ૧૯૩૦–૩૧ માં સરેરાસ ૧૮૩ પેસેન્જર ટ્રેઇન માટે વપરાતાં, જ્યારે ૧૯૨૯–૩૦ માં ૨૦૨ ઉપયોગમાં લેવાતાં. અને માલગાડી માટે ૧૯૩૦–૩૧માં ૧૯૫ માત્ર વપરાતાં જ્યારે ૧૯૨૯–૩૦ માં ૨૪૬ વપરાતાં અને ૨૪૮ એન્જીનો અનામત રહેતાં. ૧૯૩૦–૩૧ માં કોઇ એક દિવસે વધારેમાં વધારે ઉપયોગમાં આવેલ એન્જીનોની સંખ્યા ૬૭૭ હતી. ઉપયોગમાં આવતું એન્જીન સરેરાશ એક દિવસમાં ૬·૭૬ કલાક કામ આપતું, જે કોઇ પણ બીજી રેલવેની સરખામણીમાં ઓછામાં ઓછું છે, જે નીચે આપેલ બીજી રેલવેના આંકડાથી જોઇ શકાશેઃ

| બી.એન.આર. | ઇ.આઇ.આર. | બી.બી. એન્ડ સી.આઇ. | એમ.એસ.એમ. | એસ.આઇ.આર. |
|---|---|---|---|---|
| ૧૦·૫ | ૮·૬૦ | ૮·૩૮ | ૯·૦૪ | ૯·૮૪ |

આ રેલવે અનામત એન્જીનો બાબતમાં પ્રથમ આવે તેમ છે. આ રેલવેમાં ૨૪૮ એન્જીનો અનામત છે જે કુલ સંખ્યાના ૨૫ ટકા છે; ત્યારે ઈ. આઇ. આર.માં ૧૭૧ અનામત છે જે કુલ સંખ્યાના ૧૦ ટકા છે. બીજી રેલવેની સરખામણીમાં પણ લગભગ આ જ પ્રમાણ આવે છે. આ પ્રમાણે અનામત રહેતી–ઉપયોગમાં ન આવતી–મૂડી ઉપર થતા વ્યાજનો નકામો કેટલો ખર્ચ છે તે બતાવે છે.

જી. આઇ. પી. ૩૮ ડાઇનીંગ કાર નભાવે છે, જ્યારે ખૂબ ઉપજ લેતી ઇ. આઇ. આર.માં ૧૯ છે, બી. બી. એન્ડ સી. આઇ.માં ૧૪ છે. બી. એન. આર.માં ૧૩ છે. એમ. એસ. એમ. માં ૫ છે અને એસ. આઇ. આર.માં ૯ છે. જી. આઇ. પી. માં અમલદારોના સલૂન સહિત રેલવેના ખાસ ઉપયોગ માટેના ડબા ૧૪૨ છે; ત્યારે તેટલા જ માઇલની અને તેટલી જ ઉપજવાળી બી. બી. એન્ડ સી. આઇ.માં ૨૦ છે.

જી. આઇ. પી. તેના કુલ ચાલુ ખર્ચમાંથી ૧૮·૯ ટકા બાંધકામ ખાતું નિભાવવા એન્જીનીઅરીંગ ખાતામાં ખર્ચે છે. એન્જીનશક્તિ પાછળ ૩૦.૨ ટકા, ડબા અને કારખાનાના ચાલુ ખર્ચના ૧૩·૮ અને ટ્રાફીક ઉપર ૧૫·૯ ખર્ચે છે, જ્યારે સ્ટેશન સ્ટાફ ઉપર માત્ર ૬.૦૨ ટકા ખર્ચે છે. તેના એજન્ટની ઑફિસ માટે રૂ. ૫૫૨૦૮૫ ખર્ચ્યા ત્યારે ૫૬૮ સ્ટેશન ઉપર કામ કરતા સ્ટાફ માટે ૬૩,૧૯,૩૩૪ ખર્ચ્યા. જ્યારે એક ગેઝેટેડ અમલદાર માટે ૧૮૫૦ ખર્ચે છે ત્યારે નોનગેઝેટેડ અમલદાર પાછળ રૂ. ૪૭–૮–૦ ખર્ચે છે.

હવે પોલીસ સંબંધી વ્યવસ્થા તપાસીએ. એમ. એસ. એમ. રેલવેએ પોલીસ પાછળ ૩ લાખ ખર્ચ્યા ત્યારે જી. આઇ. પી.એ ૬½ લાખ ખર્ચ્યા છતાં ગુમ થયેલ

અગર નુકસાનીમાં આવેલ સામાન પેટે તેને રૂ. ૧,૧૫,૩૬૪ આપવા-પડ્યા; જ્યારે ઇ. આઇ. આર. ને રૂ. ૧૧૦૫૯૬ અને એમ. એસ. એમ.ને રૂ. ૩૭૧૬૮ આપવા પડ્યા. એન. ડબ્લ્યુ. રેલવે સિવાય આ આંકડા બીજી કોઇ રેલવે કરતાં સૌથી વધારે છે. સરકારી વ્યવસ્થા નીચે લેવાએલ રેલવેમાં આ સૌથી પ્રથમ હતી. આની સુધારણા માટે કંઇ આશા રાખી શકાય? રેલવે બોર્ડની આઠ વર્ષની કારકિર્દીનું આ જ પરિણામ હોય તો તેને એક કુશળ રેલવે બોર્ડ કહી શકાય?×

નાનાલાલ કે. પરેલ

## (૪) રાષ્ટ્રીય ઉદ્યોગનું દૃષ્ટાંત

રશિયાની સરકારે છેલ્લાં તેર વર્ષોમાં પ્રજાની આબાદી માટે કેટલાંક વાનાં કરી બતાવ્યાં છે તેનો ખ્યાલ "પ્રસ્થાન"ના વાચકો નીચે આપેલા 'ટાંચણ'માંથી મેળવી શકશે.

*Apart from material improvements the revolution has brought many permanent benefits which may vary in quality with economic conditions, but which are rooted in the Revolution itself. These include cultural freedom for national minorities; the spread of higher *education: 563,000 students in colleges,* universities and technicums compared with 1,50,000 in 1914; universal compulsory elementary education; the advancing elimination of illiteracy; the *Latinization of* Asiatic alphabets, which has stimulated education and Westernisaton; the lifting of the veil in Muslem sections of the W. S. S. R.; the participation of the workers in industrial manage-

× એસ. વી. આયરના લેખ ઉપરથી.

* સ્થૂલ સુધારા ઉપરાંત આર્થિક પરિસ્થિતિના પ્રમાણમાં વિવિધ પ્રકારના કાયમના લાભ રશિયાને થયા છે એ દરેકનું મૂળ પણ રશિયન રાજ્યક્રાંતિમાં જ છે. રાષ્ટ્રીય લઘુમતીઓને સાંસ્કૃતિક સ્વતંત્રતા બક્ષવામાં આવી છે; ઉચ્ચ શિક્ષણનો વિસ્તાર વધ્યો છે. વિદ્યાપીઠો, કોલેજો ને ઔદ્યોગિક શાળાઓમાં ઇસ્વી સન ૧૯૧૪માં ૧૫૦૦૦૦ વિદ્યાર્થીઓની સંખ્યા હતી તે વધી હાલ ૫૬૩૦૦૦ની થઇ છે. પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવામાં આવ્યું છે; અજ્ઞાન નાબૂદ થતું જાય છે. એશિયાટિક લિપિને લેટિન સ્વરૂપ અપાયું છે. પરિણામે કેળવણી વધી છે ને પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રજામાં ઓતપ્રોત બની છે. દક્ષિણની ઇસ્લામી પ્રજાએ પડદાનો ત્યાગ કર્યો છે; કામદારો ઔદ્યોગિક વહીવટમાં સક્રિય ભાગ લેતા થયા છે; શદ્રો, ખેડૂતો ને જ્યૂ લોકોને વિદ્યાપીઠોમાં ને-સરકારી નોકરીઓમાં સ્થાન માન્યું છે; વહેમ ને અજ્ઞાન વધારતી ધાર્મિક સંસ્થાઓની સામાજિક બદી નાબૂદ કરવામાં આવી છે. વર્તમાનપત્રોનો પ્રચાર પણ ઠીક વધ્યો છે. પુસ્તકાલયો સ્થપાયાં છે ને પુસ્તકોના મોટા મોટા સંગ્રહો થવા લાગ્યા છે. શોધખોળ કરનારાને સરકાર તરફથી ખાસ મદદ આપવાનો પ્રબંધ થયો છે, સાદાં ન્યાયમંદિરો ખોલવામાં આવ્યાં છે: એમાં લડવાડિયા વકીલોને સ્થાન નથી. કામનો ફેંસલો થવામાં બિલકુલ વિલંબ થતો નથી ને ખર્ચ છેક નજીવું હોય છે. કામદારોના જીવનમાં

ment; the admission of proletarians, peasants, and Jews to Universities and important government positions; the suppression of the social influence of an established church which encouraged superstition & ignorance; the spread of newspapers, libraries & books; huge state subsidies for research; the establishment of courts of simple justice unencumbered by lying lawyers, delays & heavy expenditure; the introduction of the theatre & the musium in the life of the workers; a system of mother & child care which has radically reduced infant mortality; equal rights for women ( women have more rights than men ); the creation of a new kind of family through healthy public opinion, sensible marriage and divorce codes, and a chain of day nurseries that is now taking place in the villages too; the progress of non-professional sports and physical culture in a country where leisure for the masses once meant drunken brawls; the development of a new type of soldier, enlightened, polite, with broadened social horizon & keen political consciousness in place of the stupid Czarist recruit; a new psychological approach to the criminal which includes cure

---

રંગભૂમિ ને પ્રદર્શનને સ્થાન અપાયું છે, માતા ને બાલકની સંભાળ લેવાની યોજનાથી બાલમરણનું પ્રમાણ ખૂબ જ ઘટી ગયું છે. સ્ત્રીઓને સમાન હક્ક બક્ષવામાં આવ્યા છે. કેટલેક સ્થળે પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે હક્ક આપવામાં આવેલા છે. પ્રજામત કેળવીને નવી જ પ્રકારની કુટુંબજાળ ખીલવવામાં આવી છે. લગ્નબંધન ડહાપણભરી રીતે યોજવામાં આવ્યાં છે. છૂટાછેડા માટે ખાસ કાયદાઓ ઘડાયા છે. દારૂની બદીમાં અનેક ગામડિયાઓ ચકચૂર રહેતા તેને બદલે હવે બીનધંધાદારી રમતગમતોનો ને શારીરિક વિકાસ માટે યોગ્ય કસરતોનો શોખ વધ્યો છે. ઝારના વખતમાં ગમે તેમ ભેગા કરેલા સૈનિકોને બદલે હવે સમજુ, સભ્ય, વિશાળ સામાજિક ધ્યેયવાળા ને તીવ્ર રાજકીય સમજણ ધરાવતા સૈનિકોનો નવો વર્ગ ઉત્પન્ન થયો છે. ગુનાઓના અટકાવ માટે યોગ્ય પરિશ્રમ કેળવણી ને સ્વતંત્ર સામાજિક જીવન દ્વારા માનસિક સુધારો સાધવાની યોજના કરવામાં આવી છે. રશિયાના બાદશાહી મહાલયો ને શ્રીમંતોનાં વિલાસમંદિરો સભ્યજીવન, આશાયેશભર્યું જીવન સમજતા નહોતા તેવા કામદારો ને ખેડૂતો માટે ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે. સર્જન શીખ્યા ન હોય ને માત્ર વિલાસ ભોગવવા નિર્માયા હોય એવા આળસુ શ્રીમંતોનું નામનિશાન રહ્યું નથી. કર્તવ્યનિષ્ઠ આગેવાનો ને અમલદારોને પ્રતાપે એકતંત્રે નાચતું લાંચિયું રશિયા દુનિયાના સ્મરણપટ પરથી ભૂંસાઇ ગયું છે. ખાનગી મિલકતની માન્યતા અત્યારે નહિ જેવી બની ગઇ છે, ને નવી પ્રજામાં તો એનું અસ્તિત્વ પણ જડશે નહિ. સ્વાર્થદષ્ટિને બદલે હવે જ્યાં ત્યાં સાર્વજનિક સેવાઓની કિંમત અંકાય છે. વેપારઉદ્યોગ કે સરકારી નોકરીઓમાં સ્વાર્થવૃત્તિને બદલે સામાજિક વૃત્તિને અગત્ય અપાય છે. બેકારીનું

through labour, re-education, & free communal life; the opening of Russia's aristocratic & royal spas and rich villas to hundreds of thousands of workers and peasants who never knew what cure, vacation & rest meant; the destruction of a class of idle rich which consumed much & produced nothing, the rise of a class of incorruptible leaders & officials who have made the world forget that Russia used to be the symbol of bribery & ministerial venality, the weakening of the private property sense, its almost total domination in the new generation; and an increased emphasis on social service rather than personal enrichment, the creation of a social incentive in addition to the ordinary individual incentive in industry & government office; the absence of unemployment the introduction of the world's most inclusive system of social health; accident, and health insurance; free medical and apothecary service in which the physician does not have to be a business man; economic planning; finally the territorial integrity of Russia.

[From the **Nation** (American) of the 23, Nov., 1932.]

પ્રજાના આગેવાનો ને સરકાર બન્નેમાં શક્તિ, વિચારબળ ને પ્રજા માટે લાગણી હોય તો શું નથી થઇ શકતું?

કેશવલાલ હિંમતલાલ કામદાર

## (૫) અંદામાન માટે સો સાહસિકો

અત્યારની મંદી ને બેકારીના સામે થવા માટે 'એંગ્લો ઇંડીઅન રિવ્યુ' માં અંદામાનમાં નવી વસાહત સરજાવવાની એક યોજના પ્રગટ થઇ છે.

આપણે હિંદી કહેવાઇએ કે બીજા કોઇ નામે ઓળખાઇએ તેથી અત્યારની આર્થિક દીનપતમાંથી આપણે ઉગરી શકવાના નથી. એક જ અંધારા કૂવામાં પુરાઇ મરવું એવી છાપ મારેલી નથી. આપણે મુક્તિ મેળવવાના સચોટ નિશ્ચય પર નહિ આવીએ તો આ વિશાળ સંસારસાગરમાં ક્યાં હતા નહતા થઇ જઇશું. આપણું જે કાંઇ હોય તે પણ

---

નામનિશાન નથી. સામાજિક તંદુરસ્તી સાચવવાને અકસ્માતો વગેરેથી બચવા માટે વિશાળ યોજનાઓ અમલમાં મૂકવામાં આવી છે. વૈદકીય ઉપચારો ને માવજત મફત મળે એવી ગોઠવણ કરવામાં આવી છે એટલે વૈદ્યો ધંધાદારી કે દ્રવ્યપિપાસુ રહ્યા નથી. સમસ્ત રશિયા ઝપાટાબંધ એક અજબ ને અખંડ રાષ્ટ્ર બની રહ્યું છે.

[ધી નેશન (અમેરિકન) તા. ૨૩, નવે. ૧૯૩૨ માંથી]

રમણીકલાલ દલાલ

નાબૂદ ન થઇ જાય તે પહેલાં આપણે આંદામાન જેવા વેરાન પ્રદેશોમાં વસવાટ કરવાનો નિર્ણય કરી દેવો જોઇએ.

માત્ર ત્રણસો રૂપિયા કાઢી શકે એવા સો-જુવાનોએ તૈયાર થવું. એ દ્વારા ખેતીનાં સાધનો, અનાજ, ઢોરઢાંખર ને ખોરાકનો સારો જથો મેળવી શકાશે. સ્વાશ્રયી રહી શકે એવાઓએ જ આ યોજના પર વિચાર કરવો. પ્રથમ ખેતીવાડી ઉગાડી પછી વ્યાપારવૃદ્ધિ સાધવાની. હિંદમાં આવો અખતરો કદીએ અજમાવવામાં આવ્યો નથી. પ્રથમ જલદી ઊગે એવી ચીજો વાવવી. કેળાં પપૈયાં ને બીજાં ફળફળાદિ ઉગાડવાં ઠીક પડશે. શાકભાજી પણ સહેલાઇથી વધારી શકાશે. ઢોરઢાંખર દ્વારા દૂધ, માંસ, માખણ, ઇંડાં વગેરે મળી રહેશે ને દરિયામાં માછલીઓની તો ખોટ જ નથી.

સો જુવાનોની ટુકડીમાં દરેક પ્રકારનો કારીગર આવી જવો જોઇએ. દરેક જણે પોતાનું કર્તવ્ય એકનિષ્ઠાથી બજાવવા તત્પર રહેવું જોઇએ. એટલે બધા જ ખેડૂત હોય તે ન ચાલે. સુથાર, લુહાર, કડિયારા, માછીમાર દરેક જાતનો એમાં સમાવેશ થવો જોઇએ. બધો વહીવટ સાચવવા એક ખાસ યોજના ઘડી કાઢવી જોઇએ.

પછી જ્યારે એકથી વધારે ટુકડીઓ સફળ થાય ત્યારે તેમણે નિકાશ વ્યાપારનો વિચાર કરવો. એ કાર્ય એકદિલીથી સુંદર રીતે વિકાસ પામશે. હિંદી ને વિદેશીને આવી વસાહતોની પેદાશ ખરીદી ઉત્તેજન આપવા આગ્રહ કરવો. રાજકીય મદદ પણ મેળવવી: પરિણામે આળસ ને જડતા નાબૂદ થશે. નિરાશાનાં વાદળ વીખરાશે.*

## (૬) વેપારમાં જકાત નડતર બની શકે?

[ સામાન્ય રીતે એમ મનાય છે કે સંરક્ષક જકાત (Protective tariff)થી વેપારને નુકસાન થાય છે. એ સંબંધી નીચેની વિચારસરણી લક્ષમાં લેવા જેવી છે. તંત્રી ]

પુરાતન કાળમાં વસ્તુઓની આપ લે થતી ત્યારે પણ જકાતી ધોરણ અદશ્ય રીતે સ્વીકારાતું. સોલોમનને વ્યાપારી ઇજારા આપવાની સંધિ કરવામાં આવી ત્યારે હીરામે વીસ માપ ઘઉં ને વીસ માપ તેલ તેની પાસેથી લઇ સીડરને દેવદાર આપ્યાં હતાં. બળવાન ને ગર્વિત બાદશાહો વધારે લેતા ને ઓછું આપતા. વસ્તુના બદલામાં જે અસમાનતા રહેતી એ જ એક જાતની અદશ્ય જકાત હતી. એ કાળમાં પૈસાની આપ-લે થતી નહિ, એટલે જકાત લેવાની પણ રૂઢિ હસ્તિમાં નહોતી. સોળમી સદીના ઇંગ્લંડના નૌકાવિહારના કાનુનો પણ છૂપી જકાતસ્વરૂપે જ હતા. વિદેશોમાંથી માત્ર બ્રિટિશ વહાણો જ ઇંગ્લંડને કિનારે માલ આણી શકતાં. એટલે બ્રિટિશ વહાણવટીઓ પોતાના એ ઇજારાની રૂઇએ વિદેશીઓ પાસે મહેનતાણું પડાવતા. પોતાના પૈસા બ્રિટિશ વહાણવટીઓને મળે કે સરકારી જકાત લેખાય એ વિદેશીઓને મન સરખી જ બિના હતી. જકાત નામ પાડવામાં આવ્યું નહોતું, પરંતુ વિદેશી વ્યાપારીઓ પોતાને એટલો બોજો વધારે વેઠવાનો છે એ ચોખ્ખું સમજતા, ને તે વેઠી લેવા પણ સજ્જ રહેતા.

માંચેસ્ટર પદ્ધતિદ્વારા પણ ઇંગ્લંડ આડકતરી રીતે વધારેમાં વધારે જકાત પડાવતું. તેઓ એકલા જ કાચો માલ ઉત્પન્ન કરતા; તેઓ એકલા જ એ માલ પરદેશ ચડાવતા ને

* Hundred Pioneers for The Andamans–"Times" 10-12-32.

તેઓ જ મુખ્યત્વે નાણાં રોકતા; એટલે નૂર, લોન, વીમો ને બીજી ધીરધારની સેવાઓ દ્વારા જકાતવિહોણી આયાત પર મહેનતાણાનો મોટો ભાર લાદતા. પરિણામે બ્રિટિશ નિકાશ ઉપર જ આધાર રાખી બેઠેલા વિદેશોને પોતાની આયાત પર ભારે જકાતી મહેનતાણું આપવું પડતું. માત્ર એ મહેનતાણું મેળવવાની રીતમાં જ ફેર હતો. આયાત જકાત લેવાને બદલે બ્રિટિશ પેદાશો મંગાવનાર વિદેશી વ્યાપારીઓ પાસે જુદા જુદા પ્રકારનાં મહેનતાણાંના બદલા તરીકે રકમો લેવાતી. આ પ્રમાણે પ્રમાણિકતાનો દંભ કરતા બ્રિટિશ વ્યાપારીઓ જગતને છડેચોક લૂંટતા, એમ ડીઝરાયલી રોજ કહેતો. એ છૂપી જકાતોને પરિણામે જ બ્રિટન શ્રીમંત બન્યું ને જગતની મુખ્ય મુખ્ય પ્રજાઓને તેની ઋણી બનાવી. એનું પરિણામ એ આવ્યું કે દેવાદાર પ્રજાઓ પોતાનો કાચો માલ પોતાના દેશમાં સંગ્રહી તેમાં ખીલવણી કરતાં શીખી. પોતાની શક્તિને જ ઉપયોગમાં લઇ તૈયાર માલની આયાત ઘટાડી. એટલે બ્રિટનને નાહક આપવાં પડતાં મહેનતાણાંનો લાભ હવે તેમને મળવા લાગ્યો. એ કાર્યને વધારે વેગ આપવા તેમણે ભારે આયાતજકાત નાખી પોતાના ઊગતા હુન્નર-ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ અખત્યાર કરી.

આ જકાતોની પદ્ધતિ અર્વાચીન જગતમાં ખૂબ જ ગૂંચવણભરેલી થઇ પડી છે. દરેક પ્રજા પોતાનો નિકાશવ્યાપાર વધારી આયાત ઘટાડવા માગે છે; પરંતુ એકની નિકાશ તે બીજાની આયાત હોય છે, એ મૂળ સત્ય સહેલાઇથી ભૂલી જાય છે. સામાન્ય વર્ષમાં જગતનો દરિયાઇ વ્યાપાર બારસો કરોડ પાઉંડનો ગણી શકાય. એટલે જગતના વ્યાપારીઓ પોતપોતાના દેશમાં છસો કરોડ પાઉંડનો માલ આયાત ન કરે તો છસો કરોડ પાઉંડ નિકાશ કરવા જેવા માલનું તેમને જગતમાં બજાર ન જ મળે. અઢારમી સદીના મહાન અર્થશાસ્ત્રવિચારક હ્યુમના શબ્દોમાં કહીએ તો "આપણી રાજનીતિ" આપણા પાડોશીઓને મોરોકકો ને બાર્બરીની હીનદશામાં મૂકી દેવા માગે છે. એમ થાય તો એ લોકો માલ લઇ પણ ન શકે તેમ મોકલી પણ ન શકે. પરિણામે સંસ્કૃતિ, સંશોધન ને ઉત્તેજન વિના આપણો વ્યાપાર પણ પડી જ ભાગવાનો ને છેવટે આપણે પણ મોરોકકો ને બાર્બેરીની હીનદશા જ પ્રાપ્ત કરવાના."

આજે યુનાઇટેડ સ્ટેટ્સ જગતમાં સૌથી વધારે સ્વાશ્રયી લેખાય છે. તેને પણ શું બાહ્ય જગતની સહાયની જરૂર નથી પડતી? ટીન નીકલ રેશમ રબર મેંગેનીઝ ક્રોમ વગેરે ચીજો આયાત કર્યા સિવાય એના ઉદ્યોગો પણ અટકી જ જાય. સત્તાવન જુદા જુદા દેશોમાંથી ચાલીસ વિવિધ વસ્તુઓ એકઠી કરવામાં આવે તો લોખંડ જેવો ઉદ્યોગ નભાવી શકાય. લોખંડના ઉદ્યોગ સિવાય અમેરિકાની મોટરો ને વિમાનો, એન્જીનો ને સ્ટીમરો શી રીતે બંધાય? એટલે વ્યાપારી યુદ્ધો આપણે બંધ કર્યે જ છૂટકો. જકાતોને દેશવટો દીધે જ આપણી મુક્તિ.

ઇસ્વીસન ૧૯૩૧ સુધીના આંકડા તપાસીશું તો જકાતી દિવાલો વધારવાથી જગતને લાભ થયો છે કે ગેરલાભ એ સ્પષ્ટ જણાશે. ઇસ્વીસન ૧૯૨૭ ની આર્થિક પરિષદે નીચે જણાવેલા આંકડાઓ તારવી કાઢ્યા હતા. ત્યાર પછી પણ કેટલાક અગત્યના જકાતી વધારા થયા છે. બ્રિટને આયાત જકાત ૫ ટકા વધારી ૧૮½ ટકા કરી છે. બીજાં કેટલાંક મહેનતાણાં ને વ્યવહારનિયમનના ઉપાયો પણ યોજવામાં આવ્યા છે.

છતાંય આ જકાતી પ્રશ્ન અતિવિચિત્ર છે. અર્ધું જગત એના ભાર નીચે ચગદાઇ રહ્યું છે. વસ્તુઓની છૂટથી આપ લે કરી યુરોપિયન પ્રજાઓ પોતાનું આર્થિક ઋણ અદા કરી શકતી નથી. જકાતો વધતી જાય છે. વસ્તુઓનાં મૂલ્ય ઘટતાં જાય છે. વળી આંતરરાષ્ટ્રીય બાંધછોડમાં દ્રવ્ય ને હૂંડીઓનો વ્યવહાર શિથિલ બની રહ્યો છે. એ દશામાં દેવાદાર પ્રજાઓને ઋણ પતાવવા સારુ ઘણી ચીજો આપવી પડે છે તેથી જગતનું આર્થિક બંધારણ જોખમાઇ રહ્યું છે. બીજી તરફ જાપાન વગેરે દેશો પોતાનાં ચલણી નાણાંના દરો ઘટાડી નાખી પેદાશ વધારી મૂકે છે ને દુનિયાનાં બજારો ભરી દે છે; એટલે અર્ધું જગત બેકારીના કરાલ પંજા નીચે પીસાઇ રહ્યું છે, એટલે જકાત સમૂળગી કાઢી નાખવાની વાત બેહૂદી બની જાય છે; કારણ કે જાપાન જેવા દેશો સામે જકાતી દિવાલો ઊભી કર્યા સિવાય જગતને છૂટકો નથી.

| દેશ | જકાત | આયાત | | | નિકાશ | | |
|---|---|---|---|---|---|---|---|
| | | ૧૯૧૩ | ૨૬ થી ૨૯ | ૩૧ | ૧૯૧૩ | ૨૬ થી ૨૯ | ૩૧ |
| | | | સરેરાશ કરોડ | પાઉંડ | | સરેરાશ કરોડ | પાઉંડ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩૭ ટકા | ૩૬ | ૮૮ | ૪૨¾ | ૫૦ | ૧૦૦ | ૫૦ |
| ઑસ્ટ્રેલિયા | ૨૭ ટકા | ૭¾ | ૧૪¾ | ૪ | ૭⅙ | ૧૩½ | ૯ |
| કૅનેડા | ૨૩ ટકા | ૧૩ | ૨૩ | ૧૨¾ | ૯ | ૨૫ | ૧૨ |
| ઇટાલી | ૨૨ ટકા | ૧૪ | ૨૪ | ૧૩ | ૧૦ | ૧૮ | ૧૧ |
| ફ્રાન્સ | ૨૧ ટકા | ૩૩ | ૪૬ | ૩૪ | ૨૫ | ૪૩ | ૨૪¾ |
| જર્મની | ૨૦ ટકા | ૫૦ | ૬૦ | ૩૨ | ૪૫ | ૫૩ | ૪૪ |
| હિંદ | ૧૬ ટકા | ૧૨ | ૧૮ | ૧૦ | ૫¾ | ૮ | ૫¾ |
| સ્વીટ્ઝર્લૅંડ | ૧૪ ટકા | ૭¾ | ૧૦¾ | ૯ | ૫½ | ૮ | ૫¾ |
| યુનાઇટેડ કિંગ્ડમ | | ૬૬ | ૧૧૦ | ૮૦ | ૫૨¾ | ૭૦ | ૩૯ |
| જાપાન | | ૭ | ૨૨ | ૧૨ | ૬ | ૨૦ | ૧૧ |

ઉપરના આંકડા પરથી જાણવા જેવા નિર્ણયો તારવી શકાય. વધારે જકાત નાખનાર યુનાઇટેડ સ્ટેટ્સ ઑસ્ટ્રેલિયા કૅનેડા ઇટલી ને જાપાન વગેરે દેશોના આંકડા તરફ નજર કરીશું તો જણાશે કે ઇસ્વીસન ૧૯૧૩ થી ૧૯૨૯ સુધીમાં તેમનો આયાતવ્યાપાર ૧૨૦ ટકા ને નિકાશવ્યાપાર ૧૩૫ ટકા વધ્યો છે. એ જ ગાળામાં ઓછી જકાતવાળા ફ્રાંસ જર્મની હિંદ સ્વીટ્ઝર્લૅન્ડ ને યુનાઇટેડ કિંગ્ડમનો આયાતવ્યાપાર ૪૪ ટકા ને નિકાશવ્યાપાર ૪૬ ટકાજ વધ્યો છે. બીજાં કારણો બાજુએ મૂકીએ તોપણ એટલું તો આપણે જરૂર કહી શકીએ કે જે દેશોમાં જકાતી ધોરણ વધારે હતું તેનો વ્યાપાર વધ્યો છે.

હવે ઇસ્વીસન ૧૯૨૯ થી ૧૯૩૧ સુધીમાં વ્યાપારમાં મંદી આવી તે આપણે તપાસીએ. ઊંચા જકાતી ધોરણવાળા દેશોએ પોતાનો આયાતવ્યાપાર ૧૨૦ ટકા વધારામાંથી ૧૧૦ ટકા જેટલો ગુમાવ્યો છે. ને નિકાશવ્યાપાર ૧૩૫ ટકા વધારે હતો તેમાંથી ૮૦ ટકા વધારો ખોયો છે. છતાં ય વ્યાપારવૃદ્ધિ સમૂળી ભૂંસાઇ નથી જ, જ્યારે ઓછી જકાતવાળા દેશોએ આયાતવ્યાપાર ૫૨ ટકા ગુમાવી ૪૪ ટકા વધાર્યો છે ને નિકાશવ્યાપાર ઇસ્વીસન ૧૯૨૯ માં માત્ર ૪૬ ટકા હતો તેનો ૬૫ ટકા થયો છે.

દરેક વર્ષે હિંદમાં હજારો ટન રેલવેના પાટાઓ ભંગાર ખાતે કાઢી નાખવામાં આવે. છે, પરંતુ એ માલ ગાળી નવો માલ તૈયાર કરવાનું એક પણ પેઢીને સૂઝયું હોય તેમ જણાતું નથી. શરૂઆતમાં ખેતીવાડીનાં સાધનો માટે સારું પોલાદ ન મળે એ સંભવિત છે, પરંતુ દેશભરમાં રેઈન્ફોર્સ્ડ કોન્ક્રીટનું કામ દર વર્ષે ઘણા જ વિશાળ પાયા પર ચાલે છે ને હજારો ટન લોખંડના સળિયાઓ પરદેશથી મેળવી વપરાય છે. એ માલ હિંદમાં જ તૈયાર કેમ ન કરી શકાય? યુરોપીય દેશો કરતાં એ માલ જરૂર સસ્તો નીપજે ને સદ્ધર લોખંડનો ઉદ્યોગ સ્થાપી શકાય. વેપારી મંદીની એને આંચ પણ નહિ આવે.

એકલા ગયા વર્ષમાં, એકલા કલકત્તામાંથી જ ૮૪૦૦૦ ટન લોખંડનો ભંગાર પરદેશ ચડયો. સ્વદેશીના હિમાયતીઓ આ પ્રશ્ન વિચારશે? કરાંચી મુંબાઇ મદ્રાસ ને ગોવાની વાત તો જુદી રહી. કદાચ કુલ નિકાસ ૧૫૦૦૦૦ ટન હશે. ચૌદ ચૌદ રતલનાં ૨૪૦૦૦૦૦૦ ખેતીવાડીનાં સામાન્ય ઓજારો ઉત્પન્ન કરી શકાય. ને દરેક ચાર રૂપિયે વેચવાં પરવડે એટલે દશ રૂપિયે ટન ભંગાર ખરીદી એટલે ૧૫ લાખ રૂપિયા વાપરી, ૯૬૦ લાખ રૂપિયા ઉપજાવી દશેક કરોડ રૂપિયાનો આશરો દેશમાં જ બચાવી શકાય. પંદર લાખ રૂપિયે જાપાની વેપારીને કાચો માલ પડે છે ને તેનો અનેકગણો લાભ તૈયાર માલ વેચી તે ઉડાવે છે. હિંદના સાહસિકોએ બુદ્ધિનું દેવાળું કાઢયું હોય ત્યાં જાપાની બુદ્ધિશાળીઓ કેમ ન ખાટે?*

રમણીકલાલ દલાલ

---

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારાં સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

॥ नमः श्रीवर्धमान स्वामिने ॥

મુ. ખેડા, ઠે. જૈન મંદિર, ૧૯૮૮ વૈશાખ વદિ ૭ શુક્ર.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાંત્યાદિ ગુણગુણોપેત વૃદ્ધ ગુરુદેવજી શ્રી ૧૦૦૮ શ્રી પ્રવર્તકજી મહારાજજી તથા પૂજ્યપાદ ગુરુવરશ્રીજીની પવિત્ર ચરણસેવામાં. શિશુવેશ પુષ્પ-પ્રભા–રમણીકની ૧૦૦૮ વાર સાદર વંદના.

આપ ગુરુદેવો સુખશાંતિમાં હશો. અમે ત્રણે આપની કૃપાથી સુખરૂપ છીએ.

વિ. રાણકપુરજી સુધીના સમાચાર આપ ગુરુદેવોની સેવામાં નિવેદન કરી ચૂકયો છું. રાણકપુરજીથી ફાગણ વદિ બીજને દિવસે વિહાર કરી ભાણપુરાની નાળ ચડી ભાણપુર ગયા. આ નાળનો રસ્તો બીજી બધી નાળો કરતાં વધારે વિષમ છે. નાળનો ચડાવ બે

* "Times of India" ઉપરથી.

માઇલ જેટલો ઊંચો હશે. તેમાં અર્ધો માઇલ જેટલો રસ્તો તો એકસરખો ઊંચો, સાંકડો અને કાળજીપૂર્વક ચડવા ઊતરવા જેવો છે.

રાણકપુરથી દોઢેક માઇલ જતાં જ ઉદયપુર રાજ્યની હદ શરૂ થાય છે. પહેલાં તો ગોલવાડ આખો ય મેવાડમાં સમાતો હતો, પણ જોધપુર રાજ્યને દાયજામાં અપાયા પછી એ પ્રદેશ મેવાડથી જુદો પડી ગયો છે. નાળની ચોમેર ઊંચાં ઝાડો અને પહાડો જ ઊભેલાં છે. આ રસ્તો માત્ર માણસો ચાલી શકે એવો છે. ઊંટ, ઘોડા આદિ માટે જુદો રસ્તો છે. એ રસ્તો પણ એવો છે કે જો એનો માલિક હોંશિયારી ન રાખે તો જરૂર એ પ્રાણીઓના અંગને આઘાત પહોંચી જાય.

રાણકપુરથી આગળ ચાલ્યા એટલે ઉદયપુરની ( મેવાડની ) હદમાં પ્રવેશ થઇ ગયો એમ માની જ લેવું જોઇએ. મેવાડ દેશ એટલે કેવળ પહાડી પહાડી અને પહાડી જ. કહેવાય છે કે ઉદયપુરના કોઇ હાકિમને કોઇ યુરોપિયન અમલદારે પ્રશ્ન કર્યો કે તમારો દેશ કયો છે? એના ઉત્તરમાં એ હાકિમે શેકેલો પાપડ દેખાડ્યો અને કહ્યું કે–સાહેબ! આ પાપડમાં જેટલી સપાટ જમીન છે એટલી અમારા દેશમાં સપાટ જમીન છે, અને જેટલા ટેકરા છે એટલી પહાડી છે. મહારાણા પ્રતાપ મોગલ સેનાસમૂહ સામે સપ્રતાપ રહી શક્યા હોય તો તે આ પહાડીઓનો જ પ્રતાપ છે; નહિતર એ રાણા પ્રતાપને નિષ્પ્રતાપ થતાં જરા સરખીયે વાર ન લાગત અને—

"અકબરીઆ ઘોર અંધાર, ઉંઘાણા નૃપતિ અવર;
જાગે જગદાધાર, પહોરે રાણો પ્રતાપસી. ૧"

જેવી રાણા પ્રતાપની જે યશોગાથાઓ ગવાઈ છે તે ન ગવાત.

ભાણપુરથી અમે ઢોલ જઇ રાત રહ્યા, અને ત્યાંથી ગોગુંદા ઊર્ફે મોટા ગામથી આગળ જે ચોકી છે ત્યાં રાતવાસો કર્યો. એમ કહેવામાં આવે છે કે આ પ્રદેશ આબુજીની સર્વોચ્ચ શિખરીથી માત્ર દોઢ હાથ નીચાઇએ આવેલો છે. મેવાડમાં ઘડીઆળનો ટાઇમ મુંબાઈ ટાઇમ કરતાં ફક્ત પાંચ મિનિટ જ પાછળ છે. અમને ખબર ન હતી કે–અહીં મુંબાઈ ટાઇમનો ભાઇ મેવાડ ટાઇમ ચાલે છે, એટલે અમે તો આપણા ટાઇમ પ્રમાણે સાંજે મોટા ગામથી આગળના ગામે ચાલવાનો રસ્તો લીધો. મેવાડના ટાઇમનો અમને ખ્યાલ સરખો ન હોવાથી ધારેલા ગામે પહોંચવા પહેલાં જ રસ્તામાં રાત પડી. અમે વિચાર કરવા લાગ્યા કે હવે આ પહાડોના વચમાં થઇને અંધારે અથડાતા કૂટાતા આગળના ગામે ક્યારે પહોંચીશું? આમ વિચાર કરતાં આગળ ચાલ્યા એટલામાં એક ટેકરી ઉપર સરકારી ચોકી હતી ત્યાંથી એક મુસલમાન ચોકીદારે બૂમ મારી: "અરે કૌન હૈ? ઇસ વખત કહાં જાઓગે?" અમારામાંથી મુનિશ્રી પ્રભાવિજયજીએ ઉત્તર વાળ્યો કે: "હમ આપકે મહેમાન બનના ચાહતે હૈં." એ ચોકીદારે કહ્યું: "અચ્છા આ જાઇએ." અમે આનંદપૂર્વક અંધારામાં એ ટેકરીની હવા ખાવા ઉપર ચડ્યા. એ ચોકીદાર મિયાં સાહેબે અમને ઘણા જ પ્રેમપૂર્વક પથ્થરની ઓટલી સૂવા માટે આપી. એ ઓટલી તેના વચમાંના ખાડામાં આગ સળગાવી ત્યાં વસનારાઓને ઠંડીમાં તાપવા માટેની હતી. એ પ્રદેશમાં ઠંડી વધારે પડે છે, પણ અમે ત્યાં હતા એ ખાતર સૌએ તે દિવસે તાપવાનું માંડી વાળ્યું. અમારી ખાતર મિયાં સાહેબ મેદાનમાં સૂઇ રહ્યા. આખી રાત પહાડી હવાનો સપાટો લાગવાથી મિયાં સાહેબ બિચારા એવા અકડાઇ ગયા કે સવારે ઊઠી જ ન શકાય,

તો પણ "યા અલ્લાહ ! યા પરવરદેગાર !" આદિ ઉચ્ચાર કરતાં કરતાં મિયાં સાહેબ બળજબરીથી ઊભા થઇ શરીરના કડાકા ફોડી તાજા થયા. મિયાં સાહેબની ઉદારતાથી મળેલી સાંકડી ઓટલો ઉપર અમે ત્રણે જણા સંપીને સૂઇ ગયા. અમારા વચમાં જે રાખ ભરેલો ખાડો હતો તેનાથી જો રાતમાં હવા ચાલે તો અમે ત્રણે જણા વિનામૂતિ ચોથે ભૌત–બાવા બની જઇએ તેમ હતું, પણ ધર્મપસાયે રાત્રિ નિર્વિઘ્ન પસાર થઇ ગઇ. પ્રભાતમાં આપણી આવશ્યક ક્રિયા કરી અમે ચાલવા માંડ્યું. અને કહ્યું કે: "ખાં સાહબ ! આજ હમને આપકો બડી તકલીફ દી." મિયાં સાહેબે કહ્યું: "નહિ સાહબ ! આપ જૈસે સાધુઓંકે દર્શન કહાંસે મિલે ભલા !" છેવટે અમે એ ભલા ચોકીદાર મિયાં સાહેબને ધર્મલાભાશીર્વાદ આપી ઉદયપુર પહોંચ્યા. આસપુર, કેસરીઆ આદિની જાત્રા કરી પાછા વળતાં એ ભલા મિયાં સાહેબ અનાયાસે રસ્તામાં પ્રભાવિજયજીને ભેટી ગયા, અને કહ્યું કે: "સાહબ ! જરૂર હમોંરી ચોકીમેં એક રાત ઠહરના." પણ અમે મિયાં સાહેબને ધર્મલાભાશીર્વાદ આપી આગળ રસ્તો લીધો છે.

ઉદયપુર ચાર કલાક રહી અમે સાંજના બે માઇલ પર ગોરધનવિલાસ નામનું ગામ છે ત્યાં ગયા. ત્યાંથી સવારે ઊઠી આખો દિવસ ચાલ ચાલ કરતાં સાંજે લગભગ અંધારું થતાં ઓગણત્રીસ માઇલની સફર પૂરી થઇ અને પ્રેસાદ ગામ આવ્યું. દરરોજ ચાલ ચાલ ને ચાલની ક્રિયામાં લીન હોવાથી અમને મેવાડના ટાઇમની ખબર જ ન પડી. એથી આજે સંધ્યાસમયે અમે પાણી પીવાથી પણ વંચિત રહ્યા અને ત્રણે મુનિઓએ પ્યાસમાં ને પ્યાસમાં રાત પૂર્ણ કરી. સવારે અમારી સાથેના માણસે પાણીનો ઉપયોગ કર્યો હતો. એથી રસ્તામાં પચ્ચખાણનો ટાઇમ થયા બાદ અમે પાણીનું પારણું કર્યું અને કેસરીઆનાથજી બરાબર ફાગણ વદિ આઠમના (મારવાડી ચૈત્ર વદિ આઠમના) મેળા ઉપર પહોંચ્યા. મુંડારાથી કેસરીઆનાથજી બરાબર એકસોપંદર માઇલ થાય છે. મુંડારાથી ફાગણ વદિ એકમે નીકળી અમે ફાગણ વદિ આઠમે એટલે વચમાં એક તિથિનો ક્ષય હોવાથી બરાબર સાતમે દિવસે પ્રભાતમાં કેસરીઆનાથજીના ચરણમાં શાંતિપૂર્વક પહોંચવા ભાગ્યશાળી થયા.

ફાગણ વદિ આઠમનો દિવસ કેસરીઆનાથજીના મહિમાનો અથવા મહાયાત્રાનો દિવસ છે. દૂર દૂર દેશના મનુષ્યો જૈન જૈનેતરો આ મેળામાં સામેલ થાય છે. પણ એ કરતાં અતિ અદ્દ્ભુત એ છે કે ઉદયપુર રાજ્ય, ડુંગરપુર સ્ટેટ આદિના હજારો ભીલો અને ભીલડીઓ આ મેળા ઉપર ઊતરી પડે છે. જ્યાં નજર નાખો ત્યાં ભીલ સિવાય બીજું કોઇ ભાગ્યે જ નજરે આવે. એક બાજુ ભીલ અને બીજી બાજુ ઇતર પ્રજા રાખીએ તો ઇતર પ્રજા દાળમાં લૂણ જેટલી પણ ગણતરીમાં ન આવે. મેળામાં આવેલ દરેક ભીલ–ભીલડી કેસરીઆનાથને ચાર છ આનાનું કેસર ઓછામાં ઓછું ચડાવે જ.

અમે આ મેળાના દિવસે પહોંચ્યા તો ખરા પણ "બોલ કાળીઆ બાવાકી જે, બોલ ધુળેવા ધણીરી જે, બોલ કેસરીઆલાલકી જે" આદિ બુલંદ અવાજથી જેકાર ઉચ્ચારી ઘૂઘવતા એ ભીલ મહાસાગરને પાર કરી ભગવાનનાં દર્શન શે થાય ? છેવટે બપોરના જ્યારે સ્વારી નીકળી ત્યારે સ્વારીનાં–રાજશાહી ઠાઠમાઠવાળા ભગવાનનાં વરઘોડાનાં દર્શન કરી શ્રીકેસરીઆ ભગવાનનાં દર્શન કરવા માટે અમે ગયા. પણ તે વખતે અમારી જેમ એ મહાસાગરને પાર નહિ કરી શકનાર સેંકડો માણસો ત્યાં હાજર હતા. એટલે બહુ મુશ્કેલીએ ભગવાન શ્રી કેસરીઆનાથજીનાં દર્શન કરી શકાયાં.

કેસરીઆજીમાં અમે શ્રી કેસરીઆનાથજી અને આપણા આચાર્ય ભગવાન્ શ્રી વિજય વલ્લભસૂરિવર એમ બન્ને સ્થાવરજંગમ તીર્થની સહયાત્રાનો સંકલ્પ કરીને આવ્યા હતા એ ન ફળવાથી અમને મનમાં બહુ જ દુઃખ થયું. ખાસ વાત એ હતી કે—જો આચાર્ય મહારાજશ્રી વિદ્યમાન હોત તો કેસરીઆનાથની યાત્રા સારી રીતે થઇ શકત. અસ્તુ. આચાર્ય મહારાજશ્રીને દૂર દૂરના શ્રીસંઘોનાં આમંત્રણોને તરછોડી વખતસર કેસરીઆનાથજી પહોંચવું અસંભવ લાગવાથી અમને એઓશ્રીએ જણાવ્યું કે જો સ્થિરતા ન હોય તો તમે આસપુર આવો અને પછી અહીંથી ડુંગરપુર ઇડર તારંગા થઇ સીધા પાટણ જઇ શકાશે, એમ પણ સાથે સૂચવ્યું હતું. એટલે અમે કેસરીઆજી યાત્રાએ આવેલ વાગડના (ડુંગરપુર આદિ પ્રદેશ વાગડ દેશના નામથી ઓળખાય છે) શ્રીસંઘ અને મુનિ પુણ્યવિમલજી સાથે આસપુરનો રસ્તો લીધો. મુનિશ્રી પુણ્યવિમલજીએ વાગડમાં ત્રણ ચાર ચોમાસાં કરી શ્રાવકો ઉપર ઠીક ઉપકાર કર્યો છે. શ્રી હંસવિજયજી મહારાજને પણ અહીંના લોકો ખૂબ યાદ કરે છે. આસપુર કેસરીઆથી દસ કોસ થાય છે. દસ કોસ એટલે દસે ઊઠે પાંત્રીસ માઇલ. વાગડદેશનો એક કોસ પકા સાડાત્રણ માઇલનો થાય છે. કોઇએ પણ આ વાગડીઓના કહેલા કોસના આધારે મુસાફરી કરવી નહિ; નહિ તો અર્ધે રસ્તે જ 'રામ બોલો' થઇ જશે. કાઠીઆવાડ મારવાડ આદિમાં બે અથવા અઢી માઇલનો કોસ અનુભવ્યો છે, મેવાડ આદિમાં એક કોસ અઢી કે ત્રણ માઇલનો જોયો છે, પણ અહીંનો કોસ તો એ બધાએને ભૂલાવે એવો રાક્ષસી કોસ છે.

વાગડદેશ પહાડી મુલક છે. અહીંના લોકોની ભાષા ગુજરાતી, દક્ષિણી, મેવાડી આદિ ભાષાના મિશ્રણનો આભાસ આપતી ભાષા છે. ગુજરાતી, કાઠીઆવાડી ભાષાનો ભાસ એમાં વધારે થાય છે. અહીંની પ્રજા પરસ્પર વાત કરે ત્યારે કોઇ પણ વાતનો હકારમાં ઉત્તર વાળવો હોય ત્યારે પહેલી વાર 'હુકમ' અને બીજી વાર 'જોહુકમ' કહે છે. 'હુકમ' અને 'જોહુકમ' શબ્દ તેઓ વારંવાર બોલ્યા કરે છે. અહીં એક માણસને સારામાં સારો ખોરાક ખાય તોપણ ખાધાખોરાકી માટે માસિક ચાર રૂપિયા બસ થઇ રહે છે. ગરીબ માણસો બે રૂપિયામાં અથવા એથી પણ ઓછામાં નિર્વાહ ચલાવે છે—ચલાવી શકે છે.

ફાગણ વદિ અગિયારસે અમે કેસરીઆનાથનાં દર્શન કરી કલ્યાણપુર અને ત્યાંથી ગડા ગયા. ગડાથી ગણેશપુર જતાં સોમા નદી આવે છે. ત્યાં મેવાડની હદ પૂરી થાય છે, અને ડુંગરપુર રાજ્યની હદ શરૂ થાય છે. સોમા નદી ઊતરી તેના કિનારા ઉપર રસ્તાથી અર્ધા માઇલના વાંકમાં આવેલ સોમનાથ મહાદેવના ભવ્ય શિવાલયનાં દર્શન કર્યાં. આ શિવાલય વિક્રમની સોળમી સદીમાં બનેલું ત્રણ માળનું પથ્થરનું બાંધેલું અને રમણીય છે. મંદિરમાં મોટો શિલાલેખ છે, પણ અમારે આગલે ગામ પહોંચવાનું હોવાથી ઊભા ઊભા મંદિરનું નિરીક્ષણ કરી લેખનો ઉતારો કર્યા સિવાય જ ચાલવું પડયું. મંદિરની પાસે એક વાવ છે; પણ તે પુરાઇ ગઇ છે. મંદિર પોતાની મજબૂતાઇને લીધે જ ઊભું છે, નહિ તો ખાસ તેની સારસંભાળ લેનાર ત્યાં કોઇ છે નહિ. ગડાથી ગણેશપુર થઇ અમે પુંજપુર ગયા. ત્યાં અમને આચાર્ય મહારાજશ્રીનો પત્ર મળ્યો કે—અમે નવીન વર્ષના પ્રભાતમાં આસપુર આવીશું, તમે પણ નવીન વર્ષના પ્રભાતમાં એટલે ચૈત્ર સુદિ એકમે આસપુર આવજો. અમે પુંજપુરથી અમાસને દિવસે બડોદા ગયા, અને ત્યાંથી નવીન વર્ષના પ્રભાતમાં એક તરફથી આચાર્ય મહારાજ પધાર્યા અને બીજી બાજુથી અમે આવ્યા. અમારો ઉભયનો સ્વાભાવિક રીતે એક જ રસ્તેથી ગામમાં પ્રવેશ થવાનો હતો. આચાર્ય મહારાજ અમારા કરતાં જરા જલદી

પહોંચ્યાં હતાં; અને અમે પાછળથી પહોંચ્યા. વડીલોનાં કદમ સદાયે આગળ જ હોય છે. આચાર્ય મહારાજશ્રી એક પથ્થરની શિલા ઉપર અમારી રાહ જોતા ઊભા હતા. અમે આવીને એ શિલા ઉપર જ આચાર્યદેવનાં ચરણમાં શિર ઝુકાવ્યું અને ગામમાં સાથે પ્રવેશ કર્યો. આસપુર ત્રણ દિવસ રહી ભભરાણે ગયા. ત્યાંથી આચાર્ય મહારાજ સાથે આસપુર આવી ખડોદા, પુંજપુર, બંકોડા, ગરડા થઇ કલ્યાણપુર આવ્યા. કલ્યાણપુરમાં કેટલીક મૂર્તિઓ નીકળેલી છે. એ મૂર્તિઓ અતિ અદ્‌ભુત છે, પણ હું ઓળખી શક્યો નથી કે એ કોની છે. એક મૂર્તિ ઉપર ચૌદમી શતાબ્દીનો લેખ હતો. ગામની આસપાસ સેંકડો નાનાંમોટાં શિવલિંગો પડેલાં છે. નદીના કિનારા ઉપર ગામથી બેએક ફર્લાંગ દૂર ટેકરા ઉપર ઋષભદેવ ભગવાનની પ્રાચીન શ્યામ મૂર્તિ છે, પણ ખંડિત થઇ ગઇ છે. આ સિવાય ત્યાંની પહાડી ઉપર અનેક થાનકો છે અને કેટલીયે તેને લગતી મોંમાથા વિનાની કિંવદંતીઓ ચાલે છે. અમે એ થાનકો જોવા જઈ શકયા નથી. ત્યાંથી પાછા પૂજ્ય આચાર્યદેવ સાથે વીરજયંતીને દિવસે, એટલે ચૈત્ર સુદિ તેરસને દિને અમે કેસરીઆનાથજી આવી પહોંચ્યા અને સહયાત્રાનો મનોરથ પૂર્ણ થયો. આ વખતે અમે ભગવાનનાં દર્શન અથવા માત્રા બહુ સારી રીતે કરી, અને કેટલી યે જાણવાલાયક વાતો શાંતિથી જાણી.

કેસરીઆજી ધુલેવા અથવા રિખવદેવ તરીકે પ્રસિદ્ધ છે. પોસ્ટની છાપમાં Rakabdeo લખેલ છે. અહીં ખાસ કોઇની વસતી નથી, પણ યાત્રાળુઓ ઉપર ગુજરાન ચલાવતા વેપારી આદિ લોકોની જ ઘણીખરી વસતી છે. ગામની ચોમેર કિલ્લો આવેલો છે. ગામમાં બે મોટી ધર્મશાળાઓ છે. ઘાણેરાવવાળાની ધર્મશાળા સૌ કરતાં મોટી છે.

કેસરીઆજી જૈન તીર્થ હોવાં છતાં એને જૈન તેમ જ જૈનેતર, શ્વેતાંબર કે દિગંબર, મૂર્તિને માનનારા કે મૂર્તિની નિંદા કરનારા, શૈવ કે વૈષ્ણવ, બ્રાહ્મણ કે અબ્રાહ્મણ, સંન્યાસી કે બાવા, દરેકે દરેક એકસરખી રીતે માને છે અને પૂજે છે. અહીં મંદિરમાં ભાગવત વાંચવાનું સ્થાન છે, હનુમાનની મૂર્તિ છે, સરસ્વતીની મૂર્તિ છે, વિષ્ણુના ચોવીસ અવતારની મૂર્તિ છે, એ રીતે પ્રત્યેક ધર્મવાળાનો અડ્ડો અથવા સ્થાનક નજરે પડશે. આ તીર્થ ઉપર મુખ્યપણે સ્ટેટનો હુકમ ચાલે છે; તેમ છતાં મંદિર આદિનો વહીવટ વ્યવસ્થાદિ કરવા માટે ઉદયપુરના શેઠજીશ્રી રોશનલાલજી મુતાજી આદિ આઠ જણાની કમિટિ સ્ટેટે નીમેલી છે. એ આ તીર્થનો દરેક જાતનો વહીવટ વ્યવસ્થિત રીતે કરે છે. કોઇ પણ વખત કાંઇ ગડમથલ જેવું લાગે ત્યારે સ્ટેટ એ કમિટિ પાસેથી જવાબ માગે છે એમ કહેવાય છે.

રાણાજીની ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છા થાય તો તે મુખ્ય દરવાજેથી ન આવતાં મંદિરના પાછળના ભાગથી જ આવી શકે. એ કારણથી મંદિરની ભીંતમાં એક નાનું સરખું દ્વાર કરવામાં આવ્યું છે. એ દ્વાર મંદિર બન્યું ત્યારનું નથી, પણ પાછળથી બનાવાયેલું છે. રાણાજી દર્શને આવવાના હોય ત્યારે એને ખોલવામાં આવે છે, નહિ તો ઇંટ ચુનાથી પુરાયેલું જ રહે છે. એમ કહેવામાં આવે છે કે કોઇ પણ મુકુટબંધ રાજા મુખ્ય દ્વારથી પ્રવેશ કરે તો એ દરવાજો તેના ઉપર તૂટી પડે. આ કહેવાતા કારણથી રાણો પાછળના દ્વારથી દર્શન માટે આવે છે. ગમે તે કારણ હો, પણ રાણાજી પાછળના દ્વારથી દાખલ થાય છે, એ માટે કોઇ ખાસ ઘટનાનો સંબંધ હોવો જોઇએ, એમાં જરાયે શક નથી. રાણાજીને જ્યારે ભગવાનનાં દર્શન કરવાં હોય ત્યારે ફરજિયાત અમુક ભેટણું ભગવાનના ચરણમાં ધરવું પડે છે. (અપૂર્ણ)

દા: શિશુપુણ્યની
વૈશાખ વદી પ્રથમ દશમી, સં. ૧૯૮૮ ૧૦૦૮ વાર વંદના.

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૧૫ ફાલ્ગુન : ૧૯૮૯ અંક ૫

## ગૉલ્સવર્ધીનાં ચાર નાટકો

A Drama must be shaped so as to have a spire of meaning. Every grouping of life and character has its inherent moral; and the business of the dramatist is so to pose the group as to bring that moral poignantly to the light of day.

— John Galsworthy

જૉહોન ગૉલ્સવર્ધીનું મૃત્યુ હજી થોડા સમય ઉપર જ થયું છે. આ જાણીતા નવલકથાકાર અને નાટ્યકારને તેની ફોરસાઇટ સાગા (Forsyte Saga) નામની મોટી કથા માટે નોબેલ પ્રાઇઝ મળેલું છે. તેને ઇનામ સાગા માટે મળ્યું છે, પરંતુ તે જેવો સમર્થ કથાકાર છે તેવો જ બલ્કે તેથી પણ વધારે સમર્થ નાટ્યકાર છે એવો કેટલાક મોટા અંગ્રેજ વિવેચકોનો અભિપ્રાય છે. એનું સિલ્વર બૉક્સ ( Silver Box ) નામનું નાટક રંગભૂમિ ઉપર ભજવાયું ત્યાં સુધી તો તે નાટ્યકાર તરીકે પ્રજાને તદ્દન અજાણ હતો, પણ આ નાટકે તેનું પ્રજાને ઓળખાણ કરાવ્યું.

લોકજીવનના વિવિધ વિષયોને વસ્તુ તરીકે ગૉલ્સવર્ધી પસંદ કરે છે અને ચર્ચે છે. ત્યાંનું આધુનિક સામાજિક અને આર્થિક જીવન; નૈતિક રીતે અને કાયદાની દૃષ્ટિએ થતા અન્યાયો; વર્ગભેદો ( Class distinctions ) અને વિવિધ આદર્શો અને ભાવનાઓના વિરોધો વગેરે તેના નાટકોના વિષયો છે.

આ વિષયોને વસ્તુ તરીકે લઇ તે બહુ કુશળતાથી આપણી આગળ રજૂ કરે છે. દરેક લેખકની વિશેષતા વસ્તુ રજૂ કરવાની તેની રીતમાં હોય છે. કોઇ પોતાને અભિપ્રેત અને અનભિપ્રેત બન્ને બાજુઓ બતાવી અભિપ્રેત બાજુએ પોતાનો અભિપ્રાય આપે છે, તો કોઇ વસ્તુની અનેક બાજુઓ રજૂ કરી વાંચનારને માટે પોતાને ઠીક લાગે તે, સારું ખોટું નક્કી કરી લેવાનું રાખે છે. ગૉલ્સવર્ધી પણ વસ્તુ રજૂ કરતી વખતે પોતાનો અભિપ્રાય ગૂઢ રાખી, દરેક પક્ષને તે તે પાત્રના દૃષ્ટિબિંદુથી રજૂ કરે છે. રજૂ કરતી વખતે દરેક પક્ષ તે ખૂબ સંભાળથી રજૂ કરે છે. કોઇ પક્ષને અન્યાય થાય નહિ અને છતાં પણ નાટકમાં સ્વાભાવિક લાગે તેવી રીતે તેનું વસ્તુ આપણી આગળ મૂકે છે. પાત્રોની આ સ્વાભાવિકતા એ તેની વિશેષતા. ગૉલ્સવર્ધીની આ વિશેષતા સમજવા તેનાં નીચેનાં નાટકો જોઇએ.

ધી મૉબ (The Mob) નું વસ્તુ મૂકતાં તેણે ટોળાની મનોદશા સરસ રીતે રજૂ કરી છે. અને ભાવનાઓના વિરોધનું દુઃખદ પરિણામ બતાવ્યું છે. જે સામાન્ય લોકલાગણી હોય છે તેની વિરુદ્ધ ખરા સત્યાગ્રહીને પોતાના આદર્શ માટે જવું પડે છે, અને આમ કરતાં તેને કેટલું સહન કરવું પડે છે તે દેખાડયું છે. લોકલાગણીની સામે પોતાના ઊંચા વિચારો અને સિદ્ધાંતો પાળતાં મોટા નેતાને સહન જ કરવું પડે છે. અને લોકો પણ જ્યારે તેની ભાવનાને સમજે છે ત્યારે, જેને પહેલાં પોતે મારી નાખ્યો હતો તેની જ સમાધિને ફૂલો ચડાવે છે અને તેનું સ્મારક કરે છે.

નાટકનો ટૂંકો સાર આ પ્રમાણે છેઃ મિ. મૂર પાર્લમેન્ટના સભ્ય છે. પડદો ઊઘડતાં મિ. મૂરના ઘરમાં એક નાની પ્રજા સામે લડાઇ કરવી કે કેમ તે પ્રશ્ન ઉપર ચર્ચા ચાલતી હોય છે. મિ. મૂરને તેના મિત્રો, સસરા અને પત્ની સાથે મતભેદ થાય છે. તે ચોક્કસ માને છે કે જે લડાઇ થવાની છે તે અન્યાયી છે, અને પરિણામે મોટી પ્રજા નાની પ્રજાને કચરી નાખશે. છેવટે તે નિર્ણય કરે છે કે પોતાના ઓદ્ધાને જોખમે પણ તેનો આ અભિપ્રાય પાર્લમેન્ટમાં જાહેર કરવો અને જે પરિણામ આવે તે સહન કરી લેવું. તેના આપ્તજનો તેને આ પગલું ન ભરવા સમજાવે છે, પણ તેનો પોતાનો નિશ્ચય કાયમ રાખે છે. અને તે પ્રમાણે પાર્લમેન્ટમાં કહી પણ દે છે. તેનું આ પગલું ઘરમાં કોઇને ગમતું નથી. "ગમે તેવો પણ મારો દેશ, પછી તે ખરો હોય કે ખોટો" એ તેના સસરાનો અભિપ્રાય છે. તેની પત્નીનો મત પણ લડાઇની તરફેણમાં છે. ઘરમાં નોકરો, મિત્રો વગેરે બધાં મિ. મૂરના આ અભિપ્રાયને લીધે ધીમે ધીમે તેનો ત્યાગ કરે છે. માત્ર તેનો સેક્રેટરી તેની સાથે રહે છે. મિ. મૂર તો પોતાના મતનો પ્રચાર કરવા જાહેર સભાઓ વગેરે કર્યા કરે છે. પણ બધાં જ તેનો તિરસ્કાર કરે છે. લોકો તેની સામે ખૂબ ઉશ્કેરાઇ જાય છે અને પથરા વગેરે મારે છે. છતાં પણ મિ. મૂર તેની દરકાર કર્યા વિના બધે ફરે છે. આ દરમ્યાન તેને તેની પત્ની સાથે પણ ખૂબ વાદવિવાદ થાય છે અને તેની સ્ત્રી જે અત્યાર સુધી પોતાના અભિપ્રાય વિરુદ્ધ પણ નિભાવે રાખતી હતી તે પણ હવે સહન કરી શકતી નથી. અને મિ. મૂરનું છેલ્લું એક જ આશ્વાસનનું ઠેકાણું,—બન્ને વચ્ચે ખૂબ પ્રેમ છતાં અને લાંબા સમયના પ્રરિણીત જીવન પછી પણ—છૂટી પડે છે. લોકો જે વખતે ખૂબ ઉશ્કેરાઇને ઘરને આગ લગાડવા, અને મિ. મૂરને મારવા આવે છે તે વખને તેની પત્ની પોતાની નાની છોકરીને લઇને તેના પતિથી જુદી પડે છે. મિસિસ મૂરના ગયા પછી ઉશ્કેરાએલા લોકો મિ. મૂરને મારી નાખે છે. મિ. મૂર પણ પોતાના સિદ્ધાંત ખાતર સ્વેચ્છાએ જીવ આપે છે. પાછળથી લડાઇ બંધ થતાં એના એ જ લોકો મિ. મૂરની ભાવનાને સમજે છે ત્યારે તેનું સ્મારક કરે છે.

આ નાટકમાં નાયકને તેની પત્ની મિત્રો વગેરે સાથે જે મતભેદ થાય છે તે રજૂ કરવામાં લેખકની કળા રહેલી છે. દરેકનાં દૃષ્ટિબિન્દુ તે તટસ્થતાથી રજૂ કરે છે, અને દરેક જણ પ્રમાણિકપણે પોતાના સિદ્ધાંતોને અનુસરે છે. મિસિસ મૂર પણ છેવટે પોતાના પતિથી જુદી થાય છે. આટલી હદ સુધી આ જાતના સિદ્ધાંતોને માન આપવું કે કેમ તે વિવાદના વિષય છે. કારણ, દામ્પત્યસંબંધ તાત્કાલિક સામાજિક વિચારો કરતાં વધારે ઊંડી જતી હકીકત છે, પણ લેખકે તો એક દૃષ્ટિ અને આદર્શ વાંચનાર આગળ મૂકી દીધાં છે. નિર્ણય વાંચનાર માટે રહેવા દીધો છે.

હવે તેનું બીજું જાણીતું નાટક જોઇએ. સિલ્વર બૉક્સ (Silver Box)માં તેણે જે સફાઇથી વર્ગભેદ અને સામાજિક અન્યાય રજૂ કર્યો છે તે સચોટ છે. નૈતિક રીતે અને ન્યાયની દૃષ્ટિએ સમાજમાં કેવો ખુલ્લો અન્યાય થાય છે તે બતાવ્યું છે. અને છતાં તેણે બધી બાજુઓને ન્યાય થાય એ રીતે વસ્તુ રજૂ કર્યું છે. એક જ જાતની ચોરીથી જ્યારે નીચલા વર્ગના માણસને સજા થાય છે ત્યારે ઉપલા વર્ગનો પૈસાદાર માણસ દેખીતી રીતે તેમાંથી બચી જાય છે, એટલે કે તેને કોઇ ગુનેગાર ગણતું નથી. નાટકનો સાર નીચે પ્રમાણે છે:

મિ. બાર્થવિક લીબરલ પક્ષના પાર્લામેન્ટના સભ્ય છે. પોતે અમુક સિદ્ધાંતોવાળા ગણાવાનો દાવો કરે છે. એને સ્ત્રી અને એક જુવાન દારૂડીઓ છોકરો છે. નાટક શરૂ થાય છે ત્યારે જેક (નાનો બાર્થવિક) ખૂબ દારૂ પીને ઘેર આવ્યો હોય છે. પણ એ-ખાનીમાં બારણું ઊઘડતું નથી. એટલામાં જોન્સ કરીને બીજો દારૂડીઓ બારણું ઉઘાડી આપે છે. જેક તેને અંદર આવીને થોડો દારૂ પીવા કહે છે, અને બન્ને જણા પાછો ખૂબ દારૂ પીએ છે. તે વખતે જોન્સ પોતાનું ઓળખાણ તેને ત્યાંની વાળનાર બાઇના ધણી તરીકે કરાવે છે. દારૂના કેફમાં જેક ત્યાં જ ઊંઘી જાય છે. પેલો જોન્સ ખૂબ દારૂ પીએ છે એટલામાં તેની નજરે સિગારેટની ચાંદીની ડબ્બી અને એક પાકીટ પડે છે તે લઇને જતો રહે છે.

સવારે નોકરો ઓરડો સાફ કરતાં જેકને ત્યાં સૂતેલો જુએ છે, અને સમજી જાય છે કે તેણે ખૂબ દારૂ પીધો હશે. જેક જાગે છે, અને વાળનાર બાઇ મિસિસ જોન્સને પોતે ત્યાં સૂતો હતો તે કોઇને ન કહેવાની આગ્રહપૂર્વક સૂચના કરે છે. એના ગયા પછી ટ્રે સાફ કરતાં બટલરને ખબર પડે છે કે સિગારેટની ચાંદીની ડબ્બી કોઇ ચોરી ગયું છે.

જેક મોડો ઊઠવા માટે માથું દુખવાનું બહાનું કાઢે છે, એટલામાં નોકર આવીને કહે છે કે એક સ્ત્રી જેકને મળવા માગે છે. જેકને બદલે મિ. બાર્થવિક તે બાઇને મળે છે, અને જેક અને તે બાઇના ઓળખાણ સંબંધી, તેમ જ કાલે તેણે ખૂબ દારૂ પીધો હતો, અને બાઇનું પૈસાનું પાકીટ પણ લઇ ગયો છે, વગેરે હકીકત મિ. બાર્થવિક તેની પાસેથી જાણે છે. બાઈ પાકીટવાળા પૈસાની માગણી કરે છે. બાપ છોકરાને બાઇ આગળ બોલાવે છે, ને બધી વાત પૂછે છે. જેક પહેલાં તો માનતો નથી, પણ પેલી છોકરી બધા પૂરાવા સાથે વાત કરે છે ત્યારે તે કબૂલ કરે છે. પણ પોતાની પાસે પૈસા નથી તેથી તે આપવાની ના પાડે છે. બેઆબરૂથી ડરીને બાપ પોતે પૈસા આપી બાઇને વિદાય કરે છે.

એટલામાં મિ. બાર્થવિકને સિગારેટની ચાંદીની ડબ્બી ચોરાયાની ખબર પડે છે. નોકરોમાં તપાસ કરતાં તેનો પત્તો લાગતો નથી, છતાં બધાંને મિસિસ જોન્સ ઉપર જ શક આવે છે, અને એ વાત પોલિસને સોંપાય છે. મિસિસ જોન્સ પોતે નિર્દોષ હોવા છતાં એના ઉપર શક હોવાથી એના ઘરની ખાનગી તપાસ કરવા છૂપી પોલિસ જાય છે.

મિસિસ જોન્સ ઘેર આવી એના શેઠને ત્યાંની ચોરીની વાત એના ધણીને કરે છે. એના ધણીનો કોટ સાફ કરતાં ખંખેરવા જતાં એમાંથી પેલી ચાંદીની ડબ્બી ભોંય પડે છે, આથી તેને બહુ નવાઇ લાગે છે. તે ખૂબ રડે છે, અને તેના ધણીને કહે છે કે "તમને આ શું સૂઝયું? મારી નોકરી જશે, આપણે અને છોકરાં શું ખાઇશું?" વગેરે. આ વખતે જ છૂપી પોલિસ મળવા આવે છે, અને ચાંદીની ડબ્બી ટેબલ ઉપર જોઇ મિસિસ

જોન્સને બધું પૂછે છે. મિસિસ જોન્સ કહે છે કે તેણે ડબ્બી ચોરી નથી; પણ ડબ્બી ને પર્સ બંને ત્યાં જુએ છે એટલે એ સાચું માનતો નથી. ને તેને અટકમાં લઇ જવાની તૈયારી કરે છે. આથી મિ. જોન્સ ઉશ્કેરાઇ જાય છે અને કહી દે છે કે એ બંને વસ્તુઓ એણે દારૂના ઘેનમાં લીધી હતી. કાયદામાં પણ એને ગુનો તો ગણ્યો નથી માટે એ ચોરી કહેવાય જ નહિ. પોલિસ આ કશું ન ગણકારતાં બન્નેને લઇ જાય છે.

આ હકીકત છૂપી પોલિસ મિ. બાર્થવિકને કહે છે. અને બે દિવસમાં કેસ ચાલશે એમ કહે છે. આથી બાપને ચિન્તા થાય છે કે બધી વાત છાપે ચઢશે તો આબરૂ જશે. તેથી વકીલ અને છૂપી પોલિસને આ વાત છાપે ન ચઢે તે માટે આગ્રહપૂર્વક કહે છે. અને કારણ તરીકે આ વિષેના પોતાના સિદ્ધાંતને રજૂ કરે છે. છેવટે કેસ ચાલે છે. બાઇ તો છૂટી જાય છે પણ એના ધણીને સજા થાય છે. કેસ સાંભળવા આવેલા જેકને પણ સમજાય છે કે આટલી જ સજાને પાત્ર તે પોતે છે. પણ તે વગ અને પૈસાને લીધે બચી ગયો છે, જ્યારે આ ગરીબને સજા થાય છે. સજા સાંભળી જોન્સ ન્યાયાધીશને કહે છે કે " આ કેવી જાતનો ન્યાય! અમે બન્નેએ સરખો જ ગુનો કર્યો છે છતાં એકને સજા ને બીજાને નહિ? જેક બાર્થવિક પણ દારૂ પીએ છે, વળી મારા કરતાં વધારામાં તેણે પૈસાની પર્સ કુશળતાથી પણ ચોરી હતી, છતાં તેને કાંઇ નહિ ને મને સજા?"

આ નાટકમાં લેખકે પાત્રો બહુ કુશળતાથી યોજ્યાં છે. અહીં પણ તેની સ્વાભાવિકતા બરાબર સચવાઇ છે. મિ. બાર્થવિક લીબરલ પક્ષનો છે અને સિદ્ધાંતની વાતો કરનારો છે, છતાં પોતાના છોકરાની વાત જ્યાં આવે છે ત્યાં જુદો જ સ્વભાવ બતાવે છે. તે ઉપરથી આવા કહેવાતા માણસો, કેવળ નિર્બળતાથી અથવા જાણી જોઇને કેવા દંભી થાય છે તે સરસ રીતે રજૂ કર્યું છે. મિ. જોન્સનાં કેટલાંક વાક્યોથી આપણે લેખકનું વલણ કલ્પી શકીએ છીએ; તે છતાં પણ તેણે ખૂબ જ નિષ્પક્ષ રહેવાનો પ્રયત્ન કર્યો છે એમ લાગ્યા વિના રહેતું નથી.

ગોલ્સવર્ધીની વિશેષતા આપણને તદ્દન સામાન્ય જણાતી વાતને વસ્તુ તરીકે પસંદ કરવામાં છે. સિલ્વર બૉક્સ ( Silver Box ) માં પહેલાં તો એમ જ લાગે છે કે આમાંથી તે શું નાટક થવાનું હતું. છતાં એક સામાન્ય લાગતા રોજના સામાજિક દોષમાંથી પણ તે કેવો આંટીઘૂંટી ઉપજાવી કાઢે છે તેનો આ નાટક પુરાવો છે, અને એમાં જ લેખકની કલા રહેલી છે.

ધી જોય ( The Joy ) માં તેણે જે પ્રશ્ન ચર્ચ્યો છે તે બહુ નાજુક છે, અને ખૂબ મહત્ત્વનો છે. જોયની મનોદશા અને તેની માની મનોદશા વાચકને બરાબર સમજાય તેવી રીતે બતાવી છે. એક બાજુએ માતાનો પુત્રીપ્રેમ અને બીજી તરફ પોતાના પ્રેમપાત્ર પુરુષ પ્રત્યેનો પ્રેમ, આ બન્નેની વચ્ચેના ભાવ—વિરોધની અથડામણ બતાવી છે. સમજણમાં આવેલી છતાં આ બાબતમાં અણસમજુ છોકરીની માનસિક દશાનો આબેહૂબ ચિતાર જોયનું પાત્ર સરજીને લેખકે આપ્યો છે. જ્યારે એ જ જોય પોતે પ્રેમ અનુભવે છે ત્યારે જ તે માતાને સમજી શકે છે, અને મનનું સમાધાન મેળવી શાંત થાય છે. ગોલ્સવર્ધીએ આમાં ખૂબ સંભાળથી પોતાનું વસ્તુ રજૂ કર્યું છે, તેમ જ મનુષ્યસ્વભાવ બતાવ્યો છે.

નાટકનો સાર આ પ્રમાણે છેઃ નાટક શરૂ થાય છે ત્યારે, જોય પોતાની માના કાકા કર્નલ હોપને ત્યાં થોડા વખતથી રહેતી હોય છે. જોયની મા મિસિસ ગ્રીન તેના કાકાને ત્યાં તેના મિત્ર સાથે આવવાની છે. આ મોલી ગ્રીનને તેના ધણી સાથે અણબનાવ છે,

તેથી તે તેની સાથે રહેતી નથી. મિ. લેવર (મૉલીનો મિત્ર) તેનું પ્રેમપાત્ર છે. મિસિસ ગ્રીન તેના મિત્ર સાથે આવવાની છે તે તેની કાકીને ગમતું નથી.

આ કાકા–કાકીનું જોડું વિચિત્ર છે. કાકા બિચારા બહુ ભલું માણસ છે, અને કોઇથી પણ દોર્યા દોરવાય તેવા છે. છતાં પોતે એમ માને છે કે પોતે બહુ ખબરદાર માણસ છે. કાકી તીખા સ્વભાવનાં ને પોતાનું ધાર્યું કરાવવાના આગ્રહવાળાં, બધું પોતે જ બરાબર સમજે છે એવું માનનારાં બાઇ છે. જોય રમતિયાળ તોફાની છોકરી છે. તે ઉંમરલાયક થઇ છે, પણ તેને સંસારનો અનુભવ નથી. તેની મા મૉલી મિ. લેવર સાથે આવે છે તે તેને જરા પણ ગમતું નથી. તેની માના ઉપર તેને ખૂબ પ્રેમ છે. માતું અઘટિત પગલું તે સહન કરી શકતી નથી. મિ. લેવરને જોઇને તો તેને કાંઇ કાંઇ થઇ જાય છે. મૉલી આવે છે ત્યારે જોય ડીક સાથે રમતી હોય છે. ડીક કૉલેજમાં અભ્યાસ કરતો યુવાન છે. તે જોયને એના મનથી ચાહતો હોય છે, પણ જોય તે જાણતી નથી. મિસ બીચ પહેલાંની મૉલીની ગવર્નેસ ડીકનું મન જાણી જાય છે. જોય તેની માને જોઇ ઘેલી ઘેલી થઇ જાય છે; પણ મિ: લેવરને જોતાં જ ઉદાસ થઇ જાય છે. ઘરમાં બધાં મિસિસ ગ્રીન માટે વહેમાય છે, અને જોય ન જાણે એમ ઇચ્છે છે. પણ જોય તો સમજી ગઇ છે.

મૉલી મિ. લેવરને સોનાની ખાણુના એક ભાગીદાર તરીકે પોતાના કાકાને ઓળખાવે છે. થોડા વખત પહેલાં કર્નલ હોપ ખાણુના ઉદ્યોગને ઉતારી પાડતો હતો તે મિ. લેવર, સાથે વાતો કર્યા પછી તેના શેરો લેવા તૈયાર થઇ જાય છે. જોય મૉલી અને મિ. લેવરની હિલચાલ ને વાતો ઉપર છૂપી દેખરેખ રાખે છે. મૉલી પણ સમજી જાય છે કે જોય બધું જાણી ગઇ છે. પોતે જે વિચારથી મિ. લેવરને સાથે લાવી છે, તેનાથી ઊંધું જ પરિણામ આવેલું જોઇ તેને બહુ દુઃખ થાય છે. જોય તેની માને મિ. લેવરને છોડી દેવાનું અનેક રીતે કહે છે. જોયની આ મનોદશાથી મૉલીના મનમાં બહુ જ ગડમથલ ચાલે છે. ઘડીમાં તેનું મન તેની દીકરી તરફ ખેંચાય છે અને ઘડીમાં મિ. લેવર તરફ. તેની ઘરડી ગવર્નેસ તેને છોકરી ખાતર ડાહ્યાં થવા કહે છે. તેને મૉલી કહે છે કે "મારા મનમાં શું થાય છે તે તું કેવી રીતે જાણી શકે? કારણ, તેં માતાનો કે પ્રેમીનો પ્રેમ અનુભવ્યો નથી." તેનો કાકો પણ તેને વાતવાતમાં છોકરી તરફ ધ્યાન આપવા કહે છે.

મૉલી મિ. લેવરને છોડી દેવાનો નિશ્ચય કરે છે, પણ પાછો મિ. લેવરને મળતાં તેનો નિશ્ચય ફરી જાય છે, ને તેને લાગે છે કે તે મિ. લેવરને છોડી નહિ શકે. આ વખતે જોય તેની માને ને લેવરને જુએ છે તેથી તેને બહુ આઘાત થાય છે. ડીક જોયને શાંત પાડવા પ્રયત્નો કરે છે ને સમજાવે છે કે તેની મા લેવરને છોડી શકે તેમ નથી. આ સાંભળી જોય ગુસ્સે થઇ જાય છે અને ડીકને તરછોડી નાખે છે. એટલામાં મૉલી આવે છે ને પૂછે છે ત્યારે મા દીકરીને સ્પષ્ટ વાત થાય છે. જોય કરગરીને બધું છોડી પોતાની જ સાથે રહેવા એની માને કહે છે. મૉલી તેને કહે છે કે તું મારું જીવન માગી લે છે પછી હું જીવું શી રીતે? જોય તેને કહે છે કે હું તારી પાસે જ રહીશ ને તું કહીશ તેમ કરીશ. મારી ખાતર માન. મૉલી તેને કહે છે કે "જ્યાં સુધી તું પોતે પ્રેમ અનુભવીશ નહિ ત્યાં સુધી તું મને નહિ સમજી શકે." એક બાજુ પુત્રીપ્રેમ ને બીજી બાજુ પ્રેમી તરફના પ્રેમની ખેંચતાણમાં ખેંચાતી મૉલી જોયને તરછોડી જાય છે.

ડીક જોયને રડતી જોઇ પાછો પાસે આવે છે ને તેને સમજાવે છે કે લગ્ન એ પવિત્ર

વસ્તુ છે; પણ જ્યાં ખરું લગ્ન જ ન હોય ત્યારે ઘણી વાર જીવન અસહ્ય બને છે. વાતે કરતાં કરતાં જોયને પોતે ચાહ્યા છે એમ ડીક કહે છે.. જોયને પણ તે વખતે તેના તરફ પ્રેમ થાય છે. છેવટે જોય ને ડીક પ્રેમીઓ તરીકે દેખાય છે ને જોય ડીકને પૂછે છે: "શું પ્રેમ હમેશાં આવો જ હશે?"

વાંચનારનો મત આમાં ગમે તે હોય, પણ જે રીતે નાટકમાં વસ્તુ રજૂ કરવામાં આવી છે તે રીતે જોવાનું એ છે કે દરેક જાતનાં દૃષ્ટિબિંદુ પ્રમાણિકપણે રજૂ થયાં છે કે નહિ અને વસ્તુના વિષયને બરાબર ચર્ચ્યો છે કે નહિ.

સ્ટ્રાઇફ (Strife)માં આજના મૂડીદારો અને મજૂરોનો પ્રશ્ન વસ્તુ તરીકે પસંદ કરવામાં આવ્યો છે. જે વિચારો પુસ્તકોનાં પુસ્તકો વાંચતાં પણ સમજવા કઠણ પડે, તે વિચારો નાટકમાં પાત્રો પાસે રજૂ કરાવવામાં, કેટલા સરળ થાય છે તે ધ્યાન ખેંચે તેવું છે; અને એટલા સરળ રીતે રજૂ કરવામાં લેખકની કળાની સફળતા રહેલી છે. બન્ને પક્ષનું અંતર બતાવવામાં લેખકે કળા વાપરી છે. બન્ને પક્ષના નેતાઓને પોતાના સિદ્ધાંતોમાં આગ્રહી અને અડગ બતાવીને દેખાડ્યું છે કે માત્ર અંગત સ્વાર્થની ખાતર તેઓ પોતાના વલણને વળગી રહેતા નથી પણ તેઓ પ્રમાણિકપણે માને છે અને જુએ છે કે તેમની નબળાઇથી આખા વર્ગને સહન કરવું પડશે.

આથી જ મિ. એન્થની છેવટ સુધી પોતાના મતને વળગી રહે છે અને પ્રમુખ તરીકેનું રાજીનામું આપે છે. મિ. એન્થની નમતું આપવામાં આખા વર્ગની પડતી જુએ છે અને તેથી તે અડગ રહે છે. જ્યારે મિ. રોબર્ટસ પોતાના સિદ્ધાંતો ખાતર તેની પત્નીને પણ મરવા દે છે. તે માને છે કે અણીને વખતે જો ટકીશું તો ધાર્યું મળવાનું જ છે. અને એક વખત તો ગમે તેને પણ સહન કરવું જ પડશે, પણ પરિણામે તેમનાં બાળકોને અને એ રીતે આખા વર્ગને કાયમનું સુખ થશે, તેથી તે કોઇ પણ જાતનું સમાધાન કરવા તૈયાર નથી. તેના છેલ્લા ભાષણમાં સમાજવાદનાં તત્ત્વો જેવાં વાક્યો મૂકી આ આખો પ્રશ્ન બહુ અસરકારક રીતે ગોલ્સવર્ધીએ રજૂ કર્યો છે. વળી મૂડીદારોનાં છોકરાંઓમાં પણ સમાજવાદની તરફેણમાં જે જાતનો ફેરફાર થતો આપણે જોઇએ છીએ તેનો બતાવ્યો છે. વળી બન્ને પક્ષના લોકો પોતાના નેતાઓને કેવી રીતે છોડી દે છે અથવા તેઓથી જુદા પડે છે તે બતાવી લોકોનું વલણ દેખાડ્યું છે. નાટકનો સાર નીચે પ્રમાણે છે:—

કારખાનામાં હડતાલ પડી છે તેથી બોર્ડ ઑફ ડિરેકટર્સ કારખાનામાં મળવાની છે. તેના ડિરેક્ટરો એટલા માટે ખાસ લંડનથી આવેલા છે. મિ. એન્થની કારખાનાના સ્થાપનાર અને માલિક છે, ને બોર્ડના પ્રમુખ છે. મિ. અન્ડરવૂડ એન્થનીનો જમાઇ તેનો મેનેજર છે. ડિરેક્ટરોમાંથી પોતાને કોઇ શેરહોલ્ડરનો પક્ષ લેનાર, તો કોઇ મજૂરોનો પક્ષ લેનાર કહેવરાવનારા છે; પણ તે માત્ર કહેવા પૂરતા જ. મિ. એડ્ગર મિ. એન્થનીનો પુત્ર અને ઇનીડ એન્થનીની પુત્રી બન્ને, પૈસાદારોનાં કેટલાંક છોકરાં હોય છે તે પ્રમાણે મજૂરો તરફ સહાનુભૂતિવાળાં છે. મિ. એડ્ગર પણ બોર્ડમાં છે. બોર્ડ મળે છે તેમાં મિ. એન્થની મજૂરોને નમતું ન આપવા ડિરેક્ટરોને કહે છે. એવામાં ત્યાંના મજૂર મહાજનના મંત્રી મિ. હાર્નેસ આવે છે. તે મજૂરોને સમજાવવાનું માથે લે છે તેથી તેને તે કામ સોંપાય છે; જોકે અત્યાર સુધી એ મહાજને મજૂરોને મદદ કરી નથી, તેમ મજૂરોએ તેમની સલાહ લીધી પણ નથી. મજૂરોનો આગેવાન બીજો જ છે.

હડતાલ પાડનારાઓમાંના મુખ્ય પાંચને બોર્ડ મળવા બોલાવે છે ને તેમની માગણીઓ સંબંધી પૂછે છે. એ લોકો કહે છે કે અમારી માગણીઓમાંથી અમે કાંઇ પણ કમી કરી શકીએ તેમ નથી. તેમનું સાંભળી વિચાર કરવા માટે તે વખતે મિટિંગ મુલતવી રાખવામાં આવે છે. મિ. એન્થની માને છે કે થોડા વખતમાં એ લોકો નરમ પડી જશે ને સીધા થઇ નમતું આપશે. તેથી અડગ રહેવા કહે છે; જ્યારે બીજા ડિરેક્ટરોમાં કોઇને વ્યાજની પડી છે તો કોઇને નુકસાનની પડી છે. પણ કંપનીનું ખરું હિત કે મજૂરોનું હિત તેમના હૃદયમાં નથી. મિ. એડ્ગર કહે છે કે હવે બહુ ખેંચવામાં સાર નથી. એ લોકોને ભૂખે તો નજ મરાય. ઇનીડ પણ બાપને સમાધાન કરવા સમજાવે છે, ને મજૂરોની ખરાબ સ્થિતિ માટે કહે છે. મિ. એન્થની તેને સમજાવે છે. તેનો અભિપ્રાય એવો છે કે એક વખત સમાધાન કર્યે પતે તેમ નથી. જે નીચલો વર્ગ અત્યારે દબાઈ રહેલો છે તેને તો કકડે કકડે લેવાનું જ રહ્યું છે, તેથી તેમને તો ફાયદો છે; જ્યારે પોતાના વર્ગને તો ખોવાપણું રહ્યું છે. કારણ, એ લોકો પછી આપણને દબાવશે. અને જેવી રીતે અમારાં છોકરાં સુખચેનથી રહે છે તેવી રીતે તમારાં છોકરાં નહિ રહી શકે. ને આખા વર્ગની એમાં પડતી છે. આથી નમતું ન આપતાં તે અડગ રહે છે.

તેનો સેક્રેટરી ખબર આપે છે કે બીજા ડિરેક્ટરો તેના આ વલણથી તેને પ્રમુખપદેથી ઊથલાવી નાખશે. મિ. એન્થની તે સાંભળી રહે છે. મિસિસ રોબર્ટ્સ જે પહેલાં ઇનીડને ત્યાં નોકર હતી તે માંદી છે. તેને જોવા ઇનીડ એને ત્યાં જાય છે. ત્યાં ઘરમાં ખાવાનું કે પૂરા કોલસા પણ નથી. ત્યાં પછી સારવારની કે દવાની તો વાત જ ક્યાં ? તે તેને રોબર્ટ્સને સમજાવવા કહે છે. મિસિસ રોબર્ટ્સ કહે છે કે તે નહિ માને. એટલામાં રોબર્ટ્સ આવે છે. તેને સમજાવવા ઇનીડ પ્રયત્ન કરે છે પણ તે તો સાંભળતો જ નથી. તેની પત્ની ખાતર પણ માની જવા કહે છે, ત્યારે રોબર્ટ્સ ખૂબ ગુસ્સે થઇ એન્થનીનો વાંક કાઢે છે ને કોઇ પણ જાતનું સમાધાન કરવાની ના પાડે છે.

ત્યાંથી રોબર્ટ્સ મજૂરોની સભામાં જાય છે. બધા હડતાલથી કંટાળ્યા છે અને થાકેલા છે. મિ. હેર્નેસ ત્યાં આવી બધાને સમજાવે છે ને રોબર્ટ્સને છોડી પોતાના કહ્યા પ્રમાણે સમાધાન કરવા સમજાવે છે. રોબર્ટ્સ આવીને બધાને અડગ રહેવા માટે કહે છે. તે કહે છે કે મારું સાંભળો તો ખરા. હવે લડત એટલી હદ સુધી પહોંચી છે કે જો થોડી ધીરજ રાખો તો જરૂર સારું પરિણામ આવશે. હવે થોડા માટે મિ. હેર્નેસને વચમાં ન નાંખો. આ લડત જીવન માટેની છે. જીવવા માગતા અને લોહી ચૂસનારા વચ્ચેની છે. આ લડત ક્ષણિક નથી. માત્ર આપણે માટેની નથી પણ આપણા વારસો માટેની છે. જો તમને તેમને માટે લાગણી હોય, આપણા આખા વર્ગ માટે લાગણી હોય તો, આ કામ આજે જ ઉકેલો, આપણે જ દુઃખ ભોગવી લો, આપણા વારસો માટે આ કામનો ભાર ન રાખશો. હજી તે બોલતો હોય છે એટલામાં એની પત્નીના મરણના સમાચાર આવે છે અને તે જાય છે. એક બે સિવાય બધા રોબર્ટ્સનો દ્રોહ કરે છે અને સમાધાન કરવા સંમતિ આપે છે.

ઇનીડ એના ભાઇને પોતાના વૃદ્ધ બાપ માટે સમજાવે છે, બોર્ડમાં બાપને આઘાત ન લાગે તેવું વર્તન રાખવા કહે છે. એડ્ગર મિસિસ રોબર્ટ્સના મરણથી ઉશ્કેરાઇ જાય છે ને કહે છે કે આનું પાપ અમારે માથે જ કહેવાય. બોર્ડમાં પોતે શું કરશે તેની ખાત્રી આપી શકતો નથી. બોર્ડ મળે છે તેમાં સમાધાન કરવા માટે બધા કહે છે; માત્ર એન્થની

વિરુદ્ધ છે. તે કહે છે કે એક વાર સમાધાન કર્યે પાર આવવાનો નથી. એ લોકો તો પાછા થોડું લઇ આનું આ જ કરવાના. સમાજવાદમાં હું માનતો નથી. જ્યારે બે માણસ મળે ત્યારે હોશિયાર જ ઉપરી થવાનો. અને ગમે તે કરો—માલિકો અને કામ કરનાર એમ ભાગ પડવાના જ. તમે એક વાર નમતું આપશો તો એ સાત વાર માગશે. એમની જગ્યાએ હું હોઉં તો પણ એમ જ કરું. તેથી જ્યાં નમતું આપ્યું કે તળિયાઝાટક થતા સુધી પાર નહિ આવે. મને ભલે રાક્ષસ માનવામાં આવે પણ હું તો દેશના ભવિષ્યનો વિચાર કરી કહું છું; કારણ મોબ સરકાર (Mob Government) આવશે તો કેવા ગોટાળા થશે તે આપણે જાણતા નથી. અને એ આફત વહોરી લેવાના કારણભૂત મારે થવું નથી.

એડ્ગર કહે છે કે આપની ખેંચતાણમાં મિસિસ રોબર્ટસ તો મરી ગઇ. હવે ક્યાં સુધી ખેંચીશું ? સમાધાન માટે મિ. હોર્નેસને સત્તા આપનારો ઠરાવ રજૂ કરવામાં આવે છે અને મિ. એન્થની સિવાય બીજા બધા તરફેણમાં મત આપે છે. વિરુદ્ધમાં માત્ર મિ. એન્થની રહે છે. એટલે પ્રમુખ તરીકેનું તે રાજીનામું આપે છે. ત્રીસ પાંત્રીસ વર્ષથી કારખાનું કાઢ્યું ત્યારથી પ્રમુખ થયેલા, તેથી તેને બહુ લાગણી થાય છે. મિ. હોર્નેસ હડતાળીઆઓને લઇને આવે છે. પાછળથી રોબર્ટસ આવે છે ને પૂછે છે કે મારા વગર બધું કેમ કરો છો. તે સમજી જાય છે કે આ લોકો હવે તેને ગણતા નથી. સમાધાન એન્થનીને કબૂલ છે કે નહિ તે પૂછતાં તે જાણે છે કે એને પણ આ લોકોએ કાઢયો છે. એટલે તે એન્થનીને કહે છે કે આ લોકોએ આપણ બન્નેને કાઢયા છે. એન્થની અને રોબર્ટસ જાય છે ને નાટક પૂરું થાય છે.

ગોલ્સવર્ધીની વસ્તુ રજૂ કરવાની રીત, તેનાં ચાર નાટકો ઉપરથી આપણે જોઇ. સાધારણ રીતે વસ્તુ મૂકવાની બે રીતો હોય છેઃ એક રીત એવી હોય છે કે શરૂઆતથી તે અંત સુધી આખું કાર્ય મૂકી દેવું; અને બીજી રીતમાં કાર્યના અમુક ભાગનો વિકાસ કરી બાકીનો સમજૂતીરૂપે ગોઠવી દેવો. ગોલ્સવર્ધી પણ ઇબ્સનની પેઠે અમુક ભાગને વિકસાવી તે દ્વારા આખા વસ્તુને રજૂ કરે છે. જે પાત્ર પાસે જેવું કાર્ય કરાવવાનું હોય છે, તેવો તે પાત્રનો સ્વભાવ આલેખે છે, જેથી પાત્રના સ્વભાવની અને વિચારની સુસંગતતા જળવાય અને સ્વાભાવિક લાગે.

ગોલ્સવર્ધીમાં બિલકુલ આડંબર જણાતો નથી, તેમ જ તે જે તટસ્થતા જાળવે છે, તેમાંથી જ તેનાં નાટકોમાં રસ અને આનંદ ઉત્પન્ન થાય છે. કેટલાંકને આ સાદાઇથી ગોલ્સવર્ધીની મહત્તા સમજાતી નથી, પણ જો વિચાર કરીએ તો જણાય છે કે જીવનના પ્રશ્નો આવા જ હોય છે. અને તે હોય તેવા રજૂ કરવા અને તેમાં રસ ઉત્પન્ન કરવો એ સાચા કળાકારનું કામ છે.* આ રીતે જોતાં ગોલ્સવર્ધી ખરો કળાકાર છે, અને તેનાં નાટકો વાસ્તવિક રીતે સ્તુતિપાત્ર છે.

સૌ. ઇન્દુમતી દિવાન

---

* સરખાવો : It is largely with the social conventions of marriage and the general relation of man to man that Galsworthy is concerned; in plays and novel and essays he has exposed, in his emphatic unemphatic manner, the irony of things—A Study of the Modern Drama, by Barret H. Clark. page 273.

# ગૃહકાર્ય અને અભ્યાસ

ઘરમાં છોકરાઓને મોટે ભાગે કાંઇ જ ગૃહકાર્ય કરવાનું નહિ હોવાથી અભ્યાસ અને ગૃહકાર્યનો વિરોધ ઊભો થવાનું કારણ તેમના સંબંધે રહેતું નથી. પરંતુ તેથી ઊલટું મધ્યમ વર્ગની છોકરીઓને માથે ગૃહકાર્યમાં માતાને મદદ કરવાનો સઘળો બોજો હોવાથી તેના અભ્યાસ અને ઘરકામનો મેળ કેમ કરવો, એ શિક્ષિત માબાપોને અને કન્યા-કેળવણીમાં કામ કરનારાઓ માટે મોટો કોયડો થઇ પડે છે. આ કોયડો હજુય અણઉકેલ્યો પડ્યો છે.

છાત્રાલયોમાં પણ આ પ્રશ્ન ગૃહપતિને મૂંઝવે છે. જો કે કૉલેજો અને હાઇસ્કૂલોની હૉસ્ટેલોમાં જ્યાં છાત્રો અને છાત્રપતિઓનું લક્ષ્યબિંદુ ભણતર જ હોય છે અને હૉસ્ટેલ ભણનારા માટે રહેવા-ખાવાનું એક સરસ સાધન માત્ર ગણાય છે ત્યાં આ પ્રશ્ન ઉદ્‌ભવતો નથી. અહીં સઘળું ગૃહકાર્ય સેવકો મારફતે જ લેવાનું હોય છે. છાત્રોને અભ્યાસ સિવાય બીજે ક્યાંય લક્ષ્ય આપવાનું નથી હોતું. શરીરને કસરત આપવી હોય તો ક્રિકેટ કે ટેનીસ રમવાનું હોય છે; કૂવેથી પાણી ખેંચવાનું નથી હોતું.

કોમીય અને એવાં બીજાં છાત્રાલયોમાં કેટલુંક કામ છાત્રો પાસેથી લેવામાં આવે છે, પણ આ છાત્રાલયોને પણ શાળાઓના અભ્યાસની ધૂંસરી નીચે કામ કરવાનું હોવાથી અભ્યાસને જરાય આંચ ન આવે એ જોવાનું હોય છે. આમ ન કરે તો બાળકો અભ્યાસ અને કામ બન્નેના બોજા તળે કચડાઇ જાય અને એકદમ છાત્રોનો મજબૂત વિરોધ પ્રગટે.

પરંતુ અભ્યાસ અને ગૃહકાર્યનો સુમેળ સાધવાનો ખરો પ્રશ્ન તો રાષ્ટ્રીય અને નવીન કેળવણીની દૃષ્ટિએ ચાલતાં છાત્રાલયોમાં અને ખાસ કરીને ગૃહશાળાઓમાં ઊભો થાય છે. અને તેના ઉકેલમાં આવાં છાત્રાલયો અને શાળાઓના કાર્યની સાર્થકતા અને નવીન કેળવણીના પ્રચારની ચાવી રહેલાં છે. અહીં તો બાળકના સમગ્ર જીવનને ઘડવાના મનોરથ રહેલા છે. તેના પ્રત્યેક નાનામોટા જીવનકાર્યને કેળવણીની દૃષ્ટિએ અવલોકવાનો અને તે દ્વારા તેનો વિકાસ સાધવાનો હેતુ રહેલો છે તેથી પુસ્તકિયા ભણતરને કેટલું સ્થાન આપવું અને તેના સ્વાભાવિક જીવનક્રમની તાલીમને કેટલું સ્થાન આપવું, એ હંમેશા વિચારવાનું રહે છે.

પરંતુ માબાપોને અને છાત્રોને કેળવણીની આ નૂતન અને સાચી દૃષ્ટિ ભાગ્યે જ હોય છે તેઓ તો ભણવાની એક ઉત્તમ સગવડના સાધન તરીકે જ છાત્રાલયને લેખે છે. આથી જો ત્યાં ગૃહકાર્યને મહત્ત્વ આપવામાં આવે તો મોટેભાગે માબાપો તુરત ફરિયાદ કરે કે "બાળકોને છાત્રાલયમાં કામ કરાવવાને મોકલ્યાં નથી; તેમ હોત તો તે સારી રીતે કરી શકત;" અને બાળકો પણ બોલી ઊઠે કે "અમે તો ભ[illegible] છીએ, નહિ કે કામ કરવા." અલબત, કન્યાઓના છાત્રાલયમાં ગૃહકાર્ય [illegible] [illegible]થઇ શકે. બલકે માગણી પણ થાય; છતાં અભ્યાસના ઠે[illegible]ર તો નહિ - ગૃહકાર્યનો નથી સધાતો. [illegible] ભણતરની અને[illegible]

નવીન કેળવણીની દૃષ્ટિવાળા શિક્ષકો અને કેળવણીકારોમાં પણ આ સંબંધે કેટલોક વિચારભેદ માલૂમ પડે છે. ગૃહકાર્યની તાલીમની અગત્ય સ્વીકારવા છતાં આવી તાલીમ આપવાની પદ્ધતિ અને સમય વિષે મતભેદ રહે છે. કેટલાક એમ માને છે કે ગૃહકાર્યની તાલીમ એ વ્યવહારનો વિષય છે અને બાળક જ્યારે મોટી વયે વ્યવહારમાં પડશે અને જો સંસ્કારી સમયાનુકૂળ વૃત્તિ ( adjustibility ) ને લીધે ગૃહની તાલીમને તેઓ સહેજે પકડી લેશે. * પોતાના કથનના સમર્થનમાં તેઓ સંસ્કારી કુટુંબોનાં ગ્રેજ્યુએટ થયેલાં બહેનોનાં જીવનના અનુભવો ટાંકે છે. આવી બહેનોએ ગૃહકાર્યની કોઇ પણ પૂર્વતાલીમ વિના અથવા તો ઓછામાં ઓછી તાલીમે પણ ગૃહિણીપદને ઉત્તમ રીતે શોભાવ્યું છે. આ ઉપરથી તેઓ કહે છે કે ગૃહકાર્યની પૂર્વતાલીમનો હાઉ ખોટો છે. કેટલાક શિક્ષણમાંથી ગૃહકાર્યની તાલીમનો આમ તદ્દન બહિષ્કાર કરવાનું નથી કહેતા; પરંતુ તેને બદલે રીતસરનો અભ્યાસ પૂર્ણ થયા પછી છેલ્લું એકાદ વર્ષ માત્ર આવી તાલીમને માટે અલગ રાખવાનું સૂચવે છે. શિક્ષણનાં બધાં વર્ષોમાં ગૃહકાર્યની ક્રમિક તાલીમ ગોઠવવાથી અભ્યાસ કે આ તાલીમ એકેય બરાબર સાધી નહિ શકાય એમ તેમનું માનવું છે.

કેળવણીની દૃષ્ટિ વિનાનાં માબાપો અને બાળકોના વિરોધને આપણે લક્ષમાં ન લઇએ; પરંતુ નવીન કેળવણીની દૃષ્ટિ પામેલા કેટલાક અનુભવીઓના ઉપલા મંતવ્યને તો ઊંડા ઊતરીને તપાસવું ઘટે.

પ્રથમ તો આપણે અભ્યાસ, સંસ્કારી-કેળવણી અને ગૃહકાર્ય, એ શબ્દના અર્થને અને તેની પાછળ રહેલા હેતુને સ્પષ્ટપણે સમજી લઇએ. અભ્યાસ એટલે શાળામાં ચાલતા અનેક જુદા જુદા વિષયોનું વાચનમનન. ગૃહકાર્ય એટલે ઘરમાંનું તેમ જ તેને લગતું બહારનું, જીવનની જરૂરિયાતોને લગતું નાનુંમોટું કાર્ય. સંસ્કારી કેળવણી એટલે શરીર, બુદ્ધિ, હૃદય, આત્મા—એ મનુષ્યત્વનાં સર્વ અંગોનો એવો સંપૂર્ણ અને સપ્રમાણ વિકાસ કે જેને પરિણામે બાળકના જીવનનો જગતની સાથે સુમેળ સધાય. જો કે કેળવણીનો આ અર્થ અને હેતુ માન્ય રાખીએ તો અભ્યાસ અને ગૃહકાર્ય એ બન્ને આ કેળવણીનાં સાધન હોવાં જોઇએ, અને તેથી ઉપલા પ્રકારની કેળવણીને તે બન્ને જેટલાં ઉપકારક હોય તેટલાં તે કેળવણીના ક્ષેત્રમાં માન્ય ગણાય. એટલે આપણે એ જોવાનું રહ્યું કે ગૃહકાર્ય એ ખરેખર સંસ્કારી કેળવણીનું સાધન છે કે તેનું વિરોધી છે. અને સાધન હોય તો અભ્યાસથી ઊતરતા પ્રકારનું, સરખા પ્રકારનું કે ચડતા પ્રકારનું, ટૂંકમાં, સંસ્કારી કેળવણી લેવામાં અભ્યાસનું અને ગૃહકાર્યનું કેટલું સ્થાન છે, એ બન્નેમાં આવી કેળવણી આપવાની કેટલી શક્તિ છે, તેની સ્પષ્ટ વિચારણાથી અભ્યાસ અને ગૃહકાર્યનો વિરોધ ટળી શકે. એ ખરું છે કે ગૃહકાર્યની એવી ઘણી ય બાબતો છે કે મોટપણે વ્યવહારમાં પડતાં શીખતાં વાર ન લાગે. રસોઇ, કપડાં ધોવાં, ઘરની વ્યવસ્થા રાખવી, એમાં કાંઇ એવું નથી કે જે પાછળથી ન આવડે અથવા જે શીખી લેવામાં મહિનાઓ વીતી જાય. વાસણ માંજવાં, વાસીદું કાઢવું

---

* સરે કામોમાં તો ભાગ્યે જ કાંઇ ખાસ તાલીમની જરૂર જણાય. બુદ્ધિવિકાસને
and the gene.બધી બાબતોમાં સૂક્ષ્મ દૃષ્ટિ પણ સહેજે આવે. આમ માત્ર આવડત,
plays and noveષ્ટિ એ જ માત્ર જોઇએ તો એમ જરૂર લાગવાનો સંભવ છે કે
manner, the irony બ આવાં કામે જે ભવિષ્યમાં જરૂર પડયે સહજે અથવા અલ્પ
Clark. page 273.

તાલીમે શીખી શકવાના છે તેની પાછળ તેનો સમય બરબાદ ન કરવો જોઈએ. પરંતુ આવડત, કર્મકૌશલ્ય એક વસ્તુ છે; કેળવણી એ બીજી વસ્તુ છે. અલબત કેળવણીને પરિણામે આવડત આવે ખરી, અને તેથી ઊલટું આવડત છતાં કેળવણી ન પણ મળી હોય. કેળવણી અને આવડત એ બન્નેનો સ્પષ્ટ ખ્યાલ ન રાખવાથી, એ બન્નેને એક માની લેવાથી વિરોધ ઊભો થાય છે. આગળ જણાવ્યા પ્રમાણે જેઓ અભ્યાસકાળમાં ગૃહકાર્યની તાલીમનો વિરોધ કરે છે તેમનો વિરોધ આવડત અને કેળવણીનો આવો ગોટાળો કરવામાંથી કેટલેક અંશે ઉદ્‌ભવતો લાગે છે. માત્ર આવડત ખાતર જો ગૃહકાર્ય કરવાનું હોય તો આમનું કથન ઘણે અંશે સાચું ગણાય; પરંતુ કેળવણીને અર્થે, બાળકના સર્વાંગ વિકાસને અર્થે તેની જરૂર હોય તો તેને મોટપણ પર મુલતવી ન રાખતાં બાળવયથી જ તેને સ્થાન આપવું જોઈએ.

બાળક હંમેશાં પ્રવૃત્તિશીલ અને ક્રિયાપ્રધાન છે અને તેની પ્રવૃત્તિમાં તે મોટે ભાગે મોટાંઓની પ્રવૃત્તિનું અનુકરણ કરે છે, એ સ્પષ્ટ છે. તેને વાસીદું વાળવું, પાણી ભરવું, વાસણ માંજવાં, કપડાં ધોવાં, શાક સમારવું, પોતાની વસ્તુઓ ગોઠવવી, શૃંગાર કરવો વગેરે અનેક ગૃહપ્રવૃત્તિ ખૂબ ગમે છે. તેનાં ઊગતાં અવયવો, તેની ખીલતી ઇન્દ્રિયો પોતાના વિકાસ માટે આવી અનેક પ્રવૃત્તિ માગી લે છે. તે વખતે તેની આવી પ્રવૃત્તિને અટકાવવી તે તેના વિકાસને અટકાવ્યા બરાબર છે, તેની કેળવણીના મૂળમાં કુહાડો માર્યા સમાન છે. આથી જ બાલમાનસશાસ્ત્ર પર રચાયેલું નૂતન કેળવણીશાસ્ત્ર બાળકની આવી હરેક પ્રવૃત્તિને કેળવણીનું મહત્ત્વનું અંગ ગણી પોષે છે. મોન્ટેસોરી પદ્ધતિમાં આનું મહત્ત્વ પૂરેપુરું સ્વીકારેલું છે. કેળવણીને જીવન્ત અને રસમય બનાવવી હોય તો તેને જીવનની મુખ્ય જરૂરિયાતો મેળવવાની પ્રવૃત્તિની આસપાસ ગૂંથવી જોઈએ એમ કેળવણીકારોનો મત થતો જાય છે. ડેક્રોલી પદ્ધતિ અને પ્રોજેક્ટ પદ્ધતિ જેવી નવીન પદ્ધતિઓ આ સિદ્ધાંત પર રચાયેલી છે. ગૃહકાર્ય એ જીવનની જરૂરિયાતો મેળવવાની જ પ્રવૃત્તિનું એક અંગ છે; અને તે સહજે બાળકને આકર્ષે છે. આથી નૂતન કેળવણીકારો તેને કેળવણીમાં ઘણું ઉચ્ચ સ્થાન આપે છે.

વળી એક વહેમ એવો પડેલો છે, જો કે સુભાગ્યે તે હવે નીકળતો જાય છે, કે માનસિક કેળવણી, બુદ્ધિવિકાસ, મોટે ભાગે સાહિત્યના શિક્ષણ દ્વારા, વિવિધ વિષયોની વિપુલ સામગ્રી ભરવાથી થઈ શકે છે અને હાથપગની અનેક પ્રવૃત્તિને તેની સાથે કાંઈ સંબંધ નથી; બલ્કે આવી પ્રવૃત્તિ બુદ્ધિવિકાસનો વિરોધ કરે છે. ગૃહકાર્ય અને અભ્યાસનો વિરોધ આ વહેમમાંથી જન્મેલો છે. આ જ વહેમને પરિણામે નિરક્ષરતા અને અજ્ઞાન અથવા જડતાને એક ગણવાની ભૂલ કરવામાં આવે છે અને અભણ ખેડુતો અને સ્ત્રીઓને અજ્ઞાન અને અબુદ્ધ અને ભણેલાઓને જ્ઞાની અને બુદ્ધિશાળી લેખવામાં આવે છે. વસ્તુતઃ આ જ ખેડુતો અને સ્ત્રીઓ આસપાસની પરિસ્થિતિનું, જીવન માટેના જરૂરી જ્ઞાનનું અને જીવનના અનેક મુશ્કેલ કોયડા ઉકેલવાની સૂક્ષ્મ અને તીવ્ર બુદ્ધિનું દર્શન કરાવે છે; ત્યારે ભણેલા અને વિદ્વાનમાં ખપતાની બુદ્ધિ સહજ નવી પરિસ્થિતિ ઉત્પન્ન થતાં કુંઠિત થઈ જાય છે.

મતલબ કે જીવનની જરૂરિયાતો મેળવવાની અનેકવિધ પ્રવૃત્તિ (જેમાં ગૃહકાર્યનો સમાવેશ થાય છે) મનુષ્યનો જે બુદ્ધિવિકાસ સાધે છે તેવો ખાલી ભણતરથી નથી સધાતો. વિજ્ઞાનનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડશે કે બુદ્ધિના અદ્‌ભુત ચમત્કાર બતાવતી અનેક શોધોનાં મૂળ જીવનની આવી સામાન્ય પ્રવૃત્તિમાં રહેલાં છે.

આમ છે તો પછી ગૃહજીવનની પ્રવૃત્તિ બૌદ્ધિક કેળવણીને વિરોધી ગણવી એ કેટલું અયોગ્ય છે !

કેળવણી (cultural education)થી તેનો પૂરતો બુદ્ધિવિકાસ થયો હશે તો આ તાલીમ સહેજે પકડી લેશે. નાનપણમાં આને માટે જે શ્રમ લેવો પડે તેવો કંઇ શ્રમ લેવાની જરૂર ત્યારે નહિ રહે. માટે બાળવય ગૃહકાર્યની તાલીમ પાછળ નકામી બગાડવાને બદલે સંસ્કારી કેળવણી પાછળ ગાળવી જોઇએ. તેમના મત પ્રમાણે કન્યાઓ જેઓને આવી જાતની તાલીમનાં બીજ વંશપરંપરાગત અને ગળથુથીમાંથી મળેલાં છે અને જેમનામાં માત્ર સંસ્કારી કેળવણીની ઉણપ છે અને જેમને 'રાત થોડી અને વેશ ઘણાં' એવું કરવાનું છે, તેમની કેળવણીનો બધો સમય તો માત્ર સંસ્કારી કેળવણી પાછળ જ જવો જોઇએ. ગૃહકાર્ય જેવી મામુલી બાબતમાં તેમનો કિંમતી સમય વેડફાઇ ન જવો જોઇએ. તેઓ પૂછે છે 'ભવિષ્યમાં સ્ત્રીઓને જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પુરુષની ભાગીદાર બનાવવી છે ? જો સ્ત્રીકેળવણીનો આ આદર્શ સિદ્ધ કરવો હોય તો ઘરકામમાંથી બાળાને જેમ બને તેમ મુક્ત કરો, ઘરમાં અને છાત્રાલયમાં નોકરો મારફતે બની શકે તેટલું કામ લ્યો અને બાળાઓને તો બસ અભ્યાસ પાછળ જ મંડવા દો.' ભવિષ્યમાં તેને માથે ઘરકામનો બોજો આવશે તોપણ સંસ્કારી કેળવણીને પરિણામે થએલા બુદ્ધિવિકાસ અને નૂતન કેળવણીશાસ્ત્રને આધારે વિષયશિક્ષણની પદ્ધતિ બદલાતી જાય છે. ગણિત, વિજ્ઞાન; ભૂગોળ, ચિત્રકલા, શિવણાદિ હસ્તકલા આ સર્વ વિષયોના શિક્ષણની પદ્ધતિમાં જે પરિવર્તન થતું જાય છે તેમાં મુખ્યત્વે એ માલૂમ પડે છે કે આ વિષયોના શિક્ષણને બની શકે તેટલું જીવનના વ્યવહારની સાથે જોડવું—બલ્કે જીવનના વ્યવહારને (ગૃહપ્રવૃત્તિ જેનો એક મુખ્ય ભાગ છે) કેન્દ્ર ગણી તેની આસપાસ આ વિષયોના શિક્ષણને ગૂંથવું. આમ જો વિષયશિક્ષણમાં આ નવીન પદ્ધતિનું તત્ત્વ દાખલ થાય તો ગૃહપ્રવૃત્તિ અને અભ્યાસનો વિરોધ સહેજે નાશ પામે અને બન્ને પરસ્પર ઉપકારક થઇ કેળવણીનું કાર્ય સિદ્ધ કરે.

ગૃહપ્રવૃત્તિ શરીરને કસે છે, કસરત આપે છે અને તેના અંગપ્રત્યંગને ઇન્દ્રિયોને અને સ્નાયુઓને ખીલવે છે એ તો દેખીતું છે. આમ કેળવણીનું એક મહત્ત્વનું અંગ—શારીરિક કેળવણી—તેને પણ અંશે સિદ્ધ કરે છે. રમત અને એકલી ખાલી વ્યાયામ એ પણ શારીરિક કેળવણીનાં જરૂરી અને અગત્યનાં સાધનો છે. પરંતુ ગૃહપ્રવૃત્તિમાં 'એક પંથ દો કાજ' થાય છે. શરીરને કસરત મળે અને જીવનનું ઉપયોગી કાર્ય સધાય આમ ચોખ્ખી ફળપ્રાપ્તિથી બાળકને એક જુદા જ પ્રકારનો—સર્જનપ્રવૃત્તિના જેવો આનંદ થાય છે. ત્યારે રમત અને ખાલી કસરત આ રીતે વંધ્ય ગણાય. અલબત, એમાં જુદા પ્રકારનો આનંદ તો છે જ.

અભ્યાસને, માત્ર ભણતરને શારીરિક કેળવણીમાં જરાય સ્થાન નથી, બલ્કે ભણતરની વધારેપડતી પ્રવૃત્તિ માત્ર શરીરવિકાસમાં અંતરાયરૂપ થાય છે.

આમ આપણે જોયું કે કેળવણીનાં એટલે કે મનુષ્યત્વના વિકાસનાં મુખ્ય અંગો પૈકી શારીરિક વિકાસ અને બૌદ્ધિક વિકાસમાં ગૃહપ્રવૃત્તિનું સ્થાન ઘણું ઊંચું છે. પરંતુ કેળવણીનું સૌથી મહત્ત્વનું અંગ મનુષ્યત્વનો ઉત્તમ વિકાસ તો હૃદયના, લાગણીઓના વિકાસમાં રહેલો છે, અને ત્યાં ગૃહકાર્ય અને અભ્યાસ શો ભાગ ભજવે છે તે જોવાનું રહ્યું.

ચંદુલાલ કા. દવે

ચાલુ ]

# વાદળીને

જલભર વાદળી ઓ અહીં આવ
મ્હારાં ફુલડાં આ કરમાય;
ત્હારાં જલનાં કણુ વરસાવ
મ્હારાં ફુલડાં ના કરમાય.
સૂકાયાં જલ સરવર કેરાં
કૂપ ઊતર્યાં ઊંડાં;
તપે ભોમ, ને દાહ વધે, ને
જીવનરસ ચૂસાય...જલભર૦
અન્ય સ્થલે તું વિતરજે ત્હારી
સમૃદ્ધિ સર્વે ન માગું;
ચેતન અર્પે મુજ કુસુમોને
એટલું જલ હું યાચું...જલભર૦
ઊભી ત્યાં તું ગગનગોખમાં
વ્યર્થ દીન પોકારું;
તું ઊભે મુજ વિલાપ પુષ્પો,
એ જ દુઃખ ઉર ધારું...જલભર૦
દૃષ્ટિદોર તુજને અનુસરતો
જાણું આણુશે આંહિં;
દોર તુટે અંધાર વરસતો
જલકણુ એક ન ક્યહિં
જલભર વાદળી ઓ અહીં આવ
મ્હારાં ફુલડાં આ કરમાય
નિર્દય વાદળી ઓ અહીં આવ
મ્હારાં ફુલડાં જો કરમાય.

बादरायण

# વાડીલાલ શાહનું આત્મવૃત્ત

[ પ્રાસ્તાવિક

ગુજરાતી સાહિત્યમાં જેમ પત્રસાહિત્ય નહિ જેવું જ ખેડાયેલું છે, તેવી જ રીત આત્મકથાઓ પણ માત્ર આંગળીને વેઢે ગણી શકાય તેટલી જ લખાયેલી છે. વર્ષો પહેલાં સ્વ. નારાયણ હેમચંદ્રે 'હું પોતે' લખીને પોતાનું આત્મચરિત્ર જનતા સમક્ષ ધરી દીધું હતું; તેવી જ રીતે 'મારી હકીગત' માં કવિ નર્મદે તેના આત્મજીવનની કંઇક અંશે પણ ઝાંખી કરાવી હતી; અને ગાંધીજીની 'આત્મકથા'એ તો આત્મવૃત્તાંતનાં લખાણની દૃષ્ટિએ તદ્દન નવો જ ચીલો પાડયો છે, એમ કહીએ તો કંઇ ખોટું નથી. તાત્પર્ય કે આત્મકથા લખવાના છૂટક છૂટક તો બીજા કેટલાયે પ્રયાસો ગુજરાતમાં થયા હશે, પરંતુ ઉપર ગણાવ્યા તે ત્રણ તો ઘણીખરી રીતે અનોખા છે, એમ સમજી તેનો નિર્દેશ અહીં અનાયાસે થઇ જાય છે.

ગુજરાતનાં આત્મકથા—સાહિત્યમાં એક પ્રકારના ઉમેરારૂપે પ્રગટ થતાં આ પૃષ્ઠોને સદ્‌ગત ચિંતક અને ફિલસૂફ વાડીલાલ મોતીલાલ શાહે કંઇ પોતાનું આત્મચરિત્ર લખવાના ઉદ્દેશથી લખ્યાં નહોતાં; એ લખાણ તો કંઇ વર્ષોના ગાળા પછી જુદે જુદે સમયે, સદ્‌ગતના જીવનની કોઇ અનોખી પળોમાં, એ વા. મો. શાહના સંબંધમાં કંઇક વિચાર કરવાની દરકારવાળાને કેટલાયે જરૂરી 'અંકોડા' માટે નિરાશ થવું ન પડે એ દૃષ્ટિબિંદુએ લખાયું હતું. એટલે સદ્‌ગતના આત્મજીવનનો કંઇક અંશે પણ પરિચય થવા પામે એ ઉદ્દેશથી, તેમનાં અનેક લખાણોમાં છૂટક છૂટક વણાઇ ગયેલી તેમની વિકાસપરંપરાને લગતી કેટલીયે બાબતોને એકઠી કરીને તેમ જ આત્મકથાના રૂપમાં ગોઠવીને સળંગ રૂપમાં મૂકવાનો ઇરાદો માત્ર આ પૃષ્ઠોના પ્રકાશનની પાછળ છુપાયેલો છે. અને આવા ત્રણથી ચાર હપ્તામાં તો વાચકો એ આત્મચરિત્રની સમાપ્તિ થઇ ગયેલી જોઇ શકશે.

વા. મો. શાહનાં જીવન તેમ જ કવનનો બારીકાઇથી અભ્યાસ કરતાં આ લખનારને સ્પષ્ટપણે જણાયું છે કે સદ્‌ગત વાડીલાલ વિકાસને પંથે પળી ચૂકેલી વ્યક્તિ હતી; અને તેથી તેમનાં પોતાનાં જ જુદાં જુદાં લખાણમાં સંકળાયેલા અનેક સિદ્ધાંતો વચ્ચે ઘણીયે વાર પરસ્પર વિરોધનો આભાસ વાચકોને થવાનો સંભવ રહે છે. પરંતુ સાથોસાથ એ પણ જાણી લેવું જરૂરનું છે કે કૂદકે ને ભૂસકે વિકાસની પરંપરાને પહોંચી વળવાને માટે સતત તેમ જ અથાગ પ્રયત્ન સેવનારી વ્યક્તિનાં જીવનમાં એવું જ બનતું આવે છે. અને એ પણ નિર્વિવાદ પુરવાર થયેલું છે કે કોઇ વિચારકના આત્મવૃત્તનાં લખાણમાં તે પોતે ક્યારે અને ક્યાં જન્મ્યો, પરણ્યો અગર સ્વર્ગે સિધાવ્યો — એવી એવી બાબતોને બહુ ઓછું મહત્ત્વ અપાય છે અને તેથી જ તો એ પોતે ચિંતકની ભૂમિકાને કઇ ખાસ શક્તિના બળે સ્પર્શી શક્યો તે જણાવનારી માનસશાસ્ત્રવિષયક ક્રિયા ( Psychological process ) નો ઉલ્લેખ જ તેની આત્મકથાનો મુખ્ય ઉદ્દેશ થઇ પડે છે. ટૂંકી ને ટચ વાત તો એ છે કે વિચારકનાં જન્મ-લગ્ન-મૃત્યુ તો તેનો વિકાસ સાધી આપનારાં સાધનો માત્ર હોય છે.

એટલે એની આત્મકથાનાં પૃષ્ઠોમાંથી કોઇ નવલકથાના ' ચેકડા મારતા ' પાત્રની વિલક્ષણ તેમ જ દિલચસ્પ કહાણી વાંચવાની આશા રાખનારાઓ નિરાશ થાય તો તે તદ્દન સ્વાભાવિક છે.

ઉપરટે એક વાત ઓર કહી લઉં ! આ પૃષ્ઠો લખાયાં ત્યારે તેનો લખનાર છત્રીસમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકયો હતો. એ અને સાચું કહીએ તો એમનાં જીવનનો એ સંક્રાંતિકાળ હતો. પાંત્રીસ વર્ષના સતત કર્મયોગ પછી એટલે કે જીવનની અવનવી તડકીછાંયડીનો વિવિધ અનુભવ લીધા પછી જે મંતવ્યોને તેમણે હૃદયમાં ધારણ કર્યા હતાં અને જે પ્રકારની વિકાસપરમ્પરા તેઓ એ સમયે સાધી શકયા હતા તેની કંઇક અંશે પણ ઝાંખી, ' વાંચી લેનારા ' વર્ગને આ પૃષ્ઠોના વાચનને પરિણામે થશે. પરંતુ વાચકે શબ્દની પાછળ છુપાયેલા ' ભાવ ' ને અંગર તો ' ગર્ભ ' ને સ્પર્શવાની તાલીમ તો અવશ્ય કેળવવી જોઇશે. બાકી તો લખાણનાં ' ઊંડાણ 'માં ડૂબકી મારવાને અશક્ત એવા ' વાંચી નાખનારા'ઓને વા. મો. શાહના આત્મવૃત્ત તરીકે પ્રગટ થતાં આ પૃષ્ઠો સંતોષી ન શકે એ સ્પષ્ટ જ છે. ટૂંકમાં, વાંચનારે પૂરતી સાવધાનીથી તેમ જ કોરા મગજથી વાંચવાનો પ્રયાસ કરવો પડશે અને તે એમ કરી શકશે તો આ પૃષ્ઠોના વાચનને પરિણામે, જીવનના અનોખા કોયડા ઉકેલવામાં મદદરૂપ થાય એવા ' કાંઇક ' ની પ્રાપ્તિ તેને અવશ્ય થશે.

જેતપુર : તા. ૨૧-૧૧-૧૯૩૨ —ત્રિ. વી. હેમાણી ]

## મારી મુસીબતો અને તેનો સામનો

મારો જન્મ એક જૈન કુટુંબમાં થયો હતો; એટલે યુરોપિયન, અમેરિકન, જાપાનિસ, હિંદી બ્રાહ્મણ, વણિક, ક્ષત્રિય પૈકીની એક કોમમાંના માણસની માફક હું જૈન નામક કોમમાં (જન્મથી) ગણાવા લાગ્યો. જો કે નવ વર્ષની ઉંમર સુધી 'હું જૈન છું' એટલી પણ મને ખબર નહોતી, પરન્તુ દસમા વર્ષે મને એક સાધુએ જૈનોના નવકારમંત્ર, સામાયિક, પ્રતિક્રમણ, કેટલાંક સ્તવનો વગેરે જીહ્વાગ્ર કરાવ્યું હતું અને ત્યારથી 'હું એક જૈન છું' એમ કહેતાં હું શીખ્યો હતો. એ વખતે જૈન થવામાં કાંઇ ખાસ આનંદ કે લાભ છે એમ હું જાણતો નહોતો. મારા શરીર ઉપર, મારા મન ઉપર, મારા આનંદ ઉપર, મારા જીવન ઉપર જૈનની કાંઇ ખાસ અસર પડી નહોતી. એ સ્થિતિ સત્તર વર્ષની ઉંમર સુધી રહી અને અઢારમે વર્ષે મેં બુદ્ધિવિષયક પુસ્તકો સ્વતંત્રપણે વાંચવાં શરૂ કર્યાં ત્યારે મને જૈન એટલે શું અને જૈન થવાથી શું ખાસ લાભ છે એ વિચારોમાં ઊતરવાનું મન થયું.

મેં જૈનોના આધુનિક ગ્રંથો વાંચવા માંડયા, તે પર તર્ક ઉપજાવવા શરૂ કર્યા અને જૈન સાધુઓનો સહવાસ વધારી તેમના સ્વભાવ, તેમનાં વર્તન, તેમની ક્રિયાઓ વગેરેનો અનુભવ લેવા માંડ્યો: પરિણામ એ આવ્યું કે મને જૈન કોમમાં રહેવા તરફ કંટાળો આવ્યો. જૈન રહેવામાં મને કાંઇ લાભ કે આનંદ બેમાંનું એકકે જણાયું નહિ. મેં જૈનોના લોકવ્યવહાર મુજબ ઉપાશ્રયમાં જવાનું, સાધુને પગે લાગવાનું, દીક્ષા-સ્વામી-વત્સલ આદિ ઉત્સવોમાં હાજરી આપવાનું તથા ' સંઘ 'ના કામકાજમાં ભાગ લેવાનું છોડી દીધું. ટૂંકામાં, જૈન કુટુંબમાં જન્મ થવાને લીધે લોકો મને જૈન કહેતા, પણ હું પોતાને જૈન કહેવડાવવા ખુશી નહોતો.

દિવસો, મહિનાઓ અને વર્ષો વહેવા લાગ્યાં. બાવીસમે વર્ષે ઉચ્ચ અંગ્રેજી શિક્ષણે મારી બુદ્ધિને તીવ્ર બનાવી અને દરેક બાબતમાં ઊંડા ઊતરવાની ઇચ્છા મારામાં ઉત્પન્ન કરી. અનાયાસે જૈન ફિલસૂફીના કેટલાક ગ્રંથો મારા વાંચવામાં આવ્યા અને તેના ઊંડાણમાં ઊતરવા મનન કરવા હું પ્રેરાયો. નીતિના ગ્રંથો અને પાશ્ચાત્ય ફિલસૂફીનાં પુસ્તકો વાંચતાં જે શંકાઓ મારા મગજમાં ઉત્પન્ન થઇ હતી તેનો ખુલાસો આ જૈન ફિલસૂફીની કેટલીક બાબતોથી આપોઆપ થવા લાગ્યો. છદ્મસ્થ દશાથી શરૂ કરી સર્વજ્ઞ કેવલી સુધીની દશા વચ્ચેની સાંકળ પરથી હું ઉન્નતિક્રમનો કાયદો ( Law of Evolution ) સમજ્યો એટલે મને આ જન્મનો આશય અને કર્તવ્ય સમજાવા લાગ્યાં. પુનર્જન્મનો સિદ્ધાંત, જડ તથા ચેતનની શક્તિ અને ખૂબીઓ, અનેક દષ્ટિબિંદુથી દરેક બાબત પર વિચાર કરાવનાર નય-નિક્ષેપની યોજના, દેખીતા ઉદારિક ( સ્થૂલ ) દેહ ઉપરાંત ( અને તેથી વધુ અગત્યનાં ) તેજસ, કાર્મણ આદિ દેહોનું અસ્તિત્વ અને બંધારણ, મનુષ્યશરીરનું વિશ્વસ્વરૂપ સાથે મળતાપણું, સૂક્ષ્મ ભુવનોનું અસ્તિત્વ અને સૌંદર્ય, લેશ્યા ( સૂક્ષ્મ દેહના રંગો ) નું સ્વરૂપ અને તેમનાથી ભજવાતો અગત્યનો ભાગ: આદિ અનેક બાબતોએ મારા મન પર સચોટ અસર કરી. હું જાણે કે અંધારામાંથી એકાએક અજવાળામાં આવતો હોઉં એમ મને લાગ્યું. જિંદગીના દરેક બનાવનું કારણ શોધી કાઢવું અશક્ય નથી, એમ આ સર્વ નવા મળેલા જ્ઞાન પરથી હવે મને લાગ્યું. મારી અંદરનું છૂપું ' કાંઇક ' હવે મને બુદ્ધિગમ્ય થવા લાગ્યું.

જે જ્ઞાનથી મારાં ચક્ષુમાં પ્રકાશ થયો, નહિ સમજાઇ શકે એવી બાબતોનો જે જ્ઞાન વડે હવે હું ભેટ પામવા લાગ્યો, એ જ્ઞાન પર હું મોહી પડું એમાં શું આશ્ચર્ય ! ટૂંકામાં, આ કબુલાત સ્વતઃ કહેતાં મને કાંઇ પણ શરમ આવતી નથી કે ' જૈન ' કહેવડાવવામાં શરમ માનનારો હું હવે પોતે જ ' જૈન છું ' એમ છાતી ઠોકીને કહેવા લાગ્યો અને બીજાઓને જૈન શિક્ષણ આપવાને ઉમંગી બન્યો.

***

તથાપિ મારો એ આનંદ અને ઉત્સાહ ચિરસ્થાયી ન હતો. જ્ઞાનની નવીનતાએ ઉત્પન્ન કરેલો આનંદ ચિરસ્થાયી કેમ હોઇ શકે ? શું થોડાએક સિદ્ધાંતોનું રહસ્ય સમજવા માત્રથી ચિરસ્થાયી આનંદ પ્રાપ્ત થઇ શકે ? એમ જ હોત તો દરેકોઇ માણસ બે વર્ષ જ્ઞાન મેળવી સુખી પણ થઇ જાત.

દિવસો વ્યતીત થવા લાગ્યા અને જ્ઞાનની નવીનતા ઘટતી ગઇ, તેમ તેમ મારો આનંદ પણ ઓછો થવા લાગ્યો. જીવન અને આનંદ એ જો પર્યાયવાચક શબ્દો હોય તો સિદ્ધાંતોના જ્ઞાનમાત્રમાંથી મળતી ' સેહેજત ' થી ' જીવન ' કેમ બની શકે ? પુનઃ મને જિંદગી બોજારૂપ લાગવા માંડી, પુનઃ હું ' જીવન ' અને ' આનંદ ' રહિત બની દિવસ નિર્ગમવા લાગ્યો.

આ શુષ્ક દશા સુમારે બે વર્ષ સુધી ચાલી. એક દિવસ હું આમ થવાનું કારણ વિચારતો, ડાબો હાથ કપાળે મૂકી બેઠો હતો અને જૈન તત્ત્વજ્ઞાન પણ કાંઇ ખરો આનંદ આપી શકતું નથી એવા નિશ્ચય પર આવવાની તૈયારીમાં હતો, એવામાં મારી દષ્ટિ સન્મુખ રહેલા મારા બદનની ડાબી બાંયના બટન પર મારી દષ્ટિ સ્થિર થઇ. એ બટન મેં બે વર્ષ પર ખરીદું હતું; મારી સ્થિતિ મધ્યમ હોવાથી મેં તે બટન સુવર્ણનું નહિ, પણ સુવર્ણના

'ગીલીટ 'વાળું હલકી ધાતુનું બનાવેલું ખરીધું હતું. હમણાં તેના પર દૃષ્ટિ સ્થિર થતાં મને જણાયું કે તે હવે શોભારહિત–પ્રકાશરહિત–નિર્માલ્ય જેવું દેખાય છે !

મને હવે લાગ્યું કે ઉપરનો ભાગ પ્રકાશિત કરવાથી કાંઈ દહાડો વળતો નથી; માત્ર મગજને જ્ઞાનથી ભરવાથી ચિરસ્થાયી આનંદ કે પ્રકાશની આશા રાખી શકાય જ નહિ. 'હું' આખો પ્રકાશિત બનું, મારું હૃદય અને મારું વર્તન સુવર્ણમય બને, તો જ જિંદગી 'જીવનમય' તેમજ 'આનંદમય' લાગે. મને હવે સમજાયું કે સુવર્ણ મોંઘું જ છે અને તે ગરીબો માટે નથી; 'આનંદ' તેમજ 'જીવન' જેટલાં આકર્ષક છે તેટલાં જ મોંઘી કિંમતે મળે તેવાં છે. દુઃખને અટકાવવા ઈચ્છનારે દુઃખ ભોગવવા —શ્રમ ઉઠાવવા તૈયાર થવું જ જોઇએ.

આ ઉપરથી મેં જૈનજીવન ગાળવાનો નિશ્ચય કર્યો, બીજા શબ્દોમાં કહું તો જૈન તત્ત્વજ્ઞાનને ચારિત્રરૂપે વ્યવહારમાં મૂકવાનો નિશ્ચય કર્યો. જે બાર વ્રતોનું રહસ્ય સમજવાથી હું તેની પ્રશંસા હરેક સ્થળે કરતો હતો તે વ્રતોના પાલનનો મેં ઠરાવ કર્યો.

***

અને ખરેખર મારી મુશ્કેલીઓ હવે જ શરૂ થઈ. મદ્ય–માંસ તો નહિ, પણ આજ સુધી મને લહેજત આપનારા બીડી ભાંગ જેવા પદાર્થોને છોડયા સિવાય વ્રતોનું પાલન થઇ શકે તેમ ન હતું. રાત્રિ–ભોજન અને પચવા મુશ્કેલ થઇ પડે તેવા ખોરાક તથા તીખા તમતમતા પદાર્થોનો મારો શોખ છોડયા વિના વ્રતોનું પાલન થઇ શકે તેમ ન હતું. નાટક, તમાશા, ઠઠ્ઠામશ્કરી, ગામગપાટા, મોહક દેખાવો, ફેશનની ફિસિયારીઓ, ગલગલીઆં કરે એવી નવલકથાઓ અને કાવ્યો, અત્યંત ધાંધલ સિવાય ન ચાલી શકે એવી પ્રવૃત્તિઓ અને એવા રોજગાર : એ સર્વના ત્યાગ સિવાય વ્રતોનું પાલન થઇ શકે તેમ ન હતું. ટૂંકમાં, મારું આખું જીવન બદલી નાખવું જોઇએ,—મારે નવો જન્મ શરૂ કરવાની પેઠે એકડેએકથી ગણવું જોઇએ એમ મને લાગ્યું. ખરેખર, આ કામ ઘણું કઠિન હતું, પણ એકડા ઘૂંટયા સિવાય કાંઇ ગણિતશાસ્ત્રી થવાય તેમ હતું નહિ, તેથી મેં હિંમતથી આરંભ કર્યો.

જેઓને આ ચીજોના ત્યાગની મુશ્કેલીઓનો અનુભવ હશે તેઓ જ માત્ર મારી અગવડો, વચ્ચે વચ્ચે આવતી નાસીપાસીઓ અને મુશ્કેલીઓનો ખ્યાલ કરી શકશે.

પરન્તુ મનોનિગ્રહ સંબંધી આવી મુશ્કેલીઓથી જ મારું દુઃખ પૂરું થયું નહોતું. લોકોની સાથે બહુ હળવા–મળવાનું છોડી દેવાથી મારા સંબંધીઓ મને 'અતડો,' 'એકલપેટો,' 'ચક્રમ' કહેવા લાગ્યા. ફેશનને છેડાછૂટકો દેવાની સાથે કુટુંબીજનો મારાથી અસંતુષ્ટ જણાયા. 'મ.ગાગાંતું' કથન અથવા 'મુખમંગળીઆપણું' છોડી અમિશ્ર સત્ય કહેવાની રીતનું પરિણામ શ્રીમંતો, આગેવાનો, સાધુનામધારીઓ વગેરેના મારી વિરુદ્ધના પોકારમાં આવ્યું.

***

જૈન તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિએ મને પ્રારંભમાં જ આનંદ આપવા માંડયો હતો, પણ 'જૈન જિંદગી' તો શરૂથી જ કષ્ટદાયક અથવા અપ્રિય થઇ પડી !

તથાપિ એ કષ્ટ કાંઇ પૂરતું ન હોતું ! અગાઉ મેળવેલા જ્ઞાને વળી આ કષ્ટમાં પૂરણી કરી ! પૂર્વજન્મોનો ખ્યાલ આવવાથી, દરેક જન્મમાં મન-વચન-કાયાનાં શસ્ત્ર હિંસક કાર્યમાં પ્રવર્તાવવાને પરિણામે આત્માના દરેક પ્રદેશ અંધકારથી છવાઈ ગયા બાબતનું ભાન થઇ આવવાથી અને આ જિંદગી અનિશ્ચિત હોવાની ખાતરી થયેલી હોવાથી, હવે હું દરેક મિનિટ, દરેક પાઇ, દરેક પગલું ગુમાવી દેવા પહેલાં હજારો વિચાર કરવા લાગ્યો. દેવાદાર તથા ભિખારીને ઉડાઉ થવું કેમ પાલવે ? તેમ અનિશ્ચિત જિંદગીવાળા મનુષ્યને પૂર્વકર્મોરૂપી મોટું દેવું વાળવાનું હોવા છતાં હાથમાંની સમયરૂપી લક્ષ્મી, દ્રવ્યરૂપી લક્ષ્મી, શરીરબળરૂપી લક્ષ્મી, વિચારબળરૂપી લક્ષ્મી : એ સર્વનો ઉડાઉપણે અને વગરવિચાર્યે વ્યય કેમ થઇ શકે ? આથી હું દુનિયાને નાની દેખાતી બાબતમાં પણ ઊંડા વિચારમાં ગુંગળાઇ જવા લાગ્યો ! ખરેખર ખરું જ્ઞાન એ મહાભારત જોખમદારી ઉત્પન્ન કરે છે. દરેક કામ કરતી વખતે મારે પૂર્વકર્મોનું, હાલના દેશ-કાળનું, ભવિષ્યના પરિણામનું : એ સર્વ બાબતોનું ચિંતન કરવું પડતું. આ શરીર એ જ 'હું' નથી, તેમ જ આ શરીર એ આજે મારું એકનું એક શરીર નથી, અને વર્તમાન એ કાંઇ એકનો એક સમય નથી, તથા ભિન્ન દેખાતા જીવો અને હું વચ્ચે નિશ્ચયથી કાંઇ ભિન્ન ભાવ નથીઃ આ બધા સિદ્ધાંતોના સ્મરણે મને ઘણો જ મિતવ્યયી, સારો તેમ જ સરળ થવાની ફરજ પાડી તથા જેમ બને તેમ સઘળી શક્તિઓનો વ્યય બીજાઓની ઉત્ક્રાન્તિ કે સુખ માટે કરવાની પ્રેરણા કરી. આથી મારું બિચારું ( એટલે શ્રેણીએ નહિ પહોંચેલું) કુટુંબ મારાથી વિશેષ ચીડાયું અને અસંતોષ બતાવવા લાગ્યું.

આ પ્રમાણે એક તરફથી કુટુમ્બીજનો, પિછાણવાળાઓ, જ્ઞાતિ અને સંઘના અગ્રેસરો, ધર્મગુરુઓ વગેરે સર્વ કોઇ મારી સામે થયા, ત્યારે બીજી તરફથી મારી આંખ આગળ જૈન તત્ત્વજ્ઞાને રજૂ કરેલા વિશાળ જ્ઞાન અને જોખમદારીઓની ભૂલભુલામણીમાં ઘણી વાર ઘુંચાઇ પડવાને લીધે પણ હું હેરાન થવા લાગ્યો.

**ખરેખર હવે જ મને જૈન થવામાં રહેલાં કષ્ટોનો સાક્ષાત્કાર થયો !**

તમારામાંના ઘણાખરાઓ કદાપિ દુનિયા તરફથી મળતી* મુશ્કેલીઓની વાત

---

* જેને ખરા અર્થમા 'જૈન' કહી શકાય તેવા મનુષ્યની નજર બીજા મનુષ્યો કરતા ઘણી આગળ પહોંચે છે. નીતિનું તેનું ધોરણ ( Standard ) વર્તમાનને અવલંબીને નહિ, પણ ભવિષ્યને અવલંબીને બનેલું હોય છે. વર્તમાનના રસ્તા તેને માટે પૂરતા હોતા નથી, કારણ કે આજે તે એવું કાંઇક મેળવવા પ્રયત્ન કરે છે કે જે દુનિયાના બીજા લોકો કદાચ કાલે મેળવશે. એક જૈન આજે એવું વર્તન ચલાવવા કોશિશ કરે છે કે જે વર્તન દુનિયાની સમજમાં કાલે ઉતરશે અને જે વર્તન અંગીકાર કરવાનું દુનિયાને માટે પરમ દિવસે શક્ય થશે. જૈનના વિચારો, દૃષ્ટિબિંદુઓ અને રસ્તાઓ જેમ જેમ વધારે આગળ વધતા થતા જાય છે, તેમ તેમ તે દુનિયાના લોકોના વિચારો, દૃષ્ટિબિંદુઓ અને રસ્તાઓથી વધારે ભિન્ન બનતો જાય છે. અને દુનિયાના વિચારો, દૃષ્ટિબિંદુઓ, રસ્તાઓ, રિવાજો વગેરેથી જુદા પડવું, દુનિયાના માબાપના કાનૂનની ધૂંસરીમાંથી છૂટા થવું, ધારાધોરણનાં બાવલાં આગળ શિર ઝુકાવવાની ના કહેવી : એ શું દુનિયાને મન ઓછા ગુના ગણાય ? એવાઓને સખતમાં સખત સજા કેવી રીતે પહોંચાડવી તે કામ દુનિયા સારી રીતે જાણે છે !

—વા. મો. શાહ

સ્વીકારશો, પરન્તુ વિશાળ જ્ઞાન અને જોખમદારીઓના ભાનથી દુઃખ થાય એ વાત નહિ માનો. સબૂર કરો, હું એકાદ દૃષ્ટાંતથી તે સમજાવવા કોશિશ કરીશ,

## દૃષ્ટાંત પહેલું

પરમાર્થનો આશય મને માન્ય છે.

એ આશયથી દુનિયાદારીમાં ઝંપલાવી નાણાં રળી લોકોના હિતમાં તે ખર્ચું એ, જીવનનો વધારે સારો ઉપયોગ કહેવાય ? કે—

એ જ આશયથી જ્ઞાનમાં ઊંડો ઉતરી 'ગુપ્ત દ્રષ્ટા' બની દુનિયાને ઉપદેશ કરવામાં મચી પડું અને તેમના ઘનઘોર માર્ગમાં નાની સરખી બત્તી રજૂ કરું એ જીવનનો વધારે સારો ઉપયોગ ગણાય ?

## દૃષ્ટાંત બીજું

મારાં બાળકો અને બાળકબુદ્ધિવાળાં મારાં સ્વધર્મીઓ આડે રસ્તે ઊતરી ગયાં છે. તેમને માત્ર સીધો રસ્તો કહી બતાવવાથી તેઓ સુધરતાં નથી.

અને મનમાં દયાભાવ સંપૂર્ણ રાખીને બહારથી તીખાશ બતાવવાથી કે કાંઇક ડરથી તેઓ સીધે રસ્તે જવા લાગે છે અને થોડો કાળ સીધે રસ્તે ચાલવાની ટેવ પાડવાથી એ રસ્તો તેમને સ્વાભાવિક થઈ પડે છે; પરન્તુ કૃત્રિમ તીખાશ બતાવવા જતાં કોઇ કોઇ વખતે આંતરિક શાંતિમાં ખલેલ પડી જાય મારી ઉત્ક્રાન્તિને એટલે દરજ્જે નુકસાન થાય છે; તો મારે બેમાંથી કયો રસ્તો લેવો વધારે સલાહભરેલો છે ? ( કાંઇ ન કરતાં આત્મસુધારણામાં જ સંતોષ માનવો એ જૈન જીવનથી પ્રતિકૂળ છે, એ માની લેવાનું છે.)

કયો રસ્તો વધારે સહેલો છે એ નહિ, પણ કયો રસ્તો છેલ્લે સરવાળે વધારે હિતાવહ છે એનો નિર્ણય કરવાનું કામ, જેમ જ્ઞાન વધતું જાય છે તેમ, વધારે કષ્ટદાયક થઈ પડે છે. ભિખારીને રાજા થવાની મુશ્કેલીનો અનુભવ નથી હોતો; અધકચરીઆ લેભાગુઓને નવી નવી યોજનાઓ ઘડવાનું બહુ સહેલું લાગે છે; 'દેવો જ્યાં પગ મૂકતાં ડરે છે ત્યાં મૂર્ખાઓ ધમાધમ ઝંપલાય છે.' ( The fool steps in where angels fear to tread. )

***

આ પ્રમાણે, પ્રથમ જૈન કહેવડાવવાને નાખુશ, પછી થોડા જૈન તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિથી આનંદી, પછી જૈન જીવન ગાળવાની ગરજવાળો, અને તે પછી જૈન જીવન ગાળવાથી ઉત્પન્ન થતી અનેક બાહ્ય તેમજ આંતર મુશ્કેલીઓથી કષ્ટ પામતો : એમ એક પછી એક સ્થિતિમાં હું પ્રગતિ કરવા લાગ્યો.

આ છેલ્લી સ્થિતિ હજી હું વટાવી ગયો નથી, તેથી તે પછીની સ્થિતિઓનું સ્વરૂપ ચીતરી બતાવવા અશક્ત છું: હજી હું જૈન જીવન ગુજારું છું અને એ જીવન વધારેમાં વધારે નિર્દોષ તેમ જ વધારેમાં વધારે સંપૂર્ણ બનાવવા પ્રતિદિન કોશિશ કરતો જાઉં છું. અહીં એટલું તો મારે જણાવવું જોઇએ કે જૈન જિંદગી અંગીકાર કર્યા પછીની મારી મુશ્કેલીઓ અનુભવથી એવી જણાઇ છે કે જે, ઉત્ક્રમનો આશય સમજાયા પછી અકળ લાગતી નથી અને તેથી ચીડાઉ થવાતું નથી.

ખરેખર, જે માણસ સહેલી જિંદગી ગુજારે છે, જેની દૃષ્ટિ સમક્ષ ભયંકર મુશ્કેલીઓ અને મહાન આડખીલીઓ ખડી થઈ નથી તે માણસ ઈર્ષ્યા કરવા યોગ્ય નહિ પણ દયા ખાવા યોગ્ય છે. કારણ કે, તે વિના તેની ઉત્ક્રાન્તિ કેવી રીતે થવાની હતી ? શિખી ગયેલો પાઠ બોલી જનાર બાળકને કાંઈ મુશ્કેલી પડતી નથી, પણ નવા અને કઠિન પાઠ શીખવાની મુશ્કેલી ભોગવ્યા સિવાય તે શું કદી પણ વિદ્વાન થઈ શકશે ! જે વિદ્યાર્થીઓ વધારેમાં વધારે સખત પુરુષો પાસે ભણ્યા હોય છે તેઓ વધારે પ્રવીણ બન્યા હોય છે એ શું આપણે નથી જોઈ શક્યા ? ગુપ્ત જ્ઞાનના પ્રેમીએ નવી નવી ભૂમિકાઓ પસાર કરવી જ જોઈએ, નવા નવા ચીલા પાડવા જ જોઈએ, નવાં રાજ્યો જીતનાર અને શોધનારને જેટલી હિંમત અને સહનશીલતા ધારણ કરવી પડે છે તેટલી જ નહિ પણ તેથીય વધારે હિંમત અને સહનશીલતા ધારણ કરવી જ જોઈએ; કારણ કે સ્થૂલ રાજ્યો શોધવા કરતાં સૂક્ષ્મ ભવનો શોધવા અને મેળવવાનું કામ ઘણું વિકટ અને ઘણું કિંમતી છે. અને શું મહાવીર જેવાને પણ તે કામ સહેલું લાગ્યું હતું કે ? તેમના તપ, તેમના વિહાર, તેમના કાયોત્સર્ગ, તેમના પરિગ્રહ એ સર્વ શું સૂચવે છે ? દુઃખ દુઃખથી જ દૂર થાય છે. સુવર્ણ મોંઘી કિંમતે જ મળી શકે છે. કાયર, ડરપોક, સુખશીળીઆ, માત્ર જ્ઞાનની વાતો જ કરનારાને સ્થૂલ કે સૂક્ષ્મ રાજ્ય પ્રાપ્ત થતું નથી.

જૈન ધર્મ એ કાંઈ એક જાતિ નથી, એ એક જીવન છે; જૈન એ કોઈ જાતિસૂચક શબ્દ નથી, પણ જીવનસૂચક શબ્દ છે. એ કોઈ ફિલસૂફી માત્ર નથી, પણ સર્વ બાબતોનો નિવેડો કરનાર ફિલસૂફીથી પ્રેરાવું આધ્યાત્મિક જીવન છે. એ જીવન વણિક મેળવી શકે, બ્રાહ્મણ મેળવી શકે, ભંગી મેળવી શકે, યુરોપિયન મેળવી શકે, જેપાનિસ પણ મેળવી શકે; વણિક, બ્રાહ્મણ, ભંગી, યુરોપિયન, જેપાનિસ એવા જાતિ કે ભૂમિસૂચક ભેદ જૈનત્વ સાથે સંબંધ ધરાવતા નથી. જૈન ધર્મ કે જૈનત્વ એ તો વિશ્વની સામાન્ય મિલકત છે, એ વિશ્વના રહસ્યની ચાવી છે, અનેક દુનિયાઓને જોડનાર સોનેરી સાંકળ છે.

ખરેખર, જૈન ધર્મ એ એક આશ્રયસ્થાન છે, ઘણું જ કીર્તિવંત (glorious) આશ્રયસ્થાન છે; પરન્તુ તે છતાં તે સુખચેન અને કોહવાટને ઉત્તેજન આપે તેવું આશ્રયસ્થાન નથી. જૈન ધર્મથી ઘણાને શાન્તિ મળી છે. ખરેખર, એમાં મહાન શાન્તિ રહેલી છે, પરન્તુ બીકણ અને સ્થૂલ તેમ જ સૂક્ષ્મ યુદ્ધોથી ડરતા ફરતા લોકો જે શાંતિ ઇચ્છે છે તેવી જાતની શાન્તિ જૈન ધર્મ આપી શકતો નથી. જૈન ધર્મથી ઘણાને પ્રકાશ મળ્યો છે : ખરેખર તેમાં સંપૂર્ણ પ્રકાશ સમાયેલો છે, પણ તે તેના ગ્રાહકોનો માર્ગ સાફ બનાવી આપે એવો પ્રકાશ નથી, પરન્તુ તેની દૃષ્ટિ સમક્ષ મોં વિકાસી રહેલા ભયંકર અંધકારની આંતરિક નિર્બળતાનું રહસ્ય બતાવનાર અને તેને વિંધીને પેલી પાર જવાની ચાવી આપનાર પ્રકાશ છે; અને જૈન ધર્મ એવો છે એ જ મોટું સદ્‌ભાગ્ય છે.

[ જાન્યુઆરી ૧૯૧૪ ]

સંપાદક : ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

# બંગાળના બાઉલ

ભારતની પ્રાચીન આર્ય સંસ્કૃતિનો ઉષાકાળ ઋગ્વેદ કાળમાં થયો તેમ ઇતિહાસકારો ભાખે છે. પણ એથીય પ્રાચીન લોકસાહિત્ય, લોકધર્મનાં અવશેષો આપણને અથર્વવેદનાં ઘણાંય સૂક્તોમાં મળી આવે છે. અને બાકી રહી ગયેલાં આખ્યાનો, કહેવતો, મહાભારતમાં અને પુરાણોમાં સંકળાયેલાં છે. દરેક પ્રજાની સંસ્કૃતિનું હાર્દ તેના લોકસાહિત્યમાં જોવામાં આવે છે, પણ આ ઉલ્લેખ વિદ્વાન સાહિત્યકારોને મોડો થાય છે.

બાઉલ લોકો જણાવે છે કે તેમના જેવા બંડખોરો પૂર્વે ઘણા થઇ ગયા છે. સમાજના રીતરિવાજ, ધારાધોરણોથી બહિર્ભૂત થઇને સ્વતંત્ર ધોરણથી જીવન ગાળનારા 'વ્રાત્યો'નાં સૂક્તો અથર્વવેદમાં મળી આવે છે. 'વ્રાત્યો' માટે તે વખતના સમાજને માન પણ હતું તે નીચેના કેટલાક ફકરાઓ ઉપરથી સમજાશેઃ

व्रात्य आसीद् इयमान एव । स प्रजापतिं समैरयत् ।

('વ્રાત્ય સદા ગતિશીલ હતા, તેમણે પ્રજાપતિને સંચાલિત કર્યા.)

सोऽवर्धत, स महानभवत्, स महादेवोऽभवत् ।

(તે વધ્યો, મહાન થયો, મહાદેવ થયો.)

यदेनमाह—व्रात्य, यथा ते प्रियं तथास्त्विति,
प्रियम् एव तेनावरुन्धे ।

(જેઓ વ્રાત્યને કહી શકે કેઃ હે વ્રાત્ય, તમારું પ્રિય થાઓ, તે વ્યક્તિ પણ પ્રિયને મેળવે છે.)

બાઉલના 'સહજ' માર્ગનાં મૂળ આ વ્રાત્યોનાં પ્રકરણોમાં જણાઇ આવે છે.

શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરે પરદેશમાં પ્રથમ જ બંગાળના આ બાઉલોને જાહેર કર્યા. તેમણે 'હિંદુસ્તાનનો એક લોકધર્મ' ઉપર ભાષણ આપ્યું. તે ભાષણના તેમણે બે ભાગ પાડ્યા; પ્રથમ બૌદ્ધધર્મ અને બીજો બાઉલનો ધર્મ. સામાન્ય દૃષ્ટિથી આ બન્નેમાં આભજમીનનો ફેર લાગે પણ તત્ત્વપિપાસુને બન્નેમાં એક જ ધારા વહમાન થતી જણાય છે. તેમના શબ્દોમાંઃ "આ બન્ને ભિન્ન આદર્શવાળા ધર્મોને એકસાથે ચર્ચવાનો મારો આશય તેમનામાં રહેલી મૌલિક એકતા દર્શાવવાનો છે. બન્નેમાં પોતામાં રહેલી અનન્ત શક્તિની ઉપલબ્ધિ કરવાની તીવ્ર ઇચ્છા રહેલી છે. આ ઉપલબ્ધિ રૂઢિચુસ્ત કાનુનો દ્વારા નહિ, પણ સત્યની સાથે માનવનો પૂર્ણ યોગ સાધીને. બન્ને માને છે કે આપણા અંતિમ ધ્યેયની ઉપલબ્ધિ આપણામાં જ રહેલી છે."

રવીન્દ્રનાથ ટાગોરના જીવન ઉપર આ બાઉલોની કેટલી અસર રહેલી છે તે વિષે તેમના એક આલોચક લખે છેઃ

"The third (epoch) dawns with the poet's understanding of

the Bawls. How the modern master-singer met the older master-singers."

રવીન્દ્રનાથે તેમનાં ૧૯૩૦ માં આપેલાં 'હિબ્બર્ટ લેક્ચર્સ' માં બાઉલોના સિદ્ધાન્તો વિષે ઘણીવાર ટાંચ મારી છે. આ ઉપરથી જણાશે કે આ લોકધર્મમાં કેટલું જીવનતત્ત્વ સમાયેલું છે.

બાઉલ શબ્દની વ્યુત્પત્તિ ઘણી રીતે સૂચવાયેલી છે. કેટલાક મૂળ શબ્દ 'વાયુ' માને છે. આ 'વાયુ' એટલે યોગશાસ્ત્રમાં જણાવેલો 'વાયુ' જે દ્વારા શરીરની સ્નાયવિક શક્તિનો સંચાર થાય છે. દેહની સ્નાયવિક શક્તિનો સંચાર કરી પ્રાણસંચય કરવાની સાધના જે કરે તે 'બાઉલ.' કેટલાક માને છે કે શ્વાસોચ્છ્વાસનો સંરોધ કરીને દીર્ઘજીવન મેળવવાની સાધના કરે તેઓ 'બાઉલ'. કેટલાક 'બાઉલ' એટલે 'વાતુલ' માંથી આવેલો માને છે. કેટલાક તેની વ્યુત્પત્તિ 'વજ્રુલ' માંથી કાઢે છે. આ 'વજ્રુલ' એટલે 'વજ્રધર' (વજ્રયાન માર્ગનો ગુરુ). પણ 'બાઉલ' વિષે હાલમાં પ્રમાણભૂત ગણાતા શ્રી. ક્ષિતિમોહન સેન 'બાઉલ' સંસ્કૃત 'વાયુ' માંથી આવ્યો એમ સ્વીકારે છે. ચૈતન્ય ચરિતામૃતમાં તેમ જ મધ્યકાળના ઘણા સંતો આ શબ્દનો પ્રયોગ કરે છે. કબીર કહે છે કે—

विरह भुअंगम तन डसै, मन्त्र न मानै कोइ।
रामवियोगी ना जीवै, जीवै तो बाउर होइ॥

(બીજક સાખી; ૯૭)

આ બાઉલ લોકો વસ્તુતઃ પોતાના ગાનમાં, પ્રેમમાં, અંદર રહેલા તત્ત્વની શોધમાં પાગલ બની જાય છે. તેઓ બાહ્ય બંધનો સ્વીકારતા નથી. પરંપરાથી ચાલતા આવેલા રીતરિવાજોને જાતિભેદનાં બંધનોને તેઓ હડસેલી કાઢે છે. આ રીતે તેઓ સાચા નોન-કન્ફર્મિસ્ટો (non-conformists) છે. તેમની સાધનાનું મુખ્ય અંગ છે ગાન. તેઓ માને છે કે ગાનમાં જ મનુષ્ય પોતાનો ભાવ પૂર્ણ રીતે પ્રકાશ કરી શકે. પણ તેઓ ગમે ત્યાં ગાન કરતા ફરતા નથી. સમાજમાં તેઓ મૃતપ્રાયઃ રહેવા ઇચ્છે છે. સૂફી લોકો જેને 'ફના' કહે છે, વૈષ્ણવો જેને 'જીવન્મુક્ત' કહે છે, તેની અવસ્થાને તેઓ સ્વીકારે છે. તેઓ માને છે કે સાચો શુદ્ધ પ્રેમ અહેતુક હોવો જોઇએ, પ્રયોજનાતિરિક્ત હોવો જોઇએ. સમાજનાં બંધનો અને શાસ્ત્રોક્ત વિધિદ્વારા સ્વીકારાયેલો પ્રેમ તે જ કેવળ શુદ્ધ પ્રેમ નથી. આ પ્રકારની બાઉલની ભાવના આપણને અથર્વવેદના 'ઉચ્છિષ્ટ' ના સૂક્તની યાદ આપે છે.

ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च।
भूतं भविष्यदुच्छिष्टे वीर्यं लक्ष्मीर्बलं बले॥

સમસ્ત કર્મ, આદિત્ય, તત્ત્વજ્ઞાનનું અધિષ્ઠાન પ્રયોજનાતિરિક્ત પ્રેમમાં રહેલું છે. તે ભાવને રહસ્યમય ભાષામાં આ સૂક્તમાં વર્ણવ્યો છે.

તેમનો એક 'દેહતત્ત્વ' નો અથવા 'કાયાસાધન' નો પ્રધાન સિદ્ધાંત છે. તેઓ શરીરને મંદિર જેવું પવિત્ર ગણે છે, કારણકે તેમાં 'મનેર માનુષ' (મનના-હૃદયના-માનવ)નો વાસ છે. તેઓ કહે છે કે: 'જાહા આછે ભાંડે, તાહા આછે બ્રહ્માંડે'

(જે પિંડમાં છે, તે બ્રહ્માંડમાં છે.) શિવસંહિતામાં પણ યોગમાર્ગદ્વારા આ ભાવનાની ઉપલબ્ધિ કરવાનું લખ્યું છે:

देहेऽस्मिन्वर्तते मेरुः सप्तद्वीप समन्वितः।
सरितः सागराः शैलाः क्षेत्राणि क्षेत्रपालकः॥
ऋषयो मुनयः सर्वे नक्षत्राणि ग्रहास्तथा।
पुण्यतीर्थानि पीठानी वर्तन्ते पीठदेवताः॥
जानाति यः सर्वमिदं स योगी नात्र संशयः॥

કબીર પણ જણાવે છે કે આ ઘટમાં જ બાગ–બગીચા છે, કાશીદ્વારકા છે, મંદિર છે, સૃજનહાર છે. દાદુ કહે છે કે: આ શરીર મારું શાસ્ત્ર છે, તેમાં પરમદયાળે તેનો સંદેશો લખ્યો છે.

બાઉલનું હૃદય આ 'મનેર માનુષ' (હૃદયનો મનુષ્ય) શોધવા માટે વિરહથી અહોનિશ બળ્યાં કરે છે. તે ગાય છે:

આમિ કોથાય પાબો તા'રે,
આમાર મનેર માનુષ જેરે।
હારાયે સેઇ માનુષે, તા'ર ઉદ્દેશે દેશ–વિદેશે બેડાઇ ઘુરે॥
લાગિ સેઇ હૃદય–શશિ, સદા પ્રાણ હય ઉદાસી,
પેલે મન હોતો ખુશી, દિબાનિશિ દેખતામ નયન ભરે।

(મારા તે હૃદય–માનવને ક્યાં મેળવીશ? તેને માટે હું દેશ–વિદેશ શોધમાં ફર્યા કરું છું. તે સૌંદર્ય-શશિની શોધમાં મારું મન ઉદાસી થઇ રહ્યું છે. હૈયું ભરીને તેને જોવાની મારા હૃદયની પરમ વ્યાકુળતા છે.) આ પ્રેમના પાગલની, હૃદય–માનવની શોધના ફકીરની ઝાંખી કરવી હોય તો શ્રી. નન્દલાલ બસુનું 'બાઉલ'નું ચિત્ર જોવાની ભલામણ કરું છું.

એક પારસ્ય દેશના સૂફીએ પણ આ જ ગાયું છે:—

" On the way to the Truth thou are ten temples
" One is the acter temple, the other the temple of the heart.
" As long as thou canst, make pilgrimage to hearts,
" Because one single heart is more than a thousand temples."

પ્રભુની લીલા એટલી ચમત્કૃતિવાળી છે કે માનવની કૃત્રિમ લીલા તેના આગળ ઝાંખી પડે છે:—

જીવે જીવે ચાઇયા દેખી, સબઇ તા'ર અવતાર।
યો તુઇ, નૂતન લીલા કિ દેખાબી, જાર નિત્ય લીલા ચમત્કાર॥

(જીવે જીવે તેનો અંશ રહેલો છે. અરે, માનવી, તું નવીન લીલા શી બનાવીશ? તેની લીલા નિત્યનવીન છે.)

અસમાન વ્યક્તિઓ વચ્ચે સાચો શુદ્ધ પ્રેમ ન હોઇ શકે. માટે જ પ્રભુને ભજતાં તે પણ સખાની માફક, પ્રિયની માફક જ્યારે 'ભાંડ' માં તે શુદ્ધ, અનન્ત, અનિર્વચનીયનાં

દર્શન થાય છે ત્યારે સમસ્ત ' બ્રહ્માંડ ' સૌંદર્યમય લાગે છે. પ્રથમ જે ઠેકાણે કૃત્રિમતા લાગતી હતી, ત્યાં પ્રકૃતિની ચિરસ્થાયી મૂર્ત સાચા સ્વરૂપમાં આવિર્ભૂત થાય છે. તેથી જ કબીર કહે છે—

ઘર ઘર દીપક બરૈ, લખૈ નહિં અન્ધ હૈ।
લખત લખત લખિ પરૈ, કરૈ જમ ફન્દ હૈ ॥

( ઘરઘરમાં દીપ બળે છે. અંધને તે દેખાતો નથી. જોતાં જોતાં જ્યારે તેનાં દર્શન થશે, ત્યારે મૃત્યુનો પાશ તૂટી જશે. )

આ अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो બાઉલનો હૃદય-માનવ છે, સૂફીઓની પ્રિયા છે, ગ્રીસના તત્ત્વજ્ઞાનીઓનો Logos છે. અંતરની ઉપલબ્ધિનો આવિર્ભાવ વાક્યો દ્વારા કરતાં દરેકે પોતપોતાની ભાષા વાપરી છે. પણ ઉપલબ્ધ વસ્તુ એક જ છે.

બાઉલ માને છે કે જન્મથી જ તેની દીક્ષા થઇ ગઇ છે. તે ગાય છે—

આમાર જે-દિન જનમ સે-દિન આમિ દીક્ષા પેયેછિ।
એક અક્ષરેર મન્ત્ર માયેર ભિક્ષા પેયેછિ ॥
દીક્ષા વિના ચલે ના જે એકટિ પ્રાણેર શ્વાસ,
સેઇ કથાને ગભીર આમાર રયે છે વિશ્વાસ।
આમિ નીર પેયેછિ, ક્ષીર પેયેછિ, પરાણ પેયેછિ,
તા'રિ સાથે સાથે માયેર શિક્ષા પેયેછિ ॥

( મારો જે દિવસે જન્મ થયો ત્યારે જ મને દીક્ષા મળી. માતાની ભિક્ષા એક અક્ષરના મન્ત્રથી મેળવી. પ્રાણનો એક પણ શ્વાસ દીક્ષા વિના ન ચાલી શકે તે મારો દૃઢ વિશ્વાસ છે. માતાનાં અશ્રુ મેળવ્યાં, માતાનું દૂધ મેળવ્યું, માતામાંથી પ્રાણ મેળવ્યો; તે સાથે જ માતાની શિક્ષા પણ મેળવી છે. )

તેમનો ગુરુ કોણ?

ગુરુ બોલે કરિ પ્રણામ કરલિ મન?
તોરે અધિક ગુરુ, પથિર ગુરુ, ઓતોર ગુરુ અગણન,
ઓમારે ગુરુ સર્વજન !

ગુરુરે તોર બરણ-ડાલા, ગુરુરે મારે મરણ-જવાલા !
ગુરુરે તોર હૃદય-વ્યથા, જે ઝરાય દુનયન !!

( હે મન, ગુરુ માની તું કોને પ્રણામ કરીશ? તારે પગલે પગલે આવનારા-જનારા તારા ગુરુ છે, અરે, તારા અસંખ્ય ગુરુઓ છે. સઘળા માનવો તારા ગુરુ છે. તારું સ્વાગત તારો ગુરુ છે, મરણ-જ્વાલા તારો ગુરુ છે, હૃદય-વ્યથાની આંખમાંથી ઝરતાં અશ્રુ તારો ગુરુ છે. )

પણ આ પ્રમાણેની ગુરુની ભાવનાની પાછળ વાસ્તવિકતા શી? તેઓ જણાવે છે કે ગુરુને જાણ્યા પહેલાં પોતાની જાતને પ્રથમ જાણવી જોઇએ. જ્યાંસુધી પોતાના અંતરમાં રહેલાં તત્ત્વોની ઉપલબ્ધિ થઇ નથી ત્યાં સુધી ગુરુની પાછળ પાછળ ફરવાનો શો ઉદ્દેશ ! લાલન નામનો બાઉલ કહે છે કે આત્માને જાણ્યા પછી " ક્ષૌય બાહુ દૂરે નાઇ " (પ્રભુ બહુ દૂર નથી. ) કબીર પણ જણાવે છે કે : " પરમાતમ ગુરુ નિકટ બિરાજૈ ! જાગ જાગ મન મેરે ॥ " આ પ્રમાણે બાઉલ ગુરુથી ગભરાય છે; કારણ કે કદાચ તે પોતાના શિષ્યના જીવન્ત આત્માને યોગ્ય રીતે વિકાસ ન પામવા દે.

તેમની સાધનાનું મુખ્ય આલંબન 'સહજ' છે. આ 'સહજ' મધ્યકાળના બધા સંતોમાં જોવામાં આવે છે. દ્વૈત, અદ્વૈત વગેરે તાર્કિક કલ્પનાઓમાં ગોથાં ખાધા વગર તેમણે સરળ પ્રેમનો સહજ માર્ગ સ્વીકાર્યો. આ સહજ માર્ગ નાથપંથના સિદ્ધગણોએ ખૂબ જ જોરથી લગભગ આઠમી સદીમાં શરૂ કર્યો હતો. તે પછીથી જયદેવ, બિલ્વમંગળ, ચંડીદાસ, વિદ્યાપતિ, વલ્લભાચાર્ય, કબીર, નાનક, રજ્જબ, દાદુ વગેરે કવિઓ તથા સંતોએ તેને આગળ ધપાવ્યો.

બંગાળાના વૈષ્ણવધર્મના સંસ્થાપક ચૈતન્ય મહાપ્રભુ નાનપણમાં 'ક્ષેપા નિમાઇ' ('ગાંડો નિમાઇ') કહેવાતા. હાલના બાઉલો પણ ચૈતન્યને પોતાના આદિપ્રવર્તક તરીકે માને છે. આથી બંગાળાના વૈષ્ણવ મેળાઓમાં બાઉલો જાય છે અને મંડળીઓ જમાવે છે.

તેઓ પ્રેમને સ્થૂળમાંથી સૂક્ષ્મમાં પરિણત કરવામાં માને છે. તેઓ પ્રેમને 'પરશમણિ'ની ઉપમા આપે છે.

પ્રેમ આમાર પરશમણિ ।
તા'રે છુંઇલે જેકામ હય રે સેવા ॥

(પ્રેમ સ્પર્શમણિ છે. તેને અડકવાથી કામ સેવામાં પરિણત થાય છે.) આને માટે એક બાઉલને શ્રી. ક્ષિતિમોહન બાબુએ એક વાર પૂછેલું: 'બાબા, આપ પ્રેમનો અનુભવ કેવી રીતે કરો છો?' બાઉલ કહે છે: 'ભાઇ, હાલમાં મારી સ્ત્રીને મરણ પામ્યે દસ-બાર વર્ષો થઇ ગયાં છે. તેના જીવતાં તેની સાથે સ્થૂળ સ્વરૂપમાં રહ્યો હતો, પણ તેનું સાચું સ્વરૂપ મને જણાયું ન હતું: પણ તેનો સાચો પરિચય થોડા સમય પહેલાં જ એક ક્ષણમાં થઇ ગયો. તેની સાચી શુદ્ધ અનંત મૂર્તિનાં મને દર્શન થયાં.'

આ ઉપલબ્ધિ ઉપરથી અગમ્ય, અગોચર, કેવળ આભાસ લાગે; પણ આવા દાખલા હાલના જમાનામાં મોજૂદ છે તે ટાંકું છું.

અમેરિકાના આધુનિક તત્ત્વજ્ઞાની હોમ્સે તેમના "In Quest of the Ideal" નામના પુસ્તકમાં નીચેનો તેમનો અનુભવ ટાંકયો છે. તેઓ હમેશાં ઉષાસમયે જાગતા રહેતા, હંમેશાં તેની ભવ્યતા અનુભવતા, પણ એક દિવસ "the pageant of the dawn was passing, and I was initiated into its inmost mystery. If there was near a moment in my life in which I underwent that sudden and complete transformation of the inner man (સરખાવો "મનેર્ માનુષ") which is called "Conversion", it was then. I seemed to be admitted into, I seemed to become one with — "the pure eternal corse of things" — and I knew, if I had never known it before, if I was never to know it again —

"At last, at last, the scent of the world."

આ પ્રકારનો બીજો પ્રસંગ શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનો છે. શાન્તિનિકેતનનાં હમણાંનાં કેટલાંક વ્યાખ્યાનોમાં તેમણે પોતાની ઉપલબ્ધિ જણાવવાનો પ્રયત્ન કર્યો હતો. ઘણા નાનપણથી ગાયત્રીમંત્રમાં તેમની શ્રદ્ધા હતી. ઘરના એક ખૂણામાં બેસીને તેઓ તે જપ કરતા. ઉપનિષદના શ્લોકોનું અર્થહીન પારાયણ કર્યા કરતાં તેમને તેના ઉપર નિદિધ્યાસન

કરવાનું ખૂબ જ ગમતું. આથી તેમને ઉપનિષદનો ઘણો ભાગ મુખે થઇ ગયો છે. પણ એક દિવસના સૂર્યોદયે તેમનો પડદો ખોલી દીધો. સમસ્ત જગત તેમને સૌંદર્યમય લાગ્યું. રસ્તામાં આવતા જતા માણસોમાં પણ તેમને પોતાના જીવનની harmony જણાઇ.

બાઉલ કહે છે કે—

કારે બોલવો, કે કરવે વા પ્રત્યય ।
આછે એઇ માનુષે સત્ય નિત્ય ચિદાનંદમય ॥

(કોને કહું, કોણ વિશ્વાસ કરશે ? આ માનવમાં જ સત્ય-નિત્ય-ચિદાનંદમય તે વિરાજમાન છે.)

દરેક ધર્મની માફક આ બાઉલમાંના કેટલાકમાં વિપરીત વર્તન દેખાય. પણ તેમનો ધર્મ વહ્યા કરે છે, કારણકે તેનામાં ગતિશીલતા છે. તેથી જ ટાગોરે જણાવ્યું છે કે:—

"On the inaccesible mountain peadks of theology, the snows of mud remain eternally rigid, cold and pure. But God's manifest shower falls direct on the plain of humble hearts, flowing there in various chanals, even getting mixed with some mud in its course, as it is soaked into the underground currents, invisible, but ever-moving."

આ સહજ સાધનાનો ટૂંક સાર રજ્જબજીએ જણાવ્યો છે:—

રજ્જબ વસુધા ભેદ સબ । કુલિ આલમ સુકુરાન ॥
પંડિત કાજી વૈ થકે । દફતર દુનિયા જાન ॥

જ. મ. આચાર્ય

આ નિબંધ લખવામાં નીચેનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો છે:

શ્રી. ક્ષિતિમોહન સેનનાં મારા વર્ગમાં થએલાં સૂચનો તથા તેમનો 'વિશ્વભારતી ક્વાર્ટર્લી'માં "Bauls & their Cult of Man — જાન્યુ૦ ૧૯૨૯ નો લેખ; રવીન્દ્રનાથ ટાગોર, 'An Indian Folk Religion' (Curative Unity માં;) 'Bauls of Bengal' — Vas. Qua. April, 1926; શિવ સંહિતા; 'ભારતવર્ષીય ઉપાસક સંપ્રદાય'— શ્રી. અક્ષયકુમાર દત્ત; 'બાઉલ' પ્રવાસી — માઘ અને ફાગણ ૧૩૩૯; વગેરે.

# કબીરની મૂંઝવણ

યુવાનીમાં સદ્‌ગુરુ પાસ રહેતા,
કબીરજી જ્ઞાનરહસ્ય લેતા.

નિહાળી ઘંટી તણું દૃશ્ય એકદા,
કબીરનાં નેન જલે ભરાયાં,
ચક્રે પડેલા ઘઉં સૌ દળાયા,
ન એક આખો કણ આવતો કદા.

સંસારનું ઘંટી શું ચક્ર ચાલે;
જનો બિચારા સહુ ત્યાં દળાય,
મને કરુણાભર્યું દૃશ્ય સાલે,
વિધિ તણી આ ગતિ ના કળાય.

ગુરુ સ્થિતિ એહ કળી ગયેલા;
ઘંટી પડો તે ઉંચકાવી નાખ્યાં,
આખા ખીલાને વળગી રહેલા
કણો બતાવી ગુરુ આમ ભાખ્યાઃ

‘સંસારનું ચક્ર ભલે ફરે એ
ઓથે પ્રભુને, ન પીસાય કોઈ.’

પ્રપન્ન ગો. કાજી

# હિંદનો કાપડઉદ્યોગ અને જાપાનની હરીફાઈ

યુરોપ અને એશીઆનાં બજારો હિંદી કાપડથી ઊભરાતાં, એ કંઇ લાંબા ભૂતકાળની વાત નથી. મોગલ સામ્રાજ્યના અસ્તકાળ લગી ભારતની જાહોજલાલી, કળા અને ઉદ્યોગથી સમૃદ્ધ બનેલા કોઇ પણ દેશની સ્પર્ધા કરવા પૂરતી હતી, કદાચ સૌથી શ્રેષ્ઠ હતી, એમ કહેવાથી પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી.

કાપડ માટે હિંદનું પરાવલંબીપણું છેલ્લાં સો વર્ષથી થયું છે. હિંદની કળા અને ઉદ્યોગના અસ્તને પણ તેટલાં જ વર્ષો થયાં છે. કાપડઉદ્યોગ એ હિંદનો મહાન અને મહત્ત્વનો ઉદ્યોગ હતો. જગતનાં ભાગ્યશાળી નરનારીઓનાં શરીર હિંદી કાપડથી શોભતાં. હિંદી કપડાંથી સજ્જ થવામાં માન અને ગૌરવ સમજવામાં આવતું.

ભારતના ભાગ્યક્ષિતિજ પરથી એ દિવસો તો આથમી ગયા. હવે તો પરાધીન, નિર્ધન અને નિરુદ્યમી ભારતને એ ભાગ્યશાળી દિવસોની સ્મૃતિમાત્ર જ રહી છે. જગતને વસ્ત્ર પુરાં પાડનાર ભારતને પોતાનાં સંતાનોની શરમ સાચવવા અને તેમને શીતોષ્ણતાથી બચાવવા પરદેશો પર આધાર રાખી બેસી રહેવું પડે છે!

ભારતના કાપડઉદ્યોગના નાશની કરુણ કહાણી હજી તાજી છે. કદાચ સગી આંખે જોનારાઓને મોઢે સાંભળનારાઓ હજુ નીકળી આવે છે; એ કંઇ સૈકાઓ જૂની પ્રાચીન ઐતિહાસિક વાર્તા નથી.

પરદેશોને કાપડ-સૂતર પુરાં પાડનાર હિંદમાં વિદેશી કાપડ અને સૂતરની આયાત થવા લાગી. એટલે જગતમાં હાથવણાટનું કાપડ બનાવનાર દેશ તરીકે પોતાનું સ્થાન ગુમાવ્યા પછી ઓગણીસમા સૈકાની ત્રીજી પચીસીના આરંભકાળે યાંત્રિક સાધનો દ્વારા કાપડ બનાવવાનું હિંદમાં શરૂ થયું. ઇ. સ. ૧૮૫૩ માં મુંબઇ મધ્યે એક પહેલવહેલી મિલ બાંધવાનું માન એક પારસી ભાઇને મળ્યું, પણ એક દાયકા લગી તેનું અનુકરણ થયું નહિ. પણ ૧૮૬૧ માં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં આંતરયુદ્ધ શરૂ થયું, તે વખતે હિંદમાં નવાં ઐતિહાસિક ઔદ્યોગિક સાહસો ઊભાં કરવામાં આવ્યાં, તેમાં કેટલીક મિલો પણ બાંધવામાં આવી. એ યુદ્ધ વિરામ પામ્યા બાદ ઊભી થયેલ મંદીથી બીજા હુન્નરઉદ્યોગ પર

લેવાનો પ્રયાસ શરૂ થયો. સ્વદેશી કાપડનું માન વધવા લાગ્યું. સ્વદેશી ભાવનાએ એ ગૃહ-ઉદ્યોગને અપનાવ્યો. આ પ્રવૃત્તિથી હિંદનો ગૃહઉદ્યોગ પુનર્જીવિત થયો અને મિલઉદ્યોગને આડકતરો આર્થિક લાભ થવા લાગ્યો. રગસીઆ ગાડાની ગતિએ ચાલતી મિલોને કામ મળવા લાગ્યું. તેના કાપડની પેદાશને હિંદની બજારોમાં માનભર્યું સ્થાન મળવા લાગ્યું.

કાપડ માટે પરદેશો પર પરાવલંબી થઇ જવા છતાં હિંદના હાથવણાટના પુરાણા ઉદ્યોગનું અસ્તિત્વ ટકી રહ્યું હતું, તે આ પ્રવૃત્તિથી સજીવન થયું. હાથશાળોમાં વણાતું કાપડ હિંદની ત્રીજા ભાગની જરૂરીઆતને પૂરું પહોંચી શકતું નથી; પણ આ બંને મળીને આપણી ૨/૩ બે તૃતીઆંશ કાપડની જરૂરીઆત પૂરી પાડે છે. અનેક હરીફાઇ, પ્રતિકૂળ હૂંડિયામણ અને યંત્રવાદની શક્તિની સામે આ ઉદ્યોગ ટકી રહ્યો છે.

**નીચેના ૨૦ વર્ષના આંકડા મિલઉદ્યોગ અને હાથવણાટની પ્રગતિ બતાવે છેઃ**

| વર્ષ. | મિલોમાં વપરાયેલું સૂતર | મિલોમાં કાપડનું ઉત્પન્ન | હાથશાળો-માં વપરાયેલું સૂતર | વર્ષ. | મિલોમાં વપરાયેલું સૂતર | મિલોમાં કાપડનું ઉત્પન્ન | હાથશાળો-માં વપરાયેલું સૂતર |
|---|---|---|---|---|---|---|---|
| | લાખરતલ | લાખ વાર | લાખરતલ | | લાખરતલ | લાખરતલ | લાખરતલ |
| ૧૯૧૨–૧૩ | ૨૫૪૦ | ૧૨૨૦૮ | ૨૬૦૦ | ૧૯૨૨–૨૩ | ૩૬૨૦ | ૧૭૨૫૦ | ૩૩૫૦ |
| ૧૯૧૩–૧૪ | ૨૪૪૦ | ૧૧૬૪૦ | ૨૬૭૦ | ૧૯૨૩–૨૪ | ૩૫૬૦ | ૧૭૯૨૦ | ૨૫૧૦ |
| ૧૯૧૪–૧૫ | ૨૪૭૦ | ૧૧૩૬૦ | ૨૯૬૦ | ૧૯૨૪–૨૫ | ૪૧૦૦ | ૧૯૭૦૦ | ૩૧૪૦ |
| ૧૯૧૫–૧૬ | ૩૧૭૦ | ૧૪૪૧૦ | ૨૭૨૦ | ૧૯૨૫–૨૬ | ૪૧૫૦ | ૧૯૫૪૦ | ૨૮૩૦ |
| ૧૯૧૬–૧૭ | ૩૩૭૦ | ૧૫૭૮૦ | ૧૮૯૦ | ૧૯૨૬–૨૭ | ૪૮૧૦ | ૨૨૫૯૦ | ૩૨૪૦ |
| ૧૯૧૭–૧૮ | ૩૪૦૦ | ૧૬૧૪૦ | ૨૦૩૦ | ૧૯૨૭–૨૮ | ૫૦૭૦ | ૨૩૫૭૦ | ૩૨૩૦ |
| ૧૯૧૮–૧૯ | ૩૫૨૦ | ૧૪૫૧૦ | ૨૬૨૦ | ૧૯૨૮–૨૯ | ૩૦૪૦ | ૧૮૯૩૦ | ૨૭૯૦ |
| ૧૯૧૯–૨૦ | ૩૪૨૦ | ૧૬૪૦૦ | ૧૪૧૦ | ૧૯૨૯–૩૦ | ૫૦૨૦ | ૨૪૧૯૦ | ૩૪૦૦ |
| ૧૯૨૦–૨૧ | ૩૨૮૦ | ૧૫૮૧૦ | ૨૮૭૦ | ૧૯૩૦–૩૧ | ૫૨૩૦ | ૨૫૬૧૦ | ૩૩૯૦ |
| ૧૯૨૧–૨૨ | ૩૬૦૦ | ૧૭૩૨૦ | ૨૯૮૦ | | | | |

હિંદી મિલોમાં ઉત્પન્ન થતા કાપડ અને હાયશાળોમાં વપરાતા સૂતરના આંકડા જોતાં સમજી શકાય છે કે હિંદનો કાપડઉદ્યોગ પ્રગતિને પંથે પડયો છે. જાપાન અને વિલાયતની મોટી હરીફાઇ સામે ટકવા માટે માત્ર એક જ સ્વદેશીની ભાવના સિવાય આ ઉદ્યોગને પગભર કરવા એક પણ સાધન નથી.

સમગ્ર હિંદમાં ૩૪૦ મિલો છે, તેમાંથી ૩૧૭ આખા દિવસ માટે કામ કરે છે અને ૨૩ મિલો કામ વિનાની બેકાર છે. તેમાંથી ૯ મુંબઇની, ૨ અમદાવાદની, ૬ મુંબઇ ઇલાકાની અને ૬ મુંબઇ ઇલાકા બહારની છે.

હિંદના મિલઉદ્યોગ પાછળ રૂ. ૪૦-૩૨ કરોડ રોકાય છે. ૧૯૩૨ ની સાલમાં હિંદની મિલોમાં ૨ લાખ ત્રાક અને ૪ હજાર સાળનો વધારો કરવામાં આવ્યો છે. હિંદમાં બધી મળી ૧ લાખ ૮૬ હજાર સાળો છે, તેમાંથી ૧ લાખ ૬૧ હજારે સરાસરી કામ કર્યું છે. ૧૯૩૨ ની સાલમાં કપાસની ૨૦ લાખ ગાંસડી હિંદી મિલોમાં વપરાઇ છે. વિલાયતી અને

ખાસ કરી જાપાનના કાપડના અતિ સસ્તાપણાને કારણે હિંદી મિલોના કાપડની માંગ ઓછી રહેતી હોવાથી હાલ હિંદની મિલોમાં ૧૭૫૦૦૦ કાપડની ગાંસડીઓ ખરીદીને અભાવે જેમની તેમ પડી છે.

હિંદનાં બજારોમાં પોતાનું કાપડ સસ્તુ ખપાવવા જાપાને ભયંકર હરીફાઇ માંડી છે. જાપાન જે ભાવે હિંદમાં તૈયાર કાપડ આપે છે તે ભાવે હિંદી મિલો સૂતર પણ આપી શકતી નથી. જાપાનના કાપડની બહોળી અને સસ્તી આયાત હિંદનાં ગામડાં સુધી પહોંચવા લાગી. જાપાનનું ઝીણું–જાડું કાપડ હિંદના ખેડૂત, મધ્યમવર્ગ અને શ્રીમંતને અનુકૂળ પડવા લાગ્યું, તેની માઠી અસર હિંદના મિલઉદ્યોગ પર થવા લાગી છે.. હિંદી મિલો જાપાનની હરીફાઇમાં કાપડ વેચી શકતી નહિ હોવાથી હિંદી મિલોને મુશ્કેલીથી ચલાવવું પડે છે. આ મુશ્કેલી દૂર કરવા ઉહાપોહ કરવામાં આવ્યો ત્યારે હિંદી સરકારે જાપાનના કાપડની આયાત પર વધારાની પાંચ ટકાની જકાત નાખી પાયમાલ થતા હિંદના મિલઉદ્યોગનું રક્ષણ કર્યું.

પણ એ અસર લાંબો સમય ટકી નહિ. દુનિયામાં મહાન આર્થિક સંકડામણ ઊભી થઇ. ઇંગ્લંડની સરકારે એકાએક સોનાના ધોરણને તિલાંજલિ આપી. હિંદી સરકારે તેનું અનુકરણ કરી રૂપિયાની હૂંડીનો ભાવ પૌંડ સ્ટર્લિંગ સાથે જોડી આપ્યો. દેશ દેશ વચ્ચેના હૂંડિયામણ સંબંધમાં અસાધારણ ભાવફેર થયો. જાપાને ઇંગ્લંડના પગલે ચાલવામાં ઢીલ કરી સાવચેતીથી કામ લેવા માંડયું. તેની અસર હિંદ ખાતે આયાત થતા જાપાની માલ પર થવા લાગી. રૂપિયાની સરખામણીમાં જાપાનના યેનના ભાવ દબાવા લાગ્યા. તે તકનો લાભ લઇ જાપાન પુષ્કળ માલ હિંદ ખાતે નિકાસ કરતું ગયું. જાપાનના કાપડ સામે પાંચ ટકાની વધારાની જકાત પડવા છતાં પણ જાપાની કાપડ હિંદમાં વધુ ને વધુ વેચાવા લાગ્યું. આ વેપારને અનુકૂળ થવા જાપાનની હૂંડી ઘટવા લાગી. જાપાનની આ અસાધારણ આયાત હિંદના કાપડઉદ્યોગને ગુગળાવવા લાગી. હિંદના વેપારી સમાજમાં અને ઔદ્યોગિક મંડળોમાં ખૂબ ગભરાટ ફેલાયો. હિંદના મિલઉદ્યોગના રક્ષણ માટે બીજી વધારાની જકાત નાખવા હિંદી સરકારને અરજ કરવામાં આવી; તે પરથી તેની તપાસ કરવા ના. સરકાર તરફથી ટેરિફ બોર્ડ નીમવામાં આવ્યું. અંતે બોર્ડની ભલામણથી જાપાનના કાપડની આયાત સામે વધારાની ૧૮॥ ટકાની જકાત નાખી મિલોને રક્ષણ આપ્યું. તેનું પરિણામ એ આવ્યું કે જાપાનના કાપડ સામે જેટલી જકાત નાખવામાં આવી, તેટલા ટકા પોતાના હૂંડિયામણમાંથી ઘટાડી જાપાને હિંદની જકાતી દિવાલ કૂદી જવા માંડી છે. જાપાનની હુંડીના ભાવ ૧૦૬ માંથી ૮૬ થઇ ગયા. હાલ બે માસની હૂંડીના ભાવ ૭૮ છે. જાપાનના કાપડ સામે એકંદર ૫૦ ટકાની જકાત નાખવામાં આવી છે, છતાં તેનું કાપડ હિંદમાં અતિ સસ્તું વેચાઇ રહ્યું છે. જાપાનની હૂંડીના ઘટતા ભાવે હિંદના મિલઉદ્યોગ અને વેપાર સામે પ્રથમના જેવી જ હરીફાઇ ચાલુ જ રહી છે. તેનું પરિણામ હિંદના મિલઉદ્યોગની પાયમાલીમાં ન પરિણમે એ જ જોવાનું છે.

એક તરફ જાપાન અને બીજી તરફ ઇંગ્લંડ હિંદમાં સસ્તું ને સસ્તું કાપડ મોકલાવતા આવે છે. પોતાના દેશનો માલ હિંદની બજારોમાં ખપાવવા ઇંગ્લંડ પાસે સસ્તું હૂંડિયામણ અને " શાહી પસંદગી "નું બહાનું છે; અને જાપાન પાસે પોતાનું હૂંડિયામણ વધઘટ કરવા સત્તા અને સાધનો છે.

૧૯૩૨ ની સાલમાં ફક્ત ત્રણ માસમાં આયાત થયેલ જાપાનના કાપડના આંકડા

| માસ | સફેદ કાપડ | રંગીન કાપડ | કોરું કાપડ |
|---|---|---|---|
| એપ્રિલ | ૭૨૭૪૦૦૦ | ૧૨૬૧૫૦૦૦ | ૨૦૭૭૬૦૦૦ |
| મે | ૬૯૪૦૦૦૦ | ૧૩૦૫૮૦૦૦ | ૧૬૬૬૦૦૦૦ |
| જૂન | ૧૦૧૪૩૦૦૦ | ૧૯૯૦૪૦૦૦ | ૨૧૦૭૪૦૦૦ |
| કુલ વાર | ૨૪૩૫૭૦૦૦ | ૪૫૦૭૬૦૦૦ | ૫૮૪૬૮૦૦૦ |

એ રીતે ફક્ત ત્રણ માસમાં એકંદર ૧૨૮૪૦૧૦૦૦ વાર કાપડ જાપાને હિંદ ખાતે નિકાસ કરેલ છે. તે હિસાબે વરસ દહાડાની ગણતરી કરતાં, જોવામાં આવશે કે હિંદમાંથી મોટી દોલત જાપાન ખેંચતું જાય છે. જાપાન સામે ૫૦ ટકાની જકાત હોવા છતાં પોતાનું કાપડ હિંદમાં ઘુસાડવા પોતાનું હૂંડિયામણ ઘટાડી જાપાને પોતાના વેપાર અને ઉદ્યોગને રાહત આપી છે.

ઈ. સ. ૧૯૩૧ ના જાન્યુઆરીથી જૂન સુધી ૨૧૧૭૦૦૦૦૦ વાર અને ૧૯૩૨ ના જાન્યુઆરીથી જૂન સુધી ૨૯૨૦૦૦૦૦૦ વાર કાપડ ઇંગ્લાંડથી હિંદમાં આવ્યું. આગલી સાલ કરતાં વધુ આયાત થવાનું કારણ ગગડી ગયેલ પૌંડની હૂંડીના ભાવ ગણવામાં આવે છે.

આંતર-કરારની રૂએ એકલા જાપાનના કાપડ પર જકાત નહિ નાખી શકાતી હોવાથી અંગ્રેજ સિવાયના બીજા બધા દેશોના આયાત થતા કાપડ પર જકાત નાખવામાં આવેલ છે. હિંદ ખાતે ઇંગ્લાંડ અને જાપાન સિવાયના દેશો ઝાઝું કાપડ નિકાસ કરતા નહિ હોવાથી આ જકાતથી આડકતરી રીતે અંગ્રેજી આયાતને ઉત્તેજન મળશે.

હિંદ અને અમેરિકામાંથી જાપાન મોટી કિંમતનો કપાસ ખરીદી પોતાના દેશમાં કાપડ તૈયાર કરે છે. આ તૈયાર થતા કાપડ પર આયાત-નિકાસના બંદરી ખર્ચ, સ્ટીમરોનાં નૂર, વીમા, મજૂરી, આડત અને મોટી જકાતો આપ્યા છતાં, જાપાનને પોતાનું કાપડ આવું સસ્તું કેમ પાલવતું હશે ? હિંદમાં પાકતા કપાસમાંથી હિંદી મજૂરી, મૂડી અને ઉદ્યોગથી હિંદી મિલોમાં બનતું કાપડ તેવું સસ્તું વેચી શકાતું નથી તેનું કારણ શું ?

જાપાનના આ ઉદ્યોગની ઉન્નતિ, નીચેનાં કેટલાંક પ્રધાન કારણોને આભારી છે:-

૧. જાપાન એ સ્વતંત્ર પ્રગતિવાન દેશ છે. ત્યાંની પ્રજા અને રાજ્યનું શ્રેય સાથે જ જોડાયેલું છે. ત્યાંના વેપારીઓ, રાજ્યદ્વારીઓ, ઉદ્યોગવાદીઓ, કામદારો, મજૂરો, બેંકરો —શરાફો, સ્ટીમર અને વીમા કંપનીઓ સંયુક્ત સહકારથી પોતાના રાષ્ટ્રીય ઉદ્યોગની ખીલવણી કરી રહ્યાં છે.

૨. દુનિયામાં ઊભી થયેલ વેપાર અને હુન્નર-ઉદ્યોગની મહાન મંદીની અસર જાપાનમાં થવા બેઠી. આ મંદીમાંથી ઉત્પન્ન થતી બેકારીને રોકવા જાપાનની સરકારે ભગીરથ પ્રયત્નો આદર્યા. દેશના હુન્નર-ઉદ્યોગ અને વેપાર-વાણિજ્ય સજીવન રાખવા જાપાનને નવું ઘડતર કરવું પડયું છે. એ નવા ઘડતરના ફળરૂપે આજે જાપાન સસ્તામાં સસ્તી જ વસ્તુઓ અને કાપડ-રેશમ પૂરાં પાડે છે. પરદેશોની બજારોમાં પોતાનો પગપેસારો કરવા અને હરીફાઇ ચાલુ રાખવા સરકારી સહાય મળે છે. જાપાનનું વધતું-ઘટતું હૂંડિયામણ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

૩. જાપાનની બેંકો અને શરાફો નજીવા વ્યાજે જાપાનની મિલોને નાણું ધીરે છે.

જાપાનની મિલો હિંદ અને અમેરિકામાંથી સરતા બજારે મોટી રકમોનો કપાસ ખરીદી શકે છે.

૪. જાપાનની રેલવે અને સ્ટીમરો નામના નૂરે તથા વીમા કંપનીઓ નજીવા વીમે જાપાની કાપડ પરદેશોનાં બંદરે પહોંચતું કરવામાં સહાય કરે છે.

૫. જાપાનની મિલમાં છેલ્લામાં છેલ્લી ઢબના અને સુધરેલી પદ્ધતિનાં થોડા સમયમાં વધારે કામ આપે એવાં યંત્રો હોય છે; જ્યારે આપણી મિલો માટે જોઇતા સાંચા પરદેશોથી મોટા ખર્ચે અને ભારે જકાત ચડીને આવે છે. છેલ્લામાં છેલ્લી ઢબના સાંચા અવારનવાર દાખલ કરવાનું સર્વેને સુલભ નથી. જાપાન પોતાની મિલો માટે જોઇતા સગવડવાળા અને સસ્તા સાંચા બનાવી ઉદ્યોગને ખીલવી શકે છે.

૬. જાપાનની મિલ દશ વર્ષમાં ૬૨ હજાર કલાક કામ કરે છે, ત્યારે લૅંકેશાયરમાં ૨૪ હજાર કલાક કામ કરે છે. એટલે જાપાન દશ વર્ષે નવી મિલ (નવા સાંચા) ઊભી કરી શકે છે, તેથી દશ વરસ દરમિયાન થયેલા સુધારા અને નવીન શોધનો લાભ લઇ શકે છે. એ કારણથી જાપાન સસ્તે ભાવે કાપડ પૂરું કરી શકે છે. તેની સાથે તેની ઘટતી હૂંડીથી પોતાનું કાપડ જગતનાં બજારોમાં ઓછામાં ઓછા દરે વેચવા મોકલાવી શકે છે.

૭. જાપાનના ઇજનેરો વધુ સસ્તા, કુનેહબાજ અને ખંતીલા છે. મિલમાં વધુમાં વધુ પેદાશ લેવાની ત્રેવડ તેની શક્તિની પ્રતીતિ કરાવે છે. અને ઉત્સાહી વ્યવસ્થા કામદારો અને મજૂરો સસ્તામાં સસ્તું કાપડ બનાવવામાં ખૂબ કાળજી રાખે છે.

૮. જાપાનના મજૂરોની મજૂરી અહીંના પ્રમાણમાં વધારે નથી; છતાં ત્યાંનો મજૂર ૭ ચરખા પર દેખરેખ રાખી શકે છે, જ્યારે અહીં બે ચરખાની દેખરેખ સરખી રહી શકતી નથી. ત્યાંનો મજૂર કામ માટે તનતોડ મહેનત કરે છે.

૯. જાપાનમાં મિલમાલેક અને મજૂર વચ્ચે અથડામણ અને અસંતોષ નથી, તેમ ત્યાં અવારનવાર હડતાલ પડવાનો ભય રહેતો નથી; જ્યારે હિંદમાં માલેક અને મજૂર વચ્ચે અસંતોષ અને હડતાલનો ભય કાયમ ઊભો છે.

૧૦. જાપાનમાં દિવસ અને રાત્રે મિલો કામ કરે છે. અહીં હેગ કન્વેન્શન નીચે મિલોને દિવસ અને રાતના જુદાજુદા મજૂરો કામે લગાડી બેવડો પગાર આપવો પડે છે, અને કામ કરવાના સમયની મર્યાદા નક્કી કરવામાં આવેલ છે; જ્યારે જાપાનમાં તેવું બંધન નથી.

૧૧. જાપાનમાં આપણી પેઠે મેનેજિંગ એજન્સી સીસ્ટમ જેવી ખર્ચાળ પદ્ધતિથી મિલોનો વહીવટ ચાલતો નથી. કોલસા, સાંચા અને કપાસની ખરીદીમાં કમિશન ખાઇ જવાનો ત્યાં રિવાજ નથી. મિલોના હિસાબે અને જોખમે મોટરો દોડાવી, બંગલા બંધાવી અને ધામધૂમ કરી માલ મોંઘો બનાવવા કરતાં ઓછામાં ઓછા ખરચે, બનતી કરકસર, માલેક-મજૂરનો સહકાર, નવીન ઢબનાં અને સુધરેલી પદ્ધતિનાં યંત્રો અને સાધનો, રેલવે, વીમા કંપની અને સ્ટીમરોના સહકાર અને સરકારની અમીદૃષ્ટિથી સસ્તામાં સસ્તુ કાપડ તૈયાર કરવામાં જાપાન રોકાયું છે.

જાપાને ધમકી આપી છે કે જો હિંદ જાપાનના કાપડ પર વધારે જગાત નાખશે, તો જાપાન હિંદુસ્તાનના માલનો બહિષ્કાર કરશે. હિંદમાંથી દરવર્ષે નિકાસ થતા કપાસમાંથી

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૪૩૦ ]

# ગ્રન્થિ [ Complex ]*

[ નવા માનસશાસ્ત્રની મુખ્ય શોધ ]

And this above all,
To thy ownself be true.

**Hamlet**

મનમાં જે કેટલાક વ્યાપારો ઉદ્‌ભવ પામે છે તેમાંના એકને પાશ્ચાત્ય માનસશાસ્ત્ર ગ્રન્થિ–Complex–કહે છે. આ ગ્રન્થિ એ શું છે, ને કેવી રીતે રચાય છે, તે કેવી રીતે વ્યક્ત થાય છે તે સમજવાથી જીવનના સ્થૂલ અને સૂક્ષ્મ પ્રદેશો ઉપર કેટલોક પ્રકાશ પડે છે. થોડાંએક દૃષ્ટાંતોથી ગ્રન્થિનો અર્થ સમજવો સહેલો થઈ પડશે.

'રમણિકલાલ, તમારે આ દવા સાથે દૂધ લેવું જોઇએ,' ડૉક્ટરે દવા લખતાં લખતાં કહ્યું.

'દૂધ! દૂધ તો મેં જિંદગીમાં ચાખ્યું જ નથી; હું તે પીઉં તો મને ઊલટી જ થાય.' દૂધ પીવાની જરૂરની વાત સાંભળીને રમણિકલાલ રોમાંચ અનુભવતો હતો.

'તમને કેટલાં વર્ષ થયાં?'

'મને અઠ્ઠાવીસ વર્ષ થયાં. મારી સાંભરણમાં મેં કદી પણ દૂધ પીધું નથી!'

'તમારે આ દવાની જ જરૂર છે; અને આ દવા સાથે તમારે દૂધ લેવું જ જોઇએ. દૂધમાં સાકર નાખજો; પ્રથમ થોડું દૂધ લેજો; પછી વધારશો.' ડૉક્ટરે રમણિકલાલને સમજાવવા માંડ્યું.

અને ખરેખર, રમણિકલાલને દૂધ પ્રત્યે તેવો જ અણગમો હતો. તેમને આવો અણગમો શા માટે થયો તે તો તે નહોતા જાણતા, પરંતુ ઊંડી તપાસ કરતાં માલમ પડ્યું કે એક પ્રસંગે એમના મન ઉપર ઊંડી અસર કરી હતી. રમણિકલાલની ઉંમર જ્યારે ત્રણ વર્ષની હતી ત્યારે તેમને દૂધ સાથે ગ્રેગરી પાઉડર (Gregory Powder) પીવાને એક ડૉક્ટરે આપ્યો હતો. રમણિકલાલ તે પીવા જાય કે તરત તે મોંમાંથી પાછો વળતો હતો. ચાર પાંચ દિવસ તો તેણે દૂધ પીધું ખરું, પણ તે તરત નીકળી ગયું. છઠ્ઠે દિવસે રમણિકલાલ દૂધ અને ગ્રેગરી પાઉડર લેતા હતા, પાસે ડૉક્ટર ઊભા હતા, રમણિકલાલે દૂધ પીધું કે તરત તે પાછું ન આવે તે વાસ્તે ડૉક્ટરે રમણિકલાલનું મોઢું જોરથી બંધ કરી દીધું. આ અણધાર્યા હુમલાથી રમણિકલાલ ગભરાઈ ગયા, અને તેને પારાવાર ગુંગળામણ થઇ. આંખમાંથી પાણી નીકળ્યું, અને પરસેવો વળી ગયો. ભય, ત્રાસ–એવું મનમાં સાથે જોડાઇ ગયું. આ બનાવે એટલી તો પ્રબળ અસર તેના હૃદય ઉપર કરી કે ફરીથી વર્ષો સુધી દૂધ લેતાં રમણિકલાલને ગભરામણ થતી હતી.

આ પ્રસંગ જ્યારે રમણિકલાલને યાદ આવ્યો ત્યારે તેમને કાંઇક નિરાંત વળી અને લાગ્યું કે દૂધ પ્રત્યેનો તેમનો અણગમો અયોગ્ય છે. તેમને તે વખતે દૂધનો પ્યાલો આપવામાં આવ્યો; તે તરત તે પી ગયા અને કહ્યું કે "આ દૂધ જેવું લાગતું જ નથી."

* આ વિષય ઉપર ગુજરાતના શિક્ષકોનું હમણાં ઠીક ધ્યાન ખેંચાયું છે. આ સંબંધી કેટલુંક વિવેચન આ લેખમાળા પૂરી થયા પછી આપવા પ્રયત્ન કરીશું.—તંત્રી

રમણિકલાલને દૂધ વિરુદ્ધ પ્રબળમાં પ્રબળ અણગમો હતો; તેમના મનમાં દૂધ વિરુદ્ધ પ્રબળ ગ્રન્થિ બંધાઇ ગઇ હતી. તેમને "પ્રતિ-દૂધ-ગ્રન્થિ અથવા Anti-milk-Complex થયો હતો. તેમનો દૂધ પ્રત્યેનો અણગમો કોઇ બૌદ્ધિક કારણોસર ઉત્પન્ન થયો ન હતો, પરંતુ દૂધ પીતાં અત્યંત કડવો અનુભવ થયો હતો, જે દુઃસહ્ય લાગણીઓ અનુભવી હતી, તે અનુભવ અને તે લાગણીઓને લઇને તેમને તે પ્રત્યે કંટાળો આવ્યો હતો. દૂધનું પાન અપ્રિય ઊર્મિઓથી રંગાઈ ગયું હતું.

*

છેલ્લા યુરોપીય વિગ્રહસમયે યુવાન રૉબર્ટ લશ્કરમાં સારું કાર્ય કરતો હતો. રૉબર્ટને તેના સાથીઓ સાથે ખાઇમાં રહેવાનો હુકમ તેના ઉપરી અધિકારી તરફથી એક દિવસ મળ્યો. રૉબર્ટ ખાઇમાં પહોંચ્યો કે તરત જ તેને ચક્કર આવવા લાગ્યાં, માથું ભમવા લાગ્યું અને તેણે બેચેની અનુભવવા માંડી. તેના હાથમાંથી બંદૂક સરી જવા માંડી. બહાદૂર, નિર્ભય, તંદુરસ્ત રૉબર્ટની આ સ્થિતિ જોઇને સૌને નવાઇ લાગી. રૉબર્ટને ડૉક્ટર પાસે મોકલવામાં આવ્યો. ઘણા દિવસો પછી ડૉક્ટરને માલમ પડયું કે બાલ્યાવસ્થાના એક પ્રસંગે તેના ચિત્ત ઉપર ગાઢ છાપ પાડેલી હતી, અને તેથી તે ખાઇમાં રહી શકતો ન હતો.

રૉબર્ટની ઉંમર પાંચછ વર્ષની હતી ત્યારે એક યુવતીએ તેને પત્ર આપીને પોતાના પ્રિયતમ પાસે રાત્રિના સમયે મોકલ્યો હતો. રૉબર્ટને ઊંચાળી જેવી સાંકડી ગલીમાં થઇને જવાનું હતું. આ માર્ગને બન્ને તરફ બારણાં હતાં. રૉબર્ટ ગલીના પેલા બારણા પાસે પહોંચ્યો ત્યારે તેને માલમ પડયું કે તે બારણું બંધ હતું. તેણે તે ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ તે ઊઘડયું નહિ. તે પાછો ફર્યો અને ગલીના નાકા આગળ આવ્યો; પણ ત્યાં કોઇએ એ બારણું બંધ કરી દીધું હતું. રૉબર્ટથી તે બારણું ઊઘડયું નહિ. એટલે તે બહુ મુંઝાયો. તેણે રડવા માંડયું અને બૂમો પાડવા માંડી. તે દિવસથી સાંકડી ગલી સાથે તેના ચિત્તમાં ભયંકરતા સંકળાઇ ગઇ હતી. તેના બાલહૃદયને જે આઘાત તે દિવસે સાંકડી ગલીમાં ઊભા રહેતાં થયો તે આઘાત ક્ષણજીવી ન રહ્યો, પરંતુ ચિરંજીવી નીવડયો.

તે દિવસથી રૉબર્ટને માત્ર તે ગલી જ ભયંકર ન લાગી, પરંતુ તે ગલીને મળતું આવતું ગમે તે સ્થળ એટલું જ ભયાનક દીસતું હતું. જે સ્થળ તે ગલીના સ્મરણને જગાડે તે સ્થળમાં તે રહી શકતો ન હતો. ગલી અને તેને મળતાં આવતાં સ્થળો ભયથી રંગાઇ ગયાં હતાં. આ બધાં સ્થળોમાં રહેતી વખતે તે ભય અનુભવતો હતો. એવાં બધાં સ્થાનો ભય સાથે ગુંથાઇ ગયા હતા, અને તેની એક ગ્રન્થિ બની હતી. રૉબર્ટ તે સમયથી સાંકડી-ગલી-ગ્રન્થિ અથવા Narrow-lane-Complex અનુભવતો બની ગયો હતો; અને લશ્કરમાં સેવા કરતાં રહેવાની ફરજ પડેલી ખાઇએ એ ગલી-ગ્રન્થિને જાગ્રત કરી અને બહાદૂર નિર્ભય રૉબર્ટને બીકણ, ભયભીત બનાવી દીધો.

*

ગુજરાત કોલેજમાં બેસીને મણિલાલ મૅટ્રિકની પરીક્ષા આપે છે. તે ગણિતનો પેપર જુએ છે; પહેલા પ્રશ્નનો જવાબ આપે છે; જવાબ આપતાં આપતાં તેનું માથું ભારે થઇ જાય છે; તેને લાગે છે કે તેને ચકરી આવશે; હજુ વિચાર પૂરો આવ્યો ન આવ્યો ત્યાં તો તેને ચકરી આવે છે; તેને ઘેર લઇ જવામાં આવે છે; તે પરીક્ષામાં નાપાસ થાય છે.

મણિલાલના મનમાં પરીક્ષા સાથે બહુ દુઃખદ લાગણીઓ જોડાય છે. કોઇ મૅટ્રિકની પરીક્ષાની વાત કરે કે તરત જ તેને પોતાનું નિષ્ફળ ગયેલું વર્ષ યાદ આવે છે, અને

મનમાં દુઃખદ લાગણીઓ જાગ્રત થાય છે. માત્ર પરીક્ષાના સ્મરણથી જ આવું બને છે તેમ નથી, પરંતુ પરીક્ષાની સાથે જોડાયેલી ઘણી વસ્તુઓના સ્મરણથી તેના મનમાં શોક ઊભરાય છે. કોઇ પરીક્ષકનુ નામ લે, કોઇ ગુજરાત કૉલેજનું નામ લે, કોઇ અમદાવાદનું નામ લે, કોઇ મેટ્રિકની ગાઇડનું નામ લે, કોઇ સુપરવાઈઝર વિશે વાત કરે, કે કોઈ કન્સેશન વિશે વાત કરે તો મણિલાલ પરીક્ષા સાથે જોડાયેલા દુઃખદ ભાવો અનુભવશે. માત્ર મેટ્રિકની પરીક્ષા સાથે જ નહિ પરંતુ પરીક્ષાની સાથે જોડાયેલી ઉપરોક્ત દરેક વસ્તુ સાથે તેના મનમાં દુઃખદ લાગણી ઉત્પન્ન થાય છે. પરીક્ષા અને તેની આસપાસ જોડાયેલા,વિચારો, તેના મનમાં દુઃખદ રીતે ગુંથાઇ જાય છે. આ બધા વિચારોની ગાંઠ-ગ્રન્થિ-તેના મનમાં બંધાઇ જાય છે, અને બહુ દુઃખદ ગ્રન્થિ બંધાઇ જાય છે.




પરીક્ષા-ગ્રન્થિમા વણાયેલા જુદા જુદા તંતુઓ ઉપરની આકૃતિમાં બતાવવામાં આવ્યા છે.

પરતુ દરેક ગ્રન્થિ દુઃખદ હોતી નથી. જેમ દુઃખદ અનુભવોની દુઃખદ ગ્રન્થિ બને છે, તેમ સુખદ અનુભવોની સુખદ ગ્રન્થિ બને છે એક સ્ત્રીને મન તેનો પ્રિયજન જેમ પ્રિય હોય છે, તેમ જ તેના તરફથી આવેલ પત્રો, તેના તરફથી મળેલ વિંટી, રૂમાલ કે એક ફુલ-એ બધાનું દર્શન કે સ્મરણ સુખ આપે છે. આ બધી વસ્તુઓ તેના પ્રેમની સાથે જોડાઇને એક ગ્રન્થિ રચે છે જો તેની સમક્ષ કોઇ વિંટી વિશે વાત કરશે તો તરત જ તેના મનમાં તેણે અનુભવેલા પ્રેમની સુખદ લાગણીઓ તેના હૃદયમાં જાગ્રત થશે

આ પ્રમાણે જે માણસના હૃદયમા પ્રબળપણે સ્વદેશપ્રેમની ગ્રન્થિ વણાઇ ગઇ છે તેની સમક્ષ તેના દેશ કે તે દેશના વીરપુરુષો કે રાષ્ટ્રધ્વજની વાતો થતા તેનો સ્વદેશપ્રેમ જાગ્રત થશે.

જો આપણને કોઇ મહાપુરુષ પ્રત્યે પ્રેમ ઊપજે છે તો તે મહાપુરુષ પ્રત્યે જ પ્રેમ નહિ રહેતાં તેમના વચનો, તેમની ટેવો, તેમના રહેવાના સ્થળો, તેમના હસ્તાક્ષર, તેમના પત્રો પ્રત્યે પણ એ પ્રેમ ઢળે છે; અને આ વસ્તુમાંથી ગમે તે વસ્તુનું સ્મરણ થતાં આપણી વીર-ગ્રન્થિ જાગ્રત થશે.

જે વૃક્ષ નીચે બુદ્ધ ભગવાનને નિર્વાણ પ્રાપ્ત થયું હતું તે વૃક્ષની એક શાખા અશોક

મહારાજની પુત્રી સંઘમિત્રાએ લંકામાં લઇ જઇને રોપી હતી. તે શાખામાંથી જે વૃક્ષ થયું તે વૃક્ષ છેલ્લી વીસ સદીઓથી પણ વધારે સમયથી લાખો લોકોનું ભક્તિપૂર્ણ નમન ઝીલતું રહ્યું છે.

બ્હેને બાંધેલી રક્ષા મહિનાઓ સુધી બહેન પ્રત્યેના સ્નેહથી સાચવી રાખતા કોઇ ભાઇને સાંભળ્યા છે. એ જ રીતે બહેને કરેલો ચાંદલો ભૂંસી ન નાખતાં તે કંકુ સંઘરી રાખનાર ભાઇની કથા પણ સાંભળવામાં આવી છે. આઇરીશ નેતા પાર્નેલે તેની પ્રિયતમા-એ-પરકીયાએ-આપેલું પુષ્પ દશ વર્ષ સુધી રાખ્યું હતું, એવી વાત પણ કહેવાય છે. આ દૃષ્ટાંતોમાં સ્નેહ માત્ર સ્વજનો પ્રત્યે બંધાઇ ન રહેતાં તેમની સાથે કોઇ કોઇ રીતે સંકળાયેલી વસ્તુઓ પ્રત્યે પણ ઢળે છે. આ પ્રમાણે સ્નેહ-ગ્રન્થિ વ્યક્ત થાય છે.

## સાહિત્યમાં ગ્રન્થિ

કવિઓ અને નાટ્યકૃતિના લેખકો આ વાત સારી રીતે જાણે છે. उत्तररामचरितम्માં કવિશ્રી ભવભૂતિએ આ વસ્તુનો ઉપયોગ કરીને નાટકની રમણીયતામાં અતિશય વૃદ્ધિ કરી છે. સીતાજીના ત્યાગ પછી રામચંદ્રજી શૂદ્ર શંબૂકને મારવા જનસ્થાનમાં જાય છે. એ સમયે એમના પ્રવાસમાર્ગમાં પંચવટી આવે છે. જે સીતાજી પ્રત્યેનો પ્રેમ ભગવાન્ રામભદ્રના મુખમાંથી સીતાજી વિશે

त्वं जीवितम्, त्वमसि मे हृदयं द्वितीयम्।
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ॥

—આવા અનેક ઉદ્‌ગારો પ્રેરે છે, તે સીતાજીના વિયોગકાળે પંચવટીની સ્મૃતિ-માત્ર જ રામચંદ્રજીના હૃદયમાં કેટલાંય દુઃખદ અને કરુણ છતાંય રસિક સ્મરણો જગાડવા સમર્થ હતી. પરંતુ અહીંઆ તો પંચવટીનાં સાક્ષાત્ દર્શન થાય છે, એટલે એ હૃદયવ્યથા અનેકગણી વધી જાય એ સ્પષ્ટ છે; અને એમાંય જનકતનયાનાં પ્રિય વિહારસ્થળો અને પ્રિય વસ્તુઓ તેમની સખીઓ બતાવે છે ત્યારે વજ્રથી પણ કઠોર હોવા છતાંય પણ કુસુમ કરતાં પણ રામચંદ્રજીના મૃદુ ચિત્તને દુઃખની સીમા રહેતી નથી. એ સ્થિતિનું વર્ણન કરીને કવિએ કરુણ રસ જમાવવામાં અદ્‌ભુત કલા વાપરી છે. એ પૂર્વપરિચિત સ્થળો જોઇને રામચંદ્રજીના હૃદયમાં રહેલા સીતા-સ્નેહ-ગ્રન્થિના તાર ઝણઝણી ઊઠે છે, એનું કવિએ આબેહુબ વર્ણન કરેલું છે.

વનદેવી વાસન્તી એક શિલા તરફ આંગળી કરી રામચંદ્રજીને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહે છેઃ

वासन्ती : अत्र तावदासनपरिग्रहं करोतु देवः।
एतत्तदेव कदलीवनमध्यवर्ति कान्तासखस्य शयनीयं शिलातलं ते।
अत्र स्थिता तृणमदाद् बहुशो यदेभ्यः।
सीता ततो हरिणकैर्न विमुच्यते स्म ॥
रामः : इदन्तावदशक्यमेव द्रष्टुम्।

[ इति अन्यतो रुदन्नुपविशति

આ પ્રમાણે સીતાજીની પ્રિય શિલા જોઇને રામચંદ્રજીનાં ચક્ષુ અશ્રુભીનાં થાય છે.

આગળ જતાં જે લતાગૃહમાં સીતા અને રામે આનંદની અનેક ક્ષણો ગાળી હતી તે લતાગૃહ તરફ અંગુલિ કરી વાસન્તી રામચંદ્રજીના હૃદયમાં સોસરા નીકળી જાય એ શબ્દો કહે છેઃ

वासन्तीः— देव देव !
अस्मिन्नेव लतागृहे त्वमभवस्तन्मार्गदत्तेक्षणः
सा हंसैः कृतकौतुका चिरमभूद् गोदावरी रोधसि ।
आयान्त्या परिदुर्मनायितमिव त्वां वीक्ष्य बद्धस्तया
कातर्यादरविन्दकुड्मलनिभो मुग्धः प्रणामाञ्जलिः ॥

પ્રણામાંજલિ કરતાં સીતાનું ચિત્ર રામચંદ્રજીનું હૃદય વિદારી નાખે છે.

रामः— चण्डि जानकि ! इतस्ततो दृश्यसे इव न चानुकम्पसे !
हा हा देवि ! स्फुरति हृदयं स्रंसते देहबन्धः
शून्यमन्ये जगदविरत ज्वालमन्तर्ज्वलामि ।
सीदन्नन्धे तमसि विधुरो मज्जतीवान्तरात्मा,
विश्वङमोहः स्थगयति, कथं मन्दभाग्यः करोमि ॥

इति मूर्च्छति ।

મેઘદૂતમાં વર્ણવેલા યક્ષની સ્નેહ–ગ્રન્થિમાં અનેક તત્ત્વો ગુંથાયાં હશે; પ્રરંતુ એમાંય મેઘદર્શનનો વિચાર એ ગ્રન્થિમાં બહુ અગત્યનું સ્થાન ભોગવતો હોવો જોઈએ; કેમકે માત્ર મેઘના દર્શનથી જ એની સ્નેહ–ગ્રન્થિના તારમાંથી ઘેરગંભીર ઘોષ ઉદય પામે છે. તે સમયે દુઃખપૂર્ણ હૃદયે યક્ષ કહે છે કે

मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः ।
कण्ठाश्लेषप्रणयिनीजने किं पुनर्दूरसंस्थे ॥

પરતુ કાલિદાસ કવિ માત્ર ગ્રન્થિનું વર્ણન નથી કરતા પણ ગ્રન્થિની વ્યાખ્યા પણ આપે છે; અને તે વ્યાખ્યા પાશ્ચાત્યોની વ્યાખ્યા કરતાં આર્યચિત્તોને વધારે અનુકૂળ આવે એવી છે. તે કહે છે કે કોઈ સુંદર વસ્તુ આ જન્મના ભૂતકાળનાં સ્મરણો જગાડે છે; એટલું જ નહિ પણ ગતજન્મોના સંસ્કારો પણ જગાડે છે. અભિજ્ઞાનશાકુંતલમાં દુષ્યન્ત રાજા કહે છે કે

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥

કવિ ન્હાનાલાલને અશોક રાજા પ્રત્યે અત્યંત માન છે. તે અશોક સાથે સંબંધ ધરાવનારી કોઈ વસ્તુનું સ્મરણ કરે એટલે તેમને તરત જ અશોકનું પણ સ્મરણ થઈ આવે છે; અને તેમના ચિત્તમાં તે સમયે પ્રબળ ઊર્મિઓ અશોક પ્રત્યે ઊભરાય છે. કવિશ્રીએ 'સંઘમિત્રા' નામનું નાટક લખેલું છે; તેમાં પોણા ભાગ કરતાં વધુ ભાગમાં અશોક રાજાની પ્રવૃત્તિનું વર્ણન કરેલું છે, અને બાકીના પા ભાગમાં સંઘમિત્રા અને મહેન્દ્રના કાર્યો વિશે ઉલ્લેખ કરેલો છે.

વળી 'ઇન્દુકુમાર'માં કોઈ શોક શબ્દ બોલે છે એટલે તેમને અશોકપાલવનું વૃક્ષ યાદ આવે છે, અને એ વૃક્ષ ઉપરથી અશોક રાજા યાદ આવે છે; અશોક-રાજાનું સ્મરણ થતાં જ પ્રબળ આવેગથી તેમનું હૃદય રગાઈ જાય છે, અને તે રાજાની પ્રશંસા કેટલીક સુંદર પંક્તિઓમાં કરે છે. અશોક–ગ્રન્થિ અનુભવતા હોવાથી ન હોય ત્યાંથી અશોકનું સ્મરણ તેમને થઈ આવે છે; ઇન્દુકુમારમાં 'અશોક'નો ઉલ્લેખ ન કર્યો હોત તોપણ ચાલત, પરંતુ એ એમના હાથની વાત ન હતી; એમના હૃદયની ઊર્મિના પ્રેર્યા એ એમને એટલી અંજલિ અર્પ્યા વિના રહી શકતા નથી.

મુનશીને ગુજરાત-અસ્મિતા અને પરશુરામ-ગ્રન્થિ છે, એમ કહી શકાય. ઘણા મનુષ્યોના મનમાં એમ હોય છે કે અમને કાંઇ આવડતું નથી; અમારાથી એ કાર્ય નહિ બની શકે- આ સર્વ દૈન્ય-ગ્રન્થિ (Inferiority-Complex) અનુભવે છે. આજથી થોડાં વર્ષ પહેલાં અમે અબળા છીએ; અમારાથી ઘણાં કાર્યો બની શકે નહિ એવી માન્યતા લગભગ બધી સ્ત્રીઓ ધરાવતી હતી; અને હજુ પણ ઘણો મોટો વર્ગ તેવી માન્યતા ધરાવે છે; એટલે એ સર્વ દૈન્ય-ગ્રન્થિ (Inferiority-Complex) અનુભવે છે એમ કહી શકાય. એથી ઊલટું અમારામાં અપૂર્વ શક્તિ છે, અમે બીજા કરતાં શ્રેષ્ઠ છીએ, અમે અસાધારણ કાર્યો કરવા સરજાયાં છીએ, એવી માન્યતા કેટલાક પોતાને વિશે ધરાવતા હોય છે. એલેકઝાન્ડર, સીઝર, નેપોલિયન, કૈસર વગેરે આ વર્ગનાં તરી આવે એવાં દૃષ્ટાંતો છે. એ સર્વ સત્તા-ગ્રન્થિ Power-Complex અથવા Superiority Complex અનુભવતા હતા. અને આપણામાંના ઘણાખરાને એ ગ્રન્થિનો અનુભવ જીવનમાં કોઇ કાળે થયો હોય છે. કેટલા વિદ્યાર્થીઓ એવા નીકળે કે જેમણે પોતાના અભ્યાસકાલ દરમિયાન નેપોલિયનને પોતાના વીર પુરુષ, આરાધ્ય દેવ તરીકે નહિ સ્વીકાર્યો હોય ? કેટલીક વાર, આખી પ્રજા આવી ગ્રન્થિ Race-Complex અનુભવતી હોય છે. બે હજાર વર્ષ પહેલાં ગ્રીક લોકો જગતની બાકીની પ્રજાઓને અવગણતા હતા. તે જ રીતે હિંદુઓ અન્યને મ્લેચ્છ કહીને અને મુસલમાનો અન્યને કાફીર કહીને તિરસ્કારતા હતા. અત્યારે ગૌરવર્ણી પ્રજાઓ અન્ય પ્રજાઓને શ્યામવર્ણી અથવા પીતવર્ણી પ્રજાઓ (Black races અને Yellow races) કહીને પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, અને જગતમાત્રનું કલ્યાણ સાધવાનો ભાર એમના ઉપર આવી પડ્યો હોય તેમ શ્વેત પ્રજાના ધર્મ (White-man's Burden)નાં કાવ્યો ગાય છે. માતા પ્રત્યેના અતિમાનને લઇને કેટલાક પતિઓ પત્નીને તિરસ્કારે છે, અથવા મારે છે. એથી ઊલટું, પત્ની પ્રત્યેના મોહથી માબાપની અયોગ્ય અવગણના કરનારા પુરુષો પણ હોય છે. આ વ્યક્તિઓ માતૃ-ગ્રન્થિ (Mother-Complex) અથવા પત્ની-ગ્રન્થિ (Wife-Complex) અનુભવતાં હોય છે.

જે છોકરાને સાઇકલનો નાદ લાગ્યો છે તેને પૂછીએ કે 'તું શા માટે આખો દિવસ સાઇકલની વાત કરે છે?' તો તે તરત જ કહેશે કે 'મને સાઇકલ ફેરવવાનો શોખ છે; હું સાઇકલ શીખું છું.' સાઇકલ-ગ્રન્થિનો ઉદ્ભવ તેના મનમાં શા માટે થયો છે તે તે સારી રીતે જાણે છે. એ જ પ્રમાણે ગાંધીજીને ખાદી-ગ્રંથિની માહિતી છે. પરંતુ દરેક સમયે પોતાની અંદર કામ કરી રહેલી ગ્રન્થિની માહિતી દરેક મનુષ્યને હોતી નથી. પ્રતિદુગ્ધગ્રન્થિ-વાળા મનુષ્યને દૂધ પ્રત્યે અણગમાનો અને ગલી-ગ્રંથિવાળા રોબર્ટને ગલીમાં થયેલા અનુભવનો પ્રસંગ યાદ નહોતો. તે પ્રસંગો મનમાંથી તદ્દન લુપ્ત થઇ ગયા હતા, તે બનાવો તદ્દન ભૂલી જવામાં આવ્યા હતા, મનમાંથી એ પ્રસંગોને દૂર કરવામાં આવેલા હતા. એ ગ્રન્થિ દમન પામી હતી અથવા repressed થઇ હતી. કેટલાક માનસશાસ્ત્રીઓ માત્ર દમન પામેલી ગ્રન્થિઓને જ repressed complexesને જ ગ્રન્થિ Complex કહે છે અને એનો અર્થ સંકુચિત કરે છે. પરંતુ બીજા માનસશાસ્ત્રીઓ દમન પામેલી બન્ને ગ્રન્થિઓ માટે ગ્રન્થિ શબ્દ વાપરે છે. આ લેખમાં 'ગ્રન્થિ' શબ્દ આ વિશાળ અર્થમાં વાપરવામાં આવ્યો છે.

ચુનીલાલ ના. શાહ

અપૂર્ણ ]

# રાજમાતા

શીલ સમાધિ અને પ્રજ્ઞાની આરાધનામાં રાજમાતાનો સમય જતો હતો. તેમની ઇચ્છા ભિક્ષુણી સંઘમાં દીક્ષા લઈ જીવનનો શેષભાગ તથાગતના સંપ્રદાયનો પ્રચાર કરવાની હતી. બૌદ્ધ સંઘના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા મહાન પ્રવર્તકોના જેવો મહિમા પ્રાપ્ત કરવાની અદમ્ય વાસનાએ નરસિંહગુપ્ત બાલાદિત્યની માતા પાસે અનેક ધર્મકાર્યો કરાવ્યાં હતાં. પ્રથમ બૌદ્ધ ધર્મની મહાન ઉપાસિકા બનવું અને છેવટે મહાન 'થેરી' થવું— એવો અભિલાષ—મહત્તાનો અભિલાષ રાજમાતાના હૃદયમાં રમ્યા કરતો હતો. છતાં એક વાર જ્યારે દીક્ષા લેવાની રાજમાતાએ ઇચ્છા બતાવી ત્યારે આર્યસિંહ ત્રેવીસમા સ્થવિર જેમના અધ્યક્ષપણા નીચે તે સમયે બૌદ્ધ ધર્મનું શાસન ચાલતું હતું તેમણે એકાન્તમાં રાજમાતાને ઉપદેશ આપેલો કે 'ઉપાસિકા ! તમે તથાગતના પ્રવચનોનું સારી રીતે શ્રવણ કરેલું છે. તમે તથાગતનાં શાસનનો વિસ્તાર કરવા મહાન પ્રયત્ન કર્યો છે. પણ, ઉપાસિકા ! તથાગતના ધર્મે તમારા જીવનને હજી સાચો સ્પર્શ કર્યો નથી. તમારી રાજસવૃત્તિઓ હજી અદમ્ય છે. આથી તમે સ્થવિરાનું સ્થાન પ્રાપ્ત કરવા યોગ્ય થયાં નથી.' આ રહસ્યકથનથી રાજમાતા બહુ ક્ષુબ્ધ થયાં ! ક્ષણભર તો એ રક્તપટોની અવજ્ઞા કરવાનો (તેઓ બહુ બહેકી ગયા છે. ઇત્યાદિ વિચારો આવી ગયા) ઉછાળો થઇ આવ્યો. પણ રાજમાતા બૌદ્ધધર્મનાં રહસ્યો અને વિધિઓથી એટલાં પરિચિત થયાં હતાં કે જેથી ક્ષણ પછી ચિત્ત શાન્ત થતાં આ ઉછાળાને જ આર્યસિંહના કથનના પુરાવા તરીકે સમજ્યાં.

આ પ્રસંગ પછી રાજમાતાએ દીર્ઘકાળ ચિંતનમાં અને સમાધિમાં ગાળેલો. સ્ત્રીસહજ દક્ષતા સાથે રાજમાતામાં સચિવોની બુદ્ધિતીક્ષ્ણતા હતી. ફલજ્યોતિષના પરિચયથી સંભવિત તર્કો કરવાનો અભ્યાસ તેમને થઇ ગયો હતો. આથમતી કળાંનાં છતાંએ સમુદ્રગુપ્તના સામ્રાજ્યની ગાદી ભોગવતા પુરુગુપ્તની તે દેવી હતાં, અને માતૃભક્ત નરસિંહગુપ્ત બાલાદિત્યની તે માતા હતાં. આ સંસ્કારો અને આ પરિસ્થિતિમાં દૃઢમૂલ થયેલી રાજસવૃત્તિને ઉચ્છેદવી કે નિર્બીજ કરવી તે કદાપિ સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધને જ સંભવે ! પણ દીર્ઘકાળના સતત સમાધિ પછી રાજમાતાને ઉપશમનું સુખ પ્રાપ્ત થતું હતું. અત્યાર સુધી પુત્ર નરસિંહના રાજ્યવ્યવહારની અનેક બાબતોથી માતાને જે વ્યાકુળતા થતી હતી તે હવે સ્મિત જ ઉત્પન્ન કરતી હતી. પ્રથમ, પુત્રને સિંહાસન કંટકાસન લાગે, અને સચિવોને રાત્રિજાગરણ કરાવે તેવી રીતે રાજ્યવ્યવહારનાં નાનામોટાં પ્રસંગોમાં, રાજમાતા ગુંથાયેલાં રહેતાં તે હવે પુત્રની અને વૃદ્ધ સચિવોની પ્રાર્થના છતાં પુત્રને હૂંફ આપવા પૂરતાં જ મંત્રણામાં સાથ આપતાં.

પણ એક દિવસે રાજમાતા ધ્યાનની લીનતામાંથી જાગી ચિત્તવિત્તિઓનું સૂક્ષ્મતાથી મનમાં પૃથક્કરણ કરતાં હતાં તે વેળાએ પુત્રને પાસે ઉભેલો જોયો. અપૂર્વ ક્ષોભને સચવતું

પુત્રનું મુખ હતું. વત્સલ માતાનું હૃદય પુત્રની પીડા ટાળવા ઉત્સુક થયું, પણ કેળવેલા વૈરાગ્યના સંયમબળે તટસ્થ થયું. નરસિંહે માતાના ચરણમાં માથું નમાવ્યું; માતાએ આશીર્વાદ આપ્યોઃ 'ધર્મ આરાધતો ચિરંજીવ'. રાજાની આંખ આંસુથી ભરાઇ. માતાને ક્ષોભ થયોઃ 'સમુદ્રગુપ્તના વંશજની આંખમાં આંસુ !' માતા કાંઇ બોલે તે પહેલાં નરસિંહગુપ્તે કહ્યુંઃ 'માજી ! શાકલથી મિહિરકુલનો દૂત સંદેશો લાવ્યો છેઃ આ વર્ષે ખંડણીમાં બૌદ્ધ શ્રમણોનાં માથાં મોકલો; અરે તેના ક્રૂર શબ્દો તો આ છેઃ રક્તપટોનાં રક્તસ્રવતાં મુંડોનો ઉપહાર કરો.'

રાજમાતા અવાક્ થઇ ગયાં; ઉપાયની મૂંઝવણથી નહિ પણ પ્રસાદ પામેલા ચિત્તસરનાં જળ આ આઘાતથી ખળભળી જતાં હતાં; જાણે પ્રસન્ન પાણી વહી જતાં હતાં અને ચોમાસાના પૂરની જેમ ચિત્તના તળિયાને ખોદતાં મેલાં પાણી ઊભરાતાં હતાં. દીર્ઘકાળના સતત ચિંતનથી ચિત્તમળ શમતા દેખાતા હતા તે તળિયે જઇ બેઠા હતા. આ ઊંડા આઘાતથી તે મળ પાછા ઉપર આવતા હતા અને ચિત્તસર ડહોળાઇ જતું હતું. રાજમાતા આ ઉછાળાને શમાવવા પ્રબળ પ્રયત્ન કરતાં હતાં.

સમુદ્રગુપ્તના સામ્રાજ્યની ગાદી ઉપર બેસનાર તે ગોરા હૂણનો ખંડિયો રાજા બન્યો હતો. ગુપ્તવંશનો તેજોભ્રંશ ભૂલવાનો રાણીએ પ્રયત્ન કરેલો; પણ એ તેજોભ્રંશ ભુલાય તેવો ન હતો. હૂણોના ધસારાએ આર્યાવર્તને છિન્નભિન્ન કરી નાખ્યો હતો, થોડીક પેઢી પહેલાંનું સામ્રાજ્ય આજે ખંડિયું રાજ્ય બની ગયું હતું, અને તે પણ ક્રૂરાચાર હૂણોનું. તોરમાણે ઉજ્જયિનીમાં–મહાસેન ચંડ પ્રદ્યોતની ઉજ્જયિનીમાં–પોતાની ગાદી જમાવી હતી. તેની પછી તેનો પુત્ર મિહિરકુલ શાકલમાંથી આર્યાવર્તના રાજાઓ પાસેથી ખંડણી લેતો હતો. રાણી જ્યારે રાજકાજમાં ધ્યાન આપતાં ત્યારે અનેક વાર આ પરદેશીઓનો ધ્વંસ કરવાની યોજનાઓ વિચારેલી. આ યોજનાઓની નિષ્ફળતાથી જ રાણીનું ચિત્ત સંસારથી કંટાળી ગયું હતું, અને રાણીનો બધો ઉત્સાહ ધર્મપ્રચાર તરફ વળ્યો હતો.

નરસિંહના શબ્દો નવા નિમિત્તની રાહ જોઇ બેઠેલા આ સંસ્કારોને ઊભા કરતા હતા. તેમને દબાવવાનો પ્રયત્ન તેમને અપ્રતિહત બળ આપવામાં પરિણમતો હતો. રાણી મહાપ્રયત્ને સાધેલી શાંતિને જવા દેવા તૈયાર ન હતાં.

આ આંતર વમળે રાણીની વાણી હરી લીધી હતી.

રાજા નરસિંહગુપ્તે માતાને ફરી કહ્યુંઃ 'માજી, કેમ બોલતાં નથી ? આ કેવળ રાજ્યવ્યવહારનો વિષય નથી. આ તો ભગવાન બુદ્ધના ધર્મ અને સંઘના સંહારની વાત થાય છે !'

માતાએ કૃત્રિમ શાંતિથી પણ થરથરતા અવાજે કહ્યુંઃ 'ભગવાન બુદ્ધનો ધર્મ સનાતન છે, શાશ્વત છે. એનો સંહાર થતો નથી.' –અને પાછાં થોડી વાર વિચારવમળમાં ડૂબ્યાંઃ 'પણ હૂણો સંઘનો નાશ કરશે તો આ ધર્મનદી કયા વહેણથી વહેશે ?' માજી ચિંતનમાં વધારે ને વધારે મગ્ન થતાં હતાં. નરસિંહગુપ્ત મૂંઝવણથી માતાના મુખ સામું જોઇ રહ્યો. રાજમાતા બોલ્યાંઃ 'આર્યસિંહ અત્યારે કયાં વિહાર કરે છે ? તેમનો અભિપ્રાય મેળવીશ ?...વારું પણ એ અનાર્યને આવો દ્વેષ કેમ થયો ?'

નરસિંહગુપ્તે આખો વૃત્તાન્ત કહ્યો. મિહિરકુલને બૌદ્ધધર્મનાં તત્ત્વો જાણવાં હતાં. તેણે સંઘને આજ્ઞા કરી કે કોઇ સમર્થ સ્થવિરને પ્રવચન કરવા મોકલો. પણ ધ્યાનસમાધિમાં

રત એવા શ્રમણોને રાજા પાસે જવાની ઉદાસીનતા હતી, અને વિદ્વાન આચાર્યો તે ક્રૂર હૂણથી ડરતા હતા. આથી સંઘે રક્તપટધારી એક વૃદ્ધ રાજસેવકને જ પ્રવચન માટે મોકલ્યો. આ તુચ્છકારથી હૂણનો ક્રોધ ભભૂકી ઊઠ્યો, અને તેણે આખા શ્રમણસંઘના નાશનો સંકલ્પ કર્યો!

રાજમાતાએ આજ્ઞા કરી: 'રક્તપટોનાં રક્તસ્રવતાં મુંડોની ખંડણી ન મોકલવી, અને—

નરસિંહે ધ્રૂજતા અવાજે પૂછ્યું: 'અને—માજી?'

રાજમાતાએ સ્વસ્થતાથી કહ્યું: 'અને? બીજી પણ કોઈ જાતની ખંડણી ન મોકલીશ!'

ત્યાર પછી રાજમાતાએ આર્યસિંહના અભિપ્રાયની અપેક્ષા રાખ્યા વિના, સમાધિ અને ચિંતનથી અધિક શક્તિવાન અને પ્રતાવાન થયેલા ચિત્તથી રાજ્યવહીવટ માથે લીધો હતો. મિહિરકુલે મગધ ઉપર ક્રૂરઆચારવાળા હૂણોનો સૈન્યસાગર રેલાવ્યો. નરસિંહગુપ્તને આ ધસારાથી બચવા પાટલિપુત્ર છોડી ગિરિવ્રજના ડુંગરોમાં વફાદાર પ્રજા સાથે ભરાઈ જવું પડ્યું. રાજમાતા સાથે હતાં. એ ગિરિના વ્રજમાંથી—વાડામાંથી—રાજમાતાએ પ્રતિભાથી એવી નીતિ આદરી કે જેથી આર્યાવર્તના શાપરૂપ રાજભેદ દૂર થયો, અને આર્યાવર્તના ઇતિહાસમાં વિરલ એવો રાજસંઘ સ્થપાયો. આ યોજનામાં યશોધર્માને મુખીપદે રાખ્યો હતો અને પોતાના પુત્રને અથવા ગુપ્ત સામ્રાજ્યના વારસને—સમ્રાટસ્થાને યોજ્યો હતો.

રક્તતૃષા તૃપ્ત ન થવાથી સૈન્યનો મુખ્ય ભાગ નાના ભાઈને સોંપી છંછેડાયેલા મિહિરકુલે ક્રોધાંધ થઈ પોતે નાની સેના સાથે ગિરિવ્રજમાં નરસિંહગુપ્તનો પીછો પકડ્યો હતો.

૨

દુર્વાસાના શાપથી સરસ્વતીને પૃથ્વી ઉપર તપ કરવા ઉતરવાનું હતું ત્યારે તેને રહેવા માટે બાણભટ્ટે 'રામણીયકતાથી સરસ્વતીનું હૃદય હરાય' એવા સ્થળ તરીકે 'હિરણ્યવાહ નામનો મહાનદ, જેને લોકો શોણ કહે છે' તેનો કાંઠો આપ્યો! બાણના જ રમણીયતાથી હૃદય હરે એવા શબ્દોમાં વર્ણવીએ તો આ નદ "ભગવાન પિતામહનો બાળ, સ્વચ્છ, શીતળ અને સુરસ પાણીથી ભરેલો, વરુણનો જાણે હાર, ચન્દ્રાચલનો જાણે અમૃત નિર્ઝર, વિન્ધ્યનું જાણે ચંદ્રકાન્તમણિનું ઝરણ, દંડકારણ્યનો જાણે કપૂરના ઝાડના રસનો પ્રવાહ, દિશાઓના જાણે લાવણ્યરસનું વહેણ, અંબરશ્રીનું જાણે સ્ફટિકની શિલાનું પટશયન હતો." આ રમણીય નદના ઉત્તરકાંઠે પહેલાં જ્યાં હિરણ્યવાહ શોણનદ પોતાનું હિરણ્ય ગંગામાં ઠાલવતો હતો તેની કુક્ષિમાં ઇતિહાસપ્રસિદ્ધ પાટલિપુત્ર નગર આવેલું હતું.

એક દિવસ પાછલા પહોરમાં શોણના હિરણ્યને ધારણ કરતી ગંગાના કાંઠે ફરતાં ફરતાં રાજમાતા કેટલાક અનુચરો સાથે લગભગ પાટલિપુત્ર સુધી આવી પહોંચ્યાં. મગધ સામ્રાજ્યની એ પ્રાચીન રાજધાની, આર્યાવર્તની આર્યતાનું એ નગર! તેના ઉપર સૂર્ય આથમતો હતો. એ આથમતા સૂર્યના પ્રકાશમાં શૂન્ય પાટલિપુત્રનાં ભવનશિખરો કોટ પાછળથી જાણે ઊંચી નીકળતાં હોય તેવાં આથમતા સૂર્યના તેજમાં પ્રકાશતાં હતાં. આ જોતાં રાજમાતાએ આંખ, જાણે કાંઈક પડ્યું હોય તેમ, મીંચી દીધી; અને છતાં એ શૂન્ય નગરના રક્ષણ માટે રાખેલી સેનાના સૈનિકો બરાબર કામ કરે છે કે નહિ એ જાણવાની ઇચ્છાથી વળી એક વાર પાટલિપુત્રના પ્રાકાર[1] ઉપર નજર નાંખી. શોણમાંથી ભરાતી ખાઈમાં ભિન્દિપાલમાંથી[2]

૧ કોટ. ૨ ગોફણ જેવું પથ્થર ફેંકવાનું જૂના વખતનું એક લડાયક સાધન—પ્રકાશક

નખાતા પથ્થર પડવા લાગ્યા) અને રાજમાતાની પાસે થઈને જ એક શર સૂસવાટ કરતું ચાલી ગયું. અનુચરોએ મિત્રની સંજ્ઞા કરી, એટલે ભિન્દિપાલના પ્રહારો બંધ થયા. ક્ષત્રિયાણીને સંતોષ થયો. અનુચરોને સૈનિકોની સાથે રહેવાની આજ્ઞા કરી, રાજમાતા, જાણે શોણનું મૂળ શોધવા નીકળ્યાં હોય તેમ એકલાં આગળ ચાલ્યાં.

સંધ્યાની લાલાશ શોણને જાણે અધિક શોણ (રાતી) કરતી હતી. રાજમાતાને મિહિરકુલે વહેવડાવેલું લોહી જાણે નદને શોણ કરતું હોય તેમ ભાસવા લાગ્યું. આ અનાર્ય હૂણ જેને આર્યોના યુદ્ધના આચારોનું બંધન કે મર્યાદા ન હતાં તેની સાથે વિગ્રહ આદરવામાં પોતાનું કર્તૃત્વ રાજમાતા વિસર્યાં ન હતાં. 'એનાં સૈન્યમાં મરાતા માનવોનું ભક્ષણ કરવા ઉત્સુક ગીધ અને કાગડાઓને ઊંચે ઊડતા જોઇ મિહિરકુલ પાસે છે એમ આગળ દોડતા માણસોને ખબર પડતી. માણસોને હણતાં આ ઘોર હૂણને બાળકો ઉપર કરુણા, સ્ત્રીઓ ઉપર ઘૃણા અને વૃદ્ધો વિષે ગૌરવ થતાં ન હતાં !'—ઇત્યાદિ આ અનાર્યની ક્રૂરતાની લોકવાયકાઓ રાજમાતાના કાને આવી હતી. મગધદેશની રાજભક્ત પ્રજા ડુંગરાઓમાં અને જંગલોમાં વસતી હતી. પ્રજાનું અપાર દેખાતું દુઃખ જોઇ રાજમાતા વિક્લવ થઇ ગયાં હતાં. આ વિગ્રહ શરૂ થયા પછી રાજમાતાએ અનેક વાર સમાધિ અને ચિંતનની શાંતિ શોધવા પ્રયત્ન કર્યો હતો. યુદ્ધના પ્રારંભમાં અર્જુનને જે વિષાદ થયેલો તે રાણીને યુદ્ધની વચમાં થતો હતો. મહાપ્રયત્ને સાધેલો ઉપશમ જતો રહ્યો હતો. આર્યસિંહને આશ્વાસન માટે, આલંબન માટે વલભીના વિહારમાંથી બોલાવ્યા હતા. નરસિંહગુપ્તને રાજસંઘની યુદ્ધમંત્રણામાં મિહિરકુલ ગિરિવ્રજમાં આવે એટલે કેમ ઘેરી લેવો એવી છેવટની સૂચના આપી, જયપરાજયની ઉત્કંઠા મૂકી, મળેલી ખબર ઉપરથી આજે આર્યસિંહ પાટલિપુત્રથી થોડે દૂર શોણના તટે મળશે એવા અંદાજથી—રાજમાતા શોણના તટે પ્રયાણ કર્યે જતાં હતાં. આ અનંત લાગતા વિગ્રહનો અંત આવે, અથવા પોતાનો અંત આવે એ ઉત્કંઠાથી રાજમાતાનું હૃદય ભરાઇ જતું હતું. પણ અંતપ્રસંગ આવે તે પહેલાં આર્યસિંહની મીઠી આશ્વાસક ધર્મદેશના સાંભળવી હતી. આર્યસિંહની સલાહ વિના પોતે આ પગલું ભર્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત અને ખુલાસો બન્ને કરવાં હતાં; હવે તો સ્થવિરા થવાની વાંચ્છા પણ રહી ન હતી.

સૂર્યનો અસ્ત થઇ ગયો હતો; અંતિમ લાલાશ ધીમે ધીમે શ્યામલતામાં બદલાતાં અંધકાર થવા લાગ્યો. થોડીક ક્ષણ અંધારામાં રાજમાતા ધીમે ધીમે ચાલ્યાં. ત્યાં પાછળથી ચંદ્રોદય થયો, અને ધીમે ધીમે શોણના હિરણ્મય પટ ઉપર પ્રકાશ વિસ્તરવા લાગ્યો. સામેથી એક ઊંચી પાતળી આકૃતિને ચપળ પગલે આવતી જોઇ, રાજમાતાનો હરખ ઊલટ્યો. થોડીક વારમાં રાજમાતાનું શિર આર્યસિંહના પગમાં ઝૂકયું. અમૃતઝરતા સ્વરે આર્યસિંહે 'ઉપાસિકા' કહી રાજમાતાને ઉઠાડ્યાં !

પ્રથમ તો રાજમાતાએ કાંઇ પણ બોલ્યા વિના આંસુ સાર્યાં. આર્યસિંહ પણ શાન્તિથી એ ઊભરાનો અંત આવે એમ રાજમાતા સામું જોઇ રહ્યા હતા ! રાજમાતાએ આખો વૃત્તાંત કહી સંભળાવ્યો. આર્યસિંહ બધું જાણતા હતા; અને અધિક જાણતા હતા છતાં રાજમાતાને હૃદય ખાલી કરવાનો માર્ગ મૌન સેવી મોકળો કર્યો.

'ભગવાન તથાગતના સંઘનો નાશ થાય એ આપત્તિએ જ પાછી મને સંસારમાં ઠેલી ! આર્યાવર્તનો રાજસંઘ એક થાય એ મારી પૂર્વની અતૃપ્ત આકાંક્ષાએ મને આ પ્રવૃત્તિ કરવાનું બળ આપ્યું. આર્યાવર્તનો રાજસંઘ સ્થપાયો છે; અને ભગવાનના સંઘનું રક્ષણ કરવાનો પ્રબળ પ્રયત્ન ચાલે છે.'

'એ પ્રયત્નમાં તમે સફળ થયાં છો ઉપાસિકા! મિહિરકુલ પકડાયો છે અને આયુષ્માન બાલાદિત્ય વિજય પામ્યો છે.' આર્યસિંહે પોતે તાજી મેળવેલી ખબર થોડાક દિવસ થયાં વિખૂટાં પડેલાં રાજમાતાને કહી.

રાજમાતાને હર્ષની ઊર્મિ આવે એવી ખબર હતી. પણ આર્યસિંહના સ્વરમાં એટલી બધી તટસ્થતા હતી કે પ્રતિઘોષની અપેક્ષા રાખતી હર્ષની ઊર્મિ ઊડી ઊડી અને બેસી ગઈ! છતાં રાજમાતા બોલ્યાં: 'ભલું થયું! ભગવાન તથાગતનો સંઘ સુરક્ષિત થયો!'

'પણ ભગવાનના ધર્મનો લોપ થયો! ધર્મના લોપ પછી સંઘનું શુષ્ક જીવન જગતને ભારરૂપ થશે!' આર્યસિંહે દૃઢ સ્વરે કહ્યું.

રાજમાતા મૂઢ થઈ ગયાં!

આર્યસિંહે શાન્ત દૃઢ સ્થિર સ્વરથી, અને જે અર્થ ન જાણનારને પણ મુગ્ધ કરતું હતું, તે અનુપમ માધુર્યથી ભગવાન બુદ્ધની ગાથા ઉચ્ચારી:

ન હિ વેરેણ વેરાણિ સમ્મન્તીધ કુદાચન ।
અવેરેણ હિ સમ્મન્તિ એસ ધમ્મો સનન્તનો ॥

વેરથી વેર આ સંસારમાં કયારે પણ શમતાં નથી; અવેરથી જ શમે છે. આ સનાતન ધર્મ છે. ઉપાસિકા ! એ સનાતન ધર્મનો લોપ થયા પછી સંઘ જીવે તો શો લાભ ! પછી તો સંઘ વિષયભોગનું સાધન જ બની જાય ! ભગવાને એક પ્રવચનમાં શિષ્યોને કહ્યું હતું કે 'હે આયુષ્માનો ! તમે મારા ધર્મદાયાદ થાઓ, ધર્મના વારસદાર થાઓ, આમિષના ભોગના દાયાદ નહિ !'

રાજમાતાના મુખ ઉપર ગ્લાનિની અને કંટાળાની છાયા પથરાતી હતી.

આર્યસિંહે આશ્વાસન આપ્યું: 'ઉપાસિકા ! તમો કેમ અપ્રસન્ન થાઓ છો ? ભગવાનના સંઘના શ્રમણો તમને ધન્યવાદ આપે છે ! પણ, ઉપાસિકા, નિશ્ચયથી સમજી લ્યો કે સંઘ કરતાં ધર્મ વધારે શ્રેયસ્કર છે !'

પોતે હજી સામાન્ય કોટિની જ ઉપાસિકા છે એવું સૂચન આર્યસિંહના આશ્વાસનથી રાજમાતાને થતું લાગ્યું. અને આ સૂચન રાણીને સમાધાનપૂર્વક ગ્રહણ કરવું હજી સરળ ન હતું. ભગવાનના સંઘને સાચવવાનો આટલો મોટો સફળ પ્રયત્ન આર્યસિંહના મુખમાંથી ધન્યવાદ ન કઢાવી શકયો ! પ્રકૃતિ પ્રમાણે ચિત્ત સામે થયું. રાણી જે નીચું જોઈ આર્યસિંહની તીવ્ર લાગતી વાણી સાંભળતાં હતાં તેમણે જરા રાજવંશી તુમાખીથી આંખો ઊંચી કરી ગુરુ સામું જોયું ! ગુરુનું સદા પ્રસન્ન મુખ ચંદ્રના તેજથી અધિક પ્રસન્ન લાગ્યું ! આંખમાંથી તુમાખી અદશ્ય થઈ, તેમાં દુઃખની વેદના દેખાવા લાગી. ગુરુના આ જાણ્યા-અજાણ્યા દ્વેષથી પોતે જાણે નિરાધાર બનતી હોય એમ રાણીને થવા લાગ્યું. આંખ આંસુથી ભરાઈ ! આલંબન યાચતાં હોય તેમ રાજમાતાએ કહ્યું: 'આપના જેવું કેમ થવાતું નથી ભદન્ત ? કેમ કશું સૂઝતું નથી ! ભગવન્ત, આલંબન આપો. આપની સાથે એકતા સાધવા દો–' સ્ત્રીસહજ આવેશથી અને ભક્તિથી ગુરુના ચરણનું આલંબન લેવા રાણી વધારે નજીક આવ્યાં !

આર્યસિંહ હૃદયના ભાવો જાણે જાણી લેતા હોય તેમ રાણીનું મુખ જોતા હતા. રાણી પોતે સમજી શકે તેના કરતાં ગુરુ જાણે રાણીના મનોભાવો વધારે સમજતા લાગ્યા.

તેમણે શાન્ત સ્થિર મધુર સ્વરે કહ્યું: ' ભગવાન બુદ્ધને શરણ જાઓ ! ધર્મને શરણ જાઓ ! ઉપાસિકા ! નિર્વાણમાં સૌ એક થાય છે. નિર્વાણસમાધિની આરાધના કરો ! પણ ઉપાસિકા તે પ્રાપ્ત થાય તે પહેલાં મનને ઘણું નિર્મળ કરવાની જરૂર રહે છે ! જુઓ આ ચંદ્રમા ! આ શોણ નદ, અને આ શોણ નદનું પુલિન ! સાંભળો, સર્વત્ર કેવી નીરવતા છે ! જુઓ, સર્વત્ર કેવી નિર્મળતા છે ! આવું શાન્ત-શુક્લ ધ્યાન કરો ! '.

પણ આ રાજવી ક્ષત્રિયાણીનું ચિત્ત તાજા પકડેલા પક્ષીની જેમ તડફડતું હતું. જડ પ્રકૃતિની નીરવતા અને નિર્મળતા ચિત્તપ્રકૃતિને શાન્ત કે નિર્મળ નથી બનાવતી– ચિત્તપ્રકૃતિની શાન્તિ અને નિર્મળતા બીજાં કોઇ કારણો ઉપર આધાર રાખે છે.

આર્યસિંહની સાત્ત્વિક આંખ રાણીનો તડફડાટ મર્યાદામાં રાખતી હતી.

હવે રાણી મૂઢ દયામણી આંખે ગુરુ સામે જોવા લાગી. ધીમે ધીમે રાજમાતાની આંખમાં જાણે ગુરુની આંખમાંથી વહી આવતી હોય તેમ સ્થિરતા, સાત્ત્વિકતા આવવા લાગી. આર્યસિંહે સદાપરિચિત શાંત સ્થિર મધુર સ્વરે સૂચના કરી: 'આજની રાત શોણ-કાંઠે સમાધિમાં અને તથાગતે ઉપદેશેલા ધર્મના ચિંતનમાં ગાળો. પ્રાતઃકાળે પાટલિપુત્રમાં ધર્મક્રિયા કરવા જઇશું.'

## ૩

મગધ સામ્રાજ્યના રાજનગર પાટલિપુત્રમાં આજે વીર પુરુષોના પરાક્રમને સફળતા મળ્યાનો ઉત્સવ છે. તેના પ્રાકારના ચોસઠે દરવાજે વિજયતોરણ બંધાયાં છે. પાટલિપુત્રનાં પાંચસો અને સિત્તેર ભવનશિખરો ઉપર વિજયધ્વજો ફરકે છે. પાટલિપુત્ર આર્યાવર્તની સંસ્કૃતિનું, વિદ્યા, કલા અને વિલાસનું મોટું ધામ હતું. તેનું બીજું નામ કુસુમપુર હતું. આ કુસુમપુરના રાજમાર્ગની મોટી શોભાનું વર્ણન કરતાં કવિઓને થાક નથી લાગ્યો. 'તેની સારી રીતે વળાયેલી, છંટાયેલી ઉપરનીચે વિવિધ પ્રકારનાં પુષ્પોની રચનાઓવાળી શેરીઓ; તેનાં વિવિધ પ્રકારના વેપારમાં ગુંથાયેલા ચૌટાં; તત્ત્વચર્ચા, સંગીત અને ધનુષની પણછના એમ વિવિધ જાતના ઘોષોથી પરસ્પર વાતો કરતી તેની પ્રાસાદપંક્તિઓ; આ પ્રાસાદમેઘોના ઉઘડેલા ગોખમાંથી શેરીઓ જોવાના કુતૂહલવાળી, કૈલાસ પર્વતમાં અપ્સરાઓ જેવી શોભતી તેની પ્રમદા વીજળીઓ; ઉત્તમ હય હાથી કે રથમાં બેસી મહામાત્રો જેમાં આમતેમ ફરે છે તેવા તેના માર્ગો; સર્વજનના નયનભ્રમરથી જેના મુખકમલની શોભા પીવાતી અને શેરી ઉપર જાણે અનુગ્રહ કરવા લલિત ગતિથી પગલાં મૂકતી હોય એવી તેની ગણિકાઓનું ' વર્ણન કરતાં કુસુમપુર તે યુગના વતનીઓને પૃથ્વી ઉપરના સ્વર્ગ જેવું લાગતું હતું.

> ' સર્વે નિર્ભય જ્યાં પ્રફુલ્લ વદને ગું'થાય નિત્યોત્સવે !
> અંગે ભૂષણ રત્નનાં ફુલ સજે વસ્ત્રો અને ચંદન !
> ક્રીડાના રસમાં ડુબ્યા વિવિધ એ રાશે રમે ખેલ જ્યાં,
> જેનું પાટલિપુત્ર ચારુ તિલક સ્વર્ગીય પૃથ્વી બની !'

આવા આ નગરમાં હૂણો સાથેના મહાન વિગ્રહને લઇને સૂનકાર થઇ ગયો હતો. પંડિતોના શાસ્ત્રાર્થો અને સંગીતાચાર્યોનાં ગાનવાદન અને નૃત્ય બંધ થઇ ગયાં હતાં. લોકોનું સમસ્ત જીવન છિન્નભિન્ન થઇ ગયું હતું. અનેક સંકટો વેઠયા પછી, દીર્ઘકાળ સુધી ઉત્સવોથી વંચિત થવાથી પ્રજા આજ ઉન્મત્ત થઇ ગઇ હતી.

સ્થળે સ્થળે ઘોર હૂણના પરાજયની અને તેનાં અમાનુષ પાપોની વાતો થતી હતી. અનેક નગરગોષ્ઠીઓમાં મિહિરકુલને તેના પાપનો શો દંડ દેવો જોઈએ તે વિષે અભિપ્રાયો અપાતા હતા. બૌદ્ધ શ્રમણોનાં ટોળાં ભિક્ષા માટે નીકળેલાં તે મિહિરકુલ દેહાંતદંડ પામ્યા પછી કયા નરકમાં પડશે તેની ચર્ચા કરતા હતાં; અને શાસ્ત્રોનાં ભયંકર નરકવર્ણનોમાં પોતપોતાની કલ્પના પ્રમાણે નવા ત્રાસો ઉમેરી બુદ્ધ ભગવાનના આ શિષ્યો એક જાતનો સંતોષ અને તૃપ્તિ અનુભવતા હતા!

નરસિંહગુપ્ત બાલાદિત્યે ખાનગી દરબારમાં મિહિરકુલને પ્રત્યક્ષ કરાવ્યો. મિહિરકુલ પ્રચંડ બાંધાનો ગૌરવર્ણનો ભવ્ય અને ભયંકર આકૃતિનો માણસ હતો. નરસિંહગુપ્તને જોતાં મિહિરકુલે પોતાનું મુખ ઉત્તરીયથી ઢાંકી દીધું! વિજેતાએ આજ્ઞા કરી કે મુખ ઊઘડાવો.

મિહિરકુલે કહ્યું: 'હારેલાનું મુખ જોવાનું શું કામ છે?'

બાલાદિત્યે વિજયના છાકથી પૂછ્યું: 'હૂણમાં વળી લાગણી જેવું કાંઈ હોય છે?'

મિહિરકુલે કહ્યું: 'હૂણ હારથી શરમાય છે.'

મગધરાજે ફરી મુખ ઉઘાડવાની બે વાર આજ્ઞા કરી. તે વિના ન્યાય કરવો અનુચિત ગણાય. હૂણે હઠ ન છોડી.

મોટા દરબારમાં રાજસંઘ અને લોક સમક્ષ તેનાં પાપોની ગણના થઈ! દંડ તરીકે દેહાંત સૌને તુચ્છ લાગ્યો: છેવટનો નિર્ણય બાલાદિત્યે મુલતવી રાખ્યો.

૪

રાજમાતાને આર્યસિંહ સાથે પાટલિપુત્રમાં પ્રવેશ કર્યા પછી ભારે તત્ત્વમંથન થતું હતું; પણ આર્યસિંહે જે થઈ ગયું હતું તેના ચિંતનમાં સમય ગાળવાને બદલે હવે જે કરવાનું છે તેના ચિંતનમાં સમય ગાળવો વધારે યોગ્ય છે એમ કહ્યું હતું. મિહિરકુલનો સમગ્ર લોક દેહાંત કરવા ઇચ્છે છે એ અભિપ્રાય રાજમાતાના જાણવામાં આવ્યો હતો. ભગવાન તથાગતના માર્ગને અનુસરવાની એક જ રીત હતી: વિજયનું ફળ હારેલાને પાછું આપી દેવું.

બાલાદિત્ય માજીની સલાહ લેવા આવ્યો. આ વિજયમાં રાજમાતાનું કર્તૃત્વ કેટલું મહત્ત્વનું હતું તે બાલાદિત્ય સારી રીતે જાણતો હતો. તેથી આ વિષયમાં માતાની આજ્ઞા શી હતી તે જાણવાને તે ઉત્સુક હતો.

રાજમાતાએ આજ્ઞા કરી: 'બાલાદિત્ય! મિહિરકુલને મારે જોવો છે. તેને મારી સમક્ષ મોકલ.'

મિહિરકુલ આવ્યો. ઢાંકેલા મુખે ઊભો રહ્યો. રાજમાતાએ કહ્યું: 'બેટા, આમ આવ. અહીં મારી પાસે બેસ!'

મિહિરકુલની જનની વિષે ઇતિહાસ કશું કહેતો નથી. પણ આ માતાના શબ્દોએ મિહિરકુલને ક્ષણભર વિહ્વલ કર્યો: મિહિરકુલ આજ્ઞાંકિત બાળકની જેમ પાસે બેઠો.

રાજમાતાએ કહ્યું: 'બેટા, તારું મુખ ઉઘાડ! તું બહુ રૂપાળો છે એમ મેં સાંભળ્યું છે.' મિહિરકુલે મુખ ઊઘાડ્યું પણ માથું નીચું રાખ્યું!

રાજમાતાએ કહ્યું: 'તને શેની શરમ આવે છે બેટા! આમ ઊંચે જો. મને તારી માતા સમજ.'

મિહિરકુલે કહ્યું: 'માજી! મિહિરને હારની શરમ આવે છે. મિહિર આર્યાવર્તનો સમ્રાટ્ હતો, તે અત્યારે નરસિંહગુપ્તનો ગુલામ છે!'

રાજમાતાએ કહ્યું: 'બેટા! હારજીત એ શરમની વાત નથી. તથાગતનાં તત્ત્વો તું બરાબર સમજે તો તને જણાશે કે લાભાલાભ અને જયાજય સરખાં છે. તું શા માટે મુંઝાય છે?'

મિહિરકુલના મુખ ઉપર જંગલી પ્રાણીના રોષનો ઉછાળો આવ્યો. તેનું ગૌર મુખ લાલ થઈ ગયું! 'બાલાદિત્યની માતા! હું કેદી છું માટે મારું અપમાન કરો છો? બૌદ્ધ સંઘમાં કોઈ પણ લાયક માણસ નથી માટે તો તેનો ધ્વંસ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે!'

આર્યસિંહ બાજુના ખંડમાંથી દાખલ થયા. રક્તપટને જોઈ હૂણ ઊભો થઈ ગયો.

'બેસ બેટા નીચે બેસ, તારા ચિત્તસંસ્કારોને શાન્ત કર'. રાજમાતાએ મિહિરકુલને પાછો બેસાડ્યો.

આર્યસિંહે શાન્ત સ્થિર મધુર સ્વરે કહ્યું: 'આયુષ્માન મિહિરકુલ! બૌદ્ધસંઘ નાલાયક હશે, પણ તથાગતનો ધર્મ તારા ચિંતનને લાયક છે!'

'તારા શ્રવણ માટે બેટા, હું ઉત્તમોત્તમ આચાર્યો લાવી આપીશ અને ફરીથી આર્યાવર્તમાં કોઈ પણ જિજ્ઞાસુ ભગવાનની ધર્મદેશનાથી વંચિત ન રહે માટે હું મોટો વિહાર સ્થપાવીશ.'

આર્યસિંહે કહ્યું. 'રાજમાતા ભલે મોટા વિહાર સ્થાપે! પણ આયુષ્માન તારે તારા ચિત્તસંસ્કારોની શુદ્ધિ પોતાના હાથે જ કરવાની છે.'

મિહિરકુલ નિરુત્તર બન્ને તરફ વારાફરતી જોતો હતો. આર્યસિંહના છેવટના શબ્દોથી તેનું અહંત્વ ફરીથી ઘવાયું. મનમાં પ્રતિજ્ઞા કરી કે ફરીથી છૂટું તો આ સ્થવિરનો નાશ કરી આર્યાવર્તમાં બૌદ્ધ સંઘનો અંત લાવું!

આર્યસિંહ જાણે એના મનનો ભાવ સમજી ગયા હોય તેમ રાજમાતા તરફ જોઈને બોલ્યા: 'આત્મસંસ્કાર શુદ્ધ થવા અનેક ભવો જોઈએ છે!'

કંચુકીએ આવી મહારાજાની વિજ્ઞપ્તિ જણાવી: 'માજી! પ્રજા મિહિરકુલનો દંડ જાણવા ઉત્સુક છે.'

આ અનાર્યને કપટબુદ્ધિ સહજ હતી. તે સમજી ગયો હતો કે બધી બાજી આ ડોશીના હાથમાં છે. મિહિરકુલ ઊભો થઈ આર્યસિંહના ચરણમાં પડ્યો. રાજમાતાએ કંચુકીને આજ્ઞા કરી: 'નરસિંહને કહો કે મિહિરકુલ મારો બીજો પુત્ર છે. તે તેનો દંડ!' કંચુકી વિદાય થયો.

પાટલિપુત્રમાં પ્રથમ તો બડબડાટ થયો, અનેક તર્કવિતર્કો થયા. બાલાદિત્યે મિહિરકુલને માતાની આજ્ઞાથી પોતાના ભાઈ તરીકે ગણ્યો; રાજકુલની એક કન્યા સાથે તેનાં લગ્ન થયાં. ઉત્સવની ધામધૂમમાં ઉત્સવપ્રિય લોક બધું વિસરી ગયાં.

આ વિજયના સ્મારક તરીકે રાજમાતાની આજ્ઞાથી નરસિંહગુપ્ત બાલાદિત્યે નાલંદાના પ્રસિદ્ધ વિદ્યાપીઠમાં મોટો વિહાર બાંધ્યો; જેનું વર્ણન ચીની યાત્રાળુ યવનચંગે કર્યું છે.

આર્યસિંહ આ બધાં ધર્મકૃત્યો વિષે શું ધારે છે તે જાણવા રાજમાતાએ એક વેળા

જ્યારે સ્થવિર ધ્યાનમાંથી નિવૃત્ત થઇ સ્વસ્થતાથી ઉપવનમાં અશોક વૃક્ષ નીચે બેઠા હતા ત્યારે વાત શરૂ કરીઃ

'અંતે મિહિરકુલનું દૃષ્ણુ હૃદય આર્ય થયું! કેવળ પરાજય જ જેનામાં લજ્જા ઉત્પન્ન કરતો હતો તેનામાં અધર્મ કૃત્યોની પણ વ્રીડા ઉત્પન્ન થઇ છે! ખરેખર, તથાગતનું વચન ભૂતાર્થ છે; વેરથી વેર શમતું નથી; અવેરથી જ વેર શમે છે.' રાજમાતાએ કહ્યું.

'તથાગતનું વચન સદૈવ ભૂતાર્થ છે. પણ એની સફળતા એની ભાવના તમારા ચિત્તમાં કેવી છે તેના ઉપર આધાર રાખે છે.' આર્યસિંહે કહ્યું.

'ભદન્તને મારી ભાવના વિષે શંકા છે?' રાજમાતાએ જરા ખિન્ન થઇ પૂછ્યું.

આર્યસિંહે કહ્યું: 'એ મારા પગમાં પડ્યો પછી તમે તેને અભય આપ્યું.'

રાજમાતાએ કહ્યું: 'ભદન્ત, મેં જ્યારે મિહિરકુલને બોલાવ્યો ત્યારે જ મનમાં તેને બચાવી લેવાનો સંકલ્પ કર્યો હતો.'

આર્યસિંહે કહ્યું: 'ઉપાસિકા! તે સત્ય છે. પણ તમારા મનમાં એવી કપટયુક્તિ તો હતી કે તે જીવવાની લાલચે બૌદ્ધ થાય!'

રાજમાતાથી આ વાસનાની ના ન પડાઇ; 'પણ તેના મનમાં મારી મૈત્રીની ભાવનાનું કાંઇ પણ પરિણામ નહિ આવ્યું હોય?'

આર્યસિંહે કહ્યું: 'પ્રથમ તો ઉપાસિકા! તમારી મૈત્રી અકૃત્રિમ ન હતી. તેમાં તેનું ધર્મપરિવર્તન કરવાની લાલસા હતી. બીજું–અને આ ઊંડુ રહસ્ય છે. માણસને ધર્મસંસ્કાર પામવા માટે કાળ જોઇએ છે, કદાપિ અનેક ભવ કરવા પડે છે. મિહિરકુલને તમારી લાલચોએ વધારે અનાર્ય અને ક્રૂર બનાવ્યો છે. આ રીતે તથાગતનો ધર્મ નહિ ટકે, સંઘ લાંબો કાળ જીવે, પણ તે તો ધર્મહીન જીવન હશે. અને ગમે તેવા ધક્કાથી સંઘનો પણ નાશ થશે.'–આર્યસિંહ જાણે ભવિષ્યવાણી બોલતા હોય તેમ આકાશ ભણી દૃષ્ટિ રાખી બોલ્યા.

૫

મિહિરકુલ જ્યારે શાકલ પાછો ગયો ત્યારે તેણે જોયું કે તેનું રાજ્ય તેનો નાનો ભાઇ પડાવી બેઠો હતો. ત્યાંથી તે કાશ્મીર ગયો. કાશ્મીરપતિએ તેને એક નાના પ્રાન્તનો રાજા બનાવ્યો. કાશ્મીરપતિની ભલમનસાઇનો બદલો મિહિરકુલે તેનું આખું રાજ્ય પડાવી લઇને વાળ્યો.

પૂરાં સાધનો પ્રાપ્ત થતાં મિહિરકુલે બૌદ્ધોનો સંહાર કરવા માંડ્યો. ઇતિહાસ એ ઘોર હત્યાની સાક્ષી પૂરે છે.

૬

આર્યસિંહે પાટલિપુત્રથી વિહાર શરૂ કર્યો ત્યારપછી રાજમાતાએ પૂર્વવત્ સમાધિ અને ચિંતનનો અભ્યાસ દૃઢ કરવા માંડ્યો. પણ પોતે કરેલાં કર્મોની યોગ્યતા વિષે તેમનું હૃદય શંકાશીલ રહ્યા કરતું: મિહિરકુલનો વધ થયો હોત તો! મિહિરકુલનાં ઘોર કૃત્યોની ખબર રાજમાતાને મળ્યા જ કરતી હતી.

એક દિવસ નરસિંહગુપ્ત બાલાદિત્ય પોતાના વૃદ્ધ સચિવ સાથે રાજમાતા પાસે રાજ્યના

એક ગંભીર પ્રશ્ન વિષે સલાહ લેવા આવ્યો. મિહિરકુલની સામે થવા જે રાજસંઘ માતુશ્રીએ સ્થપાવ્યો હતો, તેમાં ભેદ પડ્યો હતો. યશોધર્મા એમ માનતો થઇ ગયો હતો કે વિજય તેના નેતૃત્વને લઇને જ મળ્યો હતો. પણ બાલાદિત્યે મિહિરકુલનો વધ કરવાને બદલે કન્યા આપી સત્કાર કર્યો! આથી તે ખૂબ નારાજ થયો હતો. તેને આ બૌદ્ધોનાં ઘેલાં ગમતાં ન હતાં. છેવટે તેને વિચાર થયો અને તેમાં બીજાઓની સંમતિ મળી કે સમ્રાટ્ થવાને પોતે જ યોગ્ય હતો. યશોધર્માએ અશ્વમેધ કર્યો અને પોતાને વિજેતા અને સમ્રાટ્ તરીકે જાહેર કર્યો.

આ ખબર લઇ બાલાદિત્ય અને વૃદ્ધ સચિવ આવ્યા હતા. બન્ને ખિન્ન હતા. રાજમાતા પણ વૃત્તાન્ત સાંભળી ખિન્ન થયાં. સચિવે ઉપાય પૂછ્યો ત્યારે માતાએ કહ્યું: 'જેમ થાય તેમ થવા દો. પદાર્થો પોતાના ધર્મોને અનુસરે છે.'

આ શબ્દોથી વૃદ્ધ સચિવને ક્ષોભ થયો; અને ક્ષમા માગી પોતાનો ક્ષોભ વ્યક્ત કર્યો:

'માતુશ્રી રાજકાજમાં બૌદ્ધધર્મની નીતિ હાનિકારક છે, એવા મારા અભિપ્રાયને આપે ક્યારે પણ ધ્યાનમાં ન લીધો તેનું આ પરિણામ આવ્યું.'

રાજમાતાએ કશો ઉત્તર વાળ્યો નહિ.

સચિવે દઢતાથી આગળ ચલાવ્યું: 'આપે મિહિરકુલનો સત્કાર કર્યો ત્યારે કેવળ આર્યસિંહની સલાહને જ માન આપ્યું. અમારા મતને પૂછ્યો પણ નહિ!'

'આર્યસિંહની આમાં કાંઇ પણ સલાહ કે સૂચના ન હતી. મેં જ અહંકારથી મારો મહિમા વધારવા તેનો સત્કાર કર્યો હતો!' રાજમાતાએ ક્ષીણ અવાજથી કહ્યું.

બાલાદિત્યે અમાત્યની સામું જોયું, પણ આ પ્રમાણે રાજકાર્ય વણસી ગયું હોવાથી અમાત્યની ચીડ ઓછી થતી ન હતી.

'લોકસંગ્રહની દૃષ્ટિએ વધ કરવો ઘટે તેનો વધ કરવો જ જોઇએ, એ ભગવદ્ગીતાના ઉપદેશને આપ ન અનુસર્યા તેનું આ ફળ આવ્યું. હવે ભારતવર્ષને કોણ બચાવશે?'

'ધર્મ જ બચાવશે' રાજમાતાએ સ્વસ્થતાથી કહ્યું.

'એ તો ભારતવર્ષમાંથી બૌદ્ધ ધર્મનો નાશ થશે અને વૈદિક ધર્મ નિષ્કંટક શાસન ચલાવશે ત્યારે જ થશે' વૃદ્ધ સચિવ જ લઇ શકે એવી છૂટથી પોતાનો આગ્રહ રજૂ કર્યો.

'મિહિરકુલનો પણ એ જ મત છે.' રાજમાતા જાણે સમર્થન કરતાં હોય તેમ બોલ્યાં. સચિવ મૂક બની ગયો.

'માજી! ધર્મ અને વ્યવહાર વચ્ચે ભેદ તો રહેવાનો. મિહિરકુલનો વધ ન કરવામાં આપણી ભૂલ થઇ.' બાલાદિત્યે પોતાનો અભિપ્રાય આપ્યો.

'મારી મૈત્રીની ભાવના શુદ્ધ ન હતી. મારો સત્કાર શુદ્ધ ન હતો. તે જ મારી મોટી ભૂલ થઇ; પણ તેથી હવે રાજકાજમાં મારી સલાહ નિરર્થક છે.' રાજમાતાએ માન સેવ્યું.

ત્રણે જણાં થોડી વાર મૌન રાખી બેસી રહ્યાં. છેવટે રાજા અને સચિવ વધારે ખિન્ન થઇ ચાલ્યા ગયા.

૭

રાજમાતાના હૃદયમાં આર્યસિંહે શાન્ત સ્થિર અને મધુર સ્વરે ઉચ્ચારેલી ગાથા एस धम्मो सनन्तनो આ જ સનાતન ધર્મ છે–નો રણકાર ચાલ્યા જ કરતો હતો.

એક દિવસે સમાધિમાંથી નિવૃત્ત થઇ રાજમાતા આર્યસિંહના આસનથી પવિત્ર થયેલા અશોકવૃક્ષ નીચે બેઠાં હતાં. તે સમયે કાશ્મીરથી એક શ્રમણ આવ્યો. રાજમાતાએ આદર-સત્કાર કરી શ્રમણને વૃત્તાન્ત પૂછ્યો.

શ્રમણે કહ્યું: 'આર્યસિંહે મને મોકલ્યો છે.' રાજમાતાએ ઊભાં થઇ હાથ જોડી પૂછ્યું: 'ભદન્તની શી આજ્ઞા છે?'

શ્રમણે કહ્યું: 'મારા વધના સમાચાર સાંભળી મિહિરકુલ વિષે મૈત્રીની ભાવના કરશો તો તથાગતનો ધર્મ સચવાશે!'

રાજમાતા અવાક્ થઇ ગયાં. શ્રમણે કહ્યું: 'તે તેમનો અંતિમ સંદેશો. મિહિરકુલે ત્રેવીસમા સ્થવિરની હત્યા કરી છે.'

શ્રમણ વૃત્તાન્ત કહી ચાલતો થયો.

રાજમાતાનું શબ અશોકવૃક્ષ નીચે જ્યાં આર્યસિંહનું આસન રહેતું ત્યાં માથું ઢાળી પડેલું હતું.

ગુપ્તસામ્રાજ્યની રાજલક્ષ્મીનો અંત આવ્યો!

ભૂસિકાર*

* કેટલાક લેખકો બહુ ઉપનામો અથવા તખલ્લુસો રાખવાની વિરુદ્ધ હોય છે. પણ આપણે ગુજરાતી એટલે સ્વભાવથી સંગ્રહશીલ–એટલે લેખકોએ પણ બીજું કાંઈ ન સંઘરી શકે તોપણ અનેક તખલ્લુસો રાખવાં જોઈએ. ધારો કે આપણું એકાદ તખલ્લુસ, કોઇ લૂંટી ગયું તો આપણે શું કરીએ? બીજું હોય તો કામમાં આવે. આવી વાણિયાબુદ્ધિથી મેં અનેક તખલ્લુસો રાખ્યાં છે. એટલે મારી કોઇ કોઈ વાર લખાતી વાર્તાઓને છેડે હું જે સંજય નામ લખતો તે બીજા લેખક કે લેખકોને ગમી જતાં તેઓએ લઇ લીધું. એટલે મેં તરત જ બીજું–કોઈ કોઈ વાર કવિતાને અન્તે આવતું આમાં વાપરી દીધું! મને ખાતરી છે કે આ તખલ્લુસ કોઈને પણ ગમશે નહિ, અને તેથી કોઈ પણ તે લઇ લેવાનો પ્રયત્ન નહિ કરે.

# Nearer, My God, to thee—

Nearer, my God, to Thee, nearer to Thee!
E'en though it be a cross that raiseth me,
Still all my song shall be—
Nearer, my God, to Thee, nearer to Thee.

Though like the wanderer ( the sun goes down, )
Darkness be over me–my rest a stone;
Yet in my dreams I'd be
Nearer, my God, to Thee, nearer to Thee.

Then let the way appear steps unto heaven,
All that Thou sendest me in mercy given
Angels to beckon me
Nearer, my God, to Thee, nearer to Thee.

Then with my waking thoughts bright with Thy praise,
Out of my stony griefs *Beth-el* I'll raise;
So by my woes to be
Nearer, my God, to Thee, nearer to Thee.

Or if on joyful wing cleaning the sky,
Sun, moon, and stars forget, upwards I fly,
Still all my song shall be,
Nearer, my God, to Thee, nearer to Thee.

# સાંનિધ્યે પ્રભુ તારે

તવ સાંનિધ્યે તવ સાંનિધ્યે સાંનિધ્યે પ્રભુ તારે !
પ્રલયકાલ છો ગાજે ચોદિશ ગાનસાર આ મારે,
પિતા પ્રભુ નિકટ હવે પદ તારે !

શરશય્યા કે સહસ્ર કૃશાની ચિતામાં કાયા પોઢે,
તવ સાંનિધ્યે તવ સાંનિધ્યે ગાઈશ તોયે કોડે;
પિતા પ્રભુ જાણે તારો ખોળે !

ભમતારામની જેમ ભલે રવિ તાણે સોડ જ લાંબી,
તિમિર અંધ રહે છાય મને છો વિસામો પથ્થર ખાંભી,
છતાં હું તો નિકટ સતત તવ સ્વામી !

જીવનકેડી તો પછી મારી દીસે જતી તવ ધામે !
તિમિર તેજ કે જે કંઇ પક્ષે હે પ્રભું તે તુજ નામે !
સ્વીકારે ઉર મુજ કોટિ પ્રણામે !

ડોલે પ્રભુ તવ સ્નેહની લહરો, જમણે દૂતો તારા !
અનન્તને પથં સાદ કરી મને તેડે આભ મિનારા !
દયામય સ્નેહલ અંક તારા !

તુજમાં લીન થયેલી મારી પ્રતાએ પ્રભુ ખાંતે,
ભીષણ મારી વ્યથા અહીંથી સ્વર્ગ રચું એકાંતે,
પિતાં તવ વ્યથા સુલભ ઉરપ્રાંતે !

હર્ષ ભરી બે પાંખ પસારી ઊડું જો હું વ્યોમે
અગમ્ નિગમની એ પાર ગાજશે યંત્ર સ્નેહપુર જોમે !
પિતા પ્રભુ નિકટ હવે તવ ભોમે !

સ્નેહરશ્મિ

[ અનુસંધાન પૃષ્ઠ ૪૧૮ ]

૪૭ ટકા જાપાન ખરીદ કરે છે. તેની કિંમત રૂા. ૧૬ કરોડ થાય છે. જાપાનના હૂંડિયામણની ગંભીર અસર જાપાનની હિંદમાં ખરીદી અને કપાસની નિકાસ પર થવા સંભવ છે. યેનના દબાતા ભાવથી હિંદમાંથી કપાસ ખરીદવા કરતાં અમેરિકામાંથી ખરીદવું જાપાનને વધુ સસ્તું પડશે. હિંદને આ બેવડી નુકસાની છે.

છેલ્લાં ૨૦ વર્ષથી હિંદમાંથી જાપાનની ખરીદી ઘટતી જ રહી છે; જ્યારે આયાતમાં વધારો થતો જાય છે, અને કેટલીક બાબતોમાં જાપાન નછૂટકે જ હિંદમાંથી માલ ખરીદે છે. ખોળ, કપાસ, કાચી ધાતુ અને ચોખાની મુખ્ય ખરીદી ચાલુ રહી છે.

આયાતનો અસાધારણ વધારો અને નિકાસનો ઘટાડો જાપાનના ઘટતા હૂંડિયામણ પર અવલંબી રહેલ છે. રૂપિયાને હિસાબે યેનની કિંમત અર્ધી થઇ ગયેલ છે. એટલે અગાઉ જે કાપડ હિંદને રૂપિયે મળતું તે હવે જાપાન આઠ આને વેચી શકે છે.

હિંદુસ્તાનમાં કાપડની આયાતમાં લૅંકેશાયર કરતાં ચડિયાતું સ્થાન જાપાને પ્રાપ્ત કર્યું છે. તે નીચેના આંકડા પરથી જણાય છે:

જાપાનની આયાત: ૩૮૪૫૪૭૦૦૦ વાર કાપડ તથા ઈંગ્લાંડની આયાત: ૩૬૧૦૬૦૦૦ વાર કાપડ થયેલ છે. એટલે ઈંગ્લાંડ કરતાં જાપાને ૨૩૪૮૦૦૦૦ વાર કાપડ વધારે હિંદમાં આયાત કરેલ છે.

નીચેના આંકડા પરથી જોવામાં આવશે કે જાપાનનું કાપડ હિંદમાં મ્હોટા પ્રમાણમાં ફેલાય છે.

| ૧૯૩૧ | હજાર ચોરસવાર | ૧૯૩૨ | હજાર ચોરસવાર |
|---|---|---|---|
| જુલાઇ | ૩૦૩૪૬ | જાન્યુઆરી | ૩૪૪૧૧ |
| ઑગસ્ટ | ૩૧૦૯૩ | ફેબ્રુઆરી | ૩૨૭૮૫ |
| સપ્ટેંબર | ૩૮૦૩૧ | માર્ચ | ૪૪૫૮૮ |
| ઑક્ટોબર | ૩૭૮૫૪ | એપ્રિલ | ૪૬૯૫૨ |
| નવેમ્બર | ૩૨૮૩૬ | | |
| ડિસેમ્બર | ૪૩૯૬૯ | | |

જાપાનના મિલઉદ્યોગનો વિકાસ અને તેમાં વપરાતા હિંદી રૂનો વપરાશ

જાપાને પોતાનું હૂંડિયામણ ઘટાડી પોતાના કાપડઉદ્યોગનો વિકાસ સાધ્યો છે. એની જગતભરમાં કોઈ હરીફાઇ કરી શકે તેમ નથી.

લેંકેશાયર સમો સાધનસંપન્ન અને સ્વતંત્ર કાપડઉદ્યોગના ક્ષેત્ર કરતાં પણ સોંઘે ભાવે જાપાન, કાપડ વેચી શકે છે. તે એની કાર્યકુશળતા અને વ્યવસ્થાને આભારી છે.

જાપાનના કાપડઉદ્યોગની ખીલવણી જગતમાં સોંઘામાં સોંઘા ભાવે કાપડ વેચી શકે એવી બનાવવામાં આવી છે. એની યોજના હિંદની મિલોને અનુકરણ કરવા જેવી છે. જાપાનમાં એક વિશાળ મિલ બંધાય એટલે તેની આસપાસ એક નાનું સરખું એ મિલનું જ ગામડું વસાવવામાં આવે. તેમાં કામદારોને રહેવા માટે પૂરતી સગવડભર્યા મકાનો બાંધવામાં આવે; તેમાં મિલ કંપની તરફથી પ્રાથમિક શિક્ષણની સાથે ભવિષ્યના એ મિલ કામદારોને યોગ્ય શિક્ષા અપાય; મિલ કામદારોને ઉપયોગી નાટકો અને સિનેમા બતાવાય, મિલનાં ગામડાંઓમાં કામદારોના આરોગ્ય માટે ભારે સંભાળ રખાય છે. શારીરિક તપાસ માટે દવાખાનાં અને ઇસ્પિતાલ હોય છે, તેમાં સારવાર થાય છે. એ ગામડાંઓનાં પુસ્તકાલયોમાં મિલ ઉદ્યોગને લગતા ગ્રંથો, છાપાં, ચોપાનિયાં અને પાત્રિકા રાખવામાં આવે છે. તે વાંચી કામદારો પોતાના કાર્યમાં ચોક્કસ અને કાર્યદક્ષ બને છે. ૧૬ થી ૨૨ વર્ષની યુવાન છોકરીઓનો મોટો ભાગ એટલે લગભગ ૮૦ ટકા જાપાનની મિલમાં કામ કરે છે. તેથી મજૂરીના દર ઘણા ઓછા રહે છે. અને કામ પણ ઘણી બુદ્ધિ અને કુશળતાથી થાય છે.

## હિંદનો મિલઉદ્યોગ કેમ ખીલી શકે ?

સર નેશ વાડિયાના પ્રયત્નોથી મુંબઈની મિલોનું સંગઠન કરવા એક બ્રિટિશ તજ્જ્ઞને બોલાવવામાં આવ્યો હતો. મુંબઇની મિલો પરદેશી હરીફાઈમાં થાકી પડી હતી, અને કેટલીક મિલો બેકારીને કારણે બંધ થવાના ભયમાં હતી. તે માટે આ તજ્જ્ઞની સલાહ લેવામાં આવી. તેણે મુંબઇની બધી મિલોનું ફેડરેશન ( Federation ) કરવાની સલાહ આપી. મિલોનું બાંધકામ—સાંચાકામ, ઉત્પન્ન કરવાની શક્તિ, તે પાછળ રોકાતી મિલકત વગેરે તપાસી તેની યોગ્ય કિંમત નક્કી કરવી, અને એ કિંમતના "સંયુક્ત મીલ કંપની" ના શેરો દરેક મિલને આપવા તથા હિંદી સરકાર ઇમ્પીરીઅલ બેંકદ્વારા આ "સંયુક્ત મિલ કંપની"ને બે કરોડ રૂપિયાની રકમ સાધારણ વ્યાજે મદદ તરીકે આપે, એવી પણ ગોઠવણ કરવાની યોજના ઘડાઇ. આ "સંયુક્ત મિલ" કંપની તરફથી ચાલુ મિલોમાંથી જૂનું સાંચાકામ કાઢી નવું ગોઠવવું, તમામ મિલોનો કારભાર એક તંત્ર હેઠળ રાખવો, કઈ જાતનો માલ કાઢવો તેની વ્યવસ્થા કરવા, તૈયાર થતો માલ વેચવા તથા તમામ મિલોની દેખરેખ રાખવા સંયુક્ત મિલ કંપનીનું બંધારણ ઘડવાની યોજના વિચારાઇ. બધી મિલોનો વહીવટ એક સંયુક્ત તંત્ર હેઠળ રહે તેના ફાયદા વિચારાયા.

આ નિષ્ણાતની દરખાસ્ત એવી હતી કે સારા તંત્ર નીચેની મિલો આજે પણ નફો કરે છે. જૂની મિલોમાં આધુનિક તંત્ર પ્રમાણે સાંચાકામ ગોઠવવામાં આવે, મિલોમાં સ્વચ્છતાની સંભાળ રાખવામાં આવે, માલની જાત, માપ, દેખાવ અને સૌંદર્ય ઉપર લોકોની શ્રદ્ધા મેળવવામાં આવે; કોલસા કપાસ, અને સાંચાકામ વગેરેની ખરીદીમાં પ્રમાણિકપણે જાગવવામાં આવે, અને છેલ્લામાં છેલ્લી શોધ મુજબ એક જ ધોવાનું અને રંગવાનું ખાતું રાખવામાં આવે, તો મિલઉદ્યોગની હાલત જરૂર સુધરી જાય. નાણાંની વિપુલતા સારી પ્રગતિ કરી શકે છે, તે સિવાય વહીવટી ખર્ચમાં પણ ઘણો ફાયદો થાય. પરંતુ કેટલીએ મિલની મેનેજીંગ એજન્સીએ પોતાના સ્વાર્થ અને અંગત લાભ ખાતર એ યોજના કબૂલ કરી નહિ. પરિણામે ખૂબ વિચારપૂર્વક ઘડાયેલી યોજના ખોળંબે પડી. હજી પણ એ યોજના

ફરી વિચારાય અને અમલમાં મૂકાય, તો જરૂર હિંદની મિલોનું ભવિષ્ય વધુ ઉજ્જવલ અને પ્રગતિવાન બને.

મિલઉદ્યોગ હાલમાં જગતવ્યાપી મંદીના—depression પંજામાં છે અને બીજી બાજુ પરદેશી હરીફાઇ ચાલુ છે. એટલે હાલ તરતમાં તેમાં વધારે નફો મેળવવાની આશા નથી. પરંતુ નીચે પ્રમાણે સુધારા કરવાથી વાજબી નફો જરૂર મળી શકે:—

૧—જૂની મિલોમાં નવું સાંચાકામ ગોઠવવું.

૨—મિલની સ્વચ્છતા જાપાનની મિલોના જેવી ઉત્તમ રાખવી.

૩—મિલમેનેજર, એન્જીનીઅર અને રંગનારને વધારે પગાર આપી રોકવા અને તેમની પાસેથી નવી નવી જાત કઢાવવી.

૪—મેનેજીંગ એજન્ટોએ કોલસા, કપાસ, સાંચાકામ, વગેરે ઉપર કમિશન લેવાનું કહેવાય છે તે લેવાતું હોય, તો બંધ કરવું અને વહીવટખર્ચમાં સંગીન ઘટાડો કરવો. વજન, જાત અને માપમાં ઓછું આપવું જ નહિ. માત્ર નફા ઉપર વાજબી કમિશન ચડાવવું.

૫—મિલકામદારોને સંતોષવા-અથડામણોમાં ઊતરવા ન દેવા.

૬—મિલની પેદાશ, (પ્રોડકશન) ઉત્પન્ન કેમ વધે તે માટે સતત પ્રયત્નશીલ રહેવું.

૭—મિલો માટે નવી નવી બજારો શોધવી.

૮—મીલની આંટ સારી રાખવી. એટલે વાજબી વ્યાજે નાણાં મળવાથી આર્થિક મુશ્કેલી કદી ભોગવવી ન પડે.

૯—મેનેજીંગ એજન્ટની પદ્ધતિ ખામીભરેલી છે. તેમાં ઉચિત સુધારો કરવાની આવશ્યકતા છે.

જયરામદાસ જેઠાભાઈ નયગાંધી

---

| જાપાનની આયાત<br>૧૯૩૧ના જાન્યુઆરીથી અકટોબર સુધી આયાત | | | | જાપાનની આયાત<br>૧૯૩૨ના જાન્યુઆરીથી અકટોબર સુધી આયાત | | | |
|---|---|---|---|---|---|---|---|
| વસ્તુ | માપ | | કિંમત યેન | વસ્તુ | માપ | | કિંમત યેન |
| કાપડ | ચોરસવાર | ૩૨૭૫૫૭૫૦૦ | ૪૧૬૦૮૦૦૦ | કાપડ | ચોરસવાર | ૫૪૦૪૯૯૦૦૦ | ૬૬૩૪૧૬૦૦ |
| ગુંથેલાં વસ્ત્રો | ડઝન | ૧૬૯૭૭૮૭ | ૩૫૭૩૧૪૭ | ગુંથેલાં વસ્ત્રો | ડઝન | ૨૯૩૮૪૫૨ | ૫૪૩૭૧૧૦ |
| ટુવાલ | ડઝન | ૨૧૩૩૪૬ | ૩૭૨૯૩૨ | ટુવાલ | ડઝન | ૪૨૮૩૭૦ | ૭૪૮૭૦૯ |

તે સિવાય નીચે પ્રમાણે કિંમતના જાપાનથી ધાબળા, ગરમ કાપડ અને બનાવટી રેશમની આયાત ૧૯૩૧–૩૨ માં થઇ હતી.

| ૧૯૩૧ | | ૧૯૩૨ | |
|---|---|---|---|
| વસ્તુ | કિંમત યેન | વસ્તુ | કિંમત યેન |
| ધાબળા | ૨૦૧૦૬૧ | ધાબળા | ૨૦૧૦૬૧ |
| ગરમ કાપડ | ૪૩૪૦૬૦ | ગરમ કાપડ | ૪૩૮૧૯૯ |
| રેશમ | ૧૮૦૦૦૦૦૦ | રેશમ | ૧૬૭૭૩૪૨૧ |

તે ઉપરાંત જાપાનથી રેશમી રૂમાલની આયાત ૧૯૩૨ ની સાલના દશ માસમાં ૬૮૫૪૨ ડઝનથી વધીને ૧૦૦૦૦૦ ડઝન થઇ હતી, અને સુતરાઉ રૂમાલની આયાતની કિંમત ૪૦૦૦૦૦૦ યેનથી વધીને ૧૨૦૦૦૦૦૦ થઇ હતી.

જયરામદાસ જેઠાભાઈ નયગાંધી

# દિનચર્યા

## ૧ દાતણ કેમ કરશો ?

પાયોરિયા એ આજનો અતિ સામાન્ય વ્યાધિ થઇ પડ્યો છે. ઘણાખરા રોગોમાં ઓછેવત્તે અંશે પાયોરિયા જવાબદાર હોય છે જ.

પાયોરિયા એટલે દાંતમાંથી પરુ નીકળે છે તે રોગ. દાંતનાં પેઢાંમાંથી પરુ નીકળે છે અને તે પરુ જાણતાં અજાણતાં પેટમાં જાય છે. આ રોગ થવાનું કારણ તો ખરી રીતે હોજરી અને આંતરડામાં એકઠું થયેલું દૂષિવિષ ( toxaemia ) જ છે, પરંતુ દાંતની અસ્વચ્છતા પણ આને માટે ઓછી જવાબદાર નથી. દાંત બરાબર સાફ ન રાખવાથી પણ આ રોગ થાય છે. પણ આપણે અહીં પાયોરિયાનું વર્ણન કરવા નથી બેઠા, દાંત સાફ કેમ રાખવા અથવા મુખશુદ્ધિ કેમ સાધવી, એ વિચારવાનું આ લેખનું કર્તવ્ય છે.

આપણા દેશમાં દાંત સાફ રાખવા માટે દાતણ કરવાનો જ ચાલ જોવામાં આવે છે. સવારમાં ઊઠીને દાતણ કર્યા વિના આપણે કંઇ પણ મોંમાં નાખતા નથી. દાતણ મુખ્યત્વે બાવળનાં હોય છે. આવળ, કણજી, વડ, ધોસયડી (ધમાસ), કંબોઇ (काम्बोजी) વગેરેનાં દાતણો પણ અવારનવાર વાપરવામાં આવે છે. પરંતુ શહેરોમાં મોટે ભાગે બાવળનાં જ દાતણો મળે છે એટલે તે જ વપરાય છે. બાવળનો મુખ્ય ગુણ ગ્રાહી (astringent) છે. બાવળમાં ૭૦ થી ૮૦ ટકા જેટલો ટૅનિક એસિડ છે. સોળમા સૈકામાં થઇ ગયેલ પંડિત ભાવમિશ્રે તેના 'ભાવપ્રકાશ' નામના પુસ્તકમાં બાવળને ( "बब्बूलः कफनुत् ग्राही कुष्ठक्रिमिविषापहः" ) કફ હરનાર, ગ્રાહી, કૃમિ અને વિષને હરનાર તરીકે વર્ણવ્યો છે.

બાવળના રેષા મજબૂત હોવાથી, ચાવવાથી તેનો કૂચો સરસ બને છે. બાવળમાં મુખ્ય રસ કષાય છે અને કષાય રસ ગ્રાહી હોવાથી દાંતનાં પેઢાંને તે મજબૂત કરનાર મનાય છે. બીજાં દાતણોના ગુણદોષ આગળ ઉપર આપણે જોઇશું.

### દાતણના ફાયદા અને ગેરફાયદા

બાવળનો આ ગ્રાહી ગુણ દાંતને હિતકર્તા નથી, એમ દંતવિદ્યાપારંગતો ( expert dentists ) માને છે. આ ગ્રાહી રસનો દાંત સાથે સ્પર્શ થવાથી દાંતનાં પેઢાં બગડે છે. હમેશાં આ જલદ ગ્રાહી રસના સંસ્પર્શથી દાંતનાં પેઢાં ખવાઇ જાય છે અને દાંતનાં મૂળ ખુલ્લાં પડે છે. મૂળ ખુલ્લાં થયા પછી આ રસના સંસ્પર્શથી અને બીજાં કારણોથી ખવાય છે અને પરિણામે પાયોરિયા લાગુ પડે છે અને દાંત ઢીલા પડી જાય છે.[1]

---

[1] પ્રખ્યાત પુરાતત્ત્વવેત્તા અને નિષ્ણાત દંતવૈદ્ય શ્રી જે. જે. મોદી એલ. એમ. એસ. એલ. ડી. એસ. (ઇંગ્લાંડ), મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજના દંતવિદ્યાના આચાર્ય કહે છે: "Because of the constant contact with the astringent juice, the gums recede away; thus exposing the bone underneath it. Bone in its turn gets destroyed giving rise to pyrrhoea and loosening of the teeth." ("Health" Feb. 1928)

ત્યારે શું બાવળનાં દાતણ નુકસાનકારક છે ? ના, તેમ નથી. ખરી રીત તો એ છે કે દાતણ કરતાં પહેલાં દાતણને પથ્થર વડે છૂંદી નાખવું જોઇએ. દાતણના અગ્રભાગને આવી રીતે છૂંદવાથી ગ્રાહી રસનું પ્રમાણ ખૂબ જ ઘટી જાય છે અને ચાવવામાં પણ સુગમતા પડે છે. કઠિન દાતણ ચાવવાં દાંતને હિતકર નથી. બહુ કઠિન દાતણ ચાવવાથી દાંત સુધરતા નથી, પણ બગડે છે. દાંતની ધારો (Dental surfaces) બહુ કઠિન દાતણો ચાવવાથી બુઠ્ઠી થઇ જાય છે અને એ ભાગનું ચૈતન્ય પણ કેટલેક અંશે ઓછું થઇ જાય છે. એટલે આપણે બે વાત યાદ રાખવાની છે: (૧) દાતણને પ્રથમ પથ્થર કે લાકડા વડે છૂંદીને તેનો ઝીણો કૂચો બનાવવો; અને (૨) એવું દાતણ ૧૦–૧૫ મિનિટ સુધી ચાવવું.

ચરકસંહિતામાં લખ્યું છે કે

आपोथिताग्रं द्वौ कालौ कषायं कटुतिक्तकम् ।
भक्षयेद्दन्तपवनं दन्तमांसान्यबाधयन् ॥ (चरक-सूत्रस्थान-अ. ५–६५)

અર્થ:—દાતણના અગ્રભાગને છૂંદી નાખી, કષાય (તૂરું), કટુ અને તિક્ત એવા રસવાળું દાતણ બે વખત (સવારસાંજ) કરવું. દાંતનાં પેઢાંને ઇજા ન થાય એ સાચવવું.

ચરક પણ કહે છે કે દાતણનો અગ્રભાગ કૂટી કાઢવો અને પછી દાંતનાં પેઢાંને (દંતમાંસ) ઇજા ન થાય એવી રીતે દાતણ કરવું. ચરક એકલા કષાય રસયુક્ત દાતણો વાપરવાની સલાહ નથી આપતા. અવારનવાર કટુ (તીખો રસ) અને તિક્ત (કડવો રસ) રસયુક્ત દાતણો વાપરવાની તે ભલામણ કરે છે.

ટૂંકમાં, નીચેના મુદ્દાઓ આપણે ધ્યાન રાખવા જોઇએ:—

(૧) દાતણ તાજાં હોવાં જોઇએ. આપણે તો એક પૈસાની ઝૂડી આણી ૭–૮ દિવસ સુધી તેને પાણિયારામાં નાખી મૂકી તેને ઉપયોગમાં લઇએ છીએ. આ પદ્ધતિ સારી નથી. તાજાં દાતણના રસમાં જે જંતુઘ્ન અને લાલાસ્રાવવર્ધક શક્તિ છે તે આમ વાસી રહેલાં દાતણમાં નથી હોતી.

(૨) દાતણના અગ્ર ભાગને છૂંદી કાઢવો જોઇએ. તાજાં દાતણને આવી રીતે કૂટીને સારી રીતે ચાવવાથી દાતણના ખરા લાભ પ્રાપ્ત થાય છે. અતિ કષાય કે અતિ તિક્ત રસો દાંતના પેઢુ બહુ જ મૃદુ અને લાગણીવાળાં (sensitive) હોય છે તો નાશ કરે છે.

(3) કૂટયા વિનાનું દાતણ ચાવવાથી દાંતની ધારો બગડે છે અને તે વધુ લાગણીવાળા (sensitive) બને છે.

(૪) દાતણ સડેલાં, ગાંઠો ગાંઠોવાળાં, વાંકાંચૂકાં ન વાપરવાં.

(૫) અવારનવાર જુદાં જુદાં દાતણો વાપરવાં હિતાવહ છે. ચરકસંહિતામાં તો બાવળનો ઉલ્લેખ જ નથી.

ચરક તો કરંજ (કણજી), કણેર, આકડો, મધુમાલતી, સાદડ, બોયો–આટલાં ઝાડનાં દાતણોને વખાણે છે.

કણુજી (करंज–संस्कृत) નાં દાતણુ લબ્ધપ્રતિષ્ઠ છે. કણુજી જંતુઘ્ન છે, સહેજ તીખી અને કડવી છે અને પાયોરિયાવાળાને આના દાતણુથી સારો લાભ થાય છે. આકડો જંતુઘ્ન છે. આદડ, બીયો અને મધુમાલતી કષાય રસયુક્ત છે અને મોંની દુર્ગંધ મટાડનાર છે.

ભાવપ્રકાશમાં નોખાં નોખાં દાતણોની ફલશ્રુતિ વર્ણવી છે તે વાંચવા યોગ્ય છે. આજના જમાનાને કદાચ તેમાં અતિશયોક્તિ જણાશે, પરંતુ દેખીતી અતિશયોક્તિ પાછળ દાતણુના ગુણોનો ઉત્કર્ષ જ વર્ણવવામાં આવ્યો છે એમ મારું માનવું છે—

अर्के वीर्यं वटे दीप्तिः करञ्जे विजयो भवेत् ।
प्लक्षे चैवार्थसंपत्तिः बदर्य्यां मधुराशनम् ॥
खदिरे मुखसौगन्ध्यं बिल्वे तु विपुलं धनम् ।
उदुम्बरे तु वाकसिद्धिः आम्रे त्वारोग्यमेव च ॥
कदम्बे तु धृतिः मेधा चम्पके दृढवाक्श्रुतिः ।
शिरीषे कीर्तिसौभाग्यमायुरारोग्यमेव च ॥
अपामार्गे धृतिः मेधा प्रज्ञाशक्तिः तथासने ।
दाडिम्यां सुन्दराकारः ककुभे कुटजे तथा ॥
जातीतगरमंदारैः दुःस्वप्नं च विनश्यति ॥
( भावप्रकाश-पूर्वखंड. प्र. ४ )

અર્થઃ—આકડાના દાતણુથી વીર્ય, વડથી દીપ્તિ, કરંજથી વિજય, પીંપળાથી અર્થસંપત્તિ, બોરડીથી મિષ્ટાન્નપ્રાપ્તિ, ખેરથી મોંની સુગંધ, બીલીથી વિપુલ ધનપ્રાપ્તિ, ગુલરથી વાક્સિદ્ધિ, આંબાથી આરોગ્ય, કદંબથી ધૃતિ અને મેધા, ચંપાથી ભાષણ કરવાની અને સાંભળવાની સારી શક્તિ, કાળિયા સરસથી કીર્તિ, સૌભાગ્ય અને દીર્ઘાયુષ્ય, અઘેડાથી ધૃતિ અને મેધા, બીયાથી પ્રજ્ઞાશક્તિ, દાડમથી સુંદર કાંતિ, સાજડ અને કડો–બન્નેથી સુંદર કાન્તિ, પ્રાપ્ત થાય છે. જાઈ, તગર અને પારિજાતકથી ખરાબ સ્વપ્નાં દૂર થાય છે.

વૈદ્યકીય દૃષ્ટિએ ઉપરોક્ત તમામ વૃક્ષો ઉપયોગી છે અને તેનાં દાતણોથી મુખશુદ્ધિ થાય છે, અને જુદા જુદા રસોથી દાંતનાં પેઢાં અને દાંતો બન્નેને લાભ થાય છે.

(૬) દાતણુ સવારસાંજ બે વખત કરવું. દાતણુ ન થાય તો મોં તો બરાબર સાફ કરવું જ જોઈએ.

## દંતમંજન

દાતણુ સાથે સારું દંતમંજન વાપરવું હિતાવહ છે. દાતણુનો સરસ ઝીણો કૂચો કરી દંતમંજન સાથે તે ઘસવાથી દાંતની ઉપર જે છારી બાઝી હોય છે તે દૂર થાય છે દંતમંજનની સુગંધીથી જંતુનો નાશ થાય છે અને મુખમાં જે લાલાસાવ ઝરાવનાર ગ્રંથિઓ છે તેમાંથી પ્રચુર લાલાસાવ ( saliva ) ઝરે છે. આ લાલાસાવ પિષ્ટમય ખાદ્ય (starchy foods) ના પાચન માટે અતિ અગત્યનો છે. આપણો ખોરાક મોટે ભાગે

સ્ટાર્ચઘટિત (કાર્બોદિત Carbo Hydrates) છે. આ ખાદ્ય પદાર્થની ઝીણી ઝીણી કણીઓ દાંતની ફાટોમાં ભરાઇ જાય છે અને ત્યાં ચોંટી રહે છે. હવે જો આ કણીઓ દાંતની ફાટોમાં જ ભરાઇ રહે અને ન નીકળે તો તે અંદર કહોવાય અને ખટાશ ઉત્પન્ન કરી દાંતને બગાડે. દંતમંજનથી લાલાસ્રાવ પ્રચૂર પ્રમાણમાં ઝરે છે અને આ લાલાસ્રાવ આ સ્ટાર્ચઘટિત ખાદ્યની કણીઓને પચાવી નાખી તેને હોજરીમાં સાથે લઈ જાય છે. વળી લાલાસ્રાવનો પ્રચૂર સ્રાવ વધે એટલે ખોરાકના પાચનમાં અને પરિણયનમાં અગત્યનો ભાગ તે ભજવે છે. ભાવમિશ્ર કહે છે—

एकैकं घर्षयेद्दन्तं मृदुना कूर्चकेन तु ।
दन्तशोधनचूर्णेन दन्तमांसान्यबाधयन् ॥

અર્થાત્ દાતણના મૃદુ કૂચા સાથે દંતશોધન ચૂર્ણ (દંતમંજન) લઇને દાંતના માંસને ઇજા ન પહોંચે એવી રીતે દાતણ ઘસવું.

ટૂંકમાં, દંતમંજનમાં નીચેના ગુણો હોવા જોઇએઃ—

(૧) દંતમંજન બહુ બારીક ન હોવું જોઇએ. બહુ બારીક દંતમંજન દાંત ઉપર ઘસવાથી દાંત ઉપરની છારી ઉખેડી શકતું નથી. માટે દંતમંજન સહેજ જાડું ખડબચડું (coarse)[1] હોવું જોઇએ. બહુ ઝીણું નકામું તેમ બહુ જાડું પણ ખરાબ. ટૂંકમાં,

---

૧ અંગ્રેજી 'coarse' શબ્દનો અર્થ મેં 'ખડબચડો' કર્યો છે, પરંતુ આ શબ્દ બરાબર નથી. દંતમંજનમાં જે ચૉક વાપરીએ છીએ તે coarse છે. બજારમાં જે મકીબેન્ડ ટુથ પાઉડર વેચાય છે તે coarse કહી શકાય, પરંતુ તે અતિ coarse છે અને તે દાંત માટે હિતાવહ નથી, એમ એક નિષ્ણાત દંતવૈદ્યનું કહેવું છે. બહુ ખરબચડું દંતમંજન દાંતનાં પેઢાંને બગાડે છે. કોલસો પણ ઘણો કોર્સ કહી શકાય. આવાં ખડબચડાં દંતમંજનો દાંત બગાડે.

સાધારણ રીતે દંતમંજનમાં ચૉક અને મેગ્નેસિયમ્ કાર્બ (હલકો) આવે છે અથવા હોવું જોઈએ. સાબુનું સૂક્ષ્મ ચૂર્ણ આવે છે. મેગ્નેસિયમ્ કાર્બ કોર્સ ન કહી શકાય તે too fine કહી શકાય. ચૉક coarse કહી શકાય. ચૉક અને મેગ્નેસિયા બન્ને અમ્લપ્રતિયોગી છે અને સાબુ સ્નિગ્ધતા માટે છે. સુગંધ માટે ગુલાબનું અત્તર કે વિંટરગ્રિન તેલનાં થોડાં ટીપાં નાખે છે. માટે coarse નો અર્થ સ્પષ્ટ કરવા માટે આ ટિપ્પણ આપ્યું છે.

સારા દંતમંજનનો નમૂનો—

| | | | |
|---|---|---|---|
| ચૉક | ૧૦ ઔંસ | કાંટાળાં માયાં | ૧ તોલો |
| મેગ્નેસિયમ્ કાર્બ | ૧ ,, | કપૂર | ૦॥ ,, |
| ફુલાવેલી ફટકડી | ૧ ,, | પીપરમિંટ તેલ | ૨૦ ટીપાં |
| ફુલાવેલો ટંકણખાર | ૧ તોલો | યુકેલિપ્ટસ તેલ | ૧૦ ,, |
| ટી. આયોડીન ટરક્લોરાઈડ | ૩૦ ટીપાં | તજનો અરક | ૫ ,, |
| ઊંચામાંનો કાથો | ૧ તોલો | લવિંગનું તેલ | ૫ ,, |
| | | ગુલાબનું અત્તર | ૦। તોલો |

ઝારીને ઘસે અને દાંત ઉપરના બારીક પડને ( Anamel ) નુકસાન ન કરે-એવું દંતમંજન હોવું જોઇએ.[1]

(૨) દંતમંજનમાં સુવાસ હોવી જોઇએ. સુવાસથી લાલાસ્રાવ વધે છે, જે આહારને પચાવવામાં મદદ કરે છે અને મોં સુવાસિત કરે છે.

(૩) જંતુઘ્ન દ્રવ્યો અંદર હોવાં જોઇએ. જંતુઘ્ન દ્રવ્યો ગમે તેવાં જંતુઓનો નાશ કરે છે.

(૪) દંતમંજન અમ્લપ્રતિયોગિ ( anti-acid ) ગુણવાળું જોઇએ. જંતુઓથી ઉત્પન્ન થયેલી ખટાશને તે મહાત કરી નાખે એવું અમ્લપ્રતિયોગી ગુણવાળું હોવું જોઇએ.

(૫) સાધારણ રીતે કોલસો અને મીઠું-સરખે ભાગે લઇને બનાવેલું દંતમંજન સારું ગણાય છે. પરંતુ ઉપર જણાવ્યા મુજબના બધા ગુણો તેમાં નથી. જંતુઘ્ન, સુગંધી અને દાંતને મજબૂત કરે એવાં બીજાં દ્રવ્યો અંદર નાખવાં જોઇએ.

## ઊલિયું

આપણા લોકો તો સાધારણ રીતે દાતણની જ ચીરી ઉતારી તેનાથી ઊલ ઉતારે છે. પરંતુ દાતણની ચીરીથી સારી રીતે ઊલ ઊતરતી નથી એવો મારો તો અનુભવ છે. બીજાનો પણ હશે, એમ હું માનું છું. ન માનતા હોય તે અનુભવ કરી લે. દાતણનો ઉપયોગ ચાવીને દાંત ઘસવામાં જ કરવો. પછી તે ફેંકી દેવું અને કચકડાના કે ધાતુના ઊલિયાથી જીભ ઉપરની ઊલ ઉતારી લેવી. ચરકના સમયમાં આ જ રીતિ પ્રચલિત હતી. જુઓ—

सुवर्णरूप्यताम्राणि त्रपुरीतिमयानि च ।
जिह्वानिर्लेखनानि स्युः अतीक्ष्णान्यनृजूनि च ॥

चरक सू. स्था. अ. ५—६७

અર્થ:—સોનું, ચાંદી, તાંબુ, કલાઇ, પિત્તળ—વગેરેનાં ઊલિયાં ( જિહ્વાનિર્લેખનં ) બનાવી લેવાં. ઊલિયાં અતીક્ષ્ણ અને રુજુ હોવાં જોઇએ.

આપણા સમાજમાં ઊલિયાં વાપરવાનો પ્રચાર કરવો જોઇએ. દાતણની ચીરીથી ઊલ બરાબર નથી ઊતરતી અને આખીયે જીભ ઉપરથી બરાબર ઊલ સાફ ન થાય તો ચોંટી રહેલી ઊલથી જીભનો રંગ બદલાશે અને મોંમાંથી દુર્ગંધી આવવી શરૂ થશે. ઊલિયું ઠેઠ જીભના મૂળ સુધી લઇ જઇ ઊલ સાફ કરી લેવી જોઇએ—

जिह्वामूलगतं यच्च मलमुच्छ्वासरोधि च ।
सौगन्ध्यं भजते तेन तस्माज्जिह्वां विनिर्लिखेत् ॥

चरक. सू. स्था. अ. ५-६८

અર્થ:—જીભના મૂળ સુધીનો બધોયે મેલ – ઊલ – બરાબર સાફ નહિ કરવામાં આવે તો તે શ્વાસોચ્છ્વાસનો રોધ કરશે. માટે ઊલિયાથી બરાબર ઊલ સાફ કરી લેવી. એથી મોં સુગંધી થશે.

---

1 "The properties necessary, however for a good tooth-powder is that it should be sufficiently coarse to produce the necessary polishing and grinding effect. A powder that is too soft or too fine is of little avail, for it is unable to remove the formation of film over the teeth."

( "Yoga Personal Hygiene" p. 29 )

## મોં ધોવું

દાતણના અગ્રભાગને કૂટી તેનો બારીક, મૃદુ કૂચો બનાવી, ૧૦–૧૫ મિનિટ સુધી તે ચાવી, સુગંધી દંતમંજન સાથે તેનાથી દાંત બરાબર ઘસી, ઊલ ઉતારી પછી મોં ધોવાનું હોય છે. પરંતુ મોં સાફ કરવાનું ઘણા લોકો જાણતા નથી. મોં સાફ કરવું એટલે આંગળી વડે દાંત ઘસવા અને બે અથવા ત્રણ આંગળાં ગળામાં ઊંડે સુધી ઘાલી ગળામાં રહેલો મલ સાફ કરવો. આંગળાં ૩–૪ વખત ગળામાં ઊંડે સુધી નાખવાં અને પ્રત્યેક વખત પાણીથી કોગળા કરી નાખવા. ગળામાં અથવા જીભના મૂળ પાસેનો આ મલ બરાબર સાફ નથી થતો એટલે મોંમાંથી દુર્ગંધી આવે છે અને અનેક પ્રકારના રોગો થાય છે.

"It is not generally known that tartar and decomposing material tend to collect on the root of the tongue and are more often responsible for foul breath than stomach conditions."[1]

અર્થાત્ જીભના મૂળ આગળ ભેગો થતો મલ મુખદૌર્ગન્ધ્ય જન્મ આપે છે અને મુખદુર્ગન્ધનું કારણ આમાશયના વિકારો કરતાં તો ખરેખરું આ જ લાગે છે.

શીકાગોવાળા ડૉ. ઇંગ્લ્સ પણ કહે છે કે

"The back of the tongue is often covered with masses of thickened, decomposing epithelium which may extend foward to the tip and cause visible 'coating of the tongue."[2]

આ પ્રમાણે બરાબર ગળું સાફ કર્યા પછી મોંમાં પાણી રાખી, હાથ વડે આંખો ઉપર પાણીની છાલકો મારવી. આવી પાણીની છાલકો મારવાથી આંખોનું નૂર વધે છે અને આંખો પણ સરસ ધોવાય છે.

આવી રીતે જેને આપણે 'દાતણ કર્યું' કહીએ તેની વિધિ છે.

## બ્રશ અને ટૂથપેસ્ટ

આપણે દાતણની વિધિ જોઇ ગયા, પણ અત્યારે ઘણાખરા ટૂથબ્રશ વાપરવા લાગ્યા છે એટલે એ વિષે પણ જાણી લેવું જરૂરી છે.

કેટલાક નામાંકિત દંતવિદ્યાનિષ્ણાતો બ્રશના વાપરને અહિતકર માને છે અને જણાવે છે કે ટૂથબ્રશ એ ભયંકર રોગનાં જંતુઓને સંઘરનાર ગંદું ઘર છે. એના વાપરથી દાંતનાં પેઢુઓ છોલાય છે અને દાંતનાં મૂળ ખુલ્લાં થાય છે. ડૉ. કૅલોગ કહે છે કે "એવા કેટલાક નિષ્ણાત દંતવિદ્યાપ્રવીણો છે કે જે ટૂથબ્રશને તિરસ્કારે છે, કારણ કે તેના ભાલા જેવા વાળ દાંતનાં પેઢાંને ચીરી નાખે છે અને દાંતની ફાટોમાં ખોરાકની જે કણીઓ ભરાઇ રહી હોય તેને બ્રશ ઊલટી ઊંડી ઘાલે છે. વળી થોડો વખત વાપર્યા પછી બ્રશ એટલાં બધાં જીવાણુઓથી દૂષિત થયું હોય છે કે ન પૂછો વાત. આ દૂષિત થયેલા બ્રશને જંતુરહિત કઇ રીતે કરવું તે માટે હજી રામબાણ ઇલાજો ખોળાયા નથી."[3]

---

૧ "How to Live" (15th edition) by Drs. Fisher and Fisk. p. 100.

૨ Vocal and Respiratory Apparatus. by E. F. Ingals. M. D. p. 14.

૩ "The Health Question Box" by Dr. J. H. Kellog M. D.

બધા વિદ્વાનો આ મતના નથી. વિદ્વાનોની વાત બાજુએ મૂકી હું મારો પોતાનો અનુભવ રજૂ કરું તો વાંચકોને વધુ શ્રદ્ધા બેસશે. નાનપણથી હું દાતણ કરતો આવ્યો છું. હમણાં જ્યારે જેલમાં જવાનો અવસર પ્રાપ્ત થયો હતો ત્યારે ત્યાં દાતણના અભાવે મેં બ્રશનો ઉપયોગ કરવા માંડ્યો. મીશ બ્રશ હું વાપરતો. ઘણાખરા જેલમાં બ્રશ જ વાપરે છે. નવ દશ મહિનાના બ્રશ–પરિચયથી મને લાગ્યું છે કે બ્રશ વાપરતાં આવડે તો તે નુકસાનકર્તા નથી. બ્રશ વાપરતાં આવડે તો હિતકર છે. દાંતનાં પેઢું ઘસાય છે એ વાત સાચી નથી. હા, શરૂઆતમાં થોડા દિવસ વખતે બ્રશથી દાંતનાં પેઢાં છોલાશે, પરંતુ ટેવ પડયા પછીથી પેઢુને અસર નથી પહોંચતી. બ્રશથી દાંત સરસ ઘસાય છે. દરેક દાંત, દાઢ વગેરે બ્રશથી બરાબર ઘસાય છે તો વધુ સાફ રહે છે. દાંતની કાંતિ તેથી વધે છે. દંતમંજન લઇને બ્રશ ઘસવામાં કોઇ ખાસ વાંધો મને તો નથી જણાયો. હા, હમેશ બ્રશ વાપરવાનું હું પસંદ નથી કરતો. તાજાં લીલાં દાતણ જ્યાં સુધી મળે ત્યાં સુધી દાંતણ જ વાપરવાના પક્ષમાં હું છું. તાજા દાતણના અભાવે બ્રશ વાપરવાં સારાં છે. અવારનવાર દાતણ અને અવારનવાર બ્રશ વાપરવાથી દાંત બહુ જ સરસ સાફ રહે છે. બ્રશને બરાબર ધોઇ કાઢવાં જોઇએ. બને તો ઠંડા પાણીથી સાફ કર્યા પછી ઉકળતા પાણીમાં તેને નાખી દેવું જોઇએ. કોઇએ બીજાનું બ્રશ વાપરવું જોઇએ નહિ. બ્રશ ધોયા પછી સ્વચ્છ ટુવાલ વડે કોરું કરી નાખી, બરાબર સુકાયા બાદ પેટીમાં મૂકી દેવું જોઇએ. જો આ પ્રમાણે કરવામાં આવશે તો બ્રશનો વાપર નુકસાન નહિ કરે. ઘણા બ્રશ વાપરનારાઓના દાંત મેં જોયા છે અને તે બધા જ કબૂલ કરે છે કે બ્રશથી દાંત વધુ સાફ રહે છે.

નાનાં બચ્ચાં જે દાતણ ચાવી નથી શકતાં તેમને બ્રશ વાપરતાં આપણે શીખવવું જોઇએ. દાતણના કૂચા કરતાં બ્રશના વાળથી દાંત વધુ સાફ ઉજ્જવલ રહે છે.

આ જમાનામાં હમેશાં લીલાં તાજાં દાતણ આપણને મળી શકતાં નથી. વાસી, ગંધાતાં દાતણો મોંમાં ઘાલવા કરતાં બ્રશ અને દંતમંજનથી દાંત સાફ કરવા, એ વધુ સારું છે. બ્રશ સારું લેવું; હલકી જાતનું બ્રશ ન લેવું. હું ફરીથી કહું છું કે બ્રશના એકાન્ત વાપરનો હું પક્ષપાતી નથી. દાતણની અવેજીમાં જ તેનો ઉપયોગ – અવારનવાર ઉપયોગ – કરવાની હું સલાહ આપું છું.

## ટૂથપેસ્ટ

ટૂથપેસ્ટ વિષે હું કંઇ બોલું તેના કરતાં ડૉ૦ જે. જે. મોદીનો જ અભિપ્રાય ટાંકું એ ઉચિત છે. હું એમના મતને તદ્દન મળતો જ છું.

"મારા મત પ્રમાણે તો ટૂથપેસ્ટો તદ્દન નકામાં છે. આ ટૂથપેસ્ટોમાં, મોટે ભાગે, લેનોલીન, તેલ, ગ્લીસરીન અને સાબુ–આલ્કલી ચીજો મુખ્ય હોય છે. એટલે ખરી રીતે આ ટૂથપેસ્ટો દાંતને સ્નિગ્ધ ( lubricants) રાખે છે–દંતમંજનોની માફક દંતશુદ્ધિકર નથી. વળી, આ ટૂથપેસ્ટોનાં દ્રવ્યો એવાં છે કે જેમાં સહેલાઇથી ઉત્સેચન ક્રિયા ( fermentation ) થાય છે અને આથી દાંતના સંસર્ગમાં તે કદી ન આવવાં જોઇએ. આ સ્નિગ્ધ દ્રવ્યો દાંત સાથે ચોંટી રહે છે અને પછી ત્યાં ઉભરાણની ક્રિયા ઉત્પન્ન થાય છે. લાંબા વખતના ઉપયોગથી દાંતનાં પેઢું અને દાંત ઉપરનું પડ ( ઇનેમલ ) બન્ને

નરમ પડે છે. દાંતનાં પેઢુ, આખરે, ફૂલે છે અને તેમાંથી પછી લોહી અને પરૂ વહેવા માંડે છે. આ નિર્ણય વધુ આકરો તો છે જ, પરંતુ અનેક અખતરાઓ અને નિરીક્ષણો પછીથી જ તે ઉચ્ચારાયેલો છે. જો આમ છે તો પછી મને કોઇ પૂછશે ' તો પછી લોકો ટૂથપેસ્ટ કેમ વાપરતા થઇ ગયા ?' હું કહું છું કે (૧) ભભકભરી ભાષાઓમાં છપાતી મોહક જાહેર ખબરોથી જ અંધશ્રદ્ધાળુ લોકો ટૂથપેસ્ટો વાપરતા થયા છે; અને (૨) ગયા મહાન યુદ્ધે જગતને આ ટૂથપેસ્ટો વાપરતાં શીખવ્યું છે. લઇ જવામાં વધુ અનુકૂળતા પડે એ હેતુથી, દંતમંજનની જગોએ, આ ટૂથપેસ્ટોનો પ્રચાર કરવામાં આવ્યો છે. હું ખાતરીપૂર્વક છાતી ઠોકીને કહું છું કે આ ટૂથપેસ્ટો ખરેખર મનુષ્યવદનો માટે શાપ-રૂપ છે અને મારા આ મંતવ્ય માટે મારે કોઇના પણ મતની—અભિપ્રાયની જરૂર નથી: પરંતુ વગર માગ્યે એક લેખના રૂપમાં એક વિશ્વવિખ્યાત દંતશાસ્ત્રીનો અભિપ્રાય મને સાંપડ્યો છે એટલે અહીં તે ટાંકું છું. ઇટાલીના ડૉ૦ ઝારબો ( Larbough ) એ ઓરલ ટૉપીક્સ " Oral Topics " નામના માસિકના એપ્રિલ ૧૯૨૦ ના અંકમાં " Damn the Mouth : Washes and Pastes " એ નામનો લેખ પ્રસિદ્ધ કર્યો છે. એ લેખમાં એ મહાનુભાવ કહે છે " Tooth pastes are a snare and a delusion " ( ટૂથપેસ્ટો એ જાળ અને ભ્રમ છે. ) અને ખરેખર તે સાચું જ છે. "[1]

ટૂથપેસ્ટોની સુગંધીથી લોકો તેના તરફ આકર્ષાતા જણાય છે. વધુમાં આપણા ડૉકટરો સમજ્યે વગરસમજ્યે દરદીઓને તે વાપરવાની ભલામણ કરે છે એટલે લોકો તે વાપરતા થયા છે. પરંતુ આ ટૂથપેસ્ટો અહિતકારક છે, એમ નામાંકિત દંતશાસ્ત્રીઓ માને છે.

જે દેશમાં લીલાંછમ ઝાડનાં તાજાં દાતણો મળી શકે છે તે દેશમાં પરદેશથી આવતાં આ બિનજરૂરી ટૂથપેસ્ટો વાપરવાં એ આપણા દુર્ભાગ્યની જ નિશાની છે. આ ટૂથપેસ્ટોની જગોએ સારાં દંતમંજનો વાપરવાં હિતાવહ છે.

### તેલના કોગળા

ચરક (ઇ. સ. પૂ. ૩૦૦–૪૦૦) તૈલગંડૂષના ફાયદા નીચે મુજબ જણાવે છેઃ—

हन्वोः बलं स्वरबलं वदनोपचयः परः ।
स्यात्परं च रसज्ञानमन्ने च रुचिरुत्तमा ॥
न चास्य कंठशोषः स्यान्नोष्ठयोः स्फुटनाद्भयम् ।
न च दन्ताः क्षयं यान्ति दृढमूला भवन्ति च ॥
न शूल्यन्ते न चाम्लेन हृष्यन्ते भक्षयन्ति च ।
परानपि खरान् भक्ष्यान् तैलगण्डूषसेवनात् ॥
(चरकसंहिता. सू. स्था अ. ५—७२ थी ८४

અર્થઃ—તેલનો કોગળા મોંમાં ભરવાથી હડપચી મજબૂત બને છે, સ્વરનું બલ વધે છે, મોં ભરાવદાર થાય છે, રસનું જ્ઞાન ઉત્તમ થાય છે, અન્ન ઉપર પરમ રુચિ ઉત્પન્ન થાય છે, કોગળા ભરનાર માણસનો કંઠ કદીયે શોષાતો નથી, તેના ઓઠ કદીયે ફાટતા

1 Health. Feb. 1928 માં પ્રગટ થયેલા ડૉ૦ મોદીના એક લેખમાંથી ઉદ્ધૃત.

નથી, તેના દાંત પડતા નથી અને દાંતનાં મૂળ બહુ દૃઢ થાય છે. તેને દાંતમાં કદીયે ચરકા મારતા નથી, તે ગમે તેવું ખાટું ખાઇ શકે છે અને ગમે તેવો કઠિન ખોરાક તે ખાઇ શકે છે.

દાતણ કરી રહ્યા પછી આ પ્રમાણે તેલનો કોગળો ભરીને તે ૧૦ મિનિટ સુધી રાખી મૂકવો. હમેશાં આ પ્રમાણે તેલગંડૂષસેવનથી દાંત બહુ જ સરસ રહે છે.— દાંતનાં મૂળીઆંને તેલથી સ્નેહન મળે છે અને મશિનમાં જેમ તેલ મૂકવાથી મશિન સરસ કામ આપે છે તેમ આપણે જો દાંતને પણ નિયમિત તેલ આપ્યા કરીએ તો આજકાલ જે અનેક પ્રકારના દાંતના રોગો આપણે જોઇએ છીએ તે અદૃશ્ય થઇ જાય અને મરણસુધી દાંત દૃઢ અને સ્થિર રહી શકે. પણ આ આર્થિક જમાનામાં કોઈ પ્રશ્ન કરે કે " વૈદ્યરાજ! હમેશનું અધોળ તેલ બગાડવું કેમ પાલવે ? મહિનાનું બશેર તેલ જાય અને વર્ષમાં ૨૫ શેર તેલ જોઇએ. " હું કહીશ કે આરોગ્યરક્ષા માટે વર્ષે દહાડે તેલના ૪ રૂપિયા ખર્ચવા એ શું વધારે છે ? દાંતના ડૉક્ટર પાસે દાંત બતાવતાં કેટલા રૂપિયા ખર્ચવા પડે છે ? ડૉક્ટરની વિઝિટ, દાંત ધોવાનો ચાર્જ વગેરે ગણો અને તેલનું ખર્ચ અને તેના ફાયદા ગણો તો હું ખાતરીથી કહું છું કે તેલ જરાકેય મોંઘું નથી પડતું. સવાલ ખર્ચનો નથી, પણ દંતસંરક્ષણનો છે. એક વર્ષ સુધી સતત તેલના ગંડૂષ ભર્યા પછી મને પૂછજો કે એનાથી શા શા લાભ થાય છે.

આવી રીતે આપણી મુખશુદ્ધિની વિધિ અથવા દંતશોધન વિધિ અથવા દાતણની વિધિ પૂરી થાય છે. દાંતના અનેક પ્રકારના રોગોના આ જમાનામાં આ વિધિએ જે વર્તશે તે સુખી થશે, એવા આશીર્વાદ સાથે આ લેખ સમાપ્ત કરું છું.

બાપાલાલ ગ. વૈદ્ય

# વિનાશના પંથે

૧૯૧૫ ના યુરોપના મહાન આંતરરાષ્ટ્રીય વિગ્રહ દરમિયાન જર્મનીએ અનેક વાર ઇંગ્લંડના કિનારા ઉપર પોતાનાં ઝેપેલીનોમાંથી બોમ્બ ફેંક્યા, નુકસાન કર્યું, ત્રાસ ફેલાવ્યો એટલું જ નહિ પણ ઝેપેલીનની મદદથી દુશ્મનોની પ્રગતિ અને હિલચાલ પણ જોવાનો સુંદર લાભ લઈ લીધો. ઝેપેલીનના જનેતા કાઉન્ટ ઝેપેલીનનું દૂરંદેશીપણું બધાના હૈયે વસ્યું અને તેથી સંધિના કોલકરારે થતાં અમેરિકા, ઇંગ્લંડ અને જર્મનીએ ઝેપેલીનો લડાઇના એક અંગ તરીકે નહિ પણ વેપાર, મુસાફરી, શોધખોળ વગેરે માટે કેવી રીતે સફળ થઇ શકે એ દષ્ટિબિંદુથી મહાન પ્રયત્નો આદરવા માંડયા. તે મહાન પ્રયત્નો પાછળ ઇંગ્લંડે પૈસાનો ધુમાડો એટલો બધો કર્યો કે કમાન્ડર કેનવર્ધી નામના એક અમલદારે એ સામે સખત વિરોધ જાહેર કર્યો. એક પછી એક ઝેપેલીનો બંધાવા માંડયાં, અને એક પછી એકનો નાશ થવા માંડયો કે ઊડવા માટે નાલાયક ઠર્યાં.

લડાઇ પછી ૧૯૧૯ ની સાલમાં એન. એસ. II નામનું પહેલું હવાઇ વિમાન ઇંગ્લંડે બનાવ્યું, પણ એના ઉપર વીજળી પડી એટલે આગ લાગી અને સળગતું જ દરિયામાં પડયું. આ બનાવ પછી R ૨૪, અને R ૨૯ નામનાં હવાઇ વિમાનો બનાવવામાં આવ્યાં, જે એક બે વાર ઊડયાં અને સફર માટે નાલાયક ઠર્યાં! એ પછી R ૨૬ બનાવવામાં આવ્યું, જે પણ થોડા જ મહિનામાં ઊડવા માટે નાલાયક ઠર્યું ! આટલાં નિરાશાજનક બનાવો છતાં બહાદુર પ્રજાએ હામ ભીડી અને R ૩૧ નામનું બીજું હવાઇ વિમાન બનાવ્યું, જે પણ બે વાર ઊડયા પછી નાલાયક ઠર્યું. વિમાન ખાતાને એમ લાગ્યું કે આ વિમાનો બહુ જ ભારે હતાં અને તેથી મોટા ખર્ચે શોધખોળ કરીને હલકાં વિમાનો બાંધવાની જરૂર હતી. એ દષ્ટિબિંદુથી ૧૯૧૯ ની સાલમાં ત્રણ લાખ પચાસ હજાર પાઉન્ડ ખર્ચીને R. ૩૩ નામનું જંગી વિમાન બ્રિટનના વિમાન ખાતાએ બનાવ્યું. એટલા ખર્ચ પછી પણ સુનંદા વિમાનીઓને એમ લાગ્યું કે ફેરફાર કરવાની જરૂર છે એટલે બીજા ૩૦ હજાર પાઉન્ડનો ખર્ચ સુધારાવધારા ખાતે કર્યો. આ પ્રયત્ન કંઇક આશાજનક લાગ્યો. પણ એ આશા લાંબા સમય સુધી ટકી રહી નહિ.

આ વિમાન ૬૭૦ ફૂટ લાંબું, ૭૯ ફુટ પહોળું હતું અને ૨૦ લાખ ઘનફુટ વાયુ સમાવેશ કરતું હતું. એની અંદર ૧૩૦ પગથિયાંનો તો દાદરો હતો, જે ઉપરથી ઊંચાઇનો ખ્યાલ આવશે. એનું વજન ૩૦ ટન હતું. ૬૦ ટન હવા ખસેડતું હોવાથી બીજા ૩૦ ટન ઊંચકવાની શક્તિ ધરાવતું હતું આ વિમાન ખાસ લડાઇ માટે બનાવવામાં આવ્યું હતું. જો લડાઈ ચાલુ રહી હોત તો જર્મન વિમાનોની માફક ચાર ૫૮૦ પાઉન્ડના અને આઠ ૨૫૦ પાઉન્ડના બોમ્બના ગોળા મૂકવાની વ્યવસ્થા આ વિમાનમાં થનાર હતી. એમાં આગળ પાછળ અને ઉપર મશિનગન મૂકવામાં આવનાર હતી. આટલાંટિક મહાસાગર ઓળંગીને પાછા અટકયા સિવાય ઊડી શકે એવી એની રચના હતી, જેથી આઠ દિવસ ચાલે એટલું પેટ્રોલ ભરી રાખવા માટે વ્યવસ્થા હતી. કલાકના ૭૦ માઇલની ઝડપે ઊડી શકે એમ હતું; અને ૨૩ ખલાસીઓ વિમાનમાં રહી શકે એટલી જગ્યા હતી.

પ્રયોગ કરતી વખતે એક ઉડ્ડયન દરમિયાન વિમાનનો એક ગર્ડર ભાગ્યો અને તેની પાછળ ૪૦ હજાર પાઉન્ડનો બીજો ધુમાડો થયો. વિમાનને ફરીથી ઉડાવવામાં આવ્યું અને ૮૦૦ કલાકની મુસાફરી પછી ઊડવા માટે આટલો ખર્ચ થયો છતાં નાલાયક ઠર્યું ! વિમાન ખાતાને છતાંયે એમ તો લાગ્યું કે આ બધાં વિમાનો કરતાં R. ૩૩ સૌથી સારું હતું.

હૃદયમાં આટલું આશ્વાસન હોવાથી વિમાનખાતાએ પ્રયત્નો ચાલુ જ રાખ્યા. R. ૩૩ જેટલા ખર્ચે ઊભું થયું તેટલા જ ખર્ચે R ૩૪ ઊભું કરવામાં આવ્યું. R. ૩૩ માં થોડા સુધારાવધારા કરી વિમાનખાતાએ R. ૩૪ નામનું બીજું વિમાન બનાવ્યું. એની લંબાઇ ૬૪૫ ફુટ હતી, પહોળાઇ ૭૮ ફુટ હતી અને ૨૦ લાખ ઘનફુટ વાયુ સમાય એમ હતો. ૩૦ ટન ઊંચકવાની તેની શક્તિ હતી. આ વિમાન પણ આટલાંટિક મહાસાગર ઓળંગીને અટક્યા વગર પાછા ફરવા માટે બંધાયેલું હતું, અને તેથી ૪૯૦૦ ગેલન પેટ્રોલ જેનું વજન લગભગ ૧૬ ટન જેટલું થાય એટલું ભરવામાં આવ્યું હતું. એક માઇલ જતાં એક ગેલન વપરાય એ ગણતરી હતી, છતાંયે જરૂર પડે તો ઓછાં એન્જીનો ચલાવીને કરકસરથી આટલું પેટ્રોલ ચલાવી લેવું, એવી ધારણા હતી. એ વિમાન ૧૯૧૯ ના જુલાઈની બીજી તારીખે ઊપડયું તે વખતે જ વાતાવરણ વિરોધી હતું. મેજર સ્કોટ આ વિમાનનો કેપ્ટન હતો. મેજર સ્કોટે જણાવ્યું કે મુસાફરીના પહેલા કલાકો તો ઘણા જ ચિંતાજનક હતા; કારણ કે પેટ્રોલ વધારેમાં વધારે ભરેલું હોવાથી બહુ ઊંચાઇએ વિમાન લઇ શકાય જ નહિ. વિમાન તેથી ૧૫૦૦ ફુટની ઊંચાઇએ ઊડતું હતું. ન્યુ ફાઉન્ડલેન્ડ આગળ વિમાન પહોંચ્યું એટલે ઘણા જ ધુમસમાં વિમાન ઘેરાઇ ગયું અને આકાશમાં પ્રચંડ વિજળીઓ થવા માંડી. બધાં એન્જીનો ચાલતાં હતાં છતાં એ વિમાન તો આગળ ખસે જ નહિ. પેટ્રોલ તો ધમધોકાર વપરાતું જ જાય અને મેજર સ્કોટની ચિંતા વધી. જ્યાં પહોંચવું હતું તેના ૧૫૦ માઇલ આગળ મેજર સ્કોટની હિંમત ખૂટી અને તરત જ મદદ માટે વાયરલેસ ઉપર સંદેશા મોકલ્યા. અમેરિકાએ વિમાનની તપાસમાં બે ડીસ્ટ્રોયર મોકલી આપી. નોવાસ્કોશિયા અને મેઈનના કિનારા ઉપર ત્રીસ કલાક સુધી વિમાન પવનના ઝપાટામાં ડોલમડોલ થઇ રહ્યું હતું, પણ સારા નસીબે તરત જ પવનની દિશા બદલાઇ અને ૧૦૮ કલાકની મુસાફરી પછી સહિસલામત રીતે નીચે ઊતર્યું; અને મુસાફરી સફળ નીવડી.

પણ એ વિમાન ૧૯૨૧ ની સાલમાં અકસ્માત થવાથી નાશ પામ્યું. બે વર્ષની આ વિમાનની સફળ જીંદગી દરમિયાન R. ૩૫ નામનું વિમાન કારખાનામાં આશાપૂર્વક બંધાતું હતું, પણ જ્યારે ૧૯૨૧ માં R. ૩૪ ના અકસ્માતના સમાચાર સાંભળ્યા ત્યારે બધાના હૃદયને આઘાત થયો અને R. ૩૫ પાછળ ૭૫ હજાર પાઉન્ડ ખર્ચેલા હોવા છતાં બાંધવાનો કોન્ટ્રાક્ટ સરકારે રદ કરાવ્યો ! એનું કારણ એ જ હતું કે સરકારને સખ્ત વહેમ જ પેસી ગયેલો કે આ હવાઇ વિમાનોની રચનામાં જ કંઇક સૂક્ષ્મ ખામી રહેલી હતી અને તેથી આ વિમાનો નાલાયક ઠરે છે; છતાં યે વિમાનોની મદદથી અન્ય દેશો ઉપર રાજ્ય કરવાના લોભથી, વ્યાપારના લોભથી, સત્તાના લોભથી બ્રિટનની સરકારને વિમાનની નીતમાં પાછળ રહેવું પરવડયું નહિ; એણે તો ધપાવ્યે જ રાખ્યું. એક વિમાન ઊડતું હોય અને બીજું કારખાનામાંથી તૈયાર થતું હોય, ત્રીજાની શરૂઆત થતી હોય, એવી હારમાળા વિમાનખાતામાં ગુંથાઇ રહેલી હતી. R. ૩૪ અને R. ૩૫ ની ૧૯૨૧ની સાલમાં આ દશા

થઈ છતાંયે એ જ સાલમાં ૩ લાખ અને ૫૦ હજાર પાઉન્ડના ખર્ચે R. ૩૬ બનાવવામાં આવ્યું; પણ કમનસીબે ૯૭ કલાકની હવાઈ મુસાફરી પછી સફર માટે નાલાયક ઠર્યું! બીજું વિમાન રચાયું—૩ લાખ અને ૨૫ હજાર પાઉન્ડના ખર્ચે R. ૩૭ ઊભું થયું! એ પણ નાલાયક ઠર્યું! એક સૈનિક મરે અને બીજો ઊભો થાય એવી વસ્તુસ્થિતિ ઊભી થઈ! R. ૩૮ નામનું બીજું વિમાન ૫ લાખ પાઉન્ડ ખર્ચીને વિમાનખાતાએ ઊભું કર્યું. કમભાગ્યે સરકારને ખરચ બહુ જ ભારે લાગ્યો અને તેથી ૫ લાખ પાઉન્ડ આપીને અમેરિકાને R. ૩૮ વેચી નાખવાની ફરજ પડી. બ્રિટિશ સરકારને એમ લાગ્યું કે એ વિમાનની પ્રાથમિક પરીક્ષા કર્યા સિવાય ઘરાકને આપવું એમાં શોભા નહિ અને પહેલી જ વાર પરીક્ષા કરતાં નિષ્ણાતોને એમ લાગ્યું કે R. ૩૪ માં કંઈક સૂક્ષ્મ ખામી રહેલી હતી, એટલે ત્રણ વાર ઊડતાં પણ નિષ્ણાતોને સંતોષ ન થયો. ૧૯૨૧ની સાલમાં ૨૩ મી ઑગસ્ટે અનેક માણસોને લઈને એ વિમાન ઊડયું; પણ હમ્બર નદી ઓળંગતાં જ એનો પાછલો ભાગ ભાંગ્યો અને હવામાં જ નાશ પામ્યું અને ૪૪ મુસાફરો મરણ પામ્યાં. આ કારમા બનાવથી—ખાસ કરીને આટલા માણસોના જાન જવાથી—ઘણાંનાં હૃદયને આઘાત થયો. જ્યારે આ બનાવની વાત પેપરોમાં આવી ત્યારે R. ૧૦૧ ના રચનાર સર ડી. બર્નેનાં પત્નીએ પોતાના પતિ જે અમેરિકામાં હતા તેમને લખ્યું : "The government will have cold feet *સરકારનું કાળજું ટાઢું પડી જશે*" અને થયું પણ એમ જ. આ કારમા બનાવ પછી ૯૦ હજાર પાઉન્ડ ખર્ચેલા હોવાં છતાં R. ૩૯ નામનું બંધાતું વિમાન છોડી નાખવામાં આવ્યું. ૨ લાખ અને ૭૫ હજાર પાઉન્ડ ખર્ચીને R. ૮૦ નામનું બીજું વિમાન વિમાનખાતાએ રચ્યું પણ ઊડતાં પહેલાં જ મહાન મુશ્કેલીઓ અને ખામીઓ જણાવાથી છોડી નાખવામાં આવ્યું. અંતે પરિણામ એ આવ્યું કે ૧૯૨૪ ની સાલ સુધી એક પણ નવું વિમાન બંધાયું જ નહિ. સુભાગ્યે કે દુર્ભાગ્યે કોએલીશન મિનીસ્ટ્રી સત્તામાં આવી અને લૉર્ડ થૉમ્પસન નામના એક પ્રખર મુત્સદ્દી અને વિમાનીના દબાણથી સરકારની આંખ ઊઘડી અને આટલા અકસ્માતો છતાં બ્રિટનને જો દુનિયાના એક પ્રથમ પંક્તિના રાજ્ય તરીકે અમેરિકા અને જર્મની સાથે ઊભા રહેવું હોય તો અમેરિકા અને જર્મનીની માફક હવાઈ વિમાન બાંધ્યા સિવાય છૂટકો જ નથી, એવું બ્રિટનના મુત્સદ્દીઓના મનમાં ઠસાવ્યું.

બ્રિટનની સરકારે સત્તાલોભ, વ્યાપાર, શોધખોળ વગેરે માટે ઉપર પ્રમાણે આહુતિ આપી. જગતની પ્રગતિનો ઇતિહાસ આવી આહુતિઓથી ભરપૂર છે. કાઉન્ટ ઝેપેલીને જ્યારે ઝેપેલીન બનાવવા પાછળ જીંદગીની કમાણી ખરચી નાખી, જાનમાલની પણ આહુતિ આપી, લાખો રૂપિયા ખર્ચીને બનાવેલાં ચાર ઝેપેલીનોની આહુતિ આપી ત્યારે ઝેપેલીન બનાવવાની કળા પામી શક્યો.[૧] દેવીઓની ઉપાસના એવી જ કડક, એવી જ ઉગ્ર હોય છે. લડાઈ દરમિયાન યુરોપના દેશોએ જોયું કે જર્મની પોતાની શોધખોળથી એક હાથે બધા દેશો સાથે ઝઝૂમી રહ્યું હતું એટલે એ દેશોને પણ એવી જ આકાંક્ષા થઈ અને એ આકાંક્ષામાં દેવીને એવી જ આહુતિઓ આપી. ૧૯૨૩ ની સાલમાં ફ્રાંસના વિમાનખાતાએ Dixmude નામનું જંગી વિમાન ગુમાવ્યું એટલું જ નહિ પણ એ સાથે ૫૩ વિમાનીઓ પણ નાશ પામ્યા. કેપ્ટનની લાશ દરિયામાંથી મળી આવી. અમેરિકાનું જંગી વિમાન Shenandoah ના

૧ જુઓ મારો લેખ "ગગનપંથે" 'કુમાર' અંક ૬૨, ૬૪ સંવત ૧૯૮૫.

પાછલા ભાગમાં અકસ્માત થવાથી છિદ્ર થયું અને ૧૯૨૫ માં નાશ પામ્યું. ૧૯૨૨ ની સાલમાં ઇટાલીનું રોમ (Roma) નામનું વિમાન બળીને ખાખ થયું, અને બીજું જંગી વિમાન ઈટાલિયા (Italia) આર્ટીક સમુદ્રમાં નાશ પામ્યું ×

પણ બ્રિટનના વિમાનખાતામાં લોર્ડ થોમ્પસન અને સર સેમ્યુઅલ હોર જેવા કોઇ પણ અકસ્માતથી, હારી ન જાય એવા નણીરા પડ્યા હતા. લોર્ડ થોમ્પસન એ એક પ્રભાવશાળી માણસ હતો અને રાજકીય મંડળોમાં બહુ જ લાગવગ ધરાવતો હોવાથી જ્યારે મજૂરપક્ષ સત્તામાં આવ્યો ત્યારે બ્રિટિશ કેબિનેટમાં એણે એવી છાપ પાડી કે હવાઇ વિમાનોનો અખતરો ફરીથી યોજવામાં નહિ આવે તો જર્મની ઇંગ્લંડને દબાવી દેશે. જર્મની એ દિશામાં પ્રયત્ન તો કરતું જ હતું અને ગ્રાફ ઝેપેલીન નામનું મોટું જંગી હવાઇ વિમાન કારખાનામાં તૈયાર થતું હતું. એ જર્મનીની તૈયારીનું સૂચક હતું એટલે લોર્ડ થોમ્પસનના આગ્રહથી બ્રિટિશ કેબિનેટે R. ૧૦૦ અને R. ૧૦૧ નામનાં બે હવાઇ વિમાન બાંધવાની શરૂઆત કરી. R. ૧૦૦ હોવનમાં બાંધવાનું શરૂ કર્યું, R. ૧૦૧ કાર્ડીંગ્ટનમાં બાંધવાનું શરૂ કર્યું. R. ૩૮ કાર્ડીંગ્ટનમાં બંધાયેલું હોવાથી અને R. ૩૮ ના ચાર પ્રયોગાત્મક ઉડ્ડયનો પછીથી એ વિમાન બાંધનારાઓને જુદા જુદા અનુભવો અને નવી દિશાઓ મળી હશે એ આશાથી R. ૧૦૧ ની બાંધણીનું કામ કાર્ડીંગ્ટનમાં રાખવામાં આવ્યું.

R. ૧૦૧ ૭૭૭ ફુટ લાંબું, ૧૩૨ ફુટ પહોળું અને ૧૪૦ ફુટ ઊંચું જંગી હવાઇ વિમાન હતું. એમાં ૧૬ મોટી અને ૧ નાની એમ મળી ૧૭ વાયુ ભરવાની કોથળીઓ (gas bags) હતી, જેમાં ૫,૬૫૦,૦૦૦ ઘનફુટ હાઇડ્રોજન (આર્દ્રવાયુ) સમાઇ શકતો. હિંદ અને ઇંગ્લંડ વચ્ચે જ મુસાફરી કરવા માટે રચાયેલું હોવાથી એમાં Diesel Engines મૂકવામાં આવ્યાં હતાં જેમાં એવા પ્રકારનું તેલ વાપરી શકાય કે જે પૂર્વના પ્રદેશોની ગરમીને લઇ સળગી ન ઊઠે.. એને માટે તેલ પણ ખાસ તૈયાર કરવામાં આવ્યું હતું જેનું Flash Point ૨૧૦ ડીગ્રી હોવાથી અસાધારણ ગરમીમાં ચેતી નહિ ઊઠે. અને ૩૨ ડીગ્રી આગળ જ્યાં પાણીનું પણ બરફ થઇ જાય ત્યાં આગળ પણ એ તેલ વહી શકે, ઘન નહિ થાય. એમાં બે તુતકો હતાં; ઉપલા તુતકનું સમચોરસ માપ ૫૫૦૦ ચોરસફુટ હતું અને નીચેના તુતકનું માપ ૧૭૩૦ ચોરસફુટ હતું. R ૧૦૧ માં પચાસ માણસ એકીસાથે જમવા બેસી શકે, એવો ઓરડો હતો. વાઇસરોયના દિલ્હીના મહેલમાં જેવાં રસોડાં છે તેવાં તો આ વિમાનમાં વીજળીની મદદથી રસોઇ થાય એવાં રસોડાં હતાં. સૂવા માટે સુંદર બે પથારીવાળા ઓરડાઓ હતા, જેમાં વીજળીના દિવા બળતા હતા. એક તુતક ઉપરથી બીજા તુતક ઉપર જવાને માટે એક લીફ્ટ પણ હતું. વરસાદ માપવાને માટે બહારના ઢાંકણમાં યંત્ર catchment પણ હતું. અને ૧૬૫ ટન વજન ઊંચકી શકે એવી શક્તિ હતી. કલાકના ૭૫ માઇલ ઊડી શકે એવી એની ઝડપ હતી.

આવું સુંદર જંગી વિમાન જોઈ લોર્ડ થોમ્પસનને ઘણો હર્ષ થયો. ૧૯૨૮ ની સાલમાં જર્મનીના કાઉન્ટ ઝેપેલીનના શિષ્ય હુગો એકનરે ગ્રાફ ઝેપેલીનમાં ૭૬ મુસાફરો સાથે બેસી જર્મની અને અમેરિકા વચ્ચે ઊડી જર્મનીની આબરૂ જગતમાં વધારી હતી, અને હવાઇ વિમાનની સંપૂર્ણતા પુરવાર કરી પ્રથમ પંક્તિ મેળવી હતી. ઈંગ્લંડ પણ જર્મની માફક

× તાજા સમાચાર મળે છે કે અમેરિકાનું જંગી વિમાન 'એક્રોન' ૪થી એપ્રિલે ૬૭ માણસો સાથે દરિયામાં નાશ પામ્યું છે.

સંપૂર્ણ હવાઈ વિમાન ઉડાવી શકે છે એવું જગત સમક્ષ લોર્ડ થોમ્પસનને પુરવાર કરવું હતું એટલું જ નહિ પણ ઝડપની બાબતમાં ગ્રાફ ઝેપેલીન કરતાં વધી જવું હતું. ગ્રાફ ઝેપેલીન ૭૫ માઇલની ઝડપે ઊડી રહ્યું હતું, તેથી R. ૧૦૧ ની મદદથી ૯૦ માઇલની ઝડપે ઊડવાની લોર્ડ થોમ્પસનને આશા હતી. ગમે તે રીતે લોર્ડ થોમ્પસન ઇંગ્લંડની કીર્તિ વધે એ શોધતો જ હતો તેથી જેવું R ૧૦૧ તૈયાર થયું કે તરત જ ઉડાવવાની તડામાર તૈયારીઓ કરાવવા માંડી.

R ૧૦૧ માં મૂળ વ્યવસ્થા એવી હતી કે R. ૧૦૦ ની માફક મૂળ ઝેપેલીનની રચનાને વળગી રહેવું; પણ લોર્ડ થોમ્પસનના મનમાં એવો શક ઉત્પન્ન થયો કે એમ કરવામાં જોખમ સમાએલું હતું; કારણ કે R. ૧૦૧ ની હિંદની મુસાફરી બહુ જ ગરમ પ્રદેશો મારફત હોવાને લીધે એમાં ખાસ વ્યવસ્થા કરવાની જરૂર હતી. તેથી લોર્ડ થોમ્પસને જાહેર કર્યું કે "૧૯૩૦ ની શરૂઆતમાં R. ૧૦૧ ને ઉડાવતાં લાભ થવાને બદલે હાનિ વિશેષ હોવાથી, એક નવો બે *Bay* ઉમેરી ૫૫ ટન ઊંચકવાની શકિત થાય એવી રચના કરીને સપ્ટેમ્બર માસમાં ઊડવું." આ અર્થે R. ૧૦૧ માં નવો બે ઉમેરવામાં આવ્યો; નવો બે ઉમેર્યો એટલે વજન વધ્યું અને તેથી Diesel Engines—જેનું વજન ૧૭ ટન હતું જ્યારે અસલ એન્જીનોનાં વજન ૯ ટન હતાં—ખાસ મૂકવાં પડયાં અને એ એન્જીનો માટે ખાસ તેલ તૈયાર રાખવું પડયું.

લોર્ડ થોમ્પસને પોતે આટલા દબાણથી વિમાનો બાંધવાનું કામ કેબિનેટ પાસે મંજૂર કરાવ્યું હતું. એને એવી હોંશ પણ હતી કે ઇંગ્લંડ અને હિંદ વચ્ચે ટપાલનો અને મુસાફરીનો સંબંધ જાળવવાની પ્રથમ યોજના ઘડવાનું માન પોતે મેળવે. એટલે પાર્લામેન્ટના સભાસદોને પોતે શું કામ કર્યું છે તેની છાપ પાડવા અને વધુ પ્રયાસો માટે પાર્લામેન્ટની મંજૂરી મેળવવા ૧૯૨૮ ના ઓકટોબરમાં અને ૧૯૨૯ના નવેમ્બરમાં ત્રણ વાર સભાસદોને આમંત્રણ આપ્યાં હતાં અને ત્રણે વાર કંઇ કંઇ મુશ્કેલીઓને લીધે વિમાન ઉરાડી શકાયું નહિ અને તેથી લોર્ડ થોમ્પસનને સભાસદોની માફી માગવી પડી હતી. કોઇ વખત હવા સારી ન હોય તો કોઈ વખત એન્જીન બગડયું હોય તો કોઇ વખત કંઇ બીજું નડતરરૂપ હોય.

આવું જંગી વિમાન ઇંગ્લંડથી હિંદમાં અનેક મુસાફરો લઇને આવે તો એ કુદરતી છે કે તેના પ્રયોગરૂપે અનેક વાર કારખાનાની આસપાસ આવા વિમાનને ઉડાવવું જોઇએ. તેથી ૧૯૩૦ ના જુલાઇ માસમાં ત્રણ વાર એને ઉડાવવામાં આવ્યું. R. ૧૦૧ નો કેપ્ટન લેફ્ટનન્ટ અર્વીન નામે હતો. એ ત્રણ વાર ઊડયું તે દરમ્યાન અર્વીનને એમ લાગ્યું કે હવાઇ વિમાન વજનમાં ભારે હતું, અને તેની બહારનું ઢાંકણ outer cover—ફડફડાટ ઘણું જ કરતું હતું. (*Flapping considerably*) અને *gas bag* માં નાનાં નાનાં છિદ્રો પડયાં હતાં અને તેથી gas valves ને નુકસાન થયું હતું.

R. ૧૦૦ ના કેપ્ટન સ્કોટે કહ્યું કે એટલાન્ટીકની મુસાફરી રમતની વાત છે; પણ હિંદની સફર તો બહુ જ મુશ્કેલ હતી. મુસાફરી દરમિયાન જુદી જુદી હવાવાળા પ્રદેશો આવે. કોઇ ઠેકાણે રણ હોય, તો કોઈ ઠેકાણે પર્વતો અને ખીણો હોય અને તેથી હવા સરખી નહિ હોવાથી વિમાનની ગતિને બહુ જ મુશ્કેલીઓ નડે. કેપ્ટન સ્કોટ ઇંગ્લંડનો એક મહાન વિમાની હોવાથી તેની સલાહ હંમેશાં કિંમતી ગણાતી. કેપ્ટન સ્કોટના મત પ્રમાણે

R. ૧૦૧ ની જૂની બાંધણી બરાબર હતી, પણ પાછળથી ભારે ઇન્જીનો મૂકી એક નવો Bay બે મૂકવો તે ગંભીર ભૂલ હતી. Bay વધારવાનું પગલું તો નવા બૂટને ઠીંગડી મારવા સમાન હતું.

R. ૧૦૧ ની કરુણ કથા તો એ છે કે R. ૧૦૧ ના ગણેશ જ કંઇ વિચિત્ર ઘડીએ મંડાયા હતા. જ્યારે પ્રયોગરૂપે એને પહેલી વાર ઉડાવવામાં આવ્યું ત્યારે પ્રથમ ગ્રાસે મક્ષિકાની માફક જ તેનું નાક ( Nose ) છોલાયું; ચાર એન્જીનોમાંથી ત્રણને કંઇ ને કંઇ મુશ્કેલીઓ નડી. Cooling Apparatus (એન્જીનોને ઠંડા પાડવાનું યંત્ર) ની પાઇપનો વાંક તૂટી જવાથી રબરની હોઝથી સુધારવામાં આવ્યો. મેજર સ્કોટે કહ્યું: " જો મારા હાથની વાત હોય તો આ પાઇપ સંપૂર્ણ સુધારવામાં આવે તો જ ઊડવા માટે વિમાન લાયક છે એવું પ્રમાણપત્ર આપું. " પાઇપ તો સુધરી, પણ મેજર સ્કોટનો નવા બે સંબંધી વહેમ હૃદયમાંથી ગયો નહિ. મેજર સ્કોટના હૃદયમાં એમ વસી જ ગયું હતું કે લોર્ડ થોમ્પસનની બે (Bay) વધારવાની સૂચના ભયંકર ભૂલ હતી.

પણ ખાનગી રીતે અને જાહેર રીતે R. ૧૦૧ સંબંધી તીવ્ર વિરોધ થઇ રહ્યો હતો અને ઘણી જ શંકાઓ ઉઠાવવામાં આવી હતી. એવામાં મેજર જનરલ એશમોરનું The Air Defence નામનું પુસ્તક બહાર પડ્યું, જેમાં લેખકે એવો મત જાહેર કર્યો કે R. ૧૦૧ તો એક લડાયક વિમાન તરીકે ધતીંગ છે. કમાન્ડર સર બર્નેએ એ ઉપરાંત પોતાના પુસ્તક The World, the Air and the Futureમાં એમ જણાવ્યું કે વ્યાપારી નીતિએ પણ R. ૧૦૧ તો સફળ ન જ થાય; કારણ કે તેની ઝડપ બહુ જ ઓછી છે. ગ્રાફ ઝેપેલીનની અને બીજા વિમાનોની સૌથી વધુ ઝડપ ૯૦ માઇલની થાય, પણ ઝડપ ૯૦ માઇલની કરવા જઇએ તો વજન વધે, અને એન્જીનો જબરાં લાવવાં પડે; વજન વધે તો વિમાન મોટું કરવું પડે અને તેથી સાચવવાની મુશ્કેલીઓ વધે. વેપારી નીતિએ સફળ કરવા જઇએ તો R. ૧૦૦ માટે ૧૦ ટન અને R. ૧૦૧ માટે ૨૨½ ટન extra lift ( બીજું વજન ઊંચકવાની શક્તિ ) જોઇએ; અને ૭૫ માઇલની ઝડપે એને ઉડાવવા માટે ૩૦ લાખ પાઉન્ડ ખરચવા પડે. "

જ્યારે આવા વિરોધી મત નિષ્ણાત વિમાનીઓએ બહાર પાડ્યા ત્યારે ઇંગ્લંડમાં કોલાહલ મચી રહ્યો, અને એ કોલાહલ પાર્લામેન્ટમાં જાહેર રીતે વ્યક્ત થયો. ખાસ કરીને મજૂરપક્ષના સભાસદોએ તીવ્ર વિરોધ જાહેર કર્યો. મજૂરપક્ષના સભાસદ મિ. સેસીલ મેલોને કહ્યું " R. ૧૦૦ કે R. ૧૦૧ ની ઉપયોગિતા હું સમજી શકતો નથી. વિમાનનો યોજક કમાન્ડર સર બર્ને પોતે જ એની નિષ્ફળતા જાહેર કરે છે અને ફરીથી શરૂઆત કરવા માટે આગ્રહ કરે છે. મ્હને આશા છે કે વિમાનો ઉડાવવામાં ઉતાવળ કરવામાં નહિ આવે. આપણે આવી વૈમાનિક નીતિ બદલવી જોઇએ અને એ બધું સૂક્ષ્મ રીતે તપાસવા માટે એક સમિતિ નિમાવવી જોઇએ. આનાં ત્રણ કારણો છે: (૧) ઘણા પૈસા ખરચવા છતાં વિમાનોમાં કંઇ સૂક્ષ્મ યાન્ત્રિક દોષ છે, અને તેથી નકામી જીંદગી જોખમમાં નાખવાની શી જરૂર છે ? (૨) વિમાન Hardened and tempered steelમાંથી બનાવેલું છે અને એના લાંબા ગર્ડરો longitudanal girders પણ એ જ જાતના પોલાદમાંથી બનાવેલા છે. મૂળ વાત તો એ છે કે આવા પ્રકારના પોલાદનો ઉપયોગ પહેલી જ વાર આવા મોટા વિમાન

ઉપર કરવામાં આવે એ ભયંકર છે. એ તો સામાન્ય માન્યતા છે કે આ પોલાદ સોલાપી જેવું નરમ હોય છે અને તેથી આ પોલાદમાં સહનશક્તિ અને ઘટ્ટતા ઓછી હોય છે."

આટલો બધો જાહેર વિરોધ હોવા છતાં લૉર્ડ થોમ્પસનના મનમાં R. ૧૦૧ સંબંધી એવી શ્રદ્ધા અને સાથે સાથે ગાંડપણુ ભરાઈ ગયું હતું કે આ વિરોધની ગણતરી કર્યા વગર એણે તો હિંદ તરફ આવવાનો નિશ્ચય કર્યો. ૫૦૦૦ માઇલની મુસાફરી માટે તો પ્રચંડ તૈયારીઓ જોઇએ; સાવધાની, સાવચેતી વગેરે પૂરતાં લક્ષમાં લેવાં જોઇએ; કારણ કે R. ૧૦૧ પાછળ દશ લાખ પાઉન્ડ ખર્ચાયા હતા એટલું જ નહિ પણ ઇંગ્લંડના સૌથી ચુનંદા વિમાનીઓ આમાં મુસાફરી કરનાર હોવાથી વિમાનને નુકસાન થાય તો ઇંગ્લંડની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે અને વિમાનખાતું તો આ વિમાનીઓ વગર માર્યું જાય. પણ લૉર્ડ થોમ્પસન તો ખેલાડી હતો; એને આતશબાજી પ્રિય હતી, કંઇક દેખાવ પસંદ હતો. Imperial Conference ની બેઠક લંડનમાં ભરાઇ રહી હતી; દેશ દેશના પ્રતિનિધિઓ લંડનમાં આવી રહ્યા હતા તેમને ઇંગ્લંડ શું કરી રહ્યું છે તે લૉર્ડ થોમ્પસનને બતાવવું હતું. વડા પ્રધાનને લૉર્ડ થોમ્પસને ખાતરી આપી કે કરાંચી પહોંચી લૉર્ડ અર્વીનને બે દિવસ મળી, Imperial Conference ચાલુ હશે એવામાં જ ૨૦ મી ઑક્ટોબર પહેલાં હું પાછો ફરીશ. વડા પ્રધાન પણ ખેલાડી હતા, બ્રિટનની શક્તિ Dominions ને બતાવવી હતી એટલે લૉર્ડ થોમ્પસનને રજા આપી. લૉર્ડ થોમ્પસને કરાંચીમાં વિમાનને ઉતારવા માટે mooring mast R. ૧૦૧ કરાંચીમાં પૂરું કરાવ્યું અને તેને માટે આગળથી જ ચુનંદા કારીગરો લંડનથી કરાંચીમાં મોકલી આપ્યા અને R. ૧૦૧ કરાંચીમાં હોય તે વખતે mooring mast આગળ લશ્કરી પહેરો મૂકવા વ્યવસ્થા કરી. R. ૧૦૧ ૪થી ઑક્ટોબરે ઊડવાનું હતું તે માટે ૧ અને ૨જી ઑક્ટોબરે પ્રયોગ ખાતર ફક્ત ૧૬ કલાક ઉડાવવામાં આવ્યું અને હવામાં સુખેથી ઊડી શકશે એવું પ્રમાણપત્ર તા. ૨જી ઑક્ટોબરે લૉર્ડ થોમ્પસને મેળવી લીધું.

લૉર્ડ થોમ્પસને તો ૪થી જૂને ભાષણ આપતાં જાહેર કર્યું હતું: "આ પ્રયોગ દુનિયાના ઇતિહાસમાં સૌથી ઉત્તમ પ્રકારનો વૈજ્ઞાનિક પ્રયોગ છે. **જ્યાં સુધી મારા હાથમાં આ વિમાન છે ત્યાં સુધી કશું જોખમ નહિ આવવા દઉં.** હોંશિયારી કે દુરંદેશીપણાના અભાવે જીંદગી જોખમમાં નાંખવામાં નહિ આવે....પણ જો R ૧૦૦ કે R ૧૦૨ ઊડી **શકશે નહિ તો વિમાનનો પ્રયોગ બંધ જ કરવો પડશે અને તેમ થશે તો હૃદયમાં ચીરા પડશે.**" લૉર્ડ થોમ્પસનના આ શબ્દો અર્થસૂચક હતા અને તે શબ્દો કેટલા ખરા પડયા તે નીચે બતાવેલો ઇતિહાસ કહેશે. પણ લૉર્ડ થોમ્પસનને ક્યાં ખબર હતી કે જેટલી ઉતાવળથી એ કામ ધપાવવા માગતો હતો તેટલી જ ઝડપથી એ મૃત્યુને ભેટવા જતો હતો! વિધિના લેખ જ એવા હતા કે લૉર્ડ થોમ્પસનને ઉતાવળ સિવાય બીજું કંઇ સૂઝ્યું નહિ. કમનસીબે ૪થી ઑક્ટોબરની આસપાસના દિવસોમાં હવામાં કંઇ વિચિત્ર બગાડો થયો અને તેથી સાવચેતી રૂપે લૉર્ડ થોમ્પસને હિંદુસ્તાનમાં ખબર આપી કે વિમાનમાં વજન વધુ થઇ જવાનો ભય હોવાથી કરાંચીથી પાછાં ફરતા કેટલાક ખલાસીઓ ઓછા કરવામાં આવશે, જેથી વજન વધી ન જાય અને માણસોના ભારને બદલે તેલ વધુ લઇ શકાય. આમ અંદરખાને તો લૉર્ડ થોમ્પસનને વિમાનનું વજન બહુ જ છે એવી બીક રહ્યા જ કરતી અને તેમાં પણ બહુ

બગડી એટલે ચારે તરફથી રતુના ડંકા વાગી રહ્યા હતા. લૉર્ડ થોમ્પસનને ઉત્સાહ એટલો બધો હતો કે એણે કશું ગણકાર્યું જ નહિ. હવા સંબંધી છેલ્લામાં છેલ્લી વિગતો મળ્યા જ કરે એ હેતુથી કરાંચી અને લંડન વચ્ચે અનેક સ્ટેશનો ઊભાં કરી હવા સંબંધી તાજી વિગતો મળે એવી વ્યવસ્થા કરી અને ૪થી ઑક્ટોબરે ૫૪ માણસોને લઇને ઊપડવું એવું નક્કી કર્યું.

પ્રયોગાત્મક આ પહેલી સફર હોવાથી આ વિમાનની અંદર ઇંગ્લંડના ચુનંદા વિમાનીઓ ઊપડનાર હતા જેમાં લૉર્ડ થોમ્પસન, R. ૧૦૦ નો કેપ્ટન સ્કૉટ, R. ૧૦૧ નો કેપ્ટન અર્વીન, ડાયરેક્ટર ઑફ સિવિલ એવીએશન સર સેફર, ડાયરેક્ટર્સ ઑફ એર-શીપ ડેવેલપમેન્ટ કર્નલ કોલમોર અને કર્નલ રીચમંડ ( જે R ૧૦૧ નો રચનાર હતો ) વગેરે હતા. ઇંગ્લંડના ચુનંદા વિમાનીઓ આ ઉત્તમ પ્રકારનું વિમાન કેવી રીતે ઊડે છે તેનો અભ્યાસ કરવા એકઠા થયા હતા.

૧૯૩૦ ઑક્ટોબરની ૪ થી તારીખે ૭ કલાક ૩૬ મીનીટે હજારો માણસોની મેદની અને જયનાદ વચ્ચે R. ૧૦૧ કાર્ડીંગ્ટનમાંથી ઊપડયું. વિમાન ઊપડયું તે પહેલાં લૉર્ડ થોમ્પસનને પૂછવામાં આવ્યું: " આ વિમાન ઊડશે પછી નિયમિત હિંદ અને ઇંગ્લંડ વચ્ચે મુસાફરી કરવાનો પાયો નંખાશે ખરો ? " લૉર્ડ થોમ્પસને કહ્યું: " કંઇ કહેવાય નહિ " આ એના શબ્દો ઘાતક નીવડયા. ઊપડતાં એક એન્જીન ચાલુ કરવામાં આવ્યું અને લીલા દીવા (Navigation Lights) ચેતાવવામાં આવ્યા. અંધારું થયું અને ધમધમ અવાજ કરતું, ગોળગોળ ફુદડી ફરતું, મોટી માછલીની માફક વિમાન આકાશમાં ઘૂમવા લાગ્યું. કમનસીબે તે જ રાત્રે આકાશમાં વાદળાં ઘેરાવા માંડયાં હતાં. જાણે કાળની ભયંકર રાત્રિ આ વિમાનને પોતાના ભયંકર પંજામાં લઇ લેવાની તૈયારી કરી રહી હોય એમ આભાસ લાગતો હતો. ૮ કલાક ૪૦ મીનીટે હેટફિલ્ડ આગળ આવી પહોંચ્યું અને બરાબર ૯ વાગે લંડનની ઉપર વિમાન ઊડતું હતું. વર્ષાદ વરસતો હોવાથી અને કાળાં વાદળાં હોવાથી લંડનની શેરીઓનાં હજારો લોકો વિમાનનાં દર્શન કરવા એકઠાં થયાં હતાં તેમનાથી વિમાનના લાલ, લીલા અને ધોળા દિવા સિવાય બીજું કંઇ દેખાયું જ નહિ. ૯ કલાક ૩૫ મીનીટે હેસ્ટિંગ્સ આગળ વિમાને ઇંગ્લંડનો કિનારો છોડયો ત્યારે આશરે ૧૫૦૦ ફુટ ઊંચે વિમાન ઊડતું હતું.

ઇંગ્લંડ છોડયું અને R. ૧૦૧ મૃત્યુની ઘડી ગણતું હોય એમ લાગવા માંડયું. પોતાના જ દેશમાં પ્રાણ આપે તો કમકમાટીભરેલું દશ્ય જોનારને સદાનો આઘાત જ થાય અને વૈમાનિક કળાને સદાનું નુકસાન પહોંચે એવું જાણે એ વિમાન જાણતું હોય એમ જ્યાં સુધી ઇંગ્લંડમાં હતું ત્યાં સુધી સુખચેનથી હવામાં દોડયું જતું હતું. હેસ્ટિંગ્સ છોડયું અને વરસાદ વધ્યો અને નૈઋત્ય ખૂણા તરફ પવન વાતો હતો તેથી વિમાનને ઊંચું લેવાની ફરજ પડી. ઝડપ આશરે ૬૫ માઇલની હતી, પણ એકંદરે વિમાન સારી રીતે ઊડતું હતું. જ્યારે ફ્રાંસના કિનારા ઉપર આવી પહોંચ્યું ત્યારે ૩૫ માઇલની ઝડપે પવન ફુંકાતો હતો અને વિમાન ૧૫૦૦ ફુટની ઊંચાઇએ ઊડતું હતું. વિમાનમાં ખાણું લીધા પછી R. ૧૦૧ ના કેપ્ટને ઇંગ્લંડ ટેલીફોન આપ્યો કે " અમે સરસ ખાણું લીધું છે અને નીરાંતે સીગારેટ ફૂંકીએ છીએ અને નિદ્રાદેવીને શરણ થવાની તૈયારીઓ કરી રહ્યા છીએ. " પણ કેપ્ટનને ક્યાં ખબર હતી કે એ જ નિદ્રાદેવી એ ચુનંદા વિમાનીઓને

દગો દઈ મૃત્યુને સોંપવાની હતી ? બાર વાગે ક્રોયડોનના એરોડ્રોમ ઉપર બીજો સંદેશો આવ્યો: " તમારી મદદ માટે આભારી છીએ. હવે મદદ નહિ જોઈએ. " ક્રોયડોન-માંથી સંદેશો વિમાનમાં મળ્યો " હજીયે તપાસ રાખતા રહીશું. " " હવે મદદ નહીં જોઇએ " અને " હજીયે તપાસ રાખતા રહીશું " એ શબ્દો કેટલા સૂચક છે તે વાચકે વિચારી લેવું. મૃત્યુદેવી જાણે દબાવી દબાવીને હૃદયમાંથી ઉદ્‌ગાર કઢાવતી હોય એમ બધોએ મૃત્યુનો રાચરચીલો બાદશાહી ઠાઠથી સજાઇ ગયો હોય એમ બધું દીસતું હતું. ક્રોયડોનથી કલાકે કલાકે વિમાન ક્યાં છે એની તપાસ કરતા સંદેશા વિમાનમાં મળ્યા જ જતા હતા, કારણ કે આ વિમાન આવું જંગી હોવાથી ચિંતા ઘણી જ હતી. રાત્રે બે વાગે ફરીથી સંદેશો વિમાનમાં આવ્યો અને " બોલોનની દક્ષિણે એક કીલોમીટર દૂર છીએ " એવો સંદેશો પાછો મોકલવામાં આવ્યો.

મૃત્યુની ભૂમિ આવી પહોંચી. રાતપાલીના કામે ચડેલા સિવાય બધાંએ ઊંઘતા હતા. એન્જીનો સારી રીતે કામ આપી રહ્યાં હતાં. ભારે વરસાદ પડી રહ્યો હતો, પવન જોસથી ફુંકાતો હતો. આ બધાં વિઘ્નો સામે વિમાન બાથ બીડી રહ્યું હતું. વરસાદના પડવાથી ઊંચકવાનું વજન વધ્યું. નીચે ઊડવાની ફરજ પડી. પવન વિમાનની બાજુના ભાગ પર સખ્ત રીતે અથડાતો હતો. ૪૫ માઇલની ઝડપે જતું વિમાન-પવનના જોરથી ફક્ત દશ જ માઇલ જઇ શકતું. સુકાનીથી ઊંચે જવાય નહિ, કારણ કે ઊંચે જવા જાય તો પવનનો સુસવાટો વધારે લાગે, અને ઊંચે જતાં હાઇડ્રોજન ઓછો કરવા આકાશમાં જતો કરવો પડે અને નકામો જાય જે આવી લાંબી મુસાફરીમાં પાલવે નહિ. એટલે સુકાની બહુ જ સાવચેતીથી વિમાનને દોરી રહ્યો હતો. પણ વરસાદ વધતો ગયો અને વિમાન તો નીચે ઊતરતું ગયું. એન્જીનનો અવાજ ઘણો હતો. આસપાસ રહેનારાઓ જાગ્યા, છોકરાઓ ચોંક્યાં અને રડવા માંડ્યા. વિમાન ઘસડાતું હતું. સુકાનીને લાગ્યું કે જો આ રીતે વિમાન ઘસડાશે તો નીચે ઊતરવું પડશે અને કોઇ જોડે અથડાશે તો વિમાનની છેલ્લી ઘડી આવી પહોંચશે. આમ થોડો વખત તો ચાલ્યું, પણ બોવે આગળ આવતાં તોફાન વધી ગયું. ભયંકર રીતે વિમાન ડોલી રહ્યું હતું અને બહુ જ ધીમે આગળ વધી રહ્યું હતું. વરસાદનું વજન બહુ જ વધી ગયું એટલે ઊંચે જઈ શકાય એ માટે એન્જીનો જલદી ચલાવવાનો હુકમ અપાયો. બે વાર વિમાન ઊંચું નીચું થયું. વાયરલેસ ઓપરેટર મિ. ડીલી તે વખતે ઊંઘતો હતો તેને ઘંટડી વગાડીને એન્જીન ધીમાં પાડવાનો હુકમ મળ્યો; ડીલી જાગ્યો અને લાઇટ કર્યું. બીન્કસ નામના મીકેનીકને કન્ટ્રોલ કારમાંથી સિગ્નલ મળ્યો: " ઝડપ ધીમી કરો " પણ એ બન્ને ઓર્ડર પ્રમાણે કરવા જાય છે તે પહેલાં તો R. ૧૦૧ સીધું નીચે વળી ગયું અને એક નાની ટેકરી સાથે અથડાયું, મોટો ધડાકો થયો અને જમીનદોસ્ત થતાં આખું વિમાન સળગી ઊઠયું. એ ધડાકો એવો જબરજસ્ત થયો કે જે જગ્યાએ વિમાન પડીને ભાગ્યું તેની આસપાસ ચાર માઇલ સુધી આવેલાં મકાનોના પાયા ધ્રૂજી ઊઠયા. પાંચ મિનિટ સુધી તો બળતા વિમાનનો લાલ—પીળો ઘાતક પ્રકાશ આકાશમાં ઝળહળી રહ્યો. વિમાનનો આગલો ભાગ એક ફળના બગીચામાં ભાંગીને પડયો અને પાછલો ભાગ જંગલમાં પડયો. બાકી રહેલો ભાગ ઘણી જ મોટી જગ્યા ઉપર ક્ષ્વાઇ ગયો. આસપાસ રહેનારા લોકો આ અવાજ સાંભળી ગભરાઈ ગયા અને મોટર,

સાઈકલ અને ઘોડા ઉપર દોડતા ત્યાં આવીને જુએ છે તો એક જંગી વિમાન બળી રહ્યું છે. ભડકાને લીધે કોઇથી પાસે જવાતું નહિ. ધડાકો થયો ત્યારે વિમાન ચલાવતા ૧૨ વિમાનીઓ સિવાય કોઇ જાગતું નહોતું એટલે ૫૪ માંથી ૪૬ તો બળી મૂવા ! એન્જીન રૂમમાં સ્પેનર લઇને સમારકામ કરતો એક વિમાની એ જ સ્થિતિમાં બળીને ખાખ થયેલો મળી આવ્યો. દશ્ય હૃદયદ્રાવક હતું. વિમાનીઓ બળીને એવા થઇ ગયા હતા કે કોઇ ઓળખાય જ નહિ. ઘણાંખરાં તો એવાં બળી ગયેલાં કે તેમની લાશ બાળકોના કોફીનમાં સમાઈ જાય એવી નાની બળીને થઇ ગઇ હતી. એક ફ્રાંસના નિવાસી જેણે આ દશ્ય જોયું તેમણે કહ્યું: " બળેલા, મચડાયેલા, અને નહિ ઓળખાય એવા આ વિમાનીઓ દેખાતા હતા."

૫૪ માણસોના કાફલામાંથી ફક્ત છ જ બચવા પામ્યા. ઇંગ્લંડે લૅાર્ડ થોમ્પસન, કેપ્ટન સ્કૅાટ, કેપ્ટન અર્વીન, સર બ્રેંકર, કર્નલ કોલમોર, કર્નલ રીચમંડ જેવા પ્રખર વિમાનીઓ ગુમાવ્યા. કર્નલ કોલમોર નવ વર્ષ પહેલાં કુદરતની મહેરબાનીથી અકસ્માતમાંથી બચી ગયો હતો. R. 38 માં મુસાફરી કરવા માટે એને આમંત્રણ આપવામાં આવ્યું હતું, પણ એ ટ્રેઇન ચૂકી ગયો અને R. 38 ઊપડી ગયું. R. 38 નાશ પામ્યું અને સારે નસીબે કર્નલ બચી ગયો; પણ નવ વર્ષ પછી એના નસીબમાં ઘાત હશે તે આ વખતે મળી. બચી જનારમાં લીય ઇજનેર, રીગર ( rigger ) રેડકલીફ અને ચર્ચ અને ઇજનેર બીન્કસ, કુક અને સેવરી પણ કુદરતની કૃપાએ બચી ગયા. આમાંથી ચર્ચ અને રેડકલીફ બહુ જ ગંભીર અવસ્થામાં બચેલા હોવાથી અનુક્રમે શનિવારે અને સોમવારે મરણ પામ્યા હતા, જેથી કુલ હોનારત ૪૮ ની થાય છે. ડીસી ( વાયરલેસ ઓપરેટર ) પોતાના અનુભવ વર્ણવતાં કહે છે: " ધડાકો થયો તે પહેલાં સહેજ વાર ઊંઘતો હતો અને ઘંટડીઓ એન્જીનો ધીમાં પાડવા માટે વાગી. હું જાગ્યો. લાઇટ કરવા સ્વીચ તરફ ગયો અને તરત જ વિમાન સીધું નીચું પડયું અને અથડાયું. એક મોટો ધડાકો અને કડાકો સંભળાયા અને વિમાન સળગ્યું. હું કોરીડોર તરફ દોડયો. મેં વિમાનનું ઢાંકણ તોડવાનો દાંત અને નખથી પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ થતાં થાકી બેસી ગયો. અંત આવ્યો એમ માની પ્રાર્થના કરી એવામાં કુદરતની કૃપાથી વિમાનમાં આવેલી પાણીની ટાંકીઓ તૂટી અને આસપાસનો અગ્નિ ઓલવાઇ ગયો અને હું નીચે પડી ગયો અને જોયું તો જમીન ઉપર ઘાસમાં હું હતો. ત્યાંથી મુશ્કેલીથી બહાર નીકળ્યો."

બીન્કસ નામનો ઇજનેર પોતાનો અને તેના સાથી બેલના બચાવનો અનુભવ વર્ણવતાં કહે છે: "control car માંથી સૂચના આવી કે ઝડપ ઓછી કરવી. તરત જ Engine Room જમીનને પહોંચી અને અમારી આસપાસ જ્વાળાઓ ફરી વળી. અમે માન્યું કે અમારો અંત આવ્યો. એવામાં પાણીની ટાંકીઓ તૂટી અને પાણી ફરી વળ્યાં, અમે અમારું માથું ભીના કપડાથી વીંટાળી લીધું અને તેમાંથી મારફાડ કરી રસ્તો કર્યો અને બહાર નીકળી પડયા તો અમે ઝાડીમાં હતા એટલું જ ભાન રહ્યું. પછી શું થયું તે અમને ખબર નથી."

લીય નામના ઇજનેર પોતાનો અનુભવ વર્ણવે છે: " ધડાકો થયા પછી કેબિનની દિવાલ તરફ સખ્ત ધસારો કરતાં હાથમાં જે આવે તે દિવાલ સાથે અફાળતાં બાકોરું પડયું અને જ્વાળામાંથી હું નાઠો."

આવા રીતે R. ૧૦૧ની આ અવસ્થા થઇ. લાશ હાથમાં આવવી પણ મુશ્કેલ થઇ પડી. બધા ઘડિયાળ અને વીંટીથી કંઇક ઓળખાતા હતા, જેમાં લોર્ડ થોમ્પસન વીંટીથી ઓળખાયા હતા. બચેલા વિમાનીઓમાંથી ફક્ત ડીલી જ સારી અવસ્થામાં હોવાથી એ તો ઈંગ્લંડ ટેલીફોન કરવા પાસેના ટેલીફોન તરફ દોડયો અને વિમાનખાતાને આ ગંભીર અકસ્માતની ખબર આપી, જે પરાક્રમ માટે તેને બ્રિટિશ એમ્પાયરની સેવા માટે ચાંદ આપવામાં આવ્યો હતો. વિમાનખાતાને છેલ્લામાં છેલ્લો ૧ કલાક ૫૦ મીનીટે એવો સંદેશો મળેલો કે વિમાન હવાને લઇને બહુ નીચે ઊડે છે. ૪ કલાક ૫ મીનીટે આ કરુણાજનક સંદેશો મળ્યો અને વિમાનખાતામાં હાહાકાર વર્તી રહ્યો. તરત જ રાજા અને રાણીને આ વાતની ખબર આપવામાં આવી. Imperial Conference ના પ્રતિનિધિઓના મહેમાનપણું કરતા વડા પ્રધાન મિ. મેકડોનલ્ડને ખબર આપવામાં આવી. વડા પ્રધાન તે વખતે ચેકર્સમાં હતા તેથી મહેમાનોની રજા લઇ તરત જ ૮। વાગે વિમાનખાતાની ઓફિસે જઈ પહોંચ્યા, ખાતાના બધા માણસો હાજર થઇ ગયા અને આ અકસ્માત થયો તેની તપાસ કરવા એર ચીફ માર્શલ સર સાલમંડ અને એર કોમોડર હોલ્સ્ટન જેવા નિષ્ણાતોને વિમાનમાં ફ્રાંસ મોકલ્યા. રવિવારે રાત્રે સરકારે જાહેરનામું બહાર પાડયું કે R. 101 નો વિનાશ કેમ થયો તેની નિષ્ણાતોની સમિતિ રવિવારે રાત્રે તપાસ કરવા અને જાહેર તપાસ સમિતિ સોમવારે ફ્રાંસમાં ભરાશે. તેમાં આઠ અંગ્રેજ અને ચાર ફ્રેંચ નિષ્ણાતો તપાસણીનું કામ કરશે. R. ૧૦૦ નો કેપ્ટન બુથ આ નિષ્ણાતોમાંનો એક હતો. એ પછી ઇંગ્લાંડમાં પણ તપાસ સમિતિ સર જોન સાયમનના પ્રમુખપણા હેઠળ ભરાઇ હતી, જેમાં R. ૧૦૧ શી રીતે વિનાશ પામ્યું તે સંબંધી તપાસ થઇ હતી. આ તપાસ સમિતિમાં સહાય આપવા કાઉન્ટ ઝેપેલીનના પિતા ડૉ૦ હયુગો એકનરને આમંત્રણ આપવામાં આવ્યું હતું. અને R. ૧૦૧ ના બચી ગયેલા વિમાનીઓએ પણ ભાગ લીધો હતો. એક બાજુ ઉપરથી નિષ્ણાતો વિમાનના અવશેષોનું નિરીક્ષણ કરવામાં રોકાયા, ત્યારે બીજી બાજુ ઉપર ફ્રાંસની સરકાર અને ફ્રાંસની પ્રજાએ પોતાના દેશ માટે પ્રાણ આપનાર આ નરવીરોને દફનક્રિયાનું સઘળું માન મળે એ માટે યોગ્ય કરી રહ્યા હતા. R. ૧૦૧નો વિનાશ–અને આવો કરુણાજનક વિનાશ એ તો સૌ કોઇના હૃદયને ખળભળાવી નાખે એવો હતો. એક ફ્રેંચ પત્રકારે લખ્યું તે પ્રમાણે "આ નરવીરો પરદેશીઓ નહોતા પણ આપણા જ ભાઇઓ હતા જેઓને પ્રગતિની વેદી ઉપર ક્રૂર વિધિએ હોમ્યા હતા." ફ્રાંસના વડા પ્રધાને ઇંગ્લંડના વડા પ્રધાન ઉપર પોતાના દેશ માટે પ્રાણ અર્પનાર નરવીરોને અંજલિ આપતો અને એ નરવીરના દુઃખી કુટુંબીઓ તરફ દિલસોજી બતાવતો સંદેશો તરત જ મોકલી આપ્યો, અને એ દશમી ઓકટોબર શોકના દિવસ તરીકે ફ્રાંસમાં ગણવા જાહેરનામું બહાર પાડયું. તપાસસમિતિનું કામકાજ સંપૂર્ણ થાય એ માટે ફ્રાંસના વડા પ્રધાને પોતાના ચાર નિષ્ણાતો આપ્યા એટલું જ નહિ પણ જ્યાં સુધી તપાસ સમિતિનું કામકાજ ચાલતું હતું ત્યાં સુધી અકસ્માતની જગ્યાએ લશ્કરી પહેરો ગોઠવ્યો હતો. બે દિવસ સુધી કામકાજ કરી શબો જેટલાં મળી આવ્યાં તેમને બહાર કાઢી લાશ મૂકવાની પેટીમાં મૂકયાં અને દરેક ઉપર બ્રિટનની સરકારે મોકલાવેલો યુનિયન જેક ફરકાવ્યો. નરવીરોની લાશ ઉપર ફૂલોના હાર ઉપર હાર ફ્રેંચ પ્રજા તરફથી ચાલ્યા જ આવતા. એમાં એક હાર જે જગ્યાએ અકસ્માત થયો અને હૃદયદ્રાવક

દશ્યો થયાં તે જોઇને પીગળી ગયેલી સ્ત્રીઓએ મોકલ્યો હતો. તે સાથે અર્થસૂચક શબ્દો પણ એ કોમળ સ્ત્રીઓએ મોકલ્યા હતા " From the mothers of Beavais to the sons of the mothers of Britain—બોવેની માતાઓ તરફથી બ્રિટનની માતાઓના પુત્રોને. " બોવેથી બુલોન અને બુલોનથી ફ્લે આ નરવીરોની લાશની પેટીઓ મોકલવામાં આવી; તે દરમ્યાન રસ્તામાં પણ હૃદયદ્રાવક દશ્યો જોવામાં આવતાં હતાં. બાળકોએ જે જે રસ્તાઓ ઉપરથી સરઘસ પસાર થતું તે રસ્તાઓ ઉપર ફૂલ વેરી તે નરવીરોને અંજલિ આપી હતી. એ સરઘસમાં ફ્રાંસના વડા પ્રધાન, ફ્રાંસના વિમાનખાતાના પ્રધાન, મિ. વેજવુડ બેન, મિ. મોન્ટેગ્યુ, સર જોન સાલ્મંડ, બોવેની મ્યુનિસિપાલિટીના પ્રમુખ વગેરે હતા. જ્યારે બુલોનથી આ લાશો બ્રિટિશ મનવારમાં મૂકવામાં આવી ત્યારે ૧૦૧ તોપ ફોડીને લશ્કરી માન ફ્રાંસની સરકારે આપ્યું હતું.

બુધવારે સવારે એક કલાકે ડોવરથી નીકળેલી સ્પેશિયલ આ લાશોને અને બચેલાઓને લઇને આવી. ભારે અંધારી રાત હોવા છતાં હજારો લોકો શાંતચિત્તે વિક્ટોરીઆ ટર્મિનસ આગળ આવીને ઊભા હતા. મેદની તો જંગી હતી. રાજા પાંચમા જ્યોર્જ માંદગીને બિછાને હતા અને પ્રિન્સ ઑફ વેલ્સ પોતાની મુસાફરી બંધ કરી લંડન આવ્યા અને જે માનવમેદની પ્રિન્સને આવકાર આપવા ઊભી થઇ હતી તેવી મેદની આ પ્રસંગે જમા થઇ હતી. પ્લેટફૉર્મ ઉપર મિ. મેકડોનાલ્ડ, કેટલાક અમલદારો અને નરવીરોનાં સગાસંબંધીઓ હાજર હતાં. ત્યાંથી બધી લાશોને વેસ્ટમિન્સ્ટર હૉલમાં બે લાઇનમાં મૂકવામાં આવી અને ૧૦ મી ઑક્ટોબરે સેંટ પોલ કેથેડ્રલમાં મેમોરીઅલ સર્વીસ ( યાદગીરીની પ્રાર્થના ) ભરાશે એવી સરકારી જાહેરાત બહાર પાડવામાં આવી. સાથે સાથે એ પણ જાહેર કરવામાં આવ્યું કે ધર્મગુરુનું ભાષણ બ્રિટિશ સામ્રાજ્યનાં મોટા મથકો ઉપર રેડીઓ મારફતે પ્રચાર કરવામાં આવશે. જગ્યા મેળવવા માટે પડાપડી થઇ રહી. હૉલમાં ૫૦૦૦ ની જગ્યા; તેને માટે ૨૦૦૦૦ અરજીઓ આવી હતી. આ પ્રાર્થનામાં બ્રિટિશ કેબિનેટના સઘળા સભાસદો, ઇમ્પીરીઅલ કૉન્ફરન્સના સભાસદો, બ્રિટિશ ડુમીનિયનસના વડા પ્રધાનો, ફ્રાંસ, ઇટાલી, બેલ્જીઅમના વિમાન ખાતાના પ્રધાનો અને રાજાના પ્રતિનિધિ તરીકે પ્રિન્સ ઑફ વેલ્સે હાજરી આપી હતી. વેસ્ટમિન્સ્ટરના એક ઓરડામાં હારોથી ઢંકાયેલી શબની પેટીઓ એની હારમાં ગોઠવવામાં આવી હતી. બ્રિટિશ કેબીનેટે નરવીરોનાં સગાંસંબંધીઓને આગળથી જ ખબર આપી હતી કે શબો એવી વિચિત્ર હાલતમાં હતાં કે કોનું શબ છે તે પારખી જ શકાતું નહિ હોવાથી દાટવાની ક્રિયા સામાન્ય થશે એટલે પ્રજાજનો અંજલિ આપી ત્યાંથી ફરીને બહાર જતા હતા. વડા પ્રધાને જાહેર કર્યું હતું કે વેસ્ટમિન્સ્ટર હૉલથી લંડનના મુખ્ય રસ્તાઓ ઉપર થઇને આ લાશોને યુસ્ટન સ્ટેશનથી કાર્ડીંગ્ટન લઇ જવામાં આવશે અને ત્યાં જ દાટવામાં આવશે. અને પ્રજાજનો તેથી પ્રસંગને અનુસરી ગૌરવ સાચવશે. એ પ્રમાણે એ પ્રસંગને શોભે એવી રીતે બ્રિટનની પ્રજાએ દુઃખી હૈયે અને દરદભરેલી આંખોથી નરવીરોને અંજલિ આપી. પણ આવા નરવીરોને અંજલિ જ આપવાથી એમની સેવાની કદર થતી નથી તેથી બ્રિટનની સરકારે આ નરવીરોની વિધવાઓને પેન્શન મળે અને એ ઉપરાંત બાળકો ૨૧ વર્ષનાં થાય ત્યાં સુધી તેમના ભરણપોષણ, કેળવણી વગેરે માટે મદદ મળે એવી વ્યવસ્થા કરી. બ્રિટનની સરકાર ઉપર સહાનુભૂતિના સંદેશા હિંદના વાઇસરોય, પ્રાંતિક ગવર્નરો,

મુંબઇ અને કરાંચીની મ્યુનિસિપાલિટી, ફ્રાંસ, અમેરિકા, ઇજીપ્ત, બેલ્જીઅમ, જર્મની અને સ્વીડન તરફથી મળ્યા. લોર્ડ થોમ્પસન ઉપર તો વડા પ્રધાનની કંઇ કંઇ આશા હતી. લોર્ડ અર્વીન પછી ભવિષ્યના વાઇસરોય તરીકે લોર્ડ થોમ્પસનનું નામ સૂચવાતું હતું એટલે લોર્ડ થોમ્પસનનું મૃત્યુ એ તો વડા પ્રધાનને ગંભીર આફતસમાન હતું, અને તેથી જ્યારે લોર્ડ થોમ્પસન માટે હૃદયના ઉદ્‌ગાર તેમણે કાઢ્યા ત્યારે એ હૃદયના ઘાનું સ્વરૂપ દર્શાવતા હતા " લોર્ડ થોમ્પસન મારે મન તો પ્રાણપ્રિય સાથી હતા જેમની કિંમતી સલાહ રાજ્યની ગંભીર ચિંતા અને ઉપાધિ હળવી કરવામાં ઘણી સહાયરૂપ થઇ પડતી." ડાઉનીંગ સ્ટ્રીટમાં તેથી વડા પ્રધાનની સાથે લોર્ડ થોમ્પસને અનેક મુત્સદ્દી યોજનામાં, ઊભા રહી રાજ્યની સેવા બજાવી હતી. મુત્સદ્દીઓને તો આવા અનેક આઘાત સહન કરવા પડે છે અને આવા આઘાત પ્રજામાં કંઇ શિથિલતા ન લાવે એ અર્થે પ્રજાને આશ્વાસન આપતાં વડા પ્રધાને કહ્યું " **આપણે હવામાં પ્રવેશ કર્યો છે અને જેવી રીતે રણ અને પાણી ઉપર કાબુ મેળવ્યો છે તેવી જ રીતે હવા ઉપર પણ કાબુ મેળવીશું."**

આ રણવીરોને અંજલિ આપતાં અને પ્રજામાં ચરાતન રહે એ અર્થે 'લંડન ટાઇમ્સે' પણ એક અગ્રલેખ લખી જણાવ્યું: " R. ૧૦૧ ના દુઃખી બનાવોથી આપણી વૈમાનિક કલામાં કાંઇ પણ અંતરાય આવવો ન જોઇએ. વાયુથી ભરેલાં વિમાનોને જે અકસ્માત નડે છે તે વાયુ વગરનાં વિમાનો ( aeroplane ) ને નડતા નથી તેથી R. ૧૦૧ ના અકસ્માત બીજા પ્રકારનાં વિમાનોને નડશે એવું માનવા કારણ નથી. આ બન્ને પ્રકારનાં વિમાનોને જે અમુક જ પ્રકારની સામાન્ય નડતર હોય તો તે વિચારવા જેવું ખરું."

આ ગંભીર અકસ્માત સંબંધી મિસિસ રોબ નામની એક અંગ્રેજ સ્ત્રીએ પોતાનું વિચિત્ર સ્વપ્નું ટાઇમ્સ ઑફ ઇન્ડીઆમાં અકસ્માત થયા પછી જાહેર કર્યું હતું. તે સ્ત્રી લખે છે:—

"અકસ્માત થયો તે પહેલાં ત્રણ અઠવાડિયા પહેલાં મને સ્વપ્નું આવ્યું. હું ફુટપાથ ઉપર ચાલતી હતી એવામાં મને એક વિચિત્ર સ્ત્રી મળી અને કહ્યું " R. ૧૦૧ દેખાય છે." મેં ઊંચે જોયું તો R. ૧૦૧ બહુ જ નીચું ઊડી રહ્યું છે અને તરત જ મેં તો એને બળતું અને નીચે પડતું જોયું.

"સવારે ઊઠીને મેં મારા પતિને અને બીજાં સગાંઓને વાત કરી અને મશ્કરીમાં એમ પણ કહ્યું કે હવે હિંદની આવી વૈમાનિક મુસાફરીની આશા ન રાખવી......સ્વપ્નું આવ્યું અને તરત જ લખવાની હતી પણ એ તો મરઘી ઇંડાં મૂકે અને બચ્ચાંની ગણતરી કરવા સમાન હોવાથી મેં લખ્યું નહિ."

એ વિમાન શાથી ભાગ્યું તે વિષયની ચર્ચા આવતા અંકમાં કરીશું.

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

# હિંદનો સિનેમા ઉદ્યોગ

[ ગતાંકથી ચાલુ ]

ગયે વખતે હું જણાવી ગયો તે પછી એક નોંધવા જેવી બીના બની છે. હમણાં ટૂંક સમય થયાં મુંબાઇમાં ' મોશન પિક્ચર સોસાયટી ઑફ્ ઇન્ડિયા ' ની સ્થાપના થઇ છે અને તેણે ટૂંક સમયના ગાળામાં ઠીક જહેમત ઉઠાવવા માંડી છે. તેના કાર્યકર્તાઓમાં ફિલ્મ પ્રોડ્યુસરો, એક્ઝીબીટરો અને પરદેશી ફિલ્મ અને રસાયણો આયાત કરનારા અને બીજા બહારના છે. આ સંસ્થાનો ઉદ્દેશ ફિલ્મઉદ્યોગની પ્રગતિ સાધવાનો છે. હમણાં જ તેનું એક ડેપ્યુટેશન હિંદી સરકારના વ્યાપાર મંત્રીને મળવા ગયું હતું અને ફિલ્મઉદ્યોગને પડતી અડચણો દૂર કરવા વ્યાપાર મંત્રીને અરજ કરી હતી. હસવા જેવી વાત તો એ છે કે ' ઇંડિયન ફિલ્મ પ્રોડ્યુસર્સ એસોસિયેશન ' જે ઘણા સમયની જૂની સંસ્થા છે અને જોકે તેનું અસ્તિત્વ માત્ર ઇમ્પીરિયલ સ્ટુડિઓમાં માત્ર એક પાટિયામાં જ આવી રહેલું છે, છતાં તેના ચોપડા પર ઘણા મોટા પ્રોડ્યુસરો સભાસદ તરીકે નોંધાયેલા છે, તેમના તરફથી આ પગલું કેમ ન લેવાયું ! જો મોશન પિક્ચર સોસાયટી ટૂંક સમયના ગાળામાં વડી ધારાસભામાં ફિલ્મઉદ્યોગ પર ચર્ચા ઊભી કરાવી શકી તો આ સંસ્થાએ તે માટે પૂર્વે પગલાં કેમ ન ભર્યાં ? કે પછી જૂના જમાનાથી ચાલતું આવ્યું છે તેમ હરેક નવી આફત વખતે નવી જ સંસ્થા ઉત્પન્ન કરવી ?

હમણાં જ હોલીવૂડ (અમેરિકાના ફિલ્મકેન્દ્ર ) માં એક એવા ન્યાયાલયની સ્થાપના કરવામાં આવી છે કે જેણે ફિલ્મ કંપનીઓના એકબીજા વચ્ચેના, તથા ફિલ્મ કંપનીઓ ને નટો વચ્ચેના ઝઘડાઓની ઘરમેળે પતાવટ કરવી. આવા ઝઘડા આપણે ત્યાં પણ વારંવાર ઉત્પન્ન થાય છે તો પછી આ સંસ્થા તેનું કાર્ય ઉપાડી લે તો ?

(૪)

આંતરિક વહીવટ : આ ઉદ્યોગમાં કાચા માલને બજારમાં મૂકવા લાયક માલ કરતાં અનેક વિધિઓમાંથી પસાર થવું પડે છે અને અનેક વસ્તુઓ અને માણસોના સહકાર વડે તે તૈયાર થાય છે. ટૂંકમાં, તૈયાર ફિલ્મ જે પ્રજા સમક્ષ દેખાડવામાં આવે છે તે તૈયાર કરતાં નીચેની વસ્તુઓની જરૂર પડે છેઃ—

નેગેટિવ અને પોઝીટિવ ફિલ્મ ધોવા દવાઓ; નેગેટિવ પરથી પોઝીટિવ બનાવવાનું યંત્ર; ફિલ્મ ઉતારવા સ્ટુડીઓ; માણસો માટે કપડાં અને સેટિંગો માટે પડદા કે પાટિયાં ને રંગો; તથા છેવટે ફિલ્મ કેમેરા અને બોલતી ફિલ્મો થતાં ધ્વનિઆલેપક યંત્ર ( Sound Recording Machine ) અને ફિલ્મ બતાવવાનું યંત્ર ( Projector ) ને ફિલ્મ દેખાડવાનો પડદો.

તેમ જ નીચેના માણસોની પણ જરૂર પડે છે:—

પ્રથમ મૂડી રોકનાર; વાર્તાલેખક; સિનેમા લાઇનનો અનુભવી સીનારીયોલેખક; ડાયરેક્ટર; કેમેરામેન; સેટિંગ માસ્તર; લેબોરેટરીમેન; સાઉન્ડ એન્જીનિયર; અને છેવટે ફિલ્મ તૈયાર થતાં

તે ફિલ્મને બહાર મોકલી પૈસા ઊભા કરનાર બુકીંગ મેનેજર; ફિલ્મ દેખાડનાર થીએટર-માલિક અને અંતે ઓડિયન્સ!

કોઈને આ નામાવલી વાંચી એમ લાગશે કે અહીં શું સિનેમાપુરાણ ખોલવાનું છે કે શું? અલબત્ત, આ બધીય બાબતો પર વિગતવાર લખવામાં આવે તો જરૂર એક મોટું પુરાણ થાય અને યુરોપના દેશોમાં તો તેવાં ઘણાંય પુરાણો લખાયાં છે, પણ આપણે ત્યાં આ ઉદ્યોગ સ્થપાયે એક વીસી વીતી છતાં ભાગ્યે જ કાંઈ લખાયું હશે. મારા સિનેમા લાઈનના ગુરુ સદ્‌ગત મણિલાલ જોશીની ઈચ્છા હતી કે આ વિષય પર સર્વ માહિતી આપતું એક પુસ્તક લખવું, પણ તેમના અકાળ મૃત્યુથી તે વાત વિસારે પડી.

પ્રજા આમાં કેટલો રસ લે છે, ત્યાંની વાતો જાણવા કેટલી આતુર હોય છે એ તો આજે દરેક દરેક છાપાને રોજ કે અઠવાડિયે સિનેમા સંસારના સમાચારો આપવા પડે છે તે પરથી જ જણાઈ આવે છે. પણ તેમાં તેની આંતરિક પરિસ્થિતિ દાખવતું લખાણ ઘણું જ ઓછું જોવામાં આવે છે એટલે કે માત્ર નવી ફિલ્મોનાં અગાઉથી બણગાં ને સિનેમા પ્રેક્ષક વર્ગની માનીતી નટીઓ અને કેટલાક નટોના જ સમાચાર હોય છે.

પણ આપણે આ તો આડી વાતે ઊતરી ગયા. મૂળ વાત પર આવીએ.

પ્રથમ લઈએ નેગેટિવ ને પોઝીટિવ ફિલ્મો: આ બન્ને વસ્તુઓ સામાન્યતઃ અમેરિકા, જર્મની, બેલ્જીઅમ ને ઈટાલીમાંથી આવે છે. તેમાંય અમેરિકાની કોડાક, જર્મનીની આગફા ને બેલ્જીઅમની ગેવર્ટ ફિલ્મો એ ખૂબ વપરાય છે. નેગેટિવ ફિલ્મોના સામાન્ય

સ્ટુડીઓ:—અહીંઆં એટલું કહી શકાશે કે હમણાં બોલતાં ચિત્રપટોની શરૂઆત થયા પછી સ્ટુડીઓ સારા ને વિશાળ તથા કાંઇક સગવડવાળા બંધાવા લાગ્યા છે; છતાંય તે ઉદ્યોગની દૃષ્ટિએ વિચાર કરતાં પૂરતા સંતોષકારક હોતા નથી. અને એમાં મોટું કારણ પૈસા તથા જગ્યાની તંગાશ હોય છે. મોટે ભાગે સ્ટુડીઓ મુંબઇ, કલકત્તા ને લાહોર જેવાં સ્થળોએ હોવાથી જગ્યાની તંગાશ ઘણી વેઠવી પડે છે. જો તેઓ આજુબાજુમાં સારું સ્થળ પસંદ કરી ત્યાં સ્ટુડીઓ લઇ જાય તો જરૂર ખરચમાં મોટો ફેર પડે તથા શહેરોના અનેક દુર્ગુણોથી મુક્ત રહી શકે.

આ સ્ટુડીઓમાં આજ સુધી કૃત્રિમ તેજ (Artificial light) થી બહુ ઓછું કામ કરવામાં આવતું; કારણ કે આપણે ત્યાં ઈશ્વરની મહેરબાની હોવાથી સામાન્ય રીતે બાર-માંથી નવ મહિના તો સૂર્યનું તેજ મળી રહે છે. પણ હવે બોલતી ફિલ્મોના યુગમાં બધું જ કામ ઇલેક્ટ્રીસિટીથી ચાલતું હોવાથી સ્ટુડીઓમાં કૃત્રિમ તેજ વાપરવાની શરૂઆત થઇ ચૂકી છે, છતાંય પૈસાના અભાવે આ પાછળ પણ પૂરતો પૈસો ખરચી શકાતો નથી એટલે આખાય ચિત્રપટમાં જે એક પ્રકારનું તેજનું સરખાપણું જોઈએ તે જોવામાં આવતું નથી.

સેટીંગ્સ:—સેટીંગ્સ એટલે કે સ્ટુડીઓમાં તૈયાર કરેલાં બનાવટી મકાન, કિલ્લો, જેલ-ખાનું, ઝૂંપડી વગેરે. શરૂઆતમાં આપણે ત્યાં સામાન્ય નાટકના જેવા પડદા ચીતરવામાં આવતા ને તેમાં રંગોનું મિશ્રણ એવું તો ભયાનક ને બેહૂદું આવતું કે વાત ના પૂછો. પણ જેમ જેમ સમય જતો ગયો ને પ્રજાની રસવૃત્તિ કેળવાતી ગઇ, તેમ તેમ તેમાં વધારો થતો ગયો. ને હવે પડદાને બદલે લીવર બોર્ડનાં પાટિયાનો ઉપયોગ થવા લાગ્યો, તથા રંગો લગાવવામાં કાળજી વપરાતી જોવામાં આવે છે. છતાંય હજી સુધી કેમેરામેન અને ચિત્રકાર એ બન્ને વચ્ચે કામ કેમ સારું દેખાય એવી ભાવના ઓછી હોય છે અને તેને પરિણામે ઘણી વાર શંભુમેળો થતો જોવામાં આવે છે. તેમ જ જે ભવ્ય સેટીંગો આપણે પાશ્ચાત્ય ફિલ્મોમાં જોઇએ છીએ તે પણ સ્થળ ને પૈસાના અભાવે અહીં જોઇ શકતા નથી. છતાંય આમાં જે સગવડો છે તેમાં સારા સુધારા કરી શકાય છે તેમ મહારાષ્ટ્રની એક બે ફિલ્મ કંપની-ઓએ પુરવાર કરી આપ્યું છે અને જો ફિલ્મ કંપનીઓ આમાં હજીય વધારે ધ્યાન આપે તો જરૂર પ્રગતિ દાખવી શકે. પણ તે માટે સારા કાબેલ માણસો રોકી તેમને પોતાનું કાર્ય બરોબર કરી શકે તેટલો સમય આપવો જોઇએ.

(ચાલુ) માણેકલાલ જોશી

# હરિને વિદાય*

વૈકુંઠ સિધાવો રે,
વૈકુંઠે પધારો રે,
હવે હરિ વૈકુંઠ જાઓ રે.

કામ નથી હવે આઝું તમારૂં, તેં વણસાડયું ઊલટું વાઝું,
લોક નથી હવે ભોળિયા જૂના દેશે ના ખાવાય ખાઝું. હવે૦

કેયે કાળે તારાં પગલાં થયાં આંહિ, ભૂમિને બેઠી પનોતી,
આવ્યો ત્યાંથી માંડી મારામારી તેં ધરતી કરી સદા રોતી. હવે૦

વૈકુંઠમાં જાણે ધાન ખૂટયું તે તું આવ્યો શું ઢોર હરાયો,
ગોકુળનાં દૂધમાખણ ખાતાં તું ફાટયો, કદી ના ધરાયો. હવે૦

દરિયામાં સાપપરે સુઇ રહેવું લાગ્યું હશે જ અકારૂં,
ગોકુળમાં ઝટ આવી ભરાયો તું, ધરતીનું કીધું નગારૂં. હવે૦

ખાધું પીધું ખુબ મારામારી કરી દુનિયાનો વાળ્યો દાટ,
થાકયો ત્યારે તેં તો મંદિરમાં પેસી વાસી દેવાડયાં કમાડ. હવે૦

તું તારે મંદિરમાં જઇ બેઠો ને ઠોકરે ઠેલ્યાં આ લોક,
તારું નાચેલું આ નાચ્યાં, તારું વેણ સાચું ન સમજ્યું કોક. હવે૦

તું તારે જા હવે વૈકુંઠ ચાલી, જો દિન આવ્યા હવે માઠા,
તારા વારાના ગોવાળો ને રાજા સ્વર્ગે કે નરકે નાઠા. હવે૦

ગાયો અને એના ગોચરા એકે આજે નથી રહ્યાં સાજાં,
અન્નપાણીનાં વલખાં અમારે ત્યાં તારે શાં માખણ તાજાં. હવે૦

મોરમુગટ ને પીળાં પીતાંબર કાને કરેણનો ગોટો,
ભૂલી જાજે તારાં લાડ જસોદાનાં, મળશે હવે જાડો રોટો. હવે૦

મોરલી તારીને મેલ્ય તું ફૂંકી ને શંખલો દરિયામાં નાખ,
હડકાયાં કૂતરાંની બીક લાગે તો હાથે ડંગોરી તું રાખ. હવે૦

ગાવાં ને નાચવાં, જમનામાં ન્હાવાં તારાં ન આજ કો સાંખે,
રોગ રડે, અહીં નાચે દુકાળો, મોત ખાઉં ખાઉં ભાખે. હવે૦

તું પોઢયો સોનાને પારણે ને અહીં નાકલીંટી લોક તાણે,
છપ્પનભોગનાં ખાનારો અમ્મારાં પેટની પીડા શું જાણે ! હવે૦

કાળને મોઢે આ દેશ ઓરાયો તું કહેને તારાથી શું થાય ?
જમ બેઠા ગળે ટૂંપો દેતા તેને તારાથી કહે શું કરાય ? હવે૦

પોલું દેખી અહીં પેઠો તું લાગ છ, મીઠડે દૂધે મોહ્યો,
તેં તારું દૂધ ને ઘી સંભાળ્યું મનખો અમારો ન જોયો. હવે૦

દેશે દેશે તને દીધો જાકારો અહિંયાં કોએ ના ઉઠાડયો,
રશિયાએ, ટર્કીએ હાંકી કાઢયો તને પંપાળી હિન્દે સુવાડયો. હવે૦

કોયો ભગત એના આંખના ડોળા ફાડી ફાડી તને પૂછે,
જુગના જુગો તને રાખી જોયો હવે કામ તારું અહીં શું છે ! હવે૦

# હરિનો જવાબ

વૈકુંઠથી વિદુરજી આવે રે,
પ્રભુજીનો કાગળ લાવે રે,
બોલી બોલી સૌને વંચાવે રે.

કોયા ભગતને કહેજો સંદેશો કે આંખો નકામી ના ફાડે,
હું તો મારે ઘેર બેઠો રહ્યો છું, બૂમો નકામી ના પાડે. વૈ૦
આંખો મીંચી તેં તો ઠીક રાખ્યું ભલા આઘું પાછું નહિ જોયું.
આંધળે બહેરું કૂટી માર્યું, તારું કપાળ મેંશથી ધોયું. વૈ૦
દૂધના દરિયે હું તો રહું, મારે માખણ ઘીનો શો ટોટો ?
ગાયો હું તો તારી ચારવા આવ્યો'તો, ભાંડે મને તું ખોટો. વૈ૦
પ્રહ્લાદે વેરી 'પદ્મની પાંદડી આપી મને છે પથારી.
કંસની ધાડ હું વારવા આવ્યો'તો એમાં શું ભૂલ છે મારી ? વૈ૦
ધરમીના મારાને આવી મેં માર્યા, શીખવ્યા સાચા પાઠ,
કરવાનું મારું કામ કર્યું મેં, ખોટા કીધા તમે ઠાઠ. વૈ૦
મારો સમો જ્યારે પૂરો થયો ત્યારે ઝાલ્યો મેં દોરી લોટો,
હું મારે ઘેર ને તું તારે ઘેર, હવે શાને ઝાલે મારો ટોટો ? વૈ૦
મારે નામે ખોટું ઓઠું બનાવી ને મંદિરો કહે કોણે બાંધ્યાં ?
દૂધ છોડી તમે પાણી વલોવ્યું ને પાપનાં ભોજન રાંધ્યાં ? વૈ૦
ગાયો મેં ચારી ઉછેરી વધારી ને સોંપી તને વાટ ઝાલી,
તેં તારે હાથે ઘી દૂધ ટાળ્યાં, પાક્યા તમે જ મવાલી. વૈ૦
લાડ જસોદાનાં શાને હું ભૂલું ? તું તારું જ જોને ભોપાળું,
જોટો પીતાંબર મારે છે સરખાં તેં વાતોનું માંડ્યું છ વાળું. વૈ૦
ગાયો વાંસે મારી મોરલી નાઠી ને શરા વાંસે શંખ નાઠા,
કૂતરાં ને યે તેં રાખી ન જાણ્યાં, મારા કે તારા દી માઠા. વૈ૦
કાળી નાથીને હું જમનામાં નહાયો, કંસ મારીને હું નાચ્યો,
મચ્છર કે માંખ તુંથી મરાતી ના ગાળ દઇ તું તો રાચ્યો. વૈ૦
ઝેર પીધાં છે મેં અંગારા ચાવ્યા, ડુંગરો હાથે મેં તોળ્યો,
રોગદુકાળ શું યાદ આપે મને ? કાળનો કાળ મેં જોયો. વૈ૦
મરવા પડેલાને કાળ ને જન્મ શું ગીધડાં યે ફાડી ખાશે,
રોગીના રોગનું ઓસડ શું કે વૈદે પીધે રોગ જાશે ? વૈ૦
પોલું દેખી હું પેઠો તે કહેને તું પોલું તેં શાને જ રાખ્યું ?
નક્કર તું છો તો કંઠે તારે બાંધ્યું કાઢી ડળું કાં ન નાખ્યું ? વૈ૦
રશિયા ને ટર્કીની વાત કરીશ ના, સાચો મને ત્યાં પિછાન્યો,
ખાવું તારે ને શું ચાવવું મારે ? હું નથી ઢોર હરાયો. વૈ૦
પૂછવું કરવું હોય તો મેં બધું વિદુરજીને શીખવ્યું છે,
કોયો ભગત વાંચી કાગળ પૂછે એમાં આ સાચું શું છે ? વૈ૦

સુન્દરમ્

તીવ્ર બુદ્ધિ અને મુશ્કેલી દૂર કરવાની ચતુરાઇને જ આભારી છે. કોઇ પણ પ્રયોગમાં ધારવાથી ઊલટું પરિણામ આવે તો તેનાથી હતાશ ન થઈ જતાં એ પરિણામ કેમ આવ્યું એનું કારણ શોધ્યા પછી જ એ પ્રયોગને હાથમાંથી છોડતા. આવી ખાસિયતને લીધે જ એમણે અનેક અમૂલ્ય શોધો કરી છે.

વિદ્યુતના ક્ષેત્રમાં એમની શોધોએ મહાન પરિવર્તન કર્યું છે. એમાં ખાસ કરીને નાઇટ્રોજન અને આર્ગન વાયુથી ભરેલા વિદ્યુતના દીવાની શોધ આગળ તરી આવે છે. વિદ્યુત-દીવાને સુધારવાના પ્રયોગમાંથી કેટલીયે આવશ્યક અને ભવ્ય શોધો એમણે કરી છે. આર્થિક દૃષ્ટિએ જોતાં એકલા યુનાઇટેડ સ્ટેટ્સને જ આ નવીન જાતના દીવાથી દરરાત્રે દશ લાખ ડૉલરનો ફાયદો થાય છે. એડિસને જ્યારે વિદ્યુત-દીવાની શોધ કરી ત્યારે તેને એવું માલમ પડ્યું કે દીવાના ગોળામાં જેમ હવા ઓછી હોય તેમ વિદ્યુતનો વપરાશ ઓછો થાય છે અને દીવાનું આયુષ્ય વધે છે. આ સિદ્ધાંતને આધારભૂત ગણી ઘણા વૈજ્ઞાનિકો દીવામાંથી જેમ બને તેમ હવા ઓછી કરવાના પ્રયોગોને વળગી રહ્યા. લૅંગમૂરે પણ પ્રથમ આ જ દિશામાં પ્રવૃત્તિ શરૂ કરી અને એ પ્રયોગોને અંતે હવા શોષવાનો શ્રેષ્ઠ યંત્ર શોધી કાઢ્યો. આમ છતાં એને માલમ પડ્યું કે અમુક હદથી વધુ હવા શોષવી અશક્ય થઇ પડે છે. વળી કાચનાં છિદ્રોમાં પાણીના સૂક્ષ્મ કણો વરાળરૂપે રહી જાય છે અને દીવો ગરમ થાય ત્યારે અંદર ફરી વળે છે. આથી હતાશ ન થતાં એણે જુદા જુદા વાયુને ગોળામાં વધતા ઓછા પ્રમાણમાં રાખવાથી દીવાના ઉપર કેવી અસર થાય છે એ પ્રયોગો શરૂ કર્યા. એણે ધાર્યું હતું કે એક જ જાતનો વાયુ વધતાઓછા પ્રમાણમા ભરવાથી વાયુ વિનાનો દીવો કેવું કામ આપશે એ સહેજે કલ્પી શકાશે. પ્રથમ તો દીવાનું આયુષ્ય ઓછું થવાનું કારણ એણે શોધી કાઢ્યું. દીવાની અંદરનો ટંગસ્ટન ધાતુનો તાર ખૂબ તપવાથી ધીમે ધીમે ઑક્સિજન અને હાઇડ્રોજન વાયુ સાથે મળી તવાઇ જાય છે અને છેવટે તૂટી જાય છે. અનેક પ્રયોગો પછી એમણે શોધી કાઢ્યું કે દીવાની અંદર નાઇટ્રોજન અને આર્ગન જેવા શિથિલ વાયુ ભરવાથી ટંગસ્ટનનો તાર તવાતો નથી એટલું જ નહિ પરંતુ વિદ્યુતનો વપરાશ ૫૦ ટકા ઓછો થાય છે અને દીવાનું તેજ તેટલું જ રહે છે. પ્રથમ આ શોધ કેટલાકને સંભવત જ લાગી પરંતુ થોડા જ વખતમાં પ્રયોગસિદ્ધ વસ્તુને આવકાર મળ્યો, અને બીજે જ વર્ષે વાયુથી ભરેલા બે કરોડ દીવા એકલા અમેરિકામાં વેચાઇ ગયા.

હાઇડ્રોજનના અણુ (molecule)ને એમણે જ પ્રથમ પરમાણુ (atom) માં વિભક્ત કર્યો અને તેના ઉપરથી અત્યંત ગરમી ઉત્પન્ન કરવાનું નવીન શસ્ત્ર શોધી કાઢ્યું. દીવાના પ્રયોગોમાં ટંગસ્ટન ધાતુને પીગળાવવાની જરૂર પડી, ઑક્સિજન વાયુ ખૂબ દબાણથી હવા સાથે બાળવામાં આવે તો ૪૦૦૦ ડિગ્રી જેટલી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે, છતાં એટલા તાપે ટંગસ્ટન પીગળી શકતી ન હતી. આથી લૅંગમૂરે હાઇડ્રોજન વાયુનો ઉપયોગ એમાં થઇ શકે કે કેમ તેની તપાસ કરવા માંડી. ઘણી આશા નિરાશા પછી એને માલમ પડ્યું કે હાઇડ્રોજનના પરમાણુને ગરમ કરી અણુમાં ફેરવવામાં આવે તો ૬૦૦૦ ડીગ્રી જેટલો તાપ ઉત્પન્ન થાય છે અને એથી ટંગસ્ટન ધાતુ પણ પીગળી જાય છે. આ અખતરો સફળ થતાં એણે હાઇડ્રોજનની જ્યોતથી ધાતુને એકબીજા સાથે એકરસ કરવાનું નવું ઓજાર તૈયાર કર્યું. આ યંત્રથી ખાસ કરીને યાંત્રિક ઓજારો બનાવવામાં અને ધાતુના સંધાણ ( welding ) કરવામાં ઘણી સુગમતા થઇ ગઇ.

વિદ્યુતના દીવા ઉપરના પ્રયોગોમાંથી એણે બીજી પણ બે ભવ્ય શોધો કરી. એક તો વિદ્યુત દીવામાં સૂક્ષ્મ અંશમાં રહેતા જુદા જુદા વાયુનું પૃથક્કરણ કેમ કરી શકાય એ ખોળી કાઢયું. આ પ્રયોગથી એક ઘન મિલીમીટર ( cubic millimeter ) જેટલા સૂક્ષ્મ જથામાં સાત આઠ જાતના વાયુ હોય તો તેને ઓળખીને તેનું પ્રમાણ કેટલું છે એ પણ શોધી કઢાય છે. બીજી શોધે ભૌતિક વિજ્ઞાનમાં એક નવી જ શાખા ઉત્પન્ન કરી. એણે જોયું કે ટંગસ્ટન ધાતુ તપે ત્યારે તેમાંથી ઋણભારવાહી કણો ( electrons=ઋણકણો ) છૂટા પડે છે. આ શોધને શરૂઆતમાં હસી કાઢવામાં આવી, પરંતુ દઢતાથી એ જ પ્રયોગમાં મચી રહી એણે ચોક્કસ પુરવાર કર્યું કે કોઇ પણ ધાતુને ગરમ કરતાં તેમાંથી ઋણકણો ઉદ્ભવે છે. આ શોધથી દ્રવ્યના પરમાણુ વિદ્યુત-રૂપ છે એ સિદ્ધાંતને વધુ ટેકો મળ્યો. આ જ પ્રયોગને આધારે વાયરલેસ ( બીનતારી સંદેશ ) સંદેશમાં વપરાતા વાલ્વ ( વિદ્યુત-ગોળા ) ની શોધ થઇ છે.

આ ઉપરાંત વૈજ્ઞાનિક દષ્ટિએ અગત્યની કેટલીએ શોધો એમને જ આભારી છે. પરમાણુ વિદ્યુતરૂપ છે એમ પુરવાર થતાં રાસાયણિક ક્રિયાને એ સિદ્ધાંતાશ્રયથી ( Hypothesis ) કેમ સમજાવી શકાય એનાં નવીન પ્રમાણો બહાર પાડયાં. પ્રવાહીના પૃષ્ઠબળના ( Surface tension ) ફેરફારો, વાયુની ધાતુપૃષ્ઠ ઉપર સંસર્ગક્રિયા ( absorption ), રાસાયણિક ઉદ્દીપન ( catalysis ), પરમાણુનું એક બીજી ઉપરનું ચુંબકાકર્ષણ, ધાતુનો વાયુભાર વગેરે અનેક જાતની શાખા ઉપર એમણે અદ્વિતીય પ્રકાશ પાડયો છે.

એમના મત પ્રમાણે હાલની યુનિવર્સિટીની કેળવણીમાં ઘણા ફેરફારો આવશ્યક છે. ખાસ કરીને વિદ્યાર્થીની સ્વયં કુતૂહલવૃત્તિને સારી રીતે પોષણ અપાય એવી કેળવણી હોવી જોઇએ એમ એમનું માનવું છે. યાંત્રિક ગૂંચો અને નાના નાના વૈજ્ઞાનિક પ્રયોગોના કોયડા વિદ્યાર્થીઓ જાતે જ ઉકેલે તો તેનાથી ઘણો લાભ થવાનો સંભવ છે. વળી વિદ્યાર્થીમાં અમુક ખાસિયત હોય તો તે ઘણી વાર લાભકર્તા થઈ પડે છે અને તેને પણ પોષવાની બહુ જરૂર છે. વિજ્ઞાનનું સાધારણ જ્ઞાન મળ્યા પછી દરેક વિદ્યાર્થીને પોતાની ખાસિયતને પસંદ ...ને એવી શાળામાં મૂકી દઇ એના સમયનો બચાવ કરવો જોઇએ એમ પણ એ

આપી. ...

એમની કાર્યદક્ષતાં લેંગમૂરનું નામ એમની સર્વદેશીય શોધોથી અમર રહેશે. ખાસ
કંઇક લાગવગ હોવા દષ્ટિએ જોતાં જગતને કેટલો લાભ થયો છે એ સહેજે
બની ગયા, એટલે બાબ્જ વિજ્ઞાનીઓના નિષ્કામ પ્રયત્નોથી જગતમાં કેટલો
૧૯૦૩ માં કોલંબીઆ રહેતાં કોઇને પણ સદ્ભાવ ઉત્પન્ન થાય. પ્રભુ એમના
ગોટીંજન યુનિવર્સિટીમાંથી ... વધુ શોધ એમના તરફથી મળે એવી આશા
...ની (Ph. D.) નાં પદ ...

યશવંતરાય ગુલાબભાઇ નાયક

# વણકરની કન્યા[×]

આકાશમાં નિઃશ્વાસભરેલા હૃદય જેવી ઉદાસી હતી.

ચારે તરફની દિશાઓ પડી ગંઇ હતી. ધૂસરનો હોય તેવો ઝાંખો ઝભ્ભો પૃથ્વીએ ઓઢયો હતો.

વરસાદ પડતો ન હતો. પડવાનો પણ ન હતો. છતાં નહિ જ પડે એવી આગાહી કોઈથી થઇ શકે તેમ ન હતું.

કૃષ્ણની જન્મતિથિ હતી.

લોકોને કનૈયાની મોરલી સંભળાતી હતી. એની રસિકતા સાંભરતી હતી. એની જીવનસિદ્ધિ આકર્ષી રહી હતી.

'આશા ભર્યાં તે અમે આવીઆં ને'–એ લોકગીતે મેદાન ગાજી રહ્યું હતું. પુરુષો મસ્તીમાં હતા. સ્ત્રીઓ રંગમાં હતી. બાળકો ઉત્સાહમાં હતાં.

સૌ નાચતાં હતાં, દોડતાં હતાં, કૂદતાં હતાં, ગાતાં હતાં.

પુરુષોએ પાસાબંધી કડિયાં પહેર્યાં હતાં. આડિયાં પાડયાં હતાં. વાળમાં દાંતિયા ખોસ્યા હતા, ખીસામાં આભલાં મૂકયાં હતાં. રંગબેરંગી વસ્ત્રોમાં યૌવન ઢાંકીને સ્ત્રીઓએ મોહિની રૂપ ધારણ કર્યું હતું.

સઘળે ઉત્સવ ઉજવાતો હતો. કૃષ્ણજયંતીનો મેળો હતો. જેને જેમ ઠીક પડે તેમ ફરવાની છૂટ હતી.

હીર ભરેલો પીળો ઘાઘરો, લાલ કસુંબલ ઓઢણું, ને આભલાં ભરીને આકાશી તારાથી શણગાર્યું હોય એવું આસ્માની સાચી અતલસનું કાપડું પહેરીને, પુની નીકળી.

પગમાં ચમચમ થતા, દેશી ચામડાના, ગુલાબી ફૂમતું મૂકેલા ચાંચવાળા જોડા પહેર્યા હતા. વાળમાં તેલ સીંચ્યું'તું–આંખમાં કાજળ હતું. સેંથીમાં કંકુ પૂર્યું હતું.

ઓઢણીના છેડા છુટા મૂકવાથી એનું શણગારેલું યૌવન વધુ શોભતું હતું.

એના મનમાં ખ્યાલ પણ ન હતો કે પોતે ઢેડ છે. ઉત્સવમાં એ એટલી બધી તલ્લીન હતી. એક દિવસના આરામની એટલી ભૂખી હતી. જાત ભૂલી જવાય એવી કનૈયાના નામની મોહિની હતી.

એને આવતી જોઇને કેટલાક ઢેઢડીઓના રાસડા તરફ વળ્યા.

પણ એનો છુટો, સ્વતંત્રતાની ધજા જેવો છેડો હજી તો પૂરો અડયો પણ ન હતો, ત્યાં એનું જ યૌવન જોવામાં તલ્લીન રેવડીનો વેપારી બોલી ઊઠયો: 'જરાક સંભાળ તો ખરી, બધે ઢેઢવાડો કરે છે તે.'

પુનીએ હાથ લાંબો કરીને છેડો ખેંચી લીધો, ને નિરાશાને છુપાવી દેતી હોય તેમ તેને પોતાના શરીર પર લપેટી લીધો.

પણ એથી તો એ વધુ સુંદર બની રહી.

× 'ધૂમકેતુ'ના પ્રગટ થનાર નવલિકા સંગ્રહ 'પ્રદીપ'માંથી.

હજી તો એક પગલું આગળ મૂકે છે ત્યાં: 'છોકરી સંભાળ, સંભાળ, અડી જાશે'– એમ કહીને પોતાની છોકરીને આવડથી ખેંચી લેતી એક વૃદ્ધ ડોશી એની પાસેથી નીકળી. છોકરી બરાબર સંભાળી નથી શકી એવી ખાતરી થતાં એને હાંકતી હાંકતી પાણીના સ્થાન પર લઇ ચાલી.

પુનીએ નિરાશા છુપાવવા શરીર પર લપેટેલો ચોરસો વધુ ને વધુ તંગ કર્યો.

પણ એથી તો એની દેહ વધુ ને વધુ મોહક બની.

'એ છોકરી! સંભાળ તો ખરી' એ ટેહડી.'

પુનીએ પાછું ફરીને જોયું. દક્ષિણી જોડા ને ગોળ ચક્કર પાઘડીમાં કોઇ બ્રાહ્મણ આવી રહ્યા હતા. પુની એક તરફ ખસી ગઇ...પણ બ્રાહ્મણ જગ્યા પુષ્કળ હતી છતાં તેની વધારે નજીકથી ચાલ્યો ગયો...પુની શંકાથી જોઇ રહી. એટલામાં તો બ્રાહ્મણે બે પગલાં જ આગળ વધીને, બીજો કોઇ અડી ન બેસે એવા શુભ હેતુથી, વળી બૂમ મારી: 'એ છોકરી! તારું નામ શું? સંભાળજે, પાછળ બીજા આવે છે.'

વધારે સાશંક બનીને એના તરફ ઊડતી નજર ફેંકી પુનીએ દૃષ્ટિ જમીન પર ઠેરવી, એક તરફ ઊભા રહી પાછળ આવનારને માર્ગ આપ્યો.

પણ પાછળ આવનાર આગળ જનાર કરતાં પણ વધારે તૃષ્ણાથી એની દેહ નિહાળી રહ્યો હતો.

જાતને અસ્પૃશ્ય ગણતા ને દેહને સ્પૃશ્ય માનતા લોકોની આવી ફિલસૂફી નહિ સમજાયાથી તે સૌનાથી દૂર પડી કોઇ ન દેખે તેમ રાસડાની રમઝટ જોવા માટે એક તરફ ઊભી રહી.

પૂરી બે મિનિટ ન થઇ ત્યાં એની પછાડી ઊભું રહીને કોઇ રાસડો જુએ છે એવું ભાન થતાં તેણે પાછળ નજર કરી. કોઇ મીયાંભાઇ રાસડો જોવામાં તલ્લીન હતા. તેણે પુનીની નજર પકડી તરત કહ્યું: 'ક્યું? ક્યસી જમાવટ ... '

પણ તે ત્યાંથી એકદમ નાસી ગઈ અને શરીર પરની ઓઢણી અંગ સાથે લગભગ બાંધ્યા જેવી ચોકસાઇથી લપેટી લીધી.

પણ તેથી તો તેનું શરીર વધુ ને વધુ મોહિનીરૂપ બની રહ્યું.

હજી તો મૂઢ જેવી બનીને આજના પ્રસંગ પર જરાક ચિંતન કરવા એક જૂના વૃક્ષના થડ પર માથું અઢેલે છે ત્યાં તો 'કાં પુની! હમણાં કેમ ભારો લાવતી નથી?' એવા મધુર શબ્દે એનું ધ્યાન ખેંચ્યું.

હાથમાં ટોપી રાખી, છૂટી બાબરી મૂકી, એક જુવાન તેની સામે ઊભો હતો.

પાન ચાવીને લાલ કરેલ હોઠ પર જરાક છાનું સ્મિત ફરકતું હતું. આંખમાં અનેક અર્ધાં શબ્દો હતા. મોં પર અતૃપ્ત લાલસાની રેખા હતી.

પુની એને જોઇને આંખો મીંચી ગઇ.

'જો ને ઢોંગ કરે છે? હમણાં ભારો કેમ લાવતી નથી? બોલને.'

'લાકડી વગાડું કે? ... ' અને એણે એની છાતી તરફ લાકડી લાંબી કરી.

'કોઇ દેખશે નહિ?' પુની આંખો ઉઘાડીને બોલી.

'ત્યારે બોલતી કેમ નથી?'

'તમે અભડાશો નહિ ઊંચા વરણના થઈને ...'

'કાં ભારો નાખવા આવજે, આવીશ કે?'

પુની લુચ્ચાઈભરેલી રીતે હકાર કે નકાર ન સમજાય તેમ ડોકું ધુણાવ્યું.

બીજા કોઈ ઓળખીતા આવે છે એ જોઈને જુવાન ચાલ્યો ગયો.

વૃક્ષના થડ પર માથું અઢેલીને પુની આંખો મીંચી ગઈ.

પાસે નીકળેલા બે જણા ટીકા કરતા જતા હતા : 'જો ને આ દેહાં, આટલી છાયા-વાળી જગ્યા છે તે પણ અભડાવી દીધી, જાત કાંઈ હલકી છે...નકર આજે તડકામાં અહીં બે ઘડી બેસવા થાય તેવું છે.'

વૃક્ષના થડ પર અઢેલું પુનીનું માથું વધારે પ્રેમથી એની સાથે ભેટયું. વૃક્ષના અંતરમાં સાચો જીવનરસ વહી રહ્યો હતો. એનાં સુકાં લાકડાં એને જીવનપોષણ આપતાં હતાં: સુકાં લાકડાં સાચો આરામ આપતાં હતાં.

એક છેલબટાઉ ગાતો ગાતો રસ્તા પર ચાલ્યો જતો હતો :

*'આંખોં સે આંખ મિલી, તબિયત ન મિલી.'*

આંખો ઉઘાડયા વિના વૃક્ષના અંતરમાં રહેલી સહાનુભૂતિ સાંભળતી હોય તેમ તે વૃક્ષના થડ પર માથું ઢાળીને ઊભી રહી.

અને થોડી વાર પછી એની આંખમાંથી અદશ્ય રીતે બે આંસુ ખર્યાં.

ધૂમકેતુ

---

# હું અછૂત

હું અસ્પૃશ્યનો અસ્પૃશ્ય દર્શન તુજ આવ્યો ;
તોય મ્હને બારણે ન કોઈએ અટકાવ્યો.

દેહ મારો દુરિતદેશ,
હૃદય છાયું પાપમેશ ;
પુનિત પરમ પ્રેમની રે નાથ ! ત્હેં ન્હવાડયો ;
હરિજન મ્હેં નિત્ય અગ્નિઝાળથી દઝાડયો. — હું —

બુદ્ધિમાં ભર્યો દુર્ગંધ,
આતમ મુજ તિમિર-અંધ;
સૂર્યચન્દ્રનો પ્રકાશપ્રેમ ત્હેં પીવાડયો ;
હરિજન મ્હેં નિત્ય અંધકારમાં ભમાવ્યો. — હું —

ભટકતો પ્રવાસપંથ
શ્રાન્ત, રઝળીય રંક ;
અનિલસલિલનાં સદાવ્રતો હું દિવ્ય પામ્યો ;
હરિજન મ્હેં નિત્ય તો ય ઠોરઠોર ડામ્યો. — હું —

હું અછૂત, પાપમૂઢ,
અન્યને ગણું અછૂત;
નાથ! મ્હને પ્રેમસ્પર્શે તોય સંજીવાડયો ;
હરિજનને સ્થૂલદષ્ટિદંડ મ્હેં પ્રહાર્યો. — હું —

ચંદરજી ગો. ભેગાઈ

વેત્તાઓના સમાન મતોનું નિદર્શન કેટલેક સ્થળે કરેલું છે ( જુઓ પૃ–૧૭, ૩૭૬ વગેરે). આમાં અંગ્રેજી ભણેલાઓ ઉપરની અનુકંપા કારણભૂત હશે.

પણ આ બ્રહ્મમીમાંસા જ્યોતિની ઉપયોગિતા ઉપર દર્શાવેલા એના સંક્ષેપ ગુણમાં છે. શાંકરભાષ્યની પૂર્વપક્ષ–ઉત્તરપક્ષ–સિદ્ધાન્તથી ભરેલી પ્રાચીન શૈલી જ ઘણા આધુનિક વાંચનારાઓને દુર્ગમ અને કંટાળો આપનારી થઇ પડવાનો સંભવ છે. ત્યારે આ જ્યોતિની મદદથી શાંકરભાષ્યનો આશય સહેલાઇથી સમજી શકાશે. અને શાંકરભાષ્યના તથા રામાનુજ ભાષ્યના સીધા અનુવાદો ગુજરાતીમાં છે જ એટલે જેને એનો અભ્યાસ કરવો હશે તે કરી શકશે, અને જેને એટલા ઊંડા પાણીમાં ઊતર્યા વગર શાંકરભાષ્યનું તાત્પર્ય સમજવું હશે એને આ જ્યોતિ ખૂબ ઉપકારક થશે.

સદ્‌ગત મગનભાઇ જીવનનાં છેલ્લાં વર્ષોમાં આ પોતાના પ્રિય વિદ્યાવિષયનું કાર્ય સંપૂર્ણ કરીને—કદાચ છેવટના ભાગમાં મંદવાડમાં પણ શ્રમ લેવો પડયો હશે—ગયા એથી એમનો આ સૂક્ષ્મ વાસનાથી પણ રહિત થયેલો આત્મા વિદેહમુક્તિ ભોગવતો હશે એમ આશા રાખીએ.

ઉપનિષદ્ વિચારણા—લેખકઃ દિ. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ. અમદાવાદ. પ્રકાશકઃ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી. કિમ્મત એક રૂપિયો.

હિંદુ ધર્મ અને વિદ્યાઓનું પ્રભવસ્થાન વેદ છે એવી આપણી રૂઢ માન્યતા છે, પણ ખરું જોઇએ તો વેદનો અંત વેદાંત–ઉપનિષદો જ પ્રભવસ્થાન છે. પણ ઉપનિષદો–પ્રમાણભૂત ઉપનિષદો કયાં કયાં છે ? અને તેનું મંતવ્ય શું છે, એ ભારે વિવાદનો વિષય છે. એટલે જિજ્ઞાસુ ગુજરાતીને આ પુસ્તક ઘણું ઉપકારક થશે. આ ગ્રન્થના અધિકારીનું સૂચન ગ્રન્થકર્તાએ આ પ્રમાણે કર્યું છે–"પ્રાચીન શિષ્ટ પદ્ધતિથી આપણા ધર્મનો અભ્યાસ કરનાર અને અર્વાચીન વિવેચકપદ્ધતિથી અભ્યાસ કરનારને ઉપનિષદ્ સંબંધી જે કંઇ જાણવા યોગ્ય હોય તે એકત્ર કરી તેમના વિશેષ અભ્યાસમાં ઉપકારક થવાના હેતુથી આ ઉપનિષદ્-વિચારણા કરવામાં આવી છે."

અને વિષયનો નિર્દેશ કરતાં ગ્રન્થકર્તા કહે છે કે

" આ વિચારણામાં નથી ઉપનિષદોનું ભાષાંતર કે નથી અંગ્રેજી તત્ત્વજ્ઞાનના ઇતિહાસની પદ્ધતિ. આ વિચારણામાં ઉપનિષદોની બહિરંગ તથા અંતરંગ પરીક્ષા કરી તેના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરવામાં આવી છે."

પ્રસ્તાવનામાંથી આ ઉતારા ગ્રંથકર્તાનું લક્ષ્ય ધ્યાનમાં આવવા માટે કરવામાં આવ્યા છે. અને એ લક્ષ્ય નજરમાં રાખવાથી આ ગ્રંથ વાંચનારને અમુક ચર્ચા આ ગ્રન્થમાં કેમ નથી એવો પ્રશ્ન નહિ ઊઠે.

મુખ્ય ઉપનિષદોના તરજુમા તો ગુજરાતીમાં થઇ ગયા છે. પણ ઉપનિષદોના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરનારો ગ્રન્થ તો ગુજરાતીમાં આ પહેલો પ્રસિદ્ધ થાય છે. અને તે પણ આપણી પ્રાચીન વિદ્યાઓના પ્રખર અભ્યાસી મનાતા વિદ્વાનની કલમથી લખાયો છે એટલે એની કિંમત ઘણી વધી જાય છે.

આ ગ્રંથનાં પહેલાં ૭ પ્રકરણોમાં ગ્રન્થકર્તાના શબ્દોમાં "ઉપનિષદોની શબ્દાત્મક રચનાનું સ્વરૂપ આલેખવામાં આવ્યું છે." ઉપનિષદો સંબંધી બહિરંગની ચર્ચા બધી આ

પ્રકરણોમાં કરી છે. પણ મારા મને ગ્રંથકર્તાએ આ વિષયની ચર્ચા અધૂરી કરી છે. દાખલા તરીકે, બીજું પ્રકરણ જુઓ—" ઉપનિષદોનો સંગ્રહ અને વર્ગીકરણ ". એ મથાળા નીચે ઉપનિષદ નામથી અત્યારે પ્રચલિત નાના મોટા સર્વ ગ્રન્થોનાં નામ, વેદાનુસારી વર્ગીકરણ ( પૃ. ૧૬ ); (૧) તત્ત્વપ્રધાન, (૨) યોગપ્રધાન, (૩) સંન્યાસપ્રધાન, અને (૪) દેવતાપ્રધાન એવું બીજું વર્ગીકરણ ( પૃ. ૧૯ ); " થીઓસોફિકલ સોસાઈટીના ઉપનિષદોના સંપાદક તરફથી થયેલું આ જ પ્રકારનું ત્રીજું વર્ગીકરણ ( જુઓ પૃ. ૨૧ ); અને છેવટ આ ગ્રંથના કર્તાએ કરેલું (૧) પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાનનાં દશ, (૨) સામાન્ય વેદાંતનાં ૨૪, (૩) સંન્યાસનાં ૨૦, (૪) યોગનાં ૨૦, (૫) વૈષ્ણવ મતાનુસારી ૧૪, (૬) શૈવ મતાનુસારી ૧૫ અને (૭) શાક્ત મતાનુસારી ૮, એ રીતે કરેલું વર્ગીકરણ; ( પૃ. ૨૨, ૨૩). વગેરે વર્ગીકરણોનું તથા ઈ. સ. ચૌદમા શતકમાં રચાયેલા વિદ્યારણ્ય સ્વામીના અનુભૂતિપ્રકાશ ગ્રંથથી શરૂ થયેલા અનેક નાનામોટા સંગ્રહોનું આ પ્રકરણમાં વર્ણન છે. ઉપનિષદ્ સાહિત્યની વિશાળતા અને વિવિધતા આ વર્ણનથી વાંચનારના ધ્યાનમાં બરાબર આવે છે. પણ અહીં બે પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ

(૧) પ્રસિદ્ધ ૧૦૮ કે ૧૧૧ અથવા કાલી, તારા, કૌલ, અદ્વૈતભાવ, અરુણા વગેરે આ ગણતરીમાં ન આવેલાં શાક્ત ઉપનિષદો તથા શ્રી. બેલ્વલકરે જેનો હમણાં ઉદ્ધાર કર્યો છે એવાં છાગલેય વગેરે ચાર પ્રાચીન ઉપનિષદોને સાથે ગણતાં એકસોવીસ કે પચીસ જેટલા ઉપનિષદ્ નામના જે ગ્રંથો હાલમાં મળે છે તે કયા સમયના છે? અને (૨) એ બધા ઉપનિષદ્ નામને યોગ્ય છે ખરા?

આ બધા એક કાળના નથી, એમ તો આ ગ્રંથકર્તા પોતે જ કહે છે ( જુઓ પૃ. ૮ તથા ૧૨ ). પણ એથી વિશેષ ઉપનિષદ્દના કાલનિર્ણયની ચર્ચા આ ગ્રન્થમાં નથી. જો કે છેક ડ્યુસેનથી આરંભી બેલ્વલકર સુધીના અનેક વિદ્વાનોએ આ વિષયની ઘણી ઝીણવટથી ચર્ચા કરી છે. જુદાં જુદાં ઉપનિષદો જુદા જુદા કાળનાં છે, એટલું જ નહિ પણ મુખ્ય ઉપનિષદોના જુદા જુદા કટકાઓ પણ જુદા જુદા કાળના છે. શ્રી. નર્મદાશંકરભાઇએ આ બધી ચર્ચા જરૂર જોઇ છે. એમણે બેલ્વલકર અને રાનડેના History of Indian Philosophy નો તો વારંવાર ઉલ્લેખ પણ કર્યો છે, છતાં પોતે આ ગ્રન્થમાં એ વિષયની ચર્ચા કરવાનું યોગ્ય ગણ્યું નથી.

(૨) નિર્ગુણ બ્રહ્મવાદનો તથા બ્રહ્માત્મૈક્યનો બોધ કરનારા રમણીય કાવ્યમય કટકાઓ જેમ ઉપનિષદ્ સાહિત્યમાં મળે છે, તેમ લગભગ અર્થ વગરના નિર્માલ્ય કટકાઓ પણ છે. શું આ બધા કટકાઓ સમાન કક્ષામાં છે ? આ વિષયની પણ જોઇએ તેવી ચર્ચા આ ગ્રંથમાં મારા જોવામાં નથી આવતી.

ઉપનિષદ્દના પ્રતિપાદ્ય વિષયોની ઠીક લંબાણથી શ્વેતાશ્વતર ઉપનિષદ્દને અનુસરી ભોક્તા, ભોગ્ય અને પ્રેરક એ રીતે ત્રિવિધ બ્રહ્મવાદની દૃષ્ટિથી ચર્ચા કરી છે. વળી પાછળના વેદાંતશાસ્ત્રની નિર્ગુણ પક્ષપાતી દૃષ્ટિથી ઉપાસનાકાંડને તથા તેના વારસ જેવા ભક્તિમાર્ગોને કાંઇક અન્યાય થયો છે, એવી એમની માન્યતા લાગે છે. તેઓ પ્રકરણ આંઠમાને અંતે કહે છે કે "આ સારસંગ્રહથી ખાત્રી થશે કે ઉપનિષદો કેવળ શાંત બ્રહ્મનું જ પ્રતિપાદન કરનારાં નથી, પરંતુ સ્પંદભાવવાળા બ્રહ્મનું

પ્રતિપાદન કરે છે અને ચિત્ર બ્રહ્મવાદનું પણ કરે છે" (પૃ. ૧૦૨). પણ આ વાત ઉપર જોર દેવાની શું જરૂર છે? ઉપનિષદો-ખાસ કરીને પ્રાચીન ઉપનિષદો વેદનો એક ભાગ છે અને વેદમાં-સંહિતાભાગમાં અને બ્રાહ્મણભાગમાં કર્મકાંડ જ મુખ્ય છે, એ પ્રસિદ્ધ છે. કર્મકાંડને ઉપકારક હોવાથી એ સાથે થોડી ઉપાસના છે અને ક્યાંક થોડી દાર્શનિક ચર્ચા છે. ઉપનિષદો વૈદિક સાહિત્યના જ કટકાઓ હોવાથી એમાં કર્મ અને ઉપાસના હોવાં જ જોઇએ; પણ પ્રાચીન દાર્શનિક વિચારકોએ વેદને કર્મકાંડથી ભરેલો જોઇને તથા એથી જનસમાજના સારા વર્ગને અસંતુષ્ટ જોઇને ઉપાસનાવિષયક તથા દાર્શનિક વિચારોના પ્રાધાન્યવાળા કટકાઓને કાંઇક છૂટા પાડી એને ઉપનિષદ્ નામથી મહત્ત્વ આપ્યું. આ પ્રયાસનું પ્રતિબિંબ પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા વચ્ચેના ઝગડામાં સ્પષ્ટ દેખાય છે. મતલબ કે ઉપનિષદોમાં ઉપાસના છે કે ઉપાસ્ય બ્રહ્મનું પ્રતિપાદન છે એ સિદ્ધ કરવાની જરૂર જ નથી. ખરી રીતે તો ઉપનિષદોનું જગતના સાહિત્યમાં મૂલ્ય શાથી છે? એ જ મહત્ત્વનો પ્રશ્ન છે. આ પ્રશ્નને લગતી થોડી ચર્ચા આ પુસ્તકના ૨૧ મા તથા ૨૨ મા પ્રકરણોમાં છે. પણ આ સમાલોચનામાં વધારે ઊંડા ન ઊતરતાં ઉપસંહારમાં ગ્રંથકર્તા કહે છે તેમ "ગુજરાતના ઉછરતા વર્ગને ઉપનિષદોનાં મૂળનો અભ્યાસ કરવાની" તથા આવાં પુસ્તકો વાંચવાની ભલામણ કરીને તેમ જ "એ અભ્યાસ તેઓને બ્રહ્માની સમીપ જવામાં સહાયક થાઓ" એવું ઇચ્છીને અહીં જ વિરમવું ઠીક છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**પ્રાચીન બાબીલોનીઆ:** અનુવાદ કરનાર: મનસુખલાલ મોહનલાલ પોટા. સોલ એજન્ટ: પુસ્તકાલય સહાયક સહકારી મં. લિમિટેડ વડોદરા. કિંમત ૧-૧-૦ શ્રી સયાજી સાહિત્યમાળા. પુષ્પ ૧૮૫.

હજી આપણા સામાન્ય વાચકવર્ગને હિંદનો પ્રાચીન ઇતિહાસ જ જાણીતો નથી ત્યાં પ્રાચીન બાબીલોનીઆના ઇતિહાસમાં તેને રસ પડે એ સંભવિત નથી. એમાં રસ લેનાર વર્ગ હજી માત્ર વિદ્વાનોનો જ છે, જેઓ વધારે મૂલભૂત સાધનો પસંદ કરે. એવી સ્થિતિમાં આ ભાષાન્તર બહુ ઉપકારક થાય એમ જણાતું નથી. છતાં ગુજરાતી વાચકવર્ગ આ વાંચશે તો જરૂર પ્રાચીન ઇતિહાસમાં તેની દ્રષ્ટિ વધારે વિશાળ થશે.

**શિક્ષણમાં ભાવપ્રાધાન્યવાદ:** અનુવાદક: ભગવંતરાય નરભેરામ પંડયા. સોલ એજ

મિસિસ હ્રાઇઝ ડેવિડસકૃત Buddhism પુસ્તકના આધારે લખાએલું. આવા વિષય ઉપરનાં પુસ્તકો સ્વતંત્ર લખાવાં જોઈએ એમ અમારું માનવું છે.

**જગતની રાજનીતિ અને હિંદ** :—લખનાર : વિઠ્ઠલદાસ કાનજી ભૂતા. મુંબઈ સમાચારના ઉપતંત્રી, મુંબઇ. મૂલ્ય ૦–૬–૦ કાગળનું પૂંઠું, અને ૦–૮–૦ કાપડી પૂંઠું. શ્રી. સયાજી સાહિત્યમાલા અંક ૧૯૮.

શ્રીયુત તારકનાથ દાસ જેઓ વૉશિંગ્ટન યુનિવર્સિટીના રાજ્યનીતિ અને અર્થશાસ્ત્રના ફેલો હતા, તેમના એક પુસ્તકને આધારે આ પુસ્તક લખાએલું છે. જગતના રાજ્યપ્રકરણમાં હિંદ એટલે કે હિંદનું સ્વામિત્વ કેટલું અગત્યનું છે તે આ ઉપરથી જણાશે. વિષય ઘણો મહત્ત્વનો છે. આ પુસ્તક વાંચીને દરેક હિંદીને જણાશે કે જ્યાંસુધી હિંદ સ્વતંત્રતા મેળવવાની લાયકાત નહિ મેળવે ત્યાંસુધી પોતે તો દુઃખી રહેશે, પણ જગતનું રાજ્યપ્રકરણ પણ ત્યાં સુધી અસ્વસ્થ રહેશે.

**ભૂત અને વર્તમાન ઉદ્‌ભિજ્જ સૃષ્ટિઓનો સંબંધ**:—અનુવાદકઃ લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે. સોલ એજન્ટઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ. વડોદરા શ્રી. સયાજી સાહિત્યમાલા પુષ્પ ૧૮૩મું.

મુખપૃષ્ઠ ઉપર લેખકને અનુવાદક કહ્યા છે અને જાહેરાતમાં આને સ્વતંત્ર ગ્રંથ કહ્યો છે. પ્રસ્તાવનામાં લેખક પોતે 'મૂળલેખકનો હેતુ' કરીને વાત કરે છે એટલે પુસ્તક અનુવાદ જ હશે એમ લાગે છે. અનુવાદોમાં મૂળ પુસ્તકનો નામનિર્દેશ હંમેશ કરવાનો રિવાજ રખાય તો સારું.

આ પુસ્તકમાં ભૂસ્તરોમાં જે વનસ્પતિના શેષ મળી આવે છે તે ઉપરથી ભૂતકાળની વનસ્પતિ અને હાલની વનસ્પતિ વચ્ચેનો સંબંધ બતાવેલો છે. વિષય રસિક છે.

**ધર્મોની બાલ્યાવસ્થા**:—અનુવાદકઃ ચુનીલાલ મગનલાલ દેસાઇ. પ્રકાશકઃ આર્ય સુધારક પ્રેસ વડોદરા. કિંમત પાકું પૂંઠું ૧–૮–૦ કાગળનું પૂંઠું ૧–૪–૦. શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૦૦ મું.

એડવર્ડ ક્લોડ કૃત Childhood of Religions પુસ્તકનો આ અનુવાદ છે, અને જોકે મૂળલેખકે બધા ધર્મો પ્રત્યે સમભાવ રાખવા પ્રયત્ન કર્યો છે છતાં તેના મધ્યબિન્દુમાં સ્વાભાવિક રીતે ક્રિશ્ચિયન ધર્મ છે, અને તેટલે અંશે તે આપણા દેશને ઓછું ઉપયોગી પુસ્તક છે. આવા વિષયો તો અભ્યાસ કરીને આપણા જ વિદ્વાનોએ લખવા જોઇએ અને તેમ ન થાય ત્યાંસુધી આવાં ભાષાન્તરોથી બહુ ફાયદો થાય એમ અમને દેખાતું નથી.

**વીરશૈવ સંસ્કૃતિ** :—ભાષાન્તરકર્તાઃ શંકર ગોવિંદ સાખરપેકર વડોદરા. કિંમત પાકું પૂંઠું ૦–૧૨–૦ શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૦૫ મું.

જ્યારે પુસ્તક ભાષાન્તર હોય ત્યારે મૂળપુસ્તકના કર્તા વગેરે માહિતી આપવી જોઇએ. આ વિષય સર્વને જાણવા જેવો છે જ, જોકે ગુજરાતમાં તેનો ખ્યાલ ઘણો ઓછો છે. લેખકે સમભાવથી આ વિષયનું નિરૂપણ કર્યું છે. ભાષાન્તરકાર દક્ષિણી ગૃહસ્થ છે એટલે કેટલીક જગાએ ભાષાની ભૂલો થઇ છે. જેમકે " આ બાબતમાં આટલો બધો ગેરસમજ થયો " પૃ. ૯૪. આવી મોટી પુસ્તકપ્રકાશન સંસ્થાએ ખાસ એક અધિકારી ભાષાશુદ્ધિ અને જોડણીની સંભાળ રાખવા માટે રાખવો જોઇએ.

અર્થશાસ્ત્રઃ—લેખકઃ કેશવલાલ હિંમતરામ કામદાર. એમ. એ. પ્રોફેસર, વડોદરા કૉલેજ, વડોદરા.

ગુજરાતીમાં અર્થશાસ્ત્ર ઉપરનું આ પહેલું જ સ્વતંત્ર પુસ્તક છે, એમ કહીએ તો તે ખોટું નથી. આવા અગત્યના વિષયની ખોટ પૂરવા પ્રો. કામદારે પ્રયત્ન કર્યો તેને માટે તેમને અભિનન્દન ઘટે છે. અત્યારે દુનિયામાં સૌથી ગૂંચવનારા પ્રશ્નો અર્થશાસ્ત્રના છે, અને દુનિયાનું અત્યારનું રાજ્યપ્રકરણ પણ અર્થપ્રકરણથી નિયમિત થાય છે એટલે આ વિષય અત્યારે ઘણા મહત્ત્વનો છે.

પ્રો. કામદારનો ઉદ્દેશ અર્થશાસ્ત્રના કોઇ પણ એક મતને સ્થાપિત કરવાનો નથી, પણ બધા મતોને શાસ્ત્રીય રીતે રજૂ કરવાનો છે અને એ રીતે આ પુસ્તક અભ્યાસને માટે ઘણું અનુકૂળ છે. તેમાં હિંદનું દૃષ્ટિબિન્દુ સરતમાં રાખેલ છે એ રીતે તે આપણા વિદ્યાર્થીઓને વધારે ઉપયોગી છે. દિલગીરીની વાત એ જ છે કે આ વિષય કૉલેજોના ઉપલા વર્ગોમાં જ માત્ર ચાલતો હોવાથી ત્યાં કેળવણીનું વાહન હજી અંગ્રેજી જ હોવાથી આવું પુસ્તક સામાન્ય રીતે દુર્લક્ષમાં રહેશે. પણ આ વિષયના અભ્યાસીઓને અમારો આગ્રહ છે કે તેમણે આ પુસ્તક જરૂર વાંચવું. સામાન્ય વાંચનારને પણ અભ્યાસ કરવાને આ પુસ્તક અનુકૂળ છે. આ પ્રમાણે નવાં શાસ્ત્રો જેવાં કે, અર્થશાસ્ત્ર, રાજ્યપ્રકરણ, માનસશાસ્ત્ર, વગેરેના પ્રોફેસરો પોતપોતાના અભ્યાસનાં ફળો સ્વભાષામાં રજૂ કરતા થાય તો દેશની અને ભાષાની ઘણી સેવા થાય.

શ્રીમદૃગ્વેદસંહિતા—અષ્ટક ૧ લું વિભાગ ૧ લો; અને અષ્ટક ૧લું વિભાગ ૨ જો. અનુવાદકઃ મોતીલાલ રવિશંકર ઘોડા. પ્રકાશકઃ અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર. કિંમત દરેકની રૂા. ૨-૦-૦

વેદાર્થયત્ન ગુજરાતીમાં થએલો તે પછી નોંધ લેવા જેવો આ પહેલો પ્રયત્ન છે. આ મોટું કામ હાથ લેવા માટે અમે શ્રી. મોતીલાલ ઘોડાને અભિનન્દન આપીએ છીએ. અત્યારે વેદના અર્થો વિશે પશ્ચિમમાં પુષ્કળ અભ્યાસ ચાલે છે, પણ એ બધા અભ્યાસ અને તર્કો પછી પણ કહેવું જોઇએ કે વેદનો અર્થ કરવામાં સાયણનું ભાષ્ય એ મુખ્ય મંડાણ છે. અને સાયણ ભાષ્યને અવલંબીને અર્થ આપેલ છે તે યોગ્ય કરેલ છે.

વડોદરા રાજ્યની ભાષાન્તરશાખાએ આ પ્રયત્નને વધાવી લીધો તે યોગ્ય કર્યું છે.

કૌટિલીય અર્થશાસ્ત્રઃ—અનુવાદકઃ જયસુખરાય વિ. પુરુષોત્તમરાય જોષીપુરા. પ્રકાશકઃ એમ. સી. કોઠારી. રાવપુરા, વડોદરા. કિંમત ૩-૮-૦

આ પુસ્તકની ઉપયોગિતા વિષે હવે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. પ્રાચીન હિંદુઓમાં કેટલી ઉત્તમ રાજ્યવ્યવસ્થા હતી અને રાજ્યપ્રકરણનો વિષય પણ કેટલો વિકસિત હતો તે આ એક જ ગ્રંથે સંપૂર્ણ રીતે સાબીત કરેલું છે. આ ગ્રંથનાં અનેક ભાષામાં ભાષાન્તરો થયેલાં છે અને ગુજરાતીમાં આ ભાષાન્તર પૂરું પાડવા માટે ભાષાન્તરકાર અને વડોદરાની ભાષાન્તરશાખાને અભિનંદન ઘટે છે.

ભાષાન્તરકારે વિષયના અભ્યાસ ઉપરથી એક મોટો ઉપોદ્‌ઘાત લખ્યો છે. અને છેવટે શબ્દકોશ આપ્યો છે તેથી પુસ્તક ઉપયોગી થયું છે.

दीघनिकाय भाग दुसरा :—भाषांतरकार: कै. चिंतामन वैजनाथ राजवाडे. प्रकाशक: ग्रंथ संपादक व ग्रंथ प्रकाशक मंडळी नं. ३८० ठाकुरद्वार रोड, मुंबाई नं. २ कि. २॥ रुपिया.

દીર્ઘનિકાય ભાગ ૨ અને ૩ નું મરાઠી ભાષાન્તર આ પુસ્તકમાં આપેલું છે. ભાષાન્તરકાર પાલીભાષાના પ્રોફેસર છે એટલે આ ભાષાન્તર યોગ્ય વિદ્વાનને હાથે કરાયું છે. આ પુસ્તક સયાજી સાહિત્યમાલાનો મણકો છે, તો સૂચના કરવાની કે આવાં પ્રામાણિક પુસ્તકો છપાતાં જાય તેમ તેમ તેનો ગુજરાતી તરજુમો પણ થતો જાય તો થોડી મહેનતને કામ થાય અને એક પ્રયત્નનો બે ભાષાને લાભ મળે.

પુસ્તકને અંતે શબ્દસૂચિ આપવી જરૂરની હતી.

**પારિભાષિક શબ્દકોશ પુરવણી** :—કર્તાઃ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી છપાવી પ્રસિદ્ધ કરનારઃ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ. કિંમત પાંચ આના.

હાલ તુરત તો શ્રી. વિશ્વનાથનું આ સંગ્રહકામ પૂરું થાય છે. પણ આ પુસ્તકનો ઉદ્દેશ માત્ર હજી સુધી થએલા પ્રયોગોનો સંગ્રહ કરવો એટલો જ છે, તે જેટલો માર્ગદર્શક થાય તેટલો થાય, આ શબ્દો હજી છેવટના અને પૂર્ણ પ્રામાણિક છે એમ કહી શકાય નહિ. હજી નવા પ્રયોગો થશે, થવા જોઇએ, અને તે જેમ જેમ થાય તેમ તેમ પાછા સંઘરાતા જાય તો સારુ એમ આશા રાખી, કર્તાને તેના પ્રયત્ન માટે ધન્યવાદ આપીએ છીએ.

**ભૂસ્તરવિજ્ઞાન—ઉત્તરાર્ધ** :—કર્તાઃ ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે, અમદાવાદ. કિમ્મત એક રૂપિયો.

આ ઉપયોગી વિષયનો બીજો ભાગ પ્રસિદ્ધ કરી પુરો કરવા માટે કર્તાને અભિનન્દન ઘટે છે. હિંદુસ્થાનની વિશેષ હકીકત આપી છે તે ઘણું સારું કર્યું છે. ચિત્રોથી વિષય સુગ્રાહ્ય થયો છે. કર્તાએ પુસ્તકમાં અંગ્રેજી નામો આપ્યાં છે, તે અત્યારે તો અનિવાર્ય છે, પણ કોઇ સાક્ષર કે સાક્ષરો આ નામોની, આપણી જીભે સહેલાઇથી ચડે એવી પરિભાષા નક્કી કરે તો સારું.

**પ્રાચીન જગત** :—અનુવાદકઃ મૂળશંકર સોમનાથ ભટ્ટ. છપાવી પ્રસિદ્ધ કરનારઃ ઉપર પ્રમાણે. કિમ્મત બાર આના.

બ્લન્ટ રચિત Ancient World ઉપરથી આ પુસ્તક લખાયું છે. ભાષાન્તર સુવાચ્ય અને સરલ, વિષયને અનુકૂળ ભાષામાં થયું છે. વિષય ઉપયોગી છે, અને તેનું નિરૂપણ પણ સારું થયેલું છે. પણ આવાં ભાષાન્તરો વિશે અમારી એક વાત કહેવાની રહે છે તે એ કે આવા વિષયો આપણી દૃષ્ટિથી નિરૂપવા જોઇએ. આવા વિષયોનાં માત્ર ભાષાન્તરો પ્રારંભના અભ્યાસકના મન ઉપર ખોટી અસર કરે છે. દાખલા તરીકે પ્રાચીન જગતમાં જાણે હિંદ અને ચીન આવતું જ નથી એવી અસર નવા વાંચનારના મન ઉપર થાય. અને એ અસરને પ્રસ્તાવના કે પુસ્તકમાં આવતાં એક બે વાક્યો અટકાવવા સમર્થ ન જ થાય.

**હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ-પૂર્વાર્ધ** :—ભાષાંતરકર્તા : છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી. એમ. એ. સેવાશ્રમ, ભરૂચ. છપાવી પ્રસિદ્ધકર્તા ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

વિન્સેન્ટ સ્મિથરચિત હિંદના પ્રાચીન ઇતિહાસનું આ ભાષાંતર છે. મૂળલેખકે ઘણાં સાધનોનો ઉપયોગ કર્યો છે તે ખરું; પણ તે બધાં અંગ્રેજીમાં લભ્ય છે, તેટલાંનો જ. મૂળસાધનો તે ગમ્ય નહોતાં, અને તે ઉપરાંત એક પરદેશી લેખકને ઇતિહાસકારમાં જોઇએ તેટલો સમભાવ ન હોય એ સ્વાભાવિક છે. પણ સ્વતંત્ર ઇતિહાસ લખાવવાનું

કામ સોસાઈટી ન જ કરાવી શકતી હોય તો ઉપલબ્ધ ઇતિહાસોમાં આ પુસ્તક ભાષાંતર યોગ્ય છે એમ કહેવું પડે.

ભાષાંતર સરલ અને વિષયને અનુકૂળ થયું છે.

**અપ્રસિદ્ધ અક્ષયવાણી:**—સંગ્રહકાર: શ્રી ભગવાનજી મહારાજ. સંશોધક તથા ટીકાકાર: શ્રીસાગર. પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

આ અત્યારસુધી અપ્રસિદ્ધ રહેલી વાણીને મેળવીને પ્રસિદ્ધ કરવા માટે સંગ્રહકાર, સંશોધક અને પ્રકાશક ત્રણેયને અભિનંદન ઘટે છે.

**ધર્મ અને સમાજ પુસ્તક ૧:**—કર્તા: સ્વ. સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ. પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત એક રૂપિયો.

પશ્ચિમના દેશોમાં ભાષાવિકાસની જે કેટલીક સામાન્ય સંસ્થાઓ ગણાય તે આપણે ત્યાં નિષ્ક્રિય થઇ ગઇ છે. ન્યાયની કોર્ટો અને ધર્મપ્રવચનની વ્યાસપીઠો આવી સંસ્થાઓ છે. તેમાંની પહેલીમાં આપણે ત્યાં સ્વભાષા બોલાતી નથી, અને બીજી જીવંત નથી. એવી સ્થિતિમાં પ્રાર્થના સમાજની વ્યાસપીઠો માત્ર અપવાદરૂપ રહી છે. સદ્ગત રમણભાઇ એક ખરા ભક્ત હતા અને સાહિત્યકાર પણ હતા. તેમનાં પ્રાર્થના સમાજનાં વ્યાખ્યાનો અમદાવાદના તરુણોને પ્રોત્સાહક હતાં, અને અમદાવાદના આગંતુકોને આકર્ષક સ્થાન હતું. સોસાઇટીએ તેમનાં પ્રવચનો ભેગાં કરી પ્રસિદ્ધ કર્યાં તે ગુજરાતી ભાષાની સારી સેવા કરી છે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો ઇતિહાસ: વિભાગ પહેલો**—ઇ. સ. ૧૮૪૯ થી ૧૮૭૮ : સંયોજક અને પ્રકાશક ઉપર પ્રમાણે. કિમ્મત એક રૂપિયો.

સોસાઇટી સ્થપાયાને એટલો સમય થયો છે કે તેનો ઇતિહાસ આપી શકાય અને એ કામ શ્રી. હીરાલાલભાઇએ જ માથે લીધું તે યોગ્ય કર્યું છે. પુસ્તકમાં પૂર્વભૂમિકાને જે મહત્ત્વ આપ્યું છે તે યોગ્ય કર્યું છે. આ પુસ્તકમાંથી ઇતિહાસ અને સમાજના જિજ્ઞાસુને ઘણું જાણવાનું મળશે. પુસ્તકમાં ફોટાઓ આપ્યા છે તે પણ યોગ્ય કર્યું છે.

**ઓરી અછબડા અને બળીઆ :**—લેખક: ડૉ૦ બાલકૃષ્ણ અમરજી પાઠક. એમ. બી. બી. એસ. છપાવી પ્રસિદ્ધ કરનાર ઉપર પ્રમાણે. કિમ્મત ત્રણ આના.

આ નાનું પુસ્તક છે. તે શાસ્ત્રીય પદ્ધતિએ લખાયું છે અને તે સાથે સર્વને સમજાય તેવી સાદી ભાષામાં લખેલું છે. પ્રશ્નને બધાં દૃષ્ટિબિન્દુઓથી ચર્ચેલો છે. સામાન્ય જનતા આનો ઉપયોગ કરશે એમ આશા રાખીએ છીએ.

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો અને ૧૯૩૧ ની સાલનો રિપોર્ટ

**નરસિંહ મહેતા:**—લેખક: જમસુખરાય વિ. પુરુષોત્તમરાય જોષીપુરા. પ્રકાશક: લુહાણા સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસ રાવપુરા મુ. વડોદરા. કિંમત ૦–૧૧–૦ પાકું પૂંઠું. શ્રી સયાજી સાહિત્યમાલા પુષ્પ ૧૯૧ મું.

નરસિંહ મહેતાના જીવનપ્રસંગો તથા તેમનાં કાવ્યો વિશે ટૂંકમાં નિરૂપણ કરેલું છે.

**કાઠીઆવાડનું વડનગર:**—લેખક અને પ્રકાશક: રા. રા. માનશંકર પીતાંબર મહેતા, ભાવનગર કિંમત ૦–૪–૦.

આ નાની ચોપડીમાં ઐતિહાસિક પ્રમાણો આપીને બતાવેલ છે કે નરસિંહ મહેતાના

પુત્ર શામળદાસની જાન જે વડનગર ગઇ હતી તે વડનગર ઉત્તરગુજરાતનું નહિ પણ કાઠિયાવાડમાં તે વખતે કોડીનાર પાસે હતું તે. આ શોધ મૂળ તો સદ્‌ગત હરિલાલ હ. ધ્રુવે કરેલી છે, પણ શ્રીયુત માનશંકરભાઇએ તેના પર સારા પુરાવા આપી એ વાતનું સમર્થન કર્યું છે. નરસિંહ મહેતાના જીવનચરિત્ર ઉપર આથી સારો પ્રકાશ પડે છે.

**યુરોપના શિક્ષણ સુધારકોઃ**—પરિચય કરાવનારઃ વિદ્યારામ વસનજી ત્રિવેદી શાખપુરવાળા. મુખ્ય શિક્ષક. સ. ગુ. શાળા નં. ૨, વડોદરા. કિંમત ૧-૧૨-૦ શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૧૯૯ મું.

**યૂરોપકે પ્રસિદ્ધ શિક્ષણસુધારક** નામના પુસ્તકનો અનુવાદ અને તેમાં લેખક કમલ અને મોન્ટેસોરી ઉમેરેલાં છે.

**કેટલાક રોગો ભાગ ૩ જો:**—લેખક: ડૉ. ચંદુલાલ સેવકલાલ દ્વિવેદી. પ્રકાશકઃ મણિભાઇ મ. ગુપ્તે. કિંમત ૦-૧૩-૦ કાચુ પૂંઠું. ૧-૦-૦ પાકું પૂંઠું. શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૦૪

**વિષતંત્રઃ**—લેખકઃ ગજાનન શામરાવ ગોખલે. પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત ૧-૬-૦ શ્રી સયાજી સાહિત્યમાલા પુષ્પ ૨૦૩.

**કળા વિષે પ્રવચનોઃ**—સર જોશુવા રેનોલ્ડઝના Discourses on Art ને આધારે તૈયાર કરનાર રંજુલાલ જદુનાથ ત્રિવેદી. પ્રકાશકઃ અંબાલાલ વિ. ઠક્કર. વડોદરા. મૂલ્ય ૧-૫-૦ કાગળનું પૂંઠું, ૧-૭-૦ કાપડી પૂંઠું. શ્રી સયાજી સાહિત્યમાલા અંક ૨૦૧

પરદેશનાં ચિત્રો જે આપણને પરિચિત નથી, તેના પર પરદેશના વિવેચકો પરદેશની ભાષામાં જે પ્રવચનો સૈકાઓ પહેલાં આપ્યાં તેના ભાષાંતરથી આપણને શો લાભ થવાનો હતો ? કલાવિવેચન હૃદયને સ્પર્શ કરનારું હોય તો જ તેની કિંમત છે. મૂળલેખકની સામે અમારે કંઇ કહેવાનું નથી. પણ આપણા અત્યારના ચિત્રકાર કે ચિત્રભાવકને આ શી રીતે ઉપયોગી થઇ શકે ?

# છેદવા કામ ને ક્રોધ લોકૈષણા

જે ઘણે ખૂબ આનંદતી ગેલતી
ઉત્સવે રાચતી રંગ ઉડાડતી
અવનવા સાજ શણગારથી ઓપતી
અન્યને આપને સદા બોલાવતી
ગામના આવવાની વધાઈ દઈ
સર્વને કર્ષતી આશ ફેલાવતી
દુઃખ દારિદ્રને નષ્ટ કરનારનો
સુભગ સત્કાર તૈયારીઓમાં મચી
મસ્તની પેર મેહબૂબ આરાધતી
કન્યકા પૂર્વ આહ્લાદ વરસાવતી

સર્વ આ રીત આનંદ વરતાય ત્યાં
દીન કટાક્ષ નિસ્તેજ મુખમ્લાનતા
દેહની ક્ષીણતા ધારી ઊભો, અહા
ચંદ્ર આક્રોશતો.

તાતને વિનવવા,
વર્ણવી તેજહાની થયાની કથા
રાત્રિનાં ઘોર ધમસાણની વારતા,
પક્ષ બન્ને તણી સુહૃદસંચાલના,
પૃથ્વીના આપદા વિતકનાં રોદણાં
શત્રુના જુલ્મથી નિપજતી યાતના
આધિ, વ્યાધિ, ઉપાધિ, ત્રણે ટાળવા,
સાધુને ત્રાણવા, તાપ નિવારવા
તેજ આમોદ સર્વત્ર ફેલાવવા.

તાત ! ઝીલાવજે અશ તુજ ભર્ગના
છેદવા કામ ને ક્રોધ લોકૈષણા.

[ મંજુલ ]

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૫ ચૈત્ર : ૧૯૮૯ અંક ૬

# બાનો ફોટોગ્રાફ

(અનુષ્ટુપ)

અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા
ભાવતાલ કરી નક્કી સ્ટુડિઓમાં પછી ચડ્યા. ૧

ભવ્ય શા સ્ટુડિઓમાં ત્યાં ભરેલી ખુરસી પરે
બાને બેસાડી તૈયારી ફોટો લેવા પછી થતી. ૨

'જરા આ પગ લંબાવો, ડોક આમ ટટાર, બા.'
કહેતો મીઠડા શબ્દે ફોટોગ્રાફર ત્યાં ફરે. ૩

સાળુની કોર ને પાલવ શિરે ઓઢેલ ભાગ ત્યાં
ગોઠવ્યાં શોભતી રીતે, ફૂલ, પુસ્તક પાસમાં. ૪

ચ્હેરા પે તેજ ને છાયા શોભતાં લાવવા પછી,
પડદા છાપરા માંહે આમ ને તેમ ગોઠવ્યા. ૫

શ્યામળા વસ્ત્રથી ઢાંક્યા કેમેરામાં લહી લહી
લઈને જોઈતું ફોકસ પ્લેટ તેમાં ધરી પછી. ૬

ઢાંકણું ખોલતા પહેલાં સૂચના આમ આપતો
અજાણ્યો, મીઠડો, ખાલી ફોટોગ્રાફર બોલિયો: ૭

"જોજે બા, સ્થિર હ્યાં સામું, ક્ષોભ ને શોક વિસ્મરી,
ઘરમાં જેમ બેઠાં હો હસતાં સુખડાં સ્મરી. ૮

આછેરું હસજો ને બા, પાંપણો પલકે નહિ,
રાખશો જેવું મોં તેવું બરાબર પડશે અહીં." ૯

અને બા હસતી કેવું જોવાને હું જહીં, ફર્યો,
જૂઠડા વર્તમાનેથી કારમા ભૂતમાં સર્યો. ૧૦

હસવાં, રડવાં, એમાં નમતું કોણ ત્રાજવું,
જિન્દગી જોઈ ના જોખી કોઇએ કદી આ તણી. ૧૧

યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરા કેરા આશ્રયે આ પડી હતી. ૧૨

વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી. ૧૩

બાએ ના જિન્દગી જોઇ ઘરની ઘોલકી તજી,
એને કોએ ન સંભાળી સૌને સંભાળતી છતાં. ૧૪

ઘસાતી દેહમાં એના રોગ ને દોગ ઊતર્યા,
સૌની બેપરવાઇથી દર્દ દુઃસાધ્ય શું થયું. ૧૫

અને બાના પ્રતિ સૌને કરુણા પ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં. ૧૬

આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી,
પ્રેરાઇને અમે ચાલ્યા દવા બાની કરાવવા. ૧૭

બતાવ્યાં શ્હેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સીનેમા, નાટકો કૈં કૈં, ગાડીઘોડે ઘુમાવી ને. ૧૮

અમારા પ્રેમ કે સ્વાર્થ તણા, સ્મારક શો અમે
અનિષ્ટો શકતાં ઈચ્છ્યું બાનો ફોટો પડાવવા. ૧૯

અને ત્યાં નમતા પહોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઇ બાને લૈ ગયા ફોટો પડાવવા. ૨૦

પુત્રોથી, પતિથી, સાસુ સસરાથી અરે બધા
વિશ્વથી સર્વદા સાચે બિચારી બા ઉપેક્ષિતા. ૨૧

પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઊભો,
અજાણ્યો, મીઠડાં બોલી હસવાં ત્યાં કહી રહ્યો. ૨૨

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં,
બોર શું આંસુ એકેક બાને નેત્ર ઠર્યું તહીં. ૨૩

ચીઢાયો ચિત્ર લેનારો "બગડી પ્લેટ માહરી."
પ્લેટ શું જિન્દગીઓ કૈં બગડી રે હરિ, હરિ. ૨૪

સુન્દરમ્

# સામ્યવાદની સમીક્ષા

૨

કેટલાક માણસો જન્મથી જ શ્રીમંત હોય છે, અથવા તો જીવનસંગ્રામમાં પહેલેથી જ વિજયી નીવડેલા હોય છે એટલે તેઓ પોતાના દિવસો એશઆરામ અને મોજશોખમાં વ્યતીત કરતા હોય છે; જ્યારે બીજા એવા હોય છે કે જેઓ વધારે બુદ્ધિમાન અને હોંશિયાર હોય છે છતાંય આખી જિંદગી સુધી વિષમ પરિસ્થિતિ સાથે ઝઘડતા જ હોય છે; એટલે તેમને સારુંય જીવન દુઃખ અને ક્લેશમાં ગાળવું પડે છે. ગર્ભશ્રીમંતો જે કંઇ ભોગવે છે તેમાં તેમની પોતાની બહાદુરી કે લાયકાત ભાગ્યે જ હોય છે, પણ માત્ર શ્રીમંત માબાપને પેટે જન્મ્યા હોય છે એ જ એનું કારણ હોય છે; જ્યારે ગરીબ લોકોને આજીવન દુઃખમાં જ સબડયા કરવું પડે છે અને તેમની સાચી શક્તિઓ નિર્દય રીતે ગુંગળાવી મારવામાં આવતી હોય છે. કોઇ વ્યક્તિનો ગરીબ કુટુંબમાં જન્મ થયો તેમાં બિચારા જન્મનારનો તો દોષ નથી જ ને? તો પછી એને દુઃખ અને દારિદ્ર્યમાં સડયા કરવાની શા માટે સજા થવી જોઇએ? માત્ર સુયોગને અભાવે જ એની શક્તિઓનો શા માટે હ્રાસ થવો જોઇએ? શું ગરીબ લોકો આવો પ્રશ્ન નહિ ઉઠાવે કે–આવી વિષમતા શાને?

આ સમસ્યા ઉકેલવાને ઇશ્વર અને ધર્મને વચ્ચે લાવવાથી કશો અર્થ સરે તેમ નથી. લગભગ આપણે બધાય કામધંધો કરતી વખતે ભગવાન અને ધર્મને એક કોરાણે મૂકીએ છીએ; એટલે ભગવાન અને ધર્મને નામે જો એનું કંઇ નિરાકરણ કાઢીશું તો તેથી કદાચ બુદ્ધિને સંતોષાશે, પણ હૃદયને તો શાંતિ નહિ જ મળે. વળી લાખોમાં એકાદ જ વ્યક્તિ એવી મળી આવશે કે જેણે પરમાત્માના 'તારક' નામમાંથી સાચી પ્રેરણા મેળવી હોય, અને જેને સમાજમાં પ્રવર્તતી વિષમતા સંબંધમાં ધાર્મિક સમજૂતીથી સાચું આશ્વાસન મળે. પણ બાકીનાનું શું? એટલે કે જેમણે ધર્મમાંથી પ્રભવતી શાંતિનો અનુભવ નથી કર્યો તેમ જ જેમણે વર્તમાન જીવનનું સુખ નથી જોયું તેમનું શું? વળી જેઓ એમ વિચાર કરે છે કે પોતાને જિંદગીભર દુઃખમાં જ શા માટે પડી રહેવાનું અને બીજાઓને સુખોપભોગ શાને ભોગવવાના, એ લોકોનું શું?

જીવનમાં પ્રાપ્ત થતી વસ્તુઓ માટે આપણી પોતાની જવાબદારી કેટલી છે અને એ વસ્તુઓ માટે આપણા સંજોગો કેટલે અંશે ઠપકાપાત્ર છે એ વિષયમાં આપણને કશી જ ચોક્કસ ખબર નથી, પણ આટલો તો સર્વસામાન્ય અનુભવ છે કે જેઓ હરહમેશ પરિસ્થિતિ પર જ આધાર રાખીને જીવનમાં વિજય મેળવવા ઇચ્છતા હોય છે તેઓ સોએ સો ટકા નિષ્ફળ નીવડતા હોય છે; જ્યારે વિજય તો એવા લોકોને જ વરેલો છે કે જેમણે સખત મહેનતમજૂરી અને અવિશ્રાંત પરિશ્રમના રૂપમાં એનું અતિ મોંઘું મૂલ ચૂકવ્યું હોય છે. એટલે સમાજમાં નજરે પડતી વિષમતા માટે પણ સમાજ પોતે કેટલે અંશે જવાબદાર છે એ પ્રશ્નનો જરા વધારે ઊંડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે. એવો એકેય સમાજ

ભૂતકાળમાં નહિ થયો હોય અથવા તો ભવિષ્યમાં નહિ થાય કે જેમાં એકેએક વ્યક્તિ સંપૂર્ણ સમાનતા ભોગવવા પામી હોય અથવા પામી શકે; છતાં એવો તો સમાજ જરૂર ઘડી શકાય કે જેમાં વધારે વિષમ પરિસ્થિતિમાં જન્મેલાઓ માટે વધારે સુંદર તકો રજૂ કરવાની વ્યવસ્થા થઇ શકે. સામાજિક નિયમો અને રીતરિવાજો લોકોએ પોતે જ ઘડેલા હોવાથી અમુક વર્ગના લોકોને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં પણ પોતાનું દુઃખદારિદ્ર દૂર કરવાનો સુયોગ ન પ્રાપ્ત થાય અને માત્ર વિષમ પરિસ્થિતિમાં જ પડી રહેવું પડે તો તેને માટે સમાજના લોકો જ જવાબદાર છે. શ્રીમંતો ઉપર ગરીબોનો આ આરોપ થશે. સમાજ-વ્યવસ્થાના તંત્રમાં શ્રીમંતોનું સૌથી વધારે વજન હોવાથી, ગરીબ લોકો પોતાની દુર્દશામાંથી મુક્ત થઇ શકે એવા પ્રકારની તક તેમને મળે એ રીતે સમાજતંત્રમાં ફેરફાર કરવાની શ્રીમંતો દરકાર રાખતા નથી–અરે ! એથી આગળ વધીને કહીએ તો ગરીબ લોકોના ઉત્તરોત્તર વધતી જતી વિષમ પરિસ્થિતિનો યત્કિંચિત્ પણ ખ્યાલ કર્યા સિવાય શ્રીમંતો સમાજ પાસેથી વધુ ને વધુ લાભ ઉઠાવવા યત્ન કર્યા કરે છે. શ્રીમંત અને ગરીબ વચ્ચેનું અંતર દિનપ્રતિદિન વધતું જાય છે.

એક જમાનો એવો હતો કે જ્યારે ગરીબ લોકો પોતાના દુર્દૈવને મૂંગે મોઢે સહી લેતા. પણ દરેકની જેમ હદ હોય છે તેમ સહનશક્તિની પણ કંઇક હદ હોય છે. હવે જમાનો એવો આવ્યો છે કે ગરીબ લોકો સમાજમાં પ્રવર્તી રહેલી આ દયાપાત્ર વિષમતાનું બુદ્ધિગ્રાહ્ય કારણ શોધી રહ્યા છે. એ કારણમાં સમાજતંત્રમાં અગ્રગણ્ય ભાગ ભજવનારા સ્વાર્થલોલુપ, અને પોતાના કમનસીબ માનવબંધુઓ પ્રત્યે અતિશય લાગણીશૂન્ય હૃદયવાળા શ્રીમંત લોકો તેમની નજરે પડે છે. પરિણામે ગરીબવર્ગ સમગ્ર શ્રીમંતવર્ગની સામે થઇ ગયો છે. તેઓ સમાજનો પાયો જ બલાત્કારે પણ તોડી ફોડી નાખીને નવેસરથી સમાજને એવી રીતે ચણવા ઇચ્છે છે કે જેથી સૌ કોઇને સરખી તકો મળી રહે. સામ્યવાદનો ઉદ્‌ભવ આ રીતે થયો. ફ્રેન્ચ વિપ્લવના જમાનામાં રાજકારણને અંગે સમાનતાનો રણનાદ સંભળાતો હતો અને એ જ રણનાદ અત્યારે અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં સામ્યવાદે સંભળાવવા માંડયો છે.

૨

સામ્યવાદીઓ શ્રીમંત અને ગરીબ વચ્ચેનું સ્થાન કે દરજ્જા સંબંધીનું અંતર કાઢી નાખવા માગે છે. ગરીબ લોકોની સ્થિતિ સુધારવામાં મૂડીવાદ કંટકરૂપ હોવાથી સામ્યવાદ મૂડીવાદને તોડી નાખી દ્રવ્યને સરખે ભાગે વહેંચી નાખવા ઇચ્છે છે. સામ્યવાદી મુદ્રાલેખ આ છેઃ—સૌ સૌની શક્તિ અનુસાર નહિ પણ સૌ સૌની જરૂરિયાત પ્રમાણે." સામ્યવાદની દૃષ્ટિએ સમાજવ્યવસ્થા એવી હોવી જોઇએ કે પ્રત્યેક વ્યક્તિ સમગ્ર સમાજના કલ્યાણ અર્થે પોતાનો ફાળો આપ્યા કરે અને એને પોતાને પોતાના જીવનની જરૂરિયાતો પૂરતું બરાબર મળ્યા કરે. જ્યાં સુધી કોઇ પણ ઠેકાણે લોકો ભૂખમરામાં રહી કાર્ય કરતા હોય ત્યાં સુધી કોઇની પણ પાસે દ્રવ્યનો અતિરેક–વધારો પડતો સંચય થવા જ ન દેવો જોઇએ. નવા ધોરણ પર સમાજતંત્ર રચવામાં રાજસત્તા આડે આવતી હોવાથી સામ્યવાદીઓ રાજસત્તા પણ પોતાના હસ્તક કરી લેવા ઇચ્છે છે કે જેથી કરીને તેઓ પોતાની ઇચ્છાનુસાર સમાજની પુનર્ઘટના કરી શકે. એક લેખક જણાવે છે તે પ્રમાણે સામ્યવાદીઓ પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાની ધગશ ધરાવે છે અને જગત પાસે પોતાના વિચારો

સ્વીકાર્ય કરાવવા માટે તેઓ મેદાને પડયા છે. તેમના વિચારોનો સર્વત્ર અમલ થાય એ માટે તેઓ બહોળા પ્રમાણમાં પ્રચારકાર્ય કરે છે.

જ્યાં જ્યાં દુઃખ છે ત્યાં ત્યાં એ દુઃખ દૂર કરવાની ગમે તેવી ખોટી આશા પણ માણસને ઉત્તેજિત અને ઉત્સાહી બનાવી મૂકે છે, અને એ આશાના મોહમાં ફસાઇને ગમે તે કરવા તત્પર થાય છે. ઝારનો ત્રાસ એ એક જગદ્વ્યાપી ઉક્તિ થઇ ગઇ છે અને ઝારની કાર્યવાહી દરમ્યાન રશિયાના ખેડુતોને બેસીતમ દુઃખ વેઠવું પડેલું. જાલીમ સરકારના ત્રાસથી કંટાળેલી ફ્રેન્ચ પ્રજાએ જેમ ફ્રેન્ચ વિપ્લવ આદર્યો, તેમ રશિયાની પ્રજાએ અતિશય ત્રાસ અને દુઃખથી કંટાળીને સામ્યવાદી વિચારસરણી એકદમ સ્વીકારી લીધી.

ગયા મહાયુદ્ધના છેવટના ભાગમાં રશિયાની પ્રજાને અતિશય ભયંકર દુઃખ વેઠવાં પડેલાં હોવાથી જ્યારે સામ્યવાદી વિચારો પ્રચાર પામ્યા ત્યારે નૂતન સર્જનના સ્વપ્નથી લોકો ભાન ભૂલી ગયા. જ્યાં અંધકાર સિવાય બીજું કંઇ જ નહોતું એવા વાતાવરણમાં નવીન આશાઓરૂપી મદિરાથી પ્રજા મત્ત બની. જૂની સરકારને બદલે જે નવું તંત્ર મળવાનું હતું તેના ગુણદોષ તેઓ શાંતિપૂર્વક ન વિચારી શકયા. જૂની પદ્ધતિનો તેઓ ઉચ્છેદ કરી શકશે એ વિચાર જ તેમની કલ્પનાને ઉત્તેજિત કરવા અને તેમને અગમ્ય પ્રવૃત્તિઓમાં કાર્યરત કરવા માટે બસ હતો. પરિણામ એ આવ્યું કે ઝારની સરકારનો વિનાશ થતાં વેંત જ, ફ્રેન્ચ વિપ્લવસમયે રાજા પછી જે પ્રકારનું ત્રાસરાજ્ય પ્રવર્તી રહેલું, તે જ પ્રકારની પુનરાવૃત્તિ રશિયામાં પણ થઇ. પણ નવા તંત્રને અંગે ઉપસ્થિત થએલાં કષ્ટો લોકો આનંદથી ઇચ્છાપૂર્વક સહેવા લાગ્યા; કારણ કે તેમની આંખે નવી આશાના પાટા બંધાયા હતા. નવું તંત્ર ગોઠવાઇ ગયા પછી બરટ્રાન્ડ રસેલે રશિયાની મુલાકાત લીધેલી. તેના શબ્દોમાં કહીએ તો "બોલ્શેવિઝમના સિદ્ધાંતોમાં સારી વસ્તુઓનું નવું સર્જન કરવાને બદલે જૂનાં પુરાણાં અનિષ્ટોનો ઉચ્છેદ કરવાની ઇચ્છા વધારે તીવ્ર છે. આ કારણને લીધે જ રચનાત્મક કાર્ય કરતાં ઉચ્છેદાત્મક કાર્યમાં આટલી બધી સફળતા મળે છે. ઉન્મૂલન કરવાની ઇચ્છાના મૂળમાં દ્વેષ રહેલો હોય છે. અને એ રચનાત્મક સિદ્ધાંત–તત્ત્વ–નથી જ. બોલ્શેવિક મનોદશાની આ પ્રધાન વિશિષ્ટતામાંથી જ રશિયામાં આરંભાએલો બલિદાનયજ્ઞ ઉદ્ભવ્યો છે. વધારે સુખી જગતનું સર્જન તો એનાથી તદ્દન જુદી જ મનોદશાથી સંભવી શકે."

રશિયાની વર્તમાન પરિસ્થિતિ પરત્વે પરસ્પર વિરોધી અહેવાલો સંભળાય છે; પણ ગરીબો ઉપર દુઃખનો બોજો ન રહે અને શ્રીમંતોને વધારે પડતો સુખાનુભાવ ન થાય એ અર્થે સાચા હાર્દિક પ્રયત્નો આદરવામાં આવ્યા છે એ વિષે બે મત છે જ નહિ. છતાં પ્રજાવર્ગ પહેલાં કરતાં વધારે સ્વાતંત્ર્ય અનુભવે છે કે કેમ એ શંકાસ્પદ છે. થોડા વખતમાં આવું કામ થએલું જોઇને કેટલાકનું એવું માનવું છે કે ત્યાં તો અજબ કાર્ય ચાલી રહ્યું છે. બીજા કેટલાકનું એવું પણ મંતવ્ય છે કે સામ્યવાદનું સામ્રાજ્ય ભાવિ જગતમાં પ્રવર્તે તો તેને અંગે જે પરિવર્તન થવા પામશે તે એટલું મોંઘું પડશે કે સંસ્કૃતિ એની સામે ટક્કર ઝીલવા શક્તિમાન થશે કે કેમ એ ચોક્કસ ન કહી શકાય.

પણ આ તો સ્વયંસિદ્ધ સત્ય છે કે પ્રજાવર્ગનું દુઃખ પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે પ્રત્યાઘાતની પરિસ્થિતિ ઉપસ્થિત થયા વગર રહેતી જ નથી. પછી ભલેને એ સ્થિતિ

સારી હોય કે માઠી હોય ! સામાન્ય રીતે આવા કિસ્સાઓમાં દીર્ઘકાળપર્યંત દ્વેષ અથવા તિરસ્કારનું વાતાવરણ પ્રવર્તી રહે છે અને આ સ્થિતિ કોઇ પણ સમાજની તંદુરસ્તી અને સ્વાસ્થ્ય માટે અનિષ્ટ તો નથી જ. પોતાના પ્રવાસ દરમ્યાન રશિયામાં પોતે જે કંઇ જોયું તેની આપણા કવિવર (ટાગોર) ઉપર ખૂબ સુંદર અસર થઈ હતી; છતાં નવા સમાજના ગર્ભમાં જે સળો છુપાએલો હતો તે તેમની ધ્યાન બહાર હતો એમ તો નહોતું જ. રશિયા છોડતા પહેલાં એક જણને મુલાકાત આપતાં તેમણે કહેલું કે:—"જે લોકો ગુલામીમાં સડતા હતા તેમને મુક્ત કરવા માટે, જે લોકો દબાએલા ચગદાએલા હતા તેમનો ઉદ્ધાર કરવા માટે, અને જે લોકો તદ્દન નિરાધાર હતા તેમને મદદ કરવા માટે,......તમે જે કંઇ કરો છો તે માટે હું તમારી મુક્તકંઠે પ્રશંસા કરું છું." પણ એ જ વખતે ચેતવણીનો એક સૂર પણ તેમણે સંભળાવેલો:—"માનવતાને ખાતર હું તમારી પાસે એ આશા રાખું છું કે તમે લોકો હિંસાની નિરંકુશ શક્તિજ્યોત તો કદી પણ ન પ્રગટાવો; કારણ કે જુલમ અને નિર્દયતાની પરસ્પર આંકડીઓથી બનતી સાંકળ સદાને માટે લંબાતી જ રહે છે. આ વસ્તુનો ઘણોખરો વારસો તો ઝારની સરકાર પાસેથી તમને મળી ચૂક્યો છે. એ વારસો ખરાબમાં ખરાબ છે. એ સમયનાં બીજાં ઘણાં અનિષ્ટોનું ઉન્મૂલન કરવાનો તમે પ્રયત્ન કર્યો છે તો પછી આનું પણ ઉન્મૂલન કરવાનો પ્રયત્ન શાને ન કરો ?"

જ્યારે કોઇ પણ નવો આદર્શ પહેલવહેલો રજૂ કરવામાં આવે ત્યારે એ પહેલવહેલો રજૂ કરવાના ઉત્સાહથી પ્રેરાઇને તે રજૂ કરનારાઓ કેટલાક વખત સુધી તો એને સારી રીતે વળગી રહે, એની વધારે સમીપ રહી શકે. પણ થોડા વખત પછી બધું જ્યારે સામાન્ય સ્થિતિ પર આવી જાય, એ ઉત્સાહનો ઊભરો શમીને નિત્યનું સ્વરૂપ ધારણ કરે, તે વખતે અતિ ઉચ્ચ પ્રકારનું મનોબળ ધરાવનારી વિરલ વ્યક્તિઓ જ એ આદર્શને અખંડિત રાખી શકે છે. પણ સામાન્ય લોકસમુદાય તો તેને દૂષિત જ કરતો હોય છે. સામ્યવાદના ગુણદોષ ગમે તે હોય, પણ યુગાંતરના સ્વપ્નની કલ્પનાથી પ્રેરાઇને તેના પહેલવહેલા પ્રણેતાઓ તેને ચુસ્ત રીતે વળગી રહેવામાં ખૂબ સાવધાન રહ્યા હશે. પણ નવી હિલચાલ દાખલ કર્યાનો હર્ષોન્માદ શમી ગયા પછી એ આદર્શ ભાવિ પ્રજાના હાથમાં એટલો જ સુરક્ષિત અને સલામત રહેશે એની શી ખાતરી ? બળાત્કાર અથવા શિરજોરી વેષાંતર કરીને નહિ દેખા દે એની કોને ખબર છે ! રશિયામાં બોલ્શેવિક હિલચાલ માત્ર શસ્ત્રના જોર પર જ ચલાવવામાં આવે છે. જે કોઈને બોલ્શેવિક હિલચાલના આગેવાન સાથે સહેજ પણ મતભેદ પડે છે તેને ઘણું જ ભારે જોખમ—અરે જિંદગીનું જોખમ—ખેડવું પડે છે; પછી ભલેને એણે બોલ્શેવિઝમના પ્રચાર અર્થે પહેલાં ગમે તેટલું કાર્ય કર્યું હોય ! પોતાનું કાર્ય ગમે તે ભોગે પણ આગળ ધપાવ્યે રાખવાનો બોલ્શેવિક સરકારે નિરધાર કર્યો છે. જે કોઇ એના માર્ગમાં આડે આવે તેને પોતાના લોખંડી પંજાથી એ કચડી નાખે. આ સખ્ત શાસનનું દષ્ટાંત છે એમાં તો શક નથી, પણ એય સાચું છે કે જમાનાઓથી જર્જરિત થએલી પદ્ધતિ અને પ્રણાલિને બદલે કંઈ પણ નવું તરત દાખલ કરવું હોય તો સખ્ત પગલાં ભરવાની આવશ્યકતા છે. પણ સખ્ત શાસનમાં આ એક ક્ષતિ છે કે જો લાયક પુરુષને હસ્તક એ ન રહે તો એમાં ઘણું જોખમ છે. લાંબા કાળથી નિરાધાર અવસ્થામાં સડતા લોકોનાં દુઃખ નિવારવાનો દાવો

કરનારી રાજ્યપદ્ધતિના શાસન દરમ્યાન પણ શાસનકર્તાઓની , જે હારમાળા ચાલશે તેમાં બધી જ એકસરખી ન્યાયનિષ્ઠ અને પુણ્યશીલ વ્યક્તિઓ આવશે એની કોઇ બાંહેધરી આપી શકે તેમ છે?

મોટા સમુદાય ઉપર નાના સમુદાય જ હમેશાં શાસન કરતા હોય છે. મુઠ્ઠીભર આગેવાનો જ સામાન્ય સમુદાયને દોરતા હોય છે. એટલે કોઈ પણ પદ્ધતિ સરખી રીતે ચલાવવા માટે જેમ આદર્શ ચારિત્ર્યવાળા માણસો જ જરૂરના છે તેમ તે પદ્ધતિનું મંડાણ પણ એકદમ અણિશુદ્ધ સિદ્ધાંતો પર જ કરવું જોઇએ. આ રીતે જોતાં સૌથી વધારે અગત્યનું તો એ લાગે છે કે વિચારનું દૃષ્ટિબિંદુ બદલવું જોઇએ, જીવન વિષેનો ખ્યાલ સરખી રીતે બાંધવો જોઇએ. એકેએક દેશમાં શ્રીમંતવર્ગને હાથે ગરીબ લોકોને અતિશય ખમવું પડે છે તેમ જ એ શ્રીમંતોનું એ લોકો તરફનું વર્તન પણ એકદમ નિર્ઘૃણ અને અમાનુષી હોય છે એ વાત જૂઠી છે એમ તો નહિ કહી શકાય; પરંતુ ગરીબ લોકોનો પક્ષ લઇને કામ કરવા ઇચ્છનારનું પ્રેરક બળ જાલીમ પ્રત્યેના તિરસ્કારની ભાવના ન હોતાં દુઃખી દલિત લોકોની સેવા કરવાની ભાવના જ હોવું જોઇએ. તિરસ્કારની લાગણીને બદલે સેવાની ભાવના જાગ્રત થવાથી એ વાતાવરણ જ એવી છાપ પાડશે કે લોકો જાલીમ થતા અટકશે. સમસ્યાનો સાચો ઉકેલ આમ થશે. બાકી માત્ર બળજોરીથી કૃત્રિમ રીતે ઊભી કરેલી પદ્ધતિ લાંબો કાળ ન નભી શકે; એ અનેક દૂષણોથી દૂષિત થયા સિવાય રહે જ નહિ.

૩

સામ્યવાદના સિદ્ધાંતોનો આદર્શ આચાર હિંદુ સંયુક્ત કુટુંબમાં નજરે પડશે. એમાં માલિકી સંયુક્ત હોય છે, જવાબદારી સંયુક્ત હોય છે અને સુખદુઃખની ભાગીદારી પણ એટલી જ સંયુક્ત હોય છે. પણ આ પદ્ધતિની પાછળ જીવંત તત્ત્વ–પ્રેરક બળ શું હોય છે? પ્રેમની ભાવના. એક કુટુંબમાં જે માણસ સૌથી વધારે કમાતો હોય છે તે પોતાની કમાણી ઘણી વખત તો ઘણું નુકસાન વેઠીને પણ, કુટુંબનાં જે માણસો પૂરતું કમાઇ શકતાં નથી એ બધાંને અર્થે ખર્ચતો હોય છે અને તેનું કારણ એક જ હોય છે કે તેઓ પ્રેમની અભેદ્ય ગ્રંથિથી પરસ્પર ગંઠાયાં હોય છે. આત્મભોગ આપનારને પોતાના આ બલિદાનનું મુદ્દલેય ભાન હોતું નથી; કારણ કે સ્વાભાવિક નિર્હેતુક પ્રેમના અસ્ખલિત પ્રવાહમાં એવા વિચારનું સ્ફુરણ સરખું ય શક્ય નથી. અને સંયુક્ત કુટુંબમાં સુખ, શાંતિ અને વ્યવસ્થા માત્ર ત્યાંસુધી જ હોય છે કે જ્યાંસુધી કુટુંબના વડીલનો પ્રેમ કુટુંબના એકેએક માણસ તરફ તૈલધારાવત્ એકસરખી રીતે વરસ્યા કરે છે. કેટલીય વાર એવો અનુભવ થયો છે કે જે કુટુંબ પોતાના દિવસો દીર્ઘકાળપર્યંત સુખશાંતિમાં વ્યતીત કરતું હોય છે એ જ કુટુંબના વડિલની આંખ મીંચતાંની સાથે જ એ કુટુંબ આંતરિક ક્લેશકંકાસ અને બખેડાઓથી છિન્નભિન્ન થઇ જાય છે. એનું કારણ એક જ હોય છે કે જે પ્રેમનો ઝરો એકાએક સૂકાઇ ગયો તેની અવેજીમાં કંઈ આવ્યું નહિ. આ તત્ત્વ કોઇ પણ સમાજને કે રાજપદ્ધતિને પણ લાગુ પડે છે. જે સમાજમાં આગેવાન લોકો પ્રેમથી પ્રેરાઇને કાર્ય કરતા હોય છે, અને પરસ્પર સહાનુભૂતિ અને સહકારથી જ્યાં બધું આટોપાતું હોય છે, તે સમાજમાં શાંતિ અને સ્વાસ્થ્ય દેખાય છે. પણ જ્યારે એનો દુર્ભિક્ષ પડે છે ત્યારે સમાજતુલાનો ભંગ થાય છે, અને પરિણામે કજિયા અને કુસંપ પગપેસારો કરે છે. આ આંતરિક કલહને માત્ર શસ્ત્રબળથી નિર્મૂળ કરવો મુશ્કેલ છે.

જીવનમાં બધા જ એકસરખી મોજમઝા ઉડાવી શકે એવી કલ્પના પણ કરવી એ

માત્ર નવરાની જ નિશાની છે; કારણ કે સર્વ કોઇમાં બળ અને બુદ્ધિવૈભવ એકસરખાં નથી હોતાં. વધારે શક્તિશાળી વ્યક્તિઓ ઓછી શક્તિશાળી વ્યક્તિઓ કરતાં ઝપાટાબંધ આગળ વધશે જ વધશે. કૃત્રિમ રીતે સૌને એક કક્ષામાં લાવવાનો પ્રયત્ન કરવો–' ટકે શેર ભાજી ટકે શેર ખાજાં ' એ સ્થિતિ ઊભી કરવી એ તો સ્વાભાવિક કુદરતી કાનુનમાં પરિવર્તન કરવા જેવું છે. પણ જીવનદોડમાં પાછળ પડી ગએલા લોકોને મદદ કરવાની તીવ્ર ઇચ્છા જો એ દોડમાં આગળ વધેલાઓમાં જાગે તો કઢંગી પરિસ્થિતિ સવેળા સુધારી શકાય ખરી. એક વસ્તુ તો બરાબર અટકાવવી જોઇએ. બધાય લોકો જીવનમાં એકસરખી રીતે આબાદ થવાની જો કે આશા ન રાખી શકે પણ બધાયને એકસરખી તક ન મળે એ તો ખરેખર દયાજનક છે; અને વધારે સારી લાયકાતવાળા માણસોનો વિકાસ ( તકને અભાવે ) કુંઠિત થાય અને ઓછી લાયકાતવાળા માણસો માત્ર જન્મના આકસ્મિક કારણને લીધે સમાજના કેટલાક વિશિષ્ટ વારસાહક ભોગવતા હોવાથી તેમને જીવનસંગ્રામ જેવું જ કંઇ ન રહે એ વિષમતા વિષે તો કહેવું જ શું ?

સામ્યવાદની દૃષ્ટિએ મૂડીવાદ સમાજને શાપસમાન છે. પણ મૂડીવાદ સદંતર નિર્મૂળ કરી શકાય કે કેમ એ શંકાસ્પદ છે. અમુક વિશિષ્ટ વ્યક્તિઓ પાસે દ્રવ્યભંડોળ થતો અટકાવવામાં આવે તો એવો ભંડોળ એકઠો થતો અટકાવનારી સત્તાધારી સરકાર પાસે એ દ્રવ્ય ભેગું થશે. હવે, મૂડીવાળા લોકો જો જાલીમ નીવડવાનો સંભવ છે તો રાજ્યતંત્રની ધુરા વહન કરનારા લોકો પણ એવા નીવડવાનો એટલો જ સંભવ છે. પ્રજાસત્તાક શાસનપદ્ધતિ કેટલી બધી નિષ્ફળ નીવડી છે એ જગજાહેર વાત છે. કારણકે એવું એકેય સ્થળ નથી કે જ્યાં પ્રજાની જ ઇચ્છા શાસન કરતી હોય. શાસન તો પોતાની ઇચ્છાનુસાર લોકવૃત્તિ ઘડનારી મુઠ્ઠીભર વ્યક્તિઓ જ કરે છે. એટલે મૂડીવાદનો વિનાશ કરવો એ સાચો ઇલાજ નથી. પણ સાચો ઇલાજ તો એ લાગે છે કે મૂડીવાદીઓમાં એક પ્રકારની એવી મનોવૃત્તિ જાગ્રત કરવી જોઇએ કે જેથી તેઓ પોતાનું દ્રવ્ય પોતાનાથી ઓછી સાધનસંપત્તિવાળા લોકોની સેવા અર્થે વાપરવા પ્રેરાય. શું આ વધારે પડતું સૈદ્ધાંતિક (theoretical ) લાગે છે ? સામ્યવાદનો સૌથી પહેલો જ મુદ્દો કંઇ ઓછો સૈદ્ધાંતિક નથી. ' સૌ સૌની શક્તિ અનુસાર નહિ પણ સૌ સૌની જરૂરિયાત પ્રમાણે–' એ સૂત્ર શું વધારે પડતું અવ્યવહારુ નથી કે ? કારણકે, જ્યારે માણસ એમ જાણે છે કે પોતાની મહેનતનું બધુંય ફળ એને પોતાને ભોગવવાનું નથી ત્યારે એવો પૂરેપૂરો સંભવ છે કે એ પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચીને કામ નહિ કરે, તેમજ ઓછી શક્તિ હોવા છતાં માત્ર એને વધારે જરૂર છે એટલા કારણસર જ એને વધારે મળે એ વસ્તુ એને ખૂંચે પણ ખરી. મૂળભૂત મુદ્દાને દૂષિત ન થવા દેવા માટે અનેકાનેક યોજનાઓ યોજવી પડે. છતાંય ઉપરોક્ત સિદ્ધાંત દરેકોઇ વખતે સરખી રીતે વ્યવહારુ નીવડશે એવી આશા રાખી શકાતી હોય તો એવી પણ આશા જરૂર રાખી શકાય કે મનુષ્યની લાગણીને હૃદયસ્પર્શી અપીલ થાય તો લોકોની સહાનુભૂતિ અને અનુકંપા ગરીબ લોકો તરફ જરૂર વળે. આ માટે ધર્મની જરૂર છે.

ભારતવર્ષમાં સેવાભાવને ધર્મભાવનાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. શ્રીમંતો પોતાની લક્ષ્મીનો અમુક ભાગ ગરીબ લોકોની સેવા અર્થે ધાર્મિક કર્તવ્ય તરીકે વાપરતા હતા. મનુસ્મૃતિમાં કહ્યું છે કે પોતાની કમાણીનો એક ચતુર્થાંશ ભાગ પોતાને અર્થે વાપરવો, એક ભાગ ધર્મકાર્યોમાં વાપરવો અને એક ભાગ દાનમાં વાપરવો. એટલે ધનિકોના ધનથી

ગરીબો માટે કૂવા, વાવ, તળાવ જેવાં જળાશયો ખોદાતાં અને બીજી પરોપકારી સંસ્થાઓ પણ ખોલાતી. શાસનકર્તા અને શાસિત પ્રજા વચ્ચે જરાય વૈમનસ્ય નહોતું. રાજાઓ પોતાની પ્રજા પ્રત્યે પૂર્ણ વાત્સલ્ય દાખવતા અને પ્રજા રાજાને ઈશ્વરના અંશાવતાર તરીકે પૂજતી. આવો સંબંધ જમીનદાર અને ખેડૂત વચ્ચે પણ હમણાં હમણાં સુધી હતો. ગૃહસ્થનું જીવન પણ કેવળ મોજશોખ અર્થે નહોતું. એનું જીવન સમાજના કલ્યાણ અર્થે એક યંત્રરૂપ હતું. રાજાઓએ પોતાનું સર્વસ્વ પરોપકારાર્થે (પ્રજાહિતાર્થે) સમર્પણ કરી દીધું હોય એવાં અને લોકોએ દુષ્કાળપીડિત અતિથિઓને અન્નનો છેલ્લો કોળિયો આનંદથી અર્પણ કરીને મોતને વધાવી લીધું હોય એવાં દૃષ્ટાંતોનો ભારતવર્ષમાં તોટો નથી. પણ અત્યારે સૌ કોઈના દિલમાં વૈયક્તિક સુખોપભોગની લાલસાએ સામ્રાજ્ય જમાવવા માંડયું છે. આધુનિક સંસ્કૃતિ લોભવૃત્તિને પ્રજ્વલિત કરે છે અને સ્વાર્થી સુખોપભોગની વૃત્તિને ઉશ્કેરે છે. લોકો વધુ ને વધુ મેળવવાની ઘેલછામાં હરિયાપટ્ટી કરી રહ્યા છે. આ દોડધામલમાં પછડાઈને કેટલાય ધૂળભેગા થઈ જાય તો તેમાં કશી જ નવાઈ નથી.

જ્યાંસુધી આ સ્થિતિ પ્રવર્તે ત્યાં સુધી માત્ર એક યા બીજો ઉપાય યોજીને સબળ લોકોને નિર્બળ લોકોને કચરી નાખતા અટકાવવાની આશા રાખવી એ ફોગટ છે. ઘર લાગે છે ત્યારે કેટલાક મૂર્ખ લોકો આગ ઓલવવાનો યત્ન કરવાને બદલે કેટલીક વસ્તુઓ બચાવવા માટે તાણાતાણ કરે છે. પણ આખું ઘર બચાવવું હોય તો આગ બુઝાવવા માટે બનતા બધા ઇલાજો પહેલાં યોજવા જોઈએ. તદ્દત્ માનવસમાજોમાં સુધારો કરવા માટે કોઈએક વિશિષ્ટ પદ્ધતિ કે યોજના પૂરતી નથી. એ માટે તો સારીય સંસ્કૃતિનું સમગ્ર દૃષ્ટિબિંદુ ફેરવવાની જરૂર છે. સંસ્કૃતિનો અંતર્ગત સિદ્ધાંત 'સ્વ' અર્થે જીવવાને બદલે 'પર' અર્થે જીવવાનો હોવો જોઈએ.

૪

પણ આની સામે દલીલ એ આવશે કે એનાથી સત્વર ફલસિદ્ધિ નહિ થાય. અને જે પદ્ધતિનું પરિણામ સ્પષ્ટ અને ઝટ દેખાતું નથી એ તરફ લોકો એકદમ અધીરા બની જાય છે. એમનાથી કશું રચનાત્મક કાર્ય નહિ થઈ શકે તો તેઓ ઉચ્છેદન કરવાનું કાર્ય કરશે. તેમની ઘવાએલી લાગણીઓ વિનાશનું કાર્ય કરવામાં પ્રગટ થશે. અને આ તદ્દન સ્વાભાવિક છે. એ તદ્દન સાચું છે કે મંદ ગતિએ કામ કરતી પદ્ધતિઓમાંથી પરિણમેલી નિરાશા જ બોલ્શેવિક તત્ત્વની દ્યોતક છે. પણ જ્યારે શાંત ચિત્તથી વિચાર કરવામાં આવે છે ત્યારે કોઈપણ રચનાત્મક યોજનાના અભાવે ઉપસ્થિત થએલું વિનાશનું કાર્ય કેટલું બધું ભયાવહ છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે. ઉચ્છેદન, ઉન્મૂલનના જ કેટલાક હિમાયતીઓ કહે છે કે "અમે તો અમારે ઉન્મૂલન કર્યા કરીશું. રચનાનું કાર્ય કરનારા બીજા થશે." વિનાશની પછી રચના અચૂક આવતી જ હોય તો તો આ ફિલસૂફીને ઠીક ઠીક અનુમોદન આપી શકાય. પણ અનુભવ એવો નથી. શું એવી કેટલીય વસ્તુઓ નથી કે જેનો સદાને માટે નાશ થવાથી જગતને એની ખોટ વારતે હમેશાં વિમાસવાનું જ રહ્યું છે! આવી ભયાનક સ્થિતિ ટાળવાની જવાબદારી જુલમ સહેનાર કરતાં જુલમ ગુજારનારની વધારે છે; દુઃખ ભોગવનાર કરતાં દુઃખનું કારણ ઉપસ્થિત કરનારની વધારે છે; ગરીબ કરતાં શ્રીમંતની વધારે છે; વર્ષોનાં વર્ષો થયાં જેઓ સત્તાને તાબે થયા કર્યા છે તેમના કરતાં જેમના હાથમાં સત્તા છે તેમની વધારે છે. માત્ર બોલવામાં જ નહિ પણ કાર્યમાં—

આચરણમાં જો શ્રીમંતો ગરીબો તરફ સાચી સહાનુભૂતિ બતાવે, તેમને હૃદયપૂર્વક સહાય કરે તો ગરીબોને પાયમાલ થઇ જવાનો વખત ન આવે. જગતભરમાં જ્યાં જ્યાં શાસન કરતી સરકારને સામ્યવાદની બીક લાગે છે ત્યાં ત્યાં સરકારે દુઃખી લોકોની કંગાળ સ્થિતિમાં સુધારો કરવા કેડ કસવી જોઇએ છે. આમ થાય તો સામ્યવાદનું સંકટ ટાળી શકાય. એકલા દમનથી તો કશુંય ચિરસ્થાયી પરિણામ આવવાનું નથી. રોગનું મૂળ–બીજ–જ્યાં સુધી શરીરની અંદર હોય ત્યાંસુધી ગમે તેટલા બાહ્ય ઉપચારો કરવામાં આવે તોપણ તેથી મૂળ રોગ તો ન જ મટે, એક યા બીજું ચિહ્ન કદાચ મટે. જ્યાં સુધી લોહીમાં વિકાર હોય ત્યાંસુધી એક ઠેકાણેનું ગૂમડું મટે તોપણ પાછું બીજે ઠેકાણે નવું થાય જ. માટે ઉત્તમ ઉપાય તો એ છે કે રક્તશુદ્ધિ કરવી. સમાજશરીરને પણ જો અવિચ્છિન્ન રાખવું હોય તો પ્રજાના એક પણ વર્ગને દુઃખી ન થવા દેવો જોઇએ અથવા તો તેને ફરિયાદનું એક પણ કારણ ન રહેવું જોઇએ; નહિ તો એવો ભયંકર પ્રત્યાઘાત શરૂ થઇ જશે કે જેથી કરીને સમગ્ર તંત્રનું અસ્તિત્વ જ જોખમમાં આવી પડશે.

અત્યારે હિંદમાં પછાત ગણાતી કોમોમાં નવચેતન આવ્યું છે. હવે તેઓ અન્યાય કે જુલમ સહી લેવાના નથી; સામા પક્ષનું ગમે તેટલું જોર હોય તોપણ તેઓ પોતાના હક્ક સ્થાપિત કરવા નીકળી પડ્યા છે. પણ જો તેમની મનોદશાનું સૂક્ષ્મતાથી પૃથક્કરણ કરવામાં આવે તો ચોક્કસ સમજાશે કે તેઓ પોતાની સ્થિતિ સુધારવાનો ગંભીરતાપૂર્વક વિચાર કરવાને બદલે ઉચ્ચ વર્ગ પ્રત્યેના તિરસ્કારથી પ્રેરાઇને પ્રવૃત્તિપ્રવાહમાં તણાય છે એટલે તેઓ પોતાનાં દુઃખ નિવારવા અર્થે શાંતિથી કામ કરી શકાય એવાં ક્ષેત્રોને બદલે જ્યાં અથડામણ થવાનો વધારે સંભવ છે એવાં ક્ષેત્રોમાં કામ કરવા માટે દોડી રહ્યા છે. તેમની અર્ધાથી યે વધારે શક્તિ દ્વેષપ્રેરિત કાર્યોમાં વેડફાઇ જાય છે. તેમના મગજમાં જે પ્રધાન વિચાર ઘૂમી રહ્યો છે તે આ છે કે તેમના ઉપર જુલમ ગુજારવામાં આવ્યો છે અને તેમનું પ્રથમ અને પ્રધાન કાર્ય જેમણે તેમના ઉપર જુલમ કર્યો છે તેમને ઉથલાવી પાડવાનું છે. તેમના ઉપર જુલમ થવાનો સંભવ જ ન રહે એવી શક્તિ પ્રાપ્ત કરવાના હેતુથી કોઇ યોજના વિચારી કાઢવાનું તેમને રૂચશે નહિ. હિંદુ સમાજમાં ભયંકર અંધેર પ્રવર્તવાનો સંભવ છે, અને ઉચ્ચ વર્ગના લોકો પછાતવર્ગને સર્વ પ્રકારની શંકા અને ભયમાંથી મુક્ત કરવા માટે પૂરતી સહાનુભૂતિ નહિ બતાવે તો તેનું પર્ણ ગંભીર અને શોચનીય પરિણામ આવશે. અમે આગળ જણાવી ગયા તે પ્રમાણે ઉચ્ચ વર્ગની જવાબદારી ઘણી વધારે છે. તેમના હસ્તક રહેલી ન્યાયતુલાનો વર્ષો થયાં તેમણે જે દુરુપયોગ કર્યો છે તેનું તેમણે ઉપરોક્ત રીતે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આ કરવામાં તેમને ઘણાં ઘણાં વિઘ્નો નડશે અને ઘણાનો ક્રોધ પણ વહોરી લેવો પડશે. એ બધું ગમે તેમ થાય તોપણ તેમણે કાર્યપ્રવૃત્ત થવા માટે કેડ બાંધવાની જરૂર છે.

" તિરસ્કારને પ્રેમથી વશ કર, તારું સર્વસ્વ સમર્પણ કર, પણ બદલાની જરાય આશા ન રાખ !" એ જે સંસ્કૃતિ અને સંસ્કારિતાના મૂળભૂત સિદ્ધાંતો છે તેના પ્રશંસકો, પૂજકો અને રક્ષકો પાસેથી ઉપર જણાવી તે આશા રાખવી એ જરાય વધારા પડતી નથી.*

અમૃતલાલ નાથાભાઈ મોદી

---

* કલકત્તાથી પ્રગટ થતા 'Prabuddha Bharata' ના વિદ્વાન તંત્રી સ્વામી પવિત્રાનંદના 'Communism as a Remedy against Social Injustice' નામના નવેમ્બર ૧૯૩૨ ના અંકમાંના લેખનો અનુવાદ.

# મતાધિકારીનું માન

ગયે રવિવારે ચારેક વાગે, હું મારે ઓટલે બેઠો બેઠો 'કેસરી' પત્રનો તાજો અંક વાંચી રહ્યો હતો. પાસે જ શેત્રંજી ઉપર મારાં સૌભાગ્યવતી પણ 'રત્નાકર' ના જાન્યુઆરીના અંકમાંથી એક વાર્તા વાંચતાં બેઠાં હતાં. અમે અમારા વ્યવસાયમાં—સાહિત્યાનંદમાં—એટલાં તલ્લીન હતાં કે ભાગ્યે જ એકબીજા સાથે એકાદ બે શબ્દની આપ-લે કરતાં; પરંતુ પ્રિયજનનું સાન્નિધ્ય જ કેટલું આહ્લાદક હોય છે! પ્રેમના પાત્ર સાથે, મનના મેળાપી સાથે, વધુ વાતચીતથી વધુ આનંદ મળે કે ઓછી પ્રસંગોપાત પ્રસંગોચિત વાતથી વધુ આનંદ મળે એના વાદમાં હું અત્રે ઊતરવા માગતો નથી.

વસંત ઋતુનું આગમન અમારા આંગણામાંનાં વૃક્ષો અને વેલીઓ ઉપર થઇ ચૂક્યું હતું. મંદ શીત વાયુની સુવાસિત લહર આવતી હતી. નવપલ્લવિત આમ્રતરુમાં કોકિલ ઉન્મત્ત બની હતી. શરમાતી, સંતાતી નવોઢા જેવી સંધ્યા ધીમે પગલે આગળ વધતી હતી. ત્યાં ભોં ભોં કરતી એક મોટર અચાનક આવી, મારા જ આંગણામાં અટકી. એક સાધારણ ગામમાં અને વળી મારા જેવા એક સાધારણ શિક્ષક—પંતુજી નહિ હો—ને ત્યાં મોટરમાં મહેમાન આવે અગર મિત્ર મળવા આવે, એ, વાચક! તને સંભવિત લાગે છે? હું અને મારાં સૌભાગ્યવતી હજુ તો એકબીજાની સામે આશ્ચર્યચકિત દૃષ્ટિએ જોઇએ ન જોઇએ ત્યાં તો બે ગૃહસ્થ મોટરમાંથી ઊતરી એકદમ અમારી સામે આવી ઊભા. આવનાર કોણ હતા, ક્યાં જતા હતા, કોનું કામ હતું વગેરે પ્રશ્નો પૂછવા હું ઊઠ્યો અને મારાં મિસિસ ઘરમાં પલાયન.

એક ગૃહસ્થ અપ-ટુ-ડેટ ઇંગ્લિશ ડ્રેસમાં હતો, જ્યારે બીજો ઇંગ્લિશ પણ નહિ અને દક્ષિણી પણ નહિ એવા અપ-ટુ-હોચપોચ ડ્રેસમાં હતો. ઘરમાંથી ખુરસી ઝટપટ લઇ આવવા, મેં મારા નોકર વીઠુને બૂમ મારી—મારે ત્યાં કોઇ નોકર પણ ન હતો અને ખુરસી ટેબલ પણ ન હતાં, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય! આજકાલના એક ઑર્ડિનરી ગ્રેજ્યુએટને મહિને રૂા. ૪૦)ની શિક્ષકની બાદશાહી નોકરીમાં કેટલી લકઝરી (મોજશોખ) પરવડી શકે? પરંતુ " No formality please, this is all right, Mr. Kemkar, don't you worry " (વિવેકની જરૂર નથી, આ બહુ સારું છે, ગભરાવ નહિ, મિ. કેમકર) કહેતા તેઓ બેઉ શેત્રંજી ઉપર જ બેસી ગયા.

પેલા હોચપોચ ડ્રેસવાળાએ, અપ-ટુ-ડેટ ડ્રેસવાળાનું તેમ જ પોતાનું ઇંટ્રોડક્શન (ઓળખાણ) કરાવવાનું મંગળાચરણ વગર કહ્યે આરંભી દીધું.

" You see, Mr. Kemkar, (એમ છે મિ. કેમકર) આ જેંટલમેન મારા કંઇક સગા,—જિલ્લાના ડિસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટ છે."

ડિસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટ! અને મારે ત્યાં!! હું તો આભો જ બની ગયો. શરીરે શીત આવ્યાં, મોઢું સુકાઇ ગયું. આવા આઉટ-ઑફ-ધી-વે (એક તરફના) ગામમાં અને એક ગરીબ શિક્ષક જેવા ઉપર પણ શું ઑર્ડિનન્સનો અમલ આવી પહોંચ્યો!? મારા ઉપર

કયા પ્રકારનો શક હશે? શું 'કેસરી' પત્રના ગ્રાહક થવું એ એવો અપરાધ હશે? મારા કુટુંબનું શું થશે? મારાં છોકરાં કોને આશરે? મારી શું સ્થિતિ થશે?—એવા અનેકાનેક તર્ક એક ક્ષણમાં મારા મગજને ભમાવવા લાગ્યા. મન ચિંતે છે તે વેરી પણ ચિંતતો નથી એ કહેવતનો સાક્ષાત્કાર થયો.

તેણે આગળ ચલાવ્યું: "યુ સી, હું માત્ર બે જ દિવસની કેઝ્યુઅલ રજા લઇ, આ મારા સગા મારફત, તમને મળવાને જ આ ગામમાં આવ્યો છું. I am so very glad to see you, Mr. Kemkar." (હું તમને મળતાં ઘણો જ ખુશી થયો છું.) 'The thing is, you see, (એમ છે કે) મારા મિત્ર પ્રોફેસર ભોળસરેએ,—યુનિવર્સિટીની એપ્રિલ માસમાં થનારી, રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ્સ કોન્સ્ટીટ્યુઅન્સી તરફથી ફેલો થવાની ઉમેદવારી જાહેર કરી છે. You know it already, I suppose. (હું ધારું છું કે તે તમે જાણો છો જ.) આ મારા સગા પણ પ્રોફે. ભોળસરેના ખાસ મિત્ર છે. They were chums (તેઓ સહાધ્યાયી હતા). He also wishes to render a service to the Professor. (તેઓ પણ પ્રો. સાહેબ માટે થોડી તસ્દી લેવા ઇચ્છે છે.) પ્રોફેસર ભોળસરે સંબંધી બધી યોગ્ય માહિતી એ તમને હમણાં જ આપશે."

"You see, Mr. Kemkar, આ જિલ્લામાં માત્ર પાંચ જ રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ છે," મેજિસ્ટ્રેટ સાહેબે પોતાનું વ્યક્તિત્વ અજમાવવું શરૂ કર્યું. "And I congratulat[e] you, Mr. Kemkar, upon your being one" (તમે તેમાંના એક હોઇ, [હું] તમને ધન્યવાદ આપું છું.)

"જી, હું આપનો આભાર માનું છું," મેં નમ્રભાવે જણાવ્યું.

"મારા મિત્ર પ્રો. ભોળસરે એક જુવાન શિક્ષણશાસ્ત્રી છે, અને તેના ફેલો થવાથી આપણા જિલ્લાને ઘણું માન મળે એમ છે. વળી હાલ ગુજરાતી ભાષાનો ઉપયોગ ઓછો થતો જાય છે એટલે તેને 'કોર્સીઝ ઑફ સ્ટડીઝ' માંથી કઢાવી નાખવાથી, આપણાં ઊગતાં ખીલતાં બાળકોનું ઇંગ્લિશ ઘણું જ અચ્છું થશે અને તેનો શ્રેય ઇન્ડિરેક્ટલી તમને પણ મળશે. You will be helping the cause of education, you see. (તમે કેળવણીના કામમાં મદદગાર થશો) You promise me, then, to give him your first vote, Mr. Kemkar (ત્યારે, તેને તમારો પહેલો મત આપવાનું તમે મને વચન આપશો જ)."

"I shall see." (જોઇશ.)

"That's good, thank you," (ઠીક, આભારી છું) કહી બેઉ ઊઠયા, અને જોતજોતામાં તો મોટરમાં બેસી ચાલ્યા ગયા.

(૨)

કેમ નામનું એક નાનું ગામ — જિલ્લાના — તાલુકામાં આવેલું છે. ત્યાં અમારી થોડી જમીન હતી, એક નાનુંસરખું પણ સગવડવાળું અમારું ઘર હતું અને અમારું કુટુંબ ખાઇપીને સુખી હતું. પરંતુ સુખ હમેશાં ટકેલું સાંભળ્યું છે? મનુષ્યને ભાવિની ગમ હોત તો? ગમે તેવી સારી સ્થિતિમાં પણ મનુષ્ય સંતોષ માની શકતો નથી, અને ફેરફાર ઇચ્છે છે. અસંતોષમાં જ પ્રગતિ છે; ફેરફાર એ જ જીવન છે.

અમારા ગામમાંથી બેએક જણ પાસેના શહેરમાં રહી, અંગ્રેજી શિક્ષણ લઈ, ગવર્નમેંટમાં સારો ઊંચો હોદ્દો મેળવી, અમારા તાલુકાના લોકોને મોઢે ચડયા હતા. મારા પિતાને પણ, મને ખૂબ અંગ્રેજી ભણાવી, મોટો અમલદાર બનાવવાની મહત્ત્વાકાંક્ષા થઈ હતી. ઘણાએક માબાપ પોતાના છોકરાની શક્તિનો વિચાર કર્યા વગર, માત્ર પોતાની હોંશ પૂરી કરવા તથા ખોટી કીર્તિ મેળવવા ખાતર જ, પોતાના છોકરાની કેળવણી પાછળ આંખ મીંચીને ખર્ચ કર્યા જાય છે; તેમજ મારી બાબતમાં પણ થયું હતું. મૅટ્રિકમાં પહેલે જ વર્ષે નીકળી જવાથી–પાસ થવાથી નહિ હો; જો કે જેમ તેમ પાસ થવા જેટલા જ માર્ક મળ્યા હતા, અને હું કેવી રીતે પાસમાં આવ્યો એની હજુ પણ મારા મનમાં શંકા છે, તોપણ—મારા પિતાને અને આખા ગામને મારી હોંશિયારી વિશે એટલો ઊંચો અભિપ્રાય થયો કે મને ગમે તેટલો ખર્ચ વેઠીને પણ બી. એ. સુધી તો જરૂર ભણાવવો જ જોઈએ એમ મારા પિતાએ ઠરાવ કર્યો.

બેત્રણ વર્ષે એકેક ક્લાસનો અજેય કિલ્લો મહામહેનતે સર કરતો કરતો હું ખાસો સાત વર્ષ પછી પાસ ક્લાસમાં બી. એ.માંથી છૂટયો. મારા પિતા એ દરમિયાન કરજના અસહ્ય બોજામાં આવી ગયા હતા, અને ઘર તેમ જ ખેતરો વેચી નાખ્યાં વગર છૂટાય એમ હતું જ નહિ. ધન્ય છે તેમની ધીરજને અને મારી હિંમતને! જે દિવસે પરિણામ બહાર પડયું તે દિવસનો અમારો આનંદ અવર્ણ્ય હતો. મારા મગજનો પારો ઘણે ઊંચે ચડયો હતો, જાણે મારા સિવાયના બીજા માત્ર પશુ કોટિના જ હતા. પાસ થવા માટે ગામના હનુમાનને સવાપાંચ શેર તેલ અને સવાશેર સિંદૂર, તેમ જ બીજા ઘણા દેવદેવીઓની માનતા મેં પોતે જ માની હતી; પણ પાસ થતાં જ મારું આઉટલૂક બદલાઈ ગયું અને આ દુનિયામાં દેવ જેવું કંઈ છે જ નહિ એવી દૃઢ માન્યતા થઈ ગઈ.

મોટાં મોટાં સ્વપ્નાં સેવતો અને હવાઈ કિલ્લા બાંધતો હું દરેકેદરેક ગવર્નમેંટ ડિપાર્ટમેંટમાં અરજીઓ કરી વળ્યો. પણ મનુષ્યનું ધારેલું કયાં પાર પડે છે? હું પણ એક મનુષ્ય જ હતો ને? બધેથી માત્ર એક જ જવાબ મળ્યો: You are over-age. (તમારી ઉંમર વધુ છે.) પહેલાં તો મને 'ઓવર-એજ'નો અર્થ જ સમજાયો નહિ, પણ ઘણા દિવસ પછી મારા એક મિત્રે જણાવ્યું કે ૨૪ વર્ષથી વધુ ઉંમરના ઉમેદવારને ગવર્નમેંટ સર્વિસમાં દાખલ જ કરતા નથી. ઘણા ઘણા પ્રયાસો પછી—ની હાઈસ્કૂલમાં માસિક રૂ. ૪૦)ના પગારની ઍસિસ્ટંટ હેડમાસ્તરની જગ્યા મળી શકી અને નસીબ તથા ઈશ્વર જેવું કંઈ છે ખરું એમ હું માનતો થયો.

( ૩ )

બીજે દિવસે સવારે હું મુખમાર્જન કરી ચાપાણી કરવાની હજુ તો તૈયારી જ કરતો હતો એટલામાં બહાર કોઈની સાઈકલ આવવાનો ખખડાટ અને ઘંટડીનો અવાજ સાંભળી ચમકયો. ઉતાવળમાં અને ગભરાટમાં ખમીસ ઊંધું પહેરી લઈ બહાર જઈ જોઉં છું તો ડૉ. પોટદુખે!

ડૉક્ટરને જોતાં જ વીજળીને વેગે મારા મગજમાં વિચારો ચમકયા—જે ડૉક્ટર એ મહિના ઉપર રૂ. ૨૫ની વિઝિટ ફી આપવાનું મેં કબૂલ્યા છતાં, તેમનો ટેનીસ રમવાનો વખત થઈ જતો હોવાથી, ક્લબમાં જઈ બે કલાક વગર ગમે તેવા સંજોગમાં પણ આવી

શકાય નહિ એમ જણાવવા જેટલા સ્વતંત્ર અને બેદરકાર હતા; જે ડૉક્ટર રસ્તે મળતાં મારા જેવા એક શિક્ષક તરફ નજર નાખવા જેટલો પણ વિવેક બતાવી શકતા નહિ; જેને એવો ખોફ હતો કે વિઝિટ સિવાય કોઇને ત્યાં જવું જ નહિ—તે ડૉક્ટર આમ સવારના પહોરમાં જ આજે મારે ત્યાં!

"Good morning, Mr. Kemker; I hope you and yours in good health" (સાહેબજી, મિ. કેમકર! હું ધારું છું કે તમે અને તમારું કુટુંબ તંદુરસ્ત છો.) ડૉક્ટરે શેકહેન્ડ કરીને હસતાં હસતાં કહ્યું.

"Yes docter, good morning, thanks," (હા, ડૉક્ટર, સાહેબજી; હું તમારો આભાર માનું છું.) મેં તેટલા જ વિવેકથી સામો જવાબ વાળ્યો.

"Excuse me, Mr. Kemker, for being always frank; but our profession requires it, you see. (માફ કરજો, મિ. કેમકર, હું હમેશાં સ્પષ્ટ વક્તા છું; પણ અમારો ધંધો જ એવો છે) I have come to see you for an important business." (હું એક અગત્યના કામસર તમને જ મળવા આવ્યો છું.)

'બીઝનેસ' શબ્દ કાને પડતાં જ વળી મારું મન શંકાશીલ થયું. ડૉક્ટરને મારી સાથે શું બીઝનેસ કરવું હશે! હું કોઇ જાતનું બીઝનેસ કરતો નથી અને જાણતો પણ નથી. મારી પાસે કોઇ જાતનું સાધન નથી, વળી આ શું સંકટ સવારમાં જ દત્ત કરીને ઊભું!—ડૉક્ટરે આગળ ચલાવ્યું અને મારા વિચારો અટક્યા.

"You see, Mr. Kemkar, મારા મિત્ર બૅરિસ્ટર ખોટે, an England-returned zealous worker (ઇંગ્લંડ જઇ આવેલા એક ઉમંગી કાર્યકર્તા) stands to be elected by you people—I mean registered graduates—for our University (આપણી યુનિવર્સિટી માટે, તમો લોકો—રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો—તરફથી ચુંટાવાને બહાર પડયા છે,) and I hope you will not fail to give him your first vote; see that you don't disappoint me." (અને હું ધારું છું કે તમે તમારો પહેલો મત તેમને આપવા ચૂકશો નહિ; તમે મને નારાજ ન કરો એમ ઇચ્છું છું.)

ડૉક્ટરને શું જવાબ આપવો એનો કંઇ જ નિર્ણય હું તાત્કાલિક કરી શક્યો નહિ. તેની ધમકી આપતી રિકવેસ્ટ (અરજ) અને હા કહેવડાવવાની ચમત્કારિક ભાષાથી હું તો સ્તબ્ધ જ થઇ ગયો હતો.

"All right, Mr. Kemkar, good bye." (ઠીક, સાહેબજી) કહેતા ડૉક્ટર સાઇકલ પર સ્વારી કરી સીધાવી ગયા, અને હું ઘરમાં ગયો.

(૪)

સ્કૂલમાં જતાં રસ્તે પોસ્ટમેન મળ્યો. તેણે સલામ કરી મારા હાથમાં બરાબર અર્ધો ડઝન કવરો મૂક્યાં. મહિને પંદર દિવસે એકાદ કાગળ ભાગ્યે જ આવતો તેને બદલે આજે આમ સામટા કાગળો અને તે પણ ઊંચી સારી જ બનાવટના અને ગ્લેઝ કરેલા સારા કાગળના કવરો તથા ટાઇપ-રાઇટ કરેલાં સરનામાંવાળાં!! તે વાંચી જોવાનો મારો મોહ એટલો તો અનાવર થયો કે રસ્તે ચાલતાં ચાલતાં જ એક પછી એક ઉઘાડવા અને વાંચવા શરૂ કર્યા. હું વાંચવામાં એટલો તલ્લીન હતો કે રસ્તે એક ગાડી સાથે પટકાઇ પડતાં સહેજ બચી ગયો. નીરાંતે ઊંઘતા એક કૂતરા ઉપર ચાલી જવાયું અને તે કરડયું જ

હોત પણ કાગળો લખનારાના સુભાગ્યે કુતરાની સાન ઠેકાણે આવી અને હાંવ હાંવ કરતું મારા તરફ કરડી નજરે જોતું તે ચાલ્યું ગયું. સ્કૂલમાં જવાની ગલીમાં વળવાને બદલે હું સીધો ચાલ્યો જ ગયો અને જ્યારે સામેથી આવતા એક વિદ્યાર્થીએ પૂછ્યું: "સાહેબ, આજે આમ ક્યાં જાઓ છો?" ત્યારે જ મને ખબર પડી કે હું ઘણો આગળ નીકળી ગયો હતો.

એક કાગળમાં નીચે પ્રમાણેની એક ભલામણચિઠ્ઠી હતી:—

મે. માસ્તર સાહેબ કેલકરભાઇ સાહેબ,

જત લખવાનું જે આપ તો ઘણા વિદ્વાન માણસ છો. મારા જેવા એક શેઠીઆના રામરામ અને આ ચીઠી જરૂર આપની ફુરસદે કબૂલ કરશો જ. મારો છોકરો અમથો આપના વરગમાં શીખે છે તે આપની બુદ્ધીના અને સીકસણના ઘણા ઘણા જ વખાણ હંમેશાં કરે છે. આપના જેવા માસ્તર! બીજું સાહેબ આપને તસદી આપવાની જે મારા કાકાના સાલાનો સાંડુભાઇનો આ સાથેનો કાગલ આપને મલસે. તેને કંઇ કામ માટે તમારું મત જોઇએ છે તો જરૂર આપસોજી. હમે તમારો ગુણ ભુલીસું નહીંજી. એજ.

લિ. તમારૂં ભલું કરનાર,
શા. પુંજાભાઈ

લમની કંકોત્રી જેવા દેખાતા એક બીજા કાગળમાંનો મચકુર આમ હતો:—

Dear $\frac{\text{Sir}}{\text{Madam}}$

I am a treble graduate, (B. A. Hist., B. Sc: Botany and B. Ag.) and a round man. I have the knack of arguing though laughed at, which the present generation lacks. I was a prominent noted figure in the—college and since 20 years, I occupy the much more responsible place of the principal of a public English school, here.

There are very few deserving and desiring candidates, you see, and I hope you will surely and certainly cast your preference vote to my good lot.

Hoping myself excused,
yours most sincerely,
L. B. W.

Vetalvada,—
10th March, 1933

વ્હાલા $\frac{\text{સાહેબ}}{\text{મડમ}}$

હું તેવડો ગ્રેજ્યુએટ છું (બી. એ. ઇતિહાસ., બી, એસ. સી. બોટની; અને બી. એજી.) અને સંપૂર્ણ માણસ છું.' મારા તરફ હસવામાં આવે તોપણ વાદ કરવાની કળા હું જાણું છું, જે હાલના જુવાનોમાં નથી. હું —કોલેજમાં એક જાણીતો માણસ હતો અને હાલ ૨૦ વર્ષથી અહીંઆંની એક જાહેર ઇંગ્લિશ સ્કૂલની ઘણા જોખમવાળી પ્રિન્સિપાલની જગ્યાએ છું.

લાયક અને ઇચ્છા રાખતા ઉમેદવારો ઘણા જ થોડા છે અને હું આશા રાખું છું કે તમે તમારો પસંદગીનો મત ખાતરીથી મારે ભાગે જ નાખશો.

મારી જાતને માફ થએલો માનતો
તમારો ઘણો સંહદયી
એલ. બી. ડબલ્યુ.

વેતાળવાડા
૧૦ મી માર્ચ, ૧૯૩૩

(૫)

ત્યારપછીના બે ત્રણ દિવસ સુધી હું કંઇ નિશ્ચય પર આવી શકયો ન હતો. રાત્રે પણ એકસરખા એ જ વિચાર. કોને મત આપવો? કોની સાથે મિત્રાચારી વધારવી કે જેથી ભવિષ્યમાં લાભ થાય? હું કેવો મોટો માણસ થયો હતો? માત્ર વોટ આપવાનો અધિકાર મળવાથી—રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ થવાથી—હું કેટલો બધો જાણીતો થઇ ગયો? અને મારું પોઝીશન અને સ્ટેટસ પણ કેટલું વધી ગયું? ઘણા ગ્રેજ્યુએટો માત્ર થોડાક રૂપિયા બચાવવાને ખાતર રજીસ્ટર્ડ થતા નથી અને કેટલા પાછળ પડે છે? કેટલો મહત્ત્વનો અનુભવ તેઓ ગુમાવે છે? એવા અનેકાનેક તર્કવિતર્કમાં ઊંઘ તો આવે જ શાની? અને જો કદાચ કલાક અર્ધો કલાક તંદ્રા લાગે તો સ્વપ્નની મઝા! સ્વપ્નમાં પણ યુનિવર્સિટી, કૉલેજ, ડૉકટર, બેરિસ્ટર વગેરે સાથે જુદા જુદા પ્રસંગ અને આનંદ. અહા! કેવાં મીઠાં સ્વપ્નો! જ્યારે ફીડરલ ગવર્નમેંટ થશે અને ઉદારપણે મતાધિકાર લોકોને મળશે ત્યારે અજાણ્યા અભણ લોકો શું કરશે? ત્યારે મારો અનુભવ ઘણો જ ઉપયોગનો થઈ પડશે અને હું એક મોટો કાર્યકર્તા અને મતદારોનો આગેવાન જરૂર થઈશ.

(૬)

પાંચમે દિવસે મારા ગામથી મારા પિતાનો કાગળ મળ્યો. અક્ષરો ઓળખતાં જેટલો આનંદ થયો તેનાથી બમણી ચટપટી તે કાગળનો મજકુર વાંચતાં જ થવા લાગી. આજ સુધીનો બધો આનંદ અને સ્વપ્નાં એકદમ ઊડી ગયાં.

કાગળ આ પ્રમાણે હતો: —

ચિ........,

અનેક ઉત્તમ આશીર્વાદ. વિશેષ: "બારણામાં પાણી ઢોળો છો, વાડામાં કચરો ભેગો કરો છો, ગંદકી ઓછી કરો." વગેરે વગેરે કહી પોલિસનો સિપાઈ આજે ત્રણ ચાર દિવસ થયાં હેરાન કરે છે. છેવટે કટાળી ફોજદાર સાહેબ પાસે ગયો. તેમણે પોલિસને બોલાવી ખાલી કનડગત ન કરવા જણાવ્યું. પણ વાતમાં ને વાતમાં મને કહ્યું કે તમારો છોકરો જે ગ્રેજ્યુએટ છે તેના મતની મારા એક ઓળખીતાને ખાસ જરૂર છે; માટે એટલું ભૂલતા નહિ. ભાઇ! એ મત કેવું અને વાત કેવી? હું તો એમાં કંઇ સમજતો નથી. પણ હવે આ ઉંમરે કોઇના ખાલી ઠપકા ખવાતા નથી. માટે જોઇ વિચારીને કામ કરજે. મેં ફોજદાર સાહેબને વચન આપ્યું છે કે હું તને લખીશ.

લિ..........

કાગળ વાંચી મને ફિકરમાં પડેલો જોઇ મારાં મિસિસ મારી મદદે આવ્યાં. તેમણે કાગળ વાંચ્યો. આઠેક દિવસ થયાં મારા વર્તનમાં અને બોલવામાં જે ફેરફાર થયો હતો

તે પણ તેઓ સમજી શકતાં ન હતાં. તેને વસ્તુસ્થિતિ પૂર્ણપણે સમજાવવા અને તેની સલાહ લેવા મેં પ્રયત્નો કર્યા, પણ યુનિવર્સિટી શું અને મત શું? એ કંઇ તેના મગજમાં ઊતર્યું નહિ.

સ્કૂલમાં જતાં હેડમાસ્તર સાહેબે ઘણા ઉમંગથી અને હસતે ચહેરે મને પોતાની રૂમમાં બોલાવ્યો, તેમણે કહ્યું:—

"મિ. કેમકર, તમે રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ છો એની મને આજે જ ખબર થઇ. ચાલો, ઘણી સારી વાત છે. એથી આપણી સ્કૂલને પણ માન છે. તમારા જેવા જુવાન અને એજ્યુકેટેડ માણસે એજ્યુકેશનના ફિલ્ડમાં આગળ આવવું જ જોઇએ. તમે મિ. ...નું નામ તો સાંભળ્યું જ હશે. એ મારા પરમ સ્નેહી છે એટલું જ નહિ પણ આપણી સ્કૂલને હસ્તીમાં લાવનાર તથા સારા પાયા પર મૂકનાર પણ એ જ છે. એ જો યુનિવર્સિટીમાં જાય તો સ્કૂલોને, ખાસ કરીને આપણી સ્કૂલને, ઘણી જ અનુકૂળતા આવી જાય. ઠીક છે. વધુ વાત પછી કરીશું. પણ આવતી કાલે મેં તેને જવાબ આપવાને કબૂલ્યું છે અને તમારો એક જ મત માત્ર વધું મળે તો જરૂર તેઓ ચુંટાઈ જશે; માટે વિચાર કરીને મને કહેજો. હું તમને ફરજ પાડતો નથી. પરંતુ આપણી સ્કૂલનું ભવિષ્ય થોડે ઘણે અંશે પણ તમારા હાથમાં અવલંબે છે તે વાત ધ્યાનમાં રાખજો. અને નહિ તો કદાચ— "

હેડમાસ્તર બોલતા અટકયા. તેમના 'કદાચ' શબ્દે મારા ઉપર જુદી જ અસર કરી. મને ધ્રાસ્કો પડ્યો. કદાચ— શું? કદાચ નોકરીમાંથી પણ રજા મળે એમ તો નહિ હોય? તેમના કહેવાનો એવો જ અર્થ હોય તો?

મારી શંકાનો ખુલાસો હું તેમને પૂછી શક્યો નહિ.

*

હું મારા વર્ગમાં ચાલ્યો ગયો. સાંજે ઘેર જઇ ઘણા ઘણા વિચાર કર્યા અને ઠરાવ્યું કે એવું મતાધિકારનું માન હવે જોઇતું નથી. એ મોટાઇ અને એ ઓળખાણ પણ જોઇતી નથી. મારે મોટા માણસ જ થવું નથી.

બીજે દિવસે ઊઠતાંની સાથે જ, મોઢું ધોયા વગર, કાગળ અને ખડીઓ લઇ લખવા બેસી ગયો અને યુનિવર્સિટીના રજીસ્ટ્રારને એક અરજી ચીતરી કાઢી કે મારું નામ રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટના લિસ્ટમાંથી આ મારી અરજી પહોંચતાં જ છેકી કાઢી નાખવાની મહેરબાની કરે અને તેને માટે જે કંઇ ફી કે દંડ હશે તે હું ઘણી જ ખુશીથી મનીઓર્ડરથી તરત મોકલી આપીશ!!

ગોવિંદ બળવંત કર્ણિક

# કલકત્તા તથા બનારસનાં થોડાં સ્મરણો

કલકત્તા એ હિંદુસ્તાનનું સૌથી વિશાળ શહેર છે એ આપણે સર્વે જાણીએ છીએ; તથાપિ તેની વિશાળતાનો ખ્યાલ નજરે જોયા વિના આવે તેમ નથી. ગયા જાનેવારી માસમાં ત્યાં જવાનું થતાં ત્યાં કેટલીક સંસ્થાઓ વગેરે જોયાં તેની નોંધ લેવી ઠીક લાગે છે.

બંગાળાના લોકોનો પહેરવેશ, પુરુષોનો, (સ્ત્રીઓ તો ત્યાં ભાગ્યે જ નજરે પડે છે) લગભગ ગુજરાતીઓ જેવો જ હોવાથી આપણને પ્રથમ નજરે કોઇ પરપ્રાંતમાં આવ્યાં હોઇએ એમ લાગતું નથી. બોલી સાંભળતાં એ ભાન થાય છે. એ શહેરને પ્રાસાદોનું નગર ( City of Palaces ) કહે છે પરંતુ મુંબઇ કરતાં તેમાં મકાનો વિશેષ ભવ્ય નથી.

જે બે ચાર સંસ્થાઓ જોવામાં આવી તે સંબંધે જ ઉલ્લેખ કરવાનો વિચાર છે.

### ચિત્તરંજન સેવાસદન

દેશબંધુ દાસે પ્રજાને સમર્પણ કરેલા પોતાના નિવાસસ્થાનમાં 'ચિત્તરંજન સેવાસદન' નામની જે હૉસ્પિટલ છે અને જે મહાત્મા ગાંધીજીએ ખુલ્લી મૂકેલી તે જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો: ત્યાંના ઉપરી ડૉક્ટર બિધન રૉય છે. કલકત્તા કૉરપોરેશનના તે પ્રમુખ છે. તેમણે પોતે શ્રમ લઇ દરેક વિભાગ દેખાડયો હતો. એ હૉસ્પિટલ મુખ્યત્વે સુવાવડખાતું છે પરંતુ તેની સાથે ત્યાં એક્સ-રે, રેડિયમ વગેરે દ્વારા સ્ત્રીપુરુષ સર્વને સારવાર આપવામાં આવે છે. પ્રસૂતિગૃહ તો સાધારણ બધે હોય છે તેવું છે, પરંતુ આ બીજાં ખાતાં હજારોનાં ખર્ચ કરી મકાનો બંધાવી તેવા જ ભારે ખર્ચથી તેનાં યંત્રો અને સાધનો વસાવી ચલાવવામાં આવે છે. ત્યાં ડોક્ટરો મોટે ભાગે વિના વેતને કામ કરનારા છે. જે સ્પેશીઅલિસ્ટો અને મોટા ડોક્ટરો છે તે ઓનરરી છે. આવાં યંત્રો અને સાધનો હિંદુસ્તાનમાં ભાગ્યે જ બીજી જગાએ હશે એમ મારા જાણવામાં આવ્યું. ગરીબને વિનામૂલ્યે અને સાધનસંપન્ન પાસે પૈસા લઇ સારવાર કરવામાં આવે છે. દેશબંધુના જૂના ઘરને ફેરવી નાખ્યું છે અને તે ઉપરાંત બે ત્રણ લાખ રૂપિયાનાં નવાં મકાનો બંધાવેલાં છે. આવા પુણ્ય કાર્યમાં ખરચેલાં નાણાંના દાતા દુઃખીઓના સાચા આશીર્વાદ મેળવે એ સાથે જે કુશળ ડોક્ટરો પોતાની સેવા વિના મૂલ્યે પ્રજાને અર્પણ કરે છે તેઓ પણ ખરેખર પુણ્યના ભાગી થાય છે.

### રામકૃષ્ણ મિશન

દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ મિશનની સંસ્થા બેલૂર મઠમાં વિવેકાનંદની પરોપકારી સંસ્થાઓ જોઇ કોઇપણ હિંદીને ગર્વ ઉત્પન્ન થાય તેવું છે. આપણા દેશના છપ્પનલાખ બાવાઓ જે પ્રજાના અડધા રોટલામાંથી ભાગ પડાવી પરાશ્રયી થઇ કાંઇ જ કામ કર્યા વગર જીવન ગાળે છે તેવાને આવી સંસ્થાઓ માર્ગદર્શક છે. સંસાર છોડીને જનસમાજની શુશ્રૂષા કરવામાં પોતાનું કર્તવ્ય માનનારા આ બે સંસ્થાઓના સાધુ પુરુષોને અનેક વંદન. બેલૂરમાં અભ્યાસ, ઉદ્યોગશાળા, દવાખાનું એ સર્વનો પ્રબંધ છે—પ્રજાવર્ગને આ સર્વનો મફત લાભ મળે છે. દેશના જુદા જુદા ભાગોમાંથી આ સંસ્થામાં સેવા કરવા સારુ સાધુઓ આવી વસ્યા છે.

## મિસિસ મહેતાની સંસ્થા

શહેરના ગરીબ મહોલ્લાની નજીક એક ભલાં બાઈ એક સંસ્થા ચલાવી રહ્યાં છે. ગરીબ બાંધવોનાં નાનાં બાળકોને દરરોજ બે ટંક દૂધ ત્યાં મળે છે. તે ઉપરાંત એ છોકરાંની માતાઓને બાળકના જન્મ પહેલાં સૂચનાઓ આપી જન્મ વખત ડૉક્ટરી મદદ મળે છે. વળી તેમને નવરાશની વખત કાંતતાં અને વણતાં તેમ જ ગૂંથતાં ભરતાં શીખવે છે. નાડાં, પાટી વણવાનું કામ સારી રીતે થાય છે. ઊનના ગુંથણકામની પણ ઉપયોગી ચીજો બનાવવામાં આવે છે. આ કામ બદલ તેમને મજૂરી મળે છે. આ પારસીબાઈનું નામ મિસિસ મહેતા છે. આ સંસ્થાનાં બાળકો અને સ્ત્રીઓ માટેની તેમની બેહદ કાળજી, એને સુધારવા માટે રાતદિવસ તેમના વિચાર, આપણને તેમને માટે પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે. આ તેમની શોખની સેવા છે અને તેને સારુ નાણાં મેળવવા માટે પણ તેઓ જ ખંત રાખે છે. જે બહેનોને પ્રભુએ અનેક સાધનસંપન્ન બનાવી હોય, જેમને અવકાશ તથા શક્તિ છે તેવાં અનેક બહેનો આળસમાં અથવા મોજશોખમાં માત્ર કાળ વ્યતીત કરતાં હોય તેમને આ પરકોમની બહેનનું કામ ખરેખર ચાનક આપનારું છે.

## ગુજરાત સ્ત્રી-મંડળ

કલકત્તામાં પુષ્કળ ગુજરાતીઓ વસે છે. તેમનાં બાળકોને પ્રાથમિક શિક્ષણ ગુજરાતી ભાષામાં મળી શકે તે માટે બે ગુજરાતી શાળાઓ છે. ગુજરાતી ભાઈઓ વિશેષે કરીને વેપાર અર્થે ત્યાં રહે છે તેથી તેમાંના સદ્‌ગૃહસ્થોએ આ શાળાઓ કાઢેલી છે. તે બંને સારાં મકાનોમાં આવેલી છે. ગુજરાતી બહેનોનું એક મંડળ છે, જેમાં વ્યાખ્યાનો, સંગીત, પરિક્રમણ આદિ પ્રસંગો ગોઠવાય છે, જ્યાં આ બહેનો ભેગી થઈ જ્ઞાન અને આનંદ પ્રાપ્ત કરે છે. એવા એ મેળાવડાઓ જોઈ એ જ વિચાર આવે છે કે સ્ત્રીવર્ગને વગર જરૂરનાં સાંસારિક બંધનોમાં જકડી રાખવાથી તેમનો વિકાસ થતો અટક્યો છે. કલકત્તાની ગુજરાતી બહેનો પોતાના પ્રાંત કરતાં જુદા જ વાતાવરણમાં રહેતી જણાય છે અને તેને લીધે જીવનનો ભાર હલકો થઈ ઉલ્લાસમયતા, સેવાભાવના અને ઉચિત સ્વાતંત્ર્ય તેમનામાં આવેલાં સ્પષ્ટ દેખાઈ આવે છે. દેશમાં આડોશીપાડોશીની કુથલી, નાતજાતના મરણ-પ્રસંગોનાં રોવાં કૂટવાં અને પાથરણાં એવા એવા નિરર્થક વ્યવહારને બદલે, પોતાનો તેમ જ બીજાંની ઉન્નતિનાં કામોમાં ઉત્સાહથી વખત તેઓ કાઢે છે. પોતાનાં બાળકોને સારું શિક્ષણ લેતાં કરી શકે છે. વતનથી દૂર હોવાના માત્ર એક ઓછાપણા સિવાય એ બહેનોનાં જીવન સર્વથા સુખી અને નકામાં બંધનોથી મુક્ત જોઈ ખરેખર હર્ષ ઉત્પન્ન થાય છે. આ સ્ત્રી મંડળમાંની ઘણી બહેનો અંત્યજોદ્ધારનું કામ કરી રહી છે અને ઉપર જણાવેલી શાળાના વહીવટમાં પણ આગળ પડતો ભાગ લે છે.

કલકત્તાનો બોટેનિકલ ગાર્ડન એટલે કે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ માટે શાસ્ત્રીય ધોરણે તૈયાર કરેલો ગંજાવર બગીચો હિંદુસ્તાનમાં મશહૂર છે. સ્ત્રીમંડળની બહેનો સાથે સ્ટીમરમાં બેસી એ જોવા તથા તેમની ઉજાણીમાં ભાગ લેવા હું ભાગ્યશાળી થઈ હતી અને તેમના પરિચયથી મને ઘણો જ આનંદ મળ્યો હતો.

### સ્વદેશી દુકાનો

દેશભરમાં જોસથી ચાલી રહેલી સ્વદેશી હિલચાલને પરિણામે કલકત્તામાં 'બૅંગાલ સ્ટોર્સ' નામનું ભવ્ય ખાતું દેશભક્ત શ્રી. બીરલાજીએ કવિવર રવીન્દ્રનાથ ટાગોરને હાથે હાલમાં જ ખોલાવ્યું છે. બંગાળામાં વર્ષોથી સ્વદેશીની ચળવળની શરૂઆત થએલી છે, ત્યાં ઘણી દુકાનો દેશી માલની છે પરંતુ બહારથી આવતા માલની દુકાનોમાં જે મોહકતા અને આકર્ષકતા છે તે સામાન્ય સ્વદેશી દુકાનો રચે એવી સ્થિતિમાં તે વેપારીઓ નથી. મુંબાઇમાં ધી સ્વદેશી સ્ટોર્સ નામે દુકાન છે તે શોભા અને સુંદરતામાં ઘણી આગળ પડતી છે, તથાપિ બૅંગાલ સ્ટોર્સ તો કોઇ પણ મોટા પરદેશી સ્ટોર્સની બરાબરી કરી શકે એવા પાયા પર ગોઠવાએલો છે. મોટા સ્થળમાં દરેક વિભાગમાં વહેંચી નાખી લેનારને સુગમતા તેમાં કરેલી છે, અને કાચની મોટી બારીઓમાં આ દેશની ઉત્તમ કારીગરીના સુંદર નમૂના એટલી બધી આકર્ષક વિવિધતાથી ગોઠવેલા છે કે જાણે એક કલાનું સંગ્રહસ્થાન જોઈ લો. કલકત્તા યુનિવર્સિટીનાં કળા વિભાગનાં પ્રોફેસર બાઇની આ રચના છે એમ મારા જાણવામાં આવ્યું છે. આ મોટા દેશમાં હજી જૂની કારીગરીના અવશેષો રહેલા છે અને અમુક અમુક પ્રાન્તોમાં જતાં તે જોઇ શકાય છે. પરંતુ અહીં એ સૌને એક સ્થળમાં મૂકવાથી અહીંની કારીગરીનું ભાન થાય છે. દેશનાં ભૂખે મરતાં ભાઇબહેનોને ખાતર, બેકારીના નિવારણ ખાતર, આર્થિક સ્વાતંત્ર્ય ખાતર સ્વદેશનો મંત્ર જે કોઈ સુશિક્ષિત હોય તે સમજી ગયા છે. પરંતુ મનુષ્યસ્વભાવને સુંદરતા પ્રિય છે, મનોહરતા તેને આકર્ષે છે અને જે આકર્ષણોથી તે પરદેશી વસ્તુઓ પર મોહેલો છે તેને સ્વદેશી તરફ વાળવા માટે આવી રચનાઓ ઘણી ફતેહમંદ થવા સંભવ છે. દેશમાં બનતી સુંદરમાં સુંદર તેમ જ ઉપયોગી વસ્તુઓ એક જ સ્થળેથી મળવાનું આ સ્થાન કલકત્તાના ફૅશનેબલ વર્ગને પોતાની તરફ ખેંચે છે.

### બૅંગાલ કૅમિકલ વર્ક્સ

સ્વદેશીને ભારે ટેકો આપી રહેલું બૅંગાલ કેમિકલ વર્ક્સ એ ખાતું દેશની કેવી મોટી સેવા બજાવી રહ્યું છે એ નજરે જોયાથી ખાતરી થાય તેમ છે. વિલાયતી અગર યુરોપની ચીજો લાવી તેમાં પાણી નાખી તેને બાટલીમાં ભરી ઘણે ભાગે દવાઓ વગેરે તૈયાર થાય છે એવા આક્ષેપો મેં સાંભળ્યા હતા. આ કારખાનું શરૂઆતમાં ત્રણસો રૂપિયાની મૂડીથી ખોલેલું તેમાં હાલ લાખોની—લગભગ કરોડ રૂપિયાની થાપણ રોકાએલી છે. ત્યાં વિજ્ઞાન અને વૈદકના પારંગતો જુદાં જુદાં ખાતાંમાં દવાઓ, જીવજંતુઓ વગેરેનું અન્વેષણ કરે છે, પૃથક્કરણ કરે છે અને નવી શોધખોળો કરે છે. જે જે દવાઓ આ કારખાના તરફથી નીકળે છે તે બધી ત્યાં જ બનાવાય છે એ નિઃસંદેહ છે. અલબત્ત, કૉડલીવર ઑઇલ જેવી કોઇ બનાવટ જે હિંદુસ્તાનમાં પ્રાપ્ય ન હોય તેવી કોઇ બહારથી લાવવી જ પડે એ નિર્વિવાદ છે. દવામાં વપરાતો આલ્કોહલ પણ ત્યાં જ ઉત્પન્ન કરાય છે અને સરકારનું એકસાઇઝ ખાતું તેની દેખરેખ રાખે છે. ' રેદોફેન ' નામનું દંતમંજન જે ત્યાં બને છે તે હજારો ટ્યૂબો ભરાય તેટલું સંચામાંથી નીકળતાં જોયા પછી આ દવાઓ અહીં ડબ્બીમાં ભરાય છે એમ માનવામાં શંકાનું કારણ રહેતું જ નથી. ચ્યવનપ્રાશ, પાકોપેપેન, રેમાલ્ટ, વાઇબો, અશોક વગેરે વગેરે અનેક દવાઓ ત્યાં બનતી જોઇ. સાબુ, સેંટ, માથાનાં તેલો પણ

બનાવવાનાં કારખાનાં પણ છે. વેકસીન બનાવવાનું તો બહુ જ મોટું ખાતું છે. ઘોડાના લોહીનો આમાં ઉપયોગ કરવો પડે છે તે માટે ત્યાં ઘોડા પણ પાળેલા દીઠા. એ ઘોડાઓ પર શસ્ત્રક્રિયાઓ કરવી પડે છે, પણ એકે કારણસર તેના જીવને હાનિ પહોંચતી નથી, એમ ત્યાંના દેખાડનારે અમને ખાતરીપૂર્વક કહ્યું. આ દવાઓ માટે સાધારણ શીશીઓ પણ એ સંસ્થા અહીં બનાવડાવે છે. પેક કરવામાં ખોખાં કાગળ તેમ જ લાકડાનાં પોતાનાં જ બનાવેલાં વાપરવામાં આવે છે. બહારથી ઓછામાં ઓછી વસ્તુ લેવી, એ આ સંસ્થાનો સિદ્ધાંત છે. સેંકડો માણસોને ઉદ્યમી કરનાર, દેશના વિદ્વાનોઓને પોતાની બુદ્ધિ વાપરવાની તક આપનાર, દેશનું ધન દેશમાં રહે એવી મહાન સેવા કરનાર આ સંસ્થાના સ્થાપક આચાર્ય પી. સી. રોયને અનેક વંદન છે. એ પ્રભાવશાળી બુદ્ધિ ધરાવનાર વિનમ્ર મહાપુરુષની કીર્તિ અમર રહેશે.

**બોઝ ઇન્સ્ટિટ્યૂટ**

જગતભરમાં જાણીતા થએલા સર જગદીશચંદ્ર બોઝનું બોઝ ઇન્સ્ટિટ્યૂટ એ કલકત્તાનું જોવાલાયક સ્થળ છે. સર જગદીશ અને લેડી બોઝ બંનેને આ સ્થળે જોવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. બંને વૃદ્ધાવસ્થામાં છે પરંતુ સતત કામ કરે છે. સર જગદીશ એમના વૈજ્ઞાનિક ખ્યાલોમાં રચ્યા પચ્યા છે. લેડી બોઝ અત્યંત સાદાં અને મિલનસાર છે. એક મોટી કન્યાશાળા પોતે જાતે ચલાવે છે અને શહેરના ગીચ ભાગમાં સ્ટોર્સ કાઢી તેની વ્યવસ્થા પોતે કરે છે. વળી તે ઉપરાંત એક મોન્ટેસોરી શાળા પણ તેમણે સ્થાપેલી છે અને તેની દેખરેખ રાખે છે. બંગાળામાં બ્રાહ્મધર્મનું પૂર આવ્યું ત્યારે જે જે નામાંકિત નરનારીઓએ એ ધર્મની કીર્તિ વધારી તેમાંનાં એક આ સુસંસ્કારી દંપતી છે. લેડી બોઝ અને બોઝ ઇન્સ્ટિટ્યૂટમાં કામ કરતા એક ડૉક્ટરની સાથે તે ઇન્સ્ટિટ્યૂટ જોયું. લજામણીનો છોડ જેને અંગ્રેજીમાં 'મીમોસ' કહે છે તે છોડની હાલચાલથી સર જગદીશે જે મહાન શોધ કરી તેની એંધાણીરૂપે એ છોડની આકૃતિ ઇન્સ્ટિટ્યૂટનાં દ્વાર પર કોતરેલી છે. ઇન્સ્ટિટ્યૂટમાં પ્રત્યેક વસ્તુ સ્વદેશી છે. યંત્રો સર્વે ત્યાંની જ બનાવટનાં છે. છોડ દરેક ક્ષણે કેમ વધે છે, વનસ્પતિને હૃદય તેમ જ શિરાઓ છે, તેમાં રસાભિસરણ કેમ થાય છે, તેને આઘાત કેવી રીતે થાય છે, ગરમી અગર ઠંડી લાગતાં તેમાં કેવાં આકુંચનો થાય છે, તે પ્રત્યક્ષ દર્શાવનારાં વિવિધ યંત્રો ત્યાં ગોઠવેલાં છે. તે સર્વેની ક્રિયાઓ અમને સમજાવી તથા દેખાડી. હલનચલનની રેખાઓ પેન્સિલથી સ્લેટ અગર કાગળ પર જોઈ શકાય છે. વનસ્પતિ આહાર કેવી રીતે લે છે, ઓક્સીજન એટલે પ્રાણવાયુનું શોષણ કેમ કરે છે એ ઘંટડીના નાદથી જોવામાં આવે છે. કિરણોની અસર પડછાયાથી દેખાડવામાં આવી. આમ અનેક સાધનો દ્વારા વનસ્પતિજીવનનો અભ્યાસ કરનારા ત્યાં સતત શોધખોળ આગળ વધારી રહ્યા છે. આવું સ્થાન આખી દુનિયામાં નથી અને કોઈ બીજા વિજ્ઞાનવેત્તાએ આ પ્રકારનું કામ કર્યું નથી.

**પ્રાણીસંગ્રહસ્થાન**

કલકત્તાની બધી જોવા લાયક જગાઓ જોવા માટે ઘણો વધારે સમય જોઈએ. ત્યાંનું પ્રાણીસંગ્રહસ્થાન સારું છે પરંતુ બીજાં ઘણાં નગરોમાં એ હોય છે. વિક્ટોરીઆ મેમોરીઅલ હૉલ એક ભવ્ય સુંદર મકાન છે. તેમાં ધન પણ ઘણું ખરચેલું જણાય છે, પરંતુ તેનું

સ્થાપત્ય વિવિધ સ્થાપત્યોના મિશ્રણરૂપ મને તો લાગ્યું અને ખાસ વિશેષતા જણાઇ નહિ.

**વિશ્વવિખ્યાત શાંતિનિકેતન**

કલકત્તા સુધી ગયા પછી વિશ્વવિખ્યાત શાંતિનિકેતન જોવા વગર ચાલે જ નહિ. કલકત્તેથી ત્રણ ચાર કલાકની ટ્રેનની મુસાફરી કરી બોલપુર જવાય છે. ત્યાં જનાર માટે અતિથિગૃહ છે, અને તેમાં ખાવા રહેવાની વ્યવસ્થા થાય છે. ગુજરાતી ભાઇઓ ત્યાં ઘણા છે, તેમણે જાતે જ અમારા ખાવાપીવાની વ્યવસ્થા કરી દીધી, જેથી અમારે એ અતિથિગૃહમાં વેચાતું ખાવું ન પડયું. આ અતિથિગૃહ તે મહર્ષિ દેવેન્દ્રનાથનું પુરાણું રહેઠાણ છે, અને હતું તેવું જ રહેવા દીધું છે જેથી ઘણી જગાએ જર્જરિત થયું છે.

શાંતિનિકેતન એ હિંદી સંસ્કૃતિનું નવીન આદર્શો મુજબનું કેન્દ્ર છે. કવિવર ટાગોર જેમને ત્યાં ગુરુદેવના નામથી જ ઓળખવામાં આવે છે તેઓ આખા સ્થાનમાં પ્રાણરૂપે વિરાજી રહ્યા છે. બોલપુર સુંદર વૃક્ષોથી ભરપૂર સ્વચ્છ, ભેજ વગરનું સ્થળ છે. ત્યાંની હવા ઘણી જ આરોગ્યવર્ધક છે. ગુરુદેવનો નાનો બંગલો છે. બીજો મોટો બંગલો તેમના પુત્રનો છે. એના દીવાનખાનામાં કવિવર ટાગોરને દુનિયાના બધા દેશોમાંથી મળેલી ભેટોનું સંગ્રહસ્થાન છે. એ દીવાનખાનું દેશી ઢબમાં સજાએલું છે. બેઠકો તેમ જ સામાન સ્વદેશી કારીગરી તથા સ્વદેશી ઘાટનાં છે. ટાગોરનાં પોતાનાં ચિત્રો જે તેમણે યુરોપમાં કળા-પ્રદર્શનોમાં મૂકેલાં તે અહીં જોવામાં આવ્યાં. કલકત્તા યુનિવર્સિટીના તેઓ પ્રોફેસર નિમાયા છે તે માટેનાં વ્યાખ્યાનો તૈયાર કરવામાં પોતે હતા. તેમનાં દર્શન અમને થયાં અને આટલી ઉંમરે જે શ્રમ તેઓ ઉઠાવી રહ્યા છે તે જોઇ આશ્ચર્ય થયું. યુનિવર્સિટીના પ્રોફેસરને અમુક સંખ્યામાં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો તૈયાર કરીને સંભળાવવાં પડે છે. એ બધું કામ તેમને શ્રમિત કરે તેવું છે. આને અંતે જનસમાજને વિચારપૂર્ણ લેખો મળશે એ નિ:સંશય છે. શાંતિનિકેતનની લાઇબ્રેરી મોટી છે અને તેમાં વિવિધ ભાષાઓનો સંગ્રહ છે. હસ્તલિખિત પુસ્તકો પણ મોટી સંખ્યામાં છે. એક ટીબેટના વિદ્વાન પોતાની ભાષાનાં બુદ્ધધર્મનાં પુસ્તકો ઉકેલતા હતા. આખો દિવસ આ કામ તેઓ કર્યા કરે છે. એક બીજા મકાનમાં હિંદી કળાકૌશલ્યના નમૂના તેમ જ પૂર્વની સંસ્કૃતિના હિંદબહારના નમૂનાનો સંગ્રહ કરેલો છે. જાવા, સુમાત્રા, ચીન, જાપાન તેમ જ પર્શીઆની વસ્તુઓને ત્યાં સ્થાન મળેલું છે. દાનવીર સર જમશેદજી તાતાએ ત્યાં કેટલાંક મકાન બંધાવ્યાં છે, જ્યાં યુરોપ વગેરેના વિદ્વાનો શીખવા અગર શીખવવા આવે તેમને માટે નિવાસસ્થાન થઇ શકે છે. વળી ત્યાં ઝોરાસ્ટ્રીઅન ફિલોસોફીની એક પદવી છે, જેના આચાર્ય માટે એક નાનો સરખો બંગલો છે. ડૉ૦ મણિભાઇ પટેલ પી. એચ. ડી. નામના ચરોતરના એક યુવાન સદ્‌ગૃહસ્થ આ પદવીમાં છે અને તેમણે અમારું સ્વાગત કર્યું હતું. તે ઉપરાંત ભોજનશાળાઓ અને પાકશાળાઓ છે—એક રસોડું અને ભોજનશાળા નિરામિષ ભોજન માટે અને બીજું માંસાદિ ખાનાર માટે છે. ચિત્રશાળાના વર્ગ માટે મકાન છે અને છોકરા તથા છોકરીઓનાં રહેઠાણ માટે ઘરો છે. છોકરીઓને રહેવાનું મકાન છોકરાઓ કરતાં સારું છે. આ સિવાય બીજાં મકાન કોઇ કોઇ હશે પરંતુ શિક્ષણના સર્વ વર્ગો ઝાડ નીચે ખુલ્લામાં ચાલે છે. વિસ્તારવાળી જમીનમાં વિવિધ વર્ગો તેમના અધ્યાપકો જુદે જુદે સ્થળે ચલાવતા હતા એ પ્રાચીન ગુરુકુળ સંસ્થાની યાદ આપે તેવું દશ્ય હતું. અધ્યાપકોને રહેવાને કાચાં

ઝૂંપડાં જેવા મકાનો છે. મોટા વિદ્વાનો અને પદવીધરો આવાં ઝૂંપડાંમાં પોતાનો નાના પુસ્તકસંગ્રહ અને કુટુંબીઓ સાથે રહી સાદા જીવનનો પદાર્થપાઠ આપી રહ્યા છે.

પ્રત્યેક મકાનમાં બંગાલ પ્રણાલિકાઓનાં ચિત્રો ભરત પર આલેખાએલાં છે. એ સર્વ-દેશી રંગો વનસ્પતિ તેમ જ માટીમાંથી બનાવીને ચીતરવામાં આવેલા છે. કોડીઆમાં માટીની જૂજ સામગ્રીથી સમર્થકળાકાર પોતાનો આત્મા પોતાની કૃતિમાં રેડી શકે છે એ જોવું સહેલ હતું. શાંતિનિકેતનનું મોટામાં મોટું (ગુરુદેવ બાદ કરતાં) આકર્ષણ તે સુપ્રસિદ્ધ ચિત્રકાર નંદલાલ બાબુ છે. તેઓ શિષ્યો પાછળ પોતાનો સર્વ સમય અર્પી રહ્યા છે. નંદલાલ બાબુના વિદ્યાર્થીઓ માટે ટાઇમટેબલ જેવું કાંઇ જ નથી, જેટલી વાર શીખવું હોય તેટલો વખત કામ કરવાનું અને બાબુ તેને સૂચના આપ્યા કરવાના. અમે ત્યાં ગયા ત્યારે પર્શીઆના એક નામાંકિત કવિ આવવાના હતા. તેમનું સ્વાગત કરવા માટે તૈયારીઓ ચાલી રહી હતી. માટીની ઓટલીની આસપાસ રાતી રેતીમાં મોટું ગોળ ચક્ર દોરી તેમાં ફૂલવેલનો રંગબેરંગી સાથીઓ કહો કે જે કહો તે નંદલાલ બાબુ રચાવી રહ્યા હતા. ત્રણ કલાક પછી એ તૈયાર થયો ત્યારે આંખને છક કરી નાખે તેવી આકૃતિઓનો મોતી માણેક લીલમથી ભરી લીધેલો જાણે ગાલીચો હોય તેવી આકૃતિ બની રહી હતી. અને તેના સાધનમાં લીલા રંગ માટે મગ, કાળા માટે અડદ, ઘેરા કાળા માટે કાળીજીરી, લાલ માટે મસૂરની દાળ, પીળા માટે ચણાની દાળ અને ધોળા માટે ચોખાનો ઉપયોગ કર્યો હતો. અનાજના આવા સાથીઆ અગાઉ પણ જોએલા છે; પણ આવો ઉત્કૃષ્ટ સુંદરતાનો નમૂનો, જેની તર્ગેહ અવનવી અને ઉત્તમ રંગોની મિલાવટવાળી કદી જોઇ નથી. એ સુંદર ચિત્ર આંખ આગળથી ખસે તેમ નથી.

શાંતિનિકેતનના અધ્યાપકો એક એકથી ચડી જાય તેવા નિષ્ણાત છે. અમદાવાદના મુનિ જિનવિજયજીનો મુકામ ત્યાં હતો. અમે આવવાનાં છીએ એમ જાણી તેમણે પોતાને ઘેર એટલે ઝૂંપડીમાં પુસ્તકોના ઢગલા વચ્ચે અમારું સ્વાગત કર્યું હતું. ગુજરાત આ સરસ્વતીસેવકને માટે સ્થાન ન કરી શકે અને બંગાલ દેશ સુધી તેમને અભ્યાસ કરવા તેમ જ જ્ઞાન આપવા જવું પડે, એ ગુજરાત માટે ખરેખર શરમાવા જેવું છે. પરંતુ શાંતિ-નિકેતન તે બંગાળનું નહિ પણ સમસ્ત હિંદનું છે, અને આખા જગતની વિશ્વભારતી છે, એટલે મન વાળવું જોઇએ. સંગીત અને નૃત્ય શીખવાની પણ ત્યાં ઉત્તમ યોજના છે. સવારથી વહેલા વિદ્યાર્થીઓ ગીત ગાતા ગાતા પરિક્રમણ કરી પછી અભ્યાસ શરૂ કરે છે. સૃષ્ટિ-સૌંદર્યમાં રહી, શાંત સ્વચ્છ વાતાવરણમાં અભ્યાસ કરવા માટે આ ઉત્તમ સંસ્થા છે. ભણતરનો ઉપયોગ કમાઇ માટે કરવાનો હોય તો તેવું આમાં થોડું મળે તેમ છે. દેશની સરી જતી સંસ્કૃતિને અટકાવી તેનો પુનરુદ્ધાર કરવાનો યશ ઘણે અંશે આ સંસ્થાને ઘટે છે.

### શ્રીનિકેતન

અહીંથી ત્રણચાર માઇલ દૂર શ્રીનિકેતન નામની નવી સંસ્થા સ્થાપવામાં આવી છે, જ્યાં ઉદ્યોગનું શિક્ષણ આપી વિદ્યાર્થીઓ પાસે દેશી કલાકૌશલ્યના નમૂના તથા ચીજો તૈયાર કરાવવામાં આવે છે. આ વિભાગમાં બનેલા ઉત્કૃષ્ટ નમૂનાઓ ઉપર ઉલ્લેખેલા બંગાલ સ્ટોર્સમાં જોવા હતા. ચામડાનું કામ, લાકડાનું કામ, વણાટકામ, લાખનું કામ, દુગ્ધાલય વગેરે અનેક હુન્નરો ત્યાં શીખવાય છે. અહીં શીખનારને ભવિષ્યમાં આજીવિકા મળે એ

પ્રકારનું શિક્ષણ છે. આ સંસ્થા જોવાનો અમને વખત મળ્યો નહિ પરંતુ એની બનાવટો જોઇ સંતોષ માનવો પડ્યો.

ભાવનગરના ભાઇ શ્રીધરાણીએ અમને શાંતિનિકેતન બધું બતાવ્યું તથા અમારે માટે ઘણો સમય ગુમાવ્યો હતો એ માટે તેમનાં આભારી છીએ.

## હિંદુ યુનિવર્સિટી

કલકત્તેથી નીકળી બનારસ જઇને ત્યાંની હિંદુ યુનિવર્સિટી જોઇ. અમારા માનનીય ગુરુ આનંદશંકર ત્યાં છે તેથી જ આ સંસ્થા જોવાનો વિચાર કર્યો હતો. પંડિત માલવીઆજી જેના પ્રાણ છે એવી આ ગંજાવર સંસ્થામાં ફરતાં થાકી જવાય તેવું છે. વચ્ચે પાઠશાળાઓ, તેના ફરતાં વિદ્યાર્થીગૃહો અને તેને વીંટળાએલાં અધ્યાપકોનાં નિવાસસ્થાન એમ ત્રણ ચક્રોમાં એ ગોઠવાએલી છે. લાખો રૂપિયાનાં મકાનો હિંદના રાજા મહારાજા તેમ જ સધન પ્રજાવર્ગની સુપાત્રે દાનની ભાવનાનાં મૂર્તિમંત સ્વરૂપ હોય એમ ભાસે છે. પૂર્વ પશ્ચિમની વિદ્યાનું અહીં સુયોગ્ય મિશ્રણ થએલું છે. પંડિતજીની એ ધારણા છે કે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શિક્ષણ આપણા દેશમાં જ મળી શકે એવો પ્રબંધ થવો જોઇએ અને ઘણે અંશે તે ફળીભૂત થઇ છે. આપણા ગરીબ દેશના યુવકોને પશ્ચિમમાં જઇ અભ્યાસ કરવો પડે એમાં અનેક અનિષ્ટો છે એટલે સર્વ શિક્ષણના વિભાગોની યોજના અહીં કરવામાં આવી છે. આર્ટ્સ કૉલેજ ઉપરાંત, એન્જીનીઅરીંગ, વૈદકીય અને પ્રાચીન હિંદુ ધર્મનું શિક્ષણ એ સર્વ મળી શકે એવી અહીં ગોઠવણ છે. અહીંની ઇજનેરીમાં પાસ થએલા વિદ્યાર્થીઓ પરદેશી ઇજનેરી જેટલી જ પ્રવીણતા મેળવે છે એમ જણાય છે. સમસ્ત દેશમાંથી એટલે કે ગુજરાત, બંગાળ, મદ્રાસ, પંજાબ આદિ પ્રાંતોમાંથી પરદેશમાં જઇ મોટી પદવી મેળવેલા અધ્યાપકો પ્રમાણમાં ઓછા વેતને અહીં અભ્યાસ કરાવે છે. તેમ જ દેશના સર્વ પ્રાંતોમાંથી વિદ્યાર્થીઓ અહીં આવે છે. એ રીતે એ અખિલ ભારતનું વિશ્વવિદ્યાલય કહી શકાય. તેવી પાઠશાળાઓ બીજે કોઇ ઠેકાણે નથી. તેમ જ જ્યાં છે ત્યાં પણ દરેક વિષયની એક કરતાં વધારે પાઠશાળાઓ નથી. ભવ્ય મકાનો અને વિજ્ઞાનનાં અત્યંત કિંમતી સાધનો, યંત્રો, વિજ્ઞાનના અભ્યાસ માટે રસશાળાઓ વગેરેની સામગ્રી વડે પશ્ચિમની હરીફાઇ કરતી આ સંસ્થા અને શાંતિનિકેતન બે જુદા જ પ્રકારની સંસ્થાઓ છે એમ તુલના સહજે થયા વિના રહેતી નથી. આ યુનિવર્સિટીમાં કન્યાઓ માટે જુદી પાઠશાળા તથા છાત્રાલય છે. કન્યાઓને માત્ર થોડા જ વિષયો છોકરાઓ સાથે શીખવાના હોય છે. આ પ્રાંતોમાં પડદાનો જૂનો રિવાજ છે, છતાં લગભગ એંશી જેટલી કન્યાઓ આ

મહારાજા ગાયકવાડે એક આલીશાન મકાન પુસ્તકાલય માટે બંધાવી આપ્યું છે. દેશપ્રેમી બીરલાજીએ એક છાત્રાલય બંધાવેલું છે અને બીજા રાજાઓએ અનેક રીતે સહાયતા કરેલી છે; પંડિતજીને હજી થોડા કરોડ રૂપિયા જોઇએ છે, જે વડે તે પોતાનુ જીવનકાર્ય સમાપ્ત કરવા આશા રાખે છે. એમને શ્રદ્ધા છે કે આ નાણું જરૂર મળી આવશે અને એ સંભવિત પણ છે. એક આદર્શ પાછળ જીવન સમર્પણ કરી તેને વ્યવહારમાં મૂકી જે ઉત્તમ જનનું દૃષ્ટાંત તેમણે પૂરું પાડયું છે તે દેશમાં અનુપમ છે. હું ધારું છું કે આ યુનિવર્સિટીને માલવીઆજી યુનિવર્સિટી એ નામથી ઓળખવી જોઇએ.

**સારનાથ**

કાશી એ હિંદુસ્તાનની એક જૂનામાં જૂની નગરી છે. બુદ્ધ મહાત્માએ જ્યાંથી ઉપદેશ કરેલો એ સ્થળ નિર્દેશ કરનારું એક સ્થાન સારનાથ નામે બનારસથી આઠેક માઇલને અંતરે આવેલું છે. એ મૂળ જગા તો ખંડેર થઇ ગઈ છે પરંતુ તેમાંથી નીકળેલી મૂર્તિઓ અને બીજા અવશેષો સરકારી આરકીઓલોજિકલ ખાતા તરફથી એક નવા બાંધેલા મકાનમાં એકત્ર કરી રાખેલાં છે. એ સર્વ જોવા જેવાં છે. તેની નજીક જ નવું બુદ્ધ મંદિર છે. એની સુઘડતા અને રચના મનોહર છે.

આચાર્ય આનંદશંકરે મને એમની જૂની વિદ્યાર્થિની તરીકે ઓળખાવવા યુનિવર્સિટીના અધ્યાપકો અને તેમની પત્નીઓનો મેળાવડો કર્યો હતો. એ સર્વને મળવાનો દુર્લભ લાભ મને આ રીતે મળ્યો હતો. આ મેળાવડો યુનિવર્સિટી કલબમાં હતો. યુનિવર્સિટી એટલે એક ગામ છે. એને પોતાને માટે બધું ત્યાં છે. પંડિત મદનમોહન માલવીઆનાં દર્શન પણ ત્યાં થયાં.

આપણા દેશમાં કરોડો રૂપિયાનો માલ પરદેશથી આવે છે. દવાઓ, સાબુ, સેન્ટ, ચિનાઇ માટીનાં વાસણો, રમકડાં, પૂતળાં, લક્કડકામ વગેરે રોજના ઉપયોગની તરેહવાર ચીજો આ મોટા દેશને માટે યુરોપના દેશો બનાવી મોકલે છે. પરિણામે અહીંના લોકો ધંધા વગરના રહે છે. આ ચીજો જે હવે આપણે હમેશને માટે ચોક્કસ વાપરતાં થયાં જ છીએ તે ઉત્પન્ન કરાવવાનું કામ મોટા પાયા પર આ યુનિવર્સિટીમાં દાખલ કર્યું છે. રસાયનશાસ્ત્ર અને બીજાં વિજ્ઞાનોનો વ્યવહારમાં ઉપયોગ કરવા માટે, એટલે દેશની સંપત્તિ વધારવા માટે આ વિભાગ ચલાવવામાં આવે છે. આ ખાતું પરદેશ જઇ અનેક હુન્નરો સંપાદન કરી આવેલા ગૃહસ્થોની દેખરેખ નીચે છે. મોટા પાયા પર આ સર્વ બનાવવામાં આવે છે અને દેશના બીજા પ્રાંતોમાં તે વેપાર માટે મોકલવામાં આવે છે. આ ઔદ્યોગિક સંસ્થા આપણી આર્થિક ઉન્નતિમાં એક મોટું પગલું છે અને એને સફળતા મળે એવા સંજોગો આવી મળ્યા છે, જેથી એનું ભાવિ ઊજળું દેખાય છે.

કલકત્તામાં એક મિત્રને ત્યાંના મેળાવડામાં અલભ્ય દૃશ્ય જોવાનો લાભ મળ્યો તેની નોંધ લીધા વિના આ લેખ સમાપ્ત કરવો યોગ્ય જણાતો નથી. કુંભકોણના મિ. આચાર્ય નામના એક સદ્‌ગૃહસ્થ પોતાના ગામમાં સ્વદેશી પ્રદર્શન ભરવા માટે કલકત્તામાંથી ચીજો મંગાવવાની ગોઠવણ કરવા આવેલા હતા તે આ મેળાવડામાં હાજર હતા. પગથી માથા સુધી ખાદીમાં સજ્જ થએલા હતા. તેમણે અભિનયનું જે ઉત્તમ કાર્ય કરી બતાવ્યું તે અપૂર્વ હતું. થોડાં વર્ષ ઉપર અમેરિકામાં ઇટલીના બે પુરુષોને ફાંસી (ત્યાં વીજળીથી દેહાન્ત સજા થાય છે તે રીતે) દેવામાં આવી હતી. એ બંનેનાં નામ વાન્ઝેટી અને સીકો હતાં. એ ભાઇઓની હકીકત વર્તમાનપત્રોમાં વિગતવાર આવી ગઇ હતી. બે વર્ષ કે

તેથી વધારે વખત સુધી તેમને કારાગૃહમાં પૂરી મૂકયા પછી ન્યાયાધીશોએ તેમને મૃત્યુની શિક્ષા કરી હતી. જે દિવસે તે સજા અમલમાં મુકાવાની હતી તેના પ્રાતઃકાળે વાન્ઝેટીના મનમાં જે જે વિચારો આવેલા તે તેણે કોઇને પત્રમાં જણાવેલા. એ પત્રનાં વાકયો પરથી મિ. આચાર્યે પોતે એક Soliloquy રચેલી તે સંભળાવી. પગથી તે માથા સુધી ખાદીમાં સજ્જ થએલા આ ગૃહસ્થે ઉપર કહેલા બે ઇટાલીઅનોની હકીકત જેઓ ન જાણતાં હોય તેને માટે કહી સંભળાવી. પછી પોતાનો કોટ કાઢી વાન્ઝેટીનાં વાકયો શરૂ કર્યાં ત્યારે તેની મુખાકૃતિ એટલી તો બદલાઇ ગઇ કે એક ક્ષણ પહેલાં જે બોલતા હતા તે જ ભાઇએ કે બીજા એમ સંશયમાં પડી જવાય. આખી સોલિલોકવી દરમિયાન અનેક ભાવોનું એટલું આબેહૂબ પ્રદર્શન કર્યું કે સાંભળનાર અને જોનાર તેમના અભિનયની છટાથી મુગ્ધ થઇ ગયાં. એ ઇટાલીઅનો પર થએલો અન્યાય, અન્યાય કરનારા પર ક્રોધ, જીવનયાત્રા પૂરી થવાનો કાંઇક શોક છતાં સત્ય માટે મૃત્યુને ભેટવાનો ગર્વ, ઇટલીની નદીઓ પહાડો વતન ગામ કુટુંબીઓ વગેરેનાં સ્મરણ સાથેનો દેશપ્રેમ, ધનિકોનો તિરસ્કાર ઇત્યાદિ અનેક ભાવો એક પછી એક એટલી કુશળતાથી અને તન્મયતાથી દર્શાવ્યા કે આખું મંડળ લોહચુંબકની પેઠે આકર્ષાઇ આફરીનના ઉદ્ગારો કાઢવા લાગ્યું. અડધાએક કલાકના એક જ વ્યક્તિના લાંબા સંભાષણ છતાં તે પૂરું થતાં શ્રોતાજનો જાણે એ રસનું આસ્વાદન કરતા અધૂરા રહી ગયા એમ સર્વત્ર જણાયું. આવું અનુપમ અભિનયસામર્થ્ય હું માનું છું કે આપણા દેશમાં તો રંગભૂમિ પરના નટો નહિ પણ વસ્તુને પૂરી સમજનાર સુશિક્ષિત એમેચ્યોર્સ (બીનધંધાદારી નટો) જ દાખવી શકે. મેળાવડો અડધો મૂકીને ઘેર જવાની અમારી ધારણા હતી પણ અમારા યજમાને આગ્રહ કરીને બેસાડયાં. જો ન બેઠાં હોત તો જિંદગીભરમાં ફરી ન જોવા સાંભળવાનો અવર્ણનીય લાભ ગુમાવત.

વિદ્યાબહેન ર. નીલકંઠ

---

## ઉત્ક્રાન્તિનું પૂર

(સ્રગ્ધરા)

ઉત્ક્રાન્તિપૂરથી ના ચ્યુતગતિ બનતાં મૂળનું વ્હેન થંભે,
વેગીલા એ તરંગો અવિરલવહને ધ્યેયનું લક્ષ્ય સાધે
કિન્તુ એ વ્યક્તિ પોતે સહજ કરી રહે આત્મકેરો વિનાશ
છોળે જો ના ચડે તો વિવિધ વમળમાં ડૂબવું એ જ માર્ગ.



## પ્રતિભા

પડેલા પંથોમાં સફર કરવાનો ન મહિમા
હળાયાં ક્ષેત્રોમાં હળ ફરી કર્યે શી અધિકતા?
ખીલે જ્યારે સાચી જીવનપ્રતિભા અંતર તટે
નવા પંથો કાપે અવનવીન ક્ષેત્રો સર કરે.

રામપ્રસાદ શુક્લ

# ગૃહકાર્ય અને અભ્યાસ

## ( ૨ )*

બાળક જન્મની સાથે પરાધીન હોય છે. પોષણની અને તેના વિકાસની લગભગ દરેક પ્રવૃત્તિ માટે તેને બીજા પર આધાર રાખવો પડે છે. જેમ જેમ તે મોટું થાય છે તેમ તેમ આ પરાધીન દશામાંથી તે છૂટતું જાય છે. ચાલવાની, બોલવાની અને બીજી શક્તિઓ જેમ જેમ ખીલતી જાય છે તેમ તેમ તેને પોતાનું કામ પોતાને હાથે જ કરવાની ઇચ્છા થાય છે. ખાવું, કપડાં પહેરવાં, વાળ હોળવા, વસ્તુઓ સાફ કરવી અને ગોઠવવી વગેરે પોતાના અંગનાં એટલું જ નહિ પણ ઘરનાં બીજાં કામ કરવાની તેને ખૂબ ઇચ્છા થાય છે. જો તેને તેમ કરતાં રોકવામાં આવે છે તો પછી તે હમેશને માટે પરાશ્રયી, પાંગળુ અને કામને ધિક્કારનારું બને છે.

ઘણાંય અણુસમજુ માબાપો બાળકને પોતાની મેળે ખાવાની ઇચ્છા છતાં શરીર બગાડવાના ભયથી ખાવા નથી દેતાં અને પોતે ખવડાવે છે; કપડાં ધોવાની ઇચ્છા છતાં સાબુ વધારે બગાડે અને કપડાં ભીનાં કરે તે ભયે ધોવા નથી દેતાં; બરાબર વાળી ન શકે અને કપડાં મેલાં કરે એ ભયે સાફસૂફ કરવા નથી દેતાં; પરિણામે બાળક જ્યારે મોટું થાય અને માબાપ તેની પાસે કામ માગે ત્યારે ચોખ્ખી ના પાડે છે અને તેની જિંદગીમાં હમેશને સારુ કામ સાથે પૂર્વગ્રહ બંધાય છે. આથી ઊલટું, બાળક પોતાની જીવનની જરૂરિયાતોની પ્રવૃત્તિ પોતાને હાથે કરે છે તો તે સ્વાશ્રયી બને છે.

આને સારુ ઘડીએ ને પળે તેને માબાપ કે નોકર પર આધાર રાખવો પડતો નથી. સ્વાતંત્ર્ય એ જીવનનો પ્રાણ છે એમ નવીન કેળવણીશાસ્ત્ર પોકારીને કહે છે. પરંતુ સ્વાતંત્ર્યનો મુખ્ય આધાર સ્વાશ્રય છે. જે બાળકને હમેશાં પોતાની સામાન્ય જરૂરિયાતો માટે પરાવલંબી રહેવું પડે તેને સાચા સ્વાતંત્ર્યની દશા ક્યાંથી સાંપડવાની હતી? અને સ્વાતંત્ર્યની પ્રાણદાયી હવા વિના સાચો નૈતિક વિકાસ કયાંથી થવાનો? સ્વાશ્રયનું મહત્ત્વ સ્વીકારવા છતાં એમ દલીલ કરી શકાય કે ગૃહકાર્યની આવડતથી સ્વાશ્રય સિદ્ધ થઇ શકે છે. પરંતુ તેથી એ કાર્ય હમેશાં કર્યા કરવાની ક્યાં જરૂર છે?

રસોઇ બનાવવી, કપડાં ધોવાં-સાંધવાં, ઘરની વ્યવસ્થા રાખવી વગેરે અનેક કામો શીખી લેવાની અગત્ય છે, જેથી પ્રસંગ પડયે આવી સામાન્ય બાબતોમાં બીજાના મોં સામું જોવાની જરૂર ન રહે; પણ એટલા સારુ દરેકે રોજ રસોઇ કરવી, કપડાં ધોવાં અને એવું તેવું બધું જ કામ સગવડ હોવા છતાં રોજ હાથે કરવામાં સમય શા માટે બરબાદ કરવો? ઉપર ઉપરથી જોતાં આ દલીલ વાજબી લાગે છે, પણ જરા ઊંડા ઊતરી જોતાં તેનું પોકળ ઉઘાડું પડશે. આગળ બૌદ્ધિક અને શારીરિક વિકાસની વાત કરતાં અને આવડત તથા કેળવણીનો ભેદ સમજાવતાં જીવનની જરૂરિયાતોની સતત પ્રવૃત્તિની આવશ્યકતા બતાવી છે. એટલે તે વિષે પુનઃ નિર્દેશની જરૂર નથી; પરંતુ નૈતિક વિકાસપરત્વે પણ આ

* પહેલો હપ્તો ફાગણ, ૧૯૮૯ ના અંકમાં પ્રસિદ્ધ થયો છે.

પ્રવૃત્તિના સાતત્યની કેટલી જરૂર છે તે જોઇએ. કેળવણીમાં અને ખાસ કરીને નૈતિક કેળવણીમાં ટેવનું મહત્ત્વ કેળવણીકારો ઘણું આંકે છે. મનુષ્યજીવનને ઘડનારી જે ક્રિયાઓનું બાળપણથી જ પુનરાવર્તન નથી થતું, જે ક્રિયા કરવાની ટેવ નથી પડતી, તે ક્રિયાઓ બાળકના જીવનમાં વણાઇ નથી જતી અને તેથી તેમની અસર તેના શરીર અને મન પર પૂરતા સંસ્કાર પાડવા સમર્થ નથી બનતી. ઘરકામ અમુક સમય કરવાથી શીખી શકાય, તેમાં કદાચ કુશળતા પણ આવે અને તેથી પ્રસંગ પડયે પરાવલંબીપણું પણ ટળે. પરંતુ જો તે કામની ટેવ ન પાડી હોય, એને હમેશના જીવનક્રમમાં સ્થાન ન હોય તો જીવનના ઘડતરમાં જીવનની દૃષ્ટિમાં તે મહાન અસર નીપજાવી ન શકે, તેનાં હાડકાં હરામ જ રહેવાનાં, શ્રમજીવનનું ગૌરવ ( Dignity of Labour ) તેના ખ્યાલમાં આવવાનું જ નહિ. હાથપગ હલાવવા એને તે હલકું જ માનવાનો; અભ્યાસને બહાને સાહિત્યકલાની ઉપાસનાને વિષે આળસ અને પરાવલંબીપણું સેવવાનો; શ્રમવિભાગના સિદ્ધાંતનો અનર્થ કરી શ્રમજીવી અને બુદ્ધિજીવી જેવા કૃત્રિમ વર્ગભેદને ન્યાયયુક્ત માની પોતાની ગણના બુદ્ધિજીવીમાં કરવાનો.

આમ કેળવણીમાં જીવનવિકાસમાં શ્રમકાર્ય ગૃહકાર્યનું યથાર્થ મહત્ત્વ ન આંકવાને લીધે વ્યક્તિગત હાનિ ઉપરાંત ઘોર સામાજિક અન્યાયનાં મૂળ રોપાય છે તે આપણે જોઇ શકીએ છીએ. ઘરકામ, ઘરનું તમામ મજૂરીનું કામ સ્ત્રીને જ કરવાનું અને પુરુષને બહારનું–બુદ્ધિનું કામ કરવાનું–આવા સ્ત્રીપુરુષના કાર્યભેદ કલ્પાયા અને ઘરના કામમાં બુદ્ધિનો ઓછામાં ઓછો ઉપયોગ એટલે તે કામ કરનાર સ્ત્રી એ હલકી અને બુદ્ધિનું કામ કરનાર પુરુષ તે ઉચ્ચ. સ્ત્રીનું કામ પુરુષથી ન થાય; કેમકે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' અને તેણે તેની બુદ્ધિને પાનીએ જ રાખી મૂકવાની, એને તો બુદ્ધિવિકાસનાં સાધનો અને સગવડો આપવાની હોય જ નહિ. એણે તો પુરુષનાં સુખસગવડ પૂરાં પાડવાં જેથી પુરુષ પોતાનો બુદ્ધિવિકાસ સાધી શકે, જ્ઞાનસમૃદ્ધિ મેળવી શકે. સ્ત્રીએ હમેશાં કચડાયા કરવું જેથી પુરુષ ઊંચો ચડી શકે, આનું નામ સ્ત્રીપુરુષના શ્રમવિભાગ! જેવા ઘરમાં તેવા જ સમાજમાં શ્રમજીવી અને બુદ્ધિજીવીના ભેદ પડયા છે. મજૂર અને શેઠ, કારીગર વર્ગ અને બેઠાડુ વર્ગ, ખેડૂત, વણકર, સુતાર, લુહાર વગેરે પરસેવાથી પૈસા પેદા કરનાર અને બીજી તરફ સાહિત્યપ્રેમીઓ, કલાધરો, શિક્ષકો, પંડિતો, ધર્મગુરુઓ વગેરે પેલા શ્રમજીવીઓની મહેનત ઉપર બેઠે બેઠે ખાનારા. એ લોકો એમ જ જાણે છે કે અમે અમારા જ્ઞાનથી પૈસો રળીએ છીએ, સમાજની સેવા કરીએ છીએ. આ માન્યતામાં રહેલી આત્મવંચના મહાન કેળવણીકાર અને ક્રાન્તિકાર ટૉલ્સ્ટૉયે તેનાં પુસ્તકોમાં સુંદર રીતે ઉઘાડી પાડી છે. શ્રમવિભાગના બહાના હેઠળ મૂડીવાદ, સામ્રાજ્યવાદના ભયંકર જુલમો નીચે આમ પ્રજાનો નીચલો વર્ગ કેવો કચડાઇ જાય છે એ કોણ નથી જાણતું?

આ જુલમ ટાળવા હોય, સમાજના કૃત્રિમ ભેદો ટાળી તેનો પુનરુદ્ધાર કરવો હોય, તો શ્રમજીવનનું માહાત્મ્ય પ્રથમથી જ સમજાવવું જોઇએ. શ્રમકાર્યને કેળવણીમાં મહત્ત્વનું સ્થાન મળવું જોઇએ. ટૉલ્સ્ટૉય આ વિષે શું કહે છે તે જોઇએઃ–

"સાચા શિક્ષણનું પહેલું પગથિયું તો એ છે કે બાળકે પોતે જાણવું જોઇએ કે જે કોઇ વસ્તુ તે વાપરી રહ્યું છે તે અદ્ધર આકાશમાંથી તૈયાર થઇને પડતી નથી પણ બીજા લોકોની મહેનતથી જ તે તૈયાર થાય છે.' જે તમામ વસ્તુઓ ઉપર તેનું જીવન નભી રહ્યું છે તે બધી ચીજો જે માણસો તેને ઓળખતાંયે નથી, ચાહતાં નથી, એવાં માણસોની મહેનતથી થએલી

છે. આ બધું ન સમજાય તો આટલું તો જરૂર સમજી શકે અને તે માટે તેને શરમ આવવી જોઈએ કે જે પેશાબનું વાસણ તે વાપરે છે તે તેની નોકરડી બિલકુલ આનંદ વગર જ ધોઈને સાફસૂફ કરતી હોય છે; તેના ચોખ્ખા બૂટ પણ એવી જ રીતે સાફ થતા હોય છે. એટલે નહિ કે બાળક તરફ કામ કરનારને પ્રેમનો ઉમળકો આવતો હોય છે, પણ બાળકને ન સમજાય એવા કોઈ અગોચર કારણને લીધે એ બધું કામ થતું હોય છે. આ વસ્તુઓનો ઉપયોગ કરતાં તેને શરમ પણ ન આવે તો કેળવણીની અધમ કોટિ ગણાય. માટે હું આજીજી કરીને કહું છું કે **બાળકોથી જે બની શકે તે બધુંય કામ એમને પોતાને જ કરવા દો.** જેમકે ખાળનું પાણી ઉલેચવું, લોટા ભરવા, પૂંજો કાઢવો, વસ્તુઓ ગોઠવવી, કપડાં બૂટ સાફ કરવાં; પીરસવું વગેરે. એટલું ખચૂસ માનજો કે **નજીવી અને બીજી અગત્યની દેખાતી** આ બાબતો ફ્રેંચ ભાષાના કે ઈતિહાસના કે એવા બીજા કોઈ વિષયના જ્ઞાન કરતાં તમારાં બાળકોના સુખની દૃષ્ટિએ **સો ગણી વધારે ઉપયોગી છે**.........બેડેલ્સ જેવી બધી ઇનમ શાળાઓ સ્વીકારે છે કે બાળકોએ પોતે જ પોતાની જરૂરિયાતો પર ધ્યાન આપવાની જરૂર છે. આ શરતનું પાલન કર્યા સિવાય નથી નૈતિક શિક્ષણની શક્યતા કે નથી ધાર્મિક શિક્ષણની શક્યતા. તો પછી વિશ્વબંધુત્વ અને સમાનતાની તો વાત જ શી !"

આવા સચોટ શબ્દોમાં ટોલ્સ્ટોયે નૈતિક કેળવણીમાં ઘરકામની અગત્ય દર્શાવી છે. ખરેખર, જો બાળક એટલું ન સમજે કે મારા અથવા બહેનના રાત્રિદિવસના શ્રમને પરિણામે પોતે આરામખુરશીમાં પડ્યો પડ્યો અભ્યાસ કરી શકે છે, ક્લબો અને મેળાવડાઓમાં ફરી શકે છે તો તેની નૈતિક કેળવણીમાં, તેની સંસ્કૃતિ (culture) માં ધૂળ પડી. જો તેનામાં કાંઈક નૈતિક સંસ્કારો જાગ્યા હોય તો ક્લબમાં જવાને બદલે, પોતાના અભ્યાસના ભોગે પણ મા અને બહેનને ઘરકામમાં મદદ કરે એટલું જ નહિ પણ તેમનેય બુદ્ધિવિકાસ અને જ્ઞાનવૃદ્ધિનાં સાધનો મેળવી આપે. આ જ વિચારસરણીએ વિદ્યાર્થી વિચારે કે જે અનેક સારી વાનીઓ હું ખાઉં છું અને જે સુંદર કપડાં હું પહેરું છું, જે ઘરના આશ્રય તળે હું રહું છું અને જે શાળા મહાશાળાઓમાં હું અભ્યાસ કરું છું તે અન્ન, વસ્ત્ર, ઘર, શાળા, મહાશાળા, બિચારા ખેડૂતો, વણકરો, મજૂરો અને અનેક કારીગરોના પરસેવાની મહેનત અને તેમના લોહીથી ખરડાયેલા પૈસાથી ઉત્પન્ન થયાં છે અને નીભે છે: તો તે વિદ્યાર્થી આ શ્રમજીવી વર્ગનો કેટલો ઋણી છે તે તે સમજે અને આ ઋણ અદા કરવા અને તે વર્ગને કચડાતો બચાવવા તે બની શકતું બધું કરવા તત્પર થાય. આ શ્રમજીવી વર્ગની ઉત્તમ સેવા તો એ જ કે તેની ખાંધ ઉપર જે આપણે ચઢી બેઠા છીએ તે ઊતરી જવું; મતલબ કે આપણું કામ બની શકે તે બધું જાતે કરવું. આમ ઘરકામ જાતે કરવામાં કૃત્રિમ વર્ગભેદ નાશ પામે છે, સામાજિક અન્યાય દૂર થાય છે, સર્વ વર્ગોને જીવનવિકાસની સગવડ અને સાધનો સરખી રીતે મળી શકે છે અને સમાજના નીચામાં નીચા વર્ગની સાથે જીવનની એકતા સધાય છે. અને આવી એકતા સાધવી, પ્રેમની અને સેવાની મર્યાદા વિસ્તારવી એ જ નૈતિક અને ધાર્મિક કેળવણી.

આમ આપણે જોઈ શક્યા કે ગૃહકાર્ય શારીરિક, બૌદ્ધિક અને નૈતિક કેળવણીમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. આ આપણે સ્પષ્ટ સમજીએ તો અભ્યાસ-માત્ર વિષયોના અભ્યાસને ગૌણસ્થાન આપી જીવનની જરૂરિયાતોની પ્રવૃત્તિને એટલે ગૃહાદિની પ્રવૃત્તિને મુખ્ય સ્થાન આપી તેની આસપાસ કેળવણીને રચીએ તો હાલ ગૃહકાર્ય અને અભ્યાસનો જે વિરોધ ઊભો થાય છે તે ટળી જાય અને કેળવણી રસમય, વ્યવહારુ અને વિશેષ ફળદાયી બને.

ચંદુલાલ કા. દવે

# હૃદયસાધના

એકલી સ્નિગ્ધનેત્રા આ
ઊભેલી વિશ્વઆંગણે,
દિશાનાં દ્વારને ભેદે
નેત્રનાં કિરણો વડે.

આજે વહે ભાવ પ્રવાહ નિર્મળા
ને નેત્રનાં તેજ અપૂર્વ શોભતાં;
હૈયે છુપ્યાં સંસ્મરણો ઘડી ઘડી
આવી મુખે નૃત્ય કરી જતાં દિસે.

વિસારતી તે ગત કાલ સર્વને;
ને વર્તમાને પગ એક ટેકવી
ભાવિ પ્રદેશે પગ અન્ય મૂકવા
ઉત્સાહ ને ઉત્સુકતા ધરાવતી.

સુરમ્ય ચિત્રો કંઈ ભાવિ ગર્ભનાં
નિહાળતી લીન બની, પ્રસન્ન થૈ;
તેમાં સમાવી ઉરસંઘર્યા બધા
મનોરથો, આત્મનિમજ્જને ઢળી.

અદૃશ્ય જે આશ તણા મિનારા
પ્રત્યક્ષ તે આજ સમગ્ર પેખતાં
સંજીવની જીવન માંહિ ઊતરી;
એકાકિનીની હૃદયસાધના ફળી.

पादरायण

# અમેરિકાના પત્રોમાંથી

[ અમેરિકાથી એક મિત્રે લખેલા ખાનગી પત્રોમાંથી, ત્યાંની સ્થિતિ પર પ્રકાશ પાડતા ફકરા અહીં એકઠા કરી પ્રસિદ્ધ કર્યા છે. તંત્રી ]

૨૫ મી ફેબ્રુઆરી, '૩૨

....મેં અહીંના Coloured[1] લોકો જોડે દોસ્તી કરવા માંડી છે. બે ત્રણ Negro ( નીગ્રો–હબસી ) કુટુંબને ઠીક સારી રીતે ઓળખું છું. પરમ દિવસે અને તે પહેલાં ત્રણ દિવસ પર હું એમને ઘેર જમવા પણ ગયો હતો. અહીંના લોકો તથા હિંદુ વિદ્યાર્થીઓ નીગ્રોમાં બહુ જ ઓછો રસ લે છે.

South ( દક્ષિણ ) માં નીગ્રોની સાથે વર્તણૂક ખૂબ ખરાબ છે. અમેરિકન લોકો Civilised ( સંસ્કૃતિવાળા ) કહેવડાવવાને જરા પણ લાયક નથી. North ( ઉત્તર ) માં ઉપરથી ઠીક સંબંધ બતાવે છે, બાકી અંદરથી જરા પણ એ લોક માટે પ્રેમ ઊભરાતો નથી. નોકરી આપવા વગેરેમાં ધોળા ચામડીને જ ઉત્તેજન આપે છે ને તેથી નીગ્રો હમણાં બેકાર- પણ બહુ વધારે બન્યા છે. અંત્યજ કરતાં આ લોક જોડેની વર્તણૂક ખૂબ ખરાબ છે. North ( ઉત્તર ) માં લીંચિંગ[2] હજી કોઈ વાર થાય છે.

નીગ્રો લોકોની ઓળખાણ થવાથી એ લોક વિષે ખૂબ જાણવા મળ્યું. બન્ને ભણેલાં કુટુંબો છે ને સારી રીતે રહે છે. એ લોકના લત્તામાં હું એમની એક ખાનગી સભામાં પણ ગયેલો. ત્યાં ખૂબ જુસ્સાભેર ભાષણો થતાં હતાં. સંગીતમાં નીગ્રો ખૂબ કુશળ છે ને અહીં ગાનારા ને બજાવનારા ખૂબ સારા લોકોમાં નીગ્રો ગણાય છે. એ લોકની સભામાં બધા Serious ( ગંભીર ) વિષયો હતા, પણ તે પહેલાં ખૂબ ગાયન ને વગાડવાનું હતું. એમનાં Spiritual ( આધ્યાત્મિક ) તો ઘણાં જ સાંભળવા જેવાં હોય છે. હિંદુસ્તાનનાં દુઃખો એ લોક વધારે સારી રીતે સમજી શકે છે; કેમકે આ લોક પણ દુઃખી છે.

૧૯ મી સપ્ટેંબર, '૩૨

......અહીં Anti-white ( ગોરા વિરુદ્ધની ) ચળવળ ઠીક ચાલે છે. હું જો કે એમાં જરાયે માનતો નથી, પણ શીકાગોમાં મને એના ઠીક માણસો મળ્યા. જાપાન propaganda ( પ્રચારકામ ) કરે છે ને નીગ્રોને સાથે જીતવાનો પ્રયત્ન છે. જો કે જાપાન બીજી બાજુથી કોરિયા ને ચીનને દાબી રાખે છે.

શીકાગો ખૂબ પૈસાદાર ને ખૂબ જ ગરીબ શહેર છે. નીગ્રોનાં ઘર ને એમની રહેવાની સ્થિતિ જોઈને આપણા અંત્યજો તો ખૂબ વધારે નસીબદાર છે એમ લાગે. અહીં

1 Coloured એટલે રંગવાળા. અંગ્રેજો સફેદ ચામડીના હોઈ, સફેદ સિવાયના બધા વર્ણોને એ શબ્દ આપે છે. અહીં તેનો અર્થ અમેરિકાના હબસીઓ થાય છે.

૨. અમેરિકામાં સફેદ ચામડીના લોકો હબસીઓને પછી ક્રૂર રીતે કાયદાને એક કોરે મૂકીને રીબાવી રીબાવીને મારે છે તેને લીંચિંગ કહે છે.

૭ મી માર્ચ, ૧૯૩૨

...આ દેશ ખૂબ વિચિત્ર છે. અહીં હિંદુસ્તાનની ખબરો પહેલાં શરૂઆતમાં દરરોજ આવે. પછી ચીન જાપાનની ગરબડ થઇ એટલે તે શરૂ થયું. ને એટલામાં લિંડબર્ગનું છોકરું kidnap (અપહરણ) થયું એટલે આખો દેશ એની પાછળ. આ દેશમાં kidnapping (અપહરણ) ને ખૂનો જેટલાં થવા જ કરે છે ને પચાસ હજાર ડોલરની Ransom* માંગી છે. આવા બીજા કેટલાયે બનાવો બને છે પણ lindi (લિંડી=લિંડબર્ગ) બધાનો માનીતો ખરો ને! તેનું છોકરું છે એટલે ખૂબ ધમાલ ચાલે છે. એક પેપરમાં આર્મિસ્ટીસ× પછીનો 'બીજો મોટામાં મોટો બનાવ આ છે એવું આવ્યું હતું. જૂઠાણું તે તો જાણે પેપરોની જ માલિકી. કોઇ પણ વાતને તદ્દન બદલીને જેમ ફાવે તેમ લખવામાં આવે છે. લિંડબર્ગનું છોકરું બચાવવાને માટે રેન્સમ તો ગમે તેટલું આપવાનું કબૂલ કર્યું પણ negotiations (વ્યવહાર) કેવી રીતે ચોરો જોડે કરવાં! પહેલાં પોલીસે ખૂબ પ્રયત્ન કર્યો, પણ અહીંની પોલીસ તો ખૂબ જાણીતી છે—એ તો ૧૮ મા એમેન્ડમેન્ટે (સુધારો) ખૂબ પુરવાર કર્યું છે. આ દેશ dry (દારૂબંધીવાળો) કહેવાય છે. બાકી એને નામે હજારો લોકો લાંચ લઇને Bootlegging (દારૂચોરી) કરે જાય છે. કોઇપણ જગાએ દારૂ જોઇએ તો જરૂર મળી શકે, ફક્ત વધારે પૈસા પડે. પણ આ દેશ ગરીબ માટે છે જ નહિ. દરેક મોટા માણસો—ઈજનેરો, પ્રોફેસરો, ડૉક્ટરો વગેરે બધાં પોતાનાં functions (મેળાવડા) હોય ત્યારે દારૂ લહેરથી પી શકે છે. ને આપણા લોક ધારે છે કે અહીં dry law (દારૂબંધીનો કાયદા)ને લીધે ફાયદો થયો છે! હવે બહુ જ થોડા મહિના આ law (કાયદો) રહી શકશે. Literary Digest—લિટરરી ડાઇજેસ્ટ-એ આને વિષે ખૂબ મત લીધા છે, લગભગ બધાં states (રાજ્યો) dry law (દારૂબંધીનો કાયદો)ની સામાં છે, ને એ કાઢવા માટે ખૂબ ચળવળ ચાલી રહી છે.

આ વર્ષે અહીં હિંદુસ્તાન વિષે ભાષણ કરવાં હોય તો પણ ભાગ્યે જ બોલી શકાય છે. અહીં વાતાવરણમાં ખૂબ ઝેર રેડવામાં આવ્યું છે. ચર્ચીલ હમણાં અહીં છે. ને એવા તો કેટલા લોકો છે! (મિસિસ કોર્નેલીઆ સોરાબજી નામનાં પારસી બાનુ પણ એવું ઝેરી બોલનારાઓમાંનાં એક છે.)

એટલું misunderstanding (ગેરસમજૂત) કર્યું છે કે આપણે જઇએ કે તરત ખૂબ સવાલો—મુસલમાનો ન્યાત રિવાજો અંત્યજો ભાષાઓ વગેરે ઉપર-ખૂબ પૂછવામાં આવે. હું થોડા દિવસમાં બીજા સ્ટેટમાં પાછો બોલવા જવાનો છું. ભાષણ પૂરું થાય ત્યારે ખૂબ વખાણ કરવાં તે તો અહીં રિવાજ છે; કેમકે લોકો પોતાની ખરી લાગણી કોઇને બતાવવામાં માનતા નથી. પાદરી લોકો ગાંધીજીની ચળવળમાં ઠીક માને છે ને તેથી Church(દેવળ)માં જ બોલાવવાનું મળે છે.

અહીં એક કોમ્યુનિટી ચર્ચ છે—એમાં ચર્ચ જેવું ખાસ કાંઇ નથી. બધા ધર્મના લોકો દરેક રવિવારે ભાષણ કરે છે. ત્યાં કોઇક વાર રેવરંડ હોમ્સ બોલવા આવે છે. એ અહીં હિંદુસ્તાન અને ગાંધીજી વિષે ભાષણો ને લખાણો કરી જરાક પ્રચાર કરે છે. થોડા વખત પર એમનું "I met Gandhi" (હું ગાંધીને મળ્યો) પર ભાષણ હતું-ખૂબ વખાણ

* "રેન્સમ" બાન પકડેલને છોડવા માટે માગેલી રકમ. × યુદ્ધ બંધ કરવાની કાચી સુલેહ

હતાં. એ ભાષણોમાં અહીં ઘણા લોક આવે છે. આવતે અઠવાડિયે શ્રી. હરિદાસ મજમુદાર બોસ્ટન આવવાના છે ને બોલવાના છે:

અહીં ચર્ચમાં Young People Groups ( યુવક સંઘો ) હોય છે. તેમાં છોકરાઓ ધર્મમાં ખાસ અંદરથી માનતા ન હોય પણ માનવાનો ઢોંગ કરે છે, ને એ બહાને લોકને exploit ( કામ કાઢી લેવું ) કરીને લહેર કરવાની મળે. પણ એમાં ઠીક લોકોને મળાય છે.

મેં બોલ્ડવીનના છોકરાને કાલે સાંભળ્યો. ખૂબ Radical ( સમૂલોચ્છેદી ) છે ને ખૂબ તીખું બોલે છે. ભાષણ સરસ હતું-ત્રણ વખત લડાઇમાં જઇ આવ્યો છે ને એક વાર તો મરણની શિક્ષામાંથી બચીને જીવેલો છે. ખૂબ સારા વિચારવાળો છે. લડાઇમાં માનતો નથી; તે સિવાય લગભગ બોલ્શેવિક છે.

કાલે સવારે ધનગોપાળ મુકરજી મળ્યા હતા. સરસ માણસ છે ને ખૂબ વાતો કરી. અમદાવાદથી આવું છું એમ કહ્યું ત્યારે ખૂબ વહાલ ઊભરાઇ ગયું. એ તો હિમાલયમાં પણ ઠીક યોગી તરીકે રહી આવ્યા છે. ચોપડીઓ વેચીને કમાઇ ખાય છે ને વખત આવ્યે ભાષણો કરે છે.

આ દેશમાં ભાષણો ને Forum (વ્યાખ્યાનપીઠો)—એનો તો પાર જ નથી. મેગેઝિનો સારાં ને કચરા જેવાં—હજારો બહાર પડે છે. ચોપડીઓનું પણ એવું જ – લાખો ચોપડીઓ દરેક વર્ષે બહાર પડે છે. (જો કે સારી બહુ થોડી હોય છે.) નાટકો સિનેમાનું પણ એવું જ—મેં Shaw (શૉ) નું ' Too true to be good ' જોયું-પહેલી જ વાર બોસ્ટનમાં શરૂ કર્યું-ખૂબ સારું છે. એણે જેટલાને બનાવી શકાય તેટલાને બનાવ્યા છે. તદ્દન Shawનું જ typical (લાક્ષણિક) છે. અહીં સિનેમાનું કોમ્પીટીશન ( હરીફાઈ ) એટલું બધું છે કે નાટકના ભાવ સિનેમાથી જરાક જ વધારે હોય છે.

× × ×

તા. ક. આ કાગળમાં આ દેશ વિષે જરા અન્યાય થઇ ગયો છે, પણ એ લોક Civilised (સંસ્કૃત) નથી તે તો જરૂર ખરું છે.

× × ×

તા. ૧૫ મી. માર્ચ, ૧૯૩૨

" Ten Days that Shook the World " એ પ્રખ્યાત ચોપડી લખનાર 'જૉન રીડ' ની કલબ અહીં છે. તેમાં હું ગયો હતો. ત્યાં ખૂબ સરસ માણસો મળ્યા હતા. અહીંના કેટલાક હોંશિયાર નીગ્રો માણસો જોડે પણ મને સારી ઓળખાણ થઇ છે. જૉન રીડ કલબનો હેતુ Writing ( લેખો ), Arts ( કલા ), Fine Arts (લલિતકલા), Music (સંગીત ) અને Theatres ( નાટકો )ની મદદથી Humanity (મનુષ્ય જાતિ)ને કેવી રીતે મદદ થઇ શકે તે છે. એમાં Radical ( સમૂલોચ્છેદી ) વિચારનાં બધાં એકઠાં થાય છે. અહીં જે કોમ્યુનિટી ચર્ચ છે તે પણ ખરું જોતાં ચર્ચ નથી પણ ખૂબ Liberal ( ઉદાર ) વિચારવાળાઓની કલબ જેવું છે. દરેક વિચારના માણસોને એ સ્ટેજ પરથી બોલવા દે છે. દર રવિવારે સવારે એની service ( પ્રાર્થના ) હોય છે. આજે Miss Lee

(ઇંગ્લંડની Left Wing Labour M. P.)× બોલેલી. એ સોવિયેટ રશિયામાંથી હમણાં જ આવેલી–ખૂબ સરસ બોલી. ફક્ત ૨૫ વર્ષની બાઇ છે, પણ ખૂબ જુસ્સાથી બોલી હતી.

આ દેશમાં દરેક જુદા opinions (મત) વાળા માણસને બોલવા માટે ને લખવા માટે ખૂબ છૂટ છે ને દરેક વિષયની ચર્ચા પણ ખૂબ થાય છે. Forums (વ્યાખ્યાન-પીઠો)માં હમેશાં કોઇ સારા બોલનારા રવિવારે હોય છે જ. બોસ્ટન આ માટે ખૂબ જાણીતું છે. ગયા અઠવાડિયે વિન્સ્ટન ચર્ચીલનું ભાષણ હતું. હિંદુસ્તાન વિષે એક શબ્દ પણ બોલ્યો ન હતો.

અહીં બધા propaganda (પ્રચાર) કરવા આવે છે એમાં થોડું સાચું છે પણ મોટો propaganda (પ્રચાર) તો પેટનો છે–અહીં મોટા ભાષણ કરનારને એક ભાષણના ૨૦૦ કે ૩૦૦ ડોલર સહેજે મળી શકે એટલે ૧૦૦૦ રૂપિયા. આ રીતે ઠીક લોકો અહીંથી પૈસા એકઠા કરી જાય છે. બધે regular (રીતસર) Lecture Agencies (લેક્ચર એજન્સીઓ) છે. તેને પહેલેથી લખાણ કરે ને એ બધી Tour (મુસાફરી) ગોઠવી આપે છે. એટલે આ લોક પોતાના દેશ માટે Secondary (ગૌણ રીતે) પ્રચાર કરવા આવે છે. પહેલો પોતાના પેટનો જ.

આ થોડા દિવસમાં હું ખૂબ માણસોને મળ્યો છું. અહીં youths ( યુવાનો ) ના groups ( સંઘો ) નો તો કાંઇ પાર જ નથી.

× × ×

અહીં શ્રીયુત ધર્માનન્દ કોસામ્બી ખૂબ વાર મળે છે. ખૂબ સારા માણસ છે ને મારે હવે તો બહુ જ ઓળખાણ થઇ ગઇ છે. અમને ઘણી વાર જમવા લઇ જાય છે. ખૂબ radical ( સમૂલોચ્છેદી ) વિચારના છે. International Politics ( આંતરરાષ્ટ્રીય રાજ્યપ્રકરણ ) માં તો ખૂબ સમજે છે ને Marxian point of view ( માર્ક્સના દૃષ્ટિબિંદુ )થી બધું જુએ છે. એ થોડા વખતમાં રશિયા જવાના છે. રશિયા પાછળ એ લગભગ ગાંડા થયા છે.

× × ×

૩ જી. સપ્ટેમ્બર, ૧૯૩૨

શીકાગોમાં Oriental Students Convention ( પૂર્વદેશોના વિદ્યાર્થીઓનો સંઘ) છે તેમાં મને ખૂબ લખીને બોલાવ્યો છે. જો બધા પૈસાદાર ચીના ને જાપાનીઝ એકઠા થયા હશે તો જરૂર કાંઇક હું બોલીશ. આ દેશમાં Chinese Capitalists ( ચીનના મૂડીદારો)ના છોકરાઓ આવે છે. ને ભાગ્યે જ કાંઇ Social Problem (સામાજિક પ્રશ્નો) માં સમજતા હોય છે. હરિદાસ મજમુદાર કાંઇ બોલવાના છે ખરા. એ હિંદુસ્તાન પર બોલશે. પણ મારે જો બોલવાનું આવશે તો મારો તો એ લોકના capitalist (મૂડીદારો) ને militarist (વિગ્રહવાદી) ફ઼ેશીઝમની સામે બોલવાનો વિચાર છે. Peace (સુલેહ) ઉપર discussion (ચર્ચા) છે એટલે મજમુદારને ખૂબ બોલવાનું મળશે. મને પહેલેથી જાણ થશે એમ ખબર હોત તો એક વિષય જરૂર લેત પણ હવે તો Discussion (ચર્ચા)માં ભાગ લેતી વખતે બોલી શકાય.

× × ×

---

× મિસ લી—મજૂરપક્ષની લઘુમતીની પાર્લામેન્ટની સભ્ય.

૧૭ મી સપ્ટેંબર, ૧૯૩૨

હું કાલે Hitch Hike (હિચ-હાઇક) કરીને શીકાગોથી અહીં આવ્યો. હરિદાસ મજમુદાર Oriental Students Convention ( પૂર્વદેશીય વિદ્યાર્થીસંઘ )માં આવી ન શક્યા એટલે મારે હિંદુસ્તાન વિષે બોલવાનું આવેલું. એ organisation (સંઘ) જરા religious (ધાર્મિક) છે પણ મેં પહેલેથી મારા વિચાર બતાવ્યા હતા ને તદ્દન freedom of speech (બોલવાની છૂટ) ને discussion (ચર્ચા) હોય તો જ મારે જવું એમ લખેલું. પણ મને ખૂબ મઝા આવી—દરેક discussion (ચર્ચા)માં એ લોકને ના ગમે એવા પ્રશ્ન પૂછવાની. કોન્ફરન્સમાં ખૂબ લોકોને મળાયું; કારણકે ચીન, જાપાન, કોરીઆ, સીરિયા, ઇજીપ્ટ, સિયામ, ફિલીપ્પાઇન્સ ને હિંદુસ્તાનનાં છોકરા ને છોકરીઓ હતાં. જરા Bourgeois Gathering ( મૂડીદારોની મજલિસ ) હતું, પણ કેટલાક સરસ લોકોને મળાયું. ચીન જાપાનના ખબર પણ ખૂબ મળ્યા. અહીં ચીનની Communist (સંઘવાદી) ચળવળથી લોકોને બહુ જ અજાણ્યા રાખવામાં આવે છે. અત્યારે ¼ China (ચીન) જ્યારે Red (સંઘવાદી) થયું છે ત્યારે Soviet China (સોવિયેટ ચીન) વિષે કેટલા થોડા news (ખબર) અહીં મળે છે.

મારે તો ગાંધીજીની arrest (પરહેજી) પછીના events (બનાવો), ઓટાવા કોન્ફરન્સ ને ખાસ કરીને હિંદની લડત પર બોલવાનું હતું—જો કે હું તદ્દન first-hand (પ્રત્યક્ષ રીતે) એ વિષય પર હવે નથી, પણ બીજા બધા કરતાં વધારે contact (સંસર્ગ)-માં છું એટલું ઠીક હતું. શિકાગોમાં ૧૯૩૩ માં World Fair (દુનિયાનો મેળો) કરવાના છે તેની બધી ધમાલ-જોઇ- કરોડો રૂપિયા એ ખોટા કામમાં ખર્ચે છે. Convention (સંઘ) માં હિંદી વિદ્યાર્થીઓએ નાટક ને Entertainments ( વિનોદ ) આપેલાં-હરિદાસ મજમુદારનો Hindoo Origin of the World નામનો લેખ છે તેના પરથી Shadow Picture (શેડો પિકચર) કરેલું.

× × ×

થોડા દિવસ પર સ્કોટ નીઅરીંગ નામના અમેરિકાના પ્રખ્યાત Radical (સમૂલોચ્છેદી) નું Germany—Bolshevik or Fascist ( જર્મની-બોલ્શેવિક કે ફેસિસ્ટ ? )નું ભાષણ હતું. ખૂબ interesting ( રસિક ) હતું. તેણે બતાવ્યું હતું કે Marx ( માર્ક્સ ) ના કહેવા પ્રમાણે Capitalism ( મૂડીવાદ ) નો Decaying Period ( ક્ષીણ થવાનો કુસમય ) બરાબર આવ્યો છે, ને તેથી છેલ્લા પ્રયત્નો બધા દેશમાં ચાલે છે. હિંદુસ્તાન તો જાણે Nations ( રાષ્ટ્રો ) માં ગણાતું જ નથી એટલે આપણી તો કોઇ વાતો કરતું જ નથી. અમેરિકામાં હિંદુસ્તાન હવે તો ભુલાઇ ગયું છે. R. T. C. ( રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ) વખતે ગાંધીજીનાં Cartoons ( હાસ્યચિત્રો ) આવતાં હતાં-પછી થોડા news ( ખબર ) આવ્યા ને હવે—ચનકાર ! પણ અહીંનાં પેપર્સ ને journalism ( પત્રો ) તદ્દન Capitalist Propaganda ( મૂડીવાદ પ્રચાર ) હોય છે. હવે તો Election Campaign ( ચૂંટણી યુદ્ધ ) માટે જ પાનાં ભરેલાં હોય છે.

× × ×

અને જ્યારે News (ખબર) આવતા હતા ત્યારે પણ વાઇસરોય પર બૉમ્બ નાખવાનો પ્રયત્ન, હિંદુસ્તાન રિપબ્લિકન આર્મીની હિંસાની ધમકી, હિંદુમુસ્લીમ લડાઇ, અંત્યજોનો સત્યાગ્રહ, મુસ્લીમો સત્યાગ્રહમાં ભાગ નહિ લે વગેરે સમાચારો જ ખાસ આવતા હતા.

ગાંધીજી વિષેના સમાચાર આ લોક કેટલા distort (વ્યંગ) કરે છે તેનો દાખલો આપું: Independence Day (સ્વાતંત્ર્ય દિન) ને દિવસે જ્યારે ૧૦૦૦ લોકો જેલમાં ગયા ને આખા હિંદુસ્તાનમાં ખળભળાટ થયો ત્યારે Mr. Gandhi (મિ. ગાંધી) વિલાયતની Society Girl (મિસ સ્લેડ) જોડે ચરોડામાં નિરાંતે વાતો કરતા હતા તથા બકરીનું દૂધ પીને યુરોપિયન ઉપરી જોડે બાગમાં ફરવા નીકળ્યા હતા—એવું એક પેપરમાં આવેલું!!

× × ×

Hitch hiking (હિચ હાઇકિંગ) શું તે તમને વખતે ખબર હશે. અમારે બોસ્ટનથી નાયગ્રાના ધોધ જોવા જવું હતું. તે માટે અમે રસ્તા ઉપર ઊભા રહીએ અને પસાર થતી દરેક મોટરને ઊભા રહેવા માટે હાથ ઊંચો કરીએ. જો કોઇ ભલો માણસ હોય ને મોટરમાં જગા હોય તો ઊભી રાખે ને બેસવા દે અને પોતાને જવું હોય ત્યાં સુધી અમને lift (બેસવા) આપે. ત્યાંથી પાછા રસ્તા પર વાટ જોતા ઊભા રહેવાનું ને કોઇ બીજી મોટર મળે ત્યારે આગળ જવાનું—એમ કરતાં કરતાં દેશના એક છેડેથી બીજે છેડે મફત જઇ શકાય છે.

Hitch hiking (હિચ હાઇકિંગ) ને અહીં bumming (બમ્મિંગ) પણ કહે છે. ને bum (બમ) એટલે જેને આપણે લોફર કહીએ તે. આ દેશમાં ઉત્તરમાં વિલાયતની influence (અસર) ને લીધે લોકો hitching (હિચિંગ) તરફ જરા તિરસ્કારની નજરથી જુએ છે. કેમકે ઉત્તરમાં લોકો વધારે Bourgeois (મૂડીદાર) હોય છે.

Middle West (મધ્ય પશ્ચિમ દેશ)માં તો ઘણા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ bumming (બમ્મિંગ) કરે છે. બેકારીના વખતમાં લોકો અજાણ્યાને બેસાડતાં જરા ગભરાય છે ખરા; કેમકે કેટલીક વાર એવા cases (કેસો) બન્યા છે કે જેને ride (બેસવા) આપે તે રિવોલ્વર લઇને બધા પૈસા પડાવી લે. વળી કોઇ વાર ride (બેઠક) આપી હોય અને અકસ્માત્ થાય તો અંદર બેઠેલા લોકો Damages (નુકસાની) પણ માગે. આ દેશમાં દરેક જાતની ગરબડો હોય છે, પણ આ બધા સાથ લોકો Ride બેસવા આપે છે ખરા. આપણે રંગે કાળા એટલે Ride (બેઠક) મળતાં વાર લાગે કેમકે આ દેશમાં લોકોને કાળા ધોળાનો બહુ જ ભેદ છે—જો Students (વિદ્યાર્થી) છીએ એમ વિશ્વાસ બેસે તો Ride (બેઠક) જરૂર આપે. નીગ્રો હોઇએ તો જરા Chance (સંભવ) નહિ.

આવી રીતે અમે બોસ્ટનથી નીકળ્યા. રસ્તામાં જાતજાતના અનુભવો મળ્યા. કોઈ વાર Graduates (ગ્રેજ્યુએટ) મળે, Undergraduates (અન્ડર ગ્રેજ્યુએટ) મળે. અભણ ને ગરીબ ખેડૂત મળે. વેપારી, બુટલેગર (દારૂચોર), ગરીબ mechanic (સંચા કામગાર), Scout (સ્કાઉટ), Journalist (વર્તમાનપત્રકાર),

ખૂબ પૈસાદાર Capitalist ( મૂડીદાર ) અને Communist (સંઘવાદી )—એમ તરેહ તરેહના લોકોએ અમને જુદે જુદે વખતે Ride ( બેઠક ) આપી હતી. કેટલીક વાર ગરીબ મજૂર પોતાની લોરી કે ખટારામાં લઇ જાય, તો કેટલીક વાર કોઇ પૈસાદાર વેપારી પોતાની Cadillac કે Packard ( રોલ્સરોયસને હઠાવે એવી અમેરિકન કાર્સ )માં બેસાડે.

Ride ( બેઠક ) આપે ત્યારે ખૂબ ગપ્પાં મારીને વાતો કરવાની. એક વાર એક ખૂબ પૈસાદાર વેપારીએ બેસાડયા હતા. ખૂબ મોટી ને સરસ કાર હતી. ને તેણે ૧૩૮ માઇલની Ride ( બેઠક ) આપી. ખૂબ દારૂ પીધેલો ને મોટર ૭૦ માઇલની Speed ( વેગ ) પર ચલાવે. પોતાનાં અને અમેરિકાનાં ખૂબ વખાણ કરતો હતો.

એક વાર એક ગરીબ મજૂરે અમને બેસાડયા હતા અને પોતાના ઘર કરતાં ઠીક આઘે સુધી અમને પોતાના ખટારામાં લઇ ગયો.

દરેક વખત તો અમારે આંગળી કરવી પડે. પણ એક નીગ્રો વેપારીએ તો પોતાની મેળે જ અમને બોલાવ્યા ને બેસાડયા. પાછા જતાં એને ઘેર ઊતરવાનું ખૂબ કહ્યું ને ખૂબ દારૂ પાઇશ ને મજાહ કરાવીશ એમ પણ કહ્યું.

રાતે કોઇ વાર જો કોઇ પણ મોટર ન મળે તો Y. M. C. A.માં રહીએ. અહીં તો રાતના રહેવા માટે નાના ગામમાં પણ Rooms (ઓરડી) મળી શકે. સવારે વહેલા ઊઠીને પાછા અમારે ધંધે ચડી જઇએ. કોઇક વાર થોડું Distance (અંતર) બસમાં પણ બેસતા હતા.

આમ કરતાં કરતાં અમે નાયગ્રા આવી પહોંચ્યા. તે દિવસે પૂર્ણિમા હતી. Falls (ધોધ) રાતના તો ખૂબ જ સરસ દેખાય છે. હું Canada (કાનડા) માં જરાક જઇ આવ્યો. ત્યાં હજારો અમેરિકનો દારૂ પીને gay (લહેરી) બન્યા હતા; કારણ કે બિચારા Dry Belt (દારૂબંધીના પ્રદેશ)માંથી આવે એટલે તરસ્યા બહુ થયા હોય ને !

નાયગ્રાથી અમારે Rochester ( રોચેસ્ટર ) જવું હતું. ત્યાં Kodak ( કોડક ) નું કારખાનું છે. બહુ પ્રયત્ન કર્યો પણ કોઇ મળ્યું નહિ, એટલે કંટાળીને બસમાં ગયા. ત્યાં કોડકનું કારખાનું બંધ થએલું ને ત્રણ દિવસ બંધ રહેવાનું હતું. આ દેશમાં ઘણાં કારખાનાં અઠવાડિયાના ચાર દિવસ હમણાં ચાલે છે. એટલે રાતે મોડું થએલું તોપણ મોટરની શોધમાં ઊભા. એક બુટલેગર ( દારૂચોર ) મળ્યો. એ દારૂ લાવવા કેનેડા તરફ જતો હતો. પહેલાં અમે જરા અચકાયા, કેમકે દેખાતો Gangster ( સોનેરી ટોળીનો ) જેવો લાગતો હતો, અને રાતે દસ વાગેલા. અમને main ( મુખ્ય ) રસ્તા ઉપરથી બીજે ઠેકાણે લઇ ગયો. ત્યાં એનું ઘર હતું. અમને અંદર બોલાવ્યા ને પોતાનાં છોકરાંને બતાવ્યાં. પછી પાછો અમારી જોડે ઊપડયો. પોતાની બધી વાતો કરી. કેવી રીતે Federal ( ફેડરલ ) પોલિસને લાંચ આપે ને કેવી રીતે જો ના માને તો ખૂન કરે વગેરે. ખૂબ પૈસા એ લોક પાસે હોય છે ને ઘણું ખરું તો લાંચમાં ફતેહ મળે જ છે. અમને ચાલીસ માઇલ આઘેના એક ગામ સુધી લઇ ગયો. અમે એ ગામમાં રાત માટે રહ્યા. પેલો માણસ તો કેનેડા તરફ વેગન આવવાનું હતું એટલે ઊપડી ગયો. ઠીક ભેદી માણસ હતો. સાથે જાણે Gun ( બંદૂક ) તો ભરેલી પડી જ હતી.

આવા જાતજાતના અનુભવ લેતા લેતા અમે પાછા બોસ્ટન આવી પહોંચ્યા. લગભગ ૧૦૦૦ થી ૧૧૦૦ માઇલ hitch (હિચ) કર્યું. અમને Ride (બેઠક) નહોતી મળતી ત્યારે Chewing Gum× ચાવ્યા કરીએ ને લેનિનની ચોપડી હતી તે વાંચીએ. દરેક મોટર જાય ત્યારે હાથ કરવાનો. એક વાર વધારેમાં વધારે સામટી ૪૦૦ મોટર ગએલી ને કોઇએ ઊભી નહોતી રાખી. ખૂબ ધીરજનું કામ છે, પણ ખૂબ જ લોકોનો ને દેશનો અનુભવ મળે. Bus (બસ) કે ટ્રેનમાં આનાથી પા ગણો પણ અનુભવ ના મળે ને દેશ જોવાય પણ નહિ.

સંપાદકઃ અ

---

## નવ સર્જન

(પૃથ્વી)

ભયંકર નિનાદ કાલ કરતાલથી જો ઉઠે;
અને પ્રલય મેઘનાં યુથ અઘોર જો આફળે;
અનન્ત કદી અન્ધકાર ઘનઘોર ભૂમંડળે
ઘુમે; કરી કરાળ હાસ્ય ગણ રુદ્રના જો રૂઠે;
પ્રમત્ત બની લોક મોહમદિરા તણા પાનથી,
મદાન્ધ થઇ યુદ્ધ દારુણ મચાવતા સ્વાર્થના;
સહે અસહ્ય અંતરે જગત એ સમે યાતના,
નિહાળી નિજ અંગની વિકૃતિ શોણિત સ્નાનથી.
યુગે યુગ વિનષ્ટિની પ્રબળ યજ્ઞજ્વાળા જલે,
હશે અકલ હેતુ શો ? પ્રકૃતિ કેમ સંહારતી
અકારણ ? શું આ બધી અફળ યાતનાઓ જતી !
રહસ્ય સમજાય ને હૃદયની અનાસ્થા ટળે.
જતી મલિન વૃત્તિઓ પ્રલય યજ્ઞદાહે દ્રવી,
વિસર્જન કરી પ્રભુ સુભગ સૃષ્ટિ યોજે નવી.

અમીદાસ

× ચ્યુઇંગ ગમ=આપણે સોપારી વાપરીએ છીએ તેમ અમેરિકનો ગુંદર જેવો એક પદાર્થ મોંમાં ચગળાવે છે.

# અમે

વસન્તકાન્તા ?

વિશ્વો રચી, ખચી, વિખેરી દશે દિશામાં,
લીલા સજાવી વળી સુન્દર રંગસાજે,
આદિ દિને સૃજનને ઉચર્યો રસાત્મા
કલ્યાણ પ્રેમ વહતી ઋતની ઋચા જે,—
એના પ્રતિધ્વનિ અનંત અખંડ ગાજે.
સ્પર્શો રહે હૃદયતંતુ કદી અમારા;
ને ગૂઢ કંપી અરચે અધુરા અવાજે
સૌન્દર્ય–સત્ય–શિવને ઉરએકતારા.
ને ગુંજતી જગતજૈન કુંજે સ્ફુરે છંદધારા.

શોધી અમે પ્રગટ ગંધ વસુન્ધરાની.
જ્યાં નિંદરે શિશુ સ્મિતાંકિત માતખોળે,
લાજાળુ, ને, લળી જતી નવ–માત 'છાની,
ઉલ્લાસી યૌવનસુરા છલકંત, ઢોળે
જ્યાં પ્રેમશૌર્યરસરંગ અનંત છોળે,
હૈયે હુલાસ ભરતી સુકુમારિકાઓ
જ્યાં સૃષ્ટિ સારી ઉરનાં અમૃતે ઝબોળે,—
ત્યાં ત્યાં અમે, પ્રતિકુલે રસમક્ષિકાઓ.
ચાખી રહ્યાં પુરુષપ્રકૃતિની મધુચંદ્રિકાઓ.

બે મિત્રના હૃદયસંધિ થકી વહંતાં
ભાવોર્મિગાન મહીં મંજુલતા અમારી;
ને પ્રેમતાર વિધિકાળ બળે ત્રુટંતાં
ધીરી બજે અમ ઉરે કરુણી સિતારી.
કોડે ભરી કર ધરી ઉરભાવઝારી
માંડી અમે પરમ વિશ્વતૃષા છિપાવા;
પીવાય તૃપ્ત બનવું, રીત એ જ ધારી.
મોજે પચાવી ઘટભીતર ઉષ્ણ લાવા,
રૂહેતા મથી સતત જગને છાપરે શાંતિ છાવા.

ધીરું લપાઇ, છુપી નિર્ઝર ગાય ગાણું,
માડે વળી સરિત સિન્ધુપ્રયાણ ઘેલી,
ને સિન્ધુરાજ ગરજે ગિરિગોદમાંનું
બોલાવતો ઝરણુટોળું,—બધે છુપેલી
તંત્રી બજે અમઉરે બજી જે રહેલી.
હૈયાં છલાછલ વલોવતી વાદળોનાં
વર્ષંત 'વીજનપખી જળગીતહેલી;
એ રીત ગાન સ્ફુરતાં પણ આ દિલોનાં,
રૂંધાય જે તદપિ, કવતાં કંપી ઝંઝાનિલોમાં! ૩૧

પ્યાલી ઉષા અમૃતની કંઇ ગટ્ગટાવી,
દીઠી બધીય દુનિયા નિજ રંગરંગી.
સન્ધ્યા વિષાદ મુખરેખ તળે છુપાવી
અન્ધારની વિશદતા પરખી અ-ડંખી,
જ્યાં હાંફતું પડી રહ્યું દૂર ક્ષતપંખી
ઢાળી દઇ વિકલથી સ્થલકાલ પાંખો,
ત્યાંથી અમે પર રસેટ રહંત ઝંખી,
ખોલી અનાવરણ કલ્પકલાની આંખો;
જે કૈં જડયો કણ, કવનમાં વેરતા એહ ઝાંખો. ૪૫૮

ઉમાશંકર જોષી

# ધોબી

ટહેલતાં સાબરને કિનારે
વિજ્ઞાનશાસ્ત્રી, કવિ, બે જણ ચડ્યા
ધોબી કને, જે કપડાં પછાડતાં
મહાજનો કોણ ન એ લહી શક્યો.

કહે કવિ; 'આ કપડાં ધુવે છે
ત્યાંથી ઉડંતા જળબિન્દુશીકરે
હૈયું કૂદે, ઇન્દ્રધનુષ્ય ન્યાળી.
જન્મ્યો હતે જો શતવર્ષપૂર્વે
તો પામતે હું પદ વર્ડ્ઝવર્થનું.'

વિજ્ઞાની કહે: 'ન્યૂટનની પહેલાં
પાક્યો ન ધોબી પણ કોઈ એવો
જે વાત સાદી સમજી શક્યો આ
કે તેજ, પાણીકણ આરપાર
જતાં, જૂદું થાય જ સાત રંગમાં ? !'

વદે કવિ : ' ધોબી જનો ય આ ને ? '
'રામા !' કહીને પછી બૂમ પાડી,
પૂછ્યું, 'અલ્યા ! કામકું જે તણાય
છાંટા ઉડે તે મહીં રંગ સાતનું
તે તું ઉમંગે નિરખે કદી કે ? '

ધોબી બિચારો થઇ મૂઢ, ફાંફાં
મારે, નિહાળી જન આ મહાનને
વાતે વળેલા નિજ ક્ષુદ્ર સંગમાં.
વિજ્ઞાની બોલે, ' તુજ પીઠ સૂર્યની
બાજુ ધરી, ધો કપડાં, અને જો
છાંટા મહીં અદ્ભુત સાત રંગને.'

'આપબાપ ! એવા કરું જો હું ચાળા
ઘરે બિચારાં મરી જાય છોકરાં ! '
કહે કવિ: 'સુન્દરતા પિછાનવા
ઘડીક તો રંગલીલા નિહાળી લે !'
'એ જોઉં તો આ ઢગ ધોઉં ક્યારે ? '

મંડ્યો પછી એ કપડાં પછાડવા
ધાલી ઊધું, ને બચવા જ છાંટથી
વિજ્ઞાનશાસ્ત્રી ખસી, મર્મમાં હસ્યા,
જો ! બાપડો ન્યૂટન વ્યર્થ જીવ્યો !
યે શોધ કે ના, સરખું જ આને ! '
હસે કવિઃ ' ના ઉર આનું નાચે,
જીવ્યું અરે ! ફોગટ વર્ડ્ઝવર્થનું ! '

૬ : ૨ : '૩૩. ઉમાશંકર જોષી

# ગ્રન્થિ [ Complex ]

## ૨

## અસ્વીકૃત ગ્રન્થિ

## Unrecognised Complex

કોઈ વાર મનુષ્યો પોતાની ગ્રન્થિ સ્વીકારવા તૈયાર હોતા નથી. તે લાગણીને વશ થઈને અમુક કાર્ય કરે છે, અથવા માન્યતા ધરાવતા હોય છે; છતાં તે એમ જ માને છે કે તે કેવળ શુદ્ધ તર્કથી, નિર્મળ વિચારસરણિથી તે કાર્ય કરે છે અથવા તે વિચાર ધરાવે છે. કોઈ આંતરકારણને લીધે તેમને તેમ કરવાની ફરજ પડે છે અને તે પોતાની ગ્રન્થિનો સ્વીકાર કરતા નથી. આવી ગ્રન્થિને આપણે અસ્વીકૃત ગ્રન્થિ (Unrecognised Complex) કહીશું.

અંત્યજને સ્પર્શ કરવો કે નહિ એ પ્રશ્ન કોઈ જૂના વિચારના પુરુષને પૂછીએ ત્યારે તે તેનો જવાબ સ્પષ્ટ રીતે નકારમાં આપશે, અને એ ઉત્તરનાં કેટલાંક કારણો રજૂ કરશે. જે કારણો એ રજૂ કરે છે તે તેણે શાન્ત રીતે વિચારીને દર્શાવ્યાં છે એમ તે માને છે. જો આપણે દલીલમાં ઊતરીને તેમણે આપેલાં કારણો કેટલાં અવાસ્તવિક, અસત્ય અને અર્થહીન છે એ બતાવીશું તોપણ એ બધું સાંભળી રહ્યા પછી છેવટે તેને પોતાનું મંતવ્ય જ સાચું લાગશે; આપણે સુધરી ગયા છીએ, નાસ્તિક થઈ ગયા છીએ એવું માનીને આપણી દલીલોને તે હૃદયમાં પેસવા દેશે નહિ.× તે જે કારણો રજૂ કરે છે તે તર્કના નિયમ અનુસાર નથી, પરંતુ બાલ્યાવસ્થાના પ્રાપ્ત થયેલા સંસ્કારોના બળથી, જે સમાજના અભિપ્રાયને માન આપે છે તે સમાજના અભિપ્રાયના બળથી પ્રેરાઈને આવાં કારણો રજૂ કરે છે. તે કારણો પાછળ તર્કસિદ્ધ દલીલો નથી; પરંતુ તર્કાભાસ છે. મનની આ વૃત્તિને અંગ્રેજીમાં Rationalisation કહે છે. આપણે તેને કારણાન્તર દર્શન કહીશું.

આ દૃષ્ટાંતમાં જે માણસ અંત્યજસ્પર્શ વિરુદ્ધ કારણો આપે છે તેને પોતે શું કહે છે તેની પૂરેપુરી માહિતી નથી. તે એમ માને છે કે તે સાચાં કારણો, તર્કબદ્ધ દલીલો રજૂ કરે છે; પરંતુ ખરી રીતે એ કારણો બરોબર નથી; અને તેની માન્યતાના મૂળમાં તેનાથી અજ્ઞાત ગ્રન્થિ રહેલી છે. અંત્યજને ન સ્પર્શવા સંબંધી જે ગ્રન્થિ તેના મનમાં નાનપણથી જ ઊગવા માંડી છે તે તે જાણતો નથી. તેણે આપેલાં કારણોસર નહિ પરંતુ

---

× સરખાવો: A man convinced against his will,
Is of the same opinion still.

પેલી ગ્રન્થિના બળે તે અંત્યજસ્પર્શ વિરુદ્ધ છે એમ તે સમજતો નથી. બાઇસીકલની ધૂનવાળો છોકરો પોતાની ગ્રન્થિ જાણતો હતો; આ ભાઇ પોતાની ગ્રન્થિ વિશે અજ્ઞાન ધરાવે છે.

આ જ પ્રમાણે વિવિધ ધાર્મિક સંપ્રદાયના અથવા વિવિધ રાજકીય પક્ષના અનુયાયીઓ પોતાના અભિપ્રાયો બુદ્ધિપૂર્વક બહુધા નથી બાંધતા. જે સંપ્રદાયમાં તે જન્મ્યા હોય છે તે સંપ્રદાયના અથવા જે રાજકીય પક્ષમાં તે કોઇક અજ્ઞાત કારણસર જોડાયા હોય છે તે રાજકીય પક્ષના અભિપ્રાયોનો હમેશાં પડઘો પાડે છેઃ અને શુદ્ધ તર્ક કોઇ મનુષ્યનો સંપ્રદાય અથવા રાજકીય પક્ષ ભાગ્યે જ બદલાવી શકે છે; એ સુપ્રસિદ્ધ વાત છે. જીવનના ગંભીર પ્રશ્નોમાં મનુષ્યો તર્ક અનુસાર નથી વર્તતા પરંતુ પોતાની ગ્રન્થિ અનુસાર વર્તન કરે છે. ધર્મ, સ્નેહ આદિ વસ્તુમાં મનુષ્ય બુદ્ધિ કરતાં હૃદયની અજ્ઞાત ગ્રન્થિ ઉપર વિશેષ શ્રદ્ધા રાખે છે, અને પોતાની શ્રદ્ધાના સમર્થન માટે કારણો પછી ઊભાં કરે છે.*

## સાહજિક વૃત્તિ અને બુદ્ધિ ( Instinct and intelligence )

આ ગ્રન્થિઓનો વિચાર આપણને મનુષ્યોની માન્યતાઓ અને વર્તનની પાછળ રહેલી પ્રેરક-શક્તિનો વિચાર કરવા તરફ દોરી જાય છે. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે મનુષ્ય એ બુદ્ધિશાળી પ્રાણી છે, એ બુદ્ધિપૂર્વક બધાં કાર્યો કરે છે; જ્યારે પશુઓ કેવળ પ્રેરણા ( instinct )ને વશ થઇને બધાં કાર્યો કરે છે. આજથી ત્રીસ વર્ષ પહેલાં પશ્ચિમના ઘણાખરા માનસશાસ્ત્રીઓ આ પ્રમાણે જ માનતા. તે પ્રેરણા અને બુદ્ધિનો વિરોધ કલ્પતા; અને માનતા હતા કે જ્યાં પ્રેરણા હોય ત્યાં બુદ્ધિ ન હોય અને જ્યાં બુદ્ધિ હોય ત્યાં પ્રેરણા ન હોય; પરંતુ નવીન માનસશાસ્ત્રે આ વિચારમાં જબરું પરિવર્તન કરી નાખ્યું છે. અત્યારે માનસશાસ્ત્રીઓ માને છે કે પશુના જેટલાં જ મનુષ્યો પ્રેરણાને વશ થઇને વર્તે છે. જેમ પશુના દરેક કાર્ય પાછળ પ્રેરણા હોય છે તેમ જ મનુષ્યના દરેક કાર્ય પાછળ પ્રેરણા હોય છે. પશુનાં કાર્યો સીધાં, સરળ હોવાથી તેમની પાછળ રહેલી પ્રેરણા સહેજે આપણાથી જોઇ શકાય છે; પરંતુ મનુષ્યનાં કાર્યો અસરળ, ગુંચવાયેલાં, જટિલ હોવાથી તેમની પાછળ રહેલી પ્રેરણા કે પ્રેરણાઓ સહેજે ઓળખી શકાતી નથી. મનુષ્યનાં કાર્યોની પાછળ રહેલ પ્રેરણાં શોધી કાઢવામાં જરા શ્રમ પડે છે; પણ આપણે મનુષ્યના ગમે તે કાર્યનું પૃથક્કરણ કરીશું તો તે દરેક કાર્યના મૂળરૂપે કોઇ પ્રેરણા જણાશે. મનુષ્યોના કાર્ય પાછળ પ્રેરણા રહેલી છે એટલે તેમાં બુદ્ધિનો ઉપયોગ નથી થતો એવું કહેવાનું તાત્પર્ય નથી. મનુષ્ય પ્રેરણાની સાથે બુદ્ધિનો એવો ઉપયોગ કરે છે કે ઘણી વાર પ્રેરણા એમાં કેવળ ઢંકાઇ જાય છે. જેમ મનુષ્યમાં બુદ્ધિ વિશેષ તેમ એની પ્રેરણા ગૂઢ જણાશે.

જ્યારે મનુષ્ય કોઇ કાર્ય કરે છે ત્યારે તે કાર્ય તે શા માટે ( Why ) કરે છે એનું સંશોધન આપણે કરીશું તો એ કાર્યની પ્રેરક-શક્તિ કોઈ સાહજિક વૃત્તિ Instinct છે એમ જણાઈ આવશે. પરંતુ સાહજિક વૃત્તિને વશ થઈ તે મનુષ્ય બીજી કોઇ રીતે કાર્ય

* સરખાવો: Argument does not precede but follows convictio

નહિ કરતાં આ પ્રમાણે જ કેમ ( How ) કરે છે તેનો વિચાર કરીશું તો તેનો ઉત્તર તે મનુષ્યનાં બુદ્ધિ અને અનુભવમાંથી આપણને મળશે. એક યુવક અંદરની વૃત્તિથી પ્રેરાઇ રમત રમવા નીકળી પડે છે; પરંતુ તે કઇ રમત રમશે અને તે કેવી રીતે રમશે તેનો આધાર તેની બુદ્ધિ અને અનુભવ ઉપર રહેશે. એ જ પ્રમાણે એક મનુષ્ય સાહજિક વૃત્તિથી પ્રેરાઇ કોઇ ધંધો કરશે; પણ કેવી રીતે તે ધંધો તે કરશે તે તેની બુદ્ધિ અને અનુભવ ઉપર આધાર રાખશે. એક કાર્ય શા માટે ( Why ) થાય છે તેનો જવાબ પ્રેરણા આપે છે; અને તે આ પ્રમાણે કેમ ( How ) થાય છે તેનો જવાબ બુદ્ધિ આપે છે. એટલે મનુષ્યના દરેક કાર્યની પાછળ પ્રેરણાનું બળ રહેલું છે, અને પ્રેરણાને દિશા આપવામાં બુદ્ધિનું બળ રહેલું છે. મનુષ્ય બુદ્ધિથી પ્રેરાય છે તેમ જ પ્રેરણાથી પણ પ્રેરાય છે. પ્રેરણા એ મનુષ્ય અને પશુને સામાન્ય છે;* પરંતુ પશુની સાથે સરખાવતાં મનુષ્યમાં બુદ્ધિનું તત્ત્વ વિશેષ હોય છે.

આપણી અંદર રહેલી ×સ્વરક્ષણની વૃત્તિ, જાતિરક્ષણની વૃત્તિ, સંઘવૃત્તિ આદિ જે વૃત્તિઓ જીવનને પ્રેરે છે તે વૃત્તિમાંથી જે ગ્રન્થિઓ ઉત્પન્ન થાય છે તે ઘણી દીર્ઘકાળજીવી હોય છે અથવા તો તે આખા જીવન સુધી ટકે છે. કેટલીક ગ્રન્થિઓ થોડા કાળ પર્યંત જ ટકે છે અને પછી નાશ પામે છે. પરીક્ષા-ગ્રન્થિ, સાઇકલ-ગ્રન્થિ થોડા સમય સુધી જ ટકે છે; પછી તે અદશ્ય થઇ જાય છે. આ પ્રમાણે મનુષ્યનું જીવન અલ્પસમયજીવી કે દીર્ઘસમયજીવી ગ્રન્થિઓથી પ્રેરાય છે. જ્યારે કોઇ એક ગ્રન્થિ જાગ્રત થાય છે ત્યારે તે ગ્રન્થિનાં બધાં ય તંતુઓ ઝણઝણી જ ઊઠે એમ નથી બનતું; પરંતુ બીજા કોઇ વિચાર કરતાં તે તન્તુને ઝણઝણી ઊઠવાનો અને તેથી સ્મૃતિમાં આવવાનો વધારે અવકાશ હોય છે.

જેમ ગ્રન્થિથી પ્રેરાઇને આપણે જ્ઞાતિ વિશે, ધર્મ વિશે, સમાજસુધારા વિશે, સંતતિનિયમન વિશે, અભિપ્રાયો બાંધીએ છીએ, તેમ કેવળ તાર્કિક દલીલોથી પણ આપણે કેટલીક વાર આપણા અભિપ્રાયો બાંધીએ છીએ. જ્યારે ગ્રન્થિ આપણા અભિપ્રાયોને પ્રેરે છે ત્યારે તેમાં બુદ્ધિ કરતાં લાગણી વધારે ભાગ ભજવે છે; પરંતુ વિજ્ઞાનના વિષયમાં કે ગણિતના વિષયમાં આપણે જે સિદ્ધાંતો પ્રતિપાદન કરીએ છીએ તે કેવળ બુદ્ધિજન્ય જ હોય છે. પૃથ્વી ગોળ છે, ગમે તે ત્રિકોણના ત્રણે ખૂણાનો સરવાળો ૧૮૦° અંશ જ થાય, પાણી હાઇડ્રોજન અને ઓક્સીજનનું બનેલું હોય છે આ સત્યોનો વિચાર આપણે કેવળ તર્કથી, કેવળ બુદ્ધિથી કરીએ છીએ. એમાં આપણે લાગણી ભેળવતા નથી. પાણી હાઇડ્રોજન અને ઓક્સીજનનું બનવાને બદલે નાઇટ્રોજન અને આર્ગોન ગેસનું બનત તોપણ આપણે એટલી જ તટસ્થ વૃત્તિથી એ સત્ય ગ્રહણ કરત.[1] આપણા મનમાં સુખદ કે

* સરખાવો: आहार निद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ।

× Instincts of self-preservation, race-preservation and herd Instinct.

૧ પરંતુ હમેશાં આવું બનતું નથી. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એ પ્રશ્ન આજથી ૩૦૦ વર્ષ પહેલાં ગેલીલીઓના સમયમાં બુદ્ધિના પ્રદેશનો નહોતો; એક તરફ શુદ્ધ તર્ક અને નિર્મળ વિચારસરણી હતી તો બીજી તરફ કેવળ ધર્મોપદેશ અને મતાગ્રહ

દુઃખદ લાગણી જાગ્રત થતી નથી. પરંતુ આપણે જ્યારે વિધવાપુનર્લગ્ન કે એવા વિષયો વિશે વિચાર કરીએ છીએ ત્યારે એવું જ તાટસ્થ્ય જાળવી શકતા નથી; એ વખતે કેવળ નિર્મળ તર્ક અનુસાર આપણે ચાલતા નથી પરંતુ આપણે એની અંદર આપણી લાગણીઓ મિશ્રિત કરીએ છીએ, કેટલીક વાર એમાં આપણે આપણું હૃદય રેડીએ છીએ; એટલે તે ગ્રન્થિ બને છે.

## ગ્રન્થિ—સંશોધના

પ્રત્યેક મનુષ્યના મનમાં—મૂર્ખ કે વિદ્વાન—દરેકના મનમાં ગ્રન્થિનો ઉદ્ભવ થાય છે; આવો મનોવ્યાપાર ચાલે છે એ વાતની ઘણાંને ખબર હોય છે અને ઉપર દર્શાવ્યા પ્રમાણે કવિઓએ તેનો ઉપયોગ પણ કર્યો છે. એટલે માનસશાસ્ત્ર જો આટલેથી જ અટક્યું હોય તો તેણે આ મનોવ્યાપારને નામસંસ્કરણ કર્યા સિવાય કાંઇ વિશેષ કર્યું ન કહેવાય; પણ માનસશાસ્ત્ર આટલેથી જ અટક્યું નથી. તેણે તેનો વ્યવહારમાં પણ ઉપયોગ કર્યો છે; અને ગ્રન્થિની સહાયથી મનુષ્યજીવન વિશે કાંઇક ઊંડો પ્રકાશ પણ માનસશાસ્ત્ર પાડે છે.

ગ્રન્થિના વિચારની સહાયથી આપણે જીવનને કેટલીક વાર સહેલાઇથી સમજી શકીએ છીએ એટલું જ નહિ પરંતુ વ્યાવહારિક રીતે પણ તેનો ઉપયોગ કરી શકીએ છીએ. આપણે જોઇ ગયા છીએ કે માણસ કેટલીક પોતાને પ્રેરી રહેલી ગ્રન્થિઓથી અજ્ઞાત હોય છે. આ માણસને આપણે તેના કાર્યનું કારણ પૂછીશું તો સાચાં કારણ મળવાને બદલે આપણને કારણાન્તરો rationalisations મળશે. આપણે આપણી જાતનું આત્મનિરીક્ષણ કરવા બેસીએ તો આપણને પણ આજ મુશ્કેલી નડશે. આપણે કરેલાં કાર્યોનાં સાચાં મૂળ હમેશાં નહિ શોધી શકીએ. પરંતુ આ મૂળ શોધવા માટે કેટલીક રીતિઓ શોધવામાં આવેલી છે. તેમાં ઝ્યુરીચના માનસશાસ્ત્રી ડૉ. યુંગ ( Jung )ની રીત બહુ સફળ થયેલી છે.

જે શબ્દોની સહાયથી ગ્રન્થિ શોધી કાઢી શકાય એવા સો શબ્દો તેણે યોજ્યા છે. જે મનુષ્યોની ગ્રન્થિ શોધવાની હોય છે તેમની સમક્ષ આ શબ્દો બોલવામાં આવે છે અને એમને કહેવામાં આવે છે કે " તમે જેવો શબ્દ સાંભળો કે તરત જ પહેલવહેલો જે શબ્દ તમારાં મનમાં આવે તે બોલજો. તે શબ્દ યોગ્ય કે અયોગ્ય, કામનો કે નકામો, વિચિત્ર કે અવિચિત્ર છે તેનો વિચાર ન કરતાં તમે તે તરત બોલજો. "

પ્રત્યુત્તરમાં જે શબ્દ મળે તે શબ્દ અને ઉત્તર આપવામાં જે સમય જાય તે સમયનો વિચાર ગ્રન્થિ ઉપર સારો પ્રકાશ નાખે છે. આ સો શબ્દોમાં કેટલાક શબ્દો

હતાં. આ તો વૈજ્ઞાનિક અને ધર્મગુરુ વચ્ચેના વાદવિવાદની વાત થઈ. પરંતુ વૈજ્ઞાનિકો પણ હમેશાં કેવળ શુદ્ધ તર્કથી જ અને કોઇ પણ જાતના મતાગ્રહથી દોરાયા સિવાય જ દલીલ કરે છે એમ નથી હોતું. દૃષ્ટાંત તરીકે —Heredity—વારસામાં કયા ગુણો ઊતરે છે એ વિશે પ્રયોગ કરનારા વિજ્ઞાનશાસ્ત્રીઓમાં અત્યારે જે તીવ્ર મતભેદ પ્રવર્તે છે તે મુખ્યત્વે ઘણાખરાની ગ્રન્થિઓને આભારી છે.

એવા છે કે જે ગ્રન્થિને જાગ્રત કરવામાં સહાયરૂપ થઇ પડે છે. 'મરી ગયેલું' 'પૈસા આપવા' 'હેતાળ' 'અભિમાન' 'ગુસ્સે' 'પાપ કરવું' 'બાળક' 'પરણવું'—આવા શબ્દો વચ્ચે વચ્ચે મૂકવામાં આવ્યા છે. આ શબ્દો મનુષ્યની એક અથવા બીજી ગ્રન્થિ સાથે અથડાય છે અને ગ્રન્થિના તારમાં ઝણઝણાટ થાય છે. સાક્ષાત્ મૂળ વસ્તુ કે પ્રસંગની વચ્ચે જો મનુષ્યને મૂકવામાં આવે તો તેની ગ્રન્થ પૂરેપુરી જાગ્રત થાય છે, પરંતુ મૂળ વસ્તુ અથવા પ્રસંગના અભાવે તે વસ્તુ અથવા તે પ્રસંગસૂચક શબ્દો સાંભળતાં તે ગ્રન્થિ જાગ્રત થાય છે, અને પ્રતિશબ્દ તેટલે અંશે ગ્રન્થિસૂચક રજૂ થાય છે. વળી જો ગ્રન્થિ હૃદયમાં બહુ ઊંડે પેસી ગઇ હોય, અને અદૃશ્ય થઇ ગઇ હોય તો તે ગ્રન્થિને સ્પર્શ થતાં પ્રતિશબ્દ બોલતાં વાર લાગે છે. પ્રતિશબ્દ પણ ગ્રન્થિનો ભાગ હોય છે; તે પણ દમન પામેલો, અદૃશ્ય થઇ ગયેલો હોય છે એટલે તેને હૃદયના અંદરના પડમાંથી ઉપર આવતાં વાર લાગે છે. પ્રયોગ કરનાર આવા શબ્દો ઉપર ધ્યાન આપે છે, અને ગ્રન્થિ શોધી કાઢે છે. ફરીથી એ જ વ્યક્તિ ઉપર પ્રયોગ કરવામાં આવે તો જે શબ્દોના પ્રતિશબ્દ મેળવતાં વાર લાગી હતી તે શબ્દોના પ્રતિશબ્દ એ ને એ નહિ આવતાં બીજા આવે છે, એટલે એ શબ્દો સરળ પ્રતિક્રિયા મનમાં નથી કરતા, પરંતુ કાંઇક ઊંડી પ્રતિક્રિયા કરે છે એ તરફ તરત જ પ્રયોગકારનું લક્ષ જાય છે, અને ગ્રન્થિ શોધવી સરળ બને છે.

## ડૉક્ટર યુંગે યોજેલા સો શબ્દો

| | | |
|---|---|---|
| ૧ માથું | ૧૯ માંદો | ૩૭ મીઠું |
| ૨ લીલું | ૨૦ દોડવું | ૩૮ નવો |
| ૩ પાણી | ૨૧ શાહી | ૩૯ રિવાજ |
| ૪ ગાવું | ૨૨ ગુસ્સે | ૪૦ પ્રાર્થના કરવી |
| ૫ મરી ગયેલું | ૨૩ સોય | ૪૧ પૈસો |
| ૬ લાંબું | ૨૪ તરવું | ૪૨ મૂર્ખ |
| ૭ વહાણ | ૨૫ મુસાફરી | ૪૩ પત્રિકા |
| ૮ પૈસા આપવા | ૨૬ ભૂરું | ૪૪ ધિક્કારવું |
| ૯ બારી | ૨૭ દીવો | ૪૫ આંગળી |
| ૧૦ હેતાળ | ૨૮ પાપ કરવું | ૪૬ ખર્ચાળ |
| ૧૧ રાંધવું | ૨૯ રોટલો | ૪૭ પક્ષી |
| ૧૨ પૂછવું | ૩૦ શ્રીમંત | ૪૮ પડવું |
| ૧૩ ઠંડું | ૩૧ વૃક્ષ | ૪૯ ચોપડી |
| ૧૪ ઘડ | ૩૨ ધમાડવું | ૫૦ અન્યાયી |
| ૧૫ નાચવું | ૩૩ દયા | ૫૧ દેડકો |
| ૧૬ ગામડું | ૩૪ પીળો | ૫૨ જુદા પડવું |
| ૧૭ સરોવર | ૩૫ પર્વત | ૫૩ ભૂખ |
| ૧૮ અભિમાન | ૩૬ મરવું | ૫૪ શ્વેત |

| | | |
|---|---|---|
| ૫૫ બાળક | ૭૦ જૂનું | ૮૫ બગલો |
| ૫૬ સંભાળ લેવી | ૭૧ ફૂલ | ૮૬ ખોટું |
| ૫૭ સીસાપેન | ૭૨ મારવું | ૮૭ ચિંતા |
| ૫૮ દિલગીર | ૭૩ પેટી | ૮૮ ચુંબન કરવું |
| ૫૯ આલુ | ૭૪ જંગલી | ૮૯ પત્ની |
| ૬૦ પરણવું | ૭૫ કુટુંબ | ૯૦ ચોખ્ખું |
| ૬૧ ઘર | ૭૬ ધોવું | ૯૧ બારણું |
| ૬૨ વહાલા | ૭૭ ગાય | ૯૨ પસંદ કરવું |
| ૬૩ કાચ | ૭૮ મિત્ર | ૯૩ સૂકું ઘાસ |
| ૬૪ કજિયો કરવો | ૭૯ નશીબ | ૯૪ સંતુષ્ટ |
| ૬૫ રૂવા | ૮૦ જૂઠાણું | ૯૫ મશ્કરી |
| ૬૬ મોટા | ૮૧ રીતભાત | ૯૬ ઊંઘવું |
| ૬૭ ગાજર | ૮૨ સાંકડું | ૯૭ માસ |
| ૬૮ ચીતરવું | ૮૩ ભાઈ | ૯૮ સુંદર |
| ૬૯ ભાગ | ૮૪ બીવું | ૯૯ સ્ત્રી |
| | | ૧૦૦ ગાળ દેવી |

એક માણસ આગળ નીચેના શબ્દો બોલવામાં આવ્યા હતા, અને તેણે સામે લખેલા પ્રત્યુત્તર આપ્યા હતા. ઉત્તર આપતાં કેટલો સમય ગયો તે છેલ્લે નોંધવામાં આવ્યું છે.

| ડૉકટરનો શબ્દ | પ્રત્યુત્તરિત શબ્દ | ઉત્તર આપતાં લાગેલો સમયઃ સેકંડ |
|---|---|---|
| ૧ માથું | વાળ | ૧·૪ |
| ૨ લીલું | મેદાન | ૧·૬ |
| ૩ પાણી | ઊંડું | ૫·૦ |
| ૪ લાંબું | મેજ | ૧·૬ |
| ૫ વહાણ | ડૂબી જાય છે | ૩·૪ |
| ૬ પૂછે છે | જવાબ આપે છે | ૧·૬ |
| ૭ ઊન | ગૂંથે છે | ૧·૬ |
| ૮ ઇર્ષ્યાળુ | સ્નેહાળ | ૧·૪ |
| ૯ સરોવર | પાણી | ૪·૦ |
| ૧૦ માંદા | સાજો | ૧·૮ |
| ૧૧ શાહી | કાળી | ૧·૨ |
| ૧૨ તરે છે | તરી શકે છે. | ૩·૮ |

ઉપર જે શબ્દો પ્રત્યુત્તરરૂપે મળ્યા છે તે શબ્દો બે વિભાગમાં વહેંચી શકાય તેવા છે. એક વિભાગમાં મૂળ શબ્દ અને પ્રત્યુત્તરિત શબ્દ વચ્ચેનો સંબંધ કેવળ બૌદ્ધિક છે. કોઇ 'કલમ' શબ્દ બોલે અને હું તરત તેના પ્રત્યુત્તરરૂપે 'ખડિયો' કહું તો એ ઉત્તર હમેશના અભ્યાસથી સૂઝી આવ્યો છે એ સ્પષ્ટ છે. એ ઉત્તરમાં લાગણીનો બહિષ્કાર નથી, અને એટલા જ વાસ્તે એ ઉત્તર આપતાં સમય ઓછો લાગેલો છે. પરંતુ જે શબ્દો કળી અસરે

છાપવામાં આવ્યા છે તે શબ્દો ઉપરના શબ્દોથી એ રીતે જુદા પડી જાય છે. જે ઉત્તર આપવામાં આવ્યો છે તે માત્ર બૌદ્ધિક નથી, હમેશના અભ્યાસથી સહજ થઇ ગયેલો નથી; તે મૂળ શબ્દની સાથે લાગણીથી જોડાયેલો છે. ડૉક્ટર 'વહાણુ' શબ્દ બોલ્યા કે તરત તે શબ્દે તેની ઊર્મિને જાગ્રત કરી; એ ઊર્મિની સાથે જોડાયેલા બધા વિચારો મનમાં ઊભરાવવા માટે ( Conciousness માં આવવા માટે ) તળેઉપર થવા લાગ્યા. એમાંથી જે વિચાર આ શબ્દ સાથે ઘણી પ્રબળ રીતે જોડાયો હતો તે મનમાં આવ્યો. વહાણુ શબ્દ સાંભળતાં જ તેની ગ્રન્થિના–Complexના તાર ઝણઝણી ઊઠયા અને અવાજ કરવા તત્પર થઇ ગયા; અને એમાંથી જે તાર સૌથી સબળ હતો તેનો અવાજ બહાર આવ્યો. એટલે આ રીતિથી મનુષ્યના મનમાં કયા Complex પ્રબળ છે–કઇ ગ્રન્થિઓ જીવનપ્રવાહને આગળ ધપાવે છે એ જણાઇ આવે છે, અને એથી મનુષ્યનું મન આપણે સમજી શકીએ છીએ.

વળી બૌદ્ધિક શૃંખલાથી જોડાયેલા શબ્દોએ કાંઇ સમય નહોતો લીધો પરંતુ કાળા અક્ષરે છાપેલા શબ્દોએ સમય વધારે લીધો છે. આ સમયે જે ગ્રન્થિ જાગ્રત થઇ હતી તે ગ્રન્થિ દુઃખદ હતી; તે વ્યક્ત થવા માગતી હતી પરંતુ તેને તેમ થતાં કોઇ અટકાવતું હતું. મનની અંદરનું બીજું બળ તે ગ્રન્થિને વ્યક્ત થતાં રોકી રાખતું હતું. એ Repressed Complex–દમન પામેલી ગ્રન્થિ હોવાથી તેની સાથે જોડાયેલા વિચારો ( તેનાં Associations ) સહેલાઇથી બહાર આવી શકતા નહોતા. જ્યારે પ્રત્યુત્તર આપતાં વાર લાગી ત્યારે ડૉક્ટર તરત સમજી ગયા કે આ સ્થળે આ મનુષ્યના મનની અંદર ઊંડું પેસી શકાય એવું છે. અને વિશેષ સવાલો પૂછતાં તેને માલમ પડી આવ્યું કે તે માણસે થોડા સમય પહેલાં પાણીમાં ડૂબીને આપઘાત કરવાનો વિચાર કર્યો હતો. આવા પ્રયોગોથી નીચેની વસ્તુઓ વિષે પ્રકાશ પડે છેઃ—

(૧) મનુષ્યમાં કઇ લાગણી પ્રબળ છે—કઇ વસ્તુઓ તેના જીવનની એ સમયે પ્રેરક છે એ જાણી શકાય છે.

(૨) માણસ પોતે પોતાના Complexes જાણતો ન હોય, કયા ગુપ્ત વિચારો તેના જીવનની દોરીઓ ખેંચી રહ્યા છે એ તેનાથી અજ્ઞાત હોય છતાં આ અખતરો એ વિચારોને પ્રકાશમાં લાવે છે.

(૩) અને જો કોઇ માણસ પોતાની લાગણીઓ છુપાવવા પ્રયત્ન કરતો હોય તો તે લાગણીઓ આવા પ્રયોગો દ્વારા પ્રકટ થઈ જાય છે.

એક મનુષ્યની સમક્ષ આવા શબ્દો મૂકવામાં આવ્યા તો અનેક વાર 'નાનો 'શબ્દ ઉત્તર રૂપે મળતો હતો.

| | |
|---|---|
| રસોઇ | નાની |
| ઠંડું | નાનું |
| થાળી | નાની |

આ પ્રમાણે વારંવાર 'નાના' શબ્દ પ્રત્યુત્તરરૂપે મળતો હતો એટલું જ નહિ પરંતુ જેનો કાંઇ અર્થ જ ન થઇ શકે એવી રીતે તે 'નાના' શબ્દનો ઉપયોગ કરતો હતો. "તમે 'નાના' શબ્દ વારંવાર કેમ વાપરો છો ?" એ પ્રશ્નનો ઉત્તર તે કાંઇ આપી શકયો નહિ. તપાસ

કરતાં માલમ પડયું કે ચાર ભાઇઓમાં તે ઠીંગણો હતો; તેના બધા ભાઇઓ તેની સાથે સરખાવતાં સારી રીતે ઊંચા હતા. તેનું હુલામણાનું નામ "નાનો" હતું અને તેને સૌ બાળક ગણતાં હતાં. આવા વર્તનથી તે આત્મવિશ્વાસ ખોઇ બેઠો: તે બુદ્ધિશાળી હતો, અને તેણે ખૂબ વાંચ્યું હતું છતાં પણ તે પરીક્ષામાં આત્મવિશ્વાસને અભાવે બેઠો નહિ. કોઇ કોઇ વાર તે ગાંડો થઇ જતો હતો. આ અવસ્થામાં ઊંચા દેખાવા તે પગનાં આંગળાં જ માત્ર જમીન ઉપર રાખીને ચાલતો હતો. 'નાના' શબ્દની સાથે તેને ઘણી દુઃખદ લાગણીઓ જોડાઇ હતી. 'નાના' ગ્રન્થિ આ પ્રયોગથી તરત જણાઇ આવી.

આવા પ્રયોગથી એક વખત ડૉ. યુંગે ચોરી પકડી હતી. એક દવાખાનામાં એક તાળું વાસેલા કબાટમાંથી એક બાઇના ૭૦ ફ્રાંકની ચોરી થઇ હતી. આસપાસના સંજોગો ઉપરથી ત્રણ બાઇઓ ઉપર વહેમ જતો હતો. ડૉ૦ યુંગે બીજા શબ્દોની સાથે કબાટ, બારણું, ઉઘાડવું, કૂંચી, સંતાડવું, સિત્તેર એવા શબ્દો ઉમેર્યા; અને પછી ઉત્તરિત શબ્દો તેમ જ ઉત્તર આપતાં લાગેલો સમય એ બન્નેનો વિચાર કરીને ખરો ચોર પકડી પાડયો હતો.

ચુનીલાલ ના. શાહ

[ બાકીનો હપ્તો આવતા અંકમાં પૂરો થશે. ]

# બેઝાર મુસાફર

: ગઝલ :

૧ આ સોઝતા દિલકેરી હા ! સાંભળે ધસરાર કો ?
મારાં સમા બેગાનાની છે ખબર લેનાર કો ?

૨ ચાલી છે રહ્યા રેલા તન આ ઉપર તપેલા:
છે ચાહ કોઇ આંહી, યા પાસમાં ગુલઝાર કો ?

૩ સૂકાં આ બિયાબાનો ઓળંગીને જવાનો
રસ્તો બતાવનારો છે રાહબર હુશિયાર કો ?

૪ મારી આ મુશ્કિલાતોમાં કોણ મને ચાહે ?
કો આવી હાથ સાહે, ને દોરવા તૈયાર કો ?

૫ કો મારી પાસ આવે, ને કો મને બચાવે ?
કો સાથ ઝંપલાવે—ને સાથ છે મરનાર કો ?

૬ આખર સુધીય પ્યારી છોડે ન વફાદારી
-સો માંહી એક એવો મળનાર છે ગમખ્વાર કો ?

૭ ફાટી ગયેલ જામો, ને ચાક આ ગિરેબાં
તન સાથ આ પતીલના—છે એહનો હકદાર કો ?

—પતીલ

# ગુજરાતના મુસલમાનોમાં ભાષાનો પ્રશ્ન

આ પ્રશ્ન ઉપર વિચાર કરવામાં આવ્યો નથી તે જાણી મને આશ્ચર્ય થાય છે. ગુજરાતમાં વસતા મુસલમાનોનું સંસ્કારી જીવન આ પ્રશ્ન ઉપર આધાર રાખે છે અને તેથી આ પ્રશ્ન ઘણો મહત્ત્વનો થઇ પડે છે. અર્વાચીન વૈજ્ઞાનિક પદ્ધતિથી આ દિશામાં કોઇએ પ્રયત્ન કર્યો હોય તેવું મારી જાણમાં નથી.

ગુજરાતમાં વસતી મુસલમાન કોમો નીચે પ્રમાણે છે: શીઆ અને સુન્ની, વહોરા, મેમણ, મોલે સલામ ગરાસીઆ અને ખોજા. આ કોમોનો અનુક્રમે વિચાર કરતાં શીઆ વહોરા પૈકી દાઉદી વહોરાઓમાં 'ગુજરાતી' છૂટથી બોલાય છે પણ આ કોમમાં 'ગુજરાતી'નું સ્થાન 'ઊર્દુ'ને આપવા માટે 'ઊર્દુ' નો અભ્યાસ કરવાનું વલણ જોવામાં આવે છે. સુન્ની વહોરાઓને પણ આ કથન લાગુ પડે છે. સુલેમાની વહોરાઓની બાબતમાં આવું વલણ કેવળ વલણ રહ્યું નથી, પણ સિદ્ધ વસ્તુમાં રૂપાંતર પામ્યું છે. સુલેમાન વહોરાઓમાં કેટલાક ગુજરાતી સમજે છે, પણ તેઓ ગુજરાતી બોલતા નથી. સુલેમાની વહોરાઓની બાબતમાં 'ગુજરાતી' તેમની માતૃભાષા નથી. ગુજરાતમાં રહેવા છતાં ભાષાની બાબતમાં ગુજરાતના નહિ થવાની તેમણે બુદ્ધિપૂર્વક કાળજી રાખી છે. આ કોમનું બાળક ઘેર ઊર્દુ બોલે છે, નિશાળમાં ઊર્દુ શીખે છે, અને *Bi—lingual* તો નથી જ. મેમણની બાબતમાં, મેમણ બાળકની માતૃભાષા કચ્છી હોય છે પણ તે નિશાળમાં ગુજરાતી શીખે છે. આનાં બે કારણ છે: મેમણ વેપારી વર્ગના છે અને મુંબાઇ તેમજ ગુજરાત અને કાઠિયાવાડમાં વેપારની ભાષા ગુજરાતી હોવાથી મેમણ બાળકને, વ્યાપારિક હેતુથી ગુજરાતી શીખવું પડે છે. તેમ જ તેમની માતૃભાષા કચ્છીનો બહુ વિકાસ થયેલો નહિ હોવાથી, તેમને વાચન, લેખન અને ગણિત માટે ગુજરાતી ફરજિયાત શીખવું પડે છે. આ કોમ વ્યાપારિક દૃષ્ટિએ જેટલી મહત્ત્વની છે, તેટલી જ સંસ્કારની દૃષ્ટિએ નજીવી છે. છતાં સંસ્કારની દૃષ્ટિએ પછાત રહેલી આ કોમમાં પોતાનાં બાળકોને ઊર્દુનું જ્ઞાન આપવાનું વલણ મેં જોયું છે. મુસલમાન ગરાસિયામાં આ વૃત્તિ ઊર્દુ ભણવામાં નહિ પણ વિશેષનામો બદલવામાં સાર્થકતા પામેલી જોવામાં આવે છે, જેમકે ન્હાસિંહજી નુસરૂલ્લા ખાન, અને જસવંતસિંહજી જલાલુદ્દિન બને છે. ઘણાખરા ગરાસિયા ખેડૂતો હોવાથી અને બુદ્ધિવિષયક વ્યવસાયોમાં યોજાએલા નહિ હોવાથી આ કોમ પણ કેળવણીમાં પછાત છે. છતાં આર્થિક અને રાજ્યદ્વારી દૃષ્ટિએ આ કોમનો વિચાર કરવો પડે તેમ છે; કારણ કે ગુજરાત અને કાઠિયાવાડના કેટલાક ઠાકોરો આ કોમના છે.

ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને સિંધ પ્રદેશોનાં મોટાં શહેરોમાં આ કોમ મળી આવે છે. ગ્રામ્ય પ્રદેશોમાં, ખોજા કોમમાં ગુજરાતી અને કચ્છી ભાષાઓ બોલાય છે, જો કે ઊંચા વર્ગમાં હિંદુસ્તાની—ઉર્દુનો એક વિશિષ્ટ પ્રકાર—બોલાય છે. મુંબઈમાં આ કોમમાં પોતાના ઘરમાં ઉર્દુ અથવા હિંદુસ્તાની બોલવાની વૃત્તિ જોવામાં આવે છે. નિશાળમાં આ કોમનાં બાળકો ઉર્દુ શીખતાં નથી. ઘણાંખરાં ગુજરાતી શીખવતી શાળાઓમાં દાખલ થાય છે. પરિણામે, ખોજા બાળક Bi-lingual થાય છે.

પરિણામે, ભાષાઓની બાબતમાં અવ્યવસ્થા—અનિશ્ચિતતા જોવામાં આવે છે. નિશાળમાં શીખવાતી ભાષા ઘરમાં બોલાતી નથી, અને ઘરમાં બોલાતી ભાષા નિશાળમાં શીખવાતી નથી. પરિણામે બેમાંથી એક પણ ભાષા ખરી રીતે બોલતો ખોજો મળવો મુશ્કેલ છે. ઘરમાં બોલાતી ભાષા કરતાં લખવામાં વપરાતી ભાષા જે કોમમાં જુદી હોય તે કોમમાં આવું પરિણામ જ સંભવી શકે છે. ઊંચા અને મધ્યમ વર્ગોનું ખોજા બાળક સામાન્ય રીતે ગુજરાતી લખે છે, પણ ઘરમાં ઉર્દુ બોલે છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં તે ગુજરાતી લિપિ દ્વારા લખતાં શીખે છે. ઘરમાં જો કે તે ઉર્દુ બોલે છે પણ તેને એરેબિક લિપિ શીખવવામાં આવતી નથી. આવું બાળક ગુજરાતી કે ઉર્દુમાં લેવાતી પરીક્ષામાં નામ કાઢે તે અસંભવિત છે, અને વાસ્તવિકમાં તે પ્રમાણે બને પણ છે. જે 'ગુજરાતી' તે વાપરે છે તે ઉર્દુ અને હિંદુસ્તાની શબ્દોથી રંગાયેલું હોય છે એટલું જ નહિ પણ જે ગુજરાતી તે વાપરે છે તે ગુજરાતી વર્ણસંકર (hybrid) હોય છે. કારણ કે તેમાં 'ગુજરાતી'ના નહિ તેવા શબ્દો વાપરેલા હોય છે. તેની ઉર્દુ અથવા હિંદુસ્તાની વર્ણસંકર છે એટલું જ નહિ પણ તે ઉપરાંત ઘણી રમુજી અને હાસ્યાસ્પદ હોય છે. 'નાખ દે' 'ગોટલા હુઆ' 'આને કાયા' 'પાછા આયા' વગેરે શબ્દો તેની ઉર્દુ ભાષામાં વપરાયેલા હોય છે.

આ તબક્કે ગુજરાતી વિ૦ ઉર્દુનો પ્રશ્ન છણવાની જરૂર છે. ખોજા કોમનાં બાળકોને આગળ દર્શાવેલી મુશ્કેલીઓ ઊભી થાય છે તેવી જ મુશ્કેલીઓ ગુજરાતના બીજા મુસલમાનોને પણ ઓછાવત્તા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. તેથી આ પ્રશ્ન ગુજરાતી મુસલમાનોને પણ કેળવણીની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે. ગુજરાતના મુસલમાનો દ્વિભાષાજ્ઞ (Bi-lingual) થવાની વૃત્તિનો સમૂળો નાશ કરે તો તેમને લાભ થાય તેમ છે. 'ગુજરાતી' બોલતી ગુજરાતમાં વસતી બીજી કોમોની સાથે સાથે તેઓ વસે છે તે વિચારણીય તત્ત્વ છે. સરકારી વહીવટમાં તુમારી કામ ગુજરાતીમાં ચાલે છે. ગુજરાતમાં વસતી મુસલમાન જનતાની આર્થિક સ્થિતિ બીજી કોમો કરતાં વધારે સારી નથી તે પણ યાદ રાખવાનું છે. ઉર્દુ અભ્યાસના વલણ અને તેના પરિણામે 'ગુજરાતી' ભાષામાં નબળાઇ હોવાથી ગુજરાતના મુસલમાનોને રાજ્યદ્વારી બાબતમાં પૂર્ણ માહિતી હોતી નથી.

દલીલ ખાતર આપણે કબૂલ કરીએ કે કોઈક અદ્ભુત ઘટનાથી બધા મુસલમાનો ઉર્દુ બોલતા થઈ જાય, પણ તેથી સમગ્ર ગુજરાતમાં 'ઉર્દુ' ભાષા બોલાતી ભાષા બને તેના સંભવ ઘણા દૂર છે. ગુજરાતમાં વસતા મુસલમાનો ભૌગોલિક તેમ જ સ્વરશાસ્ત્રની દૃષ્ટિએ ઉર્દુભાષાના જ્ઞાનમાં ઉત્તર હિંદના મુસલમાનોના મુકાબલે આવી શકે તેમ નથી. ઉર્દુમાં 'ણ' અને bi-labial 'ફ' અસ્તિત્વ ધરાવતા નથી. પણ જ્યારે ગુજરાતી મુસલમાનો ઉર્દુ બોલે છે ત્યારે તેઓ આ અક્ષરો અજાણતાં વાપરે છે. બીજી મુશ્કેલી એ છે કે ગુજરાતમાં ઉર્દુ સરખામણીમાં ઓછી બોલાતી હોવાથી ઉત્તરહિંદના મુસલમાનોની

માફક શુદ્ધ બોલાતી ઊર્દુ સાંભળવાના પ્રસંગો સાંપડતાં નથી. ઊર્દુ તરફનું વલણ જો વધતું જશે તો પાડોશી કોમોથી અળગા રહેવાની વૃત્તિ ઉદ્‌ભવશે; કારણ કે આપણે જાણવું જોઇએ કે એક જ સ્કૂલમાં એક જ ભાષા દ્વારા એકતા સારી સાધી શકાય છે.

ખોજાઓના ઉપલા વર્ગોમાં ઊર્દુ શીખવવાની અને 'ગુજરાતી'ના સ્થાને 'ઊર્દુ' માતૃભાષા તરીકે સ્થાપવાની એક વિશિષ્ટ વૃત્તિ જોવામાં આવે છે. આ એક કૃત્રિમ વૃત્તિ છે, કારણ કે હલકો વર્ગ હજુ કચ્છી અને ગુજરાતીને વળગી રહે છે. આ વૃત્તિનાં બે કારણુ છેઃ (૧) અખીલ હિંદના મુસલમાનોની ઇસ્લામ માટે એક્તાના સાધન તરીકે એક સર્વસામાન્ય ભાષા રાખવાની ઇચ્છા; (૨) ધાર્મિક ગ્રંથ તરીકે કુરાનની જબરી અસર; કેમકે કુરાનનું સમજપૂર્વક કે અણસમજનું વાંચન પુણ્યવાહક ગણવામાં આવે છે. સામાન્ય રીતે વાસ્તવિક કેળવણીની શરૂઆત થાય તે પહેલાં બાળકને કુરાનના વાચનના રૂપમાં ધાર્મિક કેળવણી આપવામાં આવે છે. અને અરબી હરફ સમજી શકાય તે માટે ઓછી શક્તિવાળા અને ઓછા પગારવાળા શિક્ષકો દ્વારા ઊર્દુનું જ્ઞાન આપવામાં આવે છે. પરિણામે બાળકના મનમાં મોટો ગૂંચવાડો ઊભો થાય છે. બાળકની માનસિક કેળવણીના સમયનાં મોંઘાં બે ત્રણ વરસ નકામાં ગુમાવવામાં આવે છે.

મારા સમજવા પ્રમાણે ગુજરાતની મુસલમાન કોમોમાં કેળવણી અને સંસ્કૃતિમાં પછાતપણું આ bi-lingual શિક્ષણનું પરિણામ છે. ગુજરાતના મુસલમાનોનો મોટો ભાગ હિંદુ ધર્મના ક્ષત્રિય, વૈશ્ય અને ભણેલા વર્ગોમાંથી ધર્માન્તર કરી આવેલો છે. કેળવણીમાં પછાતપણું bi-lingual શિક્ષણને, ભાષાના મિશ્રણને અને નિશાળમાં શીખવવામાં આવતી ભાષા અને ઘેર બોલાતી જુદી ભાષાથી ઉત્પન્ન થતી કૃત્રિમતાને આભારી છે. પરિણામે ગુજરાતના મુસલમાનોએ ગુજરાતી તેમ જ ઊર્દુ સાહિત્યમાં યોગ્ય ફાળો આપ્યો નથી. તેમ જ આ કોમની વ્યાપારિક અને ખેતીપ્રધાન વૃત્તિનું આ પરિણામ છે તેમ પણ નથી. પારસી જેવી વેપારી કોમે પણ પોતાનું સાહિત્ય અને પત્રકારિત્વ ( journalism ) સર્જ્યું છે.

ગુજરાતના સાહિત્યમાં અઠવાડિક અને માસિકપત્રોના કેટલાક ખોજા કોમના અધિપતિઓ થયા છે, પણ આ દિશામાં તેમની પ્રવૃત્તિ તેટલેથી લગભગ અટકી છે. હિંદી પરીક્ષાની હરીફાઇમાં પંજાબ અને સંયુક્ત પ્રાંતોના મુસલમાનોની સરખામણીમાં ગુજરાતના મુસલમાનો પાછા પડે છે. તેનું મુખ્ય કારણ 'ગુજરાતી' તરફ તેમની બેદરકારી છે. સારી રીતે પોતાના વિચારો દર્શાવી શકાય તેવા સાધન (medium)ના અભાવે ઘણા કવિઓ તેમ જ બીજી રીતે નીવડી શકે તેવા લેખકોને પોતાની ઊર્મિઓને અંતરમાં સમાવી દઇને ખ્યાતિમાં આવ્યા વિના મરવું પડે છે.

ઊર્દુ શીખવવાની શાળાઓ સ્થાપીને ઊર્દુ શિક્ષણને ઉત્તેજન આપવામાં આવે છે. ઉપર દર્શાવેલા મોટા લાભ છતાં માતૃભાષા તરીકે ગુજરાતીનો વિરોધ કરવામાં આવે છે. આ બાબતમાં ગુજરાતીને મુખ્ય ભાષા તરીકે ઉત્તેજન આપવામાં આવે તો કોમ પાછી હિંદુ ધર્મમાં લય પામે એવો ભય દર્શાવવામાં આવે છે. આ ભય બીનપાયાદાર છે. કારણ કે હિંદુ ધર્મમાં પાછા ફરનારને સમાજમાં ઇસ્લામનો સ્વીકાર કર્યા પહેલાંનો દરજ્જો આપવામાં આવતો નથી, અને તેથી હિંદુ ધર્મમાં પુનર્ગમન અઘરું છે. તેમ જ રાજ્યદ્વારી અને આર્થિક આશાઓ પણ જોઇએ તેવી આકર્ષક નથી. ઉપર દર્શાવેલી દલીલોનો વિચાર કરતાં ખોજા અને ગુજરાતના બીજા મુસલમાનો માટે 'ગુજરાતી' ભાષાનો માતૃભાષા તરીકે સ્વીકાર ઘણો જરૂરી છે.

'વિરેપણુ'

# મેળ

( શિખરિણી )

પ્રિયે ! આવો, બેસો, હૃદય મનની વાત ઉચરો
અને જો ચાહો તો અવર નિજવીતી સહુ કહો
અનિચ્છા-ઇચ્છાએ તમ કર ગૂંથાયો મુજ કરે
શમાવી સંકોચો સકળ દિલથી તો મુજ બનો—૧

'તમે દેવી, ધાત્રી જીવનરસની, મોક્ષસરિતા'
મને દંભો એવા કવિ કથન કેરા નવ ગમે
તમે છો દેવી ના નથી પણ હું યે દેવ તમનો
તમારી પૂજા કે મુજતણી પછી આરતિ કશી ?—૨

મહાવિશ્વો કેરા અણુગણસમૂહે અણુસમાં
તમે ને હું બન્ને મનુજ જગનાં છેક અદના
તમારી ને મારી જીવન અવધો કાલક્ષણ શી
બની મિત્રો એમાં મનુજ દિલના મેળ રચીએ—૩

થયાં છો સંગાથી મુજ જીવનનાં તો પ્રતિપદે
સુખો ને દુઃખોના ભવતિમિર સાથે જ વમશું
તમે દુભો એવો મુજ ઉર ન સંકલ્પ ધરશે
ક્ષમા એથી આજે અધિક નવ જો હું કહી શકું.—૪

રામપ્રસાદ શુક્લ

# એક ખીસકોલીને

( સ્રગ્ધરા )

ઢેફાંથી અન્ય ઢેફાં પર કુદતી જતી ખેતરે, ખીસકોલી !
શા કાજે તું અહિંયાં કુદમકુદી કરી અંગ તારાં હલાવે ?
હુંને એકાકી દેખી વિજન જગતની વાત તું ગૂઢ લાવી
કે બે ચારેક દીઠા ગરદભ ચરતાં કૌતુકે તેથી આવી. ૧

રે ! જાણ્યું. તું ફરંતી તુજ ઉદરતણી ભૂખ સંતોષવાને
શોધીને ધૂળમાંથી અહીં તહીં વિખર્યાં ધાન્યકેરા કણોને
જોતામાં તો કરીને કટકટ કણને ચાવતી દાંત વચ્ચે
આગેના બે પગોને લગીર લઈ ઊંચે એ પરે માથું ઢાળી. ૨

વાવી આ ખેતરોમાં કૃપિક લઇ ગયા ધાન્યકેરા ઢગોને
કોઠીમાં જે સમાયા પણ અહીં પડિયા જૂજ ડૂંડા વિષેથી
ઊડંતા પંખીઓએ, મૂષકગણ અને અન્ય કૈં જીવજંતે
ખાધા એ ખૂબ કિન્તુ તુજ ઉદરતણે કારણે એ ન પૂરે. ૩

આ નાનાં ખેતરોમાં મનુજદગ લહે ધાન્યદાણો ન એકે
ઢેફાંનાં પુંજમાંહી કયમ કરી પરખે જીવનાધાર તન્તુ ?
કિન્તુ તારે રહ્યું છે જીવન ટકવવું એ વડે જેથી તારી
દૃષ્ટિ થાતી અમોઘા કણકણ પરખી ધૂળમાંથી ઉઠાવે. ૪

આ તે સંતૃપ્તિ કહેવી, તુજ હૃદયતણો ક્ષુદ્રતા—ભાવ કહેવો
તારા એ સ્વભાવે સહજ બની ગયું પ્રાપ્તમાં મોદ લેવો !
। તું શીખી ગઇ આ જીવનક્રમતણા ક્રૂર સંઘર્ષમાંથી
જ્યાં ત્યાંથી મથીને જીવન નિભવવું, પોષવી પ્રાણલીલા ? ૫

ર નાનું હશે ક્યાં સુઘડ ઘર અહીં વૃક્ષની કોઇ ડાળે
। છે, ં શાં હશે ના રસિક જીવનનાં ગોઠડી કે વિનોદ
ઝમાં પંજાબ સડાઇ, પ્રણયરમત ને રૂસણાંની મજાઓ
। પડે છે. તેનું સ્નેહો સ્વજન ઉરતણા, ભાવ સંબંધીઓના ? ૬

ચારો દર્શાવી શા મુજ ઉર તલપે મિત્રભાવે તથાપિ
'ને નીરખી શકે તેવ નિરખી, પ્રિય, રહું તેથી સંમૂઢ જેવો
વિના મરવું પડે છે. પ્રતિ કથવા કાંઇ જાણે નિગૂઢ
ાની શાળાઓ સ્થાપીને ઉઙ્મવતી એટલી માત્ર સાન. ૭

ટા લાભ છતાં માતૃભાષા તરીકે નિરખ્યા ગૂઢભાવો, વિચારો

# વિનાશને પંથે

[ ગતાંકથી ચાલુ ]

હવે એ વિમાન શાથી ભાગ્યું તે વિષયની ચર્ચામાં આપણે ઊતરીએ. સવાલો આ છેઃ

(૧) વિમાન આટલું નીચું કેમ ઊડતું હતું? સુકાનીની ભૂલ હતી કે આસપાસના વાતાવરણથી વિમાની નિરુપાય હતો? કે વિમાન ભારે હોવાથી સુકાની ઉપર જઈ શક્યો નહિ કે કંઈ બીજું કારણ હતું?

(૨) વિમાનમાં પહેલો ધડાકો થયો અને પછી તૂટ્યું કે પહેલાં તૂટી ગયું અને પછી ધડાકો થયો?

(૩) જો પહેલાં ધડાકો થયો તો ધડાકો થવાનું કારણ શું? ગરમી ક્યાંથી ઉત્પન્ન થઈ? હાઇડ્રોજન વાયુના valves કંઈક ખામીવાળા હતા?

(૪) જો પહેલાં તૂટ્યું હોય તો તૂટ્યું શાથી? વિમાનની બનાવટમાં કંઈક ખોડ હતી? વિમાનના ઢાંકણ વગેરેમાં ખોડ હતી?

તપાસ દરમિયાન એક વસ્તુ તો સ્પષ્ટ જણાતી હતી કે વિમાનની અંદર યાંત્રિક દોષ હોય કે ન હોય, લોર્ડ થોમ્પ્સનનું લહેરા ઊડવાનું પગલું બહુ જ ઉતાવળિયું હતું. Air Ministryના મંત્રી સર વોલ્ટર નીકલ્સને તો સ્પષ્ટ રીતે તપાસ સમિતિમાં કહ્યું કે એ નવો મૂકવામાં આવ્યો પછી અનેક વાર પ્રયોગરૂપે R. ૧૦૧ ને ઉડાવવાની જરૂર હતી; જ્યારે સર જોન સાઇમને કહ્યું કે પ્રયોગરૂપે ફક્ત ૧૬ કલાકની મુસાફરી તા. ૧ લી અને ...જી ઓક્ટોબરે આદરવામાં આવી હતી. સર જુવટે કહ્યુંઃ "૪ થી ઓક્ટોબરે વિમાન તૂટી... ને ફક્ત બે જ દિવસ પહેલાં જ ઊડવા માટે લાયકાતનું પ્રમાણપત્ર મળે છે!" ...ે અંદર જ સભાસદોએ આવું ઉતાવળું પગલું ભરવાની શી જરૂર છે, એવા ...વાધ ઉઠાવ્યો હતો. આવું મોટું વિમાન આવી મોટી મુસાફરીએ ઊપડે અને ...ન હવામાં ઊપડે, પ્રયોગાત્મક ઉડ્ડયનમાં જ કેપ્ટન અર્વિન અને કેપ્ટન સ્કોટ જેવા ભૂલો કાઢે, એક બે નામનાં જ પ્રયોગાત્મક ઉડ્ડયનો થાય એ બધું અંધેર લોર્ડ થોમ્પ્સન હોવાથી જ સાંખી શકાયું. બીજો કોઈ માણસ આવી રીતે પ્રયોગ આદરે તો ગાંડામાં જ ખપે. પણ લોર્ડ થોમ્પ્સનને તો પહેલ કરવી હતી, Imperial Conferenceના પ્રતિનિધિઓને બ્રિટનનું શૌર્ય બતાવવું હતું, જર્મનીને પોતાનું જોર બતાવવું હતું; એટલે એણે તો કશાની ગણતરી જ ના કરી. કુદરતની કૃપાથી લોર્ડ થોમ્પ્સન વિમાનમાં જ નાશ પામ્યા; બાકી એમને માથે સદાની કાળી ટીલી રહી જાત એવી ઉતાવળ એમણે કરી હતી. R. ૧૦૧ નાશ થવાનું કારણ લોર્ડ થોમ્પ્સન પોતે જ હતા.

ઓક્ટોબર માસમાં લંડનથી કરાંચી વિમાનમાં મુસાફરી કરવી, એ એક પ્રકારના જિંદગી સાથે ખેલવા સમાન જ છે. એક તો જે પ્રદેશોમાંથી પસાર થવાનું હતું તે સરખી આબોહવાવાળા પ્રદેશો નહોતા. એક ઠેકાણે રણ હોય, બીજે ઠેકાણે પર્વતો હોય, ત્રીજે

ઠેકાણે ખીણુ હોય, ચોથે ઠેકાણે સમુદ્ર હોય એટલે હવાનું સમતોલપણું ન રહે અને તેમાં ઑક્ટોબર માસ. કોઈ ઠેકાણે અસહ્ય ગરમી લાગે તો કોઈ ઠેકાણે ઠંડી લાગે, એટલે એવી હવા વિમાનની ગતિને જરૂર અસર કરે. એ ઉપરાંત વાવાઝોડાં થાય, આંધીઓ થાય અને તેને લીધે વિમાન ઉપર સખ્ત અસર પહોંચે. આ બધું લૉર્ડ થોમ્પસન જાણતા હોવાથી R. ૧૦૧ માં એવી વ્યવસ્થા રાખી હતી કે જેથી gas bag મોટી થઈ શકે અને સંકોચાઈ પણ શકે વળી વિમાન ઊંચુંનીચું ન થાય અને સમતોલપણું સચવાય એ દૃષ્ટિથી પાણીની ટાંકીઓ પમ્પ સાથે રાખવામાં આવી હતી, જેથી જે જગ્યા નીચી પડે ત્યાંથી પાણી કાઢી લઈ જે જગ્યા ઊંચી થાય ત્યાં પાણી નળીઓ મારફત લઈ જઈ શકાય અને સમતોલપણું સચવાય. વાવાઝોડાં ન નડે એ દૃષ્ટિબિંદુથી R. ૧૦૧માં એવા પ્રકારના યંત્રની રચના રાખવામાં આવી હતી કે એક મિનિટમાં ૪૦૦૦ ફુટ ઊંચે જઈ શકાય.

પણ જ્યાં કુદરત જ વિફરેલી ત્યાં લૉર્ડ થોમ્પસન શું કરે? લૉર્ડ થોમ્પસને સાવચેતીનાં પગલાં લીધાં હતાં છતાંયે એમણે કુદરતનો અવાજ બિલકુલ ગણકાર્યો જ નહિ એ સ્પષ્ટ હતું. ઑક્ટોબર માસમાં હવા બગડનાર છે એવી સ્પષ્ટ સૂચના આપેલી છતાં યે એ જ માસમાં મુસાફરી કરવાનો ભેદ જલદી સમજી શકાય એમ નથી. એ રિપોર્ટ ઉપરથી તો બે દિવસ મુસાફરી મુલતવી રાખી. એ રિપોર્ટ ઉપરથી છેલ્લી ઘડીએ ખલાસીઓ ઓછા કર્યા; એ રિપોર્ટ ઉપરથી તો કરાંચી સંદેશો મોકલ્યો કે પાછા ફરતાં ખલાસીઓ હજુયે ઓછા કરવા પડશે અને તેને બદલે મુસાફરી કદાચ લાંબા સમયની થાય એ ભયે થોડું વધારે તેલ વિમાનમાં ભરી રાખવું પડશે. ઊપડવાને દિવસે જ એક એન્જીન બગડ્યું હતું. આમ ચારે તરફથી કુદરતનો વિરોધી સૂર સાંભળવા છતાં, આવી અશુભ આગાહીનું જ્ઞાન હોવા છતાં યે લૉર્ડ થોમ્પસન ૪ થી ઑક્ટોબરે ઊપડવાના નિશ્ચયથી ડગ્યા નહિ તેનું એક જ કારણ હતું કે તેનું ભાવી તેને ભુલાવી રહ્યું હતું. લૉર્ડ થોમ્પસન પોતાની અને બીજાઓની ઘોર ખોદી રહ્યો હતો એટલું જ નહિ પણ આખા વિમાનખાતાની ઘોર ખોદી રહ્યો હતો, એ આનો ઇતિહાસ બનાવશે. લૉર્ડ થોમ્પસનના મરણ પછી આખું વિમાનખાતું જાણે દરિયાની તળે જઈ બેઠું હોય એમ વિમાનખાતાનો કરુણ ઇતિહાસ કહે છે.

ઊર્દુ શીખણે પહેલા સવાલના જવાબ તપાસીએ. ડૉ. હ્યુગો એકનરે સમિતિમાં જાહેર ઉપર દર્શાવેલા મોટા ગ કરતાં બ્રિટિશ વિમાનો વજનમાં વિશેષ ભારે હોવાથી બહુ ઊંચે આ બાબતમાં ગુજરાતી ન અર્વિને તો જુલાઈ માસમાં જ્યારે પ્રયોગાર્થે વિમાન ઉડાડ્યું દિ. પ્રર્ગ્યાં લય પામે ઝ.૧ ભારે લાગતું હતું. એન્જીનને લીધે એક બાજુ ઉપર વિમાન

તો સત્ય જ હતી કે R. ૧૦૧ ભારે હોવાથી એના Mooring mastમાંથી ૪ થી ઑક્ટોબરે ઊપડયું ત્યારે ઉપર જતાં જ બહુ વખત લાગ્યો હતો. તે રાત્રે ધડાકો થયો અને ત્રણ વાર સુકાનીને R. ૧૦૧ ને ઊંચે લઇ જતાં મુશ્કેલી નડી તેનું એ જ કારણ હતું કે વિમાન ભારે હતું. જ્યારે R. ૧૦૧ ના અશુભ સમાચાર આવ્યા ત્યારે એક પત્રકારે લખ્યું: "જો R. ૧૦૧ આટલું ભારે હતું તો શા માટે એને ઉડાવવાની રજા આપવામાં આવી?" R. ૧૦૧ નું વજન બહુ જ ભારે હતું એ વાત તો સત્ય જ હતી, પણ સાથે કુદરત પણ વિફરેલી હતી. R. ૧૦૧ ના ગણેશ જ કોઇ અશુભ ઘડીએ મંડાયા હતા એટલે એ ઊડયું અને વાદળાં ઘેરાવા માંડયાં, ફ્રાંસમાં આવતાં તો તોફાન ઘણું જ વધી ગયું અને તેના પરિણામે વિમાન તણાયું અને તોફાન સામે યુદ્ધ મંડાયું. ઇંગ્લંડ છોડયું ત્યારે તે ૧૫૦૦ ફુટનો ઊંચાઇએ ઊડતું હતું. ફ્રાંસમાં આવ્યું ત્યારે ઘણું નીચે ઊડતું હતું. કેટલી ઊંચાઇએ ઊડતું હતું તે કહી શકાતું નહોતું. તપાસ સમિતિ દરમિયાન ડૉ. હ્યુગો એકનરે જાહેર કર્યું: "મારા ત્રીસ વર્ષના અનુભવ દરમિયાન ન અનુભવેલી એવી વિચિત્ર હવા તા. ૫ મી ઑક્ટોબરે—અકસ્માતને બીજે જ દિવસે—અનુભવી. જ્યારે હું ચાર કલાકની નાની મુસાફરી મારા ગ્રાફ ઝેપેલીનમાં કરી ઝુરીચ ઊતર્યો ત્યારે મારું ઊંચાઇ માપવાનું યંત્ર altimetre ૪૦૦ ફુટની ઊંચાઇ બતાવતું હતું, જ્યારે હું તો જમીન ઉપર ઊતરી ગયો હતો. એ ઉપરાંત જ્યારે હું આશરે ૭૦૦૦ ફુટે ઊડતો હતો ત્યારે યંત્ર ૧૦૦૦ ફુટ બતાવતું હતું એટલે એ યંત્ર તે દિવસે વિચિત્ર આબોહવાના પરિણામે બગડયું હતું. [1]ડૉ. હ્યુગો એકનરના મત પ્રમાણે R. ૧૦૧ આશરે ૧૦૦૦ ફુટ ફ્રાંસમાં ઊડતું હશે. ૧૦૦૦ ફુટ એ કાંઇ ઊંચાઇ ન ગણાય. સુકાનીને આ ઓછી ઊંચાઇ જરૂર સાલતી હોવી જોઇએ. એક તરફ વિમાનનું વધારાપડતું વજન અને બીજી તરફથી ઉપરથી વરસાદનું વજન—આમ બે ભયંકર વસ્તુસ્થિતિમાં સુકાની ગભરાઇ ગયો હતો. નીચે ઊડવામાં લાભ એ કે પવનનો સપાટો ઓછો લાગે. ઉપર જવામાં ગેરલાભ એ કે વિમાનમાં ભરેલો હાઇડ્રોજન આકાશમાં જતો કરવો પડે અને એવી રીતે આવી લાંબી મુસાફરીમાં હાઇડ્રોજન જતો કરવો પોષાય નહિ, એટલે વિચારપૂર્વક જ સુકાની R. ૧૦૧ ને નીચે રાખતો હતો. પણ એવામાં કમનસીબે કયાં તો ટેકરી જોઇને સુકાની વિમાનને ઊંચું લેવા જતાં વરસાદના અને વિમાનના વજનનો પ્રત્યાઘાત થતાં વિમાન ઊભું થઇને ટેકરી સાથે અથડાયું અથવા તો પવનનો ઝપાટો ઘણો જ આવતાં વિમાન નીચું વળી ગયું તેથી વિમાનને ઊંચું કરતાં પ્રત્યાઘાત થયો અને તેથી ટેકરી સાથે અથડાયું, અને ભાંગીને ધડાકો થયો. ગમે તેમ હોય, વિમાનનું વજન અકસ્માતના એક મુખ્ય કારણરૂપ હતું, એમાં શક નથી. વિમાન હલકું હોત તો જેમ ડૉ. એકનરને મુશ્કેલી ન નડી તેમ R. ૧૦૧ ને મુશ્કેલી ન નડતે. ડૉ. સ્કોટ, કેપ્ટન્ અર્વીનની વિમાનના અસહ્ય વજન સંબંધી શંકાઓ અંતે ખરી પડી. સુકાનીએ તો અકસ્માત અટકાવવા ત્રણ વાર પ્રયત્ન કર્યો, પણ જ્યાં કુદરત જ વિફરેલી ત્યાં બિચારો સુકાની શું કરે?

હવે આપણે બીજા સવાલની ચર્ચા કરીએ. પહેલો ધડાકો થયો અને પછી વિમાન

---

૧. રૂટરના એક સંદેશા પ્રમાણે વિમાનના યંત્રમાં ૧૦૦૦ ફુટ ઊંચાઇ હતી, જ્યારે જે જગ્યાએ અકસ્માત થયો તે તો ૭૦૦ ફુટ જ ઊંચું છે.

નીચે પડયું, કે પહેલાં વિમાન અથડાયું અને પછી ધડાકો થયો? આવા મોટા વિમાનમાં હાઇડ્રોજન ઘણા જ મોટા જથ્થામાં gas bagsમાં ભરેલો હોય છે અને એ વાયુનો ગુણ એવો છે કે એને સહેજ ગરમી મળે તો ધડાકો થાય અને તેના પરિણામે આવા વિમાનના ભાંગીને ટુકડા થઇ જાય. આ સાવચેતી ખાતર ડૉ. હ્યુગો એકનરના કહેવા પ્રમાણે જર્મન વિમાનોમાં બીડી પીવાની જુદી ઓરડી રાખવામાં આવતી નથી, જ્યારે અંગ્રેજ વિમાનોમાં એવી ઓરડીઓ રાખવામાં આવે છે. ડૉ. એકનરે તપાસ સમિતિમાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કે આવા મોટા વિમાનમાં બીડી પીવાની સખ્ત મનાઇ જેમ જર્મનીમાં રખાય છે તેમ અહીં પણ રખાવવી જોઇએ. છતાંયે તપાસ દરમિયાન કોઇ પણ સાક્ષીએ વિમાનમાં આગ લાગી અને તેથી વિમાન તૂટી ગયું એવા પ્રકારનું સૂચન કર્યું નહોતું, એટલે આગ વિમાનના નાશનું મૂળકારણ ન હતું એ વાત સ્પષ્ટ થાય છે.

તો હવે આપણે ત્રીજા અને ચોથા સવાલોની ચર્ચા કરીએ. તપાસ સમિતિએ જાહેર કર્યું હતું કે પહેલાં વિમાન અથડાયું અને પછી ધડાકો થયો. તો અથડાવાનું કારણ શું તેની ચર્ચા કરીએ. વિમાનના આગલા ભાગને nose—નાક કહેવામાં આવે છે અને પાછલા ભાગને tail—પૂંછડી કહેવામાં આવે છે. વિમાનનો પાછલો ભાગ tail વિમાનીને બહુ જ પીડાજનક હોય છે અને બહુ જ ઘાતક થઇ પડયો છે, એ વિમાનનો ઇતિહાસ કહે છે. ૧૯૨૨ ની સાલમાં R. 38 ની પૂંછડી ભાંગી ત્યારે પૂંછડીની સંગીનતા પ્રાપ્ત કરવા નિષ્ણાતો એકઠા થયા હતા, પણ સંતોષપૂર્વક પરિણામ આવ્યું નહોતું. જ્યારે આર ઝેપેલીન અમેરિકાની સફરે ઊપડયું ત્યારે પણ સખ્ત પવનના પરિણામે તેનો આગલો ભાગ આમતેમ ડામાડોળ થઇ રહ્યો હતો અને તેથી ફુદડી માફક વિમાન ફરતું હતું અને વિમાનના પાછલા ભાગમાં આવેલું એક elevating finને નુકસાન થયું હતું અને બહુ જ મુશ્કેલીઓમાં સુધારવું પડયું હતું. એવી જ રીતે R. ૧૦૦ જ્યારે અમેરિકા તરફ ઊડયું હતું ત્યારે એના elevating finના ઢાંકણને નુકસાન પહોંચ્યું હતું. અને તેથી એક પત્રકારે લખ્યું હતું: "જ્યારે વિમાનખાતું જાણતું હતું કે ઢાંકણ હલકા પ્રકારનું છે તો એ કેમ કાઢી ન નાખ્યું! બ્રિટિશ જ માલ લેવો જોઇએ એવું કાંઇ બંધારણ છે? અને બ્રિટીશ જાનમાલના ભોગે આપણે બ્રિટિશ માલ લેવો ન જોઇએ." આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે વિમાનની બનાવટમાં જ–તેના પાછલા ભાગની બનાવટમાં જ ખાસ–સૂક્ષ્મ દોષ સમાયેલો છે, અને તે તપાસ દરમિયાન સ્પષ્ટ રીતે જાહેર થયું હતું. જે જગ્યાએ અકસ્માત થયો તેનાથી એ માઇલ આગળ વિમાનનું ઢાંકણ જડી આવ્યું હતું. એ પુરવાર કરે છે કે R. ૧૦૧નો ભાગ અગાઉથી જ પવનના દબાણને લીધે નુકસાન પામ્યો હતો. બીજું R. ૧૦૧ના ઇજનેર લીચે પણ તપાસ સમિતિમાં નીચે પ્રમાણે નિવેદન બહાર પાડયું હતું: "બનાવ થયો તે પહેલાં ઘણા આચકા લાગ્યા હતા. પૂંછડીની બનાવટમાં કાંઇ દોષ જણાતો હતો. પડતાં પહેલાં પૂંછડીનો ભાગ છૂટો થઇ ગયો. વિમાનનું નાક ત્રણ વાર પવનના ઝપાટાથી નીચું પડી ગયું અને તેથી વિમાનને ઊંચું કરવા પ્રયત્ન કરતાં નિષ્ફળ ગયા." પરિણામ એ આવ્યું કે વિમાનને બચાવવા જતાં વિમાનનો એક અંત ટેકરી સાથે અથડાયો અને જે ધાતુમાંથી વિમાનનું ઢાંકણ બનાવ્યું હતું તે તૂટી ગયું. આપણે જોઇ ગયા કે જ્યારે Hardened and tempered steel માંથી R. ૧૦૧નું ઢાંકણ બનવાનું છે એવી ખબર

પ્રજાને પડી ત્યારે એક પત્રકારે સખ્ત વિરોધ ઉઠાવ્યો હતો. આવી પોચી ધાતુ અને આવાં મોટા વિમાન ઉપર પ્રથમ પ્રયોગાર્થે વાપરવી એ તો ભયંકર સાહસ હતું. ડોકટર એકનરના કહેવા પ્રમાણે આ ધાતુ તૂટવાથી તણખા ઉત્પન્ન થયા હોય અને એ તણખાથી હાઇડ્રોજનનો ધડાકો થયો હોય. R. ૧૦૧ ના ઈજનેર લીચનું કહેવું એમ હતું કે ભાગ તૂટવાથી વીજળીના સંબંધો તૂટી ગયા અને તેથી short circuit ઉત્પન્ન થવાથી તણખા થયા અને તેથી એન્જીન સળગાવવાનું થોડું પેટ્રોલ બળી ગયું. બીજી વાત એ કે Hull અને gas bagsને નુકસાન થવાથી તણખા ઉત્પન્ન થયા અને તેથી હાઇડ્રોજનનો ધડાકો થયો જે ડૉ. એકનરના મત સાથે એક થાય છે. ઈજનેર લીચ સાથે સાથે એમ પણ જણાવે છે કે એન્જીનની કાર અથડાઇ એટલે વિમાનના ઢાંકણામાં પેસી ગઇ અને તેથી એન્જીનની ગરમ exhaust pipeથી gas bagsને ગરમી મળી. હાઇડ્રોજનનો ધડાકો થયો એ વાત તો ચોક્કસ જ હતી; કારણકે gas valves બધા ઊડી ગયા હતા એ નિષ્ણાતોએ વિમાન તપાસીને જોયું હતું. ગમે તે કારણે ગરમી ઉત્પન્ન થઇ હોય, એક વાત સ્પષ્ટ જણાય છે કે ધડાકો થયા પછી વિમામ જમીનદોસ્ત થયું અને જમીનદોસ્ત થતાં જ આગ લાગી.

બીજી બાજુએ કેટલાક સાક્ષીઓ એમ પુરવાર કરવા માગતા હતા કે હવામાં વિમાનનો કોઇ પણ ભાગ ભાંગ્યો જ નહોતો, અને એ પુરવાર કરવા માટે નીચે પ્રમાણે દલીલો કરી હતી: (૧) જો હવામાં વિમાનનો પાછલો ભાગ ભાંગે તો વિમાન પથ્થરની માફક સીધું નીચે જ પડે જે બન્યું નહોતું. (૨) વિમાનના ભાગેલા ભાગો તપાસતાં કેટલાક નિષ્ણાતોનું કહેવું એમ હતું કે કોઇ ભાગ હવામાં ભાંગ્યો જ નહોતો અને elevating control wheel સૌથી ઉપર જવા માટે વધુ ઝડપથી મુકાયેલું હતું અને ફ્રાંસમાં જે જગ્યાએ એ ભાગ્યું તેનાથી થોડી દૂર જગ્યાએ એક અગત્યનો પુરાવો મળી આવ્યો હતો, જેમાં બે વાગે તો એન્જીન સારી રીતે ચાલતું હતું એવી નોંધ છે; પણ ઇજનેર લીચનું સ્પષ્ટ નિવેદન જોતાં અને બે માઇલ અગાઉ પૂંછડીનો મળી આવેલો ભાગ જોતાં તો એમ જ પુરવાર થાય છે કે પવનના ઝપાટા અને વરસાદના ભારથી R. ૧૦૧ નીચે દબાતું ગયું અને તેથી પૂંછડીનો ભાગ તૂટી ગયો અને તેથી સુકાની એને સરખી સપાટીએ રાખી શક્યો નહિ અને તેથી નીચે વળી જતાં એ ટેકરી સાથે અથડાયું, અને પછી ધડાકો થયો. બીજી તરફથી એવો પણ અભિપ્રાય દર્શાવવામાં આવ્યો હતો કે વચ્ચે આવેલાઓમાંનો એક બે વાંકો વળી જવાથી વિમાનનું નાક અને વિમાનની પૂંછડી વાંકા થયા, જેને લીધે elevating control બિલકુલ કામ આવી શકયા નહિ અને તેથી વિમાન ઊંચે લઇ શકયા નહિ અને અથડાયું. પણ આ અભિપ્રાય એટલું તો સિદ્ધ કરે છે કે વિમાનનું ઢાંકણુ ઉપરનો ભાર ઝીલી શકયું નહિ, જે ઉપરથી એટલું તો પુરવાર થાય છે કે વિમાનનું ઢાંકણુ સંગીન નહોતું.

મિ. બોરોન નામના એક અંગ્રેજ ગૃહસ્થે R. ૧૦૧ અને બીજાં એવાં વિમાનોને નડતા અકસ્માત સંબંધી પોતાનો સ્વતંત્ર મત જુદો જ જાહેર કર્યો છે. એમનો મત એવો છે કે હાલનાં વિમાનોમાં ફક્ત પાછલા ભાગ ઉપર જ elevating fins હોય છે, જ્યારે ખરી રીતે તો આગળ અને પાછળ બન્ને ઠેકાણે આવાં fins હોવાં જોઇએ, જેથી વિમાનનું સમતોલપણું સાચવી શકાય. પાણીમાં ચાલતાં વહાણો–સબમેરીનમાં આવાં fins આગળ

અને પાછળ હોય છે, જેથી પાણીમાં સમતોલપણે રહી શકે છે. જો ફક્ત પાછળ જ આવાં fins હોય તો સબમેરિન પાણીમાં રહી શકે નહિ. ઝેપેલીન જ્યારે બનાવવામાં આવ્યાં ત્યારે કાઉન્ટ ઝેપેલીને આવાં fins આગળ અને પાછળ મૂક્યાં હતાં, પણ એ પછી આવી રચના કેમ મૂકી દેવામાં આવી તે સમજાતું નથી. એનું પરિણામ એ આવ્યું કે જ્યારથી એ રચના મૂકી દેવામાં આવી છે ત્યારથી જ વિમાનોની પૂંછડી ઉપર અસાધારણ ઋતુમાં એવો સખ્ત ભાર લાગ્યો છે કે અકસ્માતની પરંપરા ચાલુ જ રહી છે. ૧૯૨૨ માં R. 38 ને અકસ્માત નડયો ત્યારે પણ તેની પૂંછડી જ ભાંગી ગઇ હતી. ઘણા નિષ્ણાતો આ પૂંછડી ઉપરનો ભાર કેવી રીતે હળવો કરવો એ વિચારમાં મથી રહ્યા હતા, પણ કંઇ રસ્તો જડયો નહિ. જ્યારે હ્યુગો એકનરનું ગ્રાફ ઝેપેલીન અમેરિકા ઊડયું ત્યારે પણ તેની પૂંછડીને જ અકસ્માત નડયો હતો. ગ્રાફ ઝેપેલીન તેથી ગોળગોળ આકાશમાં ફરી રહ્યું હતું અને અસાધારણ સંજોગોમાં એની પૂંછડીનું સમારકામ કરવામાં આવ્યું હતું. R. ૧૦૦ અને R. ૧૦૧ ની માફક ગ્રાફ ઝેપેલીનને elevating fins પૂંછડી ઉપર હતા. R. ૧૦૦ જ્યારે કેનેડા ઊડયું ત્યારે પણ પૂંછડીને જ અકસ્માત નડયો હતો. આ ઉપરથી મિ. બૅારેનનું માનવું એમ છે કે આ બધાં વિમાનોની અંદર પૂંછડીમાં જ દોષ હતો. અને તેના પરિણામે આ વિમાનોની પૂંછડી અસહ્ય દબાણ સહન કરી શકી નહિ. R. ૧૦૧ ના મિ. લીચે પણ એવો જ મત જાહેર કર્યો હતો: (૧) ભારે પવન હોવાને લીધે વિમાનનું નાક ત્રણ વાર નીચું પડી ગયું; (૨) પૂંછડી તૂટી ગઇ અને તેથી વિમાનનું નાક ઊંચું કરી વિમાનને અથડાતું બચાવવાનું કામ અશક્ય થઇ પડયું; (૩) વિમાન પડયું તે પહેલાં વિમાનનાં ઢાંકણનો એક ભાગ અકસ્માત પહેલાં થઈ ગયો હતો. આ ઉપરથી મિ. બૅારેનરનું એમ માનવું છે કે જો વિમાનના નાક અને પૂંછડી ઉપર elevating fins રાખ્યાં હોય તો આવા અસાધારણ સંજોગોમા વિમાનનું સમતોલપણું બરાબર સાચવી શકાય; કારણ વજન, વરસાદ વગેરેનું દબાણ બન્ને finsમાં વહેંચાઇ જાય. R. ૧૦૧માં જો બન્ને સ્થળે fins હોત તો નાક ઉપરના elevating finsની મદદથી વિમાનનું નાક ઊંચું કરી શકાયું હોત અને પવનની મદદથી એકદમ ઊંચે લઇ જઇને અકસ્માતથી બચી શકયું હોત.

આ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે—

(૧) R. ૧૦૧ બહુ ભારે હતું.

(૨) આટલો ભાર હોવા છતાં એક બે નવો ઉમેર્યો એ ભૂલ હતી.

(૩) આટલી મોટી મુસાફરી છતાં અગાઉ પ્રયોગાત્મક ઉડ્ડનો પૂરતાં થયાં નહોતાં.

(૪) એની અંદર Hardened and tempered steelનો ઉપયોગ પહેલી વાર આવા મોટા વિમાન ઉપર કરવામાં ગંભીર ભૂલ કરી હતી.

(૫) ઑક્ટોબર માસમાં આવું મોટું વિમાન ઉડાવવામાં ભૂલ હતી.

(૬) વિમાનની પૂંછડીમાં કંઇક દોષ હતો, તેથી હવાના, વરસાદના અને પવનના ઝપાટામાં એ પૂંછડી તૂટી, પછી વિમાન ટેકરી સાથે અથડાયું, હાઇડ્રોજનનો ધડાકો થયો અને વિમાનને આગ લાગી.

આમ લૉર્ડ થૉમ્પ્સનનાં બધાં સ્વપ્નો એળે ગયાં. એના મનમાં તો કંઇ કંઇ લાલસા હતી.

"બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિઓને બ્રિટનનું જોર બતાવું અને આખા સામ્રાજ્ય વચ્ચે વૈમાનિક સંબંધ બાંધું." પણ હાથનાં કરેલાં હૈયે વાગ્યાં, એવી સ્થિતિ ઊભી થઈ. વૈમાનિક નીતિ ધપાવવાનો ઉત્સાહ એટલો બધો હતો કે જ્યારે એમને લોર્ડનો ખિતાબ અર્પવામાં આવ્યો ત્યારે કાર્ડિંગ્ટન વિમાનખાતાનું મથક હોવાથી લોર્ડ થોમ્પ્સન ઑફ કાર્ડિંગ્ટન એ નામની સંજ્ઞા લેવાનું પસંદ કર્યું.

૧૯૧૪ની સાલમાં જર્મનીનું એક વિમાન ગોળાઓથી ઘવાયું છતાંએ અંદરના વાયુનો ધડાકો ન થયો એ ઉપરથી બ્રિટિશ પ્રજાને શક ગયો હતો કે એ ઝેપેલિનમાં હાઇડ્રોજનને બદલે હીલીઅમ વપરાયો હશે. એ ઉપરથી R. ૧૦૧ પાછળ ખર્ચેલા દશ લાખ પાઉન્ડ જેટલી મોટી રકમનો આવો ધૂમાડો થયેલો જોઈ કમાન્ડર કેનવર્ધીનું લોહી ઊકળી આવ્યું અને તેથી એણે તો સ્પષ્ટ ભાષામાં કહી દીધુંઃ "મને આશા છે કે આવી જલદી ભેદાય એવી gas bags પાછળ ગરીબ કર ભરનારાઓનો પૈસો વેડફાઇ નહિ જાય. પરસેવાથી પ્રાપ્ત થયેલો પૈસો આવાં અર્થ વગરનાં કાર્યો પાછળ ખર્ચી શકવાની આપણી શકિત નથી." પણ બ્રિટિશ કેબિનેટે ગણકાર્યું નહિ. બ્રિટિશ કેબિનેટ તો હજીયે વિમાન પાછળ લાખો રૂપીઆ ખરચવા તૈયાર હતી. તેનાં કારણ ત્રણ હતાં: "(૧) તપાસ સમિતિએ હવાઇ વિમાનને નાલાયક ઠેરવ્યાં નહોતાં. (૨) કરાંચીમાં ઊભું કરેલું mooring mast વગેરેનો ઉપયોગ નહિ થાય તો હિંદી સરકાર નાસીપાસ થઇ જાય. (૩) જર્મની અને અમેરિકા વિમાન સબંધી જલદી પ્રગતિ કરી રહ્યા છે અને બ્રિટનથી પાછળ રહી શકાય જ નહિ." એટલે આવા ગંભીર અકસ્માત છતાં હિંમત હાર્યા સિવાય વિમાન બાંધવાનું અને ઉડાવવાનું કામ ધપાવ્યે રાખવું જ એ બ્રિટિશ કેબિનેટનો નિશ્ચય હતો. પ્રતિષ્ઠા અને આબરૂનો પણ ગંભીર સવાલ આવીને ઊભો હતો, પણ એ નિશ્ચય કર્યા પછી બીજી મહાન મુશ્કેલી વાયુ સંબંધી આવી. હાઇડ્રોજન વાયુ એ ભયંકર વસ્તુ છે અને એવી ભયંકર વસ્તુ આવા મોટા વિમાનમાં ભરવી એ મહાન જોખમ છે. ડૉ. હ્યુગો એકનરે પણ તપાસ સમિતિમાં એમ જણાવ્યું હતું કે Helium—હીલીઅમ નામનો વાયુ હાઇડ્રોજનને બદલે વિમાનમાં ભરાય તો વિમાનને જોખમ વેઠવું નહિ પડે. હાઇડ્રોજન હવા કરતાં ૧/૧૪ ગણો હલકો છે, જ્યારે હીલીઅમ વાયુ ૧/૭ ગણો હલકો છે; એટલે હવાઇ વિમાનમાં એ ભર્યો હોય તો ચાલે. બીજું, આ વાયુ ફક્ત યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાંથી મળતો હોવાથી એ દેશ એ વાયુ વેચવાની એકહથ્થુ સત્તા ધરાવે છે અને તેથી બીજા દેશોને પૂરતા પ્રમાણમાં મળતો નથી. સર ગ્રેન્વફીલ નામના એક અંગ્રેજ લેખકે જણાવ્યું હતું કે જર્મનીએ એ વાયુ પોતાના દેશમાંથી પ્રાપ્ત કર્યો હતો. જ્યારે અંગ્રેજોને આ વસ્તુની ખબર મળી ત્યારે આ વાયુ મેળવવા બહુ જ પ્રયત્નો થયા અને કેનેડામાં Fortworthમાં એક કારખાનું પણ ૧૯૧૫ની સાલમાં ખોલ્યું; પણ અંતે નિરાશા જ મળી. મિ. બ્રિટન નામના એક બ્રિટિશ અમલદારે જ્યારે જાહેર કર્યું કે "હીલીઅમ યુનાઇટેડ સ્ટેટસમાંથી સુખેથી મળી શકે એવો ખરડો પસાર કરાવીશ" ત્યારે સરકારે જવાબ આપ્યોઃ "અત્યારે હીલીઅમનો લાભ યુનાઇટેડ સ્ટેટસ જ ભોગવે છે તે ભવિષ્યમાં બધા દેશો ભોગવશે અને એમાં આપણે જ શોષવું પડશે. અત્યારે એકથી બીવું પડે છે, પછીથી અનેકથી બીવું પડશે." એટલે વાત ત્યાંથી જ [illegible]

અમેરિકા પાસેથી મોટા જથ્થામાં હીલીઅમ ન મળે ત્યાં સુધી હવાઈ વિમાન અકસ્માત વગર ઊડાવવાની આશા ખોટી. યુનાઇટેડ સ્ટેટસ એક જ મહિનામાં ૧૦ લાખ ઘનફુટ હીલીઅમ તૈયાર કરે છે. યુનાઇટેડ સ્ટેટસ એવું ભોળું નથી કે આવા પ્રકારનો વાયુ મોટા જથ્થામાં પરદેશોમાં આપી જાતે ખુવાર થાય. એટલે બ્રિટનને આવી અનેક પ્રકારની મુશ્કેલીઓ નડવા માંડી. લૉર્ડ થોમ્પ્સન જેવો સાહસિક પુરુષ બ્રિટનમાં રહ્યો નહિ. એટલે હવાઇ વિમાનો સંબંધી નિરાશાવાદ પ્રસરવા માંડયો. એક પ્રસિદ્ધ લેખકે જણાવ્યું: "લડાઇ પછી આપણે ૧ કરોડ પાઉન્ડ ખર્ચ્યા. R. ૧૦૧ પાછળ ૧૦ લાખ પાઉન્ડ ખરચ્યા. હવે તો R. ૧૦૦ રહ્યું અને એ વિમાન પોતાના shedમાંથી બહાર નીકળી શકશે કે નહિ તે શંકા છે." આ લેખકે તેથી સૂચના કરી કે R ૧૦૦ ને હવે છોડી નાંખવું અને જર્મની અને અમેરિકાને પૈસાનો ધૂમાડો કરવાનું કામ સોંપવું. હવાઈ વિમાનની લડાયક કિંમત કશી નથી અને મુસાફરી, ટપાલ વગેરે માટે બહુ જ કિંમતી અને જોખમકારક છે." લડાયક વૃત્તિ માટે તો R. ૧૦૧ પણ નાલાયક હતું. ૧૯૨૯ ની સાલમાં ઑકટોબર માસમાં પાર્લામેન્ટના સભાસદોને R. ૧૦૧ માં પણ જમણ માટે બોલાવેલા તે વખતે એક સ્ત્રી સભાસદ મિસ વિલ્કિન્સને વિમાનના કેપ્ટનને કહ્યું: "હું માનું છું કે આ વિમાન લડાઇનાં કામો માટે વાપરી શકાય નહિ." કેપ્ટન ગૂંચવાયો, આમ તેમ જોયું અને કહ્યું: "હા; જ્યાં લડાયક વસ્તુઓ એકત્રિત કરી હોય એવા કિલ્લાઓ ઉપરથી પસાર થવું સલાહકારક તો નહિ."

સાથે સાથે દુનિયાના બધા દેશોએ આવાં હવાઇ વિમાનો લડાયક સાધન તરીકે બાતલ કર્યાં; કારણ કે આવાં વિમાનોનો મોટો દોષ એ કે એને માટે મોટાં Shed અને mooring mast જોઇએ. એક શેડનો ખર્ચ ૨ા થી ૨ાા લાખ પાઉન્ડ થાય. mooring mast ની કિંમત ૭૦ હજાર પાઉન્ડ થાય. વળી આવું વિમાન હવામાં તણાયું તો ઊતરવાનું સ્થાન ન મળે, mooring mast વગર ચાલે જ નહિ. એરોપ્લેનની માફક એ જમીન ઉપર ઊતરી શકે જ નહિ. લંડનથી મુંબાઇની મુસાફરી દરમ્યાન બે જ ઊતરવાનાં સ્થાન થાય: એક ઇજીપ્તમાં અને બીજું કરાંચીમાં. બીજું તપાસસમિતિમાં એ જાહેર થયેલું કે આવાં હવાઈ વિમાનોની જિંદગી વપરાશથી ટૂંકી થાય અને એથી જોખમ વધે, અને એ વિમાન ઊતરે ત્યારે હોશિયાર ૧૦૦-૧૫૦ માણસો જોઇએ. વળી હવા પણ સારી અને અનુકૂળ જોઇએ. વળી હીલીઅમ વાયુ ભરવામાં દરેક વખતે ૪૦ હજાર પાઉન્ડનો ખરચ થાય. દરરોજ હીલીઅમ ખૂટે તેનો ખરચ જુદો. વળી પાણી, પેટ્રોલ, ખલાસીઓ, યંત્ર વગેરે બાદ કરતાં ૭ લાખ ઘનફુટ હીલીઅમ ભરેલું નિર્માન ફક્ત ૧૦ ટન જ વજન ઊંચકી શકે એટલે એમાં સામાન અને મુસાફરો ઓછા જ લઇ જવા પડે.

જેટલી રકમનો બ્રિટને હવાઇ વિમાન પાછળ ધૂમાડો કર્યો તેટલો જ ખર્ચ જો એરોપ્લેન પાછળ કર્યો હોત તો અત્યારે લંડન, હિંદ, ઓસ્ટ્રેલીઆ, આફ્રિકા વગેરે જેવા દૂર દેશોની મુસાફરી ટૂંક સમયમાં થઇ રહી હોત. ઓસ્ટ્રેલીઆ જતાં અત્યારે ૪૨ દિવસ લાગે છે તેને બદલે એરોપ્લેનમાં ફક્ત દશ જ દિવસ લાગત અને એ દૂર દેશો વચ્ચે જેમ આગબોટો વહાણો દોડી રહે છે તેમ એરોપ્લેન દોડતાં હોત. એટલું જ નહિ પણ આફ્રિકાના એક છેડાથી બીજા છેડા સુધી નિયમિત Air service ચાલુ થઇ ગઇ હોત. એક બાજુ

ઉપર એ air service ચાલતી હોત અને બીજી બાજુ ઉપર વેસ્ટ ઇન્ડીઝ મારફત ઉત્તર અમેરિકા વચ્ચે એરોપ્લેન ઊડતાં હોત. આવી રીતે બ્રિટિશ સામ્રાજ્યનાં બધાં મથકો ઉપર એનાં એરોપ્લેનો ઊડતાં હોત, અને રાજદ્વારી દૃષ્ટિથી, વ્યાપારી દૃષ્ટિથી અને એવી અનેક દૃષ્ટિથી બ્રિટિશ સામ્રાજ્યમાં વસતી પ્રજાને લાભ થયો હોત; પણ લૉર્ડ થૉમ્પ્સનને ઊંધું જ સૂઝયું. કમાન્ડર કૅનવર્ધીએ જણાવ્યું કે જ્યારે ભવિષ્યનો ઇતિહાસ લખાશે ત્યારે આવી સુંદર અને વ્યવહારુ રચનાઓ મૂકી દઇને હવાઇ વિમાનોની અવ્યવહારુ અને ઘાતક રચનાઓ યોજવા માટે બ્રિટિશ પ્રધાનમંડળ જવાબદાર ગણાશે; એટલું જ નહિ પણ સામ્રાજ્યનાં અનેક મથકોને જોડી દેતી એક સુંદર રચનાનો અમલ વર્ષો માટે આગળ ઠેલ્યો એવું પણ કહેવાશે."

ગમે તેમ હોય, આ બધી વસ્તુસ્થિતિનો અભ્યાસ કરતાં બ્રિટિશ પ્રધાનમંડળના મનમાં એટલું ઠસી ગયું કે હવાઇ વિમાનની હિંદની મુસાફરી ગંભીર ભૂલ હતી. વૈમાનિક કળાનું ઉજ્જ્વળ ભવિષ્ય જમીન ઉપર ઊડવામાં નથી; પણ દરિયા ઉપર ઊડવામાં છે. કારણકે જમીન ઉપર ઊડતાં જુદી જુદી હવાના પ્રવાહો વિમાનને નડે છે. વળી હવાઇ વિમાન કંઇ એરોપ્લેનની ઝડપથી ઊડી શકે નહિ એટલે પ્રધાનમંડળે નિશ્ચય કર્યો કે જાગ્યા ત્યારથી સવાર ગણી હવાઇ વિમાનનું નામ ન દેવું, પણ એરોપ્લેન તરફ વધુ લક્ષ આપવું. બ્રિટન પાસે R. ૧૦૦ તો પડયું હતું. એને ઉડાવવાની કોઇની હિંમત નહોતી. કૅપ્ટન સ્કૉટ એનો રચનાર રામશરણ થયો. પછી એનું સુકાન કોણ ધરે? બ્રિટિશ સરકારે તેથી હુકમ આપ્યો કે R. ૧૦૦ આખું છોડી નાખવું. અને જ્યારે આ સમાચાર R. ૧૦૦ માં બેસી ઍટલાંટિક મહાસાગરની મુસાફરી જે ૧૩ મુસાફરોએ કરી હતી તેમાંના એકે વાંચ્યા ત્યારે એના હૃદયમાં કેવો આઘાત થયો એ નીચે પ્રમાણે કાઢેલા ઉદ્ગાર ઉપરથી જણાશે.

"૧૯૩૧ ના ડિસેમ્બરની ત્રીજી તારીખે R. ૧૦૦ ને જ્યારે છોડતા હતા ત્યારે હું કાર્ડિંગ્ટનમાં ગયો હતો. આટલાંટિક મહાસાગરની મુસાફરી કરનારમાંથી હું એકલો જ આ દુઃખમય દશ્યનું દર્શન કરનાર હતો. હું observation car (નિરીક્ષણ કરવાની ઓરડી)માં પેઠો તો તે જગ્યાએ આજે દોરડાં અને ગરગડીઓનો સમૂહ પડયો હતો. ઑર્ડર થતાં વિમાનનું નાક (nose) નીચે પાડવામાં આવ્યું. આ ક્રીસ્ટમસ પહેલાં તો આખુંએ વિમાન જમીનદોસ્ત થઇ જવાનું. પછીથી સ્ટીમરોલર આખા વિમાનને કચડી નાખશે અને પછી ૬૦ ટનના ભારના વિમાનના કકડાઓ વેચવાનો સવાલ આવીને ઊભો રહેશે.

"આ ઇતિહાસ દુઃખદાયક છે. R. ૧૦૦માં કશીયે ખામી નહોતી. હવામાં ઊડવા માટે તો તે સુંદર રીતે લાયક હતું. અને હવે? એના ખલાસીઓને બીજે સ્થળોએ નોકરી શોધવી પડશે. બ્રિટનને હવાઇ વિમાન બાંધ્યા સિવાય છૂટકો જ નથી. જર્મની અને અમેરિકા તો હવાઇ વિમાન સફળતાથી ઊડી શકે છે એ પુરવાર કરે છે. પણ હવે તો આપણું વૈજ્ઞાનિક અને યાંત્રિક જ્ઞાન કટાઇ જવાનું. જ્યારે વિમાનો નવાં બાંધીશું ત્યારે ખલાસીઓનો સવાલ ગંભીર જ થવાનો છે. ત્રીસ વર્ષમાં કૅનેડા એક પ્રથમ પંક્તિનું રાજ્ય ગણાશે. ૬૦ વર્ષ ઉપર યુનાઇટેડ સ્ટેટ્સ જે સત્તા ધરાવતું હતું તે આજે કૅનેડા ધરાવે છે. જો આપણને સામ્રાજ્યની કંઇક પણ કિંમત હોય તો કૅનેડા સાથે આપણો સંબંધ જરૂરનો છે એ સ્વીકારવું જોઇએ, નહિ તો કૅનેડા અમેરિકાનું એક અંગ થઇ જશે. R. ૧૦૦ કૅનેડા તરફ પ્રથમ

ઊપડયું તેનું આ એક મુખ્ય કારણ હતું. અને તેથી જ્યારે મેં R. ૧૦૦ને જમીનદોસ્ત થતાં જોયું ત્યારે મને લાગ્યા વગર ન રહ્યું કે બ્રિટિશ સામ્રાજ્યને અનુસંધાન કરતું એક જબરું બળ અત્યારે નાશ પામે છે."

R. ૧૦૦ની આટલાંટિક મહાસાગરની મુસાફરી એ સફળ રીતે થઇ હતી. કેનેડા પહોંચવા માટે સમય પણ બહુ લાગ્યો નહોતો. એનું એક કારણ એ હતું કે R. ૧૦૦ની રચના જર્મનીના ઝેપેલીનની રચના બરાબર હતી. એમાં R. ૧૦૧ની માફક ભારે એન્જીનો નહોતાં કે નવો બે ઉમેરવામાં નહોતો આવ્યો. એમાં પેટ્રોલ એન્જીન હતાં, અને R. ૧૦૧ કરતાં ૨૦ ટન ભાર વધારે ઊંચકવાની શકિત હતી, એ ઉપરાંત ૨૦૦૦ હોર્સ પાવર વધુ ઉત્પન્ન કરવાની શકિત હતી. કેપ્ટન સ્કૉટ પોતે માનતો હતો કે ઝેપેલીનની રચનાને વળગી રહેવાથી, અને આવા મોટા વિમાન ઉપર જંગી પ્રયોગ નહીં કરવાથી વિમાન સહીસલામત ઊડી શકશે અને થયું પણ એવું. છતાંયે ક્વીબેક આવ્યું ત્યારે તેને તોફાન નડયું અને તેને લીધે સુકાનીએ એક મિનિટમાં ૪૦૦૦ ફુટ ઊંચે જતાં વિમાનનું ઢાંકણુ ફાટયું. એ ઉપરાંત બીજું નુકસાન થયું નહિ. એ ઢાંકણુ બ્રિટિશ વસ્તુઓમાંથી બનાવેલું હતું એ એક પ્રકારનો વિમાનખાતાને મોહ હતો એટલે એક લેખકે જણાવ્યું: "સત્તાવાળાઓ જાણતા હતા કે ઢાંકણુ સંગીન નહોતું તો શા માટે બ્રિટિશ જાનમાલને જોખમે બ્રિટિશ માલ ખરીદવો જોઇએ?".

જે માણસોએ R. ૧૦૦ અને R. ૧૦૧ ઉપર અનેક સ્વપ્નાં સેવ્યાં હોય તેને R. ૧૦૧ નો કુદરતી નાશ R. ૧૦૦નો ફરજિયાત નાશ કેમ ન સાલે? વિમાનોની મદદથી સામ્રાજ્યનું સંગઠન અને સામ્રાજ્યનો વિકાસ સાધવાની લાલસા ધરાવનાર મુત્સદ્દીઓનાં હૃદયમાં આઘાત કેમ ન થાય? ૪ લાખ અને ૫૦ હજાર પાઉન્ડના ખર્ચે ઊભાં કરેલાં વિમાનને ત્રણુ માસમાં જમીનદોસ્ત ફરજિયાત રીતે કરવું પડે એ જોઇ સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવતા અંગ્રેજ બચ્ચાને કેમ બળતરા ન થાય? જે બહાદુર સાહસિકોએ એ વિમાન બાંધ્યું હોય તેમને આજે એ જ વિમાન છોડવાનો અવસર આવ્યો એ યાદ કરતાં હૃદયમાં આઘાત કેમ ન થાય? જે પુરુષોએ એ સુંદર વિમાનમાં બેસીને લહેર કરી હોય તેનાથી આ દૃશ્ય કેમ જોવાય? છતાંયે મનુષ્ય માયાવી પ્રાણી છે. પ્રાણુપ્રિય સાથીઓ સાથે મનુષ્ય ગેલ કરે છે, પ્રાણુપ્રિય સાથીઓના મરણુકાલે ધડકતે હૈયે મરણુશૈયા પાસે આવીને ઊભો રહે છે. સંસાર એવો જ ચાલે છે. R. ૧૦૦, R. ૧૦૧ કેટલાકને મન તો પ્રાણુપ્રિય વસ્તુ હતી એટલે R. ૧૦૦ ની છોડવાની દુઃખદ ક્રિયા જોવા પણ કેટલાક રસિકો ત્યાં ગયા હતા. એ ક્રિયા દરમિયાન થતો હથોડાનો અવાજ મૃત્યુઘંટ સમાન પ્રાણુઘાતક લાગતો હતો. જે વિમાને આટલાંટિક મહાસાગર કેપ્ટન સ્કૉટ જેવા પ્રવીણુ સુકાનીના સુકાનીપદ નીચે ખેડયો હતો તેના આજે આ અવશેષ હતા. આખા વિમાનના ઢાંકણુ ઉપર સ્ટીમરોલર ફેરવી સરખો કરી કાટ તરીકે વેચવાનો હતો. R. ૧૦૦નું ઢાંકણુ એલ્યુમીનીઅમના જેવી જ હલકી ધાતુ ડુરાલ્યુમીન નામની ધાતુમાંથી બનાવવામાં આવ્યું હતું અને એ ધાતુનું વજન ૫૦ ટન હતું, જે વેચવા માટે કાઢવામાં આવતાં ૩૦ ટન તો કોઇ પરદેશી માણુસ લઇ ગયો. વિમાનનો બીજો ભાગ એશટ્રે અને મીણુબત્તી રાખવાનાં સાધનો તરીકે વાપરી શકાય. વિમાનના દાદરાઓ પણુ વેચવા માટે કા[illegible] હતા. [illegible] વિમાનમાં મુસાફરી કરી હતી તેમણે એ પ્રાણુપ્રિય વસ્તુની [illegible]રી તર[illegible] [illegible] ખાટલાઓ ખરીદી લીધા.

આખા વિમાનમાંથી ફક્ત એક જ આખો એ પ્રયોગાર્થે રાખવામાં આવ્યો, જ્યારે બીજો બધો ભાગ ભાંગી તોડીને વેચી નાખવામાં આવ્યો.

તો સવાલ એ ઊભો થાય છે કે R. ૧૦૧, R. ૧૦૦, કાર્ડિંગ્ટન વગેરેનું રહ્યું શું! લોર્ડ થોમ્પ્સન હયાત હોત તો આ સવાલ ઊભો થતાં જ સાત વર્ષની મહેનત, પૈસાનો અને ભવિષ્યના આશાવાદનો વિચાર કરતાં આઘાત જ થાત અને એ કરુણ કથા સ્મૃતિપટ ઉપર એક ઘા સમાન ચિરંજીવી રહેત. R. ૧૦૧ તો નાશ પામ્યું, R. ૧૦૦ને છોડી નાખી પછી ફક્ત એક જ એ પ્રયોગાર્થે રહેવા દીધો. કાર્ડિંગ્ટન, ઇજીપ્ત અને મોન્ટ્રીલ અને કરાંચીનાં mooring mast અમેરિકા અને જર્મનીનાં હવાઈ વિમાનો વાપરી શકે એ માટે રહેવા દીધાં છેઃ બ્રિટનનાં હવાઈ વિમાનો તો હવે ક્યારે બંધાશે અને ક્યારે ઊડશે એ તો ઈશ્વર જાણે! કાર્ડિંગ્ટનમાં આવેલું વિમાનખાતું અને તેનો સરસામાન સાચવવા અમુક રક્ષકો રહેશે. બલૂનો ઉડાવવાનું કામ ચાલુ રહેશે અને હાઇડ્રોજન બનાવવાનું કારખાનું પણ ચાલુ જ રહેશે.

આ વિમાનનો—વિમાનખાતાનો કરુણ ઇતિહાસ છે. ૧૯૨૪ થી ૧૯૩૦ ની લોર્ડ થોમ્પ્સનની મહેનત, અથાગ શ્રમ બધી યે એળે ગઇ એટલું જ નહિ પણ કરોડો રૂપીઆનો ધૂમાડો થયો. એટલું જ નહિ પણ સુનંદા વિમાનીઓના મૃત્યુ સાથે એમની કળા અને એમનો પંથ નાશ પામ્યો. સુનંદા સાહસિકોનાં મૃત્યુ દેશો સહન કરી શકે, પણ મૃત્યુ સાથે સાહસિકોનો પંથ પણ નાશ પામે એ દેશ સહન ન કરી શકે. લોર્ડ થોમ્પ્સનની આગાહી કે જો R. ૧૦૧ અને ૧૦૦ ઊડી શકશે નહિ તો વિમાનનો પ્રયોગ બંધ જ કરવો પડશે અને તેમ થશે તો હૃદયમાં ચીરા પડશે” અંતે કરુણ રીતે ખરી પડી. એનું એક કારણ એ છે કે બ્રિટનની વૈમાનિક નીતિ વિમાનના પ્રાથમિક સિદ્ધાંતો ઉપર રચાઇ ક્રમે ક્રમે એનો અમલ થતો નહોતો. એ વૈમાનિક નીતિ પાછળ એક હદપારનો સત્તાલોભ, મદ, સામ્રાજ્યલોભ સમાએલો હતો, જે વિજ્ઞાનના પ્રાથમિક સિદ્ધાંતના ઘાતક છે. એનું પરિણામ એ આવ્યું છે કે જ્યારે જર્મની અને અમેરિકાનાં હવાઇ વિમાનો સુંદર રીતે પ્રગતિ કરી રહ્યાં છે, જર્મનીનું ગ્રાફ ઝેપેલીન તો દુનિયાના અનેક ભાગો ઉપર સુખેથી ઊડી શકે છે ત્યારે બ્રિટન પાસે હવાઇ વિમાન ગણવા જેવું પણ રહ્યું નથી. બ્રિટન પાસે તો હવાઇ વિમાન હતું જ નહિ એવી કરુણ સ્થિતિ આવીને ઊભી છે એ કંઇક અંશે લોર્ડ થોમ્પસનની અસાધારણ ઉતાવળને આભારી છે. બ્રિટનની વૈમાનિક નીતિ વિનાશને પંથે ચડી હતી અને જ્યારે ૧૯૩૧ના ડીસેમ્બરમાં R. ૧૦૦ ને છોડી નાખવામાં આવ્યું ત્યારે એ નીતિનો અંત આવ્યો એમ કહીએ તો વધારો પડતું નથી. હવાઇ વિમાનો ક્યારે બંધાય, ક્યારે ઊડવા લાયક થાય, ક્યારે બીજા દેશો સાથે હરીફાઇમાં ઊતરે એ તો ભવિષ્યની વાત થઇ. અત્યારે તો એ પ્રશ્ન ઉપર કાળરૂપી પડદો પડયો છે. લોર્ડ થોમ્પ્સન જેવો કોઇ અડંગ સામ્રાજ્યવાદી મેદાને પડે અને તેના ભાગ્યમાં વિજયની રેખા વિલસતી હોય તો જ એ પડદો ઊઘડતાં આશાવાદરૂપી સૂર્યનાં દર્શન થાય. અત્યારે તો એ સૂર્યનાં દર્શન દુર્લભ જ છે.

R. ૧૦૧ ના અકસ્માતથી ઈંગ્લંડની વૈમાનિક નીતિનો અંત આવ્યો છે એટલું જ નહિ પણ બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનોની વૈમાનિક નીતિનો અંત આવ્યો છે. જેમ બ્રિટિશ

સરકારને આવાં વિમાનો બાંધવાનો મોહ હતો તેમ કેનેડાની સરકારને આવાં વિમાનોનો મોહ હતો: જ્યારે R. ૧૦૦ કેનેડામાં હતું ત્યારે કમાન્ડર કોમોર–જે R. ૧૦૧માં નાશ પામ્યો હતો–તેણે પોતાની બધી ચતુરાઇ કેનેડાના વડા પ્રધાનને વૈમાનિક નીતિ ધપાવવાની અગત્યતા ઠસાવવા વાપરી. એનું પરિણામ એ આવ્યું કે કેનેડાના વડા પ્રધાને R. ૧૦૦ ના ઘણાખરા અમલદારોને મળીને વિમાનો બાંધવાનું નક્કી કર્યું. એઇન્ટ હુબર્ટ ખાતે ૩ લાખ પાઉન્ડ ખરચીને હવાઇ મથક સ્થાપ્યું. કેનેડાની સરકારનું mooring mast સંપૂર્ણ હતું અને વિમાન માટે શેડ બાંધવા સરકાર તૈયાર હતી. વડા પ્રધાન તો એમ જ માનતા હતા કે વિમાન બાંધવાની કલા હવે કેનેડામાં ધપાવાશે પણ જ્યારે ઇંગ્લંડનો વડો પ્રધાન પોતાના સાથી લોર્ડ થોમ્પ્સનના વિયોગના દર્દથી પીડાતો હતો અને ગ્લાનિમાં મગ્ન થઇ રહ્યો હતો ત્યારે કેનેડાનો વડો પ્રધાન વૈમાનિક કળા પાછળ ખરચેલી રકમ ધૂળભેગી થવાની એ વિચારમાં ચિંતાગ્રસ્ત થઈ રહ્યો હતો. ઇંગ્લંડે વૈમાનિક કળા ધપાવવાની આશા મૂકી દીધી, કેનેડાએ વૈમાનિક કળા ધપાવવાની આશા મૂકી અને એના પરિણામે બ્રિટિશ સામ્રાજ્યમાં વૈમાનિક કળા ઉપર પાણી ફરી વળ્યું. વૈમાનિક કળાનું ઉજ્જ્વળ ભવિષ્ય અમેરિકા અને જર્મનીના લલાટે લખાયું હોય એમ અત્યારે તો જણાય છે. ભવિષ્યના ગહન પ્રદેશમાં ઊતરવાની મનુષ્યની શક્તિ નથી એટલે એ અજ્ઞાનતાના પરિણામે પામર મનુષ્ય શું કરી શકે ? સત્તા, લોભ, મદ આદિ દુર્ગુણો છોડી વિજ્ઞાન, કળા અને મનુષ્યની ઉન્નતિનું લક્ષ્ય ધ્યાનમાં રાખી આ બે દેશો વિજ્ઞાનની દેવીની આરાધના કરે તો એ દેવીની કૃપા એ બે દેશો ઉપર ઊતરે એમાં શંકા નથી. પણ એ તો કલ્પનાના પ્રદેશ રહ્યા જેમાં અત્યારે ઊતરવા સ્થાન નથી. સત્તા અને લોભ મનુષ્યને ભાન ભુલાવે છે. મનુષ્ય પોતાને અલ્પ અને કુદરતને મહાન શક્તિ લેખી, કુદરતની મહાન શક્તિ સાથે પોતાના ગુણોની મદદથી સહકાર કરે તો વિજ્ઞાનનું ભવિષ્ય ઉજ્જ્વળ છે, જગતનું ભવિષ્ય ઉજ્જ્વળ છે.

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

# હિમાલય*

( પૃથ્વી છંદ )

હિમાલય! નગાધિરાજ! શિવધામ કૈલાસનાં
શિરે અચલ ધારતા, અમલ અંકમાં પાર્વતી
મહાજનની વિશ્વની, પરમશક્તિ શંભુતણી
વિંધી ગગનને મહોન્નત શિરે કરે ગોષ્ઠી તું
પરાત્પરની સાથ મૌનમય ગૂઢ વાણી વડે :
સીડી તું અણિશુદ્ધ શ્વેત પૃથિવીપરેથી ઊંચે
અનંત અવકાશ પાર પરધામ પ્હોંચાડતી ;
ચઢેલ તહિંથી જ પાંડવ ઉંચે મહાસ્વર્ગમાં,
હજુય પગલી દીસે તહિં પવિત્ર અંકાયલી.
સદા–ધવલ પુણ્યપુંજ તવ રાજતો શો શુચિ !
અનિંદિત પવિત્રતા જહિં પ્રસન્ન કાંતિ ધરી
રમે નિબિડ ભવ્ય શાશ્વતતણા પરિષ્વંગમાં.
તહિં ઉતરતી ઉષા સ્મિતભરી, અનેરી કલા
ધરી કરતી નૃત્ય, વેરતી ગુલાલ માંગલ્યનાં,
ઉડાડતી વિલોલ સ્વર્ણધ્વજ રમ્ય આનંદના,
ત્રિલોક અજવાળતા રવિપિતા તને વ્હાલથી
અનંત કરમાં લઈ વર પ્રકાશ આશીષ દે,
સુપ્રેમ ઝરણાં જગાડી તવ વિશ્વમાં રેલવે.
તને હૃદયરંગથી સ્નપિત સ્નિગ્ધ સંધ્યા કરે
અને ગહન શાંતિના શયનીયે ધીરે ઝુલવે ;
સ્ફુરંત નભતારલા તરલતાભર્યાં ઊતરે,
વિશાલ તવ માનસે જલતરંગલીલા કરે.
સુધાકર સુધાસમાં ધવલ તાહરાં અંગને
સુધાસ્મિતથી ચૂમતો, મધુર રમ્ય જ્યોત્સ્ના ઝરે,
તને પુલકથી ભરે નચવી લાસ્ય ઉલ્લાસનું.
હિમાલય! પવિત્ર દેવભૂમિ! નિત્ય આકર્ષતી
સદાશિવતણી સમાધિ જહિં મૌનમાં રાજતી.
અનંત કરુણાની શંકર શિરેથી ભાગીરથી
અખંડ જહિંથી વહી કરતી પૃથ્વીને પાવના.
હિમાલય! નમું નમું, પરમધામ શાંતિતણા !
નમું નમું સહસ્રવાર ગિરિરાજ પાવિત્ર્યના !
નમું ભરતભૂમિરક્ષક સુધીર સૈનિક હે !
નમું સકલ આર્યના હૃદયના મહાસ્વપ્ન હે !
હિમાલય! ધ્વની ઉઠે અચલ મૌન તારું, સુણું
પ્રતિધ્વનિ હું અંતરે, અધીર ધાઉં તારા ભણી,
ચઢું શિવ–ઉમાપદે લઈ જતી સીડી શુદ્ધિની,
હિમાલય! પવિત્ર શુભ્ર પંથનો થજે ભોમિયો.

પૂજાલાલ

* અલ્પ સમયમાં પ્રકટ થનાર 'પારિજાત' નામના કાવ્યસંગ્રહમાંથી.

# ચર્ચાપત્ર

શ્રીયુત તંત્રીજી,

' પ્રસ્થાન '

કારતક–માગશરના ' પ્રસ્થાન 'ના અંકમાં શ્રી. જયન્તકૃષ્ણ હ. દવેના ' અંત્યજોની અસ્પૃશ્યતા 'ના લેખમાં યમસ્મૃતિનો ૩૩ મો શ્લોક ટાંકવામાં આવ્યો છે. એ સ્મૃતિએ ભીલોને અંત્યજમાં ગણ્યા છે. શ્લોક ઉપર જે વિવેચન કર્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે "... ... ભીલ સાથે પણ ઘણા ગાઢ સંબંધમાં આવતા નથી." એ વિવેચન ઉપરથી જણાય છે કે લેખકે પણ કેવળ સ્મૃતિને આધારે ભીલને અસ્પૃશ્ય તરીકે ગણાવ્યા છે. એ વિષે જે સ્થિતિ આજે છે તે આપને જણાવું છું. એ હકીકત આપના માસિકમાં પ્રસિદ્ધ કરી ભીલોને કરવામાં આવેલો અન્યાય દૂર કરશો એવી આશા છે.

પુરાતન કાળમાં સ્મૃતિકારોએ ભીલોને અસ્પૃશ્ય ગણ્યા એ ખરું. રામાયણમાં શબરીની કથા જાણીતી છે. શબરી શબર–ભીલજાતિની સ્ત્રી હતી. એનાં એઠાં બોર રામચંદ્રજીએ ખાધાં હતાં. ગુહકરાજા પણ રામનો ભક્ત હતો. આ ઉપરથી એમ સાબીત થાય છે કે રામાયણના અને તે પછીના કાળમાં પણ વ્યવહારમાં ભીલોને અસ્પૃશ્ય ન ગણ્યા હોવા જોઈએ. મહાભારતમાં એકલવ્ય ભીલની કથા જાણીતી છે. એકલવ્યને અસ્પૃશ્ય ગણ્યો નથી, પણ એ શૂદ્ર હોવાને લીધે દ્રોણ ગુરુએ એને વિદ્યાનો અનધિકારી ગણ્યો. એ અસ્પૃશ્ય હોત તો રાજસભા સુધી જઈને દ્રોણની પાસે વિદ્યા શીખવાની વિનતિ કરવાની હિંમત જ ન કરત.

આજે પણ ભીલ અસ્પૃશ્ય નથી. ગૂજરાતમાં પંચમહાલ, રેવાકાંઠા એજન્સી, મહિકાંઠા એજન્સી અને વડોદરા રાજ્યમાં ભીલોની વસતી છે. કોઈપણ ઠેકાણે ભીલને અસ્પૃશ્ય ગણવામાં આવતો નથી. એટલું ખરું કે ઉચ્ચ ગણાતા હિંદુઓ ભીલના હાથનું પાણી પીતા નથી. ભીલાલા અને પટેલીઆ કોમ જેઓ ભીલ જાતિની શાખા છે તેમના હાથનું ઊજળિયાતો પાણી પીએ છે. સવર્ણ હિંદુઓને કૂવે પાણી ભરવાની, તળાવને કે નદીને ઘાટે નાહવા ધોવાની, ભીલને મનાઈ નથી. નિશાળોમાં ભીલ બાળકો ઉચ્ચ વર્ણનાં બાળકો સાથે અડોઅડ બેસે છે. વ્યવહારમાં ભીલો અને ઉચ્ચ વર્ણના હિંદુઓની વચ્ચે ઠીક ઠીક સંબંધ છે. અહીં દાહોદ–ઝાલોદ તાલુકાઓમાં ઉચ્ચ વર્ણના હિંદુઓને ભીલો સાથે ગાઢ સંબંધ છે. તેઓ મજૂરી માટે ભીલો ઉપર જ આધાર રાખે છે. ભીલોની વચમાં વસીને વૈષ્ણવ વાણીઆઓ હટાણું કરે છે, અને ધીરધાર કરે છે. ક્યાંએ અસ્પૃશ્યતાનો ઓછાયો નથી.

ધર્મમાં ભીલોને હિંદુ ગણવામાં આવે છે. સને ૧૯૧૧ સુધી એમને Animist ગણતા હતા, પણ ત્યારપછી તેઓની ગણતરી હિંદુમાં થાય છે. હિંદુઓની ધાર્મિક માન્યતાઓ ભીલોમાં છે, તેઓ હિંદુઓના ધાર્મિક ઉત્સવો અને મેળાઓ ઉજવે છે. અગીઆરસ, પૂનમ વગેરે વ્રતો પણ ભીલો પાળે છે.

ભીલો સાથે ગાઢ સંબંધ નથી અને તેઓ અસ્પૃશ્ય છે, એ કથન હકીકતથી વેગળું છે.

# સંગીતપદ્ધતિની બાર સ્વરો ઉપર સ્થાપના

કોઈ કોઈ વખતે આપણને પ્રશ્ન પૂછવામાં આવે છે કે તમે પોતાના ગાયનમાં પ્રત્યક્ષ અતિકોમલ, તીવ્રતરાદિક સ્વરો વાપરો છો, અને તેમ હોવા છતાં બાર સ્વરો ઉપર તમારી પદ્ધતિ સ્થાપો છો, એ સુસંગત કેમ ?

આ પ્રશ્નોનો ઉત્તર અમે એટલો જ આપીશું કે આ અતિકોમલાદિક સ્વરોને અમે આલંકારિક પ્રકાર તરીકે માનીએ છીએ. આવા પ્રકારો થોડા જ રાગોમાં આપણાથી દેખાડી શકાય છે, એ પણ લક્ષમાં રાખવા જેવું છે. પરંતુ આ વિષયનો થોડો શો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરવો હિતકારક થશે.

આપણા બધા નવા, જૂના ગ્રંથકારો શ્રુતિઓ એકંદર બાવીસ માનતા આવ્યા છે; અને આ શ્રુતિઓમાંથી એકદમ રાગો ઉત્પન્ન થાય છે, એમ તેઓ કદાપિ કહેતા નથી. શ્રુતિઓ એ સ્વરોત્પાદક નાદ છે, એમ બધા ગ્રંથકારો કહેતા આવ્યા છે. શ્રુતિ અને સ્વર એક દૃષ્ટિએ ભિન્ન નથી, તથાપિ તે ભિન્નતા પ્રતિપાદન કરનારા વાદો પણ પહેલાં થયેલા છે.

ઉ:—विशेषस्पर्शशून्यत्वाच्छ्रवणेन्द्रियग्राह्यता । स्वरश्रुत्योस्तादात्म्यम् ॥ इ०

नराणां च मुखं यद्वद् दर्पणे तु विवर्तितम् ॥ इ०

श्रुतीनां स्वरकारणत्वम् ॥ इ०

श्रुतयः स्वररूपेण परिणमन्ति । यथा क्षीरं दधिरूपेण ॥ इ० (बृहद्देश्याम्)

પરંતુ આ વાદોમાં પડવાની આપણને જરૂર નથી. તે જ પ્રમાણે, શ્રુતિઓ સમાન હતી કે કેમ, એ વાદમાં પણ હાલ આપણે નહિ પડીએ.

રાગની વ્યાખ્યા આવી છે:

"योऽसौ ध्वनिविशेषस्तु स्वरवर्णविभूषितः ।
रञ्जकोजनचित्तानां स च राग उदाहृतः ॥" (बृहद्देश्याम्)

આ વ્યાખ્યામાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે રાગમાં આવતા ધ્વનિવિશેષો પ્રથમ સ્વરત્વ પામેલા હોવા જોઈએ, અને રાગને વર્ણની અર્થાત્ આરોહાવરોહાદિકની આવશ્યકતા છે, અને તે ઉપરાંત વળી તે રાગ રંજક હોવો જોઈએ. આ ત્રણ વાતો સિવાય "અંશ" વગેરે રાગોને જોઈએ તે જુદું જ. આવી રાગની વ્યાખ્યા શાસ્ત્રોક્ત છે. ત્યારે હવે પ્રશ્ન એવો થાય છે કે સ્વરતા એટલે શું ? આ પ્રશ્નનો ઉત્તર ગ્રંથકારોએ આપેલો જ છે, અને તે એ કે આપણી પદ્ધતિમાં સાત સ્વર શુદ્ધ માનવા અને તે સિવાય આ શુદ્ધ સ્વરોને કારણ-પરત્વે નીચા ઊંચા કરી વિકૃત કરવા. શુદ્ધ સ્વર સાત છે, અને તેમનાં સ્થાનો પ્રાચીનકાળથી નિયત થયેલાં છે. જેમકે, वेदाचलाङ्कश्रुतिषु त्रयोदश्यां तथैव च । सप्तदश्यां च विंश्यां च द्वाविंश्याम् इ. તે જ પ્રમાણે મતંગ અને વિરત કહે છે. તેઓ શ્રુતિઓનાં નામો માત્ર કહેતા નથી, એટલું જ.

ત્યારે હવે એમ ઠરે છે કે શુદ્ધ સ્વર ૪, ૭, ૯, ૧૩, ૧૭, ૨૦, ૨૨. આ શ્રુતિઓ ઉપર જ સ્થાપવા જોઈએ. આ સ્વરોની પ્રકૃત અવસ્થા છે. પ્રકૃત માન્યા સિવાય વિકૃત ઠરે

નહિ, એ ખુલ્લું છે. ભરત અને મતંગે પ્રથમ જે શુદ્ધ સ્વરવ્યવસ્થા કરી તે કાલાંતરે બદલાતી ગઈ. તેમ થવાનું જ; તથાપિ નવીન વ્યવસ્થામાં પણ શુદ્ધ અને વિકૃત અવસ્થા આવવાની જ; કારણ વિકૃત સ્વરો પ્રકૃત સ્વરો ઉપર અવલંબી રહે છે. આમ થતું આવ્યું છે, અને આગળ પણ થશે, તથાપિ તે બધો પરિભાષાનો પ્રશ્ન છે, તો પછી "चतुश्चतुश्चतुश्चैव षड्जमध्यमपञ्चमाः। द्वे द्वे निषादगान्धारौ त्रिस्त्रिरिषभधैवतौ ॥" આ શુદ્ધ સ્વરનિયમ સર્વમાન્ય પહેલાં પણ હતો, અને હાલ પણ છે—અર્થાત્ શુદ્ધ સ્વર પંક્તિમાં દ્વિશ્રુતિક, ત્રિશ્રુતિક અને ચતુઃશ્રુતિક, એવા જ સ્વરો આવવા જોઇએ. આ સાત સ્વરો નીચેની શ્રુતિઓ, સ્વરો ઠરી, એ પણ સમજાશે જ. હવે વિકૃત સ્વરો તરફ દૃષ્ટિ કરીએ. સા અને પ, એ સ્વરો વિકૃત થતા નથી, એ આપણે ગૃહીત રાખી ચાલીશું. ત્યારે વિકૃત થનારા સ્વરો, રિ, ગ, પ, ધ, નિ એ જ રહ્યા. ભરત અને મતંગે કાકલી, અને અંતર એ સ્વરોને વિકૃત માન્યા, અને તે શુદ્ધ ગ અને શુદ્ધ નિ એ સ્વરોને ૨/૨ શ્રુતિ ઉપર ચડાવી માન્યા, એટલે ચતુઃશ્રુતિક કર્યા. શાર્ઙ્ગદેવે સાધારણ ગ અને કૈશિક નિ માન્યા, અને તેમને એકેક શ્રુતિ ઉપર ચડાવ્યા, તથાપિ તે પણ ત્રિશ્રુતિક ગ, અને ત્રિશ્રુતિક નિ એવા જ રહ્યા. મધ્યમ વિકૃત થયો કે તે બે અથવા ત્રણ શ્રુતિ ઉપર ચડે છે, તોપણ તે દ્વિશ્રુતિક અથવા ત્રિશ્રુતિક હોય છે. આ ઉપરથી એમ ઠરે છે કે સ્વર (પછી તે શુદ્ધ હોય કે વિકૃત હોય) તે ૨, અથવા ૩, અથવા ૪ એટલી શ્રુતિનો જ હોવો જોઇએ. રાગમાં સ્વર વિકૃત લેવામાં આવે છે; ત્યારે પ્રકૃત અથવા શુદ્ધ સ્વર નથી આવતો, એ સમજાશે જ. ઉદાહરણાર્થ સાધારણ ગ જ્યારે કામમાં આવે છે, ત્યારે શુદ્ધ ગનો લોપ હોય છે, અને તે પ્રસંગે ગનું અંતર નિશી જોવામાં આવે છે. પારિજાતકાર એક શ્રુતિ ઉતારી કોમળ રિ અથવા ધ માને છે. તથાપિ તે રિ અને ધ સ્વરોનું અંતર સાથી બે શ્રુતિનું હોય છે, અને તે સ્વરો વાપરતી વખતે શુદ્ધ નિ અને ધ લુપ્ત હોય છે, એ દેખાશે જ. આ બધી વાતો ઉપરથી એમ દેખાય છે, કે આપણા ગ્રન્થકારોના મતે રાગોમાં આવનારા સ્વરો હમેશાં દ્વિશ્રુતિક, ત્રિશ્રુતિક, અથવા ચતુઃશ્રુતિક હોવા જોઇએ, પછી તે શુદ્ધ હોય કે વિકૃત હોય. આપણને અતિ કોમલ સ્વરો સંબંધી પ્રશ્ન પૂછનારા લોકો એમ પણ માનતા હોવા જોઇએ કે શુદ્ધ રિ લઈ તેની પછી અતિ કોમલ ગ લઇ શકાશે. તે સ્વર એક શ્રુતિના અંતરે હોય તો તે અશાસ્ત્ર થશે એમ જ કહેવું પડશે; કારણ એક શ્રુતિનો સ્વર શાસ્ત્રકારો માનતા નથી. તે જ પ્રમાણે શુદ્ધ ધ જ શ્રુતિનો હશે ત્યાં તેની પછી "અતિ કોમલ નિ" અશાસ્ત્ર થશે. તે સ્વરો લેવા હોય ત્યારે તેની પહેલાંના સ્વરો નિદાન ૨ શ્રુતિ નીચા હોવા જોઇએ, એમ શાસ્ત્રોનું કહેવું છે. તોડી જેવા રાગમાં કોમલ રિ ની પછી ૩ શ્રુતિનો ગ લઇ શકાશે, પરંતુ તેને આધાર પ્રચારનો રહેશે. ત્યાં સ્વરસંગતિથી અનેક ચમત્કાર દેખાશે. જેમકે "नि, सारिग, प, मंप, धप, मंग, रेग, रेसा। આ સ્વરો ગાનારને તેમાંનો સૂક્ષ્મ ભેદ દેખાઇ આવશે અનેક તોડી પ્રકારોમાં અતિશ્રુતિક ગ ની જરૂર પડશે નહિ. તોડીની વ્યાખ્યા ગ્રન્થમાં સ્પષ્ટ કહેલી છે; તેથી ગ્રન્થદૃષ્ટિએ આવા ગાન્ધારની તોડી અશાસ્ત્ર જ થશે. અતિકોમલ ગાન્ધાર લેનારો થાટ તો માની જ શકાશે નહિ, કારણ કે તે થાટને જુદું નામ અને જન્ય રાગ બહુધા હોવાના જ નહિ. તેવો પ્રયત્ન કોઇ કરે તો પછી કોમલ ગાન્ધારના તોડી પ્રકારનું નામ શું એ પ્રશ્ન રહેશે જ. તેથી ઉત્તમ પક્ષ એ કહેવાશે કે 'તોડી' થાટ કોમલ ગ નો કહી અતિકોમલ ગ જોઇતો હોય તે

સ્વર તરીકે લેવો. ત્રિશ્રુતિક રિ, ધ, માનનારાઓને થાટ રચવાની અડચણ જરૂર આવશે. પ્રત્યેક શ્રુતિના સાધનથી રાગ બદલવાથી "પદ્ધતિ" નહિ જેવી થશે અને તે નહિ જેવી થઇ તો પછી શાસ્ત્ર શાનું રહ્યું ? પ્રત્યેક રાગ આપણાથી જુદી જુદી શ્રુતિઓનો લખી શકાશે નહિ, અને તેમ લખવાનું કોઇ કહે તો તે શાસ્ત્રને તદ્દન નવું કહેવું પડશે, અને તેમ કરનાર અધિકારી નહિ મળે. પાંચ દશ રાગોમાં વિશિષ્ટ સ્વરસ્થાનો વિશિષ્ટ સંગતિમાં યોજ્યાથી શાસ્ત્રપદ્ધતિ થશે નહિ. તેથી તે ભાગને અલંકારિક જ માનવો અધિક સયુક્તિક થશે. ત્યારે પ્રશ્ન એવો થશે કે ૧૨ સ્વરો નીચે આવનારી શ્રુતિઓ સિવાય બાકી રહેલી શ્રુતિઓનું શું કરવું અને તે કહી જ શા માટે ? તે કહી ન હોત તો ૨, ૪, ૩, શ્રુતિના સ્વર કયા એ ઠરાવવું કઠણ થયું હોત. કવચિત્ પ્રસંગે તેમનો અલંકારિક પ્રયોગ કરી શકાશે એમ પણ જોઇએ તો કહી શકાશે, પણ તે પ્રયોગને શાસ્ત્રાધાર તો નહિ જ મળે. પ્રાચીનકાળે મૂર્છના અને જાતિથી રાગો તૈયાર થતા હતા ત્યારે જુદી જુદી મૂર્છનાઓથી અને જાતિઓથી ૨/૩/૪ શ્રુતિઓના સ્વરો ઉત્પન્ન કરવા માટે આ ૨૨ શ્રુતિઓ કામમાં આવતી હશે, એ સમજી શકાશે. પરંતુ જ્યારથી ગ્રામ એક જ માનવામાં આવ્યો અને બધા રાગો એક ષડ્જથી જ નીકળનારા મનાવા લાગ્યા, અને બધા શુદ્ધ અને વિકૃત સ્વરો તે ગ્રામમાં જ મનાયા, ત્યારે તેમાં બધા સ્વરો ૨/૩/૪ શ્રુતિના જ હોવા જોઇએ. આ નિયમ ઠીક જ રહ્યો. તે નિયમ જ્યાં સુધી માનવો હશે ત્યાં સુધી એક શ્રુતિનો સ્વર માનવો અશાસ્ત્ર જ થશે. જ્યારે કોઇ સ્વરો વર્જ્ય હોય ત્યારે તે વખતે કેટલાક સ્વરો વચ્ચેનું અંતર ૪ શ્રુતિ કરતાં અધિક હોય છે. તથાપિ શ્રુતિગણનામાં વર્જ્ય સ્વરો લક્ષમાં લેવામાં આવે છે, એમ કહેલું છે. વળી વચલા સ્વરનો લોપ થવાથી બે સ્વરોનું અંતર મોટું થાય, અને સ્વર વિકૃત કરી પાંચ શ્રુતિનો અથવા તે કરતાં પણ વધારે અંતરનો થાય એ બે વચ્ચે મોટો ભેદ છે, એ દેખાશે જ. રત્નાકરના વિકૃત સ્વરો આપણે કાળજીથી તપાસીશું તો દેખાઇ આવશે કે એક શ્રુતિનો સ્વર વિકૃત બિલકુલ જ માન્યો નથી. કોઇ કહેશે કે તોડીમાં ત્રણ શ્રુતિનો ગ, રીતી પછી અશાસ્ત્ર નહિ થાય, એ ખરું. પણ તે બધું નવીન પ્રચાર પર અવલંબી રહેશે. તેમ કરવાથી એક નવો થાટ માનવો પડશે, અને તેમાં નવીન રાગયોજના કરતાં ઘણી અડચણો ઉત્પન્ન થશે. ત્રણ શ્રુતિના રિ, ધ માની થાટ ઉત્પન્ન કરતાં અનેક મતભેદ અને વાદ ઊભા થયા હતા, અને તેવા પાછા પણ ઊભા થશે. એવા સ્વરો લઇ નવી રાગરચના કરવામાં દેશના કળાવંતોની સંમતિ પ્રથમ મેળવવી પડશે, અને તે મોટી પરિષદો ભરી કરવું પડશે. તેમ સાધ્ય થયું તો સંગીતનું નવું વ્યાકરણ લખવું પડશે. કદાચિત્ આગળની પેઢીઓ તે કામ કરશે, પણ. પરંતુ આજ તો આપણે બાર સ્વરો પર જ પદ્ધતિ સ્થાપની એ યોગ્ય થશે.

પંડિત વાડીલાલ શિવરામ

# શાપિત રાજલક્ષ્મી

લોકોને આશ્ચર્ય પમાડવાની વૃત્તિથી આ વાત મેં લખી નથી; આશ્ચર્ય પમાડવા માટે બીજા ઘણા જાદુઇ ખેલો થાય છે. લોકો વાહવાહ કરે માટે પણ આ વાત મેં લખી નથી; વાહ વાહ કરાવી શકાય એવા કેટલાય ખેલો હમેશાં થાય છે. પણ જે મેં જોયું, અનુભવ્યું, તે જ માત્ર આ વાતમાં આપવાનો પ્રયાસ કર્યો છે.

જૂનાં ફર્નિચરનો વેપારી ગોવિંદરામ અમારી સામે રહેતો. મેલું ધોતિયું, ટૂંકી બાંયનું ગંજીફ્રાક ને કાળી ટોપી પહેરી તે આખો દિવસ ઓટલે બેઠો જ હોય. ઘણું કરીને એનો વેપાર નહિ જેવો જ ચાલતો. કારણ કે ગોવિંદરામ માત્ર 'ચીજ' સંઘરતો. 'સાહેબ! ચીજ છે હો'—એવી રીતે જ એને બોલવાની ટેવ હતી. પરંતુ ખુરશી, કોચ, બારણાં, જાળી, ગાલીચા, હીંચકા સઘળી જ વસ્તુઓ એની સાધારણ ભાષા પ્રમાણે 'ચીજ' માં ગણાતી. અને તેથી તેની કિંમત પણ આકરી પડતી. પરંતુ કયારેક—અને તે પણ જે જોઇ શકે તેને માટે જ — એ જરાક સાદું દિલગીરીભરેલું હસીને પોતાના હૃદયની સાચી ભાષા વાપરતો. ત્યારે એ ફર્નિચરનો વેપારી મટી જતો, 'ચીજ' કહીને આકરી કિંમત લેનારો વાણિયો મટી જતો, અને એને બદલે જૂની જાહોજલાલીનો છેલ્લો સાક્ષી હોય એવો ખરેખર ભૂતકાળનો આદમી બની જતો. એક વખત એક સાચી કાશ્મીરી શાલ મેં એની પાસે જોઇ ત્યારે એના મોંમાં એવી ભાષા આવી ગઇ હતી. 'આ ચીજ વેચવાની છે જ નહિ, પણ તમે પૂછ્યું એટલે કહું છું. એ શાલ છે, સાહેબ! મલ્હારરાવ ગાયકવાડની. પદભ્રષ્ટ થયાની આગલી રાતે એમણે ઓઢી હતી. એ શાલ એક જ વખત વપરાઇ છે!'

ગોવિંદરામનો ફર્નિચરનો વેપાર તો એવો જ ચાલતો. સીસમ ઉપર કાશ્મીરી કારીગરીવાળાં ટેબલ ખુરશી કોઇ શોખીન લઇ જાય ત્યારે વળી બે પૈસા રળે; બાકી તો એની કિંમત આકરી પડતી એટલે મહિને બે મહિને કોઇ સારું ઘરાક આવી ચડે ત્યારે ગોવિંદરામને તડાકો પડી જતો.

પણ એ ઉપરાંત ગોવિંદરામ દુકાનના આગલા ભાગમાં લોટની ચક્કી પણ રાખતો, અને આખો દિવસ એને ત્યાં ધમાલ જામી જ રહેતી.

મારા છોકરા સુબંધુ સાથે ગોવિંદરામને મૈત્રી હતી. એ મૈત્રીનું કારણ તો હું પણ કળી શક્યો નથી, પણ ગોવિંદરામના એકલા જીવનમાં સુબંધુએ સ્થાન મેળવી લીધું હતું. બાળક જ્યાં જ્યાં અકારણ પ્રીતિ જુએ છે ત્યાં ત્યાં એ પોતાના સરળ સ્વભાવને લીધે ખેંચાઇ જાય છે. સુબંધુ નિશાળે જતો હોય ત્યારે ગોવિંદરામની દુકાન પાસે થઇ કાંઇક તોફાન કર્યા વિના જાય જ નહિ. તોફાન કર્યા વિના જાય તો તે દિવસે તેણે છેલ્લો નંબર પુરાવ્યો હોય, ને પાંચ વાગે પાછા ફરતાં તોફાન કરે ત્યારે જ જંપે. સુબંધુને તરતાં ગોવિંદરામે શીખવાડેલું. સુબંધુ માટે તેણે બહુ જૂના વખતની પણ ઊંચી કારીગરીવાળી

એક 'ફ્રેઇમ' આપેલી. એ 'ફ્રેઇમ' વેચવાની એણે ચોખ્ખી ના પાડી હતી. મિઠાઇ ગમે તે પ્રકારની કરી હોય પણ પોતે જાતે આવીને સુબંધુને ભાગ આપે પછી જ એ ખાય. એના આ હેતમાં કાંઇપણ હેતુ ન હતો. કેવળ પ્રેમની ખાતર જ પ્રેમ હતો. સુબંધુની હજારો ખાનગી નાની નાની વાત–જે, ઘણું કરીને બાળક માબાપને કહેતાં જ નથી–એવી વાત ગોવિંદરામની પાસે પહોંચી ગઇ હોય. એ મૈત્રીનું એક ફળ એ થયું કે, હું પોતે સમજું તેના કરતાં સુબંધુ જૂની ચીજોના વાતાવરણમાં વધુ સમજી શકતો. એ બોલીને દેખાડી શકતો નહિ, પણ મૂંગી વાણી મારફત એનો અનુભવ કરી શકતો. એટલું જ નહિ પણ ઘણી વખત તો સાચી અને નકલી વસ્તુઓ જોતાં વેંત જ જુદી પાડી દેતો. ગોવિંદરામ એ વખતે બોલતા નહિ, પણ એના ચહેરા ઉપરથી સ્પષ્ટ સમજી શકાય, કે 'આ છોકરો ભવિષ્ય અને ભૂતકાળને જોડનાર છેલ્લો સાક્ષી બનશે! પછી આવી ચીજો કોઈ સંઘરશે નહિ, કોઇ રાખશે નહિ, કોઇ એના પર થૂંકશે પણ નહિ!'

એક વખત ગોવિંદરામને કોણ જાણે શું ભૂત ભરાયું તે મારી પાસે આવ્યા.

ખાસા ઇંગ્લિશ બનાવટના સુંદર કોચ ઉપર બેસીને હું તો મજેની લીપ્ટનની ચા પીતો હતો ત્યાં ગોવિંદરામ આવી પહોંચ્યા.

'કેમ આવો છો?'

ગોવિંદરામની વાત કરવાની રીત આવી અધરની જ હતી, અધરથી જ ઉપાડવાના: 'કાં જોયું?' આપણે આશ્ચર્ય પામીએ કે 'શું ભાઇ?' ત્યાં એકાદ ખંડિત મૂર્તિનો હાથ રજૂ કરે: 'એટલો સરસ છે'–અને પછી એ વાગ્ધારા અટકાવવી હોય તો તમારે એકાદ અર્વાચીન મકાનની વાત કરવી પડે.

આજે પણ ગોવિંદરામે એવી અધરથી જ વાત ઉપાડી: 'કાં આવો છો?'

સામેના મકાન–'ૐ ૧૯૨૧ A. D.' ઉપર નજર કરતાં મેં પૂછ્યું: 'ક્યાં?'.

ગોવિંદરામે મેં જોયું હતું ત્યાં નજર કરીને દૃષ્ટિ પાછી ખેંચી લીધી. સામેના મકાનના સૌથી ઊંચા આગલા ત્રિકોણ ભાગમાં 'ૐ ૧૯૨૧ A. D.' એ અક્ષરો સૂરજના તડકામાં ચળકતા હતા. આખા મકાનની શોભા એ કઇ સાલમાં બંધાયું એ ઉપરથી કાઢવાનો સાધારણ રિવાજ હોવાથી મકાનના માલિક એક રૂના દલાલે આ અક્ષરો આખા મકાનમાં ધ્યાન ખેંચે તેવી રીતે મૂકયા હતા. પણ આજે ગોવિંદરામે એ સઘળી વાત પર ધ્યાન ન આપતાં ઉતાવળથી કહ્યું: 'આજે તમને હવે દઉં!'

'પણ શું?'

'અરે, ચાલો તો ખરા.'

'શું માણેક છે, રત્ન છે, હીરા છે? છે શું?'

'સુબંધુ ક્યાં છે?'

'હમણાં જ બહાર રમવા ચાલ્યો ગયો.'

'ઠીક, ચાલો ત્યારે. એ ચીજ તમારે લાયકની. તમને વિશ્વાસ નથી પણ......'

અમે ચાલ્યા.

એની દુકાનના આગલા ખંડમાં આવ્યા. ગોવિંદરામે સંભાળથી બારણું વાસ્યું.

આગલા ખંડમાં થઇ પાછળ ગયા ત્યાં કેટલાક કારીગર ચક્રી સમી કરતા બેઠા હતા.

એક ડોશી નળ પાસે પાણી ભરતી હતી. એક જગ્યાએ તપેલામાં ચા ઊકળતી હતી.

અમે છેક અંદરના ખંડમાં ગયા.

વળી ધીમેથી બારણું હસાવીને ગોવિંદરામ મને ઉપલા મેડા પર લઇ ગયા.

'જુઓ આ' ગોવિંદરામે ચંદનની એક સુંદર ફ્રેઇમ રજૂ કરી. તેમાં જૂના વખતનું રજપૂત શૈલીનું સુંદર ચિત્ર શોભી રહ્યું હતું. એક બાઈ બેઠી હતી. આકાશમાં ચંદ્ર ખીલ્યો હતો. હાથમાં એક રત્ન હતું. બીજા હાથમાં પ્યાલું હતું. પ્યાલું હલાહલ ઝેરથી ભર્યું હશે એમ સહેજે અનુમાન થાય તેમ હતું. પણ એટલું છતાં તેનો ભાવાર્થ સ્પષ્ટ ન હતો.

ગોવિંદરામ મારી પાસે આવ્યો. તેની આંખમાં વિચિત્ર પ્રકારનો નશો હતો.

'આ છબી જોઇ? શું સમજ્યા?'

'પીંછી અદ્દભુત છે!'

'ગોવિંદરામે કપાળે હાથ દીધો. પાસેના કોચ પર તે બેસી ગયો. 'આ ફ્રેઇમ આજથી બાર વર્ષ પહેલાં મારા હાથમાં આવી—પણ રહો, ખખડાટ શાનો થયો? સુબંધુ ક્યાં છે?'

દાદરના પગથિયા પર આવીને એક બિલાડી ઊભી હતી. ગોવિંદરામને એની હાજરી પણ ખૂંચી. તેણે તેને કાઢી મૂકી. પાછો કોચ પર આવીને બેઠો.

'તમે નવા જમાનાના માણસો શાપમાં માનતા નથી. પણ હું તમને આજે ખાતરી કરી આપીશ કે શાપ જેવી પણ કાંઇ વસ્તુ હોઇ શકે.'

'પણ એ બને છે ક્યારેક—પણ એટલે તો એ તદ્દન નથી એવી તમારી દલીલ બળ વિનાની બની જાય છે.'

'આ ચિત્રમાં શું છે એ તો મને પણ ખબર નથી. એક ભિખારી જેવા માણસ પાસેથી મને એ મળી ગયું છે. મળ્યું ત્યારે મારા આનંદનો પાર ન હતો. ભિખારીને ખબર નહિ પણ એમાં એક અણમોલ રત્ન જડેલું હતું. આ રહ્યું એ રત્ન.'

ગોવિંદરામે હથેળીમાં રત્ન ધરી રાખ્યું. લાલ હીંગળોક રંગનું એ માણેક હતું. એનો ઝગઝગાટ મોહ પમાડે તેવો હતો, પણ એ જાણે રત્નને બદલે શોણિતનું બિન્દુ હોય એવું ભયાનક લાગતું હતું.

'આ લાગે છે રત્ન, પણ છે માનવહૃદયના છેલ્લામાં છેલ્લા નિ:શ્વાસનું રુધિરભીનું આંસુ. આના ઇતિહાસની મને ખબર નથી, કોઇને ખબર નથી. પણ આ રત્ન મેળવ્યા પછી એક અઠવાડિયામાં મેં પ્રાણથી પણ વહાલો મારો છોકરો ગુમાવ્યો છે.'

હું મોટેથી ખડખડાટ હસી પડયો: 'અરે! ગોવિંદરામ! તમારો આ વહેમી સ્વભાવ જ એ રત્નને રુધિરબિન્દુ બનાવે છે.'

ગોવિંદરામે ડોકું ધુણાવ્યું: 'ના, ના, એમ નથી. સાંભળો તો ખરા. એક અઠવાડિયા પછી પેલો ભિખારી પાછો મારી નજરે ચડયો.'

એ વખતે એના મોં પર પ્રસન્નતા હતી. હૃદયમાં ઊંડો સંતોષ હતો. જાણે કોઇ મોટો ભાર ફેંકી દીધો હોય એવી નિશ્ચિન્તતા હતી. એણે મને કહ્યું: 'સાહેબ! પેલી ફ્રેઇમમાં એક મોંઘામૂલું રત્ન આવ્યું છે?'

'તારે જોતું હોય તો લઇ જા!' મેં કહ્યું.

ને ઊભો જ થઇ ગયો. 'મારે? મેં આટલા વર્ષ સેવ્યું. જ્યાં જ્યાં એ ગયું છે ત્યાં ત્યાં વિપત્તિ આવી છે. એ રત્નમાં બીજો ગુણ છે કે એ રાખનારો કોઇ દિવસ ભૂખે નહિ મરે. લક્ષ્મી એના ચરણમાં આળોટશે. દુઃખ ને શોક એના સંગાથી રહેશે.'

'ત્યાર પછી એ રત્ન વિષે ઘણી ઘણી રીતે માહિતી મેળવવા મેં પ્રયત્ન કર્યો. પણ આટલું આ ચિત્ર કહી શકે એ કરતાં વધારે માહિતી મને મળી નથી!'

મેં ફરી ચિત્ર સામે જોયું. ચિત્ર ખરેખર અદ્ભુત હતું. મેં ગોવિંદરામને કહ્યુંઃ 'ચિત્રકારે સ્પષ્ટ સૂચન કર્યું છે કે આ રત્ન નથી પણ હલાહલ વિષપાન છે.'

'આ રત્નને હું ફેંકી દઉં, પણ ફેંકી દેવાથી મારો અર્થ સરે તેમ નથી. એને કોઇ લઇ જાય તો જ હું છૂટો થાઉં. ત્યાં સુધી આ ભયંકર શાપનો અકારણ ભોગ બનીને હું રહ્યો છું!'

ગોવિંદરામ બોલતો બંધ થયો. જૂની વસ્તુઓનો એનો શોખ અદ્ભુત હતો, છતાં આજે એણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી ત્યારે જાણે શ્મશાનમાં ભૂતાવળ જોતો હોય એવી રીતે પોતાના વાતાવરણથી પોતે ભડકી રહ્યો હતો.

ધીમેથી ઊઠીને ગોવિંદરામની રજા લઇને હું ઘેર ગયો.

તે રાતે એક ભયંકર સ્વપ્નામાંથી હું જાગી ઊઠ્યો ત્યારે જાણે સ્વપ્ન નહિ પણ સાચી પ્રતિમા જોતો હોઉં એટલી બધી તાજી છાપ મારા મન પર પડી રહી હતી. અત્યંત પ્રતિભાશાળી—પ્રતાપી અને તેજસ્વી એક સ્ત્રી મારી સામે ઊભી હતી. તેના કેશ છૂટા હતા. હાથમાં ખડ્ગ હતું. આંખો અંગારા મારી રહી હતી. અણિશુદ્ધ નાક નાગની ફેણાની માફક અભિમાનભરેલું ઝેર સાચવી રહ્યું હતું. ખડ્ગના કરતાં વધારે કાતિલ ઘા તો એની નજરમાં ભર્યા હતા. "તું શાપિત રાજલક્ષ્મી નથી માનતો કાં?—પણ—યુગે યુગે લક્ષ્મી શાપિત બને છે ત્યારે રુધિરભીનાં રત્નો માનવવંશને વારસામાં મળે છે. એમાં તને વહેમ-દંભ કે જૂનવાણી પ્રથા જેવું શું લાગે છે? આજે તારા સમયમાં પણ શોણિતની ધારા વહી રહી છેઃ લક્ષ્મી માટે, જમીન માટે, જીવન માટે. એ ધારામાંથી હજારો રત્નો, જેને મેળવવા માણસો માણસોને કાપે છે તેવાં, નધણિયાતાં, નકામાં અને ન જોયેલાં, વેડફાઇ જાય છે. એમાંનું દરેક રત્ન શાપિત છે. જે જે વસ્તુ મનુષ્ય અન્યાયથી મેળવીને લોભથી સાચવે છે તે તે શાપિત બનીજ જાય છે. તે એના સાચવનારને હણે છે. રાખનારને મારે છે. તને પણ એનું ફળ મળશે જ.'

સવારે હું ઊઠ્યો ત્યારે સુબંધુ મારી પાસે દોડતો જ આવ્યોઃ 'જુઓ, જુઓ આ શું છે?'

એણે મુઠ્ઠી ઉઘાડી. એના હાથમાં પેલું શાપિત રત્ન અંગારા મારી રહ્યું હતું—જાણે સોહીણીની આંખે મારી સામે જોઇ રહ્યું હતું.

'અરે, અરે, આ તેં ક્યાંથી કાઢ્યું?—કોણે આપ્યું?'

'મને ગોવિંદરામે આપ્યું!'

'હેં!'

મારું ચાલત તો ગોવિંદરામની ડોક મરડી નાખત, પણ નજર કરી તો ગોવિંદરામની દુકાન બંધ હતી.

'મારો બેટો! જોયું, પોતાનો છોકરો માર્યો, હવે આને મારવા ફર્યો છે!'

મેં સુબંધુના હાથમાંથી રત્ન ઝૂંટવીને ફેંકી દીધું. 'ખબરદાર! હવે એ લાગ્યો છે તો. એમાં હલાહલ ઝેર ભર્યું છે! ગોવિંદરામ ક્યાં છે?'

'ગોવિંદરામ તો આજે ઘેર નથી.'

એ વાતને અઠવાડિયું વીતી ગયું. ગોવિંદરામ દેખાયો નહિ. એક વખત સુબંધુને સખત તાવ આવ્યો. બેભાન થઇ ગયો. અને મારા અંતઃકરણમાં શાપિત રત્નની કથા યાદ આવી.

અચાનક એ જ વખતે ગોવિંદરામ આવી ચડયો. તે ક્યાંય બહારથી પરબારો આવતો હોય તેમ લાગતું હતું.

'કાં, કેમ બેઠા છો? સુબંધુને શું થયું છે?' તેણે આવતાંવેંત પૂછ્યું. જાણે રત્નની વાત જાણતો જ હોય એમ તે બોલ્યોઃ 'તાવ આવ્યો છે કે?' મેં જવાબ ન વાળ્યો. પણ ડપકાભરેલી આંખે તેની સામે જોઇ રહ્યો. પણ તે તરત નીચે વળ્યો. ને સુબંધુની કેડ ઉપર હાથ મૂકી ધોતિયા નીચે પહેરેલ કાળા દોરામાંથી એક રત્ન શોધી કાઢયું: 'આ રહ્યું!'

'આહા! એ જ શાપિત રત્ન પાછું ક્યાંથી? મેં ફેંકી દીધું હતું ને.'

'તમારા ગયા પછી મેં તિરસ્કારમાં ને શાપથી મુક્ત થવા એને બહાર ફેંકી દીધું. જોર કરીને ફેંકી દીધું. સામેના છાપરા પર એનો અવાજ પણ સંભળાયો. પછી સુબંધુને કેમ મળ્યું તે મને ખબર નથી.'

હવે મને સાંભર્યું. જે દિવસે સુબંધુએ રત્ન બતાવ્યું તેની પહેલાં તે દડાની રમત રમતો હતો ને છાપરા પર અટકેલા દડાને ઉતારવા ચડયો હતો.

'પણ હવે મારે એ બીજાને હાથ ન ચડે માટે પહેરી રાખવું છે. જૂના ગ્રંથવાચનમાં નિષ્ણાત એક જણે મને એનું બીજું રહસ્ય પણ બતાવ્યું છે.'

'શું?'

'જેણે સુબંધુની માંદગી વિષે ને રત્ન વિષે કહ્યું તેણે જ કહ્યું—'

'કે?'

'હું એની પાસે જ ગયો હતો. એણે કહ્યું કે બીજાને આપી પોતાના પરથી ભાર ઉતારવાની વૃત્તિમાં શાપિત રત્ન કરતાં પણ મોટો શાપ છે–એવું થાય છે ત્યારે અંતઃકરણમાં શાપમય લોહીનું કલંકબિંદુ હમેશાં બળ્યા કરે છે—'

'માટે એના શાપનો ડંખ કાઢી નાખવો હોય તો રસ્તો આ છે. અજાણ્યા એવા હજારો માનવબંધુની વચ્ચે એને ફરતું મૂકવું એ કરતાં એ મારે પહેરી જ રાખવું. એમ કરવાથી એનો ડંખ ઘસાઇ જઇને એક દિવસ એ શુદ્ધ રત્ન બની જશે.'

એટલું બોલીને ગોવિંદરામે ઝડપથી એ રત્ન પોતાની ડોકમાં પહેરી લીધું, ને આવ્યો હતો તેમ પાછો ચાલ્યો ગયો.

ધૂમકેતુ

## ૨ – તૈલાભ્યંગ

તૈલાભ્યંગ એટલે તેલનું માલીશ. તેલના માલીશ ઉપરાંત આ લેખમાં આપણે તેલના બીજા ઉપયોગો પણ જોઇ જઇશું.

ઉત્તર હિંદુસ્તાન, પંજાબ, બંગાલ, મદ્રાસ વગેરેમાં તૈલાભ્યંગ ખૂબ જ પ્રચલિત છે. એ લોકો તેલ સિવાય ભાગ્યે જ સ્નાન કરે છે. સ્નાન પહેલાં શરીર ઉપર થોડુંક તેલ ચોળી, શરીરને સારી રીતે ઘસ્યા બાદ જ એ લોકો નાહ્ય છે. ગૂજરાત જ એક એવો દેશ છે જ્યાં તૈલાભ્યંગ પ્રચલિત નથી. ગૂજરાતીઓના મોં ઉપર તેજ નથી એનું કારણ આ તો નહિ હોય? અથવા વ્યાયામ સાથે જ અભ્યંગનો સંબંધ હોઇ વ્યાયામવિમુખ ગૂજરાતીઓ અભ્યંગથી પણ વિમુખ બન્યા હોય એમ પણ બનવા જેવું છે. ગમે તે હો, ગૂજરાતની યુવાન પ્રજાએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે.

ખોરાકમાં જેમ સ્નેહની જરૂર છે તેમ નાક, કાન, મોં, ચામડી વગેરે અવયવોને પણ સ્નેહની જરૂર છે. "દાતણ કેમ કરશો ?" એ લેખમાં તૈલગંડૂષ વિષે આપણે જોઇ ગયા છીએ. હવે આપણે શરીરના બીજા અવયવોને તેલથી શા શા ફાયદા થાય છે તે જોઇશું.

### તૈલનું નસ્ય

નસ્ય એટલે તેલનાં ટીપાં નાકમાં નાખવાં તે. ચરક નસ્યના ફાયદા નીચે પ્રમાણે વર્ણવે છે :—

> "જે મનુષ્ય યથોક્ત રીતે, યથાકાલ નસ્યકર્મ કરે છે તેની આંખો, નાક અને કાન કદી બગડતાં નથી. તેના વાળ ધોળા થતા નથી, તેનાં દાઢીમૂછ સફેદ થતાં નથી, તેના વાળ ખરતા નથી, પરંતુ ખૂબ જ વધે છે. મન્યાસ્તંભ (ગરદનનો પાછલો ભાગ ઝલાઇ જવો તે), શિરઃશૂલ, અર્દિત (મોંનો લકવો), હડપચી ઝલાઇ જવી (હનુગ્રહ), પીનસ, આધાશીશી, શિરઃકંપ વગેરે રોગો નાકમાં તેલ મૂકવાથી મટે છે. મગજની નાડીઓ અને માથાની ખોપરીના સાંધા, સ્નાયુ, કંડરા—આ બધાંને નસ્યકર્મથી ખૂબ જ બળ મળે છે."[1]

---

नस्यकर्म यथाकालं यो यथोक्तं निषेवते ।
न तस्य चक्षुर्न घ्राणं न श्रोत्रमुपहन्यते ॥
न स्युः श्वेता न कपिलाः केशाः श्मश्रूणि वा पुनः ।
न च केशाः प्रलुप्यन्ते वर्धन्ते च विशेषतः ॥
मन्यास्तम्भः शिरःशूलमर्दितं हनुसंग्रहः ।
पीनसार्धावभेदौ च शिरः कम्पश्च शाम्यति ॥
सिराः शिरः कपालानां सन्धयः स्नायुकंडराः ।
नावनप्रीणिताश्चास्य लभन्तेऽभ्यधिकं बलम् ॥

चरक सू. स्था. अ. ५—५१-५४

હમેશાં નાકમાં તેલનાં ટીપાં મૂકવાથી ઉપરોક્ત ફાયદા થતા ચરકે ગણાવ્યા છે. પરંતુ આ જમાનાના શંકાશીલ માણસોને પ્રાચીન તત્ત્વચિંતકોના વચન તરફ આદર નથી રહ્યો; એટલે આપણી સ્થિતિ ત્રિશંકુના જેવી થઈ છે. આપણે નથી સમજી શકયા આપણી સારી વાતો કે નથી લઇ શકયા પશ્ચિમની સારી વાતો.

નાક વાટે આપણે શ્વાસ લઇએ છીએ. હવામાં ધૂળ વગેરે જે અશુદ્ધિ હોય છે તે બધી નાકની શ્લેષ્મકલા ઉપર ઠરે છે. નાકના દ્વારમાં ઈશ્વરે જે વાળ આપ્યા છે તે આ ખરાબ પદાર્થોને નાકમાં જતા અટકાવવા માટે જ છે. હવામાં જે અશુદ્ધ પદાર્થો હોય તેને આ વાળ બહાર રોકે છે. આવી રીતે દયાળુ કુદરતે નાકની રચના કરી છે. વળી નાકની શ્લેષ્મકલા પણ કેટલાંક જંતુઓને હણી નાખવાની શક્તિ ધરાવે છે. આ છતાં પણ અતિશય અસ્વચ્છ વાતાવરણમાં આપણે રહ્યા છીએ એટલે કેટલીક અશુદ્ધિ નાકની અંદર જાય છે. અને આવી રીતે ગંદકીના થર નાકની અંદર જામે છે. નાક બરાબર સાફ રાખવાની જરૂર આટલા જ માટે છે. આપણા યોગીઓ નાકને ધોવા માટે જલનેતિ કરતા. એક હથેળીમાં પાણી લઇ નાક વડે તે પાણી અંદર ખેંચતા અને મોં વાટે તે બહાર કાઢી નાખતા. આ પ્રયોગથી નાકનો અટપટો માર્ગ ધોવાઇ સાફ થાય છે. નાકથી પાણી પીવાની ટેવ (ઉષઃપાન) ઉપર પણ આટલા માટે જ આપણા આચાર્યોએ ભાર મૂકયો છે. આવી રીતે નાક બરાબર ધોવાઇને સાફ થાય એ પછી તેલનાં ટીપાં નાકમાં મૂકવાથી નાકના અટપટા માર્ગની શ્લેષ્મકલા સ્નિગ્ધ અને મૃદુ રહે છે. તેલ જંતુઘ્ન છે એટલે જંતુઓને પણ મારી નાખે છે અને સકલ નાડીતંત્રને તે તર્પણ આપનાર છે એટલે નાડીતંત્રના અનેક રોગોમાંથી તે આપણને બચાવી શકે છે. નાકનું સ્થાન શરીરમાં જેવું તેવું નથી. એક વિદ્વાન કહે છે કે ગાંડપણના ઘણાખરા દરદીઓમાં નાકની અસ્વચ્છતા જ કારણભૂત હોય છે, અને નાકની સ્વચ્છતા ઉપર જ તેમનું આરોગ્ય નિર્ભર છે.×

આધાશીશીમાં નાકમાં ઘીનાં ટીપાં નાખવાથી ખૂબ જ આરામ મળે છે, એ વાત વૈદ્યો સારી રીતે જાણે છે. નાકમાં હમેશાં તેલ નાખવાથી નાકનો રસ્તો સ્વચ્છ, મૃદુ, સ્નિગ્ધ રહે છે, શ્વાસ લેવામાં અડચણ નથી આવતી. નાકના રોગો જવલ્લે જ થાય છે.

એક ખાંકડા ઉપર કે ખાટલા ઉપર લબડતું માથું રાખીને સૂઇ જવું. નાક બરાબર સીધું રહેવું જોઇએ. પછી દરેક નાકમાં ૧૦–૧૦ ટીપાં તેલનાં નાખવાં. જો તેલ મોંમાં જશે તો યથોક્ત ગુણ નહિ જણાય. તેલ મગજમાં જ જવું જોઇએ અને જો નાક બરાબર રાખ્યું હશે તો તેલ મગજમાં જ જશે. આ નસ્યકર્મને પ્રાચીનોએ દિનચર્યામાં અગત્યનું સ્થાન આપેલું છે. આવી રીતે જે હમેશાં નસ્ય લેશે તેનું મુખ પ્રસન્ન અને ઉપચિત થશે, સ્વર સ્નિગ્ધ બનશે, સર્વ ઇંદ્રિયો વિમલ બનશે અને તેના બળમાં વધારો થશે. પળિયાં વહેલાં નહિ આવે, સળેખમ વારંવાર નહિ થાય, અને માથાના તથા નાકના અનેક દારુણ રોગોમાંથી તે બચશે.

---

×"The deaf, mute and the insane, even with loss of taste, still live while the nasal organ is active; and in fact, cleansing the nostrils is the cure for the insane and will diminish insanity ninety percent...."

Prolongation of Life by Dr. E. Mayer. p. 16

## હમેશાં માથામાં તેલ નાખવું

માથામાં તેલ નાખવાથી ખોપરીનાં હાડકાંને સ્નેહન મળે છે. માથામાં ખોડો, ઊદરી, જૂ, ગૂમડાં વગેરે થતાં નથી અને મગજને પણ સ્નેહન મળે છે. મહર્ષિ ચરક કહે છેઃ–

"જે માણસ હમેશાં માથામાં તેલ નાખે છે તેને કદી માથાનો દુખાવો થતો નથી, ટાલ પડતી નથી, પળિયાં આવતાં નથી, વાળ ખરી જતા નથી, વિશેષ કરીને માથાની ખોપરીનાં હાડકાં બહુજ મજબૂત બને છે અને વાળ પણ દૃઢમૂલ, દીર્ઘ અને કાળા થાય છે. દરેક ઇંદ્રિયને શાંતિ મળે છે, ઊંઘ સારી આવે છે."[1]

હમેશાં માથામાં તેલ નાખનારને ઉપરોક્ત લાભ થાય છે. આમાં અતિશયોક્તિ જેવું કશું જ નથી.

## કાનમાં તેલ નાખવું

જેવી રીતે નાકમાં તેલનાં ટીપાં નાખવાનું કહ્યું તેવી રીતે હમેશાં કાનમાં ટીપાં નાખવાથી પણ અનેક ફાયદા થાય છે. કાનની કળામય રચના જે જાણે છે તે કાનની સ્વચ્છતા, કાનની સંભાળનું મહત્ત્વ સમજે છે. કાનમાં પણ કચરો ભરાય છે અને તે પણ જો બરાબર ધોઇને સાફ કરવામાં ન આવે તો પછી કાનના ચસકા, કાનનો પાક વગેરે અનેક ઉપદ્રવો થાય છે. હમેશાં કાનમાં તેલ મૂકવાથી કાનનો રસ્તો સાફ રહે છે; કાન મૃદુ અને સ્નિગ્ધ રહે છે; કર્ણનાડીઓને તર્પણ મળે છે. મહર્ષિ ચરક કહે છે :—

"હમેશાં કાનમાં તેલ નાખનાર મનુષ્યને કાનના રોગો થતા નથી, ગળું ઝલાઇ જતું નથી, હડપચી ઝલાઇ જતી નથી, બહુ ધીમેથી બોલેલું પણ સહેલાઇથી સાંભળી શકે છે, બહેરાશ આવતી નથી."[2]

કાનમાં, નાકમાં, મોંમાં અને બીજા અનેક અવયવોમાં ઇશ્વરે બારીક શ્લેષ્મકલા નિર્માણ કરેલી છે. આ શ્લેષ્મકલા તે તે અવયવના સ્વાસ્થ્યસંરક્ષણમાં અગત્યનો ભાગ ભજવે છે. આ શ્લેષ્મકલા બહુ જ બારીક હોય છે. આ ઊઝરડાય કે છોલાય તો અવયવના અનેક રોગો લાગુ પડે છે. નાકમાં જેમ શ્લેષ્મકલા છે તેમ કાનમાં પણ છે. આ શ્લેષ્મ-કલાને મૃદુ, સ્નિગ્ધ અને સ્વચ્છ રાખવા માટે કર્ણતર્પણની ખાસ જરૂર છે. કાન જેવા અતિ અગત્યના અવયવને તેલના તર્પણથી અનેક ફાયદા થાય છે. કાનમાં તમરાં બોલવાં, કાન હેર મારી જવો, કાનમાં ખરજવું, ચાંદી કે ગૂમડાં ઇત્યાદિ અનેક રોગો કાનને બરાબર

---

१ नित्यं स्नेहार्द्रशिरसः शिरःशूलं न जायते ।
न खालित्यं न पालित्यं न केशाः प्रपतन्ति च ॥
बलं शिरः कपालानां विशेषेणाभिवर्धते ।
दृढमूलाश्च दीर्घाश्च कृष्णाः केशा भवन्ति च ॥
इंद्रियाणि प्रसीदन्ति सुत्वग्भवति चाननम् ।
निद्रालाभः सुखं च स्यान्मूर्ध्नि तैलनिषेवणात् ॥
चरकसंहिता सू. स्था. अ. ५–७५–७७

२ न कर्णरोगा वातोत्था न मन्याहनुसंग्रहः ।
नोच्चैः श्रुतिः न बाधिर्यं स्यान्नित्यं कर्णतर्पणात् ॥
चरक. सू. स्था. अ. ५–७८

એટલે ત્વચાને હિતકર. અને ત્વચા–ચામડીની ઉપયોગિતા ક્યાં ઓછી છે? શરીરમાં હૃદયથી બીજે નંબરે ચામડીને ગણાવવામાં આવી છે. ડૉ. વુડ્ઝ હ્યુચીન્સન તો ચામડીને "Skin-Heart" કહીને સંબોધે છે. ફેફસાં જેમ શ્વાસોચ્છ્વાસનું કાર્ય કરે છે તેવી રીતે–અલબત બહુ થોડા અંશે–ચામડી પણ શ્વાસોચ્છ્વાસનું કાર્ય કરે છે. અર્થાત ચામડી પણ છિદ્રોદ્વારા શ્વાસોચ્છ્વાસનું કાર્ય ઘણા જૂજ અંશમાં કરે છે પરંતુ તેથી તેની અગત્યતા જરીકેય ઓછી નથી થતી. આ ઉપરાંત દુષ્ટ પદાર્થોને, છિદ્રો દ્વારા બહાર કાઢવામાં ચામડી જે ભાગ ભજવે છે તે અતિ અગત્યનો છે. મૂત્રપિંડો જેમ મૂત્રદ્વારા શરીરમાં વિષાક્ત પદાર્થો બહાર કાઢે છે તેવી જ રીતે ચામડી પણ વિષાક્ત પદાર્થોને બહાર કાઢે છે. આ ઉપરથી ચામડી એ કેટલું અગત્યનું અંગ છે તે સમજાશે. ડૉ. હ્યુચિન્સને ચામડીનું જે કાવ્યમય વર્ણન આપ્યું છે તે ખરેખર યોગ્ય જ છે:—

> "A tissue which is like silk to the touch, the most exquisitely beautiful surface in the universe to the eye and yet a wall of adament against hostile attacks. Impervious alike, by virtue of its wonderful responsive vitality, to moisture and draught, cold and heat, electrical changes, hostile bacteria, the most virulent of poisons and the deadliest of gases, it is one of the real wonders of the world."[1]

અર્થ—સ્પર્શમાં રેશમ જેવો અને વિશ્વમાં અતિ સુંદર એવો આ દર્શનીય અવયવ ખરેખર, જગતની જે અનેક નવાઈ પમાડે એવી બનાવટો છે, તેમાંનો એક છે. અને આટલો મુલાયમ છતાં દુર્ધર્ષ દુશ્મનોને તે મહાત કરી શકે છે અને ભિનાશ અને પવનના સપાટા, ટાઢ અને તડકો, વૈદ્યુત પરિવર્તનો, વિષાક્ત જીવાણુ, કાલકૂટ જેવા અતિ ઝેરી વાયુઓ–સૌની વચ્ચે પોતાની સમતા જાળવી શકે છે.

આવા અત્યંત અગત્યના અવયવ ઉપર જેટલું ધ્યાન દેવાય તેટલું ઓછું છે. અભ્યંગ જેવી ચામડીને સ્વચ્છ અને સુંદર બનાવનાર બીજી એક પણ ચીજ આ જગતમાં નથી. તેલનો અમુક ભાગ શરીરમાં જાય, ચામડીનાં છિદ્રો વધુ ખુલ્લાં બને, શરીરનો મલ છૂટો પડે અને રુધિરાભિસરણને ત્વરિત બનાવી વિષાક્ત પદાર્થોને શરીરમાંથી બહાર કાઢી અજબ તાઝગી દાખવનાર આ અભ્યંગવિધિનાં જેટલાં ગુણગાન ગાવામાં આવે તેટલાં ઓછાં છે.

સ્વ. ડૉ૦ બાસુ મધુમેહીઓ માટે તૈલાભ્યંગની હિમાયત કરે છે અને જગપ્રસિદ્ધ ક્ષય-ચિકિત્સક ડૉ. મુથુ ક્ષયરોગીઓ માટે અભ્યંગની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારે છે. આ બન્ને દારુણ રોગોમાં શરીરમાંથી દુષ્ટ પદાર્થો બહાર નીકળવા જ જોઈએ, અને ખાસ કરીને જ્યારે મૂત્રપિંડો રોગગ્રસ્ત થયેલા હોય છે ત્યારે તો સકલ દૂષિત પદાર્થને બહાર કાઢવાનું કામ એક માત્ર ચામડીને જ બજાવવાનું હોય છે. ક્ષયમાં આટલા જ કારણથી પ્રાચીન મહર્ષિઓએ અનેક વનસ્પતિઓથી સાધ્ય કરેલાં એવાં તેલોની યોજના સૂચવેલી છે. લાક્ષાદિ તેલ, ચંદનાદિ તેલ, અણુતૈલ, અશ્વગંધાદિ તેલ ઇત્યાદિ સુંદર બનાવટોથી અભ્યંગ કરવાનું જે મહર્ષિઓએ સૂચવ્યું છે તે મહર્ષિઓની દીર્ઘદૃષ્ટિ માટે આપણને માન થયા વગર નથી રહેતું.

---

[1] "Studies in Human and Comparative Pathology."
by Dr. Woods Hutchinson.

વાગ્ભટ કહે છે કે અભ્યંગમાં ખાસ કરીને પગનાં તળિયાંનું અભ્યંગ હિતાવહ છે. પગનાં તળિયાં ઉપર તલનું માલીસ કરવાથી આંખોનું તેજ વધે છે. સાયેટીકા નામની નાડી જે કમરમાંથી નીચે ઊતરી ઠેઠ અંગુઠા સુધી જાય છે તેને આથી માલિસ મળે છે. અને એ દ્વારા આંખને ફાયદો થતો હોય એ સ્પષ્ટ વાત છે. વળી, પગનાં તળિયાં ઉપર માલીસ કરાવવાથી આખા દિવસનો થાક તુરત જ જતો રહે છે અને જોતજોતામાં એવી તો પ્રગાઢ નિદ્રા આવી જાય છે કે ન પૂછો વાત. પગનાં તળિયાંની કલાની દૃષ્ટિએ પણ ક્યાં ઓછી કિંમત છે ? 'પાદપંકજ', 'ચરણારવિંદ'—કેવી મોહક ઉપમાઓ ! પરંતુ પાદપંકજો સહેલાઇથી નથી થતા. તૈલાભ્યંગ, ચંપી, સ્વચ્છતા, વગેરેથી જ તે પ્રાપ્ત થાય છે. આજકાલ સોમાંથી સિત્તેર મનુષ્યોનાં પગનાં તળિયાંમાં મોટા મોટા ચીરા પડેલા જોવામાં આવે છે. જો તૈલાભ્યંગ કરવામાં આવ્યું હોત તો પગ ન ફાટત. અને ફાટેલા પગ શિયાળામાં અને ચોમાસામાં જે દુઃખ આપે છે તે કોનાથી અજાણ્યું હશે ?

## ઉપસંહાર

દાતણ કરી રહ્યા પછી દાંતની દૃઢતા માટે અને દાંતના સૌન્દર્ય માટે **તૈલગંડૂષની** જરૂરિયાત આપણે અગાઉ જોઇ ગયા છીએ. **તૈલનસ્ય** ( નાકમાં તેલનાં ટીપાં નાખવાં તે )ની યોગ્ય કિંમત આપણે આંકી છે. માથામાં તેલ નાખવાથી શું ફાયદો થાય છે અને કાનમાં તેલ નાખવાથી શું થાય છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. શરીરે તૈલાભ્યંગથી શા ફાયદા થાય છે અને પગનાં તળિયાં ઉપર અભ્યંગ કરવાથી શા ફાયદા થાય છે તે પણ આપણે વિસ્તારથી વિચારી ગયા છીએ.

**ડૉ૦ સીમ્પસન** તો તૈલાભ્યંગ ઉપર ફીદા થઇ ગયા છે. તેલનાં કારખાનાંઓના મજૂરો બીજાં કારખાનાંઓના મજૂરો કરતાં વધુ સશક્ત અને નીરોગી જણાય છે એમ અનેક તેલની મિલો જોયા પછી તે જણાવે છે. આનું કારણ તેલથી તરબોળ થતાં મજૂરોનાં શરીર, ક્ષયરોગ અને બીજા દારુણ રોગો સામે ટક્કર ઝીલતાં તે ડૉક્ટરે જોયાં છે. આપણા ઘાંચીઓનાં શરીર પણ બીજી કોમોના મનુષ્યો કરતાં એકંદરે વધુ હૃષ્ટપુષ્ટ જણાય છે તેનું કારણ આ તૈલમર્દન તો નહિ હોય ! તેલથી આપણા લોકો ભડકતા જણાય છે. તેલ ખાવાથી ખાંસી થાય એવી માન્યતા લોકોમાં છે તે નિર્મૂલ છે.

ચરક કહે છે કે "वातघ्नेषु उत्तमं बल्यं त्वच्यं मेधाग्निवर्धनम् । तैलं संयोगसंस्कारात्सर्वरोगापहं मतम् । तैलप्रयोगादजरा निर्विकारा जितश्रमाः आसन्नातिबलाः संख्ये दैत्याधिपतयः पुरा ॥"

चरक सू. स्था. अ. २७–२७९, २८०

અર્થાત્

વાતઘ્ન પદાર્થોમાં તેલ ઉત્તમ છે, બલપ્રદ છે, ચામડીને પરમ હિતકર છે. તેલ મેધા (બુદ્ધિ–ગ્રહણશક્તિ) અને જઠરાગ્નિને વધારનાર છે. તેલ સંયોગસંસ્કારથી સર્વ રોગને હરનાર મનાય છે, તેલનાં પ્રયોગથી દૈત્યોના અધિપતિઓએ અમિત બલ પ્રાપ્ત કર્યું હતું અને તેઓ અજર, નિર્વિકાર અને જિત–શ્રમ થયા હતા.

ભોજન અને અભ્યંગ–બન્નેમાં તલનું તેલ સારું છે. ગૂજરાતનાં સ્ત્રીપુરુષોમાં તૈલાભ્યંગની ઇચ્છા જાગૃત થાય તો સારું.

બાપાલાલ ગ. વૈદ્ય




## (૧) લૂંટમાં મારો ભાગ

[ ઑક્સફર્ડ મૂવમેન્ટ ( Oxford Movement ) નામની ખ્રીસ્તી ધર્મશુદ્ધિની ચળવળના પ્રચારકો અને આસ્તિકોને પોતાની શુદ્ધિની કસોટી કરવા પોતાની જાતને નીચેના પ્રશ્નો પૂછવાની અને પોતાના હાથે થતાં અનિષ્ટોનું પ્રાયશ્ચિત્ત કરવાની સૂચના કરવામાં આવી છે. આપણા દેશમાં પણ ધાર્મિક હોવાનો દાવો કરતાં, ધાર્મિક થવાની ઇચ્છા રાખતાં અને કોઇ પણ રીતે સમાજહિત અને લોકકલ્યાણનાં સ્વપ્નો સેવતાં સ્ત્રીપુરુષોએ પણ આ પ્રશ્નો વિચારવા જેવા છે. તેના ઉત્તર પ્રમાણે આચારના ફેરફારની પણ અપેક્ષા રાખે તેવા તે પ્રશ્નો છે. ૨. ]

" શાથી એમ બને છે કે-મને પૂરતું ખાવાનું મળે છે ? હું સારાં કપડાં પહેરું છું ? હું ગઇ રાતે સારી પથારીમાં સૂતો ? ઊંઘી શકાય એવા રેલવેના ડબ્બામાં ( બીજા કે પહેલા વર્ગમાં હિંદુસ્તાનમાં) હું મુસાફરી કરી શકું છું ? હું દરિયામાં મુસાફરી કરું છું ત્યારે ડેક-મુસાફર તરીકે મારે શાથી જવું નથી પડતું ? મને સારી કેળવણી શાથી મળી ? મને શાથી પુસ્તકો અને સંસ્કારી મિત્રો મળે છે ? મને કોઇ વાર પણ ગરીબોની ચાલીઓમાં રહેવાની શાથી ફરજ નથી પડી ? અમુક જાતના ગુના કરવાનું [ ચોરી વગેરે ] મને શાથી મન થતું નથી ? મને સમાજના કોઇ વર્ગનો દ્વેષ કરવાની શાથી જરૂર નથી ? હું શાથી કોઇ સંપ્રદાયનો અનુયાયી છું ? પૂજા કરવા મને શાથી ખર્ચાળ મંદિરો મળે છે ?................ "

પ્રશ્ન પૂછનાર આ પ્રશ્નોનો જો યથાર્થ રીતે વિચાર કરશે તો તેને સમજાશે કે આધ્યાત્મિક રીતે ( કે વિપરીત રીતે ) અનેક જણ સાથે તેનો સંબંધ છે......... ઉપર જણાવેલાં સુખો શ્રીમંતવર્ગોના લાભોમાં ભાગ મળવાથી તેને મળે છે. મજૂરનું છીનવી લેવાની, બાળકોને કારખાનાંમાં કામ કરવાની ફરજ પાડવાની, પછાત દેશોના વતનીઓનો ખોટો લાભ ઉઠાવવાની, અને પોતાના સંખ્યાબંધ દેશીઓનો શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ અટકાવી દેવાની ક્રિયાને પોતાના સુખનું સાધન તે સીધી રીતે કે પોતાના આશ્રયદાતા મારફતે બનાવી રહ્યો છે. વર્ગભેદને ઉત્પન્ન કરનાર કારણમાં તેનો ભાગ છે, માનવજાતનો ધ્વંસ કરતા દ્વેષો અને વિગ્રહોના કારણમાં તેનો ભાગ છે.

( 'એડેલ્ફી' એપ્રિલ, ૧૯૩૩. પૃ. ૫૫ )

## (૨) રાસાયણિક વાતો ખોટી ઠરે છે

ડૉક્ટર હેન્રી આયરીંગ પ્રિન્સટનનો બત્રીસ વર્ષની વયનો યુવાન રસાયણશાસ્ત્રી છે : એ હાલ મિકેનિકલના નવા સિદ્ધાંતોથી ગણિતનાં પદ મૂકી રાસાયણિક પ્રશ્નોનો ઉકેલ આણવા મથે છે. અત્યારે રસાયણશાસ્ત્રીઓ પ્રયોગશાળામાં પોતાના અખતરાઓ અજમાવે છે; એથી એના ગણતરીના નિર્ણયો પર અંકુશ મુકાય છે. ડૉક્ટર હેન્રી પોતાની ગણતરીમાં એટલા તો સફળ થયા છે કે વિજ્ઞાન પ્રગતિ માટેના અમેરિકન મંડળ તરફથી એમને એક હજાર ડૉલરનું ઇનામ આપવામાં આવ્યું છે.

રસાયણનાં પાઠ્યપુસ્તકો કહે છે કે હાઇડ્રોજન વાયુ ને ફ્લોરીન એક બીજા ઉપર જલદી અસર કરે છે.

ડૉક્ટર આયરીંગની ગણતરી આપણને સાબીત કરી આપે છે કે એમ બને જ નહિ. જર્મન રસાયણશાસ્ત્રીઓએ હમણાં એવું પુરવાર કર્યું છે કે આ બે તત્ત્વો એમનાં અસલ સ્વરૂપમાં સામાન્ય વાતાવરણમાં એવાં તો ભિન્ન પ્રકારનાં છે કે તેઓ એક બીજા સાથે ભળી શકે જ નહિ : પાઠ્યપુસ્તકોમાં ભલે ગમે તે કહેવામાં આવ્યું હોય. એ રીતે ડૉક્ટર હેન્રી ગણતરી ને અર્વાચીન શોધખોળોમાં સામ્ય સધાતું જાય છે.*

## (૩) રૂસો-કૅનેડિયન કબાલો

### ઢોરને બદલે તેલ

### સિત્તેર લાખ ડૉલરનો કરાર

મિ. બેનેટ પાછા ફરશે એટલે રશિયા ને કૅનેડા વચ્ચે ઢોરને બદલે તેલ લેવાના ભારે કરારની ભલામણ કરવામાં આવશે. વિનિપેગ કંપનીએ સિત્તેર લાખ ડૉલરની કિંમતનાં ઢોર ને ચામડાં તેટલી જ કિંમતનાં તેલ યા પેટ્રોલ બદલામાં કૅનેડાના ચાલુ ભાવે લેવાનું ઠરાવ્યું છે. ખેતીવાડીખાતાના પ્રધાને પણ કબૂલ કર્યું છે કે છેલ્લાં થોડાં અઠવાડિયાંથી સરકાર એ વિગત ઉપર વિચાર ચલાવી રહી છે ને થોડા વખતમાં એ વાટાઘાટનું ચોક્કસ પરિણામ આવશે જ એમ તે માને છે. સામ્રાજ્યની પેદાશોની આયાતને એથી કોઇ પણ પ્રકારની હરકત આવશે નહિ.×

## (૪) સમાજશાસ્ત્રની દૃષ્ટિએ

**સમાજશાસ્ત્ર** ( Technocracy ) નું સાહિત્ય ખૂબ જ ગૂંચવણિયું બની ગયું છે કારણ કે સમાજશાસ્ત્રીઓ જાતે જ ગૂંચવાઇ ગયા છે. હાવર્ડ સ્કૉટની સરદારી નીચે સમાજશાસ્ત્રીઓ હમણાં ઉત્તર અમેરિકામાં કોલંબિયા વિદ્યાપીઠના આશ્રયે જગતશક્તિઓનું નિરીક્ષણ કરી રહ્યા હતા. પરંતુ સમાજશાસ્ત્રના વિચારો એ નિરીક્ષણથી જુદા પડવા લાગ્યા; કારણકે મિ. સ્કૉટને ધ્યાનમાં આવ્યું તે તેઓ પ્રતિપાદન કરતા ગયા ને મિ. વાઇન પૅરીશે ' ન્યુ આઉટલુક 'માં લેખો લખી એમના લેખોને અનુમોદન આપતાં વિવરણ કર્યું. પાછળથી કેટલાક સમાજશાસ્ત્રીઓએ એ વિચારશ્રેણી ખંડિત કરવા પણ કમર કસી. એટલે પરિણામે સમાજશાસ્ત્રનું સાહિત્ય હાલ ખૂબ જ ગૂંચવાડાભરેલું થઇ જવા પામ્યું છે અને મૂળ વિષય છોડી વિચારકો અવળે માર્ગે ઊતરી પડેલા જણાય છે. મિ. સ્કૉટ અને તેમના સાથીદારોનો ગ્રંથ ' સમાજશાસ્ત્રનો પ્રસ્તાવ ' રસવિહોણો છે; કારણ કે શક્તિની પુરાતન વ્યાખ્યાઓ સિવાય બીજી અગત્યની બાબતો પડતી મૂકવામાં આવી છે. સમાજનીતિની ચર્ચા સમાજશાસ્ત્રના આ ગ્રંથથી તદ્દન અધૂરી જ રહી છે. આપણે વિશ્વને ચોક્કસ સંખ્યામાં કલ્પી શકીએ તો ગરીબાઇ દૂર કરે ને ગુણ પ્રમાણે મનુષ્યોને બદલો મળે એવી ઔદ્યોગિક યોજના વ્યવસ્થિત કરવાના અગત્યના પ્રશ્નનો આપણે જલદી નીવેડો આણી શકીએ.

---

* Times of India, Friday, 17th. February 1933. Chemistry Texts Proved Wrongમાંથી.

× Russo-Canadian Barter, 'Times of India' Thursday 29th December 1932.

સમાજશાસ્ત્રના સાહિત્યમાં અત્યારે ચાર વાતો આગળ તરી આવે છે :—(૧) યંત્રો મનુષ્યનું સ્થાન એટલી ઝડપથી પૂરી રહ્યાં છે કે મૂડીવાદ ટૂંક સમયમાં તૂટી પડશે; (૨) અઠવાડિયામાં ચાર દિવસ દરરોજ ચાર કલાક કામ કરવા છતાં ૧૯૨૯ માં જે જીવનનું ધોરણ હતું તેથી દશગણું સારું જીવન જીવી શકાય એવી અમેરિકાની ઔદ્યોગિક યોજના ફળદ્રૂપ બનવા પામી છે; (૩) આપણું દેવું ૨૧૮૦૦૦૦૦૦ ડૉલર થઇ ગયું છે ને તે આપી શકાય તેમ જ નથી; (૪) મૂલ્યની આંકણી અદશ્ય થવી જોઇએ. એને બદલે કોઇ શક્તિ-માપક ધોરણ ચાલુ કરવામાં આવવું જોઇએ.

વાઇન પેરીશ આ મુદ્દાઓ સંપૂર્ણ રીતે ચર્ચે છે. સ્ટુઅર્ટ ચેઇઝના લખાણમાં બુદ્ધિના ચમકારા નજરે પડે છે. મારે એક ડૉલરમાં જ સમાજશાસ્ત્ર વિષે વધારેમાં વધારે જ્ઞાન મેળવવું હોય તો મિ. ચેઇઝના ગ્રંથ માટે ૨૫ સેંટ ખર્ચવા, બીજા વીસ સેંટ સાઇમીઓન સ્ટ્રન્સ્કી અને હેરૉલ્ડ વૉર્ડના લેખો માટે વાપરવા ને 'ન્યુયૉર્ક સન્ડે ટાઇમ્સ'ના આઠમી ને બાવીસમી જાન્યુઆરીના અંકો ખરીદવા. બીજા પંદર સેંટ ખર્ચી ૨૮ મી ડિસેમ્બરનું 'ન્યુ રિપબ્લીક' ખરીદી એમાંથી જ્યૉર્જ સોલનો લેખ વાંચવો. પછી અઢારમી જાન્યુઆરીના 'ધ વર્ડ ટુ મોરો' ના અંક માટે દસ સેન્ટ ખર્ચી એમાંથી પૉલ ડગ્લાસનો લેખ વાંચવો ને બાકીના ચાલીસ સેંટ જાન્યુઆરીના 'હારપર'માંનો હાવર્ડ સ્કોટે અપનાવેલો લેખ મેળવવામાં ખર્ચવા. જોન ડે કંપનીએ એ ઉપરથી એક ગ્રંથ પ્રગટ કરી એક ડૉલરે નકલ વેચવા માંડી છે. એ બધું વાંચી ગયા પછી વાઇન પેરીશનું પુસ્તક, ને મિ. આર્કરાઇટનું પુસ્તક ને મિ. ફ્રેડરિકની પ્રસ્તાવના વાંચવી.

બૌદ્ધિક કલ્પનામાં વિહાર કરવો હોય તો મિ. લીઓબનો ગ્રંથ ઠીક પડશે; પરંતુ સમાજશાસ્ત્રીઓ કેવું જગત સરજાવવા માગે છે તે આપણે જાણતા નથી એટલે એ ગ્રંથ નકામો પડશે. મિ. લીઓબ એ લોકો કેવું જગત અપનાવશે તેની કલ્પના કરે છે. મિ. ફ્રેડરિક સમાજશાસ્ત્રીઓને આંકડાવાદી ઠરાવી તેમને ખૂબ જ ઉતારી પાડે છે ને કેટલીક જગાએ તે મૂડીવાદની વકીલાત કરવા પણ મંડી પડે છે. મિ. ચેઇઝનું ચોપાનિયું સમાજશાસ્ત્રીઓની ગંભીર ભૂલો પ્રકાશમાં આવી તે પહેલાં લખાયેલું હોવાથી નકામું પડે છે પરંતુ એમના આંકડાઓથી એ ફસાતા નથી. ને પોતાની ગણતરી દ્વારા જ યંત્રો શું સાધી શકે છે તેનું દિગ્દર્શન કરાવે છે. સમાજશાસ્ત્રીઓના આંકડાઓનો તેઓ એ રીતે બરાબર સામનો કરી શકે છે.

આ બધું સાહિત્ય પચાવ્યા બાદ સમાજશાસ્ત્ર આંકડાઓના અજીર્ણ જેવું જણાય છે. એની ગણતરીઓ અવળી દોરવાઇ ગયેલી લાગે છે. સમાજશાસ્ત્રીઓ એમ સાબીત નથી કરી શક્યા કે યંત્રો મનુષ્યને છેક જ સ્થાનભ્રષ્ટ કરી શકે છે. તેમ દરરોજ ચાર કલાક કામ કરવાથી વીસ હજાર ડૉલર કમાઇ શકાશે એવી તેઓ ખાતરી પણ આપતા નથી; વળી પૈસા ને મૂલ્ય વિષેના એમના વિચારો પણ સ્પષ્ટ નથી. તેમ તે જલદી ગળે ઊતરે તેવા પણ નથી. છતાં સ્ટુઅર્ટ ચેઇઝ કહે છે તે મુજબ તેમણે અમેરિકન જનતાને ખૂબ જ વિચારમાં નાખી દીધી છે એટલું તો આપણે કબૂલવું પડશે જ. યાંત્રિક બેકારીને તેમણે નાટકીય ઢબે પ્રત્યક્ષ કરી છે. કરોડો માણસોને સ્વપ્નજીવી બનાવી મૂકયા છે. યંત્રો

દ્વારા દરેક જણ શ્રીમંત બની જશે એવી તેઓ કલ્પના કરે છે. એવું જગત સરજાવાય એમાં પણ શક નથી; પરંતુ એ માટે પ્રબળ ઇચ્છાશક્તિ હોવી જોઈએ. કદાચ દિવસમાં ચાર કલાક કામ કરવાથી વાર્ષિક ૨૦૦૦૦ ડૉલર ન પણ મળે, પણ દિવસમાં ૭ કલાક કામ કરી સમાજવાદને અપનાવી લેવામાં શો વાંધો છે?

છેલ્લાં દશ વર્ષથી આ સમાજશાસ્ત્રીઓ ટોકી ટોકીને કહી રહ્યા છે તેમાંનું પંચાણું ટકા તો સમાજવાદીઓ કહે છે જ. પરંતુ અમેરિકન જનતા તો એમ જ માની રહી છે કે સમાજવાદ એટલે સ્વતંત્ર પ્રેમ, અંધાધુંધી, કામદારો ને ભામટાઓ વચ્ચે જગતની લક્ષ્મી વહેંચી લેવી વગેરે વગેરે. આપણા સામાજિક પ્રશ્નોનો સંતોષકારક નિવેડો સમાજશાસ્ત્ર દ્વારા આવશે જ એટલું કહેવાની તો મિ. પેરીશ હિંમત કરે છે જ. પરંતુ મિ. પેરીશે સીડની વેલનું ગ્રેઈટ બ્રીટનના સમાજતંત્રનું બંધારણ કદી વિચાર્યું હશે?

બે જ વર્ષમાં સમાજશાસ્ત્ર સમાજવાદની પેઠે સંસ્કૃતિમય જનતાની નજરે ઊતરી જશે. અત્યારે જ એ દિશામાં પ્રયાણ થઇ ચૂકેલું જણાય છે. પરંતુ એ ગાળા દરમિયાન સમાજવાદીઓ આ નવા વિચારોનો અમલ કરતા જ જશે ને સમાજવાદને આર્થિક પુનર્ઘટના વિષે કાંઇક ચોક્કસ બંધારણ છે જ ને સમાજશાસ્ત્ર માત્ર વ્યાખ્યાઓ ઘડીને જ અટકી જાય છે એવું તેઓ પુરવાર કરી શકશે. ×

## (૫) જીવનની આશા

### હિંદ અને ઇંગ્લેન્ડનાં લાંબાં જીવનની તવારીખ

એક હિંદી અને યુરોપિયનના જીવનના લંબાણ વિષે શ્રી. ફિન્ડલે શિરાઝ નીચેના મુદ્દાઓ ચર્ચી અંગ્રેજો સાડીપચાવન વર્ષ ને હિંદીઓ ૨૩ વર્ષ સરેરાશ જીવે છે, એવું પુરવાર કરે છે. પંચાવન વર્ષની ઉંમરે ફારેગ થતા યુરોપિયન અરાઢ વર્ષ ને હિંદી બાર વર્ષ વધારે જીવવાની આશા રાખે છે.

પુરાતન કાળમાં મનુષ્યો જીવતાં એટલું અત્યારે જીવે છે કે નહિ એ પ્રશ્ન અત્યારે હિંદમાં ખૂબ જ અગત્યનો થઇ પડયો છે. આરોગ્ય ને કેળવણી પાછળનો સરકારી ખર્ચ વધ્યો છે એ જોતાં ઉપરોક્ત બિનામાં કાંઇ શંકા રહેતી નથી. "હજી હું કેટલું જીવીશ?" એ પ્રશ્નનો ઉત્તર આપવાનો આ પ્રયત્ન છે. વસ્તીગણતરીના આંકડા ઉપરથી નિર્ણય બાંધવા પ્રયત્ન કર્યો છે. ઇસ્વીસન ૧૯૩૧ ની વસ્તીગણતરીના આંકડા હજી શ્રી. એલ. એસ. વૈદ્યનાથન તપાસી રહ્યા છે. થોડા વખતમાં એ કદાચ પોતાનો હેવાલ રજૂ કરશે. ઇસ્વી સન ૧૯૨૧ ના હેવાલમાં કમભાગ્યે દરેક ઉંમરે કેટલું જીવવાની આશા રખાય તેની તારવણી કાઢવામાં આવી નથી. ઇસ્વી સન ૧૯૧૧ ની સાલમાં જીવનદોરીના આંકડા ગણી કાઢવામાં આવ્યા હતા, પરંતુ ત્યારપછી છેક ઇસ્વી સન ૧૯૩૧ સુધીમાં આપણે પ્રગતિ કરી છે કે નહિ તે અત્યારે કહી શકાય તેમ નથી. એવી જ રીતે ઇસ્વી સન ૧૯૧૮–૧૯ ના ઇન્ફ્લુએન્ઝાના રોગચાળાનાં પરિણામ પણ હાલ માપી શકાય તેમ નથી.

ઇસ્વી સન ૧૯૩૨ ના વિટેકરના હેવાલમાં છેક ઇસ્વી સન ૧૮૭૧ થી આજ સુધી ઇગ્લેંડ ને વેલ્સનાં સ્ત્રી યા પુરુષ કેટલું જીવશે તેની તારવણીના આંકડા દર્શાવતું કિંમતી

× Paul Blanshard: The Gospel according to Technocracy—The World To Morrow 22nd. February 1933.

પત્રક આપણી આગળ રજૂ કરવામાં આવેલું છે. આરોગ્ય ને ઔષધિના સારા ઉપચારો દ્વારા જીવન લંબાયું છે જ એ આપણે તે પરથી જાણી શકીએ છીએ. હિંદમાં પણ એવો સારો સુધારો થયેલો જ છે; પરંતુ એનું ચોક્કસ માપ કાઢી શકીએ એવી સ્થિતિમાં અત્યારે આપણે નથી. હિંદી વીમા કંપનીઓએ કેટલાક તારવણીના આંકડા કાઢેલા છે, પરંતુ એમાં વસ્તીના થોડા જ ભાગનો સમાવેશ થાય છે. વસ્તીગણતરીના આંકડાઓ ને વીમા કંપનીની તારવણી એકસરખી હોઇ શકે નહિ એ વાત આપણે ભૂલી જવી ન જોઇએ. વીમા કંપનીના આંકડાઓમાં થોડી જ વ્યક્તિઓના જીવન પરથી તારવણી હોય એટલે સમસ્ત વસ્તીગણતરી તપાસતાં જુદું પરિણામ આવે એમ પણ બને જ.

વસ્તીગણતરીમાં પ્રજાનાં જીવન નોંધાય તે ઉપરથી જ તારવણી કાઢવાનો આ પ્રયત્ન છે. દરેક વર્ષને છેડે લાખ સ્ત્રીપુરુષમાંથી બચેલી વ્યક્તિઓની તારવણી કાઢીએ અને તે ઉપરથી દરેક ઉંમરે મનુષ્ય કેટલું જીવશે એનો અડસટ્ટો ઉપજાવી કઢાય. સામાન્ય મનુષ્યને એવા જીવનપત્રકમાં રસ ન પડે; પરંતુ દરેક ઉંમરે મનુષ્ય કેટલું જીવશે એ સમજવાનું એને પણ અગત્યનું છે. એવી તારવણીનો અર્થ લોકો એવો કરે છે કે અમુક ઉંમરે મનુષ્ય ધારેલાં વર્ષો જીવવાનો જ. પરંતુ એ વાત બરાબર નથી. એ તારવણી આખા જથાને લાગુ પડે, નહિ કે અમુક વ્યક્તિને. એટલે એક વસ્તીગણતરીથી બીજી વસ્તીગણતરી દરમિયાન કેટલો સુધારો કે બગાડો થયો એ તારવવું અતિ ઉપયોગનું છે.

અત્રે ૧૯૦૧ ને ૧૯૧૧ ની વસ્તીગણતરીના આંકડા ઉપરથી તથા શ્રી. વૈદ્યનાથને તૈયાર કરેલા ૧૯૨૧ ના વડોદરા રાજ્યના વસ્તીગણતરીના આંકડા ઉપરથી તારવણી કરવામાં આવી છે. હિંદમાં હસ્તી ધરાવતી વીમા કંપનીઓના આંકડાઓ સાથે એ મેળવી જોવામાં આવ્યા છે. મુંબાઈ ઇલાકામાં વડોદરાની પ્રજા નમૂનારૂપ ગણી શકાય એમ હોવાથી ત્યાંના લોકો કેટલું જીવી શકે તેનો નિર્ણય બાંધીએ તે આખા મુંબાઇ ઇલાકાના નિર્ણયને લગભગ મળતો જ થવાનો.

દર હજારે દર ઉંમરના વિભાગો લગભગ સરખા જ ઊતરે છે. સાધારણ રીતે વય પાંચ કે પાંચના ગુણકની જ નજરે પડે છે. બીજી ઉંમરો ઓછી છે. ઇસ્લીસન ૧૯૩૧ની વસ્તીગણતરીમાં યુરોપિયન સ્ત્રીઓમાં પણ બરાબર ચોકસાઇ રખાઇ નથી. છેડે નવ આવે એવી ઉંમર પસંદ કર્યાના દાખલા જણાયા છે એટલે કેટલાકે ૪૩ ને બદલે ૩૯, ને ૩૨ ને બદલે ૨૯ વર્ષ લખાવ્યાં છે. એક બાઇએ પોતાની ઉંમર લખાવવાની જ ના પાડી એટલે એની સાચી ઉંમર કરતાં ઘણી જ નાની વય નોંધવામાં આવી. બીજા દાખલામાં નોંધણીકારકુન ઉંમર માપવાથી બીનઅનુભવી હોવાથી એક બાઇએ ઉંમર નોંધાવવા ના પાડી એટલે તેની ઉંમર હતી તે કરતાં વધારે નોંધવામાં આવી. તારવણી કાઢનાર આવી ભૂલો જરૂર સુધારી લે છે જ.

હિંદી જીવનપત્રકો પરથી ઘણા અગત્યના નિર્ણયો તારવી શકાય તેમ છે. પ્રથમ તો પુરુષ કરતાં સ્ત્રીઓનાં જીવનની લંબાઇ દરેક ઉંમરે વધારે જણાય છે. આનાથી ઊલટી જ દશા છે એવી સામાન્ય માન્યતા હોવાથી હિંદમાં આ બીના બરાબર સમજાતી નથી. ઇંગ્લંડ ને વેલ્સની પેઠે હિંદમાં સ્ત્રીઓ લાંબા જીવનની આશા રાખી શકે છે. પ્રજનનના ભય હોવા છતાં પણ એમનાં જીવન સુધર્યાં છે. જીવનપત્રકો તપાસીએ તો કુદરત એક પ્રકારે એમનું રક્ષણ કરે છે, એમ સમજાય છે. હિંદી ને અંગ્રેજ સ્ત્રીઓનાં જીવનપત્રકો

સરખાવીએ તો હિંદી સ્ત્રીઓ કરતાં અંગ્રેજ સ્ત્રીઓ વધારે જીવનની આશા રાખી શકે એમ છે. દરેક ઉંમરે હિંદમાં જીવન–આશા ઓછી હોય છે એ નીચેના પત્રકથી સમજાશે.

| | વડોદરા ૧૯૨૧. | | | ઇંગ્લેંડ ને વેલ્સ ૧૯૨૧. | | |
|---|---|---|---|---|---|---|
| ઉંમર | પુરુષ | સ્ત્રી | વધારો | પુરુષ | સ્ત્રી | વધારો |
| ૦ | ૨૨·૪ | ૨૨·૯ | ·૫ | ૫૫·૬ | ૫૯·૬ | ૪·૯ |
| ૫ | ૩૫· | ૩૫·૬ | ·૬ | ૫૮·૮ | ૬૧·૭ | ૨·૯ |
| ૧૦ | ૩૩ | ૩૩·૩ | ·૩ | ૫૪·૬ | ૫૭·૫ | ૨·૯ |
| ૨૦ | ૨૫·૯ | ૨૬ | ·૧ | ૪૫·૮ | ૪૮·૭ | ૨·૯ |
| ૩૦ | ૨૦·૪ | ૨૦·૬ | ·૨ | ૩૭·૪ | ૪૦·૩ | ૨·૯ |
| ૩૫ | ૧૮·૨ | ૧૮·૬ | ·૪ | ૩૩·૩ | ૩૬·૧ | ૨·૮ |
| ૪૦ | ૧૬·૨ | ૧૬·૭ | ·૫ | ૨૯·૨ | ૩૧·૯ | ૨·૯ |
| ૪૫ | ૧૪·૩ | ૧૪·૮ | ·૫ | ૨૫·૨ | ૨૭·૭ | ૨·૫ |
| ૫૦ | ૧૨·૫ | ૧૩ | ·૫ | ૨૧·૪ | ૨૨·૭ | ૨·૩ |
| ૫૫ | ૧૦·૮ | ૧૧·૨ | ·૪ | ૧૭·૭ | ૧૯·૮ | ૨·૧ |

ઇસ્વીસન ૧૮૯૧, ૧૯૦૧ અને ૧૯૧૧ નાં હિંદી જીવનપત્રકો અને ૧૯૧૧ નાં મુંબાઇ ઇલાકા અને બીજા પ્રાંતોનાં પત્રકો તપાસીશું તો એવાંજ પરિણામ જણાશે. ઇસ્વીસન ૧૯૨૧ ના આંકડા હજી તૈયાર કરવાના છે. ઇસ્વીસન ૧૯૩૧ ના આંકડા તૈયાર કરનારે ૧૯૨૧ ના એ આંકડા પણ તપાસી જવા ઘટે છે. ઇસ્વીસન ૧૯૨૬ ના સરકારી હેવાલમાં ઇસ્વીસન ૧૯૨૧ ના વસ્તીગણતરીના આંકડા માટે વધારેપડતો નિરાશાવાદી ધ્વનિ નીકળે છે.

ઇંગ્લેન્ડ અને વેલ્સ સાથે હિંદી આંકડા સરખાવીએ તો જીવનની લંબાઇ માટે પણ મુખ્ય નિર્ણય બાંધી શકાય તેમ છે. જન્મથી જ સામાન્ય ઉંમરનોંધ લઇએ તો હિંદમાં ૨૩ વર્ષની જીવનઆશા લેખી શકાય. ઇંગ્લેંડ ને વેલ્સમાં જન્મથી જીવનઆશા ૫૫·૫ વર્ષની લેખી શકાય છે. એટલે હિંદ કરતાં લગભગ સવાબેગણી કહેવાય. સ્કૉટલેન્ડમાં દરેક ઉંમરે સ્ત્રીની જીવનદોરી પુરુષ કરતાં વધારે લાંબી માલૂમ પડે છે—જો કે સરવાળે ઇંગ્લેન્ડ કરતાં એ વધારો ઓછો જણાય છે.

સરકારી નોકરીમાંથી પંચાવન વર્ષે ફારગ કરવામાં આવે છે. એ વર્ષ સુધી અંગ્રેજ અને હિંદી જીવનની સરેરાશ જોઇએ. નીચેના પત્રક ઉપરથી તફાવત સ્પષ્ટ તરી આવશે.

| ઉંમર | સરેરાશ જીવન | |
|---|---|---|
| (૧) પુરુષો | હિંદી ૧૯૧૧ | અંગ્રેજ ૧૯૨૧ |
| ૨૫ | ૨૪·૮૬ | ૪૧·૬૦ |
| ૩૫ | ૨૦·૧૬ | ૩૩·૨૫ |
| ૪૫ | ૧૫·૯૭ | ૨૫·૨૨ |
| ૫૦ | ૧૩·૯૭ | ૨૧·૩૬ |
| ૫૫ | ૧૧·૯૯ | ૧૭·૭૩ |

| (૨) ઉંમર | હિંદી ૧૯૧૧ | અંગ્રેજ ૧૯૨૧ |
|---|---|---|
| ૨૫ | ૨૫.૪૦ | ૪૪.૪૮ |
| ૩૫ | ૨૦.૬૯ | ૩૬.૦૫ |
| ૪૫ | ૧૬.૩૮ | ૨૭.૭૩ |
| ૫૦ | ૧૪.૨૮ | ૨૩.૬૯ |
| ૫૫ | ૧૨.૨૦ | ૧૯.૮૬ |

હિંદી વિમા કંપનીઓના આંકડા પરથી તારવણી કાઢીશું તો એક હિંદી પુરુષ પંચાવન વર્ષે ફારેગ થયા પછી વધારેમાં વધારે ૧૨ વર્ષ જીવવાની આશા રાખી શકે. સારાં જીવનની સરેરાશ કાઢીએ તો એકાદ વર્ષ વધારે આશા રાખી શકે. ઈંગ્લીશ વસ્તીગણતરીના આંકડા મુજબ અંગ્રેજ ફારગ થયા પછી અરાઢ વર્ષ જીવે છે એટલે સરેરાશ હિંદી કરતાં અંગ્રેજનું જીવન ૭ વર્ષ વધારે ગણાય છે; એટલે એનું જીવન દોઢગણું લંબાય છે. દરેક વસ્તીગણતરી પરથી તારવેલાં જીવનપત્રકોની અગત્ય પ્રગતિ માપવાના કાર્યમાં એટલી તો અગત્યની છે કે શ્રી. વૈદ્યનાથન ઇસ્વીસન ૧૯૨૧ ની વસ્તીગણતરીની ઉણપ જરૂર સુધારી લેશે. હિંદી ગણિત પરિષદ ખુલ્લી મૂકતાં નામદાર ગવર્નરે પણ એવા આંકડાની અગત્ય ઉપર ખૂબ જ ભાર મૂક્યો હતો; કારણ કે એવા આંકડાઓ વિવિધ ઉપયોગમાં લઇ શકાય છે. મજબૂત સરકારના રોજના કામકાજમાં પણ આ આંકડાઓ ખૂબ જ ઉપયોગના થઈ પડે છે. દિલ્હીની આર્થિક પરિષદમાં પણ દરેક ભાષણકર્તાએ એ વાતનો ખાસ આગ્રહ કર્યો હતો.×

રમણીકલાલ દલાલ

# લો ક ચ ર્ચા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનારાં સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તમો અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપો. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું.—તંત્રી ]

## દરિયા પ્રદેશમાં ![1]

મુરબ્બી ભાઇશ્રી,

ગયા પત્રમાં[1] પારડીની ઘણી વાતો કરી હતી. બીજી નોંધવા જેવી કેટલીક વાતો આજે કરું છું. પેલો પત્ર લખાયા પછી કેટલાક નવા શબ્દો જાણમાં આવ્યા છે, તે નોંધી લઉં :

× Expectation of Life : Wednesday. March, 1, 1933. Times of India.

૧. પારડીના પત્રની પૂર્તિ. જુઓ જેઠ; ૧૯૮૭, પૃ. ૧૧૧.

ફેસ્તો = ફારસ, ફજેતો
હકારે = સવારે
ટીંગરેયો = ચરબેયો, ચાળા કરનાર પ્રત્યે વપરાય છે.
પીરિયા = (પોયરા ઉપરથી હશે) છોકરા.

આ બાજુ દીવેલા મલવીને દીવેલી કાઢી લીધા પછી જે છોડાં વધે છે, તેને નાખી ન દેતાં આંગણામાં ઢગલો કરી બાળે છે. અને એની રાખ પાપડ કરતાં ઉપયોગમાં લે છે. પહેલાં તો એ મારી સમજમાં ન ઊતર્યું. અને ઘણા અનાવિલોને ત્યાં આંગણે એવા ઢગલામાંથી અખંડ ધુમાડો નીકળતો જોઇ રમુજમાં એને અખંડ યજ્ઞની ઉપમા પણ આપેલી. પાછળથી એક ગૃહસ્થે ખુલાસો કર્યો કે દીવેલીનાં છોડાંની એક મણ રાખ વસ્ત્રમાં લઇ તેમાં જરૂર જેટલું કેળનું પાણી રેડે છે. વસ્ત્ર છેદી જેટલું પાણી બહાર આવે તેનો ઉપયોગ પાપડનો લોટ બાંધવામાં કરે છે. તે ગૃહસ્થના કહેવા પ્રમાણે એ પાણી વાપરે ત્યારે સંચોરો બહુ ઓછો નાખવો પડે. આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ દીવેલીનાં છોડાંની રાખનો ઉપયોગ લાભકારક કે નુકસાનકર્તા તે તો વૈદો ને ડૉક્ટરો જાણે. પણ એનો ઉપયોગ પારડી તાલુકાના મોટા લોકો પણ કરે છે. બીજી જગાએ એવો ઉપયોગ થતાંનું જાણમાં નથી. આ વિચિત્ર ઉપયોગ વિષે મેં જ્યારે અજાયબી બતાવી ત્યારે પેલા ગૃહસ્થ કહે: "ખેડૂતને બધું ઉપયોગમાં આવે. દીવેલીનાં છોડાં શોખ્યાં મળતાં નથી!"

× × ×

ઉદવાડાથી એક માઇલ દૂર પશ્ચિમે લાઇનદોરી આવેલી છે. કારણ કે ત્યાં પોર્તુગીઝ હદ લાગે છે. અને પોર્તુગીઝ હદમાં મીઠું, ખાંડ, દારૂતાડી વગેરે વસ્તુઓ બહુ જ સસ્તી મળે છે. કારણ કે એ વસ્તુઓ પર ત્યાં કર નથી. એટલે એ સસ્તો માલ બ્રિટિશ હદમાં ઘૂસી જઇ જકાતી માલ કોઇ ન લે. એટલે લાંબી થોરની વાડ કરી વચ્ચે વચ્ચે દરવાજા મૂકી પોલીસનો પાકો પહેરો મૂક્યો છે. આ લાઇનદોરી આગળ જતાં આવતાં દરેક ગાડાંને કે શક પડતા માણસને બારીકીથી તપાસવામાં આવે છે.

દમણ સ્ટેટમાં પાંચ પૈસે મણ મીઠું, અને સામટી લો તો બાર આને મણ ખાંડ મળે છે. જકાતને લીધે આપણે ત્યાં એની ભારે કિંમત આપવી પડે છે. આ વસ્તુ આટલી સસ્તી મળે છે એટલે આપણને એમ જ લાગે કે ત્યાંના લોકો સુખી હશે: પણ જ્યારે દમણની હદના માણસોને મળીએ છીએ ત્યારે આપણો એ ભ્રમ ભાગે છે. મીઠું, ખાંડ વગેરે સસ્તું મળે ખરું, પણ કાપડ વગેરે બહુ જ મોંઘું મળે છે. બ્રિટિશ હદ કરતાં ઘણું મોંઘું: દમણ સ્ટેટ સંબંધી કેટલીક વિચિત્ર વાતો સાંભળી છે તે પણ અહીં જ નોંધું.

અમે દમણ સ્ટેટના એક ગામે ગયા હતા. ગામ તદ્દન પથ્થરિયા જમીન પર આવેલું છે. ગાડાંની ધરેડમાં ત્રણ ત્રણ ફૂટ ઊંડા ખાડા જોઇ અમને ભારે અજાયબી થઇ. બળદને ખાલી ગાડું ખેંચી જતાં પણ બહુ મુશ્કેલી અને ધક્કા વેઠવા પડે, તો ભરેલ ગાડું ખેંચતાં તો બળદ લોથ થઇ જતા હશે. અમે ખેડૂતો હતા એટલે આવી ધરેડ જોઇ અમે તો આભા જ બની ગયા. ગામલોકો ધારે તો ખાડામાં માટી પૂરી ધરેડ સહેલાઇથી સરખી કરી શકે. પણ તે કોણ કરે! ગામમાં કચરો પણ તેટલો જ. એક ઘરમાં અમે ગયા. ત્યાં તો પરસાળમાં અસોંદરાનાં પાંદડાં, બીડીનાં ઠૂંઠાં, બળેલી દિવાસળીના કટકા, જ્યાં ત્યાં પડેલ ચીંદરડાં અને બીજો કચરો, તૂટેલા બે ખાટલા અને તેના પર બેઠેલ બે નિસ્તેજ અને જાણે મરવાના વાંકે જીવતા હોય તેવા મડદાલ ખેડૂતો! આ

ભૂલ્યું ભૂલાય તેવું નથી. હિંદને સ્વરાજની કેટલી જરૂર છે તે આવાં દશ્યો જોવાથી જ સમજી શકાય. આવાં કરોડો કરુણ દશ્ય અશક્ય બની ન જાય તો સ્વરાજનો કશો અર્થ નથી.

અમે તેમની સાથે વાતે વળ્યા. અને દારૂનિષેધનું કાંઈ કામ થાય છે કે નહિ તે પૂછ્યું. જવાબ મળ્યો: "એવી કાંઇ ચળવળ કરવા જાઓ તો હેડમાં જ પૂરી દે. તમે લોકો તો જેલમાં પૂરે ત્યારે માથામાં મારીને ખાવાનું લો. અહીં તો ખાવાનું પણ ન આપે." અમને લાગ્યું કે એમનામાં હિંમત નથી. હોય પણ શાની? તેઓ બહુ જ ડરતા હતા. તે ઉપરથી અમલદારોના ત્રાસનો પારો ઠીક ઠીક ચડેલો રહેતો હશે, એમ લાગ્યું. આ પછી જમીન વિષે વાત નીકળી. વાતમાંથી ખબર પડી કે એ રાજ્યમાં માત્ર ક્યારીની જમીન જ ગણતરીમાં ગણાય છે. જરામત પથ્થરિયા હોવાને લીધે તેને મહત્ત્વ આપતા નહિ હોય. દરેકને જેટલી ક્યારી તેનાથી ચારગણી જરામત જમીન મફત આપવામાં આવે છે. અમને તો આમાં ખેડુતોનું હિત જણાયું. પણ જ્યારે ખબર પડી કે ક્યારીની જમીનનો દર વીઘે રૂ. ૨૦ થી ૨૫ છે એટલે કે જરામત સાથે વીઘે રૂ. ૪ થી ૫ પડયા! ત્યારે એ ઉદારતા સમજાઇ. પેદાશ માત્ર ક્યારીની થાય. જરામતમાં તો ઘાસ પણ પૂરું ન થાય. એટલે એ રકમ ક્યારીની જમીનની પેદાશમાંથી જ ખેડુતે પેદા કરવાની!

વળી આ રાજ્યમાં ગાડાં દીઠ રૂ. ૧ કર લેવાય છે. આંબા, આંબલી વગેરે ઝાડો ફળે કે ન ફળે પણ દરેક ઉપર રૂ. ૧ કર. આ ઝાડો કાપવાં હોય તો માલિકથી કાપી પણ ન શકાય. લગ્ન, મરણ ઉપર પણ કર લેવાય છે.

વળી એવી વિચિત્ર વાત પણ મળી છે કે તમને ગુનો કરવાથી કેદમાં પૂર્યા હોય અને તમારે કાંઇ કામે બહાર જવાની જરૂર હોય, અને જો તમારા બદલે હું કેદમાં બેસું તો તમે ગમે ત્યાં જઇ શકો. અને કામ પતાવી પાછા કેદમાં આવો એટલે હું છૂટો થાઉં! કેદીઓની આવી સુંદર સગવડ બીજાં રાજ્યો સાચવતાં નથી જણાતાં! વળી કોઇ 'ગાંધીવાળો' આવ્યાનો શક પડે તો પકડીને હદપાર કરે છે. એ વિષેનો મારો અનુભવ આગળ આપીશ.

દમણ સ્ટેટની બધી જમીન પથરાળી અને બાકીની દરિયાકિનારાની છે. તેમાં ખજૂરાંના ઝાડો સિવાય ભાગ્યે જ બીજાં ઝાડો જોવા મળે છે. બીજાં ઝાડો કે પાકો થાય પણ શાના? જ્યાં જાઓ ત્યાં અસંખ્ય ખજૂરાંનાં દર્શન તો તમને થવાનાં જ. જાણે ખજૂરાંનું રાજ! અને ખજૂરાંનું રાજ દારૂતાડી પર જ નભેને? લડત દરમિયાન પારડી તાલુકામાં બધાં પીઠાં બંધ થયેલાં ત્યારે તાડીના રસિયા લોકો દમણની હદમાં પી આવતા.

દરિયાકાંઠાની જમીનમાં મીઠું પાકે છે, અને ક્યારીમાં ડાંગર પાકે છે. પ્રજા પારડીની પ્રજા કરતાં પણ વધુ ગરીબ છે. એનું સૌથી દેખીતું કારણ કરનો ભારે બોજો જ ગણાય. પ્રજા બીકણ પણ વધારે. બાકી શું બ્રિટિશ કે શું ફિરંગી, બન્ને હદમાં રહેનારી પ્રજા એક જ છે, એક જ હાડ અને લોહીમાંસની છે. રાજકારભાર જુદી ભાષામાં જુદી ઢબે ચાલે છે એટલું જ. અમલદારો ઘણાખરા 'હાફકાસ્ટ' હોય છે. પ્રજા રાજભાષા શીખતી નથી; અને રાજકારભારમાં પ્રજાનો હિસ્સો પણ નથી.

હવે તમારી ધીરજ ખૂટી હશે. "દરિયાપ્રદેશમાં" મથાળું કર્યું, પણ હજી દરિયાના અનુભવો તો આવ્યા જ નહિ. દરિયાના અનુભવો બહુ મીઠા છે. એનું આપી શકાય તેવું શબ્દચિત્ર આપવા પ્રયત્ન કરું છું.

પારડી તાલુકાનાં ત્રણ ગામો છેક દરિયાને ઊંબરે વસેલાં છે: પારસીઓનું પવિત્ર તીર્થધામ ઉદવાડા, કોલક અને ઉમરસાડી.

'કોલક ગામ ઉદવાડા સ્ટેશનથી ચાર માઇલ દૂર પશ્ચિમે આવેલું છે. ગામની મુખ્ય વસ્તી માછી લોકોની છે. અને માછીઓનાં શરીર તો ઘાટીલાં જ હોય ને ? એમનાં ઘરો સારાં પણ સુઘડ છે. દરેક ઘરે પોતાનું કંપાઉન્ડ વાંસના ત્રાપાથી કરી લીધું હોય છે. સામસામી ત્રાપાની વાડ એટલી નજીક હોય છે કે એક માણસ જ વચ્ચે ચાલી શકે. આ સાંકડી ગલીમાં પણ નીચે રેતી પાથરેલી હતી અને બહુ જ સ્વચ્છ હતી. જો કે માછલીની ગંધ તમારા મારા જેવાથી ખમી શકાય તેમ ન હતી. આ ગલીઓ વટાવી દરિયાના પાણી પાસે જઇએ એટલે રેતીના ઢગના ઢગ, પાણીનો અહર્નિશ થતો ઘૂઘવાટ, દૂરદૂર મોજાં ઊછળી થતું ધવલ ફીણ, અને તેમાં સૂર્યનું તેજ પ્રગટાવતું સપ્તરંગ, આ બધું ખરેખર અદ્ભુત હતું. અને દરિયો નિષ્ક્રિય કે નિર્જીવ નથી પણ સક્રિય અને સજીવ છે, એમ ભાન થતું હતું. દરિયાનું સંગીત નિરંતર સાંભળનારા, એનું અપાર સૌન્દર્ય નિરંતર નીરખનારા આ માછીઓને પોતે સુંદર જગાએ રહે છે અને સુંદર ભોગ ભોગવે છે તેનું ભાન નહોતું. તેથી દુઃખ પણ થતું હતું. અથવા અતિ પરિચયે બેદરકારી, ઉદાસીનતા જન્મે એ ન્યાય એમને લાગુ પડતો હશે ? અહીં જ કોલક નદી સમુદ્રને મળે છે. સામે કાંઠે ટેકરી પર ફિરંગી પીઠું છે. ત્યાં લોકો હોડીઓમાં જઇ લહેર કરતાં કરતાં પી આવે છે. આવી સુંદર, પવિત્ર અને ખુશનૂમા જગાએ પણ લહેરીઓ તો દારૂનો નશો જ કરવાના !

પાસે જ ભીમપોર છે. ત્યાંનો દરિયો તો આથીય સુંદર છે. ભીમપોરથી દરિયો અર્ધો માઇલ દૂર છે.

સમી સાંજે દરિયાકિનારે ગયા. સુંદર અને તેજસ્વી સૂર્ય ઝગઝગી રહ્યો હતો. ઠંડો, મીઠો અને પ્રેરક પવન ઉલ્લાસ અને ઉત્સાહથી હૃદય ભરી દેતો હતો. એ દિવસ જેટલી સ્ફૂર્તિ કે ઉલ્લાસ મેં કદી અનુભવ્યાં નથી. અમે જોડા ઉતારી પાણીમાં ફરવા લાગ્યા. બે નાનકડાં માછીબાળકો—એક બાળા અને બીજો બાળક—જાળ લઇને વિરાટ અરખી સમુદ્રના પટ પર મચ્છી માટે ફરતાં હતાં. બાળાએ નાકમાં મોટી વાળી પહેરી હતી, કાછડો વાળ્યો હતો અને ખાંધે મચ્છીની ટોપલી ભેરવી હતી. બાળક લંગોટીભેર હતો. આ બન્ને બાળકોને દરિયાની કે તેના ઘૂઘવાટની કશી બીક નહોતી. તેઓ નિર્ભય ચહેરે ફરતાં હતાં. પાણીમાંથી બહાર નીકળતાં જાણે દરિયાને અમારી દોસ્તી ગમતી હોય તેમ સૂકી જગાએ મારા મિત્રે ચંપલ મૂકયાં કે એક મોજાએ આવી ભીંજાવી દીધાં. દરિયાનું આ ટીખળ પણ અમને ખૂબ ગમ્યું.

ભીમપોરને દરિયે પુષ્કળ નાળિયેરી છે. અમે એવી એક નાળિયેરવાડીમાં ગયા. ત્યાંથી લીલાં તાજાં નાળિયેર મંગાવી તેનું નિર્મળ પાણી પીધું, અને નાજુક ટોપરું ખાધું. એટલામાં એક વેઠિયો ( ભીમપોર ફિરંગી છે ) ઉતાવળો ઉતાવળો અમારી પાસે આવ્યો. અમને ધમકાવી હુકમ કરવા લાગ્યો: "ચાલ્યા જાઓ, કેમ આવ્યા ? ગાંધીના માણસોને કાઢી મૂકવાનો સરકારનો હુકમ છે." પણ અમે આ ગાંડા ફિરંગીરાજના તેથીયે વધુ મૂર્ખ વેઠિયાને દાદ દીધી નહિ. નિરાંતે નાળિયેરનું પાણી પીધા પછી જ ઊઠયા. ગાંધીના માણસોથી આપણાં દેશી રાજ્યો ભડકે છે તો આ વિદેશી ફિરંગી પણ ભડકે છે. જ્યાં જ્યાં અન્યાય, અનીતિ, લુચ્ચાઇ, જુલમ અને એનાં સગાંસંબંધીઓનો વસવાટ છે, ત્યાં ત્યાં ગાંધીના માણસોને પ્રવેશવા મનાઇ થાય છે. ગાંધીજીનો પાવક સત્યાગ્રહી અસહકાર કેટલો અસરકારક નીવડયો છે તે આ ઉપરથી સમજાશે.

આ પછી ભીમપોર ગામમાં પાછા ફર્યા. એ દિવસની દરિયાની મહોબતથી અમે ખૂબ જ ઉલ્લાસમાં આવી ગયા હતા.

થોડી વારે એક પીઠ પાછળ કેડે ઘડિયું લટકાવીને ઊભેલો ખજૂરાંછેદક તરવાડો મળ્યો. તેણે જાતજાતના ચામડાના પટા શરીરે વીંટયા હતા. હાથમાં સોનાનું કડું પહેર્યું હતું. તાડી કાઢનારના હાથમાં સોનાનું કડું ? આશ્ચર્ય છે, નહિ ? તેનો થોડી મજાક કરી અમે અમારે રસ્તે પડયા. ભીમપોરનો દરિયો અને તે દિવસનો અવર્ણનીય ઉલ્લાસ જીવનમાં કિંમતી અનુભવ તરીકે હમેશ યાદ રહેશે.

ઉમરસાડીના દરિયાનું દશ્ય આ બન્નેથી જુદું છે, અને જુદા સૌન્દર્યનું પાન કરાવે છે. દરિયાનું પ્રત્યેક જગાનું સૌંદર્ય કોઇ ને કોઇ રીતે અપૂર્વ હોય છે. આમ કુદરત ક્ષણે ક્ષણે વિવિધતાનું દર્શન કરાવે છે.

ઉમરસાડીને દરિયે વસેલા માછીવાડમાં જતાં નાક ફાટી નાખે તેવી દુર્ગંધ આવે છે. પણ એ દુર્ગંધમાંથી નીકળી પાસે જ પાર અને પરિયારી નામની બે નદીઓ દરિયાને મળે છે. ત્યાં જાઓ એટલે એ દુર્ગંધ વેઠયાનો હજારગણો બદલો વળી રહે છે. આ નદીઓનાં પાણી બાળક પેઠે ખેલતાં, કૂદતાં ને દોડતાં દરિયા તરફ ધસે છે. દરિયાનાં મોજાં પણ સામાં માતૃવાત્સલ્યથી ઊલટભેર ધસતાં આવે છે. બંને એકમેકને હસી હસીને ભેટે છે. અમે આ સુંદર સંગમ આગળ સવારે સૂર્યોદયે ગયા. દૂર ક્ષિતિજ પર અર્ધો દેખાતો સૂર્ય, ક્ષિતિજ પર ગોળાકારે દેખાતી લીલીછમ ઝાડી, પાસે જ એક નાનો ચોરા જેવો સુંદર ડુંગરો, નદી કિનારાનો ધસી આવેલો ભાગ, નદીઓનો સુંદર સંગમ અને દરિયાનું માપશીના વિસ્તારનું પાણી, તેમાં ઊઠતાં મોજાંઓનો ઘુઘવાટ—આ બધું જોઇ સાચે જ હૃદય આનંદથી છલકાય છે.

કુદરતની આવી કેટલીયે સુંદરતા આ દુનિયામાં મનુષ્યને પ્રત્યક્ષ કે જ્યાં કોઇ જોનાર ન હોય તેવે સ્થળે પડી હોય છે. કુદરત સર્વશ્રેષ્ઠ કલાકાર છે. એની રચનામાં ક્યાંય ભૂલો થતી નથી. ક્યાંય આછકલી અધૂરી રેખા પડતી નથી. બધું જ સુંદર, બધું જ સુંદર—જ્યાં માણસ સૌંદર્યને વીંખે છે ત્યાં જ કુદરતી સૌંદર્યનું ખૂન થાય છે. અહીં માછીઓએ હોડીને પથરા લાગે માટે નદીમાંથી પથ્થરો વીણી કરેલા ઢગલા બિલકુલ શોભતા નથી; ભુંડા ભૂખ જેવા લાગે છે. કુદરતી સૌંદર્યમાં હસ્તક્ષેપ કરવાનું એ પરિણામ છે. આ બધા અનુભવોને પરિણામે એમ લાગે છે કે દરિયામાં સૌંદર્ય કરતાં અદ્દભુતતા અને ગાંભીર્ય વધારે છે, અને એ ગંભીરતા આગળ કલમ બંધ કરવી જ યોગ્ય છે. સ્નેહાધીન,

આશ્વભાઈ કાલિદાસ પટેલના નમસ્કાર



## લેખકો તથા પ્રકાશકોને વિનંતિ

અમદાવાદની ગુજરાત સાહિત્યસભાએ ઇ. સ. ૧૯૩૩ ના વાઙ્મયનું વાર્ષિક અવલોકન લખવાનું કાર્ય મને સોંપવા કૃપા કરી છે. વર્ષભરનાં સઘળાં પુસ્તકો અવલોકનકારને મળી શકે તો જ આ અવલોકન યથાર્થ ને સર્વસ્પર્શી થઇ શકે એ વાત દેખીતી છે. એટલે આશા છે કે ગુજરાતના લેખક તથા પ્રકાશક બંધુઓ ચાલુ સાલ દરમિયાન પોતાનું જે કોઇ પુસ્તક અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયું હોય કે પછીથી થાય તેની એક પ્રત મારા પર નીચેને સરનામે મોકલી આપી આ સાર્વજનિક કાર્ય બને તેટલું સંપૂર્ણ બનાવવાના કામમાં પોતાનો સહકાર આપી ઉપકૃત કરશો.

રાણીકા, પોસ્ટ માસ્તરની ચાલ, ભાવનગર — વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭ વૈશાખ : ૧૯૮૯ અંક ૧

# કાલિદાસનો સમય

[ કર્તાનો મહાકવિ કાલિદાસ વિરચિત માલવિકાગ્નિમિત્ર નાટકનો સમશ્લોકી અનુવાદ મનનિકા ટીકા સાથે છપાય છે, અને જુલાઈ માસમાં પ્રકટ થશે, એમાંનું આ એક પરિશિષ્ટ, તેનો વિષય સ્વતંત્ર હોવાથી મેળવીને અહીં પ્રકટ કરતાં આનંદ થાય છે.–તંત્રી ]

મહાકવિ કાલિદાસનો સમય ઈસવી ચોથો સૈકો, એમ ઘણુંખરું તો સર્વાનુમતે સ્વીકારાશે એમ લાગે છે; જો કે હજી કેટલાક વિદ્વાનો એને સંમ્રાટ યશોધર્માના એટલે છઠ્ઠા સૈકાનો, ગુપ્ત સમ્રાટ કુમાર અને સ્કન્દના એટલે પાંચમા સૈકાનો, અને હજી પણ કોઈ કોઈ એને ઈ. પૂર્વે પ્હેલા સૈકાનો, માને છે ખરા. અમેરિકન પંડિત વ્હિટ્નીએ ' સંસ્કૃત વ્યાકરણ પ્રવેશ ' નામે પુસ્તક* ઈ. ૧૮૭૯ માં બ્હાર પાડયું તેમાં લખેલું–" હિન્દની સાહિત્યના ઇતિહાસમાં સાલો જુવો તે તમામ, પાછી કહાડી લેવાને જ ખોસવામાં આવતી કામચલાઉ ટાંકણીઓ જાણવી." આ પછી અર્ધ સદીની શોધખોળથી સંસ્કૃતપ્રાકૃત વાઙ્મયનાં અંગોપાંગનો અભ્યાસ ઊંડો તુલનાત્મક અને માતબર બન્યો છે; નાટક, કાવ્ય, સ્મૃતિ, દર્શન, નીતિ, અલંકાર, વ્યાકરણ, જ્યોતિષ, બૌદ્ધ જૈન અને તાંત્રિક ગ્રન્થસમૂહો, ઇત્યાદિમાં પૂર્વાપર ક્રમ, સમ્બન્ધ, અને આશય ઊકેલવામાં એકંદરે સારી પ્રગતિ થઈ શકી છે, વચ્ચે વચ્ચે ગાબડાં, ત્રુટિઓ અને વિસમ્વાદો આપણને હંફાવે છે, તેનાં માપ પણ લઈ શકિયે છિયે:– તથાપિ કેટલીક અતિ મહત્ત્વની તારીખો વિષે હજી પણ આપણને સીધો અસંદિગ્ધ પુરાવો અને ચોક્કસ નિર્ણયો નથી જ મળતા. ભાસ, કૌટિલ્ય, મનુ, ગીતા અને કાલિદાસના સમય જેવા મહાપ્રશ્નો હજી પણ આપણને ગૂંચવી રહ્યા છે. એ પ્રશ્નોમાં જુદી જુદી દિશાએથી ફલિત થતાં કાચાંપાકાં અનુમાનોના ઝૂમખાવડે જ મન વાળવું પડે છે. નિઃશંક નિર્ણય, લાગુ પડતી અને નવી હકીકત મળી આવવા ઉપર જ મુલતવી રાખવો પડે છે. વિદ્વાનો આમ મહાકવિ કાલિદાસ માટે આપણી આગળ ધરે છે, તે અનુમાનકલ્પીમાંનાં કેટલાંક ફૂલ ટૂંકામાં દર્શાવું છું.

---

* W. D. Whitney : Introduction to Sanskrit Grammar, 1st edn.

(૧) દર્શાર્ણાઃ = પૂર્વ માળવા. એ પ્રાન્તની જાણીતી પ્રાચીન નગરીઓ વિદિશા અને દશપુર. વિદિશા તે હાલનું ભીલસા ગામ×, બેટવા નદી કાંઠે, શિન્દે સરકારની હદમાં. માલવિકાગ્નિમિત્ર નાટકમાંના બનાવો પ્રાચીન વિદિશામાં શુંગકાળના પ્હેલા સમ્રાટના સમયમાં બનતા આલેખ્યા છે. દશપુર તે હાલનું મંડસોર ગામ. અને આ પ્રદેશની પાસે સૌથી મોટી નગરી, પ્રાચીન હિન્દની રોમથી ચીન લગી જાણીતી રાજધાનિઓમાંની એક, પશ્ચિમ માળવા (અવન્તી)ની કવિઓને પણ વ્હાલી રાજધાનિ ઉજ્જયિની. (ઉજ્જયિનીથી ભરૂઅચ્છ–૨૦૦ માઇલ; ઉ૦ થી વિદિશા–૧૨૦ માઇલ; વિદિશાથી કૌશામ્બી–૮૦ માઇલ; કૌશામ્બીથી ભાર્હુત પણ–૮૦ માઇલ; કૌશામ્બીથી કાશી–૧૦૦ માઇલ; કાશીથી પાટલીપુત્ર–૧૩૫ માઇલઃ આ બધી જ ગણતરી પ્રાચીન ધોરી માર્ગો પ્રમાણે અને યોજન = ૭ માઇલ એ માપની, તથા આશરે.)

આ પૂર્વપશ્ચિમ માળવામાંનાં નદીનાળાંઝરણાં, ન્હાનાંમોટાં દેવળ અને તીર્થસ્થાન, હિન્દના આ વિભાગમાં જ સુસ્પષ્ટ અનુભવાતી છ યે ઋતુનાં કુદરતી લક્ષણ, અહીંની સ્ત્રી–પુરુષજનતાનાં પોષાક રીતરિવાજ સારીમાઠી આદતો, વગેરે વિગત કાલિદાસની કૃતિઓમાં એવડા જથામાં, એટલી ચોક્કસ, એવી તો ભાવભીની કલ્પનાપુષ્ટ રીતે વર્ણવેલી જોવામાં આવે છે, કે એ કૃતિસમૂહનો કર્ત્તા,—જો કે હતો બડો મુસાફર, ગંગાયમુનાનો વિસ્તાર, કાશ્મીર, અને હિમાલયના કેટલાક ભાગ ઉપરાંત બંગાળી અખાતના પૂર્વકાંઠાના પ્રદેશો એના પગ તળે આવી ગયેલા, તથાપિ—સો વસા માળવાનો હોવો જોઇએ એમ કહી શકાય છે. આ અનુમાન પૂરતી પુરાવાસામગ્રી સાથે પ્રથમ રજુ કરનાર વિદ્વાન હરપ્રસાદ શાસ્ત્રી છે. આ પૂજ્ય પંડિતશિરોમણિએ કાલિદાસને દશપુર ઉપરથી " દશોરો બ્રાહ્મણ " પણ કહ્યો, એમાં એમની જરા ઇતિહાસક્ષતિ થઇ ગઇ છે, કેમ જે દશોરા બ્રાહ્મણ, શ્રીમાળી બ્રાહ્મણ, વાલભી બ્રાહ્મણ અને કાયસ્થ, સોરઠિયા શ્રીમાળી પોરવાડ ઓસવાળ લાડવણિક, આદિ સ્થાનો ઉપરથી પડેલાં જ્ઞાતિનામોનો પ્રચાર કાલિદાસના સમયમાં હજી નહીં, એના સમય પછી જ સર્વત્ર ઉદ્‌ભવેલો અને ફેલાવા પામેલો જોઇયે છિયે ( જુવો મ્હારું ' ઇતિહાસ દિગ્દર્શન ' એ વ્યાખ્યાન ).

---

× ભીલસાની આસપાસ ગમે તે દિશામાં બારેક માઈલ લગીનો પ્રદેશ બૌદ્ધ સ્તૂપોનાં ખંડેરો અને ટીંબાટીંબીથી છવાઈ રહ્યો છે; જેમાંનાં મુખ્ય સાંચી પાસેનાં છે. ભીલસાથી ઈશાન ખૂણે ચાલીશેક માઇલ ઉપર એરાણ આવ્યું છે, ત્યાં આગળથી મળેલા સિક્કા પરની લિપિ અશોકના સમયની લિપિથી જૂની છેઃ આવા એક સિક્કાની છાપ માટે જુવો કેમ્બ્રિજ હિસ્ટરી ગ્રંથ ૧ માં ચિત્રપટ પાંચમો. સાંચી ભાર્હુત આદિ સ્થળે આર્કીઓલોજિ ખાતાના ખોદકામથી મળી આવેલી સંખ્યાબંધ પ્રાચીન વસ્તુઓમાંથી થોડીકની તસ્વીરો એ જ ગ્રન્થમાં ચિત્રપટ ૧૫ થી ૨૩ માં આપેલી છે. આપણી સંસ્કૃતિનું એક મહત્ત્વનું પાસું, પ્રાચીન કાળનું આપણું કલાસૌષ્ઠવ. આ ચિત્રપટો જોતાં અશોક પ્હેલાંની આપણી કલાનો કંઈક ખ્યાલ આવશે. શુંગ સમય દરમિયાન અને પછી પણ થોડા સમય લગી વિદિશા ઉપરાંત કૌશાંબી અહિછત્ર વગેરે ન્હાનીમોટી ગાદીઓ ઉપર શુંગ નબીરાઓ જ હતા. પાટલીપુત્રના સામ્રાજ્ય તળે આ શિવાય બીજા સામંતો મહારાજા રાજા અને ( ગણસત્તાઓના અધિકારી ) રાજન્યો કહેવાતા ઘણા હતા. માલવિકાગ્નિમિત્રમાં પુષ્પમિત્રના કાગળમાં પૌત્ર વસુમિત્ર સાથે સો રાજકુમારો હોવાનું લખે છે, તે વર્ણનમાં આવા સામન્ત મહારાજો, રાજાઓ, રાજન્યો, અને (ક) તેમના પુત્રોનો નિર્દેશ કરેલો છે.

(૨) મંડસોર લેખને નામે જાણીતો શિલાલેખ મળી આવ્યો છે, તેમાં કવિ વત્સભટ્ટિએ ઈ. ૪૩૭ માં રચેલી ૪૪ શ્લોક (૧૫૦ ચરણ) ની પ્રશસ્તિ કોતરેલી છે. આમાંના કેટલાક શ્લોકમાં શૈલી વિચારલક્ષણ અને શબ્દાવલિ કાલિદાસને સારી પેઠે મળતાં આવે છે. વળી સમ્રાટ શ્રીહર્ષવર્દ્ધન (ઇ. ૬૦૬ થી ૬૪૭) અને કાદમ્બરીકર્ત્તા બાણના સમયમાં એટલે ઇ. સાતમા સૈકાના પૂર્વાર્ધમાં તો કાલિદાસ મહાકવિ લેખે સુપ્રતિષ્ઠિત થઈ ચૂકેલો જોવામાં આવે છે. બાણ એની જે પ્રશંસા કરે છે, તે એણે બચપણથી ગુરુમુખે સાંભળેલી, અને શિષ્ટવર્ગમાં ચોમેર છપાઇ ગયેલી અનુભવેલી, તે જ લલકારે છે. કાલિદાસ વિષે સ્વતંત્ર મત બાંધવાનું એને સૂઝતું નથી, એટલો તે એની સર્વવ્યાપી કીર્તિથી દબાઇ ગયો છે. એની પોતાની રુચિવૃત્તિશૈલી અને સર્જકતા એટલી તો વિજાતીય, વળી એ એટલો તો ગુમાની, કે એ જો પોતાનો સ્વતંત્ર મત બાંધવા ગયો હોત, તો તે કાલિદાસનાં વખાણમાં ભાગ્યે પરિણમત. બંનેનાં રુચિતંત્ર એટલાં તો વિભિન્ન છે કે એ જોડકાંમાંથી એકે બીજાને અનુકૂલ મત નિખાલસપણે તો દઇ જ શકે નહિ. શું સમઝ્યા ? બંનેની કૃતિઓ માતૃભાષા વાંચતા હો એટલી છૂટથી વાંચવાની શક્તિ મેળવો, ત્યારે આ બાબતનો વિચાર જાતે કરી જોશો. જૂના ઝમાનાના સંસ્કૃત પંડિતોમાં આ સ્વતંત્ર તુલનાદૃષ્ટિ છે જ નહીં; એટલે તેમની આગળ આવા સવાલો રજુ કરવા ય વ્યર્થ. તાત્પર્ય કે કાલિદાસ બાણને તો પ્રાચીન, બેત્રણ સૈકા જૂનો હોવો જ જોઇએ. હાલના વાચકોને જેમ શેકસપિયર મિલ્ટન પ્રાચીન છે, અથવા આપણા સાહિત્યમાંથી દાખલા લેતાં, જેમ હેમાચાર્ય, અમીર ખુશરૂ, તુકારામ, અને તુલસીદાસ પ્રાચીન છે, એમના વિષે સ્વતંત્ર વિવેચનાનો આદર કરવા જતાંયે આપણા હૃદયને આઘાત થાય છે, તે પ્રમાણે બાણને કાલિદાસ પ્રાચીન.

અથચ એ મંડસોર આસપાસના પ્રદેશનો વતની હોય, તો એની એ જન્મભૂમિમાં એની કૃતિઓ ઘણી વહેલી પ્રસરે અને સૌથી વધારે વખણાય, જેમ એની બાહ્ય નામના મોટી તેમ એના વતનભાઇઓ એના ઉપર વારી જાય, ખાસ કરીને એની કીર્તિ તાજી અને ચડતી કળામાં હોય તે દાયકાઓમાં, વગેરે સમઝાય એવું છે. અને વત્સભટ્ટિથી આગલા અર્ધ સૈકામાં જ એની કીર્તિનો ઉદયકાળ, એવા અનુમાનના આધાર લેખે બાણની પ્રશંસાં અને આ મંડસોર લેખને જોડી દેવામાં આવે છે. આ દૃષ્ટિએ મહાકવિ—

| | | |
|---|---|---|
| દ્વિતીય ચંદ્ર–ગુપ્ત | વિક્રમાદિત્ય : | ઇ. ૩૭૫ થી ૪૧૩, |
| કુમાર–ગુપ્ત | વિક્રમાદિત્ય : | ઇ. ૪૧૩ થી ૪૫૫, |
| સ્કન્દ–ગુપ્ત | વિક્રમાદિત્ય : | ઈ. ૪૫૫ થી (આશરે) ૪૬૫–૬૬, |

એ ગુપ્ત સમ્રાટોનો સમકાલીન અને મોટે ભાગે પાંચમા સૈકાનો ઠરે. ૩૯૫ + ૬૨ = ૪૫૭. આમ લેતાં કવિ ઇ. ૩૮૦ આસપાસ જન્મ્યો હોય, વીશનો થતાં માં કવિતાકલા મ્હને પ્રસન્ન છે ખરી એવી શ્રદ્ધા પામ્યો હોય, રાજ્યાશ્રય મેળવવા નીકળી પડ્યો હોય, અને (એનો કવનકાળ લાંબો ચાલેલો જણાય છે, પંડિત કવિઓનો ચાલવો સંભવિત તે પ્રમાણે, એટલે) ૪૬૦–૬૫ લગીનું લાંબું આયુષ્ય પણ એણે ભોગવ્યું હોય, તેમાં કશું અસમ્ભવિત જેવું લાગતું નથી. અથવા ધારો કે દાયકો મોડો જન્મ્યો હોય (ઇ. ૩૯૦ ની આસપાસ), આયુષ્ય પણ શિત્તેરથી ઓછું ભોગવ્યું હોય (ઇ. ૪૫૭ લગી જ ), તોપણ એને ઉપલા ત્રણે સમ્રાટોનો સમકાલીન ગણી શકાય. +

+ કાલિદાસે વિક્રમોર્વશી પછી માલવિકાગ્નિમિત્ર રચ્યું, જો કે ભજવાયું અને પ્રસિદ્ધ થયું તો મા૦ પ્હેલું, એમ લેતાં, કવિએ આરંભમાં કોઇ ન્હાના રાજાનો આશ્રય સેવ્યો હોય, એવા

(૩) જેને બેસી જાય તેને નિર્ણાયક લાગી જાય એવું ( જરા સંકુલ ) અનુમાન હવે દર્શાવું છું, જો કે એ પણ છે તો માત્ર અનુમાન. વળી ગુપ્ત કીર્તિકાલના સવાદોઢ સૈકામાંથી કાલિદાસનો સમય કયો વારુ, આગલો વચલો કે પાછલો, એ સવાલનો એમાંથી પણ જવાબ મળે એમ નથી.

માનવપ્રકૃતિ નબળી હોઇ ધર્માગ્રહમાંથી ધર્મઝનૂનમાં અને ત્યાંથી પરધર્મીઓના દ્વેષ અને રંજાડમાં સરી પડે છે. આગ્રહની માત્રા વધતાં ઝનૂન, અને સમતોલપણું ઊડી જતાં ઝનૂનમાંથી જ રંજાડખોરો વિદ્વેષ ઊપજી આવે છે. યુરોપના ઇતિહાસમાં નૃશંસ રંજાડના દાખલા વારંવાર બનેલા છે. મુસ્લિમ ઇતિહાસોમાં ઘાતકી લોભી કપટી નફટ રંજાડને અને કત્લેઆમને પણ પુણ્ય કૃત્યરૂપે વર્ણવાયાં છે. આપણા હિન્દની તવારીખ પણ આ જાતના બનાવોથી મુક્ત રહેલી નથી. આપણે ય આખરે તો માણસ જ ને. બૌદ્ધ સમ્રાટ અશોકના છેલ્લા દાયકાઓ દરમિયાન એની કીર્ત્તિને ઝાંખપ લાગે એવો બ્રાહ્મણો ( એના શિલાલેખોમાંના " ભૂદેવો " ) અને વેદધર્મી યજ્ઞકામી પ્રજાનો સારી પેઠે રંજાડ થયો હતો, તેના પુરાવા એના પોતાના શિલાલેખોમાં સ્પષ્ટ છે, અને બીજા વધતા જાય છે. અને આમ શરુ થવા પામેલો લોહીતરસ્યો રંજાડ એટલેથી અટકી પડે, એમ તો બને જ નહીં. હાથ ઊગામે તેને ય માર ખાવાની પાળી આવવાની. કરે તેને કરણીનાં ફળ ભોગવી લીધે જ છૂટકો. મૌર્યસત્તા નબળી પડતાં જ વેદધર્મી પ્રજા અને બ્રાહ્મણોના નાયકો લેખે શુંગો અને કાણ્વો ઊઠયા, સમ્રાટ બન્યા, અને દાયકાઓનાં સંચિત વેર અને ખાર દાયકાઓ લગી વાળ્યાં. પરંતુ હિન્દની અવનીમાં જ ઉપસ્થિત થયેલ આ કર્મ અને કર્મફલની આનુપૂર્વી ચાલી રહી છે, ત્યાં તો ઉત્તરહિન્દ એકલ અને પોતાનાં જ કારણકાર્યક્રમને અધીન ભૂભાગ નથી, એ ફરી પાછું પુરવાર થયું. દક્ષિણાપથના પૂર્વ વિભાગનો સમ્રાટ ખારવેલ ઉત્તર હિન્દમાં ચડી આવ્યો; પંજાબ ગમથી હિન્દી માત્રને છૂંદતાં યવન, શક, ઇરાની અને બીજાં ધાડાં ઊલટયાં; ચતુષ્કોણ ક્યાકચિ ધમસાણ જામ્યાં. વેદાચાર યજ્ઞ અને બ્રાહ્મણ ધર્મ માટે આગ્રહી રાજવંશોને વિન્ધ્યાચલ પાછળ ભરાવું પડયું. એ નાગ, ભારશિવ અને વાકાટક રાજા–સમ્રાટોનો ઇતિહાસ શ્રી. કાશીપ્રસાદ જ્યસ્વાલે હમણાં પ્હેલી જ વાર ઊકેલ્યો છે. ( જુવો બિહાર અને ઓરિસા રિસર્ચ સોસાયટીનુ જર્નલ, માર્ચ–જ્યૂન ૧૯૩૩, એ અંકમાંનો વિષય—" હિન્દનો ઇતિહાસ, ઇ. ૧૫૦ થી ૩૫૦ : નાગ–વાકાટક સમ્રાટો. " આ અઢાર પ્રકરણમાં મગધનો ઇતિહાસ ઇ. પૂર્વે ૩૧ થી, નાગ રાજાઓનો ઇ. પૂર્વે ૧૧૦ થી, અને વાકાટક સામ્રાજ્યનો ઇ. ૫૫૦ લગીનો આપ્યો છે. ) જડેલાં સાધનો સંગ્રહાઇને પડેલાં

---

સમ્ભવને પણ સ્થાન મળી શકે. ઊછરતો કવિ એકાએક સમ્રાટની સભામાં કવિપદ મેળવી લે, એવી ખુશનસીબી અતિવિરલ. દ્વિતીય ચંદ્ર–ગુપ્તનો પિતા સમ્રાટ થયો, ઈ. ૩૪૦—૪૫. એના પછીના ગુપ્તો ગાદીએ જ આવ્યા સમ્રાટ લેખે. કા૦ કોઈ ન્હાના રાજા—મહારાજાનો કવિ હતો, ત્યાંથી સમુદ્ર–ગુપ્તે ( પોતે કવિ ગવૈયો આદિ હતો તેણે ) પોતાની સભામાં એને ખેંચી લીધો, એમ લઇયે, તો એવો બનાવ ૩૪૦—૪૫ માં બને. અને તે અવસરે કા૦ બાવીશ પચીશની વયનો હોય, તો એને માટે ભાગે ચોથા સૈકાનો જ ગણવો પ્રાપ્ત થાય. કુમાર–ગુપ્ત ૩૪૦ પછી ૭૩ વર્ષે ગાદીએ આવે છે. એ તારીખ લગી ૩૨૦ ની આસપાસ જન્મેલો કવિ ભાગ્યે જીવ્યો હોય. જુવો આગળ ખંડક (૫). અને ઇ. ૪૭૩ ની પ્રશસ્તિમાં એવું તે શું છે કે જેથી કવિને પાંચમા સૈકામાં આણવો પ્રાપ્ત થાય ?

કોઇનેય બરાબર બેસતાં ન્હોતાં, ઘણાખરા પુરાવિદો આ રાજવંશોની ભૂલભૂલામણીમાં અટવાયા કરતા હતા, તે સાધનઢગલાનો કેટલોક ભાગ આ કસાયેલ પુરાવિદે સત્તર આના ઊકેલી આપ્યો છે બેશક, તો આ બે સૈકાથી વધારે લાંબા સમયના ઇતિહાસને લગતી અપૂર્વ અને સાહસિક સંકલનામાંથી કેટલાક અંશો વિષે શંકા મતભેદ ખંડનપ્રવૃત્તિ આદિ પણ દેખાશે બેશક. પણ એ બધું તો શાસ્ત્રીય જ્ઞાનવૃદ્ધિમાં આગળ ડગલાં ભરાતાં જાય ને, તે વિધિના સુપરિચિત ક્રમ પ્રમાણે થવાનું જ. અહીં એ સ્વીકાર–ત્યાગની અને ખંડનમંડનની ચર્ચામાં ઊતરવાનું સ્થાન નથી.

દરમિયાંન વેદધર્મી ( શૈવ અને ભાગવત ) પ્રજાના અને બૌદ્ધ પ્રજાના વિચારો પણ ફરતા ગયા, નવાનવા ઝમાનાને સંવાદી ઘડાતા ગયા. દરેકે વિરોધીનાં ખંડનો કરતાં પણ તેમનું કંઈ કંઇ અપનાવી લઈ પોતપોતાના વિચારમિનારને સમાર્યાસુધાર્યા, અને સજીવન પ્રજાઓમાં અનિદ્ર સેવાયા કરે છે તેવા પ્રયોગો ચાલૂ જ રહ્યા. હિન્દમાં ચડી આવેલી યવન, ઇરાની, શક, અને બીજી અ–હિન્દુ પરદેશી પ્રજાઓમાંથી પણ વધુવધુ સંખ્યા દાયકે દાયકે વૈદિક યા બૌદ્ધ બનતી ગઈ. વિજેતા વિજિતની સંસ્કૃતિથી જીતાઇ ગયો, એ બનાવ આ સૈકાઓ દરમિયાન હિન્દના ઇતિહાસમાં ઘણા જ મોટા પ્રમાણમાં બન્યો, અને સાથેસાથે એ વિદેશીઓનાં મૂળ વલણોમાંથી પણ કોઇ કોઇ વૈદિક તેમ બૌદ્ધ બન્ને વિચારમિનારમાં દાખલ થતાં ગયાં. સરવાળે, વેદધર્મી બ્રાહ્મણપૂજક અને ચાર આશ્રમોના ક્રમને સ્વર્ગનીસરણી હોય એમ વળગતી પ્રજાનો વિચારમિનાર અમુક પ્રાચીન–નવીન ઢાળામાં ઢળ્યો અને ટીજી બંધાવા પામ્યો. અને આવા સંકુલ ઇતિહાસમાંથી આ પ્રમાણે નવજીવન મેળવતા આ દઢકલેવર વિચારમિનારનો સર્વોત્તમ સર્વગ્રાહ્ય પ્રસાદવાળો ગવૈયો કવિ કાલિદાસ બન્યો, એ જ એનો વિજય, એની અમરતા, એનું મહાકવિપણું.

પછીના પંદર સોળ સૈકા દરમિયાન એટલે છેક આજની ઘડી લગી, હિન્દુ પ્રજા જેને મહાભારત, રામાયણ, ગીતા, મનુસ્મૃતિ, વિષ્ણુપુરાણ, વાયુપુરાણ, મત્સ્યપુરાણ અને હરિવંશને નામે જાણે છે, તે સર્વસંગ્રહમય વિશાળ વાઙ્મયરાશિની સંકલના સાધનાર એ યુગ હતો; એ સંકલિત વાઙ્મયરાશિને અહ્ળાક સાધનોનો દઢોત્સાહી ઉપયોગ કરીને હિન્દુ સંસ્કૃતિના શુદ્ધ રુધિર લેખે ભારતવર્ષના–અરે, પૂર્વસમુદ્રોમાં સ્થાપાયલાં હિન્દી સંસ્થાનોના પણ—આખા દેહમાં પ્રવાહી કરી દેનાર એ યુગ હતો. તે જ આ ગુપ્ત સમ્રાટોનો યુગ. શુંગો અને નાગરાજાઓથી આરંભાયલી પુનર્ઘટનાને નખશિખ સમ્પૂર્ણ કરનાર આ યુગ હતો. પ્હેલો ગુપ્ત સમ્રાટ, ( ઉપર નોંધાયેલ ) દ્વિતીય ચંદ્ર–ગુપ્ત વિક્રમાદિત્યનો પિતા સમુદ્ર–ગુપ્ત, જેણે આ વંશમાં સમ્રાટપદ અને વિક્રમાદિત્યનો ઇલકાબ પ્રથમ પ્હેલાં મેળવ્યાં તે, ગાદીપતિ થયો હતો, ઇ. ૩૩૦ ( આશરે ). અને આ સાલથી ૪૬૫ લગી લેતાં, ગુપ્તોનો કીર્તિકાલ એકસો ને પાંત્રીસ વર્ષ ચાલ્યો. એટલો લાંબો સમય ચાલેલો, એટલો સમર્થ, એટલો સમૃદ્ધિવાન, એટલા વિશાળ પ્રદેશ ઉપર હાકમીવાળા હિન્દુ સમ્રાટોનો એવો બીજો યુગ, એની આગળ કે પાછળ, ઇ. પૂ. ૬૦૦ થી માંડીને આજે ઇ. ૧૯૩૩ લગીમાં એટલે અઢી હજાર વર્ષમાં, જડશે જ નહીં. પૌરાણિક હિન્દુ ધર્મ અને સંસ્કૃતિના વિચારમિનારની સરજત, અને આખા ભારતવર્ષમાં વળી પૂર્વના ટાપુઓમાં પણ તેનો આગ્રહી પ્રચાર, તે આ ચારપાંચ પેઢીનું અદ્વિતીય પરાક્રમ. વેદો, વ્યાકરણ, યોગશાસ્ત્ર, દર્શનો, ઉપનિષદો, યજ્ઞો, મંદિરો, ઉત્સવો, કશાને વિસર્યા નહીં; દરેકને ચીવટથી જાળવ્યાં, સન્માન્યાં. પરંતુ

ઉપર દર્શાવેલ વાઙ્મયરાશિનો તો એ યુગે ધર્મધ્વજ બનાવી લીધો. વળી શુંગો કાણ્વો અને નાગ–વાકાટકોએ વૈદિક યજ્ઞોની પુનઃસ્થાપના આદરેલી, તેને આ ગુપ્તયુગે સક્રિય બળ આપ્યું, અથચ વૈયક્તિક ગૃહ્ય અને સામાજિક તમામ જાતનાં નિત્યનૈમિત્તિક કર્મોમાં આરમ્ભે વિષ્ણુપૂજાને સ્થાપી દીધી, એ આ યુગની વિશેષતા.+ કાલિદાસે પણ આ વિચારમિનારને હૃદય નાચી રહે કલ્પના મોહી પડે અને જીભ સાનન્દાશ્ચર્ય રટી રહે, એવી અનુપમ કવિતામાં ગાયો. કવિનાં પટુકરણ ચિત્તે યુગમાનસને સાંગોપાંગ ઝીલ્યું, અને પાછું સાકાર કરતાં પ્રતિભા અને ભાવનાની પીંછી વડે તેને ભભકભરી અમરતા બક્ષી. કવિમુખે ઉચ્ચરાયલી એ સંસ્કૃત ભાષા પણ– ' શાહનામા 'માં કવિમુખે ઉચ્ચારાયલી ફારસી ભાષા પ્રમાણે જ—किमपि द्रव्यं બની ગઇ. મનુ અને ગીતાની ગંભીરતામાં રામાયણની સુન્દરતા સીંચીસીંચીને કવિએ વળી પોતાના અનન્ય પ્રસાદે તેને રસી, અને સંસ્કૃત તો એ હતી, તેને સુસંસ્કૃત પણ બનાવી લીધી. *

(૪) કાલિદાસ કવિ ના થયો હોત તો પંડિતોમાં પંકાત એવો એ વ્યુત્પન્ન વિદ્વાન હતો નિઃસંશય. હાથી, ઘોડા, શિકાર, શસ્ત્રાસ્ત્ર, સ્મૃતિ, નીતિ ( પોલિટિક્સ ), રાજ્યવહીવટ અને મેહસૂલ, આદિને લગતા ઘણા પારિભાષિક શબ્દો એની કૃતિઓમાં તે તે વિદ્યાના ધુરંધર પંડિતના જેટલી સચોટ અર્થઘનતાથી વપરાયા છે. અને વાત્સ્યાયન કામસૂત્રને આ કૃતિઓ સાથે સરખાવિયે છિયે, ત્યાં પકડાઈ આવે છે કે એ ગ્રન્થ અને એ શાસ્ત્ર પણ કવિને સુપરિચિત હતાં. વળી આ દાખલો, ભરત–નાટ્યશાસ્ત્ર, મનુ–સ્મૃતિ, રામાયણ, કે કૌટિલ્ય–અર્થશાસ્ત્રના કરતાં વધારે ચોકખો છે. વાત્સ્યાયન પ્હેલાં એ વિદ્યાનો એકે શાસ્ત્રીય સમગ્ર ગ્રન્થ સૈકાઓ દરમિયાન થયો ન્હોતો એ નિર્વિવાદ છે. ઉપરાંત આ શાસ્ત્રનાં અંગોપાંગને આમ પ્હેલી જ વાર એકત્ર ગૂંથનાર વાત્સ્યાયને તેમાં દાખલા લેખે ઘણી હકીકતો ટાંકી છે, તેમાંની કેટલીક ગુપ્ત સમયને નજીકની છે, ગુપ્ત સમયના આરમ્ભ પછીની એકે દેખાતી નથી, અને જે દેખાય છે તે તે ક્યારે બનેલી તેની તારીખો આપણા જાણવામાં આવી ગયેલી છે. એમાંથી મોડામાં મોડી હકીકતો છણીને શ્રીહારાનચંદ્ર ચાકલાદર પોતાનું મત સકારણ રજુ કરે છે કે વાત્સ્યાયનનો આ શાસ્ત્રગ્રન્થ ઇસવી ત્રીજા સૈકાના ઉત્તરાર્ધની જ રચના હોઇ શકે.× ગુપ્તોનો કીર્તિકાલ પણ આપણે જોઇ ગયા કે ઇ.

+ ગુપ્તયુગનો આ મહિમા પ્રથમ જોનાર–સ્વામી વિવેકાનન્દ અને એની શિષ્યા ભગિની નિવેદિતા ( મિસ માર્ગરેટ નોબલ ); બીજો જોનાર–સરસ્વતીચંદ્ર પુરાણનો ચતુર્મુખ બ્રહ્મા, ગો. મા. ત્રિ. એ યુગને ઇતિહાસભવનમાં સ્થાપી તેજસ્વી સ્થાન અપાવનાર ઇતિહાસક, વિન્સેન્ટ સ્મિથ.

વેદધર્મને પૌરાણિક હિન્દુધર્મ રૂપે નવો અવતાર દેનાર મહાપુરુષોને ગો. મા. ત્રિ, " નાગલોક " કહે છે: એ મહાપુરુષો અમૂલ્ય રત્નો અને કાળકૂટ વિષ બંનેના પ્રયોજકો એને ભાસ્યા, તે કારણથી. વૈદિક સંસ્કૃતિ અને સમાજને માથે અતિઘોર સંકટ ચડી આવ્યું તેવે સમયે તેની રક્ષા કરનાર રાજકુલો નાગવંશી હતાં, એ ઇતિહાસ તો હજી હમણાં ઊકેલાય છે, અને હજી કેટલોક સમય ચર્ચાસ્પદ જ રહેશે. ગો. મા. ત્રિ. ' નાગ ' શબ્દ વાપરે છે, તો આવું કૈક દર્શન એ વિચક્ષણ બુદ્ધિને કોઈક ખૂણે હોય કદાચ, એવી કલ્પના પણ અસ્થાને છે.

* સરખાવો કાશીપ્રસાદ જયસ્વાલનું મત, ઉપર ટાંકેલ અંક, પૃ. ૨૦૬:—Sanskrit became entire by a new language, majestic and musical, as it had never been before, and as it never became again.

× H. C. Chakladar : Social Life in Ancient India–studies in V. Kāmasūtra : *1929.*

૩૨૫-૩૦ થી શરુ થાય છે. તો આ કામતંત્ર હજી તો તાજું હતું ત્યાં, એના પ્રકાશન પછી થોડી મુદતમાં જ, વિદ્યાઓના ભોગી કાલિદાસે એને જોઇ લીધું હોય એમ માનવું વધારે પડતું નથી. કામસૂત્ર કાલિદાસથી થોડું વ્હેલું, કાલિદાસની કૃતિઓ એનાથી કંઇક મોડી, બંને વચ્ચે અન્તર ટૂંકું, એમ સો વસા લાગે છે *

વસુબન્ધુશિષ્ય દિઙ્નાગનો સમય, હૂણુ ધાડાં અને ખાસ કરીને તેમનો યૂ એ ચી નામે જાણીતો વિભાગ ચોકસસ (વંક્ષુ) નદીની ખીણમાં આવ્યાનો સમય, સમ્રાટ યશોધર્માનો સમય, આદિ કોઇ ને કોઇ ચોથા પાંચમા છઠ્ઠા સૈકાની નક્કી તારીખવાળી હકીકત સાથે મહાકવિ કાલિદાસને સાંકળવાને અનેક વિદ્વાનો મથ્યા છે, તેમાંથી કામસૂત્ર અને કાલિદાસની સરખામણી ઉપર ટેકવાતું આ અનુમાન સૌથી ઓછા વાંધાવાળું દેખાય છે. અને આથી પણ વધારે ચોક્કસ અનુમાન કદાચ મળી આવે એવી બીજી એક સરખામણી નીચે ટિપ્પણમાં સૂચવી છે. ઇ. ૩૭૫ માં અપૂર્ણ અને ઈ. ૩૭૬-૭૭ માં પૂરો થયેલ કામન્દક નીતિનો ગ્રન્થ કાલિદાસે જોયેલો કે નહીં એટલું આપણે નક્કી કરી શકિયે, તો કાલિદાસ એ બિંદુથી વ્હેલો કે મોડો તે પણ નક્કી થઇ જાય એવું લાગે છે.

(૫) છેવટ, 'કુન્તલેશ્વર દૈત્યં' નામે મહાકાવ્ય લગભગ ઇસવી બારમા સૈકા લગી જાણીતું હતું, જો કે હવે મળતું નથી, અને લગભગ દશમા સૈકાથી એ પણ કાલિદાસની કૃતિ મનાતું હતું. બારમા સૈકાના કવિ ક્ષેમેન્દ્રે અનેક ન્હાનામોટા ગ્રન્થો લખેલા તેમાંથી સારી સંખ્યા ઊગરી છે. એનો 'ઔચિત્ય વિચારચર્ચા' નામે ઓગણચાલીશ શ્લોકનો ટૂંકો નિબંધ છે તે મુખ્યત્વે દૃષ્ટાન્તપ્રધાન છે; એમાંથી ૨૦ મા શ્લોકમાં એણે આપેલા બાર દૃષ્ટાન્તમાંનો અગિયારમો–इह निवसति मेरुः०– એ સુન્દર પ્રૌઢ શ્લોક ક્ષેમેન્દ્ર કાલિદાસના આ કાવ્યમાંથી છે એમ કહીને ટાંકે છે. ઈ. અગિયારમા સૈકાના ભોજદેવે પોતાના 'શૃંગાર પ્રકાશ'માં અને તે પ્હેલાંના રાજશેખરે 'કાવ્યમીમાંસા' માં 'કવિરહસ્ય' નામે પ્હેલા

---

* કા. ની કૃતિઓ સાથે બારીક સરખામણી કરવા લાયક કૌટિલ્ય—અર્થશાસ્ત્ર અને કામન્દક નીતિ પણ છે. કામાન્દક કૌટિલ્યથી મોડો ગ્રન્થ છે અને એની રચનાનો સમય ઈ. ૩૭૫ પછી અને ૩૭૬—૭૭ લગીમાં તો એ પૂરો થયો હોવો જોઇએ એમ એને માટે અતિચોક્કસ સમયબિન્દુ આપણને મળે છે. દ્વિતીય ચંદ્ર-ગુપ્ત ગાદીએ આવ્યો ત્યારે શેખર નામે અતિ વૃદ્ધ અમાત્ય હતો જેને ચંદ્ર-ગુપ્તે જ કુમારામાત્યની અતિ ઉચ્ચ પદવી આપેલી હતી. આમ કોઈ કોઈ અમાત્ય જ કુમારામાત્ય બનતા (જુવો ભાસ-સ્વપ્નવાસવદત્તા). શેખર કુમારામાત્યે પોતે લખવા માંડેલો નીતિ ગ્રન્થ પૂરો કરવાને જ દેહ ટકાવી રાખ્યો; ગ્રન્થ પૂરો થતાં જ પોતે અગ્નિપ્રવેશ કરીને દેહ પાડી નાખ્યો હતો અને તે જ એનો ગ્રન્થ આ કામન્દક નીતિ. આ હકીકતોને માટે મળી આવેલો પુરાવો અહીં અતિ ટૂંકામાં આપું છું. તે રોમાંચક છે. આઠમા સૈકાના આરમ્ભમાં મહમ્મદ ઇબ્ન કાસિમે સિન્ધ જીતી લીધો અને આરબ વિદ્વાનોએ ત્યાં મળી આવેલ ગ્રન્થોમાંથી સૌથી વધારે મહત્ત્વના લાગ્યા તેના તરજુમા કર્યા, જેમાંથી પછી ફારસી તરજુમા પણ થયા. આવા તરજુમાઓમાં એક નીતિ ગ્રન્થ નોંધાયો છે તેના કર્તા–વળી એ ગ્રન્થ ઉપર ટીકાના કર્તા—નાં જે નામ મુસ્લિમ તવારીખોમાં જોવાનાં આવે છે તે શેખર, અને કામન્દક નીતિનો જે એક જ ટીકાકાર થયો છે તે શંકર આર્ય એ બેના જ એ લિપિમાં હોઇ શકે એવા પર્યાય લાગે છે. વળી ગ્રન્થકર્તા શેખર જેનો "વઝીર" તે રાજા વિષે આરબોએ જે ઉલ્લેખ કરેલો છે, તે રામ-ગુપ્ત ચંદ્ર-ગુપ્ત અને ધ્રુવદેવીને જ લાગુ પડી શકે એવો છે (જુઓ બિહાર અને ઓરિસા રિસર્ચ સોસાયટીનું જર્નલ, ૧૯૩૨—કાશીપ્રસાદ જાયસ્વાલનો વિષય).

અધિકરણના ૧૧ મા અધ્યાયમાં–असकलहसितत्वात्०–એ શ્લોકજોડ ટાંકી છે: આ બે શ્લોકમાં માત્ર શબ્દોનો ફેર છે; ત્રીજી પંક્તિનો પ્હેલો શબ્દ ઉપમાશ્લોકમાં વિવૃતિ નીચલામાં વિવૃતુ છે, ચોથી પંક્તિનો પ્હેલો શબ્દ ઉપલા શ્લોકમાં त्वयि અને નીચલામાં मयि છે; બાકી બંને શ્લોક એક જ છે. આ દાખલા પણ એ બંને ગ્રન્થકાર કાલિદાસના કુન્તલેશ્વર દૌત્યમાંથી લીધેલા જણાવે છે.

'કુન્તલેશ્વર દૌત્ય' મહાકાવ્ય કાલિદાસનું હશે કે કોનું, તે વિષે તો એ મળી આવે તે પછી જ પાક્કો વિચાર થઇ શકે. ધુરંધર વિદ્વાનો દશમા સૈકાથી કે તે પ્હેલાંથી એને કાલિદાસનું માનતા હતા એટલું ઉપર આવી ગયું. અને આટલા આધાર સાથે એ કૃતિના નામ ઉપરથી અનુમાન કરતાં, ગુપ્તસમયનો કુન્તલેશ્વર એટલે સમુદ્ર–ગુપ્તનો સમકાલીન એની સામે થનાર કુન્તલેશ્વર જ હોઇ શકે એમ માનવાને મન લલચાય છે. વળી આ કોણ, સામે ક્યારે થયો, એની પાસે દૂત ક્યારે મોકલવામાં આવેલો, વગેરે લગભગ ખાતરીપૂર્વક કહી શકાય એટલી સમુદ્ર–ગુપ્તની કારકિર્દી હવે ઇતિહાસકો ઊકેલી શકે એમ છે.

ગુપ્તોના કીર્તિકાલનો આરંભનાર એ મહાસમર્થ રાજા કાશીથી વિન્ધ્યાચલ લગીનાં રાજકુલોને નમાવીને ઇ. ૩૪૦–૪૨ના અરસામાં સમ્રાટ થયો. એ રાજાઓની સભામાંથી કેટલાક કવિઓને એણે પોતાની સભા માટે લઇ લીધા હોય, તેમાં જુવાન કાલિદાસને પણ એણે પસંદ કર્યો હોય. પછી એણે છેક દક્ષિણે આવેલ કાંચીની લડાઇમાં વિજય મેળવી દક્ષિણનાં રાજકુલોને નમાવ્યાં, ઇ. ૩૪૩–૪૫ માં. આમ પહ્લવોની સત્તા નબળી પડતાં મયૂરશર્માનો પુત્ર કંગવર્મા કુન્તલેશ્વર દક્ષિણનો સૌથી બળવાન રાજા થયો. અને ચોલ પાંડ્ય કેરળ એ તામિલ રાજ્યોની ત્રિપુટીને નમાવીને કંગ ભારતવર્ષના દક્ષિણ ભાગનો–અપરાન્ત પછીના અરબી સમુદ્રના કાંઠાથી લઇને પૂર્વે ગોદાવરી કૃષ્ણાની ખીણોમાં સમુદ્ર–ગુપ્તના સામ્રાજ્યની હદ લગીનો મુલક અને અતિદક્ષિણે આવી રહેલો તામિલ મુલક, એટલાનો સમ્રાટ જેવો બની રહ્યો. એ સમુદ્ર–ગુપ્તની સામે ઊઠ્યો હોવો જોઇએ આ પછી, કાંચીના નિર્ણાયક યુદ્ધ પછી બેત્રણ વર્ષમાં. તે વખતે સમુદ્ર–ગુપ્તે પશ્ચિમ માળવા રાજપુતાના અને દોઆબનાં રાજકુલો અને ગણસત્તાઓને નમાવી લીધાં હશે, અથવા એ રાજકારણનો અન્ત આણનાર બનાવને–એરાણના નિર્ણાયક યુદ્ધને–આડો થોડો સમય જ બાકી હશે. હરિષેણવિરચિત અલ્લાહાબાદ લેખમાં અને પુરાણોમાં જેને કનક અગર કાણ કહ્યો છે, તે જ આ કંગવર્મા કુન્તલેશ્વર. એણે દૂતનું અપમાન કર્યું, વિષ્ટિને ગણકારી નહીં; એટલે પૃથિવીષેણ એની સામે ચડ્યો,. એને ગાદીએથી ઊઠાડી મૂક્યો, અને એના પુત્રને ગુપ્ત–સમ્રાટના આશ્રિત લેખે ગાદી પાછી આપી. એ પ્રમાણે આ પ્રકરણે પૂરું થયું, સમુદ્ર–ગુપ્તની ચડતીમાં. કહે છે કે દૂત લેખે કાલિદાસને જ મોકલવામાં આવ્યો હતો. દૂતની સાથે કે પછી પૃથિવીષેણની સેના સાથે કવિ ગયો હોય, એ વધુ સમ્ભવિત છે. આ પ્હેલાં ઉપર જોઇ ગયા તેમ સમુદ્ર–ગુપ્તની પોતાની સરદારી હેઠળ ગુપ્ત સેનાએ પૂર્વ તર્ફના દક્ષિણ ભારતવર્ષને કોસલામેખલાની બાજુએથી ઓરિસામાં થઇ છેક કાંચી લગી ધસી જઇને ઉત્તર હિન્દના સામ્રાજ્યમાં ભેળવી લીધો હતો, તે "દિગ્વિજય" માં કાલિદાસ એ સેના સાથે પણ ગયેલો હોય, અને એ પ્રદેશો તેણે એ પ્રસંગે જોયા હોય. અથવ એરાણની લડાઇ પછી ( પૃથિવીષેણે વિજય મેળવી

કુન્તલેશ્વરના પ્રકરણનો અંત આણેલો ને પછી ) સમુદ્ર-ગુપ્તની આખી સેના "શાહાનુશાહી દૈવપુત્ર" રાજવંશોના પંજાબ આદિ મુલકમાં છેક ઇરાની સામ્રાજ્યની પૂર્વસીમા લગી ગઇ હતી, અને એ રાજાઓને પણ નમાવીને સામ્રાજ્યના સેવકો બનાવવામાં ફાવી હતી, તેની સાથે એ પ્રવાસ પણ કાલિદાસે કરેલો હોય.

સમુદ્ર-ગુપ્ત પોતે લિચ્છવી કુંવરીનો પુત્ર હતો એટલે નેપાલ અને તેની પશ્ચિમે કાશ્મીર લગીનો પહાડી પ્રદેશ તો તેને પૂરેપૂરો અને એકસરખો અનુકૂલ હતો જ, અને એ આખો પ્રદેશ પણ કાલિદાસ ખૂંદી વળેલો એમ એની કૃતિઓ ઉપરથી જણાય છે. છેવટ, સમુદ્ર-ગુપ્ત પાછળ દ્વિતીય ચંદ્ર-ગુપ્ત ગાદીએ આવ્યો ને થોડા જ સમયમાં છેક ઑક્સસ (વંક્ષુ) નદી લગી ચડી ગયો હતો, તે ચડાઇમાં (આશરે ૩૨૦ માં જન્મેલો) કવિ વયમાં એટલો વૃદ્ધ થઇ ગયેલ નહીં, કે જાતે ન જઇ શક્યો હોય; અગર જો કે પામીર અને હિન્દુકૂશ પારના પ્રદેશ પણ એણે નજરે જોયેલા, એમ એની કૃતિઓ આપણને માનવાની ફરજ પાડતી નથી. મતલબ કે આ કુન્તલેશ્વર દૌત્યના પ્રકરણ ઉપરથી કાલિદાસનો સમય મોટે ભાગે ઇસવી ચોથા સૈકાનો હોય (૩૨૦ થી ૪૦૦), એમ વધારે સમ્ભવિત લાગે છે. તથાપિ, કંઈ યે ખાતરીથી તો કહી શકાય, એ મહાકાવ્ય કે કોઇ બીજું નિર્ણાયક સાધન મળી આવે ત્યારે. ત્યાં લગી અનુમાનોના બાચકા ભરવાના જ રહે છે, અને તેમનાં બલાબલ વિષે મતભેદ અને ચર્ચાચર્ચિ ચાલતાં આવ્યાં છે અને ચાલ્યા જ કરશે. વિદ્યા અને શાસ્ત્રનો સત્યાગ્રહ એટલો તો પાવક હિતકર વસ્તુ છે, કે તેની છાયા વા ધૂમશિખારૂપ વાદાવાદિ અને દુરાગ્રહ સહી જવાં જ પ્રાપ્ત થાય છે. મહાકવિ કાલિદાસ, ધારાનગરીના રાજા ભોજ અને ગાંગલી ધાંચણનો× સમકાલીન હતો, એ એક જ મત જૂના ઝમાનાના રહ્યાસહ્યા શાસ્ત્રીઓ પણ ઉચરતા બંધ પડી ગયા છે.

વડોદરા, મે ૧૯૩૩. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

---

× ગાંગલી અને ધાંચણ એ દક્ષિણના બે જુદા જુદા અને જાણીતા રાજવંશોનાં નામોનો પામર પ્રજાએ અજબ વિપર્યય અને સમન્વય કરી નાખેલો છે. દન્તકથાઓ અને તેમને 'કાવ્ય' અને 'પ્રબન્ધો'માં સ્થાન આપતા અજ્ઞ લેખકોમાં કેવું કેવું ઉટાંગ પણ હોય, તેનો આ નમૂનો સ્મરણીય છે. કલિંગના ગાંગ વંશ માટે અને કદમ્બ વંશના તૈલ કે તૈલપો માટે જુવો ડફ, ક્રોનોલોજીને અંતે યાદીઓ. પણ એમાં જણાવે છે તે કરતાં ઘણા વ્હેલા ગાંગો અને પલ્લવો વાકાટકોમાંથી શરુ થાય છે, અને કદમ્બો પલ્લવોમાંથી ફૂટે છે.

મૌર્યોનાં વિશેષનામોમાં ગુપ્ત એ બે અક્ષર વિશેષ નામનો જ અંશ છે. ચંદ્રગુપ્ત મૌર્ય= મૌર્ય વંશનો રાજા જેના વિશેષનામનો અર્થ ચંદ્રરક્ષિત. પણ ચોથા સૈકાથી સમ્રાટ બનેલા ગુપ્તોનાં વિશેષનામોમાં 'ગુપ્ત', દરેક વ્યક્તિનાં વિશેષનામ પછી આવતું એમના કુટુંબ એટલે વંશનું વિશેષનામ છે. ચંદ્ર-ગુપ્ત વિક્રમાદિત્ય=વિક્રમાદિત્ય ઇલકાબવાળો ગુપ્તવંશી સમ્રાટ જેનું નામ ચંદ્ર. વિન્સેન્ટ સ્મિથે ધરેલો સમય સૌએ પાળવા જેવો છે, કે ગુપ્તવંશી વિશેષનામો અહીં લખ્યાં છે તે રીતે, સમુદ્ર-ગુપ્ત, ચંદ્ર-ગુપ્ત, દ્વિતીય ચંદ્ર-ગુપ્તની કુંવરી પ્રભાવતી-ગુપ્તા, એમ લખવાં; લખતાં નામ અને 'ગુપ્ત' જોડી દઇને એક શબ્દ હોય એમ ન લખવાં.

# કાળા ટોપી

આ ઠકર નં. ૩ ના બીજા નંબરમાં કેટલાક કેદીઓ એક મોટી શિલાને ઊંચકવા પોતાનું બધું જોર અજમાવી "હઈસા" "હઇસા" અવાજ કરતા હતા. તેમના પગની સાંકળ તેમાં "ખડીંગ" "ખડીંગ" અવાજ કરી તાલ પૂરતી હતી. કેદીઓનાં કપડાં કોલસાવાળાં હતાં. તેમાં એકાદ સફેદ ધાગો પણ શોધ્યો જડે એમ ન હતું. તેમના મુખની પણ એ જ સ્થિતિ હતી. મુખના તે કાજળકાળા રંગમાં માત્ર આંખ અને દાંત જુદા પડી તે કાળાશને વધુ ભયંકર, વધુ વિરૂપ બનાવતાં હતાં. તે બધાને માથે કાળી ટોપી હતી, અને જે યાર્ડમાં તેઓ એ શિલા ઉપાડી રહ્યા હતા તેને કેદીઓ અને જેલના નીચલા અમલદારો ડબલીઆ બેરેક કહેતા. જેલના નકશામાં તેને "હેબિચ્યુઅલ યાર્ડ" એવું નામ આપવામાં આવ્યું હતું. આ બન્નેનો એક જ અર્થ થતો હતો. એક કરતાં વધુ વખત ગુના કરી,–ખાસ કરીને ચોરી ડૉંગાઇ વગેરેના ગુના કરી–રીઢા થઇ ગએલા ગુનેગારોને એ યાર્ડમાં રાખવામાં આવતા. બીજા સામાન્ય ગુનેગારોથી તેમને જુદા પાડવા માટે તેમને કાળી ટોપી આપવામાં આવતી—જાણે કે તે કાળાં કૃત્યના કરનાર છે તેના એક પ્રતીક રૂપે તે ન હોય!

એ કેદીઓ જ્યાં કામ કરતા હતા, ત્યાંથી થોડેક દૂર પીળી પાઘડી, સફેદ કોટ, પીળી ચડ્ડી, 'બેન્ડીસ' અને પટો ચડાવેલા એક કેદી વૉર્ડરે બૂમ પાડી: "કિસન ગંભીર." એ સાંભળતાં એક પાંસઠ-છાસઠ વર્ષનો બુઢ્ઢો એ કેદીઓમાંથી આગળ આવ્યો. મુકાદમે તેને પૂછ્યું: "કિસન ગંભીર તું જ?"

"હા."

"કાલે તારે છૂટવાનું છે."

કિસનના મુખ ઉપર છૂટવાનો ઉલ્લાસ ન દેખાયો. આજે સોળમી વખત તેણે "કાલે તારે છૂટવાનું છે" એવા શબ્દો સાંભળ્યા હતા. એ સાંભળવામાં એને હવે રસ રહ્યો ન હતો. તેમાં તેને નવીનતા પણ ન હતી. એનો શો અર્થ થાય છે તે પણ તે બરોબર જાણતો હતો. એમ કહી આ કેદખાનું તેની મજાક કરી રહ્યું હોય એમ તેને લાગતું. તે જાણે તેને કહેતું હતું: "જોઉં છું મારા વિના તને કોણ સંઘરે તે." ને તે હતું પણ ખરું. કિસન ઇચ્છે કે ન ઇચ્છે તો પણ જે દરવાજા એક વખત તેને બહાર કાઢતા તે એ ગમે ત્યાં ગયો હોય ત્યાંથી એને લોહચુમ્બકની જેમ પાછા ખેંચી લાવતા. એથી જો કોઈ એક ઉક્તિ જોડી કાઢે કે "કિસન વિનાની જેલ શી અને જેલ વિનાનો કિસન શો!" તો ભાગ્યે જ તેમાં અતિશયોક્તિ હોય.

"અત્યારે તારે દરવાજે આવવાનું છે." મુકાદમે કિસનને કહ્યું. કિસને યંત્રવત્ તેની સાથે ચાલવા માંડ્યું. દરવાજા બહાર તેની જડતી લેવામાં આવી. આવો રીઢો ગુનેગાર તેને ઑફિસમાં એમ ને એમ કેમ જવા દેવાય? તે જડતી આજ કંઇ તેને થોડી જ નવી

હતી ! એટલે જલદી એમાંથી છૂટાય તે હેતુથી જડતી લેનાર પોલીસ તેને સૂચના આપે તે પહેલાં તો તે દિગંબર થઇ ગયો...

ઑફિસમાં કારકુને તેને જોતાં પૂછ્યું: "કેમ કરસનીઆ, કાલે તું છૂટે છે ?"

"તમે કહો છો કે હું છૂટું છું." કિસને કહ્યું.

સામે બેઠેલા કારકુન તરફ જોઇ પેલા કારકુને કહ્યું: "મારો બેટો ડબલીઓ ! કેવો પાકો છે !"

એકવીસ બાવીસ વર્ષના એ ઊગતા જુવાનના પિતા થવાના મનોરથની કિસને કદર કરી હશે કે કેમ તે તો કોણ જાણે, પણ તેના મુખ ઉપર એક તિરસ્કારયુક્ત સ્મિત જેમ આકાશમાં એક ક્ષણમાં ઝબકી વીજ વિલીન થાય તેમ ફરકી ગયું. કારકુને આગળ ચલાવ્યું:

"પાછો ક્યારે આવવાનો ?"

"તમે બોલાવો ત્યારે."

"પણ અલ્યા, તું ઘરડો થયો. કંઇક તો સુધર."

કિસનનાં ભવાં જરાક ચડયાં. તે સહેજ ટટાર થયો. કારકુનને જવાબ આપતાં તે બોલ્યો:

"જ્યારે સુધરવાનો વખત હતો ત્યારે કોઇએ નહિ કહ્યું કે સુધર. આજે જ્યારે હવે ધોળાં થયાં, હાથપગ ખોયા છે ત્યારે કહો છો સુધર !" તેની આંખમાં તિરસ્કાર ભર્યો હતો.

કિસનની જીવનકથા બહુ સાદી હતી. પોલીસો તેને "જેલ-બર્ડ" (કેદનું પંખી) કહેતા. તેમની સાથેની તેની ભાઇબંધી આજકાલ કરતાં અડધી સદી જેટલી જૂની થવા આવી હતી. પોલીસનો પહેલો પ્રસંગ તે પંદરેક વર્ષનો હશે ત્યારે તેને પડેલો. કિસનનો બાપ તેને અગિયાર બાર વર્ષનો મૂકી ગુજરી ગએલો. ઘરમાં આંધળી મા અને એક નાની બહેન હતી. મજૂરી કરવાનું તો કિસને આ પહેલાનું જ શરુ કરી દીધું હતું. પણ હવે તેણે બમણા જોરથી કામ કરવા માંડયું. ઘરનો બોજો તેને માથે આવી પડયો હતો, મિલમાં કામ કરવા ઉપરાંત તે સ્ટેશન ઉપર મજૂરી કરવા જતો. તેની આંધળી માને તેણે એક ઘંટી વસાવી આપી હતી. આખો દિવસ તે દળતી, અને બન્ને મા-દીકરાની મહેનતથી તેમના દિવસ ગુજરતા. આવી રીતે બે ત્રણ વર્ષ તો પસાર થઇ ગયાં. પણ એક વખત મિલમાં હડતાલ પડી. કિસનને ઘણું યે થતું કે એ હડતાલનો કંઇ અર્થ નથી. પણ તેનાથી કામે કેવી રીતે ચડાય ? બીજી બાજુ તેની મા માંદી પડી હતી. અધૂરામાં પૂરું છેલ્લા ત્રણ ચાર દિવસથી વરસાદ પણ ગાંડો થયો હતો. કુદરત અને મનુષ્યોએ પોતાની સામે એક ભયંકર કાવતરું રચ્યું હોય એમ કિસનને લાગ્યું. આજે બે દિવસના તેને કડાકા હતા. ઘરમાં જે કંઇ થોડું ઘણું હતું તે તેણે તેની નાની બહેનને ખવડાવ્યું. પણ આજ તો તે પણ ખૂટયું હતું. અને જો તે કંઇ પણ મેળવી ન શકે તો બીજે દિવસે પોતાને અને માને તો ત્રીજો ઉપવાસ થવાનો જ હતો, પણ એ કુમળી બાલિકાને પણ એ ઉપવાસમાં જોડાવું પડવાનું છે એ વિચારે કિસન મૂંઝાયો. ગમે તે રીતે આજે બે ત્રણ આના તો કમાઇ લાવવા જ એવો તેણે નિશ્ચય કર્યો. વરસાદ ધોધમાર પડયે જતો હતો, પવન પણ સાથે જોરમાં ફૂંકાતો હતો. વીજળીના કાટકા જાણે જગતનો પ્રલયકાળ આજે જ આવી પહોંચ્યો હોય

એવી ભયાનકતાથી ક્ષણેક્ષણુ થયે જતા હતા. રસ્તાઓ બધા સૂનકાર હતા. માત્ર એક કિસન તે ઉપર કોઇ એકલ ઇન્જીનની જેમ ચાલ્યો જતો હતો. વરસાદથી જાતનું રક્ષણુ કરવા તેની પાસે છત્રી ન હતી. ટાઢ જાણે હજારો વીંછીઓ ડંખ દેતા હોય એમ તેને અકળાવી રહી હતી. પણુ તેણે મુઠ્ઠી મક્કમતાપૂર્વક વાળી, દુર્ભાગ્ય સામે લડવા આજે તેણે કમર કસી હતી. તે સ્ટેશને ગયો. સ્ટેશન બધું સૂનકાર હતું. દરરોજ બહાર જે ગાડીઓની હારની હાર દેખાતી તેમાંનું આજે કંઇ દેખાતું ન હતું. પણુ તેણે હિમ્મત નહિ ગુમાવી. તેને આશા હતી કે ગાડીમાંથી કોઇક ને કોઇક તો અવશ્ય ઊતરશે જ. મેઇલ ટ્રેન આવવાના ઘંટા વાગ્યા. કિસનનું હૃદય ધબકવા લાગ્યું. એ છેલ્લી ગાડી હતી. એના ઉપર જાણે તેના જીવનસર્વસ્વની આશા હોય એમ તેને લાગ્યું. દૂર દૂરથી ઇન્જીનની સર્ચલાઇટ આકાશમાંથી આવતાં અસંખ્ય તીરોને ભેદી તોડી પાર જોવા મથી રહી હોય એવી લાગતી હતી. તેની સીસોટી કોઇ ક્ષુધાર્તના ભયંકર આર્તનાદ જેવી કિસનને લાગી. ગાડી સ્ટેશનમાં દાખલ થઇ. તેનાં બારીબારણાં બંધ હતાં. ડ્રાઇવર અને ફાયરમેનોમાં પણુ ઇન્જીન બહાર ડોકીઉં કરી સ્ટેશન તરફ જોવાના હોંસકોંસ ન હતા. વરસાદથી ત્રાસેલો કોઇ માણુસ વરસાદથી થોડું ઘણું રક્ષણુ મળે એવી કોઇ છાયાવાળી જગ્યા જોતાં તેમાં દોડી જાય, પોતાનાં કપડાંના છેડાઓ નીચોવી આખું શરીર હલાવી બને તેટલું પાણી કાઢી નાખે તેમ, સ્ટેશનમાં દાખલ થતાં ગાડી પણુ પોતાના પર પડેલું પાણી ઠાલવતી જાણે છુટકારાનો દમ ખેંચતી હોય એમ લાગતી હતી. કિસનની આતુર દૃષ્ટિ ઇન્જીનથી ઠેઠ ગાર્ડના ડબ્બા સુધી ફરી વળી. કોઇ બારણું તેને ઊઘડતું દેખાયું નહિ; પણુ એક બે ક્ષણુ પછી બીજા વર્ગનું એક બારણું ઊઘડતું હોય એમ તેને લાગ્યું. પોતાની બધી શક્તિ પગમાં ભેગી કરી તે દોડયો. "શેઠ, હમાલ!" એમ બૂમ પાડી તે ઊઘડેલા બારણાનો હેન્ડલ પકડી બારણું શેઠને ઊતરવા માટે જાણે વધુ ઉઘાડતો હોય તેમ ઊભો રહ્યો. કોઇ એક પારસી ગૃહસ્થ રેઇનકોટમાં પોતાનું આખું શરીર વીંટાળી ઊતરવાની તૈયારી કરતા હતા. તેમણે કિસનને ઊભેલો જોઇ અંદર પડેલા સામાન તરફ આંગળી કરી. કિસનનું મુખ આનન્દથી ખીલી ઊઠયું. તેણે એક બે બેગ અંદરથી બહાર કાઢી, એવામાં એક પડછંદ મજૂર ડબ્બામાં ઘૂસી આવ્યો. "અરે વાહ, અંદર પેઠો છે. જાણે બાપનો માલ!"

કિસન ડોળા ફાડી જોઇ રહ્યો. તેણે તેને ઓળખ્યો. પીરૂને પાછો કાઢવો એ મુશ્કેલ હતું એમ તેને તરત જ સમજાયું. સ્ટેશન ઉપરના બધા મજૂર એને એક દાદા તરીકે ઓળખતા. ઘણી વખત તો તે અડધેથી પણુ સામાન ઝૂંટવી લઇ મજૂરોને રડાવતો. કિસનનો આજ પિત્તો ગયો:

"બાપનો નહિ તો તારા બાપનો?" તેણે પીરૂ તરફ જોઈ પૂછ્યું.

પીરૂ ખડખડાટ હસ્યો. "ધો મરવાની થઇ છે" એમ કહી એક આંચકે તેણે તેના હાથમાંથી બેગ ઝૂંટવી લીધી. કિસને સામે થવા પ્રયત્ન કર્યો, પણુ જાણે તેના બત્રીસે દાંત તૂટી પડયા ન હોય, જાણે આખું બ્રહ્માંડ ચક્કર ચક્કર ફરતું હોય એમ તેને થયું. તેના કાન આગળ જાણે હજારો સુરંગ ફૂટી રહી હતી. પીરૂના જમણા હાથની લપડાક તેના ગાલ ઉપર પડી ચૂકી હતી. પેલા પારસી ગૃહસ્થ તો તરાડ અને વાછટથી બચવા માટે દૂર પડેલા બીજા વર્ગના બાંક ઉપર બેસી પોતાના રેઇનકોટ ઉપર પડેલાં ટીપાં

ખંખેરી રહ્યા હતા. દાદાએ સામાન માથે મૂકી દરવાજા તરફ ચાલવા માંડયું. કિસનને જાણે તે સામાનમાં પોતાનો પ્રાણ કોઇ હરી લઇ જતું હોય એમ લાગ્યું. તેણે નિઃશ્વાસ નાખ્યો.

વરસાદમાં ફરીથી તેણે ચાલવા માંડયું. તેના હૃદયમાં એક ગાઢ અંધકાર છવાયો હતો. રાતના બે થવા આવ્યા હતા. આકાશ તો જાણે ધરતી આખીને ડુબાવી દેવાનો નિશ્ચય કરી બેઠું હોય તેમ કોઇ એક પ્રચંડ કાળા રાક્ષસની જેમ ગર્જના કરી હેલી કર્યે જ જતું હતું. કરસનની નજર એકાએક એક દુકાનના એક પાટીઆ તરફ ખેંચાઇ. પાટીઆની તડમાંથી બહાર આછો આછો પ્રકાશ આવતો હતો. તે પ્રકાશ તરફ તે ખેંચાયો. તડમાંથી તેણે અંદર જોયું. બધું સૂમસામ હતું. સામે કાચના કબાટમાં જલેબી, ચીવડો, પેંડા, બરફી વગેરે તેણે જોયું. બે દિવસના તે ઉપવાસીના મોંમાં પાણી આવ્યું. તેણે પાટીઉં હચમચાવી જોયું. પોતાનું બધું બળ વાપરી તેણે તેને હચમચાવ્યું. પાટીઉં ખસ્યું, અંદર જવાનો નાનો સરખો રસ્તો થયો. યંત્રવત્ તે અંદર પેઠો. પોતે શું કરે છે તેનો વિચાર કરવાનો તેને અત્યાર સુધી અવકાશ મળ્યો ન હતો. જલેબી લેવા તેણે હાથ લંબાવ્યો, પણ જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તેનો હાથ ઠંડા કાચ સાથે અથડાઇ પાછો પડયો. જલેબી લેતાં પહેલાં કાચને તોડવો પડશે એમ પહેલી વખત તેના મનમાં વિચાર સ્ફુર્યો. એ વિચાર કરતાં પોતે શું કરી રહ્યો છે તેનો તેને ખ્યાલ આવ્યો. તે ખ્યાલ આવતાં તે ધ્રૂજ્યો. જલેબી ઉપરથી તેણે તેની આંખ ખેંચી લીધી, જેમ અસહ્ય તેજ ન સહેવાવાથી માણસ પોતાની નજર ખેંચી લે તેમ, તે બે ડગલાં પાછળ હઠયો. પણ બહેનનું ભૂખથી કરમાએલું મુખ તેની નજર સામે તરવરવા લાગ્યું. હૃદય તેણે મક્કમ કર્યું. આત્માના અવાજને દાબી દીધો. દૃઢતાથી હોઠ બીડી તેણે કાચ ઉપર મુક્કી ઉગામી. જલેબી હવે સામે જ હતી, તેને કોઇ અટકાવે એમ ન હતું. તેમાંથી થોડીક ઉપાડી. તેના સ્પર્શે તેના શરીરમાં કારમી ધ્રુજારી છૂટી. હૃદયને મક્કમ કર્યા છતાં તેના પગ ક્રમે કરી ધ્રૂજતા મટતા ન હતા. જલેબી પાછી તેણે પડતી મૂકી. તે બારણા તરફ હઠયો; જાણે કોઇ ખરાબ દૃશ્યને ફરીથી જોવાની ઇચ્છા ન હોય તેમ મુખ ઉપર એક વિષાદની છાયા લાવી તેણે જલેબી તરફ પૂંઠ ફેરવી બહાર જવાના રસ્તા તરફ પગલું ભર્યું. તે એકાએક ચમકયો, તેના રસ્તાને રોકીને કોઇ બિહામણું ભૂત ઊભું હોય તેવો તેણે પોલીસને જોયો. તેના હોશકોશ ઊડી ગયા. પોલીસ ખડખડાટ હસ્યો અને બોલ્યોઃ

"કયોં ઊડતી ચીડિયાં, અબ કહાં જાએંગે ?" તે રાત કરસને લોક-અપમાં ગાળી. બીજે દિવસે સવારે તેણે તેના બે દિવસના ઉપવાસ ભાંગ્યા. પણ તેની મા અને બહેનનું શું ? તેને તેમના જ વિચાર આવ્યા કર્યા. તે રડયો. અનેક નિઃશ્વાસ નાખ્યા. તેની મા માંદી હતી. તેણે બે દિવસથી ખાધું ન હતું. કોણ તેને ખવડાવશે ? કોણ તેની સારવાર કરશે ? દરવાજાના મજબૂત સળીઆને પોતાની મુઠ્ઠીમાં મક્કમતાથી દાબી તે વારંવાર પોતાના ઘરની દિશામાં નજર કરી નિઃશ્વાસ નાખવા મંડયો. માત્ર અડધા જ માઇલ ઉપર તેની મા પડી હતી, પણ તે અન્તર તો હવે આભ અને અવનિ વચ્ચેના જેવું હતું.

કિસનને ચોરીના ગુના બદલ છ મહિના સખત કેદની સજા થઇ. વિદ્વાન મેજીસ્ટ્રેટે તેનો પહેલો ગુનો હતો, તેમ જ તે કુમળી વયનો હતો એ સંજોગો ધ્યાનમાં લઇ તેને હળવી સજા ફરમાવી હતી. કાયદો ગુનાના હેતુઓને હમેશાં ધ્યાનમાં નથી લઇ શકતો. તેને તો

ગુનો એટલે ગુનો. એટલે વિદ્વાન મેજીસ્ટ્રેટને કિસને ખરેખર ગુનો કર્યો હતો કે કેમ, તે કેવા સંજોગોમાં એ સ્થિતિમાં આવી પડ્યો હતો વગેરે જોવાનું પાલવે એમ ન હતું. તેમને તો તેણે પાટીઉ તોડ્યું, અને કાચ તોડ્યો એટલું ચોરીનો હેતુ સિદ્ધ કરવા પર્યાપ્ત હતું. કિસનના જીવન પાછળ ૭ મહિના દુર્ભેદ્ય દરવાજા બંધ થયા.

જેલમાંથી છૂટી કિસન સીધો પોતાને ઘેર દોડ્યો; પણ ત્યાં એક હાડપિંજર જેવા કોહી ગએલા કૂતરાએ ભસી તેનું સ્વાગત કર્યું. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. જે વસ્તુની પોતાને ભીતિ હતી, જે દુઃસ્વપ્ન તે ટાળવા મથતો હતો તે તેની નજર સમક્ષ ખડું થયું. પોતે જે ઘરમાં–જે ઝૂંપડીમાં રહેતો હતો તેના ઉંબરામાં પગ મૂકતાં તેનું હૃદય ધ્રુજી ઊઠ્યું. પાંચ ૭ વર્ષનો એક ગંદો, આંખમાં ખીચડવાળો નવસો છોકરો એક રોટલાનું બટકું એક ચારેક વર્ષની હાડપિંજર જેવી છોકરી પાસેથી ઝૂંટવી રહ્યો હતો. છોકરી રડતી હતી. આ બધું તેને નવીન લાગ્યું. તેણે ઘરમાં નજર ફેંકી. કોઈ આધેડ બાઇ ચુલામાં ફૂંક મારી રહી હતી. પોતે ભૂલો તો નથી પડ્યો એવી તેને શંકા થઇ. એવામાં પેલી બાઇની તેની ઉપર નજર પડી. તેણે કર્કશ અવાજે પૂછ્યું: "કેમ ઊભો છું ? કોનું કામ છે ?"

કિસનનું હૃદય મૂંજવા લાગ્યું: "મારી મા અને બહેન ક્યાં છે ?"

"કઈ તારી મા ? હું શું જાણું ?" પેલી બાઇએ ચુલા પરથી ભડકાવાળું માટીનું હાંલ્લું ઉતારતાં કહ્યું.

"અહીં તે રહેતાં હતાં..." કિસનથી આગળ ન બોલાયું.

"અહીં તો અમે રહીએ છીએ."

"પણ તમારા પહેલાં જે રહેતાં હતાં તે ક્યાં ગયાં ?"

"ઓહો ! પેલી આંધળી ડોસી ? તે તો ક્યારની મરી ગઇ. તેનો છોકરો કેદમાં છે. અને દીકરીને કોઇ ઉપાડી ગયું. ગરીબ બિચારી ડોસી !" પોતાના કર્કશ અવાજમાં સહાનુભૂતિની શક્તિ નથી એમ નથી એમ જાણે બતાવતી હોય તેમ બાઇએ નિઃશ્વાસ નાખ્યો.

કિસનને પોતાના પગ હેઠળથી ધરતી ખસતી લાગી. તેણે માથા ઉપર હાથ મૂક્યા. તે ત્યાં ઉંબરમાં જ ઢગલો થઇ પડ્યો. પેલી બાઇ ચમકી.

"કેમ અલ્યા શું થાય છે ?"

કિસનની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં, "મા...ઓ મા ! બહેન, બહેન, તું ક્યાં હશે ?" એમ તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા. પેલી બાઇને દયા આવી.

"તારાં તે કંઇ સગાં થતાં હતાં ?" તેણે પૂછ્યું.

"તેનો હું દીકરો થાઉં. આજે જ કેદમાંથી છૂટીને આવ્યો છું". તેણે માથું નીચે ઝુકાવ્યું.

"ત્યારે તો ભૂખો હશે ?" પેલી બાઇની સહાનુભૂતિ વધતી જતી હતી.

કિસનને ભૂખ તો લાગી હતી, પણ આ અસહ્ય દુઃખમાં તે બધું ભૂલી ગયો હતો. તેણે કંઇ જવાબ ન આપ્યો. પેલી બાઇ ઊઠી. એક શકોરામાં તેણે તેને ભડકું, અડધો રોટલો અને તે ઉપર મીઠાની બે ત્રણ ગાંગડી મૂકી તેની આગળ ધર્યું.

"આ ખાઇ લે. પછી તારે જ્યાં જવું હોય ત્યાં જજે." તેણે તેને કહ્યું.

કિસનના મુખમાંથી અમી સુકાઇ ગયું હતું. પણ આખા દિવસમાં બીજું કોઇ આમ

આપનાર નહિ મળે તે પણ તરત જ તેને યાદ આવ્યું, અને તેણે તે ખાઇ લીધું. આંસુ સાથે પેટ નથી ભરાવાનું એનો તેને તરત જ ખ્યાલ આવ્યો.

તે સ્ટેશન ઉપર ગયો. ફરીથી તેણે મજૂરી કરવાનું શરૂ કર્યું. પણ તેને નિશ્ચિંતતા ન હતી. પોલીસની હવે તેની ઉપર ઘણી મહેરબાની રહેતી. એક વખતે કોઇ એક મુસાફરનું ઘડિયાળ ચોરાયું. પોલીસોએ ધમાલ મચાવી મૂકી. કિસન એક વખત ચોરી માટે જેલમાં જઈ આવેલો એટલે તે બીજી વખત ચોરી કરે જ, એમ પોલીસ માનતી હતી. તેને પકડવામાં આવ્યો. ત્રણ ચાર દિવસ લોક-અપમાં તેને પડી રહેવું પડયું. ત્યાં ગુનો કબૂલ કરાવવા માટે પોલીસો તરફથી તેને સારી રીતે જ્યેષ્ટિકાપ્રસાદ પણ અપાયો હતો; પણ ચારેક દિવસ પછી ઘડિયાળનો કયાંકથી પત્તો લાગ્યો, અને તે છૂટો થયો. કિસનને આ બધા અનુભવોના ઘૂંટડા ઉતારવાનું ઘણું ભારે લાગ્યું. તેમાં તેની બહેનની હકીકતે તેને અપાર આઘાત લાગ્યો હતો. ગાંડાની જેમ તે થોડીક મજૂરી કરી આવી આખો દિવસ તેની ને તેની શોધમાં જ ભટકતો. તેને જીવન ટકાવવામાં માત્ર એટલો એક જ રસ હતો–'બહેનને કયારે શોધી કાઢું?' એમ તેને લાગતું. એવામાં એક દિવસ તેણે પીરૂને જોયો. તેને જોતાં તેની આંખમાંથી અંગારા વર્ષવા લાગ્યા. પોતાની માનો ખૂની, પોતાની બહેનનું સત્યાનાશ વાળનાર, અને પોતાના ભવોભવના વૈરીને જ જાણે તેનામાં તે જોતો હોય એમ તેને લાગ્યું. કેદમાં પોતાના જેવા અન્યાયપીડિત અનેક જણાને તેણે જોયા હતા. તેમાંના કેટલાકે તો અન્યાય કરનાર સામે બહારવટું ખેડવાની પ્રતિજ્ઞા લીધેલી હતી; કેટલાક તો પોતાના વૈરની તૃપ્તિ કરી લાંબી સજા ભોગવતાં પોતાના એ કાર્ય ઉપર ગર્વભરી રીતે જોતા હતા. કિસનને પણ એવી પ્રબળ ઊર્મિ થઇ. જેણે આ સત્યાનાશ વાળ્યું છે તેને સુખમાં શા માટે રહેવા દેવો?

હવે તેના જીવનમાં બે પ્રેરણા જાગી—બહેનને શોધવાની અને પીરૂ પર વૈર લેવાની. એક દિવસ તેણે સારી મજૂરી કરી. તે પીરૂ પાસે ગયો. તેને હેતથી બોલાવ્યો, અને એક કપ ચા પાઇ. પીરૂ રાજી થયો. બીજે દિવસે બન્ને જણ પીઠામાં ગયા. કિસને કહ્યું: "હું તો નાનો એટલે આજે તમારે પાવાનું." પીરૂના અભિમાનને એ ગમ્યું. તેણે દારૂની બે પ્યાલી મંગાવી. પછી કિસને આગ્રહ કરી તેને પોતા તરફથી પાયું. તેનું ભાન લગભગ જવા આવ્યું ત્યાં સુધી કિસને તેને પાયું. પછી તે બન્ને જણ નદી તરફ ફરવા ગયા. પીરૂના પગ લથડતા હતા. રસ્તામાં અવરજવર હતો નહિ. તક જોઈ કિસને પીરૂના માથા ઉપર એક સપાટો લગાવ્યો. પીરૂ તમ્મર ખાઇ નીચે પડયો. કિસને તેના હાથમાંથી વીંટી, ગળામાંથી ચાંદીનાં બોરીઆં, કેડ ઉપરનો કંદોરો, અને ગજવામાંથી બે ત્રણ રૂપીઆનું રોકડ કાઢી લીધું. તેનાં કપડાં પણ ઉતારી નદીમાં ફેંકી દીધાં; અને તેને તેમ ને તેમ ત્યાં પડતો મૂકી તે રસ્તે પડયો. બીજે દિવસે પોતાના ભોગ ફરી વળવાના છે એમ તે જાણતો હતો, પણ તે પહેલાં તો પોતે કયાંનો કયાં પહોંચી ગયો હશે એમ તેની ગણતરી હતી. તે ઉતાવળો ઉતાવળો સ્ટેશન તરફ ચાલી આવતો હતો. એવામાં તેણે સામેથી એક પોલીસને આવતો જોયો. તે ચમકયો. પેલી રાતે જેણે તેને પકડેલો તે જ પોલીસ એ હતો. તેના મુખ ઉપરનો ગભરાટ પેલો પોલીસ તરત કળી ગયો. તેણે મુખ મલકાવી પૂછયું:

"કયોં બે ઉડતી ચીડિયાં, આજ કહાં હાથ મારા?"

કિસન ગભરાયો. પોલીસ શું કહેતો હતો તે તે પૂરું સમજ્યો ન હતો, પણ તેને

લાગ્યું કે તે જાણી ગયો હતો. એટલે જરા તોતડાતી જીભે તેણે જવાબ આપ્યો: "હું... હું...જરા નન...નદીએ ગયો હતો."

તેના ગભરાટ ઉપરથી પોલીસનો વહેમ દૃઢ થયો. તેણે તેને હાથ પકડી ઊભો રાખ્યો. તેનાં ખિસ્સાં તપાસ્યાં, અને મુખ મલકાવી કહ્યું:

"શાબાશ! આજ તૂને શિકાર તો ઠીક કિયા, લેકિન યૂં નહીં સોચા હોગા કિ બાવા સામને મિલેગા."

કિસનના હાથ પર બેડી પડી. બીજા ગુનાને અંગે તેને એક વર્ષ સખત કેદ અને બાર ફટકાની સજા મળી. આ સજાએ એને રીઢો બનાવી દીધો. તેની નરમાશ ઊડી ગઈ. બીજા ગુનેગાર કેદીઓ પાસે તેણે અનેક નવા બોધપાઠ લીધા. જેલમાં તે તંબાકુનો વેપારી બન્યો. તંબાકુ બહારથી કેવી રીતે જેલમાં લઈ જવી, પૈસાને કેમ ગળામાં છુપાવી રાખવા વગેરે કળામાં તે નિષ્ણાત બની ગયો. પછી તો જેલમાંથી નીકળવું અને પાછા આવવું એ તેનો નિત્યનો વ્યવસાય થઈ પડયો. તે બધું ભૂલ્યો હતો. તેના હૃદયમાં હવે કોઈ ભાવ, કોઈ લાગણી જેવું રહ્યું ન હતું. માત્ર બહેનની પેલી સ્મૃતિ તેને હજી માનવ રાખી રહી હતી. એટલા પૂરતું તેને હૃદય હતું, એટલા પૂરતી તેને લાગણી હતી.

આજે તે સોળમી વખતની પોતાની બે વર્ષની સજા પૂરી કરી કાલે છૂટવા માટે દરવાજે આવ્યો હતો. તેનું જુવાનીનું જોમ હવે બધું તૂટી ગયું હતું. આ જીવનથી તે કંટાળ્યો હતો. જો પોલીસ રહેવા દે, સમાજ જો પોતાને માટે એકાદ ખૂણામાં જગ્યા કરી આપે તો તેને નિવૃત્તિમય પ્રામાણિક જીવન ગાળવું હતું. માળીનું કામ તે સરસ જાણતો હતો. જેલના બધા બાગ, ને બાગના કળામય કયારાઓ વગેરે બધું કિસનના હાથે થયું હતું. સુપ્રિન્ટેન્ડન્ટ તો કિસનની એ શક્તિ ઉપર મુગ્ધ હતો, પણ પોતાના જેવા રીઢા ગુનેગારને કોણ ઊભો રાખે તે કિસન બરોબર જાણતો હતો. જેલમાંથી તે નીકળે કે પોલીસ તો તેની પાછળ હોય જ, એટલે તે જાય પણ કયાં? એ વિચારે તેને આજે છૂટવાનો આનંદ ન હતો.

બીજે દિવસે કિસન છૂટયો. તંબાકુના વેપારમાંથી તેણે પચાસ સાઠ રૂપીઆ બચાવ્યા હતા. કોઈ યુક્તિપ્રયુક્તિથી તે બધા તે પોતાની સાથે લઈ આવ્યો હતો. તે સ્ટેશને ગયો. તેણે જોયું કે પોલીસ તેની પાછળ જ હતો. તેની નજર ચૂકવવા તેણે ઘણા પ્રયત્ન કર્યા, પણ બધું વ્યર્થ. અંતે તેણે પોલીસને જાણે જૂનું ઓળખાણ હોય તેમ બોલાવ્યો. તેની સાથે અનેક ગપ્પાં માર્યાં. તેને ચા પાઈ, અને ધીરે રહી તેના હાથમાં એક પાંચ રૂપીઆની નોટ સેરવી દીધી. નોટ જોઈ પોલીસના મુખમાં પાણી છૂટયું. કિસને ધીરે રહી તેના કાનમાં કહ્યું, "યાર, અબ જુદા હો ગયા હૂં—અબ તો પીછા છોડ!"

પોલીસે મુખ મલકાવ્યું, ગાડી આવી. કિસનનો તેણે પીછો છોડયો. કિસને તે જોઈ છૂટકારાનો દમ ખેંચ્યો. ને સુરત સ્ટેશને ઊતર્યો. સૌથી પહેલાં તેણે સલૂનમાં જઈ પોતાની ઘણા દિવસની વધેલી હજામત ઊતરાવી. સાદાં પણ સુઘડ કપડાં તેણે ખરીદ્યાં. સ્ટેશન પાસેની એક હોટલમાં તે ઊતર્યો. તે જ દિવસે કોઈ એક વેપારી પણ તે હોટલમાં ઊતર્યો હતો. તેણે પહેલા વર્ગની ઓરડી પસંદ કરી હતી. કિસનનું તેના સોનાના અછોડા તરફ

[ અનુસંધાન માટે જુઓ પાનું ૬૧ ]

# દિનચર્યા

૩

## વ્યાયામ

व्यायाम : स्थैर्यकराणाम् ॥ चरक सू. २५.

શરીરને કોઇ પણ પ્રકારે શ્રમ આપવો તેનું નામ વ્યાયામ.[૧] વ્યાયામના અનેક પ્રકારો છે. દંડ, બેઠક, કુસ્તી, મલખંભ, મગદળ, લકડી, લાઠી, જુજુત્સુ, બોક્સીંગ, પેરેલલ બાર્સ, ઘોડેસ્વારી, સાઇકલિંગ, તરવું, કૂદવું અને યોગનાં આસનો–આ બધા વ્યાયામના પ્રકારો છે. ક્રિકેટ, હોકી, ફુટબોલ, ગેડીદડા, એરંડો, ચકલિલ્લું–એ બધી રમતો પણ વ્યાયામનાં જ અંગો છે. જેને જે રુચે તે વ્યાયામ કરે એ ઇષ્ટ છે. પરંતુ વ્યાયામ કર્યા સિવાય કોઇ પણ મનુષ્યે ન રહેવું જોઇએ.

કસરત એ તો તાંબાની માત્રા છે. કસરતથી કેળવાયેલું શરીર કેવું સુંદર લાગે છે? સુઘટ માંસલ શરીર, પથ્થર જેવી માંસપેશીઓ ( muscles ), વિશાલ વક્ષઃસ્થલ,–આ બધું વ્યાયામથી જ પ્રાપ્ત થાય છે. વ્યાયામ સિવાય શરીરનું આ બેનમૂન સૌંદર્ય ક્યાં જોવા મળે છે? પ્રાચીન સ્પાર્ટનોનાં તસતસતાં શરીરો તેમના વ્યાયામપ્રેમને આભારી હતાં. બાળકોને ભણાવી ગણાવી તેમને નોકરી કે ધંધે ચડાવવાની જેવી અને જેટલી હોંસ અને કાળજી માબાપો રાખે છે તેવી અને તેટલી બલકે તેથી પણ વિશેષ કાળજી માબાપોએ તેમનાં બાળકોનાં શરીરની રાખવી ઘટે છે. 'પહેલું સુખ તે જાતે નર્યા' અને 'शरीरमाद्यं खलु धर्मसाधनम्' એ કહેવતો આપણે હમેશાં યાદ રાખવી જોઇએ.

આરોગ્ય એ દુરારાધ્ય દેવતા છે. આરોગ્ય પ્રાપ્ત કરવું હોય તો એકચિત્તે આપણે તેની આરાધના કરવી જોઇએ. આરોગ્ય દવાનાં બાટલાંમાં નથી. બાટલીઓમાં જો આરોગ્ય હોત તો મનુષ્યો આજે અમર થઇ ગયાં હોત. આરોગ્ય અને વ્યાયામને ઘનિષ્ટ સંબંધ છે.

આર્યો માયકાંગલા ન હતા, ન હોવા જોઇએ. પ્રાચીન આર્યો પડછંદ કાયાવાળા હતા. ઓજ, વીર્ય અને બલની આરાધના તેઓએ અજબ રીતે કરેલી છે. અને એથી જ એ વર્ચસ્વી અને લોહકાય આર્યોએ સમસ્ત ભૂમંડલમાં પોતાની ખ્યાતિ ફેલાવેલી. આપણે ખરા આર્ય ક્યારે કે જ્યારે આપણું શરીર તેજસ્વી, કમાન જેવાં ચપળ અને હલકાં, સ્ફૂર્તિવાળાં અને ખડતલ થાય ત્યારે. જર્મન ફિલસૂફ નીત્શે કહે છે કે "Two things are wanted for a joyful life: Danger and Play." અર્થાત જીવનના આનંદ માટે બે વસ્તુઓની ખાસ જરૂર છેઃ ભય અને મસ્તી. જેના જીવનમાં

---

૧ शरीरायासजननं कर्म व्यायामसंज्ञितम् । सुश्रुत. चि. २४–३८. જેનાથી શરીરને થાક લાગે તે તમામ ક્રિયાઓનો વ્યાયામમાં સમાવેશ થાય છે. પરંતુ અત્રે વ્યાયામ શબ્દ–અમુક નિયત વખતે, ભાવનાથી, તન્મયતાથી કરાતા કાર્યને લક્ષ્યીને યોજ્યો છે અને વ્યાયામનું મહત્ત્વ તેવી અર્થમાં જ છે.

મસ્તી હોય તે ભયને આમંત્રે. મસ્તી વિનાનો પામર મનુષ્ય ભયથી ધ્રૂજે. આજે આપણા જીવનમાં જે ભયનું સામ્રાજ્ય પ્રવર્તે છે તે જીવનમાં મસ્તી નથી એ બતાવે છે. ગીતા અભયને જ ધર્મનું પ્રથમ પગથિયું ગણાવે છે. અભય કેળવવા માટે આત્મવિશ્વાસ અને આત્મજ્ઞાન જોઈએ. આત્મવિશ્વાસ શરીરના બલ ઉપર નિર્ભર છે અને જ્ઞાન પણ નિરોગી શરીરની જ અપેક્ષા રાખે છે. વ્યાયામથી દૃઢ બનાવેલો દેહ ભયથી ધ્રૂજતો નથી–તે ભયનો સામનો કરે છે. એની ત્રાડથી દુશ્મનોના હાંજા ગગડી જાય છે. એ ધિંગાણાંથી ધ્રૂજે નહિ અને મસ્ત થઈને પોતાનું બાહુબલ દર્શાવી શકે. પરંતુ જેણે શરીર 'ખખડધજ' બનાવ્યાં હોય, કુસ્તીનાં દંગલોમાં શરીરને રગદોળ્યાં હોય, હાડકાંના ચૂરા અનુભવ્યા હોય તે જ આવો સામનો કરી શકે. નિર્બળ મનુષ્ય સમાજને ખરેખર ભારરૂપ જ છે. નિર્બળતા એ મોટામાં મોટું પાપ છે.

**સ્વામી વિવેકાનંદ** એક જગાએ કહ્યું છે: "દુર્બળ શરીરે ગીતાનો પાઠ કરવા કરતાં તો તેટલો વખત હૉકી કે ફુટબૉલ રમવો જોઈએ. મારા ધર્મનું સત્ત્વ બલ છે. બલની આરાધના વિના મનુષ્ય ધર્મની આરાધના કરી શકે એ મારા મતથી સંભવિત જ નથી."

એક અર્વાચીન કવિએ યોગ્ય જ કહ્યું છે:—

'હોય કસરતી જન, શરીર તેનું તસતસતું
સદા ખુશીમાં મન, વદન પણ દીસે હસતું.'

તસતસતું શરીર, સદા આનંદમાં રહેતું મન અને હાસ્ય વેરતું વદન—અહોહો! બીજું શું જોઈએ?

સુશ્રુત—(ઈ. સ. પૂ. ૬૦૦) વ્યાયામના ફાયદા નીચે મુજબ વર્ણવે છે:—

"શરીરનો ઉપચય, કાન્તિ, ગાત્રોની સુવિભક્તતા, પ્રદીપ્ત જઠરાગ્નિ, અનાલસ્ય, અંગનું સ્થિરત્વ (શરીરની દૃઢતા), લાઘવ (springlike body), અંગની શુદ્ધિ, શ્રમસહિષ્ણુતા, ક્લમ (મનની ગ્લાનિ એવો અર્થ ચરકટીકાકાર ચક્રપાણિ કરે છે.), સહિષ્ણુતા, પિપાસા, ઉષ્ણ શીત વગેરેની સહિષ્ણુતા અને પરમ આરોગ્ય—વ્યાયામથી પ્રાપ્ત થાય છે.

સ્થૂલતા (મેદવૃદ્ધિ—obesity) ના અપકર્ષણ માટે વ્યાયામ જેવી બીજી એક પણ વસ્તુ આ જગતમાં નથી. વ્યાયામ કરનાર મનુષ્યને રોગો કદી ડરાવતા નથી. વ્યાયામી મનુષ્ય ઉપર જરા (ઘડપણ) અચાનક હલ્લો કરવાની કદી હિંમત કરતી નથી. વ્યાયામ કરનારની માંસપેશિઓ મજબૂત બને છે. નાનાં હરણાં જેમ સિંહ ઉપર ધસવાની હિંમત નથી કરતાં, તેમ વ્યાયામ કરતાં કરતાં જેનું શરીર પરસેવાથી તરબોળ થયું છે અને પછી જેણે પોતાનું અંગ સારી રીતે ગદડાવ્યું છે—માલીસ કર્યું છે—તેની સામે વ્યાધિઓ આવવાની હિંમત જ નથી કરતા. ગમે તેવો બદશીકલ પુરુષ કેમ ન હોય પણ વ્યાયામથી તેનાં અંગ સુંદર—દર્શનીય બને છે. હમેશાં નિયમિત વ્યાયામનું સેવન કરનાર મનુષ્યને ગમે તેવું વિરુદ્ધ (દૂધ અને કાંદા, દૂધ અને મચ્છી—ઈત્યાદિ ખોરાક પરસ્પર વિરુદ્ધ ગણાય છે.), કાચું, પાકું અને હીન ભોજન પણ સહેલાઈથી પચી જાય છે. બલવાન અને સ્નિગ્ધ ભોજન કરનારા મનુષ્યો માટે વ્યાયામ સદા પથ્ય છે. શિયાળાની ઠંડી ઋતુમાં

અને વસંત-ઋતુમાં વ્યાયામ ખાસ સેવવો જોઈએ. જે મનુષ્યો પોતાનું હિત સમજી શકે છે એવાઓએ તો દરેક ઋતુમાં હમેશાં નિયમિત વ્યાયામ કરવો જ જોઈએ. પરંતુ વ્યાયામ જેટલું બળ હોય તેનાથી અર્ધો કરવો જોઈએ, નહિ તો વ્યાયામ નુકસાન કરશે: હૃદયમાં રહેલો વાયુ જ્યારે મોં વાટે બહાર નીકળવા લાગે ત્યારે સમજી લેવું કે હવે વ્યાયામ બંધ કરવો જોઈએ. વ્યાયામ વય, બલ, શરીરનો બાંધો, દેશ, કાલ, અન્નપાન વગેરેનો વિચાર કરીને જ કરવો જોઈએ, અન્યથા કરવાથી અનેક રોગો થાય છે. અતિવ્યાયામથી ક્ષય, તૃષ્ણા, અરુચિ, ઊલટી, રક્તપિત્ત, ભ્રમ, ક્લમ, ખાંસી, શોષ, જ્વર, શ્વાસ-આ રોગો થાય છે.

"રક્તપિત્તી, કૃશ, શોષી, શ્વાસ ખાંસી અને ક્ષયનો રોગી, સ્ત્રીઓ સાથેના સંયોગથી જે ક્ષીણ થઈ ગયો હોય તેનો ક્ષીણ, જેને ચક્કર આવતાં હોય તેવો, ભ્રમવાળો અને તુરત ખાઈ ઉઠેલા-આટલાઓએ વ્યાયામ ન કરવો જોઈએ." * ( શ્લો. ૩૮ થી ૫૦ )

* शरीरोपचयः कान्तिः गात्राणां सुविभक्तता ।
दीप्ताग्नित्वमनालस्यं स्थिरत्वं लाघवं मृजा ॥ ३९
श्रमक्लमपिपासोष्णशीतादीनां सहिष्णुता ।
आरोग्यं चापि परमं व्यायामादुपजायते ॥ ४०
न चास्ति सदृशं तेन किंचित् स्थौल्यापकर्षणम् ।
न च व्यायामिनं मर्त्यमर्दयन्त्यरयो भयात् ॥ ४१
न चैनं सहसाक्रम्य जरा समधिरोहति ।
स्थिरीभवति मांसं च व्यायामाभिरतस्य च ॥ ४२
व्यायामक्षुण्णगात्रस्य पद्भ्यामुद्वर्तितस्य च ।
व्याधयो नोपसर्पन्ति सिंहं क्षुद्रमृगा इव ॥ ४३
वयोरूपगुणैर्हीनमपि कुर्यात् सुदर्शनम् ।
व्यायामं कुर्वतो नित्यं विरुद्धमपि भोजनम् ॥ ४४
विदग्धमविदग्धं वा निर्दोषं परिपच्यते ।
व्यायामो हि सदा पथ्यो बलिनां स्निग्धभोजिनाम् ॥ ४५
स च शीते वसन्ते च तेषां पथ्यतमः स्मृतः
सर्वेष्वृतुषु अहरहः पुम्भिरात्महितैषिभिः ॥ ४६
बलस्यार्धेन कर्तव्यो व्यायामो हन्त्यतोऽन्यथा ।
हृदि स्थानस्थितो वायुर्यदा वक्त्रं प्रपद्यते ॥ ४७
व्यायामं कुर्वतो जन्तोस्तद्बलार्धस्य लक्षणम् ।
वयोबलशरीराणि देशकालाशनानि च ॥ ४८
समीक्ष्य कुर्यात् व्यायाममन्यथा रोगमाप्नुयात ।
क्षयतृष्णारुचिच्छर्दि रक्तपित्तभ्रमक्लमाः ॥ ४९
कासशोषज्वरश्वासा अतिव्यायामसंभवाः ।
रक्तपित्ती कृशः शोषी श्वासकासक्षयातुरः ॥ ५०
भुक्तवान् स्त्रीषु च क्षीणो भ्रमार्तश्च विवर्जयेत् ॥

सुश्रुत. चि. स्था. अ २८—३९ थी ५०

સુશ્રુતના ઉપરના વર્ણનમાં વ્યાયામ કોણે ન કરવો જોઇએ તે તરફ સૌનું ધ્યાન ખેંચાવું જોઇએ.

(૧) જેને નસકોરી ફૂટતી હોય, લોહીની ઊલટી થતી હોય, ઝાડામાં લોહી પડતું હોય, અને દાંતનાં પેઢુમાંથી લોહી નીકળતું હોય–તેવાઓએ કસરત ન કરવી જોઇએ.

(૨) જે બહુ કૃશ–સુકલકડો હોય તેણે કસરત ન કરવી.

(૩) જેનું શરીર દિન પર દિન સૂકાતું જતું હોય તેવાઓ માટે કસરતનો નિષેધ છે.

(૪) દમવાળા, ખાંસીવાળા અને ક્ષયરોગના દરદીઓ માટે કસરતનો નિષેધ છે.

(૫) ખાઇને તુરત જ કસરત ન કરવી જોઇએ.

(૬) " સ્ત્રીષુ ચ ક્ષીણઃ " – અત્યંત સ્ત્રીસહવાસની જેને લત પડી હોય તેને માટે વ્યાયામ નિષેધ છે.

પરંતુ એક વાતનો ખુલાસો અત્રે આવશ્યક છે. આપણા સમાજમાં પ્રચલિત માન્યતા એવી છે કે પરણેલાઓ માટે કસરત ઠીક નથી. કસરત તો કુંવારાઓ અને વાંઢાઓ માટે જ. આવી દુષ્ટ માન્યતા સમાજમાં ઘણી ઊંડી ઘર કરી બેઠેલી છે. પરણેલાઓ માટે વ્યાયામનો નિષેધ નથી પરંતુ જે પુરુષ અતિ સ્ત્રીસહવાસમાં ( સંભોગમાં ) લીન હોય તેવાઓ માટે જ કસરતનો નિષેધ સૂચવ્યો છે. પરણેલાઓ અતિ સ્ત્રીસહવાસ સાધે છે એમ માનવાનું કારણ શું વાજબી છે? પરણેલાઓ જો પોતાના ખાનગી જીવનમાં મિતયોગ ( moderation ) સાચવતા હોય તો તેમને માટે કસરતનો નિષેધ ન જ હોય– નથી જ. પરણેલાઓ એટલે લંપટ એવો જ અર્થ જો સમાજ કરતી હોય તો એવા સમાજ માટે શું લખવું તે મને સૂઝતું નથી. ખુલ્લા શબ્દમાં કહું તો ' સ્ત્રીષુ ક્ષીણઃ ' એ વાક્ય બહુપત્નીવાળા પુરુષો માટે લખાયેલું છે અને સુશ્રુતકાલીન સમાજમાં અભિજાત ( aristocratic ) કુટુંબોમાં અનેક પત્નીઓ કરવાનો ચાલ પ્રચલિત હતો. કામશાસ્ત્રના ગ્રંથો પણ આ અભિજાત લોક માટે જ લખાયેલા છે એમ વિદ્વાનો વાજબી રીતે માને છે. બહુપત્નીવાળા પુરુષો માટે વ્યાયામ નિષિદ્ધ છે, નહિ કે પરણેલાઓ માટે.

હું તો એટલે સુધી કહું છું કે જ્યાં સુધી દેહને આહારની જરૂર છે ત્યાં સુધી દેહને વ્યાયામની પણ જરૂર છે. અલબત્ત, અવસ્થા પ્રમાણે વ્યાયામના પ્રકારમાં ફેરફાર કરવો જોઇએ.

જે વાત પુરુષોને લાગુ પડે છે તે જ વાત સ્ત્રીઓને પણ લાગુ પડે છે. સ્ત્રીઓએ પણ કસરત હમેશાં કરવી જોઇએ.

## કસરત શાથી કરવી જોઇએ ?

આપણે બધા જાણીએ છીએ કે રુધિરની સ્વચ્છતા ઉપર જ આરોગ્ય નિર્ભર છે. રુધિરની સ્વચ્છતા સ્વચ્છ હવા, સારો ખોરાક, તીવ્ર જઠરાગ્નિ અને રુધિરાભિસરણની ગતિ ઉપર અવલંબે છે. હૃદયમાંથી રક્ત આખા શરીરમાં જાય છે. એક મોટી ધમની ( artary ) દ્વારા લોહી હૃદયમાંથી શરીરના ઇતર ભાગોમાં પહોંચે છે. આપણે નાડી જોઇએ છીએ ત્યાં ધબકારા લાગે છે એ હૃદયમાંથી રક્ત વહે છે તેના જ ધબકારા છે. એક પંપની માફક ' ધબધબ ' લોહી હૃદયમાંથી પંપ થાય છે. શરૂઆતમાં ધમનીઓનો જે વેગ હોય છે તેવો વેગ દૂરની ધમનીઓમાં હોતો નથી. જેમ ધમનીઓ હૃદયથી દૂર દૂર થતી જાય છે, તેમ તેમાં રક્તની ગતિનો જોશ ઓછો ને ઓછો થતો જાય છે.

કેશવાહિનીઓ ( capillaries ) અને શિરાઓમાં રક્તની ગતિ ખૂબ જ ધીરી હોય છે. કેશવાહિનીઓ દ્વારા જ શુદ્ધ અને અશુદ્ધ દ્રવ્યોની આપ-લે ચાલે છે, એ વાત શરીરશાસ્ત્રીઓ સારી રીતે જાણે છે. આ શુદ્ધ અને અશુદ્ધ દ્રવ્યોની આપ-લે ચાલુ રહે એ દરેક અંગને માટે ઘણું જ જરૂરનું છે. આ આપ-લે ચાલુ ત્યારે જ રહે કે જ્યારે રક્તની ગતિ અબાધિત રહે. ધમનીમાં રક્તની ગતિ હૃદયના ધબકારા ઉપર આધાર રાખે છે, પરંતુ કેશવાહિનીઓમાં અને શિરાઓમાં તો તે ગતિનો આધાર માંસપેશિઓના દબાણ ઉપર જ રહે છે. માંસપેશિઓ કોઇ વખત શિથિલ થઇ જવાથી શિરાઓની અંદર રક્તનો પ્રવાહ ઓછો થઇ જાય છે. આમ થતું અટકાવવા માટે માંસપેશિઓની શિથિલતા દૂર થવી જોઇએ. માંસપેશિઓ કસરતથી જ દૃઢ થાય છે. કસરત કરવાથી માંસપેશિઓ ( મસલ્સ ) મજબૂત બને છે. મજબૂત માંસપેશિઓનું દબાણ કેશવાહિનીઓ ઉપર આવે છે અને આવી રીતે અશુદ્ધ પદાર્થ શિરાઓ દ્વારા વેગથી ફેફસાંમાં લાવવામાં આવે છે.

એક તો આ લાભ અને બીજો લાભ કસરત વખતે શ્વાસોચ્છ્વાસ ખૂબ જ વધે છે. અશુદ્ધ હવા બહાર જાય છે, અને બહારની શુદ્ધ હવા–પ્રાણવાયુ–અંદર જાય છે. લોહીમાં જેમ બહારની સ્વચ્છ હવા વિશેષ પ્રમાણમાં જાય તેમ તે વધુ અને જલદીથી શુદ્ધ થાય છે. શુદ્ધ પ્રાણવાયુ લોહીને સાફ રાખે છે અને શરીરના નાડીતંત્રમાં અજબ સ્ફૂર્તિ લાવે છે. માણસ ગમે તેવો થાકી ગયો હોય પણ જરા વાર સ્વચ્છ હવામાં સૂઇ રહે છે તો તેનો થાક જોતજોતામાં ઊતરી જાય છે; તેનું કારણ પ્રાણવાયુની પ્રાણપ્રદ શક્તિ છે.. આથી જ સ્વચ્છ હવામાં વ્યાયામની જરૂર છે. આથી જ કસરતના ફાયદામાં પ્રાચીનોએ " लाघवं, कर्मसामर्थ्यं, दीप्तोऽग्निः " ગણાવ્યાં છે. રક્તશુદ્ધિ ઉપર જ જ્ઞાનતંતુઓનું સ્વાસ્થ્ય નિર્ભર છે અને આથી જ દેહની લઘુતા, કર્મસામર્થ્ય અને દીપ્તાગ્નિ વ્યાયામ ઉપર જ નિર્ભર છે, એ સૌ સમજી શકશે.

ત્યારે વ્યાયામથી ફેફસાં મજબૂત થાય, ચોખ્ખી હવા શરીરમાં જાય, શરીરના અશુદ્ધ પદાર્થો શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં બહાર નીકળી જાય, લોહી સાફ રહે, રક્તાભિસરણની ગતિ વધે, માંસપેશિઓ મજબૂત બને, શરીર હલકું ફૂલ જેવું બને અને જીવનશક્તિમાં વધારો થાય. આટલું જ નહિ પણ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ઝાડો–પેશાબ સાફ થાય છે. ગોળમટોળ શરીરો માટે તો વ્યાયામ એ અમોઘ ઔષધ છે.

## અતિવ્યાયામથી થતા ગેરલાભ

દરેક વસ્તુનો મિતયોગ એ વસ્તુનું મહત્ત્વ વધારે છે. અતિયોગ કે હીનયોગ એનું મહત્ત્વ ઘટાડી એને હેઠી પાડે છે. વ્યાયામનું પણ એમ જ છે. આપણે ઉપર કસરત કોણે ન કરવી જોઇએ તે જોઇ ગયા છીએ. સુશ્રુત કહે છે કે ઉંમર, બળ, શરીરનો બાંધો, દેશ, કાલ અને અન્નપાન—આ બધા ઉપર વિચાર કર્યા વિના વ્યાયામની યોજના જે કરશે તે રોગોનો ભોગ થઈ પડશે. ગરમ પ્રદેશમાં અને ગરમ ઋતુમાં વ્યાયામ બહુ જ હલકી જાતનો હોવો જોઇએ. ઠંડા મુલકમાં અને ઠંડી ઋતુમાં વિશેષ વ્યાયામ હિતકર થઇ પડે છે. સુકલકડી શરીરવાળાને માટે દંડબેઠક કુસ્તી જેવા દારુણ વ્યાયામ વર્જ્ય છે. બલવાન મનુષ્યો માટે હલકી કસરતો હિતકર નથી. ગમે ત્યારે વ્યાયામ કરનારને વ્યાયામના લાભ પ્રાપ્ત થતા નથી. નિયમસર સવારમાં કે સાંજના સ્વચ્છ હવામાં, શાંત મનથી

વ્યાયામ કરવો જોઇએ. મન ગમે ત્યાં ભટકતું હોય અને દંડ ખેંચે રાખવાથી યોગ્ય ફાયદો થતો નથી. વ્યાયામ તન્મયતાથી—ભાવનાથી—થવો જોઇએ.

અતિવ્યાયામથી અનેક ગેરલાભો થાય છે. આપણા દેશના ગરીબોને પેટ ભરી પૂરતું ખાવા મળતું નથી અને સારો દિવસ તનતોડ મહેનત કરવી પડે છે એટલે ક્ષયના ઘણા દરદીઓ આ દેશમાં જોવામાં આવે છે. અતિવ્યાયામનું પરિણામ ક્ષય, શોષ, ખાંસી, શ્વાસ વગેરે છે. ચરક કહે છે કે " प्राक् श्रमात् व्यायामवर्जी स्यात् " શ્રમ પહેલાં વ્યાયામનો ત્યાગ કરવો. સુશ્રુત કહે છે કે " बलस्य अर्धेन कर्तव्यः व्यायामो हन्त्यतोऽन्यथा। " જેટલું બલ હોય તેનાથી અર્ધા બલથી વ્યાયામ કરવો. ' બલાર્ધ 'ની વ્યાખ્યા એક જણે નીચે પ્રમાણે આપી છે: " કુખ, લલાટ, નાક, હસ્ત, પાદ અને સંધિઓ—દરેકમાં પરસેવો થાય અને મુખમાં શોષ પડે એ ' બલાર્ધ 'નાં લક્ષણો છે. "

અતિવ્યાયામથી બે પહાડ જેવા જુવાનો મરી ગયેલા મેં જોયા છે. અતિવ્યાયામથી હૃદય ઉપર એટલી બધી માઠી અસર થાય છે કે ન પૂછો વાત. અતિવ્યાયામથી હૃદયમાં ધબકારા ( palpitation ) થાય છે અને હૃદય નબળું પડે છે. માંસપેશિઓ બહુ થાકે એટલે તેમાંથી સારકોલેક્ટીક એસિડ નામનો એસિડ સ્રવે છે અને તે લોહીમાં મળે છે. પરિણામે, લોહીનો અમ્લપ્રતિયોગી ( alkaline ) ગુણ નષ્ટ થાય છે અને અમ્લતાનો વધારો થવાથી અનેક જાતના ભયંકર રોગો પ્રાદુર્ભાવ પામે છે. માંસપેશિઓને બહુ થકવવાથી તેની સ્થિતિસ્થાપકતા કમી થાય છે, તેની સંકોચશક્તિ કમી થાય છે અને તે ઢીલી પડી જાય છે. બહુ કુસ્તી કરનારા કે ગજા ઉપરાંત કામ કરનારા મજૂરો—આ જ કારણથી વહેલા મરણશરણ થાય છે.

આજકાલ વ્યાયામનો શોખ ગૂજરાતની યુવાન પ્રજામાં વધતો જતો જોવામાં આવે છે એ હર્ષની વાત છે. પરંતુ આજના ઘણાખરા અખાડાઓમાં શાસ્ત્રીય રીતિએ વ્યાયામની યોજના કરવી ઘટે છે. ઇંદ્રિયવિતાનશાસ્ત્ર ( physiology )ના સિદ્ધાંતોને સમજીને વ્યાયામની યોજના કરવામાં આવે તો ઘણો સારો લાભ થવા સંભવ છે. આંખો મીંચીને દંડ કાઢયા જ કરવા કે ખાઇપીને બેઠકો કરવી કે કલાકો સુધી મગદળો ફેરવવાં કે દશ–બાર જણા સાથે કુસ્તી કરવી–આ બધાથી ફાયદાને બદલે ગેરફાયદો થાય છે. ૫૦૦ દંડ ઉતાવળે અને ઢંગધડા વિનાના કરવા કરતાં પદ્ધતિસરના ૫૦ દંડ વધુ ફાયદાકારક છે. કુસ્તીમાં ઘણી વખત અતિવ્યાયામ જ થવાનો સંભવ રહે છે. શક્તિ અનુસાર, ક્રમશઃ, વ્યાયામ વધારવામાં વાંધો નથી, પરંતુ એકદમ વધુ વ્યાયામસેવન હિતાવહ નથી.

### કયો વ્યાયામ સારો ?

આ પ્રશ્નનો જવાબ આપવો એ સહેલું કાર્ય નથી. કેટલાક કહે છે કે દંડ બેઠક કુસ્તી વગેરે દારુણ વ્યાયામથી શરીરને વધુ પડતો શ્રમ પડે છે માટે તેના કરતાં યોગનાં આસનો કરવાં વધુ હિતાવહ છે. બીજા કહે છે કે યોગાસનો કે દેશી વ્યાયામ–પદ્ધતિ કરતાં ખુલ્લા મેદાનમાં, સ્વચ્છ હવામાં, ટેનીસ, ફુટબોલ, હોકી કે ક્રિકેટ રમવાં વધુ હિતાવહ છે. ત્રીજો પક્ષ કહે છે કે એ બધુંય ખરું, પણ કુસ્તી તો કુસ્તી જ છે. તેની બરાબરી કોઇ કરી શકે એમ નથી. ચોથો પક્ષ કહે છે કે વજન ઊંચકવા (Weight–lifting) જેવી બીજી એક પણ સરસ કસરત નથી. વેઇટ લિફ્ટીંગથી શરીર જેવું દૃઢ બને છે અને વજન વધે છે તેવું વજન કશાથી બનતું નથી. કોઇ કહે છે કે આ બધી વ્યાયામપદ્ધતિઓ

ખર્ચાળ અને અકુદરતી છે. મહેનત સાથે ઉત્પાદન ( fruitful labour ) પણ થાય એ જ વ્યાયામ સૌથી સરસ અને સાદો. ખેતરમાં કે બગીચામાં જઇ ખોદવું કે બગીચાને પાવા કૂવામાંથી પાણી કાઢવું કે ઘંટી ફેરવી ૫–૧૦ શેર ખપ જેટલું દળી લેવું કે ઘરનાં લાકડાં કાપનાં-ચીરવાં–આ શું ઓછું લાભદાયી છે ? યોગાસનના હિમાયતીઓ કહી રહ્યા છે કે આરોગ્યસંરક્ષણ અને દીર્ઘાયુષ્ય માટે યોગાસનોની બરાબરી કરી શકે એવી બીજી એક પણ વ્યાયામપદ્ધતિ નથી. ચાલવાના શોખીનો કહે છે કે આ બધી કડાકૂટ કરતાં સાંજના સંધ્યાકાલે મિત્રો સાથે ૩–૪ માઇલ ફરી આવવું એ શું બસ નથી ? તરવાના શોખીનો કહે છે કે તરવા જેવી બીજી સારી કસરત એક પણ નથી. ઘોડેસ્વારીના અને મોટર કે સાઇકલોના શોખીનો પોતાનો જ એકડો ખરો કરાવવા ક્યાં કટિબદ્ધ નથી થતા ? દેશી રમતોના હિમાયતીઓ ખો, આટયાપાટયા, ગેડીદડા વગેરે સ્ફૂર્તિજનક રમતોનાં યશોગાન ગાતાં થાકતા નથી. જેલોમાં ' ચક્કી ' ફેરવતાં જે ' મસલ્સ બિલ્ડિંગ ' અમો અનુભવતા તે ઉપરથી તો પ્રત્યેક અખાડામાં એક ચક્કી રાખવી જ જોઇએ એમ અમો માનતા. સરસ વ્યાયામ છે ! અને આ ' વિટામિન ' ના યુગમાં, જ્યાં તાજૂત જેવી ફ્લોર મિલો ચૌટે ચૌટે થઈ છે ત્યાં ' ચક્કી ' ની પ્રતિષ્ઠા ફલપ્રદ નથી શું ?

આ બધામાંથી અમુક જ વ્યાયામ સરસ છે એમ કહેવું તે સહેલું કામ નથી. વ્યાયામ માત્ર સરસ છે–સુંદર છે. મનુષ્યજાતની રુચિ પણ ભિન્નભિન્ન છે. ગમે તે વ્યાયામ કરે તેમાં ખોટું કંઇ જ નથી.

વ્યાયામ સિવાયનો કોઇ ન રહે એ સમાજે જોવું જોઇએ. શહેરો વચ્ચોવચ નાનાનાના બગીચાઓ બનાવી તેમાં ખેલવા–કૂદવાની બાળકોને છૂટ હોવી જોઇએ. બચ્ચાં ધૂળમાં ન રમે પણ હરિયાળી જમીનમાં રમે એ ઇચ્છવાયોગ્ય છે, ધૂળથી બાળકનું આપણે રક્ષણ કરવું જોઇએ.

બાળકો માટે હલકી જાતનો, તાલબદ્ધ Rhythmic અને સસંગીત વ્યાયામ યોજવો જોઇએ. બેંડના સંરોદ સાથે લેઝીમ ચાલતી હોય વા ડ્રીલ ચાલતી હોય એ દૃશ્ય બહુ જ સુંદર હોય છે.

## સ્ત્રીઓ માટે વ્યાયામ

" સ્ત્રીઓને ઘરકામ શું ઓછું છે કે તમો તેમને માટે વ્યાયામની જરૂર જુઓ છો ? પાણી ભરવું, વાસણ વીછળવાં, રાંધવું, કપડાં ધોવાં વગેરે પૂરતું નથી શું ? " – આ અને આવા બીજા અનેક પ્રશ્નો આપણી સામે ઉપસ્થિત થાય છે. પાણી ભરવામાં, દળવામાં, કપડાં ધોવામાં, સ્ત્રીઓને ઓછો વ્યાયામ મળે છે એમ કહેવાનો મારો આશય જ નથી. એ પણ સરસ વ્યાયામ છે. ગામને પાદરે કૂવો હોય અને ત્યાં ૪૦–૫૦ સ્ત્રીઓ પાણી ખેંચતી હોય, પાણીનાં બેડાં મૂકીને ' સરખી સાહેલડીઓ ' સાથે વાતો કરતી કરતી છટાથી ચાલતી સ્ત્રીઓને જોવી એ પણ સરસ દૃશ્ય છે.

" સો સો બેડલિયાંની હેલ્યું ચડે "
છલકાતું આવે બેડલું, થલકાતી આવે નાર રે
મારી સાહેલીનું બેડલું. "

*

" રાણકદેવડી રે કાંઇ વધે દી' ને રાત રે
પાંચ વરસની પાણી ભરે. "

આ આપણાં લોકગીતોમાંથી છલકાતાં બેડાં સાથે ચાલી આવતી 'મલકાતી નારો' અને જુવાન વહુઓ પાણી ભરીભરીને દી' ને રાત વધતી જ ચાલી જાય–એ ભાવ સહેજે વિસરાય એમ નથી. કેટલાંયે કવિહૃદયોને કૂવા ઉપરના રમણીવૃંદે બેચ્યાં છે. માથે બબ્બે બેઢાં લઇ, ધરણીને જાણે ધ્રુજાવતી ન હોય એવા રૂવાબથી ચાલતી સ્ત્રીને જોઇ કોનું હૃદય હર્ષથી નાચ્યું નહિ હોય ? એ આપણી 'મલકાતી' માબહેનોનાં અંગલાઘવ અને કર્મ-સામર્થ્યનાં દ્યોતક છે.

પરંતુ ખરેખર હાલ આ સ્થિતિ છે શું? હું તો ના કહું છું. આજ તો આપણાં જીવનમાં ઉલ્લાસ નથી, આનંદ નથી, મસ્તી નથી. આજે સાસુનણંદના ટટરાથી જુવાન 'માયકાંગલી' વહુ બેડું લઇ કૂવે જાય છે, મરતાં મરતાં પાણી સીંચે છે અને વેઠ માફક પાણી વહીને નિઃસાસો મૂકે છે અને કમર દુખવાની બૂમો પાડે છે. આમ બળજબરીથી કરાવેલો વ્યાયામ વધૂઓનાં વદનો મ્લાન કરી રહ્યો છે. પ્રથમ તો છલકાતાં બેઢાં સાથે ચાલી આવતી 'મલકાતી નારો'નાં જીવનમાં એક જાતની 'મસ્તી' હતી. તેમનાં ચલનમાં, તેમનાં પાણીસિંચનમાં, તેમનાં દળણું દળવામાં એક જાતની ખુમારી હતી. આજે ખુમારી અને મસ્તીને ઠેકાણે કરુણાજનક વેઠ છે.

આપણે નવજીવનની નવપલ્લવતા જોવા અધીરા બન્યા છીએ. એ વખતે સ્ત્રીઓ માટે પણ વ્યાયામ વિષે વિચાર કરવો પડશે. મુલરે સ્ત્રીઓ માટે જે વ્યાયામની યોજના રજૂ કરી છે તે તેમજ બીજી એવી વ્યાયામ–રીતો આપણે વિચારવી પડશે. સ્વચ્છ હવામાં ટેનીસ, સાયકલીંગ, રાઈડીંગ, સ્કેટિંગ, ચકબિલ્લુ, વગેરે રમે અથવા કરે. એ ઇચ્છવા યોગ્ય છે. દિનપરદિન જે માનસિક શ્રમ આપણને ભોગવવો પડે છે તેને ભરપાઇ કરવા માટે વ્યાયામની ખૂબ જ જરૂર છે. સ્ત્રીઓમાં ચપળતા આવે, તે ઝપાટાભેર ચાલે, એ 'અબળા' મટી 'સબળા' થાય, તે 'માયકાંગલી' મટી 'મલપતી નાર' થાય એ માટે વ્યાયામની ખાસ જરૂર છે. દરેક સ્ત્રી સાંજના છ વાગ્યા પછી બહાર ફરવા જાય અને ત્યાં કંઇક રમે એ ઇચ્છવાયોગ્ય છે. તે રસોડાની ચાર ભીંતોમાંથી નીકળી બહારનું સૃષ્ટિ-સૌંદર્ય જુએ એ નિતાન્ત આવશ્યક છે. યોગનાં કેટલાંક આસનો સ્ત્રીઓ ઘર આગળ કરી શકે અને તે તેમના માટે સારાં પણ છે. ઘરનું કામકાજ તો આપણી સ્ત્રીઓ કરશે જ પણ તે સાથે થોડી બહારની કસરતો પણ તે કરશે તો તેના દેહ અને મન માટે તે ફલદાયી નીવડશે.

## વ્યાયામ અને ભોજન

'व्यायामो हि सदा पथ्यो बलिनां स्निग्धभोजिनाम्'

(सुश्रुत)

બલવાન અને-સ્નિગ્ધ ભોજન લેનાર મનુષ્યો માટે વ્યાયામ સદા પથ્ય છે એમ સુશ્રુત કહે છે. કસરત કરવાથી શરીરમાંથી પાણી, ક્ષારો, કાર્બન અને નાઇટ્રોજન વિશેષ પ્રમાણમાં જાય છે માટે તે ખોટ ભરપાઈ કરવા માટે આપણે સારો પુષ્ટિકર ખોરાક ખાવો જોઇએ. કોષ (cells) રચનામાં જે અગત્યનો ભાગ ભજવે છે તે દ્રવ્યનું નામ 'કોપદ' —અંગ્રેજીમાં એને 'પ્રોટિન' કહે છે. આ પ્રોટિનયુક્ત ખોરાક કસરતવાળાઓએ વધુ લેવો જોઇએ. દરેક જાતનાં કઠોળમાં પ્રોટિન ખૂબ પ્રમાણમાં છે પરંતુ પ્રાણિજ પ્રોટિન (animal protein) અતિ ઉપયોગી–અતિ સુપાચ્ય ગણાય છે. આપણે જે માંસ નથી ખાતા તેમને માટે દૂધ જ એક એવો ખોરાક છે જેમાં આપણને ઉત્તમ પ્રોટિન મળી

રહે. માટે કસરત કરનારાઓએ દૂધ ખાસ પીવું જોઇએ. દૂધની બનાવટો દહીં, છાશ, માખણ, ઘી, પેંડા, શીખંડ ઇત્યાદિ ખાદ્ય પદાર્થો વ્યાયામી માટે અત્યંત હિતકર છે. દૂધમાં પ્રચૂર પ્રમાણમાં ચૂનો, ફોસ્ફરસ, પ્રોટિન, સાકર જેવાં ઉપયોગી તત્ત્વો છે. આ સાથે ઘઉંની રોટલી, પૂરી, શીરો વગેરે લેવાય તો વિશેષ સારું. શાકભાજી, ફળ, દૂધ, ભાત, રોટલી, પૂરી વગેરે આહાર વ્યાયામીઓ માટે જરૂરી છે. ટૂંકમાં, કાર્બન, નાઇટ્રોજન, ખનિજ ક્ષારો અને પાણી—આ તત્ત્વો શરીરમાંથી વધુ ખર્ચાય છે માટે વધુ લેવાં જોઇએ. આહારશાસ્ત્રનું પ્રાથમિક જ્ઞાન દરેક વ્યાયામપ્રેમીએ જાણી લેવું જોઇએ.

આપણે અહીં ચણાની દાળ ભીંજવીને કાચી ખાવાનો ચાલ મલ્લો વગેરેમાં જોવામાં આવે છે. માંસાહારીઓના ખાદ્ય પદાર્થોમાં જે સ્થાન ઇંડાંનું છે તેવું જ સ્થાન નિરામિષાહારીઓના ખોરાકમાં ચણાનું છે એમ સ્વ. ડૉ. બી. ડી. બસુ કહે છે.[1] આપણા પૂર્વજો ચણાનું મહત્ત્વ બરાબર સમજ્યા હતા એમ મને લાગે છે. ચણાની અનેક બનાવટો અને તેનો ઓછોવત્તો હમેશાં ઉપયોગ-યોજનાર પૂર્વજોની દીર્ઘદૃષ્ટિ માટે આપણને માન થાય છે. સેવ, ગાંઠીઆ, મગસ, વડી, પાપડ, ચણા, ડાળિયા-વગેરે ચણાની અનેક બનાવટો શું બતાવે છે? ડાળિયા ખાવાનો ચાલ પાડનાર પુરુષ શું ઘેલો હશે?

બહુ ખાટાં, ખારાં અને રૂક્ષ ભોજન વ્યાયામપ્રેમીએ કદી ન લેવાં. ફળ, શાકભાજી અને પ્રવાહી ખોરાક વધુ લેવાય તો સારું. કબજિયાત અને અજીર્ણ જેને રહેતાં હોય તેવાઓ માટે વ્યાયામ હિતાવહ નથી નીવડતો. કબજિયાત અને અજીર્ણ આહારની ભૂલને લઇને અને આપણી કેટલીક કુટેવોને લઇને થાય છે. યોગ્ય આહારવિહાર સાથે શાસ્ત્રીય વ્યાયામની યોજના થાય તો વધારે સારું.

## વ્યાયામ પછી માલીસ

उद्वर्तनं कफहरं मेदसः प्रविलापनम् ।
स्थिरीकरणमंगानां त्वक्प्रसादकरं परम् ॥ (વાગ્ભટ)

માલીસ કફને હણનાર છે, મેદને પીગળાવી નાખનાર છે, પ્રત્યેક અંગને મજબૂત બનાવનાર છે અને ચામડીને સુંદર બનાવનાર છે.

વાગ્ભટ કહે છે કે વ્યાયામ પછી થોડી વાર શરીર દબાવવું. માલીસ તેલ વડે કરવામાં આવે છે. તેલના ફાયદા આપણે અગાઉ જોઇ ગયા છીએ. घृतात् श्रेष्ठतमं तैलं मर्दने न च भक्षणे-અર્થાત્ મર્દનમાં તો ઘી કરતાં તેલ જ શ્રેષ્ઠ છે. માલીસથી રુધિરાભિસરણ વધે છે, થાક ઊતરી જાય છે, એટલું સ્નેહ શરીરમાં પ્રવેશે છે, ચામડીને અતિ સ્વચ્છ રાખે છે, માંસપેશિઓને દૃઢ બનાવે છે, કબજિયાત મટાડે છે. પેટ ઉપર ધીરેથી માલીસ કરવાથી કબજિયાત દૂર થાય છે. મધુમેહવાળાઓને માટે તૈલાભ્યંગની ડૉ. બાસુ ખાસ ભલામણ કરે છે. "अभ्यंगं कारयेन्नित्यं सर्वेष्वंगेषु पुष्टिदम्" હમેશાં અભ્યંગ તો કરવો જ જોઇએ; કારણ કે તે પુષ્ટિપ્રદ છે. માલીસથી મુખની કાંતિ અને દેહની દૃઢતા વધે છે. નાડીતંત્રને સ્નેહન મળે છે.

બાપાલાલ ગ. વૈદ્ય

---

1 "In the cookery of vegetarian Indians, besan serves the same purpose as the yolk of an egg does in European cookery."
(Diabetes Mellitus & its Dietetic Treatment, p. 74.)

## ૩

## ગાલ્વેનો-મિટર

પરંતુ આજ સિદ્ધાંત અને વિદ્યુતના અન્ય સિદ્ધાંત ઉપરથી રચવામાં આવેલું ગાલ્વેનો મિટર (Galvano-meter) નામનું યંત્ર આ દિશામાં જાણવા જેવું કાર્ય કરે છે. જે માણસના ઉપર પ્રયોગ કરવાનો હોય છે તેના હાથમાં ગાલ્વેનો-મિટરનો એક છેડો મૂકવામાં આવે છે. ડૉ. બોઝ જેમ છોડને ઝેર કે સાકર ખવરાવીને તેને થતી વેદના કે ઉપજતો આનંદ પડદા ઉપર બતાવી શકે છે, તેમ ગેલ્વેનો-મિટરનો પ્રયોગકાર પણ પોતાની પાસે બેઠેલા મનુષ્યમાં કેટલાક શબ્દો બોલીને લાગણી ઉત્પન્ન કરે છે; અને તે લાગણીની તીવ્રતા પડદા ઉપર આપી શકે છે.

મુંબઇ ઇલાકાના માજી ગવર્નર સર લેસ્લી વિલ્સન ઉપરે આ યંત્રનો જે પ્રયોગ કરવામાં આવ્યો હતો તે બહુ રમુજી છે. જ્યારે તે મૈસુરમાં પ્રવાસે ગયા હતા ત્યારે તેમને આ યંત્ર પાસે બેસાડવામાં આવ્યા હતા. પ્રયોગો કરનાર પ્રોફેસર જે વસ્તુઓ વિષે તેમને ગ્રંથિ (Complex) હોય તે વસ્તુઓનાં નામ તેમની સમક્ષ બોલતા હતા. પ્રથમ તો તેણે 'બાલ્યાવસ્થા' શબ્દ ઉચ્ચાર્યો. પ્રોફેસરે આશા રાખી કે આ શબ્દથી તેમની લાગણી જાગ્રત થશે અને પડદા ઉપર સોય એકદમ પોતાના સ્થાનથી એક ખૂણા તરફ ચાલી જશે. થોડીક સેકંડો ગઇ પરંતુ સોય તો ત્યાં ને ત્યાં જ પડી રહી. પ્રોફેસરને પોતાના યંત્ર વિષે શ્રદ્ધા હતી, એટલે તેમણે પોતાનો પ્રયોગ ચાલુ રાખ્યો. તે 'માતા' શબ્દ બોલ્યા. સોય જરાક ખસી, પરંતુ પ્રબળ લાગણી થઇ હોય એવું એકે ચિહ્ન દેખાયું નહિ. ત્યાર પછી પ્રોફેસર 'ગૃહ' 'પત્ની' વગેરે શબ્દો બોલ્યા, પરંતુ સોય તો નહિ જેવી જ ખસી. આ યંત્રથી મનુષ્યની લાગણીઓ માપી શકાય છે તે દાવો હવે ખોટો ઠરવા માંડ્યો. જે યંત્રની શક્તિનાં ગુણગાન બહુ ગવાતાં હતાં તે યંત્ર આ રીતે પોતાને હાથે ખોટું પડતું જોઇને સર લેસ્લી વિલ્સનને બહુ આનંદ થતો હતો.

પ્રોફેસરની મૂંઝવણનો પાર જ નહોતો. પોતાની ભૂલ થતી હતી કે યંત્ર જ ખોટું છે એવા પ્રશ્ન તેના મનમાં રમી રહ્યા. પરંતુ તેને ઓચિંતી પ્રેરણા થઇ હોય તેમ તે 'સુધારા' અને 'સાઇમન કમિશન' શબ્દ બોલ્યા. આ શબ્દ જેવા તેના હોઠમાંથી બહાર નીકળ્યા કે તરત જ જે સોય અત્યાર સુધી લગભગ શાન્ત હતી તે એકદમ પોતાના સ્થાનથી એક ખૂણા તરફ દૂર ચાલી ગઇ. સર લેસ્લી વિલ્સનની લાગણીઓ આ કમિશનથી કેટલી ક્ષુબ્ધ થઇ રહી હતી તે તરત જ જણાઇ આવ્યું.

આ પ્રમાણે આ યંત્રથી માણસના જીવનમાં કઇ લાગણીઓ કેટલી પ્રબળ છે તે ચોક્કસ રીતે માપી શકાય છે. પરંતુ જો તેનો ઉપયોગ આટલો જ થઇ શકતો હોય તો તેમાં સામાન્ય

માણસને કાંઇ રસ પડે નહિ. પરંતુ એનો ઉપયોગ વ્યવહારમાં થઇ રહ્યો છે./ અમેરિકાની કોર્ટોમાં ગુનેગારો પકડવામાં આ યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે. જે માણસ ખુની હોય તેના આગળ જે માણસનું ખૂન થયેલું હોય તેનું નામ આપીએ તો ગાલ્વેનો મિટરની સોય એકદમ દૂર ચાલવા માંડશે. જે માણસે ખૂન નહિ કર્યું હોય, પરંતુ આ કૃત્ય વખતે હાજર હશે તેની ઉત્તેજિત લાગણીઓ પણ દેખાઇ આવશે. આ પ્રમાણે આ યંત્ર ગુનાની શોધમાં મદદ કરે છે. અલબત્ત, આ યંત્ર ઉપર જ બધો આધાર રાખી શકાય નહિ, અને રાખવામાં આવતો પણ નથી, પરંતુ તેની મદદથી પોલિસનું કાર્ય કેટલેક અંશે સરલ થાય છે. જે માણસે હારની ચોરી કરી હશે તેની આગળ 'રોટલી' 'પાણી' 'વહાણ' 'ચોપડી' જેવા શબ્દો બોલીશું તો સોય પોતાના સ્થાનથી નહિ જેવી ફરશે; પરંતુ જો વચ્ચે આપણે 'હાર' શબ્દ બોલીશું તો તરત જ સોય એકદમ સ્થાનથી દૂર જશે. અલબત્ત, કોઇ માણસે દશ વર્ષ પહેલાં ચોરી કરી હોય અથવા નાનપણમાં ચોરી વિષે કાંઇ વિચાર સ્થાયી રહે તેવો અનુભવ થયો હોય તેથી પણ સોય ફરશે, એટલે આ અખતરા ઉપરથી તેના જીવન વિષે આપણને કાંઇક માહિતી મળે; પરંતુ તે માહિતી એકદમ યથાર્થ મળે તે માટે બીજા પ્રયોગો અને વિશેષ તપાસ કરવાની જરૂર રહે ખરી.

છતાંય આ પ્રયોગથી ડૉ. યુંગના ઉપર લખેલા પ્રયોગની માફક અમુક મનુષ્યના જીવનનાં વહેણ કઇ દિશામાં વહે છે—તેની અમુક લાગણી કેટલી પ્રબળ છે તે જણાય છે. અને તેને વિષે વિશેષ જાણવા માટે એનું અવલોકન કરવા માટે આપણા હાથમાં કેટલીક કૂંચીઓ આવે છે.

## શિક્ષણશાસ્ત્ર અને ગ્રન્થિ

માનસશાસ્ત્ર ગ્રન્થિનો વ્યવહારમાં જે ઉપયોગ કરે છે તે આપણે જોઇ ગયા. ગ્રંન્થિનો ખ્યાલ શિક્ષણશાસ્ત્રમાં પણ કેટલાક મૌલિક ફેરફારો કરવા તરફ આપણને પ્રેરે છે. ૭ વર્ષનો રમણીક શાળામાં અભ્યાસ કરવા જાય છે. શિક્ષક તેને 'ક, ખ,' વગેરે શીખવવા પ્રયાસ કરે છે. 'ક, ખ' શીખતી વખતે રમણના મનમાં 'ક, ખ'ના ગ્રહણ, ધારણ આદિ વ્યાપાર ચાલી રહ્યા છે એટલું જ નહિ પણ તેના મનમાં બીજી કેટલીક ક્રિયાઓ પણ ચાલે છે. શિક્ષકને જોઇને તેને પ્રથમ તો તેનો પિતા યાદ આવશે. એ રમણ તેના પિતાથી બીતો નહિ હોય તો તે શિક્ષકથી પણ નહિ બીએ; અને હોંશથી 'ક, ખ' શીખશે. પરંતુ જો રમણ તેના પિતાથી બીતો હોય તો તે શિક્ષકથી પણ બીશે; શિક્ષક પ્રત્યે તેને અણગમો ઉત્પન્ન થશે, અને એ શિક્ષકના 'ક, ખ'ના શિક્ષણ પ્રત્યે પણ તેને અણગમો ઉત્પન્ન થશે. પિતા, શિક્ષક અને 'ક, ખ' તેના મનમાં જુદાં જુદાં રહેતાં નથી; પરંતુ તે સર્વને એક જ વૃત્તિ એક સાથે સાંકળી દે છે, અને તેમની ગ્રન્થિ (Complex) બને છે. આવી પરિસ્થિતિમાં જો રમણ 'ક, ખ' ઝપાટાબંધ ન શીખે તો તે મંદબુદ્ધિ છે એમ આપણે નહિ કહી શકીએ: તેના ઉપર જો શિક્ષક ગુસ્સે થાય તો તેના વિરુદ્ધની ગ્રન્થિ દૃઢ બને છે, અને શિક્ષણનું કાર્ય વધારે કપરું બને છે. આ રીતે શિક્ષક માત્ર 'ક, ખ' શીખવવાની સારામાં સારી રીત જાણી સંતુષ્ટ રહી નથી શકતો; પરંતુ તેણે 'ક, ખ'ના શિક્ષણ ઉપરાંત રમણને પણ બરાબર ઓળખવો જોઇએ. આથી જ નૂતન શિક્ષણશાસ્ત્રનો એક સિદ્ધાંત છે કે અંબાશંકરને સંસ્કૃત શીખવવા માટે શિક્ષકે માત્ર સંસ્કૃત ન જાણવું જોઇએ, પરંતુ અંબાશંકરને પણ જાણવો જોઇએ. એક વિદ્વાને આ વિષયની ચર્ચા કરતાં લખ્યું છે

કે "To teach John Greek, the teacher should know not only Greek but also John."

આવો જ અનુભવ વર્ણવતાં ગિજુભાઇ કહે છે કે "જ્યારે બાલમંદિરમાં નવાં બાલકો આવે છે ત્યારે તેમાંનાં ઘણાંખરાં તો મોટી મૂછોવાળા ગિજુભાઇને જોઇને ડરી જાય છે અને મારી પાસે આવતાં ય નથી; પરંતુ કેટલોક સમય ગયા પછી તેમને અનુભવથી પ્રતીતિ થાય છે કે અમારા બાપા જેવી ગિજુભાઇને મુછો છે છતાં પણ ગિજુભાઇ કદી ઠપકો કે ધમકી આપતા નથી એટલે તે મારી પાસે આવે છે, હસે છે, રમે છે."

બાપા મોટી ઉંમરના પુરુષ છે અને શિક્ષક પણ મોટી ઉંમરના પુરુષ છે એટલા જ ઉપરથી બાળકોનાં પ્રીતિનાં કે અપ્રીતિનાં ઝરણાં શિક્ષક પ્રત્યે હમેશાં વહતાં નથી. જે શિક્ષકની આંખો, ભ્રમર કે હોઠ કે બીજું કાંઇ અંગ બાપાની આંખો, ભ્રમર, હોઠ કે તે અંગને મળતું આવતું હોય તે શિક્ષક પ્રત્યે બાપા પ્રત્યે અનુભવાતો સ્નેહ કે સ્નેહનો અભાવ અનુભવાય છે. એટલે જ એક વિદ્યાર્થીને એક શિક્ષક ઉપર વિશેષ પ્રીતિ, તો બીજા વિદ્યાર્થીને બીજા શિક્ષક ઉપર વિશેષ પ્રીતિ આપણે જોઇએ છીએ. અને આ વિચારસરણી એક યુવતીને અમુક જ યુવક તરફ સ્નેહ પ્રકટે અને બીજા યુવકને અમુક જ યુવતી તરફ ભાવ થાય એ ઘટના ઉપર–Love at first sight ઉપર–પ્રકાશ નાખે છે.

ગ્રન્થિના વિચારમાંથી ફલિત થતાં બીજા અનુમાનો આપણે હવે વિચારીશું. રતિલાલ શિક્ષક પાસે "લ્યુથરે ધર્મસુધારણામાં આપેલો ફાળો" શીખે છે. એ શીખી રહ્યા પછી જો આપણે રતિલાલને લ્યુથર વિશે પ્રશ્નો પૂછીશું તો લ્યુથર વિશે તે જે જે હકીકત શીખ્યો હશે તે તેના ચિત્તમાં આવવા પ્રયાસ કરશે; પરંતુ તે પ્રયાસ સફળ થાય કે ન પણ થાય. રતિલાલના ચિત્ત ઉપર માત્ર લ્યુથરની જ છાપ નથી પડી; પરંતુ તે સાંભળતી વખતે તેના મનનું સ્વાસ્થ્ય, વાતાવરણની પ્રેરકતા, શિક્ષકની પ્રસન્નતા–આ બધી વસ્તુના અસ્તિત્વે કે તેમના અભાવે પણ તેના હૃદય ઉપર ગૂઢ છતાં ચિરંજીવ છાપ પાડેલી છે; અને જો એ છાપ સરવાળે સુખદ હશે તો તેનું શિક્ષણ તેને યાદ આવશે, અને જો સરવાળે દુઃખદ હશે તો એ યાદ આવતાં વાર લાગશે અથવા એ યાદ નહિ જ આવે. રતિલાલ લ્યુથર વિશે શીખે છે; એ ઉપરાંત એ ઇતિહાસ પ્રત્યે પોતાનું પ્રીતિમય કે અપ્રીતિમય વલણ દૃઢ કરે છે; કેવળ ઇતિહાસ તરફ નહિ પણ સમસ્ત શિક્ષણ પ્રત્યે તે એ સમયે પોતાનો અભિપ્રાય બાંધે છે; અને શિક્ષક પ્રત્યે પોતાની વૃત્તિ–પ્રેમલ કે પ્રેમરહિત–પણ સ્થિર કરે છે. પ્રો૦ કીલપેટ્રીક (Kilpatrick) જેને Foundations of Method નામના પુસ્તકમાં The question of the larger versus the narrow method કહે છે એ પ્રશ્ન આ બધી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં ઉપસ્થિત થાય છે. લ્યુથરના શિક્ષણ સાથે અનેક વસ્તુઓ ગુંથાઇ જાય છે અને ગ્રંથિ બને છે. લ્યુથરના વિશે સારામાં સારું જ્ઞાન આપવાથી જ શિક્ષકનો કેયડો પૂરો થતો નથી; જો એમ હોત તો સો વિદ્યાર્થીમાંથી માત્ર ચાળીસ વિદ્યાર્થીઓ જ મુંબાઇ વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષામાં પાસ થાત નહિ; લ્યુથર વિશે શીખતી વખતે વિદ્યાર્થીની બધી શક્તિઓ ખીલે છે કે નહિ, એ એમાં પોતાનો આત્મા રેડે છે કે નહિ તે જોવાનું રહે છે. જે પદ્ધતિ આ બધું જુએ છે ત્યાં પરિણામ આપણી શિક્ષણ પદ્ધતિ કરતાં વધારે સારું આવે છે.

જેમ વિદ્યાર્થી ગ્રન્થિઓ લેતા આવે છે, અથવા વર્ગમાં નવી ગ્રન્થિઓ રચે છે, તેમ શિક્ષકો પણ ગ્રન્થિઓ લેતા આવે છે; અને તેનું પરિણામ કેટલીક વાર અનિષ્ટ આવે છે.

હાઇસ્કૂલના એક શિક્ષક બુદ્ધિશાળી, સ્નેહાળ તેમ જ ભલા હતા. તે નાનપણમાં ગરીબાઇમાં ઉછર્યા હતા. તેમને ભણતાં ભણતાં માફી કરાવવી પડી હતી, તેમ જ બીજાની મદદ અનેક વાર લેવી પડી હતી, અને આવી સહાયની યાચના સમયે જે અનુભવો થયા હતા તે સુખદ નહોતા. છતાંય આ શિક્ષકવર્ગમાં વિદ્યાર્થીઓ જરાક નિયમનો ભંગ કરે કે તરત જ તેમને ધમકી આપતાઃ "તમારી માફી પાછી ખેંચાવી લઇશ." "ફરીથી જો આમ કરશો તો દંડ કરીશ" "તમારી આખી માફીને બદલે અર્ધી માફી કરાવીશ."

જેમ એક બાઇ પોતાની સાસુના દુઃખથી કંટાળી જાય છે, છતાંય જ્યારે પોતે સાસુ થાય છે ત્યારે પોતાના દીકરાની વહુને એવું ને એવું જ દુઃખ આપે છે, અને સત્તા-ગ્રન્થિ (Power-Complex) વ્યક્ત કરે છે તેમ આ શિક્ષક પણ તે જ ગ્રન્થિ તેવા સમયે વ્યક્ત કરતા હતા.

શિક્ષક ખરેખર ભલા હતા, અને તેમણે પોતાની ધમકી કદી પણ અમલમાં મૂકી નહોતી; છતાંય આવી ઉક્તિઓ વિદ્યાર્થીઓના હૃદયમાં સોંસરી ઊતરી જતી અને તેમની સત્તાગ્રન્થિ (Power-Complex) સતેજ કરવામાં ભાગ ભજવતી. શિક્ષક પોતાની ગ્રન્થિ ન સમજે તો વિદ્યાર્થીઓના જીવનઘડતરમાં તે કેવો અનુચિત ભાગ ભજવે છે તે આ દૃષ્ટાંત બતાવે છે.

બીજા એક શિક્ષક વિદ્યાર્થી તરીકે હોંશિયાર હતા. તેમને અભ્યાસ કરી રહ્યા પછી કૉલેજમાં પ્રોફેસર થવાની તીવ્ર આકાંક્ષા હતી. પરંતુ દુર્ભાગ્યે તે ઇચ્છા પૂરી થઇ શકી નહિ. પરંતુ એ ઇચ્છા એટલી બધી પ્રબળ હતી કે તે આવિર્ભાવ પામવા માર્ગ શોધતી હતી. પ્રોફેસર થવાનો સીધો સરળ માર્ગ રહ્યો નહિ એટલે તેણે જરા આડો માર્ગ શોધ્યો. આ શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ પોતે જાણે પ્રોફેસર હોય એમ હંમેશ વ્યાખ્યાન કરતા, અને એ વ્યાખ્યાનમાં એ લાંબામાં લાંબા શબ્દો વાપરવાનું ચૂકતા નહિ. જ્યારે illness શબ્દ વાપરવો હોય ત્યારે, તે valetudinarianism વાપરતા.

એ કેટલીક વાર મજામાં આવી જાય ત્યારે પોતે વાપરેલા શબ્દોના અક્ષરો ગણતા અને વિદ્વત્તાનો આંક અક્ષરોની સંખ્યાથી મૂકતા. વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઉપર આની અસર કદાચ કાંઇ નહિ થઇ હોય, પરંતુ તેમને આ શિક્ષકનું વ્યાખ્યાન સમજવું અઘરું થઇ પડતું અને તેટલે અંશે તો ખોટ જતી જ.

ગુજરાતી શાળાના એક શિક્ષકે એક વાર વર્ગમાં પૂછ્યું: "શિવલાલ, 'છોકરો જાય છે.' એ વાકયમાં ક્રિયાપદ કહો જોઇએ?" શિવલાલે તરત જ પ્રત્યુત્તર આપ્યોઃ "છોકરો." શિક્ષકની બધી મહેનત ધૂળધાણી થઇ ગઇ. શિક્ષકે તરત જ વર્ગમાં પોતાની છાતી કૂટી અને કહ્યુંઃ "હું આટલી આટલી મહેનત કરું છું અને તમે 'છોકરો' ક્રિયાપદ કહો છો;" પરંતુ હજુ તેમના ક્રોધનો આવેગ પૂરો થયો નહોતો. તેમણે પોતાના કાંડા ઉપર બે ત્રણ બટકાં ભર્યાં અને ક્રોધને વ્યક્ત કર્યો. વર્ગમાં કેવું હર્ષ-શોકમિશ્રિત વાતાવરણ થઇ રહ્યું હશે તેની કલ્પના થઇ શકે એમ છે. આ શિક્ષક પોતાની જાતને જ શિક્ષા કરીને બધા સમયે બેસી રહેતા નહોતા; પરંતુ કેટલીક વાર તો વિદ્યાર્થીઓને પણ અત્યંત સખત શિક્ષા કરતા

હતા; અને છતાંય તેમના હાથ નીચે થઇને પસાર થયેલા વિદ્યાર્થીઓ બી. એ. થયા એનો એમને ઘણો ગર્વ થતો હતો. આ શિક્ષકને શા વાસ્તે વર્ગમાં આમ વર્તવું પડતું હશે તે વિશે પ્રકાશ નાખે એવી કાંઇ માહિતી મળી નથી.

આ પ્રમાણે શિક્ષકો પોતાની ગ્રન્થિઓ વ્યક્ત કરે છે અને તેનું પરિણામ વિદ્યાર્થીઓને સહન કરવું પડે છે. જો શિક્ષકો પોતાનો જીવન–પ્રવાહ સમજી શકે, પોતાના આંતરજીવનનાં પ્રેરક બળો ધ્યાનમાં લે, પોતાની ગ્રન્થિઓની જાળ બરાબર ઉકેલી શકે તો વિદ્યાર્થીઓને શિક્ષકોની ત્રુટીઓનું ફળ ભોગવવું પડે નહિ. શિક્ષકે પોતાની જાતને બરાબર ઓળખવી જોઇએ; એટલે જ એક વિદ્વાને યોગ્ય રીતે લખ્યું છે કે "To teach John Greek, the teacher must not only know Greek but also John; and above all himself."

ગ્રન્થિઓ સ્વીકૃત હોય છે કે અસ્વીકૃત હોય છે એ આપણે જોઇ ગયા છીએ. આપણે ગ્રન્થિઓનાં જે દષ્ટાંતો જોયાં છે તે દષ્ટાંતોમાં ગ્રન્થિઓ એ ને એ જ રીતે, સીધી રીતે વ્યક્ત થાય છે. રાજકારણ ગ્રન્થિ–politics complex, અંત્યજ ગ્રન્થિ–untouchability complex, પ્રતિદૂધ ગ્રન્થિ–Anti-milk complex, ગલી ગ્રન્થિ–narrow lane complex—આ સર્વ ગ્રન્થિઓ એ જ સ્વરૂપમાં વ્યક્ત થાય છે. દૂધથી અથવા સાંકડી ગલીથી બીવાનો જેને અનુભવ થયો છે તે દૂધ અથવા સાંકડી ગલી અથવા તેને મળતી ખાઇથી બીએ છે. અંત્યજ–ગ્રન્થિવાળા મનુષ્યને બાલ્યાવસ્થામાંથી અસ્પૃશ્યતાના સંસ્કારો મળ્યા છે એટલે સીધેસીધો અસ્પૃશ્યતાનો બચાવ કરે છે; એ અસ્પૃશ્યતાને ભૂલી જઇને બીજી કોઇ વસ્તુનો બચાવ નથી કરતો.

પરંતુ કેટલીક વાર ગ્રન્થિ સીધેસીધી પ્રકટ ન થતાં આડીઅવળી, પરોક્ષ રીતે પ્રકટ થાય છે. એક બાઇએ નૈતિક ગુનો કર્યો હતો. આ ગુના માટે તેણે પશ્ચાત્તાપ કરવો જોઇતો હતો; પણ તે બાઇ ગુનાની વાત સાવ ભૂલી ગઇ હતી. છતાંય એણે કરેલો દોષ પ્રત્યક્ષ રીતે નહિ તો પરોક્ષ રીતે વ્યક્ત થતો હતો. તે બાઇ હૃદય શુદ્ધ નહોતી કરતી, પરંતુ તેને એવી જ એક ટેવ પડી હતી. હૃદય શુદ્ધ કરવાને બદલે તે અનેક વાર હાથ ધોયાં કરતી હતી. આવી કુટેવને અંગ્રેજીમાં Washing mania કહે છે. પશ્ચાત્તાપ ગ્રન્થિએ સીધેસીધો રસ્તો લેવાને બદલે આડો પરોક્ષ રસ્તો લીધો હતો.

એક સ્ત્રીને એક પુરુષ પ્રત્યે પ્રેમ થયો હતો; તે હૃદયમાં આઘાત થાય એવો એક અનુભવ થવાથી તે તે વ્યક્ત કરવા માટે તેનો પ્રેમ સીધી રીતે વ્યક્ત કરી શકતી નહોતી. હાથમાં જે કરન્સી નોટ આવે તેનો નંબર જ તે જોયા કરતી હતી, અને સમયનો પારાવાર વ્યય કરતી હતી. એ બાઇને ખબર નહોતી કે આવી રીતે કોઇ પુરુષ પ્રત્યેનો પ્રેમ તે વ્યક્ત કરે છે, અને એ પ્રેમનો આવિર્ભાવ સીધેસીધો ન થતાં કેટલાંક માનસિક કારણોને લઇને પરોક્ષ રીતે થતો હતો. આ કારણો શોધી કાઢવાં એ નૂતન માનસશાસ્ત્રનું વિશિષ્ટ કાર્ય છે.

આ વિષય જુદી વિચારણા માગી લ્યે છે, એટલે અહીં આ લેખ સમાપ્ત કરીશું.

શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય,
ભાવનગર.

ચુનીલાલ ના. શાહ

# આર્ય અને અનાર્ય

[ રામશંકર દવે અને ચિંતામણિ પાઠક ]

રામ૦—તમે કોણ છો ?

ચિંતા૦—હું આર્ય છું, હું હિંદુ છું.

રામ૦—તમારું નામ શું ?

ચિંતા૦—ચિંતામણિ પાઠક.

રામ૦—અહીં આવવાનું કંઇ પ્રયોજન ?

ચિંતા૦—હું તમારા માસિકમાં લેખ લખવા ઇચ્છું છું.

રામ૦—શું લખશો ?

ચિંતા૦—હું આર્ય છું અને આર્યધર્મ સંબંધી કંઇક લખીશ.

રામ૦—આર્ય શી વસ્તુ છે, મહાશય ?

ચિંતા૦—( વિસ્મિત થઇને ) જી, આર્ય કોને કહે છે તે આપ જાણતા નથી ? હું આર્ય છું, મારા પિતા વિશ્વનાથ આર્ય હતા, તેમના પિતા કાશીનાથ આર્ય હતા, તેમના પિતા—

રામ૦—સમજ્યો,—તમારો ધર્મ કયો ?

ચિંતા૦—એ કહેવું ભારે મુશ્કેલ છે. ટૂંકમાં એટલું જ કહી શકું કે અનાર્યોનો જે ધર્મ છે તે આર્યોનો નથી.

રામ૦—અનાર્ય લોક કોણ છે ?

ચિંતા૦—જે આર્ય નથી તે અનાર્ય છે. હું અનાર્ય નથી, મારા પિતા વિશ્વનાથ અનાર્ય ન હતા, તેમના પિતા કાશીનાથ અનાર્ય ન હતા. તેમના પિતા—

રામ૦—હવે વધારે બોલવાની જરૂર નથી. કોઇ પણ હેતુપૂર્વક વિશ્વનાથ મારા પિતા નથી અને કાશીનાથ સાથે મારે કશો સંબંધ નથી, તેથી હું અનાર્ય છું, નહિ વારું ?

ચિંતા૦—તે તો હું ચોક્કસ નથી કહી શકતો.

રામ૦—( ક્રોધાયમાન થઇને ) અરે ! તમે શું કહો છો ? ચોક્કસ નથી કહી શકતા ? વિશ્વનાથ મારા પિતા નથી એ તમે ચોક્કસ નથી કહી શકતા ? કોણ જાણે તમે કઇ જાતના હશો, તમારી સાથે મારે સંબંધ શો ?

ચિંતા૦—જાતની વાત નથી રહી, પણ વંશની વાત થઇ રહી છે, મહાશય ! તમે યે પણ ભુવનવિદિત આર્ય વંશમાં જન્મ ગ્રહણ—

રામ૦—તમારા પિતા વિશ્વનાથ જે વંશમાં જન્મ્યા હતા તે વંશમાં હું પણ જન્મ્યો છું ! ખેડૂતને ત્યાં જન્મી આટલી બધી ખુમારી રાખો છો ? ખરું ને ?

ચિંતા૦—ખેર, ભલે તમે આર્ય વંશમાં ન પેદા થયા હો ! પણ હું અને મારા બાપદાદા તો આર્ય છીએ. હાય ! કયાં છે અમારા તે પૂર્વપુરુષ ! કયાં છે કશ્યપ, ભરદ્વાજ અને ભૃગુ—

રામ૦—તમે બોલો છો શું ? કશ્યપ તો અમારો પૂર્વપુરુષ છે—અમારું ગોત્ર જ કશ્યપ છે. ભરદ્વાજ અને ભૃગુ તમારા પૂર્વપુરુષ ક્યાંથી ?

ચિંતા૦—તમે એ બાબતમાં તદ્દન અજ્ઞાન છો. એ સંબંધી તમારી સાથે કોઇ પણ આલોચના થઈ શકે એમ નથી. હાય ! આ બધું અંગ્રેજી શિક્ષણનું શોચનીય પરિણામ છે.

રામ૦—અંગ્રેજી શિક્ષણનું પરિણામ તમારામાં નથી માલમ પડતું ?

ચિંતા૦—જી, એ દોષ તમે મારા ઉપર મૂકી શકો એમ નથી; કારણ, સ્વાભાવિક આર્ય લોહીના તેજના કારણે તદ્દન બાલ્યવયમાં જ હું નિશાળમાંથી નાસી આવ્યો હતો.

[ હરિદાસ અને બીજા લેખકોનો પ્રવેશ ]

રામ૦—આવો, આવો ! લેખો બધા તૈયાર છે ?

હરિ૦—આ જુઓને.

ચિંતા૦—કયા વિષય પર લખો છો મહાશય ?

હરિ૦—ગમે તે વિષય ઉપર.

ચિંતા૦—આર્યોના સંબંધમાં તમે કંઇ લખ્યું છે ?

હરિ૦—નહિ.

ચિંતા૦—આર્યોના વિજ્ઞાન સંબંધી—

હરિ૦—યુરોપિયન લોકો આર્ય છે અને તેમનું વિજ્ઞાન—

ચિંતા૦—યુરોપિયન લોકો અતિ નિકૃષ્ટ જાતિ છે અને વિજ્ઞાનસંબંધમાં અમારા પૂર્વજો આગળ તેઓ તદ્દન મૂર્ખ છે, એ વાતને હું પ્રમાણસહિત સાબીત કરી શકું છું. આર્ય લોકો હજી સુધી પણ શરીરે તેલ ચોળ્યા પહેલાં અશ્વત્થામાનું સ્મરણ કરી જમીન પર ત્રણ વાર તેલ છાંટે છે. શા કારણે તેઓ એમ કરે છે, તે તમે જાણો છો ?

હરિ૦—નહિ.

ચિંતા૦—( રામશંકરને ) તમે ?

રામ૦—નહિ.

ચિંતા૦—( લેખકોને ) તમે જાણો છો ?

૧ લેખક—નહિ.

ચિંતા૦—આટલુંયે નથી જાણતા તો પછી તમે વિજ્ઞાન સંબંધમાં માથું કેમ મારો છો ? હાય ! બગાસાં ખાતી વખતે આર્ય લોકો ટચાકડી કેમ વગાડે છે, તે તમે જાણતા નથી ?

બધા—( એકે અવાજે ) અમે કંઇ પણ જાણતા નથી.

ચિંતા૦—ઠીક, આર્ય રમણીઓ પંખો હલાવતાં હલાવતાં જો તે શરીરમાં લાગી જાય તો તેને એક વાર જમીન પર કેમ પટકી દે છે તે તમે જાણો છો ?

બધા૦—નથી જાણતા.

ચિંતા૦—જુઓ તો ખરા ! આ વિષય સંબંધી કંઇ પણ આલોચના કે અનુસંધાન કર્યા સિવાય તમે કહી નાખો છો કે યુરોપીય વિજ્ઞાન શ્રેષ્ઠ છે. તેથી ઊલટું તમે એટલું પણ જાણતા નથી કે આર્ય લોકો છીંકે છે કેમ, બગાસાં ખાય છે કેમ, અને તેલ ચોળે છે કેમ ?

હરિ૦—ઠીક મહાશય, તમે જ કહોને ? તેલ ચોળ્યા પહેલાં ત્રણ વાર જમીન ઉપર છાંટવાનું કારણ શું ?

ચિંતા૦—મેગ્નેટિઝમ! (આકર્ષણ શક્તિ) બીજું કંઈ નહિ. અંગ્રેજીમાં જેને કહે છે મેગ્નેટિઝમ.

હરિ૦—(આશ્ચર્યપૂર્વક) તમે મેગ્નેટિઝમ સંબંધી કંઇ અંગ્રેજી વિજ્ઞાનશાસ્ત્ર ભણ્યા છો?

ચિંતા૦—કંઇ નહિ. અને એની જરૂર પણ નથી. વિજ્ઞાનશાસ્ત્ર અગર કોઇ પણ શાસ્ત્ર ભણવા માટે અંગ્રેજી ભણવાની જરૂર નથી. અમારા આર્ય લોકો શું કહે છે? પ્રાણશક્તિ, ધારણશક્તિ અને કારણશક્તિ – એ ત્રણ શક્તિઓ છે. એમાં તેલની સાધારણ શક્તિનો સમન્વય થવાથી સ્નાન કર્યા પહેલાં અમારા શરીરમાં ભૌતિક કારણશક્તિ ઉત્તેજિત થાય છે—એ જ મેગ્નેટિઝમ છે. ઓગણસમી સદીના અંગ્રેજ લોકો સ્નાન કર્યા પછી શરીરે તેલ ચોળે છે પણ તેના કરતાં કેટલાયે હજાર વર્ષો પહેલાંથી જ અમારા આર્ય લોકોમાં રૂમાલથી શરીર લૂછવાની પ્રથા ચાલતી આવી છે તે ઉપર વિચાર કરી જુઓ!

લેખકો—(આશ્ચર્યપૂર્વક) ધન્ય છે આર્ય લોકોની વિજ્ઞાન સંબંધીની પારદર્શિતાને! આર્ય–પાઠક મહાશયોની કેવી જ્વલંત શોધ!

હરિ૦—(મનમાં) ઠીક, આજે બરોબર મૂર્ખો મળ્યો છે, પણ એના ઉપર ક્રોધ કરવાની જરૂર નથી. દરેક વર્તમાનપત્રમાં એ લેખ લખે છે. સાંભળ્યું છે કે એ ભલા માણસોને પણ સારી પેઠે ગાળો દઇ શકે છે. અને એ માટે એ પ્રસિદ્ધ પણ છે.

ચિંતા૦—જુઓ, આર્ય બ્રાહ્મણો સવારે ફૂલ તોડે છે. કેમ તોડે છે તે તમે જાણો છો?

હરિ૦—પૂજાસમયે દેવ–દેવીને ચઢાવવા.

ચિંતા૦—નહિ, નહિ. તમે કોઇ વાતનો ગંભીર વિચાર પણ કરતા નથી. સવારે ફૂલ તોડવા માટે જ્યારે ઋષિઓની અનુમતિ છે ત્યારે એ વાત ચોક્કસ સ્પષ્ટ થાય છે કે હવામાં ઓક્સિજન વાયુ જે હોય છે તે તેઓ જાણતા હતા. જ્યારે તેઓ ઓક્સિજન વાયુને જાણતા હતા ત્યારે બીજા વાયુ સંબંધી પણ તેઓને પૂરેપુરું જ્ઞાન હતું તેમાં જરાયે સંદેહ નથી. એ રીતે એક પછી એક ખૂબ સ્પષ્ટ રીતે પ્રમાણિત કરી કહી શકાય કે આધુનિક યુરોપીય રસાયનશાસ્ત્રની કોઇ પણ વાત તેમનાથી અજાણ ન હતી. બગાસાં ખાતી વખતે ટચાકડી કેમ ફોડવામાં આવે છે—એ પણ મેગ્નેટિઝમ છે. ઉત્તાનવાયુ સાથે આધાનશક્તિ મળવાથી જ્યારે ભૌતિક બળથી પરિચાલિત નિધાનશક્તિ સ્વશક્તિના પ્રભાવથી પ્રાણ, કારણ અને ધારણ એ ત્રણેનો અતિક્રમ કરે છે ત્યારે સત્વ, રજ અને તમ એ ત્રણેની વ્યતિક્રમ દશા થાય છે. એ પ્રકારે મધ્યમા અંગૂઠાના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો વાયવ તાપનો કારણભૂત સ્નાયવ તાપ સૌરતાપ સાથે મળી જઇને જીવદેહના ભૌતિક તાપની આત્યંતિક પ્રલય દશા સંગઠિત થવા દેતો નથી. એને વિજ્ઞાન ન કહેશો તો કોને કહેશો? એટલા માટે જ અમારા ઋષિમુનિઓએ ડાર્વિનના કોઈ પણ ગ્રંથો વાંચ્યા ન હતા!

લેખકો—આશ્ચર્ય! ધન્ય! ધન્ય છે આર્ય–મહિમાને! આ વાતો સંબંધી હજી સુધી અમે કંઇ પણ જાણતા ન હતા.

હરિ૦—(મનમાં) અને આજ પણ કંઇ સમજમાં નથી આવતું.

ચિંતા૦—જમીન પર પંખો પટકવા માટે કંઈ પણ પૂછો તો પણ તે મેગ્નેટિઝમ! સમ્પ્રસારણ અને નિઃસારણ, વિપ્રકર્ષણ અને નિકર્ષણ એ પણ કોઈ એક ભૌતિક ક્રિયાઓના યોગ—

રામ૦—માફ કરો મહાશય, મારું તો માથું દુઃખે છે. પંખો પટકવા સંબંધી તમે મારા પત્રમાં લખજો. બોલતાં બોલતાં તમારું મોઢું સુકાઇ ગયું હશે; એક પાન આણી દઉં?

ચિંતા૦—જી, નહિ. હું તમારે ત્યાં પાન ખાઇ શકતો નથી. તમે આર્ય લોકો પેઠે સદાચારનું પાલન કરતા નથી. જે આધ્યાત્મિક શક્તિ અમારા આર્યોની નસોમાં વંશપરંપરા થયાં વહી રહી છે તે શક્તિ—

રામ૦—મહાશય, થોભો. તમને હું પાન આપીશ નહિ, પણ પાણી તો પીશો ને ?

ચિંતા૦—પાણી ! સત્યાનાશ ! ! તે તો એથી પણ ખરાબ છે. ઉચ્ચ જાતિના લોકો નીચ જાતિને ત્યાં પાણી કેમ પીતા નથી ? એક જાતિ બીજી જાતિનું અડકાયેલું અન્ન કેમ ખાતી નથી ? પહેલાં આર્ય લોકો અનાર્યોની છાયા માત્રથી અભડાઈ જતા હતા એ કેમ ? તેમાં શું વિજ્ઞાન નથી ? જરૂર છે. સાંભળો, એ પણ મેગ્નેટિઝમ છે. ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ પ્રકારની દૈહિક વિકરણશક્તિ—

રામ૦—થોભો, થોભો. પાણી પણ રહેવા દો,—જેમાં તમને આરામ મળે, તમારા શરીરમાં રહેલી વિકરણ શક્તિને પોષણ મળે તેવું કરીએ.

લેખકો—ધિક્કાર છે રામશંકર તમને ! તમે આર્યશ્રેષ્ઠ પાઠક મહાશયની જ્ઞાનગર્ભ વાતો પણ સાંભળવા ન દીધી ?

૧ લેખક—(બીજાને) પાઠક મહાશયની કેવી અસાધારણ યુક્તિ, શક્તિ અને જ્ઞાન ! પણ એમાંનું કંઇ પણ તમારી સમજમાં આવ્યું ભાઈ ?

૨ લેખક—નહિ ભાઇ, સમજવામાં કંઇ ન આવ્યું. ફરીવાર ચોક્કસ પૂછી લઇએ. (પાઠકને) ઠીક મહાશય, તમે ધારણ, કારણ વગેરે જે બધી શક્તિઓનો ઉલ્લેખ કર્યો છે તે શું છે ?

ચિંતા૦—તે બીજું કંઇ નહિ, પણ અંગ્રેજીમાં જેને 'ફોર્સ' કહે છે, મેગ્નેટિઝમ કહે છે, તે છે.

લેખકો૦—(એકકે અવાજે) અરે ! સમજ્યા, સમજ્યા !

હરિ૦—જી, હજી તો હું કંઇ પણ સમજ્યો નથી.

લેખકો—(ખીજવાઇને) સમજ્યા ? મૅગ્નેટિઝમ-ફોર્સ—સીધી વાત ! મૅગ્નેટિઝમ તો જાણો છો ને ? ફોર્સ તો જાણો છો ને ? એ પણ એ જ છે ! આર્યોની અસાધારણ વિજ્ઞાનચર્ચા !

૧ લેખક—આ બધી વાતો સ્પષ્ટપણે સમજવા માટે દરેક શાસ્ત્ર જાણવાની જરૂર છે. (પાઠકને) તમે તો બધાં શાસ્ત્રો વાંચ્યાં હશે ?

ચિંતા૦—નહિ, શાસ્ત્રોને તો જોયાં પણ નથી. હું અને મારા પિતા વિશ્વનાથ અને તેમના પિતા કાશીનાથ આર્ય હતા—તે માટે હું શાસ્ત્રોને ભણવાની જરૂર જોતો નથી.

૨ લેખક—પરન્તુ વિજ્ઞાનશાસ્ત્ર તો જરૂર તમે ભણ્યા હોય એમ લાગે છે.

ચિંતા—જી, નહિ. હું મારી પોતાની ચિંતાશક્તિના પ્રભાવથી આર્ય જાતિનું છીંકવું, બગાસાં ખાવું, ટચકડી ફોડવી વગેરે આચારવ્યવહારનાં અનેક સૂક્ષ્મ વૈજ્ઞાનિક તત્ત્વોની શોધ કરી ચૂક્યો છું, તેથી મારે વિજ્ઞાન વાંચવાની જરૂર નથી. તમે એ સાંભળી મારા પર કદાચ વિશ્વાસ કરશો નહિ, પણ આર્ય શાસ્ત્રોની દિવ્યતાના સોગંદ ખાઇ હું કહી શકું છું કે હું આર્ય શાસ્ત્ર અગર વિજ્ઞાન કંઇ પણ ભણ્યો નથી. મારી તમામ વિદ્યા એ મારા સ્વાધીન, ચિંતન અને જ્ઞાનનું ફળ છે !

હરિ૦—સોગંદ ખાવાની જરૂર નથી,—તમારા ઉપર વાંચવા-લખવાનો કોઇ પણ ગુનો મૂકી શકતું નથી. *

અનુવાદક
**મગનલાલ કે. મીસ્ત્રી**

---

* મૂળ લેખક : રવીન્દ્રનાથ ટાગોર. (મૂળ બંગાળી ઉપરથી)

# અણોઠી

[ છન્દ—વસંત ]

( ૧ )

એ કોણ પેલી
મદથી ભરેલી
પીગાળતી પથિકનું મન વાંકી નેને ?
રક્તાંગી રામા,
રતિરંગ કામા,
ના બાધતી કદિ વિષાદની છાંય જેને !

( ૨ )

સોત્કંઠ જોતી
હસતી, નપોતી !
ના ભૂમિની ઉપરથી બહુ હાથ ઊંચી :
કોણે નિહાળી
રમણી રૂપાળી ?
જો ના ગઈ હૃદયમાં સહસા જ ખૂંચી !

( ૩ )

શો ઘાટ એનો—
ચળકાટ એનો ?
બક્ષ્યા ગુણો કુદરતે બળવાન કેવા ?
સદ્‌ભાગ્ય ખોળે,
સુખને હીંડોળે
કોણે દીઠી, ઉરે નહીં લલચાયું લેવા ?

( ૪ )

મેં જોઈ કાટે,
જન કેરી હાટે
જ્યાં તું હતી રમતી રોજ સુવર્ણ સંગ :
ના કોઈ કાળે,
પણ આ ઉછાળે
મારો હતો તુજ પરે ઉલટચો ઉમંગ !

પતીલ

# સ્વામી આનંદગિરિ

## ગુજરાતના મહાન નૈયાયિક અને વેદાંતકેસરી

ગુજરાતમાં કેટલાક વિદ્વાન નરરત્નો થઇ ગયા છે અને તેઓએ કેવળ ગુજરાતને નહિ પણ સમસ્ત ભારતવર્ષને પોતાના જ્ઞાનામૃતનું પાન કરાવ્યું છે. આપણે હાલમાં પણ તેમનાં પુસ્તકો ઉપરથી તેમના જ્ઞાનનો આનંદ મેળવતાં તેમની અગાધ વિદ્વત્તા ઉપર મુગ્ધ થઇએ છીએ. ગુજરાતમાં વિદ્વત્તાના ક્ષેત્રનો વિસ્તાર વિસ્તૃત થયો હોય તો તે ગુજરાતનાં અનેક જ્ઞાનમંદિરોને જ આભારી છે એમ કહીશું તો તે અતિશયોક્તિ નહિ જ ગણાય. ગુજરાતમાં અનેક જ્ઞાનમંદિરો છે. પાટણ, ખંભાત, અને અમદાવાદના જૈન ભંડારો, આદ્ય શંકરાચાર્યસ્થાપિત ચાર આશ્રમોમાંનું શારદાપીઠ તેમ જ સ્વામિનારાયણ સંપ્રદાયનું મુખ્ય ધામ વડતાલ–આ બધાં ગુજરાતનાં જ્ઞાનમંદિરો છે અને તેમાં સર્વ વિદ્યાઓનું જ્ઞાન ભરેલું છે. આ જ્ઞાનમંદિરોદ્વારા અનેક વિદ્વાનો ગુજરાતમાં થઇ ગયા છે અને તેઓ માનવજાતને ઉપયોગી ધર્મ, ન્યાય, વ્યાકરણ, તત્ત્વજ્ઞાન અને વેદાંત વગેરે ઉપર અનેક ગ્રંથો લખી માનવજાત ઉપર મહાન ઉપકાર કરી ગયા છે. એવા વિદ્વાનો પૈકી આનંદગિરિ કે આનંદજ્ઞાન જે વેદાંત અને ન્યાયના મહાન વિદ્વાન હતા અને જેમણે તે વિષયો ઉપર અનેક ગ્રંથો લખ્યા છે તેમનો તેમ જ તેમના ગુરુ અને ગુરુભાઇઓ તથા તેમના રચેલા અનેક વિદ્વત્તાપૂર્ણ ગ્રંથોનો પરિચય આપવાનો પ્રસ્તુત લેખનો આશય છે.

### આનંદગિરિ

આનંદગિરિ કે આનંદજ્ઞાન બંને એક જ માણસનાં બે નામો છે. કારણ કે આનંદગિરિ તર્કસંગ્રહમાં પોતાનું નામ આનંદજ્ઞાન જણાવે છે,[1] ત્યારે શાસ્ત્રપ્રકાશિકામાં પોતાનું મૂળ નામ આનંદગિરિ લખે છે.[2] આનંદગિરિનું પૂર્વાશ્રમનું નામ જનાર્દન હતું એમ જણાય છે. કારણ પ્રસિદ્ધ ગ્રંથ તત્ત્વાલોક જનાર્દન પંડિતે રચ્યો હતો એમ તે ગ્રંથમાં લખ્યું છે. આ તત્ત્વાલોકનો નિર્દેશ આનંદગિરિએ ઇશાવાસ્ય ભાષ્ય ટિપ્પણમાં કર્યો છે. તેમાં લખે છે કે, ભાસ્કરાભિમત પરિણામવાદને અમોએ તત્ત્વાલોકમાં નિરસ્ત કર્યો છે.[3] તેમજ તેમણે લખેલ તૈત્તિરીય ભાષ્ય ટિપ્પણમાં પણ અમારો તત્ત્વાલોક એમ લખ્યું છે.[4] આ બધાં ઉપરથી જણાય છે કે આનંદગિરિનું પૂર્વાશ્રમનું નામ જનાર્દન હતું.

---

૧ इति श्रीमत् परमहंस परिव्राजकाचार्य श्री शुद्धानंद पूज्यपादशिष्य भगवदानंदज्ञान विरचिते तर्कसंग्रहे प्रथम परिच्छेदः ॥ तर्कसंग्रह.

૨ वार्तिकामृत सर्वस्व, मास्वादयितुमिच्छवः । शास्त्रप्रकाशिका । आनंदगिरिसम्भूतां, समुपाध्वं सरस्वतीम् ॥ अ. १ पृ. ८८५.

૩ भास्कराभिमत परिणामवादस्तत्त्वालोके निरस्त एवास्माभिः ॥ ईशावास्य भाष्यटिप्पण, આનંદાશ્રમ આવૃત્તિ પાન ૧૫

૪ જુઓ તૈત્તિરીય भाष्यटिप्पण, આનંદાશ્રમ આવૃત્તિ, પાન ૬.

આ જનાર્દન પંડિત ક્યાંના રહીશ હતા તે જણાયું નથી, પણ તેમનાં પુસ્તકો ઉપરથી તે ગુજરાતના વતની હશે એમ જણાય છે. જનાર્દન પંડિતે મેઘદૂત ઉપર जनानन्दनं નામની ટીકા લખી છે અને રઘુવંશ ઉપર પ્રતનુભાષ્ય નામની ટીકા લખી છે અને આ ટીકાઓમાં કેટલેક ઠેકાણે સમજવા માટે ગુજરાતી શબ્દો લખ્યા છે. આ ગુજરાતી શબ્દો તે પુસ્તક લખાયું તે સમયની પ્રચલિત પ્રાચીન ગુજરાતી ભાષાના છે.[1] આથી જણાય છે કે જનાર્દન પંડિત ગુજરાતના વતની હશે.

મિસ્તર નંદારગિકર રઘુવંશ ભાષ્યની પ્રસ્તાવનામાં લખે છે કે વિદ્વાન જનાર્દન પંડિતનો સંબંધ દ્વારકા સાથે હતો અને તેઓ ઇ. સ. ૧૩૮૫ પહેલાંના હતા. આથી પણ અનુમાન જાય છે કે આનંદગિરિ ગુજરાતનાં વતની હોવા જોઇએ.

## આનંદગિરિનો શારદાપીઠ સાથે સંબંધ

આનંદગિરિ શારદાપીઠના આચાર્ય હતા એમ રા. રા. ટી. એમ. ત્રિપાઠીનું માનવું છે. પણ શારદાપીઠની આચાર્યપરંપરાની નામાવલિમાં તેમનું નામ જણાયું નથી. શાસ્ત્રપ્રકાશિકામાં આનંદગિરિ લખે છે કેઃ—

विश्वानुभव पादानावाप (प्य) पदवीमहम् ॥

सुरेश्वरगिराव्याख्यामाख्यातासमचीक्लृपम् ॥

( शास्त्रप्रकाशिका )

આ ઉપરથી જણાય છે કે આનંદગિરિએ વિશ્વાનુભવની પદવી એટલે આચાર્યપણું પ્રાપ્ત કર્યું હશે. પણ વિશ્વાનુભવની પદવી કોણે મેળવી હતી તે વિચારવું જોઇએ. આ વિશ્વાનુભવ કે વિશ્વરૂપની પદવી મંડનમિશ્ર કે જેનું બીજું નામ સુરેશ્વર હતું અને જે આદ્ય શંકરાચાર્યના પટ્ટશિષ્ય હતા તેમને હતી એમ વિદ્યારણ્ય સ્વામી વિવરણપ્રમેયસંગ્રહ અને તૈત્તિરીય દીપિકામાં જણાવે છે; તેમ જ શંકરદિગ્વિજયમાં પણ મંડનમિશ્રને વિશ્વરૂપ કહ્યા છે.[2] સુરેશ્વર શારદાપીઠના પ્રથમ આચાર્ય હતા એમ મઠામ્નાય અને મઠેતિહાસમાંથી માલૂમ પડે છે. આનંદગિરિ શાસ્ત્રપ્રકાશિકામાં વિશ્વાનુભવના ચરણકમલોની પદવી મેળવીને, એમ લખે છે તેથી જણાય છે કે તેઓ શારદાપીઠની ગાદી ઉપર આચાર્ય તરીકે હશે. વળી તેમના દરેક ગ્રંથમાં द्वारकाधिपति ની સ્તુતિ પ્રથમ કરેલી છે. આ ઉપરથી પણ જણાય છે કે આનંદગિરિ શારદાપીઠના આચાર્ય હશે, પણ આચાર્યપદ પ્રાપ્ત કર્યા પછી તેમણે પોતાનું નામ ફેરવ્યું હોય, અગર તો આચાર્યપરંપરાની યાદીમાં તેમનું નામ રહી ગયું હોય અને તેથી તેમનું નામ જણાતું ન હોય એમ અનુમાન જાય છે. તેઓ ઘણાં વર્ષ સુધી જીવ્યા હતા એમ તેમના અનેક ગ્રંથો ઉપરથી ઉપલબ્ધ થાય છે.

---

૧ विगलित शुचौ विगलितो गतः शोको ययोः तौ विगलित गिउ शुच् शोक छइ जेह रहिं अत एव हृष्टचित्तौ सानन्दमानसौ ॥ रघुवंश प्रतनुभाष्य. ખંભાતના શાંતિનાથના મંદિરમાં છે.

૨ सर्वासु शास्त्रसरणीषु विश्वरूपो, मत्तोऽधिक प्रियतमश्चमदाश्रवेषु ॥ ( शंकर दिग्विजय, सर्ग ७ श्लोक ११७ )

## આનંદગિરિના ગુરુઓ

આનંદગિરિને બે ગુરુઓ હતા એમ જણાય છે કારણ તત્ત્વાલોકમાં પોતે અનુભૂતિ સ્વરૂપાચાર્યના શિષ્ય હતા એમ તે ગ્રંથની અધ્યાયસમાપ્તિ પ્રશસ્તીમાં લખે છે.[1] ત્યારે તર્કસંગ્રહ વગેરે બીજા ગ્રંથોમાં પોતે શુદ્ધાનંદના શિષ્ય હતા એમ જણાવે છે.[2] વિદ્વાનો એક કરતાં વધુ ગુરુઓ કરતા હતા. સુપ્રસિદ્ધ વિદ્વાન પંડિતરાજ જગન્નાથને ચાર ગુરુઓ હતા, એમ તેમના જ રસગંગાધર નામના ગ્રંથ ઉપરથી માલમ પડે છે. સંન્યસ્ત ધારણ કર્યા પહેલાં તેમના ગુરુ અનુભૂતિસ્વરૂપાચાર્ય હતા તેથી જણાય છે કે તે વિદ્યાગુરુ હશે અને તેમણે સંન્યસ્ત ધારણ કરીને શુદ્ધાનંદ પાસેથી દીક્ષા લીધી હશે તેથી શુદ્ધાનંદ તેમના દીક્ષાગુરુ હશે. આ પ્રમાણે અનુભૂતિસ્વરૂપાચાર્ય તેમના વિદ્યાગુરુ હતા ત્યારે શુદ્ધાનંદ તેમના દીક્ષાગુરુ હતા, એમ જણાય છે. આ અનુભૂતિસ્વરૂપાચાર્ય કોણ હતા તેનું ટૂંક વિવરણ અહીં કરીશું તો અસ્થાને નહિ ગણાય.

## અનુભૂતિસ્વરૂપાચાર્ય

અનુભૂતિસ્વરૂપાચાર્ય કોણ હતા, ક્યાંના હતા તેને માટે આધારલાયક પૂરેપુરી હકીકત મળી નથી, પણ તેમણે રચેલા સારસ્વત પ્રક્રિયા, અને ચંદ્રિકા નામના ગ્રંથોના અંતે તેમણે લખ્યું છે કે આ ગ્રંથો હયગ્રીવ ભગવાનની કૃપાથી પૂર્ણ થયા છે. હયગ્રીવ ભગવાનની ઉપાસના ખાસ કરીને દક્ષિણ હિંદુસ્તાનમાં જોવામાં આવે છે. આથી જણાય છે કે અનુભૂતિસ્વરૂપાચાર્ય દક્ષિણ હિંદુસ્તાનના વતની હશે, અને પાછળથી ગુજરાતમાં દ્વારકામાં આવીને રહ્યા હશે, જ્યાં તેમણે આનંદગિરિને ન્યાયનું ઉચ્ચ શિક્ષણ આપ્યું હશે. તેમણે અનેક ગ્રંથો લખ્યા છે તે ગ્રંથોની યાદી અહીં આપું છું:—

(૧) सारस्वत प्रक्रिया (વ્યાકરણ) (૨) गौड पादीय भाष्य टीका (માંડુક્યકારીકા ઉપર ) (૩) न्यायमकरंद संग्रह ( ન્યાયમકરંદ ઉપર વિવૃત્તિ ) (૪) चंद्रिका ( ન્યાયદીપાવલી ઉપર ટીકા ) (૫) निबंध ( પ્રમાણમાલા ઉપર ટીકા )

સારસ્વત પ્રક્રિયા નામનો ગ્રંથ તે સારસ્વત સૂત્ર ઉપર ટીકા છે, અને તેના લખનાર અનુભૂતિસ્વરૂપાચાર્ય છે. તેની એક નીચે મુજબ આખ્યાયિકા છે.

અનુભૂતિસ્વરૂપાચાર્ય વૃદ્ધ થયા ત્યારે તેમના દાંત પડી ગયા હતા અને દાંતોના અભાવે તેમનાથી પુમાન્ શબ્દનું સપ્તમી બહુવચન પુંસ્સુ ને બદલે પુંસુ બોલાતું હતું. આથી કેટલાક વિદ્વાનો તેમની મજાક કરવા લાગ્યા; પણ પોતે સાચું બોલે છે તે માટે તેમણે વિદ્વાનોને સિદ્ધ કરવા ચેલેંજ આપી અને તે સારસ્વત સૂત્રથી જ સિદ્ધ થાય છે તે બતાવવા તેમણે આ ગ્રંથ એક રાતમાં જ લખ્યો હતો. વ્યાકરણ જેવા ગહન વિષય ઉપર એક રાતમાં ગ્રંથ બનાવનાર અને ન્યાય અને વ્યાકરણ ઉપર સંપૂર્ણ કાબુ મેળવનાર આ મહાન વિભૂતિની અસાધારણ શક્તિ વાચકોને તાજુબ બનાવ્યા વગર નહિ રહે. આવી જ અસાધારણ શક્તિવાળા વ્યંકટનાથ કે જે રામાનુજ સંપ્રદાયના પ્રખ્યાત વિદ્વાન થઈ ગયા છે તેમણે પાદુકાસહસ્ર નામનું કાવ્ય એક જ રાતમાં બનાવ્યું હતું એમ કહેવાય છે. અનુભૂતિ

---

૧ इति श्रीमदनुभूतिस्वरूपाचार्यशिष्येण विद्वद्वृन्द पदारविन्दप्रणतकन्धरेण श्रीमता जनार्दनेन विनिर्मिते तत्त्वालोके द्वितीयोऽध्यायः ॥ तत्त्वालोकप्रशस्ती.

૨ જુઓ પૃષ્ઠ ૩૬ ની ટીપ નં. ૧.

સ્વરૂપાચાર્યનો પણ દ્વારકા સાથે સંબંધ હતો એમ તેમનાં પુસ્તકો ઉપરથી માલમ પડે છે. અનુભૂતિસ્વરૂપાચાર્યને આનંદગિરિ સિવાય બીજા નરેંદ્રનગરિ કે નરેંદ્રપુરિ નામના વિદ્વાન શિષ્ય હતા અને તેમણે પણ કેટલાક ગ્રંથો લખ્યા છે. તે ઉપરથી તેમની વિદ્વત્તા જણાઇ આવે છે. તેમણે (૧) सारस्वत प्रक्रिया ઉપર ટીકા (૨) इशावास्य भाष्य ઉપર ટિપ્પણ અને (૩) पंचपादिका विवरण ઉપર ટીકા લખી છે. આ નરેંદ્ર નગરિને પણ કેટલાક શિષ્યો હતા તેમાંના એક सारस्वत मण्डन નામનો ગ્રંથ લખ્યો છે તેમજ તેમના બીજા શિષ્ય प्रज्ञानन्दे तत्त्वालोक ઉપર तत्त्वप्रकाशिका નામની ટીકા લખી છે.

### શુદ્ધાનંદ

શુદ્ધાનંદ આનંદગિરિના દીક્ષા ગુરુ હતા પણ તેમના વિષે કાંઇ વધુ હકિકત મળી નથી.

### આનંદગિરિના શિષ્યો

આનંદગિરિના શિષ્યોમાં અખંડાનંદ કરીને વિદ્વાન શિષ્ય હતા. તેમણે પ્રકાશાત્મનના રચેલા પંચપાદિકા વિવરણ નામના ગ્રંથ ઉપર तत्त्वदीपन નામની ટીકા લખી છે. આ પુસ્તકના ચોથા શ્લોક ઉપરથી જણાય છે કે અખંડાનંદ આનંદગિરિના શિષ્ય હતા.

वादिवारण सन्दोह प्रभंजनविशारदम् ॥
श्रीमदानंदशैलाव्हं पंचास्यं सततं भजे ॥ ( तत्त्वदीपन श्लो. ४ )

આ શ્લોકમાં आनंदशैल શબ્દ આનંદગિરિ માટે વાપર્યો છે. અખંડાનંદને બીજા અખંડાનુભૂતિ નામના દીક્ષાગુરુ હતા એવું આ જ પુસ્તકની ટીપ ઉપરથી જણાય છે. પણ તે આનંદગિરિને પણ ગુરુ તરીકે માનતા હતા. આનંદગિરિને આ સિવાય બીજા શિષ્યો હતા તેમાંના એક તો કઠોપનિષદ્ ઉપર ટીકા લખી છે.

### આનંદગિરિના ગ્રંથો

આનંદગિરિએ અનેક ગ્રંથો લખ્યા છે તેમાંના કેટલાક છપાઈ ગયા છે અને કેટલાક હજુ છપાયા સિવાયના પણ છે. આનંદગિરિના ટૂંક પરિચયવાળા લેખને સંપૂર્ણ બનાવવા તેમના ગ્રંથોની યાદી આ સાથે આપવી જોઇએ તેથી તે યાદી અહીં આપી છે.

#### છપાઇ ગયેલા

(१) ईशावास्य भाष्यटिप्पणम् (२) केन (तलवकारोपनिषद् भाष्य) टिप्पणम् (३) केन ( वाक्यविवरण व्याख्या ) (४) कठोपनिषद् भाष्य ( टीका ) (५) मुंडक भाष्य ( व्याख्यानम ) (६) मांडूक्य गौडपादीय भाष्य ( व्याख्या ) (७) तैत्तिरीय भाष्य ( टिप्पणम् ) (८) छांदोग्य भाष्य (टीका) (९) तैत्तिरीय भाष्य वार्तिक (टीका) (१०) शास्त्रप्रकाशिका ( बृहदारण्यक भाष्य वार्तिक टीका ) (११) बृहदारण्यक भाष्य टीका ( न्यायनिर्णयः ) (१२) शारीरक भाष्य टीका ( न्यायनिर्णयः ) (१३) गीता भाष्य ( विवेचनम् ) (१४) पंचीकरण ( विवरणम् ) (१५) तर्कसंग्रह

#### છપાયા વગરના

(१६) उपदेशसाहस्री (टीका विवृत्ति) (१७) वाक्यवृत्ति ( टीका ) (१८) ( शाङ्कर ) आत्मज्ञानोपदेश ( विधिप्रकरण टीका ) (१९) ( शाङ्कर ) स्वरूपनिर्णय

(टीका) (२०) त्रिपुरी (टी) प्रकरण (टीका) (२१) पदार्थतत्त्वनिर्णय (विवरणम्) (२२) तत्त्वालोक (वेदांत)

આ પ્રમાણે તેમણે અનેક ગ્રંથો લખ્યા છે અને ન્યાય અને વેદાંતમાં તેમનું જ્ઞાન અગાધ હતું તે તેમનાં પુસ્તકો ઉપરથી આપણે જોઇ શકીએ છીએ. તેમના કેટલાક ગ્રંથોમાંથી તેમના અગાઉ થઇ ગયેલા તેમ જ તેમના સમયમાં થયેલા સમર્થ વિદ્વાનોનાં નામ મળી આવે છે. કઠોપનિષદ્ અને બૃહદારણ્યકોપનિષદ્ ઉપર ભાષ્ય લખનાર મર્તૃપ્રપંચ, શંકરાચાર્ય પછી થોડા સમય બાદ થયેલ અને છાંદોગ્ય ઉપનિષદ્ અને બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપર ભાષ્ય લખનાર द्रविडाचार्य, તેમ જ ઈ. સ. ૧૦૦૦ ના અરસામાં થયેલ અને બ્રહ્મસૂત્ર ઉપર ટીકા લખનાર भेदाभेदवादीના ઉપનામથી પ્રખ્યાત भट्टभास्कर અને ધારાનગરીના ભોજનો સમકાલીન વિદ્વાન્ भट्ट शंभु, તથા ન્યાયબિંદુનો કર્તા અને ઈ. સ. ૬૩૫ થી ૬૫૦ના અરસામાં થયેલ બૌદ્ધ તત્ત્વવેત્તા धर्मकीर्ति આટલા વિદ્વાનોનો ઉલ્લેખ તેમનાં પુસ્તકો ઉપરથી મળી આવે છે. વળી કેટલાક વિદ્વાનોએ આનંદગિરિનો તેમ જ તેમનાં પુસ્તકોનો નિર્દેશ પોતાનાં પુસ્તકોમાં કરી તેમના ન્યાય અને વેદાંગના જ્ઞાનનું અનુશીલન કર્યું છે તે વિદ્વાનોની ટૂંક યાદી આપવી ઉચિત લાગ્યાથી અહીં આપી છે. આ વિદ્વાનોએ પોતાનાં કયાં પુસ્તકોમાં કયે ઠેકાણે તેમની નોંધ લીધી છે તે બધું વિસ્તારથી બતાવતાં લેખનો વિસ્તાર વધી જવાના ભયથી ફક્ત નોંધ લેનારા વિદ્વાનોની જ યાદી આપી છે:—प्रज्ञानानन्द, शेषशार्ङ्गधर, वादिवागीश्वर, वादीन्द्र, भुवनसुन्दर, रामानन्द सरस्वती, सदानन्द काश्मीरिक, श्री कृष्णानन्द सरस्वती, माहेश्वरतीर्थ, कीका વગેરે વિદ્વાનોએ આનંદગિરિની નોંધ તેમ જ તેમનાં પુસ્તકોની નોંધ પોતાના ગ્રંથોમાં લીધી છે.

### આનંદગિરિનો સમય

હસ્તલિખિત ગ્રંથ તત્ત્વાલોક કે જે આનંદગિરિએ લખ્યો છે તેના ઉપર પ્રજ્ઞાનંદે ટીકા લખી છે. તે ટીકા ઈ. સ. ૧૬૭૬ માં લખાઇ એમ તેની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. પ્રજ્ઞાનંદ આનંદગિરિ પછી થયા છે તેથી જણાય છે કે આનંદગિરિ ઈ. સ. ૧૩૭૬ પહેલાં થયા હશે. આનંદગિરિના શિષ્ય અને વિદ્યારણ્યનાં પુસ્તકો ઉપરથી વિદ્વાનોએ નક્કી કર્યું છે કે આનંદગિરિ વિદ્યારણ્યથી પહેલાં થયા હતા. વિદ્યારણ્ય ઈ. સ. ૧૩૩૧ થી ૧૩૮૭ સુધીમાં થયા હતા. આથી જણાય છે કે આનંદગિરિ ઈ. સ. ૧૩૮૭ પહેલાં થયા હશે. આનંદગિરિ પોતાના તૈત્તિરીય ભાષ્ય ટિપ્પણમાં પંડિત શ્રીહર્ષના બનાવેલ ખંડનગ્રંથની નોંધ લે છે. આ હર્ષ પંડિત ઈ. સ. ૧૧૮૭ એટલે બારમા સૈકાના ઉત્તરાર્ધમાં થયા હતા. આનંદગિરિના ગુરુ અનુભૂતિસ્વરૂપાચાર્ય કે જેમણે પ્રખ્યાત સારસ્વત સૂત્ર ઉપર ટીકા લખી હતી તે પણ ઇ. સ. ૧૨૬૦ લગભગ થઇ ગયા છે. આ સર્વ ઉપરથી એમ જણાય છે કે આનંદગિરિ મોડામાં મોડા તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં થયા હશે. આનંદગિરિના કેટલાક શંકાસ્પદ ગ્રંથો કે જે આનંદગિરિના હશે કે કેમ તે વિષે સંશય છે અને કેટલાક ગ્રંથો ભૂલથી તેમનાં કહેવાયા છે તેમ જ આપણા ચરિત્રનાયકે જે વિદ્વાનોની નોંધ લીધી છે તેમનો તેમ જ જે જે વિદ્વાનોએ તેમની નોંધ લીધી છે તે વિદ્વાનોનો સંપૂર્ણ પરિચય આપ્યા સિવાય વિસ્તારભયથી ટૂંક નિર્દેશ કરી ચલાવી લીધું છે તો મર્મજ્ઞ વાચકો દરગુજર કરશે એમ સમજી આ લેખને સમાપ્ત કરીશું. *

કનૈયાલાલ ભાઇશંકર દવે

# શિક્ષણવ્યાખ્યાનમાળા

## વ્યાખ્યાન ૧૧ મું

આસો વદ ૧૦/૧૯૮૨

શનિવાર ૩-૩૦

શાસ્ત્રમાં બે પ્રકારનાં ધ્યાન ગણાવ્યાં છેઃ એક સ્થૂળ ધ્યાન અને બીજું સૂક્ષ્મ ધ્યાન.

ध्यानं तु द्विविधं प्रोक्तं स्थूलसूक्ष्मप्रभेदतः ।
साकारं स्थूलमित्याहुर्निराकारं तु सूक्ष्मकम् ॥[1]

આભ્યન્તરિક અને આકારાતીત જીવનસ્વરૂપના પરમ ધ્યાનને સૂક્ષ્મ ધ્યાન કહે છે.

अवस्थानं च तद्रूपं सत्तामात्रमगोचरम् ।
वचसात्मनि सायुज्यं तज्ज्ञानं ब्रह्मलक्षणम् ॥[2]

આ યથાર્થ જ્ઞાનસ્વરૂપ જાણ્યા પછી યોગીનાં લક્ષણનો વિચાર કરીએ.

प्रणष्टवायुसंचारः पाषाण इव निश्चलः ।
परजीवैकधामज्ञो योगी योगविदुच्यते ॥[3]

જે પરમાત્માના ધામને જાણે અને સાથે ને સાથે યોગનો પંથ પણ જાણે તે યોગી કહેવાય.

पदार्थमात्रं निर्भातं स्तिमितोदधिवत्स्थितम् ।
रूपशून्यं च यद्ध्यानं समाधिरवधीयते ॥[4]

અને શાન્ત સાગરની પેઠે રૂપશૂન્ય ધ્યાન સિદ્ધ થાય તેનું નામ સમાધિ.

न किञ्चिच्चिन्तनादेवि स्वयं तत्त्वं प्रकाशते ।
स्वयं प्रकाशिते तत्त्वे तत्क्षणात्तन्मयो भवेत् ॥[5]

---

૧ સ્થૂલ અને સૂક્ષ્મના ભેદથી ધ્યાન બે પ્રકારનું કહેલું છે. સાકારને સ્થૂલ કહે છે અને નિરાકારને સૂક્ષ્મ કહે છે.

૨ તદ્રૂપ અવસ્થાવાળું, સત્તામાત્ર, ઇન્દ્રિયથી અગોચર, વાણીથી આત્માની એકતાવાળું જ્ઞાન બ્રહ્મજ્ઞાન છે.

૩ જેના વાયુની ગતિ બંધ થઈ હોય, જે પાષાણ જેવો નિશ્ચલ હોય, જે પરમાત્માના ધામને જાણતો હોય અને યોગને જાણતો હોય તે યોગી કહેવાય છે.

૪ જે ધ્યાનમાં સર્વ પદાર્થો ભાસતા હોય, જે ઠરી ગયેલા સાગરની પેઠે સ્થિત હોય, જે રૂપશૂન્ય હોય, તેને સમાધિ કહે છે.

૫ હે દેવિ ! કોઈ તત્ત્વચિંતનથી સ્વયં પ્રકાશમાન થતો નથી. જ્યારે તત્ત્વ સ્વયંપ્રકાશિત થાય, ત્યારે તે તે જ ક્ષણે તન્મય થાય છે.

અર્થાત્ કોઈ પણ વસ્તુનું ચિંતન ન કરવું અને છતાં કમલવત્ પરમતત્ત્વ સ્વયં પ્રકાશિત થાય તે વખતે જ તેમાં નિમગ્ન થઈ જવું જોઈએ—તન્મય થઈ જવું જોઈએ.

निष्पन्दकरणग्रामः स्वात्मनात्मा च निर्मलः ।
य आस्ते मृतवत्साक्षाज्जीवन्मुक्तः स उच्यते ॥[6]

ઇંદ્રિયવ્યાપારો શાન્ત કરી મૂકીને, પરમાત્માના અધિષ્ઠાન માટે આ જીવનમાંથી અહમ્ દૂર કરીને પોતાનું સંપૂર્ણ જીવન-સિંહાસન પરમાત્માને સુપ્રત કરી દે, તેમ જ અહમ્ દૃષ્ટિએ મનુષ્ય મૃત બની જાય છતાં પરમાત્મા દ્વારા જે પૂર્ણ થાય તે મનુષ્ય એક બાજુ મૃતવત્ અને બીજી બાજુ પરમ અમૃતમય બની રહે છે. અને એ જ જીવન્મુક્ત થાય છે. આ જીવન્મુક્ત સ્થિતિમાં મંત્ર કે શાસ્ત્રનું પ્રયોજન રહેતું નથી.

विदिते परमे तत्त्वे वर्णातीतेऽस्तविक्रमे ।
किङ्करत्वं हि गच्छन्ति मन्त्रा मन्त्राधिपैः सह ॥[7]

સર્વ મંત્રો અને મંત્રાધિપ દેવતા જીવન્મુક્ત વ્યક્તિઓનું દાસત્વ સ્વીકારે છે: તે અવસ્થામાં સમાધિ સિદ્ધ્યર્થ કશોય પ્રયત્ન કરવો પડતો નથી; આપોઆપ સમાધિ થઈ જાય છે.

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥[8]

એ અવસ્થામાં એને કશુંય જાણવાનું બાકી રહેતું નથી; કારણ કે તેણે આનંદ-સ્વરૂપ, અવ્યય, સર્વતોગામી, શાન્ત પરમાત્માને પીછાન્યો છે.

यः पश्येत्सर्वगं शान्तमानन्दानन्दमव्ययम् ।
न तस्य किञ्चिज्ज्ञातव्याज्ञातव्यात्मावशिष्यते ॥[9]

પછી તેને યોગ, ધારણા કે કશાનું પ્રયોજન નથી.

संप्राप्ते ज्ञानविज्ञाने ब्रह्मणि च हृदि स्थिते ।
लब्धे शान्तिपदे देवि न योगो नैव धारणा ॥[10]

એ પરમશાન્તિપદ પ્રાપ્ત કર્યા પછી પોતે સર્વ નિયમોથી અતીત થઈ જાય છે.

---

૬ જેનો ઇંદ્રિયોનો સમૂહ નિસ્પંદ થયો હોય, જે આત્મા પોતાના વડે નિર્મળ હોય, જે મરેલાની પેઠે સાક્ષાત્ રહેતો હોય, તે જીવન્મુક્ત કહેવાય છે.

૭ જ્યારે વર્ણાતીત પરમ તત્ત્વ જણાઈ ગયું હોય અને કંઇ પ્રયત્ન કરવાનો રહે નહિ ત્યારે મંત્રો મંત્રાધીન દેવતાઓ સાથે દાસ બની જાય છે.

૮ જ્યારે દેહાભિમાન ગલિત થાય છે અને પરમાત્મા જ્ઞાત થાય છે ત્યારે જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં સમાધિ થાય છે.

૯ જે સર્વવ્યાપી; શાંત, આનંદસ્વરૂપ અને અવ્યયને જુએ છે તેને કશું જાણવાનું કે નહિ જાણવાનું રહેતું નથી.

૧૦ જ્યારે જ્ઞાન અને વિજ્ઞાન બન્ને પ્રાપ્ત થયાં હોય છે અને હૃદયમાં બ્રહ્મની સ્થિતિ હોય છે અને શાન્તિપદ પ્રાપ્ત થયું હોય ત્યારે હે દેવિ! યોગ કે ધારણા કશું રહેતું નથી.

परब्रह्मणि विज्ञाते समस्तनियमैरलम् ।
तालवृन्तेन किं कार्यं लब्धे मलयमारुते ॥[११]

યોગશાસ્ત્રમાં નિષ્ણાત થયેલા લોકો જીવ અને આત્માંના ઐક્યને યોગ કહે છે.

ऐक्यं जीवात्मनोराहुर्योगं योगविशारदाः ॥[१२]

ત્યારપછી કુલાર્ણવ તંત્રમાં અવસ્થા વિષે આ પ્રમાણે કહ્યું છેઃ—

उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा ।
जपस्तुतिः स्यादधमा होमपूजाऽधमाधमा ॥[१३]

કોઇ પણ પ્રકારના માનસિક પ્રયત્ન વિના પરમાત્મા સાથે અખંડ અનુસંધાન જે અવસ્થામાં રહી શકે તે સહજ અવસ્થા ઉત્તમાવસ્થા છે. માનસિક પ્રયાસ કરીને ધ્યાન ધારણા દ્વારા યોગને ટકાવી રાખવાનો હોય તો તે મધ્યમાવસ્થા છે અને જ્યારે જપ સ્તુતિ વગેરે બાહ્ય ઉપચારો દ્વારા એ અનુસંધાન સાધવું પડે તે અધમ અવસ્થા છે. જપસ્તુતિમાં તો થોડું પણ અનુસંધાન રહે છે, પણ હોમપૂજા જે અવસ્થામાં પ્રેરણાબળ આપનાર હોય છે તે અવસ્થા હલકામાં હલકી કોટિની છે. બાઉલો કહે છે કે "જ્યારે તેમાં હું ડૂબી રહું ત્યારે સહજાવસ્થા, જ્યારે હું તેની બહાર હોઉં છતાં તે સંમુખે રહે તે મધ્યમાવસ્થા; જ્યારે અમારી કથાવાર્તા ચાલે ત્યારે અધમાવસ્થા અને જ્યારે ધણે દૂર સિઠ્ઠીપત્રી લખવી પડે ત્યારે અધમાધમાવસ્થા છે.

કુલાર્ણવ કહે છે કેઃ—

उत्तमा तत्त्वचिन्ता स्याज्जपचिन्ता तु मध्यमा ।
शास्त्रचिन्ताधमा ज्ञेया लोकचिन्ताऽधमाधमा ॥
पूजाकोटिसमं स्तोत्रं स्तोत्रकोटिसमो जपः ।
जपकोटिसमं ध्यानं ध्यानकोटिसमो लयः ॥[१४]

વળી બીજી એક જગાએ કહે છે કેઃ—

नानुसन्धात्परा पूजा न हि तृप्तेः परं फलम् ॥[१५]

એનું અનુસંધાન કરવું એ પરમ પૂજા છે અને એ પરમ તત્ત્વને જાણવું એ પરમ ફલ છે; એટલે કોઇ ક્રિયા નહિ પણ એને માટે અંતરની વ્યાકુળતા, અને એનું સદા સર્વદા અન્વેષણ કર્યા કરવું એ પરમ પૂજા છે. બાઉલો કહે છે કે ધણીને સ્ટેશન પર

૧૧ જ્યારે પરબ્રહ્મ જ્ઞાત થાય છે ત્યારે કોઈ નિયમનું કામ રહેતું નથી. મલયમારુત મળી આવે પછી વીંઝણાનું શું કામ રહ્યું !

૧૨ જીવ અને આત્માનું ઐક્ય તેને યોગવિશારદો યોગ કહે છે.

૧૩ સહજાવસ્થા એ ઉત્તમ છે; ધ્યાન અને ધારણા એ મધ્યમ છે; જપ અને સ્તુતિ એ અધમ છે; અને હોમપૂજા અધમમાં અધમ છે.

૧૪ તત્ત્વનું ચિંતન એ ઉત્તમ છે; જપનું ચિંતન એ મધ્યમ છે; શાસ્ત્રચિંતન એ અધમ છે; અને લૌકિક ચિંતન એ અધમમાં અધમ છે; કરોડ પૂજા સમાન એક સ્તોત્ર છે; કરોડ સ્તોત્ર સમાન જપ છે; કરોડ જપ સમાન ધ્યાન છે; અને કરોડ ધ્યાન સમાન લય છે.

૧૫ અનુસંધાનથી પર કોઇ પૂજા નથી; તૃપ્તિથી પર કોઈ ફળ નથી.

સેવા જનાર નોકરની અને ઘેર રહેનાર પત્નીના અંતરની વ્યાકુળતામાં ઘણો ફરક છેઃ પ્રેમ એ મજૂરધર્મ નથી.

अक्रियैव परा पूजा मौनमेव परो जपः ॥[१६]

પ્રેમતત્ત્વને પીછાનનાર મૌનનું મૂલ્ય સમજે છે.

अचिन्तैव परं ध्यानमनिच्छैव परं फलम् ॥[१७]

પ્રેમની પત્ની પગારની દાસી નથી. પરમાત્મા સાથેનું અનુસંધાન એ જ જીવનની પરમ સાર્થકતા છે.

યોગી પુરુષ કેવી રીતે પૂજા કરે છે તે ભાગવતમાં કહ્યું છે કે

मन्त्रोदकैर्विना सन्ध्यां पूजाहोमैर्विना जपम् ।

उपचारैर्विना यागं योगी नित्यं समाचरेत् ॥[१८]

ઉપચારની જરૂર પડયા જ કરે તો નિત્યપૂજા થાય નહિ, કારણ કે ઘણો સમય ઉપચાર સંગ્રહમાં જ ચાલ્યો જાય. પ્રેમવ્યાકુળ વ્યક્તિ ઉપચારસંગ્રહ અર્થે સમય વ્યતીત કરે કે! એક બાઉલના ગાનમાં છે કે "તેને એક માણસે પૂછયુંઃ 'તારે ભેખ, માળા, તિલક કેમ?' ત્યારે તેણે જવાબ આપ્યોઃ 'લાંબા વખત પછી કોઇ સ્ત્રીનો સ્વામી ઘેર આવતો હોય એવી ખબર સાંભળ્યા પછી તે સ્ત્રી શણગાર સજવા પાછળ સમય ગાળશે ખરી કે? એ કહેશે કે એ પોતે પધારે છે એટલે મારી પાસે કોઇ પણ શણગાર સજવાનો સમય જ નથી. મારો દેહ કેવી રીતે આવ્યો છે એ જાણીને મને આશ્ચર્ય થાય છે. મને લાગે છે કે મારો પ્રેમ સત્ય અને એકનિષ્ઠ હોત તો દેહ છોડીને આત્માને પોતાની સાથે લઇને મળવા આવત." જેટલો વખત બદ્ધ તેટલો સમય જીવ. બંધનમુક્ત થતાં એ જ જીવ શિવ થઇ જાય છે.

पाशबद्धः स्मृतो जीवः पाशमुक्तः सदा शिवः ।

तुषेण बद्धो व्रीहिः स्यात्तुषाभावे च तण्डुलः ॥[१९]

બંધનનો નાશ થતાં સર્વત્ર પરબ્રહ્મનું ધામ દેખાય છે.

अग्नौ तिष्ठति विप्राणां हृदि देवो मनीषिणाम् ।

प्रतिमा स्वल्पबुद्धानां सर्वत्र विदितात्मनाम् ॥[२०]

જ્યારે સર્વત્ર પરબ્રહ્મ વિરાજે ત્યારે મૃત્યુભય રહે જ નહિ. મૃત્યુ એને માટે સર્વ દુઃખનું વિરામસ્થાન બને છે. જેમ વૈદ્ય સર્વ દુઃખને દૂર કરે છે તેમ મૃત્યુ પણ દુઃખમાત્રને દૂર કરે છે. એ ઘર તેનું સ્વર્ગ છે. તે અન્ય સ્વર્ગને માટે ઝંખતો નથી. એ ઘરને સહેજે પવિત્ર કરી પરબ્રહ્મ દ્વારા તે પરિપૂર્ણ દેખે છે અને સ્વર્ગમાં પરિણત કરે છે.

---

૧૬ અક્રિયા એ જ મોટી પૂજા છે, અને મૌન એ જ મોટો જપ છે.

૧૭ અચિંતા એ જ પરમ ધ્યાન છે, અને અનિચ્છા એજ પરમ ફળ છે.

૧૮ યોગી હમેશાં મંત્ર અને પાણી વિના સંધ્યા કરે, પૂજા અને હોમ વિના જપ કરે, અને ઉપચાર વિના યજ્ઞ કરે.

૧૯ જ્યાંસુધી પાશબદ્ધ હોય ત્યાં સુધી જીવ છે, પાશમુક્ત થાય એટલે સદાશિવ છે. ફોતરા-વાળી હોય ત્યાં સુધી ડાંગર છે, ફોતરૂં નીકળી જાય એટલે ચોખા બને છે.

૨૦ વિપ્રોનો દેવ અગ્નિમાં હોય છે. બુદ્ધિશાળીઓનો દેવ હૃદયમાં હોય છે. સ્વલ્પમાંથી જાગ્રત થએલા અને આત્માને જાણનારાઓની પ્રતિમા સર્વત્ર હોય છે.

मृत्युर्वैद्यायते देवि साक्षात्स्वर्गायते गृहम् ।
पुण्यायन्तेऽङ्गनाः सर्वाः सत्यज्ञानां कुलेश्वरि ॥[२१]

તે સમયે એ અનન્ત, અસીમ બ્રહ્મને પ્રાપ્ત કરે છે અને તે એટલો બધો ઉદાર અને વિશાળ બની જાય છે કે કોઇ ક્ષુદ્ર અપવિત્રતા તેને દૂષિત કરી શકતી નથી. જેમ વાયુ કે આકાશને કોઇ પણ જાતની મલિનતા અપવિત્ર કરી શકતી નથી તેમ. (કારણ કે આકાશ અને વાયુ એટલા બધા ઉદાર અને વિશાળ છે.)

सर्वस्पर्शी यथा वायुर्यथाकाशश्च सर्वगः ।
सर्वे यथा नदीस्नातास्तथा योगी सदा शुचिः ॥[२२]

જે નિત્ય પરબ્રહ્મમાં સ્નાન કરે તેને કોણ અશુદ્ધ કહી શકે? તે વખતે તે શાસ્ત્ર-સૂચિત અથવા લોકનિયન્ત્રિત કોઈ પણ માર્ગની અપેક્ષા કરતો નથી. જે માર્ગે તે ચાલે એ જ સાચો માર્ગ થાય છે.

यस्मिंश्चरन्ति योगीशाः स मार्गः परमो मतः ।
यस्यामुदेति सूर्यो हि पूर्वाशा सा निगद्यते ॥[२३]

જ્યાં સૂર્ય ઊગે તે જ પૂર્વ દિશા કહેવાય. શાસ્ત્રનિર્દિષ્ટ કોઇ એક માર્ગે પૂર્વ દિશાને ખોળતાં ખોળતાં સૂર્યોદય થાય છે એવું નથી. જે દિશામાં તેનો ઉદય થાય એ જ પૂર્વ દિશા.

આ બ્રહ્મદ્રષ્ટા સત્યજ્ઞને કોણ નિયન્ત્રિત કરી શકે?

नदीं वक्रामृजुं कर्तुं निरोद्धुं तत्प्रवाहकम् ।
स्वेच्छाविहारिणं शान्तं को वा वारयितुं क्षमः ॥[२४]

એ અતિ શાન્ત હોવાથી એનો નિરોધ કરવો શક્ય નથી. એ સમયે તો પોતાની અંતિમ અવસ્થાએ પહોંચી ગયો હોય છે. ઋતુકાળે ઝાડનાં પાંદડાં જેમ પોતાની મેળે ખરી પડે છે, તેમ વિધિનિષેધો પણ ગલિત પત્રની માફક પોતપોતાની મેળે જતા રહે છે.

ऋतुं प्राप्य यथा वृक्षः पत्रं त्यजति निःस्पृहः ।
तत्त्वं प्राप्य तथा योगी त्यजेत्कर्मपरिग्रहम् ॥[२५]

વિધિનિષેધોથી અતીત અવસ્થા પ્રાપ્ત કરેલી હોવાથી યોગી પુરુષ નિઃસીમ કલ્યાણ

---

૨૧ સત્ય જાણનારાઓને હે કુલેશ્વરી દેવિ! મૃત્યુ વૈદ્ય બને છે, ગૃહ સાક્ષાત્ સ્વર્ગ બને છે, અને સર્વ સ્ત્રીઓ પુણ્ય બને છે.

૨૨ જેવો સર્વસ્પર્શી વાયુ છે, જેવું સર્વવ્યાપી આકાશ છે, અને જેવા નદીમાં સ્નાન કરેલા સર્વે છે તેવો યોગી હમેશાં પવિત્ર છે.

૨૩ જે માર્ગે મહાન યોગીઓ જાય છે તે માર્ગ મોટો મનાય છે. જે દિશામાં સૂર્ય ઊગે તે પૂર્વ દિશા ગણાય છે.

૨૪ વાંકી નદીને સીધી કરવાને, તેના પ્રવાહને રોકવાને અને શાંત સ્વેચ્છાવિહારીને વારવાને કોણ સમર્થ છે?

૨૫ જેમ વૃક્ષ ઋતુપ્રાપ્ત થતાં પાંદડાંને તજી દે છે તેમ નિસ્પૃહ યોગી તત્ત્વને પામતાં કર્મની આસક્તિ છોડી દે છે.

અનુભવતો હોય છે. સ્ત્રીઓ પ્રત્યે જે શ્રદ્ધાથી આપણા તત્ત્વજ્ઞો જુએ છે તે શ્રદ્ધા કોઇ ઠેકાણે ભાગ્યે જ નજરે પડશે. જ્યાં ભારોભાર અવજ્ઞા હોય છે ત્યાં પણ અવજ્ઞા પર થઇને તેમાં પણ મહત્ત્વ અને ગૌરવ જોવું એ તત્ત્વવિદ્‌નું લક્ષણ છે.

कन्यां कुमारिकां नग्नामुन्मत्तां वाऽपि योषितम् ।
न निन्देन्न जुगुप्सेन्न न हसेन्नावमानयेत् ॥
नाप्रियं नानृतं ब्रूयात्कस्यापि कुलयोषितः ।
कुरूपा चेति कृष्णेति न वदेत्कुलयोषितम् ॥
या काचिदङ्गना लोके सा मातृकुलसम्भवा ।
स्त्रियं शतापराधांश्चेत्पुष्पेणापि न ताडयेत् ।
दोषान्न गणयेत्स्त्रीणां गुणानेव प्रकाशयेत् ॥[२६]

યોગી પુરુષ સ્ત્રીને કઇ દૃષ્ટિથી જુએ છે એનો ઉપરના શ્લોકોમાંથી સુંદર અને સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે.

આદર્શ ગુરુ માટે એવું કહ્યું છે કે શિષ્યને વિદ્યાદાન કરવામાં ગુરુ છેતરપંડી કરે તો તેને ગુરુ ન કહેવો. તેણે પોતાની આખી જાત આપી દેવી જોઇએ. જે પોતાને આપી શકે તે જ ગુરુ. માતા પોતાના બાળક પાસે તકીઓ મૂકીને પોતાના કામમાં ફર્યા કરે તેમ ગુરુ માત્ર શાસ્ત્ર આપીને નિવૃત્ત થાય તો તે યથાર્થ ગુરુ નથી જ.

यदा दद्यात्स्वशिष्याय स्वात्मानं देशिकोत्तमः ।
तदा मुक्तो भवेच्छिष्यस्ततो मुक्तो भवेद्गुरुः ॥[२७]

કારણ કે ગુરુ અને શિષ્યમાં કશોય ભેદ નથી. ગુરુ પોતાની પૂર્ણતા શિષ્યમાં અંતરેલી જુએ છે અને શિષ્ય પોતાની પૂર્ણતા ગુરુમાં શોધે છે. બંને એક થઇ, પૂર્ણાંગ બની સર્વ જીવનના, સર્વ વિશ્વના કલ્યાણની સાધના કરે છે.

अद्वैतं भावयेन्नित्यं न द्वैतं गुरुणा सह ।
आत्मवत्सर्वभूतेभ्यो हितं कुर्यात्कुलेश्वरि ॥[२८]

શિષ્ય ગુરુ સાથે જ્યારે એકાત્મભાવ સાધે છે ત્યારે ચરાચર તમામ પદાર્થ તેને ગુરૂપદેશ કરતા હોય તેવો અનુભવ થાય છે. એવે વખતે એ બધે જ ગુરુદર્શન કરે છે.

---

૨૬ નગ્ન કુમારી કન્યાની અથવા ઉન્મત્ત (પરિણિત) સ્ત્રીની નિંદા ન કરવી, જુગુપ્સા ન કરવી, મશ્કરી ન કરવી, અપમાન ન કરવું. કોઈ પણ કુલસ્ત્રીને અપ્રિય કે અસત્ય કહેવું નહિ. કોઇ પણ કુલસ્ત્રીને એ કુરૂપ છે કે કાળી છે એમ કહેવું નહિ. આ લોકમાં જે કોઈ સ્ત્રી છે તે માતાના કુલથી ઉત્પન્ન થયેલી છે એમ ગણવું. સો અપરાધ કર્યા હોય તોપણ સ્ત્રીને પુષ્પથી પણ મારવી નહિ. સ્ત્રીઓના દોષો ગણવા નહિ. તેના ગુણોનો જ માત્ર પ્રકાશ કરવો.

૨૭ જ્યારે ઉત્તમ ગુરુ પોતાના શિષ્યને પોતાનો આત્મા આપી દે ત્યારે શિષ્ય મુક્ત થાય છે

સર્વત્ર ગુરુને પ્રણામ કરે છે. તેના દિલમાં ક્ષુદ્ર દેવતાને સ્થાન જ રહેતું નથી. પણ માત્ર ગુરુ જ વસતા હોય છે.

गुरुबुद्धया नमेत्सर्वं दैवतं तृणमेव वा ।
न नमेद्देवताबुद्धया देवतां लोहमृण्मयीम् ॥[२९]

કુલાર્ણવ તંત્રમાં ગુરુનાં લક્ષણોની એક મોટી યાદી આપી છે તે ઉપરથી સમજાશે કે તેની પાસે શી શી આશા રાખવામાં આવે છે.

श्रीगुरुः परमेशानि शुद्धवेशो मनोहरः ।
सर्वलक्षणसंपन्नः सर्वावयवशोभितः ॥
सुमुखः सुलभः स्वच्छो भ्रमसंशयनाशकः ।
इङ्गिताकारवित्प्राज्ञ ऊहापोहविदुज्ज्वलः ॥
अन्तर्लक्षो बहिर्दृष्टिः सर्वज्ञो देशकालवित् ।
आज्ञासिद्धिस्त्रिकालज्ञो निग्रहानुग्रहक्षमः ॥
वेदको बोधकः शान्तः सर्वजीवदयापरः ।
स्वाधीनेन्द्रियसंचारः षड्वर्गविजयक्षमः ॥
अग्रगण्योऽतिगम्भीरः पात्रापात्रविशेषवित् ।
शिवविष्णुसमः साधुर्मन्ददर्शनदूषकः ॥
निर्मलो नित्यसंतुष्टः स्वतंत्रो विश्वशक्तिमान् ॥[३०]

સમુદ્રતટ પરનું જલાશય સમુદ્ર સાથે સંયુક્ત હોય તો સમુદ્રમાં ભરતી આવતાંની સાથે તેમાં પણ જલવૃદ્ધિ થશે અને સમુદ્રમાં ઓટ થતાંની સાથે તેમાં પણ પાણી ઓછું થઇ જશે; તે પ્રમાણે જે વિશ્વાત્મા સાથે સંલગ્ન થયો છે તે વિશ્વાત્મા સાથે સ્ફીત, ક્ષીણ અથવા વિશ્વાત્માની શક્તિદ્વારા શક્તિમાન થાય છે.

सद्भक्तवत्सलो धीरः कृपालुः स्मितपूर्ववाक् ।
भक्तप्रियः सदोदारो गम्भीरः शिष्टसाधकः ॥

---

૨૯ સર્વ દેવતાને અને તૃણને પણ ગુરુબુદ્ધિથી નમવું. લોઢાના અને માટીના દેવતાને દેવતાબુદ્ધિથી ન નમવું.

૩૦ હે પરમેશ્વરિ ! શ્રી ગુરુ શુદ્ધ વંશવાળો, મનોહર, સર્વ લક્ષણથી સંપન્ન, સર્વ અવયવમાં શોભાવાળો, સુંદર મુખવાળો, સુલભ, સ્વચ્છ, ભ્રમ અને સંશયનો નાશ કરનારો, ઇશારાની ચેષ્ટા અને આકારને સમજનારો, પ્રાજ્ઞ, ઉહાપોહ જાણનારો, ઉજ્જ્વળ, અંદર લક્ષ આપવાવાળો, બહાર દૃષ્ટિ રાખનારો, સર્વજ્ઞ, દેશકાળ જાણનારો, આજ્ઞાની સિદ્ધિવાળો, ત્રિકાળજ્ઞ, મહેરબાની અને સજા કરવાને સમર્થ; વેદ જાણનારો, બોધક, શાંત, સર્વ જીવ પર દયા કરનારો, સ્વાધીન ઇંદ્રિયની ગતિવાળો, ષડ્વિકાર પર વિજય કરવાને સમર્થ, અગ્રગણ્ય, અતિગંભીર, પાત્ર અને અપાત્રને સમજનારો, શિવ અને વિષ્ણુ જેવો સાધુ, મંદ દર્શનને દોષ દેનારો, નિર્મળ, નિત્ય સંતુષ્ટ, સ્વતંત્ર અને વિશ્વશક્તિવાળો છે.

स्वेष्टदेवो गुरुर्ज्येष्ठो वनितापूजनोत्सुकः ।
नित्ये नैमित्तिके काम्ये रतः कर्मण्यनिश्चिते ॥
रागद्वेषभयक्लेशदम्भाहंकारवर्जितः ॥
पाशबद्धः पशुर्ज्ञेयः पाशमुक्तो महेश्वरः ।
तस्मात्पाशहरो यस्तु स गुरुः परमो मतः ॥
येन वा दर्शिते तत्त्वे तत्क्षणात्तन्मयो भवेत् ।
मन्यते मुक्तमात्मानं स गुरुर्नापरः प्रिये ॥
ये दत्त्वा सहजानन्दं हरन्तीन्द्रियजं सुखम् ।
सेव्यास्ते गुरवः शिष्यैरन्ये त्याज्याः प्रतारकाः ॥[31]

દીપકની પેઠે એક બાજુ અંધકાર દૂર કરે છતાં બીજી બાજુ અંધકાર રાખે એવા ગુરુ તો ઘેર ઘેર મળશે પણ સર્વ દિશામાંથી અંધકારને ભગાડનાર સવિતાનારાયણ જેવા ગુરુ તો દુર્લભ જ છે.

गुरवो बहवः सन्ति दीपवच्च गृहे गृहे ।
दुर्लभोऽयं गुरुर्देवि सूर्यवत्सर्वदीपकः ॥
गुरवो बहवः सन्ति वेदशास्त्रादिपारगाः ।
दुर्लभोऽयं गुरुर्देवि परतत्त्वार्थमर्मगः ॥
गुरवो बहवः सन्त्यात्मनोऽन्यप्रदा भुवि ।
दुर्लभोऽयं गुरुर्देवि लोके विश्व (स्वात्म) प्रकाशकः ॥
वर्णाश्रमकुलाचारनिरता बहवो भुवि ।
सर्वसङ्कल्पहीनो यः स गुरूर्देवि दुर्लभः ॥[32]

આ બધું કહ્યા પછી મુખ્ય મુદ્દાની વાત જણાવે છે કે

---

૩૧ સદ્‌ભક્ત તરફ વત્સલ, ધીર, કૃપાળુ, હસીને વાત કરનારો, ભક્તપ્રિય, હમેશાં ઉદાર, ગંભીર, શિષ્યોનો સાધક, પોતાનો ઈષ્ટદેવ ગુરુ જ્યેષ્ઠ, વનિતાના પૂજનમાં ઉત્સુક, નિત્ય નૈમિત્તિક અને કામ્ય કરવામાં રત, રાગ દ્વેષ ભય ક્લેશ દંભ અને અહંકાર વિનાનો પાશથી બંધાએલો હોઇ તે પશુ છે, અને પાશથી મુક્ત હોઇ તે મહેશ્વર છે; માટે જે પાશને હરે છે તે ગુરુ મહાન ગણાય છે. હે પ્રિયે! જેના વડે તત્ત્વનું દર્શન થતાં માણસ તત્ક્ષણ તન્મય બને, અને પોતાના આત્માને મુક્ત માને તે ગુરુ છે, બીજો નહિ. જેઓ સહજાનંદ આપીને ઈંદ્રિયજન્ય સુખ હરી લે છે તેવા ગુરુઓ શિષ્યો વડે સેવવા યોગ્ય છે; બીજા છેતરનારાઓ તજવા યોગ્ય છે.

૩૨ હે દેવિ! ઘેર ઘેર દીવાની પેઠે ગુરુઓ બહુ હોય છે. હે દેવિ! સૂર્યના જેવો સર્વદીપક ગુરુ દુર્લભ છે. વેદશાસ્ત્રમાં પારંગત થએલા ગુરુઓ બહુ છે; પરમ તત્ત્વના મર્મને જાણનારો ગુરુ, હે દેવિ! દુર્લભ છે. આત્માથી અન્ય વસ્તુ આપનારા ગુરુઓ આ દુનિયામાં બહુ છે. લોકમાં સ્વાત્માનો પ્રકાશ પાડનારા ગુરુ દુર્લભ છે. વર્ણ આશ્રમ અને કુલાચારમાં રચ્યાપચ્યા રહેલા આ દુનિયામાં બહુ છે. સર્વ સંકલ્પ વિનાનો ગુરુ, હે દેવિ! દુર્લભ છે.

गुरुर्यस्यैव संपर्कात् परानन्दोऽभिजायते ।
गुरुं तमेव वृणुयान्नापरं मस्तिमान्नरः ॥[३३]

અને જે ગુરુના સંપર્ક માત્રથી પરાનન્દની પ્રાપ્તિ થાય તેની સંનિધિમાં પાપ તો ટકી જ કેમ શકે ?

यथा वह्निसमीपस्थं नवनीतं विलीयते ।
तथा पापं विलीयेत सदाचार्यसमीपतः ॥
दीपदर्शनमात्रेण प्रणश्यति तमो यथा ।
सद्गुरोर्दर्शनादेवि तथाऽज्ञानं विनश्यति ॥[३४]

સદ્ગુરુનાં દર્શન આજ્ઞાનાંધકાર દૂર કરવા સમર્થ છે. શિષ્યની મનોદશા વિચારીને તે ઉપદેશ કરે છે. ૭ પ્રકારના ગુરુ ગણાવ્યા છે.

प्रेरकः सूचकश्चैव वाचको दर्शकस्तथा ।
शिक्षको बोधकश्चैव षडेते गुरवः स्मृताः ॥[३५]

હવે અયોગ્ય શિષ્યનાં લક્ષણ વિચારીએ :—

दुर्विकाराङ्गचेष्टादि गतिभाषणवीक्षणम् ।
निद्रातन्द्राजडालस्यद्यूतादिव्यसनान्वितम् ॥
व्यलीकवादिनं शुष्कं प्रोषितं प्रेषकं शठम् ।
धनस्त्रीशुद्धिरहितं निषेधविधिवर्जितम् ॥
विश्वासघातकं सत्यद्रोहिणं पापकारिणम् ।
अविश्वासकरं संशयात्मकं सिद्धचकाङ्क्षिणम् ॥
आततायिनमादित्सुः कोपितं कूटसाक्षिणम् ।
सर्वप्रतारकं देवि सर्वोत्कृष्टाभिमानिनम् ॥
असत्यं निष्ठुरासक्तं ग्राम्यादिबहुभाषिणम् ।
दुर्विचारकुतर्कादिकारकं कलहप्रियम् ॥
वृथाक्षेपकरं मूर्खं चपलं वाग्विडम्बकम् ।
परोक्षे दूषणकरं प्रत्यक्षप्रियवादिनम् ॥[३६]

---

૩૩ જેના સંપર્ક માત્રથી પરમાનંદ ઉત્પન્ન થાય તે ગુરુ છે. મતિમાન પુરુષે એવા ગુરુને જ વરવું, અન્યને નહિ.

૩૪ જેમ અગ્નિની પાસે રાખેલું માખણ ઓગળે છે તેમ આચાર્યની સમીપ પાપ વિલય પામે છે. દીપના દર્શનમાત્રથી અંધારું નાશ પામે છે તેમ સદ્ગુરુના દર્શનથી હે દેવિ ! અજ્ઞાન નાશ પામે છે.

૩૫ પ્રેરક, સૂચક, વાચક, દર્શક, શિક્ષક અને બોધકઃ એવા છ પ્રકારના ગુરુઓ કહેલા છે.

૩૬ જેની અંગચેષ્ટા, ગતિ, ભાષણ, નજર વગેરે દુર્વિકારી હોય; જે નિદ્રા, તંદ્રા, જડ આળસ

સત્ય કરતાં વાગ્જાળને વધારે મહત્ત્વ આપે.

वाग्ब्रह्मवादिनं विद्याचौरमात्मप्रशंसकम् ।
गुणासहिष्णुमहितमार्तं क्रोधनमंबिके ॥
वाचालं दुर्जनसखं सर्वलोकविगर्हितम् ।
पिशुनं परसंताप्यं संविदप्रणयं प्रिये ॥
स्वक्लेशवादिनं विश्वद्रोहिणं स्वात्मवञ्चकम् ।
जिह्वोपस्थपरं देवि तस्करं पशुचेष्टितम् ॥
अकारणं द्वेषहासक्लेशक्रोधादि कारणम् ।
अतिहासमकर्माणं मर्मान्तपरिहासकम् ॥
कामुकं चातिनिर्लज्जं मिथ्यादुश्चेष्टसूचकम् ।
असूयामदमात्सर्यदंभाहंकारसंयुतम् ॥
ईर्ष्यापारुष्यपैशून्यं कार्पण्यं क्रोधमानसम् ।
अधीरं दुःखिनं भीरुमशक्तस्तवमातुरम् ॥
अप्रबुद्धमतिं मन्दं मूढं चिन्तासमाकुलम् ।
तृष्णालाभयुतं दीनमतुष्टं सर्वयाचकम् ॥
बह्वाशिनं कपटिनं भ्रामकं कुटिलं प्रिये ।
भक्तिश्रद्धादयाशान्ति धर्माचारविवर्जितम् ॥
मातापितृगुरुप्राज्ञसद्वचोहास्यकारकम् ।
इत्यादि दुर्गुणोपेतं गुरुः शिष्यं विवर्जयेत् ॥[૩૭]

---

દ્યૂત વગેરે ખરાબ ટેવવાળો હોય; જૂઠાબોલો, શુષ્ક, પરદેશી, પ્રેષિક, શઠ હોય; ધન અને સ્ત્રીની બાબતમાં શુદ્ધિ રહિત એવો, નિષેધ અને વિધિ વિનાનો હોય, વિશ્વાસઘાતક, સત્યનો દ્રોહ કરનાર, પાપ કરનાર, અવિશ્વાસુ, સંશયવાળો, સિદ્ધિની આકાંક્ષા વિનાનો, આતતાયી, લોભી (?), કોપિત, ખોટી સાક્ષી આપનાર, સર્વને છેતરનાર, સર્વથી ઉત્કૃષ્ટ હોવાનું અભિમાન રાખનાર, અસત્ય, નિષ્ઠુર, આસક્ત, ગ્રામ્ય શબ્દ બોલનાર, દુર્વિચાર અને કુતર્ક વગેરે કરનાર, કલહપ્રિય, ખોટા આક્ષેપ કરનાર, મૂર્ખ, ચપળ, વાણીનો ડોળ કરનાર, પ્રત્યક્ષ મીઠું બોલીને પરોક્ષમાં ખોટું કરનારો હોય.

૩૭ વાણીમાં બ્રહ્મની વાતો કરનારો, વિદ્યાનો ચોર, બડાઇખોર, પારકાનો ગુણ નહિ સહી શકનાર, અહિત કરનાર, દુઃખી, ક્રોધી, વાચાળ, દુર્જનનો મિત્ર, સર્વ લોકથી નિંદાયેલો, ચાડીઓ, બીજાથી સંતાપાયેલો, વાતચીતના અણગમાવાળો, પોતાના દુઃખની વાતો કર્યા કરનારો, વિશ્વનો દ્રોહી, જાતને છેતરનારો, જિહ્વાલોલુપ અને વિષયી, તસ્કર, પશુની ચેષ્ટાવાળો, કારણવિના દ્વેષ, હાસ, ક્લેશ, ક્રોધ વગેરે કરનારો, બીજાને માઠું લાગે તેવી મશ્કરી કરનારો, કામી, અતિ નિર્લજ્જ, ખોટી અને ખરાબ ચેષ્ટાની સૂચના કરનારો, અસૂયા, મદ, માત્સર્ય, દંભ, અહંકારવાળો, ઇર્ષા, કઠોરતા અને ચાડિયાપણાવાળો, લોભી, ક્રોધી, અધીર, દુઃખી, ભીરુ, કોઈની સ્તુતિ ન કરી શકે એવો, રોગી, નહિ જાગેલી મતિવાળો, મંદ, મૂઢ, ચિંતાથી અકળાએલો, તૃષ્ણાવાળો, દીન, અસંતુષ્ટ, બધાની પાસે માગ્યા કરનારો, ખૂબ ખાનારો, કપટી, રખડુ, કુટિલ, ભક્તિ શ્રદ્ધા દયા શાન્તિ ધર્માચાર વિનાનો, માતા પિતા ગુરુ પ્રાજ્ઞના સદ્વચનને હસી કાઢનારો, વગેરે દુર્ગુણવાળા શિષ્યને ગુરુએ છાડી દેવો.

હવે સારા શિષ્યનાં લક્ષણ વિચારીએઃ—

सच्छिष्यं तु कुलेशानि शुभलक्षणसंयुतम् ।
समाधिसाधनोपेतं गुणशीलसमन्वितम् ॥

स्वच्छदेहाम्बरं प्राज्ञं धार्मिकं शुभमानसम् ।
दृढव्रतं सदाचारं श्रद्धाभक्तिसमन्वितम् ॥

दक्षमल्पाशिनं गूढचित्तं निर्व्याजसेवकम् ।
विमृश्यकारिणं वीरं मनोदारिद्र्यवर्जितम् ॥

सर्वकार्यातिकुशलं स्वच्छं सर्वोपकारिणम् ।
कृतज्ञं पापभीतं च साधुसज्जनसंमतम् ॥

आस्तिकं दानशीलं च सर्वभूतहिते रतम् ।
विश्वासविनयोपेतं धनदेहाद्यवञ्चकम् ॥

असाध्यसाधकं शूरमुत्साहबलसंयुतम् ।
अनुकूलक्रियायुक्तमप्रमत्तं विचक्षणम् ॥

हितसत्यमितस्मेरभाषणं मुक्तदूषणम् ।
सकृदुक्तगृहीतार्थं चतुरं बुद्धिविस्तरम् ॥

स्वस्तुतौ परनिंदायां विमुखं सुमुखं प्रिये ।
जितेन्द्रियं सुसंतुष्टं धीमन्तं ब्रह्मचारिणम् ॥

त्यक्ताधिव्याधिचापल्यदुःखभ्रान्तिमसंशयम् ।
मनोवाक्तनुभिर्नित्यं परिचर्यासमुत्सुकम् ॥

जातिमानधने गर्ववर्जितं गुरुसन्निधौ ।
जपध्यानादि निरतं मोक्षमार्गाभिकाङ्क्षिणम् ॥

इत्यादि लक्षणोपेतं गुरुः शिष्यं परिग्रहेत् ॥[३८]

---

૩૮ હે દેવિ! સારા શુભ લક્ષણવાળાને, સમાધિના સાધનવાળાને, ગુણ અને ચારિત્રવાળાને, સ્વચ્છ શરીર અને કપડાંવાળાને, પ્રાજ્ઞ ધાર્મિક શુભ મનવાળાને, દૃઢવ્રત, સદાચારી શ્રદ્ધા અને ભક્તિવાળાને, હોશિયાર, ઓછું ખાનારો, વિચારીને કામ કરનારો, વીર, મનની દરિદ્રતા વિનાનો, સર્વ કાર્યમાં અતિકુશળ, સ્વચ્છ, સર્વને ઉપકારક, કૃતજ્ઞ, પાપથી બીધેલો, સાધુ અને સજ્જનોએ જેને સંમતિ આપી છે એવો, આસ્તિક, દાનશીલ, સર્વભૂતના હિતમાં લાગેલો, વિશ્વાસ અને વિનયવાળો, ધન દેહ વગેરેમાં નહિ છેતરનારો, અસાધ્ય વસ્તુને સાધનારો, શૂરો, ઉત્સાહ અને બલવાળો, અનુકૂળ ક્રિયા કરનારો, અપ્રમત્ત, વિચક્ષણ, હિત સત્ય મિત અને હાસ્યયુક્ત ભાષણ કરનારો, દૂષણ વિનાનો, એક વાર કહીએ અને સમજી જાય એવો, ચતુર, બુદ્ધિના વિસ્તારવાળો, પોતાની સ્તુતિમાં અને પારકાની નિંદામાં વિમુખ રહે તેવો, સારા મુખવાળો જિતેન્દ્રિય, સહેલાઈથી સંતોષ પામતો, ધીમાન, બ્રહ્મચારી, આધિ વ્યાધિ ચપળતા, દુઃખ અને ભ્રાન્તિ વિનાનો, સંશય વિનાનો, મન વાણી અને કર્મથી સેવા કરવામાં ઉત્સુક, ગુરુનો સમીપ પોતાની જાતિ મન અને ધનની બાબતમાં ગર્વ વિનાનો, જપ અને ધ્યાનમાં લાગેલો, મોક્ષમાર્ગની આકાંક્ષાવાળો, વગેરે લક્ષણોવાળા શિષ્યનો ગુરુએ સ્વીકાર કરવો.

ગુરુ અને શિષ્ય બંને એકબીજાની પરસ્પર પરીક્ષા કરીને એકમેકને સ્વીકારે તો જ કલ્યાણ છે.

शक्तिसिद्धि सुसिद्ध्यर्थं परीक्ष्य विधिवद्गुरुः ।
पश्चादुपदिशेन्मन्त्रमन्यथा निष्फलं भवेत् ॥
आनन्दकम्परोमाञ्चस्वरनेत्रादि विक्रियाः ।
येषां स्युस्तेऽत्र योग्याश्च दीक्षासंस्कारकर्मणि ॥
शिष्योऽपि लक्षणैरेतैर्गुरुः कुर्यात्परीक्षणम् ।
बोधकत्वं परिज्ञाय शिष्यो भूयान्न चान्यथा ॥[३९]

શિષ્યો ત્રણ જાતના હોય છેઃ (૧) દીક્ષા લેતાં પહેલાં જ જેઓમાં શ્રદ્ધાસંચાર થઈ ચૂક્યો છે તે; (૨) દીક્ષા લેતી વખતે જેને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તે; અને (૩) દીક્ષા લીધા પછી ક્રમે ક્રમે જેનામાં શ્રદ્ધાસંચાર થાય તે.

દીક્ષાનો અર્થ સમજાવતાં કહે છે કે

यथा चोन्मिलितात्मानो भवन्ति पशवः शिवाः ।
सा दीक्षा ह्युदिता देवि पशुपाशविमोचिका ॥
यथा दीक्षितमात्रेण जायन्ते प्रत्ययाः प्रिये ।
सा दीक्षा मोक्षदा ज्ञेया शेषास्तु जनसेविकाः ॥
गतं शूद्रस्य शूद्रत्वं विप्रस्यापि च विप्रता ।
दीक्षासंस्कारसंपन्ने कोऽपि भेदो न विद्यते ॥
दीक्षितस्यं न कार्यं स्यात्तपोभिर्नियमव्रतैः ।
न तीर्थक्षेत्रगमनैर्न च शारीरयन्त्रणैः ॥[४०]

દીક્ષા નવો જન્મ છે. એ દીક્ષા દ્વારા કોણ મોટો છે અને કોણ નાનો છે એનો પરિચય થાય છે.

द्विजो यो दीक्षितः पश्चादन्त्यजः पूर्वदीक्षितः ।
द्विजः कनिष्ठः स ज्येष्ठ इति शास्त्रार्थनिर्णयः ॥[४१]

---

૩૯ ગુરુએ શક્તિ સિદ્ધિ અને સુસિદ્ધિને માટે વિધિપૂર્વક પરીક્ષા કરીને પછી મંત્રનો ઉપદેશ કરવો; નહિ તો મંત્ર નિષ્ફળ જાય. આનંદ, કંપ, રોમાંચ, સ્વર, નેત્ર વગેરેની જેમને વિક્રિયા થાય, તેઓ દીક્ષાસંસ્કારકાર્યમાં યોગ્ય છે. શિષ્યે પણ આ લક્ષણો વડે ગુરુની પરીક્ષા કરવી અને ગુરુનું બોધકપણું જાણીને શિષ્ય થવું, નહિ તો નહિ.

૪૦ જેમ ઉઘડેલા આત્માવાળા પશુ શિવ બને છે તેમ જે પશુમાંથી મુક્ત કરે તેને જ હે દેવિ! દીક્ષા કહેલી છે. જેનાથી માત્ર દીક્ષા દીધેલા માણસને જ્ઞાન થાય છે તે દીક્ષા મોક્ષ આપનારી જાણવી, બીજી દીક્ષાઓ તો લોકની સેવા કરનારી છે. દીક્ષાસંસ્કાર લીધેલાને કોઈ ભેદ રહેતો નથી, શૂદ્રનું શૂદ્રપણું જાય છે, વિપ્રનું વિપ્રપણું જાય છે. દીક્ષા લીધેલાને તપ, નિયમ અને વ્રતનું તેમ જ તીર્થ અથવા ક્ષેત્રમાં જવાનું તેમ જ શરીરનું દમન કરવાનું રહેતું નથી.

૪૧ જે દ્વિજને પછી દીક્ષા દીધી હોય અને અંત્યજને પહેલાં દીક્ષા દીધી હોય તો તે દ્વિજ કનિષ્ઠ છે અને પેલો જ્યેષ્ઠ છે એવો શાસ્ત્રનો નિયમ છે.

દીક્ષાનું સ્થાન અને સાધનાનું ક્ષેત્ર કેવા પ્રકારનું જોઇએ તે વિષે કહ્યું છે કે

पुण्यक्षेत्रं नदीतीरं गुहापर्वतमस्तकम् ।
सुपवित्रं च सिन्धूनां सङ्गमं पावनं वनम् ॥
उद्यानानि विविक्तानि बिल्वमूलं तटं गिरेः ।
देवायतनं कूलं च समुद्रस्य निजं गृहम् ॥
साधनेषु प्रशस्तानि स्थानान्येतानि मन्त्रणाम् ।
अथवा निवसेत्तत्र यत्र चित्तं प्रसीदति ॥
म्लेच्छदुष्टमृगव्यालशङ्कातङ्कविवर्जिते ।
एकान्तपावने निन्दारहिते भक्तिसंयुते ॥
स्वदेशे धार्मिके देशे सुभिक्षे निरुपद्रवे ।
रम्ये भक्तजनस्थाने निवसेत्तापसाश्रमे ॥
राजानः सचिवा राज्ञां पुरुषाः प्रभवो जनाः ।
चरन्ति येन मार्गेण न वसेत्तत्र मन्त्रवित् ॥[૪૨]

બીજાં પણ નિષિદ્ધ સ્થાનો સંબંધી કહ્યું છે કે

जीर्णदेवालयोद्यान दग्धवृक्षतलेषु च ।
नदीतडागकूपेषु भूच्छिद्रादिषु नो वसेत् ॥[૪૨અ]

જપના નિયમ માટે આવું કહ્યું છેઃ

उच्चैर्जपोऽधमः प्रोक्त उपांशुर्मध्यमः स्मृतः ।
उत्तमो मानसो देवि त्रिविधः कथितो जपः ॥[૪૩]

મંત્રનો જપ કેવી રીતે કરવો જોઇએ તે સંબંધી જે વિચાર દર્શાવ્યો છે તે અતિ મનનીય છે.

---

૪૨ પુણ્યક્ષેત્ર, નદીનો કાંઠો, ગુફા, પર્વતની ટૂંક, નદીઓનો પવિત્ર સંગમ, પવિત્ર વન, એકાંત ઉદ્યાનો, બિલિના ઝાડનું મૂળ, ગિરિનો તટ, દેવમંદિર, સમુદ્રનો કાંઠો અને પોતાનું ઘર એટલાં સ્થાનો મંત્ર આપવાનાં સાધનોમાં પ્રશસ્ત છે. અથવા જ્યાં ચિત્ત પ્રસન્ન થાય ત્યાં નિવાસ કરવો; મ્લેચ્છ દુષ્ટ પશુ સર્પ શંકા અને રોગ વિનાના, એકાંત અને પવિત્ર, નિંદા વિનાના ભક્તિવાળા, પોતાના દેશમાં, અને ઉપદ્રવ વિનાના પ્રદેશમાં, રમ્ય ભક્તજનસ્થાનમાં અને તાપસના આશ્રમમાં વાસ કરવો. રાજાઓ સચિવો રાજપુરુષો અને મોટા માણસો જે માર્ગે ન ફરતા હોય ત્યાં મંત્ર જાણનારાએ વાસ કરવો.

૪૨અ જીર્ણ દેવાલય અને ઉદ્યાન, અને બળી ગએલા વૃક્ષનું તલ, નદી તળાવ અને કૂવો, તેમજ જમીનના કાણામાં વસવું નહિ.

૪૩ મોટે અવાજે કરેલો જપ એ અધમ કહેલો છે. ધીમા અવાજનો એ મધ્યમ છે. માનસ જપ એ ઉત્તમ છે. હે દેવિ ! એ રીતે ત્રણ પ્રકારના જપ છે.

तन्निष्ठस्तद्गतप्राणस्तच्चित्तस्तत्परायणः ।
तत्पदार्थानुसन्धानं कुर्वन्मंत्रं जपेत्प्रिये ॥[४४]

જપ અને ધ્યાન એકમેકને કેવી રીતે પોષક છે તે વિચારવા જેવી અને અનુભવથી સમજવા જેવી વસ્તુ છે.

जपाच्छान्तः पुनर्ध्यायेद्ध्यानाच्छान्तः पुनर्जपेत् ।
जपध्यानसुयुक्तस्य क्षिप्रं मन्त्रं सुसिद्ध्यति ॥[४५]

(રાધાતંત્ર)

ઉપર જણાવેલાં લક્ષણોવાળા ગુરુ, શિષ્ય ઠેર ઠેર મળી આવે તો આપણો વિદ્યાવૈભવ કેવો થઇ રહે એની કલ્પના સહેજે આવી શકે તેમ છે. શિષ્યની સાધનાનું સ્થાન ઉપર જણાવ્યાં તેમાંનાં બધાં નહિ તો થોડાં ઘણાં લક્ષણો ધરાવતું હોય તોપણ, આ યંત્રયુગમાં વિદ્યાર્થીજીવન કેટલું બધું આનંદપ્રદ, પ્રેરણાપ્રદ અને પ્રાણપ્રદ નીવડે ! જીવન અભ્યાસપરાયણ બનાવવા કોણ કેટલો પ્રયત્ન કરે છે એ પણ શું દરેકે ખૂબ વિચારવા જેવો પ્રશ્ન નથી ? પોતાનાથી જે નથી બની શક્યું, પોતે જે કરવાનું ચૂક્યા છે તે કસુરમાંથી પોતાની પ્રજાને, ભાવિ નાગરિકોને ઉગારી લેવાનો વિચાર કરવાની આવશ્યકતા સમજાય છે ખરી ?

પ્રાચીન આદર્શ યથાર્થ સ્વરૂપમાં સમજી લઇને આપણી સંસ્કૃતિને ફરીથી ચેતનવંતી બનાવવાને દેશકાળને અનુરૂપ અહીં તહીં ફેરફારો કરી આપણી પ્રાચીન શિક્ષણ સંસ્થાની પદ્ધતિનો આદર્શ પ્રજા સમક્ષ મૂકવાની અત્યંત આવશ્યકતા છે.

ક્ષિતિમોહન સેન

# પૂજારીને—*

૧

સૂના તુજ દેવ સ્થાને, સૂના અંતર-મન્દિરે,
શૂન્યતા-તિમિર ઘાટ છાયાં હોજી!
પથ્થરના પૂજારી! આજ આરતિના દંભ શાના?
વિશ્વવ્યાપી તેજ ના પિછાન્યા હોજી!

૨

ભક્તિહીન, ભાવહીન મન્દિરે મન્દિરે ઉડે,
દંભને પાખંડની પતાકા હોજી!
પૂન્યની કુંજો સૂકાઈ, પાપના દાવાનળ પ્રગટ્યા,
દુંદુભિ તુજ દાનવી વગડાવિયા હોજી!

૩

ફૂલની સુકુમારતા ને આરતિનાં તેજ-કિરણો,
દીઠાં પણ દીઠી ના ભાવના હોજી!
દેખી તેં શિલ્પકળા મન્દિરનાં પૂતળાંની,
દેખ્યાં તે તત્ત્વ નહીં પ્રાણનાં હોજી!

૪

જીવન રૂંધાયા તારે હાથે અસ્પૃશ્ય! કાલે,
આજ તો ઉદ્ધાર તુજ આત્મને હોજી!
તેજના એ તણખા કો દિ ઝળકે નવ આશ-પ્રકાશે,
તેને ઝળકાવ દેવ નામે હોજી!

૫

આવ્યાં અગમ્ય યુગધર્મનાં પૂર સૃષ્ટિઅંકે,
દંભના દુર્ગો મિનારા ડોલતા હોજી!
દેવહીન દેવસ્થાને, વહાલાને બોલાવો મારા!
અંતરે ઉતારી ભવ્ય ભાવના હોજી!

બટુક દેસાઈ

* આ કાવ્ય જેલમાં રચાયું હતું. બીજી કડીમાં, શ્રી. નગીનદાસ પારેખની સૂચના પ્રમાણે સહેજ સુધારો કર્યો છે, તે માટે તેમનો ઋણી છું.

# પ્રસ્તાવિક જૂની કવિતા

ઘણાં વરસ ઉપર જૂનાં કાવ્યોની શોધ કરતાં એક પુસ્તકમાં એક સાધ્વી આરજાના હાથની લખેલી કવિતા જોવામાં આવી, ને તે કંઇક ઠીક લાગવાથી ઉતારી લીધી.

આ ઉતારી લીધેલી કવિતા હમણાં હાથમાં આવતાં આ નીચે આપી છે.* તેની અંદર કશો પણ સુધારો વધારો કર્યો નથી. ફક્ત દેખીતી રીતે જે ભૂલો હતી તેટલી જ સુધારી છે.

આ અસલ પુસ્તકમાં કવિતાની લખ્યા સાલ આપી નહોતી, ફક્ત તેના પ્રતિશ્રી ભાગમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

" લખંત આરજા સખરબાઇ જીર્ણગઢ (જૂનાગઢ) મધ્યે લખું છે."

કંઇક સ્મરણમાં છે કે આ પવિત્ર સાધ્વી સ્ત્રીના હસ્તાક્ષર મરોડદાર ને એક સારા લહિયાના અક્ષર જેવા સુંદર હતા.

જે સમયે કન્યાશાળાઓ સ્થાપન થઇ ન હતી, તેવામાં ઘણીક સ્ત્રીઓ કક્કો ને તેનાં પદ શીખીને વાંચતાં લખતાં શીખતી હતી. આ પવિત્ર સાધ્વી બહેન પણ તે પૈકીનાં જણાય છે.

દોહરા

વેશ્યા મીની[1] બગલડી, એતાં એક સભાઉ  
છપતાં ભરે પગલડાં, પરમ સંતુએ વાઉ.[ક] ૧  
છોરૂ ગોરૂ[2] મંગણાં, એતાં એક સભાઉ  
જેતી દેખે ભોંઅડી, એતાં ઉપરે ધાઉ. ૨  
રાજા વાજાં વાંદરાં, એતાં એક સભાઉ  
નીચાં નીચાં પરહરે, ઊંચાં ઉપરે ધાઉ. ૩  
આભા ડંમર[3] વાદલે, વડ ડંમર પાંને  
રાજા ડંમર આઉતે,[4] ધણુ[5] ડંમર નેણુ. ૪  
પાતલ[6] પેરણુ[7] ભલ ચઢણુ,[8] ભોંગે અસ્રી[9] ભલ[10]  
લાલચ કરે ના લભે, આલેખાયા[11] લાભે લલ[12] ૫  
મો[13] મન લગ્ગો તો[14] મનાં, તો મંન લગ્ગે  
લૂણ વલગ્યો પાંણીએ, પાતલણુવા નગ્ગે.[ખ] ૬  
સંગતકો વેરો[15] ભયો, સુણુ સખી એક વેણુ.  
ઉધ કાજળ ઉધ ઠીકરી, ઉધ કાજળ ઉધ નેણુ.[ગ] ૭  
સંગતી બિચારી કયા કરે, હૃદય ભયા કઠોર  
નવ નેજાં પાણી ચડે, તોએ ન ભીંજે કોર. ૮

---

* ઉતારી લીધાની સાલ, સં. ૧૯૭૦ નાંદોદ. ફુર્ગાષ્ટમી,

૧ બિલાડી. ૨ સ્ત્રી. ૩ શોભા. ૪ આવક, ઉપજ. ૫ સ્ત્રી. ૬ પત્રાલી. ૭ વસ્ત્ર. ૮ સારા ઘોડા પર ચડવું. ૯ મકાન. ૧૦ ભલી. ૧૧ લખાયેલા. ૧૨ લલાટ–નશીબ. ૧૩ મારૂં. ૧૪ તારૂં. ૧૫ અંતર, ભેદ.

ક. વેશ્યા, બિલાડી અને બગલી એટલાં એક સ્વભાવનાં છે, છાનાં પગલાં ભરે છે અને...?

ખ. પાતલણુવાનો અર્થ શો ?

ગ. હે સખી એક વચન સાંભળ સંગતથી જ ફરક પડી જાય છે. એક જ કાજળ ઠીકરી હોય ત્યારે તેની કશી કિંમત નથી, પણ તેના નયનને લાગે ત્યારે તેની ઘણી કિંમત થાય છે.

સંગત સાધ તણી ભલી, ક્રોધ કરી જાણે તાય
હલવેશું બોલાવીએ, તો માણેક આપી જાય. ૯
પ્રીત ભલી પારેવડા,[૧૬] રૂપે રૂડા મોર
પ્રીત કરીને પરહરે, માણસ નહીં પણ ઢોર. ૧૦
સજ્જન તાં લગ એક હે, જ્યાં લગ નયણુ હજુર
ભલા ભલેરા વીસરે, નયણુ ગીયાં જબ દૂર. ૧૧
ટૂક ટૂકડા ગામ લખ,[૧૭] લખ આવે લખ જાય
સજ્જન ન મેલ્યો સંદેશડો, મારો કાળજ કટકા થાય. ૧૨
વાહાલાશું વઢીઇ નહીં, ઝટક[૧૮] ન દીજે ગાળ
થોડે થોડે છંડીઇ, જીમ જળ છંડે પાળ. ૧૩
જણે તિ જીવે નહીં, વસે તિ ઉજડ થાય
નારી પહેરે ચુડલો, આશ વલુધ્યા જાય. ૧૪
ખાટ[૧૯] પડયો ઉઠે નહીં, કૂપે[૨૦] નીર ન ઝરંત
એ તો ન જાણે જોતસી,[૨૧] ટીપ[૨૨] લઇ કાઉ ભમંત. ૧૫

સોરઠા

સુંદર નયણે નેહ, કરી કરી હું રહી
લોકે નાંખ્યો ત્રજ, સો સુંદર સહી રહી. ૧૬
સહી સમાંણી માંહી, કે રમવા હું ગઇ
વાહાલે વાહ્યો[૨૩] હાય, કૈં સાંસી હું રહી. ૧૭
ઝટકી દેસું ગાળ, તો વહાલો ખીજસ્યૈ
(પુતી હાં) મળશે શેરી માંહી, ઉલંભા[૨૪] દીજસ્યૈ. ૧૮
જિણ ગાંમ નહીં મોટીયાર,[૨૫] નહીં તોરીય[૨૬] હીસતા
જિહાં નહિં વાડી વાવ, નહીં દિઉલ[૨૭] દીપતા. ૧૯
જિહાં નહીં સુંદર નારિ, સલૂણે લોયણે[૨૮]
(પુતી હાં) સો ગામકું સુંનું મેલ, ચઉરાસી જોયણે[૨૯]. ૨૦
સામલડી પાંણીહાર, જગેજગિ મોહની
તોરી ગલિ એકાવલિ હાર, ન ગણે સોહની. ૨૧

દોહરા

એક ગુણુ તુમ્હારડો, સંભારૂં જિણ વાર
મન દાઝે તન ટલવલે, નયણે ન ખંચે ધાર. ૨૨
સજ્જન સેં'જે દુબળા, લોક જાણે ઘેર ભૂખ
હઇડા ભીતર દવ બળે, મેરૂ જેવડો દુ:ખ. ૨૩
દીઠે દિન કેતા હુવા, મલીયા કહીક માસ
નયણાં અંતર પડ ગીયા, જીવ તુમારે પાસ. ૨૪

૧૬ પારેવું પક્ષી. ૧૭ લાખ. ૧૮ ઝટ, તરત. ૧૯ ખાટલો. ૨૦ કુવો. ૨૧ જોષી. ૨૨ ટીપણું. ૨૩ પકડયો. ૨૪ ઠપકા. ૨૫ જુવાન. ૨૬ ઘોડો. ૨૭ દેવળ. ૨૮ લોચને. ૨૯ જોજને.

સજ્જન શેરી સાહ્યા મિલ્યા, ટાળા દઈ ટલ્યા
લોક જાણે રૂશણાં, મન જાણે મિલ્યા. ૨૫
નયણ પદારથ નયણ રસ, નયણે નયણ મિલંત
અણજાણ્યાશું પ્રીતડી, પહેલાં નયણ કરંત×. ૨૬
જાકે બોલે બંધ નહીં, મરમ નહીં મનમાંહિ
તાકે[30] સંગ ન જાઇએ, છોડ ચલે વન માંહિ. ૨૭
જો મન અપણે પ્રીત હૈ, લોક બહોત ઝખ માર
જિમ તિમ દાવ ઉપાય કે, આપણા કામ સમાર. ૨૮
સજ્જન વળાવી હું વળી, આડા દીધા વન
રાતિ નાવે નીંદડી, દીયે ન ભાવે અંન. ૨૯
કાગદ થોડા હેત ઘણા, મોપે લખ્યો ન જાય
સાગરમાં પાણી ઘણા, ગાગરમે ન સમાય. ૩૦
પાણી પીતી દુબળી, તરસી માતી હોય
કરણ હરીઆલી મોકલે, રાજા ભોજ વિચારી જોય. ૩૧
(છાશ)

રાગ ફેર

એક નારી મુખ કજ્જલ[31] વરણી, હીંડે પરગટ બોલે છની
પરકારણ આપ મુખ છેદાવે, મુરખ સરસી ગોઠ ન ભાવે. ૩૨
(કલમ)

એક જનાવર અજબ જનાવર, ચલતે ચલતે થક્કો[32]
પાછા લઈને કટણુ[33] લગ્ગો, ફેર ચલણુ લગ્ગો. ૩૩
આદિ અખ્ખર વણુ જગ સહુ મીઠા
મધ્ય અખર વણુ ન ગમે દીઠા
અંત અખર વણુ પંખી મેલા
સો સજ્જન મુજ મુકે વેહેલા ૩૪
(કાગળ)

ગૂઢા

દધિસુતકે નીચે બસે, મોતી સુતકે બીચ
સો સાંગત વ્રજનાયકા, કહાન કરો બગસીસ (?) ૩૫
કાગળમાં શું લખવા, કાગળ લોકાંચાર
જે દિન તુમને દેખશું, તે દિન જગમાં સાર ૩૬
સજ્જન મ જાણીશ પ્રીત ગઈ, જે લાગી લઘુવેશ
ભાવે સજ્જન ઘેર રહો, ભાવે જાઓ વિદેશ. ૩૭

× આ દોહરાને મળતો દુહો નીચે પ્રમાણે છેઃ—
"નયણ પદારથ નયણ ધણ, નયણે નયણ મિલંતિ.
અનજણ્યા સિઉં પ્રીતડી, પહિલું નયણ કરંતિ."
("સાહિત્ય" પુ. ૨ જું પૃ. ૪૮૩, માધવાનળ કથાની 'ગાથા' ૨૦૨)

૩૦ તેના. ૩૧ કાજળ, મેશ. ૩૨ થાકયો. ૩૩ કાપવું.

સજ્જન મ જાંણીશ પ્રીત ગઇ, જાસ્યે પ્રીત મુવાં
સુત્યારા[૩૪] ઘેર લાકડાં, વેહેરે થાએ જુવાં. ૩૮
નયણુ કરંતા નેહ કરય, નહીંતર નેહ નીવારય.
મુજ સરીખા માનવી, ધોખે બાણુ મ મારય. ૩૯
પર્વત કેરા વાઉલા,[૩૫] વેશ્યા તણો સનેહ
વહેતા વહે ઊતાવળા, છટક દેખાડે છેહ. ૪૦
સજ્જન એસા કીજીએ, લાખી હીર સમાન
સો વરસે જોઇએ, તોહી તેવો વાન. ૪૧
સજ્જન એસા કીજીએ, જેસ્યા ટંકણખાર
આપ બળે પર રીઝવે, ભંગા સંધણહાર. ૪૨
પ્રીતમ પતીયાં જો લખૂં, જો કછુ અંતર હોય
હમ તમ જીવરા એક હે, દેખનકે તન દોય. ૪૩

સોરઠા

બોથા[૩૬] ઉપર બાણુ, નાખી નીગમીઇ[૩૭] નહીં
સર નાંખૂ સ તામ, લજાલુ લોપે નહીં. ૪૪

દોહરો

લોચન તેરી અલખ ગત, લખી કિણહી ન જાય
લાખ લોકમે ભેદકે, સ સનેહી સમજાય. ૪૫
રખે વિસારો ચિત્તથું, ધરજો મોહ અપાર
વહિલા મલવા આવજો, લેખ લિખૂં વારંવાર. ૪૬
સજ્જન એસા કીજીઇ, જેસ્યા દૂધ ને નીર
આવટપણું[૩૮] પોતે સહે, દાઝણ ન દીઇ ખીર. ૪૭
કાજળ તજે ન શામતા, મુક્તા તજે ન શ્વેત
* દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત. ૪૮
કબીરા કબૂ ન કીજઇ, અણુ મિલનેશું સંગ
દીપકકે મનમાં નહીં, જળ જળ મરે પતંગ. ૪૯
મીઠાં બોલ્યાં માંનવી, કદી મ પતી જાય
મોર કંઠ મધુરા લવે, સાપ સપૂછા[૩૯] ખાય. ૫૦
+ સનેહે સહૂકો મરે, સગપણ મરે ન કોય
મા જીવે મુંમણ મરે, પ્રીતી પટંતર જોય. ૫૧

૩૪ સુતાર. ૩૫ વા, પવન. ૩૬ મૂર્ખ, ઠોઠ. ૩૭ નીગમવું.
* સરખાવો : સાકર તજે ન ગળપણું, સોમલ તજે ન જહેર,
સુજન તજે નહી સુજનતા, દુર્જન તજે ન વેર.
૩૮ ઉકરો. ૩૯. પૂંછડા સાથે
+ સરખાવો : હાડ સગો નહી હોય, નેહ સગો સોહી સગો,
ચારો જુગ દગ જોય માંય ખડી મહિલા જલે.

નેહ ન કીજે નીચશું, વર મોટાસ્યું આળ
ઘોડેકી પાટુ ભલી, ગદ્દે ચઢેકો ગાળ. ૫૨
કમળની જળમાં વસ્યે, ચંદા[40] વસ્યે આકાશ
જે જિહાંકે મન વસ્યે, તે તાહીકે પાસ. ૫૩
સજ્જન એસા કીજીએ, જેમાં લખણુ બત્રીસ
કામ પડે વિવરચે[41] નહીં, ખરચે અપણો શીસ. ૫૪
એક અળગા ઈક ઢુકડા, એક નિકા[42] તે રાંન
ચ્યાર આંગળને આંતરે, આંખ ન દેખે કાંન. ૫૫
અણુ મનકો આદર બુરો, ભલી પ્રેમકી ગાળ
મોહન જાસુ મન મિલ્યો, તાસુ વેધ ન વિચાર ૫૬

સોરઠા

પાણી પાંપણુ હેઠ, આવ્યાનો અચરત કિસ્યો
તોહુ જાણુત નેહ, જો નયણે આવત લોયણા. ૫૭
*ભાંણા[43] ખડખડ સનમુખ, વહાલા તણો વિછોહ
એ ત્રણે જે સહે, જીરકા હઈયા હોય લોહ. ૫૮
કનકપત્ર કાગદ ભયે, મસ[44] ભયે માણુક મૂલ
લાખન કે લેખણુ ભઈ, લખ ન સકે દો બોલ. ૫૯
કર કંપે લેખણુ જુગે, અંગોઅંગ અકુલાઈ
નાંમ લીધે છાતી ફટે, પાતી[45] લખી ન જાય ૬૦

( ઇતિશ્રી સાખી સંપુરણુ )

સાહબ ઝરૂખે બેસ કે, સહુના મુજરા લેય
જે જેસી કરે ચાકરી, તાકુ તેસા દેય ૬૧
ઘોડા છુટા શહેરસે, કસબિ પડે પોકાર
દરવાજા દીને રહે, નીકળ ગય અસવાર ૬૨
(લખતંગ આરજા સખરબાઈ જીરણુગઢ મધે લખું છે )

સોરઠા

ગુજરસુ કીજય પ્રીત, બહુ સુખ પાઈય
( પુનિ હાં ) કાંનય મૂદ્રા ઘાલિ, ઉસી સંગ જાઇય ૬૩
જોબનીયું દિન ચ્યાર, કે માંહી માણીય
જે માંગય મયમત્ત, ન ઉત્તર આણુય ૬૪
મુગ્ધ મરી નય જાય, કે માટી થાય સહી
( પુની હાં હાં ) જાણે નહી ગમાર, કે યૌવન જાયસિ ૬૫

છ. લિ. રાવળ

---

૪૦ ચંદ્ર. ૪૧ નારી, જાય; ૪૨ પાસે: નજીક. ૪૩ ભાલું, પત્રાણુ; બાજ. ૪૪ શાહી.-૪૫ પત્ર.

* સરખાવો : ભાણા ખડખડ લોહડડી આવડડાં પયાં
ઇતની બાતાં નો સહે, જો વજ્રપેં હયાં.

ભાણા ખડખડ : ભાણા ઉપર જમ્યા વિના બેસી રહેવું પડે તે.

લોહડડી: તરવારોનાં ઝાપટાં. પયાં : મહેમાનો.

# જાપાનનો વેપારી દિગ્વિજય

જાપાને પોતાનો ઔદ્યોગિક વિકાસ સાધવા માટે કેવો ભગીરથ પ્રયત્ન કર્યો છે, તથા કેટલું જબ્બર સંગઠન કરી પ્રજાને ઉદ્યોગશાળી બનાવી છે, તેની આછી રૂપરેખા જુદા લેખમાં આલેખેલી છે. આ લેખમાં જાપાને જગતનાં બજારો ઉપર જે મહાન વિજય મેળવ્યો છે, તેની પ્રતીતિ 'પ્રસ્થાન'ના વાચકોને કરાવવાનો પ્રયત્ન છે.

## ૧ જાપાનનો ઔદ્યોગિક વિકાસ

જાપાનનો જગતનાં બજારોમાં એકહથ્થુ સત્તા જમાવવાનો ઇરાદો જૂનો છે. એ દેશ ઘણાં વરસો થયાં તે માટે તૈયારી કરતો આવ્યો છે. પોતાનો ઇરાદો પૂરો કરવાને માટે તેણે સૂક્ષ્મ વિચાર કરી દરેક સાધનનો સંગ્રહ કરવા માંડ્યો. જાપાને બહુ બારીકીથી પોતાની આર્થિક સ્થિતિનું અવલોકન કર્યું. કાચાં સાધનો પોતાના દેશમાં નહોતાં પેદા થતાં તે પરદેશથી લાવવા અને તેમાં હરીફાઇમાં કેવી રીતે જય મેળવવો તે તેનું ઘણાં વરસનું ધ્યેય થઇ પડ્યું. તેણે કારખાનાંઓ ઊભાં કર્યાં, મજૂરોને સુંદર વસ્તુઓ બનાવવાની ક્રિયા શીખવી, કારખાનાંઓ માટે પુષ્કળ નાણાં ફાજલ પાડયાં, મંચુરીઆ સર કરી ત્યાંનાં કાચાં દ્રવ્યોની ખાણો હસ્તગત કરી, અને દેશપરદેશનાં બજારો, વહાણવટું, ખર્ચા વગેરેનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો. આટલા થોડા વખતમાં કોઇ પણ યુરોપીય દેશે આટલી મોટી ઔદ્યોગિક પ્રગતિ કરી નથી.

## ૨ દેશપરદેશો સાથે સંધિઓ

જાપાને પોતાનો ઔદ્યોગિક વિકાસ કર્યો તો ખરો, પરંતુ જુદા જુદા દેશોમાં જકાતની ઊંચી દિવાલો ઊભી કરવામાં આવી હતી. તેણે બહુ લાંબી નજર પહોંચાડી પોતાને ફાયદા પડતી સંધિઓ જુદાં જુદાં રાજ્યો સાથે કરી લીધી. તેમાં પોતાના વેપારી હક્કોને ખાસ સંરક્ષણ મળે એ તેનો મુખ્ય ઇરાદો હતો. અને એ સંધિઓના રક્ષણ હેઠળ આજે જાપાન મોટો વેપાર ખેડી રહ્યું છે. ઘણી યે સરકારો જાપાનના વેપારને અટકાવવા ખૂબ ઉત્સુક છે; પણ પરદેશો સાથે કરેલી સંધિઓથી મળેલું રક્ષણ જાપાનને ભારે મદદ આપી રહ્યું છે.

## ૩ સોનાનું ચલણ

ગ્રેટબ્રિટને સોનાનું ચલણ છોડયું, એટલે તેનું હૂંડિયામણ બહુ નબળું પડયું. આ નબળા હૂંડિયામણથી તેના ચડગત વેપારને બહુ ઉત્તેજન મળ્યું. નબળા હૂંડિયામણથી ચડગત માલ ( Exports ) ને કેમ ઉત્તેજન મળે છે તે જુદા લેખમાં સમજાવવામાં આવ્યું છે. જાપાને ગ્રેટ બ્રિટનની આર્થિક પરિસ્થિતિનો બારીકાઇથી અભ્યાસ કર્યો. નબળા ચલણથી આમદાની માલ ( Imports ) મંગાવવામાં ભારે નુકસાન જાય છે, તે પણ

જાપાને જોયું. જાપાન સોનાના ચલણ ઉપર હતું. એણે જોયું કે સોનાના ચલણ ઉપર નીભવા જેટલું સોનું પોતાની પાસે હતું નહિ. એટલે સોનાનું ચલણ ફરજિયાત મૂકવું પડશે એવી તેની માન્યતા થઇ. પરંતુ સોનાનું ચલણ મૂકી દેવું પડે તે પહેલાં તેમાંથી પૂરતો આર્થિક લાભ ઉઠાવવો એવી વ્યવસ્થા જાપાને કરી લીધી.

## ૪ જાપાનની અગમચેતી

જાપાને જોયું કે સોનાનું ચલણ મૂકવું પડશે. પરિણામે તેના ચલણનો સોના સાથે સંબંધ મુકાયાથી તેનું ચલણ નબળું પડશે. અને દેશપરદેશના સિક્કાઓ માટે તેણે વધારે મોટી સંખ્યામાં સિક્કાઓ દેવા પડશે. એટલે સોનાનું ચલણ મૂક્યા પછી તેનું પોતાનું ચલણ નબળું પડવાથી પરદેશથી મંગાવેલ આમદાની માલ માટે તેને વધારે નાણાં આપવાં પડશે. કપાસ, લોઢું, રબર, ખાંડ વગેરે માલ બીજા દેશાવરોથી જરૂર મંગાવવો પડશે. પોતાનું ચલણ નબળું થાય ત્યારે એ ચીજો માટે પુષ્કળ વધારે નાણું આપવું પડે એ સ્વાભાવિક છે. એટલે સોનાનું ચલણ મૂક્યા પહેલાં જ જો કાચો માલ વધુ પ્રમાણમાં મંગાવી રાખ્યો હોય તો હમણાં હૂંડિયામણનો ભાવ મજબૂત હોવાથી મોટો આર્થિક લાભ થાય. જાપાને વહેલાં જાગ્રત થઇ એ દિશામાં પગલાં લેવાં શરૂ કર્યાં.

## ૫ મોટા આર્થિક લાભો મેળવવાના પ્રયત્નો

પ્રથમ તો જાપાને પોતાના શરાફો અને બૅંકરોને ભેગા કર્યા. તેમની પાસે આખી આર્થિક સ્થિતિ રજૂ કરવામાં આવી. પરંતુ બૅંકોનાં મોટાં સાધનો ઔદ્યોગિક વિકાસમાં રોકાઇ ગયાં હતાં એટલે ફાજલ પૈસાની છત હતી નહિ. તરત જ રાજ્યે સર્વે કારખાનાંવાળાઓને ભેગા કર્યા. પોતાને સોનાનું ધોરણ મૂકવું પડશે, અને આથી હૂંડિયામણ જરૂર નબળું પડવાનું જ માટે પાણી પહેલાં પાળ બાંધવાની જરૂર બતાવી કાચા દ્રવ્યનો મોટો સંગ્રહ કરવાની તેમને ભલામણ કરી. પરંતુ કારખાનાવાળા બૅંકોનાં મોટાં કરજમાં હતા. તેમના પાસે નાણાંની છૂટ હતી નહિ. તેમણે પોતાની અશક્તિ જાહેર કરી દીધી. લંડન અને ન્યુયૉર્કનાં બજારો મુખ્ય નાણાં ધીરનાર હતાં. પરંતુ લંડનમાં સખત નાણાંભીડ હતી. તેની પાસેથી દેશપરદેશવાળા નાણું ઉપાડી જતા હતા. એટલે સંકડામણમાં આવેલું લંડન કોઈ બીજા રાજ્યને નાણાં ધીરી શકે તેવી હાલતમાં તે વખતે નહોતું. ન્યુયૉર્ક પાસે પુષ્કળ નાણું હતું. પરંતુ સદર દેશો પણ તેણે ધીરેલાં નાણાંનું વ્યાજ આપતા નહોતા, એટલે કોઈ દેશને નાણાં ધીરી ફસાઇ પડવાનો ન્યુયૉર્કનો વિચાર નહોતો. એટલે આવી સ્થિતિનો લાભ લેવા જાપાનને નાણાંતંગીનો સવાલ આવી પડયો. તે માટે તેને ભારે મૂંઝવણ થઇ પડી.

## ૬ જાપાને લોનથી નાણાં ઊભાં કર્યાં

ચીન સાથે જાપાનને છમકલાં ચાલુ થયાં જ કરતાં હતાં, અને કદી પણ સમાધાન થાય તેવી જાપાનની નીતિ નહોતી. જાપાનની મહત્ત્વાકાંક્ષાનો પાર નથી. તેનો લોભ આખા ચીનને ગળી જવાનો છે. બળવાન ઇંગ્લંડ ભારે આર્થિક મૂંઝવણમાં હતું. ગરીબડા ચીન માટે તે ભારે લશ્કરી ખર્ચ કરી જાપાન સાથે યુદ્ધમાં ઊતરે તેમ હતું જ નહિ; તેમ ઇંગ્લંડને સંધિઓથી જાપાને મિત્ર બનાવ્યું છે. યુનાઇટેડ સ્ટેટ ઑફ અમેરિકા જાપાન

ઉપર ડોળો ધુરકાવતું હતું. પરંતુ દોઢ કરોડ બેકારોવાળો દેશ જાપાન સામે લડવા જાય એ આપઘાતી નીતિ અમેરિકા ધારણ કરે જ નહિ. ફ્રાંસ બહુ બળવાન છે, પરંતુ તેનું બળ અને લાભ માત્ર જર્મનીને દબાવવા પૂરતાં જ હતાં. એટલે જાપાનને ચીનનો મુલક લઈ લેવા માટે હમણાં સારામાં સારી તક હતી. મોટો દેશ મળે, ત્યાંના કાચા પદાર્થો મળે, ત્યાં પાકા બનાવેલા પદાર્થો માટે મોટી બજાર મળે; અને પોતાની વધતી જતી વસ્તી માટે સ્થાન મળે. એટલે એક કાંકરે અનેક પક્ષીઓ મરતાં હોય એવી તક જાપાન જવા દે નહિ એટલે મોટું લશ્કરી બળ તેને ફરજિયાત નભાવવું પડે છે. આથી તેની આમદાનીની મોટી રકમ લશ્કર ઉપર વપરાય છે. છતાં ઉદ્યોગોનો વિકાસ થવો જ જોઈએ. આર્થિક સામ્રાજ્ય મેળવવાની સાંકળમાં એક મુખ્ય કડી મળે તો જતી કરાય નહિ. સરકારે પ્રજાને અપીલ કરી લોન ભરાવી. એ લોનમાંથી સારી જેવી રકમ બેંકોને સુપરત કરી. એ રકમ ૭ કરોડ યેન ઉપર હતી. સરકારના ઉત્તેજનથી લોકોએ ફાજલ નાણું બેંકો પાસે ડિપોઝીટ મૂકયું. એ રીતે બેંકો પાસે નાણાંની સારી રેલમછેલ થઈ ગઈ. બેંકોએ એ નાણાં કારખાનાંવાળાઓને ધીર્યાં.

### ૭ કાચા માલની ખરીદી

જગતનાં બજારોમાં ભયંકર મંદી હતી. આર્થિક મૂંઝવણોથી મોટાં રાજ્યો ઘેરાઈ ગયાં હતાં. જગતની જરૂરિયાત કરતાં વધારે કાચાં દ્રવ્યોના ઢગલા ફાજલ પડ્યા હતા. જાપાને આ તકનો લાભ લીધો. કારખાનાંવાળાઓએ પોતાની ત્રણ ચાર વરસની જરૂરિયાતોની ગણતરી કરી લીધી. પરદેશોમાં ઑર્ડરો છૂટયા. જાપાનીઝ આગબોટોને ભરી ભરીને કાચાં દ્રવ્યો લાવવાનાં નૂરો મળ્યાં. કાપડનાં કારખાનાંઓવાળાઓએ પોતાને જોઈતો કપાસ અમેરિકા અને હિંદુસ્તાનથી મંગાવ્યો. મલાયાથી મોટા જથામાં રબર આવ્યું. કયુબા અને ફોરમોસાથી ખાંડ આવી. એ રીતે ચારે તરફથી મોટી રકમનાં કાચાં દ્રવ્યો ભેગાં કરવામાં આવ્યાં. સરકારે આ બધો માલ ભરવાની સગવડ કરી આપી. આમ, કારખાનાવાળાને ઘણો લાંબો વખત ચાલે એટલો માલનો જથ્થો મળ્યો, જાપાનીઝ આગબોટોને ભારે ઉત્તેજન મળ્યું, મજૂરોને મજૂરી મળી. રેલવેને નૂર મળ્યું, અને વીમા કંપનીઓ વગેરે વેપારી પેઢીઓને પણ ભારે ઉત્તેજન મળ્યું.

### ૮ જાપાનના ઉદ્યોગની વૃદ્ધિ

આમ, કાચા માલનો જમાવ થવાથી જાપાનનાં કારખાનાંવાળા ખૂબ જોરમાં આવ્યા. કારખાનાંઓમાં નવા નવા સાંચાકામ બનાવનારી પેઢીઓને ચાલુ ઑર્ડરો મળતા જ ગયા. નવા નવા ઉદ્યોગો સજીવન થવા માંડયા. જે કોઈ પણ ઉદ્યોગ વિકસાવવામાં આવ્યો તેમાં સસ્તાપણા ઉપર તેમ જ બાહ્ય દેખાવ ઉપર જ ધ્યાન આપવામાં આવ્યું. માલના ટકાઉપણાનો સવાલ ગૌણ હતો. સુંદર રેશમ બહુ સસ્તું ઉત્પન્ન કરવામાં આવ્યું—તેની કિંમત કાપડ કરતાં પણ ઓછી રાખવામાં આવી. પરંતુ તે માલ એવો હતો કે એક જ વખત ધોયા પછી બીજી વખત પહેરવાની જરૂર પડે નહિ! બહુ મોટા પાયા ઉપર સીમેંટ બનવા લાગ્યું. વિલાયતી સીમેંટ કરતાં કિંમતમાં ત્રીજે ભાગે સીમેંટ જાપાન વેચી શકતું હતું. હિંદના કોઈ પણ બંદર પહોંચતું સીમેંટ એક હંડ્રેવેટની કોથળી માત્ર ચૌદ આનામાં જાપાનીઓ વેચવા લાગ્યા. કાપડનો ઉદ્યોગ તો જાપાનમાં કૂદકે અને ભૂસકે વધવા માંડયો.

માન્ચેસ્ટરના કાપડની રંગીન અને ધોયેલી જાતોની નકલ કરવામાં આવી. માન્ચેસ્ટર કરતાં બહુ કિફાયત ભાવે જાપાને કાપડ વેચવા માંડ્યું. રબરનાં રમકડાં, સ્ટેશનરી વગેરે અનેક જાતની ચીજો જાપાન બનાવવા લાગ્યું. સસ્તી મજૂરી, ઓછા ભાવમાં કરેલો માલનો સંગ્રહ, સામુદાયિક ઉત્પન્ન ( Mass Production ), નીચી હૂંડીના ફાયદા, સ્વદેશમાં મોંઘો માલ વેચી પરદેશમાં સોંઘો માલ આપવાની નીતિ રાખી હરીફાઇમાં વિજય મેળવવો વગેરે કારણો અને દેશપરદેશ સાથે કરેલી લાભકારક સંધિઓથી જાપાન ખૂબ ફાવ્યું છે.

## ૯ હૂંડિયામણ નીચું કરવાથી મેળવેલ ફાયદા

પાઉંડ સ્ટરલીંગનો ભાવ નીચે રાખવાથી બ્રિટનના નિકાશ વેપારને મોટું ઉત્તેજન મળ્યું. તે જોઇ જાપાને પણ તે રીતે પરંતુ બહુ બહોળા પાયા ઉપર કામ લેવાનું ધાર્યું. સોનાનું ચલણ ( Gold Standard ) મૂકી દેવામાં આવ્યું. પરિણામે, જાપાનના ચલણ ( yen ) ના ભાવો દબાયા. આ ચલણના દબાવાથી જાપાનને મોટો લાભ થયો તે કલ્પનાતીત છે. તે વિષય આંકડા આપી સહેલી રીતે સમજાવવાનો પ્રયત્ન કરીશું. તેથી ચલણની જાદુગીરીનું વાચકોને કાંઇક અંશે ભાન થશે; અને જાપાન એથી જે મોટો લાભ મેળવે છે, તેની પ્રતીતિ થશે.

## ૧૦ ચલણની જાદુગીરી

જાપાનીઝ ચલણમાં હિંદ સાથે કેવો ફેરફાર થયો છે તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે.

| | યેન | રૂપિયા | | યેન | રૂપિયા |
|---|---|---|---|---|---|
| ડિસેંબર ૧૯૩૧ | ૧૦૦ | ૨૦૦ | જુન ૧૯૩૨ | ૧૦૦ | ૧૧૦ |
| જાન્યુઆરી ૧૯૩૨ | ૧૦૦ | ૧૪૦ | જુલાઇ ૧૯૩૨ | ૧૦૦ | ૧૦૫ |
| ફેબ્રુઆરી ૧૯૩૨ | ૧૦૦ | ૧૩૦ | ઑગસ્ટ ૧૯૩૨ | ૧૦૦ | ૧૦૦ |
| માર્ચ ૧૯૩૨ | ૧૦૦ | ૧૨૦ | સપ્ટેંબર ૧૯૩૨ | ૧૦૦ | ૯૦ |
| | | | ઑક્ટોબર ૧૯૩૨ | ૧૦૦ | ૮૫ |
| | | | હમણાં | ૧૦૦ | ૮૦ |

જાપાન અને હિંદ વચ્ચે એવરેજ ચાલુ ભાવ ૧૦૦ યેનના રૂ. ૧૩૬). જ્યારે ગ્રેટ-બ્રિટને સપ્ટેંબર ૧૯૩૧ માં સોનાનું ચલણ ( Gold standard ) મૂક્યું ત્યારે જાપાન હજી સોનાના ચલણ ઉપર હતું. એટલે સોનાના ચલણવાળા દેશ તરીકે તેની શાખ મજબૂત થઇ, તેના ચલણની કિંમત વધી ૧૦૦ યેનના રૂ. ૨૦૦ સુધી વધી ગઈ. જાપાનનો નિકાશ વેપાર ઘટ્યો. પરંતુ આયાતની વેપાર સુધર્યો. બીજા દેશના માલ માટે જાપાનને પોતાના થોડા સિક્કા આપવા પડતા એટલે કપાસ માટે પ્રથમ ૧૦૦ યેન આપવા પડતા તે ૭૪ અને તેટલા કપાસ માટે પોતાના સિક્કાનો ભાવ વધવાથી જાપાનને ૬૦ યેન આપવા પડ્યા. એ વખતે જાપાનની સરકારની આર્થિક મદદથી જાપાનનાં કારખાનાંવાળાઓએ મોટી રકમના કાચા માલનો સંગ્રહ કર્યો. બજારોની મંદી અને ચલણની કિંમત વધવાથી જાપાનને બહુ જ સગવડ પડતા ભાવે મોટી રકમનો કાચો માલ મળ્યો જેનો વિગત ઉપર દર્શાવવામાં આવી છે.

**૧૧ જાપાન સોનાનું ચલણ છાડે છે.**

જાપાને ડિસેંબર ૧૯૩૧માં સોનાનું ચલણ (Gold standard) છોડયું. જાપાનની ગણતરી મુજબ દેશ પરદેશનાં બજારોમાં તેની શાખ (Credit) ઘટી ગઇ. તેની હૂંડી દેશપરદેશના સિક્કાઓમાં ઘટી ગઇ. દાખલા તરીકે, ૧૦૦ યેનનાં ૨૦૦ રૂપિયા દેવા પડતા હતા, તે રફતે રફતે ઘટી ૧૪૦ દેવા પડવા લાગ્યા. એટલે જાપાનીઝ નિકાશ વેપારને ખૂબ ઉત્તેજન મળ્યું. જે કાચા માલનો જાપાનનાં કારખાનાંવાળાઓએ ઊંચી હૂંડીમાં મોટી રકમ સંગ્રહ કર્યો હતો, તે માલમાંથી પાકી વસ્તુઓ બનાવવા માટે કારખાનાંઓ ખૂબ જોસથી ચાલવા માંડયાં. દરેક બાબતની અગાઉથી તૈયારી કરી રાખવામાં આવી હતી એટલે નીચા હૂંડિયામણનો પૂરતો લાભ લેવામાં આવ્યો. પરદેશો ખાતે મોટી રકમમાં કાપડ, સીમેંટ, રેશમ, રમકડાં, સ્ટેશનરી વગેરે વસ્તુઓ મોકલવામાં આવી. પરદેશનાં બજારોમાં ઇગ્લંડ, જર્મની, અમેરિકા વગેરે હરીફો હતાં. તેમના કરતાં જાપાને ઓછા ભાવે માલ આપવાની શરૂઆત કરી. ચારે તરફથી ભાવો ઘટાડવામાં આવ્યા. દેશ પરદેશનો વેપારી જે ભાવે માલ માગે તે ભાવે જાપાનીઝ વેપારીઓ સોદા કરવા લાગ્યા. દરરોજ ભાવ ઘટાડવા જ માંડયા. પરિણામે, બીજા દેશોથી આવતા માલ ઉપર સખત ફટકો પડયો. જાપાનનો નિકાશ વેપાર દિનપ્રતિદિન વધવા માંડયો.

**૧૨ જાપાનનું ચલણ કેવી રીતે ઘટાડી શકાયું**

જાપાન ઉપર લગભગ ૨૦૦૦ દશ લાખ યેનનું પરદેશનું કરજ હતું. મહાન યુદ્ધના સમયમાં જાપાનને એક ઔદ્યોગિક દેશ તરીકે ભારે તડાકો થયો. તેની પ્રજા અને રાજ્ય બન્નેએ લડાઇના વખતમાં બીજા કોઇ પણ રાજ્ય કરતાં સારો લાભ મેળવ્યો હતો. લડાઇ પછી જાપાને તરત જ આ કરજ ફેડી દીધું, અને પરદેશના પંઝામાંથી સ્વતંત્રતા મેળવી. આથી જાપાનના વેપાર અને ચલણ બન્ને ઉપર તેણે સારો કાબુ મેળવ્યો. એકસો રૂપિયાના પચાસ યેન આપવા કે એકસો યેન આપવા તેનો કાબુ જાપાનીઓના હાથમાં રહ્યો. પોતાના ઉદ્યોગવેપારની સગવડ ખાતર એ ચલણ ઉપરના કાબુનો ઉપયોગ કરવાની જાપાનીઝ સરકારે ઠીક સાવચેતી રાખી. જ્યારે કાચાં દ્રવ્યો ખરીદવાની જરૂર પડી, ત્યારે પોતાના ચલણના ભાવ વધારવાથી જાપાનને કાચા દ્રવ્ય માટે બહુ ઓછાં નાણાં આપવાં પડયાં હતાં; જ્યારે કાચાં દ્રવ્યનો પૂરો સંગ્રહ થયો, ત્યારે તેમાંથી પાકાં દ્રવ્યો બનાવી પરદેશો તરફ મોકલ્યાં. પછી સોનાનું ચલણ છોડી દઇ પોતાનું હૂંડિયામણ નબળું બનાવી દીધું. એટલે જાપાનને પોતાનાં પાકાં દ્રવ્યો માટે પોતાના ચલણનાં ઘણા સિક્કા મળ્યા. આવી રીતે જાપાને બેવડો લાભ મેળવ્યો. ચલણ ઉપરના કાબુથી જાપાને વેપારને પોતાને અનુકૂળ બનાવી દીધો.

**૧૩ નીચા ચલણ (Depressed exchange) થી થયેલ લાભની સમજણ**

જાપાને ૧૦૦ યેનના રૂ. ૨૦૦નું હૂંડિયામણ બનાવી મોટો લાભ મેળવ્યો તે વિગત ઉપર દર્શાવી છે. હવે પાકો માલ પરદેશમાં મોકલતાં હૂંડિયામણ ઘટાડી મૂકયું. દાખલા તરીકે, ડિસેંબર ૧૯૩૧ પહેલાં તેમણે મુંબાઇથી પોતાની સ્ટીમરોમાં કપાસ મંગાવ્યો. એ કપાસમાંથી પોતાનાં કારખાનાંઓમાં કાપડ બનાવ્યું. એ સર્વે ક્રિયાઓમાંથી પસાર થઇ કપાસ જ્યારે કાપડના રૂપમાં પરિણમ્યું અને પરદેશ ખાતે ચડીને વેચાયું તેમાં ૭ માસ

જેટલો વખત સહેજે પસાર થઇ ગયો. ડિસેમ્બરમાં આવેલ કપાસ જુલાઇ ૧૯૩૨ માં કાપડરૂપે અનેક જાતનાં ખર્ચો ખાઇ પાછું મુંબઇ ફરી આવ્યું. તે વખતે હૂંડિયામણ ૧૦૦ યેનના રૂપિયા ૧૦૫ હતા. એટલે મુંબઇમાં રૂ. ૧૦૫ ની કિંમત મળી. તેના એકસો યેન જેટલી મોટી કિંમત જાપાનીઝ વેપારીઓને મળી. બીજી રીતે જાપાનના વેપારીએ રૂ. ૨૦૦ ની કિંમતનો કપાસ મુંબઇમાં ખરીદ્યો. તેના તેને ૩૦૦ યેન પોતાના દેશમાં આપવા પડયા. તેમાંથી તે વેપારીએ બે હજાર વાર કાપડ તૈયાર કર્યું, અને મુંબઇમાં વેચવા મોકલ્યું. તેના એ વેપારીને રૂ ૨૦૦ મળ્યા. પરંતુ યેનનું હૂંડિયામણ નબળું થવાથી એ ૨૦૦ રૂપિયાના તેને ૧૦૦ ના ભાવે ૨૦૦ યેન મળ્યા. એટલે ૨૦૦ રૂપિયા ખરચેલ કપાસના કાપડના પણ માત્ર ૨૦૦ રૂપિયા જ પેદા થયા. પણ હૂંડિયામણના ફેરફારને લીધે ૧૦૦ યેનના કપાસનું કાપડ બનાવ્યા પછી ૨૦૦ યેન જાપાનને પેદા થયા! તે પછી જાપાનનું હૂંડિયામણ એથી પણ વધારે ઘટીને ૧૦૦ યેનના ૮૦ રૂપિયા જેટલું થયું છે. યેન સસ્તા બન્યા છે. રૂપિયા મોંઘા બન્યા છે. એટલે જાપાનનો નિકાશ વેપાર ખીલ્યો છે. ૨૦૦૦ વાર કાપડ ૨૦૦ રૂપિયામાં જાપાનને પરવડે; પણ હૂંડિયામણના ફેરને લીધે તે રૂ ૮૦ માં વેચવાને શક્તિવાન બને છે.

### ૧૪ જાપાનના વધતા જતા વેપારના આંકડાઓ

જાપાનનાં કારખાનાંઓ અનેક વસ્તુઓ બનાવતાં થયાં છે. નીચા હૂંડિયામણે તેમને ભારે મદદ કરી છે. અનેક જાતના પદાર્થો જાપાને બનાવ્યા છે. જાપાનના વેપારનો વિકાસ ૧૯૩૧ અને ૧૯૩૨ માં કેટલો થયો તે નીચેના આંકડાઓથી સમજાશે. ૧૯૩૩ના આંકડા આથી પણ ઘણા વધારે છે. પરંતુ એ આંકડાઓ અત્યારે હજી ઉપલબ્ધ થયા નથી. એ આંકડાઓ ઉપરથી જાપાનનો વેપાર કેટલો વધ્યો તે સહેજે સમજાશે.

**હિંદ ખાતે જાપાનથી ૧૯૩૧–૩૨માં અગિયાર માસની થયેલી નિકાશની સરખામણી**

| | ૧૯૩૧ યેન ૧૦૦૦ | ૧૯૩૨ યેન ૧૦૦૦ | | ૧૯૩૧ યેન ૧૦૦૦ | ૧૯૩૨ યેન ૧૦૦૦ |
|---|---|---|---|---|---|
| સાબુ | ૨૯ | ૬૭ | બટન | ૨૮૩ | ૫૬૬ |
| સૂતર | ૪૯૫૧ | ૧૩૭૭૭ | છત્રીઓ | ૪૫ | ૨૦૨ |
| કાપડ | ૪૫૧૬૦ | ૭૩૧૧૪ | બ્રુસો | ૫૫ | ૧૪૩ |
| ટુવાલ | ૪૦૩ | ૮૦૫ | ફાનસો | ૨૮૧ | ૧૭૭ |
| ગરમકાપડ | ૫૬ | ૫૩૯ | રમકડાં | ૬૭૯ | ૧૪૫૬ |
| રેશમ | ૧૯૨૭૬ | ૨૯૧૧૭ | | | |

આ સિવાય સીમેંટ, બૂટ, સ્ટેશનરી, સાંચાકામ, ગંજીફરાક, મોજાં વગેરે અનેક જાતના સામાનની યાદી મળી શકી નથી. ૧૯૩૩માં આથી પણ ગંજાવર વેપાર જાપાને કર્યો છે. આ ઉપરથી ઉદ્યોગોનો કેટલો મોટો વિકાસ જાપાને કર્યો છે તેની વાંચનારને પ્રતીતિ થશે. હિંદુસ્તાનના ગામેગામ જ્યાં જુઓ ત્યાં જાપાનીઝ માલના ઢગલા પડયા છે. હિમાલય જેવા અગમ્ય પ્રદેશનાં નાનાં ગામડાંઓમાં પણ જાપાનીઝ વસ્તુઓના ઢગલા પડયા છે.

## ૧૫ જાપાનીઝ વસ્તુઓનું સસ્તાપણું

હિંદમાં બનાવેલી કોઇ પણ વસ્તુ જાપાનીઝ વસ્તુના મુકાબલે સસ્તાપણામાં હરીફાઇ કરી શકતી નથી. પચાસ વરસ થયાં વેપાર કરનાર હિંદીઓનું કહેવું છે કે આવું સસ્તાપણું અમારી કારકિર્દીમાં ક્યારે પણ જોવામાં આવ્યું નહોતું. કાપડ, રમકડાં, બાઇસીકલો, પલંગો, રેશમ, ગંજીફરાક, મોજાં અને જાતજાતની સ્ટેશનરી પાણીનાં મૂલે જાપાન વેચે છે. એક પાઇની એક પેન્સીલ, એક પાઇની દસ સિગારેટો; દોઢ બે આનાનો એક ગંજીફરાક, એકથી સવા આને વાર ધોયેલું કાપડ! વીસ રૂપિયામાં બાઇસીકલ. એવી એવી અનેક વસ્તુઓ નજીવી કિંમતે જાપાન દેશી રાજ્યોમાં વેચે છે. આથી બીજા યુરોપિયનો પોતાના દેશની વસ્તુઓ હરીફાઇમાં વેચવામાં ફાવતા નથી. કોઇ પણ નિકાશ કરનાર દેશ આટલે સસ્તે ભાવે વસ્તુઓ વેચવા તૈયાર નથી. રંગ, વારનિસ, કાગળ વગેરે સર્વે વસ્તુઓ જાપાન બનાવે છે, એટલું જ નહિ પરંતુ મશિનગનો, વિમાનો અને દારૂગોળો પણ જાપાન બનાવી બીજાં રાજ્યોને કિફાયતે પૂરાં પાડવા તૈયાર થયું છે. મુંબઇની મિલોવાળા કપાસ મુંબઇમાં સાડાપાંચ આને રતલ લે છે, અને સાડાપાંચ આના તે ઉપર ખર્ચો આવે છે. એ કાપડ અગિયાર આને રતલ મુંબઇની મિલોને પરવડે છે; જ્યારે જાપાન પાંચ આને રતલ કાપડ સી. આઇ. એફ. આપવા તૈયાર છે! આવી હરીફાઇમાં મુંબઇની કોઈ પણ મિલ કેમ ઊભી રહી શકે? ભાવ કાપીને નુકસાન પણ કેટલું વેઠે? આથી અમદાવાદ અને મુંબઇનો મિલઉદ્યોગ પાયમાલ થવાની અણી ઉપર છે. માણેકજી પીટીટની મોટી મિલ બાંધતાં ૨ા કરોડ રૂપિયા ખર્ચ થયેલ. એ જ મિલ લિલામમાં પંદર લાખ રૂપિયા જેવી નાની રકમમાં વેચાઇ ગઇ. મુંબઇનો મિલઉદ્યોગ બહુ જ બારીક હાલતમાં આવ્યો છે. અમદાવાદની મિલો પણ બંધ થતી જાય છે. હજારો મિલમજૂરોની રોજી ગઇ છે. હિંદનો મોટો મિલઉદ્યોગ જાપાનની તીવ્ર હરીફાઇને લીધે એકદમ નાશની અણી ઉપર આવી પહોંચ્યો છે.

## ૧૬ જગતના બીજા વિભાગોમાં જાપાનની હરીફાઈ

કેટલાક યુરોપિયન દેશો સિવાય જાપાને પોતાની પાકી વસ્તુઓ જગતના બીજા ઘણા દેશોમાં પણ મોકલવા માંડી છે. પોતાના રિવાજ મુજબ જાપાને દરેક દેશનાં બજારોની જરૂરિયાતોની વસ્તુઓનો બારીક અભ્યાસ કરી તેવી વસ્તુઓ બનાવી છે. તે દેશ સાથે પોતાને પસંદગી મળે તેવી સંધિ કરી, પોતાનું હૂંડિયામણુ નબળું પાડી, જાપાને તે દેશનાં બજારો ઉપર વિજય મેળવ્યો છે. બીજા યુરોપીય ઔદ્યોગિક દેશોની હરીફાઇ મોળી પાડી છે, અને તે દેશોમાં પોતાનો માલ મોકલી ત્યાંના નવા વિકસતા ઉદ્યોગોને નબળા બનાવ્યા છે. જાપાનની હરીફાઇ વ્યવસ્થાવાળી, શાસ્ત્રીય ધોરણ ઉપર રચાયેલી અને સખ્ત નિયમનવાળી છે. દરેક વસ્તુનો તે અગમચેતીથી વિચાર કરે છે. રશિયાની પાંચ વરસની યોજના કરતાં પણ તે વધારે ભયંકર છે. રશિયાનો ઔદ્યોગિક વિકાસ જગતમાં ભારે દબદબા અને જાહેરાતથી પ્રકાશમાં આવ્યો; જ્યારે જાપાને છાંનામાના કોઇને ખબર પણ ન પડે તેવી રીતે ઠંડે મગજે અને વધારે મોટી વ્યવસ્થાથી રશિયાથી પણ મોટો ઔદ્યોગિક વિપ્લવ કરી બતાવ્યો.

## ૧૭ જાપાન અને બ્રિટન વચ્ચે કાપડની નિકાશની સરખામણી

બ્રિટન કાપડના વેપારમાં ચક્રવર્તિપદ ધરાવે છે. એના એ ઉદ્યોગમાં ઘણી ખંત, આત્મભોગ અને લાંબા શિક્ષણ પછી એ પદવી એને મળી છે. ઘણા દેશોની હરીફાઇ બ્રિટને તોડીને સ્વાધિકાર મેળવ્યો છે. લૅંકેશાયરના એ ઉદ્યોગની પ્રગતિ માટે હિંદના કાપડના પ્રાચીન ઉદ્યોગોને ગુંગળાવવામાં આવ્યો હોય એવી માન્યતા ઘણાની છે. એ ઇંગ્લંડના માનીતા ઉદ્યોગ ઉપર જાપાને ભારે તરાપ મારી તેની હરીફાઇની રેસમાં આગળ નીકળી જવાની વકી પેદા કરી છે. આ રહ્યા બન્ને પ્રજાના સને ૧૯૩૨ ના કાપડની નિકાશના આંકડાઃ—

૧૯૩૨ની કાપડની નિકાશ

| કયા દેશમાં નિકાશ થયો | નિકાશ કરનારા દેશો<br>જાપાનની નિકાશ<br>૧૦૦૦ વાર | બ્રિટનની નિકાશ<br>૧૦૦૦ વાર |
|---|---|---|
| ચીન | ૨૯૧,૩૩૬ | ૭૨૫૯૭ |
| બ્રિટિશ હિંદ | ૬૪૪,૫૬૮ | ૫૯૯,૨૮૫ |
| હોંગકોંગ | ૨૩૪૦૮ | ૫૨૫૬૬ |
| સિયામ | ૨૪૩૯૭ | ૯૪૫૯ |
| ફિલિપ્પાઇન | ૨૧૪૦૯ | ૫૦૯૪ |
| ડચ અને બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઝ | ૩૫૨,૧૨૩ | ૪૩૩૬૩ |
| સ્ટ્રેટસ | ૮૨૧૮૫ | ૩૭૩૪૩ |
| ઑસ્ટ્રેલિયા | ૩૭૧૬૨ | ૧૬૬૫૪૨ |
| ઇજીપ્ત | ૧૯૫૫૦૩ | ૮૧૯૧૩ |
| આફ્રિકા | ૨૦૬,૬૭૧ | ૩૩૫,૪૮૩ |
| બાલ્કન સ્ટેટ | ૪૨૨૧૫ | ૫૭૪૩૭ |
| દક્ષિણ અમેરિકા | ૨૭૯૩૫ | ૨૦૪૧૫૧ |
| અરબસ્તાન અને ઇરાન | ૬૧૩૩૯ | ૨૮૮૩૫ |
| બીજા દેશો | ૨૨૪૭૮ | ૪૯૫૬૬૬ |
| કુલ | ૨૦૩૨૭૭૦ હજાર વાર | ૨૧૮૮૪૧૫ હજાર વાર |

૧૯૩૩ના આંકડાઓ પ્રગટ થશે ત્યારે જાપાનનો શરતનો ઘોડો આગળ નીકળી ગયાનું જણાશે.

## ૧૮ ઉપલા આંકડાઓ ઉપરથી ઉપજતા વિચારો

પ્રથમ તો હિંદ પરદેશી કાપડનું મોટામાં મોટું ખાઉધર ગ્રાહક છે. ઉપલા આંકડાથી સાબીત થાય છે કે સ્વદેશી કાપડ અને સ્વદેશીની ભાવના માટે હિંદનો નંબર જગતના સર્વે દેશોમાં સૌથી છેલ્લો છે, અને જ્યાં સુધી હિંદ પોતાના માટે પોતે પૂરતા જથ્થામાં કાપડ તૈયાર નહિ કરે ત્યાં સુધી તેની આર્થિક પરતંત્રતા જશે નહિ. બીજો વિચાર એ આંકડાઓથી ફલિત થાય છે કે યુરોપના લગભગ બધા ભાગો અને અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટસ તથા

કેનેડા કાપડની બાબતમાં સંપૂર્ણ આત્મસંતોષ ભોગવે છે. તે સિવાય તે દેશોએ એ ઉદ્યોગને એટલો કેળવ્યો છે કે પોતાના દેશની જરૂરિયાતો પૂરી પાડી બીજા દેશોની આવશ્યકતાઓ પણ પૂરી પાડે છે. ત્રીજો વિચાર એ આવે છે કે હિંદમાં અને બ્રિટનનાં બીજાં સંસ્થાનોમાં બ્રિટનને ખાસ પસંદગી આપ્યા છતાં અને ઓછી જગાત હૂંડિયામણના ફાયદા મળ્યા છતાં બ્રિટન પછાત પડતું જાય છે.

## ૧૯ હિંદના ઉદ્યોગો ઉપર થયેલી માઠી અસર

હિંદના કાપડનો મિલઉદ્યોગ પાયમાલીને પંથે કૂચ કરે છે તે ઉપર જણાવ્યું છે. હિંદનો કાપડના હાથવણાટનો ઉદ્યોગ પણ શિથિલ થયો છે. આવા સસ્તા જાપાનીઝ કાપડ સાથે હરીફાઇમાં કેમ ઊતરી શકાય ? હિંદનો સીમેંટનો ઉદ્યોગ પણ માઠી દશામાં આવી પડયો છે. લાખો ટન સીમેંટ જાપાનથી દર વર્ષે આવે છે. તે પાણીના મૂલે હિંદમાં વેચાય છે. તેની સામે ટકવું હિંદી ઉદ્યોગને માટે અશક્ય છે. ગંજીફ્રાક, મોજાં વગેરે (hosiery)નો હિંદી નવો ઉદ્યોગ પણ ખૂબ જોશથી આંસુઓ ખેરે છે અને સરકાર પાસે નિરાધાર થઇ સહાય માગે છે. ઊનની હિંદની મિલો પણ લાચાર થઇ ગઇ છે. સને ૧૯૩૧ માં રૂા. ૫૮ હજારની કિંમતનું ૯૫ હજાર વાર ઊનનું કાપડ જાપાનથી આયાત થયું હતું. સને ૧૯૩૨ માં ૭ લાખ રૂપિયાની કિંમતનું સાડાબાર લાખ વાર ઊનનું કાપડ આવ્યું. સને ૧૯૩૩માં એથી પણ વધારે આવ્યું. પરિણામે હિંદની ગરમ કાપડની મિલોમાં માત્ર ૨૫ ટકા કામ થઇ શકે છે; ૭૫ ટકા બંધ રાખવી પડે છે. રેશમમાં તો જાપાનીઝે હદ કરી છે. જાપાનીઝ રેશમ ભાવ ઘટાડી માત્ર પોણાત્રણ આનાના વારના હિસાબે કલકત્તામાં વેચાતું હતું. હિંદી સરકારે દર વારે રૂ. ૦ા પોતાની જગાત નાખી એટલે જાપાને હરીફાઈમાં પોતાનો ભાવ ઘટાડી દર વારે સવાબે આના ભાવ કરી મૂક્યો. બે આને વાર અગાઉ સુતરાઉ કાપડ પણ મળતું નહોતું, પણ હમણાં રેશમ મળે છે. જાપાનની હરીફાઇવાળી નિકાશથી હિંદી વેપાર અને ઉદ્યોગ ઉપર બહુ નબળી અસર થઇ છે.

## ૨૦ આખું ગામ ભૂખે મરે છે, ત્યારે બાવાજી મલીદા ઉડાવે છે !

જગત આખામાં ભારે મંદી છે. દરેક દેશમાં લાખો અને કરોડો મનુષ્યો બેકારી ભોગવે છે. રાજ્યોની આર્થિક સ્થિતિ ડામાડોળ છે. કારખાનાંઓ આળસ અને આરામ ભોગવે છે. અમેરિકા જેવો ધનવાન દેશ પણ આ મંદીના વેગમાંથી છટકી શકયો નથી. ઓટાવાના કરારો કર્યા છતાં બ્રિટન એ મંદીને પાર પડી શકયું નથી. ઘણાં મહાન રાજ્યો નાદારીની હાલતમાં છે. હિંદના ખજાનચી સર જ્યોર્જ સુસ્ટરે જાપાન થોડી વખતમાં જ થાકી જવાની આગાહી કરી હતી, પરંતુ તે આગાહી હજી સુધી ખરી પડી નથી કે ખરી પડવાનાં ચિહ્નો પણ જણાતાં નથી. અનુભવીઓ જણાવે છે કે જાપાન પાસે હજી બે વરસ ચાલે એટલો ઓછા ભાવનો અને ઊંચી હૂંડી વખતે ખરીદેલો કાચા માલનો જથ્થો પડયો છે. એટલે આથી પણ વધારે હરીફાઇમાં જાપાન ઊતરે એવી વકી છે. આખું જગત મંદીની સત્તા નીચે આવ્યું છે. માત્ર રશિયા અને જાપાન એવી મંદીથી મુક્ત છે. પરંતુ રશિયામાં ભયંકર દુકાળ હોવાનું સંભળાય છે; જ્યારે જાપાનમાં સુકાળ છે. ત્યાંના મજૂરોને પૂરતી મજૂરી મળે છે. ત્યાંના કારખાનાંવાળાઓને ઠીક નફો મળે છે. રેલવેને રેલવેનાં નૂર મળે છે; પોર્ટટ્રસ્ટને ડયુટી મળે છે; સ્ટીમરોને પૂરતાં કામ અને નૂર મળે છે; ખેડૂતોને ફાઝલ

વખતમાં રેશમનો ઉદ્યોગ ઠીક મદદ કરી રહ્યો છે. એ રીતે સર્વ વર્ગ સુખી હોવાથી રાજ્ય પણ આબાદ થતું જાય છે, અને પ્રજાપ્રબંધની દરકાર કર્યા વગર ચીનની ચોટલી પકડી તેને મહાત કરતું આવે છે.

## ૨૧ જાપાનમાં મજૂરીના દર

જાપાનમાં હિંદ કરતાં પણ મજૂરીના ભાવો સસ્તા છે. સસ્તી મજૂરી ઉદ્યોગોનાં વિકાસમાં મોટો ફાળો આપે છે. જાપાનમાં કાપડની મિલના મજૂરને દરરોજના બાર આના મળે છે; મુંબાઇમાં એક રૂપિયો બે આના મળે છે. જાપાનમાં કાપડ વણનારને ચૌદ આના મળે છે; મુંબાઇમાં પોણાબે રૂપિયા મળે છે. વળી જાપાનીઝ મજૂર બહુ ચતુર છે, વધારે કલાક કામ કરે છે, ત્રણ લૂમો એક સાથે સંભાળે છે. જાપાનની સ્ત્રીમજૂરો બહુ સ્વચ્છતાપૂર્વક કામ કરે છે. તેઓ મિલોને પારદર્શક દર્પણ જેવી સ્વચ્છ રાખે છે.

## ૨૨ કેટલીક પ્રજાઓએ જાપાનની હરીફાઈ સામે કરેલ કાયદાઓ

ઇગ્લંડે ક્વોટાવાના કરારો કરીને હરીફાઇમાંથી બચવા પ્રયત્ન કર્યો છે. ઑસ્ટ્રેલિયાએ હરીફાઇથી રક્ષણ મેળવવા ગમે તેટલી જગાત નાખવા પોતાની સરકારને પૂરતી સત્તા આપી છે; કેનેડા, ફ્રાંસ, ઇટલિ, જર્મની અને દક્ષિણ આફ્રિકાએ પણ પોતાના ઉદ્યોગોને રક્ષણ આપ્યું છે. જાપાને પોતે પણ એક કાયદો પસાર કર્યો છે, તેમાં જો કોઇ પણ દેશ બહુ સસ્તો માલ જાપાનનાં બજારોમાં મૂકી દેશના ઉદ્યોગોનો નાશ કરવા તૈયાર થશે તો તે વસ્તુઓની કિંમત જેટલી જ જકાત નાખવા સરકારને સત્તા આપી છે.

## ૨૩ હિંદી સરકાર અને જાપાનીઝ હરીફાઈ

સને ૧૯૩૨ માં જ જાપાનીઝ હરીફાઇએ મોટું સ્વરૂપ લીધું હતું. જુલાઇ ૧૯૩૨ માં જ એ સવાલે ગંભીર સ્વરૂપ લીધું. પ્રજાએ ભારે પોકાર કર્યો. સરકારે ટેરીફ બોર્ડને એ સવાલ સોંપ્યો. બોર્ડે જાપાનીઝ કાપડ ઉપર પચાસ ટકા જકાત વધારવાની ભલામણ કરી. એ ભલામણ સરકારે કબૂલ કરવાથી પચાસ ટકા જકાત કાપડ ઉપર નાખવામાં આવી. પરંતુ તે પછી યેનનું હૂંડિયામણ નબળું થયું, અને એ જકાતનું પરિણામ શૂન્યમાં આવ્યું. હરીફાઇ ઊલટી વધી પડી. વેપારી મંડળો અને મિલોનો ભારે પોકાર ઊઠ્યો. સરકાર પ્રથમ તો ઉદાસીન રહી. એસેમ્બલીમાં ઉડાઉ જવાબો આપ્યા. પરંતુ જ્યારે અંગ્રેજી વેપારી ચેંબરોએ પણ ભારે પોકાર ઉઠાવ્યો, ત્યારે સરકારને પરિસ્થિતિની ગંભીરતા જણાઈ. તેણે વિચારમાં ઘણો વખત લીધો. છેવટે હમણાં જાપાનીઝ હરીફાઇને અટકાવવા માટે Anti—Dumping Bill વડી ધારાસભામાં દાખલ કરવામાં આવેલ છે. તેમાં સરકારને ઉદ્યોગોના રક્ષણ માટે સસ્તા પરદેશી આમદાની માલ ઉપર વધારાની જકાત નાખવાની સત્તા આપવામાં આવી છે. તેના ઉપર એસેમ્બ્લીની પસંદગી બે માસની અંદર મેળવવી જોઇશે. એ રીતે હિંદના માલને અને તે સાથે લેંકેશાયરને પણ મદદ મળશે ખરી. પરંતુ જાપાન સાથેની સંધિની શરતો તેમાં કેટલી આડી આવે છે તે જોવાનું છે.

## ૨૪ હિંદી વેપારીઓને ભોગવવી પડેલી નુકસાની

જાપાનીઝ માલ સસ્તો મળે છે એટલે હિંદી વેપારીઓ કમાયા હશે, એવી માન્યતા ભૂલભરેલી છે. ચાલુ બે વર્ષો થયાં જાપાન ભાવો કાપતું જ આવે છે. એટલે હિંદી વેપારીઓ જેમ જેમ માલ માટે ઑર્ડરો આપે છે, તેમ તેમ તેમને વધારે સહન કરવું પડે

છે. એક ઑર્ડર આપે કે બીજો ઑર્ડર ઓછા ભાવે જાપાનવાળા માગે. તે સિવાય માલનો ભરાવો એટલા મોટા પ્રમાણમાં જાપાને હિંદના ગામેગામ કરી નાખ્યો છે કે હિંદી વેપારીઓને હરીફાઇમાં ઊતરવા સિવાય અને ગળામાંથી માલ કાઢ્યા સિવાય છૂટકો જ નથી.

## ૨૫ હિંદની પ્રજાને ગેરલાભ અને ઉદ્યોગોને હાનિ

જાપાને સસ્તા અને તકલાદી માલો મૂકી હિંદી પ્રજાને ભારે લાલચમાં નાખી છે. એનું કપડું મજબૂત હોતું નથી, ટકાઉપણાનો ગુણ ધરાવતું નથી. એનું રેશમ ભારે દેખાવવાળું અને એક દિવસની ધુલાઇથી ખરાબ થઇ જાય છે; એનું સીમેંટ જોઇતી ચીકાશ ધરાવતું નથી. એની સ્ટેશનરી તકલાદી છે. એનાં ગંજીફ્રાક અને મોજાં તરત જ ફાટી જાય તેવાં છે. એના બૂટો બે માસ પણ ચાલતા નથી. એની સાકરમાં મિઠાશ ઓછી છે. એની છત્રીઓ દેખાવવાળી પણ હલકી છે. એ રીતે જાપાનની દરેક વસ્તુ ચાર દિવસનો ચટકો છે. હિંદનું ધન એમાં વેડફાઇ જાય છે. સસ્તાને માટે હિંદીઓ ધનની પાયમાલી કરે છે; તે સિવાય હિંદના કાપડ, સીમેંટ, ગૃહઉદ્યોગ, સાકરના, હોઝીયરીના ઉદ્યોગોને ભારે સહન કરવું પડયું છે. હિંદના વેપારી ખાતાના અધ્યક્ષ પાસે એ ઉદ્યોગોના પ્રતિનિધિઓ રોદણાં રોય છે.

## ૨૬ જાપાનની આર્થિક ખરાબ હાલત

આવી ઔદ્યોગિક ઉન્નતિ ઉપર પહોંચ્યા છતાં જાપાનીઝોની આર્થિક હાલત ભારે મૂંઝવણભરેલી છે. જાપાનમાં લશ્કરી સત્તાવાળાઓ પૂરા પ્રાબલ્યમાં છે. પોતાના પક્ષના રાજ્યદ્વારીઓને જ જાપાનનું તંત્ર સોંપ્યું છે. ચીન સાથે યુદ્ધમાં મોટું ખર્ચ થાય છે; તેથી રાજ્યનાં આંતરડાં નીચોવાઇ ગયાં છે. પ્રજા ઉપર ભારે કરો છે, બજેટ પૂરું થઇ બે પાસાં સમતોલ થઇ શકતાં નથી, પરદેશોમાંથી ધીરધાર મળી શકે તેમ નથી. યુરોપિયન મહારાજ્યોનાં આંગળાં જાપાનનું ગળું દબાવી દેવા સળવળે છે. જાપાનની આર્થિક હાલત બહુ ગંભીર છે. સ્વરાજસંગઠન અને રાજ્ય તથા પ્રજાના એકતંત્રથી ગાડું ગબડયું જાય છે. એટલે કોઇ પણ પળે બલૂન ફાટી જાય તેનો પણ પૂરતો સંભવ છે. શેર બજારના નાગીચા સટોડીઆની પેઠે જાપાને આંખ મીંચી સટ્ટો ખૂબ મોટે પાયે ખેલવા માંડયો છે. પરિણામ ભવિષ્યના હાથમાં છે. પ્રજા ખૂબ વધે છે, એ પણ જાપાન માટે ભારે ચિંતાજનક ગણાય છે.

## ૨૭ હિંદે જાપાન પાસે ઘણું શીખવાનું છે.

જાપાનની એકસંપી, રાજ્ય અને પ્રજાનું અદ્વૈત, અપરંપાર ઉદ્યોગશીલતા, કામ ઉપર એકચિત્તે લક્ષ્ય, રાજ્ય માટે પ્રજાનો ભારે ભોગ, નકલ કરવાની અમોઘ શક્તિ અને ધર્મઘેલછાનો અભાવ, એ જાપાનીઝોની વિશેષતા છે. જાપાનમાં સ્વતંત્રતા છે; હિંદમાં પરતંત્રતા છે. જાપાનમાં એકસંપ છે; હિંદમાં સંપ સુકાઈ ગયો છે. જાપાનમાં ઉદ્યોગશીલતા છે; હિંદમાં આળસ છે. હિંદ ધર્મઘેલું છે; જાપાન એ દોષથી મુક્ત છે. હિંદ સરળ છે; જાપાન કપટવિદ્યામાં નિષ્ણાત છે. હિંદ પોતાનું સંભાળવા માટે અશક્ત છે; જાપાન પારકાનું ખાઇ જવા સશક્ત છે. હિંદ નિર્બળ છે; જાપાન સબળ છે. હિંદ પોચો વાણીઓ છે; જાપાન કડણ ક્ષત્રિય છે. જાપાન વિદ્યા, હુન્નરકળા અને શક્તિમાં આગળ વધે છે; હિંદમાં પ્રગતિશીલતા નથી. જાપાને નવીનતાને વસાવી છે; હિંદે જૂનવટને પકડી રાખી છે. આ બધાંનો હવે હિંદે વિચાર કરવો રહ્યો.

ડુંગરશી ધરમશી સંપટ

# કુમાર સંભવ

## સર્ગ પાંચમો

### ફલોદય

સમક્ષ આવી રીત કામ બાળતા
પિનાકિએ ભગ્ન મનોરથો કર્યે,
હૃદેથી નિન્દે નિજ રૂપ પાર્વતી:
પિયુ રીઝવે સાર્થક થાય ચારુતા. ૧
મટાડવા નિષ્ફલ આપ રૂપને
એકાગ્રતાથી તપ સાધવા ચહ્યું;
મળે બીજી શી રીત બેઉ વસ્તુ એ
એના સમો પ્રેમ પતિ ય એ સમો ? ૨
ગિરીશ પ્રત્યે દિલ લાગવા થકી,
સુતા થઈ છે તપ કાજ તત્પર;
સુણી, ભીડી છાતીશું, બોલી મેનકા
નિવારવા ઉગ્ર તપેથી એહને. ૩
ગૃહે વસે છે સહુ ઇષ્ટદેવતા:
શરીર ક્યાં આ તુજ ? બાપુ ક્યાં તપ ?
શિરીષનું પુષ્પ કુણું સહી શકે
દ્વિરેફના પાદ નહિ જ પક્ષિના. ૪
ન નિશ્ચયેથી સ્થિરબુદ્ધિ પુત્રીને
નિવારી મેના ઉપદેશથી શકી.
ઇષ્ટાર્થમાંહી સ્થિરનિશ્ચયી મન
ને વ્હેતું નીચે પય કોણ રોકશે ? ૫
મનસ્વિનીએ પછી ત્યાં સખીમુખે
મનોરથોના સમજુ પિતા કને
સ્વઇષ્ટની સિદ્ધિ થતાં સુધી વને
તપાર્થ માગી વસવાતણી રજા. ૬
થયેલ રાજી અનુરૂપ નિશ્ચયે,
મહાન એ તાત તણી રજા થકી,
મયૂરવાળા શિખરે ગઈ પછી
પ્રસિદ્ધ ગૌરી પદથી જ જે થયું. ૭

૭. એ શિખરને હાલ પણ ગૌરીશિખર કહે છે.

ન હારતાં નિશ્ચય, હાર ત્યાગીયો<br>
સેરો હલી ચંદન જેથી ઊખડે,<br>
બાલાર્ક જેવું ધર્યું ભૂરું વલ્કલ<br>
ઊચાં સ્તને જે અળગું શરીરથી. ૮

મધુર, ઓળેલ લટોથી જેવું તે,<br>
જટાથી તેવું જ સુહાય છે મુખઃ<br>
દ્વિરેફની હાર થકી ન કેવલ<br>
સરોજ શેવાળ પ્રસંગ શોભતું. ૯

ક્ષણે ક્ષણે રોમ ઉભાં કરંતી જે<br>
ધરેલી મૌંજી વ્રતમાટ ત્રેવડી,<br>
કીધું'તું તેણે પ્રથમે જ બાંધતાં,<br>
સરાગ એનું સ્થલ કાંચીસૂત્રનું. ૧૦

ખસેડીને રંગ વિહીન ઓષ્ઠથી,<br>
અને દડાથી સ્તન સ્પર્શ–લાલ જે,<br>
ધવાયલો આંગળી જે કુશો ચુંટયે,<br>
કીધો કર ગ્રાહક અક્ષમાળનો. ૧૧

મોંઘામુલી સેજ મહીં ફર્યે ખર્યાં<br>
સ્વકેશપુષ્પોથી ય જે પીડાતી'તી<br>
હવે ભૂમિ ઉપર માત્ર બેસતી,<br>
અને સુતી હાથનું ઓશિકું કરી. ૧૨

વ્રતસ્થ થાતાં, પછી પાછી ધારવા<br>
મૂકી, ન શું થાપણ બેની બે કને:<br>
વિલાસચેષ્ટા તનુ વેલીઓ કને,<br>
મૃગાંગનાને વળી દૃષ્ટિ ચંચલ. ૧૩

જાતે, તજી આળસ, વૃક્ષરોપને<br>
ઘટસ્તનોની પયધાર પોષતી;<br>
ન, આપ પ્હેલાં જનમેલ જે પ્રતિ,<br>
પ્રીતિ કુમારે કમી કૈં કરી શકયો. ૧૪

મુઠી નવાં બીજ દઈ ઉછેરિયાં<br>
મૃગો ય વિશ્વાસ ધરે જ એટલો,<br>
કે તેમના નેત્રની સાથ કૌતુકે<br>
નેત્રો સખીનાં સરખાવતી હતી. ૧૫

નાહી અને હોમ કરંતી વહ્નિમાં,<br>
પઢંતી ઇષ્ટસ્તુતિ, ઓઢી વલ્કલ,<br>
ઋષિ ય તે દર્શન કાજ આવતા,<br>
પ્રમાણ છે ના વય ધર્મવૃદ્ધમાં. ૧૬

૧૦. કાંચીસૂત્રનું સ્થલ એટલે કંદોરો પહેરવાની જગા.

જલે ઊભી કાઢતી પોષ માસની
નિશા, હિમાળો જ્યહિં વાય વાયરો;
રથાંગ કેરાં રડતાં પરસ્પરે,
વિયોગી યુગ્મ પ્રતિ લાવતી દયા. ૨૬
તે પદ્મગંધી મુખથી નિશા વિષે,
ધ્રુજંત જેની રૂડી ઓષ્ઠ પાંખડી,
કરી રહી છે જલ પદ્મ–શોભતું,
સરોજ જેનાં હિમથી હણાયલાં. ૨૭
કરંતી આહાર ખરેલ પત્રનો,
સીમા ખરી તે તપની પહોંચતી,
પ્રિયંવદાએ પછી તે ય ત્યાગતાં,
તેને અપર્ણા વદતા પુરાણીઓ. ૨૮
એ પદ્મિની કોમલ અંગ આપનું
અહર્નિશે આ વ્રતથી કરે કૃશ,
કઠિન કાયે કરી જેહ સાધિયાં
કરેછ ઝાંખાં તપને તપસ્વીનાં. ૨૯
કો પ્રૌઢવાક્ દંડ અજીન ધારતો,
જ્વલંત શું બ્રહ્મમય પ્રભા થકી,
શરીર ધારી ન શું પૂર્વઆશ્રમ
હવે પ્રવેશ્યો વનમાં જટાધર. ૩૦
અતિથિપ્રેમી બહુ માન પૂર્વક
પૂજા લઇને જતી સ્હામી પાર્વતી,
સમાન હો તોય વિશિષ્ટ વ્યક્તિની
ભણી, ક્રિયા ગૌરવ પૂર્ણ સુજ્ઞની. ૩૧
વિધિથી સત્કાર કીધો સ્વીકારીને,
ઘડીક, માર્ગશ્રમને ઉતારીને,
સિધી જ દૃષ્ટે નિરખી ઉમા ભણી
વદ્યો પછી તે ક્રમને ત્યજ્યા વિના. ૩૨
ક્રિયાર્થ કાષ્ઠો, કુશ સૌ મળેછ ને !
જલો ય તે છે તુજ સ્નાનયોગ્ય ને !
સ્વશક્તિ જોઈ તપ તું કરેછ ને !
શરીર છે સાધન પ્હેલું ધર્મનું. ૩૩
સિંચેલ તારે જલ જન્મ પામીયાં,
સમૃદ્ધ છે ને તુજ વેલી પલ્લવો !
ત્યહાંથી લાક્ષારસ ક્યારનો ખસ્યો
સમાનતા તે તુજ ઓષ્ઠની ધરે. ૩૪

---

૨૬. રથાંગ=ચક્ર=ચક્રવાક.

ભૃગોપરે છે મન તો પ્રસન્ન ને;
કરેથી જે પ્રેમથી દર્ભ ખેંચતા ?
સરોજનેત્રી ! તુજ નેત્રસામ્ય તે
પ્રયોજતાં ચંચલ ચક્ષુઓ થકી. ૩૫
કહ્યું " રૂડે રૂપ ન પાપ રૂહે શકે "
નફેર છે તે વચને જરાય તે.
સુદીર્ઘનેત્રી ! ત્યમ શીલ તાહરૂં,
તપસ્વીઓને ય પ્રમાણભૂત - છે. ૩૬
વેરેલ સપ્તર્ષિ તણા બલિથી એ
વિશેષ, ગંગાજલ વ્યોમથી ખર્યાં,
ન અદ્રિ થાતો કુલ સાથ તેહવો
પવિત્ર જેવો તુજ પુણ્ય વૃત્તથી. ૩૭
જણાય આથી સુભગે ! મને ખરો
ત્રિવર્ગનો સાર જ ધર્મ એકલો.
નિવારીને તું મન અર્થ કામથી,
સ્વીકારી ને સેવતી માત્ર એકને. ૩૮
કરેલ જેનો અતિ તેં જ આદર
તેવા મને ના પર માનતી હવે.
સુજ્ઞો કહે સજ્જન કેરી મૈત્રી તો,
બને સલૂણી ! પદ સાત બોલતાં. ૩૯
માટે ક્ષમાશીલ તને કંઇક તો,
સ્વભાવ ચાપલ્યથી વિપ્ર જાતિના,
તપસ્વિની ! આ જન પૂછવા ચહે,
ન ગુહ્ય તો ઉત્તર આપવો ઘટે. ૪૦
કુલે તું જન્મી પ્રથમ પ્રજેશના
વપુ શું સૌન્દર્ય ઉગ્યું ત્રિલોકનું.
અમાગ્યું ઐશ્વર્ય અને યુવા નવી,
બીજું શું આથી તપનું કહે ફલ. ૪૨
અનિષ્ટ કોઇક અસહ્ય થાય તો
મનસ્વિનીઓ કૃતિ આવી આદરે,
વિચાર માર્ગે ઘણું પ્રેરતાં મન
કૃશોદરી ! કૈં તુજમાં ન એ દિસે. ૪૨
ન શોક આ આકૃતિને પરાભવે,
પિતાગૃહે તો અપમાન ક્યાં થકી ?
ન અન્યથી આક્રમણે, ભુજંગના
મણિ ભણી કોણ જ આંગળી ધરે ? ૪૩

તજી સહુ ભૂષણ કેમ યૌવને
ધર્યું છ તેં વલ્કલ વૃદ્ધ–શોભતું?
પ્રદોષ જેને સ્ફુટ ચંદ્ર તારલા
કહે નિશા યોગ્ય શું તે અરૂણને? ૪૪
જો માગતી સ્વર્ગ વૃથા કરે શ્રમ,
પિતાપ્રદેશો સહુ દેવભૂમિઓ,
અને ચહે જો વર, વ્યર્થ તો તપ.
ન રત્ન ખોળે, થતી ખોળ તેહની. ૪૫
ઊના નિસાસા થકી એ જણાય છે,
છતાં બને સંશય મગ્ન આ મન.
ન પાત્ર છે કો તુજ પ્રાર્થના તણો,
હશે પછી દુર્લભ કોણ યાચતાં? ૪૬
નઠોર કેવો તુજ ઇષ્ટ તે યુવા!
ઉવેખતો પીળાં કમોદ અગ્રશી,
જટા છુટી ને લટકી કપોલપે
ચિરેથી જે કર્ણસરોજ હીન છે. ૪૭
તને અતીશે કૃશ થૈ મુનિવ્રતે
રવિથી દાઝેલી વિભૂષણ સ્થળે,
દિને શશીરેખ સમી નિહાળીને
સચેત કોનું દિલ કહો દુભાય ના? ૪૮
ચકોર દૃષ્ટિ વળી વાંકી પાંપણો
એ નેત્રનું ગોચર ના કરે મુખ,
હજી સુધી તે પ્રિયને ઠગાયલો
માનું છું સૌભાગ્ય તણા મદે શકી. ૪૯
તપીશ તું ક્યાં સુધી ગૌરી? મારું એ
સંચેલું પૂર્વાશ્રમ કેરું છે તપ;
તું એહના અર્ધથી પામ ઇષ્ટ તે
હું ઇચ્છું વારૂં વર એહ જાણવા. ૫૦

રહસ્ય જાણી દ્વિજ આમ બોલતાં,
કહી શકી અંતરની ન વાત એ,
જોયું સખી પાસ રહેલીની ભણી,
મર્ડી પછી અંજનહીન નેત્રને. ૫૧

કહેતી તેની સખી બ્રહ્મચારીને,
તું જાણ સાધો! મન જો કુતૂહલ,
કર્યું છ જે અર્થે તપોનું સાધન
શરીર આણે, જ્યમ છત્ર પદ્મનું. ૫૨

ઐશ્વર્યવાળા દિગપાળ ચારને
ઈન્દ્રાદિને એ અવમાની માનિની,
ન રૂપને જે વશ કામનાશથી
પિનાકપાણિ પતિ પામવા ચહે. ૫૩
અસહ્ય હુંકારથી જે નિવાર્યું'તું
અનંગ તો યે પણ પુષ્પચાપનું
અડયું અણીથી શિવને ન જે શર,
વિંધે હદે ઘાવ ઊંડાથી એહને. ૫૪
તિહારથી કામથી તપ્ત, ચંદને
ભુરા થતાં કેશ લલાટ ચર્ચતી,
પિએર બાલા નહિ શાન્તિ પામતી
ઢગોપરે એ હિમની શિલાતણા. ૫૫
ઉપાડતાં ગીત ચરિત્ર શંભુનું
જતાં ભરાઇ ગળું શબ્દ તૂટતાં,
ફરી ફરી સારતી અશ્રુ સંગીતે
વને મળી કિન્નર રાજપુત્રીઓ. ૫૬
ઘડી મીંચી નેત્ર સફાળી જાગતી,
નિશા હજી પોણી રહેલી બાકી ત્યાં,
કહેતી મિથ્યા " શિતિકંઠ જાઓ કયાં ? "
ભીડી દઇ બાહુ અસત્ય કંઠને. ૫૭
તને કહ્યો પંડિત સર્વ વ્યાપી તો,
ન જાણુ કાં આ જન ભાવથી ભીનું.
સ્વહસ્ત મુગ્ધા લખી આમ શંભુને
એકાન્તમાંહિ વળી મેણું આપતી. ૫૮
જગત્પતિ પ્રાપ્તિતણો બીજો ન કૈં
વિધિ જણાતાં બહુ શોધવા છતાં,
અમારી સંગે લઈ તાતની રજા,
તપોવને આ વસી સાધવા તપ. ૫૯
સ્વયં સખીએ દ્રુમ જે ઉછેરીયાં,
તે, સાક્ષીઓમાં તપના, દિસે ફલ;
જરાય ના અંકુર ધારતો દિસે
પિનાકિ પ્રત્યે સખીનો મનોરથ. ૬૦
ન જાણું માગ્યા ય છતાં અલભ્ય એ
જોવાતી સાહેલીથી આસું પાડતી,
મળે કદા એ સખીને તપે કૃશ,
સુવૃષ્ટિ શું સૂકથી ક્ષીણ ખેડને. ૬૧

૬૧ સૂક એટલે અનાવૃષ્ટિ.

ન ગુપ્ત કૈં રાખી, રહસ્ય જાણતી
એણે કહ્યું સુંદર બ્રહ્મચારીને;
તેણે "ખરૂં કે ઉપહાસ?" ગૌરીને
પૂછ્યું વિના દાખવી હર્ષલક્ષણ. ૫૨
હથેળીને આંગળીઓ થકી બીડી
તેમાં મુકી સ્ફાટિક અક્ષમાલિકા,
ચિરે જ વાણી કરીને વ્યવસ્થિત,
હવે વદે માંડ ઉમા મિતાક્ષરે. ૬૩
સુણ્યું તમે શ્રોત્રિયશ્રેષ્ઠ તે રીતે
ચહે છ લેવા જન આ ઊંચું પદ.
ખરે તપઃસાધન એની પ્રાપ્તિનું;
મનોરથોને ન અગમ્ય કાંઇ એ. ૬૩
કહે જટાધારી હું શંભુ ઓળખું
અને વળી ઉત્સુક એહની જ તું;
વિચારી એની રુચિને અમંગલે
ન દૈ શકું સંમતિ કાર્ય તાહરે. ૬૫
લગાડનારી મન તુચ્છમાં, તુજ
વિવાહના મંગલ સુક્ત હાથ આ,
પિનાકિના સર્પ વિંટેલ હાથથી
પહેલું સ્હેશે ગ્રહણે કઈ રીતે? ૬૬
વિચાર જાતે કરી જો તું એટલો
એ બેઉનો યોગ કદાપિ યોગ્ય છેઃ
વધૂનું પાનેતર હંસ છાપતું,
ને વર્ષતું શોણિત ચર્મ હસ્તીનું? ૬૭
ન દૈ શકે શત્રુ ય એવી સંમતિ
કે ચોકમાં ફૂલઢગો મહીં ફર્યાં
તારા પગોનાં પગલાં અલક્તથી
રંગ્યાં, પડે વાળખર્યા સ્મશાનમાં. ૬૮
ભલે તું પામે ઉરને ત્રિનેત્રનાં
તથાપિ એથી અદકું અયોગ્ય શું?
કે આ સ્તનો જે હરિચંદનોચિત
ત્યહીં ચિતાભસ્મની ધૂળ લાગશે! ૬૯
સમક્ષ તારી બીજી આ વિડંબના,
વિવાહ કેડે ગજ સ્વારી યોગ્ય તે,
તને નિહાળી ઘરડા વૃષે ચડી
મહાજનોને મુખ હાસ્ય આવશે. ૭૦

હવે થતાં કારણુ બેઉ શોકનાં
પિનાકિનો સંગમ માગવા થકી:
કલા કલાવાનની કાન્તિવાળી તે,
અને તું આ લોકની નેત્રકૌમુદી. ૭૧
અજ્ઞાત છે જન્મ, વિરૂપ આંખ છે,
દિગંબરત્વેથી વસુ પ્રમાણીએ,
મૃગાક્ષિ જે જે વરમાંહિ માગીએ
જણાય એકકે ય ન તે ત્રિલોચને. ૭૨
અનિષ્ટ ઇચ્છાથી નિવાર ચિત્તને,
સુલક્ષણા તું કયહિં ? તે સમાન કયાં ?
ન યજ્ઞના સ્તંભની સત્ક્રિયા ચહે
શ્મશાનના સ્તંભમહીં સુજાણ કો. ૭૩
આવું કહેતાં પ્રતિકૂલ એ દ્વિજે,
જણાય છે રોષ સ્ફુરંત હોઠથી,
થઈ ગઈ એહની વાંકી ભ્રૂલતા,
અને ખુણેથી અતિલાલ લોચનો. ૭૪
એને કહ્યું ઓળખતો યથાર્થ ના
પિનાકિને તેથી જ આમ તું વદે;
જગે અસામાન્ય, અચિન્ત્ય હેતુનાં,
નિન્દે છ મૂર્ખો ચરિતો મહાનનાં. ૭૫
સ્પૃહા વિભુતિ તણીથી, નિવારવા
વિપત્તિને, મંગલ લોક સેવતા,
ત્રિલોકઆધાર નિરીહ શંભુને,
શું કામ આશાવશ એવી વૃત્તિનું ? ૭૬
અકિંચને સંભવ સંપદોતણા,
શ્મશાનવાસી ય ત્રિલોકનાથ છે,
તે ભીમરૂપે શિવ તેમને કહે,
પિનાકિનું તત્ત્વ ન જાણનાર કો. ૭૮
વિભૂષણે ઉજ્જ્વલ, સર્પધારી વા,
ગજત્વચા કે પટકૂલધારી વા,
કપાલિ હોવા શશિમૌલિ, થાય ના
સ્વરૂપનો નિર્ણય વિશ્વમૂર્તિના. ૭૮
ખરે ચિતા ભસ્મની ધૂળ તેહના,
શરીરના સંગથી થાય પાવન,
તેથી જ નૃત્યાભિનયે ખરેલી તે
લગાડતા મસ્તક સ્વર્ગદેવ સૌ. ૭૯

૭૬. નિરીહ=નિઃસ્પૃહ

અકિંચન, સ્વાર થઈ વૃષે જતાં,
મદાન્ધ ઐરાવત ઇન્દ્ર બેસતો,
નમી શિરે, લાલ પગોની આંગળી
ખીલેલ મંદાર રજે થકી કરે. ૮૦

ગણાવતાં દુર્મતિ દોષને છતાં,
કહેલું છે ઈશનું ઠીક એક તેં,
મનાય જે આત્મભુનુંય કારણ
જણાય શી રીત જ જન્મ એહનો ? ૮૧

વિવાદથી શું ફળ ? હોય એ ભલે
પુરેપુરો તેં જ સુણેલ તેહવો,
મને ગમ્યો એ, દિલ એ પરે ઠર્યું:
ન કામવૃત્તિ અપવાદને ગણે. ૮૨

અલી, નિવારે, કંઇ આ વળી બટુ
ચહેછ કહેવા અધર સ્ફુરાવતો,
મહાનનો નિન્દક માત્ર એ નથી
તેનું સુણે તે પણ પાપભાગી છે. ૮૩

" અહીંથી જાઉં નહિતો " કહી જવા
માંડી ઉમા જ્યાં ખસ્યું ચીર ઉરથી,
સ્વરૂપ ધારી સ્મિત સાથ તેહને
ગ્રહી લીધી બાહુ મહીં વૃષધ્વજે. ૮૪

તે જોઇને ધ્રુજતી સ્વેદથી ગાત્ર ભીને,
રૂહેતાં ઉંચો પગ જવા અરથે ઉપાડ્યો,
માર્ગે નડ્યાથી ગિરિ આકળી સિન્ધુ જેવી,
શૈલાધિરાજતનયા ન ગઈ ન ઊભી. ૮૫

આજેથી માંડી નમણી, તુજ દાસ હું છું,
વેચાયલો તપથી જ્યાં શશિમૌલિ કહે છે;
તે તુર્ત થાક તપથી ઉપજેલ ત્યાગે,
કષ્ટો થતાં સફલ તાજગી પાછી બક્ષે. ૮૬

નાગરદાસ અમરજી પંડ્યા

---

આ સર્ગના મૂળ શ્લોકો વંશસ્થમાં છે, પણ ભાષાન્તરની અનુકૂળતા માટે કોઈ સ્થળે વંશસ્થ અને ઈન્દ્રવંશા બંનેના મિશ્રણથી ઉપજાતિ કરવાની છૂટ લીધી છે.

રાષ્ટ્રોત્થાનના પ્રસંગે ઘણી વખત એવું બને છે કે કામ કરનારાઓ કરતાં ભકતો વધી પડે છે. જે સિદ્ધાંતમાં પોતાને શ્રદ્ધા હોય તે સિદ્ધાંત ચલાવનાર મૂળ પુરુષ પ્રત્યે અસાધારણ પૂજ્યભાવ હોય એ સમજી શકાય તેવી વાત છે; પરંતુ એ પૂજ્યભાવ એટલો બધો અમર્યાદિત બને, કે છેક જ અંધશ્રદ્ધાનું સ્વરૂપ લઈ બેસે, ત્યારે રાષ્ટ્રકારણમાં વ્યવસ્થાશક્તિને બદલે ભક્તિ અને વાત્સલ્ય જ ઠેર ઠેર નજરે પડે છે. વળી લાગણી-જીવન ન હોય તો જ બરાબર કામ થઈ શકે એવું આપણે માનીએ છીએ એ લાગણી-જીવન જ આ પરિસ્થિતિમાં પ્રધાનરૂપ બની જાય છે. એટલે રાષ્ટ્રોત્થાનના કોઈ પણ મહત્ત્વના પ્રસંગે, લેખકો, કવિઓ અને ભકતો, સંચાલકો, સેવકો અને સભ્યો—પોતાની વાણીને એકદમ સ્પષ્ટ, ગુહ્ય કે ગહન નહિ પણ સીધી, સાદી ને સાચી વાત કરનારી જ રાખે એ અત્યંત જરૂરી છે. ભકતમંડળ વાણીનો અસંયમ કેળવીને પોતાના સિદ્ધાંતને લોકમાં જેટલો ઉપહાસપાત્ર બનાવે છે, તેટલો ઉપહાસપાત્ર તો એ સિદ્ધાંતને સરકારી તોપગોળા પણ નહિ બનાવી શકે.

*

જેવી રીતે સરકારી, અસરકારી કે અર્ધસરકારી સ્કૂલોમાં શિક્ષણનો સઘળો આધાર સિદ્ધાંતો પર નહિ, પણ એ સિદ્ધાંતોને વ્યવહારુ રૂપ આપનાર શિક્ષકના માનસ પર જ રહે છે, તેવી જ રીતે, મોન્ટિસોરી નવી સ્કૂલોમાં પણ, છેવટનો આધાર તો વ્યક્તિ ઉપર જ રહેવાનો છે. આપણા દેશમાં અને હરકોઈ દેશમાં, જ્યારે નવો વિષય નીકળે ત્યારે તેમાં ત્રણ જાતનાં માણસો ભળે છે: એક તો કેવળ કુતૂહલવૃત્તિથી પ્રેરાયેલા પ્રેક્ષકો; બીજા, એ વિષયમાં પણ કાંઈક છે એમ માનીને કાંઈક શંકાથી, કાંઈક શ્રદ્ધાથી, કાંઈક દેખાદેખીથી, કાંઈક લોકલાજે એ વિષયમાં રસ લેનારા; અને ત્રીજા, અને સૌથી વધારે, કેવળ તક શોધનારા. આ તક શોધનારાઓને મન વિષય કરતાં વિષયની ચર્ચા, ભાષણો, લેખો ને દેખાવો વધારે ઉપયોગી લાગે છે. કહેવાનો ભાવાર્થ એવો નથી કે એ વિષયમાં સાચો રસ લેનારાઓએ લોકમાં વિષય નવીન હોવાથી ઉપર ગણાવેલાં સાધનોનો ઉપયોગ ન કરવો. પણ હાલમાં આતવારે ને છાશવારે, માત્ર સહેલી ભાષા એટલે બાળભાષા, એમ સમજીને પ્રગટ કરેલાં અસંખ્ય બાળપુસ્તકો નજરે પડે છે, અને તે પણ ઘણાંખરાં એક જ ઘરેડમાં લખાયેલાં, એ જોઈને આપણે ત્યાં, વિષયને રસથી સમજીને એનું મહત્ત્વ પિછાની તે પ્રમાણે કામ કરનારાઓ કરતાં, કેવળ તકવાદીઓની સંખ્યા જ વધારે લાગે છે. બાળ-કેળવણીના હિતની ખાતર—તેમજ મોન્ટિસોરી શિક્ષણના ઉજ્જ્વલ ધ્યેય માટે પણ, એ જરૂરી છે કે ખોટા વિવેકથી અપાત્રોને પોષીને પણ બાળસાહિત્યની વાહવાહ કહેવરાવવાનો અખતરો હવે પૂરો થવો જોઈએ; તેમ જ બાલસાહિત્યનો ચીલો—લોકગીત, પરીની વાતો, અદ્ભુત વાતો—એ બદલવો જોઈએ. અલબત એમાં ચીલાને બદલવાની ખાતર જ બદલવાનો નથી, પણ આગામી યુગનાં જે અહિલનો આજકના માનસ પર પડે છે ને પડશે તે

સંબંધી વાતો પણ બાળકો પાસે મૂકવાનો સમય આવી પહોંચ્યો છે. આગામી યુગ એટલે કેવળ ચરખાયુગ નહિ, પણ વિજ્ઞાનનાં હરેક પ્રકારનાં સામર્થ્યનો પણ જેમાં ખ્યાલ રાખવામાં આવે તે. જેમાં બાળકના માનસને માહિતીથી ભરી દેવાને બદલે, એને સવાલો પૂછવાની છૂટ હોવાની છૂટ-નવું જાણવાની, જોવાની, પૂછવાની વૃત્તિ જાગે, એવી શૈલી પર લખાયેલાં, ને સચિત્ર થયેલાં પુસ્તકો ગૂજરાતી સાહિત્યમાં કેટલાં? આંગળીના વેઢા પર ગણાય તેટલાં જ. પુસ્તકપ્રકાશનને કેવળ આર્થિક દૃષ્ટિએ જોવામાં આવે ત્યારે કેવા પ્રકારનું હીન સાહિત્ય જન્મે છે, એનો આ નમૂનો છે.

*

પરભાષાના ખરેખરા મહાન પુસ્તકને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયાસ જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે એ પ્રયાસ જો બરાબર વિવેકશક્તિ વાપરીને કરવામાં આવ્યો હોય તો ગુજરાતી ભાષામાં એક સુંદર પુસ્તકનો વધારો થાય છે. બીજી બાજુ, એવા અર્ધદગ્ધ પ્રયત્નથી ગુજરાતી ભાષાની અપસેવા થયાનાં ઉદાહરણો પણ નજરે પડશે. અત્યારે રાષ્ટ્રૈક્યની દૃષ્ટિએ પરપ્રાંતીય સાહિત્ય આપણી ભાષામાં ઊતરે એ આવશ્યક છે. પણ તે તે પ્રાંતનું ખરેખરું ઉચ્ચ પ્રકારનું સાહિત્ય હોવું જોઈએ. દર અઠવાડિયે માત્ર પાનાં ભરવાની ખાતર જ એ પ્રયાસ થાય એ વસ્તુસ્થિતિ શોચનીય છે. દર અઠવાડિયે, ભલે એવી રીતે પરપ્રાંતીય વસ્તુ રજૂ કરવામાં આવે, પણ રજૂ કરનારે પોતાની જવાબદારી સહિત રજૂ કરેલી એ વસ્તુ હોવી જોઈએ. ચર્ચાત્મક વિષય મટી જાય, સંદેશવાહક, સર્જનાત્મક ને એક મહાન ધ્યેય પ્રતિ પ્રયાણ કરનારી પ્રજામાં કાંઈક પ્રાણપ્રેરણા કે પ્રગતિનાં બીજ મૂકે એવી જાતનું હરેક લખાણ હોવું જોઈએ.

*

ગામડામાં ફરવું ને ગામડામાં રહેવું એ બેની વચ્ચે ઉત્તર-દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે. ગામડામાં ફરવાથી ગામડાની સ્થિતિનો ખ્યાલ આવી શકે; પણ ગામડાના પ્રશ્નોનું નિરાકરણ કરવું હોય તો તો બે ચાર ગામડા વચ્ચે એક એક-એમ નવી સંસ્કૃતિનાં મંદિર સ્થપાય, અને તેમાં એકાદ કર્મયોગી બેસી જાય ત્યારે જ આરો આવે. હિંદમાં ધર્મની જ્યોતિ આવી રીતે જ સાધુઓએ પ્રગટાવી રાખી હતી. થોડામાં થોડા સાધનથી જીવન-નિર્વાહ ચલાવી શકાય એ જાતની પરિસ્થિતિ તો ગામડામાં છે જ.

ગામડાના પ્રશ્નો આંગળીના વેઢા પર ગણાવી શકાય તેટલા નથી. એક રીતે તો ગામડામાં જેટલાં ઘર છે એટલા પ્રશ્નો છે. અને હરેક ગામડાને પોતાના પ્રશ્નો જુદા જુદા હોય છે એ પણ ખરું. છતાં એ સઘળામાંથી સર્વસામાન્ય પ્રશ્નો તારવી શકાય. પહેલો, મુખ્ય અને ભયંકર પ્રશ્ન-મનનું વલણ બદલાવવા સંબંધી છે. ગામડામાંથી શહેરમાં ઘી વેચવા આવનાર ગામડિયો, કોઈ પણ માસ્તર વકીલ કે ડૉક્ટર કે ભણેલો, જે તેને બનતાં સુધી નહિ છેતરે તેનો વિશ્વાસ કરવાને બદલે, વાણિયો વેપારી જે તેને ચોક્કસ છેતરવાનો છે તેનો જ વિશ્વાસ કરશે. ગામડામાં કામ કરનારમાં અખૂટ ધૈર્ય હોય તો જ આ વિશ્વાસ કેળવી શકાય. નહિતર ચેહૉફની એક વાર્તામાં બને છે તેમ, ગામડાંને સુધારવા આવેલો શહેરી, એને લુચ્ચું ગણીને ભાગી જાય છે. ને છેતરવા આવેલો શહેરી ચાલ્યો ગયો તેથી ગામડિયાં પણ ખુશી થાય છે!

વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે સેવા અને સંયમ બે વસ્તુઓ આવશ્યક છે. એકદમ Revolutionary દેખાવાના ભભકામાં ન જોઈએ ત્યારે, અને અકારણ shocks–ગામડાંઓની માન્યતાઓ પર ક્રૂર પ્રહાર કરવા અનાવશ્યક છે. એ સઘળી જ માન્યતાઓ ફેરવવી પડશે તેમાં બિલકુલ શંકા નથી. પણ એમાં સમય ને પરિસ્થિતિનો અભ્યાસ એ બન્ને વસ્તુઓ ધ્યાનમાં લેવી ઘટે છે.

ગામડાનો કોઈ માણસ માનતો નથી કે સર્પ ન ઊતરી શકે, અને એમાં માત્ર ઉપચાર જ ઉપયોગી છે. છતાં ઘણી વખત કેવળ શ્રદ્ધાથી પણ સારા થયાના દાખલા બન્યા છે–સાંભળ્યા નથી, બન્યા છે. હમણાં જ એક વિદ્વાન ડોક્ટરે મને વાત કરી કે હું વિંછી ઉતારું છું. "ત્યારે મને એ ન શીખવાડો !" ડોક્ટરે હસીને કહ્યું કે વિંછીના ડંખની આપણે માનીએ છીએ તેવી અસર નથી જ. આપણી માનસિક પરિસ્થિતિમાંથી જ એટલી બધી વેદના જન્મે છે. એટલે વિંછીમાં ઉતારવાપણાનું કાંઈ છે જ નહિ. એક અટ્ટહાસ્ય માત્રથી, કે ઉપહાસથી કે એકાદ ક્રાન્તિદર્શક વાક્યથી ગામડાનો એક પણ પ્રશ્ન છેડી શકાય નહિ, સંભાળી શકાય નહિ કે સુધારી શકાય નહિ. સર્પની કઈ જાત ડંખીલી ને ઝેરી છે, ને કઈ જાત ઝેરી નથી, એવું વિધિપૂર્વક જ્ઞાન હોય તો જ એ પ્રશ્નને થાળે પાડી શકાય. ઝીંઝુવાડા પાસે સિદ્ધરાજ જયસિંહનો બંધાવેલો કોટ છે. અને હવે તો ગામનું રક્ષણ કરવાને બદલે એમાં અનેક સર્પો સંઘરે છે. ભૂખરા પાણાની એ જમીનમાં થતા ઘણા સર્પો ઝેરી નથી. એવા ગામમાં કદાચ સર્પ ઉતારવાનો વિધિ ઘણું બળ મેળવી શકે એ સમજી શકાય તેવી વાત છે. એટલે ખરી વાત તો એ છે કે–ગામડાનું એક એક અંગ, એની હવા, પાણી, જમીન, પરિસ્થિતિ, પાક, જંગલ, વનસ્પતિ, ખનીજ, આર્થિક શોષણ, સ્વભાવ, રૂઢિ, બંધન, શહેરી સંસર્ગ–અને એ ઉપરાંત રાજદ્વારી સંબંધ–સઘળા પ્રશ્નો એક એક માણસને એક જીવનભરનું કામ સોંપી શકે તેમ છે. અને હજારો ગ્રેજ્યુએટોને જીવનભરનું પોષણ પણ એમાંથી જ મળી શકે તેમ છે.

*

આજે વળી એક નવી વાત સાંભળી. અને બે શિક્ષિત ગૃહસ્થોએ એને ટેકો પુરાવ્યો. ટેકો પુરાવનાર બન્ને ગૃહસ્થોએ એ વાત સાંભળેલી નથી, અનુભવેલી છે.

થોડે દૂર બામણસા ગામ છે. ત્યાં એક વૃદ્ધ માણસ રહે છે. એને ફકીરનું વરદાન છે કે તે સંધિવા મટાડે છે. શરીરમાં વા હોય તો એક મિનિટમાં દૂર કરી શકે છે.

'તમે કહ્યું તે બરાબર, પણ તમે સાંભળ્યું છે કે જોયું છે?'

'જોયું નથી, અનુભવ્યું છે.'

એમ કહીને મુંબઈના જે ગૃહસ્થને એવી રીતે વા મટી ગયેલ તેને જ સામે રજૂ કર્યા.

મેં પરીક્ષા શરૂ કરીઃ 'તમને વા બહુ વખતથી હતો ?'

'હા.'

'અને એકદમ મટી ગયો ?'

'હાસ્તો. ચલાતું નહિ. ત્યાં ગયા, તેણે હાથ ફેરવ્યોઃ "બામણસાવાળા ! મારી લાજ તારે હાથ છે" એટલું બોલીને, તરત જ કહ્યું કે "ચાલો, હવે ચલાશે." '

'[illegible] !'

'પછી ચાલતા થયા, ને ચલાયું.'

બારમી સદીની આ કાલ્પનિક કથા પર વિશ્વાસ ન બેઠો; છતાં બીજા દર્દી પણ ત્યાં હતા, તેને પણ ચાલતા જોયા! એટલામાં જૂનાગઢના એક વિદ્વાન ને ગૃહસ્થ ગણી શકાય તેવા ડૉક્ટર ત્યાં બેઠા હતા તેમણે કહ્યું: 'ભાઇ! મારા છોકરાની એક વાત બની છે, તમે માનશો?'

'શું?'

'મારા છોકરાને જેને કંઠમાળ કે ગંડમાળ કહીએ તે હતું. પછી અમે અનેક યત્ન કર્યા. અર્ધો ડઝન ડૉક્ટરોએ લગભગ છ મહિના સુધી સારવાર કરી, પણ કાંઇ ફેર ન પડયો. પછી એક સાજી સ્ત્રી પાસે હાથ ફેરવવાથી, આવા રોગ મટે છે, એમ સાંભળીને એ ઉપાય અજમાવ્યો. તેણે એક વાનો દોરો પણ કરી આપ્યો. તે પછી ફેર પડયો.'

'એ તો સમજી શકાય તેવી વાત છે. તમારી બધાની treatment–સારવાર–તે વખતે અસરરૂપ નીવડી એટલું જ.'

'ના, પણ બન્યું છે એવું કે એ દોરો બાંધ્યા પછી પહેલે જ દિવસે ચાર આના ફેર– ને ચોથે દિવસે તો શરીરમાં રોગનું નિશાનમાત્ર ન મળે!'

'એ બરાબર છે, પ...ણ–' મેં દાઢી ખંજવાળતાં ઉત્તર આપ્યો: 'આવા વહેમ રાષ્ટ્રને હાનિ કરે છે. ને વધુમાં જે દોરો બાંધેલો તેમાં જે મણુકો હતો તેનું વૈજ્ઞાનિક રીતે પૃથક્કરણ ન થાય ત્યાં સુધી ખબર ન પડે–વખતે એમાં જ કોઇક પ્રકારનો વિદ્યુત્‌પ્રવાહ વહેતો હોય.'

'તે બરાબર છે.'

એટલે કે આપણા રૂઢિબદ્ધ વહેમો આપણે છોડી દઇએ તે પહેલાં એક વૈજ્ઞાનિક search light–મહત્તેજ વડે એને જોઇ નાંખવા ઘટે છે. આપણે આજ જોઇએ જ છીએ કે યોગની નિંદા કરવા કરતાં એનો ઉપયોગ કરવાથી કેટલાક ગૂઢ રોગોનું નિરાકરણ થઇ શકે છે. એટલે શંકા, અશ્રદ્ધા એ સઘળું છતાં, માણસમાં અભ્યાસવૃત્તિ હોય તો સત્ય કે અસત્ય બેમાંથી એક વસ્તુનો એ નિર્ણય કરી શકે. ઉપહાસવૃત્તિ તો કેવળ તિરસ્કારપાત્ર છે.

*

અસાધારણ બનાવો હમેશાં નથી બનતા. પણ એ બને છે એ જ બતાવે છે, કે એમાં શોધકવૃત્તિને મળી શકે એવું કાંઇક રહસ્ય રહેલું છે. સાધારણ રીતે મનુષ્યને અદ્‌ભુતતાનો કાંઇક શોખ હોય છે. એટલે સાધારણ બનાવને પણ એ અસાધારણ માનવા તરફ વલણ ધરાવે છે. છતાં જ્યાં જ્યાં કાંઇક પણ અસાધારણતા લાગે ત્યાં ત્યાં સ્થાનિક સજ્જનોએ તેની નોંધ લઇ, વિગતવાર હકીકત ટપકાવી, મળી શકે તેવા સાધારણ વિદ્વાનોને એ વસ્તુ બતાવી, પછી એ પ્રગટ કરવી ઘટે છે. કારણકે જેવી રીતે, આપણો ઇતિહાસ, આપણું લોકસાહિત્ય, દુહા, શિલ્પકલા, ચિત્રકલા, એ સઘળાંને પણ એક વખત વિડમ્બનામાં ધકેલી દીધા પછી જ એના પુનરુદ્ધાર વિષે રસવૃત્તિ જાગી છે, તેવી જ રીતે, આ વિષયમાં પણ બને. આ દેશની ભવ્ય પ્રાચીનતા જોતાં–એના વિષે અકારણ પ્રશંસાનો એક પણ શબ્દ બોલ્યા વિના,–આટલું કહેવું તો હરેક તર્કવાદીને પણ અસંગત નહિ લાગે કે, આપણી

સંસ્કૃતિએ મનોબળ અને આત્મબળને વિશિષ્ટતાભર્યું સ્થાન આપ્યું છે, એટલે અજંટાના ચિત્રોને પ્રાથમિક પ્રયત્નથી પણ નીચે મૂકતા પહેલાં, અને એની રીતે હમેશને માટે એ જર્જરિત પ્રાચીનતાનો ત્યાગ કરતા પહેલાં, જેમ એ તરફ પણ એક વખત શોધક દષ્ટિ ફેરવી ગયા, અને પરિણામે એ પ્રાથમિક પ્રયત્ન કોઈ નરપુંગવની ભવ્ય કલ્પનાનો વિહાર જ લાગ્યો, તેમ આ મનોબળ આત્મબળ વગેરેને પણ હમેશાને માટે તિલાંજલિ આપી દઈએ તે પહેલાં એક વખત એના તરફ પણ સાચા શોધકની દષ્ટિથી જરીક જોઈ લઈએ. વખત છે ને કાંઈ મળી જાય—અને ન મળે તો એ પણ પુરાતત્ત્વનો વિષય હતો એમ મનને મનાવી કઢાય.

—એટલે કેવળ વાણીના અસંયમથી જ આ વિષયને ઉડાડવાનો પ્રયત્ન ન કરતાં એના પ્રત્યે પણ સાચી વૈજ્ઞાનિક રીત ગ્રહણ કરવી ઘટે છે. કોઈ કહેશે આ તો પારસમણિની શોધ જેવું થયું—પણ દુનિયામાં હરકોઈ પ્રકારની અસાધારણતા તો જીવનભરના પ્રયત્ન પછી જ મળે છે નાં?—ભવ્ય કલ્પનાના સ્રષ્ટાએ પોતાના ભવ્ય ખંડેર માટે પણ તૈયાર રહેવું જોઈએ.

ધૂમકેતુ

## મુક્તકો

### દુઃખદવ

(સ્રગ્ધરા)

સિન્ધુપેટાળમાં જ્યાં શતશતનદના વારિઓથી હિલોળે
એ શીને રૌદ્રજ્વાળો પ્રગટી અનલની તાણ્ડવોને જગાવે
તો જેને કૂપકેરાં સલિલ નસીબમાં બાપડાં માનવોની
ભોમે વહ્નિ ભભૂકે, દુખદવ પ્રજળે એ વિશે શી નવાઈ!

રામપ્રસાદ શુકલ

# આણુપચારી

હજારો ભાનુની ધરતી પરકમ્મા ફરી વળી,
નહીં તોયે આગે ડગ કંઇ ભર્યાં આદિમનુજે.
હજારો વર્ષોમાં વિફરી પશુતા, પોત અદકું
મનુષ્યાકારોમાં પ્રકટ્યું પશુએ. ને કહીં કહીં
ખિલેલા માનવ્યે બહુ બળ કર્યું સત્ય ધરવા
ડૂબ્યા મૌને યત્નો ! સતકણ ડૂબ્યો ના પણ છતાં.

કરેલા સંસારે અગણિત ગુન્હા કૈંક સદીઓ
યથેચ્છાએ વેર્યાં અડગ ઢગલા, તે નિજ પરે
ધીરે ઓઢી લેતું હૃદય કુમળું એક પ્રકટ્યું
અનેરા કારુણ્યે પતિત પડખે જે રહ્યું ખંડુ.
ચૂરાશે પોતે કે દબી મરી જશે તે ડર વિના
ઉગારી લ્હેલાં સૌ, પછી જ ચહ્યું પોતે ઉગરવા.
અને એ પાપોના દફન કરવા પુંજ સઘળા
બિછાયું એ હૈયું ચહુ દિશ વિંટાઇ કફનશું.

પડેલાં, પીડેલાં, ચલિત, દલિતો ને ધરવનાં
અનાથો–તે સૌનો જીવતર બની, બંધુ બનીને
ગરીબોનો બેલી ઇશુ પ્રગટિયો વિશ્વપ્રણયી.
અને આંસુધારે ટપકી, નહિ કારુણ્ય અટક્યું:
પડેલાંને બાંયે પકડી ઉચક્યાં પુણ્યસ્વરગે.
ઉરે પેટી જ્યોતિ, નિજથી પ્રગટાવી સહુ ઉરે.
રહી નાચી સૃષ્ટિ નવ–ઉજમથી. સંતજન ની
દિશાઓ ઘેરીને ઉછળી ઉરગંગા ભીંજવતી.

મહાકલ્યાણોર્મિ જગત જીરવી એ નવ શક્યું.
ધપી જાતું વેગે વહન રૂંધવા, હાથ બળિયા
શરીરી સત્તાના અધવચ ધર્યાં, ને રણ રચ્યું
સૂકું ચોપાસે, ત્યાં અરર ! ઉરગંગા શમી ગઇ !!
ઉખેડી પેટાળો જડ, પ્રગટિયાં કો ઉર તણાં
નવાણોમાં મૂંગી સમસમી રહી ગંગકરુણા.

ઇશુને જીવ્યે જે જગતહૃદયોમાં નવ વસ્યું,
વસ્યું કૈં તે એને ક્રૂસ પર ચડયે; ને જગજને
સુખે માણ્યા શીખ્યા જીવનબલિ પેગંબર તણા

પૂજી, રોઈ, ગાઈ. પણ ન પ્રકટાવ્યું ઈશુ—ઉર.
રચ્યા ધર્મો, ને ઉત્સવ ઉજવિયા દિવ્યબલિના.
ભોળા એનો કિંતુ હુકમ સહુના બંધુપનનો
જગે ઘોળી પીને અશમ ઉછટાવ્યાં વિષ ઉરે.
ઇશુ સૌ હૈયાંમાં ક્ષણ ક્ષણ ચડ્યા ક્રૂસ ઉપરે!
ઘવાયેલા પ્રેમે અશ્રુત ભરિયું મૌન ક્રૂસકું!
મહામૃત્યુસત્રો જગ ઉજવતું જંગ જગવી:
ડુબાયેલા રાગે ભરતું તિમિરે આખું ડમરું.
જગે પંથે ઊભે મરણક્રૂસ રોપ્યા અડગ હો!
મહાકલ્યાણોને પથ કવણ શંકાભય!—અને
ધીરે પૃથ્વીતારે પ્રભુધડેર ગાંધી ઉતરિયા.

અરે જાને બાપુ! નજર અમ સામી કરીશ ના!
પજો ના તું તારે, જગકીચડમાં પાય ધર માં!
અમે પાપી ભૂંડાં સત સમજિયે, શી જીરવવું
પરંતુ એ!! જા તું! જય તુજ થશે, સત્ય જિતશે.
અમારાં પાપોની કરીશ પરવા ના લગીર તું,
શિરે લેવા જાતાં ગડી કચડાઈ તું મરશે.
અમોને પાપો તો કંઈ યુગથી કોઠે પડી ગયાં.
તું જેવા એકાકી ભડથી વજશે શું ઘડીકમાં!

થયું ડાહ્યું કાંઈ જગ.—વહી ગઈ વીસ સદીઓ—
ન રોપ્યા હાથોના ક્રૂસ સ્થૂલ, ઉરે કિંતુ પરખી
ઉપાડ્યા ગાંધીએ: 'દુરિત મરશે કે મરીશ હું.'
હજારો મૃત્યુની કરપીણ વદોરી ઉરબાથા
અને ગોટ મોંઘું સ્મિત ફરકતું રાખી કૂમળું
ઘડ્યું ગાંધીએ જીવન ચિરક્રૂસારોહણ સમું.

અરે એ સિંધુથી ઉરની લહરી કેનિશ સ્ફુરે
નિહાળી તે નૌકા, જમીનતટ જાણી ક્યમ ચડે
ઊંડાણે લાગેલા ભીષણ વડવાગ્નિ! નિશિદિન
પ્રવૃત્તિઓ જાણે જલધિ ધમકારે ઉછળતી.
ભલે મેલી ઘેલી જગની સરિતાઓ અણજાણી:
અભારે એ હવે નિજની લહરે નાવ રમતાં
કરોડો નિઃશંક નિજ ઉરવ્યથા દૂર સુધી
વહાવી વર્ષાવે અમી હૃદયકેરાં અણખૂટ્યાં.

અને આકાશે એ ગગન ઉરની શાન્તિ સ્મિતની
ન જુવે કો, દીઠે રતનાખ જેવા દીપો રહ્યા

વિંઝાતા ગોળાઓ મથન કરતા જે હૃદયનું,
વ્યથા ના જોવી, ને ફક્ત ઉર આનંદ જ મહીં
જગે ભાગી થાવું. સતપુરુષને તો નિજ વ્યથા
વલોવી સૌ સામે નિજસફળનો સાર ધરવો.

ગયા સિંધુ કેરું મથન કરવા દેવદનુજો
વલોવી મેરૂથી જલધિજલનાં રત્ન અમૂલાં
અતિ રાચ્યા, નાચ્યા; તહીં જ વિષ હાલાહલ ચડયું,
દિશાઓ ઘેરીને પ્રલયપૂર જેવું ઉમટિયું,
અને રત્નોઘેલા સુરઅસુરથી ના વળી શક્યું!
ઉમાશૃંગેથી ત્યાં શિવ ઉતરિયા સંયમવતી
અને એકાઘૂંટે વિષ ધટઘટાવ્યાં, જગતને
સુરક્ષ્યું, ને પૂંઠે અમૃત મળ્યું તેની નવ તમા!

મળીને આજે યે સુરઅસુર આ માનવતણા
વિશાળા સિંધુનું મથન કરતા સ્વસ્વહિતથી
મળ્યાં રત્નો કે ના કવણ કહશે? કિંતુ દિસતાં
વિષો ઘોડા પૂરે જગ ઉભરતાં. તે જીરવવા
ગજું શેં એકાકી મનુજ તણું? તોયે ધીરપથી
ધરે કોઠે ગાંધી સ્મિત ફરકતે સંયમવતી.

ન રે! તારે પંડે જગત! વિષ દેવા જવું પડે.
ગ્રીસે જેવી પૂર્વે સુકતુકર પ્યાલી વિષ તણી
દીધી, ને ઘેલૂડી પ્રભુપ્રણયમાં પ્રાણ ધરતી
સુકેડી મીરાંને દીધ વિષકટોરી નૃપતિએ,
ન એવું ગાંધીને.—નિજ નજર તીણી ચલવીને
લિયે ગોતી એ તો વિષહૃદયપ્યાલા, વિષ ચૂસી
ભરી દે પાછા એ ઉરઅમૃત પૂરી નિજ તણાં.

અસત્પુંજો, હિંસાદવ, હૃદયને બાળી દમતા,
વિકારો વેરાળા ઉર વિમલ વીંખે જ શતધા.
ગરીબી પાતાળે જન સબડતાં કોટિ કીચડે.
સ્વધર્મોના ભેદો જગવી અસહિષ્ણુ લડી મરે.
પછી શે જાગેલું હૃદય ક્ષણુ જંપી પણ શકે?
અને શેં એકાકી દૂર કરી શકે પાપઢગલા?
વિણી વીણી ફેંકી દઇ ભીતરના ક્ષુદ્ર વિષયો
ઊભા ગાંધી પંડે સહન કરવા સત્ય વિતકો.

ધવાયું જ્યાં ક્હિંચિત્ સંત, જખમ ગાંધીઉર થયો.
નિચોવાયું હૈયું, કહીં જરીય જો પ્રેમ દુભવ્યો.

ગરીબીથી કંપી નિજ જીવન નિષ્કિંચન કર્યું.
ઊંચાનીચા ભેદે થરથરી, લીધું દીનપડખું.
શકે કો એકાકી હૃદય, સહ્યું એથી કંઇ ગણું.
પથારી જે ભીષ્મે સમરભિચ પૂર્વે રચી હતી
સદા ગાંધીને તે મરણ શરશય્યા પર સૂવું!
જીવનભર એ શેં જીરવવું ?

'અરે શાને સાધો! તસુતસુ મરે મોત ? ' જગ કહે.
વદે સાધુ: ' તો કાં તસુતસુ તમે સત્ય છૂંદતાં ?
અરેરે! નાનેરો જખમ પડતાં સત્ય ઉરને
કશી ત્યાં લાખોની મુજ સરિખડાંની ઉરવ્યથા ?
નિસાસો દે કંપી સત ઘડીક, એથી જગતનાં
હજારો હું જેવાં મરણ અભિનન્દે વરદ એ.'
' મર્યે તારે જાણ્યું કયમ, ઉગરશે સત્ય ? ' 'મરણે
હું જેવાને, એનું હૃદય રુઝશે એ ન બસ શું ? '

ઘણાંયે જીવીને સતહૃદય ઠાર્યું, મરણથી
અને કૈંએ, આજે નહિ જ અભિનન્દી જીવનને
ન કે વન્દી મૃત્યુ, પણ ઉભય કેરી સમતુલા
રચી સામંજસ્યે ઘહશરીરમાં બેય બળને
ધરી, જીવે ગાંધી પરમ સતમાં; ને ક્ષણ ક્ષણે
દિસે આપુર્દોલા જીવનમરણોમાં હિંચકતી.

હજારો બીજી કૈં ધરતી પરકમ્મા સૂરજની
કરે, ધ્રસ્કે રોવું તદપિ ન શમે, અંતરવ્યથા
તણા જ્વાલામુખી પ્રલયપળ ઝંખે અધીર થૈ,
તને મારે કહેવું કવિજન અરે તે સમયના!
( ટકે શેના શબ્દો મુજ, કથન આની જરૂર પણ
હશે સાચી ત્યારે ) કવિ! વિકટ એવા સમયમાં
અમારી સામે તું નજર કરવી રે ન ચૂકજે.

જમાને તારે જો જગત-ઉર-લાવા સળગતા
ઉરે પોતા કેરે હસી ઠલવતા સંતજન હો,
કવિ! તો રેડીને જીવન તુજ ગાજે: 'જગજનો!
રિબાવી સંતોનાં હૃદય, કુરબાનીની પછીથી
તમે ગાશો ગાથા, રમત ક્રૂર એવી શિદ રમો ?
ન કાં પ્હેલેથી રે હૃદય પરખો સંતજનનાં ? '

અમે આજે ગાતા ઇશુની કુરબાની. બસ થયું!
ન કાલે ગાંધીની જીવનઅભિગાથા કવીશ તું ?

[ ૧૬ મા પાનાનું અનુસંધાન ]

ધ્યાન ખેંચાયું. રાતવાસાના તેણે બે આના આપ્યા હતા એટલે ઓરડીઓની બહાર છજામાં તેને પડી રહેવાનું હતું. રાતના પેલો અછોડો વારંવાર કિસનની નજર આગળ તરવર્યો. એક બે વખત તો તે ઊઠીને પેલી ઓરડીના બારણા સુધી પણ જઇ આવ્યો. પણ નિવૃત્ત જીવન ગાળવાની ને પ્રમાણિક બનવાની તેની ઇચ્છાએ વિજય મેળવ્યો. આખી રાત તે જાગ્યો, પણ તેણે પોતાના મનને દાબ્યું. આ વિજયથી તેને આનંદ થયો, અને ઉજાગરો હોવા છતાં ઊઠયો ત્યારે તે ઘણો પ્રફુલ્લ હતો. એક બે દિવસ તે નોકરીની શોધમાં શહેરમાં ભટકયો. અંતે એક શેઠીઆને ત્યાં તેને માળી તરીકે નોકરી મળી. કિસનના આનંદને સીમા રહી નહિ.

પોતાના કામમાં કિસન કુશળ હતો એટલે થોડા જ વખતમાં તેણે શેઠ–શેઠાણીની પ્રીતિ મેળવી લીધી. આખા બાગમાં જાણે કોઇએ જાદુ કર્યું હોય એવા ફેરફાર થઇ ગયા. બધે જાણે કલાની નાજુક પીંછી ફરી ગઇ હોય એવું લાગતું હતું. કિસન આખા કુટુંબ જોડે ખૂબ હળી ગયો. તેમાં પણ શેઠની ૭ વર્ષની પુત્રી મનોરમાએ તો તેના જીવનમાં એક નવું જ તેજ, નવો જ આનંદ પ્રગટાવ્યો. તેના શુષ્ક હૃદયમાં પ્રેમની કોમળ લહરો ઊઠવા માંડી. મનોરમા નિશાળમાંથી આવે એટલે દોડતી દોડતી કિસન પાસે જાય. કિસન તેને અનેક પ્રકારનાં રમકડાં બનાવી આપે. જમીન ઉપર અનેક પ્રકારનાં ચિત્રો ચીતરી આપે, અને અનેક રીતે તેની સાથે આનંદ–કલ્લોલ કરે. જેણે જીવનનાં પચાસ વર્ષ કેવળ દુનિયાની કઠોરતાનાં શુષ્ક વેરાન ખડક ઉપર જ પસાર કરેલાં તેને જીવનસંધ્યાને આરે નિઃસ્વાર્થ સ્નેહનો કોઈ રણદ્વીપ લાધે તો કેવું થાય ! કિસનને હવે તે અનુભવ થવા માંડયો. તેને તેનું જીવન હવે ભર્યું ભર્યું લાગવા માંડયું. ભૂતકાળને તે પ્રયત્નપૂર્વક ભૂલવા ઇચ્છતો હતો ; બાગનાં ઝાડ, વેલીઓ, તેનાં જાતજાતનાં પુષ્પો, તેની હરિયાળી ધરતી, તેનો ફુવારો અને મનોરમા કિસનને સ્વર્ગના આનન્દથી પણ અદકાં હતાં. હવે તો તેને એક જ ઇચ્છા, એક જ અભિલાષા હતી—મનોરમાના સ્નિગ્ધ સ્મિતના ધવલ પ્રકાશમાં, એ બાગની હરિયાળી છાયામાં અને એ ફુવારાના મંજુલ સંગીતમાં એક ઊંડા સુખ-સ્વપ્નમાં ડૂબી જતાં જતાં પેલી દુનિયાનું તેડું આવે તો કેવું સારું !

પણ કિસનનું એ સ્વપ્ન લાંબો વખત ન ચાલ્યું. એક દિવસ શેઠની સોનાની સિગરેટ કેઇસ ખોવાઇ. એ ડબ્બી એક રાજા તરફથી શેઠને ભેટ મળી હતી. એટલે તેમણે તેને શોધવા આભ–અવનિ એક કર્યાં. છૂપી પોલીસનાં માણસને પણ તેમણે ખબર આપી. તેનો વડો જાતે તપાસ કરવા આવ્યો. તેણે નોકરોને તપાસ્યા. કિસનને પણ તપાસ્યો. કિસન ગંભીર નામ તેણે કયાંક સાંભળ્યું હોય એમ તેને યાદ આવ્યું. ઑફિસમાં જઇ પોતાની જૂની ડાયરી તેણે ઊથલાવી. કિસન જ્યારે નવમી વખત જેલમાં ગએલો ત્યારે તેને પકડવાનું માન આ અધિકારીને મળ્યું હતું. એક અંકોડો મળ્યો એટલે બીજા અંકોડા ગોઠવાતાં શી વાર લાગે ? કિસનને રજા મળી. શા માટે તેને રજા આપવામાં આવી હતી તે જણાવવાની શેઠને કંઇ જરૂર ન લાગી. કિસનનું હૃદય ચીરાયું. શાથી તેને રજા મળી છે તે તે તરત જ સમજ્યો. તેને અપાર આઘાત થયો. પેલી નિર્દોષ મનોરમા પોતાને એક ચોર સમજશે ત્યારે તેને કેવું થશે ? તેને આપઘાત કરવાનો વિચાર થયો. આજના જેવી અસહાયતા, આજના જેવું તીવ્ર દુઃખ જીવનમાં તેણે બહુ ઓછી વાર અનુભવ્યું હતું. તેને ખાતરી થઈ ગઇ કે એ ચાર દિવાલ જ તેને માટે સર્જાએલી છે.

આ દુનિયાનો તે માણસ જ નથી–તો પછી તેમાં રહેવાનાં મૂર્ખ સ્વપ્નાં તે કેમ સેવી શકે ! તે અકળાયો, તેનું મન ચગડોળે ચડ્યું, વિચારશૂન્ય હૃદયે તે રસ્તા ઉપર ચાલી જતો હતો. તેને હવે એ ચાર દિવાલના, ખડીંગ ખડીંગ કરતી તે બેડીઓના, માણસને હેવાન બનાવી દે એવી તે જડતીના ને એવા એવા વિચાર જ આવતા હતા. આ દુનિયા એને સંઘરી શકે એમ નથી, પેલી દુનિયા તેને છોડી શકે એમ નથી. તો શા માટે હવે વિલંબ કરવો ? તેને પાછો પેલો બાગ અને મનોરમા યાદ આવી. તેનું હૃદય ભરાઇ આવ્યું. મીનીને કે શેઠના કુટુમ્બના કોઇને પણ મોઢું બતાવવું પડે તેના કરતાં મરવું બહેતર એમ તેણે દૃઢ સંકલ્પ કર્યો. હવે તો કોઇ પણ રીતે પેલા દરવાજા ખુલે ને તેને અંદર લઈ લે એમ ઝંખવા મંડ્યો. તેણે સામેથી કોઇ એક જુવાનને પોતાના તરફ સપાટાભેર આવતો જોયો. તેના કોટના ઉપલા ગજવામાં સોનાની કિલપવાળી પેન હતી. તે જોતાં કિસનના મનમાં એક વિચાર ચમક્યો. તે નિકટ આવે એટલે ચપળતાથી પેલી પેન તેણે ઉપાડી લીધી. પેલો જુવાન તો તરત જ આગળ ચાલ્યો ગયો. ક્રોસીંગ ઉપર ઊભો ઊભો એક પોલીસ ગાડીઓ અને શકદારીઓની વ્યવસ્થા કરતો હતો તેની પાસે કિસન દોડ્યો અને બોલ્યોઃ "મેં આ પેન ચોરી છે મને પકડ."

પેલા પોલીસે ખડખડાટ હાસ્ય કર્યુંઃ "અબે પાગલ, ચલ જા યહાંસે. કિસકો બનાતા હૈ?"

પોતાની આખી નોકરી દરમ્યાન કોઇ ચોરને "મેં ચોરી કરી છે" એવું કહેતાં જે પોલીસે ન જોએલો તે આને મશ્કરી નહિ તો બીજું શુ લેખે ? કિસન અકળાયો. શું ત્યારે આજે એ દરવાજા પણ નહિ ઊઘડે ? એવામાં કોઇએ તેના ખભા ઉપર હાથ નાખ્યો. કિસન ચમક્યો. શેઠનો મુનીમ તેને બોલાવી રહ્યો હતો. કિસનને મરવા જેવું લાગ્યું. મુનીમે કહ્યુંઃ "કિસન ! બા તને અત્યારે ને અત્યારે બોલાવે છે."

કિસને ડોકું ધૂણાવ્યું. મુનીમે આગળ ચલાવ્યુંઃ "પેલું સિગારેટ કેઇસ તો ભૂલથી શેઠે જ પોતાના કબાટના વચલા ખાનામાં મૂકી દીધેલું, અને તે બાને મળ્યું, મીની તો તું ત્યાં નથી એમ જાણતાં રડવા મંડી છે તે કેમે કરી શાન્ત નથી થતી."

કિસનના મુખ ઉપર આનંદની લહરિ ફેલાઇ ગઇ. તે એક પરમ સુખસ્વપ્નમાં ડૂબ્યો. તે બાગ, તે ફુવારો, તે હરિયાળી કુંજશ્રી, મનોરમાની નિર્દોષ રમત, તેના કાલા-ઘેલા બોલ અને પોતાના શાન્તિમય દિવસો તેના મન આગળ હવે જાણે આનંદનૃત્ય કરવા મંડ્યા. મનોરમાને મળવા તે આતુર થઇ રહ્યો, અને મુનીમ સાથે શેઠના બંગલા તરફ જવા પગલું ભર્યું ત્યાં પાછળથી કોઇએ તેના કોટનો કૉલર પકડ્યો.

"કેમ ડબલિયા, મને થાપ આપવા ધારી છે કે !" કિસન ચમક્યો. પેલો છૂપી પોલીસનો વડો તેની પાછળ ઊભો હતો. પેલી અપશુકનિયાળ પેન તેને યાદ આવી. ધારેથી તેણે તે જમીન ઉપર સરકાવી દીધી. પણ પેલા ખંધા અધિકારીની ચકોર આંખ બહાર તે કેમ જઇ શકે ?

"રહેવા દે એ બધી તારી ચાલાકી" તેનો અવાજ આવ્યો, અને તે ચિરપરિચિત હાથકડી પોતાના હાથને શોભાવી રહી છે, એમ કિસને જોયું. કિસનના અંતરમાંથી એક મૂગું ડૂસ્કું નીકળ્યુંઃ "મીની ! મીની !"

* * *

એ પેને કિસનના જીવન ઉપર સત્તરમી વખત સાત વર્ષનો અંધકાર પાથર્યો. કોણ કહી શકે એ અનન્ત કાળનો અંધકાર ન હતો ?

સહદેવ

# મકરદમ થયો !

"શેરૂ! તૈયાર થાવ, કારકુન આવવાનો વખત થયો છે."

સેન્ટ્રલ જેલની બેરેક બંધ થઈ ગયા પછી નજરૂ નામના વૉર્ડરે ઉપર પ્રમાણે પોતાના સાથી વૉર્ડરને ખાવાની તૈયારી કરવા બોલાવ્યો. સામાન્ય રીતે વૉર્ડરો તથા વોચમેનો બીજા કેદીઓ સાથે નહિ જમતાં બેરેક બંધ થઇ ગયા પછી બેરેકની અંદર જ જમે છે.

શેરૂએ નજરૂને જવાબ આપ્યો:

"નજરૂ! અમે પણ એ જ વાતો કરતા હતા. આજે કારકુનને આવતાં મોડું થયું લાગે છે. દરરોજ તો અત્યાર પહેલાં આપણે ખાઇ પીને પરવારી જતા. ખરું ને?"

"હા."

સામાન્ય કેદીમાંથી ભણેલાને ચૂંટી કાઢી તેમને જેલની ઓફિસમાં કેદીઓની 'પરાક્રમ પોથી' (હિસ્ટરી ટિકેટ્સ) રાખવાનું, કેદીઓને મુલાકાત વખતે બોલાવી લાવવાનું કે આવેલા કાગળોની વ્યવસ્થા કરવાનું કામ સોંપવામાં આવતું. બીજા કેદીઓ જે 'હલકી' શારીરિક વેઠ કરતા તેઓમાં આવા માનસિક કામ કરનારની પ્રતિષ્ઠા રહેતી. એની ન્યાત પણ જુદી. ફરજિયાત કરવા પડતા કામ આગળ આવા કામની—જેલમાં પણ, પ્રતિષ્ઠા હોવાને લીધે એ કામ કરનારને સૌ કોઇ 'કારકુન' કહીને બોલાવતાં. અને કારકુન પણ પોતાને જેલ અધિકારીઓએ ખાસ ચૂંટી કાઢી ઉપકાર ચઢાવવા કામ 'સોંપેલું' હોવાના અભિમાને બીજાથી ઊંચો માનતો. બીજા કેદીઓ, અરે, વૉર્ડરો સુદ્ધાં પણ કારકુનને જેલ અધિકારશાહીમાંનો એક માની એના તરફ એટલા જ ભય અને માન સાથે જોતા. સૌ કોઇ એની ખુશામત કરતું. બાકી કારકુનના હક્ક તથા ફરજો સામાન્ય કેદી જેટલાં જ હોય છે. સામાન્ય કેદીનો ખોરાક તથા તેમનાં કપડાં, પથારી, થાળ, વાસણ વગેરે તેને મળતાં. સામાન્ય બેરેકમાં કામ પૂરું કરી આવી સૂઇ જવાનું. આવી જાતના એક કેદી કારકુનને ઉદ્દેશીને ઉપર પ્રમાણે શેરૂ–નજરૂની વાત થઇ.

નજરૂએ બીજા વૉર્ડર તથા વોચમેનને તૈયારી કરવા બૂમ મારી: "ચાલો'લા, કચ્ચા પક્કા સૌ ખાવું છે કે નહિ?"

જેલમાં વૉર્ડર થતાં પહેલાં વોચમેન થવું પડે છે. એટલે જેલના હોદ્દાના વિકાસક્રમમાં વોચમેનની સ્થિતિ કામચલાઉ હોઇ તેને કચ્ચાનું નામ આપવામાં આવે છે. વૉર્ડર થતાં એ પક્કો થઇ જાય છે.

દૂર બેઠેલો કચ્ચો, નજરૂનો 'હુકમ' સાંભળી ઊભો થયો, એને આવતો જોઇને ફરી નજરૂએ બીજો હુકમ છોડયો: "આવતી વખતે ત્યાંથી કારકુન માટે ચંબુમાં પાણી ભરતો આવજે. થાળી ઘસી છે કે નહિ?"

"નજરૂ! બધામાં ડહાપણ સૂઝે છે, પણ તેં તારી ફરજ બજાવી કે નહિ? કારકુનની પથારી બહારથી અંદર લાવ્યો છે કે કાલે સવારે એમની પેશી કરાવવી છે?" શેરૂએ રૂવાબમાં પૂછ્યું.

નજરૂ તો પોતાને મુકાદમનો ય મુકાદમ સમજતો. બીજાનું કામ તો કરવાનું બાજુએ રહ્યું પણ પોતાનું ય કામ બીજા પાસે એ કરાવતો. એકકના ખૂણે આવેલી જાજરૂની ઓરડી આગળ સૂઇ ગયેલા એક કુંડાવાળાને ઉદ્દેશીને એણે શેરૂના પ્રશ્ન વિષે પૂછ્યું: "એલા ભોજલા! પથારી લાવ્યો છે કે નહિ?"

"હા, સા'બ; તમારી ખંચેરીને લાવ્યો છું."

"મારી પથારીમાં તો હું બેઠો છું; પણ પેલા કારકુનની ક્યાં છે?"

"તમારી અને કારકુનસા'બ બન્નેની આણી છે. એમની પથારો પેલી બારીમાં લપેટી મૂકી રાખી છે."

દરમ્યાન શેરૂ, નજરૂ અને સંતુ–ત્રણ વૉર્ડરો–એક હાથમાં રૂમાલમાં વીંટેલી ઘઉંની રોટી ને બીજા હાથમાં ભાજીવાળી થાળી લઇ, દરવાજા આગળના સંતુના બિસ્ત્રામાં ગોઠવાવા લાગ્યા. કચ્ચો ત્યાર સોરો, બે હાથમાં બે ચંબુમાં પાણી લાવી આવી પહોંચ્યો. પાણી નીચે મૂકી પોતાની થાળી લેવા પાછો ફર્યો ત્યાં તો નજરૂ બોલી ઊઠયો: "લે. આટલાએ ઓછું ચાલશે! પોતાનું ભરી લાવ્યા એટલે પત્યું! તારું તો આ પી ચાલ્યા. આ અમારા ચંબુમાં પાણી ભરી લાવ પહેલાં, ત્યારપછી તારું ભથ્થુ લાવ."

કચ્ચો, નજરૂ શેરૂ વગેરેના ચંબુ લેવા પાછો ફર્યો. એણે બન્નેના લીધા ને સંતુનો ચંબુ લેવા ગયો ત્યાં તો સંતુએ બધા ચંબુ ખૂંચવી લીધા ને તરત ઊભો થઇ ગયો.

"લે રહેવા દે. હું તારી સાથે આવું છું. હું પાણી લાવીશ. તું તારું ભથ્થું લેતો આવ. મોડું શા માટે કરવું? મને તો હડહડીને ભૂખ લાગી છે."

ત્રણ વૉર્ડરો ને કચ્ચો કારકુનની રાહ જોતાં જમવાનો બધો સરંજામ ગોઠવીને ચોખૂણે ગોઠવાઈ ગયા. તરત જ બેરેકનું તાળું ખખડયું ને દરવાજો ઊઘડયો. ચારે જણા એક સામટા બોલી ઊઠયા: "આ આવ્યા કારકુન સાહેબ." સાંજના ઓફિસેથી કામ કરી પાછા ફરતા અમલદાર બારણામાં પેસે ને છત્રી સોટી લઈ લેવા નોકર સામો જાય તેમ કચ્ચો બારણામાં કારકુન દાખલ થયો કે તરત જ સામો ગયો. બહાર ઊભેલો જમાદાર જોઈ ન જાય તેમ કારકુને બગલમાં સંતાડેલા રૂમાલને છેડે બાંધેલી નાનકડી પોટલી ધીમે રહીને કચ્ચાના હાથમાં સરકાવી દીધી. કચ્ચો ધીમે પગલે પાછો ફર્યો. કારકુન બારણામાં જ ઊભો રહી ત્રણ પટી સરકલ હવાલદાર સાથે વાતે વળગ્યો. કચ્ચો પોટલી મૂકી કારકુનની બારી આગળ જઈ ઉપરથી બિસ્ત્રા ઉતારી પથારી પાથરવા લાગ્યો. કારકુને વાત કરતાં કરતાં કચ્ચાને બોલાવી દાતણ આપ્યાં. કારકુનની વાત પૂરી થઇ કે તરત જ નજરૂએ હવાલદાર સાથે સંવાદ શરૂ કર્યો.

"હવાલદાર સાહેબ! દંડો તો કંઈ રંગીલો રાખ્યો છે! વાહરે વાહ! મારો દંડો બદલી તમારો મને આપતા જાવ ને!"

"જા જા હવે! બહુ મોટા દંડા લેવાવાળા ન જોયા હોય તો! તું તારે તારું કામ કર."

"વળી પાછું તે દિવસની જેમ ખબર પડશે હોં. પાછળથી દંડો ખેંચી લઇશ ત્યારે રહેશો. તમે કારખાનામાં જઇ રંગાવી લેજો."

"જાણે તારાથી રંગાવાતો નહિ હોય! એને ચામડાની પટ્ટી લગાવી દેજે એટલે એવો જ રંગીલો થઇ જશે."

હવાલદાર બારણું બંધ કરી ચાલતો થઈ ગયો. કારકુન સંતુની પથારીમાં આવી ગોઠવાયો. એની જગ્યા કાયમ રાખી ફરી નવો ચોરસ રચી ત્રણ વૉર્ડરો ત્રણ ખૂણે ગોઠવાઇ ગયા. ઉપગ્રહની જેમ કચ્ચો ચોરસ બહાર બેઠો. કચ્ચાએ કારકુને આપેલી પોટલી છોડી ચટણી કાઢી.

નજરૂને ડાબે હાથે ખાતો જોઈ કારકુને પ્રશ્ન પૂછયો: "કેમ નજરૂ, ડાબે હાથે?"

પાટો વીંટેલો જમણો અંગૂઠો બતાવતાં નજરૂએ જવાબ દીધો: "આ અંગૂઠે વાગ્યું છે."

"આખો દિવસ જેલ આખીમાં રખડયા કરે છે. કદી હથિયાર ઓજાર ઝાલ્યું છે તે વાગે!"

"એ તો બેરેક બહારના થાંભલે દંડો ભરવવા માટે ખીલો ઠોકવા ગયો તે ખીલો વચમાંથી વળી ગયો. એને સીધો કરવા ઉમરા પર મૂકી પથ્થર ઠોકવા ગયો ને નેમ ચૂકયો. ખીલો ખીલાને ઠેકાણે રહ્યો ને મારો વાંકો વળી ગયેલો અંગૂઠો સીધો થઈ ગયો!"

"'દાદા'એ પાટો તો રૂપાળો બાંધ્યો છે!" જેલમાં ડાકટરને કેદીઓ 'દાદા' કહે છે.

કચ્ચો ખાતાં ખાતાં ખુશામત કરતો બોલ્યો: "પણ કારકુનસાહેબ, નજરૂસા'બને ઇસ્પિતાલનો ફેરો ફળ્યો."

કારકુન: "કેમ...એ તો સમજ્યા..."

નજરૂ: "એ તો બલુચી બુઢ્ઢાએ બોલાવી દૂધ ને નારંગી આપ્યાં. પેલું લીંબુ કયાં ગયું? કાપ કચ્ચા ખાઇએ. એમાં શું બહુ મોટું ફાવ્યા! તારે જોઇએ તો આવજે મારી સાથે. તને પણ પેટ ભરીને દૂધ પીવડાવીશ."

કચ્ચો: "દૂધ તો દૂધને ઠેકાણે રહ્યું પણ પાઘડીપટો અપાવવાની વાત કયારના કર્યા કરો છો એ કયારે અપાવશો?"

કચ્ચો વૉર્ડરગીરી માટે ઉમેદવાર હતો. ઘણા લાંબા સમય સુધી કચ્ચો રહ્યા છતાં પકકો બન્યો ન હતો. કારકુન ને વૉર્ડરની ખુશામત સિવાય એની લાગવગ ઉપલા કુંડાળામાં પહોંચી શકતી નહિ. નોકરશાહીની રીતે નજરૂએ કચ્ચાને ઉડાવવા માંડયો.

"પાઘડીપટો પહેરનારનું મોઢું ન જોયું હોય તો! એ કંઇ બામણની પાઘડી નથી! ઘડીના છઠ્ઠા ભાગમાં કયાંય ઊડી જાય! ખબર છે પેલા માસ્તરની પાઘડીય ગઈ ને પટોય ગયો. ને બે મહિનાથી ચકકી પીસી પીસી આટો નીકળી જાય છે! પાઘડી પહેરવા માટે છાતીમાં દમ જોઇએ દમ!!"

કચ્ચો: "એ તો આવશે. તમારા સંગમાં રહ્યા છીએ ને નહિ કેમ આવે?"

શેરૂએ જાણે કંઇ સાંભરી આવ્યું હોય તેમ કારકુનને પૂછયું: "પણ કારકુન! પેલી કમિટી આવી ગઇ એનું શું થયું? કંઇ ખબર પડી? બધા વૉર્ડરોની ચોપડીઓ ઓફિસમાં મંગાવેલી. મારીબાશીનું કંઇ લખાણ આવ્યું કર્યું છે કે?"

નજરૂ (વચમાં જ)—માફા મોટા જોઇએ છે! રહોને પડયા અહીં! બહાર હવે તમારું કોણ રહ્યું છે તે જીવ ત્યાં જવા તલસે છે? દાળ રોટી ખાઇ લીલાલહેર કરો અહીં!"

નજરૂ જેલનો કીડો થઇ ગયો હતો.

શેરૂ: "પણ કમિટી આવી જાય ને કંઇ કર્યા વિના રહે?"

કારકુનઃ ( કંઇ સાંભરી આવ્યું હોય તેમ ) પેલા નાથીઆને છોડી મૂકયો.

નજરૂ " કુંડાવાળા વૉર્ડરને? જઇને ફરી કોઇનું નાક કરડી ભાઇ અહીં જ પધારવાના છે."

શેરૂઃ " પણ છૂટયો હશે ત્યારે કેવો ખુશ ખુશ થતો હશે! ૭ મહિનાની એક સામટી માફી મળી!"

કારકુન " એ તો ઠીક. પણ એની જગ્યાએ મેં ડિપોટી સાહેબ આગળ ભોજલાની ભલામણ કરી છે. સાહેબે એની ટિકીટ પણ મંગાવી છે. એને કાલે ઓફિસમાં બોલાવ્યો છે. કદાચ એ થઇ પણ જાય. ભોજલો ફાવ્યો!"

નજરૂને હમેશાં તોફાન કે મશ્કરી કરવા કોઇને કોઇ જોઇએ જ. આજે એના કાંટાનો ભોગ નિર્દોષ ભોજલો થઇ પડયો.

નજરૂએ બૂમ મારીઃ " એલા ભોજલા! અહીં આવ. જલદી આવ કંઇક કહું."

દિવસ આખો મજૂરી કરી થાકી ગયેલો ભોજલો ફાટેલા તરાટની સાદડી પર ધોળા દોરા તરી આવતા ફાટેલા કામળાની નીચે ટૂંટિયું વળી સૂઇ ગયો હતો. નજરૂની બૂમ કુંડા ઉપાડી ઉપાડી થાકેલા વિચારશૂન્યતામાં પડેલા ભોજલા સુધી પહોંચી જ નહિ. ભોજલાનો સૂર્ય હમેશાં ગાળ ને અપમાનનો ઊગતો. બેરેક બંધ થઇ જાય ત્યારે સૂરજ ડૂબે, સાથે સાથે એની ચિંતા પણ ડૂબે! આવી શાંતિમાં ઊંઘ કે મૂઢ વિચારશૂન્યતાનું ઘેન એ જ એનું આત્મનિરીક્ષણ! દુનિયાની ધમાલ, શેતરંજની રમત એને સ્પર્શતી નહિ.

ભોજલાએ જવાબ ન આપ્યો ને પોતાની બૂમ નકામી ગઈ જાણી નોકરશાહીનો મિજાજ ગયો! નજરૂએ વધારે દમામમાં બૂમ મારીઃ " કોણ છે એની પાસે? એલા એ ઉઠાડ ભોજલાને. અત્યારથી ઘોરવા લાગ્યો છે! હલાવ સારી પેઠે."

ભોજલાની પાસે સૂઇ રહેનાર એક કેદીએ ભોજલાએ ઓઢેલો કામળો ખેંચી લીધો. ભોજલો પગની બેડી સાંકળ ખખડાવતો સફાળો બેઠો થઇ ગયો. પણ તેને હજી વિચારની જાગૃતિ નહતી આવી. ધીમેધીમે એ દિશા શોધવા લાગ્યો. કોણે ઉઠાડયો ને શા માટે ઉઠાડયો એ વિચાર કરે ન કરે ત્યાં તો બારણેથી નજરૂની બૂમ આવી.

" બાધા ચકવા જેવો શું જોઇ રહ્યો છે? સાંભળતો નથી? અહીં આવ."

આવતી કાલે પોતાના જ જેટલો ઓદ્દો મળનાર હતો પણ નજરૂ તો જૂનો અનુભવી હતો. અને ભોજલો તો નીચલા થરમાંનો, બુદ્ધિ વિનાનો. ઘરના નવા આવનાર ઉમેદવારની ક્યાં જૂના અમલદારો ઠેકડી નથી કરતા?

શેરૂએ નજરૂ જેટલી માનવતા ગુમાવી નહતી. એણે ધીમેથી પણ વડીલની જેમ ભોજલાને બોલાવ્યો. " આવ આવ ભોજલા. એ તો તારું સહેજ કામ પડયું છે."

ભોજલો કામળાને પથારીમાં નાંખી પગની સાંકળ ખખડાવતો ખખડાવતો વૉર્ડરોના ટોળા ભણી ચાલતો થયો. વૉર્ડરો ખાઇ પરવારી ગયા હતા. નજરૂ ભીંતને અઢેલીને બેઠો હતો. ભોજલો પાસે આવ્યો જોઇ મશ્કરીમાં નજરૂ બોલ્યોઃ "આવો ભોજા ભગત!"

ભોજલો આ બધું નાટક સમજી શકયો નહિ. એને હજુ ઊંઘતી ઘેનમાં ધારી નજી ભવિષ્યમાં બનનાર ફેરફારનો ઉલ્લેખ કરી બોલ્યોઃ "ભોજલાભાઇ! આમ દહાડો છતાં ઘોરવું

કેમ કરવા માંડયાં ? હવે તો ઉજાગરા કરવા પડશે એનું શું થશે ? એ નથી કુંડાંવાળાનું કામ ?"

વૉર્ડરને વારા પ્રમાણે હમેશાં રાતના બેઅઢી કલાક પહેરો ભરવો પડે છે એનો ઉપરના વાકયમાં ઉલ્લેખ છે. પણ ભોજલો આ કયાંથી સમજી શકે ? એને તો બેરેક બંધ થયા પછી ઊંઘવાનો હક્ક હતો અને એ પ્રમાણે કરતો આવ્યો હતો એટલે એને શા માટે ઉજાગરા કરવા પડે ? "મારે શા માટે ઉજાગરા ? મને ઊંઘવા દો ને. એ તમને સોંપ્યા."

નજરૂ: "અમને શું સોંપ્યા ? કંઇ ખબરબબર પડી કે નહિ ?"

"ના, શેની ?"

"તારો પેલો નાથીઓ મકરદમ છૂટી ગયો. અત્યારના સાંજના ખબર આવેલી એટલે સાહેબે છોડી મૂકયો. ખબર છે કે નહિ ?"

ભોજલો આભો બની ગયો: "હેં."

નજરૂ: "પૂછી જો કારકુનને ખોટું બોલતો હોઉં તો."

કારકુન: જો આ ગાડીની સીસોટી સંભળાય. તારો નાથીઓ ઊપડી ગયો."

ભોજલો અદબ વાળીને સામે તાકીને ઊભો રહ્યો. કારકુને વધારે સ્પષ્ટ થતાં કહ્યું: "હું મારી જાતે જઇ એને બારણા સુધી વળાવી આવ્યો."

કચ્ચો વચમાં બોલી ઊઠયો: "તે કારકુનસા'બ, આ ચટણી નાથીઆની ઉપાડી લાવ્યા ?"

"હા."

ભોજલાએ આખરે માન્યું. કારકુને જ શુભ સમાચાર આપવા શરૂ કર્યા: "પણ ભોજલા, તું ફાવ્યો ! સાહેબે તારી ટીકીટ મંગાવી છે. મેં તારી ભલામણ કરેલી."

ભોજલાથી અજાણતાં સહેજ સ્મિત થઇ ગયું. નજરૂ આ જોઇ ગયો. "જોયું શેરૂ, મોઢું કેવું મલક મલક થાય છે !"

શેરૂએ પણ ભોજલાને સમાચાર વધારે વિગતમાં આપ્યા: "જો ભોજલા, નાથીઆની જગાએ તને વૉર્ડર બનાવવા આપણા કારકુન સાહેબે તારી ડીપોટી સાહેબ આગળ ભલામણ કરી છે. તને પાઘડીપટો કાલે મળી પણ જશે. હોં."

નજરૂ: "ખીલ ! ખીલ ! !"

કચ્ચો: "ફાવ્યો તું તો ભોજલા ! અહીં તો ટોપી પહેરી પહેરી મરી ગયા ને તું તો સીધો પહોંચી ગયો !"

શેરૂ: "હવે તો તારો વટ પડશે. માથેથી કુંડાનો ભાર ગયો. હવે તો તું અમારી જેમ દંડો હલાવતો ફરીશ."

નજરૂ: "પણ મૂઓ બાઘો છે. રાંટાને ચાલતાંય કયાં આવડે છે ? જરા ચાલ તો ખરો. કેવો ચાલે છે એ જોઇએ તો ખરા !"

પાતળા પડી ગયેલા પગે બાંધેલી સાંકળના અંતરાયથી તથા માથે હદપાર વજનવાળા મળનાં કુંડાં ઉપાડી ઉપાડી ભોજલો ખોડંગતી ચાલવાળો થઇ ગયો હતો. એની હમેશની ચાલ પ્રમાણે એ સામસામી પથારી વચ્ચેની જગ્યાએ સરકસના પ્રાણીની જેમ થોડુંક ચાલ્યો.

નજરૂ "એમ નહિ" કહી ઊઠયો, ને દોઢાં પગલાં લેતો, હાથ હલાવતો, કાબરની માફક થોડુંક દમામભેર ચાલ્યો.

ભોજલા પર આ દમામની અસર પડી. એ પણ થોડુંક નજરૂની જેમ ચાલવા ગયો. બધા હસી પડયા. નજરૂ બોલી ઊઠયો: "હા એમ જ. હાથમાં દંડો છે એમ માની લે. શેરૂ, જો તો ખરો ભોજલો કેવો ગવંડર જેવો ચાલે છે ! "

શેરૂ: " ભોજલા, તારો તો વટ પડવાનો ! કેદીના ઉપર કચ્ચો અને કચ્ચાના ઉપર મકરદમ ! કેટલા બધાનો ઉપરી ! ! દરરોજ ઘઉંની રોટી, રવિવારે તેલ ને મહિને દોઢી માફી ! ! ! "

વૉર્ડરો, કચ્ચો અને કારકુન ભોજલાની મશ્કરીએ ચઢયા, ને તાબુતના વાઘની જેમ એને ખીલવવા લાગ્યા. ભોજલો આ લોકો જેમ સૂત્ર ખેંચતા તેમ પૂતળાની જેમ નાચતો. એના શાંત, નિર્દોષ જીવનમાં આ પહેલ વહેલું જ મોજું આવ્યું હતું. એણે કદી મહત્ત્વાકાંક્ષાની કલ્પના કરી જ નહતી. પોતે ગાળ, અપમાન, ત્રાસ ને મહા મહેનતવાળા જીવનમાંથી નીકળી ઉપરી હુકમ બજાવનાર અમલદારના જીવનમાં પ્રવેશવાનો હતો એની એને ખબર પણ નહતી, તો ઉત્સાહ તો કયાંથી જ હોય? બધું અકસ્માત બનતું ન હોય તેમ એને લાગ્યું. અત્યારે એ શૂન્ય પણ નહતો. જે વિધિએ એને આવા હલકા જીવનમાં ધકેલી દીધેલો એ જ વિધિ એનો હાથ ઝાલી ખેંચતો હતો ! બન્ને સ્થિતિ એને સ્થિતપ્રજ્ઞની જેમ સરખી લાગી કે નહિ એ કોણ જાણે, પણ એ વિવશ બની પરિસ્થિતિનો નચાવ્યો નાચતો હતો. એને એટલું જ ભાન હતું કે એની આગળ પાછળ બેઠેલા પાવરધા શેતરંજના ખેલાડી હતા ! માત્ર એ તો એમના હાથનું પેદું હતો ! પરાપૂર્વ બનાવોની સંકલના કરી, વિવેકબુદ્ધિથી તેનું પૃથક્કરણ કરી નિર્ણય કરવા જેટલી ઇચ્છાશક્તિ જેનામાં નથી અથવા જેનામાં સહેજ પણ બુદ્ધિની જાગૃતિ નથી એવા લોકોનાં કાર્યો જડ યંત્રવત્ થાય છે. તેની કર્મેન્દ્રિયો અત્યારે એવી રીતે ચાલતી હતી.

આ ભજવાતાં નાટકમાં સૂત્રધાર નજરૂએ બેરેકના બીજા કેદીઓને પણ સામાજિક તરીકે આમન્ત્ર્યા.

નાટકની શરૂઆત થઈ. સૂત્રધારે નાટકની વસ્તુ સમજાવતાં સામાજિકને ઉદ્દેશીને કહ્યું: " જોયા આ અમારા ભોજલા ભાઇના ભભકા ! આવતી કાલથી વૉર્ડર થવાના ! "

શેરૂ: કૂંડા જેવો કાળિયો એ પાઘડીપટામાં વળી કેવો શોભશે ? "

નજરૂ: " કેમ વળી ? ચાલી તો બતાવ્યું ને ? એ તો સૌ રાગે પડી જશે ! "

પહેલી જ વાર સાસરે જતી દીકરીને મા કેમ વર્તવું એ જેમ શીખવાડે તેમ શેરૂએ ભોજલાને વૉર્ડરગીરીના પાઠ આપવા શરૂ કર્યા. " જો, અમલદાર આવે ત્યારે બે પગ ખખડાવીને સલામ ભરવાની હોં. નહિ ભરે તો તારું થોબરું કયાંય જશે ! "

નજરૂ: "કચ્ચા ! ઊભો થાને. સલામ કેમ ભરાય એ બતાવ તો."

કચ્ચો ઊભો થયો ને મંડળી સામું ફર્યો. ડાબો પગ જમણા પગ સાથે અફળાવી એણે લશ્કરી ઢબે સલામ કરી.

શેરૂએ એ પ્રમાણે કરવા ભોજલાને ફરમાવ્યું. ભોજલાએ એ પ્રમાણે માયકાંગલું અનુકરણ કર્યું. નજરૂ ઉત્તેજન આપતો બોલ્યો: " આવ લે. આવડી ગયું હોં! ફરી એકવાર ચાલ તો. "

ભોજલો ફરીવાર ચાલ્યો ને પ્રેક્ષકોને સલામ કરી.

નજરૂ: પણ આટલાથી પતે એમ નથી. આ તો બધું લુખ્ખું લુખ્ખું લાગે છે. પાઘડીપટામાં વરરાજા કેવા લાગે છે એ તો જોવું જોઇએ ને ? શેરૂ અત્યારે તારો પહેરો છે ને ? કચ્ચા, જા ઊઠ તો પેલી પાઘડીપટો લઇ આવ તો. કોટ પણ લાવજે. ભોજલા, અહીં પાસે આવ."

કચ્ચો પાઘડીપટો વગેરે લેવા ગયો ને ભોજલો નજરૂની પાસે આવ્યો. કચ્ચો પણ આવી પહોંચ્યો.

નજરૂએ કાળા પડી ગયેલા, બેડોળ ભોજલાને વાઘા પહેરાવવા શરૂ કર્યા. ફાટેલા પહેરણ પર કોટ પહેરાવ્યો, બોડા માથા પર પાઘડી ને કમરે પટો પહેરાવ્યો. "વાહ રે ભોજાભાઇ, વાહ !"

"ચેંબુ ઉપર થાળી મૂકી હોય એવી એના માથા પર પાઘડી શોભે છે," બોલતો શેરૂ ઊભો થયો ને ભોજલાના માથા પરની પાઘડી ફેરવવા લાગ્યો. "એ તો પછી વાળ ઊગશે એટલે બરાબર બેસી જશે."

નજરૂએ ભોજલાને રમાડતાં કહ્યું: "ભોજલા, જા તારી પથારી સુધી ને ત્યાંથી સાચેસાચે મકરદમ હોય એમ રૂવાબભેર અહીં સુધી આવ. અમે જોઇએ તો ખરા !"

ભોજલો પથારી ભણી વળ્યો. કોઇ જોઇ ન જાય એમ એણે મોઢું મલકાવ્યું. શૂન્ય મનસ્ક એ એના જીવન દરમ્યાન હંમેશ માટે નિર્માણ કરી મૂકેલા સ્થાન – જાજરૂ – સુધી પહોંચ્યો. પાછા ફરતાં એના શૂન્ય મગજમાં અનેક જૂનાનવા, આગળ પાછળના સંસ્કારો એકસામટા ધસારો કરી ઘૂસી ગયા. સાચે જ પોતે વૉર્ડર છે એમ તેણે ધારી લીધું હોય તેમ દમામભેર આગળ વધ્યો. બધાય તેના સામું જોઇ રહ્યા હતા. વૉર્ડરો સુધી આવી પહોંચ્યો, બારણા તરફ વળ્યો. સૌની નજર તેના તરફ હતી. ગંભીર શાંતિ હતી. ભોજલો બિલકુલે અટક્યા વિના આગળ ને આગળ વધતો હતો. દરવાજે આવી ગયો. બારણાના સળિયા આગળ બન્ને હથેળી પહોળી કરી એનાથી એકાએક બોલી જવાયું:

"પચ્ચાસ કેદી હાજર સા'બ !"

એવામાં બહાર વરંડા પર ભારે બૂટનો અવાજ આવ્યો. બહારથી કડકાઇથી કોઇકે પૂછ્યું: "કેટલા કેદી ?"

અવાજ સુબેદારનો હતો. સૌનું ઘેન ઊતરી ગયું. ભોજલો મૂઢ થઇ ગયો. ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો: "પચ્ચા...પચ્ચા...સ સા'બ...એ તો હું ભોજલો !"

શેરૂ એકદમ ગાભરો ગાભરો ઊભો થઇ પટો ઠીક કરતો કરતો બારણા તરફ ગયો. રાબેતા મુજબ સલામ ભરી બોલ્યો: "એકતાળીસ કેદી, એક કાળા પાણી, બે પીળી ટોપી, બે આડા બેડી; પિસ્તાલીસ કેદી બરાબર હાજર સા'બ !'

સુબેદારે કડકાઇથી પૂછ્યું: "કિસકા પહેરા હૈ."

શેરૂ: (ધ્રૂજતા ધ્રૂજતા) "મેરા સાહેબ."

સુબેદાર: "ભોજલાને કિસકા પઘડીપટા પેના હૈ ?"

શેરૂ: "સંતુકા."

સુબેદાર: "ભોજલા ઔર સંતુ દોનોંકિ બાડી ( Body ) ટિકીટ લાવ."

બન્નેની બોડી ટિકીટ લઇ સુબેદાર ચૂં ચૂં અવાજ કરતો ચાલતો થયો. બન્નેનું આવી બન્યું એ વિચારથી બધાઓ દરમાં દબાયેલાં ઊંદરડાંની પેઠે દબાઇને ચૂપ થઇ બેઠા !

નરહરિ ભટ્ટ

# સમરકંદ — બુખારા

( લાવણી )

કેમે ના લોપાયં સ્મરણથી સમરકંદ બુખારા !
મધરાતે મધુ નિંદરમાં યે સમરકંદ — બુખારા !

મહેતાજી ભૂગોળ શીખવે નકશો મોટો ખોલી,
એમે કરી ભૂંગળ કાગળની દેતા કંઈ કંઈ બોલીઃ
' શિખી રહ્યા ભૂંગોળ હવે, કરની ભૂંગળ નકશાની !'
ચૂપ કરી દેતી પણ ભોગળશી સોટી શપતાની.
ભલે ભાઇ ભૂગોળ ભણીશું, બે કર લમણે મેલી,
મહેતાજીએ નદી અને ડુંગરની વાત ઉકેલી.
મુસાફરીઓ કંઇક કરાવી ધરતી પર દરિયામાં,
પગે, ગાડીએ, વ્હાણે નહિ, પણ આંગળીએ નકશામાં.

—નકશામાં જોયું તે જાણે, જોયું ક્યાં ? ન કશામાં !
શ્હેર હથેળી જગા ઉપર તો કંઈનાં કંઇ જ બતાવ્યાં,
ઉભો કરીને પૂછ્યું મને કે, ' કહે શ્હેર એ શાં શાં ?'
'નિશાળ નાની, ટીચુકડો આ નકશો, એમાં શ્હેરાં ? !'
બોલ્યું, ત્યાં તો તરત હથેળીમાં દેખાડ્યા તારા !
રોતાં રોતાં ઝટપટ વાંચી, બોલી શ્હેર જવાયાંઃ
'કાબુલ, બલ્ખ, કંદહાર ને સમરકંદ — બુખારા.'
કદી ભૂલાશે નહીં બાપલા ! સમરકંદ — બુખારા !

સોય તણી ના ઠરે અણી પણ, ત્યાં એ શ્હેર વસેલાં ? !
સોમ અણીપુર કુમારિકા જગ્યા પર કર્ણ સુતેલા !
હા ! હા ! હશે કંઈક આ ! ત્યાં સોટી ચમકારા;
' સા'બ બરોબર યાદ મને છે, સમરકંદ—બુખારા !'

કોલેજમાં પ્રોફેસર આવી કવિતા કંઇક શિખાવે,
નવી વાતથી રિઝવી સૌને પોતાને ય રિઝાવે;
ચીપી ચીપી વાત કરે.—એ વાત બધી ય ગુલાબી.
કહે, ' એક ધારશી પૂર્વે કહેતો'તો શાહ શરાબી :
બદન પરે કાળા તલવાળી સનમ રીઝે, તો સારા
દઇ દઉં એ તલ પર ઓવારી સમરકંદ—બુખારા. "

સમજાયું ના. તલની લતમાં આવા તે શું બખાળા ! ?
—પગ આગળ વૈકુંઠ હોય પણ વૃંદાવનને કાજે
ગોપી એ છોડી દે તલની વાત હશે એ બાટે ?
પણ આલમમાં ગૌર ડૉલે તલ હશે જેટલા કાળા

હશે એટલાં વારી દેવા સમરકંદ-બુખારા ?—
થંભી મારી ત્યાં જ મુંઝાઇ નવરી વિચારમાળા,
પણ સાંભરતાં નો થંભ્યાં રે સમરકંદ-બુખારા.
હથેળી બળવા લાગી ચમચમ, સુણ્યા જૂના હોંકારા
'મારો ના, સાહેબ ! યાદ છે સમરકંદ-બુખારા ।'

કો દી' આંખ જરીક મીંચતાં સ્મરણ થાય કંઈ તાજાં
નજર આગળે તરવરતા ખૂલ્લા જંગી દરવાજા.
જોતાં સાય જવાય પિછાની સમરકંદ-બુખારા !
ઊટપીક નોબત ગડગડતી, કંઇ પડછંદ નગારાં
શોર કરે, ને પડધમ ગાજે, બાજે કંઈ રણશીંગાં;
એક પછી બીજાં સૌ નીકળી ચાલે લશ્કર ધીંગાં.
ધીમે ધીમે સરી જતી પલમાં એ જંગ સવારી !
આંખ ઉઘાડું તો સામે દેખું અધખૂલી બારી,
જોયા ત્યાં ગગને તગતગતા ધોળે દિવસે તારા !
અરે ! પડયાં છે પાછળ મારો સમરકંદ-બુખારા !!

પુનમ ચાંદનીમાં સૂતો તો અગાશીએ એકાકી
સ્વપ્નામાં ઓચિંતો શાથી ઝબકી ઊઠયો જાગી !
પૂર બ્હાર જ્યોત્સ્ના નિરખીને સહજ દીલડું મોહ્યું,
ને કલંક જાણે તલ જેવું ચંદરમા પર જોયું !
ક્યાંથી ત્યાં તો થઇ રહ્યા રે સ્મરણોના ઠમકારા !
શરાબ છલછલ પ્યાલીભર એ સમરકંદ-બુખારા !!

એ શરાબની ભરભર પ્યાલી, કે એ જંગસવારી,
કે કાળા તલવાળી પેલી માશુક તુર્ક શિરાઝી.
પોતા પર આલમ આખી ચકચૂર હશે કરનારાં
ભલે ! પરંતુ મને સાંભરે સોટીના ચમકારા;
ને ચમકારે મહેતાજીએ નકશાનાં પરબારાં
ભેટ દીધેલાં શહેર એ બે સમરકંદ-બુખારા !!

ભણ્યો હતો હું કંઇક 'ગામડાં' યાદ રહ્યાં આ બે કાં ?
સૂતાં, સ્વપ્ને, કે જાગરણે ઘડી ઘડી પજવે કાં ?
ઇસ્પહાન-તેહરાન હતાં શાં ખોટાં ? કેમ ભૂલાયાં ?
કંચનજંઘા-ગૌરીશંકર કેમ હશે વિસરાયાં ?
ને એથી યે સંગીતમય છે કેન્યા-કિલિમાન્ઝારો !
શે તોયે આ બે જ સાંભરે', મૂકે ન કેડો મારો !
જરી ભૂલવા કરું તહીં તો વાગે છે ભણકારા
મગજ બારણે બજે ટકોરા-સમરકંદ-બુખારા !

મધરાતે મધુ નિંદરમાં યે સમરકંદ-બુખારા !
નિશદિન મારે સ્મરણે રણકે સમરકંદ-બુખારા !!

૨, જુલાઈ, '૩૨ ઉમાશંકર જોષી

# ઈતિહાસનું પુનરાવર્તન

## યાદગાર ઉપવાસ

હિંદમાં ૧૯૨૧ માં ધાર્મિક અને બીજાં કારણોને અંગે હિંદુ અને મુસલમાનો વચ્ચે ભયંકર હત્યાકાંડ ચાલી રહ્યો હતો. મહાત્મા ગાંધીજીએ તે અટકાવવાને પોતાથી બનતું બધું કર્યું પણ જનસમૂહે ભયગ્રસ્ત દશામાં તે ચાલુ રાખ્યું. ત્યારે એક રાત્રે પ્રભુએ તેમને લોકોનાં પાપ માટે પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કરવા પ્રેરણા કરી, અને બીજે જ દિવસે તેણે હિંદભરમાં જાહેર કર્યું કે લોકોનાં પાપોના પ્રાયશ્ચિત્ત માટે પોતે ૨૧ દિવસ સુધી કંઈ પણ ખોરાક વિના માત્ર પાણીભર રહીને ઉપવાસ કરશે. તેઓ તાજેતરમાં જ ગંભીર માંદગીમાંથી બેઠા થયા હતા. અને અમને લાગ્યું કે તેઓ કદાચ ઉપવાસ પૂરા કરી શકશે નહિ. પણ તે તો તેમનું સ્વાભાવિક વિરલ હાસ્ય હસ્યા અને મને કહ્યું : "ચાર્લી ! હું તને એક વાતનું વચન આપું છું. જો મને એમ લાગશે કે હું મરણોન્મુખ છું તો હું ઉપવાસ બંધ કરીશ. કારણ હું મરવા માગતો નથી. પણ મને આસ્થા છે કે પ્રભુ મારા ૨૧ દિવસના અનશન ઉપવાસ પાર ઉતારશે" અમે જોતા હતા કે તે પ્રતિદિન નબળા પડતા જતા હતા. આખરે બારમે દિવસે તેઓ એટલા નંખાઈ ગયા કે દાક્તરે કહ્યું, કે તે આજની રાત માંડ કાઢશે. અમે દાક્તરની સાથે તેમની પાસે ગયા. તે દિવસ પ્રાર્થનાનો હતો. અને તેઓ તે દિવસે મૌન સેવે છે. પણ જો કંઈ પૂછવાનું હોય તો પૂછયા બાદ તેઓ પાટીમાં જવાબ લખી આપે છે. અમે દાક્તર સાથે જઈને કહ્યું: "દાક્તર કહે છે કે આજની રાત્રિ પસાર કરવી તમારે માટે અશક્ય છે, તેથી અમે તમને ખોરાક લેવા વિનવીએ છીએ." તેવી નબળી સ્થિતિમાં પણ તેઓ હસ્યા અને પાટીપેન મંગાવી દાક્તરને લખી આપ્યું: "પ્રાર્થનાનો પ્રભાવ તમે વિસરી ગયા છો ?" ત્યારબાદ દાક્તર મને એક બાજુ ખેંચી ગયા અને કહ્યું: "હું કંઈ વધારે કરી શકતો નથી. હવે તમે તેમની સાથે દલીલ કરજો કારણ મૃત્યુ અનિવાર્ય છે." હું મારી માનસિક નિર્બળતાથી તેમની પાસે ગયો અને ફરીથી એક વખત દલીલ કરીને કહ્યું: "આપે મને વચન આપ્યું હતું કે હું મરીશ નહિ. તમે હવે ખોરાક લો." અને જવાબમાં તેમણે મને પાટી ઉપર લખી આપ્યું. "પ્રભુમાં આસ્થા રાખો." તે ઠપકો મને હૃદયમાં સોંસરો ઊતરી ગયો અને તે દિવસે મારી ઢીલી પડતી શ્રદ્ધા પ્રભુમાં ટકાવી રાખવા પ્રયત્ન કર્યો. તે રાત્રિ હજુ મને યાદ આવે છે. બહાર તોફાન ચાલી રહ્યું હતું અને તે આખી રાત હું જાગતો રહ્યો. અને અશ્રદ્ધાથી તેઓ કદાચ મૃત્યુ પામે એમ આશંકા કરતો હતો. પણ જ્યારે પ્રાતઃકાળ થયો અને ચાર વાગ્યે તેમની સવારની પ્રાર્થના માટે તેમના ઓરડામાં ગયો ત્યારે જોયું કે તે રાત્રિ તેમને શાંત નિદ્રા આવી હતી. અને સવારમાં ખુશનુમા લાગતા હતા. અમે તેમની સાથે પ્રાર્થના કરી—ખરી રીતે તેમણે જ પ્રાર્થના પસંદ કરી. કોઈ વખત તો તેઓ

"ઓ સ્નેહજ્યોતિ! દોરો ! દોરો ! દોરો રે મને"

એ પ્રખ્યાત ખ્રિસ્તી પ્રાર્થના પસંદ કરે છે પણ તે સવારે તેમણે પ્રભુમાં શ્રદ્ધા પ્રગટાવતી તે અજાયબ સુંદર ગુજરાતી પ્રાર્થના પસંદ કરી :

"પ્રભુનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જો."

× × ×

અને તે જ પ્રાર્થના તેઓ ઉપવાસ પૂરા કરવાના હતા તે સવારે વહેલા સાથે ગાઇ. ત્યારબાદ ૭ વાગે તેમણે મને કહ્યું: "ચાર્લી! તું મારા માટે કંઇ કર એમ મારી ઇચ્છા છે." મેં કહ્યું: "શું કરું?" તેમણે કહ્યું: "હું મારો ઉપવાસ છોડું તે પહેલાં તું મારું પ્રિય ગીત ગા." અને મેં તે પ્રમાણે કર્યું.

× × ×

બાર વાગ્યે હિંદના બધા નેતાઓ મહાત્માજીને તેમના અલૌકિક આત્મભોગ અને પ્રેમને માટે અભિનંદન આપવા આવ્યા. તે નાનો ઓરડો હિંદુ મુસલમાનથી ભરાઇ ગયો; હું ખ્રિસ્તી પણ હતો અને પારસી પણ હતા. ત્યારે મહાત્માજીએ તેમના પ્રેમળ અનુયાયીઓને બોલાવ્યા અને કહ્યું: "હું મારો ઉપવાસ છોડું તે પહેલાં તમે મને એક વચન આપો. તમે આ હત્યાકાંડ અટકાવવા તમારી જિંદગી પણ અર્પવા તૈયાર છો?" તેઓએ કહ્યું: "હા, અમે તૈયાર છીએ."

ત્યાર પછી તેમણે એક જણને બોલાવી તેની પાસે સુંદર સંસ્કૃત શ્લોક બોલાવ્યો. પછી પોતાના અત્યંત પ્રિય મુસ્લીમ બંધુ પાસે કુરાનની સુંદર પ્રાર્થના બોલાવી. પછી મારા તરફ ફરીને કહ્યું: "હવે મારું પ્રિય પ્રાર્થનાગીત ગા." મેં લથડતે અવાજે અને મહા મુશ્કેલીથી તે પંક્તિઓ ગાઇ.

અને વસ્તુતઃ તે શય્યા પર નબળાઇ અને દુઃખમાં સબડતો એક એવો મનુષ્ય હતો કે જે ક્રાઇસ્ટની માફક 'ક્રોસ' વહન કરતો હતો અને પોતાના દરેક કાર્યથી જીસસનો પ્રેમ દાખવતો હતો.*

**નાનાલાલ કે. પટેલ**

---

## અગત્યની શુદ્ધિ

[ શ્રી. ચંદુલાલ કા. દવેના "ગૃહકાર્ય અને અભ્યાસ" નામના લેખમાં ( ફાલ્ગુન : ૧૯૮૯ ) ગંભીર છાપભૂલ થઇ છે તે સુધારીને વાંચવા વિનતિ છે. ]

**ફાલ્ગુન અંક**

પૃ. ૩૮૮ ઉપરની લીટી ૯ થી શરૂ થતો ફકરો લીટી ૧૫ ઉપરના બુદ્ધિવિકાસ અને સુધી, પૃ. ૩૮૯ ઉપરની લીટી ૫ ના પહેલા શબ્દ 'સંસ્કારી'ના અનુસંધાનમાં વાંચો. આમ—

તાલીમ એ વ્યવહારનો વિષય છે અને બાળક જ્યારે મોટી વયે વ્યવહારમાં પડશે અને જો સંસ્કારી કેળવણી (Cultural education)થી તેનો પૂરતો બુદ્ધિવિકાસ થયો હશે તો

.......................................................

આવશે તોપણ સંસ્કારી કેળવણીને પરિણામે થએલા બુદ્ધિવિકાસ અને સમયાનુકૂળ વૃત્તિ એ પછી સળંગ વાંચવું.

**ચૈત્ર અંક**

| | | | |
|---|---|---|---|
| પૃ. ૫૦૪ | લીટી ૧૦ | વિષે | બિષે |
| ૫૦૫ | લીટી ૧૬ | મારા અને બહેનના | મારી માતા અને બહેનના. |

---

* *Young Rajastan*માં Greatness of the Mahatma નામની C. F. Andrewsની લેખમાળા આવતી તેના એક લેખ ઉપરથી.

# શ્રી. ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈ

## નર્મદ શતાબ્દિ ઉત્સવ પત્રિકા નં. ૩

ગુજરાતી સાહિત્યના અર્વાચીન મન્વન્તરના મનુ કવિ નર્મદની શતાબ્દિ આવતા ઓગસ્ટ માસની તા. ૨૪ મીએ આવે છે. એ શતાબ્દિ ગુજરાતને છાજે એવી રીતે ગુજરાતને ગામેગામ, અને જ્યાં જ્યાં ગુજરાતીઓની વસ્તી હોય ત્યાં ત્યાં ગુજરાતી સાહિત્ય પરિષદને આશ્રયે ઉજવાય એવી વિજ્ઞપ્તિ અત્યાર અગાઉ થઇ ગએલી છે. એ યોજનાને અંગે, ગુજરાત-કાઠિયાવાડમાં શતાબ્દિ ઉત્સવને અંગેનો ઉપક્રમ યોજવા સંબંધમાં જુદાં જુદાં સ્થળો માટે સાહિત્ય પરિષદે નીચેના યોજકોને તે તે સ્થળ માટે નર્મદ જયંતિને લગતી સર્વ વ્યવસ્થા કરવા વિનંતી કરી છે.

| | |
|---|---|
| સુરતઃ | શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે |
| વડોદરાઃ | શ્રી. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા |
| અમદાવાદઃ | શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ |
| રાજકોટઃ | શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા |
| ભાવનગરઃ | પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક |
| કરાંચીઃ | શ્રી. ઇન્દુલાલ ગાંધી |
| રંગુનઃ | શ્રી. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ |

આશા છે કે જે તે સ્થળોના કાર્યકરો ઉપર સૂચવેલા યોજકોની સૂચના અનુસાર ગુજરાતને માટે ઉપસ્થિત થએલા નર્મદ શતાબ્દિના પહેલા જ પ્રસંગને સારી રીતે ઊજવશે.

નર્મદ શતાબ્દિ ઉત્સવને અંગે નાણાંના ફંડનાં જે ઉઘરાણાં થાય તે સંબંધમાં નર્મદ શતાબ્દિ સમિતિઓને નીચેની સૂચનાઓ પર ધ્યાન આપવા વિનંતિ છે. તેનું સર્વાંશે પાલન કરવામાં આવે એવી આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ :

(અ) (૧) રૂા. ૧૦૦) ઉપરનાં જે જે ઉઘરાણાં હોય તે—

(૨) નર્મદ સ્મરણ પત્રિકા—જે નર્મદનું સ્મરણ કાયમ ઘરમાં જાળવી રખાય એવી રીતે, નર્મદના ફોટા સાથે સુંદર ડિઝાઇનરૂપે ખાસ તૈયાર કરવામાં આવેલ છે તે—અને જેનું મૂલ્ય માત્ર એક રૂપીઓ રાખવામાં આવ્યો છે—દ્વારા જે જે નાણાં એકઠાં થાય તે—

(૩) શતાબ્દિ ઉત્સવને અંગે નાટક, સીનેમા આદિની, તેનો ખર્ચ બાદ જતાં જે આવક આવે તે—

બારોબાર પરિષદના ખજાનચી પર મોકલી આપવા વિજ્ઞપ્તિ છે; અને મોકલેલાં નાણાંની રસીદ મંગાવી લેવી. પ્રમુખ કે ઉપપ્રમુખ અને ખજાનચી એ બેની સહીવાળી રસીદ સિવાય બીજી સ્વીકાર્ય નહિ લેખાય. આ નાણાં સ્મારક ભંડોળમાં જશે.

(આ) આ ઉપરાંત સ્થાનિક સમિતિઓ ઉત્સવ ઊજવવા જે જે નાણાં ઉઘરાવે તેનો હિસાબ તે રાખશે; અને ઉત્સવ નિમિત્તે કરેલો ખર્ચ બાદ કરી, બાકીનાં નાણાં પરિષદના ખજાનચીઓને મોકલાવી આપશે. તે સ્મારક ભંડોળમાં જમે થશે.

ઉપરની સૂચનાઓનું યથાર્થ પાલન કરવા સૌ કાર્યકરોને વિનંતી છે.

ગુ. સા. પરિષદ તરફથી

**મંત્રીઓ, મુંબાઇ નર્મદ શતાબ્દિ સમિતિ.**

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૬ જ્યેષ્ઠ : ૧૯૮૯ અંક ૨

# કુમાર સંભવ

## સર્ગ છઠ્ઠો

### ઉમાનું સગપણ

વિશ્વાત્માને સખી સાથે એકાન્તે ગૌરી કહાવતી,
મારું દાન કરે અદ્રિરાજ તેને પ્રમાણજો. ૧
સંદેશો કહેવરાવી તે થૈ નિશ્ચિંત પિયુવિશે,
ટહેકતી કોયલે આંબાડાળ શું મધુસંનિધે. ૨
ભલે એમ કહી કેમે ઉમાને આપીને રજા,
સપ્તર્ષિ તેજમૂર્તિને સ્મરતા સ્મરશાસક. ૩
પ્રભામંડળથી આભ ઉજાળતા તપોધનો,
તુર્ત અરુન્ધતી સાથે પ્રકટ્યા ત્યાં પ્રભુ કને. ૪
નાહેલા, તીરમંદાર પુષ્પવાળા તરંગમાં,
સ્વર્ગગંગાના પ્રવાહોમાં સુગંધી દિગ્ગજો મદે. ૫
વાનપ્રસ્થો, ધરી મુક્તા-જનોઇ હેમવલ્કલો,
રત્નની અક્ષમાલાઓ, કલ્પવૃક્ષ સમા શોભા. ૬
નીચે ચલાવતાં અશ્વો, નમાવીને વળી ધજા,
નમી નિહાળતા જેને સાક્ષાત્ સહસ્રરશ્મિએ. ૭
બાહુવેલે રહી બાઝી ધારેલી ભૂમિ સાથ જે,
મહાવરાહની દાઢે પ્રલય સંકટે રહ્યાં. ૮
બ્રહ્માની પછીની શેષ સૃષ્ટિને સર્જવા થકી,
પુરાવિદો કહે જેને વિધાતાઓ પુરાતન. ૯
પવિત્ર પૂર્વજન્મોનાં પામેલાં પરિપાકને,
તપનાં ફળ માણે છે જ્યાં જેહ તપસ્વિઓ. ૧૦

દૃષ્ટિ ધારી પતિપાદે તેઓની મધ્યમાં રહી,
સાક્ષાત તપસિદ્ધિ શું શોભે દેવી અરુન્ધતી. ૧૧
નાનાં મોટાં તણા ભેદ વિના તેને જુએ શિવઃ
સ્ત્રીપુરુષ ન લેખે કે સંતો ચારિત્ર પૂજતા. ૧૨
પત્ની અર્થે વધ્યો એને જોઈ આદર શંભુનો,
ક્રિયા ધાર્મિકમાં સાચે સત્પત્ની મૂળ હેતુ છે. ૧૩
પાર્વતી પ્રતિ શંભુની ધર્મવૃત્તિ થતાં જ તે,
પૂર્વના દોષથી બ્હીતા કામને મન હાશ થયું. ૧૪

વેદપાઠી મુનિ સર્વ જગના ગુરુ શંભુને,
રોમાંચિત થઈ પ્રીતે માન આપી હવે કહે. ૧૫
સારી રીત ભણ્યા વેદો, વિધિએ વહ્નિ હોમિયું,
તપિયા તપ જે તેનું, આજે પક્વ થયું ફળ- ૧૬
કેમ જે જગઅધ્યક્ષે તેં અમોને લઈ લીધા,
પોતાના મનની માંહી જ્યાં નૈં પ્હોંચે મનોરથો. ૧૭
જેના ચિત્તે વસો આપ સૌથી વધુ કૃતાર્થ તે,
શી વાત જે વસે ચિત્તે તાહરા બ્રહ્મયોનિના. ૧૮
સૂર્યને ચંદ્રથી ઊંચે સ્થાને ખરે અમે રહ્યા,
આજ તો એથીએ ઊંચે આપના સ્મરવા થકી. ૧૯
આપે સંમાન આપ્યાથી પોતાને ધન્ય માનીએઃ
મોટાને આદરે આવે પ્રતીતિ સ્વગુણો વિશે. ૨૦
વિરૂપાક્ષ ! સ્મર્યા આપે તેથી જે અમને સુખ,
હોય ના આપને કહેવું, દેહીના અંતરાત્મ છો. ૨૧
સાક્ષાત દેખતા તો એ ઝટ ના જાણીએ તને,
કૃપા કરો, કથો આત્મા, બુદ્ધિને ગમ્ય ના તમે. ૨૨
જેથી વ્યક્ત સર્જો તે આ, કે પાળો જેથી તેહ આ,
સંહર્તા વિશ્વનો કે આ, તારો આ ભાગ તે કયો ? ૨૩
અથવા આવડી મોટી પ્રાર્થના દેવ છો રહી,
ચિન્તવ્યા આવીને ઊભા આજ્ઞા દ્યો કરવું કશું ? ૨૪

દાંતનાં શ્વેત કિરણોથી શિરચંદ્ર તણી ઝીણી,
પ્રભા વધારતા બોલ્યા પછી ત્યાં પરમેશ્વર. ૨૫
જાણો છો સૌ તમે મારી પ્રવૃત્તિ સ્વાર્થ કોઈ ના,
આઠે મન્મૂર્તિથી એવો જણાયો છું જરૂર હું. ૨૬
મેઘથી માગતા વૃષ્ટિ તૃષાપીડિત ચાતકો,
મુજથી પુત્ર માગે છે તેમ દેવો રિપુપીડયા. ૨૭
તેથી હું વરવા ઇચ્છું પાર્વતી પુત્રકારણે,
અગ્નિ ઉત્પન્ન કરવા અરણી યજમાન શું. ૨૮

મારા માટે કરો માગું તેનું હિમાદ્રિની કને:
સંબંધ સજ્જને કીધાં વિક્રિયા ન કરી શકે. ૨૯
પ્રતિષ્ઠા ઉન્નતિવાળા ભૂમિ કેરા ધુરંધર,
એ સાથ કરી સંબંધ જાણો હું ના ઠગાઉં છું. ૩૦
માગું કરતાં કહેવું શું તે ન કહેવાય આપને:
આપે રચેલ આચાર સાધુઓ ઉપદેશતા. ૩૧
દેવી અરુન્ધતીએ. યે એમાં કાર્ય કર્યું ઘટે,
વિશેષે કાર્ય આવાં તો ગૃહિણીનાં ગણાય છે. ૩૨
તો જાઓ ઓષધિપ્રસ્થ સિદ્ધિ માટે ગિરિપુરે,
મહાકોશી તણા ધોધે આપણે મળીશું ફરી. ૩૩
આદ્યસંયમી તે થાતાં આમ વિવાહ તત્પર,
પત્નીથી લાજવું ત્યાગે બ્રહ્મપુત્રો તપસ્વિઓ. ૩૪
પછી વારુ કહી ત્યાંથી નીકળ્યું મુનિમંડળ,
ભગવાને જઈ પ્હોંચ્યા પૂર્વે કહેલ સ્થાનકે. ૩૫

વ્યોમે તલ્વારશા કાળા ચઢીને તે મહર્ષિઓ,
મન સમાન વેગેથી ઓષધિપ્રસ્થ પ્હોંચિયા. ૩૬
વસુ સંપત્તિ વાળી શું અલકાને ઉઠાવીને,
વધી સ્વર્ગની વરતીને ખસેડી શું વસાવી છે ! ૩૭
ફરતી છે ખાઇ ગંગાની, કિલ્લામાં ઓષધિ ઝગે,
મોટી મણિ શિલાકેરા કિલ્લે ઢાંકી ય સુંદર: ૩૮
ન ડરે સિંહથી હાથી, પાકે જ્યાં અશ્વ ખોમહીં,
વસે કિન્નર ને યક્ષો સ્ત્રીઓ જ્યાં વનદેવતા. ૩૯
ગૃહની નોબતો કેરી સુણાતી દાંડી લાગતી,
રોચે લાગેલ મેઘોની ગર્જના પડઘો ન શું ! ૪૦
કલ્પદ્રુમની ડાળો જ્યાં ઝૂલતાં પટકૂળથી,
અનાયાસ ચઢાવેલી સોહે ઘરપરે ધજા. ૪૧
સ્ફટિકની હવેલીમાં પાનસ્થાને નિશાવિષે,
તારાઓનાં પ્રતિબિંબો હારનું રૂપ પામતાં. ૪૨
રાતે ઓષધિના તેજે જણાતા માર્ગ તેથી જ્યાં:
ઓરંભેલ દિને જાણે તમ ના અભિસારિકા. ૪૩
મૃત્યુ સુધી જુવાની જ્યાં, કામથી ભિન્નના યેમ,
સુરતે થાકતી નિદ્રામાં શુદ્ધિ માત્ર જાય જ્યાં. ૪૪
વાંકી ભ્રૂ, ધ્રૂજતા ઓષ્ઠો તછોડે રૂડી આંગળી,
ને સ્ત્રી કોપ થયા પ્રેમી કૃપા પર્યન્ત પ્રાર્થતા. ૪૫

સંતાનક તરુચ્છાયે જતા વિદ્યાધરો સુએ,
જેના બહારના બાગ સુગંધી ગંધમાદને. ૪૬

હવે, દિવ્ય ઋષિ જોતા પુર તે હિમવાનનું,
સ્વર્ગસ્પૃહાથી કીધેલાં પુણ્યો માને વિડંબના. ૪૭
ઉત્કંઠ પ્રતિહારોના જોતાં વેગે ગિરિધરે
ઊતર્યા તે જટાભાર સ્થિર ચિત્રેલ અગ્નિશા. ૪૮
અગ્રણી જ્યાં ક્રમે વૃદ્ધ એવી નભથી ઊતરી,
મુનિની પંક્તિ એ સોહે પાણીમાં સૂર્યપંક્તિશી. ૪૯
દૂરથી જ ગયો સામો અર્ઘ્ય લૈ પૂજ્યની પ્રતિ,
સત્ત્વશી ડગલાં ભારે ભરી ભૂમિ નમાવતો. ૫૦
ગેરુશું લાલ હોઠાળો, દેવદાર શું મ્હાભુજ,
પ્રકૃતિથી શિલા છાતી, ઊંચો સ્પષ્ટ હિમાલય. ૫૧
વિધિથી કરી સત્કાર પોતે માર્ગ બતાવતો
તે શુદ્ધાચારીઓને તે અંતઃપુરે લઈ જતો. ૫૨
ત્યાં બેસી આસને વેત્રાસને બેઠા મુનીન્દ્રને
કહેતો અંજલિ જોડી વાણી આવી ગિરીન્દ્ર તે. ૫૩

વાદળાં વિણુ શું વૃષ્ટિ, પુષ્પ આવ્યા વનું ફલ,
અણધાર્યું બની આવ્યું માનું દર્શન આપનું. ૫૪
મૂઢ હું શું થયો જ્ઞાની, લોઢું શું હેમ થૈ ગયું,
માનું છું ભૂમિથી સ્વર્ગે ચઢયો આપ કૃપા થકી. ૫૫
આજથી સેવ્ય હું સર્વે લોકોનો શુદ્ધિકારણ,
પૂજ્ય સેવ્ય પધાર્યા જ્યાં કહે છે તીર્થ તેહને. ૫૬
પવિત્ર માનું પોતાને એથી જ હું દ્વિજોત્તમ!
મસ્તકે પડતાં ગંગા, ને પાદોદક આપને. ૫૭
જંગમ સેવનાથી ને સ્થાવર ચરણો અડયે,
બેઉ રૂપ વપુ મારું કૃપાભાગી થયું ગણું. ૫૮
આપકૃપાથી જન્મેલો સંતોષ અંગ વ્યાપતો,
દિગંતે વ્યાપી મારાં આ અંગમાં માઈ ના શકે. ૫૯
તેજસ્વી આપને દેખી ગુફા રૂંધેલું ન કેવલ,
અંતઃસ્થ તિમિરે મારું રજની પારનું ટળે. ૬૦

---

૫૧. આ એક જ શ્લોકમાં હિમાલયના સ્થાવર અને જંગમ બન્ને સ્વરૂપોનું વર્ણન કરેલું છે. તેનો હોઠ ગેરૂ જેવો લાલ હતો, અને પર્વત ગેરૂથી લાલ હતો. તેના હાથ દેવદાર જેવા મહાન હતા. અને પર્વત ને દેવદાર એ જ મહાન ભુજાઓ હતી. તેની છાતી શિલા જેવી વિશાલ હતી અને શિલાઓ એ જ પર્વતની છાતી હતી. બન્ને ઊંચા હતા, અર્થાત્ જંગમ દેવસ્વરૂપ હિમવાન પ્રત્યક્ષ હિમવાન પર્વત જેવા લાગતો હતો.

૬૦ રજની પારનું, રજોગુણની પાર ગયેલું, તેનાથી નીપનું.

ન કાર્ય આપને દેખું, હોય તો ન અશક્ય કૈં,
આપનું આવવું માનું પવિત્ર કરવા મને. ૬૧
તો એ કૈં એક કાર્યે તો ઘટે આજ્ઞા થવી મને,
સ્વામીના કાર્યની આજ્ઞા કિંકરો તો કૃપા ગણે. ૬૨
આ હું, આ પત્ની, આ કન્યા કુલના પ્રાણની સમી,
કહો જેનું આપને કામ, અનાસ્થા બાહ્ય વસ્તુમાં. ૬૩
ગુફાને મુખ ફેલાતા પ્રતિધ્વનિથી અર્થ આ,
બે વાર ન શું ઉચ્ચાર્યો આમ બોલી હિમાલયે. ૬૪

પછી વાત પ્રસંગોમાં અગ્રણી અંગિરા પ્રતિ
સૂચના કરતા અન્યઃ તે કહે ગિરિરાજને. ૬૫
તને ઉચિત આ સર્વ વળી અધિક એથી એ,
મને ને શિખરે તારે સરખી ઉચ્ચતા વસે. ૬૬
વિષ્ણુ સ્થાવરને રૂપે યોગ્ય કહેતા તને વળી,
જંગમ સ્થાવરો કેરો કૂખ આધાર તાહરી. ૬૭
કેમ શેષ ધરે પૃથ્વી પદ્મ કોમલ ફેણથી,
જો રસાતલ પર્યન્ત તું ન આધાર આપતો. ૬૮
અખંડ નિર્મળાં વ્હેતાં, નિધિ મોજે ન રોકિયાં,
તીર્થ તારાં નદી કીર્તિ, કરે પાવન લોકને. ૬૯
પ્રશસ્ય જાહ્નવી જેમ પાદથી પરમેષ્ઠિના,
તેમ ઉદ્‌ભવ પામ્યેથી ફરી તારા ઊંચા શિરે. ૭૦
વચ્ચે ઊંચે અને નીચે મહિમા વ્યાપી વિષ્ણુનો,
ડગો ત્રણ ભરંતાનો, તે સ્વાભાવિક તાહરો. ૭૧
યજ્ઞનો ભાગ લેનારા, દેવો મધ્યે ધરી પદ,
મેરુનું ઊંચું સોનાનું શૃંગ. તેં વ્યર્થ શું કર્યું. ૭૨
તેં સ્થાવર શરીરે સૌ રાખી કઠિનતા ભરી,
ભક્તિથી નમ્ર આ કાયા સાધુ પૂજાનું સાધન. ૭૩
અમારા આવવાનો આ હેતુ તે હિત તારું એ,
શુભને સૂચવવાથી અમારો ભાગ એ મહીં. ૭૪
અણિમાદિ ગુણોવાળો, અન્ય કોનો ન વાચક,
ઈશ્વર એ મહાશબ્દ ધારે બીજની સાથ જે; ૭૫
અન્યોન્ય શક્તિ દેનારાં પૃથ્વી આદિ સ્વરૂપથી,
જેણે આ વિશ્વને ધાર્યું, અશ્વે શું રથ માર્ગમાં; ૭૬
દેહ અભ્યન્તરે રહેતા જેને ખોળે છ યોગીઓ,
સંસારભયથી મુક્ત જ્ઞાની કહે ધામ જેહનું; ૭૭
તે સાક્ષી કર્મના વિશ્વે સાક્ષાત પુત્રી તારીને,
વરદ શંભુ માગે છે અમોથી તેણે મોકલી. ૭૮

અર્થ શું વાણીથી, તેને સુતાથી જોડવી ઘટે,
સારો પતિ મળ્યે ચિન્તા પિતાને પુત્રીની મટે. ૭૯
જેટલાં પ્રાણીઓ વિશ્વે હોયે સ્થાવર જંગમ,
સહુની થાઓ એ માતા, ઈશ તો વિશ્વના પિતા. ૮
શંભુને પ્રણમી, તેની પછીથી ચર્ણું એહના,
ચૂડામણિતણા કિર્ણે દેવો તો રંગતા ભલે. ૮૧
ઉમા વધૂ, તું દાતાર, માગ્યું કરુનાર એ અમે,
વર શંકર, આ પૂરો વિધિ તારા કુલોદયે. ૮૨
ન સ્તવે, સ્તુત્ય સૌના જે વન્દ્ય, વન્દેન અન્યને,
તેને પુત્રી આપીને થા વિશ્વગુરુનો ગુરુ. ૮૩
કહેતા દેવર્ષિ આ ત્યારે પિતા પાસે નીચા મુખે,
પાર્વતી ગણતી બેઠી ક્રીડાપદ્મની પાંખડી. ૮૪
ઇચ્છા પૂરી છતાં શૈલ મેના મુખ ભણી જુએ,
કન્યાના કાર્યમાં થાતી પત્ની નેત્ર ગૃહસ્થનું. ૮૫
મેના સંમતિ દે એ સા પતિના ઇષ્ટ કાર્યમાંઃ
સ્વામીના ગમતામાં ના પ્રતિકૂલ પતિવ્રતા. ૮૬
અહીં ઉત્તર આ યોગ્ય એ બુદ્ધિથી વિચારીને,
કહેણુ પૂરું થતાં સ્હાતો શુભાલંકાર પુત્રી તે. ૮૭
બેટા આવ તું કલ્પાઇ ભિક્ષા વિશ્વેશની થવા,
કરે માગું મુનિ, પામ્યો ફલ હું ગૃહધર્મનું. ૮૮
પુત્રીને કહીને આમ ઋષિને વદતા ગિરિ,
આ નમે આપ સર્વેને ત્રિલોચન તણી વધૂ ! ૮૯
ઉદાર ઇષ્ટસિદ્ધિમાં ગિરિવાક્ય સ્વીકારીને,
અંબાને મુનિઓ દેતા પ્હેલાં ફળેલી આશિષો. ૯૦
પ્રણમતાં સર્યાં જેનાં પ્હેરેલાં હેમકુંડલો,
લજાતી તેહને ધારે નિજ અંકે અરુન્ધતી. ૯૧
મુખે આંસુભરી, પુત્રી પ્રેમે વ્યાકુલ માતનો,
હરે શોક ગુણો વર્ણી એક–પત્ની પતિ તણા. ૯૨
શિવ–સંબંધીએ પૂછી તત્કાલ લગ્નની તિથિ,
"ત્રણુદિન પછી" કહેતા ચાલ્યા વલ્કલધારીઓ. ૯૩
રજા માગી હિમાદ્રિની આવી શંભુ કને ફરી,
થયું કામ જણાવીને આજ્ઞા માગી નભે જતા. ૯૪

અધીર પરણવા ગિરિસુતાને
પશુપતિ એ દિન કષ્ટથી વિતાડે,
અવશ અવર કોણને નડે ના
વશ કરેતા વિભુને ય જે વિકારો. ૯૫

નાગરદાસ અમરજી પંડ્યા

# ચા નસીબ

'હા–હા–હા–હા' ગ્રામોફોનની એક રેકર્ડ હસે છે તેવું બળભાણુ હસ્યા. 'હાહાહા, આ તમારું ઘર ?' અને પહોળી લટકતી બાંયવાળા હાથ પોતે પૂરી લંબાઇએ પહોળા કરવા ગયા તે પહેલાં જ ઓરડાની સામસામી દિવાલો તેમને અડી ગઈ.

'વામન ભગવાને સાડાત્રણ ડગલે વિશ્વ ભરી લીધું હતું. આ તમારું વિશ્વ તો મારાં અઢી ડગ પણ થાય એવું લાગતું નથી. ભરી જોવા દો મને.' કહીને બળભાણુએ મિલનાં ભૂંગળાં જેવા પહોળા પાયજામા પહેરેલા પગનું એક ડગલું લંબાવ્યું.

હું મારું પાતળું શરીર માંડ સમાઈ શકે એવા ઝરૂખામાં લપાઇને બેઠો હતો. બળભાણુના પહોળા થએલા પાયજામાવાળા પગ અરુણ મિલ્સનાં બે ભૂંગળાં માથેથી જોડાઇ ગયાં હોય તેવા દેખાયા. વિષ્ણુના વિશ્વને માપવા માટેના પરિક્રમણ માટે બલિરાજા જવાબદાર હતા. અને છેવટે અર્ધા ડગની જગા ખૂટી તે તેણે પોતાનો દેહ આપીને પણ ભરી આપેલી. બળભાણુના પરિક્રમણની જવાબદારી તેમને પોતાને જ શિર હતી. એટલે તેમના ચરણનો બીજો પ્રપાત માથા ઉપર તો શું પણ જમીન ઉપર ઝીલવાને માટે આ રસોડાવિશ્વનાં અધિષ્ઠાત્રી તૈયાર ન હતાં.

બળભાણુ ઉપાડેલો પગ નીચે મૂકે તે પહેલાં જ થોડાક હાથ ઉપર રસોડામાં રોટલી વણી રહેલાં રાધીમા બોલ્યાં: 'ખબરદાર બાણુજી, આગળ આવ્યા તો તમે જાણો. રસોઈ અભડાવી તો ભૂખ્યા રાખીશ.'

વાત ખરી હતી. બળભાણુનો જમણો પગ ઊમરા પર હતો. ઉપાડેલો ડાબો પગ ઓરડાની વચ્ચે હતો. હવે જો બીજું ડગલું ઊપડે તો તે ચાર આંગળ ઊંચી ચણેલી પાળી-વાળી ચોકડીના રસોડામાં જ પડે એમ હતું. અને ત્યાં જે પવિત્ર ચીજો તૈયાર થતી હતી તે બળભાણુના ચરણસ્પર્શથી વિશેષ પવિત્ર થાય એમ રાધીમા માનવા તૈયાર નહોતાં.

'આ રહ્યા ત્યારે જ્યાંના ત્યાં. પણ જલદી ખવડાવો નહિ તો રસોઇ અભડાવીશ.' કહી હાહાહાહા હસીને, અમારા તરફ તેમનાં ગોળ ગોગલ્સ પાછળની આંખોમાંથી પરાજયમાં પણ વિજયનો આનંદ પ્રદર્શિત કરતાં બળભાણુએ પોતાનો ચરણવિહાર સંકેલી લીધો. તે વિરાટના વામન' જેવા થઇ બારણાથી તે સામેની ભીંત આગળની પેટી સુધી લંબાયેલી ચટાઈના આ તરફના છેડે સંકેલાઇ ગયા. અમે ત્રણ જણે એમની આગળની અને રાધીમાની નજીકની બેઠકોનો કબજો લીધો.

બળભાણુ નવા આવ્યા ત્યારે અમે એમને પહેલી બેઠક રાધીમાની સામે જ આપેલી. પણ તેનો દરેકને વધારે ઓછો કપરો અનુભવ થયો. એકલી રોટલી ખાનાર રામશંકરને બેથી ત્રીજી રોટલી ન મળી શકી. મારે વધારે ભાત ખાઇને સંતોષ માનવો પડ્યો. બળ-ભાણુના ગુણબાહુલ્યે અને સ્વભાવમાર્દવે કરીને અમને ધીરે ધીરે પહેલાંનું સ્થાન મળ્યું અને બળભાણુએ તેમની બેઠક હંમેશને માટે છેવટે જ પસંદ કરી લીધેલી.'

બાપુજી ઊભા બેઠા અને અમારી થાળીઓ પીરસાઇ પીરસાઈને આવવા લાગી. અમારા ભોજનાલયમાં દિવાલને અડીને અમે બેઠા પછી, અમારી થાળીઓ અને સામી દિવાલની વચ્ચે એક માણસ કપડાં સંકેલીને પણ માંડ માંડ ફરી શકે એટલી મોકળાશ હતી. આ લાંબી ઓરડીને સામે ખૂણે અંદર બે ફૂટનો ખાંચો કાઢી ઘરમાલિકે રસોડું કર્યું હતું. રસોડાની પાળી અને અમારી થાળી વચ્ચે પવિત્રતા અને અપવિત્રતાને જેટલું એકબીજા વચ્ચે અંતર છે તેટલું પણ રહી ન શકતું છતાં, રાધીમાનો રસોઇની પવિત્રતાને જાળવવાનો આગ્રહ હજી જરા પણ કમ નહોતો થયો.

રાધીમા પોતે ચાર ધામ અને ગોકુળ વૃન્દાવન અને મથુરા જઇ આવ્યાં છે એ વાત કેટલીક વાર કહેતાં. તે ઘરમાં રોજ અગ્નિહોત્ર કરતાં, શરીરે ભસ્મ ધારણ કરતાં. અમે જમવા આવીએ ત્યારે સવારે સફેદ વસ્ત્રમાં સજ્જ થએલા તેમના ટૂંકા દેહના ભસ્મ લગાવેલા નાના નાના પણ પુષ્ટ હાથ અને ગળાની માળા વગેરે અમને અશ્રદ્ધાળુને પણ એક પ્રકારનો અજાણ્યો આદરભાવ ઉપજાવતાં. છતાં અમારી સર્વબંધુત્વની ભાવના તેમની આ પવિત્રતાની છેડને સહી શકતી ન હતી.

પણ રાધીમાના આ સાત્વિક અનાદરનો બદલો તેમની પુત્રવધૂ વસુમતી વાળી દેતી. તે જૂના સંસ્કારની જ હતી છતાં નવાં વિચારવહેણથી તે અપરિચિત નહોતી. અમારે હાથ વગેરે લંબાવવાની બાબતમાં સવારે રાધીમા રાંધતાં હોય ત્યારે જે કડક શિસ્ત જાળવવી પડતી તેમાંથી અમને વસુમતીના સાંજના અમલ દરમિયાન મુક્તિ મળતી. વળી સવારે જમવાની ઉતાવળ હોય, અને સાંજે નિરાંતે જમવાનું હોવાથી વસુમતી સાથે ખૂબ ટોળટપ્પાં પણ ચાલતાં; એટલે અમને વસુમતીનો સહવાસ વધારે અનુકૂળ અને આહ્લાદક થઈ પડેલો.

બાપુજી નીચે મોઢે જમ્યા કરતા હતા. તેમની ક્ષુધાને સંતોષે એટલા પ્રમાણમાં રોટલી તેમને પહોંચે એવી અમે આશા રાખતા હતા અને પ્રયત્ન પણ કરતા હતા. દૂર બેઠેલા બળબાપુને દર વખતે ઊઠી ઊઠીને રોટલી આપવા જવું મુશ્કેલ હતું એટલે રાધીમા લાંબો હાથ કરી બે ત્રણ રોટલીનો ગોટો વાળી તેમના ભાણામાં ફેંકતાં. માનાપમાન કરતાં આ ઘોલકીમાં વસ્તુ લેવાદેવાની સવડ જ વધારે અગત્યની હતી એટલે અમને એમાં કશું અવિનયી લાગતું નહિ. પણ બળબાપુ નીચે મોઢે વિચારમાં મગ્ન થઇ ખાયા કરતા હોય અને અચાનક રોટલીનું પોટલું ભાણામાં પડે ત્યારે ઝબકી ઊઠતા અને અમે, બધા હસી પડતા. એ હસવાની રગને ઝાલી લઇ તેઓ આગળ લંબાવતા, અને અમે હસીએ તે દરમિયાન તે પૂરતા પ્રમાણમાં રોટલી ખાઈ લેતા.

ગોટો વળેલી રોટલીની એક ચોડ બળબાપુના ભાણામાં પડી અને તે ઝબક્યા.

'શું થયું બળબાપુજી?' રંગીલભાઇએ ભમરો મૂક્યો અને ફીકીફીકી હસ્યા.

'ઇજીપ્તના રણમાં યહૂદીઓને મેના નામનો ખોરાક વરસીને મળ્યો હતો તેવું કંઇક' અમારા અભ્યાસપૂર્ણ અચરતલાલ બોલ્યા.

'ના, ના, આ તો વપ્રદેશમાં જામી ગએલા વહાણવટીઓને ખોરાકની મદદ મળી.' મંડળમાંથી બીજા સભ્ય બોલ્યા

'તમે બધા ભૂલો છો. ઓરિસ્સાના દુકાળિયાને આપવામાં આવેલી રાહત છે આ તો રાહત.' અને આખી રોટલીનો કોળિયો મોંમાં મૂકી બળબાપુ ચૂપ થઈ ગયા.

રોટલી લગભગ ખાઈ રહેવા આવ્યા ત્યાં અમારા ચટાકેદાર રંગીલભાઈને કંઈક યાદ આવ્યું. અને એ એમના મીઠા કાઠિયાવાડી લહેકામાં બોલ્યાઃ 'રાધીમા, કંઈક ખૂટતું લાગે છે.'

'શું ભાઈ? ખૂટવાનું હતું તે ખૂટી ગયું, હવે શું ખૂટવાનું બાકી છે?' રાધીમા હસીને બોલ્યાં; પણ આ તેમનો વિનોદ સાચો છે કે કેમ તેની મને ઘણી વાર શંકા પડતી. તેમની ઘણી ઉક્તિએ બોલાઈ હોય કોઈ પ્રસંગે અને એ કંઈક જુદા અર્થની જ છાયા ઊભી કરતી.

'ના માજી, રોટલી રસોડામાં ખૂટી હશે, પણ પેટમાં તો ગઈ જ છે.' બળબાપુ બોલ્યા.

'ના, ના, મારું કહેવું રોટલી ખૂટવાને માટે નથી.' રંગીલભાઈને પોતાનો ઉદ્દેશ્ય માર્યો જતો લાગ્યો. 'હું કહું છું કે રોટલી, દાળ, શાક કરતાં કંઈક વધુ જોઈએ. પણ શું ખૂટે છે તે વસુબહેન જાણે છે. ક્યાં છે વસુબહેન?'

ઘરમાંની બધી ચટાકેદાર ચીજોનો ચાર્જ વસુબહેનના હાથમાં હતો.

'હા હા, સમજી. વસુ, અથાણું આપ આમને.' અને અમારા તરફ ફરીને રાધીમા બોલ્યાં, 'ભાઈ, કાલે ઘર બદલ્યું તે ધમાલમાં બધું આડુંઅવળું થઈ ગયું છે. વસુ, તને યાદ છે ને અથાણાની બરણી ક્યાં મૂકી દીધી છે?'

'એ રહેજો, ખોળી આપું છું. મારો અધ્યાય જરા પૂરો કરી લઉં.' અમે બેઠેલા તે લાંબી ઓરડીને કાટખૂણે આવેલી જરાક લાંબી પહોળી અંધારાવાળી ઓરડીમાંથી વસુમતીનો અવાજ થોડી વારે આવ્યો. હાથમાં અથાણાની નાની બરણી લઈ તે ઓરડીના ખૂણા આગળના બારણા આગળ આવીને ઊભી. તેણે ઝીણા સ્વરે 'તું તો રામ સુમર જગ લડવા દે' ગાતાં ગાતાં અમારા માથા ઉપરથી થાળીમાં અથાણું નાખવા માંડયું. અમે ચીનની દિવાલ પેઠે એવા સજ્જડ બેઠા હતા કે એ દારૂગોળા વગરની વસુમતીને અમને ઓળંગી સામે આવી અથાણું આપવું અશક્ય જેવું હતું.

'બાપુજી, તમારે તો નહિ જોઈએ ને? રશિયામાં બધાને ક્યાં અથાણાં મળે છે? અને લોકોને રોટલા ન મળે ત્યાં અથાણું કેમ ખવાય?' વસુમતીએ એમની બળબાપુ સાથેની ચર્ચાની કોક જૂની થપ્પી ઉકેલી, અને એ બહાને જો એટલે દૂર અથાણું આપવા ન જવું પડે તો સારું એ ઇચ્છા હતી. એની પાછળ બીજું પણ કારણ હતું તેની ખબર થોડી વાર પછી જ પડવાની હતી.

'નહિ, નહિ, મારે જોઈએ જ.' બળબાપુ સજ્જડ વિરોધ બતાવતાં બોલ્યા, 'રશિયામાં નહિ મળતું હોય તો તે બેકારુ લોકોને, મજૂરોને તો બધું મળે છે અને અહીં હજી અથાણું ખાવાની મનાઈ ગાંધીવાદ કરતો નથી. એટલે મને અથાણું મળવું જ જોઈએ.'

'બાપુજી, તમારું નસીબ બાદલું લાગે છે. "ન માગે દોડતું આવે, રહે તે દૂર માગે તો." એ નિયમ પ્રમાણે તમે માગ્યું એટલે હવે તમને ન મળવું જોઈએ, પણ લો આ

જરાક આપીશ, ' કહી એક પાતળી ચીર તેણે બળબાબુને તેમના લંબાવેલા હાથમાં મૂકી. બળબાબુએ તેને થાળીમાં મૂકવાની તસ્દી લીધા વિના મોંમાં જ મૂકી દીધી.

' કેમ વસુ ? આપને ભાઇને વધારે, ' રાધીમાએ કહ્યું,

' ક્યાંથી આપું ? હવે ખૂટી ગયું છે બધું. ' કહી અથાણાંની ખાલી બરણી બતાવીને તે પાછી અંદર ચાલી ગઇ.

' લો રંગીલભાઈ, જે, ખૂટતી વસ્તુ પૂરવા તમે માગતા હતા તે પણ ખૂટી ગઇ. કહું છું તે ખરી વાત કે ખૂટવાનું હતું તે ખૂટી જ ગયું છે બધું ? ' રાધીમા ફરીથી હસતાં હસતાં બોલ્યાં.

ત્યાં બળબાબુએ અચાનક વાઘે ઝાલ્યા હોય તેમ બૂમ પાડી.:

' મરી ગયો રે રાધીમા. '

' શું થયું ભાઇલા ? ' રાધીમા ઝબકીને બોલ્યાં અને તેમનું મોઢું એકદમ પડી ગયું.

અમે બધા ક્ષણેક અવાક્ થઈ બળબાબુ સામે તાકી રહ્યા. અને પછી મારા પોતાનાથી જ હસવાની શરૂઆત થઇ.

બળબાબુ ખરેખર મરવાની તૈયારીમાં હોય એમ જ દેખાયા. તે પહેરણનાં બટન એકદમ ખોલવા લાગ્યા હતા. કપાળેથી અને આખા મોઢા પરથી પરસેવો દોડચો જતો હતો. તેમના ગોળ ગાલ રાતા ચટક થઈ ગયા હતા. અને મોઢામાંથી સીઇ સીઇ એવો અવાજ નીકળ્યા કરતો હતો. ' શું થયું પણ, બળબાબુ ? '

' અરે શું મારા ભાઇ ! આખું ને આખું મરચું ખાઈ ગયો. ' અને અમારા હસવાનો વેગ વધી પડચો. બળબાબુએ મરચું ખાઇ જવાની ચીડ બીજી રીતે કાઢવા માંડી.

' આ કેટલા બધા સંકડાઇને આપણે બેઠા છીએ ? અલ્યા, કંઈક જગા તો કરો, અને રાધીમા, તમે તે કેવું ઘર આ લીધું છે. હું તો દિને દિને જાડો થાઉં છું તે કેમ કરીને અહીં માઇ શકાશે ? '

' ભાઇ સાંકડેમાંકડે સમાસ કરાવાનો. ઘરવાળા ભાડાં વધારે ત્યારે ગરીબ માણસોએ સોંઘા ભાડાનાં ઘર ખોળવાં જ પડે તો ! અને આટલા સરખાના ય સાત આપવાના કર્યા છે. હશે. અરે પણ ભૂલી, લો આ કાંકરી ગોળ મોઢામાં નાખો, એટલે શાંતિ થશે. ' અને રાધીમાએ ગોળ આપ્યો.

બળબાબુએ સીતકાર કરતાં કરતાં ગોળ ખાધો, અને પાછા બોલ્યાઃ

' ગમે તેમ પણ આ દીવાસળીની પેટી જેવા ઘરમાં કેમ રહેવાય ? '

' ચાલો ચાલો; હવે ભાત કાઢો ' રંગીલભાઈ ઉતાવળ કરવા લાગ્યા.

' હા, હા, ભાત કાઢો. પણ આવા ઘરમાં કેમ રહેવાય ? ' બળબાબુ ફરીથી પાછું એનું એ વાક્ય બોલ્યા અને એમના હાથ ભાત ને દાળ ભેગા કરતા હતા ત્યારે એમની આંખો ગોગલ્સ હેઠળ ચકળવકળ થતી આખા ઘરનું માપ કાઢતી હતી.

ઘર દીવાસળીના ખોખા જેવું જ સાંકડું હતું. દસ પંદર ફૂટ લાંબી બે ઓરડીઓ એક બીજીને કાટખૂણે જોડાએલી હતી. બે ચાર માળના વીસપચીસ ઓરડીઓવાળા જૂના મકાનના પહેલા મજલે આ બે જોડાએલી ઓરડીઓ હતી. સાંકડા દાદરને ચડીને જતાં

પહેલી ઓરડીમાં રસોડું અને બીજીમાં આ બેયની ઘરવખરી હતી. આ ઓરડીની બારી-માંથી બીજી ઓરડીની અંદરની ચીજો જોઈ શકાતી હતી. એક નાનો પાણીનો બુંબો, પીતળનું બેડું, એક પર એક ગોઠવેલી બે ત્રણ રંગ ઊડી ગએલી ટ્રંકો, સીવવાનો સંચો, નાનકડું પેટીવાળું ઢાળિયું વગેરે જ્યાં જગ્યા દેખાઇ ત્યાં સમાઈ ગયાં હોય તેમ દેખાતાં હતાં.

બળભાણુ આ ચીજોનું રમૂજી વર્ણન ખાતાં ખાતાં આપ્યે જતા હતા. અને વળી બોલતા હતા કે 'આવા ઘરમાં તે કેમ રહેવાય?'

'લો લો, ખાઈ લો જલદી બળભાણુજી, મોડું થશે!' રંગીલભાઇએ પરવારીને કહ્યું.

'અરે થાય છે મારા ભાઇ, પણ આ ઘરમાં કોઈથી પણ રહી જ કેમ શકાય?' બળભાણુ બોલ્યા.

'ન રહી શકાય તો તમે એક મોટો બંગલો બનાવી આપો ને.' રંગીલભાઇ પોતે શું બોલે છે એનો અર્થ સમજ્યા વગર બોલ્યા.

'હા હા હા હા, હું બંગલો બંધાવી દઉં દોસ્ત? હા હા હા હા, બંધાવી દઉં ત્યારે?' બળભાણુ મશ્કરી કરતા હતા કે ગુસ્સે થવા જતા હતા તે તેમની ફરકતી આંખના રંગ ઉપરથી કળાવું મુશ્કેલ હતું.

'ભાઇ જોજો, નકામા બાધી પડતા,' રાધીમા વચ્ચે પડ્યાં 'તમારે નકામી શી જીદ્દ કરવી? અમારે પડી રહેવું તેમાં તમારે શી ફિકર કરવી? દુનિયામાંથી ખૂટવા જેવું હતું તે બધું જ ખૂટી ગયું. હવે તેની પાછળ શી ફિકર! હતું ત્યારે બધુંય હતું.' ડોસી કોણ જાણે શું બોલવા લાગ્યાં. અમે છેવટના કોળિયા ભરતા હતા.

બધા અચાનક બોલતા બંધ થઈ ગયા. દાળના સબડકા તથા મોઢાના સભ્ય નહિ એવા બચકારા ઘડીભર સંભળાયા કર્યા. પાછળની ઓરડીમાં શુદ્ધ ઉચ્ચારે પાઠ કરતી વસુમતીનો અવાજ આવ્યો:

દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।
વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે ॥

અને સ્થિતપ્રજ્ઞની એ દશા કેળવવા જાણે આખું વિશ્વ મંડી પડ્યું હોય તેમ બધે શાંતિ વ્યાપી ગઇ હતી.

ત્યાં ખખડભભડ કરતું સામેના તાજા રોગાન લગાવેલા ઊંચા મકાનનાં ગ્રામોફોન શરૂ થયું:

... ...મોજ મુંબઇની
ઊંચી ઊંચી મેડીઓ ને મોટા મોટા બાગ જ્યાં,
જોબનવંતી રમણીઓની લહેકાભરી ચાલ જ્યાં.'

વસુમતીનો પાઠ તેમાં ડૂબી ગયો. રાધીમાએ શાકની કઢાઇ ઉપર ખખડાટ કરી ઢાંકણું ઢાંક્યું. બળભાણુએ ખાંસી ખાધી.

'મુવો ઘડીવાર છાલ નથી છોડતો. બાપની બે લાખની મિલ્કત ઉડાડી દીધી આવું ને આવું કરીને.' નીચે નળ ઉપર વાસણ ધોતાં કોક બોલ્યું.

'ના, ના, વાજાની પીન ખરીદવા જેટલી તો કને રાખી હશે.' રંગીલભાઇએ અદશ્ય વક્તાને જવાબ આપ્યો.

'ધૂળ રાખે, ભાઇ. વાપર્યાં તો સમદર પણ ખૂટે. ભલા ભલા ડૂબી ગયા તો એનાં શાં ગજાં ? ચાર દહાડાની ચાંદરણી. હોય ત્યારે ઘણુંય હોય છે. ખૂટવા બેસે ત્યારે બધુંય ખૂટી જાય છે.' રાધીમા કોઈ ઊંડી ઉદાસીનતાથી બોલતાં લાગ્યાં.

'ના, ના, આ વેળા અથાણું વધારે નાખજો. અને અમે થોડું થોડું ખાઇશું, એટલે ખૂટશે નહિ.' બળભાણુ ઊભા થતાં થતાં બોલ્યા અને અમે સૌ એમની પૂંઠે ઊઠ્યા. સાંકડા દાદરામાં થઇને બળભાણુની આગેવાની નીચે ઊતરવાનો કાર્યક્રમ ધીમે ધીમે અમલમાં આવવા લાગ્યો.

છેલ્લા ઊતરવાનું મારે નસીબ હતું. બધાની જેટલી જ ગતિથી ચાલતો હોવા છતાં ગાર્ડનો ડબ્બો જાણે ખૂબ ધીરો ચાલતો લાગે તેમ મને મારી ગતિ લાગી. થાળીઓ ભેગી કરતાં કરતાં સ્વગત બોલતાં હોય તેમ રાધીમા કંઇક બોલતાં હતાં:

'ભાઈ, ખૂટવાનું હતું તે તો ખૂટી ગયું. હવે શું ખૂટવાનું બાકી છે ?' બળભાણુએ કૂતરાને મારેલી લાતના પરિણામે ઊઠેલા અમારા હર્ષના અવાજમાં રાધીમાના આ શબ્દો ડૂબ્યા અને હું છેલ્લો રહ્યો હતો છતાં રાધીમાએ ડૂસકું ખાધું કે કેમ તે નક્કી ન કરી શક્યો.

અમદાવાદની એ પોળમાં પોતપોતાનાં આંગણાંમાં પણ અમારા રસ્તામાં ઘરવાળી બાઈઓએ કરેલા એંઠાં વાસણના અને પાણીના વિસ્તારમાંથી સંભાળપૂર્વક માર્ગ કરતા અમે સરિયામ રસ્તા ઉપર આવ્યા. 'ઠીક ત્યારે, સાહેબજી,' કહીને ચાલવા માંડેલી મોટરબસનો સળિયો પકડી ચડી જતા બળભાણુને ઘડીભર જોઈ રહી હું બધા સાથે ચાલવા લાગ્યો.

અમારા બધાનો કંઇક વિચિત્ર શંભુમેળો થઇ ગએલો. અમારા જન્મકાળે તો અમે કદી કલ્પી શકેલા જ નહિ, પરંતુ જો જોષીને પૂછ્યું હોત તો પણ તે ન જણાવી શક્યો હોત કે અમારે જિંદગીમાં આવાં આવાં માણસો સાથે મેળ થશે. અને હમણાં એવું જ થએલું કે જે મેળ થતો તે જેવો તેવો નહિ. કોક માણસ આવે અને બે કલાકમાં તે નિકટમાં નિકટનો થઇ જાય.

એક છાપખાનામાં કામ કરતા અમે રંગીલભાઇ, અચરતલાલ અને હું આમ મિત્રો થએલા. તેમાં બળભાણુ વિચિત્ર રીતે આવી પડેલા. બળભાણુ નામ માતાને નિમિત્તે રંધાતા બળભાકર જેવું લાગે છે. પણ એમનું મૂળ નામ તો બળદેવભાઇ પટેલ આ નવો નામકરણસંસ્કાર વસુમતીએ તેમનાં બંગાળીના જેવાં શારીરિક અને બૌદ્ધિક લક્ષણો જોઇને કરેલો.

સામાન ઉપડાવેલો તેટલો જ બીજો સામાન પોતે ઉપાડીને આવ્યા અને રહી પડયા. એક જ દિવસમાં તે અમારી મંડળીમાંના એક થઇ ગયા.

એક દિવસે અમે બધા એક મહત્ત્વના પ્રશ્ન ઉપર એક થઇ ગયા. રાત્રે પતેરાં ઉપર અમારી પડેલી પથારીઓમાં જામેલી અમારી બેઠકમાં દરેકનો નિશ્ચિત અભિપ્રાય ઉચ્ચારાયો કે વીશીનો ખોરાક આપણને કોઇને પણ સદતો નથી. અને બીજી કોઇ વ્યવસ્થા થઇ શકે તો ઠીક. રંગીલભાઇએ કંઇક કરવાનું બીડું ઝડપ્યું.

અમારો તે દિવસ મોક્ષપ્રાપ્તિ કરતાં પણ વિશેષ આનંદનો હતો જયારે રંગીલભાઇએ અમને ખબર આપી કે વ્યવસ્થા થઇ છે.

'ચાર્જ કેટલો?'

'સરખો.'

'ખોરાક કેવો?'

'આબાદ.'

'ખવાડનાર કેવાં?

'ઉમદા.'

'બેસ બેસ હવે, આબાદ ને ઉમદા કરતો.' બળબાબુએ રંગીલભાઇને તતડાવ્યા. 'પેટ ભરવા બીજાને જમાડનારને કે દી ઉમદા જોયાં છે? નીવડયે વખાણ કરશું. અત્યારે તો વીશીમાંથી તેં છોડવ્યા એ જ ઘણું માનીશું.'

જે ભાવિ ભોજનાલયનું સ્વરૂપ રંગીલભાઇ જોઇ આવેલા તેના ભીતરને જોવાને અસમર્થ એવા અમે રંગીલભાઇનો ઉત્સાહ સેવ્યા વગર તેમની સાથે એક સવારે એક પોળના મકાનમાં બીજે મજલે ગયા. અને અમારી શંકા, આશંકા અને કુશંકા બધી ટળી ગઈ.

એક સુઘડ, સ્વચ્છ, અજવાળાવાળા ઓરડામાં અમે ઊભા હતા. વીશીનો અને આ ઘરનો તફાવત અમારા મનમાં તરી રહ્યો. અમારામાંના કેટલાકના વતનમાં પણ આવી સુઘડતા અને સ્વચ્છતા નહોતી મળી શકતી. ઘરના રાચરચીલાની ગોઠવણી આંખને ઠારે એવી રીતે મએલી હતી. રસોડાની અંદર દરેક ચીજ રાંધનાર બેઠે બેઠે લઇ શકે એમ જમીન ઉપર તેમ જ ભીંત ઉપર ગોઠવેલી હતી.

અમને પાંચ જણને એ ઘરનાં ત્રણ જણે એકસામટાં 'આવો' કહીને આવકાર આપ્યો. અમે બધા ત્યાં લાંબા બિછાવેલા આસન ઉપર વધારે વિવેકની વાટ ન જોતાં બેસી પડયા.

'કાલિદાસંકર, જોયા ના કરશો. પાણીના લોટા ભરો.' રસોડામાં રાંધી રહેલી વૃદ્ધ બાઇએ કહ્યું. 'અને વસુ, તું થાળીઓ ઉતાર અને કપડાથી લૂછી કાઢ. હું પીરસી દઉં.'

રાંધવાની ચીજો, પાણિયારા પરનાં વાસણ, વગેરે ખૂબ સ્વચ્છ હતું. કોલસા પણ કોઠમાં વ્યવસ્થિત બેસીને અહીં ચોખ્ખા થયા હોય તેમ લાગતા હતા.

અમારાં ભાણાં પીરસાવા લાગ્યાં. દાળ, શાક, કચુંબર, પાપડ, અથાણું વગેરે પીરસાયું એ તો બળદેવભાઇએ શાંત દૃષ્ટિએ જોયા કર્યું. પણ જ્યાં કંઇક ધડવખોર્ં સામે ચીજ થાળીમાં પીરસાવા માંડી ત્યારે પ્રથમ પરિચયે જાળવવી જોઇતી તટસ્થ સંયમી અપરિચિતતાનો ભંગ કરી તે બોલી ઊઠયા:

'ઓહોહો, શીરો, ફાવ્યા.' અને અમને પણ જરાક અવાજ કરીને હસી પડવું અનુચિત ન લાગ્યું.

'ના ભાઇ, કંસાર છે આ.' હોઠમાં આછું હસવાનો પ્રયત્ન કરતી અમને પીરસતી વસુમતી બોલી અને અમારા આગળ થાળીઓ તેણે મૂકવા માંડી.

'બળદેવભાઇ, ચૂલી કે કંસાર એ તો જાણે ન ઓળખાય, પણ લસલસતા શીરાનો ઘીભરેલો ચળકાટ કંઇ ન ઓળખાય?' રંગીલભાઇએ બળદેવભાઇના પાકશાસ્ત્રના જ્ઞાનનો તાગ કાઢી આપ્યો એટલે અમારા હસવાનો વેગ વધ્યો.

બળદેવભાઈ આવી રીતે પોતાને ભોગે પણ બીજાને હસવા દેવા ટેવાયેલા હતા અને ઉદાર હતા એટલે એમણે પોતાના પરાજયનો કશો વિરોધ ન કર્યો અને કંસારમાં જે ઘી રેડાયું તેને કંસાર સાથે ભેળવવામાં જ પોતાની શક્તિનું સાફલ્ય માન્યું.

ભોજનરસમાં મગ્ન થએલા અમે વાર્તારસનો ત્યાગ કર્યો. મૂંગા મૂંગા અમે જમવા લાગ્યા.

'રાધીમા, હું મારો અધૂરો પાઠ કરી લઉં ત્યારે?' કહીને અમને પીરસતી વસુમતી ઊભી થઇ. હું ઊંચું માથું કરી તેની ઊંચી પાતળી દેહને જોઈ રહ્યો.

'આજે તું જાણતી હતી કે આ ભાઇઓ આવવાના છે એટલે વહેલું પતાવી લેવું જોઈતું હતું. હવે આમના જમી લીધા પછી જ કરજે.' સંબોધાયેલાં વૃદ્ધ રાધીમા બોલ્યાં. અને તેમના બેઠી દડીના શરીરના સફેદ વસ્ત્રમાંથી દેખાતા ટૂંકા પણ પુષ્ટ હાથ રોટલી વણી રહ્યા.

'આ બેઠી ત્યારે' કહી વસુમતી પાછી બેસી ગઈ. અમે જમતા હતા. જે ચીજે ખૂટતી હતી તે તે વિશેષ આગ્રહ કર્યા વિના મૂકતી જતી હતી. તેના મોઢામાંથી ધીરે ધીરે આછે સ્વરે મીરાં અને નરસિંહ, કબીર અને ચૈતન્યનાં પદોની લીટીઓ તૂટક તૂટક સરવા લાગી.

મેં મન સાથે જ કહ્યું, 'આવા ભોજનની તો આશા રાખી શકાય, પણ આવાં ભજનની આશા તો મેં નહોતી જ રાખી.' અને હું ભોજન અને ભજન બેયના રસને માણી રહ્યો. અને એ બંને રસનું પાન કરાવનારને નીરખી રહ્યો.

વસુમતી વિધવા હતી. રાધીમા પણ વિધવા હતાં. રાધીમા વૃદ્ધ હતાં છતાં એમનું શરીર સચવાઇ રહેલું લાગ્યું. એમણે રૂપિયાનું આઠ શેરનું ઘી ખાધું હશે. એમના પુષ્ટ શરીરના સુપુષ્ટ મોઢામાંથી માત્ર પડી ગએલા દાંતનો જ ખાડો હતો. તેમની ગોળ દૃઢ ચિબુક એમણે જીવનમાં કંઇ નિશ્ચયાત્મક પગલાં લીધાં હશે તેમ બતાવતું હતું. છતાં મોડી મોડી પણ વૃદ્ધાવસ્થા 'આવું કે?' કહી વિનવીને આવતી હોય તેમ એ પુષ્ટ દેહ ઢીલો થતો જતો લાગતો હતો.

ઊંચી પાતળી વસુમતી રમણીય હતી, પણ ફિક્કી હતી. હાલના જમાનાના લોકો, તેમાં યે ખાધે પીધે સુખી મધ્યમ વર્ગના લોકો પણ પુષ્કળ ખાવાનું છતાં લોહી ઝાલી શકતા નથી તેમ એણે શરીર કોઇ દિવસ ભાંગ્યું હોય એમ નહોતું લાગતું છતાં તે દૂબળી દેખાતી હતી. તેના ગાલની ચામડી પાતળી દેખાતી. તેના હોઠ પાતળા હતા કે દાંત વધારે મોટા હતા તે કળાવું જરા મુશ્કેલ હતું. તે હસતી ત્યારે દાંતની મોટાઇ જરાક ધ્યાન ખેંચતી. કાણી સુધી પહેરેલી ચોળી તેની ભુજાઓની અપુષ્ટતા બતાવતી હતી. તેનો સફેદ વસ્ત્રમાં

ઢંકાયેલો દેહ સુંદર સપ્રમાણ આલેખેલું રેખાઓનું ચિત્ર જરાક લાંબું થઈ ગયું હોય એવો દેખાતો.

કાલિશંકર પાણીના લોટા ભરી ખૂણામાં બેસી ગયેલા. તે પ્રશ્નાર્થ ચિહ્નના બીબાને ટપણીને ચપટું કરી દીધું હોય તેમ બેઠા બેઠા લાગતા. તેમના મોઢા ઉપર ઊગેલી પંદરેક દિવસની દાઢી, બંધ ઓઠને પણ વળોટીને બહાર રહેતી વચ્ચેના બે દાંત વગરની દંતમાળા, અને તેને ઢાંકતી આછી પાતળી પણ લાંબી મૂછો અને ઉઘાડી છતાં કંઈ જોતી ન હોય એવી આંખો એમનો ચહેરો માણસનો નહિ પણ પૂતળાનો છે એવો ભાસ કરાવતી. તે પલાંઠી વાળી હાથની આંગળીએ જનોઈની કૂંચી રમાડતા હતા. ઢીંચણ સુધીની એમની પોતડી એમના પગ પરના મોટા વાળ બતાવતી હતી.

રાધીમા અને વસુમતી સાસુવહુ હતાં. કાલિશંકર રાધીમાના ભાઈ હતા.

સભ્ય, મીઠું અને શાંતિની સુવાસભર્યું ભોજન મને કેટલે ય વરસે મળ્યું. અમે બધા ઊઠ્યા, અને શાંતિ પામ્યા.

બળદેવભાઈ ચૂપ જ હતા. બધા ચૂપચાપ અમે સરિયામ રસ્તા ઉપર આવ્યા.

'કેમ બળદેવભાઈ, સંતોષ થયો ને?' રંગીલભાઈએ મૌન તોડ્યું.

અતિ સંતુષ્ટ થયા હોય કે રુષ્ટ થયા હોય, બળદેવભાઈ ચૂપ જ રહ્યા.

· ·

અમે જમી કરીને એક સાંજે છાપખાનાના પતરાંવાળા છાપરા પર અસ્તવ્યસ્ત પથારીઓમાં રાતના નવેકના શુમારે બેઠા હતા. પડખેથી જતા સરિયામ રસ્તા પરના અવાજો ચળાઈને મીઠા મીઠા આવતા હતા. કોક ગ્રામોફોનનો અવાજ કદીક બધાથી જુદો પડી ધ્યાન ખેંચતો. રસ્તા પરની બત્તીઓનો પ્રકાશ અમારા છાપરાને આછો ઉજાશ આપી રહ્યો હતો. એ વખતે ત્યાં એક જબરજસ્ત ધડાકો થયો.

હું મારા મનમાં સમસમી રહ્યો. બળદેવભાઈ ધડાકા પહેલાં ચત્તા પડી આકાશ જોઈ રહ્યા હતા તે ઊંધા પડીને ઓશીકામાં માથું ઘાલી દેતા લાગ્યા, અને અમારા અન્ય મિત્રો જાગતા હતા કે ઊંઘતા તે અંધારામાં સમજાવું મુશ્કેલ લાગ્યું.

એ ધડાકો રંગીલભાઈએ કર્યો હતો. રાધીમાને ઘેર અમને જમવા ગયે પંદરેક દિવસ થઈ ગયા હતા. એમનો વાતોડિયો તેમ જ સારા અર્થમાં ઘુસણિયો સ્વભાવ અમને દરેક વખતે ઠીક ન પડતો. તે કેટલી ય વાર અમારાથી વહેલા રાધીમાને ઘેર અડી જતા, અને જમીને અમારા નીકળી ગયા પછી પણ ગપ્પાં હાંકવા બેસી રહેતા. આ પંદર દિવસ સુધી એમણે છૂપોછૂપો અજબ મસાલો ભેગો કર્યો, અને તેનો આ સાંજે અમારી આગળ ધડાકો કર્યો.

એ રાધીમા, વસુમતી અને કાલિશંકરના જીવનની કથા હતી. એમની સ્વભાવગત શૈલીમાં એમણે અમને એ કહી, અને અમે સાંભળી. 'હાં બલદેવભાઈ, હાં રાવજીભાઈ, તમે શું જાણો મારા ભાઈ? આવું કદી સાંભળ્યું છે મારા ભાઈ?' એમ ભિન્ન ભિન્ન લહેકામાં ઉચ્ચારેલા શબ્દસમુદાયો સાથે તેમણે જે વાર્તા કહી તેનો સાર આ હતો:

જે વસુમતી અમારે માટે કપડાથી થાળી લૂછી અમને પીરસતી હતી તે એક વેળા બૂટમોર્જામાં ફરનાર અને મોટર સિવાય ઘરની બહાર ડગલું ન દેનાર બાઈ હતી. જે રાધીમા સગડી ઉપર રોટલી ચોપડતાં હતાં તે એક વાર કેટલાય નોકરોને આજ્ઞા કરતાં હતાં. જે કાલિશંકર બાવા જેવા હંમેશાં બેસી રહેતા તે એક કાળે મુંબઈની એક મોટી હાઈસ્કૂલમાં સંસ્કૃત શીખવનાર હતા.

બળતા દવમાં બાકી રહેલી લીલી ચોકડીમાં સમાઇને બે ત્રણ પશુઓ એકબીજાને વળગીને જીવવા ઇચ્છે તે રીતે રહેતાં આ બે વિધવાઓ અને એક વિધુર એક કાળે વિશાળ કુટુંબવાળાં અને અઢળક સંપત્તિનાં માલિક હતાં. રાધીમાને ઘેર પાંચ દીકરાઓનો વિશાળ વિસ્તારભર્યો મેળો હતો અને બે મિલો હતી. વસુમતી તેના પાટવી પુત્રની લાડિલી પુત્ર-વધૂ હતી. રાધીમા, વસુમતી અને તેના પુત્રોનાં ચરણોમાં સંપત્તિ અને સંપત્તિથી મળી શકતાં માણસો આળોટતાં.

અને એક દહાડો ચક્ર ફર્યું, ભાગ્યનું કહો કે જીવનનું. રાધીમાના બધા પુત્રો પ્લેગની અંદર થોડી જ મુદતમાં એક પછી એક ચાલ્યા ગયા. વસુમતી સિવાયની જે પરણેલા હતા તે પુત્રોની વહુઓ પોતાને પિયર પહોંચી ગઈ, રાધીમાની પુત્રહીન દશામાં એક માત્ર વસુમતી જ તેને વળગી રહી. તેનો પિતા સારો પગારદાર હતો, તેની પાંચ બહેનોના પતિઓ, સ્નેહાળ અને કમાતા હતા છતાં તેણે વૃદ્ધ ડોસીની સાથે જ રહેવાનું પસંદ કર્યું.

મોભ જેવા દીકરાઓ જવાથી વેપાર પડી ભાંગ્યો. લાગતાવળગતાઓએ બધું ફોલી ખાધું. નફો તો ઠીક પણ ઊલટું દેવું નામે નીકળ્યું. મકાનો વગેરે વેચીને એ બધું પતાવ્યું. અને એક દિવસે પોતાનાં કપડાંની બબ્બે પેટીઓ, રાંધવાનાં વાસણનો કોથળો અને બેચાર ગોદડીઓ લઇને કોક ભાડાના ઘરમાં ગઈ હશે.

બે દુખિયાંને એક ત્રીજું મળ્યું. રાધીમાના ભાઈ કાલિશંકર ગાંડા થઈ ગયાના સમાચાર આવ્યા. રાધીમા જાતે મુંબઈ જઇને તેમને તેડી લાવ્યાં. તે સાવ ઊખડી ગયા હતા. વાર્તા સાંભળેલી તે પ્રમાણે એમના સ્ત્રીએ કામણ કરી તેમને ગાંડા બનાવી પોતે કોકને જતી રહી. કાલિશંકરની નોકરી ગઈ. તે રવડતા મૂઢ થઈ ગયા. રાધીમાએ તેમને લાવીને સાથે રાખ્યા. સંસ્કૃત શીખવનાર બુદ્ધિશાળી કાલિશંકરમાં માત્ર તેમના પૂર્વજીવનના અવશેષ તરીકે એક ઉચ્ચારશુદ્ધિ જ રહી હતી. થોડા માસ પછી રાધીમા કોક મિલમાં તેમને માટે બોબિન ખાતામાં પંદર રૂપિયાની નોકરીની સવડ કોક ઓળખીતા પાસે કરાવી શક્યાં.

એમને નામે એક ખેતર ક્યાંયથી રહી ગએલું. વસુમતી સીવવાનું કામ કરતી. કોકે એમને વિદ્યાર્થીઓને જમાડવાથી તેમને પોતાને કંઇક વધુ રાહત મળશે એ સમજાવેલું. ભાડાની તંગાશથી એમને કેટલીય વાર ઘર બદલવાં પડતાં.

મિલમાલિકના જીવનની કથાના અને અમારા જેવા ભટકણની કથાના આંકડા આ પ્રમાણે મળ્યા.

ધડાકો થઈ ગયો. છતાં પાસેની પોલિસ ચોકીના સિપાઇઓ જરાકે સળવળતા લાગ્યા નહિ. આજુબાજુનાં બધાં મકાનો સલામત હતાં. એકે જાનમાલની ખુવારી થઈ હતી નહિ. માત્ર બળદેવભાઈ ચત્તા સૂતા હતા તે ઊંધા પડી ઓશીકામાં માથું દાટી લેવા લાગ્યા. મેં

[ અનુસંધાન પૃ. ૧૯૧ ]

# પીંછું

[ શાર્દૂલ० ]

જેવો કો નભતારલો ગરી જતો અંધારમાં પાથરી
ઝીણી પાતળી તેજ પિચ્છ કલગી, દૃષ્ટિ પડે ના પડે
ઓચિંતો ત્યહીં જાય ડૂબી તિમિરે; જેવું લીલા વિસ્તરી
સોણું નિંદરમાં ઠરી ક્ષણ, સરે, જોવા પછી ના જડે;
ને જેવી કવિતા, અખંડ ઉરની આરાધના તર્પવા
એકાએક છતી થઇ હૃદયમાં, કો કલ્પના ખેરવી
ઊડી જાય, ન દે સમો શબ્દની શ્રદ્ધાંજલિ અર્પવા.
ક્યાંથી ક્યાં ગઇ, ના લહે નજર એ: રહે માત્ર હૈયે છબીઃ—
એવું એક મીઠા પ્રભાત સમયે કો પંખી આવ્યું ઉડી,
જોયું, ને અણદીઠ એક પળમાં તો ક્યાંક ચાલ્યું ડૂબી.
એને તારકતેજરેખ સરખું, કે સ્વપ્નલીલા સમું,
કે મોંઘી કવિતાકુમાશ ઝરતું ના ગીત ગાવું ગમ્યું.
કૈં અસ્પર્શ્ય ન એવી પાછળ સ્મૃતિ રાખી જવાને રૂડી
પીંછું ખેરવીને ગયું, ઉડી ગયું !
ના ! ગીત મૂકી ગયું,
પોતે ના કંઇ ગાયું કિંતુ મુજને ગાતો કરીને ગયું !

૪: ૧:’૩૩.

ઉમાશંકર જોષી

# મોહેનજોડારો[1]

અથવા

## સિંધુ નદીના તટની ખ્રિસ્તપૂર્વે ૫૦૦૦ વર્ષ પહેલાંની સંસ્કૃતિ

જ્યારે દસેક વર્ષ પર મોહેનજોડારોનું નામ પ્રાચીન શોધખોળ કરનારાઓએ ઉચ્ચાર્યું ત્યારે તો ભાગ્યે જ કોઇને ખ્યાલ હતો કે એક દાયકા જેટલા સમયમાં આટલી બધી મહત્ત્વની અને આશ્ચર્યકારક વસ્તુઓ સિંધુના એક કાળના પેટામાં દટાયેલી માલૂમ પડશે. આ શોધખોળની સંપૂર્ણ હકીકત, ચિત્રસહિત, સરકારી પુરાતત્ત્વસંશોધક ખાતા તરફથી ત્રણ પુસ્તકમાં બહાર પાડવામાં આવી છે.[2] આ લેખનો આશય આ હકીકત ટુંકામાં વર્ણવવાનો છે.[3]

પરંતુ આ શોધખોળોનું વર્ણન કરતાં પહેલાં એનાં શું શું લક્ષણો છે તે જાણવું આવશ્યક છે.

### સિંધુ સંસ્કૃતિનાં લક્ષણો

મોહેનજોડારોના ધર્મ વિષે લખતાં માર્શલ કહે છે કે સિંધુના તટ પર વસતાં લોકોના ધર્મમાં કાંઇ પણ વિશેષ નવીનતા ન હતી. એના જેવાં ધાર્મિક લક્ષણો તો સર્વ દેશોના ધર્મમાં મળી આવે, અને ખાસ કરીને સર્વ ઐતિહાસિક અને ઇતિહાસપૂર્વના કાળના ધર્મોમાં. તથાપિ સર્વાંશે જોતાં અને વિચારતાં સૈંધવોનો ધર્મ એટલો બધો ભારતીય લક્ષણ ધરાવે છે કે હાલમાં અસ્તિત્વ ધરાવતા હિંદુધર્મ કરતાં તો ભાગ્યે જ જુદો દેખાય. વધુમાં હાલમાં બહુધા પ્રચલિત શિવ અને દેવીપૂજા જોડે તો ઘણું જ સામ્ય ધરાવે છે. પણ આ લક્ષણોની અને મોહેનજોડારો અને હરાપ્પાની શોધોની સૌથી વધારે મહત્તા તો એ છે કે શિવપૂજાની પ્રાચીનતા વિષે જે મતભેદો હતા તેનો આખરીયે ફેંસલો આવ્યો છે. આ શોધખોળો નિઃશંકપણે દાખવે છે કે શિવપૂજા ઘણા પ્રાચીન કાળ—જેને ભૂસ્તરશાસ્ત્રીઓ Chalocolithic એટલે જે યુગમાં પથ્થરનાં વાસણો અને હથિયારોની સાથે તાંબાનાં અને કાંસાનાં વાસણો અને હથિયારો વપરાતાં તે યુગ—તે કાળથી, કદાચ પ્રાચીન કાળથી ઊતરી આવી છે અને શૈવમાર્ગ જગતભરમાં હાલમાં અસ્તિત્વ ધરાવતા સર્વ ધર્મોથી પ્રાચીન છે.

---

૧ મોહેનજોડારોનો અર્થ સિંધીમાં "મૃત પામેલાં મનુષ્યોનું નગર' કરવામાં આવે છે.

૨ **Mohenjidaro And the Indus Civilization**, In three Volumes, with plan and map in colours, 164 plates in Collotype, London; 1931.

૩ આ લેખ તૈયાર કરવામાં જે ત્રણ પુસ્તકોનો ઉપર નિર્દેશ કર્યો છે તેનો અને ખાસ કરીને **Indian Historical Quarterly, March 1932** માં **Mohonjidaro and the Indus Valley Civilization** નામના લેખનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

બીજું આ શોધખોળને આધારે માર્શલના કહેવા પ્રમાણે ભારતવર્ષની પણ ઇરાન, મેસોપોટેમીઆ, અને મિસરની માફક જગતનાં પ્રાચીન સ્થળોમાં–જ્યાં સમાજની સંસ્કૃતિનાં ઝરણા ફૂટયાં અને ફેલાયાં તે સ્થળોમાં–ગણુના કરવી પડશે. આમ કહેવાનો અર્થ એ નહિ કે ભારત સંસ્કૃતિનું જન્મસ્થાન હતું. હજી સુધી મળી આવેલાં અવશેષોના આધારે તો કોઇ પણ દેશ કે સ્થળ પોતે સંસ્કૃતિનું જન્મસ્થાન હોવાનો દાવો કરી શકે નહિ. કારણ કે તામ્ર-પાષાણયુગ (Chalocolithic Age) ની અને તે પછીની યુગોની સંસ્કૃતિ કોઇએક દેશે નહિ પણ સર્વ દેશોએ મળીને કેળવી અને એ રીતે સાર્વલૌકિક જ્ઞાન વધારવામાં પોતાનો ફાળો આપ્યો.

ત્રીજું લક્ષણ મોહેન્જોડારોનાં સ્નાનકુંડો, હમામખાનાં વગેરે છે. મોહેન્જોડારોનાં વિશાલ સ્નાનકુંડો, ગટરો અને પૂરતી સગવડવાળાં ઘરો સાક્ષી પૂરે છે કે શહેરના સાધારણ લોકો પણ જે સગવડ અને મોજમજાહ ભોગવતાં તેનો નમૂનો તે વખતના સાંસ્કારિક જગતમાં કયાંઇ પણ મળવો મુશ્કેલ હતો.

અદ્વિતીય અદ્‌ભુત કલા એ સિંધુ સંસ્કૃતિનું ચોથું લક્ષણ છે. તે સમયમાં–એટલે ઈ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષો પહેલાં, હાલમાં અસ્તિત્વ ભોગવતા કળાના નમૂનાઓ મોહેન્જોડારો અને હરાપ્પામાંથી મળી આવેલાં નાના faince (એક ઊંચી જાતની માટી)નાં બનાવેલાં બળદ, અને કૂતરાંની કૃતિઓ અથવા મુદ્રાઓ પર કોતરી કાઢેલાં ખુંધવાળા અને ટૂંકા શિંગડાવાળા બળદની તોલે કલાની દષ્ટિએ, કદીએ ન આવી શકે. હીરા અને માણેક પરનું નકશીકામ, તથા કોઇ પણ આકાર લઈ શકે તે વસ્તુઓ પર જે રેખાજ્ઞાન ખૂબી અને છટા મોહેન્જોડારોની કૃતિઓમાં છે તે તો ભાગ્યે જ એવી કળામાં મળી આવે. અને હરાપ્પામાંથી મળી આવેલાં નાનાં પૂતળાંઓની બારીક અને સફાઇદાર ઘડામણની જોડ, ગ્રીસની સર્વોત્કૃષ્ટ સમયની કળાને બાદ કરતાં, મળવી મુશ્કેલ થઈ પડે.

આવી એક અપૂર્વ સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન શાં કારણોથી નાશ પામ્યું હશે તેનું વિવેચન પુસ્તકની શરૂઆતમાં જ કર્યું છે.

એક કાળનું અતિમનોહર નગર–કળા અને સંસ્કૃતિ, વ્યાપાર અને રોજગારનું મધ્ય-બિંદુ–મોહેન્જોડારો, હાલમાં અતિશય ગરમી, નહિ જેવો વરસાદ, ધૂળના વંટોળિયા, Sandflies અને મચ્છરોને લીધે મનુષ્યને રહેવાને લાયક સ્થળ રહ્યું નથી. અને જો કે આજથી ૫૦૦૦ વર્ષ પૂર્વે હમણાં માલમ પડતું વિષમ વાતાવરણ તો નહિ હોય તોપણ આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં મહાન વિજેતા એલેકઝાંડર જ્યારે હિંદ પર ચડી આવ્યો હતો ત્યારે તેની સાથે આવેલા ઇતિહાસકારો, એરિયન અને બીજાઓને પણ આ પ્રદેશની ગરમી અને સૂકી હવાની વિષમતા તે સમયે પણ લાગી હતી. કાલાન્તરે ગરમી વગેરે વધતાં ગયાં અને એનું પ્રમાણ એટલું બધું વધી ગયું કે કદાચ તે મોહેન્જોડારોના નાશનું કારણ થયું હોય એમ ધારવું છે. ત્યારપછી શા કારણથી ત્યાં આબોહવા અને વાતાવરણમાં આટલા બધા ફેરફાર થયા તેનું વિવેચન કર્યું છે.

વાંચનાર સહેલાઇથી સમજી શકે તે માટે મોહેન્જોડારોના આખા પ્રદેશના જુદા જુદા ભાગો પાડવામાં આવ્યા છે અને તેમને દરેકને તેમનાં નામ આપવામાં આવ્યાં છે.

## મકાનોના થરોની ગણતરી—તે પરથી મોહેન્જોડારોની પ્રાચીનતા વિષે બાંધવામાં આવેલાં અનુમાનો

મોહેન્જોડારોના પ્રદેશને ખોદતાં મકાનોનાં એક પછી એક સાત થરો માલમ પડયા છે. આમાંથી એક થર આરંભકાળનું, ત્રણ વચલા કાળનાં અને બાકીના ત્રણ છેલ્લી અવસ્થાનાં છે. આથી પણ જૂનાં થરો પાણીમાં રહેલી પૃથ્વીમાં છે. દરેક થરમાં વાસ કરવા માટે સાધારણ રીતે ટ્રોય, એથેન્સ અને રોમના અવશેષોનાં આધારે એક હજાર વર્ષ મૂકવાં જોઇએ; તો પણ મોહેન્જોડારોની ચડતીપડતી એટલી ઝડપથી થતી કે દરેક થરમાં વાસ કરતાં પાંચસો વર્ષ લાગ્યાં હશે એમ ધારવું છે. પણ અમુક અવશેષો,—જેના ઉપરથી સૈન્ધવ સંસ્કૃતિ એની બાલ્યાવસ્થામાં જ ઇલામ અને મેસોપોટેમીઆની સંસ્કૃતિ જોડે સંબધમાં આવી હશે એમ લાગે છે,—મુખ્યત્વે બે સિક્કાઓ તો Sorgaine કાળથી પણ પૂર્વના કાલનાં, ઈ. સ. પૂર્વે આશરે ૪૦૦૦ વર્ષ જૂનાં હશે. આટલી બધી પ્રાચીનતા વિષે કંઇ પણ શક હતો તે "Ur" and "Kish" માંથી સિંધુ સંસ્કૃતિ સાથે સામ્ય ધરાવતા બે સિક્કા હમણાં મળી આવ્યા છે તેનાથી દૂર થયો છે. કારણકે "Ur" ની સંસ્કૃતિનો કાળ ઇ.સ. પૂર્વે ૨૮૦૦ પુરવાર થયો છે. અને સિંધુ સંસ્કૃતિ એથીયે પૂર્વકાળનો નિર્દેશ કરે છે, તેથી એ ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ જૂની હોય એમ માનવામાં સહેજ પણ અતિશયોક્તિ નથી.

## મોહેન્જોડારોનાં કેટલાંક મકાનો

શહેરના દરેક ભાગની નિયમિતપણે ગોઠવણી, રસ્તાઓ જાણે હોકાયંત્રમાંથી નીકળતા ન હોય તેમ તેમની રચના, મુકરર કરેલી હદો, રસ્તાઓની ઉપયોગિતાને અનુસરતી આવતી સામાજિક અને બીજાં મકાનોની બાંધણી—ટૂંકામાં, શહેરરચનાને લગતાં આ અને બીજાં લક્ષણો જોતાં જ મોહેન્જોડારોના લોકો શહેર રચવામાં ઘણા કુશળ હોવા જોઇએ એ નિઃશંક છે.

તે કાળના પ્રમાણમાં ૧૩'×૩૦' રસ્તાની પહોળાઇ ઘણી સારી કહેવાય. મકાનોને છૂટી પાડતી ગલીઓની પહોળાઈ સરેરાશ ૩'–૮" થી ૭' છે. રસ્તા, હાલમાં, મુંબઇ અને અન્ય શહેરોની માફક સારા અને ઘાટીલા કરવાનો પ્રયાસ કરવામાં આવતો હશે, એમ રસ્તાઓના ખૂણાઓ—જે ક્વચિત્ ગોળાકાર, ક્વચિત્ ચોરસ અને બે સ્થળે તો વધારેમાં ખાસ ઓજારોથી કોતર્યા હોય એમ દેખાય છે—તેના પરથી લાગે છે.

મોહેન્જોડારોનાં મકાનોનો બાહ્ય દેખાવ સાદો અને કાંઈ પણ શોભાવિહીન છે.

પણ મકાનોની શહેરરચના સંબંધમાં સૌથી આશ્ચર્યકારક અને અદ્ભુત વસ્તુ ત્યાંની ગટરો છે. આખા શહેરમાં ઠેરઠેર ઘરોમાંથી ગંદુ પાણી લઈ જવા માટે રસ્તામાં ગટરો બાંધવામાં આવી છે. આટલું છતાં ઘરોની અંદર ખાળકૂવાઓ પ્રમાણમાં ઘણી જ ઓછી છે. રાંધણી અને નાહવાના ઓરડા છેક રસ્તા પરની દિવાલ આગળ રાખ્યા હોવા જોઇએ; કે ગંદું પાણી રસ્તાની ગટરોમાં ચાલ્યું જાય. આથી ઘરમાં બહુ ખાળકૂવાઓની જરૂર જણાઇ હશે નહિ.

આની સાર્વજનિક ગટરરચના પરથી લાગે છે કે પ્રાચીન સિંધમાં વરસાદ બહુ હોવો જોઇએ.

માટીના મોરીના નળો, ગંદું પાણી શોષી લેનારા ખાડા ( Soak pits ), મળ એકઠા થવાના ખાડાં વગેરેનો વપરાશ જોકે જણાય છે તોપણ ફક્ત બે જ જગાએ સારા બાંધેલા સંડાસ જોવામાં આવે છે.

વળી કૂવાના મથાળાની ભીંત ( Coping ) પર દોરડાં ઘસાવવાની સહેજ પણ નિશાનીઓ દેખાતી ન હોવાથી, પાણી કાઢવા માટે કોઈ પ્રકારનું ભાર ઊંચકવાનું યંત્ર વપરાતું હોવું જોઈએ.

દરેક ઘરમાં બારીઓનું પ્રમાણ બહુ જ ઓછું જોવામાં આવે છે ત્યારે એથી ઊલટું ભાગ્યે જ કોઈ ઘરમાં નાહવાના ખાસ ઓરડાઓ માલમ ન પડે.

## મોહેનજોડારોનો વિશાલ સ્નાનકુંડ

મોહેનજોડારોનાં ઘણાં અજાયબીભરેલાં અવશેષોમાં એક તેનો વિશાલ સ્નાનકુંડ છે. જે મકાનમાં આ સ્નાનગૃહ મળી આવ્યું છે તેની લંબાઇ, પહોળાઇ કુલ્લે ૧૮૦×૧૦૮' છે. એની અંદર, એક મોટા ચોકની બરોબર મધ્યમાં આ સ્નાનકુંડ આવેલો છે.

કુંડ ૩૯' લાંબો, ૨૩' પહોળો, અને ૮' ઊંડો છે, અને ઓટલાથી ચાર બાજુએથી વિંટલાયેલો છે. ઓટલાની પાછળ, ત્રણ બાજુએ ઓરડાઓ અને ઝરુખાઓ બાંધેલા છે. કુંડને બન્ને છેડે નાનાં પગથિયાં છે, અને પગથિયાંની નીચે, નાહનારાઓની સગવડ માટે એક નીચો ઘાટ બનાવ્યો છે. કુંડને કૂવામાંથી ભરવામાં આવતો અને વપરાયેલું પાણી એક નાની બંધ ગટર વાટે બહાર કાઢવામાં આવતું. પાણી ગળતું અટકાવવાને માટે બનતી કોશિશ કરી હતી. કુંડનું અંદરનું પડ, ઇટો ને ગોપાણુ ( gypsun ) અને શિલાજિત ( Bitumen ) થી ચણીને અતિશય મજબૂત બનાવ્યું છે.

## હમામખાનું

આ મોટા સ્નાનકુંડની દક્ષિણ–પશ્ચિમે, પણ મોટા મકાનમાં જ, એક હમામખાનું આવેલું છે. આ સ્થળેથી અર્ધદગ્ધ કોલસા, રાખ વગેરે મળી આવ્યાં છે. બનવાજોગ છે કે ઠંડીની ઋતુમાં ઓરડા ગરમ રાખવાને માટે ઉષ્ણતાવ્યાપક ઉપાયો યોજાયા હોય, પણ બીજા અવશેષોને લીધે આ સ્થળ હમામખાનું જ હશે એમ લાગે છે.

શિલ્પકામના નમૂનાઓમાં એક વિશાળ, બહુ થાંભલાઓવાળો દિવાને–આમ છે. થાંભલાઓ ચાર હારમાં ગોઠવ્યા છે.

મોહેનજોડારોમાં મંદિરો હતાં કે નહિ તે હજી સુધી ઉપલબ્ધ થયેલાં અવશેષો પરથી કહેવું શક્ય નથી. મેસોપોટેમીઆમાં તો મંદિરો બાંધવામાં મહેલોનું અનુકરણ કર્યું હતું. મોહેનજોડારોમાં પણ મોટાં ખંડિયેરો પુરાતન મંદિરોનાં અવશેષો હોય। નહિ તો સંભવિત છે કે મ્યુસાન (Miusan) લોકોની માફક મોહેનજોડારોના લોકો સાર્વજનિક મંદિરો ન હોવાથી પોતપોતાનાં ઘરોમાં જ પૂજા કરતાં.

## બૌદ્ધસ્તૂપ અને વિહાર

આ સિવાય બૌદ્ધ સ્તૂપ અને વિહાર ધ્યાન ખેંચે છે. અસલ સ્તૂપનું સ્વરૂપ હજી સંપૂર્ણ દેખાતું નથી, પણ એની પૂર્વની તરફના માટીના થરો કાઢી નાખવામાં આવ્યાં છે, તેથી થોડાક ભાગ દેખાય છે. આ સ્તૂપની પહોળાઇ, ઉત્તરથી દક્ષિણ ૫૦' અને લંબાઇ-પૂર્વથી પશ્ચિમ, પૂર્વ બાજુનાં પગથિયાં ગણતાં, ૭૪' છે. સ્તૂપનો ઉપરનો વર્તુલ નાશ પામ્યો છે, નીચલો અસ્તિત્વમાં છે.

સ્તૂપ પછી વિહાર આવે છે. એનું પ્રવેશદ્વાર પૂર્વ બાજુએ પડતું. પ્રવેશ કરતાં, નાલંદાના વિહારોમાં તો તેવો પહેલાં મોટો ચોક નજરે પડે છે. એની ચારે તરફ ભિક્ષુઓને રહેવાને માટે નાના ઓરડાઓ અને ઉત્તર-પૂર્વમાં ખૂણામાં એક મોટું સભાગૃહ છે. ચાલીસેક ભિક્ષુઓ રહી શકે એટલી સગવડ છે. અહીંથી અગત્યની વસ્તુઓમાં બાળી રહ્યા પછીના અવશેષો, ઇતિહાસકાળથી યે પૂર્વના કાળનું માટીનું વાસણ વગેરે મળી આવ્યાં છે. અને જોકે હજી નહિ જોવામાં આવેલા સિક્કા મળ્યા છે, તો પણ તે બહુ પ્રાચીન કાળના હોવાનો સંભવ નથી. કારણકે એક માટીના વાસણમાં ૧૬૮૪ જેટલા સિક્કા મળ્યા, પણ તે બધા કુશાન રાજા, વાસુદેવ પહેલાના સમયનાં હતા. આ સિક્કાઓ અને બીજા અવશેષો પરથી સ્તૂપ જોકે કનિષ્કના સમયમાં બાંધવામાં આવ્યો હશે છતાં વિહાર તો પછી જ (ઇ. સ. ૧૮૫-૨૦૦ માં જ) બાંધવામાં આવ્યો હશે એમ અનુમાન થાય છે.

(અપૂર્ણ)

હસમુખ ધી. સાંકળિયા
એમ.એ. એલ.એલ.બી.

# દિ ન ચ ર્યા

## ૪ સ્નાન

આપણે હિંદુઓ હમેશાં સ્નાન કરીએ છીએ. સ્નાન એ તો હિંદુઓ માટે ધર્મનું એક અવિભાજ્ય અંગ બની ગયેલું છે. કોઇ પણ પવિત્ર કાર્ય સ્નાન. સિવાય થઇ શકતું જ નથી. હિંદુઓ સ્નાનને કેવળ દેહશુદ્ધિકર જ માનતા નથી; હિંદુઓને મન સ્નાન એ પવિત્ર, 'પાપોપશમનમ્' અને 'ઓજોબલપ્રદમ્' છે. પાપનો નાશ કરનાર અને ઓજ તથા બળને આપનાર સ્નાનનો મહિમા આર્યોએ સુંદર રીતે ગાયો છે. દુનિયાની બીજી કયી પ્રજાએ નદીઓને 'દેવીઓ' તરીકે સંબોધી છે—સંબોધી જ નથી, પૂજી છે? 'व्यपोहतु मनोमलं कलिन्दनन्दिनी सदा' યમુનાજીના નિર્મળ જળમાં સ્નાન કરવા ઊતરેલ ભક્ત યમુના દેવીને સંબોધે છે: "હે કલિન્દનંદિનિ! તારા સ્નાનથી મારા મનનો મેલ દૂર કર." નદીસ્નાન અને સમુદ્રસ્નાનને આર્યોએ ધર્મ સાથે એવાં તો વણી લીધેલાં છે કે કેમે કરી, આર્યો નદીઓનું માહાત્મ્ય વિસરી શકે એમ નથી. કલકલનિનાદિની ભગવતી ભાગીરથીના દર્શનથી આર્યો પોતાને પવિત્ર માને છે. 'શર્મદા નર્મદા'નાં દર્શનથી હિંદુઓ રોમાંચ અનુભવે છે. નદીઓમાં પુષ્પ, શ્રીફળ, દીપક, પૈસા વગેરેનાં નૈવેદ્ય ધરાવનારા ભાવિકોને જોઇને કયા ભક્તહૃદયને આનંદ નથી થતો? હિંદુઓને મન સ્નાન એ કેવળ શરીરનો મેલ સાફ કરનાર જ નથી, એમને મન સ્નાન એ અત્યંત પવિત્ર પાપોપશમન અને મંગલ ક્રિયા છે. જે હિંદુ પૂર્વજોએ સ્નાનને આટલું વ્યાપક બનાવ્યું છે તે પૂર્વજોને નમન કરવાનું મન થઇ આવે છે. યજ્ઞ, હોમ, જપ, સ્વસ્તિવાચન, લગ્ન, ઉત્સવ વગેરે મંગલ ક્રિયાઓમાં સ્નાન હોય જ. મંગલસ્નાન સિવાય મંગલક્રિયા સંભવી શકે જ નહિ.

સુશ્રુત સ્નાનનું માહાત્મ્ય નીચેના શબ્દોમાં ગાય છે:—

निद्रादाहश्रमहरं स्वेद कण्डूतृपापहम् ।
हृद्यं मलहरं श्रेष्ठं सर्वेन्द्रियविशोधनम् ॥
तन्द्रापापोपशमनं तुष्टिदं पुंस्त्ववर्धनम् ।
रक्तप्रसादनं चापि स्नानमग्नेश्च दीपनम् ॥

અર્થ—સ્નાન નિદ્રા, દાહ અને શ્રમને હરનાર છે; સ્વેદ, કંડૂ (ખુજલી) અને તૃષાને હણનાર છે; મનને આનંદ આપનાર છે; મલને હરનાર છે; અને સર્વ ઇન્દ્રિયોની શુદ્ધિ કરનાર છે. તંદ્રા અને પાપનું શમન કરનાર છે. તુષ્ટિ (સંતોષ) અને શક્તિ આપનાર છે. પુંસ્ત્વ (પુરુષાતન) વધારનાર છે, લોહીને સાફ રાખનાર છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે.

(સુશ્રુત સંહિતા, ચિ. સ્થા. અ. ૨૪-૫૭,૫૮)

વાગ્ભટ કહે છે કે સ્નાન દીપન (જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર) છે, વૃષ્ય છે (વૃષ્ય એટલે tonic–શક્તિ આપનાર–વાજીકરણ), આયુષ્યપ્રદ છે અને ઊર્જા (ઉત્સાહ) અને બલને આપનાર છે. (અષ્ટાંગ હૃદય)

સ્નાનને વૃષ્ય (વાજીકરણ) કહેવામાં કોઇને અતિશયોક્તિ જણાતી હશે, પરંતુ તેમ નથી. સ્નાનથી મન પ્રફુલ્લ બને છે એટલે પ્રહર્ષ થાય છે અને હર્ષથી વાજીકરણશક્તિ પ્રાપ્ત થાય છે. ચરક યોગ્ય જ કહે છે કે-संकल्पो वृष्याणाम् અથવા સંકલ્પબળ જેવું બીજું કંઇ વૃષ્ય નથી. સ્નાન પછીની તાઝગી જે અનુભવતા હશે તે સ્નાન એ વૃષ્ય છે–tonic છે–એની સાક્ષી પૂરશે. સદ્યઃસ્નાતા સુંદરીની દેહલતા ઉપર કયા કવિની કલ્પનાશક્તિ ઉત્તેજિત નથી થઇ! વર્ષાઋતુમાં પર્જન્યથી અભિષેક પામેલી વસુંધરા જેમ કાસનાં શ્વેત પુષ્પોથી શરદૃઋતુમાં શોભી ઊઠે છે તેમ મંગલસ્નાન પછી શ્વેત વસ્ત્ર ધારણ કરેલી સુંદરી શોભી ઊઠે છે. સ્નાન સુંદરીને જ નહિ, પુરુષને પણ શોભા અર્પે છે.

સ્નાન જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ભાવમિશ્ર (ભાવપ્રકાશનો કર્તા) કહે છે કેઃ—

वाह्यैश्च सेकैः शीताद्यैरूष्मान्तर्याति पीडितः ।
नरस्य स्नातमात्रस्य दीप्यते तेन पावकः ॥

ચામડીમાં રહેલું ભ્રાજક પિત્ત બાહ્ય શીત જલના સ્પર્શથી શરીરની અંદર જઇ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. આજના ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓ આ જ વાત બીજી રીતે રજૂ કરે છે. શીત–સ્નાનની અસર દર્શાવતાં ડૉ. ઘોષ ('હાઇજીન એન્ડ પબ્લીક હેલ્થ'ના લેખક) લખે છેઃ—

> "The first effect produced by a cold bath is one of shock followed by contraction of the superficial blood vessels, but the vessels dilate very soon, giving the person a feeling of warmth and pleasure." ( P. 297 )

ઠંડા સ્નાનથી શરૂઆતમાં રક્તસ્થાનકો સહેજ સંકોચ પામે છે અને પછી થોડી વારમાં તે વિસ્તૃત થઇ મનુષ્યને ઉષ્મા અને હર્ષ આપે છે. ઠંડા સ્નાન પછીથી શરીરમાં જે સ્ફૂર્તિ અને ગરમી લાગે છે તેવી ગરમ પાણીથી સ્નાન કરવાથી લાગતી નથી.

### ઠંડા પાણીથી નાહવું જોઇએ કે ઊના પાણીથી?

ઘણાના મનમાં આ પ્રશ્ન ઊઠે છે. હિંદુસ્તાન ગરમ પ્રદેશ છે. આપણા દેશમાં સવાર-સાંજ બે વખત સ્નાન કરવું જોઇએ અને ઘણા બ્રાહ્મણો અને વૈષ્ણવો બે વખત નાહ્ય છે પણ ખરા. સવારનું સ્નાન ઠંડા પાણીથી અને રાતનું સ્નાન ગરમ પાણીથી કરવામાં આવે તો સારું. સવારમાં ઠંડા પાણીથી સ્નાન કરવાથી શરીરમાં ગરમી અને સ્ફૂર્તિ આવે છે. ઠંડા પાણીથી સ્નાન કરવાથી સારી ભૂખ લાગે છે એમ ડૉ૦ કેલોગ પણ કહે છે. (New Dietetics)

આખો દિવસ કામ કરી કરીને માણસો થાકી ગયેલાં હોય છે. કામને લીધે પરસેવો થયેલો હોય છે એટલે શરીર પણ ચીકણું અને ગંદું લાગે છે. એટલે થાકને દૂર કરવા માટે તેમ જ પરસેવો અને ચિકાશ દૂર કરવા માટે સાંજે ગરમ પાણીથી સ્નાન કરવાની જરૂર છે. શ્રમને દૂર કરવા માટે સ્નાન પરમ ઔષધ છે. અને આથી જ ચરકે "**स्नानं श्रमहराणां**" કહ્યું છે. ગમે તેવો માણસ થાકેલો હોય પણ જો તે ગરમ પાણીથી નાહ્ય તો બધો જ થાક ઊતરી જાય છે. ખૂબ પાણીથી સારી રીતે શરીરને ચોળીને નાહવાથી શરીરનો થાક ઊતરી જાય છે, શરીર હલકું ફૂલ જેવું લાગે છે અને રાત્રે ગાઢ નિદ્રા આવે છે.

### માથે કદી ગરમ પાણી નાખવું નહિ

उष्णेन शिरसः स्नानं अहितं चक्षुषः सदा ।
शीतेन शिरसः स्नानं चक्षुष्यमिति निर्दिशेत् ॥

(સુશ્રુત)

કદી પણ માથા ઉપર ગરમ પાણી નાખવું નહિ. એથી આંખ બગડે છે. એથી ઊલટું, માથા ઉપર ઠંડું પાણી રેડવું એ આંખો માટે અતિહિતકર છે. માટે જે ગરમ પાણીથી નાહતા હોય તે આટલી વાત યાદ રાખે કે ગરમ પાણી માથા ઉપર રેડવાથી આંખો બગડે છે અને ઠંડું પાણી માથે રેડવાથી આંખો સુધરે છે.

### ગરમ પાણીએ સ્નાન

હું આગળ કહી ગયો છું કે સાંજે ગરમ પાણીએ સ્નાન કરવું હિતાવહ છે. આપણા દેશમાં, મોટે ભાગે, ગરમ પાણીથી સ્નાન કરવાનું જ પ્રચલિત છે. યુરોપ આદિ દેશોમાં ઘણાખરા વિદ્વાનો ઠંડા પાણીથી નાહવાની ભલામણ કરી રહ્યા છે. આ વિવાદાસ્પદ પ્રશ્નની ચર્ચામાં આપણે અહીં નહિ ઊતરીએ. સુશ્રુત કહે છે કેઃ—

अतिशीताम्बु शीते च श्लेष्ममारुतकोपनम् ।
अत्युष्णमुष्णकाले च पित्तशोणितवर्धनम् ॥

(સુશ્રુત)

અર્થાત્—અતિ ઠંડા પાણીથી શીતઋતુમાં સ્નાન કરવાથી કફ અને વાયુ કોપે છે, જ્યારે અતિ ઉષ્ણ પાણીથી ઉષ્ણકાલમાં સ્નાન કરવાથી પિત્ત અને રક્ત વધે છે અને બગડે છે.

આપણો દેશ, સાધારણ રીતે, ગરમ પ્રદેશ કહી શકાય. એટલે આ દેશમાં ઠંડા પાણીના સ્નાનનો પ્રચાર થાય એ ઇચ્છવા યોગ્ય છે. પરંતુ શિયાળામાં જ્યાં ખૂબ ટાઢ પડતી હોય તે વખતે ઠંડે પાણીએ નાહવું ઉચિત નથી. નાહતી વખતે આનંદ થવો જોઈએ. ઠંડીથી કાયા ધ્રૂજતી હોય અને તેમાં એક નિયમ તરીકે તમો ઠંડે પાણીથી નાહશો તો તમને તે પસંદ જ નહિ પડે. એથી શરદી થવાનો સંભવ રહે છે. માટે ખૂબ ઠંડી વખતે સહેજ ગરમ પાણીથી અને ખૂબ ગરમી વખતે ઠંડા પાણીથી સ્નાન કરવું હિતાવહ છે. પરંતુ

સાધારણ રીતે તંદુરસ્ત મનુષ્ય જો સવારમાં બારે માસ ઠંડે પાણીએ સ્નાન કરે તો તે સ્વાસ્થ્યપ્રદ છે. કૂવાનું તાજું પાણી અથવા નદી કે તળાવમાં સવારમાં વહેલા ઊઠીને નાહવાથી પાણી બહુ ઠંડું લાગતું નથી. ભાવમિશ્ર કહે છે કે

शीतेन पयसा स्नानं रक्तपित्त प्रशान्तिकृत् ।
तदेवोष्णेन तोयेन बल्यं वातकफापहम् ॥

ઠંડા પાણીએ સ્નાન કરવાથી રક્તપિત્તની શાંતિ થાય છે; જ્યારે ઉષ્ણ પાણીથી સ્નાન કરવાથી વાત અને કફ હણાય છે અને બલ આવે છે. અર્થાત્ ભાવમિશ્ર ગરમ પાણીના સ્નાનને બલ્ય–tonic–બલપ્રદ ગણે છે. અને આ જ કારણથી એક હરિશ્ચંદ્ર નામના લેખકે સદા પથ્ય એવી ચીજોમાં 'ગરમ જલથી સ્નાન ' ને ગણાવ્યું છે.

હું આગળ કહી ગયો છું કે થાક ઉતારવા માટે, શરીરનો મેલ કાઢવા માટે, શરીરને સાફ રાખવા માટે ગરમ પાણીથી નાહવું એ સરસ છે. આપણો દેશ ખેતીપ્રધાન હોઈ આખા દિવસના શ્રમને અંતે રાત્રે ગરમ પાણીથી નાહવાથી જે શાંતિ અને આનંદ મળે છે તે ઓર જ છે. ગરમ પાણીથી બધી વખત નાહવાનું ઠીક નથી લાગતું.

## નદી–તળાવ અને સમુદ્રમાં સ્નાન

જ્યાં જ્યાં દરિયો હોય ત્યાંના લોકો જો સમુદ્રમાં સ્નાન કરવાનો નિયમ રાખે તો ઘણું સારું. સમુદ્રના પાણીમાં વિદ્યુતપ્રવાહ છે અને તે સ્વાસ્થ્યપ્રદ છે એમ વિદ્વાનો માને છે. સમુદ્રસ્નાનથી કેટલાક રોગો મટે છે.

નદીમાં નાહવાનું પણ સારું છે. પરંતુ નદીનું પાણી વહેતું, નિર્મળ હોવું જોઇએ. મોટા તળાવમાં નાહવાનું પણ સારું છે. પરંતુ ઠંડા પાણીમાં બહુ વખત રહેવાથી ધાર્યો ફાયદો થતો નથી; ઊલટું નુકસાન થાય છે. ઠંડે પાણીએ નાહનારે તુરત જ પાણીમાંથી બહાર નીકળી જઇ દિલ ટુવાલ વડે સાફ કરી નાખવું જોઇએ. બહુ વખત ઠંડા પાણીએ નાહવાથી સ્નાનનો ધારેલો ફાયદો થતો નથી.

## નાહવાનો વખત

આ જમાનો સ્વચ્છંદ–પોષક છે. સાધારણ રીતે નાહવાનો વખત સવારનો છે. પ્હો ફાટતા પહેલાં નાહી–ધોઇને પરવારી લેવાય તો ઘણું સારું; પણ આ જમાનામાં ખાસ કરીને ભણેલાઓ ગમે તે વખતે નાહે છે. કોઈ બપોરે બે વાગે, તો કોઈ ખાતાં અગાઉ ૦૧ કલાક પહેલાં, તો કોઈ સાંજે—આમ મનસ્વી રીતે સ્નાન થાય છે. પરંતુ પ્રાચીનોએ તો નાહવા માટે પ્રાતઃકાલને જ શ્રેષ્ઠ ગણ્યો છે. બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવાની આર્યોની આજ્ઞા છે. આર્યો ' ઉષર્બુધ ' હતા. નિત્ય નૈમિત્તિક કાર્ય પતાવી લઈ સવારમાં જ તે સ્નાન કરતા. સવારમાં સ્નાન કરવાથી શરીરમાં અજબ સ્ફૂર્તિ આવે છે અને ગરમી પણ ઠીક ઠીક જળવાઈ રહે છે. શ્રી. બીરેન્દ્રનાથ ઘોષ કહે છે કે " The best time for taking bath is the morning; if taken at night it should, as a rule, be a warm one. " ( p. 297 )

અર્થાત્ સ્નાન માટે ઉત્તમ વખત સવારનો જ છે. જો રાત્રે સ્નાન કરવું હોય તો ગરમ પાણીએ નાહવું ઉચિત છે.

## સ્નાન પછી ટુવાલ વડે દિલ લૂછવું

આપણા દેશમાં સ્નાન કરીને સ્વચ્છ ટુવાલ વડે શરીર લૂછી નાખવાનો ચાલ નથી. કેટલેક સ્થળે પહેરેલા ધોતિયાના એક છેડાને નીચોવી કાઢી તે વડે શરીર લૂછવામાં આવે છે. કેટલાક શરીરને થોડી વાર સુકાવા દે છે અને શરીર સુકાઈ ગયા બાદ વસ્ત્રો પહેરી લે છે. કેટલાક બદલવાના ધોતિયાના એક છેડાથી જ શરીર લુછે છે. આ બધી રીતો સારી નથી. જે વસ્ત્ર પહેરીને નાહતા હોઇએ તે જ વસ્ત્રના એક છેડાથી શરીર લૂછવું એ ઠીક નથી. ચરક કહે છે કે "न स्नानशाट्या स्पृशेदुत्तमाङ्गम्", ( सू. स्था., अ. ८-२२ ) અર્થાત્ સ્નાન કરતી વખતે પહેરેલા વસ્ત્રથી કદી ઉત્તમાંગનો સ્પર્શ ન કરવો.

દિલ લૂછવા માટે એક સરસ, સ્વચ્છ ટુવાલ રાખવો જોઇએ, અને એ ટુવાલ વડે દિલ બરાબર ઘસી ઘસીને લૂછી નાખવું જોઇએ. ભાવમિશ્રે યોગ્ય જ કહ્યું છેઃ—

स्नानस्यानन्तरं सम्यग्वस्त्रेणांगस्य मार्जनम् ।
कान्तिप्रदं शरीरस्य कण्डूत्वग्दोषनाशनम् ॥

સ્નાન પછી સારી રીતે, સ્વચ્છ વસ્ત્રવડે દિલ લૂછી નાખવું જોઇએ. આ અંગમાર્જન શરીરને કાન્તિપ્રદ છે અને ખુજલી, ચામડીના રોગો વગેરેનો નાશ કરનાર છે.

એકનો વાપરેલો ટુવાલ બીજાએ ન વાપરવો જોઇએ.

## કોણે સ્નાન ન કરવું ?

तच्चातिसार ज्वरितकर्णशूलानिलार्तिषु ।
आध्मान रोचकाजीर्ण भुक्तवत्सु च गर्हितम् ॥

( सुश्रुत )

**અર્થ**—જેને ઝાડા થતા હોય, તાવ આવતો હોય, કાનમાં ચસકા મારતા હોય અને વાયુના બીજા વિકારો થતા હોય, પેટમાં આફરો ચડતો હોય, અરુચિ હોય, અજીર્ણ હોય—આ બધા માટે સ્નાન નિષિદ્ધ છે. ખાઇને તુરત સ્નાન ન કરવું જોઇએ.

ડૉ૦ બીરેન્દ્રનાથ ઘોષ કહે છે કે "ઉપવાસ વખતે, સારી રીતે જમી ઊઠયા પછી તુરત જ, તેમ જ કામ કરવાથી ઉત્પન્ન થયેલા થાકના વખતમાં સ્નાન ન કરવું જોઇએ."

જમીને તરત નાહવાથી પાચનક્રિયા બગડે છે.

## આંબળાંના પાણીથી સ્નાન

ભાવમિશ્ર કહે છેઃ—

यः सदामलकैः स्नानं करोति स विनिश्चितम् ।
वलीपलित निर्मुक्तो जीवेद्वर्षशतं नरः ॥

( भावप्रकाश पू. खंड )

અર્થ:—જે મનુષ્ય હમેશાં આંબળાંના પાણીથી સ્નાન કરે તે વળિયાંપળિયાંથી મુક્ત રહી સો વર્ષ સુધી જીવે છે.

આંબળાં રસાયન છે. આયુર્વેદમાં આંબળાંની પ્રશંસા ખૂબ જ કરવામાં આવેલી છે. આંબળાંમાં પાંચ રસ છે, લોહનો ભાગ છે. હમેશ આંબળાં ખાવાથી મનુષ્ય દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે છે. આંબળાંના ઉકાળાવડે નાહવાથી શરીરમાં ફાયદો થાય એ તદ્દન સાચી વાત છે. આંબળાંના પાણીથી સ્ત્રીઓ વાળ ધુએ છે અને તેથી માથું સાફ રહી વાળ સરસ વધે છે. આ વાત ફક્ત ભાવમિશ્રે જ કહી છે–બીજે જોવામાં નથી આવતી.

## સ્નાનની જગા

પ્રત્યેક ઘરમાં સ્નાન માટે મોકળી જગા હોવી જોઇએ. આપણાં ઘરોમાં નાહવા માટે કંઈ પણ સગવડ નથી હોતી એટલે પ્રત્યેક અંગ બરાબર ધોઇને સાફ રાખી શકાતું નથી. નાહવા માટે જુદી ઓરડી હોય તો સ્ત્રી કે પુરુષ નિશ્ચિંતે તેમાં પ્રત્યેક અંગ બરાબર ધોઇને સાફ રાખી શકે. આપણે ત્યાં તો ઓટલે બેસીને સ્ત્રીપુરુષો નાહ્ય છે. શરમને લઇને છૂટથી, આ સ્થિતિમાં, નાહી શકાતું જ નથી. અને આ જ કારણથી આપણાં સ્ત્રીપુરુષોમાં ખસ, ખુજલી અને દાદરના ઘણા કેસો જોવામાં આવે છે. દરેક ઘરમાં સ્નાનાગાર (બાથ રૂમ) હોવું જ જોઇએ.

## સાબુનો ઉપયોગ

પહેલાંના વખતમાં આજના જેવા સાબુ ન હતા. પણ 'સ્નાન રજ' નો ઉપયોગ થતો. સુગંધી વસ્તુઓ શરીર ઉપર ચોળવામાં આવતી. નાહવાનો સાબુ ગમે તેવો ન વાપરવો જોઇએ. જે સાબુમાં બહુ સોડા કે બહુ ક્ષારો હોય તે સાબુ ચામડીને બગાડે છે. સાબુ ચામડીને લીસી અને મૃદુ રાખે એવો હોવો જોઇએ. ગોદરેજના નાહવાના સાબુ નં. ૧–નં. ૨, મ્હૈસુર સેન્ડલ સોપ, હિમાની સોપ–ગ્લીસરીન સોપ, આ સરસ જાતના સાબુ છે. ચામડીને તે મુલાયમ રાખે છે, શરીરને સ્નેહન આપે છે. ઊંચી જાતની સુગંધથી મન પ્રફુલ્લ રહે છે–શરીર ઉપરનાં જંતુ નાશ પામે છે. ગમે તેવા હલકા સાબુથી નાહવા કરતાં તો વગર સાબુએ નાહવું વધુ હિતકર છે. હમેશાં સાબુથી ન નવાય તો ફિકર નહિ, પરંતુ અઠવાડિયામાં બે દિવસ તો સાબુથી નાહવું જ જોઇએ.

## ટુવાલથી શરીરનું ઘર્ષણ

તૈલાભ્યંગ પછી આપણે સ્નાન કરીએ છીએ. તેલની ચિકાશ દૂર કરવા માટે સાબુ કરતાં ચણાનો લોટ સરસ છે; પણ આજના સુધરેલાઓને ચણાનો લોટ વાપરવો પસંદ નહિ પડે. તો એક ખાસ ખાદીનો નાનો ટુકડો પાણીમાં બોળીને તે વડે આખું શરીર ઘસી નાખવું શ્રેયસ્કર છે. એથી શરીર ઉપરનો મેલ બહુ સારી રીતે ઉખડે છે. હાથે શરીરને ચોળીને નાહવા કરતાં આવી રીતે ખરબચડા કકડાથી દિલ ઘસીને સાફ રાખવું વધુ હિતકર છે. જ્યાં હમેશાં તૈલાભ્યંગ કરવાનો ચાલ છે ત્યાં આવી રીતે–કકડાથી શરીર ઘસવાનો ચાલ પણ છે. આપણા મહેનતુ લોકો માટે આવી રીતે શરીર સાફ કરવું વધુ

હિતકર છે. શરીરનાં તમામ છિદ્રો આથી ખૂબ ખુલ્લાં રહે છે. ઘર્ષણથી ચામડી પણ ખૂબ સરસ રહે છે અને રુધિરાભિસરણ પણ ત્વરિત બને છે. આવી રીતે સ્નાન કરનારને દાદર કે લૂખસ થાય જ નહિ.

ઉપસંહાર

सौभाग्यदं वर्णकरं प्रीत्योजोबलवर्धनम् ।
स्वेदर्दौर्गन्ध्य वैवर्ण्य श्रमघ्नमनुलेपनम् ॥

સ્નાન પછી અનુલેપન કરવાનો અગાઉ ચાલ હશે એમ આ શ્લોક ઉપરથી જણાય છે. આ અનુલેપનમાં સુખડ, વાળો, કસ્તૂરી અને બીજા સુગંધી પદાર્થો પડતા હતા. આ અનુલેપન સ્ત્રીઓ અને પુરુષો બન્ને લગાવતાં. આવું અનુલેપન સૌભાગ્યપ્રદ, વર્ણકર અને પ્રીતિ, ઓજ તથા બલને વધારનારું તેમ જ સ્વેદ, દુર્ગંધ, વૈવર્ણ્ય અને શ્રમ–થાકને હણનારું મનાતું.

આ જમાનામાં આવાં અનુલેપન આપણને પાલવે એમ નથી. સુખી જમાનામાં, ગર્જશ્રીમંતોમાં આવાં અનુલેપનો પ્રચલિત હશે; પરંતુ શરીરને માટે પ્રાચીન આર્યો કેટલી કાળજી રાખતા અને સૌંદર્યનું શી રીતે રક્ષણ કરતા તે આ ઉપરથી આપણે કંઈક અંશે જોઈ શકીએ છીએ.

ચામડીનું સ્થાન શરીરમાં હૃદયથી બીજા નંબરે છે તે આપણે અગાઉ જોઈ ગયા. ( જુઓ તૈલાભ્યંગ. ) ચામડીના આરોગ્ય ઉપર જ શરીરનું આરોગ્ય નિર્ભર છે. સ્નાન આ રીતે આરોગ્યપ્રદ છે.

૧ સ્નાન કરતી વખતે ઠંડી હવાના ઝપાટા ન લાગવા જોઈએ; નહિ તો શરદી લાગશે.

૨ સ્નાન માટે જુદી ઓરડી જ ઘરમાં જોઈએ.

૩ સ્નાન વખતે માથે ગરમ પાણી ન નાખવું. ઠંડે પાણીએ નાહતા હોય તો સૌ પહેલાં માથા ઉપર ઠંડું પાણી રેડી પછી જ બીજાં અંગો ઉપર પાણી રેડવું.

૪ સ્નાન વખતે નખ, કાન, મોં, નાક વગેરે બધાં અંગો બરાબર સાફ કરવાં જોઈએ. કાન, નાક અને નખ આપણે બરાબર સાફ રાખતા નથી એ ઠીક નથી. નાહતી વખતે નખ ખાસ ધોવા જોઈએ.

૫ સવારમાં ઠંડા પાણીએ નાહવું હિતાવહ છે; પરંતુ ઠંડા પાણીના સ્નાનની ક્રિયા જલદી આટોપી લેવી જોઈએ.

સવારનું સ્નાન તાઝગી અને ગરમી લાવવા માટે લેવાનું છે. રાત્રે ગરમ પાણીથી નાહતી વખતે શરીર સાફ કરવા તરફ પૂરતું ધ્યાન આપવું.

૬ એક નાના સ્વચ્છ કકડા વડે શરીર ઘસવું હિતકર છે.

૭ ઊંચી જાતના સાબુથી નાહવું હિતકર છે.

૮ ઘરમાં જેટલાં માણસો હોય તેટલા ટુવાલ જુદા જુદા રાખવા જોઈએ. ટુવાલ સિવાય સ્નાન થઈ શકે જ નહિ

૯ અવારનવાર નદી, સમુદ્ર, સરોવરમાં સ્નાન કરવું આરોગ્યપ્રદ છે.

૧૦ સવારસાંજ બે વખત નાહવાનો ચાલ પાડવાની જરૂર છે. સ્નાન આરોગ્ય, સૌન્દર્ય અને લક્ષ્મી વધારનાર છે.

બાપાલાલ ગ. વૈદ્ય

# પરમાણુ

ચિત્રકાર પોતાની પીંછીથી સામાન્ય રંગો લઇ વિવિધ પ્રકારનાં ચિત્રો ચીતરે છે. શાહી એક જ જાતની હોવા છતાં તેની પૂરણીની કળાને લઇને અનેક જાતના ચિત્તાકર્ષક દેખાવો તે ઉત્પન્ન કરી શકે છે. શિલ્પશાસ્ત્રીઓ ચૂનો, માટી, પથ્થર ને સિમેન્ટ વડે અનેક જાતની ભવ્ય ઇમારતો રચી શકે છે. એમ કુદરત પણ એક મહાન કળાકાર હોય થોડાં સાધનો વડે જ સારાયે વિશ્વની રચના કરી હોય, તો નવાઇ નહિ.

જગતની અંદર દેખાતી અનેક જાતની વસ્તુઓ અને વિશ્વની અંદર નિયમબદ્ધ ફરતા ગ્રહો અને સૂર્યો ચોક્કસ બતાવે છે કે સમગ્ર સૃષ્ટિ કોઇ વિશિષ્ટ નિયમોને આધારે રહેલી છે. આ ઉપરથી પ્રાચીન ગ્રીક અને હિંદના તત્ત્વવેત્તાઓને એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે જગતની અંદર દ્રવ્યનાં જેટલાં સ્વરૂપ દીસે છે તે સર્વ જુદાં જુદાં છે કે ચિત્ર અગર શિલ્પની પેઠે થોડાં તત્ત્વોના જુદા જુદા પ્રમાણના એકીકરણથી થયેલાં છે. પ્રયોગાત્મક કૌશલ્યને અભાવે એમનું મૂન્યન તાત્ત્વિક જ કહી શકાય. આકાશ, શબ્દ, વાયુ, તેજ અને પૃથ્વી, એ વિશ્વના બંધારણનાં પાંચ મહાભૂતો (તત્ત્વો) છે એમ એ સર્વ તત્ત્વવેત્તાઓનું માનવું હતું. બીજો પ્રશ્ન એ ઉદ્‌ભવ્યો કે વસ્તુ તૂટક ( Discontinuous ) છે કે સતત ( Continuous ) છે; એટલે કે દરેક વસ્તુનો અંતિમ ભાગ અવિભક્ત પરમાણુરૂપ હોય છે કે અતૂટ અને (ચિર) વિભાજ્ય હોય છે.

સમુદ્રના તટ ઉપર ઊભા રહી જોતાં એક બાજુ રેતીનો લાંબો અવિચ્છિન્ન પટ આપણી દૃષ્ટિમાં આવશે; પરંતુ એનું બારીકાઇથી અવલોકન કરતાં સહજ જણાશે કે રેતીનો પટ અસંખ્ય બારીક કણોનો બનેલો છે. બીજી બાજુ વિશાળ સમુદ્ર પણ અવિચ્છિન્ન પાણીના પટરૂપે દૃષ્ટિએ પડે છે. એને પણ આપણે અનેક ટીપાંથી બનેલો છે એમ કહી શકીએ છીએ. આમ છતાં એક પાણીના બિન્દુને હમેશાં વિભાગી શકાય છે એટલું જ નહિ પરંતુ એવા વિભક્ત એક નાના ભાગને ફરીથી વિભાગવામાં હરકત ન જ આવે. રેતીના પટને વિભાગતાં આપણને એક નાનો કણ મળી આવે છે, પરંતુ પાણીનો એવો નાનો કણ મળતો નથી અને સ્વાભાવિક એમ લાગે કે પાણીના બિન્દુના વિભાગનો પ્રકાર સદંતર ચાલુ રાખી શકાય. ડેમોક્રીટસ, લ્યુક્રેશીઅસ તથા હિંદના કેટલાક તત્ત્વજ્ઞાનીઓ પરમાણુવાદમાં માનતા હતા. આજે કેટલાએ સૈકાઓ પછી વિજ્ઞાને પણ એ જ મત પુરવાર કર્યો છે.

મધ્યકાલીન સમયમાં કેટલાક કીમિયાગરોને હલકી કિંમતની ધાતુમાંથી સોનું બનાવવાનો ચડસ લાગ્યો હતો. સોનું ઉત્પન્ન કરવામાં તે સર્વ નિષ્ફળ નીવડયા, પરંતુ સોનાથી અતિ મૂલ્યવાન એવાં રસાયણશાસ્ત્રનાં ઊંડાં મૂળ તેઓ નાખતા ગયા. અનેક પ્રયોગોને આધારે ઘણાખરા રાસાયણિકોને એમ લાગવા માંડયું કે જગતની સર્વ વસ્તુની રચના ફક્ત થોડાં મૂળતત્ત્વોના વિવિધ પ્રમાણના સમીકરણથી જ ઉત્પન્ન થયેલી છે. એક વાસણમાં થોડું પાણી રેડી અને એક મીણબત્તી સળગાવી તેમાં ગોઠવી દઇ ઉપર એક કાચનું વાસણ ઊંધું વાળીએ તો માલમ પડશે કે મીણબત્તી જરા વારમાં બુઝાઇ જશે અને કાચના વાસણ-

માં પાણી ઊંચું ચડશે. આનો અર્થ એ થયો કે હવામાંનો અમુક ભાગ બળવામાં મદદ કરે છે અને બાકીનો ભાગ Neutral–શિથિલ છે. જે વાયુ combustion–દહનક્રિયામાં મદદ કરે છે એને ઓકસીજન કહેવામાં આવ્યો અને બીજા શિથિલ ભાગને નાઇટ્રોજન નામ આપ્યું. ઘણી વાર પ્રયોગ કરવાથી માલમ પડયું કે હવાનો અમુક જ ભાગ દહનક્રિયામાં ભાગ લે છે અને એ નિયમમાં કંઇ પણ ફેરફાર થતો નથી. આ પ્રયોગથી જગતનાં અનેકરૂપ ભાસતાં દ્રવ્યોમાં કંઇક વ્યવસ્થા હોવી જોઇએ એની પ્રથમ ઝાંખી થઇ. ત્યાર પછીની સર્વ રાસાયણિક શોધોનું ધ્યેય દ્રવ્યોના સમીકરણમાં કઇ કઇ મૂળ વસ્તુ ભાગ ભજવે છે એ જ બન્યું હતું. દ્રવ્યોનું મૂળ સ્વરૂપમાં વિભાજન કરવાના પ્રયોગોથી વૈજ્ઞાનિકોને ખાસ કરીને બે મહાન અગત્યની વસ્તુ માલમ પડી. એક તો એ કે કોઇ વસ્તુને વિભક્ત કરતાં છેવટે એક એવો કણ મળી આવે છે કે જેનો આગળ વિભાગ કરતાં તે દ્રવ્યના ખાસ ગુણધર્મો કાયમ રહેતા નથી. આવા નાનામાં નાના કણને molecule–અણુ નામ આપવામાં આવ્યું. બીજી વસ્તુ એ માલમ પડી કે દ્રવ્યોની રચનામાં ભાગ લેતાં element–તત્ત્વોના નાનામાં નાના વિભાજ્ય કણના ગુણધર્મો બદલાતા નથી. હરકોઇ તત્ત્વના એવા સૂક્ષ્મ અવિભાજ્ય કણને atom–પરમાણુ કહેવામાં આવ્યું. આવા એક બે અગત્યનાં નિયમોને આધારે રસાયણશાસ્ત્રની પ્રગતિ બહુ વેગવંત બની અને એક પછી એક નવાં તત્ત્વો શોધાયાં. અનેક વર્ષોની શોધખોળને પરિણામે એમ માલમ પડયું કે જગતની અંદર દૃષ્ટિએ પડતી સર્વ વસ્તુ ફક્ત ૯૨ જાતનાં મૂળ તત્ત્વોના એક યા બીજા પ્રમાણના સંયોજનની જ બનેલી છે. આ ઉપરથી સહેજે જણાશે કે આ વિશ્વની કોઈ પણ વસ્તુ અતૂટ નથી, પરંતુ ફક્ત સૂક્ષ્મ અવિભાજ્ય પરમાણુના સમૂહરૂપે હોય છે. જુદીજુદી જાતના પરમાણુથી અણુ બને અને અસંખ્ય અણુઓના સમૂહથી સ્થૂળ વસ્તુઓ બને છે.

તત્ત્વોના રાસાયણિક સંયોજનમાં પણ બહુ નિયમિતતા છે. કોઈ પણ બે તત્ત્વોના પરમાણુ અમુક ચોક્કસ પ્રમાણમાં સંયોજિત થઇ શકે છે. ડૉલ્ટન, ગેલ્યુસાક, અને એવોગ્રેડો નામના ત્રણ સમર્થ રાસાયણિકોએ તત્ત્વોનાં અરસપરસ સંયોજનપ્રમાણ બહુ ચોકસાઇથી ખોળી કાઢયાં હતાં. રાસાયણિક પ્રયોગોમાં સંયોજનપ્રમાણની ડગલે અને પગલે જરૂર પડે છે. પરમાણુના સંયોજનપ્રમાણ ઉપરથી તેમનાં સંયોજનભારાંક નક્કી કરવામાં આવ્યા છે; એટલે કે સંયોજનમાં તત્ત્વના વજનનું પ્રમાણ કેટલું હોય છે એ નિશ્ચિત થઈ શકે છે. દાખલા તરીકે, પાણી હાઇડ્રોજન અને ઓક્સિજનનું બનેલું છે, તેમાં બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઓક્સિજન હોય છે. આમ છતાં વજનના પ્રમાણમાં ઓક્સિજન આઠગણું હોય છે. પાણીનું એક અણુ લઇએ તો તેમાં બે પરમાણુ હાઇડ્રોજનના અને એક પરમાણુ ઓક્સિજનનો મળે છે. રાસાયણિક સંજ્ઞામાં લખીએ તો

પાણી=હ૨ ઓ ( $H_2O$ )

હ૨=હાઇડ્રોજનના બે પરમાણુ

ઓ=ઓક્સિજનનો એક પરમાણુ

હવે વજન તપાસીએ તો હાઈડ્રોજનના બે પરમાણુના વજન કરતાં ઓક્સિજનનો એક પરમાણુ આઠગણો ભારી હોય છે. આ ઉપરથી હાઈડ્રોજનના એક પરમાણુનું વજન ૧ લઇએ તો ઓક્સિજનના પરમાણુનું વજન ૧૬ આવે છે. આજ રીતે બીજાં બધાં

તત્ત્વોના પરમાણુનાં વજન નિયત કરવામાં આવ્યાં છે. હાઇડ્રોજનના પરમાણુનું ગ્રામમાં વજન ૧૬×૧૦$^{-૨૫}$ થાય છે, છતાં સરળતાને ખાતર એનાં વજનને એકમ ગણતાં બાકીનાં તત્ત્વોના પરમાણુનાં વજન નક્કી કરવામાં આવ્યાં છે. આ વજનને atomic weight –પરમાણુભારાંક કહેવામાં આવે છે. આ ઉપરાંત એવું પણ જણાયું છે કે ઘણે ભાગે એક નોખું પરમાણુ રાસાયણિક સંયોજનમાં ભાગ લઇ શકતું નથી, પરંતુ બે અથવા તેથી વધારે પરમાણુના સમૂહનું બનેલું એક અણુ જ સંયોજનમાં ભાગ લે છે. પાણીનો દાખલો પાછો તપાસીએ તો એ બરાબર સમજાશે. ઑક્સિજનનું રાસાયણિક સંયોજનમાં ભાગ લેતું એક અણુ બે પરમાણુનું બનેલું હોય છે એટલે એક અણુનું વજન ૩૨ થાય છે, અને તેથી હાઇડ્રોજનના ચાર પરમાણુ હોવા જોઇએ. બીજા પ્રયોગો ઉપરથી એવું પણ માલુમ પડયું છે કે હાઇડ્રોજનનું એક અણુ બે પરમાણુનું હોય છે એટલે પાણીના સંયોજનમાં હાઇડ્રોજનના અણુ બે જ હોવા જોઇએ. સંજ્ઞામાં લખતાં

પાણી = ( ૨ હ )$_૨$ + ( ૨ ઓ ) = $(2H)_2 + (2O)$

( ૨ હ ) = હાઈડ્રોજનનો ( બે પરમાણુથી બનેલો ) એક અણુ

( ૨ હ )$^૨$ = હાઈડ્રોજનના બે અણુ

( ૨ ઓ ) = ઑક્સિજનનો ( બે પરમાણુથી બનેલો ) એક અણુ

પાણી = ૨ ( હ$_૨$ ઓ )

= પાણીનો એક અણુ

ઉપલાં સમીકરણનો સાદો અર્થ એ થાય કે આપણે ઑક્સિજન અને હાઇડ્રોજન લઇને પાણી ઉત્પન્ન કરવું હોય તો ઓછામાં ઓછા હાઇડ્રોજનના ચાર અણુ અને ઑક્સિજનના બે અણુ લેવા જ જોઇએ. આ ઉપરથી બીજી પણ વાત તારવી શકાય છે કે પાણીના નાનામાં નાના અણુમાં ચાર હાઇડ્રોજનના પરમાણુ અને બે ઑક્સિજનનાં પરમાણુ હોવા જ જોઈએ, અને જો એ પાણીના અણુનો વધુ વિભાગ કરવો હોય તો ઑક્સિજન અને હાઇડ્રોજનને છૂટા પાડયે જ છૂટકો; એટલે કે એ પાણીના અણુને વિભક્ત કરતાં પાણીના ગુણધર્મ કાયમ રહેતા નથી. આ જ રીતે દરેક તત્ત્વનું રાસાયણિક સંયોજનમાં ભાગ લેતાં અણુનો molecular weight–અણુભારાંક પણ નક્કી કરવામાં આવ્યો છે.

રાસાયણિક ગુણધર્મમાં કંઇક સ્વાભાવિક નિયમિતતા માલુમ પડવાથી કદાચ એક બીજા પરમાણુના ગુણધર્મમાં પણ કંઇક સામ્ય હોય એ બનવાજોગ છે, એમ કેટલાક વૈજ્ઞાનિકોને લાગ્યું. ડોબરાઇન અને ન્યુલેન્ડ નામના વૈજ્ઞાનિકોએ આવા સંબંધનું અસ્તિત્વ સાબિત કરી બતાવવામાં પહેલ કરી. ન્યુલેન્ડે બતાવ્યું કે પરમાણુભારાંકને અનુક્રમે લેતાં દરેક તત્ત્વ તેના પછીના આઠમા તત્ત્વને ઘણું મળતું આવે છે. આવા સિદ્ધાંતને પ્રથમ હસી કાઢવામાં આવ્યો, પરંતુ ત્યાર બાદ ૨૧ વર્ષ પછી તે શોધની પ્રતીતિ બધાને થઇ. રશિયન વૈજ્ઞાનિક મેન્ડેલીફે એ દિશામાં બહુ જ પ્રગતિ કરી અને તેણે સાબિત કર્યું કે તત્ત્વોમાં પરમાણુભારાંકના પ્રમાણમાં બહુ જ સામયિકતા છે. આ સામયિકતાને લઇને કેટલીક નવીન વસ્તુ જાણવાની મળી. કેટલાંક તત્ત્વો શોધાયેલાં ન હોતાં તે શોધવાને પ્રમાણો મળી આવ્યાં. કેટલાંક અજ્ઞાત તત્ત્વોના ગુણધર્મ વિષે પણ આગળથી ભવિષ્યકથન મેન્ડેલીફે કર્યું હતું. પોતાની શોધની પ્રતીતિ કરવા મેન્ડેલીફે ત્રણ અજ્ઞાત તત્ત્વોના ગુણ

ધર્મ પહેલેથી નક્કી કર્યાં અને ત્યાર બાદ પંદર વર્ષે એ તત્ત્વોની શોધ થઇ ત્યારે તેનાં ગુણધર્મો તેના તેજ નીકળ્યા હતા. ગુણધર્મના સામ્ય પ્રમાણે ૯૨ તત્ત્વોના ૯ વિભાગ પાડવામાં આવ્યા છે.

આટલી પ્રગતિ થઈ ત્યાર પછી વિદ્યુતનો જમાનો આવ્યો, એટલે તત્ત્વોના ગુણધર્મ અને અજ્ઞાત તત્ત્વોની શોધમાં એકદમ ઝડપી પ્રગતિ થઈ અને કેટલાંયે અજ્ઞાત તત્ત્વો વિદ્યુતની મદદથી શોધી કઢાયાં. વિદ્યુત–પ્રવાહથી ઘણાંખરાં રાસાયણિક સંયોજનોનું સહેલાઇથી પૃથક્કરણ થઈ શકે છે; દાખલા તરીકે મીઠાને પાણીમાં ઓગાળી જો તેમાં વિદ્યુત–પ્રવાહ પસાર કરીએ તો મીઠાનાં બે તત્ત્વો–સોડિયમ અને ક્લોરીન–છૂટાં પડીને વિદ્યુત છેડા તરફ જુદાં જુદાં આકર્ષાઇ જાય છે. વળી હમેશાં positive–ધન છેડા ઉપર ક્લોરીન વાયુ આકર્ષાય છે, જ્યારે negative ઋણ છેડા તરફ સોડિયમ આકર્ષાય છે. આવા પ્રયોગથી ડેવી નામનાં પ્રખ્યાત વૈજ્ઞાનિકે સોડિયમ, પોટાશિયમ વગેરે નરમ ધાતુની શોધ કરી હતી. બીજા soluble substances–પાણીમાં ઓગળી જાય તેવા પદાર્થો ઉપર પણ પ્રયોગ કરતાં એવી જાતનું પૃથક્કરણ થઇ શકે છે. આની અંદર પણ નિયમિતતા હોય છે, અને સંયોજનમાંથી અમુક તત્ત્વ જ ધન છેડા તરફ જાય છે, જ્યારે બીજું તત્ત્વ ઋણ છેડા તરફ જાય છે. આ પૃથક્કરણનું કારણ એવું જણાયું છે કે solution–દ્રવણમાં સંયોજનનાં અણુ વિદ્યુદ્‌ભારવાળાં બને છે; અને દ્રવણમાં વિદ્યુત છેડા દાખલા કરતાં ધન ભારવાળાં અણુ ઋણ છેડા તરફ જાય છે, જ્યારે ઋણ ભારવાળાં અણુ ધન છેડા તરફ આકર્ષાય છે. ઇલેક્ટ્રો પ્લેટીંગનો સિદ્ધાંત પણ આ જ પ્રયોગની ઉપર રચાએલો છે. જે વસ્તુ ઉપર રૂપાનો અગર સોનાનો ઢોળ ચડાવવો હોય તેને દ્રવણમાં વિદ્યુતના ઋણ છેડા તરફ મૂકવામાં આવે છે, જ્યારે દ્રાવ્ય તરીકે રૂપા અગર સોનાનું કોઇ પણ compound–સંયોજન વાપરવામાં આવે છે. વિદ્યુતનો પ્રવાહ પસાર કરતાં રૂપું અગર સોનું સૂક્ષ્મ અણુરૂપે ઋણ છેડાની જગ્યાએ રાખેલી વસ્તુ ઉપર આકર્ષાઇ ચોંટી જાય છે, અને થોડી જ વારમાં આખી વસ્તુ ઉપર રૂપાનો અગર સોનાનો એકસરખો થર બાઝી જાય છે.

આવા પ્રયોગોથી ઘણાને લાગવા માંડયું કે કદાચ વિદ્યુત્ અને પરમાણુને કોઈ પણ રીતનો સંબંધ હોવો જોઇએ. આ દરમ્યાન વાયુમાંથી વિદ્યુત્‌પ્રવાહ પસાર કરવાના પ્રયોગો શરૂ થયા, અને વિશ્વની અનંતતા અને વિવિધતામાં ૯૨ જાતનાં તત્ત્વો ભાગ લે છે એ માન્યતામાં આ પ્રયોગોએ મહાન વિપ્લવ કર્યો. ક્રુક્સ નામના જર્મન વૈજ્ઞાનિકે એક કાચની નળી લઇ તેમાંથી ઘણીખરી હવા કાઢી લઇ વિદ્યુત્‌પ્રવાહ પસાર કર્યો તો તેને માલમ પડયું કે ઋણ છેડા તરફથી પ્રકાશિત કિરણો ધન છેડા તરફ જતાં હતાં. વિદ્યુત્‌પ્રવાહ ચાલુ થાય છે એટલે એટલું તો નક્કી જ હતું કે આ કિરણો વિદ્યુત્‌ભારવાહક તો હોવાં જ જોઇએ. આ કિરણોની નજીક જો લોહચુંબક લઇ જવામાં આવે તો તે વિપથગામી બને છે. આ ઉપરથી એ ચોક્કસ થયું કે એ પ્રકાશનાં કિરણો નથી; કારણ કે પ્રકાશનાં કિરણો ઉપર લોહચુંબકની અસર થતી નથી. ગમે તે ધાતુના વિદ્યુત્ છેડા નળીમાં દાખલ કરવામાં, અગર ગમે તે જાતનો વાયુ નળીમાં રાખવામાં આવે તોયે આ જ જાતનાં કિરણો ઉત્પન્ન થાય છે. આ કિરણો કોઇ જાતના વિદ્યુત્‌ભારવાળાં દ્રવ્યનાં કણો છે એમ ત્યાર પછીના અનેક પ્રયોગોથી સાબિત થયું. સર જે. જે. થોમસને એ કણોનું વજન, કદ અને એના ઉપર

રહેલો વિદ્યુત્–ભાર નક્કી કર્યો. એ કણનું વજન હલકામાં હલકા હાઇડ્રોજન વાયુના પરમાણુથી ૧૮૫૦ ગણું ઓછું હતું. આ વસ્તુ આશ્ચર્યજનક હતી. હાઇડ્રોજનનો પરમાણુ એ નાનામાં નાનો અને અવિભક્ત કણ ગણાતો હતો તો પછી આ તેનાથી સૂક્ષ્મ અને હલકો કણ ક્યાંથી નીકળ્યો ? વળી દરેક જાતના વિદ્યુતછેડા ઉપરથી પણ આ એક જ જાતનો કણ ઉત્પન્ન થાય છે, એટલે સ્વાભાવિક નિર્ધાર એ જ થાય કે દરેક જાતના પરમાણુમાં આ વિદ્યુતભારવાહી કણ રહેલો હોવો જોઇએ. ઋણ છેડા તરફથી એ કણ નીકળે છે એટલે એને Electron–ઋણકણ કહેવામાં આવ્યો.

દરેક પરમાણુમાં ઋણકણ રહેલો હોય તો એ ઋણવિદ્યુત્ ભારવાહી હોવાં જોઇએ. પરંતુ પરમાણુ સ્વાભાવિક સ્થિતિમાં વિદ્યુતભારવાહી હોતાં નથી એટલે પરમાણુમાં જેટલાં ઋણકણ હોય એટલાં Proton–ધનકણ ( ધનભારવાહી કણો ) પણ હોવાં જોઇએ, કે જેથી વિદ્યુતભાર શિથિલ (neutral) થઇ જાય. દરેક તત્ત્વમાં કેટકેટલાં ઋણ અને ધનકણ હોય છે એ તરફ સર્વનું ધ્યાન દોડયું. ઋણકણની સાબિતી બીજા પણ કેટલાક પ્રયોગોથી ચોક્કસ થઇ. સૂર્યનાં Ultra-violet પાર–જાંબલી કિરણો જો કોઇ ધાતુ ઉપર પડે તો તેમાંથી ઋણકણ ઉદ્‌ભવે છે. કોઇપણ ધાતુને ખૂબ તપાવીએ તો તેમાંથી પણ ઋણકણો છૂટાં પડે છે. ક્ષ-કિરણો જે ધાતુ ઉપર અથડાય તેમાંથી ઋણકણો નીકળે છે; અને એ નિઃસંશય સિદ્ધ થયું કે ઋણકણો અને ધનકણોથી જ પરમાણુ બંધાયેલા છે. અવિભક્ત ગણાયેલા પરમાણુ વિદ્યુતના બળ વડે ભાંગી શકાયા, અને ૯૨ પરમાણુની જગ્યાએ ફક્ત ધન અને ઋણકણ એવા બે જ વિભાગ છે એમ પુરવાર થયું.

આ ઉપરાંત બીજું એક નવીન શાસ્ત્ર શોધાયું કે જે વડે ધનકણનું સ્વતંત્ર અસ્તિત્વ પણ શોધી કઢાયું. એ શાસ્ત્રનું નામ રેડિયો એકટીવિટી છે. ૧૮૯૬ માં બેકવ રેલે યુરેનિયમ ધાતુની શોધ કરી અને તેને માલમ પડયું કે એમાંથી એક જાતનાં એવાં કિરણો નીકળે છે કે જે ફોટોગ્રાફિક પ્લેટ ઉપર અસર કરે છે. આ કિરણો યુરેનિયમના પરમાણુમાંથી સતત વહ્યાં કરે છે, પરંતુ એ શાથી નીકળે છે એ પ્રથમ સમજાયું નહિ. એટલું તો ચોક્કસ હતું કે એનું કારણ પરમાણુનું કોઈ પ્રકારનું transformation રૂપાંતર જ હોવું જોઇએ. ઋણકણની શોધ પણ એ જ અરસામાં થયેલી હોવાથી કદાચ એમાં ઋણકણો હોય એ તદ્દન સંભવિત લાગ્યું. જો એ કિરણો ફક્ત પ્રકાશનાં જ કિરણો હોય તો એના ઉપર ચુંબાકર્ષણ અગર વિદ્યુદાકર્ષણની કંઈ પણ અસર થવી ન જોઇએ. જો આમ ન હોય અને એ વિદ્યુતકણનાં જ કિરણો હોય તો ચુંબકાર્ષણ લાગતાં જ વિપથગામી થવાં જોઇએ. આ પ્રયોગ અજમાવતાં એવું માલમ પડયું કે કિરણના બે વિભાગ સામસામી દિશામાં વિપથગામી થઇ જાય છે, જ્યારે એક ભાગ સીધો ચાલી જાય છે. ચુંબાકર્ષણને લઇને કણો સામસામી દિશામાં વળે એટલે સ્વાભાવિક રીતે એક ભાગ જો ઋણકણનાં કિરણોનો હોય તો બીજો ભાગ ધનકણનાં કિરણોનો હોવો જોઇએ. જે ત્રીજા ભાગ ઉપર બિલકુલ અસર ન થઇ તે પ્રકાશકિરણો છે અને તે ક્ષ-કિરણો જેવાં જ તીવ્ર કિરણો છે એમ પ્રયોગથી સાબિત થયું. આ ધન અને ઋણકણ યુરેનિયમમાંથી નીકળે છે એટલે યુરેનિયમનાં પરમાણુ સતત ભાંગતાં હોવાં જોઇએ. આ શોધ થઇ ત્યાર પહેલાં પરમાણુ અવિનાશી છે અને આપો આપ કોઈ પણ વિગતિ કરી ન શકે એવો એક સિદ્ધાંત પ્રચલિત હતો, પરંતુ આ શોધે એ

સિદ્ધાંતને ઉથલાવી નાખ્યો, અને સ્થૂળ વસ્તુ પણ સ્વયંવિભાજ્ય છે-આપોઆપ વિનાશને પામી શકે છે એ પુરવાર થયું. જગતમશહૂર ફ્રેન્ચ વૈજ્ઞાનિક માદામ્ ક્યુરીએ ત્યાર પછી રેડિયમની શોધ કરી અને બતાવ્યું કે આવાં આપવિનાશી તત્ત્વો ઘણાં છે. ધનભારવાહી કિરણોને a-rays આલ્ફા-કિરણો, ઋણુ-કિરણોને b-rays બીટા-કિરણો અને પ્રકાશનાં કિરણોને ગામા-કિરણો કહેવામાં આવે છે. બીટા કિરણોના કણો ઋણુકણુના સર્વ ગુણધર્મ ધરાવે છે, ન્યારે આલ્ફા કિરણોનું વજન હાઇડ્રોજનથી ચારગણું હોય છે. હેલિયમ વાયુના પરમાણુનું વજન આલ્ફા કિરણના પરમાણુ જેટલું જ છે એટલે એ હેલિયમ વાયુના પરમાણુ હોય એ સંભવિત છે. આલ્ફાકરણ ઉપર વિદ્યુતભાર હોવાથી એમાંથી ધનભાર જેટલાં ઋણુકણો છૂટાં પડી ગયાં હોવાં જોઇએ. આ ઉપરથી એ પણ માલમ પડે છે કે આલ્ફા કિરણના એ ધનકણના સૂક્ષ્મ અણુ ન જ હોઈ શકે; કારણ કે હાઇડ્રોજન પરમાણુનું વજન એનાથી હલકું છે. ૧૯૨૦માં લૉર્ડ રૂથરફોર્ડે હાઇડ્રોજનના પરમાણુના વજનવાળો ધનકણ કૃત્રિમ રીતે છૂટો પાડયો. હવે આલ્ફા કિરણો અત્યંત વેગથી નીકળતાં હોવાથી હલકાં ભારાંકવાળાં તત્ત્વો સાથે જો અથડાય તો તે પરમાણુ ભાંગી જાય. ઘણી ધીરજ અને ખંતથી આ પ્રયોગ પાર પડયો અને નાઇટ્રોજન વાયુનું પરમાણુ ભાંગી શકાયું. અને એક ધનકણ-છૂટો પડયો. એ ધનકણનો વિદ્યુદ્‌ભાર એક ઋણુકણુને શિથિલ બનાવે એટલો જ હતો અને એનું વજન હાઇડ્રોજનના એક પરમાણુ જેટલું હતું. આ પ્રયોગથી પરમાણુની વિદ્યુદ્‌મય રચનામાં કોઇ પણ શંકાને કારણ રહ્યું નહિ.

હાઇડ્રોજનના પરમાણુની રચના હવે સહેલથી સમજી શકાશે. એની અંદર એક ધનકણ અને એક ઋણુકણુ હોવા જ જોઇએ. હાઇડ્રોજનનો પરમાણુભારાંક ૧ છે એટલે જેટલાં પરમાણુભારાંક હોય એટલા ધનકણ હોય એ દેખીતું છે. હવે આપણે ઑક્સિજનનો પરમાણુ લઇએ તો તેનો પરમાણુભારાંક ૧૬ છે એટલે એની અંદર ૧૬ ધનકણ અને ૧૬ ઋણુકણુ હોવાં જ જોઇએ. પરંતુ આ રચનામાં એક મુશ્કેલી ઊભી થઈ. કેટલાંક તત્ત્વોના પરમાણુભારાંક અપૂર્ણાંક આવે છે, તો કાં તો એ તત્ત્વોના પરમાણુમાં ધનકણનો અપૂર્ણાંક ભાગ હોવો જોઇએ; અગર તો તેના પરમાણુ જુદા જુદા પૂર્ણાંક પરમાણુભારાંકના સમૂહથી બનેલાં હોવાં જોઈએ. થોડા જ વખતમાં એસ્ટન નામના વૈજ્ઞાનિકે પ્રયોગોથી બતાવ્યું કે પરમાણુભારાંક હમેશાં પૂર્ણાંક જ હોય છે અને જે તત્ત્વોના પરમાણુભારાંક અપૂર્ણાંક છે તેમાં બે ત્રણ જાતના પરમાણુભારાંકવાળાં પરમાણુ હોય છે. દાખલા તરીકે ક્લોરીન્ વાયુનો પરમાણુભારાંક ૩૫.૪૬ છે અને એસ્ટને બતાવ્યું કે ક્લોરીનનાં પરમાણુ બે જાતના ભેળથી બનેલાં છે. એક જાતના પરમાણુનો પરમાણુભારાંક ૩૫ છે ન્યારે બીજી જાતના પરમાણુનો ભારાંક ૩૭ છે. આ શોધથી જેટલા પરમાણુભારાંક તેટલા ધનકણ એ સિદ્ધાંત કાયમ રહ્યો.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થયો કે પરમાણુની રચના કેવી હશે? જુદા જુદા વૈજ્ઞાનિકોએ અનેક જાતની કલ્પના કરી, પરંતુ છેવટે લૉર્ડ રૂથરફોર્ડ અને બોહરે ઘણી જ સફળતાથી એની સમજુતી આપી. હાઇડ્રોજન વાયુનું પરમાણુ લઇએ તો ધનકણ મધ્યમાં ઘણા જ સૂક્ષ્મ ભાગમાં રહેલો હોય છે અને ઋણુકણુ તેની ફરતે અમુક કક્ષામાં ઉપગ્રહની માફક ફર્યા કરે છે. હેલિયમ વાયુ લઇએ તો તેનો પરમાણુભારાંક ૪ છે એટલે ૪ ધનકણ

મધ્યમાં રહેલા છે. કેટલાક પ્રયોગોથી એવું માલમ પડ્યું છે કે ૪ ઋણકણમાંના ૨ ઋણકણ મધ્યમાં ધનકણની સાથે જોડાયેલા રહે છે, જ્યારે બહાર કક્ષામાં ૨ જ ઋણકણ ફરે છે. ઑક્સિજનનો પરમાણુ લઇએ તો તેના મધ્યમાં ૧૬ ધનકણ સાથે ૮ ઋણકણ હોય છે જ્યારે બાકીના ૮ ઋણકણ કક્ષામાં ફરે છે. કક્ષામાં ફરતાં ઋણકણની સંખ્યા દરેક તત્ત્વની સામે લખી દઈએ તો એક બહુ જ નવાઈની વાત તરી આવે છે. એ સંખ્યા ૧ થી ૯૨ સુધી અનુક્રમે આવે છે, એટલે સ્વાભાવિક રીતે વિશ્વમાં ઓછામાં ઓછાં ૯૨ તત્ત્વો છે એ ચોખ્ખું દેખાય છે. આ સંખ્યાને atomic number–પરમાણુ અંક કહેવામાં આવે છે. એક તત્ત્વનો પરમાણુ અંક આપ્યો હોય તો તેથી એમ સમજાય કે એની અંદર તેટલાં ઋણકણ બહાર કક્ષામાં ફરતાં હોય છે. દાખલા તરીકે ક્રોમિયમ નામની ધાતુનો પરમાણુભારાંક ૫૨ છે જ્યારે એનો પરમાણુ અંક ૨૪ છે; તો એની અંદર ૫૨ ધનકણ અને ૫૨ ઋણકણ છે એ દેખીતું છે. આમાંના ૨૪ ઋણકણ કક્ષામાં ફરતા હોય છે, કારણ કે પરમાણુ અંક ૨૪ છે, એટલે બાકીના ઋણકણ મધ્યમાં ધનકણો સાથે રહેલા હોવા જોઇએ.

સાદા શબ્દોમાં પરમાણુ જુદી જુદી જાતનાં સૂક્ષ્મ સૂર્યમંડળો છે, જેના મધ્યમાં ધનકણો સૂર્યરૂપે વિરાજે છે; જ્યારે થોડા ઋણકણો ગ્રહોની પેઠે અનંતકાળ સુધી ફુદડી ફર્યાં કરે છે. જે રચના આકાશની અનંતતામાં વિરાટ સ્વરૂપે દેખાય છે તેની તે રચના પરમાણુ જેવા સૂક્ષ્મ દ્રવ્યમાં પણ માલમ પડે છે. આકાશમાં આખા ગ્રહમંડળના કદના પ્રમાણમાં સૂર્ય અને પૃથ્વી વગેરે ગ્રહોનું કદ માત્ર બિંદુરૂપે જ છે; તેવી જ રીતે પરમાણુ અતિ સૂક્ષ્મ હોવા છતાં તેની અંદર માત્ર એક મહાસૂક્ષ્મ ભાગનો ઋણકણ કક્ષામાં ફરે છે, અને ઋણકણથી પણ અનેકગણા નાના કદનો ધનકણ મધ્યમાં રહેલો છે. બાકીનો ભાગ ફક્ત અવકાશમય જ છે. એક વિશાળ મહાલય લઇએ તો તે મહાલયની મધ્યમાં ઊડતી એક માખી અને છજા ઉપર બેઠેલું એક પક્ષી એ આપણા પરમાણુના મહાલયના મધ્યમાં બેઠેલા ધનકણ અને ફરતે ફરતા ઋણકણની સાથે અનુક્રમે સરખાવી શકાય. આ પ્રમાણે વિરાટસ્વરૂપમાં અગર સૂક્ષ્મ ચીજોમાં પણ આપણને કુદરતનું સતત નૃત્ય દેખાય છે. સ્થૂળ વસ્તુઓ ચેતનવંત બની અનાદિ કાળ સુધી એકબીજાની ફરતે ફૂદડી ફરે છે. એ રસે ચડેલા વિશ્વની લીલાને કાળની સીમા નથી, સ્થળનાં બંધનો નથી. માનવજાત પૃથ્વી ઉપર આવી અને કાળાંતરે નષ્ટ થઈ જશે પરંતુ વિશ્વની અનંતતામાં આ નૃત્ય–આ રાસ–તો ચાલ્યાં જ કરશે.

ઇસ્માઇલ કૉલેજ,
અંધેરી.

યશવંતરાય ગુલાબભાઇ નાયક
એમ. એસસી.

# પંતુજીનો વાર

[ મનહર છંદ ]

( ૧ )

સર્વ વારમાંથી મને શનિવાર ખાસ ગમે
પૂજી રહું અંતરમાં એનાં એંધાણને
શનિકેરું નામ સુણી સર્વ લોક ખાલી ડરે
હું તો એમાં ભાળું મારા ભાગ્ય કેરા ભાણને.
અગિયારથી પાંચ સુધી માથાકૂટ કરી રોજ
છોકરાંને મારી મારી ' ટેં ' સરીખો થાઉં છું
ઘેર ફરું ત્યારે મારું માથું આખું ભમે તેથી
ઘરવાળી બોલાવે તો ફાડી ખાવા ધાઉં છું.

( ૨ )

શનિવારે કિન્તુ વહેલો ઊઠી હું નિશાળે જાઉં
થોડું ઘણું ચલાવું છું ત્યાં તો ઘંટ વાગે છે
ચડે પહોરે ખાઇ કરી ઘોરવાને લાગી જાઉં
ઠેઠ સાંજ પડે ત્યારે બંદા પાછા જાગે છે.
બીજે દા'ડે રજા છે એ ખ્યાલ મારા શનિવારે
અંતરમાં આનંદની ઊર્મિઓ જગાવે છે
રવિવારે રજા તોયે બીજા દી'ની બીક લાગે
તેથી મને શનિવાર રવિથી યે ભાવે છે.

રામપ્રસાદ શુકલ

# અજોદ્ધાની ભેટ

અખિલબાબુ કચેરીમાંથી ઘેર આવતાં જ ગૃહિણીએ તેમને અજોદ્ધાના તમામ ગુણોનું પારાયણ કહી સંભળાવ્યું.

અખિલબાબુ એ દિવસે એક મુકર્દમો હારીને આવ્યા હતા. સામા વકીલે તેમને એક તીક્ષ્ણ મર્મથી વીંધી લીધા હતા, તેથી તેમનો મિજાજ બહુ બગડી ગયો હતો. તેમાં વળી ઘેર આવતાં જ આ પારાયણ! ગૃહિણી આંખો લાલઘૂમ અને પાંપણો ભીની કરીને બેઠી હતી. અખિલબાબુનું શરીર જાણે આગથી સળગી ઊઠ્યું. પાસે થઈને એક દાસી જતી હતી તેને હુકમ સંભળાવ્યોઃ "અજોદ્ધાને એકદમ અહીં મોકલ."

બીજી જ પળે અજોદ્ધા આવી ઊભો. આજે તેની આંખો હમેશ મુજબ ઢળેલી નહોતી. જર્મન સમ્રાટની પેઠે તેણે મૂછોને ખૂબ વળ ચડાવેલો હતો, માથે પાઘડી હતી. અજોદ્ધા રોજ કંઇ ફેંટો નહોતો બાંધતો. પરંતુ જ્યારે કંઇ પ્રસંગ બનતાં તેનો મિજાજ બગડી જતો ત્યારે તે એકદમ માથે ફેંટો બાંધી દેતો. મનમાં વીરત્વનો ભાવ જાગે ત્યારે તેને બહાર પ્રકટ કરવાની ઇચ્છા થવી સ્વાભાવિક જ છે.

અજોદ્ધાના રૂપરંગ જોઇ બાબુને બળતામાં ઘી રેડાયું. પરંતુ તેમણે મન સ્વસ્થ રાખી ધીમેથી પણ કઠોર સ્વરે ન્યાયાધીશ સાહેબ જજમેન્ટ સંભળાવતા હોય તેમ સંભળાવ્યુંઃ—

"અજોદ્ધા, તું બહુ જૂનો નોકર છે. પરંતુ જૂનો છે તેથી સુધરવાનું તો બાજુએ રહ્યું પણ તું રોજરોજ વધારે બગડતો જાય છે. મુનીમ કહે છે કે રીતભાત કે શરમ કે બીક કશુંયે તું રાખતો નથી. અને સૌને કાયર કાયર કરી મૂક્યા છે. તું જૂનો નોકર છે સમજી મેં બહુ સહન કર્યું છે; પણ હવે એ નહિ ચાલે. બસ, હવે તું જા. આ પહેલી તારીખથી તું છુટ્ટો."

અજોદ્ધાએ માથું ધુણાવી ઉદ્ધતભાવે બેપરવાઇથી જવાબ દીધોઃ "હુકૂમ, મહારાજ, હમ રાજીકા સાથ ચલા જાયેંગે. આપ રજા નહીં દેતે તો ખૂદ હમ આજ ઇસ્તફા દેને કો તયાર હુઆ થા." બોલતાં બોલતાં અજોદ્ધાના હોઠ કંપવા લાગ્યા.

અજોદ્ધા બંગાળી બોલી શકતો નહિ એવું ના સમજશો. અઢાર વર્ષથી તે આ ઘરમાં નોકરીએ છે—બંગાળી જેવું જ સરસ બંગાળી તે બોલી શકે છે! પરંતુ ગુસ્સામાં હોય ત્યારે તે બંગાળી બોલતો નહિ. બંગાળી ભાષા સદ્‌ગૃહસ્થોની ભાષા છે—તરણાથી પણ હલકા અને વૃક્ષથી પણ સહિષ્ણુ લોકોની તે ભાષા છે. અજોદ્ધા તો શું—ઘણા બંગાળી પણ ક્રોધમાં હોય ત્યારે બંગાળી બોલી શકતા નથી—હિંદી કે અંગ્રેજીમાં બોલી ઊઠે છે!

અજોદ્ધાના આ ઉદ્ધત જવાબથી પણ અખિલબાબુએ પિત્તો ગુમાવ્યો નહિ. પહેલાંની જેમ જ ધીરજથી તે બોલ્યાઃ "બહુ સારું. પરંતુ ખબરદાર! જો ફરી આવ્યો છે તો. ત્રણ ત્રણ વાર તો તને માફી આપી પણ હવે એ આશા રાખતો નહિ. હવે જો પાછો આવ્યો તો યાદ રાખજે, પેસવા નહિ દઉં. બસ. ખતમ."

અજોદ્ધા બોલ્યો: "નેઇ ગરીબપરબર; ઔર નેહિ આયેંગે. હમ બી દિકદારી હો ગીયા—"

તેને બોલતો અટકાવી બારણા તરફ હાથ કરી આંખો ફાડી બાબુ બોલ્યા: "ચલે જા."

અજોદ્ધાએ જતાં જતાં વાક્ય પૂરું કરી લીધું: "થક ગીયા. નૌકરી ઔર નેહિ કરેંગે. જો કીયા સો કીયા–બસ, અબ હમ હો ચૂકા."

અખિલબાબુએ ખુરશી પર બેસી દાસીને હુક્કો લાવવા હુકમ કર્યો. રોજ તો અજોદ્ધા તેમને હુક્કો લાવી દેતો.

૨

બપોરનો વખત છે. ચોમેર શાંતિ છે. અખિલબાબુ કચેરીએ ગયા છે. છોકરાં નિશાળે ગયાં છે, ગૃહિણી નિરાંતે ઊંઘે છે.

આજે ઠંડી કંઇક વધારે પડે છે. અજોદ્ધા આંગણામાં તડકે પથારી પાથરી સહેજ ઊંઘી લેવા તરફડિયાં મારે છે, પણ ઊંઘ આવતી નથી. કીકી તેના માથા પાસે બેસી ધોળા ધોળા વાળ ચૂંટી કાઢે છે.

કીકી કહે: "અજોધા, તું કેમ જતો રહેવાનું કહે છે?"

અજોદ્ધા કહે: "તારા બાપાએ તો મને કાઢી મૂકયો છે ને!"

આવતી કાલે પહેલી તારીખ છે. અજોદ્ધા કાલે જવાનો છે. કીકીએ આગળ પૂછ્યું: "ફરી ક્યારે આવવાનો તું?"

અજોદ્ધા કહે: "હવે શું કરવા આવું, બહેન! હવે તો જવાનો એ જવાનો."

કીકી અજોદ્ધાના ગળે વળગી પડી બોલી: "જો અજોદ્ધા, તારે આવવું પડશે."

અજોદ્ધા કહે: "ભલે ત્યારે. તું જ્યારે પરણીશ ને, ત્યારે તું જો મને કાગળ લખીશ તો આવીશ."

કીકી દુ:ખી થઇને કહે: "મને કંઇ લખતાં આવડે છે?"

"મોટાભાઇને કહેજે તે લખી આપશે."

અજોદ્ધાએ થોડી વાર ઊંઘી જવા પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિ ત્યારે છેવટે કહે: "તું મારા વિવાહમાં આવીશ કે નહિ?"

કીકી ખડખડ કરતી હસી પડી. "મૂઆ, તને હવે પરણાવે કોણ? તું તો હવે બુઢ્ઢો થયો!"

અજોદ્ધા કહે: "કોણ કહે છે, હું બુઢ્ઢો થઈ ગયો છું?"

અજોદ્ધાના માથાના વાળ રમાડતી કીકી બોલી: "વાહ રે! તું શું બુઢ્ઢો નથી થયો? મને શું એટલી ખબર નહિ હોય! પેલે દહાડે મોટી બહેન, બા, ભાઇ બધાં કહેતાં હતાં."

"શું કહેતાં હતાં?"

"કહે કે અજોદ્ધા મૂઆને બુઢ્ઢો થયો ત્યારે શોખ થયો કે હવે પરણવાનું કહે છે. એને તે કોણ છોકરી દેવાનું છે?"

અજોદ્ધા આ સાંભળી કહે: "અરે જોજે તો ખરી, મને એક વાર પરણી લેવા દે ને, પછી એ લોકો શું કહે છે એ સાંભળજે."

કીકી કહે: "અજોધા, તારે શું કામ પરણવું છે ભાઈ?"

"ત્યારે મને ભાત કોણ રાંધી દે, બહેન ?"

આ જવાબમાં અજોદ્દાના જીવનનો પૂર્વ ઇતિહાસ છુપાયેલો હતો. તે ત્રણ વાર નોકરી છોડી દેશમાં ગયો હતો. પણ છેવટે એકાએક પાછો આવ્યો ત્યારે તેણે કહ્યું હતું કે "હાથ બાળીને કેમ રાંધ્યું જાય મા, તેથી આવતો રહ્યો." નાનપણમાં અજોદ્દા એક વાર પરણ્યો હતો. અજોદ્દા જ્યારે પહેલવહેલો અખિલબાબુને ત્યાં રહ્યો, ત્યારે તેની સ્ત્રી જીવતી હતી. અત્યારે તો તેની સ્ત્રીને મરી ગયે ઘણાં વરસો થયાં.

કીકીએ પૂછ્યું: "ત્યારે તું આ વખત સાચેસાચ પરણવાનો કે ?"

"સાચેસાચ નહિ તો શું જૂઠેજૂઠ ?"

"કેટલા હજાર રૂપિયા તને મળશે !"

અજોદ્દા હા હા કરતો હસી પડયો. "રૂપિયા વળી મળે ? એ તો મારે દેવાના ! આ તે શું બંગાળી શાદી છે ?"

"ઘરેણાં પણ આપવાં પડશે !"

"વાહ રે ! ઘરેણાં પણ ખરાંસ્તો. બહુ રૂપિયા ખરચ થવાના–બહુ !" આમ કહી, અજોદ્દાએ ફરીથી ઊંઘવા માટે આંખો મીંચી.

કીકી થોડી વાર વિચારમાં પડી. પછી સમજાવતી હોય તેમ બોલી: "અજોધા, તારી વહુને હું એક ઘરેણું આપીશ."

અજોદ્દા નિશ્વાસ નાખી બોલ્યો: "શું ઘરેણું આપીશ બા ?"

કીકી કહે: "કેમ પેલી મારી જૂની બંગડીઓ છે ને, સાડાત્રણ તોલાની છે, બહુ નાની પડે છે, એ બંગડીઓ તારી વહુ માટે આપું–લે, હમણાં જ લઇ જા."

અજોદ્દા હસ્યો. "પહેલાં કન્યા તો નક્કી થવા દે, પછી બંગડીઓ આપજે–માદળિયું આપજે, સાંકળાં આપજે–બધુંય આપજે ને !"

કીકી કહે: "ના, પણ બંગડીઓ તો હમણાં લઇ જા." આમ કહી કીકી દોડતી ગઇ. થોડી વારમાં બે બંગડીઓ લઇને આવી, "લે, લઇ લે ભાઇ ! મા જાગી જશે તો પછી આપવા નહિ દે."

અજોદ્દા કહે: "બંગડીઓ ક્યાંથી લઈ આવી, મૂરખી ?"

"કેમ ? બંગડીઓ ક્યાં છે એટલી મને ખબર નહિ હોય એમ ?"

"જા, જા. જ્યાં હતી ત્યાં મૂકી આવ." અજોદ્દાએ શ્વાસ નાખી પાસું ફેરવ્યું.

કીકી બંગડીઓ હાથમાં રમાડતી, ખખડાવતી, ગણગણ કરતી મનમાં કંઇ ગાવા લાગી. અજોદ્દા કહે: "જા, જા, મૂકી આવ હવે, ખોઈ બેસીશ તો ભારે પડી જશે."

કીકી કંઇ પણ બોલ્યા વગર ઊઠીને ગઇ. અજોદ્દા ફરી ઊંઘવા લાગ્યો.

૩

કીકીએ ઘરમાં જઇ જોયું તો મા હજી ઊંઘતી હતી, અને ખાટલામાંથી તેનો ચોટલો નીચે ઝૂલતો હતો.

કીકી ત્યાંથી પૂજાના ઓરડામાં ગઇ, ઝારીમાંથી જરા ગંગાજલ લઇ ચરણામૃત પાન કર્યું. પછી ગરદન નમાવી આંખો મીંચી બોલી. "અહા ! ઓરડામાં એક ખૂણે બિલાડી બેઠી ઊંઘતી હતી. કીકીએ પૂજાનાં ફૂલનો મૂઠો ભરી ધીમેધીમે બિલાડી પાસે જઇને 'નમો નમો'

કહી એક એક ફૂલ તેને ચડાવવા માંડયાં. બિલાડીને માથા પર ઠંડું ઠંડું લાગવાથી જાગી ગઇ અને 'મ્યાઉં' બોલી બીકથી નાસી ગઈ.

પૂજામાં ભંગ થવાથી ભક્ત કીકી બિલાડીની પાછળપાછળ થોડી વાર દોડી રસોડા સુધી આવી. રસોડાના બારણાને સાંકળ દીધેલી હતી. કયાંકથી એક સ્ટૂલ ઉપર ચડી સાંકળ ઉઘાડવા બહુ મથન કર્યું, પણ ઊઘડી નહિ. તેથી નીચે ઊતરી આમતેમ કંઇક જાણે ખોળતી ઘૂમવા લાગી. એક કોલસાનો કકડો હાથ લાગી જતાં તેના મોં પર આનંદ દેખાયો. કોલસો લઇને કીકી નાહવાની ઓરડીએ ગઇ. ચોકડી પરથી પાણી સુકાઈ ગયું હતું. કીકીએ ત્યાં કોલસા વડે કેટલાં ય ઘર ચીતર્યાં અને દરેક ઘરમાં એક એક 'ક' લખી દીધો. પછી ટબમાંથી લોટા પાણી લઇ ધીરે ધીરે પોતે બનાવેલાં આ ઘરો ઉપર રેડવા માંડયું. વીસ લોટા પાણી રેડયું, પછી થાકી. જરા હાથ ઠંડીથી કળવા માંડયા હતા. પછી કીકી બહાર આંગણામાં આવી. અજોદ્ધા ઊંઘમાં નસ્કોરાં બોલાવતો હતો.

કીકી ધીરેથી અજોદ્ધાના બિછાના પર બેઠી. તેની કમરે એક ચાવી બાંધેલી હતી, સાવચેતીથી તે છોડી લીધી. અજોદ્ધાની દેવદારની પેટી કયાં રહે છે તે કીકીને ખબર હતી. પેટી ઉઘાડી પેલી બે બંગડીઓ આસ્તેથી બધી ચીજોની છેક નીચે છુપાવી દીધી. બીજી કેટલીક ચીજો ભેગી તે પેટીમાં એક પતરામાં જડેલી, પાછળ ગણપતિ ચિતરેલી એક નાની આરસી હતી અને એક કાંસકી હતી. કાંસકી વડે કીકીએ જરા વાળ હોળી લીધા. છેવટે પેટી બંધ કરી ચાવી ફરીથી હતી તેમ અજોદ્ધાની કમરે બાંધી લીધી.

## ૪

**બીજે** દિવસ સવારે વહેલા વહેલા ખાઇ કરી, ગૃહિણીને પ્રણામ કરી, બાબુને નમસ્કાર કરી, મોટાભાઈ અને કીકીની અશ્રુભરી આંખે વદાય લઇને અજોદ્ધાએ ઘર છોડયું. કીકી ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગી. ગૃહિણીએ પણ કેટલીય વાર પાલવથી આંસુ લૂછી નાખ્યાં.

અજોદ્ધાનું ગામ મુંગેર સ્ટેશનથી દશ કોશ દૂર હતું. મુંગેરથી એક બળદગાડી ભાડે કરી અજોદ્ધા ઘેર ગયો.

આ મુંગેરમાં જ તે પહેલવહેલો અખિલબાબુની નોકરીમાં રહ્યો હતો. આજે તો કેટલાંય વરસો થયાં. ત્યારે તો અખિલબાબુએ તરતમાં જ વકીલ થઇને ધંધો શરૂ કર્યો હતો. મુંગેરમાં તેમનો ધંધો બરાબર જામ્યો ત્યાર પછી તે હાઇકોર્ટમાં આવેલા. એક વખત જાત્રાના સમયે આ જ મુંગેર સ્ટેશને ગાડીમાં બેસવા કાળે ધાંધલમાં અખિલબાબુનો મોટો પુત્ર સતીશ ખોવાઈ ગયો. કિલ્લાની ભીંત પાસે પીપળાના ઝાડ નીચે ઊભો ઊભો સતીશ રોતો હતો–અજોદ્ધાએ જ તેને ખોળી કાઢયો હતો. બાબુએ આથી ખુશી થઇ તેને પોતાના નવા વિલાયતી જોડા બક્ષિસ આપ્યા હતા. આ બધું તેને યાદ આવ્યું. પછી તો એ જ સતીશ કલકત્તામાં તાવથી મરવા પડયો ત્યારે આખી રાત મટકું યે માર્યા વગર એકવીસ દિવસ અજોદ્ધાએ સતીશની ચાકરી કરી હતી. શબદાહ કર્યા પછી અખિલબાબુ અજોદ્ધાને ગળે વળગી રડી પડી બોલેલા : " અજુધા ! એક વાર તું મારો ખોવાઇ ગયેલો છોકરો લઇ આવેલો, હવે બીજી વાર લઇ આવ."–સુખેદુઃખે, હરખે શોકે અઢાર વરસ જેમની સાથે કાઢયાં છે, તેમની સાથેનો સંબંધ હવે સદાને માટે છૂટયો. અજોદ્ધાની ગાડી કેટલાય ગાઉ સુધી ગંગાની ધારે ધારે ચાલી. રસ્તો જ્યારે બાજુએ વળ્યો અને ગંગા દેખાતી બંધ થઇ ત્યારે અજોદ્ધાએ હાથ જોડી ગંગાદેવીને પ્રણામ કરી મનોકામના પૂર્ણ કરવા પ્રાર્થના કરી.

ઘેરથી અજોદ્દાને ઘણા મહિના થયાં કાગળપત્ર કંઇ મળ્યો નહોતો. ઘરમાં તેની એક ઘરડી કાકી હતી, બીજું કોઇ નહોતું. હવે તે કાકી જીવતી છે કે મરી ગઇ છે તેનો મનમાં વિચાર કરતો હતો. ગાડી ગામમાં આવી પહોંચી.

ઘેર જઇને જોયું તો બારણે તાળું છે. પાડોશીને ત્યાં ખબર કાઢવા ગયો, ત્યારે ખબર પડી કે તેની કાકીને મરી ગયે છ મહિના થયા હતા. ગામના સમજુ લોકોએ વિચાર કરી કરી "અજોદ્દાભાઇ, મકામ કલકત્તા" એ સરનામે દામડીલાલ પાસે તેને એક કાગળ પણ લખાવ્યો હતો–પરંતુ તે કાગળ બે મહિને પાછો આવ્યો અને બિચારા દામડીલાલને એક આનાના પૈસા દંડના ભરવા પડયા. એમણે અજોદ્દાને સલાહ આપી કે ભાઇ! દામડીલાલને ભેગો થાય તો એના એક આનાના પૈસા આપી દેજે.

ચાવી લઇને અજોદ્દા ઘેર આવ્યો. ઝાંપો ઉઘાડયો. ચોમેર કચરાના ઢગ બાઝી ગયા હતા, ને જંગલ જેવું થઇ ગયું હતું. નાનાં મોટાં ઝાડવાં સુદ્ધાં ઊગી નીકળ્યાં હતાં. ઘર ઉઘાડયું–લાંબો વખત અવાવરું પડી રહેવાથી ઘરમાં ભેજ ભેજ થઇ ગયો હતો. ખાટલાનો એક અડધો પાયો ઉધાઇ ખાઈ ગઈ હતી. બારણું ઊઘડતાં અજવાળું પડવાથી ઉંદરો ને વંદાઓએ દોડાદોડ કરી મૂકી.

અજોદ્દા દીર્ઘ નિઃશ્વાસ નાખી, ફરી તાળું મારી કોઇ પાડોશીને ઘેર જઇ બેઠો. નોકરી હવે ગઇ છે એવું કોઇને કહેતાં તેનો જીવ ચાલ્યો નહિ, તેથી કહ્યું કે થોડી રજા લઇને આવ્યો છું.

તેમણે અજોદ્દાને વિનય કરી હુક્કો આપ્યો. એક બે દમ લેતાં ન લેતાં તો ઊધરસ ખાઈ અજોદ્દાએ હુક્કો પાછો મૂકી દીધો. બાબુને ઘેર અમ્બુરી તમાકુ પીપી તેનો જન્મારો ગયો છે ને!

બીજે દિવસ સવારે અજોદ્દાએ મજૂર રોકી ઘરબાર સાફસૂફ કરાવ્યાં. લોકો કહેઃ અજોદ્દા ચાકરી કરી મોટો ઉમરાવ થઈ આવ્યો છે. નહિ તો, જેના બાપદાદા આટલાં વરસથી પંડે મજૂરી કરતા આવ્યા છે તે કદી રોજના બે આના આપવા કરી મજૂર રાખે ખરો?

પોતાના ઘરમાં સાંજે અજોદ્દાએ રાંધી ખાધું. ખાધા પછી ઓરડામાં જઇ તેલનો દીવો કર્યો. દીવાનો ઝાંખો પ્રકાશ જોઇ, તેને તેના શેઠના ઘરના વીજળીના દીવા યાદ આવવા લાગ્યા.

દિન પર દિન જવા લાગ્યા. મહિનો વીત્યો. ગામના લોકો તેને હવે પૂછવા લાગ્યા કે કેટલી છુટી છે? હવે કયારે કલકત્તા જવાનું છે? તે કહેઃ હવે થોડા દહાડામાં જઇશ. અજોદ્દા એકલો પડી રહેતો. કોઇની સાથે ભળતો નહિ. તેના નાતીલા, પાડોશી સૌ તેને ક્ષુદ્ર માણસ લાગતા. તેમની સાથે હાસ્યવિનોદ કરવાનું તેને મન જ થતું નહિ. તે પોતાના ઘરમાં એકલો બેસી રહેતો. એકલો એકાંત વિચારમાં. અખિલબાબુનાં છોકરાંછૈયાંને તેણે જાતે ઉછેરી મોટાં કર્યાં હતાં–તેનું મન ચોવીસે કલાક કલકત્તાના એ પ્રિય ઘરમાં જ ચોંટયું રહેતું.

આમ ને આમ બે મહિના ગયા ત્યારે અજોદ્દાએ નકી કર્યું કે મોટાભાઇને એક કાગળ લખી સૌના સમાચાર મંગાવું; પણ કાગળ તો અંગ્રેજીમાં લખવો પડે. અને ગામમાં કોઇ અંગ્રેજી જાણતું નહોતું. આટલામાં કેવળ ખડકપુરનો પોસ્ટ માસ્તર અંગ્રેજી જાણતો હતો. ગામમાંથી થોડુંક સારામાં સારું ગાયનું ઘી ભેગું કરી બે કોશ દૂર ખડકપુર જઇને પોસ્ટમાસ્તરને મહેનતાણામાં આપી અજોદ્દાએ તેની પાસે કલકત્તા કાગળ લખાવ્યો.

અઠવાડિયા પછી મોટા ભાઈ તરફથી જવાબ આવ્યો. જે પોસ્ટમેને અજોદ્ધાને એ કાગળ આપ્યો તેને અજોદ્ધાએ અભરાઇ પરથી એક વિલાયતી રમકડું ઉતારી બક્ષિસ દઇ દીધું. તરત જ માથે ફેંટો બાંધી, ખડકપુર જઇને, પોસ્ટમાસ્તર પાસે કાગળ વંચાવ્યો.

"મોટાભાઇ તેનો કાગળ વાંચી બહુ ખુશ થયા છે. અને ઘરનાં બધાં પણ ખુશી થયાં છે. વૈશાખ સુદ પાંચમે ફીકીના વિવાહ છે. અજોદ્ધાને ફીકી ખૂબ ખૂબ યાદ કરે છે."

આંસુ લૂછી અજોદ્ધા ઘેર પાછો આવ્યો. દશ રૂપિયા મનિઑર્ડર કરી મોટાભાઇને મોકલવા વિચાર કર્યો, કે મોટાભાઇ ફીકીના વિવાહ ટાણે અજોદ્ધાની વતી એક રંગીન સાડી તેને લાવી આપે.

રૂપિયા કાઢવા અજોદ્ધાએ પેટી ઉઘાડી. ઘેર આવ્યા પછી આ પેટી તેણે હજીસુધી ઉઘાડી નહોતી. પેટીમાં સોનાની બંગડીઓ જોઇ તે એકદમ અવાક્ થઇ ગયો. કાંસકી હાથમાં લઇ જોઇ તો તેમાં ફીકીના માથાના બે લાંબા લાંબા વાળ ભરાઇ રહેલા દેખાયા. ત્યારે જ તેને બધું સમજાયું.

શું કરવું તે નક્કી કરતાં તેને બહુ વાર લાગી નહિ. બીજે જ દિવસે ઘર બંધ કરી તે કલકત્તા ગયો.

બડાબાજારમાં તેનો એક ઓળખીતો હતો તેને ત્યાં અજોદ્ધા કેટલાક દિવસ રહ્યો. કેટલુંક સોનું ખરીદી, ફીકીની બંગડીઓ ભંગાવી સારી એવી બે મોટી બંગડીઓ ઘડાવી લીધી. પોતાને માટે પણ કપડાં ખરીદ કર્યાં. એક ધોતી પીળી રંગાવી. ગુલાબી રંગનો એક ફેંટો તૈયાર કરાવ્યો. આમ ઠાઠ સજી, પાતળા લાલ કાગળમાં બે બંગડીઓ વીંટી લઇ અજોદ્ધા વૈશાખ સુદ પાંચમે બપોરે અખિલબાબુને ઘેર આવી હાજર થઇ ગયો.

ઘરનાં સૌ તેને જોઇ બહુ ખુશ થયાં. ફીકી તો બંગડીઓ પહેરીને નાચવા માંડી ગઇ. અખિલબાબુએ આવીને પૂછ્યું: "અજુધા, તને મારો કાગળ મળેલો કે?"

અજોદ્ધાએ નવાઇ પામી કહ્યું: "મોટાભાઇનો કાગળ..."

"મોટાભાઇનો કેમ? મારો કાગળ. ફીકીના લગ્નમાં આવવા મેં તને એક અઠવાડિયા પહેલાં રજીસ્ટર્ડ કાગળ લખ્યો છે. ગાડીભાડાના રૂપિયા દશની નોટ સાથે મોકલી છે—તને એ મળી જ નથી?"

ગૃહિણીએ એનો જવાબ દીધો: "એ ત્યારે શું દેશમાં હતો સમજો છો? એ તો અહીં કલકત્તામાં હતો—ફીકીને વાસ્તે આ બંગડીઓ ઘડાવવા."

બંગડીઓનું સાંભળી અખિલબાબુ ચીડાઇ જઇ બોલ્યા: "તું ગરીબ માણસ, ખાવાનું ઠેકાણું નહિ, તારે આટલા રૂપિયા ખરચ કરવાનું શું કામ? આવી તને કોણે બુદ્ધિ આપી?"

અજોદ્ધાએ એના જવાબમાં હસતાં હસતાં બંગડીઓનો બધો ઇતિહાસ કહ્યો.

ગૃહિણી એ સાંભળી કહે: "ઓહો! હું ત્યારની કહું છું કે ફીકીની પેલી બે બંગડીઓ ગઇ ક્યાં? ભંડારિયામાં કે પેટીમાં મૂકી હતી પણ હું તો પછી એ ભૂલી જ ગઇ."

"છેવટ ફીકીની જ જીત છે!" આમ કહી હસતા હસતા અખિલબાબુ બીજા કામે ગયા.

*અજોદ્ધા પોતાનો રંગીન ફેંટો ઉતારી જાળવીને મૂકી લગ્નસમારંભના કામમાં લાગી ગયો.

અનુવાદકઃ રમણલાલ પી. સોની

* બંગાળી વાર્તાલેખક શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાયલિખિત.

# વખત એટલે ગતિ

સૃષ્ટિ પરનાં અનેકાનેક નૈસર્ગિક આશ્ચર્યોમાં 'કાળ' પ્રથમ સ્થાને આવે છે. કારણ બીજાં આશ્ચર્યોનાં તત્ત્વો તો આપણે કાંઇક અંશે જાણી પણ શકીએ છીએ, પણ આ "કાળ" નામનું તત્ત્વ કયાં પરમાણુઓનું બન્યું હશે?" એ પ્રશ્ન મનુષ્યની બુદ્ધિની અત્યારની ભૂમિકાએ કાંઇ અગમ્યતાનું સૂચન કરતો લાગે છે. આથી આ પ્રશ્ન પર મનુષ્ય જાતજાતના તર્ક કરતો આવ્યો છે. અને છતાં આ પ્રશ્ન એવો સર્વગ્રાહી છે કે જુદાં જુદાં અનેક દૃષ્ટિબિંદુઓ પરથી તેનો અભ્યાસ કરવા છતાં આપણી કલ્પના થાકતી જ નથી.

પ્રથમ દૃષ્ટિએ આપણે "સમય વાસ્તવિક શું છે?" એ પ્રશ્ન વિજ્ઞાનને પૂછવા લલચાશું: પણ કયું વિજ્ઞાન તે આપણે નક્કી ન કરીએ ત્યાંસુધી આપણને સ્પષ્ટ ઉત્તર ન મળે. કારણ વિજ્ઞાનની દરેક શાખા એ પ્રશ્નનો પોતપોતાના હિતમાં ઘટાવીને જ જુદો જુદો ઉત્તર આપે છે. આથી આપણે વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને એનો એ પ્રશ્ન પૂછીએ. અને પછી તે બધા તરફથી ઉત્તરોનું એકીકરણ કરીએ.



આપણી દૃષ્ટિ પહેલવહેલી ઘડિયાળ બનાવનારા તરફ વળે છે; કારણ, સમયનું જ્ઞાન હોવાનો ઇજારો રાખીને એ જ બેઠેલો છે. તે આપણને એટલું જ કહી શકે કે એક વરસના અમુક દિવસ અને તેના બીજા અમુક પેટાવિભાગ એ બધું તેની ઘડિયાળથી માપી શકાય. અને 'વરસ' એટલે 'પોતાની કક્ષા પરના જે બિંદુથી પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરવા ઊપડે ત્યાં પાછી પહોંચતાં લાગે તે સમય.'

પણ કોઇ પૂછે: "ધારો કે કોઇ વર્ષે પૃથ્વીને એ પ્રદક્ષિણા દોડીને પૂરી કરી નાખવાની ઇચ્છા થઇ આવી, તો? આપણને એ મુસાફરીમાં લાગેલા 'ખરા વખત'ની કયાંથી ખબર રહે?"

ઘડિયાળી ગર્વથી કહેશે: "પૃથ્વી ગમે તેટલી ઝડપથી ચાલતી હોય તો પણ મારી ઘડિયાળનું લોલક તો એકસરખી ગતિથી જ ચાલશે. કારણ, લોલકને પૃથ્વીની ગતિ સાથે સંબંધ નથી (નહિ જેવો છે), પણ પૃથ્વીના વજન અને પૃથ્વીના મધ્યબિંદુથી લોલક સુધીના અંતર સાથે જ લેવાદેવા છે."

આ સાંભળી કોઇ ટીખળી યુવાન પ્રશ્ન કરે કે: "ધારો કે પોતાની અસાધારણ ગતિને લીધે પૃથ્વી સાથોસાથ ચારે તરફથી ફૂલી પણ ગઇ અને તેથી તમારું લોલક પૃથ્વીના મધ્યબિંદુથી દૂર જતું રહ્યું, તો? તમને શી રીતે ખબર પડે કે લોલક બતાવે છે તે 'ખરો વખત' નથી?" આવા પ્રશ્ન સામે ઘડિયાળીને નિરુત્તર રહેવું પડે.



પણ આપણે આ જ પ્રશ્ન ખગોળશાસ્ત્રી પાસે મૂકીશું તો તે એ પ્રશ્નને જડમૂળથી કાપી નાખશે. તે કહેશે કે આકાશમાંના અનેક ગોળા એક બીજા સાથે એવા અરસપરસ સંબંધથી જોડાયેલા છે કે તેમાંનો કોઇ પણ એક બંડખોર વર્તન ચલાવી શકે જ નહિ.

અને છતાં કાંઈ સ્થાનિક અવ્યવસ્થા ઊભી થતી લાગે તો બીજા અસંખ્ય ગોળાઓનો અભ્યાસ કરી તેનું માપ કાઢી શકાય. અને તેથી કદાચ કોઇ કારણસર આપણી પૃથ્વીનું વરસ ટૂંકું થઇ જાય તો આપણે યુક્ત સાધનો વડે બીજા તારાઓનું નિરીક્ષણ કરી તે ફેરફારનું પ્રમાણ અવશ્ય જાણી શકીએ.

"પણ ધારો કે કોઇ કારણથી એ બધા ગોળાઓની ગતિમાં એકસામટો અને એકસરખો ફેર પડયો તો ? પછી આપણને કોણ કહેશે કે પહેલાં જે 'કલાક' હતી તેનું નવું નામ 'મિનિટ' પડયું છે ?"

ખગોળશાસ્ત્રી પાસે આ પ્રશ્નનો જવાબ નથી.



આપણે આ પ્રશ્ન રસાયણશાસ્ત્રી પાસે લઇ જઇએ. તે આપણને સમજાવશે કે, "વખતનું માપ કાઢવાનું ખરું ધોરણ આકાશસ્થ ગોળાઓની ગતિ નથી, પણ પદાર્થના થતા રૂપાંતરની ગતિ છે. અને એ દૃષ્ટિએ જોતાં સૃષ્ટિ પરના બધા પદાર્થોનું રૂપાંતર એકસરખી ગતિથી જ થઇ રહ્યું છે, તેથી તારાઓની ગતિ વધે કે ઘટે છતાં આ ગતિ એકસરખી ચાલુ રહે છે, અને તેથી સમયનું વહન પણ એકધારું ચાલ્યું જાય છે. પદાર્થની ઉત્પત્તિ થઇ ત્યારથી આ રૂપાંતર થતું આવ્યું છે, એટલું જ નહિ પણ એ રૂપાંતરથી જ પદાર્થનું જીવન છે.

"આ વાત વધુ સ્પષ્ટપણે સમજાવું: દરેક પદાર્થ અણુઓનો બનેલો છે. અને દરેક અણુ પરમાણુઓનો બનેલો છે. હવે આ પરમાણુઓ કાંઇ વસ્તુઓ નથી, પણ વિદ્યુત જેવી કોઇ શક્તિનાં અલ્પ (કે મહાન ? ) બિંદુઓ માત્ર છે. આ બધાં બિંદુઓ એકબીજા પર ક્રિયા પ્રતિક્રિયા કર્યાં કરે છે. જ્યાંસુધી તેઓમાં એવી ક્રિયા કરવાની શક્તિ છે ત્યાંસુધી જ તેઓનું એ યુદ્ધ ચાલુ રહે છે. અને 'પરમાણુઓનું યુદ્ધ' એટલે જ 'અણુનું અસ્તિત્વ;' અને એ 'યુદ્ધની પરંપરાનું ચાલુ હોવું' એ જ આપણો 'સમયનો પ્રવાહ.'

'હવે જેમ આ પરમાણુઓના જીવનને અણુનું અસ્તિત્વ છે તેમ જ અણુઓના યુદ્ધથી પદાર્થનું જીવનં છે. દરેક અણુ પોતાની અંદર ચાલતા યુદ્ધને પરિણામે પોતાની આસપાસ લોહચુંબક જેવું આકર્ષણ કરનારું ક્ષેત્ર વિસ્તારી રહ્યો હોય છે અને તેથી અનેક જાતના અણુઓ અનેક જાતના સંસર્ગમાં ખેંચાઇ રહ્યા હોય છે. અને તે બધાના પરિણામરૂપ આપણે તરેહ તરેહનાં તત્ત્વો જોઇએ છીએ.

"આમ હોવાથી સમયનાં મૂળ અણુની પણ અંદર ચાલતા એ પરમાણુઓના યુદ્ધમાં રહેલાં છે. અને પદાર્થની બહારની ગતિની યત્કિંચિત્ અસર આ પરમાણુઓની ગતિ પર થતી ન હોવાથી એ પરમાણુઓની ગતિ આપણને સમયના નિરપેક્ષ જ્ઞાનની ભૂમિકારૂપ બની રહે છે. અને આથી આપણે સ્થૂળ જગતમાં થતાં પરિવર્તનોને આ રાસાયણિક કે વિદ્યુન્મય સમય સાથે સરખાવી તે પરિવર્તનની મર્યાદા નક્કી કરી શકીએ."

"બરાબર છે. એ યુદ્ધ ભલે ચાલે, એ સામે અમારે વાંધો નથી. પણ લડનારા થાકવાથી ધીમુંધીમું ચાલતું હોય તો ? આપણને 'સાચા વખત' ની કેમ ખબર પડે ?"

આવો પ્રશ્ન કોઇ કરે તો રસાયણશાસ્ત્રી ગુસ્સે થઇ જવાબ આપશે કે "મિસ્ટર, જેને કોઇ હિસાબે સમજવું જ નથી અને ઉપરાઉપરી આળસુ પ્રશ્ન જ કર્યા કરવા છે તેને પ્રશ્ન પણ ન [illegible]"

પરંતુ ગણિતશાસ્ત્રીનું મગજ' એવું તપેલું નથી હોતું, તેથી તે આપણને આવા ઉદ્ધત પ્રશ્નનો પણ શાન્ત જવાબ આપશે. તે કહેશે કે "એ જ તો કુદરતની મોટામાં મોટી ખૂબી છે કે આપણને કોઇ પણ જાતના અસ્તિત્વનું નિરપેક્ષ જ્ઞાન થઈ શકતું જ નથી. આપણે એક અસ્તિત્વને બીજા અસ્તિત્વ કે અનસ્તિત્વની અપેક્ષાએ જ જાણી શકીએ છીએ. પણ આ સત્ય વધુ સ્પષ્ટ કરવા આપણે દૃષ્ટાંતોથી શરૂ કરીએ.

"આપણે ઘોડા પર સવાર થઇ સીધે રસ્તે જતા હોઇએ ત્યારે ઘડીક તેને છૂટમાં ચલાવીએ અને ઘડીક પાટીમાં જવા દઇએ તો આપણે જે સીધી રેખામાં ગતિ કરતા હોઇશું તે રેખા આપણી ધીમી ગતિ વખતે સંકોચાય છે અને ત્વરિત ગતિ વખતે લંબાય છે. એ જ સત્ય બીજી રીતે સમજવા આ એક પ્રયોગ પણ કરી જુઓ: કોઈ ગોળ આકારનું ચક્ર (વીજળીક પંખો ઠીક ચાલશે) ફરતું રાખી તેના પર એવી તિરકસ રીતે પ્રકાશ પાડો કે જેથી તે ચક્રનો દિવાલ પર પડતો પડછાયો લંબગોળ આકારનો થાય. હવે એ પડછાયામાં જોતાં જણાશે કે જોકે ચક્ર તો એકસરખી ગતથી જ ફરે છે છતાં પડછાયાના સંકોચાઈ ગયેલા ભાગમાં ધીમી ગતિ છે અને લંબાઈ ગયેલા ભાગમાં બહુ ત્વરિત ગતિ દેખાય છે. આ જ પ્રમાણે ગ્રહો પણ પોતાની લંબગોળ કક્ષાના લંબાઇ ગયેલા ભાગમાં ત્વરિત ગતિથી અને સંકોચાઈ ગયેલા ભાગમાં ધીમી ગતિથી ચાલતા હોય છે. ધૂમકેતુની ગતિ સૂર્ય પાસે આવતાં વધે છે તેનું પણ એ જ કારણ કે ધૂમકેતુની કક્ષાના અતિશય લંબાઈ ગયેલા ભાગમાં સૂર્ય આવેલો છે. વળી આ જ પ્રમાણે જોઇશું તો જણાશે કે કોઈ ફરતા ચક્રના અંદરના ભાગ કરતાં તેના છેડા તરફનો ભાગ વધુ ઝડપથી ગતિ કરી રહ્યો હોય છે.

"હવે આપણે આ બધાના મૂળમાં ઊંડા ઊતરીશું તો જણાશે કે આપણું આ બધી ગતિઓ સંબંધેનું જ્ઞાન સાપેક્ષ છે; નહિતર એવાં પણ દૃષ્ટિબિંદુ શક્ય છે કે જ્યાંથી જોવાથી એ બધી ગતિઓમાં દેખાતો વિસંવાદ અદૃશ્ય થાય. જેમકે દેખીતી રીતે ફરતા ચક્રના મધ્યબિંદુથી જુદે જુદે અંતરે રહેલા ભાગો જુદી જુદી ગતિ કરી રહેલા લાગે, છતાં ગતિનું ધોરણ સીધી રેખાનું નહિ પણ ગોળ અંતર અથવા 'ખૂણો' રાખીએ તો જણાશે કે તે બધાં બિંદુઓ અમુક કાલાવધિમાં અમુક જ અંશના ખૂણા જેટલી મુસાફરી કરતાં હોય છે. એ જ પ્રમાણે ગ્રહોની ગતિનું માપ 'માઇલ' નહિ પણ 'શક્તિ' રાખીએ તો માલૂમ પડે કે અમુક કાલાવધિમાં અમુક ગ્રહ અમુક ચોક્કસ શક્તિ જ વાપરી રહ્યો હોય છે. વળી ફરતા ચક્ર પર તિરકસ પ્રકાશ પાડવાને બદલે તેની ધરીની સીધાણમાંથી જ પાડયો હોય તો પડછાયામાંનો દરેક ભાગ સરખી ગતિથી જ ફરતો લાગે.

"આ પ્રમાણે જેમ આ બધી ગતિઓ જુદાંજુદાં દૃષ્ટિબિંદુ પરથી જોવાથી લંબાતી અને સંકોચાતી લાગે છે તેમ 'સમય' નામની ગતિ પણ યોગ્ય દૃષ્ટિબિંદુને અભાવે આપણને એકસરખી લાગતી હોય તેમ છતાં આપણાથી ઊંચી કક્ષાની કોઇ બુદ્ધિને તે બીજી કોઇ સ્થિરતાની અપેક્ષાએ ઓછીવત્તી થતી પણ કેમ ન લાગતી હોય! કારણ જે રાસાયણિક કે વિદ્યુન્મય ક્રિયાઓ 'વખતનાં પરમાણુ'નું કામ સારે છે, તેની પોતાની જ ગતિ વધે કે ઘટે ત્યારે સમગ્ર વિશ્વના સમયને પણ તેની સાથે લાંબા ટૂંકા થવું પડે અને તેથી 'મિનિટ'ની 'કલાક' કે 'કલાક'ની 'મિનિટ' પણ થાય. જોકે એવા સંજોગોમાં સૃષ્ટિ પરની બધી વસ્તુઓમાં પણ તેની અસર એકસરખી પહોંચી હોવાથી મનુષ્ય તેના સાધનથી તો એ માપી ન શકે.

" જેમકે જ્યારે ' મિનિટ ' ની ' કલાક ' થાય ત્યારે બધા સ્થૂળ પદાર્થોના કદમાં પણ એવો જ ફેરફાર થાય. કારણુ, પરમાણુઓ વચ્ચેના શક્તિવિનિમયથી જ સ્થળ અને કાળ બન્ને જન્મે છે, તેથી તે વ્યાપારમાં થતા ફેરફારની અસર સ્થળ અને કાળ બન્ને પર એકસરખી જ થાય. આથી ' મિનિટ ' બતાવનારું લોલક પોતાની ગતિના ભૌતિક નિયમોને વળગી રહે છતાં તે કદમાં એટલું વધે કે હવે ' કલાક ' બતાવે. અને એ લોલકનું કદ વધવા સાથે બીજા બધા પદાર્થોનું કદ પણ એ જ પ્રમાણમાં વધ્યું હોવાથી આપણને તે વધેલા કદનો ખ્યાલ પણ ન રહે. જેમકે એક વેંતનું લોલક એક વાંસ જેવડું થાય તો આઠ વેંતનો મનુષ્ય આઠ વાંસ જેવડો થાય. અને તેમ છતાં તે વિરાટમાનવ પણ પોતાની આઠ વેંત જેવડો જ પોતાને માનતો રહે. આ જ પ્રમાણે પૃથ્વી અને તેના પરની બધી વસ્તુઓ પણ એ જ ક્રમમાં પરિવર્તન પામી હોય તેથી મનુષ્યને તો તે બધો ફેરફાર તદ્દન અગમ્ય રહે. આ પ્રમાણે આવા સંજોગોમાં આપણી ઘડિયાળનું ચક્ર પણ પ્રમાણમાં ધીમું ફરે, આપણું આખું જીવન પણ એ જ પ્રમાણમાં પરિવર્તન પામે, અને સૂર્યચંદ્ર પણ એ જ નિયમને અનુસરે. આથી મનુષ્યને તો તે બધો સમયનો પ્રવાહ મંદ કે ત્વરિત થયો હોય છતાં એકસરખી ગતિથી જ વહેતો લાગે, અને તેમ છતાં આ કલ્પના અસંભવિત તો નથી જ.

" આમ આપણે બીજાં દૃષ્ટાંતો પરથી એટલું અનુમાન અવશ્ય બાંધી શકીએ કે જેમ રેખા કે ચક્રની ગતિ સંજોગો પરત્વે લંબાય કે સંકોચાય છે તેમ ' વખત ' પણ લંબાતો અને સંકોચાતો હોઇ શકે. અને એવા જ કોઇ કારણુસર દ્રષ્ટાઓએ ' બ્રહ્માંડ ' શબ્દ યોજ્યો હોવો જોઇએ. કારણુ, અંડાકાર અમુક ભાગમાં સંકોચાયેલી અને અમુક ભાગમાં લંબાયેલી આકૃતિનો સૂચક છેઃ અને તેથી ' બ્રહ્માંડ ' એટલે પણ સંકોચાતો અને લંબાતો જતો અસ્તિત્વ અથવા સમયનો પ્રવાહ. "

આથી હવે આપણે ગણિતશાસ્ત્રીને પૂછવા લલચાશું કે "ગતિ હોય તે તો કયારેક અટકી પણ જાય. તો શું સમયનો પ્રવાહ પણ અટકી જતો હશે ખરો ?"

ગણિતશાસ્ત્રી જવાબમાં "હા" કહેશે અને સમજાવશે કે "આ વાત દૃષ્ટાંતથી સમજવી વધુ સહેલી પડે એમ છે; માટે આપણે સમયના પ્રવાહને પાણીના પ્રવાહ સાથે સરખાવીએ. એ તો સ્પષ્ટ છે કે ' પાણી ' અને ' પ્રવાહ ' બન્ને જુદી જુદી વસ્તુઓ છે. જો વધુ ઢાળ હશે તો પાણી વધુ ગતિ કરશે. અને તેથી તેનો પ્રવાહ વધુ જોરદાર બનશે, અને સપાટ જગ્યામાં પ્રવાહ ધીમો રહેશે. હવે એ પ્રવાહમાં ખેંચાતા જતા કોઇ જીવને તો એ પ્રવાહની ગતિનો ખ્યાલ ન જ આવી શકે; માત્ર કાંઠે ઊભેલા જીવો જ એ ગતિ જોઇ શકે. એ જ પ્રમાણે આપણે પણ સમયના પ્રવાહમાં ખેંચાયે જઇએ છીએ તેથી તે જોરદાર કે ધીમો થતો હશે તે અનુભવી શકતા નથી. હવે આપણે જાણીએ છીએ કે જેમ ' પાણી ' અને ' પ્રવાહ ' બન્ને સ્વતંત્ર નામ છે, તેમ જ જે નદીમાં આ પાણીનો પ્રવાહ ચાલે છે તે ' નદી ' એ ' પ્રવાહ ' થી જુદો શબ્દ છે. આમ આ ત્રણે શબ્દો એક-બીજાથી સ્વતંત્ર છે તેમ છતાં જો પાણી ન હોય તો પ્રવાહ ન થાય અને પાણીના પ્રવાહ વિના નદીનું અસ્તિત્વ ન સંભવે.

" હવે આપણે આ દૃષ્ટાંતમાં ' પાણી ' ને સ્થળે ' અણુ ' કલ્પીએ તો એ અણુઓના સંગઠનરૂપ થતી ' નદી ' તે આપણું ' જગત ' અને એ નદીના નામને સાર્થક કરવા

માટે થતું તેના પાણીનું વહન કે 'પ્રવાહ' તે આપણો 'સમય.' આથી જો અણુ ન હોય તો તેના વિસ્તારરૂપ જગત કે પ્રવાહરૂપ કાળ પણ ન રહે.

"હવે આપણે એક પગલું આગળ ચાલીએ. આપણે જાણીએ છીએ કે નદીનું પાણી એ કાંઇ મૂળ તત્ત્વ નથી; પણ, ઑક્સિજન અને હાઇડ્રોજન એ બે વાયુઓના પરસ્પરના આકર્ષણને પરિણામે થએલું સ્વરૂપમાત્ર છે. જ્યાં સુધી એ બે વાયુઓ વચ્ચે આકર્ષણ છે ત્યાં સુધી જ પ્રવાહી પાણીનું અસ્તિત્વ છે, ત્યાં સુધી જ તેનો પ્રવાહ અને નદી સંજ્ઞા છે. પણ ધારો કે પ્રખર સૂર્યની શક્તિ એ આકર્ષણને નાબૂદ કરી નાખે, તો? એ બે વાયુઓ વીંખાઈ જશે અને જોકે તે વાયુઓ પોતે નાશ નહિ પામ્યા હોય તોપણ તેઓના પ્રવાહી સ્વરૂપને અંગે ઉત્પન્ન થએલી બધી લીલા તો સંકેલાઇ જશે. ('સંકેલાઈ જશે' કહેવાનું એ જ પ્રયોજન કે જો એ વાયુઓ ફરીથી પ્રવાહી સ્વરૂપમાં આવી જાય તો એની એ લીલા ફરીથી દેખા દે.) એ જ પ્રમાણે વિશ્વની કોઇ અગમ્ય શક્તિના એક જ ચમકારામાં જો પરમાણુઓ વચ્ચેનું આકર્ષણ ચૂસાઇ જાય તો તે આકર્ષણ દ્વારા વ્યક્ત થતી શક્તિ પોતે નાશ ન પામે પણ એ આકર્ષણને પરિણામે ઉત્પન્ન થયેલી બધી સૃષ્ટિ 'ઓગળી જાય' અને તેથી સ્થળ અને કાળ બન્ને અદૃશ્ય થઈ જાય. અહીં એ ખ્યાલમાં રાખવા જેવું છે કે સ્થળ અને કાળ બન્ને એકસાથે જ અદૃશ્ય થઈ શકે. કેમકે પ્રવાહ હોય તો નદી કહેવાય અને નદી કહેવાવા માટે પ્રવાહ જોઇએ; પણ પાણી જ ન હોય તો પછી એ બેમાંથી એકેય ન હોય. અલબત્ત 'પાણી' તો એ પછી 'વરાળ'રૂપે પણ પોતાનું અસ્તિત્વ ચાલુ રાખી શકે. તેમ જ વિશ્વની શક્તિ તો તે પછી પણ કોઇ અગમ્ય સ્વરૂપે રહે જ."

આ બધા ઉપરથી એ ફલિત થાય છે કે "કાળ" શબ્દ 'ગતિ' નો જ પર્યાય શબ્દ છે. પછી ચાહે તો તે ગતિ લોલકની હોય કે પૃથ્વીની, અથવા નભમંડળની હોય કે પરમાણુઓની. વળી એ પણ નક્કી છે કે ગતિ થવા માટે બે બિંદુઓ જોઇએ; કારણ એક જ બિંદુમાં ગતિ ન હોય. અને 'બિંદુ' એટલે 'કેન્દ્રિત થયેલી શક્તિ.' આથી સમયના અસ્તિત્વ માટે બે વિરોધી શક્તિઓ જોઇએ; એક શક્તિ આગળ વધવા માટે અને બીજી તેને એકદમ જતી અટકાવવા માટે. કારણ જો એક જ શક્તિ હોય તો જે દિશામાં ગતિ કરવાની હોય તે દિશામાં એકસામટી ગતિ કરી લે અને તે ગતિમાં 'પ્રવાહ' જેવું કાંઈ ન રહે અને સમય તો એક જાતનો પ્રવાહ છે. આથી ઘડિયાળના દૃષ્ટાંતમાં આવી પરસ્પરવિરોધી શક્તિઓ લોલકની લંબાઈ અને પૃથ્વી સાથેનો લોલકનો સંબંધ છે; પૃથ્વીના દૃષ્ટાંતમાં પૃથ્વી અને સૂર્યનાં પરસ્પર બળ છે; નભમંડળના ઉદાહરણમાં કોઇ પણ એક પદાર્થ અને તેની વિરુદ્ધ ગતિ કરતા વિશ્વમાંના બીજા બધા પદાર્થોનું એકત્રિત બળ છે; અને રાસાયણિક ક્રિયા–પ્રતિક્રિયાના દૃષ્ટાંતમાં 'પોઝીટીવ' અને 'નેગેટીવ' વિદ્યુત્ શક્તિઓ છે. આમ સમય એ ગતિનું જ એક સ્વરૂપ હોવાથી બીજી ગતિઓનું બને છે તેમ, સમયની ગતિ પણ અમુક દૃષ્ટિબિંદુઓ પરથી ઓછીવત્તી થતી પણ લાગતી હશે!

પણ એ બધું કહ્યા પછી પણ "કયી સ્થિરતાની અપેક્ષાએ આ ગતિ સમજવી!" એ ભયંકર પ્રશ્ન તો મનુષ્યને એવો ને એવો જ મૂંઝવી રહ્યો છે અને જ્યાં સુધી એ પ્રશ્નનો ઉત્તર ન મળે ત્યાં સુધી 'નિરપેક્ષ કાલજ્ઞાન' પણ અશક્ય જ રહે.

દ્રષ્ટાઓ તો કહે છે કે મનુષ્ય 'મનુષ્ય' તરીકે તો આ છેલ્લા પ્રશ્નનો ઉત્તર નહિ જ પામી શકે.

હરિકૃષ્ણ વ્યાસ

# વિશ્વદેવ*

[ વસંતતિલકા–ઉપજાતિ ]

ગેબી વિશાલ નભ ઘુમ્મટ આસમાની
તારા ત્રિલોકમય મંદિરશીર્ષ શોભે,
તારાતણાં ઝુમ્મર કોટિ ઓપે,
સોહે સુધાકર–દિવાકર દીપ ગોખે.

મંદિર–આંગણુ ઉષા નવલા ગુલાલે
પૂરે પ્રતિ દિવસ મંગલ સાથિયાઓ,
સંધ્યા સુવર્ણાચલથી સુરમ્યા
ધ્યાને નિમગ્ન તવ આરતીઓ ઉતારે.

સાતે સમુદ્ર તવ સ્તોત્ર બ્નાવતા આ
ગંભીર ઘોષ ગગને પડછંદ પાડે,
ને વિશ્વગોળા અવકાશ મધ્યે
ઘૂમે અનાહત જપંત સુમંત્ર તારા.

દ્વારો દશે દિશતણાં દિનરાત ખુલ્લાં
રૂહે મંદિરે તવ અખંડ પ્રવેશવાને,
બ્રહ્માંડ ચૌદે તહીં પૂજનાર્થે
આવે નમસ્કૃતિભરી લઇ અંજલિઓ.

ના વર્ણવ્યો તવ જતો મહિમા અમેય,
આશ્ચર્યકારી તવ રૂપ અકલ્પ્ય ન્યારું;
અનંતથી યે ગુણુ ના ગણાયે
તારા, ન શાશ્વતીતણા ઉરમાંય માયે.

હું ક્ષુદ્ર માનવ કરું તવ અર્ચના શી ?
વાચા અને મતિ જરા મહિં હારી જાતી;
ચોહું બનીને રજ ફૂલ કેરી
તારા મહાપદતલે રહું નિત્ય ચોંટી.

પૂજાલાલ

* ટૂંક સમયમાં પ્રકટ થનાર 'પારિજાત' નામના કાવ્યસંગ્રહમાંથી.

## ૪

હવે આપણે ગ્રન્થિના એક મહત્ત્વના પ્રકાર વિશે વિચાર કરીશું. ગ્રન્થિ અનુભવનારાંઓ ગ્રન્થિ અનુભવવાનાં કારણો જાણતાં હોય છે તે આપણે જોઇ ગયા છીએ. ખાદીગ્રન્થિ, મિલગ્રન્થિ, લોકસાહિત્યગ્રન્થિ, કે મોન્ટીસોરીગ્રન્થિમાં–આ ગ્રન્થિ પાછળ રહેલી વિચારમાળા તે ગ્રન્થિ અનુભવનારાંઓથી અજાણી નથી; પરંતુ તે વસ્તુઓ પાછળ તે અસાધારણ ઊર્મિ અને પ્રેમ રેડે છે, માટે તેને આપણે ગ્રન્થિ કહીએ છીએ. કેટલીક ગ્રન્થિ વિશે તેના અનુભવનારાઓ સાચાં કારણો જાણતાં નથી; અંત્યજગ્રન્થિ તે પ્રકારની ગ્રન્થિનું દષ્ટાંત છે. પરંતુ આ ઉપરાંત એક મહત્ત્વનો પ્રકાર તે દમન પામેલી ગ્રન્થિ–Repressed complex–છે. આપણે એ જોઈ ગયા છીએ કે કેટલાક માનસશાસ્ત્રીઓ આવા દમન પામેલા મનોવ્યાપારને જ ગ્રન્થિ–complex–કહે છે. ન દમન પામેલા મનોવ્યાપારને તે sentiment શબ્દથી ઓળખે છે. નૂતન માનસશાસ્ત્ર મુખ્યત્વે આ દમન પામેલી ગ્રન્થિ ઉપર રચાયેલું છે. પ્રતિગ્રન્થિ અને ગતિગ્રન્થિ એ દમન પામેલી ગ્રન્થિનાં દષ્ટાંત છે. આપણે આ પ્રકારની ગ્રન્થિનાં બીજાં કેટલાંક દષ્ટાંતો નીચે જોઈશું.

સ્વીટ્ઝરલેંડમાં એક મનુષ્યે પોતે રચેલા કાવ્યનો સંગ્રહ છપાવ્યો હતો. તે સંગ્રહ ઉપર ત્યાંના એક પાદરીએ સખ્ત ટીકા કરી હતી. આથી આ કવિને તે પાદરી પ્રત્યે ભારે રોષ ઉત્પન્ન થયો. પરંતુ ટીકાકાર પ્રત્યે રોષ અનુભવવો એ તેના નૈતિક આદર્શથી વિરુદ્ધ હતું; એટલે તેણે તે રોષને દાબી દીધો. જાણે તેને જરા પણ રોષ ચડયો જ નથી એ રીતે તેનું મન સ્વચ્છ થઇ ગયું હોય એમ તેને લાગતું હતું. પરંતુ ઊર્મિઓ દાબી દઇએ તો તે એક રીતે નહિ તો બીજી રીતે પ્રકટ થાય છે. રોષગ્રન્થિ સીધેસીધી પ્રકટ નહિ થતાં વક્ર રીતે પ્રકટ થઇ. તે પાદરી જે દેવળનો ધર્મગુરુ હતો તે દેવળનો ઘંટ તે પ્રાંતમાં તેના મધુર રવ માટે પ્રસિદ્ધ હતો. પરંતુ આ કવિને નિષ્કારણ તે ઘંટ તદ્દન બેસૂરો, કર્કશ અને દુઃખદ લાગતો હતો. આ પ્રમાણે તેની દમન પામેલી ગ્રન્થિ કાંઈક નવી જ રીતે પ્રકટ થઇ.

કેટલાંક મનુષ્યોની વિષયવાસના પ્રબળ હોય છે; પરંતુ પ્રતિકૂળ સંજોગોને લઇને કે જીવનની ભાવનાની વિરુદ્ધ તે જતી હોવાથી કેટલીક વાર તેને તે દાબી દે છે. પોતાનામાં પ્રબળ વિષયવાસના છે એ વાત તે ભૂલી જાય છે; પરંતુ આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે વાસનાઓ દાબી દબાતી નથી. તે વાસના સીધી પ્રકટ નહિ થતાં અન્ય માર્ગે આવિષ્કાર પામે છે. આવાં માણસો બીજાંઓના પતનમાં, પતન વિશેની અફવાઓમાં, તેમની નિંદામાં બેહદ રસ લે છે, અને એ રીતે તેમને આ વિષયમાં અત્યંત રસ છે તે દર્શાવી આપે છે.

એક કુમારિકાને તેની માતાથી વેગળાં રહેવું જરા પણ ગમતું નહિ. તેની ઉમ્મર ૧૬ વર્ષ ઉપર થઈ હતી, છતાં પણ તેની માતા જરા બહાર જાય તો તેની આંખમાંથી આંસુ પડતાં હતાં; અને તેની માતા ન આવે ત્યાંસુધી તેના મનને ચેન પડતું નહિ. તેની

માતા ઉપરની આ મમતાએ ગાંડપણનું રૂપ લીધું. તેની માતા આ છોકરીથી થોડા વખતમાં કંટાળી ગઇ. આ છોકરીને ત્યારબાદ એક માનસશાસ્ત્રી પાસે મોકલવામાં આવી. તેણે તપાસ કરીને શોધી કાઢયું કે આ કન્યાને કેટલાંક કારણસર તેની માતા પ્રત્યે અત્યંત ક્રોધ ચડયો હતો. તેની માતા તેનાથી દૂર જાય કે મૃત્યુ પામે તેમ તે ઈચ્છતી હતી. પરંતુ આ વિચાર તેના હૃદયને દુઃખદ લાગ્યો, એટલે તેણે તે વિચારને દાબી દીધો; અને તે ઊર્મિ જણાઈ ન આવે તે માટે તેના સામેની પ્રેમની, મમતાની ઊર્મિ વિકૃત સ્વરૂપમાં પ્રકટ કરી હતી. તેથી માતા પ્રત્યેની તિરસ્કારગ્રન્થિએ આ પ્રમાણે વિકૃત પ્રેમનું સ્વરૂપ લીધું હતું. આ કન્યાને મુદ્દલ ખ્યાલ ન હતો કે તે તેની માને અસંત ધિક્કારે છે. ધિક્કારગ્રન્થિ સંપૂર્ણ રીતે દમન પામી હતી.

દમન પામેલી ગ્રન્થિ આથી પણ વધારે ગાંડપણનું સ્વરૂપ કોઈ વાર લે છે. સારું શિક્ષણ પામેલા એક તરુણનું શરીર તેમ જ કંઠ સારાં ન હતાં. જે સ્ત્રી સાથે તેને પ્રેમ હતો તે સ્ત્રીને તેની દુર્બળતા તેમજ તેના કંઠ પ્રત્યે અણગમો હતો. આ યુવકે આ દુર્બળતા અને કર્કશ કંઠનો સ્વીકાર કરી લેવાને બદલે તે વાત ભૂલી જવા–દાબી દેવા પ્રયત્ન કર્યો; પણ તેમાં તેને આકરી કિંમત આપવી પડી. તેને ગાંડાની હૉસ્પિટલમાં રાખવાની ફરજ પડી. ત્યાં આ તરુણ સરકસના ખેલાડીઓના જેવા ખેલ કરવાનો પ્રયત્ન કરતો હતો અને વારંવાર બરાડા પાડીને ગાતો હતો. તેણે તેની નિર્બળતા અને કર્કશતા તેના મનમાં દાબી દીધી હતી તે વાત ભૂલી ગયો હતો; પરંતુ તે ગ્રન્થિ સીધી રીતે પ્રકટ નહિ થતાં તેથી ઊલટી રીતે જ પ્રકટ થઇ. ખરી રીતે તો દુર્બળ અને કર્કશ અવાજવાળો જ તે રહ્યો હતો, પરંતુ આ ગ્રન્થિને તેણે સંપૂર્ણ રીતે દાબી દીધી હોવાથી તે વિકૃત સ્વરૂપે દેખાઇ આવતી હતી.

કોઇક વાર દમન પામેલી ગ્રન્થિ નવી રીતે પ્રકટ થાય છે. પાશ્ચાત્ય દેશોમાં કેટલીક કુમારિકાઓ તે દેશના સામાજિક તેમ જ આર્થિક સંજોગોને લઇને પરણી શકતી નથી. તેમાંની કેટલીક કુમારિકાઓ પોતાની જાતીયવૃત્તિને વિશુદ્ધ પંથે ( sablimation ના પંથે ) વાળે છે; પરંતુ કેટલીક તેમ કરી શકતી નથી. તેમની જાતીયવૃત્તિ એવી ને એવી જ પ્રબળ રહે છે; કેટલીક કુમારિકા એ વૃત્તિને દાબી દે છે અને ભૂલી જાય છે; પણ એમ એ ભૂલી ભુલાતી નથી. એ દમન પામેલી વૃત્તિ નવી રીતે પ્રકટ થાય છે. તે કુમારિકાઓ એમ માને છે કે કોઈ પુરુષ તેમને ચાહે છે, અને તેમને રંજાડે છે. તે પોલીસ ચોકીમાં જઇને ફરિયાદ કરે છે કે કેટલાક પુરુષો તેમની પાછળ પડેલા છે; ને કેટલીક વાર તો તે પુરુષોનાં નામ પણ કલ્પનામાંથી જોડી કાઢે છે. છેવટ તપાસ કરતાં માલમ પડે છે કે કોઈ માણસ તેમની પાછળ પડેલું નથી, એ તો એમની ભ્રમણા જ છે. આ દરદ અંગ્રેજીમાં 'Old Maids' Insanity' ના નામથી ઓળખાય છે. Repressed Sex complex–દમન પામેલ જાતીય ગ્રન્થિ–આ સ્વરૂપ લે છે.

કોઈ કોઈ વાર દમન પામેલી ગ્રન્થિ એ ને એ રીતે પ્રકટ થાય છે, પરંતુ તે અનુભવનારને તેની જરા પણ ખબર હોતી નથી. સોળ સત્તર વર્ષની એક બાળા તેના પાડોશીઓ સાથે વાત કરતી હોય; વાત કરતાં કરતાં રૂમાલ ગૂંથતી હોય; બધી રીતે સાજી

સારી હોય, પણ એકદમ તેની દમન પામેલી ગ્રન્થિ પ્રકટ થાય છે. તે તેનો રૂમાલ દૂર મૂકે છે, ને પથારી કરે છે; પથારી પાસે શીશી, દવા પીવાની પ્યાલી વગેરે મૂકે છે, અને જાણે તેની માતી સેવા ન કરતી હોય તે પ્રમાણે વર્તે છે. થોડી વાર પહેલાં તે રૂમાલ ગૂંથતી હતી તે તે ભૂલી જાય છે; અને પોતાની માતાની સેવામાં જ મગ્ન થઈ જાય છે. થોડા સમય જાય છે, અને માતાની માંદગીગ્રન્થિ અલોપ થઇ જાય છે, અને ફરી પાછી તે હતી તેવી બની જાય છે; પાડોશી સાથે ફરી પાછી બરાબર વાતચીત કરે છે, અને રૂમાલ ગૂંથે છે, અને પોતે થોડા સમય પહેલાં જ જે ગાંડપણ બતાવ્યું હતું તે વાત તદ્દન વિસરી જાય છે. થોડા સમય પહેલાં તેની માતા માંદી હતી, તે સમયે તેણે જે દુઃખ અનુભવેલું હતું તે તેણે દાબી દીધું હતું, પરંતુ એ ગ્રન્થિ આ રીતે પ્રકટ થતી હતી.

આ જ પ્રમાણે કેટલીક ગ્રન્થિ બેવડા વ્યક્તિત્વ–Double Personality–ના રૂપમાં પ્રકટ થાય છે. એક પાદરી પોતાનું શહેર છોડીને બીજા શહેરમાં વસ્યો અને ત્યાં તેણે દુકાન શરૂ કરી. તેણે પોતાનું નામ પણ ફેરવી નાખ્યું. થોડો સમય આ પ્રમાણે ચલાવ્યા પછી તેને ફરી પાછું સ્મરણ થયું કે તે તો પાદરી છે, અને તેનું નામ જુદું છે; તે કેવી રીતે વેપારી બન્યો હતો તે તે ભૂલી ગયો હતો. આ પ્રમાણે તેની દમન પામેલી વ્યાપારીગ્રન્થિ વિકૃત રીતે પ્રકટ થઈ હતી.

ઊંઘમાં કામ કરનારાઓ–Somnambulist–આ જ રીતે પોતાની દમન પામેલી ગ્રન્થિ ઊંઘમાં પ્રકટ કરે છે. આપણા દેશમાં કોઇને વાઘરણ વળગે છે તેમાં પણ આ પ્રકારની મનુષ્યના હૃદયમાં રહેલ કોઈ દમન પામેલી ગ્રન્થિ પ્રકટ થતી હોવી જોઇએ, જેથી એ વ્યક્તિ સામાન્ય મનુષ્યની અને વાઘરણની એમ બે વૃત્તિઓ એક પછી એક અનુભવે છે.

હિસ્ટીરિયા કોઇ દમન પામેલી ગ્રન્થિનું પરિણામ છે, એમ નૂતન માનસશાસ્ત્રીઓ માને છે અને તેને તેમની વિશિષ્ટ Psycho-analysis ની શૈલિથી સાજો કરે છે. પક્ષઘાત આદિ રોગોનો એક પ્રકાર Functional Nervous disorder કોઇ દમન પામેલી ગ્રન્થિનું પરિણામ હોય છે. અને માનસશાસ્ત્રીઓ એ ગ્રન્થિ દૂર કરીને આવા રોગને મટાડે છે.

ગાંડાં માણસો જ દમન પામેલી ગ્રન્થિઓ અનુભવતાં હોય છે એમ નથી; સાજા સારાં માણસો પણ તે આછા પ્રમાણમાં અનુભવતાં હોય છે; બોલતાં બોલતાં જીભ તોતડાય, કોઈ ઉપર ખૂબ રોષ ચડે, બીડી–દારૂ પીવાનું મન થાય કે સિનેમા જોવાની બેહદ વૃત્તિ થાય, યાદ રહેવી જોઇએ એ વસ્તુઓનું વિસ્મરણ, કેટલીક ટેવો–mannerisms–આ બધું મોટે ભાગે દમન પામેલી ગ્રન્થિઓનું પરિણામ હોય છે.

ચુનીલાલ નારણજી શાહ

# સ્મરણું

અનન્ત અવકાશમાં અબળ પાંખ વીંઝી, જતો
ઊંડી ગહન કાલ મૂક, પદરેખ પાડ્યા વિના;
ક્ષણો દિવસમાં ભળે; દિવસ લીન વર્ષે થતા,
અને વરસ વેગથી અતળ ભૂતકાળે ધસી,
ધરે છ સ્મૃતિહીનતાઃ યુગ ગયો જ જાણે ફરી !

ગઇ નયનની પ્રમત્ત દ્યુતિ આંજ સૌ આથમી,
ન જોબનતણો રહ્યો તનમનાટ અંગે જરી;
ગયો મદ ગળીઃ અને નિરખ, ઘોર કાલે અહીં
કપોલ પર કોતરી કરચલી, હર્યું હીર, ને
સુરમ્ય મુજ સ્વપ્ન સૌ ભસમસાત દીધાં કરી.

ગયો યુગ ફરી ! ખરે, પ્રિતમ ! મારું આ માળખું
ફરી જ ગયું એવું કે, હૃદયને વલોવે યદા
સુખસ્મરણ પૂર્વનાં, વિલપી હું ય ઊઠું ઘડીઃ

" ન હોય મુજ દેહ આ; ક્યહિં જ પેલું માધુર્ય જ્યાં
બની વિવશ, કાન્તનાં નયન લોલ થ ભી જતાં ?
ક્યહીં છ સુકુમાર એ સુરભિ અંગસાન્દર્યની ?
ક્યહીં જ સ્મિતની છટા ? ક્યહીં વસન્તની માધવી ?

ગયો યુગ ફરી ! બધી સરળતા, બધી મુગ્ધતા,
બધો તનમનાટ, પ્રાણ, પમરાટ, સ્વત્વે બધું,
રહ્યો ભરખતો મહા યમ, નિગૂઢ વાર્ધક્યમાં
રહી જ, કથળાવતો કનકકાયની કા મ ના.

પ્રયાણ સમયે, સુવાન તમ ભવ્ય વક્ષસ્થલે,
સમાવી મુજ મુગ્ધતા મૃદુલ, નેત્રનાં માહરાં
લુમી તરલ અશ્રુને, મુજ ઉરે તમે જે જડી
છવિ સ્મિત સુરેખની, નયન આર્દ્રની, તે હજી
પ્રતિક્ષણ તરી રહે નયનની સમીપે, અને
સુણી બધિર આ રહે શ્રવણ ગાઢ સિત્કારને.

ઘડીક તન માહરે ગલિત રોમ સૌ પાંગરે,
અને હૃદય ભાર સૌ વરસનો ઘડી વિસ્મરે;
ઘડી સ્મરણ જાહ્નવીતટ પરે બની મુગ્ધ હું,
યુવાન અભિલાષની અમૃતધાર ઝીલી રહું.

પરંતુ સહુ એ ઘડી જ: પળમાં જ વસ્તુસ્થિતિ
રહે * કચકચાવતી દશન, નેત્રથી ડારતી;
ફરી કુસુમ ચિત્તનું તરફડી જ વ્હીલાય, ને
ફરી તિમિર ઊમટે વિરહજન્ય નૈરાશ્યનાં.

ફરી નિરખવાં રહે નયન વૃદ્ધને નિત્યનાં,
વિરક્તિમય વિશ્વ ને સદન શુષ્ક, શય્યા સુની,
ફરી તરફડાટ ને શરણહીનતા એ ફરી
રહે વિષમ વેઠવી: વિલપવું સદાનું ફરી.

અરે! સ્મરણસૌખ્યની ક્ષણિકતા ક્યહીં? ને ક્યહીં
ચિરંતન વ્યથા તણી પ્રબળતા પ્રતીકારની?
ક્યહીં મૃદુલ માનવીહૃદય? યાતના ઘોર ક્યાં?
ક્યહીં કુસુમની કળી? અશનિપાત કંકાળ ક્યાં?

ચહે, નવ ચહે છતાં સ્મરણ ઊકલતાં, ને સ્વયં
ઘડીક મહીં વાસ્તવે સકળ એ વિલાઇ જતાં;
પરંતુ ક્ષણ જીવને, અસર શી ચિરંજીવ એ
ફરી અબળ ચિત્તની સકળ વૃત્તિ ડ્હોળી દિયે!
સહસ્ર સ્મરણો તદા, અછતથી જ દેખાય તે
સ્ફુરી શતસહસ્રધા, હૃદયની વધારે વ્યથા,
અને અખિલ જીવને વિરસતા વધાવી રહે.

સહી કયમ શકાય એ? વિલપવું અને ઝૂરવું,
ફરી વિલપવું અને જગદરણ્યને પૂરવું,
સહે હૃદય કેમ જ્યાં વ્રણ અરુઝની વેદના
મટે નહિ, ટળે ય ના? કયમ કરી સહ્યું જાય આ?

ન આ સ્મૃતિ થકી ચડે હૃદયજાડય કો મૃત્યુશું,
જહીં વિરમવું રહે મનુજનેણને " આ જ " માં!
ન ભૂત અવલોકવો: નહિ જ ભાવિને ભેદવું:
નહિ સ્મરણ, કલ્પના: નહિ જ રક્તિ કે ઝંખના:

ન જ્યાં તિમિર કોટિધા, ક્ષણિક તેજરેખા વડે
વધી, ગલિત નેણુને વધુ કદી ય રુંધી રહે;
ન જ્યાં વિહગવૃન્દના કિલકિલાટમાં, કારમી
ભળી મનુજચીસ, ગીત જગનું બસૂરું કરે;
અને જગતચિત્રને રુદન જ્યાં ન ભૂંસી દિયે ?

ખરે ! સ્મરણથી વહે ઝરણુ માનવીદુઃખનાં;
વસે વિસ્મૃતિ એકમાં સુખની સત્ય સંજીવિની.

છતાં ય કયમ ચિત્ત આ સ્મરણુને જ ઝંખે, અને
ન જાણું કયહીં યે વિચારસરણી સરી આ પડે !
પ્રતિક્ષણુ થતી રહે અધિક તીવ્ર એ ઝંખના,
નિરાશ્રિત તહીં ધસે, શરણુ શોધવા ચિત્ત આ;
અને પ્રતિપળે ચહે સુભગ એ જ સંજીવિની !

અને, ખરું કહું ? કહું ઉરની એકલી ઝંખના ?
સુખસ્મરણુ કાવ્ય શાં મિલન અન્ત્યનું આપણાં,
રમી મુજ ઉરે રહે, પ્રિતમ ! અન્તકાલે અને
સ્ફુરેલ સ્મિતરેખ આ દશનહીન ઓષ્ઠો પરે,
સનાતન લસી રહે, મરણુ કેરી મુદ્રા ધરી.

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

# જાપાની ઉદ્યોગોનો વિકાસ

યુરોપમાં જર્મની સૌથી સસ્તો માલ પેદા કરવામાં અગાઉ પ્રખ્યાત હતું. પેન્સિલો, ટીલો, રમકડાં, છત્રીઓ વગેરે અનેક જાતની સુંદર, સસ્તી અને અણુટકાઉ વસ્તુઓ જર્મનીથી હિંદમાં આવતી હતી. એ સર્વે વસ્તુઓ દેખાવે ભારે સુંદર પરંતુ ટકવામાં બિલકુલ થોડી હતી. જર્મનીની નકલ કરી જાપાન પણ એવી અથવા એથી પણ હલકી ચીજો બનાવવા લાગ્યું હતું; પરંતુ તેનો વિસ્તાર બહુ જ થોડી મર્યાદામાં હતો. છત્રીઓ, રેશમ, દિવાસળી વગેરે બનાવી જાપાન હિંદમાં મોકલતું હતું; પરંતુ તેની પેદાશ એટલી મર્યાદિત હતી કે યુરોપિયનો અને ખાસ કરી બ્રિટનની આંખે તે ચડયું નહોતું. તે સિવાય જાપાન હિંદમાંથી મોટી રકમનો કપાસ વગેરે કાચાં દ્રવ્ય ખરીદ કરતું હતું. એટલે એક સારા ઘરાક તરીકે તેનું હિંદમાં માન હતું. રાજદ્વારી વિષયોમાં પણ જાપાન બ્રિટનનું મિત્ર હતું. એટલે મિત્રરાજ્ય સાથે સંધિ હોવાથી તેની સાથે સ્નેહભર્યો વ્યવહાર કરવાની હિંદી સરકાર ઉપર ફરજ પડી હતી.

હિંદને રાષ્ટ્રીય સરકાર નથી. હિંદનું રાજ્યતંત્ર પરાનુકૂળ અને પરાધીન છે. એની જકાતનીતિ પણ દેશના લાભની નથી. જેમ મુડદાળ માંસ ઉપર ગીધડાં ચારે તરફથી દોડી આવી ઉકમાછથી તેને આરોગે છે, તેમ બધાં યુરોપિયન રાજ્યો પોતાની બનાવટની અનેક ચીજો હિંદની બજારોમાં ભરી હિંદનું નાણું લૂટે છે. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા પોતાની બનાવેલ સ્ટેશનરી, કટલરી, કેરોસિન તેલ અને અનેક ચીજો હિંદમાં મોકલે છે. એ સર્વે વસ્તુઓ બનાવવા માટે હિંદમાં કળા અને શક્તિ છે. જર્મની પણ પોલાદની વસ્તુઓ, સિમેંટ, છત્રીઓ, સાંચાકામ હિંદમાં મોકલતું. સ્વિટ્ઝરલૅન્ડથી મોટરકામ, ઘડિયાળો, આવતાં; ઈટલી ગંજીફાક, મોજાં વગેરે ચડાવતું હતું. બેલ્જિયમથી હિંદમાં મોટી રકમનું લોઢું આવતું. ફ્રાન્સથી દારૂ, રેશમ અને જરી આવતી હતી. ગ્રેટબ્રિટન તો લગભગ ૬૪ ટકા કુલ આયાતનો માલ હિંદમાં ચડાવતું હતું. કાપડ, લોઢાકામ, કટલરી, સાંચાકામ, રમકડાં વગેરે અનેક પદાર્થો ઈંગ્લંડના ઉદ્યોગી લોકો, નિરુદ્યમી હિંદીઓને પૂરાં પાડતાં હતાં. યુરોપના બીજા દેશો ઓસ્ટ્રિયા, સ્વીડન, ડેન્માર્ક વગેરે દેશો પણ પોતાની બનાવટની વસ્તુઓ હિંદની બજારોમાં ફાળે પડતી મોકલતાં હતાં. એ રીતે ચારે તરફથી પરદેશીઓ હિંદની ઉદ્યોગમૂર્તિને છિન્નભિન્ન કરી મૂકે છે.

હિંદ પાસે કાચા દ્રવ્યની ભારે પેદાશ છે. સોનાની ખાણો, લોઢાં, ત્રાંબાં, મેંગેનીઝ, અને કોલસાની ખાણો છે. લાકડાંનાં મોટાં જંગલો છે. સારી ફળદ્રૂપ જમીન છે. તેને માટે પુષ્કળ ખાતર છે. જળપ્રવાહથી વિદ્યુતશક્તિ પેદા કરવાનાં હિંદમાં અપરિમિત સાધનો છે. હિંદમાં મોટી રકમમાં કપાસ, ઘઉં, ચોખા, તેલનાં બિયાં, શીંગફળી, ચા, કોપ્રી વગેરે પેદાશ થાય છે. અપાર મનુષ્યબળ પણ હિંદમાં છે. લોકોમાં બુદ્ધિ અને સાહસ છે. ચાર હજાર માઈલોનો મોટો કિનારો, સેંકડો સારાં બંદરો, સાહસિક અને

દરિયાના જાણીતા ખલાસીઓ, ધનવાન કુલપરંપરાના ધંધાદારી વેપારીઓ એ સર્વે હિંદ પાસે છે. પાસે અખૂટ સામગ્રી છતાં હિંદ નિર્ધન થતું જાય છે. પરદેશીઓ કાચાં દ્રવ્યોને લઇ જઈ તેમાંથી પોતાના ઉદ્યોગ વડે અનેક પાકાં દ્રવ્યો બનાવે છે. હિંદ ભૂતકાળમાં કર્મભૂમિ હતી તે વર્તમાનકાળમાં કર્તવ્યભૂમિ બની છે. તેમાં સંગઠ્ઠન રહ્યું નથી, એકસંપી રહી નથી. સ્થિતિચુસ્તપણું હિંદને વળગી રહ્યું છે. જ્ઞાન, શક્તિ, ક્રિયા અને ઉત્સાહને ઠેકાણે અજ્ઞાન, દીનતા, અકર્તવ્યતા અને મંદ પ્રારબ્ધના યોગ લાગ્યા છે.

આપણા દેશમાંથી પરદેશીઓ કપાસ લઇ જાય છે. તેનાં ઉપર મોટાં ખર્ચો કરે છે. સ્ટીમરોનાં નૂર, રેલવેનાં ખર્ચો, વીમો, પોર્ટડયુઝ વગેરે અનેક ખર્ચો ચડાવી પોતાના દેશમાં લઈ જઈ ત્યાં કારખાનાંમાં કાપડ બનાવી પાછું હિંદનાં બજારોમાં, રસ્તાનાં અનેક ખર્ચો ખાઈ, સસ્તે ભાવે વેચે છે. હિંદમાંથી મેંગેનીઝ ધાતુ લઈ તેનું લોઢું બનાવી હિંદમાં બહુ જ સસ્તે ભાવે વેચે છે. હિંદમાંનાં હાડકાં લઇ જઇ તેનાં બટન, હાથા વગેરે બનાવી હિંદનાં બજારોમાં વેચે છે. હિંદના ઘઉંમાંથી બિસ્કીટ બનાવી મોકલે છે. ભોયશિંગ લઈ જઇ તેમાંથી વનસ્પતિઘી બનાવી મોકલે છે. અળસી, સરસીનાં બિયાં લઇ જઇ તેમાંથી ભેલતેલ બનાવી મોકલે છે. ચામડાં મંગાવી તેનાં બૂટ બનાવીને હિંદના શોખીનોને પૂરાં પાડે છે. તેમાં પરદેશના કારીગરોને રોજી મળે છે, મજૂરોને મજૂરી મળે છે, કારખાનાંવાળાઓને નફો મળે છે અને સરકારને ઇનકમટેક્સ મળે છે. પોર્ટટ્રસ્ટને પોર્ટડયુઝ મળે છે. રેલવેને નૂર મળે છે, વીમાવાળાને પ્રિમિયમ મળે છે, પરદેશી સ્ટીમર કુંપનીઓને નૂર મળે છે. આવી રીતે ઉદ્યોગના અસ્તિત્વથી મોટાથી માંડી નાનો લોકસમૂહ નભે છે. ગવર્નમેંટથી માંડી નાના મજૂર સુધી સાંકળની દરેક કડીમાં જીવનતત્ત્વ આવે છે. જેવી રીતે હૃદયમાં લોહી આવવાથી મોટી શિરાઓમાં થઈ, ધમનીઓમાં થઇ, સૂક્ષ્મ નાડીઓમાં લોહી પ્રવેશ કરે છે, તેમ એક ઉદ્યોગના વિકાસથી આખો પ્રજાસમૂહ ધરાય છે.

હિંદની પ્રાચીન સંસ્કૃતિને સંભારી વર્તમાનકાળને ભૂલવો જોઇતો નથી. જાપાન એ સરખામણીમાં આધુનિક છે, એણે યુરોપનો ઉદ્યોગવાદ પૂરેપુરો સ્વીકાર્યો છે. એ પ્રજા આગળ વધવાની હોંશવાળી છે. એને જગતમાં શિરોમણિ થવું છે. એની મહત્ત્વાકાંક્ષાનો પાર નથી. એના લોભે યુરોપની અને અમેરિકાની પ્રજાને પાછળ મૂકી દીધી છે. એણે પોતાની સતેલી શક્તિને જગાડી છે. હવે એ શક્તિ પોતાનું મોઢું વિકસાવી જગતની દરેક પ્રજાને આહુતિરૂપે માગે છે. ધરતીકંપ, આગ, સમુદ્રના ઉત્પાતો એની શક્તિનો હ્રાસ કરી શકતાં નથી. એ અદમ્ય શક્તિ ચારે તરફ ખાવા દોડે છે. લોકસમૂહ એકનિષ્ઠાથી ઉદ્યોગમાં વિકાસ તરફ નમ્યો છે. બીજા દેશોમાં મોટી રકમનો તૈયાર માલ મોકલી તે દેશની બનાવટો કરતાં પણ સસ્તે ભાવે તે માલ ત્યાં વેચી, તે દેશને હમેશાં પોતાની ઔદ્યોગિક ગુલામગીરીમાં સપડાવવું, એવા ઉદ્દેશથી જાપાનનો આખા જગત ઉપર ડોળો છે.

યુરોપનાં મોટાં રાજ્યો જગતને ઔદ્યોગિક ગુલામગીરીમાં સપડાવી ધનની રેલ યુરોપ તરફ વાળતાં હતાં. યુરોપમાં આખા જગતનાં દ્રવ્યની નદી વહેવા લાગી એટલે ત્યાંના લોકો ખર્ચાળુ જીવનવાળા થયા. જીવનનાં ધ્યેય અને જરૂરિયાતો ઘણી વધી પડી. એટલામાં જગતની મોટી મંદી આવી પડી. કાચાં અને પાકાં દ્રવ્યોની પેદાશ ખપ કરતાં ઘણી

વધારે થવા માંડી. ઇટલીના સરમુખત્યારે ઇટલીના લોકાને મોજમજાહ અને આળસમાંથી ખેંચી ઉદ્યોગવાદી બનાવ્યા; રશિયાએ પાંચ વરસના ભારે ઔદ્યોગિક વિકાસથી મોટું પરિવર્તન કર્યું. ફ્રાન્સના હાથમાં જર્મનીની જમીન અને ખાણો આવતાં તેણે પણ માલની પેદાશ મોટી રકમમાં વધારી દીધી. જર્મનીએ દંડની રકમો ભરી આપવા માટે જગતભરમાં પાકાં દ્રવ્યો મોટી સંખ્યામાં બનાવી મોકલવા માંડયાં. ઈંગ્લાંડે પોતાના ઉદ્યોગોનો ભારે વિકાસ કર્યો. અમેરિકાએ પણ હરીફાઈમાં ભાગ લીધો. એ રીતે કાચાં અને પાકાં દ્રવ્યોની પેદાશ ઘણી વધી પડી. પરિણામે પોતાના દેશોમાં આવતા સસ્તા માલોથી પોતાના ઉદ્યોગોનું રક્ષણ કરવા સર્વે રાજ્યોએ પરદેશી રાજ્યોના માલ સામે જકાતની દિવાલો ખડી કરી. તે સિવાય ઘટતી જતી પેદાશને પૂરવા ઘણાં રાજ્યોએ આવકની માલ ઉપર જગાત નાખી વહીવટખર્ચને પહોંચી વળવા પ્રયત્ન કર્યા.

યુરોપના મોટા વિગ્રહને સમયે અમેરિકાએ યુરોપનાં મોટાં રાજ્યોને નાણાંની મોટી રકમો ધીરી હતી એ રકમોનું વ્યાજ યુરોપનાં રાજ્યોએ અમેરિકાને ભરવાનું હતું. અમેરિકાએ આ વ્યાજની રકમ સોનામાં ભરવાની ફરજ પાડી. એટલે યુરોપનાં મહારાજ્યોએ સંઘરેલું સોનું અમેરિકાના કોષમાં ભરાયું. જર્મની પાસેથી દંડને બદલે મોટી રકમનું સોનું ફ્રાંસને મળ્યું. એ રીતે જગતના પોણા ભાગનું સોનું એ બન્ને રાજ્યોમાં સંઘરાયું. ઈંગ્લંડ પાસે સોનું ખૂટયું એટલે નોટોના બદલામાં સોનું આપવું એ દેશે બંધ કર્યું. તેના પરિણામે જગતના ઘણાખરા દેશોએ સોનાનું ચલણ અટકાવ્યું. પરિણામે તે દેશોના ચલણના ભાવ બહુ જ ઘટવા લાગ્યા. જે દેશોમાં સોનાનું ચલણ ચાલુ હતું તેના સિક્કાઓનો ભાવ મજબૂત રીતે ટકી રહ્યો.

હવે જે દેશોએ સોનાનું ધોરણ મૂકી દીધું હતું તે દેશોમાં તેમના ચાલતા સિક્કાઓની બીજા દેશો (જેમાં સોનાનું ચલણ ચાલુ હતું)માં કિંમત ઘટી ગઇ. કારણકે સોનાનું ધોરણ મૂકી દેનારા દેશો પોતા ઉપરના બીજા દેશનાં લહેણાં તથા હુંડીઓનાં નાણાં કાગળિયાંમાં આપવા માગતા હતા. એટલે તેમના ચલણની કિંમત ઘણી ઘટી ગઇ. તેના પરિણામે એ દેશો બીજા દેશો પાસેથી જે માલ મંગાવતા તે માલની કિંમત (તેમના ચલણની કિંમત ઘટવાથી) વધારે આપવી પડતી હતી. દાખલા તરીકે, એક ટન ખાંડની કિંમત પ્રથમ તેમને દશ રૂપિયા આપવી પડતી હતી. પરંતુ સોનાનું ધોરણ છોડવાથી તે જ ખાંડની કિંમત-તેમનેપંદર રૂપિયા આપવી પડી. એટલી તેમના સિક્કાની કિંમત ઘટી ગઇ. બીજી તરફ એ દેશો પોતાની બનાવટનો માલ બીજા દેશોમાં ચડાવતા તેમાં તેમને ફાયદો થવા માંડયો. જે દેશોએ સોનાનું ધોરણ છોડયું નહોતું તેમણે પોતાની જરૂરિયાતના માલોની જે કિંમત પોતાના સિક્કાઓમાં આપવી પડતી તેના (સોનાના ધોરણ છોડનારા દેશોમાં) વધારે નાણાં ચલણના ઘટવાથી પેદા થતાં. દાખલા તરીકે, બ્રિટને સોનાનું ધોરણ છોડયું એટલે તેની આયાતમાલની કિંમત તેને વધારે આપવાની રહી. કારણકે પરદેશમાં ખરીદ કરેલા માલની કિંમત પરદેશના સિક્કામાં આપવાની રહી અને પરદેશના સિક્કા કરતાં પોતાનો બ્રિટનનો સિક્કો ઓછી કિંમતનો હોવાથી બ્રિટને બદલામાં પોતાના વધારે સિક્કા આપવા પડયા. તેવી જ રીતે નિકાસ-માલની કિંમત

બ્રિટનને વધારે ઉપજે છે; કારણકે પારકાં રાજ્યોમાં બ્રિટનને પોતાના માલની જે કિંમત પારકાં રાજ્યોના સિક્કાઓમાં મળે છે તે સિક્કાઓની પોતાના રાજ્યના ચલણની કિંમત ઘટી હોવાથી વધારે સિક્કાઓ મળે છે. એવી રીતે ચલણની કિંમત ઘટવાથી બ્રિટનનો નિકાસ વેપાર ખીલે. ચલણના ભાવને ન વધવા દેવા માટે બ્રિટને પંદર કરોડ પાઉંડનું ખાસ ફંડ જુદું રાખેલ છે, તેથી નિકાસ વેપારને પુષ્ટિ મળે છે. એ ચલણની જાદુગીરી છે.

બ્રિટને સોનાનું ચલણ મૂક્યું એટલે જાપાનને લાગ્યું કે તેના નવા વિકસાયેલા ઉદ્યોગોને જો બચાવવા હોય તો તેણે સોનાનું ધોરણ મૂકી દેવું જોઇએ. જાપાને પોતાના ઉદ્યોગોને વિકસાવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે. આખી પ્રજાએ રાજ્યની સાથે સહકાર કરી પોતાના ઉદ્યોગોનો વિકાસ કર્યો છે. જાપાન ઉપર કુદરતની બહુ ઓછી પ્રીતિ છે. તે દેશમાં ખનીજ પદાર્થો થોડા મળે છે. લોઢું નથી, કોલસો પૂરતો નથી. બીજી કિંમતી ધાતુઓ પણ ત્યાં થતી નથી. એ પ્રજાને દરેક વસ્તુ બીજા દેશો પાસે મેળવવાની રહી. તે ઉપરાંત ત્યાં દરરોજ ધરતીકંપ થાય છે. દશ પંદર વરસની મુદત દરમિયાન એકાદ મોટો ધરતીકંપ થઇ દેશમાં એદાનમેદાન કરી નાખે છે. ચારે તરફ અનેક શહેરો, ગામડાંઓ, ઘરો, માલમિલકત, ધન, ધાન્ય, પશુ અને મનુષ્યોનો મોટો નાશ થાય છે; છતાં જાપાન પાછું તરત નવજીવન પ્રાપ્ત કરી લે છે, અને બેવડા ઉત્સાહથી આગળ વધે છે.

જાપાનના રાજ્યતંત્રને લાગ્યું કે આપણા દેશને આગળ વધવું હોય તો ઔદ્યોગિક વિકાસ કરવો જોઇએ. અને તે માટે આખી પ્રજાએ પોતાની સર્વ શક્તિનો સંગ્રહ કરી નિયંત્રિત રીતે, શાસ્ત્રીય પ્રણાલિથી કામ કરવું જોઇએ. રાજ્યે સહકાર આપીને શરાફી, વીમો, ખેતી, મજૂરી, કારખાનાં વગેરે સર્વે ધંધાને પદ્ધતિસર ગોઠવ્યાં, એ સર્વે ધંધાઓનો પરસ્પર સહકાર સાંધ્યો. દરેક વિષયના તજજ્ઞોને ખાસ સહકાર કરવાના લક્ષ્યથી નીમ્યા. સાંકળની એકેએક કડી પરસ્પર એમ જોડાઈ રહી. આખી સાંકળ શૃંખલાબદ્ધ ટકાવી શકે તેવી યોજનાઓ થઈ. જાપાનના ઉદ્યોગનો વિકાસ થાય અને જાપાનનો વેપાર જગદ્વ્યાપી બને તે માટે શી યુક્તિપ્રયુક્તિઓ કરવી તે માટે વિચારણાઓ ચાલી. ત્યાંની સરકારે માત્ર ઉત્તેજન જ આપ્યું એટલું નહિ પણ દરેક મંત્રણામાં રસપૂર્વક ભાગ લઈ માર્ગો સૂચવ્યા. જગતનાં બજારોમાં ફલાણી વસ્તુઓ વધારે ખપે છે, ફલાણી વસ્તુઓ અમુક દેશ કેવી રીતે મોટી રકમમાં પેદા કરે છે, તે માટે કેવાં સાધનો વાપરવામાં આવે છે, મૂળ કાચાં દ્રવ્યો ક્યાં પેદા થાય છે, તે દ્રવ્ય લાવવાનો શો ખર્ચ થાય છે, તે કાચાં દ્રવ્યોમાંથી પાકાં દ્રવ્યો બનાવતાં કેટલો ખર્ચ લાગે છે, અને જાપાન એવાં કાચાં દ્રવ્યો કયા પ્રદેશમાંથી મેળવે છે, પોતાની સ્ટીમરોમાં એવાં દ્રવ્યો લઈ આવતાં કેવી અગવડો નડે છે, એ સર્વે પ્રશ્નોનો શાસ્ત્રીય રીતે અભ્યાસ થયો. કેવાં કારખાનાં બાંધવાં, કેવું સાંચાકામ પોતાના દેશમાં તૈયાર કરી ગોઠવવું, તે માટે પ્રબંધ કરવામાં આવ્યો.

સિવિલ ઇજનેરોની કમિટિએ કારખાનાં બાંધવાની યોજનાઓ ઘડી, મિકેનિકલ એન્જિનિયરોની કમિટિએ જુદાં જુદાં સાંચાકામો સસ્તાં બનાવવાના પ્લાનો તૈયાર કર્યા, નિષ્ણાતોએ આ કારખાનાં કયા કયા ભાગમાં ઋતુ, હવા અને જમીન તપાસી બાંધવાં તે નક્કી કર્યું. શરાફોએ તે કારખાનાંઓ માટે બહુ જ ઓછે વ્યાજે નાણાં ધીરવા માટે

સરકારના સહકારથી કબૂલ કર્યું. સ્ટીમર કંપનીઓએ સરકારી સૂચનાથી નામના નૂરે કાચાં અને પાકાં દ્રવ્યો લઇ આવવાં અને લઇ જવાનું કબૂલ કર્યું. મજૂર સંઘે ઓછામાં ઓછી મજૂરીથી કામ કરવા જણાવ્યું. હડતાલ, અસંતોષ, અને વધારે મજૂરીની માગણી એ ત્રણે દોષોથી જાપાનનો મજૂરસંઘ દૂર રહ્યો. રેલવેવાળાએ કારખાનામાંથી બંદર ઉપર માલ પહોંચતો કરવા ખાસ રાહત આપવાની ગોઠવણ કરી. રસાયનશાસ્ત્રના પ્રોફેસરોએ સહકાર આપી જાતજાતના સુધારાઓ કરાવ્યા. સસ્તી મૂડી, સંતોષી મજૂરો, સાહસિક મિલમાલેકો અને વેપારી બુદ્ધિવાળા વેપારીઓ, આ એકતંત્રમાં જોડાયાં. દેશપરદેશથી જાપાનના વેપારી પ્રતિનિધિઓ વસ્તુઓના નમૂનાઓ, તેની બનાવવાની ક્રિયાઓ, તેની પેદાશ, ખપત વગેરેના આંકડાઓ પૂરા પાડવા લાગ્યા. એ વસ્તુઓ આપણે કેવી રીતે સસ્તી બનાવી શકીએ, એ કોયડાનો ઉકેલ નિષ્ણાતો કરવા મંડ્યા.

જાપાને લોઢું ક્યાંથી મેળવવું? કોલસો ક્યાંથી મેળવવો? રબર ક્યાંથી લેવું? કપાસ કેટલો કયા દેશથી મંગાવવો? ખાંડ ક્યાંથી લેવી? એ વસ્તુઓને જાપાનની હવા કેવી લાગે છે? એને માટે કેવું સાંચાકામ તૈયાર કરવું? કેટલી સંખ્યામાં તૈયાર કરવાથી એ વસ્તુ સસ્તી અને પોષાણયોગ્ય થઇ શકશે? એના ઉપર કેવી રાસાયનિક ક્રિયાઓ કરવાથી સ્વચ્છતા, દેખાવ અને ટકાઉપણું વધશે? એ વસ્તુઓ કયા દેશમાં આપણે મોકલી શકીશું? તે દેશના જકાતના પ્રતિબન્ધો કેવા છે? તે દેશ સામે આપણે રાજ્યદ્વારી સંબંધ કેવા છે? અને કેવો સંબંધ બાંધ્યેથી ભવિષ્યમાં ઉપયોગી લાભ મળી શકે?—એ સર્વે વિષયોનો જાપાને ખૂબ વિચાર કર્યો. કાચાં દ્રવ્ય પેદા કરનાર અને પાકાં દ્રવ્ય ખપાવનાર દેશો સાથે રાજ્યદ્વારી સંબંધ બાંધવામાં જાપાને બહુ વિચાર કર્યો. જગતના વિભાગો અને બંદરો સાથે વહાણવટાનો સંબંધ બાંધવામાં પણ તેણે રાજ્યનીતિને આગળ રાખી, અને છેવટે પોતાને લાભ થાય એવા સંબંધો દીર્ઘદૃષ્ટિ વાપરીને તેણે બાંધ્યા. વેપારી વ્યવહારોમાં ચાણાક્ય એવા બ્રિટનને પણ જાપાને પોતાની જાળમાં લીધું અને જાપાનને ફાયદાકારક કરારો કરાવ્યા.

જાપાનની વસ્તી વધતી જ જાય છે. નાના નાના ટાપુઓનો બનેલ જાપાન પોતાની ૭ કરોડની વસ્તીને પાળી શકે તેમ નથી. એટલે તેણે કોરિયા હજમ કર્યું. કોરિયામાં જાપાનને ખનિજ કાચાં દ્રવ્ય પૂરતાં મળ્યાં નહિ એટલે એવાં દ્રવ્યની શોધમાં તેણે બીજા દેશો તરફ દૃષ્ટિ ફેરવી. નજદીકમાં જ ચીન, નબળા અને સંપ વગરના મહારાજ્ય ઉપર તેની નજર ઠરી. પરંતુ યુરોપિયન મહારાજ્યો જાપાનને આગળ વધવા દે તેમ નહોતાં. તેઓ વારંવાર તેની મહત્ત્વાકાંક્ષાઓની આડે આવી તેના લોભને મર્યાદિત રાખતાં હતાં. એ યુરોપિયન અને અમેરિકન રાજ્યો સામે થવા જેટલું બળ જાપાનમાં નહોતું. એટલે કાંઇ સાહસિક પગલું ભરવા પહેલાં તેણે શાંત રહેવા વિચાર કર્યો. યુરોપના મહાન યુદ્ધમાં યુરોપિયન રાજ્યોની શક્તિને મહાન આઘાત લાગ્યો. એટલે ધીમે ધીમે અંદરની ઈર્ષા અને ખટપટથી તેમનું બળ મર્યાદિત થયું. આ તક જાપાને બરાબર લાભ લેવા માટે યોગ્ય ધારી. તેણે મંચુરિયાની સુવર્ણભૂમિ ઉપર ધીમો ધીમો પગપેસારો શરૂ કર્યો. જાપાનને જોઇતા ખનિજ પદાર્થોની મોટી પેદાશ મંચુરિયામાં મળી શકે તેમ હતી. તેની વેપારી

પરતંત્રતા, મંચુરિયાના ખનિજ પદાર્થો, ચીનની ખાણો દૂર કરી શકે એમ હતું. જાપાને વૃદ્ધ અને નિર્બળ ચીનની છેડતી કરવા માંડી, ચીને બચાવ માટે લીગ ઑફ નેશન્સ-વૃદ્ધ ડોશીમાની મદદ માગી. પરંતુ જાપાને લીગના આગેવાન સભાસદો સાથે વચમાં ન પડી શકાય તેવી સંધિઓ ખાનગીમાં કરી રાખી હતી. પરિણામે જગતનાં સર્વે રાજ્યોની આંખોમાં ધૂળ નાખી જાપાન ધોળે દિવસે મંચુરિયા હજમ કરી ગયું. વૃદ્ધ ચીને લાકડી ઊંચી કરી, પણ જાપાને હસતાં હસતાં તેને અટકાવી દૂર ફેંકી દીધી. એ રીતે એણે પોતાનું સામ્રાજ્ય વધારી ઉદ્યોગો ખીલવવાનો માર્ગ નિરંકુશ કર્યો.

જાપાને બીજી એક મોટી દીર્ઘદષ્ટિ વાપરી. તેને નાણાંની હમેશાં મોટી રકમની જરૂર હતી. ધનવાન યુરોપિયન રાજ્યો જાપાનને મોટી રકમનાં નાણાં વ્યાજે આપવા તૈયાર હતાં. પરંતુ બીજાં રાજ્યોનું કરજ લેવાથી આવતી પરતંત્રતાને જાપાને પહેલેથી જ સમજી લીધી. તેણે બીજાં રાજ્યો પાસે નાણું લઇ પાછું ભરી દીધું, અને પોતાના રાજ્યમાં જ ભારે કરકસર કરવા માંડી. લોકોને એણે જાગ્રત કર્યા. પોતાની પ્રગતિને આડે આવતી નાણાંભીડ સમજાવી. દેશહિતથી પ્રેરાઇ લોકોએ મોટો આપભોગ આપવા માંડ્યો. તેઓએ પ્રથમ પોતાની જરૂરિયાતો પોતે જ પેદા કરવા માંડી. પરદેશોની એક પણ વસ્તુ મંગાવી નહિ. મોટરકારો, વિમાનો, સ્ટીમરો, તારો, ટેલિફોનો, રેલવે, ટ્રામો દરેક વસ્તુ જાપાને બનાવવા માંડી. છેવટે પોતાને માટે મનવારો અને વિમાનો બાંધવાનું મોટું કામ પણ જાપાને ઉપાડ્યું, અને ભગીરથ પ્રયત્નો કરી પૂરું પાડ્યું. જાપાની મૂડી, જાપાની મજૂરી અને જાપાની કળાકૌશલ્યથી એણે દરેક કાર્ય પૂરું કરવા માંડ્યું. યુરોપના મહાન યુદ્ધ સમયે જાપાનને બહુ સારી આર્થિક પેદાશ થઇ હતી. તે સર્વે ઉદ્યોગોના વિકાસમાં અને પરદેશના કરજ ભરવામાં વપરાઈ.

જાપાનનું ખેતીવાડી ખાતું પણ પછાત નહોતું. જાપાન પોતાનો ખોરાક પોતે પૂરતા જથ્થામાં અગાઉ તૈયાર કરતું નહોતું. તેને બર્મા અને સેગૂનથી લાખો ગુણી ચોખા મંગાવવા પડતા હતા. પરંતુ તેણે પોતાના ખેતીવાડી ખાતા ઉપર ધ્યાન આપ્યું. યુરોપિયનો પાસેથી ખેતીવાડીની શાસ્ત્રીય શોધો જાપાનીઓએ શીખી તરત અમલમાં મૂકી. જાપાની જેવી આબાદ નકલ કરનાર પ્રજા પૃથ્વી ઉપર ભાગ્યે જ હશે. પ્રથમ તેણે હિંદની પેઠે જમીનના જુદી જુદી માલિકીના નાના ટુકડાઓને એકત્રિત કર્યા. આથી સમૂહખેતીને ઉત્તેજન મળ્યું. નવાં નવાં યોગ્ય ખાતરોની શોધ કરી. સ્ટીમનાં હળો તૈયાર કર્યાં. જમીનને ઊંડી ખેડીને મોટા પાકો તૈયાર કરવાની વ્યવસ્થા કરી. એ રીતે ચારે તરફ ખેતીની પ્રગતિ થઇ. જાપાનની અનાજની પરતંત્રતા ચાલી ગઈ. બીજા દેશો પાસે માલ મંગાવવાને બદલે હવે ઊલટું બીજા દેશોને જાપાને અનાજ પૂરું પાડવા માંડ્યું. ખેડૂતો માટે સહકારી બેંકોની સ્થાપના થઈ. ખેડૂતોની પ્રાંતિક અને રાષ્ટ્રીય મંડળીઓ સ્થપાઇ. રાજ્યમાં ખેડૂતોને સારું સ્થાન મળ્યું.

જાપાન પાસે હજી ખેડૂતોને અપનાવવાની બીજી કેટલીક યોજનાઓ હતી. ખેડૂતોને વરસમાં ૭ માસ કામ રહેતું; બાકી ૭ માસ માટે કામકાજ ન હોવાથી ખેડૂતોનો સમય કાંઇ પણ પેદાશ વગરનો જતો હતો. જાપાને રેશમના ગૃહઉદ્યોગનો વિકાસ સાધ્યો. દરેક

ખેડૂતના ઘર પાસે સેતુરનાં વૃક્ષો ફરજિયાત વાવવામાં આવ્યાં. તેના ઉપર રાખવાને રેશમના કીડાનાં બીજો મફત પૂરાં પાડવામાં રાજ્યે આગળ પડતો ભાગ લીધો. રેશમ વણવાની શાળો પણ બહુ જ ઓછે ભાવે પૂરી પાડવામાં આવી. રેશમના કીડામાં થતા રોગોનું શાસ્ત્રીય સંશોધન કરવામાં આવ્યું. આખા ઉદ્યોગને પ્રજાકીય ઉદ્યોગ તરીકે કેળવવામાં આવ્યો. ઇટાલીના સુંદર રેશમની કિંમતમાં અને દેખાવમાં હરીફાઇ કરે એવી પદ્ધતિ ઉપર એ ઉદ્યોગનો વિકાસ થયો. દિવાસળીનો પ્રજાકીય ઉદ્યોગ જાપાને કેળવ્યો હતો. પરંતુ આઇવાર ક્રુગરના જગદ્વ્યાપી મહાભારત દિવાસળીના ઉદ્યોગના વિકાસની સામે જાપાનનો ઉદ્યોગ ટકી શક્યો નહિ; એટલે એણે રેશમનો ઉદ્યોગ કેળવ્યો. અને તેને પ્રજાકીય ઉદ્યોગ બનાવી આખા જગતનાં બજારો હાથ કર્યાં.

જાપાનમાં મજૂરી સસ્તી છે. અગાઉ જણાવી ગયા છીએ તેમ જાપાનના મજૂરો હડતાલ પાડતા નથી, અસંતોષ દર્શાવતા નથી, અને ભારે સ્વદેશપ્રેમથી દેશના ભલામાં અને દેશની પ્રગતિમાં તેઓ આગેવાનીભર્યો ભાગ લે છે. પોતાના વ્યક્તિગત હિત કરતાં દેશના સામુદાયિક હિત ઉપર તેમનું લક્ષ્ય રહે છે. તેઓ નિયમનમાં રહીને નવા નવા ઉદ્યોગોનો વિકાસ કરવા માટે પ્રયત્ન કરે છે. આખી પ્રજાને ઉદ્યોગોમાં નવીનતા કેમ આણવી તેનું જ ધ્યેય છે. એ સિવાય જાપાનના મજૂરો નકલ કરવામાં ઘણા ચતુર છે. ગમે તેવી વસ્તુઓ તેમને બતાવો એટલે તરત જ તેથી પણ સુંદર વસ્તુ તૈયાર કરી આપે. જાપાનના ઇજનેરો પણ બહુ કાર્યદક્ષ છે. તેમણે યુરોપિયનોનાં કારખાનાંઓનું સાંચાકામ જોઇ તેવું જ સાંચાકામ પોતાના બુદ્ધિબળથી તૈયાર કરી આપ્યું. યુરોપના સાંચાકામથી કિંમતમાં તે ઘણું સસ્તું હતું. કારણકે જૂના અને વપરાયેલા લોઢામાંથી તે બનાવવામાં આવેલ હતું. વારંવાર નવીનતા લાવી શકાય તે માટે એ સાંચાઓ બહુ મજબૂત બનાવવામાં આવ્યા નહોતા. જાપાનની સસ્તી મજૂરીથી તે બહુ જ ઓછી કિંમતે બની શકતા હતા. જાપાનની સરકારે પ્રજાસંઘની નીતિ, જે દિવસના કામ કરનાર મજૂરોને રાત્રે કામ ન કરવાનું ફરમાવતી હતી તે, પણ સ્વીકારી નહોતી. ત્યાં મજૂરોને અઠવાડિયાના અમુક કલાકો કામ કરવાની નીતિ પણ ગ્રહણ થઇ નહોતી, એટલે એ સર્વેનો ઉપયોગ જાપાને પોતાની ઔદ્યોગિક ખીલવણી કરવા માટે કરવા ધાર્યો.

જાપાનની સરકારે પ્રજાનો સહકાર ઔદ્યોગિક ખીલવણી માટે માગ્યો અને તે પૂરી રીતે મળ્યો. પોતાની પ્રાચીન સાદી રહેણીકરણી ત્યાંની પ્રજાએ મૂકી નહિ. ખોટા ખર્ચા, ભપકાઓ, ખર્ચાળ જીવનો અને ઉડાઉગીરીઓનો આશ્રય ન લેતાં તેમણે સાદું પૌર્વાત્ય જીવન સ્વીકાર્યું. પ્રજામાં ભારે સ્વદેશી ભાવના જાગી. પરદેશી વસ્તુઓ વાપરવી નહિ; જે જોઇએ તે પોતાના દેશમાં બનાવી લેવું; મોંઘી, હલકી અને દેખાવમાં ખરાબ પરંતુ સ્વદેશી વસ્તુ હોય તો જ ખરીદવી; સ્વદેશી વીમો, સ્વદેશી શરાફી, સ્વદેશી વહાણવટું, સ્વદેશી કારખાનાંઓ, સ્વદેશી વેપાર, સ્વદેશી ઉદ્યોગો એ જાપાનની પ્રજાની ખાસ વિશેષતા છે. પરદેશી વહાણો અથવા સ્ટીમરોને જાપાન પોતાનાં બંદરો ઉપર આંતરરાષ્ટ્રીય વેપાર કરવા દેતું નથી. પરદેશી વીમા કુંપનીઓ ઉપર કાયદા ઘડી સખ્ત અંકુશ મુકાયો છે. જાપાનમાં યુરોપિયન ઉદ્યોગો તરફથી કારખાનાં સ્થપાયાં નથી.

જાપાન પાસે લોઢું બિલકુલ નથી. મંચુરિયાની ખાણોનો વિકાસ કરતાં પણ થોડો વખત લેશે. એટલે તેણે દેશપરદેશો પાસેથી જૂનું વપરાઇ ગયેલું લોઢું લેવા માંડયું અમારી પેઢી પાસે કરાંચીમાં જૂનું લોઢું ખરીદ કરનાર આડતિયાઓ હતા તેમના માટે જૂના લોઢાનાં લિલામ રેલવે તરફથી થતાં ત્યારે હું લેવા જતો હતો, પરંતુ લિલામમાં વધારે ભાવ આપી હજારો ટન લોઢું જાપાન ખરીદતું હતું. એવી જ રીતે ઇસ્ટ ઇંડિયા, જી. આઈ. પી. અને સાઉથ ઇંડિયા રેલવેનું ભંગાણુ લોઢું જાપાન લિલામમાં લઇ જતું હતું. બ્રિટિશ ઇંડિયા નેવિગેશન કું.ની કેટલીક સ્ટીમરો ભાંગી નાખવાની શરતે જાપાન લઇ ગયું છે. જાપાનની આવી લોઢાની ખરીદી આખા જગતમાં ચાલુ છે. લાખો ટન લોઢું ખરીદ કરી જાપાન સ્ટીમરોમાં લઇ જાય છે. જાપાનના વેપારીઓ પોતાની બનાવટનો માલ પોતાનાં બંદરોથી ભરીને સ્ટીમરો વાટે જગતનાં બંદરો ઉપર મોકલે છે; અને બંદરોથી પોતાની જરૂરિયાતનો કાચો માલ પોતાની જ સ્ટીમરોમાં મંગાવી લે છે. એ રીતે ઝીણી વેપારી નજરથી, કરકસરના સિદ્ધાન્ત ઉપર જાપાન જગતના વેપારમાં સરસાઇ ભોગવતું થયું છે. જાપાન પાસે કોલસો થોડો છે, છતાં મંચુરિયાની તથા કોરિયાની ખાણો તે વસ્તુ તેને પૂરી પાડે છે.

ચીન સાથે જાપાનને બનતું નથી. તેની સાથે ચાલુ વિગ્રહ છે. ચીન જાપાનનો મોટો ગ્રાહક છે. વિગ્રહને લીધે ચીને જાપાનના માલનો બૉયકોટ કરેલ છે, છતાં તેની કાંઇ પણ દરકાર નહિ કરતાં જાપાને જગતના સર્વે ભાગોમાં પોતાનો વેપાર વધાર્યો છે. તેણે અગમચેતી વાપરી પોતાના ઉદ્યોગોનો ભારે વિકાસ કર્યો છે. યુરોપિયનો પાસે નવા નવા ઉદ્યોગો શીખી તેમના કરતાં કિફાયત ભાવે એ જ વસ્તુઓ બનાવીને જાપાને પરદેશોનાં બજારો કબજે કર્યાં છે. થોડા જ વખતમાં ઇંગ્લંડ, જર્મની અને અમેરિકાને હરાવી તેમની સામે એણે સફળ હરીફાઇ માંડી છે. જગતના ઉદ્યોગોના ઇતિહાસમાં આટલી ઝડપથી પોતાના ઉદ્યોગોનો વિકાસ બીજા કોઈ પણ દેશે કર્યો નથી. સસ્તી મજૂરી, પોતાનું સસ્તું નાણું, પોતાનું સસ્તું નૂર, નકલ કરવાની ભારે શક્તિ અને પોતાના ઉદ્યોગોને પ્રફુલ્લિત કરવાનો નાનાથી મોટા દરેક જાપાનીનો સંગઠિત પ્રયાસ,—આ ઉત્તમ ફળ પ્રાપ્ત કરવા માટે સોનેરી ચાવી છે.

આગળ જણાવી ગયા છીએ તે મુજબ જાપાને સોનાનું ચલણ છોડયું અને પોતાના ચલણના ભાવને એકદમ ઘટાવી નાંખી પોતાના જાવક ( exports ) વેપારનો ભારે વિકાસ કર્યો તે સંબંધી જુદા લેખમાં લખાશે. એ સંબંધી એણે ભારે દૂરદેશી વાપરી અગાઉથી તૈયારી કરી રાખી તે ઇતિહાસ 'પ્રસ્થાન'ના વાચકો સમક્ષ મુકાશે. તે ઉપરાંત જાપાનની પ્રજાએ અનેક ભારે ભોગો પણ આપ્યા છે. તેણે પોતાના દેશવાસીઓને મોંઘી કિંમતે માલ વેચવાનું કર્યું છે, હિંદમાં જે ભાવે માલ મળે તેથી ઘણી જ મોંઘી કિંમતે પોતાના દેશમાં માલ વેચે છે, આનું કારણ પરદેશોમાં યુરોપિયન હરીફાઇ ઉપર વિજય મેળવવાનું છે. જાપાને પ્રથમ ઉદ્યોગોનો વિકાસ સાધ્યો; પોતાની પ્રજાને નવાં ઉદ્યોગો સ્થાપવા અને તેને વેપારી પાસે નિભાવવાને પ્રજાના દરેક વર્ગનું સંગઠન કર્યું; અગમચેતી વાપરી પોતાના માલનો કોઈ પણ દેશ તિરસ્કાર ન કરી શકે એવી તે દેશો સાથે શાન્તદારી સંધિઓ કરી ઉદ્યોગોના

ઉત્તેજન માટે સોનાનું ધોરણ મૂકી દીધું. પોતાના ચલણને નીચે ગગડાવી જાવક વેપારને (exports) ઉત્તેજન આપ્યું અને છેલ્લે પોતે મોંઘે ભાવે પોતાના દેશમાં વસ્તુઓ વેચી, દેશાવરમાં સસ્તે ભાવે વેચી હરીફાઇ સામે ટકી રહ્યું. જગતના સર્વ દેશોમાં બેકારી છે; જાપાનમાં બેકારી નથી. રાજ્ય અને પ્રજાના એક આદર્શથી બેકારી દૂર કરી શકાય છે; આખી જાપાની પ્રજાએ રાત્રિદિવસ કામ કરી જગતનાં બજારો પોતાની બનાવટની વસ્તુઓથી ભરી મૂક્યાં છે.

આપણે આ ઉપરથી ઘણું શીખવાનું છે. આપણે જાપાન કરતાં છગણી વધારે વસ્તી ધરાવીએ છીએ. જાપાન કરતાં હિંદમાં કુદરતી સાધનો વધારે મોટા પ્રમાણમાં મળે છે. આપણે ત્યાં ઈશ્વરી ભયંકર આફતો જાપાન જેટલી આવતી નથી. આપણે ત્યાં કુશળ કારીગરો, ઉદ્યોગો માટે જોઇતું નાણું, હોશિયાર એન્જિનિયરો રસાયણશાસ્ત્રીઓ, સસ્તી મજૂરી અને સાહસિક વેપારીઓ છે. કોઇ રીતે આપણે જાપાની કરતાં ઓછી સાધનસામગ્રીવાળા નથી–કિંતુ ઘણી બાબતમાં આપણને વિશેષ બક્ષિસો મળી છે–પરંતુ આપણામાં સંગઠન નથી. અને સ્વદેશી સરકાર પણ નથી. રાજ્ય અને પ્રજાનું અદ્વૈત પણ નથી, એટલે આપણે ઔદ્યોગિક પરતંત્રતાની બેડીઓમાં બંધાયેલા પડયા છીએ.

ડુંગરશી ધરમશી સંપટ

# રૂપસિદ્ધિ

[ શાર્દૂલવિક્રીડિત ]

કાળી ને કુબડી, ન મોં નયન કે ઠેકાણું ના નાકને,
કેવી આ કરમે જડી કદરુપી કુબ્જા શું નાપાકને;
મોતે યે અડતું ન, શોચી મનકું મૂંઝાઈ બેચેનીમાં,
રૂપાળી રમણી તણા મિલનને કાજે ભમે ઘેનમાં.

રે, સૌન્દર્યભર્યાં સ્વરૂપ નિરખ્યાં મેં લોકને બારણે,
ગોરાં અંગ, ભુજા ભરાઉ બદને, આરક્ત ઓષ્ઠે વળી;
આંખો જોબનમત્ત, રૂપચરણે મારી તૃષા ત્યાં ઢળી,
ઝંખ્યો હું સ્મિત, મીટ, શબ્દ મધુરા સૌન્દર્યના કારણે.

હું ઝંખ્યો પણ સુન્દરીસરિત ત્યાં ચાલી ઉપેક્ષા કરી,
ને હું ત્યાં ઘસતો રહ્યો કર, અરે, ચર્યા ન મારી ફળી;
ખાતો ઠોકર હું વળ્યો ઘરભણી, સાં સાથિયાઓ પુરી,
બેઠી આંગણિયે હતી નતમુખે તે ત્યાં પ્રતીક્ષાભરી.

એણે આંખ ઉઠાવી,, ઓહ, છલતા ત્યાં અંબુ સ્નેહાબ્ધિઓ,
માં ઝંખી જ મળી રમંતૂં, અણગણી તે રૂપની સિદ્ધિઓ.

સુન્દરમ્

# લોકચર્યા

## વ્યવહારપત્ર

## ૨

જૈનેતર આદિ દરેક પ્રજા કેસરીઆજીની ઉપાસના કરે છે ખરી, પણ એ બધાય કરતાં એ પ્રભુની પરમ ઉપાસક અહીંની ભીલ પ્રજા છે. સમયના ફેરફાર સાથે ભલે બીજી પ્રજા કેસરીઆનાથજીની ઉપાસના છોડી દે, પણ અહીંની ભીલ પ્રજા એ પ્રભુની ઉપાસનાને સ્વપ્નેય વિસારે તેમ નથી. કેસરીઆનાથની અનન્ય ભકત એ પ્રજાના રીતરિવાજ આદિ ઘણું રસપ્રદ છે. એટલે એ પણ આપને જણાવું છું. ઉદયપુર અને ડુંગરપુર સ્ટેટમાં મળી એમની વસતી આશરે ચાર પાંચ લાખ જેટલી હશે. એ પ્રજા એટલી નીતિશીલ છે કે—પોતાની ચોકી મળી ગયા પછી પ્રાણાંતે પણ માણસને આંચ આવવા ન દે. એ પ્રજા એટલી સંવિભાગશીલ છે કે—પોતાને ત્યાં પોતાના નાતીલા ગમે તેટલા આવે તોપણ એ સૌને આપીને જ પોતે ખાય. એ લોકો મુખ્યત્વે ખેતીથી અને તે સિવાય જંગલનાં લાકડાં ઘાસ આદિ ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. પહાડોમાં જ્યાં ભીલોનીજ વસતી છે ત્યાં તેમની પાસેથી ઘાસ લાકડાં આદિનો સ્ટેટ તરફથી કર લેવામાં આવતો નથી. જ્યાં બીજી વસતી હોય ત્યાં કર લેવામાં આવે છે. એમનો ખોરાક મુખ્યત્વે બાજરી, મકાઈ અને હલકાં ખડધાનનો છે. અને શિકાર કરી માંસાહાર પણ એ લોકો કરે છે. આ પ્રજા એટલી વ્યસની છે કે તેમના પૈસા બધા દારૂમાં જ ઊડી જાય છે. એમનાં ગામો ત્રણ ચાર માઇલના વિસ્તારમાં વસેલાં હોય છે. એ પ્રજા દારૂડીઆ અને ઝનૂની હોઇ આપસઆપસમાં લડી ન પડાય એ ઉદ્દેશથી જુદી જુદી ટેકરીઓ ઉપર દૂર દૂર એક એક . બબ્બે ઘર - ઝૂંપડાં વગેરે બાંધી વસે છે. એમના લગ્નનો વિધિ બ્રાહ્મણગોર કરાવે છે. અને એ ગોરને તેઓ જ્યારે ખેતી પાકે ત્યારે લાગાઓ આપે છે. કોઇ કારણસર એમને એકઠા થવાની આવશ્યકતા પડે ત્યારે તેમનો નાયક ઢોલ વગડાવે અને એ દ્વારા સૌને એટલી ત્વરાથી ભેગા કરે કે એક સાધનસંપન્ન રાજા પણ એટલી ત્વરાથી એ કામ ન કરી શકે. ઢોલના શબ્દ ઉપરથી જે જાતનું કામ હોય તેને એ લોકો પારખી લે છે. ઉદયપુર અને ડુંગરપુર રાજ્યમાં એકથી બીજે ગામ જતાં ઠરાવેલ ચોકી આપવી પડે છે. મેળા ઉપર કેસરીઆજી યાત્રાએ આવનાર માટે ચોકીનો દર અર્ધો છે. સાધુ, બ્રાહ્મણ, રાજપૂત, મુસલમાન પાસેથી ચોકી ક્યાંય લેવાતી નથી; તેમ સરકારી અમલદારો અને સરકાર જેમની ચોકી માફ કરે તેમની પણ ચોકી નથી લેવાતી. ચોકી લેનાર ભીલો ફલાવાર વારો આવે ત્યારે વારાફરતી ચોકી લેવા આવે છે—બેસે છે. ભીલ પ્રજા ભૈરવ, જોગણી, કાલિકા, ચંડી આદિ ઘણાય દેવ-દેવીને માને છે, તેમ છતાં એ લોકો કેસરીઆનાથજીને સૌથી વધારે માને-પૂજે છે. જ્યારે ત્યારે ડગલે ને પગલે કેસરીઆનાથજીની જ બાંધા આખડી રાખે છે. દર પૂનમે એમનાં ટોળાં કેસરીઆજી આવે છે. પણ ફાગણ વદિ આઠમના મેળા ઉપર તો એમનાં ઝૂંડનાં ઝૂંડ આવે છે. આ દિવસે ચારે તરફ નજર નાખીએ ત્યાં રસ્તાઓ ભીલ ભીલડીઓથી જ

ઊભરાતા હોય છે. આ મેળાને દિવસે રસ્તાની ચોમેર માઇલો સુધી ટેકરીઓ ઉપર ભીલો ચોકી ફરતા આઠે પહોર ઊભા રહે છે. કેસરીઆજી આવનાર ભીલભીલડીઓ ગીતો ગાતાં ગાતાં આવે છે, અને મેળાને દિવસે તો એમનાં ઝૂંડનાં ઝૂંડો ગીતો ગાવામાં મસ્ત રહે છે. એ ગીતોમાં મુખ્યત્વે બાધા આખડી રાખનારને શો લાભ થયો એ જ વર્ણન હોય છે. નમૂના દાખલ એક ગીત આપને લખી મોકલાવું છું—

અમદાવાદ મોડા તીરથ જાઇ રે જાઈ.
કુંવર માંદો થાય તીરથ૦, ઘણો અકલો[1] થાઇ તીરથ૦.
પારી[2] બોલમ્યા લઈ રે તીરથ૦, કુંવરીઓ વંચે[3] તીરથ૦.
કુંવર હજગ[4] વલિઓ તીરથ૦, પારી સંઘ ચાલો તીરથ૦.
સોનાવાલો મોરીઓ[5] તીરથ૦, રૂપાવાળી ચકલી તીરથ૦.
રૂપાવાળા કુકડા તીરથ૦, સોનાવાળી માછલી તીરથ૦.
મગરા[6] માંહે હુલેવ હે તીરથ૦, પારી સંઘ ચલાવો તીરથ૦.
હાથ માંહે જલરો લોટીઓ તીરથ૦, હાથ મુંડા ધોવો તીરથ૦.
ઉગતો સૂરજ બાંદી લેવો તીરથ૦, લીલી પીળી ગાડી તીરથ૦.
કુંવર રમતો થાયો તીરથ૦, સઘળો સંઘ ચાલવા લાગો તીરથ૦.
નોરલ જોડ મેલ્યો તીરથ૦, અમદાવાદ દૂ મોડા તીરથ૦.
રસ્તે લાગો તીરથ૦, દનડો[7] ખૂટી જાય તીરથ૦.
વાડીને બગીચા તીરથ૦,
સગવાડે સુથાર બોલાવો તીરથ૦, ધામતો[9] જુણુ[10] મોકલો તીરથ૦.
ચનણરૂક[11] કટાવો તીરથ૦, ચનણ તો વેરાવો તીરથ૦.
ગાડીઓ ઘડાવો તીરથ૦, અડદી ગાડી અડદી ત્રાલી તીરથ૦.
પારી સંઘ ચલાવો તીરથ૦, સૂરજ કેમે ઝાંકો તીરથ૦.
કાચે રે બેડલો તીરથ૦, કાંક[12] બેડલી તીરથ૦.
મોર સાતે ને સયા[13] તીરથ૦, દાતણીઆને મોડો તીરથ૦.
સાથેરે કડકા [14] રાલુ તીરથ૦, સાથે વાટી[15] આલુ તીરથ૦.
સાણુ[16] કાગલા કરા તીરથ૦, કાચનો બેડલો ભરી લાવો તીરથ૦.
તટકે, બેડલો છોડી લેવો તીરથ૦, જાઇરે ધામા દોડ તીરથ૦.
ઢેપરી[17] રે જાંપા ટૂટા તીરથ૦, ચલાવો ગાડી ચલાવો તીરથ૦.
કાલોજી સામલોજી તીરથ૦, ગુજરાતમેં સામલોજી તીરથ૦.
ખડકમેં કાલોજી તીરથ૦, ડુંગરપુર પડાવ તીરથ૦,
ધામતીરે ડાક મોકલો તીરથ૦, ધામા દોડે રેડાક તીરથ૦.
સઘળો સંઘ ચલાવે તીરથ૦, હિંદુ વડલો આઇ તીરથ૦.
ખેરવાડા આવી લાગો તીરથ૦, તીયાં[18] પડાવ કરાવો તીરથ૦.

૧ માંદો. ૨ પગે ચાલીને યાત્રા કરવાની બોલમાં એટલે માનતા. ૩ વંચે-બચે, જીવતો રહે. ૪ હજગ વલિઓ-વધારે માંદો પડયો. ૫ મોર. ૬ નાના ડુંગરા. ૭ દિવસ આથમે. ૯ દોડતા. ૧૦ જુણુ-જન, માણસ. ૧૧ ચંદનનું ઝાડ. ૧૨ કાખમાં. ૧૩ સખીઓ. ૧૪ કાગળા. ૧૫ ઘઉંના લોટની બાટી. ૧૬ ચુલ કાગળા. ૧૭ ઠોકર. ૧૮ ત્યાં.

દનડો બૂડી જાય તીરથ૦, દનડો ઊગી જાય તીરથ૦.
સંઘ ચલવે લાગો તીરથ૦, આવી લાગો સોમ તીરથ૦.
આવી લાગા મયાવાલી વાવડી તીરથ૦,આવી લાગા કાલાજી તીરથ૦.
પારીરે[૧૯] બોલમા ચોડી તીરથ૦, રૂપાવાળાં મોરીયા તીરથ૦.
મોરીયા તો ચોડા લાગા તીરથ૦, ચકલી તો ચોડવા લાગા તીરથ૦.
રૂપાવાલી માછલી તીરથ૦, માછલી તો ચોડવા લાગા તીરથ૦.
કેસર ચોડવે લાગા તીરથ૦, બોલમા તો આવી ફ્રીદી તીરથ૦.

આ જાતનાં ગીતો ગાય છે. ગીતો સ્ત્રી અને પુરુષ સાથે મળીને પણ ગાય છે. પુરુષો અને સ્ત્રીઓ અર્ધચંદ્રાકાર ઊભાં રહીને ફરતાં ફરતાં તાલીઓ પાડતાં ગાય છે. વચમાં તાન ચડાવવા માટે ઊંચેથી પુરૂરૂરૂરૂરૂ શબ્દ વારંવાર બોલીને કૂદતા રહે છે. દરેક ગીતને એક જ પદ્ધતિથી જાડા સ્વરે ગાય છે. દરેક કડીને બીજી વાર બોલતી વખતે આદિમાં 'જાઈ મારે તીરથ જાઈ રે' ઉમેરે છે. જેમકેઃ—

અમદાવાદ મોડા તીરથ જાઈ રે,
જાઈ મારે તીરથ જાઈ રે, અમદાવાદ મોડા તીરથ જાઈ રે જાઈ.

યાત્રાએ આવનાર દરેક ભીલભીલડી નાહીધોઈને પ્રભુની પૂજા કરે છે, અને પ્રભુને ગળે, હૃદયે, ચરણે વળગી પડે છે, તેમ જ જોરજોરથી જેકારા બોલતા રહે છે.

ભીલોમાં વૈરાગ્ય આવે ત્યારે ભગત બની જાય છે. એ ભગતો માંસાહારનો સદંતર ત્યાગ કરે છે, અને ભીલોની સાથે ખાવાનું પણ છોડી દે છે. ભગતો એકબીજાને ત્યાં ખાય પીએ ખરા. એ લોકો ખાસ કાંઈ જ્ઞાન ધરાવતા હોતા નથી, એટલે ઉપદેશ આપવા જેવું કાંઈ કરતા નથી; પણ પોતાની પ્રણાલી પ્રમાણે જે ભજનો આવડતાં હોય તે ભીલોને સંભળાવે છે. એ ભગતો કેસરીઆનાથજીના ઉપાસક હોય જ છે.

અહીંની ભીલ પ્રજાની "શ્રીકેસરીઆનાથજી પ્રત્યે આટલી દૃઢ ભક્તિ, યાત્રા કરવા આવતાં જતાં શ્રીકેસરીઆજીનાં વિધવિધ ગીતો ગાવાં, કોઈ પ્રસંગ પડતાં કેસરીઆનાથની જ માનતા માનવી, એમના નામ પર પ્રાણ પાથરવા તૈયાર થવું" ઇત્યાદિ બાબતો જોતાં અમે લાગે છે કે કોઈ જમાનામાં આ આખીયે પ્રજા ચુસ્ત જૈનધર્માવલંબી હોવી જોઈએ. કોઈ અકલ્પ્ય પરિસ્થિતિમાં પરાવર્તન પામી જવા છતાં એ પ્રજામાં હજુએ જૈનત્વનાં ઉપર્યુક્ત અવશેષો રહી જવા પામ્યાં છે. લોભ-લાલચને વશ થઈ આપણે ગમે તેવાં દેવી-દેવતાઓની માનતા કે ઉપાસના કરીએ તેમ છતાંએ દેવી-દેવતાઓ સાથે આપણો અંગત લેશ પણ સંબંધ જોડાતો નથી, જ્યારે આ ભીલજાતિ માટે તેમ નથી; બલ્કે પોતે જે અનેકવિધ દેવી-દેવતાઓને રાતદિવસ માનતા પૂજતા હોય છે તેનાથી પણ અધિક કેસરીઆનાથજીની ઉપાસના કરે છે, કષ્ટ આદિ આવી પડતાં એની જ માનતા માને છે અને એના નામના સોગન લીધા પછી ક્યારે પણ પ્રતિજ્ઞાભ્રષ્ટ થતા નથી-એથી, ખરે જ એ પ્રજા એક કાળે જૈનધર્માવલંબી હશે એમ માનવાને કારણ છે."

પૂજ્ય ગુરુદેવો! આ વખતે અમે કેસરીઆનાથજીમાં ચાર દિવસ રહ્યા. યાત્રા સારી

[૧૯] પગે ચાલીને યાત્રા કરવાની માનતા ચડાવી.

રીતે કરી, અને જે જાણી શકાય તે જાણવા યત્ન પણ કર્યો. ચૈત્ર વદિ બીજને દિવસે પ્રભાતમાં કેસરીઆનાથજીનાં દર્શન કરી અમે ઉદયપુરનો રસ્તો લીધો. પહેલે દિવસે પ્રસાદ અને બીજે દીવસે ટીડી આવી રહ્યા. અહીં અમને સમાચાર મળ્યા કે અહીંથી પૂર્વ દિશામાં બે માઇલ ઉપર જાવર માતા છે. ત્યાં જૈનજૈનેતરનાં ઘણાં મંદિરો તૂટેલાં પડયાં છે, અને તે જોવાલાયક છે. પૂજ્ય આચાર્યદેવની આજ્ઞા લઇ બપોરના ત્રણ વાગે હું, મુનિશ્રી ચરણવિજયજી અને રમણીકવિજયજી ત્યાં જવા તૈયાર થયા. જતી વખતે પૂજ્ય આચાર્ય મ૦ એ ભલામણ કરી કે સાથે પાણીનો ઘડો લઈ જાઓ, જેથી આવતાં સાંજ પડી જાય તો હરકત ન પડે. આચાર્યદેવની આજ્ઞા પ્રમાણે અમે પાણી લઇને બે ચોકી કરનાર અમારા માણસો સાથે ત્યાં ગયા. ગામમાં પ્રવેશ કરતાં જ સૌ પહેલાં જાવર માતા ઉર્ફે અંબાજીનું મંદિર આવ્યું. એના સામે શિવનું મંદિર છે, અને અહીંથી અર્ધા પોણા માઇલની દૂરી પર વિષ્ણુ ભગવાનનું મંદિર છે. આ વચમાં આપણાં ચાર ભવ્ય મંદિરો ઊભેલાં છે. સાર-સંભાળ ન હોવાથી એ બધાંય તૂટીફૂટી ગયાં છે; તેમ છતાં હજુ ઘણોય ભાગ ઊભો છે. દરેકમાં અત્યારે ઘાસ ભરવામાં આવે છે. બારશાખ તેમ જ થાંભલાઓમાં લેખો વિદ્યમાન છે. એ બધા અમે ઉતારવા લાગ્યા; પણ સૂર્યે એટલી શીઘ્ર ગતિ કરી કે અમે અમારું કામ પૂરું કરી રહીએ તે પહેલાં જ એ અદશ્ય થઈ ગયો. અમારે બે માઇલ જવાનું હતું, ભયંકર પહાડી રસ્તો હતો. છેવટે પથરામાં અથડાતા અથડાતા ટીડી તરફ ચાલ્યા. રસ્તામાં આચાર્ય મ૦શ્રીએ સામે ચોકીઆત મોકલ્યા હતા તે મળ્યા. તેમની પાસે દીવો હતો એટલે અમને ચાલવામાં સુગમતા પડી. અમે ટીડી પહોંચ્યા, અને પ્રતિક્રમણ કરી બીજે દિવસે જાવર જવાની આજ્ઞા અમે આચાર્ય મ૦શ્રી પાસે માગી. તેઓશ્રીની આજ્ઞાથી અમે પહેલા દિવસના ત્રણે સાથીઓ પાછા જાવર ગયા. ત્યાં કોઇ શ્રાવકની વસતી ન હોવાથી અમે આસપુરના આપણા શ્રાવક શેઠ નિહાલચંદજી તારાવત અને કુચરૂભાઇને સાથે લઇને ગયા. અને બાકી રહેલા બધા લેખ લીધા, અને પાછા દૂર આવેલ બીજાં પાંચ મંદિરો જોવા ગયા. ત્યાં જે લેખો હતા તેનો પણ ઉતારો કર્યો. એક મંદિરમાં તો બરાબર પચાસ ઇંચની પદ્માસનાકાર બે સુંદર મૂર્તિઓ તદ્દન અખંડ પડેલી છે. એકંદર આપણાં નવ મંદિરો છે, જે વિશાળ અને અતિભવ્ય છે. જૈનેતરમાં દસેક મંદિરો છે. પણ એ તદ્દન સાદાં અને નાની દેહરી જેવાં છે, ઉપર મેં જે ત્રણ જાવર માતા, શિવ અને વિષ્ણુનાં મંદિર જણાવ્યાં છે એ તો વિશાળ, અતિસુંદર અને વિક્રમની સોળમી સદીમાં બનેલાં છે. શ્રીમતી મીરાંબાઈ અહીંના વિષ્ણુમંદિરમાં વસતાં હતાં, એમ કહેવાય છે. મુસલમાનો સામેના યુદ્ધના પ્રસંગે રાણા પ્રતાપે અહીંના પહાડો ઉપરના કિલ્લામાં ઘણો સમય વીતાવ્યો છે. આ ગામનો અને આપણાં મંદિરોનો મુસલમાન યુદ્ધના સમયમાં જ નાશ થયો છે. તે પછી એ ગામ ફરીથી વસ્યું છે, પણ પૂર્વની આબાદી એમાં આવી શકી નથી. આપણાં મંદિરો પંદરમી અને સોળમી સદીમાં બનેલાં છે. સવારથી બપોરના એક વાગ્યા સુધી અમે આ મંદિરો જોવાનું કામ કર્યું, તે પછી આહાર કરી વિશ્રાંતિ લઈ ઠંડા પહોર થતાં સાંજે અમે ૭ માઇલ દૂર બારાપાલ પહોંચ્યા. આચાર્ય મ૦શ્રીએ આજે કાયા પડાવ કર્યો હતો. બીજે દિવસે સવારે તેઓશ્રી ઉદયપુર પહોંચવાના હતા, અને અમારે પણ લાંબો પંથ કાપી ઉદયપુર જ પહોંચવાનું હતું. આચાર્ય મ૦ અમારા માટે ગામબહાર રોકાયા એટલે અમે સાથે પ્રવેશ કરી શકયા.

આપશ્રીએ પૂજ્ય આચાર્યદેવ ઉપર લખ્યું હતું કે પુણ્યવિજયે શેઠજી રોશનલાલજીને ઓળખતા નથી તો પરિચય કરાવજો અને એમની પાસેથી સાંભળવા જેવી અને જાણવા જેવી વાતો સંભળાવજો. આપની સૂચના મુજબ શેઠ રોશનલાલજીનો ઠીક પરિચય થયો. એઓશ્રી પાસે ઘણો ખજાનો છે. કોઇ શ્રમ કરનાર હોય તો ઘણું જ કામ થઇ શકે તેવું છે. મેં તેમની પાસે ઘણી વાતો સાંભળી, અને દિવસો સુધી તેમની વાતો સાંભળીએ તો ખૂટે તેમ નથી. તેમની પાસે મહારાણા પ્રતાપે શ્રી હીરવિજયસૂરિ ઉપર લખેલ પત્રની મૂળ નકલ છે તેની મેં નકલ કરી લીધી છે. અને તેનો ફોટો ઉતારવાની ભલામણ કરીને આવ્યો છું, જે મારા પાટણ આવ્યા પછી આવશે. ઉદયપુર એક અઠવાડિયું રહી અમે ચૈત્ર વદિ ૧૧ ના રોજ વિહાર કર્યો, અને ભંડાર, મોટાગામ, નાંદેસમા, ઢોલ, સાયરા અને ભાણપુર આટલે ઠેકાણે મુકામ કરી બરાબર અક્ષયતૃતીયાને દિવસે અમે રાણકપુરજી આવ્યા. મોટાગામ અને નાંદેસમામાં આપણાં મંદિરો છે, પણ તેને પૂજનારા બધાય બારાપંથી અને તેરાપંથી થઇ ગયા છે. આ મંદિરો સોળમી સદીનાં બંધાયેલાં છે. સાયરાની પાસે એક ભાટનું સાયરા ગામ છે. ત્યાં આપણું એક મંદિર છે. જે અત્યારે ખાલી પડયું છે, અને સોળમી સદીનું છે.

એમ કહેવામાં આવે છે કે મેવાડની અંદર લગભગ ત્રણ હજાર આપણાં મંદિરો છે, જે અત્યારે નષ્ટ–ભ્રષ્ટ અથવા અર્ધનષ્ટ સ્થિતમાં પડેલાં છે. આ બધાયનું અવલોકન કરવામાં આવે તો કેટલીયે ઐતિહાસિક સામગ્રી સાંપડે, પણ અંદર અંદર કલહમાં મચેલ આપણને કયાં આ વાતની પડી છે?

રાણકપુરજીથી સાદડી, વરકાણા, શિવગંજ, સીરોહી અને એની વચમાં આવતાં ગામોમાં મુકામ કરતાં અમે આજે અણાદરા આવી પહોંચ્યા છીએ. આવતી કાલે પ્રભાતમાં અમે દેલવાડાનાં જગમશહૂર કોરણીવાળાં મંદિરોનાં દર્શન કરી આનંદ હર્ષ મનાવીશું. સીરોહીથી અણાદરા આવતાં સીરોહી પહેલાં મીરપુર કરીને ગામ છે. તેમાં આપણાં ચાર મંદિરો છે. ત્રણ ખાલી પડયાં છે, ત્રણે અકબંધ મંદિરો છે. બે મંદિર તો મને એવાં લાગ્યાં છે કે તે બંધાયા પછી ગમે તે કારણે એમાં પ્રતિમાજી પધરાવવાનો સુયોગ મળી શકયો જ નથી. એક મંદિર એટલું બધું ભવ્ય, મહાન અને અજબ-કોરણીવાળું છે કે જેને બંધાવવા બેસીએ તો હજારો રૂપિયા જોઇએ. એ મંદિર જીરાઉલા પાર્શ્વનાથનું હતું. આજે એ ખાલી પડયું છે. એ મંદિરમાં એકાદ મૂર્તિ હોય તો એની સારસંભાળ થાય, અને એ મંદિર તીર્થરૂપ બન્યું રહે. જે એક મંદિર સાધારણ જેવું મંદિર છે તેમાં પ્રતિમાઓ છે. અહીં એક ધર્મશાળા છે, તેમાં એક પૂજારી અને ચોકીઆત રહે છે. ગામ તદ્દન ભાગી ગયું છે. એક પણ ઘર અહીં નથી. એનાથી દૂર એક માઇલને છેટે એ ગામ ફરીથી વસેલું છે. આપણાં મંદિરો પહાડની વચમાં આવેલાં છે. સ્થાન ઘણું ભયંકર છે. અમારી સાથે સીરોહી રાજ્યના નાયબ દિવાનની ભલામણથી દરેક ઠેકાણે ચોકીઆત હોય છે, એટલે અમે તો નિર્ભયપણે રહીએ છીએ.

હવે અર્બુદગિરિની શીતળતાનો અનુભવ કરી એમાંનાં ભવ્ય મંદિરોનાં દર્શન કરી પાછા અણાદરા, મઢાર, પાંથાવાડા અને જેને માટે બૃહત્કલ્પ સત્રના ટીકાકારે

"बन्नासायां पुराद्वरच्यमानायां तत्पूरपानीयमावितायां क्षेत्रभूमौ धान्यानि प्रकीर्यन्ते." એવો ઉલ્લેખ કર્યો છે એવા બનાસ નદીના રેતાળ પ્રદેશનું પુનઃ દર્શન કરતા પાટણ આવીશું.

એ જ. યોગ્ય સેવા લખશોજી. સર્વ મુનિમંડળને સાદર વંદના. આપને દરેક ઠેકાણે યાત્રામાં યાદ કર્યા છે. શિશુઓ ઉપર કૃપાદૃષ્ટિ રાખશોજી.

આબુજી અમારે થોડું જ રહેવાનું હોવાથી હવે કાંઈ ખાસ લખવાનું રહેશે નહિ.

સંવત ૧૯૮૮<br>
વૈશાખ વદિ પ્રથમ દશમી<br>
અણાદરા

દઃ શિશુપુણ્યની ૧૦૦૮ વાર વંદના

(૨)

## સોનીઓની સંજ્ઞાઓ

શ્રીયુત તંત્રીજી, "પ્રસ્થાન"

આગળ ૧૯૮૮ ના જ્યેષ્ઠ-અષાડના 'પ્રસ્થાન'ના અંકમાં સોની લોકોની સાંકેતિક ભાષા અપાયેલી છે. એક જૂની નોંધમાંથી મને પણ તે ભાષા મળી આવી છે તે યોગ્ય લાગે તો છાપશો.

કણી=એક<br>
સમાણી=બે<br>
એકલવાઈ=ત્રણ<br>
એરણ=ચાર<br>
પાનું=પાંચ<br>
એડ=૭<br>
સમાત=સાત<br>
સમાણી એરણ=આઠ<br>
આંગલમાં કણી ઓછો=નવ<br>
આંગલ=દશ<br>
ઉભણ=રૂપું<br>
ઉભણકો=રૂપીઓ<br>
વીલકો=અધેલ<br>
એરણ આના=પાવલી<br>
સમાણી આના=બે આના<br>
કણી આનો=એક આનો

સીઉં=સોનું<br>
રાઈ=ત્રાંબુ<br>
હાલુ=પીત્તળ<br>
ખડસુ=જસત<br>
ઉચવવું=આપવું<br>
સાર=પાડો<br>
કણીરોપો=વાલ એક<br>
સાંબટ=દોઢ<br>
કાણસ=બાઈડી<br>
સીખ=સોની<br>
સવાડો=વાણિયો<br>
કુરઉ=બ્રાહ્મણ<br>
ખણસિયો=ગરાસિયો<br>
સુબટ (ઈબા)=સુતાર

નં. ૨-૩-૪ ના અર્થ આમાં ઊલટાસૂલટા છે. મને તો જેમ મળી આવ્યું તેમ લખ્યું છે. સંભવ છે કે આમાં ભૂલ પણ હોય.

છોટાલાલ માનાસંગ કામદાર




## ( ૧ ) પ્રાણીઓમાં સ્વતંત્રતાની ભાવના

જ્યારે આર્ચીબાલ્ડ રટલેજ બાલ્યાવસ્થામાં કેરોલીનામાં રહેતો હતો ત્યારે જંગલી પ્રાણીઓને પકડવાની તે ખોડ જ ભૂલી ગયો હતો. મીડરનાં ઝાડ પર મૉકિંગ પંખી ( mocking bird ) ને ગાતાં સાંભળી તેને સંતોષ થયો નહિ એટલે એક વાર તેણે એક નાના પંખીને પકડી પાંજરામાં પૂર્યું. એને એમ આશા હતી કે હવેથી રોજ તે મધુર સંગીત સાંભળ્યા કરશે.

બીજે જ દિવસે એ બચ્ચાની માતા તે પાંજરા આગળ આવી. મારા કરતાં એ બચ્ચાને સારી રીતે ખવરાવી શકતી એ જોઇ એ આનંદ પામ્યો. પરંતુ બીજી સવારે તો એ બચ્ચું પાંજરામાં મરેલું પડ્યું હતું.

પ્રાણીશાસ્ત્રી આર્થર વેઈનને જ્યારે એ વાત કરવામાં આવી ત્યારે તેમણે ખુલાસો કર્યો કેઃ—

"એ પંખીની માતા પોતાના બચ્ચાને પાંજરામાં પુરાયેલું જોઇ તેને ઝેરી ફળ ખવરાવવા લઈ જાય છે. ગુલામીના બંધનમાં રહેવા કરતાં એનું પ્યારું બચ્ચું યમશરણુ થાય એ તે સારું ગણે છે.*"

## (૨) આત્માનો અંધાપો

અર્લ મુસલમેન જન્મથી અંધ હતા. હમણાં જ તેમણે દૃષ્ટિ મેળવી છે. તે લખે છેઃ

"મારી નવી દુનિયામાં અસંખ્ય ચીજો જણાય છે. એના અનેક ચીરો મને મૂંઝવે છે. મુખ્ય બીના એ છે કે તમારામાંના ઘણાખરા તમારી ચોમેરના સૌંદર્યથી અજાણ છે. રંગો, પુષ્પો, વૃક્ષો, ક્ષેત્રો, નદીઓ, પર્વતો, આકાશ, સૂર્યાસ્તો, જ્યોત્સ્ના, સિંધુ ને સૃષ્ટિસૌંદર્યની તમામ ખૂબીઓ જગતને મારી નજરે નંદનવન સમોવડું બનાવી મૂકે છે. આંખોના અંધાપા ઉપરાંત બીજા પ્રકારનો અંધાપો પણ અસ્તિત્વ ધરાવે છે, એવું મને લાગ્યા જ કરે છે. એ આત્માના અંધાપાને લીધે જ દેખતાં માણસો સૃષ્ટિસૌંદર્ય જોવા છતાં તેનો ઉપભોગ કરી શકતાં નથી.+

## ( ૩ ) સંતોષમાં જ સુખ

પૂર્વદેશનો એક રાજા ખૂબ જ બેચેન રહેતો. તેણે એક ફિલસૂફને સલાહ આપવા બોલાવ્યો. એ ફિલસૂફે રાજ્યમાંથી એક ખૂબ જ સંતોષી માણસ શોધી કાઢી તેનું

* *Good Housekeeping*માંથી.

\+ *Cosmopolitan*માંથી.

પહેરણ પહેરવા રાજાને સલાહ આપી. ખૂબ ખૂબ તપાસ કર્યો પછી તે રાજાને એવો માણસ મળી આવ્યો—પરંતુ એની પાસે પહેરવાનું પહેરણ જ નહોતું.*

## (૪) યુવાને શું જાણવું જોઇએ ?

આંખ કાન હાથ મગજ વગેરેની કળાઓ સાધી કાબેલ મનુષ્ય બનાય તેવી તમામ શક્તિઓનો વિકાસ સાધવા દરેક યુવાને પ્રયત્ન કરવો જ જોઇએ.

ઝાડ ઉપર ચડતાં તો દરેક જણ પોતાની જાતે શીખી શકે છે; તે ઉપરાંત શાળામાં શીખવવામાં નથી આવતી એવી ઘણી ઉપયોગી વસ્તુઓ યુવાનને શીખવી જરૂરી છે.

પ્રથમ તો આપણા યુવાને તરતાં શીખવું જોઇએ; ખાસ કરીને તો એણે એક માઇલ સુધી તરતાં, નિરાંતે જોઇએ તેટલી ઊંડી ડૂબકી મારતાં ને પાણીની અંદર જરા પણ મૂંઝાયા વિના ઝંપલાવતાં શીખવું જોઈએ. જીવન બચાવવા તરવું અગત્યનું છે એટલું જ નહિ પરંતુ મનુષ્યને જન્મથી જ પાણીનો ભય હોય છે. ને ભીતિ ઉત્પન્ન કરે ને પ્રયત્ન કર્યે કાબુમાં લાવી શકાય એવી દરેક વસ્તુ ઉપર સંસ્કૃતિ પામેલા મનુષ્યે કાબુ મેળવવો જ જોઇએ. એમ હોવાથી તરવું આવશ્યક બને છે.

વળી દરેક યુવાને મોટર પણ બરાબર ચલાવતાં શીખવું જોઇએ. સામાન્ય રીતે લોકો મોટર ચલાવે છે તેના કરતાં વધારે સારી રીતે હાંકતાં આવડવું જોઈએ. બધાં વાહનોમાં મોટર ખૂબ જ અનુકૂળ છે તેમ ખૂબ જ ભયંકર પણ છે. એમાં ગજબ અસભ્યતા તરફ વલણ જણાય છે. જે લોકો પત્રોના હમેશ જવાબો આપે છે, વાતચીતમાં સ્મિત ફરકાવે છે, સ્ત્રીઓને સન્માને છે, તેવા માણસો પણ રસ્તે મોટર હાંકતાં કે ગાડી વાળતાં જરા પણ વિચાર કરતા નથી. આપણા યુવાનોએ ખૂબ જ સલામતીથી ગાડી હાંકવી જોઇએ અગર તો બિલકુલ ન હાંકવી જોઇએ. વળી ગાડી અટકી જાય કે રસ્તે ચાલતાં તેમાં કાંઈ વાંધો પડે તો કામચલાઉ સમારકામ કરી લેતાં પણ તેણે શીખી લેવું જોઇએ.

દરેક મનુષ્યે આત્મસંરક્ષણની તાલીમ પણ મેળવવી જોઇએ. પોતાની જાતની સંભાળ લેતાં પણ આવડવું જોઇએ. પરંતુ એ માટે એને જ્યુજીત્સુ શીખવાની કાંઇ જ જરૂર નથી. સાધારણ કુસ્તી જેટલું જ્ઞાન પણ બસ થશે. શાળામાં પણ એટલી કેળવણી મળી જશે. દોસ્તીમાં કે દુશ્મનાવટમાં ધક્કામુક્કી કરતાં તેમ જ ઝીલતાં વાંધો ન આવે તો બસ થશે. ઝાઝી આવડત ન હોય તો પણ એટલું તો દરેક યુવાને જાણવું જ જોઇએ.

બીજી રીતે પણ તેણે પોતાનું રક્ષણ કરતાં શીખવું જોઇએ. રસ્તે જતાં, ઉતારો કરતાં, દીવતા પાડતાં, લાકડાં કાપતાં, આંખમાંથી તણખલું કાઢતાં, નસ તૂટી જાય તો લોહી બંધ કરતાં ને સામાન્ય દર્દોના ઇલાજો લેતાં દરેકને આવડવું જોઇએ. સંકટસમયે બીજાને મદદ કરતાં, થોડાક વૈદકીય ઉપચાર કરતાં, હાડકું બેસાડતાં ને મૂર્ચ્છા વાળતાં પણ શીખી લેવું જોઇએ. વળી કોઇ વાર જરૂર પડે તે માટે નહિ પરંતુ રાંધવું એક સુંદર કળા છે તે માટે દરેક યુવાને રાંધતાં શીખી લેવું જરૂરનું છે. એ કાર્ય આવડયા પછી એમાં ઓર આનંદ છે. એ બૈરાંનું જ કામ છે તેમ ગણી લેવાની જરૂર નથી.

* Dr. Thomas Darlington.

વિશાળ વિશ્વનાં તાળાં ઉઘાડવા મનુષ્ય મગજને કૂંચી તરીકે વાપરે છે તે હાથ આ યાંત્રિક સાધનોના જમાનામાં વપરાશ વિના નકામા થઇ પડવાનો સંભવ છે. લાકડી ઝાલતાં, કાગળો લખતાં, પૈસા ગણતાં, બીડી ફૂંકતાં કે ટેલીફોન કરતાં હાથનો બિલકુલ ઉપયોગ કર્યા સિવાય મનુષ્ય નભાવી લે. ઘરનું બારણું વસાતું ન હોય કે નળ ટપકતો હોય તો નિષ્ણાતને બોલાવી મંગાવી કામ ચલાવી લેવાય. ઘરની મજીવી ભાંગફોડ હાથે જ સુધારી લેતાં દરેક યુવાનને આવડવું જોઇએ. સામાન્ય હથિયારો પણ તેણે વાપરી જાણવાં જોઇએ. આપણે ધારીએ તે કરતાં તેમાં વધારે આનંદ આવશે, સ્વમાન વધશે, આત્મસંતોષ મળશે ને મજૂરી શી ચીજ છે તેનો કાંઇક ખ્યાલ આવશે.

ખાસ કરીને તો દરેક યુવાનને ટાઇપ કરતાં આવડવું જોઇએ. યંત્ર ઉપર ગમે તેમ હાથ પછાડી કામ કરવું ન પરવડે. કલાકમાં ત્રણ હજાર શબ્દો સહેલાઇથી ટાઇપ કરી શકાય એટલી ઝડપ આવી જવી જોઇએ. આટલું જ્ઞાન હોય તો જીવનમાં ઘણા જ ઉપયોગમાં આવશે.

વળી દરેક યુવાને એકાદ રમતગમત તો ઘણી જ સારી રીતે રમી જાણવી જોઇએ, ને બીજી વિવિધ રમતોનું સામાન્ય જ્ઞાન મેળવવું જોઇએ. કોઇ પણ યુવાનને દડો ફેંકતાં ને ઝીલતાં ન આવડે એ દયાજનક ને વિચિત્ર લેખાય. સામાન્ય રીતે દેશમાં જે રમતો રમાતી હોય તે મનુષ્યસહચાર ને બાહ્ય ઉલ્લાસ ખાતર દરેક યુવાને શીખી લેવી જોઇએ. ચાલવાની ટેવ પણ ખોટી નથી; પરંતુ હમણાં હમણાં એના પર ઝાઝું ધ્યાન અપાતું નથી. સામાન્ય પહાડી મુલકમાં રોજ નિયમિત ફરવાની ટેવ રાખ્યાથી મનુષ્ય તંદુરસ્તી ને આધ્યાત્મિક શાંતિ બીજી કોઇ પણ કસરત કરતાં વધારે મેળવી શકે છે.

વિલાયતમાં યુવાનોને નૃત્ય કરતાં પણ આવડવું જોઇએ. સારા નૃત્યકારો જન્મે જ છે પરંતુ એ વિષે સામાન્ય સારું જ્ઞાન સહજપરિશ્રમથી અવશ્ય મેળવી શકાય છે. વળી ત્યાંના સ્ત્રીસમાજમાં સંબંધ વધારવા સામાજિક નૃત્ય જાણવું પણ જરૂરી છે.

પરંતુ એ સર્વ કલાઓ કરતાં સંગીતને ખાસ વજૂદ આપવું જરૂરનું છે. સંગીત ગમતું હોય એવા દરેક યુવાને કોઇ ને કોઈ વાજિંત્ર વગાડતાં શીખવું જ જોઇએ. રેડીઓ ને ગ્રામોફોનથી સંગીતકલાને જબરો ફટકો લાગ્યો છે. પરંતુ હવેનો યુવાન જનતાએ સંગીતને ફરી અપનાવી લેવું ઘટે છે. વળી ગાવાની ટેવ કેળવવી પણ અગત્યની છે.

તે ઉપરાંત દરેક યુવાનને પોતાની ભાષા કડકડાટ, સહેલાઇથી ને સચોટ રીતે બોલતાં આવડવી જોઇએ. સંકોચ શરમ મૂઝવણ વગેરેનો બિલકુલ અનુભવ થવો ન જોઇએ. કેટલાંક છોકરાં અજાણ્યાં જોડે સામાન્ય કુશળ પ્રશ્નોના જવાબ આપતાં પણ શરમાય છે.

ઉપર જણાવેલી આવડતો ઉપરાંત દરેક યુવાનને અનુભવથી ઘડાવાની પણ જરૂર છે. થોડાક દિવસ પૈસાની તંગી વેઠવી પડી હોય, ભૂખમરો નભાવી લેવો પડ્યો હોય, માર્ગ ભૂલી જવાથી અથડાવું પડ્યું હોય, માર્ગમાં લૂંટાવાનો પ્રસંગ આવ્યો હોય, જેલમાં જવાનું થયું હોય કે મજૂરી કરવી પડી હોય—એવા પ્રસંગોથી સામાન્ય યુવાન જરૂર ઘડાય છે. દરેક કેળવાયેલા યુવાને આપકમાઇ પર જીવવા પ્રયત્ન કરી જ જોવો જોઇએ.

આવું બધું કરવાથી યુવાન સામાન્ય જનતાથી જુદે માર્ગે જતો હોય છતાં તેમ જણાઈ આવવું તો ન જ જોઇએ.*

* *Harper's Magazine* માંથી.

## (૫) પંચોતેર ખરડા!

લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં થૉમસ ગ્રેના કાવ્ય "એલીજી"ના પંચોતેર ખરડા નજરે પડે છે. એમ કહેવાય છે કે ગ્રેને પહેલું લખાણ પસંદ પડેલું નહિ. બીજું પણ પસંદ પડયું નહિ. ત્રીજું પણ નહિ. એમ એણે એ કાવ્ય પંચોતેર વાર સુધાર્યું નહિ ત્યાં સુધી એને સંતોષ થયો નહિ! ×

## (૬) નૈસર્ગિક બંધારણનો વિરોધ

કેનેડાના પ્રિન્સ એડવર્ડ ટાપુના ખેડૂતો હવે શહામૃગનાં ટોળાં નાબૂદ કરવા નીકળ્યા છે. અત્યાર સુધી પીછાંળાં ચામડાંનો વેપાર કરવા તેઓ શહામૃગનાં ટોળેટોળાં પાળતા હતા. પરંતુ હવે પીછાંની ફેશન ઓસરી ગઇ એટલે આ પાલકોએ પોતાના વાડા ખુલ્લા મૂકી દીધા ને એ પક્ષીઓને જંગલમાં ભગાડી મૂક્યાં. હવે એ એટલાં બધાં વધી પડ્યાં છે કે આખા ટાપુ પર તેઓ જ્યાં ત્યાં નજરે પડે છે.

કુદરતની સમતુલામાં જ્યારે જ્યારે મનુષ્ય માથું મારે છે ત્યારે ત્યારે આવું જ પરિણામ આવે છે. પૃથ્વીના દરેક ભાગમાં અમુક પ્રાણીઓનું નિર્માણ થયેલું છે. દરેક જાત અમુક જ પ્રદેશમાં નજરે પડે છે. પોતાનું યોગ્ય સ્થાન મૂકી બીજે પથરાતાં તેઓ માલૂમ પડતાં નથી.

આ સમતુલામાં માથું મારો એટલે ગંભીર પરિણામ આવવાનું જ. પંદરમી સદીની શરૂઆતમાં પોર્ચુગીઝ લોકો સેંટ હેલીનામાં ઊતર્યા ત્યારે તેઓ પોતાની સાથે બકરાંની સારી સંખ્યા લઇ ગયા હતા. એ વખતે એ ટાપુ પર સુંદર વનરાજી છવાઇ રહેલી હતી. લીલોતરીનો સુમાર નહોતો. પરંતુ વર્ષોના વહેવા સાથે બકરાં એ તમામ લીલોતરી ખાઇ ગયાં: એનું નામનિશાન નાબૂદ કરી નાખ્યું. ધીમે ધીમે એ ટાપુ પરથી વૃક્ષો પણ ઓછાં થવા લાગ્યાં. ભારે વરસાદથી ફલદ્રૂપ જમીન દરિયામાં ધોવાઈ ગઇ ને સખત ખડક ઉઘાડો થઇ ગયો. અત્યારે થોડુંઘણું ઘાસ જ એ ટાપુ પર ઊગે છે ને જનાવરો પણ મહામુશ્કેલીએ પૂરતું પોષણ મેળવે છે.

કુદરતના બંધારણમાં મનુષ્ય માથું મારે ત્યારે કેવું પરિણામ આવે છે તેનો દાખલો જમૈકા ટાપુના ઉંદર ને નોળિયાની વાત પણ પૂરો પાડે છે. પ્રથમ જમૈકામાં બિલકુલ ઉંદર નહોતા. પરદેશી વહાણોમાં ઉંદરો ત્યાં આવ્યા. ત્યાંની પરિસ્થિતિ એમને ખૂબ જ અનુકૂળ આવી. એમને ભારે મુશ્કેલીઓનો સામનો કરવાનો નહોતો. શેરડીના સાંઠા દ્વારા તેઓ પુષ્કળ મીઠું ભોજન મેળવતા. ઉંદરોને એ સ્થાન સ્વર્ગ જેવું જણાયું. તેમની સંખ્યામાં ઝપાટાબંધ વધારો થવા લાગ્યો. એથી ખેડૂતો અકળાયા. થાકીને તેઓએ હિંદમાંથી નોળિયા ઉપાડી લાવવાનો નિર્ણય કર્યો. ચાર પાંચ જોડી લાવી છૂટી મૂકી દેવામાં આવી. પરિણામે ધીમે ધીમે ઉંદરની સંખ્યા ઓછી થવા માંડી, પણ નોળિયા વધી પડ્યા ને મરઘીનાં ઘર તરફ વળવા લાગ્યા. વળી ઘેટાં, બકરાં, ડુક્કર વગેરેનાં બચ્ચાં તથા પાળેલા કૂતરા અને બિલાડીઓને પણ મારી નાખવા લાગ્યા. શિકારનાં પક્ષીઓનો પીછો પકડી તેમને લગભગ

× *Household Magazine*માં Carl Sandburgના લખાણ ઉપરથી.

નાબૂદ કરી દીધા. બીજાં ઘણાં પંખીઓ, સર્પો ને વીસ પ્રકારની ગરોળીઓ જે પહેલાં જ્યાં ત્યાં નજરે ચડતાં તે અદૃશ્ય થઇ ગયાં. વાડીનાં ફળ પણ બચવા પામ્યાં નહિ. પક્ષીઓ, સર્પો ને ગરોળીઓના પ્રતાપે જીવજંતુઓ નાબૂદ થતાં તે ખૂબ જ વધી પડયાં ને ત્રાસજનક થઇ પડયાં. ટૂંકામાં, આખા ટાપુનું બંધારણ વીસ જ વર્ષના ટૂંકા ગાળામાં છિન્ન-ભિન્ન બની ગયું.

સો વર્ષ પહેલાં એક યુવાન અંગ્રેજ ઇંગ્લેન્ડથી થોડીક સસલાંની જોડી લઇ આવ્યો. એમની સંખ્યા વધવાથી શિકારમાં આનંદ આવશે એવી તેની ધારણા હતી, પરંતુ એ તો એટલાં બધાં વધી પડયાં કે આખા ઑસ્ટ્રેલિયા પર સસલાં સસલાં થઈ ગયાં. ઘેટાં માટે ઉગાડેલું ઘાસ પણ તેઓ ખાઈ જવા લાગ્યાં. ફળફળાદિ ને શાકભાજી પણ ઝાપટી જતાં, વળી નાનાં વૃક્ષોની છાલ ફોલી ખાઇ તેમને સૂકવી નાખતાં. ઘણાં રાજ્યોએ પરહદથી સસલાં ઘૂસી ન આવે માટે મજબૂત વાડો ઊભી કરવા માંડી. કેટલીક વાડો તો માઇલોના માઇલો સુધી ઊભી કરવામાં આવે છે. ન્યૂ સાઉથ વેલ્સની સરકારે સસલાંનો વિનાશ કરવા કોઈ વ્યવહારુ યોજના શોધી કાઢવા ૨૫૦૦૦ પાઉંડનું ઇનામ જાહેર કર્યું હતું, પરંતુ એ ઇનામ જીતનાર કોઈ નીકળ્યું નહિ. આજે કેટલીક જમીનો પર ખાસ સસલાના શિકારીઓ રોકવામાં આવ્યા છે. ઈસ્વીસન ૧૯૩૦ માં એ લોકોએ ૭૧,૩૭,૨૮૬ રતલ ચામડાં પીછાં-વાળાને પૂરાં પાડયાં હતાં.

થોડાંક વર્ષો પહેલાં 'હસતા જેક એસ' નામના એક ત્રાસજનક પંખીને નાબૂદ કરવાનો નિર્ણય કર્યો. એનું ખૂમરાણ કોઈ મૂરખ માણસ જેવું ત્રાસદાયક થઈ પડતું. પરંતુ એ પંખી નાબૂદ થતાં સર્પો વધી પડયા. ઘણે લાંબે કાળે જાણ થઈ કે એ પક્ષી જબ્બર સર્પભક્ષી હોય છે.

બોહીમિયામાં પ્રેગ આગળની એક ખાનગી જમીનદારીમાં કેટલાંક વર્ષો પહેલાં કેનેડાથી મસ્કીરો (muscreats) લાવવામાં આવ્યા. એનાં પીછાં માટે એને ઉછેરવા વિચાર હતો. એ પ્રાણીઓ છટકી ગયાં ને પાછળથી તે એટલાં બધાં વધી ગયાં કે હવે તેઓ અનાજ બટાકા કોણીજ ને બીજાં શાક ઝપાટાબંધ ખલાસ કરી નાંખે છે. નિસર્ગશાસ્ત્રીઓના અભિપ્રાય પ્રમાણે ઑસ્ટ્રિયા જર્મની ઝેકોસ્લોવાકિયા ને યુરોપી રશિયાના કેટલાક ભાગો આ પ્રાણીઓથી ત્રાસ ત્રાસ પામી ચૂકયા હતા. એમનાં ટોળાંને કાબુમાં રાખવા અનેક ઉપાયો યોજવામાં આવ્યા હતા.

કુદરતના બંધારણમાં મનુષ્ય માથું મારે તો કેટલું ભયંકર પરિણામ આવે છે તે આ દાખલાઓ પરથી સમજાશે.×

## (૭) કેટલાંક ચાલાક જંતુઓ

બ્રાઝીલમાં ચોક્કસ પ્રકારની કીડીઓ જીવનભર અમુક જાતનાં પાંદડાં જ એકઠાં કર્યા કરે છે. પોતાના માળામાં પાંદડાંનો ઢગલો કરી એને કોવડાવે છે. એથી એના પર જે ઝીણી શેવાળ વળે તે એમનો તથા એમનાં બચ્ચાંનો ખોરાક બને છે. આ કામ અજબ

× *Readers' Digest May* 1933—*Upsetting Nature's Balance.*

રીતે પણ સંપૂર્ણ પ્રેરણાથી થાય છે. એ કીડીઓ કોઈ ઊંચું વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવતી હોય તેવું જણાય છે. પરંતુ એથી પણ વધારે ધ્યાન ખેંચે તેવાં સંજોગ પણ બને છે. એ કીડીઓની રાણી જ્યારે પોતાનો નવો માળો બનાવવા બહાર પડે છે ત્યારે પેલી શેવાળનો થોડોક જથ્થો સાથે લઇ જાય છે. પોતાનું નવું રહેઠાણ એ નિશ્ચિત ન કરે ત્યાં સુધી પેલો જથ્થો તે સાથે લઇને જ ફરે છે. પછી નિર્ણિત સ્થાને એ જથ્થો તે ઓકી કાઢે છે ને એને પાંદડાં પર બરાબર પાથરી તે ઉપર ઈંડાં મૂકે છે. પરંતુ એ બગીચાને ખીલવવા એને ખાતરની જરૂર પડે જ. તે ખાતર તે પોતાની જ અઘારથી પૂરું પાડે છે. અવારનવાર પેલી શેવાળ તે મોંમાં લઇ પેલી અઘાર પર થૂંકે છે ને પછી પેલા બગીચામાં લઇ જઇ એને પોતાના પગ વડે દબાવી દે છે. આ રીતે આખા બગીચાને ખાતર મળી ન રહે ત્યાં સુધી તે કર્યા જ કરે છે. આવો સતત પરિશ્રમ જરૂર નૈસર્ગિક પ્રેરણાનો અચૂક પુરાવો પૂરો પાડે છે.

એશિયાનાં વેરાનોમાં કરોળિયા જેવું વાળવાળું મોટું જનાવર થાય છે. માંહોમાંહેથી તે મનુષ્યના ખુલ્લા પંઝા જેટલું મોટું હોય છે. પાંચ છ ઈંચ લાંબા વીંછી સાથે તે ટક્કર ઝીલે છે. બન્ને સમોવડીઆ એકબીજા સામે પૂરજોસથી ધસારો કરે છે. વીંછી પોતાનો ડંખ ઊંચો કરી ઝેર નીતારવા તૈયાર હોય છે, જ્યારે આ જનાવર પોતાના વાળવાળા હાથ પ્રસારી એ ધસારો ઝીલે છે. આમ તેઓ અનેક વાર અથડાય છે. લડાઈ લાંબો વખત ચાલે છે. પછી એ પ્રાણી ધસારો કરતાં થાકી જાય છે એટલે વીંછીના ડંખ ઉપર જ ધસારો લઇ જાય છે. તે કળી ન શકાય એવી ઝડપે એકાએક કૂદે છે ને ડંખની નીચેના ભાગમાં બચકું ભરે છે. ડંખના ચૂરેચૂરા થઇ ન જાય ત્યાં સુધી તે પોતાની પકડ જરા પણ ઢીલી પડવા દેતું નથી.

આમાં પણ ડહાપણ ને પ્રેરણા સ્પષ્ટ જણાય છે. પોતાના શત્રુનાં ડંખનું સ્થાન ને જોખમનું જ્ઞાન એ નાનકડું પ્રાણી કેવી રીતે મેળવી શક્યું હશે? અનુભવથી તો નહિ જ. કારણકે ડંખને ઝડપવાની રીત એ ન જાણતું હોય તો વીંછી સાથેના પહેલા જ મુકાબલામાં એ યમશરણ થઇ જાય. એ ડહાપણ અનુભવથી આવેલું નથી હોતું: એ તો એનેજન્મથી જ પ્રેરણા મળેલી હોય છે.

વિખ્યાત ફ્રેંચ નિસર્ગશાસ્ત્રી હેન્રી ફેબ્રે ચોક્કસ પ્રકારની ઇયળોમાં ગજબ પ્રેરણાનું પ્રદર્શન નિહાળ્યું છે. એ ઇયળો વૃક્ષોમાં હારબંધ ફરે છે. એકનું મોં બીજાની પૂછડીને અડકેલું રહે તેવી રીતે તેઓ ચાલી જાય છે. આખી હાર અભંગ રહે તે માટે આગળ ચાલતી ઇયળ પોતાના મોંમાંથી રેશમી તાર કાઢતી જાય છે. પછીની ઇયળો એ તારને આધારે જ આગળ વધે જાય છે ને પોતે પણ બીજો તાર કાઢતી જાય છે; એટલે એ તાર મજબૂત બનતો જાય છે. આ પ્રકારે તમામ ઇયળો ચાલુ થઇ જાય ત્યાં સુધી ચાલુ રહે છે એટલે એમની પાછળ રેશમી રસ્તો બની જાય છે. પોતાના સ્થાયી નિવાસસ્થાનથી જ્યાં જ્યાં તે ફરે ત્યાં સુધી એક અભંગ માર્ગ બની રહે છે.

ગજબ પ્રેરણાથી થતા કુશળ કારિગીરીના કામકાજનો દાખલો મધમાખીનો છખૂણિયા મધપૂડો પૂરો પાડે છે. થોડામાં થોડું મીણ વાપરી વધારેમાં વધારે મધનો જથ્થો સંઘરી રાખવા તે ત્યાં-૨૬ સંગ્રહસ્થાન બનાવે છે

ભમરાની રીતભાત તપાસીશું તો પ્રેરણા કરતાં અક્કલ વધારે જણાય છે. એ ભમરા પ્રથમ ઊંડો ખાડો ખોદે છે. પછી ઇયળ પકડી તેને ડંખ મારી બેભાન બનાવી દે છે. ત્યારબાદ તેને પોતાના ખાડામાં ઘસડી જઇ ઉપર માટી પૂરી ખાડો બંધ કરી દે છે. પછી એ સ્થાન બીજાની નજરે ન ચડે તે માટે ઉપર ઓગરાળા કરી મૂકે છે. એક વાર આવો ભમરો કાણામાં પુષ્કળ માટી પૂરી નાનો પથ્થર ઊંચકી ટીપતો જણાયો. હથોડી તરીકે એ પથ્થર ઝડપથી વાપરવામાં આવતો. જ્યાં સુધી માટી પુરાઇ સરખી સપાટી ન થઇ ત્યાં સુધી એ કાર્ય તેણે ચાલુ રાખ્યું: આ કાર્ય પ્રેરણાનું પરિણામ ન ગણી શકાય. પથ્થરની હથોડી બનાવી આ ભમરા ટીપે એ પ્રેરણાત્મક ન ગણાય. માટી ઉરાડે ને ખોતરે એટલામાં જ પ્રેરણા ખતમ થાય. પથ્થરથી ટીપવાનું કાર્ય તો એક જ ભમરાએ કરેલું. એમાં તેણે બુદ્ધિનો ઉપયોગ કરેલો, પોતાના કૃત્યનો અર્થ પણ તે સમજતો જ હોવો જોઇએ.

ઘણી સંખ્યામાં ભેગાં મળી કોઇ મુશ્કેલ કામ જંતુઓ પૂરું પાડે ત્યારે એમાં પ્રેરણા કરતાં કાંઇક વધારે હોય છે. વિશાળ વૃક્ષની ઘટાની વચ્ચે લાલ કીડીઓ ફૂટબોલ જેટલું મોટું ઘર બનાવે છે. ઝાડનાં પાંદડાં ભેગાં કરી તેના છેડા રેશમી તારથી સીવી લેવામાં આવે છે. પાંદડાં ખેંચી આણવા માટે બે પાનાં વચ્ચેની જગામાં એ કીડીઓ પોતાનું શરીર લંબાવે છે. એક પાંદડાનો છેડો મોઢાથી પકડી બીજા પાંદડાનો છેડો પાછલા પગથી પકડે છે ને પછી બન્ને ધાર મળે ત્યાં સુધી બન્ને પાનાંને એકબીજા તરફ ખેંચે છે. બે પાનાં વચ્ચેનું અંતર એક કીડી પૂરી શકે તે કરતાં વધારે હોય તો બે બે કીડીઓ સાથે કામ કરે છે: કેટલીક વાર તો હારની હાર કામે લાગે છે ને તેમ કરતાં એક કીડી બીજી કીડીને કેડથી પકડે છે. પછી બધાં એકસામટું જોર કરે છે: એકબીજાની સમાંતરે ગોઠવાઈ ખેંચે છે. બધાનાં મોઢાં એક પત્તા તરફ હોય છે જ્યારે પગ સામા પાના પર ગોઠવેલા હોય છે. આમ એક સામટું જોર થવાથી બન્ને પાનાં એકબીજાની નજીક ખેંચાઈ આવે છે ને છેવટે એકબીજા સાથે સંધાઈ જાય છે.

પછી એ કિનારીઓ રેશમી તારથી સીવી લેવાની રહે છે. આ કીડીઓ રેશમી તાર કાઢી શકતી નથી, એટલે તે પોતાનાં બચ્ચાં પાસેથી રેશમી તાર મેળવે છે. કેટલીક કીડીઓ બન્ને પાનાંને એકબીજા સાથે અડકાડી રાખે છે ત્યારે બીજી કીડીઓ પોતાનાં બચ્ચાંને પકડી ત્યાં લઈ આવે છે. પછી ધીમે ધીમે નીચે નમાવી પાનાંને સ્પર્શ કરાવે છે. સ્પર્શ થતાં જ એ બચ્ચાં રેશમી તાર ઓકે છે. એમ થોડે થોડે અંતરે રેશમનો ઢગલો કરવામાં આવે છે. પછી કીડીઓ એ બચ્ચાંને આમથી તેમ હલાવે છે એટલે એક વાર એક પાનની ધારને ને બીજી વાર બીજાં પાનાંની ધારને સ્પર્શ થાય છે. એ હિલચાલ દરમિયાન રેશમી તાર પથરાયા જ કરે છે. પરિણામે બન્ને પાનાં એકબીજા સાથે મજબૂત સંધાઇ જાય છે. આ બધું પ્રેરણાથી જ બને છે એવું આપણે કહી શકીએ નહિ.

આ પ્રમાણે નાનાં જીવજંતુઓમાં બે શક્તિઓ કામ કરે છે: બુદ્ધિ ને પ્રેરણા. બન્ને એકસાથે પણ અસ્તિત્વ ધરાવી શકે છે. પ્રેરણા મુખ્ય છે. બુદ્ધિ ઝીણી ઝીણી વિગતોમાં કામ આપે છે. સૃષ્ટિનાં દરેક પ્રાણીમાં આ બન્ને શક્તિઓ હોય છે જ.*

* *Nature Magazine* February, 1933.
R. W. G. Hingston ના Some Smart Insects નામના લેખ ઉપરથી.

## (૮) ફ્રાંસ ને જર્મની વચ્ચેની સરહદ

### એને અભેદ્ય બનાવવાની દશ વર્ષની યોજનાનો આવેલો અંત

ફ્રાન્સ અને જર્મની વચ્ચેની પૂર્વ તરફની સરહદને અભેદ્ય બનાવવાની ફ્રાન્સની દશ વર્ષની મહાન યોજના હવે સંપૂર્ણ થવા આવી છે. મજબૂત કિલ્લેબંધી, દુર્ગો, તોપખાનાં, લોખંડી બુરજો, મશિનગનો ગોઠવવાનાં મકાનો, સુરંગો ને જમીનમાં તારનાં દોરડાં વગેરે નાખી બસો માઈલના વિસ્તારમાં કરેલા બાંધકામમાં હવે છેલ્લો હાથ મારવામાં આવે છે. આવતી વસંત ને ગ્રીષ્મ સુધીમાં આ કૉંક્રીટ ને લોખંડની લાઇનમાં લશ્કર ગોઠવાઇ પણ જશે.

આ રક્ષણની મહાન લાઇનદોરીની પાછળ નવા લશ્કરી રસ્તા, રેલવે કૉન્ક્રીટ આશ્રયો ને જમીન નીચે ગેલેરીઓની જાળ ગૂંથી લેવામાં આવી છે ને થોડે થોડે અંતરે નવથી બાર માઇલના વિસ્તારમાં મારો ચલાવી શકાય તેવાં દારૂગોળાનાં કિલ્લેબંધી મથકો સ્થાપી મજબૂતી કરી લેવામાં આવી છે. આગલી લાઇન થાયોન વીલે મેટઝ ને અલસાસ લોરેઇનની સરહદ આગળ ફંટાય છે. કિલ્લેબંધીનાં બીજાં મથકોની લાઇન વર્ડુન ટાઉલ ને બેલ્ફોર્ટમાં થઈ જાય છે. વળી આ નવી કિલ્લેબંધી આમ એકદમ નજરે ચઢે તેવી પણ નથી.

રક્ષણની યોજના એવી તો ખૂબીબંધ કરવામાં આવેલી છે કે બે મથકો વચ્ચેથી લશ્કરી ધસારો કરી કોઇ પણ શત્રુ અંદર ઘૂસી શકે તેમ નથી. કોઇ પણ પ્રકારના હુમલા સામે દરેક કિલ્લેબંધી મથક અભેદ્ય છે.

અલસાસ લોરેઇન વિભાગમાં અર્ધા અર્ધા માઇલના અંતરે ૩૧૦ લોખંડ ને કૉંક્રીટનાં મથકો બાંધવામાં આવ્યાં છે. મશિનગન ને બીજા દારૂગોળા માટે સેંકડો માંચડાઓ ઊભા કરવામાં આવ્યા છે.

ભારે તોપો માટેના લોખંડી બુરજો વીસ વારની જાડાઈની કૉંક્રીટની દિવાલોમાં ઉતારવામાં આવ્યા છે ને તે કોઇ પણ ભારે મારા સામે ટકી શકે તેમ છે.

ફ્રેંચ પાયદળ નવા પ્રકારની પાંચ રેજીમેંટોમાં ફરી વ્યવસ્થિત કરવામાં આવે છે. એમાં સૌથી અગત્યની 'ટાઇપ રીજીઅન ફોર્ટીફી' નામે ઓળખાશે ને તે આગલી કિલ્લેબંધીમાં ગોઠવવામાં આવશે. આ જાતની ૭ બેટેલીઅન રેજીમેન્ટમાં ૧૯૨ મશિનગનો ને ૯૬ હલકી ઓટોમેટિક તોપોનો સમાવેશ થશે. આ લશ્કરી યોજનાને ફ્રાંસ પોતાના રક્ષણ માટે પૂરતી માને છે. વળી આ લશ્કરી યોજના ઉપરાંત ૧૨૫૦ વિમાનો અનેક શસ્ત્રો સાથે હરઘડી તૈયાર રહેશે.*

## (૯) લાકડાના સિક્કા

### અમેરિકામાં તેનો વધતો જતો પ્રચાર

પાસિફિક સમુદ્રના કિનારે આવેલા એક નાના ગામડામાં ગયે વર્ષે પૈસાને બદલે લાકડાના સિક્કા વાપરવાની પ્રથા શરૂ થઈ હતી. તેનો હવે ૨૯ રાજ્યોમાં પ્રચાર થઇ

* તા. ૧૩-૩-૩૩ ને સોમવારના *Times of India* માંના The Franco-German Frontier નામના લેખ ઉપરથી.

ચૂક્યો છે. આ નવા ચલણનો કાયદેસર રીતે સ્વીકાર થયો નથી તેમ તેને માટે સરકારે જવાબદારી પણ લીધી નથી, છતાં ય એ સંતોષકારક પ્રગતિ કરી રહી છે. કેનેડામાં આવેલા રેમોન્ડ આલ્બર્ટા નામના એક ગામમાં લખાણની પદ્ધતિ ચાલે છે. છેલ્લા છ મહિનામાં એને એટલી બધી સફળતા મળી છે કે, આલ્બર્ટાના ખેડૂતમંડળે એ પ્રાંતની સરકારને એ પદ્ધતિનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો છે.

આ નવા ચલણની પદ્ધતિની જોડાજોડ બદલાના વ્યવહારની અસલ પ્રથા પણ ઝડપથી વધવા લાગી છે. નળવાળાનો દાંત દુખતો હોય તો તે દાંતના દાક્તરનો નળ સમો કરી પોતાનું દુઃખ મટાડે છે. ખેડૂત ઘઉંનો કોથળો થિયેટરમાં મૂકી સહકુટુંબ સિનેમા જોઈ શકે છે. આ વ્યવહાર ધીમે ધીમે એટલો બધો રૂઢ થવા પામ્યો છે કે 'નૈસર્ગિક વિકાસ મંડળ' નામે વ્યવસ્થિત બજાર શરૂ થઇ ચૂક્યું છે. એ મંડળના સભ્યો નફો જતો કરે છે.

લાકડાના સિક્કા જુદા જુદા પ્રકારના હોય છે. મુખ્યત્વે સિક્કાના કલ્પના જ દેવદારના લાકડાના ટુકડા વપરાય છે. એક ડોલર સુધી તેના પર કિંમત આંકવામાં આવેલી હોય છે. કેટલીક વાર કાગળનો ઉપયોગ પણ કરવામાં આવે છે. કાગળ પર દશ ડોલર સુધી કિંમત આંકવામાં આવે છે. નાનાં ગામમાં આ યોજના ઘણી જ સારી રીતે સફળ થઇ છે. કારણ કે ત્યાં બનાવટ સહેલાઇથી પકડાઇ જાય છે. એવા સિક્કાઓ એક મધ્યસ્થ સંસ્થા પાડે છે ને ચારિત્ર્યશીલ બેકારોને એવા સિક્કા વહેંચવામાં આવે છે. ખેડૂતો પાસેથી અનાજ વેચાતું લેવામાં કે ધંધાદારીઓને ધીરધાર કરવામાં એવો વ્યવહાર કરવામાં આવે છે. ખેડૂતો ને વ્યાપારીઓ પોતાના કામદારોને એ સિક્કાઓમાં જ મહેનતાણું આપે છે.

યેઇલનો અર્થશાસ્ત્રી પ્રોફેસર ઇર્વીંગ ફીશરે લાકડાના સિક્કા પર બે સેંટની ટિકિટ ચોઢી દર અઠવાડિયે ભરપાય કરવાની રીત કાઢી છે. એ રીતે દર વર્ષે એક ડોલર ભરપાય થઇ શકે છે. એ ઇરાદે ટિકિટો વેચવાનો પણ રવૈયો પડી ગયો છે.

લાકડાના સિક્કાંમાં જલદી ફરી વળવાનો ગુણ છે અને લોકો એનો સંગ્રહ કરવા લલચાતા નથી.

### ફ્રાન્સમાં નીકલના સિક્કા

સમસ્ત ફ્રાંસમાં પાંચ ફ્રેંક (૧ શિલિંગ બે પેન્સ)ના નીકલના વીસ કરોડ સિક્કા ચલણમાં ચાલુ કરવાનો ઠરાવ બહાર પડયો છે. સો ફ્રેંક (૧૦૦ શિલિંગ) સુધીની વસુલાત કરવા એ સિક્કા કાયદેસર ગણાશે.

ઇસ્વીસન ૧૯૨૮ ની સાલમાં કાયદો પસાર કરી ગયે વર્ષે જ ચાંદીના પાંચ ફ્રેંકના સિક્કા ચલણમાં ચાલુ કરેલા. એવા સિક્કા પાડવાની શરૂઆત પણ કરી દેવામાં આવી હતી પરંતુ સરકારને નીકલમાં બહુ નફો જણાયો એટલે તે રીત અખત્યાર કરવામાં આવી. આ નીકલના સિક્કાનું મૌલિક મૂલ્ય પાંચ ફ્રેંક છે, જ્યારે એની સાચી કિંમત એક પેનીથી પણ ઓછી થાય છે.

આ નવા ચલણથી એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે જૂના પાંચ ફ્રેંકની ઘણી નોટો પાછી ઊઘરાવી લેવાશે અને પરિણામે નોટો માટે અનામત રાખવું પડતું સોનું ઘટવાથી ફ્રાંસની બેંકને ભારે રાહત મળશે.*

* તા. ૧૬-૩-૩૩ના *Times of India*માં પ્રસિદ્ધ થયેલા Wooden Tokens as Money નામક લેખ ઉપરથી.

## (૧૦) લાંબા ઉપવાસમાં શરીરરચના

### શાસ્ત્ર ને ભેદ

અધૂરા કે પૂરા ઉપવાસ કરવા એ તો સદીઓથી ધાર્મિક પ્રણાલિકા લેખાઈ છે. વિષયને મારવા યોગીજનો ઉપવાસ આદરતા. આહારનિયામકો ઉપવાસમાં સંજીવની શક્તિ જોતા. એટલે એ પરત્વે સાચીખોટી અનેક વાતો ઊભી થવા પામી છે. પરિણામે એ ભેદ પામવા લોકોની આતુરતા વધતી જતી જ જણાય છે. ગાંધીજીના ઉપવાસે લોકોને એ વિષયમાં વધારે રસ લેતા કર્યા છે, પરંતુ એ વિષે વિપુલ જ્ઞાનભંડાર ભર્યો પડયો છે એ ઘણા યે નથી જાણતા. ચાલીસેક વર્ષ પહેલાં પ્રોફેસર લુસીઆનીએ સુસીના ત્રીસ દિવસના ઉપવાસનો ઊંડો અભ્યાસ કર્યો હતો. એ પછી સુસીએ બીજા અભ્યાસકો માટે પણ કેટલીયે વાર ત્રીસ ત્રીસ દિવસના ઉપવાસો કર્યા હતા. અમેરિકાના ડૉક્ટર ટૅનરે ચાલીસ દિવસ ઉપવાસ કર્યા હતા. માર્લેટીએ પચાસ દિવસ ઉપવાસ કર્યા હતા. હમણાં હમણાં લેવેન્ઝીન પાસે એકત્રીસ દિવસના ઉપવાસ કરાવી ડૉ. બેનીડિક્ટે પોતાની શોધખોળોથી એ વિષયમાં સારો પ્રકાશ પાડયો છે.

### ઉપવાસમાં શરીરરચના

સંપૂર્ણ આરામ ભોગવે તેમ છતાં શરીરને જીવનતત્ત્વો ટકાવી રાખવા પૌષ્ટિક શક્તિની જરૂર પડે છે; રોજના કાર્યક્રમમાં જ્ઞાનતંતુઓ જે ઘસારો વેઠે છે તે નાબૂદ કરવા પૌષ્ટિક તત્ત્વોની જરૂર પડે છે. આ તત્ત્વો અને શક્તિ શરીર ખોરાકમાંથી મેળવી લે છે. એ શક્તિ સરજાવવા માટે શરીર ગમે તેવા ખોરાકને પચાવી નાખે છે. કાર્બોહાઇડ્રેટસ, ચરબી અને પ્રોટીન દરેક બળતણ તરીકે કામ આપે છે. પરંતુ જ્ઞાનતંતુઓના સમારકામ માટે પ્રોટીન જરૂરી છે; કારણકે શારીરિક તત્ત્વોનાં બંધારણમાં તે અગત્યનો ભાગ ભજવે છે.

વળી શરીરને બળતણ તરીકે જરૂર હોય તેથી વધારે પ્રમાણમાં કાર્બોહાઇડ્રેટસ તથા ચરબી લેવામાં આવે તો તે ચરબી તરીકે જમા થાય છે અને જ્યારે ખોરાક ઓછો પડે કે ન લેવાય ત્યારે તે કામમાં આવે છે. પરંતુ પ્રોટીનનું સંઘરી શકાતું નથી. પાચનશક્તિ પ્રોટીનને પચાવી નાખે એટલે તે લોહીના વહેણમાં ભળી જાય છે ને લોહી દ્વારા શરીરના તમામ ભાગોમાં ફરી વળે છે. જ્ઞાનતંતુઓ તેનું જોઇતું પ્રમાણ ચૂસી લે છે ને બાકીનું પ્રોટીન બળતણ તરીકે બળી જાય છે; એટલે જ્ઞાનતંતુઓ પોષવામાં કે નવા જ્ઞાનતંતુઓ સરજાવવામાં જે પ્રોટીન કામમાં આવતું નથી તે જમા પણ થતું નથી.

ઉપવાસ દરમિયાન પોતાનું રોજનું કામકાજ કરવા શરીરની અંદર જે તત્ત્વો જમા થયેલાં હોય તે પર જ નિભાવ કરવો પડે છે. જરૂરી શક્તિ ટકાવી રાખવા માટે તે જમા થયેલી ચરબી કામમાં લે છે. તંદુરસ્ત શરીરમાં લાંબા ઉપવાસોને પહોંચી વળવા ચરબીનો જોઇએ તેટલો જથ્થો જમા થયેલો હોય છે. પરંતુ જ્ઞાનતંતુઓના ઘસારાનો ભાર બીજા જ્ઞાનતંતુઓના ભોગે જ ઉકલે છે. ઉપવાસ દરમિયાન શક્તિસંચયનો આ બીના પર જ આધાર રહે છે. અગત્યના ને રોજના કામકાજ માટે અગત્યનાં જ્ઞાનતંતુઓ ટકાવી રાખવા

કેટલાક જ્ઞાનતંતુઓનો ભોગ આપવો જ પડે. પરંતુ એવું એક પણ જ્ઞાનતંતુ છેક જ નકામું હોતું જ નથી. એટલે ખાસ અગત્યની ઇંદ્રિયોને ચાલુ રાખવા માટે ખાસ જરૂર પડે એટલું જ પ્રોટીન મેળવવા શરીર બીજા જ્ઞાનતંતુઓનો ભોગ લે છે. મુખ્યત્વે આ પ્રહાર માંસપેશીઓ જ વેઠે છે. એ કાર્યવાહીમાં માંસપેશીઓનાં તત્ત્વો છેક જ નાશ પામતાં નથી. એમાંનો કેટલોક ભાગ ઉપયોગમાં લેવાય છે એટલે એ ભાગ ઓછો થાય છે. ફરીથી ખોરાક લેવાનું શરૂ કરતાં જ એ ભાગો પાછા હતા તેવા થઈ જાય છે.

## કેલરીઝ

શરીરની ખોરાકની જરૂરિયાત ગરમીનાં માપ–કેલરીઝ–થી મપાય છે. સંપૂર્ણ આરામ ભોગવતા પુખ્ત શરીરને દિવસમાં ૧૫૦૦ કેલરીઝ ખોરાક જોઈએ છે; પરંતુ થોડી વાર ખોરાક લેવામાં ન આવે એટલે શરીરની પાચનશક્તિ નરમ પડે છે; નાડી ૫૦ કે તેથી પણ નીચે જાય છે. લોહીનું દબાણ પણ ઘટે છે ને નરમ રહે છે એટલે શરીરને ૧૦૦૦ કેલરીઝથી વધારે ખોરાકની જરૂર પડતી નથી. એમાંના દશ ટકા માંસપેશીઓમાંથી ને નેવું ટકા ચરબીમાંથી મેળવી લેવામાં આવે છે. ઉપવાસની શરૂઆતમાં વજન ઝડપથી ઘટે છે. પરંતુ જેમ જેમ ઉપવાસ લંબાય છે તેમ તેમ વજનની ઘટ ઓછી થતી જાય છે. ત્રીસ દિવસના ઉપવાસમાં રોજનું એક શેર વજન ઘટે છે.

## ચરબીનું બળતણ

આવા પ્રસંગે ચરબી જ ખરું કામ આપે છે. કોઈ પણ બીજા ખોરાક કરતાં એ વધારે શક્તિ આપે છે. સો ગ્રામ એટલે સાડાત્રણ આઉંસ ચરબીમાંથી ૯૨૦ કેલરીઝ પ્રગટ થાય છે; જ્યારે માંસના સો ગ્રામમાંથી માત્ર એંશી કેલરીઝ ઉત્પન્ન થાય છે. પરંતુ શરીરમાંની ચરબીને કાર્બોહાઇડ્રેટની જરૂર પડે છે. કાર્બોહાઇડ્રેટ સામાન્ય ખોરાકમાંથી જથાબંધ મળી રહે છે, પરંતુ ઉપવાસ દરમિયાન માંસપેશીઓમાંથી જે પ્રોટીન મેળવવામાં આવે છે તેમાંથી ઘણું થોડું કાર્બોહાઇડ્રેટ મળી શકે છે. શરીરમાં થોડું ઘણું કાર્બોહાઇડ્રેટ જમા થયું હોય તે ઉપવાસના પહેલા થોડા દિવસોમાં જ ખતમ થઈ જાય છે.

એટલે ઉપવાસ દરમિયાન જે કાર્બોહાઇડ્રેટ મળે છે તે ચરબીને છેક જ પચાવી દેવા પૂરતું હોતું નથી; એટલે ચરબીમાંથી કાર્બન ડાયોકસાઇડ અને પાણી બનવાને બદલે એસીડ બનીને જ અટકી જાય છે અને ફેફસાં કાર્બન ડાયોકસાઈડની પેઠે તેને નાબૂદ કરી શકતાં નથી. આ એસીડ નાબૂદ કરવા શરીર એમોનિયા નિપજાવે છે છતાંય ઉપવાસની શરૂઆતથી જ થોડી ઘણી એસીડની અસર જણાય છે જ. પરિણામે ઊબકા આવે છે ને માથું દુઃખે છે. પછીના ઉપવાસો કરતાં પહેલા ઉપવાસમાં એસીડની અસર વધારે હોય છે. પછીના ઉપવાસોમાં એની અસર ભાગ્યે જ કળાય છે. પરંતુ એ અસર સોડા કે કોઇ કાર્બોહાઇડ્રેટ, થોડા થોડા પ્રમાણમાં લેવાથી નાબૂદ થાય છે.

## ઉપવાસ દરમિયાન

પાણી લેવામાં આવે છે તેવા અધૂરા ઉપવાસ શરીરમાં ચરબીનો જથો જમા હોય ત્યાં સુધી લંબાવી શકાય છે. રોજની જરૂરી શક્તિ માટે ઓછામાં ઓછું માંસ વાપરતાં

શરીર ટકી શકે ત્યાં સુધી તેવા ઉપવાસ નભાવી શકાય છે. જો ચરબીનો જથ્થો તદ્દન વપરાઇ જાય તો શરીર ચરબી કરતાં સાડાઅગિયારગણું માંસ વાપરી નાખે છે. એટલે ૧૦૦ ગ્રામ ચરબીને બદલે ૧૧૫૦ ગ્રામ માંસ વપરાય ને પરિણામે ૩૫ ગ્રામ નાઇટ્રોજન હજમ થઇ જાય. સામાન્ય રીતે આ સ્થિતિ આવે ત્યાર પહેલાં જ મૃત્યુ થાય છે.

અત્યાર સુધીનાં અવલોકનો પરથી એમ કહી શકાય કે ત્રીસ દિવસના ઉપવાસમાં માણસને ખાસ ગંભીર મુશ્કેલી નડતી નથી; પરંતુ એવા ઉપવાસ સ્વેચ્છાથી આદરાયેલા હોવા જોઇએ તેમ તેને કોઇ ખાસ અગત્ય અપાયેલી હોવી જોઇએ. પછીના ઉપવાસો પહેલા ઉપવાસ કરતાં સહેલા પડે છે. ભૂખની પીડા પહેલા ત્રણ દિવસથી વધારે ટકતી નથી. થોડુંક મીઠું લેવાથી પણ એ પીડા નિવારી શકાય છે. ઉપવાસની શરૂઆતમાં ઘણી વાર ઊબકા આવે છે ને માથું દુઃખે છે. થોડાક કાર્બોહાઇડ્રેટ, અલકાલી કે અલકાલીન પાણીનો ઉપયોગ કરવાથી એ દૂર કરી શકાય છે.

ઉપવાસની શરૂઆતમાં ઉપવાસ કરનારને થોડી બેચેની લાગે છે પરંતુ ચારેક દિવસ પછી વધારે હોંશિયારી આવે છે. થોડીક માંસલ અશક્તિ પણ આવે છે; પરંતુ ઉપવાસ ઝાઝા લંબાવાના ન હોય તો ઉપવાસ કરનાર થાક લાગ્યા વિના થોડું કામ કરી શકે છે. કર્નલ સોખીએ એક વાર તેર દિવસ ઉપવાસ કર્યા હતા, છતાં જરા પણ બેચેની વગર પોતાનું કામકાજ કરી શકેલા. તે દિવસમાં આઠ કલાક કામ કરી શકતા.

ઉપવાસનો શાસ્ત્રીય અભ્યાસ શારીરિક કાર્યશક્તિ સમજવામાં ખૂબ જ ઉપયોગી થઈ પડ્યો છે. પરંતુ લાંબા ઉપવાસ શરીરરચનાને લાભદાયી છે કે નુકસાનકારક છે તે માંસલ શક્તિ કે માનસિક ચપલતામાં કાયમની ખરાબ અસર ન થાય ત્યાં સુધી લંબાવવાથી કહી શકાય. ઉપવાસની સુધારક શક્તિનો પુરાવો નથી છતાં ય વારંવાર લાંબા ઉપવાસ કરવા તે વાયુ (obesity) હઠાવવામાં સલામત ને બીનહરકતકર્તા છે. રોજની પરિસ્થિતિ માપવાનાં સાધનો ન હોય તો દિવસની ચાર નારંગી ને પુષ્કળ પાણી લેવાથી ઉપરોક્ત લાભ ઉઠાવી શકાય છે. પાણી વગરના ઉપવાસ આદરવા નહિ. એમાં ઘણું જ જોખમ રહેલું છે.×

રમણીકલાલ દલાલ

## (૧૧) અત્યારે દુનિયાને શાની જરૂર છે ?

યુનાઇટેડ સ્ટેટસમાં સને ૧૯૩૧ની સાલમાં દર ૨૬ મિનિટે એક આપઘાતનું પ્રમાણ નોંધાયું છે. એ વરસમાં કુલ આપઘાત આશરે ૨૦,૦૦૦ થયા હતા, જ્યારે ૧૨,૦૦૦ ખૂન થયાં હતાં અને ૩૫૦૦૦ મોટર વગેરેના અકસ્માત થયા હતા. આ આંકડાઓ વિશે લખતાં ડૉ. ફ્રેડરિક હૉફ્મન લખે છેઃ—

ખૂન અને આપઘાતના ઉપરના આંકડા પરથી જણાય છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં માણસની જિંદગી હાલ બહુ સોંઘી થઇ પડી છે. એક તરફથી અટકાવી શકાય એવા રોગોના નિવારણ માટે જ્યારે ભારે પ્રમાણમાં પ્રયત્ન થાય છે અને ઓછાં મરણપ્રમાણની

× Physiology of Prolonged Fasting નામના Lt. Col. S. S. Silchoy I. M. S. ના લેખ ઉપરથી.

મગરૂબી લેવાય છે, ત્યારે બીજી તરફથી મોટર, ગૅસ, પિસ્તોલ વગેરે સાધનોથી ખૂન અને આપઘાત વડે મનુષ્યજીવનની ભારે બરબાદી થાય છે. જિંદગીના વીમાનું કામ કરનારી કંપનીઓ આને લીધે વિચારમાં પડી ગઇ છે. છતાં આપઘાતનું પ્રમાણ ઘટાડવા માટે કંઇ કરવામાં આવ્યું નથી અને ખૂનની સંખ્યા ઘટાડવા નહિ જેવો પ્રયત્ન થયો છે.

આ અનિષ્ટનું નિદાન એકાદેક તપાસ સમિતિ નિમાવાથી થઇ શકે એમ નથી. જીવનનો ઊંચો ખ્યાલ ન હોવાથી તેમ જ સંકટમાં ધીરજ ધારણ કરવાની અશક્તિને લીધે માણસો આપઘાત કરે છે.

આપઘાતના મોટા પ્રમાણનાં મૂળમાં આપણી ઉદ્યોગપ્રધાન સંસ્કૃતિનાં બે તત્ત્વો જણાય છે: (૧) પૈસાનો પ્રેમ અને (૨) મૂડીવાદની પદ્ધતિની બેવકૂફી (Insanity)ને લીધે માણસોને ખમવો પડતો અસહ્ય બોજો. મોજશોખ, સુખસંપત્તિ, અધિકાર વગેરે માટે અસંખ્ય માણસો દોડધામમાં પડે છે. એમનું મૂલ્યાંકન એવું વિપરીત થઇ ગયું હોય છે કે આર્થિક આપત્તિ એમની જિજીવિષાને હરી લે છે. વેપારી વર્ગ ને મૂડીદારો પર અત્યારે ભયંકર ચિંતાનો બોજો છે. સને ૧૯૩૧ માં ૨૬૩૮૧ પેઢીઓ ભાંગી, ૧૫૫૬ બેંકો તૂટી–જેથી ૪,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનું નુકસાન થયું. એક નાદારીને લીધે કેટલા બધા માણસોને ખમવું પડે છે ! એક કરોડ માણસો તો બેકાર છે. પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવાની અશક્તિને લીધે કેવું ભયંકર અધઃપતન થાય છે. દુનિયાના કુબેરભંડારીઓના દેશની આ સ્થિતિ છે.

સમાજવાદ અને ધર્મ; દ્રવ્ય, આવક, સંપત્તિ ને સત્તાની ન્યાયપૂર્વક વહેંચણી; ઓછી હરીફાઈ અને વધારે સહકાર; સામાજિક પુનર્રચના ને સામાજિક વીમાપદ્ધતિથી સલામતીની વૃદ્ધિ; નફાખોરીની જગાએ સેવાભાવનું સ્થાપન; અધિકાર અને સત્તાની ઝંખનાને સ્થળે સત્ય, સૌંદર્ય અને મંગલની શોધ કરવા તરફ દોરનારી ફિલસૂફી; ઈશ્વરસમાધિ ને વિશ્વબંધુત્વના આધ્યાત્મિક અનુભવ–આટલી બાબતો આ શોકજનક સ્થિતિ દૂર કરવા માટે જરૂરની છે.

ભાસ્કરરાવ પાઠક

## (૧૨) બ્રિટિશ હિંદનું જકાતપત્રક

નીચેના કોઠામાં ૨॥ ટકાથી ૧૧૨॥ ટકા સુધીની આયાત જકાતમાં કઇ કઇ મુખ્ય ચીજોનો સમાવેશ થાય છે તે જણાવવામાં આવ્યું છે:—

| જકાત | માલની યાદી |
|---|---|
| ૨॥ ટકા | પીપમાં આયાત કરેલો સરકો, ચા સુકવવાનાં ખાનાંઓ; બળતણનું લાકડું; કોપેરાસ ગ્રીન; એરોપ્લેન; એરોપ્લેનના ભાગો; એરોપ્લેનનાં એન્જીનો; છાપખાનામાં વપરાતી સીસાની પટીઓ; પ્રાસ રૂલ; કમ્પોઝીંગ સ્ટીકસ; ગેલીઝ ભૂસું. |
| ૬¼ ટકા | સતરાઉ, કેનવાસ તેમ જ વાળનું બેલ્ટીંગ (પટાઓ); રબર, ઇન્સ્યુલેટેડ તાંબાના તારો અને કેબલો; સંચાકામના પટાઓ બનાવવામાં વપરાતું સતર (રૂનું ન હોય તેવું); સતર અને રૂના દોરાઓ. |
| ૯⅜ ટકા | ડીનેચર્ડ સ્પિરિટ. |

૧૦ ટકા કોલટારના રંગો: મશીનરી; છાપખાનાંઓમાં વપરાતો સામાન; મશીનરીના ભાગો; છાપવાની શાહીઓ.

૧૫ટ્ટ ટકા જૂનું લોખંડ અને પોલાદ, રેલવેનો સામાન અને તેના છૂટા ભાગો, વહાણો, સ્ટીમરો, લૉન્ચ વગેરે.

૧૮૩ ટકા સેકેરીનની ટીકડીઓ; કાચું હેમ્પ શણ; બનાવટી રેશમનું સૂતર અને દોરા.

૨૦ ટકા લોખંડ અને પોલાદની અમુક બનાવટો. ( આ બનાવટોની વિગત એટલી ઝીણી અને લંબાણથી આપવામાં આવી છે કે તે અહીં રજૂ કરી શકાય તેમ નથી. )

૨૫ ટકા માછલી; ખાધાખોરાકીની ચીજો અને ગાંધીઆણું, ગુંદ, લાખ, રેઝીન, પ્રાણીજન્ય તેમજ ખનીજ તેલ (બીજે ન જણાવ્યાં હોય તેવાં): બદામનું, લવિંગનું, કપૂરનું, લિંબુનું, ઓટેરોઝ અને પીપરમીંટ તેલ, બીઆંઓ; મીણ અને ચરબી; લાકડું; નેતર; છીપ; કિંમતી પથ્થરો છૂટા આયાત કરેલા; જૂનાં શોભા માટેનાં હથિયારો; એસેટીક, કારબોલીક, સાઇટ્રીક અને ઓક્ઝેલીક એસીડ; નેફ્થેલીન; પોટાશીઅમ કલોરેટ; પોટાશીઅમ સાએનાઇડ; બાયકાર્બોનેટ સોડા; બોરાક્સ; સોડીઅમ સીલીકેટ; આર્સેનીક; કેલ્શીઅમ કાર્બાઇડ; ગ્લીસેરીન; ફેરસ સલ્ફેટ; હીંગ, કોકેન, સાર્સાપરીલા અને સ્ટોરેક્સ; મોટરબસ અને ચેસીસ; મોટર લૉરી અને તેનાં ભાગો; રબર ટાયર અને ટયુબ સિવાયની ટ્રામકાર; લીફ્ટસ, તાર અને ટેલીફોનનાં સાહિત્યો; તેનાં ઓજારો; આંખ તપાસવાનાં સાધનો અને ઓજારો રંગવાના પદાર્થો, રંગો અને વાર્નિશ; ચિનાઇ માટીની પાઇપ; કાચનાં વાસણો અને કાચનો સામાન; ચામડાં તેમ જ ચામડાંનો સામાન; લોખંડ અને પોલાદ સિવાયની ધાતુઓ; સુતર અને સુતરાઉ માલ (વધુ જકાત ખાસ ઠરાવી ન હોય તેવો) એસ્ફાલ્ટ; ઇંટ; ચાક અને ચાઇનાકલે; મીણબત્તી; સીનેમેટોગ્રાફ ફિલ્મ–છબી પાડ્યા વગરની; સાદડીઓ; જૂનાં છાપાંઓ; ખોળ; અત્તરો, પરફ્યુમરી, પીચ અને ટાર; પોલીશ; સ્લેટ પેન્સીલો; સાબુ; પથ્થર અને આરસ તથા તેમાંથી બનાવેલી ચીજો; ઘાસનાં પૂળાં.

૩૦ ટકા ફળો; શાકભાજી વગેરે; કોકો; ચોકોલેટ; કૉફી; ફળનો રસ; જમાવેલું દૂધ અને મલાઇ; સાબુચોખા; બાટલીમાં અથવા ડબામાં પેક કરેલી ખાધાખોરાકીની ચીજો; મરચાં; જાવંત્રી; આદુ, સૂંઠ, અરેબીક અને બેન્ઝામીન ગુંદ; રોઝીન; સીટ્રોનેલ્લા અને તજનું તેલ; ઇસેન્સવાળાં કુદરતી તેલો; માછલીનું તેલ; તેલીબીઆં કોપરા સહિત; સીસલ; હાથીદાંત કોતરકામ વગરનો; તૈયાર કપડાં, હેટ, ટોપી વ. ચામડાંના જોડા (૩૦ ટકા અથવા દર જોડીનાં પાંચ આના વધુ હોય તે); રસાયણો અને દવાઓ (બીજી જગ્યાએ જણાવેલ ન હોય તેવાં); હાથગાડી અને ગાડીઓ; સાઇકલો (રબરટાયર અને ટયૂબ વગર); કટલરી, વીજળીકસામાન અને ઓજારો; હાર્ડવેર અને ઓજારો; હથિયારો; કુચ્ચ; પ્લેમ્બેગો; ગ્રેફાઇડ; રંગવાનો સામાન; ફર્નિચર; ચિનાઈ માટીનાં વાસણો; ચામડાંઓ રંગેલાં અને કમાવેલાં;

બનાવટી ચામડાં અને ચામડાંની બનાવટો; હાથથી ચલાવવાના સંચાઓ; ખાસ જકાત ન હોય તેવી લોખંડ અને પોલાદની બનાવટો; એલ્યુમીનમ સર્કલ્સ; પીતળ અને કાંસું; તાંબું; જર્મન અને નિકલ સિલ્વર; સીસું; કાગળ અને કાગળની બનાવટો; કાર્ડબૉર્ડ; સ્ટેશનરી; ઊનના ગૂંથવાના દોરા; એસબેસ્ટોસની બનાવટો; બ્રશ; બાંધકામનો સામાન; ધાતુનાં બટનો; કાથો; (દોરડાં વણવાનો; દોરડાં; ખૂચતી બનાવટો; ગ્લુ; મીણકાપડ; રબરટાયર અને રબરની બનાવટો; ટોઇલેટનો સામાન; છત્રીઓ.

૩૪૩/૪ ટકા રેશમ અને નકલી રેશમની મિશ્ર ચીજો.

૩૫ ટકા કોપરાનું તેલ, અળસીનું તેલ, શીંગદાણાનું તેલ, વનસ્પતિ તેલો; ઊનના રંગ અને શેતરંજીઓ તેમજ ઊનની હોઝિયરી; નાહવાના સાબુ.

૩૭૧/૨ ટકા મોટરગાડીઓ; ટેક્સીઓ અને તેના ભાગો; મોટરસાઇકલો અને તેના ભાગો; રબર ટાયર અને ટ્યુબ સિવાયના સીનેમેટોગ્રાફ ફિલ્મો.

૪૫ ટકા એલચી, કેસીઆ, તજ, લવિંગ, જાયફળ, જાવંત્રી, મરી, સોપારી.

૫૦ ટકા મિઠાઇ; કારતૂસો; બંદુકો અને તોપમાં ભરવાનો દારૂ, લડાઇનાં હથીઆરો—જુદાં જણાવ્યાં ન હોય તેવાં; કપૂર; ઘડીઆળો અને તેના છૂટા ભાગો; સોના રૂપાનો ઢોળ ચડાવેલી કટલરી, વિજળીક બત્તીના બલ્બ, વાજિંત્રો, વાયરલેસ યંત્રો—રૂપા તથા સોનાનાં પતરાં, અને સોનાની બનાવટો; રેશમ અથવા નકલી રેશમનું કાપડ; બંગડીઓ તેમ જ મણકાઓ; ફટાકડા; કોતરેલા હાથીદાંતની બનાવટો; ઝવેરાત અને ઝવેરાતના દાગીના; છાપેલાં ચિત્રો; બીડી પીવાનો સામાન; રમકડાંઓ.

૬૨૧/૨ ટકા રૂપાના તાર અને પાનાં.

૧૧૨૧/૨ ટકા સીગાર્સ.

(ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બરના 'ક્વોર્ટર્લી જર્નલ', એપ્રિલ ૧૯૩૩ માંથી.)

## (૧૩) બકરીનું દૂધ પીઓ.

**બ્રિટનમાં** બકરીના દૂધનો ખપ દિનપ્રતિદિન વધતો જાય છે. આજે તેનો આંકડો ૨૦,૦૦૦,૦૦૦, ગેલને પહોંચ્યો છે.

ગાયના દૂધ કરતાં બકરીનું દૂધ પચવામાં હલકું છે. તેમાં માખણની ચરબી વધારે હોય છે. તેમાં ક્ષયનાં જંતુઓ હોતાં નથી. એથી ચામડી વધારે સુંદર બને છે.

બકરીનું દૂધ દિવસમાં બે ત્રણ વખત મોઢા પર, ગળા પર અને હાથ પર લગાડવાથી ચહેરો લાલઘૂમ થાય છે.

નાના પ્રમાણમાં ઢોર રાખનારાઓનો અનુભવ છે કે ગાય કરતાં બકરાં રાખવાં સોંઘાં પડે છે. વાછરડાં, ઘેટાં, વછેરા અને કુકરની સાવકી મા તરીકે તેઓ સારું કામ કરે છે.

ઇંગ્લંડની સરખામણીમાં હિંદ ખૂબ ગરીબ હોવાથી બકરીનું દૂધ અત્યાર કરતાં વધારે પ્રમાણમાં વાપરવાનો હિંદે યત્ન કરવો જોઇએ. કેમકે બકરી એ ગરીબ મનુષ્યની ગાય છે. આયુર્વેદમાં પણ ક્ષયને અટકાવવા તથા મટાડવા માટે બકરીના દૂધની ખૂબ પ્રશંસા કરવામાં આવી છે. આ મતને અત્યારે પુષ્ટિ મળી રહી છે; કેમકે બકરીના દૂધમાં ચરબી, વિટેમિન અને કેલ્શ્યમ ક્ષાર વધારે પ્રમાણમાં છે અને તેમાં ક્ષયનાં જંતુઓનો સર્વદા અભાવ છે. અત્યારે જ્યારે આખા હિંદમાં ક્ષયનો ભય વધતો જાય છે ત્યારે ગરીબ ઘરધણી ઘરમાં થોડી બકરીઓ પાળે તે ઇષ્ટ છે કે જેથી કરીને પોતાના કુટુંબ પૂરતું દૂધ મેળવવાની તેને ચિંતા ન રહે. જો બકરીને હમેશાં બરાબર નવરાવી સાફ રાખવામાં આવે તો બકરીના દૂધની વિશિષ્ટ વાસ મોટે ભાગે જતી રહેશે.*

છોટાલાલ માનસિંગ કામદાર

---

અનુસંધાન પૃષ્ઠ ૧૯૭ ]

કાઠિયાવાડી

ધડ ધરતી પગ પાગડે, અરિયાં તણો ગરડ,
હજુ ન છોડે સાથળો, મૂંછા તણો મરડ. ૧૪

राजस्थानी

आभ फटे धर ऊससे, कटे वखतरां कोर ।
सिर कटि धड साको करे, जद छूटे जालोर ॥ १५ ॥

કાઠિયાવાડી

શિર પડે ધડ લડે, તુટે બખતરાં કોર,
આભ ઉલટે ને ધર પલટે, જબ છૂટે જાલોર. ૧૫

राजस्थानी

मूरख माथे कान, सुणे पण समझे नहीं ।
पाणी में को पाखाण, भीजे पण सीजे नहीं ॥ १६ ॥

કાઠિયાવાડી

પાણીમાં પાખાણ, ભીંજે પણ સીઝે નહીં,
મૂરખ કર્યે વખાણ, રીઝે પણ બૂઝે નહીં. ૧૬

રતિકાન્ત કલાધર ભટ્ટ

---

* 'મયૂરગંજ' ગેઝેટમાંથી 'મોડર્ન રિવ્યુ' એ કરેલ ઉતારામાંથી ઉધૃત

અનુસંધાન પૃ. ૧૨૦ ]
દિવાલ તરફ મોઢું ફેરવ્યું. અને પોતાને કોઈ ધ્યાનપૂર્વક સાંભળતું નથી એમ માની થોડાએક નિરાશ જેવા રંગીલભાઈ પાણી પીવા નીચે ઊતરી ગયા.

બીજે દિવસે અમે જમવા ગયા ત્યારે એ નિત્યનું જૂનું દૃશ્ય નવા સ્વરૂપે દેખાયું. પંદર દિવસથી અમે જે રાધીમા, વસુમતી તથા કાલિશંકરને જોતા આવ્યા હતા તેનાં તે જ તે હતાં. રોટલી, દાળ, ભાત, શાક તેનાં તે જ હતાં. પણ આજે તે બધાંની પાછળ કંઈક જુદી જ વસ્તુ જોઈ.

કોઈ મહાયજ્ઞના અવશેષ-ચિનગારીઓ જેવી એ વ્યક્તિઓની પાછળ ભૂતકાળની સમૃદ્ધિની છાયા તેઓ જ્યાં જ્યાં જતી ત્યાં સાથે ને સાથે ફરતી દેખાઈ. આ જ પાત્રો એક વાર મહા ધનિકના સ્વાંગમાં આ પૃથ્વીની રંગભૂમિ ઉપર અભિનય કરી રહ્યાં હશે. ખરેખર, એ અભિનય હતો કે સાચો સ્વાંગ હતો? અને આ ખેલના સંચાલકની ખફામરજી થતાં નટ પાસેથી વસ્ત્ર વગેરે ખૂંચવી લઈ તેને કાઢી મૂકે તેમ આ ત્રણ માણસ આજે તેમના ધનવૈભવના ખેલ જોનાર 'પિટક્લાસ'ના પ્રેક્ષકો ભેગાં પડ્યાં હતાં.

એમનામાં અદેખાઈ, ઉદાસીનતા, વિષાદ નહિ રહ્યાં હોય? કોણ જાણે?

સંપત્તિના તખ્તા ઉપરથી હડસેલાઈને ગરીબાઈના 'પિટક્લાસ'માં ઊભેલાં એ માણસો સંપત્તિવાનોના વિલાસનૃત્ય કેવી રીતે જોતાં હશે?

આજે તો એ ભૂતકાળની સમૃદ્ધિ માણનાર કોક ઇતર વ્યક્તિઓ હોય તેમ પોતાના વર્તમાનમાં તેઓ મશગુલ હતાં. તેઓ ભૂતકાળ યાદ કરતાં હશે કે પછી આ આઘાતે એમના લાગણીતંત્રને સાવ કચડી નાખ્યું હશે કે જેથી એ વિચાર જ ન કરી શકે? દુઃખોના આઘાતોની પરંપરા માણસને મૂઢ બનાવી દે છે. 'ઘણું યે બધું હતું'. એમ સંભારી સંભારીને જીવનને નિષ્પ્રાણ કરવામાં શું ફાયદો?

અને છતાં એ વ્યક્તિઓ જીવતી હતી, હસતી હતી, આનંદ કરતી હતી. કોક ત્રીજા માણસની કથાની પેઠે પોતાના ભૂતજીવનની તટસ્થ રીતે વાતો પણ કદી કદી કરતી હતી. અને શા માટે ન જીવે, ન હસે, ન વાત કરે? જન્મની સાથે મળેલો શરીરનો સંબંધ પણ જ્યાં અવિચ્છિન્ન નથી ત્યાં પછી ઉપરના વળગાટ જેવાં આ લક્ષ્મી અને વૈભવ સરી જાય તો પણ તેથી જીવનની હાનિ શા માટે થવી જોઈએ?

ધનસંપત્તિ વગરનું જીવન પણ આ લોકો રસિક કરીને જીવતાં હતાં, તેમની સંપત્તિ ગઈ હતી, પણ સંસ્કારો ગયા ન હતા. રાધીમા અને વસુમતીએ ઘરમાં અગ્નિહોત્ર, પાર્થિવપૂજા, કથાવાર્તાશ્રવણ અને યથાશક્ય અભ્યાસ ચાલુ રાખ્યાં હતાં.

અમને પણ આ આત્માઓના સંબંધમાં ગૃહજીવનની હૂંફ, અને સંસ્કારવાળાં મિત્રોની સોબત મળી. ખવાડનાર ખાનારનો ભાડૂતી સંબંધ ધીમે ધીમે સ્નેહાળ અને મિત્રતામાં પરિણમ્યો. હાસ્યવિનોદ, અને શાસ્ત્ર, ઇતિહાસ, તથા બીજી ચર્ચાવાર્તાઓ અમારે થવા લાગી. બળદેવભાઈ સાચા કૉમ્યુનિસ્ટની પેઠે વસુમતીના આશાભર્યા અહિંસાવાદ સામે મક્કેની

સાઇકમારી કરતા ઍંગ્લોઇંડિયન, ક્રાન્તિની વાતો, અને તેમાં યે બંગાળીના જેવા તેમના ઘાટ અને પહેરવેશે તેમને વસુમતીને હાથે બળબાણુનું જરાક હસવા જેવું નામ અપાવ્યું.

બળબાણુ ક્રાન્તિવાદી હતા છતાં જેમ કોઈપણ ક્રાન્તિવાદી નિષ્ઠુર હોતા નથી તેમ તે નિષ્ઠુર ન હતા. ઊલટું તેમનું ભાવતંત્ર અતિ સૂક્ષ્મ સંવેદનાઓ ગ્રહણ કરતું. જીવનમાં સાચાં શ્રમજીવીનાં તત્ત્વો ઉતારવા તેમણે શિક્ષકજીવનનો ત્યાગ કરી મજૂરોના જીવનની નજીકમાં નજીક જઈ શકાય એટલા માટે મજૂરમહાજનમાં પોતે ભરતી થયા હતા. અને દિનેદિને માનવ-જીવનની કરુણતાને જોઈ જોઈ એમનું હૃદય એક બાજુ પુષ્પથી પણ કોમળ થતું ગયું અને બીજી બાજુ પથ્થરથી પણ કઠણ થતું ગયું. એમની ચિત્તભૂમિકા ઉપર ઊઠતા કરુણાના આઘાતો માત્ર તેમની હાસ્યરસપ્રિયતા જ પાછા ઠેલી શકતી. અને જ્યારે તેમનું હાસ્ય બેફાટ ઊછળતું ત્યારે એની પાછળ વિષાદનો કોક મહાન હિમગિરિ છુપાયેલો રહેતો જ. રાધીમાના નવા મકાનમાં પગ મૂકતાં તેમના મોઢામાંથી સરેલું અટ્ટહાસ્ય આ ત્રણેના જીવનની પ્રતિ નીપજતી કરુણાના પ્રતિધ્વનિરૂપ જ હતું.

અમે એક રવિવારને બપોરે રાધીમાને ત્યાં જમવા ગયા ત્યારે અમદાવાદમાં મે મહિનાની ગરમી હતી છતાં રાધીમાના ઘરમાં ધુમ્મસ છવાએલું લાગ્યું. ખીંટીએ ટીંગાવેલી રૂ ચોટેલી કાળી ટોપી અને મેલા કોટની બરાબર નીચે ચપટા પ્રશ્નાર્થ ચિહ્ન જેવા કાલિશંકર બેઠા બેઠા મૂછોમાંથી રૂ સાફ કરતા હતા. રાધીમા હજી રોટલીનો લોટ બાંધતાં હતાં. સગડી ફૂંકી ફૂંકીને જાણે તેમનું મોઢું ફૂલ્યું હોય તેમ લાગતું હતું. બધું શાંત હતું. ઉદાસ હતું. હમેશ મુજબ વસુમતીનો ગીતાપાઠ કરતો ઝીણો અવાજ સંભળાતો ન હતો.

વસુમતી માંદી પડી હતી. રાધીમા ખૂબ રડયાં હતાં. સોડાને બદલે લેમન લઈ આવવા બદલ, અને તે ય વધારે પૈસા આપીને, ઠપકો ખાઈને કાલિશંકર મૂઢ થઈને બેઠા હતા.

અમે ચૂપચાપ બિછાના પર બેસી ગયા.

'ભાઇ, હારી ગઇ આજે. બેસો જરાક, રોટલી થતાં વાર થશે.' રાધીમાએ ઉદાસ છતાં ગંભીર અવાજે કહ્યું.

'કેમ?' બળબાણુએ પૂછ્યું.

'વસુ માંદી પડી છે, એને ડૉકટરને ત્યાં લઈ જવા લાવવામાં જ મારો વખત ગયો. અને ભાઇ, વસુ આમ શાસ્ત્રોની વાતો કરવામાં શૂરી છે પણ માંદી પડે છે ત્યારે બાળકથી ય ભૂંડી થઇ જાય છે. અહીં ગાડીમાંથી ઉતારી ને એને દાદરો ચઢાવતાં ચઢાવતાં સો વાનાં થયાં. હવે ગોદડું ઓઢીને સૂતી છે તે નથી હાલતી કે ચાલતી.' રાધીમા કર્મકથા કહેવા લાગ્યાં.

'માજી, અમને કહેજો લાવવું કરવું હોય તો.' રંગીલભાઇએ વિવેક કર્યો.

'ભાઇ, લાવનાર છે તે જ જુઓ ને આ પથ્થર જેવા બેઠા છે. સોડાને બદલે લેમન લઇ આવ્યા.'

'રાધીમા, ત્યારે ડૉક્ટરે શું કહ્યું?' વાતને સીધી ચલાવવા મેં કહ્યું.

'ડૉક્ટરે તો ઘણું યે કહ્યું. વસુને સંતાન થયું નથી, અને એમાંથી જ હિસ્ટીરિયા લાગુ પડ્યો છે. હવે બીજી નકામી દવાઓ ન કરાવતાં ઓપરેશન જ કરાવી લો એમ કહી ચિઠ્ઠી લખી આપી છે. તે બે દિવસમાં જ મુંબાઇ જવું જોઇએ, નહિ તો કેસ ગંભીર થઇ જશે.' રાધીમાએ કહ્યું.

'તો તો તમારે લઇ જવાં જ જોઇએ. એમાં ફિકર શું કરવા કરો છો?' ફાટેલી ચંપલ મોચીને ત્યાં સંધાવા જેટલી જાણે સહેલી વાત હોય તેમ રંગીલભાઈ બોલ્યા.

'ભાઇ, લઈ તો જઈશુંસ્તો. પણ મનમાં શુંનું શું થઈ જાય છે. આખી જિંદગીમાં એણે મારી સાથે જુદાઈ રાખી નથી. એના જીવને જોખમ આવે ત્યારે મારું હૈયું હાથ નથી રહેતું. તમે આવ્યા તે પહેલાં પેટ ભરીને હું રડી. ભાઇ, ભગવાનને કહું છું કે મારો જીવ લઇ એને જીવાડ, પણ ભગવાન માને તો ય વસુ માને એવી નથી. હું માંદી પડું છું ત્યારે એનું કકલાણ તમે જોયું નથી. એ મારી વહુ નથી. દીકરી કરતાંય વધારે છે.' જિંદગીમાં ન સાંભળેલો એવો સાસુનો વહુ પ્રતિનો સ્નેહનો એ કરાર સાસુવહુની લડાઇની ભઠ્ઠી ઉપર રાતદિ' શેકાતા એવા મેં સાંભળ્યા કર્યો.

'હા માજી, કોકને બદલે કોકથી કંઇ મરાય છે? જિંદગી એ કંઇ સિનેમાની ટિકિટ છે કે એકને બદલે બીજાનું ચાલે?' રંગીલભાઈએ રંગ રેલાવ્યો. બધા જરાક હસીને પાછા ચૂપ થયાં.

'માજી, મૂંઝાશો મા. જે રામે અત્યાર સુધી રાખ્યાં છે તે હવે પણ રાખશે. એને કહ્યે આપણે જીવવાનું ને એને કહ્યે મરવાનું. જેની કસોટી વધારે થાય છે તેની ઈશ્વરને ત્યાં વધુ લાયકાત છે!' હું લુખ્ખી ફિલસૂફી બોલ્યો.

રોટલીઓ વણાવા લાગી અને કાચા પાકાનો ખ્યાલ કર્યા વગર અમે ખાઇ પરવાર્યા. બળબાણુ અને હું વસુમતીની સારવાર માટે રોકાઇ ગયાં. અંદરના ઓરડામાં જ્યાં અમે જવલ્લે જ જતા, ત્યાં ગોદડાંના પડેલા વીંટા જેવી સૂતેલી વસુમતી પાસે અમે ગયા.

'વસુબ્હેન!' બળબાણુએ વસુમતીને બોલાવી.

'હાં...' ગોદડામાંથી જ તે બોલી.

'એને પડી રહેવા દો, ભાઈ.' કહી રાધીમા અમારી પાછળ ભીનાં હાથ લૂછતાં આવ્યાં. બારીમાં ઊભો ઊભો હું નીચે ચોખંડીમાં પોતાના છોકરાંને રમાડતા ઓઘુંસને જોઈ રહ્યો. બે ત્રણ બૈરાં ભેગાં થયાં હતાં. અને તેને શીખવી રાખેલા સવાલો વારંવાર પૂછી ગમ્મત ઉડાવતાં હતાં.

'દીકરા, તારે કેટલી વહુઓ જોઇશે?' દીકરો કહેતો. 'ચારઃ'

'અને કેટલી ભેંસો તારે જોઇશે?' દીકરો કહેતો. 'ચારઃ'

'પછી શું કરીશ?' 'ચાર ભેંસને મારી ચાર વહુઓ દોહશે. પછી હું દૂધ પીશ.'

'પછી શું કરીશ?' 'પછી હું બધી વહુઓને મારીશ' અને બધાં ખડખડાટ હસી પડતાં.

એમનો હાસ્ય વિલાસ છોડી મેં અંદર જોયું તો બળબાણુ રાધીમાને એક ટ્રંક ઉપરની ચીજો ઉતારવામાં મદદ કરતા હતા. રાધીમાએ ટ્રંક ઉઘાડી અંદરથી એક ચપટી પહોળી ઊડી ગએલા પૉલિશવાળી પેટી કાઢી.

'ભાઈ, એક કામ તમારે ભરોસે સોંપું છું,' રાધીમા બોલ્યાં. અમારા બોલવાની રાહ જોયા વગર તેમણે પેટી ખોલી, અંદર જાંબલી રંગની મલમલ મઢેલી હતી, અને ગોળ લંબચોરસ, એવાં જુદાં જુદાં ખાલી ખાનાં હતાં. એક ખૂણાંમાંથી કાગળની પડીકી તેમણે કાઢીને ખોલી. એમાં એક વીંટી હતી.

'ભાઈ, આના રૂપિયા કરી લાવો.' મેં વીંટી હાથમાં લીધી, ઉપર લીલા રંગનું નંગ હતું.

'રાધીમા, વીંટી શું કામ વેચો છો? પચીસ પચાસની સવડ જોઇએ તો કરી દઈશું.' બળબાબુએ કહ્યું.

'ભાઈ, તમારી કરેલી સવડ ક્યાં સુધી પહોંચવાની? પ્રભુએ કરેલી સવડ પ્રમાણે જ કામ થશે. આ પેટી ભરીને ઝવેરાત હતું તે ન રહ્યું, તો હવે આને વળગી રહી શું કરવું? આ વસુના વરે કરાવેલી તે એને માટે જ વપરાવાનું લખ્યું હશે.' અમારી પાસે સહાનુભૂતિપૂર્વક સાંભળવા સિવાય બીજો કાંઈ ઇલાજ ન હતો. રાધીમા આશ્વાસનની દશાથી પર હતાં.

'હરિ, હરિ!' ઊંચો શ્વાસ લેતા બળબાબુ બોલ્યા, 'રાધીમા, કાલે વસુમતી સારાં થઇને ઘેર આવશે. લાવો અમે જઇએ ત્યારે.' તેમણે શાંતિથી હાથ લંબાવ્યો.

'હા ભાઇ, બધું લૂંટી લઇને પણ ભગવાને જીવવા દીધાં છે. પણ ગાંડું મન નથી માનતું. થવાનું હશે તે થશે. જવું તો પડશે જ એટલે યા નસીબ, કરીને જઇએ છીએ.' રાધીમાએ કહ્યું.

બળબાબુ જાણે તે સ્થળથી દાઝયા હોય તેમ ઊભા થઈ એકદમ ચાલવા લાગ્યા. તેમની પાછળ જતાં જતાં મેં ડોક ફેરવી તો રાધીમા ખુલી પેટી સામે જોઈ રહેલાં લાગ્યાં.

વીંટીની પડીકીને ખિસ્સામાં ઘાલી બળબાબુ ચાલતા હતા. તેમની પાછળ હું શૂન્ય મને ચાલતો હતો. મારાથી બોલાઈ જવાયું:

'બળદેવભાઇ, જીવનની શી સ્થિતિ?'

'શું સ્થિતિ છે? માણસ પૈસાદારનો ગરીબ થઇ જાય એમાં શું થઇ ગયું? જીવનની બીજી કેટલી યે કરુણાઓ છે' સરિયામ રોડના ઘોંઘાટમાં બળબાબુનો મોટો અવાજ પણ સંભળાતો ન હતો. 'માણસની માણસાઇ નષ્ટ નથી થઈ ત્યાં સુધી સારું છે. જિંદગીના જે સંજોગો માણસની માણસાઇ લૂંટી લે છે એની ખરી ભયાનકતા અને કરુણતા તમે જોઇ છે? આપણે બધા દેખતા છતાં નથી જોતા. એ એના કરતાં ય વધારે કરુણ છે. કોને દોષ દેવો?'

'હા, કોને દોષ દેવો?' હું બોલવા જતો હતો ત્યાં 'એઈ સમાલો' એવી બૂમ સાથે એક ચકચકતી વિક્ટોરિયા ગાડી કોક રૂપસુન્દરીને લઇ વેગથી પસાર થઇ. એક આંધળો ફકીર 'યા અલ્લાહ, યા અલ્લાહ,' બૂમ પાડી હાથની હથેલી ધરીને ફુટપાથરી પર ચાલતો હતો. બળદેવભાઇ બોલ્યા, 'એને કહો કે એ પોકાર કરનો રહેવા દે અને બોલ કે "યા નસીબ! યા નસીબ!" કેમ ખરું ને? અને ગ્રામોફોનની એક રેકર્ડ જેવું તે હસ્યાઃ 'હા–હા–હા–હા!'.

ત્રિશૂળ

# દુહાસામ્ય

## રાજસ્થાની અને ગુજરાતી સાહિત્યમાં

[ રાજસ્થાની અને ગુર્જરાતી ભાષાનું સામ્ય તો જાણીતું છે. પણ બન્ને ભાષાના કંઠસ્થ સાહિત્યમાં પણ ઘણું સામ્ય છે. એક ને એક દુહો જરા શબ્દફેરથી રાજસ્થાની અને ગુજરાતીમાં મળી આવે છે. આનાં અનેક કારણો હોઇ શકેઃ રાજસ્થાનથી ગુજરાતમાં આવેલો લોકપ્રવાહ, તેમ જ રાજસ્થાન અને ગુજરાતનાં દેશી રાજ્યોમાં આવતો જતો એક જ બારોટ ચારણો વગેરે રાજાઓનો જાચકવર્ગ, જુદાં જુદાં રાજ્યોના ભાટ ચારણો વચ્ચે સાહિત્યસંપર્ક, અને રાજસ્થાન અને ગુજરાતનાં દેશી રાજ્યો વચ્ચેનો વ્યવહાર.

કેટલાક દુહાઓ એ ને એ જ એકાદ શબ્દફેરે આવે છે તે પણ રહેવા દીધા છે. તંત્રી ]

### राजस्थानी*

कंथा रिण में जायनै, कीजै किणरो साथ ।
साथी थारै तीनि है, हियो कटारी हाथ ॥ १ ॥

### કાઠિયાવાડી

કંથા રણમાં ઝૂઝતા, કેની જોવે વાટ,
સાથી તારાં ત્રણ છેઃ હૈયું કટારી હાથ. ૧

### राजस्थानी

घोडो जोडो पाघडी, मूंछांनो ज मरोड ।
ये चारों ना चूके, रजपूतां राठोड ॥ २ ॥

### કાઠિયાવાડી

ઘોડા જોડા પાઘડી, મૂછું તણી મરોડ,
ચાર ચીજ એ ના ચૂકે, રજપૂતી રાઠોડ. ૨

### राजस्थानी

हाड सगो नहीं होय, नेह सगो सो ही सगो ।
चारों जुग दग जोय, मांय खडी, महिला जले ॥ ३ ॥

### કાઠિયાવાડી

હાડ સગો નવ જાણુ, પ્રીત સગો સો હી સગો,
ઓ આદુ ઓ ખાણુ, માં દેખે મહિલા જળે. ૩

### राजस्थानी

अमल तुं उदमादियो, सेणां हन्दा सेण ।
था विन घडी अन आवडे, फीका लागै नैण ॥ ४ ॥

---

* કાઠિયાવાડી દુહાઓ; કહાનજી ધર્મસિંહ કૃત-"કાઠિયાવાડી-સાહિત્ય" માંથી, અને રાજસ્થાની-દુહાઓ રામનરેશ ત્રિપાઠી દ્વારા સંગ્રહિત "મારવાડકે મનોહર ગીત" માંથી

કાઠિયાવાડી

અમલ તું ઉદમાતિઓ, સેણાં સંધો સેણુ,
આવે તો આછો લગે, નહિ તો શીકાં નૈણ. ૪

राजस्थानी

माथा मुंडायां तीन गुण, गई माथेरी खाज ।
मल्वां छोडा चोधर्या, हांसल छोडयां राज ॥ ५ ॥

કાઠિયાવાડી

શિર મુંડાયાંથી ત્રણ સુખ, જાયે જૂ ને ખાજ,
ખાવાને લાડુ મળે, લોગ કહે મ્હારાજ. ૫

राजस्थानी

सूफोडारी नार, चढ चौबारे चक-चक करे ।
थारा ने बरजले, महाराने पीयां सरे ॥ ६ ॥

કાઠિયાવાડી

સોરીડાની નાર, અમલીસૂં ઝગડા કરે,
તૂં ત્હારાને વાર, અમારાથી પીધે સરે. ૬

राजस्थानी

आशक नट साधक सति, सूरां सहेवो सेल ।
अराफरी की वात नहीं, खराखरी को खेल ॥ ७ ॥

કાઠિયાવાડી*

આશક નટ સાધક સતિ, શૂરા સહેવો સેલ,
અરાપરીકી બાત નહિ, ખરાખરી કો ખેલ. ૭

राजस्थानी

शियाले सोरठ भलो, ऊनाले गुजरात ।
वर्षामां वागड भलो, कच्छडो बारे मास ॥ ८ ॥

કાઠિયાવાડી

શિયાળે સોરઠ ભલો, ઉનાળે ગુજરાત,
વર્ષામાં વાગડ ભલો, કચ્છડો બારે માસ. ૮

राजस्थानी

त्रण भांगा संधाय नहिं, मन मोती औ काच ।
सुणतल कानन मानिए, नजरुं जोयां सांच ॥ ९ ॥

* ભાઈ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા દ્વારા સંગૃહિત "કાઠિયાવાડી-દુહાઓ"માંથી—લેખક

કાઠિયાવાડી

ત્રણ ભાંગાં સંધાય નહીં, મન મોતી ને કાચ,
સુણતલ કાન ન માનિએ, નજરૂં જોયાં સાચ. ૯

राजस्थानी

समजण दे तो संपत दे, नकर थारी समझण पाछी ले ।
पण समझण और संपत नही, तो दो धक्का म्हारे से ले ॥ १०

કાઠિયાવાડી

સમજણ દે તો સંપત દે, નકર તારી સમજણ પાછી લે,
પણ સમજણ ને સંપત નહિં, એવાં બે ધક્કા માં દે.

राजस्थानी

चमार घर चंदन उगे, माथे सुकवे चाम ।
चंदन बिचारा क्या करे, पडा नीच से काम ॥ ११ ॥

કાઠિયાવાડી

ચમાર ઘેર ચંદન ઉગે, તો માથે સુકવે ચામ,
ચંદન બિચારું શું કરે, જેને પડ્યું નીચસું કામ. ૧૧

राजस्थानी

स्याम उगारी रण रहे, ये रजपूतां रीत ।
ज्यां लग पाणी आवटे, त्यां लग दूध निर्चित ॥ १२ ॥

કાઠિયાવાડી

શ્યામ ઉગારી રણ રહે, એ રજપૂતાં રીત,
જ્યાં લગ પાણી આવટે, ત્યાં લગ દૂધ નિચિંત. ૧૨

राजस्थानी

परणतां मैं परखियो, मूंछा तणी अणि ।
म्हें तो लांबी पहेरस्यां, पण जद पहरे घणी ॥ १३ ॥

કાઠિયાવાડી

પરણતાં મ્હેં પરખિયો, મૂંછા તણી અણી,
મેં તો લાંબી પેરસ્યાં, પર જદ પેરે ધણી. ૧૩

राजस्थानी

घर धरती पग पागडे, अरियां तणो गरङ्ग ।
हजू न छोड़े साहबा, मूंछां तणो मरङ्ग ॥ १४ ॥

[ અનુસંધાન પૃ૪ ૧૯૦ ]




**શાક્ત સંપ્રદાય, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર**

લેખકઃ—શ્રી. દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.
દિવાન સાહેબ-ખંભાત રાજસ્થાન, ખંભાત.

પ્રકાશકઃ—શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ     મૂલ્ય રૂ. ૧-૮-૦

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળાના નં. ૧૩ મા તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એ સભાએ ગુજરાતના "મુખ્ય મુખ્ય ધર્મ વા સંપ્રદાયોના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ નામની ગ્રંથાવલિ પ્રકટ કરવાનો ઉપક્રમ ઇ સ. ૧૯૧૩ થી આદરેલો છે. આવી ગ્રંથમાળાની ઉપયોગિતા વર્ણવવાની જરૂર નથી. પણ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા જેવી સંસ્થા જ કરી શકે એવું આ કામ છે એટલું જરૂર કહેવું જોઈએ.

શાક્ત સંપ્રદાય સંબંધી પુસ્તક લખાવવા માટે શ્રી. ફાર્બસ સભાએ શ્રી. નર્મદાશંકર દેવશકર મહેતાની પસંદગી કરી એ તદ્દન યોગ્ય કર્યું છે. ગુજરાતમાં શાક્ત સંપ્રદાય વિષે એમનાથી વધારે વિશાળ અભ્યાસવાળો કોઇ સાક્ષર હોય એમ હું ધારતો નથી. અને એમણે 'રાજ્ય પ્રકરણના' વિપુલ અર્થપ્રદ 'અનેક વ્યવસાયો' વચ્ચેથી પણ ઊંડો અભ્યાસ અને વિશાળ વાચન માટે ઘણો સમય માગે એવો ગ્રંથ લખવાનું કબૂલ કર્યું તેનો હેતુ એમના જ શબ્દોમાં "શાક્ત સંપ્રદાયમાં ધર્મતત્ત્વનું ઊંડાપણું અને વ્યાપકપણું કેટલું રહેલું છે" તે બતાવવાનો છે. અને આ લક્ષ્ય સિદ્ધ કરવાનો એમણે કેવો પ્રબળ પ્રયાસ કર્યો છે તે આ ગ્રંથ વાંચવાથી જ સમજાય એમ છે.

આ ગ્રંથનાં કુલ સોળ પ્રકરણો પાડવામાં આવ્યાં છે અને પ્રત્યેક પ્રકરણના વિષયનો નિર્દેશ ટૂંકામાં વિષયાનુક્રમણીમાં કર્યો છે. એ વિષયાનુક્રમણી જોવાથી આ ગ્રન્થમાં કયા કયા વિષયોની ચર્ચા કરવામાં આવી છે તેનો સામાન્ય ખ્યાલ આવી જશે પણ અહીં પ્રકરણવાર વિષયોનો નિર્દેશ કરવાથી કાંઈ લાભ નથી. તેમ જ શ્રી. નર્મદાશંકરભાઇએ કરેલાં વિવરણની પ્રશંસા કરવાની પણ મારી ઇચ્છા નથી. એની જરૂર જ નથી. કારણ કે એમનાં વિવરણની ખૂબી ગુજરાતમાં પ્રસિદ્ધ છે. પરંતુ એક બે મતભેદનાં સ્થાનોનો ફક્ત અંગુલિનિર્દેશ કરવાની ઇચ્છા છે.

(૧) શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ આ ગ્રન્થમાં ઐતિહાસિક વિવરણપદ્ધતિને ગૌણ રાખીને ઘણુંખરું વિવેચન કરેલું છે. મારા આ વિધાનને સિદ્ધ કરવા માટે વિગતવાર દાખલાઓ ન આપતાં પ્રકરણ ૧૩ મું વાંચવાની સૂચના કરું છું. એ પ્રકરણના આરંભમાં જ લખ્યું છે કે "હિન્દુ ધર્મના અનેક સંપ્રદાયો અને પંથો છતાં, તે મર્મમાં

શક્તિવાદ એટલો આડોઅવળો ગુંથાયેલો છે કે હિન્દુધર્મની પ્રાણનાડી કહીએ તો શક્તિના સ્વીકારમાં છે." (પૃ. ૧૪૫). આ દૃષ્ટિએ વેદથી માંડી હાલના ગુજરાતી સાહિત્ય પર્યંતના સાહિત્યસમસ્તનું દર્શન એમણે કરેલું હોવાથી "શાક્ત સંપ્રદાયનો, એક જુદા સંપ્રદાય તરીકે, ઇતિહાસ, જોઇએ તેટલો આ ગ્રન્થથી સ્પષ્ટ થતો નથી. મારી કહેવાની મતલબ એ છે કે પદાર્થમાત્રમાં તે તે પદાર્થના ધર્મરૂપ વિશિષ્ટ શક્તિ હોય છે એ કબૂલ છે; પણ માત્ર એ વિચારનો સદ્‌ભાવ જ્યાં જ્યાં દેખાય ત્યાં ત્યાં શાક્ત સંપ્રદાયનો પણ સદ્‌ભાવ છે એમ કહેવામાં અતિવ્યાપ્તિ થાય છે.

(૨) "શંકરાચાર્યને શક્તિદીક્ષા મળેલી અને તેના ફળ તરીકે (क) સાન્દર્યલહરી, (ख) પ્રપંચસાર, (ग) લલિતા ત્રિશતીભાષ્ય અને (घ) આનંદલહરી વગેરે સ્તોત્રો એ ચાર પ્રકરણગ્રન્થો શંકરાચાર્યે રચ્યા છે" એમ શ્રી. નર્મદાશંકરભાઇ કહે છે (જુઓ પૃ. ૫૬). મને આ વિધાનમાં શંકાનાં ઘણાં કારણો દેખાય છે. આ સમગ્ર વિષયની ચર્ચા ટૂંકા અવલોકનમાં અશક્ય છે; પણ શંકરાચાર્યના નામ ઉપર ચડેલા જેટલા ગ્રંથો અત્યારે મળે છે તે બધા બ્રહ્મસૂત્રના ભાષ્યકાર શંકરાચાર્યના છે એમ તો શ્રી. નર્મદાશંકરભાઇ પણ નહિ માનતા હોય. પ્રો. બેલ્વલકર અને તેના શિષ્યે મળીને "કેટેલોગસ કેટેલોગોરમ્' મદ્રાસના રિપોર્ટો તથા વાણીવિલાસ સીરીઝ વગેરેમાં છપાયેલા શંકરાચાર્યના ગ્રંથો ઉપરથી યાદી તારવી તો કુલ ચારસો ગ્રંથો શંકરાચાર્યના નામ ઉપર ચડી આવેલા મળી આવ્યા. બધામાં "ઇતિ શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ શંકર ભગવત્ પૂજ્યપાદકૃતૌ" એ રીતે અન્તે લખેલું છે. આ ચારસોમાંથી કુલ ચોવીસ ગ્રન્થો (૧૧ ભાષ્યો, ૮ સ્તોત્રો અને પાંચ પ્રકરણગ્રન્થો)ને શંકરાચાર્યના માનવા બેલ્વલકર તૈયાર છે (જુઓ વેદાંત ફિલસૂફી ઉપર કલકત્તા યુનિવર્સિટીમાં તેણે આપેલાં ભાષણો, ભાષણ છઠ્ઠું). મારો અંગત મત તો એક પણ સ્તોત્રને ભાષ્યકારનું માનવાથી વિરુદ્ધ છે. જૂના ટીકાકારો સુરેશ્વરાચાર્ય, આનન્દગિરિ વગેરેની ટીકાઓ મળે છે એ પુરાવો પણ છેતરનારો છે, કારણકે જો મૂળની નીચે શંકરાચાર્યનું નામ મૂકવામાં વાંધો ન આવ્યો તો ટીકા નીચે સુરેશ્વરાદિનું નામ મૂકવામાં શો વાંધો આવે? અલબત્ત, આ રીતે શંકા લંબાવતાં પ્રાચીન સાહિત્ય ઉકેલવામાં ઘણી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય એ કબૂલ છે, પણ સાચા ઐતિહાસિક વિવેચનના પ્રયોગથી ઘણીખરી મુશ્કેલીઓનો તોડ નીકળી શકે એવું છે. ટૂંકામાં મારી કહેવાની મતલબ એટલી જ છે કે આ સૌન્દર્યલહરી વગેરે સંદિગ્ધ ગ્રન્થોના આધારે શંકરાચાર્ય ઉપર અમુક મતનો આરોપ કરવો એ ખોટું છે. એ રીતે તો શંકરાચાર્યને માથે કોઈ પણ સંપ્રદાયની માન્યતાનો આરોપ થઈ શકે એમ છે.

આગળ ચાલતાં શ્રી. નર્મદાશંકરભાઈ કહે છે કે "શંકરાચાર્યના સમયમાં શાક્ત મતનાં ત્રણ રૂપો પ્રચલિત હતાંઃ–(૧) કૌલમત, (૨) મિશ્રમત, (૩) સામયિક મત."(પૃ. ૫૭)શંકરાચાર્યના સમયમાં આ મતો પ્રચલિત હતા એ માટે શો પુરાવો છે? શંકરાચાર્યના સમયમાં પ્રચલિત બાહ્ય મતોનું તથા કાપાલિક* વગેરે પાશુપત મતોનું ખંડન ભાષ્યકારે કર્યું છે. એ ખંડન જ તે તે મતો એ વખતમાં પ્રચલિત હતા એનો પુરાવો છે. શાક્તસંપ્રદાયનું ખંડન કે સૂચન બ્ર. સૂ. ભાષ્યમાં કે ઉપનિષદ્ ભાષ્યમાં ક્યાંય છે? ગ્રંથકર્તાએ શાંકરભાષ્યમાંથી 'શક્તિયુક્ત બ્રહ્મ' 'પરમેશ્વરની શક્તિ' વગેરે 'શક્તિ' શબ્દના આવા પ્રયોગોવાળાં વચનો એકઠાં કરીને એ પ્રયોગો શક્તિવાદનું સમર્થન કરે છે એમ કહ્યું છે (જુઓ પૃ.૪૮). પણ

* કાપાલિક વગેરે શૈવધર્મના પંથભેદોનો ઉલ્લેખ તો કે શંકરાચાર્યે પોતે કર્યો નથી પણ ભામતીકારે કર્યો છે. ભામતીકારે ઈ. સ. ૮૪૧ માં એક ગ્રંથ લખેલો છે

આગળ પાછળનો સંબંધ જોતાં માત્ર શક્તિનો સ્વીકાર ભાષ્યકારના શબ્દોમાં છે. જો કે એ ' શક્તિ ' ને તેઓ અવિદ્યારૂપ ગણે છે–પણ કોઇ જાતના શક્તિવાદનો સ્વીકાર નથી.

ટૂંકામાં મારું વક્તવ્ય એટલું જ છે કે શાક્ત સંપ્રદાયના વિચારનું મૂળ આ વિશ્વમાં પદાર્થમાત્રના ધર્મરૂપે તથા બનાવોના કારણરૂપે રહેલ કોઇક જાતની શક્તિના આંતરદર્શનમાં રહેલું છે. એટલે સુધી એ વાત ઠીક છે પણ શાક્ત સંપ્રદાયનો ઇતિહાસ સમજવામાં શંકરાચાર્ય સંબંધી પ્રકરણ સાતમામાં આપેલાં વિવરણ જેવાં વિવરણો સરલતા નહિ પણ મુશ્કેલી ઉત્પન્ન કરે છે. કારણ કે એ પદ્ધતિ પ્રશ્નને ગૂંચવી નાખે છે.

(૩) શાક્ત સંપ્રદાયની દીક્ષામાં પંચમકાર–મદ્ય, મૈથુન, માંસ, મત્સ્ય અને મુદ્રા–નો સમાવેશ છે એ પ્રસિદ્ધ છે. એ કારણથી તાંત્રિકોની અથવા તાંત્રિક માર્ગની નિન્દા કરવામાં આવે છે. શ્રી. નર્મદાશંકરભાઇ આ નિંદાનો વિરોધ કરતાં પંચમકાર દીક્ષાના બચાવમાં નીચેની દલીલો કરે છેઃ (૧) આ દીક્ષા પણ અધિકારીઓ માટે છે. (૨) "જે સાધકને મદ્યાદિ સહજ હોય તેમને નિયમવિધિથી તે ક્રમપૂર્વક છોડાવવાં એવો આશય છે. (૩) વૈદિક પશુયજ્ઞોમાં હિંસા, માંસભક્ષણ વગેરે થતું છતાં વેદવાદીઓ શાક્ત સંપ્રદાયને વામમાર્ગ ગણી નિંદે છે. (૪) પ્રત્યેક ધર્મમાર્ગમાં ન્યૂનાધિક અંશે અધર્મની શાખાઓ પેઠેલી જોવામાં આવે છે.

અહીં પણ મને લાગે છે કે તદ્દન સાદા પ્રશ્નને ગૂંચવી નાખવામાં આવ્યો છે. દરેક ધર્મમાં મનુષ્યસ્વભાવસુલભ નબળાઇને પરિણામે અધર્મ કે ધર્મનાં વિરૂપતત્ત્વો કાળક્રમે પેસી જાય છે, એ વાત સાચી છે. પણ વામમાર્ગની નિંદા આ દૂષણ માટે નથી થતી. વૈદિક યજ્ઞમાં હિંસા હતી એ વાત સાચી, પણ એ માટે બૌદ્ધો અને જૈનોએ એની પુષ્કળ નિંદા કરી છે; પહેલો અને બીજો બેય મુદ્દાઓ એક જ કક્ષામાં પડે છે. સાધકોમાં અધિકારભેદ જરૂર હોય છે અને સહજ દૂષણોને એકદમ પણ છોડાવાય અને ક્રમશઃ પણ છોડાવાય. પરંતુ તંત્રમાર્ગની નિન્દાનું મુખ્ય કારણ મારી સમજ પ્રમાણે જુદું જ છે. સાધારણ રીતે પામર મનુષ્યો હિંસા, મૈથુન વગેરે પ્રવૃત્તિઓમાં સ્વભાવથી જ પડેલાં છે, ત્યારે ધર્મ પામરતા છોડવાનો અને સંસ્કાર પામવાનો નવો માર્ગ બતાવવાનો પ્રયાસ કરે છે તથા જેઓ પામરતા છોડે તેઓને પોતાના રક્ષણમાં લે છે. પરંતુ તાંત્રિક માર્ગ જેવા કોઇ કોઈ કહેવાતા ધર્મો પશુ અધિકારીનાં સહજ કર્મોને પણ ધર્મનું નામ આપે છે. શૈવ ધર્મના કાપાલિક વગેરે પંથો ઉપર આ જ આક્ષેપ છે. અને બૌદ્ધ તથા જૈન ધર્મની અસરથી વૈદિક હિંસાનો તથા મદ્યાદિનો ત્યાગ કર્યા પછી એ ત્યાગ કરનાર વૈદિક હિંદુઓએ ધર્મના નામથી મદ્ય, માંસ, મૈથુન વગેરેને પકડી રાખનાર અઘોરપંથીઓ, કાપાલિકો તથા વામમાર્ગીની નિન્દા કરી એટલું જ નહિ પણ આવા પન્થોનો જાહેરમાંથી લગભગ બહિષ્કાર કર્યો.

તંત્રમાર્ગની નિન્દાનો ઐતિહાસિક ખુલાસો મને આવો લાગે છે અને એમાં હિન્દુ સમાજની આરોગ્યવાળી સ્થિતિનું લક્ષણ મને દેખાય છે. અલબત્ત, આ રીતે તંત્રમાર્ગ નિંદાઇ જવાથી એમાં સારા ઊંચા વિચારોથી ભરેલા ગ્રાહ્ય અંશો છે તેની ઉપેક્ષા થઇ છે એ મારે કબૂલ છે. આખું તાંત્રિક સાહિત્ય ઉપેક્ષિત રહ્યું છે, એ પણ કબૂલ છે. ઉપર બતાવેલાં કારણોથી એમની વિવરણપદ્ધતિમાં મને કેટલાક વાંધા લાગવા છતાં શાક્ત સંપ્રદાયના સારા અંશોને ઉપર લાવવાનો તથા એ સમગ્ર વિષયનો ઉદ્ધાર કરવાનો જે પ્રયાસ શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ કર્યો છે એ માટે તો ગુજરાતી વાચકવર્ગ એમનો ઋણી છે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૬ આષાઢ : ૧૯૮૯ અંક ૩

# "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ*

"સરસ્વતીચંદ્ર" નવલકથાનો ઉદ્દેશ સમસ્ત જીવનની સમાલોચના કરવાનો છે. તેમાં બીજા વિષયો સાથે રાજ્યપ્રકરણ પણ આવે છે. ગોવર્ધનરામે રાજ્યપ્રકરણ બે દૃષ્ટિએ ચર્ચ્યું છેઃ એક તો હિંદનું તત્કાલીન રાજ્યપ્રકરણ[1]; અને બીજું, હિંદનું ભવિષ્યનું રાજકારણ, જેમાં હિંદ ને તેની બહારનું જગત, બંનેનું રાજકારણ સમાઈ જાય છે, ને જેમાં લેખકે પોતાનું મનોરાજ્ય પણ આપ્યું છે. આ બીજી ચર્ચા તેમણે હિંદની સંસ્કૃતિની ભૂમિકા પર કરી છે; પણ દૃષ્ટિ સર્વગ્રાહી છે અને કાલમાં પણ નંખાય તેટલી દૂર નાંખેલી છે. આપણે આ લેખમાં આ બીજી દૃષ્ટિનો વિચાર કરીશું.

ઉપરનાં વિવેચનોમાં આપણે ગોવર્ધનરામનું આપણા પ્રાચીન, મુસ્લીમ, મરાઠી, બ્રિટિશ, ને રાજસ્થાની રાજકારણનું દર્શન જોયું, ને આપણે તે જ સાથે સંસ્કરણ પામતા રાજસ્થાની કારભારનાં–જે સંસ્કૃત થયેલાં ને પછી પ્રગતિને પંથે ચડેલાં રાજસ્થાની કારભારનાં–મુખ્ય સૂત્રો જોયાં. હવે આપણે ગોવર્ધનરામે કરેલું યુગદર્શન જોઇએ.

ગોવર્ધનરામે જ્યારે "સરસ્વતીચંદ્ર" લખ્યો ત્યારે હિંદમાં જે યુગપરિવર્તન ચાલી રહ્યું હતું તે આપણે ઉપર વિગતવાર જોઇ ગયા; પણ ગોવર્ધનરામે માત્ર આપણા દેશનું રાજકારણ વિચાર્યું નહોતું. તેઓ વિચારબળે એવા પક્ષપાતી કે એકદૃષ્ટિવાળા નહોતા. જેમ પોતાના દેશના રાજકારણની સિદ્ધિ માટે તેમણે સકળ સમગ્ર દર્શન કર્યું અને તે દર્શનને દેશની પુરાતન સંસ્કૃતિનો ને વર્તમાન યુગની સંસ્કૃતિનો એકમેળ કર્યો તેમ તે રાજકારણને તેમણે આંતરરાષ્ટ્રીય રાજકારણ સાથે વિચાર્યું અને તેની ઘડમાં તેને સંકેલી દીધું. ચોથા વિભાગનાં છેલ્લાં પ્રકરણોમાં આ વિચારની પરિપક્વ દશા આપણે જોઇ શકીએ છીએ.

એ વખતે યુરોપમાં ઇંગ્લંડ ઉચ્ચ કોટિનું રાજ્ય ગણાતું હતું ને બીજાં રાજ્યો તેની અપેક્ષાએ બીનઅનુભવી ગણાતાં હતા. ઇંગ્લંડના તાજમાં જવાહીરરૂપે જડાઈ રહેલા ભારતવર્ષનો ગૂજરાત દેશનો એક પીસતાળીસ વર્ષનો વિદ્વાન માનવી એ વખતે એવો અનુભવ કરે તો તેમાં નવાઈ પણ નથી. તેને મન તો કપિલોકો એશિયા–યુરોપમાં ચોતરફ દોડાદોડ કરી રહ્યાં હતાં. ને હતું પણ તેમ જ. મહારાણી વિક્ટોરિયાના મરણ વખતે ઇંગ્લંડ દુનિયાનાં

* તા. ૭–૪–૩૩ ના રોજ વડોદરાની સાહિત્ય સભાના આશ્રય હેઠળ રા. મટુભાઈ હ. કાંટાવાળાના પ્રમુખપદે અપાયેલું વ્યાખ્યાન.

૧ આ વિષયની ચર્ચા "કૌમુદી" નવું પુસ્તક ૮ અંક ૨ થી પ્રસિદ્ધ થઈ છે.

સર્વ રાજ્યોમાં પ્રથમ પંક્તિનું ગણાતું હતું. તેના મહારાજ્યમાં અસંતોષ હતો, પણ રાજદ્રોહ નહોતો; તેના સમાજમાં અસંતોષ હતો, પણ વિપ્લવવાદ નહોતો; તેનું રાજકારણ બધી પ્રજાના હિતનું સાધક નહોતું, પણ તે પ્રજાના હિતનું ચિંતક તો હતું; તેની આર્થિક સંપત્તિ સામે અમેરિકાની અને જર્મનીની અત્યારના જેવી ભીષણ હરીફાઇ નહોતી; તેના સામ્રાજ્ય-પદ સામે રશિયા ડોળા કાઢતું હતું ને જર્મની હજુ કિશોર વય મૂકી યુવાવસ્થામાં આવતું હતું.

ઈ. સ. ૧૮૮૫ માં રશિયા ને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ સળગી ઊઠત, પણ ડફરિને તે અટકાવ્યું. ત્યારપછી ધીમે ધીમે રશિયા, ઇરાન કાબૂલ ને ચીન તથા તુર્કી ને તિબેટમાં ઇંગ્લંડ સામું ખટપટ કરતું હતું. ઈંગ્લંડના હિંદના સામ્રાજ્ય સામે એ વખતે આંતર નહિ પણ બહારનો ક્ષોભ વધારે હતો. ને તે ક્ષોભ રશિયા તરફનો માત્ર હતો. પણ રશિયાનું રાજ્યતંત્ર સડેલું હતું અને ઝારની સત્તા પ્રજામત ઉપર ઝૂઝતી નહોતીઃ તે તેની નબળાઇ હતી ને તે નબળાઇમાં ઈંગ્લંડના સામ્રાજ્યની સલામતી રહેલી હતી. આ બાબત ગોવર્ધન-રામ "સરસ્વતીચંદ્ર" માં અનેક વાર તપાસે છે. રશિયા ને જર્મની પ્રગતિ–એટલે અર્જુનના રથનાં દોરડાં ઝાલવા ને ખેંચવા પ્રયત્ન કરે છે. પણ તેમની પ્રજા સુખી નથી તેથી તેમનાં રાજ્યતંત્રો સ્થિર રહે છે.

જ્યાં પાંચાલી–પ્રજા (ચોથો વિભાગ પા. ૬૨૮–૨૯) સુખી નથી ત્યાં અર્જુનના રથની ગતિ ધીમી હોય છે. રશિયાની પ્રજા કાંઇપણ સમૃદ્ધિ પામી નથી, ત્યારે ગજરાજની એટલે જર્મનીની પ્રજા હસ્તિની–હાથણી–હોઇ રાજ્યની ને રાજ્યની પ્રજાની પ્રીતિ ઝાઝી છે પણ તેની પ્રીતિ ક્રિયાના સંસ્કાર પૂર્ણ નથી. તેથી ત્યાં પણ સમૃદ્ધિ નથી, ને રથની પ્રગતિ શિથિલ છે.

ગોવર્ધનરામ ઇટાલીના ને ફ્રાન્સના સર્વકાળના રાજ્યકારણનું દર્શન આપે છે (ચોથો ભાગ, પા. ૬૨૧–૬૨૨). મયૂર ઇટાલીના રાજકારણને સૂચવે છે, તો ચકોર (ચોથો ભાગ, ૬૨૨–૬૨૬) ફ્રાંસના રાજકારણને સૂચવે છે. "આ રથ (અર્જુનનો) પ્રથમ એ પાળાના (ભૂમધ્ય સમુદ્રના પર્વતો) પૂર્વભાગમાં (એટલે ઇરાનમાં ને હિંદમાં) ને દક્ષિણ ભાગમાં (મિસર વગેરેમાં) ચાલતો હતો. હાલ તમે (કુમુદને સર૦ કહે છે) જુઓ છો કે એ પશ્ચિમ-તટથી પણ પશ્ચિમમાં છેક પશ્ચિમે દ્વીપ (ઇંગ્લંડ) છે ત્યાં કપિ લોક વસે છે ને આ રથના સુવર્ણસૂત્ર એ કપિલોક અતિબળથી ખેંચે છે. એની નીચે જે પક્ષીરાજ (ફ્રાંસ) બીજું સૂત્ર ખેંચે છે તે દિવસે ગરુડ થાય છે ને રાત્રે ચકોર થાય છે.

આપણને તે આજ ઉભયરૂપે દેખાય છે. તે આ ચિન્તામણિની શક્તિથી. ત્રીજી પાસથી ઉપરનું સૂત્ર પેલો ગજરાજ (જર્મની) ખેંચી રહેલો છે ને તેની દક્ષિણે ટૌકા કરતો રસિક મયૂર (ઇટાલી) એક સૂત્ર ખેંચે છે."

જર્મની ને ઇટાલી સ્વતંત્ર ને એકરાષ્ટ્રો થયાં તે ઇ. સ. ૧૮૭૧ ની સાલનો વૃત્તાંત. તે બિસ્માર્ક ને કાવૂર તથા મેઝિનીના પુરુષાર્થ ને આત્મિક બળનું પરિણામ. ઓગણીસમી સદી તેની અધવચમાં જન્મેલા ને તે જ વખતે ગ્રેજ્યુએટ થએલા ગોવર્ધનરામને વિચાર કેમ ન કરાવે? જર્મનીમાં તેને ભરોસો છે, પણ ઇટાલી ઉપર તેને બહુ આસ્થા નથી. કારણકે તે મયૂર ઘડીકમાં પીંછાંનો કલાપ કરી નૃત્ય કરે છે ને ઘડીકમાં કલાપને સંકેલી દે છે ને ઘડીકમાં પાડી નાંખે છે. હાલમાં તેનો કલાપ ઊઘડે છે, પણ એ મયૂરનામાં પોતાની

મયૂરીનું પોતાના જ વૃક્ષ ઉપર રંજન કરવા ઉપરાંત વધારે શક્તિ, વૃત્ત કે ગતિ કાંઈ જ નથી. એ મયૂરની પોતાની ગતિ બહુ ઊંચી હવે નથી. તે જાતે રમણીય, સુંદર ને રસિક છે; પણ હિંદ-દેશમાં એના જેવા મયૂર થઈ ગયા છે ને નાશ પણ પામ્યા છે. "તેથી હિંદે તેની પાસેથી માત્ર એટલું જ જાણવાનું રહ્યું કે–ઇટાલીએ પોતાની સ્થિતિમાંથી હિંદના જેવા વ્યાધિ વેળાસર દૂર કરેલા છે, કુસંપ વગેરે કાઢી નાખ્યાં છે, ને તે ઘડીકમાં પડી, ઘડીમાં ઊડી, અસ્તોદયનાં અનેક ચક્રોમાં ફરી તે દેશ પાકો સજીવ થયો છે–પરદેશીઓ સામે કોઈ વાર લડી, કોઈ વાર તાબેદારી સ્વીકારી પાછો સ્વતંત્ર થયો છે ને અર્જુનના રથ વિમાન સાથે ઊડે છે–પ્રગતિ કરે છે." (ચોથો ભાગઃ પા. ૬૨૨)

હિંદને ઇટાલી પાસેથી આટલું શીખવાનું છે–વિશેષ નહિ. પણ તે ફ્રાંસ પાસેથી કાંઈ શીખી શકે કે? ફ્રાંસમાં અનેક રાજ્યક્રાંતિઓ થઈ; તેણે અનેક ઉચ્ચ વિચારો કર્યા; તેણે દુનિયાને બંધુત્વ, સ્વતંત્રતા ને સમાનતાના પાઠો મોકલ્યા; પણ તે જ ફ્રાંસે નેપોલિયન જેવાની સરદારી નીચે યુરોપમાં એકચક્રી થવા પુરુષાર્થ કર્યો. તેથી દિવસે ફ્રાંસદેશ ગરુડ જેવો ઊંચે ઊડનારો બને છે, ને રાત્રે શાંત ચંદ્રિકા જેવો પ્રસાદ આપનારો બને છે. એ ચકોર પક્ષીના ગુણો ધરાવતો દેશ હિંદને શું શિક્ષાવચન આપી શકે? ઓગણીસમી સદીમાં ફ્રાંસ તો ઇંગ્લંડનું મિત્ર બની ગયું હતું; તેને આફ્રિકામાં સારું રાજ્ય મળી ગયું હતું, ને જર્મની સામે લડવા જતાં તે હારી ગયું હતું, થાકી ગયું હતું. તેથી તે હિંદુસ્તાનના પોપટને મિથ્યા-ધર્મનો ને અવિચારનો ત્યાગ કરવા સૂચવે છે (ચોથો ભાગઃ પા. ૬૨૩–૬૨૬), આત્મપરીક્ષક થવા કહે છે, ઈંગ્લંડમાં શ્રદ્ધા રાખવા જણાવે છે, યુરોપમાં થોડા કાળમાં સળગનારી જાદવા-સ્થળીની આગાહી કરે છે, જગત તે વખતે મોટી પ્રસવવેદના ભોગવશે ને એમાંથી નવો યુગ બેસશે ને ત્યારે બધા દેશોનું કલ્યાણ થશે ને બધી તાબેદાર પ્રજાઓનો મોક્ષ થશે તેમ હિંદનું કલ્યાણ થશે ને તેનો મોક્ષ થશે, એમ કહે છે. ને "એ કલ્યાણ પ્રાપ્ત કરવાને માટે અસ્ત્રની કે શસ્ત્રની આવશ્યકતા નથી, અને બીજાં જે સત્વથી એ કલ્યાણ પ્રાપ્ત કરાય છે તે દેશમાં છે કે નથી તે તારા લોકના ઇતિહાસને પૂછ, તારા લોકના મનોરાજ્યને પૂછ, અને તારી નૌકાના સુકાન આગળ બેઠેલા કપિલોકને પૂછ.' એટલું કહી એ દેશનો બોધ વિરામ પામે છે.

ફ્રાંસ અને ઇટાલી બહુ ઊડતાં નથી–બહુ પ્રગતિ કરતાં નથી; ત્યારે જર્મની અને રશિયા પ્રજાબળની અસ્થિરતાથી ને અપૂર્ણતાથી માંડ માંડ વિકસે છે. પણ ઇંગ્લંડમાં (કપિલોકમાં) બધે કૂદવાના, સામ્રાજ્ય સ્થાપવાના ને તેને ટકાવી રાખવાના ગુણો છે. તેથી તે દેશના પુત્રો બધે ચોખંડ પૃથ્વી ઉપર ફરી વળે છે, (ત્રીજો વિભાગ પા. ૨૪૪) તેઓ દેશ જીતી જાણે છે, રાખી જાણે છે, સામ દામ દંડ ભેદ અજમાવી જાણે છે, વૈરીને વૈરી તરીકે પ્રમાણે છે, મિત્રોને મિત્રો તરીકે રાખે છે, પૈસા કમાય છે, પૈસા ખરચે છે, ખુશામત કરે છે, મુસલમાની કરે છે, વાણિયાવિદ્યા કરે છે, બ્રાહ્મણપણું અજમાવે છે, યુદ્ધબળ ચખાડે છે, રાજનીતિ લગાડે છે, રક્ષણ દે છે, મુંબઈ જેવાં ગામડાંને મોટી નગરીઓ બનાવે છે, હજાર લોકો વડે બળથી ને કળાથી પંદર હજારને હઠાવે છે." તેઓ કંજુસો છે, ઉદાર છે, લુચ્ચા છે, લૂંટે છે ને સ્વાર્થ સજે છે, ને પરમાર્થ પણ સમજે છે." અને હિંદે તેમની પાસેથી જ રાજકારણની બધી વિદ્યા સમજી લેવી પડશે. પણ એ વખતે એ લોકોમાં બે પક્ષો હતા: કોન્ઝરવેટિવો ને લિબરલો. શું તેમાંથી કોઈ એક પક્ષ હિંદને સ્વરાજ્ય

આપવાનો છે? તેઓ પોતાની પ્રતિજ્ઞાઓ પાળશે? તેઓ સ્વાર્થ સાથે પરમાર્થ કરશે ખરા? શું તેઓ જુદા જુદા પક્ષોને લડાવી નહિ મારે? તેઓ અસ્ત્રહીન પ્રજાને કદી અસ્ત્ર આપી બળવાન કરશે?

અથવા તો શું હિંદ એક થઈ સ્વરાજ્યને યોગ્ય બનશે? હિંદી પ્રજા પોતાનો ખરો ધર્મ સમજશે? પોતાનું બળ અજમાવશે? તે પ્રજા પોતાના સમાજની પુરાણી વ્યવસ્થાને ફેરવી શકશે? નવા જમાનાના ધર્મો સમજી શકશે? નવા જમાનાના ધર્મો સમજી શકશે? તેમને ધારી શકશે? તેના બ્રાહ્મણો–બ્રહ્મરાક્ષસો–અશ્વત્થામાઓ મટી શુદ્ધ બ્રાહ્મણો થશે? ક્ષત્રિયો નવા યુગના રાજત્વને, રાજનીતિને, (ચોથો વિભાગઃ શબ્દાર્થો. માટે પા. ૨૩૦) ને રાજ્યનીતિને સમજી શકશે? વૈશ્યો નવા કાળનું વૈશ્યત્વ મેળવી શકશે? એ સમજણ માટે તેમણે કયાં જવું? યુરોપની સંસ્કૃતિનાં સૂત્રો સ્વીકારવાં? ને હિંદની સંસ્કૃતિનાં સૂત્રોનો ત્યાગ કરવો? કે પહેલાને ત્યાગ કરી બીજીને સ્વીકારવી? કે બંનેનો સમન્વય કરવો?

આ અનુભવ તે વખતનો હિંદપુત્ર હંમેશાં અનુભવતો. ગોવર્ધનરામ પ્રથમ યુરોપના બીજા દેશોનો સહકાર નહિ મળે એ સિદ્ધ કરે છે. પછી તેઓ હિંદપુત્રને ઇંગ્લંડ પાસે યાચકની સ્થિતિમાં મૂકે છે. પોપટ મહારાજના ઇંગ્રેજી સંબંધના શત્રુ સામંતનો સૂક્ષ્મ દેહ મયૂર એટલે ઇટાલી, ચકોર એટલે ફ્રાંસ, રીંછ એટલે રશિયા, ને ગજ એટલે જર્મની, એટલાં રાજ્યોના આચારવિચારમાં નિરાશા અનુભવે છે અને સ્વતંત્રતાપ્રિય ચકોર–ફ્રાંસ–દેશ–ની સલાહ માની સ્વરાજ્ય સિદ્ધ કરવાના ઉપાયો માટે ઇંગ્લંડ–કપિલોક પાસે બોધપાઠ માગે છે; બીજે કયાંય જવાનો માર્ગ રહેતો નથી–ગોવર્ધનરામ અમેરિકાની ઉપેક્ષા કરે છે.

કદાચિત્ અમેરિકા ઇંગ્લંડનું બાળક હોઈ તેમને મન બહુ વસ્યું નહિ હોયઃ પણ ઓગણીસમી સદીની છેલ્લી વીશીમાં અમેરિકા બાળભાવ છોડી યુવાવસ્થામાં આવતું જતું હતું ને ઇંગ્લંડ સાથે થોડાં વર્ષોમાં સમવયના જુવાન પેઠે વેપારમાં, રાજકારણમાં, સત્તામાં, સંપત્તિમાં, ને વિચારમાં હરીફાઈ કરશે તે તેમની આર્ષપ્રતિભા જોઈ શકી હશે. તોપણ "સરસ્વતીચંદ્ર" માં તેમણે તે વિચાર રજૂ નથી કર્યો. ઉપરાંત, ફ્રાંસ કરતાં અમેરિકામાં હિંદને પોતાનું આત્મબળ પ્રકટ કરવાના પ્રયાસોમાં વિશેષ સહકાર, વિશેષ સહાનુભૂતિ મળશે, એ આપણો હમણાંનો થએલો અનુભવ ગોવર્ધનરામના વિચારને સ્પર્શી શકયો નથી. ગોવર્ધનરામના વખતમાં પણ એમર્સન વગેરે અમેરિકાના વિચારકો હિંદ તરફ સહૃદય રહેતા હતા. ને વિવેકાનંદ, રામતીર્થ, નિવેદિતા, ને વીરચંદ ગાંધી, જેવાને અમેરિકાનો સારો સત્કાર મળ્યો હતો.

તે ઉપરાંત એ વખતે જાપાન ને ચીન ઉચ્ચ દશાએ આવતાં હતાં અને જાપાને તો ચીનને હરાવ્યું હતું; એટલું જ નહિ પણ તેની વેપારના ને રાજકારણના વિષયોમાં રશિયા સામેની ને અમેરિકા સામેની હરીફાઇ એ વખતે પણ વિચારયોગ્ય થઇ હતી. છતાં ગોવર્ધનરામે એ દિશા તરફ દૃષ્ટિ કરી નહોતી. "સરસ્વતીચંદ્ર"ના સ્વપ્નમાં એશિયાના ને અમેરિકાના આ ધુરંધર દેશોની ગતિ આવી શકી નહિ તો ઇજિપ્ત, ઇરાન, ને તુર્કી તો ત્યાં કેવી રીતે આવી શકે?

તેથી હિંદને ઇંગ્લંડનો સહકાર કેટલો મળશે તે જ હવે તો "સરસ્વતીચંદ્ર"ના સ્વપ્નમાં બતાવવાનું રહ્યું હતું. પણ તેમાં હિંદપુત્રોનો અનુભવ કાંઇ આશાજનક તો

નહોતો. કોંગ્રેસની સ્થાપના થઈ ત્યારપછી હિંદમાં નોકરી કરતા બ્રિટિશ અમલદારો ને વેપારીઓ ને તેમના ઇંગ્લંડમાં રહેતા સહાયકો હિંદની અભિલાષાઓ સામે થયા હતા ને ઇંગ્લંડના ભલા ભલા મુત્સદ્દીઓએ હિંદના હિતનો તિરસ્કાર કર્યો હતો. વેપારના વિષયમાં, અને હૂંડિયામણના વિષયમાં તો કૉન્ઝરવેટિવો કરતાં લિબરલો વધારે ગુનેગાર જણાયા હતા. આવી સ્થિતિમાં હિંદે ક્યાં જવું? કોને કહેવું? ક્યાં ન્યાય માગવા? કોઇ રાજ્ય કરતી પ્રજાએ તાબેદાર પ્રજાને માંગ્યું સ્વરાજ્ય આપ્યું છે ખરું? પણ અંગ્રેજને આ યાચના વિચિત્ર કેમ ન લાગે કે તે તો માત્ર એમ જ કહે ને કે—હિંદપુત્ર, તું તારો ધર્મ જાણ, (ચોથો વિભાગઃ પા. ૬૨૯) તે પ્રમાણે વર્ત, એટલે તારા દેશનું કલ્યાણ થશે."

છેવટનો પ્રશ્ન તો રહે છે કે સ્વરાજ્ય હિંદે કેવી રીતે લેવું? તેણે ઇંગ્લંડ સામે શસ્ત્ર ઉપાડવાં? ઇંગ્લંડના માલનો ને તેના વેપારનો બહિષ્કાર કરવો? તેના વેપારીઓને ને અમલદારોને સત્યાગ્રહકરી હંફાવી દેવાં? કોઇ બીજાં રાજ્યોની મદદ માગવી? બીજા દેશોના રાજ્યકર્તાઓ સાથે ઇંગ્લંડ સામે ખટપટ કરવી? પહેલો માર્ગ સામંતનો સૂક્ષ્મદેહ પોપટરૂપે, વિચારતો હતો. ગોવર્ધનરામે પોપટને ઇટાલીના મયૂર સાથે ને ફ્રાંસના ગરુડને ચકોર સાથે સંવાદમાં મૂકી શસ્ત્રના બંડની નિષ્ફળતા હિંદપુત્રો માટે સિદ્ધ કરી બતાવવા પ્રયત્નો કર્યા છે. હિંદનો એક જૂના જમાનાનો ભાયાતી રજપૂત આ પ્રશ્ન ઉકેલવા મંથન કરે, ને ભણેલા લોકો, જૂના જુગના શાસ્ત્રીઓ, રાજાઓ-માંથી કોઇ એ સવાલ કોઈ ઉપાડતું નથી તે લખી ગોવર્ધનરામે નવી હિંદી જનતાની આ દિશામાં નિષ્ક્રિયતા* ને તે જ સાથે ઇંગ્રેજી સત્તાની સફળતા બતાવી દીધી છે. જો સશસ્ત્ર બંડ ન સંભવે તો આર્થિક બહિષ્કારનું બંડ પણ સંભવે નહિ. સત્યાગ્રહ તો સંભવે જ ક્યાંથી? તેમ ઇંગ્લંડનાં મિત્રો થઇ ગએલાં ને ગુપ્ત શત્રુ હોય તોપણ આંતરરાષ્ટ્રીય ગૂંચવણમાં પડી ગએલાં બીજાં યુરોપી રાજ્યોની મદદ પણ કેમ મળી શકે? તેથી છેવટે હિંદપુત્રોએ ઇંગ્રેજ અમલદાર–હનુમાન–સાથે મૈત્રી રાખવી રહી અને ઇંગ્લંડના દુર્યોધનરૂપ ને વાલીરૂપ કૉન્ઝરવેટિવ પક્ષની અવગણના કરી તેના સુગ્રીવ પક્ષ લિબરલોનો આશ્રય લેવો રહ્યો; તેમાં તેમણે કુંતીમાતાની ક્ષમાબુદ્ધિ ને ધીરજ રાખવાં રહ્યાં ને પોતાની પુરાતન સંસ્કૃતિમાં ને વર્તમાન યુગના સંસ્કારોમાં નવો ધર્મ સમજી તે ધર્મભાવનાનો પુરસ્કાર કરવો રહ્યો. " સરસ્વતીચંદ્ર "ના પ્રથમ સ્વપ્નનો ગૂઢ અર્થ આટલો કહી શકાય.

છતાં એ વખતનો હિંદપુત્ર લિબરલપક્ષ–સુગ્રીવપક્ષ–નો બહુ ભરોસો કરતો હતો; કારણકે તે લિબરલ પક્ષ પાંચાલીની–પ્રજાની સેવા કરતો હતો (ચોથો વિભાગઃ પા. ૬૩૦) ને તે સાથે જ તેનું ચિત્ત સર્વ મનુષ્યજાતિને " પાંચાલી " ગણતું; જ્યારે તેમનો વિરુદ્ધ પક્ષ–વાલીનો પક્ષ–તેને જ શશશૃંગ જેવા અભિલાષો ગણી મૃગતૃષ્ણાઓ કહી તુચ્છકારતો હતો. કૉન્ઝરવેટિવ પક્ષ રોજરોજ વધુ બળવાન થતો જતો હતો ને બોઅર વિગ્રહ વખતે ને ત્યાર પછી તો લિબરલો તૂટી ગયા હતા–ખુદ મહારાણી વિક્ટોરિયાને ગ્લેડસ્ટનનો ને ગ્લેડસ્ટનના મરણ પછી–ઈ. સ. ૧૮૯૨ પછી–તેના પક્ષકારો તરફ ઘણો અણગમો હતો. લિબરલોનો પરાજય ઈ. સ. ૧૯૦૬ સુધી ચાલ્યો. આની છાયા ગોવર્ધનરામના વિચાર ઉપર સહેજ

* મણિરાજને સ્વપ્નમાં મલ્લરાજના સૂક્ષ્મદેહે આપેલો બોધ જુઓઃ ત્રીજો ભાગ, મણિરાજનો શોક અને પિતૃદર્શન, પા. ૩૨૪-૩૩૨.)

જણાય છે:-હિંદપુત્ર એમ કેમ ન વિચારે કે-વાલીપક્ષ-લિબરલ પક્ષ-વૃદ્ધ થયો છે ને સંખ્યામાં ને બળમાં વાલીલોક-કૉન્ઝરવેટિવ પક્ષ (ચોથો ભાગ: પા. ૬૩૫) વધી ગયા છે ને લિબરલોનો ભાવ પણ કોઇ પૂછતું નથી. તો તેમાં હિંદનો ભાવ કોણ પૂછે ?

આ અહંતા, આ મમતા, આ પશુદર્પ, ઇંગ્લંડમાં ચર્ચિલો ફુલર, સિડનહેમ વગેરેમાં તે વખતે જોવામાં આવતાં ને હજુ પણ આવે છે, અને જે તે વખતે નહોતા પણ જે અત્યારે જોવામાં આવે છે ને ભવિષ્યમાં જેમની સંખ્યા વધતી જશે તેવા કેટલાક હિંદપુત્રો આ અહંતા, મમતા ને દર્પના સહભાગી છે. ગોવર્ધનરામ આ દરેક રાજકર્તાના અવગુણોના અવતારોને સરસ્વતીચંદ્રના સ્વપ્નમાં ૩૫મા પ્રકરણમાં કુરુક્ષેત્ર ઉપર અકૃષ્ટ દુર્યોધનમાં મૂર્ત કરે છે (ચોથો ભાગ: પા.૬૬૭-૬૯) ને બીજી પ્રજામાં બહુ જોવામાં ન આવતાં પણ ઇંગ્રેજ પ્રજામાં અનુભવવામાં ન આવતા સદ્‌ગુણોના-સ્વતંત્રતાની પ્રિયતા, બીજી પ્રજાઓનો બંધુભાવ, વાણીની સ્વતંત્રતા-વગેરે સદ્‌ગુણોને સુયોધનમાં મૂર્ત કરે છે.

હિંદપુત્રને આ લિબરલ પક્ષની ને હવે લેબરપક્ષની હિંદ માટેની સહાનુભૂતિ "મુદ્રારાક્ષસ" માં આવેલા ભીંત વગરના ચિત્ર-(ચોથો ભાગ: પા. ૬૬૬) કર્મની રચના જેવી લાગે તે સ્વાભાવિક છે. ગોવર્ધનરામના વખતમાં ઘણાને એમ પણ વિચાર થયો હોય કે જો કોઇ મહાયુદ્ધ ફાટી નીકળે, ને ઇંગ્લંડનો પરાજય થતાં હિંદમાંથી બ્રિટિશ સત્તા ચાલી જાય તો બ્રિટિશોએ હિંદના રાષ્ટ્રના ચિત્રમાં પૂરેલા રંગ (ચોથો ભાગ: પા. ૬૬૭) પાણીમાં ને પવનમાં કેમ ઢોળાઇ ન જાય ? તે વખતે હિંદપુત્રોએ શું કરવું ? ગમે તેમ પણ હિંદપુત્રો આવા દર્પવાદની ઉપેક્ષા કરે એ ઠીક છે. પણ છેવટે તો તેમણે પોતાનો ધર્મ સમજવો રહ્યો ને દુર્યોધનોની નીતિને સર્પરૂપ ગણી તેની પુષ્પમાળા (ચોથો ભાગ: પા. ૬૭૦-૬૭૧) કરી નાખવી રહી. હિંદદેશ દ્રવ્યહીન, દુ:ખી, કલેશી, અધર્મી, શસ્ત્રહીન, પ્રારબ્ધવાદી, વિદ્યાહીન ને પ્રારબ્ધહીન (ચોથો વિભાગ: પા. ૬૩૫) છે. છતાં તેનાં લોકોએ નવા જમાનાના અનુભવો લઇ આશા ધારવી જોઇએ, તેમણે માત્ર યુરોપના જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ નહિ. ગોવર્ધનરામે ચકોરની, મયૂરની, ગજરાજની, રીંછની અને કપિલોકની વાણીથી તે જ્ઞાનની ઉપયોગિતાને નિષ્ફળ નહિ તો અ-ચોક્કસ તો કહી દીધી છે, અને એકમાર્ગી કહી દીધી છે. તે મત પ્રમાણે હિંદપુત્રોએ ધર્મ સમજવા માટે પોતાની પ્રાચીન સંસ્કૃતિ તરફ વળવું જોઇએ અને તે સંસ્કૃતિને નવા યુરોપી અનુભવથી સમજી તેમાં પોતાના જીવનનો ક્રમ સમજી લેવો જોઇએ. ગોવર્ધનરામે વર્ણાશ્રમ ધર્મનું પણ નવું વિવેચન કર્યું છે. " એકલા બ્રાહ્મણો (ચોથો ભાગ: પા. ૬૪૭) તો શું પણ સર્વ અન્ય વર્ણોમાં જે જે સુવ્યવસ્થાઓ રચાય છે તે સ્વધર્મસ્થ બ્રાહ્મણોથી જ રચાય છે. એ બ્રાહ્મણો મ્લેચ્છોમાં પણ અવતરે છે, ને રાક્ષસોમાં પણ અવતરે છે. તેમની બ્રાહ્મણાવતાર ને તેમની બ્રાહ્મણબુદ્ધિની સિદ્ધિ અને પરિણતિ જોનાર ઓળખી શકે છે. તેવી જ રીતે સાધુજનોમાં દુષ્ટ જનનો અવતાર પણ તેની બુદ્ધિથી અને વાસનાથી ઓળખી શકાય છે "(ચોથો ભાગ: પા. ૬૫૧). પણ હિંદપુત્રોએ આ નવા યુગની સંસ્કૃતિનું સર્જન કરવા બુદ્ધિનો ઉપયોગ કરવો ઘટે છે. વેદ, કુરાન, વૃત્તિઓ, મહાભારત વગેરે બધું બુદ્ધિથી સમજી લેવું ઘટે છે. સર્વ કૂવાનાં, વાવોનાં અને નદીઓનાં મૂળોમાં વહેનાર અનંત સલિલનો ઝરો તો મનુષ્યની સંસ્કારી બુદ્ધિરૂપ ગુપ્ત ગંગા-પાતાળગંગા-ને રૂપે જ પ્રકટ પામે છે. ને પિતામહ એ ગંગામાંથી

પ્રકટ થયા છે. જ્યારે અશ્વત્થામાનું આયુષ્ય સમાપ્ત થશે ત્યારે અર્જુન આ દેશમાં ગાંડીવ ધનુષ્યનો ટંકાર કરશે....તે કાળે...પિતામહનું શરીર આ દેશમાં નવા યૌવનથી ઊભું થશે, ઉપરના પોતાના પૂરમાં સંચાર કરશે, અને...(બધા) પદાર્થો નવું શુદ્ધ સમર્થ રૂપ ધારણ કરશે..." ત્યારે જ શુદ્ધ સનાતન ધર્મ અને તેનો પિતામહ લોકસંઘને પોતાના પ્રકાશમય સંસ્કારોથી દ્વિજત્વ આપશે, ત્યારે જ વ્યાસનારાયણ જેવા યોગદર્શી સર્વભૂતાત્મક બ્રાહ્મણો આ દેશને પોતાના ચરણસ્પર્શનો અને ઉપદેશનો અધિકારી ગણશે, ત્યારે જ આ દેશમાં સત્યયુગ પાછો આવશે. "બ્રિટિશ યુગના સમય સુધી હિંદીઓએ દહેરાંઓના ને મંદિરના, ને મસજીદોના ધર્મને ધર્મ ગણ્યો હતો, જે ધર્મ પાટણના સોમનાથને કામ ન લાગ્યો, પવિત્ર કાશીના વિશ્વનાથને કામ ન લાગ્યો, ને આગ્રાના તાજને કે દિલ્હીના કુત્બ મિનારને કામ ન લાગ્યો." તેથી જ મલ્લ મહાભવનમાં યુધિષ્ઠિરની મૂર્તિની નીચે આરસની તક્તીના સુવર્ણલેખમાં જણાવ્યું હતું કે–આજકાલ શૈવ વૈષ્ણવ ખ્રિસ્તી મુસલમાન આદિ મતમતાંતરવાચક શબ્દોમાં જણાતા મમતામૂલક ધર્મ સાથે ધર્મરાજના ધર્મને લેવાદેવા નથી. (ચોથો ભાગઃ પા. ૨૧૩) સર્વ પ્રજાઓને, સર્વ દેશમાં, સર્વ યુગમાં, સામાન્ય પૂજનીય ધર્મ ધર્મરાજનો ધર્મ છે.

અપૂર્ણ] પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર એમ. એ.

# ઝરણાં

[ શિખરિણી ]

રહું સંભારીને જીવન અમ આ તો વહી જતું,
અને એ સ્રોતો શે દૂર દૂર વહે શર્કરણમાં,
વળી વંટોળે ત્યાં ગગન ચઢતી ધૂળ ઉડતી,
વિભો ! એ સ્રોતોને ડુબવી કયમ વેરાન કરી દે ?

વહેવા દે સાથે સઘન વનની છાંય મહીંથી,
ભલે કુદે ગાતાં જીવનગીતનો મર્મર ધ્વનિ,
ઉષા ને સંધ્યાએ કલરવ ઝીલી પક્ષીગણ તો
મળે સાથે સાથે દૂર દૂર વહી ને ઉદધિમાં !

"કપિંજલ"

# જીવનચક્ર

આજની આખી દુનિયાની નજર ધર્મ ઉપર પડી છે. 'ધર્મ' એ તે જીવનને ઘડનારું કોઈ બળ છે, કે પછી માનવ નિર્બળતામાંથી જન્મ લેતો ભ્રમ છે? ધાર્મિક મંતવ્યોમાં મૂલગત ફેરફાર ન કરવામાં આવે તો હાલનો ધર્મ મનુષ્યને જેટલો અધર્મ શીખવે છે તેટલો અધર્મ એ નાસ્તિક બની જાય તોપણ નહિ આવે. ખરી રીતે તો ઈશ્વરના અસ્તિત્વનો નકાર કરી, મનુષ્યના અસ્તિત્વનો સ્વીકાર કરનાર મનુષ્ય જેટલો ધાર્મિક છે તેટલો ધાર્મિક ઈશ્વરને ભજનાર નથી. ધાર્મિક મંતવ્યો આશ્ચર્યમાંથી જન્માં છે, એને કલ્પના કવિતા કલા અને સૌન્દર્યે પોષ્યાં છે, અને બુદ્ધિ કરતાં વધુ લાગણી ઉપર જ નભનારાં એ સત્રો છે. એમાંનાં કેટલાંક તરત છોડી દેવા જેવાં છે, કેટલાંક છૂટી ગયાં છે, કેટલાંકમાંથી બળ નાશ પામ્યું છે, કેટલાંક રૂપાંતર કરીને રાખવા જેવાં છે.

ધર્મે સંપ્રદાયનો ઝભ્ભો પહેર્યો ત્યારથી એનું બળ નાશ પામ્યું. પછી એ સમાજમાં સાંસ્કારિક બળરૂપે રહેવાને બદલે વર્ગ વર્ગ વચ્ચેના ભેદરૂપે રહ્યો. અત્યારે ધર્મનો અર્થ, સાધારણ રીતે, વર્ગ વર્ગ વચ્ચેનો ભેદ એટલો જ છે. એ ભેદ કોઈ મૂળભૂત સિદ્ધાંતમાંથી જન્મ પામ્યો નથી; તેમ જ એ ભેદ ન રાખવાથી ધર્મના મૂલસિદ્ધાંતો નાશ પણ પામે તેમ નથી, છતાં આ ભેદ એ જ ધર્મ છે, અને ધર્મ એટલે ભેદ એ ભાવના એટલી તો તીવ્ર છે કે જૈનની ધર્મશાળામાં કૂતરું કે ગધેડું જેટલો સત્કાર પામે તેટલો સત્કાર જૈનેતરને કદાચ ન મળે—કારણ કે એ માણસ છે માટે જૈનેતર છે; જ્યારે કૂતરું કે ગધેડું માણસ નથી, માટે જૈન પણ નથી, અને જૈનેતર પણ નથી! વૈષ્ણવ કે શૈવ–વિષ્ણુ અને શિવના કાલ્પનિક રૂપ ઉપરનો વિગ્રહ હજી પણ પતાવી શકયા નથી. વિષ્ણુનું શું સ્વરૂપ હતું એ માટે પ્રત્યક્ષપ્રમાણ કાંઇ જ નથી. શિવનું સ્વરૂપ શું હતું એ માટે પણ પ્રત્યક્ષપ્રમાણ કાંઈ નથી. એટલે એ બધા સંપ્રદાયોને રાજી રાખવા જો કોઇ નવું જ વિરાટ સ્વરૂપ ઘડવામાં આવે, જેમાં નાક વિષ્ણુનું તો આંખ શિવની કે પેટ ગણપતિનું તો વાહન કૃષ્ણનું, તો મોં વળી કોઇ ત્રીજા જ દેવનું–એવું કરવામાં આવે તો કદાચ આ સાંપ્રદાયિક ઘેલછા ટળે ખરી. એ દેવતા સર્વ હિંદુનો સામાન્ય બની જાય–જો કે કદાચ જૈનભાઇઓ પોતે હિંદુ ન હોવાનો દાવો કરીને એક નવું સ્વરૂપ પાછું રજૂ કરવાનો પ્રયત્ન કરે. પણ આ પ્રયોગ અજમાવવા જેવો છે ખરો.

***

**જ્ઞાતિની** ઘેલછાએ શક્તિ હણી છે. ઠેર ઠેર બોર્ડિંગો–ભંગીથી માંડીને 'બામણ' સુધી થઈ છે. એટલે જેમ બોર્ડિંગો જુદી છે–તેમ જ મ્યુનિસિપલ કે રાજકારણમાં પણ લોકોને બોર્ડિંગવાળી ભાવના જ દોરે છે. ધર્મમાં સંપ્રદાય અને રાજકારણમાં જ્ઞાતિ–એ બન્ને જે એક સમય આપણામાં બળ પૂરવા માટે હતાં તે આજે નિર્બળતાની નિશાનીરૂપ છે.

કવિ તરીકે નર્મદને સાધારણ ગણી શકાય. ગુજરાતી ગદ્યના પિતાનું પદ મેળવ્યા છતાં એનું ગદ્ય એવું સુશોભિત નથી; એનામાં નરસૈંની ભક્તિ કે વિશુદ્ધિ નથી, દયારામની લાગણીનો અંશ પણ નથી, પ્રેમાનંદ પાસે એને ઊભો રાખવો એ પ્રેમાનંદનું અપમાન છે, શામળ જેવી લોકચિત્રણા નર્મદના સ્વપ્નમાં પણ આવે નહિ. એટલું છતાં એ સઘળાનાં કરતાં એની મહત્તા આધુનિક ગુજરાતને વધારે લાગે છે એનું કારણ શું?

એનાં બે જ કારણ છે: એક તો રાષ્ટ્રોત્થાનનો પ્રથમ મંત્ર પઢનાર નર્મદ અને બીજું એનું ચારિત્રબળ. બાવા કીશનદાસનો મિત્ર આ લહેરી સુરતી લાલો નર્મદ ટેકરી ઉપર વાત્સાયને કામસૂત્રનાં કેટલાં વાકયો રસપૂર્વક પઢી ગયો હશે તે તો એ ટેકરીને ખબર; પણ એ રખડુ જેવા જીવનમાંથી એ નિત્યજીવનબળ ભેગું કરી રહ્યો હતો, એ આપણને ખબર છે. આજના હરકોઇ વાચાલ પ્રોફેસરે જે વાત તર્કવાદથી સિદ્ધ કરી હોત કે હવે કરસનદાસ પડયા છે ને ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની ખાતર આપણે એની અર્પણ પત્રિકા બીજાને આપીએ તો કરસનદાસને અન્યાય થાય છે, એમ કહેવા કરતાં ગુજરાતી સાહિત્યની સેવા થાય છે એમ કહેવું સત્યની વધારે નજીક છે. આજનો હરકોઇ વાચાલ પ્રોફેસર આ દલીલ કરી શકયો હોત—એ દલીલ નર્મદે ન કરી. એવે વખતે ન કરી કે જે વખતે ખીસામાં ફૂટી બદામ ન હતી—જેવી દલીલ કરવાનું પ્રલોભન વધારેમાં વધારે બળવાન હતું. પરિસ્થિતિ પ્રલોભનને વધારનારી હતી. જેમ કર્યું હોત તો કદાચ બહુ કઢંગુ ગણાત પણ નહિ. કારણ કે ગુજરાત એવી વિશ્વાસઘાતી રીતને ધીમે ધીમે અનુકૂળ બનતું જતું હતું—એ વખતે એ પ્રલોભનનો સામનો એણે એકલે હાથે કર્યો હશે. સ્વપ્નશિલ્પીની એ ભવ્ય રાત્રિ ગુજરાતના કોઇ લેખક–કવિ–ચિત્રકારને યાદ છે? એ દશ્ય કેટલું મનોહર અને હૃદય-વિદારણું કરનારું હશે! નર્મદના ફોટામાં કપાળ પર રહેલી પેલી આંગળી, એ કોઇ ફોટો-ગ્રાફર પાસે બેઠેલા આજના અઢીત્રણ લેખના કર્તાની આંગળી ન હતી; એ કોઇ ચિત્તશાસ્ત્ર-નાં થોથાં ફાડનાર તત્ત્વજ્ઞાનીની આંગળી ન હતી; એ તો વિષાદ જેણે જીવનમાં ઉતારીને એમાંથી નિરુત્સાહ મેળવવાને બદલે બળ મેળવ્યું હતું એવા વીર નર્મદની અંગુલી હતી. કદાચ એ અંગુલિનિર્દેશમાં એણે અજાણી રીતે નર્મકોશની પ્રસ્તાવના તો કહી નાખી નહિ હોય ને? જીવનની એની પ્રતિછાયા અંગ્રેજીમાં કાર્લાઇલે બતાવી છે. ગુજરાતીમાં એક વીર નર્મદે બતાવી છે. બીજો કોઈ બતાવશે ત્યારે જોઇશું. આજના દોઢબે ડઝન પ્રતિષ્ઠિત લેખકોને ભેગા કરવાથી જેટલું હૃદયબળ ન મળી શકે તેટલું હૃદયબળ 'ધીર ધર'ના કાવ્યમાં સભર ભર્યું છે. કારણ કે, એ છાપવા માટે લખાયેલું કાવ્ય ન હતું; એ તો વનબળની રસમસ્ત શૈલીનો વિષાદમય આનંદ હતો.

વીર્યવાન વાણી કેટલી સાદી હોય છે એનું ગુજરાતી સાહિત્યનું સર્વોત્તમ ઉદાહરણ નર્મકોશની પ્રસ્તાવનામાં છે. બાર વર્ષની સતત ખંતીલી મહેનતે નર્મકોશ પૂરો થયો. નાની જા મહત્તાને પિછાનવામાં જેટલી મંદબુદ્ધિ હોય છે તેટલી મંદબુદ્ધિ ગુજરાતની પ્રજા પણ તી બને છે. બારને બદલે બાવીસ વર્ષ આમલીરાનમાં બેઠો એકલો પ્રયત્ન કરે તો એમાં પૂરચંદ છગનલાલ કે મુગટરાયને કયાં નાહવા જવાનું હતું? એ તો ઊલટું સારું. 'ભામણો' ાગળ સાહી વાપરશે તો બે જંપ નહિ મળશે! પણ આટલા અસહાય પરિશ્રમનો થાક ર્મદની ભાષામાં નથી. એમાં લોકવૃત્તિની કેવળ દયાભરેલી ઉપેક્ષા છે. એણે આટલું જ

લખ્યું છેઃ "પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણાવડે આ કોશ રચાયો છે ને છપાયો છે."

નર્મદનું સૌથી મહાન—કદાચ એની યશકલગી જેવું કામ—તે પોતાના ફેરવાયેલા વિચારો ખરા યોદ્ધાને છાજે એવી નીડરતાથી એણે પ્રગટ કર્યા એ છે. કહે છે કે માનવવિકાસનું છેકછેલ્લુ પગથિયું પોતાનું પાપ પોતાને હાથે પ્રગટ કરીને પછી એનું પ્રાયશ્ચિત્ત કરવું એ છે. નર્મદના વિચાર જે ક્ષણે ફર્યા તે ક્ષણે મિત્રો શું કહેશે એની દરકાર કર્યા વિના, શત્રુઓ કેટલી હાંસી કરશે એની પરવા વિના, સુધારો પાછો પડશે એવી દલીલને સ્વીકાર્યા વિના એણે ખુલ્લે હૃદયે જે પોતાને હવે લાગતું હતું તે કહ્યું.

આ વસ્તુસ્થિતિ જેને કેટલાક નર્મદની નિર્બળતા ગણે છે તે જ એની યશકલગી છે. પોતાની જાતને છેતરીને કોઈ પણ કામ કોઈ પણ માણસ આગળ વધારી શકતો જ નથી. નર્મદજીવન જેટલા મહાન પ્રસંગોનું બનેલું છે તેટલા મહાન પ્રસંગો બીજાના જીવનમાંથી શોધવા પણ મુશ્કેલ છે.

***

યુરોપખંડમાં ફ્રેંચ પ્રજા વિલાસી ગણાય છે; હિંદુસ્તાનમાં કયા પ્રાંતની પ્રજા વધારે વિલાસી છે તે કહેવું મુશ્કેલ છે. પણ ઘણું કરીને ગુજરાતી+ પ્રજા વધારે વિલાસી છે. આજે પણ સંખ્યાબંધ છાની વિલાસવાતો પ્રગટ થાય છે એ એ વાતનું સમર્થન કરે છે. વિલાસ અને 'રોમાન્સ' એ બન્ને જુદી વસ્તુ છે. વિલાસ બતાવે છે કેવળ મનુષ્યની અધમ-વૃત્તિઃ 'રોમાન્સ' બતાવે છે પ્રેમનો જુસ્સો અને શૌર્ય. નર્મદને વિલાસી કહેવા કરતાં 'પ્રેમશૌર્યઅંકિત' કહેવો એ વધારે સાચું છે; પરંતુ મનુષ્ય ધાર્મિક રીતે-અધર્મ આચરી શકે છે. નર્મદે તો જે આચર્યું તે જ શબ્દમાં મૂક્યું. એમાંથી જે કેટલુંક અયોગ્ય હતું તે કેળવણીખાતાએ પાઠ્ય પુસ્તકોની આવૃત્તિમાં કાઢી નાખ્યું. આ વિષે તો કોઇને વાંધો હોય જ નહિ; પણ સરકારી કેળવણીખાતાએ પ્રગટ કરેલી નર્મગદ્યની આવૃત્તિ ગમે તો ખાતામાં કામ કરનાર માણસમાં કલ્પના ન હોય, ગમે તો સર્જન શબ્દ પ્રત્યે એમને અણગમો હોય-ગમે તેમ હો-નર્મદનું વ્યક્તિત્વ દર્શાવે, અને છતાં તદ્દન નિર્દોષ હોય-એવી નર્મદની 'નોંધ' એ આવૃત્તિમાંથી રદ કરીને, ગુજરાતના અસંખ્ય વિદ્યાર્થીઓના મનમાંથી એની મૂર્તિ જ રદ કરી નાખવાનું ધાર્મિક પાપ* એ લોકોએ કર્યું હતું.

+આ કેવળ તર્ક નથી. લાટની પ્રજા ઘણી વિલાસી છે એવો એક ઉલ્લેખ જોયેલો છે. 'લાટે લંપટતા' એ વાક્ય એક અપ્રગટ જૂના ગ્રંથમાં જોયેલું યાદ છે. ઘણું કરીને સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં.

* આવાં ધાર્મિક પાપનાં બે બીજાં ઉદાહરણોઃ

(૧) રાસમાળાનું ગુજરાતી ભાષાંતર રણછોડભાઇ ઉદયરામે કરેલું છે. તેની પહેલી આવૃત્તિ જોઇ તો પ્રસ્તાવનામાં ફાર્બસ સાહેબે દલપતરામ વિષે જેટલો ઉલ્લેખ અંગ્રેજીમાં કર્યો છે તેટલો ઉલ્લેખ રણછોડભાઇએ ગુજરાતીમાં છોડી દીધો છે. આ કેમ બન્યું હશે? આ વાત પર ધ્યાન ખેંચ્યું કવિ ન્હાનાલાલે.

(૨) નર્મકવિતાની પહેલી આવૃત્તિ એક લાઇબ્રેરીમાં હતી. એ આવૃત્તિ જ બાળી નાખવાનું ધાર્મિક પાપ એક શિક્ષકે કર્યું હતું. શા માટે?—નર્મકવિતામાં 'સલામ રે દિલદાર' આવે છે માટે.

ભલેને આપણને નર્મદનો વિલાસી સ્વભાવ ન રુચે; પણ 'સલામ રે દિલદાર' લખનારાએ 'રાજ્યરંગ' ને 'ધર્મદર્શન' પણ લખ્યું છે; પોતાને જન્મથી મળેલા સ્વભાવનો પ્રયત્નથી, પુરુષાર્થથી, નિત્યજાગૃતિથી, આટલો વિકાસ જે માણસે સાધ્યો તેનું 'રેકર્ડ' જાળવવાની ઐતિહાસિક બુદ્ધિ જો પ્રજામાં હોત તો નર્મદ આજે છે એના કરતાં વધારે પ્રતાપી લાગત.

***

ગુજરાતનું માનસ જ એવું છે કે એને હમેશાં પોતાની રંક પ્રવૃત્તિ કરતાં પરપ્રાંતીય પ્રવૃત્તિ જ વધારે ગમી છે. નર્મદે જે ફરિયાદ રજૂ કરી હતી–તમે તમારી ઘરઆંગણાની સર્જનપ્રવૃત્તિને થોડુંક તો ઉત્તેજન આપો–એ જ ફરિયાદ આજે સો વર્ષ પછી ઊભી છે! નર્મકોશને ઉત્તેજન આપનાર એક પણ ગુજરાતી ન નીકળ્યો!–અને એ જ અરસામાં કલકત્તામાં સ્કોલરશીપો અપાઈ! નર્મદ વીર ન હોત તો એ ગ્રંથ કોઈ અંગ્રેજને અપર્ણ કરત–ખરેખરો ભાષાભકત ન હોત તો ડૉ. બ્યુલરની સૂચના ઉપાડી પહેલો "ગુજરાતી–અંગ્રેજી કોશ" રચત—પૈસા મેળવવા માટે—પણ ના, એણે તો ઉત્તેજન ન આપો તો ભલે, હું તો ગુજરાતી શબ્દકોશ જ પહેલો કરીશ–એ દૃઢ નિશ્ચય સાથે એકલી મુસાફરી કરી. 'તું એકલો જાજે' એ કાવ્ય ગુજરાતીમાં ભાષાંતર થઈને હમણાં આવ્યું; જીવનમાં ઉતાર્યું નર્મદે—આજથી સો વર્ષ પહેલાં.

***

અને આજે?–આજે પણ ગુજરાત તૈયાર છે. કોઈનામાં પણ હિમ્મત હોય તો નર્મદનો ખેલ કરી જુએ. એટલી જ શાંતિથી, એટલી જ ધિક્કારભરેલી ઉપેક્ષાથી, એટલી જ ભયંકર બેદરકારીથી, એટલી જ ઠંડી ક્રૂરતાથી અભિનવ નર્મદને હણશે. જે પ્રજા સ્વભાવે અહિંસક બને છે તેનામાં ઠંડી ક્રૂરતા આવે છે. ઉંદરડીને ન મારનારો વાણિયો ખેડૂના આખા કુટુંબને ઘડીના છઠ્ઠા ભાગમાં જીવતાં હણી નાખશે. કારણ કે એના મત પ્રમાણે એમાં હિંસા નથી; એમાં વ્યવહાર છે. ગુજરાતીઓ હણે છે શસ્ત્રથી નહિ; વ્યાવહારિક ડહાપણથી. હિંસાનું રૂપ બદલાયું છે એટલું જ, બાકી હિંસા તો ત્યાં જ છે. હમણાં જ હાજી મહમ્મદને હણી અને દફનાવી ન દીધો? છે બીજા કોઈ ગુજરાતીમાં પ્રયોગ કરવાની જુવાની?—ગુજરાત તૈયાર છે.

***

અને નર્મદે સેવેલું એક પણ સ્વપ્ન–એક પણ પ્રશ્ન–છેલ્લાં સો વર્ષમાં ગુજરાતે પાર પાડ્યો?

નર્મદે કોશનો પ્રશ્ન પ્રથમ છેડ્યો.
નર્મદે મહાકાવ્ય ને નવલકથા (ગાથા) ને ટૂંકી વાર્તાનાં સ્વપ્નાં સેવ્યાં.
નર્મદે 'લીટરરી ક્લબ'ની વાત ચલાવી.
નર્મદે ઇતિહાસ, બહારવટિયાની વાતો, હથિયારોનાં નામ, જનસ્વભાવ, લોકસ્થિતિ એ પ્રશ્નો ઉપાડ્યા.
નર્મદે પ્રાસ વિનાની ને છંદવિનાની કવિતા શરૂ કરી.
નર્મદે નિબંધોનો પાયો નાખ્યો.

નર્મદે 'જર્નાલિઝમ' એટલે નીડરતા એ શીખવ્યું.
નર્મદે લખાણ માટે પૈસા આપવાની પ્રથા શરૂ કરી.
નર્મદે જીવનચરિત્રો લખવાની રૂઢિ દાખલ કરી.
નર્મદે ગુજરાતનું પ્રથમ દેશગીત ગાયું.
નર્મદે રાજકારણનો રસ ઉપજાવ્યો.
નર્મદે સંસારસુધારાને 'રણક્ષેત્ર' બનાવવાની પહેલ કરી.
નર્મદે વ્યભિચાર જેવા નિંદ્ય વિષય પર નિબંધ લખવાની હિંમત કરી.
નર્મદે સામાજિક યુદ્ધનો રસ ગુજરાતીઓને ચખાડયો.
નર્મદે આધુનિક ગુજરાતનું જીવન અનેક રીતે ઘડયું.

આમ નર્મદ આધુનિક સાહિત્યનો પિતા છે; ગુજરાતનો પ્રથમ સૈનિક અને નીડર લેખક છે; ગુજરાતની જુવાનીનો આદર્શ છે. નર્મદે ચલાવેલી લડતો હજી ઊભી જ છે. એણે સેવેલાં સ્વપ્નાં હજી અધૂરાં જ છે.

***

નર્મદ જયંતિ ઉજવવાનું ખરું રહસ્ય તો આટલું જ છે કે કડક, સીધા ને સાચા સ્વભાવને લીધે એના જમાનાનો એ મહાપુરુષ છતાં ભૂખે મર્યો; પોતાના મહાપુરુષોને ભૂખે મારવાની આવી પદ્ધતિનો ગુજરાત ત્યાગ કરે તો જ એ જયંતિનો કાંઇક અર્થ છે; નહિતર તો છોકરાંઓ ધૈલકી કરીને બગાડી મૂકે છે, એવી આ પણ ઘૈલકીની રમત થઇ. આજ પણ સમાજને પૈસે ચાલતી સંસ્થાઓ બને ત્યાં સુધી સાચા સર્જનને બદલે શુષ્ક અનુવાદોમાં જ આનંદ માને છે; આજ પણ કેળવણીખાતાના સંચાલકો પોતાની વિદ્વત્તાનું અભિમાન છોડીને સાચા સર્જકોને આશ્રય આપવાનું સ્વીકારી શકતા નથી; આજ પણ પાઠયપુસ્તકો માટે સાક્ષરો સામસામે સાટાં દોઢાં કરીને વાત નક્કી કરે છે; આજ પણ માણસના સ્વભાવ-વૈચિત્ર્યને એની સાહિત્યકૃતિઓ સાથે જોડી ગુપ્ત ધિક્કાર બતાવવામાં આવે છે; આજ પણ ગુજરાતના શ્રીમંતો સાહિત્ય કલા કે સંગીતને પોષણ આપવાને બદલે, 'ગુજરાતી સાહિત્યમાં કાંઈ નથી' એવો દંભભરેલો ઉચ્ચ સંસ્કાર રજૂ કરવાનું ચૂકતા નથી. આજ પણ આ સઘળી ઠંડી ક્રૂરતા ચાલી રહી છે. નર્મદ જયંતિના સંદેશામાંથી ગુજરાત એટલો જ સંદેશો ગ્રહણ કરે કે ગુજરાતી કલા ને ગુજરાતી સાહિત્ય ગમે તેટલી હલકી કોટીનાં હોય-પણ અંતે ઉદ્ધાર તો એમનો જ કર્યે જ છૂટકો છે, એમને ઉત્તેજન આપવાની આવશ્યકતા જો એક વખત ગુજરાત સ્વીકારે તો બહુ થોડા વખતમાં કેવળ સાહિત્યસર્જન અને કલા-સર્જન ઉપર નભતા અનેક માણસો એને અનેક રીતે શણગારી દે.

***

નર્મદ સુરતને બદલે કાઠિયાવાડમાં જન્મ્યો હોત તો ઊંચા પ્રકારનો બહારવટિયો થાત—એવો ટેકી અને માની એનો સ્વભાવ હતો. એવા માણસને ચોવીસ વર્ષે ટેક [illegible] નોકરી લેવાની ફરજ પડી—ગુજરાતીઓએ એકઠા મળીને [illegible] પોષણનો એટલો બંદોબસ્ત ન કર્યો—અને એ ગંભીર પ્રસંગ પછી કવિનું જીવ[illegible] હમેશને માટે ગયું એ ગમગીન પ્રસંગ એટલું જ બતાવે છે કે રાજામહારાજ[illegible] સામે સાંખે

કરવાને બદલે—'ડાંડિયો,' 'સ્વદેશાભિમાન' 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે' 'વ્યભિચાર'—એવા એવા જનતાને હરેક રીતે અસર કરે એવા વિષયો નર્મદે છેડયા–એ સ્વતંત્ર ખવાસ માટે, જનતાએ એનો સદંતર ત્યાગ કર્યો. ગમે તેટલા પ્રયત્ન છતાં, કેળવણી ખાતાના વડા અધિકારીઓ, મોટાઓ ને સજ્જનો, કોઇ એને આશ્રય નહિ આપે એ ખબર તો 'નર્મકોશ' રચાતી વખતે જ એને હતી, પણ એને પાંજરાપોળ જેવા ખાતામાં નોકર તરીકે જોવા છતાં ગુજરાતીઓ એક આંગળી પણ ઊંચી નહિ કરે, એ ખબર તો જીવનનાં છેલ્લાં બે અઢી વર્ષમાં પડી.! વિશ્વાસઘાત કરવાની આવી સુધરેલી રીતે એને મારવામાં આવ્યો. ગુજરાતીઓ હજી પણ; વધારે નહિ તો એમના ખોટાં ખર્ચના દસમા ભાગ જેટલું સાહિત્યના ઉત્તેજનાર્થે આપશે? અસંખ્ય શ્રીમંત ગુજરાતીઓમાંથી ગુજરાતીના નામ પર સાહિત્યકલાને ઉત્તેજન મળે એવાં કેટલાં પારિતોષિક સાહિત્યપરિષદ પાસે છે? કેવળ રમત-ગમતના મેળાવડા જેવા જ જો નર્મદજયંતિના મેળાવડા થશે તો એ મહાન પુરુષનું અપમાન જ થશે.

***

નર્મદે કવિઓનાં જીવનચરિત્રો લખવાની શરૂઆત કરી હતી. માટે 'નર્મદ સ્મારક ગ્રંથમાળા' એ નામથી એક ગ્રંથમાળા શરૂ કરી, ગુજરાતી કવિઓનાં, સામાન્ય જનતા તેમ જ પંડિતો સઘળા વાંચીને રસ લઇ શકે, તેવાં જીવનચરિત્રો રચાવવાં અને પ્રગટ કરવાં. 'આધુનિક ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ' 'ગુજરાતી સંસ્કૃતિનો ઇતિહાસ' જેમાં ગુજરાતનાં કેવળ ખોટાં વખાણ ન હોય, પણ એના ઠંડા ક્રૂર સ્વભાવનો પણ ઉલ્લેખ હોય–તેમ જ 'ગુજરાતનો સામાજિક ઇતિહાસ'—નર્મદનું સાચું સ્મારક કરવું હોય તો યોગ્ય માણસોના હાથથી આ સઘળું તૈયાર કરાવવું જોઇએ. ગુજરાત આ પ્રસંગે જે ભંડોળ એકઠું કરે તેનો સદુપયોગ કરવાની વૃત્તિ જો સાક્ષરો બતાવશે તો ગુજરાતની જનતાનો વિશ્વાસ મેળવી શકાશે.

આ પ્રસંગનો લાભ લઇ સુરત તો નર્મદનું સ્મારક કરશે જ, પણ આખા ગુજરાતને ભવિષ્યમાં યાદ રહે તેવું સ્મારક તો સાહિત્યકૃતિઓથી જ થશે.

ધૂમકેતુ

## ઝંઝા રાતે:—

જાગશો ના પ્રાણ ! ઉઠશો ના પ્રાણનાથ !
જીવની આણ જો છોડશો મારી બાથ !

આજ નથી આભ હાથમાં એના તૂટતા ચાર મિનારઃ
ધણણ ધણણ મેઘ ધ્રણુકે : વીજળીના ચમકારઃ

ઉઠશો ના પ્રાણ ! આણ કુમારની આજઃ
કાળ—ઝંઝાના વાગતા ઝાંઝ—પખાજઃ

વિજન કાનને વૃક્ષ થતાં ઉન્મૂલઃ
તૂટતી ડાળીઓ તૂટતા નાળાં—પૂલઃ

કોઇ નથી ઉઠ્ઠુ આભ સુકાયાં સુરગંગાનાં નીરઃ
વિજની નાગણી ડંખતી આજે વ્યોમ—ધરાનાં હીરઃ

આણ છે દેવની, ઉઠશો ના ભરથારઃ
આજ નહિં પ્રભુ ! સાંભળો હાહાકાર
ઉઠતો વાટથી : પૂર છૂટયા પુરપાટ
જાનપદો પુર ગામડાંને સસડાટ.

તાણતા સાગરમુખ ભણી જેના પેટનો ના'વે પારઃ
વાયુવંટોળમાં દ્વિજગણોના સાંભળો શા ચિત્કાર !

ખોલશો ના દ્વાર દેવ ! ન ખોલશો આજ :
કાળના તાંડવ તાલ ને રુદ્રનો નાચતો સાથ સમાજઃ

કોઇ નથી પથ ચીંધવા આપનેઃ
દીપ ઠર્યા સૌ વાયુના કાતિલ કંપનેઃ

ગોરંભને નથી જંપ કરંત પ્રકંપ ધરાઃ
વ્યોમથી છૂટતા બર્ફ ખરંત કરાઃ

છોડશો ના નાથ ! આંગણું; મારા ગર્ભની આપું આણઃ
હું શું ત્યજો મુજ કોટિની ચાને ? આવજો ફેરી બાણ
ચીરવા ઉદર છેદવા કાચો પ્રાણ;
જેમ ચીર્યા'તા પરીક્ષિતને જનનિ—ઉદર—સ્થાનઃ

દીપપ્રકાશમાં નિરખ્યું એણે નારનું આખું અંગઃ
છીછરી ચુંદડી ઢાંકતી'તી એનો બીજ સમો કટિલંગઃ

જેમ પ્રદીપશિખા ધ્રુજતી ત્યમ પાંપણના પલકાર:
ધમતી છાતીએ ઊછળે ને પડે હીરલા કેરા હાર:

હોઠ હજી ધરે સ્નિગ્ધતા એને ચાંદલા બેઉ કપોલ:
આંખમાં કાંઇ અમોલ:

ખડ કરી દ્વાર વાસતો નાઠો પાછળ નેન કરી
દૂર જતાં જતાં માર્ગમાં સ્હેજ ફરી:

ઊછળે સાગર, વીંઝતા વાંસડા હાથ:
ડાળીઓ ઝીંકતી એકબીજાને કરવા જાણે મ્હાત.

જેમ ઝીંકે ધીંક આખલા ઊછળીઃ દૂર
આભમાં મેઘ મૃદંગ ગગડતા ક્રૂર :

સૃષ્ટિના તાંડવે એય ભળ્યો નવ સાંભર્યાં નેહનાં નીડ:
દીપક દ્વારનો ક્યાંય છૂપાયો: વચમાં વનની ભીડ.

કૃષ્ણલાલ શ્રીધરાણી

# શોક-સમાચાર

દેશવિખ્યાત વ્યવહારજીવી સર એસ. એન. ગુપ્તા મરણપથારીએ હતા. આખા દેશમાં ચિંતાની લાગણી ફેલાઈ રહી હતી. એ ઉંમરે ડબલ ન્યુમોનિયાથી બચવાની થોડી જ આશા રાખી શકાય. ડૉક્ટરોને હાલ એ વિના બીજું કામ જ ન હતું. તેઓ લાંબો વખત અરસપરસ એ જ વિષયની ચર્ચા કરતા હતા. સર સચીનના કરોડપતિ મિત્ર દૌલતરામ ગિરધારીએ, મારવાડી મહોલ્લાના શ્રેષ્ઠ ડૉક્ટર રાયસાહેબ ગૌરહરિ બસાકને આઠ પ્રહરને માટે નિયુક્ત કીધા હતા. રાયસાહેબે કહ્યું હતું કે સવારના પાંચ વાગ્યા પછી જો રોગી બચી ગયો છે એમ જાણું તો, મારી ચાળીસ વર્ષની ચિકિત્સા વૃથા ગઈ છે એમ માનું...

'સત્યપ્રકાશ' ના સંપાદક હલધરબાબુ પોતાની ઑફિસમાં ખુરશીમાં બેસીને કુતૂહલપૂર્વક ઘડિયાળ સામે જોતા હતા; અને વારંવાર ઉદ્વિગ્ન બની ટેલિફોનના માઉથપીસમાં મુખ લગાડી પ્રશ્ન કરતા હતા: "શું ખબર છે, સિદુબાબુ? હવે કેટલીક વાર લાગશે?"

હકીકત આ પ્રમાણે હતી: મૃત્યુના સમાચાર જનતામાં સૌથી પ્રથમ પ્રગટ કરવા સારુ 'સત્યપ્રકાશ' ઑફિસમાં તડામાર તૈયારી થઈ રહી હતી. ઘણા માણસોને નિયુક્ત કરીને આખી રાત બેસી સર સચીનચંદ્રનો દીર્ઘ જીવનવૃત્તાંત અને તેથીયે વિસ્તીર્ણ મૃત્યુવિવરણ, બ્લોક સાથે કમ્પોઝ કરવામાં આવ્યું હતું. પત્રનાં બીજાં પાન છપાઈ ગયાં હતાં. મૃત્યુના સમાચાર મળતાં જ એ સૅટને યંત્ર પર ચડાવી દેવાનો હતો. ફેરીઆઓને બહુ જ વહેલા આવવાનું કહી રાખ્યું હતું. ઊંઘમાંથી ઊઠતાંની સાથે જ અંગ્રેજી, બંગાળી બીજાં તમામ પત્રોની પહેલાં 'સત્યપ્રકાશ' મારફતે, કલકત્તા નગરી આ મૃત્યુના સમાચાર જાણે, એવી ગોઠવણ હતી.

હલધરબાબુએ બધાને સાવધાન કરી મૂક્યા હતા. "રાયબહાદુર ગિરીશચંદ્ર ચક્રવર્તિના મૃત્યુની તક આપણે હાથે કરી નષ્ટ થવા દીધી હતી. આ વાર તેનું નુકસાન સુદ્ધાં વસૂલ થઈ જશે. આવા મોટા માણસો દેશમાં વારંવાર મરતા નથી. આવો સુયોગ ફરી ફરી આવતો નથી..."

આથી પોતે આખી રાત જાગતા રહી ઉદ્યોગ કરતા હતા. ગુપ્તા સાહેબના મકાનની પાસેની એક ડિસ્પેન્સરીનું ટેલિફોનયંત્ર, એક આખી રાત માટે 'સત્યપ્રકાશ' ઑફિસે આજે ભાડે રાખ્યું હતું. એ યંત્રની સામે સ્ટાફનો કોઈ ને કોઈ માણસ બેસતો હતો. મૃત્યુ થાય કે તુરત ઑફિસમાં ટેલિફોનથી ખબર પહોંચાડવાની એ રીતે ગોઠવણ કરી હતી. ઑફિસે ખબર મળતાં જ છાપવાનું કામ શરૂ થાય અને હલધરબાબુના શબ્દોમાં કહીએ તો, "કાગકોકિલના અવાજની પણ પહેલાં 'સત્યપ્રકાશ'નો હે હે...રે...રે...અવાજ બજારને છાઈ દે. જોઈએ છીએ કે આ વાર આપણી હરીફાઈ કોણ કરે છે?..."

મોટી કાળી બૉર્ડર સાથે, એક ઇંચના માપના ટાઈપમાં વિજ્ઞાનપત્ર છાપવામાં આવ્યું હતું:

"વિના મેઘે વજ્રઘાત-દેશવ્યાપી હાહાકાર-દેશવિખ્યાત મહાકર્મી સર એસ. એન. ગુપ્તા, બાર-એટ-લૉ ની વૈકુંઠયાત્રા. તેમનું દુર્ભેદ્ય રહસ્યજનક વીલ-'સત્યપ્રકાશ'ની ત્રણ પૃષ્ઠની શોકાંજલિ. લ્યો વાંચો ને આત્મીય શોકમાં અશ્રુનું તર્પણ કરો!!"

રાત્રિના એક વાગ્યા પછી સહકારી સંપાદક સિદ્ધેશ્વરબાબુ એ તરફના ટેલિફોન યંત્ર પર બેઠા હતા. અત્યારે સાડાત્રણ-ચાર થયા હતા. આખો દિવસ અને રાત અગિયાર વાગ્યા-પર્યંત, ગુપ્તા સાહેબનું જીવનચરિત્ર અને 'મૃત્યુ-વિવરણ' લખવામાં, પ્રૂફ જોવા વગેરેમાં પસાર થઇ હતી. બે કલાકમાં ખાવાપીવાનું ને નિદ્રાનું કામ પતાવી લીધું હતું. ચાની સહાયથી ઊંઘ અટકાવવાની ચેષ્ટા કીધી હતી; પણ તે કેમ માને? ઊંઘનું ઝોકું આવવાથી માથું યંત્ર પર ઝૂકી પડયું હતું, તેવામાં જ "ટિન્ ટિન્ ટિન્" કરતો અવાજ થયો.

સિદુબાબુ આશ્ચર્યથી જાગી ઊઠયા. આંખ ચોળતા ચોળતા બોલ્યા: "આ લોક ક્યાં સુખી ઝંપ નહિ વળવા દે?"

ટેલિફોન ધરી બોલ્યા: "હલો!"

"હવે કેટલી વાર છે, મહાશય? પંદર હજાર કૉપી છાપવાની છે તે યાદ રાખજો. રાત ચાલી જાય છે."

"શું બોલું? હજી ટકી રહ્યો છે. ઠંડીથી પણ મરી જતો નથી. વચમાં બહાર ગયો હતો. ઓચિંતુ રુદન સંભળાયું. હું દોડીને ટેલિફોન આગળ આવ્યો ત્યાં બધું ચૂપચાપ થઇ ગયું. જાણે ચમત્કારી ખેલ ન ભજવાતો હોય..."

"તે ઠીક, પણ આ તરફ અમારો જીવ જાય છે. આમ આશામાં ને આશામાં સવાર થવા આવ્યું પણ..."

"થોભો થોભો, એ કંઈક રડવાનો અવાજ સંભળાય છે."

"સાચી વાત? જય સિદ્ધિદાતા! ચઢાવી દઇએ કે?"

સિદુબાબુ ત્વરાથી બોલ્યા: "થોડી વાર સબૂર કરો. જોઇ આવું-કે પહેલી-વારના જેવું તો નથી?" સિદુબાબુ રીસીવર મૂકી ત્વરાથી બહાર ચાલ્યા ગયા. થોડી વાર રહીને પાછા આવીને નિરુત્સાહભાવે બોલ્યા: "હલો?"

"શું ખબર છે?"

"ના, જીવે છે. મસૂરીથી એક છોકરી આવી છે તે 'બાપુ ક્યાં ગયા? ઓ બાપુ!' કરતી ઉપર ગઇ."

"ઠીક, બરાબર ધ્યાન રાખજો મહાશય, નહિ તો.." સીદુબાબુએ રીસીવર ટીંગાવી દીધો. પછી તે મોટેથી બોલ્યા: "દાદા, ઓ દાદા!"

ડિસ્પેન્સરીના કંપાઉન્ડરને "દાદા" કહીને સીદુબાબુ બૂમ પાડતા હતા. તે એક ખૂણામાં ખાટલામાં નિદ્રાધીન થયેલો હતો. ભલો માણસ હતો. ઉંમરે પહોંચેલો હતો. કામ કરવામાં તે નારાજ જણાતો, પણ તેને વાતો કરવાની ખૂબ ગમતી હતી. ક્યારેય પણ હુક્કો કે ચા સિવાય તેને ચાલતું નહિ. આં બધા મિજલીસી ગુણોને લીધે જ તે "દાદા" થઇ પડયો હતો.

૭ સાત ધાંટા પાડ્યા પછી તેણે ધેરા અવાજે ઉત્તર દીધોઃ "જાગું છું ને! યમના પાશની દોરી હજી ખેંચાઈ નથી! એ બાબતના શું સમાચાર છે?"

"ખબર કંઈ નથી, પણ દાદા, મારાથી હવે નથી બેસાતું. આંખ મીંચાઈ જાય છે."

"એક એક કપ વાપરો ને! વાંધો શું છે?"

"તે માટે જ આપને તસ્દી આપવી પડી. સ્પિરીટ છે?"

"કેમ, શીશો અર્ધો હતો ને શું થયું?"

"હતો ત્યારે હતો. હવે તો શીશી ખાલી થઈ ગઈ છે."

"ત્યારે હવે તો સ્પિરીટનો સ્ટૉક નથી. કાલે..."

"તેથી જ તો. એક કામ ન કરો?"

"શું? કહોને!"

"મનમાં થાય છે કે ઘેર જઈ આવું. ચા પાણી પીને જરા નિશ્ચિંત થઈને પાછો આવું."

મતલબ કે, સિદુબાબુના ગયા પછી દાદાએ ટેલિફોન સામે બેસવું. દાદાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ.

સિદ્ધેશ્વરબાબુ તેનો ભાવાર્થ સમજીને બોલ્યાઃ "આ ફ્લેસ્ક પણ લેતો જાઉં છું. આપને માટે પણ એ-એક કપ ચા લેતો આવીશ."

"ઘેર જાઓ ને બે કપ જ ચા લાવો! બે નહિ, ચાર કપ લેતા આવજો. કાચી ઊંઘનો ભંગ થયો છે તે જોતા નથી? કેટલી વારમાં આવશો?"

"અર્ધો કલાક થશે. તે બહુ ન કહેવાય. તેટલો વખત તો તમે ગમે તે રીતે કાઢી શકશો."

"ઠીક, જલદી આવજો. અર્ધો કલાક કેમે પસાર થશે નહિ." બોલતા દાદા બિછાનામાંથી ઊભા થયા.

"દાદા, બરાબર ધ્યાન રાખજો હોં." બોલતા સિદુબાબુ વિદાય થયા.

૨

દાદાએ તમાકુ ભરી. હુક્કો ખેંચવા માંડ્યો. થોડી વારે દાદા બબડ્યાઃ "એક શોક-સમાચારને માટે કેટલી તકલીફ......" દાદાએ હુક્કાની નળી મુખમાં લીધી તેવો જ ટેલિફોનની ઘંટડીનો અવાજ થયો. દાદાએ હુક્કો છોડી રીસીવર હાથમાં લેતાં અવાજ દીધોઃ "હલો!"

"શું ખબર? છે કે ગયા?"

"ના, ગયા છે. લગભગ અર્ધા કલાક........"

અત્યંત વિસ્મિત થઈ ઉત્તર આપ્યોઃ "અર્ધો કલાક! તોપણ મને કહ્યું નહિ! અર્ધા કલાકમાં કેટલું કામ..."

"ના, અર્ધો કલાક થયો નથી હજી. એમ કહું છું કે ગયા છે, પણ અર્ધો..."

વચ્ચે જ ઉત્તર આપ્યોઃ "ત્યારે એમ કહો. સમયના અંદાજનું પણ ભાન નથી! ઊંઘમાં પડયા'તા કે શું? માથે ભારે ભારે લાગે છે."

દાદા, કદી પણ પોતે ઊંઘે છે એમ બીજા આગળ સ્વીકાર કરવા તૈયાર ન હતા.

તે બોલ્યાઃ "ના, અમે બંને જણા મીઠી ગોષ્ઠી કરતા હતા. એક સોબતી હોય પછી ઊંઘ શાની આવે?"

"તો ઠીક. આપનો સોબતી બહુ વાતોડિયો છે ખરું?"

દાદા ધીમેથી હસીને બોલ્યાઃ "મારાથી પણ ક્યાંય ચડી જાય તેવો."

ઉત્તરમાં ટેલિફોનમાં એક હાસ્ય સંભળાયું. પછી પ્રશ્ન આવ્યોઃ "તો વાતોમાંથી સુમતિ ક્યારે આવી!"

"સુમતિ આવે જ ને મહાશય! માણસનું શરીર છે. તે કેટલું નીભી શકે?" દાદા હસીને બોલ્યા.

"ઠીક, હવે ગોષ્ઠીમાં વખતનો વ્યય કરવાની ફુરસદ નથી. ત્યાંથી આગમન ક્યારે થશે?"

"આશરે અર્ધો કલાક થશે."

"ઠીક, તેમ જ થવા દો. જાણવા જેવી તમામ હકીકત જાણી લેવી ઉચિત છે. અહીં કામની બહુ તડાતડી છે."

× × ×

આ તરફ પ્રેસનું કામ શરૂ થઈ ગયું. બીજી બધી તૈયારી હતી. મૃત્યુના વખતની 'સ્પેસ' ખાલી રાખેલી હતી. તેમાં ટાઇપ બેસાડી દેવામાં આવ્યા. કાળી બોર્ડર તથા લલાટે મોટા મોટા ટાઇપોનો આર્તનાદ લઇને, પત્ર પ્રેસમાંથી એક પછી એક છપાઇને, પછાડ ખાતાં પડવા લાગ્યાં. તેના સારાંશનો સારાંશ આ પ્રમાણે હતોઃ

બંગાળમાં હાહાકાર!—પરલોકગત સર એસ. એન. ગુપ્તા! બંગાળના ભાગ્યાકાશમાંથી એક બીજું નક્ષત્ર ખરી પડયું. બંગજનનીનો ખોળો સૂનો પડયો. માના નયનાશ્રુમાં આ વખતે પ્રલયની જલધારા ઊતરી. સંતાનવિહીન અભાગી માતા—તેને કયા શબ્દો વડે સાંત્વના આપીશું? સાંત્વનાની સ્નિગ્ધ વાણી ક્યાંથી મળે?...સાંત્વના જ દેવા ઇચ્છા છે, કિંતુ આજ શોકજીર્ણ લેખિનીમાં શોકધારા ઊતરી રહી છે......એ નિદારુણ શોકથી જડ પણ પ્રાણવંત બની જાય છે; અને પ્રાણ પોતે જડવત્ બને છે......

બંગાળના સુપુત્ર, લક્ષ્મીના દુલાર, વાણીના વરપુત્ર, કુબેરના કીર્તિસ્તંભ, કર્મમાં અક્લાન્ત, વાગ્મિતામાં બર્ક, કરુણામાં દાતા કર્ણ, સત્યમાં યુધિષ્ઠિર, દેશવિખ્યાત વ્યવહારજીવી સર સચીન્દ્રનાથ હવે આ જગતમાં નથી. ગઇ કાલ રાત્રે છેવટનો ચાર ઘટિકા સમય શેષ થતા પહેલાં દેશને હાહાકારમાં નિમગ્ન કરી, આત્મીયજનોના હૃદયમાં વજ્રઘાત કરી સર સચીન્દ્ર આ લોકમાંથી વિદાય થયા છે....હાય! અમારું કર્તવ્ય કેવું કઠિન છે! બે માસ પણ પૂરા થયા નથી. બંગાળાના ઘેર ઘેર આપણા સ્વનામધન્ય મહાપુરુષ રાયબહાદુર ગિરીશચંદ્ર ચક્રવર્તિના નિદારુણ મૃત્યુના સમાચાર પહોંચાડયા હતા. દેશવાસીના કપોલેથી એ અશ્રુધાર સુકાય તે પહેલાં આ વખતે આ મર્મભેદી દુઃસમાચાર......સર સચીન કેટલાક દિવસથી જ્વરાક્રાન્ત બની શય્યાધીન હતા. એકદમ ગયા સોમવારની રાતથી ન્યુમોનિયાનાં લક્ષણ જણાયાં. શહેરનો શ્રેષ્ઠ ચિકિત્સિકગણ ભેગો થયો. મહાસમારોહથી ચિકિત્સા-યજ્ઞનો પ્રારંભ થયો...હાય! કોણ જાણી શકે કે એ મહાયજ્ઞમાં જે હોમા-

નલ પ્રજ્વલિત થયો છે તે આ મહાપ્રાણની આહુતિ લીધા વિના શાંત થશે નહિ! ચિકિત્સા-સાગરનું મંથન થયું. કિંતુ હે વૈરાગી, તમારી અંજલિ અમૃતને બદલે ઝેરથી પૂર્ણ હશે તે કોણ જાણી શકે?

× × બહુ દિવસથી અમે પાઠકવર્ગને પ્રતિદિન તેમની અવસ્થાનું વિવરણ જણાવતા હતા. ભારે આશા હતી કે, થોડા જ સમયમાં આરોગ્યના સમાચાર આપી, દેશવાસીઓના અશાંત ચિત્તમાં, શાંતિનું સુશીતળ સુધા સિંચવા સમર્થ થઇશું. કિંતુ હાય, 'कायस्य कुटिला गति'–અમારી તે આશા તદ્દન નિર્મૂલ થઇ ગઇ......"

આ પછી સંક્ષિપ્ત જીવનચરિત્ર. તેમાં પ્રકૃત જીવનની કાંઇ માહિતી નહિ હોવાથી, જુદા જુદા મહાપુરુષોના જીવનમાંના જુદા જુદા પ્રસંગોનું અવતરણ માત્ર કરવામાં આવ્યું હતું. ગુપ્તા સાહેબનાં શૈશવકાળનાં રોમાંચકર ઉદાહરણો આપીને, બાલપણમાં ગુરુભક્તિ, કિશોરવયમાં જ્ઞાનતૃષા, યૌવનમાં દેશાત્મબોધનો ઉન્મેષ, પ્રૌઢત્વમાં ત્યાગમહિમા અને ઘડપણમાં એ બધા ગુણો ઇશ્વરાનુમુખી ભક્તિમાં પરિણીત થયા હતા, તે વાત બહુ નિપુણતાથી વિશદ ભાવે પ્રગટ કરી હતી. વસ્તુનું દૈન્ય ભાષાની સમૃદ્ધિમાં દબાઇ ગયું હતું.

છેકછેવટે આ પ્રમાણે હતુંઃ

"આજ ભારતે એક અકલાન્ત કર્મી તથા સરળ સેવક ગુમાવ્યો છે. બંગભૂમિએ તેનો શ્રેષ્ઠ નિધિ ગુમાવ્યો છે. અને 'સત્યપ્રકાશે?' 'સત્યપ્રકાશે' જે ગુમાવ્યું છે તે ફરી પ્રાપ્ત થઇ શકશે નહિ. આજ આખો દેશ શોકમાં ડૂબેલો છે. કોણ કોને આશ્વાસન આપે? અમે તેમના શોકસંતપ્ત પરિવાર પ્રત્યે આંતરિક સમવેદના જાહેર કરીએ છીએ. ઇશ્વર તેમને આ મહાન શોકનું દુઃખ સહેવાની શક્તિ અર્પો......

"સર સચીન્દ્રની વિશાળ સંપત્તિ સંબંધીનું વીલ હજી પણ રહસ્યાવૃત રહેલું છે."

૭ વાગતા પહેલાં છાપાનું કામ સંપૂર્ણ થઇ ગયું. ઑફિસની બહાર ફેરીઆઓનાં ટોળેટોળાં આવી રાહ જોતાં હતાં. બીજા લોકોની પણ ભારે ભીડ હતી. હાથોહાથ અનેક નકલો વેચાઈ ગઈ. જોતજોતામાં કલકત્તા તેમ જ પરાંઓમાં મૃત્યુના સમાચાર ફેલાઇ ગયા. એક બે માણસો જે સાચી વાત જાણતા હતા, તે આ બાબત સંદેહ દર્શાવવા ગયા: પણ તેમને એકસામટી ચારેકોરથી એવી ઝાપટો વાગી કે તેઓ બિચારા ચૂપ થઇ ગયા.

ફેરીઆઓ દરરોજ કરતાં ડબલ, ને ત્રણગણી નકલો લઇને પોતપોતાના જિલ્લામાં રવાના થઇ ગયા. જોતજોતામાં સાત વાગતામાં તો સમસ્ત શહેરમાં સારી પેઠે ખબર ફેલાઇ ગઈ.

તે જ વખતે બીજાં બેએક ઇંગ્રેજી બંગાળી, પ્રભાતનાં છાપાં પણ છપાઈ ગયાં.

૩

લગભગ ૭ વાગ્યાના સુમારે સિદ્ધેશ્વરબાબુ હાથમાં થર્મોફ્લેસ્ક ઝુલાવતા ઝુલાવતા ડિસ્પેન્સરીમાં દાખલ થયા. તે ટેબલ પર મૂકતાં બોલ્યાઃ "આપની ચા. બોલો હવે શા સમાચાર છે?"

"બસ, તમે તો અર્ધા કલાકમાં જ આવ્યા! ખબર સારી નથી. હવે જલદી મરી જાય તો પાર આવે."

સિદ્ધેશ્વરબાબુ સહજ લજ્જિત થઈને બોલ્યાઃ "ના, ના, બચી જાય તો સારું. આવો મોટો માણસ... ઘેર જતાં ઉત્પાત થયો દાદા. ઘેર પહોંચતાં જ આંખનાં પોપચાં પહાડની પેઠે ભારે થઇ ગયાં. બિછાનામાં ગબડી પડીને મેં કહ્યું: 'હવે જલદી કરો. પાંચ કપ ચા તૈયાર કરો. ઢીલ ન કરો.' બોલતાંની સાથે સાથે ઊંઘ પણ આવી ગઈ. આપણી ભદ્ર સ્ત્રીઓ પ્રાણ જાય તો ભલે, પણ આપણને ભરનિદ્રામાંથી જાગ્રત કરવા ઇચ્છતી નથી. સ્ત્રીની જાત !...દોઢ કલાક કયાં ચાલ્યો ગયો તેની ખબર જ ન પડી. છેવટે એકદમ 'ટીન્ ટીન્ ટીન્' અવાજ સંભળાયો."

"ત્યાં પણ ટેલિફોન આવ્યો હતો કે શું ?"

"ટેલિફોન નહિ. ગૃહિણી ચા તૈયાર કરતી હતી તેણે વાસણ ખખડાવ્યાં તેનો, તથા કંકણનો અવાજ ઊંઘમાં એવી રીતે સંભળાયો. એટલે ઊંઘ સહજ ભાંગી ને હું ટેલિફોનના ભાન સાથે ચમકી ઊઠયો. ઠીક, હવે ઑફિસના શું સમાચાર છે ? કંઇ વાતચીત થઇ હતી કે ?"

"તમારા ગયા પછી તુરત જ વાતચીત થઇ. માણસ બહુ રસિક છે હો! બહુ વાર વાતચીત કરી. તમે ઘેર કોઇ જાણવા જેવી હકીકત જાણી લેવા માટે ગયા હતા, નહિ વારું ? મેં કહ્યું કે અર્ધા કલાકમાં જ પાછા ફરશે. ત્યારે ત્યાંથી જવાબ મળ્યો કે, જાણવા જેવી બધી વાત જાણીને આવવું એ જ ઉચિત છે. મેં આ વાતની દરકાર કરી નહિ."

સિદ્ધેશ્વરબાબુ જરા વિચાર કરી બોલ્યાઃ "જાણવા જેવું બીજું શું વળી ? આ એક 'જાણવા જેવું' આવી પડયું છે તે જ. રહો, હું જોઉં શું હકીકત છે ?"

"હા જુઓ, હું કંટાળી ગયો. થોડી વારમાં આવું છું." કહીને દાદા બહાર ચાલ્યા ગયા.

સિદ્ધેશ્વરબાબુએ માઉથપીસ ધરીને અવાજ કર્યોઃ "૦૦૦૯ બડ બજાર!" એક્ષ-ચેંજમાંથી જવાબ મળ્યોઃ "એન્ગેજડ!"

"સિદ્ધેશ્વરબાબુ ટેબલ પર બન્ને હાથથી તબલા બજાવવા લાગ્યા. ક્લેરક તરફ જોઇ વિચારવા લાગ્યા કે, દાદા જબરો છે. એકલો ચારે કપ ઉડાવી જશે. પછી યંત્ર ઉઠાવી હાથમાં લીધું.

જોડાણ થઇ ગયું. સિદ્ધુબાબુ મનહર ભાવે બોલ્યાઃ "હલો ! હું સિદ્ધેશ્વર. શું ખબર છે ? શું કરવાનો નિર્ણય કર્યો ? આ તરફ તો હજીએ..."

"સમાચાર તો બહુ સારા છે. પંદર હજાર નકલોમાંથી, બહુ બહુ તો એક હજાર જ હવે સિલક પડી રહી છે. રેકર્ડ ડિમાન્ડ. આપને ફુરસદ છે ? બીજો નવીન માલમશાલો કંઇ પ્રાપ્ત થયો છે ? તમારા અર્ધા કલાકને બદલે બે કલાક પસાર થઈ ગયા. ખોટી ખબરની બૂમ પણ અત્રે આવી હતી. પણ જરાય મચક આપી નથી."

સિદ્ધેશ્વરબાબુ આ સાંભળતાં સાંભળતાં મૂંઝાઈ ગયા. તે ઉદ્વિગ્ન બની બોલ્યાઃ "શું બોલો છો ? તબિયત સારી લાગતી નથી. જરા સ્પષ્ટ વાત કરો."

"ટેલિફોનથી બધું સ્પષ્ટ ન થઈ શકે. આપ અહીં ચાલ્યા આવો. ટેલિફોનમાં બકી બકીને થાકી ગયો છું. હમણાં જ ત્રણ માણસો સાથે તો ઝઘડો થઇ ગયો. તે લોકો કહે છેઃ 'આપ બરોબર જાણો છો ? બરોબર ખાતરી કરીને ખબર છાપી છે ? ખબર

કર્નકર્મ કરી છે કે તે મૃત્યુ પામ્યા છે?' મેં કહ્યું: 'હા, હા, હા, મહાશય! અમારો પોતાનો માણસ–સ્વયં સહતંત્રી, આખી રાત ઉજાગરો વેઠી, એ ખબર મોકલી શક્યો છે."

પોતે પૂરી વાત બોલી રહે તે પહેલાં જ હલધરબાબુને કાને વિસ્મિત ચિત્કારનો સ્વર સંભળાયો: "આ શું?"

હલધરબાબુ સ્થિર થઈ ગયા. ભયભીત સ્વરે ધીમેથી બોલ્યા: "કેમ, શું છે?"

"તે મરી ગયા છે, એવું આપને કહ્યું છે જ કોણે?"

કંઇક સેકંડ સુધી શાંતિ પછી ઉત્તર આવ્યો: "આપનું ઉજાગરાથી માથું ફરી ગયું છે કે શું? તે વખતે પણ સમાચાર આપતાં ધાલમેલ થતી હતી. એક વાર કહ્યું કે 'અર્ધો કલાક થયો છે.' પછી તુરત જ બોલ્યા હતા કે 'હમણાં જ ગયા.' અત્યારે વળી કહો છો કે, 'આપે ખબર જ નથી આપી.'"

"આપની સાથે સમય બાબત કંઇ પણ વાત મેં કરી નથી."

દાદા તે જ વખતે દાખલ થયા. તે બોલ્યા: "મારી સાથે વાત થઇ હતી. તમને કહ્યું નહિ? તેમણે પૂછ્યું હતું કે સુમતિ ક્યારે આવી? તમે ઘેર ગયા તે જ સુમતિ, બીજું શું? હું બોલ્યો હતો કે..."

સિદ્ધેશ્વરબાબુ મુખ પરથી માઉથપીસ ખસેડીને બોલ્યા: "ઠીક, શું શું વાતચીત થઇ હતી તે એક પછી એક કહો. આ તો સર્વનાશ થઇ ગયો હોય એમ લાગે છે."

દાદાએ પોતે ટેલિફોનથી કરેલી વાતચીત વર્ણવી બતાવવા માંડી...આ તરફ ટેબલ પર મૂકેલા માઉથપીસમાંથી, સળગતા અંગારા જેવા શબ્દો સરવા લાગ્યા: "કેમ બોલતા નથી? સત્યાનાશ! જલદી ચાલ્યા આવો. સર્વનાશ!...ડેમેજ...બધાંય જેલમાં..."

સિદ્ધેશ્વરબાબુ લગભગ પાગલ બની ગયા હતા. બધી વાત પૂરી થતાં પહેલાં બોલી ઊઠ્યા: "એ બધી વાત ઑફિસમાં મારા સંબંધની નહિ, પણ રોગીના સંબંધની માની લીધી છે. દાદા, તમે અગાઉથી કેમ ન કહ્યું કે સિધ્ધેશ્વરબાબુ વાતચીત નથી કરતા, તેમને બદલે હું બીજો માણસ વાત કરું છું? ગઈ વાત...બાજી હાથથી ગઇ!"

સિદુબાબુ એકદમ નિરાશાથી મ્લાન મુખે બહાર ચાલ્યા. દાદા પણ પાછળ પાછળ ગયા, ને ધીમેથી પૂછવા લાગ્યા: "ત્યારે 'સજ્જ રાખ્યું છે. નિશ્ચિંતતાથી ચડાવી દઇએ!' એમ પૂછ્યું હતું તેનો શું અર્થ?"

"સજ્જ કરી રાખ્યું હતું, તે તો મેટર સજ્જ કરી છાપવા માટે તૈયાર રાખ્યું હતું તેની વાત હતી. રસિકતા કરવા જતાં જ આ સત્યાનાશ થઇ ગયું!"

ફુટપાથ પર જઇને સિદુબાબુ બોલ્યા: "એ ટેક્ષી, જલદી." તેવામાં મનમાં એક વિચાર આવ્યો. સાથે સાથે કંઇક આશા પણ પ્રગટી.

તુરત તે ગુપ્તા સાહેબના ઘર તરફ દોડ્યા. સામે જ એક ડૉકટરને જોઇને પ્રશ્ન કર્યો: "કેટલી વાર લાગશે એમ ધારો છો?"

આ પ્રશ્નથી ડૉકટર જરા ચમક્યો, પછી બોલ્યો: "ના, તબિયતમાં સારો ફેરફાર થયો છે. સંભવ છે કે આ માંદગીમાંથી બચી પણ જાય."

સિદ્ધેશ્વરબાબુ પોતાના મુખના ભાવ છુપાવી ઝટપટ મોટરમાં બેસી ગયા. તે જ વખતે એક હિંદુસ્થાની ફેરીવાળો છોકરો હાથમાં પેપરનો થોકડો લઇ, ચાલતી ટ્રામમાં ચડી જઇ

દરવાજા આગળ ઊભો રહી બોલ્યોઃ "'સત્યપ્રકાશ' લ્યો બાબુ-સર્વનાશની ખબર-સર સચીન્દર..."

સિદ્ધેશ્વરબાબુ ડ્રાઇવરને ઠેકાણું જણાવી બોલ્યાઃ "હાંકો, ફૂલસ્પીડથી..."

૪

સંધ્યાસમયે હલધરબાબુ, સિદ્ધેશ્વરબાબુ, અને એક રિપોર્ટર વગેરે ઑફિસમાં વિશીર્ણ ચિત્તે બેઠા હતા. ક્વચિત્ ક્વચિત્ વાતચીત ચાલતી હતી. સિદ્ધેશ્વરબાબુના હાથમાં કલમ હતી. તે થોડી થોડી વારે કાગળ પર કંઈક લખતા હતા.

આખો દિવસ ભારે દોડધામ ને કંટાળામાં પસાર થઇ ગયો હતો. સારા શહેરમાં એક તરફ એ રીતની 'સત્યપ્રકાશ'ની ખબર અને બીજી તરફ અંગ્રેજી, બંગાળી તમામ બીજાં પત્રોની ખબર. બન્ને વિરુદ્ધ ખબરોનું દારુણ સંઘર્ષણ જામ્યું હતું. ઑફિસની બહાર કાન માંડી શકાય તેમ ન હતું. લોકોનાં ટોળાં એકઠાં થઇ અવિમિશ્ર ગાળાગાળી ચલાવી રહ્યાં હતાં. કાનને ઑફિસની અંદર વાળી લઇને બેસવું સલામત ન હતું. આખો દિવસ ટેલિફોન, ટિન્ ટિન્ ટિન્ કરતો 'युद्धं देहि युद्धं देहि' એમ પોકારી રહ્યો હતો. બહુ વાર ધૈર્ય ધારીને છેવટે એકાદ વખત રીસીવર હાથમાં લેતાં જ, કેવળ ઉત્કટ, વિદ્રુપ, હિંદી ભાષા અથવા તીવ્ર તિરસ્કારસૂચક ઉદ્‌ગાર સંભળાતા હતા.

તે સિવાય જુદા જુદા પત્રો એટલા બધા આવ્યા હતા કે તેની ગણતરી જ થઇ ન શકે. તે પત્રોમાં બે વિશેષ ઉલ્લેખનીય ગણાય. એક પત્ર ગુપ્તા સાહેબના પોતાના ત્યાંથી હતો. તેમાં વકીલની ઝીણી ભાષામાં પ્રશ્ન હતો કે 'સત્યપ્રકાશ' સામે પંદર હજાર રૂપિયાનો નુકસાનીનો દાવો શા માટે ન નોંધાવવો તેનો ખુલાસો કરશો.

બીજા એક પત્રની નીચે 'ગુપ્તા સાહેબની ચિકિત્સા કરનાર કેટલાક ડૉકટરોની સહીઓ હતી. તેમાં ઘણી જ ગુરુગંભીર ભાષામાં પ્રશ્ન કર્યો હતોઃ 'સત્યપ્રકાશ'ની સોમવાર ૧૩ મી ઑક્ટોબર ૧૯૨૭ ની ટાઉન એડિશનમાં, રોગશય્યાગત આલોકવાસી સર સચીન્દ્રનાથ ગુપ્તાના મૃત્યુવિવરણમાં બીજા પાનાના છઠ્ઠા પેરેગ્રાફમાં-'કોણ જાણતું હતું કે મહાયજ્ઞમાં જે હોમાનળ પ્રજ્વલિત કરવામાં આવ્યો છે, તે આ મહાપ્રાણની આહુતિ ગ્રહણ કર્યા વિના શાંત થશે નહિ.' તથા ત્રીજા પાનાના પેરેગ્રાફમાં-'ચિકિત્સાસાગરનું મંથન થયું. કિંતુ હે વૈરાગી, તમારી અંજલિ અમૃતને બદલે ઝેરથી ભરેલી હશે તે કોણ જાણી શકે?" આ પ્રમાણે જે લખવામાં આવ્યું છે, તેનો પ્રકૃત અર્થ શું? એ બે વાકયો દ્વારા નીચે સહી કરનારા ચિકિત્સાવ્યવસાયી ડૉકટરોના ધંધાને તથા આત્મસન્માનને, ગુરુતર આઘાત નથી કરવામાં આવ્યો એમ, 'સત્યપ્રકાશ'ના તંત્રી, મુદ્રક વગેરે સાબીત કરવા તૈયાર છે કે?-વગેરે.

આ બંને પત્રો લઇને ગુપ્તા સાહેબના મકાને જઇ દિલગીરી દર્શાવી માફી માગવામાં, ડૉકટરોને ઘેર ઘેર જઇને સલામો કરવામાં વગેરેમાં આખો દિવસ પસાર થઈ ગયો હતો. તંત્રી અને મુદ્રક એ વ્યવસાયથી લોથપોથ થઈ ગયા હતા. પેપરના વેચાણના લાભનો મોટો ભાગ એમ દોડધામને અંગે થયેલા ગાડીભાડામાં ખરચાઇ ગયો. ગુપ્તા સાહેબની તબિયત સુધરતી હતી. તે પ્રસન્ન જણાતા હતા.

'સત્યપ્રકાશ'માં જાહેર માફી માગવામાં આવે અને સ્વીકાર કરવામાં આવે કે 'સત્યપ્રકાશ' હવેથી કોઈ વ્યક્તિના મૃત્યુના સમાચાર નહિ છાપે, તો નુકસાની જતી કરવા તેઓ રાજી હતા.

ડૉક્ટરો હજી મનાયાં ન હતા. હલધરબાબુ હવે શાંત રહી શક્યા નહિ: તે બોલ્યા: "આજ સવારે કિંવા બપોરે મરણ પામશે એમ તો ઘણા કહેતા હતા."

સિદ્ધેશ્વરબાબુ કાગળ લખતાં અટકીને બોલ્યા: "હા, મરણ પામશે એમ કહેતા હતા. કે દર્દી જીવે તો પોતે પોતાની ચાળીસ વર્ષની ચિકિત્સા વૃથા ગઇ છે એમ જ માને."

"તેથી જ આ મહોકાણ મંડાઇને? બધા ગપ્પીદાસ."

સિદ્ધેશ્વરબાબુ થોડી વારે નીચું માથું કરી ફરી લખવા લાગ્યા. પછી કાગળ હાથમાં લઇ બોલ્યા, આ પ્રમાણે લખ્યું છેઃ સાંભળોઃ—

"અત્રે અત્યંત દુઃખ સાથે જણાવીએ છીએ કે ગઇ કાલના 'સત્યપ્રકાશ' માં સર સચીન્દ્રનાથ ગુપ્તાના મૃત્યુની જે, ખબર પ્રગટ થઇ છે, તે સંપૂર્ણ ભૂલ છે."

હલધરબાબુ બોલ્યા: "બરોબર છે. પછી શું લખ્યું ?"

"આ સંસારમાં એક ક્ષુલ્લક જંતુદ્વારા પણ, મહાપ્રલય થાય છે. તે રીતે એક અતિ તુચ્છ કારણને લીધે, આ ભ્રમાત્મક સમાચાર છપાઇને બહાર પડી ગયા છે. તે વિષે સવિસ્તર આલોચના નહિ કરીએ તો પણ પાઠકવર્ગ માફ કરશે, એમ આશા છે. સૌથી વધારે માફી તો સર ગુપ્તા સાહેબના નિકટનાં સ્વજનોની માગવાની, કે જેઓને આ સમાચારથી સૌના કરતાં વિશેષ આઘાત થયેલો છે. સંતોષની વાત એ છે કે, તે બધા સાચી વાતથી વાકેફ હોઇ, નિશ્ચિંત રહી શક્યા હતા.

"કાલ સાંજથી રોગની માત્રા ઘટવા લાગી છે. અને અમારા ખાસ ખબરપત્રી તરફથી જણાવ્યા પ્રમાણે આખો દિવસ શાંતિથી પસાર થયો છે.

"ચિકિત્સા માટે એવા ધન્વંતરી ભેગા થયા હતા કે..."

હલધરબાબુ વચ્ચે જ બોલી ઊઠયા: "એ ધન્વંતરી બન્વંતરી નહિ જોઇએ. કાઢી નાખો. એ લોકો જાણશે કે હાંસી કરી છે. એ માટે કદાચ એક બીજો લાંબો પત્ર આવી પહોંચશે."

સિદ્ધેશ્વરબાબુએ તે લખાણ છેકી નાખી પૂછયું: "શું લખું 'વિચક્ષણ ચિકિત્સક'?"

"હા, 'વિચક્ષણ' ચાલશે" હલધરબાબુએ કહ્યું. તે પ્રમાણે લખીને સિદ્ધેશ્વર બાબુએ વાંચવા માંડયું:

"ચિકિત્સા માટે જે વિચક્ષણ ચિકિત્સકો નિયુક્ત કરવામાં આવ્યા હતા, તેમના તરફથી અમને સંપૂર્ણ આરોગ્યપ્રાપ્તિની આશા હતી; અને પાઠકવર્ગને પણ તેવો વિશ્વાસ દીધો હતો. ભગવાને, અમારી આશા—એ આશારૂપી ભવિષ્ય વાણી સફળ કરી તે પરમ સૌભાગ્યની વાત છે. ચિકિત્સકગણ એકઅવાજે ઘોષણા કરે છે કે, આજ બીજા પ્રહરપર્યંત રોગી, સર્વ પ્રકારે ભીતિમુક્ત થઇ જશે."

રામાચરણબાબુ—રિપોર્ટર બોલ્યા: "એટલે ?"

"એટલે જેને ડેન્જર ઝોન (Danger Zone) કહે છે તે વટાવી જશે."

"હા, પણ તેનો ઊલટો અર્થ ન થઇ શકે? તે તરફ ધ્યાન ખેંચું છું."

હલધરબાબુ બોલ્યા: "ના, હવે બચી ગયા છે. એટલે કોઇ એવો તાણી તોડીને અર્થ કરે તેવો સંભવ નથી. વાંચો!"

"—એટલે આ વિષે હવે કાંઇ ચિંતા કરવા જેવું નથી. કારણ તેમની એ વાણીને આપણે દેવવાણી પેઠે અમોઘ માનીએ છીએ.

"આજ એ મહાપુરુષ અકાલમૃત્યુના હાથથી બચી જતાં અમને જે આનંદ થાય છે, તે ભાષાદ્વારા પ્રગટ થઇ શકે તેમ નથી. જે ભગવાને આપણા આ હતભાગ્ય દેશ પર કૃપાદષ્ટિ કરી છે, તેને પ્રાર્થના કરીએ છીએ કે, તે સર સચીન્દ્રનાથ ગુપ્તાને આ નવજીવન સાથે દીર્ઘાયુષ્ય અર્પી, તેમના કલ્યાણવ્રતને હજી વધારે સાફલ્યમંડિત કરે."

રામચરણબાબુ બોલ્યા: "ઠીક થયું છે. ડોકટર લોકોને સાતમા આસમાને ચડાવી દીધા છે."

"ન ચડાવે તો? પાછું એમના ઘેર ઘેર કરગરવા કોણ જાય?" હલધરબાબુ બોલ્યા.

૫

પેપર બહાર પડયું. આજે પણ અતિશય ગીરદી હતી. સાચા સમાચાર જાણવા કરતાં 'સત્યપ્રકાશ' આજે શું લખે છે, તે જાણવા લોકોની ખૂબ ઇંતેજારી હતી. આજે પણ પેપર વહેલું છપાઇ બહાર પડયું હતું. બીજા કોઈ પણ પેપરના પ્રગટ થતા પહેલાં, 'સત્યપ્રકાશ' સવારમાં વહેલું સર સચીન્દ્રનાથનાં 'નવજીવન'ના સમાચાર તથા 'દીર્ઘાયુ'ની પ્રાર્થના લઇને શહેરમાં ફેલાઇ ગયું.

તે પછી નિયત સમયે એક બે અંગ્રેજી દૈનિક પેપર બહાર પડયાં. તેમાં Stop Press કોલમમાં, સંક્ષિપ્ત રીતે એસોસીએટેડ પ્રેસના સમાચાર છપાયા હતા:—

મંગળવાર, ૧૪ મી ઓકટોબર

આજ સવારે લગભગ છ વાગે, પ્રસિદ્ધ વ્યવહારજ્ઞી અને દેશસેવક સર એસ. એમ. ગુપ્તા, બાર-ઍટ-લૉ, ન્યુમોનિયાના રોગથી મૃત્યુ પામ્યા છે. સર સચીન આઠ દિવસથી જ્વરાક્રાન્ત હતા. પછી જ્વર ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યો ને ત્રણ દિવસથી ન્યુમોનિયારૂપે પરિણત થયો. આક્રમણ એવું ભારે હતું કે ચિકિત્સકો, એકદમ આશાશૂન્ય બની ગયા હતા. થોડાં જ સમયમાં ડબલન્યુમોનિયા થઇ મૃત્યુ થયું છે. મૃત્યુકાળે તેમની ઉંમર ૬૭ વર્ષની હતી.

આખો દહાડો મહાનગરીનું મુખ વિષાદથી મલિન બની ગયું. છતાં 'સત્યપ્રકાશ' પોતાના સમાચારથી, કવચિત્ કવચિત્ કુતૂહલભર્યું હાસ્ય ફેલાવી રહ્યું હતું-ઘનઘોર મેઘના અંકમાં દેખાતા અસ્પષ્ટ મેઘધનુષ્યની પેઠે.

× × ×

મધ્યાન્હ થઇ ગયો હતો, નાહ્યા વગરના તથા ભૂખ્યા હલધરબાબુ, સિદ્ધેશ્વરબાબુ, રામચરણબાબુ અને કેટલાક કંપોઝિટર મ્લાન મુખે ઑફિસમાં બેઠા હતા. કવચિત્ કવચિત્ વાતચીત ચાલતી હતી.

સિદ્ધેશ્વર બાબુ બોલ્યા: "એકદમ એટલી બધી નકલો કાઢી ન હોત તો ઠીક થાત. પાંચ વાગ્યા સુધી તો ઠીક હતું. એકદમ એ રીતે બાજી બદલાઇ જશે તેની કોને ખબર પડે?"

હલધરબાબુ વિરક્ત ભાવે બોલ્યા: "હાય આવેલી બાજી ગઇ. હવે શું! એ માણસ આખરે મરી તો ગયો જ; પણ આપણી સામે આટલો બધો દુર્વ્યવહાર કેમ કરતો ગયો, તે કહેશો?" *

અનુવાદક

જેઠાલાલ ત્રિવેદી

---

* મૂળ લેખક: વિભૂતિભૂષણ મુખોપાધ્યાય.

# 'બ્લાઇન્ડ હેર'×

[ ગુલબંકી ]

( ૧ )

અમે ચૂંટ્યાં અનેક ફૂલ
બાગ વેડિયો સમૂલ
ઉડાડતાં જ પુષ્પગેંદ
ચાલિયાં; ન અશ્વખેદ
ઊર્મિના ઉમંગમાં લહ્યો

પદેપદે અનંત ઓઘ મોજ મસ્તીનો વહ્યો
ડોલતા ગજોતણા શું સાથ આ વહી રહ્યો ?

( ૨ )

મૃદુ સુરમ્ય સર્વ ફૂલ
ક્યાં ધરાય એ અમૂલ ?
વિચારમાં થયા જ ડૂલ
સ્ફુરંત કલ્પના ઉદે
" પ્રિયા તણા ધરો પદે "

' નહિ ' વદ્યો કવિ ' ખચો પ્રિયાની કેશવેણીમાં
શ્યામ સર્પ છો રમે ગુલાબ-પદ્મશ્રેણીમાં. '

( ૩ )

તાળી લેઇને હસ્યા
ઉમંગથી બધા ધસ્યા
ન ભૂખ દુઃખથી ત્રસ્યા.
પ્રિયાની પાસ પહોંચતા
બધાં પદે ય લોટતા

' પૂછે ' પ્રિયા ' થયું છ શીદ આપનું પધારવું
અહીં મળે ન ખાનપાન, આપનું શું ધારવું ? '

× પાશ્ચમની પદ્ધતિ પ્રમાણે કપાયેલા સ્ત્રીઓના વાળ.

' ઓખ્ડ હેર '

( ૪ )

' ખાનપાનનું શું કામ ?
આપ આત્મનો વિરામ
શ્યામ કેશ ગૂંથવા
માંહી ફૂલ ' મુકવા
પછી સહર્ષ ચૂમવા

દૂર દૂર દેશથી અમે અહીં જ આવિયા
'કામ કામ ખોળી ખોળી પુષ્પ કૈંક લાવિયા. '

( ૫ )

' ભલે ' કહી પ્રિયા હસ્યાં
ચિત્ત સર્વનાં ખસ્યાં
ઉરે ઉરે ય રાચતાં
ઉમંગભેર નાચતાં
સાડીને ખસેડતાં

દીઠી ન વેણી સર્પ ના લટો ; કવિતણી ક્યહીં
ગૂમ શું થયો ? વિચારી ખોળતા અહીં તહીં.

( ૬ )

' શ્યામ વેણી કયાં ગઈ ?
શું સર્પિણી સરી ગઈ ?
ઓડિયાં સમી લટો
જણાય કાં ? અરે ! હટો '

પાય સર્વના ત્યહીં જડી રહ્યા
' ઓખ્ડ હેર ' શેઢી-પીંછડાં સમા ઉડી રહ્યા
સુગંધી પુષ્પ બાપડાં વિમાસણે પડી રહ્યાં.

—રામપ્રસાદ શુક્લ

**વી**સમી સદીની 'દિનચર્યા'માં ચાને અગત્યનું સ્થાન છે, અને એટલા માટે આપણે કોઇપણ જાતના પૂર્વગ્રહને વશ થયા વિના તેને ન્યાય આપીશું.

સાધારણ જનસમાજ ચાને 'સત્યાનાશ વાળનાર', 'પ્રાણ અને વિત્તનો નાશ કરનાર,' 'ધાતુને પાતળી પાડી નપુંસક બનાવનાર', 'જઠરાગ્નિ મંદ કરનાર' અને 'પાયમાલ કરનાર' ગણે છે પૃથગ્જનો જ નહિ કિંતુ ડૉકટરો અને વૈદ્યોનો મોટો ભાગ પણ આવી જ માન્યતા ધરાવતો જણાય છે. એક આધુનિક કવિએ તો ચાનો શ્લોક પણ બનાવ્યો છે અને તેમાં "हा हा चा हा हत कल्युगे कर्षति प्राणवित्तम्। હાય હાય! આ કલિયુગમાં ચા તો પ્રાણ અને વિત્ત બન્નેનો સંહાર કરનાર છે"—એમ ગાયું છે. શું ચા ખરેખર નિંદાને લાયક છે? નવાઇ તો એ છે કે ચા પીનારા જ ચાની નિંદા કરતા જોવામાં આવે છે!

ઘણા પ્રાચીન સમયથી ચીનના લોકો ચા પીતા આવ્યા છે અને ચાનું મૂળ વતન પણ ચીન જ મનાય છે. ચીના લોકો પણ ચા કેમ પીવા લાગ્યા? એ પ્રશ્નના ઉત્તરમાં વિદ્વાનો એમ જણાવે છે કે ચીનમાં પીવાનું પાણી ખરાબ હતું એટલે એ પાણીનો દોષ દૂર કરવા ચા પીવાની પ્રથા અસ્તિત્વમા આવી. ચાને લીધે ખરાબ પાણીનો સ્વાદ બદલાયો અને ખરાબ પાણીના દોષો દૂર થઈ એક જાતની તાઝગી લોકો અનુભવવા લાગ્યા. આ વીસમી સદીમાં પણ "હાઇજીન એન્ડ પબ્લીક હેલ્થ"ના વિદ્વાન લેખક ખરાબ પાણી હોય તો ચા નાખીને પીવાની સલાહ આપે છે:—

"In villages where the watersupply is not above suspicion it is always safe to have a cup of tea instead of water. Though the danger from infection through water is diminished by boiling, such water is not palatable and the addition of tea makes it an agreeable drink." (P. 206)

ગામડાંમા, જ્યાં પાણી તદ્દન ચોખ્ખુ મળવું અસંભવિત છે ત્યા એવા પાણીની જગ્યાએ ચાનો 'કપ' લેવો સહીસલામતીભર્યું છે કદાચ એ ખરાબ પાણીને ઉકાળીને વાપરવામા આવે તો ચેપનો ભય નથી રહેતો, પરંતુ ઉકાળેલું પાણી નીરસ લાગે છે—ભાવતું નથી. આવે વખતે તેમાં સહેજ ચા નાખીને પાણી પીવાથી તે સ્વાદિષ્ટ બને છે.

ચીનમાથી ચા પીવાની પ્રથા જાપાનમાં પહોંચી અને જાપાનીઓને પણ તેના સ્વાદે અને તેના તાઝગીપ્રદ ગુણોએ ઠીકઠીક આકર્ષ્યા પ્રથમ તો શાસ્ત્રાભ્યાસરત ધર્મગુરુઓ ચા લેતા હતા; કારણ કે તેથી માનસિક થાક તુરત ઊતરી જતો હતો. ધીમે ધીમે સમસ્ત

પ્રજા લેવા લાગી. અને હવે તો કોઈક જ એવો મનુષ્ય જાપાનમાં હશે જે ચા નહિ પીતો હોય. કોલંબિયા યુનિવર્સિટીના એક અધ્યાપકે જાપાનીઝ ચાનો સારો અભ્યાસ કર્યો છે. તે લખે છેઃ—

"It (tea) contains in addition to vitamines, viose which is efficacious three hundred times as much as vitamines and promotes energy, good health and longevity, its everyday drinking by the Japanese being perhaps responsible for their high birth rate and their comparative energy in old age. Dr. U. Suzuki and Dr. M. Miura have found upon their study of fine tea, plenty of vitamine C in it, which has proved of great virtue for scurvy........."

(*Japan Magazine* ઉપરથી *Modern Review*, August, 1928 માં "The Virtue of Tea" એ મથાળાની નોટ ઉપરથી.)

અર્થાત્ ચા વિટામિન્સ (પ્રજીવનકો) ઉપરાંત 'વીયોઝ' નામનું એક અતિ અગત્યનું તત્ત્વ ધરાવે છેઃ જે તત્ત્વ વિટામિન્સ કરતાં ૩૦૦ગણું વિશેષ ગુણપ્રદ છે, જે સ્વાસ્થ્ય અને દીર્ધાયુષ્ય વધારે છે. જાપાનના લોકો ચા હમેશાં પીએ છે એટલે જ તેમની આટલી સારી ઉત્પાદકશક્તિ જણાય છે અને ઘડપણમાં પણ તેમની જીવનશક્તિ સરસ જળવાઇ રહે છે તેનું કારણ પણ ચા જ હોવું જોઈએ. ડૉ૦ સુઝુકી અને ડૉ. મિયુરા બન્નેને ચામાંથી 'સી' વિટામિન હાથ આવ્યું છે જે "સ્કર્વી" (નાવિક રક્તપિત્ત) નામના રોગમાં અતિ ઉપકારક જણાયું છે.

હવે આપણે ચાની ઉત્પત્તિ તરફ વળીશું.

જગતના કોઇ પણ દેશ કરતાં હિંદુસ્તાનમાં ચાનું વાવેતર વિશેષ થાય છે. ૧૯૨૯માં ૭,૮૮,૮૦૦ એકર જમીનમાં ચાનું વાવેતર કરવામાં આવ્યું હતું; જેમાં ૪,૨૯,૬૦૦ એકર વાવેતર આસામ તરફ અને ૨,૦૩,૨૦૦ એકર વાવેતર દક્ષિણમાં થાય છે. એનો ફાલ ઉત્તર હિંદમાં મે થી ડિસેમ્બરમાં અને દક્ષિણ હિંદમાં ડિસેમ્બરથી જાન્યુઆરીમાં લેવામાં આવે છે. હવાપાણીની આ અસર છે.

ચાની મુખ્ય બે જાતો છેઃ એક **ચીની ચા** અને બીજી **આસામી** ચા. દાર્જિલિંગ તરફ જે ચા થાય છે તે ચીની ચા છે, અને આસામ તરફ જે ચા થાય છે તે આસામી ચા છે. આસામી ચા કરતાં ચીની ચા વધુ કિંમતી હોય છે અને એથી જ દાર્જિલિંગની ચાના વધુ પૈસા ઉપજે છે. ચીની ચામાં એક જાતની આહ્લાદક ખુશબો હોય છે. આસામી ચામાં ખુશબો નથી હોતી.

રંગના ભેદથી બે જાતની ચા બજારમાં વેચાય છેઃ એક **લીલી** અને બીજી **કાળી**. લીલી ચા લીલાં પાંદડાંને ગરમ પેણા ઉપર મૂકી સહેજ પાંદડાંને ગરમ થવા દઇ પછી એ પાંદડાંનો પિંડો બનાવી લેવામાં આવે છે. પિંડો બરાબર સુકાઈ ગયા બાદ ચાને કાચનાં વાસણોમાં ભરી લેવામાં આવે છે. આ લીલી ચા. આ ચા જાપાન, ચીન અને કંઈક અંશે અમેરિકામાં અને હિંદુસ્તાનની સરહદ ઉપરના પઠાણો વધુ પસંદ કરે છે, પરંતુ કાળી

ચામાં જે ખુશબો (Flavor) હોય છે તે લીલી ચામાં નથી હોતી અને પીવામાં તેનો કોબીજના શાકના જેવો સ્વાદ આવે છે.

### કાળી ચાની રીત

પાંદડાં તોડીને પાટિયાં બહાર ૨૦-૨૨ કલાક સૂકવવામાં આવે છે. આ પછી પાંદડાંના પિંડા બનાવી લેવામાં આવે છે અને સુકાવા દેવામાં આવે છે. પિંડા વાળવાથી તેમાં ઉત્સેચન ક્રિયા (fermentation) થાય છે. આ ઉત્સેચન ક્રિયા વખતે પાંદડાંમાં જે પાચક રસો (Enzymes) હોય છે તેની મદદથી પાંદડાંમાં રહેલો ટૅનીક એસીડ ભસ્મીભૂત (oxidised) થાય છે; ભસ્મીભવનની ક્રિયા વખતે ભસ્મીભૂત થયેલા લગભગ અર્ધ જેટલા ટૅનીનને પાંદડાંમાં રહેલાં પ્રોટિન્સ (કોષદ તત્ત્વ) લઈ લે છે અને આવી રીતે એ ટૅનીનને અદ્રાવ્ય (insoluble) બનાવે છે. ઉત્સેચનક્રિયા પૂર્ણ થયા બાદ પાંદડાંને છૂટાં કરી કઢાઈમાં નાખી ખૂબ ગરમ કરી લેવામાં આવે છે, આથી પાચન રસો (Enzymes) નાશ પામે છે અને ચા કાળી પડી જાય છે. આ આપણી કાળી ચા.

સાધારણ રીતે એક કપ તૈયાર ચામાં પાવલીભારને આશરે ચા નાખવામાં આવે છે. પ્રથમ પાણી ગરમ કરવામાં આવે છે. સાધારણ રીતે ફૂલ પડે એવું પાણી થાય કે તુરત જ તેમાં ચા નાખીને પાંચ મિનિટ સુધી ઢાંકી રાખવામાં આવે છે. આ પછી ચાને ગાળી લેવામાં આવે છે. પછી એમાં દૂધ સાકર વગેરે નાખે છે. સાધારણ રીતે આ પ્રમાણે ચા તૈયાર થાય છે—તૈયાર થવી જોઇએ. આવા એક કપ ચામાં ૧ ગ્રેન કેફીન (ચાની અંદર જે ઉપાદાન તત્ત્વ-alkaloid-છે તે) અને ૨ ગ્રેન ટૅનીન તેમ જ ગુંદર, પ્રોરિયોસીસ વગેરે થઇ કુલ નવ ગ્રેન હોય છે. પરંતુ કૅફીન ૧ ગ્રેન અને ટૅનીન ૨ ગ્રેન જ હોય છે.

ઘણા અત્યાર સુધી એમ માનતા આવ્યો છે-માને છે કે ચામાં જે ટૅનીન આવે છે તે અને કૅફીન-બન્ને શરીરને નુકસાનકારક તત્ત્વો છે. પરંતુ આ વાત સત્યથી ઊલટી છે. કૅફીન ઉપર અત્યાર સુધીમાં જે અખતરાઓ થયા છે તે ઉપરથી સાબીત થયું છે કે થોડી માત્રામાં કૅફીન જ્ઞાનતંતુઓને શક્તિ આપનાર, થાક ઉતારનાર, રુધિરાભિસરણને ત્વરિત કરનાર અને જઠરાગ્નિને સહાયક છે. આજે જે જમાનામાં માણસો મુકાયેલા છે અને સુધારાની દોડધામમાં એકલો અટૂલો માણસ જે જીવલેણ ઉપાધિઓ વચ્ચે શ્વાસ લઇ રહ્યો છે એ જમાનાના માણસો માટે ૧ ગ્રેન જેટલું કૅફીન (ચાના એક પ્યાલામાં આવે છે એટલું) નુકસાનકારક નહિ પણ ફાયદાકારક છે. વિદ્વાનો કહે છેઃ—

"That small doses of caffeine as present in a cup of tea are rather beneficial under conditions of modern civilization, where a man is required to exert himself considerably throughout the day."[1]

એટલે હમેશાં એક કે બે કપ ચા મનુષ્ય પીએ ત્યાં સુધી કૅફીનનું પ્રમાણ તેને નુકસાનકર નથી. ટૅનીન વિષે પણ આવું જ છે. ટૅનીન ટૅનીનમાં પણ ફેર હોય છે. બીજા ટૅનીનમાં અને ચાના ટૅનીનમાં પણ ફેર છે. ચામાં જે ટૅનીન છે તે બીજા ટૅનીન કરતાં

૧ "*Indian Medical Journal,*" March 1932 માં B. B. Sen Gupta L. M. P. અને P. B. Sen, B.A. Assistant Chemist, Tocklai Experimental Station I. T. A. બન્નેનો લેખ વધુ માટે વાંચવો.

જુદી જાતનો છે અને એટલા જ કારણથી ચાના ટૅનીનને સ્યુડોટૅનીન (Pseudotanin) કહેવામાં આવે છે. ચાના ટૅનીનમાં રંગવાનો ગુણુ નથી એટલે આંતરડાંની દિવાલોની શ્લેષ્મકલાને તે નુકસાનકર નથી. વળી, સાધારણુ રીતે ટૅનીન ગ્રાહી ( astringent ) હોઇ ઝાડો કબજ કરનાર છે; જ્યારે ચાનો ટૅનીન ગ્રાહી નથી. તેથી દસ્ત સાફ આવે છે. ટૅનીનનો સ્વાદ સહેજ કડવો, અણગમતો હોય છે. દૂધ આવવાથી આ સ્વાદ બદલાઇ જાય છે અને દૂધ પણુ સ્વાદિષ્ટ લાગે છે.

આ ઉપરાંત સાધારણુ જનસમાજ અને ચિકિત્સક જગત માને છે કે ' ચા ભૂખ ભાગી નાખે છે ! ' બહુ ચા પીનાર માટે આ વાત સાચી છે. એકાદ બે પ્યાલા પીનાર માટે આ વાત સાચી લાગતી નથી. ચીન, જાપાન, અમેરિકા, યુરોપ, આફ્રિકા—બધે જ ઠેકાણે ચા પીવામાં આવે છે. એ બધા લોકોની જઠરાગ્નિ બગડી ગઇ છે એમ માનવાનું આપણી પાસે કશું જ સાધન નથી. કોઈ પણુ વસ્તુનો અતિયોગ એ વસ્તુને બગાડી નાખે છે. મિતયોગ વસ્તુના મહત્ત્વને વધારે છે.

## ચા કેવી રીતે તૈયાર કરવી ?

ઉપરોક્ત લખાણુ શાસ્ત્રીય રીતે—પદ્ધતિસર—તૈયાર થયેલી ચાને લાગુ પડે છે. પરંતુ ખેદની વાત છે કે આપણા લોકોને ચા કરતાં આવડતી જ નથી. ચા તૈયાર કરવામાં નીચેની વાતો તરફ ધ્યાન આપવું જોઇએ: (૧) પાણી બહુ વાર ન ઉકાળવું જોઇએ. સાધારણુ રીતે પાણી ઊકળવા માંડે કે તુરત જ તેમાં ચા નાખી, તુરત જ ચૂલેથી નીચે ઉતારી લઈ ઉપર ઢાંકણુ ઢાંકી દઇ ફક્ત પાંચ મિનિટ સુધી જ ઢાંકી રાખવું. બહુ વાર સુધી પાણી ઊકળ્યા કરે તો પાણી flat (સ્વાદ વિનાનું) થઇ જાય છે અને સહેજ સ્વાદફેર લાગે છે. વળી પાણી બહુ Soft (હળવું) કે બહુ Hard (ભારે) પણુ ન હોવું જોઇએ. હાર્ડ પાણીથી ચા તૈયાર કરશો તો એ પાણી ચાનાં તત્ત્વોને પૂરતા પ્રમાણુમાં ખેંચી શકશે નહિ. પાંચ મિનિટથી વધુ વખત જો ચા પાણીમાં રાખી મૂકવામાં આવશે તો જોઇએ તેના કરતાં વધુ પ્રમાણુમાં ચાનાં તત્ત્વો ખેંચાઇ આવશે અને ચાની ખુશબો પણુ ઊડી જશે.[1] પાણી તૈયાર થઇ ગયા પછી અંદર ચા નાખી લાંબા વખત સુધી ઉકાળવાની રીત તો ઘણી જ ખરાબ છે. ચાને લાંબા વખત સુધી ઉકાળવાથી તે નુકસાનકારક બને છે. ચાનો આવી રીતે ક્વાથ (decoction) કરવાથી ચાની લહેજત અને ફાયદા બન્ને મારી જાય છે. ચાનો ફાંટ (Infusion) કરવો જોઇએ, નહિ કે ક્વાથ (decoction). બહુ વખત સુધી ઉકાળવાથી ચામાંથી બધું ટૅનીન ખેંચાઇ આવે છે અને આટલું બધું ટૅનીન જરૂર નુકસાનકર્તા થઇ પડે છે.

## ચામાં કંઈ ભેગ થાય છે ખરો ?

ઘણા માને છે—હું પણુ અત્યાર સુધી માનતો હતો કે આપણે જે કાળી ચા પીએ છીએ તેમાં ચાનાં પાંદડાં ઉપરાંત રંગ, ખનિજ પદાર્થો વગેરે ઉમેરવામાં આવે છે. આમ કરવાથી ચા સસ્તી પડે છે અને ચાનો રંગ સરસ બેસે છે. પરંતુ હમણાં લેફ્ટે૦ કર્નલ આર. એન. ચોપ્રાએ ( M. A; M. D. ( Cantab ) " *Indigenous Drugs of India* " નામનું સરસ પુસ્તક લખીને પ્રસિદ્ધ કર્યું છે. એમાં આ વિષે

[1] જુઓ ' હાઇજીન એન્ડ પબ્લિક હેલ્થ ' બીરેન્દ્રનાથ ઘોષ કૃત. પૃ. ૨૦૪.

કેટલીક ઉપયોગી વિગતો છે. એમાં તો ભેગ સંબંધી ઉલ્લેખ જ નથી. ખરી વાત તો એમ છે કે જે ચીજનો ભેળ કરી શકાય એ ચીજ તો હિંદુસ્તાનમાં વેચી શકાતી જ નથી. એ બધી ચીજ પરદેશ ચડાવવામાં આવે છે. આ ચીજનું નામ ટી–ડસ્ટ ( Tea-dust ). પાંદડાં ચૂંટતાં જે કંઇ ભૂકી જમીન ઉપર પડે છે તે બધીને ભેગી કરાવી લેવામાં આવે છે. આ ભૂકી સાથે ધૂળ, કચરો વગેરે મળેલું હોય છે. આને અંગ્રેજીમાં 'ટી–ડસ્ટ' કહે છે. આ નિરુપયોગી જણાતી ચીજમાંથી 'કૅફીન' સારા પ્રમાણમાં બનાવી શકાય છે. પરંતુ ખેદની વાત છે કે આપણા દેશમાં કૅફીન બનાવવાની એક પણ ફૅક્ટરી નથી. એટલે આ બધી ચાની ધૂળ ( Tea-dust ) પરદેશ મોકલી આપવામાં આવે છે. ૧૯૨૯–૩૦ માં આપણા દેશમાથી ૩૮,૨૫,૯૪,૮૩૫ પૌંડ ચા પરદેશ ચડી હતી અને ૩૮,૨૫,૯૪૮ પાઉંડ ચા–ધૂળ નીકળી હતી. આ ચા–ધૂળમાંથી જો કૅફીન બનાવવામાં આવ્યું હોત તો દેશને ૫૭,૩૮૮ પાઉંડ કૅફીન હાથ આવત અને આવી રીતે લગભગ ૬ાા થી ૮ લાખ રૂપિયા ઊપજત. કોઇ પ્રશ્ન કરશે કે આ ચા–ધૂળને અહીંઆં કેમ વેચવામાં નથી આવતી? ઇંડિયન ટી એસોસીએશન આ ચા–ધૂળને આ દેશમાં કોઇને વેચતી નથી; કારણ કે ચામાં આનો ભેળ થવાનો પૂરતો સભવ છે અને આપણા દેશમાં કૅફીન બનાવવાની ફૅક્ટરી નથી એટલે કોઈ આ ચા–ધૂળ લઇને કરે પણ શું ? વળી ધારો કે કોઇ ફૅક્ટરી ઉઘાડે તો કૅફીન બનાવવા માટે આલ્કોહૉલ અને બેન્ઝેન જોઇએ જે બન્ને વસ્તુઓ પરદેશથી હિંદમાં આવે છે અને એ બન્ને ઉપરની જકાત એટલી બધી સખત છે કે તે અહીં કોઇને પોષાય જ નહિ. એટલે ચામાં કચ ભેળસેળ મોટા ભાગે થતી નથી.

## વિસંવાદી સૂરો

ઘણાને એમ લાગશે કે આ લેખક ચાનો પક્ષપાતી છે. ખરી વાત તો એ છે કે આ લખક છેલ્લાં વીસ વર્ષથી કોઇ દિ ચા પીતો નથી—ચાનો સ્વાદ ચાખ્યો નથી. હું બીજાઓને ચા ન પીવા પણ સમજાવું છું. હું માનું છુ કે કોઇ પણ જાતનાં ગરમ પીણાંની આ દેશને જરૂર જ નથી અને મનુષ્યોએ કોઇ પણ જાતનાં પીણાંથી દૂર જ રહેવું ઇષ્ટ છે. આમ છતાં જગતનો પ્રવાહ જે દિશામાં વહી રહ્યો છે તે જોતાં આ વિષયને કોઇ પણ જાતના પૂર્વગ્રહ વિના ચર્ચવો મને ઠીક લાગે છે. ચા હવે આ દેશમાં સ્વાગતનું એકમાત્ર સાધન બની ગઇ છે અને ગમે તેટલા ઉપદેશકો ચાની વિરુદ્ધમાં સમજ્યે નસમજ્યે પ્રચાર કરશે તો લોકો તેમનુ સાભળનાર પણ નથી.

કરોડો જાતની વનસ્પતિઓમાથી વિચક્ષણ મનુષ્યજાતિએ ચા, ભાંગ, તમાકુ, ગાંજો વગેરે વનસ્પતિઓ શોધી કાઢી! જનસમાજની રુચિએ આ ચીજોને શોધી છે અને આ ચીજોનો હવે છૂટથી ઉપયોગ થવા લાગ્યો છે. એટલે આ ચીજો ખરાબ જ છે, એમ કહેવા કરતાં ઉદારચિત્તે આનો અભ્યાસ કરવાની જરૂર છે. ઉપર કહ્યુ છે તે પ્રમાણે જે ચા પીએ છે તેમનાં શરીર તેથી બગડતાં નથી. તેમના મગજ ઉપર કંઈ અસર થતી નથી. ચા તો મગજ માટે તદ્દન નિર્દોષ ઉત્તેજક ( Harmless brain stimulant ) પીણું છે. દારૂ માફક પાછળથી અવસાદન ( depression ) થતું નથી. મગજનાં કામ કરનારાઓ માટે ચા સરસ નિર્દોષ ઉત્તેજક છે.

પરંતુ આના સંબંધમાં જો વિસંવાદી સૂરો ભેગા કરવામાં આવે તો મોટું પુસ્તક થાય. અત્યાર સુધી ઘણાખરા વિદ્વાનોએ આને અહિતકર જ માની છે. ફક્ત એક જ અભિપ્રાય હું અહીં રજૂ કરીશઃ—

ડૉ. ધર્મવીરે (F. R. C. S., D. P. H., L. R. C. P.) ઇંગ્લંડમાં ૨૭ વર્ષ સુધી પ્રેક્ટીસ કરી છે અને ઇંગ્લંડના એક મોટા શહેરમાં આરોગ્ય ખાતાના મોટા અમલદાર તરીકે પણ નોકરી કરી છે. આ વિદ્વાન ચા અને કૉફી વિષે નીચેના ઉદ્ગારો કાઢે છેઃ—

"They have got no food value.[1] They are merely a luxury and give to life a few moments of pleasure........Constipation, dyspepsia, anaemia, neuritis, itching of the skin, nervousness, insomnia and many others are the injurious effects which make the life miserable."[2]

અર્થાત્—ચા અને કૉફી બન્નેમાં કંઇ ખાદ્યતત્ત્વ નથી. એ બન્ને કેવળ મોજશોખની ચીજો છે અને ક્ષણિક આનંદ આપનાર છે......કબજિયાત, અજીર્ણ, પાંડુ, વાતરોગ, ત્વગ્દોષ, માનસિક વ્યગ્રતા, ઉન્માદ અને બીજી અનેક ખરાબ અસરોને તે જન્મ આપનાર છે.

ડૉ. કેલૉગ તેમના "*The New Dietetics*" નામના ગ્રંથમાં આને અતિશય હાનિકર્તા ગણાવે છે.

આમ છતાં પણ ઉપર જે કંઇ મેં લખ્યું છે તે પણ ઢાલની એક બાજુ છે એટલું વાચકો સમજી લઇ, વિવેકપુરઃસર વિષયને ન્યાય આપશે તો મારો આ પ્રયાસ સફલ થયો ગણીશ.

## ટૂંકમાં

૧ ચા-કૉફી પીવાની ટેવ મોટેભાગે માનસિક કામ કરનારાઓમાં જોવામાં આવે છે. માનસિક શ્રમ કરનારાઓ માટે બન્ને વસ્તુ ઠીક છે.

૨ ચા-કૉફી બન્ને ખાદ્યપદાર્થો નથી. તેમનામાં પોષક તત્ત્વનો અભાવ હોઇ તેમને પચાવવા માટે પાચકયંત્રને ખાસ શ્રમ લેવો પડતો નથી.

૩ આ છતાં તેમાં દૂધ અને ખાંડ નાખવામાં આવે છે એટલે તે ખાદ્યપદાર્થની ગણતરીમાં આવે છે અને એ સહેલાઇથી પચી જાય છે.

૪ ચાનો ટેનીન બીજા ટેનીન જેવો નથી. આંતરડાંની શ્લેષ્મકલાને રંગનાર નથી અને કબજિયાતનો ગુણ તેમાં નથી.

---

૧ ચા અને કૉફી બન્ને ખાદ્યપદાર્થો નથી અને ખોરાકમાં જે જીવનપ્રદ શક્તિ છે તે આ બન્નેમાં નથી એ વાત સાચી છે. પરંતુ ચા કૉફી ખોરાક તરીકે નથી લેવાતાં, પણ નિર્દોષ પીણાં તરીકે લેવાય છે. ખોરાકની ગણતરીમાં ચા-કૉફીને ગણવામાં નથી આવતાં. હા, દૂધ સાકર અંદર આવે એટલા પૂરતી તેમાં food value છે.

૨ "*People*" March 15, 1928.

૫ ચા જેની હોજરી ખરાબ થઇ ગઇ હોય એવા મોટી ઉમરના માણસ માટે સારી વસ્તુ છે એમ એક વિદ્વાન કહે છે.[1]
૬ ચા નિયમસર થોડા પ્રમાણમાં ( એકાદ પ્યાલો ) પીધી હોય તો નુકસાનકારક નથી, પરંતુ શરીર અને મનની શક્તિ વધારનાર છે. [2]
૭ ચા ભૂખ ભાંગનાર છે, જઠરાગ્નિને ખરાબ કરનાર છે-એ અતિશય ચા પીનારા માટે બરાબર છે. નિયમપૂર્વક પીનારા માટે ચા જઠરાગ્નિને બગાડનાર નથી.
૮ અજીર્ણ, કબજિયાત, પાંડુ, ઉન્માદ, જ્ઞાનતંતુઓની નબળાઈ,–આ યોગોમાં ચા ન પીવી જોઇએ. ઉપર ડૉ૦ ધર્મવીરનો મત ટાંક્યો છે તેમાં પણ આ જ વાત છે. પરંતુ ધર્મવીર કહે છે કે ચા આ બધા રોગોને જન્મ આપે છે; જ્યારે ડૉ. બીરેન્દ્રનાથ ઘોષ કહે છે કે આ રોગોમાં ચા ન પીવી જોઇએ.
૯ નાનાં બચ્ચાંઓને ચા ન પાવી જોઇએ.
૧૦ ચા આગળ જે શાસ્ત્રીય રીતિએ બનાવવાનું લખ્યું છે તે પ્રમાણે બનાવીને વાપરવી. ચા બનાવતાં ઘણાને આવડતું નથી અને એટલે જ એ નુકસાન કરે છે.
૧૧ ચા મૂત્રલ છે અને પરસેવો લાવનાર છે.

## કૉફી

કૉફી મદ્રાસ, કૂર્ગ, મૈસુર, ત્રાવણકોર અને કોચીનમાં થાય છે. ૧૯૨૯માં હિંદમાં ૧,૬૦,૮૦૦ એકર જમીનમાં કૉફીનું વાવેતર કરવામાં આવ્યું હતું, જેમાંથી ૨૭,૭૬,૭૦૦ પાઉંડ સરસ કૉફી ઉત્પન્ન થઈ હતી. ચાની પેઠે કૉફી પણ પીવાય છે. અલબત્ત, ચા જેટલી તો નહિ જ.

કૉફીમાં ચા કરતાં ઓછું કૅફીન છે, જ્યારે ટૅનીન વધુ છે. કૉફીમાં caffeol નામનું તેલ છે, જે કૉફી શેકતી વખતે બહાર આવે છે. આ તેલને લીધે જ કૉફીમાં ખુશબો અને સુગંધી આવે છે. આ તેલ જલદી ઊડી જાય તેવું છે અને ઝાઝી વાર રાખવાથી બગડી જાય તેવું છે. આથી જ કૉફીને શેકીને બહુ વાર રાખી મૂકવાથી કૉફીની ખુશબો અને સ્વાદ બદલાઇ જાય છે.

કૉફીમાં ચા કરતાં વધુ ટૅનીન છે. કૉફી શેકતાં ટૅનીક એસીડ Catecholમાં પરિણમે છે. Catechol બહુ ઝેરી મનાય છે. ડૉ. હાર્વે કેલોગ કહે છે:—

" Roasted coffee contains many poisons. Roasting converts tannic acid, always present in coffee, into Catechol which is more poisonous than Carbolic acid and pyrogullol which is still more poisonous. "

( New Dietectics P. 455 )

---

૧ " Many elderly people find tea particularly satisfied and soothing after reaching a period of life when the functional activity of the stomach is weakened."

—Hygeine & Public Health by Birendranath Ghosha P. 206

૨ " Taken in moderation tea gives a feeling of comfort and increases bodily and mental vigour " (B. N. Ghosha P. 206 )

આગળ ચાલતાં આ વિદ્વાન કૉફીમાં અતિપ્રમાણમાં યુરિક ઍસીડ છે એમ જણાવે છે. એ કહે છે કે પેશાબના એક પ્યાલામાં જેટલું યુરિક ઍસીડ હોય તેથી ઘણું વધુ યુરિક ઍસીડ એક કૉફીના પ્યાલામાં હોય છે.[1]

યુરિક ઍસીડ બહુ ઝેરી છે અને શરીરમાં તે અનેક રોગો કરે છે. સંધિવા, નજલો વગેરે રોગો યુરિક ઍસીડને આભારી છે. કઠોળમાં પણ યુરિક ઍસીડ છે. એટલે આ જોતાં કૉફી નુકસાનકારક ચીજ છે. છતાં નવાઈ છે કે આપણા સમાજમાં ચા કરતાં કૉફીનું સ્થાન ઊંચું મનાય છે. આપણે કૉફીમાં દૂધ પુષ્કળ વાપરીએ છીએ એટલે તે નુકસાન કરતી નથી. સ્ટ્રૉંગ કૉફી પાચનક્રિયાને બગાડે છે. કૉફી પીવાથી થાક ઊતરી જાય છે અને જ્ઞાનતંતુઓ ઠીક ઉત્તેજિત થાય છે. પરંતુ પાછળથી અસર ઊતરી ગયા બાદ, સહેજ અવસાદ પણ જણાય છે.

## એક અખતરો

જર્મન સરકારે પોતાના સૈનિકો ઉપર ચા અને કૉફીનો એક અખતરો અજમાવી જોયેલો છે. સૈનિકોના બે વર્ગો પાડવામાં આવ્યા હતા. બન્ને વર્ગને એકસરખો સરસ પુષ્ટિકારક ખોરાક ખાવા આપવામાં આવતો. ફક્ત એક વર્ગને ખોરાક ઉપરાંત ચા કૉફી આપવામાં આવતાં અને બીજા વર્ગને ચા કૉફી આપવામાં આવતાં નહિ. બન્ને પાસેથી સખત કામ લેવામાં આવતું. અખતરાએ નક્કી કર્યું કે જે સૈનિકોને ચા-કૉફી આપવામાં આવતાં હતાં તે સૈનિકો ચા-કૉફી વગરના કરતાં વધુ સખત કામ કરી શકતા. પરંતુ જ્યારે બન્ને વર્ગનો ખોરાક બંધ કરવામાં આવતો ત્યારે ચા-કૉફી ન પીનાર સૈનિકો જલદી થાકી જતા અને ચા-કૉફી પીનાર સૈનિકો વધુ વાર શ્રમ સહન કરી શકતા હતા. આ ઉપરથી નક્કી થયું છે કે જ્યાં સુધી ચા-કૉફી પીનારને સારો પૂરતો ખોરાક મળે છે ત્યાં સુધી ચા કૉફી કાર્ય કરવાની શક્તિ વધારે છે; પરંતુ જ્યારે ખોરાક આપવામાં નથી આવતો ત્યારે તે જ માણસો જલદીથી થાકી જાય છે.

આ ઉપરથી પુરવાર થાય છે કે સારા ખોરાક સાથે ચા-કૉફી નુકસાન નથી કરતાં–ઊલટાં કામ કરવાની શક્તિ વધારે છે. સારા ખોરાક વિના ચા-કૉફી ઢીંચવાં એ શરીરને નુકસાનકર્તા છે.

## ઉપસંહાર

નીરોગી શરીરવાળા માટે ચાની કે કૉફીની જરૂર છે જ નહિ. અમુક ચીજ સિવાય શરીરને ચાલે જ નહિ એ સ્થિતિ ઇચ્છવાયોગ્ય નથી. કોઈ પણ વ્યસનના ગુલામ બનવું મનુષ્ય માટે સારું નથી. ચા-કૉફીની શરીરને જરૂર નથી જ. પરંતુ જેમ અનેક નિરુપયોગી વસ્તુઓ મનુષ્યોએ શોધી છે અને ઉપયોગમાં લીધી છે તેમ આ ચીજો પણ હવે સમાજને ગળે લાગી છે. એટલે હવે એ બન્નેને યોગ્ય ન્યાય આપવાના હેતુથી જ આ પ્રકરણ લખાયું છે.

બાપાલાલ ગ. વૈદ્ય

1 "There is more uric acid (xanthin purin) in a cup of coffee than in the same quantity of urine." (New Dietetics P. 454)

# પાતાળ પાણી

[ શાર્દૂલવિક્રીડિત ]

હું નિત્યે નકટો વગોવત રહ્યો ખાલી તને સર્વદા,
ન્હોતું એ મુજમાં હું આજ નિરખું સામર્થ્ય પેલું કદા,
જે ભેદી ધરતીતણા ખડક ને રેતીતણાં કૈં પડો
છૂપ્યાં જીવનને ઉંડાણ ઉરનાં પાતાળપાણી પિયે.

હું તો કેવળ બાહ્ય જીવનતણી ઠોકી સપાટી રહ્યો,
ખોળતો પ્રણયાર્થ દેહમનનાં તે છીછરાં લક્ષણો,
રે, જે જીવનનું મહા થડ, ફુટે જ્યાંથી બધાં ડાળવાં
તારું તે મજબૂત. અંતર ન મેં દીઠું વિમોહે કુબી.

હું ડૂબ્યો, પણ હોડલી પ્રણયની તેં સાચવી, સુન્દરી!
મારાં મોહ તિરસ્કૃતિ ગુણ અવજ્ઞા, નિર્દયી કર્મના
ભેદી ભીતર, માનવીય હૃદયે વિશ્વાસ ધારી સદા
તેં મારા ઉરબારણે નિરવધિ ઠોકયા ટકોરા કર્યા.

–તેં ભેદ્યાં મુજ જીવને જટિલથાં સાતે ય પાતાળ ને
ફૂટયાં મિષ્ટ અહો, સજીવન સદા પાતાળપાણી, પ્રિયે!

સુન્દરમ્

## વ્યાખ્યાન ૧૨ મું

આસો વદ ૧૧/૧૯૮૨
રવિવાર પ્રભાત.

રાધાતંત્રમાં કહ્યું છે કે સાધકે કદી એવા વિચારને પોતાના મનમાં સ્થાન ન આપવું કે હું સાધના કરું છું. કારણ કે સાધના સ્વયં પરબ્રહ્મ કરે છે. પરંતુ એ નિરાકાર આત્મસ્વરૂપ હોવાથી તેને શરીરની સહાય જોઈતી હોય છે. સાધકના દેહમાં અને જીવનમાં એ જ પરબ્રહ્મ પરમાત્માસ્વરૂપનો આત્મા વિગ્રહવાન–શરીરવાળો થતો હોય છે. બંને સંયુક્ત થવાથી સાધના પૂર્ણ થાય છે. પરબ્રહ્મ પોતે પરમ ગુરુ છે. યથાર્થ ગુરુ શિષ્યને પોતાનાથી અલગ રાખીને કદી શિક્ષા–જ્ઞાન– આપતા નથી. એ તો શિષ્યને સ્વયં પોતાનું સ્વરૂપ બતાવશે. જે ગુરુ શિષ્યને પોતાની બહાર વિષય–વિષેયી (subject–object) રૂપે દૂર રાખે તે દીક્ષા કેમ કરીને આપે ? અને આ સંબંધી રાધાતંત્રમાં કહે છે કેઃ–

शरीरं हि विना देवि न हि ध्यानं प्रजायते ।
शरीरं ब्रह्मणो रूपं पूर्णं ब्रह्मात्मकं सदा ॥

એટલા માટે સાધકને કહે છે કે તમે પરબ્રહ્મની સાધનામાં સહાયભૂત થાઓ, તમે તેના અંગીભૂત થાઓ.. તમે તેના અંગીભૂત નહિ થાઓ તો તમારા વિના તેની સાધના અંગહીન થશે. એવી રીતે એના વિના સાધના કરશો જ કેવી રીતે ?

त्वां विना ब्रह्म निःशब्दं निश्चलं सततं सदा ।
विना देहं परं ब्रह्म तच्चरूपमुदीरितम् ॥

તમારા વગર બ્રહ્મ સદા સર્વદા નિઃશબ્દ નિશ્ચલ છે. દેહ વગર પરબ્રહ્મ સ્વરૂપ કહેવાયું છે. તમે બ્રહ્મનો વિગ્રહ–શરીર છો. તમે બ્રહ્મસાધનાનું આશ્રયસ્થાન છો, માટે તમારે પોતે સંપૂર્ણ રીતે અક્ષુબ્ધ રહેવું; કારણ કે

साधके क्षोभमापन्ने देवता क्षोभमाप्नुयात् ।

સાધક ક્ષોભ પામે એટલે તેમાં વિરાજમાન દેવતા ક્ષોભ પામે છે. અને તેનું કારણ ઉપર જણાવ્યું તેમ

शरीरं हि विना भद्रे परं ब्रह्म शवाकृतिः ।

હે ભદ્રે ! શરીર વગર પરબ્રહ્મ શવસમાન છે.

નિરુત્તર તંત્રમાં કહ્યું છે કે આ સાધનાથી તમે પોતાના અંતરમાંથી પોતાના વેદને પોતે ઋષિ થઈને, પોતે બ્રહ્મા થઈને બહાર લાવો. જગતમાં સત્યનું દારિદ્ર છે કે શું ! પરબ્રહ્મે વિશ્વજગતનો જે મહોત્સવ આદર્યો છે તેમાં કયા ઐશ્વર્યનો દુર્ભિક્ષ કે દારિદ્ર

છે! એવું છે જ નહિ કે કોઈ વિશિષ્ટ ઋષિઓએ સત્યનું દર્શન કરીને સત્યના મંત્રો ઉચ્ચાર્યા અને હવે કદી પણ નવા નવા વેદમંત્રો થશે જ નહિ. આવી કલ્પના જ બરાબર નથી. બ્રહ્મ તો સદાસર્વદા જીવંત જનની રહીને 'આપણા જીવનને અત્યંત આવશ્યક છે એવું જીવંત સ્તન્ય નિત્ય આપ્યા કરે છે. તો પછી આપણે આપણી અતિ પુરાતન માતૃ-સ્તન્ય ધારાને શામાટે બાંધી દેવી; તેનું પોટલું કરીને શામાટે તેને દુર્ગન્ધિત કરી રાખવી? વેદ જો જીવનની ભૂમિ હોય, જીવનનો મંત્ર હોય તો તે નિત્ય જીવંત-જાગ્રત રહેવાનું પસંદ કરશે. માતાના સ્તન્યમાં જેમ નિત્યજીવન છે તેમ સર્વ વેદમંત્રોમાં પણ નિત્યજીવન છે. જ્યારે જ્યારે જરૂર પડે છે તે તે વખતે બાળકની ક્ષુધા શાન્ત કરવા માટે માતાનું ધાવણ ઝર્યા જ કરે છે; તો પછી એ વિષયમાં અવિશ્વાસ શાને લાવવો?

જે કોઈ એક મંગલ સમયે ઋષિઓએ મહોત્સવ કર્યો અને તેને-પરિણામે તેમની સમક્ષ જે સર્વ સત્યનું ઐશ્વર્ય વેદમંત્રરૂપે પ્રકાશિત થયું તે સર્વ ઉચ્છિષ્ટ પત્રાવલિનો સંગ્રહ કરી રાખીને ઉત્તરાધિકારીઓ એને ક્રમાગત ચાટયા કરશે; પણ કોઇ દ્વિજ નૂતન ઉત્સવાન્ન આપી શકશે નહિ. એ જાતની જે લોકો વાત કરે છે તેમને બ્રહ્મના ઐશ્વર્યમાં અવિશ્વાસ છે એમ સિદ્ધ થાય છે; અને આવા તેના ઐશ્વર્યના મહત્ત્વનો અવિશ્વાસ કરનારા નાસ્તિકથી પણ નાસ્તિક છે. એટલા માટે નિરુત્તર તંત્રમાં જણાવ્યું છે કે:–

निजाम्नायं विना देवि न कुर्याज्जीवनक्रियाम् ।
अस्मात्सर्वप्रयत्नेन निजाम्नायं विचिन्तयेत् ॥

ટીકાકાર લખે છે કે:—

चिन्तापूर्वकं निजाम्नायं प्रकाशयेत् । एवं नित्यजीवनक्रियायां निजाम्नायमेव प्रयोजयेत् ॥

અર્થાત્ આત્મામાંથી વેદને પોતે બહાર કાઢીને પોતાની જીવનક્રિયામાં પ્રકાશિત કરવો જોઇએ. કારણ કે સાધના એ જીવંતક્રિયા છે. જીવંતમાં મૃત વસ્તુ નિરુપયોગી છે. સાધના જીવંત હોય તો મૃત મંત્ર દ્વારા શું પ્રયોજન સરે? એટલા માટે જ જીવંત મંત્રનો, પોતાના નિજ મંત્રનો, નિજ આમ્નાય (One's own sacred Vedic Hymn)નો પ્રયોગ કરવો.

કોઈ શંકા કરશે કે નિરુત્તર તંત્રકાર તો પ્રાચીન સર્વ મંત્રતંત્રની વિરુદ્ધ છે. પણ ના, એ જરાય વિરુદ્ધ નથી. જો પ્રાચીન સર્વ મંત્રો તમારા અંતરમાં પ્રવેશ કરીને જીવંત વાણીરૂપે તમારા અંતરમાંથી બહાર નીકળે, તમારા નિજામ્નાયરૂપે ઉત્સાહિત થાય તો એ મૃત મંત્ર નથી. અર્થાત્ કોઈ પણ મંત્રનો મૃત મંત્ર તરીકે વ્યવહાર ન કરતાં જીવંત મંત્ર તરીકે વ્યવહાર કરવો.

જ્ઞાનસંકલિની તંત્રમાં કહ્યું છે કે "મનુષ્ય સર્વ શાસ્ત્ર મુખદ્વારા ઉચ્છિષ્ટ કરે છે. હે પરબ્રહ્મ! તમને મુખદ્વારા મનુષ્ય પ્રકાશિત કરતો નથી. એ જ અમારું પરમ સૌભાગ્ય છે. એકમાત્ર તમે જ એવા રહ્યા છો કે જે ઉચ્છિષ્ટ થયા નથી અને થશો પણ નહિ. અને એટલા માટે જ બહુ ઉચ્છિષ્ટ ભોજન ખાધા કર્યા પછી એકાદ પવિત્ર અન્નપાત્ર મળી જાય તો દરિદ્રમાં દરિદ્ર મનુષ્ય પણ પોતાની જાતને જેમ કૃતાર્થ માને છે, તેમ બહુ શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી વાક્યદ્વારા તદ્દન અસ્પૃષ્ટ નિર્વચનીય પરિશુદ્ધ બ્રહ્મની સાધકને પ્રાપ્તિ થાય તો તે પોતાની જાતને પવિત્ર માને છે, ધન્ય ગણે છે, કૃતકૃત્ય સમજે છે;

उच्छिष्टं सर्वशास्त्राणि सर्वं विद्या मुखे मुखे ।
नोच्छिष्टं ब्रह्मणो ज्ञानमव्यक्तचेतनामयम् ॥

એ અનુચ્છિષ્ટ, વાક્યાતીત, નિત્ય, જીવંત જ્ઞાન જ્યાં સુધી અંતરમાં જન્મે નહિ ત્યાં સુધી ભેદબુદ્ધિ રહે છે, ત્યાં સુધી વિશ્વજગત સાથે ઐક્ય અનુભવી શકાતું નથી. પણ જ્યારે એ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે કોઈ પણ પ્રકારના બાહ્ય પરિશ્રમ વિના આપોઆપ સમસ્ત વિશ્વ સાથે યોગયુક્ત થવાય છે.

तावद्वर्णमनैक्यं च यावज्ज्ञानं न जायते ।
ब्रह्मज्ञानपदं ज्ञात्वा सर्वभेदविवर्जितः ॥

આ ઐક્ય કેટલું બધું સુખકર, કેટલું બધું આનંદમય છે એ કોઈ સમજી શકે તેમ નથી; એ તો અનુભવનો જ વિષય છે.

ગંધર્વ તંત્રમાં કહ્યું છે કેઃ—

यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखम् ।
यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मत्वेवधारय ॥

જેની પ્રાપ્તિ પછી બીજું કંઈ પણ પ્રાપ્ય રહેતું સુખથી, જેના જ્ઞાનથી બીજું ઉત્તમ સુખ રહેતું નથી, જેના જ્ઞાનથી બીજું કંઈ પણ જ્ઞેય રહેતું નથી એને બ્રહ્મ સમજ.

આ જ્ઞાનમાં વિશ્વાસ બેસવો એટલે કે બ્રહ્મ સાથે એકાત્મભાવ સાધવો એનું જ નામ સાધના. એમાં જેનો વિશ્વાસ બેસે અને નિજામ્નાયપ્રાપ્તિ હંમેશાં સંભવિત છે એ વાતનો જે સ્વીકાર કરે તે જ આસ્તિક.

आस्तिकोऽथ शुचिर्दान्तो द्वैतहीनो जितेन्द्रियः ।
ब्रह्मिष्ठो ब्रह्महेतुश्च ब्रह्मी ब्रह्मपरायणः ॥

આ શુચિર્ભૂત સંયમી, દ્વૈતભાવ વિનાના, જિતેન્દ્રિય અને બ્રહ્મપરાયણ થએલા આસ્તિકમાં સ્વ અને પર એવી ભેદબુદ્ધિ હોતી નથી. તેથી જ તે,

सर्वहिंसाविनिर्मुक्तःसर्वप्राणिहिते रतः ।
सर्व शास्त्रेष्वधिकारी सर्वज्ञानप्रदायकः ॥

હિંસામાત્રથી પર હોય છે અને પ્રાણીમાત્રના કલ્યાણમાં રાચતો હોય છે; તે સર્વ શાસ્ત્રોના અધ્યયનનો અધિકારી છે અને સર્વ પ્રકારનું જ્ઞાન આપવા માટે પણ અધિકારી છે. આવી અવસ્થા પ્રાપ્ત કરનાર સાધકનો યોગ સિદ્ધ થાય છે; અને એ જ સંસારશૃંખલામાંથી મુક્ત થાય છે. આ વિશ્વજગત એ સંસાર નથી પણ આ જગતની ભેદબુદ્ધિથી વારંવાર આહત થવું, એ સંસાર છે—અર્થાત્ જગતને આપણાથી બહાર માનીએ અને એને પર માનીને આઘાત કરીએ અને આઘાત પામીએ એનું નામ જ સંસાર. પણ જો યોગદ્વારા તેની સાથે એક થઈ જઈએ તો એના કરતાં બીજી મુક્તિ છે જ કયાં?

ગંધર્વતંત્ર કહે છે કેઃ—

संसारोत्तारणं मुक्तिर्योगशब्देन कथ्यते ।

અને આ યોગ કંઇ કાલ્પનિક કે કેવળ પદ્ધતિપ્રમેય નથી પણ પ્રત્યક્ષ વસ્તુ છે, નિત્યસાધ્ય છે.

न योगो हि नभपृष्ठे न भूमौ न रसातले ।
ऐक्यं जीवात्मनश्चाहुर्योगं योगविशारदाः ॥

એ યોગ કંઇ આકાશમાં, પાતાળમાં કે પૃથ્વીમાં નથી. યોગનો પાર પામેલાઓ તો જીવ અને શિવના ઐક્યને જ યોગ કહે છે.

આવો યોગ સુંદર રીતે ક્યાં સાધી શકાય તે સંબંધી વર્ણન કરતાં ગંધર્વતંત્ર જણાવે છે કેઃ—

वापीकूपसमीपस्था सुमनोद्यानमध्यगा ।
जीवन्तमण्डपैर्युक्ता शुद्धवेदीपरिष्कृता ॥
पताकाध्वजसंकीर्णा लाक्षारुणपरिच्छदा ।
पुष्पप्राकारसंकीर्णा घण्टाचामरभूषिता ॥
दीपदर्पणसंयुक्ता वितानोर्पपरिष्कृता ।
पेयैर्भक्ष्यैः समायुक्ता कर्पूरागुरुधूपिता ।
बालार्कसदृशी रम्या मनः संतोषकारिणी ॥

સાધકની સાધનાભૂમિની નજીક જળાશય હોવું જોઇએ; તેની ચોગરદમ પુષ્પોદ્યાન હોવો જોઇએ. પાસે પવિત્ર વેદી હોય, ધજાપતાકાઓ ફરફરતાં હોય, ઠેરઠેર પુષ્પ, ઘંટ, ચામર, દીપ, દર્પણ વગેરે શોભતાં હોય, કપૂર આદિના ધૂપથી સારી પેઠે સુગંધિત રહેતી હોય, ખાનપાનાદિકની સુંદર સગવડ હોય; ઊગતા સૂર્યના જેવી રમ્ય લાગતી હોય અને મનને સારી રીતે સંતુષ્ટ કરતી હોય એવી ભૂમિમાં સાધકે પોતાને પરબ્રહ્મ સાથે સધર્મા માનીને સાધનામાં બેસવું. સાધકે પરમ ઐશ્વર્યસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવાનો છે. એને કૃપણ કે ક્ષુદ્ર વૃત્તિવાળો પામી શકે ખરો કે ? પોતાને એવો જ ઐશ્વર્યમય માનવો અને તેની સાથે એકીભૂત માનવો. ગુરુ શિષ્ય જેમ એકાંગ બનીને સાધના કરે છે તેમ સાધના કરવી ઉચિત છે. તેને એક બાજુએ રાખીને સાધના શક્ય જ નથી.

देव एव यजेद्देवं नादेवो देवमर्चयेत् ।

લિંગપુરાણમાં પણ કહ્યું છે કે—

नाऋषिः शृणुते काव्यं नारुद्रो रुद्रमर्चते ।
नाऋषिः कुरुते काव्यं

અઋષિ હોય તે કાવ્ય સાંભળી પણ ન શકે તો બનાવી તો શકે જ કેમ! અરુદ્ર હોય તે રુદ્રનું અર્ચન ન કરે.

આપણે જ્યાં સુધી ઋષિ થઇએ નહિ ત્યાં સુધી આપણે પણ કાવ્યાનુવાદના અધિકારી નથી. જ્યાં સુધી આપણે શિવ નથી થયા ત્યાં સુધી આપણે શિવની પૂજા શી રીતે કરવાના ?

આ પ્રકારની બ્રહ્મ સાથે એકાત્મતા સાધવામાં સાધકનો કોઈ પણ દાંભિક વિશિષ્ટ હેતુ હોતો નથી. તેનું સાચું કારણ તો એ છે કે જેની સાથે આપણે એકાત્મભૂત થવા ઇચ્છીએ છીએ એ પરબ્રહ્મ કરતાં વધારે પ્રણત, વધારે વિનત બીજું છે જ કોણ? એ સર્વની સમક્ષ પ્રદીપ લઈને ભૃત્ય–નોકર–રૂપે રહે છે; આકાશમાં પ્રદીપ લઈને એ સર્વની આરતી ઉતારે છે, પવન દ્વારા પ્રત્યેકને ચામર ઢોળે છે, નદી સમુદ્ર વગેરે બનીને પ્રત્યેકનું પદપ્રક્ષાલન કરે છે, પ્રત્યેકના ચરણ નીચે ચરણધૂળ થઈને જે વિરાજિત છે એ પરબ્રહ્મ સાથે ઐક્ય સાધનાર નિત્ય પ્રણત છે. આવા સાધકને કદી પણ ગર્વ કે દંભ કરવાનું પ્રયોજન પણ હોય ખરું કે! એનું સમસ્ત જીવન એક મહાયજ્ઞ છે અને એ મહાયજ્ઞ દંભયજ્ઞ નથી પણ નમસ્કારયજ્ઞ છે એટલે જીવમાત્રને આનંદદાયક છે.

नमस्कारो महायज्ञः प्रीतिदः सर्वतः सदा ।

આ યજ્ઞ અહોરાત્ર ચાલુ હોય છે. સાધક દિવસરૂપી પિતા પાસેથી જ્ઞાન અને જ્યોતિની-દીક્ષા ગ્રહણ કરે છે અને રાત્રિરૂપી માતા પાસેથી પ્રેમ અને શાન્તિની દીક્ષા ગ્રહણ કરે છે તે વખતે તેને માટે એમ કહેવાય છે કે—

माता रात्रिः समाख्याता पिता दिवस एव च ।
उभयोरेकतां मत्वा सिद्धा भवति नान्यथा ॥

ગંધર્વતંત્રમાં આપેલાં ગુરુનાં અનેક લક્ષણો કુલાર્ણવતંત્રનાં અનેક લક્ષણો સાથે મળતાં આવે છે અને એની પુનરુક્તિ આપને કદાચ કંટાળો આપશે તો પણ થોડાંક તો કહું જ છું:—

सुन्दरः सुमुखः स्वच्छः सुलभो बहुतत्त्ववित् ।
निर्द्वंद्वो निरहंकारः सत्यवादी दृढव्रतः ॥
यदृच्छालाभसंतुष्टः शान्तो नियमवानृजुः ।
स्मेरपूर्वाभिभाषित्वं स्वच्छताजिह्मवृत्तिता ॥
संतोषित्वमगर्वित्वमलोभित्वमनिन्दता ।
अपक्षत्वमवित्तेच्छा गुरुत्वं हितवादिता ॥
असंशयः संशयच्छित्सुरुचिर्मितभाषणः ।
एवंविधो गुरुर्ज्ञेयस्त्वितरः शिष्यदुःखदः ।
यथायोग्यगुणैः पूर्वैर्युक्तश्चातिप्रियंवदः ॥

ગુરુ સુંદર, દર્શનીય, સ્વચ્છ, સહેલાઈથી પાસે જઈ શકાય તેવા, અને શાસ્ત્રોમાં પારંગત, નિર્દ્વંદ્વ, નિરભિમાની, સત્યવાદી, સંયમી, જે કંઈ આવી મળે તેટલાથી સંતુષ્ટ, શાન્ત, નિયમો પાળનાર, ઋજુ સ્પષ્ટ સમજાય તેવું બોલનાર, અજિહ્મવૃત્તિવાળા, અતિ શુદ્ધ, સંતોષી, ગર્વ લોભ અને નિંદાથી તદ્દન વિમુખ રહેનાર, પક્ષાપક્ષીથી પર, વિત્તેષણારહિત અને હિતકર વચન બોલનાર હોવા જોઈએ. વળી શિષ્યની સર્વ શંકાઓનું યુક્તિપ્રયુક્તિપૂર્વક

નિરાકરણ કરનાર, ખપ પૂરતું જ બોલનાર, અને તેમના તરફ પ્રેમ થાય એવા હોય તે સાચા ગુરુ; બાકી બીજા તો નાહકના શિષ્યને દુઃખકર નીવડનારા હોય છે. પૂર્વોક્ત ગુણોવાળો ગુરુ જે કંઇ કહે છે તે અતિપ્રિય હોય છે.

ગંધર્વતંત્રમાં શિષ્યનાં લક્ષણ આ પ્રમાણે છેઃ—

विशुद्ध देहवदनः शुद्धाम्बरधरः शुचिः ।
विमुखः परनिन्दासु देवतादर्शनेषु च ॥

શિષ્યનું શરીર અને વદન એકદમ વિશુદ્ધ હોવાં જોઇએ, તેણે શુદ્ધ વસ્ત્રો પરિધાન કરવાં જોઇએ, શુચિર્ભૂત હોવો જોઇએ અને પારકાની નિંદા તેમ જ અન્ય દેવતાનાં દર્શનથી એકસરખો દૂર રહેતો હોવો જોઇએ.

છેલ્લા ચરણની ટીકા કરતાં ટીકાકાર કહે છે કે એની પાસે સત્ય સિવાય અન્ય કોઇ દેવતા જ નથી. વિશ્વવ્યાપી અવિગ્રહ સત્યને છોડીને જુદેજુદે સ્થાને જે દેવદર્શન કરવા હડિયાપટ્ટી કરે છે તેના સત્યના પાતિવ્રત્યનો વ્યભિચાર થાય છે.

परार्थवनिताभूमिपीडासु विगतस्पृहः ।
दयान्वितः सर्वजने प्रेक्षाकारी जितेन्द्रियः ॥

आस्तिको गुरुभक्तश्च शुद्धिमान्सुस्थिराशयः ।
अलुब्धः स्थिरमैत्रश्च दृढभक्तिश्च सर्वदा ॥

પારકાના દ્રવ્ય, પારકાની સ્ત્રી અને જમીનથી ઉદ્ભવતા દુઃખ તરફ તદ્દન નિઃસ્પૃહી, માણસમાત્ર પ્રત્યે દયાળુ, મેધાવી અને જિતેન્દ્રિય, આસ્તિક, ગુરુભક્ત, શુદ્ધ, સ્થિર મનવાળો, કશામાં લપટાય નહિ તેવો, મૈત્રોમાં સ્થિર રહેનારો અને ભક્તિમાં હમેશાં દૃઢ રહેનાર... ......આવા શિષ્યને ગુરુ એક વર્ષ પોતાની પાસે રાખીને નાણી જુએ છે કે એ સત્યનો અધિકારી છે કે કેમ! ત્યાં સુધી તેને નાનાવિધ વસ્તુઓ ભણાવે છે અને પછી ધીરેધીરે તેને સત્યના જગતમાં પ્રવેશ કરાવે છે.

सद्गुरुः स्वाश्रमे शिष्यं वर्षकालं परीक्ष्य वै ।
दीक्षाकाले ततः प्राज्ञो भावयेत्सुसमाहितः ॥

આ દીક્ષા એ જ મંત્ર છે, કારણ કે અજ્ઞાનમાંથી બહાર કાઢે તે મંત્ર, અક્ષર મંત્ર નથી, બાહ્ય કોઇ વસ્તુ—મંત્ર નથી પણ જીવંત દીક્ષા જ મંત્ર છે.

अज्ञानाद्विश्वविज्ञानं प्राणं संचारबंधनात् ।
यतः करोति संसिद्ध्यै मन्त्र इत्युच्यते ततः ॥

કારણ કે જીવન એ ચેતનાવાન મંત્ર છે, જ્યારે ચૈતન્યહીન મંત્ર તે મંત્ર જ નથી.

मंत्राश्चैतन्य संयुक्ताः सर्वसिद्धिकराः स्मृताः ।
चैतन्यरहिता मंत्राः प्रोक्ता वर्णास्तु निष्फलाः ॥

આવું જીવન જ્યારે પ્રાપ્ત થાય—

तदा प्रकाशमानत्वाच्चेतसां मनसामपि ।
अविनाभावरूपत्वं तस्माद्विश्वस्य सर्वतः ॥
प्रकाशते महातत्त्वं दिव्यक्रीडारसोज्ज्वलम् ।

ત્યારે ચૈતન્ય અને મન સંપૂર્ણ રીતે પ્રકાશપૂર્ણ થવાથી સર્વ વિશ્વ સાથે સદાની એકાત્મતા સધાય છે.

આ સત્યની સાધના માટે શરીરને સ્વસ્થ રાખવું જોઇએ. સ્વલક્ષણનું આ પ્રમાણે છેઃ—

समाने तु स्थिते वह्नौ शरीरं स्यान्निरामयम् ।
निरामये शरीरे तु सर्वकर्माणि साधयेत् ॥
शरीरं तु मनुष्याणां पुरुषार्थैकसाधनम् ।

અગ્નિબળ પ્રમાણસર હોય ત્યારે શરીર નિરામય થાય અને નિરામય શરીર હોય છે ત્યારે જ બધાં કર્મ સાધી શકાય છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ, એ ચતુર્વિધ પુરુષાર્થ સાધવાનું મનુષ્યો માટે એકમાત્ર સાધન શરીર જ છે. એટલે એ ઉપેક્ષણીય તો નથી જ.

तस्मात्सर्वप्रयत्नेन शोधयेत्तन्निरामयम् ।
निर्गदेन शरीरेण सुखं तरति दुस्तरम् ॥

માટે હરેક પ્રયત્ને તેને નીરોગી રાખવું જોઇએ. નીરોગી શરીરથી દુઃસાધ્ય સુખની પ્રાપ્તિ થાય છે. આવી સાધનાની દીક્ષા લેનાર માટે હિંસા અસંભવિત છે.

आत्मप्राणसमा देवि परेषामपि ते तथा ।
परहिंसाभवो धर्मः क्रमात्सर्वं हरिष्यति ॥

બીજાઓને સ્વપ્રાણસમા ગણવા જોઇએ, કારણ કે પારકાની હિંસા કરવાથી ધીમેધીમે બધું જતું રહે છે.

य इहात्मकृते देवि परान्निष्पाद्य जीवति ।

માત્ર અસ્ત્રઘાત એ જ કંઇ હિંસા છે એમ નથી, પણ બીજાનું રક્તશોષણ કરીને પોતાનું હિત સાધનારી સ્વાર્થવૃત્તિ હિંસા છે.

नेहापि लभते सिद्धिं परत्रापि कदाचन ।
यज्ञादिषु महेशानि हिंसयन्दारुणाज्ञया ॥

શાસ્ત્રની કરુણ આજ્ઞાઓ પાળીને યજ્ઞાદિમાં જે હિંસા કરે છે તેમને આલોક કે પરલોક બેમાંથી એકેયમાં સિદ્ધિ મળતી નથી

परहिंसाभवो धर्मः परिणामेऽतिदुःखदः ।

પરહિંસામાંથી પ્રભવતો ધર્મ છેવટે અતિદુઃખદાયી નીવડે છે.

આ દેહ મારો છે એવું માનનારની અને અત્યન્ત દૈન્ય પ્રકટ કરનાર બુદ્ધિસ્વાર્થી ગણાય છે. દેહ પરબ્રહ્મની સાધનાભૂમિ છે, અને એને સાધનાભૂમિ માનીને સુસંસ્કૃત રાખવો જોઇએ, પવિત્ર અને શુદ્ધ રાખવો જોઇએ. આ નિસ્વાર્થ બુદ્ધિ છે તેથી કહ્યું છે કે પરબ્રહ્મના મંદિરરૂપે બ્રહ્મયજ્ઞની વેદીરૂપે અને બ્રહ્મસાધનાની ધ્યાનભૂમિરૂપે એને સુમંગત રાખવો જોઇએ.

स्नायात्सुगन्धि सलिलैर्यथास्याद्देहनिर्मलम् ।
निर्मलं धारयेद्वासः सदा स्याच्छरीरं शुचि ॥
सुस्निग्धदेहवदनो नरुक्षः स्यात्कदाचन ।
कृत्वा सुमङ्गलं देहं मृदुभाषणतत्परः ॥
अगृध्नुरुपयुञ्जीत न चासक्तमना भवेत् ।
एकान्तविजने रम्ये सदा योगं समभ्यसेत् ॥

દેહ નિર્મળ થાય એવી રીતે સુગંધિ જળથી સ્નાન કરવું જોઇએ; શરીર હમેશાં પવિત્ર રહે એ માટે નિર્મળ વસ્ત્રો ધારણ કરવાં જોઇએ. શરીર અને મોં સ્નિગ્ધ રાખવાં જોઇએ. આમ દેહ સુમંગળ બનાવીને ધીમેથી બોલનારે આસક્તિરહિત થઇને એકાન્ત, વિજન અને છતાં રમ્ય સ્થાનમાં હમેશાં યોગાભ્યાસ કરવો જોઇએ. એની એ સાધનામાં બાહ્યોપકરણની કશી જરૂર નથી. મનોભાવ એ મુદ્દાની વસ્તુ છે.

अहिंसा परमं पुष्पं पुष्पमस्तेयमेव च ।
दया पुष्पं क्षमा पुष्पं पुष्पमिन्द्रियनिग्रहः ॥
अमोहं चाप्यमात्सर्यमविद्वेषं तथैव च ।
अरागं च तथा सत्यं पुष्पाण्येव विदुर्बुधाः ॥
एतानि भावपुष्पाणि सदैव विनिवेदयेत् ।

અહિંસા, અસ્તેય, દયા, ક્ષમા, ઇન્દ્રિયનિગ્રહ, અમોહ, અમાત્સર્ય, વિદ્વેષરહિતપણું, અને સત્ય—આ પ્રજ્ઞ પુરુષોએ માન્ય કરેલાં ભાવપુષ્પો હમેશાં નિવેદન કરવાં જોઇએ. તેવી જ રીતે

वायुश्च धूपकं दद्यात्तेजो दीपं समर्पयेत् ।
सूर्ये च दर्पणं दद्याच्चन्द्रं च छत्रमुत्तमम् ॥
आनन्दाभरणं दद्यादम्बरं चाम्बरं तथा ।
अनाहतध्वनिमयीं घण्टामेतां निवेदयेत् ॥
ततश्च साधकः श्रेष्ठः शृङ्गारादिरसोद्भवैः ।
नृत्यगीतैश्च वाद्यैश्च पूजयेत्सत्यसुन्दरम् ॥

( सत्यमङ्गलम् )

ધૂપને માટે વાયુ, દીપને માટે તેજ, દર્પણને માટે સૂર્ય, છત્રને માટે ચન્દ્ર, આભરણ માટે આનંદ, આવરણ માટે આકાશ, ઘંટને માટે અનાહત ધ્વનિની પરિકલ્પના કરી તે તે વસ્તુ મનસા સમર્પણ કરવી, અને ત્યાર પછી શૃંગારાદિ રસોથી નૃત્ય, ગીત અને વાદ્યોથી મંગલ સ્વરૂપ સત્ય ( પરબ્રહ્મ )ની ઉત્તમ કોટિના સાધકે પૂજા કરવી.

કોઈ પણ વસ્તુ અજ્ઞાનથી ન કરવી; કારણ કે અજ્ઞાન એટલે અંધકાર અને અંધકાર એટલે મલિનતા. અજ્ઞાનથી પવિત્ર વસ્તુ પણ મલિનતા પ્રાપ્ત કરે છે.

ज्ञानाद्धि निर्मलं विश्वमज्ञानात्समलं प्रिये ।

શુભેચ્છા અને કલ્યાણનો આદર્શ સ્પર્શમણિની માફક કુત્સિતને પણ શુદ્ધ–સુંદર–નિર્મલ કરી દે છે. એટલા માટે જ વસ્તુમાત્રને જ્ઞાન અને શુભ કાર્ય દ્વારા હરહંમેશ ધૌત ( ધોએલી–શુદ્ધ ) રાખવી. પૂજાના મંત્રનો કોઈ પણ ઉચ્ચાર અશુદ્ધ–અધૌત ન રાખવો.

पवित्रं सकलं भद्रे वासना चेदकुत्सिता ।

જો વાસના શુદ્ધ નિર્મળ હોય તો સઘળું હે ભદ્રે ! પવિત્ર જ છે.

શારદાતિલક ગુરુનાં લક્ષણ કહે છે કેઃ—

मातृतः पितृतः शुद्धः शुद्धभावो जितेन्द्रियः ।
सर्वागमानां सारज्ञः सर्वशास्त्रार्थतत्त्ववित् ॥

માતા અને પિતાથી જે વધારે શુદ્ધ હોય, જેની ભાવનાઓ વિશુદ્ધ હોય, જે સંયમી હોય અને સકળ શાસ્ત્રોનો મર્મ જે પામ્યો હોય તેને ગુરુ તરીકે સ્વીકારવો. વળી

परोपकारनिरतो जपपूजादितत्परः ।
योगमार्गार्थे सद्ध्यायी देवताहृदयंगमः ॥
इत्यादि गुणसंपन्नो गुरुरागमसंमतः ॥

પરોપકારમાં મચ્યો રહ્યો હોય, જપપૂજાદિ નિત્ય નૈમિત્તિક કર્મોમાં જરાય પ્રમાદી ન હોય, યોગમાર્ગની સિદ્ધિ અર્થે સદ્ધ્યાન કરનારો અને ઉપાસ્ય દૈવત જેના હૃદયમાં રમી રહેલું હોય તેવો–વગેરે વગેરે ગુણસંપન્ન હોય તેને આગમોએ ગુરુ તરીકે સ્વીકાર્યો છે.

આગમની વ્યાખ્યા આવી છેઃ—

आगतं शिववक्त्रेभ्यो गतं च गिरिजाहृदि ।
मतं च वासुदेवेन आगमस्तेन उच्यते ॥

શિવના મુખારવિંદમાંથી જે બહાર આવ્યું અને પાર્વતીજીના હૃદયમાં સોંસરું જે પેસી ગયું અને વાસુદેવ ભગવાને જેને માન્ય રાખ્યું તેનું નામ આગમ.

તંત્રસારમાં શિષ્યનાં લક્ષણ સંબંધી જે કહ્યું છે તેમાંથી થોડુંક કહુંઃ—

शान्तो विनीतः शुद्धात्मा श्रद्धावान्धारणक्षमः ।
समर्थश्च कुलीनश्च प्राज्ञः सच्चरितो यतः ॥

શિષ્ય શાન્ત, વિનયી, શુદ્ધાત્મા, શ્રદ્ધાળુ, સાંભળેલી વસ્તુ ધારણ કરવાની શક્તિ ધરાવનારો, સમર્થ, કુલીન, બુદ્ધિમાન અને સચ્ચરિત્રવાળો હોવો જોઇએ.

કોને શિષ્ય તરીકે ન સ્વીકારવો તે સંબંધમાં કહ્યું છે કેઃ—

पापिने क्रूरचेष्टाय शठाय कृपणाय च ।
दीनायाचारशून्याय मन्त्रद्वेषपराय च ॥

પાપી હોય, ક્રૂર હોય, શઠ હોય, કંજુસ હોય, કંગાળ હોય, આચારહીન હોય અને મંત્રનો દ્વેષ કરનારો હોય તેવાને વિદ્યાદાન ન કરવું. કુશિષ્યનાં લક્ષણ ગણાવ્યાંઃ—

अलसा मलिनाः क्लिष्टा दाम्भिकाः कृपणास्तथा ।
असूयामत्सरग्रस्ताः सदा परुषवादिनः ॥
अन्यायोपार्जितधनाः परदाररताश्च ये ।
सत्यानां रोधकाश्चैव त्याज्याः पण्डितमानिनः ॥

આળસુ, મલિન વૃત્તિવાળા, ક્લેશ કરનાર, દંભી, કૃપણ, અસૂયા અને મત્સરથી ભરેલા, હમેશાં કટુ વચનો બોલનારા, અન્યાયથી ધન સંપાદન કરનારા, પરદારાપરાયણ અને સત્યનો રોધ કરનારા જે કોઈ હોય તેને પંડિતલોકોએ શિષ્ય તરીકે ન સ્વીકારવા.

રુદ્રયામલમાં કહ્યું છે તેમ જ બુદ્ધે કહ્યું છે કે **आत्मदीपो भव।** તમે પોતે તમારા અંતરના દીપક થાઓ. જ્યાં સુધી ગુરુમાં 'પર'બુદ્ધિ હોય ત્યાં સુધી તેવાની પાસેથી સત્ય ગ્રહણ કરો તો તમારી સાધનાનું અપમાન થાય, સાધનાના સત્યનો વ્યભિચાર થાય. એટલે જ્યાં સુધી ગુરુને પોતાથી અતિરિક્ત–પર–માનો ત્યાં સુધી તેની પાસેથી સત્ય ગ્રહણ કરવું ઉચિત નથી. કારણ કે એ સત્ય દ્વારા આત્મઘાત થાય.

સત્ય મેળવવાનું આત્મજીવન માટે! પણ એ સત્ય પ્રાપ્ત કરતાં આત્મજીવન નષ્ટ થાય તો એવા સત્યની પ્રાપ્તિથી લાભ પણ શો? ગુરુશિષ્ય બંને મળી પૂર્ણાંગ થઇને સાધના કરે છે. આ તત્ત્વ સમજ્યા પછી ગુરુ પાસેથી જે સત્ય મળે તે સત્ય દ્વારા આત્મઘાતનો સંભવ નથી, કારણ કે એ સત્ય પોતાનું સત્ય છે.

જો ગુરુ દયા કરીને અતિઉચ્ચ સ્થાનેથી ગુરુના માથા પર વિદ્યા નાખે તો જેમ કોઇ યાચક ધનની પ્રાર્થના કરવા આવે તે વખતે જો કોઇ માણસ બહુ ધન ભરીને એક થેલી પર્વતની ટોચથી તેના માથા પર નાખે તો એ ધનથી જેમ યાચક મરી જાય, તેમ સત્યના ભૃગુ (અતિઉચ્ચ સ્થાન)પાતથી તે ગુરુ શિષ્યને મારી નાખે. આ દૃષ્ટિથી જ માતા પોતાના સંતાનને જે ખાદ્ય–પોષણ આપે છે તે પોતાનું કરીને પછી (સ્તન્યના રૂપમાં) આપે છે. પણ એને બદલે માતા સંતાનની ઉપર દયા કરીને અતિ ઉચ્ચ સ્થાનેથી કૃપા-બિન્દુ આપે તો બાલકનું પોષણ ન થાય પણ ઊલટું શોષણ થાય. એટલા માટે જ ગુરુ પાસેથી ધીમેધીમે વિદ્યા મેળવાય તો જ તે આત્મવિદ્યા થાય.

પોતાના સિવાય પોતાનો કોઇ બન્ધુ નથી. **आत्मैव ह्यात्मनो बन्धुः । आत्मना क्रियते कर्म भावसिद्धिस्तदा भवेत् ।** એમ ન થાય તો બાહ્યસિદ્ધિ થાય પણ ભાવસિદ્ધિ તો ન જ થાય.

ગુરુ સંબંધી રુદ્રયામલમાં કહ્યું છે કેઃ—

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मिलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

અજ્ઞાનાન્ધકારમાં અટવાતા મનુષ્યનાં ચક્ષુ જ્ઞાનાંજન આંજીને જે ઉઘાડી આપે એવા શ્રીગુરુદેવને વંદન. ગુરુ હીનવંશમાં ઉત્પન્ન થએલા હોય તોપણ તેના તરફ ન જોતાં, તેમની પાસેથી સત્ય શીખવું. કારણ કે સત્યજ્ઞાન દુર્લભ છે અને એ વિના જીવન વ્યર્થ છે.

सिद्धिं सत्यं च गृह्णीयाद् दुष्कुलादपि भैरव ।

તેવી જ રીતે સ્ત્રીમાં પણ ગુરુનાં બધાંય લક્ષણો હોય તો સ્ત્રી પણ ગુરુ થઈ શકે. સ્ત્રીગુરુનાં લક્ષણ આ પ્રમાણે કહ્યાં છેઃ

साध्वी चैव सदाचारा भावभक्ता जितेन्द्रिया ।
सर्वमंत्रार्थतत्त्वज्ञा सुशीला साधनारता ॥
शान्ता कुलीना कुलजा मङ्गला सर्ववृद्धिगा ।
अनन्तगुणसंपन्ना ब्रह्मभावप्रदायिनी ॥
गुरुरूपा मुक्तिदात्री शिवज्ञाननिरूपिणी ॥

એ સાધ્વી, સદાચારી, ભાવનાપૂજક, જિતેન્દ્રિય, સર્વ મંત્રોનાં રહસ્ય સમજનાર, ઉત્તમ શીલવાળાં, સાધનામાં મગ્ન, શાન્ત, કુલીન, ઉત્તમ કુળમાં જન્મેલાં, કલ્યાણકારી, સર્વ પ્રકારની વૃદ્ધિ થાય એવે માર્ગે લઇ જનારાં, અનન્ત ગુણસંપન્ન, બ્રહ્મભાવનું પ્રદાન કરવાની શક્તિ ધરાવનારાં, ગુરુસ્વરૂપ, મુક્તિપ્રદાતા અને શિવનું જ્ઞાન નિરૂપણ કરનારાં હોવાં જોઇએ.

ભાવસિદ્ધિ વિષે કહ્યું છે કેઃ—

मन्त्राक्षराणि चिच्छक्तौ प्रोतानि परिभावयेत् ।

મંત્રના વર્ણો (અક્ષરો) ચિત્શક્તિ સાથે ઓતપ્રોત થએલા છે એવા પ્રકારની ભાવના સિદ્ધ થવી જોઇએ, અને સત્યનો સાક્ષાત્કાર કરવો જોઇએ.

પૂજાહોમાદિ બાહ્ય ઉપકરણો વિના અતિ વિશુદ્ધ અંતરાકાશમાં ઉચ્ચ પ્રકારના મનોભાવથી પરમાનન્દમાં જ સ્થિત થએલા સત્યનું દર્શન કરવું જોઇએ.

विमले परमे व्योम्नि परमानन्दसंस्थितम् ।
संपश्येदात्मसद्भावैः पूजाहोमादिभिर्विना ॥

પ્રત્યેકનો અંતરાત્મા મહાન આત્મા જ છે અને એ જ પરમાત્મા નામથી ( એના પરનાં આવરણો નષ્ટ થતાં ) ઓળખાય છે. એના સ્મરણમાત્રથી જ મનુષ્ય સાધુ થઈ જાય છે, યોગી થાય છે.

अन्तरात्मा महात्मा च परमात्मा स उच्यते ।

तस्य स्मरणमात्रेण साधुर्योगी भवेन्नरः ॥

અંતરમાં જ્યારે એ સાધનાનો પ્રભવ થાય, અને પછી એ સાધના અંતરમાં ચાલુ થાય તે વખતે ભાવમાં બરાબર સ્થિત થવું જોઇએ; કારણ કે તે સમયે બાહ્યોપચારની કશી જ જરૂર રહેતી નથી. પરંતુ બાહ્યોપચાર પણ ન હોય અને અંતરમાં પણ ભાવ ન પ્રકટ્યો હોય તો એ સાધના મિથ્યા નીવડે છે. એથી ઊલટું

अन्तर्यजनकाले तु दृढभावेन भावयेत् ।

त्वां मां नाथैकतां ध्यात्वा दिवारात्रैकता यथा ॥

एतत्प्रत्याहारबलाद्योगी स्वस्थो भवेद्ध्रुवम् ॥

अकस्माद्भावमाप्नोति भावराशि स्थितो नरः ।

भावात्परतरं नास्ति भावाधीनमिदं जगत् ॥

भावेन लभ्यते योगस्तस्माद्भावंसमाश्रयेत् ॥

આંતરિક પૂજન સમયે દૃઢ ભાવથી ભાવના કરવી જોઇએ અને ' હે નાથ ! હું તું એક જ છીએ, જેમ રાત્રિ દિવસ એક જ તેમ ' એ ભાવનું ધ્યાન કરવાથી યોગી પુરુષ સ્વાસ્થ્ય અનુભવે છે, એમાં શંકા જ નથી. આમ ભાવપુંજમાં સ્થિત થનારો પુરુષ અકસ્માત ભાવ પ્રાપ્ત કરે છે. આ સમસ્ત જગત્ ભાવને અધીન છે. ભાવથી પર કોઈ વસ્તુ જ નથી. ભાવથી યોગ પામ્યા છે માટે ભાવનો જ આશ્રય લેવો જોઇએ.

મહાનિર્વાણ સંબંધી કંઇ જ કહેતો નથી કારણ કે એ તો સૌ વહેલું મોડું પ્રાપ્ત કરે જ.

[ સંપૂર્ણ ]

બાબુ ક્ષિતિમોહન સેન

પ્રદર્શિત કરવાની તાદશતામાં આરંભકાળનાં માટીના ખીલાં બનાવવાની ( Glyptic ) કળામાં તો એનો નમૂનો મળવો જ મુશ્કેલ છે. સુમેર અને ઇલામની મુદ્રાઓ કે ઘટાદિ ઉપર આવું પ્રાણી આલેખેલું જોવામાં આવતું નથી.

આ ઉપરાંત ભેંસ, ગેંડા, વાઘ, હાથી, માછલીખાતાં મગર, હરણ, ઘેટાં, વીંછી પણ મુદ્રા પર કોતરેલાં માલમ પડે છે.

થોડીક મુદ્રાઓ પર પીઠ પર ધનુષ, બાણ કે વાંકી લાકડી લટકાવેલાં માણસ જોવામાં આવે છે.

બાર મુદ્રાઓ પર છોડવાઓ ને બે પર પીપળાના અને બાવળના છોડ છે.

જેમ મુદ્રા મળી આવી છે તેમ છાપો પણ જડી છે. આ છાપોમાં બહુ સુંદર હકીકત આલેખેલી છે. એકમાં છ નગ્ન મનુષ્યાકૃતિઓ એક જ હારમાં ઊભેલી છે. તેની નીચે, હાથમાં ધારવાળું હથિયાર લઈ એક નમન કરતી મનુષ્યાકૃતિ ઊભી છે. આકૃતિઓની સામે એક બકરું ઊભેલું છે. આખું દશ્ય કોઇ પૂજારી બકરાને બળિદાન માટે વધ કરતો હોય એવું લાગે છે.

બીજી એક છાપમાં એક યોગીની આસપાસ બે ઉપાસકો ઊભા છે. પ્રાચીન મિસરનાં ચિત્રો અને શિલ્પકામો પર જણાતાં એવી બીજી એક છાપ પર ચાર માણસો એક હારમાં ધ્વજદંડ લઇને સરઘસમાં જતાં હોય એમ લાગે છે.

હજી સુધી ઉપલબ્ધ થયેલા તાંબાના ચોરસ કકડાઓમાં બે જાત માલમ પડી છે. એકમાં એક તરફ મનુષ્યનું કે પ્રાણીનું ચિત્ર, અને બીજી તરફ લેખ. બીજામાં બન્ને બાજુએ લેખ.

આ તાંબાના કકડાઓ બહુ પાતળા હોવાથી મુદ્રા તરીકે તો નહિ પણ ઘણુંખરું તાવિજ તરીકે વપરાશમાં આવતા હશે.

## સિંધુ સંસ્કૃતિની લિપિ

આ લિપિનું સંપૂર્ણ જ્ઞાન હજી સુધી મળ્યું નથી, તોપણ તે વિષે કરેલાં કેટલાંક અનુમાનો અહીં ઉતારવા જેવાં છે.

બેબીલોનની "ક્યુનિફોર્મ" (Cuniform) કે મિસરની "હાઇરેટિક" (Hieratic) કે ચીનની લિપિ જેવી આ લિપિ નથી. પણ હજુ ચિત્રપલ્લવી અવસ્થામાં છે. એટલે અક્ષરોને બદલે જાતજાતનાં ચિત્રો ચિતરેલાં છે. આધુનિક ફારસી લિપિની માફક આ લિપિ દક્ષિણથી ઉત્તર તરફ લખાતી. પણ ઘણી વાર એ "બેસ્ટ્રોફીડન" (Boustrophedon) એટલે પહેલી લીટી દક્ષિણથી ઉત્તર, અને બીજી લીટી ઉત્તરથી દક્ષિણ તરફ પણ લખાયેલી છે. ચિહ્નો, શબ્દો નહિ પણ અક્ષરોને સ્થાને જ વપરાગેલાં હોવાં જોઇએ. . લેખો, ઘણુંખરું માલિકોનાં નામ અને તેમની ઉપાધિઓ હશે. નામો પણ ઋગ્વેદના સમયના આર્યોના જેવાં જ હોવાં જોઇએ.

આ લિપિના સંબંધમાં પ્રો. લેન્ગડન, ભારતવર્ષની પ્રાચીન લિપિ બ્રાહ્મી અને સિંધુલિપિની સરખામણી કરતાં કહે છે કે બ્રાહ્મી લિપિ ચિત્રપલ્લવી સિંધુલિપિમાંથી ઉપજાવેલી છે, અને જો આ સિંધુ બુદ્ધના સમયની લિપિમાંથી પરિણમી હોય તો પ્રાચીન આર્યોને સિંધુસંસ્કૃતિ સાથે ઘણો ગાઢો સંબંધ હોવો જોઇએ. અને આ અનુમાનને આધારે

તો કહેવું જ પડે કે ભારતવર્ષના આર્યો, ઇતિહાસ કહે છે તેના કરતાં બહુ પ્રાચીન કાળના હોવા જોઇએ. સંભવિત છે કે Indo-Germanic માનવશાખાના એ જૂનામાં જૂના પ્રતિનિધિ હોય.

## સિંધુ સંસ્કૃતિના ધાર્મિક અવશેષો

જો કે મોહેન્જોડારોનાં અવશેષોમાંથી મંદિરો કે એવાં બીજાં કંઇ પણ ધાર્મિક મકાન મળી આવ્યાં નથી કે જે પરથી તે કાળના લોકો કયો ધર્મ પાળતા હતા તેનું અનુમાન કરી શકાય; છતાં મુદ્રાઓ, માટી પરની કૃતિઓ અને થોડીક પથ્થરની મૂર્તિઓ જડી છે તે પરથી નીચેનાં અનુમાનો બાંધવામાં આવ્યાં છે.

કેવળ કટિમેખલા પહેરેલી, અને માથા અને કંઠાભરણોથી ભરપૂર સ્ત્રીઆકૃતિઓ Mother Goddess કે પ્રકૃતિ દેવીની પૂજાનો નિર્દેશ કરે છે. આ માનવાનું કારણ એટલું જ કે આવી કૃતિઓ-પશ્ચિમ એશિયાના દેશોમાં અને સિંધુથી નાઇલ નદીના સર્વ પ્રદેશો જે તામ્ર-પાષાણ યુગમાં એક જ સંસ્કૃતિથી જોડાયેલા હતા-ત્યાં મળી આવી છે. વળી માતૃ-પૂજામાર્ગ Anatobiaમાં પ્રથમ દાખલ થયો એમ માનવું છે.

આ પૂજાની સાક્ષી પૂરતો હોય તેમ અર્વાચીન હિંદમાં આ પૂજામાર્ગ, ગ્રામમાતા અને જાતજાતના માતાના સ્વરૂપમાં પ્રચલિત છે.

હજુ પણ ભીલ વગેરે અભણ અને અસંસ્કારી જાતિમાં પ્રચલિત હોવાથી આ પૂજા-માર્ગ અનાર્ય લોકોમાં ઉત્પન્ન થયો હોવો જોઇએ. જો કે ઋગ્વેદમાં પૃથ્વીનો દેવી તરીક નિર્દેશ થયો છે તો પણ ત્યાં તે બહુ માનનીય સ્થાન ભોગવતી નથી.

આ જ પ્રસંગમાં હરાપ્પામાંથી એક છાપ મળી આવી છે તે નોંધવાલાયક છે. આ છાપમાં એક નગ્ન સ્ત્રીનું ઊંધે માથે, પહોળા પગ, અને યોનિમાંથી એક છોડ નીકળતું-ચિત્ર છે. છાપની બીજી બાજૂએ એક સ્ત્રી અને પુરુષ, પુરુષના હાથમાં ઘાસ કાપવાની છરી, અને સ્ત્રી જમીન પર નમન કરતી જોવામાં આવે છે. પૃથ્વીદેવીનું આવું અપૂર્વ ચિત્ર જોડિયા પ્રાંતમાં, ભીતા શહેરમાં ગુપ્તકાળની માટીની કૃતિ પર છે.

બીજી એક મુદ્રા ઉપર ત્રણ માથાવાળી યોગાસનમાં બેઠેલી કૃતિ છે. એના હાથ પહોળા કરેલા છે, અને અંગુઠા ગુંઠણને અડકે છે. માથા પર લાંબી પાઘડી જેવું કંઇક પહેરેલું છે, અને પાઘડી આગળ બે શિંગડાં છે. કૃતિની જમણી બાજૂએ એક હાથી અને વાઘ, ડાબી બાજૂએ ગેંડા અને ભેંસ ઊભેલાં છે. આસનની નીચે બે હરણ આલેખેલાં છે. મથાળા પર સાત અક્ષરોનો લેખ છે. સંભવિત છે કે આધુનિક શિવનું આ પ્રતિસ્વરૂપ હોય.

આબુ પર્વત પાસે આવેલા દેવાંગન નામના ખંડિયેર મંદિરમાં આવી શિવની ત્રિમૂર્તિ છે.

ત્રિમૂર્તિ સિવાય શિવની મૂર્તિ સાથે સંબંધ દાખવતું યોગીના જેવું બીજું ચિહ્ન છે. જેમ શિવપૂજા આર્યોના પહેલાંના લોકોમાં પ્રચલિત હતી, તેમ યોગ પૂર્વ-આર્યસંસ્કૃતિમાં ઉદ્‌ભવેલો એમ માનવું છે.

માતાની પૂજા સાથે નિકટ સંબંધ ધરાવતી શક્તિપૂજા છે. શક્તિપૂજા એ માતૃપૂજા-માંથી ઉદ્‌ભવેલી. આના-શક્તિપૂજાના-થોડાંક અવશેષો-લિંગ અને યોનિ-મોહેન્જોડારો

અને હરાપ્પામાંથી મળી આવ્યા છે. આમાં બે ( Pes XIV, 2 and 4 ) તો લિંગના આબેહૂબ નમૂના છે. આ પરથી સહેજ પણ શંકા વગર કહી શકાય કે લિંગપૂજા આર્યોના કરતાં પહેલાંના લોકોમાં પ્રચલિત હતી.

વૃક્ષપૂજાનાં પણ થોડાંક અવશેષો મળ્યાં છે, તેમાંનાં એકમાં કુંડાલામાંથી નીકળતી શાખાઓ ઝાડનો ભાસ કરાવે છે. શાખાઓની વચ્ચે એક લાંબા વાળવાળું અને ત્રિશૂળસમાં શિંગડાંવાળા કોઇ દેવતાનો આકાર છે. ઝાડની આગળ અર્ધનમન કરતો માનવનો આકાર છે. ઝાડની નીચે સાત આકૃતિઓ અને એક મિશ્ર પ્રાણીનું ચિત્ર છે. ઝાડનાં પાંદડા પીપળાના ઝાડના જેવાં છે, એટલે કદાચ પીપળાનું ઝાડ હોય.

પશુ અને વૃક્ષપૂજા આર્યોના પહેલાં અસ્તિત્વમાં હતી અને હિંદુ અને બૌદ્ધ મૂર્તિપૂજામાં એ જેવામાં આવે છે.

મુદ્રા, છાપ અને પથ્થર પર કોતરેલાં પશુઓના, સૈન્ધવો પશુપૂજામાં માનતા હશે એમ સૂચવે છે. પશુઓમાં ત્રણ જાત માલમ પડે છે. એક તો કેવળ પૌરાણિક; બીજી પૌરાણિક છે કે નહિ તે કહેવું શકય નથી; જ્યારે ત્રીજી જાત હાલમાં જાણીતાં પશુઓની છે. વચલી–બીજી–જાત સુમેરિયન દેવતા એન્કીદુ અને પૌરાણિક નાગદેવતાઓનું સ્મરણ કરાવે છે.

સૈન્ધવો પાણીની પાવકતામાં માનતા કે નહિ તેની સાબિતી હજી સુધી મળી નથી. પણ અસંખ્ય કુંડો અને ગટરો પરથી એમ અનુમાન કરી શકાય કે તેઓ સ્નાનશુદ્ધિમાં માનતા.

આ પરથી એમ અનુમાન બાંધી શકાય કે સિન્ધુધર્મ પશ્ચિમ એશિયાના પ્રદેશોના ધર્મો કરતાં ભારતના ધર્મને વધારે મળતો આવે છે. માતૃ–લિંગ–યોનિ, વૃક્ષપૂજા અને શિવપૂજા આનો પુરાવો છે. એ પરથી એટલું પણ પુરવાર થાય છે કે હાલમાં જંગલમાં વસતા લિંગપૂજકોના પૂર્વજો શહેરોમાં વસતા અને એક સમયે એક સંસ્કૃતિના પોષક હતા.

## મોહેન્જોડારોની શિલ્પકલા

શિલ્પકલાના થોડાક જ નમુનાઓ મળ્યા છે, તેમાં એક કાંસાની બનાવેલી નૃત્ય કરતી કન્યાકૃતિ છે. આમાં એક અનાર્ય કન્યા, સાથળ પર હાથ રાખી, પગ સહેજ આગળ અને પગલાં સંગીતના નાદને અનુસરતાં આલેખવામાં આવ્યાં છે. બહુ દક્ષતાથી જો કે આ કાર્ય કરવામાં આવ્યું નથી છતાં કલાકારનું સૂક્ષ્મ અવલોકન તરી આવે છે. પણ આના કરતાં હરાપ્પામાંથી મળેલાં બે નાનાં પૂતળાંઓ વધારે આકર્ષક છે. બન્નેની ડોકમાં અને ખભામાં માથું અને હાથ જોડવા માટે કાણાં છે, જ્યારે કુચાગ્રને સિમેંટથી જુદી દાબેલાં છે. ભારતીય–ગ્રીસકલા કે બીજી કોઈ પણ કલાના અવશેષોમાં આવી શિલ્પકૃતિઓ મળી નથી. સિન્ધુકલાનો એ અપ્રતિમ નમૂનો છે. જ્યારે લાલ પથ્થરની શિલ્પકૃતિનું વર્ણન કરતાં માર્શલ કહે છે કે ખ્રિસ્ત પૂર્વે ચોથા સૈકાનો ગ્રીક કલાકાર પણ આ કલાના નમૂનાને પોતાનું કહેવામાં ગૌરવ માને, છતાં આખું યે કામ ભારતીય જ છે અને ગ્રીસિયન હોવાનો સહેજ પણ સંભવ નથી. વિશેષમાં પ્રાણીના શરીરનાં અવયવોનું એવું આબેહૂબ નિરૂપણ તથા પ્રાણીમાત્રનું મૂર્તિઓ તરીકે એવું સરસ આલેખન કરવામાં આવ્યું છે કે

જેથી સ્વાભાવિક મત એમ બાંધવામાં આવે કે સિન્ધુ કલાકાર ગ્રીસની કલાનો પુરોગામી હતો તો તેમાં જરા પણ અતિશયોક્તિ નહિ જણાય.

## દાગીના

સ્ત્રી અને પુરુષ બન્ને દાગીના પહેરતાં. કટિમેખલા, કર્ણાભરણો, કડાં ફક્ત સ્ત્રીઓ; જ્યારે હાર, વીંટી, પોંચી, સ્ત્રી અને પુરુષ બન્ને પહેરતાં. પૈસાદાર લોકો સોના, રૂપાં, faience, હાથીદાંત; ગરીબ હાડકાં, તાંબુ અને માટીના દાગીનાથી સંતોષ માનતા. ઘણી જાતના અને ઘણા આકારના મણકાઓ ઘરેણા તરીકે વપરાતા. બંગડીઓ જેમ હમણાં અમુક જાતની સ્ત્રીઓ પહેરે છે તેમ આખા હાથને ઢાંકી દેતી.

## વાસણો

તાંબાનાં અને કાંસાનાં વાસણો બહુ જોવામાં આવતાં નથી. ઘરનાં ઘણાંખરાં વાસણો માટીનાં જ બનતાં. એમાં પણ જાતજાતના આકારો આવતા. હાડકાં અને હાથીદાંત, કાંસકી અને સોય વગેરે બનાવવામાં ખપ લાગતાં. કુહાડી, અસ્તરો, તાંબાનાં અને કાંસાનાં બનતાં.

## રમકડાં

રમકડામાં ઘૂઘરા, સિસોટી, માટીના ઢીંગલા, પશુ, પંખી અને ગાડાંઓ મળી આવ્યાં છે. ગાડાંઓમાં પૈડાંવાળાં વાહનોના પ્રાચીનમાં પ્રાચીન નમૂનો મળી આવ્યો છે. વળી આ ગાડાં, સમકાલીન " ઉર " ની સંસ્કૃતિ–જેના એક અવશેષમાં શિલા પર ગાડું આલેખેલું છે. તેનું સ્મરણ કરાવે છે. સુંદર લખોટા અને પાસા તે વખતની રમતોની યાદગીરી લાગે છે.

વજનો પણ મળ્યાં છે, અને એમ માનવું છે કે ઇલામ અને મેસોપોટેમિયાનાં વજનો કરતાં વધારે ખરાં–ચોક્કસ છે.

## હથિયારો

લડાઈનાં અને શિકારનાં હથિયારોમાં કુહાડી, ભાલા, છરા, ધનુષ, બાણ, ગદા, ગોફણ જડયાં છે; પણ બચાવનાં સાધનો–ઢાલ, તરવાર, Helmet, ઘૂંટણની નીચેનું બખ્તર ( Greaves ) મળ્યાં નથી.

## કપડાં

ત્રાક અને રેંટિયા એટલા બધા મળ્યા છે કે મોહેન્જોડારોમાં કાંતવાનું ઘણું પ્રચલિત હોવું જોઇએ, એ સાધારણ અનુમાન થાય. અને રેંટિયાની જાતો–જેમાં સાદી માટીના અને એક ઉચ્ચ જાતના માટી ( faience ) ના મુખ્ય છે–પરથી તો એમ જ લાગે કે ગરીબ અને ધનવાન બધા રેંટીઓ કાંતતા. ગરમ કપડાં માટે ઊન અને સુતરાઉ માટે રૂ વપરાતું. રૂનાં થોડાંક અવશેષો મળ્યાં છે તે પરથી તો હાલમાં હિંદમાં જે હલકી જાતનું રૂ ઊગે છે તેની જાતનું હશે એમ અનુમાન છે.

## ખોરાક

મોહેન્જોડારોના લોકો અનાજમાં મુખ્યત્વે ઘઉં અને જવ ઉગાડતા. તેમના બીજા ખોરાકમાં ગોમાંસ, ઘેટાં, કુક્કર, કાચબા વગેરેનું માંસ અને માછલી હતાં. આ સર્વનાં

કાચલાં અને હાડકાં અર્ધદગ્ધ અવસ્થામાં મળી આવ્યાં છે તે પરથી સિન્ધુના લોકો આ વસ્તુઓ ખોરાકમાં લેતા હશે એમાં સહેજ પણ શક નથી.

## મરણ પામેલાં મનુષ્યોનો નિકાલ

મોહેન્‌જોડારો અને હરાપ્પામાં મરણ પામેલાં મનુષ્યોનો ત્રણ રીતે નિકાલ કરવામાં આવતો.

એક તો, હાલમાં જેમ યુરોપિયનો અને મુસલમાનો શબને દાટે છે તેમ શબને દાટવામાં આવતું. બીજી રીત પ્રમાણે શબનાં થોડાંક અવયવો જ દાટવામાં આવતાં, અને ત્રીજી રીતે તો હિંદુઓમાં ઘણે ભાગે શબને બાળી નાખે છે તેમ બાળવામાં આવતું.

મોટે ભાગે, શબને બાળવામાં જ આવતું; કારણ કે શબનાં અવશેષો જડયાં છે તે પરદેશીઓનાં છે એમ માનવું છે. પ્રાચીન સમયમાં, ખ્રિસ્ત પૂર્વે બીજા-ત્રીજા સૈકામાં જેમ તક્ષશિલા હિંદ અને હિંદના બહારના લોકોને વ્યાપાર અને સંસ્કૃતિની પરસ્પર આપ-લે કરવાનું મધ્યસ્થાન હતું અને હાલમાં જેમ મુંબાઈ આન્તરરાષ્ટ્રીય લોકોને મળવાનું સ્થાન છે તેમ સિંધુના ફળદ્રૂપ પ્રદેશમાં વસેલા મોહેન્‌જોડારો અને હરાપ્પામાં તે સમયમાં આજથી ૫૦૦૦ વર્ષ પહેલાં કલા, સંસ્કૃતિ અને વ્યાપારની પરસ્પર આપ ને લે માટે જાત જાતના લોકોનો મેળો થતો. આ મનુષ્યજાતોમાં મળી આવેલાં હાડપિંજરો પરથી મુખ્યત્વે Proto Austroloid, Mediterraneans, Alpines હતાં એમ લાગે છે.

ઉપર દર્શાવેલી શોધખોળોએ એટલા બધા મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે કે તેમનો નિકાલ લાવતાં વર્ષો લાગશે. પણ તેમાંના થોડાક-આર્ય સંસ્કૃતિ એટલે વેદોના સમયની સંસ્કૃતિ અને મોહેન્‌જોડારોની સંસ્કૃતિ, તેમનો આન્તરસંબંધ વગેરે પ્રશ્નો, બીજો લેખ માગી લે છે.

હસમુખ ધી. સાંકળિયા

# રાધિકા

**મ**હાબળેશ્વરની શીતળ ટેકરી ઉપરના એક ભવ્ય બંગલામાં આનંદની છોળો ઊછળી રહી હતી. લીલાધર શેઠનો એકનો એક પુત્ર હર્ષદ બી. એ. ની પરીક્ષામાં પ્રથમ શ્રેણિમાં પહેલે નંબરે ઉત્તીર્ણ થયો તેનો તાર તારવાળો અત્યારે જ આપી ગયો હતો. તે તાર પૂરો વંચાઈ ન રહ્યો એટલામાં તો બીજો ત્રીજો-એમ એક કલાકમાં તો ત્રીસ-ચાલીસ તારનો ઢગલો થઇ ગયો. લીલાધર શેઠને આજે પોતાના જીવનની કૃતકૃત્યતા લાગી. ધનિકો ઉપર એક એવો આક્ષેપ હોય છે કે તેમને અને સરસ્વતીને નવ ગજનું છેટું હોય છે, પણ હર્ષદ સંબંધી એવું કોઇ ન કહી શકે, એમ લીલાધર શેઠને આજ સગર્વ થયું. તેમણે તેના ભાવિનાં ઉજ્જવલ સ્વપ્નાં સેવવા માંડયાં. તેમની ઇચ્છા પોતાનો ઝવેરાતનો ધંધો હવે તે સંભાળી લે; અને તે માટે પોતાની પેરિસની પેઢી એક વાર તે જોઇ આવે એવી હતી. બીજી બાજુ હર્ષદના અંગ્રેજ પ્રિન્સિપાલ તેને પોતાની કૉલેજમાં પ્રોફેસર તરીકે લેવા ઇચ્છતા હતા. પણ હર્ષદને તો આ બેમાંથી એકે વાત મંજૂર ન હતી: તેનું ચિત્ત ચિત્રકળામાં ચોંટયું હતું. એક ઊગતા ચિત્રકાર તરીકે તેણે સરસ ખ્યાતિ મેળવી હતી. તેનાં ચિત્રોની કદર અનેક મોટા મોટા કલામીમાંસકોએ પણ મુક્તકંઠે કરી હતી. તેમાં ગઈ કાલે બનેલી એક ઘટનાએ તો તેને લગભગ ગાંડો કરી મૂકયો હતો. લાંબા વખતથી તે એક ચિત્ર સર્જવા મથતો હતો. તેનું આછું આછું દર્શન તે કરી શકયો હતો, તેની રેખાઓ તે ઝાંખી ઝાંખી પોતાની કલ્પનાસૃષ્ટિમાં ઉપજાવી શકયો, પણ જેવું તે ઇચ્છતો હતો તેવું તે ચિત્ર ઊઠતું ન હતું. તેમાં તેને કંઇક ઊણપ લાગતી. પણ આ ચિત્ર ઉપર તેણે પોતાની આશાની સર્વ ઇમારત ચણી હતી. જો એ ચિત્ર તે સર્જી શકે તો રાફેલની મેડોનાની જેમ રાધાનું એક અમર ચિત્ર જગતના કલાભંડારમાં પોતે ઉમેરી શકે એમ તેને લાગતું. ગઇ કાલે તેને એકાએક આ સ્વપ્નની સિદ્ધિ થતી હોય એમ લાગ્યું. પોતે જે ચિત્ર પોતાની માનસિક સૃષ્ટિમાં વિકસાવી રહ્યો હતો તેની તેથી કદાચ વધુ સુંદર, વધુ પ્રાણવાન જીવન્ત પ્રતિમા ગઇ કાલે તેણે જોઈ. પોતાના ચિત્રમાં તેને જે અપૂર્ણતા લાગતી હતી અને છતાં જે અપૂર્ણતા કઇ છે તે તેને સમજાતું નહતું તે તેને જોતાં તેને સ્પષ્ટ થયું. તેના પ્રતીક ઉપરથી જો પોતે પોતાનું ચિત્ર દોરે તો પોતાની બધી આશા સફળ થાય એમ તેને તરત જ લાગ્યું: તેના એ આનંદનું ઘેન એટલું તો તીવ્ર હતું કે આજે મળેલી અસાધારણ સફળતાના સમાચાર પણ એને ખાસ મહત્ત્વના ન લાગ્યા. પણ હર્ષદનું એ સ્વપ્ન તેને ધીરે ધીરે આકાશકુસુમવત્ લાગવા માંડયું. જે તરુણીની નાજુક ભ્રૂકુટિમાં, સ્વપ્નભર્યાં નયનમાં, હોઠની સુકુમારતામાં, અને પ્રત્યેક અંગની સુપ્રમાણતામાં પોતાના ચિત્રની પૂર્ણતા તેણે વિલોકી હતી તેનું ફરી તે દર્શન કરી શકયો નહિ. જે જગ્યાએ તેણે તેને જોઈ હતી ત્યાં તે વારંવાર જતો હતો, પણ તેના એ સર્વ પ્રયત્નો મિથ્યા હતા. હર્ષદને, સહસા ધનવાન બનેલો માણસ ભિખારી થઇ જાય એવો આઘાત લાગ્યો. પણ તે હતાશ ન બન્યો. તેને કોઈ પણ રીતે શોધી કાઢવાનો તેણે સંકલ્પ કર્યો.

ઉનાળો ઊતરતાં આખું કુટુંબ પાછું મુંબઇ ગયું. લીલાધર શેઠે હર્ષદને તેની ઇચ્છા વિરુદ્ધ ઝવેરી થવાનો આગ્રહ ન કર્યો. એની મેળે જવાબદારી માથે પડતાં સમજતો થઇ જશે એમ તેમણે પોતાના મનનું સમાધાન કર્યું. હર્ષદને તો પોતાને લાધેલી ગોપિકાને કોઇ અગમ્ય કુંજમાંથી પાછી શોધવી હતી તેના જ વિચાર હતા, તેની ધૂનમાં ને ધૂનમાં જ તે ઘૂમ્યા કરતો. પોતાની રાધિકાના એ પ્રતીકનાં એકાએક એક દિવસ સાંજે તેણે હેન્ગીંગ ગાર્ડન ઉપર દર્શન કર્યાં; તેને જોતાં જ તે ચિત્રવત્ સ્તબ્ધ બની ગયો. સામે અરબી સાગરની નીલ ઘેરી વિસ્તીર્ણ ક્ષિતિજ રેખાને સૂર્ય અડી રહ્યો હતો. તેનાં અન્તિમ કિરણો એ તરુણીના ગૌર વદનને એક પ્રકારની સૌમ્ય તેજસ્વિતા અર્પતાં હતાં. પોતાની કોઈ બહેનપણી સાથે તે વાત કરી રહી હતી. સમુદ્ર તરફથી આવતી લહરિ તેનાં બાંધણી ભાતનાં લૂગડાં સાથે રમત કરતી, તેની અલક લટમાંથી કાવ્યના ઓઘ છલકાવી રહી હતી. હર્ષદ મુગ્ધ બની એ દશ્ય જોઇ રહ્યો. ઇશ્વરે પુરુષને પાંચ ઇન્દ્રિયો આપી છે, પણ સ્ત્રીઓ તરફ જાણે તેણે પક્ષપાત કર્યો હોય, જાણે તેને છઠ્ઠી ઇન્દ્રિય આપી હોય એમ હર્ષદને લાગ્યું. કારણ કે પોતે તેના તરફ જોતો હતો તે બાજુ તેની નજર ન હતી. છતાં તે કળી ગઇ કે પોતાને કોઇ તાકીતાકીને ધ્યાનપૂર્વક જોઇ રહ્યું છે. તેણે હર્ષદ તરફ સહેજ મુખ ફેરવ્યું, અને પાછી મધુર સ્મિત કરતી, પોતાની બહેનપણી સાથે વાતમાં ગૂંથાઈ.

હર્ષદને હેન્ગીંગ ગાર્ડન ઉપર ફરવા જવાનો, અને ત્યાં પેલી તરુણીની રાહ જોવાનો નિત્યનો વ્યવસાય થઇ પડયો. તે તેની બહેનપણી સાથે દરરોજ સાંજે ત્યાં ફરવા આવતી, અને અનેક પ્રકારનાં ગપ્પાં, ચર્ચા અને વિનોદમાં પોતાનો સમય પસાર કરતી. એક દિવસ પોતે જે બાંક ઉપર બેઠો હતો, તેની નજીકના બાંક ઉપર આવી તે બન્ને બહેનપણીઓ બેઠી. તેમની વાતચીત હર્ષદ સ્પષ્ટપણે સાંભળી શકતો હતો. પેલી તરુણીના શબ્દો જાણે તેના કાનમાં સિતાર રણકતી હોય એવા તેને મધુર લાગ્યા; તેમની વાતમાંથી તે જાણી શક્યો કે તેનું નામ માલિની હતું, અને તેની બહેનપણીનું વસુન્ધરા. તેમની ચર્ચાઓનું ક્ષેત્ર સામે લહેરાતા સાગર જેટલું જ વિશાળ હતું. ઘડીમાં અભ્યાસની, કોઇ વિદ્યાર્થીની, અધ્યાપકની, રાજકારણની, તો ઘડીમાં પરીક્ષાની, કલાની કે એવી વાતો તે બન્ને કરતાં. હર્ષદ રસપૂર્વક તેમની વાત સાંભળી રહ્યો.

"આવા લોકોને શા માટે નિમંત્રવામાં આવતા હશે?" માલિનીએ પૂછયું.

"એ તો સેક્રેટરી જાણે, પણ મિ. કાર્પેન્ટરનું વક્તૃત્વ તો આકર્ષક હતું જ" વસુન્ધરા બોલી.

"એટલું જ તો એમની પાસે હોય છે. અને એવી ટૂંકી મૂડી ઉપર એ લોકો મોટો વેપાર ખેડતા હોય છે. આજે ભાઇસાહેબ કહેવા મંડયા કે ગાંધાર સ્કૂલે પોતાના આદર્શ ગ્રીક કલામાંથી લીધા છે. આજ સુધી એ ડીંગ એ લોકોએ ચલાવ્યું; હવે નહિ ચાલે. ગ્રીક કલા અને ભારતીય કલા વચ્ચે આસમાન જમીનનો ફેર છે તે તો તે જોતા જ નથી. ભારતીય કલા અંતર્મુખ છે, ગ્રીક બહિર્મુખ. ભારતીય કલાકારોએ, જેને જોઈ નથી શકાતો એવા આત્માને પણ પોતાની રેખાઓ દ્વારા વ્યક્ત કરવા સફળ પ્રયત્ન કર્યા છે; જ્યારે ગ્રીક કલાકોવિદે આદર્શ દેહની રેખાઓ ઉપજાવી છે. સારનાથનો બુદ્ધ કે પ્રજ્ઞા પારમિતા ભારતીય કલાકાર જ સર્જી શકે. ગ્રીકને તો તેના સ્વપ્નાં પણ ન આવે. ગ્રીક કલાકાર

સ્થૂળ સૌંદર્યનો ઉપાસક હતો; ભારતીય કલાકાર આધ્યાત્મિક સૌંદર્યનો દ્રષ્ટા હતો. અને છતાં કાર્પેન્ટર કહે છે કે ગ્રીક લોકોની અસર હેઠળ ભારતીય કલા અને સ્થાપત્ય વિકસ્યાં!"

હર્ષદ માલિનીના આ શબ્દો મુગ્ધ બની સાંભળી રહ્યો. કલામાં માલિની સારો સરખો રસ લઈ રહી હતી એમ તે જોઇ શકયો. માલિની પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યે જ જતી હતી. "અને આપણા કલાકારોએ બળ–પ્રચંડ બળ પણ પોતાની રેખાઓમાં નથી નીપજાવ્યું એમ નથી–પણ તેમાં પણ તેમની રેખાઓ સૂક્ષ્મ, સૂચક અને કેવળ કલામય. નટરાજના એ ત્રિભંગમાં શું નથી......"

તે એકદમ ચમકી. હર્ષદે બૂમ પાડી હતી: "ઊભો રહે બદમાશ", અને તેનું ધ્યાન તે તરફ ખેંચાયું. માલિનીને વાત કરતાં અનેક વખત પોતાના સુકોમળ નાજુક હાથ ઉપરથી સોનાની બંગડી ઉતારી તેના ઉપર લટકતી ઘૂઘરીઓ સાથે રમત કરવાની, તેને ઉછાળવાની, તો કોઇ કોઇ વખત હાથમાં તેને ફેરવ્યા કરવાની ટેવ હતી. આજે વાતમાં ને વાતમાં તેણે તે બંગડી પોતાની બાજુએ પડેલી એક ચોપડી ઉપર મૂકી હતી, પણ તે બાંકના પાછલા ભાગમાં પડી ગઇ હતી તે તરફ એ બન્નેમાંથી કોઇનું ધ્યાન ન હતું. હર્ષદે તે જોયું હતું. તે વાતમાં મશગૂલ હતાં એ તક જોઇ એક પકાણુનો છોકરો પાછળથી તે ઉપાડી રસ્તે પડતો હતો, તેને હર્ષદે બૂમ પાડી ઊભો રાખ્યો—પકડયો. તેના હાથમાંથી બંગડી પડાવી તે બન્ને બહેનપણીઓ સામે આવી પૂછ્યું:

"આ બંગડી આપની?"

"હાજી" માલિનીએ જવાબ આપ્યો. એ બે અક્ષરમાં હર્ષદને અમૃતની મધુરતા લાગી.

"આ છોકરો એ ચોરી જતો હતો, પણ એટલામાં મારી નજર પડી ગઇ. એનું આપને જે કરવું હોય તે કરો, લો આપની બંગડી."

માલિનીએ આભારસહ બંગડી સ્વીકારી. તેના હાથમાં તે આપતાં હર્ષદને ભય લાગ્યો કે પોતાના હાથનો કંપ તે કળી જશે. માલિનીએ સ્મિતભર્યા વદને કહ્યું: "બિચારો ગરીબ હશે તે ચોરી કરે. એને શું પોલિસને સોંપવો? આપને વાંધો ન હોય તો જવા દઇએ એને."

"ના, ના. મને જરા ય વાંધો નથી. માણસ સ્વભાવથી કંઇ થોડું જ દુષ્ટ હોય છે? સંજોગો તેની દુષ્ટતા માટે જવાબદાર હોય છે." વાતનો પ્રસંગ મળતાં હર્ષદે મુલાકાત જેમ બને તેમ લંબાવવાના ઇરાદાથી કહ્યું, અને પેલા છોકરાને "જા. ફરી જોજે આવું કરતો" કહી છોડી મૂકયો. છોકરો ત્યાંથી જીવ લઇ ભાગ્યો. માલિનીને લાગ્યું કે પોતાને મદદ કરનારને તેનું નામ પૂછ્યા વિના જવા દેવો એ તો કૃતઘ્નતા જ કહેવાય. એટલે તેણે સહેજ સંકોચાતાં પૂછ્યું:

"આપનું નામ?"

હર્ષદે પોતાના નામનું કાર્ડ તરત જ તેના હાથમાં મૂક્યું. માલિનીનું મુખ આનંદથી ખીલી ઊઠયું.

"ઓહો! 'તાંડવ'ના દ્રષ્ટા તે આપ! આપને તો ખબરે ન હોય કે મારાં આ વસુન્ધરા બહેન, મિસ દત્ત અને હું કલાકોના કલાક સુધી આપનાં એ 'તાંડવ'ની ચર્ચા

કર્યા કરીએ છીએ. માત્ર સમુદ્રનાં મોજાંમાંથી રુદ્રના એ ભવ્ય નૃત્યને આપે અદ્‌ભુત રીતે વ્યક્ત કર્યું છે."

હર્ષદના મુખ ઉપર લાલી આવી ગઇ. તેણે સંકોચાતાં જવાબ આપ્યો: "કલા-મીમાંસકોએ નાહક મને ચડાવી મૂક્યો છે. ક્યાં શિવનું તાણ્ડવ અને ક્યાં એ મારો બાલિશ પ્રયોગ!"

"ના, ના. એ તો તમારી નમ્રતા છે. બાકી તમારાં ચિત્રો મેં 'રૂપમ્,' 'મોડર્ન રિવ્યૂ,' 'કુમાર' વગેરેમાં જોયાં છે. તેમ જ તમારું તાજેતરમાં બહાર પડેલું આલ્બમ પણ મારી પાસે છે. એ બધામાં કોઈ અદ્‌ભુત પ્રતિભા છે. એને માટે તમે શું પણ આખું ગુજરાત આજે ગર્વ લઇ શકે એમ છે." માલિનીની નાજુક આંગળીઓ તેની બંગડી ઉપરની ઘૂઘરી સાથે રમત કરી રહી હતી.

એક રૂપવતી તેજસ્વી યુવતીના મુખમાંથી નીકળતી પ્રશંસા ઉદાસીન ભાવથી સાંભળનાર કાં તો કોઇ વિરલ મહાત્મા હોય કે કોઇ વિરલ જડસો હોય. હર્ષદ બેમાંથી એક પણ ન હતો. મુગ્ધભાવથી તે પોતાની પ્રશંસા સાંભળી રહ્યો. પણ તેનો કંઇક વિવેક-ભર્યો પ્રત્યુત્તર તો આપવો જ જોઇએ એમ તેને લાગ્યું, એટલે તેણે કહ્યું:

"છપાએલું કંઇ બધું જ સારું હોય છે? અને 'રૂપમ્'માં કે બીજા કોઇ કલાના પત્રમાં જે કંઇ પ્રસિદ્ધ થાય છે તેમાંનું બધું ચિરંજીવી થોડું જ છે? પણ હા, એટલું ખરું કે કોઇ મહાન કલાધરને ચરણે બેસી મને એ વિષયમાં પ્રગતિ કરવાના કોડ અવશ્ય છે જ." પોતે જેની શોધમાં હતો તે આજે આટલું બધું નિકટ જોતાં હર્ષદના હૃદયમાં આનંદની હેલી વર્ષી રહી હતી. વળી માલિની ચિત્રકળામાં સારો રસ લઇ રહી હતી એ જોતાં તો પોતાના મનોરથોની સિદ્ધિ તેને છેક અસંભવિત ન લાગી. પોતે હજુ એ બન્નેની ઓળખાણ તો કરી જ નથી એમ યાદ આવતાં તે બોલ્યો:

"અવિનય માફ કરજો; પણ આપનું નામ પૂછવાનું તો હું સાવ ભૂલી જ ગયો."

"મારું નામ માલિની, અને આ બહેન મારાં ખાસ મિત્ર છે: એનું નામ વસુન્ધરા. અમે બન્ને સાથે જ ભણીએ છીએ અને સાથે જ રહીએ છીએ." માલિનીએ સસ્મિત જવાબ આપ્યો.

"પણ એટલું બસ નથી હર્ષદભાઈ," વસુન્ધરા માલિની તરફ પોતાની આંખ નચાવતી બોલી: "મારાં માલિની બહેન એક મોટાં ચિત્રકાર પણ છે, તે તેણે તમને જણાવ્યું જ નથી."

માલિની તરત જ તેને અટકાવી બોલી: "ના, ના. એને તો એમ મારી મશ્કરી કરવાની ટેવ જ પડી છે. પણ એ ભાસ્કરાચાર્ય કે ન્યૂટનની જગા લેવાની છે તે તો હું તમને કહેવાનું જ ભૂલી ગઇ."

હર્ષદ આ વાર્તાલાપ રસપૂર્વક ખીલવી રહ્યો: 'આપ વિલ્સન કૉલેજમાં ભણતાં હશો?" તેણે પૂછ્યું.

"હા. અમે બન્ને એક જ વર્ગમાં છીએ." માલિની બોલી: "પણ મારાં વસુન્ધરા બહેનને જેમાં મગજમારી કરવાની ન હોય તેવા બધા વિષયો બાલિશ લાગે છે, અને તેમાં પણ સાહિત્ય તો ખાસ. એટલે એમણે ગણિત પસંદ કર્યું છે. મારો ઐચ્છિક વિષય સાહિત્ય છે, અને મેં સંસ્કૃત ઓનર્સ લીધું છે."

હર્ષદને વાત આટલે અટકે એવી ઇચ્છા ન હતી. તે બોલ્યોઃ "વિષય તો બધા જ સરખા. રસ પડે તે સહેલા, બાકી બીજા બધા અઘરા. ગણિત મને કદાચ મુશ્કેલ લાગે, કારણકે તે વિષય પરત્વે મેં રસ ન કેળવ્યો હોય; પણ જેણે એ ઉપર પોતાનું મન એકાગ્ર કર્યું હોય તેને એ રમત વાત છે. એટલે હું તો બુદ્ધિ માટે પર્યાય શબ્દ 'કૉન્સેન્ટ્રેશન–એકાગ્રતા' વાપરું."

વસુન્ધરાની આંખ આનંદથી હસી ઊઠી. તે બોલીઃ "સાચું છે હર્ષદભાઇ! નહિ તો જુઓને, અર્થશાસ્ત્રનો વિષય કેવો શુષ્ક ગણાય? તેને ને ચિત્રકલાને જરા પણ મેળ ખાય ખરો? છતાં આપ અર્થશાસ્ત્ર લઇ સારી રીતે ઉત્તીર્ણ થયા છો; એટલું જ નહિ, પણ પ્રથમ શ્રેણિમાં નંબર પણ પ્રથમ લાવી શક્યા છો. માલિની તો નાહક બધે મારી નિન્દા કરતી ફરે છે, કે ગણિત સિવાયના બીજા વિષયો મને બાલિશ લાગે છે."

ત્યારે તો એ લોકો પોતાને ઓળખતાં પણ હતાં! હર્ષદનો આનંદ વધ્યો. જેમ વેપારી, સાહિત્યકાર, પત્રકાર, ચિત્રકાર આદિ દરેકને પોતપોતાનું સ્વતંત્ર જગત હોય છે, તેમ વિદ્યાર્થીઓનું પણ એક નોખું જગત છે. તે જગતમાં આ વર્ષે જગન્નાથ છાત્રવૃત્તિ મેળવે એવો વિદ્યાપીઠમાં કોણ છે? તે કરાંચીમાં છે કે ધારવાડમાં? જેમ્સ ટેલર પ્રાઇઝ મેળવે એવો કોણ છે? વગેરે પ્રશ્નો તો વારંવાર ચર્ચાતા હોય. એ ચર્ચામાં હોશિયાર વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ ચર્ચાના વિષય બને. વિદ્યાર્થિનીઓના મિત્ર બનેલા વિદ્યાર્થી પણ એમાં આવે. એટલે આટલી સફળતાપૂર્વક પરીક્ષા પસાર કરનાર હર્ષદને આખી વિદ્યાર્થી-આલમ નામથી તો ઓળખતી જ, તેમાં ચિત્રકલામાં તેની અસાધારણ પ્રગતિએ, તેની આસપાસ એક પ્રકારનું અદ્ભુતતાનું વાતાવરણ ઊભું કર્યું હતું, અને એ બધામાં તેના પિતાની અઢળક સમૃદ્ધિ પૂર્તિ કરતી હતી. વસુન્ધરાનો કટાક્ષ સાંભળતાં માલિની હસી પડી.

"આ મારાં વસુન્ધરા બહેન છે તે જાણે સિતારના ચડાવેલા તાર જ જોઇ લો. જરા જેરામાં–સહેજ પવન આવે તેટલામાં પણ ઝણઝણી ઊઠે. એને ગણિત કે તત્ત્વજ્ઞાન સિવાયના બીજા બધા વિષયો બાલિશ લાગે છે એમ મેં કહ્યું તે જરા પણ ખોટું નથી. અને જ્યાં હોય ત્યાં એ મારે માટે વખત આવતાં કહે છે કે હું એની નિન્દા કરું છું. સારું છે કે એની હાજરીમાં એ નિન્દા કરું છું. એની પાછળ કરતી હોત તો એને શું નું શું થાત!" કહી માલિનીએ વસુન્ધરા તરફ જોઇ સ્નિગ્ધ સ્મિત કર્યું. હર્ષદ મુગ્ધ બની તેની તેજસ્વી દંતપંક્તિ જોઇ રહ્યો. જાણે તેમાંથી કોઇ ઊજળો પ્રકાશ આવી રહ્યો હોય એમ તેને લાગ્યું. માલિનીની વાત કરવાની છટા, કોઈ પણ પ્રકારના ક્ષોભનો સદંતર અભાવ, અને અજાણ્યા સાથે પણ તરત ભળી જવાની તેની શક્તિ ઉપર તે મુગ્ધ થયો. તેથી તેનો પોતાનો ક્ષોભ પણ સહેજ મટ્યો. આટલી છૂટથી વાત કરનાર યુવતીને તે ક્યાં રહે છે તે પૂછવાથી માઠું નહિ લાગે એમ તેને ખાતરી થઇ એટલે તેણે પૂછ્યુંઃ "આપ ક્યાં રહો છો?"

"મોતીગૌરી વિદ્યાર્થિની ગૃહમાં. આપ જરૂર કોઇ વખત ત્યાં આવજો. અમારાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ ઘણાં જ સરસ બાઇ છે. તેમની સાથે વાત કરવાની મજા એ પણ એક જાતનો લહાવો છે. જરા પણ 'કૉન્ઝર્વેટિવ' નથી, અને તેથી તો અમે રોજ અહીં આવી શકીએ છીએ." માલિનીએ ઉત્તર આપ્યો.

માલિનીના કથનમાં પૂર્તિ કરતાં વસુન્ધરા બોલી: "હા, જરૂર આવજો, અને જો બને તો આપનાં અપ્રસિદ્ધ ચિત્રો–અલબત્ત, વિના અગવડે જે સાથે લાવી શકાય એવાં હોય તે તેમ જ સ્કેચ વગેરે પણ જરૂર લાવજો. અમારાં લેડી સુપરિન્ટેન્ડન્ટને પણ તમે આવશો તે ઘણું ગમશે. તમારાં ચિત્રોનાં તે ભારે પ્રશંસક છે. અને તમારી અમે છેક લૂખી મહેમાનગીરી નહિ કરીએ તેની પણ હું ખાતરી આપું છું. મારાં માલિની બહેનનાં ચિત્રો જરૂર તમને ગમશે."

માલિની વચ્ચે બોલી ઊઠી: "ના, ના, મારાં કંઇ એવાં ચિત્રો નથી, પણ આપ જરૂર જરૂર આવજો." એમ આગ્રહ કરી બન્ને બહેનપણીઓ જવા ઊભી થઇ. હર્ષદે પણ વાત લંબાવતાં તેમની સાથે ચાલવા માંડ્યું. તેને આવતો જોઇ શૉફર દોડી મોટર લઇ આવ્યો. રસ્તા ઉપર આવતાં હર્ષદે બન્ને તરફ ફરી પૂછ્યું:

"આપ કેવી રીતે જશો ?"

"અમે આ પગથીઆંવાળે રસ્તે જઇશું."

"તો હું આપને વિદ્યાર્થિની ગૃહ આગળ મૂકી જાઉં તો ?"

"અરે ! ના, ના આભાર, અમે તો રોજ ખાધેલું પચાવવા આવીએ છીએ. પગથિયાં ઊતરવાનું માંડી વાળીએ તો પછી કોઇ ડાયજેસ્ટિવ પિલ્સ લેવી પડે." હસીને માલિનીએ જવાબ આપ્યો. પણ હર્ષદના અતિ આગ્રહને તેમને અંતે વશ થવું પડ્યું. હર્ષદને આજે જીવનની પરમ ધન્યતા લાગી. વસુન્ધરા અને માલિનીને મોટરમાં બેસાડી હર્ષદ અંદર ચડ્યો. પાછળની સીટ ઉપર ત્રણ જણ બેસી શકે એટલી જગ્યા હતી, પણ હર્ષદને જરા ક્ષોભ થયો. તેમાં માલિની તો ફેલાઇને બેઠી હતી. એટલે હર્ષદે સામેની સીટ ઉતારવા માંડી. માલિનીએ તે જોતાં તરત જ કહ્યું: "શા માટે ઉતારો છો એ ? અહીં પૂરતી જગ્યા છે" એમ કહી તે જરા સંકોચાઇ બેઠી, અને હર્ષદને બેસવા આગ્રહ કર્યો. હર્ષદ સંકોચાતાં સંકોચાતાં બેઠો. મલબાર હીલ ઉપરથી મોટર પૂરજોસમાં દોડવા લાગી. સમુદ્ર તરફથી આવતી લહરિએ એ બન્ને યુવતીનાં લૂગડાં સાથે રમત કરવા માંડી. માલિનીના માથા ઉપરથી છેડો સરી ગયો, પણ તે સમારવાની તેણે કાળજી લીધી નહિ. તે તો વાતમાં જ મશગૂલ હતી. હર્ષદે આંખના ખૂણામાંથી માલિનીની એ ફૂલામય સેર જોઇ. તેને તે અલૌકિક લાગી. તેની કાળાશ અને તેજસ્વિતા તેને અપૂર્વ લાગ્યાં, પવનના સપાટાથી માલિનીના લૂગડાનો એક છેડો હર્ષદને સ્પર્શી ગયો. તેના શરીરમાં એક પ્રકારનો ઝણઝણાટ થઈ રહ્યો. તે એક પ્રકારની સ્વપ્નસૃષ્ટિમાં ડૂબ્યો. ચોપાટી પર મોટર આવતાં શૉફરે પૂછ્યું: "ભાઇ, ક્યાં લઉં ?' શૉફરના અવાજે તે જાગ્યો.

"લેમિંગ્ટન રોડ." તેણે જવાબ આપ્યો. માલિની તો હર્ષદ સાથે જાણે લાંબા વખતનું ઓળખાણ હોય તેમ તદ્દન નિ:સંકોચ બની હવે વાતો કર્યે જતી હતી. શરૂઆતમાં જેમ તે બેઠી હતી તેમ પાછી તે ફેલાઇને બેઠી હતી તેનું તેને ભાન રહ્યું ન હતું–માત્ર હર્ષદને તેનો વિચાર આવ્યો હતો. એથી ક્વચિત્ ક્વચિત્ તેના ઘાટિલા ખભાનો હર્ષદને સ્પર્શ પણ થતો, પણ માલિનીને તેનો ખ્યાલ સરખો પણ હોય એવું હર્ષદને ન લાગ્યું; જ્યારે હર્ષદને પોતાને એ સ્પર્શે અવનવી લાગણીઓ થવા લાગી. હર્ષદ ક્યારે વિદ્યાર્થિની ગૃહમાં પાછો આવશે તેનું વચન માલિની તેની પાસે લીધા વિના રહી નહિ. અને વિદ્યાર્થિની

ગૃહ આવતાં જાણે કોઈ ચિરપરિચિત મિત્રો છૂટા પડતા હોય એવી સ્વાભાવિકતાથી તેણે હર્ષદની રજા લીધી.

આ પ્રથમ મિલને હર્ષદ જાણે પોતે પરમ સુખના સાગરમાં વિહરી રહ્યો છે એવું અનુભવવા લાગ્યો. દિવસરાત તેને માલિનીનાં જ સ્વપ્નાં આવવા માંડ્યાં. પોતાનો સ્ટુડીઓ, પ્રશ, એ બધું તે ભૂલી ગયો. તેને જે અપૂર્વ ચિત્ર સર્જવું હતું તેની વાત પણ તે ભૂલી ગયો. તેને માત્ર માલિનીના જ વિચાર આવતા હતા. તેની આસપાસ તેણે એક અદ્‌ભુત વાતાવરણ રચી દીધું. વચન આપ્યા પ્રમાણે બીજે રવિવારે તે વિદ્યાર્થિની ગૃહમાં ગયો. લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ તટિની દત્તે તેનાં ચિત્રોની ખૂબ પ્રશંસા કરી. મિસ દત્ત બંગાળી હતાં, અને તેમને બંગાળી સાહિત્યનું, બંગાળના ચિત્રકારોનું, બંગાળની અભિનયકળાનું—ટૂંકમાં સાહિત્ય અને કલાવિષયક સર્વ બાબતોમાં બંગાળનું ભારે અભિમાન હતું. આમ છતાં એક ગુજરાતી ઊગતા તરુણમાં બંગાળના સમર્થ કલાધરોની પ્રતિભા છે એમ તેમણે મુક્તકંઠે કહ્યું, અને હિંદી ચિત્રકળાની શી મર્યાદાઓ છે, એણે કઈ કઇ દિશામાં પ્રગતિ કરવી જોઇએ વગેરે અનેક વાતો તેમણે ચર્ચી. એ બધી વાતોમાં એક અઠવાડિયા પહેલાં હર્ષદ જરૂર ઊંડો રસ લઇ શકત; પણ આજે તેનું બધું ધ્યાન કેન્દ્રિત થયું હતું માલિની પર. એટલે વિવેકપૂરતો તેણે એ બધી ચર્ચામાં રસ લીધો. મિસ દત્તે તે ઉપરથી અનુકૂળ અનુમાન જ બાંધ્યું. તેમાં તેમને હર્ષદની વિનમ્રતા લાગી. તટિનીએ હર્ષદની કરેલી પ્રશંસાથી માલિની ઘણી રાજી થઇ. તેને તેમાં પોતાનું ગૌરવ દેખાયું. હર્ષદ જાણે પોતાનો કોઇ આત્મીય હોય એવી તેને લાગણી થવા માંડી. માલિનીના ઓરડામાં એ ત્રણ—વસુન્ધરા, માલિની અને હર્ષદ એકલાં પડતાં વસુન્ધરા બોલીઃ "મેં કહ્યું'તું ને હર્ષદભાઇ, તમારું અમે લૂખું સ્વાગત નહિ કરીએ ? જુઓ આ–" એમ કહી સામેના ટેબલનું ખાનું ઉઘાડવા તેણે હાથ લંબાવ્યો. માલિની દોડી ગઈઃ " વસુ, જો પાછી તને જીવતી રહેવા દઉં તો ! " કહી તેણે તેનો હાથ પકડયો. વસુન્ધરા હસી પડી.

" તો પછી તારે પણ પાછળ આવવું પડશે. તમે સાક્ષી છો, હં, હર્ષદભાઇ ! "

હર્ષદે જવાબમાં સ્મિત કર્યું. તે બોલ્યોઃ " માલિનીબહેન, તમે આમ એકલાં સ્વાર્થી બનો એ કેમ ચાલે ? મિસ દત્તે તમારાં ચિત્રો જોવા મને ખાસ આગ્રહ કર્યો છે, અને તમે તો તેનું નામે નથી લેવા દેતાં ! "

" એ તો હર્ષદભાઇ, તમે ન જાણો, મને ચીડવવાની આ એમની બધાંની એક રીત છે. કાગળ ઉપર પીંછીથી આમ આડાઅવળા ત્રણ લીટા પાડયા એ શું ચિત્ર કહેવાય ? "

વસુન્ધરા બોલીઃ " તો તે તો બતાવ, કોઈ નથી લૂંટી જવાનું અને તે ખરાબ છે એમ તો તું કહે જ છે, એટલે અમને પણ તેવાં તે લાગે તો તારા અભિપ્રાયને અનુમોદન મળશે. "

માલિનીનાં ચિત્ર જોતાં હર્ષદ મુગ્ધ બન્યો. તેની પીંછી હજુ પૂરી સ્થિર થઇ ન હતી, પણ માલિનીની કલ્પનાશક્તિ, રંગ ઉપરનું તેનું પ્રભુત્વ અને ભાવોને રેખામાં વ્યક્ત કરવાની તેની શક્તિ તેને અસાધારણ લાગી.

" આમાંનું કોઇ તમે કેમ પ્રસિદ્ધ નથી કરતાં ? " એક ચિત્ર જોતાં થનગનતા હૃદયે માલિનીને પૂછ્યું. તે ચિત્રનું શીર્ષક 'આંધી' હતું. માત્ર એક વિસ્તીર્ણ મેદાનની

પશ્ચાદ્ભૂ ઉપર એક ઝાડમાં પવનનો પ્રચંડ ધસારો બતાવી, આકાશમાં ઊંચે આંધી ચડી રહી હોય એમ છાયા બતાવી, પ્રલયના પૂરમાં ખેંચાઇ જતું કોઈ માનવી, કિનારા ઉપર કોઈ એકાદ ઝાડનું મૂળિયું હાથમાં આવી જાય તો તેને મજબૂત રીતે પકડી રહી ઊગરવા મથે તેમ પવનથી જાણે નમી પડતા તે ઝાડનાં મૂળીઆં ધરતીને જાણે મજબૂત પંજેથી પકડી આંધીમાંથી ઊગરવા મથતાં હોય એમ ચિત્રમાં દર્શાવવામાં આવ્યું હતું.

"આ તમારું આંધી સાચે જ અદ્ભુત છે!" ચિત્રમાં તલ્લીન થઇ ફરીથી હર્ષદ બોલ્યો. માલિનીના ગૌર વદન ઉપર લજ્જાની એક આછી લહરિ ફરી ગઇ.

તે દિવસથી હર્ષદ અને માલિની બન્ને એકબીજાનાં ચિત્રોનાં કલામીમાંસક બન્યાં. વારંવાર હર્ષદના સ્ટુડીઓમાં માલિની પોતાની કલા વધુ ને વધુ ખીલવવા મંડી. હર્ષદની તે મિત્ર–શિષ્યા બની.

* * *

માલિનીના પિતા કાનપુરમાં એક મોટો વેપાર ખીલવી રહ્યા હતા, એટલે તેનું આખું કુટુંબ કાનપુર રહેતું. માત્ર માલિની પોતે અને તેનો નાનો ભાઇ અભ્યાસ અર્થે કુટુંબ સાથે રહેતાં ન હતાં. તે મુંબઇમાં હતી. તેનો નાનો ભાઈ ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉયના ઇન્સ્ટીટ્યુટમાં અભ્યાસ કરતો હતો. નાતાલની રજા થોડાક દિવસ પછી આવવાની હતી. માલિની તેના ભાઇને લાંબા વખતથી મળી ન હતી એટલે એ રજામાં તે કાનપુર આવનાર હતો એમ જાણતાં તેણે પણ કાનપુર જવાનો વિચાર કર્યો. હર્ષદને એ ખબર પડતાં ઘણું દુઃખ થશે, એમ માલિની જાણતી હતી. એક દિવસ પણ જો માલિનીને મળ્યા વિના જાય તો હર્ષદ ગાંડા જેવો બની જતો, માલિનીમાં તે જીવનસર્વસ્વ જોવા લાગ્યો હતો: પોતાના પ્રેમનું તેણે અનેક રીતે સૂચન કર્યું હતું. તેની સરળતા અને સજ્જનતાએ માલિનીનું હૃદય મુગ્ધ બન્યું. પોતાનો પ્રેમ એક વાર હર્ષદે સ્પષ્ટ શબ્દોમાં પ્રગટ કરતાં માલિનીએ તેનો સ્નિગ્ધ મોહક સ્મિત વડે સ્વીકાર કર્યો, અને હર્ષદના જીવનની સુકાની બનવાનાં તેણે સ્વપ્નો સેવવા માંડયાં. કાનપુર જવાની વાત નીકળતાં હર્ષદનું મુખ પડી ગયું, એટલે માલિનીએ માબાપને સંતોષ થાય એવાં કારણો બતાવી કાનપુર જવાનું માંડી વાળ્યું; પણ તે બોલી:

"શું તમારે લીધે હવે મારે બધાંને ભૂલી જવાં?"

"હું ક્યાં એવું કહું છું?"

"એવું નહિ તો શું? બિચારો મીનુ દોઢ વર્ષથી મને મળ્યો નથી. તેને કેવું થશે? અને ભાઇસાહેબ સાથે ગઈ કાલનું ઓળખાણ થયું તેમાં આજ તો જરાક જવાની વાત કરું તો મોઢું ચડી જાય!"

એ સાંભળતાં હર્ષદ હસી પડયો. તે બોલ્યો: "આમ તારે મહેણાં માર્યા કરવાં હોય તો તેના કરતાં જઇ આવે તે સારું છે. આ તો બહુ મોંઘું પડી જાય એવું છે."

"એમ કે? લાવો ત્યારે અમારું છો રહ્યું મોંઘું, આજે રાતની ગાડીમાં ત્યારે જાઉં છું હો..." એમ કહી તેણે હર્ષદને ખૂબ ચીડવ્યો.

માલિની હર્ષદનું જીવનસર્વસ્વ બની ગઇ. તે પોતાની છે એવી અનુભૂતિ અને પ્રતીતિ પોતાના અણુઅણુમાં થાય એને માટે તે ઝંખતો. તેની માલિની માટેની ઘેલછા એટલી વધી કે તે કવચિત્ વસુન્ધરા સાથે ફરવા જાય તે પણ તેને ગમતું નહિ. તે પૂછતો:

"આજે સાંજે તને તેડવા આવું ને ?"

"ના, આજે ન આવશો. વસુન્ધરા રીસાઇ બેઠી છે. આજ તો મારે તેની સાથે જવું પડશે."

હર્ષદનું મુખ પડી જતું. તે કહેતો: "હા, હા. મારો કોણ ભાવ પૂછે ? તું ક્યારે તારાં મિત્રો સિવાય બીજાનો વિચાર કરે છે ?"

તેના જવાબમાં તેના ગાલ ઉપર સહેજ ટપલી લગાવી તે કહેતી:

"કેવા અદેખા છો ?"

એક રવિવારે બન્ને જણે મિસ લી વ્હાઇટના નાટયપ્રયોગમાં જવાનું નક્કી કર્યું હતું. માલિની તેની રાહ જોતાં થાકી. એટલે અંતે ટેક્સી કરી તે હર્ષદને બંગલે ગઈ. તે સ્ટુડીઓમાં પેઠી, પણ હર્ષદને તેની ખબર પડી નહિ. પોતાની સામે એક ચોપાનીઉં ખોલી, તે ઉપર આંગળી મૂકી વિચારશૂન્ય દૃષ્ટિએ તે દૂર દૂર સાગર તરફ જોઇ રહ્યો હતો. માલિનીના હૃદયમાં તોફાન જાગ્યું. તેણે હળવે પગલે તેની પાછળ જઇ તેની આંખો દાબી દીધી. હર્ષદ ચમક્યો. તે ચિરપરિચિત સુખદ કરસ્પર્શ તેણે ઓળખ્યો. દરમ્યાન માલિનીની નજર તેના હાથમાંના ચોપાનીઆ તરફ ગઇ. તે મનમાં હસી.

હર્ષદે કહ્યું: "અરે ! તું ધૂમકેતુની જેમ ક્યાંથી આવી ચડી ?"

"વાહ ! આવાં જ વચનો પાળો છો ને ?"

હર્ષદને નાટકની વાત એકદમ યાદ આવી. તે સફાળો ઊભો થયો. "અરે ! હા, હા, વખત થઇ ગયો." ઘડિયાળ તરફ જોઇ તેણે કહ્યું: "આપણે કદાચ પાંચેક મિનિટ મોડાં પડીશું"

"પણ મારા ડાહ્યા આર્ટિસ્ટ, જરા કહોને, અત્યાર સુધી શું વિચાર કરતા હતા ?" માલિનીએ હર્ષદના હાથમાંથી ચોપાનીઉં લેવા હાથ લંબાવતાં કહ્યું.

હર્ષદે સહસા ચોપાનીઉં બંધ કર્યું. તે બોલ્યો: "કંઇ જ નહિ."

"એમ ? મારાથી પણ છૂપાવો ! ખરું ?"

"તું તો નકામી હમેશાં વહેમાય છે."

માલિની એ સાંભળતાં ખડખડાટ હસી. તે બોલી:

"હું વહેમાઉં છું કે તમે ? આ કોઇક બિચારે એક ચિત્ર કાઢયું હશે, અને તેમાં મોઢું સહેજ મને મળતું આવ્યું હશે એટલે ભાઇસાહેબને જાણે બધું ઉથલપાથલ થઈ જતું લાગ્યું. બાપ રે ! લગ્ન પછી તો તમે મને એક કાચના કબાટમાં જ પૂરી રાખશો !"

હર્ષદે એક સ્નેહભર્યું સ્મિત કર્યું. માલિનીની સરળતાથી, તેના નિર્દોષ હાસ્યથી એક ક્ષણ પહેલાંનો પોતાનો વિષાદ તે ભૂલી ગયો. વાત એમ બની હતી કે કોઇ એક ઊગતા ચિત્રકારે "ઉત્સુકા" શીર્ષક હેઠળ એક ચિત્ર પ્રસિદ્ધ કર્યું હતું. ચિત્ર સારું હતું. હર્ષદ કદાચ તેને બે ત્રણ ઉપયોગી સૂચના કરી તે ચિત્રને ઘણું સુંદર કરાવી શકત; પણ તે ચિત્રની મુખાકૃતિ જોતાં તે ચમક્યો. તેમાં તેને માલિનીના મુખની ઝાંખીઝાંખી રેખા લાગી. જાણે પોતાની કોઇ અમૂલ્ય વસ્તુ કોઇ ચોરી જતું હોય એમ તેને લાગ્યું, અને તેના વિચારમાં માલિનીને આપેલું વચન પણ તે ભૂલી ગયો !

માલિની હર્ષદની આ નબળાઇ જોઈ શકી હતી, અને તેને અનેક રીતે પજવવામાં તેનો તે લાભ પણ લઇ લેતી. કોઇ વખત હર્ષદ બેઠો હોય ને ટપાલ આવે તેમાં આવેલો કોઈ એક કાગળ જાણે ખૂબ રસપૂર્વક વાંચતી હોય એવો તે દેખાવ કરે, વચ્ચે વચ્ચે સ્મિત પણ કરે, અને ચોરીછૂપીથી હર્ષદ તરફ નજર નાખી લે. હર્ષદ ધ્યાનપૂર્વક તે કાગળ તરફ જ જોયા કરતો. કોનો છે? અક્ષર સ્ત્રીના છે કે પુરુષના? વગેરે અનુમાન કરવા તે મથતો; પણ માલિની તેને અનુમાન કરવાની ભૂમિકા જ રહેવા દેતી નહિ. તે કાગળ એવી રીતે રાખતી કે હર્ષદ અક્ષર પણ ન જોઇ શકે. હર્ષદની ધીરજ ખૂટતી, તે પૂછતોઃ

"કોનો કાગળ છે?"

"મારા મિત્રનો."

"ખૂબ રસભરેલો લાગે છે!"

"શાથી જાણ્યું?"

"તું બહુ હસે છે તે."

"એટલે માત્ર તમે જ એકલા રસિક કાગળ લખી શકતા હશો, નહિ વારુ?" માલિનીની આંખમાં તોફાન રમી રહેતું.

"ત્યારે બતાવ જોઇએ એમાં કેવીક રસિકતા છે તે."

"ખાનગી છે. તમને નહિ બતાવાય."

"એમ? મારાથી પણ ખાનગી?"

"કેમ, મારાથી તમે કાંઈ ખાનગી નથી રાખતા?"

"ના."

"જોજો હં, વિચાર કરી બોલજો. પછી પકડાશો ત્યારે આ શબ્દો યાદ કરાવડાવીશ."

"જરૂર. હવે તો તને કાગળ બતાવવામાં વાંધો નથી ને?"

"છે જ" એમ કહી તે આરામથી તે કાગળ બીડી પોતાના પેડમાં મૂકી દેતી. કંઇક મિષે તે ઓરડામાંથી બહાર જતી. તેની પીઠ ફરતાં જ હર્ષદ પોતાની ધીરજ ગુમાવી તે કાગળ કોના તરફનો છે તે જોવા પેડ ઉઘાડતો; પણ તેટલામાં માલિની પાછી આવી રહેતી અને તેને પેડ બંધ કરી દઇ, જાણે ઊંડા વિચારમાં ડૂબી ગયો હોય એવો દેખાવ કરવો પડતો.

માલિની મનમાં ને મનમાં ખૂબ હસતી, અને શોચતીઃ "કેવા અદેખા છે! પણ મારી ઉપર અપાર હેતને લીધે એ એવા બન્યા છે. તદ્દન ભોળા છે." અને પછી "હવે એમને નહિ પજવું" એવો સંકલ્પ કરતી. પણ એ સંકલ્પ પાંચ ક્ષણથી પણ વધુ લાંબો વખત પાળી શકે તો તે માલિની શાની?

એક દિવસ હર્ષદે અગાઉથી માલિની સાથે નક્કી કરી ધારાપુરી જવાનું ગોઠવ્યું હતું. પણ છેવટની ઘડીએ માલિનીએ ના પાડી. હર્ષદે ઘણો આગ્રહ કર્યો, પણ તેણે કેમે કરી હા ન પાડી. આથી સહેજ નિરાશ થઇ હર્ષદ ઘેર ગયો. તેની બધી યોજનાઓ, માલિનીને બનાવવાની અને તેને અનેક રીતે ચીડવવાની તેણે કરેલી પેરવીઓ વગેરે બધું નિષ્ફળ

ગએલું જોઇ પહેલાં તે સહેજ ચીડાયો, અને પછી ગમગીન બની ગયો. સાંજના તેણે એપોલો બંદર પર ફરવા જવાનો વિચાર કર્યો. રોજ તે હેન્ગિંગ ગાર્ડન જતો, અને ત્યાં માલિની તેને મળતી. પણ તેણે માલિનીને હવે શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો હતો. એક અઠવાડિયા સુધી તેને મળવું જ નહિ એવી તેણે મન સાથે ગાંઠ વાળી. એક અઠવાડિયામાં તો તે કેવી હાંફળી ફાંફળી થઇ ગઇ હશે, કેવી અધીરી બની ગઈ હશે; તે બધું તેણે કલ્પ્યું, અને તે ચિત્ર મન સમક્ષ ખડું થતાં તેનું મુખ મલકાયું. રસ્તામાં પાયે આગળથી મોટર પસાર થતાં જાહેર ખબર તરફ તેનું ધ્યાન ખેંચાયું. બર્નાર્ડ શોનું "મેન એન્ડ સુપરમેન" નાટક આજે ભજવવાનું હતું. તેણે મોટર થંભાવી. પોતાને માટે એક જગ્યા રીઝર્વ કરાવી. માલિની માટે પણ તેને જગ્યા રીઝર્વ કરાવવાનું મન થયું; પણ સવારનો નકાર, તેમ આખો દિવસ કરેલો નિશ્ચય હજુ તેના મનમાં તાજો જ હતો. પણ તેને વિચાર આવ્યો કે પોતે એકલો ગયો છે એમ માલિનીને ખબર પડતાં તેને માઠું નહિ લાગે? પણ પોતાને આજ માઠું લગાડતાં તેને જરા પણ સંકોચ થયો હતો? એટલે તેણે પોતાના એકલાને માટે જ જગ્યા રીઝર્વ કરાવી, અને એપોલો બંદર ઉપર ફરવા નીકળી ગયો. મોટરમાંથી ઊતરી તેણે સમુદ્ર તરફ દૃષ્ટિ કરી તો એક હોડી કિનારો છોડી થોડેક દૂર સપાટાભેર જઇ રહી હતી. તેમાં ત્રણ જણ બેઠાં હતાં: બે સ્ત્રી અને એક પુરુષ. તે બધાંની પીઠ હર્ષદના તરફ હતી. પણ તેમ છતાં પણ તે ઓળખી શક્યો કે તે માલિની અને વસુન્ધરા હતાં. પણ પેલી ત્રીજી વ્યક્તિ? એ યુવાન કોણ હતો? તે વધુ વિચાર કરે એટલામાં તો માલિનીએ તે યુવકના વાંસામાં એક ધબ્બો લગાવ્યો. પેલા યુવકે તેનો હાથ પકડી સહેજ અમળાવ્યો. તે બન્નેના ખડખડાટ હસવાનો આછો અવાજ હર્ષદના કાન ઉપર આવ્યો. એવામાં માલિનીએ સહેજ કિનારા તરફ જોયું. હર્ષદને જોયો ન જોયો કરી તેણે પોતાની આંખ ફેરવી લીધી. હર્ષદનું ચિત્ત ચગડોળે ચડયું. એ યુવક કોણ હશે? અને માલિની એની સાથે આટલી બધી છૂટ લે! તેમ તે યુવક પણ માલિની સાથે આવી છૂટ લે! આજે સવારે માલિનીએ આવવાની ના પાડી તેનું પણ કારણ આ જ? હર્ષદના મગજને કુશંકાનો કીડો કોતરવા મંડયો. તે અકળાયો. તે દૃશ્ય તરફ વધુ જોવાની તેની હિમ્મત નહિ ચાલી. તે મોટરમાં જઇ બેઠો. આજના દિવસ ઉપર તેને ખૂબ ચીડ ચડી. સમુદ્રની મન્દ મન્દ લહરીઓ તેને હજારો જ્વાળા જેવી લાગી. તેણે મોટર મોન્જીની તરફ લેવડાવી. ત્યાં જઇ કોલ્ડ ડ્રીંક લઇ એક વર્તમાનપત્ર પર શૂન્ય દૃષ્ટિ રાખી તે લાંબા વખત સુધી બેઠો. એટલામાં "મેન એન્ડ સુપરમેન" નાટકવાળી જાહેરાત ઉપર તેનું ધ્યાન ગયું. વખત થવા આવ્યો હતો એમ તેને એકદમ યાદ આવ્યું. તે ઊઠયો. મોટર તેણે પાયે તરફ લેવડાવી. નાટક શરૂ થવાને હજુ દસ મિનિટની વાર હતી. થીએટરમાં હજુ થોડાક પ્રેક્ષકો જ પેઠા હતા. ત્રણ ચાર મિનિટ આમતેમ આંટા મારી દિવાલ પર લટકતી છબીઓ તેણે નિહાળી. એટલા વખતમાં બધી જગ્યાઓ ધીમે ધીમે ભરાઇ જવા આવી હતી. ત્યાં તે એકાએક ચમકયો. માલિની અને પેલો યુવક પણ નાટક જોવા આવ્યાં હતાં. હર્ષદને એ અસહ્ય થઇ પડયું. ઘડીભર નાટક જોવાનું માંડી વાળવાનું તેના મનમાં થયું; પણ તેનું મગજ ધૂંધવાઇ ઊઠયું. એ યુવક કોણ છે તે જાણવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. પોતાની જગ્યાએ જઇને તે બેઠો. માલિની અને પેલા યુવકની જગ્યા પોતાની આગલી હારમાં

જમણા હાથ ઉપર પાંચ-છ ખુરશી મૂકીને હતી. તે બન્નેને સાથે બેઠેલાં જોઇ, સસ્મિત વાતો કરતાં જોઇ, હર્ષદના ઉરમાં અકથ્ય લાગણીઓ થવા માંડી. વચ્ચેના અવકાશમાં તો માલિનીને મળી શકાશે એમ તેણે ધાર્યું. તેની બેઠક દરવાજા નિકટ હતી એટલે તે જરા વહેલો બહાર નીકળી માલિનીની રાહ જોતો ઊભો; પણ માલિની અંદર જ બેસી રહી. નાટક પાછું શરૂ થયું. હર્ષદનું ધ્યાન હવે નાટકમાં ગયું. નાટકનો નાયક એક સ્ત્રીથી બચવા કેવો સ્પેન તરફ ભાગી જાય છે તે તેણે જોયું; તેની અને પોતાની સ્થિતિ વચ્ચે તેને ઘણું સામ્ય લાગ્યું, તેની નાયિકાની જેમ માલિની પોતાને બનાવી રહી છે એમ તેને લાગ્યું. માલિનીએ પોતાને જોયો છે અને છતાં જાણે ન જોવાનો ડોળ કરે છે, એવો પણ તેને ભાસ થયો. હવે તેને તેનું એકેએક કૃત્ય શંકાભરેલું દેખાયું. પેલા કાગળો આ યુવકના જ પ્રેમપત્રો હોવા જોઇએ, પેલું ચિત્ર પણ આણે જ દોરેલું હોવું જોઇએ એમ તેને ખાતરી થઈ. પણ તરત જ આવી કુશંકા માટે તે પોતાની જાત ઉપર ચીડાયો. માલિનીનું નિર્દોષ નિર્મળ મુખ તેના મન આગળ તરવા લાગ્યું. તેને માટે આવી કુશંકા કરાય ? કેવું હીન ! કેવું ભયંકર ! પાછું મન ચગડોળે ચડયું. ગમે તેમ હો—માલિની સાથે આની પહેલામાં પહેલી તકે સ્પષ્ટતા—તો કરવી જ. તે રાતે તેને ઊંઘ ન આવી.

બીજે દિવસે તે વહેલો માલિની પાસે ગયો. પરીક્ષા નિકટ હોવાથી માલિની વહેલી ઊઠી વાંચવા બેઠી હતી. હર્ષદને જોતાં જ તેણે મુખ મલકાવ્યું: "ઓહો ! આજ તો કંઇ આટલા જલદી ? કાલે આખો દિવસ તો રીસમાં મોં પણ બતાવ્યું નહિ ! સાંજના તમારી કેટલી બધી રાહ જોઈ !"

"મારી શા માટે રાહ જોઇ ?"

"કેમ ન જોઉં ?"

"મારા વિના તને કયાં નથી ચાલતું ? હું આવું તો જ ફરવા જવાય એવું કંઈ થોડું જ છે ?"

માલિનીની રૂપાળી ભ્રૂકુટિ જરા સંકાચાઇ, તે બોલી: "ઓહો ! કાલે એક ના પાડી તેમાં કેટલો બધો રોષ ! અને ફરવા તો કોઇના વિના યે જવાય. પણ પેલા તમારા એરિસ્ટોટલે કહ્યું છે ને કે માણસ એક સામાજિક પ્રાણી છે, એટલે હું પણ મનુષ્ય છું એ સિદ્ધ કરવા ફરવા જતી વખતે કોઇની સોબત શોધું છું. અને તમારી સોબત મને ગમી ગઈ છે એટલે તમારી મેં રાહ જોઇ હતી."

"પણ મારા વિના બીજા કોઇની પણ સાથે ક્યાં તું નથી જઇ શકતી ?"

"જરૂર જઇ શકું. તમે કયાં મારા વિના બીજાં અનેક સાથે નથી જઇ શકતા ?" માલિનીએ જરા ધ્યાનપૂર્વક હર્ષદના મુખ તરફ જોયું. હર્ષદ એ પ્રશ્નનો ઉત્તર ગળી ગયો. જે વાત પોતે સ્પષ્ટ કરવાનો વિચાર કર્યો હતો તે જ તેણે ઉપાડી:

"એ બધી ડાહી વાત તો ઠીક, પણ કાલે તું કયાં ફરવા ગઇ હતી ! હેંન્ગિંગ ગાર્ડન તો નો'તી ગઇ ને ?"

"ક્યાં ફરવા જાઉં અને ક્યાં ન જાઉં તેની શું હું નોંધ રાખતી ફરું ?"

"ના, એમ નહિ. કાલે તું ક્યાં ગઇ હતી તે કહે."

"એપોલો બંદર. બસ, થયો સંતોષ?"

"સાથે કોણ હતું?"

"તમે અનુમાન કરો ને ?"

"તું જ કહેને."

"વસુન્ધરા."

"પછી ?"

"શું તમારે મારી ઊલટતપાસ લેવી છે ?" માલિનીએ જાણે રીસાઈ ગુસ્સે થઇ હોય એવો દેખાવ કર્યો.

"ના, ના. એમ ખોટું શું લગાડે છે ? માત્ર કુતૂહલથી પૂછું છું." હર્ષદે જરા નરમ થતાં કહ્યું.

"તો બીજા મારી સાથે ઘણા હતાઃ ચાર બારવા અને મહેન્દ્ર."

"મહેન્દ્ર કોણ ?"

"ગમે તે."

હર્ષદ ચીડાયો. તે જરા આવેગમાં આવી બોલ્યોઃ "માલિની ! તું આમ મારી મજાક કરે એ ઠીક નથી."

"અને મેં પણ નો'તું ધાર્યું કે તમે મારી પાછળ આમ જાસુસી કરતા હશો !" માલિનીએ સ્પષ્ટ રોષ દર્શાવ્યો. પણ તરત જ તેને લાગ્યું કે તેણે જરા હદ ઓળંગી દીધી છે. એટલે તે ખડખડાટ હસી પડી. હર્ષદનો હાથ પકડી તેને પોતાની નિકટ ખેંચી તેના હાથની આંગળીઓ સાથે રમત કરતાં કરતાં તે બોલીઃ

"કેવા વહેમી છો ! તમારી માલિનીને કોઇ નથી લઇ જવાનું કે તેની આટલી બધી ચિન્તા કરો. જો તમારો વિચાર હોય તો આજ ને આજ એક કાચની પેટી કરાવી લાવો. આખો દિવસ તેમાં બેસી રહીશ, અને પછી મારા મોં તરફ જોયા જ કરજો. બસ. હવે કંઇ ?" એમ બોલી હર્ષદના બન્ને કાનોને પોતાની રૂપાળી હથેળી વચ્ચે દબાવી તેનું માથું તેણે સારી રીતે હલાવ્યું. હર્ષદનો બધો રોષ ઊતરી ગયો. તેની કુશંકાઓ સૂકાં પાંદડાંની જેમ ખરી પડી. માલિનીની હંમેશની નિર્દોષતા તેની સ્નિગ્ધ તોફાની આંખોમાં જોઇ તેને સંતોષ થયો. તેનું મુખ હંમેશની જેમ ખીલી ઊઠયું. અનેક પ્રકારનાં ગપ્પાં મારી તે પોતાના મનનું સમાધાન કરી ઘેર આવ્યો. પણ ઘેર આવતાં તેને ભાન આવ્યું કે જે મહત્ત્વનો ખુલાસો મેળવવા તે ગયો હતો તે તો મળ્યો જ નહિ. તે યુવક કોણ ?

ત્રણ ચાર દિવસ બાદ ફરીથી તેણે માલિની અને તે યુવકને એપોલો બંદર ઉપર તેવી જ રીતે હોડીમાં જતાં જોયાં. આજે વસુન્ધરા સાથે ન હતી. બન્ને જણ સારી રીતે તોફાન કરતાં હતાં. માલિનીને પેલા યુવકના ગાલ ઉપર ટપલી મારતાં પણ તેણે જોઈ. હર્ષદની આંખમાંથી અંગારા વર્ષવા લાગ્યા. તેને ખાત્રી થઇ કે માલિની તેને ઠગે છે. હવે તેને જરાયે શંકા રહી નહિ કે પોતાને વચન આપી માલિની બીજા યુવકો સાથે પ્રેમ કરતી

ફરે છે. તે વિચારવિમૂઢ બની ગયો સામે તાજમહાલ હોટલમાં જઇ તેણે પોતાનાં તપ્ત મગજને શીતળ કરવા પ્રયત્ન કર્યો. તેણે અનેક વખત સાંભળેલુ કે દુઃખ ભુલાવવાની શેમ્પેઇનમાં સારી શક્તિ છે જેને કદી હાથ અડાડયો ન હતો તે શેમ્પેઇન પણ તેણે આજે પીધો રાત્રે તેને ઊંઘ ન આવી બંગલાના બગીચામાં તેણે આંટા માર્યા કર્યા તે મોડે સુધી સૂતો નથી એમ જાણી લીલાધર શેઠે તેને બૂમ પાડી: "હર્ષદ! હજુ કેમ સૂતો નથી? સાડાબાર થવા આવ્યા આ તારી ચિત્રની ઘેલછાને કંઈ હદ હશે ખરી? સૂઇ જા, તબિયત બગડશે."

બિચારા લીલાધર શેઠને હર્ષદના મનમા આજે શું ચાલી રહ્યું હતુ તેનો ક્યાંથી ખ્યાલ હોય? તેમણે તો ધાર્યુ કે કોઇ નવા ચિત્રના સર્જનનું ચિન્તન કરતો તે આંટા મારી રહ્યો હશે. હર્ષદે લીલાધરનો અવાજ સાંભળ્યો, તેણે યંત્રવત્ જવાબ આપ્યો: "સૂઇ જાઉં છું, પપ્પા, તમે સૂઈ જાવ."

આખી રાત તેણે આંટા માર્યા. સવારે તેની આંખ ઘેરાએલી હતી ઘરનાં માણસોને લાગ્યુ તે માંદો છે, એટલે તેની મોટી બહેને તેને ખબર પૂછી: "ભાઇ, શું થાય છે? માથું દુઃખે છે? આજ ઊંઘ ઓછી પડી?"

હર્ષદને એ પ્રશ્નપર પરા પર ચીડ ચડી "કંઈ નથી થયું, બહેન! નાહક માથું શું પકવો છો?" તેણે કંટાળાભર્યુ મુખ કરી જવાબ આપ્યો.

બિચારી બહેન! તેનો ઉત્તર સાભળી આભી જ બની ગઈ. મુનીમ નાના શેઠને ખબર પૂછવાનો વિચાર કરતો હતો તે મોટી બહેનની વલે જોઇ પોતાના શબ્દો હોઠમાં જ દબાવી રસ્તે પડી ગયો. હર્ષદે પોતાના સ્ટુડીઓમાં આંટા મારવા માંડયા, ફ્લાવર બાગમાં બે સુંદર ફૂલ ખીલ્યા હતાં તે તોડી તેણે બારી બહાર ફેંક્યાં, તે ફૂલનો છોડવો પણ ઉખેડી નાખ્યો. બારણામાં ઊભી ઊભી મોટી બહેન એ જોઇ રહી તેને જાણે પોતાની જમણી આંખ ફરકતી લાગી, કંઇ અશુભની આશંકાથી તેનું હૃદય ધ્રૂજી ઊઠયું: "ભાઇ, ભાઇ! તને શુ થાય છે? મને નહિ કહે?" વહાલથી તેણે હર્ષદને માથે તાવ જોવા હાથ મૂકી પૂછ્યુ. હર્ષદે હાથ ખસેડી નાખ્યો, કંટાળેલા મુખે તે બોલ્યો: "બહેન, મને કંઈ નથી થતું નાહક શા માટે હેરાન કરો છો?"

મોટી બહેન બિચારી આંસુ સારતી સારતી ચાલી ગઇ.

* *

સાંજ પડવા આવી હતી. માલિની હેન્ગિંગ ગાર્ડન ઉપર ફરવા જવાની તૈયારી કરી રહી હતી. છેલ્લા ત્રણ ચાર દિવસના બનાવો ઉપર વિચાર કરી તે એકલી ખડખડાટ હસતી હતી. તેને હર્ષદની દયા આવી, બિચારો કેવો ભોળો અને સરળ! તેની સાથે આવી ક્રૂર રમત! માલિનીને ક્ષણભર પોતાની એ રમત અક્ષમ્ય લાગી. આજે તો હવે હર્ષદને બધી વાત કહી તેને ખૂબ હસાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અને હર્ષદ પોતાની મૂર્ખતા ઉપર પણ કેવો હસશે! તેણે પોતાના મન સમક્ષ એ બધાં ચિત્રો વારંવાર ખડાં કર્યા અને વધુ ને વધુ રાજી થતી ગઇ. પોતાના સારામાં સારાં વસ્ત્રો પહેરી તેણે આજે હર્ષદને રીઝવવાના અને તેને હર્ષઘેલો બનાવવાનાં સ્વપ્નાં સેવ્યાં. એવામાં તેના બારણા ઉપર ટકોરા થયા, તેણે બારણું

ઉઘાડયું, સામે હર્ષદનો એક નોકર ચિઠ્ઠી લઇ ઊભો હતો. માલિની તેને જોતાં ખુશ થઇ. આતુરતાથી તેણે તે પત્ર લીધો, નોકરને વિદાય કરી બારણું બંધ કરી ઉમળકાભેર તે પત્ર તેણે ખોલ્યો; પણ બે લીટીથી વધુ વાંચવાની તેની હિંમત ન ચાલી, પત્રમાં હર્ષદે લખ્યું હતું:

"તારો માર્ગ નિષ્કંટક કરવા હું આજે જાઉં છું. શ્રદ્ધાભરી માતાએ પોતાની શ્રદ્ધા નાનપણથી મારામાં ભરી દુઃખનિવારણનો મોટામાં મોટો રાજમાર્ગ—આત્મહત્યાનો—મારે માટે બંધ કર્યો છે, પણ જીવતાં મર્યાની સ્થિતિ પ્રાપ્ત કરતાં મને કોઇ અટકાવે એમ નથી. પણ તને આ બધું શા માટે લખું? તું નિશ્ચિંત રહેજે—તને મારા આ પગલાથી અભય વચન આપવા જ તને હું આ લખી રહ્યો છું. હું શાંથી જાઉં છું તે તો ક્યારનું તારું હૃદય સમજી ગયું હશે. દુનિયામાં ત્રીજું કોઇ એ જાણશે નહિ—સિવાય કે તું જણાવવાનું પસંદ કરે, એવી તને ખાતરી આપું છું; બહેન બિચારાં જીવનભર આંસુ સારશે. પિતાનાં જીવનસ્વપ્નોના ટુકડેટુકડા થઈ જશે. પણ તે બધું હવે તને શા માટે સંભળાવું?—"

માલિની આખો પત્ર વાંચી શકી નહિ. પોતાને માથે આવી પડેલી આ અણધારી વિપત્તિમાં તે કોઇની મદદ યાચી શકે એમ પણ ન હતું. હર્ષદ આવેગ શમતાં પાછો આવશે એમ ઘડીભર તેને થયું. પણ તેનું હૃદય હવે અનિષ્ટ શંકાથી જ ભરાવા માંડયું. અનેક પ્રયત્નો છતાં હર્ષદ ક્યાં ગયો હતો તે કંઇ માલમ પડયું નહિ. લીલાધર શેઠ તો બિચારા દુઃખથી ગાંડા જેવા થઇ ગયા હતા. હર્ષદ કેમ જતો રહ્યો હશે તે તેમને સમજાતું જ નહિ.

હર્ષદને અલોપ થયાને આમ બેત્રણ મહિના થઇ ગયા, વચમાં લીલાધર શેઠ પર તેનો એક પત્ર હતો. તેમાં પોતાના કુશળસમાચાર હતા અને પોતે ચિત્રકળામાં ઊંડી સાધના સાધવા એકાન્ત પસંદ કર્યું હતું એટલે ચિન્તા નહિ કરવા જણાવ્યું હતું. પણ પત્ર ક્યાંથી આવ્યો હતો તે કંઈ કળી શકાયું નહિ. માલિની બિચારી દુઃખથી અડધી થઇ ગઇ. એક જ વખત તેને જો તે મળી શકે—બસ એક જ વખત, તો કેવું કાળું વાદળું તરત જ દૂર થઇ શકે. પણ એવું બને તો ને!

* * *

એક દિવસ એક વર્તમાનપત્રનો અધિપતિ માલિનીને મળવા આવ્યો. હર્ષદની માલિની સાથેની મૈત્રી સૌ કોઈ જાણતું હતું. જો હર્ષદનું કોઇ અપ્રસિદ્ધ ચિત્ર માલિની પાસે હોય તો તેની યાચના કરવા તે આવ્યો હતો, માલિનીના મનમાં એકાએક એક વિચાર ચમક્યો, તેણે કહ્યું: "હા, એક ચિત્ર છે; પણ આપને આજ ને આજ નહિ આપી શકું. આપ થોડા દિવસ થોભો તો બને." અધિપતિ ખૂબ રાજી થયો.

માલિની તે દિવસથી પોતાના ઓરડામાં એક ચિત્ર તૈયાર કરવા પાછળ મંડી. પોતાની સર્વ કલ્પના, સર્વ શક્તિ તેણે એ ચિત્રમાં રેડવા માંડી. જે ચિત્ર સર્જવા હર્ષદે અનેક સ્વપ્નો સેવ્યાં હતાં, જેને માટે પોતાનું જીવનસર્વસ્વ તે અર્પવા તૈયાર હતો. તે જ ચિત્ર માલિનીએ તૈયાર કરવા માંડયું. આજે એ ચિત્રની રેખાઓ કોઇ એક સ્થૂળ પીંછીમાંથી સર્જાતી ન હતી, પ્રેમની પવિત્ર વેદી ઉપર પોતાના પ્રાણની ભવ્ય આહુતિ આપવા તલસી રહેલ એક ઉદાત્ત હૃદય આજ એ પીંછીરૂપ બની ગયું હતું. ઉચ્ચતમ કલા જે સંપૂર્ણ

આત્મસમર્પણની અપેક્ષા રાખે તે આત્મસમર્પણની જ્વલંત જ્યોતરૂપ માલિની બની ગઇ હતી, અને જીવનની કોઇ ધન્ય પળે જેનું ક્ષણભર દર્શન થાય એવી વિરલ રેખાઓ તે સર્જવા મંડી. પોતાના જ પ્રતીક ઉપરથી માલિનીએ હર્ષદની કલ્પનાસૃષ્ટિની રાધિકાને સર્જી, હર્ષદનું નિત્ય ચિન્તન કરતાં તેને માટે જીવનસર્વસ્વનું બલિદાન આપવાની હૃદયના ઊંડામાં ઊંડા ભાગમાંથી નીકળતી તીવ્ર ભાવના સેવતાં માલિની હર્ષદમય બની ગઇ હતી. તેનું હૃદય, તેનો પ્રાણ, તેની કલ્પના સ્થૂળ બંધનોથી પર થઇ હર્ષદના સ્વપ્નજગતનો સાક્ષાત્કાર કરી શક્યાં. એ અદ્‌ભુત ચિત્ર પૂરું થતાં જાણે કોઇ પ્રબળ નશાનું ઘેન ઊતરી જાય તેમ ઢગલો થઇ તે પડી, તેની પીંછીમાંથી–તેની કલ્પનામાંથી સર્વ શક્તિ ચાલી ગઇ, જાણે માત્ર આટલા એક જ હેતુથી કલાની દેવી પોતાની પીંછીમાં થોડા દિવસ આવી વસી હોય, અને હવે સીધાવી ગઇ હોય એમ તેને લાગ્યું. એ ચિત્ર ઉપરથી તેની બીજી નકલ કરવી હોય તો તે પણ પોતાથી ન થઇ શકે એમ તેને લાગ્યું. પોતે એ ચિત્ર દોર્યું છે એમ કેમે કરી તેના ખ્યાલમાં જ આવી શકતું ન હતું. તે જ મહિનાના અંકમાં હર્ષદના ચિત્ર તરીકે તે પ્રસિદ્ધ થયું. લોકો ચિત્ર જોતાં ગાંડા બન્યા.

પ્રેર છોડી જતો રહેલો હર્ષદ કલાકાર મટયો ન હતો. તેને ગુસ્સો ચડયો હતો, ઇર્ષ્યાજન્ય વૈરાગ્ય તેનામાં આવ્યો હતો, પણ પોતાની કલાને તે ભૂલ્યો ન હતો. પેલો અંક ખોલતાં તે સ્તબ્ધ બની ગયો, પોતે જેનું ચિન્તન કર્યા કરતો હતો, જેને સર્જવા અનેક સ્વપ્નાં સેવ્યાં હતાં તે જ ચિત્ર! પોતે જાગે છે કે સ્વપ્નામાં છે તેની તેને શંકા થઈ, અને આ શું! એનો સર્જક પણ તે પોતે જ! પોતે સાચે જ કોઇ ઊંડા સ્વપ્નમાં છે એમ તેને થયું. તેની મૂંઝવણનો કેમે કરી ખુલાસો થઇ શકતો ન હતો. પોતે એ ચિત્ર ચીતર્યું ન હતું તેની તેને ખાતરી હતી. જો બીજું કોઇ એવું ચીતરે તો તે શા માટે પોતાને નામે તે પ્રસિદ્ધ કરી એક મહાન કલાકારનું પદ ન પ્રાપ્ત કરે? આવું અદ્‌ભુત ચિત્ર શા માટે કોઇ હર્ષદને નામે ચડાવે? જરૂર એમાં કંઇ ભેદ હોવો જ જોઇએ એમ હર્ષદને ખાતરી થઇ. અધિપતિને પત્ર લખી પુછાવી જોવાનો તેણે વિચાર કર્યો, પણ ભીતિ લાગી કે એમ કરવા જતાં પોતે ક્યાં રહે છે તેની કદાચ બધાંને જાણ પડી જશે. એટલે છાનામાના જઈ એક વાર તે અધિપતિને મળી આવવા તેણે નિશ્ચય કર્યો.

માલિનીની કલ્પના સાચી પડી. તે માનતી જ હતી કે હર્ષદમાં ગમે તે ત્રુટીઓ હોય–અને ત્રુટી વિનાનું જગતમાં કોણ છે?–પણ તે જૂઠું નહિ બોલે, તેમ જૂઠી કીર્તિ નહિ સ્વીકારે. તેની ઇર્ષ્યાના મૂળમાં પોતા પ્રત્યેના તેના અપાર સ્નેહ સિવાય બીજી કોઇ પણ વસ્તુ તેને કદી દેખાઇ ન હતી–અને એ ઇર્ષ્યાને કૃત્રિમ રીતે પ્રેરવા પોતે જ મોટે ભાગે જવાબદાર હતી એમ વારંવાર તેને થયા કરતું. હર્ષદનું હૃદય બાળક જેવું સરળ છે એવો તેનો દૃઢ વિશ્વાસ હતો, અને બાળકો નિર્દોષતાની મૂર્તિ હોવા છતાં ધૂળ જેવી બાબતોમાં ક્યાં ઇર્ષ્યા નથી કરતાં? ક્યાં લડી નથી પડતાં? માલિનીને આશા હતી કે જ્યાં હશે ત્યાંથી હર્ષદ જરૂર કોઇ ને કોઇ રીતે તપાસ તો કરાવશે જ. તેથી તેણે અધિપતિને પત્ર લખી મૂક્યું હતું કે હર્ષદનો કંઇ પણ પત્ર આવે અગર તે જાતે આવે તો તરત પોતાને ખબર આપવી.

હર્ષદ વર્તમાનપત્રની ઑફિસમાં આવ્યો, અધિપતિએ તેને ખૂબ સન્માનપૂર્વક આવકાર આપ્યો.

"આપના ચિત્ર માટે કેવી રીતે મારું ઋણ હું વ્યક્ત કરું ?" તેણે તેને બેસાડતાં પૂછ્યું. "એની છૂટી નકલની માગણીને પૂરા પહોંચી પણ નથી વળાતું."

"તમને કોણે એ ચિત્ર આપ્યું ?" હર્ષદે અકળાતાં પૂછ્યું.

"કેમ કોણે આપ્યું પૂછો છો ? માલિની બહેને તો આપની પાસેથી મંગાવી અમને એ આપ્યું."

વિચારમાં હર્ષદના હોઠ બીડાયા. એ ચિત્ર માલિનીએ આપ્યું ! શું માલિનીએ જાતે તે ચીતર્યું ! આવું અદ્ભુત ! પણ તે શા માટે તેને નામે તે ચડાવે ? તે તેનો શું હતો !... પણ તે વધુ વિચાર કરે એટલામાં તો ઑફિસમાં વસુન્ધરા અને મહેન્દ્ર દાખલ થયાં. મહેન્દ્રને જોતાં હર્ષદ ચમક્યો, તેને આખી દુનિયા કંપતી લાગી. હર્ષદને જોતાં જ વસુન્ધરા સ્તબ્ધ બની ગઇ. તેનું મુખ આનંદથી ખીલી ઊઠ્યું. જાણે હર્ષદ જતો રહ્યો હતો તે વાત જ જાણતી ન હોય તેમ તેણે પૂછ્યું: "ઓહો હર્ષદભાઈ, ક્યાંથી આજ એકાએક ભૂલા પડ્યા ? તબિયત તો સારી ને ? ચીનુ, તું ઓળખે છે ને આમને ?" હર્ષદના કાન ચમક્યા. ચીનુ ? એક ભયંકર પડદો પોતાની નજર આગળથી સરી પડ્યો. પણ તે આગળ વિચાર કરે તે પહેલાં તો વસુન્ધરા બોલી: "અને હર્ષદભાઈ, તમે ચીનુને તો ક્યાંથી જોયો હોય ? માલિનીનો એ નાનો ભાઇ. તેનાથી બે જ વર્ષે નાનો છે, પણ કેવો લાગે છે !"

હર્ષદ એકદમ ગાંડાની જેમ બોલી ઊઠ્યો: "વસુન્ધરા બહેન, માલિની ક્યાં ? તેની તબિયત તો સારી છે ને ?"

વસુન્ધરા જરા રોષ કરતાં બોલી: "તે હું શું જાણું ? મારા કરતાં તમે વધુ સારી રીતે જાણો !"

હર્ષદે અધિપતિની રજા લીધી, અત્યંત પ્રેમથી તેણે મહેન્દ્રનો હાથ પોતાના હાથમાં દબાવી ચાલવા માંડ્યું. અધિપતિની ઑફિસમાં કોઈપણ જાતનો દેખાવ ન થાય તે માટે તેણે વસુન્ધરાને બીજો પ્રશ્ન ન પૂછ્યો.

તે રાત્રે માલિની અને હર્ષદની સ્વપ્નનાવમાં શું ભર્યું હતું તે કોણ કહી શકે ?

સહદેવ

# જમશેદ મહેતા

जानां विनयाधानाद्रक्षणाद्भरणादपि ।
पिता पितरस्तासां केवलं जन्महेतवः ॥

(कालिदास)

**આ**જે સવારના પહોરમાં વર્તમાનપત્રમાં વાંચ્યું કે કરાંચીના મેયર જમશેદ મહેતા રાજીનામું આપે છે ત્યારે મનમાં ખૂબ દુઃખ થયું. કરાંચી મ્યુનિસિપાલિટીના પ્રમુખ જમશેદ મહેતા વિશે ઘણાંને મોંએથી ઘણું સાંભળ્યું હતું. ઇંડિયા લીગ ડેલિગેશનના સભ્યોની પાસેથી પણ સાંભળ્યું કે "હિંદુસ્તાનનાં બધાં શહેરોમાં ફર્યાં, દરેક મ્યુનિસિપાલિટીના પ્રમુખને મળ્યાં, પણ કરાંચીના મેયરને કોઈ ન પહોંચી શકે." એ જમશેદ મહેતાને જોવાની અને મળવાની ઇચ્છા હતી.

ગયે વર્ષે દિવાળી પછી કરાંચીમાં સ્ત્રીઓની સ્વદેશી પરિષદને અંગે મને કરાંચી જવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. કરાંચી પહોંચતાં પહેલાં—હૈદ્રાબાદથી જ—જમશેદનાં વખાણ, ન મનાય એવાં વખાણ, મેં સાંભળવા માંડયાં. છતાં કરાંચી પહોંચ્યા પછી જ જમશેદની ખરી કિંમત તો સમજાઇ. કરાંચી ગયા પછી બીજે જ દિવસે શ્રીમતી કાશીબહેન કોટકને ઘેર હું જમવા ગઇ હતી. કાશીબહેને મને કહ્યું કે ઘણું કરીને જમશેદ અત્યારે અહીં આવશે. મને આનંદ થયો, પણ સાથે સાથે, આવા પ્રખ્યાત માણસને મળવાનો પ્રસંગ પાસે આવેલો જોઇ, ક્ષોભ પણ થયો. ત્યાં તો કાશીબહેનની નાની બેબીનું હાસ્ય સંભળાયું અને તરત જમશેદ મહેતાના હાથ ઉપર ઝૂલતી બેબી દાખલ થઇ.

બંધકૉલરનો લાંબો કોટ અને પાટલૂન, માથે લાંબી દેશી ટોપીઃ જમશેદની આંખો પ્રેમથી નીતરતી અને ચહેરો હસતો હતો. કાશીબહેનના આખા કુટુંબમાં તેમને જોઇ આનંદ આનંદ છવાઇ ગયો. જમશેદ પણ બૂટ કાઢી જમવા બેઠેલી મંડળીમાં ભળી ગયા. મને થયું કે જમશેદને આ કુટુંબ સાથે બહુ ગાઢ પરિચય હશે; પણ પછી તો મને ખબર પડી કે જમશેદને કરાંચીમાં બધાં જ કુટુંબો સાથે આવો સંબંધ છે. દરેક સ્ત્રીનો જમશેદ સાચો ભાઈ, દરેક બાળકનો વફાદાર દોસ્ત, અને દરેક પુરુષનો સાચો મિત્ર અને સલાહકાર છે, એ વાત તરત જણાઇ આવી. મંદવાડમાં પીડાતા દરદીઓને જમશેદ જોવા જાય, (અને એવા તો કેટલાએ દરદીઓને ઘેર તે દરરોજ જાય જ) ત્યારે દરદીઓનાં અર્ધાં દરદ ઓછાં થઇ જાય. સ્ત્રી પુરુષને ઘરમાં તકરાર થાય તો તેનો નિકાલ જમશેદ જ લાવે. બાપદીકરા કે ભાઇભાઇ વચ્ચે ટંટો થાય તો સલાહ કરાવનાર જમશેદ. પોતાના કુટુંબની ઝીણામાં ઝીણી દરેક વિગતમાં પણ લોકો એ જ જમશેદની સલાહ લેતાં જરાએ અચકાય નહિ.

કરાંચીના લોકોના ખાનગી જીવનમાં આવી રીતે ઓતપ્રોત થઈ ગએલા જમશેદ મહેતા કરાંચીની દરેક સાર્વજનિક સંસ્થાના પ્રાણરૂપ છે. કરાંચીની ઇસ્પિતાલોમાં દરરોજ જમશેદ મહેતાની મુલાકાત હોય જ. ત્યાંની અંધશાળા એ તો જમશેદની ખાસ માનીતી સંસ્થા છે. એ સંસ્થા જમશેદ મહેતાએ પોતે જ મને દેખાડી હતી. તે જ પ્રમાણે રક્તપિત્તની ઇસ્પિતાલમાં પણ જમશેદનો અવરજવર ખરો જ, તે જગા પણ એમણે જ મને બતાવી હતી. કરાંચીમાં દલિત વર્ગો માટે બંધાવેલી ખાસ ચાલ પણ જમશેદ મહેતાએ મને બહુ હોંસથી દેખાડી હતી. દરેક સંસ્થાના કાર્યકર્તાઓ એક જ વાત કહેતાઃ "અમે તો કામ કરીએ છીએ–પણ કામની પ્રેરણા તો જમશેદ તરફથી જ મળે છે." પોતાનું શહેર દેખાડતાં જમશેદને કાંઈ અજબ આનંદ આવતો હોય એવું લાગે છે. શહેરના બધા જ ભાગોમાં તેમની આવ–જા સતત રહે છે. ફક્ત કરાંચીની સૌથી સરસમાં સરસ જગા–દરિયાકિનારો–ત્યાં ઘણા મહિનાઓથી પોતે ગયા જ નહોતા એમ એમણે કહ્યું. શહેરસફાઇના કામમાંથી પરવારે ત્યારે એ હવા ખાવા જાય ને? અને શહેરસફાઇની બાબતમાં હિંદુસ્તાનનાં તમામ શહેરોને કરાંચી ટક્કર મારી શકે એમ છે, તેની કોઇથી ના કહેવાય એમ નથી.

કરાંચી મ્યુનિસિપાલિટીનાં સુંદર ભવ્ય મકાનના મોટા દાદર ઉપર ચડો કે સામે જ જમશેદની ઓફિસ આવે. તેમાં જનાર દરેક શહેરીને જમશેદ ખુરસી ઉપર બેસાડે, આ એક એમની ખાસ પ્રથા છે. પછી આવનાર ભલે ઉંચ ગણાતો શહેરી હોય કે નીચ–ભલે પૈસાદાર હોય કે ગરીબ.

જમશેદ પોતાના શહેરની વાત કરે તો આપણને એમ જ લાગે કે તે પોતાના કુટુંબની વાત કરે છે. એમણે કહેલી એક વાત યાદ આવે છે, તે એમના જ શબ્દોમાં મૂકું છું:–

"થોડાં વર્ષોથી, દર વર્ષે અમારાં છસાત છોકરાંઓ ડિપ્થોરીઆમાં મરી જતાં હતાં. મેં કરાંચીના પ્રખ્યાત દાક્તરોને પણ પૂછ્યું. કોઇ દાક્તર કહે કે ડિપ્થીરીઆ તો મોટાં શહેરોનો રોગ છે. વળી કોઇએ કહ્યું કે નવા જમાનાનો–નવી સંસ્કૃતિનો એ રોગ છે. મેં કંટાળીને પૂછ્યું કે એ બધું સાચું, પણ એને ટાળવાનો કાંઇ ઇલાજ હશે ને? ત્યારે દાક્તરોએ જવાબ દીધો કે 'ઉપાય છે તો ખરો, પણ મોંઘો બહુ છે. સાર્વજનિક ઇસ્પિતાલોમાં એ ન પોષાય. ડિપ્થીરીઆમાં દરદીને માટે ઇન્જેક્શન આવે છે, દર ઇન્જેક્શનની કિંમત સોળ રૂપિયા હોય છે. આવાં ૭ ઇન્જેક્શન આપવાં પડે. એટલે દર બાળક દીઠ તમારે સો રૂપિયા ખરચવા પડે.' મેં ખુશાલીથી બૂમ પાડીઃ 'સો જ રૂપિયા! અને સો રૂપિયામાં મારા એક બાળકનો જીવ બચે! આ ઉપાય મોંઘો? હું તો ધારું છું કે બાળકના જીવના પ્રમાણમાં એ બહુ સસ્તો છે.' ત્યારપછી અમે કરાંચીના તમામ દાક્તરોને ખબર આપી દીધી કે ડિપ્થીરીઆનો કેસ આવે તો તરત સાર્વજનિક ઇસ્પિતાલમાં દરદીને મોકલવો. દાક્તરોને દરદી જતા કરવા પરવડે તો નહિ જ, પણ બધાએ તે હુકમનો અમલ કર્યો. ત્યારપછી દર વર્ષે ડિપ્થીરીઆમાં ફક્ત એક બે બાળકો મરી જાય છે, અને તેનું કારણ એ જ કે અણસમજુ માબાપ દાક્તરી મદદ વેળાસર લેતાં નથી."

થોડા દિવસના કરાંચીના રહેવાસ દરમિયાન મેં જમશેદને પછી રીને જોયા. લોકોના–શહેરના પિતા તરીકે, સભાના પ્રમુખ તરીકે, થિયોસોફિસ્ટ તરીકે, કરાંચીની સ્ત્રીઓના ભાઈ તરીકે, બાળકોના ભાઈબંધ તરીકે. આ સૌમાં કયું સ્વરૂપ શ્રેષ્ઠ તે નક્કી કરવું મારે માટે અશક્ય બની ગયું. વળી આટઆટલી જવાબદારી છતાં, અસંખ્ય કામો છતાં, જમશેદ કાંઈ હમેશ ગંભીર નથી રહેતા. હળવા વિષયો ઉપર, હસવાની, ગમ્મતની વાત પણ એ પુષ્કળ રસથી કરી શકે છે. ગાંધીજીના એ મિત્ર છે. જેલમાંથી દર પંદર દિવસે ગાંધીજીના તેમના ઉપર પત્રો આવતા, એમ જમશેદ કહેતા હતા.

જમશેદને હાથે એક વીંટી છે. તેના ઉપર લખેલું છે: " I am thine mother... " તે ઉપરથી પણ જમશેદ વિશે ઘણું સમજાય જાય છે.

જમશેદ મહેતા રાજીનામું પાછું ખેંચી લેશે એવી આશા છે.* આવી આવા પુરુષ જ્યારે મ્યુનિસિપાલિટીને પ્રમુખપદેથી રાજીનામું આપે, ત્યારે ખરેખર એમ લાગે છે કે જગત કેવું બેકદર છે?

૨૩–૭–૩૩

વિનોદિની રમણભાઈ નીલકંઠ

# ગુજરાતી સાહિત્યના ત્રણ અપૂર્વ 'ન'

[ આ લેખમાં નર્મદાશંકર ઉપરાંત નવલરામ અને નંદશંકર વિશે થોડું લખેલું છે. તેમાંથી, નર્મદાશંકર વિશે પરપ્રાન્તના શું વિચારે છે તે જોવું હાલના પ્રસંગે પ્રસ્તુત હોવાથી આ લેખ ભાષાન્તર કરાવીને મૂક્યો છે. તંત્રી ]

**અંગ્રેજી સાહિત્યની** વ્યાખ્યા કરતાં મહાશય સ્ટોપફર્ડ બ્રૂક એક સ્થળે લખ્યું છે: The History of English Literature is the story of what great Englishmen and women thought and felt and then wrote down in good prose and beautiful poetry in the English language—અર્થાત્ સન્માન્ય અંગ્રેજ પુરુષો અને સ્ત્રીઓનાં હૃદયમાં અવારનવાર ઉત્તમ વિચારો ઉદ્ભવ્યા, તેમણે જે કાંઇ વિચાર્યું અને અનુભવ્યું તેને ઉત્તમ ગદ્ય અને મનોહર પદ્યોમાં લિપિબદ્ધ કર્યું, તેનો જે સંગ્રહ તે અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ. આમાં સંદેહ નથી કે જો ભારતની જુદીજુદી ભાષાઓના ઇતિહાસ પર તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો ઉપર્યુક્ત વ્યાખ્યાનું મહાન સત્ય બધાને લાગુ પડી શકે છે. આ વાત નિર્વિવાદ છે કે મરાઠી, ગુજરાતી, બંગાળી વગેરે મુખ્ય ભારતીય ભાષાઓમાં પરિમાર્જિત પણ ગદ્યનું રૂપ અંગ્રેજોના સમયમાં જ સુઘડ અને સ્થિર થયું. ગુજરાતમાં અંગ્રેજી કેળવણીની પ્રથમ જ્યોતિ 'સુરત' નગરમાં પ્રકટી. લાંબા વખત સુધી કચ્છ તથા કાઠિયાવાડના શિક્ષકો, મુખ્ય શિક્ષકો. ઇન્સ્પેક્ટરો, પ્રિન્સિપાલો વગેરેની નિમણૂકો સુરતવાસીઓની જ થતી. 'સુરત' જ તે વખતે જ્ઞાન અને બુદ્ધિમાં અગ્રગણ્ય હતું. અંગ્રેજોના સહવાસ અને સહયોગના લીધે અમારા સામાજિક, રાજનૈતિક અને કૌટુંબિક જીવનમાં નવા વિચારોનો પ્રવાહ વહેવા લાગ્યો. દરેક ભાષાના ગદ્યસાહિત્ય ઉપર તેનો સ્પષ્ટ પ્રભાવ પડ્યો. બધાનો અનેરો વિકાસ થયો: બંગાલી, મરાઠી, હિંદી, ગુજરાતી વગેરે ભાષાઓએ—મોટે ભાગે તેમના ગદ્યવિભાગે—અનેરી ઉન્નતિ કીધી. હમણાં સુધી બંગાલાના સુકવિ શૃંગારરસપૂર્ણ કવિતાઓની રચનામાં લીન હતા. જ્યારે સન ૧૭૭૨ માં અંગ્રેજી અમલ શરૂ થયો ત્યારે ચતુર અંગ્રેજોએ પોતાની સત્તા દૃઢ કરવાની ભાવનાથી બંગાલી ભાષા ઉપર અંગ્રેજી રહેણીકરણીની છાપ પાડવાની તૈયારી કરી. ૧૭૭૮માં હાલ્હેડ સાહેબે અંગ્રેજી ભાષામાં બંગાળી વ્યાકરણ લખ્યું. ત્યારે છાપખાનાં ન હતાં; બંગાળી અક્ષરોના બીબા પણ નહોતા બન્યા. તેથી વિલ્કિન્સ સાહેબે અક્ષરો ઢાળ્યા. વ્યાકરણ છપાઇને પ્રકાશિત થયું. શ્રીયુત ફોસ્ટર લૉર્ડ કૉર્નવાલિસના પરવાનાઓનો અનુવાદ કરવા લાગ્યા. ૧૮૦૧માં સૌથી પહેલાં બંગાળી-કોષ પ્રકાશિત થયો. શ્રીરામપુરમાં ઇસાઇઓની એક ટુકડીએ પડાવ નાખ્યો. પ્રેસ ખોલવામાં આવ્યું. બાઇબલનો બંગાળી અનુવાદ પ્રકાશિત થયો. ઉત્તરહિંદમાં પહેલવહેલા દેવનાગરી અક્ષરો તૈયાર કરવામાં આવ્યા. સન ૧૮૦૦ માં ફોર્ટ વિલિયમ કૉલેજની સ્થાપના એટલા માટે જ થઇ કે અંગ્રેજ અમલદારો દેશી ભાષામાં નિષ્ણાત થાય. તે દિવસોમાં વ્યાકરણ, કોષ, વર્ણમાલા, રામાયણ, મહાભારત વગેરે

બંગાળીમાં પહેલવહેલાં પ્રકાશિત થયાં. પંડિત સદલ મિશ્ર, લલ્લુ લાલજી વગેરે હિંદી ભાષાના ગદ્યને સજાવવા લાગ્યા.

આવી જ ઉથલપાથલ સુરતમાં પણ શરૂ થઈ. શ્રીયુત ફાર્બ્સ અને ટેલરે, ડૉક્ટર ગ્લાસગો અને સ્કૉટે રણછોડદાસ ગિરધરભાઈ અને તેમના અનેક મિત્રોના સહયોગથી શરૂઆતમાં બાઈબલનો ગુજરાતી અનુવાદ તથા કેટલાંક સાધારણ પાઠ્યપુસ્તકો પ્રકાશિત કર્યાં; પણ તેમનું ગદ્ય સુસંસ્કૃત ન હતું. સુઘડ તેમ જ પરિષ્કૃત ગદ્યનો આવિર્ભાવ નર્મદાશંકર—અર્થાત્ ગુજરાતી ભાષાના ભારતેંદુ—ની સજીવ કલમથી થયો. નર્મદાશંકરે જ ગુજરાતી ગદ્યને મધુર અને સ્વચ્છ રૂપ આપ્યું, જે રીતે હિંદી ગદ્યને ભારતેંદુ હરિશ્ચંદ્રે આપ્યું હતું.

ગુજરાતી ભાષાના ગદ્ય પરિષ્કારક નર્મદાશંકર હિંદીના ' ભારતેંદુ 'ની જેમ ધનવાન ન હતા. તેમને ભારતેંદુની જેમ મોટા મોટા રાજાઓની સહાયતા અને મિત્રતા પણ ન હતી. તોપણ સમાન શીલગુણને લીધે તેમને અમે ' ગુજરાતી સાહિત્યના ભારતેંદુ ' કહીએ છીએ. જ્યારે તેઓ મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થી હતા ત્યારે તેમને અંગ્રેજ પ્રોફેસરો દ્વારા શેકસ્પિયર, બાયરન, બેકન વગેરે અંગ્રેજી–સાહિત્યવીરોનાં ચરિત્ર તેમ જ કૃતિઓનું તુલનાત્મક અધ્યયન અને આલોચનનો સુઅવસર પ્રાપ્ત થયો હતો. જ્યારે સાતમા એડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સના રૂપમાં હિંદમાં આવેલા ત્યારે કવિ નર્મદાશંકરે અંગ્રેજી કવિતામાં તેમનું સ્વાગત કર્યું હતું. ભારતેંદુએ પણ સંયોગથી આવું જ સ્વાગત કર્યું હતું. આ સંયોગ સંસ્મરણીય છે. લખતાં પહેલાં નર્મદાશંકર મહાકવિ જયદેવના ' ચંદ્રાલોક, ' ' વૃત્તરત્નાકર, ' ' શ્રુતબોધ ' વગેરે સંસ્કૃત પિંગલ ગ્રન્થો ગુરુ પાસે બેસી ભણ્યા હતા. તે વખતે ગુજરાતી ભાષામાં પિંગલનો કોઇ પણ ગ્રન્થ છપાએલો ન હતો. તેથી તેમણે સાધુ કવિ ' લાલદાસ 'ના સંગ્રહાલયમાંથી ' છંદરત્નાવલી ' માગી લીધી. રોજ તેની નકલ કરતા જતા અને તેનું રહસ્ય ગુરુ પાસે સમજતા જતા હતા. તે જ વખતે તેઓ સારસ્વત, સિદ્ધાંત કૌમુદી, રઘુવંશ, કુમારસંભવ, કાદંબરી વગેરે ગ્રન્થો શાસ્ત્રીય રીતે ભણ્યા હતા. તેમનું માનવું હતું કે લેખકે જરૂર ચતુર્દિક્ પંડિત થવું જોઇએ. કારણ કે ઉપલકીઓ લેખક કયારેય પણ પ્રૌઢ લેખક નથી થઈ શકતો. આ સંબંધે મરાઠી ભાષામાં ત્રણ શબ્દોનો પ્રયોગ થાય છે—' વાઙ્મય, ' ' સારસ્વત ' અને ' સાહિત્ય.' ભાષામાં જે કાંઈ કહેવાય–સંભળાય, તે જ્યારે છપાઇ શબ્દોમાં પ્રકાશિત થાય ત્યારે તેની ગણના વાઙ્મયમાં કરવી જોઇએ. વાઙ્મયમાં પણ ઉદાર, લલિત, અભિજાત તથા રસયુક્ત જે ગદ્ય અથવા પદ્ય હોય તેને ' સારસ્વત ' કહે છે. સારસ્વતમાં જે પ્રબંધ વિચારસૌન્દર્યથી પૂર્ણ હોય, જેની ભાષા અસાધારણ સૌન્દર્યમયી હોય, જેને વાંચતાં જ એક વાર હૃદયવીણા ઝંકાર કરે તે પવિત્ર પ્રબંધની ગણના ' સાહિત્ય 'માં કરવી જોઇએ. માટે જ સુકવિ નર્મદાશંકરનો વિચાર હતો કે લેખકની પ્રતિભા સર્વતોમુખી હોવી જોઇએ. જ્યાં સુધી ગંભીર અધ્યયન અને વિસ્તૃત જ્ઞાન ન હોય ત્યાં સુધી લેખકે કલમ ઉઠાવવી ન જોઇએ. અપરિપક્વ જ્ઞાન અને અપરિષ્કૃત બુદ્ધિનો લેખક જો સાહિત્યસંસારમાં પ્રવેશ કરવાનું દુસ્સાહસ કરે છે તો તે અનધિકાર ચેષ્ટા છે. વાસ્તવમાં જો નર્મદાશંકરનું અધ્યયન અધૂરું હોત તો તેઓ ગુજરાતી સાહિત્યનો પ્રવાહ ન બદલી શકયા હોત. પરંતુ જે પ્રમાણે ભારતેંદુએ હિંદી–કવિતા-

જગતમાં એક નવી પ્રગતિ, એક વિશેષ રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન કરી દીધી, તે જ પ્રમાણે સુકવિ નર્મદે ( નર્મદાશંકરને ' નર્મદ ' પણ કહે છે ) ગુજરાતી સાહિત્યને બીજી બાજુ વાળી અમારા જીવન સાથે મેળવી દીધું. જ્ઞાન, નીતિ અને ભક્તિના પ્રવાહમાં વહેતા ગુજરાતી કાવ્યસાહિત્યને તેમણે જાતીય ભાવનાઓના વિશેષ પ્રવાહ તરફ વાળ્યું. તેમના કાવ્યમાં એક તરફ સ્વતંત્રતા, સ્વદેશાભિમાન, દેશભક્તિની લહેરો ઊડતી જણાય છે તો બીજી તરફ તેઓ જૂની સંકીર્ણ રૂઢિઓ, સામાજિક બંધનો અને વ્યસનોની વિરુદ્ધ પ્રચંડ શંખનાદ કરતા જણાય છે. એક સ્થળે આપણે તેમને ' વિધવાઓનાં દુઃખ ' ઉપર વિલાપ કરતા જોઇએ છીએ, તો બીજે સ્થળે ' શૂરવીરનાં લક્ષણો ' નામના કાવ્યમાં ગુલામીનો વિરોધ કરતા લોકસમુદાયને સાહસી તેમ જ નિર્ભય તથા સ્વતંત્રતાના ઉપાસક બનાવવાનો ઉદ્યોગ કરતા જોઇએ છીએ. એક તરફ તેઓ પોતાના પદ્યમાં ' રામ-જાનકી-દર્શન ' કરાવે છે તો બીજી તરફ 'હિંદુઓની પડતી,' 'પ્રેમશૌર્ય,' 'ઐતિહાસિક સ્થળોની મહત્તા' વગેરે દર્શાવતા અમારા હૃદયમાં દેશાભિમાનનો સાગર લહેરાવવાનું આયોજન કરે છે. પ્રાચીન અને નવીનનું આ સુંદર સામંજસ્ય જ કવિ નર્મદનું વિશિષ્ટ માધુર્ય છે; જેવું ભારતેંદુ હરિશ્ચંદ્રમાં પણ હતું.

જે પ્રમાણે ભારતેંદુ અને રાજા શિવપ્રસાદમાં ગુરુ-શિષ્યનો સંબંધ હોવા છતાં બન્નેમાં સાહિત્યિક મતભેદ હતો તે જ પ્રમાણે સુકવિ નર્મદાશંકર અને દલપતરામ ડાહ્યાભાઇની દૃષ્ટિમાં પણ સામ્ય ન હતું. બન્ને ગુજરાતી સાહિત્યના આધુનિક યુગના દીપક હતા. બન્ને દેશભક્ત, સમાજસુધારક, સ્વતંત્રતા-પ્રેમી તથા જૂની રૂઢિઓના વિરોધી હતા. પણ બન્નેની કાર્યપદ્ધતિમાં ભેદ હતો. દલપતરામને ઉતાવળે દોડવું પસંદ ન હતું, અને નર્મદાશંકરને સમાજસુધારાના રણક્ષેત્રમાં ધીમા ચાલવું પસંદ ન હતું. દલપતરામનો ભાવ એ હતો કે " લાખો કીડીઓના સમૂહમાં જો આપણે આખો લાડવો ફેંકીશું તો કીડીઓ મરી જશે, પણ જો આપણે તેનો ભૂકો કરી ભભરાવીશું તો તે પ્રેમથી ખાયા કરશે. " અર્થાત્ સૈકાઓનો બગાડ એક દિવસમાં નહિ સુધરી શકે. પરન્તુ નર્મદાશંકરનો સિદ્ધાંત હતો કે " **कार्यं वा साधयामि शरीरं वा पातयामि** " ( સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે, યાહોમ કરીને પડો, ફતેહ છે આગે. ) ભારતેંદુ અને રાજા શિવપ્રસાદના પ્રહારો એમના જીવનમાં પણ જણાય છે. ગુજરાત ' વર્નાક્યુલર સોસાઇટીનાં વર્તમાન અવૈતનિક મંત્રી લેડી વિદ્યાગૌરીના સસરા-ગુજરાતી ભાષાના હાસ્યરસના સર્વશ્રેષ્ઠ લેખક સર રમણભાઇ નાઇટના પિતા-પંડિત મહીપતરામ લોકોના ના પાડવા છતાં સન ૧૮૬૦માં ઇંગ્લેન્ડ ગયા. કવિ દલપતરામે તેમના વિદેશ-યાત્રાના વિચારને પહેલાં પ્રોત્સાહન આપ્યું હતું અને શાબાશી આપતાં આ પદ લખ્યુંઃ-" નાગર નર હારે નહીં, હારે હોય હજામ; કહેવત તેં સાચી કરી, રાખી મહીપતરામ." પરન્તુ મહીપતરામ ઇંગ્લેન્ડથી હિંદ પાછા આવ્યા ત્યારે એક વિચિત્ર બનાવ બન્યો. દલપતરામે કહ્યુંઃ 'પંડિત મહીપતરામ જ્ઞાતિ માટે પ્રાયશ્ચિત્ત કરશે નહિ;' પણ મહીપતરામે પ્રાયશ્ચિત્ત કરી નાખ્યું. આથી સુકવિ નર્મદે તાણો માર્યો; દલપતરામના શબ્દોમાં જ તેમણે ઘા કર્યો-" નાગર નર હારે નહીં, હારે હોય હજામ; ઇત્યાદિક ફેરવ હવે ડાહ્યા દલપતરામ. " આ પદમાં 'ડાહ્યા દલપતરામ'માં શ્લેષ અને વ્યંગ બન્ને છે. ' ડાહ્યા ' શબ્દ ' દોઢડાહ્યા ' કહેવતનું રૂપ છે. અને જેનો

અર્થ ' મૂર્ખ ' થાય છે. બીજું ' ડાહ્યા ' શબ્દમાં દલપતરામના પિતા ડાહ્યાભાઇનો સંકેત છે. ગુજરાતી પ્રથા પ્રમાણે ' દલપતરામ ડાહ્યાભાઇ ' લખવું જોઇતું હતું, પણ નર્મદે પહેલાં પિતાનું નામ લખી પુત્રને પિતાનો જનક તરીકે સંબોધી મશ્કરી કરી ! વાસ્તવમાં નર્મદ મોટા સહૃદય અને પ્રતિભાશાળી કવિ હતા. તેમણે પદ્યરચના ઘણી મોટી સંખ્યામાં કરી છે. ગુજરાતી સાહિત્યમાં રીતિગ્રન્થોનો અભાવ તેમને રાતદિવસ ખટકતો હતો-તેથી તેમણે સન ૧૮૫૭માં ' પિંગલ પ્રવેશ, ' ૧૮૫૮ માં ' અલંકારપ્રવેશ ' અને ' રસપ્રવેશ ' તથા ૧૮૫૯ માં ' નાયિકા વિષય પ્રવેશ ' પ્રકાશિત કર્યા. તેઓ કવિ તો હતા જ, પણ તેથી ક્યાંય વધારે વિખ્યાત ગદ્યલેખક હતા. હિંદીના ભારતેંદુના જેવા જ તેઓ ગુજરાતી ગદ્યના પ્રમુખ નાયક પોષક અથવા પિતા કહી શકાય છે.

જેઓ મુખ્ય ભારતીય ભાષાઓના વિકાસનો ઇતિહાસ જાણે છે તેમનાથી આ અજાણ્યું નથી કે બંગાળના સંસ્કૃતપ્રેમી બ્રાહ્મણો ત્યાંની ભાષા ઉપર તેરમા સૈકાથી જ સંસ્કૃતનો ઓપ ચડાવતા હતા અને આ કામ અઢારમા સૈકા સુધી સતત ચાલુ રહ્યું હતું. ત્યારપછી બે મહાન સાહિત્યસેવકોનો જન્મ થયો–સન ૧૮૨૦ માં ઇશ્વિરચંદ્ર ( વિદ્યાસાગર ) તથા સન ૧૮૩૭ માં ( બંગસાહિત્ય–સમ્રાટ્ ) બંકિમચંદ્ર અવતીર્ણ થયા–જેમણે ગદ્યને સ્થાયી રૂપ આપ્યું અને સાહિત્યસરિતાને નિર્મલ બનાવી. આ જ પ્રમાણે મરાઠી ગદ્યનો આરંભ પણ બારમા તેરમા સૈકાથી જ થયો. મુકુંદરાજ, જ્ઞાનદેવ અને નામદેવ તેના આદિલેખકો હતા, તો પણ ગદ્યના પ્રવર્તક તો શ્રી વિષ્ણુ કૃષ્ણ શાસ્ત્રી ચિપલૂણકર હતા. લોકમાન્ય તિલકના એ ખાસ સલાહકાર હતા. બરાબર આ જ પ્રમાણે ગુજરાતી ગદ્યનાં દર્શન આપણને તેરમા ચૌદમા સૈકાથી થઇ રહ્યાં છે. પરન્તુ તેને સ્થાયી રૂપ આપવાનું શ્રેય નર્મદાશંકરને જ પ્રાપ્ત થયું. તેમણે તેર ઐતિહાસિક ગ્રન્થોની રચના કરી છે તે જોવામાત્રથી જણાય છે કે તેઓ પુરાવૃત્તાનુસંધાન ઉપર વિશેષ ધ્યાન આપતા હતા. રામાયણ ને મહાભારતનો સાર, પ્રેમાનંદ વગેરે કવિઓનાં જીવનચરિત્ર, મહાપુરુષો તત્ત્વવેત્તા અને સંશોધકોનાં જીવન-ચરિત્રો, ગુજરાત તથા મેવાડની હકીકત, પ્રાચીન અને અર્વાચીન જગતનો ઇતિહાસ, રાજ્યરંગ વગેરે ગ્રન્થો આના પ્રમાણ છે. આજે પણ આ વાત સાભિમાન કહેવાય છે કે ' પ્રાચીન અને અર્વાચીન જગતનો ઇતિહાસ ' નામનો ગ્રન્થ લખવામાં તેમણે અસોથીયે વધારે ઇતિહાસોનું અનુશીલન કર્યું હતું. ' રાજ્યરંગ ' એ બૃહદ્ ઇતિહાસ છે, જેમાં મિસ્ર, બૅબીલોનિયા, ઇરાન, યૂનાન, રોમ, ઇંગ્લૅન્ડ વગેરે અનેક દેશોના ઇતિહાસનું મંથન કરી તેનો સાર આપ્યો છે. નીતિ, સમાજ, ધર્મ અને તત્ત્વગ્રંથોની પણ તેમણે રચના કરી છે. તેમના નિબંધોની ભાષા સજીવ તેમ જ ખરી (ટંકશાળી) છે. આ દુષ્ટ પેટનો અગ્નિ શાંત કરવાના પ્રયાસમાં તેમને નાટકો પણ લખવાં પડયાં હતાં ! ' કૃષ્ણાકુમારી ' ' દ્રૌપદી–દર્શન ' ' રામજાનકી દર્શન ' ' બાળકૃષ્ણ વિજય ' વગેરે નાટકો તેમનાં જ લખેલાં છે. જો કે ગુજરાતી સાહિત્યમાં નાટકવિભાગના પ્રધાન ઉત્પાદક અને નાયક શ્રી. રણછોડભાઈ ઉદયરામ જ છે તોપણ આ ઓછી મહત્ત્વની વાત નથી કે નર્મદાશંકરનાં નાટકો ગુજરાતી રંગભૂમિની સંપત્તિ છે. તેમના ' ધર્મવિચાર ' નામના અપૂર્વ ધાર્મિક ગ્રન્થની શૈલી બહુ ઓજસ્વિની, મિતગંભીર અને પ્રખર છે. વિવાદગ્રસ્ત વિષયોને પણ સ્વાભાવિક સરલ-ભાષામાં એટલી સ્પષ્ટતાથી લખ્યા છે કે વાંચતાં જ હૃદય પ્રભાવિત થઇ જાય છે. પરંતુ

અમર ગદ્ય ગ્રન્થો કે જેણે ગુજરાતી સાહિત્યસેવીઓને અમર બનાવી રાખ્યા છે તે નર્મદાશંકરકૃત ' નર્મકોશ ' અને ' નર્મકથાકોશ ' છે. આકાશવૃત્તિ ઉપર નિર્વાહ કરનાર નર્મદાશંકરે અદ્‌ભુત પરિશ્રમ તેમ જ ધૈર્ય તથા ધન ખર્ચી, આઠ વર્ષના સતત પ્રયત્ન પછી ગુજરાતી ભાષામાં એક શબ્દાર્થ કોશ પ્રકાશિત કર્યો. આ જ સૌથી પહેલો કોશ હતો, તેથી તેમના પરિશ્રમનું અનુમાન તેઓ જ કરી શકે કે જેમણે કાશી નાગરી પ્રચારિણી સભાના કોશવિભાગનું અદ્‌ભુત સંગઠન અને પરિશ્રમ જોયાં છે. ' નર્મકથાકોશ ' દેશી ભાષાઓમાં પહેલો ગદ્યગ્રન્થ છે કે જેમાં ઇતિહાસ અને પુરાણોનાં તત્ત્વો આ પ્રમાણે પ્રચલિત ગદ્યગ્રન્થોમાં વર્ણવાયા હોય. કવિ નર્મદના અઠાવન ગ્રન્થો કેટલાયે ભાગોમાં પ્રકાશિત થઈ ચૂક્યા છે. આ એક વિલક્ષણ સંયોગ જ છે કે ભારતેંદુ ગુજરાતીમાં કવિતા કરતા હતા, ત્યારે નર્મદ પણ હિંદીમાં પદ્યરચના કરતા હતા.*

જેઠાલાલ જોષી ' વિશારદ '

# એક પ્રશ્ન

નડે નયન ના કશું, સ્ખલન દૃષ્ટિનું ના થતું,
દિવાલ ગઢ ભેખડો અવર અન્તરાયો વળી
નથી દૃગ કઠોર કૈં સુખદ દર્શનો રોકવા.
વહે અનિલ તાઝગી તનમને પ્રફુલ્લાવતો,
સુમન્દ સરતો, સુવાસ પસરાવતો ગેલતો;
તરંગ હ્રદ શું રમે પૃથિવિતાપને ટાળતો;
અને ગગન દાખવે સકળ દ્વાર ઊઘાડીને
વિના ભય સ્વકોષનાં રતન મૈક્તિકો હીરલા.
છતાં હૃદય આમ તું અસુખ કેમ માને, જળે ?
અજંપ કયમ મ્લાન તું ? અમિત ખેદ શાને ધરે ?
સમૃદ્ધિ નવ રૂચતી પરમ તાતની પાઠવી,
વિના શ્રમ મળ્યું ગમે ન ઉપભોગવું, સંચવું ?
અગોચર થતાં છતું સુલભ થાય દુર્લભ્ય તે
રુચે મનુજ ! કેમ ના અકથ વર્ણવાતું જહિં ?

"અનામી"

# લોકચર્ચા

## વેપારીઓની સંજ્ઞાઓ

'પ્રસ્થાન'ના શ્રી તંત્રીજી,

આપના માસિકમાં 'સોનીની સંજ્ઞાઓ' સંબંધી લખ્યા પછી નીચેની વેપારીઓની સંજ્ઞાઓ 'સંસાર ચોપડી' નામક પુસ્તકમાંથી મળી આવતાં આ સાથે મોકલું છું.

| | | | |
|---|---|---|---|
| કેલનવાણું | ૧ | મુલપડી | ૧૫ |
| ધર અઠાણું | ૨ | છેલપડી | ૧૬ |
| ઊધાન | ૩ | શમરપડી | ૧૭ |
| ગોય | ૪ | માંગપડી | ૧૮ |
| મુલ | ૫ | જનશપડી | ૧૯ |
| છલી | ૬ | કુંડી | ૨૦ |
| શમર | ૭ | શવાકુંડી | ૨૫ |
| માંગ | ૮ | દોટાડકુંડી | ૩૦ |
| જનશ | ૯ | પોણીએકુંડી | ૩૫ |
| આંગલ | ૧૦ | બે કુંડી | ૪૦ |
| કેળપડી | ૧૧ | બે કુંડી ને કેલ | ૪૧ |
| ધરપડી ગોદાવરી | ૧૨ | લીંડી શલી | ૦। |
| ઊધાનપડી | ૧૩ | વીલ ફાડીઊં. | ૦॥ |
| ગોયપડી | ૧૪ | ત્રણુ પાન | ૦॥। |

છોટાલાલ માનસિંગ કામદાર



## ( ૧ ) લાવણી

આવી રીતની કવિતા બનાવીને ગાવી પેહેલવહેલી કિયે ઠેકાણેથી ને કિયા વરસમાં નીકળી તે કંઇ ખરૂં માલમ પડતું નથી. લાવણી અથવા ખ્યાલ ગાનારાઓની જુદી જુદી ટુકડીઓ પોતાના તરફની જેવી તેવી વાત બતાવે છે, માટે હમારાથી કંઇ ખરૂં કહી શકાતું નથી. આ બાબત અહિ લખવાનું કારણ એ કે તે, ખ્યાલની કવેસરીમાંથી વલોવાય ને પછી તેમાંથી માખણ નિકળે.

પુછપાછ ઉપરથી એટલું જાણ્યામાં આવ્યું છે, તે નીચે જાહેર કરિયેછૈયે. જે હિંદુસ્તાની ગાણાને આપણે લાવણી કહિયેછૈયે તેને હિંદુસ્તાની લોકો છંદ કેહે છે ને મરેઠી ભાષામાં જે એવી રીતનું ગાણું છે તેને તેઓ લાવણી કેહે છે. હિંદુસ્તાની લાવણી અને મરેઠી લાવણી એ બે જુદીજ તરેહ છે. પાછલી ગાયનમાં જ સારી શોભે છે પરંતુ આગલી સાધારણ રીતે બોલાયાથી પણ દિલને ખુશ કરે છે. લાવણી તે, હિંદુસ્તાનની જ. એ લાવણીની ધપ ન્હાનામોટા સહુનાં દિલમાં અસર કરે તેવી છે. જેમ બીજામાં તેમ આમાં પણ સણગારને ઘણો બેકાવી મુકયો છે તેથી લાવણી શબ્દ છેક હલકો પડી ગયો છે ને ખરેખર તે ગાણાના શોખિઓએ ( કરનાર, ગાનાર અને સાંભળનારાએ ) હદથી બાહર જઇને અનીતિનાં કર્મો ભરજોસથી કરેલાં છે તેથી તેઓએ પોતાની અને પોતાની કૃતિની ( લાવણીની ) સાખ ગુમાવી છે. લાવણી સઘળા રસમાં જોડાયલી છે. હમે દિલગીર છૈયે કે આવી રીતનું ગાણું તેના શોખિઓએ પોતાની નઠારી ચાલથી લોકોની આંખમાં ધિક્કારવાળું કરી મુકયું છે. એ લાવણીનું ગાણું પાછું લોકમાં માનભરેલું ગણાય તે એ કવિતાવિદ્યાનો સારો ફેલાવો રૂડી રીતે થાય એવી આશા રાખિયેછૈયે.

મરેઠી લાવણી વિશે ન બોલતાં બીજી વિશે કંઇ અહીં બોલિયેછૈયે. ગુજરાતી, મરેઠી, હિંદુસ્તાની ( ઉરદું નહીં ) અને સંસ્કૃત એ ચાર મુખ્ય ભાષા પોતાના પરિવાર સાથે હિંદુઓની જાણવી. એ ચાર ભાષામાં સહુથી મિઠાસવાળી ( હમારા વિચાર પ્રમાણે ) હિંદુસ્તાની છે તેથી ઉતરતી સંસ્કૃત પછી મરેઠી ને પછી ગુજરાતી. હિંદુસ્તાની ભાષાનું સાધારણ બોલવું પણ કાનને ગળ્યું લાગે છે. અને લાવણીનું ગાણું હિંદુસ્તાની ભાષામાં ગવૈયાએ ગાયું હોય તો પછી શું બાકી ?

લાવણી બનાવવામાં કંઈ અક્ષરનીમ નથી. અલબત્ત માત્રાનીમ તો હોવો જ જોઇયે. પ્રાસ પણ કેટલીક લાવણીઓમાં ઘણા સારા જોવામાં આવે છે. ને એમાં પિંગળ નિયમ વગર અર્થાલંકાર, શબ્દાલંકાર, રસ વગેરે બાબતો હોય છે. લાવણિયો ઘણી તરેહથી ઘણાં

સાહિત્યથી ગવાય છે પણ તેમાં ઘણુંકરીને ઝાંઝ, ડફ હોય છે જેનો ઠોકો લાવણીના ગાણાને શાકને મીઠું જેમ, તેમ સ્વાદિષ્ટ કરે છે.

લાવણિયો ગાનારની હાલ પાચ ટુકડીઓ જોવામાં આવે છે:-તોરા, કલગી, ફુડા, ઝુંડા અને અનઘડ. પણ અસલ જાત બે-કલગી ને તોરો.

દિલ્હીના બાદશાહને ત્યાંહાં એક વખત બે ગવૈયા આવ્યા હતા તેમાં એક શાહઅલી નામનો મુસલમાન હતો ને તુકનગીર નામનો ગોસાંઇ હતો. તે બનેનાં ગાણાં સાંભળીને બાદશાહ ઘણો પ્રસન્ન થયો ને મોટી ખુશીથી તેઓની આગળ એક કલગી ને એક તોરો એક રકાબીમાં મુકયાં. તેમાંથી શાહઅલીએ કલગી ઉઠાવી લીધી ને તુકનગીરે તોરો ઉપાડી લીધો. ને એ બે ઉસતાદ ગાનારાઓનાં મતના અને તેઓની રીતના જે સાગીર્દો થયા તેઓ કલગીવાળા ને તોરાવાળાનાં નામથી ઓળખાય છે. એમ કેહેવાય છે કે કલગીવાળા, આદ્યશક્તિને ગાય છે અને તોરાવાળા શિવને ગાય છે કલગીનું નિશાણ લીલુ અને તોરાનું નિશાન ભગવું, સપેત અથવા પચરંગી હોય છે

સામસામી ટોળિયો પોતાનાં નિશાણ અને ડફ સાથે જારે ગાવા બેસેછે ત્યારે પ્રથમ તો ગાનની સખી ને ઘોસો ગાય છે એટલે ગણપતિની ટુંકામા ( મંગલાચરણની પેઠે ) સ્તુતિ કરે છે. પછી ગણની લાવણી ગાય છે પછી બેઠકની સલામલાવણી ગાય છે. પછી જે બાબત બોલવી હોય તે બાબતની લાવણી ગાય છે અને છેલીવારે ઉઠવાની સલામ ગાઇને સહુ ઉઠી જાય છે

પાંચ દશ વરસમાં થઇ ગયલા એવા ત્રણ પુરૂષો લાવણીમાં વખાણુવા યોગ્ય લાવણિયો કરી ગયા છે. વડોદરાનો માહારાજગીર અને સુરતના બાધુરસિંગ તથા ઇસાજી પારસી. બાહાદરસિંગ વિશે એમ કેહેવાય છે કે તેને એક અક્ષર પણ લખતાં આવડતો નહીં. તેણે જે લાવણિયો બનાવી છે તે ઘણી વિચારવાળી, અને રસવાળી છે. કોઇ પણ અજબ થાય તેવું છે કે બિલકુલ લખતાં ન આવડતું એવો પુરૂષ ઉમદા લાવણી કેમ કરી શકયો હશે? જે સ્વાભાવિક બુદ્ધિનું પુષ્કળ અભ્યાસે જારે સારી પેઠે ખેડવુ થાય છે તારે તે કોઇ વાતની ખોડ છતાં પણ ઘણીજ સારી ખીલી રહે છે. જેટલું બાહાદુરસિંગ વિશે હમે વાંચ્યું છે ને સાંભળ્યું છે તે ઉપરથી કહી શકિયેછ કે તે ઘણો બુદ્ધિવાળો હતો એની બનાવેલી કેટલીક લાવણિયો હવેનાં કોઈ ચોપાનિયામા બનશે તો દાખલ કરીશું. *

કવિ નર્મદાશંકર

* નર્મગદ્ય : સપ્ટેમ્બર ૧૮૬૫ ની આવૃત્તિ. પૃ. ૩૩૯

# ( ૨ ) હિંદનું આરોગ્ય

## અર્વાચીન શોધખોળનાં ચમકાવનારા નિર્ણયો

નવ વર્ષ પહેલાં હિંદના વૈદ્યકીય શોધખોળ કરનારાઓએ પ્રજાકીય આરોગ્ય માટે અતિશય ચોક્સાઈ કરી પોતાનો ચોક્કસ અભિપ્રાય આપ્યો હતો કે હિંદની પરિસ્થિતિ ઘણી જ ભયંકર હતી; દેશનું વધતું જતું મરણપ્રમાણ સાબુત રીતે અટકાવી દેવું હોય તો તેનાં કારણો શોધી કાઢવા ખૂબ જ કાળજીબંધ વૈજ્ઞાનિક તપાસ કરવી જરૂરની હતી જ. તે મુજબ ચોક્કસ પ્રદેશમાં બારીકાઈથી તપાસ કરતાં માલુમ પડયું છે કે જો નવ વર્ષ પહેલાં પરિસ્થિતિ તદ્દન અસંતોષકારક હતી તો અત્યારે તો છેક અણીની પળ આવી ચૂકી છે.

આર્થિક તત્ત્વોની અથડામણુ ને ગજબ રોગચાળો પ્રજાનું લોહી ચૂસી રહ્યો છે, એ વાત હિંદી સ્ટેટ્યુટરી કમિશનની નજર બહાર નહોતી. એટલે કમિશને એનો તાકીદે ઉપાય શોધી કાઢવાની અગત્ય માટે સરકારનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. એના પરિણામે પ્રજાકીય આરોગ્ય ખાતાને કેમ મજબૂત બનાવવું તે વિષેની વૈદ્યકીય સલાહકારોની ભલામણો હિંદી સરકાર વિચારી રહી છે ને હિંદી સ્ટેટ્યુટરી કમિશનની ભલામણ મુજબ પ્રજાકીય આરોગ્ય માટે એક ખાસ સંસ્થા ખોલવાનો ઇરાદો રાખે છે. વળી ઇ. સ. ૧૯૨૭માં મળેલી વૈદ્યકીય શોધખોળ કરનારાઓની પરિષદે કરેલા ઠરાવ મુજબ હિંદમાં મરણપ્રમાણ કેમ વધતું જાય છે ને આર્થિક મંદીનાં શાં કારણો છે તે તપાસ કરી તેના ઉપાયો વિચારવા એક કમિટિ કે કમિશન નીમવાની સૂચના પણ કરવામાં આવી છે.

### તાકીદની તપાસ

હિંદી સરકારના પ્રજાકીય આરોગ્યખાતા પર કાપકુપની છાયા પડી છે છતાં ય એ ખાતું કાઢી નાખવાની કમિટિની ભલામણનો અસ્વીકાર કરવામાં આવ્યો છે એ એક સદ્‌ભાગ્ય છે. તાકીદની સંપૂર્ણ તપાસ કરવાના પુષ્કળ અભિપ્રાયોને લીધે મજકુર ખાતામાં ઘણી જ થોડી કાપકુપ કરવામાં આવી છે.

અટકાવી શકાય એવા રોગોને પરિણામે શક્તિ ઘટી જવાથી આર્થિક મુશ્કેલી ને ગરીબાઈ હિંદમાં વધી છે એટલે એ પ્રશ્નમાં તાકીદની તપાસ કરવાની ખાસ જરૂર છે; પરંતુ નાણાંભીડને લીધે જ વૈદ્યકીય શોધખોળ કરનારાઓની ભલામણો નિષ્ફળ નીવડી છે. નામદાર સરકારની રાજકીય સુધારાની યોજનામાં પ્રજાકીય આરોગ્યખાતાને પ્રાંતીય બનાવી દેવાનું છે. પરંતુ આ કોયડો ઉકેલવા સળંગ ને એકસામટું કામ ઉપાડવાની જરૂર છે. એ પરિસ્થિતિમાં પ્રાંતો શું કરશે તે સમજાતું નથી. વળી તે દરમિયાન નવ વર્ષ પહેલાં જે પરિસ્થિતિ હતી તે કરતાં એ કોયડો વધારે ને વધારે વિકટ ને ભયંકર બનતો જાય છે.

### મરણપ્રમાણ

નિષ્ણાત અવલોકનકારો એવો અભિપ્રાય ધરાવે છે કે હિંદી પ્રજાનું ભારે મરણપ્રમાણ ને શારીરિક નિર્બલતાને પરિણામે દેશના વ્યવસ્થિત અસ્તિત્વના પાયાઓનો સમૂળો નાશ થવાનો ભય ઝઝૂમી રહ્યો છે. કમનસીબે શારીરિક નિર્બળતા દર્શાવતા આંકડા મળી શકતા નથી. વળી પ્રજાના આર્થિક જીવન પર થતી કાતીલ અસરની વિગત કે રોગચાળાનાં

પરિણામો પણ આંકી શકાયાં નથી. બાળમરણપ્રમાણ, જન્મમરણનું પ્રમાણ, તાવ, કૉલેરા ને બીજા રોગોને પરિણામે આવતું મરણપ્રમાણ ને પ્રજાકીય આરોગ્યને લગતી બીજી ઘણી વિગતો સરકારી આરોગ્યખાતાએ મેળવી છે તે ખૂબ ઉપયોગી થઈ પડે એમ છે. પરંતુ આર્થિક કારણો કે સામાજિક રિવાજો સાથે મેળ સાધી દેશની ભયંકર પરિસ્થિતિ નિવારવા ઉપાયો યોજવા તૈયારી કરી શકાઇ નથી. કોઇ પણ તપાસસમિતિ શારીરિક ને આર્થિક નિર્બલતાનાં કારણોની સંપૂર્ણ તપાસ કરી અત્યારની જીવનપરિસ્થિતિ ને વિકાસ માટે થતા ફેરફારો ધ્યાનમાં રાખી સરકાર માટે કામકાજની ચોક્કસ યોજના ઘડી શકશે. ખેતી ને મજૂરી માટેનાં રૉયલ કમિશનોના હેવાલમાંથી થોડીક હકીકત મળી શકે તેમ છે, પરંતુ સમસ્ત વસ્તીમાં શારીરિક નિર્બળતા કેમ ઘુસી જવા પામી છે તેનાં કારણોની ઝીણવટભરી તપાસ માટે એવી ઘણી હકીકત ભેગી કરવાની જરૂર છે.

### ચમકાવનારી વિગતો

પ્રજાકીય આરોગ્યની દૃષ્ટિએ મદ્રાસ સંયુક્ત પ્રાંતો પંજાબ બંગાળા આસામ મધ્યપ્રાંતો બિહાર ઓરિસ્સા વગેરે પ્રાંતોનાં ચોક્કસ ગામડાંઓનાં જીવનની પરિસ્થિતિની તપાસ કરતાં ચોંકાવનારી વિગતો મળી આવી છે. આ તપાસ ત્યાં રહેતા ને લોકોમાં જાતે કામ કરતા વૈદ્યકીય માણસો મારફતે જ કરવામાં આવેલી છે.

આ ભયંકરતા પૂરેપુરી સમજવા એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે દર દશ વર્ષે હિંદની વસ્તી સાડાત્રણ કરોડના દરે વધતી જ જાય છે ને નિર્વાહનાં સાધનો ને ખોરાકની ચીજો એ જ પ્રમાણમાં વધારો દર્શાવતી નથી. વળી હિંદની પ્રજા પોતાને જોઇતો ખોરાક ઉત્પન્ન કરી લેવા માટે શારીરિક દૃષ્ટિએ અશક્ત છે. એટલે પ્રજાકીય આરોગ્ય સુધારી તેમની પાસે અસરકારક કામ કરાવી ખોરાકનાં સાધનો વધારવા કે વધતી જતી વસ્તી અટકાવવા માટે ખાસ પગલાં ભરવામાં ન આવે તો હિંદની ચોક્કસ ખૂરી દશા થવાની જ કે ઇન્જિસની પેઠે કોઈ ભયંકર રોગચાળો ફાટી નીકળવાનો.

### અત્યારની વિગતો

રોગચાળો ને ગરીબાઇનાં વિનાશક તત્ત્વો ખૂબ જ વધી ગયાં છે. એ માટે પંજાબનાં ૮૩, સંયુક્ત પ્રાંતોનાં ૮૮, મધ્ય પ્રાંતોનાં ૮૨, બિહાર ને ઓરિસ્સાનાં ૩૭, બંગાળાનાં ૬૯, આસામનાં ૪૮ ને મદ્રાસનાં ૭૬ ગામડાંની ઝીણવટભરી તપાસનાં પરિણામોનો અભ્યાસ કરવો જરૂરનો છે. પંજાબનાં ઉપર જણાવેલાં ગામડાંની કુલ વસ્તી ૧૦૮૮૧૩ હતી; સંયુક્ત પ્રાંતોમાં ૫૨૦૫૫, મધ્યપ્રાંતોમાં ૮૫૩૫૧; બિહાર ને ઓરિસ્સામાં ૩૫૭૪૮, બંગાળામાં ૭૩૬૨૧; આસામમાં ૨૨૫૫૨ ને મદ્રાસમાં ૧૭૯૯૫૬ હતી.

આ ગામડાંની વસ્તીમાંથી પંજાબમાં ૪૮ ટકા, સંયુક્ત પ્રાંતોમાં ૪૦ ટકા, મધ્ય પ્રાંતોમાં ૩૨ ટકા, બિહાર ને ઓરિસ્સામાં ૪૨ ટકા, બંગાળામાં ૨૨ ટકા, આસામમાં ૫૩ ટકા ને મદ્રાસમાં ૪૯ ટકા માણસોનાં શરીરનું બંધારણ સારું ગણી શકાય. નબળા બંધારણવાળા મનુષ્યોનું પ્રમાણ પંજાબમાં ૩૮ ટકા, સંયુક્ત પ્રાંતોમાં ૩૯ ટકા, મધ્ય પ્રાંતોમાં ૫૦ ટકા, બિહાર ને ઓરિસ્સામાં ૪૦ ટકા, બંગાળામાં ૪૭ ટકા, આસામમાં ૩૮ ટકા ને મદ્રાસમાં ૩૩ ટકા જણાયું હતું. તદ્દન ખરાબ બાંધાવાળા લોકોનું પ્રમાણ

પંજાબમાં ૨૦ ટકા, સંયુક્ત પ્રાંતોમાં ૨૧ ટકા, મધ્ય પ્રાંતોમાં ૧૮ ટકા, બિહાર ને ઓરિસ્સામાં ૧૮ ટકા, બંગાળામાં ૩૧ ટકા, આસામમાં ૯ ટકા ને મદ્રાસમાં ૧૮ ટકા માલૂમ પડયું છે.

આ આંકડા ઉપરથી સ્પષ્ટ જણાશે કે જે ગામડાંઓની બારીક તપાસ કરવામાં આવી છે તેમાંથી આસામનાં ગામડાંઓ સિવાય બીજા દરેક પ્રાંતમાં અર્ધી કરતાં પણ ઓછી વસ્તી સારું શારીરિક બંધારણ ધરાવે છે. બંગાળની અંદર માત્ર ૨૨ ટકા વસ્તી જ રોગના હુમલા સામે સફળતાથી બાથ ભીડી શકે એવું શારીરિક બંધારણ ધરાવે છે. બાકીના ૭૮ ટકા માણસોને હરપળે રોગના ભોગ થઇ પડવાની ધાસ્તી ઝઝૂમતી જ હોય છે. બીજા પ્રાંતોમાં પણ ઊતારતા બાંધાની વસ્તીના આંકડા જોતાં શક્તિશાળી મજૂરવર્ગની ભાગ્યે જ આશા રાખી શકાય એમ છે. એટલે એ લોકોની તંદુરસ્તી સુધારવા તાબડતોબ પગલાં લેવામાં ન આવે તો શારીરિક નિર્માલ્યતા વધતી જ જશે ને કેટલી વિષમ સ્થિતિ ઉપસ્થિત થશે તે કહી શકાય નહિ.

હિંદ ઉપર યમરાજનો દંડ ઉગામેલો જ રહ્યો છે એ વસ્તુ ભારે મરણપ્રમાણથી જ કળી શકાય તેમ છે. બીજા પ્રગતિમાન દેશોની સરખામણીમાં તો એ હકીકત ભયંકર છે જ. ઇસ્વીસન ૧૯૨૯માં બ્રિટિશ હિંદમાં મરણપ્રમાણ દર માઇલે ૨૫.૯૫ ટકા હતું, ને ઇસ્વીસન ૧૯૩૦માં દર માઇલે ૨૬.૮૫ ટકા હતું; જ્યારે ઇંગ્લેંડમાં માત્ર ૧૨ ટકા ને ન્યુઝીલેન્ડમાં માત્ર ૯.૮ જ ટકા હતું. વધારે દુઃખદાયક બીના તો એ છે કે ઇસ્વીસન ૧૯૩૦માં ૪૩ ટકા મરણો તો પાંચ વર્ષની અંદરનાં બાળકોનાં હતાં.

આ બીનાની પછીતે ગજબ દર્દની કરુણ કથનીઓ છુપાયેલી છે. તપાસના બાર મહિનાના ગાળા દરમિયાન પંજાબ ને બીજા પ્રાંતોમાં ચોક્કસ ગામડાંઓમાં બાળમરણ-પ્રમાણ દર હજારે પંજાબમાં ૨૦૬.૨૬, સંયુક્ત પ્રાંતોમાં ૩૦૩.૦૬, મધ્ય પ્રાંતોમાં ૨૯૫.૫૯, બિહાર ને ઓરિસ્સામાં ૨૪૨.૫૨, બંગાળામાં ૧૮૯.૧૫, આસામમાં ૨૫૯.૦૩ ને મદ્રાસમાં ૧૮૨.૯૧ હતું.

આ હૃદયભેદક જીવનવિનાશ મુખ્યત્વે બાળલગ્નની બદીને આભારી છે. બાળમાતાની વય એમાં મુખ્ય ભાગ ભજવે છે. સોળ ને સત્તર વર્ષની કાચી વયે તે સામાન્ય રીતે માતા બને છે. એવી બાળમાતાઓનું મરણપ્રમાણ પંજાબમાં દર હજાર બાળકે ૧૮.૭૩, સંયુક્ત પ્રાંતોમાં ૧૮, મધ્યપ્રાંતોમાં ૮.૧૮, બિહાર ને ઓરિસ્સામાં ૨૬.૫૭, બંગાળામાં ૪૯.૧૬, આસામમાં ૨૬.૪૦ ને મદ્રાસમાં ૧૪.૩૯ હતું.

જીવદયાની દૃષ્ટિએ જોવા ઉપરાંત એ ભયંકર મરણપ્રમાણ આર્થિક સાધનોનો ભયંકર વિનાશ દર્શાવે છે. હિંદમાં હાલ વધતા જતા વસ્તીપ્રમાણથી પરદેશી અવલોકનકારો ચોંકી ગયા છે, એમાં કાંઇ નવાઇ નથી. ફ્રેંચ લેખક મોં. મોરીસ ડેકોબ્રા લખે છે કે—"કોઇ પણ દેશના આંકડાઓએ મને આટલો ચોંકાવી મૂકયો નથી. ઇસ્વીસન ૧૮૭૭માં વીસ કરોડ હિંદીઓ હતાઃ ઇસ્વીસન ૧૯૨૧માં એમની સંખ્યા ૩૨ કરોડથી પણ વધી જવા પામી છે. પૂરતા પોષક તત્ત્વ વિના આ નવી પ્રજા છેક જ નિર્માલ્ય પ્રગટ થવા પામી છે. બાલ્યાવસ્થામાં પરણાવી દીધેલાં બાળકોની પ્રજા નિર્વીર્ય નીપજે છે. પંજાબ ને બીજા

અંધ અનુકરણ કરનાર આંતોને પડકાર કરવાનું મને મન થઇ જાય છે કે આટલી બધી પ્રજોત્પત્તિ વધારી ન મૂકો. અત્યારની તમારી ભયંકર દશામાં ડઝનબંધ છોકરાંથી વધારે કાંઇ જ ફાયદો નથી. યુરોપિયન વિજ્ઞાનીઓ એ જોઇ આશ્ચર્યચકિત બની જાય છે.

**અભ્યાસની જરૂર**

શારીરિક શક્તિ વધારે ને હિંદીઓને નિર્માલ્યતામાંથી બચાવી લે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવા અગત્યની બાબતોનો અભ્યાસ કરવો ઘટે છે. અત્યારે શારીરિક અશક્તિ ને નિર્માલ્યતા શાથી ઘૂસી જવા પામી છે તેની બારીક તપાસ કરવી ઘટે છે. નિષ્ણાત અવલોકનકારો ઠોકી ઠોકીને કહે છે કે આ દશા દિવસે દિવસે ભયંકર બનતી જાય છે. સ્વરાજ કે ઉદ્યોગોની પુનર્ઘટના હિંદનું શ્રેય નહિ કરી શકે. નવી રાજકીય પરિસ્થિતિનો લાભ ઉઠાવવા જો શારીરિક શક્તિ નહિ હોય તો રાજકીય પ્રગતિ કે ઔદ્યોગિક વિકાસનો બિલકુલ અર્થ સરશે નહિ. હિંદીઓ પોતાનાં ખેતરો નહિ ખેડી શકે કે કારખાનાં નહિ ચલાવી શકે તો બીજા કશાથી પણ લાભ થવાનો નથી.

તપાસસમિતિ આ ભયંકર પરિસ્થિતિનાં કારણો શોધી કાઢી ઉપાયો સૂચવશે. માટે નાણાંભીડનું બહાનું કાઢી એ મહત્ત્વનો પ્રશ્ન ખોળંબે નાખવામાં ખોટી કરકસર છે. હિંદી સરકારના આરોગ્ય ખાતાને વૈદકીય નિરીક્ષકો કે પ્રજાજનોને પોતાને મરી પરવારતી શક્તિ ટકાવી રાખવાના પ્રયત્નો કરતાં મદદરૂપ થવા એવી કોઇ તપાસસમિતિની જરૂર હોય તો એવો સુંદર ઉપાય લોકોના હાથમાં મૂકતાં માત્ર નાણાંભીડનું બહાનું કાઢવામાં આવે તો તે અક્ષમ્ય છે.×

## (૩) ફરમાસુ આબાદી–કરકસરની વ્યવસ્થિત યોજના

યુનાઇટેડ સ્ટેટ્સ કોંગ્રેસે થોડા દિવસો ઉપર જ પોતાની બેઠક ખતમ કરી. અમેરિકાના ઇતિહાસમાં આ સો દિવસો અજોડ હતા. કોંગ્રેસનો કાર્યક્રમ કામકાજથી ભરપૂર હતો. શાંતિના ગાળામાં નિર્ણયાત્મક પ્રસંગો આટલી ઝડપે કદી યે બન્યા નથી. પ્રમુખ ફ્રેંકલીન ડી. રૂઝવેલ્ટની કારકિર્દી શરૂ થતાં જ માર્ચની નવમી તારીખે કોંગ્રેસની એક ખાસ બેઠક બોલાવવામાં આવી ને સત્તર ખાસ કાયદાઓ પસાર કરવામાં આવ્યા. પ્રમુખ રૂઝવેલ્ટે જાતે તો તેમાંના માત્ર ત્રણ જ ખરડા રજૂ કર્યા હતા.

આ પ્રમાણે પ્રમુખ રૂઝવેલ્ટની આગેવાની નીચે છેલ્લી કોંગ્રેસે જેટલા કાયદા પસાર કર્યા એટલા પહેલાં કોંગ્રેસની કોઈ પણ બેઠકમાં પસાર થયા નહોતા. આ વખતની ઝડપથી તો જનતા દિગ્મૂઢ બની ગઇ છે. ટૂંકામાં, કોંગ્રેસે સોનાનું ધોરણ મૂકી દીધું, કાયદા દ્વારા ભાવ ઊંચા રાખવા પ્રયત્ન કર્યો, સરકારી ખર્ચમાં કાપકુપ કરી, ઔદ્યોગિક પુનરુદ્ધાર માટે ખાસ ઠરાવો કર્યા, સંકટ નિવારણ માટે સરકારી ત્રિજોરીમાંથી ભરપટ્ટે નાણાં આપ્યાં ને ખાનગી રેલોને જાહેર અવસ્થા નીચે મૂકી દીધી.

**સૌથી વધારે અગત્યનું**

આ બધા કાયદાઓ ખૂબ જ અગત્યના છે, પરંતુ તેમાંય ઔદ્યોગિક પુનરુદ્ધારનો કાયદો

× *India's Health : Times of India, Saturday July, 1933*

અતિ મહત્ત્વ ધરાવે છે. એ કાયદા પર સહી કરતાં પ્રમુખ રૂઝવેલ્ટે જાહેર કર્યું હતું કે " આ રાષ્ટ્રીય ઉદ્યોગોના પુનરુદ્ધારના કાયદાને ઇતિહાસ સૌથી મહત્ત્વનો લેખશેઃ અમેરિકન કોંગ્રેસે ભારે પરિણામો લાવે એવો બીજો મહત્ત્વનો પ્રશ્ન કદી યે છણ્યો નથી. "

આ કાયદા દ્વારા ખાણો ને કારખાનામાંથી પેદા થતા માલ ઉપર ચોક્કસ દેખરેખ રાખવાની પ્રમુખને સત્તા આપવામાં આવી છે. કેટલો માલ પેદા કરવો ને કેટલી કિંમતે વેચવો તે પ્રમુખે નક્કી કરવાનું છે. કયાં બજારોમાં વેચાણ કરવું ને મજૂરીના દર કેટલા આપવા તે પણ પ્રમુખે નિર્ણય કરવાનો. દરેક જણને સરકારી લાઇસન્સ લેવાનું ફરજિયાત કરવામાં આવ્યું છે. જો કોઇ માણસ લાયસન્સ વગર કામ કરે તો તેનો દરરોજના ૧૫૦૦ રૂપિયા સુધી દંડ ને છ મહિના સુધીની સજા ફરમાવી શકાય. આવાં લાયસેન્સો રદ કરવાની પણ સત્તા સરકારને આપવામાં આવી છે.

આ કાયદાનો બેવડો હેતુ છે. સહકાર દ્વારા ઉદ્યોગોને નફાકારક પાયા ઉપર મૂકી દેવાનું તેનું ધ્યેય છે. સાથે સાથે જનતાનો તેમજ મજૂરોનો ઉદ્યોગના નવા વેગમાં બચાવ કરવાનો છે. આમાંનો પહેલો હેતુ ઉદ્યોગીને ભેગા મળવા દઇ વ્યાપારી મંડળો સ્થાપી બર આણી શકાશે. એ લોકો પોતાનાં ધારાધોરણો નક્કી કરશે પછીથી તેને કાયદાનું સ્વરૂપ અપાશે. એ મંડળો મારફતે જ મજૂરીના દર, કામના કલાકો, વેચવાની રૂઢિઓ તથા કામકાજની સગવડો મુકરર કરવામાં આવશે. આ ધારાધોરણો એ મંડળો જ પ્રમુખના ચોક્કસ પ્રતિનિધિની બહાલી માટે રજૂ કરશે.

**જનતાનું રક્ષણ**

ઔદ્યોગિક ધારાધોરણો ને કિંમતનો નિર્ણય સરકારની દેખરેખ નીચે થવાથી સામાન્ય જનતાને પુષ્કળ રક્ષણ મળશે. કામકાજની સગવડ, મજૂરીના કલાકો, દરો ને બીજી વિગતો વગેરે ઉપર સરકારી નજર રહેવાથી મજૂરોને પણ રાહત મળશે. બેશક, ઔદ્યોગિક ને સ્થાનિક પરિસ્થિતિ અનુસાર એમાં અવારનવાર ઘટતા ફેરફારો કરવામાં આવશે જ.

છતાં આ કાયદાની પૂરેપુરી અસર તો અમલદારી શક્તિ ઉપર જ નભશે. અર્વાચીન અમેરિકન ઉદ્યોગો ઉપર વિશાળ સત્તાઓ અજમાવવાનો અધિકાર પ્રમુખ રૂઝવેલ્ટે જનરલ હ્યુ. એસ. જોનસનને આપ્યો છે. એ સૈનિક, વકીલ તેમ જ ધંધાદારી છે. જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સે મહાન જગતયુદ્ધમાં ઝંપલાવ્યું હતું ત્યારે તેમણે પોતાની ગજબ વ્યવસ્થાશક્તિનો પરચો કરાવ્યો હતો. વિલ્સન સરકાર ને મિત્રરાજ્યોના બીજા સેનાપતિઓએ તેમનાં ભારોભાર વખાણ કર્યાં હતાં.

જનરલ જોનસનનું મુખ્ય કામ તો પસંદગી દ્વારા લશ્કરી ભરતી કરવાનું હતું. એમની યોજના મુજબ લગભગ વીસ લાખ લશ્કરીઓ યુદ્ધ માટે યુરોપ મોકલી આપવામાં આવ્યા હતા. પાછલા ભાગમાં તેમણે લડાઇને લગતા ધંધાઓના ખાતામાં સેવા આપી. ધંધો કરવાની પ્રમાણિક રીત ને સીધી વાત કરવાની ટેવ માટે તેમણે નામ કાઢયું હતું. થોડા વખત પહેલાં જ એક મોટા લોખંડના વ્યાપારીને તેમણે રોકડું પરખાવી દીધું હતું. એકદમ દસ લાખ માણસોને રોજી અપાવવાની તેમણે યોજના ઘડી છે. પ્રમુખ રૂઝવેલ્ટને હ્યુ જોનસન કરતાં બીજો વધારે શક્તિવાન માણસ મળવો મુશ્કેલ હતો.

અમેરિકન ઉદ્યોગોમાં ભૂતકાળમાં કામદારો તરફ જેટલું લક્ષ આપવામાં આવતું તે કરતાં આ કાયદો થવાથી શેઠીઆઓને વધારે ધ્યાન આપવાની ને તેમની સગવડો વધારે સાચવવાની ફરજ પડશે. વળી અર્વાચીન ઉદ્યોગોમાં જે વ્યવસ્થા પ્રવર્તે છે તે કરતાં બધો વ્યવહાર મજબૂત બનાવવાની પણ જરૂર પડશે. બદલામાં કાચા માલની કિંમતનું ધોરણ એવું ટકાવી રાખવામાં આવશે કે તેમને નફો મળે જ. ચાલુ ભાવની ગણતરીથી તેઓ ગમે તેટલા ધંધામાં ઝંપલાવી શકશે.

મજૂરોમાં કામ કરવાની આવડત હશે તો તેમને સારી રોજી, થોડી મહેનત ને યોગ્ય સગવડો જરૂર મળશે. એમનાં મજૂર મહાજનોને ચોક્કસ ઉત્તેજન મળશે. વ્યવસ્થાપકોને મજૂરોની ફરિયાદો સાંભળવી જ પડશે.

વૉશિંગ્ટનની સરકાર આ કાયદા દ્વારા બેકારી ઘટશે એમ માને છે. કામધંધો સ્થિર થશે. શિયાળા પહેલાં ચાલીસ લાખ બેકારોને ધંધે લગાડવાનો જનરલ જોનસને નિશ્ચય કર્યો છે.

સામાન્ય જનતા આ ઔદ્યોગિક યોજનાની પ્રથમ અસર કાચા માલના ભાવ ચડવાથી અનુભવશે. પરિણામે મજૂરીના દર પગાર ને નફો પણ વધશે જ.

## ઉદ્યોગોનું નિયમન

અત્યારે રાષ્ટ્ર ભયંકર ભીડમાંથી પસાર થઈ રહ્યું છે. એક રાજ્ય બીજા રાજ્ય સાથે છૂટથી વ્યાપાર કરી શકે તે માટે નડતાં બંધનો દૂર કરવા કૉન્ગ્રેસ પ્રયાસ કરી રહી છે. અત્યારે એવાં નડતરોથી વ્યાપાર ઘટી રહ્યો છે તે ભવિષ્યમાં વધશે. વ્યાપારી મંડળોમાં સહકારથી કામ થશે એટલે ઉદ્યોગો વ્યવસ્થિત બનશે. સરકારી દેખરેખ નીચે વ્યવસ્થા સચવાવાથી મજૂરોની સંઘશક્તિ વધશે. હરીફાઈની અયોગ્ય રીતો વિસારે પડશે. બેકારી ઘટશે ને સદંતર નાબુદ થશે. મજૂરીનું ધોરણ સુધરશે. નૈસર્ગિક સાધનોનો વિકાસ સાધવાથી વ્યાપારો નવચેતન પામશે. આ બધા આદર્શો બર લાવવાની ધારણાથી જ આ ઔદ્યોગિક કાયદો ઘડાયો છે. એ દ્વારા રાજનીતિનું દૃષ્ટિબિંદુ ઘણું જ વિશાળ બનાવી દેવામાં આવ્યું છે ને એનો અમલ કરવા ઘણી જ વિશાળ સત્તાઓ આપવામાં આવી છે.

ધંધા પરનો આ અંકુશ કાયમનો નથી, મંદીનું સંકટ દૂર થતાં જ આ કાયદો નરમ કરવામાં આવશે ને તે દ્વારા મળેલા અનુભવો ઉપર નવી યોજના ઘડી કાઢવામાં આવશે.

## ચોક્કસ કરકસર

વ્યાપારધંધા ઉપર વધતા જતા સામાજિક દાબને પરિણામે જ આ કાયદો અસ્તિત્વમાં આવ્યો છે. અત્યારના કાયદાની કલમોમાં વખત જતાં જરૂરી ફેરફારો કરવામાં આવશે જ. બીજી બધી જ અર્વાચીન ઔદ્યોગિક પ્રજાઓની માફક અમેરિકા થોડા જ દશકામાં ધંધામાં વ્યક્તિગત સત્તાને ઘટતી ને જાહેર સત્તાને વધતી જોશે. અત્યારે આપણે અમેરિકામાં રાષ્ટ્રીય ને સામુદાયિક તત્ત્વનો શંભુમેળો જોઈએ છીએ: ચોક્કસ કરકસરની ત્યાં યોજના વિચારાય છે, ઔદ્યોગિક યોજનામાં સહકાર દ્વારા સામાજિક કાબુ કેળવવો એ અત્યારના વ્યાપારધંધાનું કાયમનું તત્ત્વ જણાય છે. તેથી જ આ અને તેને લગતા બીજા કાયદાઓને ક્રાંતિકારી લેખવામાં આવે છે.

ઔદ્યોગિક પુનર્ઘટના માટેના આ કાયદાની સાથે સાથે ત્રણ કરોડ ડૉલરનાં જાહેર કામો ઉપાડવાની યોજના બહાર પાડવામાં આવી છે. ને એને માટે નાણાંની જોગવાઈ વ્યાજુકાં ઓડ કાઢી કરવામાં આવી છે.

ચોક્કસ કામ પ્રથમ શરૂ કરવાને માટે પ્રમુખને બહોળી સત્તાઓ આપવામાં આવી છે. રાજમાર્ગો, બાગબગીચાઓ, સ્નાનગૃહો, જાહેર મકાનો વગેરેનું બાંધકામ કે સમારકામ ચાલુ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. નૈસર્ગિક સાધનોની ખીલાવટ કરવાનું હાથ ધરવામાં આવ્યું છે. એમાં પાણી સ્વચ્છ બનાવી પદ્ધતિસર પૂરું પાડવાની તેમ જ મેલું પાણી કાઢવાની યોજનાઓનો પણ સમાવેશ થાય છે. પાણીમાંથી વિજળીક શક્તિ પેદા કરવાના પ્રયત્નો પણ કરવાના છે. નદીકિનારે બંદર બાંધી વેપાર ખીલવવાની તજવીજ પણ થવાની છે. જલપ્રલય સામે બચાવનાં સાધનો ઊભાં કરવાનાં છે. ગરીબવર્ગ માટે સારાં મકાનો બંધાવી ગંદકી દૂર કરવાની પણ ગોઠવણ છે.

**લશ્કર ને નૌકાસૈન્ય**

પ્રમુખની મરજીમાં આવે તો યુનાઇટેડ સ્ટેટ્સનું નૌકાસૈન્ય વધારવાની તેમને સત્તા આપવામાં આવી છે. લશ્કર તેમ જ નૌકાસૈન્ય માટે વિમાનો ખરીદવાની પણ તેમને છૂટ આપવામાં આવી છે. લશ્કરી સરસામાન ખરીદવાનું પણ તેમની મુનસફી પર છોડવામાં આવ્યું છે. જો વિદેશી સત્તાઓ સાથે કોલકરાર થાય તો લશ્કર ને નૌકાસૈન્યને સર્વાંગ સંપૂર્ણ બનાવવાની યોજનાઓ મોકુફ રાખવાની પણ પ્રમુખને પરવાનગી મળેલી છે.*

**રમણીકલાલ દલાલ**

## (૪) સંતશ્રી ઉપાસની મહારાજ અને હરિજનો

**હરિજનોને** અપનાવવાનો પ્રશ્ન હાલમાં ઘણો ચર્ચાય છે, અને તે બાબત ઘણો પ્રયાસ થઈ રહ્યો છે. તે વખતે સાકોરીના સંતશ્રી ઉપાસની મહારાજની જીવનકલામાંથી લીધેલું નીચેનું અવતરણ બોધક અને ઉપયોગી થશે, એમ જાણી નીચે આપીએ છીએ.

"ચિન્નાસ્વામીને ત્યાં તમો લોકો દેવલોકો છો તેથી મારી પાસે આવવા લાગ્યા, અને હું તો દેવ નથી. મેં વિચાર્યું, જોઇએ તો ખરા આ આપણી ઉપર દેવભાવ ક્યાં સુધી રાખે છે ? તેથી હું ગયો મહારણીને× ઘેર. હું સારો હતો. તમારા ત્રાસને લીધે મહારણીને ત્યાં મારે જવું પડ્યું. એટલે એક રીતે તમે જ મને મહારણીના ઘરમાં ઘાલ્યો. મને લાગ્યું કે હવે આપણે મહારના ઘરમાં છીએ તેથી હવે આ લોકો આવશે નહિ. જોઉં તો, તમે લોકો મહારના ઘરમાં આવવા લાગ્યા. ત્યારે મને વિચાર આવ્યો કે હવે ભંગીઆના ઘરમાં જઈ જોઉં. એમ કરીશ એટલે તો નહિ આવે. મારે તો ભંગીઆ અને બ્રાહ્મણો બધા સરખા જ થઇ પડ્યા જોઉં તો તમો લોકો ભંગીઆના ઘરમાં આવ્યા. એ પરથી શું સાબીત થયું ? જ્યાંનું જે હોય તે ત્યાં જાય છે. ( जेथल्या तेथें जात असते. ) એ કહેવત પ્રમાણે મૂળના આપણે બધા ભંગીના ઘરમાંના જ છીએ. ત્યાંથી કેટલોક વખત સુધી જુદા જુદા જન્મો લઇ ચક્કર ફરતા ફરતા ફરી પહેલે ઠેકાણે ભંગીઆના ઘરમાં આવ્યા. ભંગી લોકો કોણ હોય છે ? સાક્ષાત્ પરમેશ્વર. આપણામાં પરમેશ્વરી અંશ બહુ ઓછો, પણ ભંગીઓમાં પરમેશ્વરી અવસ્થા વધારે છે. જ્યાં સહનશક્તિ વધારે ત્યાં પરમેશ્વરી

---

* Dr. Sudhindra Bose: Prosperity to Order: The 'Planned' Economy Move—*Free Press Journal*; 26th July, 1933.

× મહારની સ્ત્રી

અવસ્થા વધારે. બધામાં અપવિત્ર-અમંગલ શું? તો નરક. તે તમારો જ દસ્ત તમારી પાસે હોય તે સહન થતું નથી, એટલું જ નહિ પણ તમારી સ્ત્રીઓ, છોકરાંની ગુદા ધોતાં નાક મરડે છે. એટલે એટલું પણ તમારાથી સહન થતું નથી અને ભંગી લોકો તમોએ કાઢેલી વિષ્ઠાની ટોપલીની ટોપલીઓ રોજ કાઢે છે, એટલે એવાં ભયંકર દુર્ગંધ તે લોકો સહન કરી શકે છે ને? ત્યારે તે લોકો સહન કરી શકે છે માટે તેમનામાં ઈશ્વરી અવસ્થા વધારે છે, એમ સિદ્ધ થાય છે. તમોને સાધારણ ઠંડું થઈ ગયેલું અથવા વાસી અન્ન ભાવતું નથી અને તમારા જ ઘરમાંનાં વાસી, અજીઠાં, એઠ્યાં, ઊતરી ગયેલાં, ગંધાતાં શાક દાળ વગેરે બગડી ગયેલ અન્ન, તે તમારા ઘરનો સ્ત્રીવર્ગ સવારમાં જ તમારું પાયખાનું ઝાડવા ભંગડી આવે એટલે તેને ગળે ઘાલે છે. સારું તાજું અન્ન તેમને તમો કદી ખવરાવતાં નથી, તે બિચારા તેવું જ વાસી બગડી ગયેલું ઘેર લઈ જઈ ખાય છે. આ હું કાંઈ ઉપરઉપરનું કહું છું એમ નથી. અહીંની ભંગડીઓને ખાતાં જોઈ છે. તેમનાં છોકરાછોકરી, કેટલીક સ્ત્રીઓ ગામમાંનું એવું જ કંઈ વાસી બગડી ગયેલું નવદસ વાગ્યે ખાતાં બેઠાં હતાં. સહેજ હું તે બાજુએથી જતો હતો ત્યારે જોયું. મેં ત્યાં એમની પાસે ઊભા રહી તેમને પૂછ્યું: "તમો આ ક્યાંનું અન્ન ખાઓ છો?" ત્યારે તેણે કહ્યું: "ગામનાં સ્ત્રીલોકોએ આપેલું." પછી તે અન્ન જોઈને જ મને બહુ ખરાબ લાગ્યું. પછી મેં નીચે બેસી તે અન્નના પદાર્થોનો કાંઈક સ્વાદ લઈ જોયો તો મોંમાં સુદ્ધાં ઘલાય નહિ એટલું બધું તે બગડી ઊતરી ગયેલું હતું. તેમની મને બહુ દયા આવવા લાગી આ હાલની વાત નથી. હું જ્યારે મેહારણીની ઝૂંપડીમાં રહેતો હતો ત્યારે હું અહીં રોજ ફેરી મારવા આવતો જ હતો તે વખતની આ વાત છે. ફાગણ ચૈત્રની આ વાત છે. હવે તો શું? તે બિચારાંઓને તમો લોકો રોજ સુગ્રાસ (સારું સારું) ખવરાવો છો પણ આ તમારું અન્ન સંતર્પણ કાંઈ ફોગટ જવાનું નથી. કારણ તે ભંગી એટલે પરમેશ્વર જ છે. તેમનું નામ ભંગી શાથી? તો જે ભંગ થનાર (ભાંગી જાય) તેનો ભંગ કરનાર (તેને ભાંગનાર) અથવા ભંગ થનાર જે છે તેનું હરણ કરનાર જ તેને કહો. આ ગુણ પરમેશ્વરે તેમનામાં મૂક્યો છે. માટે તેમનું નામ ભંગી એટલે કે આપણામાં જે ભંગ પામે એવું છે, ભંગ પામનારું એટલે અશાશ્વત તેનું હરણું કરી એટલે તે ભંગ કરી એટલે તેનો નાશ કરી, અભંગ જે એટલે શાશ્વત, એટલે જ પરમાત્માની અવસ્થા આપનારા તે છે. તેથી ભંગી નામ પરમેશ્વરનું છે અને તે જ કામગીરી કરનારા છે. તે કઈ કામગીરી? તો ભંગ પામનારું હરણ કરી આપણને અભંગ જ આપનારા તેથી તે પરમેશ્વર જ છે એમ સમજો. તે લોકોની આપણા લોકોને કલ્પના નથી અને ઊતરી ગયેલું બગડી ગયેલું અન્ન તેમને આપણે આપીએ છીએ; એટલે પરમેશ્વરને જ તેવું અન્ન ખવરાવ્યાં જેવું થયું. ભંગનો ભંગ કરનારા જે હોય છે તે પોતે અભંગ અવસ્થામાં જાય છે તેથી આપણે અભંગ અવસ્થામાંના સેંકડો જન્મ ચક્કર (ચક્રાકારે) ફરતાં ફરેલા ફરી તે ભંગીપદે એટલે જ ફરી પૂર્વવત્ આપણે અભંગ પદે જઈ રહીએ છીએ એમ ચોક્કસ સમજો."

આ સમયમાં મહારાજ પોતાનું ભંગીનું કામ પોતે કરતા, ભંગીની શેરી વાળીઝૂડી સાફ કરતા, ભંગીનાં કપડાં ધોઈ આપતા, અને ભંગી સ્ત્રીને દળવામાં મદદ કરતા, અને ઉચ્ચ વર્ણનાં ઘણાં સ્ત્રીપુરુષો તેમના દર્શને ભંગીવાડમાં આવતાં તે પણ તેમાં ભાગ લેતાં અને કેટલોક સમય દર ગુરુવારે અને દત્તના દિવસે ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ ભંગીની છોકરીઓને સ્નાન કરાવતી અને જમાડતી.

પૂના — શાન્તા કવિ

# માલવિકાગ્નિમિત્ર નાટક

[ સમશ્લોકી અનુવાદ : મનનિકા ટીકા સાથે ]

કર્તા : બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર. મૂલ્ય રૂા. ૧-૮-૦

કાલિદાસની કૃતિઓને ગુજરાતીમાં ઉતારવાના અનેક પ્રયાસ થયા છે. તે મહાકવિની ભારતી જ કાંઇક એવી છે કે તેના ભોગી અન્ય ભાષાના સેવકો પાસે અનેક પ્રયત્નો કરાવે! માલવિકાગ્નિમિત્રને ગુજરાતીમાં ઉતારવાનો આ ત્રીજો કે ચોથો પ્રયત્ન છે. પ્રથમ પ્રયત્ન ઘણું કરીને સુપ્રસિદ્ધ સદ્‌ગત વિદ્વાન રણછોડભાઈ ઉદયરામનો–સન ૧૮૭૦ જુલાઇમાં પ્રગટ થયો. બીજો પ્રયત્ન શ્રી પ્રાણશંકર અમૃતલાલ દીક્ષિતનો નોંધાયો છે; પણ તે ગ્રંથ મને પ્રાપ્ત થયો નથી. ત્રીજો એક હમણાં જ પ્રસિદ્ધ થયો છે–શ્રી કાઠિયાવાડીનો–એમ એક યુવાન વિદ્વાન પાસેથી સાંભળ્યું છે. અને ત્યાર પછીનો પ્રયત્ન પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરનો. કાલિદાસની ભારતીને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયાસ પ્રથમ તેમણે શાકુન્તલનો અનુવાદ કરી કર્યો, અને ત્યાર પછી પ્રસ્તુત માલવિકાગ્નિમિત્ર નાટકના અનુવાદ દ્વારા કરે છે. The Text of the 'Sakuntala'—નામનો તેઓશ્રીનો અંગ્રેજી નિબંધ પણ સંશોધકોના ધ્યાનયોગ્ય છે.

પ્રસ્તુત અનુવાદ સમશ્લોકી છે; અનુવાદ પછી મનનિકા નામની સ્વોપજ્ઞ ટીકા છે.

અનુવાદમાં પોતે જે આદર્શ મુખ આગળ રાખ્યો છે તે પ્રથમ પૃષ્ઠ ઉપર આપેલી આર્યામાં વ્યક્ત કર્યો છે: "મૂલાનુબિમ્બ વાંછું રેખારંગપ્રભાદિ રચનામાં:" આ આદર્શ માગી લે છે કે અનુવાદની આંકણી બરાબર કરવા માટે તેને મૂલ સાથે વિચારવો જોઇએ. નિવેદનમાં પણ પોતાની કૃતિના આવા વાચકોને તેઓ "મ્હારા ઉત્તમ વાચકો" કહે છે.

મનનિકા—૧૪૦ પાનાંની–( મૂળનો અનુવાદ ૧૦૦ પાનાંનો ) પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિના અનેક પ્રશ્નોને નવીન રીતે ચર્ચવાનો પ્રયાસ કરે છે. આનો પૂરો ખ્યાલ આપવા માટે અને તેના વિવાદસ્થાનોનો ઉત્તરપક્ષ આપવા માટે લગભગ બીજાં એટલાં અથવા તેથી વધારે પાનાં વિવેચકને આપવાં પડે–જે આ સમાલોચનામાં અસ્થાને છે. છતાં તેમાંના કેટલાકનો નિર્દેશ આગળ ઉપર કરીશું. પણ આટલું તો અત્યારે પણ કહી શકાય કે તે અભ્યાસક પાસે ખૂબ સંશોધન કરાવે તેવી કૃતિ છે.

અનુવાદને તખ્તા લાયક બનાવવા માટે પ્રો. ઠાકોરે અંકોના પ્રારંભમાં સૂચનાઓ આપી છે; આ સૂચનાઓથી નાટકનું વસ્તુ પોતે સમજ્યા છે તે પ્રમાણે વાચકો અને પ્રયોગ–સાહસિકો માટે વિશદ કર્યું છે.

મૂળની અપેક્ષા રાખ્યા વિના અનુવાદને 'ગુજરાતી ચોપડી લેખે' વાંચતાં તે વિશદ, સુશ્લિષ્ટ અને રસિક નાટકની છાપ પાડે છે. આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે જ્યાં જ્યાં

અનુવાદ મૂળના અર્થ, તાત્પર્ય, અને રસને અનુસરે છે અથવા આનો વિઘાત ન થાય તેટલી જ છૂટ લે છે, અને જ્યાં જ્યાં કાલિદાસના લાક્ષણિક સુકોમલ પ્રસાદનો ભંગ થતો નથી ત્યાં ત્યાં પ્રયાસ કૃતાર્થ છે.

અનુવાદકે પ્રાચીન નાટ્ય કલાની ઝીણવટમાં પણ ઊતરવાનો પ્રયત્ન કર્યો છે તેથી તે દૃષ્ટિએ પણ આ કૃતિ તપાસવા જેવી છે. આ દૃષ્ટિએ તપાસતાં એમ લાગે છે કે અનુવાદકે નાટકો ભજવવાની પ્રાચીન રૂઢિમાં નાન્દીનું કયાં સ્થાન હતું તેની ગવેષણાનો પૂરતો ઉપયોગ કર્યો નથી. કાલિદાસની આધુનિક પ્રતિઓમાં આદ્ય શ્લોક પછી 'નાન્દ્યન્તે' આવે છે તે ખરું; પણ તેની પ્રાચીન પ્રતિઓમાં પ્રાચીન રૂઢિ પ્રમાણે પ્રથમ 'નાન્દ્યન્તે' આવે છે, અને કાલિદાસના યુગની પણ એ જ રૂઢિ હતી, અને નાટ્યશાસ્ત્રને પણ તે જ સંમત છે. આ વિષે સાક્ષરશ્રી. કેશવલાલભાઇએ જે પદ્ધતિ સ્વીકારી છે તે જ યોગ્ય છે. આ પ્રશ્ન અમુક શબ્દોને કેવળ આગળ પાછળ મૂકવાનો નથી પણ નાટકના પ્રયોગમાં પૂર્વરંગનું જે મહત્ત્વનું અને આહ્લાદક સ્થાન હતું તેને સમજવાનો છે. સંક્ષેપમાં પ્રથમ શ્લોક તે નાન્દી નહિ. (આ વિષેની વધારે વિગત જાણવા માટે જુઓઃ સાહિત્ય દર્પણ [નિ. સા.] પરિ. ૬, પૃ. ૨૭૬–૮૦. તથા ના. શા. અ. ૫.)

આ જ દૃષ્ટિએ બીજો દાખલોઃ મૂળમાં સૂત્રધાર—**कालिदासग्रथितवस्तु मालविकाग्निमित्रं नाम नाटकं......प्रयोक्तव्यम्।** આનો અનુવાદ "કાલિદાસરચના માલવિકાગ્નિમિત્ર નામે નાટક......ભજવવા ફરમાવ્યું છે." ભાષાન્તર તરીકે આમાં બહુ દોષ જેવું નથી; પણ આપણે જો નાટકનો, પ્રાચીનોનો ખ્યાલ ધ્યાનમાં લઇએ તો વિચારવાનું પ્રાપ્ત થાય છેઃ 'નાટક એટલે કે નટોની કૃતિ–નટોની કળા–નટો પ્રયોજે તે નાટક. નાટ્ય એટલે ચતુર્વિધ અભિનયથી અવસ્થાની અનુકૃતિ. આમાં કવિનો હિસ્સો વાચિક અભિનયનું ઉપાદાન આપવાનો–સંક્ષેપમાં કાલિદાસ પોતે સૂચવે છે તે પ્રમાણે વસ્તુ ગુંથી આપવાનો. નાટકના આકારવાળી સાહિત્યરચના–પ્રયોગની અપેક્ષા સાથે અથવા–વિના, એ અર્થમાં આજનો નાટક શબ્દનો ઉપયોગ સાચો;–પણ પ્રયોગરસિક પ્રાચીનો તો નટોથી વસ્તુ ભજવાય ત્યારે જ નાટક થયું માનતાં. [જુઓ વધારે વિગત માટે મારો લેખઃ "કાવ્ય વિષે કેટલુંક જૂનું અને નવું" 'પ્રસ્થાન' પુ. ૩. પૃ. ૧૦૯–૧૦.] એટલે જો અનુવાદ 'કાલિદાસે જેનું વસ્તુ ગુંથી આપ્યું છે'–એમ મૂળ શબ્દોને વળગી રહી કર્યો હોત તો તે વસ્તુસ્થિતિને અનુકૂળ થાત.

સમશ્લોકી અનુવાદમાં જે સ્પષ્ટતા અને મૂળનો ભાવ સાચવવાની શક્તિ છે તેના ઉદાહરણરૂપે પ્રથમ આશીર્વાદનો શ્લોક અને સંસ્કૃતનો દરેક વિદ્યાર્થી જાણે છે તે **पुराणमित्येव न साधु सर्वम्** ના અનુવાદો જુઓ. બીજો આ પ્રમાણેઃ

ઉપજાતિ

પુરાણ તે હોય ન સર્વ રૂડું,
નવીન તેથી જ ન કાવ્ય કૂડુંઃ
સેવે નવું જૂનું સુ–ધી કસીને,
મૂઢો જ દોરાય પરાઇ બુદ્ધિ.

[ અપૂર્ણ ] રસિકલાલ છો. પરીખ




**જીવનમાંથી જડેલી : ખંડ ૧-૨ સાથે:—**

લેખક: સૌ. લીલાવતી મુનશી. પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ કિં રૂ. ૨-૮-૦

બન્ને ખંડમાં થઇને સત્તર વાર્તા છે. તેમાંની પહેલી " પૈસા છે ? " એ વાર્તા " કોઇ અંગ્રેજી વાર્તાનું સ્મરણ રહી ગયેલું તેના પરથી લખાય છે. " બાકીની વાર્તાઓ સ્વતંત્ર છે અને તે 'ગુજરાત' માસિકમાં છપાઈ છે. છેલ્લી વાર્તા " જીર્ણ મંદિર ને યાત્રાળુ " શ્રીમતી લીલાવતી અને શ્રી મુનશી બન્નેએ સાથે રહી લખી છે.

આ વાર્તામાં મુખ્યત્વે વર્તમાન ગુજરાતની સ્ત્રીઓનાં ચિત્રો છે અને વર્તમાન ગુજરાતની સ્ત્રીઓના પ્રશ્નો છે. માત્ર "બે બહેનોની કથા" અને "જીવનની સંધ્યાએ કૃષ્ણ" એ પ્રાચીન વસ્તુ ઉપરથી રચેલી છે. ઘણીખરી વાર્તાઓ શોકાન્ત કે છેવટ શોકમય છે.

લગભગ બધી જ વાર્તાઓનું કાર્યનું ક્ષેત્ર મોટાં શહેરો જ છે. પહેલી વાર્તા " પૈસા છે ? " નું સ્થળ એડપ્રભા જેવું નાનું ગામ છે પણ ત્યાં પણ વાતાવરણ અને પાત્રો શહેરનાં જ છે. "જશોદાનો જીવનવિકાસ" અને " નિર્જનતા "માં પાત્રો મૂળ ગામડાનાં છે એ ખરું, પણ તે ગામડું છોડી શહેરમાં પોતાનું કામ કરે છે. નહિતર પણ વાર્તાઓનું વાતાવરણ સ્પષ્ટ બતાવે છે કે લેખકને ગામ કરતાં શહેરનો પરિચય વધારે છે. તે સાથે એ પણ કહેવું જોઇએ કે સ્વભાવ અને બનાવોના વૈવિધ્ય માટે શહેર વધારે અનુકૂળ છે.

" પૈસા છે ? " અને " ઉપકાર " એ વાર્તાઓનાં મુખ્ય પાત્રોનું માનસ વિલક્ષણ ગણાય. " પૈસા છે ? " માં મધુ એક જ વાર માધવીને મળીને તેને પરણવાનું શક્ય માની લે, અને એ શક્યતાને લીધે પગે પડેલી ચન્દ્રાને તરછોડે એ શક્ય લાગતું નથી. તેવી જ રીતે "ઉપકાર"માં જનમેજય ને યદુનંદન બન્નેનાં માનસો અને વિશેષ કરીને યદુનંદનનું માનસ આત્મઘાત સુધી સ્વાભાવિક રીતે પહોંચતું જણાતું નથી " સ્નેહનું બન્ધન " માં સાધુરામ છેવટે જતો રહે છે ને પણ સ્વાભાવિક લાગતું નથી. "આત્મભોગની કિંમત" માં વિશાળાને ભોળવવાની રીત જરા કૃત્રિમ અને પારદર્શક, જણાઈ આવે એવી છે, છતાં વિશાળા ભોળવાય છે તે નવાઇ લાગે છે. " સત્યાગ્રહ " માં વાર્તાનો વળાંક આકર્ષક છે, પણ સુજનભાઈ અસહકારમાં જોડાયા એ માત્ર એક નવું રમકડાનું આકર્ષણ હતું, એવો નિર્ણય એ પાત્રને માટે વધારે પડતો સખ્ત અને અન્યાયી લાગે છે.

લેખકની વર્ણનશક્તિ સારી છે. સામાજિક અન્યાયના પ્રસંગે તેમની લાગણી તીવ્ર થાય છે અને તે મર્મભેદક કરુણ કે હાસ્ય કે કટાક્ષમાં સારી રીતે પ્રકટ થાય છે. વાર્તાના પ્રસંગોમાં સારી વિવિધતા છે. વાંચનાર વર્ગ તરફથી આ સંગ્રહને આવકાર મળશે એમ અમે આશા રાખીએ છીએ.

---

**તણખા મંડળ ત્રીજું. અવશેષ. પ્રદીપઃ—**

કર્તાઃ ધૂમકેતુ. મળવાનું ઠેકાણું : ગૂજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ : અમદાવાદ. કિંમત અનુક્રમે દોઢ–સવા–દોઢ.

તણખા મંડળ ત્રીજું આગલાં મંડળોના અનુસંધાનમાં છે. અવશેષમાં બીજામાં આપવી રહી ગયેલી, અને શરૂઆતમાં લખેલી, કદાચ કંઇ સુધારો માગે એવી વાર્તાઓ છે. પ્રદીપમાં કર્તાની સાધારણ કરતાં કંઇક લાંબી વાર્તા અને ટૂંકામાં ટૂંકાં પ્રસંગચિત્રો અને રેખાચિત્રો આપેલાં છે.

શ્રીયુત ધૂમકેતુ આપણા લેખકોમાં વાર્તાસાહિત્યમાં સારો ફાળો આપતા રહે છે. તેમની એટલી વાર્તાઓ નિયમિત પ્રકટતી રહે છે કે તેમના મનનાં વલણો તેમની શક્તિ અને તેની મર્યાદા હવે આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ.

તેમની બધી વાર્તાઓમાંથી સૌથી આગળ પડતું લક્ષણ તે તેમનો ગામડાંની જિંદગીનો પરિચય અને તે માટેનું તેમનું આકર્ષણ છે. ગામડાની નિર્દોષતા, તેની સરલતા, તેની સુઘડતા, તેની જીવન સાથે વણાઇ ગયેલી કલા તે સર્વ માટેનો તેમનો પક્ષપાત સ્પષ્ટ જણાઇ આવે છે. તેમ છતાં તેઓ ગામડાંના દુર્ગુણો તરફ દુર્લક્ષ કરતા નથી. તણખાની 'સર્વનાશ' અને 'અનાદિ અનંત' પ્રદીપની 'નવાં ખંડેર' વાતોમાં ગામડામાં પણ કેવાં પાપો થાય છે તેનો ચિતાર છે.

આની સાથે કર્તાને કંઇક નવા જમાના તરફ તિરસ્કાર પણ છે. તેઓ એમ માનતા જણાય છે કે પશ્ચિમની અસરથી આપણે ત્યાં જે કાંઇ નવું થયું તે સર્વ અનિષ્ટ જ છે. શહેરના માણસો ગામડાંના માણસોને છેતરે છે, તેમને ચૂસે છે. શહેરના પુરુષો ગામડાંની સ્ત્રીઓને, અને ગરીબ સ્ત્રીઓને બગાડે જ છે વગેરે. આ હકીકત અમે તથ્યની દૃષ્ટિએ પૂરેપુરી સાચી નથી માનતા, અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ શહેર ગામડા વચ્ચે નૈતિક ફરક બહુ મોટો હોય એમ માનવાને કશું કારણ નથી, ઊલટું કેટલીક બાબતોમાં શહેરને નવા વિચારો જાણવાનાં અને એ રીતે પ્રગતિ કરવાનાં જે સાધનો છે તે ગામડાંને નથી અને ગામડા કરતાં શહેર કેટલીક બાબતોમાં ઊંચું છે.

કર્તાની ભાવ નિષ્પન્ન કરવાની રીતિ વિચારવા યોગ્ય છે. એ રીતિ બરાબર બતાવવા માટે અમે નીચે માત્ર તણખામાંથી તેનાં ઉદાહરણો આપીએ છીએ. 'પ્રતાપ મહેલ'ની વાર્તામાં મોતી વારંવાર " રંગુજી ! બેટા ! દાદાજી બોલાવે " એ વાક્ય વારંવાર બોલે છે. તે એક જ લાગણીના આવેશમાં ગાંડી થઇ ગઇ છે અને આ વાક્ય બોલ્યા કરે છે. પણ બીજી વાતોમાં પણ લાગણી બતાવવા કર્તા એ ને એ જ યુક્તિ કહે છે. દાખલા તરીકે 'કેસરી દળના નાયક'માં માજીસ્ટ્રેટ વારંવાર "અજવાળું આવવા દો" એમ કહ્યા કરે છે. એ જ રીતે કેટલાંક પાત્રોને અમુક વસ્તુઓની લત લાગે છે. 'એની કથા'ના નાયકને લાલ કરેણની લત લાગી છે, 'જીવનપરાગ'ના નાયકને માણેકચોકની લત લાગી છે; 'અદૃશ્ય સત્તા'ની વાર્તાના નાયકને 'ફોટું' પડાવવાનો મોહ થયો છે. 'પહેલેથી છેલ્લે સુધી' માં નાયક ખુશાલને વસ્તુસંગ્રહની લત લાગી છે. આ રીતે તેમનાં ઘણાંખરાં પાત્રો જાણે વસ્તુથી ગ્રહીત (Obsessed) થયેલાં લાગે છે. હવે એ ખરું છે કે સમાજમાં માણસ કોઈ વાર આવી

રીતે ગૃહીત થાય છે, પણ સાથે સમજવું જોઇએ કે આ કંઇક ઘેલછાને મળતું મનનું વલણ છે અને તે મનની દુરસ્તી દાખવતું નથી. તેમાં પણ આ. સાહિત્યમાં લાગણી બતાવવાની પદ્ધતિ બની જાય ત્યારે, વધારે વાંધાભરેલી બને છે. તેનાથી કલામાં એકવિધતા અને કંઇક અંશે કૃત્રિમતા આવે છે. લાગણીના વણછામાં બુદ્ધિનું સ્વતંત્ર સ્ફુરણ અશક્ય બને છે.

કર્તાનું ખરું આકર્ષક અંગ તેમનાં વર્ણનોની સુંદરતા, તેમની ભાષાની વિશદતા, તેમના ગદ્યનો સંવાદ, તેમનો હિંદના અનેક પ્રાન્તોનો પરિચય, સમાજના અનેક થરો અને તેમાં પણ ખાસ કરીને ગરીબ સ્થિતિના થરો સાથેનો સમભાવ એ છે. ગદ્યની અનેક રચનાઓના તેઓ અખતરા પણ કરે છે. કુદરતનાં વિવિધ અંગોનું સૌન્દર્ય તેમણે પારખ્યું છે અને અનુભવ્યું છે. આપણા સમાજનો ગરીબ કચરાયેલો વર્ગ કઇ વસ્તુઓમાં રાચે છે, શા વિચારો કરે છે, અને કેવી લાગણીઓ અનુભવે છે તે તેઓ ચીતરે છે; પણ તે સાથે આ વાર્તાના વાચકોને એટલી ચેતવણી આપવી જોઇએ કે આવી વાર્તાઓ વાંચીને ગરીબ લોકો તરફ માત્ર મૃદુ લાગણીઓ કેળવવામાં જીવનનું સાર્થક્ય નથી. જેમ ખરચાળુ-પણું એ એક વિલાસ છે, જેમ બુદ્ધિવિલાસ એ પણ એક વ્યસન થઇ જાય, તેમ લાગણી-વિલાસ પણ એક ભોગવિલાસની વસ્તુ બની જાય છે; અને એવા માણસો સમાજને અને પોતાને વધારે છેતરે છે, કારણકે લાગણીને આચાર તરફ જતી અટકાવી તેના કલ્પનામય અનુભવમાં રાચીને તેઓ અટકી જાય છે, બહારથી લાગણી બતાવી એક પ્રકારનું કૃત્રિમ જીવન ગાળે છે. આપણા કાર્યમંદ દેશમાં આટલું કહેવાની અમે અત્રે તક લઈએ છીએ.

**સ્નેહયજ્ઞ. દિવ્યચક્ષુ. કોકિલા. પૂર્ણિમાઃ—**

કર્તાઃ રમણલાલ વસન્તલાલ દેસાઇ; પ્રકાશક : પહેલાં ત્રણના મૂળશંકર સોમનાથ ભટ્ટ : નંદભુવન રાવપુરા, વડોદરા; અને છેલ્લાના શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. કિંમત દરેકની રૂા. ૨–૮–૦

આ ચારેય પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે તે માટે કર્તા અને પ્રકાશકોને અભિનંદન ઘટે છે. આ પૈકી પહેલાં બેનું અવલોકન પહેલાં 'પ્રસ્થાન'માં આવી ગયું છે. એટલે તે વિશે ફરી કહેવાનું કશું રહેતું નથી, છેલ્લાં બે વિશે અહીં ટૂંકામાં થોડું કહીશું.

કોકિલામાં પણ તે આગળની આ કર્તાની વાર્તા વિકસાવવાની રીતિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. સાચા મિત્રો, સાચા સ્નેહવાળાં દંપતી, લોભી લાલચુ નીચ લંપટ એવાં પાત્રો, ઠાવકાં ડાહ્યાં હોંશિયાર ગર્વિષ્ઠ પાત્રો, અને ઉદારતામાં ઘણી ઊંચી કક્ષાએ જઈ શકે એવાં પાત્રોથી આ વાર્તા ગૂંથાઈ છે. તેમની દરેક વાર્તામાં જેવાં સાહસ, બહાદુરીથી રક્ષણ, આગ, મારામારી આવે છે તેવું આમાં પણ આવે છે. એક જ માનસનાં જણાતાં પ્રેમી તેમની વાર્તામાં આવે છે, છતાં તેમના પ્રેમનું નિરૂપણ જે હમેશ તાજગીભર્યું, પવિત્રતા-ભર્યું અને આખા વાતાવરણને સુગન્ધિમય કરી મૂકે તેવું હોય છે તે આમાં પણ છે. આમાં કોઇ વિશેષ પાત્ર હોય તો જુગલકિશોર અથવા નાથબાવા છે. તેનાથી આ વાર્તામાં બીજી વાર્તાઓ સાથે સરખાવતાં સારું વૈચિત્ર્ય, કુતૂહલ અને અદ્‌ભુતતા અનુભવાય છે પણ તે સાથે એ પાત્રનું માનસ અત્યંત વિલક્ષણ ઘડાઈ ગયું છે, અને કેટલાક પ્રસંગો જરા અસંભવિત લાગે તેવા બને છે. સ્નેહયજ્ઞ કરતાં આના કટાક્ષો કંઇક મોળા જણાય છે.

છતાં વાર્તા તેના બનાવોની ગૂંથણી, પાત્રોના એક પછી એક દેખાતા જતા અટપટા સંબંધો, ઉદાત્ત સ્વભાવોના વિકાસો વગેરે ઠેઠ સુધી રસમય રહે છે.

પૂર્ણિમા તેની નાયિકાની સામાજિક સ્થિતિને લીધે તેમની બીજી વાર્તાઓથી જુદી પડી આવે છે—જો કે તેમાં પણ પાત્રાલેખન અને રસ જમાવવાની રીતિ એની એ જ છે. વાર્તાની નાયિકા ગાનારીઓના વર્ગની છે. તેમાંથી કુલવધૂ બની તેનો ઉદ્ધાર થાય છે. અવિનાશમાં આદર્શ જીવન જીવવાનો ઉત્સાહ અને તેની સાથે વ્યવહારની અનભિજ્ઞતા પણ છે. અવિનાશનાં આ માનસનિરૂપણમાં જરા અતિશયોક્તિ જણાય છે, પણ તેથી કર્તા વાકેફ છે અને રજની પાસે કહેવરાવે પણ છે કે અવિનાશ સુધારાનો ભદ્રંભદ્ર છે. વાર્તામાં સ્વાભાવિક રીતે વેશ્યાવાડો આવે છે, પણ કોઇ પણ જગાએ કર્તાએ સુરુચિનો ભંગ થવા દીધો નથી અને તે સાથે આ આપણી સામાજિક બદીને ઉઘાડી પાડી છે, અને તેનાં કારણોનું નિરૂપણ કર્યું છે. કર્તાએ આ વાર્તામાં એક બીજી મોટી સંભાળ લીધી છે. નાયિકા ગાયકણ છે તેથી, કર્તાની વાર્તાની બીજી નાયિકાઓ કરતાં, આને કંઇક ઓછી પ્રગલ્ભ બતાવી છે. બીજી નાયિકાઓ કરતાં વધારે વિવેકવાળી શરમવાળી સંકોચવાળી બતાવી છે. આ વાર્તા પણ બીજી રીતે તેમની બીજી વાર્તાઓ જેટલી જ આકર્ષક છે.

**ભમતાં પંખીઃ—**

લેખકઃ સનત્કુમાર વીણ, બી. એ. પ્રકાશકઃ બે ઘડી મોજ કાર્યાલય, ૭૪ ઓલ્ડ કસ્ટમ હાઉસ રોડ, કોટ, મુંબઈ, કિંમત રૂપીઆ સાડાત્રણ.

જગતના વિકાસમાં અત્યારે જે અનેક વિચારો ચાલી રહ્યા છે તેનું પ્રતિબિંબ પાડતી એક વિચારપ્રધાન નવલકથા લખવાનો આ પ્રયાસ છે. નવલકથામાં મુખ્યત્વે લગ્નનો જ પ્રશ્ન આવે છે. બર્નાર્ડ શૉ પોતાની કૃતિઓમાં કહે છે કે પ્રેમ, ક્રોધ, અગમ્ય અને અદ્ભુત વસ્તુ છે એવી માન્યતા પર પહેલાં લગ્નો થતાં પણ હવે તો પ્રેમસંબંધને બુદ્ધિના પ્રકાશમાં જોઇને તેના સ્પષ્ટ સ્વરૂપ ઉપર લગ્નસંબંધ બંધાવો જોઇએ—એવું જ કંઇક કહેવાનો આ ગ્રન્થકારનો ઉદ્દેશ છે એમ તેમનાં પાત્રોની રહસ્ય-ઉક્તિથી જણાય છે. પણ આ વાર્તામાં મુશ્કેલી એ છે કે તેનાં સર્વ પાત્રો સ્વભાવથી પ્રેમની અદ્ભુતતાને માટે જાણે જન્મેલાં છે; તેથી તેમનું વર્તન એવું થાય છે, અને વચનોમાં બુદ્ધિવાદ આવે છે. વળી વાર્તામાં કેટલીક અસંભવિતતાઓ પણ છે. કિસનનાં પ્રપંચી પિતા સરોજ જેવી ચકોર છોકરીને ભોળવવા બળદેવ જેવો મૂઢને મોકલે એ અસંભવિત છે. કિસનનાં અનેક સંબંધો વાર્તાના મુખ્ય પ્રયોજનને પોષવાને બદલે ઊલટાં વાર્તાને વ્યગ્ર કરે છે. પુરુરવા જેવો માણસ કિસન જેવા નિર્બળ મનનાની દોસ્તી કરે તે અશક્ય છે. અને રમણલાલ જેવો વ્યવહારકુશળ માણસ પુરુરવાનો પોતાની પત્ની સાથેનો જૂનો સંબંધ સમજતાં છતાં તેનો વિશ્વાસ કરે એ પણ અસંભવિત છે. છતાં વાર્તામાં આકર્ષક ગુણો છે, અને તે ઘણાને વાંચવી ગમે તેવી છે.

પુસ્તકને સચિત્ર કરેલ છે; તેને બદલે પુસ્તકના કાગળ છપાઇ વગેરેમાં વધારે ખરચ કર્યું હોત તો સારું.

**સન્ત જોઅનઃ**—કર્તા : અનંતરાય પ્રભાશંકર પટ્ટણી.

આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. વર્તમાન અંગ્રેજી સાહિત્યમાંથી ગુજરાતીમાં ઉતારવા યોગ્ય ગ્રન્થકારોનો વિચાર કરીએ તો તેમાં જ્યોર્જ બર્નાર્ડ શૉ આવે જ, અને તેનાં બધાં નાટકોમાંથી ગુજરાતીમાં ઉતારવાને સૌથી અનુકૂળ કયું એ વિચારતાં સન્ત જોઅનની જ પસંદગી કરવી પડે. તે તેના ઉત્તમ ગ્રંથો પૈકીનું એક છે એટલું જ નહિ, આ નાટક જ તેનાં બીજાં બધાં નાટકોમાંથી, અંગ્રેજી નહિ ભણેલ સૌથી વહેલું સમજી શકે તેવું છે. સન્ત જોઅનની વાર્તા ગુજરાતીઓને પરિચિત થઇ ગઇ છે, અને એ ઇતિહાસની હકીકત સમાજની સ્થિતિના ફેર છતાં આપણને સમજાય તેવી છે. તેનાં બીજાં નાટકોના પ્રશ્નો તે આપણા સમાજમાં નથી એમ નથી, પણ તે પ્રશ્નોનું નિરૂપણ, તેના સમાજની ભોંય ઉપર આપણને વધારે પરદેશી લાગે એવું છે. એટલા માટે જ કર્તાના મૂળ પુસ્તકના ઉપોદ્‌ઘાતનું ભાષાન્તર આ પુસ્તકમાં નથી આપ્યું તે યોગ્ય કર્યું છે. તેની જગાએ અનુવાદકે ગુજરાતી વાચકવર્ગને સમજવામાં ઉપકારક થાય તેવો ખુલાસો કર્યો છે. સંત જોઅન કોઇ એક જ સમાજના નહિ પણ સમસ્ત માનવજાતના એક સનાતન પ્રશ્નનું નાટક છે. તે એ કે માનવચેતનને અમુક વિકાસની અમુક ભૂમિકા સિદ્ધ કરવા અમુક ટેવો કે રૂઢિઓ ઘડવી પડે છે, અને પછી પરિસ્થિતિ બદલાતાં એ જ ટેવો અને રૂઢિઓને તોડવી પડે છે. આ બે વિરુદ્ધ પ્રવૃત્તિઓના સંઘટ્ટનની કરુણ કથની સન્ત જોઅન છે. પણ તે સિવાય એક ગૌણ સત્ય પણ જે આ નાટકમાં પ્રસંગવશાત્ કહેવાયું છે તે પણ મહત્ત્વનું છે. તે એ કે એક ભાષા બોલતી પ્રજા —જરા ભાષ્ય કરીને કહીએ તો એક સંસ્કૃતિવાળી પ્રજા બીજી સંસ્કૃતિવાળી પ્રજા પર આક્રમણ કરે તે જગતનું અનિષ્ટ છે, અને તે આક્રમણથી પર રહેવું, તેનાથી ઊર્ધ્વ—તેનાથી મુક્ત રહેવું તે ઈશ્વરાજ્ઞા છે. હજી તો આપણું જગત આટલું પણ નથી સમજ્યું, નથી સિદ્ધ કરી શક્યું, ત્યાં વધારે મોટી વાત શી કરવી ?

શ્રીયુત પટ્ટણીએ આ નાટકનો અનુવાદ વિષયને અનુકૂળ શૈલીમાં કરેલો છે.

**પરિણીતાઃ**—

અનુવાદકઃ નગીનદાસ પારેખ. પ્રકાશક : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય આઠ આના.

આ પુસ્તકની બીજી આવૃત્તિ થઇ જાણી અમે રાજી થયા છીએ. આનું એક વાર 'પ્રસ્થાન'માં અવલોકન થઇ ગયું છે. અમે અહીં એટલું જ કહીશું કે એક સારી વાર્તાના નમૂના તરીકે પુસ્તક વાંચવા લાયક છે.

**સળગતો સંસારઃ**—

લેખક : સીતારામ જે શર્મા. પ્રકાશક : પુંજાલાલ ભગવાન પારેખ, પાર્વતી ભુવન : વિલેપારલે; મૂલ્ય ત્રણ રૂપિયા.

સમાજના અન્યાયો અને રૂઢિઓના જુલ્મો બહાર પાડવાને આ વાર્તા લખાઇ છે. આમાં લખેલા અન્યાયો અત્યારે સમાજમાં છે તેની કોઇ ના કહી શકે તેમ નથી. પણ તે સાથે એ પણ કહેવું જોઇએ કે આ વાર્તામાં એવું કશું નથી જે સામાન્ય માણસ અત્યાર

સુધી ન જાણતા હોય. અને જેમ નીતિના આગ્રહથી વાર્તાઓ બગડે છે, તેમ સુધારાના આગ્રહથી પણ બગડે છે; એટલું જ નહિ, અમુક જ વસ્તુ કહેવાની હોય છે તેથી વાર્તાઓની દૃષ્ટિ સંકુચિત બને છે અને કલા સિદ્ધ થતી નથી. કેટલીક જગાએ–ખાસ કરીને સળગતો સંસાર એ વાર્તામાં–અનિષ્ટનું વર્ણન એટલું લાંબું કર્યું છે કે એ વાર્તાની નાયિકા પોતાનાં પાપને માટે પસ્તાવાના શબ્દો બોલતી હોય ત્યારે પણ જાણે તે પાપમાં રસ લેતી હોય એવી જ અસર થાય છે, એવું જ વાતાવરણ ઊભું થાય છે, એટલે કે વાર્તાકારના પ્રયોજનથી ઊલટી જ અસર થાય છે. અન્યાયો ખુલ્લા કરવાના આશયથી લખાયેલી કરતાં સાદી રીતે લખાયેલી 'બદનામી' જેવી વાર્તામાં કર્તા વધારે સફળ થયા છે, અને તેઓ કેવળ રસદૃષ્ટિએ વાર્તાઓ લખે એ અમને વધારે ઇષ્ટ જણાય છે.

**શૂરવીરની વાતો: પુસ્તક ૧ લું:—**

લેખક અને પ્રકાશક: મગનલાલ બાપુજી બ્રહ્મભટ. મૂલ્ય રૂપિયો દોઢ.

ગુજરાતની મધ્યકાલીન વાર્તાનો સંગ્રહ શરૂ કરવાને માટે લેખકને અભિનંદન ઘટે છે. આ જાતની વાતો સંગ્રહાવાની જરૂર છે જ. પણ આ જાતનું સાહિત્ય આપણે ત્યાં જે સંગ્રહાય છે તે જોતાં એટલી સાવચેતી રાખવાની જરૂર જણાય છે, કે આવી વાતોને નકામાં વર્ણનો, કૃત્રિમ અને દીર્ઘસૂત્રી સંવાદો, અને લાગણીની ઘેલછા તરફ અંધ બની કરેલાં અતિશયોક્તિભર્યાં વખાણોથી મુક્ત રાખવી જોઇએ. આવી કૃત્રિમતાઓ મોઢેથી કહેવાતી વાર્તામાં પણ કંટાળો આપે છે તો લખાણમાં તો જરૂર વધારે આપે. તે સાથે જે ટૂંકાં વાક્યો, કહેવાની વાર્તામાં પરંપરાથી ચાલતાં આવ્યાં હોય અને જે તે સમયનો રંગ આપી શકે તેવાં હોય, તેવાં વાક્યોને છોડી દેવાનું અમે કહેતા નથી. છતાં એકંદર આવા સંગ્રહોમાં ટૂંકાણની ઘણી જરૂર છે તે તરફ આવા સંગ્રાહકોનું લક્ષ દોરીએ છીએ. એમ થવાથી તેનો અસલ રસ વધારે ઘન થઇ વધારે ચમત્કારક લાગશે.

**દુઃખીની દુનિયામાં:—**

લેખક : વ્રજલાલ ધરમચંદ મેઘાણી. પ્રકાશક : હરખચંદ ત્રિભોવન ડોઢીવોરા. કિંમત ૨–૮–૦

આ પુસ્તકમાં ૩૯ વાર્તાઓ છે. ઘણીખરી સાચી કે સાચા બનાવ ઉપરથી સૂચિત છે. આવી વાર્તાઓ વિષે અમારે એટલું જ કહેવાનું છે કે કોઇ પણ ઘટના સાચી બનેલી હોય, અને આપણને ઘણી અસરકારક લાગી હોય તેટલા જ ઉપરથી તેનું શબ્દરૂપે કથન કલાની કૃતિ બની શકતું નથી. આવા બધા બનાવો એ કલાની કાચી સામગ્રી હોઇ શકે, કદાચ સામગ્રીરૂપે તે ઘણી સારી પણ હોય, પણ એ માત્ર સામગ્રી જ છે, એ પોતે કલા નથી. અહીં આપેલી વાર્તાઓ સમાજનાં સાદી ભાષામાં આપેલાં ચિત્રો છે, ચિત્રો ઘણાંખરાં સત્ય ઘટનાનાં છે, એટલે ખરાં છે, તેમાં સંશય નથી. તે સાથે લોકોત્તર સત્યના દર્શનની તેમાં આશા રખાય તેમ પણ નથી.

**લક્ષ્મીનાં બંધન. અંગાર:—**

પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઇ દલાલ પહેલીના પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા; બીજીનાઃ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત અનુક્રમે બાર આના અને સવા રૂપિયો.

લેખક પોતાને પ્રયોજક કહે છે એટલે આ વાર્તા મૂળ કોઇ બીજાની છે અને લેખકે તેને ગુજરાતીમાં ઉતારતાં ગુજરાતને અનુકૂળ કરેલી છે એમ સમજાય છે. લેખકે તે મૂળ-લેખક અને વાર્તાનું નામ આપ્યું હોત તો સારું.

પરભાષાની વાર્તા લેવી હોય તો તે અતિ ઉત્તમ હોય તો જ લેવી એવી અમારી માન્યતા છે, અને તે માન્યતા પ્રમાણે અમે આ વાર્તાના મૂળલેખકને પ્રથમ પદવીનો વાર્તાકાર તો માની શકતા નથી. છતાં આ વાર્તાઓ ગુજરાતીમાં સાધારણ લખાતી વાર્તા સાથે મૂકી શકાય તેવી છે, અને પ્રયોજકનાં હાથે તેનું રૂપાંતર થતાં વાર્તાને હાનિ થઇ જણાતી નથી. વાર્તાની ભાષા સરલ અને વિષયને અનુરૂપ છે.

**ઘરગથ્થુ વૈદક:—**

*લેખક : બાપાલાલ ગ. વૈદ્ય. પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિં. બે રૂપિયા.*

આ પુસ્તકમાં સ્ત્રીપુરુષનાં ૭૫ દરદોનાં લક્ષણો અને તેની દવાઓ, સાધારણ માણસો સમજે તેવી રીતે આપેલાં છે. લેખકે પુસ્તક લખવામાં દેશી પ્રયોગોનો જ વિશેષ ઉપયોગ કર્યો છે, અને તે જ આપણી ગરીબ જનતા માટે અત્યારે ઘણું જરૂરનું છે. વિષયનું નિરૂપણ દેશી પદ્ધતિએ છે, કર્તાએ ચરકસંહિતાનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. વળી ખાસ વખાણવા લાયક એ છે કે કર્તાએ લાંબા અનુભવ અને શાસ્ત્રીય અભ્યાસની મદદથી દેશી વૈદાં સંબંધી લોકોમાં જે ઉટંગ તર્કો વહેમો વગેરે પેસી ગયાં છે તેનું નિરસન કરવાને બનતું કર્યું છે. જ્યાં જ્યાં રોગ ગંભીર હોય ત્યાં દાકતરની મદદ લેવા સૂચના કરી છે. અને રોગની દવા આપવા સાથે તે રોગ કેવી રીતે થાય જ નહિ તે પણ સમજાવવા પ્રયત્ન કર્યો છે. સામાન્ય રીતે દરેક માણસે પોતા માટે અને પોતાના કુટુંબ માટે આવું પુસ્તક રાખવું જોઇએ.

રા.

---

## પૂર્તિ

[ મોહેનજોડારોના લેખનું અનુસંધાન. 'મોહેનજોડારોની લિપિ'ના મથાળાના અનુસંધાનમાં વાંચવું ]

"હોલેન્ડમાં લિડન શહેરમાં 'ઓરિયેન્ટલ સ્ટડીસ' ની કોન્ફરન્સમાં બનારસ હિંદુ યુનિવર્સિટીના અધ્યાપક ડૉ. પ્રાણનાથે મોહેન્જોડારોની લિપિ વિષે એમ અભિપ્રાય આપ્યો કે મિનોયન ( Minoan ), પ્રોટો-ઇલેમાઇટ ( Pro-Elamite ), જોર્ઇશિન ( Persia )ના સૌથી જૂનામાં જૂના શિલાલેખો છે તે મોહેન્જોડારોમાં મળી આવેલી ઈંટો પરની લિપિ-જેને સૌન્ધવ લિપિ ( Indus Script ) કહે છે તેમાં લખેલા છે. અને ડૉ. પ્રાણનાથનું માનવું છે કે હિંદ ક્રેટન ( Cretan ) સંસ્કૃતિનું જન્મસ્થાન છે."

હસમુખ સાંકળિયા

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૬ શ્રાવણ : ૧૯૮૯ અંક ૪

## ઉદયશંકરની નૃત્યકળા

ઉદયશંકરના નામથી શિક્ષિત સમાજ સારી રીતે પરિચિત છે. એના નૃત્યમાં જે વિશેષતા છે એનું હું સંક્ષેપમાં વિવેચન કરવા માગું છું.

ગયે વર્ષે ઑગસ્ટમાં જ્યારે અમે પેરિસ ગયાં ત્યારે સ્ટેશન ઉપરથી જ, અમારા અમેરિકન મિત્રો જે ઘણાં વરસથી પેરિસમાં વસ્યા છે, તે અમને સીધા ઉદયશંકરનું નૃત્ય જોવા સ્ટેશનથી જ લઇ ગયા. તે વખતે ઉદયશંકરની અમેરિકન મુસાફરી માટે ત્યાંના મેનેજર અને આર્ટ ક્રિટિક ઉદયશંકરનું નૃત્ય જોવા માટે પેરિસ આવ્યા હતા. ઉદયશંકરનું નૃત્ય જોતાં જ મને એમ લાગ્યું કે હિંદુસ્તાનની જાગૃતિ જીવનનાં બધાં યે ક્ષેત્રોમાં પ્રસરતી જાય છે.

વિષ્ણુધર્મોત્તર પુરાણના પ્રખ્યાત અધ્યાય ચિત્રસૂત્રમાં મેં વાંચ્યું હતું કે નૃત્યની સમજણ વગર ચિત્રકળા સમજાય જ નહિ. ઉદયશંકરનું નૃત્ય જોયા પછી મને આ પૌરાણિક વાક્યનું તથ્ય સમજાયું. શિલ્પ તેમ જ ચિત્ર નૃત્યની અમુક સ્તંભિત ક્ષણોનું મૂર્ત સ્વરૂપ જ છે એમ કહીએ તો ચાલે. અર્થાત્ ચિત્ર અને શિલ્પની મીમાંસા—એનો વિકાસ તો નૃત્યદ્વારા જ બરાબર થઇ શકે.

'સ્ટેજરિહર્સલ' પછી ઉદયશંકરે મને કહ્યું કે એનાં અનેક નૃત્યોની પ્રેરણા એને આપણાં જૂનાં ચિત્રોમાંથી મળી હતી. એનું તાણ્ડવ નૃત્ય જોયા પછી નટરાજની વિખ્યાત પ્રતિમાની મને વધારે સમજણ પડી. તાણ્ડવ નૃત્યમાંથી દક્ષિણાપથના મધ્યકાલીન શિલ્પીઓને અજબ પ્રેરણા મળી હોવી જોઇએ. નટરાજની અસંખ્ય મૂર્તિઓ–એનાં નવાં આસનો અને એમની નવી મુદ્રાઓ એ બધાંની યે પ્રેરણા નૃત્યમાંથી જ મળી હોવી જોઇએ.

નટરાજની પ્રતિમાની દુનિયાની શિલ્પકૃતિઓમાં અસાધારણ પ્રતિષ્ઠા છે. એની સ્ફૂર્તિ, એનો વેગ અનન્ય છે. મધ્યકાલીન યુગની પ્રેરણાનું સ્થાન ઉદયશંકરનું નૃત્ય જોયા પછી મને બરાબર જણાયું. એના અને એની સહચરી શ્રી. સિમ્કીના રાધા–કૃષ્ણના નૃત્ય પછી વૈષ્ણવ સંપ્રદાય—વિશેષ કરીને રાધાકૃષ્ણવાદ—નો હિંદુસ્તાનની જનતા ઉપર અસાધારણ અધિકાર કેમ થયો એનું પણ મને યથાર્થ ભાન થયું. રાધાકૃષ્ણના નૃત્યમાં કેવળ ઐહિક શૃંગાર ન હતો. એમાં એક અજબ સરળતા, કોમળતા, પ્રેમ અને પવિત્રતા ઘડીએ ઘડીએ દૃષ્ટિગોચર થતાં હતાં. સાથે સાથે એક અવર્ણ્ય કરુણરસની પણ ઝાંખી થતી હતી. રાધા-કૃષ્ણની કલ્પનામાં જીવનના એક મહામંત્રનો અનુપમ આવિષ્કાર થતો હોય એમ મને લાગ્યું.

એ જુગલ જોડી દ્વારા હિંદુસ્તાનના ગ્રામજીવનનો મૂક મંત્ર ઉદ્ગાર પામ્યો હોય એમ મને ભાન થયું. રાધાકૃષ્ણવાદનું બળ એના તત્ત્વચિંતનમાં નહિ, પરંતુ એની જીવનની ઊંડી પ્રેરણામાં રહ્યું છે એ પણ મને સમજાયું. એ જીવનબળને લઇને જ રાધા–કૃષ્ણની જુગલ જોડીએ હિંદુસ્તાનના સાહિત્ય પર અનોખું આધિપત્ય જમાવ્યું.

ભારતીય જીવનનાં અનેક ક્ષેત્રોમાંથી ઉદયશંકરને પોતાના નૃત્યની પ્રેરણા મળી છે. એની પ્રતિભાથી અને એના કૌશલથી હિંદુસ્તાનના સામાન્ય પ્રસંગો પણ કલાયુક્ત, ભાવયુક્ત અને પ્રેમભીના બન્યા છે. જેમ રવિબાબુની કવિતાથી પહેલાં યુરોપીય પ્રજાને આશ્ચર્ય થયું એવી જ રીતે ઉદયશંકરના અદ્‌ભુત નૃત્યથી યુરોપને તેમ જ હિંદુસ્તાનને એક નવી કલાનું ભાન થયું છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ લાગતી નથી.

એશિયાની કળાની વિશેષતા પાત્રોના ભાવ વ્યક્ત કરવાની એક જુદી જ પ્રણાલીમાં રહેલી છે. શિલ્પમાં, ચિત્રમાં અને નૃત્યમાં કલાકાર અંગવિન્યાસથી ભાવ પ્રદર્શિત કરે છે. અને એમાં આસન અને મુદ્રા ખાસ મહત્ત્વનાં છે. પદ્માસન, લલિતાસન, વજ્રાસન, ઇત્યાદિ આસનોદ્વારા પાત્રની સ્થિતિ તેમજ ભાવનું જ્ઞાન થાય છે. નટરાજની 'ત્રિભંગ' મૂર્તિ અંગવિન્યાસનું અનુપમ દૃષ્ટાન્ત છે. હસ્તમુદ્રાઓદ્વારા–અંગુલિનિર્દેશથી ભારતીય કલાકાર પાત્રોની અંતર્ગત સ્થિતિનું ભાન કરાવે છે. આસનો અને મુદ્રાઓની વિવિધતાને લીધે એમનાં જુદાં જુદાં નામ રખાયાં છે. ખાસ કરીને નીચેની ચાર મુદ્રાઓનોઃ અભયમુદ્રા, દાનમુદ્રા, ધર્મચક્રમુદ્રા અને ભૂમિસ્પર્શમુદ્રા,–બૌદ્ધપ્રતિમાવિધાનમાં સામાન્ય રીતે ઉપયોગ થાય છે. આ બધીયે મુદ્રાઓ જીવનની સાધારણ ક્રિયાઓના સૂક્ષ્મ નિરીક્ષણને અંગે ઉત્પન્ન થઈ છે. બાળકો તેમજ પુખ્ત સ્ત્રીપુરુષો પોતાનાં મનોભાવો લાક્ષણિક અભિનયથી પ્રગટ કરે છે. આ મૂક અભિનયમાંથી કળાકારોએ સર્વસામાન્ય હસ્તક્રિયાનો અમુક ભાવોનું સૂચન કરવા પ્રયોગ કર્યો. કાલાન્તરે એમનું નામકરણ પણ થયું. પણ આ બધીયે મુદ્રાઓનું મહત્ત્વ કલાકારોની અને લોકસમાજની અરસપરસની સમજણમાં રહેલું છે. ભારતીય નૃત્ય શિલ્પ અને ચિત્રકલા જ્યારે શિક્ષિત સમાજના હાથમાં આવ્યાં ત્યારે એમની ભાષા પણ 'સંસ્કૃત' બની. એટલે એ ભાષા સમજવાને માટે અભ્યાસની આવશ્યકતા છે. મુદ્રાઓના અભ્યાસ વગર તો સાધારણ વારાંગનાનું નૃત્ય પણ સમજવું કઠિન છે; કારણ કે આપણા નૃત્યની પરંપરા બહુ જૂની છે. કૃષ્ણની બંસરી બજતી હોય, ત્યારે એનો એક ખાસ મૂક અભિનય થાય. દધિલીલાનું દર્શન કરાવવાનો કલાકારનો હેતુ હોય ત્યારે બીજી મુદ્રાઓનો ઉપયોગ થાય. આ અભિનયની ભાષા સમજવી એ જ મુદ્રાઓનું જ્ઞાન. એ વગર ભારતીય કલા પૂરી રીતે ન સમજાય. ઉદયશંકરના નૃત્યમાં જૂની મુદ્રાઓનો બહુ જ સુંદર અને અદ્‌ભુત રીતે પ્રયોગ થાય છે. એ પ્રયોગ શિલ્પકારના પ્રયોગથી કાંઇક જુદો છે; કારણ કે નૃત્યના અભિનયનાં જુદાં જુદાં અંગો સંગીતસૂરોની શ્રુતિઓ જેવાં એક રીતે ભિન્ન અને અભિન્ન બન્ને છે. જેમ તંતુવાદ્યદ્વારા જ જુદી જુદી શ્રુતિઓનું ભાન થાય તેવી જ રીતે અભિનયની મુદ્રાઓનું જ્ઞાન નૃત્યના પૂરા પ્રયોગદ્વારા જ થઇ શકે. ઉદયશંકરનાં અંગોના મરોડની સરખામણી સારંગીના તારની સાથે આપણે કરી શકીએ. જેમ એક તારમાંથી અનેક સૂરો પ્રગટે છે, તેવી જ રીતે ઉદયશંકરના અંગવિન્યાસમાંથી ભારતીય નૃત્યની જૂની

પરંપરાના પડઘાઓ સ્પષ્ટ અને બહુ જ સુંદર રીતે સંભળાય છે. એના નૃત્યમાં જ્ઞાન અને પ્રેરણા બન્નેનો વિલક્ષણ સમન્વય થયો છે.

ભારતીય સંસ્કૃતિની વિશેષતા એના વિસ્તારમાં રહેલી છે. ભારતીય કલા શિક્ષિત અથવા ખાસ સંકુચિત વર્ગની વિલાસવસ્તુ નથી. તુલસીદાસ, સૂરદાસ, મીરાંબાઈ, એ એક ખાસ વર્ગનાં કવિઓ નથી. એમનાં કવન, જનતાના સાધારણ જીવન સાથે એવાં ગુંથાઈ ગએલાં છે કે તુલસીવાણી, કબીરવાણી કે મીરાંવાણી કહેનારને કે સૂરનાં ભજન ગાનારને આપણે શિક્ષિત સમાજરૂપે ઓળખતાં જ ભૂલી ગયા છીએ. ભારતીય નૃત્યની પણ દશા કાંઈક એવી જ થઈ હશે. કારણકે ગયે વર્ષે અમદાવાદના છારાઓનો નાચ જ્યારે મેં જોયો ત્યારે મને લાગ્યું કે ઉદયશંકર જેવાને પણ આ છારાઓ પાસેથી ઘણું જાણવાનું મળે. જે પ્રાંતમાં છારાઓ જેવા નાચનારા હોય ત્યાં બહારના લોકોને શિક્ષક તરીકે બોલાવવાની જરા પણ જરૂર નથી. છારાઓનાં તેમ જ આપણાં હરિજનોનાં નૃત્યમાં વેગ, તાલ, લય અને ખાસ કરીને એક જાતનો સ્વયંભૂ ઉલ્લાસ છે. છારાઓનાં નૃત્ય એમનાં જીવનનાં અવિભાજ્ય અંગ છે અને તેથી જ એ નૃત્યમાં જાદુ અને પ્રેરણા ડગલે અને પગલે દેખાય છે. પણ આમવર્ગની સભ્યતા પ્રજાને અત્યારે કેમ સાંભરે ? શ્રીમંતવર્ગ અને શિક્ષિતવર્ગ ખરી રીતે પરાધીન છે– રાજકીય દૃષ્ટિબિંદુથી જ કેવળ નહિ કિંતુ સંસ્કૃતિના દૃષ્ટિકોણથી પણ. નહિ તો, દક્ષિણ હિંદુસ્તાનમાં જ્યાં હજુ પણ દુનિયાના શ્રેષ્ઠ શિલ્પીઓની તોલે આવે એવા શિલ્પીઓ પડયા છે ત્યાં શ્રીમંતો અને શિક્ષિતોનાં ઘરોમાં ભારતીય કલાને સ્થાન જ નથી. પંજાબમાં જ્યાં ૧૮૫૦ ની સાલ સુધી ચિત્રકળાના અદ્‌ભુત પ્રયોગો થયા અને સહસ્રોની સંખ્યામાં અનોખાં ચિત્રો બન્યાં, ત્યાં કલાઓનું સંસ્મરણ સરખું પણ રહ્યું નથી. ગુજરાતમાં જ્યાં ગુજરાતીઓના ચિત્રકળાના અદમ્ય શોખને માટે બીજા પ્રાંતના લોકો ઉપહાસ કરતા હતા; જ્યાંના ચિત્રકારો અને ગાયકો અકબરના દરબારમાં પોતાને ગુજરાતી કહેવરાવવામાં અભિમાન માનતા ત્યાં અત્યારે ચિત્રકળા અને સંગીતનો અભાવ છે. ગરબાનું નૃત્ય બચ્યું એ આપણું પરમ સૌભાગ્ય માનવું જોઈએ. પણ નૃત્યના વિશાળ સંઘમાં ગરબાનું સ્થાન પ્રથમ કક્ષામાં અથવા આરંભના વર્ગમાં આવે એમ કહેવામાં જરાયે ખોટું નથી. આપણી શિક્ષિત સ્ત્રીઓને છારા જેવી પછાત કોમોના નૃત્યમાંથી એક નવી જ પ્રેરણા મળશે એમ મારું માનવું છે. હાલમાં અનેક પ્રસંગો અને કારણોને લીધે ગામડાં અને શહેરોનાં જીવન વચ્ચે ફરી નવેસરથી સંબંધ ઊભો થયો છે. એમાંથી આપણી સંસ્કૃતિને નવો વેગ અને જીવન મળવાં જોઈએ.

ઉદયશંકરના નાચની છાપ મારા ઉપર બહુ જ ઊંડી પડી. ૧૯૧૫ ની સાલમાં હું અચાનક 'આના પાવલોવા'નું નૃત્ય જોવા ગયો હતો. આના પાવલોવાને જોતાં જ, મને મૂર્તિમંત કવિતાનું ભાન થયું હતું. ઉદયશંકરનું નૃત્ય જોતાં ભારતીય સંસ્કૃતિએ જાણે દેહ લીધો હોય એમ મને પ્રતીતિ થઈ. ઉમા અને મહેશ, રાધા અને કૃષ્ણ, ઇન્દ્ર ગજાસુર દેવ અને અસુરો જાણે ફરીથી સજીવન થયા. એના નૃત્યમાં આધુનિક થિયેટરની, એના દંભની, તમાશાની કે શારીરિક આકર્ષણની જરા પણ છાંટ નથી. ઉદયશંકરના નૃત્યનું ક્ષેત્ર જ બીજું છે. એ ક્ષેત્રમાં કોમળતા, સૌંદર્ય અને આધ્યાત્મિક વિશદતા પ્રધાન ગુણો છે.

નૃત્યકાર તરીકે ઉદયશંકર આપણને આંજી નાખે એટલું નૈપુણ્ય ધરાવે છે. પણ સાધનો ઉપરનો અધિકાર આધ્યાત્મિક અથવા આન્તરિક પ્રેરણા વગર ગૌણ વસ્તુ છે. જેમ વાક્‌ચાતુર્યથી કે શબ્દોના આધિપત્યથી કવિતા ન બને, તેમ શરીરની ગતિ ઉપર તેમ જ કેવળ શરીર ઉપરની પ્રભુતાથી નૃત્ય ન સંભવે. રશિયાના પ્રથમ વર્ગના નાચનારાઓમાં ખાસ ગુણ એ છે કે એમનું નૃત્ય સામાન્ય જીવનનું સાચું પ્રતિબિંબ છે. ઉદયશંકરના નાચમાં પણ ભારતીય સંસ્કૃતિની ઊંડી ભાવના, એ જ એનું પ્રધાન લક્ષણ, અને એનું મહત્ત્વ છે.

ઉદયશંકર ચિત્રકાર તરીકે કેળવાયો હતો. લંડનમાં ઇમ્પીરિયલ કૉલેજ ઑફ આર્ટ અને ડ્રૉઇંગમાં ગાળ્યા પછી અચાનક જ નૃત્યક્ષેત્રમાં એનો પ્રવેશ થયો. દુનિયાની અપ્રતિમ નર્તકી મર્હૂમ આના પાવલોવાને રાધા નાચવાનું મન થયું અને રાધાને ઉપયુક્ત કૃષ્ણ તો જોઈએ જ. કૃષ્ણ તરીકે ઉદયશંકરની પસંદગી થઈ; પરંતુ ઉદયશંકરને તે વખતે નૃત્ય સાથે જરા પણ સંબંધ ન હતો. પાવલોવાએ ઉદયશંકરને થોડાએક મહિના યુરોપનાં સંગ્રહાલયોનાં ભારતીય ચિત્રોનું બારીક નિરીક્ષણ કરવા સૂચવ્યું. એ નિરીક્ષણમાંથી ઉદયશંકરની નૃત્યપ્રતિભાનો જન્મ થયો. પાવલોવા સાથે કૃષ્ણરૂપે ઉદયશંકર ૭ મહિના નાચ્યો અને એ ૭ મહિનાને અંતે પાવલોવાને પોતાના જેવા એક સમર્થ નૃત્યકારનો આવિષ્કાર થયો, એમ જણાયું. જેમ સરોજિની નાયડુને વિખ્યાત અંગ્રેજી લેખક અને સમાલોચક એડમન્ડ ગોસે કહ્યું હતું તેમ, પાવલોવાએ પણ ઉદયશંકરને ભારતીય સંસ્કૃતિના પ્રદેશ સિવાય બીજે પોતાનું વસ્તુ અને પ્રેરણા ન ખોળવા વીનવ્યું. સરોજિની નાયડુનો જમાનો જુદો હતો, ત્યારે ભારતની ભિક્ષુકવૃત્તિ હતી, એનું આત્માભિમાન પ્રગટ્યું ન હતું. ત્રીસેક વર્ષના ઉદયશંકરનું દૃષ્ટિબિંદુ—એનો યુગ એ સૌ જુદાં જ હતાં. પૅરિસમાં પણ વર્ષોથી ધોતિયું પહેરણ પહેરનાર ઉદયશંકરને તો ભારતના આત્માને દેહરૂપે દેખાડવો હતો.

અત્યારે ઉદયશંકરની કીર્તિ વિશ્વવિખ્યાત છે. એનું મુખ્ય કારણ એટલું જ છે કે દુનિયાના શિક્ષિત સમાજની સામે ઉદયશંકરે એક નવી જ સૃષ્ટિનો, એક નવા આદર્શવાદનો, ભક્તિ ભાવનો, ગ્રામજીવનની સરળતાનો વાદ મૂક્યો. જેમ પચીસ ત્રીસ વર્ષ પહેલાં રશિયાના નૃત્યકારોએ યુરોપને પોતાના પ્રેરણાત્મક નૃત્યોથી મુગ્ધ કરી નાખ્યાં તેવી જ રીતે ઉદયશંકરે યુરોપ અને અમેરિકાના શિક્ષિત સમાજને ભારતીય નૃત્યના અસાધારણ સૌંદર્યથી મુગ્ધ કર્યો છે. એ નૃત્યમાં રામજણીનાં અર્થહીન અભિનયને કે ભાવવિહીન ગાવાને જરા પણ સ્થાન નથી. ઉદયશંકરનું સ્થાન કાં તો મંદિરના પવિત્ર ભાવિક વાતાવરણમાં અથવા તો ગ્રામજીવનના સરલ નિખાલસ મેદાનમાં છે. ઉદયશંકર હજી ઘણાં વર્ષો સુધી હિંદુસ્તાનમાં રહી શકે તેમ નથી. આજીવિકા માટે યુરોપ અને અમેરિકામાં ભ્રમણ કરવું આવશ્યક છે. ભારતના હિત માટે પણ, હું સમજું છું કે એ લાભદાયક છે. કારણકે પરદેશ પ્રતિષ્ઠા પામ્યા પછી ભારતીય જગત જીતવું વધારે સહેલું છે. છારાઓની સ્ત્રીઓ યુરોપમાં નાચી હોત તો દુનિયા મુગ્ધ થઈ જાત. પણ અમદાવાદમાં એ રહેતી હોવાથી આપણે એ લોકોને આપણા કમ્પાઉન્ડમાં બોલાવતાં પણ બીએ છીએ. આના પાવલોવા રાધા તરીકે નાચી તેથી રાધા પણ શિક્ષિત સમાજમાં પ્રતિષ્ઠાયોગ્ય બની. ગોખલેને પણ જ્યારે સર ગાય-વિલ્સને વાઇસરૉયની વ્યવસ્થાપક સભાનો હેમ્લેટ કહ્યો ત્યારે આપણી જનતાએ એક નવીન શોધ કરી. રવીન્દ્રનાથ ઠાકુરનાં ગીતો યુરોપમાં પંકાયાં ત્યારે આપણે



હસ્તમુદ્રા

**ઉદયશંકર અને કનકલતા**

એશિયાની કળાની વિશેષતા પાત્રોના ભાવ વ્યક્ત કરવાની એક જુદી જ પ્રણાલીમાં રહેલી છે. શિલ્પમાં, ચિત્રમાં અને નૃત્યમાં કલાકાર અંગવિન્યાસથી ભાવ પ્રદર્શિત કરે છે, અને એમાં આસન અને મુદ્રા ખાસ મહત્ત્વનાં છે. હસ્તમુદ્રાઓદ્વારા—અંગુલિનિર્દેશથી—ભારતીય કલાકાર પાત્રોની અંતર્ગત સ્થિતિનું ભાન કરાવે છે. આસનો અને મુદ્રાઓની વિવિધતાને લીધે એમનાં જુદાં જુદાં નામ રખાયાં છે. ખાસ કરીને અભયમુદ્રા, દાનમુદ્રા, ધર્મચક્રમુદ્રા અને ભૂમિસ્પર્શમુદ્રા, એ ચાર મુદ્રાઓનો બૌદ્ધ પ્રતિમાવિધાનમાં સામાન્ય રીતે ઉપયોગ થાય છે. આ બધી યે મુદ્રાઓ જીવનની સાધારણ ક્રિયાઓના સૂક્ષ્મ નિરીક્ષણને અંગે ઉત્પન્ન થઈ છે. બાળકો તેમજ પુખ્ત સ્ત્રીપુરુષો પોતાના મનોભાવો લાક્ષણિક અભિનયથી પ્રગટ કરે છે. આ મૂક અભિનયમાંથી કળાકારોએ અમુક ભાવોનું સૂચન કરવા સર્વસામાન્ય હસ્તક્રિયાનો પ્રયોગ કર્યો. કાલાન્તરે એમનું નામકરણ પણ થયું. ભારતીય નૃત્ય, શિલ્પ અને ચિત્રકલા જ્યારે શિક્ષિત સમાજના હાથમાં આવ્યાં ત્યારે એમની ભાષા પણ ‘સંસ્કૃત’ બની. એ ભાષા સમજવા માટે અભ્યાસની આવશ્યકતા છે. મુદ્રાઓના અભ્યાસ વગર તો સાધારણ વારાંગનાનું નૃત્ય પણ સમજવું કઠિન છે; કારણ કે આપણા નૃત્યની પરંપરા બહુ જૂની છે. ઉદયશંકરના નૃત્યમાં જૂની મુદ્રાઓનો બહુ જ સુંદર અને અદ્ભુત રીતે પ્રયોગ થાય છે.



રાધાકૃષ્ણનું નૃત્ય
કુમારી સિમ્કી અને ઉદયશંકર

તાંડવ: ગજાસુર અને મહેશ
દેવેન્દ્ર અને ઉદયશંકર

ઊંઘમાંથી જાણે ઊઠયા હોઇએ એમ લાગ્યું. ટેનિસન લોંગફેલો શેલી કીટ્સ વગેરેના અમર વાકયોના રટણમાંથી આપણને લાગ્યું કે આધુનિક ભારતમાં પણ કોઇ ખરેખરો કવિ સંભવી શકે. ગુજરાતમાં પણ કદાચ વખત આવશે કે જ્યારે આપણી પ્રજાના પછાત વર્ગોમાં રહેલી અને સચવાએલી સંસ્કૃતિની ખરી પરીક્ષા અને કિંમત થશે.

ઉદયશંકર જેવાં એક મહાન નર્તક છે તેવા જ એક અદ્‌ભુત શિક્ષક પણ છે. શ્રીમતી સિમ્કી જેવી સાધારણ ફ્રેંચ બાલિકા હિંદુસ્તાનના ભક્તિરસમાં ભારતીય સંસ્કૃતિમાં એવી ઓતપ્રોત થઈ છે કે રાધિકાના પાત્રમાં એ અત્યારે અપ્રતિમ છે. સરોદ (મુગલ જમાનામાં આ વાદ્યની શોધ થઈ હતી), સિતાર અને મૃદંગની સાથે ઉદયશંકર અને એનું મંડળ નૃત્ય કરે છે. સારંગી આપણું એક અદ્‌ભુત વાદ્ય છે પરંતુ એના ઉસ્તાદોની અત્યારે ખોટ છે. દુર્ભાગ્યે એ જ સારંગીનો આપણા શિક્ષિત સમાજમાં હજી પ્રવેશ થયો નથી. આ કારણને લઇને જ ઉદયશંકરે સરોદનો આશ્રય લીધો છે; પણ સરોદ સિતારની માફક ગાવાને કે નાચવાને માટે બરાબર ઉપયુક્ત વાદ્ય નથી. એને માટે તો સારંગી જ જોઇએ.

સારંગી, મૃદંગ અને પખાવજની સાથે ઉદયશંકર જો નાચતા હોય તો એક બીજો જ આવિષ્કાર થાય. સારંગીના તંતુઓમાં એક જુદી જ સજીવતા રહેલી છે. ગુજરાતના શ્રીમંત અને શિક્ષિત અને રસિક વર્ગમાં સારંગીને તો જરૂર સ્થાન મળવું જોઇએ.

ઉદયશંકરની મંડળીમાં એના ભાઇ દેવેન્દ્ર ગજાસુર તરીકે, અને એની બે સુંદર ભત્રિજીઓ ... નાના પાત્રોરૂપે નાચે છે. દરેક પાત્રનું જુદું વ્યક્તિત્વ છે. એ સૌનો પ્રેરક તેમજ અધિનાયક ઉદયશંકર છે.

ઉદયશંકરના નૃત્યથી હિંદુસ્તાનના કલારસિકોને નવી પ્રેરણા મળવી જોઇએ; ચિત્ર અને નૃત્યકળાના ઉત્કર્ષને વેગ મળવો જોઇએ.

ન્હાનાલાલ ચમનલાલ મહેતા

# લોકચર્યા

## દૃશ્ય અને શિષ્ટ નૃત્ય વિષે

સુ. પાઠક સાહેબ,

તમે ઉદયશંકરનું નૃત્ય જોવા ગયા છો એમ જ્યારે મેં જાણ્યું ત્યારે આ તમારા સેવક ગુપ્તચરને પણ નૃત્ય વિષે કુતૂહલ થઇ આવ્યું. 'પ્રસ્થાન'ના નિયમિત લેખક તરીકેનો હક ગુમાવ્યા પછી—અને તમારી મારા ઉપર કૃપા હોવા છતાં પણ ' દીર્ઘ આળસ ' ના દોષથી ફરિયાદ કરવાનો પણ હક ગુમાવ્યો હોવાથી ફરિયાદ કરી શકતો નથી—પણ નૃત્ય વિષે કાંઇક લખી કુતૂહલ શાન્ત કરવાનું મન થઈ આવ્યું. તમને કદાપિ શંકા થશે કે આ ગુપ્તચરને નૃત્ય વિષે લખવાનો શો અધિકાર છે? એનાં છોકરાંઓ સાથે કદી કદી તે નાચતો કૂદતો હશે, અથવા આ ચોમાસાની ઋતુમાં કોઈ કોઇ વાર એનો પગ ખસી જતો હશે ત્યારે આકસ્મિક નૃત્યચેષ્ટા એનાથી થઈ જતી હશે—આથી વધારે એને નૃત્યનો અનુભવ નથી! આપની શંકાનું કારણ અસ્થાને નથી, પણ શંકા અસ્થાને છે! આપ સાહિત્યકાર છો અને પત્રકાર છો એટલે જાણો છો કે ગુજરાતી વાઙ્મયમાં લખવાનો અધિકાર પ્રાપ્ત કરવાની જરૂર છે એવી કોઇ પરંપરા જ નથી. આપ નથી જાણતા કે દાક્તરો સાહિત્ય અને કલાનાં વિવેચનો કરવામાં જ પોતાની વિશેષતા માને છે, અર્થશાસ્ત્ર અને ઇતિહાસના કેટલાક પ્રોફેસરો ભાષાશાસ્ત્ર અને છન્દઃશાસ્ત્રમાં, તો કેટલાક કલાના સર્વ પ્રકારોમાં પોતાનો કક્કો ખરો કરવાનો અત્યાગ્રહ રાખે છે. વકીલો સાહિત્યની પરિષદોમાં પ્રમુખ થઈ શકે છે, સાહિત્યની ચળવળોના નાયકો થાય છે! આપ નથી જાણતા કે ચિત્રકારો સાહિત્યકારોને પ્રેરણા આપવા હમેશાં ઉત્સુક હોય છે. અને સાહિત્યકારો ચિત્રકારો પોતા પાસેથી વિચારો લઈ જાય એમ ઇચ્છે છે,—અને નાટક વિષે તો દરેક ફાઉન્ટનપેન રાખનાર પોતાને નિપુણ અને નિષ્ણાત માને છે! તો પછી ગુપ્તચર વિષે શંકા શા કારણે? માટે આપ સુણીએ.

ગુજરાતનાં ગામડાંઓમાં અને શહેરના સીમાડાઓમાં ગુપ્તચરે જંગલી ગણાતી કોમોનાં નૃત્ય જોયાં છે. ભવાઇ કરનાર ભવૈયાઓને પણ નાચતા જોયા છે. તેમાં એક વૃદ્ધને એવો સુંદર નાચ કરતો જોયો છે કે જે મારી કલાસ્મૃતિઓમાં સદાનું સ્થાન પ્રાપ્ત કરી ગયો છે.* મારો અધિકાર સાબીત કરવા આ લખતો નથી; કારણ તેની તો જરૂર જ નથી! પરંતુ નામૂલં લિખ્યતે કિંચિત્—એ પ્રતિજ્ઞાની મર્યાદામાં અત્યાર સુધીની લોકચર્યાઓ ગુપ્તચરે આપી છે તે આમાં પણ સાચવવાનો ઇરાદો છે તેનું આપને સ્મરણ કરાવવા આ જણાવું છું. આમાં તમારી સ્મરણશક્તિ ઉપર આક્ષેપ નથી—જો કે આપે પોતે તેના ઉપર ઘણા અણછાજતા આક્ષેપો ગદ્ય અને પદ્યમાં કર્યા છે—પણ સમયના લાંબા ગાળા પછી લખનારે પ્રસ્તાવના ફરી કરવી જોઇએ, એ ન્યાયે લોકચર્યાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવું છું.

* આ લખ્યા પછી સાંભળ્યું કે એ વૃદ્ધ કલાકાર દેવલોક પામ્યા છે. તેની સદ્‌ગતિ થાઓ!

આપ પૂછશો કે લોકનૃત્યના આ પ્રકારોનો ઉદયશંકરનાં શિષ્ટ નૃત્યો સાથે શો સંબંધ છે કે હું તેમનું આપને સ્મરણ કરાવું છું? આનો વ્યવસ્થિત ખુલાસો આપી શકું તેટલું સંશોધન મેં કર્યું નથી, છતાં મને એમ લાગે છે કે જો ઉદયશંકરનાં નૃત્યો શિષ્ટ હશે તો અથવા તો ભારતીય શિષ્ટતાવાળાં હશે તો—તેનો લોકનૃત્યો સાથે અવશ્ય સંબંધ હશે.

આ રીતે, બે દૃષ્ટિએ. પ્રથમ તો નૃત્યની ઉત્પત્તિનો ઇતિહાસ તપાસતાં એ જણાઇ આવે છે કે માનવજાતિમાં સંસ્કારિતા અને પૈસાના કારણે વર્ગો પડ્યા હશે તે પહેલાં, અને ભાષાનો વિકાસ થયો તે પહેલાં કદાપિ નૃત્યની ઉત્પત્તિ અને વિકાસ થયા છે. અત્યારની જંગલી ગણાતી કોમોમાં પણ નૃત્ય ઉત્તેજક કળા તરીકે વિકાસ પામેલી દેખાય છે. આનો પુરાવો અન્થ્રોપોલોજી (આનું ગુજરાતી તમે શું કરો છો? માનવવંશવિદ્યા?—એકલું—માનવવિદ્યા કહીએ તો ન ચાલે?) ના ગ્રંથોમાં મળે છે. આ ઉપરાંત અત્યારની સંસ્કારી પ્રજાના નર્તકો આ જંગલી નર્તકોની કલામાંથી પ્રેરણા અને સૂચનો લે છે તે બીજો પુરાવો છે. વળી એ પણ દેખાય છે કે ઇતિહાસ પૂર્વેના કાળમાં અને ઇતિહાસના આદ્ય શતકોમાં પણ નૃત્ય એ આખી કોમ જેવું આચરણ કરે છે એવી કલા છે. કોમના નાયક અને સૈનિકો, સ્ત્રીઓ અને પુરુષો, વૃદ્ધો અને યુવાનો સૌ યોગ્ય પ્રસંગે નૃત્ય કરતા. આ ઉપરથી આપણે એમ સ્વીકારવું જોઇએ કે નૃત્ય સ્વભાવથી જ લોકકલા, સંઘકલા છે. તેના ઉત્પત્તિ અને વિકાસ જ એવા છે.

બીજી દૃષ્ટિએ આમ. લોકમાં ધંધા, ધનસંપત્તિ અને સંસ્કારિતાના કારણે વર્ગો પડી ગયા પછી પણ ભૂતકાળની શિષ્ટ કલાપ્રકારના અવશેષો માટે હલકી ગણાતી કોમોમાં જ શોધખોળ કરવી પડે છે. આ કારણે. સમાજની ઊંચી મનાતી કોમોના રિવાજો અને રીતો અનુકરણથી નીચી મનાતી કોમોમાં ઊતરી આવે છે. ઉપરની કોમોમાં મૂળને વિસારી દેતા ફેરફારો થઇ ગયા પછી પણ આ જૂના રીતરિવાજો વિકૃત સ્વરૂપમાં પણ નીચેની કોમોમાં કાયમ રહી જાય છે. અનુકરણની ક્રિયા સતત ચાલુ રહેતી હોવાથી રિવાજોના થર જામી ગયેલા જોવામાં આવે છે. લોકગીતની એક લીટી ઉદાહરણરૂપે ટાંકું: અમુક અમુક વસ્ત્રાભૂષણનાં નામ સાથે—છેવટે એમાં એમ આવે છે કે—"મારું મન મોહ્યું" આમાં કલ્લાં, કાંબી, મશરૂ આદિના ઉલ્લેખો ક્રમ પ્રમાણે આવી જાય. પણ મેં જે લીટી સાંભળી હતી તે આ પ્રમાણે હતી: "પાલિશી બંગડીમાં મારું મન મોહ્યું." પોલિશ કરેલી બંગડીઓ ઊંચી મનાતી કોમોમાં પ્રચલિત થઇ ધીમે ધીમે નીચી મનાતી કોમોમાં વિસ્તાર પામી; અને લોકસાહિત્યની અનામી સર્જક કોઇ બાઇએ આ પ્રમાણે તેમાં ફેરફાર કરી દીધો! આવા દાખલાઓ આપને પણ ખૂબ સૂઝશે. વસ્ત્રાભરણની રીતોમાં અમુક જાતનું જાકિટ કે કૉલર જે અત્યારે ગુજરાતના ગામડામાં છેલબટાઉઓ પહેરે છે તે મુંબઇમાં ક્યારે પહેરાતું હતું તેની શોધ કરો તોપણ મારી આ વાત સમજાઇ જશે. આ જ ક્રમે વિચાર, ધર્મ, કલા આદિના વિસ્તારો પણ સમજાશે. આમાં એક જીવતો જાગતો દાખલો ટાંકવાનું મન થાય છે તે માફ કરશો. યુરોપ-અમેરિકા આજે હિંદુસ્તાનના શિક્ષિત વર્ગોની નજરે અને અનુકરણથી અશિક્ષિતોની નજરે પણ—ઊંચી કોમો છે. યુરોપ—અમેરિકામાં જે સારું અને સંસ્કારી મનાયું તેનું અનુકરણ આ દેશમાં કરવાની કેટલી બધી ઝંખના હોય છે! ઉદયશંકરે

પોતે છાપાંવાળાઓને એવું નહિ કહેલું કે આ લોકોનાં ટોળાં તેમને જોવા આવે છે કારણ કે યુરોપ–અમેરિકાએ તેમની ખૂબ કદર કરી? પણ યુરોપ–અમેરિકામાં અભિપ્રાયો છાશવારે અને છાશવારે બદલાય એટલે બિચારા આપણા પ્રગતિશીલોને ( Progressives ) બહુ તકલીફ પડે છે. કારણ, મૂળે તો આપણે હિન્દુસ્થાનીને! એટલે જરા જડ! તમે પૂછશો કે વળી આ શું? તો આ વિષે પણ મારા નિરીક્ષણનો સાર જણાવું! આપણા ઘણા વિચારકો પૂર્વ અને પશ્ચિમને સરખાવી કહે છે કે પશ્ચિમ રજોગુણી છે, અને પૂર્વ સાત્વિક છે. તમારા સેવકને એવો અનુભવ થયો છે કે પશ્ચિમ રજોગુણી હશે, પણ આપણે તો તમોગુણી છીએ, અથવા તો ગળિયા બળદના જેવા છીએ. ગમે તેટલું પૂંછડું આંબળો પણ ઊભા જ ન થઇએ!

પણ આ તો વાત બધી આડી ગઈ. મારું એટલું જ કહેવું છે કે કોઇ પ્રજાની સંસ્કૃતિનો ઇતિહાસ તપાસીએ અને પછી તે પ્રજાની પછાત મનાતી કોમોના રિવાજો તપાસીએ તો એવું દેખાય છે કે અત્યારે ઊંચી મનાતી કોમોમાં જેનું નામનિશાને નથી એવા જૂના જમાનાના શિષ્ટ સંસ્કારો પછાત ગણાતી કોમોમાં સંઘરાઇ રહેલા હોય છે. કળાઓના વિષયમાં તો આવું ખાસ દેખાય છે. દા. ત. ગરબાની કળા જેનો સંબંધ એક પક્ષે શક્તિપૂજા સાથે છે અને બીજા પક્ષે રાધા–કૃષ્ણની ભક્તિ સાથે છે તેનો અત્યારે અભ્યાસ કરવા તમે શા માટે કાઠિયાવાડનાં અને ગૂજરાતનાં ગામડાઓમાં જવા ઇચ્છો છો, અથવા અમદાવાદમાં પણ તેનાં પરાંઓમાં ઠાકરડીઓના ગરબામાં છેલબટાઉ ઠાકોરોના ટોળાઓમાં ભરાઇ જાઓ છો? ( આવા એક ગરબાનું ફોટું મારી પાસે છે તેમાં તમારું ફોટું પણ છે. ) બીજો એક દાખલો આપું. મેં જે એક ખાસ ગોઠવેલી ભવાઈ જોઈ હતી તેમાં તે જોતી વખતે ભરતનાટ્યશાસ્ત્રમાં વાંચેલી કેટલીયે હકિકતો મારા મનમાં તાજી થઇ આવી. તે વખતે મને એમ સૂઝેલું કે ભાંગી તૂટી, પણ ભરતની પૂર્વરંગની, નાન્દીની, અભિનયની પરંપરા ક્યાંઇ અવશેષરૂપે રહી હોય તો તે આમાં છે.

નૃત્યના વિષે પણ મને આવું લાગે છે. લોકનૃત્યો જોતાં પણ પ્રાચીન નૃત્ય વિષે ભરતનાટ્યશાસ્ત્રમાં અને શાર્ઙ્ગદેવના સંગીતરત્નાકરમાં વાંચેલી કંઇ કંઇ હકિકતો સ્મરણમાં આવી જાય છે. થોડાંક વર્ષો પહેલાં હોળીના અરસામાં આપણે બન્નેએ સાથે એક મારવાડી યુવતીને નાચતાં જોયેલી. તે વચમાં વચમાં અમુક ઉચકારા કરતી હતી; અને તેથી તેના ગીત તથા નૃત્યમાં સૌષ્ઠવ ભર્યું વિભજન થતું હતું; ગીતનો ભાવાર્થ એ માથું, આંખ, હાથ આદિ અંગોથી જે રીતે વ્યક્ત કરતી હતી તે આંગિક અભિનયના વર્ણનમાં આપેલી કેટલીક ચેષ્ટાઓ સાથે મળતી હતી તેમ લાગે છે. **भावाश्रयं नृत्यं**નો એ સારો નમુનો હતો. આ જ પ્રમાણે છારીઓનું નૃત્ય જોતાં પણ એમ લાગતું હતું કે આ કોઇ મહાન કળાના અવશેષો છે.

આ મારવાડના ઉલ્લેખથી મને બીજી એક વાત યાદ આવે છે. સાધારણ રીતે આપણે ગુજરાતીઓ મારવાડીઓને સટોરીઆ અને લોભિયા તરીકે ઓળખીએ છીએ. આમ પીળું જોવામાં આપણને કમળો કેટલો થયો છે તે વિચારવું જોઇએ. આ ગમે તેમ હો, પરંતુ પં. સુખલાલજીએ એક વાર જાહેર ભાષણમાં કહ્યું હતું તે પ્રમાણે ગુજરાતની સંસ્કૃતિનું મૂળ મારવાડમાં ( અને મેવાડમાં ) છે તેની ના કહી શકાય એમ નથી. આ વાત આપણા

સંશોધકો જરા જલદી સમજી લે તો સારું. એમનો ઘણો સમય વ્યર્થ થતાં બચી જશે. મેં કેટલાક ભવાઇ કરનારા ભાઈઓ સાથે વાત કરી હતી તેમણે પણ પોતાનું મૂળ સ્થળ મારવાડ જ જણાવ્યું હતું; અને ત્યાંની ભવાઇ હજી પ્રાચીન ઢબની અને વધારે સંસ્કારી છે, એમ કહેલું. આપણે અહીંઆં ગુજરાતમાં તો મોટા ભાગે મારવાડી સ્ત્રીપુરુષોને જ નાચતા જોયા છે. (ઉદયશંકરની મૂળ પ્રેરણા પણ મેવાડ મારવાડની છે એમ તેમના જીવનની રૂપરેખા ઉપરથી જણાય છે.) પ્રાચીન ગ્રંથોમાંથી પણ મારવાડ ગુજરાતની સંસ્કૃતિનું ઊગમસ્થાન છે, એવા પુરાવા મળે છે. કાંઇ નહિ તો નૃત્યના અભ્યાસ માટે તો મારવાડ મેવાડમાં રખડવું જોઇએ.

આવી આડઅવળી અને અપ્રસ્તુત બિનાઓથી પણ મારું મૂળ વિધાન તો સ્પષ્ટ થયું હશે ! કે વધારે ગૌટવાઇ ગયું ? મારો ભાવાર્થ એટલો જ છે કે લોકનૃત્યોમાં પ્રાચીન શિષ્ટનૃત્યોના અવશેષો છે, જીવતા અવશેષો છે. આપણે બન્નેએ કેટલાક તો સાથે જોયા છે. તો તમે મને એટલું તો જરૂર જણાવજો કે ઉદયશંકરના નૃત્યમાં શિષ્ટતાની આવી કોઇ સાંકળ છે?

આપણા પ્રાચીન શિલ્પને હવે બીનકુદરતી, અસંભવિત અંગવિન્યાસવાળું, વિલક્ષણ આદિ કહેવાની પ્રથા ઓછી થતી જાય છે. આનું એક કારણ તો કદાપિ એ હશે કે યુરોપિયનો હવે એવું ઓછું કહેતા થયા છે. છેવટની લડાઇ પછી યુરોપિયનોનો પોતાની સંસ્કૃતિનો મદ કાંઇક ઓછો થયો છે એટલે એમને પૂર્વની સંસ્કૃતિમાં અને કળામાં રહસ્ય અને સૌન્દર્ય શોધવાને અવકાશ મળ્યો ! ગમે તે હો પણ શિલ્પના અને નૃત્યના ગ્રંથોનો અભ્યાસી પ્રાચીન શિલ્પ જુએ છે ત્યારે તેને સ્પષ્ટ દેખાઇ આવે છે કે પ્રાચીન મૂર્તિઓમાં નૃત્યનાં વિવિધ અંગોને મૂર્ત કરવાનો પ્રયત્ન થયેલો છે. આ મૂર્તિઓના સૌન્દર્યને અને નૈપુણ્યને સમજવા આ દૃષ્ટિ ધ્યાનમાં રાખવાની જરૂર રહે છે. આનો એક પુરાવો નર્તકો તરફથી જ મળે છે. આના પાવલોવાએ આ મૂર્તિઓમાંથી પ્રાચીન હિંદી નૃત્યની ઘણી કુંચીઓ પ્રાપ્ત કરી હતી તે હવે જાણીતી વાત છે. ઉદયશંકરે પણ આ મૂર્તિઓના 'ધ્યાન'થી ઘણું મેળવ્યું છે એમ કહેવાય છે. અહીંઆં મને કારલા યાદ આવે છે. મારા મનમાં એ સ્થળ અંગત પુણ્યસ્મૃતિથી સંકળાયેલું છે તે આપ જાણો છો. આપણે ત્યાંની ગુફાઓ સાથે જોવા ગયેલા; ત્યાંની મૂર્તિઓનું વિવિધ સૌષ્ઠવ તમારા મનમાં તાજું હશે. મને ઉત્તરમાં એ જરૂર જણાવજો કે આમાંનાં કોઇ અંગવિન્યાસો ઉદયશંકરમાં નજરે પડે છે ?

આપણી પ્રાચીન કલાઓ અને કલામીમાંસામાં એક એવો યુગ પાકી ગયો કે જેમાં બધી કલાઓના પરસ્પર સંબંધ અને પ્રત્યેકના રસમાં પર્યવસાન ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો. રસની ચર્ચાઓ આપણા ગ્રંથોમાં મુખ્યત્વે નાટક અને કાવ્યને ઉદ્દેશીને થયેલી છે તે આપ જાણો છો. આમાં પણ કેટલાક સંશોધકોનો એવો મત છે કે રસની ચર્ચાનો મૂળ સંબંધ નાટ્ય સાથે છે. ભરતના સુપ્રસિદ્ધ સૂત્ર **विभावानुभावव्यभिचारसंयोगाद्रसनिष्पत्तिः**ની ચર્ચામાં રસની ચર્ચાનો વિકાસ થયો છે—એ રસચર્ચા અને નાટ્યના સંબંધનો એક સબળ પુરાવો છે. અભિનવગુપ્તપાદાચાર્ય તો કહે છે: **यद्यपि च नाट्यमात्र रस इति वक्ष्यते** ઇત્યાદિ. હવે નાટ્ય એટલે ચતુર્વિધ અભિનયથી લોકવૃત્તનું અનુકરણ. અભિનયકળા એટલે માણસને જ - તેનાં શરીર, વાણી અને મનને—ઉપાદાન

તરીકે વાપરતી કળા. આ અભિનયકળાનો નૃત્ય અને ગીત સાથે એક જ ઉપાદાનમાંથી ઉત્પન્ન થવાનો સંબંધ હોવાથી તે પરસ્પર સંકળાયેલાં નજરે પડે છે.

આપ એ પણ જાણો છો કે ચિત્રકારો અને મૂર્તિકારોને પણ એક યુગમાં આંગિક અભિનયના પ્રતીકોને પોતપોતાના રેખા, રંગ, માટી, પથ્થર, ધાતુ આદિ ઉપાદાનો દ્વારા નવીન રૂપ આપવાની આકાંક્ષા થઇ. આ ઉદ્દેશને લઇને જ કેટલાંક બેહૂદાં દેખાતાં રૂપો પણ આ શિલ્પોમાં આવી ગયાં. કારણ નૃત્ય ગત્યાત્મક છે; અને આખી ગતિના એકાદ અંશ તરીકે જેનું સૌષ્ઠવ હોય તેને એકલો સ્થિતિરૂપે રજૂ કરતાં બેહૂદું લાગે. આવા ઘણા પ્રયત્નો આપણી મૂર્તિઓમાં છે. આમ છતાં આ ગત્યાત્મક કલાના ક્ષણસ્થાયી સૌન્દર્યને આ શિલ્પે મૂર્ત અને સ્થાયી બનાવ્યું છે—અને આ શિલ્પનું અનોખું સૌન્દર્ય પણ તેમાં ઉમેરાયું છે. આ રીતે આપણે ત્યાં આ બધી કલાઓ પરસ્પર સંકળાઇ અને દરેકનો ઉદ્દેશ રસનિષ્પત્તિ થયો. આનો પુરાવો તે તે કલાકૃતિઓમાં તથા ચિત્રવિષયક ગ્રંથોમાં છે. આપ ચિત્રરસોની ચર્ચાથી પરિચિત છો. આ કળાઓનો પરસ્પર સંબંધ લગભગ સ્પષ્ટ રીતે વિષ્ણુધર્મોત્તરપુરાણના ચિત્રસૂત્રના પ્રારંભમાં મળે છે; શૈલી પૌરાણિક છે—એટલે ચર્ચા આ લોક અને પરલોકમાં સુખ શાથી મળે એ પ્રશ્નથી થાય છે. દેવોની પૂજાઅર્ચા કરવાથી સુખ મળે છે. પૂજાઅર્ચા દેવગૃહ અને સુરૂપમૂર્તિ બનાવીને જ કરી શકાય. પણ "દેવતારૂપ નિર્માણ" ચિત્રસૂત્રના જ્ઞાન વિના કેમ થાય ? માટે ચિત્રસૂત્ર જાણવું જોઇએ, પણ ચિત્રશાસ્ત્ર નૃત્યશાસ્ત્રવિના **'સુદુર્વિદમ્'** એટલે જાણવું ઘણું અઘરું કહેવાય, એટલે નૃત્યશાસ્ત્ર જાણવું જોઇએ; અને એ ક્રમે વાદ્યવિદ્યા, અને છેવટે ગીતવિદ્યા પણ જાણવી જોઇએ. આ વિષયનો આપે અનુવાદ કર્યો છે—એટલે આ બધું આપને સુવિદિત છે.

આપ એ પણ જાણો છો કે આ બધાં ગપ્પાં નથી ! ઉપર કહ્યું તેમ આ પરસ્પર સંબંધ જાણ્યા વિના પ્રાચીન શિલ્પનો કોયડો ઊકલે તેમ નથી, અને પ્રાચીન કલાને ઠીક ઠીક સમજ્યા વિના એનો પુનઃસર્જનમાં યોગ્ય ઉપયોગ થવો પણ દુર્ઘટ છે.

સુભાગ્યે નૃત્યકલાને સમજવા માટે તે વિષેની ગ્રંથસ્થ માહિતી સચવાઇ રહી છે. ભરતનાટ્યશાસ્ત્ર એ મૂળ ખાણ છે. ત્યાર પછી સંગીતરત્નાકરનો નર્તનાધ્યાય મોજૂદ છે. વિષ્ણુધર્મોત્તરપુરાણમાં પણ આ વિષે અધ્યાયો છે; આ સિવાય નહિ છપાયેલી એવી પ્રતો પ્રાચીન ભંડારોમાં છે. એટલે સામગ્રી તો પુષ્કળ છે, આ સામગ્રીનો ઉપયોગ કરી શકે એટલો આપણી સંસ્કૃતિનો અભ્યાસી–નર્તક–સંશોધક હજી જાગ્યો નથી એ દુર્ભાગ્યની વાત છે. ઉદયશંકરને આ દૃષ્ટિએથી જોઇ જાણવા જેવું જણાવશો.

આપ ત્યાં મુંબઇ છો એટલે બધા ગ્રંથો આપની પાસે નહિ હોય, અથવા જોવાની ફુરસદ પણ ન મળે તો હું અહીં બેઠો બેઠો થોડુંક લખી મોકલું તો પેલી અંગ્રેજી કહેવત—Carrying coals to Newcastle (જેનો તરજુમો હું 'લંકામાં સોનું લઇ જવું' કરું છું) જેવું ન માનશો. મેં મારા કાગળની શરૂઆતમાં કહ્યું તેમ હું જે જોવા આવી શકતો નથી તેના વિષે કાંઇક લખી તૃપ્તિ મેળવવા ઇચ્છું છું, અને તેથી પણ વધારે બદલામાં તમે ત્યાં જે જોયું એનો સવિસ્તર અહેવાલ ઇચ્છું છું.

ભરતનાટ્યશાસ્ત્રમાં કે સં. ર. ના નર્તનાધ્યાયમાં નૃત્ય વિષે એટલી બધી વિગતો આવે છે કે પ્રથમ તો મન મુંઝાઇ જાય. ઘણાં સ્થળોમાં તો પાઠ પણ એટલા ભ્રષ્ટ થઇ

ગયેલા હોય છે કે સુસંગત અર્થ નીકળી શકતો નથી. આ ઉપરાંત આ પ્રયોગાત્મક કળા હોવાથી સૂચના પ્રમાણે કરી જોવાથી જ કેટલીક બાબતોનો ખ્યાલ આવે. કોઇ પ્રાચીન મંદિરમાં જઇ, છેવટે કયાંઇ નહિ તો દેલવાડાના મંદિરમાં જઇ ત્યાંની વિવિધ મૂર્તિઓને ધ્યાનમાં રાખી આ ભાગ સમજવાનો પ્રયત્ન થાય તો જ ઘણી બાબતોના ખુલાસા થઇ શકે. પણ શુકચરનું કામ તો કોઇક કરે એ જોવાનું રહ્યું–એટલે આવું કરનાર કોઇ માણસની તે ખોળ કરી રહ્યો છે. ત્યાં સુધી તો આ વિગતોના વનમાંથી પ્રાચીન નૃત્ય વિષે મુખ્ય મુદ્દાઓ તારવવા તે મથે છે.

આ અંગવિક્ષેપની કલામાં બે પ્રકારોને ખાસ જુદા કરી સમજવા જોઇએ. પ્રથમ તો મનોભાવો વ્યક્ત કરતાં અંગો ઉપરના અને અંગોનાં હલનચલન. આપણી વિવિધ લાગણીઓ આપણા મુખ ઉપર, આંખોમાં, માથાના હલનમાં, હાથપગના ચલન વગેરેમાં વ્યક્ત થાય છે. આ સંબંધોને—લાગણી અને તેના સૂચક અંગવિકારોના સંબંધોને—સ્પષ્ટતાથી સ્થિર કરી તેના ઉપરથી સરજાતી અંગવિક્ષેપની કલા. આ કલાને ગાયન સાથે જે નૃત્ય થાય છે તેમાં તથા નાટકના અભિનયોમાં મૂર્ત થતી જોઇએ છીએ. બીજો પ્રકાર એ કે જેમાં આવી કોઇ લાગણી અથવા ભાવ બતાવવાનો ઉદ્દેશ હોતો નથી પણ અમુક તાલ અને લયના ધોરણે અંગવિક્ષેપ અને ગતિ કરવામાં આવે છે. આ શુદ્ધ આકારની કળા છે. આકારોની વિવિધ રચનાઓથી તે સૌન્દર્ય સાધે છે. આના ઉચિત મનોભાવો કહેવા હોય તો તે રતિ, હાસ, ઉત્સાહ, શોક આદિ નહિ કહેવાય. રસની ચર્ચામાં જેને વિકાસ, વિસ્તાર, દ્રુતિ, ક્ષોભ એવાં નામ આપ્યાં છે તેવી મનોદશાઓ તે ઉત્પન્ન કરે છે. અંગવિક્ષેપની કલાનો આ બીજો પ્રકાર છે. આ બન્ને પ્રકારો શુદ્ધ તથા મિશ્ર પ્રચારમાં દેખાય છે. આ ભેદ ભરતે સૂચવ્યો છે, અભિનવગુપ્તપાદાચાર્યે સ્પષ્ટ કર્યો છે, દશરૂપકકાર ધનંજયે વ્યવસ્થિત રીતે મૂકયો છે, અને શાર્ઙ્ગદેવે સંગીતરત્નાકરમાં સ્વીકાર્યો છે. ભાવપ્રકાશનકાર શારદાતનયે આ વસ્તુ સ્વીકારી છે પણ પરિભાષામાં ગોટાળો કર્યો છે. નાટ્યશાસ્ત્રના ચોથા અધ્યાયમાં સ્ફુટ રીતે આખી વાત આવે છે. વડોદરાની નાટ્યશાસ્ત્રની આવૃત્તિમાં પાઠગોટાળા ઘણા છે તેનું આપને સ્મરણ કરાવી લઉં, જેથી આપ પાઠભેદ નજરે પડતાં મારા ઉપર ચીડાઓ નહિ.

પિતામહ એટલે બ્રહ્માની આજ્ઞાથી ભરત પોતાની મંડળી સાથે ભગવાન 'ત્રિનેત્ર'ની આગળ બ્રહ્માએ સર્જેલા અમૃતમન્થન નામના સમવકારનો પ્રયોગ કરવા જાય છે; ત્રિપુરદાહ નામના 'ડિમ'નો પણ પ્રયોગ થાય છે. પ્રયોગનું સ્થળ રમણીય છેઃ વિવિધ પર્વતોમાંની હારમાળાની વચમાં બહુ આંબાનાં વૃક્ષોથી ભરેલા અને રમ્ય ગુફાઓ અને ઝરાવાળા હિમાલયના પૃષ્ઠ ઉપર

ततो हिमवतः पृष्ठे नानानगसमाकुले ।
बहुभूतद्रुमाकीर्णे रम्यकन्दरनिर्झरे ॥

પ્રયોગ થાય છે. મહાદેવ પ્રસન્ન થાય છે, અને તે નટરાજને પોતે સંધ્યાકાળે નાચતા તે 'નૃત્ત' યાદ આવે છે. પોતે બ્રહ્માને ધન્યવાદ આપતા કહે છેઃ

अहो नाट्यमिदं सम्यक् त्वया सृष्टं महामते ।
यशस्यं च शुभार्थं च पुण्यं बुद्धिविवर्धनम् ॥
मयापीदं स्मृतं नृत्तं सन्ध्याकालेषु नृत्यता ।
नानाकरणसंयुक्तैरङ्गाहारैर्विभूषितम् ॥

આ નૃત્તને પૂર્વરંગમાં દાખલ કરવાની સલાહ આપે છે, અને એ દાખલ કરવાથી નાટ્યકલા વધારે શોભાવાળી અને અર્થપ્રતિપાદક બનશે; જો કે એનો સીધો ઉદ્દેશ તો અર્થ સૂચવવાનો નથી એ આગળ જતાં ખબર પડે છે. બ્રહ્માએ તેનું જ્ઞાન આપવા વિનન્તી કરી એટલે મહાદેવ 'તણ્ડુ'ને તે શીખવવાની આજ્ઞા કરી. બત્રીસ પ્રકારના અંગહારો–વિવિધ પ્રકારના કરણો સાથે–તણ્ડુ પાસેથી જાણી લઈ ભરત તેનું વર્ણન આ અધ્યાયમાં કરે છે. આ પ્રમાણેના શંકરના નૃત્યને જોઇ પાર્વતી પણ નૃત્ય કરે છેઃ

रेचकैरङ्गहारैश्च नृत्यन्तं वीक्ष्य शंकरम् ।
सुकुमारप्रयोगेण नृत्यति स्म पार्वती ॥

આ પ્રમાણે ઉદ્ધત અને કોમળ બન્ને નૃત્તપ્રકારોનું જ્ઞાન મેળવ્યા પછી ઋષિઓને શંકા થાય છેઃ

यदा प्राप्त्यर्थमर्थानां तज्ज्ञैरभिनयः स्मृतः ।
कस्मान्नृत्तं कृतं ह्येतत् कं स्वभावमपेक्षते ॥
न गीताकार्थसंबद्धं न चाप्यर्थस्य भावकम् ।
कस्मान्नृत्तं कृतं ह्येतद् गीतेष्वासारितेषु च ॥

અર્થાત્ અભિનય અર્થ સમજવા માટે છે, અને નૃત્ત તો ગીતના અર્થ સાથે સંબદ્ધ નથી, અને અર્થનું ભાવક પણ નથી તો પછી એનો અહીં નાટ્યમાં શો ઉપયોગ; અને કયા સ્વભાવની અપેક્ષાએ તે છે?

આના જવાબમાં ભરત કબૂલ કરે છે કે 'न खल्वर्थं नृत्तं कञ्चिदपेक्षते–નૃત્ત કોઇ અર્થની અપેક્ષા કરતું નથી. किं तु शोभां जनयतामिति नृत्तं प्रवर्तितम् । પણ શોભા કરો એ ઇચ્છાથી દાખલ કરવામાં આવ્યું છે. અને વળી નૃત્ત તો સૌને ગમે અને મંગળ કરનારૂં એ ખરૂં. વિવાહ આદિ ઉત્સવોમાં પણ વિનોદનું સાધન એટલે જાણવું જોઇએ.

प्रायेण सर्वलोकस्य नृत्तमिष्टं स्वभावतः ।
मङ्गल्यमिति कृत्वा च नृत्तमेतत् प्रकीर्तितम् ॥
विवाहप्रसवावाहप्रमोदाभ्युदयादिषु ।
विनोदकरणं चैव नृत्तमेतत् प्रकीर्तितम् ॥

આ નૃત્તનો આધાર તાલ અને લય છે તે પણ શંકરના નૃત્તવર્ણનથી સ્પષ્ટ થાય છે.

[અનુસંધાન જુઓ પૃ ૪૦૮

# દિનચર્યા

## ૬ વસ્ત્રધારણ

હરેક સુધરેલી પ્રજામાં વસ્ત્રના વપરાશની ટેવ અતિ પુરાણી છે. વસ્ત્રધારણનો મુખ્ય હેતુ શરીરને શણગારવાનો કે ટાઢ–તાપથી તેનું રક્ષણ કરવાનો–એ ચર્ચા અહીં અસ્થાને છે. કેટલાક કહે છે કે વસ્ત્રધારણ કુદરતી નથી, પણ એવાઓને હું સવિનય કહું છું કે જીવવું એ જ કુદરતી નથી. ઘર બાંધવાં, અન્ન પકાવવું, લગ્ન કરવું–આ બધું શું કુદરતી છે? માટે કુદરતી અકુદરતીની વચ્ચે ચર્ચા આપણે બાજુ મૂકી વસ્ત્રના 'યાથાતથ્ય'ને તપાસીશું.

શરીરના પોષણ અને વસ્ત્રધારણને નિકટનો સંબંધ છે. શરીર ગમે તેટલું કસાયેલું–ખડતલ કાં નથી હોતું તોપણ જો તેને પુષ્કળ ખોરાક નથી મળતો તો તે ટાઢ સહન કરી શકતું નથી. જેમ ખોરાક ઓછો અને આહારશાસ્ત્રની દૃષ્ટિએ અપૂર્ણ તેમ વસ્ત્ર વધારે જોઇએ. જ્યાં પોષણ અને પોશાક બન્નેની ખેંચ–ઉણપ–હોય છે ત્યાં તાપણીનું શરણું લેવામાં આવે છે; અથવા એકબીજાની સોડમાં ભરાઇને શરીરને હૂંફાળું રખાય છે. એટલે પોષણ અને પોશાકને સંબંધ છે એ દેખીતું જ છે.

મનુષ્યશરીર અન્નમાંથી પોતાને જોઇએ તેટલી શક્તિ પ્રાપ્ત કરે છે. 'પ્રાણ' અન્નમય છે એમ જે કહેલું છે તે વાસ્તવિક જ છે. અન્નમાંથી શક્તિ મેળવી દેહ સમસ્ત વ્યાપાર ચલાવે છે. શરીરમાં થતા વિધવિધ વ્યાપાર માટે જોઇતી શક્તિ અન્નમાંથી મેળવાય છે અને પ્રતિક્ષણ કોષોની જે ભાંગતોડ શરીરમાં ચાલી રહી હોય છે તેમાં જૂના કોષોનો નાશ કરી નવા સર્જવાનું કાર્ય પણ એ શક્તિ જ બજાવે છે. આ કાર્યો કરતાં શરીરમાં ગરમી ઉત્પન્ન થાય છે. જેમ મહેનત વધારે તેમ ગરમી વધુ ઉત્પન્ન થાય છે. આરામના વખતમાં ગરમી ઓછી જણાય છે. આપણા શરીરમાં સાધારણ રીતે ૯૭॥ થી ૯૮॥ ડિગ્રી જેટલી ગરમી કાયમ રહે છે. આ શરીરની ગરમી એકધારી ચાલુ રાખવામાં આપણા શરીરની ચામડી અગત્યનો ભાગ ભજવે છે. ચામડી જ્ઞાનતંતુઓના સમૂહથી ભરપૂર છે અને ટાઢ કે તાપની અસર આ જ્ઞાનતંતુઓદ્વારા ચામડી ઉપર ઘણી થાય છે. તાપ સખત પડતો હોય–ગરમી ખૂબ લાગતી હોય ત્યારે ચામડીમાં રહેલી નળીઓનાં મોં પહોળાં થાય છે અને તેમાં લોહી જમા થાય છે. પરિણામે ચામડી લાલચોળ થઈ જાય છે. આવે વખતે ચામડીમાં રહેલી પરસેવાની અનેક ગ્રંથિઓને ઉત્તેજિત કરીને જ્ઞાનતંતુઓ પરસેવો ઉત્પન્ન કરી એ ચામડીને ઠંડી પાડી ગરમી શાંત કરે છે–અર્થાત્ લોહીને ઠંડું પાડે છે. આવી રીતે લોહી શરીરની સપાટી ઉપર લાવી તેને એક કે બીજી રીતે ઠંડું કરી શરીર પોતાની વધારાની ગરમી ઓછી કરે છે. આવી રીતે ઠંડીથી ચામડીમાં રહેલી નળીઓ સંકોચાય છે અને લોહીનો મોટો જથ્થો શરીરના અંદરના ભાગમાં

જઈ પોતાની ગરમી જાળવી રાખે છે. આવી રીતે ટાઢ અને તડકા સામું ચામડી શરીરને રક્ષણ આપે છે.

આગળનાં પ્રકરણોમાં આપણે ચામડીનું મહત્ત્વ વર્ણવી ગયા છીએ. ચામડીના સંરક્ષણ માટે અભ્યંગ, સ્નાન અને વ્યાયામની ઉપયોગિતા આપણે જોઇ ગયા છીએ. ચામડીનું સ્થાન શરીરમાં હૃદયથી બીજા નંબરનું છે, એમ જે કહેવામાં આવ્યું છે તે હવે બરાબર સમજાશે. શરીરમાં થતા વિધવિધ વ્યાપારો માટે જે શક્તિ ખર્ચાય છે અને ગરમી ઉત્પન્ન થાય છે તે ગરમીને દરેક ઋતુમાં એકધારી જાળવી રાખવામાં ચામડી કેવો અગત્યનો ભાગ ભજવે છે ? ટાઢ, તડકો, વરસાદ, હવા ઇત્યાદિની ખરાબ અસરથી શરીરને બચાવી શરીરની ગરમી એકધારી જાળવી રાખી, શરીરની શક્તિનો વ્યર્થ વ્યય થતો અટકાવી, તેનો સંગ્રહ કરવો અને આ રીતે આરોગ્ય જાળવી રાખવું, એ જ વસ્ત્રધારણનું પ્રયોજન છે.

દરેક ઋતુ અનુસાર જેમ આપણા આહારમાં અને વિહારમાં આપણે ફેરફાર કરીએ છીએ તેમ વસ્ત્રનું પણ તેવું જ છે. ઋતુ અનુસાર વસ્ત્રમાં ફેરફાર કર્યા વિના ન જ ચાલે. ઉનાળામાં સફેદ, બારીક વસ્ત્રો અને શિયાળામાં કાળાં ગરમ વસ્ત્રો આપણે પહેરીએ છીએ, તે યોગ્ય જ છે. ઋતુઓની સારી માઠી હવાની અસરને નિયમિત કરવા માટે વસ્ત્ર નિતાન્ત આવશ્યક છે.

અન્ન શરીરના પોષણ માટે આપણે લઇએ છીએ. પણ પોષણ સાથે અન્નની વિધવિધ વાનીઓ બુદ્ધિશાળી મનુષ્યજાતિએ ઉત્પન્ન કરી છેઃ–અર્થાત્ પોષણ સાથે સ્વાદની એકવાક્યતા સાંધી છે. વસ્ત્રમાં પણ એમ જ થયું છે. ચામડીની રક્ષા માટે પોશાકની જરૂર તો જણાય જ, પરંતુ સામાજિક સભ્યતામાં પોશાકને ઉચ્ચ સ્થાન આપી ઉપયોગિતા સાથે કલાનો સંયોગ પણ એ બુદ્ધિશાળી મનુષ્યોએ ઠીક ઠીક સાધ્યો છે. સ્વાદના અતિરેકથી જેમ આહારના ગુણનો આપણે નાશ કર્યો છે, તેમ કેવળ શરીરને શણગારવા ખાતર જ વસ્ત્રનો ઉપયોગ કરીને આપણે વસ્ત્રની ઉપયોગિતાને પણ વણસાડી છે. અને આથી જ આપણા સમાજને ક્યાં અને કેવાં વસ્ત્રો પહેરવાં તેનું ભાન રહ્યું નથી. વસ્ત્રધારણ પણ આહારશાસ્ત્ર માફક કેટલુંક સ્પષ્ટીકરણ માગે છે. પોષણની દૃષ્ટિ ધ્યાનમાં રાખી ભલે આપણે સ્વાદની વાનીઓ વધારીએ; તેવી જ રીતે વસ્ત્રપરિધાનની દૃષ્ટિ નજર સમક્ષ રાખી ભલે આપણે સામાજિક સભ્યતાને અનુરૂપ તેને બનાવીએ. પરંતુ શોભાનો ખ્યાલ શાસ્ત્રીય સ્વરૂપને ન હણે એ આપણે સંભાળવું જોઇએ.

## વસ્ત્રધારણના ગુણ

कौशेयौर्णिकवस्त्रं च रक्तवस्त्रं तथैव च ।
वातश्लेष्महरं तत्तु शीतकाले विधारयेत् ॥
मेध्यं सुशीतं पित्तघ्नं कषायं वस्त्रमुच्यते ।
तद्धारयेदुष्णकाले तत्रापि लघु शस्य ते ॥
शुक्लं तु शुभदं वस्त्रं शीतातपनिवारणम् ।
न चोष्णं न च वा शीतं तत्तु वर्षासु धारयेत् ॥

यशस्यं काम्यमायुष्यं श्रीमदानन्दवर्धनम् ।
त्वच्यं वशीकरं रुच्यं नवनिर्मलमम्बरम् ॥
कदापि न जनैः सद्भिः धार्यं मलिनमम्बरम् ।
तत्तु कण्डूकृमिकरं ग्लान्यलक्ष्मीकरं परम् ।

(भावप्रकाश पू. खं. प्र. ४)

અર્થ—કૌશેય[1] (રેશમી) અને ઔર્ણિક[2] (ઊનનાં) તેમ જ લાલ રંગનાં વસ્ત્રો વાતકફને હણનાર છે અને તે શીતકાલ–શિયાળા–માં ધારણ કરવાં જોઇએ.

કષાયવસ્ત્ર (કોકટી અથવા ભગવો રંગ) મેધ્ય (બુદ્ધિવર્ધક) બહુ સારાં, ઠંડાં અને પિત્તને હણનાર છે. તે ઉષ્ણકાલ–ઉનાળા–માં ધારણ કરવાં જોઇએ. આ કષાયવસ્ત્રો હલકાં જોઇએ.

સફેદ વસ્ત્ર શુભદ (શુભ–કલ્યાણ), ઠંડી અને તાપ બન્નેનું નિવારણ કરનાર છે. તે નથી ગરમ કે નથી ઠંડાં–સફેદ વસ્ત્રો વર્ષાઋતુમાં ધારણ કરવાં જોઇએ.

નવાં અને નિર્મલ વસ્ત્રો યશને વધારનાર, આયુષ્યને વધારનાર, લક્ષ્મી અને આનંદને વધારનાર, ત્વચા(ચામડી)ને હિતકર, વશીકરણ કરનાર, અને રુચિ ઉત્પન્ન કરનાર છે.

કદાપિ શાણા પુરુષોએ ગંદાં–મલિન–વસ્ત્રો ન પહેરવાં જોઇએ. મલિન વસ્ત્રો કૃમિ અને ખુજલીને જન્મ આપનાર છે, ગ્લાનિ વધારનાર છે અને પરમ અલક્ષ્મી(અશોભા અને દારિદ્રકર) છે. (ભાવપ્રકાશ)

## ખાદીનાં કપડાં

"ઊનનાં ગરમ કપડાં પોચાં અને સ્થિતિસ્થાપક હોય તેના તાંતણા ચામડીથી દૂર રહે છે અને તે ખાલી જગ્યામાં હવા ભરાઈ રહે છે–એટલે શરીર જોઇએ તેવું જ ગરમ રહે છે. ઠંડીની અસર થતી નથી. સૂતરનું કાપડ ઊન જેટલું જ જાડું, શોષક અને પાંખા વણાટવાળું હોય તો તે ઊનનાં કપડાં જેટલી જ ગરમી આપે છે. તેનાં છિદ્રોમાં ભરાઈ રહેલી હવાને લીધે ઠંડીની અસર નહિ થાય અને શરીર જોઇએ તેટલું ગરમ રહેશે. ઊનનાં કપડાં ધોવાથી જાડાં અને ટૂંકાં થઇ જઇ જલદી નકામાં થઇ જાય છે–સૂતરનાં કપડાંમાં તેમ થતું નથી. તેજ પ્રમાણે પાતળું, શોષક અને પાંખા વણાટવાળું સૂતરાઉ કપડું ઊનાળામાં શરીરને સારો ઠંડક આપે છે, તેનાં છિદ્રોમાં પરસેવો ભરાઇ રહે છે અને બહારની હવાથી તે ઠંડું થઇ શરીરને ઠંડક આપે છે. આ પ્રમાણે જુદી જુદી ઋતુઓમાં અનુકૂળ થાય તેવા સૂતરાઉ કાપડની બનાવટ કરવામાં આવે તો સૂતરાઉ કાપડ બધી ઋતુઓ અને જુદી જુદી હવામાં ઉપયોગી થાય. હિંદુસ્તાન જેવા ગરમ પ્રદેશમાં ગરમ કપડાંનો ખપ બહુ જ ઓછો રહે. ખાદીનો પ્રચાર વધતાં અને તેને ઋતુઓની જરૂરિયાત પ્રમાણે જાડી

---

૧ कौशेयं कृमिकोशोत्थम् । (अमरकोष) ભાવમિશ્ર 'પટ્ટામ્બર' અને 'તસરવસ્ત્ર'–આવો અર્થ કરે છે.

૨ ऊर्णा मेषादिलोम्निस्यात् । (अमरकोष).

પાતળી બનાવવાથી આપણા દેશને ખાદીનું કાપડ જ ખરી રીતે ઉપયોગી થાય તેમ છે. **તંદુરસ્તીની દૃષ્ટિએ તો હિંદુસ્તાનમાં ખાદી પ્રથમ સ્થાન લઇ શકે તેમ છે..."**[1]

## રેશમી વસ્ત્રો

હિંસાની વાત બાજુએ મૂકીએ. સમાજમાં એવી માન્યતા પ્રચલિત છે કે રેશમી વસ્ત્રમાં વીજળી ઉત્પન્ન કરવાનો ગુણ છે માટે તે ગરમ છે. સોળમા સૈકાના ભાવમિશ્રે ('ભાવપ્રકાશ' નામના ગ્રંથનો કર્તા) પણ રેશમી વસ્ત્રોને ગરમ માન્યાં છે; જ્યારે ખરી વાત તો એ છે કે રેશમી કાપડ ઠંડું છે.

"ગરમ પ્રદેશમાં રેશમી કાપડ ઠંડું હોવાથી પોશાક માટે તડકામાં પહેરવા માટે ઉપયોગી છે. શુદ્ધ રેશમી કાપડમાં તેની સપાટી પર રહેલા ચળકાટથી સૂર્યનાં કિરણો પરાવર્તનથી પાછાં ફેંકવાની શક્તિ રહેલી છે એટલે તે તડકામાં ગરમ થતું નથી. એટલું જ નહિ પણ શુદ્ધ રેશમમાં સૂર્યનાં કિરણોમાં રહેલા ગરમ "અલ્ટ્રાવાયોલેટ" રેઝ (કિરણો) ઝીલવાની શક્તિ બહુ ઓછી હોવાથી રેશમી કપડું ઠંડું ગણાય છે, માટે ઉનાળામાં તેનો ઉપયોગ યથાર્થ ગણાય." ડૉ. લિયોનાર્ડ હિલના આ વિચારો આપણી ભ્રમણા ભાગનાર છે.

ડૉ. બિરેન્દ્રનાથ ઘોષ—તેમના 'હાઇજીન એન્ડ પબ્લીક હેલ્થ' નામના ગ્રંથમાં રેશમને મંદવાહક (Bad conductor of heat) માને છે અને તે ચામડી ઉપર શામક (Soothing) અસર ઉત્પન્ન કરનાર છે એમ કહે છે.

## કપડાં કેવાં પહેરવાં જોઈએ ?

ફૅશનને બહુ મહત્ત્વ આપવાથી પોશાકનો જ્ઞાનપૂર્વક વૈજ્ઞાનિક ઢબે ઉપયોગ થતો નથી. કપડાં બહુ તંગ ન પહેરવાં જોઇએ. તંગ વસ્ત્રો પહેરવાથી તબિયત બગડે છે. વસ્ત્રો ખૂલતાં અને વજનમાં હલકાં હોવાં જોઇએ. શરીરનો પ્રત્યેક અવયવ છૂટથી હલનચલન કરી શકે

૧ **"પોશાક અને ખાદી"** એ નામનો એક મનનીય લેખ ડૉ. માધવજી બી. મચ્છરનો **"પ્રસ્થાન"** શ્રાવણ-૧૯૮૫ (પૃ. ૨૫૬ થી ૨૬૦)-માં પ્રસિદ્ધ થયો છે. એ લેખમાં 'પ્રેક્ટીશનર' નામના મેડિકલ જર્નલમાંથી વિખ્યાત ડૉ. લિયોનાર્ડ હિલનો "પોશાક સંબંધી જ્ઞાનપ્રદ અને અનેક વિગતોથી ભરપૂર લેખ"નો સાર લેવામાં આવ્યો છે. ડૉ. લિયોનાર્ડ હિલ શોષક અને પાંખા વણાટવાળું કાપડ વાપરવાની ભલામણ કરે છે. "ખાદીની બનાવટ જ એવી છે કે તેનામાં પાણી શોષવાની શક્તિ વધારે પ્રમાણમાં આવે અને તેનું વણાટ પણ પાંખું જ હોય છે. ખાદી બનાવવા માટે વપરાતું હાથનું કાંતેલું સૂતર ખડબચડું હોવાથી અને તેવું જ વણાટમાં લેવાનું હોવાથી તેની શોષક શક્તિ પૂરેપુરી જળવાઈ રહે છે. આના વિરુદ્ધ દેશી કે વિદેશી મિલોના કાપડમાં તેને લીસું ચળકતું સુંવાળું અને ઘટ્ટ બનાવવામાં આવે છે તેથી તેમાંથી આ બન્ને ગુણો વધતા ઓછા પ્રમાણમાં નષ્ટ થાય છે."

સ્વ. લાલા લજપતરાયના વિખ્યાત અઠવાડિક પત્ર **'પીપલ'** (જાન્યુ. ૩૧, ૧૯૨૬)માં ડૉ. **ધર્મવીર** (F. R. C. S; D. P. H; L. R. C. P.)નો "The Wearing of The Home-Spun" નામનો લેખ પ્રગટ થયો છે. એ વિદ્વાન્ ડૉક્ટર પણ ખાદીના કાપડને સ્વાસ્થ્યરક્ષા માટે સારું ગણે છે અને કહે છે કે "ખાદી શિયાળામાં ગરમી અને ઉનાળામાં ઠંડી આપનાર છે. બધી રીતે તે સારી છે."

આમ ખરી ખાનદાન ખાદીને શાસ્ત્રનો ટેકો છે. હિંદુસ્તાન માટે ખાદીનો વપરાશ ઇષ્ટ છે.

એવી જાતનો પોશાક જોઇએ. ઝૂલતી બાંયોવાળાં પહેરણ અથવા ખમીસો ઢીંચણ સુધીની પહોળી પાટલૂન અથવા ઠેઠ પગ સુધી પહોંચતા એવા ઝૂલતા પાયજામા, ખુલ્લા કૉલરવાળાં બદન—આ બધો પોશાક આરોગ્યની દૃષ્ટિએ સારો છે. ગૂજરાતની ઊગતી પ્રજામાં આ જાતનો પોશાક પ્રચલિત થયો છે—થતો જાય છે એ આનંદની વાત છે.

નેકટાઇ, ઊભા કૉલર, ચકચકતાં અસ્ત્રીદાર અક્કડ કપડાં, ચસચસી રહેતા રાજપૂતો પહેરે છે એવા બ્રીચીજ—આ બધું નકામું છે. કલાની દૃષ્ટિએ પણ આ નકામું છે. હિંદુસ્તાન જેવા ગરમ પ્રદેશમાં નેકટાઇ, કૉલર, સ્વેટર તેની ઉપર પહેરણ, અને તેની ઉપર જાકીટ તથા તેની ઉપર કોટ—પહેરવાં હાનિકર છે. પૂજ્ય ગાંધીજીના પ્રતાપે આ બધી બલા હવે દૂર થઈ છે એ માટે આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. ગાંધીજીએ બીજું કશુંય ન કર્યું હોત તોયે આ પોશાક-પરિવર્તન માટે તો સારોયે દેશ તેમનો ઋણી રહેત.

## સ્ત્રીઓના પોશાક

આપણી સ્ત્રીઓનો પોશાક (ગૂજરાતી સ્ત્રીઓ) મને તો આરોગ્ય અને કલા—બન્ને દૃષ્ટિએ સારો જણાય છે. જૂના જમાનાનાં તસતસતાં કાપડાં કરતાં આ જમાનાની ચોળીઓ અને પોલકાં સારાં છે, પણ હમણાં હમણાં કેટલીક સ્ત્રીઓ છાતી બહુ તંગ રહે એટલા ખાતર 'બૉડીશ' પહેરે છે. આ વસ્તુ ઠીક નથી. અમુક પ્રસંગે ભલે તે પહેરાય. હંમેશને માટે તસતસતો પોશાક હાનિકર છે. જે સ્ત્રીઓ 'કૉર્સેટ' કે એવો બીજો તંગ પોશાક પહેરે છે તેને ઘણી જાતના રોગો થાય છે. ગૂજરાતણનાં વસ્ત્રો આરોગ્યની અને કલાની દૃષ્ટિએ સરસ છે. રખે તેને ખોટા અનુકરણથી કોઇ બગાડે. પોશાકનું વૈજ્ઞાનિક રહસ્ય ધ્યાનમાં રાખી, પ્રતિક્ષણ બદલાતા જતા સમાજને અનુરૂપ વસ્ત્રપરિવર્તન સામે મારો વાંધો નથી. જે સ્ત્રીઓ સાઇકલિંગ કે ઘોડેસ્વારી શીખતી હોય, તરતાં શીખતી હોય, વ્યાયામમાં રસ લેતી હોય—આ બધા માટે આપણે નવીન ઢબનો પોશાક યોજવો પડશે. પરંતુ એ ચર્ચા કોઈ સુશિક્ષિત સ્ત્રી જ ઉપાડે તો સારું.

## બાળકોનાં કપડાં

વાનર અનુકરણ બહુ ભયંકર ચીજ છે. યુરોપિયનોનું દેખી દેખી આપણે પણ આપણાં બાળકોને ખૂબ કપડાંથી લાદી નાખ્યાં છે. શિયાળામાં કે જરા ટાઢ પડતી હોય ત્યારે 'સુધરેલાં' માબાપો તેમનાં બાળકોને તંગ વસ્ત્રોથી[1] જકડી દે છે. એથી તો બાળકની ટાઢ સામે ટક્કર ઝીલવાની કુદરતી શક્તિનો આપણે નાશ કરી રહ્યા છીએ અને આ જ કારણથી હવા-ઋતુમાં ફેરફાર થતાં તે બાળકોને સળેખમ, ઉધરસ, તાવ વગેરેથી પીડાતાં આપણે જોઇએ છીએ.

દૂબળા, ભીલ, કોળી-કોમોનાં બાળકો સદા નાગાં જ ફરતાં જોવામાં આવે છે, છતાં તે બચ્ચાં (અયોગ્ય અને અપૂર્ણ ખોરાક ખાતાં છતાં) આપણાં વહાલસોયાં બચ્ચાં કરતાં બહુ જવલ્લે જ માંદાં પડતાં જણાય છે. આનું કારણ તેમની ટાઢ સામે ટક્કર ઝીલવાની અવિકૃત રહેલ કુદરતી શક્તિ અને ચામડીને મળતાં સૂર્યનાં કિરણો ( સૂર્યનાં કિરણોમાં

1 "A loose dress is warmer than a light-fitting one."
Dr. B. N. Ghoshe.

'ડી' વિટામિન છે. 'ડી' વિટામિનના અભાવે સુકતાન નામનો રોગ થાય છે. )ની પ્રાણપ્રદ અસર-આ છે. વળી ખુલ્લામાં અને ઠંડીમાં કામ કરતા આપણા ખેડૂતો, ભરવાડો, ગોવાળીઆઓ-આપણે બેકાબુ, ઘરમાં ભરાઈ રહેલા અને સુધારકો હોવાનો દાવો કરનારાઓ-થી અનેક દરજ્જે નીરોગી અને બળવાન છે. જેમ ફેફસાંને તાજી સ્વચ્છ હવાની જરૂર છે, તેમ ચામડીને પણ સ્વચ્છ હવાની જરૂર છે એ આપણે જાણી લેવાની જરૂર છે.

વિવેક વિનાનું વર્તન ખરેખર ધિક્કારને પાત્ર છે.

. બાળકોનાં કપડાં પોચાં છિદ્રવાળાં, વજનમાં હલકાં અને ગરમી આપનાર (Warm) હોવાં જોઇએ. ઝીણી ખાદીનાં કપડાં બાળકો માટે હિતકર છે. વિલાયતી ગરમ કપડાં કરતાં કાશ્મીરનો પશ્મીનો વધુ ગરમ અને ટકાઉ છે. પશ્મીનો જેમ ધોવાય છે તેમ તેની કુમાશ વધે છે. નાનાં કુમળાં બાળકો માટે એક પશ્મીનાનું બદન ઠંડી વખતે તદ્દન પૂરતું છે. હિંદુસ્તાનની આ આબોહવામાં બુટ, સ્ટૉકીંગ (મોજાં), સ્વેટર્સ, મફલર-બધું નકામું છે.

બાળકોનાં કપડાં તદ્દન સફેદ રખાય તો સારું. પરંતુ બાળકો ધૂળમાં રમે છે એટલે સફેદ વસ્ત્રો ગંદાં થાય છે તેથી માબાપ બાળકો માટે રંગિત વસ્ત્રો પસંદ કરે છે. સૂર્યનાં કિરણોના શોષણનો આધાર રંગ ઉપર રહે છે. સફેદ રંગ કરતાં ભૂરો કે કાળો રંગ વધુ ગરમી ગ્રહણ કરનાર છે. માટે શિયાળામાં બાળકોને ભૂરા કે કાળા રંગનાં વસ્ત્રો પહેરાવવાં જોઇએ. બીજી ઋતુમાં સફેદ અથવા કોકટી કાપડ સારું છે.

## ઉપસંહાર

" હવાનો સ્પર્શ શરીરને થાય છે ત્યારે હવાનો ગુણ મળે છે. જેટલે અંશે વસ્ત્ર હવાને શરીરસ્પર્શ કરતાં રોકે તેટલે અંશે ગુણ ઓછો મળે. અતિઘટ વણાયેલ અને જાડાં કાપડમાંથી વસ્ત્ર કરવામાં આવે તો તેમાંથી હવા ઓછામાં ઓછી આરપાર નીકળે અને શરીરને તાજી હવાનો સ્પર્શ ઓછો થાય. વણાટ આછું અને કાપડ પાતળું હોય છે તો હવા તેમાંથી વિશેષ ચળાય છે અને વિશેષ શરીરને સ્પર્શે છે."[૧]

ટૂંકમાં, ખાદી આપણા દેશ માટે, આરોગ્યની દૃષ્ટિએ, સુંદર પોશાક છે. દેશમાં ખાદીનાં કપડાંનો પ્રચાર થાય એ ઈષ્ટ છે.

બાપાલાલ ગ. વૈદ્ય

# હિમાલયને

તારાં વિરાટોન્મુખ ભવ્ય દર્શનો
અનેકદા કલ્પનમાં નિહાળતો,
તારાં પદે જીવનને ધરી જવા
સદાય હું અંતરમાંહિ ઝંખતો.
આ વિશ્વનાં બાહ્ય વિવર્તનોથી
અલિપ્ત અસ્પાર્શિત આત્મલીન,
અનંત કો નિશ્ચલતા ઉરે ભરી
ચુમી રહ્યો તું નભ અભ્રહીન.
વિશાળ વૃક્ષ:સ્થળ વસ્ત્ર જેવાં
વિશાન્ત ગાઢાં વન વિસ્તરેલાં,
તારાં ઉરેથી શુભ સ્નેહ જેવી
વહી જતી નીત્ય પ્રકાશ નિર્મળી,
હજાર મીઠાં જળની નદીઓ
સંતપ્ત લોકાંતર શાંતતી અહો:
પરંતુ આ શાં તુજ સત્યદર્શનો
અભ્રે વિંટ્યાં નિર્મળ હૈમ શૃંગો
માલિન્યનાં અંતર દર્શનો શી
ગંગા અહો એ શુભ શું થનારી ?
રંગો જડ્યાં સુન્દર રૂપદર્શનો
નહીં નહીં હું કદિ લેશ ઝંખતો.
અહીં જ મારાં ઘરઆંગણુંમાં
માલિન્યનાં પૂર ઘણાં વહે છે,
વિલાસ આશામય કૈંક રંગો
સદાય તૃષ્ણા જીવને પુરે છે.

ને ભવ્યતાની નહિ કાંઇ સીમા
અપાર છે, જીવન, વાહ લીલા,
અબોલ કૈં પથ્થર વૃક્ષ જો ઉભા
ઉભાં સુણાવે ઉર ગૂઢ વાતો.

નહીં નહીં હું તુજ શાન્તિ શોધતો,
ઉરે બધી હું મુજ શાન્તિ પામતો,
જો વિશ્વનાં આ અવિરામ યુદ્ધમાં
ઉરે ધરું એકજ માત્ર શ્રદ્ધા.

'સ્વસ્થ'

# કાશીવાસિની

૧

દાનાપુર સ્ટેશનથી દાનાપુર ગામ પાંચ માઇલ દૂર છે. સ્ટેશન જે સ્થળે આવેલું છે, તે સ્થળ ખગોલ નામે ઓળખાય છે.

ખગોલના બજારથી થોડે દૂર સ્ટેશનની ગોદીના ક્લાર્ક ગિરીન્દ્રનાથનું ઘર હતું. માટીની ભીંતો ને વાંસનું છાપરું. રસ્તાથી ત્રણ પગથિયાં ચઢીને એક નાની ઓસરી હતી. તેના પર અંતઃપુર હતું. બે શયનગૃહના ઓરડા, એક રસોડાનો ઓરડો, અને એક લાકડાં ભરવાની નાની ખોલી. ઓસરીમાં ચોસલાં પાથરેલાં હતાં, અને વચમાં એક કઠેરાવાળો કૂવો હતો. માસિક ભાડું સાડાત્રણ રૂપિયા હતું.

ગિરીન્દ્ર નોકરી પર રહ્યા પછી સોબતના દોષે ચારિત્ર્યહીન થઇ ગયો હતો. લગભગ દશ વર્ષ આમ મદ્યપાન કરી સ્વેચ્છાચારે વીતાવ્યા પછી, હમણાં બેએક વરસથી કંઈક સુધર્યો છે–એટલે પરણ્યો છે. સ્ત્રી પણ ઠીક મોટી મળી હતી–મોટી જોઇને જ પરણ્યો હતો. એનું નામ માલતી. દેખાવે સુંદર હતી, જો કે રંગ એકદમ સફેદ નહોતો. સાસુ નથી, નણંદ નથી–દેખરેખ રાખનાર કે લાડ કરનાર કોઇ નથી. સ્વામી ઑફિસે ચાલ્યા જાય એટલે બે ઘડી સાથે બેસી વીતાવે એવું કોઇ જ ન મળે–જે કહો તે એકમાત્ર બુઢ્ઢી દાસી હતી. રાતદિવસ ઘરમાં રહી વહુની ખાતરબરદાસ્ત કરે એટલા માટે તેનો એક રૂપિયો પગાર વધારી આપ્યો હતો. ખગોલના વતની એક બંગાળી કુટુંબે આ દાસીની અનુભવી અને વિશ્વાસુ તરીકે ભલામણ કરી હતી. તે અનુભવી હશે એમાં તો કોઇને સંદેહ હોઇ શકે નહિ. કારણ કે તેના માથાના પૂણી જેવા વાળ, સ્થૂલ શરીર, અને કરચલી વળતી ચામડી–આ બાબતમાં પ્રત્યક્ષ પ્રમાણરૂપ હતાં; અને વિશ્વાસુ પણ કહી શકાય; કારણ કે બજારમાં શાક લેવા જવાની પણ તે ના કહેતી.

ગિરીન્દ્ર બિચારો બહુ ભલો માણસ હતો. પોતે જ બજારમાંથી જોઇતું કરતું ખરીદી મજૂરને માથે ઊંચકાવી લઇ આવતો અને દાસી એટલો વખત ઓસરીમાં એક ખૂણે પડી પડી નિરાંતે ઊંઘ લેતી.

શિયાળાની ઋતુ છે. ત્રણ વાગી ગયા છે; સાંજ પડવાને બહુ વાર નથી. શયનગૃહમાંથી બહાર ઓસરીમાં આવી ઊભી, એક બાજૂએ ચટાઇ બિછાવી, કાળો કામળો ઓઢી દાસી નસકોરાં બોલાવતી માલતીની ભલીભાતે ખાતરબરદાસ્ત કરી રહી છે. માલતી તેના તરફ જોઇ ધીમેથી બોલીઃ 'આહ ! હતભાગણી ઊંઘ બધી પેરે બાંધી લાવી છે શું !'

એવે વખતે બહાર એક અવાજ સંભળાયોઃ 'બાબૂ, બાબૂ !' એવી કોઇ બૂમ મારતું હતું. માલતી દોડતી દરવાજા આગળ ગઇ. દરવાજે સજ્જડ બીડેલો હતો,–એક તડમાંથી આંખ માંડી જોઇ લીધું, એક રેલવે મજૂર, માથા પર એક ટ્રંક, હાથમાં પોટલી–ઊભો ઊભો બૂમો મારે છે. તેની પાછળ એક વૃદ્ધ બંગાળી વિધવા જેવી લાગતી સ્ત્રી ઊભી છે.

માલતી પાછી ફરી દાસીને બોલાવવા લાગી. પણ કોઇ ઉપાયે દાસીની ઊંઘ ઊડી જ નહિ, તેથી છેવટે તેનું શરીર હચમચાવી નાખ્યું: 'ઊઠ, ઊઠ ! જો કોઇ–' દાસી ઊઠી.– ઠંડીમાં ચચરતી ફફળતી જઇને બારણું ખોલી દીધું.

એક મિનિટમાં તો સ્ત્રી આવીને આંગણામાં ઊભી. અને માલતીના મોં તરફ શાંત નજરે જોઇ રહી. માલતીએ ધાર્યું કે સ્વામીની કોઇ સંબંધી હશે,–પણ હમણાં કોઇ આવવાનું તો નહોતું. પ્રણામ કરું કે ના કરું તેના વિચારમાં તે પડી.

આવનારે પૂછ્યું: 'ગિરીશબાબુનું ઘર આ કે ?'

માલતીએ કહ્યું: 'હા.'

'તમે તેની વહુ છો ?'

માલતીએ બીજી તરફ જોઈ માથું હલાવી હા કહી. પછી હિંમત ભેગી કરી પૂછ્યું: "આપને ઓળખી ના શકી,–આપ ક્યાંથી આવો છો ?'

'હું આવું છું કાશીથી. ગાડીમાં જતી હતી, ત્યાં ટિકિટ ખોવાઈ જવાથી ઉતારી મેલી. હવે રાતે એક વાગે ગાડી આવે છે. એકલી સ્ત્રીમાણસ ક્યાં જાઉં ?–તેથી આ એક સદ્ગૃહસ્થનું ઘર જોઇને આવી.'

માલતી બોલી: 'ભલે આવ્યાં, હાથપગ ધોઇ નાખો.'

દાસીએ પાણી આપ્યું. તેણે હાથપગ ધોયા તેટલામાં એક શેતરંજી લાવી ઓસરીમાં બિછાવી દીધી. પછી પૂછ્યું: 'ગાડીમાં ક્યારે બેઠાં હતાં ? ખાધું કર્યું નહિ હોય કેમ ?'

તે હસીને બોલી: 'ક્યાંથી હોય ?'

માલતીએ દાસીને કહ્યું: 'ઝટપટ ચૂલો સળગાવી દે. પછી બજારમાં જા, આલોચાલ (ઊંચી જાતના ચોખા) ખરીદી લઇ આવ.'

આ સાંભળી પેલી બાઇ મધુર અવાજે બોલી: 'ના મા, આલોચાલ લેવા જવાની જરુર નથી. આલોચાલ આ રહ્યા મારી પોટલીમાં. તમે શું કામ ગભરાઓ છો ?'

તે આવીને ઓસરીમાં બેઠી. માલતીને પણ પાસે બેસાડી. પછી પૂછ્યું: 'તારું નામ શું બેટા ?'

'મારું નામ માલતી.'

'તારું પિયેર ક્યાં ?'

'ઉત્તરપાડા.'

'તારાં માબાપ સૌ જીવતાં છે ?'

માલતીનું મોં શોકથી કાળું પડી ગયું. તે બોલી: 'બાપા તો હું જન્મી તેવામાં જ મરી ગયા–ને મા મને વરસદહાડાની મૂકી મરી ગઈ–' આટલું કહી માલતી ઊભી થઇ. ચૂલો સળગાવવાનું મોડું થયું જોઇ દાસીને બે વેણ કહી પોતે જ ચૂલો સળગાવવા બેસી ગઇ.

કાશીવાસિની ઊઠીને રસોડામાં આવી. માલતીએ ધોએલું વસ્ત્ર પહેરી તપેલી ચડાવી. ત્યાં જ બેસીને આગળ વાતો શરૂ થઇ.

કાશીવાસિનીએ પૂછ્યું: 'તને પરણ્યે કેટલો વખત થયો ?'

'આ વૈશાખ માસમાં'

'તારે તો હમણાં જ ! અહીં ક્યારે આવી ?'

'બે માસ થયા.'

'તારા સ્વામી ક્યારે ઑફિસે જાય છે?'

સ્વામીની વાત નીકળતાં માલતીને શરમ આવી. મોં નીચું ઢાળી ભોંય ખણતી ખણતી બોલી: "નવેક વાગે."

'ક્યારે પાછા આવે છે?'

'કોઇ વખત છ વાગે, તો કદીક સાત પણ વાગી જાય.'

'પગાર કેટલો છે?'

'ત્રીસ રૂપિયા.'

'તે સિવાય કંઇ—'

માલતી શરમાઈને બોલી: 'શી ખબર?'

કાશીવાસિની જરા ખુશી થયેલી જણાઈ.

૨

આજે દીવાબત્તી થતાં ગિરીન્દ્ર ઘેર આવ્યો. માલતીએ પૂછ્યું: 'કેમ આજ આમ વહેલા વહેલા?' ગિરીન્દ્ર જરા હસ્યો. તે બોલ્યો: 'તું એકલી રહે છે, તેથી આજે વહેલો વહેલો આવતો રહ્યો."

માલતી કહે: 'આજે તો હું એકલી નથી. બોલો જોઇએ, આજે કોણ ઘેર આવ્યું છે?'

ગિરીન્દ્ર નવાઇ પામી બોલ્યો: 'કોણ?'

'એક વિધવા, ત્રણુની ગાડીમાં કાશીથી ઘેર જતાં હતાં, ટિકિટ ખોવાઇ જવાથી ઉતારી મેલ્યાં.'

'કાશીથી? સાથે કોઇ નહોતું? કેટલી ઉંમર છે?'

'સાથે કોઇ નહોતું. ઉંમર ત્રીસચાલીસ હશે.'

ગિરીન્દ્ર માલતીનું અનુમાન સાંભળી હસ્યો: 'ત્રીસ કે ચાલીસમાં કેટલો તફાવત છે એ તું પોતે જ ત્રીસ વરસની થયા વગર તને કેમ કરી સમજાય?'

આ કૌતુકભાવ વધારે વાર ટક્યો નહિ. ગિરીન્દ્ર ચીડાઇને બોલ્યો: 'આટલાં બધાં ઘર હતાં, તેમાં મારે ઘેર શા સારુ આવી?'

માલતી જરા થડકી ગઈ. સ્વામી ગુસ્સે થશે એવું તો તેણે ધાર્યું યે નહોતું, તે તો ખૂબ ખુશ થઇને ખબર આપવા આવી હતી.

ગિરીન્દ્રે પૂછ્યું: 'દીઠે કેવી છે?'

માલતી બોલી: 'એવું બધું શા સારું પૂછવું પડે છે?'

ગિરીન્દ્ર ભ્રૂકુટિ ચડાવી બોલ્યો: 'કાશીથી—એકલી બાઇ માણસ પોતે—એતે કેવી વિધવા તેનો વિચાર કરું છું.'

માલતી સમજી, તે બોલી: 'ના—ના, ધારો છો તેવી નથી. સારું માણસ છે.'

ગિરીન્દ્ર બોલ્યો: 'બહુ જાણે ખરી ને! જેવી તારી બુદ્ધિ! ક્યારે જવાનું કહે છે?'

'તે કંઈ કહ્યું નથી.'

'રાતે એક વાગે ગાડી આવે છે.'

'એટલી રાતે શી રીતે એકલાં સ્ટેશન જવાય? કોણ મૂકવા જશે?'

ગિરીન્દ્ર ઊભો થઇ જઇ બોલ્યોઃ 'હું મૂકી આવીશ. આ પાપ જેમ વહેલું ટળે તેમ સારું. હું જઇશ–જાતે જઇને મૂકી આવીશ.'

માલતી મોં ઉદાસ કરી બેસી રહી. ગિરીન્દ્ર બહાર જઇને હાથપગ ધોઈને આવ્યો. ત્યારે પણ માલતી તો તેમની તેમ બેઠી રહી હતી. ગિરીન્દ્ર બોલ્યોઃ 'કેમ થયું છે શું?'

માલતી બોલીઃ 'ઘરમાં માણસ આવ્યું છે, તેને કાઢી કેમ મૂકાય? એ પોતે કહે નહિ તો રાતે એકની ગાડીએ જતા રહેવાનું કેમ કહેવાય?'

ગિરીન્દ્ર ખીજાઇને બોલ્યોઃ 'અરે, પણ એની ચિંતા તારે કરવાનું શું કારણ? એ મારે માથે.'

પછી ગિરીન્દ્રે પેટી ઉઘાડી એક શીશી અને ગ્લાસ કાઢી કંઇક પાન કર્યું.

મદ્યના પ્રભાવથી તેના મોં પરનો ગુસ્સાનો ભાવ એકદમ જતો રહ્યો. તેણે માલતી સાથે ખુશખુશાલ વાતો શરૂ કરી.

થોડી વારમાં, કાશીવાસિની ઓસરીમાં આવી ઊભી. ગિરીન્દ્ર એકદમ બહાર આવી બોલ્યોઃ 'આપના આવવાથી બહુ આનંદ થયો.' આમ કહી પ્રણામ કર્યા.

વિધવા કંઇ બોલી નહિ.

ગિરીન્દ્રે પૂછ્યુંઃ 'આપનું ગામ?'

'હમણાં તો કાશી જ રહું છું, ભાઈ!'

'ક્યાં જતાં હતાં?'

'એક વાર દેશ જઈ આવવા મન થયું–તે ટિકિટ ખોવાઇ ગઈ–ઉતારી મેલી એટલે સમજી કે—'

ગિરીન્દ્ર વચમાં જ બોલી ઊઠ્યોઃ 'તે જ ઠીક કર્યું છે. બહુ જ સારું કર્યું છે. આજ અહીં જ રહો, કાલે બપોરે ત્રણની ગાડીએ જજો.'

'આજે રાતે એકની ગાડીએ—'

'વાહ રે! આવી ટાઢમાં ઘરડે ઘડપણ મરી જજાઓ તો! કંઇ ખાસ કામ તો નથી ને?'

'ના.'

પછી ગિરીન્દ્ર ખભે સાલ નાખી લાકડી લઇ, પાન ચાવતો ચાવતો નીકળી પડ્યો.

રાતના દશ વાગે પાછો આવ્યો. કાશીવાસિની ઊંઘી ગઇ હતી. દાસી પણ ઊંઘી ગઈ હતી. તેની ખૂમો સાંભળી માલતી ઊંઘમાંથી ઝબકી ઊઠી; દરવાજો ઉઘાડ્યો.

દરવાજો ઉઘડતાં જ ગિરીન્દ્રે માલતીને બાથમાં લઈ ચુંબન કર્યું. તેના મોંમાંથી દારૂની ગંધ આવતી હતી. પણ માલતી તે સહી લેવા ટેવાઇ ગઈ હતી.

માલતી બોલીઃ 'આટલું બધું મોડું?'

'એક શુભ ખબર છે.'

'શું?'

'તાડીઘાટે બદલી થઈ.'

'પગાર વધ્યો?'

'પાંચ રૂપિયા.'

'બસ ?'

વાત કરતાં કરતાં બેઉ જણ શયનગૃહમાં આવી પહોંચ્યાં. ગિરીન્દ્ર હસીને બોલ્યોઃ 'એ મળે કે ના મળે પણ ત્યાં કંઇક બે પૈસા છે.'

'ક્યારે જવું થશે?'

'ત્રણ ચાર દિવસમાં.'

ગિરીન્દ્રે કહ્યું કે બહાર તેણે ખૂબ ખાધું છે તેથી ભૂખ નથી. માલતી ખાઈને આવી જુએ છે તો સ્વામી ઊંઘી ગયા છે.

બીજે દિવસ સવારે સાત વાગે ગિરીન્દ્ર ઊઠયો. સ્નાન કરી પરવારતાં આઠ વાગ્યા. કાશીવાસિનીને જોઇ ખીજાઈ પડી માલતીને પૂછયુંઃ 'ડોકરી કાલે ગઇ નહિ કે?'

માલતીએ કહ્યુંઃ 'વાહ! આપે તો તેને કાલે જવાની ના કહી હતી ને? એ તો એકની ગાડીએ જવાનું કહેતી હતી.'

ગિરીન્દ્ર ગુસ્સામાં આંખો ચડાવી જોઈ રહ્યો. આજ ત્રણ વાગ્યાની ગાડી આવતાં મજૂર લેવા મોકલીશ. પાપ જલદી વિદાય કરી દો. જતી વખતે ખબરદાર રહેજે, જોજે, કંઈ ઉઠાવી કરી ના જાય!'

માલતી આંખો ફાડી સ્વામી તરફ જોઇ રહી.

ગિરીન્દ્ર ઑફિસે ગયા પછી માલતીએ કાશીવાસિનીને કહ્યું: 'ચાલો સ્નાન કરી આવીએ.'

સ્નાન કરતાં કરતાં બંને જણે કેટલીયે વાતો કરી. વિદેશ આવી ત્યાર પછી માલતીને કદી પણ આવી રીતે વાતો કરવા મળી નહોતી. દાસીની સાથે હિંદી બોલી બોલીને તેનો જીવ તાળવે આવી ગયો હતો.

સ્નાન પછી કાશીવાસિની આહ્નિક કરવા બેઠી; ગંગાજલ નહોતું, કૂવાના પાણીને ગંગાજલ સમજીને પૂરું કર્યું.

જમ્યા પછી કૂવા નજીક બેસીને થોડી વાર કેશ સૂકવ્યા, વિશ્રામ લીધો, પછી માલતી માથું હોળવાનાં બધાં સાધનો લઈ આવી. આટલા દહાડા તે આપમેળે માથું હોળતી હતી; પણ પોતાના હાથે કંઈ જોઇએ તેવો અંબોડો વળે ખરો! તેના વાળની દશા જોઇ કાશીવાસિનીને બહુ દુઃખ થયું. એક કલાક સુધી ટાપટીપ કરી અંબોડો વાળી દીધો.

બે વાગી ગયા. હમણાં મજૂર આવશે. કાશીવાસિની તૈયાર થઈ બોલીઃ 'મા, એક દિવસમાં જ તારા ઉપર માયા થઈ ગઇ છે; જતાં બહુ લાગી આવે છે.'

માલતીને પણ તેવું થતું હતું. વિદેશમાં કેટલાક દિવસ પછી એક સ્ત્રીનો સ્નેહ જોવા મળતાં જાણે પરમ સંબંધી મળ્યા જેવું તેને લાગતું હતું. એ જતી રહેશે એટલે ફરી તેને આખો દિવસ એકલી એકાંતમાં ગુપચૂપ જિંદગી વીતાવવાની. તેથી તેને પણ બહુ દુઃખ થવા લાગ્યું.

માલતી બોલીઃ 'આજ ન જાઓ તો? બે દહાડા રહી જાઓને! આ બે દહાડા તમારી સાથે વાતોચિતો કરી જાણે મારા જીવમાં જીવ આવ્યો છે. એકલા એકલા પ્રાણ ગભરાઇ જાય છે. ઘડીએ ઘડીએ રડવું આવે છે.'

કાશીવાસિની બોલીઃ 'હું તો રહી જાઉં, પણ તારા સ્વામી શું ધારશે!'

માલતી બોલીઃ 'ધારવાના વળી શું?' મોઢે તો બોલી પણ તેનું મન છોભું પડી ગયું. ખરું જ તો, સ્વામીને તો એ ગમતી નથી, મજૂર આવે તો એને તો પાછો મોકલી દેવાય. પણ સ્વામી વધારે ગુસ્સે થશે તો?

વળી આગળ વિચાર કર્યો: 'થાય તો છો થતા. એવું કંઇ હલકું કામ હું કરતી નથી. હું આ એકલી આખો ઘરસંસાર માથે લઇ મરું છું, કોઇ દયા ખાનારું નથી, કોઇ વાત કરનારે નથી–હું એક માણુસને બે દહાડા રાખી પણ ન શકું?' સ્વામી આવીને નાખુશ થશે તો શું શું બોલવું, કેવી રીતે રીસે ભરાવું, એ બધું મનમાં ને મનમાં માલતી વિચારવા લાગી.

બે વાગ્યા. મજૂર આવ્યો નહિ. ત્રણ વાગી ગયા, પણ મજૂર દેખાયો નહિ. માલતીએ એ છૂટકારાનો દમ લીધો–ફરી પાછી પ્રસન્નચિત્તે કાશીવાસિનીની સાથે વાતો કરવી શરૂ કરી દીધી.

સાંજે માલતી નાસ્તો લઈ આવવા દાસીને બજારમાં મોકલતી હતી. કાશીવાસિની બોલીઃ 'રાખ, એવું બજારનું લાવી શું કામ ખાઓ છો? ઘરમાં બનાવી લેતાં નથી આવડતું?'

માલતી બોલીઃ 'કોણ એ બધી માથાફોડ કરે?'

'માથાફોડ વળી શી? જો હું તને કરી દેખાડું'–આમ કહી તેણે પોતાની પેટીમાંથી એક રૂપિયો કાઢી લોટ, ખાંડ, મેદો વગેરે કંઈક લઇ આવવા દાસીને કહ્યું.

માલતી બોલીઃ 'અરે! આ શું કામ રૂપિયો આપો છો; હું આપું છું ને?' દાસીને કહ્યું: 'રૂપિયો પાછો આપી દે.'

દાસી રૂપિયો કાશીવાસિનીના હાથમાં આપવા ગઈ પણ તેણે લીધો નહિ. 'હું તમારી ખાતર એક રૂપિયો મ ના ખરચું? તમે મારા પર કંઈ થોડો પ્રેમ રાખો છો?'

માલતી બોલીઃ 'તમારા પર બહુ પ્રેમ, બહુ આદર કરી નાખ્યાં ખરાં ને! આદર-પ્રેમ કરતાં મને આવડે છે જ શું? લો રૂપિયો, રાખો!'

કાશીવાસિની બોલીઃ 'જો બા, બહુ કરીશને, તો તો પછી આજે જ રાતરે એકની ગાડીએ જતી રહીશ.'

માલતી થંભી ગઇઃ 'કરો મા, કરો ત્યારે, તમને ફાવે તેમ કરો. પણ આ ઠીક નથી થતું હો.'

દાસી રૂપિયો લઈ બજારમાં ગઈ.

૩

આજે ગિરીન્દ્ર ઘેર બહુ મોડો આવ્યો. રાતના આઠ વાગી ગયા હતા. આવીને કાશીવાસિનીને જોતાં જ બોલ્યોઃ 'મારી ભૂલ થઇ ગઈ. ઑફિસે કામના બોજામાં તમને તેડી જવા મજૂર મોકલવાનું છેક ભૂલી જ ગયો. બે દહાડા જેમ દુઃખેસુખે કાઢ્યા છે, તેમ એક દહાડો વધારે હવે કાઢી નાખો. કાલે મારે ઑફિસે જવાનું નથી, કાલ તો હું પોતે જ તમને ગાડીએ બેસાડી આવીશ.'

માલતી તેના મોંની મદ્યની ગંધ પારખી ગઈ. તે બોલીઃ 'તમારાં લક્ષણ સારાં નથી, સાં જઇને વળી તમારા હાથમાં વધારે પૈસા આવશે તો વધારે બગડી જશો.'

ગિરીન્દ્ર બોલ્યોઃ 'અરે રામ! એ તો નાનું સ્ટેશન છે, ગામડું ગામ, ત્યાં તે કંઇ કંપની છે? ત્યાં જઇને તો, ગંગાસ્નાન કરી, બધું છોડી દેવાનો બસ એકદમ.'

'તમે કાલે ઑફિસે નથી જવાના?'

'ના, મારું અહીંનું બધું કામકાજ પૂરું થઈ ગયું છે. દોસ્તો વળગ્યા છે એટલે પરમ દહાડે તેમને ફીસ્ટ આપવી પડશે. કાલે એની બધી તૈયારીઓ કરી રાખવી પડશે.'

ગિરીન્દ્ર હાથપગ ધોઇ આવી બોલ્યોઃ 'આજે હવે ક્યાંય નાસ્તોપાણી કરવા નથી જવું, ક્યાંય બહાર જ નીકળવું નથી. રોટલી લાવો જરા ખાઇ લઉં.'

માલતીએ પૂરી, મોહનભોગ, શાક વગેરે વિવિધ વાનગીઓ જે કાશીવાસિનીએ તૈયાર કરી હતી—તે બધી લાવી દીધી. ગિરીન્દ્ર ખાઇને બહુ સંતુષ્ટ થઇ ગયો. 'એમને માંસ રાંધતાં આવડે છે કે નહિ એટલું જરા પૂછી જુઓને!'

માલતી પૂછી આવીને બોલીઃ 'થોડું થોડું જાણે છે.'

'જો, ત્યારે મને એક વિચાર આવે છે. એમને જો એક બે દિવસ રહી જવાનું કહીએ તો રહેશે ને? જો રહે તો પરમ દહાડે મિજબાની સુધી રહી જાય. જરા પૂછી જો, જોઉં!'

માલતી મનમાં ને મનમાં ખુશી થઇ બોલીઃ 'તમે જ પૂછો ને!'

ગિરીન્દ્ર આશ્ચર્યથી જીભ કાઢી બોલ્યોઃ 'આવી હાલતે એમની સાથે કદી વાત થાય કે!'

માલતી બોલી: 'વાહ રે! તમે ય ખરા! આજે ઘરમાં આવતાં જ તેમની સાથે કંઇ બોલ્યા કર્યા નથી?—' આટલું કહી કાશીવાસિની પાસે જઇને બધી વાત કહી, તે કબૂલ થઇ.

બીજે દિવસ સવારે ઊઠીને ગિરીન્દ્રે ફીસ્ટની સામગ્રીની યાદી કરી, કાશીવાસિનીએ તે સાંભળી લઇ જે કંઇ સુધારાવધારા સૂચવ્યા તે ગિરીન્દ્રને બરાબર યોગ્ય લાગ્યા. માલતીને ખૂણે બોલાવી તેણે કહ્યું: 'જો, આ તો જાણે કોઇ ઉમરાવજાદી લાગે છે! કાશીમાં કેવળ ધર્મકર્મ કરીને જ બેસી રહી છે એમ ન સમજીશ!'

માલતી ગુસ્સે થઈ બોલી: 'આ શું બોલો છો, જાઓ! તમારું મન બહુ અશુદ્ધ છે.'

એ કોશ પર ગુરગાંવ નામે ગામડામાં દેવી છે. બીજે દિવસે સવારે ત્યાં બકરાનો ભોગ મોકલી આપવામાં આવ્યો.

રાત્રે ફીસ્ટનું કામકાજ—નિર્વિઘ્ને તો કહી શકતો નથી—પૂરું થઇ ગયું. ભોજનમાં જાણે ચમત્કાર થઇ ગયો હતો. જો ખાનારા બધા સચેતન રહ્યા હોત તો એક અવાજે વાહ વાહ બોલી ઊઠત.

## ૪

આજે રવિવાર છે. રાતની ગાડીએ ગિરીન્દ્ર તાડીઘાટ જવાનો છે. કાશીવાસિનીએ કહ્યું: 'મારે પણ હવે દેશમાં નથી જવું. હું કાશી પાછી જાઉં છું.'

માલતી બોલીઃ 'ઠીક જ તો, ત્યારે તો તમે પણ અમારી સાથે જ ચાલો. તાડીઘાટથી ચાર પાંચ સ્ટેશન આગળ હશે.'

જમ્યા પછી ગિરીન્દ્રે માલતીને કહ્યું: 'રૂપિયા ત્રીસેક કાઢી રાખ—બજારમાં લેવડદેવડ પતવી દઉં.'

માલતી બોલી: 'વાહરે! મારી પાસે હવે પૈસા ક્યાં રહ્યા છે!'

'કેમ, પેલે દહાડે તો એંશી રૂપિયા તને લાવી આપ્યા છે ને!'

'પરમ દહાડે બજારમાં જતીવેળા ત્રીસ રૂપિયા લઇ ગયા, બાકી હતા. તે કાલે સાંજથી હમણાં સુધીમાં ત્રણ ચાર વાર કાઢી આપ્યા. હવે પૈસા ક્યાંથી?' આમ કહી માલતીએ પેટી ઉઘાડી જોયું. ફક્ત બે રૂપિયા ચૌદ આના સીલીકમાં હતા.

ગિરીન્દ્ર બોલ્યો: 'ત્યારે હવે? મારી પાસે તો કંઇ જ નથી.'

માલતી ચૂપ રહી. થોડી વાર રહી બોલી: 'ત્યારે હું શું કરું? દારૂએ જ તમારી પાયમાલી કરી છે. એ વખતે તો ભાન રહેતું નથી; ત્યારે તો કેવળ "લાવ પૈસા લાવ પૈસા" જ બોલ્યા કરો છો.'

ગિરીન્દ્ર જરા ગુસ્સે થઈ ભવાં ચડાવી બોલ્યો: 'જોઉં જો કોઇ પાસેથી ઉછીના પણ મળે તો.'

કાશીવાસિનીએ બહાર બેઠાં બેઠાં બધી વાત સાંભળી હતી. તેણે માલતીને બોલાવી કહ્યું: 'એમને ના કહી દો, ક્યાંય જવાની જરૂર નથી. મારી પાસે રૂપિયા છે, અને મારે તો હવે દેશમાં જવાનું બંધ રહ્યું છે.'

માલતીએ જઇને સ્વામીને કહ્યું. ગિરીન્દ્ર બોલ્યો: 'પણ એ શા ખપનું? એમની પાસેથી પૈસા લેવાય, ઓળખાણ નહિ.'

કાશીવાસિની એ સાંભળી ઘરમાં આવી. બોલી: 'પણ એમાં ખોટું શું છે ભાઇ? તમે તાડીઘાટ જઇને સ્થિર થઇને બેસો. હું થોડા દહાડા પછી વળી ત્યાં આવી જઇશ, ભેગી ય થતી જઇશ ને રૂપિયા લઈ જઇશ.'

ગિરીન્દ્ર થોડી વાર વિચાર કરી બોલ્યો: 'ત્યારે તો તમે કૃપા કરી કાશી જવાને બદલે હમણાં અમારી સાથે જ તાડીઘાટ ચાલો. પાંચ છ દિવસમાં જ તમારા રૂપિયા આપી દઇશ.'

'ઠીક છે, એ ત્યારે જોઈ લેવાશે. કેટલા જોઇએ? ત્રીસ? જો વધારે જોઇતા હોય તો પણ મારી પાસે છે, જોઇએ તો કહેજો ભાઇ.'

ગિરીન્દ્ર બોલ્યો: 'ના રે મા, વધારે નથી જોઇતા, ત્રીસ બહુ છે.'

કાશીવાસિનીએ પેટી ખોલી દશ દશની ત્રણ નોટો કાઢી આપી.

એ જ દિવસે રાતના અગિયાર વાગ્યાની ગાડીમાં ગિરીન્દ્રનાથ, સ્ત્રી અને કાશીવાસિનીને લઈને ઊપડ્યો. દાસી રોવા લાગી. ગિરીન્દ્રે તેને સાથે આવવા કહ્યું, પણ તેણે તે માન્યું નહિ.

સ્ટેશન પર કાશીવાસિનીએ માલતીને કહ્યું: 'બાછા, એમને કહે કે મારા માટે કાશીની ટિકિટ કઢાવે. મારે ત્યાં જ જવાની બહુ જરૂર છે.'

ગિરીન્દ્રે તેને તાડીઘાટ લઇ જવા બહુ જીદ કરી, પણ તેણે માન્યું નહિ.

તાડીઘાટ જવા માટે દિલદારનગર આગળ ગાડી બદલવી પડે છે. ગિરીન્દ્ર મધરાતે સ્ત્રીને લઇને દિલદારનગર ઊતરી પડ્યો—કાશીવાસિની ચાલી ગઇ.

૫

સાતેક વાગ્યાના શુમારે ગિરીન્દ્રનાથ નવા કર્મસ્થાન તાડીઘાટે પહોંચ્યો. સરકારી મકાન તૈયાર જ હતું, ત્યાં ગયો. સરસામાન કંઇક ગોઠવી સ્ટેશને કામ પરના માણસોને મળવા ગયો.

માલતીએ સ્નાન કરવા માટે કપડું બદલવા વાસ્તે એક ટ્રંક ઉઘાડી. તેનાં ઘરેણુંનો ડબો હમેશાં આ ટ્રંકમાં જ રહેતો. કપડાં બહાર કાઢવા જતાં જોયું તો હાય હાય! ઘરેણુંનો ડબો ગૂમ !

માલતીને લાગ્યું કે જરૂર કોઇ બીજી પેટીમાં હશે. જેટલી પેટીઓ હતી તેટલી બધી ઉઘાડી જોઇ, પણ ઘરેણાં કશામાંથી નીકળ્યાં નહિ.

પણ મન માને નહિ, બીજી વાર–ત્રીજી વાર એમ દરેક પેટીની દરેકે દરેક ચીજ અલગ અલગ કરી નાખી જોયું, પણ કંઇ નીકળ્યું નહિ. ત્યારે તે હતાશ થઇ ભોંય બેસી પડી રોવા લાગી.

કલાકેક સુધી ગળું ફૂલી ગયું તોય રડયા કર્યું. સ્ટેશન માસ્તરની છોકરી ચંપકલતા તેના નાના ભાઇને કેડે લઇને 'વહુ જોવા આવી હતી, તે માલતીને આમ રોતી જોઇ બોલ્યા ચાલ્યા વગર જતી રહી.

છેવટ ગિરીન્દ્ર આવ્યો. તે આ જોઇ બોલ્યો: 'આ શું!' માલતીએ રોતાં રોતાં બધી વાત કરી.

સાંભળતાં જ ગિરીન્દ્ર કપાળે હાથ પછાડી ભોંયે બેસી પડયો. થોડી વાર પછી નરમ અવાજે બોલ્યો: 'બધું બરાબર જોઇ લીધું છે?'

'કશું જ જોવું બાકી નથી.'

'ઘરેણાં છેલ્લાં કયારે જોએલાં?'

'કાલે પગોલમાં ગોઠવીને એક શાલના કકડામાં બાંધી આ કાળી પેટીમાં મૂક્યાં કતાં એમ બરાબર યાદ છે.'

'કાળી પેટી ગાડીમાં ઉઘાડી હતી? કંઇ સરસામાન બહાર કાઢવા?'

'ટાઢ વાવા લાગી ત્યારે શાલ બહાર કાઢવા એક વાર ઉઘાડી હતી.'

'એ વખતે તો ઘરેણુંનો ડબો બહાર કાઢયો નહોતો ને?'

માલતી બોલી: 'ના, નહિ જ. શાલ તો ઉપર જ હતી.–ઉપર ઉપરથી લઇ લીધી હતી.'

'ચાવી કયાં મૂકી હતી?'

'કેડે બાંધેલી હતી.'

'પછી ઊંઘી ગઇ હતી ખરી કે?'

'ત્યારે, ઊંઘી તો હતી જ તો.'

ગિરીન્દ્ર મક્કમ અવાજે બોલ્યો: 'ત્યારે તો કાશીની પેલી ડોકરી એ લઇ ગઇ!'

માલતી કંઈ બોલી નહિ.

ગિરીન્દ્ર બોલવા લાગ્યો: 'જ્યારે તું ઊંઘી ગઇ, ત્યારે ધીરેથી કમરેથી ચાવી કાઢી લઈ, પેટી ઉઘાડી, ઘરેણુંનો ડબો કાઢી લીધો. તેનું નામ શું, ખબર છે?'

'ના, એવડી ડોશીનું નામ કંઇ મારાથી પૂછાય પણ ખરું?'

'કાશીમાં એ કયાં રહે છે તે ખબર છે?'

'કોઈ એક મઠમાં.'

ગિરીન્દ્ર ખીજાઇ જઈ બોલ્યો: 'કાશીમાં છસો ને છપ્પન મઠ છે. કયો મઠ ક્યાં છે તેની કંઈ ખબર છે?'

'ના.'

'એ જ વખતે મેં તો કહ્યું હતું કે આ લોકનો વિશ્વાસ કરવો નહિ; એ સત્યાનાશ કરનારી હતી. કાશીની વેશ્યા. ત્રીસ રૂપિયાની લાલચ બતાવી બધું જ ઉઝરડી ગઇ!'

માલતી બોલીઃ 'તે કદી લે જ નહિ. તે શું કરવા લઇ જાય? હું જ ખ્પગોલમાં ભૂલીને આવી હઇશ.'

પણ ગિરીન્દ્રે તે સહેજે માન્યું નહિ. તે બોલ્યોઃ 'એ બધી વાત જવા દે હવે. દુનિયા કેમ ચાલે છે તે તને હજી ક્યાં ખબર છે! ઠીક, એ રાંડે કોઈ દિવસ તારાં ઘરેણાં જોવા માગ્યાં હતાં કે?'

માલતી બીતી બીતી બોલીઃ 'માગ્યાં તો હતાં. પેલી મિજબાનીને દિવસે કહે કે, તારાં ઘરેણાં જોઉં મા. મેં કાઢીને બધાં બતાવ્યાં.'

ગિરીન્દ્ર બોલ્યોઃ 'બસ, હવે કંઇ શંકા રહી નહિ. હમણાં જ પોલીસને તારથી ખબર આપું.' આમ કહી ગિરીન્દ્ર સ્ટેશને ગયો. માલતી ફરી એકલી બેઠી બેઠી રોવા લાગી.

૬

બે અઠવાડિયાં થઇ ગયાં છે. આ બે અઠવાડિયાંમાં આ પતિપત્ની ઘરેણાંનો શોક લગભગ ભૂલવા આવ્યાં છે. તેઓ પહેલાંની જેમ હસે છે, વાતો કરે છે, આમોદપ્રમોદ કરે છે. નવા કામ પર ચડ્યો ત્યારથી ગિરીન્દ્ર કમાતો પણ ખૂબ હતો તેથી જ કાં તો ઘરેણાં ખોવાયાનું નુકસાન ભૂલાઇ જવા આવ્યું હશે.

જે દિવસે પોલીસને તાર કર્યો હતો, તે જ દિવસે દિલદારનગરથી હેડ કૉન્સ્ટેબલ આવીને ઘરેણાંની યાદી અને વિગત ગિરીન્દ્રનાથની જુબાની સહિત લઇ ગયો હતો. પરંતુ ત્યાર પછી પોલીસ તરફથી બીજા કંઇ જ ખબર આવ્યા નહોતા.

સાડા અગિયાર વાગ્યા છે. ગિરીન્દ્રનાથ ઑફિસમાં ગયા છે. માલતી ખાવા બેઠી હતી, એવામાં દિલદારનગરથી ગાડી આવી. ગિરીન્દ્રનાથનું ઘર પ્લૅટફૉર્મની નીચે હતું; બારણામાં ઊભા રહેતાં પ્લૅટફૉર્મ, ગાડી, પેસેંજર બધું જોઇ શકાતું હતું. જેટલી વાર ગાડી આવતી તેટલી વાર માલતી જોવા દોડતી. એકાદ ગાડી જોવી રહી જાય તો જાણે તેના કર્તવ્યમાં ચૂક પડી જતી! ગાડીનો અવાજ સાંભળતાં જ માલતી થાળી પડતી મેલી એંઠા હાથે ને એંઠા મોંએ ગાડી જોવા ગઈ. બંધબારણાની પાસે ઊભી રહી ફાટમાંથી જોયું તો, પ્લૅટ-ફૉર્મ પર કાશીવાસિની ઊતરી છે, અને એક મજૂર તેનો સરસામાન બહાર કાઢે છે. તેણે મજૂરને કંઇક પૂછ્યું. તેના જવાબમાં મજૂરે ગિરીન્દ્રનાથના ઘર તરફ આંગળી કરી.

માલતીએ દોડતી આંગણામાં જઇ કોગળા કરી નાખ્યા. અને ધ્રૂજતી છાતીએ કાશી-વાસિનીના આવવાની રાહ જોતી રહી. તેના મનમાં કંઇ કંઇ વિચારો આવી ગયા! તેને કેટલોય હર્ષ થઈ ગયો, કેટલીય વાર તે મનમાં ને મનમાં બોલીઃ 'હે ભગવાન! સ્વામીએ તેના પર ઘરેણાં ચોરી જવાનું આળ મૂક્યું છે, તે તેણે સાંભળ્યું ન હોજો.' તેણે ઘરેણાં લીધાં નથી જ એવી માલતીને ખાતરી હતી. તેને આવતી જોઈ તે શ્રદ્ધા મજબૂત થઇ; નહિ તો કદી પણ તે પોતાની ઇચ્છાએ આવીને હાજર થાય ખરી?

થોડી વારમાં કાશીવાસિની માલતીની પાસે આવી પહોંચી. 'મા આવી કે?' કહીને માલતીએ પ્રણામ કર્યા, તેણે માલતીને માથા પર હાથ મૂકી પ્રેમથી આશીર્વાદ આપ્યા. માલતી બોલી: 'તમે સ્નાન કરી નાખો–હું ભાત ચડાવી દઉં!'

'સ્નાન કર્યું છે. ભાત ચડાવવાની જરૂર નથી. આજે અગિયારશ છે.'

માલતીએ ધ્યાનપૂર્વક જોયું કે કાશીવાસિનીનું મુખ બહુ ગંભીર અને ખેદયુક્ત છે. અને બોલતાં બોલતાં તેની આંખોના ખૂણામાં પાણી ભરાઈ આવે છે. તેણે પૂછ્યું:

'ત્યારે તમારું મન આવું ભારે ભારે કેમ છે?'

તેણે કહ્યું: 'નથી જાણતી?'

માલતીએ સભય આશ્ચર્યથી પૂછ્યું: 'શું?'

'તમારી શંકાસ્તો. તમારાં ઘરેણાં હું ચોરી ગઇ છું કહી પોલીસ દોડાવ્યા છે, ખબર નથી કે?'

માલતી શરમથી થોડી વાર ચૂપ રહી પછી બોલી: 'મારી વાત માનશો? મેં કદી સ્વપ્નેય તમારા પર સંદેહ આણ્યો નથી.'

કાશીવાસિની મ્લાન મુખે બોલી: 'પણ તારા સ્વામીએ તો તેવું માન્યું છે.'

માલતી બોલી: 'પોલીસ તમને ખોળી કાઢશે એવું એમણે ધાર્યું નહોતું. એ તો આજે જ કહેતા હતા કે કાશીમાં કેટલા લાખો મઠ છે, કરોડો સેવાધારીઓ છે, કોણ કોનો પત્તો પામે?'

'મને બહાર તો કાઢી મૂકી. મારી ઉપર શું ઓછો જુલમ કર્યો છે? ખસો રૂપિયા રોકડા ગજવામાં માર્યા ત્યારે છૂટવા પામી છું.'

માલતી બોલી: 'અમારી સાથે સંબંધ રાખવા જતાં તમને ખૂબ સજા થઈ.'

કાશિવાસિનીએ પૂછ્યું: 'ગિરીન્દ્ર ક્યારે આવશે?'

'સાંજે.'

આંગણામાંથી સૂર્યનો તાપ ખસી ગયો ને અંધારું થઇ ગયું. કાશીવાસિની બહાર નજર નાખી બોલી: 'વાવંટોળ ના થાય તો હાશ....'

માલતીએ પૂછ્યું: 'કેમ?'

'આજે જ પાછા જવું છે.'

'આજ ને આજ!'

કાશીવાસિની સહેજ હસીને બોલી: 'તું જબરી છોકરી છે હો! તારો સ્વામી મને ચોર ગણી આળ ચડાવે, અને તું ઇચ્છે કે હું રહી જાઉં! હું છ વાગ્યાની ગાડીએ પાછી જઇશ. મારા મઠની બીજી ઘણી સ્ત્રીઓ શ્રીક્ષેત્ર જાય છે. કાલે અમે સૌ ઊપડી જઈશું.'

માલતીએ પૂછ્યું: 'ક્યારે પાછાં આવશો?'

'શું કરવા? પાછા ફરીને શું ભેગાં થવાશે?' બોલતાં બોલતાં કાશીવાસિનીની આંખોમાં પાણી ઊભરાઈ આવ્યાં. થોડી વાર રહી બોલી: 'એક કામ કરીશ?'

માલતી આગ્રહપૂર્વક બોલી: 'શું?'

'મારાં કેટલાંક ઘરેણાં છે, તે તું પહેરી લે.' આમ બોલતાં બોલતાં કાશીવાસિનીએ તેની સાથેની પેટી ખોલી એક હૅન્ડબૅગ બહાર કાઢી. એમાં એટલાં તો ઘરેણાં હતાં અને એવા એવા ઘાટ હતા કે માલતી જોઇને આભી જ થઈ ગઇ.

કાશીવાસિની બોલી: 'આ બધાં જ તમે લઇ લો.'

સોનું, રૂપું, હીરા, મોતી, ચૂની, પન્નાના ઝકઝક પ્રકાશમાં માલતીની આંખો અંજાઇ ગઈ. તોપણ તે સાવધ થઈ બોલી: 'એ મારાથી નહિ બને.'

'કેમ?'

'તમારાં આ ઢગલા ઘરેણાં હું શું કામ લઉં?'

'હું આપું છું.'

'તમે આપો છો, પણ હું શા હક્કે લઉં? ના, એ મારાથી નહિ બને.'

આકાશ વાદળાંથી ઢંકાઇ ગયું. વંટોળ જાગ્યો. સૂર્યપ્રકાશ તદ્દન ઓછો થઇ ગયો.

કાશીવાસિનીએ પૂછ્યું: 'હક્ક હોય તો?'

માલતી બોલી: 'હક્ક? શો હક્ક?'

કાશીવાસિની માથું નીચું ઢાળી બોલી: 'તો સાંભળ. એ કહેવા જ આજે તો આવી છું.'

માલતીની છાતી ધડકવા લાગી. અવાક્ થઇને તે કાશીવાસિનીના મોં તરફ જોઈ રહી.

તેણે પૂછ્યું: 'તારી મા શું સાચેસાચ મરી જ ગઇ છે?'

માલતી અચકાતી અચકાતી બોલી: 'કેમ?'

'તે જ પૂછું છું.'

'સૌ એમ કહે છે.'

'તો તું હવે જાણ કે હું જ તે તારી અભાગણી મા.'—બોલતાં જ કાશીવાસિનીની આંખમાંથી દડદડ આંસુની ધારા પડવા લાગી.

માલતી સાંભળતાં જ કંપી ઊઠી. તે સ્તબ્ધ થઈ ગઇ.

થોડા દિવસ પહેલાંનો એક પ્રસંગ તે વિચારવા લાગી. મોક્ષદા કાકી તીર્થજાત્રા કરી પાછાં આવ્યાં છે. ઘરમાં રાત્રે સૂતાં સૂતાં તેની જેઠાણી સાથે બહુ બહુ વાતો કરતાં હતાં. એ સમજતાં હતાં કે માલતી ઊંઘી ગઇ છે. પરંતુ માલતી ઊંઘી ગઇ નહોતી, બધું જ સાંભળી રહી હતી. એ સાંભળીને આખું બ્રહ્માંડ જાણે ધરીમાંથી ખસી પડયું હોય એમ તેની આંખે ચક્કર આવવા લાગ્યાં. જે માને તે આજસુધી સ્વર્ગસ્થ જાણતી, તે ખરેખર જીવતી છે, અને તેની સાથે મોક્ષદાને કોઇક તીર્થમાં ભેટો થઇ ગયો હતો. જે માનું સ્મરણ પરમ પવિત્ર સમજીને બાળપણથી તે ખૂબ ભક્તિભાવથી હૃદયપૂર્વક ધારણ કરતી આવી છે, તે માનું સ્મરણ સંસારમાં ધિક્કારપાત્ર છે, તે મા કલંકિની છે. એ રાતે તેને જે દુઃખ થયું તે અવર્ણનીય છે. અને આ જ તે મા! ફરી પાછી પેલી રાતની તીવ્ર વેદના તેને થઇ આવી.

માલતી કંપી ઊઠી, અજાણતાં જ જરા આઘી ખસી ગઇ. કાશીવાસિની ત્યારે પણ રડતી હતી. જરા ધૈર્ય રાખી પૂછ્યું: 'જમાઇ જાણે છે?'

'ના.'

'તેં કેટલી વખત થયાં સાંભળ્યું છે?'

'લગ્ન પછી.'

'મોક્ષદા ફોઇ પાસેથી?'

'હા.'

'મેં પણ મોક્ષદા ફોઇ પાસેથી સાંભળ્યું કે તારાં લગ્ન થયાં છે, દાનાપૂરે ગોડાઉનમાં જમાઇ નોકરી કરે છે, અને દુર્ગાપૂજા પર તું દાનાપૂરે આવવાની એ ચોક્કસ છે.'

માલતી બોલીઃ 'ત્યારે તો દાનાપૂરે તું અકસ્માત્ આવી પડી નહોતી, પણ જાણી જોઇને આવી હતી! કેમ?'

માલતીનો અવાજ હજી કઠોર હતો.

કાશીવાસિની રડતી રડતી બોલીઃ 'પોતાના સંતાનને કોઇ શું કદી ભૂલી શકે?'

માલતીને હવે સહેજસહેજ રડવું આવતું હતું. પોતાની મા છે એવું ન જાણતી હોવા છતાં પણ એના તરફ જે માતાવત્ આકર્ષણ થયું હતું, તે તેને યાદ આવ્યું. તે રડું રડું થઇ જઇ બોલીઃ 'ત્યારે હવે કેમ કહ્યું કે તું કોણ છે?'

'કોણ જાણે. રહેવાયું નહિ.'

માલતી આવેગથી જરા બોલવા જતી હતીઃ 'કહ્યું તે સારું જ કર્યું છે. નહિ તો હું માને કદી આંખે જોવા પામત નહિ!'

પરંતુ એ જ ઘડીએ યાદ આવ્યુંઃ 'આ મા! ના દેખી હોત તો ય શું?'

મનની આ ખેંચતાણમાં તે કંઇ જ બોલી નહિ. ચુપચૂપ બેસી રહી.

ગાડીનો સમય થઇ ગયો. કાશીવાસિનીએ મજૂરને કહી રાખ્યું હતું તે સરસામાન લેવા આવ્યો.

માલતી બોલીઃ 'ઘરેણાં લઈ જા. હું પહેરવાની નથી.'

કાશીવાસિની પુત્રીના મોં તરફ જોઇ રહી; તેના મનનો ભાવ સમજી ગઇ. તે બોલીઃ 'તું ધારે છે તેવું નથી. આ બધું તું ખુશીથી પહેર. નહિ તો હું તને આપત જ નહિ; જીવનમાં એક વાર જે પાપ કર્યું છે તેનું આજે ચૌદ વર્ષ પછી પ્રાયશ્ચિત્ત કરું છું. અને આમાંનું એક પણ પાપની કમાણીનું નથી. હું મોટા પૈસાદારની દીકરી હતી. તું એ નથી જાણતી!'

માલતી બોલીઃ 'તો પણ મારા સ્વામીને બધું જણાવ્યા વગર, તેમની સંમતિ લીધા વગર, હું કેમ લઇ શકું!'

'તો ભલે સંમતિ લેજે. જો તે તને પહેરવા ના કહે, તો આ બધાં દેવસેવામાં આપી દેજે.'

તે જવા માટે ઊઠી ઊભી થઈ.

માલતી હવે રહી શકી નહિઃ 'મા! ફરી મોઢું દેખાડી જજે.' બોલતી ધ્રૂસકે રોતી તેના પગે વીંટળાઈ પડી, તેણે પ્રણામ કર્યા.

'સાવિત્રી થા, રાજરાણી થા.' મા પુત્રીને આશીર્વાદ આપી એકદમ ઘરમાંથી બહાર નીકળી ગઈ*

રમણલાલ સોની

* મૂળ લેખકઃ પ્રભાતકુમાર મુખોપાધ્યાય (બંગાળી ઉપરથી)

# સુધારાવીર નર્મદ*

સુધારક નર્મદ વિષે લગભગ વીસ મિનિટ આપની સમક્ષ મારે બોલવું એવા ગુજરાત સાહિત્ય સભાના ફરમાનથી હું આજે આપની સમક્ષ ઊભો થયો છું.

પ્રેમશૌર્યથી અંકિત કસુંબલ ઝંડો ફરકાવી ત્રીસ પાંત્રીશ વર્ષ સુધી ગુર્જરમંડળની મોખરે રહી ઝૂઝનાર એ સુભટના જુદ્ધરમણને ન્યાય આપવા માટે ત્રીસ પાંત્રીશ મિનિટ તો જોઇએ ને ! પણ આપણી પાસે વિવિધ કાર્યક્રમ છે, અને અન્ય વિદ્વાન વક્તાઓ બોલવાના છે, એટલે ૧૫-૨૦ મિનિટમાં એ વીરને જે કાંઇ અલ્પ અંજલિ આપી શકાય તે આપવી એમ માની હું ઉદ્યુક્ત થયો છું. અને આવી સાક્ષરશ્રાદ્ધની તક આપવા માટે હું સાહિત્ય સભાનો ઋણી છું.

નર્મદનો પ્રવૃત્તિકાળ ૧૮૫૦ થી ૧૮૮૬ ગણી શકાય. ૧૮૫૧માં બુદ્ધિવર્ધક સભામાં તેણે મંડળી મળવાથી ફાયદાનું ભાષણ આપ્યું. ત્યારથી માંડીને ૧૮૮૬માં તેનું અવસાન થયું ત્યાં સુધી તેણે સતત દેશહિતાર્થે મથન કર્યું. ૧૮૫૮માં ૨૫ વર્ષની વયે નર્મદે પોતાનું સમગ્ર જીવન આ દેશને સમર્પણ કર્યું. " શેર બાજરી તો મળી રહેશે " કહી તેણે પોતાનું માથું કલમને ખોળે મૂક્યું. હિંદમાં એક યુગ ૧૮૫૭ ના બળવાની સાથે આથમ્યો અને નવો યુગ '૫૮ થી બેઠો. જૂના યુગમાં શસ્ત્રના બળથી સ્વદેશનું રક્ષણ કરવાનું હતું. પ્રતાપ, શિવાજી, ટિપુ સુલતાન, મહારાણી લક્ષ્મીબાઇ તે યુગના નેતાઓ હતાં. તેમણે સ્વદેશ માટે જુદ્ધરમણ કર્યું, પણ તેમાં હમેશાં પરાર્થની સાથે સ્વાર્થ જોડાએલો હતો. વળી તે સર્વ રાજકુળનાં હતાં.

નવા જમાનામાં શસ્ત્રવિનાનાં યુદ્ધો ખેલવાનાં છે. તેના પહેલા વીર થવાનું માન આપણા દેશમાં નર્મદને ઘટે છે. મધ્યમ વર્ગમાંથી નીકળી આવેલો, પ્રજાની સેવામાં પોતાના સ્વાર્થનું બલિદાન આપનાર તે પ્રથમ ગુર્જર નેતા હતો. નર્મદને માટે એ શબ્દ જ યોગ્ય છે, જો કે સામાન્ય રીતે આપણે તેને ભલે સુધારક કહીએ. વળી નર્મદ ગુજરાતનો પહેલો અને હજુ સુધી તો એકલો જ નેતા છે, એમ કહી શકાય.

અંગ્રેજી સમયમાં ગુજરાતે ત્રણ મહાપુરુષો ઉત્પન્ન કર્યા: નર્મદ, દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધી. તેમાં દયાનંદે ગુજરાતમાં જન્મી મુખ્યત્વે પંજાબમાં અને સામાન્ય રીતે હિંદમાં પોતાનો સંદેશ પહોંચાડવા પ્રયાસ કર્યો. ગાંધીજીનો સત્ય અને અહિંસાનો સંદેશો આખા જગત માટે છે, જો કે તેને હાલ ઝીલે છે હિંદ; પણ નર્મદ ગુજરાતમાં જીવ્યો, ગુજરાત માટે જીવ્યો, તેણે ગુજરાતી ભાષા દ્વારા ગુજરાતને સંદેશો આપ્યો, જે ગુજરાત

* નર્મદ શતાબ્દી પ્રસંગે અમદાવાદમાં અપાએલું વ્યાખ્યાન.

હજુ પણ ઝીલે છે; જેની પ્રતીતિ અત્યારની પ્રચંડ સભા અને સ્થળે સ્થળે ઉજવાઈ રહેલી નર્મદશતાબ્દીનો ઉત્સવ સચોટ રીતે આપે છે.

ગયા સૈકાના મધ્યભાગમાં આપણા દેશમાં અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી લોકોના પરિચયને લીધે એક મહાન ચળવળ ઉત્પન્ન થઇ, જેને "સુધારો" એવું નામ આપવામાં આવે છે. નર્મદાશંકર સુધારાને બદલે વારંવાર ઉત્કર્ષ શબ્દ વાપરે છે તે તેનો પોતાનો ઉદ્દેશ વધારે સારી રીતે દર્શાવે છે. કવિનું દેશભક્ત હૃદય આપણા દેશની હીન દશા જોઇ કકળી ઊઠ્યું અને તેનો ઉત્કર્ષ કરવા માટે પોતાનું જીવન સમર્પવા નિશ્ચય કર્યો.

ધર્મ, રાજ્ય અને સમાજનાં બંધનો, દેશીઓની પ્રગતિને અવિરોધતા વહેમકોટો તોડી પાડવા માટે તેણે પોતાની જોશીલી જીભ અને કારમી કલમમાંથી દેશદાઝની આગથી ભભૂકતા તોપગોળા છોડવા માંડ્યા.

"વૈધવ્ય ચિત્ર"ની કવિતાથી કવિએ વિધવાવિવાહના પ્રશ્નને ઘેરઘેર ચર્ચાતો કરી મૂક્યો. "હિંદુઓની પડતી" માં પરદેશગમન, ભક્ષ્યાભક્ષ્ય, જોષ, જાદુમંત્ર, જ્ઞાતિબંધન, બાળલગ્ન વગેરે સર્વ સામાજિક પ્રશ્નો વિષે લખતાં કવિ દેશની દુર્દશા પર દર્દભર્યા હૃદયે આંસુ ઢાળે છે; ત્યારે દેશી રાજાઓ, પરદેશી રાજ્યનીતિ અને ધર્મગુરુઓના અન્યાયો વર્ણવતાં તે જ હૃદયમાંથી ભભૂકતી જ્વાળાઓનાં દર્શન થાય છે, જાણે કે સાગર માંહેનો વડવાનલ. કવિએ સુધારાના એકેએક વિષય ઉપર આવી જ લાગણી અને આટલા જ જુસ્સાથી લખ્યું છે. પણ કવિ માત્ર લખીને જ બેસી રહ્યા ન હતા. "યાહોમ કરીને પડો" કહેનાર કવિ સુધારાના આચરણમાં પણ કોઇથી પાછળ ન હતા.

૧૮૬૦માં કવિ સુધારકસૈન્યના સેનાની બન્યા. વૈષ્ણવ મહારાજ જદુનાથજી મુંબઇ આવ્યા તે સમયે નર્મદાશંકરે તેમને વિધવાવિવાહ વિષે શાસ્ત્રાર્થ કરવા આહ્વાન કર્યું, અને શાસ્ત્રમાં વિધવાવિવાહની મંજૂરી છે એવું ભરી સભામાં સિદ્ધ કરી આપીશ એવાં હસ્તપત્રો પ્રજામાં વહેંચ્યાં. જદુનાથજીએ નિમંત્રણ કબૂલ રાખ્યું અને સભા બોલાવી. તેમાં જો કે મહારાજ યુક્તિથી છટકી ગયા, પણ નર્મદની હિંમત ચોમેર વખણાઇ, અને તે યોગ્ય જ હતું. જદુનાથજી મહારાજની સામું થવું તે જેવી તેવી વાત ન હતી. આ પ્રસંગે ભાટિયા ભાવિકોના રાખેલા ભૈયાઓથી કવિનો જીવ જોખમમાં આવી પડ્યો, પણ આખા મુંબાઇ અને સમસ્ત ગુજરાતમાં જેના બાહુબળની હાક વાગતી હતી તે કવિના મિત્ર તાલીમબાજ બાવા કિસનદાસની કુમકથી કવિ સહીસલામત રહ્યા.

કવિને જેમ મૃત્યુનો ભય ન હતો, તે જ પ્રમાણે પોતાને જે સત્ય લાગે તે કરવામાં તે લોકાપવાદથી પણ જરાએ ડરતા નહિ; એટલું જ નહિ પણ "તમારાથી થાય તે કરી લો, હું મારા મનનું ધાર્યું કરીશ." એ પ્રમાણે લોકોને આહ્વાન આપવામાં તેમને રસ આવતો. તેથી તેમણે ૧૮૬૫-૬૬ માં એક સ્વજ્ઞાતિની વિધવાને પોતાના ઘરમાં આશ્રય આપ્યો. આનું કારણ કેટલાક કવિની વિલાસવૃત્તિ હતું એમ ગણે છે. પણ વિલાસી મનુષ્ય આ પ્રમાણે ઉઘાડી રીતે સમાજની વિરુદ્ધનું આચરણ કરતો નથી. તેનાં કૃત્યો ખાનગી હોય છે. નર્મદાશંકરના આ ખુલ્લા વર્તનથી તેમના જ્ઞાતિબંધુઓ ગુસ્સે થયા અને તેમને સહકુટુંબ નાતબહાર મૂક્યા. આ બાબતનું સમાધાન થોડા વખતમાં થઇ ગયું. પણ કવિ એમ લીધી

# સુધારાવીર નર્મદ*

સુધારક નર્મદ વિષે લગભગ વીસ મિનિટ આપની સમક્ષ મારે બોલવું એવા ગુજરાત સાહિત્ય સભાના ફરમાનથી હું આજે આપની સમક્ષ ઊભો થયો છું.

પ્રેમશૌર્યથી અંકિત કસુંબલ ઝંડો ફરકાવી ત્રીસ પાંત્રીશ વર્ષ સુધી ગુર્જરમંડળની મોખરે રહી ઝૂઝનાર એ સુભટના જુદ્ધરમણને ન્યાય આપવા માટે ત્રીસ પાંત્રીશ મિનિટ તો જોઇએ ને ? પણ આપણી પાસે વિવિધ કાર્યક્રમ છે, અને અન્ય વિદ્વાન વક્તાઓ બોલવાના છે, એટલે ૧૫–૨૦ મિનિટમાં એ વીરને જે કાંઇ અલ્પ અંજલિ આપી શકાય તે આપવી એમ માની હું ઉદ્યુક્ત થયો છું. અને આવી સાક્ષરશ્રાદ્ધની તક આપવા માટે હું સાહિત્ય સભાનો ઋણી છું.

નર્મદનો પ્રવૃત્તિકાળ ૧૮૫૦ થી ૧૮૮૬ ગણી શકાય. ૧૮૫૧માં બુદ્ધિવર્ધક સભામાં તેણે મંડળી મળવાથી ફાયદાનું ભાષણ આપ્યું. ત્યારથી માંડીને ૧૮૮૬માં તેનું અવસાન થયું ત્યાં સુધી તેણે સતત દેશહિતાર્થે મથન કર્યું. ૧૮૫૮માં ૨૫ વર્ષની વયે નર્મદે પોતાનું સમગ્ર જીવન આ દેશને સમર્પણ કર્યું. " શેર બાજરી તો મળી રહેશે " કહી તેણે પોતાનું માથું કલમને ખોળે મૂક્યું. હિંદમાં એક યુગ ૧૮૫૭ ના બળવાની સાથે આથમ્યો અને નવો યુગ '૫૮ થી બેઠો. જૂના યુગમાં શસ્ત્રના બળથી સ્વદેશનું રક્ષણ કરવાનું હતું. પ્રતાપ, શિવાજી, ટિપુ સુલતાન, મહારાણી લક્ષ્મીબાઇ તે યુગના નેતાઓ હતાં. તેમણે સ્વદેશ માટે જુદ્ધરમણ કર્યું, પણ તેમાં હમેશાં પરાર્થની સાથે સ્વાર્થ જોડાએલો હતો. વળી તે સર્વ રાજકુળનાં હતાં.

નવા જમાનામાં શસ્ત્રવિનાનાં યુદ્ધો ખેલવાનાં છે. તેના પહેલા વીર થવાનું માન આપણા દેશમાં નર્મદને ઘટે છે. મધ્યમ વર્ગમાંથી નીકળી આવેલો, પ્રજાની સેવામાં પોતાના સ્વાર્થનું બલિદાન આપનાર તે પ્રથમ ગુર્જર નેતા હતો. નર્મદને માટે એ શબ્દ જ યોગ્ય છે, જો કે સામાન્ય રીતે આપણે તેને ભલે સુધારક કહીએ. વળી નર્મદ ગુજરાતનો પહેલો અને હજુ સુધી તો એકલો જ નેતા છે, એમ કહી શકાય.

અંગ્રેજી સમયમાં ગુજરાતે ત્રણ મહાપુરુષો ઉત્પન્ન કર્યા: નર્મદ, દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધી. તેમાં દયાનંદે ગુજરાતમાં જન્મી મુખ્યત્વે પંજાબમાં અને સામાન્ય રીતે હિંદમાં પોતાનો સંદેશ પહોંચાડવા પ્રયાસ કર્યો. ગાંધીજીનો સત્ય અને અહિંસાનો સંદેશો આખા જગત માટે છે, જો કે તેને હાલ ઝીલે છે હિંદ; પણ નર્મદ ગુજરાતમાં જીવ્યો, ગુજરાત માટે જીવ્યો, તેણે ગુજરાતી ભાષા દ્વારા ગુજરાતને સંદેશો આપ્યો, જે ગુજરાત

* નર્મદ શતાબ્દી પ્રસંગે અમદાવાદમાં અપાએલું વ્યાખ્યાન.

હજુ પણ ઝીલે છે; જેની પ્રતીતિ અત્યારની પ્રચંડ સભા અને સ્થળે સ્થળે ઉજવાઈ રહેલી નર્મદશતાબ્દીનો ઉત્સવ સચોટ રીતે આપે છે.

ગયા સૈકાના મધ્યભાગમાં આપણા દેશમાં અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી લોકોના પરિચયને લીધે એક મહાન ચળવળ ઉત્પન્ન થઇ, જેને " સુધારો " એવું નામ આપવામાં આવે છે. નર્મદાશંકર સુધારાને બદલે વારંવાર ઉત્કર્ષ શબ્દ વાપરે છે તે તેનો પોતાનો ઉદ્દેશ વધારે સારી રીતે દર્શાવે છે. કવિનું દેશભક્ત હૃદય આપણા દેશની હીન દશા જોઇ કકળી ઊઠ્યું અને તેનો ઉત્કર્ષ કરવા માટે પોતાનું જીવન સમર્પવા નિશ્ચય કર્યો.

ધર્મ, રાજ્ય અને સમાજનાં બંધનો, દેશીઓની પ્રગતિને અવિરોધતા વહેમકોટો તોડી પાડવા માટે તેણે પોતાની જોશીલી જીભ અને કારમી કલમમાંથી દેશદાઝની આગથી ભભૂકતા તોપગોળા છોડવા માંડ્યા.

"વૈધવ્ય ચિત્ર"ની કવિતાથી કવિએ વિધવાવિવાહના પ્રશ્નને ઘેરઘેર ચર્ચાતો કરી મૂક્યો. "હિંદુઓની પડતી" માં પરદેશગમન, ભક્ષ્યાભક્ષ્ય, જોષ, જાદુમંત્ર, જ્ઞાતિબંધન, બાળલગ્ન વગેરે સર્વ સામાજિક પ્રશ્નો વિષે લખતાં કવિ દેશની દુર્દશા પર દર્દભર્યા હૃદયે આંસુ ઢાળે છે; ત્યારે દેશી રાજાઓ, પરદેશી રાજ્યનીતિ અને ધર્મગુરુઓના અન્યાયો વર્ણવતાં તે જ હૃદયમાંથી ભભૂકતી જ્વાળાઓનાં દર્શન થાય છે, જાણે કે સાગર માંહેનો વડવાનલ. કવિએ સુધારાના એકેએક વિષય ઉપર આવી જ લાગણી અને આટલા જ જુસ્સાથી લખ્યું છે. પણ કવિ માત્ર લખીને જ બેસી રહ્યા ન હતા. " યાહોમ કરીને પડો " કહેનાર કવિ સુધારાના આચરણમાં પણ કોઈથી પાછળ ન હતા.

૧૮૬૦માં કવિ સુધારકસૈન્યના સેનાની બન્યા. વૈષ્ણવ મહારાજ જદુનાથજી મુંબઇ આવ્યા તે સમયે નર્મદાશંકરે તેમને વિધવાવિવાહ વિષે શાસ્ત્રાર્થ કરવા આહ્વાન કર્યું, અને શાસ્ત્રમાં વિધવાવિવાહની મંજૂરી છે એવું ભરી સભામાં સિદ્ધ કરી આપીશ એવાં હસ્તપત્રો પ્રજામાં વહેંચ્યાં. જદુનાથજીએ નિમંત્રણ કબૂલ રાખ્યું અને સભા બોલાવી. તેમાં જો કે મહારાજ યુક્તિથી છટકી ગયા, પણ નર્મદની હિંમત ચોમેર વખણાઇ, અને તે યોગ્ય જ હતું. જદુનાથજી મહારાજની સામું થવું તે જેવી તેવી વાત ન હતી. આ પ્રસંગે ભાટિયા ભાવિકોના રાખેલા ભૈયાઓથી કવિનો જીવ જોખમમાં આવી પડ્યો, પણ આખા મુંબાઇ અને સમસ્ત ગુજરાતમાં જેના બાહુબળની હાક વાગતી હતી તે કવિના મિત્ર તાલીમબાજ બાવા કિસનદાસની કુમકથી કવિ સહીસલામત રહ્યા.

કવિને જેમ મૃત્યુનો ભય ન હતો, તે જ પ્રમાણે પોતાને જે સત્ય લાગે તે કરવામાં તે લોકાપવાદથી પણ જરાએ ડરતા નહિ; એટલું જ નહિ પણ " તમારાથી થાય તે કરી લો, હું મારા મનનું ધાર્યું કરીશ." એ પ્રમાણે લોકોને આહ્વાન આપવામાં તેમને રસ આવતો. તેથી તેમણે ૧૮૬૫–૬૬ માં એક સ્વજ્ઞાતિની વિધવાને પોતાના ઘરમાં આશ્રય આપ્યો. આનું કારણ કેટલાક કવિની વિલાસવૃત્તિ હતું એમ ગણે છે. પણ વિલાસી મનુષ્ય આ પ્રમાણે ઉઘાડી રીતે સમાજની વિરુદ્ધનું આચરણ કરતો નથી. તેનાં કૃત્યો ખાનગી હોય છે. નર્મદાશંકરના આ ખુલ્લા વર્તનથી તેમના જ્ઞાતિબંધુઓ ગુસ્સે થયા અને તેમને સહકુટુંબ નાતબહાર મૂક્યા. આ બાબતનું સમાધાન થોડા વખતમાં થઇ ગયું. પણ કવિ એમ લીધી

વાત મૂકે તેવા ન હતા. તેમણે ફરીથી સ્વજ્ઞાતિની જ બીજી એક વિધવાને આશ્રય આપ્યો. તેથી તેમને જ્ઞાતિ સાથે જે કલહ થયો તે કદી શમ્યો નહિ. આ નર્મદાગૌરી સાથે કવિએ ૧૮૬૯–૭૦ માં ખાનગીમાં પુનર્લગ્ન કર્યું હતું. તે જાહેરમાં થયું હોત તો સારું એમ કહેવાયું છે, પણ નાગરોમાં જીવતી સ્ત્રીએ બીજી લવાતી નથી તેથી કદાચ કવિએ આમ કર્યું હોય. ગમે તેમ પણ કવિની વિધવાઓ સાથેની આ વર્તણૂંક તેમની લાલાઈના કરતાં વીરતા, પ્રેમના કરતાં શૌર્ય વધારે દર્શાવે છે એમ કહેવું જોઈએ.

પ્રખ્યાત મહારાજ લાયબલ કેસ વખતે પણ કવિ કરસનદાસ મૂળજીની પડખે દૃઢતાથી ઊભા રહ્યા હતા, અને કરસનદાસનો વિજય થયો ત્યારે કવિએ ગાયું હતુંઃ—

જે જે જે થયો છે આજ સુધારા તણો જો,
એ એ એ થયો છે આજ વલ્લભ મતનો જો.

આ લીટીઓમાં તમને કદાચ કવિતાનું તત્ત્વ શોધ્યું નહિ જડે, પણ નર્મદ જોસ્સામાં આવતો ત્યારે એવા કવિત્વની દરકાર થોડી જ રાખતો—એમ તો વિધવાવિવાહ વિષે લખતાં "સ્વતંત્રતા"ના કાવ્યમાં ઉત્સાહમાં આવી જઈ કવિએ લખ્યું છેઃ—

હિમ્મતે ન હારી ભાઈ, ઝટ્ટ નાતરાં કરો.

વળી આપણા કવિ અતિ ઉત્સાહમાં માત્ર કવિત્વનાં બંધનો જ તોડતા નથી. લોકો જેને "લાજ મરજાદ" કહે છે તેની પણ તે અવગણના કરે છે. ઋતુવર્ણન વગેરે કાવ્યોમાં અને તેથી વિશેષ તેની ટીકાઓમાં તેમણે નિષિદ્ધ મનાતા શબ્દો ખુલ્લી રીતે લખ્યા છે. તે જ પ્રમાણે મદ્યપાનનાં યશોગાન પણ મુક્તકંઠે ગાયાં છે—જેમકે

ચલો ચલો શું વાર લગાડો ચલો પીવા મોડો;
ચાંદની આતો ખૂબ ખીલી રહી, મસ્ત બની લાડો.

અને

મદ્યમાંસ વ્યવહાર કહ્યાં પાતક મોટાં છે;
નથી વપરાતાં તેમ શક્તિને શૂર કહ્યાં છે.

આ બધી બાબતો જેમ એક તરફથી કવિની બીજાના અભિપ્રાય વિષેની સંપૂર્ણ બેપરવાઈ બતાવે છે તેમ બીજી તરફથી તેમનો અસાધારણ દેશપ્રેમ બતાવે છે. દેશના ઉત્કર્ષ માટે પોતાની જાત, આબરૂ, ધન સર્વસ્વ કુરબાન કરવા તેમનું મન તનમનાટ કરી રહ્યું હતું,* અને તેમની આ ઉત્કટ દેશભક્તિની આકરી કસોટીનો પ્રસંગ પણ તેમના જીવનમાં આવી પહોંચ્યો. તે પ્રસંગ એટલે તેમનું મતપરિવર્તન. કવિએ સુધારક તરીકેની કીર્તિ મેળવવા માટે કદાચ આ બધું કર્યું હોય એવો કોઇ કુતર્ક કરે; તેનો સંભવ કવિએ રહેવા દીધો જ નહિ. પોતાની સુધારક તરીકેની સર્વ કીર્તિ પર પણ ઊંચા દેશાભિમાનથી પ્રેરાઈને તેમણે જાતે કુહાડો માર્યો. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે કવિની ખરેખરી મહત્તા આ

* શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ કવિને દારૂ પી તમે સુધારાવાળાઓની આબરૂ હલકી પાડો છો એમ કહેલું તેના જવાબમાં કવિએ લખ્યું છેઃ " હું કેફ માટે નહિ, પણ દારૂ પીવામાં બાધ નથી, એમ દર્શાવવા માટે પીઉં છું. "

મતપરિવર્તન જાહેર કરવામાં જ રહેલી છે. તે સમજવા માટે કવિ કયા ઉદ્દેશથી પ્રેરાઇને વર્તતા હતા તે જોવું જોઇએ.

નર્મદનો મુદ્રાલેખ "પ્રેમશૌર્ય" તેના જીવનનાં સર્વ કૃત્યોની માફક તેના સુધારાના કાર્યક્રમને પણ બરાબર સમજાવે છે. પ્રેમ એટલે ઐક્ય. સમાજ, ભાષા અને રાજ્યનું ઐક્ય કરવું એ પ્રેમમાંથી ઉદ્ભવે છે. પ્રેમ સૌને સમાન ગણે છે. સ્ત્રીઓ, પુરુષો, બ્રાહ્મણો, ચાંડાલો; કાળા, ગોરા; રાજા, પ્રજા; ગુરુ, શિષ્યઃ સર્વ મનુષ્ય તરીકે સરખા છે. તેથી તેમને સૌને સમાન અધિકાર હોવા જોઇએ. પણ રાજ્ય, સમાજ અને ધર્મના જુલમો આ સમાનતાની આડે આવે છે; એ જુલમો અને તે આચરનાર જાલિમોનો નાશ કરવા માટે પ્રજાએ સંપ કરી શૌર્ય દાખવવું જોઇએ. શૌર્યમાં જુસ્સાની અને શરીરબળની જરૂર છે. તેમાંથી જુસ્સો સુધારાના કામમાં જોડાવાથી આવી શકશે અને બળ મેળવવા માટે કસરત કરવી તથા લશ્કરમાં જોડાવું એવી ભલામણ નર્મદાશંકરે કરી હતી. આ પ્રમાણે પ્રેમ અને શૌર્યથી સામાજિક, ધાર્મિક અને રાજકીય ગુલામીમાંથી છૂટવું એનું નામ સુધારો, એમ નર્મદાશંકર માનતા હતા.

સુધારાના કાર્યક્રમમાં કેળવણી મુખ્ય સ્થાને આવતી. "દેશીઓ ભણો ભણો રે" એ બોધ આપતાં સુધારકો કદી થાકતા નહિ. આ કેળવણીના કામમાં પોતાના સ્વાર્થી ઉદ્દેશ–સસ્તા કારકુનો મેળવવા–થી પ્રેરાઇને સરકારે આગેવાની લીધી અને સુધારાની સભાઓ અને વર્તમાનપત્રોને પણ તેના અમલદારોએ મદદ કરી તેથી સુધારકો સરકારને સુધારાની સાથી માનવા લાગ્યા. રાજકીય, સામાજિક અને ધાર્મિક સુધારો કરવો, તેમાં રાજ્ય તો સારું છે, સુધારાનું સાથી છે, એટલે રાજ્યની મદદથી સામાજિક અને ધાર્મિક સુધારા કરવા, તેથી દેશનો ઉત્કર્ષ થશે એમ બીજા સુધારકોની માફક નર્મદ પણ શરૂઆતમાં માનતો હતો. દલપતરામે લખ્યું હતું:—

આ રાણી સરકારનો, નિર્મળ છે શુભ ન્યાય;<br>પણ બોલ્યા વિણ કોઇનાં, બોર નહિ વેચાય.

એવું નર્મદ પણ માનતો હતો. સરકાર તો આપણને યોગ્ય હક્ક આપવા ખુશી છે, પણ આપણે જ સુધરતા નથી તેથી શું વળે? એવું તેણે શરૂઆતમાં લખ્યું છે. પણ પછી તેણે જોયું કે સામાજિક અને ધાર્મિક સુધારા કરતાં પણ રાજકીય સુધારાની વધારે આવશ્યકતા છે એટલું જ નહિ પણ રાજકીય ઉત્કર્ષરૂપી કૂવામાં હશે તો જ સામાજિક અને ધાર્મિક ઉત્કર્ષરૂપી હવાડામાં આવશે.

તેણે આવો નિશ્ચય શાથી કર્યો તે સમજવા માટે તે સમયની રાજકીય પરિસ્થિતિ જાણવી જોઇએ. નર્મદમાં દેશાભિમાન તો હતું પણ તેણે સામાજિકને બદલે રાજકીય સુધારાને મુખ્ય ગણ્યો તેની જવાબદારી તે સમયની હિંદી સરકારની–મુખ્યત્વે લોર્ડ લીટનની સરકારની–ગણવી જોઈએ. આવકવેરો, લાયસન્સ ટેક્ષ, છાપાંને મોંએ ડૂચો, અફઘાન વિગ્રહથી હિંદને માથે પડેલો આર્થિક બોજો, પ્રજા ગરીબાઈથી પીડાતી હતી તે વખતે થએલ દિલ્હી દરબારનો ઠાઠ વગેરે કારણોથી નર્મદને દેશની રાજકીય પરાધીનતાનો સંપૂર્ણ ખ્યાલ આવ્યો. લગભગ આ જ વખતે તેને સુધારકો અને સુધારાના પ્રચલિત કાર્યક્રમની પોતાની અંદર રહેલ નિર્બળતાની પણ પ્રતીતિ થઇ.

કવિએ સુધારકો પાસેથી બહુ બહુ આશા રાખી હતી, અને પ્રબળ આશાવાદી હોવાથી તેમણે ગુજરાત સુધારામાં આગળ વધશે એવું વારંવાર લખ્યું હતું:—

દિવસ હતો છે રાત, વળી પાછા દી ઉગશે,
તન મન ધન બળ તેહ ફરીથી બ્હાર નીકળશે.
× × ×
બાળલગ્ન નહિ થાય, સ્વયંવરથી પરણાશે.
× × ×
જાતિભેદ ટળી જશે પંથ પાખંડી ઘટશે
એક ધર્મના સર્વ હિંદુઓ તારે બનશે.

આવું આવું લખી તેમણે ગુજરાત ત્રીસ વર્ષમાં કેટલું આગળ વધશે તેની ગણતરી પણ ઉમળકાથી કરી બતાવી હતી.*

પણ કવિનો આ આશાવાદ લાંબો સમય ટક્યો નહિ. ધીમે ધીમે સુધારા ઉપરનો તેમનો વિશ્વાસ ઘટવા લાગ્યો. તેમને તેમાં પોકળતા દેખાઈ. જદુનાથજી સાથેના વાદ વખતે કવિનો જીવ જોખમમાં આવે તેવું લાગ્યું ત્યારે કરસનદાસ બાવા સિવાય કોઈ નર્મદની પડખે રહ્યું નહિ તેથી કવિને સુધારકોની હિંમત વિષે શંકા પડી. ૧૮૬૩–૬૫ ના શેરમેનિયાના સમયમાં તેમણે લોકોને પ્રથમ પૈસા મેળવવાની હોંસમાં અને પછી તે ખોયા તેની નિરાશામાં બ્હાવરા બની ગએલા જોયા. સ્વાર્થ અને બીકથી ઘેરાએલા ગુજરાતીઓમાં હિંમત અને દેશદાઝ પ્રકટાવવા માટે કવિ સુધારક સૈન્યના [1] કડખેદ બન્યા અને વીરરસનાં અનેક કાવ્યો લખ્યાં. શૂરા સેનાનીનું હૃદય તો યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ ઝંખી રહ્યું હતું, પણ તેને નિરુપાયે યુદ્ધ કરવાને બદલે યુદ્ધનાં ગીત ગાવાં પડતાં હતાં.

જ્હેમ જ વનની સાથ સુધારાદિત્ય હસે છે,
ભરતખંડમાં જુદ્ધ કહું ચોમેર મચે છે,
જ્હેમી બહુ ગુજરાત, તહાં સુધારાપક્ષી
સેનાનીમાં એક કવિ નર્મદ છે લક્ષી.
પ્રેમ શૌર્યમાં મગ્ન હાલ કડખેદ બન્યો છે,
ઝંપલાવવા રણે, વાટ તે જોઇ રહ્યો છે.
દાખવવાને હાથ, નથી રણરંગભૂમિ કો,
દેશ, સમય જનરંગ, જોઇ છું મૂજે શીકો.
નથી સેન તૈયાર, એક પણ વાતે હમણાં,
નથી પ્રેમ ને નેમ, શૌર્યનાં તો છે સમણાં.
તો પછી હોયે કેમ, ભલાં હિમ્મત ને સાહસ,
એમ રહું છું હાલ, રડયા વણ્ હોએ શી જશ?

* આવી જ ભવિષ્યવાણી દલપતરામે કથી હતી અને મહાત્માજીએ પણ એક વર્ષમાં સ્વરાજ્યની વાત કહી જ હતી ને !

૧. આ શબ્દનો અર્થ નર્મકોશ કે બીજે નથી એમ કહી રા. વિજયરાય "નર્મદ સ્મારક ગ્રંથ" માં તેનો અર્થ જાણવા માગણી કરે છે. પણ નર્મદે જાતે જ તેનો અર્થ સ્પષ્ટ રીતે લખ્યો છે. "જેમ રજપૂતની સેનાની આગળ કડખા બોલનારા હોય છે ને જેઓને કડખેદ કહે છે તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છઉં." (રસ્તામાં પાછાં પગલાં ન કરવા વિષે—નર્મગદ્ય.)

પણ પોતાનાં "ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું." વગેરે કાવ્યોને મે પાનો ચડાવે એવાં વીરકાવ્યોને કવિએ નિષ્ફળ થતાં જોયાં. "રણમાં પાછાં પગલાં ન કરવાં વિષે" નામના ૧૮૬૪ માં લખેલા નિબંધમાં કવિએ આ પરિસ્થિતિનું બરાબર વર્ણન કર્યું છે. મોટી મોટી ઉમેદો રાખનાર સુધારકોએ પ્રમાણમાં કાંઈ જ કર્યું નથી અને હવે ફરીને પાછા હઠવા લાગ્યા છે એમ દર્શાવતાં કવિએ લખ્યું છેઃ—

એક વાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો ને તેને માટે તૈયારી પર આવી રહ્યા હતા; એક વાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઈ જઈને એજ ઉદ્યોગ કરતા હતા.એક વાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાઈ પીને મંડયા હતા. એક વાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાનપત્રોમાં લખતા હતા. એક વાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાને આહા કેવા ધિક્કારતા હતા. એકવાર આપણે પરસ્પર મળતા ને લોકોપયોગી વિચારો કરતા હતા. એકવાર આપણે આપણું જોર વધારી વહેમી જીવનની ઉપર મોટો ધસારો કરવાની તજવીજ કરવામાં ખંતે રહેતા હતા પણ તે દહાડા કયાં ગયા ? અફસોસ! આજકાલ તો આપણે પૈસાને જ પરમેશ્વર માની પૂજ્યા કરીએ છીએ.

નર્મદાશંકર પ્રથમ માનતા હતા કે લોકો પૈસા કમાવાની ધૂનમાં લાગી ગયા છે એટલે સુધારાનાં કાર્ય તરફ લક્ષ આપતા નથી; પણ પછી તેમને સમજાયું કે સુધારકોમાં જ્ઞાન નથી. તેઓ થોડી પૂંજીએ ઘણું દેખાડે છે. કાયર છતાં શૂરવીર હોવાનો ડોળ કરે છે. આ વગેરે બાબતો કવિના સમજવામાં આવી. પણ આમ છતાં હિંમતથી બહાર પડે તો આ સુધારકો પણ ઘણું કરી શકે તેમ છે, એમ નર્મદાશંકર માનતા હતા. વળી આ સુધારાના સાથીઓ ક્ષણિક નિર્વેદ પામેલા ક્ષત્રિયો નહિ પણ ગળીઆ બળદ જેવા છે એવું કવિને લાગ્યું ત્યારે તે હિંમત હાર્યા નહિ પણ તેમને ચાબખા લગાવવા માટે "ડાંડિયો" નામનું માસિકપત્ર કાઢયું. આ પત્ર કોઇની પરવા રાખ્યા વિના બેધડક લખાણ કરતું તેથી તેનો ડંકો ગુજરાતમાં વાગી રહ્યો, કવિની કલમ વખણાઇ.

આ બધો સમય કવિનો અભ્યાસ તો ચાલતો જ હતો. રાજકીય પરિસ્થિતિ અને સુધારકો તથા સુધારાની સ્થિતિની સાથે આ અભ્યાસે પણ તેમના વિચારપરિવર્તનમાં મદદ કરી.

"રાજ્યરંગ" લખતી વખતે કવિએ ઇતિહાસનાં બસો જેટલાં પુસ્તકો વાંચ્યાં અને આપણા ધર્મના ગ્રંથોનો પણ સારી રીતે અભ્યાસ કર્યો. તેમણે લખ્યું છેઃ—

રાજ્યરંગ લખતાં શ્રુતિ, સ્મૃતિ, પુરાણનો વિષય જાણી લેવામાં આવ્યો. સર્વે લોકોના નિવૃત્તિ-પ્રવૃત્તિના ધર્મ તથા જય-સુખની તુલના કરી લેઈ. અવરયે વેદાન્ત તથા યોગના ગ્રંથોનું અવલોકન કરી સાર જાણી લીધો. અનેક વિચાર કીધા.

આ અભ્યાસ તથા ચિંતનના પરિણામે કવિને લાગ્યું કે કોઈ પણ પ્રજાના રીતરિવાજોમાં એકાએક પરિવર્તન થતું નથી. વળી કવિના સ્વદેશપ્રેમી હૃદયને લાગ્યું કે આપણા આચારવિચારોની નિંદા કરવા કરતાં તેનાં વખાણ કરવાથી પ્રજામાં દેશભક્તિની ભાવના જાગ્રત થવાનો વધારે સંભવ છે. વળી આર્ય સંસ્કૃતિના અભ્યાસને પરિણામે તેમને તેમાં ઘણું અભિમાન લેવા જેવું પણ દેખાયું. જે ધર્મની મદદથી શિવાજી મહારાજ અને ગુરુ ગોવિંદસિંહે જાલીમ સલ્તનત સામે બાથ ભીડી પ્રજાને સ્વાતંત્ર્ય અપાવ્યું હતું, તે જ ધર્મનો પાયો પરદેશી સંસ્કૃતિના મોહમાં પડી પરદેશી રાજ્યની મદદથી ખોદવા પોતે તૈયાર થયા

હતા તે જોઈ કવિને પારાવાર ગ્લાનિ થઈ. તેમને લાગ્યું. "**धर्म एव हतोहन्ति, धर्मो रक्षति रक्षितः**" માટે ધર્મનું રક્ષણ કરી દેશનું રક્ષણ કરવું.

આવાં કારણોથી કવિના વિચારમાં પરિવર્તન થયું. અને પોતાના બદલાએલા વિચારો પ્રજાને જણાવ્યા વિના આ દેશસેવકથી કેમ રહી શકાય? તેથી તેમણે પોતાના નવા વિચારો જુસ્સાદાર રીતે વ્યક્ત કરવાનું શરૂ કર્યું. વળી સુધારાયુગમાં કર્યું હતું તે પ્રમાણે આ સમયે પણ તેમણે પોતાના વિચારોને આચારમાં મૂકવામાં વિલંબ કર્યો નહિ કે હદ રાખી નહિ. કવિના આ સંપૂર્ણ પરિવર્તનથી તેમના પ્રશંસકો આભા બની ગયા. અનેક મિત્રો અને શિષ્યો તેમના વિરોધી થઈ ગયા; પણ તેથી નર્મદ ડગ્યો નહિ. એ વિચારો વિગતમાં લખે વાંધા પડતા લાગે પણ તેમાં તેમણે જે નિર્ણયો કર્યા છે ને સિદ્ધાન્તો સ્થાપ્યા છે તે જોઈ તેમની શક્તિ અને દીર્ઘદૃષ્ટિ માટે ઘણું માન ઉપજે તેવું છે. કવિના આ વિચારો બિલકુલ સાહસિક ન હતા; તેની પછવાડે બહોળો અનુભવ, વિશાળ વાંચન અને ચિંતન હતું. અનુભવ અને વાંચન પાછળ કહ્યું, એટલે હવે ચિંતન વિષે થોડું કહીશ. ૧૮૬૮માં કવિએ લખ્યું હતું:—

રડો રડો મુજ જન, રડો મુજને સહુ આજે;
થયો છઉં લાચાર, થતું નથી કંઇ તમ કાજે.
જેમ જાણું હું દુઃખ તમારૂં મારે વ્હાલાં;
તમે ન જાણો તેમ, ભરેલાં સર્વે નાળાં.
× × ×
ઠરો તમે સહુ અહિં, ડાડને ઓથે વ્હાલાં;
હું જઇ ઓગું ગામ, એથી સહુ રૂડાં વાનાં.

નર્મદે સુધારાનો રસ્તો ચારે બાજુએથી રૂંધાએલો જોયો; નાયકોને થાકી ગએલા દીઠા; પણ પ્રવૃત્તિપરાયણ અને કોમળ સ્વભાવ હોવાથી પ્રાણ લગી ઝૂઝવાનો તેણે નિશ્ચય કર્યો. ૧૮૬૯ થી ૧૮૭૬ સુધીનાં સાત વર્ષ નિવૃત્તિ અને પ્રવૃત્તિના સ્વધર્મ પર ધર્મ ખોળવામાં અને પોતાના માટે તથા દેશના માટે નક્કી કરવામાં કવિએ ગાળ્યાં, અને આ લાંબા વાંચન અને ચિંતનને અંતે તેમને લાગ્યું કે પોતાને નવો માર્ગ જડ્યો છે, (આ નિર્ણયમાં તે સમયની રાજકીય સ્થિતિએ અસર કરી હતી) એટલે તેમણે હાકલ કરીઃ—

હિંદુ પ્રવૃત્તિ નબળીને યુરોપની જાતિએ સબળી કરવી એવો અમારો ઉદ્યમ પ્રથમ હતો, બીજા સૌ સુધારાવાળાની સાથે; યોજના હાનિ કરનારી થઇ છે એમ અમે પાછળથી જાણ્યું; તે સાથીઓને કહીએ છીએ. હવે હિંદુ નિવૃત્તિ નબળી તેને સબળી કરવાને ઉદ્યમી છીએ, સમજીને કે એમ થશે તો એની સાથે અનાયાસે પ્રવૃત્તિ પણ સબળી થશે.

હવે પછી તેમણે દેશોત્કર્ષનો પંચવિધ કાર્યક્રમ બતાવ્યો:

(૧) સંપૂર્ણ સ્વાતંત્ર્ય; (૨) કાયદેસર હિલચાલ; (૩) સ્વદેશીને ઉત્તેજન; (૪) ધર્મ-સમાજનો સુધારો; (૫) હિંદીઓનું ઐક્ય. આ માર્ગે હિંદ હજુ પણ પળે છે, તે કવિની અસામાન્ય દૂરંદેશી દર્શાવે છે.

આ પ્રમાણે કવિનું સંરક્ષક અને ઉચ્છેદક સ્વરૂપ આપણે જોયું. પણ તેમનું સર્જક-સ્વરૂપ હજુ બાકી રહે છે. તે જ મુખ્ય છે. તે સ્વરૂપે તેમણે આપણી ભાષા અને સાહિત્યના "સુધારા" માં જે ફાળો આપ્યો છે તે યુગપ્રવર્તક ગણાય. તે જ અર્વાચીન ગુજરાતી સાહિત્યનો ઘડનાર છે.

સમગ્ર રીતે જોતાં લાગ્યા વિના રહેશે નહિ કે યોગ્ય રીતે જ તેને "અર્વાચીન મન્વન્તર મનુ" એવું નામ આપવામાં આવ્યું છે.

નવલરામ જ. ત્રિવેદી

# "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ

૨

**આ** ધર્મ કયો ? ગોવર્ધનરામે એ ધર્મને મહાભારતની સમસ્યાઓ કરી સમજાવ્યો છે. તેથી આપણને તે દુર્ગમ થઈ જાય છે. પણ તે ધર્મ લોકસંગ્રહનો લોકકલ્યાણનો જ છે. એ માટે હિંદપુત્રોએ સ્વાવલંબી થવાની જરૂર છે.

યુરોપના રંગનો અનુભવ તો સાધનરૂપે જ તેમણે વિચારવાનો છે. "શ્રીકૃષ્ણે યુદ્ધનો ત્યાગ ન કરવાનું અર્જુનને સમજાવ્યું ત્યારે અશ્વત્થામાએ–( ચોથો ભાગઃ પા. ૧૭૯–૧૮૧– ) બ્રહ્મરાક્ષસે જ્ઞાનનું ઐહિક ફળ ધર્મમાત્રનો ત્યાગ કરવામાં જ સમજાવ્યું છે. અને ધર્મના શરીરમાં કોઈક અન્ય જીવને જ વસાવ્યો છે. અહંતા ને મમતાનો નાશ થાય ને તેના નાશની કૃતકૃત્યતા આવિર્ભાવ પામે તે રજોગુણનો નાશ છે ને તે યોગ્ય છે. પણ એ નિમિત્તે લોકસંગ્રહની નિષ્કામ ક્રિયાઓથી નિવૃત્ત થવું એ તો સાત્ત્વિક વૃત્તિને સ્થાને તામસી તંદ્રાનો વિકાસ ગણી લેવો. એ વિકાસ નથી ઇચ્છયો વ્યાસે, નથી ઇચ્છયો કૃષ્ણે; ને નથી ઇચ્છયો રામે કે જનકે " અને પાસેના જ કોઈ ભવિષ્યમાં ગોવર્ધનરામ નજર કરતા હોય તો તે કહે છે કે " એવો ધર્મ સમજનાર " એક નીકળશે તો તેવા બીજા અનેક પુત્રો સમર્થ–( ચોથો ભાગ પા. ૧૮૨)–થશે ને ઉપદેશ લેશે. એ કર્તવ્યતાનું ભાન કેવું હોવું જોઈએ ? તે ક્રિયાહીન સુખજ્ઞાન નથી, જ્ઞાનહીન કર્મ નથી, નીતિહીન ભક્તિ નથી, કેવળ પરલોકવાચક ક્રિયા નથી, કેવલ ફલાન્વેષી નીતિ નથી, તે ટૂંકામાં કહેવામાં આવે તો કર્મમાં કૌશલ છે.

પણ આ ધર્મભાવના જુદી જ થશે. પરશુરામનો સૂક્ષ્મ દેહ, જેને સરસ્વતીચંદ્ર Spirit of Harmony, Life of life, (–ચોથો ભાગઃ પા. ૧૮૪–) પરમ જ્યોતિનો બ્રાહ્મણાવતાર કહે છે, તે સરસ્વતીચંદ્રને અને કુમુદને જણાવે છે તેમ (ચોથો ભાગઃ પા. ૧૯૫–૧૯૬) નવા યુગમાં એટલે વીસમી સદીમાં બ્રાહ્મણબુદ્ધિએ રચેલાં યજ્ઞોપવીત હૃદય બહાર નહિ પણ હૃદયની માંહ્ય ધરનારા બ્રાહ્મણો અનેક દેશે અનેક વેશે આ સંસારનું સામ્રાજ્ય કરશે ને પાંડવરૂપ પંચાગ્નિની સાધના કરશે. " હવે મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય પાળશે, શરીરમાં, ધૈર્યમાં અને શૌર્યમાં ક્ષત્રિય થશે, દક્ષતામાં અને વ્યવહારમાં વૈશ્ય થશે, લોકસેવામાં શૂદ્ર થશે, અને મનોવૃત્તિમાં, વિકારહીનતામાં, નિરહંકારમાં, વિદ્યામાં, બુદ્ધિમાં, તપમાં, આર્યતામાં અને તેજમાં બ્રાહ્મણ થશે, અને મનુષ્યમાત્રમાં હું વસીશ, અને મારા ચારે હસ્તથી દરેક મનુષ્યમાં ચાર વર્ણ અને પાંચ પાંડવના ઉત્કર્ષ આવી રીતે ઊંચા કરી રાખીશ." "હવેના યુગમાં ક્ષત્રિયત્વ નાશ નહિ પામે, પણ બ્રાહ્મણત્વના ઉપકારક સાધનરૂપે સર્વ મનુષ્યોમાં ક્ષત્રિય તત્ત્વ રહેશે, ને બ્રાહ્મણત્વની આજ્ઞાથી સર્વ મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર સર્વત્ર શાંત થઈ જશે."

ઉપરથી જોઈ શકાશે કે મહાભારતની અવનવી સમસ્યાઓમાં પશ્ચિમના રંગો પૂરતાં આર્યોની પુરાણુ વર્ણાશ્રમવ્યવસ્થા ગોવર્ધનરામના હાથમાં સર્વ કાળની સમાજ-વ્યવસ્થારૂપે થઈ ગઈ હતી.

ઓગણીસમી સદીના વિચારોનું અમૃત હિંદુસ્તાનના પુરાણુા રાજકારણમાં રેડી ગોવર્ધન-રામે વીસમી સદીના આપણુા રાજકારણુને ઉપર બતાવ્યું તેવી દિશામાં વહેતું કલ્પ્યું હતું. તે જ સાથે ઓગણીસમી સદીના રાજકારણનાં કેટલાંક પરિણામોનું પણ તેમણે આપણુને દર્શન કરાવ્યું છે. તે વખતના બધા મુત્સદ્દીઓના માનવા પ્રમાણે ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધના આ સમર્થ ગુજરાતી ચિંતકે ઇંગ્લંડનો ને રશિયાનો વિગ્રહ વિચાર્યો હતો. અને એશિયાની તે વખતની બે મોટી સત્તાઓ—ઇંગ્લંડ ને રશિયા—ના તેજથી તેઓ પૂરા અંજાઈ ગયા હતા. પરશુરામ કહે છે તેમ (ચોથો ભાગઃ પા. ૬૯૧–૬૯૨) " આ યુગમાં આ શૈલાધિરાજ હિમગિરિની બે પાસનો પ્રદેશ કપિલોક ને ઋક્ષલોક વહેંચી લઇને ભોગવે છે. અને કપિલોક તેની દક્ષિણુમાં છે, તો ઋક્ષલોક ઉત્તરમાં છે. કપિલોક વાનરલોક છે, તારા (હિંદના) નરલોકથી જુદા છતાં નરધર્મમાં મળતા છે ને ચતુરતામાં ને વ્યવસ્થામાં વધતા છે. ઋક્ષલોક કઠોર છે, અને નરધર્મમાં ઘણા પશ્ચાત્ છે, પણ તેમણે બેટેલા પ્રદેશમાં તેમનાં જેવાં જ અન્ય પ્રાણીઓ વસે છે તેમાં તે શ્રેષ્ઠ છે. રામાવતારમાં કપિ અને ઋક્ષ, ધર્મના એક રથના બે અશ્વ હતા, આજના કાળમાં તેમના વર્ણભેદ ને ચાતુર્યભેદને લીધે તેઓ જુદા વસે છે. તેઓ પરસ્પર મિત્ર છે કે શત્રુ છે તે વિષે તેઓ સંશયમાં છે, ને આ અવિશ્વાસના યુગનું બળ તેમને શંકિત રાખે છે. "

ઓગણીસમી સદીનું બીજું લક્ષણ આંતરરાષ્ટ્રીય સહકાર કહીએ તો ચાલે. એ સહ-કાર, એ સમજૂતી, યુરોપ, એશિયા ને અમેરિકા એ ત્રણેય ખંડોની સંસ્કૃતિઓને સંસ્કૃતિ-રૂપે સમજવાથી પેદા થયાં હતાં. યુરોપના અનેક વિચારકો આ સહકારના ક્ષેત્રને વધારે સુવાસિત ને ફલિત કરવા ઇચ્છતા હતા. તેમને યુરોપનાં રાજ્યોના મુત્સદ્દીઓના રણુનાદો ગમતા નહોતા ને વેપારથી અને સાયન્સના વિકાસથી, એ સુવાસ વધારે પ્રસરશે તેમ તેઓ માનતા હતા. યુરોપની પ્રજાઓ રાષ્ટ્રીયરાજ્યવ્યવસ્થા સ્થાપી ભ્રાતૃભાવે રહેશે એવી તેમની આશાઓ હતી. એ અભિલાષાઓ ઉચ્ચ હતી, પણ તે વ્યવહારમાં અનુભવી શકાય તેવી નહોતી એ તેઓ સમજતા હતા. છતાં તે ઉદાત્ત વિચારોનું સ્પષ્ટીકરણ તે વખતે પણ થતું હતું ને અત્યારે લીગ ઑફ નેશન્સ વગેરે સંસ્થાઓ, ને ટાગોર, ગાંધીજી, રોલાં, રસેલ, લેસ્કી વગેરે પુરુષો જે પરસ્પર સમાનતા નહિ તો સુલેહ ઇચ્છી રહ્યા છે તે સુલેહ વીસમી સદીમાં પ્રવર્તશે તેમ તે વખતના વિચારકો માનતા હતા. તે પુખ્ત વિચારોની છાયા

---

નોંધઃ— ગોવર્ધનરામે મનમાં એમ ધાર્યું હોય કે આયર્લેંડ માફક હિંદ ઇંગ્લંડ પાસેથી સારા અધિકારો માત્ર કોઈ બળવાન પરરાજ્ય સાથેના યુદ્ધ વખતે જ કઢાવી શકે. જો આ માન્યતા હોય તો તે તેમનું ચોખ્ખું દર્શન સાબીત કરે છે. પણ એવી માન્યતા તેઓ જાહેર કેમ મૂકી શકે ? તેથી તેમણે નિઃશસ્ત્રતા વગેરે ચર્ચ્યા હશે. આ મત માટે પુષ્ટિ એક રીતે ખાસ મળે છે. આપી વાતો—પોપટ એટલે ક્ષાત્રતેજનો દાસ થયો છે એવો સામંત—ઊભી કરે છે.

"સરસ્વતીચંદ્ર" માં અનેક ઠેકાણે જોવામાં આવે છે. વસ્તુતાએ શાંત યુગના વ્યવહારથી પરતંત્ર ને શસ્ત્રહીન હિંદુસ્તાન સ્વતંત્ર ને ક્ષાત્ર થશે તેમ ગોવર્ધનરામ સ્થળે સ્થળે કહેતા જણાય છે. રત્નનગરીનો બહાદૂર પણ ઈંગ્રેજ સત્તાના પરિપાકથી સમશેર મ્યાનમાં ખેંચી લીધી છે તેવો સામંત રજપૂત પોપટરૂપે ચકોર પક્ષી એટલે ફ્રાન્સને નેપોલિયનના યુગની યાદ દેવરાવે છે. ત્યારે અભિમાની ફ્રાન્સ દેશનો વિચાર ગોવર્ધનરામને શું સૂચવે છે તે જોઈએ. તેઓ કહે છે કે (ચોથો ભાગ: પા. ૬૨૪-૨૫) જે લોક અને પ્રાણીઓ આજ શસ્ત્ર ધરે છે તેમનાં અસ્ત્રો જ તેઓના હાથમાંથી ખરી પડશે. એક કાળ એવો આવશે કે જ્યારે સર્વ પૃથ્વીમાં એક શાંત ચંદ્રિકા પ્રકાશશે અને મનુષ્યને હાથે મનુષ્યનું શરીર ક્ષત નહિ થાય. ક્ષત્રતા ક્ષત કરવામાં નથી પણ ક્ષતથી ત્રાણ કરવામાં છે. **क्षतात्किलत्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनाधिरूढः**–એ (તારા-દેશનું) વાક્ય સર્વ પૃથ્વીમાં સત્ય થશે અને કેવલ સત્ય, ન્યાય, અને શાંતિનો યુગ થોડા કાળમાં પ્રવર્તશે. પણ આ કલ્યાણયુગનું બેસવું સરલ નહોતું, તે ગ્રંથકાર બરોબર સમજતા હતા. યુરોપનાં રાજ્યોનાં વધતાં જતાં લશ્કરો, તેમની પ્રજાની સ્પર્ધાઓ, તેમના આગેવાનોની અધીરાઈઓ, પ્રજાબળને અયોગ્ય ક્ષાત્ર દીક્ષા આપ્યા પછી તેથી ફાટી નીકળતો મહાવિપ્લવ, તેના સમાજ ઉપર થતા ભયંકર ને અણધાર્યા વિકારો, એવાં ભીષણ પરિણામોની તેમની અજ્ઞાનતા એવા બ્રાહ્મયુગની ઉષાને પ્રકટ થવા દેતાં નહોતાં ને હજુ પણ દશા તેવી જ છે. તેથી જ ગોવર્ધનરામ વિકટર હ્યુગો ને ઝોલા જેવા સમર્થ વિચારકોના માનસને આપણી સમક્ષ મૂકતાં કહે છે કે (ચોથો ભાગ: પા. ૬૨૬) "એ કલ્યાણયુગના આગમન પહેલાં આ વહી જતા યુગમાં જાદવાસ્થળી થશે; દીવો હોલાતાં ઝબૂકે, મનુષ્ય મરતો મરતો સન્નિપાત ને ત્રિદોષથી લવવા માંડે, તેમ આ યુદ્ધકાળ ઉન્માદ પામશે ને જગતને કંપાવશે. We shall then witness war's last agony and war will kill war and the spirit of war." જ્યારે સંસાર આમ પ્રસવવેદના ભોગવશે ત્યારે નવો યુગ બેસવાનો. તે કાળે (તારા) દેશનું ભેગું કલ્યાણ થશે." (તેવોજ વિચાર ચોથો ભાગ: પા. ૬૩૮)

ઉપરના મનનમાં એક વાત યાદ રાખવાની જરૂર છે. તે એ છે કે ગોવર્ધનરામે બતાવેલો બ્રાહ્મયુગ ક્ષાત્રતેજ વગરનો નહોતો. બ્રાહ્મયુગ જુદો છે ને ગાંધીજીનો અહિંસામાર્ગ જુદો છે, તે વચ્ચેનો ભેદ નહિ સમજવાથી સારા સારા વિચારકોમાં પણ ભ્રમ ઉત્પન્ન થાય છે. બૌદ્ધ અને જૈન સંપ્રદાયોના અહિંસાધર્મની પ્રરૂપણામાં પણ ક્ષાત્રધર્મનો યુદ્ધવિદ્યાનો અને જરૂર પ્રસંગે પોતાના દેહનો ને વતનનો બચાવ કરવા સામો ઘા કરવાનો આચાર કે વ્યવહાર છોડી દેવામાં આવ્યો નહોતો. એ સંપ્રદાયોમાં સાધુ માર્ગ અને પ્રાકૃત–માર્ગ, એ બન્ને નોખા વિચારવામાં આવ્યા છે અને પ્રાકૃત જનતા માટે, ઉપાસકો માટે, પ્રશંસકો માટે તથા માર્ગાનુસારીઓ માટે ક્ષાત્રધર્મનો વ્યવહાર લાજ્ય નથી એટલું જ નહિ પણ યોગ્ય અને આચારયોગ્ય છે, એમ કહેવામાં આવ્યું છે. તેથી ગોવર્ધનરામે વિચારેલા બ્રાહ્મયુગમાં ગાંધીજીનો અહિંસામાર્ગ કોઇ ધારે તો તે ભૂલ જ થશે. વળી બીજી હકીકત એ છે કે યુરોપના સર્વરાષ્ટ્રીય સુલેહના વિચારમાં અહિંસાનું તત્ત્વ નહિ પણ સર્વરાષ્ટ્રીય સહકારનું તત્ત્વ સમાએલું છે, તેમાં અસહકાર નહિ પણ સહકાર સમાએલો છે; કાયદાઓનું અને આંતરરાષ્ટ્રીય નિયમોનું પાલન સમાએલું છે, તેનો ભંગ સમાએલો

નથી ને તેમાં સમાધનના માર્ગો મૂકવામાં આવ્યા છે. ગોવર્ધનરામના પ્રિય ગ્રંથ મહાભારતમાં કે તેમના પ્રિય ઈંગ્રેજી ને સંસ્કૃત વાઙ્મયમાં કે તે વખતના વિચારોમાં ગાંધીજીનો અહિંસા ધર્મ છતો કે છૂપો ક્યાંય નહોતો. ગોવર્ધનરામ એક સ્થળે તો કુટિલનયનો પણ ઉપદેશ કરે છે. તેઓ કહે છે કે આર્મસ્ટ્રૉંગ ને ક્રપ જેવા તોપોના રચનારા આ ન્યાયે બ્રાહ્મણો જ સમજવા. તેઓ તેમના મતે દ્રોણાચાર્યો ને અશ્વત્થામાઓ હતા, કારણ કે તેમણે વિદ્યાને વિદ્યારૂપે ને કળાને કળારૂપે જાતે સાધી; પણ જ્યારે આ લોકો બ્રાહ્મણો મટી રાક્ષસો થાય-(ચોથો ભાગઃ પા. ૨૪૧-૨૪૨) તેઓ પોતાની સિદ્ધિઓનો ઉપયોગ રાજહિત સામે કરે ત્યારે શ્રીકૃષ્ણ જેવા નયમાં કુશળ માણસોએ તેમના સંહાર માટે ને રાષ્ટ્રદેહના રક્ષણ માટે ઉપાયો વિચારવા જોઇએ. ને ધૃષ્ટદ્યુમ્ન જેવા ધૃષ્ટ માણસોને તૈયાર રાખી તેવા દ્રોણાચાર્યોનો, ને જો જરૂર પડે તો શિખંડી જેવાને તૈયાર રાખી ખુદ પિતામહ-ભીષ્મ-ના દેહનો પણ સંહાર કરવો જોઇએ,—જો તે ભીષ્મ-એ પુરાણુ અનુભવ-એ જ્ઞાન, અનુભવ વગેરે ખરા રાજાની સોબતમાં ન રહેતાં ખોટા રાજાના સાથમાં ચાલ્યાં જાય તો.

હિંદે પોતાનો ધર્મ સમજવો, બ્રાહ્મણયુગને સમજી લેવો, ને ઈંગ્લંડની મૈત્રી કરી તેની પાસેથી શસ્ત્રના ઉપયોગ વગર સ્વરાજ લેવું તે ગોવર્ધનરામનો ઉપદેશ આપણે ઉપર જોયો. પણ આ સ્વરાજ્ય કેવું થવું જોઇએ તેનો વિચાર ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર"માં આપ્યો નથી. વળી ગોવર્ધનરામે મુસ્લીમ સંસ્કૃતિને કે મુસ્લીમોને આખા ગ્રંથમાં ક્યાંય પણ ચર્ચ્યા નથી. એ વખતે મુસ્લીમ સવાલ નહોતો એમ તો કહી શકાય નહિ. ડફરીને મુસ્લીમોને મદદ આપી હતી. સર સૈયદ અહમદે અલીગઢની કૉલેજ સ્થાપી હતી. મુસ્લીમો મોટે ભાગે કોંગ્રેસથી અલગ રહ્યા હતા. ઈંગ્રેજો તેમને ઉત્સાહ આપતા હતા ને હિંદુઓ સામે તેમનો પક્ષ કરતા હતા. લેન્સડાઉનના વખતમાં તો દેશમાં ઠેર ઠેર હિંદુ-મુસ્લીમ બખેડાઓ થયા હતા. ગોવર્ધનરામ જેવા અભ્યાસીને આવી બાબતો અજાણી તો ન જ હોય. વળી હિંદુસ્તાનના પંજાબ જેવા ને બંગાળા જેવા પ્રાંતોમાં મુસ્લીમોની મોટી સંખ્યા હતી. સરહદ ઉપર તો મુસ્લીમો જ હતા. અફઘાનિસ્તાન જેવાં રાજ્યો મુસ્લીમોનાં હતાં. જો કે ત્યાં તે વખતે ઈંગ્રેજી વગ પૂરી હતી. છતાં ભાવિ સ્વરાજ્યની ભૂમિકા પણ ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર" માં મૂકી નથી, પણ તેમની (ગોવર્ધનમાળા મણકો ૩જો નોંધ. પા. ૨૫૨) "ડાયરી"માંથી "ડાયાર્કી" જેવી યુક્તિ આપણને મળી શકે છે; જે વિભાગ શ્રી. કાંતિલાલ પંડ્યાએ પ્રકટ કર્યો છે. એ વિભાગ ઇ. સ. ૧૯૦૪ ના ઑક્ટોબરની પહેલી તારીખે લખાયેલો હતો ને તેમાં માત્ર બ્રિટિશ હિંદ માટે નહિ પણ સંસ્થાનો માટે પણ તેવી યુક્તિનું દર્શન કરવામાં આવ્યું છે. આ દર્શન તેમને રાત્રિના સ્વપ્નમાં થયું હતું.

The King Emperor gave a new constitution to India, *viz.* a cabinet of executive officers, half Indian and half English, free from the control of Home Government. The natives included congressmen. The native princes also allowd to form a house of the principal chiefs for imperial state concerns and to superintend the individual states in place of political agents and superiors.

ગોવર્ધનરામ રાજસ્થાની વિચારમાં ઘણા આગળ ગયા હતા; તેમણે "સરસ્વતીચંદ્ર"માં સમયતંત્ર–સમૂહતંત્ર–કે સંયોગતંત્ર–નો વિચાર આપ્યો છે, અને તેની સમસ્યા મૂકી છે. આ ચર્ચા ચોથા ભાગના ચોથા પ્રકરણમાં છે. અને તેનું શીર્ષક આ પ્રમાણે છેઃ–"દેશીરાજ્યોનો શો ખપ છે ? અને તેમનું શું થવા બેઠું છે ? તેમનો કાંઇ ઉદ્ધાર છે ? રાજસેવકોને મુંબાઇગરાઓ વચ્ચે ઝપાઝપી !!" અને તે સાથે બર્કનું વચન મૂક્યું છે કે What Nnture has disjointed in one way, wisdom may unite in another તથા એક શ્લોક ટાંક્યો છે કેઃ–

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥

સામાન્યતઃ ઓગણીસમી સદીમાં બ્રિટિશ હિંદના ભાવિનો વિચાર થતો; ને કોંગ્રેસ સંસ્થાનોની વાતો કહી કરતી નહિ તે સંસ્થા અનેક વાર સંસ્થાનોના રાજાઓનો પક્ષ કરતી અને રાજસ્થાની પ્રજાનાં દુઃખોથી તેને વ્યથા થતી પણ તે સામે તે પ્રચારકાર્ય ન કરતી. કોંગ્રેસના કેટલાએક આગેવાનો સંસ્થાનોનો તિરસ્કાર કરતા, તેનો ઉચ્છેદ ધારતા અને લૉર્ડ ડેલહાઉસી જેવા ગવર્નર જનરલના કારભારને ઇચ્છતા. તેમને સંસ્થાનોનો કારભાર બ્રિટિશ હિંદની પ્રજાની પ્રગતિ આડે ખૂંચતો; ને તેઓ મધ્યવર્તી સરકારની દરમ્યાનગીરી ઇચ્છતા; પણ સાથે જ અનેક કારણોથી એ દરમ્યાન થવા ઇચ્છતા નહિ. આનાં કારણો શોધવા દૂર જવું પડે એમ નથી. કેટલાએક સંસ્થાનોના વકીલો હતા, કેટલાએક સંસ્થાનોના પ્રજાજનો હતા, કેટલાએક રાજાઓના અંગત મિત્રો હતા; તો કેટલાએક તો રાજાઓની મદદ સ્વીકારતા, કેટલાએક એમ માનતા કે કોંગ્રેસની દરમ્યાનગીરીની જરૂર નથી, કારણ કે સંસ્થાનિક પ્રજા તે માંગતી નથી, ને જે કાર્ય કોંગ્રેસ ન કરી શકે તે કાર્ય મધ્યવર્તી સરકારનું 'પોલિટિકલ' ખાતું કરશે. વળી એ રાજકારણ માત્ર બ્રિટિશ હિંદના રાજકારણમાં સમાઇ જતું. વળી એ વખતના ઈંગ્રેજો રાજસ્થાનોના કારભાર વચ્ચે પડતા ને પ્રજાને બચાવતા તેથી કોંગ્રેસવાળાઓનું રાજકારણ રાજસ્થાનોને સ્પર્શી શકતું નહોતું. પણ ગોવર્ધનરામ વિચારક હતા, અભ્યાસી હતા, દૂરદર્શી હતા, અને તેમને મન બ્રિટિશ હિંદને રાજસ્થાની હિંદ એ કૃત્રિમ વિભાગો માન્ય ન હોતા. તેથી તેમણે રાજસ્થાની હિંદની જન્મપત્રિકા લખવાનો પ્રયત્ન કર્યો ને એ પ્રયત્ન કરતાં તેમણે હવે તુરતમાં પ્રકટ થતા સમવાયતંત્રનું કાંઇક દર્શન કર્યું; જો કે એ દર્શન ચોખ્ખું નહોતું, પૂરું નહોતું, સમગ્ર નહોતું.

પ્રથમ તો ગોવર્ધનરામ એક નાની રા૦ટે૦ કૉન્ફરન્સ દ્વારા આપણને તે બાબતનું દર્શન કરાવે છે. એ પરિષદમાં બ્રિટિશ હિંદના રાજકારણના બે પક્ષોના પ્રતિનિધિઓ અને તેમની સામે સંસ્થાનના પ્રતિનિધિઓ હાજર રહે છે. બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ ચંદ્રકાન્ત ને વીરરાવ ધંપાટે હતા, જ્યારે સંસ્થાનિક મુત્સદ્દીઓ મણિરાજ, રાણો ખાચર, ગુણ, રાણો ખાચરના એક બે ભાયાતો, (ચોથો ભાગઃ પા. ૪૭) મણિરાજના ભાયાતો, વિદ્યાચતુર, શંકરશર્મા ને પ્રવીણદાસ હતા. પરિષદની બેઠક રત્નનગરીના મહામહાભવનના વિદુરભવનમાં રાખવામાં આવી હતી, તેથી જ સંસ્થાનોના પ્રતિનિધિઓ તેમાં વધારે સંખ્યામાં રહે, એ સહજ સમજાય એવું છે; આવી પરિષદોમાં બ્રિટિશ હિંદ વાદમાં જીતી જાય એમ આપણે આશા રાખી હશે,

પણ આ પરિષદમાં તો છેવટે સંસ્થાનિકો જીતી જાય છે, ને ચંદ્રકાંત ને વીરરાવને વિદ્યાચતુરની દલીલો માન્ય કરવી પડે છે; આવો નિષ્કર્ષ ચોક્કસ વિસ્મય ઉત્પન્ન કરે પણ તે માટે રત્નનગરીનું શુદ્ધ ને સ્વતંત્ર રાજ્યતંત્ર જવાબદાર કહેવાય, કારણકે તે રાજ્યતંત્રના માલિકો બહુશ્રુત, વિચારક ને ખાસ કરીને અનુભવી હતા, ને સ્વતંત્ર વિચારોના પૂજકો ને ઉત્તેજકો હતા; જ્યારે ચંદ્રકાંતને વીરરાવ બહુશ્રુત ને વિચારક હતા, પણ અનુભવી નહોતા. બીજું આ વાદમાં બ્રિટિશ હિંદના બે પક્ષો ઉપસ્થિત થાય છે તેમ સંસ્થાનોના પણ પક્ષો ઉપસ્થિત થાય છે; જે પક્ષો હજુ પણ વિદ્યમાન છે. બ્રિટિશ હિંદના પક્ષકારોમાં ચંદ્રકાન્ત "લિબરલ" પક્ષનો છે, જ્યારે વીરરાવ ધપાટે ઉદ્દામ પક્ષનો છે (ચોથો ભાગ: પા. ૪૩). દક્ષિણનો દેશવત્સલ વીરરાવ ધંપાટે "મુંબઈથી સહજ રત્નનગરીમાં આવી ચડયો હતો. તેની સ્પષ્ટ વાણી ઉપરથી, તેની સ્વતંત્રતાપ્રિય બુદ્ધિ ઉપરથી, મણિરાજનો એક વૃદ્ધ અમલદાર-**यथा यथा मुंचति वाक्यवाणम् । तथा तथा जातिकुलप्रमाणम् ॥** એ શ્લોક બોલે છે. તે ઉપરથી (પા. પર) ચંદ્રકાન્ત કહે છે તેમ તે લેખક તથા તંત્રી છે. (ચોથો ભાગ: પા. ૫૬ તથા પા. ૪૫-૪૭-૪૯-૫૦-૫૮-૬૦-૬૩-૬૫; ૭૧; ૭૩; ૭૫; ૮૩;) તે ઉપરથી (પા. પર) તેને આપણે ચિતપાવન સમજી લઇએ તો ખોટું કહેવાશે નહિ. આખા સંવાદમાં ખૂબી તો એ છે કે મહારાષ્ટ્રનો ચિતપાવન બ્રાહ્મણ સંસ્થાનિક સ્વતંત્રતાના જ નહિ પણ અસ્તિત્વના કટ્ટા શત્રુ તરીકે પ્રકટ થાય છે, જ્યારે ગૂજરાતી મુંબઇગરો એમ. એ. એલ.એલ. બી. સુધી ગયેલો બ્રાહ્મણ ચંદ્રકાન્ત સંસ્થાનોના કટ્ટા શત્રુ તરીકે નહિ પણ રાજાઓના મિત્ર તરીકે પ્રકટ થાય છે. એક દૃષ્ટિથી આ પક્ષો વાચકને વિસ્મિત કરે એવા છે. મહારાષ્ટ્રે સ્વતંત્રતા ઓગણીસમી સદીની બીજી વીશીને અંતે ખોઈ, ને મહારાષ્ટ્રના મુખ્યત્વે રાજકર્તાઓ બ્રાહ્મણો હતા, ને મહારાષ્ટ્રનાં બ્રિટિશ સત્તાએ કાયમ રાખેલાં સંસ્થાનોમાં કેટલાંકના રાજ્યકર્તાઓ બ્રાહ્મણો છે. વળી મહારાષ્ટ્રીય સંસ્થાનોનો ઘણોખરો કારભાર બ્રાહ્મણોના હાથમાં છે; તે બધું યાદ કરવામાં આવે તો "દેશવત્સલ ને દક્ષિણી" વીરરાવ ધંપાટેનું રાજ્યોને ઈંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવાનું મનન આપણને ચોક્કસ આશ્ચર્યજનક લાગે; તેવી જ રીતે જો આપણે એટલું યાદ કરીએ કે ગૂજરાત-કાઠિયાવાડમાં નાનાંમોટાં અનેક સંસ્થાનો આવેલાં છે, તેવા શંભુમેળામાંથી પ્રજારૂપી યાત્રાળુઓને અનેક વિટંબનાઓ વેઠવી પડે છે. વળી ગોવર્ધનરામે લખ્યું તે વખતે સંસ્થાનોમાં બહારવટીઆનો ત્રાસ, શિક્ષણનો અભાવ, જુલમનો કેર, રાજ્યવ્યવસ્થાની અંધાધૂંધી વગેરે જડમૂળ ઘાલી રહ્યાં હતાં. અને બ્રિટિશ અમલદારોનો તેમનાં રાજ્યતંત્રોમાં વિક્ષેપ પ્રજાને ને રાજાને પણ હિતકર થયો જોવાતો હતો. તે જોતાં ગુજરાતી ચંદ્રકાન્તે કરેલા સંસ્થાનોના રાજાઓનો પક્ષ તેટલો જ આપણને નવાઇરૂપ લાગશે.

પ્રકરણનો સંવાદ પ્રથમ તો વ્યક્તિઓ ઉપર ને રાજસ્થાનો ઉપર ઊતરી જાય છે. પણ વિદ્યાચતુરની ચતુરતા ને સંવાદનો પ્રવાહ નિશ્ચિતને યોગ્ય દિશામાં વહેતો કરે છે. (ચો. ભા. પા. ૫૦) બ્રિટિશ પ્રજાનો ઉદય થાય તે માટે રજવાડાને બ્રિટિશ હિંદમાં હોમી દેવાં એ તો રત્નનગરીનો ન્યાયાધિકારી શંકરશર્મા નીતિ ન્યાય ને ધર્મ ઉપર પાણી ફેરવવા જેવું થાય છે એમ કહે છે, ત્યારે વીરરાવ ધંપાટે તે દલીલ સામે માન્ય કરવા જેવી ગર્ભિત દલીલ મૂકે છે કે બ્રિટિશ પ્રજા ને સંસ્થાનિક પ્રજા એક છે. તેના ભેદો ઐતિહાસિક

છે, કૃત્રિમ છે, હમણુંના જ થયેલા છે, ને પ્રતિકાર થવા જેવા છે. માત્ર તેમાં રાજ્યકર્તાઓના સ્વાર્થ ને જુલમ આડે છે. એ દૂર થતાં બધી હિંદી પ્રજા એકદમ સ્વતંત્ર ને સમૃદ્ધ થઇ જશે, ને બ્રિટિશ લોકો તેમને સ્વરાજ્ય આપતાં સંકોચ નહિ કરે. પણ વિદ્યાચતુર ને મણિરાજ આ દલીલ સ્વીકારતા નથી. તેઓ રત્નનગરીની સંસ્કૃત રાજ્યવ્યવસ્થાનું દૃષ્ટાંત આપે છે. મહારાજા મલ્લરાજની અભિલાષાઓ ને તેનાં સ્વપ્નો મુંબઇગરાઓ સમક્ષ મૂકે છે, ને પછી સંવાદને ઇતિહાસ (ચોથો ભાગઃ પા. ૫૦) સાધ્ય સાધન, અને ભવિષ્ય એટલી ચર્ચા તરફ વાળે છે. પ્રવીણદાસ (પા. ૫૧) બ્રિટિશ રાજ્યતંત્રની દાદાભાઇ નૌરોજજી વગેરેએ જાહેર ને સાબીત કરેલી મુખ્ય ત્રુટી રજુ કરતાં કહે છે કે "ઇંગ્રેજી સત્તાથી બ્રિટિશ હિંદના ધનસંચય સમુદ્રપાર જાય છે, ત્યારે સંસ્થાનોનું દ્રવ્ય ઘરમાં રહે છે એટલું જ નહિ પણ તે સંસ્થાનોમાંથી બ્રિટિશ હિંદમાં જઇ તેના વેપારનો વિકાસ કરે છે. વસ્તુતઃ આમાંની પહેલી દલીલ Drain ની દલીલ છે, જે સાચી છે; જ્યારે તેમાંની બીજી દલીલ ખોટી છે, કારણકે જો સંસ્થાનોનો ધનસંચય બહાર ચાલ્યો જાય તો તે માટે તેમનું સડેલું રાજ્યતંત્ર જ જવાબદાર ગણી શકાય; પ્રવીણદાસની એ દલીલ તો ઊલટી તેનો પોતાનો જ મત કાપી નાખે એવા બળવાળી છે. સંસ્થાનોનો બચાવ ઓગણીસમી સદીમાં બીજી દલીલથી કરવામાં આવતો ને તે દલીલ ગોવર્ધનરામ રત્નનગરીના ન્યાયમંત્રી શંકરશર્માને મોઢે કરાવે છે કે "રાજ્યકળા (ચોથો ભાગ, પા. ૫૧) અને રાજ્યનીતિના અનુભવ શીખવાની હિંદમાં માત્ર એક જ શાળા રહેલી છે તે માત્ર દેશી રાજ્યોમાં છે." પણ ઝીણવટથી જોતાં આ દલીલ વજુદ વગરની ગણાશે. સંસ્થાનોના અમલદારો રાજ્યકારભારના હિતાવહ પદાર્થપાઠો બ્રિટિશ હિંદમાંથી લે છે, સંસ્થાનોમાં કારભાર સુધારવા બ્રિટિશ હિંદના હિંદી કે ઇંગ્રેજ અમલદારો નીમાય છે. ઓગણીસમી સદીમાં કોઇ કોઇ (ચોથો ભાગઃ પા. ૨૦૯) વીરરાવ કહે છે તેમ, આખી રાત્રિના આખા આકાશમાં ચંદ્ર વૃદ્ધિક્ષય પામતો એકલો ફરે છે તેથી જગત્ ઊંઘતું મટતું નથી અને અંધકાર સમસ્ત નાશ પામતો નથી. મલ્લરાજની પોતાની જ નિરાશાનું કારણ જુઓ ! તમારા દેશના હોલ્લા પેઠે છાપરા ઉપર બોલતા બોલતા તેઓ થાકી ગયા અને માત્ર એક જ બોલ્યા કે "એકલો શું કરું ? એકલો શું કરું ?" મોટા હોદ્દાઓ સંસ્થાનોના કારભારીઓ સેવતા; પણ તેથી એમ તો કહી શકાય નહિ કે સંસ્થાનો રાજકારણની પ્રયોગભૂમિઓ હતાં. અથવા રાજ્યનીતિશિક્ષણ માટે શાળાઓરૂપે હતાં. વળી તે દલીલથી સંસ્થાનોનો કારભાર બ્રિટિશ કારભારની અપેક્ષાએ ઉચ્ચ કોટિમાં આવતો નથી. આ બધા સંવાદમાં ગોવર્ધનરામ એ ચાર મુદ્દાઓ પ્રકટ કરતા નથી. વ્યક્તિગત સ્વતંત્રતા, વાણીની સ્વતંત્રતા, સભા ભરવાની સ્વતંત્રતા, વિરુદ્ધ વિચાર ને તે પણ સખ્ત ભાષામાં દર્શાવવાની સ્વતંત્રતા, ધર્મની સહિષ્ણુતા, રાજ્યતંત્રની વ્યવસ્થા અને કારભારીનું બનતા સુધી નિષ્પક્ષપાતીપણું તથા ન્યાયનું ધોરણ. એ બ્રિટિશ હિંદી રાજતંત્રનાં મુખ્ય લક્ષણો છે. ખુદ રત્નનગરી જેવા સારા સંસ્થાનમાં પણ આવી સ્વતંત્રતા ગોવર્ધનરામે પ્રકટ કરી નથી ને અત્યારે પણ એવી સ્વતંત્રતા સંસ્થાનિક હિંદમાં બ્રિટિશ હિંદ જેવી જોવામાં આવતી નથી.

સંસ્થાનોના પક્ષમાં ગોવર્ધનરામ એક બીજી ખોટી દલીલ કરે છે. શંકરશર્મા વીરરાવને કહે છે કે સંસ્થાનોમાં જ માત્ર ઇંગ્રેજ અધિકારીઓ સાથે સમાનભાવે સમાગમ

પામવાને લાભ મળે છે, બીજો નહિ. વસ્તુતઃ આ દલીલ વજુદ વગરની છે. સંસ્થાનોના ઇંગ્રેજ અમલદારો ચક્રવર્તી રાજ્યના નીમેલા હોય છે. તેઓ હિંદી અમલદારો સાથે કદી સમાનભાવે નથી રહેતા. વળી જેમની નિમણૂંકો સંસ્થાનોના રાજાઓએ પોતે કરેલી હોય છે તેમને રાજાઓ ને તેમના અમલદારો પ્રથમથી જ ઉચ્ચ સ્થાન ને માન આપે છે; ને તેથી સમાનભાવ રહેતો જ નથી. ઉપરાંત બ્રિટિશ અમલદારોની સ્વતંત્ર નિમણૂંક કરતા રાજાઓની સંખ્યા તો ઘણી જૂજ હોય છે.

ગોવર્ધનરામ સંસ્થાનો માટે પ્રવીણદાસ (પા. ૫૧) પાસે દલીલ કરાવે છે કે, બ્રિટિશ હિંદમાં કાર્યક્રમે બધા સરખા Plebian થઇ જવાના, ત્યારે સંસ્થાનોમાં તે લોકો ઉચ્ચ સંસ્કાર પામવાના, એટલે કે રાજાઓ ને તેમના પ્રધાનો બ્રિટિશ પ્રજાને સભ્યતા, ઉચ્ચગ્રાહો, વગેરે શીખવશે, પણ આ દલીન તદ્દન અગ્રાહ્ય છે. અલબત સંસ્થાનોમાં પુરાણાં ધોરણો ચાલુ હોવાથી મુજરો, નઝરાણો, નેકીપોકારનારાઓ, દરબારો, પાનગુલાબનો ચાલ વગેરે જોવામાં આવે છે; પણ તે સભ્યતાથી સંસ્થાનોનો પક્ષ બળવાન થાય છે, તે તો કોઇ કબૂલ નહિ કરે. સંસ્થાનોથી હિંદની સંસ્કૃતિ કે કેટલાએક પક્ષો બચવા પામ્યા છે, ને તે પક્ષોને બ્રિટિશોએ જોઇએ તેવું ઉત્તેજન આપ્યું નથી. વૈદકળા, અજાયબ ગૃહો–Museums–ચિત્રકળા, સંગીત, નૃત્ય, ને પુરાણુ સાહિત્ય, એઓને તાલુકદારોનું ને સંસ્થાનોનું ઘણું રક્ષણ મળ્યું છે. અને તેમને અભાવે તે કળાઓનો ચોક્કસ નાશ નહિ તો હ્રાસ તો થાત જ—ને તે અમુક અંશે થયો છે પણ ખરો. સંસ્થાનિક અમલદારોના પગારો બ્રિટિશ અમલદારોના પગારોથી ઘણા ઓછા હોય છે. સુધારા માટે સંસ્થાનોમાં વિશેષ સરલતા હોય છે. માત્ર તે માટે પ્રેરક બળ જોઇએ. સંસ્થાનોનાં શહેરોની વ્યવસ્થા બ્રિટિશ શહેરોની વ્યવસ્થા કરતાં વધારે સારી હોય છે. આ લક્ષણો, અથવા આ સંસ્થાનિક ગુણો ગોવર્ધનરામે રજુ કર્યા નથી. તે ગુણો ઉપર ગોવર્ધનરામે સમવાયતંત્રની સૂચનાઓ અર્પી હોત તો તે અર્પણ વીસમી સદીના ચોથા ભાગના યુગના વાચકને વધારે આહ્ય થઇ શકત. સંવાદમાં ચંદ્રકાંત એક ઘણું અગત્યનું સત્ય રજૂ કરે છે, જે સત્યનું ભાન આપણને હમણાં જ થવા માંડયું છે. તે કહે છે તેમ (ચોથા ભાગઃ પા. ૬૩–૬૫) " સંસ્થાનોના ને બ્રિટિશ હિંદના સ્વાર્થ જુદા ગણવા એ મોટી ચૂક છે. પ્રજાના ભણીથી વિચાર કરતાં આખા ભરતખંડની પ્રજા એક છે, ને જેમ જ્ઞાતિભેદથી સ્વાર્થને હાનિ છે તેમ પ્રાંતભેદથી પ્રજાભેદ ગણવામાં પણ આ સ્વાર્થને હાનિ છે. રાજાના ભણીથી વિચાર કરીએ તો પણ માંડલિક રાજાઓને સાચવનાર ચક્રવર્તીના સામ્રાજ્યના બધા અંશભૂત છે. અને એ મહાન યંત્રનાં ચક્ર છે. તે ચક્રોની ગતિમાં સંવાદ થવો આવશ્યક છે. શું હિંદુસ્તાનની સરહદ ઉપર હુમલા થશે ત્યારે સંસ્થાનો જુદાં પડશે ! જ્યારે ભરતખંડની સર્વ પ્રજાઓને માથે દુષ્કાળ પડશે અથવા બહારની પ્રજાઓ સાથે વ્યાપારમાં સ્પર્ધા થશે, અથવા રેલવે અને સરસ્વતીના પ્રસારના પ્રશ્ન ઊઠશે ત્યારે બધાને એક થવું પડશે. રાજકીયસંયોગ Federation દ્વારા બધી પ્રજાઓ એક થાય છે ત્યારે સંસ્થાનો ને બ્રિટિશ હિંદ, બંનેનો પણ સંયોગ થવો જોઇએ." આ ભાવી કાળના ધબકારા ચંદ્રકાન્ત સાંભળે છે, ને ઇચ્છાએ કે અનિચ્છાએ તેનો સત્કાર સંસ્થાનો કરશે એમ કહે છે.

પણ ચંદ્રકાંત મુંબઈગરો છે, વકીલ છે, બહુશ્રુત છે. એ સંસ્થાનિક કારભારેનો સંશયી છે. તેથી તે સંયોગતંત્રનો મર્મ સમજતો નથી. અને માત્ર જર્મનીનો ને અમેરિકાનો નિર્દેશ કરી વિરામ પામે છે; અને ઊલટું કહે છે કે "ભવિષ્યમાં જર્મની છિન્નભિન્ન પણ થઇ જાય, ને ઇચ્છે છે કે નાનાં રાજ્યો મોટાં મોટાં રાજ્યોમાં લય પામે, સંસ્થાનો બ્રિટિશ હિંદમાં કે બધા હિંદમાં લય પામે, ને જેમ ચંદ્ર ને તારા, બંને સૂર્યના તેજમાં (ચોથો ભાગઃ પા. ૭૮) લીન થઇ જાય છે, તેમ નાનાં ને મોટાં બધાં સંસ્થાનો સામ્રાજ્યમાં અથવા પ્રજાના ઐક્યમાં લીન થઇ જાય." આ મત અનુસાર એવે વખતે હાલના તમામ રાજાઓ બંગાળાના જમીનદારો (પા. ૫૨) જેવા થઇ જશે. દેશનો ઉદાત્ત (પા. ૫૫-૫૬) વર્ગ સબળ થતાં તેઓ બધા પ્રજાનું નેતૃત્વ લઇ ઇંગ્લંડના બેરનોએ જેમ જોન રાજાને દબાવ્યો, તેમ ઇંગ્રેજ પ્રજાને દબાવી હિંદી સ્વતંત્રતા લેશે. અને તેમનાં સંસ્થાનો લોકલ (પા. ૫૫) બોર્ડ્ઝ અને મ્યુનિસિપાલિટીઓ જેવાં થઇ જશે. વીરરાવનો અભિપ્રાય લગભગ આવોજ છે. માત્ર તે ચંદ્રકાંતના ઉદાત્ત વર્ગનો ઉત્સાહી નથી ને રાજાઓનો વિવર્ત પ્રારબ્ધબળે ઇચ્છે છે, મનથી નહિ.

બ્રિટિશ હિંદના આ બે પક્ષોથી સંસ્થાનિક પક્ષ જુદો પડે છે. તે પક્ષ રત્નનગરી તરફથી પ્રવીણદાસ અને શંકરશર્મા રજુ કરે છે. તેઓ એમ ધારે છે કે, રાજાઓ જો શુદ્ધ ને (પા. ૫૪) સદ્‌ગુણી બને તો તેમનો વિવર્ત અટકાવી શકાય ને તેમનામાં બુદ્ધિ હોય તો તેઓ સંસ્થાનોને સ્વતંત્ર રાખી શકે. પ્રવીણદાસ તો એટલે સુધી કહે છે કે ઇંગ્રેજો રાજાઓનો ઇંગ્રેજી પ્રજા સામે ઉપયોગ પણ કરે. (પા. ૬૫, ૬૭-૬૯) "સંસ્થાનોનો ને સરકારનો લાભ તો એકબીજાનું ગુરુત્વ વધારવામાં છે, ઘટાડવામાં નથી" સંસ્થાનોમાં ભવિષ્યમાં અનેક કળાઓ આવવાની અને ઇંગ્રેજો તેમની પ્રજા સાથે સાસુનો સંબંધ રાખશે ત્યારે સંસ્થાનો દીકરીઓ થઇ રહેશે, ને તે પ્રજા સાથે નણંદનો સંબંધ રાખશે, ને સાસુ-નણંદનો વહુવાર સામે એકસંપ થશે.-મતલબ કે, ઇંગ્રેજો રાજાઓનું રાજત્વ નષ્ટ થવા નહિ દે, એ ન્યાયથી શંકર શર્મા જુએ છે. તે કહે છે કે વ્યાપાર વગેરેના વિષયોમાં બ્રિટિશ સરકાર સંસ્થાનિક સરકારો સાથે સહકાર ઇચ્છશે અને જેમ મનુષ્યાહારી રાક્ષસના હાથમાં સુંદર સ્ત્રી જતાં તેના (પા. ૭૦-૭૨) ગ્રાસભક્ષણના કરતાં તેના શૃંગારભોગ ઉપર વધારે પ્રીતિ કરે છે, તેમ ઇંગ્રેજો રાજાઓને પ્રતિસ્પર્ધી નહિ (પા. ૭૨) ગણતાં ભાગીઆ ગણી તેમની સંવૃદ્ધિ ઇચ્છશે અને તેથી સ્વાર્થ પોષશે. સંસ્થાનોના રાજાઓ પોતાનો કારભાર સુધારશે એટલે બ્રિટિશ પ્રજા તેમનું અસ્તિત્વ નહિ મટાડે. તે વખતે સંસ્થાનો ને બ્રિટિશ હિંદ વચ્ચેનો સંબંધ સમાન થઇ જશે, બ્રિટિશ સરકાર તથા સંસ્થાનોનું ઐક્ય ઉગ્ર થશે (પા. ૭૪) ને મધ્યવર્તી સરકાર સંસ્થાનોના કારભારમાં વિક્ષેપ નહિ કરે. એવે વખતે દેશમાં અમેરિકાના જેવું સંયોગ-સમવાયન્તંત્ર ઊભું થશે.

આવી રીતે ગોવર્ધનરામે સંસ્થાનોની ગાળાના જુદા જુદા (પા. ૭૫) મણકા મૂક્યા પછી તેમનો મેળ-સમન્વય કાઢ્યો છે. તે મેળ રાણા ખાચરની આજ્ઞાથી વિદ્યાચતુર કરે છે. તે ચંદ્રકાંતનો ને વીરરાવનો નિરાશાવાદ સ્વીકારે છે, તો શંકરશર્માનો ને પ્રવીણદાસનો આશાવાદ પણ સ્વીકારે છે. પણ સંયોગતંત્ર તેને ભવિષ્યની આશા જેવું જણાય છે, ને તેમાં તે ખરો છે. હમણાં જ થએલા સંસ્થાનોના રાજ્યકર્તાઓના ને બ્રિટિશ હિંદના આગેવાનોના સંકેતનું દર્શન ગોવર્ધનરામ વિદ્યાચતુરમુખે વાચકને કરાવે છે-ઇંગ્રેજી ભરત-

ખંડના (પા. ૭૯) મહાજનના અગ્રેસરો, વિદ્વાનો અને વર્તમાનપત્રો સંસ્થાનોને સાહાય્ય આપે અને ટપકા આપે અને સંસ્થાનો તેમને આપે અને તે માર્ગથી ઈંગ્રેજ સરકારના ઉદાત્ત મર્મને સતેજ કરી, તેની પાસેથી આપણે બધા મોટાં વરદાન આકર્ષી લઇએ તો તેમાં રાજદ્રોહ નથી, અશક્યતા નથી, અને ધર્મ અને પુરુષાર્થ છે. દેશી રાજ્યોમાં આ પુરુષ-પ્રયત્ન કરવા જેટલી શક્તિ આવશે તો તમારી ભાપક ને યાચક કૉંગ્રેસને માથે ભરતખંડના રાજાઓના સંયોગથી કોઇ કાર્યસાધક સંયુક્ત રાજસભા થશે. અને તેમાં ચક્રવર્તી પ્રમુખ-સ્થાને વિરાજશે. જર્મનીના રાજાઓના સંયોગ (Federation) કરતાં અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના કરતાં, આ સંયોગ, આ દેશની સ્થિતિ નીતિને આધારે, કાંઇ જુદો જ થશે. તેથી જે રાજાઓ સમયનું બળ નહિ સમજે તે રાજાઓ સમયના પ્રવાહમાં ડુબી (પા. ७૯) જશે. તેમનું ભવિષ્ય વીરરાવના દિગંબર (પા. ૫૩) માણસોના જેવું થશે. ને સારાં રાજ્યો પણ તેવાં ખરાબ રાજ્યો સાથે ચાલ્યાં જાય. (પા. ૮૨) પણ તેથી રાજાઓએ સારા થવું, પણ તેમણે માત્ર ઉદાત્ત-જમીનદાર (પા. ૮૨-૮૪)જેવા થવું જોઇએ નહિ. તેમણે રાજત્વનો વિકાસ કરવો જોઇએ અને પોતાની પ્રજાઓને સ્વરાજ્ય માટે લાયક બનાવવી જોઇએ. જો રાજાઓના કારભારમાં આવી ઉદાત્ત ભાવના આવે તો સંસ્થાનો ઈંગ્લંડનાં Colony કોલોની (પા. ૮૪-૮૬) જેવાં બની જાય—તેના કરતાં પણ તેઓ ઉચ્ચ દશાને પામી શકે—એટલો પુરુષપ્રયત્ન તો રાજાઓમાં રાજાપણું (પા. ૮૫) હશે તો તેઓ સ્વાશ્રયથી કરી શકશે ને એમાં તેમનાં હૃદયો સિવાય બીજો શત્રુ તેમને નડે એમ નથી. વિદ્યાચતુર સંસ્થાનોનાં લશ્કરોને રાખવા ઇચ્છે છે, અને તેટલે અંશે તેને અમેરિકાનું રાજ્યતંત્ર ગ્રાહ્ય થતું નથી ને જર્મનીનું તંત્ર પણ પરિપૂર્ણ લાગતું નથી; પણ તે વેપાર વગેરે મધ્યવર્તી સત્તાઓના વ્યવહારમાં મધ્યવર્તી સરકારને આશ્રય આપવાનું કબૂલે છે, કારણ કે જો તે આશ્રય આપવામાં સંસ્થાનો કૃપણ (પા. ૮૬) રહે તો ચક્રવર્તી સત્તા તે સત્તાના બળે કાઢી લે, ને તેટલે અંશે સંસ્થાનો પોતાની સ્વતંત્રતા ખોઈ બેસશે. છેવટે એટલા વિષયોમાં અને સરકારને હાથે લેવા પડતા ન્યાયના વિષયોમાં ચક્રવર્તીનો અધિકાર રાજાઓની સામ્રાજ્ય સભાને સોંપાય એ પ્રસંગને માટે અનેક જાતની ઉદ્‌ભાવક (પા. ૮૩) Creative and Constructive બુદ્ધિનો ઘણા કાળ સુધી આગ્રહ જોઇએ અને એ દિશામાં પુરુષપ્રયત્નનો આરંભ થવા પણ હજી ઘણીવાર છે. આરંભ થવા આવતા પહેલાં આપણી વ્યવસ્થા હશે કે અવ્યવસ્થા હશે તે ઇશ્વર જાણે, (પા. ૮૬) એટલું મર્મ વાક્ય કહી વિદ્યાચતુર આ સંવાદને પૂરો કરે છે, ને સર્વ મંડળને મહારાજા મણિરાજ પાનગુલાલ અર્પે છે.

સંસ્થાનોને બ્રિટિશ હિંદમાં જોડી દેવાં કે કેમ, રાજાઓને બંગાળાના જમીનદારો જેવા બનાવવા કે કેમ, સંસ્થાનોનાં લશ્કરો રહે કે કેમ, સંસ્થાનો જર્મનીનાં રાજ્યતંત્રોનો ને મધ્યવર્તી સરકારનો સંબંધ સામાન્ય સંસ્થાન પાસે રાખે કે માત્ર મધ્યવર્તી સરકાર પંચ તરીકે તપાસે, સંસ્થાનો ભવિષ્યના હિંદરાષ્ટ્રમાં કેવું સ્થાન ભોગવે, એ સવાલો ઉપર દર્શાવેલા સંવાદમાં ચર્ચવામાં આવ્યા છે. ગોવર્ધનરામ તેમના જવાબો સ્પષ્ટ રીતે આપતા નથી એવો આક્ષેપ તેમના ઉપર ઘણી વાર મૂકવામાં આવે છે તે આક્ષેપ યથાર્થ નથી. રત્નનગરીનું રાજતંત્ર તો બરોબર વિચારમાં આવે અને સુવર્ણપુરના રાજતંત્રમાં પડતા સંસ્કારોનું બરોબર નિરીક્ષણ કરવામાં આવે તો આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે ગોવર્ધન-

રામના મત પ્રમાણે સંસ્થાનો હિંદના રાજકારણમાં આવશ્યક અંગો છે. માત્ર જેમ બ્રિટિશ હિંદનું સંરક્ષણ થાય છે, તેમ તેમનું પણ નવીન ઉપવીતસંસ્કરણ થવું જોઇએ, આવું સંસ્કરણ માત્ર મોટાં સંસ્થાનોને જ લાગુ પડે કે નાનાં સંસ્થાનો પણ તેમાં આવી જવાં જોઇએ તે સવાલ ગોવર્ધનરામે બરોબર ચર્ચ્યો નથી. વસ્તુતઃ નાનાં સંસ્થાનોનો સવાલ મોટાં સંસ્થાનો કરતાં વધુ આવશે અને એટલાં બધાં નાનાં સંસ્થાનોનો સમુહ સમવાયતંત્રમાં કેવી રીતે ભળી શકે તે સવાલ ભલભલા મુત્સદ્દીઓને પણ ભડકાવી મારે તેવો છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની સંખ્યા ૪૫ ની છે. જર્મનીનાં પ્રથમ સંસ્થાનો સુડતાલીસ હતાં. હાલ તે ઓછાં છે. હિંદદેશ અમેરિકા કરતાં અને જર્મની કરતાં મોટો છે. તે ભાષાથી, ધર્મથી, સંસ્કૃતિથી તથા વર્ણભેદથી ઘણો વધારે વિવિધ છે: તેથી તેના સમવાયતંત્રમાં સંસ્થાનોની સંખ્યા પ્રાંતો સાથે વધારે હોઇ શકે, પણ નાનાં રાજ્યો મોટાં રાજ્યોમાં લીન થઇ જાય અથવા તેઓ સાથે મળી જઇ પોતાનાં નવાં મોટાં રાષ્ટ્રો બનાવે તે ઇચ્છવાજોગ છે. એ વસ્તુસ્થિતિ વિદ્યાચતુર કહે છે તેમ કળથી એટલે કરારથી, સમજુતીથી અને પ્રજાબળથી ઊભી થવી જોઇએ, બળથી નહિ.

બ્રિટિશ સરકાર-સંસ્થાનોને હિંદી પ્રજા વિરુદ્ધ કરશે એ પ્રવીણદાસનું ભવિષ્યકથન સાચું પડતું જાય છે. પણ ભવિષ્યમાં વેપાર વગેરેની બાબતોમાં તે સંસ્થાનોની પ્રજાઓ બ્રિટિશ સરકાર સાથે સહકાર કરશે અને હિંદી પ્રજા વિરુદ્ધ વર્તશે એ ભવિષ્યકથન સત્ય લાગતું નથી. એ બાબતમાં તો ચંદ્રકાન્તે કહેલું ભવિષ્ય ખરું પડે એમ જણાય છે, અને બ્રિટિશ ભરતખંડની પ્રજા, ને સંસ્થાનોની પ્રજા એમનું ઐક્ય ભવિષ્યમાં એવું બનશે કે તેની આગળ બ્રિટિશ ને સંસ્થાનિક બન્ને ભારતવર્ષના રાજ્યોને નમવું પડશે. શંકરશર્મા ને વિદ્યાચતુર સંસ્થાનોને સામાન્ય સભા માટે આગ્રહ કરે છે, તે અત્યારે નરેન્દ્ર મંડળમાં પરિણમે છે ને સંસ્થાનો ને બ્રિટિશ હિંદ, બન્ને માટે સામાન્ય રાજસભા થવી જોઇએ, એ આગ્રહ એકાદ વર્ષમાં ફેડરલ લેજિસ્લેચરમાં મૂર્ત થશે. ગોવર્ધનરામે બત્રીસ વર્ષો ઉપર વિચારેલી હકીકતો હવે સિદ્ધ થતી જાય છે ને ભવિષ્યમાં સિદ્ધ થશે; અને વિદ્યાચતુર કહે છે તેમ, હિંદનો સમવાય કે કારભાર અમેરિકાથી ને જર્મનીથી તદ્દન જુદો જ થશે. જો કે ભવિષ્યમાં ચંદ્રકાન્ત કહે છે તેમ ઘણાં નાનાં સંસ્થાનો ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડો ને મ્યુનિસિપાલિટી જેવાં થઇ જશે. જો કે રાજાઓ જમીનદારો જેવા તો નહિ થાય. ગોવર્ધનરામની બંગાળાના જમીનદારોની કલ્પના કાંઇક દૂષિત જણાય છે. એ જમીનદારો કોઇ ક્ષત્રિય નહોતા ને નથી, જ્યારે હિન્દના ઘણા રાજવીઓ ક્ષત્રિય છે. એ જમીનદારો બંગાળાની સરકારની સત્તા નીચે છે, જ્યારે રાજાઓ ફક્ત ચક્રવર્તીની સત્તા નીચે છે. જમીનદારો પોતાની જમીનો વેચી શકે છે; ત્યારે રાજાઓ સંસ્થાનોને વેચી શકતા નથી. ટૂંકામાં, સંસ્થાનોના રાજાઓ કદી બંગાળાના જમીનદારો જેવા થઇ શકે નહિ; અલબત, રાજાઓ હિંદને સ્વતંત્રતા મેળવવામાં મદદગાર થઇ શકે. ગોવર્ધનરામે કરેલી ઇંગ્લંડના રાજા જોનના બેરનોની કલ્પના આ બાબતમાં ઓછી દૂષિત છે. જો કે હાલ રાજમંડળમાં તેવું મન જોવામાં આવતું નથી એ નિર્વિવાદ છે. બાકી ફેડરેશનથી સંસ્થાનોની પ્રતિભા ને પ્રતિષ્ઠા વધશે. રાજાઓ હિંદના વિધાતાઓ બનશે, તેમની પ્રજાઓનું માનસ વધારે રાષ્ટ્રીય બનશે. તેમનો રાજકારણનો અનુભવ વધારે વિસ્તાર પામશે એ ચોક્કસ છે.

પણ ફેડરેશન અથવા સમવાયતંત્ર માત્ર સંસ્થાન પૂરતું નથી. ગોવર્ધનરામે સંયોગતંત્રમાં માત્ર સંસ્થાનોને રાખ્યાં છે, ને તેના વિચારમાં પ્રાંતોના વ્યક્તિત્વને ક્યાંય સ્થાન આપવામાં આવ્યું નથી, એ ખાસ વિચારવા યોગ્ય છે. ઓગણીસમી સદીના આપણા વિચારકોની આ વિચારભૂમિકા આટલી મર્યાદિત હતી. તેમણે પ્રાંતોને એકરસ માનેલા, પણ સંસ્થાનો કરતાં પ્રાંતોમાં ને પ્રાંતો કરતાં પણ હિંદની જુદી જુદી પ્રજાઓમાં ભેદો છે; ને તે ભેદો રાષ્ટ્રના કારભારની વ્યવસ્થા જ્યારે હિંદ પુનો કરવા માંડશે ત્યારે ચોક્કસ પ્રકટ થવા માંડશે તે બાબત આપણા એ વખતના પૂર્વજોને લાધી શકી નહોતી. ઈંગ્લાંડના મુત્સદ્દીઓ જોઇ શકયા હતા ને આપણા દેશમાં મહમદઅલી જેવા રડયાખડયા મુસ્લીમ અભ્યાસીઓ જોઇ શકયા હતા ( કૌમુદી "ગુર્જર રાષ્ટ્ર" ). પણ હવે જો ભાષા પ્રમાણે, જાત પ્રમાણે, ધર્મ પ્રમાણે ને સંસ્કૃતિ પ્રમાણે હિંદરાષ્ટ્રને સંયોગતંત્ર–સમવાયતંત્ર–સમૂહતંત્ર આપવામાં આવે તો સંસ્થાનોના ભેદો ને પ્રાંતોના ભેદો એકદમ કૃત્રિમ જણાઇ આવશે ને તે કૃત્રિમતાને ટાળવા જતાં અનેક અધિકારો અને રાજ્યવ્યવસ્થાઓમાં ફેરફારો કરવા પડશે. પણ આ સવાલની ચર્ચા અહીં પ્રસ્તુત ગણાશે નહિ, છતાં સંસ્થાનોના ભાવી રાજ્યકારણનો પ્રશ્ન ગોવર્ધનરામે જે શૈલીથી, વિચારની જે સમૃદ્ધિથી, ને સંસ્થાનોના ને હિંદના હિતની જે દૃષ્ટિથી ચર્ચ્યો છે, તેવી ચર્ચા ખુદ સંસ્થાનોના રાજાઓએ કે દીવાનોએ કે બ્રિટિશ હિંદના ઇંગ્રેજ ને હિંદી મુત્સદ્દીઓએ કે આગેવાનોએ કદી કરી નથી. અને લીવૉર્નરના ને મેલેસનના વિચારોને તેમણે જે મૂર્ત સ્વરૂપ આપ્યું છે તે તો ચોક્કસ તેમણે હદ જ કરી નાખી છે.

કેશવલાલ હિંમતરામ કામદાર

---

નોંધ—

ચંદ્રકાન્ત વીરરાવને તેના સ્વભાવનો દોષ કાઢતાં કહે છે કે-(પા. ૫૯–૬૦) તમે દેશી રાજ્યમાના નાતજાતના ભેદની ફરિયાદ કરો છો. પણ આપણી મુંબઇમાં અને તમારા પૂનામાં બીજું શું છે ? આપણામાં દક્ષિણી અને ગુજરાતી, દક્ષિણીમાં–શણવીપ્રભુ અને બ્રાહ્મણ-મરાઠા અને બ્રાહ્મણ-એ બ્રાહ્મણોમાં દેશસ્થ અને કોંકણસ્થ, ચિતપાવન અને મરાઠા વગેરેને આગળ આણી હિંદના વ્યવહારમાં કેટલા કેટલા સુધારાઓનું ઉત્થાનાશ વાળવામાં આવે છે. સત્ય વાત છે કે, તમારા જેવા શુદ્ધ દેશવત્સલ વીરો તેના સામા યુદ્ધ કરે છે પણ તમારા સામા પક્ષમાં બી. એ. અને એમ. એ. થયેલા ગૃહસ્થો, વકીલો અને ડાકટરો, દીવાનો અને રાજાઓ બન્યા છે એ સામા પક્ષની ગર્જના ગરીબ ગુજરાતી રાજ્યોમાંથી તમારા દેશમાં નથી આવી. પણ અમો ગુજરાતી ભાઈઓ તમો મરાઠાઓના દેશવત્સલ ભડકાથી તાપીએ છીએ ને કંઇક ગરમ થઈએ છીએ ને અમારામાંથી રાજકીય વ્યવહારમાંના આ જ્ઞાતિભેદનું સૈન્ય કાઢવા તમારા ઉચ્ચગ્રાહના તાપનો કાંઈક પ્રત્યક્ષસિદ્ધ અંશ આપો અને તમારા રાજાઓને અને સરકારને આગો દેવામાં જેટલા ઉદ્યોગ અને બળ વૃથા વહે છે, તેમને તમારામાંથી જ એ ભેદ કાઢવામાં સફળતા આપવામાં રોકો અને પછી જુઓ કે દેશી રાજ્યમાં તે રંગની અસર આવે છે કે કેમ ? સો બાળો દીપા કરતાં એક પ્રત્યક્ષ પાઠ અનેકધા સફળ થશે.

# તારા સાન્નિધ્યમાં

હું આવ્યો ભટકી ભમી દિવસ કેં થાકચો ભુખ્યો ભૂત શો,
તારા હાથતણાં સુભોજન અને આરામને ઝંખતો,
ન્હોળું સ્નાન કરાવ્યું, ઠંડક થઇ, લૈ કાંસકી આરસી
મંડચો વાળ હું હોળવા, તરત ત્યાં મંડી જ તું પૂછવા:
'શું કંસાર કરું, પુરી, રસ, શિરો, કે વેડમી, લાપસી?'

'શું ખાશું?' મન શોચતાં સકળના હું સ્વાદ શિક્ષા લહી,
કહેવા કૈંક જતો જ ત્યાં તું વિફરી 'નાખો કહી એ મુંગા!'
ને ખીજ્યો હું ય 'છોડ છાલ' મુખ ત્યાં વાંકું કરી તું પળી,
હું ચિંતાતુર ત્યાં થતો, 'અરર રે ક્યાં સ્વાદ મારા ગયા?'

ત્યાં હાથે વળગી હતી કણુક ને માથે હતો છેડલો,
એવી આવત જોઈ મેં તહિં તને, ને કાંસકી હાથથી
મારા ત્યાં જ સરી અને મન થકી શંકા ય સાથે સરી.

રે મિષ્ટાન્ન થકી સુમિષ્ટ રસને રેલાવી, ડુબાડ તું,
મારા સૌ રસ સ્થૂલને, અનુભવ્યું સાન્નિધ્ય ત્યાં તારું મેં!

સુન્દરમ્

# સ્વદેશી ક્ષેત્રવિસ્તાર

દેશની આર્થિક ઉન્નતિ માટે ઔદ્યોગિક પ્રગતિની અનિવાર્યતા સ્વીકાર્યા પછી એ ઔદ્યોગિક ખીલવણી માટે સ્વભાવતઃ આપણું લક્ષ પશ્ચિમનું અનુકરણ કરી આપણી કૃત્રિમ જરૂરિયાતોને એક જ શૈલીથી પૂરી પાડવા તરફ જાય છે. આથી પરદેશથી આવતી અનેક જરૂરની તેમ જ વૈભવની વસ્તુઓ જોઇ આપણે બહુ તો એવી જ વસ્તુઓ હિંદમાં બનાવવા પ્રેરાઇએ છીએ. ચિનાઇ માટીના પ્યાલા, રકાબી કે વિલાયતની અથાણાની બરણી કે ફાઉન્ટન પેનની ચાંપ કે એવી જ કોઇ પણ પરદેશની અને હિંદની બનાવટની બે વસ્તુઓ સરખાવતાં માલૂમ પડશે કે આપણા કારીગરો એ વસ્તુઓનું માત્ર આંધળું અનુકરણ કરે છે. જે પદાર્થો વિલાયતી વસ્તુમાં નાખવામાં આવ્યા હશે તે જ આપણે પણ વાપરીશું. પછી ભલે તેના કરતાં સોંઘા બીજા મળી શકતા હોય. અને જે આકાર એ મૂળ વસ્તુઓનો હશે તે જ કાયમ રાખવા આપણે પ્રયત્ન કરીશું, કદાચ તે અગવડભર્યો હોય તો પણ.

હવે આ વસ્તુસ્થિતિમાં ઊંડા ઊતરી તપાસ કરીશું તો તેનાં બે કારણો મળી આવશેઃ પ્રથમ તો કારીગરોમાં મૌલિક રચનાનો અભાવ નિર્વિવાદ કબૂલ કરવો પડશે. ઘણાખરા કારીગરો તો પરદેશથી જ અમુક આકાર કે પદાર્થની કોઇ વસ્તુ આવી તે એ સિવાય બીજા કેવા કેવા આકાર કે પદાર્થની હોઇ શકે તે જ કલ્પી શકતા નથી. એ જ કારણથી અહીં બનેલી વસ્તુઓ પણ પરદેશી ચોકઠામાં બનાવેલી હોય એવી લાગે છે.

પણ આ ઉપરાંત એક બીજું મહત્વનું ઔદ્યોગિક કારણ પણ છે. પરદેશી ચીજોને સારી માનવા ટેવાએલો સમાજ એ ચીજોથી દેખીતી રીતે જુદી પડી આવતી વસ્તુઓ વાપરતાં અચકાય છે, અને શરૂઆતમાં તેના તરફ શંકાથી જ જુએ છે. અને તેથી કોઇ પણ દિશામાં પોતાનું વ્યકિત્વ અજમાવવા ઇચ્છનાર કોઇ વેપારી કે યાંત્રિકને પોતાની નવી વસ્તુઓનો ફેલાવો કરવો મુશ્કેલ થઇ પડે છે.

પરંતુ આપણે જનતાને શીખવવું જોઇએ કે દરેક ઉદ્યોગ જે દેશમાં તે જન્મ પામે તે દેશના વિશિષ્ટ સંજોગોને પરિણામે હોઇ ચોક્કસ સ્વરૂપ ધારણ કરે છે; તેમ છતાં જુદી પરિસ્થિતિવાળા દેશમાં તેને જુદું સ્વરૂપ આપવામાં જ એ ઉદ્યોગની સફળતા છે.

એક જ દૃષ્ટાંત લઇએ. દિવાસળીની પેટીઓ અત્યારે લાકડાની બનાવવામાં આવે છે. આ પ્રથા શરૂ થવાનું એક જ કારણ કે જે દેશે એ ઉદ્યોગમાં પહેલ કરી તે સ્વીડનને લાકડાં સસ્તાં પડતાં હતાં, એટલું જ નહિ પણ લક્કડકામ માટેનાં બધાં યંત્રો તેની પાસે વિપુલ પ્રમાણમાં હતાં. પણ એટલા જ ખાતર હિંદે પણ લાકડાંની જ પેટીઓ બનાવ્યે જવું એવું કાંઈ નથી. જો સ્વીડનને બદલે ચીન કે જાપાને એ ઉદ્યોગમાં પહેલ કરી હોત,

અને એ ઉદ્યોગ માટે પદાર્થની પસંદગી કરતી વખતે અગાઉ શોધાઈ ગયેલાં લાકડાંને અનુલક્ષીને બનાવાયેલાં યંત્રો તેની પસંદગીને એ દિશામાં ન લઇ જાત, તો અત્યારે આપણે કાગળનાં 'બાકસ' વાપરતા હોત; એટલું જ નહિ પણ ચીન તો દિવાસળી પણ કાગળની બનાવત. કદાચ કાગળની સળી લાકડાં માફક સળગે નહિ તો એ કામમાં મદદ કરે એવા પદાર્થોનો કાગળ પર પટ ચડાવી પછી તેની લાકડીઓ બનાવીને પણ તે કામમાં લેત. અને વળી પેટીનો આકાર પણ કાંઈ લંબચોરસ ન રહેત. ગોળ આકારનાં કાગળના ભુંગળાં બનાવવાં સોંઘાં પડતાં હોવાથી તે એ જ આકારનાં બનાવત. એથી ઊલટું જો અમેરિકાની આ હુન્નર તરફ સંપૂર્ણ નજર ઠરી હોત તો બાર પેટીના આખા બંડલ સાથે એક લોઢાની ડાબલી, એ ડાબલીની એક બાજુ સળી ઘસવાની દવા, અને સાધારણ કાગળના એ ડાબલાના આકારનાં બાર પડીકાંમાં છૂટી દિવાસળીઓ એટલું આપત. આથી આપણે એક પડીકું ખલાસ થતાં બીજા પડીકાને લોઢાની ડાબલીમાં મૂકી ઉપરનો કાગળ ફાડી નાખીએ એટલે 'બાકસ' તૈયાર થઈ જાય અને અત્યારના લાકડાનાં ખોખાં બનાવવાથી નકામી જતી શક્તિ બચી જાય. અને જો ફ્રાન્સ એ બનાવત તો સંખ્યામાં દસ અને સોનો મેળ સાચવત.

આથી એ સ્પષ્ટ થશે કે આપણે નવા ઉદ્યોગો કરીએ એટલું જ બસ નથી. પણ આપણા દરેક ઉદ્યોગને હિંદને અનુકૂળ સ્વરૂપ આપતાં પણ આપણે શીખવું જોઇએ. આવું એક દૃષ્ટાંત લઇએ. ખનીજ દ્રવ્યોની ઉત્પત્તિવાળા અમેરિકાને ફાનસમાં બાળવા માટે કેરોસીન ઠીક પડયું. એટલે ત્યાં જે ફાનસ બન્યાં તેની રચના કેરોસીનને ઉદ્દેશીને કરવામાં આવી. પરંતુ ખેતીપ્રધાન હિંદમાં યોગ્ય વહેંચણી અને સંજોગો હોય તો વનસ્પતિજ તેલો બાળવામાં કેરોસીનને ભાવે પડી શકે એવી વસ્તુસ્થિતિ કાંઇ અસંભવિત તો નથી જ. અહીં એ ખ્યાલમાં રાખવાનું છે કે તેલની વજન પર થતી કિંમત પર તેની શક્તિનો આધાર રહેતો નથી. પરંતુ અમુક પ્રમાણમાં પ્રકાશ જોઇતો હોય તો અમુક વજન કેરોસીનની બરોબરી કરવા માટે કેટલું એરંડિયું કે તલનું તેલ કે કોપરેલ જોઇએ એ બાબતની તપાસ કોઇ સ્વદેશી સંસ્થાએ ખાસ પ્રયોગોથી કરાવી એ ગણતરી બહાર પાડવી જોઇએ. અને એ ગણતરી પછી પણ કદાચ વનસ્પતિજ તેલો મોંઘાં પડતાં લાગે. પરંતુ કેરોસીનના પ્રકાશમાં લાલ રંગના કિરણોનું પ્રમાણ વિશેષ હોવાથી તે આંખને જેટલે દરજ્જે નુકસાનકર્તા છે તેટલે દરજ્જે બીજાં નહિ હોય. આ વળી નક્કી કરવા માટે આવી જ કોઇ સંસ્થાએ કેરોસીન તથા વનસ્પતિનાં તેલોના પ્રકાશનું પૃથક્કરણ (Spectrum Analysis) કરાવવાની જરૂર છે, જેથી તે દરેક તેલના પ્રકાશની આંખ ઉપર થતી વિશિષ્ટ અસર વૈજ્ઞાનિક રીતે જાણી શકાય. અને આટલું થયા પછી એ તેલો વાપરવા થોડી વધુ કિંમતના ભોગે પણ માણસો તૈયાર થાય. પણ આટલી તૈયારી છતાં એક સ્થળેથી બીજે સ્થળે ફેરવી શકાય અને પવનમાં ન ઓલવાય એવું આ તેલો બાળવા માટેનું ફાનસ ન હોય તો એ બધા અખતરા પણ નકામા જાય. પરંતુ આવું ફાનસ અસંભવિત તો નથી જ. અને જો એ બધું થાય તો કૃત્રિમ ચાલુ પ્રકાશની બાબતમાં હિંદને બરાબર અનુકૂળ વ્યવસ્થા થઇ કહેવાય. પણ જ્યાં સુધી આપણે એમ જ માનીને બેઠા રહીએ કે ફાનસની વાટમાં બીજાં

તેલ ચડે જ નહિ, અને ચડે તો મોંઘાં પડે, અને મોંઘાં ન પડે તોપણ-મગજમારી તો વધે, ત્યાં સુધી તો આપણે એક રાતના દોઢ લાખ રૂપિયા લેખે વાર્ષિક લગભગ ૭ કરોડ કેરોસીન માટે પરદેશને આપવા જ પડવાના.

...આ બધા ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે આ જમાનામાં આપણી જે ઘણીખરી જરૂરિયાતો અનિવાર્ય થઇ પડી છે તેને સંતોષવા માટે પણ હિંદી વ્યક્તિત્વવાળા રસ્તા ખુલ્લા અવશ્ય છે. આથી કદાચ કોઇ હુનર બીજા કોઇ દેશમાં જે સ્વરૂપમાં હોય, તે જ સ્વરૂપમાં આપણે ન લાવી શકીએ, તોપણ આપણા દેશના આ વિશાળ વિસ્તાર પર નજર કરતાં એ હુનરને અનુકૂળ સંજોગો ક્યાંક તો આપણને જરૂર જણાવાના, એટલું જ નહિ પણ આપણી કેટલીક સમૃદ્ધિ તો ઉપયોગ કરવાની આવડતને અભાવે નકામી જાય છે. અને એને બદલે વધુ કિંમત આપી આપણે બીજી વસ્તુઓ બહારથી લાવી વાપરીએ છીએ.

ફાજલ પડેલી વસ્તુઓનો ઉપયોગ કરવામાં પરદેશીઓ કેટલા ચાલાક છે એ જોઇએ તો આપણને તેમાંથી ઘણું શીખવાનું મળે. ચામડાના કમરપટ્ટા વાપરીને જનતા થાકી; એવામાં જ રબ્બરના ભાવો ગબડી ગયા, અને રબ્બરના કારખાનાવાળાઓને ફાજલ પડતા રબ્બર માટે નવાં ક્ષેત્રોની શોધ કરવી પડી. એ લાંબા લિસ્ટમાં કમરપટ્ટા પણ આવ્યા. અને ગયા દસકામાં આપણે એવા અસંખ્ય પહેરી ફાડ્યા. તાજેતરમાં જ રબ્બરના કટપીસમાંથી વિચિત્ર જાનવરો બનાવી જાણે કેટલી જાતનાં જાનવરો બની શકે એ વિષય ઉપર પ્રભુને બોધપાઠ આપવો હોય એમ સંખ્યાબંધ એવાં જાનવરો અહીં આવે છે. (જીવતાં જાય છે એના બદલામાં તો નહિ હોય ને?) અને આપણાં બાળકો એની સાથે શોખથી રમે છે. અને લાકડાંનાં અનેક જાતનાં વિચિત્ર રમકડાં શક્ય હોવા છતાં આપણાં બાળકોની રમતની વૃત્તિ આપણા સુતારો પોષી શકતા નથી!

પરંતુ આ દોષ સુતારોનો તો નથી જ; ઘણોખરો દોષ દેશનેતાઓનો છે. કારણ 'તમારી જરૂરિયાતો ઓછી કરો!' એ શિખામણ સંભળાય તો બહુ સારું, પણ ન સંભળાય ત્યારે તો એ ન ઘટી શકે એવી જરૂરિયાતોને કેવી રીતે સંતોષવી એ એમણે શીખવવું જ જોઇએ. પણ આ પાછળનો ભાગ દેશનેતાઓ ભૂલી જાય છે અને આગળનો સમાજ ભૂલી જાય છે!

ઉપરની દલીલના સમર્થનમાં હું કહું છું તે સાબીત કરી બતાવું. 'ટોપી કેવી પહેરવી?' એ પ્રશ્ન આપણે કોઇ દેશનેતાને પૂછશું એટલે તે કહેશેઃ 'ખાદીની ગાંધીકેપ.'

"પણ એ સિવાય પહેરવી હોય તો?"

"ન પહેરવી." દેશનેતા ઠંડા પેટે કહેશે.

"પણ તેમ છતાં પહેરવી પડે તો?" આનો ઉત્તર તે નહિ આપે અને આપશે તો વ્યવહારિક જગતમાં ન ચાલે એવો આદર્શવાદી આપશે; પરંતુ ગાંધીકેપ સિવાયની તદ્દન સ્વદેશી ટોપી શક્ય નથી એવું કાંઇ થોડું છે? જેને એ ટોપી ન પહેરવી હોય તેને બીજી તેને મનપસંદ આકારની સ્વદેશી બનાવટની ટોપી કેમ ન બતાવવી?

પણ આથી આ બીજા આકારની ટોપીઓમાં એક તકલીફ આવશે. કાં તો અંદર પરદેશી પૂંઠું હશે કે તદ્દન છેલ્લી ફેશન પ્રમાણેનો કચકડો હશે. વળી અંદર ચામડાની પટ્ટી પણ હશે.

પણ એ વિચાર કરવો જોઇએ કે એ ચામડાની પટ્ટી ચામડા સિવાય કોઇ સોંઘી વસ્તુની થઈ ન જ શકે? તેમ જ અંદરની એ કચકડા કે પૂંઠાની દિવાલની જગ્યાએ એવી જ કડક કોઇ સ્વદેશી વસ્તુ વાપરી ન શકાય? એ બધું શક્ય છે. ફક્ત શોધ કરવી જોઇએ.

પ્રથમ આપણે ચામડાની પટ્ટીની વાત કરીએ. આ પટ્ટી ચામડાની શા માટે વપરાય છે? જોઇ શકાશે કે એ આકર્ષણ કાંઇ ચામડું વસ્તુમાં નથી. તેમાં ચામડાના ત્રણ જ ગુણો કામે લાગ્યા છે: એક તો એ નરમ છે અને બીજું જરા અક્કડ છે અને ત્રીજું તે તેલ પી જાય છે. હવે જોઇ શકાશે કે જો આ ચામડાની પટ્ટીને બદલે નીચેથી જરા પતાળી અને ઉપરથી યોગ્ય પ્રમાણમાં જાડી એવી જુદા જુદા નંબરના સુતરની બનાવટ-વાળી પટ્ટી બનાવી હોય અને પછી વોટરપ્રૂફની કોઇ સોંઘી બનાવટથી તેના પર લગાવી દીધી હોય તો ચામડાની પટ્ટી કરતાં આ પટ્ટી ઘણી સસ્તી પડી શકે. વળી જે મિલ આ પટ્ટી બનાવે તે આખી પટ્ટી પર અમુક અમુક અંતરે પોતાનું નામ છાપી પોતાની સારી જાહેર ખબર પણ આપી શકે; આ નવા ઉદ્યોગમાં નવાં યંત્રો કે નવી મૂડીની બિલકુલ જરૂર પડે તેમ નથી. અને છતાં નવરાશને વખતે એ માલ બનાવી શકાય તેમ છે.

આ જ પ્રમાણે ટોપીની દિવાલ શેતરંજી જેટલી જાડાઈની પટ્ટીની બની શકે. આવી
પટ્ટીઓ કોઇ મિલ અમુક અમુક ચાલુ પહોળાઇની કાઢે તો ઘરજમાઈ તો ન જ રહે.
આવી ટોપીઓ પાછળ ઘણાં પૂંઠાં અને કચકડો વપરાય છે અને છતાં એ બધી વસ્તુઓ
બટકણી હોવાથી નકામી થઇ જાય છે. પણ એને બદલે એવું જ અક્કડ કાપડ આપવામાં
આવે તો તદ્દન હલકી જાતના રૂના વપરાશ માટે એક નવી દિશા ખુલે અને પશ્ચિમનાં
સાધનોએ ઊભી કરેલી આપણી એક કૃત્રિમ જરૂરિયાત છેવટે આપણા જ સાધનથી પૂરી
પાડવાનો આત્મસંતોષ તો આપણને થાય જ.

કોઇ આવી પટ્ટીઓ બનાવવા વિચાર કરે તો તેને માટે એક સૂચના ખાસ કરી
લઉં। ઇસ્લામી ભાઇઓ ત્રાંસી ટોપીઓ પહેરે છે. એવી ટોપીઓમાં નાખવા માટે આવી
પટ્ટીઓ નહિ ચાલે, પણ એને માટે પણ ઉપાય છે. મિલોનાં ચાલુ યંત્રોમાં કાંઇ ફેર કરવો
નહિ પડે; ફક્ત કાપડ વણાયા પછી જે રોલર પર વીંટાતું જાય છે તે રોલર એ ટોપીઓના
જેવા જ ત્રાંસા આકારનો રાખવો, અને સામે જે રોલર પરથી તાણો ઉખળતો હોય છે
તે પણ એવો જ રાખવો. આથી જે કાપડ વણાશે તે આવી ટોપીઓની દિવાલોમાં નાખી
શકાય એવું થશે. આમ કરતાં દરેક આંટે પ્રમાણ બદલાતું જવાથી કદાચ તદ્દન એકધારું
કાપડ ન ઊતરે તો વચ્ચે બબ્બે એકસરખા આકારના આવા ત્રાંસા રોલરો વચ્ચેથી
આવતા અને જતા તાણાને પસાર કરવાથી આખો પ્રશ્ન સરળ બની જશે. એટલું જ નહિ
પણ એક જ તાકામાં જુદાં જુદાં અનેક માપની ટોપીઓને અનુકૂળ વિભાગો આવી જશે.
આ બધા હિસાબ ફક્ત દસ મિનિટની ગણતરીથી જ નક્કી કરી શકાય તેમ છે.

ઉપરના બધા વિવેચન પરથી જણાશે કે આપણી ઔદ્યોગિક ઉન્નતિ માટે આપણે બે પ્રકારની વિચારસરણીની જરૂર છે. એક તરફથી આપણી જરૂરિયાતો પોષનારી પરદેશી વસ્તુઓ તેના કયા કયા ગુણોને લીધે આપણને ઉપયોગી થાય છે તે શોધી કાઢી, તે તે ગુણોવાળી અથવા તેવા ગુણોવાળી બનાવી શકાય એવી દેશી વસ્તુઓની શોધ કરવી; અને બીજી તરફથી દેશમાં બનતી કુદરતી વસ્તુઓના જુદા જુદા ઉપયોગ શોધી એકેએક ચીજના ઉપયોગનું ક્ષેત્ર વિસ્તારતા જવું. આવી રીતે આપણે બે દિશામાં એકસાથે પ્રગતિ કરતા જઇએ તો એક દિવસ એવો આવે કે એક તરફથી એક જ જરૂરિયાતો અનેક રીતે પૂરી પાડી શકવાની સંભાવનાઓની યાદી અને બાજી તરફથી એક જ વસ્તુનાં અનેક ઉપયોગની યાદી એ બન્નેને આલ્પ્સની સ્વિસ-ઈટાલિયન ટનેલ માફક જોડી દેતાં, આપણા મહદ્ આશ્ચર્ય વચ્ચે આપણે જોઈ શકીએ કે અત્યાર સુધી આપણે 'સીદી ભાઇનો ડાબો કાન' જેવું જ કાંઈક કરી રહ્યા હતા.

હરિકૃષ્ણ વ્યાસ

---

# શંકા અને સમાધાન

: : ધ્વનિત; પંચચામર : :

રહીશ મારી પાછળે તું, કે હું હાય! તાહરી
શકું ન શોધી ક્યાંય ચેન એમ હું કુશંકતો;
મને વિચાર એ જ નિત્ય એક આપણો થતો,
થશે રહેવું જ્યાહરે પ્રિયા વિના જ માહરી.

મુકીશ માથું તો હું ક્યાંય, મારું, સ્વર્ણમાધુરી?
કરીશ કેમ યા, તું? જો કદાચ આમ બોલતો
રહે જ યાર તાહરો બહાર વિશ્વની જતો,
ગીતોથી આ સમા તને રહેલ આજ છેતરી!

અવશ્ય, વાત એક તો થનાર છે જ; સાલશે
જુદાઇ માહરી તને, મને જુદાઈ તારી, યા:
શકે કરી ન અન્યથા મનુષ્ય દૈવની કૃતિ.

અખાત વિપ્રયોગનો ઉભયને સમાવશે;
પરંતુ તેથી શું થયું? હયાતી મિત્રની, પ્રિયા,
હશે અહીં ન, ત્યાહરે હશે જ મિત્રની સ્મૃતિ!

—પતીલ

# ગંગાની ગોદાવરી

૧

નાશિકની યાત્રાનું પર્વ બાર બાર વર્ષે આવે છે. ત્યાં ગોદાવરી યાને ગૌતમી ગંગા છે. બારની સંખ્યાને બદલે પણ લોકો ગોદાવરી શબ્દ વાપરે છે. ગોદાવરી એટલે બાર.

દક્ષિણનાં ભાવિક લોકોને નાશિકની યાત્રાનું—ગોદાવરી પર્વનું—કેટલું બધું મહત્ત્વ છે એ તો જેને દક્ષિણનાં ગામડાંનો અનુભવ હોય અને ગરીબમાં ગરીબ દક્ષિણી કુટુંબનો કંઇક પરિચય હોય તે જ જાણી શકે. દક્ષિણના ખૂણેખૂણામાં અને એકેએક કુટુંબમાં વર્ષો પહેલાંથી એની રાહ જોવાય છે. ઘણાંક વાનપ્રસ્થ સ્ત્રીપુરુષોની અંતિમ ઇચ્છા ગોદાવરીસ્નાનની હોય છે. અને ગોદાવરીસ્નાન વગર મોક્ષ સંભવે જ નહિ—જન્મનું સાર્થક થાય જ નહિ—એવી તેમની દૃઢ માન્યતા સૈકાઓ થયાં ચાલતી આવી છે એટલું જ નહિ પણ જ્યાં સુધી હિંદુધર્મનું—સનાતન ધર્મનું—અસ્તિત્વ રહેશે ત્યાં સુધી એ માન્યતા પ્રચલિત રહેશે જ.

૨

કોંકણના રમ્ય પ્રદેશના છેક દક્ષિણભાગમાં એક નાનું સરખું ગામડું આવી રહ્યું છે. બેત્રણ બ્રાહ્મણ કુટુંબો, એકબે પ્રભુ જાતિનાં ઘરો અને પાંચસાત કોળી કુણબીનાં છૂટાંછવાયાં છાપરાંથી જ માત્ર ગામનું ગ્રામત્વ જણાય છે. નિસર્ગનો પૂરેપુરો બહાર ખીલવતો શ્રાવણ માસ બેસી ચૂકયો છે. ખેતરમાં કામ કરતા મજૂરવર્ગને પણ જાણ થઇ ગઇ છે કે ચાલુ વર્ષે ગોદાવરીની યાત્રાનું પર્વ છે.

વીસમી સદીમાં પ્રગતિને શિખરે પહોંચેલા જમાનામાં પણ હજુ આજ સુધી હિંદુસ્તાન દેશમાં એવાં અનેક ગામો છે કે જ્યાંના લોકો પૈકી ઘણાકોએ રેલવે જોઈ હોતી નથી. જ્યાં પોસ્ટ ઑફિસ શું તે ખબર હોતી નથી, જ્યાં માત્ર જૂની પરંપરા પ્રમાણે એકાદ બે માણસ જ ક, ખ, ગ કરતાં શીખેલાં હોય છે. ગામનો પુરોહિત એ તેમની દૃષ્ટિએ મોટો પંડિત અને રડયોખડયો આવતો રેવન્યુનો કોઇ નાનો અમલદાર એ જ તેમને મન તો 'ગવન્ડર' કે વાઇસરૉય.

૩

ઉપર કહેલાં કોંકણના આ ગામમાં ગંગા નામની એક આધેડ વયની વિધવા બાઇ રહેતી હતી. સગુંસંબંધી તેને કોઇ ન હતું. મજૂરીનો ધંધો કરી જેમતેમ પેટનો ખાડો પૂરતી હતી. દક્ષિણની ગરીબીની તો તે તાદૃશ પ્રતિકૃતિ જ હતી. એવી દશામાં પણ મનુષ્યના હૃદયમાં આશાનો એક નાનોશો અંકુર ફૂટેલો હોય છે જ, જે તેને ગમે તેવું જીવન જીવવામાં પણ આનંદ આપે છે.

એક ધર્મભોળી વિધવા હિંદુ બાઇનું અંતઃકરણ એટલે જીવતી જાગતી ધર્મભાવના. જો હિંદુસ્તાનમાં વિધવાઓ ન હોત તો સનાતન ધર્મ ! તારું શું થાત ! સનાતન ધર્મ ભોળી

વિધવાઓ માટે જ જાણે વ્યાપી રહ્યો છે અને વિધવાઓએ જ એને નિભાવી ટકાવી રાખ્યો છે એમ કહીએ તો જરાએ ખોટું નથી.

ગંગા હિંદુ સનાતન ધર્મની આદર્શ વિધવા! ગોદાવરી પર્વમાં ગોદાવરીના સ્નાનનું આટલું માહાત્મ્ય! જીવન સર્વસ્વના ભોગે, યેન કેન પ્રકારેણ નાશિકની યાત્રાની આ તક ન જ ગુમાવવી એવો નિશ્ચય તેના મને કયારનો કરી જ મૂકયો હતો. એને એના ભવિષ્યનું ભાન હોત તો!! અહા! ઇશ્વરે પણ કેવી ખૂબી કરી છે કે મનુષ્યને પોતાની ભાવિ સ્થિતિ જોવાનું અંધત્વ આપ્યું છે. અને તે એક રીતે મહાન આશીર્વાદ સમાન છે.

પોતાની આધેડ વય હોવાથી બીજી ગોદાવરી તે જોઇ શકશે કે કેમ એની તેને પોતાને જ શંકા હતી. હિંદુસ્તાનનો સારો હૃષ્ટપુષ્ટ ગણાતો એક તંદુરસ્ત માણસ પણ ચાળીસ વર્ષની પોતાની ઉંમર થતાં સંસારથી જાણે વિરક્ત થઇ માત્ર મરણની જ રાહ જોતો હોય એવું કંટાળેલું જીવન ગાળે છે. તેનો ઉત્સાહ, તેની શક્તિ વર્ષો પહેલાં સ્વર્ગમાં પહોંચી ગયાં હોય છે.

યાત્રા અગર દેવદર્શન માટે (કોઈ પણ પ્રકારના વ્રતાદિ માટે) સ્ત્રીનું, કોઈ પણ સ્ત્રીનું કોમળ હૃદય જેટલું ધડકે છે, તેના હૃદયમાં જેટલી શ્રદ્ધા–ભલે તે અંધશ્રદ્ધા–અજ્ઞાન-જન્ય શ્રદ્ધા હોય–રહેલી છે, તેનાથી સોમે અંશે પણ એક સુશિક્ષિત ધાર્મિક ગણાતા પુરુષનું હૃદય ભાગ્યે જ ધડકતું હશે.

૪

આ ગામનાં ઉત્તર વયનાં સ્ત્રી પુરુષો (મુખ્યત્વે સ્ત્રીઓ જ) પોતાનાં છોકરાંને યા તો છોકરાના છોકરાને ઘરમાં કંકાસ કરીને અથવા ઘર કે ખેતર વેચાવીને પણ નાશિક જવાની તૈયારી કરાવી રહ્યાં હતાં. ઘર કે ખેતર ફરીથી મેળવી શકાશે, જુવાનીઆ અણસમજુ નાદાન છોકરા બે દિવસ કજિયો કરી રહી જશે, પણ નાશિકની, ગોદાવરી સ્નાનની, સ્વર્ગનાં બારણાં ઉઘાડી આપતી આ તક તેમના જીવનમાં તો ફરીથી મળશે જ નહિ એવી તેમની દૃઢ માન્યતા હતી. એક વયોવૃદ્ધ અનુભવી બ્રાહ્મણ, શંકરરાવ, જેને કુળકર્ણી સાથે વાટાઘાટ કરવા જેટલી હિંમત હતી, જે આસપાસનાં બેચાર ગામોનો પાવરધો હતો, જેણે આખી જિંદગીમાં માત્ર એક બે વાર જ રેલવેનાં દર્શન કર્યાં હતાં, તેને તેના જ્ઞાનને લીધે, તેની હિંમતને લીધે તેઓએ પોતાનો અગ્રણી બનાવ્યો.

ગંગાએ પોતાની પૂંજી–પોતાનું સર્વસ્વ–પૈસામાંથી પૈ કરી બચાવેલી, તેના ખરા પસીનાની એક નાની જેવી રકમ, પણ તેને મન તો જે આખા વિશ્વની સમૃદ્ધિ હતી, જેને તેણે અથાગ મહેનત અને કષ્ટને ભોગે મેળવી હતી તે શંકરરાવને સોંપી.

સંગ્રહ કરવાનો મનુષ્યનો સ્વભાવ જ કેવો વિચિત્ર છે! તે પોતાના ભાવિ જીવનમાં કામ લાગે એવી અધીરાઇ રાખે છે, અને જે સર્વશક્તિમાન પરમેશ્વર વખત પ્રમાણે, સંજોગ પ્રમાણે, મનુષ્યને તેની જરૂરિયાતો પૂરી પાડતો જ રહે છે–અરે, પૂરી પાડવા માટે બંધાએલો જ છે–તેને કેવો ભૂલી જાય છે!

૫

શ્રાવણ સુદ ૨ ને સોમવારનાં શુભ મુહૂર્તે સવારમાં, પાસેના રેલવે સ્ટેશને જવા આ ગામમાંથી બે ભારગાડાં તૈયાર થયાં. દરેકમાં ચાર ચાર માણસો પોતપોતાનાં સામાન–પોટલાં

સાથે ખડકાયાં હતાં, રેલવે સ્ટેશન માત્ર ૪૨ માઇલ દૂર હતું અને રસ્તો પાકો પણ નહિ અને કાચો પણ નહિ એવો હતો. ગંગા અને તેનાં સાથીઓ એક વખત જે બેઠાં તે બેઠાં. હાથપગ હલાવવા જેટલી પણ ગાડાંમાં જગ્યા ન હતી, ત્યાં સૂવાની તો વાત જ કયાં !

કયાં મુંબઇ આગ્રા રોડ પરની શ્રીમંતોની મોટરની મુસાફરી અને કયાં આ ગામડી રસ્તા પરની ગરીબ ગંગાની ગાડાની મુસાફરી ! છતાં નિસર્ગની શોભાનું પાન કરતા, કલાકે ભાગ્યે જ બે અઢી માઇલ જતા, ગાડાંના આ ઉતારૂઓ જેટલાં આનંદી અને સુખી હોય છે તેટલા આનંદી અને સુખી મોટરના મુસાફરો હશે કે ?

બીજે દિવસે સાંજે અથડાતા કુટાતા, અર્ધા ભૂખ્યા, ગાડાંના આ ઉતારૂઓ સ્ટેશન ભેગા થયા, અને છૂટકારાનો એક લાંબો દમ ખેંચ્યો.

આ સ્ટેશને આખા દિવસમાં માત્ર બે જ ગાડીઓ નાસિક તરફ જવા ઊપડતી. એક સવારે નવે અને બીજી રાત્રે અગિયારે. બીજી બે ત્રણ મેલ અને ફાસ્ટ ગાડીઓ અહીં ઊભી જ રહેતી નહિ અને તેથી સવારની અને રાતની આ ગાડીને ભીકાર ગાડીનું ઉપનામ મળ્યું હતું. ખરેખર, આ ગાડી ભીકાર ગાડી જ હતી; પરંતુ બે દિવસના ગાડાંના પ્રવાસ પછી અને નાસિક જવાનું હોવાથી એ ગાડી ગંગા અને તેના સાથીઓને તો વિમાન સમી જ લાગતી હતી.

બે દિવસ પહેલાંનું ઘરથી લીધેલું ખાવાનું ખાઈ ગાડીની રાહ જોતાં તેઓ બેઠાં.

૬

અગિયાર વાગ્યા. ગાડી આવી. શંકરરાવ અને તેનો સંઘ પોતપોતાનાં પોટલાં લઇ ઊભાં હતાં ત્યાંથી બેસવા માટે દોડયાં, પોતાનાં સાથીઓથી છૂટાં પડી જઇ ખોવાઈ જવાની ધાસ્તીથી બધાં હારની હાર એકએકને બાઝી એક જ ડબામાં ચડવા લાગ્યાં. ગાડી ઊપડવાની થઇ, ગાર્ડે સીટી વગાડી, ત્યાં આવી તેમને ધમકાવી એક બે જણને અંદર હડસેલી, કોઇને વાગે કે માથું ફૂટે તેની દરકાર કર્યા વગર બારણું જોરથી વાસ્યું. ગરીબ બિચારાં ! ગરીબનો બેલી ઇશ્વર કહેવાય છે ખરો પણ તે સુદ્ધાં આ જમાનામાં તો નથી એમ વારંવાર આપણને લાગે છે. ગંગાની આંગળી છુંદાઇ અને તે અંદર જઇ પડી.

લોકલ ટ્રેનનો થર્ડ ક્લાસનો ડબો અને તેમાં વળી ચોમાસાની ઋતુ. એના કરતાં તો ઊકરડા ઉપર ઊભા રહેવું પણ સારું. ઊભા રહેવાની જગ્યા નહિ. ઉપરથી પાણી ટપકે અને નીચે પણ પાણી અને કાદવ. " થુંકું નકા " લખેલું તેની આસપાસ અને નીચે જ પાનની પીચકારીઓ મારેલી અને બીડીનાં ઠુંઠાં પડેલાં. કેટલાક અભણ અજ્ઞાન લોકો એમ જ સમજે છે કે જ્યાં ગંદકી થઇ હોય ત્યાં વધુ ગંદકી કરવામાં તેઓ કંઈ ખોટું કરતા નથી. એવા એક ખૂણામાં શંકરરાવનો સંઘ જેમ તેમ જગ્યા કરી બેઠો. બિચારી ગંગા !

દરેક સ્ટેશને ગાડી થોભે. ચડતાં અને ઊતરતાં બેઉ વખતે ઉતારૂઓને અનેક મુશ્કેલીઓ વેઠવી પડે, અને અંદર બેઠેલાં શંકરરાવ, ગંગા વગેરેને કચવાતે મને એ બધું ચલાવી લેવું જ પડે. એવી સ્થિતિમાં પણ આ યાત્રાળુઓનો આનંદ આકાશમાં સમાતો ન હતો.

બીજે દિવસે સવારે આઠ વાગે નાસિક આવ્યું.

૭

યાત્રાના દિવસોમાં નાશિક જેવાં સ્ટેશને સામાન વગેરે સંભાળી પ્લેટફૉર્મની બહાર સહીસલામત નીકળતાં થર્ડ કલાસના ઉતારૂઓને જે અનુભવ થાય છે તેનું વર્ણન કરવું અશક્ય છે. પ્રભુ એવો પ્રસંગ ન પાડે !

શંકરરાવ, ગંગા વગેરે નાશિકની ભૂમિ ઉપર અનેક વિટંબણાઓ વેઠી જીવતાં ઊતર્યાં તેના આનંદમાં અર્ધાં અર્ધાં થતાં ગામમાં ગયાં. એક ધર્મશાળાના એક ભાગમાં, જે રેલવેના થર્ડ કલાસના ડબ્બા કરતાં કોઇ રીતે ઊતરે એવો ન હતો ત્યાં, મહામુશીબતે, ભૈયાને માત્ર બે રૂપિયાની દક્ષિણા આપતાં થોડી જગ્યા મળી.

ઉજાગરાથી અને થાકથી અડધાં થઇ ગએલાં તેઓ ઘડીભર જમીન ઉપર આળોટયાં. જમીનના સ્પર્શથી જ તેમનો થાક ઊતરી ગયો અને શરીરમાં કંઇક જોમ આવ્યું. જમીનમાં ગરમી ( ઇલેકટ્રીસિટી ) રહેલી છે અને જમીન પર સૂનારની તંદુરસ્તી, ઘણે ભાગે બગડતી નથી. પરંતુ આજે સુધરેલા જમાનામાં જમીન પર સૂવું કેટલાને ગમશે ? આળસ અને રોગ વધારનાર પલંગ અને ગાદીઓ શ્રીમંતોને જ મુબારક !

ચા કરવાને તેમની પાસે સ્ટવ ન હતો અને ચા વગર તેમાંથી કોઇનું કંઇ અડે એમ ન હતું. દશેક વાગે ખાવાપીવાની કોઈ પણ જાતની વ્યવસ્થા કર્યા વગર તેઓ બધાં ગોદાવરી-સ્નાનને માટે નીકળ્યાં. એક તો તેઓ ભૂખે રહેવા ટેવાએલાં અને વળી તીર્થક્ષેત્રમાં નાહ્યા વગર કંઈ પણ મોઢામાં ન નાખવું એવી દૃઢ ભાવના.

૮

એકબીજાનો હાથ યા છેડો મજબૂત પકડી આ સંઘ, જેમાં ગંગા બધાની છેક પાછળ હતી, ઘાટ તરફ ચાલ્યો. રસ્તામાં ભીડ એટલી બધી હતી કે એક છૂટા માણસને પણ આમથી તેમ ધક્કે ચડયા વગર આગળ વધવું મુશ્કેલ હતું–જાણે જનસમુદાયનો મહાસાગર જ ખળતો હતો. તેઓની હાર બે ત્રણ વખત તૂટી અને ગંગા અને બીજી એક બે બાઇઓ, શંકરરાવની ચાલાકીથી અને રસ્તાની પહોળાઇ વધારે ન હોવાથી પાછાં એકબીજાંને મળ્યાં અને હવે છૂટાં ન પડી જવાય તેની ઘણી જ કાળજી રાખી બહુ જ ધીમે ધીમે આગળ વધવા લાગ્યાં.

બરાબર બે કલાક પછી તેઓ ઘાટ પર પહોંચ્યાં. ઘાટ પર મેદની એટલી જામી હતી કે ન પૂછો વાત. શંકરરાવ આગળ રહી મહામુશ્કેલીથી રસ્તો કરે અને તેની પાછળ ગંગા વગેરે એક બીજીને ઘટ વળગી આગળ વધે.

છેવટે ગોદાવરીના છેક કાંઠા પર આવી નાહવા માટે તેઓ પાણીમાં ઊતર્યાં. તેઓનું લક્ષ આસપાસના દેખાવ પર, કે ગોદાવરીના પાણી અને પટ ઉપર, અથવા લોકો ઉપર કે દેવદેવસ્થાન સંબંધી હતું જ નહિ; પરંતુ છૂટા ન પડાય અને નાહીને બધાં સાથે મુકામ ઉપર પહોંચાય એટલા એક જ વિચાર પર હતું. શું મનુષ્યની લાલસા ! આ જીવદશામાંથી કેટલા જ્ઞાની પુરુષોનો જીવ મુક્ત હશે ? શરીરરક્ષણનો મોહ કેટલાનો છૂટતો હશે ? બીજા યાત્રાળુઓનો ધસારો, ઉપરાઉપરી એટલો બધો થયા કરતો હતો કે એક સ્થાનેથી

ન ખસવાની ભલભલા યોગીઓની હઠ પણ તૂટે. એવા એક ધસારાના ધક્કાથી ગંગાનો હાથ છૂટયો અને તે પોતાનાં સાથીઓથી તદ્દન છૂટી પડી ગઇ. જેમ જેમ તે શંકરરાવ તરફ જવા ફાંફાં મારતી તેમ તેમ તે તેનાથી આઘી જ જતી ગઈ અને ગીરદીમાં ક્યાંક દૂર નીકળી ગઈ. તેનો ગભરાટ અને તેની મનઃસ્થિતિ અવર્ણ્ય હતી. પરંતુ વિધિના લેખ ! તેને કોણ કળી શકે યા અટકાવી શકે ?

ભલા બિચારા શંકરરાવે પોતાની બુદ્ધિ, હોશિયારી અને પૈસાની સવડ પ્રમાણે પોતાથી બન્યું તેટલું કરી ગંગાની પુષ્કળ શોધ કરી, પણ તે બધી વ્યર્થ ગઈ, અને ગંગાનો કોઇ ઠેકાણે કંઇ પત્તો મળ્યો જ નાહ. શંકરરાવ અને તેના સાથીઓએ બિચારી ગરીબડી ગંગા માટે બે ચાર આંસુઓ સાર્યા અને મન વાળ્યું. તેમને એમ જ લાગ્યું કે ગંગા પાણીમાંથી બહાર નીકળી શકી નહિ અને ગોદાવરી માતાએ તેને આ દુઃખી દુનિયામાંથી ઉગારી લીધી. 'ગંગા ! ગંગા ! કેવી નસીબદાર ! કેટલી તું પુણ્યશાળી કે આવા ક્ષેત્રમાં, ગોદાવરીની ગોદમાં, તને રહેવાનું ભાગ્ય પ્રાપ્ત થયું !' વગેરે ઉદ્‌ગાર બીજી સાથેની સ્ત્રીઓએ કાઢયા અને સ્ત્રીસ્વભાવસુલભ આશ્વાસન ગ્રહણ કર્યું.

૯

બે દિવસ પછી યાત્રા પૂરી કરી તેઓ બધાં પોતાને ગામ ગઇ પહોંચ્યાં.

યાત્રા અને તીર્થ ગરીબોની ઉન્નતિ કરવાને બદલે અવનતિ જ કરે છે. પૈસા વગર, શ્રીમંત બ્રાહ્મણોને ભર્યા વગર યાત્રા સફળ થતી નથી અને માત્ર પૈસા ન હોવાના કારણે ગમે તેટલા શુદ્ધ હૃદયથી અને ભાવથી કરેલી યાત્રા સમાજની નજરે, દુનિયાની નજરે તો તે યાત્રા જ નથી. બ્રાહ્મણો જમાડી શકાયા નહિ; દાન, ગૌદાન, સુવર્ણદાન આપી શકાયું નહિ; એ વિચારો ઘેર ગયા પછી પણ શંકરરાવ વગેરેનાં મનને ડંખતા હતા. પરંતુ સ્નાન અને દર્શનનો અલભ્ય લાભ મળ્યો તેટલાથી જ મનને સંતોષ આપતાં હતાં.

યાત્રા હૃદયની કે પૈસાની ? કરજે નાણાં કાઢી ગએલા લોકોની કે કાળાં ધોળાં કરી સંઘરેલા પૈસા લઈ, ઉદાર થએલા ખટપટીઓની ? પોતાના આત્માનું કલ્યાણ કરવા નીકળેલાં પણ ઘરબાર વેચી છોકરાંને–બીજાના આત્માને–દેખીતું અકલ્યાણ કરનારાં હઠીલાં વૃદ્ધોની કે કરકસર કરી પેટે પાટા બાંધી આખી જિંદગી ગુમાવનાર કંજુસની ?

૧૦

ગંગા ! બિચારી ગંગા ! નાશિકના ગીચોગીચ ભરેલા રસ્તા અને શેરીઓમાં એકલી, અટુલી, ઘેલી જેવી પોતાના સાથીઓને શોધતી દોડતી ફરી. શહેરના બેપરવા લોકોને અને ગામપરગામથી ભેગાં મળેલાં યાત્રાળુઓને એકબીજાની કંઇ જ પડી હોતી નથી. તેઓનો સંબંધ માત્ર પૈસાપૂરતો જ હોય છે.

નાશિકનું પર્વ પૂરું થયું. હજુ પણ એક સ્ત્રી, ભિખારૂ સ્ત્રી, ગાંડી જેવી રસ્તામાં ભટકતી ફરે છે અને જે કોઇ મળે તેને 'શંકરરાવ ક્યાં છે?' એટલો એક જ સવાલ પૂછ્યા કરે છે.

ગોવિંદ બળવંત કર્ણિક

# વૃદ્ધ્યો પ્રણય હોત !

વૃદ્ધ્યો પ્રણય હોત જો પરમ કાવ્ય શો આપણો !
હતો પ્રણય માત્ર ? વા અધિક કૈંક એમાં હતું ?
નિરંતર નિગૂઢ ને નિરવ એ મનોનૃત્યને
કહે પ્રણય, વા લહે ઇતર કૈંક નામે સખી !

થયો ન અભિષિક્ત એ નયનનાં નિવાપે કદી,
પ્રતીતિ નહિ ચુમ્બનાંકનતણી ય એણે ચહી;
ઉદાત્ત રસ એહનો અવતર્યો નહિં આપણા,
લુખા, લથડતા સખી ! અધુકડા જ ઉચ્ચારમાં.

હતો પ્રણય તો ય એ; પ્રણય સત્ય સંશુદ્ધ એ,
અગોચર મનુષ્યના સકળ બુદ્ધિ વ્યાપારને,
મળ્યાં પ્રથમ : ને ગયાં પ્રણયમાંહિ અન્યોન્યનાં,
ગળી જ ઉર આપણાં; સકળ સખ્ય ભાવસ્થિર
પરસ્પર પ્રભામહીં નયન કેરી ત્યાં પારખ્યાં;
ભવેભવ તણાં, લહ્યું, ભ્રમણ આપણાં આથમ્યાં.

થયો પ્રગટ પૂર્ણ એ નયનહાસ પ્રત્યેકમાં,
ઉરે ઉર તણાં અખંડ વિલસ્યો ય સંગ્રન્થને;
ભરી નયન ત્યારથી નિરખતો રહ્યો તાહરાં,
થતાં સ્ફુટિત રૂપ ગન્ધ રસ પૂર્ણ માધુર્યને.

પછી નિરખી મેં તદા ક્ષણક તાહરી વેલડી,
વિહ્વલતી વણકલ્પિયા પ્રખર ઘોમ મધ્યાહ્નમાં;
અરે કરુણ દૃશ્ય એ ! તરફડાટ રે તાહરો !
અરે મનુજ—શક્તિ—સીમ ! વિધિવજ્ર રે કારમાં !

ઘડીક નયનો મળ્યાં, નિમિષમાં જ છૂટાં પડયાં;
ન તો ય ઉર નાચ્યું શું વિરલ દર્શને તાહરાં ?
થયાં નહિ શું નેત્રનાં કિરણ એક તલ્લીન આ ?
અને થઇ શું તું ય ના સકળ ચેતને મન્મય ?

વધ્યો પ્રણય હોત આ ! પ્રણય હોત આ પાંગર્યો ?
વિલુપ્ત સહુ બન્ધનો વિષમ આ થયાં હોત, ને
સરેલ સખિ ! હોત જો સુલભ સીમ શરીર આ,
નઠોર વિધિ હોત જો નહિ નડ્યો; અને આપણા....

....અને સુભગ સન્ધિકા સ્મિત સુહાગ રેલી રહે,
સુકોમળ સમીરના સુખદ સ્પર્શથી નાચતી
લટે, બટુક મત્પદે, સ્વપનની જ સૃષ્ટિ રચે,
સુરમ્ય રઘુ, મેઘ કે તપ--વિજીત લાવણ્યની
અનન્ય રસમૂર્તિ એ મુજ કરે, અને સ્કન્ધપે
ઢળન્ત તુજ દેહની કનકવેલ, આંખે રમે.

અહો સુલભ સિદ્ધિ શી સ્વપન સૌમ્ય કેરી હતી,
વધ્યો પ્રણય હોત ને સઘ હોત કૈં ચે વિધિ !
વધ્યો ન કદિ એ અને સ્વપન ઊગતાં આથમ્યાં;
ઝુરી તહીં રહે તું; ને મુજ અધીર નિઃશ્વાસ આ.

ખરું; પ્રણય ના વધ્યો; કદિ ય પૂર્ણ એ ના થયો,
પરંતુ અતિતૃપ્તિની નહિ વિરક્તિ એણે લહી;
પ્રફુલ્લી નહિ પૂર્ણિમા; પણ અમાસ ઊગી જ ના;
વસન્ત વિકસ્યો નહિ; પણ ન શૈત્ય યે સૂસવ્યું.

ખરું નહિ શું તે ય તે ? કયમ પછી સખી ! લોપવાં
અપૂર્ણ પણ આપણા પ્રભવ પૂર્ણ આનન્દનાં
સનાતન સુભવ્ય એ સ્વપન, જ્યાં રમીને ઘડી,
રહે હૃદય વિસ્મરી ભય ભરંત વસ્તુસ્થિતિ;
સજીવન થતી જહીં પુનિત આશની વલ્લરી,
અને મૃદુલ કાવ્ય દે કઠિન ચિત્ત મારું ભરી.
સનાતન રમી રહો સ્વપન કોમળાં આ ઉરે,
નિસાસ તણી હૂંફે શું નહિ જ સુમ્બનોથી ચડે ?

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

# નથી શંકા

હતી શંકા ત્યારે બહુ હતી હવે કૈં નહિ રહી,
નથી શંકા આજે, હૃદય થઈ વિશ્વસ્ત ફરતું,
અધૂરા હૈયાને અરધિયું મળ્યું અન્ય, મરતું
મટ્યું, એથી આખું હૃદય બનિયું કૈં કંઈ સહી.

હતી શંકા પ્હેલી અહ પ્રણયને લાયક શું હું ?
વળી શંકા બીજી મુજ પ્રણયને લાયક શું કો ?
અહો, મારા દોષો, મુજ હૃદયનાં ઉદ્ધ્યન કો
શકે સાંખી, ઝીલી ? મુજ મનદશા ના બધી કહું ?

નથી શંકા આજે, તવ ઉર ઢળ્યું છે મુજ ઉરે,
સુધા ઓષ્ઠો કેરી, નયનરસધારા, બદનની
સુંવાળી ગાદી આ, અપરિમિત શ્રદ્ધા હૃદયની,
ગુલાબી જામેલી મિજલસ સમાં આંહિ ઉભરે.

ગયા દોષો રોષો મુજ મન તણા ક્યાં નવ લહું,
ચહે છે તું, ને હું પણ ચહું છું, એ કેવળ કહું.

સુન્દરમ્

# અતિથિ કોઈ આવે નહિ

મ્હારી મઢુલીનાં બંધ નહિ દ્વાર
અતિથિ કોઈ આવે નહિ;
બધે સાગરજલ ફૂદતાં અપાર
અતિથિ કોઈ આવે નહિ.
સાગરની વચ્ચે ન્હાનો શો દ્વીપ ત્યાં
વેલીઓ વૃક્ષે ગૂંથાઈ જો;
તેમાં ઊભી મ્હારી મઢુલી એકલડી
ફૂલડાં સુવાસપૂર છાઈ;
અતિથિ કોઈ આવે નહિ.
એનાં સૂનાં છે આંગણાં ને ચોક;
અતિથિ કોઈ આવે નહિ.
આવે આવે કદી વર્ષાની વાદળી
પાણીડાં સિંચતી જાય જો;
માનવના દેશના સન્દેશ કાંઇ ના વદે
ઊતરે ન રમવા મુજ બાર;
અતિથિ કોઇ આવે નહિ.
રહી દૂરે અશબ્દ ઊડી જાય;
અતિથિ કોઈ આવે નહિ.
આવે આવે કદી પંખીગણ ઊડતાં
પળભર ના પેખે આ પાસ જો;
પાસવને પાથરી નિમંત્રું હું તોય સહુ
ગગનની પારે વહી જાય;
અતિથિ કોઇ આવે નહિ
મ્હારી મઢુલીનાં બંધ નહિ દ્વાર
અતિથિ કોઇ આવે નહિ.

बादरायण

# માખણ

હિંદુઓ તો કૃષ્ણના જમાનાથી માખણનો ઉપયોગ કરતા આવ્યા છે. બાલકૃષ્ણ ચોરી ચોરીને માખણ ખાતા હતા એ વાત તો દરેક હિંદુ જાણે છે. એમ ધારવામાં આવે છે કે માખણની શોધ કરનાર હિંદુઓ જ હતા. પણ હિંદુઓ સૌથી પહેલાં જ્યારે હિંદમાં આવ્યા ત્યારે માખણ બનાવતા હતા ખરા, પણ ખાવામાં નહોતા વાપરતા. માખણ પવિત્ર વસ્તુ ગણાતી હતી. અને તેથી યજ્ઞો અને બીજાં ધર્મકાર્યોમાં તેનો ઉપયોગ થતો. પછી ધીમે ધીમે તેમણે માખણનો ખાવામાં ઉપયોગ કરવા માંડયો. ઈ. સ. પૂર્વે ૨૦૦૦ ના અરસામાં એટલે આજથી લગભગ ચારેક હજાર વર્ષ પહેલાં તેમણે માખણનો પ્રચાર પશ્ચિમ એશિયા તથા આફ્રિકામાં કરવા માંડયો. ગ્રીસ, ઇરાન, મીસર એ દેશના વતનીઓ હિંદુઓ પાસેથી જ માખણ બનાવતાં અને ખાતાં શીખ્યા.

ગ્રીસના વતનીઓ પણ શરૂઆતમાં તો માખણ ખાવામાં નહોતા વાપરતા. એ લોકો એનું કાજળ પાડીને, આંખ દુખવા આવી હોય તો તે પર આંજવામાં દવા તરીકે વાપરતા હતા.

ગ્રીક પછી રોમન લોકો માખણ ખાતાં શીખ્યા, અને તે પછી આખા યુરોપમાં આ નવીન ખોરાકનો પ્રચાર થયો. અને યુરોપથી અમેરિકા, ઑસ્ટ્રેલિયા એમ બધે પ્રચાર થયો.

* * *

દૂધ એ સંપૂર્ણ ખોરાક છે એમ વિજ્ઞાન કહે છે, કારણ કે માણસના શરીરને જોઇતાં સર્વે તત્ત્વો તે પૂરાં પાડે છે. દૂધમાંથી મલાઇ, દહીં, છાસ, માખણ, ઘી વગેરે ઘણા પદાર્થો બને છે. એ બધામાં માખણનું પદ સૌથી ઊંચું ગણાય છે.

તેનાં ઘણાં કારણ છે

(૧) કોઇ પણ જાતના ખોરાક કરતાં તેટલા જ વજનનું માખણ શરીરને વધારે પુષ્ટિ આપે છે.

આ જમાનામાં દરરોજની દોડધામ, પૈસા માટેની હાયહાય અને કુટુંબની ચિંતા માણસના શરીરની અને મગજની એટલી બધી શક્તિ હરી લે છે કે તે ભરપાઇ કર્યા સિવાય માણસ ટકે જ નહિ. ઊગતાં બાળકોને પણ કેટલી બધી પુષ્ટિની જરૂર છે? તેમને ટાઢ, તડકો વગેરે હવાના ફેરફાર સામે ટકવા માટે પણ શક્તિની જરૂર છે. એ શક્તિ માખણ પૂરી પાડે છે. કારણ કે માખણ નત્રિલ અથવા Protein એટલે નાઇટ્રોજનવાળો ખોરાક છે.

(૨) શરીરનો ઘસારો પૂરવા ઉપરાંત માખણ શરીરને ગરમી આપે છે. માખણનો ૮૨ ટકા ભાગ ચીકાશવાળો ( Fatty ) હોય છે. જેવી રીતે દીવામાં તેલની જરૂર છે તેવી રીતે શરીરમાં ચરબીની જરૂર છે. એ ચરબી મેળવવા માટે ચીકાશવાળા ખોરાક

ખાવા જોઇએ. દાખલા તરીકે માખણ, તેલ, ઘી વગેરે. એ બધા ચીકાશવાળા પદાર્થોમાં માખણ ઉત્તમ છે. કારણ કે તે થોડી ગરમીથી પીગળી જાય છે ( Low melting Point ) અને એની બનાવટ ( Composition ) ચરબીને મળતી બહુ આવે છે.

(૩) માખણ જેટલી પુષ્ટિ આપે છે તેના પ્રમાણમાં તે સસ્તું પડે છે. બીજી કોઇ પણ જાતનો ખોરાક આપણે ખાઇએ અને માખણ જેટલી જ પુષ્ટિ મેળવવી હોય તો આપણને તે ખોરાક મોંઘો પડે છે.

(૪) માખણ શરીરમાં સહેલાઇથી પચી જાય છે. બીજા ઘણાખરા ખોરાકો શરીરમાં ગયા પછી તેમનામાંથી થોડોઘણો અંશ પચ્યા વગરનો રહી જાય છે અને નકામો પડે છે. પણ માખણ તો સર્વાંશે પચી જાય છે. આજકાલ વિજ્ઞાનશાસ્ત્રીઓ એમ કહે છે કે પચવામાં બહુ જ સહેલો પડે એવો ખોરાક ખાવો જોઇએ. આ જમાનામાં આપણા શરીરની શક્તિનો જુદી જુદી રીતે એટલો બધો વ્યય થાય છે કે પાચનક્રિયા પાછળ વધારે શક્તિ ખરચવી વાજબી નથી. એ રીતે જોતાં તો માખણનો નંબર ખોરાકમાં પહેલો જ આવે. કારણ કે એનાથી શરીરમાં કૌવત વધે છે, છતાં પચવામાં એટલું હલકું છે કે પાચનના અવયવો—અન્નનળી, જઠર, આંતરડાં વગેરે—ને ઓછામાં ઓછી મહેનત પડે છે. આગળ કહ્યું છે કે માખણ થોડી જ ગરમીથી પીગળી જાય છે, તેમજ તેની બનાવટ મનુષ્યની ચરબીને મળતી બહુ હોય છે તેથી જ તે પચવામાં હલકું પડે છે.

આપણે જે ખોરાક હંમેશ ખાઇએ છીએ તે મારફતે આપણને નત્રિલ ( Proteins ) કર્બોદિત ( carbohydrates ) તથા ચીકાશવાળા પદાર્થો પૂરતા પ્રમાણમાં મળી રહે છે. કર્બોદિત એટલે ગળપણ તેમ જ સ્ટાર્ચવાળા પદાર્થો. બધી જાતનાં કઠોળ, ઘણાં અનાજ વગેરે નત્રિલ પદાર્થ ગણાય; જે લોકો માંસાહારી ખોરાક ખાતાં હોય તેમને માંસ તેમ જ ઇંડાં મારફતે નત્રિલ મળી રહે; ખાંડ, ગોળ, મીઠાં ફળ એ ગળપણ પૂરું પાડે છે; ચોખા, મકાઇ વગેરે અનાજ તેમ જ બટાટા વગેરે કંદમૂળ સ્ટાર્ચ પૂરો પાડે; અને તેલ ઘી વગેરે ચીકાશ આપે છે, પરંતુ એ બધા ખોરાકોમાં નત્રિલ, કર્બોદિત વગેરે પૂરતા પ્રમાણમાં હોવા છતાં સહેલાઇથી પચી શકે એવા રૂપમાં નથી હોતાં. માખણ તો નત્રિલ અને ચીકાશ ખૂબ પ્રમાણમાં પૂરાં પાડે છે, એટલું જ નહિ પણ સહેલાઇથી પચી પણ જાય છે.

ઉપર માખણના ફાયદા ગણાવ્યા તે બધા ઉપરાંત તેનો એક ખાસ ફાયદો છે. આજકાલ વિટામિન્સ (જીવન-તત્ત્વો) નું મહત્ત્વ બહુ ગણાય છે. માખણમાં એ, બી, સી અને ડી; એ ચારે જાતનાં વિટામિન્સ હોય છે. હાડકાં તથા દાંતને મજબૂત રાખવા માટે શરીરમાં કોઇ ને કોઇ રીતે 'ડી' વિટામિન જવું જોઇએ. માખણમાં તે પુષ્કળ પ્રમાણમાં હોય છે. ચારે જાતમાં વિટામિન્સ એકસામટાં બહુ થોડા ખોરાકમાં હોય છે.

પશ્ચિમના દેશોમાં મારજરીન નામનું બનાવટી માખણ તથા હિંદમાં પણ વેજીટેબલ ઘી, કોકાજેમ જેવા પદાર્થો બજારમાં ઘણા વેચાય છે. શહેરમાં તો માખણને જ નામે ૮૦ ટકા ભેગવાળું માખણ વેચાય છે. આ જાતના કૃત્રિમ અને ભેગવાળા પદાર્થોમાં વિટામિન 'એ' ને 'ડી' નથી હોતાં અને 'બી' તથા 'સી' વિટામિન નહિ જેટલાં જ હોય છે. વિલાયતમાં મારજરીન બનાવે છે તે ચોખ્ખામાં ચોખ્ખી ચરબી અથવા ચોખ્ખા તેલમાંથી બનાવે છે. તેના રાસાયનિક ગુણો તેમ જ દેખાવ, સ્વાદ, એ સર્વે બહારના ગુણો તદ્દન માખણ જેવા જ હોય છે. વિજ્ઞાનકારો પણ માખણ અને મારજરીનનો તફાવત

પારખી શકતા નથી. પરંતુ માણસના શરીર પર તેની જે અસર થાય છે તે ઉપરથી તે પારખી શકાય છે. મારજરીનનો ઘણો ભાગ શરીરમાંથી પચ્યા વગર નકામા પદાર્થ તરીકે બહાર નીકળી જાય છે, જ્યારે માખણ તો સર્વાંશે પચી જાય છે.

આપણે પા રતલ માખણ ખાઇએ તો અમુક શક્તિ તથા ગરમી અને વિટામિન્સ આપણને મળે. પણ પા રતલ મારજરીન ખાઇએ તો તેના ત્રીજા ભાગની પણ શક્તિ કે ગરમી ના મળે અને વિટામિન્સ તો મળે જ નહિ. હવે ત્રણગણી શક્તિ આપણે મેળવવી જ રહી. તેથી ત્રણગણું મારજરીન ખાવું પડે. એટલે પરિણામે સસ્તું પણ મોંઘું જ પડે અને વિટામિન્સ મળે તે જુદાં.

આ તો મારજરીનની વાત. પણ વેજીટેબલ ઘી તથા મુંબઇમાં આજકાલ જેને માટે હોહા થઇ રહી છે તેવા ભેળવાળા માખણની તો વાત ના કરીએ તે જ ઠીક છે. કેમકે તેમાં તો પુષ્ટિ નહિ જેવી જ મળે, પચવામાં અઘરાં, કિંમતમાં વધારે, સ્વચ્છતાનું ઠેકાણું નહિ અને વિટામિન્સનું નામ નહિ.

માખણ ખાવાથી વિટામિન્સ મળે એમ ઉપર કહ્યું છું. હિંદુસ્તાનમાં સૂર્યનો તડકો તો હોય જ અને ઢોરને જો લીલું ઘાસ ચરવા મળે તો તેવાં ઢોરના દૂધમાંથી બનાવેલા માખણમાં વિટામિન્સ સારા પ્રમાણમાં આવે. એટલે સાધારણ રીતે વિલાયતના માખણ કરતાં અહીંનાં માખણમાં વિટામિન્સ વધારે પ્રમાણમાં હોય છે. એટલું જ કે તેમાં ભેગ ન હોવો જોઇએ અને બનાવતી વખતે અતિશય સ્વચ્છતા જળવાવી જોઇએ.

બાળકોને માખણ ખવરાવવું બહુ ફાયદાકારક છે. બાળકોના ખોરાકમાં વિટામિન્સ ન આવે તો તેમને 'રિકેટસ' થાય છે. એટલે તેમનાં હાડકાં મજબૂત નથી થતાં અને વાંકાં વળી જાય છે. અને ઘણી વાર એવાં બાળકોના પગ રાંટા થઇ જાય છે. વળી વિટામિન્સ વગર બાળક બરાબર વધતું નથી, અને નબળું રહે છે. દાક્તરોએ પુરવાર કર્યું છે કે જે છોકરાંને માખણ ખવડાવવામાં આવે છે તેમને કદી રિકેટસ કે એવા રોગ નથી થતા. તેઓ સારાં મજબૂત હાડકાંવાળાં અને તંદુરસ્ત રહે છે.

મોટી ઉંમરનાં માણસોને પણ માખણ તેટલું જ જરૂરી છે. જાતજાતના રોગની સામે થવા માટે શક્તિ જોઇએ તે માખણથી જ મળી રહે છે.

ઘણા લોકો એમ જાણે છે કે માખણથી જાડાં થઇ જવાય; પણ તે ધારણા ખોટી છે. માખણની સાથે બીજું શું ખાઇએ છીએ તે ધ્યાનમાં રાખવું જોઇએ. જે લોકો રોટલી ને માખણ કે પાંઉ ને માખણ ખાય છે તે લોકો જો વધારે જાડાં થઇ જાય તો વાંક માખણનો નથી. ઝીણા છડેલા અને દળેલા અનાજની રોટલી કે પાંઉ એટલે મોટો ભાગ સ્ટાર્ચ અને સ્ટાર્ચથી જેટલાં ફૂલી જવાય છે તેટલાં માખણથી નથી ફૂલી જવાતું. વળી જાડાં થઇ જનાર લોકોએ એટલું યાદ રાખવું જોઇએ કે જોઇએ તે કરતાં વધારે ખાવું અને કસરત ઓછી કરવી તેનાથી બહુ ફૂલી જવાય છે.

માખણ તો શરીરને મજબૂત બનાવે છે.

છેવટમાં એટલું જ કહેવું બસ થશે કે માખણ જેવો પુષ્ટિકારક, પ્રમાણમાં સસ્તો અને સહેલાઇથી પૂરેપુરો પચી જાય એવો ખોરાક બીજો હાલમાં તો કોઇ જાણવામાં નથી અને તેનો બને તેટલો વધારે ઉપયોગ કરવો ફાયદાકારક છે. *

પ્રેમલીલા મહેતા

* અંગ્રેજીને આધારે

# સિંહસ્થના મેળામાં જોએલા બાવા સાધુઓ

ગઈ સાલના વિ. સં. ૧૯૮૮ ના ભાદરવામાં હું હવાફેર માટે નાશિક ગયો હતો. એ વખતે ત્રિખંડી સિંહસ્થનું વર્ષ ચાલતું હતું અને જો કે મુખ્ય પર્વસ્નાન શ્રાવણ મહિનાની પૂર્ણિમાએ થઇ ગયું હતું અને બાવા સાધુઓની મોટી સંખ્યા પાછી ચાલી ગઇ હતી પણ ત્ર્યંબકમાં હજી નાગા બાવાઓના અખાડાઓમાં જમાતો પડી હતી અને નાશિક-પંચવટીમાં પે સો-દોઢસો સંન્યાસીઓનાં દર્શન થતાં હતાં. થોડા બાવાઓ પણ હજી પડ્યા હતા, અને જાત્રાળુઓની સિંહસ્થ સ્નાન માટે નીકળેલી ત્રણેક ખાસ ગાડીઓ પણ ભાદરવામાં આવી હતી. મતલબ કે હું ત્યાં પહોંચ્યો ત્યારે મેળો તદ્દન વીખાયો ન હતો.

નાશિક અને દેવલાલી દરિયાની સપાટીથી લગભગ બે હજાર ફીટ ઊંચાં હોવાથી હવા ખાવાનાં સ્થળો છે. દેવલાલી આરોગ્યગ્રામ તરીકે જ વસેલું હોવાથી ત્યાં છૂટા છૂટા બંગલાઓમાં છૂટી છૂટી વસેલી થોડી વસ્તી 'સીઝન'માં હોય છે; જ્યારે નાશિક તો લગભગ બત્રીસ હજારની વસ્તીવાળું મોટું શહેર છે અને પંચવટી ચારપાંચ હજારની વસ્તીવાળું તીર્થનું ગામ છે. અને તીર્થસ્થાન જેવું પણ પંચવટી જ લાગે છે. નાશિક તો સાધારણ દક્ષિણી શહેર જેવું છે, એમાં તીર્થપણું ક્યાંય દેખાતું નથી. ગોરની વસ્તી છે, પણ તે જૂના નાશિકમાં છે. બાકી તીર્થલક્ષણરૂપ મંદિરો, બાવાઓ અને ધર્મશાળાઓ પંચવટીમાં છે. નવા જમાનામાં ધર્મશાળાને બદલે ' આરોગ્યભુવન ' નામ આપી મકાનો બાંધવામાં આવે છે તેની સાથે ગણતાં પંચવટીમાં પચાસેક જેટલી ધર્મશાળાઓ હશે. નામ ધર્મશાળા હોય કે આરોગ્યભુવન, પણ બધાંનો ઉપયોગ એકસરખી રીતે થાય છે. ટ્રસ્ટીઓની ચિઠ્ઠીથી તેમાં લખ્યું હોય તેટલા દિવસ સુધી આ મકાનોમાં રહી શકાય છે. ઘણા હોશિયાર માણસો સો જુદી જુદી ધર્મશાળાની ચિઠ્ઠી મેળવી બાર મહિના સુધી પણ ખુશીથી રહી શકે છે. આમાં અપવાદરૂપ બે ત્રણ ધર્મશાળાઓ હશે, જેમાં બહારથી આવનાર અજાણ્યો જાત્રાળુ ચિઠ્ઠી વગર ઊતરી શકે છે. પણ મુખ્યત્વે તો આ ધર્મશાળા કે આરોગ્યભુવનોનો ઉપયોગ આરોગ્યગૃહ તરીકે થાય છે અને તેનો લાભ મોટે ભાગે મુંબઇના લોકો જ લે છે. આ મકાનો પણ મુંબઇના શેઠીઆઓએ ઘણેભાગે બંધાવેલ છે અને આ આરોગ્યપ્રદ હવાવાળું સ્થાન મુંબઇની નજીક છે. રેલવે રસ્તે મુંબઇથી ૧૧૭ માઇલ લગભગ છે. રેલવે અને મોટર સર્વીસ બન્ને ચાલુ છે. ઘરની મોટરવાળા પોતાની મોટરમાં પણ જાય છે. બાવા સાધુઓ સિવાય પંચવટીમાં વસ્તી જ વધારે મુંબઇના ગુજરાતીઓની દેખાય છે. અલબત્ત, પંચવટી-નાશિક જ નહિ પણ નાશિકની નજીકનાં નાશિક જિલ્લાનાં ગામોની આબાદીમાં પણ મુંબઇની નિકટતા અને મુંબઇગરી વસ્તી સારો ભાગ ભજવે છે. જમીન ફળદ્રૂપ હોવાથી દ્રાક્ષનો જે મોટો ફાલ એકદમ આવે છે તથા જુદી જુદી ઋતુમાં જે પુષ્કળ શાક થાય છે તેનો ભાવ તો મુંબઇ પાસે ન હોય તો ક્યાંથી જ આવે ! પણ

મોટો ભાગ નષ્ટ થઇ જાય છે. મુંબઈના લોકો આવીને ભાવ બગાડે છે, એ નાશિકના લોકોની ફરિયાદ ખોટી નથી.

નાશિક-પંચવટી તીર્થસ્થાન ગણાવાનું કારણ તો એનો રામકથા સાથેનો સંબંધ છે. શ્રીરામચંદ્ર સીતા લક્ષ્મણ સાથે જે જનસ્થાન–પંચવટીમાં રહેલા તે જ આ નાશિક પંચવટી. શૂર્પણખાની નાસિકાનું અહીં છેદન કરેલું માટે આ સ્થાનનું નામ નાસિક–નાશક પડયું છે, એવી લોકોમાં માન્યતા છે અને પંચવટીમાં રામવનવાસના તે તે પ્રસંગોનાં સ્થાનો પણ બતાવવામાં આવે છે. આ સ્થાનો આધુનિક સ્વાર્થી બાવાઓ કે પૂજારીઓએ કલ્પેલાં છે એ તો દેખીતી રીતે સિદ્ધ છે. પણ આ નાશિક–પંચવટી એ રામાયણોક્ત જનસ્થાનના ભાગો નથી એટલું જ નહિ પણ કાલિદાસાદિ કવિઓનાં વચનો વિચારતાં ઈ. સ. ચૌદમા શતક સુધી રામકથાસંબદ્ધ જનસ્થાન ગોદાવરીના મૂળ આગળ હોવાને બદલે " પૂર્વ કાંઠા ઉપર ગોદાવરી અને સમુદ્રના સંગમ નજીક અગસ્ત્યાશ્રમ પાસે હોવાં જોઇએ " એમ સિદ્ધ કરવાનો રા. રા. હનુમન્તરાવ બળવંતરાવ બીડેએ એક નિબંધમાં પ્રયત્ન કર્યો છે. (જુઓ ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ), અને એ વિચારણીય છે એમ મને લાગે છે. જો કે નાશિક ગામ ઘણું પ્રાચીન છે, બે હજાર વર્ષ પહેલાનું છે એટલું તો પાંડુગુફાના લેખોથી નક્કી થાય છે. નાશિકથી છ માઇલ છેટે ગંગાપુરના ધોધ પાસે ગોવર્ધન નામનું જે ગામ છે તે પણ એટલુંજ જૂનું છે એ જોતાં નાશિકની આસપાસનો પ્રદેશ બે હજાર વર્ષથી વસેલો દેખાય છે. પણ પાંડવગુફા અને તેના લેખો વગેરેથી જણાતી પ્રાચીન ઐતિહાસિક સ્થિતિ વિષે તો સ્વતંત્ર લેખ જ લખવો પડે એટલી વિપુલ સામગ્રી એ વિષયની ઉપલબ્ધ છે. માટે પ્રાચીન નાશિકની વાત બાજુ ઉપર રાખી એ નાશિક પંચવટી રામકથાસંબદ્ધ પંચવટી હોવા વિષે સંદેહનું કારણ છે એટલું જ કહી હાલનાં નાશિક પંચવટી જે ત્રણસો વર્ષથી વધારે જૂનાં નથી તેની જ વાત કરીએ.

પંચવટીનો જૂનામાં જૂનો તીર્થરૂપ ભાગ રામકુંડ ઈ. સ. ૧૬૯૬ માં પૂરો થયો છે. બીજા કુંડો અને મંદિર માત્ર એ પછીનાં છે. અત્યારે જે અનેક મંદિરો પંચવટીમાં ઊભાં છે તેનો મોટો ભાગ પેશ્વાઈ વખતમાં ઈ. સ. ૧૭૪૦થી ઇ. સ. ૧૮૩૦ સુધીમાં બંધાએલ છે; જો કે એ પછીનાં સો વર્ષમાં પણ ધર્મશાળાઓ સાથે થોડાં મંદિરો પણ ઊભાં થયાં છે.

જેમ પંચવટી ત્રણસો વર્ષનું છે તેમ હાલનું નાશિક પણ ત્રણસો વર્ષથી વધારે જૂનું નહિ હોય એમ લાગે છે. મુખ્ય બજારવાળો ભાગ તો તદ્દન આધુનિક છે; પણ જેમાં ગોર લોકો રહે છે તે જૂના નાશિકનાં કેટલાંક મકાનો ત્રણસો વર્ષનાં જૂનાં હોવાનું તેનાં છાપાંઓ વગેરે ઉપરથી દેખાય છે. પણ આ ત્રણસો વર્ષનું નાશિક એ તો એનો વર્તમાન જન્મ. તે પહેલાં તો એના અનેક જન્મો થઇ ગયા છે. પાંડુ ગુફાના લેખમાં કહેલું બે હજાર વર્ષ પહેલાંનું નાશિક એ કદાચ પહેલો જન્મ. તે પછી એના અનેક જન્મો થઇ ગયા. વચ્ચે ગુલછનાબાદ નામથી તેણે મુસલમાની જન્મ પણ ધારણ કરેલો. આ રીતે નાશિકના પૂર્વજન્મો વિષે આપણે કાંઇક જાણી શકીએ છીએ; પણ પંચવટીનો આ સ્થાને–નાશિકને સામે કાંઠે–તો આ પહેલો જ જન્મ હોય એવું જણાય છે. બાંધેલા ઘાટો વચ્ચે ગોદાવરી, સામસામે કાંઠે બે ગામો અને વચ્ચે ડોકીઆં કરતાં મંદિરો કે તેનાં શિખરો એ દેખાવ રમણીય લાગે છે.

પંચવટીને અહીં કોણે જન્મ આપ્યો ? એ નક્કી થવું મુશ્કેલ છે, પણ સાધુબાવાઓનો એમાં મુખ્ય હાથ હોવો જોઇએ એવું આધુનિક સ્થિતિ ઉપરથી લાગે છે. હાલમાં તીર્થ તરીકે ગોદાવરીનો મહિમા મુખ્ય ગણાય છે. એ મહિમા વધારનારાઓએ ગંગાની પણ પહેલાં ગોદાવરીને મૂકી છે. 'ગંગામાં સાઠ હજાર વર્ષ સ્નાન કર્યાથી જેટલું પુણ્ય થાય તેટલું એક વાર ખાસ કરીને સિંહસ્થ બૃહસ્પતિ હોય ત્યારે ગોદાવરીમાં સ્નાન કરવાથી પુણ્ય થાય' વગેરે અર્થવાળાં વચનો સિંહસ્થમાહાત્મ્ય તેમ જ સ્કંદાદિ પુરાણોમાં મળે છે. ગોદાવરી* માહાત્મ્યનાં આ અને આવાં બીજાં વચનો જોતાં અને પચીસ વર્ષ પહેલાં પંચવટી બહુ થોડું વસેલું હતું, ઘણીખરી ધર્મશાળાઓ છેલ્લાં પચીસ ત્રીસ વર્ષમાં બંધાઇ છે, અને સાત આઠ 'સેનીટોરીઅમો'–આરોગ્યભુવનોને તો તેથી યે ઓછાં વર્ષો થયાં છે અને આ મકાનો સાથે જ વસ્તી વધી છે, આખું વર્ષ મુંબઇના લોકોની હવાફેર માટે કે તીર્થસ્નાનમાં શુભાશુભ પ્રસંગ ઉકેલવા માટે આવજાવ થયા કરે એ પણ આધુનિક સ્થિતિ છે; એ બધું વિચારતાં આ સ્થળની યાત્રા સિંહસ્થના વર્ષમાં જ વિશેષ થતી હશે, એમ લાગે છે; બાકી સાધારણ વર્ષોમાં દક્ષિણની યાત્રાએ નીકળનાર નાશિક પણ ઊતરે ખરા. પણ ગોદાવરી-સ્નાનનો ખરો મહિમા તો સિંહસ્થ વર્ષમાં જ ( આ સિંહસ્થ વર્ષના વિશેષ વિવેચન માટે જુઓ 'પ્રસ્થાન' ૧૯૮૮ જેઠ અષાઢ પૃ. ૧૨૯ થી ૧૩૪ ) અને આ વિશેષ મહિમાને લીધે નાશિકની આસપાસનાં ગામોમાંથી, મુંબઇથી અને દૂરદૂરના કાઠીઆવાડ–ગુજરાત, પંજાબ, મદ્રાસ અને બંગાળાથી પણ ઘણાં માણસો સિંહસ્થમાં ગોદાવરીસ્નાન કરી પુણ્ય મેળવવા નાશિક પહોંચી જાય છે ખરાં; પણ પર્વને દિવસે જ સ્નાન કરવાનો અને તે પણ બને તેટલું બીજા પહેલાં કરવાનો આગ્રહ તો બાવાઓને જ હોય છે. આ કારણથી મુખ્ય પર્વના દિવસ પહેલાં બાવાઓનાં જૂથ ને જૂથ યાત્રાના ધામમાં ડેરા નાખી પડે છે અને પર્વને દિવસે પાણીમાં પહેલાં કૂદી પડવાની એવી ચડસાચડસી કરે છે કે જૂના કાળમાં એમાંથી મારામારી જ નહિ પણ કાપાકાપી થતી. પછી બ્રિટિશ સરકારને લશ્કર રાખી બંદોબસ્ત રાખવો પડતો. સાંભળવા પ્રમાણે સંગીનો આડી ધરી, ધસી આવતાં બાવાઓનાં ટોળાંઓને રોકવાં પડતાં અને હવે તો અમુક અખાડાવાળા પહેલાં નાહે, અમુક તે પછી નાહે એવો ક્રમ બાંધી દીધો છે. જો કે હરદ્વારના કુંભમેળા જેટલો સમૂહ નાશિકમાં કોઇ દિવસ થતો નથી; હરદ્વારના કુંભમેળામાં તો પાંચ લાખ જેટલી મોટી સંખ્યા જાત્રાળુઓની થતી હોવાનું કહેવાય છે, અને એ જાત્રાળુઓમાંના ઘણા ઝાડાપેશાબ પણ ગંગામાં જ કરે અને એ મળવાળું પાણી તેના પોતાના કે બીજા યાત્રાળુઓના પીવામાં આવવાથી ત્યાં જ કે મેળામાંથી પાછા ફરતાં ગાડીમાં હજારો યાત્રાળુઓ કૉલેરાના રોગ થઇને મરણ પામે એ સ્થિતિ વારંવાર નોંધાઇ છે. પણ છેલ્લા કુંભ વખતે તથા તે

---

* आद्या सा गौतमी गंगा द्वितीया जाह्नवी स्मृता।षष्टिवर्षसहस्राणि भागीरथ्यवगाहनं ।
सकृद्गोदावरीस्नानं सिंहस्थे च बृहस्पतौ ॥
दुर्लभा दक्षिणा गोदा......
उल्लंघ्य गौतमीं गंगां तीर्थमन्यानि सेवते ।
सिंहस्थिते सुरगुरौ स याति नरकं ध्रुवम् ॥

પહેલાંના કુંભ વખતે આરોગ્યની તથા દાક્તરી મદદની સારી ગોઠવણ થઈ હતી, અને સ્થિતિ પણ કાંઈક સુધરી હતી એમ કહી શકાય. છતાં નાશિકમાંયે બંદોબસ્ત તો રાખવો જ પડે છે. નાશિકમાં આવડો મોટો મેળો કે આવી ભયંકર સ્થિતિ કદી થઇ નથી; અલબત્ત, કોઈ પણ મેળા વખતે થાય છે તેમ નાશિકમાં પણ કૉલેરા ઘણી વાર ફાટી નીકળે છે અને આ વખતે યે બીક હતી. ખાસ ઇસ્પિતાલો ઊભી કરવામાં આવી હતી. મ્યુનિસિપાલિટીએ પણ પૂરી સાવધાની રાખી હતી. અને શ્રાવણની પૂનેમ પછી તરત જ બાવાઓમાં ઝાડા થઇને મરણ થયાના એક બે દાખલા પણ બન્યા. પરિણામે 'નાશિકમાં કૉલેરા ચાલે છે' એવી વાત બધે ફેલાઈ ગઈ. મને પણ 'નાશિકમાં તો કૉલેરા છે, ત્યાં જશો!' એ રીતે સ્નેહીઓએ મૂંઝવણમાં નાખી દીધો હતો. પણ સત્તાવાળાએ આ અફવાનો લાભ લઇને પર્વસ્નાન થઇ ગયું હોવાથી બાવાઓને તરત વીંખાઈ જવાની ફરજ પાડી અને તેથી હવા બગડતી અટકી ગઈ. નાશિક ગયા પછી એમ સાંભળ્યું.

આટલી બધી મોટી સંખ્યામાં બહારથી બાવાઓ આવે તેના ખાવાપીવા–રહેવાનું શું થતું હશે એ પ્રશ્ન સ્વાભાવિક છે. પણ બાવાઓને રહેવા માટે ઘરની જરૂર તો હોતી જ નથી, છતાં ટોળામાં ફરનાર બાવાઓ તો કામચલાઉ છાવણી ઊભી કરી દે છે. અને ખાવાપીવા માટે પર્વદિવસ પહેલાં આગળથી અનેક અન્નસત્રો ઊભાં થયા છે. નાગા બાવાઓ તથા ઉદાસી વગેરે શીખ સાધુઓના અખાડાઓ પાસે તો જાગીરો છે અને તેઓ પોતાની બધી વ્યવસ્થા આગળથી કરે છે, એમ સાંભળ્યું છે. બાકીના સાધુઓ માટે રાજા-મહારાજાઓ તથા આ પ્રકારની ધર્મભાવનાવાળા શ્રીમંતો તરફથી અનેક અન્નસત્રો પંચવટીમાં તેમ જ ત્ર્યંબકમાં શ્રાવણના આરંભથી ચાલુ થયાં હતાં અને તેમાંનાં કેટલાંક ભાદરવાની પૂર્ણિમા સુધી તો કોઇ કોઇ આશ્વિન પૂર્ણિમા સુધી ચાલુ હતાં. પંચવટીમાં ચણા વગેરે સૂકું અન્ન આપનારાં તથા પૂરું ભોજન આપનારા અમુક સત્રો તો બારે માસ ચાલે છે, પણ ઉપર કહ્યું તેમ કેટલાંક સિંહસ્થ માટે જ કરવામાં આવ્યાં હતાં. આમાંનાં કોઇ કોઇમાં મેળાની ભરતી વખતે આઠસો આઠસો–હજાર હજાર મૂર્તિઓ પ્રસાદ લેતી હતી. અને સાધુઓને મિષ્ટાન્નભોજન પણ વારંવાર મળતું.

બાવાઓમાં નાગાબાવાઓની વ્યવસ્થા સ્વતંત્ર હોય છે એ ઉપર કહ્યું જ છે. પણ એના ગુરુઓ જેવા સંન્યાસીઓ તો કાંઇ પરિગ્રહ રાખે નહિ એટલે તેઓ માટે દાનશૂર લોકોએ મહિનાનું ત્રણસો ત્રણસો રૂપિયા ભાડું ખરચી બંગલાઓ રાખ્યા હતા. એ બંગલાઓમાં અનેક સંન્યાસીઓ રાતે સૂતા, સવારે તેઓ પંચવટીથી એક બે માઇલ દૂર જઇને મલત્યાગ કરતા, ગોદાવરીમાં સ્નાન કરતા, બપોરે સત્રમાં ભોજન લેતા, સાંજે ચારેક વાગે પાછા દૂર દૂર–જ્યાં અમે ફરવા જતા ત્યાં–ખરચુ જતા અને રાતે ભજન–જ્ઞાનવાર્તા વગેરે આનંદ કરી સૂઇ રહેતા. આ રીતે ત્રણેક મહિના સુધી આ સંન્યાસીઓની દિનચર્યા ચાલી હશે. મેં જાતે તેઓની ક્રમશઃ ઘટતી જતી સંખ્યાની આ દિનચર્યા જોઈ હતી.

આ રીતે સિંહસ્થના મેળા વખતે નાશિક ત્ર્યંબકમાં મને બાવાઓ વિષે કાંઇક જાણવાનો પ્રસંગ મળ્યો અને 'પ્રસ્થાન'ના તંત્રી શ્રી. રામનારાયણભાઇએ સૂચના કરી એટલે વળી આ વર્ગ વિષે વિશેષ જિજ્ઞાસા પ્રગટી અને અલ્પ પ્રયત્નથી જે અલ્પતર વિગતો મેળવી શક્યો તે 'પ્રસ્થાન'ના વાંચનાર આગળ, આટલે લાંબે વખતે પણ, મૂકું છું.

ત્યાગમાર્ગ ઘણો પ્રાચીન છે. લગભગ ગાર્હસ્થ્ય માર્ગ સાથે જ કે તેથી કાંઇક પાછલા કાળમાં ત્યાગમાર્ગ માનવસમાજમાં પ્રગટયો છે એમ કહેવામાં વાંધો નથી. સંહિતાઓમાં નહિ પણ ઉપનિષદોમાં ઘર છોડી, ભિક્ષા માગીને ગ્રહણ કરનારા ત્યાગીઓનો ઉલ્લેખ મળે છે. બૌદ્ધ કાળમાં અનેક મતના ત્યાગીઓ આ દેશમાં ચારે તરફ પરિવ્રજ્યા કરતા હોવાનું બૌદ્ધ સાહિત્યથી જણાય છે. પાછળના સંસ્કૃત સાહિત્યના ઉલ્લેખો ઉપરથી ત્યાગીઓની જ નહિ પણ ત્યાગીઓના વર્ગોની સંખ્યા પણ વધી હોય એમ લાગે છે. પણ ત્યાગીઓના પ્રાચીન વર્ગોમાંના કેટલાક મધ્યકાળમાં લુપ્ત પણ થઇ ગયા છે. ત્યારે મધ્યકાળમાં પ્રચલિત વર્ગોમાંના કેટલાક અત્યારે જોવામાં આવતા નથી. વળી ત્યાગીઓના જુદા જુદા વર્ગોની રહેણીકરણી જુદી જુદી જોવામાં આવે છે. આ દેશની આ વસ્તીનો વિગતવાર અભ્યાસ થોડો જ થયો છે. ભિન્ન ભિન્ન ત્યાગી વર્ગનો પ્રાચીન કે મધ્યકાલીન ઇતિહાસ તો તે તે પંથના ઇતિહાસના એક પ્રકરણ તરીકે અથવા સાધુ બાવાઓ સંબંધી મોટા સ્વતંત્ર ગ્રંથમાં જ શોભે. અહીં તો વર્તમાન સ્થિતિ ઉપર એક દૃષ્ટિપાતમાત્ર કર્યો છે. વિશેષ અને વિગતવાર અભ્યાસ માટે જુદા જુદા પ્રાન્તમાં આવેલા અખાડાઓમાં ફરવું જોઇએ.

અપૂર્ણ ]

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

# ધરતીને

તારાં વિશાળ હૃદયે મમ શાન્તિ ભાન  
જ્યાં વિશ્વનું સકળ દુ:ખ વિરામસ્થાન  
ત્યાં હું અનંત શુભ શાન્તિ મહીં ઢળીશ  
તારુંજ કો મધુર રૂપ બની રહીશ  
જેથી દુ:ખી તૃષિત કો મુજ ભાંડુ કાજે  
હું શાન્તિની હૃદયમૂર્તિ બની શકીશ.

તારા વિરામમય અંક મહીં મને લે  
જ્યાં દુ:ખ કે સુખ કશું નહિ, ફક્ત શાન્તિ  
આ પ્રાણ મા સતત કેવળ ઝંખતો એ  
જ્યાં વિશ્વ સર્વ બનતું શુભ એક રંગી.

સ્વપ્નસ્થ

# શૌહરની શોધમાં !

: ગઝલ :

[ ૧ ] ઘર ગયું, નગર ગયું શૌહરની[1] શોધમાં; શૌહરની શોધમાં, શૌહરની શોધમાં !
નૂર ગયું, નયન ગયું તેની તલાશમાં, તેની તલાશમાં, તેની તલાશમાં !

[ ૨ ] મેં આંખમાં ન કજ્જ કરી, મેં પાનીએ હીના[2] ભરી;
મને ન છાતીએ ધરી તેણે બિછાતમાં, તેણે બિછાતમાં, તેણે બિછાતમાં !

[ ૩ ] નગર નગર વિલા[3] સમી હું રાન રાનમાં ભમી;
ને ગોર તુર્બતો[4] ગમી ગઇ હું નાબીના,[5] ગઇ હું નાબીના, ગઇ હું નાબીના !

[ ૪ ] મને નહીં મળ્યો પતો,— તું ક્યાંય છે રહ્યો જતો !
બેજાન છે, યા જીવતો:રૂએ ઝમીનના ?[6] રૂએ ઝમીનના, રૂએ ઝમીનના !

[ ૫ ] હું તાહરી બિલાવરી[7] સીરતની સ્હેજ સાવરી,
લેશે મને નહીં ફરી તારી વિસાલમાં ?[8] તારી વિસાલમાં, તારી વિસાલમાં !

* * *

[ ૬ ] તન ગયું, જોબન ગયું શૌહરની શોધમાં, શૌહરની શોધમાં, શૌહરની શોધમાં;
પણ ના મને વતન મળ્યું પતીલની ગોદમાં, પતીલની ગોદમાં, પતીલની ગોદમાં !

—પતીલ

---

૧ શૌહર, ઉર્દૂમાં પતિ અથવા પત્ની બેમાંથી ગમે તે એકને માટે યોજવામાં આવે છે. આ સ્થળે માત્ર પહેલો જ અર્થ બંધબેસતો થશે.

૨ હીના મેંદી

૩ વિલા દુ:ખથી પીડાએલ.

૪ તુર્બતો કબરો.

૫ નાબીના અંધ.

૬ 'રૂ' એ ઝમીનના ઝમીનના 'રૂ' ઉપર એવો માત્ર ગુજરાતી વાક્યરચના પ્રમાણે અન્વય કરવાનો છે. 'રૂ'=ચહેરો; પૃથ્વીના ચહેરા ઉપર અર્થાત્ સારી દુનિયા ઉપર.

૭ બિલાવરી વહાલી પ્રાણપ્રિયા ( ઇંગ્રેજી 'Beloved' ઉપરથી ) પ્રસ્તુત શબ્દને આ લેખક પોતાની ગઝલોમાં પણ જુદી જુદી રીતે યોજે છે : જેમકે, બિલ્વીદ, બાલાવરી વગેરે.

૮ વિસાલ મિલન.

# ભરત અને શાર્ઙ્ગદેવ સંગીતશ્રુતિઓ કેવી માનતા?

આ વિષય ખરેખર હમણાં અતિશય વાદમૂલક થએલો છે. તેનું કારણ કદાચિત્ એવું પણ હશે કે આપણા આજના વિદ્વાનોને પાશ્ચાત્ય પંડિતોની નવીન નવીન શોધો જોઇ તે શોધો આપણા પ્રાચીન સંસ્કૃત સંગીતલેખકોને પ્રથમથી જ અવગત હતી એમ સિદ્ધ કરી દેખાડવાનો સ્વાભાવિક મોહ થતો હશે. આપણા જૂના લોકોને આગગાડી, તારયંત્રો, વિના તારના સંદેશ, એરોપ્લેન વગેરેની માહિતી હતી, એવી વાતો કોઇ કોઇ વખતે આપણે સાંભળીએ છીએ. તે જ પ્રમાણે દીપકથી દીવા થતા, હિંદોલ રાગથી હિંદોળો હાલતો, માલકોશથી મરેલાં માણસો જીવતાં થતાં વગેરે વાતો ભોળા લોકોના મોઢેથી આપણે સાંભળતાં નથી? પાશ્ચાત્ય પંડિતોએ સંગીતમાં અપૂર્વ શોધો કરી છે એ કોઈ પણ નાકબૂલ નહિ કરે. સપ્ત સ્વરોમાંના પરસ્પરના સંબંધો તેમણે ઉત્તમ રીતે કાયમ કરી દેખાડયા, એ ખોટું નથી. મેજર કૉર્ડ, માઇનોર કૉર્ડ, તેમ જ વાદ્યોના તારોના તરેહ તરેહના સૃષ્ટિના નિયમો તેમણે પોતાની નવીન શોધોથી નિર્ણીત કરી આજે આપણી સામે મૂકયા છે. તે બધું જોઇ કોને કૌતુક નહિ થાય? પરંતુ એ પણ ભૂલી શકાશે નહિ કે પાશ્ચાત્ય શોધોને આવાં સિદ્ધાંત રૂપો પ્રાપ્ત થતાં ઘણો સમય ગયો છે. ઉદાહરણાર્થે તેમનું મેજોર સ્કેલ જુઓ. તેને આજની સ્થિતિએ પહોંચતાં કેટલો કાળ લાગ્યો? સારાંશ-કહેવાનો ઉદ્દેશ એટલો જ છે કે ભરત-શાર્ઙ્ગદેવની વિચારસરણીનો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં તે ગ્રંથકારોની પછી અસ્તિત્વમાં આવેલાં ગ્રંથોમાંનાં વિધાનો એકદમ ભરત-શાર્ઙ્ગદેવના ગ્રંથોને લાગુ કરવાં એ થોડુંઘણું સાહસભરેલું ગણાય. ઉદાહરણાર્થે પાશ્ચાત્ય દેશોના મેજોર ટોન, માઇનોર ટોન અને સેમીટોન એટલે આજના બધા નવાજૂના ગ્રંથકારોના ચતુઃશ્રુતિક, ત્રિશ્રુતિક અને દ્વિશ્રુતિક સ્વર જ આબેહૂબ છે એમ નિઃશંકપણે માનીને આગળ ચાલવું એ કેટલું બધું સાહસભરેલું ગણાશે? જ્યાં જેટલું સામ્ય સિદ્ધ કરી શકાય ત્યાં તેટલું સ્વીકારવું નહિ, એમ અમારું કહેવું નથી. પરંતુ તે બધું ઉત્તમ શોધના અંતે સિદ્ધ થએલું હોવું જોઇએ. સંગીત પરિવર્તનશીલ છે એ કદી ભૂલવું જોઇએ નહિ.

મેજોર, માઇનોર ટોનોનો સંબંધ, હમણાંના આપણા સંગીતપારિજાતને પણ તદ્દન સમાધાન કરીને લગાડી શકાશે કે કેમ? ત્રિશ્રુતિક 'રિ'ની તેણે તારની લંબાઇ કહી તે બરાબર છે એમ કહી શકાશે કે? નહિ તો આવડી મોટી ભૂલ તેણે કેમ કરી? તેને તેમ લાગ્યું એમ કહેવાય તો 'મૅજોર' અને 'માઇનોર'ની માહિતી એને ન હતી, એમ જ કહેવું પડે. તોપણ 'પારિજાત' આ 'ભરત રત્નાકર' પછી કેટલાંક શતકો પછી લખાએલો ગ્રંથ છે.

ભરત શાર્ઙ્ગદેવના વખતનું શુદ્ધ સ્વરસપ્તક 'પારિજાત'ના વખતમાં ઘણું બદલાઇ ગએલું હોવું જોઇએ. તેનો પુરાવો પ્રથમ એમ કહેવાશે કે આજનું આપણું શુદ્ધ સ્વર-

સપ્તક ' અહોબલ 'નું નથી. અમુક શુદ્ધ સ્વરસપ્તક નાદશાસ્ત્રની દૃષ્ટિએ ઘણું જ શુદ્ધ છે એમ આપણે કબૂલ કરીએ તોપણ ભરત–શાર્ઙ્ગદેવના વખતમાં તે જ હતું એમ કહેવું સાહસભરેલું કહેવાય.

દ્વિશ્રુતિક, ત્રિશ્રુતિક અને ચતુઃશ્રુતિક એટલે ' સેમી ટોન ' ' માઈનોર ટોન ' અને 'મેજોર ટોન ' એમ સ્વીકારી ભરત–શાર્ઙ્ગદેવના ગ્રંથોનો નિકાલ કરવો એ અમારે મતે અયોગ્ય જ ગણાશે. તેવા સ્વરો સ્વીકારી તે ગ્રંથકારો ગ્રામ, મૂર્ચ્છના અને જાતિઓનો ફડચો કરવો એટલે એ ગ્રંથકારોને સંકટમાં નાખવા જેવું જ થાય. આજ પાંચસો વર્ષથી પ્રચારમાં એક ષડ્જ ગ્રામ જ છે, એમ બધા ગ્રંથકાર કહેતા આવ્યા છે. મૂર્ચ્છના અને જાતિનો ભાગ પાછળ પડયો છે. આમ છતાં તે ગ્રંથકારોને એક બાજુ મૂકી દઇ ત્રિશ્રુતિક ' रि ' અને ત્રિશ્રુતિક ' ध ' અર્થાત્ માઇનોર ' रि ' અને માઇનોર ' ध ' એ સ્વરો મેળવવા માટે ભરત–શાર્ઙ્ગદેવને આગળ લાવવા એ અન્યાયી જ ગણાય. વારુ એટલું બધું કરવા છતાં આપણને ગાવાનું શું ? ભરત શાર્ઙ્ગદેવના રાગો બિલકુલ નહિ. ગવાય તે તો મુસલમાની ગાયકોએ પ્રચારમાં આણેલા જ રાગો ! અને તે પણ તે મુસલમાન ગાયકોને બારીક સ્વરજ્ઞાન નથી એમ ઉપરથી કહીને ! ઊલટી સુલટી મૂર્ચ્છનાઓ કરી કોઈ ઠેકાણે જાતિને જ આગળ લાવી પોતાના સિદ્ધાન્ત સિદ્ધ કરવા એ કેટલું બધું સાહસ કહેવાય ? પાશ્ચાત્યોનું ' મેજોર સ્કેલ ' એટલે અમારું ' મધ્યમ ' ગ્રામનું શુદ્ધ સપ્તક, ' બિલાવલ ' છે એમ સિદ્ધ કરવાનું, પાછલાં પાંચસો વર્ષના ગ્રંથકારોને સૂઝયું નહિ–એમ કહેવા જેવું દેખાય છે ! પોતાના નવીન મતોને મળતો ભાગ હોય તે લેવો, તેવો ન હોય તે ભરત શાર્ઙ્ગદેવના ગ્રંથોમાંથી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો એ હાસ્યાસ્પદ જ ગણાશે.

હવે ભરત–શાર્ઙ્ગદેવ પોતાની શ્રુતિઓ કેવી રીતે ઉત્પન્ન કરતા અને તે ઉપર સ્વરો કેવા સ્થાપતા તે કહેવાની આપોઆપ જ જરૂર પડે છે. તેમ કરતાં આપણે આપણાં નવીન વિધાનો તે લોકો ઉપર ન લાદવાની ખબરદારી રાખવી જોઇએ, અને તેમના ગ્રંથોમાંના જ ઉતારા લઈ તેનું ભાષાંતર કરીએ એટલે બસ. ભરત–શાર્ઙ્ગદેવની શ્રુતિ સ્વરોની વિચારસરણી ઘણીખરી સરખી જ દેખાય છે; તેમણે નિદર્શનો થોડી જુદી રીતે આપ્યાં છે એટલું જ. પરંતુ અહીં એક પ્રશ્ન એવો ઉત્પન્ન થશે કે આ ગ્રંથકારો પ્રથમ એક ઉપર બીજી એવી બાવીશ શ્રુતિઓ સિદ્ધ કરી પછી તે ઉપર **चतुश्चतुश्चतुश्चैव षड्जमध्यमपञ्चमाः** ઇત્યાદિ નિયમ ઉપરથી માંડતા કે પ્રથમ મોટા સ્વરાંતરો કાયમ કરી પછી તેમની સહાયતાથી વચલી શ્રુતિઓ સ્થાપતા ? આ બાબતમાં જે અર્થે તેઓ કંઇ પણ કહેતા નથી અને પ્રથમ શ્રુતિપંક્તિ સિદ્ધ કરી પછી તે ઉપર સ્વરો સ્થાપવા કહે છે તે અર્થે તેમની જ વિચારસરણી આપણે ગ્રાહ્ય માનવી એ ઉચિત ગણાશે. આવી શ્રુતિપંક્તિ શ્રુતિનું કંઇ પણ નિયત પ્રમાણ માની, કરવાની તેમની ફરજ હતી એ સહજ સમજાશે. તેવું પ્રમાણ ભરત જરૂર માનતો હોવો જોઇએ એમ દેખાય છે. કારણ, **श्रुतेः किं प्रमाणं** એમ સ્પષ્ટ કરી પછી તે નિદર્શન કહેવાની શરૂઆત કરે છે. તે નિદર્શનનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે શ્રુતિ નિયત પ્રમાણની બાવીશ જ છે એમ વાચકને જણાઇ આવે. એ ગ્રામોના જુદા જુદા ' પંચમો ' વચ્ચેનું જે સ્વરાંતર (Interval) તે જ મારી શ્રુતિનું પ્રમાણ છે એમ તે સ્પષ્ટ કહે છે. અને તેથી જ 'અન્તર' ને તેણે પ્રમાણ શ્રુતિ કહેલી છે. તે વખતે આ

બે પંચમ અર્થાત્ તે બે 'પંચમ' વચ્ચેનું સ્વરાંતર લોકોમાં પ્રસિદ્ધ હતું એમ 'મતંગ' સ્પષ્ટ જ કહે છે. શાર્ઙ્ગદેવે નિદર્શન માટે બાવીશ તાર પોતાની શ્રુતિવીણા ઉપર બાંધ્યા. પરંતુ તેણે ભરત પ્રમાણે પ્રમાણશ્રુતિ ન સ્વીકારતાં, પહેલા તાર કરતાં બીજો તાર **मनागुच्चध्वनिः** એ પ્રમાણ માન્યું. એમ તેણે કેમ કર્યું એ કહેવું કઠણ છે. કદાચિત્ તેના વખતમાં બે ગ્રામોના જુદા જુદા 'પંચમ' પ્રચારમાં નહિ હોય. આગળ જતાં 'ગ્રામ' એક જ રહ્યો એમ 'કલ્લિનાથ'ની ટીકા ઉપરથી સ્પષ્ટ દેખાય છે. ભરત અને શાર્ઙ્ગદેવ વચ્ચે હજાર વર્ષો વીતી ગયાં હતાં. તેટલા અવધિમાં અનેક ફેરફાર થયા હશે. પરંતુ શ્રુતિ અથવા સ્વરોનાં સ્થાનો વીણા ઉપર તારની લંબાઈથી કહેવાનું આ બેમાંના એકેને સૂઝયું નહિ. તે પ્રમાણે સ્વયંભૂ સ્વરોનો ઉલ્લેખ તે બેમાંના એકેએ પણ કર્યો નથી. 'વાદી' અને 'સંવાદી' એ માત્ર બધાના જાણવામાં હતા; તથાપિ વાદી સંવાદી ભાવ તેઓ પોતાના શ્રુતિસ્વરોને જ લગાડતા હોવા જોઇએ, એ સ્પષ્ટ છે. આ બે ગ્રંથકારોની પછી 'તરંગિણી–પારિજત' ગ્રંથો દેખાવા માંડે છે. પરંતુ તે ગ્રંથકારોના વખતે સંગીતમાં અધિક પરિવર્તન થઈ પ્રચારમાં 'ગ્રામ' એક જ રહ્યો હતો, અને ગ્રામમૂર્ચ્છના જાતિની જાળ અદૃશ્ય થઇ હતી, એ ઉપર કહેવાયું જ છે. પરિવર્તન થવું એ લોકરુચિ પર અવલંબે છે. પાશ્ચાત્ય શોધોથી આજ કરતાં વિશેષ નવીન પરિવર્તન આગળ જતાં થશે અને થાય તો ખરાબ નહિ, એમ પણ કહીશું. પરંતુ તે 'જૂના ગ્રંથકારો જાણતા' એમ કહેવું કદી નહિ શોભે એ અમારું મંતવ્ય છે. નવીન શોધો પ્રાચીન ગ્રંથકારો ઉપર લાદવાથી તેમના બધા રાગો તેમની વ્યાખ્યા પ્રમાણે ગાવા યોગ્ય કરી દેખાડવા પડશે. અસ્તુ.

હવે ભરતના શ્રુતિ–સ્વરોનો વિચાર કરીએ.

ભરતના શ્રુતિઓ અને સ્વરો સમજવા માટે જે તેના ગ્રંથમાંના શ્લોકો સદા લક્ષમાં રાખવા ઇષ્ટ છે, તે નીચે પ્રમાણે છેઃ

षड्जश्चतुःश्रुतिर्ज्ञेयः ऋषभस्त्रिश्रुतिस्तथा ।
द्विश्रुतिश्चैव गान्धारो मध्यमश्चतुःश्रुतिः ॥ १ ॥
चतुःश्रुतिः पञ्चमः स्याद्धैवतस्त्रिश्रुतिस्तथा ।
निषादो द्विश्रुतिश्चैव षडजग्रामे भवन्ति ॥ २ ॥
चतुःश्रुतिस्तु विज्ञेयो मध्यमः पञ्चमः पुनः ।
त्रिश्रुतिर्धैवतस्तु स्याच्चतुःश्रुतिक एव च ॥ ३ ॥
निषादषड्जौ विज्ञेयौ द्विचतुःश्रुतिसंभवौ ।
ऋषभस्त्रिश्रुतिश्च स्याद्गांधारो द्विश्रुतिस्तथा ॥ ४ ॥

આમાં કંઇ નવીન નથી.

चतुश्चतुश्चतुश्चैव षड्जमध्यमपंचमाः ।
द्वे द्वे निषादगान्धारौ त्रिस्त्रिर्ऋषभधैवतौ ॥

આ નિયમ ભરતને પણ માન્ય હતો એટલું જ આ શ્લોકો ઉપરથી દેખાય છે. તે જ

પ્રમાણે બે ગ્રામોનો ભેદ 'પંચમ' ઉપરથી થાય છે. આ નિયમ પણ તેમને માન્ય હતો એમ સિદ્ધ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો

षड्जग्रामः पञ्चमे चतुर्थश्रुतिसंस्थिते सति ।
स्वोपान्त्यश्रुतिसंस्थेऽस्मिन् मध्यमग्राम इष्यते ॥

આ નિયમ પણ ભરતને સંમત હતો. આપણી અડચણ એવી છે કે આ શ્લોકોથી ભરતના શ્રુતિ-સ્વરોનો ધ્વનિ દૃષ્ટિએ બોધ કેવી રીતે થશે? જે રચનામાં સત્તરમી શ્રુતિ ઉપર પંચમ હોય તે રચના 'ષડ્જ' ગ્રામ, અને જેમાં તે જ સ્વર સોળમી શ્રુતિ ઉપર હોય તે રચના 'મધ્યમ' ગ્રામ–એટલું જ ભરત કહે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ દેખાય છે, કે તેના વખતમાં ષડ્જ અને મધ્યમ ગ્રામના શુદ્ધ સ્વરસસકો લોકમાં પ્રસિદ્ધ હતા. અને આ બે ગ્રામોના તે બે જુદા પંચમ લોકોના જાણવામાં હતા. એટલું જ નહિ પણ આ પંચમોમાંનું જે ધ્વન્યંતર તે એક શ્રુતિનું હતું એ પણ લોકની જાણમાં હતું. અર્થાત્ ષડ્જ એક વખત કાયમ કરવામાં આવ્યો કે તેને આધારે બે ગ્રામોના તે બે પંચમ ગુણી લોકો કાયમ કરી શકતા હતા. ભરત કહે છેઃ

" मध्यमग्रामे तु श्रुत्यपकृष्टः पञ्चमः कार्यः ।
पञ्चमश्रुत्युत्कर्षादपकर्षाद्वा यदन्तरं मार्दवादायतत्वाद्वा तत्प्रमाणश्रुतिः ॥

ભાવાર્થ:—

મધ્યમ ગ્રામનો પંચમ (તાર ઉપર) મેળવવો એટલે ષડ્જ ગ્રામના પંચમને એક શ્રુતિ નીચે ઉતારવો અર્થાત્ તે ષડ્જ ગ્રામના પંચમને એક શ્રુતિ કોમળ કરવો. તે જ પ્રમાણે મધ્યમ ગ્રામના પંચમને ષડ્જ ગ્રામનો કરવો એટલે તેને એક શ્રુતિ ઉપર ચડાવવો. આ જે એક શ્રુતિ કમતી કરી મધ્યમ ગ્રામનો પંચમ કરવો અથવા મધ્યમ ગ્રામના પંચમને એક શ્રુતિ ચઢાવી ષડ્જ ગ્રામનો પંચમ કરવો એ જ મારી શ્રુતિનું પ્રમાણ અથવા માપ સમજી લેવું.

આ ઉપરથી એવો ઇસારો થાય છે કે ભરત પણ પોતાની શ્રુતિને એક નિયત પ્રમાણુ માને છે. અને આ પ્રમાણુની મદદથી તેની શ્રુતિઓ એક ઉપર બીજી એવી સ્થાપવાની છે. એટલે કે કોઈ પણ બે શ્રુતિઓ વચ્ચે આ ધ્વનિપ્રમાણ હોવું જોઇએ એમ જ તે કહે છે. આ ઉપરથી પ્રાચીન કાળે શ્રુતિને નિયત પ્રમાણ ન હતું એમ કહેનારા ગ્રંથકારોનું કથન ભરત શાર્ઙ્ગદેવના ગ્રંથ-મતો સાથે વિસંગત થશે એ જણાશે જ. પરંતુ આ વિચારસરણીથી એ પણ સિદ્ધ થશે કે ભરતની શ્રુતિઓ ધ્વનિદૃષ્ટિએ સમાન હતી. તે બધી ભૌમિતિક પ્રગતિથી (Geometrical Progression) ચઢતી હતી. આજની આપણી તુલનાત્મક આંદોલનપદ્ધતિની ભાષામાં કહીએ તો ષડ્જ ગ્રામના પંચમની આંદોલનસંખ્યાને મધ્યમ ગ્રામના પંચમની આંદોલનસંખ્યા વડે ભાગવાથી જે ભાગાકાર અથવા 'રેશિયો' આવે તે ભરતની એક શ્રુતિનું માપ અથવા પ્રમાણ હતું એમ ઠરશે. ભરત અર્વાચીન આંદોલન-શાસ્ત્ર જાણતો ન હતો, પરંતુ પોતાની શ્રુતિ સમાન છે અર્થાત્ તે એક નિયતપ્રમાણથી એક ઉપર બીજી એ રીતે સ્થાપવાની છે એ વાચકોને ઉત્તમ રીતે સમજાય એ માટે તેણે એક ઉત્તમ નિદર્શન આપ્યું છે, જેમકે:—

यथा द्वे वीणे तुल्यप्रमाणतंत्र्युपवादन दण्डमूर्च्छने षड्जग्रामाश्रिते कार्ये । तयो-रेकतरस्यां मध्यमग्रामिकीं कृत्वा पंचमस्यापकर्षे श्रुतिं तामेव पंचमवशात् षड्जग्रामिकीं कुर्यात् । एवं श्रुतिरपकृष्टा भवति ।

ભાવાર્થ:—

બે વીણા એવી લેવી કે જેમાં તારો, દાંડી, મૂર્ચ્છના તદ્દન તુલ્ય પ્રમાણવાળાં હોય. અને તે બંને ઉપર ષડ્જ ગ્રામના સ્વરો સ્થાપવા. તેમ કર્યા પછી તે બેમાંની એક વીણાને મધ્યમ ગ્રામની કરવી, એટલે તેના ઉપરનો પંચમ એક શ્રુતિ નીચો (મૃદુ) કરવો. તે પંચમ પ્રયોગ કરનારનો ઓળખીતો છે એમ ગ્રંથકાર સમજીને ચાલે છે. ત્યારે હવે એક ષડ્જ ગ્રામની અને બીજી મધ્યમ ગ્રામની એમ થયું.

હવે ષડ્જ ગ્રામની વીણાને એક બાજૂ મૂકી દઈ મધ્યમ ગ્રામની હાથમાં લેવી અને તે ઉપર જે પંચમ છે તેને ષડ્જ ગ્રામિક વીણાનો (ચતુઃશ્રુતિક) સમજી તે વીણા બધી ષડ્જ ગ્રામિક કરવી. એટલે કે તે ઉપરના બાકીના બધા સ્વરો એક એક શ્રુતિ ઉતારવા, અર્થાત્ **સા રી ગ મ ધ ની** એ સ્વરો એક એક શ્રુતિ નીચે ઉતારવા; કેમકે તેમ કર્યા વિના મધ્યમ ગ્રામિક વીણા ષડ્જ ગ્રામિક નહિ થાય. પંચમને તો અડકવાનો જ નથી, અને તેથીજ ગ્રંથકાર કહે છે કે આ પહેલી સારણાથી એક વીણા તે મૂળની બાજૂ મૂકી રાખેલી ષડ્જ ગ્રામિક વીણા કરતાં એક શ્રુતિ નીચી ઉતારેલી દેખાશે. પછી ગ્રંથકાર કહે છેઃ—

पुनरपि तद्वदेवापकर्षात् गान्धारनिषादवन्तौ स्वरौ इतरस्यांधैवतर्षभौ प्रविशतः— द्विश्रुत्यधिकत्वात् ।

ભાવાર્થ:—

આ જ પ્રમાણે પાછી એક વખતે સારણા કરી કે તે સારણા કરેલી વીણા ઉપરના ગાંધાર અને નિષાદ નામના સ્વરો બાજૂ મૂકેલી ષડ્જગ્રામિક વીણાના ઋષભ અને ધૈવત-માં પ્રવેશ કરશે. અર્થાત્ આ ગાંધાર અને નિષાદ સ્વરો જ ધ્વનિઓને ષડ્જગ્રામિક વીણા ઉપરના ઋષભ અને ધૈવત સ્વરો સાથે આબેહૂબ મળશે. એટલે કે પહેલાં જે એક શ્રુતિ અપદષ્ટ વીણા હતી, તેને ષડ્જ ગ્રામિક સમજવી, અને પંચમને પાછો એક શ્રુતિ નીચે ઉતારી તેને મધ્યમગ્રામિક કરવી. અને આ નવીન મધ્યમ ગ્રામિક વીણાના પંચમને તેમનો તેમ રહેવા દઈ તેના ઇતર સ્વરો એક એક શ્રુતિ ઉતારી તેને ષડ્જગ્રામિક કરવી. એમ કરવાથી આ વીણા તે બાજૂ મૂકેલી વીણા કરતાં બે શ્રુતિ નીચી બોલશે. અને તેથી ગાંધાર અને નિષાદ સ્વરો ધૈવત અને ઋષભ કરતાં બે શ્રુતિ અનુક્રમે ઉંચા હોવાથી, આ નવીન સારણાથી ઋષભ અને ધૈવત સ્વરો સાથે અવશ્ય મળશે. એ જ પ્રમાણે પાછી એક સારણા કરવાથી ઋષભ અને ધૈવત સ્વરો ષડ્જગ્રામિક વીણા ઉપરના ષડ્જ અને પંચમમાં પ્રવેશ કરશે. અને તે જ પ્રમાણે આગળ વધી એક સારણા વધારે કરવાથી, ચલવીણા તે બાજૂ મૂકી-રાખેલી ષડ્જગ્રામિક વીણાની દૃષ્ટિએ ચાર શ્રુતિ નીચી બોલશે, અર્થાત્ તે ઉપરના ષડ્જ, મધ્યમ અને પંચમ એ સ્વરો તે ષડ્જ ગ્રામિક વીણાના નિષાદ, ગાંધાર અને મધ્યમ સ્વરોમાં પ્રવેશ કરશે અને તે જ ગ્રંથકાર કહે છે.

पुनस्तद्वद्देवापकर्षाद्धैवतर्षभावितरस्यां पंचमषड्जौ प्रविशतः—त्रिश्रुत्यधिकत्वात्। तद्वत्पुनरपकृष्टायां तस्यां पञ्चममध्यमषड्जा इतरस्यां मध्यमगांधारनिषादवन्तेषु प्रविक्ष्यन्ति। चतुःश्रुत्यधिकत्वात् ।

एवंमनेनश्रुतिनिदर्शनेन द्वैग्रामिक्या द्वाविंशतिः श्रुतयः प्रत्यवगंतव्याः ।

આ સારણાઓ શ્રુતિ અને સ્વરોનાં સ્થાનો કાયમ કરવા માટે કહેલી નથી; શ્રુતિનું પ્રમાણ પ્રથમ કહ્યા પછી તે પ્રમાણને આધારે જે બાવીસ શ્રુતિઓ સ્થાપવામાં આવશે તેનાં સ્થાનો બરોબર છે કે કેમ તે તપાસી જોવા માટે આ સારણાઓની યોજના તેણે કરી છે એ હમેશાં લક્ષમાં રાખવાનું છે. આ બધા વિવેચન ઉપરથી એ સહજ સમજાશે કે ભરત પોતાની શ્રુતિઓ સમાન માનતો હતો અને તે સિદ્ધ કરવા માટે જ આ નિદર્શન તેણે આપેલું છે. શાર્ઙ્ગદેવ પંડિતે તે જ નિદર્શન વીણા ઉપર બાવીસ તારો બાંધીને આપ્યું એટલો જ ફેર છે. તેને તેમ કરવાનું કારણ કદાચિત્ એ હશે કે તેના વખતમાં બે ગ્રામોના બે પંચમ લોકોમાં પ્રસિદ્ધ નહિ હોય અથવા એમ લાગ્યું હશે કે પહેલો તાર (મન્દ્રતમ) નાદમાં મેળવી બીજો તાર તેના કરતાં જરા ઉંચો (**मनागुच्चध्वनिः**) મેળવ્યાથી તે બે પદોમાં વિશિષ્ટ ધ્વન્યંતર આપોઆપ જ ઉત્પન્ન થશે. અને એમ થયું કે તેને જ શ્રુતિ-પ્રમાણ માની તે પ્રમાણથી બાકીની શ્રુતિઓ સહજ સ્થાપી શકાશે. તાળો મેળવવા માટે તેણે પણ ચાર સારણાઓ કહેલી છે. ષડ્જગ્રામિક વીણાને પ્રથમ મધ્યમગ્રામિક કરવી, પછી તે મધ્યમગ્રામિક વીણાને જ ઇતર સ્વરો એક એક શ્રુતિ ઉતારી પાછી ષડ્જ ગ્રામિક કરવી. આ બધી ભાંજગડ તેણે કુશળતાથી દૂર કરી. તેના વખતમાં મધ્યમ ગ્રામ પ્રચારમાં ન હોવો જોઇએ એમ ઘણા વિદ્વાનો માને છે જો તે હોત તો ભરતનું નિદર્શન તેણે સહજ સ્વીકાર્યું હોત. શાર્ઙ્ગદેવે બાવીસ તારો (શ્રુતિવાચક) વીણા ઉપર બાંધ્યા છે. તેથી તે શ્રુતિઓ યોગ્ય પ્રમાણથી યોગ્ય સ્થળે બંધાય છે તે જોવા માટે તેને પોતાનું નિદર્શન જુદી રીતે કહેવું પડયું.

તેણે કહ્યું:—

अधराधरतीव्रास्तास्तज्ज्ञो नादः श्रुतिर्भवेत् ।
वीणाद्वये स्वराःस्थाप्यास्तत्रषड्जश्चतुःश्रुतिः ॥

स्थाप्यस्तन्त्र्यां तुरीयायामृषभस्त्रिश्रुतिस्ततः ।
पञ्चमीतस्तृतीयायां गान्धारो द्विश्रुतिस्ततः ॥

अष्टमीतो द्वितोयायां मध्यमोऽथ चतुःश्रुतिः ।
दशमीतश्चतुर्थ्यां स्यात्पञ्चमोऽथ चतुःश्रुतिः ॥

चतुर्दशीतस्तुर्यायां धैवतस्त्रिश्रुतिस्ततः ।
अष्टादश्यास्तृतीयायां निषादो द्विश्रुतिस्ततः ॥

एकविंशा द्वितीयायां वीणैकाऽत्र ध्रुवा भवेत् ।
चलवीणा द्वितीया तु तस्यां तन्त्रीस्तु सारयेत् ॥

શાર્ઙ્ગદેવે પણ ભરત પ્રમાણે જ બે વીણા (**तुल्यप्रमाणतन्त्र्युपवादनदण्डमूर्छने**) એવી લેવાનું કહેલું છે. તેમાંની એક ઉપર બાવીસ તારો બાંધી, તે ઉપર શુદ્ધ સપ્તસ્વર સ્થાપી તેને 'ધ્રુવવીણા' કહી બાજુ મૂકી દીધી. બીજી ઉપર સારણાઓ કરવાની હતી તેથી તેને 'ચલવીણા' એવી સંજ્ઞા આપી. બંને ઉપર, પહેલી બે શ્રુતિઓમાંનું **मनाग्ध्वनिः**–એ ધ્વન્યંતરને પ્રમાણ માનીને, તે પ્રમાણથી બાકીની બધી શ્રુતિઓ તેણે રચી. અને તે જ ધ્વન્યંતર સર્વત્ર છે એ દેખાડવાને

" स्यान्निरंतरता श्रुत्योर्मध्ये ध्वन्यंतरा श्रुतेः "

એમ સ્પષ્ટ કહ્યું સારણા સંબંધમાં કલ્લિનાથ કહે છે,

" श्रुतिस्वरेइयत्तापरिज्ञानार्थं चलवीणायां सारणां विदधाति "

સારણા શબ્દનો ખુલાસો કલ્લિનાથે સારો કર્યો છે. તે કહે છે,

" स्वस्वतन्त्र्युस्थितात्स्वरात्तत्तच्छ्रुतिस्थानात्प्रचाव्य श्रुत्यन्तराणि तंत्रीः प्रापयेत् " इत्यर्थः .

આ તેની વ્યાખ્યાનો અર્થ સ્પષ્ટ જ છે. શાર્ઙ્ગદેવની સારણામાં પણ નાદ અધિકાધિક ઊતરતો જાય છે. ભરતે પણ તેમ જ કહ્યું છે. પ્રથમ 'ધ્રુવ' અને 'ચલ' એ બંને વીણા ઉપર અર્થાત્ પ્રત્યેકના શ્રુતિવાચક તારો ઉપર તેણે શુદ્ધ સપ્તસ્વર આ પ્રમાણે સ્થાપ્યા.

ચોથા તાર ઉપર ષડ્જ, સાતમા ઉપર ઋષભ, નવમા ઉપર ગાંધાર, તેરમા ઉપર મધ્યમ, સત્તરમા ઉપર પંચમ, વીસમા ઉપર ધૈવત અને બાવીસમા ઉપર નિષાદ અને તે પછી પહેલી સારણા તેણે આ પ્રમાણે કહી છેઃ

स्वोपान्त्यतन्त्रीमानेयास्तस्यां सप्तस्वरा बुधैः ।

પ્રત્યેક સ્વર પોતાના ઉપાંત્ય એટલે પાછલા તાર (શ્રુતિ) પર આણવો એટલે આ સારણાથી સાત સ્વરો

ध्रुववीणा स्वरेभ्योऽस्यां चलायां तेस्वरास्तदा ।
एकश्रुत्यपकृष्टाः स्युः.........................

આમ થવાનું જ. તે સ્વરોને તે પ્રમાણે પાછળ લઈ જવાથી सा ત્રીજા ઉપર, रि છઠ્ઠા ઉપર, ग આઠમા ઉપર, म બારમા ઉપર, प સોળમા ઉપર, ध ઓગણીસમા ઉપર અને नि એકવીસમા ઉપર આ પ્રમાણે આવશે.

આને અનુલક્ષીને જ કલ્લિનાથ કહે છેઃ

"ते स्वरास्तदा....एकश्रुत्यपकृष्टास्सुरिति । अत्र त इति ध्रुवायामिव चतुःश्रुतिकत्वादिलक्षणानां षड्जादीनां परामर्शात् "

અહીં દેખાઈ આવશે કે ચલવીણા ઉપરના સ્વરો જોકે ધ્રુવવીણાના સ્વરો સાથે

સરખાવતાં બધા એક એક શ્રુતિ ઊતરેલા જણાશે, પરંતુ 'ચલવીણાની દૃષ્ટિએ તે બધા યથાશાસ્ત્ર ષડ્જ ગ્રામના જ રહેશે એટલે તેમની રચના **चतुश्चतुश्चतुश्चैव** એ નિયમ પ્રમાણે રહેશે. પછી શાર્ઙ્ગદેવ કહે છે,

"......................एवमन्याऽपि सारणा ॥
श्रुतिद्वयलयादस्यां चलवीणागतौ गनी
ध्रुववीणोपगतयो रीधयोर्विशतः क्रमात् ॥ "

અર્થ:—

આ બીજી સારણાથી ચલવીણા ધ્રુવવીણા કરતાં બે શ્રુતિ નીચી મેળવેલી હોવાથી તે ઉપરના ગાંધાર અને નિષાદ એ દ્વિશ્રુતિક સ્વરો ધ્રુવવીણાના ઋષભ ,અને ધૈવતમાં પ્રવેશ કરશે.

કલ્લિનાથ કહે છે.

' अस्यां—द्वितीयसारणायां—चलवीणागतौ—स्वस्वोपान्त्यतन्त्रीस्थितौ । गनीगांधार-निषादौ । ध्रुववीणोपगतयोः ध्रुववीणायां स्वस्वाधारश्रुतिस्थयोः । रीधयो ऋषभधैवतयोः। क्रमाद् ऋषभे गांधारः धैवते निषादः । श्रुतिद्वयलयात्—प्रातिस्विकश्रुतिद्वयस्य परित्यागाद् विशतः लीनौ भवतः ।

તે પછી ગ્રંથકાર ત્રીજી સારણા કહે છે:

तृतीयस्यां सारणायां विशतः सपयो रीधौ ।

ત્રીજી સારણા ચલવીણા ઉપર કરવાથી તેના ઋષભ અને ધૈવત એ ત્રિશ્રુતિક સ્વરો અનુક્રમે ધ્રુવવીણાના ષડ્જ અને પંચમ સ્વરો સાથે એકાકાર થશે. આ પ્રમાણે ચોથી સારણા કરવાથી

निगमेषु चतुर्थ्यां तु विशंति समपाः क्रमात् ।

એટલે આ સારણાથી ષડ્જ મધ્યમ અને પંચમ એ સ્વરો અનુક્રમે નિષાદ, ગાંધાર અને મધ્યમ એ સ્વરોમાં પ્રવેશ કરશે. અહીં એવો પ્રશ્ન થશે કે આપણી વીણાઓ ઉપર ષડ્જથી માંડીને આપણે શ્રુતિસ્વરો સ્થાપેલા છે, અર્થાત્ ષડ્જની પહેલી શ્રુતિથી માંડી આપણી શરૂઆત છે. ત્યારે ષડ્જ ને નિષાદ સાથે તદાકાર કરવાને સ્થાન ક્યાં રહ્યું ? આ પ્રશ્ન ખરેખર માર્મિક છે.

પણ આ જ શંકા મનમાં આણી કલ્લિનાથ પંડિતે તેનું સમાધાન આ પ્રમાણે કરી રાખ્યું છે:

" ननु चतुर्थसारणायां मन्द्रषड्जस्य निषादे प्रवेश उच्यते । तत्कथमुपपद्यते । कार्या मन्द्रतमध्वाना इति षड्जादिमश्रुतेरारंभात्तत्पूर्वध्वन्यसंभवेनोपान्त्यतंत्र्यसंभवात् ।

तथापि मन्द्रस्वरसप्तकस्यावृत्तौ षड्जनिषादयोः सन्निधानान्निषादाधारश्रुतेः उपान्त्यत्वं कल्पयित्वा प्रवेशः पर्यवस्यति इति उपपन्नम् । "

આ વિધાન બધાને કબૂલ થવા યોગ્ય છે. આવૃત્તિની યોજનાથી અથવા કલ્પનાથી તેમ સહજ કરી શકાશે. એક ઉપર બીજું એમ સપ્તકો આપણે માનીએ છીએ અને પ્રત્યેક સપ્તકમાં બાવીસ શ્રુતિઓ પણ માનીએ છીએ. સારાંશ ષડ્જની પાછળ નિષાદ હોવાનો જ. તેથી ષડ્જ પોતાની પહેલી શ્રુતિથી પાછળ ગયો કે તે નિષાદમાં પ્રવેશ કરવાનો જ.

હવે આ સારણાઓથી શી ફલોત્પત્તિ થઈ એ ગ્રંથકાર કહે છેઃ

श्रुतिद्वाविंशतावेवं सारणानां चतुष्टयम् ।

ध्रुवा श्रुतिषु लीनायां इयत्ता ज्ञायते स्फुटम् ॥

અર્થઃ—

આ પ્રમાણે આ સારણાઓથી ચલવીણા ઉપરની બધી બાવીસ શ્રુતિઓ ધ્રુવવીણાની શ્રુતિઓમાં મળી જવાથી શ્રુતિઓની ઇયત્તા સ્પષ્ટ થાય છે. અને ત્યાર પછી ટીકાકાર કહે છેઃ

इत्थमियत्तया निश्चिताभ्यःश्रुतिभ्यश्च स्वराणां निष्पत्तिमाह । श्रुतिभ्यः स्युः स्वराः षड्जऋषभगान्धारमध्यमाः।

ઇત્યાદિ આ બધો પ્રકાર શ્રુતિનું માપ અથવા પ્રમાણ નિયત હોય તો જ અર્થાત્ તે બધી સરખા માપની હોય તો જ સંભવે એ સહજ સમજાશે. અને તે જ મુદ્દા ઉપર શાર્ઙ્ગદેવે આ સારણાનો પ્રયોગ કર્યો છે. તેમાં બે વાતો એ દેખાડવા માગે છેઃ (૧) પહેલી એ કે શ્રુતિ નિયત પ્રમાણની માનવી અને (૨) બીજી એ કે એક સપ્તકમાં આવી સમાનશ્રુતિઓ ફક્ત બાવીસ જ સંભવશે. આવી જ વિચારસરણી સોમનાથ પંડિતના 'રાગવિબોધ'માં પણ દષ્ટિએ પડે છે.

આ બધા વિવેચન ઉપરથી એ સહજ સિદ્ધ કરી શકાશે કે આપણા અર્વાચીન પંડિતો ભરત અને શાર્ઙ્ગદેવના ગ્રંથોના આધારે શ્રુતિઓ જુદા જુદા માપની છે, એમ કહેતા હોય તો તે યથાર્થ નહિ ગણાય.

વાડીલાલ શિવરામ પંડિત

# પ્રિયા વધાં+

( ગુલબંકી )

( ૧ )

અમે રચ્યું નવીન ગીત
છંદની કમાલ કીધ
શબ્દવ્યંજના, સુરીત
લક્ષણા અનેક લીધ
પ્રિયા રીઝાવવાની પૂર્ણ યુક્તિ એહ લેખતા
અમે ધસ્યા પ્રિયાની પાસ સર્વને ઉવેખતા
પ્રેમની સુસિદ્ધિ માત્ર ગાનમાં જ પેખતા.

( ૨ )

ગાન તાનના તરંગ
અંગનૃત્યના મરોડ
યોગમે વહે અભંગ
થાકથી તૂટે કરોડ
ભાલ, ગાલ કેશથી ખરંત બિન્દુ સ્વેદનાં
ક્ષુધા તૃષા તણી ભરી રગે રગેય વેદના
તથાપિ આશમાં લહ્યો ઉરે લગીર ખેદ ના.

( ૩ )

નાચ એ કઢંગનો
હશે ? ન વા સૂરો સધા ?
કરી ત્રિભંગ અંગનો
ખીજમાં પ્રિયા વધાં
' બળ્યું. તમેય આમ કાં સદા બરાડતા હશો ?
જરીક જંપ થાય ત્યાં શું બૂમ પાડતા હશો ?
વાંદરાની જેમ કૂદી કૂદી ત્રાડતા હશો ? '

—રામપ્રસાદ શુક્લ

+ ' ચંચુપાત ' નામના પ્રગટ થનાર કાવ્યસંગ્રહમાંથી.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

( અનુવાદ )

[ સર ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્–કલકત્તા યુનિવર્સિટીના ભૂતપૂર્વ તત્ત્વજ્ઞાનના અધ્યાપક અને અત્યારના આન્ધ્ર યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલરનું નામ માત્ર હિંદમાં જ નહિ પણ પરદેશોમાં પણ પ્રખ્યાત છે. ભારતીય સંસ્કૃતિસૂર્યનાં કિરણ દેશપરદેશમાં પોતાના જીવન અને લેખન–કવન દ્વારા ફેલાવનાર મહાત્મા ગાંધીજી, ગુરુદેવ રવીંદ્રનાથ ઠાકુરઃ આદિ જે કેટલીક વિભૂતિઓ છે તેમાં સર સર્વપલ્લીનું નામ આગળ તરી આવે છે. *Indian Philosophy*નાં બે પુસ્તકો, *Hindu View of life, Reign of Religion in Contemporary Philosophy, Heart of Hinduism, Kalki, Philosophy of Rabindranath Tagore, an Idealist View of Life* આદિ પુસ્તકો દ્વારા એક ધીરગંભીર ચિંતક અને તત્ત્વવિદ્ તરીકે એ સુવિખ્યાત છે. માત્ર ભારતીય તત્ત્વજ્ઞાનનો જ નહિ પણ સમસ્ત જગતની તત્ત્વજ્ઞાનની ભૂત અને વર્તમાન પ્રણાલીઓનો, તત્ત્વદર્શન પામવાના પ્રયત્નો અને તેનાં પરિણામોનો ઊંડો અભ્યાસ એમણે કરેલો છે. એ અભ્યાસ સાથે એમના પોતાના જીવન અને જગત પ્રત્યેના દૃષ્ટિબિંદુનો જે સુંદર મેળ જામેલો છે તેનું સ્વચ્છ પ્રતિબિંબ આપણને એમનાં પુસ્તકોમાં મળે છે. એ પુસ્તકોની ભાષા સુમધુર, સરલ, પ્રાસાદિક હોવાથી એનું વાચન સ્વાભાવિક રીતે જ મનન અને નિદિધ્યાસનની ચિત્તને પ્રેરણા આપે છે. એક વક્તા તરીકે એમની સુકીર્તિ લગભગ અજોડ છે. ઑક્સફર્ડમાં ૧૯૨૯માં એમણે Hibberts Lectures ( જે હાલ *An Idealist View of Life* નામે લંડનની જ્યૉર્જ એલન ઍન્ડ અન્વીન નામની પુસ્તક પ્રકાશન કંપનીએ બહાર પાડ્યાં છે ) કોઇ પણ પ્રકારની નોંધ કે નિબંધની મદદ સિવાય આપેલાં ત્યારે ઇંગ્લૅંડના મોટા મોટા વિદ્વાનો, વક્તાઓ અને તત્ત્વવિદો એમની તત્ત્વદૃષ્ટિથી, વાણીની છટાથી, વિચારના પ્રવાહથી, ભાષા ઉપરના પ્રભુત્વથી મુગ્ધ થયા હતા.

આ વિશ્વવિખ્યાત લેખક, ચિંતક અને વક્તાના *Indian Philosophy* ના પ્રથમ ભાગના નવમા પ્રકરણનો અનુવાદ અહીં આપું છું. મૂળની પ્રતિભા એમાં કેટલે અંશે પ્રતિબિંબિત છે તે તો ગુણજ્ઞ વાચક જાણે; પણ મારો વિશ્વાસ છે કે આજે, જ્યારે ભગવદ્ગીતાના તત્ત્વદર્શનના જીવન્તપ્રતીકરૂપ મહાત્મા ગાંધીજી સમસ્ત ભારતના—પણ ખાસ કરીને ગુજરાતના–વર્તમાન અને ભાવિને ઘડે છે ત્યારે, આ અનુવાદને આવકાર મળશે જ.

માત્ર કેટલીક નોંધોને વિસ્તારિત કરવા ઉપરાંત અને કવચિત્ નવી નોંધ ઉમેરવા ઉપરાંત આ અનુવાદ સર્વથા મૂળને જ અનુસરે છે.

મણિલાલ પટેલ

૬, માર્ચ ૧૯૩૩

૧

શ્રીમદ્ ભગવદ્‌ગીતા મહાભારતના ભીષ્મપર્વમાં અન્તર્ગત છે. સંસ્કૃત સાહિત્યમાં કવિતામાં રચાયેલા ધર્મવિષયક જે ગ્રંથો છે તેમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતા સૌથી વિશેષ લોકપ્રિય છે. વીલીઅમ ફૉન હુમ્બૉલ્ટ્‌ના[૧] મત પ્રમાણે પૃથ્વી ઉપરની પ્રચલિત ભાષાસમૂહમાં સૌથી સુંદર દાર્શનિક ગીતિ-ગ્રંથ જો કોઇ હોય તો તે ગીતાજી જ છે. આ ગ્રંથમાં દર્શન, ધર્મ અને સામાજિક નીતિ સંબંધી ઉપદેશ દેવામાં આવ્યો છે. આની સ્મૃતિ-ગ્રંથ તરીકે ગણના થાય છે;-શ્રુતિગ્રંથ તરીકે નહિ. અને છતાં, જનતાના મન ઉપર કેટલો પ્રભાવ પડે છે એ જો કોઈ ગ્રંથની ઉપયોગિતા માપવાનું સાધન હોય તો તો ભારતીય ચિન્તન સાહિત્યમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતા જેવો પ્રભાવશાળી ગ્રંથ બીજો કોઇ નથી. એનો મુક્તિ-સંદેશ છે અતિ સહજ-અતિ સરલ. યજ્ઞદ્વારા દેવતાઓની દયા માત્ર ધનિકો જ ખરીદી શકે, જ્ઞાનદ્વારા મુક્તિપથે પ્રયાણ માત્ર વિદ્વાનો જ આદરી શકે, પરંતુ ગીતાજી જે ભગવાનની ભક્તિનો માર્ગ બતાવે છે તે તો સર્વ કોઇ પામી શકે છે. ગીતાજીમાં માનવદેહધારી ભગવાનની પાસે કવિ ઉપદેશ અપાવે છે. સમગ્ર માનવજાતિના પ્રતિનિધિરૂપ અર્જુન પ્રત્યે, તેના જીવનની એક અત્યંત કટોકટીભરી પળે, શ્રીભગવાનને ઉપદેશ આપતા કલ્પ્યા છે. યુદ્ધક્ષેત્રમાં અર્જુન પ્રવેશ કરે છેઃ એને ખાતરી છે કે તેનો પક્ષ ન્યાયયુક્ત છે અને તેથી શત્રુને યુદ્ધ આપવા તે કટિબદ્ધ છે. પણ તે જ ક્ષણે, ચિત્તની અત્યંત કષ્ટમય અવસ્થામાં તે સહસા કર્તવ્યપરાઙ્‌મુખ થાય છે. તેની વિચારશક્તિ ચંચળ થઈ ઊઠી છે, તેનું હૃદય આંતરવેદનાથી તૂટું તૂટું થઈ રહ્યું છે, અને એની ચિત્તાવસ્થા "જાણે એક નાનકડું રાજ્ય પ્રજાવિદ્રોહથી ખળભળી ઊઠ્યું હોય તેમ" અસ્થિર થઇ છે. એને વિચાર આવે છે કે નરહત્યા જો પાપ ગણાય તો જેઓ આપણાં સ્નેહપાત્ર અને પૂજ્ય છે તેમની હત્યા કરવામાં તો વિશેષ પાપ હોવું જોઇએ. જગતનાં દુઃખ અને રહસ્યમય જાળજંજાળનો પાર પામી ન શકતા વ્યાકુલચિત્ત માનવનું અચ્છું ઉદાહરણ અર્જુન પૂરૂં પાડે છે. એણે હજી એના આન્તરજીવન મધ્યે એવી સુદૃઢ, આત્મકેન્દ્રિત અંતરદૃષ્ટિ પ્રાપ્ત નથી કરી કે જે દ્વારા એ પોતાની કામના-વાસનાની અસારતા માત્ર જ નહિ પણ જે બાહ્ય-પ્રકૃતિ એનો સામનો કરી રહી છે એની પ્રકૃત શક્તિ કેટલી છે તે પણ યથાર્થ જોઇ શકે. અર્જુનનો વિષાદ-

---

૧ એક જર્મન તત્ત્વવિદ્ (૧૭૬૭–૧૮૩૫) કાન્ટ (Kant) ના નૈતિક સિદ્ધાંતમાં સમાયેલી કઠોરતાને ઓછી કરવાનો એણે પોતાના તત્ત્વજ્ઞાનદ્વારા યત્ન કર્યો હતો. જર્મન મહાકવિ ગૉઈથે અને શીલરનો પ્રભાવ એની ઉપર બહુ પડ્યો હતો. આથી-તેમજ ગ્રીક અવશેષોના એના ઊંડા અધ્યયનથી-એણે સાંસ્કારિક-કલામય-માનવતાનાં સ્વપ્નો સેવ્યાં હતાં. માણસની બધી શક્તિઓ અને લાગણીઓ-અર્થાત્ બુદ્ધિ અને હૃદય-નો સામંજસ્યયુક્ત, સંપૂર્ણ વિકાસ સાધવો એ માનવજીવનનો આદર્શ હોવો જોઇએ એમ એ માનતો હતો. એ ભાષાશાસ્ત્રી પણ હતો. * * * એણે ગીતાજીનો જે લેટિન અનુવાદ વાંચેલો તે ઇ. સ. ૧૮૨૩માં આઉગુસ્ત વિલ્હેલ્મ ફૉન શ્લેગલ (બોન યુનિવર્સિટીના તત્કાલીન સંસ્કૃતના અધ્યાપક) સાહેબે પ્રસિદ્ધ કર્યો હતો. આ અનુવાદ ખૂબ ધ્યાનપૂર્વક વાંચી હુમ્બૉલ્ટે એની ઉપર એક વિસ્તૃત સમાલોચના લખી અને તેમાં ગીતાજીની પ્રશંસા "જગતમાં ગંભીરતમ અને સર્વશ્રેષ્ઠ વસ્તુ" તરીકે કરી છે. એણે એના એક મિત્રને લખેલા પત્રમાં જણાવ્યું છે કે જ્યારે તેણે ગીતાજીને પહેલીવાર વાંચી ત્યારે વાંચન દરમિયાન તે પરમાત્મા પ્રત્યે વારંવાર આભારની લાગણી અનુભવતો કે તેની કૃપાથી તે આ અદ્ભુત ગ્રંથના તત્ત્વજ્ઞાનનું અધ્યયન કરવા જીવી શક્યો.

યોગ કંઇ નૈરાશ્યપૂર્ણ, હતાશ માણસનો એકાદ સામયિક ચિત્તવિકાર નથી; પરંતુ સમયે સમયે માનવ પોતાના અંતરમાં એક પ્રકારનો નિષ્ઠુર અવસાદ અનુભવે છે જેને પરિણામે એને સમસ્ત પ્રકૃત જગત અસાર અને ઉદ્દેશહીન દેખાય છે;–અર્જુનનો વિષાદયોગ પણ આ જ લાગણીનો અનુભવ છે. જરૂર હોય તો પ્રાણસમર્પણ કરવા પણ અર્જુન તૈયાર છે. પરંતુ આ અણીની પળે તેનું શું કર્તવ્ય છે તે તે નથી જાણી શકતો. એક પ્રચંડ પ્રલોભન સમક્ષ તે ઊભો છે અને તેના હૃદયમાં દારુણ દુઃખનું પ્રાબલ્ય જામ્યું છે. તેનો આર્તનાદ છે સહજ, અને છતાં નિતાન્ત મર્મભેદી ! એ સૂચવે છે કે માનવ–જીવન–નાટકનો અંત કેવો કરુણ છે ! અને એ આર્તનાદનું સૂચન કોણ સમજી શકે ?–જે જીવન–નાટયના વર્તમાન અભિનયની આરપાર જોઇ શકે તે જ. ગીતાજીના પ્રથમ અધ્યાયમાં અર્જુનનો જે વિષાદભાવ વર્ણવ્યો છે તેને બ્રહ્મતત્ત્વદ્રષ્ટાઓ આત્માની " અંધાર રાત્રિ " કહે છે અને તે તેની ઊર્ધ્વ ગતિના ઉન્નતિપથનું એક આવશ્યક પગથીઉં છે. આત્મોન્નતિ માર્ગની અન્ય અવસ્થાઓ–જ્યોતિર્દર્શન અને સાક્ષાત્કાર–નું વર્ણન શ્રીકૃષ્ણ–અર્જુન–સંવાદમાં આગળ ઉપર મળે છે. બીજા અધ્યાયથી દાર્શનિક વિશ્લેષણ શરૂ થાય છે. સારવસ્તુ જો કંઇ હોય તો તે માણસનો દેહ કે ઇંદ્રિયસમૂહ નહિ, પણ નિર્વિકારી આત્મા. અહીં અર્જુનના ચિત્તને એક નવીન માર્ગે પ્રયાણ આદરવાની પ્રેરણા મળે છે. કુરુક્ષેત્રની યુદ્ધભૂમિ તે જાણે માનવ–આત્માના ક્રિયાક્ષેત્રનું પ્રતીક અને કૌરવો તે આત્મોન્નતિનો માર્ગ રૂંધનારા વિરોધીઓ. પ્રલોભનોનો સામનો કરી અને ઇંદ્રિયોને સંયત કરી અર્જુન અપહૃત આત્મ-રાજ્યની પુનઃપ્રાપ્તિ કરવા ઉદ્યોગ આરંભે છે. પરંતુ ઉન્નતિનો પંથ સ્વાર્થત્યાગ અને સંકટવેદના માગી લે છે. એ કઠોર અગ્નિપરીક્ષા અર્જુન કુટિલ તર્કયુક્તિદ્વારા, મોહક બહાનાં-દ્વારા ઉડાવી દેવા મથે છે. પણ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને આ નૈરાશ્યપૂર્ણ વિષાદભાવમાંથી વારે છેઃ ઇશ્વરની વાણી એને મુક્તિનો સંદેશ સુમધુર, મેઘગંભીર સૂરે સંભળાવે છે. આ અગમ્ય માનવ–હૃદયઃ એમાં આદર્શ અને પ્રકૃતિ વચ્ચે જામતું દ્વંદ્વ, સ્વાર્થરતતાનું બળ અને કુમતિનો મીઠો લાગતો, મૃદુ, મોહભર્યો વાણીપ્રપંચઃ આ સૌનો ઊંડો પરિચય ગીતાજીનો પ્રથમ અધ્યાય કરાવે છે. જેમ જેમ શ્રીકૃષ્ણાર્જુન સંવાદ આગળ ચાલે છે તેમ તેમ નાટયાંશ ઓછો થતો જાય છે. યુદ્ધક્ષેત્રનો કોલાહલ ક્રમેક્રમે શમી જાય છે અને પરમાત્મા અને માનવાત્મા વચ્ચેનું સંભાષણ માત્ર સંભળાય છે. જાણે કે યુદ્ધનો રથ એકાન્ત ધ્યાન-મંદિરમાં પરિવર્તન પામે છે અને સમરભૂમિનો પ્રાન્તદેશ–જ્યાં સમસ્ત જગતના કલરવ શાન્તિમાં પરિણમ્યા છે–પરમેશ્વર–ધ્યાનનું પ્રશસ્ત, પ્રશાન્ત સ્થાન બની ગયો છે !

-

ગીતાજીના ઉપદેષ્ટા છે ભારતવર્ષના સર્વજનપ્રિય દેવ શ્રીકૃષ્ણ ભગવાન. તે એકી સાથે દેવે ય છે, માનવે ય છે. એ છે સૌંદર્ય અને પ્રેમના પ્રભુ. તેમના ભક્તો તેમનું સિંહાસન વિહંગરાજની પાંખો ઉપર, કોમળ પુષ્પ–દળ ઉપર, ટૂંકમાં, આ જગતમાં જે કંઇ સુંદર અને આનંદપ્રદ છે તેની ઉપર સ્થાપે છે. પ્રભુ પોતે મનુષ્ય–દેહે અવતરી કેવી અમૃતવાણી દ્વારા પોતાનો પરિચય આપે એની જીવન્ત–જ્વલન્ત કલ્પના કવિ કરે છે. શ્રી-કૃષ્ણ પોતાને બ્રહ્મન્ તરીકે ઓળખાવે છે એ કવિની ભાવનાને પ્રાચીન ઉક્તિઓનું સમર્થન છે જ. એક વૈદિક ઉલ્લેખમાં ઇંદ્ર પોતાને બ્રહ્મન્ તરીકે જાહેર કરે છે તેની પાછળ, માનવ-

આત્મા અને પરબ્રહ્મ વચ્ચે જરા પણ ભેદ નથી. એ દાર્શનિક તત્ત્વ વિલસે છે એમ બ્રહ્મસૂત્ર ૧, ૧, ૩૦ માં [૧] સ્પષ્ટ કર્યું છે. ઇંદ્ર જ્યારે "મને પૂજો" એમ કહે છે ત્યારે એ એમ કહેવા માગે છે કે "જે પરમાત્માને હું પૂજું છું તેને પૂજો." ઋષિ વામદેવ "હું મનુ છું, હું સૂર્ય છું" એમ જે બોલે છે તેની પાછળ પણ એ જ દાર્શનિક તત્ત્વ દર્શાવાય છે. વળી, ગીતાજીનો ઉપદેશ છે કે વાસના અને ભયથી વિમુક્ત થઇ માનવ જ્યારે જ્ઞાનાગ્નિ-દ્વારા પરિશુદ્ધ થાય છે ત્યારે તે પરમાત્માની અવસ્થાએ પહોંચે છે,—અર્થાત્ માનવાત્મા અને પરમાત્મા વચ્ચેનો વિભેદ ઊડી જાય છે. ગીતાજીના શ્રીકૃષ્ણ એટલે સાન્ત માનવાત્મા મધ્યે અનન્ત પરમાત્મા: માનવ-હૃદયસ્થ પરમેશ્વર, જે દેહનાં રક્તમાંસ અને ઇંદ્રિયસમૂહના આવરણથી સમાચ્છન્ન છે.

ગીતાજીનો સંદેશ સર્વજનીન અર્થાત્ સૌ કોઇને માટે છે. પ્રચલિત હિંદુ ધર્મનો દાર્શનિક પાયો ગીતાજી જ છે. એના કવિમાં ગંભીર જ્ઞાનસંસ્કાર છે અને ધર્મની બાબતોમાં ટીકાવૃત્તિ કરતાં ઔદાર્ય વિશેષ છે. એ કોઇ એકાદ પંથપ્રચારની ચળવળ લઈ નથી બેઠા, કોઇ ખાસ સંપ્રદાયના અનુયાયીઓ આગળ ભાષણ નથી આપતા કે કોઈ દાર્શનિક મત સ્થાપતા નથી—પરંતુ સૌ કોઇને માટે પરમેશ્વરપ્રાપ્તિનો પંથ એ ખુલ્લો કરે છે. ઇશ્વરોપાસનાની બધી પ્રણાલીઓ તરફ એને સમભાવ છે, અને તેથી તો હિંદુ ધર્મના રહસ્યનું વિવરણ કરવા જો કોઇ સંપૂર્ણ યોગ્ય હોય તો તે જ છે. કારણ, હિંદુધર્મ સંસ્કૃતિની સમગ્રતાને છિન્નભિન્ન કરવાની ના પાડે છે. પરાયાં ચિન્તન કે પૂજાપ્રણાલી તરફ ગીતા-કારને નથી અનાદર, નથી અનાસ્થા.[૨] શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ઉપદેશ આપણાં હૃદયને સ્પર્શ કરે છે તે માત્ર તેના ચિન્તનપ્રાબલ્ય કે બ્રહ્મતત્ત્વદર્શનની ભવ્યતાને લીધે એમ નહિ. ઈશ્વરભક્તિ માટેના તેના જ્વલન્ત આગ્રહ અને આધ્યાત્મિક ભાવના કમનીય માધુર્ય-દ્વારા ગીતાજીનો સંદેશ આપણા હૃદયમાં ચિરન્તન કેન્દ્રસ્થાન પામે છે—જો કે આધ્યાત્મિક ભક્તિના વિકાસ માટે અને અમાનુષી પૂજાપ્રણાલીઓ બંધ કરાવામાં ગીતાજીના સંદેશે ઓછો ભાગ નથી ભજવ્યો, છતાં એનું દૃષ્ટિબિંદુ ખંડનાત્મક ન હોવાને લીધે કોઈ કોઈ અર્થહીન પૂજાપ્રણાલિકા રહી ગઇ હોય તો તે અસંભવ નથી.

ગીતાજીની તત્ત્વચર્ચાનો સૂર સ્વસિદ્ધાંત ઉપરની અવિસંવાદિત શ્રદ્ધાથી ભરપૂર છે. ગીતાજીના કવિને પોતાને વિષે ભ્રમ કે પ્રમાદની શંકા છે જ નહિ. તત્ત્વને જે પ્રકારે એ જુએ છે તે પ્રકારે તે વર્ણવે છે; અને તેમની તત્ત્વદૃષ્ટિ બહુવ્યાપી, સર્વગ્રાહી અને તત્ત્વો-પદેશ મુક્તિદાયક છે જ એ વિષે એમને પોતાને દૃઢ વિશ્વાસ છે. "ગીતાજીમાં એક ઋષિ પોતાના જ્ઞાન અને અનુભવનાં ઉત્સાહ અને પૂર્ણતાથી ઉપદેશે છે, નહિ કે કોઈ સંપ્રદાયાનુયાયી

૧ शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ આ ઉપરનું શાંકરભાષ્ય પણ જુઓ.

૨ જુઓ: શ્રીમદ્ ભગવદ્‌ગીતા ૩,૨૯: प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु । तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥

પ્રકૃતિના ગુણોથી સંમોહ પામેલા ગુણોનાં કામોમાં આસક્ત રહે છે. આ અજ્ઞાની મંદબુદ્ધિ લોકોને જ્ઞાનીઓએ અસ્થિર ન કરવા જોઇએ.

તત્ત્વાભ્યાસી-જે નિયત પ્રણાલી પ્રમાણે પૃથક્ પૃથક્ મતચર્યા કરતો હોય અને અંતે પોતાના સાંપ્રદાયિક સિદ્ધાંતોને નિયમબદ્ધ વિચારશ્રેણિથી સાચા ઠેરવતો હોય."[1] દાર્શનિક મતવૈશિષ્ટ્ય અને સ્વભાવસિદ્ધ કવિ-પ્રતિભા એ બેની વચ્ચે ગીતાજીનું સ્થાન છે. ઉપનિષદ્‌માં જે ગૂઢ વ્યંગ્યાર્થનો અવિરત ઘોષ આપણને મળ્યા કરે છે તે તો ગીતાજીમાં નથી મળતો. પણ તેનું કારણ એ છે કે જીવનની વિકટ સમસ્યાનું બુદ્ધિગ્રાહ્ય સમાધાન શોધવું એ જ ગીતાજીનો અભિપ્રેત આદર્શ છે. ચિત્તની વ્યાકુળતાથી અને વિવેકશક્તિને આઘાત લાગ્યો હોવાથી જે વિષમ અવસ્થા ઊભી થઇ છે તેનો પ્રતિકાર કરવાની ઈચ્છામાં ગીતાજીની ઉત્પત્તિનું બીજ સમાયેલું છે.

ગીતાજીના ઉપદેશના પ્રધાન તત્ત્વ અને ઉપનિષદોના દાર્શનિક દષ્ટિબિંદુ વચ્ચે સામંજસ્ય છે; કેવળ ધર્માચરણની બાબતમાં ગીતાજીનો ઉપદેશ વિશેષ પ્રબલ છે. ઉપનિષદની સૂક્ષ્મ વિચાર-ક્રિયા માનવચિત્તની સર્વાંશે તૃપ્તિ કરી શકતી નથી; આથી માનવજીવનની વિકટ સમસ્યાઓ ઉકેલવાના અન્ય યત્નોમાં ઈશ્વરોપાસનાના રંગો વિશેષ પૂરાયા છે. ગીતાકારને લાગ્યું કે માનવમાત્ર શુષ્ક ન્યાય અને તર્ક સાથે જ સારી જીંદગી સ્નેહ બાંધી શકે નહિ. આથી, જો કે તેમણે ઉપનિષદોનો આધાર લીધો ખરો તોપણ તેમાં જે ધર્મતત્ત્વો પ્રચ્છન્ન હતાં તેને પ્રકાશિત કર્યાં: એ ધર્મતત્ત્વો સાથે ગીતાકારે જનતાને પ્રિય એવી પૌરાણિક કથાઓ અને લોકભોગ્ય કલ્પનાના રંગ મેળવી તેમાં વ્યવસ્થા આણી, તેમાં પ્રાણસંચાર કર્યો.

૨

## ગીતાજીનો સમય

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના સમય-નિર્ધારણ સંબંધી ચોક્કસ નિર્ણય પર આવવું સહેલ નથી. કેટલાકને એવો પણ સંદેહ થાય છે કે ગીતાજીને મહાભારતમાં પરવર્તી સમયે કોઇએ પ્રક્ષિપ્ત કરી દીધી હશે. ટૂલબોયઝ્ વ્હીલરનો[2] મત એવો છે કે "યુદ્ધારંભને પ્રથમ દિવસે પ્રથમ પહોરે જ જ્યારે ઉભય પક્ષની સેના રણક્ષેત્રમાં સામસામી ખડી થઈ છે અને શસ્ત્રસંપાત શરૂ થવાની તૈયારીમાં છે ત્યારે શ્રીકૃષ્ણ અને અર્જુન યુદ્ધભૂમિ ઉપર જ આત્માને મુક્તિલાભ કરાવે એવી ભક્તિના વિવિધ પ્રકારો ઉપર સુદીર્ઘ, દાર્શનિક આલોચનાત્મક સંવાદ ચલાવ્યે રાખે એ અસ્વાભાવિક છે." તેલંગ[3] જો કે આ મતને સંપૂર્ણપણે નથી સ્વીકારતા તોપણ એનો અંશતઃ પક્ષપાત તો તે કરે છે જ, અને વળી વિશેષમાં જણાવે છે કે ગીતાજી એક સ્વતંત્ર ગ્રંથ છે; પણ મહાભારતકારે પોતાના જ પ્રયોજન સારૂ એને મહાભારતના અંગ તરીકે ઉપયોગમાં લઈ લીધો છે. મહાયુદ્ધના પ્રારંભમાં જ આ પ્રકારની દાર્શનિક આલોચના એટલી બધી 'સુસંગત કે સમીચીન' નથી જણાતી એ જરુર સાચું, પરંતુ એ પણ એટલું જ સાચું છે કે યુદ્ધારંભ જેવા કટોકટીભર્યા મુહૂર્તે જ ચિન્તનશીલ

૧. Indian Antiquory, ૧૯૧૮, પાન ૩. Garbo's Introduction to the Bhagvad Gita.

૨. History of India Vol. ૧, ૨૯૩

૩. The Bhagvad Gita with the Sanatsujatiya and The Anugita (The Sacred Books of the East Vol. ૮): Introduction: પાન ૫-૬

વ્યક્તિના ચિત્તમાં જીવન અને જગતના આત્યન્તિક હેતુ વિષે વિચારતાણ્ડવ–હૃદયમંથન શરૂ થાય છે. કેવળ એવે મુહૂર્તે જ અધ્યાત્મતત્ત્વ–વિવિત્સુના ચિત્તને એક એવો આંચકો લાગે છે કે જે દુર્ગમ વિષયવર્ગનું આવરણ ભેદી આન્તર–રાજ્યમાં વિલસતા આત્મતત્ત્વનો સ્પર્શ પ્રાપ્ત કરવા અત્યંત આવશ્યક છે. એટલે એ શક્ય છે કે અર્જુનને તેના સખા શ્રીકૃષ્ણે જે સકલ મર્મદર્શી ઉપદેશ આપેલો તેને મહાભારતકારે પોતાના ગ્રંથમાં સાતસો શ્લોકમાં નિબદ્ધ કરી લીધો. જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે ધર્મનાં મૂળતત્ત્વોને વિસ્તારથી સુસ્પષ્ટ કરવા મહાભારતકાર સમુત્સુક રહેતા; અને પ્રસ્તુત પ્રસંગે એવી તક એ ચૂક્યા નહિ.

મહાભારતમાં જ ભગવદ્‌ગીતા સંબંધી વિશેષ ઉલ્લેખો મળી આવે છે, જે સ્પષ્ટ સૂચવે છે કે મહાભારતની મૂળ રચના થઇ ત્યારથી જ ગીતાજીને તેના એક વિશિષ્ટ અંગરૂપે ગણવામાં આવી છે.[1] ગીતાજી અને મહાભારતની લેખનશૈલીમાંથી પણ એ બંને એક જ મહાગ્રંથના ભાગ છે એમ સુસ્પષ્ટ તરી આવે છે.[2] અન્યાન્ય દર્શનશાસ્ત્ર અને ધર્મમત ઉપર પણ બંને મુખ્યત્વે એકમત છે. બંને ગ્રંથોમાં અકર્મ કરતાં કર્મ ઇત્તર ગણ્યું છે[3] વૈદિક યજ્ઞ સંબંધી,[4] સૃષ્ટિક્રમના વર્ણન સંબંધી,[5] ત્રિગુણ ઉપરના સાંખ્ય મતના વિવરણ સંબંધી,[6] પતંજલિના યોગમત સંબંધી,[7] અને વિશ્વરૂપદર્શન સંબંધી[8] બંનેનું દૃષ્ટિબિંદુ થોડે ઘણે અંશે એક જ છે. વળી સાંપ્રદાયિક વિરોધી તત્ત્વોનું સમાધાન કરવાની ગીતાજીની પદ્ધતિ મહાભારતની પદ્ધતિ કરતાં કંઈ ખાસ જુદી તરી આવે છે એમ આપણાથી કહી શકાય એમ નથી જ.

પરંતુ, ભગવદ્‌ગીતાનો મહાભારતના એક વિશિષ્ટ અંશ તરીકે સ્વીકાર કરવાથી પણ તેના સમયનિર્ધારણ સંબંધી આપણે તદ્દન ચોક્કસ અનુમાન બાંધી શકતા નથી; કારણ કે, વિભિન્ન સમયની વિભિન્ન રચનાઓનો મહાભારતમાં સમાવેશ છે. તેલંગ પોતાના ભગવદ્‌ગીતા નામક પુસ્તકના વિદ્વત્તાભર્યા પ્રવેશકમાં, ગીતાજીની ઉપદેશવસ્તુની સાધારણ પ્રકૃતિ, તેની આર્ષ શૈલી, છન્દ–રચના તથા અન્યાન્ય આન્તર–ઉલ્લેખો સંબંધી આલોચના કરી એ મત ઉપર આવે છે કે ગીતાજી ઈ. સ. પૂર્વે ત્રીજી સદી પહેલાં રચાઇ હોવી જોઇએ. સર રા. ગો. ભાણ્ડારકર માને છે કે ગીતાજીનો રચનાસમય ઈ. સ. પૂર્વે ચોથી સદી પછીનો તો ન જ હોઇ શકે. ગાર્બે (એક જર્મન અધ્યાપક) આદિગીતા માટે

---

૧. आदिपर्व २,६९; १,१७९; २,२४७.

૨. તિલકઃ गीतारहस्य, પરિશિષ્ટ; અને ઉપર્યુક્ત The Sacred Books of the East Vol. ૮. Introduction.

૩. જુઓ भगवद्गीता, અધ્યાય ૩ (કર્મયોગ), અને वनपर्व ૩૨.

૪. જુઓ शान्तिपर्व २६७, વિશેષમાં જુઓ मनुस्मृति ૩.

૫. भगवद्गीता, અધ્યાય ૭ અને ૮; शान्तिपर्व २३१.

૬. भगवद्गीता અધ્યાય ૧૪ અને ૧૫; अश्वमेधपर्व ३६–३९; शान्तिपर्व २८५ અને ३००–३११.

૭. भगवद्गीता અધ્યાય ૬; અને शान्तिपर्व २३९ અને ३००.

૮. भगवद्गीता અધ્યાય ૧૧; उद्योगपर्व १७०; अश्वमेधपर्व ५५; शान्तिपर्व ३३९; અને वनपर्व ८९.

ઈ. સ. પૂ. ૨૦૦ અને આધુનિક ગીતા અર્થાત્ ગીતાજીના પ્રચલિત રૂપ માટે ઇ. સ. ૨૦૦ નો સમય નિર્ણિત કરે છે. શ્રી શંકરાચાર્યે (ઈ. સ. ની નવમી સદીમાં) ગીતાજી ઉપર ભાષ્ય લખ્યું છે અને મહાકવિ કાલિદાસને ગીતાજીનું જ્ઞાન હતું. 'રઘુવંશ'ની એક કડી ગીતાજીના એક શ્લોકને અનુરૂપ છે.[1] બાણભટ્ટે ગીતાજીનો ઉલ્લેખ કર્યો છે અને આ બંને મહાકવિઓ અનુક્રમે ઇ. સ ની પાંચમી અને સાતમી સદીમાં થઈ ગયા. કેટલાંક પુરાણો (ઇ. સ. ની બીજી સદી)માં ભગવદ્ગીતાની પ્રણાલી અનુસાર રચાએલી અનેક ગીતા મળી આવે છે. ભાસ કવિ રચિત "કર્ણભાર" નાટકમાં એક શ્લોકમાં ગીતાજીના જ શ્લોકનો પ્રતિધ્વનિ[2] સંભળાય છે. ભાસ કવિ કેટલાકને મતે ઇ. સ. ની બીજી સદીમાં, બીજા કેટલાકને મતે ચોથી સદીમાં થઇ ગયો,–એને ઇ. સ. પૂર્વે બીજી સદીમાં પણ કોઇ કોઇ મૂકે છે. બોધાયન પ્રણીત "ગૃહ્યસૂત્ર"માં વાસુદેવની ઉપાસનાના ઉલ્લેખો છે અને તેમાં ભગવાનને મુખે જે એક શ્લોક બોલાવ્યો છે તે ગીતાજીમાંથી જ ઉદ્ધૃત હોય એમ જણાય છે.[3] આ જ વસ્તુ તત્પ્રણીત "પિતૃમેધ સૂત્ર"ને લાગુ પડે છે. જો આપસ્તમ્બને ઇ. સ. પૂ. ત્રીજી સદીમાં મૂકવામાં આવે[4] -તો પછી બોધાયન એક કે બે સદી એની અગાઉ થઇ ગયો એ સુવિદિત છે. મને લાગે છે કે જો ભગવદ્ગીતાના સમય માટે ઇ. સ. પૂ. પાંચમી સદીનો આપણે સ્વીકાર કરીએ તો તેમાં ભૂલ હોવાનો સંભવ બહુ ઓછો છે.[5]

3

## અન્ય દર્શનો સાથે ગીતાજીનો સંબંધ

ગીતાકાર ઉપર તત્કાલીન પ્રાયઃ સર્વ દાર્શનિક મતોનો પ્રભાવ પડયો હતો; પોતાની આજુબાજુ અહીંતહીં વેરાયેલાં ધર્મમતકિરણોને ગીતાકારે ગીતાજીમાં કેન્દ્રીભૂત કર્યાં છે. એક તરફ ગીતાજી અને બીજી તરફ વેદ, ઉપનિષદ્, બૌદ્ધ ધર્મ, ભાગવત ધર્મ અને સાંખ્ય–યોગ–તત્ત્વઃ એમની વચ્ચે પરસ્પર કેવા પ્રકારનો સંબંધ છે એનો નિર્ણય કરવો એ હવે આપણે માટે આવશ્યક છે.

વેદના પ્રામાણ્યનો અસ્વીકાર ગીતાજીએ કદી કર્યો જ નથી. અમુક પ્રકારના વિશિષ્ટ અધિકારવાળા લોકો માટે વૈદિક યજ્ઞાદિની ઉપયોગિતા છે જ એમ ગીતાકાર માને છે. ગીતાજીના મત પ્રમાણે, વેદના વિધિ–નિષેધનું પાલન ન કરવાથી માનવ પૂર્ણતા ન પણ

1. ૧૦, ૩૧: अनवाप्तमवाप्यं न ते किंचन विद्यते ।
लोकानुग्रह एवैको हेतुस्ते जन्मकर्मणोः ॥

સરખાવો મ. ગી. ૩, ૨૨.

2. हतोऽपि लभते स्वर्गं जित्वा तु लभते यशः । સરખાવો ભગવદ્ગીતા ૨, ૩૭:
हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥...

3. ૨. ૨૨, ૨૯. સરખાવો મ. ગી. ૯, ૨૬.

4. The Sacred Books of the East Vol ૨: Introduction પાન ૪૩; સરખાવો Vol. ૧૪ પાન ૪૩.

5. જો ધર્મસૂત્રોના ઉલ્લેખોને પ્રક્ષિપ્ત ગણીએ તો ગીતાજીને ઈ. સ. પૂ. ત્રીજી કે બીજી સદીમાં મૂકવી જોઈએ.

પામે. પરંતુ કર્મફળની અપેક્ષા રાખ્યા વગર જ વૈદિક યજ્ઞયાગ થવા જોઇએ."[1] વેદોક્ત કર્મ કરતાં કરતાં કર્મયોગી એક એવી અવસ્થા પ્રાપ્ત કરે છે કે જે અવસ્થાએ તેને માટે કર્મનું હવે વિશિષ્ટ પ્રયોજન રહેતું નથી; બલ્કે કર્મ ત્યારે મુક્તિ–પથે વિઘ્નરૂપ પણ નીવડે. વૈદિક દેવતાઓના અત્યંત માનનીય સ્થાન વિષે ગીતાજીમાં ખાસ ભાર નથી મૂકવામાં આવ્યો. વૈદિક યજ્ઞાનુષ્ઠાનદ્વારા શક્તિ અને સંપત્તિનો લાભ થાય એ ખરું, પણ તે દ્વારા માનવ સીધો મુક્તિલાભ ન પામે. આત્માની ઉપલબ્ધિ થાય તો જ મુક્તિ મળી શકે. અને જ્યારે મુક્તિ–મંત્રનું જ્ઞાન આપણને થાય ત્યારે વૈદિક યજ્ઞયાગાનુષ્ઠાનની જરૂરીઆત ન રહે.[2]

જે દાર્શનિક ભૂમિકા ઉપર ગીતાજી પ્રતિષ્ઠિત છે તે ઉપનિષદોમાંથી લેવામાં આવી છે. અનેક શ્લોકો ઉપનિષદ્ અને ગીતાજી–બંનેની સહીઆરી સંપત્તિરૂપ છે.[3] ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ ઉપરની, ક્ષર અને અક્ષર ઉપરની વિચારશ્રેણીનું મૂળ ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાનમાં છે. બ્રહ્મતત્ત્વના વર્ણનનો મૂળ આધાર પણ એ જ છે. ઉપનિષદ્‌માં જે ઉપાસના–પ્રણાલી દર્શાવી છે તેનો સીધો વિકાસ ગીતાજીના ભક્તિયોગમાં થયો છે. પરમેશ્વરની ભક્તિ સંસારની

---

૧ જુઓ भगवद्गीता ૧૭, ૧૨.

૨ भगवद्गीता ૨, ૪૨–૪૫:

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मनः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

અજ્ઞાની વેદિયા, 'આ સિવાય બીજું કંઇ નથી' એવું બોલનારા, કામનાવાળા, સ્વર્ગને શ્રેષ્ઠ માનનારા, જન્મમરણરૂપી કર્મનાં ફળો દેનારી, ભોગ અને ઐશ્વર્ય મેળવવાને માટે કરવાનાં કર્મોનાં વર્ણનથી ભરેલી વાણી મલાવી મલાવીને બોલે છે; ભોગ અને ઐશ્વર્યને વિષે આસક્ત થયેલા તેમની તે બુદ્ધિ મરાઈ જાય છે; તેમની બુદ્ધિ નથી નિશ્ચયવાળી હોતી અને નથી સમાધિને વિષે તે સ્થિર થઇ શકતી. (૪૨–૪૩–૪૪)

નોંધ: યોગવાદની વિરુદ્ધ કર્મકાંડ અથવા વેદવાદનું વર્ણન ઉપલા ત્રણ શ્લોકમાં આવ્યું. કર્મકાંડ અથવા વેદવાદ એટલે ફળ ઉપજાવવા મથનારી અસંખ્ય ક્રિયાઓ. આ ક્રિયાઓ વેદના રહસ્યથી, વેદાન્તથી અલગ અને અલ્પ પરિણામવાળી હોવાથી નિરર્થક છે.

હે અર્જુન, જે ત્રણ ગુણો વેદનો વિષય છે તેમનાથી તું અલિપ્ત રહે. સુખદુઃખાદિ દ્વંદ્વોથી છૂટો થા, નિત્ય સત્ય વસ્તુ વિષે સ્થિત રહે. કંઇ વસ્તુ મેળવવા સાચવવાની ભાંજગડમાંથી મુક્ત રહે. આત્મપરાયણ થા. (૪૫) [ અનુવાદ અને નોંધ મહાત્માજીના 'અનાસક્તિ યોગ' પાન ૧૯–૨૦ માંથી ૪–૫. ]

સરખાવો ૯, ૨૦–૨૧.

૩ भ. गी. ૨,૨૯ અને कठोपनिषद् ૨,૭; भ. गी. ૨,૨૦; ૮,૧૧ અને कठोप. ૨,૧૯; ૨,૧૫; भ. गी. ૩,૪૨ અને कठोप. ૩,૧૦; भ. गी. ૬,૧૧ અને श्वेत. उप. ૨,૧૦; भ. गी. ૬,૧૨ અને श्वेत. उप. ૨,૮.

અન્ય, સમસ્ત વસ્તુનું સમર્પણ માગી લે છે. "જ્યારે અમને આત્માની પ્રાપ્તિ થઇ છે ત્યારે અમારે પુત્રવિત્તાદિનું શું પ્રયોજન છે?"[1] પરમેશ્વરની ભક્તિ, ઇંદ્રિયવિજય, પરમ શાન્તિ–પરમ આનંદ–મય સ્થિતિ: આ સર્વ તત્ત્વાલોચનાથી તત્કાલીન ભારતીય વાતાવરણ મઘમઘી રહેતું.

ઉપનિષદોમાં પણ નિષ્કામ કર્મનો મહિમા ગાયો છે,[2] ચિત્ત વિશુદ્ધ ઉચ્ચતા પામે ત્યારે કર્મફળની સ્પૃહા નિવૃત્ત થાય એમ ઉપનિષદોમાં સ્પષ્ટ કર્યું છે.[3] ગીતાજીમાં ઉપનિષદોનાં ધર્મકર્મવિષયક તત્ત્વોનો એવો સુબોધ વિકાસ કરવામાં આવ્યો છે કે જેથી પુરોગામી ચિંતકોનાં ચિન્તન ઢંકાઈ નથી જતાં. આ સંસારની સમસ્યાનો ઉપયુક્ત અને મહિમાન્વિત ઉકેલ સંસારાતીત, નિર્વિકારી, ઉર્મિવિહીન અવસ્થા પ્રાપ્ત કરવી એ છે એ સાચું;–પણ એ ઉકેલ છે બહુ શુષ્ક અને નીરસ: જીવનનું પરિવર્તન કરવાની શક્તિ કે આકર્ષકતા એમાં નથી. તત્કાલ–પ્રચલિત ભાગવતધર્મના પ્રભાવથી ગીતાકારે ઉપનિષદ્‌ના નિર્ગુણ બ્રહ્મતત્ત્વને જ્વલન્ત ભાવ આપ્યો છે, જે દ્વારા તેનો પ્રવેશ સર્વ પ્રકારના લોકોમાં થઇ શક્યો છે. તેમણે નિર્ગુણ બ્રહ્મને સગુણ પરમેશ્વરનું રૂપ આપ્યું છે અને તેનો શિવ, વિષ્ણુ વગેરે જુદાં જુદાં નામે લોકોમાં પ્રચાર કર્યો છે. અને તેમ છતાં ગીતાકાર જાણે છે કે તે કોઇ નવીન ધર્મ–નવીન વસ્તુનું પ્રતિપાદન કરતા નથી; તે કેવળ મૃત ભૂતકાળને પ્રાણ-સંચારદ્વારા પુનર્જીવન અર્પે છે. "આ અવિનાશી યોગ મેં વિવસ્વાનને કહ્યો. તેણે મનુને અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો." અને તે જ પુરાતન યોગરહસ્ય હવે શ્રીકૃષ્ણ અર્જુન સમક્ષ ખુલ્લું કરે છે.[4] ગીતાજીના આ શ્લોક ઉપરથી એમ સમજાય છે કે ગીતાજીનો ઉપદેશ તે એ જ પ્રાચીન તત્ત્વગાથા છે જેનો બોધ ઋષિ વિશ્વામિત્ર, ગાયત્રીમંત્રના દ્રષ્ટા, ઋગ્વેદના તૃતીય મંડળના ઋષિ, રામ, કૃષ્ણ, ગૌતમબુદ્ધ અને અન્યાન્ય સૂર્યવંશીય રાજર્ષિઓ દઇ ગયા છે. પ્રત્યેક અધ્યાયને અંતે જે સમાપ્તિસૂચક વાક્ય આપ્યું છે તેમાંથી જણાય છે કે ગીતાજીનું પૂરું નામ "શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી ઉપનિષદ્" છે. ગીતાજી અને ઉપનિષદ્ વચ્ચેનો સંબંધ કેવો હતો તે ચિરપ્રચલિત નિમ્નલિખિત શ્લોક ઉપરથી પણ સમજાય છે (જો કે એ શ્લોક હવે તો એટલો બધો સુવિદિત છે કે તેને અહીં ન ઉતારીએ તો પણ ચાલે):

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

"સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; દોગ્ધા શ્રીકૃષ્ણ છે; અર્જુનરૂપ વત્સ છે; બુદ્ધિશાળી પુરુષો તે દૂધના ભોક્તા છે અને ગીતાજી અમૃતસમ શ્રેષ્ઠ દૂધ છે."

---

१. बृहदारण्यक–उपनिषद् ४, ४, २२.
२. ईशा–उपनिषद्.
३. छान्दोग्य–उपनिषद् ४, १४, ३; बृहदारण्यक–उप० ४, ४, २१
४. भ. गी. ४, १–३.

ભગવદ્‌ગીતામાં જે સમન્વય આપણે જોઇએ છીએ તેની તાત્કાલિક પ્રેરણા ભાગવત-ધર્મમાંથી મળી હતી. એવું પણ સૂચન સાચે જ કરવામાં આવે છે કે ગીતાજીના ઉપદેશ અને ભાગવતના સિદ્ધાંત વચ્ચે ભેદ છે જ નહિ. કોઈ વખત ભગવદ્‌ગીતાને 'હરિગીતા' પણ કહેવામાં આવી છે.[1]

બૌદ્ધમતના કોઇ કોઇ અંશ સાથે ગીતાજીના ઉપદેશનું સાદશ્ય છે છતાં ગીતાજીમાં બાદ્ધધર્મનો સહેજ પણ ઉલ્લેખ નથી. એ બંનેને વેદોનું સર્વતોમુખી પ્રામાણ્ય સ્વીકૃત નથી. બંનેમાં જાતિભેદની સખ્તાઇ ઓછી કરવાનો યત્ન છે અને તે તેને શિથિલતર પાયા ઉપર પ્રતિષ્ઠિત કરીને. તે સમયે યજ્ઞયાગાત્મક ધર્મની વિરુદ્ધ જે પ્રબલ આન્દોલન ચાલ્યું હતું તેનું સુસ્પષ્ટ નિદર્શન બંનેમાં મળે છે; જો કે એ બેમાં ગીતાજી જરા વિશેષ સ્થિતિશીલ (Conservative) હોવાથી એના વિરોધનું પ્રાબલ્ય પૂર્ણતાએ નથી પહોંચ્યું. ધર્માચરણ સંબંધમાં બુદ્ધદેવ "મધ્યમમાર્ગ" બતાવી ગયા છે;–જો કે એમના પોતાના જ ઉપદેશમાં આ મધ્યમમાર્ગ પ્રતિ એટલો બધો પક્ષપાત નથી જણાતો. દા. ત. વિવાહિત જીવન કરતાં બ્રહ્મચર્યને ખાસ પસંદગી આપવી, ભોજનોત્સવની સરખામણીમાં ઉપવાસને ઇષ્ટતર જાહેર કરવો–એમાં મધ્યમમાર્ગનું અનુસરણ ક્યાં છે? ગીતાજીમાં સંન્યાસીઓનો ધર્મોન્માદ વખોડી કાઢવામાં આવ્યો છે; તેમ જ જે તપસ્વીઓ પ્રકાશ કરતાં અંધકાર, સુખ કરતાં દુઃખને પસંદ કરે છે તેઓની આધ્યાત્મિક–આપઘાતસમી પ્રવૃત્તિઓની પણ નિન્દા કરવામાં આવી છે. હલકા સ્વાર્થ કે મૃત્યુની ઉપાસના કર્યા સિવાય મુક્તિલાભ મેળવવાનો શું સંભવ નથી? "નિર્વાણ" શબ્દ ગીતાજીમાં વપરાયો છે[2] પણ તે કંઈ બૌદ્ધધર્મમાંથી લેવામાં આવ્યો છે એમ માનવાને કારણ નથી; કારણ કે તે શબ્દ માત્ર બૌદ્ધધર્મમાં જ ઉપયુક્ત છે એમ નથી. ગીતાજી અને બૌદ્ધધર્મમાં જીવન્મુક્તનું જે વર્ણન છે તે એકસરખું છે.[3] ગીતાજી બૌદ્ધધર્મ ગ્રંથો કરતાં અધિકતર પૂર્ણ છે; કારણકે બૌદ્ધગ્રંથોમાં "શૂન્ય" તરફ, અર્થાત્ નકારાત્મક તત્ત્વ ઉપર અતિશય પક્ષપાત દેખાય છે. બૌદ્ધધર્મના નૈતિક સિદ્ધાંતો ગીતાજીમાં સ્વીકૃત છે; પણ, બીજી બાજુએ જોતાં, બૌદ્ધધર્મના નકારાત્મક શૂન્યવાદને અનાસ્થા અને ભ્રમનું કારણ ગણી તે તરફ ગીતાજી ગર્ભિત રીતે અવિશ્વાસ સૂચવે છે. ભૂતકાળના સિદ્ધાંતોનું અનુસરણ કરવાથી ગીતાજીએ હિંદમાં બૌદ્ધધર્મ કરતાં સમધિક પ્રતિષ્ઠાલાભ પ્રાપ્ત કર્યો છે.

ગીતાજી અને સાંખ્ય–યોગ દર્શનના પરસ્પર સંબંધ સંબંધી ગાર્બેનો મત આવો છેઃ "સાંખ્ય અને યોગદર્શનમાં જે તત્ત્વોનો ઉપદેશ છે, લગભગ તે જ બધાં તત્ત્વો ઉપર ભગવદ્‌ગીતાનું તત્ત્વદર્શન રચાયું છે. સાંખ્ય–યોગની સરખામણીમાં, આ બાબતમાં વેદાન્તનું સ્થાન દ્વિતીય છે ગીતાજીમાં સાંખ્ય–યોગના ઉલ્લેખ અનેક છે, જ્યારે વેદાન્તનો ઉલ્લેખ

---

१. शान्तिपर्व ३४९, १०.

२. अ. ६, १५.

३. भ. गी. २, ५५–७२; ४, १६–२३; ५, १८–२८; १२, १३–१६. સરખાવો धम्मपद ३६०–४२३; सुत्तनिपात, मुनिसुत्त १, ७ અને १४.

માત્ર એક જ વાર ('वेदान्तकृत' અ. ૧૫,૧૫) મળે છે; અને તે પણ ઉપનિષદ્‌ના અર્થમાં. ગીતાજીનો પ્રકૃત મૌલિક અંશ વૈદાન્તિક ઉપકરણ સાથે સંઘટિત હતો એમ માનવાને કશું કારણ નથી. સાંખ્ય-યોગને જ ગીતાજીનું ઉપકરણ કહી શકાય. એ વસ્તુ સુસ્પષ્ટ સમજવા માટે આપણે સાંખ્ય-યોગ અને વેદાન્ત–એ બે વચ્ચે જે દુરુચ્છેદ્ય વિરોધ દેખાય છે તે યાદ કરવો રહ્યો; અને આ વિરોધને દૂર કરવા માટે કયું પ્રાચીન અને કયું નૂતન એની વિચારપૂર્વક મીમાંસા કરવી રહી. ગીતાજીનું પરીક્ષણ ધાર્મિક દૃષ્ટિએ કરો કે દાર્શનિક દૃષ્ટિએ–પણ આ જ અનુમાન પર અવાશે." પરંતુ, ગાર્બેનો આ મત કેટલે અંશે સ્વીકારી શકાય એ પ્રશ્ન છે. સાંખ્ય-યોગ શબ્દોનો જે જે સ્થાને ગીતાજીમાં વ્યવહાર થયો છે તે તે સ્થાને તે સાંખ્યદર્શન કે યોગદર્શનના રૂઢ અર્થને જ અનુલક્ષી નથી થયો. પણ એ શબ્દો મુક્તિલાભના બે માર્ગ- જ્ઞાનમાર્ગ અને ધ્યાનમાર્ગ–ને ઉદ્દેશીને વપરાયા છે.[1] વળી, ગીતાજી જે સમયમાં રચાઈ છે તે સમયમાં કંઈ એક તરફ સાંખ્યયોગ અને બીજી તરફ વેદાન્ત વચ્ચે સુસ્પષ્ટ ભેદ વા વિભાગ સ્થાપિત થયા ન હતા; અને ગાર્બેના મતનો મુખ્ય આધાર તો આવા ભેદની કલ્પના છે. આ હિસાબે, પ્રીત્ઝ એડવર્ડ હલનો મત અધિકતર સુક્તિયુક્ત છે. એ કહે છેઃ "ઉપનિષદ્ ભગવદ્‌ગીતા અને અન્યાન્ય પ્રાચીન હિંદુ શાસ્ત્રોમાં વિવિધ દાર્શનિક મતના ઉલ્લેખ ખૂબ સેળભેળ થયેલા મળે છે. પાછળથી, કોઈ અચોક્કસ સમયે આ મતો પરિવર્તન પામી એક એક સ્વતંત્ર પ્રસ્થાનભેદમાં પરિણમ્યા. આ સ્વતંત્ર વિભાગો સાંખ્ય, યોગ અને વેદાન્તના ચિરસુપરિચિત નામથી ઓળખાવા."[2] સાંખ્યનું મનસ્તત્ત્વ અને ક્રમપરિણામવાદ ગીતાજીએ સ્વીકાર્યા છે;–જો કે સાંખ્યનાં જીવબહુત્વ અને પ્રકૃતિ–સ્વાતંત્ર્યનો અસ્વીકાર કર્યો છે.[3] કપિલના નામનો ઉલ્લેખ ગીતાજીમાં છે, પતંજલિનો નથી. પરંતુ આપણે એમ ચોક્કસ કહીએ એમ નથી કે આ જ કપિલ તે સાંખ્યાચાર્ય. અને એમ હોય તો પણ એમ કેમ કહી શકાય કે સાંખ્યદર્શનની બધી વિગતો તે સમયે વિસ્તાર પામી હતી? અલબત્ત, બુદ્ધિ, અહંકાર અને મનસ્-એ શબ્દો ગીતાજીમાં વપરાયા છે પણ તે સર્વત્ર સાંખ્ય પરિભાષાના શબ્દાર્થમાં નહિ "પ્રકૃતિ" શબ્દની બાબતમાં પણ એ જ કહેવાનું છે.[4] સાંખ્યદર્શનમાં જાણી જોઈને ઈશ્વર-તત્ત્વનો પ્રશ્ન છોડી દીધો છે પરંતુ ગીતાજીનો તો પરમેશ્વરતત્ત્વ સંસ્થાપનનો સવિશેષ આગ્રહ છે.

ગીતાજીમાં જો કે પુરુષ-પ્રકૃતિનો ભેદ દર્શાવ્યો છે તોપણ દ્વૈતવાદનો તો અસ્વીકાર કર્યો છે. પુરુષનો પણ એક સ્વતંત્ર તત્ત્વ તરીકે નિર્દેશ નથી કર્યો; એ તો ઈશ્વરની જ પ્રકૃતિ છે. બૌદ્ધિક જ્ઞાનને પરાપ્રકૃતિ તરીકે કહી પુરુષને સમજવામાં આવે છે; જ્યારે સાંખ્યદર્શનમાં પ્રકૃતિના બધા વિકારને દશ્યાવલીરૂપે માન્યા છે અને તે એક કાયમના વિષયીને દર્શન દે છે અને તેને માટે અસ્તિત્વ ધરાવે છે, એમ પ્રતિપાદિત છે. વળી એમ

૧. ભ. ગી. ૨, ૩૯; ૩, ૩; ૫, ૪–૫; ૧૩, ૨૪. સાંખ્ય તત્ત્વજ્ઞાન વિષે ૧૮મા અધ્યાયના ૧૩મા શ્લોકમાં ઉલ્લેખ છે. મધ્વાચાર્ય વ્યાસસ્મૃતિમાંથી એક શ્લોક ભ. ગી. ૩, ૪૮ ઉપરની એમની ટીકામાં ટાંકે છે, જેમાં સાંખ્યનો અર્થ "આત્મતત્ત્વ વિજ્ઞાન" એવો કર્યો છે.

૨. જુઓ Preface to Sāmkhyasāra: પાન ૭.

૩. ભ. ગી. ૨, ૧૧–૧૬; ૧૮–૩૦; ૨, ૨૭–૨૯; ૫,૧૪; ૭,૪; ૧૩,૫.

૪. ભ. ગી. ૩,૩૩; ૪,૬; ૭, ૪; ૯,૮; ૯,૫૧; ૧૩,૨૦; ૧૮,૫૯.

પણ કહ્યું છે કે જો કે પ્રકૃતિ જડ–અચેતન–છે તોપણ એની સર્વ ક્રિયા ઉદ્દેશ્યમૂલક હોય છેઃ એની ક્રિયાશીલતા આત્માને અપવર્ગ પ્રાપ્ત કરાવા સારૂ હોય છે. પરંતુ એક તરફ પ્રકૃતિને જડ ગણવી અને બીજી તરફ એના વિકાર અર્થાત્ એની ક્રિયાને હેતુમૂલક જાહેર કરવીઃ એ બે વિધાન વચ્ચે સામંજસ્ય નથી. ગીતાજીમાં આ દેખીતા વિરોધનું સુંદર સમાધાન કરવામાં આવ્યું છેઃ પ્રકૃતિની લીલાની પાછળ પુરુષ–ચૈતન્ય વર્તમાન છે. પુરુષ વા જીવ સાંખ્યદર્શનમાં સ્વતંત્ર વસ્તુ છે; પણ ગીતાજીમાં તેમ નથી. એનો સ્વભાવ માત્ર જ્ઞાન જ નથી, પરંતુ આનંદ પણ છે. ગીતાજીમાં પુરુષ–પુરુષ વચ્ચે ભેદ સ્વીકારાયો નથી.[1] "ઉત્તમપુરુષ"ના અસ્તિત્વમાં પણ ગીતાજી માને છે. અને એમ છતાં, પુરુષનાં લક્ષણ અને તેનો પ્રકૃતિ સાથેનો સંબંધ ગીતાજીના મત પ્રમાણે વિચારતાં, સાંખ્યમતનો ગીતાજી ઉપર પ્રભાવ પડેલો છે એમાં શક નથી.[2] પુરુષ છે દ્રષ્ટામાત્ર–કર્તા નહિ. બધી ક્રિયાની કર્ત્રી છે પ્રકૃતિ. "હું કર્તા છું" એમ જે વિચારે છે તે ભ્રાન્ત પ્રકૃતિનાં બંધનમાંથી પુરુષની મુક્તિ અનુભવવી એ છે જીવનનું પરમધ્યેય, પરમ પુરુષાર્થ. સાંખ્યકારના ત્રિગુણત્વને પણ ગીતાજીમાં સ્વીકાર્યું છે. "મર્ત્યલોકમાં કે સ્વર્ગલોકમાં એવી કોઇ વસ્તુ નથી, જે પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા ત્રણ ગુણોથી મુક્ત હોય."[3] આ ગુણત્રય એ પુરુષનાં ત્રણ પ્રકારનાં રજ્જુ–બંધન. જ્યાં સુધી આપણે આ ગુણત્રયને વશીભૂત રહીશું ત્યાં સુધી આપણે આ સંસારમાં જન્મ-મૃત્યુના ચક્કરફેરા ફરવા જ પડશે. ગુણત્રયનાં બંધનમાંથી છૂટવું એ જ મુક્તિ. અંતરિન્દ્રિય અને બાહ્યેન્દ્રિયનો ગીતાજીમાં જે ઉલ્લેખ છે તે સાંખ્યના ઉલ્લેખને અનુરૂપ છે.[4]

યોગાનુષ્ઠાન વિષે પણ ગીતાજીમાં ઉલ્લેખ છે. આ સર્વ મતે ચંચળ, અસ્થિર, અસંત બળવાન મનનું શી રીતે દમન કરવું એ પ્રશ્ન અર્જુન જ્યારે શ્રી કૃષ્ણને પૂછે છે ત્યારે શ્રી કૃષ્ણ એવો ઉત્તર આપે છે કે અભ્યાસ અને વૈરાગ્યથી તે વશ કરી શકાય.[5]

[ ક્રમશઃ ]

વિદ્યાભવન,
શાન્તિનિકેતન.

અધ્યાપક ડૉ. મણિલાલ પટેલ
પી. એચ.ડી.

---

૧. ભ. ગી. ૭,૪; ૧૩ ૨૦–૨૨; તથા વેદાન્તસૂત્ર ૨,૧,૧ અને તેની ઉપરનું શાંકરભાષ્ય.
૨. સરખાવો ભ ગી. ૧૩,૩૪ અને સાંખ્યકારિકા ૬૨.
૩. ભ. ગી. ૧૮,૪૦; સરખાવો ૧૪,૫.
૪. ભ. ગી. ૩,૪૦–૪૨; ૧૩, ૫.
૫. જુઓ ભ. ગી. ૬,૩૩–૩૪. શંકરાચાર્ય ભ ગી. ૧૦,૨૨ માં પણ ન્યાયદર્શનનું સૂચન માને છે, જુઓ એમનું ગીતાજી ઉપરનું ભાષ્ય.

# પોરબંદર

કો' ભૂમિની ભિતરમાં ભરિયા ખજાના
માણેક મોતી શુભખે વળી ક્યહાંક લાધે;
સોનાં રૂપાં પણ જડે કયહિં લાટલાટે
તો આંગ્લભૂમિ સમી કો' ભરી કોલસાથી !

આ ભૂમિમાં પણ ન એવું કશું દિસે છે,
ને હોય તો નથી પ્રયત્ન થયા દિશામાં;
હા, આટલું ખરું—અહીં નરરત્ન પાકે
અંજાય જેની દ્યુતિથી નવખંડ નેનાં !

સૌરાષ્ટ્રને અણુ અણુ ઇતિહાસ વાસ,
સૌરાષ્ટ્રને કણુકણુ ભરી શૌર્યગાથા;
સૌરાષ્ટ્રને વન ન કેવલ સિંહ—પાક
પાકે પરન્તુ પુરમાં નરસિં' પનોતા !

આ ભૂમિએ પણ દીધો જગને સુદામો,
શ્રીકૃષ્ણનો પરમ ભાવભીનો સખા જે;
દારિદ્ર્યદ્રુમ જડમૂળથી કાપી કૃષ્ણે
આદર્શ મૈત્રી મહિમા જગને જણાવ્યો.

આ ભૂમિએ જગતને કિધ ભેટ ગાંધી,
જેમાં વસ્યા ઉભય કૃષ્ણ અને સુદામો;
જેણે ઊંડાં દરદ દેશ તણાં નિદાન્યાં
હિંસા હરામ કરી વાપરવી વસાણે !

જે ભૂમિનાં પુનિત પાદ પખાળવામાં
અંભોધિ ગૌરવ લહી સદ્ભાગ્ય માને;
જે પુણ્યભૂમિ, વીરભૂમિ વદાય વિધે,
તેની ચઢાવી શીરધૂલિ થઉં કૃતાર્થ !

દેવજી રા. મોઢા



## (૧) ચીનમાં પુનર્ઘટના

રાષ્ટ્રસંઘના અંગેની ચીના સમિતિમાં ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, નોર્વે, સ્પેન, ઝેકોસ્લોવેકિયા, મેક્સિકો અને ચીન તથા યુનાઇટેડ સ્ટેટસના માણસો છે અને યુનાઇટેડ સ્ટેટસ તેમાં નિરીક્ષક છે. નેનકીંગ સરકારની સાચી હકુમત નીચે યેંગસીટ નદીની ખીણોના મધ્ય અને નીચાણના પ્રદેશોની આર્થિક સ્થિતિની પુનર્ઘટના કરવા માટે ચીનની સરકારની વિનંતિથી ચીનના નિષ્ણાતોનાં કામોનો સમન્વય કરવા માટે આ સમિતિ નીમવામાં આવી છે. હાલમાં તો રાષ્ટ્રસંઘ સાથે સંબંધ ધરાવતા યુરોપીઅન અમલદારો આરોગ્ય, માલની ફેરવણી, પોસ્ટ–ટેલિફોન અને સેવિંગ્સ બેન્કોની વ્યવસ્થા કરવામાં મદદ કરે છે. આરોગ્યના કામમાં ફક્ત ક્વૉરનટાઇન સ્થળો અને દવાખાનાંઓનો સમાવેશ થાય છે, અને માલની ફેરવણીમાં દરિયાની પૂરવણી–પુર પરનો કાબુ અને બંદરોના સુધારાનો સમાવેશ થાય છે. આ કામમાં યુરોપના જુદા જુદા દેશના નિષ્ણાતો રોકવામાં આવ્યા છે. વિશેષમાં ભૂસ્તરશાસ્ત્રીઓને અને ભૂગોળવેત્તાઓને રોકવામાં આવ્યા છે. આ નિષ્ણાતોને પોતાનું કામ કરવા ઉપરાંત ચીના લોકોના શિક્ષણ માટે પણ રોકવામાં આવ્યા છે.

આંતરપ્રજાકીય વિગ્રહમાં પણ ચીને બીજાં દેવાદાર રાષ્ટ્રો કરતાં પોતાની આબરૂ સારી રીતે જાળવી છે અને ચીનમાં રચનાત્મક કામો માટેની તકો બીજાં રાષ્ટ્રો કરતાં વસ્તુતઃ વિપુલ પ્રમાણમાં છે.

યેંગટીઝ ડેલ્ટાની અંદર પણ વીજળી પૂરી પાડવામાં આવે છે. થોડાં વર્ષ પહેલાં શહેરો અને ગામડાંઓમાં તેલના અને ધાસલેટના દીવા કરવામાં આવતા હતા.

મેં ઘણીખરી રેલવેમાં મુસાફરી કરી છે અને ગાડીઓને નિયમિત જતી આવતી જોઇ છે. તેમનાં વેપારનો વિકાસ ઘણી જલદીથી નાણાંખાતાના કાયદાઓ ઉકેલશે અને આબરૂમાં–વેપારમાં અને આંતર આબાદીમાં વૃદ્ધિ એકદમ કરશે.

એમ ધારવામાં આવે છે કે ૫૦,૦૦૦ માઇલનો રસ્તો જાહેર વેપાર માટે ખુલ્લો કર્યો છે. તેઓ સાદી મોટરોથી સંતોષ પામે છે. ચીના લોકો પોતાનાં નહેરકામો પણ ચલાવે છે.

મેં એક એવી સરસ સુંદર મોટર જોઇ કે જેમાં ઇલેક્ટ્રીક પ્રકાશ સિનેમા–ગ્રામોફોન અને માઇક્રોફોન–( સૂક્ષ્માકર્ણક )ની સગવડ હતી. ચીનના સેનાપતિઓ પણ પોતાના સૈનિકોને અને જાહેર પ્રજાને ચિત્રો અને મુખપાઠો મારફત કેળવણી આપે છે.

એરોપ્લેનો સાથે પણ પ્રયોગો આદરે છે. તેઓની રાજકીય, અને વ્યાહવારિક ઉમેદો દૂરદૂરના પ્રાંતોનો અને ગરીબોના સંસર્ગનો ખ્યાલ આપે છે.

ચીનની આંતરવ્યવસ્થામાં ગયા એક વર્ષ દરમ્યાન મુગ્ધ કરે તેવી પ્રગતિ થઈ છે. લશ્કરી તાલીમ પણ જુદા જુદા ખાતાનાં અમલદારોએ–જેમકે ખેતી ઉપરના અમલદારો–અમલમાં મૂકી છે.

આપણે જાણીએ છીએ કે નેનકીંગ સરકારની સત્તા તે શહેરની બહાર પણ પ્રવર્તે છે; પણ આ ખુલાસો ખોટે રસ્તે દોરનારો છે.

મધ્યવર્તી સરકારે સામાન્ય જરૂરિયાતોની વસ્તુઓ પર સંયુક્ત કરપદ્ધતિ હમણાં જ દાખલ કરી છે. નેનકીંગ પણ હવે રાષ્ટ્રીય સરકારની રાજધાની તરીકે ઘણીજ જલદીથી જાહેર થશે.

ઘણી જાતના સામાજિક પ્રયોગો પ્રગતિ કરી રહ્યા છે અને ચીનાઓના નવા વિકાસો વસ્તુતઃ ઘણાજ ઉપયોગી (જરૂરના) છે. દેશની સામાજિક પુનર્ઘટનામાં સ્ત્રીઓ પણ ખુબ ઉત્સાહપૂર્વક ભાગ લઇ રહી છે.

છેલ્લાં ૧૦ વર્ષ દરમ્યાન તેમના જીવનમાં ઘણા પ્રકારનો સુધારો થયો છે. શહેરો અને ગામડાંઓ સમૃદ્ધિવાન અને આબાદ જણાય છે. લોકો સારી રીતે ખાય પીએ છે અને પહેરવેશ પણ સારો પહેરે છે. તેઓ ધારે તેટલી વખત ગમે ત્યાં મુસાફરી કરી શકે છે. બજારો પણ પરદેશી માલના નમુના જેવા જ માલથી ભરાઇ ગય છે. જ્યાં જેટલે અંશે પોતાનો પ્રયત્ન જોડાયેલો છે ત્યાં તેટલે અંશે પ્રગતિ છે. રાષ્ટ્રીય, મ્યુનિસિપલ અને સામાજિક સત્તાધારીઓ પણ જનતા તરફ પોતાની પૂર્ણ લાગણી બતાવે છે.
("ચાઇનીઝ રિવ્યુ"માંથી)

## (૨) લડાઇનું દેવું×

જુદા જુદા દેશોને લડાઇને અંગેનું યુનાઇટેડ સ્ટેટસનું તા. ૧૫ ડિસેમ્બર ૧૯૩૨ ના રોજ કેટલું દેવું હતું તે નીચેના આંકડાઓ દર્શાવશે. કુલ દેવું ૧૨૪, ૯૩૪, ૪૨૧ ડોલરનું છે, જેના લગભગ ૩૬,૬૩૭,૬૦૦ પૌંડ થાય.

આમાંથી એકલા બ્રિટનને ૩૦,૦૦૦,૦૦૦ ડોલર મુદ્દલ તરીકે તથા ૬૫, ૫૫૦, ૦૦૦ ડોલર વ્યાજના મળી કુલ, ૯૫,૫૫૦,૦૦૦ ડોલર આપવાના થાય છે. પૌંડનો ભાવ સરભર હોય ત્યારે તેના ૧૯,૧૧૦,૦૦૦ પૌંડ થાય. અત્યારના હૂંડિયામણના ભાવે લગભગ ૨૮,૦૦૦,૦૦૦ પૌંડ થાય.

કુલ દેવાના આંકડા નીચે મુજબ છેઃ—

| દેશ | ડોલર | સરભર ભાવે પૌંડમાં કિંમત |
|---|---|---|
| ઇગ્લંડ | ૯૫,૫૫૦,૦૦૦ | ૧૯,૧૧૦,૦૦૦ |
| બેલ્જિયમ | ૨,૧૨૫,૦૦૦ | ૪૨૫,૦૦૦ |
| ઝેકોસ્લાવેકિયા | ૧,૫૦૦,૦૦૦ | ૩૦૦,૦૦૦ |
| એસ્થોનિયા | ૩૫૬,૩૭૦ | ૭૧,૨૩૪ |
| ફ્રાન્સ | ૧૯,૨૬૧,૪૩૨ | ૮૫૨,૨૮૬ |

× તા. ૧૬ ડિસેમ્બર ૧૯૩૨ ના 'ફ્રી પ્રેસ જર્નલ' ઉપરથી

| | | |
|---|---|---|
| ફિન્લેન્ડ | ૧૮૬,૨૩૫ | ૩૭,૨૪૭ |
| હંગરી | ૪૦,૭૨૦ | ૮,૧૪૬ |
| ઇટલી | ૧,૨૪૫,૪૩૭ | ૨૪૯,૦૮૭ |
| લેટિવિયા | ૧૪૮,૮૫૨ | ૨૯,૭૭૦ |
| લિથુઆનિયા | ૯૨,૩૮૬ | ૧૮,૪૭૭ |
| પોલેન્ડ | ૪,૪૨૭,૯૮૦ | ૮૮૫,૫૯૬ |

છોટાલાલ માનસિંગ કામદાર

## (૩) ભાવી યુદ્ધ

ભવિષ્યના યુદ્ધમાં રસાયનશાસ્ત્ર મોટો ભાગ ભજવશે, એમ કહેવામાં કલ્પનાની કંઇ જ જરૂર નથી; કારણ અત્યારે જ આપણી સામે એવા બનાવો બને છે કે જેથી આપણી ખાતરી થાય છે કે રસાયનશાસ્ત્ર પાસે એવી ચીજો છે કે જેના ઉપયોગથી જરાવારમાં મૃત્યુ ફેલાય. અને જેમ જેમ વખત જશે તેમ તેમ આનાથી પણ વધારે ભયંકર શસ્ત્રોની શોધ કરવામાં આવશે.

ભાવી યુદ્ધમાં માત્ર બે ફોજો વચ્ચે લડાઈ નહિ થાય, પણ એકદમ સ્ત્રીઓ તેમ જ છોકરાંઓ એ બધાંની જાનહાનિ થશે. ભવિષ્યના યુદ્ધમાં મોખરો હશે કે કેમ તે પણ એક સવાલ છે. જો હશે તો તો પુરુષો પાછા ફરવાની આશા વગર આગળ ધપશે ને જેઓને તેઓ પોતાની પાછળ મૂકી ગયા છે તેમને મળવાની આશા પણ મૂકી દેશે.

એમ લાગે છે કે યુદ્ધની શરૂઆત હવાઇ હલ્લાથી થશે. કારણ જે દેશ પહેલો હવાઇ હલ્લો કરશે તેને ફતેહ મળવાની વિશેષ આશા રહેશે. થોડા વખત પર લંડનમાં એક કૃત્રિમ હવાઇ હલ્લો કરવામાં આવ્યો હતો. તેમાં બસોપચાસ વિમાનોએ ભાગ લીધો હતો, પણ જ્યારે એ વિમાનોને સર્ચલાઇટ વગેરેની મદદથી શોધવામાં આવ્યાં ત્યારે માત્ર સોળ જ દેખાતાં હતાં, એટલે કે જો આ હવાઇ હલ્લો ખરો હોત તો સર્ચલાઇટ, મશીનગન વગેરેનાં સાધનો હોવા છતાં બસોચોત્રીસ વિમાનોએ લંડન ઉપર બૉંબ નાખ્યા હોત ને શહેરને તારાજ કરી નાખ્યું હોત.

છેલ્લા યુદ્ધમાં વપરાએલા બૉંબ ને અત્યારના બૉંબ વચ્ચે ઘણો તફાવત રહેશે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઘણી શોધો પછી એવા બૉંબ તૈયાર કર્યા છે કે માત્ર એક જ બૉંબથી લાખો માણસની જાનહાનિ થશે. ' મૃત્યુની ઝાકળ ' (Death's Dew) નામનો એક એવો પણ બૉંબ આવે છે કે જેનાથી મોટાં શહેરો પણ મેદાનમેદાન થઇ જાય.

તે ઉપરાંત ગ્રીન ક્રોસ ગેસ (Green cross gas) તેમ જ યલોક્રોસ ( Yellow Cross ) નામના વાયુનો ઉપયોગ કરવામાં આવશે, ગ્રીન ક્રોસથી માણસો જેમ પાણીમાં ડૂબીને મરણ પામે, તેમ મરણ પામે છે અને યલોક્રોસથી જેમ સર્પના દંશથી માણસને ઝેર ચઢી જાય છે, તેવી જ જાતની અસર થાય છે.

આવી જાતના બીજા ઓછામાં ઓછા બારેક વાયુઓ આવે છે. તેનાથી એકદમ મૃત્યુ થાય છે. કેટલાક ગ્રીન ક્રોસની માફક અદૃશ્ય છે. પહેલાં તો તેની અસર નજરે પડતી નથી, પણ તેનાં ચિન્હો દેખાયા પછી કંઇ જ ઉપાય થઇ શકતો નથી; કારણ ત્યાં

સુધીમાં તો વાયુઓ શરીરના અવયવો પર ભયંકર અસર કરી ચૂકેલા હોય છે. એક જાતનો વાયુ ખાસ વિમાની સાથે યુદ્ધ કરતી વખતે જ વાપરવામાં આવશે. આ વાયુ ઊંચે ચઢે છે ને જે તેને શ્વાસમાં લે છે, તેને તે આંધળા જેવા બનાવી દે છે. જો વિમાની તેની અંદર આવી પડશે ને તેનો શ્વાસ લેશે તો થોડો વખત તો તેને કંઇ થશે નહિ પણ પછી એકદમ અંધારાં આવશે.

એમ ગણતરી કરવામાં આવે છે કે આવા સો શંચા એક ટન વાયુ જો પેરિસ પર ફરી વળે તો એક કલાકમાં તો આખા શહેરમાં વીસ મિટરની જાડાઇનાં એ ગેસનાં વાદળાં શહેરને ઘેરી વળે અને આખું શહેર પાયમાલ થઇ જાય.

વધારામાં વીજળીના તરત સળગી ઊઠે તેવા બોંબ થયા છે. માત્ર એક જ કીલોગ્રામ વજનનો બોંબ કોઈ પણ ચીજ સાથે જરા અથડાતાં તેમાંથી ૩,૦૦૦ ડીગ્રી ( ફારેનહાઇટ ) જેટલી ગરમી નીકળે છે ને જે આવે તેને બાળીને ભસ્મ કરે છે. પાણીથી તેનો ઊલટો વધારે ફેલાવો થાય છે. એની ગરમી ઓછી કરવાનું કોઇ પણ સાધન હજુ સુધી શોધી શકાયું નથી. એમ માનવામાં આવે છે કે આ બોંબ શહેરના રસ્તા પર નાખવામાં આવશે કે જેથી તે રસ્તાઓ કોરીને નીચેથી જતા ગાસ નળો પર પડશે ને આખા શહેરને સળગાવી મૂકશે. શહેરમાં ગભરાટ ફેલાશે કે તરત જ વિમાનો પૂરેપુરો નાશ કરવાને વાયુના બોંબ નાખશે અને શહેરને પૂરું કરશે.

અત્યાર સુધીના યુદ્ધમાં સાધારણ જનતાનું કંઇ રક્ષણ કરવામાં આવ્યું નહોતું, પણ હવે પછીનાં યુદ્ધોમાં જેટલું લશ્કરનું રક્ષણ કરવું પડે છે તેટલુંજ સાધારણ મનુષ્યોનું પણ કરવું પડશે. ને તે છતાં પણ નિશાળેથી આવતા છોકરાઓ અથવા તો રાતના ઊંઘતા માણસો ભયંકર વાયુનો ભોગ થઇ પડશે.

ભાવી યુદ્ધમાં ઢોરો ને વનસ્પતિનો નાશ તેમ જ પ્રાણીઓનો બગાડ ચોક્કસ કરવામાં આવશે.

છેલ્લે જો ભાવી યુદ્ધમાંથી કોઇ પણ બચશે તો તે જરૂર દરિદ્રાવસ્થામાં જ હશે, કારણ ઉપર જણાવેલાં સાધનો તૈયાર કરવામાં કરોડો રૂપિયાનો ખર્ચ થશે. તે ખર્ચથી દુનિયાને ઉપયોગની કોઇ પણ ચીજ ઉત્પન્ન નહિ થાય ને ઊલટું વનસ્પતિ અને ઢોરના નાશને લીધે આખા પ્રદેશો એક ઉજ્જડ રણ જેવા થઇ જશે.* કે.

## (૪) જર્મનીમાં સ્ટરીલાઇઝેશન-અદાલતોનો કાર્યક્રમ

'**સ્ટરીલાઇઝેશન**' એટલે કૃત્રિમ નપુંસકત્વ કરનારી શસ્ત્રક્રિયા, જેથી માણસો વધારાનાં સંતાનો ઉત્પન્ન કરી શકે નહિ. જર્મનીમાં અશક્ત માણસોને "સ્ટરીલાઇઝેશન" કરવાનો એક નવો કાયદો થવાનો છે. અને ખાનગી ગણતરી પ્રમાણે, તેનું પરિણામ એવું આવશે કે લગભગ ૧૦૦,૦૦૦ જર્મનો કે જેમને અપસ્માર જેવા રોગો થએલા છે તેઓનો માબાપ થવાપણાનો હક લઇ લેવામાં આવશે.

સ્પેશીઅલ "સ્ટરીલાઇઝેશન" કોર્ટો સ્થાપવામાં આવશે, અને તેમાં એક જ્યુરીસ્ટ (કાયદાશાસ્ત્રી), એક ઔષધોમાં નિષ્ણાત, અને એક ડૉક્ટર કે જે સંતતિ ઉત્પન્ન કરવામાં વિકાસ, અને સુધારણા કેમ થાય તેમાં પ્રવીણ હોય તેવો, એમ ત્રણ માણસો રાખવામાં

* ઓગસ્ટ ૨૭, ૧૯૩૩ ના "ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિયા" ના લેખ ઉપરથી.

આવશે. "સ્ટરીલાઇઝેશન" માટે કોઇ પણ સ્ત્રી કે પુરુષ પોતાની જાતે માગણી કરી શકે છે; અને તેનો વાલી કે રક્ષક પણ કરી શકે છે. અને આવી માગણી દવાખાના કે હૉસ્પિટલના મુખ્ય અધિકારી, અથવા આવા કામ માટે નીમાએલા ડૉક્ટરને કરવાની હોય છે. દરેક માગણી "સ્પેશીઅલ કોર્ટ" ને મોકલવાની હોય છે. જો કોર્ટ "સ્ટરીલાઇઝેશન" માટે હુકમ કાઢે છે, તો તે માણસની મરજી વિરુદ્ધ પણ તેની ઉપર "સ્ટરીલાઇઝેશન" કરી શકાય છે. જો તે જરૂરી હોય તો તે પરાણે પણ કરવામાં આવે છે.

આવા પ્રકારનું "સ્ટરીલાઇઝેશન"-"ઑપરેશન" તદ્દન નુકસાન વિનાનું છે, અને ખાસ નિષ્ણાત ડૉક્ટર ફક્ત હૉસ્પિટલમાં જ આવી શસ્ત્રક્રિયા કરી શકે છે, અને આવા "ઑપરેશન" ને લગતી ગુપ્તતાને માટે તેણે સોગન કે શપથ લીધેલા હોય છે.

આ સાંપ્રત કાયદામાંથી ગુનેગારોને "સ્ટરીલાઇઝેશન"માંથી મુક્ત રાખવામાં આવ્યા છે, કારણ કે નાઝી પક્ષની એવી ઇચ્છા છે કે "સ્ટરીલાઇઝેશન"ને દંડ કે શિક્ષા તરીકે ગણવાનું નથી. પરંતુ જે જાતીય ગુનેગારો (Sextual Criminals) જેઓ સમાજને ભયંકર થઇ પડેલા છે તેમને માટે ખાસી કરી નામરદ બનાવવાનો બીજો કાયદો થનારો છે. આવતા જાન્યુઆરી માસમાં ડૉક્ટરો, ધારાશાસ્ત્રીઓ, જર્મન કારાગૃહોની તપાસ માટે પરિભ્રમણ કરશે, અને જે સ્ત્રી અથવા પુરુષ "કારાગૃહોનાં ટેવાએલાં નઠોર પક્ષી" જેવાં બની ગએલાં છે, તેમને ચૂંટી કાઢશે.

"સ્ટરીલાઇઝેશન"ના કાયદામાં બે પ્રકારનો હેતુ રહેલો છેઃ (૧) પહેલું, અશક્ત રોગી માણસોના ઉછેરને નાબુદ તથા બંધ કરવો; (૨) બીજું, આવા અશક્ત માણસોના નિભાવ અથવા ગુજરાનને માટે હૉસ્પિટલો, ગાંડાની ઇસ્પિતાલો, અને જેલખાનાંનો નાણાં-વિષયક ખર્ચ તદ્દન ઓછો કરવો. વળી એમ દર્શાવવામાં આવે છે કે આવા અશક્તો ને રોગીઓને નિભાવવામાં રાજ્યને લગભગ ૧૦,૦૦૦,૦૦૦, પાઉન્ડનો દર વર્ષે ખર્ચ થાય છે.

"સ્ટરીલાઇઝેશન" કરવાની દવાના ખર્ચની કિંમત સાર્વજનિક દ્રવ્ય અથવા પબ્લીક ફંડમાંથી પૂરી પાડવામાં આવશે. જ્યારે શસ્ત્રક્રિયા અથવા ઑપરેશનનું ખર્ચ આરોગ્યને માટે ભરેલાં વીમાનાં નાણાંમાંથી, અથવા હિત કે કલ્યાણને માટે ભેગાં કરેલાં નાણાંના ભંડોળમાંથી પૂરું પાડવામાં આવશે.*

દલપતસિંહ પી. પરમાર

## (૫) ફીડરલ યોજનાની આર્થિક જવાબદારીઓ

પ્રાંતિક સ્વરાજ્ય અને ફીડરેશન દાખલ કરવામાં આર્થિક જવાબદારીઓ કેટલી વધશે તે સુચવતું એક નિવેદન સર માલકમ હેઇલીએ તૈયાર કરેલું તે સંયુક્ત સમિતિ આગળ રજુ કરતાં સર સેમ્યુઅલ હોરે નીચે મુજબ વિવરણ કર્યું હતું. નવા બંધારણીય ફેરફારો અમલમાં મૂકતાં જે આર્થિક ગૂંચવણો નડવાની હોય તેનો નિર્ણય કરવો સંયુક્ત સમિતિને ફાવે તે

* તા. ૭-૯-૧૯૩૩ ના 'ટાઇમ્સ ઓફ ઇંડિયા'માંથી.

માટે એ નિવેદન ભોમીઆની ગરજ સારતું. પરંતુ એમાં દર્શાવેલા અભિપ્રાયો શહેનશાહની સરકારનો મત રજૂ કરતા નથીઃ

આ નિવેદનની અંદર સરકારી દસ્તાવેજોમાંથી જ આંકડા ઉતારવામાં આવ્યા છે અને તેને માટે હિંદી સરકારે ને ઇન્ડિયા ઑફિસે પોતાની સંપૂર્ણ જવાબદારી સ્વીકારી છે. આર્થિક ગૂંચવણોનો નિકાલ મધ્યસ્થ આર્થિક વ્યવસ્થા નવેસરથી કરવાથી આવશે એવું એ નિવેદનનું તાત્પર્ય છે. સંતોષકારક શરતો સાથે સ્વીકાર કરવા છતાં ય ફેડરેશન જાતે એવો નિકાલ આણી શકે તેમ નથીં; કારણ કે જગતની આર્થિક પરિસ્થિતિ એમાં અગત્યનો ભાગ ભજવે છે.

## મુશ્કેલ વિગતો

આ નિવેદનમાં મુશ્કેલી ઊભી કરે એવી વિગતો પણ છોડી દેવામાં આવી નથી. જેવો છે તેવો આખોય પ્રશ્ન સમિતિ આગળ રજૂ કરવાનો એમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રગતિના માર્ગમાં જે આર્થિક મુશ્કેલીઓ ઊભી થવા પામે તેનું મહત્ત્વ જરા પણ ઘટાડવામાં આવ્યું નથી. આ પ્રશ્નમાં મુશ્કેલી આવે એવી વિગતો પણ છણવામાં આવી છે. સમિતિને હિંદી પ્રતિનિધિઓ પર આ વાતની અસર નિરાશાજનક હતી છતાં એક વાત તો ચોક્કસ જ હતી કે આજની હિંદી સરકાર કે કાલની હિંદી સરકાર આગળ એ આર્થિક બાબતો તદ્દન નગ્નસ્વરૂપે રજૂ કરવામાં આવી હતી.

પ્રાંતિક સ્વરાજના આંકડા તપાસતાં સર સેમ્યુઅલ હોરે જણાવ્યું કે સર માલકમ હેઇલી જે નિર્ણય પર આવ્યા હતા તે મુજબ ખર્ચનો આંકડો છ થી આઠ કરોડ રૂપિયા પર જશે. નવી પ્રાંતિક યોજના અમલમાં મૂકવામાં જ પોણા કરોડ રૂપિયા જેટલું ખર્ચ તો ઉપલક જ થઈ જશે. અત્યારે મધ્યસ્થ સરકાર જે ખર્ચ વેઠે છે તે નવી પ્રાંતિક સરકારો ઉપાડી લેવાની હોવાથી તેમાં અર્ધો કરોડ રૂપિયા વપરાશે. તે ઉપરાંત બ્રહ્મદેશને હિંદથી છૂટું પાડવાનું હોવાથી તે યોજનામાં બે ત્રણ કરોડ રૂપિયાનું પાણી થશે. વળી જે પ્રાંતિક ખોટ અત્યારે મધ્યસ્થ સરકાર વેઠે છે તે માટેની તેમની જવાબદારીઓ લઇ લઇ પ્રાંતિક સરકારને સ્વાશ્રયી બનાવવા જતાં બીજા ત્રણથી ચાર કરોડ રૂપિયાની આહુતિ અપાશે.

ફેડરેશનની મધ્યસ્થ સરકારનું ખર્ચ લગભગ સવાબે કરોડ અંકાયું છે. રીઝર્વ બેન્ક સ્થાપતાં આશરે દોઢેક કરોડ રૂપિયાનો ખાડો પડશે તેનો પણ તેમાં સમાવેશ થઈ જાય છે.

## હિંદની શાખ

આ આખી યે મનગમતી વાતમાં ક્યાંય પણ વિરોધસૂર સંભળાતો હતો કે નહિ એ પ્રશ્ન ઊભો થયો. એક વાત તદ્દન સ્પષ્ટ ને શંકારહિત હતી. હિંદની શાખ દિવસે દિવસે સુધરતી જતી હતી. આખા ય પ્રશ્નનો વિચાર કરતાં આ બીના પુષ્કળ વજૂદ ધરાવતી હતી. બીજી અગત્યની બીના એ હતી કે જગતના બીજા કોઇ પણ દેશ કરતાં હિંદે આર્થિક આંતરક્ષેત્રમાં ઘણી જ જલદી પ્રગતિ કરી હતી. વધારામાં હિંદના બીજા રાજકારભારમાં ને ખાસ કરીને પ્રાંતિક વહીવટમાં કેટલેક સ્થળે હજી પણ કાપકુપ થઇ શકે તેમ છે, એમ સર સેમ્યુઅલ હોર પણ માને છે. વળી કેપિટેશન ટ્રીબ્યુનલ અત્યારે હિંદસંરક્ષણનો સવાલ છણી રહી છે તેના પરિણામે એ ખર્ચ પેટે બ્રિટનને પણ થોડું ઘણું આપવું પડશે એવો સંભવ છે.

**બે અર્થપૂર્ણ બાબતો**

આંકડા તપાસતાં બે અગત્યનાં રહસ્ય તરી આવે છે.. ઉપર જણાવેલી ૭'થી આઠ કરોડની ખોટનો મોટો ભાગ પ્રાંતિક સ્વરાજ્ય આપવામાં આવે તો જ ઉદ્ભવે એમ છે. ખાસ જરૂરી ખર્ચ કરવાથી તો ઘણી જ થોડી ખોટ આવે તેમ છે.

આંકડા બરાબર તપાસવામાં આવશે તો જણાશે કે ફીડરલ યોજનાનો અમલ કરવામાં ઘણું જ ઓછું ખર્ચ થાય તેમ છે. કારણ કે તે ખર્ચમાંનો મોટો ભાગ નવું ખર્ચ ગણી શકાય તેમ જ નથી. ખર્ચનો એટલો નજીવો વધારો પણ બે ખાસ મુદ્દાને આભારી છે. પ્રથમ તો બ્રહ્મદેશને હિંદથી છૂટો પાડવામાં આવે તો અત્યારે તે બે ત્રણ કરોડ રૂપિયા મધ્યસ્થ સરકારને ભરે છે તે આવતા બંધ થાય. બીજા બે કરોડ રૂપિયા બંગાળ ને આસામની કાયમની ખોટને પહોંચી વળવા જોઇએ તેમ છેઃ નવું બંધારણ આવે કે ન આવે, તે વાતને આની સાથે બિલકુલ નિસ્બત નથી.

**તદ્દન નવેસરની યોજના**

જગતની પરિસ્થતિ સુધરે નહિ ને અત્યારની મંદી કાયમ રહે કે વધે તો આપણે કરવા ધારેલા ફેરફારો અશક્ય બની જાય એટલું જ નહિ પણ અત્યારની હિંદી આર્થિક યોજનાને પણ નકામી કરી મૂકે એવા નિર્ણય પર સર સમ્યુઅલ હોર આવ્યા છે. "ત્યારે જે પરિસ્થિતિ ઊભી થાય તેને પહોંચી વળવા હિંદની આર્થિક યોજના તદ્દન નવેસરથી આપણે ઘડવી પડે."

એટલે એમના અભિપ્રાય મુજબ તો બંધારણીય પ્રગતિ માટે યોજના વિચાર્યા કરી, એ યોજનાને બને તેટલી વ્યાજબી ને સલામત બનાવવી છતાં એમ સ્પષ્ટ રીતે કહી દેવું કે જો જગતની આર્થિક સ્થિતિ નહિ સુધરે તો તદ્દન જ નવેસરથી બીજી યોજના ઘડવી પડશે.

"હજી વર્ષોનાં વર્ષો સુધી હિંદમાં મધ્યસ્થ સરકાર ને પ્રાંતો અંદર અંદર ખર્ચ-વહેંચણીને સમજીને જ વર્તે તો સારૂં છે, એ વાત પર ભાર મૂકવો અગત્યનો છે."

હિંદી પ્રતિનિધિઓને સર સેમ્યુઅલ હોરે ખાતરી આપી કે જો હિંદની મધ્યસ્થ સરકાર મજબૂત બનાવવી હોય, જો હિંદની શાખ ટકાવી રાખવી હોય ને હિંદની જવાબદારીઓને પહોંચી વળવું હોય તો કોઇ પણ ટેક્ષની આવક મધ્યસ્થ સરકાર ને પ્રાંતો વચ્ચે વહેંચી શકાય તેમ નથી. માત્ર બંગાળાનો ખાસ અપવાદ કરવો હોય તો શણની આવકમાંથી એ પ્રાંતને કાંઈ આપવું કે એવી કોઇ બીજી યોજના કરવી.

આ પ્રમાણે આખા ય ચિત્રને બને તેટલું શ્યામ આલેખ્યા પછી પણ તેઓ જગતના કોઇ પણ દેશ કરતાં હિંદની આર્થિક સ્થિતિ મજબૂત છે એમ કહી અભિનંદન લઇ શકે છે. બાકી જગતની અત્યારની ચંચલ પરિસ્થિતિ જોતાં આવતા બાર મહિનાના ગાળામાં આર્થિક પરિસ્થિતિ કેવી થશે તે જગતનો કોઇ પણ દેશ આ ક્ષણે ચોક્કસ રીતે કહી શકે તેમ નથી. સારો વખત આવવાની તેઓ માત્ર આશા જ રાખી શકે. બંધારણીય ચર્ચામાં છેક છેલ્લી ઘડી સુધી ચોક્કસ અંદાજો ઘડવામાં આવવાના નહિ ને અંતિમ પળે તે વેળાની આર્થિક પરિસ્થિતિને પહોંચી વળવા કોઇ નવેસરની જ યોજના ઘડી કાઢવા નિષ્ણાતોની એક સમિતિ નીમી રાજદ્વારીઓ પોતાને કૃતકૃત્ય માનવાના.

હિંદ અને પુનર્ઘટના

જગતની આર્થિક પરિસ્થિતિ સુધરે તે ઉપર જ મધ્યસ્થ સરકારના તમામ વહીવટનો આધાર રહેશે એમ સર માલકમ હેઇલીએ પોતાના નિવેદનમાં સ્પષ્ટ જણાવી દીધું છે.

મધ્યસ્થ સરકારની અત્યારની પરિસ્થિતિ તપાસતાં તો એને પોતાની જવાબદારીઓને જ પહોંચી વળવું ઘણું જ મુશ્કેલ પડે છે એટલે હવે તેમાં ઝાઝી કાપકુપ થવાનો બિલકુલ જ સંભવ નથી. પોતાના પગ પર પ્રાંતો ઊભા રહી શકે તેવી વ્યવસ્થા કરી પ્રાંતિક સ્વરાજ્ય બક્ષતાં પહેલાં મધ્યસ્થ સરકારની નાણાંવિષયક પરિસ્થિતિમાં મહત્ત્વના સુધારા કરવાની જરૂર છે. તેમ થયા સિવાય પ્રાંતોના લાભ ખાતર તે પોતાની આવક કદી પણ છોડી શકશે નહિ.

જગતની પરિસ્થિતિમાં જોઇતો સુધારો થઈ જાય ને મધ્યસ્થ સરકારને કોઇ પણ પ્રકારની ખોટ ખમવાની રહે નહિ છતાં ય મધ્યસ્થ સરકાર પાસે થોડો ઘણો પણ વધારો રહે એટલો સુધારો થાય નહિ ત્યાં સુધી દેશી રાજ્યો મધ્યસ્થ સરકારની નાણાંવિષયક સદ્ધર સ્થિતિમાં વિશ્વાસ મૂકવાનાં જ નહિ.×

## ( ૬ ) અમેરિકા હિંદને નીચોવશે

વિશાળ પાયા પર હિંદને નીચોવવાનું કાર્ય જો શરૂ કરવામાં આવશે ત્યારે દેખીતું સૂત્રધાર ઇંગ્લેંડ જ હશે. હિંદ સાથેના સીધા વ્યાપારમાં બીજા દેશોને તો વધ્યા ઘટ્યા ટુકડા જ મળશે, છતાં ય એ ટુકડા પણ નાખી દેવા જેવા નહિ જ હોય. વળી ઇંગ્લેંડ હિંદને નીચોવશે તેને પરિણામે અમેરિકાની ઇંગ્લેંડમાં નિકાશ વધશે ને ઇંગ્લેંડ દ્વારા અમેરિકા છેક હિંદ સુધી પણ પહોંચશે. એ રીતે જગતના વ્યાપારને સર્વત્ર અગત્યનો વેગ મળશે.

મહાન જગતયુદ્ધ પછી ઇંગ્લેન્ડ હિંદ પ્રત્યે બે વિરોધી રાજનીતિ લડાવી રહ્યું છે. એક રાજનીતિ મિ. વીન્સ્ટન ચર્ચીલની: એ નીતિ અનુસાર હિંદના રાષ્ટ્રીયત્વને જડમૂળથી ઉખેડી નાખવું. ઇંગ્લેન્ડમાં રાજકર્તા વર્ગના સગાંસંબંધીઓને હિંદમાં ઠેકાણે પાડવા બીજી રાજનીતિ લૉર્ડ ઇર્વીને અખત્યાર કરવાની હિંમત કરી, એ મુજબ ગાંધીજીની માગણીને માન આપી વર્તમાન અસંતોષનો અંત આણવો ને અનિશ્ચિત પરિસ્થિતિ નિવારી હિંદના આર્થિક વિકાસ માટે તાબડતોબ પગલાં લેવાં.

નવ રાષ્ટ્રોના કરારનામાનો મુખ્ય મુદ્દો એટલો જ છે કે ચીનમાં એક મધ્યસ્થ મજબૂત સરકાર સ્થાપવી. એ દ્વારા શાંતિ જળવાય ને વિદેશી થાપણ સલામત રહે. પરંતુ એ સરકાર નવે રાજ્યોને સદાય ઝૂકતી રહે. લૉર્ડ ઇર્વીન અને એવા વિચારવાળાંઓ બેંકરો વ્યાપારીઓ ને વકીલો જે અત્યારે સ્વરાજ્યપ્રવૃત્તિના પ્રાણરૂપ છે, પરંતુ ગાંધીજી કરતાં ઓછા આધ્યાત્મિક છે તેમને જીતી લઇ હિંદમાં પણ ચીનના જેવી જ સરકાર ઊભી કરવા ધારે છે.

એટલે ચીનની પેઠે હિંદમાં અખત્યાર કરવામાં આવનારી ચૂસણનીતિ અમેરિકાની આર્થિક મુશ્કેલીઓને તો કાયમને માટે દૂર નહિ જ કરે; છતાં ય ઇંગ્લેન્ડની મારફતે કામ

× The Times of India, 15 August 1933: Financial Implications of Federation Scheme.

કરવાથી પણ અમેરિકન વ્યાપારીઓને કામચલાઉ ફાયદો તો જરૂર થવાનો જ. ચીનની પેઠે પશ્ચિમની બનાવટો વાપરવાની હિંદની શક્તિ ગજબ છે એટલે હિંદનો વિકાસ સાધવાની એક જ વાર જો શરૂઆત થાય તો હિંદની સંપત્તિને વધતાં વાર લાગે નહિ.

બ્રિટિશ સરકાર અને હિંદી આગેવાનો વચ્ચે અત્યારે જે વાટાઘાટ ચાલી રહી છે તે ઇંગ્લેન્ડનું પોતાનું ભાવિ ઘડવામાં અગત્યનો ભાગ ભજવનાર છે એ બિલકુલ ભૂલી જવા જેવું નથી. ભવિષ્યની વાત જવા દઇએ તોપણ દરિયાપારના દેશોમાં હિંદ ઇંગ્લેન્ડનું મોટામાં મોટું બજાર છે. દક્ષિણ ચીને જેમ જાપાન વિરુદ્ધ બહિષ્કાર આદર્યો હતો તેમ હિંદ ઇંગ્લેન્ડ વિરુદ્ધ સંપૂર્ણ બહિષ્કાર આદરે તો ઇંગ્લેન્ડના આંતરરાષ્ટ્રીય વ્યાપારી પાસાને જબરો ધોકો પહોંચે. વળી એ બહિષ્કાર લાંબા ગાળા સુધી નભે ને ઇંગ્લેન્ડને હિંદ જેવું બીજું બજાર સાંપડે નહિ તો કદાચ ઇંગ્લેન્ડની દશ ટકા વસ્તી બેકાર બને. હિંદ જો લશ્કરી બળવો જગાવે તો આખું પૂર્વજગત સળગી ઊઠતાં વાર ન લાગે.*

## (૭) એશિયા–એશિયાવાસી માટે જ

જાપાન–મંચુરિયા પ્રકરણનો અંત આણવાનો સાચો ઉપાય કેટલાકને મતે પૂર્વના દેશોમાં પૂર્વની જ સર્વોપરી સત્તા હોવી જોઇએ એવો છે. પૂર્વની સત્તાઓમાં જાપાન મોખરે રહે એ સ્વાભાવિક છે. જર્મનીની માફક જાપાન જગતને ફરી મહાયુદ્ધમાં ઘસડે એમ બને, પણ એને અંતે જાપાનની જર્મની જેવી દશા થાય એ માનવું બરાબર નથી. મંચુરિયા મોટા આત્મભોગે સ્વતંત્ર થયું છે. હવે જાપાન ચીનમાં પોતાની લાગવગ કાયમ કરવા માગે છે. લશ્કરી દોરદમામથી ચીનને તાબે કરવાથી જાપાનનું કાંઇ ખાસ વળશે નહિ. જો કે ત્સીંગટો જાપાનીઝ લશ્કરના રક્ષણ નીચે હતું ત્યારે જેમ વ્યાપાર વધ્યો હતો, તેમ વેપાર તો વધશે જ. એટલે બળથી કે કળથી ચીન જાપાન સાથે ભેળાઇ જાય એમ થવાની જ જરૂર છે.

એટલે હિંદ સાથે કડવાશ વધે એ કેટલાક જાપાનીઓને પસંદ નથી. સોવિયેટ રશિયા સાથે મેળ ખાતો ન હોવાથી જાપાનને લીગ ઑફ નેશન્સ સાથે રાગ આવતો નથી. અમેરિકા સાથે પણ જાપાનને સદ્‌ભાવ રહ્યો નથી. ચીન સાથેની અથડામણ ચાલુ જ છે એ પરિસ્થિતિમાં હિંદ સાથે કડવાશ વધારી એકલા પડી જવું જાપાનને પાલવશે ? કે પછી ચીન ને હિંદ સર કરી જાપાન જગતસમ્રાટ્ થવા ચાહે છે ?

પરંતુ જાપાનીઝ માલ સામે ઊંચી જકાતી દિવાલ ઊભી કરવા હિંદની પોતાની ઇચ્છા છે કે હિંદમાં રાજ કરતી સરકારની ? ઓટાવા પરિષદને પરિણામે જાપાન વિરુદ્ધ જકાતી દિવાલ ઊભી થવા પામી છે એ સમજનારથી સત્ય છૂપું નહિ રહેઃ હિંદી જકાતોથી હિંદને જાપાન વચ્ચે અથડામણ ઊભી નથી થવાની, પરંતુ બ્રિટન ને જાપાન વચ્ચે અથડામણ થશે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો બ્રિટિશ ઉદ્યોગો ને મૂડી ને જાપાનીઝ ઉદ્યોગો ને મૂડી વચ્ચે ઘર્ષણ થશેઃ કારણ કે બ્રિટિશ માલ જાપાનીઝ કરતાં મોંઘો પડે છે છતાં બ્રિટિશ માલ ખાતર હિંદી જનતા જાપાનીઝ માલનો બહિષ્કાર શું કામ કરે ?

વળી જાપાન હિંદી રૂનો બહિષ્કાર કરે એ મૂર્ખાઇની નીતિ જ લેખાશે; કારણ કે

* 'The New Republic'માંથી.

જાપાન નવ લાખ ગાંસડીઓ હિંદમાંથી ઉપાડે છે એટલો માલ તો હિંદમાં સ્પિનિંગ વધવાથી કયાંય ઉપડી જશે. તે ઉપરાંત લૅંકેશાયરની મિલો પણ હિંદી રૂનો ઉપાડ કરશે ને તેમ છતાં ય જો રૂના ભાવ ગગડશે તો ખેડૂતો નસીબનો વાંક કાઢી બેસી રહેશે ને હિંદ ને ઈંગ્લેન્ડના કાંતનારાઓને ફાયદો થશે. એટલે જાપાનીઝ કાંતનારાઓનું નામનિશાન પણ જગતના બજારમાંથી નાબુદ થઈ જશે.

તમામ દેશોએ સમાન કક્ષાએ રહેવું જોઇએ. એક રાષ્ટ્ર બીજાને જીતી લે નહિ કે બીજાની સ્વતંત્રતા હરી ન લે એવું જ એશિયા ચાહે છે. ચીનની રાષ્ટ્રીય હિલચાલ કે હિંદની સ્વરાજની હિલચાલ રાષ્ટ્રીય સમાનતાના સિદ્ધાંત પર જ ઘડાયેલી છે. એ સિદ્ધાંત ચોક્કસ રીતે સ્વીકારાશે નહિ ત્યાં સુધી જગતમાં શાંતિ સ્થપાવાની પણ નથી. આખો એશિયા ખંડ આ સિદ્ધાંતનો પડકાર જ્યારે ત્યારે ઝીલી લેશે જ. એકલું જાપાન જ એ હિલચાલનું આગેવાન બનશે. આ દષ્ટિએ જ જાપાન એશિયાનું મુક્તિદાતા બનશે. એશિયાની મુક્તિ એટલે બ્રિટિશ કે જાપાનીઝ સામ્રાજ્યવાદ નહિ. ચીન, હિંદ કે એશિયાનો કોઇ પણ ભાગ વિદેશી સમ્રાટ માગતો જ નથી. એશિયા કોઇના ય સામ્રાજ્યમાં રહેવા માગતું નથી. એ તો પોતાનો જ સ્વતંત્ર રાષ્ટ્રસંઘ બનાવવા ઇચ્છે છે. જાપાને બ્રિટિશ નીતિ પરથી દાખલો લેવો ઘટે છે. બ્રિટનની ભૂલો જાપાને કરવી જોઇતી નથી. એના મિત્રો બની શકે એવાની એણે કડવાશ વહોરવી જોઇતી નથી. એશિયામાં સ્વાતંત્ર્યમંત્ર ફૂંકવાની ઘડી આવી છે. એ તક સાધશે તો જાપાન એશિયાનું મુક્તિદાતા બનશે. એ તક ખોશે તો તે એકલું પડી જશે ને ભવિષ્યમાં એનું નામનિશાન ફીટી જતાં પણ વાર નહિ લાગે.*

રમણીકલાલ દલાલ

## (૮) પ્રાર્થના

સપ્ટેંબર ૧૯૨૩ ના " Theosophy in Australia " નામક માસિક પત્રમાં ઇજીપ્તના ઓસિરિસ ( Osiris) નામના દેવતાની પ્રાર્થના ઉદ્ધૃત કરવામાં આવી હતી. તે પછી તે જ પ્રાર્થના " આલોચના અને વિચાર " નામના મથાળા સાથે ' નાગરી પ્રચારિણી પત્રિકા ' માં પ્રકાશિત કરવામાં આવી. પ્રાર્થના નીચે પ્રમાણે હતીઃ

Unveil O Thou who art the support of the Universe, from whom all comes forth, to whom all returns, that face of the True Sun whose face is now hidden by a ball of golden light that we may know the Truth and do our whole duty on the way to Thy Sacred feet.

એ સ્તુતિ ઇશાવાસ્ય ઉપનિષદ્ અને યજુર્વેદ સંહિતાના નિમ્નલિખિત મંત્રનો સ્વતંત્ર અનુવાદ છેઃ—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।

तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

એથી હવે માલૂમ પડે છે કે એ પ્રાર્થના ૩૫૦૦ વર્ષ પૂર્વે ભારતવર્ષથી મિસ ગઇ હશે, અથવા મિસથી ભારતવર્ષમાં આવી હશે. બેમાંથી એક તો હશે જ.

રતિકાન્ત કલાધર ભટ્ટ

* Japan Weekly Chronicle.

અનુસંધાન પૃષ્ઠ ૩૧૨ નું ]

मृदङ्गभेरीपटहैः भाण्डडिंडिमगोमुखैः ।
पणवैर्दर्दुराद्यैश्च नानातोद्यैः प्रवादितैः ॥
दक्षयज्ञे विनिहते सन्ध्याकाले महेश्वरः ।
नानाङ्गहारैः प्रानृत्यल्लयतालवशानुगैः ॥

મૃદંગ આદિ વાદ્યોના સંવાદમાં દક્ષયજ્ઞનો વિઘાત થતાં સન્ધ્યાકાળે મહેશ્વર લયના તાલને ( અભિનવગુપ્ત પ્રમાણે ) વશ, તેને અનુસરતા અંગહારોથી નાચ્યા.

તમે પૂછશો કે આ અંગહાર વળી શું છે ? શંકરની આજ્ઞાથી તણ્ડુએ જે બત્રિશ પ્રકારના અંગવિક્ષેપો બતાવ્યા તેનું પારિભાષિક નામ. અર્થાત્ તાંડવ નૃત્તના પ્રકારો. ભરત કહે છે કે આ અંગહારોનો પ્રયોગ ' કરણાશ્રિત ' છે, અને કરણની વ્યાખ્યા આ પ્રમાણે છેઃ **हस्तपादसमायोगो नृत्तस्य करणं भवेत्।** હાથપગનો સમાયોગ એ નૃત્તનું કરણ. અભિનવગુપ્તના શબ્દોને શ્લોકમાં મૂકી સંગીતરત્નાકર આમ લક્ષણ આપે છેઃ

अङ्गानामुचिते देशे प्रापणं सविलासकम् ।
मातृकोत्करसंपाद्यमङ्गहारोऽभिधीयते ॥

વિલાસપૂર્વક ( **सौन्दर्यानुप्रवेशन सविलासत्वं नाम. अ. गु.** ) માતૃકા ( બે કરણોનો સમુચ્ચય ) ના સંયોજનોથી ઉચિત દેશે ( સ્થળે ) અંગોને લઇ જવાં તે અંગહાર. તાત્પર્ય કે અંગહાર એ એક અંગની ગતિથી સિદ્ધ નહિ થાય. તેમાં હાથ અને પગ અથવા પૂર્વકાય અને અપરકાય બન્નેની સમાયુક્ત ગતિ જોઇએ. વિલાસ એટલે સૌન્દર્યપૂર્વક તે ગતિ ન હોય તો તે ' લૌકિક અઙ્ક્રિયાઓ ' પણ અંગહાર થઇ જાય ! ઉચિત દેશે લઇ જવું એટલે તેના સરળ અને સહજ સ્થાનેથી બીજા યોગ્ય સ્થાન સુધી અંગને પહોંચાડવું. બીજો સરળ અર્થ એ પણ અપાયો છે ' હરે કરેલો અંગોનો પ્રયોગ તે અંગહાર. "

આ બધો દરિયો ડહોળતા અંગવિક્ષેપની કળાના આ બે પ્રકારો નૃત્ત અને નૃત્ય કેટલેક અંશે સમજાય છે. ધનંજયે આ બાબતને બે ત્રણ સૂત્રોમાં બહુ સ્પષ્ટ રીતે મૂકી છેઃ **अन्यद् भावाश्रयं नृत्यम्। नृत्तं ताललयाश्रयम्** અને **दशधैव [नाट्यं] रसाश्रयम्।** અને દશ પ્રકારનું નાટ્ય તે રસાશ્રય. આ રીતે શરીરનાં અંગોને સાધન તરીકે વાપરતી કલાનાં રૂપો આ ત્રણ પ્રકારોમાં વ્યવસ્થિત થાય છેઃ નૃત્ત, નૃત્ય અને નાટ્ય. કેવળ તાલ અને લય અથવા અભિનવગુપ્ત પ્રમાણે લયના તાલ ઉપર આધાર રાખતી અંગવિક્ષેપની કલા તે નૃત્ત. તણ્ડુદ્વારા ઉપદેશાયેલાં અંગહારો અને કરણો તે આ નૃત્તના પ્રાચીન પ્રકારો. આનાં ચિત્રો વડોદરાની નાટ્યશાસ્ત્રની આવૃત્તિમાં આપ્યાં છે (તે આવૃત્તિની મોટામાં મોટી

આ ઉપરથી નૃત્ત અને નૃત્ય અને નાટયનો ભેદ આપણી પ્રાચીન કલા સમજવા માટે સ્પષ્ટ રીતે જાણવાની જરૂર છે એટલું તો આપ કબૂલ કરશો. નૃત્ય અને અભિનયનો ભેદ એટલો સ્પષ્ટ નથી. શાર્ઙ્ગદેવ તો આંગિક અભિનય અને નૃત્યને એક જ માને છે:

आङ्गिकाभिनयैरेव भावानेव व्यनक्ति यत् ।
तन्नृत्यं मार्गशब्देन प्रसिद्धं नृत्यवेदिनाम् ॥

અને નૃત્તને સર્વાભિનયવર્જિત ગાત્રવિક્ષેપ માત્ર કહે છે. આ આંગિક અભિનયની ચર્ચા એ જ માર્ગી નૃત્યની ચર્ચા છે. પણ હું આપને શિર આદિ અંગો, ગ્રીવા આદિ પ્રત્યંગો, દૃષ્ટિ આદિ ઉપાંગોની માથાકૂટમાં ઉતારીશ એવો ભય ન રાખશો; સિવાય કે આપ આ કાગળનો ઉત્તર આપી મને આ વિષે વધારે લખવા પ્રેરો; જો કે આ બધું વર્ણન નૃત્યને અને શિલ્પ તથા ચિત્રને સમજવા જરૂરનું છે.

પણ આ અંગવિક્ષેપની કલાના બીજી રીતે થતાં બે પ્રકારો ઉપર થોડું લખું છું. નૃત્ત તથા નૃત્યનો ઉદ્ધત પ્રયોગ, અને સુકુમાર અથવા લલિત પ્રયોગ. પ્રથમ તાણ્ડવ નામે જાણીતો છે, જ્યારે બીજો લાસ્ય નામે જાણીતો છે. ભરતે જ કહ્યું છે કે ભગવાન શંકરે જ્યારે નૃત્યપ્રયોગ કર્યો ત્યારે પાર્વતીએ સુકુમાર નૃત્તપ્રયોગ કર્યો. આ ભેદ નૃત્ત અને નૃત્ય બન્નેને લાગુ પડે છે. શાર્ઙ્ગદેવે એક એવી પરંપરા આપી છે કે પાર્વતીએ લાસ્ય ઉષાને–બાણાસુરની પુત્રીને શીખવ્યું, અને તે કૃષ્ણના પુત્ર અનિરુદ્ધની પત્ની થઇ ત્યારે તેણે દ્વારકાની ગોપીઓને (?) શીખવ્યું, અને ત્યાંથી બીજા પ્રાન્તોમાં તે કોમળ નૃત્તની પરંપરા વિસ્તરી. આ ગમે તેમ હો પણ પ્રાચીન શિલ્પ જોતાં આ ઉદ્ધત કોમલનો ભેદ બહુ સરસ રીતે તરી આવે છે. દુર્ભાગ્યે આમાંથી પૌરુષ પ્રકાર સંસ્કારી ગણાતા નૃત્યમાંથી લગભગ અદૃશ્ય થઇ ગયો છે. ઉદયશંકરમાં આ તાણ્ડવ પ્રકાર કેવો દેખાય છે તે મને જણાવશો.

આ મારી લોકચર્યા વાંચવાની તમને ફુરસદ હશે કે નહિ તે હું જાણતો નથી. કદાપિ નહિ જ હોય. અને ઉદયશંકરની કલાનો આસ્વાદ લેવામાં કદાપિ તે વિઘ્નરૂપ પણ થાય ! પણ મેં આ આટલું લાંબું લખ્યું છે એટલે સજ્જન તરીકે મને ઉત્તરમાં તમે જે જોયું તે વિશે જરૂર કાંઇક લખશો એવો વિશ્વાસ છે. મારા એકલા માટે નહિ લખો તો 'પ્રસ્થાન' માટે લખશો તોપણ મારા માટે લખ્યું માની લઇશ. પણ આ લખતાં પ્રાચીન કલારસિકો નૃત્ત અને નૃત્યનો તાણ્ડવ અને લાસ્યરૂપે પૃથક્ અને મિશ્રરીતે કેવો રસાસ્વાદ લેતા હશે, અને પછી કેવી સૂક્ષ્મ પરીક્ષા કરતા હશે તેનું કલ્પનાચિત્ર ઊભું થાય છે. તમને પણ ઉદયશંકરનાં નૃત્યોમાં એવો આસ્વાદ મળશે; બધા કહે છે કે તે પ્રાચીન શિષ્ટ રીતિનો નર્તક છે, માટે આવી આશા રાખું છું; તમને આવો આસ્વાદ મળે છે કે નહિ તે લખશો. આવો આસ્વાદ ન મળે તોપણ આનંદ તો થશે–એવી શુભેચ્છા સાથે ઉત્તરની અપેક્ષા રાખતા

આપના નમ્ર સેવક
ગુસેચરની સલામ

તા. ક.

અત્યારસુધીની મારી લોકચર્યાઓ આપે પ્રસિદ્ધ કરી છે. તો આ પણ જો કરવાના હો તો તેનું નામ 'નૃત્તચર્યા' ન રાખો ? ગુ. ચ.

# ઉત્તર

પ્રિય ભાઈ શ્રી,

તમારો કાગળ મળ્યો, પણ એ તમારા બધા વિદ્વત્તાભર્યા પ્રશ્નોનો જવાબ આપવાને હું બંધાયો નથી, જોકે વિદ્વત્તાનો ઘણો મોટો ભાગ મને આપવાની તમે લાલચ બતાવી છે. તમે પત્ર લખ્યો ત્યારે જાણતા હતા કે તમારો પત્ર છપાવાનો છે, હું જે લખું છું તે પણ છપાવાનો છે, વાંચનારા પણ જાણતા જ હશે કે લખાયો ત્યારથી તમારો પત્ર છપાવા નિર્માયો હતો, છતાં તમે જ્યારે તમારા વક્તવ્યને પત્રરૂપ જ આપ્યું છે, અને હું પણ પત્રરૂપે જ જવાબ આપું છું ત્યારે, પત્ર લખનારના બધા હકો મને મળી જાય છે. જેના ઉપર પત્ર આવ્યો હોય તેણે જવાબ આપવો જ જોઇએ, એ અંગ્રેજી વિવેક હશે, પણ ગુજરાતી ભાઇઓમાં હજી એવો વિવેક નથી પેસી ગયો, એવો મોંઘો વિવેક પેસી જાય એવાં ચિહ્નો મને દેખાતાં નથી, અને હું પોતે એટલા પૈસા ટપાલમાં ખરચવા પસંદ કરતો નથી. તમે શરૂ કરેલ પત્રવ્યવહારમાં હું મોડો મોડો પણ જોડાઉં છું તેનું મુખ્ય કારણ એ છે કે તેમાં તમે કે મેં કોઇએ ટપાલનું ખરચ કર્યું નથી.

એટલે પ્રથમ તો તમારા પત્રની માત્ર પહોંચ લખીને કામ ત્યાં જ પતાવી દેવું, અને મૂંગે મોઢે તમે આરોપેલ બધી વિદ્વત્તા સ્વીકારી લેવી એવી જ ઇચ્છા થયેલી. તેમ કરવાનું કારણ એ ન હોઈ શકે કે અપૂર્ણ અભ્યાસને લીધે હું લખું નહિ, એ તો તમે જ જણાવેલું છે; નહિતર પણ હું વિવેચનમાં સાહસ કરવાના પક્ષનો છું. પણ ન લખવાનું કારણ એ છે કે નૃત્ય સંબંધી એકદમ આવેલા બધા વિચારોની પૂરી તુલના હું કરી શક્યો નથી, મારા બધા વિચારોનો હજી સમન્વય થયો નથી, એટલે હું લખી શકું એમ નથી. અને ન જ લખવું એમ પ્રથમ તો વિચાર કરેલો.

પણ હમણાં એક જગાએ સ્ત્રીનાચ ગણાતો એક નાચ જોયો, અને મારા મન પાછળ ઉદયશંકરના નૃત્યના સંસ્કારો હતા તેથી, એ જોઇ મને એટલી જુગુપ્સા થઈ કે આ કાગળ લખવા હું પ્રેરાયો. આપણા નાચનારા કે નાચનારી કોણ જાણે ક્યાંથી આવો ખરાબ નાચ શીખી લાવે છે! તેમાં પણ સ્ત્રીવેષમાં નાચનાર કમર ઘુમાવે છે, છાતી ઘુમાવે છે, કંઈ પણ અર્થ વિના આંખો ત્રાંસી કરે છે, અને ઘણા જ જોરથી માથું આખું ઊંચું નીચું કરે છે, ત્યારે તો મને એમ થાય છે કે આ નાચને ફોજદારી ગુનો ગણવો જોઇએ. કુશળ અને પ્રતિષ્ઠિત ધંધાદાર નાચનારીમાં એ અંગોની ગતિઓ મેં આટલી જુગુપ્સાકારક જોઇ નથી. એમાં અશ્લીલ સૂચન છે એટલું જ નહિ પણ એ આકાર, એ રેખાઓ ઘણી જ બેડોળ લાગે છે. આપણા લોકો આ તે પશ્ચિમમાંથી શીખી લાવ્યા છે કે આપણા જૂના નાચના કોઇ અંગને બગાડીને આમ કરે છે તે મને સમજાતું નથી. હું માનું છું દરેક પ્રેક્ષકને આ કદરૂપું લાગતું જ હશે, પણ શરમાશરમી કે ભરમાભરમી કોઇ બોલતું નથી. મને થયું કે ઉદયશંકરનું નૃત્ય આપણા માણસો જુએ તો તેમની આ વૃત્તિ જરૂર શુદ્ધ થાય અને પછી આવા નાચો તો તેઓ જોઇને ન જ નભાવી લે.

એટલે હું આ પત્રમાં મારા મન પર ઉદયશંકરના નૃત્યના જે સંસ્કારો પડયા તેને ભાષામાં મૂકીશ. તેમાં તમારા પ્રશ્નોનો જરા પણ જવાબ આપવા પ્રયત્ન નહિ જ કરું. પછી એની મેળે જવાબ આવતા હોય તો ભલે આવે. જ્યારે આપણે બન્ને કાગળોના રૂપમાં જ લખીએ છીએ ત્યારે તમે જરા એમ જ માની લેજો ને કે તમારો કાગળ આવ્યા પહેલાં જ મેં આ કાગળ લખી નાખેલો. આપણ બન્ને સંકેત વિના જ એકબીજાને એકસાથે પત્રે લખવા પ્રેરાઇએ એ તો વધારે સારું ને! અને વાંચનારા તો એટલા બધા ભલા છે કે તેમને વાંચવું હશે તો ગમે તેટલાં બનાવટી મંતવ્યો માની લેશે.

મારું પ્રથમ વક્તવ્ય એ કે ઉદયશંકરનું નૃત્ય હિંદનું જ વાતાવરણ પેદા કરે છે. અંગ્રેજી નાચો સાથે આની સરખામણી કરી શકાય એમ હું માનતો નથી. તેના પહેરવેષની છટા બધી હિંદની જ હતી, તેમ જ તેનો અંગમરોડ, અંગવિન્યાસ, કરમુદ્રા, પગનો તાલ, ઠમકો, એ સર્વ હિંદનાં જ હતાં. તેના નાચના વિષયો હિંદના જીવનના હતા અને તેના ભાવોના નિરૂપણની પદ્ધતિ પણ હિંદની જ લાગતી હતી. માત્ર મને Dance of the Hunter જ્યાં એક અસંસ્કૃત જાતિના વ્યાધનો નાચ આવતો હતો તેનો તાલ પરદેશી લાગેલો, તેનો અભિનય પણ કંઇક અંશે મને પરદેશી–વિલાયતી લાગેલો, જોકે બહુ જ વેગ અને બલને લીધે એ નાચે પ્રેક્ષકોનાં મન ઉપર ઘણી અસર કરી હતી, અને પ્રેક્ષકોની તાળીઓના ગડગડાટને લીધે તે એક જ નાચમાં 'વન્સમોર' આપવું પડયું હતું. બીજે દિવસે 'બુદ્ધયાત્રા'ના નાચમાં પણ લોકોએ વન્સમોર ઘણો શોરબકોર કરીને માગ્યું હતું. સામાન્ય રીતે લોકો તાળી પાડે ત્યારે આ નૃત્યમંડળીનો રિવાજ વિંગમાંથી પાછાં આવી બે હાથ જોડી પ્રણામ કરવાનો છે. એ મને બહુ ગમે છે. ઉદયશંકર અને મે. શિંકી બન્ને સરસ રીતે ઝૂકી ઝૂકીને કરતી અંજલિ કરી પ્રણામ કરતાં હતાં. કેટલીક વાર તો 'આ હર્ષ અને આદરમાં તમારો પણ ભાગ છે' એમ સૂચવવા ઉદયશંકર નાચના તેના સહકારી વાદ્ય વગાડનારાને પણ પ્રણામ કરતા. કોઇ વાર નાચ કરનારા અને બજાવનારા બધા ઊભા થઇ પ્રણામ કરતા. એ દૃશ્ય મને સુંદર લાગતું; પણ બુદ્ધયાત્રાના નાચ પછી જ્યારે આ બધું કર્યા છતાં પણ શોરબકોર ઓછો ન થયો ત્યારે ઉદયશંકરે આગળ આવી કહ્યું: "હું તમને ખુશ કરવા ગમે તેટલી વાર નાચ કરી બતાવવા તૈયાર છું. પણ હજી અમારે બીજી વાર નાચ કરવાનો છે. (દરરોજ ૬ થી ૮ અને ૧૦ થી ૧૨ એમ બે વાર એક જ કાર્યક્રમ ભજવાતો), અને ગરમી અસહ્ય છે." મુંબાઇનો પ્રેક્ષકવર્ગ એટલો ડાહ્યો કે તરત શાન્ત થઇ ગયો. પણ આ વન્સમોરની પ્રથા હજી આપણે કયાં સુધી ચલાવ્યા કરીશું? એ પ્રથા તેના શબ્દો જોતાં તો આપણે અંગ્રેજીમાંથી શીખ્યા હોઇએ એમ લાગે છે; પણ અંગ્રેજ સમાજમાં તો હવે કદી 'વન્સમોર' થતું નથી, અને આપણે હજી એ જંગલી રિવાજ જાળવી રહ્યા છીએ. અનુકરણ કરનાર સમાજ હમેશાં ખરાબ વસ્તુનું અનુકરણ કરે છે, અને તેને સુધારી કે તેનાથી પર જઈ શકતો નથી.

આ બે નાચોમાં વન્સમોર થયા તેનો અર્થ એવો નથી કે એ નાચો બીજા કરતાં વધારે સારા હતા. પણ જેમ નાટકમાં જે ગાયન પ્રેક્ષકવર્ગ સહેલાઇથી સમજી શકે છે, તે સૌથી વધારે લોકપ્રિય બને છે; તેમ આ નાચના હાવભાવ (ગુજરાતી અર્થમાં) લોકોથી

સહેલાઇથી સમજી શકાતા હતા તેથી તે એકદમ લોકપ્રિય બન્યો. તેની ગતિ વેગ પ્રબલ હતાં એટલે પ્રેક્ષકો પણ એકદમ નર્મદના શબ્દોમાં કહું તો 'જોસ્સા'માં આવ્યા અને 'વન્સમોર' માગ્યું.

મને એક વિચાર આવે છે. આવું વીરરસનું નૃત્ય જોવાથી પ્રજામાં ઉત્સાહ ન હોય તો ઉત્સાહ પ્રેરાય ખરો? બધી કલાને માટે આ પ્રશ્ન છે. મને દહાડે દિવસે વહેમ આવતો જાય છે કે માત્ર કલાથી બહુ ફેર ન પડે. જમીન ઉપર કૂદકો મારીએ ત્યારે હોઇએ તે કરતાં ક્ષણેક વધારે ઊંચા થઇએ એટલો જ ફેર પડે! જીવનમાં જે ખરું અનુભવેલું હોય તે કલાથી ફરી શુદ્ધતર રૂપમાં અનુભવી શકાય, પણ ખરા એટલે વ્યાવહારિક અનુભવથી કેવલ નવો જ અનુભવ કે બહુ ઉન્નત અનુભવ ભાગ્યે જ અનુભવી શકાય. તેને માટે તો જીવનમાં જ અનુભવનાં દ્વારો ખુલ્લાં રાખવાં જોઇએ. બીજી કલાનું તો ગમે તેમ હોય, પણ નાટકની ઉત્પત્તિ તો એવી જ કહી છે, કે દેવોએ દાનવો ઉપર વિજય મેળવ્યો હતો તે વિજયનો તેમને ફરી અનુભવ કરવો હતો માટે દેવોએ દાનવો ઉપરના વિજયનું નાટક ભજવ્યું. એટલે કલા કદી પણ ખરા અનુભવની કે ખરા જીવનની ગરજ સારે નહિ. વિચારી જોશો, હું ઘણા વખતથી આ વિચારું છું.

બધા નાચોમાં સૌથી સુંદર નાચ તો ઉદયશંકરનો જ હતો. તેનું શરીર પણ ખરે જ સુંદર છે, ઘાટીલું છે, પાતળું છે, કસાયેલું છે, વેગવાળી મોટી ગતિને માટે તેટલું જ નાનાં સુકુમાર હલનચલન માટે યોગ્ય છે. સુંદર સ્ત્રીનો આકાર જેટલો સંમુખ તેટલો જ પીઠ તરફથી પણ સુંદર દેખાય છે. ઉદયશંકર પણ સંમુખ અને પીઠ બન્ને તરફથી સુંદર દેખાય છે. ઈંદ્ર તરીકે નાચ કરતાં કે બીજા અંગવિક્ષેપના પ્રયોગો કરી બતાવતાં આપણે પુરુષના શરીરની રેખાનું સૌંદર્ય તેનામાં પૂરેપૂરું જોઈ શકીએ. કંઈ એકલી સ્ત્રી જ સુંદર નથી. પુરુષ પણ સુંદર છે.

ઉદયશંકરના બે નાચો મનમાં ઊંડી અસર કરે છે. એક રાધાકૃષ્ણનો, જેમાં મે. શિંકી રાધા થાય છે અને બીજો શંકરના તાંડવનો જેમાં મે. શિંકી પાર્વતી થાય છે. શ્રી. કનકલતા ગૌરીની સખી થાય છે (એક મિત્ર તેને પૃથ્વીનું સ્વરૂપ માને છે) અને દેવેન્દ્ર ગજાસુર થાય છે. એ નાચમાં બજવૈયાઓ પણ દેવોનો સ્વાંગ પહેરી બેસે છે અને ગજાસુરનો વધ થયા પછી એક શ્લોક બોલે છે.

રાધાકૃષ્ણના નાચમાં એક વાત બહુ જ સ્પષ્ટ તરી આવતી તે એ કે તેમાં શૃંગારનું નહિ પણ શુદ્ધ પ્રેમ, સૌન્દર્ય અને અદ્વૈતનું વાતાવરણ પેદા થતું હતું. એ આખો નાચ શુદ્ધ આનંદ ઉત્પન્ન કરતો હતો. રાધાકૃષ્ણના નાચ સાથે આપણને વલ્લભી સંપ્રદાય અને તેની પ્રેમલક્ષણા ભક્તિને નામે ચાલતો કેટલોક સ્થૂલ અને અરોચક શૃંગાર યાદ આવે છે, પણ આ રાધાકૃષ્ણના નાચમાં એક પણ દેહલાલસાનો સૂચક અભિનય નહોતો. રાધાકૃષ્ણ સ્વતંત્ર ગોળ ફરીને પાછાં ભેગાં થતાં હતાં ત્યારે લાગતું હતું કે જાણે દરેક પોતાના જીવનમાં પોતાના જ ભાવથી ફરે છે, છતાં બન્નેનાં જીવન એક જ કક્ષામાં છે. જાણે બન્નેનાં જીવનવર્તુલો ભેગાં થયેલાં છે. મને લાગ્યું કે આ નાચ પતિપત્ની નાચે તો તેમનો શૃંગારભાવ શુદ્ધતર અને વધારે આનંદપ્રદ બને.

તાંડવના નાચમાં પ્રથમ મહાદેવ એક (ઢાંકેલા) સ્ટૂલ જેવા કશા પર ધ્યાનસ્થ બેઠા હોય છે. ત્યાં ગૌરી એક સખી સાથે તેમની પૂજા કરવા આવે છે. પૂજા વખતના ગૌરીના

નાચમાં મહાદેવ માટેનું ઔત્સુક્ય પ્રેમ અને આદર ત્રણેય દેખાય છે. એટલામાં ગજાસુર આવે છે. તેનો દેખાવ ભય કરતાં હાસ્ય વધારે ઉત્પન્ન કરે છે. તે ગૌરી તરફ લોભાય છે. તેના નાચમાં હલકા પ્રકારની લાલસા સ્પષ્ટ દેખાય છે, અને તે વખતે ગૌરીના અભિનયોથી, એક તરફ મહાદેવના બલ ઉપરનો વિશ્વાસ, અને એ વિશ્વાસના જોરે તે ગજાસુરની તર્જના કરે છે તે, તેનો ગજાસુર તરફનો તિરસ્કાર, અને તે સાથે ગજાસુરનો ભય, એ ગૌરીના મનના ભાવો પ્રતીત થાય છે. ગૌરીની ઋજુ યાચનાથી મહાદેવ ધીમે ધીમે સમાધિમાંથી જાગૃત થાય છે. અને ત્યારથી, ગજાસુરનું જંગલી નૃત્ય ચાલુ હોય છે છતાં આખા દૃશ્યમાં પ્રેક્ષકનું ધ્યાન શંકર ઉપર કેન્દ્રિત થાય છે. શંકર જાગતા જાય છે તે જાણે કે સૃષ્ટિનાં પંચમહાભૂતોમાં ક્ષોભ ઉત્પન્ન થતો હોય એવું લાગે છે. શંકરના એક સંકલ્પ માત્રથી, એક આંખના પલકારામાત્રથી સૃષ્ટિનાં તત્ત્વોનું સઘળું બળ જાણે કે ગજાસુર તરફ એકાગ્ર થઈ તેનો નાશ કરવા તેના સામે ધસે છે. આ વખતે વાદ્યો પણ ઘણી અનુકૂળ અસર કરે છે. ઉદયશંકરનાં કેટલાંક વાદ્યો ઘણાં વિચિત્ર છે. એ સર્વમાં જૂનાં કેટલાં ને તેણે નવાં કેટલાં ઉમેર્યાં તે હું કહી શકતો નથી; પણ તેમાંનાં કેટલાંક વાદ્યો તો મેં ત્યાં જ પ્રથમ જોયાં છે. તેમાં કેટલીક નવીન આકારની ઝાલરો છે, અને તેનાથી જાણે સૃષ્ટિના ગર્ભમાં કંઈક અવાજ થવા માંડયા હોય એવી અસર થાય છે. સૃષ્ટિનાં બળો જાણે દૂરથી ઉત્પન્ન થઇ વધારે વધારે વેગવાળાં થતાં ગજાસુર સાથે અફળાય છે, એવી રીતે ઝીણો ઊંડો અવાજ દૂરથી આવતો આવતો મોટો થઈ છમકારા સાથે જાણે પૂરો થતો હતો. મહાદેવ જાણે ધીમે ધીમે વસ્તુસ્થિતિ સમજતા જાય છે અને છેવટે ગજાસુરનું આક્રમણ જાણતાં તેમનો ક્રોધ પ્રજ્વલિત થતો જાય છે તે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. એ પછી એમના ક્રોધનો નાચ ચાલે છે. જ્યારે ક્રોધ ખરેખરો પ્રજ્વલિત થાય છે ત્યારે ગૌરી અને તેની સખી બન્ને એક બાજુ બેસી જાય છે. તે વખતનું બન્નેનું આસન પણ બહુ જ સૂચક હતું. ગૌરીની સખી જાણે કેવળ ધૈર્ય અને ભયમાં ચિંતાતુર બેઠેલી જણાય છે, ત્યારે ગૌરીમાં ઔત્સુક્ય, અને વિજયની શ્રદ્ધા બન્ને દેખાય છે. પછી યુદ્ધ ચાલે છે. છેવટે ગજાસુર હણાઇને પડે છે. પછી મહાદેવનું કેવળ હર્ષનું નૃત્ય ચાલે છે, તેમાં ગૌરી પણ ભાગ લે છે. છેવટે મહાદેવ, પોતે પ્રગટ કરેલાં સર્વ બળોને જાણે સંકેલીને ફરી ધ્યાનસ્થ થાય છે, બહાર જતી ઇન્દ્રિયોને અંતર્મુખ કરે છે, અને છેવટે સમાધિસ્થ થાય છે. આખા પ્રેક્ષકવર્ગ ઉપર આ દૃશ્યની ઊંડી અસર થાય છે, અને નૃત્યક્રમમાં આ વિગત છેલ્લી હોવાથી એની જ અસર નીચે પ્રેક્ષકવર્ગ રંગભૂમિ છોડે છે. એની ગંભીર અસર, સારા સંગીતની અસરની પેઠે, ઘણી વાર સુધી ખસતી નથી.

બીજા નાચો વિશે જુદું જુદું લખતો નથી. એક બાબત મને જણાઇ તે લખું છું. કાવ્યશાસ્ત્રમાં સંચારી ભાવો બતાવેલા છે, અને તેમાં જણાવેલું છે કે એકનો એક સંચારી ભાવ અનેક રસોમાં આવી શકે. જેમકે ચિંતા શૃંગારમાં પણ થાય અને કરુણમાં પણ થાય. તેમ જ આ નાચમાં એક જ અભિનય જેમકે આંગળીઓનું કંપન, તે અનેક રસોના આવિર્ભાવમાં આવી શકે છે. મહાદેવના ક્રોધમાં આંગળીઓ કંપે, ગૌરીની સખીના ભયમાં કંપે, કામદેવની ઇર્ષ્યામાં પણ એ જ રીતે આંગળીઓ કંપે છે. એ આંગળીઓનું કંપન ઘણું જ દ્યોતક હતું, અને તેમાં કૌશલ પણ સારું જોઇએ.

મને આ વિશે એક બીજો વિચાર આવે છે. તાંડવ એ નાટ્યની પરિભાષામાં નૃત્ત છે કે નૃત્ય છે? હવે તો એનો ભેદ નાટ્યસાહિત્યના અભ્યાસીઓમાં પ્રસિદ્ધ છે કે નૃત્ત એટલે માત્ર સૌંદર્યયુક્ત અંગો અને દેહની ગતિ, અને નૃત્ય એટલે માનવભાવ પ્રગટ કરતી ગતિ કે મૂક અભિનયો. ઉદયશંકરનો તાંડવ નાચ તે નૃત્ય હતું. પણ રસના ગ્રંથોમાં તો તેને અને લાસ્યને બન્નેને નૃત્ત કહ્યું છે, નહિ?

એક બીજી વાતઃ આપણે નટરાજની જે પ્રસિદ્ધ મૂર્તિ જોઇએ છીએ તેમાં જે નટરાજનો અંગવિન્યાસ છે તે ઉદયશંકરના નૃત્યમાં ગજાસુર ના વધ પછી આવતો હતો. હવે નટરાજની મૂર્તિનો એ આકાર સ્થિતિનો છે, કે નૃત્યની ગતિમાંથી અમુક ક્ષણનો પકડી લીધેલો છે? હું માનું છું એ અંગવિન્યાસ ઘણી જ વેગવાળી ગતિનો છે. હું માનું છું એવી ગતિ વિના એવી સ્થિતિ શક્ય પણ નથી,—જેમ ભમરડો ગતિમાં હોય ત્યારે જ ઊભો રહી શકે તેમ. અને એ ગતિ એક પગે ગોળ ફરવાની હું કલ્પું છું. તેનું બીજું કારણ એ છે કે એ મૂર્તિમાં મહાદેવની જટા મુખની બન્ને બાજુ ખભાની દિશામાં ફેલાયેલી બતાવી છે, જે ઊડતી નિરૂપી છે એમ હું માનું છું. અર્થાત્ મહાદેવની ગતિ એટલી વેગવાળી છે કે વાળ સીધા થઈ ઊડે છે. હવે ઉદયશંકરની ગતિ આવી વેગવાળી નહોતી, તેમ જ તેના આખા તાંડવમાં એ અંગવિન્યાસ કર્યો તે પ્રસંગ સિવાય એક પગ ઉપર ગોળ ફરવાનું આવતું જ નથી.

વળી એક બીજું પણ વિચારવા જેવું છે. નટરાજની મૂર્તિમાં મૂર્તિને ફરતી એક લંબગોળ, તેજોમંડળના આકારની પતરાની પટ્ટી હોય છે. તે પટ્ટીમાં અંતરે અંતરે મુદ્રાવાળા કાંડા સુધીના હાથો કાઢેલા હોય છે. આનો અર્થ હું એવો નથી માનતો કે નટરાજને સહસ્ર એટલે અનંત હાથો છે, પણ એવો માનું છું કે નટરાજ એટલા વેગથી ગોળ હાથ ફેરવે છે કે તેના હાથમાત્રથી એક ઘન વર્તુલ બની રહેલું દેખાય છે. આ મારી કલ્પના જો સાચી હોય તો મારે એ પણ કહેવું જોઇએ કે ઉદયશંકરના નૃત્યમાં હાથની એવી ગોળ ગતિ પણ આવતી નહોતી.

આપણા સામાન્ય નાચો અને ઉદયશંકરના નાચોમાં મને એક તફાવત જણાયો. હું ઉપર કહી ગયો કે નટરાજના નૃત્યમાં એક પગે ઊભા રહી ગોળ ચક્કર ફરવાની ગતિ આવતી નહોતી. પણ તે સિવાય પણ ગોળ ફુદડી ફરવાની ગતિ નહોતી. આપણાં દેશી નૃત્યોમાં હમેશાં બે પગે ગોળ ફરવાની ગતિ આવે જ છે તે આમાં ક્યાંઈ આવતી નહોતી. નહિ જેવી જ આવતી હતી! એ ચક્કર ફરવાની ગતિ ઘણી જ સાદી હોવાથી છોડી દીધી હોય, નૃત્યના બીજા ભાગો સાથે તે સંવાદી ન થતી હોય, જોકે ભાવપ્રકટીકરણ સિવાયના નાચમાં એવી ગતિ વિસંવાદી થાય એમ મને લાગતું નથી. બીજું એ કે આપણા નાચમાં બન્ને પગો ચાલવાની ગતિમાં પાસે પાસે જ—અડોઅડ જ રહે છે. આપણા નાચનાં પગલાં ઘણાં જ ટૂંકાં હોય છે; અને તે બધા પ્રકારના નાચોનું લક્ષણ જણાય છે; કારણકે રામલીલા કૃષ્ણલીલા ભવાઈ અને નાચ બધામાં મેં એવું જ ટૂંકું પગલું દીઠું છે. ઉદયશંકરના નૃત્યની ગતિમાં મુખ્યત્વે લાંબાં પગલાં આવતાં. સ્ત્રીઓના નાચોમાં પણ પગલાં લાંબાં આવતાં. આ હું માત્ર એક તફાવત જ નોંધું છું. તેનાથી નાચનું હિંદુ સ્વરૂપ મટી જાય એમ હું માનતો નથી. અને આનો ખુલાસો પણ રંગભૂમિમાં જે ચોપાનિયાં અમને વાંચવા મળેલાં તેમાંથી મળતો જણાય છે. એક

જગાએ ઉદયશંકર કહે છે કે મલબાર સિવાય હિંદના સઘળા ભાગોના નૃત્યમાં પગનું કામ જોઇએ તે કરતાં વધારે હોય છે.

આ નૃત્યો જોઇ રહ્યા પછી આપણા એક વિદ્વાન જેમને અનેક વિદ્યાના શોખોમાં નૃત્યના અભ્યાસનો પણ શોખ છે, તેમને મળવાનું થયું. તેમની સાથે ગાયકવાડ સિરીઝનું ભરતનું સટીક નાટ્યશાસ્ત્ર અને South Indian Images of God and Goddesses એ પુસ્તકો જોયાં. મારા જેવા બિનકેળવાયેલી આંખોવાળા માટે કહેવું એ સાહસ છે છતાં એટલું તો કહું છું કે તે પુસ્તકમાં આવેલા બધા અંગવિન્યાસો અને બધી મુદ્રાઓ શંકરનાં નૃત્યોમાં નહિ હોય,—નહોતી. પણ આ સાથે જ પ્રશ્ન ઊઠે છે કે નૃત્યની મૂર્તિઓમાં, અને તેમાં પણ ખાસ કરીને દેવોનાં નૃત્યોની મૂર્તિઓમાં, તથ્ય કેટલું, અતિશયોક્તિ કેટલી અને કેવળ કલ્પના કેટલી સમજવી ? વળી મહાદેવને બેને બદલે ચાર હાથ છે તેથી મહાદેવના નૃત્યમાંથી અતિશયોક્તિ અને કલ્પનાને બાદ કરીને તથ્યને શોધી કાઢવું ઊલટું વધારે મુશ્કેલ છે. મેં ઉપર નટરાજના અંગવિન્યાસની અને ઉદયશંકરના એ જ અંગવિન્યાસની સરખામણી કરી તેને પણ આ વિચારો લાગુ પડે છે. તે સાથે એ પણ યાદ રાખવા જેવું છે કે ઉદયશંકર પોતે હિંદુ નૃત્યની બધી મુદ્રાઓ કરી બતાવવાનો દાવો કરતો નથી. તેણે પોતે ચિત્રો મૂર્તિઓ વગેરે સર્વમાંથી ઘણું લીધેલું છે પણ તેમાં ઘટતા ફેરફારો પણ કર્યા છે. તેમ જ હિંદના જુદા જુદા ભાગના નાચોમાંથી પણ ઘણું મેળવ્યું છે.

આમાં મેં મને આવ્યા તેટલા બધા વિચારો લખ્યા છે. પણ મારા મન ઉપરના સંસ્કારોનું એકંદર જો કહું તો એ છે કે ઉદયશંકરનું નૃત્ય હિંદુ નૃત્ય છે, તે સુંદર છે, મન ઉપર ઊંડી અસર કરે છે, હિંદુ નૃત્ય તરીકે દરેકે જોવા જેવું છે, અને જોકે હજી હિંદુ નૃત્યના પુનરુજ્જીવનનું આપણે પહેલું પ્રકરણ જ ઉઘાડીએ છીએ, પણ જેને આ વિષયમાં પ્રયોગાત્મક અભ્યાસ કરવો હોય તેણે ઉદયશંકરની સિદ્ધિઓ મેળવી લેવી જોઈએ. હું તો હમેશાં માનતો આવ્યો છું કે, જો કે અંગ્રેજોની નાચની સામાજિક રૂઢિઓ આપણે વિચાર્યા વિના અનુકરણ કરવા જેવી નથી, પણ આપણા દેશમાં નાચ તો હોવો જ જોઈએ. બહેનોએ ગરબાને વધારે ઉત્સાહથી સ્વીકાર્યા છે; પણ હજી આપણી પાસે પુરુષોનાં નૃત્યો નથી, તે આવવાં જોઇએ. શરીરકેળવણી માટે પણ તે ઘણું જ જરૂરી છે.

રામનારાયણ વિ. પાઠકના
જયજય

# સત્યના સંત !

સત્યના સંત ! તુજ જન્મ-ચોસઠ-દિને
વિવિધ કંઇ અમ ઉરે ભાવ જાગે;
ભાવ જૂદા હતા મણિમહોત્સવ દિને
ચાર વર્ષો પરે હૃદય આગે;
તે હતો દિવસ અમ પૂર્ણ આનંદનો;
પણ હતાં અજ્ઞ હૃદયો અમારાં,
ને અમે અમ ઉરે ગર્વથી માનતા
કે "ઝીલીશું અમે બોલ તારા.

ચાર વર્ષો વહ્યાં; ને બધા ન્યાયમાં
સમયનો ન્યાય તે સત્ય સૌથી;
બોલ તારા પુરા ઝીલી અમ ના શક્યા;
ના ટળી દુર્દશા પૂર્ણ તેથી.

કિંતુ અમ ભાવિના લેખના આજ આ
આખરી અક્ષરો નથી લખાયા;
કોઇ જન્મ્યો નથી ઇશ્વરી રાજ્યમાં
કાયમી દુઃખમાં દુઃખો થાવા;
દીર્ઘ ને ઘોર રજની તણો પણ સદા
અંત આવે અને સૂર્ય પ્રગટે,
તેમ અમ દુર્દશા પણ જશે એક દિન,
ગર્જશે હર્ષથી સ્થાન સર્વે.

સત્યના સંત ! તુજ જન્મ-ચોસઠ-દિને
કોટિ વન્દન તને છે અમારાં !
વિશ્વ ઉદ્ધાર હિત વર્ષ શત જીવજે !
વિજયી હો જીવનસંદેશ તારા !

ગાંધી જયંતી
વિ. સં. ૧૯૮૯

હરિહર ભટ્ટ

# હિંદના બજારની વહેંચણી

[ લેંકેશાયર તથા જાપાનીસ ડેલીગેશનો ]

[ અત્યારે લેંકેશાયર, જાપાન અને હિંદુસ્તાનના મિલમાલેકો તેમજ હિંદુસ્તાનની સરકાર વચ્ચે કાપડ અને સૂતરના વેપારને અંગે કેટલીક મંત્રણા ચાલી રહી છે. હજી સુધી એ મંત્રણા વિષે પૂરતી માહિતી આપવામાં આવી નથી. પરંતુ એ વાતચીતનું પરિણામ હિંદુસ્તાનના ભવિષ્યના વેપારને અત્યંત અગત્યનું હોવાથી અત્રે નીચેની હકીકત રજૂ કરીએ છીએ. —તંત્રી ]

આ મંત્રણાની શરૂઆત શ્રી. મોદીએ કરી છે. થોડા વખત ઉપર તે વિલાયત ગયા હતા અને ત્યાં લેંકેશાયરમાં ભાષણો કર્યાં હતાં. તેમણે એમ જણાવ્યું હતું કે હિંદુસ્તાન અને લેંકેશાયરના મિલમાલેકો વચ્ચે પરસ્પર શુભેચ્છા અત્યંત અગત્યની છે, અને તેથી તેઓએ એ શુભેચ્છા ઊભી કરવા પ્રયત્ન કરવો જોઇએ. આ ભાષણો ઉપરાંત શ્રી. મોદી અને લેંકેશાયરના મિલમાલેકો વચ્ચે બીજી ખાનગી વાતો શી થઈ તે બાબત આપણને પૂરતી ખબર નથી. પરંતુ આ વાતચીત અને ભાષણોથી આ મંત્રણાનાં બીજ રોપાયાં.

આ ઉપરાંત, જાપાનની હરીફાઇ હિંદુસ્તાન અને લેંકેશાયર બંનેને ભારે પડતી હતી. તેથી આ બંનેને એમ લાગ્યું કે કાંઇક સમજૂતી ઉપર આવી શકાય તો સારું, કે જેથી જાપાનની સામે સારી રીતે ઊભા રહી શકાય.

આ બધું છતાં લેંકેશાયરે કદાચ આ મંત્રણામાં ભાગ ન લીધો હોત. પરંતુ આજથી વીસ વર્ષ ઉપરની લેંકેશાયરની સ્થિતિ અને આજની સ્થિતિ વચ્ચે ઘણો ફેર પડી ગયો છે. વીસ વર્ષ પહેલાં લેંકેશાયર કાપડના ઉદ્યોગમાં પ્રથમ સ્થાન ભોગવતું હતું. અને બીજા દેશોને લેંકેશાયર પાસે શીખવાનું હતું. પરંતુ આજે કાંઇ પણ અતિશયોક્તિ સિવાય એમ કહી શકાય કે મશીનરી વગેરે બાબતમાં બીજા દેશોએ બહુ પ્રગતિ કરી છે અને લેંકેશાયર પાછળ પડી ગયું છે. આનું એક કારણ ૧૯૧૪–૧૯૧૮નું મહાન યુદ્ધ છે. પણ તે સિવાય બીજું કારણ લેંકેશાયરના લોકોનું માનસિક બંધારણ છે. ઓગણીસમી સદીમાં ઈંગ્લાંડે બધી જ દિશાઓમાં એટલી જાહોજલાલી ભોગવી હતી કે ત્યાંના લોકોના મનમાં એમ ઠસી ગયું કે એ લોકોએ માત્ર માલ તૈયાર જ કરવાનો છે; પણ લેનારાઓ તો ઘણાએ મળી આવશે. આવા વિચારને લીધે ઈંગ્લાંડે હજી સુધી પોતાનો માલ ખરીદનારાઓ તરફ સહાનુભૂતિ દર્શાવી નથી અથવા તેમની આર્થિક પરિસ્થિતિ, માગ વગેરેનો ઊંડો અભ્યાસ કર્યો નથી. જ્યાં લગી બીજા દેશોમાં કારખાનાંઓ ઊભાં નહોતાં થયાં ત્યાં લગી તો આ ચાલી શક્યું; પરંતુ હવે લેંકેશાયર વધારે ને વધારે પાછળ પડતું જાય છે, અને કાં તો એમનાં અગાઉનાં બજારોમાં નવા ઉદ્યોગો ઊગતા જાય છે અથવા જાપાનના જેવો ચંચળ અને સ્થિતિને અનુકૂળ થઇ પડે એવો દેશ એમનો વેપાર પડાવી લે છે. આને લીધે લેંકેશાયરમાં ઘણાં કારખાનાં બંધ કરવાં પડયાં છે અને બેકારીનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે, અને ગયી સદીનો લેંકેશાયરનો ગર્વ નષ્ટ થયો છે. એક દિવસ એવો હતો કે લેંકેશાયરના મિલમાલેકો વિલાયતમાં બેઠા બેઠા હિંદુસ્તાનના કાપડના વેપારમાં પોતે ચાહે

તે કરાવી શકતા હતા. આજે એ જ લોકો હિંદુસ્તાનના મિલમાલેકો પાસે પોતાનો વેપાર ટકી રહે એટલા માટે પ્રાર્થના કરતા આવ્યા છે. ભલે આ મંત્રણાથી બીજું કાંઇ ફળ ન આવે તો પણ લેંકેશાયરના મિલમાલેકોનું અહીં આવવું એ જ આપણે માટે પૂરતું ગર્વભરેલું છે.

બીજી તરફથી, જાપાન પણ અત્યારે કફોડી સ્થિતિમાં છે. જાપાનના કાપડના ઉદ્યોગનો ખરો વિકાસ આ છેલ્લા દસ વર્ષમાં થયો છે. ગમે તે કારણસર જાપાન બીજા દેશો કરતાં માલ અતિશય સસ્તો વેચી શકે છે અને તેથી એનો માલ બધા દેશોમાં વધુ અને વધુ ઘુસતો જાય છે. આ અટકાવીને પોતાના દેશના ઉદ્યોગોને બચાવવા ખાતર બધા દેશોએ જાપાનના માલ ઉપર ભારે જકાત નાખવા માંડી છે. હિંદુસ્તાનની સરકારે પણ તેમજ કર્યું છે અને છેલ્લા ૭ મહીનાથી લગભગ ૭૫ ટકા જેટલી જકાત જાપાનની કાપડની આયાત ઉપર નાંખી છે. આ ઉપરાંત જાપાન અને ઈંગ્લાંડ વચ્ચે ૧૯૦૪ ની સાલથી વેપારને અંગે કરારો થયા હતા. આ કરાર પ્રમાણે બીજા દેશોની સરખામણીમાં બ્રિટીશ સામ્રાજ્યમાં આવતા જાપાનના માલને જકાતમાં રાહત આપવાનું નક્કી થયું હતું. આ કરારમાંથી મુક્ત થવા ઈંગ્લાંડે જાપાનની સરકારને નોટીસ આપી છે અને તે ઑક્ટોબર મહીનાની દશમી તારીખે પૂરી થશે. ત્યાર પછી જાપાનના માલ ઉપર જકાત ગમે તેટલી વધારવાને માટે બ્રિટીશ સામ્રાજ્યના બધા દેશોને છૂટ રહેશે, અને એમ લાગે છે કે તેઓ તેનો ઉપયોગ પણ કરશે. જો તેમ થાય તો જાપાનને ઘણું મુશ્કેલ પડશે કારણ કે ચીન સિવાય જાપાનનો મોટા ભાગનો વેપાર બ્રિટીશ સામ્રાજ્યના દેશો જોડે જ છે. આથી જાપાનની સરકાર સતત પ્રયત્ન કરી રહી છે કે કોઈ પણ બીજો કરાર થાય તો સારું.

એટલું જણાવવું જોઇએ કે જો આ મંત્રણાથી કાંઇક કરારો થશે તો જાપાન અને હિંદુસ્તાન વચ્ચેના કરારો સરકાર તરફથી થશે. જ્યારે લેંકેશાયર અને હિંદુસ્તાન વચ્ચેના કરારો ખાનગી કરારો થશે.

હવે આપણે એ જોઈએ કે આવા કોઇ પણ કરારની જરૂરીઆત છે કે કેમ ?

પ્રથમ જાપાનના દૃષ્ટિબિંદુથી જોઇએ. જાપાનનો કરાર કરવાનો આશય શું છે તે તેમની સરકારની યાદીમાંથી તેમજ તેમના વેપારીઓના ભાષણ ઉપરથી આપણને માલમ પડે છે. જાપાનની કાપડની નિકાસના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | ૧૯૩૦ | ૧૯૩૧ | ૧૯૩૨ |
|---|---|---|---|
| | (માત્ર અગિયાર મહિના—એક હજાર વારમાં) | | |
| બ્રિટિશ ઈંડિયા | ૩૭૪૩૧૫ | ૩૬૦૪૧૨ | ૫૯૨૦૫૧ |
| સ્ટ્રેટ સેટલમેન્ટ | ૪૦૭૭૬ | ૩૯૬૯૨ | ૭૪૭૬૦ |
| ડચ ઇસ્ટ ઈંડિઝ | ૧૬૩૭૦૦ | ૧૯૬૮૦૮ | ૩૦૬૩૭૪ |
| ઇજીપ્ત | ૯૭૩૦૩ | ૯૭૮૫૯ | ૧૬૮૩૭૨ |
| દક્ષિણ આફ્રિકા | ૨૦૬૬૭ | ૩૭૮૧૯ | ૩૩૦૮૧ |
| ઑસ્ટ્રેલિયા | ૧૩૦૦૩ | ૧૮૮૪૬ | ૩૧૫૪૪ |
| તુર્કી | ૧૭૯૭૧ | ૨૨૬૪૫ | ૩૪૫૪૧ |
| બીજા દેશો | ૪૬૩૫૭૦ | ૨૦૯૩૨૭ | ૨૯૧૫૮૮ |

આ ઉપરની માલૂમ પડે છે કે જાપાની કાપડની સૌથી વધારે નિકાસ હિંદુસ્તાનમાં થઈ છે. કાપડ સિવાય બીજી ચીજોની નિકાસમાં પણ બ્રિટિશ સામ્રાજ્ય અને ખાસ કરીને હિંદુસ્તાન મોટો ભાગ લે છે, એટલે હિંદુસ્તાનની અત્યારની જકાત જો કાયમ રહે તો જાપાનને બીજાં બજારો શોધવાં પડે અને તે પણ બ્રિટીશ સામ્રાજ્યની બહાર, કારણ કે ભવિષ્યમાં બ્રિટીશ સામ્રાજ્યના દેશો જાપાનની આયાત ઉપરની જકાત જરૂર વધારશે. એથી ઊલટું, જો કોઇ પણ જાતનો કરાર થાય તો આમાંનો થોડો ઘણો વેપાર ચાલુ રહે, હમણાં કોઇ પણ જાતનો ફટકો ન લાગે, અને ભવિષ્યમાં બીજાં બજારો ખોળી તેને ખીલવવાને અવકાશ રહે. આ ઉપરાંત જાપાનનું એમ કહેવું છે કે, હિંદુસ્તાનના ઉદ્યોગને જો હરીફાઇ નડતી હોય તો તે જાપાન તેમજ લેંકેશાયરની પણ છે; કદાચ લેંકેશાયરની હરીફાઇ વધારે છે. તો પછી, જાપાન અને લેંકેશાયરના કાપડ વચ્ચે કોઈ પણ જાતનો તફાવત ન હોવો જોઇએ અને બન્ને પરની જકાત સરખી રાખવી જોઇએ.

આપણા દૃષ્ટિબિંદુથી જોઇએ તોપણ જાપાન જોડે કાંઇક કરાર કરવામાં આપણો લાભ સમાયેલો છે. એક તો જાપાન આપણું રૂ ખરીદ કરે છે, અને ત્યાંના મિલમાલેકોએ ધમકી આપી છે કે જો આપણે એમના કાપડ સામે વધારે જકાત નાખીશું તો એ આપણા રૂનો બહિષ્કાર કરશે. આ ધમકી કેટલે અંશે ફળીભૂત થાય તે કહેવું શક્ય નથી. પરંતુ વસ્તુસ્થિતિ જોતાં એમ લાગે છે કે જાપાન ધારે તો એ કરી શકે. જાપાનમાં રૂની આયાતના આંકડા નીચે પ્રમાણે છેઃ—

( માત્ર અગિયાર મહિના—દસ લાખ રતલમાં )

| | ૧૯૩૦ | ૧૯૩૧ | ૧૯૩૨ |
|---|---|---|---|
| બ્રિટીશ ઇંડિયા | ૫૯૭ | ૬૧૪ | ૩૪૨ |
| યુ. એસ. એ. | ૪૬૯ | ૫૮૨ | ૧૧૨૨ |
| ઇજીપ્ત | ૨૨ | ૩૩ | ૩૭ |
| ચીન | ૮૧ | ૮૫ | ૬૦ |
| બીજા દેશો | ૧૦ | ૨ | ૪ |

આ ઉપરથી જોઇ શકાશે કે જાપાન ભાવફેર પ્રમાણે કાં તો અમેરિકન કે કાં તો આપણું રૂ ખરીદ કરે છે. એટલે એ વીફરીને માત્ર અમેરિકન રૂ લેવાનું નક્કી કરે તો તેમ થઇ શકે એમ છે. *બીજું એમ છે કે જાપાનની સ્પીનીંગ મશીનરી એવી નથી કે માત્ર આપણું જ* રૂ એને લેવું પડે. એટલે એમ લાગે છે કે ધારે તો જાપાન થોડો વખત આપણું રૂ લેવાનું બંધ કરી શકે. જો એમ થાય તો આપણા રૂના વેપારને અને ખાસ કરીને આપણા ખેડૂતને ઘણું સહન કરવું પડે. આ નીચેના આંકડા ઉપરથી એ જણાઇ આવશેઃ—

રૂની નિકાસઃ ૧૯૩૧.
( ૪૦૦ રતલની ગાંસડીઓ )

| | | |
|---|---|---|
| યુ. કે. | ૨૭૪ | ૭.૩૬ ટકા |
| જર્મની<br>બેલ્જિયમ<br>ફ્રાંસ<br>સ્પેન<br>ઇટલી | ૧૦૦૩ | ૨૬.૯૦ |
| ચીન | ૬૨૬ | ૧૬.૭૯ |
| જાપાન | ૧૭૫૩ | ૪૭.૦૦ |
| બીજા દેશો | ૭૩ | ૧.૯૫ |

એટલે આપણી નિકાસમાંનો લગભગ અડધો ભાગ જાપાન જાય છે. ચીનમાં જે જાય છે તેનો અડધો ભાગ પણ જાપાનનો જ ગણી શકાય, કારણ કે ચીનની લગભગ અડધી મિલો જાપાનીઓના હાથમાં છે અને એ લોકો પણ બહિષ્કારમાં સામેલ થશે. આથી આપણો રૂનો વેપાર તૂટી જશે. અત્યારની સ્થિતિ જોતાં એમ પણ નથી લાગતું કે એ રૂને માટે આપણે બીજાં બજાર શોધી શકીએ. કારણ જે રૂ જાપાન ખરીદી લે છે તે હલકી જાતનું છે અને તેનો ઉપયોગ સાધારણ રીતે આપણે ત્યાં નથી થતો. ઓટાવાના કરાર થયા ત્યારે એમ નક્કી થયું હતું કે લેંકેશાયરે હિંદુસ્તાનના રૂનો ઉપયોગ વધારવો. એને અંગે ત્યાંના લોકોએ એક કમિટી કરી હતી. અને તેણે પ્રચારનું કાર્ય પણ શરૂ કરી દીધું છે. પરંતુ લેંકેશાયરની મશીનરી સારી જાતના રૂને લાયક હોવાથી આ રૂનો ઉપયોગ લેંકેશાયર કરી શકે એમ લાગતું નથી. પછી મોટી વાતો તેમ જ ભાષણો કરી, આપણને લલચાવવા ગમે તેમ કરે, પરંતુ ત્યાંના મિલોના સ્પીનરોનો-કાંતનારાઓનો મત આપણા રૂનો તદ્દન વિરોધી છે. આથી જો જાપાન આ રૂ નહિ લે તો આપણે તે વેચવું અઘરું થઇ પડે.

કદાચ એમ કહેવામાં આવે કે આવી ધમકીથી દબાઇ આપણે કોઇ પણ જાતના કરાર કરવા નહિ જોઇએ. આ વાત ખરી છે પરંતુ આપણે કોઈ પણ કરારો કરીએ તેને બે દૃષ્ટિબિંદુથી જોવા જોઇએ. એક તો આપણા રૂનો વેપાર અને બીજું આપણા કાપડનો ઉદ્યોગ એ બંને હેતુ સચવાય તો જ આપણને કોઇ પણ કરાર લાભદાયક થાય. આ દૃષ્ટિએ જોતાં જાપાન સાથેના કરાર લેંકેશાયર કરતાં વિશેષ લાભદાયક થઇ પડશે એ નીચેના આંકડા પરથી જણાઇ આવશેઃ—

હિંદુસ્તાનમાં દર વર્ષે સાધારણ રીતે ૩૬૦ કરોડ વાર મિલનું કાપડ વપરાય છે. કોઇ વર્ષે આનાથી વધારે હોય છે અને કોઇ વાર ઓછું હોય છે, પરંતુ સરાસરી આટલું હોય છે. આમાંથી આપણા પોતાના દેશમાં બનેલું કાપડ કેટલું હોય છે તેના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧૯૨૬–૧૯૨૭ | ૨૦૬ |
| ૧૯૨૭–૧૯૨૮ | ૨૧૯ |
| ૧૯૨૮–૧૯૨૯ | ૧૭૪ |
| ૧૯૨૯–૧૯૩૦ | ૨૨૪ |

જ્યારે બહારની આયાત એ જ વર્ષોને માટે નીચે પ્રમાણે હતીઃ—

૧૭૬
૧૯૪
૧૯૨
૧૯૦

પણ છેલ્લાં ચાર વર્ષમાં આમાં ઘણા ફેરફાર થઇ ગયા છે. ૧૯૩૧–૩૨ અને ૧૯૩૨–૩૩ માં આયાત માત્ર ૮૦ કરોડ વાર જેટલી થઈ, અને આપણી પોતાની પેદાશ-એટલે અંશે વધી ગઇ. ૧૯૩૪ માં વળી પાછી આયાત વધીને ૧૨૦ કરોડ વાર થઇ.

આ જ અરસામાં આપણી મિલોની સંખ્યા અને શાળોની સંખ્યા પણ વધી ગઇ અને અત્યારની ગણતરીને આધારે આપણી પાસે લગભગ ૨૦૦,૦૦૦ શાળો હશે. એ શાળોની પેદાશને હિસાબે આપણે ગણીએ તો અત્યારે આપણી પાસ એટલી શાળો છે કે આપણે

આખા હિંદુસ્તાનની માગને પૂરી પાડી શકીએ એમ છીએ. એટલે કે આપણે હિસાબે જાપાન અને લેંકેશાયર બંને દેશોમાંથી આવતું કાપડ બંધ થવું જોઇએ.

હવે જે બહારથી આયાત આવે છે તેનો વિશેષ ભાગ લેંકેશાયરનો છે, એ સત્ય છે. ૧૯૩૩–૩૪માં જાપાનની આયાત વિશેષ છે પરંતુ એ કેટલાક સંજોગોને લીધે છે. નહિતો જાપાનની આયાત લેંકેશાયરની આયાતથી ½ થી ⅓ ભાગ જેટલી છે. પણ અત્યારે વિલાયતી કાપડના બહિષ્કારને લીધે તેમજ હરીફાઈને લીધે એ પ્રમાણ ફરી ગયું છે. હવે જો કોઇ પણ રીતે આ ત્રણ દેશના મિલમાલેકો વચ્ચે કાંઇક સહાનુભૂતિ ઉત્પન્ન થાય તો લેંકેશાયરમાંથી હિંદમાં આવતું કાપડ ફરી વધી જશે. એટલે કે આપણો મોટો હરીફ ફરી ઊભો થઇ જશે. અને તેનાથી આપણા ઉદ્યોગને મોટી હાનિ પહોંચશે.

બીજી રીતે જોતાં પણ લેંકેશાયરની હરીફાઇ આપણને નડશે એમ લાગે છે. જો આપણે આપણા દેશના કાપડના ઉદ્યોગનો વિકાસ લઇએ તો આપણને માલમ પડશે કે આપણે ધીમે ધીમે આપણું લક્ષ ઝીણા કાપડ તરફ દોર્યું છે અને ખાસ કરીને છેલ્લા ચાર વર્ષમાં ઝીણા કાપડની પેદાશ ઘણી વધી ગઇ છે. એ કાપડમાં લેંકેશાયરની હરીફાઇ આપણને ખાસ હેરાન કરશે, કારણ કે આપણે હજી એમાં શીખાઉ છીએ, જ્યારે લેંકેશાયરને ઘણા વર્ષનો અનુભવ છે.

આ ઉપરથી એમ લાગશે કે જો જાપાન જોડે કોઇ કરાર થાય તો આપણા પોતાના ઉદ્યોગના માત્ર થોડા જ ભાગને નુકસાન કરશે. એ સાચું છે કે બેમાંથી એકની સાથે પણ કરાર કરવો અનિષ્ટ છે; પણ અત્યારે પસંદગી તો એ કરવાની છે કે બન્નેમાંથી કોની સાથે કરાર કરવો ઓછું અનિષ્ટ છે. બધું જોતાં એમ લાગે છે કે જાપાન સાથે કરાર કરવામાં ઓછું અનિષ્ટ રહેલું છે.

આ ઉપરાંત એટલું યાદ રાખવું જોઇએ કે જાપાન જોડે કોઇ પણ કરાર થશે તે આપણે અતિશય સહેલાઇથી તોડી શકશું. લેંકેશાયર જોડે એકવાર કાંઇ પણ કરાર કર્યા પછી તોડવા અઘરા થઇ પડશે. એટલે કે આપણને લેંકેશાયર જોડેના કરારથી અત્યારે પણ કાંઇ ફાયદો નથી, કે નથી ભવિષ્યમાં.

છતાં એક વાત નજર આગળ રાખવી ઉપયોગની છે. આપણે જોયું તેમ લેંકેશાયર આપણો મોટો હરીફ છે. અને એનાથી બચવું બહુ જ અગત્યનું છે. એ બચાવ બહિષ્કાર સિવાય માત્ર જકાતથી જ થઇ શકે. ધારો કે સરકાર જકાત ન નાખે અથવા ઓછી નાખે તો ? આ અશક્ય નથી. પહેલાં ટેરીફબોર્ડના રિપોર્ટ પછી સરકારે પાંચ વર્ષ કાઢી નાખ્યાં; બીજાનો રિપોર્ટ તૈયાર થયે ઘણો વખત થઇ ગયો પણ હજી સરકાર બહાર પાડતી નથી.

આવી ઢીલ કરવા સિવાય સરકાર પાસે અનેક રસ્તાઓ છે કે જેથી આપણને જકાતથી જે રક્ષણ મળે તે ઓછું કરી નાંખે. દાખલા તરીકે મશીનરી, રૂ, રસાયન પદાર્થ કે જેની કાપડના ઉદ્યોગને ખાસ જરૂર છે તેના ઉપર જકાત વધારી નાંખે. આ પણ આપણી સરકારે કર્યું છે. એટલે કે લેંકેશાયર સામે રક્ષણની ખાસ જરૂર છે. પણ એ સરકાર આપશે કે કેમ એ સવાલ છે. આ પરિસ્થિતિમાં એ વધારે સારું નહિ કહેવાય કે લેંકેશાયર પોતે જ કાંઇક કબૂલ કરે ?

મુદતમાં ન ધોળાય તો દંડ થાય છે. આપણે ત્યાં સામાન્ય રીતે દીવાળી ઉપર આમ થાય છે પણ દરેક ઘેર નહિ. જેથી શહેરનો, ગામનો કે કસ્બાનો દેખાવ વિચિત્ર લાગે છે. અહીં આવતા મુસાફરને આવા દેખાવથી આનંદ થાય છે. પ્રજાની તંદુરસ્તીને પણ લાભદાયક છે અને ઘરવાળાને પણ જૂજ ખર્ચે ઘરની દેખરેખ લેવાય છે. આપણે આવી આવી બાબતમાં કાયદો નહિ હોય ત્યાં સુધી સુધરીશું નહિ તો હજી પ્રગતિને કેટલી અવધી જોઇશે ?"

(૪) દરરોજ બપોરના બાર વાગે લગભગ એક મિનિટ સુધી મ્યુનિસિપલ ભૂંગળું અવાજ કરે છે. આપણે ત્યાં કદાચ મિલોને લીધે ખબર પડતી હશે પરંતુ બીજાં શહેરોમાં તો નહિ જ. આથી દરેકની ઘડીઆળના ટાઇમ એક જ હોવાનો સંભવ છે અને ગરીબ લોકો તે ઉપરથી વખતનો આશરો બાંધી શકે છે. સાંભળ્યું છે કે આપણે ત્યાં કોઇ કોઇ ગામમાં આવો રિવાજ છે પણ સર્વત્ર તો નહિ જ.

(૫) જ્યારે આગ લાગે છે ત્યારે સદરહુ ભૂંગળું અવાજ કરે છે અને આગ શમી જાય ત્યારે જ શાંત થાય છે. રાત્રે કે દિવસે ગમે તે સમયે ગમે તે ઠેકાણે શહેરમાં આગ લાગે કે તુરત આ ભૂંગળું અવાજ કરવા માંડે છે જેથી આજુબાજુવાળા અને લાગતાવળગતા જાગી જાય છે, ચેતી જાય છે, યોગ્ય મદદ લઇ–દઈ શકે છે. ઓફિસરો-વીમા કંપનીવાળા વગેરે તપાસ કરી શકે છે. આપણે ત્યાં ઊંઘતા માણસોને ખબર નથી હોતી. તેથી અકસ્માત થાય છે અગર સગાંવહાલાંનું ઘર સપડાયટ થાય ત્યારે જોવા જવાય છે. અને કોઈક આગની વિગત તો વર્તમાનપત્રમાં વાંચીએ ત્યારે જ. આથી ઝાઝી પૂછપરછ અને લોકોની મેદની ભેગી થવા સંભવ છે પણ પોલીસ પૂરતો જાપતો રાખે છે.

(૬) જાણવા જેવાં અને માણવા જેવાં સ્થાનોએ સરકારી બંદોબસ્ત હોય છે ને જુજ ફી લઇ તેમાંથી સગવડો સાચવે છે. જાણવા જેવાં એટલે કે જૂની ઇમારત, દેવાલય–કિલ્લો વગેરે તથા પહાડની ગુફાઓ–ધોધ ઝરા વગેરે. ને માણવા જેવાં એટલે કે ઝરો–દરિયા કિનારો કે સરોવર હોય ત્યાં નાહી પીકનીક પાર્ટી શની–રવિ કે તહેવારના દિવસોએ ફરવાની તે. ત્યાં થોડી ફી લે છે અને ત્યાં દેખરેખ રાખનાર ટિકિટ આપે છે, પછી જેવી ત્યાંની આવક કે ખપત ઉપર બધી સોઇ રાખે છે. આપણે ત્યાં નગીનાવાડી–શાહઆલમનો રોજો વગેરે જગ્યાએ આ પદ્ધતિ હોય તો સારી હાલતમાં જોવાત. કોઇ ભોમિયો બધુ સમજાવે પણ ખરો. આથી બહારગામના મહેમાનોને બતાવી દીલ બહેલાવી શકાય. લસુંદ્રાના કુંડ જેવી જગ્યાએ–પાવાગઢ જુનાગઢ જેવી જગ્યાએ લોકોને આવવા લલચાવી શકાય.

(૭) પોતાના મોટા દિવસોએ પ્રજાજનો રાષ્ટ્રીયધ્વજ ફરકાવે છે ( અન્નેના રાજ્યધ્વજ સાથે ). મુખ્યત્વે કરીને ચાઈનીસ લોકો ઘણી વખત વાવટા ચઢાવે છે. આવા દિવસો પહેલેથી મુકરર થવા જોઈએ. અત્રે ડચ ગવર્નમેન્ટ હોઈ તેનો વાવટો દરેકે તેના વાવટા સાથે ચઢાવવો જ જોઇએ. જાપાનીસ, ઇંગ્લીશ, જર્મન દરેક ફર્મ કે ઘરવાળા આ રીતને અનુસરે છે. ઊગતી પ્રજાને વાવટાના માન માટે આ જરૂરી છે.

"છોટુ"

# ગઈ

(પૃથ્વી છંદ)

ગઈ પ્રિયતમા, પવિત્ર મુરતિ શુચિ પ્રેમની;
ગઈ નયનનંદિની શશિરેખા શીળી આથમી:
ઉષા પ્રણયનાં ગુલાલ શુભ વેરી ચાલી ગઈ;
વિરક્ત બની સાંધ્ય સુંદરી સરી; રહી શર્વરી
અનંત મૂક વેદનામયી વિષાદ—છાયાભરી.

પ્રફુલ્લ મુજ પ્રાણની કળિ બીડાઈ વીલી થઈ;
શમી હૃદયની સિતારી ધ્વનતી સુસંવાદિની;
અને મધુરે ગાનની લહરી સ્તબ્ધ કંઠે બની.

હતું કુસુમ દિવ્ય નંદનતણું અહિ એ ખીલ્યું;
પરંતુ જગ—ઝેર દગ્ધ કરતું ન એને સહ્યું:
ગયું ફરી પ્રસારી પાંખડી સુરમ્ય સ્વધામમાં
શીળાં અમૃત શીકરો દશદિગંત જ્યાં ઉડતાં:

હતું પ્રણયપંખી એ પરમ ધામ વૈકુંઠનું,
સુધામધુર પ્રેમસૂર પૃથિવીતલે કૂજતું,
અનેરી રસરેલ રેલવતું પૂર્ણ માધુર્યની,
ટકી ન પણ હા શક્યું! કપરી વિશ્વની જીવની.

પ્રિયે! તવ પ્રસિદ્ધ કોમલ સ્વભાવ કેરી દયા,
છતાં ક્યમ તજી ગઇ તવ મધુર માયા મને!
અપાત્ર જન—હા અપાત્ર જ હું! તેની તું સ્વર્ગની—
પવિત્ર પગલી ન તારી અશુચિ ઉરે શોભતી!

સુમંગલ સ્મિતા ઉષા અયિ! વરેણ્ય કો ભર્ગની,
પ્રફુલ્લ પરિપૂર્ણ પ્રેમમય પુણ્ય સૌન્દર્યની
કલામુરતિ! નિત્યનંદનમયી! સુધાસ્યન્દિની!
ભલે તું ઉદયાચલે અમર લોકના રાજતી.

છતાં કદિ કદિ પ્રિયા! તવ સ્મૃતિ તણા સાગરે
ક્ષણેક તનુ બુદબુદ પ્રભ મને જરા ધારજે;
અને તવ અપૂર્વ પ્રેમમહિમા તણા સ્વપ્નને
ચિરં જીવન—મૃત્યુ નિંદર મહિં તું સ્ફુરાવજે.

પન્નાલાલ

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૬ ભાદ્રપદ-આશ્વિન : ૧૯૮૯


## ખોવાયેલી નદી*

હિંદુસ્તાનના× ઇતિહાસમાં બનેલી સત્ય બીના છતાં જેમાં અનેક શંકાઓ ઊઠે છે, અને જેને માટે વેદથી માંડીને પૌરાણિક પરંપરાઓના આધારો લઈ અનુમાન માત્ર કરવાં પડે છે તે સરસ્વતીના પ્રવાહની વિચિત્ર ઘટના છે. વાગ્દેવતા તરીકે સરસ્વતીનું નામ કોઈ હિંદુથી અજાણ્યું નહિ હોય. એ નામની નદીઓ છે એ તો ભૂગોળ ભણનારા જાણે છે; પરંતુ એ નદી ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહીને ક્યાં કોને મળી અને એનો વાગ્દેવતા સાથે કાંઈ સંબંધ ખરો કે નહિ, એ માટે આજે આપણે છૂટક આધારો ભેગા કરી ચર્ચા કરવી પડે એ હિંદુસ્તાનના ઇતિહાસ-ભૂગોળની એક વિચિત્રતા છે.

સરસ્વતી એટલે પાણીવાળી, કોઈ પણ નદી-પ્રવાહનું-એ વિશેષણ થઈ શકે. પણ ખરી વાત એમ નથી. હિંદુસ્તાનની એ સૌથી પવિત્ર અને મોટી પ્રાચીન નદી હતી.

**સરસ્વતી નદી-દેવી**

ઋગ્વેદના સમયમાં એનું સ્થાન મોટી નદીઓમાં હતું, સરસ્વતીની સ્તુતિઓ વેદમાં થયેલી છે.[1] જુદી સ્વતંત્ર નદી તરીકે એનું વર્ણન છે. અને નદીઓમાં દેવી સ્વરૂપે માની એની સ્તુતિ કરેલી છે. વાચાદેવી તરીકે સરસ્વતી ઋગ્વેદના સમયમાં મનાતી ન હતી. જો એક બે મન્ત્રોમાં એવો ધ્વનિ નીકળે છે તે ખેંચીને કાઢવો પડે છે. બાકી તો બધી જગ્યાએ એને નદી-દેવી તરીકે માનેલી છે.[2] એ નદી સરસ્વતીમાં વાચાદેવીનો અધ્યારોપ પાછળથી થયેલો છે.[3]

---

* ખંભાતના અધિવેશન માટે "સરસ્વતીનો પ્રવાહ" એ નામનું તૈયાર કરેલું પરિશિષ્ટ.

× પાર્જીટરે યોજેલી અને વિદ્વાનોએ માન્ય રાખેલી પુરાણોને નવી રીતે જોવાની રીત અહીં અખત્યાર કરેલી છે. પૌરાણિક પરંપરા (Ancient Historical Tradition) એ ગપાટા નથી એમ સિદ્ધ થયું છે. એનાં પડ બરાબર ઉકેલાવાં જોઈએ. વેદાર્થનું પણ જો ઇતિહાસ પુરાણથી સમુપબૃંહણ ન થાય તો વેદાર્થનું ખૂન થાય છે એ શાસ્ત્રવચન યથાર્થ છે. મોહેન જોડેરો વગેરેની શોધો પૌરાણિક પરંપરાને સાચી ઠરાવવામાં વધારે સહાય કરશે. એ સમય પણ હવે દૂર નથી.

૧ ઋગ્વેદ-સંહિતા. ૨-૪૧-૧૬. अम्बितमे नदीतमे देवीतमे सरस्वति ॥

૨ યાસ્ક સરસ્વતીને દેવતા અને નદી એમ બે રૂપે માને છે. દેવતા એટલે નદીદેવતા, વિગ્રહ સ્વરૂપમાં-વાગ્દેવતા નહિ. तत्र सरस्वतीति एतस्य नदीवद् देवतावच्च निगमा भवंति ॥ સરસ્વતી એટલે પાણીવાળી એમ નિરુક્તમાં કહેલું છે. સરસ્વતીને વાચાદેવી સાથે જોડી દેવાનું ઋગ્વેદ ૧-૩-૧૨. महो अर्णः सरस्वती प्रचेतयति केतुना ॥ धियोविश्वाः विराजति ॥ એ ઉપરથી કેટલાક ધારતા હશે. પરંતુ એ મંત્રનો સરસ્વતી વાચાદેવી તરીકેનો અર્થ સંબંધ વગરનો છે.

૩ ઋગ્વેદના સમય પછી એ અધ્યારોપ થયેલો જણાય છે. Muirs Sansk. Texts. V 342.

આપણે હાલ ત્રણ સરસ્વતી નદીઓ જાણીએ છીએ: એક કાશ્મીરના ડુંગરોમાંથી નીકળી પતિયાલાના રણમાં અદશ્ય થતી; બીજી ગુજરાતમાં અંબાભવાની પાસે કોટેશ્વર પાસેથી નીકળી કચ્છના રણમાં મળતી; ત્રીજી ગીરના જંગલમાંથી નીકળી પ્રભાસક્ષેત્રમાં શ્રીકૃષ્ણના દેહોત્સર્ગ તીર્થ પાસે મળતી નદી. સરસ્વતી અને એનાં તીર્થોનાં વર્ણન દરેક પુરાણમાં ઓછાવધતા પ્રમાણમાં આવે છે. કેટલાંક પુરાણો આ ત્રણે સરસ્વતીને એક જ માને છે. પાશ્ચાત્ય વિદ્વાનો[૪] અને એમને માનનારાઓ મૂળ વૈદિક સરસ્વતી પતિયાલાના રણમાં વિનશન તીર્થમાં લુપ્ત થઇ તેને જ માને છે. બીજી સરસ્વતીઓ તો એના મૂળ ઉપરથી બીજી નાની નદીઓનાં નામ પડયાં એમ માને છે.

**હાલની ત્રણ સરસ્વતી**

વેદમાં સરસ્વતી નદીનું વર્ણન વાંચતાં એ નદી હાલના ઉપર ગણાવેલા ત્રણ વહેળાઓમાંથી એકે નથી, એમ સ્પષ્ટ સમજાય છે.[૫] વેદમાં પર્વતથી સમુદ્ર સુધી અસ્ખલિત પ્રવાહથી વહેતી નદી એને કહી છે.[૬] વિનશન તીર્થ કે બીજી કોઇ જગ્યાએ એને ગુપ્ત થતી કહી નથી. એને એની બધી સખીઓમાં સર્વથી મોટી કહી છે.[૭] એને રણમાં મળનારી કે કુમારી કહી નથી. એને અન્ન, દ્રવ્ય, વિજય આપનારી કહી છે,[૮] વીરપત્ની કહી છે.[૯] બહુ વેગવાળા પ્રવાહવાળી અને સમુદ્ર જેવી કહી છે.[૧૦] સિંધુ નદીથી એનું વર્ણન કોઇ રીતે ઊતરતું નથી.[૧૧] એથી કરીને કેટલાક યુરોપિયન વિદ્વાનો એને સિંધુનું બીજું નામ માને છે.[૧૨] પરંતુ વેદમાં

**વૈદિક સરસ્વતી**

૪ મેકડોનેલ વગેરે.

૫ ઋગ્વેદ ૧-૩-૧૨;૬-૫૨-૬;૨-૪૧-૧૬; નદીઓમાં સૌથી નદીતમા કહી છે તે. જુઓ ૬-૬૧-૨ અને ૮ જબરદસ્ત પ્રવાહ માટે ઉલ્લેખ છે.

૬ ઋ. ૭-૯૫-૨ एकाचेतत्सरस्वती नदीना शुचिर्यतीगिरिभ्यऽआसमुद्रात् ॥

૭ ઋ. ૭-૯૫-૧ પ્રક્ષોવસા ઇતિસૂક્તમાં विश्वाऽअपो महीनासिन्धुरन्याः ॥

૮ ઋ. ૭-૯૫ આખું સૂક્ત ૧૦-૩૦-૨; ૧-૮૯-૩; અને ૧-૧૬-૪-૪૯; ૭-૯૬-૩ સરસ્વતીને वाजिनीवती કહી છે તેનો અર્થ ઘોડાવાળી નહિ પણ દ્રવ્યવાળી એવો કરે છે. જો કે સરસ્વતી અને સિંધુ મારફતે એ સમયમાં ઘોડા હિંદુસ્તાનમાં આવતા હતા.

૯ ઋ. ૬-૪૯-૭. આમાં સાયણાચાર્ય પ્રજાપતિ એવો અર્થ કરે છે તે ખરોબર નથી. ઋ. ૧-૧૦૪-૪માં સરસ્વતીને માટે એકલો વીરપત્ની શબ્દ વાપરેલો છે.

૧૦ ઋ. ૬-૬૧-૧૩ .अपसां अपस्तमा ॥ ૭-૯૫-૧ અને ૨; ૭-૯૬-૧ અર્ણ શબ્દ સરસ્વતીને માટે વાપરેલો છે. અર્ણવ શબ્દ અર્ણ ઉપરથી થયેલો છે. કેટલાક અર્ણ એટલે બહુ પાણી એટલો જ અર્થ કરે છે. તે માટે આગળ ચર્ચા કરીશું.

૧૧ એને સપ્તસ્વસા-સાત બહેનોવાળી કહેલી છે; અને બધી નદીઓમાં મોટી કહી છે. જુઓ ઋ. ૬-૬૧-૧૦ અને ૭-૩૬-૬. आयत् साकं यशसः वावशानाः सरस्वती सप्तथी सिंधुमाता ॥ સપ્તસિંધુની પેઠે સપ્ત સારસ્વત પણ કહેવાય છે.

૧૨ Zimmer (ઝીમર) એ પ્રમાણે માને છે. વેદના વર્ણન સિવાય હાલ સિંધુ સિવાય બીજી કોઇ નદી બંધબેસતી ન આવવાથી ઝીમરે આવી રીતે ટૂંકો ઉકેલ આણ્યો છે. હિલેબ્રેન્ટ (Hillebreount) એને આર્કોસિયા (Archosia)માં આવેલી નદી માને છે. ઓલ્ડનબર્ગ એને હાલની સરસ્વતી માને છે. મેક્ષમૂલર લેન્સતના મતને મળી ઉમેરે છે કે હાલની સરસ્વતી વેદકાળ પછી બદલાઇ ગઇ અને તે

એ બે નદીઓ જુદી સ્પષ્ટ લખેલી છે.[૧૩] પવિત્રતામાં સિંધુ કરતાં એ ચડે છે. હાલ ગંગાનું જેટલું પાવનત્વ મનાય છે તે બધું વેદકાલમાં સરસ્વતીનું મનાતું. ગંગાનું નામ ઋગ્વેદમાં બે જ વાર આવે છે.[૧૪] સિંધુ અને સરસ્વતીનું નામ ઘણી વાર આવે છે અને સરસ્વતીની સ્તુતિનાં તો જુદાં સૂક્તો પણ છે.[૧૫] અને વિશ્વદેવોની સ્તુતિમાં સરસ્વતીને સ્થાન મળેલું છે.

**પૌરાણિક સરસ્વતી**

સરસ્વતીનાં પૌરાણિક વર્ણનમાં મૂળ વૈદિક સરસ્વતી અને હાલની ત્રણ જુદી જુદી સરસ્વતીઓને એક ગણવાનો પ્રયત્ન થયેલો છે. આ પ્રયત્નમાં કેટલુંક અસંગતપણું છે. પરંતુ એમાં કેટલીક સત્યપરંપરા પણ જળવાઇ રહેલી છે. એ બધા વર્ણનમાં પૌરાણિક સ્વરૂપની પાછળથી એટલું સત્ય જણાઇ આવે છે કે સરસ્વતી મૂળ એક જ નદી અને તેનો પ્રવાહ લુપ્ત છે. હાલ ત્રણ જુદા જુદા મૂળમાંથી નીકળતી[૧૬] સરસ્વતીને પર્વતથી સમુદ્ર સુધી અસ્ખલિત વહેતી અસલ

---

રણમાં થઇ સમુદ્રને મળતી. મેકડોનેલ પારાવતો એને તીરે રહેતા તે ઉપરથી હાલની સરસ્વતી છે તે જ માને છે, અને રણમાં નાશ પામી એમ કહે છે વેદમા સમુદ્રને મળવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. તેને માટે એ એમ કહે છે કે વૈદિક ઋષિને એના પ્રવાહની અને મુખની ખબર નહિ હોય. ઉપરનો ઝીમરનો મત તો હાલ કોઇ માનતું નથી.

૧૩ ઋગ્વેદ ૧-૧૨૨-૬; ૧-૧૨૬-૧; ૪-૫૪-૬; ૫-૫૩-૯; ૭-૯૬-૧; ૮-૧૨-૩; ૧૦-૬૪-૯; ૧૦-૭૫-૫;

૧૪ સરસ્વતીની નદી અને દેવી તરીકે જે પ્રાર્થનાઓ છે એવી સિંધુની નથી. ઉપર જણાવેલા બધા વેદમંત્રોમાં સરસ્વતીની સ્તુતિ આવે છે. વિશ્વદેવોમાં એને સ્થાન છે. એને લીધે બ્રહ્માવર્ત પવિત્ર ગણાયું. ગંગાનું નામ ઋગ્વેદમાં બે જ વખત (૬-૪૫-૩૧ અને ૧૦-૭૫-૫) આવે છે. વૈદિક સરસ્વતી લુપ્ત થયા પછી એનું સઘળું પાવનત્વ ગંગા ઉપર આરોપાયું એમ જણાય છે. જે. મ્યુર (O. Sansk. Texts V 338). લખે છે કે The Saraswati thus appears to have been to the early Indians what the Ganges became to their descendents." ત્રિસ્રોતા, સ્વર્ગમાંથી ઊતરેલી, પાવન કરતી વગેરે બધું ગંગાને લગાડયું. સગરપુત્રોને તારવા માટે ભગીરથે ઉતારેલી ભાગીરથી ગંગા તે હાલની ગંગા નહિ પણ સરસ્વતી, તે ચર્ચા આગળ કરીશું. ગંગા સિંધુ અને સરસ્વતી વગેરે સાત પ્રવાહો સપ્તર્ષિઓ માટે ભાગીરથીએ બનાવ્યા એમ પુરાણો કહે છે, એટલે ગંગાની પેઠે સરસ્વતી પણ ભાગીરથી થઈ. હાલ ભાગીરથી એકલી ગંગાને કહે છે. શાંતિ પર્વ કહે છે કે બ્રહ્મર્ષિઓ તપ કરતા હતા ત્યારે બ્રહ્માનો શબ્દ કાને પડયો અને સ્વર્ગમાંથી સરસ્વતી ઊતરી. આ બધા ઉલ્લેખ અને વેદમાં ગંગાનું ગૌણ સ્થાન સિદ્ધ કરે છે કે સરસ્વતી વૈદિક-કાળમાં મુખ્ય નદી હતી અને તે લુપ્ત થયા પછી ગંગાનું માહાત્મ્ય વધ્યું.

૧૫ સરસ્વતીના ઉલ્લેખો તો વેદમા અસંખ્ય છે. સિંધુના પણ એટલા નથી. પરંતુ સરસ્વતીને માટે જુદાં સ્તુતિનાં સૂક્તો છે (૬-૬૧-૭-૯૫ અને ૯૬) એ સિવાય વિશ્વદેવોના સૂક્તોમા એના મંત્રો છે. સરસ્વતીને વિદ્યાદેવી અને કુમારી આજે આપણે માનીએ છીએ તેને બદલે ઋગ્વેદમાં આ વર્ણનો શું બતાવે છે! વિદ્યાને બદલે દ્રવ્ય વગેરે સમૃદ્ધિ, પત્ની, સંતાન, રક્ષણ, ફળદ્રૂપતા વગેરે માટે સરસ્વતીને સ્તવે છે. (ઋ. ૭-૯૫ અને ૯૬) કુમારિકાને બદલે એનો પતિ સરસ્વાન્ કહ્યો છે અને વીરપત્ની કહી છે. સરસ્વતીની પરંપરા તદ્દન લુપ્ત જેવી થઇ છે એમ આ વાત વ્યક્ત કરે છે.

૧૬ ઋગ્વેદ ૬-૬૧-૧૨મા સરસ્વતીને ત્રણ મૂળમાંથી નીકળતી કહી છે. ૧૧મા મંત્રમા આકાશ અને પૃથ્વી ભરી દીધાં એમ લખે છે. સાયણ આનો અર્થ ત્રણ લોકમા રહેનારી ગંગા એવો કરે

સરસ્વતી સાથે ઘટાવવાને આ ગુપ્ત થવાની બીનાએ પૌરાણિકોને બહુ મદદ કરી છે. હિંદુઓએ કર્મવાદથી જેમ સંસારની વિષમતાનો ફડચો કરી નાખ્યો છે, તેમ પૌરાણિકોએ વડવાનળથી ગુપ્ત કરી દઇને સરસ્વતીના પ્રવાહનો ફડચો પણ કરી નાખ્યો છે. અને એ કારણથી મળેલી નદીઓ ઉડાવી દેવાની સ્વતંત્રતાને લીધે હિમાલયમાંથી નીકળતી સરસ્વતીને પ્રભાસ પાસે લાવીને સમુદ્રમાં મેળવી છે.

મૂળ આગળ તો વૈદિક અને પૌરાણિક સરસ્વતી એક જ છે. પૌરાણિક સરસ્વતી વિનશન તીર્થમાં નાશ પામી, ગુપ્ત થઇ ગઇ. ત્યાંથી કુરુક્ષેત્ર અને પુષ્કરમાં થઇને અર્બુદારણ્યમાં આવી. ત્યાંથી અનેક તીર્થો આગળ વહીને વડવાનળને ધારણ કરીને આવતી સરસ્વતી ઝીલાણુતીર્થ આગળ આવી અને ત્યાંથી સમુદ્ર દેખાવા માંડયો; પણ તેમાં વડવાનળને નાંખ્યો નહિ, પણ ગુપ્ત થઇ આગળ ચાલી. ત્યાંથી કુષ્માન્ડેશ્વર આદિ તીર્થો વટાવી શત્રુમર્દન અને કૃતસ્મર પર્વતો પાસે થઇ પ્રભાસ આગળ સરસ્વતી સમુદ્રને મળી; વડવાનળને એ સમુદ્રમાં પધરાવ્યો. પ્રભાસ આગળ પૌરાણિક સરસ્વતી–સાગર સંગમ મનાય છે. આ પ્રમાણે સરસ્વતીના પ્રવાહની હિમાલયથી સમુદ્રસંગમ સુધીની પરંપરા છે. આ લાંબા પ્રવાહમાં અનેક તીર્થો અને અનેક ઋષિમુનિઓના આશ્રમોનાં વર્ણનો છે. દરેક પુરાણનાં વર્ણનોમાં કાંઇ ને કાંઇ ફેર તો આવે છે.[17]

વેદમાં સરસ્વતી ગુપ્ત થવાનો ઉલ્લેખ નથી. પરંતુ વિનશન આગળ સરસ્વતીનો પ્રવાહ લુપ્ત થવાની વાત ઘણી પ્રાચીન છે.[18] એટલે વેદકાળ પછીના સમયમાં સરસ્વતીનો

---

છે, પરંતુ આ વર્ણન સરસ્વતીનું તે ગંગાને પાછળથી લાગ્યું એમ ગ્રીફીથનું માનવું ઠીક જણાય છે. સૂકત પણ સરસ્વતીનું છે; ગંગા સાથે સંબંધી નથી. (Translation of Rig Veda I 632 note) અથર્વવેદ ૬–૧૦૦ માં તિસ્રઃ સરસ્વતી એમ વિષઉતારણાના સૂકતમાં પહેલા મંત્રમાં છે. આનો અર્થ સમજાતો નથી. પરંતુ ઉલ્લેખ ભૌગોલિક પણ હોય. નન્દલાલ દે. એમના ભૌગોલિક કોષમાં એનો અર્થ આર્કોસિયા, અફઘાનિસ્થાન અને કુરુક્ષેત્ર એમ ત્રણ સ્થળની સરસ્વતી એવો કરે છે. સરસ્વતીનો અસુરો વગેરે સાથેનો સંબંધ આગળ બીજા પરિશિષ્ટમાં ચર્ચીશું.

૧૭ સરસ્વતીનાં પૌરાણિક ઉલ્લેખ ઘણા છે. છૂટક તીર્થો સરસ્વતીના કિનારે આવેલાં ઘણાં પુરાણોએ કહ્યાં છે. મહાભારત વનપર્વમાં પણ છે. પરંતુ ઠીક કહી શકાય એવું વર્ણન સ્કંદ પુરાણ પ્રભાસખંડમાં, મહાભારત શૈલ્યપર્વ બલદેવતીર્થયાત્રા પર્વમાં અને પદ્મપુરાણ સૃષ્ટિ અને ઉત્તર ખંડોમાં છે આ સિવાય સિદ્ધપુર અને પાટણ બાજુ સરસ્વતીમાહાત્મ્ય જુદું કથા તરીકે કહે છે. તે ઉપરના ગ્રંથોમાંથી ગોઠવીને બનાવેલું લાગે છે.

૧૮ મહાભારત અને મનુસ્મૃતિ (હાલનાં સ્વરૂપમાં છે તે) જે સમયે રચાઇ તેટલી જૂની અગર તેનાથી સહેજ જૂની સરસ્વતી વિનશન આગળ લુપ્ત થયાની પરંપરા ચાલેલી જણાય છે. જો કે લુપ્ત તો તેથી વહેલી થઈ હોવી જોઇએ. જે રણમાં એ લુપ્ત થાય છે એના ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં ઓંધતા નથી. કેટલાક એ વાતને શ્રૌત સૂત્રો જેટલી જૂની માને છે. મહાભારત શલ્યપર્વ શૂદ્ર આભીર વગેરેના પ્રતિદ્વેષથી સરસ્વતી નષ્ટ થઇ એમ લખે છે. આ વચન એ પ્રદેશોમાં સરસ્વતી વહેવાનું સૂચવે છે અને રાજશેખર પ્રમાણે એ પ્રદેશો સૌરાષ્ટ્રના સાંનિધ્યમાં છે.

**વેદકાળ અને સરસ્વતી લુપ્ત થયાની પરંપરા વચ્ચેનો મોટો સમય**

પ્રાચીન પ્રવાહ બદલાયો અને લુપ્ત થતો ગયો. સરસ્વતીનો ઉલ્લેખ આખાયે સંસ્કૃત સાહિત્યમાં ઓછા વધતા પ્રમાણમાં છે. પણ એનાં તીર્થોના સવિસ્તર વર્ણન સાથે તો મહાભારતમાં મળે છે. મહાભારતના હાલના સ્વરૂપની શરૂઆત અને વેદના સમયના અંત વચ્ચે મોટો સમયનો ગાળો પડે છે. એવડા મોટા ગાળામાં ગમે તેવી પરંપરાઓમાં પણ સુધારાવધારા અને ઉમેરા થાય. એટલે સરસ્વતીના પ્રવાહની પરંપરામાં મહાભારત અને બીજાં પુરાણોમાં જે ભેદ પડે છે તે કુદરતી છે.[૧૯] મહાભારતના વનપર્વમાં તીર્થયાત્રા પર્વમાં સરસ્વતીસમુદ્રસંગમનું તીર્થ ગણેલું છે.[૨૦] એટલે પુરાણોએ સમુદ્ર સુધી સરસ્વતીને લાવ્યાં છતા કુમારિકા ગણી છે, અને વડવાનળને સાગરમાં નાખી પોતે પાછી વળી છે એમ લખ્યું છે એ માત્ર પાછળની કલ્પના છે, એમ સિદ્ધ થાય છે. પુરાણોની પેઠે મહાભારત શલ્યપર્વમાં બલદેવ તીર્થયાત્રાવર્ણનમાં સરસ્વતીને સમુદ્ર સુધી લાવે છે. અને પ્રભાસ પાસે જ સંગમ થવાનું કહે છે. એ વર્ણનમાં પ્રભાસથી સરસ્વતીનો આખો પ્રવાહ વર્ણવ્યો છે. આ બધા વર્ણન ઉપરથી સમજાય છે કે સરસ્વતી હિમાલયમાંથી નીકળી પ્રભાસ પાસે સમુદ્રને મળતી હતી એવી એક પ્રાચીન પરંપરા ચાલી આવેલી છે; અને હાલની માફક હાલનાં પુરાણોનાં છેવટનાં સ્વરૂપ લખાયાં ત્યારે, પણ પરંપરા ચાલુ હોવા છતાં પ્રવાહ ન હોવાથી સરસ્વતીતીરનાં તીર્થોની પરંપરાઓ ભેગી કરીને તે તીર્થો આગળ સરસ્વતીને પ્રગટ અને ગુપ્ત થતી લાવીને એક પ્રવાહની કથા ઊભી કરેલી છે.

### હિમાલયથી કાઠિયાવાડના કિનારા સુધી વહેવાનો કોયડો

આ બધી પૌરાણિક ભૂલભૂલામણીમાંથી ખરો પ્રવાહ કયો અને કયાં થઈને વહેતો હતો અને કાઠિયાવાડની હાલની ભૌગોલિક સ્થિતિ જોતાં એ પ્રવાહ ઉત્તરહિંદમાંથી ઊતરી આવીને કાઠિયાવાડમાં પ્રભાસ પાસે કેવી રીતે આવ્યો એ એક મોટો કોયડો ઉકેલવા જેવું છે. આ કારણથી ઘણા સરસ્વતીને વિનશન આગળ જ લુપ્ત થઇ માને છે. ઘણા એને ઘગ્ઘર નદીના પ્રવાહ સાથે જોડે છે, અને સતલજ સાથે મેળવે છે.[૨૧] કેટલાક મૂળથી જ એને સિંધુની શાખા અને સિંધુને મળતી જણાવે છે; અને વૈદિક વર્ણનને માન્ય રાખનારા

---

૧૯. મહાભારત સરસ્વતીને રણમાં ગુપ્ત થતી ગણવા છતાં એને દરિયામાં તો મેળવે છે. અને તે પણ પ્રભાસ આગળ, પરંતુ મહાભારતમાં સરસ્વતીમાહાત્મ્યની પેઠે સિદ્ધપુર વગેરે ઉત્તરગુજરાતનાં તીર્થોનાં વર્ણન નથી.

૨૦. મહાભારત (નિર્ણય સાગર) વન અ. ૮૦ શ્લોક ૫૭ માં આબુથી નીકળી શ્લોક ૬૦માં પ્રભાસ જવાનું લખે છે. શ્લો. ૬૧ થી ૬૩માં સરસ્વતી સાગરસંગમે જવા કહે છે. ત્યાંથી વરદાન તીર્થ, ત્યાંથી દ્વારવતી (દ્વારકાં), ત્યાંથી પિંડારકતીર્થ, ત્યાંથી સિંધુસાગરસંગમ જવા કહે છે. આ ઉપરથી સરસ્વતીને સિંધુના મુખ અને સંગમ જુદાં પણ એક જ ભૂમિવિભાગમાં હોવાનું જણાય છે: માહાત્મ્યમાં દ્વારવતી નામનું તીર્થ સિદ્ધપુર અને ઝીલાણીની વચ્ચે લાવે છે.

૨૧. આ માટે નંદલાલ દે. કૃત Geographical Dictionary of Ancient Indiaમાં સરસ્વતી શબ્દ જુઓ. યુરોપિયનો જ આ મત માને છે. નંદલાલ બાબુ ફક્ત સરસ્વતીઓ જુદી જુદી ગણાવે છે.

કેટલાક છેવટે એટલે સુધી માને છે કે મૂળ વૈદિક સરસ્વતીનો પ્રવાહ કચ્છના રણને મળતો.[૨૨] કચ્છનું રણ એ વખતે સમુદ્ર હતો.[૨૩] સિંધુ અને સરસ્વતીની વચ્ચે હાલનું રાજપુતાના અને થરનું રણ આવેલું છે તેનો વિસ્તાર બહુ નાનો હતો અગર તો ત્યાં રણ હતું જ નહિ અને તેને બદલે ફળદ્રૂપ જમીન હતી.[૨૪] રાજપુતાનાના રણમાં થઇ સરસ્વતી કચ્છના રણમાં મળતી. આ બધા મતના લેખકો પારાણિક વર્ણનને હસી કાઢે છે. સિદ્ધપુર પાટણ પાસેની સરસ્વતી અને પ્રભાસ પાસેની સરસ્વતી એ માત્ર જુદી નાની નદીઓ; અને ગંગા વગેરે પવિત્ર નદીઓનાં નામ બીજી નદીઓને આપવાનો અને એ નદીઓનાં તીર્થોને બીજે સ્થાપન કરવાનો રિવાજ પ્રાચીન કાળથી હતો, એમ માને છે; અને ગૂજરાતની હાલની બે સરસ્વતી નદીઓને વૈદિક સરસ્વતી સાથે સંબંધ નથી એમ સ્પષ્ટ કહે છે.

હવે એ પ્રાચીન સરસ્વતીનો પ્રવાહ કયાં હશે એ બાબત બીજાં ઉપલબ્ધ સાધનોથી થોડો વિચાર કરવા પ્રયત્ન કરીએ. સરસ્વતી નદી હિમાલયમાંથી નીકળી એ વાત સત્ય છે. એ સ્વતંત્ર રીતે સમુદ્રને મળતી અને તે દક્ષિણ-પશ્ચિમનો સમુદ્ર એ પણ સત્ય છે.[૨૫] વૈદિક સમયમાં કચ્છનું રણ અને સિંધુ તથા સરસ્વતીના મુખ્ય પ્રદેશ સિવાયનો

૨૨ Pargiter : Ancient Indian Historical Tradition; અને Anant Prasad Banerjee Shastri,. Asura in India; Gates of India By Sir Thomas Holdich P. 27, 144 સર. ટી. હોલ્ડીશ અને ગેઝેટીઅરોના લેખકો સરસ્વતીને કચ્છના રણમાં સ્વતંત્ર નહિ તો સિંધુ જે કચ્છના રણમા મળતી એમ એ લોકો માને છે તેને સરસ્વતી મળતી હતી એમ છેવટે માને છે.

૨૩ Sir T. Haldich P. 144 Cutch Gazetteer P. 15 ઇ. સ. પૂર્વે સિકંદરે ચડાઇ કરી ત્યારે એ વહાણ મારફતે સિંધુમાંથી કચ્છના રણસમુદ્રમાં આવેલો. હાલ રણ છે તે મોટા સરોવર જેવો દરિયો હતો એમ એના વર્ણનમા લખેલું છે. પેરિપ્લસના વર્ણનમાં કાદવ છતાં વહાણો જઇ શકે એવું હતું એમ કહે છે. (ઇ. સ. ત્રીજી સદી). પેરિપ્લસ પછી એક હજાર વર્ષ પછી પણ સિંધુનો મોટો ભાગ કચ્છના રણમાંથી દરિયામાં જતો. વધુ માટે જુઓ કાઠિયાવાડ ગેઝેટીઅર પૃ. ૭૫. કચ્છ ગેઝેટીઅર પૃ. ૮મા લખે છે કે પશ્ચિમહિંદના રેતાળ પ્રદેશો કેવી રીતે બન્યા તેનો ખુલાસો કચ્છની ભૂમિથી જડતો નથી. કચ્છની ભૂમિ દરિયાઇ કીચડ (Silt) અથવા જળમળથી બની હોય એમ સિદ્ધ થતું નથી. તેથી ઊલટું નદીના અવશેષો (Fossils) જડે છે. એ ઉપરથી કચ્છ સિંધુ આદિ પંજાબની નદીઓથી બન્યો હોય એ સંભવ મજબૂત બને છે.

૨૪ Sis T. Holdich P. 148. આ લેખક રણ હતું પણ સિંધુ અને સરસ્વતીની વચ્ચે બહુ નાનું હતું એમ લખે છે. પાર્જીટર પણ એમ માને છે; પણ ત્યાં છીછરો સમુદ્ર હોવાનું માને છે. ખરી રીતે સિંધુ બિઆસ આદિ નદીઓ ખસી ગઈ અને સરસ્વતી આખી ઊડી ગઇ, તેથી મોટું રણ થયું. હસ્તિનાપુરથી દ્વારકા, સરસ્વતીને રસ્તે જતાં મહાભારત ભાગવત વગેરેમાં રણનો ઉલ્લેખ મળતો નથી. અને રણ હતું જ નહિ. એ મત વધારે સબળ લાગે છે. એ જગ્યાએ વધારે ફળદ્રૂપ જમીન હતી. રજપૂતાનાના રણના દક્ષિણભાગમાં સમુદ્ર ન હતો એ માટે જુઓ Indian His. Quarterly VIII 2.354. મહાભારત અને ભાગવતમાં સૌવીર, સારસ્વત વગેરે ભાગોમાંથી જતાં રણનો ઉલ્લેખ મળતો નથી. રણ નદીઓ ગયા પછી થયું છે. ભિન્નમાલ આગળ સમુદ્ર હોવાની દંતકથા છે તે સિંધુની શાખા કે બિઆસ હોવાનો સંભવ છે. એ જગ્યાએ કચ્છનું રણ પાસે હોવાથી મુખ હોવાને લીધે એ નદી સમુદ્ર જેવડી પહોળી હશે.

૨૫ પુરાણો અને માહાત્મ્ય અને મહાભારત જેમાં સરસ્વતીના ઉલ્લેખો છે ત્યાં તે વડવાનળને નાખવા પશ્ચિમ દક્ષિણ સમુદ્રમાં જાય છે એવો ઉલ્લેખ છે.

હિંદુસ્તાનનો બધો ભાગ હાલ છે તેથી કોઇ રીતે ખાસ જુદા આકારનો નહોતો અને જલસ્થલવિભાગોમાં ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ થવાના ફેરફારો થઈ ચૂક્યા હતા.[૨૬] એટલે સરસ્વતી જે સમુદ્રને મળતી તે સમુદ્ર કાં તો અરબી સમુદ્ર અગર તો એનો કોઇ ભાગ એ વાત પણ સત્ય છે.

હવે આ સરસ્વતી પ્રભાસ આગળ સમુદ્રને મળતી એમ મહાભારતાદિ કહે છે.[૨૭] મહાભારતના શાલ્યપર્વમાં એ વાત સ્પષ્ટ લખેલી છે. પરંતુ વનપર્વનાં પુષ્કરથી તીર્થો ગણાવતાં અર્બુદ પછી પ્રભાસ, તે પછી સરસ્વતીસાગરસંગમ, તે પછી દ્વારકાં, અને તે પછી સિંધુસાગરસંગમ, એમ કહે છે.[૨૮] એટલે સરસ્વતી અને સિંધુનાં મુખ જુદાં જુદાં હતાં, એ સિદ્ધ થાય છે. બીજું સરસ્વતી પ્રભાસ, દ્વારકાં વગેરેની નજીક સમુદ્રને મળતી હતી એ પણ સિદ્ધ થાય છે. આ તીર્થવર્ણનમાં કોઇ જાતની અનુક્રમે જાળવેલા

**પ્રભાસ સુધીનો રસ્તો.**

૨૬ અમરનાથ દાસ ( India and Jambu Island ) અને કેટલાક યુરોપિયનો, ટોલેમીનો ભૂલવાળો નકશો જોઈ એ વખતે ( ઇ. સ. બીજી સદી ) હિંદનો આકાર એવો હતો અને હાલનો આકાર દોઢહજાર વર્ષ પછી થયો એમ માને છે, પરંતુ આ ભ્રમ છે. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ વૈદિક સમય ( ઇ. સ. ૫૦૦૦ પૂર્વે ) પહેલાં હિંદનો આકાર પશ્ચિમકિનારાના નાના ભાગ સિવાય ઘડાઇ ચૂક્યો હતો, અને અરવલ્લીની ઉપરનો સમુદ્ર જતો રહી હિમાલય બની ચૂક્યો હતો. જુઓ દેરાસરીકૃત ભૂસ્તરવિજ્ઞાન ભા. ૨ ખં. ૩ પૃ. ૧૪૯. પાર્જીટર (પૃ. ૨૬૦) ધુંધુ દૈત્ય છીછરા રેતીથી પુરાયેલા સમુદ્ર આગળ મરાયાનું લખે છે તે રજપૂતાનાનો સમુદ્ર એમ માને છે, એનું નામ ઉજ્જાલક લખે છે; પરંતુ એમ માનવાને આધાર નથી આપ્યો. એ કચ્છના રણનો જ ભાગ સંભવે છે.

૨૭ સ્કંદપુરાણ, પ્રભાસખંડ અ. ૨૭ થી ૨૯; મહાભારત શલ્યપર્વ અ. ૩૫. ચંદ્ર ક્ષયરોગના નાશ માટે શિવની આરાધના કરવા માટે ગયેલ કહેવામાં આવે છે. समुद्रं पश्चिमं गत्वा सरस्वत्यब्धिसंगमम् ॥ आराधयतु देवेशं ततः कान्तिमवाप्स्यसि ॥ ७७ ॥ सरस्वतीं ततः सोमः स जगामर्षिशासनात् ॥ प्रभासं प्रथमं तीर्थं सरस्वतीं जगाम ह ॥ ७८ ॥

૨૮ જુઓ પાછળ નોટ ૨૦ મહાભારત વનપર્વ. તીર્થયાત્રાના આ ઉલ્લેખોની નોંધ પાર્જીટરે Ancient Ind. His. Tradition પૃ. ૨૯૧ નોં. ૧ માં લીધી છે. એમાં મહાભારતના આ અનુક્રમને પાર્જીટરે ખરો માની લીધેલો જણાય છે. પાર્જીટર લખે કે "આબુથી 'દક્ષિણે' પ્રભાસ અને ત્યાંથી 'ઉત્તરે' સરસ્વતીસાગરસંગમ; ત્યાંથી 'દક્ષિણે' દ્વારકાં, ત્યાંથી સિંધુના મુખ આગળ થઇ સિંધુ દ્વારા ઉત્તરમાં જવું. આ મુસાફરી થોડી જમીનમાર્ગે થઈ હશે." પાર્જીટર આ શા આધારે લખે છે તે સમજાતું નથી. સરસ્વતીસાગરસંગમ કચ્છના રણમાં હશે એમ ધારીને આ લખાણ થયું જણાય છે. પરંતુ મહાભારતે લખેલી જગ્યાઓમાં અનુક્રમ જેવું કાંઇ છે જ નહિ. એ લખાણનો અર્થ સાંનિધ્ય કે સાહચર્ય એથી વધારે થતો નથી. વનપર્વમાં તીર્થયાત્રામાં પુષ્કરથી ઉપડી એકદમ જંબુમાર્ગ કહ્યો સ્થાણુતીર્થાદિ બે-ચાર તીર્થો ગણાવી એકદમ (શ્લો. ૫૫) દક્ષિણોદધિને મળનારી નર્મદાનું તીર્થ કહે છે; અને તે પછી તુરત જ ચર્મણ્વતી શ્લો. ૫૬ ચંબલ નદી ગણાવે છે. ચંબલ રજપૂતાનામાં અને નર્મદાનું મુખ ગૂજરાતમાં એ સૌ જાણે છે. ચંબલ પછી (શ્લો. ૫૭) આબુ અને તે પછી તુરત જ (શ્લો. ૬૦) પ્રભાસ કહે છે. આ ઉપરથી મહાભારતમાં ક્રમ ભૌગોલિક સ્થિતિ પ્રમાણે નથી. કોઈ પણ યાત્રાળુ આબુથી દક્ષિણે પ્રભાસ જઈ ત્યાં પાસે આવેલું દ્વારકાં મૂકી દઇ પાર્જીટર કહે છે તેમ સરસ્વતીસંગમે ઉત્તરમાં જઈ દ્વારકાં માટે પાછો દક્ષિણમાં ઉતરે અને સિંધુના મુખ માટે

જણાતો નથી. એટલે પ્રભાસ હાલ ગણાય છે તેમ સરસ્વતીના મુખ આગળ જ તે સમયે હતું કે છેટું, હતું તે સિદ્ધ થતું નથી. શલ્યપર્વની બલદેવની તીર્થયાત્રાના વર્ણનમાં એ મુખ આગળ જ હતું એમ સ્પષ્ટ લખે છે. પરંતુ વનપર્વમાં ત્યાં અગ્નિતીર્થ જ આવેલું છે, એમ કહે છે; જ્યારે શલ્યપર્વમાં સોમને થયેલા શાપનું વર્ણન અને શૈવતીર્થ હોવાનું લખેલું છે. આ ઉપરથી વનપર્વવાળો ભાગ શલ્યપર્વવાળા ભાગ કરતાં વહેલો લખાયો હશે; અને પ્રભાસ શૈવતીર્થ તરીકે ન મનાતું હોય એટલી પ્રાચીન પરંપરા વ્યક્ત કરે છે. પુરાણ અને તે ઉપરથી લખાયેલું સરસ્વતીનું માહાત્મ્ય શલ્યપર્વવાળી વાતનું સમર્થન કરી સરસ્વતીને પ્રભાસ આગળ જ લાવે છે. આ ઉપરથી સમજાશે કે સરસ્વતી પ્રભાસની નજીકમાં સાગરને મળતી એ પરંપરા મહાભારતના છેલ્લા થરથી માંડી પુરાણો હાલના સ્વરૂપમાં લખાયાં ત્યાં સુધીમાં બરાબર દૃઢ થઇ ગઈ હતી. ઈ. સ. ૧૦૩૦માં અલબરૂનીએ આપણાં પુરાણો વગેરે અને પ્રાચીન ભૂગોળ વગેરેનો સારો અભ્યાસ કરેલો એ પણ સોમનાથ પાસે સરસ્વતીનું મુખ છે એમ લખે છે. પરંતુ વધુ ખુલાસો એણે કરેલો નથી. [૨૯] પુરાણોએ કરેલા સરસ્વતીના હિમાલયથી પ્રભાસ સુધીના પ્રવાહના વર્ણનમાં ભૌગોલિક દૃષ્ટિએ હાલ એક મોટો વાંધો આવે છે. સરસ્વતી વિનશન આગળ ગુપ્ત થઈ ઘગ્ઘર [૩૦] સાથે તેનો પ્રવાહ મળી ગયો એ મત તો હવે ખોટો પડયો છે. ગુપ્ત થતી અને બહાર આવતી સરસ્વતી એક વખત અસ્ખલિત પ્રવાહથી કચ્છના રણને મળતી એમ ઘણા વિદ્વાનોએ માન્ય કર્યું છે. પરંતુ સરસ્વતી કચ્છના રણના પૂર્વાવતાર સમુદ્રને મળતી એ સ્વીકારીએ તો પૌરાણિક આખીએ પરંપરાને વાંધો આવે છે. બીજી બાજુથી જોતાં કાઠિયાવાડ એક વખતે બેટ હતો. એને ગુજરાત સાથે જોડાયાને હજી બે હજાર વર્ષ પણ થયાં નથી. [૩૧] સરસ્વતીને લુપ્ત થયાને બે હજારથી વધારે વર્ષ થયાં છે તો પ્રશ્ન એ થાય છે કે રાજપૂતાનાની ભૂમિ વટાવી દક્ષિણમાં આવતી સરસ્વતી ગુજરાત કાઠિયાવાડ વચ્ચેનો જલપ્રદેશ ઓળંગી ગીરનાં જંગલ વટાવી પ્રભાસ પાસે સમુદ્રને મળવા શી રીતે ગઇ ? આ વાંધો સરસ્વતી ગુજરાતના

પાછો ઉત્તરમાં ચડે એવું બને નહિ; અને એવો ગાંડો યાત્રાળુ હોય પણ નહિ. અર્થાત્ પાર્જીટર સરસ્વતીનું મુખ ખોટી જગ્યાએ ધારીને આવો અસંભવિત તર્ક કરે છે. સરસ્વતીનું મુખ પ્રભાસની પાસે જ હોય તો તે ત્યાં અને પાસે જ આવેલા દ્વારકાં જાય એ સંભવિત છે. આ વાત સરસ્વતીનું મુખ ગોપનાથ પાસે કે પ્રભાસ હાલ છે ત્યાં, કે એટલામાં, અને દ્વારકાં મૂળ દ્વારકાં પાસે કે એટલામાં હોય તો વધારે બંધ બેસે. જો કે અનુક્રમ તો મહાભારતનો ખરો છે જ નહિ અને એ ગ્રંથે જાળવ્યો પણ નથી." પાર્જીટર દ્વારકાંને પણ હાલના દ્વારકાંની જગ્યાએ માનતા લાગે છે.

૨૯ Sachau's Al Baruni I 261. (Trubner's) અલબરૂની પાછળનાં પુરાણોને માનતો લાગે છે. સોમનાથથી એક તીર પડે તેટલે છેટે સરસ્વતીને માને છે. પરંતુ નવાઇની વાત એ છે કે અલબરૂની (ઇ. સ. ૧૦૩૦) સરસ્વતી ને ગંગાના મુખની વચ્ચે નર્મદાનું મુખ ભરૂચ પાસે આવેલું છે એમ લખે છે. આમાં છેટું કેટલું એની એને ગમ નથી પરંતુ સરસ્વતી નર્મદાના મુખથી પશ્ચિમમાં મળતી એટલું ચોક્કસ થાય છે.

૩૦ પંજાબની એ જ નામની એક નદી. એનો પટ પણ આજે સુકાયેલો છે, કેટલાક એને જ સરસ્વતી માને છે.

૩૧ કાઠિયાવાડ ગેઝેટીયર પૃ. ૫૫૯. "+++ and probably so recently as two thousand years ago this peninsula was an island,"

દક્ષિણ પ્રદેશ સુધી આવતી જ નહોતી એમ માનનારાઓને ટેકો આપે છે. પુરાણકાર તો પુષ્કર અને અર્બુદારણ્યમાંથી આવેલી સરસ્વતી પશ્ચિમમાં સમુદ્રને દેખી (કચ્છના રણનો સમુદ્ર) ત્યાં વડવાનળને મૂકવાની આજ્ઞા ન હોવાથી ગુપ્ત થઈ દક્ષિણસમુદ્રમાં જવા માટે કાઠિયાવાડમાં પ્રગટ થઈ એમ લખી આ ગૂંચવણનો નિકાલ લાવી દે છે. આ બન્ને પૌરાણિક વાતોથી સ્પષ્ટ થાય છે કે સરસ્વતી કચ્છના રણના સમુદ્રને મળતી નથી, પણ તેની પાસે થઇ દક્ષિણમાં ઊતરે છે. બીજું, રણ પાસેના ભાગમાંથી કાઠિયાવાડમાં સરસ્વતીને લઇ જવાનો રસ્તો ન જડવાથી, પુરાણકાર એને ગુપ્ત કરી ઉડાવીને પ્રભાસ પાસે લઈ જાય છે. આથી એટલું પણ સ્પષ્ટ થાય છે કે સરસ્વતી કચ્છના રણથી આગળ દક્ષિણમાં કોઈ સ્થળે સમુદ્રને મળે છે અને એ સ્થળ કયું તેની પુરાણકારને ખબર નથી.

**નદીઓના પટમાં થયેલા ફેરફાર**

આ વસ્તુ નક્કી કરવા માટે પૌરાણિક પરંપરાને વધુ ઝીણવટથી તપાસવાની જરૂર છે. અને તે સાથે પશ્ચિમ હિંદના રેતાળ પ્રદેશમાં થયેલા ફેરફાર અને એ પ્રદેશમાં થઇને વહેતી નદીઓના પ્રવાહમાં થયેલા ફેરફાર તપાસવાની પણ જરૂર છે. એમાં પહેલી અગત્યની વાત એ છે કે સરસ્વતી વડવાનળને લઇને સમુદ્રમાં મૂકવા જાય છે અને તેના તાપથી કોઈ જગાએ ગુપ્ત થઈ જાય છે. આ વડવાનળ એ જ્વાલામુખીથી થયેલા ઉત્પાતોનું પૌરાણિક સ્વરૂપ છે.[૩૨] એથી સ્પષ્ટ થાય છે કે સરસ્વતીનો પ્રવાહ નાશ પામવામાં જ્વાલામુખીના ઉત્પાત એ ઘણાં કારણોમાંનું એક અગત્યનું કારણ છે. પશ્ચિમ હિંદુસ્તાન અને ગૂજરાતના ભાગમાં વારંવાર ધરતીકંપ થતા અને તેથી જલસ્થળમાં ફેરફાર થઇ ગયેલા એવા દાખલા છે.[૩૩] આવા કારણથી અને તેથી થતા જલપ્રલય જેવા બનાવોથી ખાસ કરીને રેતાળ પ્રદેશમાં નદીઓના પ્રવાહ ઉપર બહુ અસર થાય છે. પંજાબ, સિંધ, રજપૂતાના

૩૨ વડવાનળ એટલે જ્વાળામુખી એમ વિદ્વાનોનું માનવું છે. (જુઓ ન. દે. મહેતાકૃત શાક્ત સંપ્રદાય) વડવાનળને પૃથ્વીના પડમાં કે સમુદ્રમાં રહેતો અગ્નિ કહે છે. એને ઔર્વાનલ પણ કહે છે. મહાભારતમાં પ્રભાસ આગળ અગ્નિતીર્થ કહે છે અને પ્રભાસ પાસે સરસ્વતીસંગમની પરંપરા છે, એટલે સરસ્વતી વડવાગ્નિને લઇ સમુદ્રમા નાખે છે એને આની સાથે કાંઇ સંબંધ હોવો જોઇએ. વરાહમિહિર હિંદુસ્તાનના દેશો ગણાવતાં નૈર્ઋત્યમાં વડવામુખ આવેલું કહે છે. આ વડવામુખ પૌરાણિક મત પ્રમાણે સમુદ્રમાં છેટે નહિ પણ ભારતવર્ષના દેશ તરીકે છે. એટલે સરસ્વતીના મુખ આગળ જ્યાં વડવાગ્નિને મુખ આગળ નાખ્યો તે ભાગ વડવામુખ પ્રદેશ કહેવાતો હોવો જોઇએ. પ્રભાસ પાસે અગ્નિતીર્થ એ વાતને ટેકો આપે છે. વડવામુખ આખો પ્રદેશ એટલે પ્રભાસમાં જ નહિ, પણ આસપાસનો ભાગ પણ હોઇ શકે. (વરાહમિહિર પૃ. સં. નક્ષત્ર કૂર્મ વિભાગ) વડવાનલ, ઔર્વાનલ, અને એના પાર્જીટરે કરેલા અર્થની ચર્ચા કરવાને અહીં સ્થાન નથી. એના અર્થોમાં પાછળથી ઘણી ગૂંચવણ થએલી છે.

૩૩ સ્કંદપુરાણ નાગરખંડમાં હાટકેશ્વરક્ષેત્ર એટલે આનર્ત્તદેશમાં આવા ભૂકંપના ઉત્પાતોના ઉલ્લેખો આવે-છે. અ. ૭૨-શ્લો. ૩૩. વળી જુઓ (*Brigges Cities of Gujarashtra. chap. VII.*) વળી જુઓ સ્કં. નાગરખંડ, મદા મૈ ભૂમિકંપસ્તુ સંપ્રજાતઃ યદાદ્ભુતઃ ॥ રક્તશૃંગઃ પ્રચલિતઃ સ્વસ્થાનાદતિવેગતઃ ॥ આ બનાવ તારકાસુરને સ્કંદે માર્યો ત્યારે તે પડ્યો (ખંભાત પાસે) તે વખતે બન્યો, અને તે વખતે ચમત્કારપુરનાં ઘર પડી ગયાં એમ લખ્યું છે.

અને ગૂજરાતની નદીઓના પ્રવાહમાં આ રીતે ઘણો ફેરફાર થયેલો છે.[34] વધારામાં ઉત્તર ગોળાર્ધમાં ઉત્તરદક્ષિણ વહેતી નદીઓ ખાસ કરીને રેતાળ પ્રદેશમાં પૂર્વ તરફથી પશ્ચિમ તરફ પૃથ્વીના પોતાની ધરી ઉપરના દૈનિક ભ્રમણને લીધે ધસતી જાય છે. આમ પંજાબની નદીઓના પ્રવાહ હાલ છે એવા પૂર્વે ન હતા. સિંધુ આદિ નદીઓ હાલ કરતાં ઘણી પૂર્વમાં વહેતી, અને સિંધુ પોતાની શાખાઓ સાથે કચ્છના રણમાં મળતી.[35] બીઆસ નદી સ્વતંત્ર કચ્છના રણના સમુદ્રને મળતી.[36] સતલજ સરસ્વતીની કે બીઆસની શાખા હતી.[37] જમના સરસ્વતીને મળતી એમ માનવાને કારણ છે.[38] સિંધુ અને તેની

૩૪ જુઓ River-courses of the Punjab and Sindh: R. B. Whitehead. (Ind. Ant. Sept. 1932) આ ગૃહસ્થે સરસ્વતીના પટ પાસે 'હકરા' નદીના નામથી ઠીક પ્રકાશ નાખ્યો છે આ નદીઓના વિષયમાં મેજર રેવર્ટી આધારભૂત ગણાય છે. ઉપરોક્ત લેખમાં મિ. વાઈટહેડે નદીઓના પટના ફેરફાર માટે ઉત્તમ ચર્ચા કર્યા છતાં સરસ્વતી માટે પ્રાચીન પરંપરા ઉપર ધ્યાન ન આપવાથી બધા જેવી ભૂલ કરી છે; અને હાલની નદીઓની ચર્ચા કરી છે. સરસ્વતીના ગુપ્ત થવાનું કારણ સરસ તળાવો વાળી નદી અને તળાવો ખેતી માટે કરેલાં તેથી એ નદી કદી સમુદ્રને પહોંચી જ નથી અને ગુપ્ત થઇ છે એમ લખે છે. પરંતુ હકરા અગર એક એવી મોટી નદી અદ્રશ્ય થઇ છે કે જેને કદાચ સિંધુ પણ મળતી હોય, અને પંજાબની બીજી નદીઓ અને જમના મળતી હતી, એમ લખે છે, જે માટે એ લેખ વાંચવા જેવો છે. રેતાળ જમીનમાં નદીઓના પટ વીસથી ત્રીસ માઈલ પહોળાઇમાં ખસીને ફેરફાર થાય છે, એમ મેજર રેવર્ટીનું માનવું છે. એ લખે છે કે સતલજ ત્રીસથી પાંસઠ માઇલ પશ્ચિમમાં ખસી છે. ચિનાબ, રાવી વગેરેનું પણ એવી રીતે થયું છે.

૩૫ એ જ પૃ. ૬૬૮. મેજર રેવર્ટીનું માનવું છે કે એક વખત સિંધુ નદી હકરા (ઘગ્ઘર અગર સરસ્વતી) ની શાખા હતી. મિ. વાઇટહેડ લખે છે કે એલેકઝાંડર આવ્યા પછી સિંધુ અને ગંગાના પ્રવાહ તથા મુખમાં ઘણા ફેરફાર થયા છે. જુઓ અમરનાથ દાસ કૃત India & Jambu Island P. 124. દાસ તો એટલે સુધી કહે છે કે હાલનો સિંધુપ્રવાહ તે પ્રાચીન કાબુલ નદીનો પ્રવાહ છે. સિંધુ તો ઘણી પૂર્વમાં વહેતી.

૩૬ Rivercourses of the Punjab & Sind: Whitehead: (Ind. Ant. Sept. 1932.) શ્રીયુત અમરનાથ દાસ બીઆસ (વેદની વિપાશા) સતલજ (વેદની શતદ્રુ) જમના અને ભાગીરથી પાસે પાસે વહેવાનું લખે છે. એથેલોનીઅસ ઓફાઇસે બીઆસ મારફતે સમુદ્રમાં મુસાફરી કરી હતી, અને એણે બીઆસના મુખ પાસે દૂરથી સિંધુનું મુખ જોયું હતું. એટલે બીઆસ અને સિંધુ કચ્છના રણને મળતી હોવી જોઇએ. રા. દાસ આ ઉલ્લેખોમાં બીઆસની પાસે એ મુસાફરે કહેલી ભાગીરથીનો ઉલ્લેખ કરે છે. તે જો કે સ્પષ્ટ કરેલો નથી, પરંતુ એ પોતે જ લખે છે કે બીઆસ સ્વતંત્ર દરિયાને ન મળતી હોય તો સરસ્વતીને મળતી હતી અને તેની મારફતે વહાણમાં જવાતું. પરંતુ બીઆસ સ્વતંત્ર સમુદ્રને મળતી એ પરંપરા વિચિત્ર રીતે તારીખે હારીઅણ (Illiot IV) માં જળવાઈ રહી છે. એમાં "બીઆ" નદીને "ખંભાતના" રાજ્યમાં થઇને સમુદ્રમાં પડતી લખી છે. જમના સરસ્વતીને મળતી અને સરસ્વતી નાશ થયા પછી ગંગાને મળી એ આબાજ જોઇશું. ઉપરોક્ત તવારીખમાં જમના ગૂજરાતમાં આવતી એમ લખ્યું છે.

૩૭ Whitehead: Rivercourses of the Punjab & Sind. "The Sutluj was a tributary of the Hakra" કલકત્તા રિવ્યુમાં મી. ઓલ્ડહામે તો હકરાને જ સતલજ ધારેલી છે.

૩૮ એજ: "Hakra was fed by both Sutluj and Jamna." મિ. વ્હાઇટહેડ લખે છે કે ખેતીવાડી ખાતાના મિ. નીકલસનના મત પ્રમાણે (૧૯૧૬) એમ સિદ્ધ થયું કે, ચૌતાંગ

શાખાઓ હાલ છે તેનાથી ઘણી પૂર્વમાં વહેતી. એટલે સરસ્વતીનો પ્રવાહ પણ હાલ મનાય છે ત્યાંથી પૂર્વમાં હતો. સરસ્વતી પુષ્કરમાંથી વહેતી એમ બધાં પુરાણો કહે છે. અને પુષ્કર પ્રાચીનકાળથી અજમેરની પાસે છે એ સિદ્ધ થયેલી વાત છે; એટલે ઉપરનો સિદ્ધાંત માન્ય રાખીએ તો સરસ્વતી હિમાલયમાંથી નીકળી કુરુક્ષેત્રમાં થઇને પુષ્કર–અજમેર પાસે થઈ વહેતી હોય એ માનવા જેવું છે. ત્યાંથી અર્બુદારણ્યમાં થઇને સરસ્વતી દક્ષિણ તરફ જતી હતી.

**સરસ્વતીનો દક્ષિણનો પ્રવાહ**

અર્બુદારણ્ય છોડીને ગુજરાતની હદમાં પેઠા પછી સરસ્વતીના પ્રવાહ નક્કી કરવાનું કામ બહુ ગૂંચવણભરેલું છે. પુરાણકાર પ્રભાસ અને પુષ્કર વચ્ચે જે જે તીર્થો ગણાવે છે તેનો પત્તો લાગવો મુશ્કેલ છે. સરસ્વતીના માહાત્મ્યમાં અંબાજી આગળથી નીકળી સિદ્ધપુર પાટણ આગળ થઇને વહેતી નદીને સરસ્વતી નદી કહી એનાં તીર્થો લખ્યાં છે. આ નદી પ્રાચીન સરસ્વતી હોય એમ તો મનાય જ નહિ. પરંતુ એટલા પ્રદેશમાં પ્રાચીન સરસ્વતીનો પ્રવાહ કોઇ સ્થળે હશે એમાં શંકા નથી. માહાત્મ્યમાં એ સરસ્વતી ઝીલાણુ[૩૯]

---

નદીનો માથલ પહોળો પટ એ જમનાનો જૂનો પટ છે. આગળ જમના ચૌતાંગ મારફતે હકરાને મળતી એમ લખે છે. આ ચૌતાંગ (Chautang) એ વૈદિક દૃશદ્વતી નદી છે, જે સરસ્વતીની શાખા હતી અને જેની અને સરસ્વતી વચ્ચેનો ભાગ બ્રહ્માવર્ત કહેવાતો. એની પછી તુરત જ જમના નદી આવે છે. જમના સરસ્વતીને મળતી તે માટે વધારામાં જુઓ Oxford Survey of British Empire. Asia, P. 17. 137. Herberton & Howarth ( Geology ) રા. અમરનાથ દાસ લખે છે, કેટાસેમીના વખતમાં સરસ્વતીના ઉપલા અને નીચલા પ્રવાહ જુદા થઈ ગયા અને વચલો ભાગ અંતઃશિલાને નામે ઓળખાવા લાગ્યો, જેને પુરાણો વિનશન અથવા સરસ્વતી ગુપ્ત થઈ એમ કહે છે. હકરાનો સૂકો મોટો પટ બહાવલપુર રાજ્યમાં થઈ બિકાનેરના રણમાં આવે છે. હકરા એટલે નીચી સપાટીનું રણ. આ ઉપરથી મિહરાન નદી ( Estern Nira ) પંજાબની કઈ નદી હશે એ કહેવું મુશ્કેલ છે. કદાચ સિંધુની પશ્ચિમની શાખા હોય. આ નદી છેક પંદરમી સદી સુધી હતી. તે હાલ નથી. (જુઓ મોહન જોડેરો અને ઇન્ડસ વેલીઃ સર જૉન માર્શલ કૃત )

૩૯ ઝીલાણુ તીર્થ પ્રભાસખંડ કે મહાભારતમાં નથી, પણ માહાત્મ્યમાં છે, અને એને ઘણા ઝીંઝુવાડા ધારે છે. પરંતુ કચ્છના રણને મળતી સરસ્વતી આજે પણ ઝીંઝુવાડા આગળ નથી આવતી. માહાત્મ્યનો લેખક નદીને ઝીલાણુ તીર્થથી સમુદ્ર દેખાવા છતાં ત્યાં વડવાનળને ન મૂકતાં દક્ષિણમાં લઇ જાય છે. એટલે આ તીર્થ રાધનપુર રાજ્યમાં આવેલું ઝીલવાણુ ગામ બંધ બેસે છે. વિશ્વામિત્રે સરસ્વતી ઉપર આવેલા રુશંગ તીર્થમાં તપ કર્યું એમ ઉલ્લેખ છે. તે તીર્થ 'સાગરાનુપે' સાગરની પાસે નીચી જમીનમાં છે એમ પણ ઉલ્લેખ છે. પાર્ઝીટર (પૃ. ૨૯) એનો અર્થ એમ કરે છે કે એની નજીક સરસ્વતી સમુદ્રને મળતી હશે, અને તે કચ્છના રણનો કે રજપૂતાનાનો સમુદ્ર. પરંતુ પાર્ઝીટરનાં આ લખાણને આધાર નથી. સરસ્વતી એ જ સમુદ્રને મળી એમ કોઇ જગ્યાએ લખ્યું નથી, જ્યારે માહાત્મ્યમાં ઝીલાણુ તીર્થ પાસે સમુદ્ર દેખાતો હતો પણ સરસ્વતી ત્યાં મળતી ન હતી તે લખાણુ ખરું છે. રુશંગ તીર્થ એટલામાં હશે. માહાત્મ્યમાં તે આવેલું નથી. અમીયકુમાર ચક્રવર્તી ઇન્ડીઅન હિસ્ટોરીકલ ક્વાર્ટરલી (૭-૨-૩૫૪) માં લખે છેઃ વિનશન નામ જ બતાવે છે કે તે પહેલાં સરસ્વતી આગળ વહેતી, અને રજપૂતાનાવાળો સમુદ્ર (પાર્ઝીટર કહે છે તે) હતો નહિ.

તીર્થ આગળ સમુદ્રને દેખીને ત્યાં ન મળતાં દક્ષિણ તરફ ગયાનું લખે છે; જ્યારે ઉપરોક્ત પ્રવાહ કચ્છના રણના સમુદ્રને મળે છે. ઝીલાણથી પ્રભાસ સુધી બહુ થોડાં તીર્થો ગણાવ્યાં છે, અને એના સ્થળનિર્ણય થઇ શક્તા નથી. મહાભારતમાં બલદેવ તીર્થયાત્રામાં પ્રભાસથી કુરુક્ષેત્ર સુધીનાં તીર્થો ગણાવ્યાં છે તે અને પૌરાણિક તીર્થોમાં પણ ફેર છે. અને મહાભારતનાં તીર્થોનો પત્તો લાગતો નથી.[૪૦]

આ બધી ગૂંચવણનો નિકાલ સરસ્વતી અર્બુદારણ્યમાંથી સહેજ પશ્ચિમ તરફ વળી પાલણપુર–રાધનપુરના પ્રદેશમાં કચ્છના રણના સમુદ્રની સહેજ પાસે થઇ તેમાં ન પડતાં દક્ષિણ તરફ વળી નળકંઠો અને ખંભાતના રણરસ્તે વહી ખંભાતના અખાતરૂપે કાઠિઆવાડના દક્ષિણકિનારાની હદ સુધી જઈ ત્યાં સમુદ્રને મળે છે, એમ માનીએ તો થઇ શકે છે. એમ માનવા માટે જે જે પ્રમાણ હોય તે હવે જોઈએ.

**ખંભાતનો અખાત એ સરસ્વતીનું મુખ**

( અપૂર્ણ ) રત્નમણિરાવ ભીમરાવ

૪૦ ખરી રીતે પુષ્કરથી પ્રભાસની વચ્ચેનાં તીર્થોમાં બહુ ગોટાળો છે. દરેક ગ્રંથ જુદાં જુદાં આપે છે. સરસ્વતીમાહાત્મ્ય પણ અર્બુદારણ્યથી કચ્છના રણ સુધી બહુ તીર્થ ગણાવી પછી ટુંકાવી નાખે છે. ખરી રીતે કુરુક્ષેત્ર છોડયા પછી સરસ્વતીના ટુકડા થયા છે, એટલે પરંપરાએ યાદ રાખ્યાં એટલાં જૂનાં, અને બીજાં નવાં તીર્થ થયાં.

# મુખર કન્દરા

[ પૃથ્વી ]

શમી ઘણુની ઘંટડી, વિરમી મંદિરે આરતિ,
વિલમ્બી કૃષિકારનાં મધુર કોસગીતો શમ્યાં,
ધીમી કલબલે પડી જનસમૂહની; ને નભે
સફેદ ફરકંત સ્વચ્છ મૃદુ ચાંદની, ફેરતી
અમી ટશર, જે ઝિલે ગિરિ, તળાવ, ગામો, દ્રુમો,
ઝિલે વળી જરીક જંપી અધ–મીંડતાં પાંપણો.
તહીં સ્વપનનિંદરે પ્રકૃતિબાળ હિંડોળવા
સમીર હીર દોરીથી સુભગ ગીત ઝીલે શકે,
મીઠો કલનિનાદ સારસતણો કહીંથી ય તે
ઉઠ્યો ગગનમન્દિરે,
ઝિલ્યો ગિરિનીકન્દરે,
સુમન્દ સ્મિત મર્મરે વનની રાચતી વલ્લરી,
સુરાવલિ સુરમ્ય ઝિલ્લિરવકંપ સંગે મિલિ
સ્ફુરે દૂર દિગન્તરાલ, ગિરિમાળ ગોરંભતી
રહંત પડઘા કંઈ વખત સામસામા ઝિલી.
સુણી પ્રતિસુરો સ્વકીય કલનાદના ગૂંજતા
અરણ્યતરુપલ્લવે અવર પંખી જાણે કૂજ્યાં;
ઉરે અધિક નન્દતાં યુગલ, પાંખપાંખે ઘસી,
ઉંડો નભ વલોવતો ફરી રસાળ ટહૌકો કરે.
અને મુખરકન્દરા ગિરિની, અન્ય ગિરિ કન્દરે
સુરો દઈ, ઝિલી વળી, કંઈક શબ્દલીલા રચે.
પ્રશાંત ઉર કન્દરાય ઘણકે સૂણી ગીત, ને
કરે પ્રતિસુરે સજીવન ત્રિકાલની કન્દરા.
અનેક ગત, વર્તમાન, વળી ભાવિ જન્મો તણાં
રહે સ્મરણ જાગી, સ્વાનુભવ, ભાવિ સંસ્કાર સૌ.
સચેત, રસપ્રાણ, આદિપ્રભુ અર્ધનારીશ્વર
કૃપાળુ અદના શરીર મહીં જેહ વાસો વસ્યો,
વિરાટ, અવિભક્ત, એક, પણ આ શરીરે રહી

લહે અડધિયું ન સ્થૂલ નિજ તોય,—ને એહને
તમા જ કશી સ્થૂલની ?—ચિતસ્વરૂપ, ચિત્તાન્તરે
દિશેદિશ થકી સ્ફુરંત અણુઆથમ્યા રૂહે ઝિલી
કરેલ રસનાદ જેહ, કરવા હજી જે વળી
ભવેભવની સંગિની
મિઠી પ્રણયપંખિણી ઉરશી સારસી સંગમાં.
સુરાવટ રહી શ્વસી, ધબકી કો મહાકાલને
ખૂણે, ઉર સરી હવાં ઝમી રહે અમીબિન્દુડાં
અને ડુબવતી ક્ષણેક નિજમસ્તીના રંગમાં.
જુદાં પુરુષ ને નહીં પ્રકૃતિ, કલ્પના ને કવિ,
અને મનુજ વ્યક્તિમાં નર અને ન નારી જુદાં.
વસે નરઉરે ઉંડાણુમહીં નારી, નારી ઉરે
રહ્યો નર વળી, મળે ઉભય એક અસ્તિત્વમાં.
વિકારમય સ્થૂલ જે ઉભયનાં, જુદી તે થકી
પવિત્ર, દ્યુતિરેખ, સૂક્ષ્મ નરનારીની બેલડી
વસી પ્રતિઉરે,—ગુલામ ન વિજાતિ ખેંચાણુની.
સડેલ મનુઉર આ ઇતર જાતિ આકર્ષણે,
લહે સુર તથાપિ ભીતર પવિત્ર પ્રેમોર્મિના,
વહંત પડઘાઇ સારસ ચુગો થકી જે. અને
ભલે વિહગજોડ બેવડ સુરોથી દામ્પત્યનાં
લહે ક્ષણિક માત્ર ઇન્દ્રિયસુખો મદન અર્ચતાં !
—અને અશુચિ કેમ, જે પરિણુમંત માંગલ્યમાં ?
સુરો તદપિ એ ગળાઇ તરુપલ્લવે, ચંદ્રિકા
જલે શુચિ થઈ, પ્રતિધ્વનિથી શુદ્ધ થાતા વધુ
સ્ફુરે, ઉચરી રાત્રિમાં પૃથિવી કૈંક જાણે ઊંડું.
અને હૃદયમાં રહ્યા નરગુણો ઉચે કાન દે
સુણે અવરભાગનું અશ્રુતપૂર્વ સંગીત, ને
લહે ઉભય ગીતમેળ મહીં લાધ્રતી પૂર્ણતા.

પરોડ સમયે શિશુ જીવનના પરોઢે સુતાં
ઘરે, જમીનટોચ—ડુંગરતણી તળેટી પરે,
સુણ્યા અરધનિંદરે કલરવો કંઈ પંખીના,
પૂછ્યું જનનીને અધીર મન, 'બા ! કુણ એ બોલતું ?'

'રહે સુઇ તું, સારસાં ! વખત ના નિશાળે જવા
તણો હજી થયો !' પછી ઘણીય વાર શાળા મહીં,
ગલોલ લઇ ખેતરે જઇ ચડયા જં ટોળા તહીં
મનોરમ સુરીલ જે શબ્દ તે, અને આજના,
બધાય અધઊંઘમાં, શિશુ સ્વભાવ ઔત્સુક્યમાં
સુણ્યા, તરવરી રહ્યું સત લહ્યું નહીં આ કદી.

અયે ! યુગલ સારસો, ઉચરતાં ગિરા પ્રેમની,
તળાવતટ શું રમો ? પ્રતિતળાવ ચોકી કરી
તમારી, સહુ જાય તોય ખસતાં ન મોડા લગી.
રમો અગર આ સમે નદી વહેન ફંટાઇને

વહી રહ્યું પ્રવાહ બે મહીં, તહીં રચ્યા બેટમાં ?
અને રસળતાં જહીં ઉભય વ્હેન જાતાં મિલી,
ભળી, પિગળી, એકમેક થઈ ત્યાં તમે નૃત્યથી
ઊંડા કલકિલોલથી મિલનહર્ષ દર્શાવતાં.
અને હૃદયશાયિ યે તમસુરો સુણી, જાગીને
સુણે નિજ વહેન અર્ધ વહતું છૂપું તે તણું

વહંત મધુ ગીત મધુ જેહ નિજ–ગીત–સંવાદમાં.
ભલે કુટિલ કાલ દેશ જડ દ્વીપ વચ્ચે રચી
ઘડી પજવવા કરે, હૃદયગીત ખાળ્યાં કદી
ખળાય ન, સહેજ ગીત લલકારથી બંધ એ
તુટે સ્ફુરંત ગૂઢ જીવન રહસ્ય એકત્વનું.
ઘડયું દ્વિદલ ઉર આ, જીવન વ્હેણ બે જીવનાં,
અને પુરુષ અર્ધ, સ્ત્રી અરધનો ઘડયો પ્રાણ આ.

ત્રિકાલ પ્રતિસુરથી સભરસ્રોત્ર ઉરકન્દરા,
શ્વસે વિમલ શાંતિવાહી અનિલો સહ આનંદના.
તહીં સ્વપન નિંદરે અમૃત સીંચતી ચંદિરા.

ઉમાશંકર જોષી

# મુખરકન્દરાની ટિપ્પણ

વિષયઃ સંધ્યા પછી શાંત થતી જતી પૃથ્વી ઉપર ચાંદની ઊતરે છે. તે વેળા સારસના યુગલનો બેવડ અવાજ ઉત્પન્ન થાય છે. તેના પડઘા પર્વતની એક કન્દરા–ખીણમાંથી બીજી ખીણોમાં પડે છે. કવિના હૃદયની કન્દરા પણ આ સાંભળી મુખર–ગુંજનયુક્ત બને છે. અને આ સારસ-જોડના અવાજના પડઘાથી હૃદયમાં વિચારનાં જે આંદોલનો ઉત્પન્ન થાય છે, તેમાં કવિની કલ્પના ત્રિકાળની કન્દરાઓમાં આ જ ગુંજન વ્યાપી જતું જુએ છે.

આ વિચારમાળામાં રમ્ય જ્યોત્સ્નાયુક્ત પ્રકૃતિમાં ઊઠેલ સારસના અવાજથી જાગૃત થતી વિચારપરંપરામાં કવિ આ પ્રમાણેનું દર્શન મેળવે છે.

પોતાની જોડ ખંડિત થતાં જે પછી પોતાના જીવનનો ત્યાગ કરે છે એવું અવિશ્લેષ્ય, અવિભક્ત, અરે બે મળીને જ એક પક્ષી બનતા એવું સારસજોડલું જ નર અને નારીથી સર્જાતી આ સૃષ્ટિના આદિસ્રષ્ટા કે જેનામાં નરત્વ અને નારીત્વના બંને પ્રકારના ગુણો રહેલા છે, એવા અર્ધનારીશ્વરનું મૂર્ત સ્વરૂપ લાગે છે. પોતામાં જ સમાયેલી એવી પોતાની બીજી અર્ધરૂપિણી–ભવભવની સંગી–સારસી સાથે જાણે એ આદિપ્રભુ જ આ ગાન કરી રહ્યો છે. ત્રણે કાળમાં આ જગતને સર્જતી એની દ્વિધા એકતાને તે વ્યાપેલી જુએ છે, અને એના દેખાતા બે જુદા કંઠમાંથી, પણ તત્ત્વતઃ એક જ કંઠમાંથી ઉપજતી સુરાવટ શ્વસે છે, ધબકે છે, અંતરમાં સરે છે, અમૃત ઝરે છે, અને જગતને તેમાં ડુબાવી દેતી લાગે છે.

પછી જગતમાં દેખાતા પુરુષ અને પ્રકૃતિ, નર અને માદાના ભેદ ઓગળી જાય છે. એક જ વ્યક્તિમાં, દરેક વ્યક્તિમાં, તે નર હો કે નારી, નરત્વ અને નારીત્વ સમાએલું છે. આ દરેકમાં રહેલ નરનારીપણાની સૂક્ષ્મ જોડ, નરશરીર અને નારીશરીરની મર્યાદાઓ, લાલચો અને બધી સ્થૂલતાથી પર છે, એ સૂક્ષ્મ જોડને ગૂંગળાવી મારી શરીર–ઇન્દ્રિયો–સ્થૂલતા ઘણી વાર પ્રબળ થઇ જાય છે. પણ છેવટે જગતને નભાવતી એ શક્તિ જ શુદ્ધ રૂપે વિલસે છે.

નર અને નારીનાં આ બેદો એક બીજાનાં બે દલ–પડ, ફાડ જેવા છે. સ્થૂલતારૂપી બેટથી ફંટાએલા નદીના વહેણના બે ફાંટા જેવા છે. આદિ પ્રભુનો, ચૈતન્યની અનાદિ સરિતાનો તો સળંગ એક પ્રવાહ જ છે. દરેક પ્રાણી પણ એ બંને લક્ષણોથી યુક્ત છે. દરેકમાં રહેલા આ નરત્વ અને નારીત્વના ગુણોએ અન્યોન્યની સાથે સંવાદ સાધી પૂર્ણતા મેળવવાની છે.

અર્થઃ—પંક્તિ ૧ થી ૬ઃ સંધ્યાકાળનું અને ચાંદનીનું વર્ણન. ૨ઃ વિલમ્બી–મોડા પડેલા. ૩ઃ કલબલે–કલબલ પણ ૫ઃ અમીટશર–અમૃતની ફૂંપળો.

૬ઃ અધમીટતનિ કર્તા ગિરિ, તળાવ ઇ૦ ૭ઃ જાણે કે સ્વપ્નની નિદ્રામાં પોઢાડવા માટે પ્રકૃતિનાં બાળકો ગિરિ ઇ૦ ને હીંચકો નાખવા, પવનની હીરદોરથી, ગીતના ઝોલા આપીને, જાણે આ સારસ બોલ્યાં. ૧૨ઃ ઝિલિરવ–તમરાંના અવાજ. ૧૬ઃ પ્રતિસુરો–પડધા. ૨૦ઃ મુખર–ગુંજનથી ભરપૂર. ૨૧ઃ દ૪, ઝીલી, રચેનો કર્તા કન્દરા. ૨૪ઃ ગત–ભૂતકાળના. ૨૬–૨૯ઃ સચેત, રસપ્રાણ, આદિપ્રભુ, વિરાટ, અવિભક્ત એક અર્ધનારીશ્વરનાં વિશેષણો. ૨૬-૩૭ઃ આ લીટીઓમાં

અર્ધનારીશ્વરની પોતાની અંદર રહેલી પ્રકૃતિ સાથેની લીલા છે. ૩૪: સારસી–અવિશ્લેષ્ય પ્રકૃતિની ઉપમા. ૩૦–૩૪: પ્રકૃતિ સાથે જ કરેલા અને કરવાના રસનાદ અર્ધનારીશ્વર પોતાના ચિત્તાન્તરમાં ઝીલી રહે છે. ૩૫–૩૮: સુરાવટ-આ અર્ધ નારીશ્વરની પુરુષ અને પ્રકૃતિના સંયુક્ત ગાનની સુરાવટ. ૪૨-૪૪: ઉભયનર અને નારી, તેમનાં વિકાર પામી શકે તેવાં સ્થૂલ શરીર. તેનાથી પર એવી નરનારીની બેલડી. પવિત્ર, દ્યુતિરેખ, દ્યુતિયુક્ત–સૂક્ષ્મ. જાતીય આકર્ષણો શરીરને લાગુ પડે છે. એ સૂક્ષ્મ યુગલ તો તેથી પર છે. ૪૫: સડેલ–લાલસા, વિકારો વગેરેથી ભરેલું સ્થૂલમાં જ જીવતા માણસોનું હૃદય પણ સાચા ભીતરના પવિત્ર પ્રેમના સૂરો સમજે છે કદી કદી. ૪૮–૫૨: વિહગજોડ–સારસો, એમનું ગાન ભલે સ્થૂલશરીરના સાન્નિધ્યમાંથી જ નીપજતું હોય, પરંતુ એ સ્વરો પછી પ્રકૃતિમાં, તરુપલ્લવમાં, ચંદનીમાં, પ્રતિધ્વનિમાં ગળાતા જઈને શુદ્ધ થાય છે. ૫૩: આ અવાજ જાણે પૃથ્વીનો જ ન હોય! ૫૪: હૃદયમાં-કવિના અને દરેકના. ઊંચે કાન–ઊંચા કાન કરી–ઉન્મુખ થઈ નરગુણો નરત્વનાં લક્ષણો નારીત્વનું સંગીત સાંભળી, તે બંનેના મેળથી થવાની પૂર્ણતા અનુભવી રહે છે. ૬૯: ફંટાઈને–પ્રવાહની અંદરના બેટને લીધે બે ફાંટા થઈને. ૭૧: બંને ફાંટાના સંગમ આગળ સારસ પણ પ્રહર્ષે છે; તેમની શરીરગત ભિન્નતા ભૂલીને એકત્વ અનુભવે છે. ૭૪: હૃદયશાયિ–દરેક હૃદયમાં પોઢેલો અર્ધનારીશ્વર, પોતાના ગીત સાથે સંવાદ સાધીને ઊપજતું ગીત સાંભળે છે. ૭૭ સ્થૂલની જડતા બેટ પેઠે, વચ્ચે આવી આ સનાતન એકત્વને ઘડીભર ભલે જુદાં કરે. ૭૯: એ જડત્વ એકત્વમાંથી નીપજતા નાનકડા ગીતના લલકારથી પણ તૂટી જાય છે. ૮૧: દ્વિદલ–બે દલ–નરત્વ અને નારીત્વ. ૮૨ મી લીટી આખા કાવ્યના સાર જેવી. ૮૩–૮૫ જે પ્રકારે આ એકત્વનું ભાન કરાવતા સૂરો ઉત્પન્ન થયા તે જ પ્રકારે એ પાછા શમે છે. સાન્ધ્ય પ્રકૃતિની ભૂમિકા, તેમાંથી સારસનો અવાજ, તેથી હૃદયની કન્દરામાં, અને તેથી ત્રિકાલની કન્દરામાં ગાજી રહેલા પ્રતિસૂરો, એ પાછા ક્રમે ક્રમે ત્રિકાલમાંથી હૃદયમાં, અને ત્યાંથી ગિરિકન્દરામાં, અને છેવટે જ્યોત્સ્નાથી રસાએલી પ્રકૃતિમાં લય પામી જાય છે. પ્રકૃતિના પટ પર ઉદય પામેલું આ દર્શન, એક વાર પ્રગટ થઈ વિશ્વમાં અને હૃદયમાં વ્યાપી ગયું અને પછી શાંત બન્યું, અને એને અનુભવનારની હૃદયની છીપમાં અમૂલ્ય અનુભવના મોતી જેવું થઈને સ્થિત થઈ ગયું, અને જ્યોત્સ્નાથી રસાએલી પ્રકૃતિના અમૃતસાગરનાં જળ તેના ઉપર સર્વત્ર હતાં તેવાં પથરાઈ રહ્યાં, અને એ પ્રકૃતિસાગરને સ્વપ્નમાં ઢાળતી હોય તેમ ચંદિરા આકાશમાં વિલસી રહી. ૮૩: ત્રિકાલપ્રતિસૂર-ત્રિકાલના પડઘા. સભરશ્રોત્ર-કાનમાં ઊભરાતી. ૮૫: ચંદિરા–ચન્દ્રને માટે આ સ્ત્રીલિંગી શબ્દ યોજ્યો છે. તે ચંદા કે ચંદ્રી કરતાં વધારે માધુર્યભરી રીતે પોતાની સ્ત્રીલિંગી કુમાશ ધારણ કરતો છતાં ગૌરવભરી રીતે ઊભો રહી શકે એમ લાગે છે.

# પંચાયતનો ન્યાય

ઘરમાં સૌ કોઈ મારી ઉપેક્ષા કરતું. મને કોઈ કામ બતાવવામાં આવતું તો અર્ધાકલાકને બદલે ત્રણ કલાક વ્યતીત કરી હું ઘેર પાછો ફરતો. તે માટે મારે અનેક ગાળાગાળી પણ સહન કરવી પડતી. પણ તેની દરકાર મને રહેતી નહિ. ઘરની બહાર જતાં રસ્તે એવાં કૌતુકપૂર્ણ દશ્ય હું જોતો કે, તે જોવાનો આનંદ ઘેર આવ્યા પછી ગાળાગાળી કે ઠપકાથી જરા પણ કમી થતો નહિ. એવી એક કૌતુકપૂર્ણ ઘટના આજ રજૂ કરું છું.

એક કામ પૂર્ણ કરી હું બીજા ગામથી પાછો ફરતો હતો. થોડે દૂર આવતાં, રસ્તાથી થોડેક અંતરે એક ખુલ્લા મેદાનમાં એક નાનો શમિયાણો ઊભો કરેલો જોયો. તેની નીચે બે ચાર વયોવૃદ્ધ ગામલોકો બેઠા હતા. તેની નજીક બીજા ઘણા માણસો બેઠા હતા. એક બાજુ એક વૃદ્ધ સ્ત્રી અને સાતેક વર્ષની એક છોકરી બેઠાં હતાં. બીજી બાજુએ એક ખીલે એક બકરી બાંધેલી હતી. સ્વાભાવિક કુતૂહલથી હું રસ્તો છોડી તે જગાએ જઈ ઊભો રહ્યો. થોડી વારે મને ખબર પડી કે બકરીની ચોરીનો ન્યાય ચૂકવવા ગામપંચાયત એકઠી થઈ હતી. મુકદ્દમો શરૂઆતથી જ સાંભળવાની તક મને મળી ગઈ. તે જ વખતે મુકદ્દમો ચાલવાની શરૂઆત થઈ. હું એક યોગ્ય સ્થાન શોધી નીચે બેસી ગયો.

એ મુકદ્દમામાં વાદી જીવણ સૂત્રધર અને પ્રતિવાદી અનાથ કુંડુ હતા. પંચાયતના સરપંચ અથવા અધ્યક્ષે વાદીને પૂછ્યું: "અલ્યા જીવણ, એ બકરી તારી છે તેની સાબિતી શું? કોઈ સાક્ષી છે?"

જીવણ બોલ્યો: "જી, સાક્ષી સાબિતી છે પણ શું કરે? તે રજૂ કરવાની ફુરસદ ક્યાં મળી છે! એ બકરીને જામતલીના બજારમાંથી ખરીદી લાવ્યો હતો. ખરીદીને ઘેર આવતાં સંધ્યાકાળ થઈ ગયો હતો. ઘરના આંગણામાં બહાર સારી લીલી ઘ્રો ઊગેલી છે. તે ચરી ખાશે એમ ધારી, ત્યાં જ એક ખૂંટી ઠોકી તે સાથે બકરીને બાંધી દીધી. સવારે ઊઠતાં જાણ્યું કે બકરી ત્યાં ન હતી. શોધતાં શોધતાં આ તરફ આવતાં માલૂમ પડ્યું કે, અનાથના ઘર આગળ મારી બકરી બાંધેલી હતી."

અધ્યક્ષે પૂછ્યું: "શી રીતે જાણ્યું કે બકરી તમારી જ છે?"

જીવણ બોલ્યો: "જી, એ બે કાન વડે જ. મારી બકરી એવી જ હતી. આખું શરીર કાળું હતું. અને ફક્ત બે કાન ધોળા હતા."

અધ્યક્ષ: "તારી બકરીનો એવો રંગ હતો તેની કાંઈ સાબિતી?"

જીવણ: "જી, અહીં બીજી સાબિતી શી મળે? જેની પાસેથી ખરીદી લાવ્યો છું તે હોત તો કહી શકત. પણ તેને અહીં ક્યાંથી લાવું? હાલ તેની મુખાકૃતિ પણ મને યાદ નથી. જો આગળથી જાણતો હોત કે અનાથ મારી બકરીની ચોરી કરશે, તો તેનું નામઠામ બધુંય પૂછી લેત."

વાદીને બેસી જવા ફરમાન થયું. પછી પ્રતિવાદીને ઊભો કર્યો. અધ્યક્ષ બોલ્યા: "કેમ અનાથ, જીવણની વાત તો સાંભળી ને! હવે તારે શું કહેવું છે તે બોલ."

અનાથ: "જી દેવતા, તેની બકરી સંબંધી હું કાંઇ પણ જાણતો નથી. એ બકરી મારી પોતાની છે."

અધ્યક્ષ: "એ બકરી તું ક્યાંથી લાવ્યો?"

અનાથ: "જી, ખરીદ કરેલી છે."

અધ્યક્ષ: "કેટલા દિવસ પહેલાં?"

અનાથ: "આ બે માસ પહેલાં."

અધ્યક્ષ: "કોની પાસેથી!"

અનાથ: "જી દેવતા, શ્યામવિહારીની પાસેથી."

અધ્યક્ષ શ્યામવિહારી તરફ જોઇને બોલ્યા: "કેમ શ્યામવિહારી, તેં અનાથને બકરી વેચી હતી કે?"

શ્યામવિહારી: "હા, જી."

અધ્યક્ષ: "કેટલા દિવસ પહેલાં?"

શ્યામવિહારી: "આશરે બે માસ પહેલાં."

અધ્યક્ષ: "આ જ બકરી તેં વેચી હતી?"

શ્યામવિહારી: "જી, તેનો આખો દેહ કાળા રંગનો હતો, કાનની પાસે આવી જાતનાં ધોળાં ચાઠાં હતાં નહિ."

ઉપસ્થિત થયેલા સૌ કોઈ સમજી ગયા કે મામલો અહીંથી વિફરી ગયો. આસામીનો પોતાનો સાક્ષી જ આસામીને ફસાવતો હોય તેમ લાગ્યું.

અધ્યક્ષ બોલ્યા: "કેમ અનાથ! હવે તારે શું કહેવું છે?"

અનાથ: "હુકમ જીનાબ, મારો નાનો છોકરો રાતદિવસ એનો કેડો મૂકતો નથી, આખો દહાડો બકરીના બન્ને કાન પકડી ખેંચાખેંચ કરતો ઘરમાં ધમાધમ કરે છે. તેથી ઘસારો લાગવાથી બકરીના બંને કાન એ રીતે ધોળા ચાઠાવાળા બની ગયા છે!"

આ અદ્‌ભુત વાત સાંભળી સભામાં એક હાસ્યનું મોજું ફરી વળ્યું. અધ્યક્ષ હસીને બોલ્યા: "અરે અનાથ, તું કંઇ અમને મૂર્ખા સમજે છે? કાળો રંગ કદીએ સફેદ થાય! કહેવત છે કે "**अंगारं शत धौतेनापि मलिनत्वं न मुञ्चति**। અર્થાત્ કોયલાને તમે ધોયા જ કરો, પણ એ તો કાળા જ રહેવાના."

અનાથ જીભ કાઢી બોલ્યો: "જી હુજૂર, હું આપને મૂર્ખા માનું કેમ? એ શાસ્ત્રની કથા તો ઠીક છે કે, અંગાર ધોવા છતાં પણ કાળા જ રહે છે. દેવતારચિત શાસ્ત્રનાં વાક્ય ખોટાં કહેવાય જ કેમ! પરંતુ જીનાબ, આ તો કોયલાની વાત નથી. આ તો છે બકરીના અંગના રંગની વાત. એટલે એ વાત મારી બકરીના રંગની વાત સાથે બંધબેસતી થાય નહિ. ઊનમાંથી જે કાળા રંગનું ગરમ કાપડ તૈયાર થાય છે, તેનો રંગ લાંબા સમયે ધોળો થઇ જાય છે. અમારા જેવા નાના માણસની વાતમાં વિશ્વાસ ન આવે તો, આ અનિલ મુખરજી મહાશયને પૂછી જુઓ. એમના શરીર પર જે ધોળા રંગ જેવો લાગતો ગરમ જામો છે, તે પહેલાં કાળો હતો કે નહિ?"

આ વાતથી બધા વિસ્મિત થયા. પશુના ઊનના તૈયાર કરેલા ગરમ કાપડનો રંગ ઊડી જાય, એ સૌને નવીન વાત લાગી.

અધ્યક્ષે પૂછ્યું: "કેમ રે મૂખરજી, સાચી વાત છે?"

મૂખરજીઃ "જી, અનાથ સાચી વાત કરે છે. ત્રણ વર્ષ પહેલાં જ્યારે મેં આ જામો તૈયાર કરાવ્યો ત્યારે તેનો રંગ કાળો હતો. સૌ કોઇ કાપડ જોઇ તેની તારીફ કરતું; પણ આજે રંગ ઊડી જતાં એ જામાની આવી સ્થિતિ થઇ ગઇ છે.

અનાથઃ "દેવતા, કેવળ બકરીના અંગનો રંગ બદલાય છે તેવું નથી. મનુષ્યના અંગનો કાળો રંગ પણ ધોળો થઇ શકે છે."

અધ્યક્ષ હસીને બોલ્યા; "હા, તે બની શકે છે. માણસ જ્યારે રોગનો ભોગ થઈ ક્ષીણ બની જાય છે ત્યારે. શરીરમાં લોહી ન હોવાથી તે ઘણો જ ફિક્કો દેખાય છે."

અનાથઃ "જી, હું તેવી જાતની ફિક્કાશની વાત નથી કરતો. તંદુરસ્ત શરીરનો કાળો રંગ પણ પ્રક્રિયા દ્વારા સફેદ બની જાય, તેની વાત કરું છું."

અધ્યક્ષ એ અદ્ભુત વાત સાંભળી અત્યંત ઉત્સુકતાથી પૂછવા લાગ્યાઃ "તે કેવી રીતે અનાથ! પ્રક્રિયા દ્વારા મનુષ્યના શરીરનો રંગ સફેદ થઇ જાય તેનું કંઈ પ્રમાણ આપી શકીશ?"

સાંભળવા પ્રમાણે અધ્યક્ષને એક વિવાહયોગ્ય છોકરી હતી. અનેક વરપક્ષના માણસો કન્યા જોવા આવી ગયા હતા, પણ શરીરના વર્ણને લીધે જ નાપસંદગી બતાવી ચાલ્યા ગયા હતા. આથી જ અધ્યક્ષને આ વાતમાં ખૂબ રસ પડયો.

અનાથે કહ્યું: "હા જી, પ્રમાણ બતાવું છું. એની સાબિતી આપની સામે જ ઉપસ્થિત છે. તે એ કે, આ સામેના ખૂણામાં અમૂલ્યની માતા બેઠી છે તેને પૂછી જુઓ. તેની પાસેની ગોરી છોકરી જન્મદિવસે કેવી કાળી હતી તે પૂછીને ખાતરી કરો. અને જુઓ તે જ છોકરી આજે કેવી ગોરી બની ગઇ છે!"

વિધવા અમૂલ્યની માતા તરફ જોઇને અધ્યક્ષે પૂછ્યું: "કેમ મા! અનાથની વાત સાચી છે?"

અમૂલ્યની માતા બોલીઃ "હા, બાબાઠાકૂર, આ છોકરી બાલ વયમાં ખૂબ કાળી હતી. અત્યારે આપના આશીર્વાદથી એનો આ રંગ થયો છે."

અધ્યક્ષઃ "શી રીતે કાળો રંગ એટલો સફેદ થયો, મા?"

અમૂલ્યની માતાઃ "મારી બેનને કોઇએ કહ્યું હતું કે શ્વેત સરસવના ચૂર્ણમાં દૂધ મિલાવી તેને બધા અંગે માથે લગાવી થોડી વાર રહેવા દઇ પછી સ્નાન કરી ધોઈ નાખવું. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી શરીરનો રંગ-ગોરો થવા માંડશે. મારી બેન પ્રથમ તો એ વાત માનતી જ ન હતી. પણ પછી તેણે વિચાર કર્યો કે, એમ કરી તો જોવા દે! લાભ થશે તો ઠીક છે. એથી ઓછું કંઈ નુકસાન થવાનું છે? તે પછી કેટલાય દિવસ તે પ્રમાણે કરવાથી આવો રંગ થયો છે."

આવી સહજ પ્રક્રિયા વડે શરીરનો કાળો રંગ ગોરો થાય તે વાત બધાની ધારણા બહાર હતી. અત્યારે પોતાની નજર સમક્ષ જ તે વાતનું પ્રત્યક્ષ પ્રમાણ મળતાં જ બધા વિસ્મય પામ્યા.

અનાથ આટલેથી પણ શાંત રહ્યો નહિ. તે બોલ્યોઃ "એ તો સામાન્ય પશુ અને

માનવીની વાત થઇ. સ્વર્ગના જે દેવતાઓ છે, તેમનો પણ અમુક અવધે દેહનો રંગ બદલાય છે. સ્વયં નારાયણ જે પ્રભુ સ્વરૂપ છે, તેઓ પણ પ્રયત્નપૂર્વક પોતાનો કાળો રંગ ગોરો બનાવે છે."

અધ્યક્ષઃ "તેનું અહીં શું છે અનાથ? તું અહીં પુરાણકથા કહેવા બેઠો છે?"

અનાથ જીભ દાબી બોલ્યોઃ "ના દેવતા, એ શું બોલ્યા? આપ છો શાસ્ત્રના સ્વામી! હું આપને શું રૂપકથા કહેવાનો હતો? કૃષ્ણ ભગવાન કાળા હોવાથી રાધિકા તેમને દેખી શકતાં નહિ. તેથી કૃષ્ણ ભગવાને પોતાના કાળા અંગને ગોરું બનાવવા માટે તે જીવનનો અંત લાવી, ગૌરરૂપે નવો જન્મ લીધો હતો. એ તો આપના શાસ્ત્રમાં જ લખેલું છે. પછી તે સંબંધી હું શું બોલી શકું? તે દિવસે કથાકાર મહાશયે તે ગાન કથામાં ગાયેલું, તે હજી પણ મારા કાને અથડાય છે." પછી ત્યાં હાજર રહેલા કથાકાર તરફ હાથ જોડી અનાથ બોલ્યોઃ "પુરાણી મહાશય, ફરી એક વાર દયા કરી એ ગાન ગાઇ સંભળાવો. તેથી અહીં એકઠા થયેલા સૌ કોઇ કૃતાર્થ થશે."

એ કથાકારની કથાનું કંઇ ખાસ નામ હતું નહિ. તે ગામમાં તે પહેલાં પણ એક વાર આવ્યો હતો અને સાત્ત્વિક વ્યવહારથી તથા કથાના કંઠની મીઠાશથી, સૌની શ્રદ્ધા મેળવી હતી. આ વખતે પણ ત્રણ દિવસથી તે ત્યાં આવ્યો હતો. આજે સવારે વહેલા તેની પાસે જઇ પગ આગળ બે રૂપિયા મૂકી અનાથે પ્રણામ કીધા હતા. તે વખતે કથાકાર બાબુ બોલી ઊઠયાઃ "અરે? અરે! આ શું કરે છે?"

અનાથે તેના ઉત્તરમાં કહ્યું હતુંઃ "દેવતા, આપના જેવા સાધુસંન્યાસીના પદે પ્રણામ ન કરી શકું તો પછી મારો રોજગાર કોને માટે?"

આ પ્રમાણે કથાકારને ખુશ કરી, તેની પાસેથી ગૌરાંગ સંબંધી કેટલીક કથા જાણી લીધી. પછી વારંવાર પ્રણામ કરીને અનાથે કથાકારને બહુ રાજી કરી પંચાયત ભરાય તે સમયે હાજર થવા વિનંતિ કરી; અને જરૂર પડયે શ્રીકૃષ્ણે ગૌરાંગનો અવતાર ધારણ કર્યો, તે કથા પણ ત્યાં આગળ કહેવા વિનંતિ કરી હતી.

કથાકાર મહાશય પણ આ માણસથી ખુશ થયા હતા. વળી પંચાયત સમક્ષ કથા કહેવાથી પોતાની ખ્યાતિ વધે, એ લાભે તે પંચાયતના સ્થળે ઉપસ્થિત થયા હતા.

અનાથના અનુરોધની સાથે જ, અધ્યક્ષ મહાશયની અનુમતિ લેવા પણ થોભ્યા વગર કથાકારે તેમના સ્વાભાવિક સુકંઠથી એક ગીત ભાવગદ્ગદ સ્વરે ઉપાડયું.

તે ગીતનો મર્મ એવો હતો કે તેમાં શ્રીકૃષ્ણ રાધારૂપે અવતરશે એમ પોતે કહે છે. એ ગીત સાંભળી સર્વનાં મન ભક્તિથી પૂર્ણ થઇ ગયાં. સૌ કથાકારના મુખ તરફ તાકીને નિઃશબ્દ બેસી રહ્યા. અધ્યક્ષનું મન પણ ભાવપ્લુત થઇ ગયું હતું. પરંતુ એ સભામાં પોતે ન્યાય તોળનાર વ્યક્તિ હોવાથી તે સ્થિરતાથી બેઠા હતા. તે બોલ્યાઃ "એ ગીતમાં તો શ્રીકૃષ્ણ રાધાનું રૂપ લઇને ગૌર બની અવતરશે, એવો ભાવાર્થ છે. પરંતુ તે પોતે જ ગૌર બન્યા હતા તેનું પ્રમાણ કયાં છે, ભાગવતરત્ન મહાશય?"

કથાકાર બોલ્યાઃ "તે કથા ગૌરાંગ પોતાના મુખે જ બોલી ગયા છે." એમ કહી તેમણે ભક્તિરસથી નીતરતું બીજું ગીત શરૂ કર્યું. તેનો ભાવાર્થ એ હતો કે અભિમાની રાધા રૂપનું ગુમાન રાખે છે. પણ હવે ગૌર બની અવતરીશ અને યોગી વેશે ફરીશ વગેરે.

કથાકાર ફરી બોલ્યાઃ " આટલું જ નહિ પણ જે બધા ભક્તો સમક્ષ તેમણે પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું હતું તેઓ પણ એ બાબત બોલી ગયા છે. " આમ કહી તેમણે ત્રીજી વાર ગાન આરંભ્યું. તે મધુર ગીતનો ભાવાર્થ આવો હતોઃ " વ્રજનો કનૈયો બંશી છોડી નદીયામાં આવ્યો છે. રાધાના સંગથી તે ગોરો બની ગયો છે. વગેરે. "

જ્યાંસુધી ભક્તિરસથી નીગળતાં ગીત કથાકારે ગાયાં ત્યાં સુધી પંચાયત ન્યાયસભાને બદલે હરિસભા બની ગઇ હતી. ચારે બાજુથી ભક્તમંડળીના જયધ્વનિ સાથે ગાન સમાપ્ત થયું. ત્યાર પછી થોડી વાર સભા નીરવ રહી. અધ્યક્ષ મહાશય વૃદ્ધ બ્રાહ્મણ હતા. તેથી કથાકારનું ગાન તેમને સૌથી વધારે આનંદકર લાગ્યું હતું. કેટલીક વાર પછી ભાવનો નશો કમી થતાં તે પંચાયતના બીજા ચાર પંચોની સામે જોઇ બોલ્યાઃ "વાદી-પ્રતિવાદીના સવાલ-જવાબ પૂરા થયા છે. હવે ચુકાદો આપવાનો બાકી રહે છે. આપ બધાએ સાંભળ્યું છે કે, વાદી બકરીને પોતાની બકરી સાબિત કરવા માટે કોઇ સાક્ષી-પુરાવો હાજર કરી શકયો નથી; ત્યારે પ્રતિવાદી બકરી તેની પોતાની છે, તે સાબીત કરવા માટે યથેષ્ટ પુરાવા હાજર કરે છે. શ્યામવિહારી, અનિલ મુખરજી, અમૂલ્યની મા એટલું જ નહિ પણ ભાગવતરત્ન મહાશય પર્યંત તેના સાક્ષી છે. ભાગવતરત્ન મહાશયને તો સાક્ષીશિરોમણિ જ કહેવા જોઇએ. તેમણે આજે સાક્ષી દેતાં જે શ્રવણ કરાવ્યું છે તે અમૂલ્ય છે. એ બધા સાક્ષીઓની સાક્ષીથી એમ સાબીત થાય છે કે, બકરીના શરીરના વાળનો રંગ બદલાઇ શકે. વિશેષતઃ બકરીના કાનના કાળા વાળ પાછળથી ધોળા થાય તે ખૂબ સ્વાભાવિક છે. તેનું કારણ સુસ્પષ્ટ છે. આપણે મનુષ્યોને માથા પર વધારે ચોટ લાગે છે તેથી માથાના વાળ શરીરના વાળની પહેલાં પાકી જાય છે-ધોળા થાય છે. કિંતુ બકરીની જાતને માથે વાળ નથી, તેના કાનને જ વધારે ચોટ લાગે છે. તેથી બકરીના કાનના વાળ પ્રથમ ધોળા થાય તે સ્વાભાવિક છે. તદુપરાંત આ બકરીના કાન પર પડેલાં ચાઠાં પ્રતિવાદીના વિધાનને પુષ્ટિ આપે છે. આથી મારા મત પ્રમાણે, અનાથ આ બકરીનો માલિક છે, જીવણ નહિ. અને જીવણે અનાથને માથે મિથ્યા દોષ મૂકયો છે, માટે તેનો પાંચ રૂપિયા દંડ કરવો ઉચિત છે; અને તે રકમ ભગવતરત્ન-મહાશય કે જેમણે આટલો સમય તસ્દી લઇને આપણને મધુર ગાન સંભળાવ્યું છે, તેમને પરિશ્રમિકરૂપે આપવી ઉચિત છે."

અધ્યક્ષનું બોલવું સમાપ્ત થતાંની સાથે જ ચારે પંચોએ એકી વખતે "અમારો પણ તે જ મત છે" એ વાકયનું એવા ભાવથી ઉચ્ચારણ કર્યું કે, કોઇ મોટી નાટકશાળાના રાજદરબારના સભાસદવર્ગનો અભિનય કરનારા નટો પણ, બહુ સ્થાને બહુ બહુ વખત અભિનય કર્યા છતાં પણ, એટલી એકતાનતાથી ઉચ્ચારણ કરી શકે નહિ.

પંચાયત ઊઠી ગઇ. અનાથનું મુખ જયલાભથી આનંદિત થયું. તેણે અધ્યક્ષ, ચાર બીજા પંચો તથા કથાકાર મહાશયને સાષ્ટાંગ પ્રણામ કર્યા. આ તરફ જીવણનું મોં પડી ગયું. તેને તો 'ખાતર ઉપર દીવેલ જેવું થયું, બકરી તો ગઇ અને ઉપરથી પાંચ રૂપિયા દંડ. પરંતુ એ તરફ કોઇની દૃષ્ટિ ન હતી. ભાગવતરત્ન મહાશયની પારિશ્રમિકની વ્યવસ્થા થઇ, એ જોઇ પ્રેક્ષકોનું ટોળું અધ્યક્ષનું સૌજન્ય વખાણતું વખાણતું ઘર તરફ વિદાય થયું.

હું પણ એ અદ્ભુત ન્યાયની ઘટના પર વિચાર કરતો કરતો ઘર તરફ ચાલ્યો.*

અનુવાદક
જેઠાલાલ ત્રિવેદી

---

* મૂળ લેખકઃ શ્રદ્ધાનંદ સેન ( બંગાળી ઉપરથી )

# ગોંડ સેવા આશ્રમ

ફ્રાધર એલ્વીનને તો સારું ગૂજરાત હવે નામથી ઓળખે છે; પણ એમની હાલ ચાલી રહેલી પ્રવૃત્તિથી ગૂજરાતની જનતા ઓછી વાકેફ છે એમ મને લાગે છે. અને તેથી જ હાલની એમની પ્રવૃત્તિ વિષે ટૂંકમાં લખવા હું પ્રેરાયો છું.

ફ્રાધર એલ્વીન આજે ગોંડ સેવા આશ્રમ મધ્યપ્રાંતમાં, મંડલા જિલ્લામાં કરંજિયામાં ચલાવી રહ્યા છે. આ વિભાગ સાતપુડા પર્વતની હારો વચ્ચે આવી રહેલો છે, સામાન્ય જનતા આ પ્રદેશથી તદ્દન અજાણ છે. ફક્ત શિકારના શોખીન લોકો જ એ પ્રદેશને ખુંદી વળ્યા છે–કારણ કે વાઘ, ચિત્તા, રીંછ, પેન્થર વગેરે ત્યાંના જંગલોમાં વસે છે. આવા પ્રદેશમાં ટીકરીતોલા ( વીસેક ઝૂંપડાંનું ગામ ) પાસેની એક નાનકડી ટેકરી પર આશ્રમનું મકાન છે. આશ્રમમાંથી ચારેકોર ફરી વળતા પર્વતો દેખાય છે; થોડેક જ દૂર મોટાં લીલાં દેખાય છે અને ત્યાં ૧૮૪૨માં એ પ્રદેશમાં આવેલા જર્મન પાદરીઓની કબરો છે: આશ્રમની ટેકરી પાસે જ થઈને એક નાનકડો રસ્તો ચાલ્યો જાય છે. આપણમાં ઘણી જ પવિત્ર મનાતી નર્મદા નદીનાં મૂળમાં એ આપણને લઈ જાય છે. એ મૂળ આશ્રમથી ફક્ત દશ જ માઈલ થાય છે.

આ પ્રદેશમાં જ નાના નાના સમૂહમાં લગભગ ૩૦ લાખ ગોંડ વિખરાએલા છે. એમની ભાષા ગોંડી કહેવાય છે. એના અભ્યાસી કહે છે કે એ ભાષા દ્રવિડ લોકોની ભાષાને ઘણી મળતી છે અને તે ઉપરથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે એ લોકો મૂળ દક્ષિણમાંથી આવેલા હોવા જોઇએ. આ અનુમાનને એ લોકોના રીતરિવાજના અભ્યાસીઓનું પણ સમર્થન મળે છે; કારણકે એ રીતરિવાજો પણ દક્ષિણમાં ખોંડ નામથી ઓળખાતા લોકોને મળતા આવે છે. ગોંડ લોકો વિષે ઐતિહાસિક માહિતી ૧૪૦૦ની સાલ પછી મળી આવે છે. ચૌદમી સદીમાં બેતુલ, ચીન્દવારા, મંડલા અને ચાન્દામાં ગોંડનાં રાજ્યો હતાં. એમનાં વખતમાં પુષ્કળ આબાદી હતી. તળાવ, કૂવા અને કિલ્લાઓ બંધાવવામાં આવ્યા હતા. રાજાઓનો ત્યાં અઢળક પૈસો હતો, અને એવું કહેવાય છે કે તે વખતે ખેડૂતો હાથીઓ અને સોના મહોરની ભેટો ધરતા. મદનશા ગોંડનું નામ તો ઘણું જાણીતું છે. એના મહેલનો થોડોક ભાગ તો હજી છે–જબલપુરમાં. જબલપુરના લોકો કહે છે કે એમાં પુષ્કળ પૈસા હતા તે ઘણા લોકો લઈ ગયા છે. તે ઉપરાંત એવી દંતકથા છે કે હજી મદનમહેલમાં નવલાખ રૂપિયા અને બે સોનાની ઇંટો છે; અને જે માણસનો પડછાયો એ પત્થર પર પડે તેને જડે. થોડાં વખત પહેલાં એમાં ચોર લોકોએ વાસ કર્યો હતો અને પૈસાની શોધમાં લગભગ આખું મકાન ખોદી વળ્યા હતા પણ કાંઈ જ મળ્યું નહોતું.

ગોંડ રાજાઓમાં લડાયક શક્તિ અને વ્યવસ્થાશક્તિની ખામી હતી. મરાઠાઓના હુમલાઓ આગળ તે ટકી શકયા નહિ; છેવટે પહાડો અને જંગલોમાં જઇ ભરાઇ ગયા. હાલ તો એ લોકોની દશા ઘણી જ કરુણાજનક છે. એ લોકો તો બધાના-શિકાર થઇ

પડ્યાં છે. ગરીબીમાં દટાઇ ગયા છે. આખો દિવસ મહેનત કરતાં છતાં પણ પેટ ભરીને ખાવાનું મળતું નથી. છતાંયે સરકારના કરવેરા એમને છોડતા નથી. જમીનમહેસૂલ તો જાણે આપે જ. પણ તે ઉપરાંત ઢોર રાખવા માટે પણ કર ભરવો પડે. જંગલમાંથી લાકડાં કાપી લાવવા માટે પણ કર ભરવો પડે. પહેલાં તો એ પોતાનું ગુજરાન થોડી ખેતી અને થોડા શિકારથી ચલાવતા. આજે તો એને માટે શિકાર કરવાની છૂટ નથી. શિકાર તો મોટા અમલદારોના આનંદ ખેલન માટે સાચવી મૂકવામાં આવે છે. કુદરત પણ એને છોડતી નથી. ખેતરમાં પાક સરસ થયો હોય પણ એકાદ પવનનું તોફાન જાગે અને એ સર્વને નકામું કરી જાય. વાઘ, ચિત્તા, રીંછ વગેરે એનાં ઢોર ખેંચી જાય. આ ઉપરાંત પૈસા ધીરનાર શાહુકાર પણ એમને ચૂસે. નાના નાના અમલદારો પણ એમનો ભાગ શું કામ મૂકે ! આ ઉપરાંત જો કાંઈ બાકી રહ્યું હોય તો અફીણ અને દારૂ તૈયાર જ છે. તદ્દન સાધનહીન થઈ ગએલા અને અજ્ઞાન બિચારા રોગોના ભોગ થઈ પડે છે. એને માટે દવાદારૂની સગવડ નથી. એની પાસેથી કરવેરા લઇ મેળવેલા પૈસા વડે સરકાર મોટું લશ્કર રાખે છે. જે લશ્કર એણે કદી જોયું નથી, જે લશ્કર એને કયા ભયમાંથી બચાવવાનું તેની એને ખબર નથી. એમને માટે નિશાળો નથી. ટૂંકામાં, આટલો બધો કરભારનો બોજો ઉઠાવવા બદલ રાજ્ય તરફથી મળતી મદદ તદ્દન નજીવી છે.

આટલી ગરીબી અને અજ્ઞાનતા છતાં પણ એમની પાસે એક કિંમતી વસ્તુ છે-એમનો હેત ઉપજાવે એવો સ્વભાવ. એ લોકો સાદા, સીધા તથા ભોળા છે. તે ઉપરાંત રમુજી પણ છે. એમની સંસ્કૃતિને એક શબ્દમાં સમાવી દેવી હોય તો તે-rhythem-માં સમાવી દેવાય. એમના સંગીતમાં રાગ જેવું બહુ ઓછું હોય છે. એમની પાસે સાહિત્ય પણ નથી. એમની પાસે ફક્ત rhythem છે અને એ એમના નૃત્ય અને સંગીતમાં પ્રાદુર્ભાવ થાય છે. એમના જંગલના ખડાદેવની ઉપાસના કરતાં અત્યાનંદ ( ઉન્માદ ) આવી જતાં એમનાં નૃત્યમાંથી rhythem ઉદ્‌ભવે છે અને આનંદ મળે છે. એમાંથી એમને બળ અને સાંત્વન મળે છે. આટલાં દુઃખો છતાં પણ એ લોકો એમને લૂંટનાર કરતાં ઉચ્ચતર લાગે છે કારણ એમનાં લોહીમાં એ વસ્તુ છે. જ્યારે એમની વિવિધ શૃંખલાઓ હાલ જેનાથી એ જકડાઇ રહ્યા છે એ તૂટી પડશે ત્યારે જરૂર એમનાં માથાં અધ્ધર રાખીને એ લોકો ફરશે.

## (૧) ફાધર એલ્વીન

આશ્રમમાં હાલ ફક્ત પાંચ જ લોકો છે. પહેલા તો ફાધર એલ્વીન. એ તો આશ્રમના પ્રાણ છે. આશ્રમના પૈસા સંબંધી વ્યવસ્થા કરવાનું કામ એમને માથે છે. એમના જેવા હોંશિયાર માણસને આવી જગામાં જઇ કામ કરવું કેમ ગમતું હશે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ મનમાં ઉદ્‌ભવે છે. આપણે એમના ગત જીવન પર દૃષ્ટિ કરીશું એટલે ઉપરના પ્રશ્નનો જવાબ મળી રહેશે. યુરોપીય મહાન વિગ્રહ શરૂ થયો ત્યારે એ હાઇસ્કૂલમાં ભણતા હતા. તે વખતે તેમના વિચારો પણ સામ્રાજ્યવાદને અનુકૂળ હતા. એ પણ એમ માનતા હતા કે એમનો દેશ સંસ્કૃતિની ટોચે પહોંચેલો છે અને એ સંસ્કૃતિ દુનિયાના પછાત દેશોના લોકોમાં ફેલાવવાની ફરજ-ભાર પરમેશ્વરે એમને માથે નાખ્યો છે. આ મહાન આદર્શની હેઠળ જે ચૂસણનીતિ ચાલી રહી છે તેનો પૂરેપૂરો ખ્યાલ તેમને ન હોય તે સંભવિત છે. તે ઉપરાંત

એ લોકોએ આપણને હંમેશ કહ્યા કર્યું છે કે હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવાનું એમણે નક્કી કર્યું છે અને હિંદને ધીમે પગલે એ માર્ગ પર લઇ જશે. પણ આ બધી તો વાતો જ હતી એવી ખબર ફાધર એલ્વીનને મહાન વિગ્રહ પૂરો થયો ત્યારે જ પડી. મહાન વિગ્રહમાં હિંદની મદદ–માણસોની તથા પૈસાની–પુષ્કળ હતી. વિગ્રહ પૂરો થયો. આ સરસ મદદના બદલામાં હિંદને થોડાક સુધારા મળ્યા; જે વર્તનમાં મૂકતાં નામના જ માલમ પડયા છે. આ બનાવે ફાધર એલ્વીનના વિચારોનું પરિવર્તન કર્યું. એમના દેશના લોકો હિંદના ભલા માટે નહિ પણ પોતાના દેશના ભલા માટે જ રાજ્ય કરે છે અને હિંદને તો ચૂસે જ છે એમ એમને લાગ્યું. એમના વિચારોનો આવો પ્રવાહ ચાલતો હતો તેવામાં જ એમના હાથમાં રોમે રોલાંનું લખેલું પુસ્તક " મહાત્મા ગાંધી " આવ્યું. આ પુસ્તકના વાંચનથી ફાધર એલ્વીનનો માર્ગ નક્કી થઇ ગયો. એમને લાગ્યું કે મહાત્મા ગાંધીનું જીવન ક્રાઇસ્ટ જેવું છે અને તેની સાથે જ એમણે પોતાનું સર્વસ્વ હિંદને માટે અર્પી દેવાનું નક્કી કર્યું ત્યારપછી એ હિંદુસ્તાનમાં આવી પુનામાં ખ્રીસ્ત સેવાસંઘમાં રહ્યા. ખ્રીસ્ત સેવાસંઘના ઉદ્દેશમાં ગરીબોને મદદ કરવી વગેરે ઉપરાંત ખ્રીસ્તી ધર્મનો ફેલાવો કરવાનો ઉદ્દેશ પણ છે. વળી રાજકીય હીલચાલોમાં પણ એ લોકો પડતા નથી. ફાધર એલ્વીનને એ પસંદ ન આવ્યું. એમણે તો સરઘસોમાં જવા માંડયું અને ભાષણો પણ આપવા માંડયાં તે ઉપરાંત ખ્રીસ્તી ધર્મનો ફેલાવો કરવાની વૃત્તિ પણ એમને ગમી નહિ; એટલે ખ્રીસ્ત સેવાસંઘમાંથી એ છૂટા થઇ ગયા. ત્યારપછી એમણે ગુજરાતનાં ગામડાંઓમાં ફરીને તથા સરહદના પ્રાંતમાં ફરીને કેટલા લેખો લખ્યા હતા તે તો સહુ કોઇ જાણે છે. સુલેહ થયા પછી એ પણ વિલાયત ગયા હતા. ત્યાંથી એમને પાછા આવવા માટે પાસપોર્ટ આપવાની ના પાડવામાં આવી હતી. થોડાક ખળભળાટને અંતે એમને પાસપાર્ટ મળ્યો હતો–પણ તે માટે એમને થોડીક કબુલાતો આપવી પડી હતી. એમને અસહકારની ચળવળમાં ભાગ લેવાનો, તે વિષે ભાષણો કરવાનો, લેખો લખવાનો તથા અસહકારની ચળવળ ચલાવનાર માણસોને મળવાનો પ્રતિબંધ છે. આટલી વસ્તુઓ નહિ કરવાની કબુલાત આપી ફાધર એલ્વીન હિંદમાં પાછા આવ્યા. આવીને તેમણે ગોંડ સેવા મંડળ ચલાવવા માંડયું.

## (૨) મેરી ગીલેટ

એ બહેન પણ હિંદુસ્તાનમાં આવી પહેલાં ખ્રીસ્તી સેવાસંઘમાં રહ્યાં હતાં. પુનામાં થોડો વખત રહી એ બંગાળમાં ગયાં હતાં. ફાધર એલ્વીનને એ ઓળખતાં હતાં અને એમનાં બન્નેનાં વિચારો પણ મળતા હતા એટલે ગોંડ સેવા મંડળ શરૂ થતાં એ પણ ત્યાં કામ કરવા આવી ગયાં. આશ્રમના ખર્ચનો હિસાબ રાખવાનું કામ મેરીબહેનને માથે છે.

## (૩) સુન્દર

સુન્દર નામનો લગભગ એક ૧૫ વર્ષનો છોકરો પણ આશ્રમમાં છે. ફાધર એલ્વીન પુનામાં હતા ત્યારે એ છોકરાને ઓળખતા થએલા, એમને બહુ ગમતો હોવાથી એ પોતાની સાથે એને લઈ આવ્યા. નાનો સુન્દર હાથના કામમાં બહુ હોશિયાર. કોઇ ભાંગ્યુ તૂટયું હોય તો કલાકો સુધી માથાં ફોડીને પણ એ સમું કરે. આશ્રમમાં રસોઇઓ કોઇ કારણસર ન આવ્યો હોય તો રસોઇ પણ કરે. રસોઇ બહુ જ સરસ કરે છે એટલું જ નહિ પણ વાનીઓ

પણ કરી શકે છે. એક વાર એના દેખતાં કોઈ વસ્તુ બનાવીએ તો એ તરત શીખી જાય છે. આશ્રમમાં જોઈતી વસ્તુઓ લઇ આવવાનું એને માથે છે. કોઠાર સંભાળવાનું કામ પણ એ જ કરે છે. રમતો અને આનંદી છોકરો છે; બીકણ ઘણો છે, પણ એની વાતો તો વાઘ આવે અથવા ચિત્તો આવે તો બળતું કરીએ તો નાસી જાય, રીંછ આવતું હોય તો જોરથી તાળીઓ પાડવાથી નાસી જાય વગેરે જાતની હોય છે.

## (૪) શ્યામરાવ

આ ભાઇ ૨૫ વર્ષની આસપાસના છે. એ પોતે ખ્રિસ્તી છે. કોલ્હાપુર કૉલેજમાં અભ્યાસ કરી પાદરી થવા વિલાયત ગયા હતા. તે વખતે ગાંધીજી પણ વિલાયતમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે હતા. શ્યામરાવ ગાંધીજી પાસે ગયા; એમના અભ્યાસને તિલાંજલિ આપી ગાંધીજીની સાથે હિંદમાં પાછા આવ્યા. તે વખતે ગોંડ સેવા મંડળ ચાલતું નહોતું. એ ખ્રીસ્ત સેવા સંઘમાં જોડાયા હતા. ફાધર એલ્વીન સાથે એ પણ ગોંડ સેવા મંડળમાં આવ્યા.

## (૫) શ્રીકાન્ત

આ ભાઇ બ્રાહ્મણ છે અને કર્ણાટકના રહેવાસી છે. પહેલી લડત વખતે એમણે જંગલ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો અને જેલનો અનુભવ મેળવ્યો હતો. ત્યાર પછી એ ભાવનગર ગયા હતા, અને દક્ષિણામૂર્તિમાં થોડો વખત રહી મોન્ટેસોરી પદ્ધતિનો અભ્યાસ કર્યો હતો.

હવે આપણે આ મંડળ શું કામ કરે છે અને કરવા ધારે છે તે જોઇએ. સવારના આઠથી અગિયાર ભાઇ શ્રીકાન્ત છોકરાંઓની નિશાળ મોન્ટેસોરી પદ્ધતિ પર ચલાવે છે. શરૂઆતમાં પાંચ, સાત છોકરાઓ આવતા હતા, હવે લગભગ વીસ છોકરાઓ આવે છે. સવારના છોકરાઓ આવે કે તરત જ તેમને નવડાવવામાં આવે છે અને ત્યાર પછી સ્કુલમાં રહે તેટલો વખત ખાદીનાં ચોકખાં કપડાં પહેરાવવામાં આવે છે. સ્કુલમાં મોન્ટેસોરીનાં સાધનો ઉપરાંત ગ્રામોફોન પણ રાખ્યું છે. દરરોજ પ્રાર્થના પણ કરાવવામાં આવે છે. લગભગ ૧૦-૩૦ વાગે છોકરાઓને જંગલમાં ફરવા-રમવા લઇ જવામાં આવે છે. અગિયાર વાગે રમીને પાછાં આવી હાથ, પગ ધોઇને જમાડવામાં આવે છે. પછી એ લોકો ઘેર ચાલ્યા જાય છે. એક વખત છોકરાઓ જમતા હતા; એક છોકરાને રોટલી વધારે મૂકાઇ ગઇ, એટલે એના પાતરામાંથી રોટલી લઇ પાસેના છોકરાને આપી. છોકરું ખાઇ તો ગયું, પણ બીજે દિવસે સવારમાં એની મા આવી અને કહ્યું કે એવી રીતે છોકરાને એઠું આપવું નહિ. કારણ પૂછતાં એણે જણાવ્યું કે કોઇ છોકરું રોગવાળું હોય તો એનો રોગ ચ્હડે ને.

થોડા વખતથી ૮ થી ૧૦ વર્ષના છોકરા, છોકરીઓ માટે પણ નિશાળ ચલાવવા માંડી છે. એમાં બે ત્રણ છોકરીઓ અને ત્રણ ચાર છોકરાઓ આવે છે. એ લોકોને ભણાવવાનું કામ મેરી બહેન કરે છે. એમણે લંડનની એક સારામાં સારી ગણાતી છોકરા-છોકરીઓની ભેગી નિશાળમાં લગભગ પાંચેક વર્ષ કામ કર્યું છે. શિક્ષણનો એમને સારો અનુભવ હોઇ છોકરા-છોકરીઓ રસથી આવે છે.

આ ઉપરાંત સવારમાં દવા આપવાનું કામ પણ ચાલે છે. દવા આપવાનું કામ ભાઈ શ્યામરાવ કરે છે. એમણે દાક્તરી અભ્યાસ કર્યો નથી; પણ એમણે થોડો અનુભવ મેળવ્યો છે અને તેથી કામ ચાલે છે. આ પ્રદેશમાં મેલેરિયા વગેરે ખૂબ પ્રવર્તે છે. ભાઈ શ્યામરાવને ઇન્જેક્શન આપતાં પણ આવડે છે. આશ્રમનું દવાખાનું વધુ અને વધુ જાણીતું થતું જાય છે, અને દરદીઓ ૩૦, ૪૦ માઇલ દૂરનાં ગામોમાંથી પણ આવે છે. આવા દૂરથી આવેલા દરદીને થોડા દિવસ રહેવાની જરૂર હોય તો એને આશ્રમમાં રાખવા માટે સગવડ રાખી છે. દવાખાનામાં લગભગ ૩૦ થી ૩૫ દરદીઓની સરેરાશ હાજરી હોય છે. આ ભયંકર રોગો શા માટે થાય છે, કેમ જલદી મટે અને તે કેમ તદ્દન નાબુદ થાય વગેરે વિષે સમજ માટે મેલેરીયા વગેરેની સ્લાઇડો (slides) કરાવી છે અને આજુબાજુનાં ગામડાંમાં ફરી એ સ્લાઇડો બતાવવાનું શરૂ કર્યું છે.

સાંજના એ લોકો બે ભાગમાં વહેંચાઇ જઈ પાસેનાં ગામોમાં જાય છે. ત્યાં આગળ એ લોકો લગભગ બેથી ત્રણ કલાક ગાળે છે. આખા ગામનાં સ્ત્રીપુરુષો ભેગાં થાય છે. હમણાં તો હિંદી અક્ષરો શિખવવામાં થોડો વખત ગાળવામાં આવે છે. ત્યારપછી વાર્તાલાપ દ્વારા મહાપુરુષોનાં–બુદ્ધ, ક્રાઇસ્ટ, ગાંધીજી જેવાનાં–વૃત્તાંતો તેમને કહેવામાં આવે છે. હમણાં વળી રામાયણમાંથી કેટલાક પ્રસંગોની સ્લાઇડો કરાવવામાં આવી છે. એ બતાવીને લોકોને રામાયણની વાતો કહી સંભળાવશે. તે ઉપરાંત એ લોકોની સાથે બેસીને એમની આર્થિક સ્થિતિના અભ્યાસ માટે માહિતી એકઠી કરવાનું ચાલે છે. જ્યારે આશ્રમનું કામ શરૂ થયું ત્યારે લોકો આશ્રમવાસીઓને શંકાની નજરથી જોતાં, એમની સાથે દીલ ખોલીને વાત કરતા નહિ. કોઈ પણ માણસ પરમાર્થ વૃત્તિથી કામ કરી શકે તે તેમને સમજાતું જ નહિ. પણ હવે એ વાતાવરણ બદલાયું છે. આશ્રમ એ લોકોને પોતાના ઘર જેવો થઇ પડ્યો છે. ફાધર એલ્વીનનું નામ એ લોકોએ 'બડાભાઇ' પાડયું છે. શ્યામરાવને હંમેશાં 'છોટાભાઇ' કહીને જ બોલાવે છે. આશ્રમવાસીઓ એમના સુખદુઃખમાં ભાગ લેવા અને તેમને મદદ કરવા માટે જ છે એ હવે એમને હૈયે વસી ગયું છે.

હમણાં ફાધર એલ્વીન અમદાવાદમાં ગાંધીજીને મળવા આવી ગયા. ત્યારે એમણે આ વાત કરી. એ બિચારાઓ પાસે વેઠ કરાવવામાં આવે છે. આશ્રમ તરફથી એક ગામમાં બંગડીઓ વહેંચવામાં આવી. જે વેઠે જાય તેણે પહેરવી એમ કહેવામાં આવ્યું હતું. તરત જ વેઠ બંધ થઈ ગઈ. થાણેદાર એમની પાસે કાંઇક કામ કરાવે તો હવે પૈસા આપીને જ કરાવે છે.

આશ્રમવાસીઓની ઉમેદ તો ઠેકાણે ઠેકાણે આવા આશ્રમો બાંધી નિશાળો અને દવાખાનાં ચલાવવાની છે. તે ઉપરાંત એ લોકોની આર્થિક સ્થિતિ સુધારવા ગામડાંને લાયક નાના નાના મરી ગયેલા ઉદ્યોગો ફરી સજીવન કરવા–મુખ્યત્વે કરીને કાંતવાનું અને વણવાનું. આ ઉપરાંત લોકોને સ્વચ્છતા અને સ્વાસ્થ્ય મેળવવાના પાઠ ભણાવવાનું; સહકારી મંડળીઓ સ્થાપવાનું વગેરે.

આશ્રમનું કાલનું કામ અને વધારવાની યોજના જોયા પછી આશ્રમની જરૂરીઆતો આપણી નજર આગળ તરી આવે છે–માણસો અને પૈસા.

આ જમાનો તો ભાષણ કરવાનો નથી પણ કામ કરવાનો છે એવું તો આજ દરેક

આપણે અત્યારે જે રીતે પાન ખાઇએ છીએ તે રીતમાં કેટલોક સુધારો કરવાની જરૂર છે. પ્રથમ તો આખો દિવસ પાનના ડૂચા જે મોંમાં ભરી રાખે છે તે ખરાબ છે. કલાની દૃષ્ટિએ તેમ જ આરોગ્યની દૃષ્ટિએ–બન્ને રીતે ખરાબ છે. ભેંસની માફક આખો દિવસ પાન વાગોળવાં કોઇ પણ રીતે ઠીક નથી. પાન ખાવાની પ્રથા સરસ છે પરંતુ જેમ ઘણી સારી પ્રથાઓને મનુષ્યજાતિએ અજ્ઞાનને લીધે બગાડી છે તેમ પાનનું પણ થયું છે. પાનના રસમાં જે ઔષધોપયોગી ગુણો છે, જે ખુશબો છે–તેને લીધે આપણા દીર્ઘદર્શી પૂર્વજોએ પાન ખાવાની પ્રથા પ્રચલિત કરી. પરંતુ કોઈપણ વસ્તુનો અતિયોગ વસ્તુના મહત્ત્વનો નાશ કરે છે અને એથી એ પ્રથા પણ નિંદાપાત્ર બને છે. આજે એ તામ્બૂલ-ભક્ષણની પ્રથા–કલા, સૌન્દર્ય અને આરોગ્યનો અજબ સમન્વય કરનારી આ પ્રથા પણ આવાં જ કારણોથી નિંદ્ય બની છે. ઘણા એની ઠેકડી કરે છે.

## પાન ખાવાનો વખત

સુશ્રુત કહે છે કે સૂર્ય ઊગ્યા પછીથી, ખાધા પછીથી અને સ્નાન કર્યા પછીથી પાન ખાવું જોઇએ. ભાવમિશ્ર આ ત્રણ સમય ઉપરાંત કેટલુંક વધુ ઉમેરે છે. તે કહે છે કે રતિક્રિયા (સંભોગ) પૂર્વે અને પછી, વિદ્વાનોની સભામાં, તામ્બૂલભક્ષણ કરવું જોઈએ. અર્થાત્ દિવસમાં અમુક વખત જ પાન ખાવાનાં છે–ગમે ત્યારે નહિ. ભોજન બાદ બે વખત (સવારસાંજના ભોજન બાદ), સ્નાન કર્યા બાદ, દિવસે સૂઇ ગયા હોય તો ઊઠ્યા પછી, અને સંભોગપૂર્વે અને પછી—આ વખત તામ્બૂલભક્ષણનો છે.

સૂઇ ઊઠ્યા બાદ મોં ખરાબ (વિરસ) થઇ ગયું હોય છે એટલે એ વખતે પાન ખાવાથી મોં સરસ થઈ જાય છે. સ્નાન કર્યા બાદ તામ્બૂલભક્ષણ, કલાની દૃષ્ટિએ, સૌન્દર્યવર્ધક છે. 'પક્વ બિંબાધરોષ્ટ' એ કવિઓની માનીતી ઉપમા છે. પાકા ઘીલોડા જેવા લાલચોળ હોઠ! કેવા સરસ લાગે છે! 'ताम्बूलरागरञ्जिताधर' કયા કલાપ્રેમીને સરસ નથી લાગતા? અને રતિક્રિયા વખતે તામ્બૂલભક્ષણ, તામ્બૂલ કામાગ્નિ સંદીપ્ત કરનાર હોઈ, મુખવૈશદ્યકારક હોઇ, અધરને રંગ આપનાર હોઈ, 'સૌગન્ધ્ય, કાન્તિ અને સૌષ્ટવકર' હોઇ–કામશાસ્ત્રનું એક અંગ ગણાય છે.[1] અને આ તામ્બૂલ–આજના જેવું ફક્ત સોપારીવાળું નહિ પરંતુ અનેક સુગંધી દ્રવ્યોથી યુક્ત હતું. કસ્તૂરી, જાયફળ, જાવંત્રી, લવિંગ, ચણકબાબા, બરાસકપૂર, એલચી–ઇત્યાદિ મસાલાયુક્ત તામ્બૂલભક્ષણથી મુખમાં ખુશબો ઓર રહે છે અને આથી પાચનક્રિયા પર જે અસર થાય છે તે તો ખરેખર ઓર જ છે. તામ્બૂલભક્ષણ પાચનક્રિયા સુધારનાર છે.

---

૧ વાત્સ્યાયન 'કામસૂત્ર'માં 'नागरकवृत्त प्रकरण'માં "तत्र रात्रिशेषमनुलेपनं माल्यं सिक्थ-करण्डकं सौगन्धिक पुटिका मातुलुङ्गत्वचः ताम्बूलानि च स्युः। આ ઉપરાંત "रतारम्भाव-सानिक प्रकरण"માં તામ્બૂલના અનેક ઉલ્લેખો છે.

અધ્યાય ૪-૮. ટીકાકાર જયમંગલાકાર લખે છે કે 'ताम्बूलानि च सज्जितानि रात्रिपरिभोगार्थं च" અર્થાત્ 'તૈયાર બીડાં' રાત્રિ વખતે સંભોગવિધિ માટે તૈયાર રાખવાનો ઉલ્લેખ છે.

માતુલુંગ એટલે બીજોરું. બીજોરાની છાલનું ચૂર્ણ ખાવાથી દુષ્ટ અધોવાયુ સરતો હોય તો અટકી જાય છે અને વખતે વાયુષ્ટ થાય તો તેની દુર્ગંધ આથી દબાઇ જાય છે.

## તામ્બૂલભક્ષણ અને પાચનક્રિયા

પાનમાં એક જાતનું સુવાસિક ઊડનારું તેલ છે. આ તેલને લીધે પાન ઉત્તેજક છે અને જ્ઞાનતંતુઓને સતેજ બનાવનાર છે. આ ઉપરાંત પાનમાં Diastase (ડાયેસ્ટેઝ) નામનો સ્ટાર્ચ–પાચક પાચકરસ છે. ડાયેસ્ટેઝ સ્ટાર્ચઘટિત ખાદ્યપદાર્થોને પચાવનાર છે. લાલાસ્રાવમાં આ છે અને લાલાસ્રાવ સ્ટાર્ચને પચાવવામાં ખૂબ જ ઉપયોગી છે એ તો હવે અનેક અખતરાઓને અંતે પૂરવાર થયેલું છે. આ ડાયેસ્ટેઝને લીધે સ્ટાર્ચ જલદી પચી જાય છે, અને આપણા હિંદુઓનો ખોરાક મુખ્યત્વે સ્ટાર્ચઘટિત જ છે એ આપણે યાદ રાખવું જોઈએ. સ્ટાર્ચવાળા ખોરાકને પચાવવામાં લાલાસ્રાવ (Saliva) અતિ અગત્યનો ભાગ ભજવે છે. અને આથી જ ખોરાક ખૂબ ચાવીને ખાવો જોઇએ. રુશિયાના મહાન ઈંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રી પૅવલોવે આ વાતને ખૂબ જ મહત્ત્વ આપ્યું છે.

લેફ. કર્નલ ચોપ્રા (કલકત્તા સ્કૂલ ઑફ ટ્રૉપિકલ મેડિસિન) M. A. M. D. (Cantab) I. M. S. કહે છે કે—

" The essential oil present gives rise to a sensation of warmth and well-being in the mouth and stomach...The presence of a fairly large quantity of diastase in the betel leaves is significant and is likely to play an important part in starch digestion. " [૧]

અર્થાત્ સ્ટાર્ચને પચાવવા માટે પાનમાં જે ડાયેસ્ટેઝ નામનું તત્ત્વ છે તે બહુ જ ઉપકારક છે.

ખાધા પછી દાંતની ફાટોમાં સ્ટાર્ચની કણીઓ ચેસી ગઇ હોય છે. આપણે મુખવાસ કરીએ છીએ તે આટલા જ માટે–કે સુવાસિત પદાર્થોમાં જે સુગંધી તેલ હોય છે તેની સુગંધીને લીધે તેમ જ તેની ખુશબોથી લાલાસ્રાવનું પ્રમાણ વધે છે તેને લીધે એ સ્ટાર્ચ-કણીઓ પચી જાય છે અને સુગંધીને લીધે જંતુઓ પણ નાશ પામે છે. આથી જ ખાધા બાદ તામ્બૂલ ખાવાનું કહેલું છે. આપણે હિંદુઓ આપણા ખોરાકમાં મુખ્યત્વે સ્ટાર્ચજ (લોટ, ભાત, બટાટા એ બધા સ્ટાર્ચજ છે) ખાઇએ છીએ અને સ્ટાર્ચ ઉપર લાલાસ્રાવ જે કાર્ય કરે છે તે કાર્ય ડાયેસ્ટેઝને આભારી છે. પાનમાં બહુ સારા પ્રમાણમાં ડાયેસ્ટેઝ છે એટલે આપણા માટે પાન બહુ જ ઉપયોગી ચીજ છે.

### પાનના ગુણ

" તાજાં પાન ઉત્તમ, દીપનપાચન, કફઘ્ન, શોથઘ્ન ( સોજાને મટાડનાર ), વેદના-સ્થાપન ( analgesics ) અને વ્રણરોપણ છે. પાનનો રસ બહુ જ જલદ પૂતિહર છે. આ રસ કાર્બોલિક ઍસિડ કરતાં પાંચઘણો જલદ જંતુઘ્ન છે. "[૨]

પાનનો રસ કાર્બોલિક ઍસિડ કરતાં પાંચઘણો જલદ જંતુઘ્ન છે અને આટલા જ કારણથી બીજાં કોઇ પાન કરતાં નાગરવેલનાં પાન વધુ દિવસો સુધી બગડયા સિવાય સારાં

૧ Indigenous Drugs of India. ( 1933. ) P. 350.

૨ સ્વ. ડૉ. વામન દેસાઈ M. B. (London); B. Sc. (London) L. M. S. (Bombay) કૃત "औषधिसंग्रह" નામના પુસ્તક પૃ. ૬૨૬ ઉપરથી.

રહી શકે છે. નાનાં બચ્ચાંને વરાધ, સસણી કે ખાંસી થઇ હોય છે ત્યારે વૈદ્યો પાનના રસના અનુપાનથી દવા આપે છે; કારણ કે કફપ્રધાન રોગો ઉપર પાન અત્યંત ઉપયોગી છે. " ખાધા બાદ પાનની બીડી ખાવાની પ્રથા શાસ્ત્રશુદ્ધ છે. એથી લાલનું પ્રમાણ વધે છે અને આમાશયમાં ઉત્તેજન પ્રાપ્ત થાય છે."[1]

લેફ્‌ કર્નલ ચોપ્રા પણ કહે છે કેઃ-

" The betel-chewer experiences a feeling of well-being. He is in good humour and gay; his boredom disappears, his feeling of thirst and hunger is appeased, and his sexual impulses are said to be augmented." [2]

અર્થાત્ પાન ખાનાર એક જાતની તાઝગી અનુભવે છે. તે આનંદમાં આવી જાય છે, તેનો શોક-ગ્લાનિ ઊડી જાય છે, તેની ભૂખ અને તરસની લાગણી શાંત થઇ જાય છે અને તેની રતિવાસના પણ પ્રબળ થાય છે.

## કાથો, ચૂનો અને સોપારી

પાનમાં મુખ્યત્વે આ ત્રણ આપણે વાપરીએ છીએ. કાથો ( ખદિરસાર ) કફ અને પિત્તનો નાશ કરનાર છે, વાયુ અને ખાંસીને મટાડનાર છે-અર્થાત્ સંયોગથી કાથો વાત પિત્ત અને કફ-ત્રણેને હણનાર અર્થાત્ ત્રિદોષઘ્ન છે.

ચૂનો ( Calcium ) તો શરીર માટે આવશ્યક છે. આપણે અનેક ખાદ્ય પદાર્થો દ્વારા ચૂનો પેટમાં લઇએ છીએ. દૂધમાં ચૂનાનું પ્રમાણ સૌથી વિશેષ છે. હાડકાં ચૂનાનાં જ બનેલાં છે એટલે હાડકાં માટે તેમ જ રક્તશુદ્ધિ અને પાચનયંત્રને તંદુરસ્ત રાખવા માટે ચૂનો શરીરને નિતાન્ત આવશ્યક છે. ગર્ભવતી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં ચૂનો જે ખોરાકમાં વિશેષ હોય તે ખોરાક વધુ ખાવા આપવો જોઇએ. પાનમાં ચૂનો આવે છે, તે જંતુઘ્ન છે અને લેન્સેટ નામના સર્વોત્તમ વૈદ્યક અઠવાડિકમાં મેં વાંચેલું છે કે હિંદની ગર્ભવતી સ્ત્રીઓ પાન ખાય છે એ ઠીક છે; કારણ કે એથી ચૂનો એમના શરીરમાં જાય છે. ગર્ભસ્થ શિશુ માટે ચૂનો આવશ્યક છે. દૂધમાં ચૂનાનું ઘણું સારું પ્રમાણ છે.

સોપારી માટે આપણા સમાજમાં જે ખ્યાલો છે તે સાચા નથી. સોપારી ક્ષય કરનાર છે, સોપારી ધાટો બેસાડી દેનાર છે, સોપારી ખાવાથી તોતડા થઇ જવાય; આ અને આવી બીજી અનેક માન્યતાઓમાં કંઇ વજૂદ નથી. સોપારી હદ ઉપરાંત ખાવામાં આવતી હોય તો તે જરૂર નુકસાનકારક છે, પરંતુ સારી જાતની સોપારી થોડી ખાવામાં લેવાથી તે કંઇપણ નુકસાનકારક નથી.

રાજનિઘંટુકાર કહે છે કે સૂકી સોપારી કંઠના રોગોનો નાશ કરનાર છે, રુચિ ઉત્પન્ન કરનાર છે, અન્નને પચાવનાર અને સહેજ સારક-રેચક છે. સોપારી પાન સાથે ખાવાથી જોતજોતાંમાં-જલદીથી-પાંડુ, વાતરોગ અને શોષ-એને દૂર કરે છે.[3] (સોપારીના બીજા

1 ડૉ. દેસાઈકૃત "ઔષધિ સંગ્રહ" પૃ. ૬૨૬.

2 Indigenous Drugs of India. P. 351.

3 शुष्कं कण्ठामयघ्नं रुचिकरमुदितं पाचनं रेचनं स्यात् ।
तत्पर्णेनाशु तस्मिन् झटिति वितनुते पाण्डुवातस्य शोषम् ॥
( राजनिघंटु )

ગુણો વિષે વાંચવું હોય તો જુઓ મારું "નિઘંટુ આદર્શ"-ઉત્તરાર્ધ પૃ. ૫૫૧ થી ૫૫૪.

કેસર, એલચી, કસ્તૂરી, જાયફળ, લવીંગ, ચણકબાબા, કપૂર વગેરેના ગુણનો ઉલ્લેખ કરવા બેસીએ તો ખૂબ જગો રોકાય. ટૂંકમાં, આ બધા સુગંધી પદાર્થો છે. તે બધા દીપન-પાચન છે, જંતુઘ્ન છે, કફ અને વાયુને મટાડનાર છે. મોંને સુવાસિત બનાવનાર છે. તમામ સુગંધી પદાર્થો ઓછાવત્તા જંતુઘ્ન હોય છે અને જ્ઞાનતંતુઓને ઉત્તેજીત કરનાર હોઈ આહ્લાદપ્રદ છે. લાલાસ્રાવવર્ધક શક્તિને લીધે તે દીપનપાચન છે.

ભાવમિશ્ર કહે છે કે સવારના પાનમાં સોપારી વધુ ખાવી, બપોરના પાનમાં કાથો વધુ ખાવો અને રાત્રે ચૂનો વધુ ખાવો.

प्रभाते पूगमधिकं मध्याह्ने खदिरं तथा ।
निशासु चूर्णमधिकं ताम्बूलं भक्षयेत्सदा ॥

( भावप्रकाश )

આનું શું કારણ હશે તે હું સમજી શકતો નથી.

પાનનો નિષેધ

रक्तपित्तक्षतक्षीणतृष्णामूर्च्छापरीतिनाम् ।
रुक्षदुर्बलमर्त्यानां न हितं चास्यशोषिणाम् ॥

( सुश्रुत-चि. स्था. २८ )

અર્થ—રક્તપિત્ત ( Bleeding ), લાંબા રખતથી જેને ક્ષત-ચાંદાં અથવા ઘેચુ હોય અને તેથી જે ક્ષીણ થઈ ગયો હોય એ, તરસ અને મૂર્ચ્છાથી જે પીડાતા હોય, હમેશાં જે લુખ્ખો ખોરાક ખાતો હોય તે, જે અશક્ત હોય અને જેના મોંમાં શોષ પડતો હોય-તે બધા માટે તાંબૂલ હિતકર નથી.

ભાવમિશ્ર કહે છે—

ताम्बूलं नातिसेवेत न विरिक्तो बुभुक्षितः ॥
देहदृक्केशदन्ताग्नि श्रोत्रवर्णबलक्षयः ।
शोषः पित्तानिलास्रं स्यादतिताम्बूलचर्वणात् ॥
ताम्बूलं न हितं दन्तदुर्बलेक्षणरोगिणाम् ।
विषमूर्च्छामदार्त्तानां क्षयिणां रक्तपित्तिनाम् ॥

અર્થ—જુલાબ લીધો હોય ત્યારે તેમ જ ભૂખ્યો હોય ત્યારે તામ્બૂલ ખાવું નહિ જોઈએ.

અતિશય પાન ખાવાથી દેહ, આંખો, કેશ, દાંત, જઠરાગ્નિ, કાન, વર્ણ, બલ-એ બધાનો ક્ષય છે. અતિ તામ્બૂલ ભક્ષણથી શરીરને શોષ લાગુ પડે છે, પિત્ત વાત અને રક્ત બગડે છે.

દાંત અને આંખના રોગીઓ માટે તામ્બૂલ હિતકર નથી. વિષ, મૂર્ચ્છા અને મદ ( દારૂ પીધાથી ચડયો હોય તે )—વાળા તેમજ ક્ષયવાળા અને રક્તપિત્તવાળાઓ માટે પાન હિતકર નથી.

## પાનથી દાંત બગડે છે ?

કેટલાક એમ માને છે કે ચૂના જેવી દાહક અને કાથા જેવી ગ્રાહી ચીજોને લીધે પાન દાંત બગાડે છે. યોગ્ય તામ્બૂલભક્ષણથી દાંત બગડતા નથી. તામ્બૂલના અતિયોગથી ખૂબ પાનનાં બીડાં ખાવાથી દાંત બગડે છે ખરા. સુશ્રુત તામ્બૂલને ' દંતવિશોધન ' માને છે. જે દ્રવ્ય પાચનક્રિયાને સતેજ કરે, દાંતની બખોલોમાં ભરાઈ રહેલ પદાર્થને બહાર કાઢી દાંત સાફ રાખે–તે દાંત બગાડનાર કેમ કહી શકાય ? હા, આખો દિવસ જે ગલોફામાં પાનનાં બીડાં ભરી રાખે છે તેમના દાંત બગડવાનો પૂરો સંભવ છે. પાનના રેસા દાંતની બખોલોમાં ભરાઈ રહે તો તે અંદર કહોવાણ ઉત્પન્ન કરી દાંતમાં સડો ઉત્પન્ન કરે ખરો. અને આ જ કારણથી કેટલાક દંતવૈદ્યો પાન ખાધાથી પાયોરિયા થાય છે એમ માને છે. સ્વ. ડૉ. જે. જે. મોદી. L. M. S; L. D. S. ( Eng ) મુંબાઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજના દંતવિદ્યાના પ્રોફેસરને કોઈએ આ પ્રશ્ન પૂછયો હતો અને તેમનો ઉત્તર આ રહ્યોઃ—

" In my opinion both ( Pan Supari & Baval Stick ) of them are responsible for pyrrohoea, but Pan Supari is more so than the Baval Stick. "[1]

અર્થ—" મારા મત પ્રમાણે બાવળનાં દાતણ અને પાન સોપારી બન્ને પાયોરિયા માટે જવાબદાર છે; પરંતુ બાવળના દાતણ કરતાં પાનસોપારી વધુ જવાબદાર છે. "

ડૉ. મોદી આ લેખની શરૂઆતમાં તામ્બૂલનાં વખાણ કરે છે પરંતુ આજકાલ જે જાતની અતિશયતા તામ્બૂલભક્ષણમાં જણાય છે અને જેથી દાંતને નુકસાન થાય છે તે સામે આ અવાજ કાઢે છે એમ હું માનું છું.

ઉપર આપણે જોઈ ગયા તે પ્રમાણે દિવસમાં ત્રણ ચાર પાન ખાવામાં આવે અને ખાધા પછી દાંત બરાબર સાફ કરે તો દાંત બગડવાનો જરા પણ સંભવ નથી.

### મધુમેહ અને તામ્બૂલભક્ષણ

થોડાં વર્ષો પહેલાં એક ડૉક્ટરે–મેડિસિનના નહિ પણ સાયન્સના ડૉક્ટરે–પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી શાસ્ત્રીય જગતમાં ઠીક ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો. એ વિદ્વાન ડૉક્ટરે કહ્યું હતું કે હિંદુસ્તાનના લોકોમાં મધુમેહ ખૂબ વ્યાપક છે એનું કારણ તામ્બૂલભક્ષણ છે. આ ડૉક્ટરે કોઈ જાતના પ્રયોગના આધારે નહિ પણ લોકવાયકાથી દોરાઈને જ આ અભિપ્રાય બાંધ્યો હતો. સ્વ. ડૉ. બસુએ આ વાતનો ઉલ્લેખ તેમના " મધુમેહ અને તેની પાથ્યિક ચિકિત્સા " (Diabetes mellitus and its Dietetic Treatment) નામના ગ્રંથમાં કરેલો છે. સ્વ. ડૉ. બસુ કહે છે કે આ વાત ગલત છે. પાન તો મધુમેહીઓ માટે હિતકર્તા છે; કારણ કે પાનથી પ્રચૂર લાલાસ્રાવ થાય છે, જે કર્બોદિત ખાદ્ય પદાર્થોને પચાવવામાં ખૂબ જ મદદગાર થઈ પડે છે. " From the Pan acting as a stimulus to the flow of saliva and thus helping in the digestion of Carbo-hydrate food-stuffs, this habit is decidedly beneficial in diabetes ( P. 64 )

1 Health, Feb. 1928.

## પાનની નસો

'शिरा बुद्धिविनाशिनी' (भावप्रकाश) પાનની નસો બુદ્ધિનો નાશ કરનારી છે એમ મનાય છે. આપણે પણ નસો કાઢીને જ પાન ખાઇએ છીએ. પરંતુ આજકાલ દુકાનોમાં જે પાન વેચાય છે તેમાં નસો નથી કઢાતી, એટલે વેચાતાં પાન ખાવાં સારાં નથી. આરોગ્યની દૃષ્ટિએ પણ વેચાતાં-તૈયાર-પાન ખાવાં ઇષ્ટ નથી. ઘરાકોને પોતાની જ દુકાનના પાનનો બંધાણી બનાવવા માટે પાન વેચનાર દુકાનદારો ઘણી વખતે સહેજસાજ કોકેનનો ઉપયોગ કરે છે. વેચાતાં પાનમાં સોપારી ઘણી પડે છે, જે નુકસાનકારક છે.

## ઉપસંહાર

૧. પાનમાં 'ડાયેસ્ટેઝ' નામનું પાચક તત્ત્વ છે, જે સ્ટાર્ચઘટિત ખાદ્યને પચાવવામાં ખૂબ જ ઉપયોગી છે. લેફ્. કર્નલ ચોપ્રા અને સ્વ. ડૉ. બસુ—બન્નેએ આ વાતને ટેકો આપ્યો છે.

૨. પાન ગમે ત્યારે ખાવાનાં નથી. જમી ઊઠ્યા પછી અને રતિક્રીડા પહેલાં—આ જ વખતે પાન ખાવાનાં છે. ગમે ત્યારે પાન ચાવવાં લાભદાયી નથી.

૩. પાન દાંત બગાડે છે એ માન્યતા સાચી નથી.

૪. પાન ખાઇને દાંત બરાબર સાફ કરવાની જરૂર છે. જેટલી વખત પાન ખાઓ તેટલી વખત દાંત બરાબર સાફ કરવા જોઇએ.

૫. પાનનો રસ જંતુઘ્ન છે. કાર્બોલિક ઍસિડ કરતાં પાંચગણો જલદ છે. કફપ્રધાન રોગોમાં એ ઉપયોગી છે.

૬. પાનના જે ગુણ વર્ણવવામાં આવ્યા છે તે બરાબર છે.

બાપાલાલ ગ. વૈદ્ય

# પ્રાચીન ગૂજરાતી સુભાષિતો

## પ્રસ્તાવના

સંસ્કૃત[1] તથા પ્રાકૃત[2] ભાષામાં આપણા પ્રાચીન વિદ્વાનોએ સુભાષિતોના સુંદર સંગ્રહો તૈયાર કરેલા છે. આપણું જૂની ગૂજરાતીનાં સુભાષિતોનું જ્ઞાન બહુ જ મર્યાદિત છે, તેથી હસ્તલિખિત પ્રતો ઉપરથી અત્યાર સુધી અપ્રસિદ્ધ રહેલાં સુભાષિતોનો સંગ્રહ કરવાનો આ પ્રયાસ છે. આવી ઉક્તિઓના સંગ્રહ કરવાના કેટલાક છુટાછવાયા પ્રયત્નો થયેલા છે. જેમકે 'સાહિત્ય' માસિકના મે ૧૯૧૪ ના અંકમાં સ્વ. ચિમનલાલ દલાલે નમૂના તરીકે થોડાંક સુભાષિતો આપેલાં, 'જૈનયુગ' માસિકના છુટાછવાયા અંકોમાં તેના તંત્રીએ સારી સંખ્યામાં સુભાષિતો આપેલાં, તથા હમણાં જ 'પ્રસ્થાન' તથા 'બુદ્ધિપ્રકાશ'માં અનુક્રમે શ્રી છગનલાલ રાવલ તથા શ્રી મધુસૂદન મોદીના આ વિષયના સુંદર લેખો છપાયેલા છે; પરન્તુ વિષયવાર વર્ગીકરણ, પાઠાન્તરો તથા અન્ય સ્થળેથી સમાન ભાગના ઉતારાઓ–Parallel passages—સાથેનો સંગ્રહ પ્રસિદ્ધ થયો હોય એમ જાણવામાં નથી; તેથી એવો નાનો સંગ્રહ અહીં મૂકેલો છે. આમાં તો ફક્ત લગભગ અઢીસો સુભાષિતો લીધેલાં છે; કારણકે સામયિક પત્રમાં એકસાથે આથી વધુ ભાગ્યે જ લઈ શકાય, જો કે વધુ પ્રયત્ન કરવામાં આવે તો જૂના સાહિત્યમાંથી હજાર સુભાષિતો તો સહેજે મળી આવે.

સુભાષિતોની જે નાની નાની લિખિત પ્રતો મળી આવે છે, તેમાંથી ચૂંટી કાઢેલી ઉક્તિઓ આમાં લીધી છે. મારી જાણ પ્રમાણે આમાંનાં લગભગ બધાં અપ્રસિદ્ધ છે; તેમ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ સળંગ ગ્રન્થોમાંથી પણ કાંઈ લીધું નથી. નીચે જણાવેલી પ્રતો ઉપરથી સંશોધન થયેલું છે:—

૧. પાટણના સાગરના ઉપાશ્રયના ભંડારની ચાર પત્રની પ્રત, જે મુનિશ્રી મેઘવિજયજીએ કઢાવી આપી હતી. આમાં મોટે ભાગે તો સંસ્કૃત સુભાષિતો છે, પણ જે થોડાંક ગૂજરાતી છે તેમની ભાષા પ્રાચીન છે. લખ્યા સંવત આપ્યો નથી, પણ પ્રત લગભગ ત્રણસો વર્ષ જેટલી જૂની લાગે છે. આ પ્રતિને क સંજ્ઞા આપી છે.

૨. પ્ર૦ શ્રી. કાન્તિવિજયજી મહારાજની એક અપૂર્ણ પ્રત. અઢાર પછીનાં પાનાં નથી. તેમાં સંસ્કૃત તથા ગૂજરાતી સુભાષિતો છે. પ્રત પ્રાચીન નથી. તેની સંજ્ઞા ख રાખી છે.

૩. શ્રી. મોહનલાલ ભોજકના સંગ્રહમાંની 'સજ્જન પ્રેમ દુહા'ની ચાર પત્રની પ્રતિ. મોટે ભાગે પ્રીતિવિષયક ગૂજરાતી સુભાષિતો આમાં છે. અંતે નીચે પ્રમાણે પુષ્પિકા છે: ઇતિશ્રી સજ્જનપ્રેમ દુહા સમાપ્ત: સંવત્ ૧૬૯૯ વર્ષે માહ વદી ૩ દિને લિપિકૃત'. આની સંજ્ઞા ग રાખેલી છે.

---

૧. શાર્ઙ્ગધરની પદ્ધતિ, શ્રીધરદાસનું સદુક્તિકર્ણામૃત, અમિતગતિનો સુભાષિતસંદોહ, વલ્લભની સુભાષિતાવલિ વગેરે.

૨. હાલની ગાથાસપ્તશતી, જયવલ્લભનું વજ્જાલગ્ગ વગેરે.

૪. મુનિશ્રી જશવિજયજીના સંગ્રહમાંની 'દૂહાસૂક્તાવલિ.' આ પ્રત ત્રણ પાનાંની છે. પુષ્પિકામાં નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ 'સંવત ૧૭૮૭ વર્ષે દ્વિતીય ભાદ્રવા વદી દ્વાદશી દિને શ્રી દૂહાસૂક્તાવલિ સંપૂર્ણા.' આમાં સર્વ ગૂજરાતી સુભાષિતો છે. આની સંજ્ઞા ઘ રાખેલી છે.

૫. બે પત્રની નામ વગરની પ્રત જેમાં 'નયન'નાં તથા બીજાં કેટલાંક સુભાષિતો સૂક્ષ્મ અક્ષરે લખેલાં છે. સંજ્ઞા ङ.

૬. મુનિશ્રી જશવિજયજીની ત્રણ પત્રની પ્રતિ, જેનું પહેલું પાનું નથી. તેના અંતે નીચે પ્રમાણે છેઃ 'ઇતિ દૂહાઃ સમાપ્તાઃ સંવત્ ૧૫૭૮ વર્ષે ફાગુણ સુદિ ૧૫ સોમવારે. લિખિતં દેકાવાડા ગ્રામે ગ૦ વિવેક ઋદ્ધિગણિની ચેલી વિવેક શ્રી નૈસાલિણી બ્યા. સોપાભાર્યા શ્રી૦ હુપાની પુત્રી શ્રી જીવાઇ ભણુનાર્થં.' આ ઉપરથી જણાય છે કે બાઇ જીવાઇના અભ્યાસ માટે તે લખાયેલી છે. આ પ્રત સૌથી પ્રાચીન છે; પરન્તુ તે તેમાંનાં ઘણાંખરાં સુભાષિતો ત્રીજા નંબરની કે બીજી પ્રતોમાં મળી આવ્યાં હતાં, એટલે આ પ્રતમાંથી ઘણાં થોડાં લઈ શકાયાં છે. આમાં પ્રીતિવિષયક સુભાષિતો છે. સંજ્ઞા च.

આ ઉપરાંત પ્ર૦ કાન્તિવિજયજી મહારાજની દસેક એકપત્રીય પ્રતો, ત્રૂટક પાનાંઓ તથા એક ગુટકાનો પણ ઉપયોગ કરેલો છે.

ઉપર લખેલી ૭ પ્રતો વ્યવસ્થિત લખાયેલી હોવાથી, તેમાંથી લીધેલાં સુભાષિતોના સમયનિર્ણયની વાચકને સુગમતા પડે તેથી તેમાંની દરેકને સંજ્ઞા આપીને, તે પ્રત્યેક સુભાષિતોને અંતે લખેલી છે, પણ છેવટનાં અવ્યવસ્થિત પાનાંઓમાં તેમ કરવાનું બની શક્યું નથી. ઉપર પ્રમાણે જુદી જુદી પ્રતો ઉપરથી આ સંગ્રહ તૈયાર થયેલો હોવાથી ભાષા દરેક સ્થળે એકસરખી જૂની ન હોય તે અભ્યાસી વાચક સમજી શકે તેમ છે.

મને ચોમાસાના સમયમાં પણ વિશ્વાસપૂર્વક પ્રતો ધીરનાર સજ્જનોનો આ સ્થળે અત્યંત આભાર માનું છું.

# પ્રીતિવિષયક ઉક્તિઓ

'કાલિ ખાટિ કસમતી, ઉપરિ ભમરી ભાગી,
થંભી થભી દીઠુ બલઇ, ગોરી નાહસું લાગી.'
( બુ. પ્ર. પુ. ૮૭, પૃ. ૯૧ )

મધુકર મોહ્યા માલતી, 'માનસ મોહ્યુ હંસ
હું મોહ્યુ મુખ તાહરું જિમ મોહ્યુ અહિ વંશ. ૧
ચંદા, ઇમિ કરિ ચંદની જિમ રમણી ન વિહાઇ,
નાગરવેલી પાન જિમ પિયુ મેલ્હો ન જાઈ. ૨
સાજણ આયા પ્રાહુણા મિં દલી રાંધ્યા બાટ,
સાજણ બાટ ન ભાવહિ, ભાવઇ સોવા પાટ. ૩ ग
સાજણ આયા પ્રાહુણાઃ મિં છડી રાંધ્યા મોઠ,
સાજણ મોઠ ન ભાવહિ, ભાવઇ રાતા હોઠ. ૪ ग
ગોરી, હિયડામાંહિથી રખે વિસારો નેહ,
ઝબક જ જીવડો જાઇસિ જવ દેસ્યો તમ્હે છેહ. ૫ ग
હું બલિહારી સાજણાં રમણી તણા ગુણાંહ
એક ઉસી સઈ બાંહડી, દૂજઉ હાથ થણાંહ. ૬ ग
વાયસડુ ઉડાડતાં પિયુ પેખિઉ ઝબકિ
આધાં કંકણ સરી ગયાં, આધાં ગયાં ત્રૂટી. ૭
સાજણ પૂછ્ઇઃ ગોરડી, કહિ મુઝ એકમનાહ
સાખિ ધરી કીરતારકું કેતઉ મોલ થણાંહ. ૮ ग
દસ ઘોડા, દસ હાથીયા, વીસા સઉ કરવાહ ( ? )
નગર નાણુ ઉચાટસું, એતઉ મોલ થણાંહ. ૯ ग

---

૧. આ દૂહાનું પાઠાન્તર આમ મળેલું છેઃ

મધુકર સમરઈ માલતી, હાથી સમરઇ વિંઝ
હું સમરું મુખ તાહરું જિમ સમરઈ અહિ વંશ.

૨. પાઠાન્તરઃ ચંદા નિરમલ રાતડી તિમ કરી જિમ ન વિહાઈ,
નાગરવેલી પાન જિમ પિયુ મેલ્હણો ન જાઇ.

વિહાઈ (સં. विभाति )–વહાણું વાય. ૪. મોઠ–મઠ. ૫. બલિહારી=બલિ–હારી; વારી (બલિ) જાઉં. જુઓ હેમચંદ્રનું અપભ્રંશ ઉદાહરણઃ

पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउं खन्धस्सु ।
तो वि कटारइ हत्थडु बलि किअउं कन्तस्सु ॥

૭. વાયસડુ...ત્રૂટી–એક સ્ત્રીનો પતિ લાંબા સમયથી પ્રવાસે ગયો હતો, તેથી તે વિયોગથી એટલી કૃશ થઈ ગઈ હતી, કે કાગડો ઉરાડવા હાથ લાંબો કરતાં હાથમાંનાં અડધાં બલોયાં જમીન ઉપર પડી ગયાં. એટલામાં તેનો પતિ આવતો દેખાયો એટલે હર્ષથી તેનું શરીર એટલું વધી ગયું કે બાકીનાં બલોયાં તૂટી ગયાં. હેમચન્દ્રે અવતરેલા અપભ્રંશ દૂહાનું આ ભાષ રૂપ લાગે છેઃ
वायसु उड्डावन्ति अए पिउ दीट्ठउ सहसत्ति । अद्धा वलयामहिहि गय अद्धा फुट्ट तडत्ति ॥

'જમલા, પ્રીત ન કીજઈ હોઇસ્યું ચિત લાઇ,
અલ્પ મિલન, બહુ વીછડણુ જપી જપી જીયડુ જાઈ.'

પહિલું દાખી પ્રીત કાગલ ઘણાઇ મોકલા,
હવિં તું નાણ્ઇ ચિત્ત બોલ બીજાના સાંભલી. ૧૦ ગ

જેહવી પહિલી પ્રીત તેહવી છિ મનિ માહરિ
બોલ બીજા દે ચિત્ત સજ્જન, તે તાહરી નહી. ૧૧
જેહવું પહિલુ રંગ એહવુ અમ્હનિં ચિંતવે
મ કરે તેહ જ ભંગ જાતે દીહડે પાલટો. ૧૨
સજ્જણુ સો જોયણુ ગયા, વલી જાઉં પચાસ
પણુ તિહાં તે સું હવું પ્રીત ન છંડી પાસ. ૧૩
રે સજ્જન, ગુણુ તાહરા હું સમરું દિનરાતિ
માહરું મન અતિ ટલવલિ નયન ખંચઇ ધાતિ. ૧૪ ગ
જે જડ જડી સુજનનઈં, રેહી નેહ અપાર
તે જડ કિમહિ ન નીસરઇ જો મિલઇ લાખ લોહાર. ૧૫ ગ
પાહણુ ઘડો રે હીયા, કિ લાકડ કિ લોહ ?
ઊખાલું ફાટિ નહી વ્હાલાં તણુઇ વિછોહ. ૧૬
પ્રીતિ પંખેરુડાં ભલી ઊડીનિ મલંતિ
પંખવિહૂણી પ્રીતડી હઇયે ઝૂરી મરંતિ. ૧૭ ગ
મન જાણુઇ વનવત્તડી કહિ આગલિ ન કહાઈં,
સંભારી તા બોલડા હિયડું ગહબર થાઇ. ૧૮
તુમ્હ મનિ જાણુ નેહુ ગય દૂરન્તરિ કયવાસ
નયણુહ અંતરિ પડી ગયા, જીવી તુમ્હારિ આસ. ૧૯
જોસી સુદ્ધિ, ન' રૌકઈં, કુંજડ તણુા' સનેહ
જાઇસ્યઈં ગડબડ કરી જિમ ઉન્હાલિ મેહ. ૨૦ ગ
અમ્હ હઇડું સભર ભરિઉં જિમ તારાઇ અબ્ભ
જવ મિલુંગી સજ્જના તવ કહુંગી સબ્બ. ૨૧ ગ
સજ્જણુ ચાલ્યા હે સખિ, પલ્હાણ્યા કેકાણુ
નવ જાણું કો જાઇસિ પહિલું પિયુ કિ પ્રાણુ ? ૨૨ ગ

---

૧૫. પાઠાન્તરઃ સજ્જણુ, તાહરા ગુણુતણી જડ પસરી મન માંહિ,
કાઢી તા મીઠી નહી જો વરસા સો જાહિ.

૧૬. પાહણુ-પાષણુ. ઊખાલડું ..વિછોહ-વ્હાલાંનાં વિયોગથી ફાટી જતું નથી ! ૧૯. કયવાસ (સં. કૃતવાસ)-વાસ કરવાથી. ૨૦. આ દૂહો ખંડિતા મુગ્ધાનો જણાય છે.

'वक्षोजचिह्नितमुरो दयितस्य वीक्ष्य दीर्घं न निश्वसिति जल्पति नैव किञ्चित् ।
प्रातर्जलेन वदनं परिमार्जयन्ती बाला बिलोचनजलानि तिरोदधाति ॥'

ભાનુદત્ત 'રસમંજરી'

તું જાણુઇ કિરતાર જો મો સજ્જન વીસરઈ,
દાંડામિં કે વાર સાસ પહિલા સંભરઈ. ૨૩
નયણુ આંતરિ ડુંગરું, મન આંતરિ ન કોય,
સજ્જણુસિઉં મેલાવડુ જો વિહ કરિ તુ હોય. ૨૪
સાજનીયાં વઉલાઈ કરી પાલિ ચડયાં મઇ દીઠ
જાતાં હિયડા લે ગયા જિમ કપ્પડા મજીઠ. ૨૫ ग
સાજન ગયા વિદેસ, તાલું દે કૂંચી ઠવી
ઉઘાડઉં કિમ કરેસ? સારીખઉં દેખઉં નહી. ૨૬ ग

નીસાસઉ ભલુ સરજીયુ, આધઉ દુ:ખ સહંતિ
વિરહ વિછોહ્યાં માણુસાં હિયડું ફાટી મરંતિ. ૨૭
પ્રીતમ કેરી વાટ જોતાં હું દિન નીગમું
હીયડું ન પડિ ફાટ કેહઉં દીસઇ કારિમું. ૨૮
કાંઈ ધણુઇ વિલાપ મૂરખ, તન કાં સૂકવઈ?
કાગલ તણુઇ મિલાપ મન સંતોષ જ માનજો. ૨૯ ग
તે દુ:ખ જાણુઇ દેવ જે સ્વપ્ને મિલિયાં સાજણાં,
હિવ આંખિ ન આવઈ નિંદ: કિહાં મિલવું, કિહાં દેખવું? ૩૦

સજ્જણ ઇક્ક વિદેસડઇ, રાતિ સંતાપઈ આઈ
જઈ સોવઉં તઇ આ પડઇ, જઇ જાગઉં તઈ જાઇ. ૩૧ ग
ઉભી રહી વઉલાવીયા, સાજણુ ગયા સરોસ
ના ઘાલી ગલિ બાહડી, ના ગુણુ પૂછા, દોસ. ૩૨ ग
સાજણુ ચાલ્યા હે સખી, વાજ્યા વિરહનિસાણુ,
હાથાં ચૂડી ઢલ પડી, ઢીલા હુઆ પરાણુ. ૩૩ ग

સજ્જણુ ચાલ્યા હે સખી, તાતી વેલુ માંહ
હું ના સરજી વાદલી, ફિર ફિર કરતી છાંહ. ૩૪ ग
સાંભરસી સયણાંહ, વયણાં વીસરસી નહી,
નીતરસી નયણાંહ, માતા શ્રાવણ મેહ જ્યું. ૩૫ घ
ભમરા, પૂછઉં વાટડી: કાલઉં કવણુ ગુણેણુ?
બાહિર દાધઉ લૂઅડી, આભ્યંતર વિરહેણુ. ૩૬ च

---

૩૧. સરખાવો: જવ સૂઉં તવ જગ્ગવઇ, જવ જગ્ગઉં તવ જાઇ,
ચિત્ત વિહ્નગાં વહ્લહાં; ઇહિ પરિ રયણી વિહાઇ.

તથા 'બિહારી સતસઈ'માંનો દૂહો:

देखौं जागत वैषिन्रे सांकरी लगी कपाट ।
कित ह्वै आवत जात भजि, को जानै किहिं बाट ॥

૩૨. વઉલાવિયા—વળાવ્યા. બાંહડી (સં. बाहा)—હાથ. ૩૫. સયણાંહ—સજ્જન, વયણાંહ—વચન.

'નયણ પદારથ, નયણ ધન, નયણે નયણ મિલંત,
અણજાણ્યાસ્યું પ્રીતડી પહિલું નયણ કરંત.'
('માધવ કામકુંડલા દોગ્ધક ગા. ૨૦૨)

વિસહર કેરા ડંકિઆ તાંહ ગારુડી બહુ હોઈ,
નયણકેરા ડંકિઆ જીવઇ વિરલા કોઇ. ૩૭

નયણસમો વૈરી ન કો, પરનઇ લાગઇ પાય,
અગનિ સરસી આણ કરી આપણ અંગિ લાય. ૩૮ ક

દિલના ચાકર નયન છઈ, જિહાં ભેજુ તિહાં જાય,
જિહાં દેખઈ ધણ ચંગિયાં નિપટ ભિખારી થાય ૩૯ ગ

નારી, નયણે આપણે, કાજલ ઘણું મ દેસ,
જે જે દેખઈ તે મરઇ, કેતાં પાતક લેસ? ૪૦ ચ

તાં લગ સજ્જન નેહ જગિ જાં આગલ નયણાંહ,
ભલા ભલેરા વીસરઈ ઊઠર થયા નયણાહ ૪૧ સ

નયન હમારા લાલચી કહ્યા ન માગઇ સીખ,
જા ઘરિ દેખઇ ચૌરના તા ઘરિ માગઇ ભીખ ૪૨ ગ

નયણ કરઇ તો નેહ કર, નહીંતર નયણ નિવાર,
હમ હરણાં, તુમ પારધી, નયણબાણ મત માર. ૪૩ ક

મનડઉ જેતઈ ફિરઇ તેતઈ ફિરઇ ન પાંખ,
હિયડઉં હાકિલઉં રહઈ, વારી રહઈ ન આંખ. ૪૪ ગ

હંસગમની, મૃગલોયણી, અછી પરિ પાઉ ધરંતિ,
એક અવગુણ તો મિં દીઠઉ, અખિયાં કાઉ ઢલંતિ. ૪૫

---

⇐ ૩૭. વિસહ (સં. વિષધર)-નાગ. ૩૮. ધણ 'દૈશ્ય'-પ્રિયા; જેમકે "હું યાં પૂછું પંથિયા, મેં કયું ધણ છોડી આજ?"-ચન્દ્રકુંવરની વાર્તા; તેમજ હેમચન્દ્રના અપભ્રંશ ઉદાહરણમાં પણ 'ढोल्ला सामला धण चंपावण्णी।'

૪૧. સરખાવોઃ સજ્જન તાં લગ એક હૈ જાં લગ નયણ હજૂર,
ભલાં ભલેરાં વીસરઈ નયન ગિયાં જબ દૂર.
('પ્રસ્થાન' વૈશાખ ૧૯૮૯)

૪૨. પાઠાન્તરઃ નયન હમારા લાલચી ભરી આવે ઢલી જાય,
ચંગાં મોઠાં પેખતાં નિપટ 'ભિખારી થાય. ક

૪૩. પાઠાન્તરઃ ગોરી, તિરછાં લોયણાં, મૂઢ જાણી મત માર,
કાં આપણું સનેહ કર, કાં નયણાંને વાર. ક

૪૪. હાકિલઉ રહઈ-હાકમાં રહે છે. ૪૩. પાઉ (સં. पाद)-પગ. ૪૪. સરખાવોઃબિહારીનો દોહરોઃ

क्यों बसिये क्यों निबहिये नीति नेहपुर नाहिं।
लगालगी लोयन करैं नाहक मन बँध जाहिं॥

(બિહારી સતસઈ, ગુ. પ્રે. ની આવૃત્તિ પૃ. ૬૦)

જિહિં જિહિં લાગે નયણલાં, તિહાં હિયડા મ લગાસ,
નયણાં રોઈ છૂટિસિ, તૂં ઝૂરંત મરેસિ. ૪૬

## સામાન્ય ઉક્તિઓ

બોલ સરીખી, સું કરું, નહી કાપડ, નહી પોત,
સજ્જન નહી સવાદીયા, તો ફેરો દીજઈ ફોક. ૪૭ ર

સજ્જન, સાચી પ્રીતડી જલ-દાદુર, ઘન-મોર,
સૂરજ-કમલ કેતક-ભમર, વલી જે ચંદ-ચકોર. ૪૮

વ્હાલા સુણજો વીનતી, સાચી કહું સુવિચાર,
અમ્હ મેનિ તુમ્હ મનિ વીસરયં,તુમ્હ મન કરયો વિચાર? ૪૯

સજ્જન સુકલીણીતણા કિમહિ ન વિહડઈ વંશ,
જે કાગજ કાલા કેરા, હંસા સોઇ જ હંસ. ૫૦

આસવિલુધા પતંગીયા દીવિ પડી મરંતિ,
વેધ વિલુધા માણુસા મરણ ભઈ ન બીહંતિ. ૫૧

સોહવિ સમઝિ, સ્નેહ મ કરિ લાહા લોહજ લેખ્ય,
જિમ માછા તિમ માનવી જાલ પડંતા દેખ્ય. ૫૨

એક સજ્જન નઇ દામડા અણ પરખ્યા મ લેસ,
ઈકિ ખોટા, ઇકિ કાકરા, બઈઠી હાથ ઘસેસ. ૫૩

વિહ નાહ ન જીવીઇ, રંગિ દીજઇ દેહ,
મનરંગિ બોલાવીઇ, નવ દીજઈ તસ છેહ. ૫૪

જે દીઠઇ દુઃખ વીસરઇ, મન ઊપજઇ ઉલ્હાસ;
તિણસું નેહ ન છાંડીઇ જો ત્રૂટી પડિ આકાસ. ૫૫

પ્રીતવિહૂણ પ્રેમરસ, મેલા કીજઈ માંડ,
અણભાવતી આરોગીઇ ખારી લાગઇ ખાંડ. ૫૬ ગ

ગોરી, થોડા મિત્ત કરિ, ઘણિ ચઢઇ કુનામ,
ધોબી કેરી કુંડ જિમ ખુંદિસિ આખું ગામ. ૫૭ સ

---

૪૬. સરખાવોઃ સરવરને હંસુ જપે, વર્ખા જપતો મોર,
સાજણને સાજણ જપે, જેમ ચાંદો જપે ચકોર.

( કાઠિયાવાડી દૂહા. પૃ. ૧૪ )

૪૯. વેધ-મોહ; જેમકે 'ગોરીસું મુઝ લાગો વેધ, મંત્રી, મુઝ પ્રતિમ કરિ નિષેધ' (સંઘવિજયકૃત સિંહાસન બત્રીસી, કથા પહેલી). ૫૦. લાહા...લેખ્ય-દુનિયાંના લ્હાવાને લોઢા જેવા જાણ. ૫૨. નાહ (સં. નાથ)-પતિઃ ૫૬. એક પ્રેમાળ જોડાંના પ્રેમનું પારખું કરતાં બન્ને જણ મરણ પામ્યા, તે વિષયને લગતો આ દૂહો છે.

એક મરંતાં દો મુયાંઃ રાજા તે હાથ ધસંતિ,
પ્રેમ તણું સ્યું પારખું હિયડા, મજઝ વસંતિ? ૫૮ ગ્વ

અગર તણુઇ અનુસારિં પીડંતાં પરિમલ ધરઈ,
તે સજ્જન સંસારિ દીઠાં પણિ લાધાં નહીં. ૫૯ ગ

દિવસ આરિ પરિમલ ધરઇ જવ હોઈ રંગ વિરંગ,
લાખ લહઇ લાખાં તણી કમ્હિ ન હોઇ વિરંગ. ૬૦

સજ્જન, એવી પ્રીત કરિ, જેવી વૃક્ષ કરતિ,
ધૂપ સહઇ સિર અપ્પણુઈ, અવર છાંહ કરંતિ. ૬૧

તડકઈ નેહ ન હોઇ, વિણુ વાદલ વરસઇ નહિ,
પ્રાણિ પ્રીત ન હોઇ, મેલ્હિ મૂરખ; મુઝ બાંહડી. ૬૨ ગ

રૂપિ રૂયડા મોર, પ્રીતિ પારેવા ભલા,
માનવિનાસણુ ઢોર ધરિ ધરિ દીસઇ અતિ ઘણા. ૬૩

ભોગીલાલ જયચંદ સાંડેસરા

# પૃથ્વીનું વય

સ્થૂળ કે ચેતન સર્વ કાળને આધીન છે. કાળની કરવત વિશ્વના દરેક ખૂણામાં નિરંતર ઘસાતી આવી છે, અને જ્યાં સુધી વિશ્વમાં ઉષ્ણતા હશે, જ્યાંસુધી વિશ્વમાં ગતિ હશે ત્યાં સુધી કાળ વહેતો જ રહેશે. કાળના વહન સાથે વિશ્વના સંપ્લવમાંથી વ્યવસ્થા ઉદ્ભવે છે અને વળી, વ્યવસ્થામાંથી વિપ્લવ થાય છે. બાળક મોટું થઇ વૃદ્ધ બને છે તે દરમ્યાન એના શરીર અને અવયવમાં અનેક ફેરફારો થાય છે અને ફેરફારો ઉપરથી એણે કેટલો કાળ વીતાવ્યો હશે એ કલ્પી શકાય છે. એ જ રીતે પૃથ્વીની સપાટી અને ભીતરમાં અનેક જાતના ફેરફારો અને પુનર્રચના ચાલ્યા કરે છે. મનુષ્યના પચાસ કે પોણોસો વર્ષના ટૂંકા ગાળા દરમ્યાન, એ ફેરફારો દષ્ટિએ પડતા નથી અને આપણને એમ જ લાગે છે કે પૃથ્વીની સ્થૂળ વસ્તુ કાળથી અબાધિત રહે છે, અને વય પૃથ્વીને સ્પર્શતું નથી. પરંતુ પૃથ્વીના ભીતરમાં તથા સપાટી ઉપર એવાં બળો પ્રવર્તી રહ્યાં છે કે જે હમેશ પૃથ્વીની રચનામાં અને દેખાવમાં ફેરફાર કરતાં રહે છે. પવન, વરસાદ, સમુદ્ર, જ્વાળામુખી, ધરતીકંપ, સૂર્યનો તાપ, ગુરુત્વાકર્ષણ વગેરે સર્વની પૃથ્વી ઉપર અસર થાય છે. કેટલક ઠેકાણે સમુદ્ર ખસી જઇ વેરાન રણના પટો પથરાઇ ગયા છે. કેટલાયે વિસ્તીર્ણ પ્રદેશો જલપ્રલય પામી લય થયા છે. ઠેર ઠેર પૃથ્વીના ભીતર ફાડી, જ્વાળામુખી અગ્નિપ્રલય ફેલાવે છે. એવા જ અગ્નિપ્રલયના સાક્ષીરૂપે પર્વતોની અવિચ્છિન્ન હારમાળા વિસ્તૃત ખંડોને એક નાકેથી બીજે નાકે સુધી પ્રસરી રહી છે. વરસાદના સાધારણ પ્રલયો તો સર્વેએ નિહાળ્યાં હશે. નદીના બહોળા થતા પટો તો સર્વએ જોયા હશે. આ સર્વ એક રીતે કહીએ તો પૃથ્વીને વૃદ્ધ બનાવે છે. ધગધગતા (જ્વાળામુખીના) લાવારસ અને વાયુથી રચાએલા સૂર્યમાંથી એક કાળે પૃથ્વીનો કોઇ અકસ્માતે જન્મ થયો અને એ પણ પ્રતાપી પિતા સૂર્યના જેવી જ તેજવંતી ધગધગતી. બાલ્યાવસ્થાની મસ્તીથી ભરેલી પિતાની પ્રદક્ષિણા કરવા લાગી. પરંતુ પિતાનો પ્રતાપ એનામાં ન આવ્યો અને એને પિતાથી થએલી દૂરતામાં એકલવાયું લાગવાથી કાળની અસર વધુ થઇ અને બાલ્યાવસ્થાની મસ્તી ધીમે ધીમે શમી ગઇ. અત્યારે એનો યુવાનીનો સમય ચાલે છે. એ યુવાનીમાં કંઇક મદભરી હોવાથી કોઇક વાર મસ્તીમાં આનંદ લે છે. સાગરરૂપ એનાં હૈયાનો ઉન્માદ હજી શમ્યો નથી અને એ હૈયું હજીએ નાચી રહ્યું છે અને કોઇક વાર મસ્તીમાં પણ મજા લે છે. પરંતુ કાળની અસર એને ધીમે ધીમે શાંત કરે છે, અને એક વખત એવો આવશે કે એની સર્વ મસ્તી, સર્વ ઉન્માદ, સર્વ પ્રવૃત્તિઓ શાન્ત થશે. એની સપાટી અને ભીતરમાં સદૈવ અક્રિયા (Inaction) વ્યાપી રહેશે, અને મૃતઃપ્રાય થયેલાં મનુષ્યના નિશ્ચેષ્ટ શરીરની પેઠે ગુરુત્વાકર્ષણરૂપી ઠાઠડી ઉપર સૂર્યની ફરતે ફરતો રહેશે. તે વખતે ન હશે માનવીએ રચેલાં મહાલયો કે ન રહેશે એની ઇતિહાસની કંઇ સ્મૃતિઓ. 'ચેતન' તો પૃથ્વીના મૃત્યુ પહેલાં એને છોડીને ચાલ્યું ગયું હશે. એ મૃત્યુનો કાળ ક્યારે આવશે એ ન કહી શકાય, પરંતુ એની અત્યારની યુવાની પ્રાપ્ત કરતાં કેટલો સમય લાગ્યો એનું માપ કઢાય તો એના મૃત્યુની કંઇક ઝાંખી કરી શકાય.

પૃથ્વીનો જન્મ ક્યારે થયો હશે એ વિષે અસલના જમાનામાં અનેક વાદો ચાલતા હતા. સાઇસરો કહેતો હતો કે સૃષ્ટિ ૨૦ લાખ વર્ષ ઉપર સંપ્લવમાંથી ઉત્પન્ન થઇ હતી. બાબીલોનના ભવિષ્યવેત્તા માનતા કે સૃષ્ટિ અને મનુષ્યની ઉત્પત્તિ સાથે જ પાંચ લાખ વર્ષ પહેલાં થઇ હતી. ઈરાનના ઝોરાસ્ટર મત પ્રમાણે પૃથ્વીનું વય ૧૨૦૦૦ વર્ષથી વધુ નથી. હિબ્રુ મત પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ ૪૦૦૪ (બી. સી.)ના ધાર્મિક વર્ષમાં થઇ હતી. ખ્રિસ્તી (ધર્મ) મત પ્રમાણે પૃથ્વીની રચના અને મનુષ્યની ઉત્પત્તિ એક અઠવાડિયામાં પ્રભુએ પૂરી કરી હતી. હિંદુસ્તાનના તત્ત્વજ્ઞો એમ માનતા હતા કે જગત અને બ્રહ્મ માયા-રૂપ છે અને યુગે યુગે એ નાશ પામી સર્જાય છે. દરેક ચાર યુગ પછી પૃથ્વી ઉપર પ્રલય પ્રવર્તે છે અને ત્યાર પછી અનંત કાળની શૂન્યતામાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. આ ઉપરથી પૃથ્વીની ઉત્પત્તિ ક્યારે થઈ એ કહેવું મુશ્કેલ છે.

વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે પૃથ્વીના વયની કલ્પના શરૂ થઇ તે પહેલાં એ ઉમરની સંખ્યા થોડાક હજારથી લાખો વર્ષની હોય એમ અનેક મતો ઉપર માલમ પડતું. એ સર્વ આશયની પાછળ ધાર્મિક માન્યતા કે પછી બુદ્ધિવાન મનુષ્યોની મનસ્વી કલ્પનાનું બળ રહેલું હતું. પરંતુ વિજ્ઞાનની પ્રવૃત્તિ સાથે ઘણાને લાગ્યું કે એ સર્વ કલ્પનામાં કંઇ તથ્ય નથી અને પૃથ્વીના વયની કલ્પના વૈજ્ઞાનિક આધારે થવી જોઇએ. આ દિશામાં અનેક પ્રયત્નો થયા અને પૃથ્વી ઉપરના અનેક ફેરફારોને ધ્યાનમાં લઇ જુદી જુદી ગણતરીઓ થઇ છે. એ સર્વ ગણતરીમાં પણ લાખો વર્ષનો ફેર આવે છે, પરંતુ એથી નિરાશ ન થતાં હજીએ ગણતરીઓ વારંવાર વધુ મજબૂત પુરાવા ઉપરથી ફરી કરવામાં આવે છે. આ સર્વ ગણતરીમાં આપણને ઘણું તથ્ય છે એમ જરૂર લાગશે.

ઠંડી પડેલી પૃથ્વી ઉપર જ્યારથી વરસાદની શરૂઆત થઈ ત્યારથી જમીનના પટો ધોવાતા જાય છે, અને દર વર્ષે માટી અને પથ્થરનો અબજો ટન જથો સમુદ્રની અંદર ઘસડાય છે. દર વર્ષે પાણીના ઘર્ષણથી નદીના કરાડા (ભેખડો) ઘસાય છે અને એના પટો પહોળા થતા જાય છે. ઉંચાણમાં આવેલા પહાડોની ભેખડોમાં પાણી પચે છે અને એ પાણી ઠંડું પડી બરફ બનતાં પર્વતોની ભેખડોને તોડી નાખે છે અને વરસાદ પાણીના પ્રવાહમાં ઘસડાઈ, અથડાઇ, ભુક્કો થઇ સમુદ્ર તરફ ગતિ કરે છે. આ સર્વ ફેરફારોમાં કાળની અસર ચોક્કસ દેખાય એ સ્વાભાવિક છે. આવાં ઘસડાઇ ગયેલાં માટી અને પથ્થર સમુદ્રના મુખમાં અને બીજી આસપાસની નીચાણવાળી જગ્યામાં જઇને ઠરે છે, અને વર્ષો વીતતાં થર ઉપર થર બાઝતા જાય છે. આ ઉપરાંત અગત્સ્ય મુનિએ સમુદ્ર ખારો કર્યો એ કલ્પના જવા દઇએ તો દર વર્ષે જમીનની સપાટી ઉપરથી ઘસડાતા મીઠાએ સમુદ્રને કાળ-ક્રમે ખારો બનાવ્યો હોય એમ લાગે છે. આ ઉપરાંત ડાર્વીનના ઉત્ક્રાંતિવાદથી પણ એક પ્રાણીમાંથી બીજાની અને એ પરંપરાથી મનુષ્યની હાલની ઉત્ક્રાંતિ થતાં કેટલાં વર્ષ લાગ્યાં એ કલ્પવું શક્ય બને છે. આ સર્વ ઉપરથી જુદી જુદી રીતે પૃથ્વીની વયની ગણતરી થઇ શકે એમ દેખાય છે.

૧૭૧૫ માં જૉલી નામના ખગોળશાસ્ત્રીએ સમુદ્રની ખારાશ ઉપરથી પૃથ્વીની વયની ગણતરી કરી હતી. જમીનની સપાટી ઉપરથી દર વર્ષે કેટલું મીઠું સમુદ્રમાં ઘસડાઈ જાય છે એની ગણતરી થાય અને સમુદ્રમાં રહેલા કુલ મીઠાનું માપ નીકળે તો જરૂર પૃથ્વીની

વયની આશરે ગણુતરી થઇ શકે. એ ગણતરી માટે અનેક ઠેકાણે જઇને સમુદ્રના પાણીના, નદીમાં વહેતા પૂરના, અને જમીનના ખારાશના પરિમાણો નિયત કર્યા હતાં અને એ સર્વની સરેરાશ કાઢીને તે કોષ્ટક ગણતરી માટે લીધાં હતાં, જે નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| સમુદ્રના પાણીનો જથો | ... ... | ૧,૧૭,૮૦,૦૦,૦૦૦ અબજ ટન |
| સમુદ્રના પાણીમાં મીઠાનું પ્રમાણ | ... | ૧·૦૮ ટકા |
| સમુદ્રના મીઠાનું વજન | ... ... | ૧,૨૬,૦૦,૦૦૦ અબજ ટન |
| દર વર્ષે ઉમેરાતા મીઠાનું વજન | ... | ૧૫·૬ કરોડ ટન |
| સમગ્ર મીઠાને ભેગાં થતાં લાગેલો વખત | | ૮,૧૦,૦૦,૦૦૦ વર્ષ |

ઉપરના કોષ્ટક ઉપરથી સમુદ્રની ઉત્પત્તિનો સમય ૮૧૦ લાખ વર્ષ પહેલાં હોવો જોઇએ એમ કલ્પી શકાય છે. આમ છતાં કેટલાક સિદ્ધાંતાશ્રય ( Hypothesis ) શંકાસ્પદ છે. દાખલા તરીકે (૧) દર વર્ષે સમુદ્રમાં ઉમેરાતા મીઠાનો પ્રવાહ ૮ કરોડ વર્ષ સુધી એકસરખો કાયમ રહેલો ગણાય કે કેમ ? (૨) ઉત્પત્તિ વેળા સમુદ્ર ખારો હશે કે મીઠો ? (૩) ઘણી વાર સમુદ્રમાં ફાટતા જ્વાળામુખીઓમાંથી મીઠાનો કંઇક ઉમેરો થયો હશે કે કેમ ? (૪) રાસાયણિક ક્રિયાથી મીઠું ઉત્પન્ન થયું કે કેમ ? (૫) પૃથ્વીની સપાટીનું ક્ષેત્રફળ એનું એ જ રહ્યું હશે ? આ સર્વ બાબતોથી કંઇ પણ ખાસ ફેર પડ્યો ન હોય અને એ સર્વ મીઠાનો અમુક ભાગ નદીમુખમાં માટીના થરો સાથે ઠરી ગયો હોય એમ માનીએ તોએ ઓછામાં ઓછું ૩૩૦ લાખ ટન મીઠું તો જરૂર સમુદ્રમાં ભળતું હશે.

ઉપરના આધારે સમુદ્રનું જીવન ૩૩,૦૦,૦૦,૦૦૦ ( ૩૩ કરોડ ) વર્ષનું ગણી શકાય. પરંતુ સમુદ્રના જીવન ઉપરથી પૃથ્વીની ઉંમરની ચોક્કસ કલ્પના ન જ થઇ શકે, પરંતુ પૃથ્વીને ઠંડી પડતાં કેટલો વખત ગયો હશે એની કશી માહિતી મળે તો સમુદ્રજીવનનો આશરો ઉપયોગમાં આવી શકે.

આ ઉપરાંત વૈજ્ઞાનિકોને પૃથ્વીનાં જન્મકાળ શોધવાને ભૂસ્તરવિદ્યાનું મહાન શસ્ત્ર હાથ લાગ્યું છે. ભૂગર્ભના પડ ઉપર પડ તપાસતાં જગતનું ઘડિયાળ પોતાનો ઇતિહાસ ખુલ્લો કરે છે. ઝાડને કાપતાં તેના ભીતરના પડની ગણતરી કરતાં ઝાડની ઉંમર શોધી કઢાય તેમ પૃથ્વીના થર ઉકેલતાં તેની ઉમર અને ઇતિહાસ ભૂસ્તરશાસ્ત્રીઓને સમજાય છે. સમય જતાં પૃથ્વીની સપાટી કેટલેક ઠેકાણે પુરાતી જાય છે, કેટલેક ઠેકાણે જમીન ધોવાઈ જઇને નીચે બેસતી જાય છે. જમીનના થરો ચાર વિભાગમાં વહેંચાયેલા છે. ચારે થર અનુક્રમે ૧,૮૦,૦૦૦ ફુટ, ૧,૮૫,૦૦૦ ફુટ, ૯૧,૦૦૦ ફુટ, અને ૭૨,૦૦૦ ફુટ ઊંડાઈના છે. દર હજાર વર્ષે એક ફુટનું પડ બંધાય તો પૃથ્વીનું વય ૫૦ કરોડ વર્ષનું આવે; જ્યારે એક ફુટનું પડ થતાં ૪૦૦૦ વર્ષ લાગે એમ ગણીએ તો ૨૧૦ કરોડ વર્ષની ઉમર આવે છે. આ ગણતરીમાં પણ હમેશ ભૂલ હોવાનો ઘણો જ સંભવ રહે છે. કારણ કે ઘડિયાળની શીશીમાં રેતીની પેઠે દરેક થર બંધાતાં સરખો જ વખત ગયો હોય એમ માનવાને કંઈ કારણ નથી અને એથી એક ફુટના થર બંધાતાં ૧૦૦૦ થી ૪૦૦૦ સુધીમાં ચોક્કસ કેટલાં વર્ષ લાગે એમ ન કહેવાય. એટલે પૃથ્વી ઠંડી થયા બાદ એની ઉપર ભૂસ્તરપટો બંધાતાં ૫૦ કરોડથી ૨૧૦ કરોડના વચગાળાનાં વર્ષો વિત્યાં હશે એમ લાગે છે.

૫૦ થી ૬૦ વર્ષ અગાઉ લૉર્ડ કેલ્વીને જળ અને જીવ વિનાની ગરમ પૃથ્વીને ઠંડી પડતાં કેટલો વખત લાગ્યો એની ગણતરી કરી. એના સિદ્ધાંતો ભૌતિકશાસ્ત્ર ઉપર આધારભૂત હતા. પૃથ્વીને ઠંડી પડતાં અને હાલની સ્થિતિમાં આવતાં ૪ કરોડથી વધુ વર્ષ નથી લાગ્યાં એમ એની ગણના હતી.

આ સમય અને ઉપર દર્શાવેલો ભૂસ્તરશાસ્ત્રીઓનો સમય એ બેમાં અત્યંત ભેદ છે, અને ઘણા એમ માનતા હતા કે લૉર્ડ કેલ્વીનની ગણનામાં કંઇ પણ ભૂલ હોવી જોઇએ. આ બાબતમાં ઘણા વિવાદો ચાલ્યા અને છેવટે એમ પુરવાર થયું કે લૉર્ડ કેલ્વીનની ગણતરી ભૂલભરેલી છે અને ભૂસ્તરશાસ્ત્રીઓનો આશરો વધુ પાયાવાળો છે. આમ ભૂસ્તરશાસ્ત્રીનો આશાવાદ ખરો ઠર્યો.

એ ઉપરાંત આકર્ષણવાદ (Tidal Theory) ઉપરથી પણ પૃથ્વીનું વય અમુક હદ સુધીમાં નિયત થાય છે. એ વાદના સિદ્ધાંત પ્રમાણે એમ માલમ પડે છે કે સર્વ ગ્રહો જ્યારે સૂર્યમાંથી છૂટા પડયા ત્યારે મોટી કક્ષામાં ફરતા હશે અને જેમ જેમ એ ઠંડા પડી કદમાં સંકોચાતા ગયા, તેમ તેમ તેમની કક્ષા નાની થતી ગઇ છે; ખાસ કરીને વાયુની ઘનતા અને હાલની કક્ષા એ બન્ને ઉપરથી એ ગ્રહની ઉંમર શોધી શકાય છે. આવી રીતે દરેક ગ્રહની હાલની કક્ષા અને તેના વાયુની ઘનતા ઉપરથી, તેમની ઉત્પત્તિનો સમય શોધતાં દરેક ગ્રહની ઉંમર લગભગ સરખી જ આવે છે, અને આસરે ૧૦૦ થી ૫૦૦ કરોડ વર્ષ પહેલાં સર્વ ગ્રહની ઉત્પત્તિ થઈ હશે એમ લાગે છે. આ સિદ્ધાંતને આધારે પૃથ્વીનો જન્મકાળ વધુ ચોકસાઈથી નિયત થયેલો ગણી શકાય; કારણ કે એમાં વર્ષોની ગણતરી સૂર્યથી પૃથ્વી છૂટી પડયાની શરૂઆતથી જ થાય છે, જ્યારે બીજી ગણતરીમાં અમુક કાળ સુધીની જ ગણના થાય છે.

ચંદ્રના આકર્ષણને લઇને સમુદ્રનાં પાણી હમેશાં તે દિશામાં ઉપસેલાં રહે છે એટલે પરિણામે પૃથ્વીની ચક્રગતિ ધીમી પડતી જાય છે. આથી કરીને ચંદ્ર પૃથ્વીથી દૂર ને દૂર સરતો જાય છે. જો આપણે એમ ધારીએ કે ચંદ્ર પૃથ્વીથી વાયુરૂપ સ્થિતિ વખતે છૂટો પડી ધીમે ધીમે દૂર ગયો છે તો અત્યારની કક્ષામાં આવતાં ચંદ્રને કેટલો સમય ગયો એ તારવી શકાય. આ ગણતરી પ્રમાણે એ સમય ૫૦૦ કરોડ વર્ષથી અંદર આવે છે. આની અંદર પણ ચંદ્ર ઉત્પન્ન થયા પહેલાં કેટલો સમય ગયો હશે એ શંકાસ્પદ રહે છે.

ગ્રહોની ઉત્પત્તિ બે સૂર્યો એકબીજાની ઘણા નજીક આવ્યા હોય અગર એકએક સાથે અથડાયા હોય ત્યારે થએલી મનાય છે. આવી અથડામણ જ્યાં તારાની સંખ્યા વધુ ઘીચ હોય ત્યાં થવાનું વધુ બનવાજોગ લાગે છે. સૂર્ય પોતાના ગ્રહમંડળ સાથે અત્યંત વેગથી ગતિ કરી રહ્યો છે, અને હાલ એ તારામંડળના મધ્યમાંથી ઘણે દૂર નીકળી આવ્યો છે. આપણા તારામંડળના મધ્યમાં તારાની ઘનતા ઘણી છે એટલે સૂર્ય ત્યાં બીજા સૂર્યની અડફટમાં આવ્યો હોય એ વધુ બનવાજોગ છે. એ ઘનતાવાળા પ્રદેશમાંથી હાલના પ્રદેશમાં આવતાં સૂર્યે કેટલાં વર્ષ લીધાં એ નક્કી થાય તો આસરે ગ્રહોનો ઉત્પત્તિકાળ મળી આવે. એ આધારે પણ પૃથ્વીની ઉંમર ૨૦૦ થી ૩૦૦ કરોડ વર્ષની વચ્ચે આવે છે.

ઉપરની સર્વ રીતોથી શ્રેષ્ઠ રીત રેડીઅમ અને એવી ધાતુના આધારે મળી છે. બેકરેલ નામના વૈજ્ઞાનિકે થોરીઅમ નામની રેડીઓ–એક્ટિવ (આપવિનાશી) ધાતુની શોધ કરી. (એ ધાતુને રેડીઓ–એક્ટિવ એટલા પૂરતી કહેવામાં આવે છે કે એના પરમાણુ સતત ભાંગતા રહે છે અને આપોઆપ એક ધાતુનું પરમાણુ બીજી ધાતુના પરમાણુમાં બદલાઇ જાય છે.) થોરીઅમ ધાતુના પરમાણુમાંથી આલ્ફા, બીટાક અને ગામા નામનાં કિરણો નીકળે છે; કારણકે એના પરમાણુ આપોઆપ ભાંગી જાય છે. દર સેકન્ડે અમુક પ્રમાણમાં જ એ પરમાણુની સંખ્યા ભાંગી જાય છે. એક પરમાણુ ભાંગતે બીજી ધાતુના પરમાણુમાં પરિણમે. અને અમુક કાળ જતાં એ જ પરમાણુ ભાંગીને વળી બીજી જાતનું પરમાણુ બને છે. આ વિક્રિયા સતત ચાલવાથી કાળાંતરે થોરીઅમ ધાતુ સીસામાં રૂપાન્તર પામે છે. ૭૪૦ કરોડ ગ્રામ યુરેનીઅમ (એ નામની બીજી આપવિનાશી ધાતુ) માંથી દર વર્ષે એક ગ્રામ સીસું બને છે. સાધારણ ઉપયોગમાં આવતા સીસાથી આ કંઇક જુદા ગુણધર્મોવાળું હોય છે, એટલે ખડકોમાં આપવિનાશી તત્ત્વોમાંથી કેટલું સીસું ઉત્પન્ન થયું છે, એનું માપ કાઢવામાં આવ્યું છે. કેટલીક સહજ ભૂલોને ધ્યાનમાં લેતાં પૃથ્વીના જન્મકાળથી અત્યાર સુધીમાં એ સીસાના જથ્થાને ભેગો થતાં કેટલો સમય વીત્યો એ પૃથ્વી ઉપર કોઈ પણ જગ્યાએ ઘણી જ સહેલાઈથી ગણી શકાય. આશ્ચર્યની વાત તો એ છે કે પૃથ્વીની સપાટી ઉપર અનેક જગ્યાએ મળી આવતાં આપવિનાશી તત્ત્વોની સાથે ભેગા થયેલા સીસાની ઉપરથી પૃથ્વીનું વય લગભગ સરખું આવે છે. અને સહજ વિસ્તૃત અર્થમાં એ ગણતરી લેતાં પૃથ્વીનું વય ૧૨ થી ૫૦૦ કરોડ વર્ષનું ગણી શકાય.

ઉપરના સર્વ સિદ્ધાંતોની તારવણી કરીને પૃથ્વીની વય નીચેના કોષ્ટકમાં આપી છે, જેથી એકબીજા વાદોથી કરેલી ગણતરીમાં કેટલો ફેર આવે છે એ સહેજે દેખાઇ આવશે.

| | પૃથ્વીની ઉંમર |
|---|---|
| ૧ ગ્રહની કક્ષા ઉપરથી | ૧૦૦ થી ૫૦૦ કરોડ વર્ષ |
| ૨ ચંદ્રની કક્ષા ઉપરથી | ૫૦૦ કરોડ વર્ષથી ઓછી |
| ૩ સૂર્યને તારામંડળના મધ્યમાંથી હાલની જગ્યાએ આવતાં લાગેલા વખત ઉપરથી | ૨૦૦ થી ૩૦૦ કરોડ વર્ષ |
| ૪ આપવિનાશી ( Radio-active ) તત્ત્વોને આધારે | ૧૨૦ થી ૫૦૦ કરોડ વર્ષ |
| ૫ સમુદ્રમાં ભેગા થએલા મીઠાના પ્રમાણ ઉપરથી | આશરે ૧૫૦ કરોડ વર્ષ |
| ૬ ભૂસ્તરપટોની જાડાઇ ઉપરથી | ઘણી જ અનિશ્ચિત |
| ૭ પૃથ્વીના પટને ઠંડા થતા લાગેલા વખતની ગણતરી ઉપરથી | ,, ,, |
| ૮ ડાર્વીનના ઉત્ક્રાંતિવાદ ઉપરથી | ૧૪૦ કરોડ વર્ષ |

ઉપરનાં સર્વ પ્રમાણોથી કાઢેલી પૃથ્વીની ઉંમરનો આશરો ૧૦૦ થી ૫૦૦ કરોડ વર્ષનો થાય છે એટલે સ્વાભાવિક રીતે કોઈને આશ્ચર્ય થાય કે આટલા વિશાળ ગાળામાં આશરો થાય એનો અર્થ શો ? પરંતુ જ્યારે પૃથ્વીની ઉંમર વિશ્વના અસ્તિત્વની સાથે સરખાવવામાં આવે ત્યારે એ આશરો ઘણો સારો જ ગણી શકાય. વિશ્વની ઉંમર આશરે ૧,૦૦, ૦૦૦ કરોડ વર્ષની ગણાય છે ત્યાં ૧૦૦ થી ૫૦૦ કરોડનો આશરો ઘણો જ સારો ગણી શકાય. આથી એમ કહેવાનો આશય નથી કે ભવિષ્યમાં વધુ નિશ્ચિત રીતે પૃથ્વીની ઉંમર ન કલ્પી શકાય.

પૃથ્વીની ઉંમરના પ્રમાણમાં માનવના જીવનનો, એનો સંસ્કૃતિકાળ, એના ઇતિહાસો અને એનાં મહારાજ્યોનો સમય મહાસાગરના પાણીના એક બિંદુ સમાન જ ગણી શકાય. પૃથ્વીના સમગ્ર જીવનમાં માનવજાતનો અસ્તિત્વકાળ પણ એટલો જ નાનો સમય ભોગવશે એમ લાગે છે. પૃથ્વીનું ઉષ્ણ જીવન અને શીતજીવન એટલું લાંબું ગણાય કે તેમાંનો પ્રાણીજીવનનો મધ્યકાળ દિવસની એક પળ સમાન જ છે.

યશવંત ગુલાબભાઈ નાયક

# દયાનંદની અર્ધશતાબ્દી

અજમેરમાં આ વર્ષે દયાનંદ સરસ્વતીની અર્ધશતાબ્દી ઉજવાય છે. મારા બાળપણના સમયમાં સ્વામી દયાનંદનો આર્યસમાજ અમારી જુવાન દૃષ્ટિઓને ગૌરવસૂચક, –હિંદુધર્મનો આગળ પડતો અને લડાયક વિભાગ હતો. કાળ જતાં આર્યસમાજ પણ હિંદુ-સમાજનું એક અવિભાજ્ય અંગ બની ગયું. ધાર્મિક સંપ્રદાયની દૃષ્ટિએ આર્યસમાજ પોતાનું કાર્ય લગભગ પૂરું કરી ચૂક્યો છે, એમ કહીએ તો ચાલે. સ્ત્રીશિક્ષણ, વિધવાવિવાહ, હરિજનસેવા–આ બધી યે પ્રવૃત્તિઓ અત્યારે સર્વમાન્ય છે. દયાનંદને એક નવી પણ સંગઠિત હિંદુજાતિનાં સ્વપ્ન આવતાં હતાં. એ જાતિની પ્રેરણા અને મૂળ દયાનંદને વેદ-જન્ય જણાયાં. પરંતુ અત્યારે થોડા આસ્તિક આર્યોને છોડી બીજા માટે દયાનંદનો 'સત્યાર્થપ્રકાશ' એ પ્રકાશનું એકમાત્ર સાધન ન ગણાય. સાંપ્રદાયિક દૃષ્ટિએ સ્વામીજીનું કાર્ય અત્યારે આપણને એટલું મહત્ત્વનું નથી લાગતું કે જેટલી એમની દેશ તરફની ધગશ, અન્યાય અને જુલમ તરફ તિરસ્કાર, નિઃસહાય તરફ સહાનુભૂતિ અને સેવાભાવ. ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુધર્મનું જીવન્ત અંગ જોઇએ તો લગભગ એ સમાજમાં છે એમ કહેવામાં બહુ અતિશયોક્તિ નથી. સ્વામીજીને મંદિરો તરફ, મૂર્તિઓ પ્રતિ અને પૂજારીઓ માટે–દેવસ્થાનોનાં પાપો માટે અવર્ણનીય તિરસ્કાર હતો. એ તિરસ્કારને એમણે અને એમના અનુયાયીઓએ જુસ્સાવાળી, બળતી ભાષામાં, વ્યક્ત કર્યો. પણ હિંદુસમાજનું કલેવર એટલું જડ અને રીઢું થઇ ગયું છે કે એના ઉપર આ બધા ઉપહાસની બહુ અસર ન પડી. હરિજનોનો ઉદ્ધાર દયાનંદે આરંભ્યો, ગાંધીજીએ વધાર્યો; પરંતુ એની સંપૂર્તિ, એનો ઉપસંહાર, તો યુગધર્મના અનિવાર્ય, અભેદ્ય, બળોના સંઘર્ષથી જ થશે. હરિજનોનો પ્રશ્ન–અને હરિજનો હિંદુસ્તાનની અસ્પૃશ્ય કહેવાતી કોમો જ માત્ર નથી,—ખરી રીતે હિંદુસ્તાનની એક વિકટ સમસ્યા છે. એના હાર્દમાં ધાર્મિક સંકુચિતતા કરતાં આર્થિક નિર્બળતા વિશેષ છે. આપણા સમાજનું સંગઠન એવું છે, આપણા સમાજના રૂઢિરિવાજો એવા અજબ છે કે ભારતનો આખો યે મહિલાસમાજ આ અતિવિશાળ હરિજનસમુદાયનો એક મોટો વિભાગ છે એમ કહીએ તો ખોટું નથી.

### મહિલા સમાજની સમસ્યા

આ વિકટ સમસ્યાનો નિકાલ થવા માટે હિંદુસ્તાનના સમાજમાં ક્રાન્તિમય ફેરફારો થવા જોઇશે; સમાજની રચના તેમજ તેની આર્થિક અવસ્થા બિલકુલ બદલાઈ જવી જોઇએ; એના શરીરમાં નવા લોહીનો સંચાર થવો જોઇએ–તો જ હરિજનોની સંખ્યા નૂતન ભારતનું સર્જન થાય. અર્થાત્ હરિજનનો પ્રશ્ન એ એક નવભારતનું ભવિષ્ય જોતાં મને તો એમ લાગે છે કે સાંપ્રદાયિક ...સે ગૌણ થતું જશે. નવા જમાનાને–નવયુવકોને જીવનસંગ્રામ ...ની ઘણીખરી શક્તિઓનો એ સંગ્રામમાં ઊભા રહેવા માટે વૃત્તિઓના વિકાસ માટે સંપ્રદાયોની સંકીર્ણતા પ્રતિબાધક

* ભૂસ્તરપટોની જાડાઇ

પૃથ્વીના પટને ઠંડા થતા વખતની ગણતરી ઉપરથી

* ડાર્વીનના ઉત્ક્રાંતિવાદ ઉપરથી

છે. સંપ્રદાયોનો સમન્વય એક અસંભવ વસ્તુ છે. એમની વિશેષતા એમની સૌ સૌની મર્યાદામાં જ રહેલી છે. નવી દુનિયાનું માનસ ધાર્મિક વૃત્તિને સ્વીકારે છે, પરંતુ એને સાંપ્રદાયિક રૂપમાં માનવાને માટે ના પાડે છે. જૂના સુધારકોનો માર્ગ અત્યારે સંતોષકારક નથી. કારણ શાસનને અંગે બધા યે દેશવાસીઓની સ્થિતિ કાયદાની દૃષ્ટિએ એક અને સમાન છે. એમાં સંપ્રદાયોને સ્થાન જ નથી. ૧૯૨૭ની સાલમાં સ્વીટ્ઝર્લૅન્ડમાં મને એક આર્જેન્ટિનાના સભ્ય મળ્યા હતા. વાતવાતમાં જ્યારે મેં એમને કહ્યું કે હિંદુસ્તાનમાં મિલકતનો કાયદો સાંપ્રદાયિક છે; અર્થાત્ હિંદુઓની મિલકત હિંદુધર્મના અથવા હિંદુઓને લાગુ પડતા કાયદાઓને અનુસરીને વહેંચાય છે અને મુસ્લીમ જનતાની મિલકત ઇસ્લામી શાસનની રીતે વહેંચાય છે ત્યારે એમને ખૂબ જ આશ્ચર્ય થયું. સભ્ય જગતમાં હિંદુસ્તાન એક જ એવો દેશ છે જ્યાં, જેમ આપણાં સ્ટેશનો ઉપર હિંદુ ખાણું અને મુસલમાન ખાણું, હિંદુ પાણી અને મુસલમાન પાણી હોય છે તેમ, સ્થાવર જંગમ મિલકતની વહેંચણી પણ મહંમદી અથવા મનુ મહારાજના શાસન પ્રમાણે થાય છે. પારસીઓ હિંદુસ્તાનમાં વસ્યા પણ હિંદુસ્તાનના વહેમને વશ ન થયા. તેથી જ વર્ષો પહેલાં એમણે મિલકતની વહેંચણીનો તેમજ લગ્ન સંબંધી કાયદો સામાન્ય સભ્ય પ્રજાને અનુસરતો બનાવી દીધો. ગયે વર્ષે પ્રેમાભાઇ હોલમાં સર ગોવિંદ માડગાવકરે હિંદુ કાયદાના સુધારા ઉપર એક ભાષણ આપ્યું હતું અને એમાં એક દલીલ કરી હતી કે મિલકત સંબંધી કાયદાને સુધારવાની અત્યારે ખૂબ જ આવશ્યકતા છે. સર ગોવિંદની મનોવૃત્તિ આપણા જૂના સુધારકોના જેવી મને લાગી. વિધવાવિવાહનું સમર્થન શાસ્ત્રોદ્વારા કરવું એ માનવજાતિના વ્યક્તિત્વને લાંછનરૂપ છે; તેવી જ રીતે અત્યારે મિલકતની વહેંચણી માટે સાંપ્રદાયિક પુસ્તકોનો આશ્રય લેવો અથવા એમાં ફેરફાર કરવો એ બહુ જ દુર્ગમ માર્ગ છે. સભ્ય દુનિયા અત્યારે એટલા વેગથી પ્રગતિ કરી રહી છે કે એમાં આપણાં જીર્ણ થએલાં પોથાંઓને અથવા શાસ્ત્રોને મારી મચડીને વીસમી સદીની જરૂરિયાતોને પૂરી કરવા ઊભાં કરવાં એ લગભગ અશક્ય છે. સૌથી સહજ, આપણાં વૃદ્ધોને–આપણા જૂના સમાજને જરા કંપાવે એવો માર્ગ તો એ જ છે કે હિંદુ તેમજ મુસ્લીમ જનતાએ પણ દુનિયાની બીજી સભ્ય પ્રજાઓની હારમાં આવવું. જેમ નર્મદે મુંબઇમાં શાસ્ત્રાર્થ કરતી વખતે શાસ્ત્રોનો ઇશ્વરપ્રણિત હોવાનો દાવો મંજૂર ન કર્યો તેમ આપણે પણ पुराणमित्येव न साधु सर्वम् । માનીને જ આગળ વધવાનું છે. દરેક નાગરિકને શાસન પ્રતિ એક જ જાતના હક્ક અને તેવી જ રીતે એક જ જાતની ફરજ હોય છે. ધાર્મિક આચરણ એ તો એક વ્યક્તિગત વસ્તુ છે. જેમ અપરાધીઓ માટેનો દેશમાન્ય પ્રમાણભૂત કાયદો પીનલ કોડ કોઇ પણ શાસ્ત્રોથી અથવા સંપ્રદાયોથી અનવલમ્બિત છે તેવી જ રીતે મિલકતનો કાયદો પણ એ દેશના દરેક નાગરિક માટે સામાન્ય હોવો જોઇએ. અને નાગરિકની વ્યાખ્યામાં સ્ત્રી અને પુરુષ બન્નેનો સમાવેશ થાય છે. હિંદુઓ કરતાં મુસલમાનો સ્ત્રીઓ તરફ, મિલકતની વહેંચણી સંબંધે, વધારે ઉદાર છે—મહંમદી કાયદા અનુસાર પુરુષનો જો એક ભાગ તો સ્ત્રીનો અર્ધો ભાગ. આપણા હિંદુસમાજમાં તો પતિ અને પુત્રવિહીન સ્ત્રીનું નાગરિક તરીકે અસ્તિત્વ જ નથી! આધુનિક મહિલાસમાજ આ હિંદુસમાજના અન્યાયને સ્વીકારે છે, જોકે એમાં ફેરફાર કરવા ઇચ્છે છે પરંતુ એ ફેરફાર જૂની રીતના સુધારકોને પથે અસંભવ છે. એમાં અનેકોનાં તો હિતો સમાએલાં છે.

અને જ્યારે સ્વાર્થ હોય છે ત્યારે માતા બહેન કે પત્ની એ બધાના સંબંધો કાંઇક શિથિલ થઇ જાય છે. નાગરિક તરીકેના મત માટે પણ યુરોપીય સ્ત્રીઓને વર્ષો સુધી ચળવળ કરવી પડી હતી. અને હજીયે ઈંગ્લાંડ જેવા પ્રગતિશીલ દેશમાં પણ સ્ત્રીઓને પૂરો મત મળ્યે વીસ વર્ષ પૂરાં થયાં નથી. આપણા દેશની સ્થિતિ તો હીન અને કરુણાજનક છે. સ્ત્રીઓને બચપણથી જ માબાપો ' બાપડી ' બનાવી દે છે. ' બાપડી ' એટલે એક લાચાર નિઃસહાય સ્વાતંત્ર્યને અનધિકારી હિંદુસ્તાનનું એક વિશેષ પ્રાણી ! આ સુંદર કલ્પના ભારતના મર્દોના માનસમાંથી ઉદ્ભવેલી છે. એ કલ્પનાને અવિભૂત કરવા માટે, એને બદલવા માટે, ભગીરથ પુરુષાર્થની જરૂર છે. જેમ સુધારાની યોજનાને સંબંધે ભારતીય સ્ત્રીસમાજે સંપ્રદાયને દૂર રાખી એક હિંદુસ્તાની નાગરિક તરીકે હક્ક માગ્યા, તેવી જ રીતે જ્યાં સુધી આપણો સ્ત્રીવર્ગ દરેક વસ્તુમાં પોતાનો સરખો હક્ક નાગરિક તરીકે નહિ માગે ત્યાં સુધી ભારતીય વીરોની આંખ ઉઘડવી અશક્ય છે. ગયાં દોઢસો વર્ષમાં અનેક સુધારકોએ સ્ત્રીઓની બાંય પકડી છે. પણ સ્વામી વિવેકાનંદે જેમ કહ્યું હતું કે સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાની શક્તિ પુરુષોમાં છે જ નહિ. પુરુષો ઉદ્ધાર કરવાની વાતો કરે એ જ એમની અક્ષમ્ય ધૃષ્ટતા છે. સ્ત્રીસમાજ જ્યારે સંગઠિત શક્તિસ્વરૂપ લેશે–પોતાના સંકીર્ણ સાંપ્રદાયિક વિચારને જુદા ક્ષેત્રમાં રાખી પોતાના જન્મસિદ્ધ સ્ત્રીત્વના હક્ક માગશે અને એ પ્રાપ્ત કરવા માટે સામુદાયિક એકનિષ્ઠ ચળવળથી લડશે ત્યારે જ હિંદુસ્તાનના હરિજનોની આ એક મોટી સંખ્યાનો ઉદ્ધાર થશે અને ભારતના મૃતઃપ્રાય દેહમાં નવાં જીવનનો સંચાર થશે.

### અસ્પૃશ્યતાના નાશ માટેના પ્રયત્નો : ખાલસા રાજ્ય

હરિજનોનો પ્રશ્ન સ્પૃશ્યાસ્પૃશ્યનો અથવા દેવસ્થાનોમાં પ્રવેશ કરવાનો છે જ નહિ. એ પ્રશ્ન એથી ઘણો વધારે વિકટ, વિશાળ અને ભયંકર છે. એ સમસ્યા 'સૂલજાવવા'* માટે ભારતના ઇતિહાસમાં અનેક પ્રયત્નો થઈ ગયા છે. સૌથી સફળ પ્રયાસ તે ખાલસાનો. શીખ ગુરુઓએ ઉત્તર હિંદુસ્તાનની ગરીબ, પછાત જનતાની બાંય ધરી લઇ એમાંથી એક ઉત્સાહી અદમ્ય અને વીર જાતિ પ્રગટાવી. " વાહ ગુરુકી ફતેહ ! " એ વિજયનાદ માટે અનેક આસ્તિક શીખોએ આત્મોત્સર્ગ કર્યો. પણ એ બલિદાનમાંથી એક એવી જ્યોતિ પ્રગટી કે જેનું તેજ અદ્યાપિ વિદ્યમાન છે. પંજાબનો સૌથી પ્રગતિશીલ સમાજ તે ખાલસાનો. શારીરિક, આર્થિક અને આત્મિક વિકાસ એ તો જાણે આ ખાલસાનો ઇજારો હોય એમ આપણને પંજાબની જનતાને જોતાં ભાન થાય છે. અત્યારના મોટા પગારવાળા હેલ્થ ઑફિસરો, મોટી આવકવાળી મ્યુનિસિપાલિટીઓ જે શારીરિક વિકાસ નથી કરી શકતી તે આ ગુરુઓના સાદા મંત્રે સંભવિત કર્યું. હિંદુજાતિની નિર્જીવ જાતિમાંથી એક નવું જ સજીવ અને વિશાળકાય કલેવર ગુરુગ્રન્થસાહેબના ભજનોના નાદે ઊભું થયું. આધ્યાત્મિક શક્તિનો, ઉત્સાહનો, અને કુશળ વ્યવહારશક્તિનો, હિંદુસ્તાનની તવારીખમાં આ એક ઉજ્જ્વળ દાખલો છે. પરન્તુ ખાલસા પણ અત્યારે કાંઇક નિરાશ હાલતમાં છે. રણજીતસિંહના રાજસૂર્યને અસ્ત થયે હજી સો વર્ષ પણ નથી થયાં, બહાદુર શીખોના સરદારો

* સોધી કરવા.

દક્ષ ન નીકળ્યા, પણ ભવિષ્યમાં ખાલસા ફરીથી જાગે અને હિંદુસ્તાનના નાગરિક જીવનમાં એમની સહજ નોડરતાથી પડે તો હું ધારું છું કે અસ્પૃશ્ય હરિજનોનો તો જલદી ઉદ્ધાર થઇ જાય.

દયાનંદ સરસ્વતીનો આર્યસમાજ હિંદુ સમાજમાં સમ્મિલિત થઈ ગયો. એનું વ્યક્તિત્વ સમષ્ટિમાં લગભગ સરી ગયું; એટલે હરિજનોને અપનાવવાનું સામર્થ્ય એનામાં અત્યારે નથી. સ્વામી શ્રદ્ધાનંદનો શુદ્ધિનો મોહનમંત્ર પણ શિથિલ થઇ ગયો. કારણકે હિંદુસમાજની સીમાઓ સુકાએલા ઝાડની પેઠે અત્યારે શુષ્ક અને જડ છે. એમાં પ્રેરક રસનો અભાવ છે. પણ ખાલસા હજી વિદ્યમાન છે અને એ ખાલસા ધારે તો હરિજનના પ્રશ્નનો તરત નિકાલ થાય. અત્યારે હિંદુસ્તાનની સામાન્ય જનતાને એ પરાક્રમી ગુરુઓના વીર સદેશની, એમની વ્યવહારદક્ષતાની ખાસ જરૂર છે.

આર્યસમાજ માટે પણ એક નવું જ કાર્યક્ષેત્ર પડ્યું છે. સમાજનો સંહારક કાર્યક્રમ લગભગ પૂરો થયો છે અને અત્યારે મંડનાત્મક પ્રવૃત્તિની વધારે જરૂર છે. હિંદુસમાજના વિભક્ત અંગોને એક કરવાનો મંત્ર દયાનંદે અર્ધ શતાબ્દી પહેલાં ઉચ્ચાર્યો હતો. એ મંત્રમાં જ હિંદુસ્તાનનો ઉદ્ધાર છે. સ્વામી દયાનંદ ૧૯મી શતાબ્દીના એક મહાન કાર્યકર્તા હતા. એમનું અડગ ધૈર્ય, એમની વીરતા, એ સર્વવિદિત છે. એમના અનુગામીઓએ પણ ગુરુના એ જ ગુણોના પ્રતાપે હિંદુસ્તાનની, ખાસ કરીને હિંદુ સમાજની, અનન્ય સેવા કરી છે. પણ સંક્રાન્તિ યુગમાં જે શાસ્ત્રાર્થની, વાદવિવાદની, તર્કની, શબ્દચર્ચાની આવશ્યકતા હતી તે અત્યારે નથી. અત્યારે તો સંપ્રદાયો મૂળથી જ ધવાતા જાય છે. અને એમનુ ભાવિ હાલના કરતાં પણ વધારે ખરાબ છે. આર્ય સમાજમા ઉત્સાહ, શક્તિ અને કાર્યદક્ષતા સહજ છે. એ સૌનો ઉપયોગ અત્યારે ખંડનાત્મક નહિ પણ ક્રિયાત્મક કાર્ય માટે થવો જોઇએ.

ન્હાનાલાલ ચી. મહેતા

# કુમારસંભવ

## સર્ગ સાતમો

## ઉમાનો વિવાહ

પછી વધૂને અનુકૂલ લગ્ન-
વાળી શુદીમાં તિથિ આવી જ્યારે
સંબંધી સાથે ગિરિએ સુતાનો
વિવાહસંસ્કાર વિધિથી કીધો.
વિવાહનાં મંગલ સાધવાને
સ્ત્રીઓ થતાં વ્યાકુલ ઘેર ઘેર
અદ્રિપ્રીતે એક કુટુંબ જેવું
સૌ નગ્ર અંતઃપુર સાથ ચાલ્યું.
હીરાગળોની ધ્વજમાળવાળા
મંદારપુષ્પો જહિં માર્ગ વેર્યાં;
સુવર્ણનાં તોરણની પ્રભાથી
સ્થાનાન્તરે સ્વર્ગશું નગ્ર સોહે.
પુત્રો ઘણાએ પણ પુત્રી એક
ચિરે દિઠી, ઉઠી શું મોતમાંથી,
વિવાહનો કાલ સમીપ આવ્યે
માવિત્રને પ્રાણ સમી થઈ એ.
ખોળેથી ખોળે જતી આશિષો લૈ,
ધરે મુકી ભૂષણ એક બીજું;
વ્હેંચેલી સંબંધી વિષે તથાપિ,
અદ્રિકુલપ્રીતિનું એ જ સ્થાન.
પ્હોરે ત્રિજે યોગ શશાંક કેરો
જ્યારે થતો ઉત્તર ફાલ્ગુનીથી,
શરીર એનું શણગારતી સૌ
બંધુ સ્ત્રિયો જે પતિપુત્રવાળી.
તે સર્વ શ્વેતની છાંટવાળું,
દૂર્વાંકુરોથી અદકું સુહાતું
નાભિથી નીચું પટ બાણ હાથે
ધરી દિપાવે વધૂસ્નાનવેષ. ૭

---

૭. આ સમયે ક્ષત્રિયોમાં વધૂના હાથમાં બાણ રાખવાનો ચાલ હોવો જોઈએ

દીક્ષા સમેના શર એ નવાથી,
સંયોગ પામી દિસતી શું બાલા;
વીત્યેથી અંધારિયું સૂર્યકિર્ણે,
જેવી થતી પુષ્ટ શશીની રેખા. ૮

લોદ્રે લુછી તેલ શરીર કેરું,
ને અંગ ચોળી પિઠી કૈંક કેરી;
ધરાવીને મંગલ સ્નાન વસ્ત્રો,
ગઈ સ્ત્રીઓ ન્હાવણુ માંડવે લૈ. ૯

મોતીની રંગોળી જહીં પુરી'તી,
મૂકેલી વૈડુર્યશિલાતલે ત્યાં;
નમાવી સૌના કળશો જળેથી,
કરાવતી સ્નાન તુરી બજંતાં. ૧૦

તે મંગલ સ્નાનથી શુદ્ધ ગાત્રે,
ધોયેલ વસ્ત્રો પતિનાં ધરિ એ;
વૃષ્ટિ તણા વારિ થકી સિંચાઈ,
ખિલેલ કાશે ધરણી શું શોભે. ૧૧

બાંધેલ જેની ઉપરે ઉલેચો,
ને ચાર સ્તંભો મણિનાથી શોભે;
સજ્જાસને લગ્નની વેદી મધ્યે,
ત્યાંથી લઈ જાય પતિવ્રતાઓ. ૧૨

બેસારી પૂર્વાભિમુખે ઉમાને,
સાચાજ રૂપે નયનો હરાતાં;
આભૂષણો પાસ પડેલ તો યે,
ઘડી રહી બેસી જ નારીઓ ત્યાં. ૧૩

ધૂપોની ઉષ્માથી પડેલ કોરો,
ફુલે ભર્યો કેશકલાપ કોઈ
ધોળાં મધુ કેરી ધરોથી ગુંથી
માળા થકી બાંધતી કોઈ ઢીલો. ૧૪

લગાડતાં ચંદન ગોરું અંગે,
ગોરોચનાની અહિં ભાત પાડી;
બેઠેલ રેતે જહિં ચક્રવાક,
ગંગા થકી તેહ વિશેષ શોભે. ૧૫

દ્વિરેફ વાળું લજવે સરોજ,
ને મેઘરેખા સહ ચંદ્રબિંબ;

૧૧. કાશ એક જાતનું ધોળું ઘાસ.

ઓજસ કેરી મુખ કેરી કાન્તિ,
હણી દિયે છે ઉપમા પ્રસંગ. ૧૬

ગોરોચના લેપ વિશેષ ગોરા,
લોદ્રે ઘસી સાફ કિધેલ ગાલે;
પામી વિશેષ સ્થલ કર્ણ ધાર્યો
યવાંકુર દ્રષ્ટિ જનોની ખેંચે. ૧૭

રેખા થકી ભિન્ન સલુણી કેરો,
ને ઊજળો લાલ થયેલ મીણે,
સ્ફુરંત તેનો અધરોષ્ઠ શોભે,
લાવણ્યનો લ્હાવ સમીપ જાણી. ૧૮

"સ્વામી શિરેની શશિરેખ આથી,
તું સ્પર્શ" એવું હસતી સખીથી;
રંગાવીને પાદ શુભાશિષો લૈ,
માળાથી એને વિણ બોલી મારે. ૧૯

તેનાં રૂડાં પંકજ પત્ર જેવાં
નેત્રો નિહાળી શણગારનારી;
ન નેત્રની કાન્તિ વધ્યાની આશે,
કિન્તુ ગણી મંગલ મેશ આંજે. ૨૦

તે ખીલતા પુષ્પથી જેમ વેલી,
ઉગ્યેથી તારાગણ જેમ રાત્રી.
બેઠેલ પક્ષીગણથી નદી શું,
શોભી રહી ભૂષણ ધારવાથી. ૨૧

ને દર્પણે બિમ્બ વિશે નિહાળી,
સ્વદેહશોભા સ્થિર દીર્ઘ નેત્રી;
ત્વરા કરે શંભુ કને જવાને,
સ્વામી જુએ, સાર્થક સ્ત્રીનું પ્હેર્યું. ૨૨

બે આંગળીથી લઇ માંગલિક
મનઃશિલા ને હરિતાલ ભીની;
બે કર્ણમાં કુંડલ શ્વેત વાળું.
ઊંચુ કરીને મુખ તેનું માતા; ૨૩

કરી શકી માંડ સુતા લલાટે
વિવાહનો મંગળ ચાંદલો એ;
સ્તનો તણા ઉદ્ગમ સાથ વાધ્યો
હતો દિલે જે અભિલાષ પ્હેલો, ૨૪

હર્ષાશ્રુએ વ્યાકુલ દૃષ્ટિ થાતાં,
બાંધેલું જુદે સ્થલ મેનકાએ;
તે ઊનનું મંગલસૂત્ર તેનું,
સરાવી ધાત્રી નિજ સ્થાને લાવે. ૨૫
ક્ષીરોદ વેલા ફિણના ઢગે શું,
પૂર્ણેન્દુથી શારદ જેમ રાત્રી,
નવાં નવાં તે ધરતી દુકૂલો,
દીપે વધુ દર્પણ ધારવાથી. ૨૬
પૂજેલ સર્વે કુલદેવતાને
કુલપ્રતિષ્ઠા સમીને લગાડી,
કરાવતી કાર્યવિદગ્ધ માતા
તેને ક્રમે વંદન સો સતીને. ૨૭
પતિ તણી પામ અખંડ પ્રીતિ
તેઓ નમંતી ગિરિજા પ્રતિ કહે,
શંભુનું અર્ધાંગ થતાં સગાંની
પડી ગઇ પાછળ આશિષો એ. ૨૮
ઇચ્છા અને સંપતિના પ્રમાણે
ક્રિયા કરાવી ગિરિ તે કૃતાર્થ,
સભા મહીં બંધુજનોની સાથે
જોતો પછી વાટ વૃષાંક કેરી. ૨૯
કૈલાસ શૈલે પણ આજ કાલે,
આ પૂર્વ પાણિગ્રહ યોગ્ય રીતે,
સૌ માતૃઓ આદરથી ધરે છે
આભૂષણો યોગ્ય ઈશાન પાસે. ૩૦
ઈશે રૂડાં મંગલ ભૂષણોને,
માતૃપ્રતિ માનથી માત્ર સ્પર્શ્યાં;
તે વેષ સ્વાભાવિક શંભુ કેરો,
રૂપાન્તરો લે વરરાજ યોગ્ય. ૩૧
બની જતી ભસ્મ જ લેપ ધોળો,
થતું શિરોભૂષણ રૂંડ પોતે;
ને રોચના ચિત્ર ધરંતુ છેડે
હાથીતણું ચર્મ દુકૂલ થાતું. ૩૨
લલાટના અસ્થિની મધ્યનેત્ર,
વચ્ચે પિળી ઊજળી કીકીવાળું;
તહીં રહી હાજરી આપતું'તું,
ટીલાતણી તે હરિતાલ કેરા. ૩૩

સ્થલ પ્રમાણે ભુજગો થયા જે,
જુદાં જ આભૂષણરૂપ તેના;
શરીર રૂપાન્તર લે તથાપિ,
ફણા મણિની, હતી તેવી શોભા. ૩૪

દિનેય દેતો કિરણ પ્રકાશ,
લઘુત્વથી લાંછન જ્યાં ન ભાસે;
તે ચંદ્ર જેને મુકુટે સદાય,
એ શંભુ ચુડામણી શીદ ધારે. ૩૫

અદ્‌ભૂતના ઉદ્‌ભવે, શક્તિથી જે
પ્રસિદ્ધ સૌ વેષ તણા વિધાતા;
પાસે ઉભેલો ગણ લાવી દેતાં,
ખડ્‌ગે પડ્યું સ્વપ્રતિબિંબ જોતા. ૩૬

વ્હાળી પીઠ્ પાથરી સિંહચર્મ,
સંકોચ્યું ભક્તિથી શરીર જેણે;
તે પોઠીયે નંદિકર ગ્રહીને,
ચડી, શું કૈલાસપરે પળે છે. ૩૭

તે દેવ કેડે જતી માતૃકાઓ,
હાલ્યે રથો કુંડલ લોલવાળી;
કરે પ્રભા મંડળ રેણુગોરાં
મુખોથી પદ્માકર જેતું આભ. ૩૮

એ હેમવર્ણી સહુ કેડ જાતી,
કપાલના ભૂષણવાળી કાળી;
કાળાં ઘનોની બકવાળી પંક્તિ–
ની આગળે શું વિજળી ઝબુકે. ૩૯

શંભુની આગે પળતા ગણોએ,
જગાવીઓ મંગલ તુરી નાદ;
વિમાનને, એ શિખરે પહોંચી,
"સેવા તણો કાલ" કહે, સુરોને. ૪૦

નિર્મેલું ત્વષ્ટા[1]નું નવીન છત્ર,
ધારે છ તેને શિર સૂર્યદેવ;
એના રહે મસ્તક પાસ છેડા,
ભાસે શિરે ગંગ પડંતી જાણે. ૪૧

૧ ત્વષ્ટા=વિશ્વકર્મા.

તે કાલ ગંગા યમુના સદેહે,
સેવે ધરી ચામર બેઉ તેને;
નદીતણું બાદલ્યું રૂપ તો એ,
ઉડંત હંસો સહ જેવી ભાસે. ૪૨
રહામા મળ્યા આવી પ્રજેશ આદ્ય,
શ્રીવત્સથી અંકિત વિષ્ણુ સાક્ષાત્;
એનો મહિમા જય શબ્દનોથી,
વધારતા જે, હવિથી શું વહ્નિ. ૪૩
તે એક મૂર્તિ ત્રણ થૈ વિભાગે,
પ્હેલો બીજો છે સરખું જ જેને;
આદિ હરિના શિવ, ઈશના તે,
તે બેઉના બ્રહ્મ, ઉભે વિધિના. ૪૪
મહેન્દ્ર આદિ સહુ લોકપાળો,
ઐશ્વર્ય ચિહ્નો તજી નમ્ર વેષે;
દે નંદિને દર્શન માટ સંજ્ઞા,
નિવેદતો તે ત્યમ હાથ જોડે. ૪૫
હલાવીને મસ્તક પદ્મભૂને,
શબ્દે હરિને, હસી શક્રને; ને
દષ્ટિ થકી કેવલ સૌ સુરોને
આપે યથાયોગ્ય જ માન એમ. ૪૬
આગે ભણંતા જય આશિષો તે,
સમર્પિને શંભુ હસી કહે છે;
વિવાહનો યજ્ઞ પ્રવર્તતાં આ,
અધ્વર્યુ મેં પૂર્વ વર્યા તમોને. ૪૭
વિશ્વાવસુ આદિ પ્રવીણ જેનો
ત્રિપુર કેરો જય જાય ગાતા;
તમોવિકારે વશ જે ન થાતા,
મૃગાંકધારી નભમાર્ગ કાપે. ૪૮
ચાલે રૂડો પોઠી નભે જતો લૈ,
ગજાવતો હેમની ઘુઘરીઓ,
ધીમે ધુણાવેછ ઘને ભરાતાં
શૃંગો, તટે આફળી પંકવાળા. ૪૯
પિનાકીના આગળ દષ્ટિપાતે
સુવર્ણસત્રે ન શું તે તણાતો;
પુરી અરિ ચેગ થકી રહીત,
નગેન્દ્ર કેરી ઘડીમાં પહોંચ્યો. ૫૦

કુતૂહલે ઉત્સુક લોક જોતાં,
તેની સમીપે ધનનીલકંઠ;
સ્વબાણુ[1]થી અંકિત માર્ગ ત્યાગી,
પાસેની ભૂમિ ઉપરે પહોંચ્યા. ૫૧
સમ્રાટ્ ગિરિ જાય, સગા શ્રીમંતે,
આરૂઢ હસ્તિયુથ સાથ રહામે,
ખીલ્યા તરૂ વાળી ગિરિની હારો
સાથે શું, એ આગમને ખુશી થૈ. ૫૨
ખુલ્લાં કમાડે પુરદ્વાર કેરા,
બે વર્ગ તે દેવ અને ગિરિના;
સાથે મળ્યા શું હણી એક સેતુ,
બે વારિઓધો કરી દૂર ઘોષ. ૫૩
પ્હેલાં અજાણ્યે પણ શીર્ષ એનું
નમી જતું ગૌરવ પાસ તેના;
ત્રિલોકના વંદ્ય હરે પ્રણામ,
કીધાથી અદ્રિપતિ તો લજાતો. ૫૪
પ્રફુલ્લ થાતું મુખ પ્રીતિ ભાવે,
જમાઈનો અગ્રણી થૈ ગિરિ તે,
ઘુંટી સુધી પુષ્પથી મગ્ન માર્ગ
વાળાં, સજ્યાં મંદિર દે ઉતારા. ૫૫
તે કાલ શ્રી શંકર દર્શનાર્થે,
કુતૂહલી પુરની સુંદરીની
હવેલીની પંક્તિ વિષે થતી'તી
વિચિત્ર ચેષ્ટા તજી કામ બીજાં. ૫૬
જોવા તણે માર્ગ ત્વરાથી જાતાં,
છુટી જતો વેરી ફુલોની માળા,
ન બાંધવાનો ગણકારી હાથે,
સાહી રહી કેશકલાપ કોઇ. ૫૭
ધરેલ દાસી કર પાદ ખેંચી,
લીલા જ રંગે જતી ગોખ સુધી,
ધીમી ગતિને તજી, પાડતી કો
અલક્ત રંગી પગલાંની હાર. ૫૮
કો અંજનેથી જમણું જ આંજે,
ને ડાબું રાખે અણઆંજ્યું નેત્ર,

[1] ત્રિપુરાસુરને મારવા માટે પોતે ફેંકેલા બાણનો માર્ગ

એવી રીતે બારી સમીપ જાતી,
કરે ધરીને સળી આંજવાની. ૫૯

માંડે બિજી જાળીની મધ્ય દૃષ્ટિ,
બાંધ્યા વિનાનો વિછુટેલ ચાલ્યે,
નાભી જતી કંકણ કાન્તિવાળો
કરેથી ઝાલી ચણિયો ઉભી રે ! ૬૦

ત્વરાથી કો ઊઠતી સુંદરીની,
વેરાય કાંચી અરધી પરોવી;
પ્રત્યેક પાદે ગભરાઈ મૂકયે,
રે' અંગુઠાને મૂળ સૂત્ર માત્ર. ૬૧

તે સ્થાનમાં આસવ ગંધવાળા,
ને ભૃંગશાં ચંચલ નેત્રવાળા;
મુખે અતિ કૌતુકી સુંદરીના,
ગોખો બને ભૂષિત પદ્મથી શું. ૬૨

ધ્વજા ઉડે, તોરણ ઉચ્ચવાળા,
તે રાજમાર્ગે શશીમૌલિ પહોંચે;
પ્રાસાદ કેરાં શિખરો દિને એ,
જ્યોત્સ્ના ઝર્યેથી બમણાં ઉજાળાં. ૬૩

નેત્રે પીતી દશ્ય અનન્ય તેને,
નારી ન બીજે વિષયે વળે છે;
બાકીની ઇન્દ્રિયપ્રવૃત્તિ તેની,
સંપૂર્ણ છે શું નયને પ્રવેશી. ૬૪

સુકોમલા તો ય ગિરિસુતાએ,
આ અર્થ સેવ્યું તપ યોગ્ય તે છે;
જે નારી આની થતી દાસી તે એ
કૃતાર્થ તો અંક સુએ શું તેનું ? ૬૫

સૌને સ્પૃહા યોગ્ય સ્વરૂપવાળી,
પરસ્પરે યોજત જો ન જોડ,
આ બેઉનાં તો રૂપ સર્જવાનો,
વિધિ તણો યત્ન જ વ્યર્થ થાત. ૬૬

નહી નકી ક્રોધ ચડયાથી આણે
અનંગનું રૂપ હશે પ્રજાળ્યું,
આ દેવનું રૂપ નિહાળી, માનું !
કામે હશે ત્યાગ્યું શરીર આપે. ૬૭

મનોરથોનો સ્પૃહણીય ભાગ્યે,
સંબંધ આ ઈશ્વર સાથ પામી,
મહીધરત્વે અલી શીર્ષ ઊંચું
ગિરીન્દ્ર ઊંચું ધરશે વધારે. ૬૮
કથા સુણંતા શિવ કર્યું મીઠી
આ ઓષધીપ્રસ્થની સુંદરીની,
કડાંથી જ્યાં લાજકણો દળાતા
તે અદ્રિ કેરા ભુવને પહોંચે. ૬૯

શરદ્ ઘનેથી રવિથી, વૃષેથી
ત્યાં ઊતરીને હરિ હાથ ઝાલી,
પ્રવેશિયા તે ગિરિને અવાસે,
જ્યાં આગળે પદ્મભૂ આવી પહોંચ્યા. ૭૦
તેની પછી દેવ મહેન્દ્ર આદિ
સપ્તર્ષિ આદિક મહર્ષિઓએ
અને ગણોએ ગિરિ ઘેર આવે,
આરંભ સારા પછી જેમ શ્રેયો. ૭૧
ત્યાં આસને બેસી વિધિથી રત્ન
ને અર્ધ્ય સાથે મધુપર્ક લીધો,
નવાં પટો બે ગિરી લાવી આપ્યાં,
સ્વીકારતા શંકર મંત્ર સાથે. ૭૨
સુસ્પષ્ટ ફીણો તણી હારવાળા,
સમુદ્રને જેમ કરો શશીના,
વેલા કને; દુકૂલ ધારી તેને,
વધૂ કને કંચુકી દક્ષ લાવે. ૭૩
ખિલેછ ચક્ષુઃ કુમુદ. પ્રસન્ન
થાતું મનોવારિ પિનાકી કેરૂં,
મુખેન્દુતેજે બઢતી ઉમાના
સંસર્ગથી; લોકનું જેમ શર્દે. ૭૪
તે બેઉના ભીરુ સમાગમોમાં
જરા ઠરાવી લઈ લીધ પાછાં
અન્યોન્યનાં લોલુપ લોચનોએ,
સંકોચ લજ્જાથી અનુભવે છે. ૭૫

૬૯ લાજ=મૂળ અર્થ ધાણી છે; પણ ભાવાર્થ અક્ષત છે.
૭૨ મધુપર્કમાં દહીં, મધ વગેરે વસ્તુઓ આવે છે.
૭૩ જેમ સુસ્પષ્ટ ફીણવાળા સમુદ્રને ચન્દ્રકિરણો વેલા (કિનારા) પાસે લઈ જાય તેમ સફેદ દુકૂલ પહેરેલા શંકરને કંચુકીઓ વધૂ પાસે લઇ ગયા.
૭૪ જેમ ચંદ્રતેજયુક્ત શરદના સંસર્ગથી જળ ચોખ્ખું થાય છે તેમ ઉમાસંસર્ગથી શંકરનું મન પ્રસન્ન થાય છે. કુમુદ ખીલે છે તેમ શંકરનું નેત્ર ખીલે છે.

તે અષ્ટમૂર્તિ, ગિરી તાત આપ્યો,
કર ગ્રહે આંગળી લાલ વાળો,
એના ભયે ગૌરીશરીર છૂપ્યા,
પહેલો અનંગાંકુર હોય તેવો. ૭૬

રોમાંચ અંગે પ્રકટે ઉમાને,
વૃષાંકની આંગળી સ્વેદ ભીંજે,
સમાન વ્હેંચાતી મનોજ વૃત્તિ,
તે બેઉને પાણિસમાગમે એ. ૭૭

સામાન્ય સૌ હસ્તમિલાપ ટાણે
વધૂવરો ઉત્તમ કાન્તિ ધારે,
સંનિધિયોગે ચકી એમના તો
કથાય તે બેઉની કેમ શોભા. ૭૮

ઝાળે ઉંચા અગ્નિની જોડલી તે
પ્રદક્ષિણા આચરતી શું શોભે,
મેરૂ તલેટી ફરતાં ફરંતાં,
અન્યોન્ય સંગે દિનને નિશા શું. ૭૯

અન્યોન્ય સ્પર્શે મિચિ દષ્ટિવાળાં,
બેને ફરાવી ત્રણ અગ્નિ ફેરા,
પુરોહિતે તે વધુને નખાવ્યા,
જ્વલંત અગ્નિમહિં લાજદાણા. ૮૦

મુઠી સુગંધી ધુમ લાજ કેરો,
મુખે ધરે તે ગુરુના કહ્યાથી,
પ્હોંચી શિખા તેની કપોલ સુધી,
થૈ રૂહે ઘડી કર્ણનું પદ્મ તેનું. ૮૧

કૈં આર્દ્ર ને લાલ કપોલવાળું,
ચાલ્યું સરી કાજળ નેત્રથી જ્યાં,
વધૂમુખે તે યવ કર્ણપૂર
થતો વિધિ ધૂપ લીધાથી ઝાંખો. ૮૨

કહે વધૂને દ્વિજ, "પુત્રી ત્હારા,
વિવાહનો આ હુતવાહ સાક્ષી,
વિચાર છોડી શિવસ્વામી સાથે,
સ્વધર્મચર્યા કરવાની ત્હારે." ૮૩

૭૬ અષ્ટમૂર્તિ=શંકર, આઠ રૂપોવાળા. જુઓ શાકુન્તલ નાન્દી.
૮૦ લાજ=જવતલ.

વિસ્તારી કર્ણો નયનાન્ત સુધી
ભવાની આ વાક્ય ગુરુનું પીતી,
પ્રચંડ તાપેથી જળેલી ભૂમિ,
વૃષ્ટિનું પ્હેલું જલ જેમ ઓગમે. ૮૪

તે પ્રિયદર્શી ધ્રુવસ્વામી જ્યારે,
પ્રેરેછ તેને ધ્રુવ દર્શનાર્થે
ઊચું કરીને મુખ માંડ "દેખ્યો"
એવું વદે લાજથી સાદ ધીમે. ૮૫

કીધો વિધિ જાણુ પુરોહિતે છે,
વિવાહ કેરો વિધિ આમ જેનો,
તે લોકનાં માતપિતા નમે છે,
બેઠેલ પદ્માસન પદ્મભૂને. ૮૬

ધાતા વધૂને અભિનંદનો દે,
"કલ્યાણિ વીરોની થજે તું માતા"
વાણીપતિએ થઈ સ્તબ્ધ રે'છે,
પિનાકિનું ઇષ્ટ શું એ વિચારે. ૮૭

પુષ્પે સ્ચી ચાર ખુણાની વેદી,
પાસે સુવર્ણાસન બેઉ બેસે,
તે દંપતી લૌકિક તેથી ઇષ્ટ,
સ્વીકારતાં અક્ષત છાંટણાં ને. ૮૮

છેડે રહેલા જલબિન્દુ જાણે
શોભા હરે મોતીની માળની જે,
તે નાળના દીર્ઘ સુદંડવાળું,
લક્ષ્મી ધરે પદ્મનું છત્ર બેને. ૮૯

બે રીત યોજેલ ગિરાપ્રયોગે,
તે યુગ્મને ભારતી તો સ્તવે છે,
સંસ્કારશુદ્ધા વર વન્દ્ય માટે,
સુગમ્ય વાણી વિધિએ વધૂને. ૯૦

જ્યાં સંધિમાં વૃત્તિ પ્રકાર સ્પષ્ટ,
રસપ્રમાણે વળી રાગવાળો,
પદેલા જુએ બેઉ સુરાંગનાનો,
તે દાવભાવથી રૂડો પ્રયોગ. ૯૧

---

૮૫. વધૂને ધ્રુવનું દર્શન કરાવવાનો ચાલ હોવાનું સૂચન થાય છે.

વધૂ વરેલા શિવને પછી તે,
વંદે સુરો અંજલિ દૈ કિરીટે,
પૂરો થતાં શાપ શરીર ધારી
અનંગ સેવે, સહુ એમ યાચે. ૯૨

સ્વીકારતા ક્રોધરહિત શંભુ,
તેના શરોની ગતિ આપ પ્રત્યે,
સમો વિચારી ક્રોધી સ્વામી પ્રત્યે
વિજ્ઞપ્તિ કાર્યજ્ઞની સિદ્ધિ પામે. ૯૩

પછી સુરગણ સૌને શંભુ આપી રજા ને,
ગિરિવરની સુતાને આપ હસ્તે ગ્રહે છે,
કનકકલશવાળા ચિત્ર શોભાથી યુક્ત,
શયનભુવન જાતા જ્યાં રચી ભૂમિશય્યા. ૯૪

નવી પરણી ઉમા ત્યાં લાજથી ભૂષિતાંગી,
વદન કરતી આડું શંભુ આકર્ષીને, તે,
શયનની સખી પ્રત્યે માંડ બોલંત તેને,
મુખ મરડી પિશાચો જેમ છાની હસાવે.

નાગરદાસ અમરજી પંડયા

# શરદનો ગરબો

[ છલકાતું આવે બેડલું,
મલકાતી આવે નાર રે,
મારી લાલ રંગીલીનું બેડલું—એ ઢબે ]

સખિ ! ગગને ચઢતો ચાંદલો,
કંઇ ગરબે રમતી નાર રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! નીર નદીનાં નીતર્યાં,
વેળુમાં તેજની ધાર રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ઓઢણું ધોળું ધારજો,
અંબોડે ધોળાં ફૂલ રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ઉર પર મોતી હાર જો,
રૂપેરી પાય નૂપુર રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! શરદે સઘળું ઊજળું,
હૈયાં પણ ઊજળાં હોય રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ઊજળાં દીલનાં ગીતડાં,
ગાઓ તો ગરબો સ્હોય રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ઠમકે પગના ઘૂઘરા,
નાચંતી અંગની વેલ રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! તાળી દેઇ ઘૂમતાં,
કંઇ ઘૂમશે ચરણો ઘેર રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ઠમકે ઠમકે નાચતાં,
કંઇ મુખડાં મલકી જાય રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ગાતાં હલકથી ગીતડાં,
ઉરભાવો છલકી જાય રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ગગને વચ્ચે ચાંદલો,
શેફાલી ઝરતી ફૂલ રે,
મારી સાહેલીના સાથમાં.

સખિ ! ગગને ગરબો ગાજતો,
જગદંબા ભરતી સૂર રે,
મારી સાહેલીના સાથમાં.

૨.

# ફોટોગ્રાફીનું કલાસ્વરૂપ

કલા જીવનની સાથી છે. કલા વગરનું જીવન નકામું છે, નીરસ છે. માણસમાં સર્જન ઈશ્વર-પ્રેરિત છે. બીજી બધી વૃત્તિઓની પેઠે સર્જનવૃત્તિ પણ સહજ રીતે કુદરતી વૃત્તિ છે. દરેક વ્યક્તિમાં તેનો અણુ પણ સમાયેલો છે. મનુષ્ય પોતાના હૃદયમાં ઊભરાતા અનેક ભાવો અને લાગણીઓ વ્યક્ત કરવાને મથામણ કરે છે. કોઈ સંગીતનો ઉપાસક બને છે, કોઈ ચિત્રકલાનો અનન્ય ભક્ત થાય છે. તો કોઇ કવિતાદેવીનો પૂજારી બને છે. આ બધી કલાઓમાં પશ્ચિમના દેશોએ ફોટોગ્રાફીનો ઉમેરો કર્યો છે. અત્યારસુધી ફોટોગ્રાફીને ચિત્રકલાનો એક વિભાગ માનતા, ચિત્રકલાનું નાનું અંગ મનાતું; આજે તેમ નથી. ફોટોગ્રાફીને બધી કલાઓમાં (Graphic Arts) પોતાનું નિરાળું સ્થાન મળ્યું છે—મેળવ્યું છે. આજે ફોટોગ્રાફીને ચિત્રકલા જેટલું જ ઊંચું સ્થાન ત્યાંની દુનિયાએ આપ્યું છે. ફોટોગ્રાફીના સેંકડો ભક્તો કલાદેવીની પૂજાર્થે પોતાનું સર્વસ્વ ગુમાવી રહ્યા છે.

હિંદનો નિવાસી લાગણી અને ભાવભર્યો છે, લાગણીપ્રધાન છે એટલે કુદરતની ઝીણામાં ઝીણી ભાવવૃત્તિ તેના હૃદયના તારને ઝણઝણાવે છે. પોતાના હૃદયમાં ઉદ્‌ભવતા અનેક ભાવો વ્યક્ત કરવાને તે ઘણાં સાધનનો ઉપયોગ કરે છે. અને હવે એ સાધનોમાં ફોટોગ્રાફીએ પોતાનું સ્થાન મેળવ્યું છે. બીજી બધી કલાઓ જેટલી જ ફોટોગ્રાફી સુગમ અને સમર્થ છે. ચિત્રકલામાં ચિત્રકાર રંગ અને પીંછીની મદદથી નવું સર્જન કરે છે. સારો ફોટોગ્રાફર કેમેરા, ફિલ્મ અને દવાઓ વાપરી, ચિત્રકારના જેટલી જ મૃદુતા સાથે પોતાનું સર્જન વ્યક્ત કરે છે.

ફોટોગ્રાફીમાં યાંત્રિક સાધનોના ઉપયોગ ઉપરાંત બીજી ઘણી વસ્તુઓનો સમાવેશ થાય છે. આપણી આજુબાજુની દુનિયાના બનાવોનું ફોટોગ્રાફમાં ફક્ત સીધું સાદું પ્રતિબિમ્બ હોતું નથી. ફોટો લેનારની વાત બાજૂએ મૂકતાં ઘડાયેલી રસવૃત્તિના અને બેઠેલા હાથવાળા દરેક ફોટો લેનારે લીધેલા ચિત્રની પાછળ, અને તેનાં સાધનોના વપરાશની પાછળ અમુક કલાદષ્ટિ છુપાયેલી હોય છે. દરેક ફોટોગ્રાફરનાં પરિણામ સહજ રીતે કદી મળતાં આવતાં નથી. ઉદાહરણ તરીકે, એક જ ઝાડની છબી લેઇ, બે ભિન્ન વૃત્તિ અને દષ્ટિ તળે, બે ફોટા લેનારા, જોનારમાં જુદા જુદા ભાવો ઉપજાવે છે. એક જ સ્થળની છબી, જુદે જુદે સમયે અને ભિન્ન વાતાવરણમાં લેવાય તો તે સ્થળનાં બે ચિત્રો જુદું ભાવનિરૂપણ કરે છે. આ તફાવત જો કલાદષ્ટિને લીધે નહિ પણ માત્ર યાંત્રિક સાધનોને લીધે જ હોય તો તો બે ફોટોગ્રાફો વચ્ચેનો તફાવત તે પાડવામાં વપરાએલા બે કેમેરાની બનાવટની ભિન્નતાથી સમજાવી શકાય. એવા માત્ર બહારના યાંત્રિક સાધનભેદથી જુદા દેખાતા ફોટોગ્રાફ કુદરતના જડ પ્રતિબિમ્બ જેવા જ બને. પરંતુ સાચી રીતે તેમ નથી. સરખા સંજોગોમાં લેવાયેલા સંખ્યાબંધ ફોટોગ્રાફો કદી સઘળા પ્રમાણમાં એકતા દાખવતા નથી. ફોટોગ્રાફનો વિષય અને ફોટોગ્રાફ બન્ને એટલા બધા સરખા નથી જ કે જેથી બન્ને સાથે જોતાં એકને બીજાથી ઓળખવામાં ભૂલ ન થાય.

ફોટોગ્રાફ ગમે તેટલો સંપૂર્ણ કે અપૂર્ણ હોય તોપણ ફોટોગ્રાફના સર્જનમાં એક બીજું અંગ રહેલું છે. આ મુદ્દો સાધનો અને વિષયથી પર છે, છતાં પરિણામમાં તેની અસર ઘણી જ હોય છે.

એક જ વિષયની સંખ્યાબંધ છાપો ઉપજાવવાની પદ્ધતિ ( Process )ને ફોટોગ્રાફી તરીકે ઓળખાવી શકાય નહિ. ફોટોગ્રાફી તે જે વસ્તુનું ચિત્ર લેવા માગે છે તે વસ્તુને અમુક દૃષ્ટિકોણથી જોવાની દૃષ્ટિ છે. દાખલા તરીકે, અમદાવાદ શહેરની કોઈ ગલી જોતાં, છબી પાડનારના હૃદયમાં ઉજ્જડ સ્મશાન શૂન્ય શાન્તિ અને વેરાનતાનો પડઘો પડે. તેની તેનામાં ઊંડી અસર થાય. સર્જનનું દુઃખ અનુભવે અને પોતાનામાં પડેલો પડઘો વ્યક્ત કરવા અને બીજાને, સારી દુનિયાને એ ભાવ ભોગવવાને તે ગલીની છબી પાડે ને કોઈ અદ્ભુત ચિત્ર ઉપજાવે. તો આવી છબી, એ અમદાવાદની ગલીની છબી નથી, તેના નામનિશાનની જોનારને પરવા પણ રહેતી નથી. પરંતુ દરેક જોનાર તે ફોટોગ્રાફમાં વેરાનતા જ જુએ અને પાડનારે જે ભાવોનું દર્શન કર્યું છે તે જ ભાવો પોતે અનુભવે છે. કોઈ મીઠું, નિર્દોષ બાળક જોતાં, સાચો કલાકાર, બાળકની છબીમાં નિર્દોષતા આણે. પછી તે ફોટોગ્રાફ કયા બાળકનો છે તે જાણવાની પ્રેક્ષકને પરવા રહેતી નથી. દરેક જોનાર બાળકની નિર્દોષતા નિહાળી આનંદ પામે છે. આ રીતે ફોટોગ્રાફી વિષયથી પર જઈ, એક ભાવદૃષ્ટિ બને છે. અમુક વિષયની છાપ દરેક હૃદયમાં એકસરખી નથી પડતી. પણ હૃદય હૃદયની યોગ્યતા અને અસમાનતાના પ્રમાણમાં અનેક રીતે પડે છે. તેમ એક જ વસ્તુના અનેક ફોટોગ્રાફમાં પાડનારના હૃદયની રસવૃત્તિના અને દૃષ્ટિબિન્દુના પડઘા હોઈ, તેમાં ઝીણા ફેરફાર દૃષ્ટિગોચર થાય છે. આ દૃષ્ટિ–Interpretation–માં અનેક જુદાં જુદાં સ્વરૂપો લાવી શકાય છે. એક જ સ્થળના ફોટોગ્રાફો જુદા જુદા સમયે લેઈ, નિર્જનતા ભવ્યતા વગેરે ભાવો આણી શકાય છે. ઊંચામાં ઊંચી જાતના સર્જનમાં વપરાતી બુદ્ધિની ચીવટ અને કાળજી તથા કલાતત્ત્વોનો આ દૃષ્ટિમાં સમાવેશ થઈ શકે છે. આ કલામાં, યાંત્રિક સાધનો તો પીંછી અને રંગ જેવાં જડ છે. વસ્તુનું જીવંત ભાવપૂર્ણ આલેખન રજૂ કરવામાં ફોટો લેનારની દૃષ્ટિ જ સૌથી પ્રથમ મહત્ત્વની છે. સારાસારની દૃષ્ટિ વગર માણસ યંત્ર Robot ને ફોટોગ્રાફ લેતું કલ્પો, તેનાથી લેવાતાં ચિત્રોને કલ્પો અને કુદરતનું દૃશ્ય, માણસનો ચહેરો કે બીજા પદાર્થોના રૂપ ખૂબી આદિને સંયોજનાપૂર્વક ગોઠવીને તેના ઊંડા રહસ્યને નજર આગળ લાવી મૂકતા કલાયુક્ત માનસવાળા ફોટોગ્રાફરનાં ચિત્રોને કલ્પો. બન્નેનો તફાવત તરત જ જોઈ શકાશે. પહેલામાં તે પદાર્થનું નિર્જીવ પ્રતિચિત્ર હશે; બીજામાં મૂળ પદાર્થનું અમુક દૃષ્ટિથી જોએલું ભાવસ્વરૂપ હશે.

કલામય ફોટોગ્રાફ ઉપજાવવા માટે સાધનોનો માત્ર બુદ્ધિપૂર્વકનો ઉપયોગ જ બસ નથી. ફોટોગ્રાફર પોતાની આજૂબાજૂ જે કંઈ વસ્તુઓ નિહાળે છે તેને કલામય રીતે ચિત્રમાં ઉતારવા માટે તે યાંત્રિક સાધનો અને પદ્ધતિનો ઉપયોગ તો કરે છે, પણ એ ફોટોગ્રાફીનું મુખ્ય લક્ષ્ય નથી. ફોટોગ્રાફી, કલાને મળતો, કોઈ બીજો, કલાનો સ્વતંત્ર પ્રકાર છે. તેમાંથી નીકળતાં પરિણામોમાં જડ યાંત્રિક સાધનનો વપરાશ તથા તેની મર્યાદાઓ ઉપરાંત કારીગરના હાથનું કૌશલ્ય હોય છે. એવાં ફોટો–ચિત્રો પર બુદ્ધિ અને કલામય માનસની છાપ તાદૃશ હોય છે જ. આ છાપની અસર બહુ ઝીણી છે. અસાધારણ

પ્રયાસને અન્તે, Technicના દૃષ્ટિબિન્દુથી નમાલો અને ગુણ વગરનો ફોટોગ્રાફ પાડ્યો હોય છતાં તેમાં ફોટોગ્રાફરના સર્જક માનસની કાંઈક અસર છુપાયેલી હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો ફોટોગ્રાફ ક્યા કેમેરાથી ઉતારવામાં આવ્યો છે તે આપણે જોતા નથી, પણ કોણે પાડ્યો છે તે તરફ આપણું મન દોડે છે. ફોટોગ્રાફ કેમેરાથી ઓળખાતો નથી, પણ તેના પાડનારને લીધે ખ્યાતિ પામે છે. ફોટોગ્રાફીનાં સાધનો ગમે તેટલાં ઉત્તમ હોય પણ તેમનામાં અમુક યાંત્રિક ચોક્કસતા કરતાં વિશેષ શક્તિ હોતી નથી. તેમની એ યાંત્રિક શક્તિને અમુક રીતે વાપરમાં લેનાર તો માણસની દૃષ્ટિ જ છે. ક્યાં ક્યારે શું પાડવું તેનો નિર્ણય પણ માણસ જ કરે. આવા દૃષ્ટિપૂર્વક લીધેલા ફોટોગ્રાફ સાંચાઓથી બનતી છાપો કરતાં વધુ કલામય કૃતિઓ રજૂ કરે છે.

આ જ વસ્તુ આપણે બીજી રીતે વિચારીએ. ફોટોગ્રાફીમાં બધું માત્ર યાંત્રિક સાધનો જ કરી આપે છે એમ માનતા હોઈએ તો ડગાઉરે (Dagaurre)ના સમય-ફોટોગ્રાફીની શોધના બાલ્યકાળના કેમેરા વડે આજનો ફોટોગ્રાફર તેના જેવા જ ફોટો-ચિત્રો સર્જી શકે. પરંતુ સાચે જ, તેવો પ્રયાસ કરવામાં આવે તો કદાચ, અત્યારની વિપુલ શક્તિઓ અને યાંત્રિક રચનાઓવાળા કેમેરાના જમાનામાં પણ તેના જેવાં ચિત્રો નિર્મી શકાશે નહિ. કારણ કે તે સમયનાં સાધનો ભલે નકામા જેવાં અને મોટાં થોથરાં જેવાં ભારે અને ઓછી શક્તિવાળાં હતાં, પરંતુ તે સાધનો વાપરનારા ખરા કલાકાર હતા. તેથી અત્યારે બીનકલાકાર અગર જડ માણસ આજના અદ્દભુત કેમેરાનો ઉપયોગ કરે તોપણ તેવાં સુંદર ચિત્રો ઉપજાવી શકશે નહિ. પુરાણા સમયનાં યંત્રો અને સાધનોનો ઉપયોગ, નવા જમાનાના માણસના હાથે, તે યુગનો મનુષ્ય કરે તેના કરતાં જુદો જ થાય. બન્ને મનુષ્યની માનસસ્થિતિ બદલાઇ છે. બન્નેના સંસ્કારો ફર્યા છે. અરે બધા સંજોગો સરખા જ હોય તો પણ પરિણામમાં ફેર પડવાનો; કેમકે કેમેરાની પાછળ જીવતું પ્રાણી હોય છે. અને જડ સાંચો-Robot હોતો નથી. મનુષ્ય મનુષ્યમાં ફેર અને તફાવત છે તે પ્રમાણે એક જ વિષયના અનેક પાડેલા ફોટોગ્રાફમાં ભિન્નતા આવવાની. ફોટોગ્રાફીની મદદથી ઉપજાવેલાં ચિત્રો, પૂર્ણરૂપે બહાર પડે ને પહેલાં ચાંપ દાબવા ઉપરાંત બીજી ઘણી ક્રિયાનો સમાવેશ થાય છે અને તે ક્રિયાનું પરિણામ ક્રિયાની રીત ઉપર અવલંબે છે. એટલે કે મનુષ્ય જે રીતે સઘળી ક્રિયાઓ કરશે ને જાતનું ચિત્ર નિર્માશે.* યંત્ર કરતાં માણસની શ્રેષ્ઠતા અહીં માલમ પડે છે યંત્ર દ્વારા જ વસ્તુનું સ્વરૂપ રજૂ કરવાનું કામ જ્યારે એકલો કેમેરા કે બીજું યાંત્રિક સાધન જ જાતે નથી કરતું; પણ તે જ્યારે ચિત્ર લેનાર અને ચિત્રની વસ્તુની વચ્ચે, કલાસ્વરૂપ સર્જવા મથતા મનની અને દૃશ્યજગતના પદાર્થોની વચ્ચે એક કુશળ સાધન તરીકે વપરાય છે ત્યારે એ નિર્જીવ યંત્રના કરતાં તેને વાપરનારો સજીવ કલાદર્શી માણસ જ કેટલો શ્રેષ્ઠ છે તે સમજી શકાય છે.

---

* The supremacy of man is, therefore, noticeable when a mechanical instrument is used, not directly and immediately, as a medium of expression, but when it is used as a medium between the objective and subjective world,-between the creative appreciation and the creative fulfilment on the one hand and the visible world on the other hand.

સાધનોથી પરિણામ ઉપજાવવામાં ફોટોગ્રાફરને ઘણી મર્યાદાઓ નડે છે. પરંતુ તે લાવવા માટે તેને ઉત્તેજતી તેની સર્જનશક્તિ અને લાગણીઓને કશી મર્યાદા નથી. તે તો કેમેરાની મર્યાદાઓને ગણકાર્યા સિવાય, કલામય હૃદયથી, કુદરતના અનેરા ભાવોને સ્પર્શી, તેમને સ્થાયી રૂપ આપી પ્રેક્ષકને પોતાના આનંદનો સાથી બનાવવા પ્રયાસ કરે છે. પ્રયાસ પાછળનું કષ્ટ સાચું ચિત્ર સર્જે છે. કેમેરા, દવાઓ અને પ્રકાશ ફક્ત હૃદય વ્યક્ત કરવાનાં સાધનો છે. તેને આપણે ગળણી સાથે સરખાવી શકીએ. ગળણીમાં પાણી રેડતાં તે એક જ માર્ગે વહે છે; પણ વહેણ જુદી જુદી દિશામાં પ્રવર્તી શકે છે. અન્તિમ ધ્યેય એક છે, પરંતુ ધ્યેયને પહોંચવાના રસ્તા અનેક છે. આ દિશાઓ મનુષ્યથી નક્કી થયેલી છે. દિશાઓ પર માણસનો સંપૂર્ણ કાબુ છે અને તેથી કરીને તેની બધી શક્તિઓમાં સંપૂર્ણ વિકાસ સંભવિત છે. ડગાઉરે–Dagaurre–અને હિલ–Hill–ના સમયમાં લેવાયેલો ફોટોગ્રાફ આ જ કારણસર આધુનિક યુગમાં પડેલા ફોટોગ્રાફથી જુદો પડે છે. આ ભિન્નતા માટે કુદરત કે હાલનાં સાધનો જ એકલાં પૂરતાં જવાબદાર નથી; પણ મનુષ્યનું દૃષ્ટિબિન્દુ પણ બદલાયું, વિકાસ પામ્યું છે. અત્યારે માણસ દુનિયાને નિરાળા દૃષ્ટિકોણથી નિહાળે છે. અને તેથી જ તે પોતાનાં સાધનો જુદી દિશામાં જુદી રીતે વાપરે છે. આજે માણસની નજર સંકુચિત નથી. તે માત્ર બહારનો આકાર જ ગ્રહણ કરવા માગતો નથી, પણ જડ કે ચેતન પદાર્થોનાં જીવનમાં પળે પળે ઊઠતી લાગણીઓ, ભાવનાઓમાંની અમુકને પસંદ કરી તેને રજૂ કરે છે.

આ ફેરફાર બે જાતના છે.× નવી નવી વસ્તુઓ તરફ કેમેરાની વપરાશ અમુક દૃષ્ટિથી છે તેમ જૂની ચીજો તરફ નવી દૃષ્ટિથી તેનો ઉપયોગ થાય છે. દાખલા તરીકે આ જમાનાનો મિલઉદ્યોગ લ્યો. મિલો, ફેક્ટરીઓ વગેરે સંસ્થાઓનાં મકાનો અને તેની અંદર રમી રહેતા પ્રસંગોમાં અસંખ્ય ચિત્રો છુપાયેલા હોય છે. તે ચિત્રોને ફક્ત ફોટોગ્રાફી જ તાદૃશ્ય રૂપે ખડાં કરે છે. મિલોનાં ભૂંગળાંમાં આજ દિન સુધી ભાગ્યે જ કોઇ કલાકારે કલાના અંશો નિહાળ્યા છે. મોટાં મોટાં લોખંડનાં વરાળથી ઊભરાતાં રેલવેનાં એન્જીનોનાં ચિત્રો રંગ કે પેન્સીલથી દોરાયાં નથી, પરંતુ એ જડ રાક્ષસોમાં સમાયેલી શક્તિનો આવિર્ભાવ ઘણા ફોટોગ્રાફોમાં ઉતારવામાં આવ્યો છે. આ બધી કલા–પ્રસાદી નવા જમાનાની છે. માણસ સેંકડો વર્ષથી દુનિયામાં છે. માણસનાં અસંખ્ય ચિત્રો ઉપજાવવામાં આવ્યાં છે. ચિત્રકારોએ ઘણા ખૂબસુરત અને મનોહર ચહેરા ચીતર્યા છે, પરંતુ એ ખૂબસુરતીના ચિન્હરૂપ, આકર્ષતી આંખો કે ચુમ્બન માટે તલસી રહેલા હોઠને સ્થાયી રૂપ ફોટોગ્રાફરે જ આપ્યું છે. મનુષ્ય જૂનો છે પણ તેની છબી નવા દૃષ્ટિકોણથી લેવાય છે.

બીજા શબ્દોમાં કહીએ તો ચાલુ જમાનાનો ફોટોગ્રાફર આ યુગનો છે, છતાં નવા યુગથી પર રહે છે. જેનું અસ્તિત્વ નહોતું એવા વિષયના તે ફોટોગ્રાફ પાડે છે, એટલું જ નહિ પણ પુરાણા સમયના વિષયો જે તે અરસામાંના લઇ શકાય તેવા મર્યાદિત સંજોગોમાં

× It asserts itself in one direction towards new things and also in a new direction towards old things.

આવેલા હતા તેને પણ પાડવાનું તે અત્યારે ભૂલતો નથી. ઉદાહરણ તરીકે, પશુપક્ષીઓને લો. અમર્યાદિત કાળથી સિંહ, વરૂ અને બીજાં વગડાનાં પ્રાણીઓ વસે છે. આજ દિન સુધી કેમેરાની મર્યાદાઓ અને સંકુચિત શક્તિઓને લીધે પશુપ્રાણીઓનાં ચિત્રો કેમેરાની મદદ વડે ઉપજાવવાં અશક્ય હતાં. હવે સિંહનું વિકરાળ સ્વરૂપ, ચિત્તાની લુચ્ચાઇ, ગાયની સાલુકાઇ આ બધું દેખાડતાં સંખ્યાબંધ ફોટો-ચિત્રો નજરે પડે છે. તેમ જ નદીના પૂલો, મોટી મોટી સ્ટીમરો વગેરેની ખાસિયતો અને અમુક સંજોગોમાં ઉદ્‌ભવતા ભાવો રજૂ કરતાં ફોટો-ચિત્રોની ખોટ નથી.

કેટલાક વિષયો-ફોટોગ્રાફીના ક્ષેત્રથી પર ગણાતા ઘણા જૂના વિષયો-પાડવામાં સાધનોની મર્યાદાઓ નડતી, તે બધાં અત્યારે સહેલાઇથી લેઇ શકાય છે. પહેલાં ફોટોગ્રાફીમાં રજૂ થએલા વિષયો પણ તે નવી રીતે નવા દૃષ્ટિકોણથી એવા ઉપજાવે છે કે વિષય એનો એ રહેવા છતાં, તેના નવા સર્જનમાં નવીનતા અને જુદાઇનો ભાસ થાય છે. એટલું જ નહિ પણ એમાં કાંઇક જુદું સત્ય આપણી નજરે પડે છે. વર્તમાન યુગની ભાવના (Spirit) ફોટોગ્રાફમાં આમ બે રીતે પ્રગટે છે. ફોટોગ્રાફીને આટલા ખાતર ચિત્રકલા સાથે ભેળવી કે સરખાવી શકાય નહિ.

ચિત્રકલા હજુ જમાનાની સાથોસાથ આગળ ધપતી નથી. હજારો વર્ષોથી માણુસની આકૃતિઓ અમુક એક રીતે તે વ્યક્ત કરે છે. ફોટોગ્રાફીમાં તેમ નથી. નવી શોધખોળોની સાથે ફોટોગ્રાફી ગાઢ સંબંધથી જોડાયેલી છે, અને તે મનુષ્યના કામકાજના દરેકે દરેક નવા ક્ષેત્રની સાથે ઓતપ્રોત રીતે જકડાયેલી છે. તેનો ઉપયોગ આગગાડી, મોટર, એરોપ્લેન વગેરેમાં છે એટલું જ નહિ, પણ સ્ટીલ, લોઢા વગેરેનાં બાંધકામો અને કાચની વસ્તુઓમાં તે મોજૂદ છે. આ નવા જમાનાની નવી વસ્તુઓને લોકોની નજર સામે કલામય સ્વરૂપમાં રજૂ કરવામાં ચિત્રકલા કરતાં ફોટોગ્રાફીનો ફાળો સૌથી મોટો અને અમૂલ્ય છે. ફોટોગ્રાફીએ તે કાર્ય જલદી અને વધારે પ્રમાણમાં સિદ્ધ કર્યું છે. આ વિચિત્રતાઓ અને વિસ્મયકારક વસ્તુઓને મૂર્ત સ્વરૂપ આપવામાં કેમેરાએ મુખ્ય ભાગ ભજવ્યો છે અને ચિત્રકલા કરતાં તે સહેલાઇથી વધુ જીવન્ત રૂપમાં તેનો પ્રાણ સમાજને અર્પી શકે છે. હવે નવીન આકારો અને સ્વરૂપો સમજવામાં અને તેને અનુરૂપ પ્રમાણમાં મૂર્ત કરવામાં અત્યારે ચિત્રકલા, આજ સુધી ધિક્કારાએલી ફોટોગ્રાફીનું અનુકરણ કરે છે.

તદુપરાંત બીજાં વણખેડયાં ક્ષેત્રોમાં ફોટોગ્રાફીએ પ્રવેશ કરેલો છે. આજસુધી ભુલાયેલા વિષયોમાં ફોટોગ્રાફરે કલા નીરખી છે. દરરોજ નજર સામે અથડાતી અસંખ્ય નાની મોટી ચીજોમાં સમાયેલી કલા ફોટોગ્રાફી મારફત સુંદર સ્વરૂપે સર્જાઇ છે. એક પાણીના ટીપામાં રહેલો પ્રાણ હૂબહૂબ રીતે હૃદયમાં ફક્ત ફોટોગ્રાફી જ ઉતારી શકે છે. અને ગંધાતા ઊકરડામાં છુપાએલું સૌન્દર્ય ફોટોગ્રાફર પોતાની સાથે બીજાને ઉપભોગ માટે ધરે છે. ફોટોગ્રાફીએ મામૂલી ચીજોને કોઇ અનેરી સુંદરતા બક્ષી છે. કુદરતમાં સમાયેલી કેટલીય વિસ્મયતાઓ, સુધરતાં જતાં સાધનોની મદદ વડે પ્રત્યક્ષ થઇ છે. સૂક્ષ્મ ફોટોગ્રાફીના ક્ષેત્રમાં ઝીણામાં ઝીણી અણુપરમાણુઓની ફોટોગ્રાફી શક્ય બની છે. જીવનના સૂક્ષ્મમાં સૂક્ષ્મ કણો પ્રત્યક્ષ સ્વરૂપે પ્રગટાવી શકાય છે. આ દિશામાં ચિત્રકલાએ પગલાં માંડ્યાં નથી અને માંડી પણ શકે નહિ. જેમ ભૂતકાળના પ્રસંગો સર્જવામાં

ચિત્રકલાની સરસાઇમાં ફોટોગ્રાફી રહી શકે નહિ. તેમ આવી વિજ્ઞાની કલામાં ફોટોગ્રાફી સાથે ચિત્રકલાની હરીફાઇ હોય જ નહિ.*

જૂની વસ્તુઓને ફોટોગ્રાફીએ તદ્દન નવા જ અવતારે ઘણી વાર સર્જાવી છે. મનુષ્યના હાવભાવો નવીન દષ્ટિએ મૂર્ત રૂપમાં કદી નહિ કલ્પેલા સ્વરૂપમાં સિનેમા ફિલ્મે પડદા પર રજૂ કર્યા છે. દુનિયાનો કદી નહિ જોવાએલો ચહેરો હવાઇ–aerial કેમેરાથી ફોટોગ્રાફરે સારા ય વિશ્વને દેખાડયો છે. હજુ હમણાં થોડાં જ અઠવાડીઆં પર, વિમાનમાંથી હવાઇ કેમેરા વડે લેવાએલાં મુંબઇનાં જુદાં જુદાં દશ્યો, 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ'ના સચિત્ર અઠવાડિકમાં પ્રસિદ્ધ થયાં છે. ચિત્રકલા, કદીએ મુંબાઇનાં આવાં દશ્યો જનતા સમક્ષ મૂકી શકત નહિ. વળી ફોટોગ્રાફીએ કલાને નવીન અને આદર્શ આશાઓ રૂપે આશાવંતી બનાવી છે. કલામય રજુઆતની ઘણી પદ્ધતિઓમાં સિનેમા ફિલ્મ અને હવાઇ કેમેરા–aerial camera–એ આકારોની નવીન સમજ આપી છે, ઊંચેથી નીચું જોતાં શીખવ્યું છે, પણ એટલેથી બસ થતું નથી. આવી રીતનું સૃષ્ટિનું નવું દર્શન કરાવવામાં ફોટોગ્રાફીનાં સાધનો જ ભલે મુખ્ય કારણ ન ગણાય, છતાં એ સાધનો આવા કામ માટે કેટલાં અનિવાર્ય છે એ તો જ્યારે આવી રીતે આકાશમાંથી દેખાતી પૃથ્વીનું દશ્ય દેખાડવા માટે ચિત્રકલા કેટલી સમર્થ થઇ શકે તેનો વિચાર કરીએ ત્યારે જ ખ્યાલ આવે. આ દર્શન માટે આ જમાનાની વસ્તુઓના સ્વરૂપને તાદશ અને આકર્ષક રીતે રજૂ કરવાની જરૂરિયાતો પૂરી પાડવા માટે આ ફોટોગ્રાફીનાં સાધનો જ કામમાં આવી શકે. એ બધાનો જશ ફોટોગ્રાફીને આપવો ઘટે.

વળી ફોટોગ્રાફી ચિત્રકલાનું નિર્માલ્ય અનુકરણ નથી, નકામી કલા નથી, ઊકરડે ફેંકવાની વસ્તુ નથી; પણ એક નિરાળી અને સ્વપ્રતિષ્ઠિત કલા છે. તેની સંપૂર્ણતાઓ તેના ચોક્કસ નિયમો, તેનો અસાધારણ કાબુ અને મર્યાદાઓ બધાને અનેરું સ્થાન છે.

ચિત્રકલાના મુખ્ય સિદ્ધાંતો ફોટોગ્રાફીને પણ લાગુ પડે છે. પરંતુ તેને અનુસરવા જતાં તેનાં પરિણામોમાં નડતી મર્યાદાઓ ભુલાવી ન જોઇએ. ફોટોગ્રાફીએ પોતાનામાં જે સર્જનાત્મક તત્ત્વ છે તે તેણે જીવન સાથેના સજીવ સંપર્કમાંથી મેળવવું જોઇએ. તેણે દરેક યુગનાં કુદરતી અને માનુષ રૂપોને તે દરેકનું વ્યક્તિત્વ જણાઇ આવે એવી રીતે પોતાનાં યાંત્રિક સાધનો દ્વારા આકારબદ્ધ કરી તેમાં ભાવનું સર્જન બતાવી આપવું જોઇએ, અને એ માટે શક્તિ મેળવવી જોઇએ.+ જીવનની સાથે ઓતપ્રોત થતાં નવી સર્જન–શક્તિઓ મળે છે અને ફોટોગ્રાફી તે નવા આકારો નવી રીતે નવી સમજથી વ્યક્તિગત સ્વરૂપમાં પ્રકટાવે છે.+

"વિજય"

---

* It could certainly not compete herewith photography any more than photography can compete with painting in those regions which lie remote in time and space from the present age.

+ It must receive its creative energy from its inter-course with life and it must enable to give form and expression in an individual manner to the natural intellectual constellations of the age.

૧. Dr. Schwarz (Vienna) ના On Photography ના આધારે.

# રેવલો અને માધવ

[ એક વાર્તાકાવ્ય ]

રેવલો હાંકતો હતો શેઠની ગાડી
ને પડી રહેતો હતો તબેલે તેના :
રોજનું ખાધું હતું માત્ર તેહનું વેતન,
જેહથી વધુ માગવા કરેલો તેણે
નહિ કોઇ દિવસ પણ હતો ઇરાદો જાહેર.
ઘણી વખત તેહને હતું આવ્યું પૂછવામાં,
શેઠના તરફથી, ક્યાંય હતો એ જન્મ્યો;
કયું હતું એહનું ગામ, અને શા કારણ
તેહણે માગી આ હતી ચાકરી મોળી :
સંતોષ તણો નહિ હતો જવાબ અપાયો
કદી પ્રશ્ન તણો એ અને સવાલો એવા,
તેની જ વય તણો હતો પુત્ર ઉછૂંખલ
શેઠને, બચેલો નહિ વ્યસનથી એક,
બળવંત; જેહનાં બહુ જૂનાં નહિ એવાં
આવતાં કામમાં હતાં તેહને પેહરણ.
શેઠના ભવ્ય સંતાન સમૂહે પ્હેલો
એ હતો–કવાયત માંહી સર્વથી પાછળ !–
જેહની રીતભાતને નગરના લોકો
નાખતા વખોડી હતા નમૂનારૂપે.
"બળવંત," એક દિન કહ્યું પિતાએ તેના,
" ક્યાં સુધી ય રાખશે હજી રિવાજો જારી
આ સમા તાહરા ? મને લજાવે જે છે;
ક્યાહરે પ્રેરણા થશે તને જોવાની
તાહરી જાતને મુક્ત લોકનિંદાથી ? "
"બહુ થયું, પિતા, નથી બુદ્ધ માહરે બનવું !"
ફેરવી આડું મુખ કહ્યું તેહ ફરઝંદે,
ફરી ફરી શબ્દથી સજ્જ થતું દે છોડી :
માહરી ભૂલોનું ભાન જેટલું સુજને
હોય, ના તેટલું હોઈ શકે જ બીજાને.
રેવલા, રહું જો હું ય તાહરી માફક

કોઇને લાંચ ખેંચવા અછોડા માટે
તો 'થઈ રાજી એ શકે બરાબર !"
ના કાંઈ રેવલો,હસી શક્યો પણ બોલ્યો ના એ;
તે ખસી ગયો ત્યાંયથી હૃદયથી ભારે,
ને જઇ સ્થળે નિજ મૂક્યો નિસાસો લાંબો.

× × ×

તે દિવસ ગયો શેઠનો શોકમાં સરકી
જેહના પ્યારનો પુત્ર તરફથી તેના
આ સમો મળ્યો એવફૂરી ભરેલો બદલો !
તેહને સુધારા ઉપર લાવવા માટે
શોધવા છતાં નહિ જડી એક પણ યુક્તિ.
રાત્રિના ભોજને કર્યું નિમંત્રણ તેને
આખરે, અને તે થયો સુખી નિદ્રાને
સેવતો, નસીબ પર બોજ બધો એ નાખી.
પણ રાત થઇ તેહના રાંક નોકરને
વધુ વિકટ વહેવી; દીધો કબરમાં દાટી
તેહને જીવતો હોય, જણાયું એવું :
તેહને આવ્યું ઘર યાદ તેહનું ન્હાનું,
તેહના વતનનું—દૂર દૂર રેવા*થી—
ને આવી સાથ તેહને યાદ ક્રીડાઓ
મન મુજબ કરેલી, સ્વભાવને અનુસરતી,
ભુલવતી પતિનો શોક માત વિધવાના:
તે રોઇ પડયો જ્યાહરે સાંભરી એને
બાપની છેલ્લી માંદગી; કરેલી ફરજો
તેહના તરફની અદા આખરી, આપી
સંતોષ, વેણુથી, જતા પ્રાણિને તેનાં
રીઝવવા પત્નીને તેહ યોગ્ય સેવાથી
(નહિ કદીય બની તેહના ક્લેશનું કારણ),
ને ભાઇ ભાઈની મધ્ય થયેલ ફીસાદો
નાખીને ખૂણે, સાચવી સુલેહ રહેવા.
બાપના મરણ પછી ભાઈ તેહનો મોટો
નહિ શક્યો સાથ તેહની બનાવી, માધવ;
મોકલી, નિમિત્તો જૂદા જૂદા કાઢીને,
વેગળો નિત્ય તેહના ભાઇને નાના

તે હતો ગાળતો વખત સ્વભાવી સાથે,
પારકી મહેનત ઉપર મસ્ત રહેનારો !
પણ પડી ગયો જ્યાહરે યુવાનો જુસ્સો
તેહનો નરમ, ને રહી મીઠાશ વધારે
પ્રેમનાં નિત્ય પ્રકરણો માંહી નહિ તેને;
તે સમે કર્યો નિરધાર પ્રિયાએ તેની
રેવલા ઉપર નાખવા દૃષ્ટિના દાણા.

એકાન્ત માંહી દિન એક તેહને રોકી
તે વદી, “ માહરા સ્વામી તણા ઓ બાંધવ,
હું તને ચાહું છું, મને ચ્હા તું બદલામાં. ”
“ ક્યારે ન તને મેં હતી ચાહી, ઓ ભાભી ?
હું તને ચાહું છું, પ્રેમ થકી બાળકના. ”
“ નિર્દોષ જણાવા વૃથા શ્રમો દે છોડી,
ને થા તું સમજતો પ્રેમતણી પરિભાષા :
હું નથી આવી યાચવા પ્યાર બાળકનો ! ”
“ તો મને માફ કર, અને સીધાવ સુખેથી :
આ સમો દગો નહિ હોય બીજો દુનિયામાં ! ”

આટલી કસોટી હતી તેહની બસ થઇ;
ચાલી તે ગઈ, બદલતી વાર બહુ ચહેરો,
કંપતી, આકૃતિ સમી દીવાલે ટાંગી !
કોપથી કહેતી આમ જીભથી કર્કશ,
“ રાખજે યાદ, માહરું નામ છે સોના ! ”

એ પછી આવી શિર પડે આળ કંઈ તેના
રેચલો ચાલી નીકળ્યો ત્યાંથી તે પ્હેલાં :
પૂછી પૂછી તેહની માત થાકી આધવને
તે પુત્રની હકીકત, છતાં મેળવી કાંઈ
ના શકી મર્મ, ને કરી વજ્રની છાતી,
જેમ તેમ જીવનનું શેષ કર્યું નિજ પૂરું.

. . . . . . . . . . . .

અવદશા થકી પડી રોજી મંદ આધવની,
પણ વધુ નિરુદ્યોગથી; કમાવા માટે
ના અન્ય માર્ગ તેહને જાણતાં ઓછે,
હાથમાં ધર્યું તેહણે શસ્ત્ર ચોરીનું.
જૂજ વખત, એમ, ઓ કેરું મગજ સતાવી
જતું પડ્યું તેહને મુલાકાત પર લાંબી,

આખરે દૈવયોગથી, કે દ ખા ના ની !

. . . . . . . . . . . .

તેહની ગેરહાજરીમાંહી સોનાના
સેંકડો સાથીઓ થઈ ગયા હતભાગી,
જે સર્વ તણો ફાળો ન હતો જૂજ જેવો
તેહને બનાવવા માંહી બધી સોનાની.
કાબેલ સ્ત્રીને તે લાગ્યું, પરંતુ, જ્યારે
કે હવે ખેંચવા જેવું રહ્યું નથી કાંઇ
તેમની પાસથી, કર્યો ત્યાહરે નિશ્ચય
તેહણે જવાનો કોઇ સમૃદ્ધ નગરમાં,
તેહનો કૃપણ મઠ સદ્ય ઉપાડી ત્યાંથી.
" ઓ મીઠી સમાધી, મને કેમ નથી મળતી,
આજ તું નિત્યની પેઠ, થયેલી આડી ? "
રેવલો ગણગણ્યો, "મુજ સરખા દુઃખિયારા
જનતણી બેલ, કર મને અનુગ્રહ આવી,
મૂકીને વજન માહરી આંખપર તારું,
દે મને હાથ મદદનો જવામાં ભૂલી
માહરા દરદના ખ્યાલ, સુહાગી નિદ્રા !
રાત્રિની રમ્ય બક્ષિસ, તને મેળવવા
મેં નથી દિવસમાં, જાણુ, કર્યો શ્રમ ઓછો.
તાહરી પ્રબળ પૂંજીના વારસો સાચા
જો હોય ગરીબો નહિ અમારા જેવા,
તો કવણ અન્ય ? પૃથ્વીના લોભી રાજાઓ
કીર્તિના લોભી કવિવરો, દ્રવ્યના નાયક
ઉપહાસ કરે તાહરો; પરંતુ અમને
છે સ્થાન જેમનું વિશ્વમહીં નહિ જેવું
તે ક્યાંય વિસામો, કહે, શકે નિજ શોધી ?
જો મૂકી માથું નહિ શકે તાહરે ખોળે !
ત્રણ વરસ થયાં તાહરો સમાગમ મુજને
છે થઈ પડ્યો આ સ્થળે ખરેખર દુર્લભ !
તું આવ, તેથી, આવતાં નહિ કર મોડું. "
તે આમ ઊંઘવા હજી યત્ન કરતો'તો,
ત્યાં આવી સાંકળો ઠોકી કોઇએ, ધીમે,
દ્વારની; અને તે ઊઠ્યો પથારીમાંથી.
પરિચિત શબ્દ તેહને કર્યું અથડાતાં,
બારણું ઉઘાડી થયો ઉભો તે જોવા . . .

તેવો જ દીઠો બળવંત થતો ત્યાં દાખલ.
"રેવલા !" કહ્યું તેહણે, "દીવો કર ઊંચો,
ને થા તું સજ્જ ચાલવા માહરી સાથે."
પણ એમ કહેતાં દીધું સેરવી તેણે
બાંહીમાં રહેલું સર્વ નાણું કાગળનું,
કાઢવા પેટીને મિષે, ચોરગજવામાં.
બાંધીને બુકાની ઉભો રેવલો આગળ,
હાથમાં લાકડી લઈ; અને તે નીકળ્યા,
ટાઢમાં કકડતી, વાસી દ્વારપર સાંકળ.
વાળીને હાથનો ખુણો જોયું બળવંતે
ત્યાહરે તેમને પડ્યું એમ માલમ કે
વાગવા એક મહીં હતી બહુ ન રહી બાકી.
ઓળંગી લતાઓ ગલીકૂંચીઓવાળા
સાંકડી અને મોકળી, નિશાચર પેરે
તે ધપ્યા ગયા ત્યાંયથી શેઠ સાહેબો,
એકેકતણા ચાલતા પેર પડછાયા—
ના ઉભા રહેવા કોઈ સ્થળે લઇ તસ્દી.
આવી તે પડ્યા આખરે બેઉ, સાધારણ
કદતણા અને દમદમા તણા સાધારણ
બહુ વસ્તી વગરના એક મહોલ્લા માંહે.
અહીં હતા શોધતા લોક, બુદ્ધિના જાડી,
આંખના ઉત્સવો અને મઝાઓ મેલી,
ખરચીને જીવનનું દ્રવ્ય ! કહ્યું બળવંતે,
આવતાં નજીકમાં એક ઝરૂખાવાળા
ઘર તણી, પગથિયાં ઉપર તેહ પગ રોપી,
"આવું હું થોડી વારમાં, રેવલા, પાછો
ત્યાં સુધી થોભજે અહીં. તાહરી મહેનત
આ રહી" એમ કહી નાખી તેહણે થોડી
આનીઓ તેહના હાથ મહીં ખેંચાતા.
ને વળી કહ્યું, "રાખજે બરાબર ચોકી;
ને પડે કાંઈ જો તને અહીં ભય માલમ,
તો તર્ત ખબર આપજે—દ્વાર છે ખુલ્લું."
નહિ હરી તેહણે હજી ભર્યાં ડગલાં બે
પગ નીચે તેહના ત્યાંય કાંઈ અથડાયું,
ને પડ્યો ઓટલા ઉપર અવાજ કરી તે.
આવીને જોયું જ્યાહરે રેવલાએ ત્યાં,
તો દીઠો પડેલો શેઠ તેહનો તેણે,
કો શખ્સ સુનેલા ઉપર સમા દારૂડિયા,
શોધતો વળી તે હતો, બનીને આભો,
ઉઘડ્યું બારણું ત્યાંય મકાનતણું તે;

ને આવી ઉભી, હાથમાં લઇને ફ્રાનસ,
ઉચકતી મધ્ય વય તણો ભાર કો નારી !
બળવંત ઉભો થઈ ગયો, પડી ખિસિયાણો,
પણ કોણ હતો તે, લીધો આપણે ધારી,
જેહને સુતેલો કોઈ શખ્સ દારૂડિયો ?
કેમ રહ્યા રેવલો જોઇ તેહને છેક જ
આશ્ચર્યમૂઢ થઈ ? અને કેમ કંપારો
તે સ્ત્રીને વછૂટયો, ત્યાંય ઉભેલી આવી !
જેહને ઓળખી નથી આપણે હજી યે ?
આપણા જીવનની માંહે બનાવો એવા
જાય છે બની, કેટલીક વાર,. સ્મૃતિ જેની
ફરી થતાં છેતરાઇએ છીયે હૈયામાં
આપણેય; અને તાજૂબ થઇને મનને
પૂછવા થઇએ છીએ આપણે તત્પર
કે હતો ભૂતકાળની જિંદગી કેરા
ભાગ એ ? અગર કો ખેત હતી કિસ્સાની ?
નથી થતાં અજાયબ પછી આપણે, જ્યારે
વૃત્તાન્ત પૂર્વે એ તણા રહેલા ફાંટા
આપણા વર્તમાન સાથ સંકડાયેલા
આપણે જોઇએ છીએ, પ્રબુદ્ધ થઇને.
આપણી અજાયબી તણું રૂપાન્તર, રીતે
થાય છે એવી, હર્ષમાં અગર દિલગીરી !
આવો જ અનુભવ થયો રેવલાને, ત્યાં.
તેહણે ઓળખ્યો ભાઇ તેહનો, માધવ
મૃત્યુની ગાઢ શાન્તિમાં સુતેલો, હારે
જાણતો નહિ–શું ય જાણી શકે કે કોનાં ?
ગાળીને છેલ્લી તેહના જીવનની રાત્રિ;
વેઠીને ભુખમરો ઘણા દિવસનો, છૂટી
આ લોક તણી કેદથી, બનેલો હાવે
પરલોક તણી કેદનો સનાતન કેદી !
તે જાણી શકયો નહિ કયાંય મરણ તે પામ્યો,
ને કોની દૃષ્ટિમાં; હતી ઉભી ફ્રાનસ લઈ
જે વનિત ત્યાંય ઉચકતી યુવાનો બોજો
તે હતી તેહની એક વખતની સોના !
જોઇને રેવલો ઉભો રહ્યો જડ તેને—
માધવ જાણી ના વાત જાણી તે એણે !

—પતીલ

# સિંહસ્થના મેળામાં જોયેલા બાવા સાધુઓ

[ ગતાંકથી ચાલુ ]

રોગી, અપંગ કે બેકાર ભીખારીઓ, જે બધે–મુંબઇની લોકલ ટ્રેનોના ત્રીજા કલાસના ડબ્બાઓમાં ખાસ રોજ જોવામાં આવે છે, તેઓને તથા બ્રાહ્મણભિક્ષુકોને બાદ કરી બાકીના ભિક્ષુકોનું ધર્મમાર્ગાનુસાર વર્ગીકરણ કરવામાં આવે તો (૧) વૈષ્ણવ, (૨) શૈવ, (૩) વેદાંતી, (૪) શીખ, (૫) જૈન અને (૬) આ કોઇ વર્ગમાં ન મૂકી શકાય એવા પરચુરણ. એ પ્રમાણે મોટા વર્ગ પાડી શકાય.

બંગાળમાં હું ફર્યો નથી અને અન્યત્ર જોયા નથી એટલે શાક્ત સાધુઓનો વર્ગ છે કે નહિ તે જાણતો નથી; પણ હોવો જોઇએ. નાશક–ત્ર્યંબકમાં યાત્રાર્થે આવેલા બંગાળી ગૃહસ્થો અને બંગાળી સંન્યાસીઓ જોવામાં આવે છે. પણ શાક્ત સાધુ જોયાનું સ્મરણ નથી તેમ તેનું વિશિષ્ટ લક્ષણ પણ મારા જાણવામાં નથી. વળી બૌદ્ધ સાધુઓ એક કાળે આ દેશમાં ઉભરાતા હતા પણ અત્યારે બ્રહ્મદેશ સિવાય બુદ્ધગયા જેવે ઠેકાણે કોઇ રડયો ખડયો બહારથી આવી વસ્યો હોય તો ભલે.

## વૈષ્ણવ સાધુઓ

વૈષ્ણવ સાધુઓના પેટાભેદો ઘણા છે અને અત્યારે એ પેટાભેદો ઉપર જ તરી આવ્યા છે. છતાં કોઇ વાર મોટા વાડાઓમાં બધાને ભરાઇ જવું પડે છે એટલે મૂળ વાડા ભુલાઇ ગયા નથી. સિંહસ્થના મેળા વખતે નાશક–ત્ર્યંબકમાં ત્ર્યંબકને શૈવતીર્થ અને નાશક-પંચવટીને વૈષ્ણવતીર્થ ગણીને નાગાબાવા, શીખ અખાડાઓ વગેરેને ત્ર્યંબકમાં રહેવા દેવાની અને વૈષ્ણવ–ખાખીઓ વગેરે બધાને પંચવટીમાં રહેવા દેવાની વ્યવસ્થા સત્તાવાળાઓએ કરી હતી. આથી ભીડ વહેંચાઇ જઇને રોગચાળો ફેલાવાનો સંભવ ઘટયો હતો.

હાલમાં વૈષ્ણવ સાધુઓમાં ચારે વૈષ્ણવ સંપ્રદાયના મળીને મૂળ સાત અખાડામાંથી થયેલા સોળ અખાડા છે. ચાર સંપ્રદાયો[1] (૧) શ્રી રામાનુજનો, (૨) શ્રી નિમ્બાર્કનો, (૩) શ્રી મધ્વાચાર્યનો, (૪) વિષ્ણુસ્વામીનો. અને સાત અખાડા તે (૧) નિર્વાણી, (૨) ખાકી, (૩) બલભદ્રી, (૪) નિરાલંબી, (૫) દિગંબર, (૬) નિર્મોહી, (૭) સંતોષી. સોળ અખાડાનાં નામોમાં કેટલાંક આ ને આ જ છે. બાકી થોડાં નવાં છે. દા. ત. હરિવ્યાસી અને મહાનિર્વાણી માલાધારી, ટાટીઆનિર્મોહી, હરિવ્યાસી નિર્વાણી વગેરે. (મને આ રીતે મળેલાં નામો પણ ૧૪ થાય છે. સોળ નથી થતાં.)

શકયો નથી. પણ અખાડાઓનો યે પેટાભેદ દ્વારા છે. દ્વારાનો અર્થ પ્રેષિત પરંપરા થાય છે એમ મને કહેવામાં આવ્યું છે. પણ સાદી રીતે જોતાં પેટાસંપ્રદાયને મળતો અર્થ છે, અને બધું જોતાં સાધુઓ માટે સંપ્રદાયો કરતાં આ દ્વારા જ વધારે પ્રચલિત લાગે છે. ઉપર કહેલા ચારે સંપ્રદાયના થઇને કુલ બાવન દ્વારા ગણાય છે. રામાનુજના ૩૭, નિંબાર્કના ૯, મધ્વના ૩ અને વિષ્ણુસ્વામીના ૩–આ રીતે કુલ બાવન થાય છે. આ બાવન દ્વારાનાં નામો જોતાં એ તે તે સંપ્રદાયના જુદા જુદા સાધુઓની પરંપરા લાગે છે. અને સૌથી વધારે સંખ્યા રામાનુજ સંપ્રદાયના એટલે ખરી રીતે રામાનંદના શિષ્યોની જણાય છે. કદાચ રામાનંદ પછી આ બધી શરૂઆત થઇ હશે. (બાવન અખાડાનાં નામ માટે જુઓ પરિશિષ્ટ) શ્રીરામાનંદને સાધુબાવાઓ પરમાચાર્ય માને છે. ખરી રીતે પ્રત્યેક સંપ્રદાયમાં એક આચાર્ય અને એક પરમાચાર્ય મનાય છે.

| | રામાનુજ સંપ્રદાય | નિંબાર્ક સંપ્રદાય | મધ્વ સંપ્રદાય |
|---|---|---|---|
| આચાર્ય: | શ્રી રામાનુજાચાર્ય | નિંબાર્ક | શ્રી મધ્વાચાર્ય |
| પરમાચાર્ય: | રામાનંદજી | હરિવંશજી | શ્રી ચૈતન્ય |

| | શ્રી વિષ્ણુસ્વામી સંપ્રદાય |
|---|---|
| આચાર્ય: | શ્રી વિષ્ણુસ્વામી |
| પરમાચાર્ય: | શ્રી વલ્લભાચાર્ય |

આ સાધુપરંપરામાં વિ. સં. ૧૯૮૯માં શ્રી રામાનંદને ૬૩૩ વર્ષ થયાં. મતલબ કે તેઓ ૧૩૫૬માં થઇ ગયા મનાય છે. અને નિબાર્કમતના પરમાચાર્ય હરિવંશદેવ સં. ૧૬૧૨ માં વૃંદાવન ગયા હતા એમ મનાય છે. શ્રી વલ્લભાચાર્ય અને શ્રી ચૈતન્યનો સમય તો સુનિશ્ચિત છે.

સંપ્રદાય, અખાડા, દ્વારાનું તાત્પર્ય ટૂંકામાં જોયું; પણ રંગ, રકમ, ચઢાવ, નિશાન એ શબ્દો પણ ખાસ અર્થમાં આ લોકમાં વપરાય છે. રંગ પાંચ ગણાય છે. રામાનુજ મતનો લાલરંગ, શ્રી નિંબાર્કનો જાંબુડી, શ્રી મધ્વનો શ્યામ અને શ્રી વિષ્ણુસ્વામીનો પીળા. પાંચમો રંગ કેમ રહી ગયો? અને અહીં કોનો રંગ સમજવો એ પૂછી લેવું હું ભૂલી ગયો છું.

પછી રકમ એટલે શપથ; જુદા જુદા માર્ગના સાધુઓ જુદા જુદા શપથ લે છે. રામાનુજાચાર્યના અનુયાયી માટે તુલસી અને શાલીગ્રામના શપથ, શ્રી નિંબાર્કાચાર્યના અનુયાયી માટે લક્ષ્મી અને તુલસીના, શ્રીવિષ્ણુસ્વામીના અનુયાયી માટે માળા અને મહાપ્રસાદના, શ્રી મધ્વનાં અનુયાયીના શપથ રહી ગયા છે.

નિશાન–ચિહ્ન. પહેલાનું હનુમાનજી, અને બીજાનું ગરુડજી.

ચડાવપટ્ટી–હરદ્વાર, નાશક વગેરે મેળા ભરવાની જે જગ્યાઓ તેને આ પરિભાષામાં ચઢાવપટ્ટી કહે છે.

મુખ્ય ચઢાવ ચાર છે. હરિદ્વાર, પ્રયાગ, નાશક અને ઉજ્જૈન. નાશકથી સાધુઓ ઉજ્જૈન જવાના હતા એ પ્રસિદ્ધ છે. આવી કેટલીક માહિતી આપ્યા પછી પણ મને એ માહિતી આપનાર ચૈતન્યાનુયાયી વિદ્વાન સાધુએ કહી દીધું કે "સાધનક્રમના શિક્ષણમાં રકમ, મત, શૈલી, નામ, પુંડ્ર, મંત્ર, માલા વગેરે અનેક સંક્ષિપ્ત સાંકેતિક શબ્દો સંચાલિત

કર્યા છે. તેનો અર્થ સંપ્રદાયપદ્ધતિ વિના સમજવો મુશ્કેલ છે. કારણકે એના શાબ્દિક, સૂચિત, લાક્ષણિક, સાંપ્રદાયિક, દાર્શનિક, ગુહ્ય વગેરે અનેક અર્થો છે તે ગુરુમુખથી જાણવા જોઇએ.' ઠીક, ભલે રહ્યા.

હાલમાં દાદુપંથી, રામસનેહી, ચરણદાસી, ગુલાબદાસી વગેરે શ્રી વૈષ્ણવો તથા કબીરપંથીઓ બાવન દ્વારાથી જુદા પડી ગયા છે. છતાં તેઓ પોતપોતાના વાડામાં ખરા; પણ કોઇ પણ વાડામાં નહિ છતાં પોતાને વૈષ્ણવ માનતા સાધુઓની પણ મોટી સંખ્યા આ દેશમાં હશે !

પણ વાડાવાળા કેટલાક સાધુઓ પાસે ઠીક આવકવાળાં મંદિરો કે મઠો જેવી સંસ્થાઓ હજી છે. આવી સંસ્થાને અંગે (૧) મહન્ત (૨) ભંડારી (૩) અધિકારી (૪) પૂજારી (૫) કોઠારી (૬) કોટવાલ (૭) બંદગીદાર (૮) પારતીઆ (૯) સંમાધાની અને બીજા પણ છએક મળી ૧૪ અધિકારીઓ હોવા જોઇએ એવું મનાય છે. પણ અત્યારે તો મહંત જ બધું ચલાવે છે. મહંત ગુરુથી કે પંચથી નિમાય છે. હાલમાં તેઓમાં દુર્વ્યવહાર બહુ જોવામાં આવે છે. અખાડાઓની વ્યવસ્થા માટે (૧) સ્થાનિક પંચ (૨) સ્વમંડળધારી પંચ (૩) પરમંડળધારી પંચ (૪) અખાડા મલ્લપંચ (૫) અભ્યાગત (જમાતિયા) પંચ. આ પંચો ઉપર ઉત્તરદાયીત્વ છે. પણ આ પંચો યે અવ્યવસ્થિત સ્થિતિમાં નામમાત્ર જેવાં છે. એટલે સેનાપતિ વગરની ફોજ જેવી આ અખાડાઓની હાલમાં દશા છે.

## ગુસાઇઓ

વૈષ્ણવ સાધુઓમાં આ અખાડાઓ વગેરે ક્યાંથી આવ્યું ? એ પ્રશ્નનો જવાબ એવો મળ્યો કે ગુસાઇઓના અખાડાઓ સામે પોતાનું રક્ષણ કરવા વૈષ્ણવસાધુઓએ પણ આ સંસ્થાઓ ઊભી કરી જણાય છે.

ગુસાઇ, ગોસાઇ કે ગોસાવી (મ.) સંસ્કૃત ગોસ્વામી શબ્દમાંથી નીકળેલ છે. ગોસ્વામીનો અર્થ ગો-ઇન્દ્રિયોના સ્વામી એવો કરીને સાધુઓ પોતાને માટે વાપરે એ સ્વાભાવિક છે. શ્રી વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી એ સંપ્રદાયમાં ગુસાઇજી કહેવાય છે. એ શબ્દનો પ્રચાર પણ શ્રી વિઠ્ઠલનાથજી પહેલાં સો બસો વર્ષથી વધારે જૂનો નહિ હોય. શ્રી રામાનંદજી પછી એનો પ્રચાર થયો હોવાનો સંભવ છે. હાલમાં સાધારણ રીતે વૈષ્ણવ સાધુઓ ગુસાઇ એટલે નાગાબાવા એમ ગણે છે. પણ ખરી રીતે એ શબ્દનો એવો અર્થ નથી.

ગુસાઇ કે ગોસાઈ એ એક હિંદુ યતિ-સાધુનો વર્ગ છે. જેમાં શૈવ અને વૈષ્ણવ બે ય પંથના સાધુઓ મળે છે. વૈષ્ણવ ગોસાઇઓ આસામ અને બંગાળમાં ઘણા છે, જ્યારે વરાડ અને મહારાષ્ટ્રમાં મોટેભાગે શૈવ ગોસાઈઓ મળે છે. ગોસાઇની એક નાત જ હિંદુસ્તાનમાં છે એમ કહેવું જોઇએ. અને એ નાતમાં ભિક્ષુક અને ગૃહસ્થ એવા બે ભેદ છે. ભિક્ષુક ગોસાઇઓ દેવ અને ધર્મના નામ નીચે ગમે તેવા અત્યાચાર કરે છે, તેઓમાંથી અનૌરસ સંતતિ પણ ઉત્પન્ન થાય છે. મેં એક વિદ્વાન સંન્યાસીને ગૃહસ્થ ગોસાઇનો વર્ગ ક્યાંથી નીકળ્યો એમ પૂછ્યું ત્યારે એમણે જવાબમાં કહ્યું કે જે નાગાબાવાઓ ભેખ તજીને પાછા સંસારમાં પડ્યા તે આરૂઢ પતિતોની એ બધી સંતતિ સમજવી. આટલી મોટી વસ્તી એવી

જ રીતે ઉત્પન્ન ન થાય એ હું સમજું છું. પણ એ પ્રકારની વસ્તી ઠીક પ્રમાણમાં હશે એટલું લાગે છે. ભિક્ષુક ગોસાઇઓ છોકરાં વેચાતાં લે છે કે ઉપાડી જાય છે. ટાઢ તડકો સહન કરીને તથા જંગલમાં રહીને તેઓ ક્રૂર પ્રકૃતિના બની જાય છે. જો એક વખત હથીઆર ઉપાડે તો તેઓને વશ કરવા મુશ્કેલ પડે છે જૂના વખતમાં ગોસાઇઓનાં ટોળાંઓએ લડાઇઓ કરેલી છે. તેઓ લોકો પાસેથી એક જાતનો કર લે છે અને ન આપે તો લૂંટે છે, કવચિત્ ખૂનો પણ કરે છે. હથીઆરો સાથે ટોળાંબંધ ફરતા ગુસાઇઓએ પહેલાં ક્રૂર અત્યાચારો કરેલા છે. જૂના વખતમાં તેઓ લશ્કરમાં ભરતી થતા. મરાઠી લશ્કરમાં ગુસાઇ (ગોસાવી)ઓને દાખલ કરવાની પ્રથા મહાદજી સિંધીઆએ શરૂ કરી. ( જુઓ ગ્રાન્ટ ડફનો ઇતિહાસ )

ગૃહસ્થ ગુસાઇની જુદી નાત જ છે. મહારાષ્ટ્ર, મધ્યપ્રાંત, વરાડ વગેરે હિંદુસ્તાનના ઘણા ભાગમાં આ લોકોની પુષ્કળ વસ્તી છે. ઈ. સ. ૧૯૨૧ માં કુલ અઢી લાખની વસ્તી હતી. સંન્યાસીઓમાં વપરાતાં ગિરિ, પુરી, ભારતી વગેરે દશ નામો આ લોકોમાં અટક તરીકે પ્રચલિત છે. ઘરબારી, મઠધારી કે સંન્યાસી એ પ્રમાણે તેઓમાં ભેદ છે; પણ ગમે તે ઘરબારી, મઠધારી કે સંન્યાસી થઇ શકે છે. વળી એક વાર સંન્યાસી થયેલ હોય કે પહેલેથી મઠધારી અથવા સંન્યાસી હોય તે પાછળથી ઘરબારી થઇ શકે છે. ગુજરાતમાં કોઇક મઠધારી ઘરબારી થયેલા છે. વરાડમાં વજ્રેશ્વરી સંસ્થાનના અધિપતિ ઘરબારી થયા છે. મઠધારીમાં મહંત અને પરમહંસ એવો ભેદ છે; પણ બધો વ્યવહાર ઘરબારી જેવો જ હોય છે.

મરકામંડી, બુદ્ધગયા, હૈદ્રાબાદ વગેરે ઠેકાણે રાજા મહારાજાનો ઇલ્કાબ ધારણ કરનારા ગોસાવીઓ છે. આ નાત કેળવણીમાં બહુ પછાત છે. તેઓની વંશાવળી રાખનારા ભાટ લોકો પણ છે. તેઓની પાસેના તથા બીજા ઐતિહાસિક પુરાવાઓ ઉપરથી એ નાતમાં બ્રાહ્મણ વગેરે બધા વર્ણના લોકો હોય એમ લાગે છે. તેઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. કેટલાક વેપાર પણ કરે છે. કોઇક ધર્મગુરુ પણ થાય છે. કેટલાકને જાગીરો પણ મળેલી છે.

આ લોકોમાં વૈદિક સંન્યાસના સંસ્કારરૂપે ફક્ત વિરજા હોમ રહેલો છે. સંન્યાસી પેઠે ગૃહસ્થને પણ છેવટ દાટે છે, અને પાછળથી શ્રાદ્ધને બદલે પુણ્યતિથિ કરે છે. વિવાહ વરાડમાં પુરાણોક્ત રીતે થાય છે, કયાંક વેદોક્ત રીતે પણ થાય છે.

ગોસાવીઓમાં પેટાનાત નથી, પણ ઉપર કહ્યું તેમ ગિરિ, પુરી, પર્વત, સાગર, વન, તીર્થ, ભારતી, સરસ્વતી, આશ્રમ અને અરણ્ય એ દશ અટક (સં. અવટંક મ. આડનામ) છે. લગ્ન વગેરે એક જ મઠના અનુયાયીમાં નથી થતાં. ગિરિ અને ગિરિમાં લગ્ન થાય પણ એક મઠના ગિરિમાં ન થાય. આવા બાવન કે ત્રેપન મઠ છે. વૈદિક ગોત્ર ઠેકાણે મઠો છે. મૂળ જ્યોતિર્મઠ વગેરે શંકરાચાર્યના ગણાતા ચાર મઠો, તેમાં બીજા ત્રણ મળીને થયા સાત અને તેના પેટાભેદરૂપ મઠી કે મઢી તે બાવન છે.

કેળવાયેલા ગોસાવીઓ પોતાનો સામાજિક દરજ્જો દ્વિજ જેવો માને છે. તેઓએ દશનામી ગોસ્વામી મંડળ નામની એક સંસ્થા કાઢી છે. પહેલાં આ નાતની પંચાયતો હતી

તે તો હવે મોટે ભાગે લુપ્ત થઇ છે. આ લોકો સનાતની હિંદુ ગણાય છે. મુંબઇ હાઈકોર્ટે યાજ્ઞવલ્કય સ્મૃતિનો દાયભાગ આ લોકોને લાગુ પડે છે એમ નિર્ણય આપ્યો છે. (ગુસાઇ –ગોસાવી સંબંધી ઉપરની હકીકત મરાઠી જ્ઞાનકોષ વિભાગ ૧૨ માં યવતમાલના પૃથ્વીગીર હરિગીર નામના એક શિક્ષિત ગુસાઇએ જ પૂરી પાડેલ માહિતી ઉપરથી લખાયેલા લેખમાંથી લીધી છે. )

ઉપરનું વર્ણન ગુસાઇ સમસ્તને લાગુ પડે છે. એમાં ત્યાગી અને ગૃહસ્થ બેયનો સમાવેશ થાય છે એ ઉપર કહ્યું જ છે. ગૃહસ્થ વિષે આથી વધારે અહીં કાંઇ નોંધવાનું નથી, પણ ત્યાગીવર્ગ વિષે થોડું વક્તવ્ય બાકી છે.

ત્યાગી ગુસાઇ કે ગોસાઇ એ જ નાગાબાવા એવી સામાન્ય સમજણ છે; જોકે ગુસાઇ શબ્દ વૈષ્ણવ અને શૈવ બેય માટે વપરાય છે; છતાં વૈષ્ણવ સાધુઓ નાગા બાવાઓને જ ગુસાઇ કહે છે, અને ગૃહસ્થ ગુસાઇઓ નાગા નથી કહેવાતા; ગૃહસ્થો બધાં વસ્ત્રો પહેરે છે. ફક્ત ફેંટો ભગવા રંગનો બાંધે છે.

નાગા બાવાઓના ત્રણ મુખ્ય અખાડા છેઃ (૧) જૂનો અખાડો (૨) નિરંજની અને (૩) નિર્વાણી. જોકે હિંદી શબ્દસાગરમાં છેલ્લા બે જ કહ્યા છે પણ મેં ત્ર્યંબકમાં ત્રણે જોયા હતા. આમાંથી જૂનો અખાડો ખરેખર જૂનો છે. અને નિરંજની તથા નિર્વાણી પછી થયા છે. પાછળના આ અખાડાઓમાં ગાંજાની બંધી કરવામાં આવી છે અને પીનારનો દંડ થાય છે. જૂના અખાડામાં તો પુષ્કળ ગાંજો પીવાય છે અને નવામાં ઉપરના કાયદાને લીધે ચોરીછૂપીથી પીવાય છે એમ સાંભળ્યું. આ નાગા બાવાઓ ખરેખર નાગા અર્થાત્ તદ્દન વસ્ત્રરહિત નથી હોતા. જૂના કાળમાં હોય તો કોણ જાણે ! મેં ચાળીસેક વર્ષ ઉપર ગોંડલમાં નાગા બાવાઓની એક જમાત જોઇ હતી. એમાં તો બધા નહિ–પણ ઘણા તદ્દન નાગા હતા. અલબત્ત, શહેરમાં જે નીકળતા તે કૌપીન પહેરીને નીકળતા. પછી ભરૂચ પાસે ઝાડેશ્વરમાં એક જમાત જોઇ હતી. એને નાગા બાવાઓની જમાત કહેવાય કે કેમ એ શંકા છે. એ નર્મદાની પરિક્રમા કરનારી જમાત હતી. ચાતુર્માસ તેણે ઝાડેશ્વરમાં કરેલો. ગામના લોકોએ ગામના ફંડમાંથી ચાર પાંચ હજાર જેટલું તેઓની પાછળ ખર્ચ કરેલું.

હિંદી શબ્દસાગરમાં તો લખ્યું છે કે પહેલાં આ લોકો તદ્દન નાગા ફરતા હતા. હવે માત્ર એક કૌપીન પહેરીને ફરે છે. માથા ઉપર દોરી પેઠે વણેલી જટા રાખે છે, શરીરે ભસ્મ ચોળે છે અને ભસ્મના ગોળાની નિત્ય પૂજા કરે છે.

ત્ર્યંબકમાં નીલપર્વત ઉપર દશનામી જૂના અખાડાના બાવાઓ પડયા હતા. તેઓને મેં પૂછ્યું ત્યારે કૌપીન પહેરેલા, ભગવું કપડું પહેરેલા બધા નાગા જ કહેવાય એવો એક સાધુએ ખુલાસો કર્યો. એ જૂના અખાડાના પાટીઆમાં નાગા, દિગંબર, જટિલ અને સંન્યાસી ચારે નામ હતાં. અને સંન્યાસી સિવાયના ત્રણે પ્રકારના સાધુઓ ત્યાં જોવામાં આવ્યા. સંન્યાસીઓ પણ પર્વસ્નાન વખતે આ નાગા બાવાઓ સાથે જ એના અગ્રણી તરીકે સ્નાન કરે છે, એમ સાંભળ્યું. નાગા બાવાઓમાં પણ ખરેખર દિગંબર તો એક જ મારા જોવામાં આવ્યા. એ અખાડાનો હાથી નીલપર્વતના પડથારા ઉપર ચરતો હતો અને તેની પડખે ઊભા ઊભા દિગંબર સાધુ લાકડાં ફાડતા હતા. બેમાં કશો પણ ફેર નહિ. અખાડામાં બીજા દિગંબર હશે તો મારા જોવામાં નથી આવ્યા. બાકી આ અખાડાઓનું બધું કામ

સ્વામીનારાયણ સંપ્રદાય પેઠે એના સાધુઓ જ કરે છે. કોઇ ઊંટ ચારવા જાય, કોઇ લાકડાં સારવા જાય, કોઇ લાકડાં ફાડે, કોઇ પાણી ભરે, કોઇ રાંધે, કોઇ બજારમાંથી માલ લઇ આવે, અને કોઇ લોકોની આવજાવના રસ્તામાં ધૂણી ધખાવી બેસી રહે. આ લોકો સાથે સાધ્વીઓ હોય છે અને ૧૦–૧૨ વર્ષના છોકરા પણ હોય છે. એના મહંતો બધાં કપડાં પહેરે છે અને ખાટલા ઉપર બેસીને બધા હુકમો આપે છે. ચડાવ વખતે આગળથી તૈયારી કરે છે, જેટલો વખત રહેવું હોય તેટલો વખત ચાલે એટલી ખોરાક વગેરે સામગ્રી અથવા તે માટે પૂરતા પૈસાનો આગળથી જોગ રાખે છે. જૂના અખાડામાં પુષ્કળ દાણાની ગુણો, ઘીના ડબ્બાઓ, મોટાં વાસણો વગેરે હતું. કહે છે કે તેઓ પાસે તેઓએ બતાવેલા ચમત્કારોને પરિણામે મળેલી જાગીરો છે,* જૂના વખતમાં કરેલી લશ્કરી સેવાઓને પરિણામે આ જાગીરો મળેલી છે એવો પણ એક મત છે. શ્રદ્ધાળુ લોકો હાલમાં પણ ચડાવ વખતે પૈસા, સીધુંસામાન વગેરે ઘણા બાવાઓને પૂરું પાડે છે એમ પણ સાંભળ્યું.

આ નાગા બાવાઓનો સંપ્રદાય કયો ? મેં ત્યાં પૂછ્યું અને બીજા લેખકોએ પણ લખ્યું છે કે દશનામી અતીતો નાગા બાવા વગેરે પોતાને શંકરાચાર્યના અનુયાયીઓ કહેવરાવે છે. ગિરિ, પુરી વગેરે દશનામો સંન્યાસીઓ પેઠે જ તેઓ ધારણ કરે છે. શંકરાચાર્યના ચાર મઠમાંથી હાલના તેઓના બાવન મઠો નીકળ્યા છે, સંન્યાસીઓને તેઓ પોતાના અગ્રણી ગણે છે વગેરે હકીકત એ માન્યતાને ટેકો આપે છે. ફક્ત તેઓ દંડ ધારણ નથી કરતા એટલું જ. મેં એક બે વિદ્વાન સંન્યાસીઓ સાથે પણ વાત કરી જોઇ. તેઓ કહે છે અને નાગા સાધુઓ તેને ટેકો આપે છે, કે ચડાવમાં જુદા વર્ગના સાધુઓ સાથે નાહવાના હક્ક વિષે તકરાર થાય તો શાસ્ત્રાર્થની જરૂર પડતાં સંન્યાસીઓ કામમાં આવે અને મારામારીનો પ્રસંગ આવતાં નાગા બાવાઓ કૂદી પડે. કાશીના સમર્થ વિદ્વાન સંન્યાસી વિશુદ્ધાનંદ સરસ્વતીના જીવનકાળ સુધી તો આ પ્રકાર બનતો એમ સાંભળ્યું છે. આ પ્રકાર ઉપરથી તો સંન્યાસીઓએ પ્રયોજનપરત્વે નાગા બાવાઓને અપનાવ્યા હોય એવો સંભવ લાગે છે. બાકી તેઓના આચારવિચાર–દા. ત. આખે શરીરે ભસ્મધારણ, અતીતને દાટીને તેના ઉપર શિવલિંગ સ્થાપન, શૈવમન્દિરોની માલિકી વગેરે તો ચોખ્ખાં પાશુપત–શૈવ માર્ગનાં લક્ષણો છે. આ દેશમાં શૈવ પાશુપત મતનો પ્રચાર ઘણો જૂનો છે ( જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ ૪૮ ) જોકે હાલમાં એ મતના ચોખ્ખા અનુયાયી કોઇ જણાતા નથી, પણ આ નાગાબાવાઓ એનો ફાંટો હોય એવા છે. પં. ભગવાનલાલ ઇન્દ્રજી એમને શૈવ જ ગણે છે અને તેઓ તો, આ લોકોની લશ્કરી મદદ મેળવવા માટે ઘણા જૂના રાજાઓએ પાશુપત ધર્મ સ્વીકાર્યો હશે એવો તર્ક ઉમેરે છે. ( જુઓ મુંબઇ ગેઝીટીઅર ગ્રં. ૧ ભા. ૧, પૃ ૮૪ )

* આ લોકોમાં ચમત્કારની સંભાવના હાલમાં પણ મનાય છે. નીચેનો દાખલો પૂરતો છે. નાશક જતાં આવતાં ઘણા બાવાઓ મુંબઇ ઊતરેલા. તેમાંના કેટલાક ચોપાટી ઉપર પડાવ નાખેલો અને ત્યાં મીઠું પાણી કયાંથી કાઢવું ? એટલે દરીઆકાંઠાની રેતીમાં જ ચાર પાંચ હાથ ઊંડો ખાડો ખોદી તેમાં નીચે છિદ્રોવાળો ઘાસલેટના ડબ્બા જેવો ડબ્બો નાખી રાખ્યો હતો અને એમાં મીઠું પાણી આવતું. ઘણા લોકોએ આ પાણી પીધું હતું. એ ઉપર 'ટાઇમ્સ'માં પુષ્કળ ચર્ચા પણ ચાલેલી. બીજાઓએ પ્રયત્ન કરી જોયો તો મીઠું પાણી ન નીકળ્યું એમ કહેવાય છે.

આ લડવૈયાના સ્વભાવવાળા નાગા બાવા ક્યારથી નીકળ્યા એ વિષે મુખ્ય દંતકથા એવી ચાલે છે કે મોગલ શહેનશાહ અકબરના વખતમાં મુસલમાની ફકીરોથી હિંદુ સાધુઓને ઘણી કનડગત થતી હતી. એટલે હિંદુ સાધુઓએ અકબર બાદશાહ પાસે ફરીઆદ કરી. શહેનશાહે જવાબ આપ્યો કે 'ફકીરકી બાત ફકીર જાને.' આ જવાબથી કાંઇ રસ્તો ન નીકળવાથી હિંદુ સાધુઓએ બીરબલને બધી વાત કરી. બીરબલે સલાહ આપી કે તમે શહેનશાહ પાસે એ જવાબ લખાવી લ્યો. એટલે હું તમને રસ્તો બતાવું. અને જવાબ લખાવી લીધા પછી બીરબલે દિલ્હીમાં જ એ વખતે પડેલી છાવણીઓના રજપૂતોને કહ્યું કે તમારે જો તમારા સાધુઓને જીવતા રહેવા દેવા હોય તો તમે બધા બાવા થઇ જાવ અને ફકીરો સામે હથીઆરનો ઉપયોગ કરો. અને આ રીતે હજારો રજપૂત સૈનિકો બાવા થઇ ગયા. અને લશ્કરી રીતે છાવણીઓ નાખીને રહેવા લાગ્યા.

મુંબઇની એન્થ્રોપોલોજિકલ સોસાઇટીની આ વર્ષના જ માર્ચ મહિનાની એક સભામાં મી. આર. પી. મસાણીએ સિંહસ્થ મેળો અને નાગા બાવા ઉપર એક ભાષણ આપેલું. તેમાં મેં નાશકના જ સંન્યાસી પાસેથી સાંભળેલી ઉપલી દંતકથા નાશકના કોઇ સાધુ પાસેથી કોઇ શાસ્ત્રીઓએ સાંભળેલી કહીને ઉતારી છે. પછી વરસોવામાં તેને મળેલા કોઇ બાવા પાસેથી સાંભળીને મુસલમાન ફકીરોને બીવરાવવા માટે તદ્દન નાગા લડવા જવાનું ઠરાવેલું એટલું ઉપલી વાતમા ઉમેર્યું છે. આટલી દંતકથા આપીને જંગલી લોકોને ભૂત-પિશાચોને બીવરાવવા માટે નગ્ન નાચ વગેરે ક્રિયાઓ પ્રચલિત હોવાનું તથા જૈન ધર્મમાં દિગંબર મત પ્રચલિત હોવાનુ યાદ આપીને છેવટ આંતરની પવિત્રતા, નિષ્કિંચનતા, સર્વ ત્યાગ વગેરેનું વસ્ત્રત્યાગ એ બાહ્યલક્ષણ છે એ તત્ત્વનું વિવરણ કર્યું છે.

વસ્ત્રત્યાગના મૂળમાં તિતિક્ષા, તપ, ત્યાગ, શરીરની બેદરકારી વગેરે ભાવોનો અતિરેક છે; અને પશુઓ, જંગલી લોકો તથા માનવબાળકો સહજ તો દિગંબર છે જ એટલે એનું આકર્ષણ કુદરતી પણ છે, એ વાત સાચી; પણ આ નાગા બાવાઓની દિગંબરતા એ જૈન દિગંબર સંપ્રદાયનો વારસો હોવાને બદલે શૈવ પાશુપત માર્ગનો વારસો હોવાનો સંભવ છે. તેઓ શૈવ પાશુપતનો એક ફાંટો છે, એ મારો મત મેં ઉપર લખ્યો જ છે. શૈવ-પાશુપત માર્ગના મોટા મઠપતિ આચાર્યોને પત્નીઓ તથા પ્રજા હોવાના ત્રિપુરાન્તકેશ્વર-પ્રશસ્તિ જેવા ઉત્કીર્ણ લેખોમાં સ્પષ્ટ ઉલ્લેખો મળે છે. (જુઓ મારો શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૩૮) છતાં કેટલાક પાશુપત આચાર્યો આજન્મ બ્રહ્મચારી અને દિગંબર હોવાના ઉલ્લેખો પણ ઉત્કીર્ણ લેખોમાં મળે છે. વિ. સં. ૧૦૩૦ ના હર્ષશિલાલેખમાં ભાવિરક્ત નામના આચાર્યને 'આજન્મ બ્રહ્મચારી' તથા 'દિગમલવસન' (નગ્ન) કહ્યા છે. બીજા ભવદ્યોત નામના આચાર્યને પણ દિગંબર કહ્યા છે (જુઓ એજન પૃ. ૫૧).

હવે ઉપરની બેય સ્થિતિ એટલે કે સાધુઓના એક જ વર્ગમાં કેટલાક નગ્ન અને બ્રહ્મચારી ત્યારે બીજા ગૃહસ્થ અને વસ્ત્રધારી એ સ્થિતિ હાલમાં આ ગુસાઇ લોકોમાં જોવામાં આવે છે. ગોંડલમાં ઘણાં વર્ષો પહેલાં એક શિવમંદિરના માલિક તરીકે ગજશાહી કાઢથી રહેતા ગિરિ કે પુરી (ચોક્કસ યાદ નથી)ને મેં જોયેલા એમાંના જુવાન મારા સ્વ. પિતાશ્રી પાસે થોડું સંસ્કૃત ભણ્યા હતા.

આમાં પ્રશ્ન એક જ રહે છે કે આ શૈવ સાધુઓ પોતાને શંકરાચાર્યના અનુયાયી કેમ ગણે છે? મને તો એમ લાગે છે કે આ દેશમાંથી સામાન્ય પાશુપત ધર્મનો લોપ

થઈ જતાં એ માર્ગના રડ્યાખડ્યા, મોટેભાગે નિરક્ષર બાવાઓ પાછળ રહી ગયા તેઓએ શાંકર સંન્યાસીઓનો આશ્રય લીધો હશે અને એ સંન્યાસીઓએ શારીરિક બચાવમાં ઉપયોગી ગણીને આ ટોળાંને અપનાવી લીધાં હશે. રજપૂતોના ત્યાગની દંતકથામાંથી અકબર બીરબલ નામોને બાદ કરતાં બાકીનો અંશ મનાય એવો છે.

વૈષ્ણવ સાધુઓ અને શૈવ સાધુઓ વિષે આટલું ઘણું છે. જૈન સાધુઓ કાંઇ સિંહસ્થના મેળામાં જતા નથી અને એનો પ્રસંગ જ નથી; એટલે બે શબ્દો વેદાંતી સંન્યાસીઓ તથા શીખ સાધુઓ વિષે હવે કહેવાના રહે છે. વેદાંતી સંન્યાસીઓ જે ભાદરવામાં યે પંચવટીમાં પડ્યા હતા તેમાંના ઘણા તો કદાચ મફતનું ખાવું ને મસીદે સૂવું, એ કહેવત પ્રમાણે નિશ્ચિત હોવાથી હૃષ્ટપુષ્ટ દેખાતા હતા. કોઇક માંદા, અપંગ પણ હતા. પરંતુ બીજા બાવાઓ કરતાં સંન્યાસીઓમાં વિદ્યા, ત્યાગની કાંઇક ખુમારી અને કદાચ નિષ્ઠા પણ વિશેષ જોવામાં આવે છે. જો કે સારા પંડિતોની સંખ્યા સંન્યાસીઓમાં પણ ઘટી ગઇ છે, છતાં પંચવટીમાં સંસ્કૃત પુસ્તકોના મોટા સંગ્રહવાળું પુસ્તકાલય છે તેમાંથી કઠણ સંસ્કૃતમાં લખાયેલા ગ્રંથો પણ કોઇ કોઇ સંન્યાસીઓએ લીધેલા ખરા. એક વિચિત્ર સંન્યાસી પણ જોયા. તેઓએ તદ્દન પરિગ્રહનો ત્યાગ કરેલો. એક કૌપીન સિવાય બીજું વસ્ત્ર તેની પાસે નહોતું. કમંડલુ પણ નહિ. મધુકરી કરવા નીકળે ત્યારે 'નારાયણ' બોલે કે તરત જો કોઈ રોટલી આપવા આવે, તો એ હાથમાં લઈ ત્યાં ઊભા ઊભા જ ખાઇ જાય. આ રીતે ત્રણચાર રોટલી ખાઈ લે. પછી ગમે તે કૂવેથી, ત્યાં આગળ પડેલી ડોલથી પાણી સીંચી ખોબેખોબે પાણી પી લે. વરસાદ પડે તો શરીર ઉપરથી એની મેળે સુકાઇ જાય. કયાં સૂતા એ જોયું નથી. બીજાઓ એને અવધૂત કહેતા હતા.

## શીખ સાધુઓ

શીખ માટે હિંદુ તીર્થોની યાત્રાનો શીખધર્મ ગુરુઓએ જોરથી નિષેધ કર્યો છે. છતાં શીખ લોકો જેમ જન્મ, લગ્ન, મરણ, શ્રાદ્ધ વગેરે પ્રસંગોનાં ધાર્મિક કર્મોમાં બ્રાહ્મણોની મદદ લે છે, તેમ હિંદુ તીર્થોની યાત્રા પણ કરે છે. હરદ્વાર અને હૃષિકેશમાં શીખોએ મંદિરો યે બંધાવ્યાં છે. નાશક–ત્ર્યંબકમાં પણ મેં શીખોને સ્નાન કરતા જોયા હતા. આ શીખ સાધુઓના બે પંથો છેઃ (૧) ઉદાસી અને (૨) નિરંજની. નાનક સાહેબના મરણ પછી ગુરુએ કરેલી નાના પુત્ર અંગદની નિમણૂંક કબૂલ ન રાખી અને મોટા પુત્ર શ્રીચંદ્રને ગુરુ તરીકે માન્યા તેઓ ઉદાસી કહેવાય છે. બીજા નિરંજની. ત્ર્યંબકમાં ઉદાસી અને નિરંજની બેય અખાડાની ધજાઓ ફરકતી હતી. આ શીખ અખાડા સંબંધે નાગા બાવાના અખાડાથી જુદું ખાસ મારે કાંઈ કહેવાનું નથી.

ઉપર કહેલા કોઇ પણ વાડામાં ન આવે એવા બાવાઓની પણ મોટી સંખ્યા આ દેશમાં છે. તેમ જ ઉપર ગણાવેલા મોટા વાડાઓ ઉપરાંત અનેક નાના નાના વાડાઓ પણ છે. પણ એ બધાનો અભ્યાસ વધારે શ્રમ અને અવકાશ માગે છે.

શ્રાવણ વદ ૮, ૧૯૮૯ **દુર્ગાશંકર કે. શાસ્ત્રી**

તા. ક. જુદા જુદા પંથના સાધુઓ તિલક વગેરે ચિહ્નો જુદી જુદી રીતે ધારણ કરે છે, તેથી એ ચિહ્નભેદ સ્પષ્ટ દેખાય એવા જુદા જુદા પંથના સાધુના ફોટાઓ આપવાનો વિચાર હતો. નાશકમાં એ માટે થોડો પ્રયત્ન કરેલો પણ તે સફળ ન થયો. હવે કોઇ બીજે વખતે.

**દુ. કે. શાસ્ત્રી**

# પરિશિષ્ટ

## બાવન દ્વારાનાં નામો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અનંતાનંદ | ૨૭ | હનુમાન | |
| ૨ | લખરામ | ૨૮ | રામરાવણ | |
| ૩ | સુખાનંદ | ૨૯ | કબીર | |
| ૪ | નરહરી | ૩૦ | દેવમુરારી | |
| ૫ | ક્રિલજી | ૩૧ | ટુકૂરામ | |
| ૬ | અગ્રજી | ૩૨ | માધા | |
| ૭ | સુરસુરાનંદ | ૩૩ | શાતિનામદેવ | |
| ૮ | ભાવાનંદ | ૩૪ | તૈત તુલસી | |
| ૯ | દેવાકર | ૩૫ | રાઘવચેતન | |
| ૧૦ | નભાનંદ | ૩૬ | કાલૂ | |
| ૧૧ | પીપા | ૩૭ | રામરમણી | |
| ૧૨ | વીરમજી | ૩૮ | નાભાજી | ૯ નિમ્બાર્કીય |
| ૧૩ | શ્રેમણ | ૩૯ | શોભુરામ | |
| ૧૪ | નાભાજી | ૪૦ | વનખંડી | |
| ૧૫ | રિયાજી | ૪૧ | ઘમંડી | |
| ૧૬ | ખોજી | ૪૨ | પરશુરામ | |
| ૧૭ | કુલોજી | ૪૩ | ગોવિંદ | |
| ૧૮ | × | ૪૪ | ત્યાગી | |
| ૧૯ | મુલુકદાસજી | ૪૫ | કર્મચંદ | |
| ૨૦ | ચેતનસ્વામી | ૪૬ | આત્મારામ | |
| ૨૧ | યોગાનંદ | ૪૭ | નિત્યાનંદ | માધ્વ |
| ૨૨ | ભંડગી | ૪૮ | શાન્ત્યાનંદ | |
| ૨૩ | ભવનાગયણ | ૪૯ | રાધાવલ્લભ | |
| ૨૪ | રામરંગી | ૫૦ | સુમતિનામદેવ | વિષ્ણુસ્વામીય |
| ૨૫ | ચતુરમુનિ | ૫૧ | ગોકુલ | |
| ૨૬ | પૂર્ણવિરાગી | ૫૨ | વિઠ્ઠલ | |

× મને આ બધી માહિતી આપનાર સાધુએ જે કાગળ આપ્યા હતો તેમાં આ ના ઉકલ્યું નથી. બીજું, આ બધા નામો સાચાં સર્વમાન્ય હોય એમ પણ કહેવું મુશ્કેલ છે.

# સત્યાગ્રહાશ્રમ

" થયાં હજારો ઘરબારહીન,
નિરાશ્રયી ને ધનધાન્યહીન,
સ્વાતંત્ર્ય–સત્યાગ્રહ–યજ્ઞ કાજ;
મારે ય એવો કંઈ ત્યાગ યોગ્ય.
મારે ન મારું જગમાં રહ્યું હવે,
છતાંય તેથી વધુ મૂલ્યવાન તે,
આ જીંદગીના નવ–પુણ્યકાળે
તજી જવાનું સહ–પાન્થ સાથે. "

અને અહીં આશ્રમનાં ગૃહો ઉભાં
નિઃશબ્દ નિસ્તબ્ધઃ લતા દ્રુમોમાં,
વિહંગની ચેતનહીન પાંખમાં,
નભે છવાયાં ઘન વાદળાંમાં,
ને મ્લાન વ્હેતા સરિતા પ્રવાહમાં
ન કંપનોઃ મૂક શ્મશાનચિત્રો
અન્તરતલે કોટિ ચિતા જલાવતાં.
'શતાબ્દિઓના ચિર શૂન્ય ઘુમ્મટો
ગજાવતો ચેતનમંત્ર આવતો.'
ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં;
ન તોય નિદ્રાજડ લોક જાગશે ?
અરે અહીં આથમતા પ્રકાશમાં,
કારાગૃહે વિશ્વવ્યથાર્દ્ર ચેતના
આન્તર્ ધ્વનિ શૂન્ય જગે પડી અને
શમી જતા નિસ્તલ ભૂતકાલમાં.
ને આ વિલાસી નિજ મગ્ન લોકના
અખંડ અશ્રાન્ત વહ્યા કરે છેઃ

હિંસા અહિંસા ન પ્રમાણ તેનાં;
ના ધર્મ કે ના અભિધાન નેહનાં;
સદ્ ધર્મ દંભો, સન્ ન્યાય* દંભો,
સત્ કર્મના આલસ યુક્ત દંભો,

---

* પાઠાન્તરઃ શુદ્ધ છંદ પ્રમાણેઃ 'સત ન્યાય'.

## પ્રસ્થાન

કુટુંબના દેશ વિદેશ વિશ્વના
સંબંધના અંતવિહીન દંભો,
એ દંભ પાયા પર હર્મ્ય–સૃષ્ટિની–
–વિલાસની રેશમ છેલ રેલતી.

રે ક્યાંહિ પેલી સ્મિતપૂર્ણ શાંતિની
એ સૌમ્ય ને નિર્મલ તેજ મૂર્તિ ?
એ આંખડી આંસુ–ભરેલ કાં દિસે ?
ફિક્કા અને કંપિત ઓષ્ટમાંથી
નિરાશ પ્રશ્નો કયમ વિશ્વ ઘેરે ?
'ન તોય નિદ્રાજડ લોક જાગશે ?'

ન તોય નિદ્રાજડ લોક જાગશે,
વિધ્વસ્ત આ મંદિરનાં ગૃહો થશે,
સુકાઈ જાશે સરિતા પ્રવાહ આ,
ને સૂર્યના તીવ્ર પ્રતપ્ત તાપમાં
વૃક્ષો ઉભાં મૂક બળી જવાનાં,
ન પંખી કલ્લોલ કરી શકે ત્યાં:

આ પંથમાં કોઇ ન ચાલવાનાં.
ત્યજાયલા ધર્મપથે કદિ કદિ
હતાશ કો અંતર આંખ ફેરવેઃ
અને અહીં ખંડિત સ્વપ્ન જેવાં
ખંડેર સંધ્યા તિમિરે ઉભાં હશે,
જરા જરા કંપ થતાં સમીરનો
આ જીર્ણદ્વારો ખખડી શમી જશે,
છુપાયલાં કાંઇક ચામ ચીડિયાં
ઉડી ઉડી કાળ–લીલા બતાવશે.

વા દંભથી પૂર્ણ પ્રશસ્ત વિશ્વે
શતાબ્દિ વીત્યે નવ–પ્રાણ આવશે,
અને અહીં આશ્રમ–માર્ગમાં ફરી
હજાર દંભી પગલાં ફરી વળી
ઉજાવશે સત્ય તણી જયંતી !
રચાવશે કોટિક કેળ–મંડપો !
વા સત્ય ખડેર ફરી ચણાવશે !
કૃતઘ્નતાને નવ–ઓપ આપશે,
ને માનવી–ધર્મ–પ્રભા પ્રકાશશે !

અરે અહીં નિર્બળ લોક સાથે
તુંયે ધરે કાં ઉરમાં અશ્રદ્ધા ?
તારાં હશે જો તપ શુદ્ધ કર્મનાં,
ને આ હજારો ઘરબારહીનનાં,

તો તો અહીં વ્યોમ વિરાટને ભરી
એ સૃષ્ટિ-ઉત્થાન-મુહૂર્ત-દુંદુભિ
બજી રહેશે નવ ખંડ ખંડમાં;
અને અહીં આશ્રમ-પુણ્ય-ભૂમિમાં,
પ્રભાતની નિર્મળ સૌમ્ય કાન્તિમાં,
એ સંત કેરાં પગલાં ફરી થશે;
ને શાંતિની નિર્મલ તેજમૂર્તિ
આ વિશ્વનાં તપ્ત-દુઃખાર્ત ગાત્રે
શીળો મધુરો કર ફેરવી અને
વાત્સલ્યની સૌમ્ય સુધા વહાવશે;
દિશા દિશાને અજવાળતાં સ્મિતે
પૃથ્વી – નભોમંડળ – વિશ્વ-પ્રકૃતિ
એ સત્ય સત્યે અણુ-એકતા થશે.

સ્વપ્નસ્થ

# "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ

[ ગતાંકથી ચાલુ ]

સરસ્વતીચંદ્રના રાજકારણના મહાસાગર ઉપર આપણે વિહાર કરતાં ભૂમિકાઓ, દીપો વગેરે જોયા તેથી વાચકને કાંઇક સંભ્રમ થવાનો સંભવ છે. તેથી હવે "સરસ્વતીચંદ્ર"ના મનોરાજ્યની ઊંચી સ્વર્ગભૂમિકાને પ્રત્યક્ષ કરાવતાં અગાઉ મારે વાચકને યાદ દેવું જોઇએ કે આપણે અહીં ગોવર્ધનરામે કરેલા આપણા પ્રાચીન, મધ્યયુગના ને બ્રિટિશ યુગોના ઇતિહાસનાં દર્શનો જોયાં. ત્યાર પછી આપણે સુવર્ણપુરનો ને રત્નનગરીનો સંસ્કાર પામતો ને સંસ્કાર પામેલો કારભાર જોયો, તેનાં મૂળતત્ત્વો તપાસ્યાં. પછી આપણે સુંદરગિરિનો મઠ ને આંતરરાષ્ટ્રીય દર્શનો જોયાં ને રાજસ્થાની ને બ્રિટિશ રાજ્યની ભૂમિકા જોઇ. ગોવર્ધનરામે આપણા જુદા જુદા ઇતિહાસનાં લક્ષણો અને તેની ત્રુટિઓ સમજાવી, રાજસ્થાનોના રાજાઓનાં કુટુંબોમાં ને તેમના કારભારોમાં થવા યોગ્ય સુધારાઓની ભૂમિકાઓ ઉપર મૂકયા, પરિપૂર્ણ ગૃહજીવનની સુંદરતાઓ બતાવી, ને ધર્મગુરુઓનાં કર્તવ્યો કહી તેમના ઉપદેશમાંથી આપણને લોકસંગ્રહનો નવો ધર્મ દેખાડયો. એ લોકસંગ્રહ, એ સ્વરાજ્યની સિદ્ધિ, દેશના આગેવાનોએ કયા કયા માર્ગોથી સાધવાં એ તેમણે ચોથા ભાગમાં "દેશપ્રીતિના મનોરાજ્ય" નામે પ્રકરણમાં ચર્ચ્યાં છે.

યુગે યુગે બધા વિચારકોએ આવાં મનોરાજ્યો રચ્યાં છે ને તેમની સિદ્ધિ માટે ચોક્કસ યોજનાઓ મૂકી છે. પ્લેટો, મોર, બેકન, સલિ, રૂસો, ફૂરિઅર, સેન્ટ સાઇમન, ઓવેન, કાર્લ માર્ક્સ, ગાંધીજી, એ બધાઓએ સિદ્ધિ માટે રાષ્ટ્રો, સમાજો ને આશ્રમોની યોજનાઓ કરી છે. ગોવર્ધનરામ પણ મોટા વિચારક હતા; ને તેમણે હિંદના નવા સમાજનાં નવાં સાધ્ય-સાધનો, લક્ષ્ય-માર્ગોનો વિચાર કર્યો હતો ને તેથી તેમને માટે પણ એવી યોજના કરવાની જરૂર હતી. એ યોજના તેમણે કલ્યાણગ્રામની વસાહત સૂચવીને સરસ્વતીચંદ્રની લક્ષ્મીના ઉપયોગના માર્ગોને સૂચવીને, ને કુસુમ સાથે ગૃહસ્થજીવન ગાળતા સરસ્વતીચંદ્રની મુંબઇની ઑફિસનો કાર્યક્રમ વર્ણવીને આપણને બતાવી છે તે હવે આપણે તપાસીએ.

તે વખતે હિંદુસ્તાનમાં "દ્રવ્યવાન, (ચોથો ભાગઃ પા. ૭૨૯) અપંડિતો, રંક પંડિતો, અને દ્રવ્યવાન, અને એકલપેટા હાથપગ વિનાના વિદ્વાન અદ્રષ્ટાઓ એમના શંભુમેળાને બદલે વિદ્યાવાળા, ક્રિયાવાન અને શકિતવાળા લોકો—લોકકલ્યાણનો માર્ગ સુઝાડનારાઓ—ની જરૂર હતી. તેથી પ્રથમ તો બી. એ. થયેલા યુવકોને માત્ર રૂ. ૩૦ ) (પા. ૭૨૯)—ત્રીસ રૂપીઆના માસિક પગારે કોઇ અનુભવી વેપારી પાસે રાખવા, બે બે વર્ષ સુધી તેની પાસે તાલીમ લેવડાવી તેમને પરદેશ અનુભવ લેવા મોકલવા, ને ત્યાં ત્રણ વર્ષ સુધી તેમને રાખવા, અથવા તો હિંદમાં બે વરસ સુધી અનુભવ લેવા તેમને મુસાફરીએ મોકલવા. પછી એક વરસ પૃથ્વીના કોઇ પણ ભાગમાં, કે બે વરસ હિંદમાં તેમણે રહેવું, ને એટલો અનુભવ લીધા બાદ તેણે સરસ્વતીચંદ્રે એક દેરે રાખેલી ચાલીસ હજારની મૂડી ઉપર પોતાની

જવાબદારીથી વેપાર કરવો, કે વધુ દશ હજાર રૂપીઆ આપી તેને વેપારમાં મદદ કરવી, ને પછી તેને સ્વાશ્રયી થયો છે એમ સમજી, એવા બીજા ઉત્તમ વ્યાપારીઓ દેશમાં ઉત્પન્ન કરવા. આ યુક્તિથી દ્રવ્યવાન અ-પંડિતનું દૂષણ ટળી જશે, દેશના વેપારરોજગાર વધશે, અને તેનાં કળાકાશલ્ય નવા જમાનાને અનુકૂળ થશે.

હિંદી સમાજનું બીજું દૂષણ રંક પંડિતોનું હતું. "ઇંગ્રેજ લોક (ચોથો ભાગઃ પા. ૭૩૦) ઘણી સૂક્ષ્મ બુદ્ધિથી, ઘણી દીર્ઘ દૃષ્ટિથી, અને અનેક નીતિધર્મના વિચારના દોહનને અંતે, આપણા વિદ્વાનોની વાડી આ દેશમાં ઉત્પન્ન કરી છે." તેના માળી થવાનું કાર્ય આ યોજનામાં બતાવવામાં આવ્યું છે. આ નવા પંડિતોની સ્ત્રીઓ પંડિત (ચોથો ભાગઃ પા. ૭૩૧) થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશમાંથી છૂટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુંબના બાળવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની કલ્યાણવાસનાઓને તૃપ્ત કરે. એ સિદ્ધ કરવા સર્વ કુટુંબની સર્વ ઉપાધિથી મુક્ત થએલાં, લોકધર્મ સર્વાંશે સમજેલાં, વિષય-વાસનાઓથી વિમુક્ત, સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી પોતાનાં સૂક્ષ્મ જીવનની લોકયાત્રા વિદ્વાનોનાં મંદિરોમાં ને ઝુંપડાઓમાં કરશે, તેમનાં ગુપ્ત અને પ્રકટ સ્થાનોમાં અને હૃદયો-માં પરિવ્રજ્યા કરશે, ને તેમની વાસનાઓને જાણી લેશે. પણ એથી કાંઇ રંક પંડિતોનાં જીવન વિશુદ્ધ, ચિંતાવગરનાં અને માર્ગદર્શી ન થાય. તેથી જ્યાંસુધી હિંદમાં સમર્થ સ્ત્રીઓ (ભાગ ચોથોઃ પા. ૭૩૨) ન થાય ત્યાં સુધી રંક પંડિતોની નિરક્ષર સ્ત્રીઓના શિક્ષણ માટે અંગ્રેજોની કુલીન સ્ત્રીઓને સારા પગારો આપી હિંદમાં લાવી તેમને (મિસ ફલોરા પેઠે) હિંદી કુટુંબોમાં જતી આવતી કરવામાં આવશે, ને હિંદી વિધવાઓને એવા નવા ઉપદેશક ઉદ્યોગને માટે પાળી, પોષી, શક્તિમતી પરિવ્રાજિકાઓ (જૈન આરજાઓને ગરણીજીઓ જેવી અથવા બૌદ્ધ ભિખુણી જેવી, કે "માલતીમાધવ"ની કામંદકી જેવી) કરવામાં આવશે.

હિંદુસ્તાનના સમાજનું ત્રીજું દૂષણ દ્રવ્યવાન કે રંક, પણ હાથપગ વિનાના ને એકલપેટા વિદ્વાન્ અ-દ્રષ્ટાઓ છે. ગોવર્ધનરામે તે પુરાણીઓના ઉદ્ધાર માટે માર્ગ કલ્પ્યો કે–આપણા શાસ્ત્રીઓ (ભાગ ૪થો. પા. ૭૩૨–૭૩૩) પુરાણીઓને આપણે સંસ્કારોથી અને દ્રવ્યથી સંભૃત કરીશું અને ઘેરઘેર તેમના દ્વારા આર્ય સંસ્કારોને પ્રવર્તા-વીશું. જે કથાપુરાણો ઉપર આપણાં કુટુંબોની માત્ર સ્થૂલ દૃષ્ટિ પડે છે ત્યાં તેમની સૂક્ષ્મ દૃષ્ટિઓ પડશે, ને તેમનાં આર્યજીવન શુદ્ધ થશે. તેથી જે પાશ્ચાત્યોની પરિણામ પામેલી બુદ્ધિના ઉગ્ર સૂર્યપ્રકાશ આગળ તેમનાં નેત્ર ઘુવડનાં જેવાં થઇ જાય છે, તે પ્રકારનું મન્દ સુધાકર સ્વરૂપ પાશ્ચાત્ય ચન્દ્રમુખીઓ આપણા લોકમાં અમૃતકિરણો દ્વારા પ્રત્યક્ષ કરાવશે. આ કાર્ય માટે બબ્બે વર્ષે પચાસ હજાર રૂપીઆની રકમ પૂરવામાં આવશે. પ્રથમ આ બધો પ્રયોગ (ચોથો ભાગ, પા. ૭૩૩) રાજનગરમાં એટલે મુંબાઇમાં શરૂ કરવાનો હતો ને પછી તે ધીમે ધીમે "સર્વ જનપદમાં-જિલ્લાઓમાં ને દેશી રાજ્યોમાં-વડની વડવાઇઓ પેઠે વિસ્તારવાનો હતો."

ઉપર બતાવેલી યોજના ઘણી નાની હતી, મર્યાદિત હતી, અને તેનું ખરચ બહુ નહોતું; પણ સરસ્વતીચંદ્રે પ્રથમ એક મોટી (ચોથો ભાગ, પા. ૭૩૨) યોજના તૈયાર કરી હતી, જે યોજના કલ્યાણગ્રામની હતી અને જે યોજના "આપણાથી ન બને તો કોઇ વધારે શક્તિવાળાથી બની શકે તેથી તેનું કીર્તન નિષ્ફળ નથી. એમ ધારી ગોવર્ધન-રામે તેનો વિસ્તાર સરસ્વતીચંદ્રને મુખે કુમુદસુંદરીના જ્ઞાન માટે (ચોથો ભાગઃ ૭૩૪–૭૪૪) કરાવ્યો છે. એ યોજના આપણે વિચારીએ.

ઉત્તમ કોટિના ઇંગ્રેજી ભણેલાઓ અનુભવ લઇ મોટા વેપારી બને, તેમાંથી જેમને વેપાર ન કરવો હોય તેઓ નોકરી કરે કે નાના વેપારીઓ બને ને તેમનાં જીવન ભણેલા મોટા વેપારીઓની મદદથી ને સરસ્વતીચંદ્ર જેવા દ્રવ્યવાન પંડિતોની મદદથી સમૃદ્ધ થાય, ને શાસ્ત્રીઓ ને પુરાણીઓ નવી વિદ્યાને ભણી તથા સમજી તેમના જ્ઞાનનો તે સાથે એકાકાર કરી તે અનુભવનો લાભ પ્રાકૃત જનસમાજને આપે, એ ગોવર્ધનરામની પ્રથમ યોજના આપણે જોઇ. બીજી યોજના વિદ્વાનો, સંસ્કૃત શાસ્ત્રીઓ ને વૈદ્યો સારા પણ અને નિરક્ષર કલાવાનો, એ ત્રણ વર્ગો માટે દરિયાકાંઠે અથવા શીતળ હવાવાળી ઊંચી પર્વતભૂમિ ઉપર નવા વસાવેલા "કલ્યાણગ્રામ" નામે ગામમાં નવો સમાજ ઊભો કરવાની છે. આવી જગ્યા ઉપર ગ્રામ વસાવવાથી વિદ્વાનો શાસ્ત્રીઓનાં ને કલાવંતોનાં ને તેમનાં કુટુંબોનાં શરીર નીરોગી રહેશે, ને તેમનાં તનમનમાં શક્તિ ને ઉત્સાહ તાજાં ને વૃદ્ધિ પામતાં રહેશે. કલ્યાણગ્રામમાં ત્રણ ભવનો રાખવાં:–દંપતીઓ માટે વિહારભવન, સ્ત્રી વિનાના પુરુષો માટે કુમારભવન અને વિધવાઓને માટે જે કાર્યક્રમે વ્યવસ્થિત થાય તો કુમારિકાઓ માટે સ્ત્રીભવન. (ચોથો ભાગઃ પા. ૭૩૪)

કલ્યાણગ્રામમાં વસતા આ ઉત્તમ વિદ્વાનોએ હિંદુસ્તાનની તમામ સંસ્કૃતિ પુસ્તકો દ્વારા ને લોકમાં ફરી અનુભવથી જોવી, તેનું તારતમ્ય પશ્ચિમની વિદ્યાથી લઇ લેવું ને ઉદ્ધાર માટે શોધ ને પ્રયોગ, (ભાગઃ ૪ થો પા. ૭૩૫) બંને કરવાં તે તેમનું પ્રથમ કર્તવ્ય. પછી તેમણે પરદેશના મહાપ્રજાઓના પ્રવાહો અને પ્રધાનપણે ઇંગ્રેજ લોકના પ્રવાહ સમાજવાને તે અનુભવ દેશના કલ્યાણયોગને લાગુ કરવો, એ તેમનું બીજું કર્તવ્ય. એ ગામનાં ભવનોમાં રાખેલાં પુસ્તકાલયો, પ્રયોગાલયો, કલાઓના નમૂનાઓ, વ્યાપાર–ઉદ્યોગોના નમૂનાઓ ને બીજી યોગ્ય વસ્તુઓના ભંડારો, વગેરેનો તે વિદ્વાનો ઉપયોગ કરે ને કરાવે તે તેમનું ત્રીજું (૪ થો ભાગઃ પા. ૭૩૬) કર્તવ્ય.

અલબત્ત, આ વિદ્વાનો, કારીગરો ને શાસ્ત્રીઓ એકદમ કલ્યાણગ્રામમાં વસી શકે નહિ. તેમણે શિક્ષણ અનુભવ અને શક્તિ બીજી સંસ્થાઓમાં (ભાગઃ ૪ થો પા. ૭૩૬) મેળવવાં જોઇએ. ને પછી જ તેમને કલ્યાણગ્રામમાં વસવા દેવા. તેમાં વિદ્યાર્થીઓ ન રહે, પણ શાસ્ત્રોના પાયાઓ (ભાગઃ ૪ થો પા. ૭૩૭) બાંધનાર અને લોકવ્યવસ્થાના રથ રચનાર માત્ર રહે. તેમાં કુમારભવનો, વિહારભવનો ને સ્ત્રીભવનો રાખવામાં આવે ને તેમાં રહેનારાં સ્ત્રીપુરુષોને આજીવિકાની ચિંતાથી મુક્ત કરવા તેમને માટે ભોજન, વસ્ત્ર વગેરેની ગોઠવણ રાખવી. કલ્યાણગ્રામમાં વ્યાયામસ્થાન, વિશ્રાંતિસ્થાન, વિનોદસ્થાન, શયનસ્થાન, સમાગમસ્થાન, વગેરેની વ્યવસ્થા રાખવામાં આવી હતી. ગ્રામવાસીઓનાં બાળકો માટે ને વૃદ્ધ માતાપિતા માટે ભોજન વગેરે માટે ને બાળકોને વિદ્યાદાન માટે સગવડ હતી. ગ્રામ

નિવાસીઓને બહારની સૃષ્ટિથી દૂર રહેવાનું હતું; માત્ર અમુક માસ માટે અવલોકન અર્થે અને લોકના બોધ, દષ્ટાંત અને કલ્યાણને માટે આખા ભારતવર્ષના પ્રસિદ્ધ પ્રદેશોમાં તેઓ પારિવ્રજ્યા કરી આવે ને તે વખતે તે સૃષ્ટિ સાથે યથેચ્છ પણ અનિન્દ્ય વ્યવહાર રાખે. ગ્રામ-નિવાસ સરસ્વતીચંદ્રના ધન (૪ થો ભાગઃ પા. ૭૩૮) ઉપર નભવાનો હતો. રહેનારાઓ માટે ઓછામાં ઓછા દશ ને વધારેમાં વધારે પચીસ રૂપીઆ માસિક પગારના રાખવા. એથી વધારે પગાર માટે દર ત્રણ વર્ષે એક વાર ને પછી દર દશ વર્ષે નક્કી કરવું. તે સિવાય પ્રોવીડન્ટ ફંડ જેવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. વિદ્વાનોના સમાગમસ્થાન માટે કલ્યાણગ્રામ પાસે એક અતિથિપુર–અતિથિપઈ વસાવવાનું હતું. ત્યાં સરસ્વતીચંદ્રને ખરચે વિખ્યાત પુરુષોને ને સ્ત્રીઓને નિમંત્રણ આપી તેમનો સત્કાર કરવાનો હતો. એ પરામાં જુદા જુદા ભાગો રાખવામાં આવ્યા હતા. દેવમંદિરોમાં ભારતવર્ષના ધર્મિષ્ઠ આણસોનો સત્કાર કરવો. (તેમાં ગામનાં માતાપિતાઓ, પોતાનાં બાળકો સાથે થોડા વખત માટે રહેવાનાં હતાં) ને "આપણા દેશના (ભાગઃ ૪ થો પા. ૭૩૯–૭૪૦) પાસેના અને દૂરના ભાગોના અનેક જ્ઞાતિઓના વર્ગ; વૃદ્ધો, યુવાનો, અને બાળકો, ભાતભાતની જાતજાતની સ્ત્રીઓ; નાતજાતના પટેલો, શેઠો અને ગોરગોરાણીઓ; તીર્થવાસીઓ ને યાત્રાળુઓ; જૂના મતનાં અને જૂની ચાલનાં અને નવા મતનાં નવી ચાલનાં મનુષ્યો; સાધુઓ, સંન્યાસીઓ અને યોગીઓ; આદિ અનેક વર્ગની અનુભવી અને અનુભવહીન વ્યક્તિઓનો સત્કાર, એ જ મંદિરોમાં અને તેને જોડેલી ધર્મશાળાઓમાં કરવો ને તેમની પાસેથી જાણવાનું જાણી લેવું. આપણા આ સર્વ લોક ખાય છે પીએ છે શું ને તેમનાં ગૃહ અને ગૃહસંસાર કેવી રીતે, બંધાય છે, અને મંડાય છે, તેમાં શી શી છત છે ને શી શી ખામી છે, તેઓ દ્રવ્ય તેમ વિદ્યા અને અનુભવ કેમ આણે છે, કેમ સુધારે છે, કેમ ખરચે છે, ને કેમ બચાવે છે; આ અને આવી અનેક નાની મોટી વાતો ઇંગ્રેજ અને દેશી વૈદકશાસ્ત્રદષ્ટિથી, અર્થશાસ્ત્રની અને વ્યાયામશાસ્ત્રની દષ્ટિથી, નીતિશાસ્ત્ર અને સંસાર-શાસ્ત્રની દષ્ટિથી, કવિ અને કારીગરની દષ્ટિથી, રાજકીય અને પારમાર્થિક વિદ્યાની દષ્ટિથી, શોધવાની છે, જોવાની છે, ચારે પાસેથી તપાસી લેવાની છે, રક્ષણીય મર્મમાં રક્ષવાની છે, અને વર્જનીય ભાગમાં કાપી નાખવાની છે; દેશકાળ પ્રમાણે બદલવાની છે ને સુધારવાની છે, અને ટૂંકામાં અનેકધા સુવ્યવસ્થિત રાખવાની છે. આ રંક દેશનું ધન અનેકધા નષ્ટ થયું છે, થાય છે, ને થવાનું હશે, પણ તે સર્વ વમળ વચ્ચે સ્વસ્થ અને નિર્ધન જીવન ગાળી જીવવાની કળાનો પાશ્ચાત્ય સંસર્ગથી નાશ થશે, તો હાનિ થશે. માટે તે કળાનો મર્મ પણ જાણી સાચવી રાખવાનો છે." આ કર્તવ્ય અતિથિપુરનાં મહેમાનોના સંસર્ગથી કલ્યાણગ્રામના વિદ્વાનોએ કરવું. કાળક્રમે તે અતિથિપુરમાં ભારતવર્ષના ને બહારના વિદ્વાનો, કવિઓ, ગ્રંથકારો, શાસ્ત્રજ્ઞો, સાયન્સના અનુભવીઓ, રાજપુરુષો, અધિકારીઓ, મહાત્માઓ, સમર્થ વ્યાપારીઓ, વતનદારો, ધર્મગુરુઓ, ધર્મવેત્તાઓ, સત્યશોધકો, યોગીઓ, સંન્યાસીઓ, વગેરે આવે અને તે મહાસમુદ્રનું (૪ થો ભાગ. પા. ૭૪૧) મંથન કરી તેમાંનાં રત્ન પામવાની કળા, સનાતન અને વિશેષ ધર્મોના વિચાર, અને શુદ્ધ સાધુજનના આચારની ઉન્નતિ, શારીરિક અને માનસિક સમૃદ્ધિઓ અને ઉત્કર્ષ, એ સર્વ આ મહાસમાગમમાંથી કલ્યાણગ્રામના વાસીઓ પામે એવા માર્ગો યોજવામાં આવવાના હતા. તેથી કલ્યાણગ્રામમાં

ત્રીજું, કલ્યાણગ્રામના વાસીઓ માત્ર વિદ્વાનો થવાના નહોતા, પણ તેમને વિદ્યાથી, અનુભવથી, પ્રવાસથી, ચર્ચાથી ને અભ્યાસથી લોકોને માર્ગદર્શક થવાનું હતું. તેઓ બૌદ્ધ કે ભિખુ ને ભિખુણી માત્ર નહિ; જૈન, યતિ કે સાધ્વી માત્ર નહિ; સંન્યાસીની કે સંન્યાસિની નહિ, માત્ર પરિવ્રાજક કે પરિવ્રાજિકા નહિ; પણ અભ્યાસી, દ્રષ્ટા, ઉપદેશક, માર્ગદર્શક, ગુરુ ને નેતા, એટલાં પદના અધિકારીઓ થવાનું હતું.

કલ્યાણગ્રામનો ઉદ્દેશ સર્વત્ર સંપ ને જંપને પ્રવર્તાવવાનો હતો. હિંદીઓને સ્વાશ્રયી કરવાનો તેનો હેતુ હતો. પણ તેનો હિંદીઓને અંગ્રેજો વિરુદ્ધ કરવાનો હેતુ નહોતો. પણ તે હેતુ સર્વદેશીય સાધુતાનો વિકાસ કરવાનો હતો. આ હેતુ ઉદાત્ત હતો. તેવી સંસ્થા દુનિયામાં બહુ થોડી છે:—ઉપરાંત, હિંદુસ્તાનને એ સાધુતા કેળવવામાં કેન્દ્રસ્થાન અથવા અગ્રદેશ બનાવવાનો તેનો હેતુ હતો.

કલ્યાણગ્રામમાં બધા આશ્રમોને ને બંને જાતિઓને–સ્ત્રીઓને ને પુરુષોને–સ્થાન આપવામાં આવ્યું હતું. તેમાં બ્રહ્મચારી, ગૃહસ્થ ને સંન્યાસી તથા વાનપ્રસ્થ, બધી અવસ્થાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. પણ નિર્ધનતાના મંત્રથી ભિક્ષુવૃત્તિને બાતલ રાખવામાં આવી હતી, તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. તેથી ગોવર્ધનરામની યોજના આપણા દેશની પ્રાચીન યુક્તિઓથી જુદી છે ને તે નિર્વાહની બાબતમાં વર્તમાન યુગને વધુ બંધબેસતી આવે છે. ઉપરાંત, ગોવર્ધનરામની યોજનામાં સૌ પોતપોતાનાં ઘરનાં વ્યવસ્થાપકો બને છે. તેમાં સર્વસામાન્ય આહાર કે નિવાસની કલ્પના કરવામાં આવી નથી. કૌમારભવનમાં અને પરિવ્રાજિકાભવનમાં પણ, સર્વસામાન્ય આહાર અને નિર્વાહ કલ્પવામાં આવ્યો હોય એમ જણાતું નથી. ઊલટું, તેમાં ખાદ્યાખાદ્યનો આચાર પાળવાનું સૂચન કરવામાં આવ્યું છે.

યોજનાની સફળતા સરસ્વતીચંદ્રના વ્રત ઉપર રહેલી છે ને તેનો નિર્વાહ સરસ્વતીચંદ્રના ધન ઉપર મૂકવામાં આવ્યો છે. તે માટે પ્રજાજનો પાસેથી ઉઘરાણું વસૂલ કરવામાં આવ્યું નથી. તેનો વહીવટ સરસ્વતીચંદ્રના માણસો કરવાના છે અને તે વહીવટની જવાબદારી ફક્ત તેમના શિર ઉપર રાખવામાં આવી છે.

આખી યોજનામાં ગોવર્ધનરામની Aristrocracy–( Advisers and thinkers ( સમાલોચક, જુલાઈ ૧૯૦૭ પા. ૨૦ )–ઉદાત્ત વર્ગોની શક્તિનો ભરોસો પ્રકટ થાય છે, જનતા–લોકપ્રવાહ અંધશ્રદ્ધાળુ છે; આગેવાનો તેની ગતિનું જેવું નિર્માણ કરે તેમ તે ચાલ્યો જાય છે. તે જનતામાં હિતાહિતનો વિચાર કરવાની શક્તિ રહેલી નથી. તેથી તેને આગેવાનોની જરૂર છે. પણ એ આગેવાનો દ્રષ્ટા હોવા જોઈએ, અને તેઓ જ્ઞાની હોવા જોઈએ. તેમની પાસે દેશહિત કરવા માટે પ્રતિષ્ઠા અને દ્રવ્ય ( ચોથો ભાગ, પા. ૬૦૫ ) બંને હોવાં જોઈએ; તેમનાં જીવન વિશુદ્ધ હોવાં જોઈએ. સરસ્વતીચંદ્ર લોકમતના અંધશ્રદ્ધાળુ વિશ્વાસને માનતો નહિ. તે કુમુદસુંદરીને કહે છે કે " આપણા દેશનું અને દેશમાંના લોકનું કલ્યાણ કરવાની શક્તિ આ જ વર્ગમાં છે. પ્રથમ છે અંગ્રેજોમાં અને પછી છે આ વિદ્વાનોમાં. અને ગુણિયલના ઉપર જે અનુકૂળતા તમારા ચતુર પિતાની હતી તેવી આપણા વિદ્વાનો ઉપર અંગ્રેજોની થશે, અને તે પિતાની તેમ પિતાના કુટુંબની સંભાળ લેવાની જે શક્તિ–ગુણિયલ બાને તેમની ક્ષમાએ, ઉદારતાએ, ધીરતાએ, સ્વાર્પણે અને ચતુરતાએ આપી

હતી તેવી શક્તિથી આપણા વિદ્વાનો ( ચોથો ભાગ, પા. ૬૦૭ ) આપણા દેશની સંભાળ લેતાં શીખશે ત્યારે સર્વનું કલ્યાણ થશે. મારી આવી શ્રદ્ધા છે માટે જ 'સર્વ' કરતાં હું આપણા વિદ્વાનોને મારા હૃદયમાં સતત્ વાસ આપું છું, અને તેમને માટે આવી આવી ચિન્તાઓ કર્યા કરું છું. તેમનાં ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, સૌભાગ્યદેવીઓ ને ચંદ્રાવલીઓ ફરતી જોવા ઇચ્છું છું. તેમના વૈભવ વધેલા જોવા ઇચ્છું છું. તેમના ભંડાર ભરાતા જોવા ઇચ્છું છું...તેમને ત્યાં પ્રીતિ અને સદ્‌ગુણના સહચાર થતા જોવા ઇચ્છું છું." પણ એ વિદ્વાનો સુધારો કરવામાં વૃથા યત્ન કરે છે. "તેમને મુખ ને જિહ્વા પૂર્ણ હોય છે, પણ તેમની કાગદૃષ્ટિ પેઠે બે આંખો વચ્ચે કીકી એક જ હોય છે. તેથી પોતાના દેશની સંસ્કૃતિને એક જ દૃષ્ટિથી જુએ છે ને પશ્ચિમની વિદ્યાથી તેઓ એટલા અંજાઈ ગયા હોય છે કે નાગલોકનો મણિપ્રકાશ તેમની આંખોમાં પડતો નથી ને તેમની દૃષ્ટિ મલિન જ રહે છે." ગોવર્ધનરામે કલ્યાણગ્રામની ઘટના મારફત આ વિદ્વાનોને સૂક્ષ્મ દૃષ્ટિ અપાવવાનો વિચાર હતો, એ પુનર્જીવિત થએલ સદ્‌બુદ્ધિ મારફત તેમને ખરી આગેવાની અપાવવી હતી, એ આગેવાનીથી તેમને જનતાનો ભરોસો કરાવવો હતો. જનતા ને વિદ્વત્તા, બંને સાધ્ય ને સાધનમાં એકરૂપ કરી અંગ્રેજો ને હિંદીઓ વચ્ચે મૈત્રી કરાવવી હતી, ને છેવટે તેથી હિંદને રાજકારણમાં માત્ર નહિ, પણ સમાજવ્યવસ્થામાં, આર્થિક બાબતોમાં, સાંપ્રદાયિક વિષયોમાં, પગભર કરવાનો હતો. લોકકલ્યાણ માટે આગેવાનોમાં ચાર શક્તિઓ જોઇએઃ—વિદ્યા, સાધુતા, લક્ષ્મી અને સ્ત્રીપુરુષનું શુદ્ધ અદ્વૈત ( ૪ થો ભાગ, પા. ૬૧૨ ). એ ચારે બાબતોને કલ્યાણગ્રામમાં સાધવાની હતી. અલબત્ત, તેમનો ઉપયોગ લોકકલ્યાણ માટે થવાનો હતો, સ્વાર્થમાં નહિ. લક્ષ્મીનું ઉપાર્જન આવી રીતે પરનું ઉપકારક થવાનું હતું. અને તેમાં પણ વિદ્યા ને સાધુતા આવી જવાં જોઇએ, ખાસ કરીને સાધુતા, એ ચોક્કસ હતું. પણ કલ્યાણગ્રામની યોજનામાં વિદ્યા ને લક્ષ્મી, બંનેને પ્રાધાન્ય તો આપવામાં આવ્યું હતું, ને માત્ર વિદ્યા કે માત્ર સાધુતાથી લોકકલ્યાણની સાધના પરિપૂર્ણ નહિ થઇ શકે તે માન્યતા આ બધા વિચારોમાં ઘડીએ ઘડીએ તરવરતી જોવામાં આવે છે.

હિંદના પુરાતન ઉપદેશોમાં લોકસેવા જુદી રીતે વિચારવામાં આવી હતી. પુરાતન ઉપદેશોમાં ઐહિક ને પારમાર્થિક આત્મોન્નતિનું તત્ત્વ રહેલું હતું. ગોવર્ધનરામના કલ્યાણગ્રામમાં આત્મોન્નતિ કરતાં કરતાં જનસેવા કરવાનો હેતુ રહેલો હતો. જનતાની સેવા એ જ ઇશ્વરસેવા, ને તેથી જ અલખ આત્માનું લખપણું, એ તેનો મુખ્ય મંત્ર હતો. અંગ્રેજી સંસ્કારોથી લોકોની ત્યાગભાવના જતી રહી હતી. ગોવર્ધનરામે તે પુનઃજીવિત કરી. અલબત્ત આ માટે તેમણે અર્થશાસ્ત્રનો, રાજનીતિશાસ્ત્રનો કે રાજસત્તાનો માર્ગ લીધો નથી. હિંદમાં સાધુઓ વધે, ને તેઓ સાધુતા વાટે દુર્બળ ને વિકૃત થએલી હિંદી જનતાને સબળ ને સત્કર્મી કરે એ કલ્યાણગ્રામની યોજનાનો વિષય હતો. અલબત્ત, એ ઉપદેશ તેમણે નવી પશ્ચિમવિદ્યામાંથી લીધો, જો કે વાચકને તે ઋણ સ્પષ્ટ જણાતું નથી. આર્યસમાજી, બ્રહ્મસમાજી, ને પ્રાર્થનાસમાજી સંસ્થાઓના કાર્યવાહકોમાંથી એ પ્રેરણા તેમને મળી હતી. પણ તેને આવું સમગ્ર રૂપ આપવાનું ને તેને હિંદની પુરાતન સંસ્કૃતિને બંધબેસતી કરવાનું ફક્ત ગોવર્ધનરામ જેવા બહુશ્રુત દેશાભિમાનીને જ સૂઝે.

કલ્યાણગ્રામની યોજના સામાજિક કે આર્થિક સમાનતાઓ સ્થાપવા માટે કે સામાજિક કે આર્થિક અસમાનતાઓ દૂર કરવા માટે સૂચવવામાં આવી નહોતી. તેમ તેથી

ગ્રંથકારને કોઈ આદર્શ રાષ્ટ્ર સ્થાપવું નહોતું. ગ્રંથકાર પાસે અર્થશાસ્ત્રની કોઈ નવીન ચાવીઓ નહોતી, કે સમાજની પુનર્ઘટના માટે ચમત્કારિક સૂત્રો નહોતાં. તેમાં શિક્ષણનો નવો આદર્શ બતાવવામાં આવ્યો નથી, જીવનનો તદ્દન નવીન આદર્શ બતાવવામાં આવ્યો નથી. તેમ દુનિયાના ચાલતા સારામાં સારા જીવનના પ્રવાહો સામે બંડ કરવાનું કહેવામાં આવ્યું નથી તેમાં મૂડીવાળાઓને મારવા, પ્રતિસ્પર્ધાને કાઢી નાખવી, જૂનો ચાલ ચાલવાવાળાઓનો તિરસ્કાર કરવો, પૂર્વનો ને પશ્ચિમનો, એ બંને સમાજનું ધોરણ ખોટું ઠરાવવાનો પ્રયાસ કરવો, કે કોઈ સ્થાપિત સંસ્કૃતિ સામે ઉત્પાત મચવવો, એવું કાંઈ સૂચન કરવામાં આવ્યું નથી.

યોજનાનો ઉદ્દેશ ધીર અને ઉદાત્ત છે; તેમાં બન્ધુત્વની ભાવના છે; પણ સમાનતા નથી. તેમાં ઉદ્ધારનું તત્ત્વ રહેલું છે, પણ સંહારનું નહિ; તે યોજનાથી હિંદને જગતભરમાં સંપ ને જંપ એ બંનેના ઉપદેશનું કેન્દ્રસ્થાન બનાવવા આમન્ત્રણ કરવામાં આવી છે. ટૂંકામાં, ભારતવર્ષની બૌદ્ધકાળની સાધુતાને* નવીન ભાવથી વિચારી તેનો પ્રચાર હિંદમાં જ નહિ પણ આખા જગતમાં ભારતવર્ષે કરવા તત્પર થવું એ બોધ એ યોજનાનો છે. ગોવર્ધનરામની પાંચાલીના (૪ થો ભાગ, પા. ૭૪૬) શબ્દોમાં "કલ્યાણગ્રામીઓએ સ્થૂલ સૃષ્ટિને માનવી નહિ, તો તેની અવગણના પણ ન કરવી. સ્થૂલદેહને સમર્થ કરી પોતાનાં સૂક્ષ્મ સ્વરૂપોને સાચવવાં. દાસત્વ ને બંધન કલ્પવાં જ નહિ, સ્થૂલરૂપે સર્વ આર્યોનું ને અનાર્યોનું બંધુત્વ સ્વીકારવું, સર્વ સૂક્ષ્મ શક્તિઓ સાધીઓ ને તે સંસારને સિદ્ધ કરી આપવી, સ્થૂળ શક્તિઓને વધારવી પણ વધતાં વધતાં તેઓ પરબળથી કે દૈવબળથી હીન થાય કે ધ્વસ્ત થાય તો પણ ચંદન જેવા સૂક્ષ્મ સમર્થ ગંધને ત્યજવો નહિ, હૃદયને નિર્બળ કરવાં નહિ, દુઃખની વૃષ્ટિ થાય તોપણ બીવું નહિ, હૃદય ને બુદ્ધિ સ્વતંત્ર રાખવાં, શાંતિ સજવી, આર્યત્વનાં સૂક્ષ્મ અમર મૂળ વધારવાં એ કલ્યાણગ્રામનો ઉદ્દેશ હતો, ધર્મ હતો અને તેમાં તેની ફલપ્રાપ્તિ હતી."

બેતાળીસ વર્ષની ઉંમરે ધીકતી વકીલાત મૂકી વાચક, વિચારક ને લેખક એવું ત્રિવિધ જીવન ગાળનાર પાસેથી બીજી કઈ યોજના મળી શકે ! (સમાપ્ત)

પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર

---

* વિનાયક મહેતા–Modern Review—His Vedantism had imbibed too deeply the active benevolence of Buddhism, to be neglectful of the claims of his countrymen—સમાલોચક, જુલાઈ ૧૯૦૭

# કર્મયોગિની

જગતના તેજપુંજમાંથી એક તારો આજે સરકી ગયો. અનોખો ચમકાર ચમકી એ તારો આથમ્યો. અનેક માતૃવિહોણાં પુત્રપુત્રીની શીળીમીઠી છાંયડી લૂંટાઈ ગઇ. જીવનની મુશ્કેલીમાં પ્રેરણા પાતો હાથ આજે અલોપ થઇ ગયો.

જીવનનાં દરેકે દરેક ક્ષેત્રમાં પોતાના દેહનું બલિદાન આપી માનવસેવા કરનાર એ જગવિખ્યાત મહાન વિભૂતિ ડૉ. બેસન્ટનો જન્મ ૧૮૪૭ ના ઑક્ટોબરની ૧ લી તારીખે ઇંગ્લાંડના પાટનગર લંડનમાં થયો હતો. બાળપણથી માંડીને વૃદ્ધાવસ્થા–મૃત્યુશય્યાપર્યંત તેમનું જીવન રોમાંચક ઘટનાઓથી ભરપૂર હતું. એ દુઃખદાવાનળમાં પીડાતાં છતાં જગતને દીવાદાંડીરૂપ થઇ દુઃખમુક્ત કરવા પ્રયાસ કરતાં હતાં.

એમની માતા આયર્લેંડનાં હતાં, અને પિતાનું મોસાળ પણ ત્યાં જ હોવાથી પોતાની જાતને ઇંગ્લીશ કહેવડાવવા કરતાં આઇરીશ કહેવડાવવું તે વધારે પસંદ કરતાં અને એમના જીવન ઉપરથી સૌ કોઇ જોઇ શકશે કે એમની નસોમાં આઇરીશ જુસ્સો વહેતો હતો.

૨૦ વર્ષની ઉંમરે તેમનું લગ્ન રેવરંડ ફ્રેન્ક બેસન્ટ નામના પાદરી સાથે કરવામાં આવ્યું હતું. એમનું પરિણિત જીવન બહુ જ દુઃખી નીવડયું. મૂળથી જ લડાયક સ્વભાવનાં એટલે એમનાથી કોઇ જાતનો જુલમ સહન ન થઈ શક્યો. પતિના જીવનની સંકુચિતતા અને એના ધર્માંધ વિચારો સાથે પોતાના ઉન્નત અને ઉમદા આદર્શો અને વિશાળ દૃષ્ટિબિન્દુનો સમન્વય ન કરી શક્યાં. સત્યનાં ઉપાસકને જુઠાણું તો ગમે જ નહિ. આથી જીવનનો આડંબર જવા દઇ એમણે પતિ સાથે છૂટાછેડા લીધા. એ કાળે છૂટાછેડા લેવા એ અત્યારના જેટલું સરળ નહોતું. જમાનાથી આગળ જવાનો સ્વભાવ એમનામાં ત્યારથી દેખાઇ આવે છે. પતિનો વિયોગ તો એમને બહુ ન સાલ્યો, પણ વહાલાં બાળકોને મૂકીને જવું એ માતૃહૃદયને ખૂબ જ આકરું લાગ્યું. પણ સત્યનાં શોધકે એ પણ ન ગણકારતાં હૈયા ઉપર પથ્થર મૂકી જગતના સત્કાર પ્રતિ પ્રયાણ આદર્યું.

પછી તો એમણે સમાજવાદ અને નાસ્તિકવાદમાં ઝંપલાવ્યું. મિ. ચાર્લ્સ બ્રેડલો સાથે એમને મૈત્રી થઇ, અને એ ઉભયે " નેશનલ રિફોર્મર " ચલાવ્યું. સંતતિ નિયમનના પ્રચાર માટે ચોપાનિયું કાઢયું. એને માટે એને બહુ સહન કરવું પડયું.

એક ચુસ્ત ખ્રીસ્તી તરીકે લંડનની ગંદી ગલીઓમાં વસતા ગરીબ બાંધવોની સેવા એઓ બજાવતાં હતાં. ગરીબ અને તંગીમાં આવી પડેલા મનુબાંધવ માટે એના હૈયામાં નિરંતર પ્રેમપ્રદીપ પ્રજ્વળતો હતો, અને એમની નિષ્કામ સેવા કરવામાં પોતાનાં જીવનનું સાફલ્ય માનતાં હતાં. તે ખરેખર નિરીશ્વરવાદી નહોતાં પણ ખ્રિસ્તી ધર્મમાં જે જાતનો ઇશ્વર રજૂ કરવામાં આવતો તેવો ઇશ્વર તેમની કલ્પનામાં કદી ઊતરતો નહોતો. આથી એમણે ખ્રીસ્તી ધર્મની જે પ્રચલિત માન્યતા હતી એની સામે પડકાર ઉઠાવ્યો. એ પડકાર નાસ્તિકતાનો નહોતો. પણ માત્ર માન્યતા ધરાવનાર નહિ પણ તે સમજનાર ને જીવનમાં

ઉતારનાર ઉચ્ચ આધ્યાત્મિક હૃદયનો પડકાર હતો. એ માન્યતાઓમાં ધીમે ધીમે શ્રદ્ધા ઓસરતી ગઇ અને પરિણામે ખ્રિસ્તી દેવળનો ત્યાગ કરી એ સ્વતંત્ર વિચારક બન્યાં.

દુ:ખદાવાનળમાં જળતાં છતાં એમાં હિંમત આપનાર અદૃશ્ય દૈવી શક્તિ નિરંતર સહાયમાં હતી. એ શક્તિ એને વારંવાર પ્રોત્સાહન આપતી. એક વાર દુઃખમાંથી મુક્ત થવા વિષપાન કરી જિંદગીનો અંત આણવાનું એમને સૂઝ્યું. તે વખતે એ જ આંતરનાદ પોકારી ઊઠયો, એ જ દૈવી શક્તિ સહાયમાં આવી. એણે કહ્યું: "ધર્મને ખાતર પ્રાણ અર્પણ કરવાનાં સ્વપ્નાં સેવનાર આવા ભીરુ હોય?" તેમણે તરત જ એ ઝેરની પ્યાલી બારીએથી ફેંકી દીધી. સત્યની શોધમાં નિરાશા મળતાં એક વાર હતાશ થઇ 'નેશનલ રિફૉર્મર'ની ઑફિસમાં બેઠાં હતાં. ત્યાં વળી પાછો એ અવાજ સંભળાયો: "સત્યને ખાતર સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છે?" એમણે તરત જ હા ભણી. એમના મિત્રમંડળમાં પણ પછી તો એ બોધ આપતાં કે "સત્યને ખાતર મરવું સહેલું છે, જીવવું અઘરું છે. સાચો ધર્મવીર તો એ છે જે સત્યને ખાતર જીવે છે."

જે પ્રકાશ માટે તે વલખાં મારતાં હતાં તે પ્રકાશ છેવટે તેમને મેડમ બ્લેવેટ્સ્કીના પ્રખ્યાત ગ્રંથ "સીક્રેટ ડૉકટ્રીન" માંથી મળવા માંડયો. આ પુસ્તક આપનાર "રિવ્યુ ઑફ રિવ્યુઝ" ના તંત્રી ડબ્લ્યુ. ટી. સ્ટેડ હતા. એમને ત્યાં રિવ્યુ માટે આવેલા આ બે ગ્રંથો મિસિસ બેસન્ટને આપતાં એમણે જણાવ્યું કે "તમારા સિવાય બીજું કોઇ આમાં ચંચુપ્રવેશ કરી શકે તેમ નથી." પુસ્તક વાંચતાં તરત જ તેમના મનમાં સત્યની ખોવાયેલી સંકલના તાજી થઇ. અને એના લેખકને મળવા ઉત્કંઠા દર્શાવી. મેડમ બ્લેવેટ્સ્કીને મળતાં જ એમનું જીવન બદલાઇ ગયું. સમાજવાદી મિત્રોથી એ વિખૂટાં પડયાં. અને જે નવો પ્રકાશ મળ્યો તેથી માનવજાતિની સેવા કરવામાં તે વધુ મક્કમ થયાં.

મેડમ બ્લેવેટસ્કી સાથે સંબંધ થતાં તે તેમના ગુરુ મહાત્મા મોરિયાના સંબંધમાં આવ્યાં. આપઘાત કરતી વખતે ચેતવણી આપનાર એ જ મહાત્મા હતા એવી એમની ખાતરી થઇ ગઇ. આ દિવસ એમના જીવનમાં ધન્ય દિવસ હતો. તે નાસ્તિક મટી આસ્તિક બન્યાં. પોતાનું તન મન અને હૃદય થિયૉસૉફીને અર્પણ કર્યું. ૧૮૯૧ માં મેડમ બ્લેવેટ્સ્કીનું મરણ થતાં તેમનું સઘળું કાર્ય ડૉ. બેસન્ટે ઉપાડી લીધું અને ૧૯૦૮ માં કર્નલ ઑલકોટ ગુજરી જતાં એઓ થિયોસૉફીકલ સોસાયટીનાં પ્રમુખ ચુંટાયાં. ત્યારથી થિયોસૉફીકલ સોસાયટીનાં ગૌરવ ને વિસ્તાર વધ્યાં છે. અને થિયોસૉફીસ્ટોએ એમને વારંવાર પ્રમુખ તરીકે ચૂંટી એમની સેવાની કદર કરી છે.

૧૮૯૩માં એઓ હિંદ પધાર્યાં, અને હિંદને પોતાની માતૃભૂમિ બનાવી, પોતે તેની એક મહાન સેવિકા બન્યાં. પ્રથમ તો તેમણે ધર્મભાવનાની શુદ્ધિ અને જાગૃતિ કરવાનો પ્રયત્ન આરંભ્યો. હિંદુ ધર્મ, પારસી ધર્મ, જૈન ધર્મ, બુદ્ધ, શીખ, ઇસ્લામ ધર્મો, ભગવદ્‌ગીતા, ઉપનિષદ, રામાયણ, મહાભારત, પાતંજલયોગ આદિનો અભ્યાસ કર્યો અને તેનો મર્મ સમજાવવા વ્યાખ્યાનો આપ્યાં; તેમ જ પુસ્તકો પ્રગટ કર્યાં. આ રીતે એમણે ઘણા હિંદુ યુવકોને હિંદુ ધર્મ પ્રત્યે માનબુદ્ધિ ધરાવતા કર્યા. આ પ્રવૃત્તિના છેવટના પ્રયત્નમાં થિયૉસૉફીકલ સોસાયટીમાં સર્વ ધર્મની પ્રાર્થના શરૂ કરી હતી અને સોસાયટીના મુખ્ય મથક અડ્યારમાં જુદા જુદા ધર્મનાં મંદિરો સ્થાપ્યાં હતાં.

પરંતુ કેળવણી વિના ધર્મ સમજાતો નથી, અને કેળવણીની સંસ્થાઓમાં ધર્મશિક્ષણ નહિ અપાય તો ઋષિઓની આ ભૂમિ જડવાદમાં ઘસડાઇ જશે એમ તેમને ખાતરી થતાં, તેમણે બનારસમાં સેન્ટ્રલ હિંદુ હાઇસ્કૂલ, સેન્ટ્રલ હિંદુ કૉલેજ અને સેન્ટ્રલ હિંદુ કન્યાશાળા સ્થાપ્યાં. તેને માટે રાજા મહારાજા અને શેઠ શાહુકારોને મળી જાહેર વ્યાખ્યાનો આપી સારું ફંડ એકઠું કર્યું. "સેન્ટ્રલ હિંદુ કૉલેજ મેગેઝીન" નામનું માસિક કાઢ્યું અને શાળા તથા કૉલેજના અભ્યાસ સાથે ધાર્મિક શિક્ષણ માટે નવાં પાઠ્ય પુસ્તકો પણ તૈયાર કર્યાં. સેન્ટ્રલ હિંદુ કૉલેજ હિંદુ યુનિવર્સિટીને સોંપ્યા બાદ તેમણે થિયોસોફીકલ એજ્યુકેશન ટ્રસ્ટની સ્થાપના કરી. અઘાર, મદનાપલ્લી, કાનપુર, હૈદ્રાબાદ વગેરે સ્થળે શાળા અથવા કૉલેજ ઉઘાડી અને આવી દરેક સંસ્થામાં દરેક ધર્મના વિદ્યાર્થીને તેના પોતાના ધર્મનું શિક્ષણ અપાય તેની વ્યવસ્થા કરી. ઇ. સ. ૧૯૧૭ માં રાષ્ટ્રીય શિક્ષણને ઉત્તેજન આપનારી સંસ્થાઓ સ્થાપી અને તેને અંગે રાષ્ટ્રીય યુનિવર્સિટી પણ ઊભી કરી, પરંતુ અનેક મતભેદ તેમ જ પૈસાના અભાવે તે ત્રણ વર્ષથી વધુ ન ચાલી શકી. છતાંયે કેળવણીનું ક્ષેત્ર વિશાળ કરવા અને કેળવણીમાં રાષ્ટ્રીય ભાવના લાવવા પોતાથી બને તેટલો ભગીરથ પ્રયત્ન ચાલુ રાખ્યો. બ્રહ્મવિદ્યા આશ્રમ અને થિયોસોફીકલ વર્લ્ડ યુનિવર્સિટીની યોજના કરી. હિંદીઓ માટે બોય સ્કાઉટ સંસ્થા દાખલ કરી.

કેળવણી અને ધર્મ ઉપરાંત સંસારસુધારામાં પણ તેમનો અમૂલ્ય ફાળો હતો. સમાજભાવના પ્રકટ કરવા માટે હિંદનાં પુત્રપુત્રીઓનું મંડળ કાઢ્યું. *Wake up India* જેવાં પુસ્તકો પ્રકટ કરી, સુધારક હિલચાલ ચાલુ કરી હતી. ૧૯૧૭ માં સ્ત્રીઓ માટે વિમેન્સ ઇંડિયન એસોસીએશનની સ્થાપના કરી. કર્નલ ઓલકોટે કાઢેલી અંત્યજ શાળાને સુદૃઢ કરી, સ્વદેશી ઉપર અનેક વ્યાખ્યાનો આપતાં. મજૂરસંઘની સ્થાપના પહેલવહેલી એમણે મદ્રાસમાં કરી. આ ઉપરાંત યુવાનો માટે યુથલૉજ, યુથલીગ વગેરે સંસ્થાઓ સ્થાપી. આ રીતે જગતમાં અત્યારે પ્રવર્તી રહેલા નવા વિચારોનો આચાર ઘણા સમય પૂર્વે મિસિસ બેસન્ટે કર્યો હતો. નવીન વિચારને ઝીલવામાં ને આચરવામાં સદાયે એ અગ્રેસર જ રહ્યાં છે. જગત એમના વિચાર સમય જતાં સ્વીકારે છે ને આચરે છે.

રાજકીય ક્ષેત્રમાં પણ એમનો ફાળો નાનોસૂનો નથી. હિંદ ઉપર વર્તી રહેલા જુલમ સામે અવાજ ઉઠાવવાનું ૧૮૭૫ માં એમણે શરૂ કરેલું. ઈંગ્લાંડ, હિંદ અને અફઘાનીસ્તાન ઉપર તેમણે એક પુસ્તક લખેલું. દાદાભાઇ નવરોજીને પાર્લામેન્ટની ઉમેદવારી વખતે ઈંગ્લાંડમાં મત મેળવી આપવામાં પોતાથી બનતું કરેલું.

૧૮૩૩ માં હિંદ આવ્યાં તે પહેલાં પણ હિંદ વિષેના એમના વિચારો એમણે જણાવેલા તે એમના જ શબ્દોમાં આલેખીશ.

"જે કાર્ય કરવાનું છે તેને માટે જો કે હું પશ્ચિમમાં જન્મ પામી છું છતાં પણ મારી ખરી માતૃભૂમિને હું વીસરી ગઇ નથી. મારો આંતરસ્વભાવ વાત્સલ્યભાવથી પૂર્વ તરફ વળે છે. ભાગ્યદેવી કૃપા કરશે તો હું હિંદમાં વિચરીશ અને આજે મનથી મળું છું તેમ સ્થૂળ શરીરથી તમને મળીશ. મારે મન હિંદ એ ખરેખર તીર્થભૂમિ છે. એના તત્ત્વજ્ઞાનથી પશ્ચિમની દુનિયાનું સઘળું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થવા પામ્યું છે. હિંદ આધ્યાત્મિકતા અને સંસ્કૃતિની જનની છે. જ્યારે હું હિંદનો વિચાર કરું છું ત્યારે તેની પ્રાચીન ભવ્ય સ્થિતિનો વિચાર કરું છું; અત્યારની પતિત દશાનો નહિ."

હિંદમાં આવીને તેમણે હિંદના પ્રાચીન. 'કાળમાં હિંદીઓ જે પૂરેપૂરી સ્વતંત્રતા ભોગવતા હતા તેનો અભ્યાસ કર્યો. ઓગણીસમી સદીના છેલ્લા દશકામાં તેમણે ગ્રામ્ય પંચાયતનો અભ્યાસ કરી, રાષ્ટ્રીય જીવન અને હિંદ પ્રત્યે ઈંગ્લાંડે બતાવેલી બેદરકારી વિષે ભાષણો આપ્યાં હતાં.

સુરત ખાતે થયેલ કોન્ગ્રેસનું ભંગાણ અને બંગભંગ તેમ જ તેને અંગે ઉત્પન્ન થયેલી મારફાડની હિલચાલ અને પોલીસને હાથે વિદ્યાર્થીઓને થતી હાડમારી જોઈ તેમનો આત્મા રાજકીય કાર્ય માટે તલપી રહ્યો. છેવટે તેમણે શ્રીયુત ગોખલે સાથે મળી પોતાના કાર્યની રૂપરેખા દોરી અને સ્વતંત્રતા ખાતર પોતાની વાણીને વેગ આપી ભાષણો કરવા માંડયાં. ૧૯૧૩ ની શરૂઆતમાં ' કોમનવીલ ' અઠવાડિક અને જુલાઈમાં ' ન્યૂ ઈંડિયા ' દૈનિક પત્ર ચાલુ કર્યું. આ રીતે માતૃભૂમિની મુક્તિ માટેનું કાર્ય આરંભ્યું. ૧૯૧૩ ના ઑગસ્ટમાં મહાન વિગ્રહની શરૂઆત થઈ અને હિંદને સ્વરાજ્યની હિલચાલ માટે તે યોગ્ય તક છે એમ સમજી તેમણે મદ્રાસ ખાતે ભરાયેલી મહાસભાની બેઠકમાં પ્રથમ વાર હાજરી આપી વિનિમયના ઠરાવનું સમર્થન કર્યું. આ રીતે કોન્ગ્રેસમાં દાખલ થઈ મોડરેટ અને એકસ્ટ્રીમીસ્ટોને અને હિંદુ મુસલમાનોને સહકારી બનાવવાનો અને હિંદને શું જોઈએ છે તેની યોજના તૈયાર કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેને પરિણામે ૧૯૧૬ માં લખનૌ ખાતે મળેલી સંયુક્ત મહાસભા અને મુસ્લીમ લીગે ભેગા મળી ઘડી કાઢેલી કોન્ગ્રેસલીગ સ્કીમ પસાર કરવામાં આવી.

કોન્ગ્રેસમાં વધારે જીવન લાવવા માટે અને તેને સહાય કરવા માટે તેમણે સપ્ટેમ્બર ૧૯૧૬ માં હોમરૂલ લીગની સંસ્થા સ્થાપી આખા હિંદમાં સ્વરાજ્યની ભાવના જાગ્રત કરી પ્રબળ આંદોલન ફેલાવ્યાં. આથી તેમનાં પત્રો જપ્ત થયાં. અને તેમને તેમના સાથી જી. એસ. એરૂંડેલ અને બી. પી. વાડિયા સાથે મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે નજરકેદ કર્યા. ધાર્યા કરતાં સ્વરાજ્યની હિલચાલને વધારે ટેકો મળ્યો. અને સપ્ટેમ્બર માસમાં તેમને બીનશરતે છોડી મૂકવામાં આવ્યાં. ૧૯૧૭ ની કલકત્તામાં ભરાયેલી મહાસભાનાં તે પ્રમુખ ચુંટાયાં. અને તેમની આગેવાની નીચે કોન્ગ્રેસ એકાદ અઠવાડિયા માટે કામ કરનારી નહિ પણ વર્ષભર કામ કરનાર સંસ્થા થઈ પડી. હિંદી વજીર મિ. મોન્ટેગ્યુ અને ચેમસ્ફોર્ડે સુધારાની યોજના ઘડી અને તે જુલાઈ ૧૯૧૮ મા બહાર પડી. દેશમાં ત્રણ પક્ષો પડયા; મોડરેટો, હોમરૂલરો અને એકસ્ટ્રીમીસ્ટોના મતભેદ તીવ્ર થયા. ૧૯૧૯માં ડેપ્યુટેશન મોકલવા સંબંધી મતભેદ પડતાં હોમરૂલનું સુકાન તેમને બદલે ગાંધીજીએ લીધું. અને હોમરૂલ લીગને સ્થાને સ્વરાજ્ય સભા તરીકે તે ઓળખાવા લાગી. ૧૯૨૦ સુધી તે કોન્ગ્રેસની સાથે રહી કામ કરતાં હતાં. પણ ૧૯૧૯ પછીની સત્યાગ્રહની હિલચાલ અને ૧૯૨૦ ની અસહકારની હિલચાલ વિરુદ્ધ મત ધરાવતાં તેઓ ૧૯૨૦, ની કલકત્તાની બેઠક પછી મહાસભામાં ભાગ લેતાં બંધ થયાં. પણ એ હિલચાલ બંધ થયા જેવી થતાં બેલગામ, મદ્રાસ, કલકત્તા વગેરે કોન્ગ્રેસ બેઠકોમાં પાછાં હાજર થઈ પોતાના હોમરૂલ બીલને ઉંચી લઈ નહેરૂ રિપોર્ટને કોન્ગ્રેસનો ટેકો અપાવવા અને કોન્ગ્રેસની એકતા માટે ફરી પાછો ભગીરથ યત્ન શરૂ કર્યો. નહેરૂ રિપોર્ટ મંજૂર થયો, પણ ત્યારબાદ બીજે વર્ષે કોન્ગ્રેસે પૂર્ણસ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો અને નહેરૂ રિપોર્ટ રદ કર્યો. એટલે તેઓ લીબરલોની

સાથે જોડાઇ કામ કરવા લાગ્યાં. પરંતુ જ્યારે હિંદી સરકારે કોન્ગ્રેસની કાર્યવાહક સમિતિને કાયદા વિરુદ્ધની સંસ્થા તરીકે જાહેર કરી ત્યારે પોતે હિંદથી ૭ હજાર માઇલ દૂર હોવા છતાં પણ પોતે સમિતિની પડખે ઊભાં છે, એમ જાહેર કરી તે વખતનાં કામચલાઉ ઉપપ્રમુખને પોતાની સેવા તારથી અર્પણ કરી હતી.

તેમણે હિંદ માટે એક જ જાતની માગણી ૧૯૧૦ ની સાલથી કરી છે. અને તે તેમના રાજદ્વારી કાર્યનો મુખ્ય મુદ્દો છે. અને તેને તેઓ મક્કમપણે વળગી રહી અમલમાં લાવવા વૃદ્ધ ઉમ્મરે પણ યુવકના જુસ્સાથી કાર્ય કરી રહ્યાં હતાં. તે મુદ્દો એ કે—

"એક અંગ્રેજ ઈંગ્લાંડમાં જેટલો સ્વતંત્ર છે તેટલો એક હિંદી હિંદમાં બને; હિંદનું રાજ્યતંત્ર પોતે જ ચૂંટેલા પોતાના લોકોથી ચલાવાય. પોતે જ પોતાનું પ્રધાનમંડળ પોતાની ઇચ્છાથી બનાવે અને પોતે જ પોતાના પ્રધાનોને રૂખસદ આપે, પોતે ચાહે તે હથિયાર રાખી શકે. પોતે પોતાનું લશ્કર, પોતાનો કાફલો, અને પોતાના સ્વયંસેવક રાખે, પોતે જ પોતાના ઉપર કર નાખે, પોતે પોતાનું બજેટ બનાવે, પોતાનાં બાળકોને પોતે કેળવે. પોતાની જમીનને પોતે જ પાણી આપી ફળદ્રૂપ કરે, પોતાની ખાણોમાંથી પોતે ધાતુઓ કાઢે, પોતાની ટંકશાળમાં પોતાના સિક્કા પાડે, ઇમ્પીરિયલ તાજની સત્તા કબૂલ રાખે, પણ પોતાની હકુમતની અંદર પોતે જ સર્વોપરિ સત્તા ભોગવે, અને ઇમ્પીરિયલ કૉન્ફરન્સમાં પોતાના જ પુત્રોને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલે."

સત્યની શોધ અને સત્યનું અનુસરણ તેમના જીવનનો મુખ્ય મંત્ર હતો. આને લીધે તેમને પોતાના જુદા ક્ષેત્રમાં અનેક ચૂસ્ત મિત્રો ગુમાવવા પડ્યા છે. પણ એ બધાને ભોગે તે સત્યને વળગી રહ્યાં હતાં.

તેમની હિલચાલ ચાલુ પરિસ્થિતિને અવલંબીને નહિ પણ ભાવીની દૃષ્ટિથી ચાલતી હતી. અને તેથી કદાચ તાત્કાલિક વિજય ન મળે તો તે હતાશ થતાં નહિ પરંતુ એમાંથી માર્ગ કાઢી નવેસરથી તેટલા જ બળથી, ફરી કાર્ય શરૂ કરતાં, અને હિંમતભરી વીરતા દાખવતાં.

૧૯૧૮માં ભાવનગર ખાતે તેમને અપાયેલા માનપત્રના જવાબમાં તેમણે કહેલું કેઃ—

"ધર્મ અને માતૃભૂમિને ખાતર મારાથી જે કાંઇ કાર્ય બને છે તે માટે તમે આટલી બધી લાગણી દર્શાવો છો તેને માટે હું તમારો આભાર માનું છું. મારે મન તો કાર્ય એ જ કાર્યનો બદલો છે. હું તમને સૌને માતૃભૂમિની સેવા કરવાનું કહું છું, કેમકે આ આર્યભૂમિમાં જન્મ પામવો એ તમારા પૂર્વજન્મનાં શુભ કર્મોનું પરિણામ છે. વળી તમારી સાથે હિંદમાં નિવાસ કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થવાથી મને ઘણો આનંદ થાય છે; નહિ તો આ જન્મમાં મને સુખ મળત નહિ. માતૃભૂમિની સેવા કરવાનો પ્રસંગ ઈશ્વરે મને આપ્યો છે એના બદલામાં આભાર તો મારે માનવો જોઇએ, તમારે નહિ. જો કે આ દેશમાં જન્મ લેવાને તમારા જેવું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત નથી થયું, તોપણ તમે મને તમારામાંની જ એક ગણજો. અંતમાં, હું આશા રાખું છું કે તમે તમારો સ્નેહ ગુરુદેવની સેવામાં, કાર્યમાં અને માતૃભૂમિને ચરણે રેડવા પ્રયત્ન કરશો."

ઈન્દુમતી મહેતા

# હિંદી રીઝર્વ બેંક

દરેક દેશના આર્થિક જીવનમાં નાણાંની ખરીદશક્તિ ( Purchasing Power)ની સ્થિરતા અગત્યનું સ્થાન રોકે છે. ચીજોની એકંદર કિંમત સારા રાષ્ટ્રનાં નાણાં અને માલના જથ્થા વચ્ચેના પ્રમાણ પર અવલંબે છે. જો દેશની પેદાશ વધારે હોય અને પ્રમાણમાં નાણાંની છૂટ ન હોય તો એકંદરે ભાવો ઘટવા માંડે; અને એથી ઊલટા સંજોગોમાં વિરુદ્ધ પરિણામ આવે. હાલમાં દુનિયામાં વ્યાપી રહેલી મંદી પણ મુખ્યત્વે નાણાંની તંગીને જ આભારી છે. આ ઉપરથી સહજ જણાઈ આવે છે કે નાણાં–વ્યવસ્થાની નીતિ અસંત મહત્ત્વનાં પરિણામોથી ગર્ભિત હોય છે.

આધુનિક જમાનામાં રાષ્ટ્રીય નાણાં–વ્યવસ્થામાં મધ્યસ્થ બેંક (Central Bank) ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ૧૯૨૦ની આંતરરાષ્ટ્રીય નાણાં–પરિષદ (International Monetary Conference)માં દરેક દેશમાં મધ્યસ્થ બેંક સ્થાપવાની ઇષ્ટતા વ્યક્ત કરતો ઠરાવ પસાર થયો હતો. આ ઠરાવ પસાર કરવાનું શું કારણ ? મધ્યસ્થ બેંકનું મુખ્ય કાર્ય માલના વિનિમય માટે પૂરતાં નાણાં પૂરાં પાડવાનું, એટલે કે એકંદરે ભાવો અમુક સપાટી પર ( Level of Prices ) ટકાવી રાખવાનું. દેશને કેટલાં નાણાંની જરૂર છે, નાણાંના દર યોગ્ય છે કે નહિ અને હૂંડિયામણ સ્થિર છે કે કેમ—આ બધા પ્રશ્નોનો ઉકેલ આણવા એક સંસ્થાને ઉછેરવામાં આવી છે. આ સંસ્થાનો સીધી કે આડકતરી રીતે નાણાંબજારમાં સ્વાર્થ રાખવામાં આવતો નથી; અને આવા અગત્યના પ્રશ્નોનો ઉકેલ આણવાની સત્તા તેને આપવામાં આવે છે. આ કાર્ય સરકાર જાતે કરે તો તે કદી પૂર્ણ સફલતા પ્રાપ્ત કરી ન શકે; કારણ કે સરકાર નાણાંબજારમાં એક મુખ્ય ગ્રાહક હોય છે તથા દેશની શાખ (Credit) નું પ્રમાણ નાણાંની વ્યવસ્થા કરનાર સંસ્થામાં લોકોની શ્રદ્ધાના અસ્તિત્વ સાથે ગાઢ સંબંધ ધરાવે છે; જ્યારે સરકાર પરત્વેની શ્રદ્ધા રાજ્યકર્તા પક્ષની સ્થિરતાનું પ્રતિબિંબ હોય છે. આથી મધ્યસ્થ બેંક જેવી ખાસ સંસ્થાનું સર્જન વધારે પસંદ કરવામાં આવે છે; અને તેમાં સમસ્ત દેશની નાણાંવ્યવસ્થા કેન્દ્રિત થાય છે.

નાણાં એટલે ચલણ અને શાખ. ચલણમાં વધારો થાય અને શાખમાં એથી મોટે દરજ્જે સંકોચ થાય તો કુલ નાણાં પ્રથમ કરતાં ઓછાં જ હશે, અને તેથી ભાવો પણ ઘટવા માંડશે. આથી ભાવોમાં ફેરફાર થતો અટકાવવાની શક્તિ મેળવતા પહેલાં નાણાં વધારવા–ઘટાડવાની શક્તિ મેળવવી આવશ્યક છે; અને તે માટે ચલણ અને શાખ પર કાબુ હોવો જોઇએ. ધાતુ તેમ જ કાગળનાં ચલણનાં વિકાસ અને સંકોચ સાધવાની સત્તા હસ્તગત હોય તો જ ચલણમાં વધઘટ કરી શકાય; તેમ જ આખા દેશની બેંકો પર સર્વોપરિપણું મેળવ્યા સિવાય શાખ પર અંકુશ મેળવવો દુર્લભ છે. બેઉ સત્તા એક સંસ્થામાં એકત્રિત થાય ત્યારે જ તે આખા રાષ્ટ્રના નાણાંબજારને દોરી શકે.

હજી સુધી હિંદને મધ્યસ્થ બેંકના ફાયદાથી વિમુખ રાખવામાં આવ્યું છે. ઇમ્પીરિયલ બેંક થોડેઘણે અંશે બેંકોની બેંક છે, પણ તેને ચલણની વ્યવસ્થા સોંપવામાં આવી નથી;

આથી તેને મધ્યસ્થ બેંક કહી ન શકાય. ૧૯૨૭ સુધી તો હિંદી ચલણને સોનાના ધોરણનું અવલંબન પણ મળ્યું નહોતું. હિલ્ટન યંગ કમિશનના રિપોર્ટમાં સોનાનું ધોરણ (Gold-Bullion Standard) સ્વીકારવાની ભલામણ થઈ હતી અને તે માટે મધ્યસ્થ બેંક યાને રિઝર્વ બેંક સ્થાપવાની જરૂરિયાત જણાવવામાં આવી હતી. ૧૯૨૮માં વડી ધારાસભામાં રિઝર્વ બેંક બિલ પર ગંભીર ચર્ચા થઇ હતી. આ બિલમાં દોરેલી યોજના પ્રજાપક્ષને લાભકારક ન જણાવાથી તે પસાર થવા પામ્યું નહિ. જ્યારે હિંદને સુધારા આપવાના પ્રશ્ન પર વિવેચન ચાલ્યું ત્યારે હિંદના લેણદારોને બાંહેધરી આપવાનો સવાલ ઉપસ્થિત થયો. ભવિષ્યની હિંદી સરકારની સ્થિરતા પર લેણદારોના હક્કોનો આધાર હોવો ન જોઇએ અને તે માટે કોઈ એવી યોજના ઘડી કાઢવી જોઇએ કે જેથી તેઓના હક્કોનું ખંડન થવા ન પામે એવો સિદ્ધાંત સ્વીકારાયો. પ્રસ્તુત યોજના તે રિઝર્વ બેંકની સ્થાપના; આથી જ રિઝર્વ બેંકની સ્થાપના, ફેડરેશનની આગામી શરત કરવામાં આવી છે.

રિઝર્વ બેંકની યોજના ઘડવા માટે એક ખાસ કમિટીની નિમણૂંક ચાલુ વર્ષમાં થઇ હતી. તેનો રિપોર્ટ ગયા ઑગસ્ટમાં બહાર પડયો. થોડા સમયમાં, આ રિપોર્ટ પરથી દોરી કાઢેલું, રિઝર્વ બેંક ખીલ ધારાસભા આગળ રજૂ થનાર છે. રિપોર્ટની યોજનામાં, નીચે જણાવેલા મુદ્દાઓ ખાસ અગત્યના છે.

(૧) બેંક ભાગીદારો (શેર-હોલ્ડરો)ની માલિકીની રહેશે. દરેક શેર રૂપિયા પાંચસોનો અને કુલ શેરભંડોળ રૂપીઆ પાંચ કરોડનું રાખવામાં આવશે;

(૨) બેંકની વ્યવસ્થા ૧૩ મતાધિકાર અને ૨ અથવા ૩ સલાહકારક સભ્યોના મંડળ ( Board of Directors ) ના હાથમાં સોંપવી; આઠ સભ્યો ભાગીદારોએ ચૂંટેલા અને ચાર ગવર્નર જનરલ-ઇન-કાઉન્સિલે નીમેલા ( આમ થઇને તેર ) સભ્યો; આ પ્રમાણે બૉર્ડનું બંધારણ રાખવું;

(૩) હિંદના પાંચ ભાગલા પાડવા, દરેકની સ્થાનિક સલાહકારક કમિટી રાખવી અને તે કમિટીએ એક અથવા બે ( મુંબાઈ, બંગાળ અને દિલ્હીના ભાગ દીઠ બે, બ્રહ્મદેશ અને મદ્રાસ, એક ) પ્રતિનિધિ મધ્યસ્થ બોર્ડમાં મોકલી આપવા;

(૪) પ્રથમ બોર્ડની નિમણૂંક ગવર્નર જનરલે કરવી;

(૫) અ. સ્ટર્લિંગનું ધોરણ સ્વીકારવું;

(૫) બ. ચલણનું ખાતું, શરાફી (બેંકીંગ) ખાતાથી અલાયદુ રાખવું; પહેલા થોડા સમય સુધી ચલણના ૫૦ ટકા અનામત (Reserve) અને પછીથી ૪૦ ટકા અનામત રાખવા અને સ્ટર્લિંગનો સારો જેવો જથ્થો, હૂંડિયામણનો દર ટકાવી રાખવા હાથ પર રાખવો;

(૬) ઓછામાં ઓછું ૩૫ કરોડનું સોનું—અત્યારના કાગળના ચલણના ૨૦ ટકા જેટલું-અનામત રાખવું;

(૭) યાદી પર રહેવા માગતી બેંકોએ ( Scheduled Banks ) અમુક ટકા રીઝર્વ બેંકમાં અનામત રાખવા;

(૮) હિંદી સરકારના-Rupee Reserve-માંથી પચાસ કરોડ બેંકને આપવા;

(૯) લંડનમાં શાખા ખોલવી અથવા બેંક ઑફ ઇંગ્લાંડ મારફત કામ કરવું;

(૧૦) ૫ ટકાથી વધુ ડિવીડંડ આપવું નહિ;
અને (૧૧) બેંકે રાજકીય અસરોથી દૂર રહેવું.

હિંદ અને અમેરિકાની પરિસ્થિતિ વચ્ચે કેટલુંક સામ્ય હોવાથી અમેરિકાની ફેડરલ રિઝર્વ બેંક થોડે ઘણે અંશે અનુકરણનું સાધન થઇ પડે એમ છે. બેઉનો વિસ્તાર ઘણો વિશાળ છે, અને એ બેઉના આર્થિક જીવનમાં ખેતીનું સ્થાન અગ્ર છે. આથી તેઓની મધ્યસ્થ બેંકોમાં સ્થાનિક અને કેન્દ્રિત (Decentralised and centralised) બેંકીંગના લાભો સાથે મળવા જોઇએ, અને ખેડૂતની સગવડ માટે ખાસ ગોઠવણ હોવી જોઇએ. અમેરિકામાં બાર સ્થાનિક-મધ્યસ્થ બેંકો ( Regional Banks ) છે; આપણે ત્યાં હિંદને પાંચ વર્તુલમાં વહેંચવાની ભલામણ થઇ છે. અમેરિકામાં ખેતીને લગતી લાંબી મુદતની હૂંડી વટાવવાની ખાસ સગવડ છે; રિઝર્વ બેંકને પણ છ માસની હૂંડી વટાવવાની સત્તા આપવાની સલાહ અપાઇ છે.

ભાગિદારોની માલિકી, પાંચ કરોડનું શેરભંડોળ, એક વ્યક્તિના મતાધિકાર પર અંકુશ, ડિવીડંડના દર પર નિયમન, યાદી પર રહેવા માટે વેપારી બેંકોની અમુક ટકા જમા બાકી ( Minimum Bank Balance ) રાખવાની ફરજ, ચલણના પ્રથમ ૫૦ ટકા અને પાછળથી ૪૦ ટકા અનામત રાખવાની શરત, બેંકની ચલણ અને શરાફી ખાતામાં વહેંચણી, રાષ્ટ્રીય દેવાની (Public Debts) વ્યવસ્થાની સોંપણ, નાણાંબજારમાં હૂંડીઓ અને સરકારી લોનો લેવા-વેચવાની ( Open Market Operations ) છૂટ અને રાજકીય અસરોમાંથી મુક્ત રહેવાની ફરજ—આ સર્વ હક્કો, ફરજો અને શરતો શાસ્ત્રીય સિદ્ધાન્તાનુસાર છે અને તેની સામે વિરોધ કરવા જેવું નથી. પરંતુ બીજી કેટલીક એવી બાબતો છે કે તેની વિરુદ્ધ સખત ઝુંબેશ ઉઠાવવાની જરૂર છે.

ગવર્નર જનરલ-ઈન-કાઉન્સિલે નીમેલા ચાર સભ્યો અને બેંકના ગવર્નર (કે જેની નિમણૂંક પણ ગવર્નર જનરલને હાથ રહેશે) આ પાંચ સભ્યો, બોર્ડમાં ગવર્નર જનરલની નીતિ (Policy) નો પક્ષ ખેંચે તો તેમાં નવાઇ નહિ. Nominated block નું ત્યાં પણ સર્જન કરવાનો ઇરાદો હોય એમ લાગે છે. રાજકીય અસરોમાંથી મુક્ત રહેવાની ભલામણ, આ સંજોગોમાં, કેમ અમલમાં મૂકાશે તે સમજી શકાતું નથી.

બીજું, બેંકના ગવર્નરની પસંદગી ગવર્નર જનરલને શુભ હસ્તે થશે—અલબત્ત, બોર્ડની સાથે મંત્રણા કર્યા પછી ગવર્નરની નિમણૂંક કરવા જેટલી લાયકાત ધરાવનારું બોર્ડ રિઝર્વ બેંકને મળી શકશે કે કેમ તેની સરકારને શંકા હોય એમ જણાય છે. અમેરિકામાં આ સત્તા પ્રેસિડન્ટના હાથમાં છે. પરંતુ તે તો પ્રજાએ ચૂંટેલી વ્યક્તિ છે. બ્રિટીશ સરકારની, ગવર્નરદ્વારા, બેંક પર આડકતરો કાબુ મેળવવાની મુરાદનું આમાં ઝાંખું દર્શન થતું હોય એમ લાગે છે.

પ્રથમ બોર્ડની નિમણૂંક ગવર્નર જનરલ કરશે. ધાસ્તી રહે છે કે પહેલું બોર્ડ એવી કાર્યપદ્ધતિ અને પ્રણાલિકા સ્વીકારશે કે જે ગવર્નર જનરલની ઇચ્છાનુસાર હોય. અને શરૂઆતમાં અનુસરવામાં આવેલી નીતિ લાંબો વખત ટકી રહેવાનો ઘણો સંભવ છે; કારણ કે આવી રાષ્ટ્રીય સંસ્થા એકાએક ક્રાંતિકારક ફેરફારો કરી ન શકે અને જો તેમ કરે તો તેમાંથી અનિષ્ટ પારણામો ઉદ્‌ભવ.

લંડનના કામકાજ માટે બેંકે પોતાની જ શાખા ખોલવી જોઇએ. બેંક ઑફ ઇગ્લાંડ

મારફત કામ લેવામાં આવે તો તેને ડખલગીરી કરવાની તક મળે. જ્યારે લંડનના નાણાં-બજારમાં હિંદ અને ઇંગ્લાંડનાં હિત પરસ્પર વિરુધ્ધ હોય ત્યારે બેંક ઑફ ઈંગ્લાંડ પોતાની સ્થિતિનો લાભ લેવાનું ન ચૂકે.

સ્ટર્લિંગનું ધોરણ એટલે પાઉંડની રૂપિયા ઉપરની સત્તા. સારી આલમમાં એવો ડાહ્યો દેશ ભાગ્યે જ જડશે કે જે પોતાની નાણાંની ઇમારત અસ્થિર ધોરણના પાયા પર ચણવાની દૂરદેશી દાખવે ! સ્ટર્લિંગનાં પોતાનાં ઠેકાણાં નથી તો તે રૂપીઆને શો ટેકો આપશે ? સ્ટર્લિંગ સાથે રૂપીઆને જોડવાની તરફેણમાં એ દલીલ કરવામાં આવે છે કે હિંદ ઘણી મોટી રકમોની પતાવટ સ્ટર્લિંગ દ્વારા કરે છે અને તેથી સ્ટર્લિંગનું ધોરણ સગવડભર્યું છે. શું એક રાષ્ટ્ર કોઇ દેશ સાથે વધુ લેવડદેવડનો સંબંધ ધરાવતો હોય તો તેણે તે દેશનું ચલણ ધોરણ તરીકે સ્વીકારવું જ જોઇએ ? અને તેમ હોય તો ઈંગ્લાંડ પાઉંડને ડૉલર સાથે શા માટે જોડતું નથી ? દુનિયાના નાણાંસંબંધી સંજોગો જોતાં હિંદને સોનાનું ધોરણ સ્વીકારવું પણ સલાહભરેલું નથી. બીજા દેશો માફક રૂપીઆને પણ છૂટો મૂકવો જોઇએ. રૂપિયાની ખરીદશક્તિ, હિંદી નાણાંના જથ્થા પર અંકુશ રાખવાથી, એવી સપાટી પર ટકાવી શકાય કે જે દુનિયાના એકંદર ભાવો (World Level of Prices)ને અનુસરતી હોય. પાઉંડની આસપાસ રૂપીઆનું નૃત્ય ક્યાં સુધી ચાલશે તે સમજાતું નથી. અત્યારે દલીલ કરવામાં આવે છે કે આ સંજોગોમાં સોનાનું ધોરણ સ્વીકારવું ડહાપણભર્યું નથી અને રૂપીઆને તદ્દન છૂટો મૂકવાથી ( અને તેથી તેની ખરીદશક્તિમાં એકદમ ઘટાડો થવાની વકી હોવાથી ) ભયંકર પરિણામ આવવાનો ડર રહે છે; ભવિષ્યમાં એમ શા માટે કહેવામાં ન આવે કે હવે તો સ્ટર્લિંગ સ્થિર છે તેમજ સ્ટર્લિંગ વચ્ચેનો સંબંધ લાંબા વખતનો છે, માટે વગર ફોગટના ફેરફાર શા માટે ?

હિલ્ટન યંગ કમિશનનો રિપોર્ટ બહાર પડયો ન હતો ત્યાં સુધી સોનાના ધોરણ વિરુદ્ધ સમજાવવાના પ્રયત્ન કરતી વેળા હિંદી સરકાર જોઇતું સોનું મેળવી શકવાની મુશ્કેલી પર ખૂબ ભાર મૂકતી. છેલ્લાં બે વર્ષમાં ૧૪૦ કરોડ રૂપીઆનું સોનું નિકાસ થયું એટલે સોનાના અભાવની દલીલ નકામી થઇ પડી; હવે રિઝર્વ બેંક સ્થાપવાને ફક્ત ૩૫ કરોડનું સોનું બસ છે ( પછી ભલે વટાવના દર વારંવાર બદલવા પડે), અને તે સરકારના ચલણ ખાતા પાસે છે પણ ખરું ! હજી પણ સોનાની નિકાસ થતી અટકાવવાને સરકારને પગલાં લેવાની જરૂર જણાતી નથી. હિંદનું સોનું જગતનો આર્થિક ઉદ્ધાર કરવા વપરાય તો ખોટું તો નહિ જ; પરદુઃખભંજનપણાની આવી સોનેરી તક ફરી ક્યારે સાંપડવાની હતી !

હિંદી બેંકના બોર્ડમાં બ્રિટનના પ્રતિનિધિનાં પાંચ વાજિંત્રો હોવાં જોઇએ. તેના ગવર્નર પણ તે જ નીમે. ગવર્નર જનરલને, હિંદની તેત્રીસ કોટીની વસ્તીમાંથી, રિઝર્વ બેંકના ગવર્નરની ખુરશી અપનાવવાની લાયકાતવાળો હિંદી મળવો મુશ્કેલ થઇ પડશે તેની પણ ખાતરી છે. એ તો જાણે આટલાં વર્ષોના બ્રિટનના હિંદને કેળવવાના ભગીરથ પ્રયત્નોનું પરિણામ. અને વળી સ્ટર્લિંગને રૂપીઆ વચ્ચે સહેજ પણ અંતર પડી જાય તો તે કેમ સહેવાય ? સ્ટર્લિંગના નિઃસ્વાર્થી સ્નેહ ખાતર હિંદ માટે નવાં નાણાં-શાસ્ત્રનાં સર્જન આદરવાં પડે તો તેમ કરવાને આપણી સરકાર માબાપ હરહમેશ તત્પર છે ! એ તો હવે મોન્ટેગુ-ચેમ્સફર્ડના સુધારા નીચે સ્થપાએલી વડી ધારાસભાની છેલ્લી ભેટ સાભાર સ્વીકાર્યે જ છૂટકો !

ગમનલાલ પ્રેસવાળા

# સ્વ. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ

૧

**અ**મદાવાદની બહેરા મૂંગાની શાળાના સ્થાપક, પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ, બી. એ. ના સ્વર્ગવાસથી, ગુજરાતે એક નિર્લોભી સાચો સેવક ગુમાવ્યો છે.

મર્હુમ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના હતા. એ જ્ઞાતિ નાની પણ કેળવાયેલી અને આગળ પડતી છે. અકબર બાદશાહના વખતમાં ગુજરાતની જમાબંધીનું કામ રાજા ટોડરમલને સોંપવામાં આવેલું. રાજા ટોડરમલ ક્ષત્રિય હતો અને એણે પોતાની સાથે પંજાબથી કેટલાંક ક્ષત્રિય કુટુંબો ગુજરાતમાં પોતાની સાથે આણીને વસાવ્યાં હતાં.

જૂનાગઢ, લીમડી, સુરત, ભરુચ, અંકલેશ્વર, હાંસોટ, આમોદ, અમદાવાદ અને ખેડા જિલ્લાના નડિયાદ તાલુકાનું અલીણા ગામ અને બરહાનપુર તથા દક્ષિણના હૈદ્રાબાદ સુધી આ કોમનાં થોડાં થોડાં કુટુંબો પ્રસર્યાં અને આબાદ થયાં હતાં. તલવાર અને કલમને જોરે રાજ્યદરબારે એ કોમ હમેશાં આગળ પડતી રહી હતી અને બહાદુરી તથા મુત્સદ્દીગીરીમાં એણે સારી નામના મેળવી હતી. અકબર અને મોગલ બાદશાહોની લડાઇઓ લડવાથી, એમને ઉપરનાં ગામોમાં ઇનામી જમીનજાગીરો મળી હતી અને ઠાકોર, દેસાઇ, મઝમુદાર, મલજી, કાનુગા, છત્રપતિ ઇત્યાદિ અટકોથી એ લોકો ઓળખાતા હતા.

મર્હુમ પ્રાણશંકરના એક વડીલ ધારનો કિલ્લો સર કરવાની કોઇએક લડાઇમાં પડયા હતા.

હૈદ્રાબાદ રાજ્યમાં તો ક્ષત્રિયો જ છેક ગઇ કાલ સુધી કર્તાકારવતા હતા.

અમદાવાદના ખાડિયાને આ ક્ષત્રિયોએ અકબરપુરા નામ આપ્યું હતું.

અલીણાના ક્ષત્રિયો અંગ્રેજ સરકારનું રાજ્ય સ્થપાયું તે પહેલાં પિંઢારી અને બીજા ધાડપાડુઓના હલ્લાઓની સામે થતા અને બખ્તર તથા બંધુકો વાપરતા. પાયજામા, અંગરખાં, મુગલાઇ પાઘડી, શાલ દુશાલા અને દુપટ્ટા પહેરતા અને નીડર ઘોડેસ્વારી કરી જાણતા.

ભરુચમાં દેસાઇજીનું કુટુંબ સુપ્રસિદ્ધ હતું. એમને પેશ્વાઇ સમયથી મશાલ પાલખી વાપરવાનો હક્ક અને કલમ નામનું એક આખું રસાળ ગામ ભેટમાં મળ્યાં હતાં. "ચુની ધી સતી" એ નામનું સ્વ. ગોવર્ધનરામભાઇનું એક પુસ્તક આ દેશાઇજીનાં કુટુંબનાં એક રાજ્યનીતિનિપુણ સાધ્વી સ્ત્રીની કથા છે. પરમોદરાય જાદવરાય દેસાઈ ખંડેરાવ ગાયકવાડના કૃપાપાત્ર હતા. એમને હાથીનો હોદ્દો હતો. ઘણો વખત એ મહારાજા જોડે શેતરંજ રમતા અને વર્ષાસન ખાતા.

ચીમનલાલ સેતલવાડના દાદા અંબાશંકર અમદાવાદના સદર અમીન હતા. જેઠાભાઇની પોળવાળા જેઠાભાઇ શેઠ એમને કોઇ કેસમાં લાખ રૂપિયા લાંચ આપવા આવ્યા. સદર અમીને લાંચ લેવા ના પાડી. શેઠ ઉશ્કેરાઇને બોલ્યાઃ "સાહેબ! લઇ લ્યો! મારા જેવો તમને લાખ રૂપિયા આપનાર નહિ મળે." અંબાશંકરભાઇ કહેઃ "શેઠ! આપનાર

તો ઘણાએ મળશે, પણ તમને મારા જેવો કોઇ ના કહેનાર નહિ મળે." અને એમ કહીને એમણે જે કાળે લાંચ રૂશ્વતમાં બહુ દોષ ગણાતો ન હતો ત્યારે શુદ્ધ પ્રમાણિકપણું અને ન્યાયાધીશને શોભે એવી એક ચાલ બતાવી હતી. દેશમાં નવી કેળવણી પ્રસરતાં આ જ્ઞાતિ હંમેશાં મુત્સદ્દીગીરીના કામમાં પ્રવીણ હોવાથી લગભગ આગલી હરોળમાં રહી છે અને પોતાને છેક હમણાં સુધી "રાજ્યમાન રાજેશ્રી" માનવા, મનાવવામાં અભિમાન માનતી હતી. સ્વ. પ્રાણશંકરે મહારાણી વિક્ટોરિયાની જ્યુબીલીના પ્રસંગે મહારાણીની છબી પાલખીમાં મૂકીને જ્ઞાતિજનોએ એક સરઘસ કાઢેલું તેમાં આગેવાનીભરેલો ભાગ લીધેલો.

શ્રી. બળવંતરાય ઠાકોર એ જ જ્ઞાતિના છે. "વફાદાર દેશભક્તિ" નામનો એક ચર્ચાસ્પદ લેખ આજથી પચીસેક વર્ષ ઉપર એમણે Loyal Patriotism એ મોટો ગુણ છે એમ ઉપદેશવા બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં લખ્યો હતો.

પરંતુ ત્યારપછી તો દેશના રાજકીય વિચારોમાં ઝપાટાબંધ ફેરફારો થયા અને વફાદાર રહેવું અને દેશભક્ત કહેવરાવવું તે પરસ્પર વિરોધી ગુણો સિદ્ધ થયા છે.

ઈ. સ. ૧૯૦૦ થી ૧૯૧૫ સુધી બ્રહ્મક્ષત્રિય દિ. બા. અંબાલાલ સાકરલાલે અમદાવાદમાં રાજકીય ચળવળનું સુકાન પોતાના હાથમાં લીધું, અને "જે ગુજરાત રાષ્ટ્ર-ઉદ્ધારમાં કંઇ.જ હિસાબમાં નહોતું તે સૂતા સિંહની માફક ઊઠયું."

સ્વ. પ્રાણશંકરભાઇ આ પ્રસંગે યુવાનોના નાયક હતા. સ્વદેશી મિત્રમંડળને એમની અને બૅરિસ્ટર જીવણલાલ વ્રજરાયની ઉત્તમ દોરવણી મળી હતી. ૧૯૦૫ની બંગભંગની ચળવળ પછી જે જુવાળ દેશભરમાં પ્રસર્યો તે પ્રસંગે રાષ્ટ્ર ઉત્સવો, સ્વદેશ-કીર્તનો અને સ્વદેશી માલ વાપરવાની પ્રતિજ્ઞા લેવડાવવાની સેંકડો સભાઓ અમદાવાદમાં પોળે પોળે અને જિલ્લાનાં ગામોમાં થતી તેમાંના ઘણાખરા પ્રસંગોએ સ્વ. પ્રાણશંકરભાઇએ મુખ્ય ભાગ લીધેલો છે.

એમના પિતા વકીલ હતા અને એમને વકીલ કરવા ઇચ્છતા. પરન્તુ પ્રાણશંકરને વકીલાતના ધંધામાં રહેલાં જૂઠ અને પ્રપંચનો તિરસ્કાર હતો તેથી એ જાણી જોઇને વકીલાત-માં ન પડતાં શિક્ષકના ધંધામાં પડયા હતા અને એમાં એ સરકારી નોકરીની ગુલામી અયોગ્ય લાગતાં ખાનગી નિશાળના એક નમ્ર શિક્ષક રહેવામાં જ સંતોષ માન્યો હતો.

લોકસેવા, આવા સંજોગોમાં એમને બહુ જ અનુકૂળ થઈ પડી અને નીડરતા, શ્રમ તથા સહકાર કેળવી એમણે ૧૯૦૫ થી ૧૯૧૫ સુધીનાં દશ વર્ષોમાં અમદાવાદ શહેરની રાજકીય સેવા બહુ જ ઉત્તમ રીતે કરી. એક પ્રસંગે લાલા લજપતરાયનો જાહેર સત્કાર યુવકોએ યોજેલો ત્યારે બડાબડા ડરી ગયેલા; પણ પ્રાણશંકરભાઇએ તે વખતે અગ્રસ્થાન લીધું હતું.

સ્વ. ડૉ. નીલકંઠરાય છત્રપતિ બ્રહ્મક્ષત્રિય હતા. પોતે અંધ થયા પછી "બ્રેઇલ લિપિ"માં ઘટતા ફેરફાર કરી અંધ કેળવણીનો આખોએ પ્રશ્ન એમણે ગૂજરાત અને મહા-રાષ્ટ્રને માટે ઉકેલી નાખ્યો હતો. પ્રથમ અમદાવાદ અને પછી મુંબઈમાં રહી અંધશાળા

એમણે કાઢી અને આપણાં એ અંધ દુઃખી બંધુઓનાં જીવનમાં સુખશાન્તિ અને સ્વાશ્રય આણી આપ્યાં. પ્રાણશંકરભાઇના જીવન પર ડૉ. નીલકંઠરાયની અસર બહુ ઊંડી હતી.

એક અસર, સ્વ. દિ. બા. અંબાલાલની; તે રાજકીય ક્ષેત્રમાં કામ આવી અને ડૉ. નીલકંઠરાય તરફની ભકિતએ એમને મૂંગા બહેરાની સેવામાં પ્રેર્યા.

કોઇ પણ પ્રકારના દુઃખ કે વિપત્તિથી નહિ ગભરાતાં એ દુઃખનો પ્રસંગ પણ કલ્યાણનો બનાવવો એ મનુષ્યનો ઉત્તમ અધિકાર છે. નીલકંઠરાયે એ અધિકાર સિદ્ધ કર્યો હતો અને પ્રાણશંકરભાઇએ પણ પોતાના જીવનનું એ જ મુખ્ય કાર્ય કરી મૂક્યું.

ઈશ્વરે જાણે ગુજરાતનાં મૂંગાં બહેરાંને સુખી કરવા માટે પ્રાણશંકરભાઇને ત્યાં એક મૂંગા બહેરાને જન્મ આપ્યો. ઈશ્વરનો સંકેત એ સમજી ગયા અને આજે મૂંગા બહેરાની શાળાને સ્થાયી રૂપ આપી એક માણસના પ્રયાસથી કેટલું કરી શકાય છે તેનું ઉજ્જ્વલ દૃષ્ટાંત મૂકી એ વિદાય થયા છે. સાચા, નિશ્ચયી, સીધા, સરળ, ટેકીલા અને ધ્યેયને પહોંચાય નહિ ત્યાંસુધી જંપીને નહિ બેસનાર જે જુજ મહાશયો આપણા જોવામાં આવે છે તેમાંના એક સ્વ. પ્રાણશંકરભાઇ હતા. ગુજરાતે એમને માટે ગૌરવ માનવું ઘટે છે.

ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો !

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

૨

॥ उदार चरितानां तु वसुधैव कुटुंबकम् ॥

ઉપર લખેલા શ્લોકાર્ધમાં બતાવેલ કોટી પૈકીના એક મરહુમ પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ હતા. તેમનો જન્મ નડીઆદમાં સં. ૧૯૨૩ ના પોષ વદ ૫ તા. ૨૫–૧–૧૮૬૭ના શુભ દિવસે થયો હતો. તેમના પિતા સ્વ. લલ્લુભાઇ જસુભાઇ દેસાઇ નડીઆદમાં વકીલાત કરતા હતા. તેથી મરહુમ પ્રાણશંકરભાઇએ પોતાની બાલ્યાવસ્થા ત્યાં જ ગાળી હતી. તેઓ મુંબઇ વિશ્વવિદ્યાલયના પદવીધર હતા અને ઘણા માયાળુ અને ઉત્સાહી હતા. વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી તે વિરમગામ અને સુરતમાં ખાનગી અંગ્રેજી શાળામાં શિક્ષક તરીકે જોડાયા હતા. ત્યારબાદ થોડી મુદતે અમદાવાદમાં સરકારી હાઇસ્કુલમાં તેમની નિમણૂંક થઇ હતી. કંઇ કારણવશાત તે નોકરી છોડી દઇ તે વખતની ન્યુ ઈંગ્લીશ હાઇસ્કુલમાં થોડાં વર્ષો લોકસેવા કરી હતી. તેમની શિક્ષણ આપવાની શૈલી એવી સારી હતી કે થોડા વખતમાં તેમણે શિષ્ય વર્ગમાં સારી ખ્યાતિ મેળવી હતી. પરંતુ ઇશ્વરની ઇચ્છા તેમને કોઇ બીજે રસ્તે હજુ વધારે સારી સેવા કરાવવાની હશે તેથી તેમને ઘેર એક બહેરા–મૂંગા

છોકરાનો જન્મ થયો. તેને કેવી રીતે કેળવણી આપવી તેના વિચારમાં તે ગરક થયા હતા. તે અરસામાં ડૉકટર નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિની પ્રેરણાથી માઇસોરવાળા મી. ટી. વ્યંકટરાવ પાસેથી તેની માહિતી મેળવી સને ૧૯૦૮ના માર્ચ મહીનામાં તેમણે પોતાના બહેરા-મૂંગા છોકરાને શિક્ષણ આપવાની શરૂઆત કરી. એક બીજો બહેરો-મૂંગો છોકરો પણ તેમને તે વખતે મળી આવ્યો. અને એ છોકરાથી શાળાની શરૂઆત કરી. તેમનું આ કાર્ય વિકાસ પામી બહેરા-મૂંગાની શાળાની સ્થાપનામાં ઇશ્વરકૃપાથી પરિણામ પામ્યું એ શાળાની ઉત્પત્તિના સંબંધમાં ઉત્તર વિભાગના કમિશનર મી. આર. પી. બૅરો પોતાના અભિપ્રાયમાં લખે છેઃ " The school which owes its origin to a father's anxiety to devise some means of educating his deaf and dumb son..." એટલે કે "પોતાના બહેરા-મૂંગા છોકરાને કેળવવા માટે કોઈ સાધન યોજવાની એક પિતાની ચિંતાને લીધે જે શાળા ઉત્પન્ન થઇ છે તે..." તેમણે રાતદિવસ અથાગ પરિશ્રમ કરી થોડા જ વખતમાં શાળામાં સુધારો વધારો કર્યો અને જનતા સમક્ષ તેને રજુ કરી.

કોઇ પણ સંસ્થાને જનતા સમક્ષ કાયમ રાખવી હોય તો તેનો વહીવટ એકહથ્થુ રાખવો જોઇએ નહિ, એવો અભિપ્રાય મરહુમ પ્રાણશંકરભાઇનો હોવાથી તેમણે શાળાનો વહીવટ એક વગવાળી કમિટી હસ્તક મૂકયો અને હાલમાં તેનો વહીવટ પેટ્રન, જિંદગી પર્યંતના સભાસદ અને વાર્ષિક સભાસદોની બનેલી કમિટીથી ચાલે છે.

નામદાર સરકાર પાસેથી રૂ. ૧૩૦૦) મંજુર કરાવીને તેઓ બહેરા-મૂંગાની કેળવણીની તાલીમ લેવા સને ૧૯૧૬માં કલકત્તા ગયા અને ત્યારબાદ આખા દેશમાં મુસાફરી કરી મદ્રાસ, માઇસોર, પાલમ-કોટા, પુના, મુંબઇ, મહેસાણા વગેરે સ્થળોની નિશાળો જોઈ આવી આ નિશાળમાં કેટલોક સુધારો કર્યો હતો. સને ૧૯૧૭ માં Defective inquiry Committee (ડિફેક્ટીવ ઇન્કવાયરી કમિટી)માં સરકારે તેમની એક સભ્ય તરીકે નિમણૂંક કરી અને તેમાં તનતોડ મહેનત કરી એક બહુ ઉપયોગી નોંધ તેના રિપોર્ટ સાથે સરકારને સાદર કરી હતી.

મરહુમ પ્રાણશંકરભાઇએ પોતાના સતત ખંતીલા પ્રયાસથી છોકરાઓની બોર્ડિંગ માટે અને શાળાના નિભાવ માટે એક સારું ફંડ ભેગું કર્યું છે. એમનું વજન એટલું હતું કે જે કોઈ સદ્‌ગૃહસ્થને તેઓ વિનંતિ કરે તે ભાગ્યે જ તેમને ના કહે. એવો જશ તેમની વાણીમાં હતો. તેમના સતત પ્રયાસથી શાળાને નામદાર સરકાર, સ્થાનિક તેમ જ બહાર-ગામની મ્યુનિસિપાલિટિઓ, લોકલબોર્ડ વગેરે સંસ્થાઓમાંથી ગ્રાંટ તથા નાગરિકો તરફથી વાર્ષિક, માસિક વગેરે ભેટો મળે છે.

સં. ૧૯૭૨ના ફાગણ સુદ ૩ ને રોજ મહાત્મા ગાંધીજીએ શાળાની મુલાકાત લીધેલી તે વખતે તેઓશ્રીએ પોતાના અભિપ્રાયમાં લખ્યું હતું કે "......એક માણસના સાહસથી કેટલું કામ થઇ શકે છે તેનો આ સંસ્થા નમૂનો છે. બની શકે એવું હોય તો આવી સંસ્થાઓને શહેરની બહાર મેદાનમાં રાખવી......સંસ્થાની ઉન્નતિ ઇચ્છું છું." મરહુમ પોતે પણ શાળા ખુલ્લા મેદાનમાં હોય તો સારું એવો આશય રાખતા હતા. અને તે એમની ઉમેદ એમના પોતાના સતત પ્રયાસ તેમ જ જાહેર પ્રજાની મદદથી આખરે પાર પડી. નદીપાર સત્યાગ્રહ આશ્રમના રસ્તા ઉપર શાળાનાં મકાનો માટે શેખપુર-ખાનપુર ઉર્ફે નવરંગપુરની

સીમમાં રૂ. ૨૧૦૦૦ની જમીન ખરીદવામાં આવી, અને અત્રેના તેમજ બહાર ગામના લાગણીવાળા અને ઉદાર ગૃહસ્થોની સહાયતાથી લગભગ રૂ. ૪૭૦૦૦ ને ખર્ચે આપણા શહેરને શોભાવે તેવાં બે મકાનો બંધાવી સને ૧૯૩૦માં મહાત્મા ગાંધીજીના શુભ હસ્તે ખુલ્લાં મૂકવામાં આવ્યાં હતાં.

શાળાને વધારે આગળ લાવવાના ઇરાદાથી સને ૧૯૨૪થી જુદી જુદી જગાએએ શાળાના કામનું પ્રદર્શન કરવાની શરૂઆત કરી હતી, અને લોકોનું ધ્યાન પોતાના જીવન-કાર્ય તરફ આકર્ષવામાં મરહુમ સફળ થયા હતા. તેઓએ પોતાનું જીવન આ કાર્યમાં એટલું ઓતપ્રોત બનાવી દીધું હતું કે બહેરા-મૂંગાની મુશીબતો ઓછી કરવા વિષેના જ વિચારો એમને રાતદિવસ આવ્યા કરતા હતા. અને તેથી તે જુદા જુદા દેશોમાં તે માર્ગે થતા પ્રયત્નોની માહિતી મેળવતા હતા અને બહાર ગામની નિશાળોના સંચાલકો સાથે બહેરા-મૂંગાના શિક્ષણના અઘરા પ્રશ્નોની વાટાઘાટ કરીને અનુભવની આપ લે કરતા હતા.

નાણાંભીડ વગેરે અનેક મુશ્કેલીઓ હોવા છતાં અધિકારીઓ તેમ જ જાહેર જનતાને પોતાના ઉમદા સ્વભાવ તેમ જ ચારિત્ર્યબળથી આકર્ષી તેઓ સંસ્થાની જરૂરીઆતો પૂરી પાડવાને શક્તિમાન થયા હતા કે જેને પરિણામે આજે સંસ્થા કાયમી સ્વરૂપને પામી છે. અને જ્યાં સુધી આ સંસ્થા રહેશે ત્યાં સુધી સદ્‌ગતનું નામ પણ લોકોમાં યાદગાર રહેશે. બહેરાં-મૂંગા જેવાં અપંગ મનુષ્યોની મૂંગી સેવા એમણે કરી છે તે ખરેખર અવર્ણનીય છે.

सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ।

આ પરમ સેવાધર્મનું રહસ્ય મરહુમ પ્રાણશંકરે પોતાના જીવનમાં યથાશક્તિ ઉતાર્યું હતું. એમનો સ્વદેશી પ્રત્યેનો પ્રેમ, પોળે પોળે ફરી રાષ્ટ્રધર્મનો પ્રચાર કરવાની તેમની ધગશ, શાળાને જ સર્વસ્વ સમજી તેના જ કાર્યમાં સતત લીન રહેવું, સાચા ગુરુ તરીકે શિષ્યોનાં જીવનને સુધારવાની અત્યંત કાળજી વગેરે ગુણો ખાસ નોંધવાલાયક છે. એમના અથાગ પરિશ્રમને પરિણામે શાળાનો અભ્યાસ પૂરો કરી રહ્યા પછી ઘણા વિદ્યાર્થીઓ ધંધે વળગેલા છે. અને તેઓ સુખી જીવન ગાળે છે. શાળાનો પેગામ ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ તેમ જ દેશ પરદેશો સુધી પહોંચાડવાનો સતત પ્રયાસ કરતા અને તેને પરિણામે તે તે સ્થળોમાં શાળાની ખ્યાતિ ફેલાવા પામી છે.

વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બને એ એમનો મુખ્ય હેતુ હતો. વળી સાદાઈનો આદર્શ એમણે વિદ્યાર્થી સમક્ષ સ્વ-આચરણથી તાદૃશ મૂક્યો હતો.

• પોતે નિરભિમાની હોવાથી જ્યારે જ્યારે પોતાના અંગત વિચારો સંસ્થાની પ્રગતિમાં અંતરાયરૂપ લાગતા ત્યારે ત્યારે તે છોડી દઈને શાળાનું હિત આગળ ધરતા અને તેને વધારે સારા પાયા ઉપર મૂકવા અથાગ પરિશ્રમ કરતા.

મરહુમ પ્રાણશંકર એક નિખાલસ અને ઉદારદિલના મનુષ્ય હોવાથી બહોળું મિત્ર-મંડળ ધરાવતા હતા અને તેઓ એક સાચા શહેરી અને સેવક હતા. તેમના મરણથી અમદાવાદે એક સાચો સેવક ગુમાવ્યો છે; અને તે ખોટ પુરાવી અશક્ય છે. મરહુમ પોતાની પાછળ એમની વિધવા અને ચાર છોકરાંનું બહોળું કુટુંબ મૂકી ગયા છે.

પ્રભુ તેમના આત્માને શાંતિ આપે એ જ પ્રાર્થના.

( મળેલું )

# ઉદયશંકરના હિંદી પ્રવાસ

જન્મભૂમિમાં ઉદયશંકરને સારામાં સારો સત્કાર મળ્યો છે. પરિણામે એના ભાવિ પ્રયાસોને ભારે ઉત્તેજન મળ્યું છે એમ તે માને છે. મહાત્મા ગાંધીજી અને કવિવર ટાગોરની મુલાકાતો એના જીવનની ધન્ય પળો હતી.

ઉદયશંકર એની મંડળી સાથે શાંતિનિકેતનની મુલાકાતે ગયા હતા. શાંતિનિકેતન એમને અજબ ને રસિક સ્થાન લાગ્યું છે. ત્યાંના કલામંદિરની એમના પર સારી છાપ પડી છે. એ વિભાગ શ્રીનિકેતન નામે ઓળખાય છે. ત્યાં બાળક બાલિકાઓ સાદડીઓ, સાડીઓ, શાલો ને બીજાં કારીગિરીનાં કામો બનાવે છે. ત્યાં કલાને કેળવણીમાં યોગ્ય સ્થાન મળ્યું છે. વળી ત્યાંના વિદ્યાર્થીઓ સ્વતંત્ર ને સુખી વાતાવરણમાં વિહરે છે એ વાતે એમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. જાણે કુદરતનાં જ બાલકો નૈસર્ગિક સાદાઇ ને સ્વતંત્રતામાં ઉલ્લાસથી વિહાર કરી રહ્યાં છે.

ઉદયશંકર ને મંડળી શાંતિનિકેતન ગયા ત્યારે સદ્‌ભાગ્યે 'વર્ષા–મહોત્સવ' ચાલુ હતો. કવિવર ટાગોરની સૌમ્ય મૂર્તિ મધ્યમાં વિરાજતી. એમના બંધુ પાછળ બેસતા, સાદાં પણ સુંદર વસ્ત્રો સજી કન્યાઓ એક બાજુએ ઊભી રહેતી; નૃત્યાંગનાઓ સામે સ્થાન લેતી; મધુર સંગીતની જમાવટ થતી; ચોમેર સુવાસ પ્રસરતી ને આખી મંડળી ગંભીરાઇથી મંત્રોચ્ચાર ને પ્રાર્થના કરતી; કલાની મહેફીલ જામતી, ઉદયશંકરનો એ અજબ અનુભવ હતો– રામાયણ ને મહાભારતના યુગની તેમને ઝાંખી કરાવતો.

કવિવર ટાગોરે એમને મુલાકાત આપી એ ધન્ય ઘડી તો એ જીવનભરમાં ભૂલી શકશે નહિ. એક મકાનના આંગણામાં તેઓ મળ્યા હતા. કવિવર બંગાળીમાં બોલતા. એમની ભાષા કલાનો નાદર નમૂનો હતી. શબ્દે શબ્દ ખૂબીબંધ ઉચ્ચારાતો. એની પછીતે છૂપાયેલી શક્તિની પ્રતિભા પડતી. એનો મર્મ સચોટ સમજાતો. કવિવર જ એવી વાત કરી શકે. પોતાના આદર્શે પહોંચી ચૂકેલો મહાત્મા વાત કરે તેવી રીતે કવિવર ઉત્સાહપ્રેરક વાતો કરતા, સામાની ભાવનાઓ ને મહત્વાકાંક્ષાઓ સમજીને જ બોલતા એમ જણાતું. એમનાં વચનો જાણે ઉદયશંકરની ભાવના અને ઇચ્છાઓના આબાદ પડછંદ પાડતાં ને તે પણ વધારે અસરકારક રીતે. કવિથી છૂટા પડયા પછી ઉદયશંકર ને મંડળીએ પાછી નજર કરી તો કવિની સૌમ્ય મૂર્ત્તિ પેલા આંગણામાં ઇલોરાની ગુફાઓમાંની કોઈ અલૌકિક પ્રતિમા સમોવડી જણાઇ હતી. ઉદયશંકરના પ્રયોગો જોવા કવિવર ખાસ કલકત્તે પધાર્યા હતા.

ઉદયશંકરના જીવનનો બીજો સ્મરણીય અનુભવ મહાત્મા ગાંધીજીની મુલાકાતનો હતો. સ્વદેશીલીગના લાભાર્થે ઉદયશંકરે ખાસ પ્રયોગો કર્યા હતા. મહાત્મા ગાંધીજી તે દિવસે

મોડા પડવાથી હાજર થઈ શકયા નહોતા. પરંતુ વાર્તાલાપમાં જ ગાંધીજીએ ઉદયશંકરની કલા ને કામકાજ વિષે બધું પૂછી લીધું હતું. કોઈ કલાકારની સાચી સમજથી ને પ્રોત્સાહન દેવાની અપરિમિત ઇચ્છાથી જ એ મુલાકાત યોજવામાં આવી હતી.

મહાત્માજી એટલી સાદાઇ ને સહૃદયતાથી બોલતા કે ઉદયશંકર ગુજરાતી ભાષા ન જાણવા છતાં એમનો શબ્દે શબ્દ સમજી શકયા હતા; ને બાળકના જેવા એમના મુક્ત હાસ્યથી તો એમની માનવતાની ને મહાનુભાવનાની સાચી પિછાન થતી.

મહાત્માજીની ઇચ્છાથી ઉદયશંકરની મંડળીના આગેવાન સંગીતકારોએ પ્રાર્થના સમયે એક નાનકડો જલસો ગોઠવ્યો હતો, ને મહાત્માજીનું માનીતું ભજન ગાયું હતું. ત્યારબાદ મહાત્માજીએ ઉદયશંકર ને મંડળીના કામકાજ ઉપર વિવરણ કર્યું હતું.

ધરમપુરના મહારાજા વિજયદેવજીનો હિંદી સંગીત પરનો ગ્રંથ ઉદયશંકરે ખૂબ જ રસપૂર્વક વાંચ્યો છે હિંદી સંગીતનું એમનું નોટેશન અજબ છે. બીજા રાજા મહારાજાઓ પણ હિંદી સંગીતમાં એટલો રસ લે એ ઇચ્છવા યોગ્ય છે.

પતિયાળાનરેશે ઉદયશંકરના પ્રયોગો જોયા બાદ ખાસ રંગભૂમિ પર જઇ તેમને અભિનંદન આપ્યાં હતાં.

નૃત્યકલા દક્ષિણ હિંદમાં અસલ રીતે જળવાઇ રહી છે. કથાકલિ નૃત્યનો જૂનામાં જૂનો પ્રકાર છે. એ અત્યારે મલબારમાં પ્રચલિત છે. મદ્રાસનાં જાણીતાં નૃત્યકાર બાલ-સરસ્વતી એ પ્રયોગ સુંદર રીતે રજુ કરે છે.*

રમણીકલાલ દલાલ